


ર્વભાષા સરસ્વતી

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

જાન્યુઆરી ૨૦૦૮

આદ્યતંત્રી
મણિલાલ જોશી

વર્ષ અઢારમું : અંક : ૬

યોગાચાર્યોએ ચિત્તનદીને 'ઉભયતોવાહિની' કહી છે. તે બન્ને બાજુ વહે છે. સંકલ્પ અને વિકલ્પ, સુખ અને દુઃખ - બન્ને દિશાઓમાં એનાં જળ ફરી વળે છે. એ સાથે ભૂતકાળના અનુભવો અને ભવિષ્યની કલ્પનાઓ ભણી પણ ચિત્તનો પ્રવાહ વહે છે. ખરેખર તો ચિત્તનદીમાં શું તણાતું આવ્યું અને શું તળિયે બેસી ગયું એનો હિસાબ કરવા કરતાં ચિત્તનો પ્રવાહ પારખતાં રહેવું જોઈએ. એક વાર આ પ્રયત્ન થયો તો ચિત્તને આપણે સદા નવું રાખી શકીએ...

ચિત્તની સહજ સ્થિરતા કોઈ સ્થગિતતા નથી જ નથી. તેના કેન્દ્રમાંથી અનંત આંદોલનનો પ્રવાહ નીકળ્યા જ કરે છે છતાં તે વિચલિત થતું નથી. આ પ્રવાહ ગમે તે દિશામાં વહે પણ તેની બન્ને બાજુ જીવન પાંગરી ઊઠે છે અને આનંદમાંથી આનંદનાં ફૂલો ખીલતાં રહે છે.

મકરન્દ દવે
('સહજને કિનારે'માંથી)





www. uddesh.org

# ઉદ્દેશ

53695

વર્ષ અઢારમું | અંક છઠ્ઠો | સળંગ અંક ૨૦૮


## અનુક્રમ જાન્યુઆરી ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- ઉદ્દેશ દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- ઉદ્દેશ ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થવા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી, લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું સરનામું અવશ્ય લખશો.
- ઉદ્દેશ પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વર્ષાન્તે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું

  ઉદ્દેશ ફાઉન્ડેશન,<br>
  c/o, પ્રબોધ ર. જોશી,<br>
  'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ,<br>
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮<br>
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦<br>
  (અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)
- ઉદ્દેશ નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૮ ૨૬૮૭ ૦૭૯૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦ સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦ ૩૧૦૦ ૦૮૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨. સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫ ધી ઓએસિસ શોપ, જી-એફ ૧૦-૧૧ હાર્મની કોમ્પલેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ડી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ એફ/૮ પ્રથમ માળ, મુરલી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન ૦૨૭૬૨ ૨૨૦૩૫૦/૯૮૨૫૮૮૮૭૭૮


આદ્યતંત્રી રમણલાલ જોશી | 53695 | [પ્રબ]ોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અમલાયતન સોસાયટી, સન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન ૨૬૫૬૦૫૦૪ ૨૬૪૪૨૮૩૬

મુદ્રણસ્થાન ભગવતી આફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

सर्वभाषा सरस्वती

જાન્યુઆરી ૨૦૦૮




## રહ્યાં વર્ષો તેમાં -

હેલ્થક્લબથી પાછો આવ્યો ત્યારે છાપાવાળો ઝાંપા પર છાપાં નાંખી ગયો હતો. શિયાળાની ઊગતી સવારે ચાની ચૂસકી લેતાં હેડલાઈન્સ ઉપર નજર ફરી વળી. બધું ગઈકાલ જેવું જ. એ જ દશ્યો વસ્તુતઃ કશા ય ફેરફાર વગર અથડાયા કરે છે. કોઈક છાપાએ, ફોર અ ચેન્જ, રાજકારણથી હટીને સેન્સેક્સના ઉતાર-ચઢાવને આઠ કૉલમનું હેડિંગ આપ્યું હતું; બધી સેન્સીસ બુઠ્ઠી થઈ બહેર મારી જાય એ પહેલાં ઝટપટ બંધ કર્યું. જો કે થોડીવાર સેન્સ અને સેક્સનો આ શબ્દ-સમન્વય મનમાં રમી રહ્યો...

પરદેશમાં ક્યાંય કશે જવાય - ન જવાય, ત્યાંનાં છાપાં અચૂક વાંચું છું. એમાં રસ પડે છે. આવું આવું તો ત્યાંય હોય પણ એ એના સ્થાને હોય અને બીજુ બધું પણ હોય. ક્યાંક ઊઘડતા પાને એક સાવ નવા નક્કોર કવિની કવિતા વાંચ્યાનું સ્મરણ છે. એ છાપું મેં સાચવી રાખ્યું હતું પણ અત્યારે મળતું નથી. આમે ય સાચવેલું સ્મરણમાં રહે એ જ બરાબર.

મૂળ વાત પર. એક પછી એક વસ્તુઓ ક્રમાનુસાર થતી ગઈ. 'શેવ' કરતાં મજા પડી, ગરમ પાણીનો સ્પર્શ અને એકાગ્ર થઈ જવાની - દર્પણમાં નહિ (ના, ના ક્યારેક ત્યાં પણ) પણ વધારે તો એ ક્રિયામાં અને પછી ક્યાંક, કશેક...

વિશ્વ આમ જ ખૂલતું રહ્યું. દિનચર્યા આપવાનો વિચાર મુદ્દલ નથી. ડાયરી, વર્ષો થયાં, લખતો નથી. યાદશક્તિને ખાસ કશી તાણ આપ્યા વગર સાંજ પડે કેટલું યાદ રહે છે તે યાદ કરું છું ત્યારે સ્મૃતિના અગ્રભાગે માંડ બે-ત્રણ વાતો આવીને બેઠી હોય છે - બાકીનું રૂટીન તો કમ્પ્યૂટર અને મોબાઈલની 'મેમરી'માં ફિટ થઈ પડ્યું હોય છે... એ જે વાતો યાદ આવે છે, રહે છે એની મૂડીમાં વધારો કરવાનું ગમે તો છે પણ એની પાછળ પણ પડવાનું હવે ગમતું નથી.

એમ કરતાં કરતાં હવે ૩૧મી ડિસેમ્બર આવશે અને પછી ૨૦૦૮. બધાં એની તૈયારીમાં ગોઠવાયાં છે. વિચાર આવે છે કે આ ૩૧મીની પાર્ટીઓમાં આટ-આટલો ઘોંઘાટ કેમ થતો હશે ? 'બાર વાગવાની' તૈયારીમાં બધાં જાણે ટાંપીને બેઠાં છે ! સમયની સોય ખસતી ખસતી નજીક આવે છે ત્યારે તો એ ઘોંઘાટ એની ચરમસીમાએ પહોંચે છે. કશું જ સંભળાય નહિ. આમે ય ક્યાં કોઈને કશું સાંભળવું છે - અંદરનું કે બહારનું ! બહાર અને અંદર બધે જ ઘોંઘાટમાં રહેવાનું આપણને કોઠે પડતું જાય છે. અંદરનો ઘોંઘાટ બહાર લઈ જવો અને બહારનો ઘોંઘાટ અંદર આણવો એમ જ કરતા રહેવામાં આપણાં બારણાં ઊઘાડ-બંધ થયા કરે છે.

૨૦૦૮નું બારણું કોઈ જુદા જ ધક્કાથી - અંદરના ધક્કાથી ખોલીએ ?

૨૨-૧૨-૨૦૦૭

## ગુજરાતનાં ચૂંટણી પરિણામોના સંકેતો

આમ તો એવું કહેવાય છે કે આપણા દેશમાં ડાહ્યા માણસો ત્રણ વિષયની ચર્ચા કરવાનું ટાળે છે. રાજકારણ, ધર્મ અને ક્રિકેટ. એવું કહેવા પાછળ, અંતિમ છેડાના પૂર્વગ્રહપ્રેરિત અભિપ્રાયો સહજ ઊકલી ન શકે એવી ગાંઠ પાડતા હોવાની માન્યતા હશે. હશે.

ગુજરાત વિધાનસભા - ૨૦૦૭નાં ચૂંટણી પરિણામો આજે આવી ગયાં. એની કુલ ૧૮૨ બેઠકોમાંથી શ્રી નરેન્દ્ર મોદી (ભારતીય જનતા પાર્ટી)ને ૧૧૭ જેટલી બેઠકો સાથે લગભગ સંપૂર્ણ બહુમત મળ્યો. અહીં ચૂંટણીના પ્રચાર અને પરિણામોનું વિશ્લેષણ નથી કરવું - એ ઠીક ઠીક થયું છે અને થતું રહેશે પણ આ પરિણામોથી આપણા લોકજીવનના ભાવિ સંકેતો વિષે જે નિર્દેશો મળે છે તેની વાત ટૂંકમાં કરવી છે.

(૧) આપણા દેશમાં લોકશાહી પરિપક્વ છે કે નહિ એ વિષે ખાસ્સી ચર્ચા થતી રહી છે છતાં એ ય હકીકત છે કે કેન્દ્ર અને રાજ્યની અનેક ચૂંટણીઓમાં 'પ્રજા બધું સમજે છે' એવા મિજાજનાં પારખાં થતાં રહ્યાં છે. આ પક્ષથી કંટાળીને પેલો પક્ષ અને આ ઉમેદવારથી હતાશ થઈને બીજો ઉમેદવાર એમ ઘણી વખત મત-કળશ આમ-તેમ ઢોળ્યા પછી કેટલાંક રાજ્યો અને કેન્દ્રમાં રચાયેલી મિશ્ર સરકારો અને સત્તા સાચવવાના એક માત્ર ઉપક્રમમાંથી રચાતું તડજોડનું રાજકારણ દેશને નિર્ણાયક, નિશ્ચિત દિશા આપવામાં કંઈક ઊણું ઊતરતું પ્રજા જોઈ રહી છે. પ્રજા હવે 'સ્પષ્ટ' મત આપવા તરફ વળશે. જો કે 'સ્પષ્ટ' મત અને 'સંપૂર્ણ' મત વચ્ચે તફાવત છે. પ્રજાનું ત્રાજવું, પૂર્ણ સમજણ વગર, એક તરફ ઢળી પડે એમાં જોખમો છે.

(૨) પ્રજાને આપણા ભવ્ય ભૂતકાળના Icons - આઈકન્સની શોધ છે - હવે એવી પ્રતિભાઓ આપણી વચ્ચે ખાસ રહી નથી ત્યારે પ્રજાને યોગ્ય નેતૃત્વની તલાશ છે

(૩) લઘુમતી, બહુમતી કે જ્ઞાતિવાદની વોટબેન્કોનું વરવુ રાજકારણ અને વંધ્ય વિરોધને પણ પ્રજા સમજતી થઈ છે

(૪) આપણી લોકશાહીમાં પક્ષમા રહી, પક્ષવ્યવસ્થાને સુધારીને જ આગળ વધવું પડશે. અસાધારણ પ્રતિભા વિના પ્રજા એટલી જલદી અપક્ષોમા વિશ્વાસ નહિ મૂકે

(૫) વિકાસોન્મુખ પ્રજાના દિમાગમાં વિકાસનો એજન્ડા છે જ એને હવે અવગણી નહિ શકાય.

(૬) પ્રજા સંદિગ્ધ વલણો અને વાતોથી વાજ આવી ગઈ છે એને સ્પષ્ટતા - clarity જોઈએ છે

(૭) સાચો અને યોગ્ય લોકમત કેળવવાનું કામ માધ્યમો વિવેકપૂર્વક અને જવાબદારીપૂર્વક કરે એમ પ્રજા ઈચ્છે છે એમ નહિ થતા પ્રજા કાં તો એને ધરાર અવગણશે કે આત્યંતિક પ્રતિક્રિયા પણ આપી બેસશે.

દરેક પરિણામ સૌ સંલગ્નોને કંઈક ને કંઈક સંકેત આપી જતું હોય છે એ બધાં જોઈ શકે - એમાંથી શીખી શકે અને વળી એનો ઉપયોગ, 'સર્વ' હિતમા 'સ્વ હિતને જોવાના દૃષ્ટિકોણથી થાય તો લખાતા ઈતિહાસમાં સન્ક્રિય, સકારાત્મક ભૂમિકા નિભાવી શકાય.

ઈતિહાસ તો એનું કામ કરે છે, કરશે જ

પ્રબોધ ર. જોશી, ૨૩ ૧૨ ૨૦૦૭ ■

o

(ઈસુપંથીઓનો, સૌનો મહામૂલો તહેવાર)

## નાતાલ અને નવું વર્ષ

યોસેફ મેકવાન

ખ્રિસ્તીઓ ભગવાન ઈસુના જન્મદિનને નાતાલ'રૂપે મનાવે છે આજથી બે હજાર વર્ષ પૂર્વે ઈસરાયેલના બેથ્લેહેમ ગામે યોસેફની પરણેતર મરિયમના પેટે કુંવારી અવસ્થામા ઈસુનો જન્મ થયો હતો. તેની કુમારાવસ્થામાં તેને પવિત્ર આત્માએ ગર્ભ રહ્યો હતો. ધર્મનિષ્ઠ યોસેફને જાણ થતા તે ગભરાયો, પણ સ્વપ્નમા દેવદૂતે આવીને તેમને મરિયમનો સ્વીકાર કરવાનું સૂચવ્યુ યોસેફ મરિયમને લઈ બેથ્લેહેમ ગામે ગયા. ગામમાં તેમને ક્યાંય ઉતારો ના મળ્યો. ઘણા દ્વાર ખખડાવ્યાં પણ કોઈએ તેમને આશરો આપ્યો નહીં. છેવટે યોસેફ અને મરિયમે ગાયો બાધવાની ગભાણમા આશ્રય લીધો. ત્યા ડિસેમ્બરની કડકડતી ઠંડીમા ખુલ્લામાં મરિયમે એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ 'ઈસુ' પાડવામાં આવ્યુ. જેનો અર્થ થાય છે – ઉગારી લેનાર ઈશ્વર – મુક્તિદાતા.

લેટિન ભાષામાં Natalis (નાતાલિસ) શબ્દ છે જેનો અર્થ થાય છે 'જન્મદિવસ' તેના પરથી પોર્ટુગીઝમાં અને સ્પેનિશમાં Natal (નાતાલ) શબ્દ બન્યો છે આપણા દેશમાં પોર્ટુગીઝો (ફિરંગીઓ) અને સ્પેનિશોના આગમન સાથે આ શબ્દ સીધો જ નાતાલ ગુજરાતીમાં ઊતરી આવ્યો. સમય જતાં હવે તે ઈસુજન્મ એટલે નાતાલ એમ થઈ ગયું.

નાતાલ સાથે સંકળાયેલાં ત્રણ નામો તે ક્રિસ્મસ ટ્રી, સાન્તાક્લોસ અને ગભાણ. ઈસુનો જન્મદિવસ નાતાલ – ૨૫મી ડિસેમ્બરે ભારે ઉત્તેજનાપૂર્વક યુરોપમાં વરસોવરસ ઊજવાતો. આ તહેવાર સાથે સાન્તાક્લોસનું પાત્ર અજબ રીતે ભળ્યું.

સાન્તાક્લોસનું મૂળ નામ સેંટ નિકોલસ. આ સન્ત ફરફરતો લાંબો ઝભ્ભો પહેરતા અને મધુર સ્મિત સાથે કોઈ પણ જાતનો ભેદભાવ રાખ્યા વિના સહુને છુટ્ટે હાથે ભેટો ધરતા. સન્ત નિકોલસની ભાવનાએ લોકોના દિલમાં જગા કરી લીધી. સદીઓ જતાં મધ્ય યુગમા તેમના ત્યાગની વાતો આખા યુરોપમાં ફેલાઈ આ સન્ત નિકોલસ એ જ સાન્તાક્લોસના નામે આજે નાતાલ સમયે સૌને મળે છે ને ભેટ આપે છે

એ જ રીતે નાતાલ વખતે લોકો ઘરમાં – દીવાનખંડમાં ગભાણ બનાવે છે રંગબેરંગી તોરણો બાંધે છે વળી ક્રિસ્મસટ્રી શણગારે છે અને તારો લટકાવે છે કેટલાક લોકો પોતાના ઘર ઉપર કે ફ્લેટની બાલ્કનીમાં મોટો તારો લટકાવે છે એની શરૂઆત બારમી સદીમાં સંત ફ્રાન્સિસ ઓફ એસીસીએ કરી હતી.

ઈસુના જન્મની ખુશાલીમાં ઈસુપંથીઓ ૨૫ ડિસેમ્બર ખૂબ આનંદપૂર્વક ઊજવે છે ૨૪મીની રાતે મીડનાઈટ માસમાં જાય છે ત્યાં બાઇબલની પ્રાર્થના થાય છે બરોબર બારના ટકોરે ઈસુજન્મની વધાઈ માટે દેવળનો ઘંટ રણકી ઊઠે છે અને બધાં એકમેકને હાથ મિલાવી, ભેટી, હેપી ક્રિસ્મસ કે નાતાલ મુબારક કહે છે

આમ, આખું અઠવાડિયુ આ માહોલ રહે છે દેવળોમાં સવાર-સાંજ પ્રાર્થનાઓ – ભજનો થતાં રહે છે આમ, જાન્યુઆરીની પહેલી તારીખે નવું વરસ બેસે છે લોકો એને વધાવતાં 'હેપી ન્યૂ ઇયર કહી મનનો ઉમળકો પ્રગટ કરે છે

ઉત્સવો સૌને એકમેકની સાથે જોડે છે ■

# ટૂંકી વાર્તાનું સ્વરૂપ

મણિલાલ હ. પટેલ

ટૂંકી વાર્તા એ પ્હાડ જેટલી પુરાણી છે; અર્થાત્ માનવજાતની ઉત્પત્તિ સાથે જ એ શરૂ થઈ હશે ને માણસજાતે પૃથ્વી વિશે વારતાઓ માંડી હશે. વાર્તા અનેક રૂપે – સ્વરૂપે માનવસમાજોમાં વિહરતી રહી છે. માનવસમાજ કોઈ કાળે વારતાવિહોણો નથી રહ્યો. વારતા માણસને અનેક સમાજોની યાત્રા કરાવે છે. વાર્તા એક બિરાદરીમાંથી બીજી અનેક બિરાદરીઓમાં લઈ જઈને જીવનનો પરિચય કરાવે છે. વાર્તાનાં પોતાનાંય અનેક રૂપો છે. વાર્તા પોતે પોતાની કથા કહે છે તે સાંભળીએ:

**વાર્તા બોલે છે**

'દુનિયાના જન્મની સાથે મારો જન્મ; એના મૃત્યુની સાથે મારું મૃત્યુ. જ્ઞાની-અજ્ઞાની, અર્ધજ્ઞાની, કોઈને મારા વિના ચાલ્યું નથી; કોઈને મારા વિના ચાલશે પણ નહીં, ઉપનિષદકારથી માંડી ને ભાગવતકાર સુધી અને ભાગવતકારથી માંડીને શામળ ને નર્મદ સુધી સઘળાએ મને એક કે બીજા રૂપે આરાધી છે. કોઈએ મને કથારૂપે વર્ણવી. કોઈએ ઉપકથા ગણી. કોઈએ આડકથા માની. કોઈએ મને દૃષ્ટાંતરૂપે ઠરાવી. પણ એક કે બીજે રૂપે મોટા તત્ત્વજ્ઞાનીથી માંડીને અણઘડમાં અણઘડ બૈરાં સુધી સઘળાંએ મારી ચરણરજ સ્વીકારી છે. જેણે મને તિરસ્કારી હોય એવો કોઈ પણ માણસ હજી સુધી મારા ધ્યાનમાં આવ્યો નથી...

મારામાં નવવધૂની શરમ છે, યૌવનાની મસ્તી છે, ડોશીઓનું ડહાપણ છે; એટલે મને સર્વ વયના, સર્વ દેશના ને સર્વ કાળના મનુષ્યો ચાહે છે. લાખ્ખો રૂપિયાનાં હીરારત્નજડિત કંકણ ધારનારી રાજરમણીઓએ મને જોઈને આનંદાશ્રુ સાર્યાં છે, તો કંગાલમાં કંગાલ ઝૂંપડીને પણ મેં આશ્વાસન આપ્યું છે. ગજેન્દ્રનાયકોએ જેમને જોઈને માનથી મસ્તક નમાવ્યાં, એવા રાજપુત્રોએ મને સાંભળીને નમ્રતાથી ભગવાં પહેર્યાં છે, તો લંપટમાં લંપટ પુરુષોએ મને જોઈને નારીમાત્રને જનની ગણવાનું અદ્‌ભુત પરિવર્તન દેખાડ્યું છે. હું પોતે કાંઈ નથી; જે મને ધારે, એનામાં જે હોય, તે મારામાં આવે છે. ભગવાન તથાગત મને બોલાવે, હું એમની પાસે જાઉં. અને એ કોણ જાણે કેવો સ્પર્શ મને કરે કે આખી દુનિયાનું દિલ ડોલાવનારું સામર્થ્ય મારામાંથી પ્રગટે; કોઈ ભગવાન ક્રાઇસ્ટ જેવા મને ઇશારત કરે, અને મારા નામે જનતાનું પથ્થર હૃદય પીગળીને પાણી થઈ જાય; એકાદ ચેખોવ, ગોર્કી કે ટોલ્સ્ટૉય મને અડે અને જુવાનોને માટે જુગજુગાંતરનો જાણે હું દીપક બની જાઉં; ટાગોર શણગારે અને મારો દેહ કવિતારૂપે સઘળાંના હૃદયમાં ઘર કરી બેસે; શરદબાબુ, બાલ્ઝાક, ઓ' હેન્રી, મોપાસાં કે પો બોલાવે અને હું અમેરિકા, ફ્રાન્સ અને હિંદના ઘરઘરમાં ઘરની રાણી થઈને વિચરું એવી સશક્ત બની જાઉં.'

ધૂમકેતુ

('સાહિત્યવિચારણા', ૧૯૬૯, પૃ.૨૫૧-૫૩)

વાર્તાની પોતાની આ કેફિયતમાથી આપણને વાર્તાના સ્વરૂપ અને કાર્ય વિશે ઘણા સંકેતો મળે છે વાર્તાનો વ્યાપ – વિસ્તાર તો ઘણો છે પણ આપણે જેને 'ટૂકી વાર્તા' (Short Story) કહીએ છીએ તે અર્વાચીન કાળની નીપજ છે આપણે ત્યા એ પશ્ચિમમાંથી આણવામા આવી છે એ અર્વાચીન સંદર્ભમા અને કથારૂપની બાબતે સાચુ છે, પણ આપણી કથાકથનની અને કથાલેખનની (પદ્યમા કથાલેખનની) પરપરા તો ઘણી જૂની – પ્રાચીન છે આપણી પરપરાગત કથાઓ અને કથાકથનની પરંપરાઓમાંથી અનેક પ્રકારે બળ અને રચના કળ મેળવીને ટૂકી વાર્તા ગુજરાતીમાં ટકી, વિકસી અને લોકપ્રિય બની છે જો આપણી પરપરાઓ એટલી સબળ ન હોત તો એ પશ્ચિમનો છોડ મૂરઝાઈ જાત. પણ ટૂકી વાર્તાને આપણી કથાપરપરાઓએ પોષી, ઉછેરી અને આપણી ભોંયનો છોડ બનાવી દીધી છે આજે એમા કશું 'પશ્ચિમનું' નથી રહ્યુ'

પ્રો જયત કોઠારી, બીજા વિદ્વાનો અને અર્વાચીન વાર્તાકારોને ટાકીને ( ટૂકી વાર્તા અને ગુજરાતી ટૂકી વાર્તા પૃ.૧/૧૨) પ્રાચીન વાર્તા અને અર્વાચીન ટૂકી વાર્તા વચ્ચેના બે મહત્ત્વના પ્રભેદો બતાવે છે પહેલો પ્રભેદ છે કથાકથન અને નિરૂપણરીતિનો. પ્રાચીન વાર્તા 'એક રાજા હતો. ' એમ કહીને, માડીને શરૂ થતી હતી અને 'ખાધુ પીધુ ને રાજ કર્યું' એમ વિધિસર રીતે પૂરી થતી હતી. અર્વાચીન વાર્તા તો એકદમ નોખો, અર્થસભર, આકર્ષક, કુતૂહલપ્રેરક આરભ કરે છે અને રૈખિક ગતિમાં ચાલવાને બદલે પોતાની આતરિક જરૂરિયાતને અને લેખકના દષ્ટિકોણને ઉજાગર કરવા સારુ થઈને નિજીચાલે ચાલે છે અર્વાચીન ટૂકી વાર્તાની વિશેષતા એની કથન-નિરૂપણરીતિની અનેક પ્રયુક્તિઓ દ્વારા પ્રગટતી રહે છે, ચાર પાંચ દષ્ટાતો ટાકીશુ તો વધુ સ્પષ્ટ થશે.

૧ ધૂમકેતુની 'પોસ્ટઑફિસ' વાર્તા

૨ દ્વિરેફની 'સૌભાગ્યવતી' વાર્તા

૩ પન્નાલાલ પટેલની 'વાત્રકને કાઠે' વાર્તા

૪ સુરેશ જોષીની 'અગતિગમન' વાર્તા

૫. મધુ રાયની 'સરલ અને શમ્પા' વાર્તા

આવી બીજી પણ વાર્તાઓ જોતા સમજાશે કે પ્રત્યેક વાર્તા પોતાના કથાબીજના કથનકેન્દ્રને પ્રભાવકતાથી ખોલી ઊઘાડી આપવા સારુ જુદી જુદી રીતે કથન/ નિરૂપણ કરે છે બાહ્ય વાસ્તવ યાને કે રોજિંદા જીવનમા બનતા પ્રસંગો/ બનાવોને વાર્તાકાર એની 'વાર્તા ના કેન્દ્રને અનુરૂપ ઘટનાઓમા રૂપાતરિત કરે છે ને એનું સર્જકદષ્ટિથી આકલન બલકે સંકલન કરીને રચનાવિધાન ગોઠવે છે

પ્રાચીન કાળની – મધ્યકાળની પણ – વાર્તા કરતાં અર્વાચીનકાળની વાર્તા વાસ્તવ-નિષ્ઠા/વાસ્તવ તરફ જોવાના/ વાસ્તવને આલેખવાના સંદર્ભે પણ જુદી પડે છે આ બીજો 'પ્રભેદ' પણ મહત્ત્વનો છે પ્રાચીન વાર્તાઓમા નિરંકુશ કલ્પના વિહાર આવતો. એમા દૂર દૂરનો ભૂતકાળ ( Once upon a time') વર્ણવાતો રહેતો... અર્વાચીન વાર્તા સાંપ્રતને – નજીકના વ્યતીતને – રોજેરોજના જીવાતા જીવનને/ એના બહુઆયામી વાસ્તવને તાગવા તાકે છે ઓકોનર કહે છે તેમ અર્વાચીન વાર્તા (સાપ્રત) જીવન પ્રત્યેના પોતાના વલણને વિશેષત રજૂ કરે છે 'વાસ્તવસાદશ્ય' અને પ્રતીતિ કર્તાનાં ધોરણોથી એની સિદ્ધિ-અસિદ્ધિ મપાય છે પમાય છે વિદ્વાનોએ એને બૌદ્ધિક યુગની/ વિજ્ઞાનના જમાનાની નીપજ કહી છે – એની વાસ્તવદષ્ટિ આપણા યુગને આભારી છે

ટૂકી વાર્તાનાં ઘટકતત્ત્વો પણ ગણાવી શકાશે

* કથાસામગ્રી – ઘટના/ સવેદના (એને કેન્દ્રરૂપ તે કથાબીજ – Motif)

* પાત્ર-ચરિત્ર મુખ્ય પાત્ર એક જ હોય, કાં નાયક, કાં નાયિકા.

* ઘટના/ સવેદનાનુ આકલન વસ્તુવિધાન આદિ-મધ્ય-અત ક્રમશ થતું ઘટનાગુંફન)

* પરિસર/ પરિવેશ/ વાતાવરણનુ જરૂર પૂરતું આલેખન

* સંઘર્ષ – તનાવ – પરાકાષ્ઠા

* ભાષારચના

આમ, જોવા જઈએ તો આ બધા ઘટકતત્ત્વો નવલકથા, લઘુનવલ અરે, નાટકમાય હોય જ છે પણ ખરી વાત તો છે એ ઘટકતત્ત્વોના વિનિયોગની' ટૂકી વાર્તામાં ઘટકતત્ત્વો એના અનિવાર્ય ફલક પ્રમાણે પ્રયોજાય છે જેમકે અહીં –

– પાત્રનું સમગ્ર જીવન કે જીવનના ઘણા પ્રસગો નહીં પણ એકાદ પ્રસગ કે પરિસ્થિતિને કેન્દ્રમા રાખવામા આવે છે

– ટૂકી વાર્તામા મુખ્ય પાત્ર (નાયક અથવા નાયિકા) એક જ હોય છે

– બનાવો/ પ્રસગોની સ્થૂળતા ગાળી નાંખીને એનું રૂપાંતરણ ઘટનારૂપે વાર્તા પ્રગટાવે છે

– વાર્તામા સ્થૂળ અનુભવો, વિગતો કે પ્રસગો નહીં પણ એ બધાંના સૂક્ષ્મ પ્રતિભાવો/ સંવેદનોનુ કથાબીજને ખોલી આપતુ, આલેખન મહત્ત્વનું હોય છે

– ભાષાનો કરકસરભર્યો પ્રયોગ, ટૂકી વાર્તામાં, અનિવાર્ય બને છે એટલે સર્જકો પ્રતીકો/ સકેતો/ કલ્પનોનો પ્ર યોગ કરે છે આથી ટૂકી વાર્તાની ભાષા અન્ય કથાસ્વરૂપોને મુકાબલે વધુ સર્જનાત્મક અને આસ્વાદ્ય લાગે છે

ઘટકતત્ત્વોના વિશિષ્ટ વિનિયોગ બાબતે જ ટૂકી વાર્તાની તુલના લઘુનવલ, લાંબી ટૂકીવાર્તા તથા નવલકથા સાથે કરવામા આવે છે

એક કેન્દ્ર આલેખન, સૂક્ષ્મતાનો આગ્રહ, સંકેતપરક ભાષારચના તથા સંવેદનભાવોર્મિનું ઘૂંટાયેલું રૂપ ટૂંકીવાર્તામાં અપેક્ષિત છે એ જ બાબતો સૉનેટ, ખંડકાવ્ય અને એકાંકીમાં પણ વધતે ઓછે અંશે અપેક્ષિત હોવાથી ટૂંકી વાર્તાની તુલના આવાં સાહિત્ય સ્વરૂપો સાથે પણ કરવામાં આવે છે.

આપણે ત્યાં તો 'ઑરલ લિટરેચર' (મુખપરંપરાનું સાહિત્ય)ની પરંપરા પણ હતી. સૌરાષ્ટ્ર જેવા પ્રદેશોમાં વારતા/ કથાકથન પરંપરામાં છેલ્લા કથક કાનજી ભૂટા બારોટ જાણીતા રહ્યા છે. મહેમાનો વાસ્તે કે વારતહેવારે યા નવરાશે વારતા કહેવાતી, દિવસો સુધી ચાલતી અને લોકો ઢળતી રાતોમાં એનું શ્રવણ/ રસપાન કરતા. મધ્યકાળમાં પણ આખ્યાનો તથા પદ્યવાર્તાઓ ગાઈ-વગાડીને સાભિનય પણ રજૂ થતાં હતાં. અર્વાચીન ટૂંકી વાર્તા આ બધાંથી જુદી છે. પણ એને ઉપરોક્ત પરંપરાઓનો ઘણો લાભ મળ્યો છે. આપણી *કથાકથનની વિવિધરંગી પરંપરાઓ આપણા અર્વાચીન* કથાસ્વરૂપ માટે પ્રાણવાયુ સમાન રહી છે. તેમ છતાં નોંધવાનું એટલું જ કે ટૂંકી વાર્તા લખાય છે/ સર્જાય છે અને ભાવક એને નિરાંતે વાંચે છે. એકીબેઠકેય વાંચી શકે અને 'સાચાં સમણાં' કે 'વિદુલા' જેવી લાંબી ટૂંકી વાર્તાઓ એથીય વધુ સમય લે છે. છતાં વધુ રસપૂર્વક વંચાય છે એ હકીકત છે. ટૂંકી વાર્તામાં કદનો નહીં, લાઘવની કળાનો મહિમા છે. 'સાચાં સમણાં'માં પન્નાલાલ પટેલ અને 'વિદુલા' જેવી લાંબી-ટૂંકી વાર્તામાં સુરેશ જોષી 'લાઘવ'ની કળા સિદ્ધ કરવા સાથે એનું એકકેન્દ્રત્વ તથા મુખ્ય પાત્રનું કેન્દ્રવર્તી વિકસન ચૂક્યા નથી.

'વાર્તા – ટૂંકી વાર્તા બને છે... વૃત્ત 'થવું', બનવું એમાંથી 'વાર્તા' શબ્દ વ્યુત્પન્ન થયો છે. એટલે એમાં યથાર્થનો મહિમા છે.' (ઉ. જો. 'પ્રતિશબ્દઃ' પૃ.૧૨૪) 'કથા' એટલે 'કહેવું'. જે કહીએ તે સાચું પણ હોય, કલ્પિત પણ હોય. પણ 'વાર્તા' શબ્દ તો ઘણા ભાગે અકલ્પિત વસ્તુ માટે વપરાય છે. ઉમાશંકર જોશી કહે છે (એજન) કથા કાલ્પિક-અકલ્પિત બંને માટે વપરાય છે. 'વાર્તા' કથાની અંતર્ગત બને છે... વાર્તા વાસ્તવ જીવનનો મહિમા કહે છે. એમાંથી પ્રસંગો/ બનાવો લઈને 'વાર્તા' બનાવે છે. સ્થૂળનું સંકેતો દ્વારા સૂક્ષ્મમાં રૂપાંતર કરે છે.

રા. વિ. પાઠક નવલિકાને (ટૂંકી વાર્તાને) વાંચવાની વાર્તા કહે છે. આ વાર્તા કહેવા બેસો તો એમાં રસ ન પડે. અર્થાત્ ટૂંકી વાર્તાની કથન/ લેખનરીતિ વધારે ચોક્કસ છે; તેમાં વિવિધતા ઘણી બધી આવી શકે છે. ગમે તેવો નાજુક કે ઝીણો બનાવ એના એ રૂપમાં વાર્તા સાચવી આપે છે. બ. ક. ઠાકોર પણ નવલિકામાં એક મુખ્યપાત્રનો જ મહિમા કરે છે. વળી એ કહે છે – 'એક જ છાપ મારે (પાડે) તે નવલિકા.' 'સિંગલ ઈફેક્ટ'ની આ વાત મૂળે એડગર એલન પોએ કરેલી છે. 'Certain Uniqueness'ની વાત કરતાં પો 'એકત્વ' (Singleness)નું પણ મહત્ત્વ દર્શાવે છે. લાઘવ માટે આ 'સિંગલનેસ' જરૂરી છે.

ધૂમકેતુ નોંધે છે:

'માનવજીવન નવલિકા જેવું છે; ઇતિહાસ નવલકથા જેવો છે. ઇતિહાસને જેમ કોઇ જાતની ઉતાવળ નથી, તેમ નવલકથાને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવામાં લેશમાત્ર પણ ઉતાવળ નથી. ક્રમે ક્રમે એક પછી એક ગડી ઊકલતી આવે છે પણ નવલિકાને 'રાત થોડી ને વેશ ઝાઝા' એ સ્થિતિમાં કામ કરવાનું છે.'

(સાહિત્યવિચારણાઃ પૃ.૨૯૧)

ચંદ્રકાંત બક્ષી કહે છે:

'ટૂંકી વાર્તા is just like riding a monocycle. જ્યારે નવલકથા લખવી એ... riding a bicycle, *anybody can. ટૂંકી વાર્તા કાં તો સારી લખી શકો અથવા* તો પડી જાઓ, ગોઠણ છોલાઈ જાય અથવા ફાલતુ લખીને મૂકી દો. ટૂંકી વાર્તા મારી દૃષ્ટિએ સહેલામાં સહેલું લાગતું અઘરામાં અઘરું ફૉર્મ છે.'

(આભંગઃ પૃ.૩૧૨)

ટૂંકી વાર્તામાં સંકેતકલા તથા લાઘવને મહત્ત્વનાં ગણાવનાર સુરેશ જોષી નોંધે છે:

'નવલકથામાં 'સકલતા' અને 'અખંડતા' હોય છે. એમ કહીને ટૂંકી વાર્તા 'ખંડ' રૂપ હોય છે કે એમાં સોળ કળા પૈકીની એકાદ કળા હોય છે એમ કહેવું સાચું નથી. બીજની કલામાં પૂર્ણિમાનું ઇંગિત રહ્યું જ હોય છે.'

(કથોપકથનઃ પૃ.–૩૧૨)

ટૂંકી વાર્તામાં એનાં ઘટકોનો વિશિષ્ટ પ્રકારે વિનિયોગ થતો રહે છે એ વિશે વાર્તાકાર વિવેચકો પણ લખતા રહ્યા છે. વાર્તાઓનાં દૃષ્ટાંતો લઈને પણ આની ચર્ચા કરી શકાય. જોઈએ:

જયંત ખત્રી જેવા વાર્તાકાર વાતાવરણના સજીવ અને સંકેતમય ચિત્રણ દ્વારા વાર્તાનો બીજ વિસ્ફોટ કરી આપે છે. દા. ત., 'ખરા બપોર' વાર્તા લઈએ. એમાં વાંઝણી ધરતી ને તપતી બપોરનું આલેખન એનાં ચરિત્રોના બાહ્યાભ્યંતરને પણ રજૂ કરે છે. અહીં તો વાતાવરણ જ મુખ્ય પાત્ર છે જાણે!

પન્નાલાલ પટેલ બનાવો/ પ્રસંગોની લકીરો આલેખે છે – એ લકીરોનું નોખું આલેખન અને સંકલનકલા વાર્તાના કેન્દ્રને ઉજાગર કરે છે. બે પતિ છતાં યૌવનનાં વર્ષોને એકાકી ગાળતી અને તરસતી 'વાત્રકને કાંઠે' ની નિઃસહાય નવલની સંવેદનકથની કલાત્મક રીતે કહેવાઈ છે. પ્રસંગો અહીં ભારરૂપ નથી બનતા બલકે એમાં 'વાર્તા બની આવે' એવું એનું કથન/ ચિત્રણ છે. પરિવેશથી વાર્તા જીવંત બની છે. નાનકડી

ગૂચ રમતી મૂકીને વાર્તાકાર તનાવ ઊભો કરે છે ને મનોમંથન, પરાકાષ્ઠા સાથે વાર્તા પૂરી કરે છે

સુરેશ જોષી ઘટનાને કાલવી (મિનીમાઇઝ) દેવા તરફ જાય છે ઘટનાને એમના શબ્દોમા કહીએ તો એ 'તિરોભૂત' કરી દે છે ઘટનાનો ચિત્ત પર પડેલો પ્રભાવ એમને વધુ ઉપયોગી લાગે છે ચૈતસિક સંચલનો અથવા ઘટનાએ જગવેલાં સંવેદનોનું સમુચિત સયોજન કરીને એ વાર્તા સર્જે છે દા ત., 'એક મુલાકાત', 'કુરુક્ષેત્ર' વગેરે કૃતિઓ. કથનના દ્રાવણમાં ઘટનાનો ગાંગડો ઓગળી જાય છે અગતિગમન' વગેરેમાં કેક આધિભૌતિક સૃષ્ટિના સૂક્ષ્મ સંચલનોનો પ્રયોગ છે 'થીંગડું' જેવી વાર્તામાં ઘટનાઓને JuxtaPose કરવામાં આવી છે કપોળકલ્પનાની પ્રયુક્તિ પણ આ વાર્તાકાર અજમાવે છે પરિચિતને વધારે અપરિચિત કરવા માટે સુરેશ જોષી વાર્તાની સંરચનાને વધારે સાંકેતિક પણ બનાવે છે

અનુઆધુનિકો ઘટના પ્રસંગોનું ઉચિત આકલન કરે છે એ મનોગત તથા સંવેદનોને તથા એને અનુરૂપ કલ્પનપ્રતીકને પણ પ્રયોજે છે પણ ટેક્નિક'ના બીબાં એમને નથી ખપતા જો કે વાર્તા સિદ્ધ કરવાના તો અનેક રસ્તાઓ હોવાના. વાર્તાકારે કથાબિન્દુ તથા દષ્ટિકોણને લઈને સઘળું સંયોજન સહજ રીતે કરવાનું હોય છે માથા પ્રમાણે પાઘડી-નો ન્યાય વાર્તાકારે લક્ષમાં રાખવાનો હોય છે

ધૂમકેતુ જેવા સમર્થ વાર્તાકાર ટૂકી વાર્તાને પારિજાતના ફૂલ જેવી નાજુક ગણાવે છે એમાં એકપણ ડાઘ એના સૌન્દર્યને ઓછું કરે છે વાર્તાની પ્રકૃતિ સિસ્મોગ્રાફ જેવી હોય છે જરાક ધ્રુજારી પણ એમાં લિસોટો પાડી દે એમ બને. વળી, ધૂમકેતુ ટૂકી વાર્તામા અધ્યાહારને/ સંગોપનને પણ અનિવાર્ય ગણાવે છે

(સાહિત્યવિચારણા પૃ.૨૬૩/૨૦)

ગુલાબદાસ બ્રોકર ટૂકી વાર્તામાં 'સપ્રમાણતા'નો આગ્રહ રાખે છે સુંદર સ્ત્રી જો તસુ વધી જાય તો સ્થૂળ લાગે, ને તસુ પણ ઘટી જાય તો પાતળી લાગે' ટૂકી વાર્તા અદલ માપોમાપ લાગવી જોઈએ એવો બ્રોકરનો અભિપ્રાય છે

(આપણી શ્રેષ્ઠ નવલિકાઓ પૃ ૮)

આ સપ્રમાણતાને દર્શાવવા સારુ જ જાણે, સુરેશ જોષી વાર્તાના લેખનને ડૂબતા વહાણમાં મુસાફરી કરવા બરાબર ગણાવે છે 'કાંઠા સુધી સહીસલામત પહોંચવા માટે જેટલું ફેંકી દેવાથી ચાલતું હોય તેટલું ફેંકી દેવું જોઈએ, નહીં તો વધુ પડતા ભારથી વાર્તા તળિયે બેસી જાય.' (સાહિત્યવિષયક વ્યાખ્યાનો ૧૯૭૩ પૃ.૮૫) ફ્રેન્ચ શિલ્પી રોદાંને ટાંકીને સુરેશ જોષી વાર્તાને, 'વધારાનો હિસ્સો કોરી કાઢેલા – સરસ શિલ્પ જેવી ગણાવે છે ટૂકી વાર્તાના શિલ્પવિધાનમાં પણ વધારાના-બિનજરૂરી ભાગને દૂર કરવાની સર્જકમાં સૂઝ હોવી જોઈએ.' એમ તે ઉમેરે છે

જેને આપણે 'વાર્તાક્ષણ' કહીએ છીએ એ માટે સુરેશ જોષી (કથોપકથન પૃ.૨૧૫ ૧૭) નોંધે છે

ટૂકી વાર્તામાં તો એક Pregnant Moment સ્થાન પામે છે એ ક્ષણના બિંદુએ ઊભા રહીને તમે પાત્ર પ્રત્યે એક દૃષ્ટિપાત કરી લો છો, ને છતાં એ અધૂરું દર્શન બની રહેતું નથી ટૂકી વાર્તામાં વાર્તાકારે પસંદ કરેલી Pregnant momentમાં ત્રણેય કાળનું telescoping હોય છે '

મોહનલાલ પટેલ કહે છે કે 'વાર્તાકાર બે ધ્યર્થને અનુરૂપ એવું સિચ્યુએશન પસદ કરવું જોઈએ. આ સિચ્યુએશનના આશ્રયે પાત્રો, ઘટનાઓ, પરિવેશ વગેરે બધું સર્જાય ધ્યર્થને કોળવા દેવાનું કે ગૂંગળાવી મારવાનું કામ આ સિચ્યુએશન જ કરે છે વિચારને અનુરૂપ એનું ગુરુત્વ ન હોય તો આખી વાર્તા કથળી જાય '

(સંસ્કૃતિ ઓગસ્ટ ૧૯૭૩ પૃ.૨૯)

ટૂકી વાર્તામા કથ્ય અને માળખાને અનુરૂપ કથનકેન્દ્રની પસંદગી કરવામા આવે છે જ્યોતિષ જાની નોંધે છે 'વાર્તાકાર નિવેદક (narrator) બની કોઈ એક કેન્દ્ર ઉપર ઊભો રહી વાર્તાનું નિરૂપણ કરે છે આ કેન્દ્ર તે જ કથનકેન્દ્ર આ કેન્દ્ર સમગ્ર વાર્તાનું ચાલકબળ કે સ્વયં સત્તાનું કેન્દ્ર બની રહે છે (સંજ્ઞા જૂન, ૧૯૭૩ પૃ.૩૪) સફળ વાર્તામાં બહુધા એક જ કથનકેન્દ્ર હોય છે જરૂર પ્રમાણે વાર્તાકાર 'સર્વજ્ઞનું કથનકેન્દ્ર 'Thırd Person narration' ત્રીજો પુરુષ કથન કેન્દ્ર પસંદ કરે અથવા કોઈ પાત્ર પાસે પ્રથમ પુરુષરીતિમા પણ કથા કહેવડાવે છે જેને First Person narration કહે છે ઉચિત પસંદગી હોય તો બંનેના લાભ વધુ છે

વાર્તામાં કશુંક બને છે એનો કહેનારો કથક ત્યાં હોય છે એટલે વાર્તામાં, યશવંત શુકલ કહે છે તેમ ઘટના આછીપાતળી હોય, માત્ર ખપજોગી હોય.' પણ હોય જ ઘટનાલોપવાળી વાર્તા હજી સુધી મળી નથી. સમયના વારાફેરા પ્રમાણે વાર્તાની વિભાવનામાંય બદલાવો આવતા રહે છે એ ઘટનાપ્રધાન પણ હોવાની અને ઘટનાના આછાપાતળા તંતુ પર નભીનેય સફળ થનારી ય હોવાની. વાર્તાની મજા એની ભાષારચનામાંથી મળે છે છેવટે તો એ ભાષાભાતમા ઝિલાઈને આવે છે અભિવ્યક્તિની આવી કલા સર્વને સરખી સુલભ નથી હોતી.

પણ –

વાર્તા ગઈ કાલે હતી, આજેય છે ને આવતી કાલે પણ હશે એમાં કશી શંકાને અવકાશ નથી

■

# ગુજરાતી ટૂંકી વાર્તાની ગતિ-રીતિ

ઉત્પલ રામચન્દ્ર પટેલ

કથા-વારતાનું આકર્ષણ માનવીને છેકથી રહ્યા કર્યું છે. કોઈપણ પ્રદેશની પ્રજાને એના વાર્તા-સંસ્કાર ગળથૂથીમાંથી જ જાણે આપોઆપ મળે છે. કોઈપણ દેશની, કોઈપણ પ્રજા પાસે કથા-વારતાનો અઢળક ખજાનો ભર્યો પડ્યો હોય છે. ગુજરાતી પ્રજા પાસે લોકકથા, આખ્યાન, પદ્યવાર્તા જેવાં પોતાનાં આગવાં કથારૂપો હતાં. આજે જેને ટૂંકી વાર્તા (short story) તરીકે ઓળખીએ છીએ તેનો પ્રદુર્ભાવ ઓગણીસમી સદીમાં, યુરોપ-અમેરિકામાં થયો. આપણે ત્યાં, ગુજરાતીમાં, વીસમી સદીના આરંભથી ટૂંકી વાર્તા ઠીક ઠીક ખેડાવી શરૂ થઈ. ટૂંકી વાર્તાનું આ સ્વરૂપ પાશ્ચાત્ય સાહિત્યના, મુખ્યત્વે તો અંગ્રેજી સાહિત્યના પરિચય પછી વિકસ્યું-વિસ્તર્યું એ હકીકત સર્વવિદિત છે. ગુજરાતી સાહિત્યમાં આ સ્વરૂપે એના આરંભથી લઈને આજ સુધીમાં રૂપરચનાગત બાબતે ઘણી શક્યતાઓ ઊભી કરી છે.

૧.

ગુજરાતીમાં સાહિત્યિક ગદ્યનો ખરેખરો પ્રારંભ ઓગણીસમા શતકના મધ્યભાગમાં, ઈ.સ. ૧૮૫૦માં, દલપતરામના 'ભૂતનિબંધ'થી થયો. એ પછીના સમયગાળામાં નિબંધ, નવલકથા, નાટક, આત્મચરિત્ર અને જીવનચરિત્ર જેવાં સ્વરૂપો જન્મ્યાં એમાં વિવિધ સર્જકોનું અર્પણ કેટલુંક મૌલિક છે, કેટલુંક ભાષાંતરિત છે, તો કેટલુંક રૂપાંતરિત છે. આવા સમયમાં ગુજરાતી વાર્તા લખાવી શરૂ થઈ. એના આરંભે તો તે વાર્તા કરતાં વાર્તાનામરૂપ રચનાઓ જ બની રહી. વાર્તાને પળોટવામાં 'સુંદરીસુબોધ', 'ગુણસુંદરી', 'વાર્તાવારિધિ', 'વીસમી સદી', 'ચન્દ્ર', 'સાહિત્ય', 'જ્ઞાનસુધા' જેવાં સામયિકોનો ફાળો અત્યંત નોંધપાત્ર છે. આ કાળમાં વાર્તાના કાચા-અધકચરા પ્રયોગો આપણને મળ્યા. પણ જેને આપણે ટૂંકી વાર્તા કહી શકીએ એવી કેટલીક છટાઓ અંબાલાલ સાકરલાલ દેસાઈની 'શાંતિદાસ', રણજિતરામ મહેતાની 'હીરા', ધનસુખલાલ મહેતાની 'બા', રમણલાલ નીલકંઠની 'ચિઠ્ઠી' અને કનૈયાલાલ મુનશીની 'ગોમતીદાદાનું ગૌરવ' જેવી રચનાઓમાં છતી થાય છે. અહીં વાર્તાઘાટ બંધાતો હોવા છતાં એનાં વાર્તાવિષય, પ્રસંગસંવિધાન, ભાષાશૈલી-એમ, સર્વ બાજુએથી, એની સ્વરૂપરચના અધૂરી રહેતી જણાય છે. ક્રમશઃ ઉત્ક્રાંત થતા આવતા ટૂંકી વાર્તાના સ્વરૂપ માટે આ સર્જકોનું સર્જન ઘણું પ્રાણપોષક બની રહ્યું. આ સમયની વાર્તાઓમાં વાર્તાકારોએ તત્કાલીન પ્રશ્નોને ચોક્કસ આશયથી રજૂ કર્યા છે. તેમણે જીવનની કેટલીક બાજુઓ પર કે સમાજની જડ રૂઢિઓ અને માન્યતાઓ પર વ્યંગ-કટાક્ષ મૂકી હાસ્યભરી વાર્તાઓ રચી છે. ઉપદેશ, સંસારસુધારો અને હાસ્ય-વિનોદને લક્ષ્ય કરી રચાતી આવતી આ વાર્તાઓનો બંધ ક્યાંક ને ક્યાંક શિથિલ રહી જતો જણાય છે. આ ગાળામાં ને આવા સંજોગોમાં સંતોષ અપાવે એવો ટૂંકી વાર્તાનો પહેલો નમૂનો હાજી મહંમદ અલારખિયા શિવજીના 'વીસમી સદી' સામયિકમાં, ૧૯૧૮માં, પ્રગટ થયેલી મલયાનિલની 'ગોવાલણી'માં પ્રાપ્ત થાય છે. સાહિત્યેતર હેતુની કોઈ આળપંપાળ કે સ્પષ્ટ બોધના ભાર વિનાની નિર્ભેળ વાર્તાકૃતિ પહેલવહેલી અહીં સિદ્ધ થાય છે. કાવ્યાત્મક આરંભ, નાટ્યસભર અંત, સુગ્રથિત રચનાકૌશલ, ગોવાલણી અને ચંદનનાં પાત્રોનું સાહજિક ચિત્રણ એ વાર્તાને પ્રાપ્ત થતા વિશેષો છે. મલયાનિલમાં એક સૂઝ-સભાનતા ધરાવતા વાર્તાકારના સમૃદ્ધ સંકેતો આપણને સાંપડ્યા પણ ત્યાં તો બીજે જ વર્ષે, ૧૯૧૯માં, સત્તાવીસ વર્ષની ભરી ભરી જુવાનીમાં શક્યતાવાળા આ વાર્તાસર્જકનું અકાળે અવસાન થતાં ઘડાતી-સમૃદ્ધ થતી આપણી ટૂંકી વાર્તાને મોટો ધક્કો પહોંચ્યો.

ધૂમકેતુ પૂર્વે બટુભાઈ ઉમરવાડિયા, કનૈયાલાલ મુનશી, લીલાવતી મુનશી, મટુભાઈ કાંટાવાળા નારદ, બ. ક. ઠાકોર, ઈન્દુલાલ યાજ્ઞિક દ્વારા વાર્તા એના બોધાત્મક વલણમાંથી વછૂટીને કંઈક ચુસ્તતા ભણી વળતી દેખાય છે. છતાં કોઈ પ્રબળ કલાકીય ઉન્મેષ દાખવતી નથી.

૨.

ધૂમકેતુનું વાર્તાક્ષેત્રે આગમન મહત્ત્વના વળાંક સમું રહ્યું છે. પૂર્વના વાર્તાકારોની છતી થતી નબળાઈઓ અહીં વિરમે છે. ધૂમકેતુને હાથે માત્ર ટૂંકી વાર્તા જ નહિ પણ ટૂંકી વાર્તાનું જાણે આખું વિશ્વ રચાય છે. વાર્તાસર્જનની સુદીર્ઘ કારકિર્દીમાં, 'તણખા' મંડળ-૧ (૧૯૨૬)થી માંડીને 'છેલ્લો ઝબકારો' (૧૯૬૪) સુધીના, ચોવીસ વાર્તાસંગ્રહની ત્રણસો

બાણુ જેટલી વાર્તાઓમા એમણે વૈવિધ્યથી ભર્યું ભર્યું સર્જન કર્યું છે ટૂંકી વાર્તામાં વસ્તુગૌંફ, પાત્ર અને પ્રસંગોની ખિલવણી, ભાષાશૈલી એ સર્વેના વૈચિત્ર્ય થકી અપૂર્વ એવી વિશાળતા અને વૈવિધ્યની સાથોસાથ એમાં કળામયતા અને આસ્વાદ્યતાને આણીને તેમણે નવપ્રસ્થાન આદર્યું આમ ગુજરાતી વાર્તા ધૂમકેતુ વડે, સાહિત્યિક ધોરણે, 'ટૂંકી વાર્તા' રૂપે પ્રસ્થાપિત થઈ ઉમાશકર જોશીએ ઉચિત રીતે નોંધ્યું છે કે, 'ટૂંકી વાર્તાનો કલારોપ ગુજરાતી સાહિત્યમા શ્રી ધૂમકેતુને હાથે હમેશ માટે રોપાયો અને દઢમૂલ થયો ' તેમણે અનેક માનવભાવોને પોતાની વાર્તાઓમાં પ્રત્યક્ષ કર્યા છે 'પોસ્ટઓફિસ', 'ભૈયાદાદા', 'જુમો ભિસ્તી', 'પૃથ્વી અને સ્વર્ગ', 'હૃદયપલટો', 'રજપૂતાણી', 'આત્માના આંસુ', 'સોનેરી પખી', 'એક ટૂંકી મુસાફરી', વિનિપાત' જેવા ટૂંકી વાર્તાના ઉત્કૃષ્ટ નમૂનાઓ તેમની પાસેથી મળ્યા છે

ધૂમકેતુએ ગ્રામજીવન અને શહેરીજીવનની વિવિધ બાજુઓના આલેખન વડે બને વચ્ચે જે વિસવાદ છે તેને ઉજાગર કર્યો છે ગ્રામજીવન પ્રત્યેનો તેમનો અહોભાવ અછતો રહેતો નથી. 'ગોવિંદનુ ખેતર' કે 'ભૈયાદાદા' જેવી વાર્તાઓમાં આવુ સધાન થતુ જોઈ શકાય છે પાત્રસૃષ્ટિ પણ ઘણી ભાતીગળ છે કેન્દ્રસ્થ પાત્રનું પ્રધાનપણુ સઘળી વાર્તાઓમા ઊતર્યું છે પાત્રો મોટેભાગે ધૂની અને લાગણીઘેલા છે આવા પાત્રો ભાવનાભર્યાં હોવાથી વાસ્તવજગત સાથે એમનો મોટેભાગે મેળ ખાતો નથી ત્યારે ગંભીર કટોકટી વચ્ચે કરુણતા સર્જાય છે અલગારી પાત્રો, મનભર પ્રકૃતિચિત્રણ, કાવ્યગધી ગદ્ય, સ્વકીય દષ્ટિબિંદુ એ ધૂમકેતુની વાર્તાકલાની આગવી નીપજ છે ધૂમકેતુની વાર્તાઓમા કેટલીક મર્યાદાઓ હોવા છતા એને નજરઅંદાજ કરવાનું પાલવે એમ છે, કેમ કે આ વાર્તાઓ ગુજરાતી ટૂંકી વાર્તાના વિકાસની અણમોલ પ્રાપ્તિ છે

રા વિ. પાઠક દ્વિરેફ'નુ વાર્તાસર્જન ધૂમકેતુના વાર્તાસર્જનની લગોલગ, બે-એક વર્ષ પછી આરંભાયુ ઈયત્તાની દષ્ટિએ ધૂમકેતુ કરતા દસમા ભાગની, દ્વિરેફની વાતો ના ત્રણ ભાગની કુલ મળીને, ઓગણચાલીસ વાર્તાઓ તેમણે રચી છે તોયે ઉભય વાર્તાકારોના સામર્થ્યની એક સરખી નોંધ લેવાઈ છે ધૂમકેતુની વાર્તારીતિથી જુદો ચીલો ચાતરીને એમણે આગવુ રચનાકૌશલ દાખવ્યુ છે વાર્તાના આલેખનમા નરી ઊર્મિ-વિહ્વળતાને બદલે તાટસ્થ્યપૂર્વકનો એમનો બૌદ્ધિક અભિગમ વાર્તાને વાસ્તવની ભૂમિ પર ખોડાયેલી રાખે છે દ્વિરેફમા એક જાગૃત ચિંતક બેઠેલો છે ને એથી એમની વાર્તાઓમા બુદ્ધિપૂત સયમ ભળ્યો છે દ્વિરેફ માનવચિત્તની વિવિધ ગતિવિધિનુ સૂક્ષ્મ આલેખન કરે છે ઘટના પ્રસગ કરતા એમની નજર સબળ પાત્રોના નિર્માણમા રહેલી છે દ્વિરેફ ટૂંકી વાર્તાના કલાત્મક સ્વરૂપ માટેની સૂઝ-સભાનતાને લઈને, વાર્તાને ઉપકારક બને તે રીતની, ઉચિત કથનરીતિના અવનવા પ્રયોગો કરતા જણાય છે 'મુકુંદરાય', 'ખેમી', જક્ષણી', 'જમનાનુ પૂર', 'સૂરદાસ', 'છેલ્લો દાડક્ય ભોજ', 'ઉત્તરમાર્ગનો લોપ' અને 'બુદ્ધિવિજય' જેવી વાર્તાઓમા દ્વિરેફે આગવા કલાગત ઉન્મેષો પ્રગટાવ્યા છે

ધૂમકેતુ અને દ્વિરેફની વાર્તાઓમા કેટલીક મર્યાદાઓ હોવા છતાં, ગુજરાતી ટૂંકી વાર્તાના ઘડતરકાળમા ઉભય વાર્તાકારોએ વાર્તાને પોતપોતીકી રીતે ખેડીને એના સમૃદ્ધ વિકાસ પ્રતિ ગતિ કરી આપી એ ઐતિહાસિક ઘટનાને ઉવેખી શકાય એમ નથી.

૩

ગુજરાતી ટૂંકી વાર્તાના વિકાસમા સુન્દરમ્ અને ઉમાશકર જોશીનુ વાર્તાસર્જન અતિ મહત્ત્વનો પડાવ બને છે ગુજરાતી કવિતામાં આ સર્જકોનુ અર્પણ જેટલુ મહત્ત્વનુ છે તેટલુ જ મહત્ત્વ ગુજરાતી ટૂંકી વાર્તા ક્ષેત્રે પણ રહ્યુ છે ગાધીયુગીન ગુજરાતી કવિતાના આ બે શીર્ષસ્થ કવિઓ કવિતામા વિષય પરત્વે સમાજાભિમુખ અને આલેખન પરત્વે રસાભિમુખ રહ્યા છે તેમ ટૂંકી વાર્તાના સર્જનમાં પણ તેમના થકી આમ જ બન્યુ છે વાસ્તવનિરૂપણ કરતા એમણે કલાતત્ત્વની બાબતમા કશુ જ સમાધાન સ્વીકાર્યું નથી. એટલે તો, સુન્દરમ્ અને ઉમાશકર જોશીની કેટલીક ઉત્તમ વાર્તાઓ સમગ્ર ગુજરાતી ટૂંકી વાર્તામાં અગ્રસ્થાનની અધિકારિણી છે

સુન્દરમે 'હીરાકણી અને બીજી વાતો', 'ખોલકી અને નાગરિકા , પિયાસી', 'ઉન્નયન' અને 'તારિણી' જેવા પાચ વાર્તાસંગ્રહોમા મળીને સત્તાવન જેટલી વાર્તાઓ આપી છે સાડા ચાર દાયકાની વાર્તાસર્જનની કારકિર્દીમા વિપુલતા ઓછી પણ ગુણવત્તા વિશેષ જણાય છે નિયતિની અવળ સવળ ગતિ, વાસ્તવદર્શી પાત્રાલેખન, માનવીની આતર-બાહ્ય પરિસ્થિતિમા ચાલતા સ્થૂળ સૂક્ષ્મ સઘર્ષો, પરિસ્થિતિની વ્યંજકતા, વિગત બહુલ પરિવેશચિત્રણ, સચોટ સવાદ આદિનુ સબળ સજીવ નિરૂપણ સુન્દરમ્‌ની વાર્તાના ધ્યાન ખેંચનારા લક્ષણો છે એમની કલમે તો અપૂર્વ સયમથી

જાતીયવૃત્તિનું પ્રગલ્ભ વાસ્તવલક્ષી નિરૂપણ કર્યું છે. 'ખોલકી' વાર્તા આનો સમર્થ પુરાવો છે. સુન્દરમ્ જેને 'હવા' દ્વાર કહે છે તેવા પ્રકારની કેટલીક વાતાવરણપ્રધાન વાર્તાઓ તેમણે સર્જી છે. 'માજા વેલાનું મૃત્યુ', 'માને ખોળે', 'અંબાભવાની' અને 'મીન પિયાસી' જેવી કલાત્મક અને હૃદ્ય વાર્તાઓ ગુજરાતી ટૂંકી વાર્તામાં મોખરાનું સ્થાન પામે તેવી બળવાન વાર્તાઓ છે. વાર્તાઓમાં વર્ગવાસ્તવનું નિરૂપણ પણ તેઓ પૂરી નિષ્ઠા અને નિસબતથી કરે છે પણ ક્યાંય કલાત્મકતા અળપાતી નથી. 'માજા વેલાનું મૃત્યુ'માં માજા વેલા જે રીતે મૃત્યુ પામે છે તેમાં વાર્તાનો કરુણ ભવ્યમાં પરિણમીને આપણા સમસ્ત ચૈતન્યને ઝંકૃત કરી દે છે. આ વાર્તામાં નિરૂપણ તો છે રસ્તામાં પડી રહેનારાં સાવ નાચીજ માણસોનું. એ રીતે આ નિમ્નવર્ગીય વાર્તા બને છે છતાં તેમાં સુન્દરમે ટૂંકી વાર્તાનો કલા-આંક પણ ઊંચે રાખ્યો છે. જીવનદૃષ્ટિનો વિકાસ 'ઉન્નયન'માં સધાયો છે તો વાર્તાવિકાસ 'પિયાસી' વાર્તાસંગ્રહમાં જોઈ શકાય છે.

ધૂમકેતુ અને દ્વિરેફમાં રહેલાં અનુક્રમે ઊર્મિ અને વિચારના તત્ત્વને ઔચિત્યપૂર્વક સંયોજીને સુન્દરમ્ પોતાની વાર્તાઓમાં મૂકે છે. સુન્દરમ્‌ની ઉત્તરકાલીન વાર્તાઓ કરતાં પૂર્વકાલીન વાર્તાઓ કલાકીય રીતે સરસાઈ ભોગવે છે. એ પણ નોંધવું જોઈએ કે કેટલીક વાર્તાઓના નિરૂપણની બાબતમાં તેઓ પ્રસ્તારી બન્યા છે છતાં એનો બંધ શિથિલ બનતો જણાતો નથી. સમગ્રપણે જોતાં સુન્દરમ્‌ની વાર્તાઓએ ગુજરાતી ટૂંકી વાર્તાને કલાત્મક દિશામાં આગળ વધારી છે.

ઉમાશંકર જોશીનું ય મહત્ત્વ પ્રદાન તો કવિતાક્ષેત્રે છે. તેમ છતાં 'શ્રાવણીમેળો', 'અંતરાય', 'વિસામો' અને 'ત્રણ અર્ધું બે' એ વાર્તાસંગ્રહોમાં એમની સર્જકતાએ તેજીલાં સ્ફુલ્લિંગો પ્રગટાવ્યા છે. તળ વાસ્તવને, લોકબોલીના સૂક્ષ્મ લયો અને માનવચિત્તની આંટીઘૂંટીને ઉજાગર કરતી એમની વાર્તાઓ ગુજરાતી વાર્તાના મહત્ત્વના વળાંક સમી છે. ઉમાશંકરની વાર્તાઓમાં વ્યક્ત થતા તળ વાસ્તવને ગમે તે નામ આપો, પણ એ વર્ગીય વાર્તાઓ જ છે. આ વાર્તાઓને એમણે પૂરા ચાવ-ભાવથી આલેખી છે. ગ્રામીણ અને નગરપરિવેશ બંને પ્રકારની વાર્તાઓમાં તેમણે કલાસિદ્ધિ દેખાડી હોવા છતાં 'ઝાકળિયું', 'છેલ્લું છાણું', 'લોહીતરસ્યો', 'મારી ચંપાનો વર', 'પગલીનો પાડનાર' અને 'શ્રાવણીમેળો' જેવી ગ્રામપરિવેશની વાર્તાઓ વિશેષ યાદગાર બની છે. ટૂંકી વાર્તામાં ઉમાશંકર જોશીએ આકૃતિસંવિધાન સંદર્ભે કરેલા પ્રયોગો સવિશેષ નોંધપાત્ર છે.

સુન્દરમ્-ઉમાશંકરે પરિવેશ, ગ્રામીણમાનસ, પાત્રો, સંવાદ વગેરેનું કળાદૃષ્ટિએ આલેખન કર્યું. પરંતુ ગામડાનું વિશેષ સજીવચિત્રણ અને લોકબોલીનું કૌવત તો હજી પન્નાલાલ પટેલની રાહ જોતું રહ્યું.

ઝવેરચંદ મેઘાણીએ લોકકથા-લોકવાર્તાઓને ભારોભાર શ્વસી છે. એથી એમની સર્જનાત્મક વાર્તાઓમાં તેવો ઢાળો પ્રવેશે તે સહજ છે. મેઘાણીની વાર્તાને ઘડનારાં પરિબળોમાં પ્રગતિવાદની ઠીક ઠીક અસર અને લોકસાહિત્યના ઘનિષ્ઠ સંપર્કને જોઈ શકાય છે. દલિત, પીડિત અને શોષિત સમાજના માનવીઓનાં સુખદુઃખ, આશાનિરાશા જેવી વિવિધ ભાવપરિસ્થિતિઓમાં ઊઘડતી અનુકંપા અને માનવતાવાદી દૃષ્ટિકોણને લઈને એમની વાર્તાઓ સ્પર્શક્ષમ બની છે. જો કે વસ્તુવિધાનની માવજતમાં રહી ગયેલી શિથિલતાથી કેટલીક વાર્તાઓ લથડી છે. 'વહુ અને ઘોડો', 'બુરાઈના દ્વાર પરથી', 'ચોટલો ઝાલીને', 'પાનકોર ડોશી', 'કેશુના બાપનું કારજ', 'સદાશિવ ટપાલી' અને 'કડેડાટ' જેવી વાર્તાઓમાં સોરઠની ધીંગી ધરાનાં માનવીનાં સુખદુઃખ, વેર, દ્વેષ, યાતનાઓ અને સંઘર્ષોને તેમણે ઘેરા રંગે ઉપસાવ્યાં છે. સોરઠી બોલીની નજાકત અને વેગીલી ચિત્રાત્મક કથનશૈલી ઝવેરચંદ મેઘાણીની વાર્તાનાં સબળ અંગ છે.

ગુલાબદાસ બ્રોકરે પોતાના સર્જકત્વને બહુધા વાર્તાસર્જન પાછળ કામે લગાડ્યું છે. સફળ અભિવ્યક્તિ વડે સક્ષમ વાર્તાકૃતિઓ તેમના હાથે નિર્માણ પામી છે. 'લતા અને બીજી વાતો', 'વસુંધરા અને બીજી વાતો', 'ઊભી વાટે' અને 'સૂર્યા' જેવા વાર્તાસંગ્રહોની વાર્તાસૃષ્ટિએ, એ સમયે, નવી આબોહવા બાંધી. વિષય અને પરિવેશ સંદર્ભે સમકાલીન વાર્તાકારો કરતાં બ્રોકર તદ્દન નોખા પડે છે. શહેરના મધ્યમવર્ગનાં જનસામાન્ય અને જનવિશિષ્ટ એવાં સ્ત્રી-પુરુષોના જીવનની રોજિંદી ને પરિચિત લાગતી ઘટમાળમાંની વિધવિધ સ્થિતિ-પરિસ્થિતિને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ નીરખીને તેનું તેમણે કુશળ વાર્તાલેખન કર્યું છે. બ્રોકરે પાત્રોનાં મનમાં ભીતરી સંચલનો અને જાતીય આવેગોને સંયતપૂર્ણ રૂપમાં ઉત્કૃષ્ટતાથી આલેખ્યાં છે તો તરુણ હૈયાનાં પ્રેમસંબંધો અને એમાંથી ઉદ્‌ભવતા સંઘર્ષોને સિફતતાથી વાર્તામાં સાંકળ્યા છે. 'લતા શું બોલે ?', 'ગુલામદીન ગાડીવાળો', 'નીલીનું ભૂત', 'રૂપ', 'બા', 'સુરભિ', 'ધૂમ્રસેર' અને 'પ્રેમ પદારથ' જેવી વાર્તાઓમાં બ્રોકરના લાક્ષણિક સર્જકકર્મની વિશેષતાઓ દેખાય છે.

૪

પન્નાલાલ પટેલે વિપુલ સાહિત્યસર્જન કર્યું છે નવલકથા, ટૂંકી વાર્તા, નાટક, એકાંકી આદિ ક્ષેત્રે ગણનાપાત્ર ખેડાણ કરનાર પન્નાલાલ પટેલ વિશેષત નવલકથા અને ટૂંકી વાર્તાના ઉત્કૃષ્ટ કોટિના સર્જક છે માત્ર આઠ ચોપડી ભણેલા પન્નાલાલે ગુજરાતી સાહિત્યમા નિરાળું સર્જન કરીને મોટો ચમત્કાર સર્જ્યો છે સાહિત્યિક કારકિર્દી દરમ્યાન એમની પાસેથી સત્તાવીસ જેટલા વાર્તાસંગ્રહો પ્રાપ્ત થયા છે ગ્રામજીવનના વિવિધ સ્તરના પાત્રોના સુખદુ ખ, રાગ દ્વેષ, કજિયાકંકાસ, વેરઝેર, કાવાદાવા, ખેંચતાણ, આશાનિરાશાને વ્યક્ત કરતી 'વાત્રકને કાંઠે', 'ઓરતા', 'ભાથીની વહુ', 'એળે નહિ તો બેળે', 'મા', 'રેશમડી', 'મહેણાની મારેલી', 'નેશનલ સેવિંગ', 'ધરતી આભનાં છેટા', 'સાચી ગાજિયાણીનું કાપડુ' જેવી ઉત્કૃષ્ટ વાર્તાઓ ઘણી મોટી સખ્યામાં મળે છે, તો, શહેરીજીવનને વ્યકત કરતી 'રગ વાતો', 'વાતવાતમા', 'મનહર', 'નાદાન છોકરી' જેવી સમર્થ વાર્તાઓ પન્નાલાલે રચી છે ગ્રામજીવન અને શહેરીજીવનના પાત્રો અને પ્રસંગોને લઈને તેમણે એકસરખી કુશળતાથી વાર્તાઓને આલેખી છે તેમ છતા ગ્રામજીવનને વ્યક્ત કરતી ટૂંકી વાર્તાઓમાં એના ઉત્તમ અંશોનુ પ્રગટીકરણ થયુ છે પન્નાલાલ પૂર્વે ધૂમકેતુ દ્વિરેફ, સુન્દરમ્ અને ઉમાશંકર આદિની વાર્તાઓમા જનપદ ધબકતુ હતુ પણ લોકજીવનનું સાચુ અને યથાર્થ ચિત્રણ પન્નાલાલમા સૌ પ્રથમ મળે છે સુન્દરમ્ ઉમાશકરમાં ગાધીજીએ પ્રબોધેલી વિચારણાનો સીધો પ્રભાવ હતો અને ટાગોર, માર્ક્સ અને ફ્રોઈડ જેવા સર્જક-ચિંતકોની પણ તેમના સાહિત્ય પર વધતી-ઓછી અસર પડેલી છે જ્યારે પન્નાલાલની વાર્તાઓ પર કોઈ ચોક્કસ વાદ કે વિચારધારાની વ્યાપક કે ઊડી અસર નથી પડી. પ્રાપ્ત આત્મસૂઝથી એમણે પોતાની વાર્તાકળાને વિકસાવી છે એમા જીવત અને સ્વાભાવિક કથનરીતિનો રણકો છે વાર્તાની માડણી અને માવજતમા પન્નાલાલે કેવળ આંતરસૂઝથી આગવી ગદ્યશૈલી ખડી કરી છે ભાષાને એમણે પોતીકી રીતે ખેડી છે, પળોટી છે અને તેનો સર્જનાત્મક વિનિયોગ સાધ્યો છે કહેવતો, રૂઢિપ્રયોગો, બોલચાલના કાકુઓ અને લહેકાઓનો અસરકારક વિનિયોગ વાર્તાઓને જીવંત બનાવે છે તળપદી બાનીમાં પાત્રોની આતર-બાહ્ય સ્થિતિ-ગતિનો યોગ્ય ચિતાર આપવામા તેઓ બેનમૂન છે કથન, વર્ણન, સવાદ અને સ્વગતોક્તિ એમ વિવિધ સ્તરોએથી પાત્રોના મનોગતને, એનાં વાણી-વર્તનને, એના આઘાત પ્રત્યાઘાતોને તેઓ વિલક્ષણતાથી ઉદ્ઘાટિત કરે છે એમા તેમની સર્જકતાના અપૂર્વ ઉન્મેષો પ્રગટતા દેખાય છે કારકિર્દીના પ્રારંભકાળે જે પ્રમાણમાં ઉત્કૃષ્ટ વાર્તાઓ પન્નાલાલ પાસેથી મળી એ ઉત્તરકાળમાં મળી નથી. ટૂંકી વાર્તાના સ્વરૂપની દષ્ટિ દિશા બદલાતી રહે તો પણ પન્નાલાલ પટેલની કેટલીક ઉત્તમ કોટિની વાર્તાઓ ચિરકાળ સુધી અપીલ કરતી ઊભી રહેશે.

પન્નાલાલ પટેલની અનન્ય સર્ગશક્તિથી અંજાઈને અનેક વાર્તાકારો ગ્રામજીવનને નિરૂપતી વાર્તાઓની રચના ભણી વળ્યા. એમની જ હેડીના ઈશ્વર પેટલીકર, ચુનીલાલ મડિયા અને પીતાબર પટેલે ગ્રામસમાજના માનવીના જીવનની નરી વાસ્તવિકતાને સચ્ચાઈપૂર્વક અને વફાદારીપૂર્વક તળપદી ભાષામાં ઢાળીને ઉજ્જવળ પરિણામ દાખવ્યુ છે જો કે સમય જતા આ ત્રણેય વાર્તાકારોએ શહેરીસમાજના માનવીઓની વાર્તાઓને પણ રસપ્રદ રીતે આકારી છે

ઈશ્વર પેટલીકરે ચરોતરના ગ્રામસમાજને પોતાની ટૂંકી વાર્તાઓમા આબેહૂબ મૂર્ત કર્યો છે એમા સામાજિક કુવ્યવહારો અજ્ઞાન, અધશ્રધ્ધા, મનની સંકુચિતતા અને જડતાથી ઘેરાયેલા ગામડાના માનવીની વિવશતા અને વિષમતાનું મર્મસ્પર્શી આલેખન ધ્યાન ખેંચે છે પેટલીકરની વાર્તાશક્તિનો વિશેષ એમની લોહીની સગાઈ', મધુરા સ્વપ્નો', 'ચતુર મુખી', 'કાશીનું કરવત , 'મોટી બહેન', 'વટ' આદિ કલાત્મક ટૂંકીવાર્તાઓમાં પ્રગટ્યો છે ઘણી વાર્તાઓ બિનજરૂરી પ્રસ્તારને લઈને શિથિલ બની છે પેટલીકરમાનો સુધારક જ્યારે વાર્તામા માથુ ઊચકે છે ત્યારે વાર્તા સામાજિક જીવનના દસ્તાવેજ સમી બની બેસે છે તેમ છતાં સર્જકતાની વિશિષ્ટ પળોમા કેટલીક નમૂનેદાર વાર્તાઓ તેઓ સર્જી શક્યા છે તે ઉલ્લેખનીય છે

ચુનીલાલ મડિયા સશક્ત વાર્તાકાર છે નવલકથા કરતાય વિશેષ તો ટૂકી વાર્તાઓમાં એમનો સર્જકકસબ પૂરા કદે-માપે ઊભર્યો છે ટૂંકી વાર્તાથી કથાલેખનનો પ્રારભ કરનાર મડિયાએ જીવનની છેલ્લી પળોમા પણ ટૂંકી વાર્તાને કોરાણે નહોતી મૂકી અગિયાર જેટલા વાર્તાસગ્રહોમાંની વાર્તાઓ વિષય અને આકારની દષ્ટિએ વિત્ત અને વૈવિધ્યભરી છે તેમણે રચનારીતિમાં દાખવેલી તરકીબો ધ્યાનાકર્ષક છે મડિયાની સર્જકપ્રતિભાના કેટલાક ઉત્તમ અને ચિરજીવ અશો તો તેમની સોરઠી જનજીવનની વાર્તાઓમા પ્રગટ્યા છે 'કમાઉ દીકરો', 'વાની મારી કોયલ', 'ગળચટાં વખ', 'ચપો અને

કેળ', 'આરસીની ભીતરમાં', 'ઊજડેલો બાગ', 'અંતઃસ્ત્રોતા', 'કાકવંધ્યા' જેવી વાર્તાઓમાં તેમની સર્જનશક્તિ વિલક્ષણરૂપે કોળી ઊઠી છે. હાસ્ય-કટાક્ષને વ્યક્ત કરતી એમની વાર્તાઓમાં એક આગવી ભાત ઊપસી છે. પુરોગામીઓની વાર્તાઓ કરતાં મડિયાની વાર્તાઓ વિષય, ચરિત્રચિત્રણ, વાતાવરણ, ગદ્યશૈલી અને નિરૂપણરીતિની બાબતમાં અનેક રીતે-વાતે આકર્ષક લાગે છે.

૫.

બકુલેશ, જયંત ખત્રી અને જયંતિ દલાલનું વાર્તાસર્જન અનેકશઃ રીતે મહત્ત્વપૂર્ણ છે. તેમની વાર્તાઓથી આપણા પરંપરાગત સાહિત્યમાં એક નવો વળાંક આવે છે. નિજનિરાળી ભાવસંવેદનાઓ અને તેને આકારબદ્ધ કરી શકે તેવી સક્ષમ રચનારીતિઓના વિનિયોગ થકી આ વાર્તાકારોએ સ્વાતંત્ર્યોત્તર ટૂંકી વાર્તાના ક્ષેત્રે વિષયવસ્તુની નવીનતા તેમજ ટેકનિકની સૂઝ-સભાનતા દાખવીને છઠ્ઠા-સાતમા દાયકાની નવી ટૂંકી વાર્તાના અવનવા પ્રયોગો માટે આવશ્યક એવી પૂર્વભૂમિકા રચી આપે છે.

વસ્તુ, પાત્ર, પરિવેશ અને ભાષાને લઈને બકુલેશની વાર્તાઓ જુદી તરી આવે છે. સામ્યવાદી વલણવાળી વાર્તાસૃષ્ટિમાં નિમ્નવર્ગીય સમાજનાં માનવીઓના માનવીય અંશોના નિરૂપણમાં એમની પ્રતિભા ખીલી છે. જીવનને જોવાનો એક આગવો દૃષ્ટિકોણ એમની પાસે છે. વસ્તુની ચિત્ર-વિચિત્રતાને તેઓ આબેહૂબ ખડી કરે છે. પાત્રોને ગાઢા રંગે ચીતરવાનું કર્મ બકુલેશની ગમતીલી બાજુ છે. ઘટનાને બદલે સંવેદનને ઉભારતી આ વાર્તાઓએ, એ સમયે, નવી લીટી તાણવાનું શ્રેય બજાવ્યું છે. 'કાદવનાં કંકુ', 'કિમી-ચાન', 'ખંડિયેર', 'ગોપીનું ઘર' એ બકુલેશની યશોદાયી વાર્તાઓ છે. વધતા પ્રસ્તારને લઈને ક્યારેક વાર્તા-બંધ કથળ્યો છે. બકુલેશ વાર્તાઓમાં ધારી કલાત્મકતા આણી ન શક્યા હોવા છતાં તેઓ વાર્તાને વિકાસશીલ સ્થિતિએ જરૂર લઈ ગયા છે.

જયંત ખત્રીએ ટૂંકી વાર્તાના રચનાપ્રયુક્તિના અવનવા પ્રયોગોમાં વિશિષ્ટ ઉન્મેષો દાખવીને ગુજરાતી વાર્તાને નવી ગતિ આપી. વાર્તાને સ્થગિતતામાંથી મુક્ત કરીને આવનારી આધુનિક વાર્તાની પૃષ્ઠભૂમિ તૈયાર કરવાનું ઐતિહાસિક કર્મ તેમણે નિભાવ્યું છે. 'ફોરાં', 'વહેતાં ઝરણાં' અને 'ખરા બપોર'માંની એકતાલીસ વાર્તાઓમાં જયંત ખત્રીની વિલક્ષણ સર્જક-પ્રતિભાની અવનવી ઝાંય રેલાતી જોવા મળે છે. માનવજીવનની અસાધારણ વિષમ પરિસ્થિતિઓ તથા બળાત્કાર, અવૈધ જાતીય સંબંધો, ગાંડપણ, આપઘાત કે મોત જેવી ભારઝલ્લી ઘટનાઓને ઊંડણમાં લઈને ચોક્કસ અભિનિવેશથી તેમણે વાર્તાઓ સર્જી છે. 'લોહીનું ટીપું', 'કાળો માલમ', 'હું, ગંગી અને અમે બધાં', 'તેજ, ગતિ અને ધ્વનિ', 'ધાડ', 'ખરા બપોર', 'માટીનો ઘડો', 'અમે બુદ્ધિમાનો', 'ખીચડી' અને 'આનંદનું મોત' જેવી સંઘેડાઉતાર વાર્તાઓ જયંત ખત્રીએ આપી છે. પાત્રોનાં આંતર-બાહ્ય સંચલનોને ઉઘાડી આપવા પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન રૂપોનાં સંદર્ભોનો વિનિયોગ વાર્તાને કળામયતા બક્ષે છે. પ્રકૃતિ અને પરિવેશ વાર્તાઓમાં એક જીવંત તત્ત્વ રૂપે વિકસે છે, વિલસે છે. કલ્પનો, પ્રતીકો અને ભાષાનો કુશળ વિનિયોગ અભિવ્યક્તિમાં અનોખું પરિમાણ ખડું કરે છે. વિષયવૈવિધ્ય, પાત્રવૈવિધ્ય, વાસ્તવિકતા, જીવનની છબી - એ સર્વ પરત્વેનું ચિત્રણ જયંત ખત્રીની વાર્તાઓમાં વધારે યથાર્થ રીતે કોળ્યું છે.

જયંતિ દલાલની ટૂંકી વાર્તાઓ ગુજરાતી વાર્તાનો મહત્ત્વનો ઉઠાવ છે. સામાજિક અભિજ્ઞતા અને પ્રયોગશીલતાના સંતુલનવાળી લાઘવપૂર્ણ વાર્તાઓમાં તેમણે આદરેલો સભાન પ્રયત્ન ઘણો ફળપ્રદ રહ્યો છે. આપણી પૂર્વવર્તી વાર્તાઓમાં જે કથાશ્રિતતા અને રંગદર્શીતાનાં તત્ત્વો વાર્તાને શિથિલ કરનારાં હતાં તે બધાંને જયંતિ દલાલની સર્જકતાએ સિફતતાથી દૂર કરી વાર્તામાં ચુસ્તતા આણી. 'ઉત્તરા', 'જૂજવાં', 'કથરોટમાં ગંગા', 'મૂકમ્ કરોતિ', 'આ ઘેર, પેલે ઘેર', 'અડખેપડખે' અને 'યુધિષ્ઠિર ?' એ સાત વાર્તાસંગ્રહોમાં એમણે કુલ એકસો પાંત્રીસ વાર્તાઓ આપી છે. તેમણે વસ્તુવિષય, રચનારીતિ અને શૈલીમાં અનેકવિધ પ્રયોગો દાખવીને વાર્તાને ધરમૂળથી બદલવાનો સર્જકે પુરુષાર્થ આદર્યો. શહેરનાં મધ્યમવર્ગ અને નીચલાવર્ગનાં માનવીની વિચિત્રતા, પામરતા અને દાંભિકતાનું તેમણે વૈવિધ્યભર્યું નિરૂપણ કર્યું છે. સામાન્ય સ્તરનાં માનવીઓનાં અસામાન્ય પાસાંઓને તેમણે કુશળતાથી ઝીલ્યાં છે; પાત્રોના આંતરમનના આઘાત-પ્રત્યાઘાતો અને તેના સ્વભાવની ઊંડી ચિત્ર-વિચિત્ર ગતિવિધિઓને સમર્થતાથી આકારી છે. તો માનવીની વિડંબનાને કટાક્ષના કાકુમાં ઢાળીને વાર્તાને કલાઘાટ આપવામાં તેઓ સર્વાંશે સફળ થયા છે. જયંતિ દલાલ ગુજરાતી વાર્તાના ગદ્યને એક નવતર પરિમાણ પણ બક્ષે છે. તેઓ સંવેદનને મૂકીને વાર્તાને મઢે છે એથી ઘટનાનો મેદ ઘણો ગળાય-ચળાય છે. આમ, ટૂંકી વાર્તાના કલેવરનું ચુસ્ત કાઠું અહીં સવિશેષ બંધાયું છે.

સમૃદ્ધ સર્જકતાની પિછાણ કરાવતી એમની 'જગમોહને શું જોયુ ?', 'આભલાનો ટુકડો', 'ટપુભાઈ રાતડિયા', 'દૂરબીન', 'હું એ ? એ હું ?, લીલા લીલાં દસ આપ્યા, દસ આપ્યા', 'ઝાડ, ડાળ અને માળો' વાર્તાઓમા વિવિધ ટેકનિકના પ્રયોગો ઘણા ધ્યાનપાત્ર છે ગુજરાતી ટૂકી વાર્તા સમકાલીન યુગબળની સપ્રજ્ઞતા અને કળાકીય સભાનતા સાથે, એના આધુનિક સ્વરૂપે જયતિ દલાલ પાસે પહેલીવાર કળારૂપ પામે છે

વીસમી સદીના ત્રીજા દાયકાથી લઈને છઠ્ઠા દાયકાના પૂર્વાર્ધ સુધીના ગાળામા સ્નેહરશ્મિ, કિશનસિંહ ચાવડા, ભવાનીશકર વ્યાસ, પુષ્કર ચદરવાકર, રસિકલાલ છો. પરીખ, દુર્ગેશ શુકલ, સારંગ બારોટ, જિતુભાઈ પ્ર મહેતા, મસ્તફકીર, સ્વપ્નસ્થ, ભોગીલાલ ગાધી, ઉમેદભાઈ મણિયાર, મુરલી ઠાકુર, અશોક હર્ષ, નિરુ દેસાઈ, ઈન્દુલાલ ગાધી, મોહનલાલ મહેતા સોપાન', વેણીભાઈ પુરોહિત, હીરાલાલ ફોફલિયા, કેતન મુનશી આદિ વાર્તાસર્જકોનું સર્જન ઉલ્લેખપાત્ર છે

૬

સુરેશ જોષીનો સાહિત્યિક પ્રવેશ એ ગુજરાતી સાહિત્યની યુગપ્રવર્તક ઘટના બની રહી. મોટા ગજાના આ સર્જકના સર્જનથી-વિવેચનથી સાહિત્યમા ઘણી હલચલ મચી. સાહિત્યના કેટલાક સ્વરૂપોના સર્જનમા જે પરપરાગત વિભાવના ઢસડાતી ચાલી આવતી હતી તેની સામે વારવાર પોતાના કડક, તીખા આક્રોશ વડે તેમણે નવા ઘાટ અને નવી દિશા ચીંધ્યાં. જે ગાળામા કથાશ્રિત ટૂકીવાર્તા લખવાનું વલણ ખૂબ જોરમા હતુ એવે વખતે શુદ્ધ કળાના હિમાયતી આ મર્મજ્ઞ સર્જકે 'ગૃહપ્રવેશ'ની વાર્તાઓ વડે ટૂકી વાર્તાના રૂપવિધાન પરત્વે તીવ્ર પ્રતિક્રિયાઓ આપીને આપણી બંધિયાર બની ગયેલી ટૂકી વાર્તાને મુક્ત કરવાના મૂળગામી પ્રયત્નો આદર્યા. ટૂકી વાર્તામા તેમણે નવોન્મેષી પરિમાણોને લક્ષ્ય કરતી સક્રિય મથામણ કરી. સુરેશ જોષીની ટૂકી વાર્તાઓ, આમ તો, શુદ્ધ કલાવિભાવનાનો પરિપાક છે 'ગૃહપ્રવેશ', 'બીજી થોડીક', 'અપિ ચ', 'ન તત્ર સૂર્યો ભાતિ' અને 'એકદા નૈમિષારણ્યે' જેવા વાર્તાસગ્રહોની વાર્તાઓ થકી એમણે પ્રયોગશીલતાની જિકર કરીને ટૂકીવાર્તાને એક જુદા જ રૂપમા મૂકી આપી સુરેશ જોષીએ ઘટનામહત્ત્વ અને સ્થૂળ વાસ્તવિકતાનો ત્યાગ કરી ઘટનાનુ તિરોધાન કર્યું - માનસિક સૂક્ષ્મ ઘટનાને પ્રયોજી સ્વપ્ન, કલ્પન, પ્રતીક, પુરાકલ્પન, કપોળકલ્પિતને વાર્તાસર્જનમાં પ્રયોજ્યા સવેદન, ટેકનિક અને ભાષાની ગુજાયશ પ્રગટાવવાની પ્રક્રિયાને સર્જનલીલા સાથે અનિવાર્યતયા જોડી આપી. 'ગૃહપ્રવેશ', 'કુરુક્ષેત્ર', લોહનગર', 'એક મુલાકાત', 'વરપ્રાપ્તિ', 'પધ્યા તને', 'થીગડુ', 'રાક્ષસ', 'પુનરાગમન', એકદા નૈમિષારણ્યે આદિ ઘણીક રચનાઓ કોઈક ને કોઈક કોણના-દિશાના પ્રભાવક અશોને પ્રગટાવનારી છે સુરેશ જોષીએ વાર્તાના આકાર અગેના જેહાદ જગાવનારા વિચારો અને ઘણાએક ઉત્કૃષ્ટ નમૂનાઓથી ગુજરાતી ટૂકી વાર્તાની રૂખ ધરમૂળથી બદલી.

સુરેશ જોષીના વાર્તાસર્જનની લગભગ સમાતરે વાર્તાસર્જન કરતા ચન્દ્રકાન્ત બક્ષીએ વાર્તાકાર તરીકે પ્રબળ મુદ્રા અકિત કરી છે પરપરા સાથેનુ કેટલુક સંધાન અને આધુનિકતા પ્રતિનું પ્રસ્થાન તેમની વાર્તાઓમા જોવા મળે છે સુરેશ જોષીએ ઘટનાના હ્રાસ દ્વારા રૂપનિર્મિતનો ખાસ્સો મહિમા કર્યો, તો ચન્દ્રકાન્ત બક્ષીએ ચોંકાવનારા ઘટનાતત્ત્વને વાર્તાસર્જનની વિશેષતા તરીકે સ્વીકાર્યું ઘટનાનુ આલેખન એમનુ ફાવટનુ નિશાન રહ્યુ છે ઘટનાતત્ત્વના હ્રાસની બાબતને બાદ કરતાં સુરેશ જોષીએ પ્રબોધેલી વિચારણા થકી તેઓ વાર્તાની સરચના કરે છે અસ્તિત્વવાદી વિચારધારા, મહાનગરમાં વિવિધ વિલક્ષણ જીવનરૂપો, સ્ત્રી પુરુષ સબંધોના સ્થૂળ-સૂક્ષ્મ પરિમાણો, જાતીય આવેગો, હતાશા, એકલતા એ બધુ તેમની ટૂકી વાર્તાઓમા પ્રચુર ઘટનાવેગ અને અરૂઢ ભાષાભિવ્યક્તિથી રસપ્રદ બનતું રહે છે 'તમે આવશો ?', 'ચક્ષુ શ્રવા', 'ગુડનાઈટ ડેડી', 'મીરા', 'બીજી સોહાગરાત', 'એક સાજની મુલાકાત' જેવી ઉલ્લેખનીય વાર્તાઓ તેમણે આપી છે ચન્દ્રકાન્ત બક્ષીની વાર્તાની ગદ્યશૈલી કોઈ પુરોગામી કે સમકાલીન સર્જકોના પ્રભાવને ન ઝીલતી એવી લાક્ષણિક અને વિલક્ષણ છે ભાષા ખરબચડી અને અરૂઢ લાગે. હિન્દી, ઉર્દૂ, અંગ્રેજી શબ્દોના મિશ્રણ વડે ભાષાનું આગવુ એવુ બક્ષીશાઈ પોત રચાયુ છે એમની વાર્તાઓને જે કાંઈ નવીનતા, તાજગી અને પ્રભાવકતા મળી તે તેમની આતરસૂઝ-બૂઝનું પરિણામ છે

સુરેશ જોષીની વાર્તાકલા અને વાર્તાવિચારણાએ મોટો ઊહાપોહ સર્જ્યો પરપરિત વાર્તાધોરણોથી સાવ જુદી જ આધુનિક વાર્તાવિભાવનાએ આખો નવતરયુગ પ્રગટાવ્યો. સુરેશ જોષીના રચનામાર્ગને અનુસરનારી એક આખી પેઢી આવી. આ વાર્તાકારોએ વાર્તાને આધુનિક ઢંગે ઢાળીને, અવનવી આકૃતિઓ વડે નવ્ય પરિમાણો સિદ્ધ કરીને વિશિષ્ટ

મુદ્રાઓ અંકે કરી છે. સુરેશ જોષીના આવા સમર્થ અનુગામી કિશોર જાદવ, મધુરાય, રાધેશ્યામ શર્મા, જ્યોતિષ જાની અને સુમન શાહ જેવા સક્ષમ વાર્તાકારોએ પરંપરાગત વાર્તાની સામે ભારે પ્રયોગશીલતા દાખવી છે.

કિશોર જાદવે, સુરેશ જોષી પછી, ટૂંકી વાર્તાની આકૃતિ સંસિદ્ધ કરવા અભિવ્યક્તિના બળવત્તર પ્રયોગો વડે સૌનું ધ્યાન પોતાન તરફ ખેંચ્યું. તેમણે આધુનિક વાર્તાની દિશામાં એક સમુચિત કદમ ભર્યું. સુરેશ જોષીની વાર્તાવિભાવનાને અતિક્રમી જાય એવો વિશિષ્ટ અભિનિવેશ તેમણે દાખવ્યો છે. એમની વાર્તાઓ ઘટનાલોપથી વિસ્તરી ઘટકલોપ સુધી લંબાતી જતી જાય છે. કિશોર જાદવ વાર્તાને એક વિકાસશીલ મોડ તરફ લઈ ગયા. 'પ્રાગૈતિહાસિક અને શોકસભા', 'સૂર્યારોહણ' અને 'છદ્મવેશ' વાર્તાસંગ્રહોમાં ઊભી થતી એમની વૈશિષ્ટ્યસભર નિજી મુદ્રા ગુજરાતી ટૂંકી વાર્તાની ઊજળી બાજુને ખોલી આપે છે. તેમની વાર્તાઓમાં પ્રયોગખોરીનું વલણ સતત વિકસતું ગયું છે. ભાષાસ્તરે પણ એમણે અપૂર્વ શક્તિ દાખવી છે. એમની કેટલીક વાર્તાઓ એવી છે જે પ્રત્યાયનના પ્રશ્નો જગવે છે. માનવમનનાં અતળ ઊંડાણો, મનની અચેતન અવસ્થા, છિન્ન છિન્ન થઈ ગયેલા વાસ્તવને લઈને સૂક્ષ્મ સ્તરેથી કલ્પન-પ્રતીકાદિના સહારે ભિન્ન ભિન્ન રીતિમાં તેમણે વાર્તાઓ લખી છે. 'પ્રાગૈતિહાસિક અને શોકસભા', 'સોનેરી માછલીઓ', 'સરકસના કૂવામાં કાગડા', 'સોગટાં, બસનું પંખી', 'પોલાણનાં પંખી', 'લેબીરીન્થ', 'મદદનીશ' વગેરે વાર્તાઓમાં કિશોર જાદવે આગવી વાર્તાકળા પ્રસ્થાપિત કરી છે.

મધુ રાયનું વાર્તાસર્જન વિવિધ પ્રયોગોથી તાજગીસભર બન્યું છે. મધુ રાય આખેઆખા આધુનિક સર્જક છે. કથનવર્ણન અને રચનારીતિની દૃષ્ટિએ એમની વાર્તાઓ ખાસ્સી જુદી પડી જાય છે. આધુનિક સંવેદનાનો સક્ષમ આવિષ્કાર તેમની કૃતિઓમાં છે. 'બાંશી નામની એક છોકરી', 'રૂપકથા' અને 'કાલસર્પ' વાર્તાસંગ્રહોમાં મધુ રાયનો વિલક્ષણ અવાજ પ્રબળપણે પ્રગટ્યો છે. વિષાદનાં વિવિધ રૂપોને તાકતી અને ગદ્યનું અવનવું કામણ કરતી મધુ રાયની વાર્તાઓએ જુદી જ ભોંય રચી છે. 'હાર્મોનિકા' અને 'હરિયા' જૂથની વાર્તાઓનું કૌશલ ઘણું ન્યારું છે. 'પાનકોર નાકે જઈ', 'ચ્યુમ્મબન્ન' અને 'કાચની સામે કાચ'માં થયેલો હાર્મોનિકાનો પ્રયોગ ઘણો નોંધપાત્ર છે. 'હરિયા'ના વિલક્ષણ પાત્ર-વ્યક્તિત્વની આસપાસ વ્યંગ અને કપોલકલ્પિતનો વિનિયોગ કરીને મધુરાયે 'કાન', 'ઈંટોના સાત રંગ', 'મકાન', 'ઊંટ' જેવી વાર્તાઓને ખરો કલાઘાટ અર્પ્યો છે.

રાધેશ્યામ શર્માનું વલણ મુખ્યત્વે આધુનિકયુગમાં જીવતા મનુષ્યના મનોગતને આલેખવાનું રહ્યું છે. મનુષ્યના બાહ્યવાસ્તવની સામે આંતરવાસ્તવને મૂકીને ચિત્તના સંકુલ ભાવો અને વિધવિધ સૂક્ષ્મ અનુભૂતિઓને ટૂંકી વાર્તામાં તેઓ લઘુ ફલકને પસંદ કરીને સાંકળે છે. 'બિચારાં', 'પવનપાવડી', 'વાતાવરણ' અને 'ઘટનાલોક' જેવા વાર્તાસંચયોમાં એમની પ્રભાવક મુદ્રા ઊપસી છે. 'બિચારાં'માં પરંપરિત વાર્તાટોન છે. જ્યારે 'પવનપાવડી'માં જુદા જુદા સ્તરેથી પરિમાણોને ઉઘાડવાનો એમનો ઉદ્યમ પ્રશંસનીય છે. 'વાતાવરણ'માં પ્રયોગશીલ વલણ વિવિધ સ્વરૂપે વિસ્તર્યું છે. વાસ્તવની સ્થૂળ ઘટનાઓને ગાળી-ચાળીને રાધેશ્યામ શર્મા વાર્તાના વણાટને પ્રતીક, કલ્પન, કપોળકલ્પિતા આદિ પ્રવિધિઓથી ઘટ્ટ કરતા રહે છે. વાગ્મિતા વિનાના ભાષાકર્મ વડે વાર્તાની વ્યંજનાત્મકતાને તેઓ બેખૂબીથી હાથમાં રાખે છે એ વિશેષ કાંઈ જેવો તેવો નથી. 'રણ', 'ચર્ચબેલ', 'સાડા ત્રણ ફૂટની ઘટના', 'હાથીપગો', 'લીલા', 'વવળાટ' જેવી રચનાઓમાં તેમની સર્જકતાના મૌલિક ઉન્મેષો આંજે તેવા છે.

જ્યોતિષ જાનીને પ્રતીકાત્મક શૈલી વડે અનુભવોનું રસાયણ કરવામાં વધુ સફળતા મળી છે. અવનવી ટેકનિકથી, વિવિધ ભાષાભંગિઓથી વાર્તાઓમાં તેમણે નૂતન છટાઓ દાખવી છે. વાર્તાઓમાં ઉપહાસની સાથોસાથ વિષાદની કાળવણી કરવામાં વાર્તાકારની કુશળતા ઘણી ધ્યાનપાત્ર ઠરે છે. 'ચાર દીવાલો એક હેંગર', 'અભિનિવેશ' અને 'પંદર આધુનિક વાર્તાઓ', સંગ્રહની 'નાક', 'મોરલી વાગી', 'સૂટકેઈસ', 'એ સાંજ ગઈ કાલની હતી', 'પરસ્પર ચહેરા ઝૂંટવવાની રમત' જેવી વાર્તાઓના સંવેદનનો રચનાપ્રપંચ નિજી તરેહમાં ઢળાયો છે.

પ્રબોધ પરીખે કોઈપણ જાતના કે કોઈપણ ભાતના સન્નિવેશ વિના વાર્તાઓ લખી છે. 'કારણ વિનાના લોકો'માંની એમની બાવીસ વાર્તાઓમાં આખરે તો શબ્દપણું ગોઠવાયું છે. ઘટના, સંવેદન, પાત્રાદિની પરંપરાને ઉવેખીને કેવળ ભાષાલીલા વડે જ વાર્તાકાર નવોન્મેષ પ્રગટાવવા ચાહે છે. પ્રયોગખોરીના વધુ ભારને લીધે તેમની કેટલીક વાર્તાઓ તતડાઈ ગઈ છે.

સુમન શાહ એ સમયે સુરેશ જોષીની સીધી અસર તળે આવીને એક પ્રયોગશીલ વાર્તાસર્જક તરીકે ખાસ્સા ઊભરી

આવ્યા. અવનવીન આકાર અને નવીનવી રચનારીતિને તેમણે વાર્તાઓમા સક્ષમતાથી ખપમાં લીધી છે 'અવરશુકેલુબ' વાર્તાસગ્રહમા એમની સર્જકતાનો પ્રભાવક અભિનિવેશ પૂરી માત્રાએ પ્રગટ્યો છે 'પીળા વેન્ટીલેટર્સ', 'દાદરા', 'એ લોકો', 'કાચની બારી', 'રીંછ' જેવી પ્રયોગસમૃદ્ધ વાર્તાઓ સર્જી છે તેઓ વાર્તાને વશવર્તીને ભાષાને પ્રયોજે છે વાર્તાકળાનો અકાટ્ય સસ્પર્શ તો એમની બોધકથાઓમા સવિશેષ અનુભવાય છે 'કાકાજીની બોધકથા', 'ટેબલની બોધકથા', 'દેવચકલીની બોધકથા', 'બારીની બોધકથા મા પ્રતીકાત્મક ઉઠાવ આપવામા સર્જક સફળ રહ્યા છે તેમની વાર્તાઓમા કપોળકલ્પિતનો અર્થપૂર્ણ વિનિયોગ પણ રૂડી પેરે થયો છે 'અવરશુકેલુબ'થી જુદો ચીલો ચાતરીને એમની સર્જકતાએ 'જેન્તી-હસા સિમ્ફની'મા નવી નરવી કોર લબાવી છે આમા અનઆધુનિક વાર્તા સાથેનું સધાન જોઈ શકાય છે એમની વાર્તાનો આ બદલાતો વિભાવ અહીં ન્યારી રીતે કોળ્યો છે જેન્તી-હંસા-સિમ્ફની'મા એક જ નાયક-નાયિકાના દામ્પત્યજીવનની ઘટમાળમાની વિવિધ ક્ષણોને ખૂબીપૂર્વક ઉપાડીને વિવિધ ભાષાતદબીર વડે તેને અભિવ્યક્ત કરી છે તો 'ફટફટિયુ' જેવી દીર્ઘ ફલકવાળી વાર્તાઓમા વાર્તાસ્વરૂપના પરિમાણોને ઉઘાડવાનો તેમણે મોટા ગજાનો સફળ પુરુષાર્થ ખેડ્યો છે

આધુનિકતાના કોઈને કોઈ મરોડને પકડીને સર્જકકર્મ આદરનારા બીજા અનેક વાર્તાકારો આ ગાળામા પ્રયત્નશીલ રહ્યા છે એમની કોઈક ને કોઈક વાર્તા કશીક ને કશીક નવતાથી ભરી ભરી રહી છે આવા વાર્તાકારોમાં મહેશ દવે, વિભૂત શાહ, ઈવા ડેવ, સુધીર દલાલ, સુરેશ દલાલ, ભારતી દલાલ, સુવર્ણા, રોહિત પડ્યા, પવનકુમાર જૈન, શશી શાહ, સત્યજિત શર્મા, ચિનુ મોદી, મનહર મોદી, લાભશકર ઠાકર, રજનીકુમાર પડ્યા, તારિણીબેન દેસાઈ, મુકુન્દ પરીખ, પિનાકિન દવે, નલિન રાવળ, કાન્તિ પટેલ, મફત ઓઝા, રમેશ પારેખ, ભરત નાયક, ભૂપેન ખખ્ખર, અશ્વિન દેસાઈ વગેરેનો સમાવેશ થાય છે

૭

આધુનિકતાવાદી વિચારસરણીના સીધા પ્રભાવમાં આવ્યા વિના, જીવનના અનુભવોને કળાગત ભૂમિકાએ લઈ જઈને, પરપરાગત રીતિમા અનિવાર્ય એવાં પરિવર્તનો કરીને વાર્તાસર્જન કરનારાઓમા રઘુવીર ચૌધરી, સરોજ પાઠક ઘનશ્યામ દેસાઈ, રાવજી પટેલ, ભૂપેશ અધ્વર્યુ વિજય શાસ્ત્રી, ધીરેન્દ્ર મહેતા અને વીનેશ અંતાણીએ ધારી કલાત્મકતા સિદ્ધ કરી છે

રઘુવીર ચૌધરી કોઈપણ સ્વરૂપને પોતાની પકડમાં લઈ શકે તેવા પ્રતિભાસપન્ન સર્જક છે નવલકથા એમનું માનીતું સ્વરૂપ ભલે હો પણ એમની સર્જકતાએ ટૂકી વાર્તામા પણ વૈશિષ્ટ્ય દાખવ્યુ છે જીવન અને અનુભવને કાલવીને કળામા મૂકવાનુ વલણ એમની વાર્તાઓમા જોવાય છે આકસ્મિક સ્પર્શ', 'ગેરસમજ', 'અતિથિગૃહ' જેવા સગ્રહોમા વાર્તાની રચનારીતિનું વૈવિધ્ય સમૃદ્ધ માત્રામા છે વાસ્તવના આલેખનમા તેઓ પાત્રોની દ્વિધામય સ્થિતિને અસરકારક રીતે ખડી કરે છે પન્નાલાલ પટેલની રીતિ-શૈલી વધુ સાફસૂથરી રીતે અહીં ઉત્કાત થતી જોઈ શકાય છે ઘટના, ટેકનિક, ભાષા અને બોલીનો સમુચિત વિનિયોગ વાર્તાને સબળ બનાવે છે 'પૂર્ણસત્ય', ચિતા', 'તમ્મર', 'સાંકળ', 'પોટકું' 'જગા ધૂળાનો જમાનો' વગેરે કળાદષ્ટિએ અને વસ્તુસવેદનાની માવજતની દષ્ટિએ ઘણી ઉલ્લેખનીય રચનાઓ છે

સરોજ પાઠક આધુનિકતાના કે પરપરાના એવા કોઈ અતિમે ગયા વિના, વચ્ચેના ભૂતળમા રહીને, વાર્તાસર્જન કરે છે ઈયત્તા અને ગુણવત્તાની નજરે એમણે ઠીકઠીક પ્રમાણમાં વાર્તાઓ આપી છે 'સારિકા પિંજરસ્થા', 'મારો અસબાબ', 'મારો રાગ', 'દુશ્ચક્ર', 'સ્વયંવર', 'ન કૌસમા, ન કૌસ બહાર'માં માનવમનના ગહનતમ વ્યાપારોને તાગવાનો પ્રયત્ન પ્રશસ્ય છે આધુનિક પ્રયોગલક્ષી વલણ પણ તેમની વાર્તાઓમા અવારનવાર ડોકાતુ રહ્યુ છે વિષયવસ્તુ અને રચનારીતિનુ અપાર વૈવિધ્ય છતાં શૈલીમા પડઘાતી એકવિધતા સરોજ પાઠકના સર્જકત્વને જાણે બાધી રાખે છે

ઘનશ્યામ દેસાઈ બહુ ઓછુ લખતા આપણા પ્રતિભાશાળી વાર્તાકાર છે તેમના ટોળું' વાર્તાસંગ્રહમાં સર્જનાત્મક અભિવ્યક્તિની દષ્ટિએ ઘણી કલાત્મક વાર્તાઓ આપણને સાપડી છે 'કાગડો', 'ટોળુ' અને 'ગોકળજીનો વેલો' નામની વાર્તાઓમા અનુક્રમે કપોળકલ્પિત, અર્ધપૌરાણિક, અસ્તિત્વમૂલક એમ ભિન્ન ભિન્ન શૈલીએથી થયેલો વિનિયોગ બળુકો છે

રાવજી પટેલ અને ભૂપેશ અધ્વર્યુ બહુ ટૂંકું આયુષ્ય ભોગવીને ચાલ્યા ગયેલા આપણા ગજાદાર વાર્તાકારો છે જો એ આપણી વચ્ચે હજુ વધુ જીવ્યા હોત તો ગુજરાતી ટૂંકી વાર્તાનો પૂરેપૂરો ક્યાસ વૈવિધ્યપૂર્ણ રીતે કાઢી શકે એવી ગુજાશ તેમનામા હતી. રાવજી કોઈ પણ સ્વરૂપમા બળકટતાપૂર્વક

વિસ્તર્યો છે. 'વૃત્તિ અને વાર્તા'માં તેણે કેટલીક નમૂનેદાર વાર્તાઓ ખેડી બતાવી છે. 'સગી', 'છબીલકાકાનો બીજો પગ', 'એક ઘડીના પંચોતેરમા ભાગનો ઉન્માદ'માં કોઈ ને કોઈ ઉન્મેષ છતી કરતી આ કલાત્મક વાર્તાઓ એક વિપુલ શક્યતાવાળા વાર્તાકારનું પ્રમાણ બની રહે છે. પ્રયોગ કે પરંપરાના ઢાંચાને ઓળંગી જઈને નિજી સર્જકત્વ વડે વાર્તા સિદ્ધ કરવાનું વલણ, રાવજી પટેલની જેમ, ભૂપેશ અધ્વર્યુમાં પણ દેખાય છે. એમના મરણોત્તર વાર્તાસંગ્રહ 'હનુમાનલવકુશમિલન'માં વિશિષ્ટ સર્જકકર્મનો આહ્‌લાદક પરિચય થાય છે. 'હનુમાનલવકુશમિલન', 'પેટ', 'લીમડાનું સફેદ ઝાડ' જેવી વાર્તાઓમાં વર્ણન-કથન-ભાષા-રચનારીતિ વડે નવું પરિમાણ રચવાનો સર્જક પુરુષાર્થ ખાસ્સો ખપ લાગ્યો છે. જીવતેજીવ તો તેમણે છ-સાત વાર્તાઓ પ્રગટ કરેલી. વાર્તા પ્રસિદ્ધ નહિ કરવાની કોઈ અકળ ગણતરીએ, એ કાળે, એમની સર્જકતા તરફ વિવેચકોનું ખાસ ધ્યાન ન ગયું એ સ્વાભાવિક છે. એમના વાર્તાસંગ્રહના પ્રાગટ્ય પછી, એમની વાર્તાઓને આપણા વિવેચને પૂરી પુરસ્કારી છે.

સાતમા-આઠમા દાયકામાં સુરેશ જોષીની વાર્તાવિભાવનાએ ઘટનાહ્રાસની હિમાયતથી પ્રભાવિત કેટલાક વાર્તાકારો પ્રયોગખોરીમાં રાચતા હતા તે કાળે વાર્તાક્ષેત્રે પદાર્પણ કરનાર વિજય શાસ્ત્રીનું વાર્તાસર્જન ઈયત્તા અને ગુણવત્તા, ઉભય દૃષ્ટિએ નોંધપાત્ર અને વિત્તવાન છે. 'મિસિસ શાહની એક બપોર', 'અહીં તો', 'હોવું એટલે હોવું', 'ઈતરેતર', 'ઈત્યાદિ', 'અસારે ખલુ સંસારે', 'શ્રવણની કાવડ' વગેરે વાર્તાસંગ્રહોમાં પરંપરાગત અને પ્રયોગશીલ, બેઉ ધારાઓનાં ઉપકારક તત્ત્વોનો સમુચિત સમન્વય સધાયો છે. મધ્યમવર્ગીય માનવીના રોજિંદા જીવનની સામાન્ય ઘટનાઓના ઉપાદાનનું કળાની ભૂમિકાઓ સર્જનમાં રૂપાંતર સાધવાની કળાગત સૂઝ-સજ્જતા સ્પર્શી જાય તેવી છે. 'ના અ-જન્મ', 'મિસ્ટર હુંનો દુઃખતો દાંત', 'ભઈલુ', 'પડકાર', 'ચકરાવો', 'શ્રવણની કાવડ' જેવી કળાત્મક વાર્તાઓમાં તેમનો પ્રતિભાવિશેષ ચેતોહર રૂપમાં પ્રગટે છે.

ધીરેન્દ્ર મહેતા અને વીનેશ અંતાણીએ વાર્તામાં રચનારીતિના ઓછા-વત્તા પ્રયોગો વડે જીવનસંવેદનાને વિશિષ્ટ રીતે મૂર્ત કરી છે. ધીરેન્દ્ર મહેતાની 'સમ્મુખ', 'એટલું બધું સુખ', 'હું એને જોઉં એ પહેલાં' સંગ્રહોની વાર્તાઓમાં પ્રસરતું સંવેદનનું સંતુલિત આલેખન ધ્યાન ખેંચનારું છે. વીનેશ અંતાણી એમની વાર્તાઓમાં કેન્દ્રસ્થ સંવેદનાઓને કલ્પન, પ્રતીક, કપોળકલ્પિત વડે ઉપસાવીને કલાસંધાન કરે છે. 'હોલારવ', 'રણઝણવું', 'અહીં કોઈ રહેતું નથી' સંગ્રહોની વાર્તાઓ જુદી રીતે-ભાતે પ્રસરતી-પ્રમરતી રહી છે. ભાષાની હળવાશ લોભામણી છે. 'તરસના કૂવાનું પ્રતિબિંબ', 'સાંઢણી', 'કોરો સારંગ', 'બે સ્ત્રીઓ અને ફાનસ' અને 'કરસનભાઈનો ઓયડો' તેમની સફળ વાર્તાઓ છે. હરિકૃષ્ણ પાઠકની 'મોરબંગલો'ની વાર્તાઓમાં વર્તમાન અને અતીત વચ્ચેનો તણાવ વિશિષ્ટ રીતે વ્યક્ત થયો છે.

પરંપરા કે આધુનિકતાના કશાય લેપન વિના, નિજી સંવેદનને યથોચિત અભિવ્યક્તિ આપીને સંનિષ્ઠ પુરુષાર્થ આદરનારા વાર્તાકારોમાં મોહનલાલ પટેલ, મોહમ્મદ માંકડ, શિવકુમાર જોષી, ભગવતીકુમાર શર્મા, કુન્દનિકા કાપડિયા, ધીરુબહેન પટેલ, વર્ષા અડાલજા, ઈલા આરબ મહેતા, તરુલતા મહેતા, રમણ પાઠક, ચંપૂ વ્યાસ, ઉજમશી પરમાર, અભેસિંહ પરમાર, બાબુ છાડવા, ઉત્પલ ભાયાણીને ઉલ્લેખી શકાય એમ છે.

૮.

ગઈ સદીના આઠમા દાયકામાં વાર્તાસર્જન ક્ષેત્રે સ્થગિતતા વરતાવા માંડી હતી. છઠ્ઠા-સાતમા દાયકાની આધુનિક વાર્તામાં અવનવા પ્રયોગો થયા, ટેકનિકનો ભારે મહિમા થયો, ભાષા જીવંતપણે એની વિવિધ શક્તિઓ સમેત બહાર આવી. આ સર્વેથી વાર્તાને નવું કલેવર મળેલું. આ વાર્તાનો અવાજ ઘણો બલિષ્ઠ હતો તે પણ નિર્વિવાદ છે. આધુનિક વાર્તાકારોએ અનેક દિશાઓ પર પોતાની દૃષ્ટિ ખોડીને અનેક સ્તરેથી વાર્તામાં પોતાના મિજાજને ઢાલવ્યો હતો. ગુજરાતી ટૂંકી વાર્તાના આરંભથી લઈને આજ સુધીમાં સંખ્યાની દૃષ્ટિએ સક્ષમ વાર્તાકારો આ ગાળામાં સાંપડ્યા છે. એનાં ઉત્તમ પરિમાણો ને પરિણામો વાર્તાને ઘણાં પ્રાપ્ત થયાં. તેમ છતાં આધુનિક વાર્તારીતિ, સમય જતાં, રેઢિયાળ અને બંધિયાર લાગવા લાગી. એકનાં એક સંવેદનો, એકની એક તરાહ, એકનો એક અભિનિવેશ વધુ ને વધુ રીતે બેવડાતાં એની કૃતકતા સપાટી પર આવવા માંડી ને આધુનિક વાર્તા પુનરાવર્તનોના દાસત્વમાં ઠીંગરાઈ ગઈ. બન્યું એમ કે અનુકરણમાં રાચતા લેખકોની વાર્તારચનાની ગેરસમજે આધુનિક વાર્તામાં આદરેલી વધુ પડતી પ્રયોગખોરી, વાર્તામાંડણીમાં આચરેલી ફેશનપરસ્તી, ઘટનાને પાણીપાતળી બનાવવાની ઘેલછા, વાસ્તવથી ઘણે દૂર રહેવાની ડોળઘાલુ વૃત્તિને કારણે સુરેશ જોષી આદિ સબળ સર્જકોએ બની-

બનાવેલી વાર્તાને તહસનહસ કરી નાખી. ભાવક-વાચક પણ આવી વાર્તાઓ તરફથી પોતાનુ મોં ફેરવી લે છે આવા સક્ષુબ્ધ વાતાવરણે વાર્તાસર્જકને ખાસ્સો ઝખવાણો પાડી દીધો.

આધુનિકતાવાદની મોટી ભરતી આ સમે ઓસરવા માડે છે, ને નવમા દાયકાના મધ્યભાગ સુધી તો મંદપ્રાણ થઈ રહે છે આવા સુસ્ત દિવસોમા મરાઠી દલિતસાહિત્યના સપર્કે પ્રભાવે ગુજરાતીમા દલિતવાર્તા કાઠું કાઢે છે સુમન શાહ 'સુરેશ જોશી સાહિત્ય ફોરમ' અતર્ગત 'આધુનિકતા. થિંક-રિ-થિંક' પરિસવાદ યોજીને આધુનિકતાની ફેરતપાસ આદરે છે ને નવા લક્ષણો વિશેની ચર્ચાને આરંભે છે નવા બદલાવ તરફની એક ચોક્કસ ગતિ અહીં જોવાય છે મણિલાલ હ. પટેલ, આદમ ઘોડીવાલા આદિ સર્જકો દિશાની નાડ પારખીને, જુદી જુદી બેઠકો રચીને નવી વાર્તાની શોધ માડે છે 'પરિષ્કૃતિ' નામે ઊભા થયેલા આ આદોલનમા નવતર વાર્તાસર્જકો જોડાઈ જઈને પુરોગામી વાર્તાના શુધ્ધીકરણને તાકતી અનુઆધુનિક વાર્તાની સ્થાપના માટેની એક આબોહવા બાધે છે 'સાહચર્ય મુબઈના ઉપક્રમે વાર્તાપઠન-વાર્તાસમીક્ષા કરતા સર્જકશિબિરો થવા લાગતા વાર્તાસર્જનમા તીવ્ર ગતિ આવે છે વધુમા તો ભરતનાયક ગીતાનાયકનુ અપૂર્વ ખોજ જેવુ વાર્તા અને ગદ્યનુ સામયિક 'ગદ્યપર્વ' આવતા ટૂકી વાર્તાને વિકસવાનુ મોટું પરિબળ મળે છે આ ભૂમિકા આધુનિકોત્તર ટૂકી વાર્તાને એના નવોન્મેષ સાથે પ્રગટાવે છે આધુનિક વાર્તાઓ કરતા આધુનિકોત્તર વાર્તાઓ વિષય, સવેદન અને અભિવ્યક્તિની રીતિએ ખાસ્સી જુદી પડી જાય છે, આધુનિકોત્તર વાર્તાસર્જકો ઘટના, સવેદન, અનુભવ, અનુભૂતિને અનુરૂપ રચનારીતિ સહજ રીતે મૂકે છે વાસ્તવના અનેક રૂપોને સતુલિત કરીને નવા રૂપે પ્રગટાવે છે આવા નવતર ભાવવિશ્વને પ્રગટાવવા એક આખી નવી પેઢી ઊભી થઈ

હિમાશી શેલતે આધુનિકતાના વ્યામોહમાં તણાયા વિના પોતીકી ઉકલતને અનુષગે વાર્તાસર્જન કર્યું છે એમની સર્જનશક્તિ ટૂકી વાર્તામાં ઊભરી આવી અને એમા જ ઉત્તમ કૌવત પ્રગટાવ્યુ છે મર્યાદિત ફલકમા રહી અછડતા સ્કેચથી તીવ્ર અનુભૂતિને પ્રભાવકતાથી તેઓ વાર્તામા આકારે છે એમના આરભના વાર્તાસગ્રહો 'અતરાલ' અને 'અધારી ગલીમા સફેદ ટપકા'મા નારીસવેદના કેન્દ્રરૂપ છે નારીહૃદયની ગૂઢાતિગૂઢ ઊર્મિઓ, ઝખનાઓ, તૃષ્ણાઓ, વ્યથા-વેદનાઓને હિમાશી શેલતે જે કુશાગ્રતાથી પોતાની વાર્તાઓમા આલેખ્યા છે તેટલી કુશાગ્રતાથી આપણી બીજી વાર્તાલેખિકાઓ બહુ ઓછીવાર આલેખી શક્યા છે કશાય ભાર વિનાની ઘટનાઓ અને ચિત્તસંચલનોની રચનાથી બનતી ઘનીભૂત આવલિ ખરે જ રોમાંચનો અનુભવ કરાવી રહે છે એ પછીના વાર્તાસગ્રહો 'એ લોકો', 'સાજનો સમય' અને 'ખાડણિયામા માથુ'માં વાર્તાવિશ્વ બદલાય છે એમા પોતાના સમાજસેવાના કાર્યક્ષેત્રના અનુભવો મહત્ત્વનું સ્થાન લે છે કેટલાક સમકાલીન જીવનપ્રશ્નો અને જીવનરગોની સવેદનમૂલક વાર્તાઓ પણ સ્થાન પામી છે એમના સમગ્ર વાર્તાસાહિત્યમા 'ઈતરા', 'અકબધ', 'આગતુક', 'સુવર્ણફળ', 'બળતરાના બીજ', 'અધારી ગલીમા સફેદ ટપકાં', 'ચૂડેલનો વાસો', 'ખાડણિયામા માથુ' વાર્તાઓ વિશિષ્ટ સ્થાન ભોગવે છે

મોહન પરમાર આપણા નીવડેલા વાર્તાસર્જક છે એમના આરંભિક વાર્તાસગ્રહ 'કોલાહલ'ની વાર્તાઓએ કશો ખાસ ઉન્મેષ દાખવ્યો નહોતો. એ પછીના 'નકલંક', 'કુંભી', 'પોઠ' જેવા સગ્રહોની વાર્તાઓએ ઉત્તરોત્તર એક નવી ઊચાઈ સર કરી છે ઉત્તર ગુજરાતના મહેસાણા જિલ્લાના ગ્રામજીવનનુ, પોતાના સમાજનુ અને એ સમાજની વિધવિધ સમસ્યાઓનુ વાસ્તવિક અને સૂક્ષ્મ આલેખન એમા અસરકારક રીતે ઝીલાયુ છે એમની વાર્તાઓમા વિષયવૈવિધ્ય ભારોભાર છે 'નકલક', 'આધુ', 'હિરવણુ', 'વાયક', 'કોહ', 'નેવા', 'ચૂવો' જેવી વાર્તાઓ પાત્રના સવેદનની સૂક્ષ્મતાઓને કડારીને તેનુ કળાત્મક મૂલ્ય છતુ કરે છે

મણિલાલ હ. પટેલ પાસે ગ્રામજીવનનો વ્યાપક અને ભરચક અનુભવ છે કરવટ બદલતા ગામને અને ગ્રામજીવનને ખૂબ નજીકથી, સવેદનસિક્ત નજરે તેમણે નિહાળ્યુ છે ગ્રામીણ સમાજ, એની પરપરાઓ અને એની રૂઢિજડતાઓ સામે નવા જમાનાના પરિવર્તનોને વાર્તાઓમા સાકળીને એમણે સઘર્ષમૂલક આલેખન કર્યું છે આધુનિકોત્તર વાર્તાને પળોટવામા મણિલાલનુ વાર્તાવિવેચન ઘણુ સાર્થક ઠરેલુ છે, તેમ ગુજરાતી વાર્તાના નવાં વલણોને સમજવામાં એમની વાર્તાઓ સવિશેષ ઉપકારક થઈ પડે છે મણિલાલમાં સમકાલીન વાર્તાસર્જકો કરતાય વાર્તાસર્જનની વિશેષ કાળજી ઉતરેલી છે 'રાતવાસો', 'હેલી' અને 'બાપાનો છેલ્લો કાગળ'ની વાર્તાઓમા ગામડાને એના સમગ્ર પરિવેશ સહિત લોકસવેદના અને લોકમાનસનું ઘેરુ ને સકુલ ચિત્ર તેઓ ખડુ કરે છે સવેદનવૈવિધ્ય અને અભિવ્યક્તિની વિવિધ તરાહો

બળુકી રીતે પ્રયોજાય છે. ભાષા અને બોલીના રસ-કસ અહીં પૂરા ખેંચાય છે. 'રાતવાસો', 'માટીવટો', 'માવઠું', 'હેલી', 'બદલી', 'ડમરી', 'બાપાનો છેલ્લો કાગળ' એ એમની સશક્ત વાર્તાઓ છે.

રામચન્દ્ર પટેલ સાવ જુદી રીતે-ભાતે સબળ વાર્તાસર્જન કરે છે. નૈસર્ગિક પરિવેશ એમની વાર્તાઓમાં પૂરી નિસબતે કોળે છે. એમની વાર્તારીતિ ન તો આધુનિકતાને ગાંઠે છે કે ન તો પૂર્વપરંપરાને અનુસરે છે. અરે ! એ તો સમકાલીન સર્જકોથી પણ ઘણા વેગવેગળા છે. ગદ્યના એમના એકદમ નોખા-અનોખા ને રસાત્મક લયતાલ વાર્તાને વધુ પુષ્ટ કરતા રહે છે. કાવ્યમય કલ્પન, પ્રતીકોનો વિનિયોગ કરી પાત્રનાં આંતરસંવેદનોને જગાવતી અભિવ્યક્તિ એમની સજ્જતા-સભાનતાની દ્યોતક છે. 'સ્થળાંતર' અને 'બગલથેલો'ની મોટાભાગની વાર્તાઓ પ્રથમ પુરુષ એકવચનની કથનરીતિમાં લખાયેલી છે. વાર્તાનાયકના એક સ્થળેથી બીજે સ્થળના ભ્રમણમાં વાર્તા એના સમગ્ર પરિવેશમાં ખૂલે છે, વિકસે છે ને છાઈ રહે છે. એમના એક-બે લસરકાથી તો આખું વાતાવરણ ધબકતું-ધડકતું થઈ ચેતનાથી ફાટફાટ થઈ રહે છે. નીતિ-સદાચારને વ્યક્ત કરતી રામચન્દ્ર પટેલની વાર્તાઓ માનવમનના ઊંડામાં ઊંડા સ્તરને ખોદી કાઢનારી છે. 'શ્યામલી', 'રખોપો', 'સહચર', 'શિલાજિત', 'તરસ', 'શ્રીફળ', 'ટેકરી', 'પિછવાઈ' એ વાર્તાકથનરીતિનાં વિશિષ્ટ કળાતત્ત્વોની પિછાણ કરાવતી વાર્તાઓ છે.

અજિત ઠાકોરે પરિષ્કૃત વાર્તાની કળાસંદર્ભે અભિનિવેશપૂર્વક સ્વકીય વિચારણા મૂકેલી. આ વિચારણાની સાથોસાથ એમણે એ રીતનું સૂઝપૂર્વકનું વાર્તાસર્જન કરેલું છે. અજિત ઠાકોરે વાર્તાઓમાં તખુના પાત્રને કેન્દ્રમાં રાખીને એના શૈશવ, કિશોર અને યુવાનવયના સ્વભાવગત અંશોનું અને એના વિવિધ અનુભવોનું વિશિષ્ટ ભાવવિશ્વ રચ્યું છે. સૂક્ષ્મ સંચલનોને કલ્પન-પ્રતીકથી આલેખવાની સૂઝભરી વાર્તારીતિમાં નવસંચાર જોવાય છે. 'તખુની વાર્તા' સંગ્રહમાં 'દૂંટી', 'નખ', 'ગૂમડું', 'ખરજવું', 'પોપડો' એ આધુનિકોત્તર ગાળાની કેટલીક જીવદેણ વાર્તાઓમાં સ્થાન પામે એવી છે.

રજની મહેતા એવા છદ્મવેશી નામે શિરીષ પંચાલે કળાકીય સૂઝબૂઝ વડે વાર્તાને નવતર ઘડતર બક્ષ્યું છે. 'અંચઈ' સંગ્રહની ટૂંકી વાર્તાઓમાં બૃહદ્ ફલકને પસંદ કરી વાર્તા સ્વરૂપનાં વિશિષ્ટ પરિમાણોને ઉઘાડવાનો એમનો ભર્યોભાદર્યો પ્રયત્ન માસ્ટરસ્ટ્રોક જેવો છે. 'અંચઈ', 'હવેલી', 'ભીંત અને કૂંપળ' અને 'મજૂસ' જેવી વાર્તાઓમાં કથનકલા અને ભાષાભિવ્યક્તિ સબળ સ્વરૂપે આકાર પામી છે. 'આયનો' વાર્તાસંગ્રહ એમની નિજી સર્જકશક્તિનો નમૂનો છે.

અંજલિ ખાંડવાળા ('આંખની ઈમારતો', 'લીલો છોકરો'), માય ડિયર જયુ ('જીવ'), કિરીટ દૂધાત ('બાપાની પીંપર'), રમેશ ર. દવે ('શબવત્', 'જલાવરણ'), હર્ષદ ત્રિવેદી ('જાળિયું'), પ્રાણજીવન મહેતા ('પ્રા. કથન'), અનિલ વ્યાસ ('સવ્ય-અપસવ્ય'), બિપિન પટેલ ('દશ્મન'), હરીશ નાગ્રેચા ('તું બોલને !', 'અને છતાં... પણ', 'હેલો સૂર્યા !'), પરેશ નાયક ('પાંચ સારા જણ'), પ્રવીણસિંહ ચાવડા ('સુગંધિત પવન', 'વનદેવતા'), બહાદુરભાઈ વાંક ('પીછો', 'રાફડો'), કનુ સુણાવકર ('અકસ્માતકાળ'), પુરુરાજ જોષી ('માયાવિની'), યોગેશ જોષી ('હજીયે કેટલું દૂર', 'ઉઘાડી બારી'), જનક ત્રિવેદી ('બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ'), કનુ અડાસી ('પાવરગેમ'), રવીન્દ્ર પારેખ ('સંધિકાળ', 'સ્વપ્નવટો'), મનોહર ત્રિવેદી ('ગજવામાં ગામ'), પ્રાગજીભાઈ ભામ્ભી ('ફરી પાછા પૃથ્વી પર'), જિતેન્દ્ર પટેલ ('ઉન્મેષ'), અઝીઝ ટંકારવી ('સનદ વગરનો આંબો'), નાઝીર મનસૂરી ('ઢાલ કાચબો'), મોના પાત્રાવાલા ('રાની બિલાડો'), દીવાન ઠાકોર (પ્રવેશદ્વાર'), અજય ઓઝા ('આરામખુરશી') વગેરે વાર્તાકારો પાસેથી ઉલ્લેખનીય વાર્તાસંગ્રહો પ્રાપ્ત થયા છે.

તો વિવિધ સામયિકોમાં પ્રગટ થતી કાનજી પટેલ અને કલ્પેશ પટેલની વાર્તાઓ વાચકોને આકર્ષતી રહી છે. કાનજી પટેલની 'પડાવ', 'મધપૂડો', 'હું આવું છું', 'ડેરો' જેવી વાર્તાઓમાં તળ વાસ્તવ એની અસલીયત સાથે બહાર આવ્યું છે. ભાષા અને લોકબોલીના નિરૂપણમાં તેમની સર્જકતાએ ન્યારુ રૂપ ખડું કર્યું છે. નવોદિત વાર્તાકાર કલ્પેશ પટેલની 'વાડ', 'સોદો', 'બલા' વાર્તાઓમાં તેમની સર્જકતાના સબળ પુરાવા સાંપડે છે.

આધુનિકોત્તર કાળમાં દલિત વાર્તાકારોએ નોંધપાત્ર ખેડાણ કરીને વિવિધ ઉન્મેષો દાખવ્યા છે. દલિત વાર્તાકારોની આગવી ઓળખ એમની સ્વાનુભૂતિમાં રહેલી છે. મોટાભાગના દલિત વાર્તાકારો વાર્તા રચવાની મથામણ-માવજત કરતાં પોતાની વેદના-વ્યથાઓ, એની પડછેનો હડહડતો સામાજિક અન્યાય, સવર્ણો પ્રત્યેનો રોષ, તે પ્રત્યેની નફરત, સમાજ પરિવર્તન તરફની તેમની તરફદારીનો ઝૂકાવ સવિશેષ જોવા મળે છે. 'પન્નાભાભી', 'આગળો' (જોસેફ

મેકવાન), 'મૂંઝારો' (દલપત ચૌહાણ), 'તલપ' (હરીશ મંગલમ્), 'સાંકળ', 'રવેશ' (ધરમાભાઈ શ્રીમાળી), 'વિલોપન' (ભી. ન. વણકર), 'અંતરવ્યથા' (પ્રવીણ ગઢવી), 'રાતી રાયણની રતાશ' (વી. કેશરશિવમ્), 'પારખું' (દશરથ પરમાર) જેવા વાર્તાસંગ્રહોમાં દલિત સંવેદનાનું ઘેરું ચિત્રણ જોવા મળે છે 'કોહ', 'નકલંક' (મોહન પરમાર), 'તલપ', 'દાયણ' (હરીશ મંગલમ્), 'કાતોર', 'મૂંઝારો' (દલપત ચૌહાણ), 'સિક્કો' (રાઘવજી માધડ), 'સોમલી' (હરિ પાર) જેવી વાર્તાઓમાં દલિત-વીતક ભારોભાર રજૂ થતાં હોવા છતાં સંવેદનોને આબેહૂબ વાર્તાઘાટ પણ મળ્યો છે. સ્વ-તાની ઉત્કટતામાંથી ઊભી થયેલી આ સર્જકતાએ ગુજરાતી ટૂંકી વાર્તાની આગવી કેડી કંડારી છે

સો જેટલાં વર્ષ થવાને આરે ઊભેલી ગુજરાતી ટૂંકી વાર્તા પર દૃષ્ટિપાત કરતાં જણાશે કે તે કેટલીક મર્યાદાઓથી મુક્ત ન હોવા છતાં, કળાદૃષ્ટિએ અનવદ્ય લેખાય તેવી પ્રભાવક રહી છે ગુજરાતી નવલકથાનું અવતરણ ગુજરાતી ટૂંકી વાર્તા કરતાં પાંચેક દાયકા પૂર્વે થયું હોવા છતાં, નવલકથાને મુકાબલે ટૂંકી વાર્તાએ નવાં ને આગવાં ઘણાંક સ્થિત્યંતરો અંકે કર્યા છે વિષયવસ્તુ અને કેન્દ્રવર્તી વિચારને વશવર્તીને લખાયેલી આરંભકાલીન વાર્તાઓમાં માતબર વૈવિધ્ય છે આ સ્વરૂપને હજુ વધુ ને વધુ રૂપકડું બનાવવાની આજના સર્જકોની અવિરત મથામણો નવનવા વળાંકો સર્જતી જણાય છે વિષયને અનુરૂપ ભાષાકર્મ, સમયસંવિધાન, ચરિત્રવિભાવન, કથનકેન્દ્ર અને રચનારીતિ પરત્વેની સભાનતા સાથે ટૂંકી વાર્તાએ આજે ધારી કલાત્મકતા સિદ્ધ કરી છે, એ જોતાં નિ સંકોચ કહી શકાય કે ગુજરાતી ટૂંકી વાર્તાનું ભાવિ અવશ્ય ઉજળું છે

■

---

(લઘુકથા)

## દૂધ પીવાના ફાયદા...

**નીલમ એચ. દોશી**

શિવાનીનો પતિ અચાનક મૃત્યુ પામતાં તેને માથે જાણે આભ તૂટી પડ્યુ સાસરામાં કે પિયરમા કોઈ એવું નહોતું જેનો સહારો મળી શકે પોતે એવી ભણેલ પણ નહોતી કે કોઈ નોકરીની આશા રાખી શકાય તે ગમે તે કામ કરવા તૈયાર હતી. પણ કામ મળવુ એમ આસાન થોડું હતું ? વળી પાછી એમાં નાના પુત્રની જવાબદારી.

અંતે માંડ માંડ એક જગ્યાએ પાપડ વણવાનુ કામ મળ્યું આખો દિવસ પાપડ વણ્યા પછી જે પૈસા હાથમા આવતા તેમાંથી અડધા તો ઘરનું ભાડું ભરવામાં જ વપરાઈ જતા બાકીનાથી મા, દીકરાના પેટની આગ માંડ માંડ ઓલવાતી. પોતાની તો ક્યારેક એ પણ પૂરી છતાં, શિવાની એકલે હાથે જીવનસંગ્રામ લડ્યે જતી ઘણીવાર જાતજાતના અનુભવો થતા રહેતા. એકલી રહેતી રૂપાળી, યુવાન સ્ત્રીને સમાજમાં રહેવું આસાન થોડું છે ?

શિવાનીને ગમે તેમ કરીને શિવમને ભણાવવો હતો જેથી તેનું ભવિષ્ય ઊજળુ બની શકે એ આશાથી તે શિવમને શક્ય તેટલી સારી સ્કૂલમાં ભણાવતી હતી. અને સદ્નસીબે શિવમ પણ ભણવામાં હોંશિયાર હતો.

શિવમ હવે તો બીજા ધોરણમાં ભણતો હતો એક દિવસ અચાનક સ્કૂલેથી આવીને કહે ' મમ્મી, આજથી મને રોજ દૂધ પીવા આપજે હોં. તું તો મને કોઈ-દી દૂધ આપતી જ નથી ! મારા ટીચર કહે છે કે રોજ તમારે બધાએ સવારે ને રાતે દૂધ પીવું જોઈએ. તો જ હાડકાં મજબૂત બને. બોલ, મમ્મી, તું આપીશને દૂધ ?'

શિવાની શું જવાબ આપે ? જમવા માંડ બે ટાઈમ મળતું હતું ત્યાં દૂધ ? દૂધ સારુ એ તો પોતાને યે ક્યાં ખબર નહોતી ? ને પોતાના બાળકને દૂધ પીવડાવવાની હોંશ કઈ મા ને ન હોય ? પણ. રે ગરીબી. આ મજબૂરી. આ બાળકને કેમ સમજાવાય ? ભણાવવાનો ખર્ચો કેમ કાઢતી હતી.. તે તો એનું મન જાણતું હતું ! ત્યાં દૂધ ? આજના એકવીસમી સદીના બાળકને અશ્વત્થામાની જેમ લોટમાં પાણી નાખીને ફોસલાવવો પણ ક્યા શક્ય હતો ?

અને પરિસ્થિતિથી અજાણ શિવમ તો પોતાની ધૂનમાં જ બોલ્યે જતો હતો ' મમ્મી, હું તો દૂધ પીવામાં તને જરાયે હેરાન નહીં કરુ હોં. મારો ભાઈબંધ શોભિત છે ને. તે તો કહેતો હતો કે મારી મમ્મી રોજ મને પરાણે દૂધ આપે .. પણ મને જરાયે ભાવે નહીં એટલે હું તો મમ્મીનું ધ્યાન ન હોય ને ત્યારે બધુ ઢોળી નાખું '

પણ મમ્મી, હું એવુ નહીં કરું હોં ! મને તો દૂધ બહુ ભાવે છે એકવાર તેના ઘેર ગ્યો'તો.. ત્યાં મેં પીધુ હતું મમ્મી, કાલથી તું યે મને દૂધ આપજે હોં !

શિવાની ભીની આંખે મૌન રહી પુત્રને જોઈ રહી હતી.

અને થોડીવારે પુત્ર દૂધ પીવાના ફાયદા અને દૂધ શા માટે સંપૂર્ણ ખોરાક છે તે પ્રશ્નનો જવાબ મોટેથી ગોખી રહ્યો હતો

■

મડિયાએ એમની કેફિયત 'હું વાર્તા કેવી રીતે લખુ છું' (વાર્તાવિમર્શ', પૃ.૨૨૬ ૨૨૭)મા નોંધ્યુ છે –

" 'કમાઉ દીકરો'નો કિસ્સો કલ્પનામાથી ભાગ્યે જ સૂઝી શકે પણ આકડિયાથી મુબઈ જવા નીકળ્યો અને બળદગાડામા બેસીને લુણીધર સ્ટેશને જતો હતો ત્યારે ગાડીવાને એ સાચો બનેલો કિસ્સો કહી સંભળાવેલો.

પણ માત્ર કિસ્સો સાભળી લેવાથી વાર્તા ભાગ્યે જ તૈયાર થાય. માણસને સચિત કર્મોની જેમ સચિત અનુભવો પણ હોય છે " ('વાર્તાવિમર્શ', પૃ.૨૨૬–૨૨૭)

આ કિસ્સાની સાથે કોઈ અઠવાડિકમા વાચેલો બીજો એક કિસ્સો વાર્તાકારના ચિત્તમાં ચમકી ગયો – હોલિવુડની કોઈ ફિલ્મના શૂટિંગમાં નાયકે નાયિકાને અરધી મિનિટમાં ચુબન પૂરુ કરવાનું હતું. પણ દિગ્દર્શકની સૂચના છતા એણે એ પૂરુ ન કર્યું કામાવેશ કોઈની સૂચનાથી રોકાતો નથી આ બને કિસ્સાઓમાથી 'કમાઉ દીકરો' વાર્તાનો પિંડ બધાયો. મડિયાએ આ વાર્તા લખી ત્યારે પેલો હોલિવૂડવાળો કિસ્સો પણ સવિસ્તર મૂકેલો પણ પછી છપાવતી વેળા મડિયાએ આગળનો આખો કિસ્સો 'કટ' કરી નાખેલો અને માત્ર પાડાવાળી વાત જ રાખેલી જે મડિયાની કલાસભાનતાની કોઠાસૂઝ સૂચવે છે સાભળેલા આ કિસ્સાના આધારે 'કમાઉ દીકરો' જેવી વાર્તા માત્ર મડિયા જ લખી શકે

'કમાઉ દીકરો'મા ગલા શેઠનો લોભ, લખૂડાનુ પિતૃ-વાત્સલ્ય તથા કામવૃત્તિના પ્રાબલ્યનુ નિરૂપણ થયુ છે મડિયાની ભાષામા તળપદું જોમ, દશ્યાત્મકતા અને માદકતા ભાવક ચિત્તમા ઊડે સુધી ઊતરે છે કામાવેગથી વીફરેલા પાડાનુ વર્ણન જુઓ.

ધવરાવવાના ટાણે – જ્યારે હાથણી જેવી ભેંસ નજર સામે ઊભી હોય ત્યારે – રાણાની આંખ સામે મીટ માડવાની પણ કોની છાતી ચાલે? (મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ', પૃ.૧૨૯)

પાડા – રાણાનો કામાવેગ વધતો જતો હતો, પણ લોભી ગલાશેઠ ધવરામણના વધારે ભાવ માગ્યા કરતા હતા, ને ગામપટેલ એમની ભેંસ પાછી લઈ જવા વિચારતા હતા લખૂડો સમો પારખીને શેઠને વારતો હતો કે શેઠ રાણા સામુ તો જરાક જુઓ પણ શેઠ માનતા નથી, છેવટે લખૂડો અનિચ્છા છતા પાડાની નાકર એના તોડામા ભરાવીને ઊભો થવા જાય ત્યા જ રાણો વીફરે છે એનું વર્ણન

'એક છાકોટા સાથે એણે માથુ હવામાં વીંઝ્યુ અને નાકના ફોરણાનુ જાડુ ચામડું ચિરાઈ ગયુ. નાકરની કડી તોડા સાથે જ પડી રહી અને રાણાના નાકમાંથી લોહીનો દદેડો છૂટ્યો, પણ અતૃપ્તિના દુખ આગળ આ નસકોરીની વેદના શા હિસાબમા. ?

(મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ', ૧૧મું પુનર્મુદ્રણ, જૂન ૧૯૯૯, પૃ.૧૩૧)

રાણો લખૂડાની પાછળ પડે છે અને છેવટે રાણો લખૂડાને મારી નાખે છે એનુ ઝીણવટભર્યું દશ્યાત્મક વર્ણન કર્યા બાદ લેખક વાર્તાનો અત આ વાક્યથી આણે છે

'આવળના એ ખાબોચિયામાં લખૂડાના ઊના ઊના લોહીનુ જે માટોડું ભરાણુ, એમા રાણાએ ખદખદતો પેશાબ કરીને બધુ સમથળ કરી નાખ્યું.'

('મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ', પૃ.૧૩૨)

આ વાક્ય, આ અત ચદ્રકાંત બક્ષીને ખૂબ ગમે એવો છે વાર્તાનો અંત આવ્યા પછી, આ વાર્તા જરીકે લબાતી નથી. નહીંતર મડિયાની કેટલીક વાર્તાઓમા, બે-ચાર વાક્યોમા અંત આવવાને બદલે, બે ત્રણ ફકરા સુધી અત લબાય છે અને ચોંટ વિખેરાઈ જાય છે 'કમાઉ દીકરો'મા પરિવેશની ઝીણી ઝીણી વિગતો, લખૂડાનું ચરિત્રચિત્રણ તથા પાડા રાણાનું આલેખન પણ નોંધપાત્ર બની રહે છે

જીવનના અંશને અખિલાઈમાં જોવાની અને અખિલાઈમા રજૂ કરવાની સજાગતા મડિયામાં જોવા મળે છે વ્યક્તિનો અનુભવ સમષ્ટિનો અનુભવ બને એની સભાનતા તથા વાર્તાકારનુ તાટસ્થ્ય મડિયામા જોવા મળે છે આ જ વાત એમણે 'અમીરી લોકશાહી' નામના લેખમાં એક ઉદાહરણ દ્વારા કરી છે

'ઘોડાપૂરમાં તણાતા માણસને પૂછીએ કે પૂરનું દશ્ય કેવુક લાગે છે? તો એ બિચારો નાસીપાસ થવાનો. પણ તીરે ઊભેલા લોકો પેલા માણસને તથા પૂરના આખા પ્રવાહને યોગ્ય અતરેથી અખિલાઈમા જોઈ શકવાના, અને એ દશ્યનું વર્ણન પણ કરી આપવાના.'

ઠોસ કથાવસ્તુમાથી તેમજ પરિસ્થિતિમાંથી વાર્તાનુ નિર્માણ કરવાનો કસબ મડિયામા છે – જેમકે અંત:સોતા' જેવી વાર્તાઓ. અંત સોતા' વાર્તા પરથી કોઈને રેડિયો

નાટ્ય-રૂપાન્તર કરવું હોય તો મૂળ વાર્તામાં નહીં જેટલો જ ફેરફાર કરવો પડે એવું સંવાદો પાસેથી મડિયાએ આ વાર્તામાં કામ લીધું છે. સૌરાષ્ટ્રની બોલીનું યોગ્ય નિરૂપણ આ વાર્તાકારને સહજ છે. 'અંતઃસ્રોતા'માં મડિયાએ નાટ્યાત્મકતાને ખપમાં લીધી છે, પણ તેઓ મેલોડ્રામામાં સરી પડતા નથી. અધરાતે ડેલીની સાંકળ ખખડતાં જાનબાઈ ઝબકીને જાગી જાય છે ને જુએ છે તો જેલ તોડીને, એકને ઢાળી દઈને પતિ–બાર વરસ પછી ઘરે આવ્યો છે. જાનબાઈ જેને આંગળિયાત લઈને આવેલી એ દીકરા વાહણનો ગુનો પતિ દેવાયતે પોતાના માથે લઈ લીધેલો ને કેદની સજા થયેલી. પણ ઘરે આવતાં ખબર પડે છે કે દીકરો સરકારમાં રહ્યો છે ને પસાયતું કરે છે... જાનબાઈ પતિને કાંસાની થાળીમાં મઢો રોટલો, દોણામાંથી તાંસળી ભરીને દૂધ ને કોઠલો ઉઘાડીને ગરમરના અથાણાની ચીર પીરસે છે. દેવાયતે માંડ અડધો રોટલો ખાધો હશે ત્યાં જ વાહણ 'બાપુ જેલ તોડીને ભાગ્યા'ના સમાચાર લઈને આવી ચડે છે. જાનબાઈ કહે છે:

'આંયકણે રાંધણિયામાં જ છે... રોટલો ખાય છે -'

પોલીસ આવી પહોંચે એ પહેલાં બાપુને ભાગી જવા માટે વાહણ વિનવે છે... જાનબાઈ કહે છે:

'નથી ભાગવું! તમે રોટલો તો ખાઈ લ્યો પૂરો!'

'ત્યાં તો ખડકી બહારથી પોલીસપટેલ સાદ કરે છે. દેવાયત જાનબાઈને આશ્વાસન – સાંત્વન આપી પાછલા બારણેથી ભાગી નીકળે છે – પણ જાનબાઈ જાળિયામાંથી જુએ છે તો દેવાયત ભાગી જવાને બદલે આંગળિયાત દીકરાની નોકરી બચાવવા પકડાઈ જવાનું પસંદ કરે છે. આવી નાટ્યાત્મક પરિસ્થિતિ પસંદ કરીને મડિયાએ દામ્પત્યના વિલક્ષણ ભાવો નિરૂપ્યા છે. આ માટે ઢોલિયાનો સરસ ઉપયોગ કર્યો છે. પતિ જેલમાં ગયો ત્યારથી ઊભો કરી દીધેલો ઢોલિયો જેલ તોડીને પતિ પાછો આવતાં જાનબાઈ ફરી ઢોલિયો ઢાળે છે... પોલીસ આવતાં દેવાયત ભાગે છે. જાળિયામાંથી પતિ દેખાતો બંધ થતાં જ જાનબાઈ આઘાતથી ઢોલિયામાં ઢળી પડે છે... પણ પતિ 'હાલી નીકળ્યો'નું ભાન થતાં જ ઢોલિયો પાછો ઊભો કરી દે છે, ફરી સાંકળ ખખડતાં જાનબાઈ મનમાં શું બોલે છે –

'પાછા આવ્યા લાગે છે! અંતે મારું કહેવું માન્યા ખરા! લે પાછો ઢોલિયો ઢાળી રાખું!'

પણ જુએ છે તો પતિના બદલે વાહણ! દીકરાનો રોટલો ના ભાંગે એ માટે સામે ચાલીને પકડાઈ ગયેલા 'વાહણના બાપુ' ખટારામાં જતાં જતાં છેલ્લે શું બોલ્યા?– જાનબાઈના આ સવાલના જવાબમાં વાહણ કહે છે:

'તારી માને હવે ઝાઝેરા જુહાર કહેજે... ને કહેજે કે હવે તો આવતા ભવ ભેગાં થાઈશું.'

જાનબાઈ ગણગણે છે: 'આવતે ભવ ભેગાં થાઈશું? ના, ના, ભવોભવ... ભવોભવ...'

અને પછી જાનબાઈ આશાભરી નજરે ઢાળી રાખેલા ઢોલિયા ભણી તાકી રહે છે ત્યાં વાર્તાનો અંત આવે છે. સોળેક પાનાંની, દામ્પત્યના વિલક્ષણ ભાવોને નિરૂપતી આ વાર્તા થોડીક ટૂંકાવી શકાઈ હોત. બધું જ પ્રગટ કરવાના બદલે કેટલુંક ભાવક પર છોડી શકાયું હોત.

રઘુવીર ચૌધરીએ એમના પરિષદ-પ્રમુખના ભાષણમાં પાત્રો પર ભાર મૂકતાં કહેલું – 'શિક્ષક તરીકેનો મારો અનુભવ પણ સૂચવે છે કે સર્જક અને ભાવકને ભાગીદાર બનાવવામાં પાત્રોનો ફાળો નોંધપાત્ર છે.' 'કથાસાહિત્યના આસ્વાદ દરમિયાન પાત્ર એક ચાલક-બળ બની શકે છે.'

મડિયાની વાર્તાઓમાંથી પણ ચિત્તમાં ટકી રહે તેવાં કેટલાંક પાત્રો મળે છે. જેમ કે, 'શરણાઈના સૂર'નો 'રમઝુ ડોસો' પણ ખરો. શાળામાં આ વાર્તા અભ્યાસક્રમમાં હતી... શાળાના અભ્યાસકાળ દરમિયાન કેટલીક વાર્તાઓનાં પાત્રો ચિત્તમાં ઊંડે સુધી વસી ગયેલાં. 'ખેમી' તરત સૌપ્રથમ આવે. આવાં પાત્રોમાં 'રમઝુ ડોસો' પણ ખરો. પાત્રાલેખન અને ચરિત્રચિત્રણનો મડિયાનો કસબ પાત્રોને જીવંત બનાવે છે.

ટૂંકાં ટૂંકાં ચલચિત્રાત્મક વાક્યોથી 'શરણાઈના સૂર' વાર્તા ગતિ પકડે છે:

'... અને ગાડાનું પૈડું સિંચાઈ ગયું.

...અને ડોસા રમઝુ મીરે શરણાઈનો સૂર છેડ્યો ઢોલીએ ઢોલ પર દાંડી પાડી. સુહાગણોએ ગીત ઉપાડ્યું અને ગવરીની જાન ઊઘલી ગઈ...'

ગવરીની જાનમાં શરણાઈના સૂર રેલાવતી વેળા રમઝુના ચિત્તમાં એની દીકરીની કન્યાવિદાય તથા સાસરે ગયાના આઠમે જ દિવસે એની આ દુનિયામાંથી પણ વિદાય... ઘુંટાતી જતી હતી... રમઝુ ડોસાનો આ આત્મલક્ષી અનુભવ સર્વાનુભવની કક્ષાએ પહોંચે એવું પાત્રાલેખન તથા

ઘટનાઓની ગૂથણી કરવામા લેખક સફળ રહ્યા છે

આખી વાર્તામા રમઝુ ડોસો શરણાઈ વગાડવા સિવાય કશુ જ કરતો નથી, એક શબ્દ પણ બોલતો નથી. એનું દર્દ શરણાઈના સૂરોમા ઘુટાયા કરે છે વર્ણનશક્તિની કસોટીમા વાર્તાકાર પાર ઊતરે છે ઉદાહરણ જોઈએ

'અભણ રમઝુ ડોસા પાસે શબ્દો ન હતા, કેવળ સૂર હતા. અને એ સૂર વડે જ આવી સૃષ્ટિ ખડી કરી જતો હતો.'

જાન પાદરે પહોંચે છે પણ ત્રણ ત્રણ વાર દાદ પેટે રૂપિયા આપવા છતા રમઝુ ડોસો શરણાઈ બંધ કરતો નથી કે પાછો ફરતો નથી. વેવાઈ એને પૈસાનો લાલચુ સમજે છે, દાદ પેટે ફેંકાયેલા સિક્કા વીણીને પરાણે મીરને આપે છે ને હડસેલો મારીને, માગણ કહીને એને ઘરભેગો થવા કહે છે પણ કશુય રમઝુ ડોસાને સ્પર્શતુ નથી, ઘરને મારગ જવાને બદલે એ તો શરણાઈના સૂરમા એની પીડા ઘૂટતો જાનની સાથે સાથે સીમને મારગે ચાલ્યા કરે છે લોકો એને ગાડો ગણી કાઢે છે કબ્રસ્તાન આવતા જ એના પગ થભી જાય છે ગવરીમા એને પોતાની પુત્રી સકીના દેખાય છે તરત એનો હાથ ગજવા તરફ વળે છે દાદમાં મળેલા સિક્કા હાથમાં આવતાં એ રાજી રાજી થઈ જાય છે ગાડા નજીક જઈને આ પૈસા આપતાં કહે છે 'લે, ગગી, આ કાપડાના કરીને આપુ છુ' એ પછીના ફકરાનું પહેલુ વાક્ય છે

'અને હજી તો આ રકમનો સ્વીકાર કે અસ્વીકાર થાય એ પહેલા તો ઊતરતી સધ્યાના ઉજાશમા રમઝુ કબ્રસ્તાનમા દાખલ થઈ ગયો.'

અહીં જ આ વાર્તાનો, મારા મતે અત આવી જાય છે પણ આ પછીયે લેખકે ત્રણેક ફકરા જેટલી વાર્તા લબાવી છે નગીનદાસ પારેખે પણ આ વાર્તાઓની પ્રસ્તાવનામા નોંધ્યુ છે ' માદક ભાષાનો કેફ કોઈ વાર લેખકને પણ ચડતો લાગે છે' 'કેટલીક વાર્તાઓમા લેખકને અત સમેટવામા મુશ્કેલી પડી લાગે છે અને વાર્તા કેમ પૂરી કરવી એ હોય છે પણ મુશ્કેલ.'

અંતની મુશ્કેલી ઉપરાંત કેટલીક વાર્તાઓમા કેટલાક પ્રસગો, ઘટનાઓ પ્રતીતિજનક ન લાગે એવુયે બને છે કેટલુક સહજ લાગવાને બદલે લેખકે ચતુરાઈથી ગોઠવી કાઢેલુ હોય તેવુયે લાગે છે

મડિયાની ઘણી વાર્તાઓમા સૌરાષ્ટ્રની બોલીનો નોંધપાત્ર ઉપયોગ થયો છે એ ઉપરાત 'તંદેલજી ધી જો પુતર'મા ખારવાની બોલીનો ઉપયોગ તથા ખારવાના દરિયાઈ જીવનની ઝીણી ઝીણી વિગતો અને વાત માડવાની – કહેવાની શૈલી પણ ધ્યાનપાત્ર બની રહે છે આ વાર્તાના અંતે ખારવાની બોલીના અઘરા શબ્દોની સમજૂતી પણ મૂકી છે

મડિયાની ચરિત્રચિત્રણની કળા કસબની વાત કરતાં 'રઘડો નતોડ' વાર્તા પણ યાદ આવે હળવો વિનોદ પણ મડિયાને સહજ છે કાવ્યાત્મક ભાષાકર્મ આ વાર્તાકારમાં ખાસ જોવા નથી મળતું, ક્યાંક બધ ન બેસે તેવી ઉપમાઓ પણ જોવા મળે છે જેમ કે, 'કમાઉ દીકરો'મા વીફરેલા પાડાને લેખક છંછેડાયેલી નાગણી સાથે સરખાવે છે આમ છતા, પાત્રો, તળપદનુ જોમ, દશ્યાત્મક ભાષા અને વર્ણનશક્તિ વાર્તાને ગતિ અને બળ પૂરા પાડે છે ઓટા પર રઘડો ચોપાટ રમતો ત્યારે જોનારાઓની કેવી ઠઠ જામતી એનું વર્ણન જુઓ

'કામે જનારા દહાડિયાઓ ઘડીભર કામ વિસારે પાડી જોવા ઊભા રહેતા. નદીએ નહાવા જનારાઓ નાહવાનું મોડુ કરીને પણ રમત જોવાનો લહાવો લેતા. પરગામના ગાડાખેડુઓ પણ ઓટા સામે ગાડા ઊભાં રાખી, ઢાંઢા મૂતરી રહે ત્યા સુધી આડામા રાશ ભરાવી રાખી, રમત જોયા કરતા.'

આ વાર્તા વાચતાંની સાથે, કદાચ 'ચરિત્રનિબધ' પણ લાગે એવુ સરસ ચરિત્રચિત્રણ મળે છે હરિકૃષ્ણ પાઠકે નોંધ્યું છે

'વિજય પરાજયના ખ્યાલ સાથે જોડાયેલા આત્મગૌરવના ભગની આ કથા, ચોપાટની રમતની ઝીણી ઝીણી વિગતો અને રઘડાના ગર્વીલા ઉદ્ગારોથી સાદ્યંત રસિક બની છે' (ગૂર્જર નવલિકાસચય, ૧૯૯૮, પૃ. ૨૫૩)

આ વાર્તામા, રઘડાની ભાણાભાઈ સાથેની રમત બાદ કરતા હમેશા રઘડાને ધાર્યા જ દાણા પડે એ માન્યામા આવતું નથી. મડિયામાં લોકવ્યવહારનું સૂક્ષ્મ નિરીક્ષણ સારા પ્રમાણમાં જોવા મળે છે આથી ચોપાટની રમતની જ ઝીણી વિગતો નહીં, પણ કુંભાર, ખારવો, ગોવાળ, બાગબાન – સૌના વ્યવહારનુ તાદૃશ ચિત્ર જ નહીં, પણ તે તે ધધાની ઝીણી ઝીણી વિગતો પણ મડિયા આપે છે

મડિયાની વાર્તાઓમા મૂળભૂત માનવભાવોનુ નિરૂપણ, પાત્રો, તળપદુ વાતાવરણ, ભાષામા તળપદું જોમ આદિ ભાવકના ચિત્તમા ઊંડે સુધી ઊતરશે.

■

# શ્રી રાધેશ્યામ શર્માની એક અપૂર્વ રસરૂપસિદ્ધ વાર્તા

લાભશંકર ઠાકર

કળા નિયતિકૃત નિયમરહિતા છે. તે એક અજબગજબનો પ્રપંચ છે. પ્રપંચનો; તંત્રનો રચયિતા કળાસર્જક બે-પરવા બનીને સાહસ, શૌર્ય દાખવે. નથી પમાતું તે પામવું છે. નથી વંચાતું તે વાંચવું છે. તે વાચના પણ ઉત્કટ સર્જકચેતનાને પ્રત્યક્ષ ફીલ કરવી છે. આ ભાવાત્મક પ્રત્યક્ષતા એનું real truth છે. સાહસના દુર્નિવાર શૌર્યમાં એને તલ-અતલમાં ડાઈ મારવી પડે; તો જખ મારીને, પોતાના સ્વાર્થમાં, સ્વ—ના અર્થની સંપ્રાપ્તિની તલપમાં ઝંપલાવે. સપાટી પરના વાસ્તવની દસ્તાવેજી વિગતોના થેલા ઠાલવવાના નિરર્થક આયામો એને શા માટે જરાય પ્રેરે? એને 'આજ'ના માણસનું સપાટ સત્ય પામવું છે, 'આજ'ના સંકેતને ભૂંસી નાખીને કહું કે એને માણસને, માણસના આંતરિકને પામવું છે. વ્હાય? એ, સર્જક, માણસ મૂઓ છે. મૂઓ છે પણ એમ કંઈ એ મર્યો નથી. મરવાનો પણ નથી. વ્હાય? સર્જક (અને ભાવક) – પ્રતિભા સતત મરણ પામે છે. One has to die constant *for creative regenaration.* ડાઇંગ ટુ એટેચમેન્ટ – ઇઝમ – બિલીફ – મેમરી. નિત્ય મરણના શીલ (સ્વભાવ) વગર કળાસર્જકની કારયિત્રી પ્રતિભા અ-પૂર્વને, યથાર્થને પ્રત્યક્ષ પામી શકે?

પેન પકડવાની સાથે જ ભાવકે આરંભી દીધી માંડણી. શ્રી રાધેશ્યામ શર્માના ચોથા વાર્તાસંગ્રહ 'ઘટનાલોક' (૨૦૦૬)માં ક્રમમાં બીજી વાર્તાનું શીર્ષક છે: 'કથકનો કાનો, માતર મીંડું'.

કથક પોતાના સરવાળાને મીંડું કહે છે! વાર્તાના આરંભમાં કથક પોતા વિશે કથન કરે છે.

'કથક જ્યારે સર્વવ્યાપી હોય ત્યારે કેરળની કમનીય નૃત્યાંગનાના કદલીસ્તંભ પર પ્રસ્વેદની પુષ્પમાળાનાં બુંદોમાં વીજાપેઠે પોરવાઈ જાય.'

પોરવાઈ જાય એટલે પ્રોવાઈ જાય, પરોવાઈ જાય.

કથક આરંભમાં જ આ શું માંડીને બેઠો છે? કેવું પોએટિક વર્ણન કર્યું છે દૃશ્ય અને દ્રષ્ટાનું! તરત પછીના ખંડમાંય કથક કથકને સર્વવ્યાપી કહે છે. ત્રીજા ખંડમાં આત્મનિવેદન કરે છે: '– મસરેણુ ઊડતાં અને બૂડતાં સ્વપ્નોની કિન્નરકંઠી જાતિઓના ચિત્રગુપ્ત' બનવું તે કથકનું કામ જ છે.

'એય હસે છે?' ભાવક ભાવકને પૂછે છે.

'હસાવે છે તેથી હસું છું.'

'આ – આ – આવું પોએટિક પ્રોઝ હસાવે છે?'

'નહીં તો –'

ભાવક ભાવનની કેફિયત આપે. એ તો પછી મૂળ વાર્તા વાંચનારા, પછીના વાચક-ભાવકે હાસ્યના ઉદ્દીપન અને આલંબન વિભાવને પામવાના હોય.

ત્રણ નાના નાના આરંભના ખંડો પછી કોઈનીય, પોતાનીય, પરવા કર્યા વગર વાર્તાકથક કહે છે.

'તો સુનો નાયિકાનું નામ સીતા. લક્ષ્મણ સાથે દેરવટું કર્યું હતું. કળજુગમાં અવતરેલા બનાસકાંઠાના ડીસાપતિ રામે છેડાછૂટકા કરી દીધા હતા. પતિ તરીકે પુરુષના ધર્મકર્મથી કુદરતી રીતે, અથવા તો અકુદરતી રીતે તેઓ વંચિત હતા.'

ચોથા ફકરામાં તો કથકે કથાનો સાર જ આપી દીધો. પણ પછી તે વિગત આપે છે, પળભરની.

'લખમણ સાથે એની ભાભીને વળાવવા આવનાર, ભાગોળેથી એસ.ટી.ની રાહ જોતાં બંનેને કડક સ્પેશિયલ ચા પિવડાવી, આવજો વદનાર ડીસાના રામ એ પળે સીતેને અંતરના આરામ લાગેલા.'

સીતાનો એ પળનો ભાવાંશ સર્જક કથકે કારયિત્રી પ્રતિભાના અદૃશ્ય ચીપિયાથી પકડીને કથાના ભાષાપટ પર જાણે અનાયાસ, તગ-તગ ચમકતો, મૂકી દીધો.

આ લઘરવઘર શૈલીનો કથક વળી કથાપટમાંથી ડોક ઊંચી કરીને કહે છે: 'આર. એસ. અને ઠાકરેસાહેબની બહુ જ બીક લાગતી હોવાથી ત્રિશૂળ, તરવાર, ભાલાનાં ફળાંફળું ઊંચાંનીચાં થતાં ભળાય છે – હરર... હરર... મ..હા–'

કથક કહે છે: 'સીતાને સ્થાને સલમાબહેન' રાખીએ તો કેવું? અલ્લા... અકબરનો અવાજ સંભળાતાં તે બબડે છે: 'ખેર નથી, કુબુદ્ધિ નારી – કુલટા – કુબજા કે મંથરા જે કહેવું હોય તે કહો.'

પછી ભાવકને પૂછે છે, કથક.

'સીતાને નહીં, સલમા નહીં, સલૂણી નામ, રાખીએ તો? નાયક લખમણ અને નાયિકા સલૂણી.'

હજાર દિવસ લખમણ અને સલૂણી જાપીને જીવ્યા પણ એના પર એક દહાડો ગયો કે સલૂણી લખમણ પર આસમાનથી ઓચિંતા તોફાની તીડ ત્રાટક્યા. ચટાચટ ચટાચટ ચેપી એવા કે સલૂણીબાઈ રાતીચોળ કીડીની તીખાશથી જાતિ લખમણને ચટકવા મંડ્યા.

લખમણ દેશી લફાનો ગઢો વણજારી કોઠીની ગોઝારી વાવમા કોસની જેમ પાહવા માડ્યો.

નોકરી ધધે બેકાર પણ એકાદ લફાની પેઢીની ગાદી શોભાવનારો સલૂણીના ખોળામા હસતો રમતો મેલી લખમણે રજા લીધી.

ત્યારે બે વરસમા સલૂણીના હૈડે હેતના દૂધ ચડ્યા ને તમામ લક્ષ્મણરેખાના તાંતણા તોડી પહેલવારકી રુદને ચઢી.

એવી રુદને ચઢી કે

મ્યુનિસિપાલિટીની ટેન્ક પાણી વહેંચવા નાકે આવી ભોં ભોં કરતી તોયે સલૂણીની કીકી – પાંપણની દદૂડી બધ નહોતી રે'તી.

નિર્જળ પ્રદેશમાં સ્વેચ્છાએ આમ, વગર એકાદશીયે નિર્જળા કરતી સલૂણી પેટના સતાનના પયપાનની પણ દરકાર કર્યા વિના નયણેથી લખમણ માટે ગંગાજળ વહાવે જતી, વહાવે જ જતી.

લખમણ માટે નાયિકા સલૂણીનું આવું અનિરુદ્ધ રુદન? પાણીની ટેન્કનો અવાજ તો સમજ્યા પણ સતાનના પયપાનની, જનનીસહજ, દરકાર પણ સાવ સરી ગઈ છે? સલૂણીની અ-વાચ્ય આ દશા સર્જક કથકને બેચેન, અપસેટ કરી મૂકે છે? તેય કેવો?

કથક જ કથકને વર્ણવે છે

'કથક જમ્યા બાદ બપોરે આડા પડવાની કટેવને કચરી નાખી કાંધે નેપ્કિન નાખી, પરસેવો પોંછતો પોંછતો સલૂણીના બનાસકાઠાનું સરનામુ પૂછતો પૂછતો એસ. ટી.ના સળિયા ઝાલતો છોડતો છેક સલૂણીના લાબા શગદાર નાક નજર સમક્ષ ખડો થઈ ગયો.'

સર્જક કથક ભોજનોત્તર વામકુક્ષિનું સુખ છોડીને તાપના દિવસોમા આવી લાબી ખેપ કરે છે? કંઈ દાટ્યુ છે, એના પૂર્વજોનું આ એક શગદાર નાક-નજરવાળી સલૂણીના being – માં

તે વગર આવી ખેપ કરે?

અડાબીડ વનસ્થલીઓ – તનસ્થલીઓ – મનસ્થલીઓમાં પૂર્વજોનું દટાયેલુ પામવા, આવા રેબઝેબ પુરુષાર્થો કરતા આવ્યા નથી જગતના સાહિત્યકલાસર્જકો? છે, ઉત્ખનનના હિસાબોનો અંત?

તેય પાછા આર એસ, ઠાકરેસાહેબ અને અનેક રાગદ્વેષગ્રસ્ત પ્રમત્ત ચોકીદારોથી ડરતા ડરતા, યુક્તિ-પ્રયુક્તિથી કરવાનુ – ઉત્ખનન.

'કલમભીના, કાગળ કોરા સાથે અમારો ઇન્ટરવ્યૂ કલ્પો તો કલ્પના કળી ગઈ છે ભળી ગઈ છે, મારી વિસ્મરણશક્તિ સાથે એક રમ્ય કાવતરામા.'

અને કોઈ નટની અદામા સવાલોની 'ગદા ઘુમાવુ છું એમ કથક કહે છે – હા, ઉત્ખનના પર્યાય જેવો 'ઇન્ટર'વ્યૂ ચાલે છે કથક સલૂણીને કહે છે

'સલોની, મુઝે સચ કહના ચાહિએ.'

ભાવક મનમા ને મનમા પૂછે છે 'વ્હાય?

શા માટે સલૂણી કથકસર્જકને 'સચ' કહે? ભાવક પોતાને જવાબ આપે છે વારસદાર છે ખેપ કરીને આવ્યો છે એ સ્વાધિકારપ્રમત્ત નથી હા, તેથી ગુપ્ત રહસ્યધનનો અધિકારી છે કથક સલૂણીને સ્પષ્ટ શબ્દોમા કહે છે

યે રોનાધોના – હિન્દી હીરોઇનો જૈસા બંધ કર બંધ કર યે બકવાસ'

ચલચિત્રકારોએ હિન્દી હીરોઇનો. ના આતર ધનને પામવાનો કાળપુરુષાર્થ જ નથી કર્યો?

'સદીયોં સે તેરા રોના જારી હૈ તેરા હર રોના તેરે ઝમીર કો ધોના જૈસા નિકલા હૈ ઓર તેરા હર ધોના રોને કે સાથ કંધા મિલાતા ચલા હૈ '

સીતા-સલમા-સલૂણી કહો કે નારીનું રોવાનું સદીઓથી ચાલે છે? પાછો કથક સાધિકાર કહે છે તારુ પ્રત્યેક રુદન તારા ઝમીરને ધોઈ નાખવા બરાબર છે

ઝમીર એટલે? અત કરણ, મન, દિલ, સદીઓથી સ્ત્રીનુ રુદન અત કરણમાંથી, મનમાથી, હૃદયમાંથી વ્યથાના પગેરાને, વ્યથાના ચિહ્ન - સંકેતોને ધોઈ નાખે છે? આ તો – આ તો – રહસ્યધનનું ધોવાણ છે

ઝમીરનો બીજો અર્થ થાય છે, ગુપ્ત વિચાર, રહસ્ય, ભેદ સુગુપ્ત રહસ્યને પામવા તો સદીઓથી તલપે છે – એનો વારસદાર એવો કથક સર્જક

આ અનન્ય કથક સર્જક અદૃશ્ય ચાવીઓ ખખડાવવાની ક્રીડામા લીલામા તલ્લીન છે સાભળો વર્ણનીયના એણે કરેલા વર્ણનનો અવાજ

'સલૂણીએ ઓ. ઓ લછમન કહીને મોટો ઠૂઠવો મૂકવા માડતા જ મેં અધવચ્ચે ચકલી બધ કરી દેતો હોઉં તેમ કહી દીધું' શું કહી દીધુ?

'તું ઇસ લછમનની સાથ પિછલે દો સાલોં મેં કભી સુખકી નીંદ નહીં સોઈ, જીતની રામકે સાથ ચેનસે–'

'રામ કા નામ મત લો. રામ તો હરદમ હસતા હી રહતા થા. ક્યોંકિ રુલાને કે લિયે તાકત–'

ઉત્ખનનના સાતત્યમાં કથક કહે છે.

'અરી બાવરી, તૂ હી તો કહતી થી લછમન પીટ્યા મર જાય તો બનાસકાંઠા સે અંબાજી કો નારિયેલ ચઢાને જાઓગી.'

રામ તો વનવાસમાં ક્યાંક ભાગી ગયા, નવનાથી સાધુઓની ટોળીમાં. લછમન જીવનકો હી વિદા કરકે ખુદ કૈલાસપતિ શિવજીનો દુલારો થઈ ગયો.

કથક-સલોની વચ્ચેનો આ સંવાદ ક્યાં ચાલે છે? તાદાત્મ્યરત સર્જકચેતનામાં?

'અબ તેરી ક્યા મનસા બાકી હૈ, સો તૂ રોતી હૈ કલ મૂઈ?'

સલૂણીને આમ પૂછીને કથક કહે છે, કોને? ભાવકને.

'હું સલૂણી મારી સામે છે કે નહીં તે જોયા વિના, આંખો બંધ કરીને જાણે રોલ કરતો હતો.'

આંખો બંધ કરીને કથક સલૂણીને કહે છે: રોજ રાતે લછમન સાથે ચાલતી 'ફાઇટિંગ' તેં ગુમાવી છે યા લટ્ઠાની વાસની તું આદિ થઈ ગઈ હતી તે (આદત) તેં લછમનના જવા સાથે ગુમાવી છે. ગુમાવી ગુમાવીને તેં આટલું ગુમાવ્યું છે.

'તુંને ક્યા ગંવાયા હૈ, જો ઇતના રોતી હૈ?'

ઓચિંતી સલૂણીની આંખોમાં ઝૂલતી આંસુવેલી સુકાઈ ગઈ. લૂછવાનીય જરૂર ન રહી. સલૂણી કથકને કહે છે.

'આપણો નાતો જુગજૂનો છે. તમારી વાત ખરી કે આ ચોંકાવનારી ઘટના છે. પણ તે કઈ તે જાણો છો, તમે કે તમારા વાંચનારા?'

'કઈ?'

'હું લખમણને ગુમાવવામાં નકામી નીકળી.'

'સમજ્યો નહીં. આ કેવી વાત.'

'હા, હાચી જ કહું છું વાત. એટલા હારુ હું રોતી હતી કે લખમણને રામ જેટલું વા'લ ન દઈ હકી! હોવ્વ. પણ પથારીની પેલી કોર લખમણને તો થોડોક ટેમ જ હેત દઈ હકી, પણ ઈ પથારી પૂરતું. મારે લખમણને રામની ગોડ્ય ચાહવો'તો, પથારી બહાર. પણ હું તો ઠામૂકી કરી ના હકી!–'

પોતે લખમણને પથારી બહાર ચાહતી થાય તે આગમચ તો તે દારૂનો શિકાર બની હાલતો થયો.

'ઔર કુછ?'

કથક સર્જકના પ્રશ્નના જવાબમાં, સ્ત્રીમાત્રની પ્રતિનિધિ બનીને (હાસ્તો સર્જકના) ક્લૉઝ અપમાં, સ્ક્રીન પર સલૂણીનો ચહેરો શું બબડી રહ્યો છે?

'પથારીની હદનો પ્રેમ લખમણ હારે, લક્ષ્મણરેખાને તોડ્યા વના ખેલવાની કસરત હતી.'

આ ક્ષણોમાં આ – આ – સ્ક્રીન, જગતપટ પર કોઈ કસરતનો પાર્ટનર સ્ત્રીના બબડાટનો વિરોધ કરવા આવશે? સદીઓની સદીઓના અતીતથી તે આ પ્રતીક્ષાની નીરવ ક્ષણો સુધી કોઈના આગમનનો, પદરવનો અવાજ ભાવકને સંભળાતો નથી?

સ્વર્ગાદપિ ગરીયસિ કહી છે તે, જગતજનની, પુરુષની બેટરહાફ, લાઇફ પાર્ટનર, મનુષ્યજાતિની મા રામ વિશે શું કહે છે?

'રામ હારે તો કશી સમસ્યા જ નહોતી. હું પથારીમાં જ હોઉં ને એ તો પથારી બહાર જાણે ધનુષ ભેળા મરક મરકતા ઊભા રહેતા.'

એક સ્ત્રીની મર્માંતક વ્યથા-પીડા સલૂણીના અંતરતરમાંથી બહાર, વચનમાં પ્રગટ થતી સંભળાય છે હવે પછીની આત્મકથામાં. 'દખ એનું છે કે લખમણને હું રામની ને રામને હું લખમણની ગોડ્ય વા'લ નો કરી હકી.'

તનસ્થલી – મનસ્થલીના લોકને ખટ ખટ ખૂલતું સાંભળવું ભાવનની સક્રિયતામાં પ્રત્યક્ષ તે ટુ બી-ને, માનવીય હોવાપણાને, વિસ્તારતી સંપદા છે? તે આશ્ચર્યથી વિસ્તારે છે અને ભાવનની અંજલિમાં જે છે તે સંપદાને, સત્યને મૂકી એને રસિ-ત કરે છે કરુણથી અને એમ કરુણાથી?

પણ એમ કંઈ કથક સર્જકને વિરામ છે? સલૂણી કહે છે: 'હાલ હું એકલી, ચાની કીટલી લારી પરથી ઉકાળી ઉકાળીને મલકને ચાનાં કપરકાબી મોકલી દા'ડા ભાંગું છું.' તે એમ પણ કહે છે: 'એસ.ટી. સ્ટૅન્ડ પર તે દા'ડે રામજીએ જેવી ચા પિવડાવી અમને વદાય કરેલાં તેવી ચા બનાવવા બઉ બઉ પળોજણ કરી પણ તેવી ટેસદાર ચા અટાણ લગણ હું નથી બનાવી શકી હો!'

ચાહવા છે અને સહુને ચાહવા છે તેવો અંતર્નિહિત, ઈનેટ, ભાવ મનુષ્યમાત્રમાં છે જ?

નાયિકા સલૂણી એમ કહે છે તેના સંધાનમાં જ કથક કહે છે: 'શબરીની જેમ ચા ચાખી ચાખીને સીતા ચા-ના કોપરકાબી – ઘરાકોમાં મોકલતી રહે છે.'

આ આત્મકથન અને કથનમાં 'ચા' નરી ચાહના લાગે

છે, સીતાના અંતર્નિહિત ચૂલા પર ઊકળતી અને મલકને પહોંચાડતી?

વાર્તાનો ઉત્તરાર્ધ હજી છે? હા.

ચા ચાખ્યા કરતી સીતાને વારવાર લઘુશકાએ જવુ પડે છે રાતનો સૂમસૂમકાર ધાબળો કસબાના ગામ પર ઊતર્યો હતો ને સ્ટૉપર ઊંચી કરી ધીમેકથી કમાડ ખોલી સીતા બહાર પડી. એ એકી અર્થે બહાર આવી હતી. એને ભૂખ લાગી હતી. આબલી, કચૂકા, કચુબરની કરચ મોંમાં જમા થઈ હતી.

દૂર એક વખડો રુખડ અવધૂતની અદાથી ઊભો હતો. ચાદનીના ઉજાસમાં સલૂણી ધૂળમા જ બેસી પડી. બેઠી કે રેલો ટેટીની સૂંઢમાંથી પૂરપાટ રેલાણો. ધીમો પ્રાઇમસ જલતો હોય એવી વાદળી જ્યોત ચારેકોર ફેલાઈ વળી.

દૂરના દેરેથી રામ – લછમન – જાનકી, જય બોલો હનુમાનકી– ની પતાસા સમી મીઠડી ગધ પર, ગલનક્રિયા પ્રસગે પણ સલૂણીની સમસ્ત ચેતના ઝળૂંબી રહી

સર્જક કથક, ઉપરના વર્ણન પછી, પિડ ચેતનાની એકતાને કેવા વિસ્તારમા એકરૂપ થતી પ્રત્યક્ષ કરે છે! ‘એ એકલી જ તો હતી અહીં. પણ સમસ્ત જગત, તારાખચિત બ્રહ્માડ સર્વસ્વ એની સાથે આ કીડામા હળવુ થતું હતુ.’

આવી તન્મય ક્ષણો અને સ્મૃતિમા ઊપસે છે ‘અનેક વર્ષની હતી ત્યારે એના કો’ક વાઢા કાકા એને કચૂકી કચૂકી કહી બોલાવતા ને બોરા અપાવતા – તે ક્યાયથીયે ભળાણુ.’ આ સકુલ ભાવઘનતાની ક્ષણોમાં જ ‘સલૂણીને થયું મારી પાછળ એક કૂતરો, કૂતરાની પાછળ ગધેડો અને એની પાછળ, એનો પોતાનો જ પેટનો જણ્યો કદાચ ઊભો છે

દોડીને નાઠી ઘર ભણી. સ્ટૉપર ચડાવી દીધી. હુ સીતા સલૂણીના બારણે ટકોરા માર્યા જ કરું છું થાકીને તમને પૂછુ છું ’

‘તમને એટલે? અમને, વાચક ભાવકને. શુ પૂછે છે – કથક સર્જક ‘હવે મારે શુ કરવુ?

સલૂણી ભયથી દોડીને ઘરમાં પુરાઈ ગઈ છે

સલૂણીના ગાઢ કરુણને તો અનુભવ્યો. પણ એના ભયનુ રહસ્ય પમાતું નથી. હા, એ ગુપ્ત રહસ્યમાય કથક સર્જકના પૂર્વજોનું ધન છે અરે, એને કંઈ સખ (સુખ) છે?

વાંઢા કાકાની સ્મૃતિ પછી સલૂણીને થયું પોતાની પાછળ એક કૂતરો, કૂતરાની પાછળ ગધેડો અને એની પાછળ પોતાનો જણ્યો કદાચ ઊભો છે કહેવાય છે કે સ્ત્રીના મનમાં સિક્રેટ ગાર્ડન હોય છે, વળી એમા ગાઢ અડાબીડ વન પણ હોય છે?

એક નારીના બંધ એકાતના બારણાને સર્જક ટકોરા મારી રહ્યો છે ભયથી દોડીને ઘરમા ભરાઈ ગયેલી સલૂણીના ભયના રહસ્યધનને પામવા એ બેચેન છે કોઈ દુર્નિવાર આતરિક ભૂખ-તરસથી એ ટકોરા મારી રહ્યો છે લગાર ઊઘડે છે ક્યારેક ક્યારેક અને અદશ્ય વ્યક્તિના હાથ લબાય છે બહાર, બટકુંક અન્ન અને ઘૂંટડોક પાન મળી જાય છે અને સર્જકની વૃત્તિ (અસ્તિત્વ) ટકી રહે છે ટકોરા માર્યા જ કરતો કથક સર્જક સ્વલ્પ અટકીને ભાવકને પૂછે છે ‘હવે મારે શુ કરવુ? ભાવક કહે છે ઊઘડશે ઊઘડશે અને અન્નપાન મળશે. તુ ક્યારેય એકલપેટો ખાઈને ઊઘી નથી જતો. તરત હાથ – ખોબો લબાવે છે અમનેય તુ ભોજ્યનો સહભોજક બનાવે છે અમે તો તારા અનુ-સર, અનુ-ચર છીએ.

૨૪ ૫ ૨૦૦૭

■

## બારી

●

રમેશ આચાર્ય

(૧)

બારીના સળિયા
બહુ જાડા ન નખાવવા
જેથી તેને જોતાં
જેલના સળિયા જેવા લાગે.

(૨)

વર્ષોથી મથુ છું મારી બારીના
બે સળિયા વચ્ચેની જગ્યા વધારવા
જેથી વધુ વિશ્વને હું
અવરોધ વગર જોઈ શકું

(૩)

પાછલી રાતે મારા શયનખંડની
બારી ખોલી તો
ચદ્રમાનું સસલુ
ટપ દઈને
કૂદી પડ્યુ મારા ઓરડામાં !

# નિશ્ચિત વિદાય માટેનો 'પ્રવેશ'

પ્રા. મનોજ માહ્યાવંશી

માય ડિયર જયુની વાર્તા 'પ્રવેશ' દલિત ચેતનાને લીધે ચમકતી વાર્તા બની છે. પ્રસ્તુત છે એક અનોખા જ 'પ્રવેશ'નો આસ્વાદ.

આઝાદી મળ્યા પછીના સ્વરાજમાં હરિજનોને માટે સરકારે શિક્ષણ ફરજિયાત બનાવ્યું છે અને તેના લીધે અનેક ગામોમાં સવર્ણસમાજમાં જે સોપો પડી ગયો તેનું અહીં નિરૂપણ છે. આખી વાર્તા એક પ્રાથમિક શાળામાં ભણતા સમજદાર સવર્ણ છોકરા દ્વારા રજૂ થઈ છે. ઈન્સપેક્ટરની હાજરીમાં હરિજનોના છોકરાને સ્કૂલમાં પ્રવેશ કરાવવાનો હોવાથી મોટા માસ્તર, રાવજી માસ્તર, મુખી, દરબાર અને થાણદારને મોટી મુશ્કેલી થઈ પડી છે. રામજી માસ્તર તો રાજીનામું આપી દેવાની વાત કરે છે ત્યારે મોટા સાહેબ તેમને ધરપત આપતાં કહે છે - 'હમણાં થાણદાર અને મુખી આવે છે. કદાચ દરબાર સાહેબનેય લેતા આવે. કંઈક રસ્તો કાઢશે.' (જીવ, માય ડીયર જયુ, પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, પ્ર.આ. ૧૯૯૯, પૃ. ૬૯) તો વળી રામભાઈ તાડુકે છે - 'થાણદાર મોટો કે સરકાર મોટી ? સરકારે નક્કી કર્યું છે, ને એક પછી એક ગામમાં ઢેઢાને શાળા પ્રવેશ કરાવવા માંડ્યા છે એ તમારાથી અજાણ્યું છે ?' (એજન, પૃ. ૬૯) વળી સરકારી માણસ સામે તો હરિજનોને સરકારે આપેલા ગણવેશ સાથે પ્રવેશ આપવો જ પડે તેથી એકાદ-બે કલાકનું નાટક તો કરવું જ પડે તેમ છે. પણ સવર્ણોની ક્રૂરતાનો ડર એટલો બધો છે કે આ એકાદ-બે કલાક માટેના નાટક માટે પણ દલિત મહોલ્લાનો વડીલ દેવો મેતર કે હરિજનના છોકરા તૈયાર થતા નથી. અંતમાં ઈન્સપેક્ટર સામે તો આ બધાને પ્રવેશ મળે છે અને પ્રસાદ વહેંચાય છે, સાથે જ પાટીમાં અક્ષર પણ ચિતરાવાય છે. શિવા નામના હરિજન છોકરાને ભણવાની તમન્ના છે પણ ઈન્સપેક્ટરના જતાં જ આ હરિજનોને તગેડી મૂકાય છે ત્યારે કથકની જોડે વાચકને પણ થાય છે કે સવર્ણો હરિજનોના વિદ્યાર્થીને જાણે કાયમી વિદાય આપી દે છે. જે થયું તે તો માત્ર નાટક હતું. શીવલો કથકને કહી જાય છે - 'કાલ્ય આવશ' (એજન, પૃ. ૭૮) ત્યારે કથકને ચક્કર આવી જાય એ સહજ છે.

સરકારના નિયમો આગળ પોતાની લાચારી હોવાને લીધે જ મોટા માસ્તર સહિત ગામના સત્તાધારી લોકો આ હરિજનોને એકાદ કલાક માટે પણ પ્રવેશ કાર્યક્રમમાં સામેલ કરે છે. બાકી દરબારે તો વિશુભાને હરિજનવાસમાં મોકલી કહેવડાવી દીધેલું - 'મૈતરને કહી આવ કે રાતો-રાત ઢેઢવાડો ખાલી કરીને બધાં વગડામાં ભાગી જાવ ને બાર પંદર દિ' દેખાણાં તો ખેર નથી.' (એજન, પૃ. ૬૯-૭૦) પણ થાણદાર સરકારના નિયમોથી વાકેફ હોવાને લીધે બાજી સંભાળી લે છે. જુઓ - 'કાંઈક એવો રસ્તો વિચારીએ કે સાપ મરે ને લાકડી ભાંગે નહીં. પણ પહેલાં વિશુભાને પાછા બોલાવી લ્યો જલ્દી. નહીંતર ઊંધું વેતરાશે.' (એજન, પૃ. ૭૦) વળી મેરાભાઈની તો દાદાગીરી જ કંઈક જૂદી છે - 'કાંઈ ટણપાશ કરે તો રાતે આખા ઢેઢવાડાને ડૂંભાણું મેલી દઈ... વારતા પૂરી... હાળા ઢેઢા ફાટ્યા સ...' (એજન, પૃ. ૭૩) આપણો બાલમિત્ર કથક આ બધું જોઈ-સાંભળીને સમસમી જાય છે. તેને ઢેઢવાડાની ચિંતા થઈ આવે છે. જુઓ - 'પણ મારા મગજમાં ઢેઢવાડાનું દશ્ય : એ છોકરો, રડતાં-કકળતાં હરિજનો, રાતમાં ભડભડ સળગતાં ઝૂંપડાં - સિવાય કોઈ વાત આવતી નહોતી. એમાં ને એમાં પહેલીવાર આખી રાત અરધો સૂતો અને અરધો જાગતો પડ્યો રહ્યો હોઉં એવું લાગ્યું. નક્કી, સવાર પડતાં કંઈક નવાજૂની થશે જ - એમ મારું મન દહેશત અનુભવતું રહ્યું.' (એજન, પૃ. ૭૩) ભણવું એ તો હરિજનોને મન જુલમ છે કારણ કે નિશાળને અભડાવે તો ગામવાળા હરિજનવાસને સળગાવી પણ મૂકે. તેથી જ આ નિમ્નવર્ગના લોકો સ્કૂલમાં પ્રવેશતાં કચવાય છે. વાલીઓની વ્યથા જુઓ - 'અમીં ? અમીં કિયા જોડાઈ, મા બાપ ? અમીં ક્યાં ઈને લાયક સઈ, મા બાપ ?... અમીં જાઈ... આ સોકરાવને લઈ જાવ... ઈનું જેમ કરવું હોય ઈમ કરો... સાય તો મારો, સાય તો જીવાડો...' (એજન, પૃ. ૭૫) ઈન્સપેક્ટર કાર્યક્રમ પૂરો કરીને જતી વખતે મુખી - મોટા સાહેબને હાજરીનું ધ્યાન રાખવાનું કહી ગયા. પોતે રાઉન્ડ મારતા રહી ચૅકિંગમાં આવશે તેવું પણ કહી ગયા. તેથી ગામના સત્તાધારીનાં મોં પડી જાય છે. સાહેબના ગયા પછી હરિજન બાળક શિવો કહે છે - 'માર ભણવું સ...' (એજન, પૃ. ૭૭) તો દરબાર ક્રોધથી ત્રાડ નાખે છે - 'ઉપાડો આને આહીંથી ઉપાડો - નહીંતર... ?'

(એજન) દરબારના ક્રોધથી એક હરિજન શિવાને ઢસડીને કહે - 'હાલ્ય. આપડે ભણવાનુ નો'ય. ' (એજન) કથકની નજરમા આ શિવો વસી ગયેલો છે મોટા માસ્તર, શિવાને બીજા દિવસે અગિયાર વાગ્યે નિશાળે આવવાનું કહે છે ને કથક વિચારે છે - 'કાલે ? કાલે દરબાર સાહેબ શુ કરશે ? કાલે મેરાભાઈ શુ કરશે ? કાલે રામભાઈ શું કરશે ? કાલે મોટા માસ્તર શુ કરશે ? કાલે આ હરિજનો શુ કરશે ? કાલે ઈન્સપેક્ટર સાહેબ રાઉન્ડમા નીકળશે તો ? કાલે આખો ઢેઢવાડો જ ભડભડ સળગાવી દેશે તો ?' (એજન, પૃ. ૭૮)

હરિજનોને અપાયેલો 'પ્રવેશ' પૂર્વાયોજિત નિશ્ચિત વિદાય માટેનો પ્રવેશ હતો. શિવાનું 'કાલ્ય આવીશ'નું સ્વપ્ન પૂરુ થાય તેમ નથી જ નથી. ગામનો એક પણ સત્તાધારી માણસ એવુ નથી ઈચ્છતો કે આ વર્ગ ભણે-ગણે વર્ષોથી શોષણનો ભોગ બનતો આવેલો આ વર્ગ પોતાની સ્વતંત્રતા ખોઈ ચૂકેલો છે તેથી જ ગામના લોકોની મરજી મુજબ જ જીવવામા તેમની મજબૂરી અને લાચારી છે

'પ્રવેશ'મા વિદાયની વેદનાના સૂર સભળાય છે શિવા જેવા કેટલાય આશાસ્પદ છોકરાઓને આ રીતે નિશાળમાથી ફરજિયાત વિદાય આપવામા આવી હશે ? મૂળભૂત હક્ક તરીકે શિક્ષણનો હક્ક આ દલિતવર્ગને ઘણો જ મોડો પ્રાપ્ત થયો તેનું કારણ અહીં ચિત્રિત થયું છે 'પ્રવેશ' તો જે તે જગ્યાએ ટકવા માટે કરવાનો હોય, જ્યારે અહીં તો અટકવા માટેનો 'પ્રવેશ' છે જાણે કે સવર્ણ ધાકધમકી આપી કહી રહ્યા છે - 'બસ, અહીંથી જ અટકી જાઓ, વિદાય થાઓ.'

'પ્રવેશ' દ્વારા વાચકને દલિતોના વિશ્વમા પ્રવેશ કરાવવા બદલ માય ડિયર જ્યુને અભિનદન.

■

---

નવી વાર્તાની નવીનતા



પ્રત્યેક ક્રાતિમા કેટલાક મવાળ સમાધાનવાદીઓ પાકે જ છે એમ વાર્તાક્રાતિનું અનુસધાન શોધવાના પણ પ્રયત્નો થાય છે નવી વાર્તા નવી નથી એમ પુરવાર કરવાના ઝનૂનમા સ્વ. જયતિ દલાલ તથા સ્વ. જયત ખત્રીના કેટલાક પ્રયોગો ટાકવામાં આવે છે આ બંને જયંતના વિજય ગણતર કૃતિઓમા નોંધપાત્ર અવશ્ય છે, પરંતુ આ બને સર્જક સામાજિક રાજકીય સપ્રજ્ઞતાથી પિડાતા. આ કે તે વાદનો પથરો ગળે બાધીને તરવાની કોશિશ કરતા મરજીવા હતા. આવુ અનુસંધાન સિદ્ધ થાય કે નકારાય એથી સાહિત્યદષ્ટિએ કશો ફરક પડતો નથી, કેવળ આત્મસંતોષનો એ પ્રયાસ છે એટલે એની વધુ ચર્ચા નહીં કરીએ, પ્રતીકરચના પરત્વે આવી મિથ્યા દલીલોનો આશરો લેવામા આવે છે "પ્રતીકો તો છેક 'પચતત્ર'મા પણ હતા. 'જમનાનુ પૂર' ને 'ખોલકી', આખી ને આખી પ્રતીકાત્મક વાર્તાઓ છે, 'છેલ્લુ છાણું' ભારતીય પ્રણાલીનું પ્રતીતિકર, ઘરગથ્થુ પ્રતીક છે " વગેરે... વગેરે. "ઝનૂનમા અપ્રસ્તુત પ્રશસાને જ પ્રતીક માની લેવામા આવી છે એ સ્પષ્ટ છે 'ખોલકી' કે 'છેલ્લુ છાણુ' જેવી કૃતિઓ સામાજિક સંપ્રજ્ઞતામાંથી નીપજતી કથાઓ છે, જ્યારે 'જમનાનું પૂર' વાર્તાની વ્યાખ્યામા બેસે કે કેમ એ જ પ્રશ્ન રહે છે વક્તવ્યને સીમાબદ્ધ કરે, જમનાનું પૂર એટલે જગતનુ પૂર એવાં સમીકરણો રચે એ પ્રતીક નહીં, પ્રતીક તો અર્થને વિસ્તારે, રહસ્યને અનંત પરિમાણો અર્પે.

'વાચસ્પતિ'

(ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૭મું અધિવેશન,
'સંભારણું , ૧૯૭૪ પૃ. ૮૫)

# ઉત્તરાણ

●

રમણીક સોમેશ્વર

તગતગે
મારી આંખોમાં
ક્યારનો ઊગું ઊગું થવા કરતો
સૂરજ.
સળવળે
મારી ભીતર
થીજી ગયેલી હીમશિલાઓ.
ઠૂંઠવાય ઠંડીમાં ઓરડે
બાળકે
રમતાં રમતાં ફેંકી દીધેલી ઢીંગલી
હીબકે ચડે એક ખૂણે
એના નાકનું ટેરવું થાય લાલ
એની નાનકડી નાસિકાના અગ્રભાગેથી
પ્રગટે સૂરજ
લાલ-પીળો
નીકળે લટારવા
વાદળની શાલ ઓઢીને.

લૂલો તડકો
આરડે આંગણાંમાં
ચાલે સડકને ઘસાઈને
લટકે ઝાડની ડાળે
કરોળિયાનું જાળું થઈને.

હવા
ફરફરે ભીના કાગળ જેવી.

ટુકડો આકાશનો ફિક્કો
જોયા કરે બધું
ડઘાયેલી આંખે.

ઊડી જાય ધૂમાડો થઈને
કૂતરાનું વાંઉ... વાંઉ...

○

થાંભલો દિવસ
મ્લાન આકાશને ટેકે.
સમડી અને એરોપ્લેન
ડખોળાય આકાશે.
કૌતુક જોવા
ભેગા થાય વાંદરા
મથે
શીત દિવસને
ગરમાવો આપવા.

મટ મેલો માહોલ -
ચક્કીએ દળાતો લોટ
જાણે ઊડ્યા કરે ચારેબાજુ -
દિવસ
ધૂંધળો એવો.

○

જોયા કરે છોકરાં
ખાંગી આંખે બધું જ
પછી
આકાશે પતંગ ચગાવીને
મથ્યા કરે આકાશને ઉકેલવા
મથું હું જેમ
ઉકેલવા કાગળને.

મન મારું -
એકલદોકલ પંખી
મંથર ઊડતું
દોર વિનાના પતંગ જેવું
આથડે અહીં-તહીં

દૂર ઝબૂકતું વિમાન
બની જાય ધૂમાડાનો ગોટો.

ભટક્યા કરે સૂરજ
ક્યારેક અથડાય
દોરીએ લટકી આકાશે ચડતી
પતંગ સાથે.
પતંગના પેચમાં
ક્યારેક
કપાઈ જાય સૂરજ.

○

સવારનો લાપતા થયેલો સૂરજ
સાંજ પડતાં ય
ન નીકળે બહાર
સાંજ
ઊતરે ધીમે ધીમે
મોતીયો પાકેલ આંખ જેવી
દીવાબત્તી થાય
મોતીયો ઉતરાવેલી આંખ જેવું
અજવાળું
ટોયા કરે.

## શરદનો તડકો

●

ઉશનસ્

વસંતી ફૂલોની તરુણ અરુણી તાજી વયમાં
પ્રવેશ્યાં'તાં બન્ને પરિચય વિનાના સમયમાં
તું ને હું સંગાથે પુલકસહ પ્રીતિ વિષયમાં
લયે નર્તન્તા વા અધલથડતે પાય મયમાં
પ્રવેશ્યાં'તાં જાણે પ્રણયબુગદામાં ગહનમાં
પછી ત્યાં ન્હોતો કો'સમય, સ્થળ જેવું ય ન'તું કૈં
ન'તું કો ત્રીજું યે, અધસપન જેવું જ હતું કે
અહો, શી ઊઠી'તી ધૂળની ડમરીઓ ય મનમાં !

પછી તો ચોમાસુ વરસ્યું અનરાધાર જ હતું
ધડાકા, તોફાનો વીજ પવનનાં લાગટ રહ્યાં
રહ્યાં ચારે માસે સઘન ઘમસાણો મહીં હિયાં
ઘનાન્ધારે ન્હોતી તરડ, દ્યુતિ નામે કશું ન'તું

હવે આવ્યાં બ્હારે સઘન બુગદાથી, વિમલ કો
પ્રિયે, જો આવ્યો છે નીકળી શરદે પકવ તડકો !

## ભાળું છું

●

ભાનુપ્રસાદ પંડ્યા

ફૂલફૂલે છદ્મ ચ્હેરો ભાળું છું,
સૌરભો પર સખ્ત પ્હેરો ભાળું છું

બોલી ના શકાતું સરોવર તરફડે,
તેથી અમળાતી આ લ્હેરો ભાળું છું ?

ફૂટતાં તરણું સીમાડે કંપતું,
પાસ ધસતો રણનો ઘેરો ભાળું છું

કલરવો, સંગીત, તમરાં ના સુણે,
કાળ વ્હેતો - સાવ બ્હેરો ભાળું છું

વ્યક્તિથી જે વિશ્વને ઝીલે ઉરે,
સ્નેહને સાગરથી ગ્હેરો ભાળું છું

એમ તું શાનો મળે મંદિર મને ?
જન્મ ચોરાસીનો ફેરો ભાળું છું !

## ઓળખો છો ક્યાં તમે ?

●

કાનપરિયા કેતન વિનુભાઈ

આજ મારા શ્વાસમાં ઊગી ગયા કંટકભર્યા કંઈ થોર એને ઓળખો છો ક્યાં તમે ?
રક્તમાં ઘોળ્યા હતા કાલે હજારો ખાખરા, ગુલમ્હોર એને ઓળખો છો ક્યાં તમે ?

આભમાં સંધ્યા નિહાળો, આરતીમાં ઝાલરો ને શંખ જેવા નાદ જ્યારે સાંભળો,
હાથમાં સોના સમો અણમોલ ત્યારે હોય છે જે પ્હોર એને ઓળખો છો ક્યાં તમે ?

લાગણીઓ, ભાવ ને સંવેદનોને સાચવી રાખો હૃદયમાં એ તમારી ભૂલ છે,
જાય ચોરી કોઈ મનગમતો, રૂપાળો ચિતડાનો ચોર એને ઓળખો છો ક્યાં તમે ?

ભરઉનાળે આમ્રફળના ભારથી નીચે નમેલી ડાળ પર કોયલ જરા ટહુકે અને
ચોતરફ શરણાઈનો મીઠો મજાનો ગુંજતો કલશોર એને ઓળખો છો ક્યાં તમે ?

મોરની જેવા બધા લોકો બિચારા પ્રેમનાં જળ ભાળતાં નાચી ઊઠે ધરતી ઉપર
ને પછી તો વેદનાનાં થાય લાખો વાદળાં ઘનઘોર એને ઓળખો છો ક્યાં તમે ?

## બે ગઝલ

●

ચિનુ મોદી

પ્હોંચવાનું ગેબી અણસારા સુધી
આવવું સ્હેલું નથી, મારા સુધી.

શોધવો છે એ જ નક્કી વાત છે
હાથ લંબાવીશ અંધારા સુધી.

મોરની બોલાશ ક્યાં પ્હોંચી ગઈ -
વીજળીના એક ચમકારા સુધી ?

તું તણખલું છે, તું કેવળ તુચ્છ છે
તું ધસી ક્યાં જાય અંગારા સુધી ?

આંખ સામે કૈંક રસ્તાઓ હતા
એક રસ્તો જાય છે તારા સુધી.

જોઈશે, વ્હેલી પરોઢે એક તારો જોઈશે
દૂરનો તો દૂરનો, તારો સહારો જોઈશે

સાંકડું ને સાંકડું ઘર થાય છે વરસો વરસ
વૃધ્ધ બનતા શ્વાસને લાંબો પથારો જોઈશે

સાવ કોરી આંખની એક જ હતી બસ માંગણી
જે થવાનું છો થતું, અશ્રુ વધારો જોઈશે

ચાલવા ને ચાલવામાં માર્ગ લંબાતો ગયો
આર્તસ્વરમાં હુંય કહેતો કે ઉતારો જોઈશે

સાંજ ટાણે હાટડી જો ખોલશે 'ઈર્શાદ' તો
તો, પછીથી, સ્વપ્નના વિધવિધ પ્રકારો જોઈશે.

## હદ નથી

●

દિલીપ મોદી

શ્હેરમાં લાગે છે કોઈને જરા ફુરસદ નથી
વાત મારી ખુદની છે ને તો ય હું ગદ્‌ગદ્ નથી

એટલે મુશ્કેલ મારી લાગણીની છે પિછાણ
એને ચ્હેરો; નામ; આકૃતિ કે કદ નથી

કેટલી લાગે સરળ; લાગે સહજ કે હું હવે -
સૌને મન સામાન્ય ઘટના છું ને ચર્ચાસ્પદ નથી

દોટ ક્યારે પૂર્ણ થઈ શકશે નથી જાણ્યું 'દિલીપ'
ખૂબ ગમતી ચીજ હો તો નક્કી એની હદ નથી

## ટેરવે

●

દિલીપ મોદી

અપ્સરા જેવી છે એકલતા-ચૂમો
રંગબેરંગી વિરહ-ઉત્સવ-ઝૂમો

વ્યર્થ સૌ અથડાઈ કાનોમાં બધિર
ઉમ્રભર મેં કેટલી પાડી બૂમો !

નીકળ્યા છો નામ-સરનામા વગર
લ્યો, હવે શોધો-નગર આખું ઘૂમો

થાય છે - મનગમતું કેં સ્પર્શું 'દિલીપ'
ટેરવે કેવો ભરાયો છે ડૂમો !

(આસ્વાદ)

# ભાવકની ધરતી પર કંપનો જન્માવતો ધરતીકંપ

પ્રબોધ ૨. જોશી

| ધરતીકંપ | Earthquake |
| --- | --- |
| ધરતીકંપના | A |
| એક | slight |
| જરા અમથા | nudge |
| આંચકાથી | of the quake |
| શહેર | and the city awoke - |
| ઘોડિયા શું હાલી ઊઠ્યું ! | rocking like a cradle ! |
| સત્યજિત શર્મા ('સંસ્કૃતિ' જૂન ૧૯૭૭) | (Translated by Prabodh R. Joshi) |

સ્થાનિક સમય સવારના ૮.૪૬, શુક્રવાર, તારીખ ૨૬મી જાન્યુઆરી ૨૦૦૧ : ૭.૯ના રિક્ટર સ્કેઈલ ઉપર ઉત્તર-પશ્ચિમ ભારતમાં, ગુજરાતમાં ભૂજથી વીસેક કિલોમીટરના અંતરેથી ઉદ્ભવેલ ધરતીકંપ સારાય ગુજરાતમાં હોનારત સર્જી ગયો. સાત વરસનાં વહાણાં વાયાં પણ હજુ એ તારાજીનાં બિહામણાં દશ્યો સ્મૃતિપટ પર જીવંત છે ત્યારે, આ ઘટનાના ઘણા ઘણા સમય પૂર્વે જૂન ૧૯૭૭માં પ્રકાશિત શ્રી સત્યજિત શર્માનું આ નાનકડું કાવ્ય, 'સંસ્કૃતિ'ના અંકોની ફાઈલો, કોઈ સંદર્ભ માટે ફફોસતાં નજરે ચડ્યું અને સીધું જ સોંસરવું ઊતરી ગયું. કેમ ? કેવી રીતે ?

કાવ્યનું એપીસેન્ટર તો ખબર નથી પણ ત્યારે - જૂન ૧૯૭૭માં સ્પેઈનમાં લોકોમાં ભૂકંપ થયેલો.

Its a statement. કવિનું કથન એક વાક્યમાં સમાપ્ત થઈ જાય છે કે પછી અહીંથી જ તો એ આરંભાય છે ? વિષય શીર્ષકને કારણે સ્વયં સ્પષ્ટ છે. કવિને ધરતીકંપ વિશે એક સીધું સાદું વિધાન આપણી સમક્ષ મૂકવું છે.

કવિએ આમ કહ્યું હોત તો ?

ધરતીકંપના
એક

આંચકાથી
શહેર
હાલી ઊઠ્યું !

તો એ સમાચારપત્રોની હેડલાઈન બનત પણ કાવ્ય બન્યું ન હોત. એટલે કાવ્યને સમજવામાં ચાવીરૂપ શબ્દો છે ચાર.

ધરતીકંપના આંચકાને 'જરા અમથો' આંચકો એવું કવિએ કહ્યું છે. કેમ ? એની પ્રતિક્રિયા ક્યાં થાય છે ? શહેર પર. અને પછી શું થાય છે શહેરનું ? એ હાલી ઊઠે છે. ના ના એ હાલી ઊઠે છે 'ઘોડિયા શું ?' અને પછી ભાવકની ધરતી પર કેવાં કંપનો જન્મે છે...

ધરતીકંપ એ તો બહુ મોટો આંચકો - આઘાત. કવિએ એને 'જરા અમથો' કહેવાનું દુસ્સાહસ કેમ કર્યું હશે ? વિચારો.

સમગ્ર બ્રહ્માંડમાં પળે-હરપળે ઘટતી ઘટનાઓના સંદર્ભમાં વિચારતા થઈએ તો જ આ 'એક જરા અમથો આંચકો' એવું કવિ-કથન સમજાય, (કડવો ઘૂંટડો) ગળે ઊતરે. એને સમજવાનું છે in his scheme of thingsમાં. મને મારું એક કાવ્ય યાદ આવે છે સુનામી વખતે તારાજી સર્જતાં મસમોટાં દરિયાઈ મોજાંનું ચિત્ર જોઈ લખાયેલું :

<u>પ્રલય</u>
પ્રચંડ
આ
અખંડ
બ્રહ્માંડનો
ઊભરતો
અદકેરો
લય... ('કવિતા' : એપ્રિલ-મે ૨૦૦૫)

જુઓ : 'ધરતીકંપના એક' એમ શરૂઆતના બે શબ્દોમાં ઝડપથી ઝુમ આઉટ-ઈન થઈ આપણો ઈનર લેન્સ એ આંચકા ઉપર કેન્દ્રિત થવાનું કરે છે ત્યાં જ 'જરા અમથા' શબ્દના આઘાતે કાવ્યમાં એક નવું પરિમાણ ઊઘડે છે. એને એમ જ રહેવા દઈ કવિ પાછા 'શહેર' ઉપર કેન્દ્રિત થાય છે. જુએ છે કે શહેર હાલી ઊઠ્યું છે. ના, પણ એમણે તો એથી વિશેષ કંઈક જોયું-અનુભવ્યું છે :

શહેર ઘોડિયા શું હાલી ઊઠ્યું !

શહેર એ આગળ ઊઘડેલા સમગ્રના પરિમાણ સંદર્ભે આપણું સંકુચિત - સીમિત જગત - બાળકના ઘોડિયા શું - થઈને રહે છે. વળી એમાં 'ઘોડિયા'નો પરિવેશ અને 'હાલી ઊઠ્યું'માંનો 'ઊઠ્યું' શબ્દ ઊઠવાની - જાગી ઊઠવાની, આગળ જતાં awakeningની ક્રિયાનો નિર્દર્શક બનતાં નવી નવી અર્થછાયાઓ રચાય છે અને ત્યારે આ 'જાગીને જોઉં તો...'ની સ્થિતિમાં 'જરા અમથો' આંચકો ય સમજાય છે.

કાવ્યમાં જેમ ધરતીકંપનો કર્તા મોજૂદ નથી એમ ઘોડિયામાં બિરાજમાન પણ મોજુદ નથી છતાં એ બન્નેની ઉપસ્થિતિ ખસૂસ મહેસૂસ થાય છે. જે. કૃષ્ણમૂર્તિ કથિત Experiencer જ Experience હોય તેવું ? ધરતીકંપ ક્યાં થાય છે ? બહાર કે ઘોડિયામાં ? કોણ હાલી ઊઠે છે ? શહેર, ઘોડિયું કે પેલું બાળક? કવિએ તો માત્ર શહેરને હાલી ઊઠતું જોયું-કહ્યું છે - પણ આપણે જોઈએ છીએ તો પે...લા ઘોડિયાને..., પેલા 'જાગી' ઊઠેલા બાળકને...

Picture perfect તો બને જ છે. શોર્ટ ફિલ્મ - લઘુ ચલચિત્ર પણ.

■

## કાવ્યાનુવાદ

**દક્ષા વ્યાસ**

### મારા પુકુર પર

●

રવીન્દ્રનાથ ટાગોર

તું ઘણી રોકાયેલી હોય અને તારો ઘડો ભરવા માગતી હોય તો, અરે ઓ ! આવ, મારા પુકુર પર આવ.
જળ તારાં ચરણોને ઘેરી વળશે અને તેનું રહસ્ય તને કહેશે.
વરસાદ આવવાનો છે. એનો પડછાયો રેતી પર પડી રહ્યો છે અને તારાં નેત્રોની ભારે પાંપણોની પેઠે વૃક્ષોની
પછી તે ભૂરી રેખાઓ પર વાદળો વધુ ને વધુ નમીને ઝળુંબી રહ્યાં છે.
હું તારા ચરણોની ગતિને સારી પેઠે જાણું છું; એ મારા હૃદયમાં ધબકે છે.
તારે ઘડો ભરવો હોય તો આવ, અરે ઓ ! મારા પુકુર પર આવ.
તને આળસ આવતી હોય, ઉદાસ બેઠી હો અને ઘડો પાણીમાં તરતો મૂકી દેવા ચાહતી હો તો આવ,
અરે ઓ ! મારા પુકુર પર આવ.
ઘાસ છાયો ઢોળાવ હરિયાળો બન્યો છે અને આ અસંખ્ય જંગલી ફૂલો ફૂટી નીકળ્યાં છે.
પંખીઓ માળામાંથી ઊડી જાય તેમ તારાં ઘેરાં કાળાં લોચનોમાંથી વિચારો અહીં તહીં ભટકવા નીકળી પડશે.
તારા મુખનું આવરણ તારાં ચરણોમાં આવી પડશે.
તું અલસ બેઠી રહેવા ઈચ્છતી હો તો આવ, અરે ઓ ! મારા પુકુર પર આવ.
તારે તારી ક્રીડા ત્યજી દેવી હોય અને પાણીમાં ડૂબકી મારવી હોય તો આવ, અરે ઓ ! મારા પુકુર પર આવ.
વાદળી ઝભ્ભાને કિનારા પર પડી રહેવા દે. ભૂરાં જલ તને આવરી લેશે અને છુપાવી દેશે.
મોજાં તારી ગ્રીવાને ચૂમવા ખડે પગે હશે અને તારા કાનમાં છાની છાની વાતો કરશે.
તું જલરાશિમાં ગળાબૂડ ડૂબકી મારવા ઈચ્છતી હો તો આવ, અરે ઓ ! મારા પુકુરે આવ.
તારે પાગલ થઈ જવું હોય અને મોતના મોંમાં ભૂસકો મારવો હોય તો આવ, અરે ઓ ! મારા પુકુરે આવ.
એ શીત છે અને એનું ઊંડાણ અતાગ છે.
એ નિઃસ્વપ્ન નિદ્રા સમું ઘેરું છે.
એના અતલ ઊંડાણમાં રાત-દિવસ એક થઈ જાય છે. ગીતો શમી જાય છે.
તું તારા અંતિમ વિરામમાં ગળાબૂડ ડૂબવા ઈચ્છતી હો તો આવ, અરે ઓ ! મારા પુકુર પર આવ.

("The Gardener", કૃતિ-૧૨)

(વાર્તા)

# મલ્હાર

રામચન્દ્ર પટેલ

ગામ ઉમતાની ભાગોળ છોડીને ઉગમણો રસ્તો પકડીએ એ પહેલાં આઘે આછા અંધારામાં જોયું તો આગળ જતા છોટા વૈદ્ય દેખ્યા. સગાથ થશે એ હેતુએ હું, પતુ, પૂજિયો દોડ્યા. રૂપેણ નદી વટાવતાં વટાવતાં મેળાપ થયો એ દર સોમવારે, વડનગર હાટકેશ્વર મહાદેવનાં દર્શન કરવા જતા એ ખબર. એ દહાડે સોમ અને શિવરાત્રી બંને સાથે. સારો સંજોગ સચવાઈ ગયો હતો.

છોટા વૈદ્ય દેખાવે ઊંચા પડછંદ, માથે આંટાવાળી પાઘડી, શરીરે લાંબો ડગલાવાળો કોટ, સફેદ ધોતી પહેરે. હાથમાં રાખે નેતરની સોટી. એ પોરબંદરથી પોતાના ગામ ઉમતા આવ્યા પછી લીધી હતી. દીન દુખિયાની સેવા. છૂટક ઘરગથ્થુ દેશી દવા કરતાં કરતાં નાયક - તરગાળામાંથી વૈદ્ય અટક છપાઈ ગઈ હતી.

- 'શીદ ઊપડ્યા છો, બધાં ?'

- 'વડનગર હાટકેશ્વરનાં દરશન, શિવરાત. ' પૂજિયો બોલી ઊઠ્યો હતો.

- દોડો નહીં તો હું આગળ.

ઉંમર થઈ હોવા છતાં છોટા વૈદ્યની ચાલ ઝડપી. અમે ત્રણ જણા ઘડી આગળ તો ઘડી પાછળ પડી જતા હતા. એમણે નો'તું રાખ્યું વચમા બેસવાનું કે ઊભા રહેવાનું. એ હેંડે એકધારી ગતિમાં. સૂર્ય ઊંચે ચડ્યો ને તડકો ખાસ્સો છૂટ્યો. અધવચ્ચે આવતી વાવમાં ઊતરીને પાણી પીધું હતું, ત્યાં વિસામો હતો છતાં થાક ખાધા વિના પાછા.

- 'લ્યા, તમે વડનગર જાઓ છો ?'

- હા, શમેળા જોવા, મેં કહ્યું હતું

- 'તો નાગધરો, ઝમઝમયો કૂવો અને તાના-રીરીની દેરીઓ. '

- 'દેરીઓ ક્યાં આવી છોટાકાકા...'

- માંકણેશ્વર મહાદેવ જોડે, સ્મશાનમાં.

દિલ્હીના મોગલ શહેનશાહ અકબરના દરબારમાં જુદા જુદા ભેજાવાળાં નવ નરરત્નો હતા. એમાં એક હતો તાનસેન ગવૈયો. એ ગાવા-બજાવવાનું ને બીજાઓને સંગીત શીખવાડવાનું કરે પૂરા ઠાઠમાઠથી માનભેર જીવતો સંગીતકાર. અકબર બાદશાહ એ ગાયકના ચાહક બેગમ સાયબા અને શાહજાદી પણ તાનસેનને સાંભળ્યા વગર ના રહી શકે એનો કંઠ મીઠો હલકદાર. એ પોતાનું ગળું છેડે એટલે આખા મહેલમાં સુગંધ ફેલાય ગુલાબની. આખા દિલ્હી શહેરમાં ટાઢક પ્રસરે. દરેકના ઘર-મકાનમાં અજવાળું. કહેવાય છે કે ગુજરાતના બૈજુ બાવરા ગાયકે તાનસેનને હરાવેલો નીચાજોણું થયેલું, બાકી સૂરસંગીતમાં પૂરેપૂરો પાવરધો એક વેળા તાનસેનને જીવતો બચાવ્યો હોય તો વડનગરની બે બાળાઓએ. એમનું નામ તાના-રીરી. તેથીસ્તો તાનસેન ગવૈયો ગુજરાતનો ઓશિયાળો.

- છોટાકાકા કહો તો ખરા આગળ...

સાભળો, પાંચસો વરસ થયાં એ વાતને. કોઈ કારણસર અકબર બાદશાહે સભા ભરી, ત્યારે સાજ-સજાવટથી ઝુમ્મરો સાથે દરબાર ઝૂમી ઊઠ્યો હતો. પેલા નવરત્નોય એમાં હાજર. બેગમ સાયબા સાથે શાહજાદી આવીને બિરાજતાં હતાં દિલ્લી નગરના શાહ સોદાગરો પધાર્યાં હતાં. બુધ્ધિમાં પારંગત હાજરજવાબી બિરબલ પણ એમાં સામેલ. નોકર ચાકર, ફકીર ફરિશ્તા, શાયરોથી સભાખંડ દબદબાથી શોભી ઊઠ્યો હતો.

- 'મિયાં તાનસેન...'

- 'આદાબ જહાંપનાહ. '

- 'સઘળા રાગ-આલાપો છેડ્યા છે, આપ જો દીપક રાગ. '

- દીપક રાગ આવડે છે પણ. તાનસેને મસ્તક નમાવ્યું.

- તો ગાઈ નાખો, આપની ગાયક કીર્તિનો કસબ...

- 'લાચાર જહાંપનાહ. '

- દિલ્લી દરબારે તાસક ભરીને સોનામહોરોનો પણ શિરપાવ આપ્યો છે તો... બેગમ સાયબાએ કહ્યું હતું.

- સંગીતના વરદાનનું માન જાળવવું જાણું છું, પણ પછી મલ્હાર ગાતાં આવડતો નથી.

- એમાં શું થઈ ગયું ? આ તાસકમાં રહેલી મીણબત્તીઓ ચેતાવી દો તો જાણીએ સંગીત સમ્રાટ બાકી..., શાહજાદી બોલી ઊઠી.

મોગલ દરબારના ભાતીગળ જમીન-તળિયાને તાકી

રહેલા તાનસેને ઊંચી ડોક કરીને અકબર બાદશાહ તરફ આંખ માંડી, પાછી દૃષ્ટિ ફેરવી બેગમ સાયબા બાજુ... શાહજાદીનેય બારીકીથી નીરખી લીધી. રાજહઠ અને સ્ત્રીહઠ એકબીજામાં દૃઢ થતાં ભાસ્યાં. કોઈ વેરીડાનું કાવતરું હોય એમ માની લીધું. જો દીપક રાગ નહીં ગાઉં તો પોતાની કમજોરી ને સંગીતકળાની ફજેતી થશે. વળી પોતાના પર ફિટકાર વરસશે એ જૂદો. તાનસેન ઊભો થયો. કશુંય બોલ્યો નહીં. આખો દરબારખંડ મૃત્યુનો ઓછાયો બનીને અટ્ટહાસ્ય ફેંકી રહ્યો. આખરે લોકોનો આદરભાવ ઝીલી લઈ એ નીચે બેસી પડ્યો. 'મારું જે થવાનું હશે એ ભલે થાય પણ બાદશાહી હઠને દીપક મંત્રની છાંટ ચખાડી દઉં...' બબડીને સામે મોલામાં સળગતા દીવાને ઝાપટ મારી ઓલવી નાખ્યો, ને ગુરુ હરિદાસને સ્મરી તાનપૂરાને નમી રહ્યો.

પછી સ્કંધે લીધેલા તાનપૂરાના તારતારની સાથે લલકાર કરી બેઠો. દીપક રાગ એવો આવ્યો કે મોગલ દરબારના ખંડખંડ ઊંચકાવા લાગ્યા. ગઢ-રાંગની દીવાલોમાં તિરાડો પડી. મહેલમહેલનાં છતછજાં, ઝરૂખા તેજ જ્વાળાઓમાં. આખો તાનપૂરો બની ગયો લાક્ષ્યસ્થંભ. સહુ શ્રોતાઓ તો અચરજમાં. તાનસેનનો કંઠ દીપક સ્વરોની હલકમાં ગુલાબ ગૂંજે, મઘમઘ ખુશબૂ... પાથરેલી જાજમો તો સોના-રૂપાનો ચળકાટ નાખવા માંડી. ફૂલદાનીઓમાં લોબાન મ્હેકવા લાગી ગયો હતો.

- પ્હેલાં પેલાએ ગાવાની કેમ ના પાડી છોટાકાકા... ?

- 'દીપક રાગ મૃત્યુદેવનો, જે ગાય એનું શરીર બળે, આંખોમાંથી અંગારા ઝરે, ચામડી ઉપર દોડે દોડે દેવતા, આગ લાગી હોય તો કોણ ઓલવે ભલા...'

- પોંણી

- તો સમજ્યા, પાણી લાવે મેઘ. મેઘને ખેંચી લાવે મલ્હાર, એને મલ્હાર રાગ આવડતો નો'તો, એ ખંચાયો હતો,

- 'બરાબર...'

ત્યારે છોટાકાકાના મુખમાંથી દીપક રાગના ત્રૂટક છૂટક શબ્દો, આખી કંડિકા અસર કરી ગઈ હતી. અમે જાણે અકબર બાદશાહના દરબારમાં પેસી ગયા ન હોઈએ ! એણે છેડેલો, ગાયેલો રાગ, કંઠનો ભીનો ભીનો અવાજ, એ જમાનો સાંભરી આવ્યો હતો. અમને અસર કરી ગઈ હતી દીપકની હરીભરી ગૂંજ...

'સકલ જ્યોત અગ્નિસાગર જ્વાળા મેરુ મકાર,
કોટિ કોટિ બની છે મશાલ મ્યાન સમજ અંગાર
તું અગમનિગમ પ્રથમ અગ્નિ ઉપજ અંગાર...
મંદિરને માટીમાં સોનાને કોલસા... ડિમ ડિમ ડિમ ડમરું બાજે...'

ધીરે ધીરે તાનસેન દીપક રાગમાં દીપ જલાવો ઝગમગ ઝગમગ ગાતો તલ્લીન બની ગયો. સ્થળકાળનું ભાન ન રહ્યું. એણે આજ સુધીની સંગીત-તપસાધના હોડમાં મૂકી દીધી હતી. સ્થંભ સ્થંભ દીવાલો ડોલવા લાગી. ઝૂમ્મરો ટર્ણિંગ ટર્ણિંગ... એનો અહંકાર ઓગળીને ભસ્મ. લોકો વાહ વાહ... પોકારીને માથું હલાવતા હતા. તબલચીની આંગળીઓ તબલા પર સર્જી દેતી થનગનાટ... લય મોજાં રણ રેતનાં પણ માનવમાત્રને મધ મીઠાં લાગે. તાનસેનની જન્મજન્માતરની તપસ્યા. આખું વૃંદાવન ત્યાં હાજર થઈ લહેરાવા લાગ્યું હતું. પોતે નાડી નાડી સાથે આખી દેહસૃષ્ટિનો નીંભાડો સળગી ઊઠ્યો હતો, છતાં સન્મુખ ગુરુ હરિદાસ, કૃષ્ણ થઈને કૃપાદૃષ્ટિ વરસાવીને એના ગળે પહેરાવી દીધી દીપમાળા. તાનસેન વધુને વધુ અંતર્મુખ. એ તાનપૂરા સાથે પોતાની સંગીતદીક્ષાને દીપાવી રહ્યો હતો. રાગની અંતિમ ચોટ-છોળ આંખે વાગી બેઠી ત્યારે તાનસેન તંગ-ટટ્ટાર, કોરમોર તો તીક્ષ્ણ તેજનું વલય ફરવા માંડ્યું, ત્યારે ન રહેવાતાં ઓચિંતો એ તાનપૂરા સાથે એકબાજુના તબલચી પર ઢળી પડ્યો, ને પેલી મીણબત્તીવાળી તાસક દેદીપ્યમાન, જ્યોત જ્યોત... દરબાર તો ઝૂમ્મરો સાથે ઝૂમી ઊઠ્યો હતો. લોકો તો પોતપોતાની બેઠકો પર સ્તબ્ધ સ્થિર. શાહજાદી અને બેગમ સાયબા પ્રકટી ઊઠેલા દીવાઓને નિહાળી રહ્યાં હતાં. છેલ્લે પ્રસન્ન મુખે અકબર બાદશાહ બોલી ઊઠ્યા -

- 'કમાલ કર દીયા આપને, તુમસે અધિક ન દીઠા કોઈ ! એક રાજા વિક્રમ ઔર તુમ દૂસરા નીકલે મિરજાંસેન.'

- 'અદ્ભુત સૂરીલો કંઠ ! આ રૂપસૌન્દર્ય તો જનાનખાનામાં શોભે...' શાહજાદી બોલી ઊઠી હતી.

- 'જહાંપનાહ આપનું અંતઃકરણ ખિલખિલાટ થયું, એમાં મારી જાત ધન્ય માનું છું... ગુરુભક્તિની દિવ્યશક્તિનું આ પરિણામ છે હજૂર...'

- 'મારા મુડદાલ મનને તમે ચેતનવંતુ બનાવ્યું...' અકબરે કહ્યું.

- 'શાહઆલમ સો વરસના થાઓ...'

- 'કંઈક માગો, શાહી ખજાનો તમારે માટે ખુલ્લો છે તાનસેન...' બેગમ સાયબાએ કહ્યું હતું.

- 'જો કશુંક માંગવાની વેળા આવે, એટલે બાદશાહ

સલામતે આ ધન્ય પળ યાદ રાખવી...'

અકબર બાદશાહના અતિ આગ્રહથી ગાયેલા દીપક રાગથી અનેક મીણબત્તીઓના દીવા, મશાલ-કોડિયાં, સઘળું ઝળહળ જ્યોતમય. ચારેબાજુથી શંખઘોષની જેમ વાહ વાહ...ના પોકારો ગાજી ઊઠ્યા હતા. પણ તાનસેન એકલો પેટમાં, હ્રદયના ઊંડાણમાં અગ્નિની ભઠ્ઠી. અંગઅંગ હાડ-પાંસળાંમાં બળતરા. નાડી નાડી લોહીમાં દાહ દોડે દોડે ને આખું મગજ બેચેનીમાં. તાનસેનની બંને આંખોમાંથી અંગાર ટપકતો હતો. એ ઓચિંતો દોડ્યો. નીચે ભોંય પડતાં પડતાં દરબાર ખંડનાં નિર્જીવ સિસમનાં દાભડિયાં કમાડોએ પકડી લીધો. પાછો એ સ્વસ્થ. બહાર વૃક્ષોની હરિયાળી... પંખીઓના ઝરતા મીઠા ટહુકા, એનીય પેલી પારથી અગ્નિકોણમાંથી આવતી શીતલ વાયુ લહેરખીઓ એના આખા શરીરને ઊંચકી લેવા તત્પર. એની ચામડી પર થતો હતો ઝાકળનો છંટકાવ... ! તાનસેનને થયું કોક હળવાશથી બોલાવી રહ્યું ન હોય ! એ ખુલ્લા ચોગાનમાં આવ્યો ત્યાં ધરાની લીલોતરીએ ઘેરી લીધો. પાછો એ આગળ આગળ શ્વાસભેર દોડ્યો... પણ આગળ દોડે રાખનો પડછાયો. ઘડીવારમાં આગ્રા છોડી દીધું. ઊડતી ધૂળધૂળની ડમરીઓમાં ઘેરાઈ પડ્યો. વાટ વાટ, નેળિયાં વટાવતો મથુરા, કૃષ્ણ મંદિરના ઓટલે પછડાઈ પડે એ પહેલાં બંસરી સ્વરો સાથે અનેક મોરપીચ્છાં વળગી પડ્યાં. ધરતીથી એ જરાક ઊંચકાયો હોય એવું લાગ્યું. પછી એ ત્યાંથી વૃંદાવન ગયો. કદંબ કદંબના નૃત્યરત છાંયડા અડ્યા. તાનસેન, યમુનાના ઓવારે જઈને બેઠો. એનું જળ વહેણ રાગ-રાગિણીના આલાપ ગાતું ગાતું વહેતું હતું. એણે એના પાણીમાં પગ ઝબોળ્યા. થોડીક ટાઢક છલકી ઊઠી પણ લાહ્ય તો ! બેચેનીને કાઢવા એ જલપાન કરવા ગયો, ત્યાં ઝબકારો. જળ પીધા વિના એ ઊભો થઈ ગયો. એમાંથી દરબારી, દિલ્હીનો ઠાઠ, વૈભવ, દંભ-મોહની દુર્ગંધ આવતી હતી. તાનસેન બળ્યો બળ્યો પાછો તરુતરુવરોને અડકતો ગોકુલ, ગોકુલ તો આખું દુષ્કાળના ભરડામાં હતું. [illegible]મી હરિદાસના બિહારીધામમાં આવીને મંદિર-મંદિરના [illegible] સ્થંભ સ્થંભોને સ્પર્શી જોયા. બાળકૃષ્ણનાં દર્શન કર્યાં. ગુરુને સ્મરી લીધા બાદ બહાર નીકળ્યો છતાં શાતા, ટાઢક હૈયે ના વળી. નાભિ તો સતત બળી રહી હતી.

તાનસેન દક્ષિણમુખે ઊભો રહ્યો. સામે આવતું મૃત્યુ ભાસ્યું. ચારે તરફ જ્વાળા જ્વાળા... ! ઊંડા શ્વાસ ખેંચ્યા, છોડ્યા... સાઈઠ વરસનો તાનસેન ડગુમગુ થઈ ઊઠ્યો હતો. આંખો મીંચાઈ, આખી ભોમકા ખાવા ધાતી હોય એવું લાગ્યું. આમતેમ એ ઘણું દોડ્યો. જમીન પર પડ્યો, આળોટ્યો, ધૂળ ધૂળ... પાછો ઊભો. આઘે આઘેથી નૈઋત્ય દિશામાંથી આવતી હતી એક મેઘવાદળી, મલય વાયુમાં... તાનસેન એ બાજુ બેફામ શ્વાસભેર દોડ્યો. આમ રાતદિવસ દોડતો રહ્યો. ધોરીમાર્ગ પકડી લીધો. અરવલ્લીની ડુંગરમાળ આવી. માળવા, મેવાડ ક્યારે પસાર થઈ ગયાં એનો ખ્યાલ રહેલો નહીં. કેશરિયાજી, શામળાજી આંબ્યાં. સાબર ઘાંટી-ખૂંચોમાં પડીને બહાર નીકળ્યો. કષ્ટાતો-પીસાતો કેટલાય દિવસની ખેપ, ભૂખ્યો-તરસ્યો એ એક આડા પડતા તળાવની માઢિયાળી પાળ સાથે અથડાઈ પડ્યો, ગબડ્યો. પાછો એના પર ચઢીને તળાવકાંઠે ઊભેલા ઉંબરાના ઝાડને બાઝી પડ્યો, તો ઠંડક લાગી. ઉંબરો એનો કોઈ પૂર્વજ ન હોય !

એ નીચે બેસી પડ્યો. સામે કાંઠે રહેલાં ઊંચાંનીચાં, મકાનોના પછવાડે સૂર્ય, પોતાનાં કિરણોને આડાં પાથરીને એમાં ઊંઘમાં. જળ શાંત સ્થિર સમી-સાંજના અંધારાને હડસેલા મારતું મારતું ચળકી રહેલું. તાનસેનને લાગ્યું તળાવ જાણે મોરપિચ્છ, ને એમાં ટિલડી થઈને શોભી ઊઠતી હતી સતીની દેરી. દેરીમાં દીવો પ્રકટ્યો. એના અજવાળાને જોતો જોતો મુખ ઊંચે આકાશમાં અધ્ધર કર્યું તો એના ખોળામાં બે-ચાર ઉમરાં ટપક્યાં, બેઠાં બેઠાં ખાધાં, કેટલી બધી મીઠાશ ! કલેજામાં જીવ સળવળ્યો, કંઈક રાહત. એ વૃક્ષને નિહાળ્યા કર્યું. એનાં ડાળડાળે, પાંદડે પાંદડે તારા-ગ્રહ-નક્ષત્રો ઝબકી રહ્યાં હતાં. વીંટળાઈ વળી હતી આકાશગંગા. છેક ઊંચે બ્રહ્માંડમાંથી કશાક તેજ-ઝબકારા ઊતરી આવતા હતા.

ત્યાં જ ઉમરાના વૃક્ષ થડે તાનસેને માથું ટેકવ્યું. ઘણા દહાડે એ નિદ્રામાં ઘસઘસાટ, રાત-મધરાત થઈ. તળાવના પાણી ઉપરથી લ્હેરાઈ આવતો વાયુ પાછો ઢંઢોળી બેસતાં, જાગ્યો. જોયું તો માથે મધ્યાહ્ન, તળાવજળ ઉપર સતીની દેરી તપે. ભોંયતળિયે જળનો ફેલાવ ચળકાટ, એમાં બે બાઈઓ, એકે પાનેતર પહેરેલું, તો બીજીએ કાળી છીંદરી. બંને સંવાદમાં, નાગરકન્યા બોલી રહી હતી :

'દુકાળમાં મારાં સાસુ-સસરાએ જીવ-જનાવરાં, પક્ષી, મનખાદેહ માટે તળાવ ખોદાવ્યું. રાતદહાડો ઓડ મજૂર કામ કરતાં હતાં. એમાં તારી આડખેલી નળ ફૂટવા દેતી ન હતી. સાતેય કોઠા ખોદયા છતાંય પાણી ના પ્રકટ્યું. અંતે કોક પટેલિયાએ કહ્યું 'દીકરો ને વહુ પધરાવો...' ત્યારે હું ઓડામાં, થાનલે ધાવતો છોકરો, મારું બાળક તરછોડી ચૂંદડી-મોડિયો

ને પાનેતર પહેરી સજોડે ઊતરી પડી તળાવમાં. મલ્હાર રાગ ગાતી ગાતી સમાઈ ગઈ ભૂખીભંદ માટીમાં. તેથીસ્તો જળથી છલકાયા હતા સાતેય કોઠા. તું યે કેવી વિષકન્યા ? મારા પગતળિયે હંમેશ બેસી પડી રહી. આજે જગાડી છે. તું જા હવે તળાવની પૂર્વ પાળે, ભાગોળે ઉંમરાના ઝાડ હેઠળ તારો સ્વામી દીપક રાગ પીને પડ્યો છે. પાયલાગણ કરી આવ. તારા સાતેય ભવના વિજોગ વછૂટે. હું એને મલ્હાર ગાઈને કરું છું બેઠો. તું મારી બેનડી છે નાગકન્યા.'

તાનસેન ઝબ કરતો જાગ્યો. દેખ્યું તો પરોઢ પ્રકટી ચૂક્યું હતું. પોતાના પંડ-ખોળિયા પાસેથી એક સાપણ સરકતી ગઈ તળાવના પાણીમાં. એ દૂર પેલી તરતી દેવડીને તાકી રહ્યો. એની નીચે ઊંડે જળમાં દૃષ્ટિ નાખી લીધી. કોઈ હલચલ જણાઈ નહીં. ખાલી લીલછોયું પાણી હેલારા મારી મારીને મોજાં પર મોજાં ચઢાવી છલકાઈ રહ્યું હતું. તાનસેનને થયું સ્વપ્નમાં દેખાયું હતું એ દૃશ્ય. ક્યાં ગઈ બંને દેવાંગનાઓ. વ્યર્થ સ્વપ્નભ્રમણા. ખાલી ભણકારા વાગી રહ્યા. એ ઊભો થયો. પેલી દેરી તો બળતો દીવો જાણે ! એને એકચિત્તે ભજી રહ્યો.. એવામાં એક મોરપીંછાંઓની ઝણઝણાટી છેડતો થનગનાટમાં આગળ દોડ્યો. તાનસેન એની પૂંઠળ થયો. સામે નાનાં મોટાં મકાન, હવેલીઓ પરોઢિયામાં ઊઘડી આવતી હતી. જળમાંય છલકાતાં હતાં એનાં પ્રતિબિંબ. ચારેકોર જાતજાતની વનસ્પતિ. પંખીઓના ટહુકા મધમીઠા ઝરતા હતા.

એ એક કુંડ પાસે જઈને ઊભો રહ્યો. હતો નાગધરો. બંનેને એકમેક ભેટી પડ્યાની ઓળખ તાજી થઈ. નાગધરામાં તરતું હાડપિંજર ઉપર આવીને ઊતરી ગયું ઊંડે, તરત નાગકન્યા ભૂગર્ભમાં વિલાપ કરી રહી હતી, ને સંભળાઈ આવતો હતો દીપક રાગ. તાનસેનને અંદર પડવાનું દિલ થઈ આવ્યું. થોડેક નજીકના ઝરમરિયા કૂવા-કાંઠડે પનિહારીઓ બેડલાંઓની મધુરી મધુરી સૂરાવલીઓ રણકાવતી હતી, તો જતી આવતી કેટલીક સ્ત્રીઓ ઘૂમટામાં, કંકણ-કાંબી, ઝાંઝરીઓના ખણખણાટ હલચલના નાદ વચ્ચે એ છેક અર્જુનબારીએ જઈને અટક્યો. દરવાજામાં કેટલાક ગોખલા. એકમાં તાનસેન ચઢી પેઠો-બેઠો. એમાં ગોઠવાયેલું વરાહીદેવીનું શિલ્પ. મા, મહિષાસુરને કાતિલ રીતે હણતી હતી, પછી પૂર્વ ક્ષિતિજમાંથી સૂર્ય પૂરેપૂરો નીકળી આવ્યો. તડકો આખા વડનગરમાં રેશમી વસ્ત્ર રૂપે પથરાઈ ચૂક્યો. એવામાં બાર-ચૌદ વરસની બે સોહામણી કન્યાઓ આવતી દેખી. એ અચરજમાં પડ્યો. બંનેના માથે હતા તામ્રકુંભ. કેસરી કેસરી કમખા, ઘેર-ઘાઘરી સાથે ચળકતી હતી કસુંબલ ઓઢણીઓ, માથે દામણીઓ, કંઠે સુવર્ણ સુવર્ણ બોરમાળા, પગમાં હતી ઝાંઝરીઓ, ઠમક ઠમક છલકે... નાજુક પગપાનીઓના પગલે પગલે છલકાતાં જતાં હતાં પદ્મો. તાનસેન બંને કન્યાઓને એકીટસે તાકી રહ્યો, એ તો મલ્હારના લય-તાલમાં, શર્મિષ્ઠા તળાવનો ઓવારો ત્યજીને, પથ્થરનાં પગથિયાં ઊતરતી ઊતરતી લાંબા કાળા કેશ ગોઠણ સુધી હલાવતી છેક જળ-પગથિયે જઈને ઊભી, થંભી. બંનેની પીઠમાંથી મબલખ ચણોઠડીઓ ઝરી પડતી હતી. તળાવના જળ ઉપર જાણે ચીતરાતું જતું હતું અષાઢી પૂનમનું ચન્દ્ર અજવાળું...

તાનસેન ધીમેકથી ગોખ પોલણમાંથી ઊતરી પડીને આવ્યો શર્મિષ્ઠા તળાવના ઘાટ ઓવારે. એક પથ્થર સ્થંભ સાથે સ્કંધ ટેકવીને ઊભો. ચોખ્ખું પાણી પેલા ઉમરાના વૃક્ષની સમૃધ્ધિ ફેલાવીને છલકાઈ રહ્યું હતું. પેલી કન્યાઓની મુખ-મોહિની અદ્ભુત ! દેદીપ્યમાન જળ ભરેલી વાદળીઓ...

- 'ચાલને રીરી...'

- 'આવું છું...,'

- 'હાટકેશને પાણી ચઢાવવા.'

- 'કુંભ ભરું ભરું ખાલી, બુડ બુડ... બોલતું જળ મલ્હાર ગાતું નથી તાના...'

- તો મોડું થશે,

- 'તું તારે ચડવા માંડ હું અબ્બી...'

તાનાએ માથે કુંભ સાહ્યો, ને ઘાઘરીની કોર પકડીને શર્મિષ્ઠા તળાવનાં પગથિયાં ચડતાં ચડતાં પોતાની કાળી ભમ્મર આંખો અધ્ધર માંડી તો બાદશાહના પહેરવેશમાં દાઢીધરા ઘનઘોર કોક પડછંદ આદમી. એના સોનાના કમરબંધમાં રત્નજડિત સુવર્ણ મૂઠવાળી બરછી. બે આંખોમાં રતાશ તરે - ફુત્કારે... આખો દેખાવ તડકામાં બરછટ, ગંદવાડભર્યો. એમાંથી મૃત્યુની બદબૂ આવી રહી હતી. તાના એને દેખતાં જ ચમકીને પૂંઠ ફેરવી અધવચ્ચે ઊભી રહી ગઈ, સ્થિર ચૂપ. તાનસેન પગથિયાં ઊતરતો છેક તાના નજીક... એ પોતાના લાંબા હાથ કરી રોકીને ઠર્યો. એણે એના તરફ ઊંચી આંખ પણ ન કરી. ત્યાં રીરી આવી ચઢી હતી. એ ડર્યા વગર તાનસેનને તાકીને રોફથી બોલી ઊઠી હતી.

- કોણ છો તમે ? આટલા સુધી...

- 'વટેમારગુ તમારી પાસે...'

- 'પાણી પીવુ હોય તો ધરો ખોબો. '

- ના.

તો

- મલ્હાર

- 'ખબર પડી, તમારો દેદાર, દીપક ગાયો છે તમે, લાકડુ થઈ જશો લાકડુ '

- 'તો બચાવો મને. '

- પ્હેલા કહો જાસૂસ તો નથી

'ના, બાળાઓ હુ તાનસેન પોતે. '

આટલુ સાંભળતા જ તાનાએ તાનસેન સામે જોયુ નાગર તાનસેન ગવૈયો પોતે કદીય દેખવા ના મળે એ શર્મિષ્ઠાના ઓવારે, પગથિયાં ઉપર અદબ જાળવીને બે બહેનોને આરાધી રહ્યો હતો. 'બચાવો મને બચાવો ' ના બ્રહ્મનાદથી આખુ તળાવ છલકાતુ હતું. એ બોલે એમા દર્દ ઝમતુ હતુ, ખરેખર હાડહાડમાં હતો દાહ. આખો બની ગઈ હતી અગાર. તાના-રીરીને લાગ્યુ કે કોકના કપટમા પકડાયેલા નિર્દોષને બચાવવો એ ખરુ કર્તવ્ય. હાટકેશને જળ ચઢાવવા સરખુ ઉત્સવનુ કામ. પોતાને મલ્હાર આવડે છે એનો સદ્‌ઉપયોગ. સાચુ ટાણુ એનો લાભ લઈ લેવો જોઈએ. તાનસેન તો બને બાળાઓને કહી રહ્યો હતો

- 'જે કુંભમા ભરાતા જતા જળ 'ડુબ ડુબ'ના અવાજ વેગમા મલ્હાર સાભળી શકે એ સાચ્ચે જ મલ્હાર, વ્હાલમૂઈ છો તમે. મારી બનેને અતરદુવા'

- 'તમે આનંદપુરના અમારા ઘરના પરોણા...'

- 'તો ગાઈને છાંટો સંજીવનીમત્રો. '

- પ્હેલુ પિતા હાટકેશની જળધારીમા કુંભજળ ચઢાવવાનું... રીરી બોલી ઊઠી હતી.

- 'બરાબર. '

- 'તમે જાઓ મડલેશ્વરની હવેલીએ. અમે ઝટ આવી પહોંચીએ છીએ. ' તાનાએ કહ્યુ હતુ.

બસ શર્મિષ્ઠા તળાવની અધવચ્ચેથી સાઈઠ વર્ષનો તાનસેન પૂંઠ ફેરવીને પગથિયા. એની પાછળ તાના-રીરી, દાદાની પૂઠળ દીકરીઓ રમતી ઝમતી આનદમા ચઢવા લાગી. ઓવારો પૂરો થયો તરત નમસ્કાર ઝીલીને બંને બહેનો હાટકેશધામ તરફના નદીઓળ દરવાજાના રસ્તે ફરુકા લેતી ઊડતી જતી દેવકલિકાઓ ન હોય ! એ ધારી રહ્યો. પોતાના લોહીએ હલેસા માર્યાં નગર હવેલીની વાટે. સામે જે કોઈ આવે એ વળાંક લઈને ઝટપટ ચાલી નીકળતું ને કોઈ ખૂણેખાચરે બોલી ઊઠતું કે 'જુઓ પાટણના મુશરફખાનનો જાસૂસ.' ઘણાખરાંએ પોતાના ઘર-બારણાં બંધ કરી દીધા હતા. રસ્તામા ભૂલેચૂકે કોઈક સ્ત્રી મળી જાય તો માથે ઘૂઘટ ખેંચી કાઢીને ધરી દેતા હતાં બરડો. વિચિત્ર પહેરવેશને લીધે બાળકો તાનસેનને બાગડો માનીને કૌતકભરી નજરે જોઈ લેતાં ખરાં. આમતેમ દેખ્યા વગર એ વડનગરની ભોંય ઉપર સ્થિર દૃષ્ટિ રાખીને નાગરવાડાની ગલી-ઓળ વટાવતો જતો - છતાં ન કોઈની સાથે પડપૂછ કે વાતચીત, ફક્ત એનાં પગલાં ઠડાં પડતા જતાં હતા.

છેવટે જાળીબધ લોખડી દરવાજા આગળ આવીને ઊભો, અદર કોરમોર પથ્થરિયુ જાજમવાળું ચોગાન. વચમાં ત્રણ મજલાના કઠેરા, ઝરૂખાબંધ હવેલી. સૂર્ય-તડકામાં ઊડી રહી ન હોય કોઈ અપ્સરા ! એનાં બારણાં ખૂલ્લા, ઘરમાંથી જાજવલ્યમાન વૃધ્ધ બસીધરકાકા બહાર આવીને દિલ્લીપતિના સેવકને સત્કારીને બોલી ઊઠ્યા હતા.

'તાના રીરી દીકરીઓએ મોકલ્યા છે તમને ?

- હા.

'તો આવો અદર, ભૂખ્યા-તરસ્યા લાગો છો - બહુ ખેપ ચોંટી છે કપાળે. '

એ ઘરમા આવી ચોગાન વચમાં પડેલી, તકિયા-બિછાનાથી શોભતી, ફૂલ-હિંડોળા પાટ પર બેઠો. પૂર્વાભુખી હવેલીને નીરખી રહ્યો. એના સાગસિસમ મઢ્યા બારી-બારણા તથા સ્થભસ્થભ કાષ્ઠ કોતરણીથી ભરપૂર હતાં. વેલબુટ્ટાઓ વચ્ચે મયૂરનાચ કદંબ કદંબના વૃક્ષો નીચે ધેનુ ઘટડીઓ રણકી રહી ન હોય ! આગણે તુલસીક્યારે મ્હેંકે ઘર-ઓરડા સુધી વૈષ્ણવ પિછોઈ ઢબની જાજમો ચળકાટ ફેંકી રહી હતી.

તાના-રીરી હાટકેશદેવને જળ ધરાવીને આવી પહોંચી. જોયુ તો બંસીધરકાકા અને તાનસેન ચાર પાંચ પેઢી પહેલાંના વારસાઈ કુટુબના કુલીન નાગર બ્રાહ્મણ વિશે વાતચીતોમા ડૂબી ગયા હતા.

- 'દાદા, મીયા તાનસેને દીપક રાગ... ?'

ખબર પડી છે મને, ઝટ તૈયારી કરો. લાવો તાબાનો ઘડો, આબાનાં પાન, ને શ્રીફળ. ક્યા ગયો શ્રીધર ? બોલાવો તબલચી રૂખી નાયકને.

'હા, બાપુજી, રીરીએ તાનપૂરો સાહી લીધો છે અમે અગાસી ઉપર પરોણાને ઘર ચોગાન ખંડ વચમાં

પાલખીમાંહ્ય બેસાડવાના હોં...'

- 'સમજ્યો, દીકરીઓ... બીજાના જીવતર માટે...'

તાના-રીરી બંને એકદમ મજલાવાળી હવેલીની સીડીઓ ચઢીને ગઈ અગાસીમાં. ઘરડાં રૂખીમા પણ ઉત્સાહમાં, આકાશ વાદળ વિનાનું કોરુંધાકોર હતું. આસપાસનાં મકાનો તડકો પીતાં હતાં તાપમાં. વડનગરની ચારેપા વરાળ ધૂળધૂળ ઊડે. વરસાદ વગર ખેતરો, પશુપંખી, વૃક્ષવૃક્ષ અકળાઈ રહ્યાં હતાં, પેલી હાટકી નદીનો દેહ કોકડું વળીને કણસતો હતો.

રીરીએ કુળદેવતા હાટકેશનું ધ્યાન ધરીને, તાનપૂરાના તાર છેડ્યા. રૂખીમાની વૃધ્ધ આંગળીઓએ નરઘાં પર ઠમક મારી થાપ. ત્યાં તાનાના અણમોલ કંઠમાંથી, અંતરના ઊંડાણમાંથી મલ્હાર રાગની સ્વર લહેરીઓ સા, રે, પ, મય, નિનિ, સાં... ધીરે ધીરે એની ગૂંજ સ્રવવા લાગી હતી. લૂખું હવામાન ધ્રૂજવા-કંપવા માંડ્યું હતું.

'દિન સૂના સૂરજ સૂના...

ઔર ચંદા બીન રેન,

ઘર સૂના દીપક બીના

જ્યોતિ બીન દો નૈન... બરસોરે કાલે બાદલવા... પિયા પે બરસો...'

ધ્રૂપદનો આલાપ તાનાનો મધુર અવાજ ખીલવા માંડ્યો... જાણે અમૃત રેલા... રીરીનો તાનપૂરો ષડ્જમાં... ઘરડાં રૂખીમાનાં તબલાંના ધ્વનિએ, ભૂતળને શીતલ ચળકાટમાં મૂકી દીધું હતું. ત્રણે જણાંની ખુમારીમાંથી માર્દવ ઝરવા માંડતાં જ કોમલ, શુધ્ધ સ્વર-ગૂંજન સૂર સુમેળ સધાતાં આભની છાબ વાદળીથી ભરાઈ ગઈ, પછી તો વરસ્યો મેઘ - મલ્હાર અપરંપાર... ઠંડી ઠંડી જલધારાઓ... પેલા તાનસેનનો દીપકઘેર્યો દેહ, દેહ તો શાંત-ટાઢક. એનો જીવ, સંજીવની પીવા લાગ્યો હતો.

તાનસેન ઉવાચ...

- 'ક્ષમા કરો બાળાઓ... બસ ઘણું થયું...'

એ તો ઊભો થઈને ભાન ભૂલી કળાયેલ મોર નાચે એમ મેઘવેગ સાથે નાચવા લાગ્યો હતો. વ્યોમ-ભોમ એકતાર, દિશાઓ ડમરું વગાડવા માંડી હતી. ભીનુંભદ વાતાવરણ, હવા ઉલ્લાસમય વાતી હતી... તો તાનસેન વરસાદમાં તરબતર મનનો મેલ ધોઈને શુદ્ધ-પવિત્ર, રાગ દ્વેષરહિત બની ગયો હતો.

હવેલીની ભીની અગાસી પરથી તાના-રીરી ઝટપટ સીડીઓ ઊતરી આવીને તાનસેન ગવૈયાના ચરણે ઢળી પડી. બંનેને હોંશ છલકાઈ ઊઠેલી કે મેઘભર્યા સમાન પોતાની દાદીમાનો, જે તળાવમાં ઊતરી સમાઈ ગયેલી, એમનો સાક્ષાત્કાર થઈ ચૂક્યો હતો. શર્મિષ્ઠામા તો કેડથી વાંકાં એક હાથમાં રૂદ્રાક્ષની માળા ફેરવતાં ફેરવતાં બંને દીકરીઓના માથે હાથપંજો મૂકી વરસાદમાં પલળી રહ્યાં. શ્રીધરે, પોતાની સગી માવડીનું મુખ જોયું નથી એને વર્ષદેવીને બહુ માણી. પોતાની બે પુત્રીઓને બાહુમાં સમાવી લીધી. ધન્ય ધન્ય બની ગયો હતો આખો નાગરવાડો. આનર્તદેશની પેલી હાટકી નદી બે કાંઠે ભરચક વહેવા લાગી હતી.

- 'આજે દેવપોઢી અગિયારસને દીપાવી દીધી...'

- 'દીકરીઓ, મને બચાવી લીધો દીપક લાહ્યમાંથી... તમે જીવદાન દીધું... !'

- 'તમને પગે લાગીએ છીએ સંગીતગુરુ...'

- 'હું આજે ખુશ છું. પ્રશંસા કરવા લાયક નથી. માંગો, માંગો જે માંગવું હોય એ... તમારું નામ ચિરકાળ યાદ રહેશે.'

મંડલેશ્વરની હવેલીના ચોગાનમાં આખું નાગરલોક જમા થયું હતું. તાના-રીરી નતમસ્તકે તાનસેન સન્મુખ ચૂપચાપ ઊભી હતી. બંનેએ કશુંય ના માંગ્યું, પણ શર્મિષ્ઠામા બ્રાહ્મણનાત રિવાજ મુજબ ઠાવકાઈથી હળવાશ લાવી બોલી ઊઠ્યાં હતાં.

- 'તમે સંગીતકળાના મશહૂર ગાયક, ને એ નાગર બ્રાહ્મણ છે, એ કશુંય નહીં માગે. દાણો માટીમાં નાખીએ જો ઊંધો પડે તોય અધ્ધર ફણગો નાખી આભલું જુએ, એમ મેં મા વિના ઉછેરી છે. માંહ્ય કશોય દોષ નથી. મલમલ કાપડ જોઈ લો ! મારી દીકરીઓએ તમારો મનખો સુધાર્યો એમ તમેય... બીજું શું કઉં ? હાટકીની સોગંધ ખાઈને કહું છું આ કિસ્સાને અમે મોંઢે નહીં લાવીએ. બેલ્લાસક તમે દલ્લી જાઓ પણ આટલું દિલડામાં રાખજો કે તમારો દીપક રાગ, દાહ કોણે નિવાર્યો એ કોક પૂછે તો કહેતા નહીં. મલ્હાર ગાનારી બે બાળા આનંદપુરમાં છે. વચનથી બંધાતા જાઓ ને આ બાદશાહી પહેરવેશ ઉતારીને સાધુનાં ભગવાં કપડાં અમારી બધાંની અરજ છે, મિયાં તાનસેન...'

આટલું સાંભળતાં તો એ બાદશાહી ઠાઠ, લેબાશ ઉતારીને ચંદનલેપથી ન્હાયો. પછી સાધુજનનો વેશ ધારણ કર્યો. હાથમાં લીધો ભેટ આપેલ તાનપૂરો. તાના-રીરી સાથે એ શર્મિષ્ઠા તળાવના કાંઠે કાંઠે ફર્યો, પછી નાગધરાએ પહોંચ્યાં

એમા પેલો કાઢી નાખેલ મોગલ શહેનશાહી દરવેશ પધરાવી દીધો હતો. ત્યા સામેના ગોખલામાં રહેલી નાગણ સૌની નજરે પડી. એ બધા તરફ જોતી જોતી ડોલ્યા કરતી હતી એના દર્શન કરી 'જય હાટકેશ' બોલ્યો. એ જયઘોષ સહુએ ઝીલીને આકાશમા રેલાવ્યો આખરે તાનસેન ઉત્તર માર્ગે વળ્યો. સૌ કોઈ એને જતો જોઈ રહ્યા દહાડો ઝાખો ઝાખો સાથે વળાવવા જતા સેવકો તથા તાનસેન દેખાતા બધ થઈ ગયા.

પોતાના દાઝેલા દેહને જળ, વાદળ, વાયુ વનસ્પતિ સાથે મેળ મેળવતો વૃદાવન પહોંચ્યો. ગુરુની સમાધિનો સ્પર્શ કર્યો. પોતાને લાગ્યુ કે સાધુ બની રહે તો સારુ. પણ યમુનામા જળથી સ્નાન કરીને બહાર નીકળ્યા બાદ તાનસેનને એવુ તે શુ થઈ ગયુ કે એની કાયા પર બાદશાહી પહેરવેશ ચઢી બેઠો, ને સાધુના કપડાં તથા ભેટ મળેલો પેલો તાનપૂરો ત્યાના કોઈ વૈષ્ણવભક્તને ધરી દીધા એ પોતે આગ્રા-દિલ્લીની વાટે સચર્યો મોગલ દરબારમા પ્રવેશ કર્યો ત્યારે અકબર દ્વારા તાનસેનની વાહ. વાહ. પોકારાઈ ગઈ હતી. બેગમ સાયબા પણ ખુશ થઈ ગયા હતા. પેલી શાહજાદીને હરખનો પાર નહિ, એ થનગની મલકી ઊઠી હતી. તાનસેને પોતાની બેઠક લીધી. એ સ્વસ્થ તંદુરસ્ત, લીલા નારિયેળ સમો લાગવાથી કોકે તરત પ્રશ્ન કર્યો.

'કા મિરજા તાનસેન આટલા દહાડા. '

'માદરે જન્મભૂમિમા. '

- 'દીપક ઠારવા, તમે કહેતા હતા કે હુ હવે. ?

- 'તાજામાજા થવા ગયા હતા, દેહ કેવો ખુશ્બુદાર... ?' શાહજાદી બોલી હતી.

- 'મને લાગ્યુ કે દલ્લી સલ્તનતમા દાહ ઠારનાર કોઈ નથી.'

- 'તો કાં દીપક રાગ ઠાર્યો ? બોલો ખા સાહેબ. '

'હા હા કહીં બતાવો, ક્યા મલ્હાર રાગના ગાયકો ' અકબર બાદશાહે કહ્યુ હતુ.

થોડીક રકઝક હઈ બોલાચાલી થઈ છતાં તાનસેન મક્કમ. દરબારમા બેઠેલા લોકોને લાગ્યું કે એ આપખુદ દીપકને ઠારનાર કોઈ નહીં હોય, એ અકબર બાદશાહ કરતા ચઢિયાતો થયાનુ હુપદ , કે કાંક લાંચ-લાલચ કે આંખની શરમ. આટલી આજીજી, કરગરવા છતાયે મલ્હાર ગાયકોના નામ સભા વચ્ચે રજૂ કરતો નથી કશુક જૂઠ

- 'બોલો શા માટે અનાદર કરો છો ? દિલ્લી શાસનમાં નવરત્નોમા તમે દીપક રાગ ગાવ ત્યારે મલ્હારનો ગાયક હોય તો ફેર પડે ન હોય તો કલક, ખામી. દુનિયામાં શ્રેષ્ઠ સજીવ નિર્જીવ વસ્તુનું મોગલ રાજ્ય સન્માન કરતુ આવ્યું છે મિરજા તાનસેન, સગીતના સમ્રાટ શાના ? બોલો, જલ્દી બોલો...'

- નહીં જહાપનાહ

- 'તો તમારુ બિરુદ ખેંચી લેવાશે '

ભલે,

- 'તો તમે નગુણા છો. આ સભાની અદબ ખાતર. '

આખરે તાનસેને વિચાર કર્યો. મલ્હાર ગાયકોનાં નામ દેવાશે તો સગીતની શાન વધશે. જો બંને દિલ્લી આવશે તો હું અને નાગર ત્રિલોચન પડ્યા, પૂરી તાકાતથી કાળજી લઈ દીકરીઓની જીવથી કરશું રક્ષા.

- બોલો દિલ્લીની શાન વધારો.

'ગૂર્જર આનર્ત પ્રદેશનુ આનદપુર શહેર મધ્યે મડલેશ્વરની હવેલીમા રહેતી તાના-રીરી નામે બે કન્યાઓએ મલ્હાર રાગ ગાઈને દીપકમાથી મને. '

આ સાભળીને તરત દરબારગઢના બારણે ઊભો રહેલો સલિમ સરફુદીન શહેનશાહે અકબરને જાણ ના થાય એમ ફોજ તૈયાર કરી સરદારોને લઈને મારતે ઘોડે ધૂળના ગોટા ઉરાડતા આખુ રજપૂત-રથાના પર વીંધી હલધી થઈને સીધા વિજયનગરના જગલોમાં ઘૂસીને પાછા સાબરના કોતરોમા. પાછા પાટણના મુઝફ્ફરશાહના જાસૂસો બનીને છૂપા વેશે શહેરમા પેઠા. શર્મિષ્ઠા તળાવ, મડલેશ્વરની હવેલી નિહાળી લીધા હતા. ખુદ સલીમે હાટકેશ ધામમાં શરદોત્સવ ટાણે તાના રીરીને એકીટસે દેખી લીધી બને જણીઓ જળતરગમાથી મેઘ મલ્હાર નાદ ઉપસાવતી હતી. કેવી અદ્‌ભુત પૂનમ રાત ! પેલી બે કન્યાઓ તો શરદઋતુનું ચદન મહ્યું મોંઘેરુ અજવાળું.

શહેરમા વહેમ પડતાં પડવા'ના દિવસે આનદપુર શહેરના દસે દરવાજા બંધ. મંડલેશ્વરની હવેલીમાં તાના રીરીને સતાડી દેવામા આવી. કોટકિલ્લા ઉપર લોક ચઢીને યુધ્ધસજ્જ થઈ બેઠું જે રીતે બાહ્ય હુમલો થાય એ રીતે સૌ નાનાં મોટા સ્ત્રી પુરુષોએ સામનો કર્યો ખૂનખાર જગ ખેલાયો. એમા નાગર કુટુંબનો એક એક આદમી ખલાસ થઈ ગયો વડનગર તૂટ્યુ હાર્યું મોગલ સૈન્ય અંદર શહેરમાં આગ લગાડતું, શેરી શેરી ઘર ઘર સળગી ઊઠ્યાં હતા. ઘણા નાના મોટા સ્ત્રી-બાળકો ઘાયલ, કેટલાય લોકો લડીને મરાયા

હતા. પેલો સરફુદીન તો મંડલેશ્વરની હવેલીને સખ્ત ઘેરીને બેઠો. આખરે બારી કમાડ તોડીને પેલી બે દીવાની દિવેટો જેવી કન્યાઓને જીવતી પકડી લીધી હતી. પેલી વૃદ્ધ દાદીમા શર્મિષ્ઠાએ તો તાનસેનને દગાખોર કહીને ફિટકાર વરસાવતાં એને જે સ્થાન પર બેસાડ્યો હતો એ જગ્યા ઉપર જ પછડાઈ પડીને મોતને વહાલું કર્યું હતું. લોહી છંટકાવથી મંડલેશ્વરની હવેલી સૂની ભેંકાર બની ગઈ હતી.

તાના-રીરીને રોતી કકળતી ઉપાડીને મ્યાને એટલે પાલખીમાં નાંખી બંદીવાન બનાવી દીધી. આગળ-પાછળ હથિયારધારી ઘોડેસ્વારો. જોડે પહેરગીરો. મ્યાનાને અડીને ચાલે સૂબો. પાછળ મોગલ સૈનિકો તો સૌથી આગળ સરફુદીન. આમ તાના-રીરી બે બહેનોને દિલ્લી લઈ જવા ઉપાડી હતી. શર્મિષ્ઠા તળાવના કાંઠેથી પાથોરી દરવાજામાંથી પાલખી નીકળીને ઉગમણા રસ્તે... આખો સીમાડો સુમસામ... બસ એકલા ગાજે અરબી ઘોડાઓના અવાજો... વડનગરની હદ પૂરી થવા આવી ત્યાં પાલખીમાં તન્મણિ (તાના) બોલી હતી.

- 'લે આફત આવી પડી ને... મલ્હારનો અંત...'
- 'તાના, બીજાને મોતમાંથી ઉગાર્યો એનું ફળ...'
- 'હા, સૂબો આપણને જનાનખાનામાં...'
- બેગમ બનાવવા
- 'એમાં આખું આનંદપુર ખાખ કર્યું પીટ્યાએ...'
- 'તો આપણે બે એકલાં જીવતાં...'
- હાસ્તો નકામાં
- 'તો પછી તાના ચાલ... એમ કરી દઈએ...'
- શું ?
- મોત વહાલું. મારું ગળું તું દબાવી દે, અને હું તારો હૈડિયો. એકબીજાને મારીને મરીએ.

છેલ્લે બંને જણાં ભેટ્યાં, આંખમાં દડદડ આંસુએ. કુળદેવતા હાટકેશ્વરનું સ્મરણ કરીને એકબીજાનાં પકડી લીધાં ગળાં. એવાં દબાવ્યાં કે નીકળી ગયા પ્રાણ. પાલખીમાં બંને સાથે ઢળી પડતાં ધબાકો થયો. સુબાએ મ્યાનાનો પડદો ખોલીને અંદર દેખ્યું. તાના-રીરીને અડકી બરાબર ઢંઢોળી તો હાલે કે ના ચાલે, બંને મડદાં. પ્રાણપંખેરું ઊડીને ચાલ્યાં ગયાં હતાં.

- સરફુદીન થોભો... મ્યાનો નીચે મૂકો, આવો.
- શું થયું ?
- ખલાસ

સરફુદીન પાલખીમાં મૃત પડેલી દેખાવડી બે બાળાઓને જોઈ, સ્પર્શીને સૂંઘી રહ્યો, પછી એકાએક હાકલ કરી બેઠો. હવે ઘોડા દોડાવી મૂકો દિલ્લી. જરાય થોભવાનું નથી, ચાલો... જોતજોતામાં મોગલ સૈન્ય - સરદારો ઘડીકવારમાં ધૂળના ગોટેગોટા ઉરાડતા સાબરમતી નદીનાં કોતરોમાં અદશ્ય થઈ ગયા. જાણે કોઈ આવ્યું નથી કે કશુંય બન્યું નથી. એવામાં સરહદની રક્ષા કાજે ઊંટો પર બેસી નીકળી પડેલી બે મીરાણી આવી ચઢી. રસ્તામાં પાલખી પડેલી દીઠી. ઊંટ ઊભાં રાખ્યાં. ઊતરીને પાલખી પાસે જઈને દેખ્યું તો મંડલેશ્વર હવેલીની બે નાગર કન્યાઓ. તરત પાલખીને બે ઊંટના કાંધે બાંધી, ઊંચકીને લાવ્યાં વડનગરમાં. સામે રૂખી નાયક મળી. એ જાણી દુઃખી થતી રડતી રડતી શર્મિષ્ઠા-તળાવમાં કૂદી પડીને એણે આપઘાત કર્યો. ભેંકારે આખા વડનગર પર કબજો જમાવી દીધો હતો તો... તાના-રીરીને મારનાર કોણ સરફુદીન કે કોઈ બીજો ? કોઈને ખબર નથી, પરંતુ કાળુ ટીલું તો પેલી બે મીરાણીઓને માથે. માંકણેશ્વર મહાદેવવાળા સ્મશાનમાં બંને બાળાઓને અગ્નિદાહ આપવામાં આવ્યો, ને પેલી બે સીમરક્ષિકાઓએ નિર્દોષ હોવાના કારણે આરસ પથ્થર ઉપર તાના-રીરી એકબીજાના ગળા પર હાથ ભેરવીને બતાવતી મૂર્તિ કોતરાવીને ચાલી ગયેલી કચ્છ બાજુ... પાછળથી તાનસેન વડનગર આવ્યો હતો, પોતાનો પ્રાણ બચાવનાર ગુરુદેવિકાઓ તાના-રીરીને યાદ કરીને એ ઘણો રડ્યો હતો. પછી એણે મલ્હાર રાગ ગાનાર નાગરકન્યાઓની છતરીઓરૂપે પાસપાસે બે સમાધિઓ બનાવડાવી હતી. જુઓ આ રહી તાના-રીરીની છત્રીદેરીઓ.

અમે નિહાળીને નમી રહ્યા. દૂર દૂર માંકણેશ્વર મહાદેવના શિખરની ફરકતી ધજાઓ પોતાનાં પ્રતિબિંબ પાસેના તળાવના પાણીમાં પાડી ચળકી રહી હતી.

■

---

ચૌદમી-પંદરમી સદીમાં વડનગર (ઉત્તર ગુજરાત)માં થઈ ગયેલી નાગર કન્યાઓ તાના-રીરીની સાંભળેલી દંતકથા પરથી સર્જાયેલી વાર્તા.

દુષ્યંત પંડ્યા

## ૪ : સ્વામી અદ્‌ભુતાનન્દ



શ્રી રામકૃષ્ણ પરમહંસના સોળ સંન્યાસી શિષ્યોનું મેઘધનુષ્ય કલ્પીએ તો એને એક છેડે હતા સ્વામી વિવેકાનન્દ અને બીજે છેડે હતા સ્વામી અદ્‌ભુતાનન્દ. વિવેકાનન્દ કુલીન ખાનદાનના હતા, ઉચ્ચ જ્ઞાતિના હતા. તેજસ્વી મેધા અને તીવ્ર સ્મરણશક્તિવાળા યુનિવર્સિટીના સ્નાતક અને અનેક શાસ્ત્રોમાં પારંગત હતા. સુદૃઢ દેહયષ્ટિ અને આકર્ષક મુખાકૃતિવાળા હતા. તો, સામા છેડાના હતા આ અદ્‌ભુતાનન્દ ભરવાડ જેવી પછાત જ્ઞાતિના, પૂરા નિરક્ષર, દેખાવે પ્રતિભાહીન અને સાવ રાંક કુટુંબના હતા પણ પોતાના આધ્યાત્મિક વલણમાં પોતાના બીજા પંદર ગુરુભાઈઓના પૂરેપૂરા સમોવડિયા હતા. શ્રી રામકૃષ્ણના એક સંસારી ભક્ત રામચંદ્ર દત્તના ઘર - નોકરમાંની આધ્યાત્મિક ચિનગારીને પોતાની પહેલી નજરે જ શ્રી રામકૃષ્ણે પારખી લીધી હતી અને, એક પણ કિતાબ વંચાવ્યા વગર એ અભણ ભરવાડ જુવાનમાં અધ્યાત્મનો, ત્યાગનો, સાધુતાનો પવિત્ર વહ્નિ એમણે એવો તો અનન્ય પ્રગટાવ્યો હતો કે સ્વામી વિવેકાનન્દે એ ઘટનાને શ્રી રામકૃષ્ણનો મહાન ચમત્કાર કહી હતી અને આ નિરક્ષર પણ અક્ષરના પરમ ઉપાસક ગુરુભાઈનું નામ અદ્‌ભુતાનન્દ રાખ્યું હતું અને સાચે જ એ અદ્‌ભુત હતા.

બિહારના છપરા જિલ્લાના પછાત વિસ્તારના એક ગામડામાં એક ગરીબ ભરવાડ દંપતી રહે. ખૂબ ગરીબ. ઢોર ચરાવીને નિર્વાહ કરે. એમને ત્યાં પુત્ર જન્મ્યો. થોડો મોટો થતાં એને શીતળા નીકળ્યાં. એમાંથી એ ઉગરી ગયો. એટલે, 'આ દીકરાને રામે રાખ્યો માટે રખ્તુરામ નામ પાડો' એમ વિચારી એ ભક્તહૃદયી દંપતીએ દીકરાનું નામ 'રખ્તુરામ' ... પણ કેમ જાણે હિસાબ સરભર કરવો હોય, તે પણ વ્યાજ સાથે તે રીતે, રામે એ ભરવાડ દંપતીને ઉપાડી લીધું.

નિરાધાર બનેલા સાત-આઠ વરસના રખ્તુને એનાં કાકા-કાકીએ અપનાવ્યો. એ નિ:સંતાન હતાં અને થોડાં સુખી પણ હતાં. થોડાં વરસ ગાડું ચાલ્યું. પણ મહાજનોના ત્રાસને પરિણામે તેમને ગામ છોડવું પડ્યું. કોલકાત્તામાંયે જ્ઞાતિભેદ હતો જ પણ ત્યાં આવા ત્રાસનો સંભવ ન હતો. કાકા-કાકીએ અને રખ્તુરામે કોલકાત્તાની વાટ પકડી.

કોલકાત્તામાં કાકાનો ઓળખીતો કોઈ ફૂલચંદ હતો. એ રામચંદ્ર દત્તને ત્યાં નોકરી કરતો હતો. રામચંદ્ર દત્ત દાક્તરીનું ભણ્યા હતા અને સંશોધનની વૃત્તિથી પ્રેરાઈને કોઈ દેશી વનસ્પતિમાંથી તેમણે મરડાની દવાની શોધ કરી હતી. પરિણામે એમને મિલિટરી હોસ્પિટલમાં સારે પગારે નિમણૂંક મળી હતી. એ કંઈ દવાની દુકાન પણ ચલાવતા. છપરાથી આવેલા રખ્તુને ફૂલચંદની ભલામણથી રામચંદ્રે પોતાની દુકાનમાં રાખી લીધા. દવાની શીશીઓ લેવા-દેવામાં એ કંઈ કામ આવે તેવો ન હતો એટલે થોડા સમય પછી રામે એને દુકાનેથી બદલી પોતાને ઘેર રાખ્યો. રામચંદ્રનાં ગૃહિણી પણ ઉદાર સન્નારી હતાં. એમના ઘરમાં રખ્તુને ઓટલો અને રોટલો બંને મળી ગયાં. એનું શરીર કસરતી હતું અને કામચોર વૃત્તિનો એનામાં સદંતર અભાવ હતો. રખ્તુને ગોઠવાતાં વાર ન લાગી.

રામચંદ્ર કેટલાક સમયથી શ્રી રામકૃષ્ણના પરિચયમાં આવ્યા હતા અને શનિ-રવિએ તેમજ રજાને દિવસે એ દક્ષિણેશ્વર જતા. ઠાકુરના એટલા તો પ્રભાવ હેઠળ એ આવ્યા હતા કે, દક્ષિણેશ્વરથી પાછા આવ્યા પછી પોતાના હૈયાના ભંડારમાં જે અમૂલ્ય ખજાનો એ ભરી લાવ્યા હોય તે પત્ની પાસે ઠાલવતા. 'આજે ઠાકુરે કાકીડાનો દાખલો આપી એવું તો સરસ સમજાવ્યું કે ...' 'સંસારમાં ગૃહસ્થે કેમ રહેવું તે વાત કહેતાં આજે ઠાકુરે એવી તો સરસ વાત કરી કે પાણીમાં નાવ હોય પણ નાવમાં પાણી ન જોઈએ !...' દરેક વખતે દક્ષિણેશ્વરથી પાછા આવી ઉત્સાહપૂર્વક રામચંદ્ર પોતાના આનંદમાં પત્નીને ભાગ પડાવે. આવી વાતો લાંબા સમય સુધી ચાલે. અને આ ઉમંગભરી રીતે કહેવાતી વાતો રખ્તુરામને કાને પડે અને ત્યાંથી એમને હૈયે ઊતરે. ધીમે ધીમે એ વાતોએ રખ્તુરામના ચિત્તમાં જડ ઘાલી.

'માણસો બૈરી છોકરાં માટે ને પૈસા માટે આંસુ સારે છે

ઈશ્વર માટે એમ કોણ રુવે છે ? એકાંતમાં બેસી ભગવાનને માટે અશ્રુપાત કરે તે ભગવાનને પામી શકે.' ઠાકુરના આ મતલબના બોલ રામચંદ્રે કહી સંભળાવ્યા ગૃહિણીને, પણ એની ચોટ એમને કેવી વાગી તે ખબર નથી પણ, બરાબર વાગી આ લવરમૂછિયા, અભણ રખ્તુરામને ! શેઠના ઘરમાં નોકરે એકાંત ક્યાં શોધવું ? રખ્તુરામની બુધ્ધિએ તે આબાદ શોધી કાઢ્યું. જમીને રામ નોકરીએ જાય, ગૃહિણી જમી લે પછી રખ્તુ જમે ને વાસણ ઉટકવાનું ને બીજું ઘરકામ પતાવી એ જમીન પર વાંસો લંબાવે ત્યારે, ગૃહિણીએ આપેલા ધાબળા નીચે પગથી માથા સુધી જાતને એ ઢબૂરી દે. ભક્તિના આવેગમાં એટલો તણાઈ જાય કે એનાં ડૂસકાં ધાબળાનું આવરણ ભેદીને બહાર ગૃહિણીને કાને પણ પડે. ઘર અને કુટુંબ છોડવાને કારણે આ રુદન છે એમ ગૃહિણીને લાગ્યું. પણ રખ્તુના અંતરમાં દક્ષિણેશ્વરના એ સંતના દર્શને જવાની ઈચ્છા દઢમૂળ થવા લાગી.

દક્ષિણેશ્વર જતાં રામચંદ્ર, શાસ્ત્રાજ્ઞા અનુસાર, રિક્તપાણિ ન જતા. એક રવિવારે જતી વેળાએ એમણે રખ્તુરામને બૂમ પાડી અને પોતે લઈ જતા હતા તે ફળનો કરંડિયો ગાડીમાં મૂકવા કહ્યું. રખ્તુરામે તેમ કર્યું અને પછી પૂછ્યું : 'આ કરંડિયો ઉતારી દેવા ત્યાં આપની સાથે આવું ?' શેઠે હા પાડતાં તરત એ ઘોડાગાડીમાં ચડી ગયા અને એમનું મન ઘોડાના વેગ કરતાં પણ અનેકગણા વેગે દક્ષિણેશ્વર પહોંચી ગયું.

બંને કાલીમંદિરે પહોંચ્યા ત્યારે શ્રી રામકૃષ્ણ પોતાના ઓરડામાં ન હતા. રીતભાતના ખાં હોય તેવા રખ્તુરામ, કરંડિયો અંદર મૂકી, ઓરડાની બહાર ઊભા રહ્યા. થોડી વેળા પછી શ્રી રામકૃષ્ણ આવ્યા અને ઓરડામાં પ્રવેશ કરતાં, બહાર ચાડિયાની જેમ ઊભેલા રખ્તુરામ પર ઊડતો દષ્ટિપાત તેમણે કર્યો. તરત જ દત્ત મહાશયે એમને પ્રણામ કર્યા. બીજી જ ક્ષણે શ્રી રામકૃષ્ણે પૂછ્યું : 'રામ, આ બહાર ઊભો છે તે છોકરો તમારી સાથે આવ્યો છે શું ? એનામાં ઉચ્ચ સાધુનાં લક્ષણ છે.' માણસનાં લક્ષણ પારખવાની શ્રી રામકૃષ્ણની આ વિશિષ્ટ શક્તિ હતી. કેવળ દષ્ટિપાતે જ પોતાની સામેની વ્યક્તિના માંહ્યલાને એ જોઈ શકતા અને રખ્તુરામના અંતરમાં પણ ઝબકારો થયો : 'આ એ જ ચિત્તવાંછિત મહાત્મા છે.' એમને અંદર બોલાવતાં એ ઓરડામાં ગયા. એમણે ઠાકુરનાં ચરણકમલને સ્પર્શીને - ઠાકુર ગમે તેને પોતાનો ચરણસ્પર્શ કરવા દેતા નહીં. આ રખ્તુરામને એમણે રોક્યા નહીં - પ્રણામ કર્યા અને રામની સમક્ષ ખડે પગે ઊભા રહેતા હનુમાનની માફક, ઊભા રહી ઠાકુરના બોલ સાંભળવા લાગ્યા. એ બોલના પ્રેરક પોતે છે એ ભાન રખ્તુરામને ન હતું. ઠાકુરની અંતઃસ્ફૂરિત વાણી આ મતલબની હતી : જે નિત્યસિધ્ધ હોય છે તેમને પ્રત્યેક જન્મમાં જ્ઞાન હોય છે. તેઓ જાણે પથ્થરોથી રુંધાયેલો ફુવારો છે. કોઈ આમ તેમ ખોદતાં પથ્થર હટાવે કે તરત જ પેલો ફુવારો પાણી ઉછાળતો ફૂટી નીકળે.

અને આમ બોલતાં એમણે રખ્તુરામને, અચાનક સ્પર્શ કર્યો. જાદુ ! રખ્તુનાં રુંવાડાં ઊભાં થઈ ગયાં. એના હોઠ જોરથી કંપવા લાગ્યા. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. રખ્તુરામનું સમગ્ર વ્યક્તિત્વ પલટાઈ ગયું. એમના અંતર પરનો પથ્થર શ્રી રામકૃષ્ણના સ્પર્શે દૂર ફેંકાઈ ગયો અને એમનો અધ્યાત્મનો ફુવારો ફૂટી નીકળ્યો. આ જગતની પારના પ્રદેશમાં એ વિહાર કરવા નીકળી પડ્યા. કેટલાક સમય પછી ઠાકુરે ફરી રખ્તુરામને સ્પર્શ કર્યો અને બીજું આશ્ચર્ય સર્જાયું. રખ્તુરામ દિવ્ય ભાવમાંથી પાછા સાધારણ ભાવમાં આવી ગયા. પોતાના પાર્ષદને, પોતાના લીલાસહચરને આમ સહજમાં શ્રી રામકૃષ્ણે ઓળખી લીધો અને રામચંદ્રને કહ્યું : 'આ છોકરાને અવારનવાર મોકલતા રહેજો' અને રખ્તુરામને કહ્યું : 'અહીં આવતો રહેજે વચ્ચે વચ્ચે. સમજ્યો ને !'

રખ્તુરામ સમજી ગયા હતા, બરાબર.

દક્ષિણેશ્વર જવું, એ રટણા રખ્તુરામના હૃદય પર સવાર થઈ ગઈ. અને એક દિવસે એ તક એમને સાંપડી પણ. બનતાં સુધી એ સને ૧૮૮૦નો ફેબ્રુઆરી હતો. રામચંદ્રને કશુંક ઠાકુરને મોકલવું હતું. આ વાત પોતાની પત્ની સાથે કરતાં જ વચ્ચે રખ્તુરામ કૂદી પડ્યા : 'લાવો, હું લઈ જઉં. બધું ત્યાં બરાબર પહોંચાડી દઈશ.' ફળની ટોપલી, મિઠાઈ વગેરે જે કંઈ હતું એ લઈ, આનંદ સાગરમાં તરતા રખ્તુરામ દક્ષિણેશ્વર પહોંચ્યા. લોખંડની સોય જાણે લોહચુંબક તરફ ખેંચાઈ.

શ્રી રામકૃષ્ણ દીર્ઘ નામમાં ફેરફાર કરી એમને 'લાટૂ' કહેતા. લાટૂનું કોઈ વાર 'લેટો' તો કોઈ વાર 'નેટો' પણ થતું. આ ફેરફારની પાછળ લાડ હતું. સ્વામી વિવેકાનંદે ગમ્મતમાં 'લેટો'ની આગળ અર્ધો 'પ' લગાડી 'પ્લેટો' કર્યું હતું. ફરક એટલો હતો કે સોક્રેટિસના પ્લેટોમાં હતી તેના કરતાં ક્યાંય વધારે આધ્યાત્મિકતા કદાચ આ રામકૃષ્ણના પ્લેટોમાં હતી.

લાટૂ બીજી વાર દક્ષિણેશ્વર ગયા ત્યારે, આશરે અગ્યાર વાગ્યે એ ત્યાં પહોંચ્યા અને બગીચામાં જ શ્રી રામકૃષ્ણ એમને મળ્યા. ઠાકુરને જોતાવેંત જ લાટૂએ દંડવત્ પ્રણામ કર્યા. ઓરડે ગયા પછી ભોજનનો સમય થયે ઠાકુરે લાટૂને મંદિરનો પ્રસાદ જમવા કહ્યું તો લાટૂ બોલ્યા : 'હું તો આપનો પ્રસાદ જ લઈશ. બીજું કંઈ મને ન ખપે.' આ સાંભળી હસતાં હસતાં ઠાકુરે પોતાના ભત્રીજા રામલાલને કહ્યું : 'દીકરો કેવો ચાલાક છે ? હું લઈશ તેમાંથી એ ભાગ પડાવવા ઈચ્છે છે !' આખો દિવસ ઠાકુરના સાન્નિધ્યમાં ગાળ્યો અને પાછા ઘેર જવાનું જાણે કે એ ભૂલી ગયા. ઠાકુરે એ યાદ કરાવ્યું અને પૂછ્યું : 'પાછા જવા માટે

પૈસા છે ને ?' ચતુર લાટૂએ કશું બોલવાને બદલે ગજવું ખખડાવ્યું ને પૈસાના ખણખણાટથી જવાબ આપી દીધો. આ ચાલાકીથી ઠાકુર હસી પડ્યા.

ઠાકુરના આ બીજા દર્શન પછીથી લાટૂનું મન સંસારમાંથી ઓસરી ગયું. લાટૂની ઠાકુર માટેની વ્યાકુળતા રામચંદ્રથી પણ છાની ન રહી. ઠાકુરે એ સાંભળી રામબાબુને કહ્યું : 'ફરી એકવાર મોકલજો.' અને લાટૂ ફરી ત્યાં આવ્યા ત્યારે ઠાકુરને કહેવા લાગ્યા : 'હવે હું આપની પાસે જ રહીશ. હવે મારે નોકરીને રામરામ કરવા છે.' પણ અનાસક્ત ભાવે શેઠને ઘેર કેવી રીતે રહેવું તે ઠાકુરે સમજાવતાં એ પાછા તો ગયા પણ એમનું હૈયું દક્ષિણેશ્વર મૂકીને.

પછી શ્રી રામકૃષ્ણ થોડા મહિનાઓ માટે વતન કામારપુકુર ગયા ત્યારે લાટૂની દશા વૃંદાવનની ગોપી જેવી થઈ. એને ઝુરાપો પીડવા લાગ્યો અને દક્ષિણેશ્વર જઈ, ઠાકુર વિનાની એ ભૂમિમાં એ તીવ્ર વિરહ અનુભવવા લાગ્યા. રિસાયેલા બાળકની માફક એ પંચવટીમાં ગુપચુપ બેઠા રહેતા. ઠાકુર વિનાના એમના ઓરડામાં એ પગ પણ મૂકતા નહીં અને ગંગાકાંઠે બેસી પોતાની નયનગંગાને છૂટથી વહેવા દેતા.

લાટૂમાંનું આ પરિવર્તન એના શેઠ બરાબર સમજી ગયા અને ઘરકામ માટે બીજો નોકર રાખી લીધો. ઉત્સવ પ્રસંગે ભક્તમિત્રોને આમંત્રણ દેવા જવાનું તથા ઠાકુર પાસે ફળ, મિષ્ટાન્ન વગેરે લઈ જવાનું કામ જ લાટૂ માટે રાખ્યું. રામચંદ્રના પરિવારમાં રહેતા જ્ઞાનાનંદ અવધૂતને ટાઈફોઈડ થયો. દિલ દઈને લાટૂ એમની સેવા કરતા. અવધૂત વારંવાર ભાવાવેશમાં સરી પડતા. એવે દરેક સમયે લાટૂ તેમને પ્રભુનામ સંભળાવતા. સંધ્યાકાળે રામબાબુ 'ચૈતન્યચરિતામૃત' સંભળાવતા. એ વાચન દરમિયાન ઠાકુરનાં બોધવચનોનો અને એમની દૃષ્ટાંતકથાઓનો ઉલ્લેખ એ કરતા. લાટૂ એકચિત્તે આ બધું સાંભળતા. એમની ભક્તિનાં મૂળ દૃઢ બનતાં.

પૂરા આઠ મહિના પછી ઠાકુર પાછા આવ્યા. એક દિવસે સાંજે લાટૂ ઠાકુર પાસે ગયા. ઠાકુરે એમને ત્યાં જ રોકાઈ જવાનું કહેતાં લાટૂ આનંદવિભોર બની ગયા. વાળુ કર્યા પછી ઠાકુરે લાટૂને પોતાના પગ દબાવવા કહ્યું. લાટૂને જાણે સ્વર્ગ મળ્યું. એ દિવ્ય સ્પર્શે પ્રથમ એ અશ્રુપાત કરવા લાગ્યા. પછી બની ગયા શાંત, નિસ્પંદ, અપલક. એ સમાધિની દશા હતી. આખી રાત અને વળતી સવાર એમ જ વીતી. બપોરનો સમય થતાં મંદિરમાં ભોગઆરતીનો રવ સંભળાયો ત્યારે ઠાકુરે લાટૂને વ્યવહારિક જગતમાં આણ્યા. આટલા ટૂંકા ગાળામાં આધ્યાત્મિક હિમાલયની સારી એવી ઊંચાઈએ લાટૂ પહોંચી ગયા.

દક્ષિણેશ્વરના કાલીમંદિરના લગભગ આરંભથી જ, શ્રી રામકૃષ્ણની સાથે પૂજારી તરીકે જોડાયેલા અને પછીથી, રામકૃષ્ણની સંભાળ રાખતા, એમના સમવયસ્ક ભાણેજ હૃદયને ૧૮૮૧ના જૂનમાં મંદિરમાંથી તત્કાલ છૂટો કરવામાં આવ્યો અને ઠાકુરને તકલીફ જણાવા લાગી. આથી એક દિવસ દત્ત મહાશય દક્ષિણેશ્વર આવતાં, ઠાકુરે એમની પાસે લાટૂની માગણી કરી. 'આ છોકરો અત્યંત શુધ્ધ સત્ત્વ છે. તેને અહીં રહેવું ગમે પણ છે. રામ, એને મારી પાસે રહેવા દો.' રામચંદ્રે એ વાત તરત જ સ્વીકારી. લાટૂને જાણે ગોળનાં ગાડાં સાંપડ્યાં. ભોજપુરી મિશ્રિત બંગાળી બોલતા ગામડિયા ભરવાડ બાળમાંનું વિશુદ્ધ સત્ત્વ શ્રી રામકૃષ્ણે પારખ્યું અને એને પરિપોષીને વિશુધ્ધત્તર કરવા માટે લાટૂને પોતાના અંતેવાસી બનાવી દીધા. કાળક્રમની દૃષ્ટિએ શ્રી રામકૃષ્ણના પહેલા શિષ્ય આ લાટૂ. એનું રામકૃષ્ણ પાસેનું આવવું ભલે સેવક તરીકેનું હતું પણ એ ઠાકુરના શિષ્ય હતા, પુત્ર પણ હતા. એમનું ઘડતર આરંભાયું.

ઠાકુરે લાટૂ મહારાજને અક્ષરજ્ઞાન આપવા કોશિશ કરી. પણ 'ક'નો ઉચ્ચાર એ 'કા' જ કરતા. ઠાકુરના અનેક પ્રયત્નો છતાં લાટૂ મહારાજના મુખમાંથી કાનો ગયો જ નહીં. કક્કો ભણ્યા વિના એ અક્ષરજ્ઞાનને પંથે ચડી ગયા હતા.

ખૂબ દંડ-બેઠક કરતા હોઈ એમનો આહાર જબરો હતો. બીજા શિષ્ય યોગીન-પછીના સ્વામી યોગાનન્દને અતિ આહાર તજવા ઠાકુર કહેતા હતા તે લાટૂએ સાંભળ્યું અને પોતાના આહારની માત્રા ખૂબ ઓછી કરી નાંખી. એની અસર નબળાઈરૂપે તથા પેટની પીડારૂપે દેખાઈ. આ જોઈ લાટૂને પોતાની પાસે બેસાડી ઠાકુર એમને ખવરાવવા લાગ્યા. પછી લાટૂએ મધ્યમ માર્ગ અપનાવ્યો. દંડ-બેઠક ઓછાં કર્યાં અને કુસ્તી સાવ છોડી દીધી.

ઠાકુરે એમને લાગણીઓ ઉપર સંયમ રાખતાં પણ શીખવ્યું. બીજા શિષ્ય રાખાલને પાન બનાવવાનું કહ્યું અને ઠાકુરના એ લાડકા રાખાલે (સ્વામી બ્રહ્માનંદે) ના પાડતાં રાખાલ ઉપર લાટૂ ક્રોધે ભરાઈ ગયા. એમાં વળી, ગમ્મતમાં ઠાકુરે રાખાલને 'વધારે મોટો ભક્ત કહેતાં', લાટૂના ક્રોધની ઝાળમાં જાણે તલ ફેંકાયા. પછી ઠાકુરે એમને સમજાવીને કહ્યું કે : 'ક્રોધથી શ્રધ્ધા, ભક્તિ બધુંય ઊડી જાય છે.'

લાટૂની ગુરુભક્તિ એવી ઉત્કટ હતી કે ઠાકુર પ્રત્યે કોઈ જરા જેટલું અસભ્ય વર્તન કરે તો લાટૂનું મગજ છટકે. એક વાર કોઈ ભક્તે એવું હીન વર્તન કરતાં લાટૂ મહારાજની કમાન છટકી અને એમણે પેલા ભક્તની બરાબર ખબર લીધી. એને માઠું લાગ્યું કે નહીં તે ખબર નથી પણ, એના ગયા પછી ગુરુએ લાટૂને કહ્યું કે : 'અહીં આવનાર સંસારથી બળ્યો ઝળ્યો હોય તેને કઠોર વેણ કહેવાં તે ઘા ઉપર મીઠું ભભરાવવા જેવું થાય. તમે એમ

કરશો તો એ બિચારા ક્યાં જશે ?' ઠાકુર એટલેથી ન અટક્યા. બીજી સવારે એ ભક્તને ત્યાં લાટૂને મોકલ્યા, જેથી એનું દુઃખ દૂર થાય. ત્યાંથી પાછા આવેલા લાટૂને ઠાકુરે પૂછ્યું : 'કેમ રે ! તેં અહીંના (મારા) પ્રણામ કહ્યા હતા ?' લાટૂને અચરજ થયું. ઠાકુરના પ્રણામને તે કોઈ કજિયાળા ભક્તને ? જવાબમાં મૂંગા ઊભેલા લાટૂને બીજો આંટો ખાવો પડ્યો અને ઠાકુરના 'પ્રણામ'ની વાત સાંભળતાં જ એ ભક્તનું હૃદય પરિવર્તન થઈ ગયું અને એની આંખોમાંથી પશ્ચાતાપનાં આંસુ સરી પડ્યાં.

ભક્તોની સંખ્યા વધતાં પૂજ્ય શ્રી માનો રસોઈનો બોજ વધી ગયો. એમની પાસે લાટૂને લઈ જઈને ઠાકુરે કહ્યું : આ છોકરો શુધ્ધ સત્ત્વ છે. તમને રસોઈમાં ને બીજા કામમાં મદદ કરશે. અને ઉચ્ચ ચટ્ટોપાધ્યાય કુટુંબની એ પુત્રવધૂએ આ ભરવાડ યુવકને પ્રેમથી અપનાવી લીધો. બધી જ્ઞાતિઓને ભેદતી અને બધી જ્ઞાતિઓથી પર, એક નવી, સર્વસ્વીકાર્ય - બધાનો સ્વીકાર કરે તેવી જ્ઞાતિ એ દંપતીએ ઊભી કરી હતી - ભક્તોની જ્ઞાતિ.

લાટૂનું ઘડતર એવી વિશિષ્ટ રીતે ઠાકુર કરી રહ્યા હતા, ઠાકુરે એમને મિતાહારી બનાવ્યા હતા તેમ, બપોરે લાંબી ઊંઘ તાણતા લાટૂ મહારાજને નિદ્રાજિત બનાવી દીધા હતા. એકવાર સાંજે એ ઝોલે ચડી ગયા હતા તો ઠાકુરે એમને ટપાર્યા હતા અને, રાત્રીની નિદ્રા ઉપર અંકુશ મેળવી, ગીતાના 'સંયમી'ની માફક એ રાતે જાગતા અને ધ્યાન કરતા બની ગયા હતા. પણ એમની પણ કસોટી બાકી હતી. એકવાર લાટૂના અંતરમાં આસક્તિનો તણખો ભડકો કરી ગયો. નામજપ વેળાએ પોતાના મનને કેન્દ્રિત કરી શક્યા નહીં. ઈલાજ શો કરવો ? ઠાકુરનું શરણ લીધું. ઠાકુરે લાંબું પ્રવચન ન આપ્યું. ગીતાનો ઉલ્લેખ કર્યા વિના એમણે ગીતાના બીજા અધ્યાયના નવમા શ્લોકની જ વાત કરી : 'એ તો આવે ને જાય, એનાથી ગભરાવું નહીં પણ નામ ન છોડવું.' એ નામ જ તો સાચું રક્ષણહાર છે ને એ જ તો ધ્યેય છે. પોતાના આ ધ્યેય તરફ પ્રગતિ કરવા માટે લાટૂ ઊઠતાં વેંત જ પ્રવૃત્ત થતા. સવારે જાગીને પ્રથમ દર્શન ઠાકુરનું જ કરવાનું. પોતે ઊઠે ત્યારે ઠાકુર ઓરડામાં ન હોય તો, આંખો બંધ ! ઉઘાડી આંખે કોઈ બીજું દેખાઈ જાય તો ! કદાચ ઠાકુર ન હોય તો, 'આપ ક્યાં ચાલ્યા ગયા ?' નો સાદ પાડવાનો. અને ઠાકુરને વાર લાગી તો એ સાદ બરાડો પણ બની જાય. આવી અનન્ય ભક્તિ.

લાટૂની અનન્ય ભક્તિનું બીજું ઉદાહરણ પણ એમણે પૂરું પાડ્યું હતું. ઠાકુર પાસેથી ભિક્ષાની પ્રશંસા સાંભળી એ કોઈ વાર બહાર ભિક્ષા લેવા જતા. તીર્થોના માહાત્મ્યની વાત ઠાકુરે કરી તો લાટૂ મહારાજની ઈચ્છા તીર્થાટનની થઈ. શ્રી રામકૃષ્ણે એમને તીર્થાટન અને ભિક્ષાટનના બેઉ લાભ સરળતાથી મળે એવું કોલકાત્તામાંનું રામનું ઘર સૂચવ્યું. લાટૂ ગયા પણ રામને ઘેર એમને ગોઠ્યું નહીં. અને થોડા દિવસમાં ટિકિટ ચોંટાડ્યા વગરના પત્રની જેમ, એ પાછા રામકૃષ્ણ પાસે આવી ગયા. શિષ્યની પરીક્ષા કરવાના હેતુથી ઠાકુર એમની દેખીતી ઉપેક્ષા કરવા અને પોતાનાથી દૂર રાખવા લાગ્યા. લાટૂની દશા પાણીની બહાર કાઢેલી માછલી જેવી થઈ. એમણે માતાજીનું શરણ લીધું અને એમને સાંત્વન સાંપડ્યું. પણ થોડા સમય બાદ ઠાકુરે જ એમને પૂર્વવત્ પોતાની પાંખમાં લઈ લીધા. ઠાકુર જગદંબાને પ્રાર્થના કરતા, કીર્તન કરતા ત્યારે લાટૂ મહારાજ એટલા તો જોરથી નાચવા લાગતા અને ભાવાવેશથી હુંકાર કરવા લાગતા કે એના પડઘાથી આખું મંદિર ધણધણી ઊઠતું. પણ ઠાકુરે જ લાટૂને ચેતવી દીધા : 'ઝાઝું નાચવું કૂદવું નહીં. ભાવને વશમાં રાખવો. ભાવને ગોપિત રાખવાથી જ અંતર્મુખ બની શકાય.' એક દિવસે ઠાકુર પોતાના ઓરડામાં સૌને બેસાડીને બ્રાહ્મમૂહુર્તે ગાવા લાગ્યા : 'જાગો મા, કુલકુંડલિની.....' જાણે કોઈએ ગોદો માર્યો હોય એમ 'ઊંહું, ઊંહું' એમ લાટૂ મહારાજ બૂમ મારી ઊઠ્યા. પ્રેમાળ ગુરુએ પોતાના બંને હાથ એમને ખભે મૂકી એમને સ્થિર રાખવા લાગ્યા. પણ લાટૂ આસને દૃઢ રહી ન શક્યા અને એમણે બાહ્ય ભાન ગુમાવી દીધું. એ સમાધિમાં સરી પડ્યા. ઠાકુરનો મધુર કંઠ ભજન વહાવતો જ રહ્યો.

એકવાર ઠાકુરે એમને શિવમંદિરે ધ્યાન કરવા મોકલ્યા. તરત જ એ સ્થલકાલથી અતીત દશામાં પહોંચી ગયા. ત્રણ પ્રહર વીતી ગયા પણ લાટૂ મહારાજ બાહ્ય ભાનમાં ન આવ્યા. ત્યાં જઈ ઠાકુર એમને પંખો નાખવા લાગ્યા. માંડ એ ભાનમાં આવવા લાગ્યા. 'શિવ પર દૃષ્ટિ સ્થિર કરતાં મારી સામે જ્યોતિ પ્રગટ થયો, એ આખા મંદિરમાં વ્યાપી ગયો. પછી શું બન્યું તે ખબર નથી.' આ સાંભળી ઠાકુર બોલ્યા : 'બેટા ! ઘણું સરસ ! હજી તું ઘણું બધું જોઈશ. લે, થોડું પાણી પી લે.' પાણી પ્રેમથી સભર હતું.

બીજી એકવાર ધ્યાનમાં બેસતાં ભેગા જ એ માટીમાં મોઢું ઘસવા લાગ્યા, ગુંગળાવા લાગ્યા. ઠાકુર તરત જ દોડી આવ્યા. લાટૂને ચત્તા સુવડાવી એમની છાતી પસવારતાં ઠાકુરે કહ્યું : 'શાંત થા, બેટા, શાંત થા. આજે તને મા કાલીનાં દર્શન થયાં ને ?' ઠાકુરના ભાવિના સંન્યાસી પુત્રોમાંથી કેટલાક એક રાતે દક્ષિણેશ્વરમાં સૂતા હતા. પણ ત્યાં કંઈ આરામથી સૂવાનું હોય ? સૌને જગાડીને દરેકને જુદી જુદી જગ્યાએ ધ્યાન માટે ઠાકુરે મોકલી દીધા. લાટૂ બેલતળામાં ગયા હતા. સૌ પાછા આવ્યા. ત્યારે ઠાકુરે કહ્યું કે : 'લાટૂનો આજે પુનર્જન્મ થયો છે.' એ એટલા તો સતત ભાવાવેશમાં રહેતા કે ઠાકુરે કહેલું કે, 'લાટૂ હંમેશાં ચડેલો જ છે. જલ્દીથી લીન થાય તેવી સંભાવના છે.'

(ક્રમશઃ)

નિર્મિશ ઠાકર

## ૪ સૂર-પરિચય

ખરેખર તો, કસ્તૂરીમૃગ કસ્તૂરી શોધવા વન વન ભટકે, એમ આપણે 'સૂર' શોધવા નીકળ્યા છીએ હોં ! કુદરતની કૃપાથી સૂર તો આપણી અંદર વહે છે, એથી જ તો કવિ 'કલાપી'એ લખ્યુ છે

**આ ખૂનને ચરખે અને રાતે અમારી ઓદમાં,**
**આ દમ-બ દમ બોલી રહી ઝીણી સિતારી આપની !**

આથી ખુદ સૂર આપણને કહી શકે 'મોકો કહા ઢૂંઢે રે બંદે, મૈ તો તેરે પાસ મેં !

એટલે તો પ્રાચીન કાળથી માણસ સૂરના અનુભવ કરતો રહ્યો. ક્યારેક વીજળી-વાદળના ગડગડાટમા તો ક્યારેક વાસના વનોમા વહેતા પવન દ્વારા ! પશુ પખીની બોલીઓમા અને જલપ્રવાહોના તરંગિત ધ્વનિમા યે મનુષ્યને માધુર્યની અનુભૂતિ થતી રહી.

મનુષ્યને પશુ પખી તો પહલેથી જ ગમે. એટલે તો દેવ દાનવના રૂપોમાં, વાજિંત્રોના આકારોમાં, યોગના આસનોમા, નૃત્યની મુદ્રાઓમા, દેવોના વાહનોમાં, માણસોના સ્વભાવોમાં. મનુષ્યે પશુ પખીઓને જ કલ્પ્યા છે ! 'મારામા એક પશુ વસે છે' એમ કોઈ કહે, તો એને ધમકી ગણવી કે ગૌરવ, એ અંગે પણ હુ દ્વિધામા રહું છું મન-મરકટ, મૃગનયની, નરકેસરી, કાક-વઝા, ભમરવૃત્તિ, ગજગામિની, ઘોડાપેટુ, નરપશુ, મીનાક્ષી, નરપુગવ, કોકિલકંઠી, ગરુડાસન, ઘુવડમુખ, મગરમસ્ત, પોપટવિદ્યા, વૈશાખનંદન, ગોમુખાસન, માજરમુખુ જેવા કેક શબ્દો મને આ ક્ષણે યાદ આવે છે, જે મનુષ્ય-સદર્ભે પ્રયોજાતા રહે છે !

બેસૂરાપણા માટે આપણે કાગડા અને ગર્દભને ભાવપૂર્વક યાદ કરીએ છીએ. સૂર માટે પણ શાસ્ત્રકારો પશુ પખીને જ જન્મદાતા પદે સ્થાપે છે ! ષડ્જ (સા) મોરની નાભિમાથી, ઋષભ (રે) ગાયના હૃદયમાંથી, ગધાર (ગ) બકરાની છાતીમાથી, મધ્યમ (મ) કૌચના કંઠમાંથી, પચમ (પ) કોયલના મુખમાથી, ધૈવત (ધ) ઘોડાના હણહણાટમાથી અને નિષાદ (નિ) હાથીના નાકમાથી પ્રગટે છે, એમ સગીતના શાસ્ત્રોમા કહેવાયુ છે આ સાત શુદ્ધ સ્વરો છે 'સા' અને 'પ' રૂઢિચુસ્ત વડીલ જેવા સૂર છે, તેઓ હઠીલા હોવાને કારણે પોતાના સ્તરથી ઉપર કે નીચે જવા તૈયાર નથી હોતા, માટે તેમને અચલ સ્વર કહે છે તેઓ પોતાની સરખામણીએ બાકીના પાચ સ્વરોને વિકૃત ગણતા હોય એમ લાગે છે જો કે આ પાચે સ્વરો પોતાના આસનથી નથી ડોલતા. (આસન સે મત ડોલ ?) ત્યાં સુધી શુધ્ધ જ ગણાય છે, પણ જ્યારે તેઓ પોતાના સ્તરમા ચડ-ઉતર કરે છે ત્યારે વટલાય છે, મતલબ કે 'વિકૃત' બને છે અહીં વિકૃત સ્વરને નકારાત્મક ભાવે જોવાની જરૂર નથી. અહીં શુધ્ધ હોવું એ જ સૌભાગ્ય છે, એવુ નથી ! કવિ 'કલાપી એ પણ લખેલુ

**'છે વૈધવ્યે વધુ વિમલતા, બેન સૌભાગ્યથી કૈ'**

(મારી પત્ની આ પંક્તિથી અત્યત પ્રભાવિત થઈ ગયેલી, ત્યારે મારે કહેવુ પડેલુ કે ભલે વિમલતા વધુ હોય પણ હુ તને વૈધવ્યે જોઈ નહીં શકુ, તું અખંડ સૌભાગ્યવતી રહે એમ જ હુ તો ઈચ્છીશ !) ટૂંકમાં, સૂર ભલે શુધ્ધ હોય કે વિકૃત, એમનાં મહત્ત્વ સરખાં જ રહે છે છતા યાદ રાખવા પૂરતું તમે એમ વિચારી શકો કે માણસ નમે તો નમ્રતાને એટલે કે કોમળતાને પામે છે, એ રીતે શુધ્ધ સ્વર જો નીચા સ્તરે ઊતરે તો કોમળ બને છે એ જ રીતે ઊંચુ માથુ રાખી ફરતો માણસ પોતાની કડકાઈ પ્રગટ કરે છે શુધ્ધ સ્વર પણ ઊંચે સ્તરે જાય તો તીવ્ર બને છે રે, ગ, ધ અને નિ સ્વરો તેના મૂળ સ્થાન કરતા નીચેથી ગાઈ શકાય છે અને ત્યારે એ કોમળ બને છે મ - એવો સ્વર છે જે મૂળ સ્થાનથી ઊંચે જઈ શકે છે અને ત્યારે તે તીવ્ર બને છે આમ સાત શુધ્ધ સ્વરો, ચાર કોમળ સ્વરો અને એક તીવ્ર સ્વર, એટલે કુલ બાર સ્વરોથી વિવિધ રાગોની રચના શકય બને છે

આરંભે તો મનુષ્યને ચાર સ્વરો જ જડેલા, તે.. સા, રે,ગ, મ. વેદમા પણ ચાર સ્વર જ છે પણ તમે જાણો છો કે મનુષ્ય પહેલેથી દોઢડાહ્યો છે ! એટલે એણે શોધી કાઢ્યુ કે આ ચારેય સ્વરોથી દોઢ ગણા ઊંચા જઈએ તો વધુ સ્વરો મળી શકે એમ છે એણે 'સા'થી દોઢ ગુણા ઊંચે જઈ 'પ' મેળવ્યો આ જ પ્રમાણે દોઢ-ડહાપણ દાખવી એણે 'રે'માથી 'ધ', 'ગ'માથી 'નિ' અને 'મ'માથી નવા સપ્તકનો 'સા' મેળવ્યા.

કયા પશુ પખીએ આપણને કયા સ્વર આપ્યા, એનું લીસ્ટ તો હું અગાઉ આપી ચૂક્યો છું પણ જ્યારે તમને ગાવાનું મન થાય, ત્યારે સ્વરોને ઉધાર માગવા તમારે પશુ પંખીઓની પાછળ દોડવાની જરૂર નથી (જો દોડવામા જ એટલો શ્રમ

કરશો, તો પછી ગાશો કઈ રીતે ?) ઈશ્વરને પણ 'બનાવી' શકે, એટલો સ્વાવલંબી બનાવવા મનુષ્યને વૈકલ્પિક વ્યવસ્થા અપાઈ છે, ઈશ્વર દ્વારા ! મનુષ્ય ધારે તો પોતાના શરીરમાંથી જ સ્વરો મેળવી શકે છે. શાસ્ત્રકારો કહે છે તે મુજબ મનુષ્યની નાભિમાથી ષડ્જ (સા), હૃદયમાંથી રિષભ (રે), છાતીમાંથી ગંધાર (ગ), કંઠમાંથી મધ્યમ (મ), મુખમાંથી પંચમ (પ), તાળવામાથી ધૈવત (ધ) અને નાસિકામાંથી નિષાદ (નિ) પ્રગટ થાય છે. 'સંગીત-સમયસાર'માં જણાવાયું છે કે નાભિજન્ય નાદ અતિ સૂક્ષ્મ, હૃદયજન્ય નાદ સૂક્ષ્મ, કંઠજન્ય નાદ પુષ્ટ, શિરજન્ય નાદ અપુષ્ટ અને મુખજન્ય નાદ કૃત્રિમ હોય છે.

જૈન ધર્મના ગ્રંથ 'આગમો' (ઈ.સ. પૂર્વે ૨૦૦)ના 'સ્થાનાંગ સૂત્ર'માં સાત સ્વરોનાં લક્ષણો પર પ્રકાશ પડાયો છે. તે મુજબ...

(૧) ષડ્જથી આજીવિકાની પ્રાપ્તિ થવા ઉપરાંત સ્ત્રી, ગાય, પુત્ર, મિત્ર વગેરે પણ જોવા મળે છે. (નોકરી અને છોકરીના વિરહમાં ઝૂરતા પુરુષોએ દોડધામમાંથી સમય મળે ત્યારે ષડ્જ-સાધના પણ કરવી !)

(૨) ઋષભથી સેનાપતિપદ, ધન, વસ્ત્રો વગેરે પ્રાપ્ત થાય છે. (લશ્કર ઉર્ફે આર્મીની કવાયતમાં 'ઋષભગાન'નો પણ સમાવેશ કરવો જોઈએ.)

(૩) ગાંધાર-પ્રેમીઓ કવિ, કલાકાર અને શાસ્ત્રજ્ઞ બને છે. (આ લોકોએ 'ભૂખ્યા રહેવા'ની પ્રેક્ટીસ કરવી.)

(૪) મધ્યમ હંમેશાં સુખ અને સમૃધ્ધિ આપે છે. (ઈન્કમટેક્સ ખાતાએ 'મધ્યમ' ગાનાર પર સરચાર્જ લગાડવો.)

(૫) પંચમથી માણસ વીર, નાયક અને સંગ્રાહક બને છે. (આ સૂર ગાતી વખતે પતિઓએ પત્નીની પરવાનગી ન લેવી.)

(૬) ધૈવત સ્વર ગાનાર દુઃખી થાય છે અને ખરાબ વસ્ત્રો, ખરાબ આજીવિકા, ચોર વગેરેને પ્રાપ્ત કરે છે. (પોલીસખાતામાં જવું હોય તો જ આ સ્વર ગાજો !)

(૭) નિષાદ ગાનારાને પગે દોડવાનું પ્રાપ્ત થાય છે અને એ સંદેશવાહક, ભટકનાર અને ભારવાહક બને છે. (હે 'પોસ્ટ' અને 'કુરિયર'-વાળાઓ, નિષાદ ગાઈને પગ પર કુહાડો ન મારતા !)

નારદ મુનિએ રચેલ ગ્રંથ 'નારદીય શિક્ષા'માં સ્વરોનાં રંગ, સ્થાન અને દેવતા વિશે માહિતી અપાઈ છે.

મેઘધનુષની જેમ સ્વરોને પણ રંગ હોય છે. કલાકારો તો હંમેશાં રંગીન હોય છે, એટલે કેટલીક વાર તો પોતાના કલાક્ષેત્રની બહાર જઈને પણ અવનવાં પ્રદાનો કરી આવતા હોય છે. ગઝલ જેવા રંગીન-કાવ્ય પ્રકારમાં કેવી કેવી રંગછટાઓ ઉતરી છે, જરા આચમન તો કરો...

આંખમાં ભીનો ભેદ છે કે શું ?
લાગણી પણ સફેદ છે કે શું ?

-શોભિત દેસાઈ

પાગલ આ ગુલાબી મોસમમાં
વાદળનું વિસર્જન કોણ કરે ?

-સૈફ પાલનપુરી

રંગ પી, રોશની પી, લાલી પી,
એક શું કામ લાખ પ્યાલી પી.

-અમૃત ઘાયલ

રૂપેરી ચાંદનીમાં શ્યામ કેશ લહેરાયા,
પૂનમની રાતમાં ખીલી ઊઠી અમાસ હતી.

-ગની દહીંવાલા

ભૂંસો રંગ ઘેરા લીલાલાલબ્લ્યુ
બને જર્દ ચહેરા લીલાલાલબ્લ્યુ

-રમેશ પારેખ

ઊંઘે છે કાળા માંસનાં પ્રેતો નગર નગર
જાગે છે પીળા રક્તની ખુશબૂ ગલી ગલી

-આદિલ મન્સૂરી

અહીંયાં ઉજાગરાની નયનમાં રતાશ છે,
ને આભમાં છવાય છે લાલી સવારની.

-'બેફામ'

આમ તો પાંદડું એક જ ખર્યું'તું ડાળેથી,
પરંતુ આખીયે લીલાશ પર ઉઝરડો છે.

-રમેશ પારેખ

હવે સાંજ થઈ, દૂર ઝાલર બજે ને -
ક્ષિતિજે ક્ષણોનો ઊડે રંગ ગેરુ.

-મનોજ ખંડેરિયા

મને તો એક વખત સતત રંગ બદલતા નેતાઓ યાદ આવી ગયેલા, એટલે મેં આ શે'ર લખેલો...

કૈંક કાચંડા થયા છે સ્તબ્ધ, જો !
રંગ તારી જિંદગીના જોઈને !

ગૌણ બાબતોને વિસ્તારથી અને મુખ્ય બાબતોને ટૂંકાણથી રજૂ કરતી નિર્મિશ-શૈલીથી હવે તો તમે પરિચિત છો જ ! તો ચાલો સ્વરોના રંગ વિશે ટૂંકમાં જાણી લઈએ !

શાસ્ત્રકારો કહે છે (એમાં વાંક મારો નથી !) એ મુજબ ષડ્જ સફેદ મિશ્રિત લાલ રંગનો, રિષભ લીલા રંગનો, ગંધાર

નિર્મિશ ઠાકર

## ૪ : સૂર-પરિચય

ખરેખર તો, કસ્તૂરીમૃગ કસ્તૂરી શોધવા વન વન ભટકે, એમ આપણે 'સૂર' શોધવા નીકળ્યા છીએ હોં ! કુદરતની કૃપાથી સૂર તો આપણી અંદર વહે છે, એથી જ તો કવિ 'કલાપી એ લખ્યુ છે

**આ ખૂનને ચરખે અને ચાતે અમારી ઓદમાં,**
**આ દમ-બ-દમ બોલી રહી ઝીણી સિતારી આપની !**

આથી ખુદ સૂર આપણને કહી શકે મોકો કહા ઢૂંઢે રે બંદે, મૈ તો તેરે પાસ મે !'

એટલે તો પ્રાચીન કાળથી માણસ સૂરના અનુભવ કરતો રહ્યો. ક્યારેક વીજળી-વાદળના ગડગડાટમા તો ક્યારેક વાંસનાં વનોમા વહેતા પવન દ્વારા ! પશુ પખીની બોલીઓમા અને જલપ્રવાહોના તરંગિત ધ્વનિમા યે મનુષ્યને માધુર્યની અનુભૂતિ થતી રહી.

મનુષ્યને પશુ પખી તો પહલેથી જ ગમે. એટલે તો દેવ દાનવના રૂપોમા, વાજિંત્રોના આકારોમા, યોગનાં આસનોમા, નૃત્યની મુદ્રાઓમા, દેવોના વાહનોમા, માણસોના સ્વભાવોમા. મનુષ્યે પશુ પખીઓને જ કલ્પ્યા છે ! 'મારામા એક પશુ વસે છે' એમ કોઈ કહે, તો એને ધમકી ગણવી કે ગૌરવ, એ અંગે પણ હુ દ્વિધામા રહું છું મન મરકટ, મૃગનયની, નરકેસરી, કાક-વંઝા, ભ્રમરવૃત્તિ, ગજગામિની, ઘોડાપેટું નરપશુ, મીનાક્ષી, નરપુંગવ, કોકિલકંઠી, ગરુડાસન, ઘુવડમુખ, મગરમસ્ત, પોપટવિદ્યા, વૈશાખનંદન, ગોમુખાસન, માંજરમુખું જેવા કૈંક શબ્દો મને આ ક્ષણે યાદ આવે છે, જે મનુષ્ય-સંદર્ભે પ્રયોજાતા રહે છે !

બેસૂરાપણા માટે આપણે કાગડા અને ગર્દભને ભાવપૂર્વક યાદ કરીએ છીએ. સૂર માટે પણ શાસ્ત્રકારો પશુ પખીને જ જન્મદાતા પદે સ્થાપે છે ! ષડ્જ (સા) મોરની નાભિમાથી, ઋષભ (રે) ગાયના હૃદયમાથી, ગધાર (ગ) બકરાની છાતીમાથી, મધ્યમ (મ) ક્રૌંચના કંઠમાથી, પંચમ (પ) કોયલના મુખમાથી, ધૈવત (ધ) ઘોડાના હણહણાટમાથી અને નિષાદ (નિ) હાથીના નાકમાથી પ્રગટે છે, એમ સગીતના શાસ્ત્રોમા કહેવાયુ છે આ સાત શુદ્ધ સ્વરો છે 'સા અને 'પ' રૂઢિચુસ્ત વડીલ જેવા સૂર છે, તેઓ હઠીલા હોવાને કારણે પોતાના સ્તરથી ઉપર કે નીચે જવા તૈયાર નથી હોતા, માટે તેમને અચલ સ્વર કહે છે તેઓ પોતાની સરખામણીએ બાકીના પાંચ સ્વરોને વિકૃત' ગણતા હોય એમ લાગે છે જો કે આ પાંચે સ્વરો પોતાના આસનથી નથી ડોલતા. (આસન સે મત ડોલ ?) ત્યા સુધી શુધ્ધ જ ગણાય છે, પણ જ્યારે તેઓ પોતાના સ્તરમા ચડ-ઉતર કરે છે ત્યારે વટલાય છે, મતલબ કે વિકૃત' બને છે અહીં વિકૃત સ્વરને નકારાત્મક ભાવે જોવાની જરૂર નથી. અહીં શુધ્ધ હોવુ એ જ સૌભાગ્ય છે, એવું નથી ! કવિ 'કલાપી'એ પણ લખેલુ.

**'છે વૈધવ્યે વધુ વિમલતા, બેન સૌભાગ્યથી કૈં'**

(મારી પત્ની આ પક્તિથી અત્યત પ્રભાવિત થઈ ગયેલી, ત્યારે મારે કહેવુ પડેલુ કે ભલે વિમલતા વધુ હોય પણ હુ તને વૈધવ્યે જોઈ નહીં શકુ, તું અખંડ સૌભાગ્યવતી રહે એમ જ હું તો ઈચ્છીશ !) ટૂકમાં, સૂર ભલે શુધ્ધ હોય કે વિકૃત, એમના મહત્ત્વ સરખા જ રહે છે છતા યાદ રાખવા પૂરતુ તમે એમ વિચારી શકો કે માણસ નમે તો નમ્રતાને એટલે કે કોમળતાને પામે છે, એ રીતે શુધ્ધ સ્વર જો નીચા સ્તરે ઊતરે તો કોમળ બને છે એ જ રીતે ઊંચુ માથુ રાખી ફરતો માણસ પોતાની કડકાઈ પ્રગટ કરે છે શુધ્ધ સ્વર પણ ઊંચે સ્તરે જાય તો તીવ્ર બને છે રે, ગ, ધ અને નિ - સ્વરો તેના મૂળ સ્થાન કરતાં નીચેથી ગાઈ શકાય છે અને ત્યારે એ કોમળ બને છે મ એવો સ્વર છે જે મૂળ સ્થાનથી ઊંચે જઈ શકે છે અને ત્યારે તે તીવ્ર બને છે આમ સાત શુધ્ધ સ્વરો, ચાર કોમળ સ્વરો અને એક તીવ્ર સ્વર, એટલે કુલ બાર સ્વરોથી વિવિધ રાગોની રચના શક્ય બને છે

આરંભે તો મનુષ્યને ચાર સ્વરો જ જડેલા, તે સા, રે,ગ, મ. વેદમાં પણ ચાર સ્વર જ છે પણ તમે જાણો છો કે મનુષ્ય પહેલેથી દોઢડાહ્યો છે ! એટલે એણે શોધી કાઢ્યુ કે આ ચારેય સ્વરોથી દોઢ ગણા ઊંચા જઈએ તો વધુ સ્વરો મળી શકે એમ છે એણે 'સા'થી દોઢ ગુણા ઊંચે જઈ 'પ' મેળવ્યો. આ જ પ્રમાણે દોઢ-ડહાપણ દાખવી એણે 'રે'માંથી 'ધ', 'ગ'માંથી 'નિ' અને 'મ'માથી નવા સપ્તકનો 'સા' મેળવ્યા.

કયા પશુ પખીએ આપણને કયા સ્વર આપ્યા, એનું લીસ્ટ તો હું અગાઉ આપી ચૂક્યો છું પણ જ્યારે તમને ગાવાનું મન થાય, ત્યારે સ્વરોને ઉધાર માગવા તમારે પશુ પખીઓની પાછળ દોડવાની જરૂર નથી. (જો દોડવામા જ એટલો શ્રમ

કરશો, તો પછી ગાશો કઈ રીતે ?) ઈશ્વરને પણ 'બનાવી' શકે, એટલો સ્વાવલંબી બનાવવા મનુષ્યને વૈકલ્પિક વ્યવસ્થા અપાઈ છે, ઈશ્વર દ્વારા ! મનુષ્ય ધારે તો પોતાના શરીરમાંથી જ સ્વરો મેળવી શકે છે. શાસ્ત્રકારો કહે છે તે મુજબ મનુષ્યની નાભિમાથી ષડ્જ (સા), હૃદયમાંથી રિષભ (રે), છાતીમાંથી ગંધાર (ગ), કંઠમાંથી મધ્યમ (મ), મુખમાંથી પંચમ (પ), તાળવામાથી ધૈવત (ધ) અને નાસિકામાંથી નિષાદ (નિ) પ્રગટ થાય છે. 'સંગીત-સમયસાર'માં જણાવાયું છે કે નાભિજન્ય નાદ અતિ સૂક્ષ્મ, હૃદયજન્ય નાદ સૂક્ષ્મ, કંઠજન્ય નાદ પુષ્ટ, શિરજન્ય નાદ અપુષ્ટ અને મુખજન્ય નાદ કૃત્રિમ હોય છે.

જૈન ધર્મના ગ્રંથ 'આગમો' (ઈ.સ. પૂર્વે ૨૦૦)ના 'સ્થાનાંગ સૂત્ર'માં સાત સ્વરોનાં લક્ષણો પર પ્રકાશ પડાયો છે. તે મુજબ...

(૧) ષડ્જથી આજીવિકાની પ્રાપ્તિ થવા ઉપરાંત સ્ત્રી, ગાય, પુત્ર, મિત્ર વગેરે પણ જોવા મળે છે. (નોકરી અને છોકરીના વિરહમાં ઝૂરતા પુરુષોએ દોડધામમાંથી સમય મળે ત્યારે ષડ્જ-સાધના પણ કરવી !)

(૨) ઋષભથી સેનાપતિપદ, ધન, વસ્ત્રો વગેરે પ્રાપ્ત થાય છે. (લશ્કર ઉર્ફે આર્મીની કવાયતમાં 'ઋષભગાન'નો પણ સમાવેશ કરવો જોઈએ.)

(૩) ગાંધાર-પ્રેમીઓ કવિ, કલાકાર અને શાસ્ત્રજ્ઞ બને છે. (આ લોકોએ 'ભૂખ્યા રહેવા'ની પ્રેકટીસ કરવી.)

(૪) મધ્યમ હંમેશાં સુખ અને સમૃધ્ધિ આપે છે. (ઈન્કમટેક્સ ખાતાએ 'મધ્યમ' ગાનાર પર સરચાર્જ લગાડવો.)

(૫) પંચમથી માણસ વીર, નાયક અને સંગ્રાહક બને છે. (આ સૂર ગાતી વખતે પતિઓએ પત્નીની પરવાનગી ન લેવી.)

(૬) ધૈવત સ્વર ગાનાર દુઃખી થાય છે અને ખરાબ વસ્ત્રો, ખરાબ આજીવિકા, ચોર વગેરેને પ્રાપ્ત કરે છે. (પોલીસખાતામાં જવું હોય તો જ આ સ્વર ગાજો !)

(૭) નિષાદ ગાનારાને પગે દોડવાનું પ્રાપ્ત થાય છે અને એ સંદેશવાહક, ભટકનાર અને ભારવાહક બને છે. (હે 'પોસ્ટ' અને 'કુરિયર'-વાળાઓ, નિષાદ ગાઈને પગ પર કુહાડો ન મારતા !)

નારદ મુનિએ રચેલ ગ્રંથ 'નારદીય શિક્ષા'માં સ્વરોનાં રંગ, સ્થાન અને દેવતા વિશે માહિતી અપાઈ છે.

મેઘધનુષની જેમ સ્વરોને પણ રંગ હોય છે. કલાકારો તો હંમેશાં રંગીન હોય છે, એટલે કેટલીક વાર તો પોતાના કલાક્ષેત્રની બહાર જઈને પણ અવનવાં પ્રદાનો કરી આવતા હોય છે. ગઝલ જેવા રંગીન-કાવ્યપ્રકારમાં કેવી કેવી રંગછટાઓ ઉતરી છે, જરા આચમન તો કરો...

આંખમાં ભીનો ભેદ છે કે શું ?
લાગણી પણ સફેદ છે કે શું ?

-શોભિત દેસાઈ

પાગલ આ ગુલાબી મોસમમાં
વાદળનું વિસર્જન કોણ કરે ?

-સૈફ પાલનપુરી

રંગ પી, રોશની પી, લાલી પી,
એક શું કામ લાખ પ્યાલી પી.

-અમૃત ઘાયલ

રૂપેરી ચાંદનીમાં શ્યામ કેશ લહેરાયા,
પૂનમની રાતમાં ખીલી ઊઠી અમાસ હતી.

-ગની દહીંવાલા

ભૂંસો રંગ ઘેરા લીલાલાલબલ્યુ
બને જર્દ ચહેરા લીલાલાલબલ્યુ

-રમેશ પારેખ

ઊંઘે છે કાળા માંસનાં પ્રેતો નગર નગર
જાગે છે પીળા રક્તની ખુશબૂ ગલી ગલી

-આદિલ મન્સૂરી

અહીંયાં ઉજાગરાની નયનમાં રતાશ છે,
ને આભમાં છવાય છે લાલી સવારની.

-'બેફામ'

આમ તો પાંદડું એક જ ખર્યું'તું ડાળેથી,
પરંતુ આખીયે લીલાશ પર ઉઝરડો છે.

-રમેશ પારેખ

હવે સાંજ થઈ, દૂર ઝાલર બજે ને -
ક્ષિતિજે ક્ષણોનો ઊડે રંગ ગેરુ.

-મનોજ ખંડેરિયા

મને તો એક વખત સતત રંગ બદલતા નેતાઓ યાદ આવી ગયેલા, એટલે મેં આ શે'ર લખેલો...

કૈંક કાચંડા થયા છે સ્તબ્ધ, જો !
રંગ તારી જિંદગીના જોઈને !

ગૌણ બાબતોને વિસ્તારથી અને મુખ્ય બાબતોને ટૂંકાણથી રજૂ કરતી નિર્મિશ-શૈલીથી હવે તો તમે પરિચિત છો જ ! તો ચાલો સ્વરોના રંગ વિશે ટૂંકમાં જાણી લઈએ !

શાસ્ત્રકારો કહે છે (એમાં વાંક મારો નથી !) એ મુજબ ષડ્જ સફેદ મિશ્રિત લાલ રંગનો, રિષભ લીલા રંગનો, ગંધાર

ઘેરા લાલ રંગનો, મધ્યમ શ્યામ મિશ્રિત લાલ રંગનો, પંચમ લોહી જેવા લાલ રંગનો, ધૈવત સફેદ મિશ્રિત પીળા રંગનો અને નિષાદ શ્યામ રંગનો હોય છે. શાસ્ત્રકારો ખોટું ના જ બોલે, એમ દઢપણે માની તમે જો સ્વરોના રંગો જોશો તો કદાચ દેખાશે.

એકવાર તો આંખના ડોક્ટર પાસે જઈ મેં પૂછેલું 'સાહેબ, મને એવું તે શું થયું છે કે સ્વરોના રંગ દેખાતા જ નથી ?' ડોક્ટરે કહેલું 'કલર-બ્લાઈન્ડનેસ !'

શાસ્ત્રોમાં તો દરેક સ્વરને ગાવાનો યોગ્ય સમય પણ દર્શાવાયો છે, પણ આપણે શહેરની આ ધમાલભરી જિંદગી સાથે એનો મેળ બેસાડી શકીએ તેમ નથી. સૂર્યોદય થતો હોય ત્યારે ષડ્જ શોભી ઊઠે, પણ બાર માળના ફ્લેટમાં ત્રીજે માળેથી આપણે સૂરજને શોધી શકતા નથી. અલબત્ત, તમારા નોકરને ધાબે મોકલી તમે તમારા વતી ષડ્જ ગાવા ફરજ પાડી શકો. (અને એ પગારવધારાની ફરજ પાડશે !) રિષભ ગાવા માટે બપોર યોગ્ય છે, પણ ત્યારે તમે તો ઓફિસમાં ઊંઘતા હોવ છો ! મધ્યાહ્ન પછી ગંધાર ગવાય છે, પણ ત્યારે તમને બોસ ઝાપટતા હોય છે ! સંધ્યાટાણે મધ્યમ ગવાવો જોઈએ, પણ ત્યારે તમે ઘેર પહોંચવા માટે ભીડમાં ગોથાં ખાતા હોવ છો. રાત્રિના પ્રથમ પ્રહરમાં પંચમ ગાવાનું કહેલું છે, પણ ત્યારે તમારો પપ્પુ ખોળામાં ચડી 'પપ્પા, વાર્તા કહો' ની જીદ કરતો હોય છે ! મધ્યરાત્રિએ તમે નસકોરાં ઘરડતા હોવ છો, ત્યારે તેના દ્વારા ધૈવત ગાવો શક્ય બનતો નથી ! ઉત્તર રાત્રિમાં નિષાદ ગાવાનો તમે દઢ નિશ્ચય કરો, પણ એલાર્મ ન વાગવાને કારણે...

ટૂંકમાં વૈદિકકાળમાં ઋષિઓએ સ્વરો ગાવા માટે પોતાને અનુકૂળ એવું ટાઈમટેબલ બનાવેલું, જે આપણા પર ફીટ બેસતું નથી. માટે તમે ભારે હૈયે આ ભજન યાદ કરો.

રાત્રે નિદ્રા દિવસે કામ !
ક્યારે ભજશો સીતારામ ?

જો કે સીતા કે રામને ભજવાથી તમને સૂર બાબતે ખાસ ફાયદો નહીં થાય. હા, લવ કુશ અને હનુમાનજી સંગીતના પ્રખર જ્ઞાતાઓ હતા, એમ કહેવાય છે ! હનુમાનજીએ ઘણા રાગોનું સર્જન પણ કરેલું. રાગ રાગિણીઓનું વર્ગીકરણ આપતો 'હનુમન્તમત' સંગીતક્ષેત્રે આગવું મહત્ત્વ ધરાવે છે. સંગીત વિશારદ એવી મંદોદરીનો પતિ અને પુલત્સ્ય ઋષિનો પુત્ર એવો રાવણ શ્રેષ્ઠ ગાયક અને ઉત્તમ વીણાવાદક હતો ! કદાચ, રામે એની સામે 'સંગીતયુદ્ધ' કર્યું હોત, તો તેઓ સો ટકા હારી ગયા હોત ! જેને આજે આપણે રાવણહથ્થો કહીએ છીએ એના ઉલ્લેખ સંગીતના શાસ્ત્રોમાં 'રાવણહસ્તકા-વીણા' તરીકે જોવા મળે છે. શિવ આરાધના માટે રાવણે પોતાના દેહમાંથી જ 'રાવણહથ્થા'નું સર્જન કરેલું. એણે પોતાના મસ્તકમાંથી તુંબી, શરીરની નસોમાંથી તાર, એક હાથમાંથી હાથો અને બીજા હાથમાંથી રાવણહથ્થાને વગાડવાનો ગજ બનાવેલાં. ('મારા મૃત્યુ પછી, મારી પાંસળીમાંથી પિપૂડી બનાવજો !' એવી ઈચ્છા મેં રજૂ કરી, ત્યારે મારી પત્નીએ પૂછેલું કે એને વગાડશે કોણ ?)

ઈશ્વર એક જ હોત તો સાત સૂરોની વહેંચણીમાં કદાચ રોમાંચકતા ઊભી ન થાત, પણ સદ્ભાગ્યે આપણી પાસે અનેક દેવી દેવતાઓ છે ! દરેક સૂરના અધિષ્ઠાતા અલગ છે, એથી ફાયદો એ કે એક દેવ નારાજ થાય તો એમના એક સૂરને વર્જ્ય ગણી, તમે બીજા દેવ પાસે 'સૂરસાધના' ચાલુ રાખી શકો, પણ એ માટે તમારી પાસે નીચેનું લીસ્ટ હોવું જરૂરી છે. જલ્દી નોંધી લો, પ્લીઝ !

| સૂર | અધિષ્ઠાતા |
|---|---|
| ષડ્જ (સા) | બ્રહ્માજી અને અગ્નિદેવ |
| રિષભ (રે) | બ્રહ્માજી અને સૂર્યદેવ |
| ગંધાર (ગ) | સરસ્વતી અને અગ્નિદેવ |
| મધ્યમ (મ) | નારદજી અને પશુપતિ |
| પંચમ (પ) | વિષ્ણુજી |
| ધૈવત (ધ) | વિષ્ણુજી |
| નિષાદ (નિ) | સૂર્યદેવ અને રુદ્ર |

અલબત્ત, સંગીતમાંયે સૌથી મોટા તો મહાદેવજી જ કહેવાય. એમણે મૃદંગનું સર્જન કરી 'તાલ' આપ્યો અને પાંચ રાગોનું સર્જન કર્યું. લાસ્યનૃત્યના સર્જક પાર્વતીજીએ છઠ્ઠો રાગ પણ બનાવેલો. ટૂંકમાં, સાત સૂરો દેવતાઓને આધીન હોઈ સંગીત દૈવીકલા ગણાય છે, જેને વિષે આ મનુષ્ય લખી રહ્યો છે !

'શાસ્ત્રીય સંગીત'ને વિષય બનાવીને મેં હાસ્યરસ પીરસવાનું વિચાર્યું, ત્યારે કેટલાક ઔરંગઝેબોને આશ્ચર્ય થયેલું. પછી મેં એમને સમજાવેલું કે હે શ્રુતિદુષ્ટ - રાગજીવવિઘાતકો, સૂર દ્વારા ઉત્પન્ન થતા રસોમાં પ્રથમ ક્રમે હાસ્યરસ આવે છે ! ષડ્જ, ગંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ વડે હાસ્યરસ જન્મે છે. ષડ્જ, રિષભ, મધ્યમ, ધૈવત અને નિષાદ દ્વારા શૃંગારરસ પ્રગટ થાય છે. એક 'પંચમ' જ એવો સૂર છે જે કરુણ અને બીભત્સ રસ પ્રગટ કરી શકે છે. આ શાસ્ત્રોક્ત બાબતો હોઈ કોઈ સૂર દ્વારા કદાચ અનપેક્ષિત રસ પ્રગટ થાય, તો એ બાબતે મારી સાથે ઝઘડવા ન આવવું, પ્લીઝ !

(ક્રમશઃ)

# આત્માનો અસુર

મહેશ દવે

## આનાતોલ ફ્રાન્સની અમર કૃતિ 'થાઈ'




સૌ પહેલાં કથા, ટૂંકમાં : પેફ્નુશિયસ (પેફ) અને નિસિયાસ (નિસિ) મિત્રો છે. બંને ધનાઢ્ય છે. બંને મોજ-શોખમાં ડૂબેલાં તો છે. પણ પેફ માતાપિતાના નિયંત્રણથી કેટલાંક દૂષણોમાંથી બચ્યો છે. નાટકશાળામાં પેફે એક અદ્‌ભુત, સૌંદર્યવાન અને જાજરમાન નટીને અભિનય કરતાં જોઈ છે. થાઈ એનું નામ. નટીનું પેફને ભારે આકર્ષણ થયું. નિસિને તો થાઈ સાથે સંબંધ પણ ખરો. પેફ ખૂબ વાંચતો, ચિંતન કરતો. અંતે સંન્યાસ લેવાનો નિર્ણય કરે છે. નિસિ પોતાના મોજીલા જીવનમાં જીવ્યે જાય છે. બીજે પક્ષે રણપ્રદેશમાં પેફ એક અન્ય સાધુ સાથે ત્યાગનું કઠોર જીવન જીવે છે. મઠનો અધિષ્ઠાતા બને છે. પોતાનું પૂર્વજીવન યાદ કરતાં પેફને થાઈ યાદ આવે છે. તેને થાય છે બદચાલ જીવનમાંથી થાઈને ઉગારવી એ તેનો ધર્મ છે. પટ્ટશિષ્યને મઠ ભળાવી પેફ પાછો નગરમાં પહોંચે છે. નિસિને ત્યાં જઈ પોતાનો નિર્ધાર જણાવે છે. નિસિને એક સમયે થાઈ સાથે લગાવ હતો, તેની પાછળ ખર્ચાઓ પણ કર્યા હતા, પણ હવે તે એનાથી મુક્ત થઈ ગયો છે.

પેફ થાઈને મળે છે. થાઈ નાનપણથી દુઃખમાં ઉછરેલી, કિશોરવયમાંથી જ તેને ઘરની બહાર નીકળી જવું પડેલું; રખડતાં રખડતાં તેનું સૌંદર્ય જોઈ મોરા નામની વૃદ્ધા તેને પોતાના પડખામાં લે છે. કડક શિસ્તની સોટીથી વાદન, ગાયન અને નૃત્ય શીખવાડે છે. થાઈ પુષ્કળ ધન કમાવી આપે છે ને કમાય છે, પરંતુ તેનો જીવ સાદગીનું ધર્મમય જીવન ઝંખે છે. તેવામાં પેફ આવી ચડે છે અને થાઈ તેની સાથે ત્યાગી સાધ્વીનું કઠોર જીવન જીવવા ચાલી નીકળે છે. પેફના કહેવાથી તેનો તમામ વૈભવ, કલાકૃતિઓ, રાચરચીલું થાઈ બાળી નાખે છે. પેફ થાઈને નારીઓના મઠમાં લઈ જાય છે. મઠમાં રોજિંદું કામ કરતી બહેનો 'માર્થા' કહેવાતી અને ધ્યાન-ચિંતનમાં મગ્ન રહેતી બહેનો 'મેરી' તરીકે ઓળખાતી. પેફ થાઈને મઠ-સંચાલિકા અલ્બિનાને સોંપી દે છે. પહેલાં એને એકાંત ખંડમાં પૂરી રાખવાની છે અને પછી તેને 'મેરી' વૃંદમાં ભેળવી દેવાની છે.

પેફ પોતાના રેતપ્રદેશના આશ્રમમાં પાછો પહોંચી જાય છે. પણ હવે તેનું જીવન બદલાઈ ગયું છે. તેને ક્ષણેક્ષણ થાઈ યાદ આવે છે. થાઈની મૂર્તિ આંખો સામે દેખાયા કરે છે. તે ટાળવા પેફ બહુ ધર્મ-ધ્યાન કરે છે, કઠોર તપ કરે છે, પણ પરિસ્થિતિ બદલાતી નથી. હવે તો રાત્રે સપનામાં પણ થાઈ જ થાઈ ! ગંદાં-ગલીચ સ્વપ્નો-દુઃસ્વપ્નોથી અકળાઈ પેફ અંતરિયાળ પ્રદેશમાં ચાલ્યો જાય છે. એક ખંડેર દેવળના સાઠેક ફીટ ઊંચા સ્તંભ પર બેસી વરસતા વરસાદમાં, કડકડતી ઠંડીમાં અને પ્રખર તાપમાં તપ કરે છે. આજુબાજુના લોકોમાં વાત ફેલાઈ જાય છે. ત્યાં લોકો આવવા માંડે છે, પેફને રોજ પ્રસાદ ચઢે છે. રોગ મટાડવા, પુત્ર પ્રાપ્ત કરવા કે બીજી કોઈ સમૃધ્ધિ માગવા ટોળાંનાં ટોળાં આવે છે. આસપાસ દુકાનો, રહેવા-જમવાની સગવડો એમ બધો સંસાર વસી જાય છે. હજી પેફના ચિત્ત અને હૃદયમાંથી થાઈ ગઈ નથી. એક દિવસ તેને સ્વપ્ન આવે છે : 'થાઈ મરણ પથારીએ છે.' ભીડ અને સામાન્યતાથી પેફ અકળાયેલો હતો જ. એક રાતે એ છાનોમાનો નીચે ઊતરી ચાલી નીકળે છે, થાઈને મળવા. એ અલ્બિનાના મઠ પર પહોંચે છે. અંજીરના ઝાડ નીચે થાઈ ઊભી છે. પેફને જોઈ થાઈ ખુશ થાય છે. પેફ કહે છે, 'થાઈ, ત્યાગ વગેરે ખોટું છે. જીવન અને ઉપભોગ જ સત્ય છે. તું મરીશ નહીં.' પેફ થાઈને આલિંગનમાં વળગી પડ્યો. પણ છેલ્લો શ્વાસ લઈ થાઈ તો અનંતની યાત્રાએ ચાલી નીકળી છે.

અલ્બિના પેફને ધુત્કારી કાઢે છે અને બરાડી ઊઠે છે, 'નીચ, અધમ, નીકળ અહીંથી.'

થાઈ વિખ્યાત ફ્રેન્ચ નવલકથાકાર ફ્રાન્સ આનાતોલની બહુ વખણાયેલી અને ચર્ચાયેલી પ્રશિષ્ટ (classical) કૃતિ છે. તાજેતરમાં વિચારવલોણું પરિવારે આ નવલકથાનો સારાનુવાદ પ્રગટ કર્યો છે. મૂળ અંગ્રેજી લઘુનવલ ૧૫૫ પાનાંની છે. સારાનુવાદ માવજી સાવલાએ કર્યો છે. આ મૂળ કૃતિ કવિ

ઘેરા લાલ રંગનો, મધ્યમ શ્યામ મિશ્રિત લાલ રંગનો, પંચમ લોહી જેવા લાલ રંગનો, ધૈવત સફેદ મિશ્રિત પીળા રંગનો અને નિષાદ શ્યામ રંગનો હોય છે શાસ્ત્રકારો ખોટું ના જ બોલે, એમ દઢપણે માની તમે જો સ્વરોના રંગો જોશો તો કદાચ દેખાશે.

એકવાર તો આંખના ડોક્ટર પાસે જઈ મેં પૂછેલુ 'સાહેબ, મને એવુ તે શુ થયુ છે કે સ્વરોના રંગ દેખાતા જ નથી ?' ડોક્ટરે કહેલુ 'કલર-બ્લાઈન્ડનેસ !'

શાસ્ત્રોમાં તો દરેક સ્વરને ગાવાનો યોગ્ય સમય પણ દર્શાવાયો છે, પણ આપણે શહેરની આ ધમાલભરી જિંદગી સાથે એનો મેળ બેસાડી શકીએ તેમ નથી. સૂર્યોદય થતો હોય ત્યારે ષડ્જ શોભી ઊઠે, પણ બાર માળના ફ્લેટમાં ત્રીજે માળેથી આપણે સૂરજને શોધી શકતા નથી. અલબત્ત, તમારા નોકરને ધાબે મોકલી તમે તમારા વતી ષડ્જ ગાવા ફરજ પાડી શકો. (અને એ પગારવધારાની ફરજ પાડશે !) રિષભ ગાવા માટે બપોર યોગ્ય છે, પણ ત્યારે તમે તો ઓફિસમા ઊંઘતા હોવ છો ! મધ્યાહ્ન પછી ગંધાર ગવાય છે, પણ ત્યારે તમને બોસ ઝાપટતા હોય છે ! સંધ્યાટાણે મધ્યમ ગવાવો જોઈએ, પણ ત્યારે તમે ઘેર પહોંચવા માટે ભીડમા ગોથા ખાતા હોવ છો રાત્રિના પ્રથમ પ્રહરમા પંચમ ગાવાનું કહેલુ છે, પણ ત્યારે તમારો પપ્પુ ખોળામા ચડી 'પપ્પા, વાર્તા કહો'ની જીદ કરતો હોય છે ! મધ્યરાત્રિએ તમે નસકોરા ઘરડતા હોવ છો, ત્યારે તેના દ્વારા ધૈવત ગાવો શક્ય બનતો નથી ! ઉત્તર રાત્રિમા નિષાદ ગાવાનો તમે દઢ નિશ્ચય કરો, પણ એલાર્મ ન વાગવાને કારણે.

ટૂંકમા વૈદિકકાળમાં ઋષિઓએ સ્વરો ગાવા માટે પોતાને અનુકૂળ એવુ ટાઈમટેબલ બનાવેલુ, જે આપણા પર ફીટ બેસતુ નથી. માટે તમે ભારે હૈયે આ ભજન યાદ કરો.

રાત્રે નિદ્રા દિવસે કામ !
ક્યારે ભજશો સીતારામ ?

જો કે સીતા કે રામને ભજવાથી તમને સૂર બાબતે ખાસ ફાયદો નહીં થાય. હા, લવ કુશ અને હનુમાનજી સંગીતના પ્રખર જ્ઞાતાઓ હતા, એમ કહેવાય છે ! હનુમાનજીએ ઘણા રાગોનુ સર્જન પણ કરેલુ રાગ રાગિણીઓનુ વર્ગીકરણ આપતો 'હનુમન્તમત' સંગીતક્ષેત્રે આગવુ મહત્ત્વ ધરાવે છે સંગીત વિશારદ એવી મંદોદરીનો પતિ અને પુલત્સ્ય ઋષિનો પુત્ર એવો રાવણ શ્રેષ્ઠ ગાયક અને ઉત્તમ વીણાવાદક હતો ! કદાચ, રામે એની સામે 'સંગીતયુદ્ધ' કર્યું હોત, તો તેઓ સો ટકા હારી ગયા હોત ! જેને આજે આપણે રાવણહથ્થો કહીએ છીએ એના ઉલ્લેખ સંગીતના શાસ્ત્રોમા 'રાવણહસ્તકા-વીણા' તરીકે જોવા મળે છે શિવ આરાધના માટે રાવણે પોતાના દેહમાથી જ 'રાવણહથ્થા'નુ સર્જન કરેલુ. એણે પોતાના મસ્તકમાથી તુંબી, શરીરની નસોમાથી તાર, એક હાથમાથી હાથો અને બીજા હાથમાથી રાવણહથ્થાને વગાડવાનો ગજ બનાવેલા. ( મારા મૃત્યુ પછી, મારી પાસળીમાથી પિપૂડી બનાવજો ! એવી ઈચ્છા મેં રજૂ કરી, ત્યારે મારી પત્નીએ પૂછેલુ કે એને વગાડશે કોણ ?)

ઈશ્વર એક જ હોત તો સાત સૂરોની વહેંચણીમા કદાચ રોમાંચકતા ઊભી ન થાત, પણ સદ્ભાગ્યે આપણી પાસે અનેક દેવી દેવતાઓ છે ! દરેક સૂરના અધિષ્ઠાતા અલગ છે, એથી ફાયદો એ કે એક દેવ નારાજ થાય તો એમના એક સૂરને વર્જ્ય ગણી, તમે બીજા દેવ પાસે 'સૂરસાધના' ચાલુ રાખી શકો, પણ એ માટે તમારી પાસે નીચેનુ લીસ્ટ હોવુ જરૂરી છે જલ્દી નોંધી લો, પ્લીઝ !

| સૂર | અધિષ્ઠાતા |
|---|---|
| ષડ્જ (સા) | બ્રહ્માજી અને અગ્નિદેવ |
| રિષભ (રે) | બ્રહ્માજી અને સૂર્યદેવ |
| ગંધાર (ગ) | સરસ્વતી અને અગ્નિદેવ |
| મધ્યમ (મ) | નારદજી અને પશુપતિ |
| પંચમ (પ) | વિષ્ણુજી |
| ધૈવત (ધ) | વિષ્ણુજી |
| નિષાદ (નિ) | સૂર્યદેવ અને રુદ્ર |

અલબત્ત, સંગીતમાયે સૌથી મોટા તો મહાદેવજી જ કહેવાય. એમણે મૃદંગનું સર્જન કરી 'તાલ' આપ્યો અને પાચ રાગોનુ સર્જન કર્યું. લાસ્યનૃત્યનાં સર્જક પાર્વતીજીએ છઠ્ઠો રાગ પણ બનાવેલો. ટૂંકમા, સાત સૂરો દેવતાઓને આધીન હોઈ સંગીત દૈવીકલા ગણાય છે, જેને વિષે આ મનુષ્ય લખી રહ્યો છે !

'શાસ્ત્રીય સંગીત'ને વિષય બનાવીને મેં હાસ્યરસ પીરસવાનુ વિચાર્યું, ત્યારે કેટલાક ઔરંગઝેબોને આશ્ચર્ય થયેલુ. પછી મેં એમને સમજાવેલુ કે હે શ્રુતિદુષ્ટ - રાગજીવવિઘાતકો, સૂર દ્વારા ઉત્પન્ન થતા રસોમાં પ્રથમ ક્રમે હાસ્યરસ આવે છે ! ષડ્જ, ગંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ વડે હાસ્યરસ જન્મે છે ષડ્જ રિષભ, મધ્યમ, ધૈવત અને નિષાદ દ્વારા શૃંગારરસ પ્રગટ થાય છે એક 'પંચમ' જ એવો સૂર છે જે કરુણ અને બીભત્સ રસ પ્રગટ કરી શકે છે આ શાસ્ત્રોક્ત બાબતો હોઈ કોઈ સૂર દ્વારા કદાચ અનપેક્ષિત રસ પ્રગટ થાય, તો એ બાબતે મારી સાથે ઝઘડવા ન આવવુ, પ્લીઝ !

(ક્રમશઃ)

# આત્માનો અસુર

મહેશ દવે

## આનાતોલ ફ્રાન્સની અમર કૃતિ 'થાઈ'



સૌ પહેલાં કથા, ટૂંકમાં : પેફ્નુશિયસ (પેફ) અને નિસિયાસ (નિસિ) મિત્રો છે. બંને ધનાઢ્ય છે. બંને મોજ-શોખમાં ડૂબેલાં તો છે. પણ પેફ માતાપિતાના નિયંત્રણથી કેટલાંક દૂષણોમાંથી બચ્યો છે. નાટકશાળામાં પેફે એક અદ્ભુત, સૌંદર્યવાન અને જાજરમાન નટીને અભિનય કરતાં જોઈ છે. થાઈ એનું નામ. નટીનું પેફને ભારે આકર્ષણ થયું. નિસિને તો થાઈ સાથે સંબંધ પણ ખરો. પેફ ખૂબ વાંચતો, ચિંતન કરતો. અંતે સંન્યાસ લેવાનો નિર્ણય કરે છે. નિસિ પોતાના મોજીલા જીવનમાં જીવ્યે જાય છે. બીજે પક્ષે રણપ્રદેશમાં પેફ એક અન્ય સાધુ સાથે ત્યાગનું કઠોર જીવન જીવે છે. મઠનો અધિષ્ઠાતા બને છે. પોતાનું પૂર્વજીવન યાદ કરતાં પેફને થાઈ યાદ આવે છે. તેને થાય છે બદચાલ જીવનમાંથી થાઈને ઉગારવી એ તેનો ધર્મ છે. પટ્ટશિષ્યને મઠ ભળાવી પેફ પાછો નગરમાં પહોંચે છે. નિસિને ત્યાં જઈ પોતાનો નિર્ધાર જણાવે છે. નિસિને એક સમયે થાઈ સાથે લગાવ હતો, તેની પાછળ ખર્ચાઓ પણ કર્યા હતા, પણ હવે તે એનાથી મુક્ત થઈ ગયો છે.

પેફ થાઈને મળે છે. થાઈ નાનપણથી દુઃખમાં ઉછરેલી, કિશોરવયમાંથી જ તેને ઘરની બહાર નીકળી જવું પડેલું; રખડતાં રખડતાં તેનું સૌંદર્ય જોઈ મોરા નામની વૃદ્ધા તેને પોતાના પડખામાં લે છે. કડક શિસ્તની સોટીથી વાદન, ગાયન અને નૃત્ય શીખવાડે છે. થાઈ પુષ્કળ ધન કમાવી આપે છે ને કમાય છે, પરંતુ તેનો જીવ સાદગીનું ધર્મમય જીવન ઝંખે છે. તેવામાં પેફ આવી ચડે છે અને થાઈ તેની સાથે ત્યાગી સાધ્વીનું કઠોર જીવન જીવવા ચાલી નીકળે છે. પેફના કહેવાથી તેનો તમામ વૈભવ, કલાકૃતિઓ, રાચરચીલું થાઈ બાળી નાખે છે. પેફ થાઈને નારીઓના મઠમાં લઈ જાય છે. મઠમાં રોજિંદુ કામ કરતી બહેનો 'માર્થા' કહેવાતી અને ધ્યાન-ચિંતનમાં મગ્ન રહેતી બહેનો 'મેરી' તરીકે ઓળખાતી. પેફ થાઈને મઠ-સંચાલિકા અલ્બિનાને સોંપી દે છે. પહેલાં એને એકાંત ખંડમાં પૂરી રાખવાની છે અને પછી તેને 'મેરી' વૃંદમાં ભેળવી દેવાની છે.

પેફ પોતાના રેતપ્રદેશના આશ્રમમાં પાછો પહોંચી જાય છે. પણ હવે તેનું જીવન બદલાઈ ગયું છે. તેને ક્ષણેક્ષણ થાઈ યાદ આવે છે. થાઈની મૂર્તિ આંખો સામે દેખાયા કરે છે. તે ટાળવા પેફ બહુ ધર્મ-ધ્યાન કરે છે, કઠોર તપ કરે છે, પણ પરિસ્થિતિ બદલાતી નથી. હવે તો રાત્રે સપનામાં પણ થાઈ જ થાઈ ! ગંદાં-ગલીચ સ્વપ્નો-દુઃસ્વપ્નોથી અકળાઈ પેફ અંતરિયાળ પ્રદેશમાં ચાલ્યો જાય છે. એક ખંડેર દેવળના સાઠેક ફીટ ઊંચા સ્તંભ પર બેસી વરસતા વરસાદમાં, કડકડતી ઠંડીમાં અને પ્રખર તાપમાં તપ કરે છે. આજુબાજુના લોકોમાં વાત ફેલાઈ જાય છે. ત્યાં લોકો આવવા માંડે છે, પેફને રોજ પ્રસાદ ચઢે છે. રોગ મટાડવા, પુત્ર પ્રાપ્ત કરવા કે બીજી કોઈ સમૃધ્ધિ માગવા ટોળાંનાં ટોળાં આવે છે. આસપાસ દુકાનો, રહેવા-જમવાની સગવડો એમ બધો સંસાર વસી જાય છે. હજી પેફના ચિત્ત અને હૃદયમાંથી થાઈ ગઈ નથી. એક દિવસ તેને સ્વપ્ન આવે છે : 'થાઈ મરણ પથારીએ છે.' ભીડ અને સામાન્યતાથી પેફ અકળાયેલો હતો જ. એક રાતે એ છાનોમાનો નીચે ઊતરી ચાલી નીકળે છે, થાઈને મળવા. એ અલ્બિનાના મઠ પર પહોંચે છે. અંજીરના ઝાડ નીચે થાઈ ઊભી છે. પેફને જોઈ થાઈ ખુશ થાય છે. પેફ કહે છે, 'થાઈ, ત્યાગ વગેરે ખોટું છે. જીવન અને ઉપભોગ જ સત્ય છે. તું મરીશ નહીં.' પેફ થાઈને આલિંગનમાં વળગી પડ્યો. પણ છેલ્લો શ્વાસ લઈ થાઈ તો અનંતની યાત્રાએ ચાલી નીકળી છે.

અલ્બિના પેફને ધુત્કારી કાઢે છે અને બરાડી ઊઠે છે, 'નીચ, અધમ, નીકળ અહીંથી.'

થાઈ વિખ્યાત ફ્રેન્ચ નવલકથાકાર ફ્રાન્સ આનાતોલની બહુ વખણાયેલી અને ચર્ચાયેલી પ્રશિષ્ટ (classical) કૃતિ છે. તાજેતરમાં વિચારવલોણું પરિવારે આ નવલકથાનો સારાનુવાદ પ્રગટ કર્યો છે. મૂળ અંગ્રેજી લઘુનવલ ૧૫૫ પાનાંની છે. સારાનુવાદ માવજી સાવલાએ કર્યો છે. આ મૂળ કૃતિ કવિ

ઘેરા લાલ રંગનો, મધ્યમ શ્યામ મિશ્રિત લાલ રંગનો, પંચમ લોહી જેવા લાલ રંગનો, ધૈવત સફેદ મિશ્રિત પીળા રંગનો અને નિષાદ શ્યામ રંગનો હોય છે. શાસ્ત્રકારો ખોટું ના જ બોલે, એમ દૃઢપણે માની તમે જો સ્વરોના રંગો જોશો તો કદાચ દેખાશે.

એકવાર તો આંખના ડોક્ટર પાસે જઈ મેં પૂછેલું : 'સાહેબ, મને એવું તે શું થયું છે કે સ્વરોના રંગ દેખાતા જ નથી ?' ડોક્ટરે કહેલું : 'કલર-બ્લાઈન્ડનેસ !'

શાસ્ત્રોમાં તો દરેક સ્વરને ગાવાનો યોગ્ય સમય પણ દર્શાવાયો છે, પણ આપણે શહેરની આ ધમાલભરી જિંદગી સાથે એનો મેળ બેસાડી શકીએ તેમ નથી. સૂર્યોદય થતો હોય ત્યારે ષડ્જ શોભી ઊઠે, પણ બાર માળના ફ્લેટમાં ત્રીજે માળેથી આપણે સૂરજને શોધી શકતા નથી. અલબત્ત, તમારા નોકરને ધાબે મોકલી તમે તમારા વતી ષડ્જ ગાવા ફરજ પાડી શકો. (અને એ પગારવધારાની ફરજ પાડશે !) રિષભ ગાવા માટે બપોર યોગ્ય છે, પણ ત્યારે તમે તો ઓફિસમાં ઊંઘતા હોવ છો ! મધ્યાહ્ન પછી ગંધાર ગવાય છે, પણ ત્યારે તમને બોસ ઝાપટતા હોય છે ! સંધ્યાટાણે મધ્યમ ગવાવો જોઈએ, પણ ત્યારે તમે ઘેર પહોંચવા માટે ભીડમાં ગોથાં ખાતા હોવ છો. રાત્રિના પ્રથમ પ્રહરમાં પંચમ ગાવાનું કહેલું છે, પણ ત્યારે તમારો પપ્પુ ખોળામાં ચડી 'પપ્પા, વાર્તા કહો'ની જીદ કરતો હોય છે ! મધ્યરાત્રિએ તમે નસકોરાં ઘરડતા હોવ છો, ત્યારે તેના દ્વારા ધૈવત ગાવો શક્ય બનતો નથી ! ઉત્તર રાત્રિમાં નિષાદ ગાવાનો તમે દૃઢ નિશ્ચય કરો, પણ એલાર્મ ન વાગવાને કારણે.

ટૂંકમાં વૈદિકકાળમાં ઋષિઓએ સ્વરો ગાવા માટે પોતાને અનુકૂળ એવું ટાઈમટેબલ બનાવેલું, જે આપણા પર ફીટ બેસતું નથી. માટે તમે ભારે હૈયે આ ભજન યાદ કરો...

રાત્રે નિદ્રા દિવસે કામ !
ક્યારે ભજશો સીતારામ ?

જો કે સીતા કે રામને ભજવાથી તમને સૂર બાબતે ખાસ ફાયદો નહીં થાય. હા, લવ-કુશ અને હનુમાનજી સંગીતના પ્રખર જ્ઞાતાઓ હતા, એમ કહેવાય છે ! હનુમાનજીએ ઘણા રાગોનું સર્જન પણ કરેલું. રાગ-રાગિણીઓનું વર્ગીકરણ આપતો 'હનુમન્તમત' સંગીતક્ષેત્રે આગવું મહત્ત્વ ધરાવે છે. સંગીત વિશારદ એવી મંદોદરીનો પતિ અને પુલત્સ્ય ઋષિનો પુત્ર એવો રાવણ શ્રેષ્ઠ ગાયક અને ઉત્તમ વીણાવાદક હતો ! કદાચ, રામે એની સામે 'સંગીતયુદ્ધ' કર્યું હોત, તો તેઓ સો ટકા હારી ગયા હોત ! જેને આજે આપણે રાવણહથ્થો કહીએ છીએ એના ઉલ્લેખ સંગીતનાં શાસ્ત્રોમાં 'રાવણહસ્તકા-વીણા' તરીકે જોવા મળે છે. શિવ આરાધના માટે રાવણે પોતાના દેહમાંથી જ 'રાવણહથ્થા'નું સર્જન કરેલું. એણે પોતાના મસ્તકમાંથી તુંબી, શરીરની નસોમાંથી તાર, એક હાથમાંથી હાથો અને બીજા હાથમાંથી રાવણહથ્થાને વગાડવાનો ગજ બનાવેલાં. (મારા મૃત્યુ પછી, મારી પાંસળીમાંથી પિપૂડી બનાવજો !' એવી ઈચ્છા મેં રજૂ કરી, ત્યારે મારી પત્નીએ પૂછેલું કે એને વગાડશે કોણ ?)

ઈશ્વર એક જ હોત તો સાત સૂરોની વહેંચણીમાં કદાચ રોમાંચકતા ઊભી ન થાત, પણ સદ્ભાગ્યે આપણી પાસે અનેક દેવી-દેવતાઓ છે ! દરેક સૂરના અધિષ્ઠાતા અલગ છે, એથી ફાયદો એ કે એક દેવ નારાજ થાય તો એમના એક સૂરને વર્જ્ય ગણી, તમે બીજા દેવ પાસે 'સૂરસાધના' ચાલુ રાખી શકો, પણ એ માટે તમારી પાસે નીચેનું લીસ્ટ હોવું જરૂરી છે. જલ્દી નોંધી લો, પ્લીઝ !

| સૂર | અધિષ્ઠાતા |
|---|---|
| ષડ્જ (સા) | બ્રહ્માજી અને અગ્નિદેવ |
| રિષભ (રે) | બ્રહ્માજી અને સૂર્યદેવ |
| ગંધાર (ગ) | સરસ્વતી અને અગ્નિદેવ |
| મધ્યમ (મ) | નારદજી અને પશુપતિ |
| પંચમ (પ) | વિષ્ણુજી |
| ધૈવત (ધ) | વિષ્ણુજી |
| નિષાદ (નિ) | સૂર્યદેવ અને રુદ્ર |

અલબત્ત, સંગીતમાંયે સૌથી મોટા તો મહાદેવજી જ કહેવાય. એમણે મૃદંગનું સર્જન કરી 'તાલ' આપ્યો અને પાંચ રાગોનું સર્જન કર્યું. લાસ્યનૃત્યનાં સર્જક પાર્વતીજીએ છઠ્ઠો રાગ પણ બનાવેલો. ટૂંકમાં, સાત સૂરો દેવતાઓને આધીન હોઈ સંગીત દૈવીકલા ગણાય છે, જેને વિષે આ મનુષ્ય લખી રહ્યો છે !

'શાસ્ત્રીય સંગીત'ને વિષય બનાવીને મેં હાસ્યરસ પીરસવાનું વિચાર્યું, ત્યારે કેટલાક ઔરંગઝેબોને આશ્ચર્ય થયેલું. પછી મેં એમને સમજાવેલું કે હે શ્રુતિદુષ્ટ - રાગજીવવિઘાતકો, સૂર દ્વારા ઉત્પન્ન થતા રસોમાં પ્રથમ ક્રમે હાસ્યરસ આવે છે ! ષડ્જ, ગંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ વડે હાસ્યરસ જન્મે છે ષડ્જ, રિષભ, મધ્યમ, ધૈવત અને નિષાદ દ્વારા શૃંગારરસ પ્રગટ થાય છે. એક 'પંચમ' જ એવો સૂર છે જે કરુણ અને બીભત્સ રસ પ્રગટ કરી શકે છે. આ શાસ્ત્રોક્ત બાબતો હોઈ, કોઈ સૂર દ્વારા કદાચ અનપેક્ષિત રસ પ્રગટ થાય, તો એ બાબતે મારી સાથે ઝઘડવા ન આવવું, પ્લીઝ !

(ક્રમશઃ)

# આત્માનો અસુર

**મહેશ દવે**

## આનાતોલ ફ્રાન્સની અમર કૃતિ 'થાઈ'




સૌ પહેલાં કથા, ટૂંકમાં : પેફ્નુશિયસ (પેફ) અને નિસિયાસ (નિસિ) મિત્રો છે. બંને ધનાઢ્ય છે. બંને મોજ-શોખમાં ડૂબેલાં તો છે. પણ પેફ માતાપિતાના નિયંત્રણથી કેટલાંક દૂષણોમાંથી બચ્યો છે. નાટકશાળામાં પેફે એક અદ્ભુત, સૌંદર્યવાન અને જાજરમાન નટીને અભિનય કરતાં જોઈ છે. થાઈ એનું નામ. નટીનું પેફને ભારે આકર્ષણ થયું. નિસિને તો થાઈ સાથે સંબંધ પણ ખરો. પેફ ખૂબ વાંચતો, ચિંતન કરતો. અંતે સંન્યાસ લેવાનો નિર્ણય કરે છે. નિસિ પોતાના મોજીલા જીવનમાં જીવ્યે જાય છે. બીજે પક્ષે રણપ્રદેશમાં પેફ એક અન્ય સાધુ સાથે ત્યાગનું કઠોર જીવન જીવે છે. મઠનો અધિષ્ઠાતા બને છે. પોતાનું પૂર્વજીવન યાદ કરતાં પેફને થાઈ યાદ આવે છે. તેને થાય છે બદચાલ જીવનમાંથી થાઈને ઉગારવી એ તેનો ધર્મ છે. પટ્ટશિષ્યને મઠ ભળાવી પેફ પાછો નગરમાં પહોંચે છે. નિસિને ત્યાં જઈ પોતાનો નિર્ધાર જણાવે છે. નિસિને એક સમયે થાઈ સાથે લગાવ હતો, તેની પાછળ ખર્ચાઓ પણ કર્યા હતા, પણ હવે તે એનાથી મુક્ત થઈ ગયો છે.

પેફ થાઈને મળે છે. થાઈ નાનપણથી દુઃખમાં ઉછરેલી, કિશોરવયમાંથી જ તેને ઘરની બહાર નીકળી જવું પડેલું; રખડતાં રખડતાં તેનું સૌંદર્ય જોઈ મોરા નામની વૃદ્ધા તેને પોતાના પડખામાં લે છે. કડક શિસ્તની સોટીથી વાદન, ગાયન અને નૃત્ય શીખવાડે છે. થાઈ પુષ્કળ ધન કમાવી આપે છે ને કમાય છે, પરંતુ તેનો જીવ સાદગીનું ધર્મમય જીવન ઝંખે છે. તેવામાં પેફ આવી ચડે છે અને થાઈ તેની સાથે ત્યાગી સાધ્વીનું કઠોર જીવન જીવવા ચાલી નીકળે છે. પેફના કહેવાથી તેનો તમામ વૈભવ, કલાકૃતિઓ, રાચરચીલું થાઈ બાળી નાખે છે. પેફ થાઈને નારીઓના મઠમાં લઈ જાય છે. મઠમાં રોજિંદુ કામ કરતી બહેનો 'માર્થા' કહેવાતી અને ધ્યાન-ચિંતનમાં મગ્ન રહેતી બહેનો 'મેરી' તરીકે ઓળખાતી. પેફ થાઈને મઠ-સંચાલિકા અલ્બિનાને સોંપી દે છે. પહેલાં એને એકાંત ખંડમાં પૂરી રાખવાની છે અને પછી તેને 'મેરી' વૃંદમાં ભેળવી દેવાની છે.

પેફ પોતાના રેતપ્રદેશના આશ્રમમાં પાછો પહોંચી જાય છે. પણ હવે તેનું જીવન બદલાઈ ગયું છે. તેને ક્ષણેક્ષણ થાઈ યાદ આવે છે. થાઈની મૂર્તિ આંખો સામે દેખાયા કરે છે. તે ટાળવા પેફ બહુ ધર્મ-ધ્યાન કરે છે, કઠોર તપ કરે છે, પણ પરિસ્થિતિ બદલાતી નથી. હવે તો રાત્રે સપનામાં પણ થાઈ જ થાઈ ! ગંદાં-ગલીચ સ્વપ્નો-દુઃસ્વપ્નોથી અકળાઈ પેફ અંતરિયાળ પ્રદેશમાં ચાલ્યો જાય છે. એક ખંડેર દેવળના સાઠેક ફીટ ઊંચા સ્તંભ પર બેસી વરસતા વરસાદમાં, કડકડતી ઠંડીમાં અને પ્રખર તાપમાં તપ કરે છે. આજુબાજુના લોકોમાં વાત ફેલાઈ જાય છે. ત્યાં લોકો આવવા માંડે છે, પેફને રોજ પ્રસાદ ચઢે છે. રોગ મટાડવા, પુત્ર પ્રાપ્ત કરવા કે બીજી કોઈ સમૃધ્ધિ માગવા ટોળાંનાં ટોળાં આવે છે. આસપાસ દુકાનો, રહેવા-જમવાની સગવડો એમ બધો સંસાર વસી જાય છે. હજી પેફના ચિત્ત અને હૃદયમાંથી થાઈ ગઈ નથી. એક દિવસ તેને સ્વપ્ન આવે છે : 'થાઈ મરણ પથારીએ છે.' ભીડ અને સામાન્યતાથી પેફ અકળાયેલો હતો જ. એક રાતે એ છાનોમાનો નીચે ઊતરી ચાલી નીકળે છે, થાઈને મળવા. એ અલ્બિનાના મઠ પર પહોંચે છે. અંજીરના ઝાડ નીચે થાઈ ઊભી છે. પેફને જોઈ થાઈ ખુશ થાય છે. પેફ કહે છે, 'થાઈ, ત્યાગ વગેરે ખોટું છે. જીવન અને ઉપભોગ જ સત્ય છે. તું મરીશ નહીં.' પેફ થાઈને આલિંગનમાં વળગી પડ્યો. પણ છેલ્લો શ્વાસ લઈ થાઈ તો અનંતની યાત્રાએ ચાલી નીકળી છે.

અલ્બિના પેફને ધુત્કારી કાઢે છે અને બરાડી ઊઠે છે, 'નીચ, અધમ, નીકળ અહીંથી.'

થાઈ વિખ્યાત ફ્રેન્ચ નવલકથાકાર ફ્રાન્સ આનાતોલની બહુ વખણાયેલી અને ચર્ચાયેલી પ્રશિષ્ટ (classical) કૃતિ છે. તાજેતરમાં વિચારવલોણું પરિવારે આ નવલકથાનો સારાનુવાદ પ્રગટ કર્યો છે. મૂળ અંગ્રેજી લઘુનવલ ૧૫૫ પાનાંની છે. સારાનુવાદ માવજી સાવલાએ કર્યો છે. આ મૂળ કૃતિ

રમણીક સોમેશ્વરે તેમને લભ્ય કરી આપી એવું તેમણે કહ્યું છે. આ પ્રકાશન આપણી બે વિશિષ્ટ લાક્ષણિકતાઓ છતી કરે છે. આપણે ત્યાં ખૂણે ખૂણે નાનાં નાનાં મંડળો કે કોઈ એકલદોકલ વ્યક્તિ સારા ને ઉચ્ચ સાહિત્યનાં પુસ્તકો સ્વાન્તઃસુખાય પ્રગટ કરે છે. પુસ્તકની કોઈ કિંમત નહીં, વિના મૂલ્યે વાચનપ્રેમીઓમાં વિતરણ. વિચાર વલોણું પરિવાર આ રીતે વર્ષની છ પુસ્તિકા કરતું હોય એવું લાગે છે. પુસ્તિકામાં પ્રાપ્તિ સ્થાન કે કિંમતનો કોઈ નિર્દેશ નથી. જાણીતા ઉદ્યોગપતિ બળવંત પારેખ વર્ષે બે વર્ષે ગમતાનો ગુલાલ પ્રગટ કરી તેમનું પોતાનું વાંચન બીજા વાચકો સાથે વહેંચે (share કરે) છે. આવાં બીજાં મંડળો પણ હશે. બીજી લાક્ષણિકતા એ છે કે માવજીભાઈ સાવલા જેવી વ્યક્તિ એક ખૂણે બેસી ઉત્તમ પ્રકારનું સાહિત્યકામ કર્યા કરે છે. થોડો વખત પ્રાધ્યાપક અને પછી જીવનભર વ્યાપારી એવા માવજીભાઈએ અત્યંત મનનીય એવાં સાતેક પુસ્તકો આપ્યાં છે. આવાં બીજાં પણ ઘણાં છે. સારાનુવાદનું કામ એક ઉત્તમ કામ છે. અંગ્રેજી ન જાણનારા કે ઓછું જાણનારા તથા સમય, વ્યસ્તતા કે બીજા કારણે લાંબુ ન વાંચી શકનારાને સારાનુવાદ પ્રશિષ્ટ સાહિત્યમાં પ્રવેશ કરાવી આપે છે.

કોઈને પ્રશ્ન થશે 'થાઈ'માં લેખક શું કહેવા માગે છે ? લેખક કશું કહેવા નથી માગતા. પ્રશ્ન એ છે કે તમે શું સમજવા માંગો છો ? માણસ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે એ જ ઠીક, કે પછી સંસારી જીવન જ સારું કે પછી કઠોર તપ અને બેફામ મોજમજા એ બે વચ્ચેનો મધ્યમ માર્ગ ઉત્તમ ? આવા પ્રશ્નો તમારા ચિત્તમાં ઊભા કરવાનું લેખકનું કામ છે. જવાબ આપણે મેળવવાનો છે. પ્રશિષ્ટ કૃતિ છેલ્લા પ્રકરણના છેલ્લા વાક્યથી પૂરી નથી થતી. એ આપણા ચિત્તમાં ત્યાંથી જ શરૂ થાય છે... આપણે તેનો ઉત્તર સ્વયં મેળવી એ કથાને પૂરી કરવાની છે.

(પતિત પાવના થાઈ : આનાતોલ ફ્રાંસ, સારાનુવાદ : માવજી કે. સાવલા, પ્રકાશક : વિચારવલોણું પરિવાર વતી, જયેશ સોમપુરા, ૧૦૩, સુયોજન કોમ્પલેક્ષ, સ્વસ્તિક ચાર રસ્તા પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯. ફોન : ૦૭૯-૨૬૫૬૧૫૬૦, મૂલ્ય લખ્યું નથી.) ■

## ધ્યાન - સંકેત

ધ્યાનમાં શું કરવું જોઈએ ? ખરી વાત તો એ છે કે ધ્યાનમાં કશું નથી કરવાનું. સાવ સાદી ભાષામાં કહીએ તો જતાઆવતા શ્વાસને જોતાં શીખવાનું છે. દરિયાકિનારે ક્યારેક શાંત ચિત્તે બેઠા હોઈએ તો કેવું લાગે છે ? એક પછી એક એમ એકની પાછળ એક મોજાંઓ ઊછળતાં, ધસમસતાં આવતાં અને શાંત થતાં દેખાય છે. શ્વાસ પણ શરૂશરૂમાં એકબીજાની પાછળ ઊછળતા જણાશે. આ શ્વાસને જોનારો જે ભીતર બેઠો છે. હવે તેનું ધ્યાન ધરવાનું છે.

જતાઆવતા શ્વાસોને જોતાંજોતાં કોઈ શ્વાસ જાણે હવાની લહેરની જેમ ભીતર ખૂબ ઊંડે સુધી સ્પર્શતો લાગશે. બહારની હવા કેવી અચાનક શ્વાસ બની જાય છે ? એ અદ્‌ભુત વાત લાગશે.

હવે આંખ મીંચીને બેસતાં ઊંડે ઊતરી જાવ છો એવું લાગવાની શરૂઆત થાય છે. હજુ કોઈ અજવાળું દેખાવાનું નથી. કશું વાંચેલું કામમાં આવવાનું નથી. ભલે આંખ મીંચી ઊંડે ઊતરતાં ઊતરતાં અંધારાં પણ ઊંડાં લાગે, પરંતુ ઊંડે ને ઊંડે ઊતરતાં જવાનું છે. એ જ એકમાત્ર લક્ષ્ય હોવું જોઈએ. આ જ રૂપાંતરનું એક મહત્ત્વનું સોપાન છે.

કેવળ બેસી જોયા કરવું...

દરિયાનાં મોજાંની માફક, શ્વાસ શરૂમાં લાગે,
સતત ઊછળતાં, એકબીજાની પાછળ કાયમ ભાગે,
જોનારો ભીતર જે બેઠો, ધ્યાન હંમેશાં એનું ધરવું...
કેવળ બેસી જોયા કરવું...

ધીરે ધીરે કોઈ લ્હેરખી, થાય હવાની શ્વાસ,
અને અચાનક ત્યાંથી થાતો, ભીતર શરૂ પ્રવાસ,
ઊંડાં અંધારાં છો લાગે, ઊંડે ને ઊંડે ઊતરવું...
કેવળ બેસી જોયા કરવું..

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

તાજેતરમાં જેનું વિમોચન થયું તે આધ્યાત્મિક કાવ્યોના સંપુટ 'કાવ્યસત્સંગ'માંથી

ધ્યાન - સંકેત : દીવાલની બંને બાજુમાંથી

# બંટુડો

●

ગુલાબદાસ બ્રોકર

આ બંટુડો બેટો, તોફાનીનો સરદાર, આજ સવારથી મારો જીવ લઈ ગયો છે. બહુ લાડ કર્યાં માળાને, બેટા, બેટા, ભાઈ, ભાઈ, કરીકરીને, પણ આજ તો હવે એને પણ બતાવી દઉં કે મમ્મી એમ સાવ ઢીલીપોચી નથી કે એ નચાવ્યા કરે એમ નાચ્યા કરે.

એક તો માંડ માંડ દૂધ પિવડાવવા માટે ગમે તેમ કરીને ખેંચી લાવી તેની રમતમાંથી ને દમ મારીને બેસાડ્યો બાજુમાં ને જેવી જરીક દૂધ લાવવા રસોડામાં ગઈ કે ભાઈ ગાયબ ! બૂમો પાડી, દોડી પણ કેમે આવે જ નહિ ને ! 'મમ્મી આવું છું હોં ! આવું હોં,' કરતો જાય ને એની રમતમાં જ મશગૂલ રહે. મમ્મી સામે જુએ તો એની આંખો દેખી ગભરાય ને ! પણ ગભરાવાનું શીખ્યો હોય તો ને !

બાવડેથી પકડીને ખેંચી લાવી અંદર. એના સાથીદારો તો બધા રફુચક્કર. પણ આ ભાઈ ? એ તરત એમ હાર સ્વીકારે ? એ તો મંડ્યો પગ પછાડવા ને ધમાધમ કરવા : 'મારે દૂધ નથી પીવું જા ! કોઈ દી નહિ પીઉં હવે. એવી ખરાબ છે ! મારો દાવ...' રડતો જાય ને બોલતો જાય.

પણ હું પણ વીફરી હતી આજ તો. એનું કશુંય ગણકાર્યું નહિ, ને ખેંચી ગઈ રસોડાની બહારના ઓરડા સુધી પણ જેવો દૂધનો પ્યાલો લીધો કે ભાઈ તોફાને ચડ્યા. 'ઊંહ ઊંહ' કરતો જાય, ને નાચતો જાય, 'નથી પીવું જા, નથી પીવું જા' કરતો કરતો.

ને હું તે દૂધને સંભાળું કે એને ? બેય ગયાં. હાથમાંથી દૂધ ઢોળાઈ ગયું, ને પ્યાલો નીચે પછડાતાં ધબ્બ કરીને ફૂટી ગયો. ને બંટુડો ? હાથમાંથી છૂટ્યો ને દોડવા લાગ્યો. પણ પાંચ વરસનો છોકરો. એમ દોડી દોડીને કેટલેક જાય ? હું પણ એની પાછળ દોડી, ને પકડી પાડ્યો. ખેંચતી ખેંચતી એને પાછી લાવી, ને માંડ બેસાડ્યો ત્યાં બોલ્યો : 'બીજું દૂધ પણ ઢોળી નાખીશ.'

'જોઉં છું હું હવે તું કેમ ઢોળે છે એ' મેં કહ્યું. ત્યાં તો એણે મારા ખોળામાં મેં દાબી રાખ્યો હતો ત્યાંથી જ લાત ઉછાળી 'આમ' કહેતાં. પ્યાલો તો ત્યાં નહોતો કે એને વાગે પણ એની લાતથી મારા સાડલાની પાટલી છૂટી ગઈ અને મારા ઉપરથી મારો કાબૂ પણ છૂટી ગયો.

ધડ દઈને એક લાફો ચોડી દીધો એના નાનકડા ગાલ પર, તેવો જ એ તો કાબૂ બહાર જવા નાચકૂદ કરવા લાગ્યો કે મારાથી ન રહેવાયું. મેં એને જોર કરીને મારી સામે ઊભો કરી દીધો ને ફટાફટ એને મારવા માંડી. 'મમ્મીને પણ મારતાં શીખ્યો, કાં ? આજે તારી બધી ખો ભૂલાવી દઉં નહિ, તો હું તારી મમ્મી નહીં' કહી ફટાફટ તમાચા ને ધુમ્મા હું લગાવવા માંડી.

પહેલાં તો એ સામો થવા લાગ્યો; પણ પછી એનું જોર કેટલું ચાલે ? રડ્યો. પણ પછી તો એ રડી પણ શકે નહિ, ને હું એને મારતી અટકી પણ શકું નહિ.

બેસી પડ્યો બાપડો જમીન પર, મારા સામે ભયભરેલી આંખે જોતો; પણ હું એને કહેતી જાઉં 'આજ હું તને જરી પણ છોડવાની નથી. જોઉં છું તું કેમ મારું માનતો નથી એ' ને ફરી બે સપાટા.

ઊંહુ ઊંહુ થાય, પણ રડી ન શકે એ, ને હું એને મારતી અટકી શકું નહિ.

અમારી એ ધમાચકડી બાજુના ઓરડામાં પણ સંભળાઈ હશે એટલે એ દોડી આવ્યા 'શું છે, શું છે આ બધી રડારોળ ને ધમાલ ?' કરતા કરતા.

એમનો અવાજ સાંભળી મારા હાથ અટક્યા. ને મારું ધ્યાન એમની તરફ ખેંચાયું. બંટુડો તો નીચે લાંબો થઈને પડ્યો હતો ને ડૂસકાં સિવાય બીજું કશું કાઢતો નહોતો. એના તરફ આંગળી ચીંધી મેં કહ્યું :

'જુઓ આ તમારા કુંવરનાં પરાક્રમ. હવે મને પણ લાતો મારતો થયો છે, ને દૂધના પ્યાલા પણ ફોડી નાખે છે.'

એમણે પડેલા ગ્લાસ તરફ જોયું. ને મારી સાડીની અસ્તવ્યસ્ત હાલત તરફ પણ જોયું. ને એ લાલચોળ થઈ ગયા. લેટી ગયેલા બંટુને એક ઝાટકો મારીને એમણે ઊભો કરી દીધો ને પોતાની તરફ ખેંચતાં બોલ્યા :

'મમ્મીને મરાય ?'

અર્ધા ડૂસકાભર્યા કંઠે એણે એનું આંસુભર્યું મોઢું હલાવ્યું ને ગરદનથી જ ના પોકારી.

ત્યાં તો એને ઢંઢોળી નાખતાં એ બોલ્યા : 'હરામખોર, ક્યાંથી શીખ્યો આવું બધું ? દઈ દઉં બે થપ્પડ ?' મેં જોયું કે બંટુ ધ્રૂજતો હતો અને એમના હાથમાંથી છૂટવા તરફડતો હતો. પણ એ પણ હવે રંગમાં આવી ગયા હતા. માર્યો નહિ એમણે એને, પણ એવો દમ ભિડાવ્યો કે બંટુ બાપડો તદ્દન શિયાવિયા થઈ ગયો.

હવે મને એની દયા આવી ગઈ ફૂલ હતું બિચારું એને મેં આટલું બધુ કચડી નાખ્યું ? અને હવે એ એના ઉપર પગ દબાવી રાખે છે !

દયા બતાવતી હોઉ તેમ મેં કહ્યુ 'હવે છોડો એને.' ને એને કહ્યુ કરીશ હવે કોઈ દી તોફાન ? ને મમ્મીને સામે થઈશ કોઈ દી એ ?'

તેનું ગળુ અને મોઢુ બન્ને રુદનથી એટલા ભરેલા હતાં કે એ મોંએથી હા કે ના કશુય બોલી શકે તેમ ન હતો. તેણે દયા આવે એવી રીતે ગરદન હલાવીને ના પાડી, ને મોઢું પાછું રડી ન શકાતુ હોય છતાં રડવુ હોય એવુ કરી દીધું

દયા આવતી હતી મને, પણ એમ દયા બતાવી મારે એને બગાડવો નહોતો એટલે મેં ફરી ડરામણા સ્વરે પૂછ્યુ

'હવે ચુપચાપ દૂધ પી લેવુ છે ?

એ મારું કહેવુ કંઈ સમજ્યો કે નહિ તે ખબર ન પડી પણ પાછું એનું મોં એવી જ દયામણી રીતે 'ના'મા ફેરવાતું રહ્યુ

'બી ગયો છે બાપડો' મને થયુ ને આવા દુખમાંયે મને હસવુ આવી ગયુ. કહ્યુ

તો જા છાનોમાનો, ને મોઢું બોઢુ ધોઈ આવ.' ને ઉમેર્યું 'ને જો હવે પછી તોફાન કર્યું છે ને મારી સામે. '

'તો તારું ચામડુ ફાડી નાખીશ, હરામખોર.' એ બરાડ્યા ને એને ધક્કો મારતાં બોલ્યા જા !

માડ માંડ બચીને એ બાથરૂમમા ઘૂસી ગયો, હાંફતો હાંફતો, ને માડ શ્વાસ ખાતો ને ડૂસકું શમાવતો

એ અદર ગયો કે અમે એકબીજાની સામે જોયું બાથરૂમનું બારણુ ફટાક દઈને બધ થઈ ગયું હતુ ને અંદરથી એકધારા ડૂસકાભર્યા રુદનનો અવાજ આવતો હતો.

હુ ઊભી થવા જતી હતી એ બારણુ ખોલવા, ત્યા એમણે મને રોકી. 'એને હમણાં બોલાવ મા રોઈ લેવા દે પૂરુ'

'બહુ વધારે થઈ ગયુ, નહિ ? મેં તરડાતે અવાજે પૂછ્યુ

'મારાથી ધક્કો જોરથી મરાઈ ગયો એમણે કહ્યુ પણ મારી સામે જોયુ નહિ

હુય એમની સામે જોઈ શકી નહિ. નીચે બેસી મારા નખથી જમીન ખોતરવા લાગી. અદરથી હવે જોરજોરથી રડવાનો અવાજ આવતો હતો.

પણ અમે બને એકબીજાને ચૂપ રહેવાની નિશાની કરી મૂગા બેસી રહ્યા મારો જીવ તો એવો વલોવાતો હતો, પણ હવે એમને કે કોઈનેય ન ગમે એવુ કશુ કરવાની મારી હિંમત નહોતી રહી. અદરના રોવાના અવાજની સાથે મારી આખમાંથી અવાજ કર્યા વિના આસુ સરી રહ્યાં હતા. અને જરા જોઉ છું તો એમના નીચા નમી ગયેલા ચહેરા ઉપર માત્ર ગમગીની ભરી હતી.

આવડો ગુસ્સો, ને એ પણ આવડા નાના છોકરા ઉપર' એ ગણગણતા હતા, ને હુ મને પોતાને મારી નહોતી શકતી એટલે બિચારા બંટુના શરીર ઉપર પડેલા મારનો વ્યાધિ મારા શરીરમાં ભોગવી રહી હતી.

પણ ત્યાં. નસીબદાર 'અંદર રોવાનો અવાજ બંધ થયો. અમે બેઉએ એકબીજા સામે જોયુ, ને 'હાશ' એવી કંઈક લાગણી અનુભવી.

ત્યા તો અદરથી નળ ખૂલવાનો અવાજ આવ્યો, ને ચાલુ રહ્યો કેટલીયે વાર સુધી ! કેટલું બધું પાણી ઢોળી નાખે છે આ છોકરો, એવુ થયુ તો ખરુ પણ કશુ બોલવાની હિંમત ચાલી નહિ માત્ર મારી નજર એ બાથરૂમના બંધ બારણા તરફ ચોંટેલી રહી.

કેટલીયે વાર થઈ ગઈ કોણ જાણે એ નળ બંધ થતાં તો. ને તોય બંટુ નીકળતો નહોતો બહાર. હું ઊભી થઈ બારણુ ઠોકવા જતી તી, કેટલીય વાર પછી, ત્યા ઓચિંતુ જ બારણુ ઊઘડ્યુ ને બંટુભાઈ બહાર આવ્યા.

રોતા રોતા નહિ, હસતા હસતા. મોં બરોબર સાફ કર્યું હતું ને વાળ બરોબર ઓળ્યા હતા. ને કપડાં ઉપર પણ ઈસ્ત્રી કરતો હોય તેમ હાથ ફેરવ્યો હશે એટલે એ પણ બહુ ચોળાયેલા નહોતા લાગતા.

એવો રૂપાળો લાગતો હતો બંટુડો 'મને તો જઈને એને ભેટી પડવાની ઈચ્છા થઈ પણ હવે એ શુ કરે છે એ જોવાનું એટલુ મન થયુ કે એ ઈચ્છાને મેં માંડ માડ રોકી.

એ તો જાણે કશું જ ન બન્યું હોય તેમ, દોડતો હોય તેમ મારી પાસે આવી ગયો ને મને વળગી પડ્યો મેં હેતથી તેને ગાલે હાથ ફેરવી તેને જુદો કર્યો, કે એણે પોતાને ગાલે હાથ ફેરવ્યો, ને માથે વાળ સરખા કરતો હોય તે રીતે ત્યા પણ હાથ ફેરવ્યો. પછી મારી સામે ઊભો રહ્યો. ટટ્ટાર, આખમાં આનદ ભરીને, ને મને કહ્યુ

જોયો મમ્મી, મને ? સરસ થઈ ગયો છું નહિ ?

હુ તો એને વળગી જ પડી.ને એને એમ બાથમા લઈને ધબ્બ કરતી જમીન ઉપર બેસી ગઈ ત્યા તો એ એના પપ્પા સામે જોઈને બોલ્યો જોયો પપ્પા, મને ? કેવો લાગું છું હવે ?

અપ-ટુ-ડેટ પપ્પા હસવાનો પ્રયત્ન કરતા માંડ માંડ બોલ્યા, પણ મારાથી તો રોવાઈ જ ગયુ

બંટુ તરત મારા ચહેરા તરફ ફર્યો ને એક પળ આશ્ચર્યથી જોઈ રહ્યો. પછી એની નાનકડી, સુંવાળી સુંવાળી આંગળી મારી પાંપણો ને ગાલ ઉપર ફેરવતાં આશ્ચર્યભર્યા અવાજે કહે

'મમ્મી, તું રડે છે ?

'હા, બેટા. હુ માડ માંડ બોલી. 'તને કેટલો બધો મારી લીધો મેં ?

તે હસી પડ્યો કહે એમા રોવે છે તું ? એમાં શું ?

'કેમ ભાઈ, એમાં શું એટલે ? એને ફરી મારી બાથમા જકડતા મેં પૂછ્યુ.

'તો મમ્મી તો મારે જ ના ? એમાં મમ્મી રડે કંઈ ?

અમે બન્ને હસી પડ્યા. એના પપ્પાએ હસતાં હસતા પૂછ્યુ 'મમ્મી તો મારે, બટુ, પણ પપ્પા શુ કરે ?

ધમકાવે.' ને પછી ચાળા પાડતાં 'હવે આવું કર્યું છે તો

ચામડું ફાડી નાખીશ, હરામખોર.' ને એવું એવું કહે.

એ એટલું બોલી રહ્યો ત્યાં અમારા બન્ને વચ્ચે એને પોતાની પાસે ખેંચી લેવાની ખેંચતાણ થઈ પડી. ને ત્યાં, અર્ધો એમના હાથમાં અને અર્ધો મારા ખોળામાં ઝૂલતો ઝૂલતો બંટુડો બોલ્યો :

'મમ્મી દૂધ પાને. એવી ભૂખ લાગી છે !'

સાતે સ્વર્ગના દરવાજા અમારી સામે ખૂલી ગયા. ■

('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક : ૧, ઑગસ્ટ ૧૯૯૦માંથી)

વાઈલ્ડ લાઈફ વૉચ - ૧૧

## કસ્તુરીમૃગ : The Musk Deer

હેમેન્દ્ર એ. શાહ

### ભારતમાં જોવા મળતી જાત - Moschiferus Linnaeus



ગુજરાતમાં આપણે જેને કસ્તુરીમૃગ કહીએ છીએ તેને હિંદીમાં કસ્તુરો - કાશ્મીરીમાં રાઓસ કહેવાય છે. કાશ્મીર સિવાય તે નેપાલ અને સિક્કીમમાં જોવા મળે છે. કાશ્મીરના શ્રીનગરથી ૫૦ કિ.મી. દૂર આવેલા દાચિગામના જંગલમાં તે જોવા મળે છે.

આપણા સંતો અને ધાર્મિક - આધ્યાત્મિક પુરુષો કહે છે કે ઈશ્વર માણસના પોતાનામાં જ રહેલો છે. તેને બહાર શોધવાની જરૂર નથી. આરાધના કરી, ધ્યાન ધરવાથી, તપશ્ચર્યા કરવાથી, કુંડલિની શક્તિ જગાડવાથી ઈશ્વરની અનુભૂતિ થઈ શકે છે. આ પ્રમાણે તેનો સાક્ષાત્કાર થઈ શકે છે. આધ્યાત્મિક પુરુષો આ મુદ્દો પુરવાર કરવા માટે કસ્તુરીમૃગનો દાખલો આપે છે. અલભ્ય કસ્તુરી, કસ્તુરીમૃગમાં પોતાનામાં હોવા છતાં તે વનમાં, જંગલોમાં તેને શોધવા ધમપછાડા કરે છે અને દિશાવિહીન થઈ જંગલોમાં ભટક્યા કરે છે, કારણ કે આ અજ્ઞાન પ્રાણીને ખબર નથી કે કસ્તુરી તેની નાભિમાં જ અસ્તિત્વ ધરાવે છે.

ઈશ્વરે બક્ષેલી આ વિશેષ દેણ તેના મૃત્યુનું કારણ બની ગયું છે. કાળા માથાનો માનવી પોતાનાં અજ્ઞાન અને અંધશ્રધ્ધાથી માને છે કે કસ્તુરી ખાવાથી તે કદી માંદો પડશે નહીં અને અત્યંત લાંબુ જીવન જીવી શકશે, અમરત્વ પ્રાપ્ત કરી શકશે. સ્વાર્થી, બુદ્ધિહીન માનવી આવી અંધશ્રધ્ધાને લીધે મોટું પાપ કરી કસ્તુરીમૃગની હત્યા કરે છે અથવા પૈસા આપી કરાવે છે. આ કારણસર કસ્તુરીમૃગની સંખ્યા અત્યંત ઓછી થઈ ગઈ છે.

કસ્તુરીમૃગ કદમાં નાનું છે. ફક્ત ૫૨ સે.મી. જેટલું (આશરે ૨૦" જેટલું). નાનું હોય છે ત્યારે તેના શરીર ઉપર રૂંવાટી જેવા મખમલી વાળ હોય છે. તેની ઉંમર વધે છે પછી આ વાળ સુંવાળા રહેતા નથી અને કડક-સખ્ત બની જાય છે. કસ્તુરીમૃગ નથી ડીયર કેટેગરીનું કે નથી એન્ટીલીપ કેટેગરીનું. તે આ બે વચ્ચેનું ગણાય છે. કસ્તુરીમૃગમાં, કસ્તુર ફક્ત નર જાતિમાં - પુરુષ વર્ગમાં જ થાય છે. નારીમાં - સ્ત્રીવર્ગમાં થતી નથી. બીજી ખાસિયત એ છે કે કસ્તુરીમૃગને શિંગડાં થતાં નથી. તેની પૂંછડી મળદ્વાર પાસે આવેલા વાળ નીચે દબાયેલી રહે છે તેથી તે જલ્દીથી દેખાતી નથી. કસ્તુરીનો રસસ્ત્રાવ તાજો હોય છે ત્યારે પેશાબ જેવી દુર્ગંધ મારે છે. પરંતુ તે સૂકાય છે ત્યારે તેની મધુર-સુગંધી, અત્તર જેવી સુવાસ, ચારે તરફ ફેલાઈ જાય છે. કસ્તુરી, નર મૃગની પેટના નીચેના ભાગમાં (એબ્ડોમેન પાસે) થાય છે.

કસ્તુરી એક વ્યાપારની વસ્તુ બની ગઈ હોવાથી આ વિશેષ મૃગનું નિકંદન નીકળી ગયું છે.

તે ઊંચાઈવાળા, સુંવાળા થડવાળા અને પાતળી ડાળીવાળા વૃક્ષોના જંગલમાં રહેવાનું પસંદ કરે છે. ઘાસ, પાંદડાં, સુકા જેવા છોડ, ફૂલ વગેરે તેનો ખોરાક છે. ખોરાક લેવા પહાડી પરથી બે વાર નીચે ઉતરે છે. સવારે અને સાંજે. જંગલમાં એવી રીતે પડી રહે છે કે તે જલ્દીથી શોધી શકાતું નથી. તે એકલું અથવા બેની જોડીમાં રહેવું પસંદ કરે છે. ઘણાં પ્રાણીઓની જેમ ટોળામાં રહેવું પસંદ કરતું નથી. તેનો સંવનનનો મહિનો જાન્યુઆરીમાં છે. બચ્ચાંનો જન્મ છ મહિને થાય છે. તેના વિશેષ પ્રકારના પગને લીધે બરફ પ્રદેશમાં અને ઢાળવાળા લપસણા પર્વતીય પ્રદેશમાં પણ તે ઝડપથી દોડી શકે છે.

બનાવવાનું છે એક સો વર્ષ જૂની આ સંસ્થાએ ગુજરાત વિદ્યાપીઠના ૮૨ વર્ષના બાળકને દત્તક લીધો છે.. દલિત, મુસ્લિમ અને આદિવાસી સાહિત્યની સંકુચિતતાને તોડીને ગુજરાતી સાહિત્યનો એક માંડવો રચવો જોઈએ. આપણે આપણા કુંડાળા-વાડાઓમાંથી બહાર આવવું પડશે. આપણે ભારતીય સાહિત્ય રચવું પડશે. અને એ માટે દેશની વિવિધ ભાષાઓ સાથે નાતો જોડવો પડશે વિશ્વગુર્જરી ત્યારે જ થઈ શકશે જ્યારે સાહિત્યકારોને છેવાડાના માણસ અંગે નિસબત હશે

**ગુણવંત શાહનું પ્રવચન**

જાણીતા ચિંતક ડૉ ગુણવંત શાહે શુભેચ્છા પ્રવચન આપતાં કહ્યુ હતું કે માતૃભાષા એ માના ધાવણ પછી સૌથી મહત્ત્વની છે ભાષા સાથે સંસ્કારિતા ખતમ થતી હોય છે તેમણે અઘરી ભાષામાં લખતા લેખકોની ટીકા કરી હતી

રઘુવીર ચૌધરી અને ધીરુબહેન પટેલના પ્રાસંગિક પ્રવચન પછી નિરંજન ભગતે 'લાવો તમારો હાથ' એ કાવ્ય રજૂ કર્યું હતું

**મોરારિબાપુનું પ્રવચન**

પૂ. મોરારિબાપુએ જણાવ્યું હતું કે મારી ભાષાના ગૌરવનું દર્શન કરવા હું અહીં આવ્યો છું તમે ગમે ત્યાં હો પણ મા, માતૃભૂમિ, માતૃસંસ્થા અને માતૃભાષાને ભૂલશો નહીં. ગુજરાતી ભાષા છેવાડાના માણસ સુધી નહીં પહોંચે તો ભુલાઈ જશે.

પરિષદનાં ઉપપ્રમુખ વર્ષા અડાલજાએ આભાર માન્યો હતો. ઉદ્ઘાટન બેઠકનું સંચાલન પ્રકાશ લાલા અને પરિષદના કોષાધ્યક્ષ રાજેન્દ્ર પટેલે કર્યું હતું

**પ્રથમ બેઠક**

બપોરે મળેલી પ્રથમ બેઠકનો વિષય હતો 'નવલકથા'

આ બેઠકના અધ્યક્ષસ્થાનેથી બોલતાં દિનકર જોશીએ જણાવ્યું હતું કે રામાયણ અને મહાભારત પછી આપણા કથા સાહિત્ય ઉપર સૌથી વધુ પ્રભાવ પાડનાર ગ્રંથ એ ગુણાઢ્ય રચિત 'બૃહદ કથા મંજરી' છે આ બેઠકમાં મોહનલાલ પટેલે ઐતિહાસિક નવલકથા ઉપર પ્રવચન આપ્યું હતું બિંદુ ભટ્ટે પોતાની નવલકથાઓ 'મીરાં યાજ્ઞિકની ડાયરી' અને 'અખેપાતર'ની વાત કરી હતી સંચાલન રમેશ ર દવેનું હતું

આસ્વાદની રાત્રી બેઠક સુંદરમ્ અંગેની હતી. પરેશ નાયકે દિગ્દર્શિત કરેલ સુંદરમ્ની વાર્તાઓનું નાટ્યાત્મક પઠન તથા ગીતો વગેરે રજૂ થયાં હતાં. સંકલન ઉષા ઉપાધ્યાયનું હતું

**બીજી બેઠક**

તા. ૨૨મીના રોજ સવારે મળેલી બેઠકનો વિષય હતો 'વિવેચન' પ્રમુખ હતા રમણ સોની. રમણભાઈ સોનીએ જણાવ્યું હતું કે છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણી જો કોઈ નોંધપાત્ર ઘટના હોય તો એ વધી રહેલાં પુસ્તક પ્રકાશનની ઘટના છે સર્જનાત્મક સાહિત્યનાં જ નહીં, વિવેચન-સંશોધનના પણ ઘણાં પુસ્તકો પ્રગટ થાય છે.. હવે કેટલાંક વર્ષોથી, સાહિત્ય સંસ્થાઓની પ્રકાશનયાદીઓ પણ વિસ્તૃત થતી ગઈ છે વળી ગુજરાત સાહિત્ય અકાદમી જેવી સંસ્થાઓ આર્થિક અનુદાન દ્વારા વ્યક્તિગત પ્રકાશકોને પ્રેરતી રહી છે એ કારણે પણ ગ્રંથ-પ્રકાશન વધ્યું છે વ્યવસાયી પ્રકાશકો, સંસ્થા પ્રકાશકો અને વ્યક્તિગત લેખક પ્રકાશકો એવા ત્રણે સ્રોતોમાથી વિપુલ ગ્રંથરાશિ આપણી સામે આવી રહ્યો છે વક્તા હતા રમેશ ઓઝા (તેમની અનુપસ્થિતિમાં 'વિવેચનની દિશા ભૂલ - જુદા સંદર્ભમાં' વિષયક તેમનું પેપર ઉષા ઉપાધ્યાયે વાંચ્યું હતું અને બાબુ સુથારનું પેપર પ્રફુલ્લ રાવલે વાંચ્યું હતું. વિષય હતો 'નવા કાવ્યશાસ્ત્રની શોધમાં' કે બી. શાહે 'મધ્યકાલીન સાહિત્યની પ્રતીક્ષા, પડકાર અને સંપ્રાપ્તિ' ઉપર કહ્યું હતું ભૂમિકા પ્રકાશ લાલાએ બાંધી હતી. સંચાલન અનિલા દલાલે કર્યું હતું

**ત્રીજી બેઠક**

સુંદરમ્ શતાબ્દી વંદના નામક ત્રીજી બેઠકના પ્રમુખ હતા હરિકૃષ્ણ પાઠક તેમણે જણાવ્યું હતું કે કવિને પ્રારંભથી જ તેમના ઉછેર અને શિક્ષણ દરમિયાન સ્વતંત્ર ભાવના, માનવપ્રેમ અને કલા સાહિત્યના સંસ્કાર મળતા રહ્યા. અભ્યાસકાળે જ ચિત્ર-સંગીતમાં રસ લેતા ગ્રામજીવનનાં ભજન કીર્તન અને ધાર્મિક ઉત્સવોમાં પણ તેમની રુચિ રહેતી. વળી મિયાં માતરના (તેમના વતનના) સંતપુરુષ ગુલાબગુરુનો અનુગ્રહ તેમના પર ઊતરેલો અને એમના પ્રતાપે પોતાને શ્રી અરવિંદ અને શ્રી માતાજીનો યોગ થયો તેવું તેઓ માનતા.

ભારતીબેન દવેના સંચાલનમાં યોજાયેલી આ બેઠકમાં પ્રકાશ લાલાએ ભૂમિકા બાંધી હતી. હર્ષદ ત્રિવેદીએ 'સુંદરમ્ના ગીતો' પર, વિનોદ જોશીએ 'સુંદરમ્ની કવિતા' પર, યોગેશ જોષીએ 'સુંદરમ્ની વાર્તાઓ' પર, રવીન્દ્ર પારેખે 'સુંદરમ્ના વિવેચન' પર પ્રકાશ પાડ્યો હતો.

**અંતિમ બેઠક**

અંતિમ બેઠકમાં યજમાન સંસ્થા કલ્ચરલ ફોરમ વતી કૃષ્ણકાન્ત જહાએ તથા પરિષદ વતી રાજેન્દ્ર પટેલે આભાર-દર્શન કર્યું હતું નારાયણભાઈ દેસાઈએ પણ પોતાની લાગણી વ્યક્ત કરી હતી. સમાપન બેઠકના પ્રારંભમાં દિવંગત થયેલા સાહિત્યકારોને શ્રધ્ધાંજલિ અર્પણ કરાઈ હતી તથા ગુજરાત રાજ્ય સાહિત્ય અકાદમીના કાર્ય માટે તેમજ રાષ્ટ્રીય એકતા સાધવા માટેનું પ્રથમ પગલું એવા 'અનુવાદ' દ્વારા સમગ્ર ભારતીય સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવા માટે ગુજરાતી સાહિત્ય અગ્રેસર બને તેવો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

આ બેઠકમાં ઠરાવોનું વાચન રતિલાલ બોરીસાગરે કર્યું હતું.

અંતમાં અધિક માહિતી નિયામક અને કવિ ડૉ. દલપતભાઈ પઢિયારે બે ભજનો રજૂ કર્યાં હતાં.

સંમેલન સર્વ રીતે સફળ રહ્યું હતું. યજમાન સંસ્થાનું સ્વાગત ઉષ્માભર્યું હતું.

■

ભાવના તેવી સિધ્ધિ

(ગુ. સા. પરિષદના નવા પ્રમુખની ભાવના)

'ગિરા ગુર્જરી, આ બને વિશ્વભાષા'
નવા પ્રમુખે કરી, વ્યક્ત આશા
ચુમાલીસમા જે અધિવેશને ત્યાં
રજૂ તો કરી ભવ્ય આ ભાવના જ્યાં...

ધરી ધન્ય આ ધ્યેયને ભીતરે જો
કરે ભવ્ય ઉદ્દેશથી સર્જનો તો
થશે દાયકામાં જ એ સિધ્ધ નિશ્ચે
ભલી ભાવના ભવ્ય આ નિત્ય વિશ્વે

અહો અગ્નિકુંડે ઉગાડી ગુલાબે
'મહાનામ શ્રી' આમ આહ્વાન આપે
હવે ગુર્જરી સૌ કવિ-લેખકો આ
સદા ભીતરે ખેવના રાખશે આ

નિસ્બત અંતિમ જન વિષે, ધરે સર્જકો સર્વ
ગિરા ગુર્જરી કાજ તો, વિશ્વ આ ધરશે ગર્વ

○

જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'

(પરિષદ પ્રમુખ શ્રી નારાયણ દેસાઈના ઉદ્‌બોધનથી પ્રેરિત...)

## સાહિત્યવૃત્ત

મુકુન્દ પી. શાહ

**કવિશ્રી રાજેન્દ્ર શુકલને સાહિત્ય અકાદમી ઍવૉર્ડ**

કવિશ્રી રાજેન્દ્ર શુકલને સાહિત્ય અકાદમી, દિલ્હી દ્વારા તેમના કાવ્યસંપુટ 'ગઝલ સંહિતા' માટે ૨૦૦૭ના વર્ષનો સાહિત્ય અકાદમી ઍવૉર્ડ આપવાની જાહેરાત થઈ છે. તારીખ ૨ ફેબ્રુઆરી ૨૦૦૮ના રોજ દિલ્હીમાં યોજાનાર સમારંભમાં કવિશ્રીને ઍવૉર્ડ-પ્રતીક રૂ. ૫૦ હજાર તથા તામ્રપત્ર રાષ્ટ્રપતિના વરદ્ હસ્તે એનાયત થશે.

**સિતાંશુ યશશ્ચંદ્રને ચંદ્રવદન મહેતા ઍવૉર્ડ**

તા. ૮મી ડિસેમ્બરે ગુજરાત વિશ્વકોષ ભવન ખાતે સિતાંશુ યશશ્ચંદ્રને ઈ.સ. ૨૦૦૫-૨૦૦૬ના વર્ષ માટેનો 'ચંદ્રવદન મહેતા ઍવૉર્ડ' સમારંભના પ્રમુખ ધીરુભાઈ ઠાકરે અર્પણ કર્યો હતો. આ પ્રસંગે યજ્ઞેશ દવેએ 'સિતાંશુના સર્જક વ્યક્તિત્વ' અને માર્કંડ ભટ્ટે 'સિતાંશુના નાટ્યપ્રદાન'ની વાત કરી હતી. અરુણ શ્રોફે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. ધીરુબહેન પટેલે સાહિત્ય સંગમ, સુરત પ્રકાશિત ચં. ચી. મહેતાની ૧૫ ગઠરિયાંનું (છ ગ્રંથોમાં) વિમોચન કર્યું હતું. સિતાંશુ યશશ્ચંદ્ર મહેતાએ પ્રતિભાવ આપ્યો હતો. ડૉ. કુમારપાળ દેસાઈએ સ્વાગતપ્રવચન અને આભારદર્શન કર્યું હતું. નિમેષ દેસાઈએ સિતાંશુનાં નાટકોનાં ગીતો અને નાટ્યાંશનું પઠન કર્યું હતું. સમગ્ર સમારંભનું સંચાલન 'નવચેતન'નાં સંપાદક ડૉ. પ્રીતિબહેન શાહે કર્યું હતું.

**ડૉ. ચંદ્રકાન્ત ટોપીવાળાને ઍવૉર્ડ**

ભારતીય ભાષા પરિષદ, કોલકાતા દ્વારા અપાતા સાહિત્યિક ઍવૉર્ડ્ઝમાં ૨૦૦૭ના વર્ષ માટે સુપ્રસિદ્ધ સાહિત્યકાર ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળાને તેમના પુસ્તક 'સહવર્તી પરિવર્તી' માટે ઍવૉર્ડ અર્પણ કરવાનું જાહેર કરાયું છે.

**પ્રતિભાબહેન દવેને 'ભાષા-ભારતી ઍવૉર્ડ'**

સેન્ટ્રલ ઈન્સ્ટિટ્યૂટ ઑફ ઈન્ડિયન લૅંગ્વેજીસના ઉપક્રમે ભાષાભારતી સન્માન ઍવૉર્ડ અપાય છે. ૨૦૦૪-૨૦૦૫ના ઍવૉર્ડ્ઝ પૈકી મરાઠીમાંથી ગુજરાતીમાં ભાષાંતર માટે પ્રતિભાબહેન દવેને આ ઍવૉર્ડ એનાયત કરાશે.

**ધૂમકેતુ નવલિકા પુરસ્કાર એનાયત થયા**

તા. ૧૫મી ડિસેમ્બરે ભાઈકાકા હૉલ ખાતે ગૂર્જર પરિવાર અને ધૂમકેતુ પરિવારના ઉપક્રમે વર્ષ ૨૦૦૧થી ૨૦૦૬ દરમિયાન પ્રકાશિત થયેલ શ્રેષ્ઠ ચાર નવલિકા સંગ્રહના લેખકો વિનેશ અંતાણી, ધીરેન્દ્ર મહેતા, શિરીષ પંચાલ તથા ઈવા ડેવને પુરસ્કાર અર્પણ કરવાનો સમારંભ યોજાયો હતો. શિરીષ પંચાલ અને ઈવા ડેવે સૌજન્યપૂર્વક પુરસ્કારનો અસ્વીકાર કર્યો હોવાનું પત્રથી જણાવ્યું હતું. આ પ્રસંગે સમારોહ-ગૌરવ તરીકે પધાર્યા હતા સ્વામી સચ્ચિદાનંદ, ચિમનલાલ ત્રિવેદી, ભોળાભાઈ પટેલ, રઘુવીર ચૌધરી, મનુભાઈ કોઠારી, નિરુપમા આર. મારુ તથા ચંદ્રકાન્ત શેઠ. ધીરેન્દ્ર મહેતાએ પ્રતિભાવમાં ધૂમકેતુની વાર્તાકળા વિશે વાત કરી હતી, તો વિનેશ અંતાણીએ પોતાની વાર્તાસર્જનની પ્રક્રિયા જણાવી હતી. આ પ્રસંગે ધૂમકેતુની કેટલીક વાર્તાઓના નિરુપમા મારુએ કરેલા અંગ્રેજી અનુવાદ 'Glowing Embers'નો ગ્રંથ જન્મોત્સવ પણ ઉજવાયો હતો. ગૂર્જરના મનુભાઈ શાહે સ્વાગત પ્રવચન, ધૂમકેતુનાં પૌત્રી કલ્યાણીએ

આભારદર્શન અને તુષાર શુક્લે સંચાલન કર્યું હતું.

**એનીબહેન સરૈયા વાર્તાલેખન-સ્પર્ધાનાં પારિતોષિકો અપાયાં**

તા. ૨૪મી નવેમ્બરના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના રા. વિ. પાઠક સભાખંડ ખાતે 'એનીબહેન સરૈયા લેખિકા પ્રોત્સાહન નિધિ'ના ઉપક્રમે તત્કાલીન પરિષદ-પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે વાર્તાલેખનસ્પર્ધાનાં વિજેતા બહેનોને પારિતોષિકો આપવાનો સમારંભ યોજાયો હતો. જેમાં શ્રી અનિલા દલાલે સૌનું સ્વાગત કરી ભૂમિકા બાંધી હતી. વાર્તાના એક નિર્ણાયક હર્ષદ ત્રિવેદીએ રેણુકા પટેલની વાર્તા 'હું આલોક જોશી', નિર્ઝરી મહેતાની વાર્તા 'ક્લોટ' અને પ્રજ્ઞા પટેલની વાર્તા 'પ્રયાણ' વિશે સંક્ષિપ્તમાં ચર્ચા કરી હતી. ત્યારબાદ આ ત્રણેય ઈનામપ્રાપ્ત વાર્તાઓ વિશે સમારંભનાં અતિથિવિશેષ ઈલાબહેન પાઠકે પોતાનો પ્રતિભાવ આપી વાર્તાઓની છણાવટ કરી હતી અને લેખિકાઓને કેટલાંક સૂચનો કર્યાં હતાં. મુખ્ય વક્તા ધીરુબહેન પટેલે એનીબહેન સરૈયા વાર્તા લેખિકા પ્રોત્સાહન નિધિની વાત કરી હતી. ડૉ. કુમારપાળ દેસાઈએ અધ્યક્ષીય પ્રવચન આપ્યું હતું. પરિષદમંત્રી ભારતીબહેન ર. દવેએ આભારદર્શન કર્યું હતું.

ત્યાર પછી અદિતિ દેસાઈ દિગ્દર્શિત સુધા મહેતાનું એકાંકી 'અને રસ્તો વળી ગયો', ઊર્મિ પંડિતનું એકાંકી 'પ્રેમ ??' અને પૂર્વી ઓઝાનું એકાંકી 'કાગડો'નું મંચન કરાયું હતું. આ ત્રણેય એકાંકીના મંચનને પ્રેક્ષકોએ વધાવી લીધું હતું.

**શ્રી રાજેશ વ્યાસ 'મિસ્કીન'ના 'કાવ્યસત્સંગ'નું વિમોચન**

જાણીતા કવિ શ્રી રાજેશ વ્યાસ 'મિસ્કીન' રચિત આધ્યાત્મિક કાવ્યોના સંપુટ 'કાવ્યસત્સંગ' શ્રેણીનાં પ્રથમ પાંચ પુસ્તકો સત્સંગ પ્રકાશન, (૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ ફોન : ૨૬૬૦૨૧૫૪) દ્વારા પ્રકાશિત થયાં. ગ્રંથ પ્રાગટ્ય સમારોહ શુક્રવાર તારીખ ૨૧ ડિસેમ્બર ૨૦૦૭ના રોજ સાંજે ૭ કલાકે ભાઈકાકા હૉલ, અમદાવાદમાં શ્રી મોરારિબાપુની નિશ્રામાં યોજાયો. એમણે મનનીય પ્રવચન કરતાં કહ્યું કે 'નભવાણી અને નાભીવાણી ભેગી થતાં નિજવાણીથી જે સર્જન થાય છે તે ઉત્તમોત્તમ જ હોય.' અતિથિ વિશેષ શ્રી ગુણવંત શાહે પુસ્તકપ્રેમ અને સાહિત્યપ્રેમની વિચારપ્રેરક વાતો કહી તો રાજેશ વ્યાસ 'મિસ્કીન' દ્વારા આરંભમાં પોતાની કેફિયત રજૂ થઈ. કાર્યક્રમની શરૂઆતમાં સદ્ગુરુ પરમભટ્ટારક શ્રી આનંદાનંદનાથજીએ આશીર્વચન કહ્યાં.

અનુભૂતિનાં રહસ્યોને ઉજાગર કરતાં કાવ્યોના આ સંપુટમાં અધ્યાત્મના રંગે રંગાયેલી કવિની કાવ્ય રચનાઓ અને એવી જ રીતે રસાયેલું રસદર્શન સરળ ભાષામાં ઉપાસનાનાં રહસ્યો અને સાધના પધ્ધતિની સમજ વાચકોને આપે છે.

**'જનકલ્યાણ'ના ચરિત્ર વિશેષાંકનું વિમોચન**

તા. ૧૮મી નવેમ્બરે શિશુવિહાર, ભાવનગરના ઉપક્રમે યોજાયેલ કાર્યક્રમમાં જાણીતા માસિક 'જનકલ્યાણ'ના ચરિત્ર 'વિશેષાંક' અંતર્ગત શ્રી માનભાઈ ભટ્ટ ચરિત્ર અંકનું વિમોચન મીરાબહેન ભટ્ટના મુખ્ય અતિથિવિશેષપદે 'જનકલ્યાણ'ના સંપાદક દેવેન્દ્રભાઈ ત્રિવેદી અને 'નવચેતન'ના તંત્રી મુકુન્દભાઈ શાહના અતિથિવિશેષપદે પ્રો. તખ્તસિંહ પરમારે કર્યું હતું. ડૉ. નાનકભાઈ ભટ્ટે ભૂમિકા બાંધી હતી, દેવેન્દ્રભાઈ ત્રિવેદીએ ચરિત્ર અંકનો ખ્યાલ આપ્યો હતો. મીરાબહેન ભટ્ટે શિશુવિહારના સ્થાપક સ્વ. માનભાઈ ભટ્ટના જીવન અને કાર્ય વિશે વાત કરી હતી. આયોજન શિશુવિહારના પ્રમુખ ડૉ. નિર્મળભાઈ વકીલ અને મંત્રી ઈન્દિરાબહેન ભટ્ટે કર્યું હતું.

**અખિલ ભારતીય કાલિદાસ સમારોહ**

તા. ૨૦ થી ૨૭ નવેમ્બર દરમિયાન ઉજ્જૈનમાં અખિલ ભારતીય કાલિદાસ સમારોહની સુવર્ણજયન્તી દેશભરના સંસ્કૃતના મૂર્ધન્ય વિદ્વાનોની ઉપસ્થિતિમાં ઉજવાઈ. અડવાણીજી અને પુરીના શંકરાચાર્યજીની નિશ્રામાં વિવિધ કાર્યક્રમોનું આયોજન થયું હતું. ડૉ. હર્ષદેવ માધવે અખિલ ભારતીય સંસ્કૃત કવિ સંમેલનમાં સંસ્કૃતના આધુનિક કવિ તરીકે ગુજરાતનું પ્રતિનિધિત્વ કર્યું હતું અને 'શાકુન્તલનું તાંત્રિક અર્થઘટન' નામે શોધપત્ર રજૂ કર્યું હતું. ગુજરાતના ડૉ. મનસુખ પટોલિયા, મહાકાન્ત જોશી, પ્રા. આશાબહેન મકવાણા અને અન્ય સર્જકો - અધ્યાપકોએ તેમાં ભાગ લીધો હતો. હરિકૃષ્ણ પાઠક તથા વિનોદ જોશી પણ ઉપસ્થિત રહ્યા હતા.

**મોડાસામાં રમણલાલ સોની જન્મમહોત્સવ**

બાળસાહિત્યમાં અમોલું પ્રદાન કરનાર સદ્ગત રમણલાલ સોનીના વતન કોકાપુરના નગર મોડાસામાં ૭મી ડિસેમ્બરના રોજ એમની જન્મ શતાબ્દીનો પ્રારંભ અનેકવિધ કાર્યક્રમો દ્વારા થયો. ત્યાંની સરસ્વતી વિદ્યાલય તથા કલરવ શાળાનાં આઠસો જેટલા વિદ્યાર્થીઓ અને બસો જેટલા વાલીઓ - શિક્ષકોની સક્રિયતાવાળા આ કાર્યક્રમમાં મુખ્ય મહેમાન યશવંત મહેતા હતા. આ પ્રસંગે રમણલાલ સોનીના સુપુત્ર શ્રીરામ સોની તથા પુત્રવધૂ રેણુકાબહેન સોની ઉપરાંત પ્રો. સુરેશભાઈ શાહ, ડૉ. કિશોર પંડ્યા વગેરે પણ સક્રિય રહ્યાં હતાં.

**ધરમપુરમાં સાહિત્ય-પર્વ**

તા. ૧ અને ૨ ડિસેમ્બરના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, ધરમપુર (જિ. વલસાડ) ખાતે ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષસ્થાને યોજાયેલ સાહિત્યપર્વનું ઉદ્ઘાટન શ્રી રાકેશભાઈ ઝવેરી અને અન્ય મહાનુભાવોએ કરી મંગલ પ્રવચન આપ્યું હતું. ભૂમિકા ડૉ. અનિલા દલાલે બાંધી હતી. આ પ્રસંગે મુખ્ય વક્તવ્ય ડૉ. ભોળાભાઈ પટેલે આપ્યું હતું.

આ પર્વમાં ડૉ. કુમારપાળ દેસાઈ, રઘુવીર ચૌધરી, સુભાષ ભટ્ટ, આલોક ગુપ્ત, ભાલચંદ્ર નીમાડે, અનિલા દલાલ, ગુલાબ દેઢિયા, કે. બી. શાહ, સુધીર દેસાઈ, પ્રદીપ ખાંડવાલા, નિરંજન રાજ્યગુરુ, અંબાદાન રોહડિયા વગેરેએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. લાભશંકર પુરોહિત, રાકેશભાઈ ઝવેરીએ ભક્તિ-સંગીત પીરસ્યું હતું. રાજેન્દ્ર શુક્લે ગઝલોનું ગાન કર્યું હતું. હરિકૃષ્ણ પાઠકે પરિષદ વતી અને અતુલભાઈ શાહે યજમાન સંસ્થા વતી આભારદર્શન કર્યું હતું. નિરંજન ત્રિવેદીએ હળવી હવા જમાવી હતી.

**આદિવાસી અકાદમીનું પાયાનું પ્રવચન**

દર વર્ષે નવેમ્બર માસમાં આદિવાસી અકાદમી, તેજગઢમાં

અપાતું 'પાયાનું પ્રવચન' (ફાઉન્ડેશન લેક્ચર) આ વર્ષે તા. ૧૭-૧૧-૨૦૦૭ના રોજ ડિસેમ્બર-૨૦૦૭થી વરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના અધ્યક્ષ નારાયણ દેસાઈએ આદિવાસી અકાદમીના પ્રાંગણમાં વિશાળ આદિવાસી સમાજ વચ્ચે આપ્યું હતું. પ્રવચનનો પ્રધાન સ્વર હતો : 'લોક ક્યારેય હિંસક હોતા નથી અને લોકના સહયોગ વિના અહિંસા સફળ થતી નથી તથા લોકની પૃષ્ટભૂમિમાંથી પ્રગટેલું સાહિત્ય જ ચિરંજીવ બને છે.' આ પ્રસંગે ગણેશ દેવી, ભગવાનદાસ પટેલ, કાનજી પટેલ, વિક્રમ ચૌધરી, આર. ચિતાર આદિ સાહિત્યકારો સહભાગી થયા હતા.

**મુંબઈમાં સાહિત્યગોષ્ઠિ**

તા. ૨જી ડિસેમ્બરે ગુજરાતી સાહિત્ય પરિષદ અને ભવન્સ કલ્ચરલ સેન્ટરના ઉપક્રમે 'શારદા સાહિત્યગોષ્ઠિ'નું આયોજન પ્રાણગંગા હોલ, અંધેરી (પશ્ચિમ) ખાતે કરવામાં આવ્યું હતું. મહેન્દ્રકુમાર રિખવચંદ શાહ પ્રેરિત આ કાર્યક્રમમાં બે નવલકથાકાર ઈલા આરબ મહેતા તથા વર્ષા અડાલજાએ ભાગ લીધો હતો. વાર્તાલાપ ઉપરાંત સર્જકો માટે કાર્યશાળાનું આયોજન કરવામાં આવ્યું હતું.

**મોડાસામાં 'શબ્દ-સેતુ' સાહિત્ય સંસ્થાનું મંગલાચરણ**

વિદ્યાનગરી મોડાસા ખાતે સાહિત્ય સંસ્થા 'શબ્દસેતુ'નું વિધિસર રીતે મંગલાચરણ કરાયું છે. આ પ્રસંગે રાજેશ વ્યાસ 'મિસ્કિન', મણિલાલ હ. પટેલ, 'માય ડિયર જયુ'ની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી. આ પ્રસંગે 'કાવ્ય- ગોષ્ઠિ' પણ યોજાઈ હતી. જેનું સંચાલન રમેશ પટેલ 'ક્ષ'એ કર્યું હતું.

**રવીન્દ્રનાથ ટાગોરના કાવ્ય પર વક્તવ્યો**

તા. ૫મી ડિસેમ્બરે ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે રવીન્દ્રનાથ ટાગોર રચિત કાવ્ય 'શોનાર તરી' પર ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ - ચંદ્રકાન્ત ટોપીવાળા અને નિરંજન ભગતે વક્તવ્યો આપ્યાં હતાં. આયોજન 'રવીન્દ્ર ભવન' તરફથી શૈલેશ પારેખે કર્યું હતું.

**બાળ-પુસ્તકાલય યોજના**

વિખ્યાત ઇન્ફર્મેશન ટેકનોલોજી સંસ્થા ઈન્ફોસિસના વડા નારાયણ મૂર્તિનાં પત્ની અને લેખિકા શ્રી સુધા મૂર્તિએ કર્ણાટકનાં ગામડાંઓમાં ૧૦,૦૦૦ બાળ-પુસ્તકાલયો ખોલી આપ્યાં, એથી પ્રેરાઈને ગુજરાતમાંય આ સ્તુત્ય પ્રવૃત્તિ આરંભાઈ છે. સુધા મૂર્તિનાં આ પુસ્તકોના ગુજરાતી અનુવાદો કરનાર બહેન સોનલ મોદીએ પોતાનો પુરસ્કાર જતો કરીને બાળ પ્રવૃત્તિઓ કરનાર દંપતીઓને વહેંચી આપ્યો. એમાંથી જીવનતીર્થ, કોબાનાં દીપ્તિ-રાજુએ શક્ય તેટલાં ગામોમાં બાળપુસ્તકાલયો શરૂ કરવાની યોજના કરી છે. આ યોજનાના પ્રારંભરૂપે, ૨૦ ગામોમાં ૧૦૦-૧૦૦ પુસ્તકોની પેટીઓ અર્પણ કરવાનો નાનકડો પણ મહત્ત્વનો કાર્યક્રમ તા. ૩ ડિસેમ્બરે ગાંધીનગર ખાતે યોજાયો હતો. પુસ્તક-પેટીઓ જાણીતા લેખક અને બાળસામયિકોના સંપાદક યશવન્ત મહેતાને હસ્તે અપાઈ હતી. રાજુભાઈએ પ્રાસંગિક ભૂમિકા સમજાવી હતી.

**નવનીત મદ્રાસીનું મરણોત્તર સન્માન**

આદર્શ પ્રકાશનના મૂલ્યનિષ્ઠ પ્રકાશક અને સુપ્રસિદ્ધ અનુવાદક નવનીતભાઈ મદ્રાસીનું તમિલ ભાષાની સાહિત્ય-કૃતિઓનો ગુજરાતીમાં અનુવાદ કરવા બદલ ચેન્નૈની સાહિત્યિક સંસ્થા નૈલ્લી - દિસાએટ્ટમ તરફથી રૂ. ૧૦,૦૦૦નો ઍવોર્ડ આપી મરણોત્તર સન્માન કરવામાં આવ્યું હતું. આ ઍવોર્ડ તેમના સુપુત્ર કૃષ્ણકાન્ત મદ્રાસીએ સ્વીકારી આ રકમ અમદાવાદની કીડની હોસ્પીટલમાં દાન રૂપે આપી હતી.

**શ્રી મફત ઓઝાને યાદ કરતાં -**

જાણીતા કવિ-નવલકથાકાર-સાહિત્યકાર શ્રી મફત ઓઝાની દસ વાર્ષિકી પુણ્યતિથિ નિમિત્તે તેમના સર્જન અંશોની પ્રસ્તુતિ કરતો કાર્યક્રમ શુક્રવાર તા. ૨૮-૧૨-૨૦૦૭ના રોજ ગોવર્ધન સ્મૃતિ મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદમાં યોજાઈ ગયો. શ્રી મફત ઓઝાના ચાહકો-પ્રશંસકો અને પરિવારે આ રીતે એમને યાદ કર્યા. સર્જન અંશોની પ્રસ્તુતિ શ્રી ભરતસિંહ ઝાલાએ કરી હતી.

**શ્રી સુન્દરમ્ શતાબ્દી પ્રસંગે વિજ્ઞપ્તિ**

શ્રી સુન્દરમ્ જન્મ શતાબ્દી પ્રસંગે શ્રી સુન્દરમ્‌ના સાધક-જીવન, કાર્ય અને પ્રદાન વિશે 'અર્પણ' માસિક એક પુસ્તક પ્રગટ કરી રહ્યું છે. આ માટે શ્રી અરવિંદયોગના સૌ સાધકોને વિનંતી કરતાં જણાવાયું છે કે શ્રી સુન્દરમ્ સાથેના આધ્યાત્મિક પ્રસંગો, સંસ્મરણો, પત્રો વગેરે નીચેના સરનામે સત્વરે મોકલી આપવાં : શ્રી કિરીટભાઈ ઠક્કર, સંપાદક : 'અર્પણ', શ્રી અરવિંદ સોસાયટી, શ્રી અરવિંદ નિવાસ, દાંડિયા બજાર, વડોદરા - ૩૯૦૦૦૧. ■

---

## પ્રતિભાવ

ઉદ્દેશનાં રૂપ-રંગ વધારેને વધારે આકર્ષક થતાં જાય છે. અભિનંદન. કેટલીક ન ગમતી વાતો લખું ? પણ પહેલાં જે ખૂબ ગમે છે તે જણાવું. આદરણીય શ્રી દુષ્યંતભાઈ પંડ્યાના લેખો ખૂબ ગમે છે. તેમની ભાષા મને શ્રી રમણભાઈ અને એ પેઢીના વિદ્વાનોની યાદ આપે છે. મારા ગુરુ શ્રી રસિકલાલ છો. પરીખ અને ગુરુતુલ્ય શ્રી ડોલરરાય માંકડસાહેબની પણ ! 'ગ્લોબિશ ઈંગ્લિશ' - 'ગ્લોબિશ' પ્રયોગ પણ અંગ્રેજીના વ્યાપ - આધુનિક વ્યાપ-માં જ આવતો હશે ?

શ્રી પ્રવીણ દરજીના લેખમાં સાહિત્યના 'core thought' અંગેના તેમના વિચાર સાથે હું સંમત છું. અમે-સંસ્કૃતભાષામાં જે સાહિત્યમીમાંસા થઈ છે તેના સંદર્ભમાં - સાહિત્યને, કલામાત્રને જીવનલક્ષી માનીએ છીએ. કલામાત્ર humanમાંથી divine તરફની યાત્રા છે એવું આ પ્રાચીન આચાર્યોને અભિપ્રેત છે.

'સાહિત્યસંકેત - અભ્યાસપૂત વિવેચન ગ્રંથ' - એ લેખના લેખક 'અભ્યાસપૂત'નો શો અર્થ કરે છે ? 'અભ્યાસ'નો અર્થ

'practice' થાય છે Study-અધ્યયન નહિ. આજના વિદ્વાનો વિવેચનની ભાષા શાસ્ત્રીય હોવી જોઈએ એવું સ્વીકારતા લાગતા નથી. સર્જનાત્મક સાહિત્ય અને વિવેચનમા ભાષાપ્રયોગ અલગ હોવા જોઈએ. લેખનો છેલ્લો પેરા (પૃ ૨૦૭) મને સ્વીકાર્ય નથી. આનન્દવર્ધન કે આદિ શંકરાચાર્યની શાસ્ત્રભાષા ગગાનાં નીર જેવી નિર્મળ છે - આડબરી નહિ. 'શાસ્ત્રીય સગીત' વિશેના લેખમાં 'સંગીત મકરંદના ઉધ્ધરણ'મા 'पतते' છાપ્યુ છે 'पतति' હશે ?

કવિતાઓ (પૃ ૨૧૭ થી ૨૨૦) આવી કવિતાઓ દરેક અકમા આવે છે પણ જે 'કાવ્ય'મા 'અભિધાર્થ'ની પણ ઓળખ ન થાય તેને શું કહેવુ ? કાલિદાસ, ભારવી કે માઘ કે જયદેવ કે જગન્નાથ જે લો તે. અભિધાર્થ/વાક્યાર્થ સ્પષ્ટ હોય જ આપણા આજના કવિઓ અંગત - એટલે અત્યંત અંગત, જે પોતે જ સમજે, તેવા ગૂઢ કે અતિગૂઢ વ્યંગ્યના દોષથી પીડાય છે અથવા શક્તિ નિપુણતા-અભ્યાસ' એ કાવ્યહેતુની સાધના વગર જ કાવ્યરચના કાવ્યાભાસ રચનામા મશગૂલ થઈ જાય છે !

'પરમાણું' વાર્તામા જે ભાષા છે તે ભાષા બોલનારા આ વાર્તા વાંચે ખરા ? 'સાહિત્ય' કોને માટે રચાય છે ? વળી ગ્રામીણ પ્રયોગો કદાચ શુધ્ધ ન પણ હોય ! પન્નાલાલ પછી આવુ લખનારાઓમા સાહજિકતા નથી જણાતી. 'ખૂંચમણી'માં પણ આત્મલક્ષિતા ખૂબ છે

અમદાવાદ, ૧૭ ડિસેમ્બર ૨૦૦૭ પ્રો. ડૉ. તપસ્વી નાન્દી

શ્રી હેમેન્દ્ર એ. શાહે 'વાઈલ્ડ લાઈફ વોચ'માં ડિસેમ્બર ૨૦૦૭ના અંકમા સુગરી વિષે સરસ લખ્યું છે આ લેખમા એક સ્થળે એમણે - 'સામાન્ય માણસ સુગરીને ઘણીવાર સુગ્રીવ કહે છે તે ખોટું છે સુગરી એટલી બાયા વિવર બર્ડ મહાભારતમાં જેનો ઉલ્લેખ છે તે પાત્ર નહીં - એવું લખ્યુ છે શરતચૂકથી લખાયું લાગે છે સુગ્રીવનો ઉલ્લેખ રામાયણમા આવે છે

'સુગરી'નું મૂળ સુગૃહી છે તેનો અર્થ સુંદર ઘરવાળી (કે ઘરવાળો). સુગરી નર પક્ષી માદાને લલચાવવા માટે માત્ર પ્રેમસ્વરો જ આલાપવાથી વિશેષ સુંદર ઘરની માળાની રચના કરતું હોવાનું લેખકે લખ્યુ જ છે

ભાવનગર, ૨૪ ૧૨ ૨૦૦૭ પ્રા. અરુણ જોષી ■

## નવાં પુસ્તકો

■ ભિન્ન ષડ્જ  હરિશ્ચંદ્ર ભટ્ટનો તાજેતરમા પ્રગટ કાવ્યસગ્રહ. શ્રી મોરારિબાપુએ કહ્યુ છે 'હરીશભાઈની ગઝલો કે કોઈપણ કાવ્ય રચનાઓમા મારા માંહ્યલાને ઘણું ઘણું દૂરનુ બહુ જ નજીકથી સભળાયું છે ' અર્થશાસ્ત્રના અધ્યાપક કવિની અહી સગ્રહસ્થ ૯૨ રચનાઓમા ગીત, સોંયાગીતિ, અવધૂગાન અને ૬૧ ગઝલો સમાવિષ્ટ થયાં છે પ્ર. આ. ૨૦૦૭, પ્રકાશક  સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, જી-૧૫, યુનિવર્સિટી પ્લાઝા, નવરગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯ પૃષ્ઠ ૧૧૧, મૂલ્ય રૂ ૮૦

■ પ્રા. પ્રત્યક્ષ  પ્રાણજીવન મહેતાનો 'કાનોમાતર , (૭૯-૮૦) 'પ્રા. કૃત' (૨૦૦૨) અને 'પ્રા. વચન' (૨૦૦૨) પછીનો આ ચોથો કાવ્યસંગ્રહ. પ્ર. આ જુલાઈ ૨૦૦૭ પ્રકાશક  ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ, ૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ - ૪૦૦૦૦૨ પૃષ્ઠ ૧૬૪, મૂલ્ય રૂ ૧૫૦

■ ગઝલ સંરચના અને છંદ-વિધાન  પ્રો. સુમન અજમેરી. ગઝલની સંરચના અને છંદોની શાસ્ત્રીય ચર્ચા કરતુ લેખકનું પ્રથમ પુસ્તક 'તેમણે માત્ર ગઝલ શાસ્ત્રના સદર્ભ ગ્રંથો જ ખપમાં નથી લીધા પરતુ ગઝલ સગ્રહો અને કાવ્ય સગ્રહોની સૂચિ પણ આપી છે એવુ શકીલ કાદરી લખે છે પ્ર. આ. ૨૦૦૭ પ્રકાશક  પ્રવીણચંદ્ર એમ. પટેલ, પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો સામે, ઢેબર રોડ રાજકોટ પૃ. ૩૦૪, મૂલ્ય રૂ ૨૫૦

■ ગઝલ શીખીએ  ડૉ. પ્રફુલ્લ દેસાઈએ અહીં બાર પ્રકરણોમાં ગઝલના સ્વરૂપની તેમજ તેની રચનાની વિગતે અને સદષ્ટાત ચર્ચા કરી છે લઘુ-ગુરુની સમજણ, ગઝલના છંદ છંદમા સ્વીકાર્ય છૂટ, છંદદોષો, શેરિયત, રદીફ કાફિયા, મત્લા, મક્તા, શેર વગેરેની ફિલ્મી ગઝલો તથા બીજા અનેક દૃષ્ટાંતો દ્વારા સરળ ભાષામાં સમજણ આપતું પુસ્તક પ્ર આ. ૨૦૦૭, પ્રકાશક  સાહિત્ય-સંગમ, બાવા સીદી, પંચોલી વાડી સામે, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧ પૃ ૮૦, મૂલ્ય રૂ ૭૦

■ રાધા કૃષ્ણ વિષયક ગુજરાતી ગીત કવિતા  ડૉ. મનોરમા ડી. પટેલે આ વિષયનું સશોધનાત્મક અને આલોચનાત્મક અધ્યયન કવિ ઉશનસ્‌ના માર્ગદર્શનમાં દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી (સુરત)ની પી.એચ.ડી.ની પદવી માટે કર્યું હતું. આ શોધપ્રબંધ અહીં ગ્રથસ્થ થયો છે એમા ભારતમાં રાધા કૃષ્ણની ભક્તિના મૂળ સ્ત્રોતથી લઈને મધ્યકાલીન અને અર્વાચીન સમયમાં લખાયેલાં રાધાકૃષ્ણ વિષયક ગીતો વિષે સશોધન-વિવેચન થયું છે પ્ર. આ. મે ૨૦૦૬ પ્રકાશક  ડૉ. મનોરમા ડી. પટેલ, માતૃકા' - ૩૧ દત્તનગર સોસાયટી, સિવિલ હૉસ્પિટલ રોડ નનકવાડા, વલસાડ - ૩૯૬૦૦૧ પૃ ૮+૫૮૬, કિ રૂ ૩૨૫.

■ બંદિશ  અભિજિત વ્યાસના સંગીત અને નૃત્ય વિષયક લેખોનો સગ્રહ. સગીત અને નૃત્યના પારિભાષિક શબ્દોની સૂચિ પણ આપી છે પ્ર આ. ફેબ્રુઆરી ૨૦૦૭ પ્રકાશક  અભિજિત વ્યાસ, ગુલાબકુંજ, રણજિત મેમોરિયલ પાછળ, જામનગર  ૩૬૧૦૦૧ મુખ્ય વિક્રેતા  રન્નાદે પ્રકાશન, અમદાવાદ પૃ ૨૧૪, કિ રૂ ૧૩૫.

■



શ્રી સુન્દરમ્‌ની જન્મ શતાબ્દી વર્ષે
એમના તંત્રીપદે પ્રગટ થતા રહેલા શ્રી અરવિન્દના જીવનદર્શનનું અનુશીલન કરતા
ત્રૈમાસિક 'દક્ષિણા'ના વર્ષ ૧૯૪૭ અને વર્ષ ૧૯૪૮ના અંકો 'ઉદ્દેશ'ની વેબસાઈટ
www.uddesh.org પર મુકાયા છે. 'હોમ પેજ' ઉપર જમણી બાજુએ આવેલા
'દક્ષિણા'ના આઈકનને ક્લીક કરવાથી તે જોઈ શકાશે.

●

લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'

●

**જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**

**યોસેફ મેકવાન** : સી-૪, સનશાઈન એપાર્ટમેન્ટ, ડૉ. રાધાક્રિષ્ણન માર્ગ, પોલીટેકનીક, અમદાવાદ - ૩૮૦૦૧૫ **મણિલાલ હ. પટેલ** : 'સહજ' બંગલો, ઓફ્ બાકરોલ રોડ, વલ્લભવિદ્યાનગર - ૩૮૮૧૨૦ **ઉત્પલ રામચન્દ્ર પટેલ** : 'કવચ', ૧૩, રામેશ્વર સોસાયટી, મહાવીરનગર વિસ્તાર, હિંમતનગર - ૩૮૩૦૦૧ **નીલમ એચ. દોશી** : ૨૦૩, પરિચય એપાર્ટમેન્ટ, મધર ડેરી મિલ્ક પેલેસ પાછળ, જીજસ બંગલો ક્રોસ રોડ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **યોગેશ જોષી** : કે-૩૧/૩૭૨, શિવશક્તિ એપાર્ટમેન્ટ, નવા વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ **લાભશંકર ઠાકર** : સી-૧૮, જલદર્શન સોસાયટી, પાંચમો માળ, એચ. કે. કોલેજ પાસે, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯ **રમેશ આચાર્ય** : 'કવિતા', ૧૦, અંકુર સોસાયટી, નવા જંકશન માર્ગ, સુરેન્દ્રનગર - ૩૬૩૦૦૧ **પ્રા. મનોજ માહ્યાવંશી** : મુ.પો. મિરજાપુર, તા. જલાલપોર, જિ. નવસારી - ૩૯૬૪૩૬ **રમણીક સોમેશ્વર** : 'પલ્લવ', ફોરેસ્ટ ઓફિસ પાસે, માનવ કોમ્પલેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **ભાનુપ્રસાદ પંડ્યા** : ૨૪/એ, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હોસ્પિટલ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **કાનપરિયા કેતન વિનુભાઈ** : મુ. સલડી, તા. લીલીયા, જિ. અમરેલી **ચિનુ મોદી** : ૧૬, જિતેન્દ્રપાર્ક, નારાયણનગર રોડ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **દિલીપ મોદી** : ૧૦, નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સુરત - ૩૯૫૦૦૧ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ **રવીન્દ્રનાથ ટાગોર / દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **રામચન્દ્ર પટેલ** : ચોતરા બજાર, ઉમતા - ૩૮૪૩૨૦, જિ. મહેસાણા (ઉ.ગુ.) **દુષ્યંત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **મહેશ દવે** : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, ઘલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **ગુલાબદાસ બ્રોકર** **હેમેન્દ્ર એ. શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **રમેશ ર. દવે** : 'વૈશાખ', ૨/૨, વીમાનગર, સેટેલાઈટ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

ઉદ્દેશ નવ વર્ષ વિશેષ - નવેમ્બર ૨૦૦૭ના અંકનાં ચિત્રાંકન અને સુશોભન શ્રી અંકુર સૂચક દ્વારા કરાયાં હતાં.

Uddesh (A literary cultural ma azin ) January 2008 Registered under RNI no Gu Guj/2006/16830 perm tted to post a Mail Bus ness Centre NVP Ahd. 9 on 15* of every month under Postal Regd No GUJ 156 issued by SSP Ahmedabad al d up to 31 12 2008



## પ્રકાશ વિના

વિના પ્રકાશ મારે અજવાળું પાથરી
અજવાળે કલિકા વિકસાવવી જી રે !

જામ્યા કરાલ ઘન ઘેરા વિદારી
અતરની વેદના ઝળકાવવી જી રે !

ચુબતા મોજા ન જાય દૂર ભાગી
રડતી ભેખડને ઉલ્લાસવી જી રે !

સવેદના-ઝાળે જળબિંદુ-ઉછાળી
ભગ્ન નદી-ઉર ઠારવી જી રે !

સૂરજના તાપથી ધખતી ધરાને
શીતળ ઝારીએ છટકારવી જી રે !

વસતથી રૂઠેલી કોકિલા કનેથી
અતરની વેદના જગાડવી જી રે !

પ્રસરાવી મારે નવલા અજવાળા
હૈયાની આખડી ઉઘાડવી જી રે !

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસગ્રહ પ્રતીતિ માથી*








# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

ફેબ્રુઆરી ૨૦૦૮

આદ્યતંત્રી
રમણલાલ જોશી

વર્ષ અઢારમું : અંક : ૭

**મારી ભવિષ્ય માટેની યોજનાઓ**

એક સુખી માણસ વર્તમાનથી એટલો તો સંતુષ્ટ હોય છે કે તે
ભવિષ્યનો એટલો બધો વિચાર કરતો નથી. બીજી બાજુ, યુવાન લોકોને હિંમતપૂર્વક
નવી યોજનાઓ બનાવવાનું ગમે છે. વળી એક ગંભીર યુવાન માણસને માટે
એના ઈચ્છિત ધ્યેયનો શક્ય તેટલો ચોક્કસ વિચાર કરવાનું સ્વાભાવિક છે.

જો હું સારા નસીબે પરીક્ષામાં પાસ થઈ શકીશ તો ઝુરીક જઈશ.
ત્યાં હું ચાર વર્ષ ગણિત અને ફિઝીક્સ-પદાર્થ વિજ્ઞાનના અભ્યાસ માટે રહીશ.
કુદરતી વિજ્ઞાનની શાખાઓના આ વિષયોમાં એનાં
સૈધ્ધાંતિક પાસાંઓના શિક્ષક તરીકે હું મારી જાતને જોઈ રહ્યો છું.

મને આ યોજના તરફ દોરી જતાં કારણો આવાં છે :
સૌથી અગત્યનું કે મને કેટલીક અમૂર્ત બાબતો અને ગણિતના વિચાર માટે
સ્વાભાવિક લગાવ છે. મારામાં વ્યવહારિક બાબતો અને શક્તિઓનો અભાવ છે.
મારી ઈચ્છાશક્તિ મારા આ નિર્ણયને દઢ બનાવી રહી છે.
અને એ સ્વાભાવિક પણ છે. દરેકને જેમાં પોતાની શક્તિ છે એ કામ કરવું હોય છે.
વળી વિજ્ઞાનના વ્યવસાયમાં કેટલીક સ્વતંત્રતા પણ હોય છે, જે મને ખૂબ ગમે છે.

**આલ્બર્ટ આઈન્સ્ટાઈન**

('Mes Projects d'avenir')

(૧૮૯૬ના અરસામાં શાળામાં ભણતાં 'હોમવર્ક'ના ભાગરૂપે આ લઘુનિબંધ આઈન્સ્ટાઈને સત્તર વર્ષની વયે ફ્રેન્ચ ભાષામાં લખેલો.)



# ઉદ્દેશ

વર્ષ અઢારમું — અંક સાતમો — સળગ અંક ૨૦૯

## અનુક્રમ : ફેબ્રુઆરી ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમા (એરમેલ) યુ એસ ડાલર ૨૫, આ અકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે. અંક શિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી, કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ, સરનામુ અવશ્ય લખવું.
- 'ઉદ્દેશ પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષતિ પ્રસિધ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે.
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમત છે એમ માની લેવુ નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ
  'ઉદ્દેશ ફાઉન્ડેશન,
  c/o. પ્રબોધ ર. જોશી,
  'Serene સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૮ ૨૬૮૭ ૦૭૯૯
૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય અપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮
૩ મગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨
૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬
૫ ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦૧૧ હાર્મની કામ્પ્લેક્ષ, એમ કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo co in
૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦/૯૮૨૫૮૮૭૭૭૮


આદ્યતંત્રી રમણલાલ જોશી — તંત્રી પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉ ડેશન, ૨ અચલાયતન સોસાયટી, સન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ ૬ ફોન ૨૬૫૬૦૫૦૪ ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી આફસેટ, બારડોલપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩





# અમાસના તારા

કેટલા વાગ્યા હશે ? - એ વિચાર મનમાં ફરકે અને પડખું ફેરવાય. આંખ ઊઘડે અને બરાબર સામે વૉલ ક્લોક સાક્ષાત્... પછી વૉકિંગ ટ્રેક ઉપર કોઈક મળી જાય તો લાગલું જ પૂછી બેસે 'કેટલા રાઉન્ડ થયા ?' હેલ્થ ક્લબમાં સરસ ગીત વહેતું હોય અને કોઈક હોઠ ફફડતા જણાય પણ જરાક ધ્યાનથી જોતાં એ ગીતની પંક્તિઓ અને હોઠના ફફડાટનો મેળ જામતો ન જણાય. એથી સમજાય કે એ બધાં તો પોતપોતાના 'કાઉન્ટ'ની ગણતરીમાં પડ્યાં છે. એક... બે... વીસ અને પત્યું ! સાઈકલ કે વૉકર કરતાં ય નજર સમક્ષ સતત અથડાતા રહે સેકન્ડ્સ, મિનિટ્સ, સ્પીડ અને કેલેરીના કાઉન્ટ્સ. પાછા વળતાં વળી પાછું કોઈક મળી જાય તો પૂછે 'વજન સારું ઉતાર્યું... કેટલો ટાર્ગેટ છે ?'

આ ગણ ગણ કરવાનું વળગણ દિવસ પતે ત્યાં સુધી કેડો છોડતું નથી. એ ક્યાં ક્યાં નથી ? શાળા કોલેજોમાં માર્ક્સની અને ઓફિસોમાં વેચાણ નફાની ટકાવારીઓમાં, શેર માર્કેટના સેન્સેક્સમાં અને છેવટે હૉસ્પિટલ્સમાં પણ બ્લડ પ્રેશર, પલ્સ અને કાર્ડિયોગ્રામના ચઢાવ ઊતારમાં...

કંઈક સમજવા માટે એને 'ક્વૉન્ટિફાય' કરવું જરૂરી તો ખરું. પણ પછી એ જ કર્યા કરવામાં સમજવાનું જ બાજુ પર રહી જાય, પ્રક્રિયામાંથી ખસી ઝાઝું પરિણામ ઉપર જ કેન્દ્રિત થતા થઈ જઈએ અને પછી એની પાછળ સમજણ વગરની દોટ મૂકવાની વૃત્તિ ઘર કરી જાય તો સરવાળે ઘણું ઘણું ગુમાવવાનું જ આવે.

... એક કિશોર વર્ગમાં બારી બહાર તાકી રહે છે. બ્લેક બોર્ડ પર ધોળા ચોકે લખાતા અક્ષરો એને ઊકલતા નથી. ત્રણ અને નવના ગુણાકારમાં ત્રણ જ ચિતરે છે. ગરબડિયા અક્ષરે અરધું પરધું પેપર લખી ઊભો થઈ જાય છે... એને તો રસ છે બારી બહાર ઊડતાં પતંગિયાં જોવામાં, આકાશના તારાઓ શું કહે છે તે સમજતા રહેવામાં, પરોઢના અટપટા રંગોની ભાષા ઉકેલવામાં અને પછી એને કાગળ પર ચિતરવામાં...

પણ કોઈ એને એમ કરવા દે એ પહેલાં કેટકેટલી યંત્રણામાંથી એને પસાર થવું પડે છે ! એના એ શિક્ષકને કેટલો પરિશ્રમ - સંઘર્ષ કરવો પડે છે ! એ બાળક અસામાન્ય છે. એની પ્રતિભા આપણાં રોજ બ રોજનાં ગણતરીમાં ઝૂલતાં ત્રાજવાંમાં ફિટ થાય એમ નથી. આવાં બાળકોનું અસામાન્ય હોવું કેમ સમજાય ? એમની પ્રતિભા શક્તિ કેમ ખિલવી શકાય ?

આ બધું સોંસરવું સમજવું હોય તો જુઓ Dyslexiaને વિષયવસ્તુ બનાવી તાજેતરમાં રજૂ થયેલી હિંદી ફિલ્મ 'તારે જમીં પર'. આમિરખાન નિર્મિત-દિગ્દર્શિત આ ફિલ્મને કલા દંપતિ દીપા ભાટિયા (પરિકલ્પના, સંશોધન-સંપાદન) અને અમોલ ગુપ્તે (લેખન-નિર્દેશન) તેમજ ગીતકાર પ્રસૂન જોશીનો ઉત્કૃષ્ટ સર્જક સ્પર્શ મળ્યો છે. ઈશાનની ભૂમિકામાં નાનકડા દર્શિલ ઝફરીનો અભિનય તો અનુપમ છે.

Dyslexia એટલે, કહી શકાય કે, 'લર્નીંગ ડિસેબીલીટી', પરંપરાગત રીતે શીખવાની ક્ષમતાનો અભાવ. આવાં બાળકો પ્રચલિત શિક્ષણ પધ્ધતિઓના માળખામાં રહીને શીખી શકતાં નથી એથી તેઓ, ટકાવારીનું ગણિત સારી પેઠે સમજતા આપણા અસમજ સમાજના ઉપહાસ અને ઉપેક્ષા,

અવગણના ને અવમાનનાનુ કારણ બને છે તેઓમા અસાધારણ અને વિલક્ષણ બુદ્ધિ પ્રતિભા હોય છે જેને સકોરવામા સૌ સંલગ્નો અને સમાજ સહકાર આપે તો સમાજને પણ વિરલ લાભ થાય. આવાં બાળકો અવમાનનાના નહિ નહિ અનુકંપાના, પણ આદરના અધિકારી છે, આપણી ધીરજ અને સમજનાં અધિકારી છે

આ વિષયની સમજણનો અભાવ આપણા સામાજિક જીવનને પાંગળું બનાવવા માટે પૂરતો સક્ષમ છે લિઓનાર્દો દ-વિંચી, થોમસ આલ્વા એડિસન, આલ્બર્ટ આઈન્સ્ટાઈન, ટોમ ક્રૂઝ, આગાથા ક્રિસ્ટી, જ્યોર્જ બર્નાર્ડ શો જેવી અનેક ક્ષેત્રની પ્રતિભાશાળી વ્યક્તિઓના જીવનમા કોઈક ને કોઈક તબક્કે પરપરાગત પધ્ધતિએ શીખવાની શક્તિની ઊણપ હોવા છતા જગતને એમણે મૂલ્યવાન અર્પણ કર્યું. એમની અસામાન્ય પ્રતિભાએ પોતાનો રસ્તો પણ શોધ્યો.

બધા માટે એ શક્ય ન પણ બને. આવાં બાળકોને શીખવા-શિખવવા માટેની વૈકલ્પિક પધ્ધતિઓ છે અને આ વિષયમા સતત સશોધન થઈ રહ્યુ છે યેલ યુનિવર્સિટીના ન્યૂરો સાયન્ટીસ્ટ ડૉ. સેલી શેવિત્ઝ દ્વારા તાજેતરમા પ્રગટ થયેલ પુસ્તક 'Overcoming Dyslexia' આ વિષય ઉપર સારો પ્રકાશ પાડે છે અમેરિકન સરકારે તો ૨૦૦૧મા 'No child left behind'ના સૂત્ર સાથે શિક્ષણ અભિયાન શરૂ કર્યું. આપણે ત્યા પણ મદ્રાસ ડિસ્લેક્સીયા એસોસીએશનની સ્થાપના વર્ષો પૂર્વે થયેલી. બીજી થોડીક શૈક્ષણિક સસ્થાઓએ પણ આ વિષયમા જાગૃતિ લાવવા પ્રયાસ કર્યો છે પણ એ પૂરતી સાબિત થયો નથી. આપણા સમાજનો બહુ મોટો વર્ગ હજુ પણ આ પ્રશ્ન પરત્વે કા તો અજાણ છે કાં ઉદાસીન !

ફિલ્મ રિલીઝ થયા પછી આપણા શૈક્ષણિક સત્તાવાળાઓમા ચેતનનો કંઈક સચાર થયો હોય એવુ લાગે છે શિક્ષક-શિક્ષિકાઓ માટેના અભ્યાસક્રમમા આ વિષય આમેજ કરવાની હિલચાલના અખબારી અહેવાલો આવ્યા તો છે કલાના માધ્યમો સામાજિક જાગરૂકતા લાવવાની દિશામાં બહુ મોટું કામ કરી શકે તેમ છે પણ તે થાય એ માટે કલાકારની પોતાની જાગરૂકતા ય મહત્ત્વની છે 'કલાના ઉચ્ચ ધોરણો' અને 'સામાજિક જાગરૂકતા અર્થે કલા - આ બે વિષયોને સામે છેડે મૂકી વિવેચકો ક્યારેક દ્વદ લડાવે છે પણ આપણી સવેદના સૂક્ષ્મ હશે તો તે સક્ષમ પણ થશે અને કલાનાં ઉચ્ચ ધોરણો પણ એથી આપોઆપ જ જળવાશે.

જો કે એ ય નોંધવુ જોઈશે કે આપણી સાહિત્યિક સવેદનાને હજુ આ વિષય સ્પર્શ્યો નથી લાગતો. આ વિષયને લઈ લખાયેલ કોઈ ગુજરાતી ટૂંકી વાર્તા, નવલકથા કે નાટક મારી જાણમા નથી.

અમાસના તારા અનેક છે બાળક તો કહેશે
ગણ્યા ગણાય નહિ,
વીણ્યા વિણાય નહિ,
તો ય મારા આભલામા માય !

પણ આપણી દૃષ્ટિ હશે, હશે આપણુ આભલુ વિશાળ તો જ એમના પ્રકાશને આપણે પામી શકીશુ આજના સ્પર્ધાત્મક પરિબળો વચ્ચે જીવતા અને એ રફતારમા ગતિ કરવાનું શીખવા - શિખવવામા, આપણે જે સારી પેઠે હવે શીખી ગયા છીએ તે એક માત્ર ગણતરીનું ગણિત લાબે લઈ જવાનુ નથી. મીંડાને કારણે જ મૂલ્યની સમજણ આવે છે એ ખરુ પણ હજુ આપણે ખરો એકડો ઘૂટવાનો બાકી છે માત્ર મીડા જ ઉમેર્યા કરવાથી - ગણ્યે જવાથી ઊલટી ગણતરી ક્યારે શરૂ થઈ જશે એની ખબર નહિ રહે.

ભણાવતા પહેલા થોડુંક ભણીએ અને ગણ ગણ કરવા કરતાં ક્યારેક ગણગણ પણ કરીએ.

૧૪ ૧ ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

# મોર્નિંગ રાગ

અભિજિત વ્યાસ

પ્રાતઃકાળે કોનું સ્મરણ કરવું ગમે ? કોઈ ઈશ્વરને સ્મરણ કરતાં ઊઠે છે. પણ આજે તો પ્રાતઃકાળે કોણ ઊઠે છે અને તે પણ કેવી રીતે એ જ પ્રશ્ન છે. વહેલા ઊઠવાની એક સમયે સારી કહેવાતી ટેવ હવે લગભગ લોકોમાં જોવા મળતી નથી. ઊઠવા અંગે કોઈને પૂછીએ એટલે કહેશે 'અમે તો સૂર્યવંશી છીએ.' આવા બધા સૂર્યવંશીઓની ઊઠતાં જ નજર વિનસનાં અલગ અલગ સ્વરૂપો ઉપર પડતી હોય છે. એટલે સૂર્યોદય કેટલો સૌંદર્યમય હોય છે તેની તેઓને ક્યારેય ખબર નથી હોતી. અને જેમણે સૂર્યોદય નથી જોયો તેમણે જીવનમાં કંઈ નથી જોયું તેમ હું માનું છું. એટલે જેને સૌંદર્યાનુભવ કહીએ તેનાથી મોડા ઊઠતા લોકો વંચિત રહે છે તેમ હું માનું છું.

સવારના વહેલાં ઊઠીને સૂર્યોદય જોવાનો આનંદ જ અનેરો છે. સૂર્યોદય સમયે કુદરતી રીતે જ વાતાવરણમાં એક સંગીત સર્જાય છે. રાગ ભૈરવીના સૂરો જાણે આકાશમાંથી કેમ ન પ્રગટ્યા હોય તેમ ચારેકોર એક નવું પ્રભાત જોવા મળે. આજે જોયેલો સૂર્યોદય કાલે ફરી તમને એવો જ ન જોવા મળે. એ તો રોજ રોજ નવા સ્વરૂપે જોવા મળે. એટલે કે કુદરત દરરોજ એક નવો લેન્ડસ્કેપ સર્જે છે. રોજ એમાં નવા નવા રંગો પૂરે છે. એટલે જેને કંઈક નવું જોવાનો શોખ છે એમણે તો પ્રેરણા માટે રોજ સૂર્યોદય જોવાનો આનંદ લેવો જોઈએ.

મારું પ્રભાત તો રોજ રાગ ભૈરવીના સ્વરોથી પડે છે. એટલે કે મારા મનમાં જ્યારે સવાર પડે છે ત્યારે કુદરતી સંગીતની સાથે સાથે કંઈક સાંભળવાનું પણ હું રાખું છું. અને સવાર સવારમાં સાંભળવામાં તો ભૈરવી જેવો સુંદર રાગ બીજો એક પણ નથી. આમ પણ આપણા શાસ્ત્રમાં એમ કહેવાયું છે કે 'ભૈરવી સદા સુખ દાઈની'. અને એટલે જ સવારના પહોરમાં ભૈરવી સાંભળવાનો આનંદ લેવા જેવો છે. પરવીન સુલતાનાના કંઠે ભૈરવીમાં 'દયાની ભવાની, મહાકાલ' જેવી સુંદર સ્તુતિ કે ભીમસેન જોશીનું રાગ ભૈરવીમાં ગાયેલું ભજન 'જો ભજે હરિ કો સદા' સવાર સવારમાં સાંભળીએ તો પછી પ્રભુ પૂજા કરવાની જરૂર નહીં.

આમ તો સવારના બધા રાગો મને ગમે છે. આપણા સંગીતમાં કેટલા બધા રાગો સવારના પ્રહરમાં ગાવાને માટે સર્જાયા છે. ભૈરવી, લલિત, ભટિયાર, બૈરાગી, તોડી, સારંગ - આ બધા સવારના રાગો છે છતાં કેવા એક બીજાથી ભિન્ન છે ! અને તેમાં પણ વળી કેટલા અન્ય પ્રકારો ? ભૈરવી તો ખરી, પછી સીધી ભૈરવી, ઈરમાણી ભૈરવી, તો ભૈરવ પણ ખરો. તોડી પછી બીલાસખાની તોડી, ગુર્જરી તોડી. આમ સવાર સવારમાં સાંભળવા અને મનને પ્રસન્ન કરવા માટે આ બધા ઉત્તમ રાગો છે. અને આ બધા રાગો આપણા દિગ્ગજ કલાકારોએ ગાયન અને વાદનમાં રજૂ કરેલા છે.

આપણે સવારના કેટલાક રાગોની બંદિશ ગણગણીએ. તો પહેલાં આપણે રાગ આહિર ભૈરવીથી શરૂ કરીએ. અને મને યાદ આવે ઉસ્તાદ સુલતાનખાન અને કવિતા કૃષ્ણમૂર્તિએ ગાયેલું ગીત 'અલબેલા સજન આયો'. ફિલ્મ 'હમ દિલ દે ચૂકે સનમ'માં આ ગીતની રજૂઆત પણ પ્રાતઃકાળના સમયે જ કરી છે. અને તેનું ટેકીંગ પણ સરસ થયું છે. આજે તો કોઈ ફિલ્મનું ગીત સારું હોય અને તે પણ મનમાં વસી જાય તેવું હોય તે વાત જરા આશ્ચર્યજનક છે. આ ગીતમાં તો શાસ્ત્રીય શૈલીને અપનાવવામાં આવી છે. પણ એવાં ઘણાં ગીતો છે જેમાં ફક્ત રાગનો આધાર જ લેવામાં આવ્યો હોય. 'પૂછો ના કૈસે મૈંને રૈન બિતાઈ... !' (ફિલ્મ : મેરી સૂરત તેરી આંખે, સંગીત : સચિનદેવ બર્મન), 'મેરી બીના તુમ બિન રોયે' (ફિલ્મ : દેખ કબીરા રોયા), 'સોલહ બરસ કી બાલી ઉમર કો સલામ' (ફિલ્મ : એક દૂજે કે લિયે), 'રામ તેરી ગંગા મૈલી હો ગઈ' જેવાં ગીતો રાગ આહિર ભૈરવ ઉપર આધારિત છે. પણ કોઈને કદાચ એમ થાય કે સવાર સવારમાં ક્યાં ફિલ્મનું ગીત સાંભળવું ? તો તેના માટે લતા મંગેશકરે ગાયેલું મીરાનું ભજન 'માઈ માઈ કૈસે જીઉ રી' (ચલા વાહી દેશ) પણ એ સાંભળી શકે.

જૂના સમયમાં ગામડા ગામમાં પ્રભાતિયાં ગવાતાં હતાં. હવે તો ગામડાંમાંથી પણ આ ચાલ ચાલ્યો ગયો છે. અને ત્યાં પણ ટ્રાન્ઝીસ્ટર આવી ગયાં છે. પણ જે સમયે પ્રભાતિયાં ગવાતાં, તેમાં લોકને જગાડવાની વાત આવતી. 'જાગને

જાદવા, કૃષ્ણ ગોવાળીયા એ એક બહુ પ્રચલિત પ્રભાતિયુ છે પણ હવે તો આવુ બધુ કોણ ગાય કે સાભળે ? એટલે ટેપ રેકોર્ડર કે રેડિયો ઉપર કંઈક સાભળી લેવાનું. અને ટેપ મૂકીને જો સાંભળવાનુ હોય તો ફિલ્મ જાગતે રહો નું એક ગીત 'જાગો મોહન પ્યારે, જાગો ખૂબ સરસ અને મન પ્રસન્ન કરી દેનારુ ગીત છે આ પણ પ્રાત કાલીન રાગ ભૈરવ પર આધારિત છે અને શાસ્ત્રીય સગીત સાભળવાનો શોખ હોય તો તો પછી આશિષખાએ સરોદ પર વગાડેલો ભૈરવ પણ સાભળી શકાય.

સવાર સવારમાં આકાશને જોવાની મજા જ કંઈક ઔર છે સવારના સૂર્ય કિરણો સફેદ દૂધ જેવા હોય છે બપોરે કે સાજે એટલાં સરસ નથી હોતાં ફોટોગ્રાફી કરવા માટે તો સવારનો પહોર શ્રેષ્ઠ સમય છે અને આકાશ પણ આખુ પખીઓથી ભરાયેલુ હોય છે બધા પખીઓ પણ જાણે કેમ સૂર્યને મળવા જતા હોય તેમ પૂર્વ ભણી ઊડતા હોય છે એમની બધી જ ઉડાન પૂર્વાભિમુખ.

જેમને શાસ્ત્રીય સગીતમા રસ છે એમના માટે તો અનેક કલાકારોની અનેક બદિશો સવાર સવારમા સાભળવા જેવી છે આમા ગાયન અને વાદન એમ-બન્નેમા કેટકેટલા કલાકારોએ ખૂબ સુદર રજૂઆત કરી છે ! જેમ કે રાગ લલિતની રજૂઆત ઉસ્તાદ અમીરખા સાહેબે કરી છે તેમ પડિત નિખિલ બેનર્જીએ પણ ખૂબ સરસ કરી છે સિતાર ઉપર નિખિલ બેનર્જીનો લલિત સાભળીએ એટલે ખરે જ આપણા દિલમા સૂર્યોદય થાય છે આ સૂર્યોદય એવો પ્રસન્નકર હોય છે કે જાણે મનમા જ ઉજાશ અનુભવાય. એવુ જ ઉસ્તાદ અમીરખા સાહેબના લલિતનુ તેઓ ગાતા હોય અને તાન મારે ત્યારે કોઈ દરિયા કિનારે બેસીને સૂર્યોદય નિહાળતા હોઈએ એવુ જ લાગે. દરિયાના ઊછળતા મોજાઓમાંથી જાણે અભિષેક કરીને નીકળતો સૂર્ય ! કેવો સરસ લાગે ! શુકનમા માનતા લોકોને માટે આથી સારા શુકન બીજા કયા હોઈ શકે ?

આપણી ટેલિવિઝન ચેનલોને પણ કોઈ સારો ટેસ્ટ હોય તેવુ લાગતુ નથી. અન્યથા એ પણ સવારની શુભ શરૂઆત કોઈ મન પ્રસન્ન કરી દે તેવા સવારના રાગની પ્રસ્તુતિની સાથે કરી શકે તેને બદલે આજે તો ટેલિવિઝન ઉપર પણ સવારના પહોરમા રીમીક્સ સાંભળવા મળે. એટલે પછી ટીવી જોવાની ઈચ્છા જ ન થાય. આમ પણ હવે શાસ્ત્રીય સંગીતના જ નહીં, સુગમ સગીતના કાર્યક્રમો પણ ટીવી ઉપર બહુ જવલ્લે જ જોવા-સાભળવા મળે છે

આજ તો સૂર્યોદય કે સૂર્યાસ્ત જોવા માટે ખાસ સેન્ટરો ઊભાં થયા છે આબુ કે મહાબળેશ્વર ઉપર લોકો સનસેટ પોઈન્ટ પર આ બધું જોવા જાય છે અને એક ફેશન તરીકે તેને માણે છે આ લોકોની સાથે નાસ્તા પાણીના ડબરા હોય છે અને તેમને આ પોઈન્ટ ઉપર પીકનીક ગોઠવ્યાનો આનંદ લેવો એ જ મુખ્ય હોય તેમને સનસેટ થતો જોવા કરતા એમની સાથેની સામગ્રીના ઉપભોગમા જાણે વધુ રસ હોય છે

ચિત્રકળામા પણ કેવા સરસ ચિત્રો સવારના રાગના જોવા મળે છે લઘુ ચિત્ર (મીનીએચર પેઈન્ટીંગ) શૈલીમાં સવારના ચિત્રોમા લલિત, ભટિયાર કે ભૈરવ જેવા રાગના ચિત્રો અનેક સર્જાયા છે કૃષ્ણ આ ચિત્રોનુ પ્રિય પાત્ર છે આપણા શ્રીનાથજી પણ સવાર સવારમા સગીતના સૂરો સાભળીને ઊઠે છે ભગવાનને માટે ખાસ, ભૈરવીમા કેટલીક સ્તુતિઓ ગાવામા આવે છે આમ સગીતમા સવારના રાગો ખૂબ આનદવર્ધક છે

સવારના અન્ય કેટલાક રાગોના ઉત્કૃષ્ટ ગીતોને યાદ કરીએ તો અપને જીવન કી ઉલઝન કો (રાગ આહિર ભૈરવ, ફિલ્મ ઉલઝન), હૈ ઈસી મેં પ્યાર કી આબરૂ વો જફ઼ા કરે મૈં વફ઼ા કરું (રાગ આહિર ભૈરવ) જાગો મોહન પ્યારે (રાગ ભૈરવ, ફિલ્મ જાગતે રહો) સુન રી પવન પવન પુરવૈયા (રાગ ભૈરવ, ફિલ્મ અનુરાગ), વો ભૂલી દાસ્તા લો ફિર યાદ આ ગઈ (રાગ ભૈરવ, ફિલ્મ સંજોગ) રાગ ભૈરવ ગુનીજન ગાવત (રાગ ભૈરવ, ફિલ્મ સંગીત સમ્રાટ તાનસેન) 'જય નદલાલા જય જય ગોપાલા (રાગ ભટિયાર, ફિલ્મ ઘર ઘર કી કહાની) 'નિસદિન બરસે રાત (ગાયક ઉસ્તાદ અમીરખા સાહેબ, રાગ ભટિયાર, ફિલ્મ ગુજ ઊઠી શહનાઈ) 'રૈના બીતી જાયે શામ ન આયે (રાગ તોડી, ફિલ્મ અમરપ્રેમ) મૈ તો એક ખ્વાબ હું ઈસ ખ્વાબ સે તૂ પ્યાર ન કર (રાગ તોડી, ફિલ્મ હિમાલય કી ગોદ મેં) ઝુઠે નૈના બોલે સાચી બતિયા (રાગ તોડી, ફિલ્મ લેકિન) બાબુલ મોરા નૈહર છૂટો જાય (આ ગીત બધા ગાયકોએ અલગ

અલગ રીતે ગાયું છે. એ બધામાં રાગ ભૈરવીના સ્વરો મુખ્ય છે. કેટલાકે તેને ઈરવાણી ભૈરવી તરીકે ઓળખાવ્યું છે. કે. એલ. સાયગલે ફિલ્મ 'સ્ટ્રીટ સીંગર'માં એ ભૈરવીમાં ગાયું છે. આ ઉપરાંત ફિલ્મ 'આવિષ્કાર'માં જગજિતસિંગ-ચિત્રાએ પણ આજ ગીત અલગ બંદિશમાં પણ ભૈરવીમાં જ રજૂ કર્યું છે), 'લાગા ચુનરી મેં દાગ' (રાગ : ભૈરવી, ફિલ્મ : દિલ હી તો હૈ), 'ધન્યભાગ સેવા કા અવસર આયા' (રાગ : ભૈરવી, ફિલ્મ : સૂરસંગમ), 'દિલ કા ખિલૌના હાયે ટૂટ ગયા' (રાગ : ભૈરવી, ફિલ્મ : ગુંજ ઊઠી શહનાઈ), 'કૈસે જાઉં જમુના કે તીર' (કિરાના ઘરાનાની રાગ ભૈરવીની આ એક ઉત્તમ બંદિશ છે. જેને ઘણા ગાયકોએ ગાઈને રજૂ કરી છે), 'આપ કી યાદ આતી રહી રાત ભર' (રાગ : ભૈરવી, ફિલ્મ : ગમન), 'જીયા જલે જાન જલે' (રાગ : મિશ્ર ભૈરવી, ફિલ્મ : દિલ સે), 'તુ હૈ મૈરા પ્રેમ દેવતા' (રાગ : લલિત), 'પ્રેમ જોગન બન કે' (રાગ : લલિત, ફિલ્મ : બૈજુ બાવરા), 'ઘુંઘટ કે પટ ખોલ રે તોહે પિયા મિલેંગે' (રાગ : જોનપુરી, ફિલ્મ : જોગન), 'મહોબત કી ઝુઠી કહાની પે રોએ' (રાગ : જોનપુરી, ફિલ્મ : મુગલ-એ-આઝમ) વગેરે અનેક ગીતો અવિસ્મરણીય છે. આ ઉપરાંત પણ કેટલાંય ગીતોને અહીં યાદ કરી શકાય.

સંગીત એટલે એક પ્રકારનો ધ્વનિ, સત્યજિત રાયે સંગીતની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે 'ધ્વનિનું અમૂર્ત સ્વરૂપ એટલે સંગીત' (મ્યુઝીક ઈઝ એન એબસ્ટ્રેક ફોર્મ ઓફ સાઉન્ડ). આપણે ભારતીય સંગીતને નાદમાં સમાવિષ્ટ કરીએ છીએ. અને નાદ વિશે પ્રાચીન ગ્રંથ 'સંગીત દર્પણ'માં કહ્યું છે -

**નાદેન વ્યજ્યતે વર્ણઃ પદં વર્ણાત્ વચઃ ।**
**વચસો વ્યવહારોઽયં નાદાધીનમ્ ઈદં જગત્ ॥**

(નાદમાંથી વર્ણની, વર્ણમાંથી પદની અને પદમાંથી વાણીની ઉત્પત્તિ થાય છે. વાણીથી જ સમસ્ત સંસારનો વ્યવહાર ચાલે છે. આથી આ સંપૂર્ણ જગત નાદને આધીન છે.)

પંડિત હરિપ્રસાદ ચોરસીયાએ વગાડેલ રાગ પ્રભાતેશ્વરી સાંભળતાં આ લેખ લખી રહ્યો છું. બંસરીના સૂરોમાંથી પણ એક નવ પ્રભાત મારા મનમાં સર્જાઈ રહ્યું છે. સવારના રાગો બધા જ બહુ સુંદર છે. માત્ર ભૈરવ કે ભૈરવી જ નહીં, અહીં મને એક સરસ ફિલ્મ પણ યાદ આવે છે. જેનું નામ છે 'મોર્નિંગ રાગ'. દિગ્દર્શક મહેશ દત્તાણીની આ અંગ્રેજી ફિલ્મમાં કર્ણાટક સંગીતની એક ગાયિકાની વાત થઈ છે. આ ફિલ્મ પણ ખૂબ સરસ અને જોવા જેવી છે. ■

### શ્રુતિ પ્રગટો હવે

આ સમાધિની ક્ષણો, શ્વાસો, શ્રુતિ પ્રગટો હવે,
વેદની ઋચા સમી કોઈ કૃતિ પ્રગટો હવે.

શંખ ફૂંકું આ શ્વસનગંગોત્રીના નભ સુધી,
નાભિમાંથી શ્વાસની અંતિમ ગીતિ પ્રગટો હવે.

ચીપિયો ખખડે ને દ્વારો ખટખટે બ્રહ્માંડનાં,
કે ધખે બ્રહ્માંડલગ ધૂણી, દ્યુતિ ! પ્રગટો હવે.

ચર્મમાંથી મર્મમાં પ્રગટું... ચરમસીમા વટું,
હે સકળ અખિલાઈની ગેબી સ્થિતિ, પ્રગટો હવે !

આભમય અવકાશની ગહેરાઈમાં બોળું કલમ !
કે અગોચરનો અરથ અથથી ઈતિ પ્રગટો હવે !

લલિત ત્રિવેદી

### Let Shruti Manifest Now !

O ! sacred moments of trance, let the breath and its Shruti*,
manifest now,
let creations like the verses of vedas,
manifest now !
This conch I blow from the very base of the origin of the river of breath to the sky,
May the final song of breath from the navel depths,
manifest now !
The Chippi** clatters, knocks on the doors of the universe...
May the light ignited by the universe's intense energy,
manifest now !
From the mortal to ethereal, I evolve and cross the worldly boundaries,
the mystery deep, that shrouds the universe,
manifest now !
Into the very vast expanse of solitude's horizon, I dip my pen,
That the meaning of the inexplicable, from the beginning to end,
may manifest now !

Translated by Foram Chandarana

*Shruti refers to the subtones or the microtones found in each musical note that creates harmonics

** Chippi refers to the wooden clatters that is held in the palms of the hand and often used as an accompaniment in devotional hymns and chants. Integral part of the Sage Narada's ensemble in Indian mythology.

# 'ધૂળમાંની પગલીઓ' ઉપર પ્રૌઢ પદવિન્યાસ

ઉશનસ્

ડૉ શ્રી ચન્દ્રકાન્ત શેઠ આપણા અર્વાચીન ગુજરાતી સાહિત્યનુ એક સૌષ્ઠવપૂર્ણ અને ગૌરવપૂર્ણ એવુ નોંધપાત્ર નામ છે એ એક સર્વતોભદ્ર સફળ એવા સાહિત્યકાર છે એમના લખાણો અને પ્રકાશનો જોતા એમનો આ સર્વતોભદ્ર વ્યાપ ને ઊંડાણ તરત જ નેત્રદીપક નીવડે છે શુ સર્જક પદ્યમા કે શુ સર્જકેતર ગદ્યમા તે એકસરખી કુશળતાથી વિહરે છે, પ્રવર્તે છે તે આપણા આધુનિક કાળના એક ઉત્તમ કવિ ને વિવેચક છે, તો આપણા એક નોંધપાત્ર ને વિશિષ્ટ એવા સર્જક ગદ્યકાર પણ છે એ કશુ જ શિથિલ કે ફીકુ વેરવિખેર કે વેરાઈ જાય તેવુ લખતા નથી. જે લખે છે તે વસ્તુ વિશે એમને વીગતપૂર્ણ ને લગભગ સંપૂર્ણ કહી શકાય તેવા માહિતી જ્ઞાન ને સૂઝ હોય છે કોઈ પણ પ્રકારની વાત હોય, તેમા તે ઊંડા અભ્યાસી રૂપે પ્રગટ્યા છે



ઈ સ ૧૯૩૮મા જન્મેલા શ્રી ચદ્રકાન્ત શેઠ એક ચુસ્ત વૈષ્ણવ ખાનદાનનુ સતાન છે કંજરી, હાલોલ ને પછી અમદાવાદમા રહીને શિક્ષણ લઈને ગુજરાત યુનિવર્સિટીમાથી M.A થયા છે વિવિધ કોલેજોમા ગુજરાતી પ્રાધ્યાપકી કરતા કરતા તે છેવટે, અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠમાં ગુજરાતીના પ્રાધ્યાપકપદે આરૂઢ થાય છે આ ગાળામા તે પ્રો. મોહનભાઈ શ. પટેલના માર્ગદર્શન હેઠળ ઉમાશકર જોશી ઉપર ગહન ને સઘન સ્વાધ્યાય પૂરો કરી ડૉક્ટરેટની પદવી પ્રાપ્ત કરે છે ( જે હવે પુસ્તક રૂપે પ્રગટ થનાર છે ) હાલ તે અમદાવાદમાં સેવાનિવૃત્ત જીવન ગાળે છે, પણ ડૉ. ધીરુભાઈ ઠાકર સાથે ગુજરાતી વિશ્વકોશ'ની ઓફિસમા સ્વૈચ્છિક સેવા આપે છે એમણે ગદ્યપદ્યના અનેક પ્રકારો અજમાવી અનેક ગ્રથો પ્રગટ કર્યા છે જેની યાદી ઘણી લાબી થવા જાય છે ને પરિણામે ગુજરાતે પણ એમને પોંખ્યા છે ને અનેક રીતે સન્માન્યા છે આમ ડૉ. ચદ્રકાન્ત શેઠ અખિલ ગુજરાતનુ એક મોંઘુ સુવર્ણ ઘરેણું છે, કહો કે, માતા ગુર્જરીનુ, ભાષા ગુર્જરીનુ એક શોભાયમાન અલકરણ છે શ્રી ચદ્રકાન્ત શેઠ જેવા મહેનતુ ને ધીંગા અભ્યાસી સાહિત્યકારો આપણે ત્યા જૂજ હશે. એમનો આ અભ્યાસ શ્રી ઉમાશકર જોશી ઉપરના સ્વાધ્યાયમા તો ખરો જ, પણ તે આપણા ગામોના નામ, આપણાં વિરામચિહ્નો જેવી અદ્યાવધિ અલ્પસ્પૃષ્ટ બાબતોમા પણ વિસ્તર્યો છે ।

પિતા ત્રિકમલાલ ('ભગત') શેઠ ચુસ્ત મરજાદી વૈષ્ણવ હતા તેવા ચોખલિયા કુળમા ઊછર્યા છતા ચદ્રકાન્ત ઉપર એ ચુસ્તીની અસરો ખાસ નથી પ્રમાણમા એ ખુલ્લા મનના છે, પોતે એક ગાંધીયુગનુ જ સતાન કહી શકાય એવા છે છતા ગૂજરાત વિદ્યાપીઠમા જ વર્ષો સુધી સેવા આપી છે છતા, ગાધીની ખાદી જ પહેરે છે છતાં, એ ચુસ્ત ગાંધીવાદી પણ નથી એ એક સર્વતોભદ્ર ખુલ્લા કહી શકાય તેવા વ્યક્તિત્વના સ્વામી છે

ગાધીયુગમા કાકા કાલેલકરે પોતાની એક સ્મૃતિકથા 'સ્મરણયાત્રા' નામે પ્રગટ કરી છે તે પછી અનુ-ગાધીયુગમા ને આધુનિક યુગમા એકાધિક સ્મૃતિકથાઓ પ્રગટી છે । ડૉ શ્રી સુરેશ જોષીએ શૈશવના સ્મરણો લખ્યા છે, જયત પાઠકે (ઈ સ. ૧૯૬૪) 'વનાચલ' નામે સ્મૃતિકથા લખી છે શ્રી ચદ્રકાન્ત પંડ્યાએ 'બાનો ભીખુ નામે સ્મૃતિકથા લખી છે, શ્રી ચંદ્રકાન્ત શેઠે ધૂળમાની પગલીઓ' (ઈ સ. ૧૯૮૪) લખી છે તો મેં ઉશનસે પણ 'સદ્‌માતાનો ખાચો' (ઈ સ. ૧૯૮૮)મા લખી છે આ સૌનુ થોડુક પૃથક્કરણ અને વર્ગીકરણ કરીએ તો આમ જણાય છે કે દરેકે મોટી ઉમરે જ્યારે તે પરિપક્વ થયા છે ને ભણીગણીને નગરોમા સ્થાયી થયા છે ત્યારે આ સિંહાવલોકન જેવી પ્રવૃત્તિ

કરી છે. આથી આ નગરવાસી થયેલા લેખકોમાં તીવ્ર અતીતરાગીયતા (નૉસ્ટેલ્જિયા) પ્રગટ થયો છે ને તેમણે પોતાનું શૈશવ ફંફોળ્યું છે ને કહો કે આ દરેકે પોતાની 'ધૂળમાંની પગલીઓ'ને ઢંઢોળી છે. મારા 'સદ્‌માતાનો ખાંચો' (૧૯૮૮) સિવાયની આ ઇતર સ્મૃતિકથાઓમાં કોઈ ને કોઈ 'વન'નો સંદર્ભ છે. સુરેશ જોષીમાં સોનગઢ-વ્યારા-વાલોડનાં જંગલોનાં સ્મરણો છે; તો જયંત, ચંદ્રકાન્ત શેઠમાં પંચમહાલનાં જંગલોની વાત છે, જ્યારે ચંદ્રકાન્ત પંડ્યામાં ધરમપુરનાં જંગલોની સ્પર્શરેખા છે. ચંદ્રકાન્ત શેઠ, જયંત પાઠક અને ચંદ્રકાન્ત પંડ્યા ત્રણેયમાં પંચમહાલની મિલનભૂમિ છે. હાલોલ નજીકનું કાલોલ આમ તો મારુંય મોસાળ થાય એટલે આ પંચમહાલની ભૂગોળનો હું પણ થોડો પરિચિત ગણાઉં. 'વનાંચલ'ના જયંત પાઠક તો મારા સગા મસિયાઈ ભાઈ. એટલે 'વનાંચલ'ની ગોમા ને કરણગંગા જેવી નદીઓ તો મારા વતન સાવલીને લગભગ અડીને જ વહે છે. 'વનાંચલ' અને 'સદ્‌માતાનો ખાંચો'માં જે ભૂતપ્રેતની વાતો આવે છે તેમાં લગભગ મસિયાઈ કહેવાય એવું સામ્ય છે. આ બધા જ સ્મૃતિકથાકારો ગાંધીયુગ, અનુગાંધીયુગ ને આધુનિક યુગમાં સક્રિય છે કે હતા; પણ સુરેશ જોષી ને ચંદ્રકાન્ત શેઠમાં ગાંધી-ચળવળનો સ્પર્શ લગભગ નથી. જયંત પાઠકમાં, ચંદ્રકાન્ત પંડ્યા અને ઉશનસ્‌માં એનો સ્પર્શ છે. ચંદ્રકાન્ત શેઠમાં ભીલ લોકોની વાત તો આવે છે, પણ એના દલિત જીવનના પ્રશ્નોની કોઈ વાત નથી એ જરા વિચિત્ર લાગે છે. જયંત, ઉશનસ્, ચંદ્રકાન્ત શેઠ ને ચંદ્રકાન્ત પંડ્યાનાં વતન/ગામ દેશી રજવાડાંઓમાં છે.

આમાં મોટાભાગની કથાઓમાં વનપ્રદેશ હોવાથી વન-પ્રકૃતિ, પહાડો, ઝાડો, નદીઓની વાત આવે છે. જયંતમાં ગોમા-કરડ નદીઓ, સુરેશ જોષીમાં સાતકાશીનાં વન, ઝાંખરી નદી વગેરેની વાત આવે છે, તો ચંદ્રકાન્ત પંડ્યામાં ધરમપુર નજીકના મરગમાળ ને સ્વર્ગવાહિની નદીની વાત આવે છે. ઉશનસ્‌ના સાવલી તાલુકાને અડીને મહીસાગર ને રંગલી નદી વહે છે; તેનો ભલે અછડતો પણ ઉલ્લેખ આવે તો છે જ.

શ્રી સુરેશ જોષી ને જયંત પાઠક સિવાય સૌમાં ગામડાંની જાણીતી દેશી રમતો તો ખરી જ. પણ અંગ્રેજી સ્કૂલના ભણતરને કારણે 'ક્રિકેટ'ની પણ વાત આવે છે. આ બધાએ 'ક્રિકેટ'ની રમત ભલે દેશી ઢબે પણ બરાબર રમી છે. આ બધા જ - તેમાં મોટા ભાગના તો દક્ષિણ ગુજરાતના લેખકો છે ને દક્ષિણ ગુજરાતનાં નગરોમાં સ્થાયી થયા છે; તો દ. ગુજરાતના સુરેશ જોષી છેવટે વડોદરામાં, ચંદ્રકાન્ત શેઠ અમદાવાદમાં સ્થાયી થયા છે. આ બધા જ પ્રૌઢ ઉંમરે ગ્રામ/વતન છોડી નગરોમાં વસ્યા તેથી તેમને 'ગામડાં વિરુદ્ધ શહેર' વિષય ઉપર તુલનાત્મક રીતે બોલવાની તક હતી જ; પણ આમાંનો એક પણ જણ નગરપક્ષે અહોભાવથી અભિભૂત નથી. એટલે તો તેઓ શૈશવની વયમાં 'કાયાકલ્પ' કરીને, નગરની કાંચળી કાઢી નાખીને પોતાની શૈશવની ગ્રામ કે વન્ય-સ્મૃતિઓમાં ગળાબૂડ રીતે ખાબકે છે ને જાણે કે એ અતીત સ્મૃતિઓમાં ફરી રાગીયતાપૂર્વક શ્વસે છે; કહો કે, જીવી લે છે. આવું સમયના એક જ ગાળામાં – 'સ્મરણયાત્રા'ના ગાંધીયુગથી તે ૧૯૮૮ના 'સદ્‌માતાનો ખાંચો' સુધીના ગાળામાં કેમ એકજથે દેખાય છે ? શું કારણ હશે, વારુ ? વિચારીએ : પશ્ચિમમાં ઔદ્યોગિક ક્રાન્તિ થતાં યંત્રો, તંત્રો વધ્યાં ને નવી નગરસંસ્કૃતિ અસ્તિત્વમાં આવી. આપણે ત્યાં વળી પૂ. ગાંધીજીનોયે સૂક્ષ્મ રીતનો 'બૅક ટુ નેચર', 'બૅક ટુ વિલેજ' એવા આંદોલનનો પ્રભાવ પણ ખરો. ટૂંકી વાર્તામાં તો આ પ્રભાવ છેક ટૂંકી વાર્તાના આરંભગાળામાં, શ્રી ધૂમકેતુની ટૂંકી વાર્તા – 'ગોવિંદનું ખેતર'માં તથા 'દ્વિરેફ'ની 'મુકુન્દરાય' વાર્તામાં દેખાય છે. ધૂમકેતુની જ 'સ્વર્ગ અને પૃથ્વી' ટૂંકી વાર્તામાં આ ભેદનો વધુ વિસ્તાર-પ્રસાર થયો છે એમ પણ લાગશે. ગુજરાતી આધુનિક કવિતામાં તો નિરંજન ભગતમાં 'શહેર કુરૂપની કથા, શહેર વિરાટ કો વ્યથા' જેવી પંક્તિમાં તો શ્રી રઘુવીર ચૌધરી ને શ્રી મફત ઓઝામાં તે તારસ્વરે ઉદ્‌ગાર પામ્યો છે; પણ નવલકથામાં તો તે ભેદ પન્નાલાલ, પેટલીકર કે રઘુવીરમાં 'નગર વિરુદ્ધ શહેર' એવો નિબંધના વિસ્તાર જેવો રહ્યો જ નથી. પાછળથી શ્રી ભગીરથ બ્રહ્મભટ્ટ કે શ્રી મણિલાલ હ. પટેલમાં તે પાછો લલિત અંશોવાળો નિબંધ થઈને દેખા દે છે. આપણી કવિતાને જેમ 'ચલ મન મુંબઈનગરી' નું કાર્કશ્ય ગમ્યું જ નથી. એટલે એ જેમ રમેશ પારેખ આદિની કવિતામાં ગ્રામપરિવેશમાં પુનરાગમન કરે છે તેમ જ નગરચેતનાની નવલકથા-નવલિકા પાછી પોતાના દેશી વેશમાં પાછી ફરે છે.

ગાંધીયુગના સાહિત્યના પ્રથમ તબક્કામાં તે 'ગામડા વિરુદ્ધ શહેર' જેવા નિબંધાત્મક વિચારો રૂપે પ્રગટે છે; પણ ગાંધીયુગના બીજા તબક્કામાં પ્રહ્‌લાદ પારેખના 'બારી બહાર' કાવ્યસંગ્રહમાં ગુજરાતી કવિતા જાણે ગાંધી-ઠાકોરનો ભાર ઉતારી નાખે છે ને તે હવે કાન્ત ને રવીન્દ્રનાથ ઠાકુર તરફ ગતિ કરે છે. આપણે જેને અનુગાંધીયુગ કહીએ છીએ તે

રાજેન્દ્ર-નિરંજનયુગની કવિતામા આ વલણ સ્પષ્ટ રીતે દેખાય છે જાણે કે હવે ગાધી-ઠાકોરયુગ પૂરો થયો છે ને કાન્ત રવીન્દ્રયુગ બેઠો છે આ યુગની કવિતા હવે ભારેખમ ને ઠાકોરી અર્થઘન રહી નથી, પણ સૌન્દર્યમડિત આનદ તરફ વળી ગઈ છે આ યુગના લગભગ તમામ કાન્તની બાની ને રવીન્દ્રનાથના સૌદર્યવાદથી પ્રભાવિત દેખાય છે રાજેન્દ્ર નિરજન ઉપર રવીન્દ્રપ્રભાવ સ્પષ્ટ છે તો શ્રીધરાણી, મકરદ દવે, જયત પાઠક ને ઉશનસ્ પણ એવા જ રવીન્દ્રપ્રભાવિત છે જાણે કે આ ઠાકોરયુગ નહીં, પણ ઠાકુરયુગ છે ગાધીગાળાના ઝવેરચદ મેઘાણી ને ગાધીજીએ જેમને 'સવાઈ ગુજરાતી' કહ્યા છે એવા કાકાસાહેબ પણ રવીન્દ્રરગે રગાયેલા છે

એટલે ગાધીયુગના આ બીજા ગાળામા હવે ગામડું એ કોઈ રાષ્ટ્રીય ગ્રામોદ્ધાર કાર્યક્રમનુ એકમ – ઘટક નથી. હવે ગામડું એક એસ્થેટિક દૃષ્ટિનું, આનંદાત્મક ઘટક બન્યુ છે એ જેવુ છે તેવુ પણ આહ્‌લાદક એકમ છે પ્રહ્‌લાદ પારેખની જ એક ગ્રામવિષયક કૃતિ છે તે આમ ઊપડે છે

'હે મારા બાલપણાના ગામ !'

એમા રઘુવીરમાં જેમ 'મને કેમ ના રોક્યો ? એમ જે ગામ ભણીની ઠપકાની ઉક્તિ છે, તેથીય પૂર્વે પ્રહ્‌લાદમા "મને શહેરમા જતાં તેં 'આમ' રોકી રાખ્યો" એવી હૃદ્ય ઉક્તિ છે જોઈ શકાય છે કે આપણી આ ચાર પાચ સ્મૃતિકથાઓ આ અનુગાધીયુગમા જ, ગાધીયુગના બીજા તબક્કામા જ કેમ પ્રગટે છે – તે કંઈક હવે સમજી શકાય છે આવુ કંઈક આ સ્મૃતિકથાઓની ભાષામા પણ બન્યુ છે તળ ગાધીયુગના જ કાલેલકરની કૃતિમા ગાધીજીની કે કોશિયા સમજે તેવા આગ્રહવાળી ભાષા નથી. તો આ ચાર પાચ સ્મૃતિકથાઓની ભાષા પણ ગાધીપ્રભાવિત ગુજરાતી ભાષા નથી. સુરેશ જોષીના વતનપ્રેમની ભાષા તો 'જનાન્તિકે' ગદ્યમા છે જેમા સસ્કૃત તત્સમનો પ્રભાવ વર્તાય છે પણ તે ગોવર્ધનયુગની કે મન સુખરામ ત્રિપાઠીની ભદ્રભદ્રીય ભાષા નથી. આ બધી સ્મૃતિકથાઓના ગદ્યની તપાસ થાય, તુલનાત્મક અભ્યાસ પણ થાય તો તે એક હૃદયગમ તપાસ – ભાષાપ્રવાસ બની શકે તેમ છે તે દરેકમા ગદ્યે ધ્યાનાર્હ કર્મ કર્યું છે, બલ્કે એમ કહી શકાય કે આ સ્મૃતિકથાઓમા ખુદ ગદ્ય પણ એક રસાત્મક પ્રભાવક અગ બની રહ્યુ છે અલબત્ત થોડુક વિષયાન્તર કરીને આ સ્મૃતિકથાસમૂહને લગતી કેટલીક સર્વસાધારણ વાતો કરી છે, પણ મને લાગે છે કે તે સાવ અસ્થાને નથી જ એમાથી ચદ્રકાન્ત શેઠની આ 'ધૂળમાની પગલીઓ'ની સ્મૃતિકથાના તળ સુધી જવાની સૂક્ષ્મ કેડીની ભાળ મળે છે કશુક આ કથાને સ્પર્શતુ વલય ઊઘડે છે ખરુ તો હવે શ્રી ચદ્રકાન્ત શેઠની આ સ્મૃતિકથા 'ધૂળમાની પગલીઓ' વિશે વાત કરીએ.

આ 'ધૂળમાંની પગલીઓ'ની પ્રેરણા, દશા ને દિશા વિશે એના કર્તાની વાત જ સાંભળીએ. એની પ્રગટ્યા સાલ (પ્રથમ આવૃત્તિ) ૧૯૮૪ છે પછી એની સુધારેલી આવૃત્તિ ૧૯૮૭મા પ્રગટ થઈ છે પણ પછી તેની લોકપ્રિયતાના કારણે તે વારવાર પુનર્મુદ્રણ રૂપે પ્રગટ થતી રહી છે, એટલુ જ નહીં, ૧૯૮૭મા જ દિલ્હીની સાહિત્ય અકાદમીથી તથા ગુ સા. પરિષદના સર્વોચ્ચ 'ઉમા-સ્નેહરશ્મિ' પુરસ્કારથી પણ પુરસ્કૃત થઈ છે અને ગુજરાતની વિવિધ યુનિવર્સિટીઓમાં તે પાઠ્યપુસ્તક તરીકે પણ પસદગી પામી છે કહેવાની જરૂર નથી કે આ બધું એની ગુણસમૃદ્ધિના કારણે જ, પ્રતાપે જ થયુ છે

લેખક પોતાના નિવેદનમા આમ લખે છે

છેંતાલીસ વરસે થયું ચાલો આપણે પેલા નાનકડા ચદ્રકાન્તને મળીએ. જવાનુ છે પાછા. જ્યાં થઈને આવ્યા ત્યા. ચાલવાનુ છે પેલા ઊબડખાબડ ધૂળિયા રસ્તે... તેમાય પાછા પગલે ભૂતને પગલે ચાલવાનું વળી સવિશેષ છે મારે તો વળી જે પગલાં ભૂતકાળની શૈશવની કે કૈશોર્યની ધૂળમા દટાઈ ગયેલા એમને જ સ્મૃતિ ને કલ્પનાના કીમિયાએ બહાર કાઢીને જોવાનાં હતાં. મારે એ પગલાની લિપિ ઉકેલી, તે ઉકેલતાં ઉકેલતાં જે ભાવરસ સ્ફૂરે એની લિજ્જત લેવી હતી. અમરતા મારી ફરે અહીં તો જીવેલુ ફરી જીવવાનો અથવા તો, વધુ દિલચસ્પ રીતે જીવવાનો ઉપક્રમ રહ્યો છે આ પગલીઓ એવા આસ્વાદલક્ષી ઉપક્રમનું જ પરિણામ.

આ નિવેદનમા લેખક આ લખાણના ઉપક્રમમા પોતાની ગતિવિધિ સ્પષ્ટ કરે છે આ લખીને 'અમરતા' પ્રાપ્ત કરવાની વાત તો તે હસી જ કાઢે છે ધૂળમા દટાઈ ગયેલી પગલીઓને સ્મૃતિ અને કલ્પના'એ બહાર કાઢીને, પગલીની લિપિને ઉકેલતા ઉકેલતા જે ભાવરસ સ્ફુરે એની લિજ્જત' લેવાનો જ લેખકનો હેતુ રહ્યો છે જાણે કે અતીત એ એક જુદો સ્વતંત્ર રસ છે તેનો રસાસ્વાદભોગ એ જ કેવળ આ પુસ્તકમા કર્તાનો ઉપક્રમ છે અહીં સત્ય પણ કલ્પનાયુક્ત છે અહીં કોઈ સુધારાવાદી ટીકાટિપ્પણ નથી, સારું ખરાબના, નીતિ અનીતિના પ્રશ્નો નથી, અહીં તો છે કેવળ અતીતનો સૌદર્યવાદી નીતિનિરપેક્ષ નર્યો ઉપભોગ જ

આવા અભિગમને કારણે જ કર્તાએ જે જે ઘટનાઓ, પ્રસગો, પાત્રો અહીં રજૂ કર્યાં છે તે બધુ વીગતપ્રચુર છે કર્તાની કલમમાથી તે ખીચોખીચ અનુસધાને પ્રસવે છે ને પ્રવર્તે છે કોઈ વીગત જાણે બાકી રહેતી નથી એવી નિ:શેષ પૂર્ણતા પેદા

થાય છે. એમાં કર્તાની ભાષાશક્તિ ને ચિત્રનિર્માણશક્તિનો આસ્વાદ કરી શકાય છે અને એ જ તો એમનો પ્રધાન હેતુ છે. આથી જ ગાંધીયુગીન અન્ય સ્મૃતિકથાઓમાં જે સામાજિક વિચાર-વિવાદ-ચિંતન આવે છે એવી અહીં કોઈ ટીકાટિપ્પણી નથી. બસ, તમે આ ચિત્રો જોતા જાઓ, ચંદ્રકાન્તની ભરપૂર ભરચક્ક ભાષામાં વેગે વહી જાઓ એટલે બસ, ભયોભયો. લેખક પોતે ચુસ્ત વૈષ્ણવ કુળની પેદાશ છે. ચુસ્ત વૈષ્ણવ કુળનાં કુલીન એવાં માવતરની રૂઢિચુસ્તતા આજે તો વિચિત્ર લાગે તેવી ઘટના, તેવી વર્તણૂક ઉપર પણ કર્તાનો કોઈ શોચ-બાધ-વિચાર નથી. એ કહે છે તેમ 'તેનો વિરોધ કરવાનું મન થતું નથી.' તે વખતના ચિત્ર સાથે આ વિસંવાદી લાગતું નથી. ચિત્રની સંપૂર્ણતાને અનુરૂપ મૅચિંગ હોઈ, હાનિ કરતું લાગતું નથી. પણ ભોગ્ય – હૃદ્ય બને છે.

આ સ્મૃતિકથામાં 'ધૂળની પગલીઓ' ફંફોસતાં – ઢંઢોળતાં આખો એક 'પગલીલોક' પ્રગટી ઊઠ્યો છે, 'લોક-પગલાં' થઈને. લેખક એ અંગે આમ કહે છે : 'એક એક પગલીમાંયે કેટકેટલા જણની પગલીઓની ભાત ભળતી–મળતી લહાય છે !' લેખકને જાણે આ ઉત્ખનના- સાહસમાંથી એક આખી જૂની 'મોએં-જો દડો' જેવી દટાયેલી નગરી હાથ લાગી છે. 'છીંડું શોધતાં લાધી પોળ' અને 'કર અખા હવે ઝાકમઝોળ'ની જેમ આ લેખકના સંવિતમાં ઝાકમઝોળ અને છાકમછોળ થઈ ગઈ છે ! એક આખા અતીતકાલીન સ્મૃતિલોકના ઉત્ખનનને કારણે નર્યો સ્મૃતિમૂલક આનંદલોક, સૌંદર્યલોક હાથ લાગ્યો છે, જે ઊછળતાં ભરતીનાં મોજાંની જેમ અહમહમિકા કરતો આપણા ચિત્તના તટને પ્લાવિત કરી જાય છે.

લેખક અહીં પોતાને 'હું'-રૂપે – કથાનાયક-રૂપે મૂકે છે, જે વિશે તે આમ કહે છે : 'આ પગલીઓમાં – એના શબ્દે શબ્દમાં હું અવશ્ય છું; પણ તે 'હુંપદ'ની રીતે નહીં.' આ સૌંદર્યાનંદલોકમાં લેખકનો હુંકાર તો ખરેખર ઓગળી જ ગયો છે એ એક મોટી કલાની ઉપલબ્ધિ છે. દરેક સિદ્ધ થયેલી કલાકૃતિમાં જેમ 'હું' નું વિગલન થાય છે તેમ જ અહીં થયું છે. લેખકનો 'હું' આપણા સંવિતમાં કોઈ વિઘ્ન ઊભું કરતો નથી; બલ્કે તેનો કોઈ અલગ 'બોધ' ન હોવાથી તે બાધક બનતો નથી.

આ સ્મૃતિકથામાં એમ પણ તારવી શકાય છે કે આ 'હું' જ્યાં એકલો જ આવે છે ત્યાં તે બહુધા ભીરુ, કંઈક ડરપોક, અસાહસિક ને સલામતી-શોધક એવો લાગે છે; પણ આ 'હું' ભેરુબંધોની ટોળીઓમાં વિલીન થઈ જાય છે ત્યારે તે 'અમે' થઈ જાય છે ને પછી એવો સામૂહિક પ્રભાવ ન હોય ત્યારેય તે પોતાને 'અમે' જ કહી વર્ણનપ્રવાહમાં વેગથી આપણને ખેંચી જાય છે. આવા 'અમે' - વાચક પેરેગ્રાફોમાં લેખકનું વ્યક્તિત્વ જાણે ખીલી ઊઠે છે ને 'હું' ને 'અમે' એકાકાર થઈ જાય છે. એકલા 'હું'માં જે ડરપોકપણું છે તે, તેને હર લીલા-ક્રીડા-સાહસમાં થોડોક પાછળ રાખે છે; પણ એ જ સ્થગિતતા આ લેખકને ફળી છે. લેખક આથી આ ઝંપલાવ્યાપણાને પાછળથી બરાબર જોઈ-તપાસી-માણી શકે છે. જો કદાચ એમાં યાહોમ કરીને ઝંપલાવ્યું હોત તો થોડીક સ્થિરતા જોખમાઈ પણ હોત.

લેખક પોતાના પિતા જે ચુસ્ત વૈષ્ણવ હતા, તેમનાથી થોડાક દૂર ભાગતા હતા, કંઈક ડરતા હતા. પિતા થોડાક ક્રોધી ને અસહિષ્ણુ સ્વભાવના હતા; પણ માનું પાત્ર પિતાના પાત્ર પડખે વધુ વત્સલ, દરેક 'મા'માં હોય છે તેવા પ્રેમાળ વ્યક્તિત્વવાળું છે. રવીન્દ્રનાથની પેલી કૃતિમાં આવે છે તેમ, પિતાના બાળક ઉપરના ક્રોધ વખતે માની આંખોમાં જે સંતાન માટે કરુણા ઝમતી હોય છે એવું કંઈક ચંદ્રકાન્તની માતાનું વ્યક્તિત્વ છે.

આ સ્મૃતિકથામાં બીજાં પણ અનેક પાત્રોનું ચિત્રણ આવે છે. પણ તેમાં સૌથી વધુ નોંધપાત્ર બાલસખી ગૌરીનું છે. ચંદ્રકાન્ત શેઠ જેવા વૈષ્ણવકુલાવતંસની આ ગૌરી બાલવયની સખી – ગર્લફ્રેન્ડ છે. બન્ને વચ્ચે જે સખ્યભાવ છે તે વિકસતાં જીવનસંગિની જેવું પાત્ર તે બની શકી હોત; પણ તેનું અકાળે મૃત્યુ થાય છે. એટલે શૃંગારરસ સુધી તે જતું નથી. એમાં કર્તાની કલાનું ઔચિત્યભાન બરાબર સચવાયું છે. એક ભારતીય વૈષ્ણવ કવિની વિકસિત કલાને કારણે નિર્દોષ ને નિર્મળ એવી 'ગૌરી'નું પાત્ર જેમ ચંદ્રકાન્તના ચિત્તમાં સૂક્ષ્મ રૂપે સદા માટે અંકાઈ રહે છે તેમ જ તે સૌ ભાવકોના ચિત્તમાં પણ અંકાઈ જાય છે. તે તેના મૃત્યુ પછી તો કર્તાથી સર્વત્ર સર્વદા અનુભવાય છે. 'ગૌરી'નું પાત્રલેખન ચંદ્રકાન્તની કલાનો ઉત્તમ નમૂનો બની રહે છે.

આ સ્મૃતિકથામાં 'ધૂળની પગલીઓ'ને ફંફોસતાં જ જે અતીતલોક ઊઘડી આવ્યો છે તેને માણવામાં લેખકની સાથે ભાવકને પણ એમનો જ શબ્દ વાપરીએ તો 'લિજ્જત' પડે છે. આ અતીતલોકમાં, અલબત્ત ગામઠી, પણ કેટલું બધું વૈવિધ્ય

છે ! શરૂઆત દાહોદથી થાય છે, પણ ક્રમશ તે હાલોલ કંજરીમાં આવી વિસ્તરે છે ને પ્રસરે છે ને ઠરે છે લેખકના શૈશવ કૈશોર્ય સમયના તહેવારો, ઉત્સવો, રમતગમતો વગેરે લેખકની કલમમા પૂરી વીગતથી આવે છે, વેગભર આવે છે ને એના વર્ણનનો સઘન પેરેગ્રાફી પ્રવાહ આપણને ખેંચી જાય છે અહીં પ્રજાસમૂહોમા ભીલ, મુસ્લિમો, હરિજનો, વસવાયા વગેરે આવે છે વિવિધ ભેરુઓના સમૂહો આવે છે ને તે વિશે કર્તાનુ ગદ્ય સઘન પેરેગ્રાફોમા રમણે ચઢે છે 'ધૂળમાની પગલીઓ'નુ એક સ્વતત્ર આસ્વાદ્ય લક્ષણ છે કર્તાનો ભાષાવૈભવ. આ કર્તા જોકે ગાધીયુગનુ સતાન છે છતાં 'કોસિયા સમજે' તેવી ગાધીની લાગણીની માગણીની ભાષા નથી તો તે નથી સાક્ષરયુગની પણ. લેખક ચાલતી કલમે ભાષાને પ્રયોજતા, ઘડતા ને ઘડાતા જાય છે કોઈ શબ્દ શોધવો પડતો નથી ભાષાપ્રવાહના વેગમા તે આપમેળે આવીને ગોઠવાઈ જાય છે કર્તાએ પોતાની ૪૬ વર્ષની ઉમરે આ અતીતરાગીય કથા કહી છે ત્યારે તે પૂરતા પ્રૌઢ છે, નગરવાસી છે ને સુશિક્ષિત એવા પ્રાધ્યાપક છે ને જીવનની ગતિવિધિના પૂરા જાણકાર ને સમજદાર છે, પણ એમને આ સ્મૃતિકથા દ્વારા કોઈ સંદેશ આપવાનો નથી કોઈ એવી અમરતા'ના ઓરતા નથી. બસ, અતીતને ફરી જીવી લેવો છે એની લિજ્જત' માણવી છે 'બસ, આવુ આવું હતુ ને મઝા આવતી હતી તેમાં.' એટલી જ વાત કરવી છે, એટલે કે આ સ્મૃતિકથાકાર પોતાની આ આધેડ કહેવાય તેવી ઉમરે અતીતને જાણે કે માત્ર દ્રષ્ટા તરીકે, સાક્ષીભાવે પેલા અતીતમા રમમાણ બાલચદ્રકાન્તના દુર્વિલસિતો, ચેષ્ટાઓ, ક્રીડાઓને જુએ છે એક વિદગ્ધ' ચદ્રકાન્ત પોતાને જ શિશુમૂર્તિમાં મુગ્ધભાવે જુએ છે ને માણે છે પરિણામે એક જાતની રમૂજવૃત્તિ આખા લખાણમા આરપાર ઓતપ્રોત થતી પમાય છે ચદ્રકાન્ત શેઠે આ અગાઉ 'નદ સામવેદી' નામે ગદ્ય ખેડ્યુ જ છે એ ગદ્ય તેમને અહીં ફળ્યુ છે, તો પાછળથી ચંદ્રકાન્તે જે હાસ્યરસિક સગ્રહો આપ્યા છે તેનાં મૂળિયા પણ અહીં છે પોતે નાનપણમા કેવા કેવા ખેલ કર્યા હતા તે ઉપર તે પ્રૌઢવયે જાણે હસી લે છે, મૂછમા જાણે કે મરકી લે છે

કર્તા પચભૂતોનુ પૂતળું જ નથી એને આ વિશ્વના પચભૂતોમા અઢળક રસ છે તે લખે છે ' માટી હોય કે પાણી, પવન હોય કે પ્રકાશ અથવા આસપાસ અસીમ આકાશ હોય ત્યારે તેમના સપર્કે મારામાયે પૃથ્વી, જલ, તેજ વાયુ ને આકાશ – આ પાચેય તત્ત્વો હેલે - હિલ્લોળે ચડે છે '' આ હિલ્લોળા જોવા એમના ઋતુવર્ણનમા ખાસ જવુ જોઈએ.

કર્તાએ શિયાળો, ઉનાળો, વર્ષા ને છેવટે શરદ સુધીનો ઋતુભોગ માણ્યો છે એક આખો 'ઋતુસહાર અહીં નિરૂપિત છે ને એમ આ 'સ્મૃતિસહાર પણ પૂર્ણત્વ પામે છે ને પૂરો પણ થાય છે જોઈ શકાય છે કે ચદ્રકાન્ત શેઠ ગાધીયુગના હોવા છતા ગાધીજીની જેમ ભારવાહક ને ભારેખમ નથી, પણ રવીન્દ્રનાથની જેમ 'પંચભૂતોના પચામૃતના' રસિયા છે નહેરુ, કાલેલકર માટે પણ એમ જ હતુ ને ! They were more in tune with Tagore than Gandhiji. કાલેલકરની 'સ્મરણયાત્રા' પછી આવતી આપણી ગુજરાતી સ્મૃતિયાત્રાઓમા પચભૂતોના આનદનુ તત્ત્વ ચદ્રકાન્ત શેઠ તથા સુરેશ જોષીમા સવિશેષ છે જયતના 'વનાચલ'મા લેખક વનની વચ્ચે છે તોપણ 'નષ્ટનીડ'ની વતનવિચ્છેદની વેદનાના ભારથી તે લદબદ છે ને હું તો 'વનાચલ'નો માણસ છું, વનની વાત 'સદ્માતાનો ખાચો'મા ખાસ નથી, પણ ઘર બંધ થવાનુ દુ:ખ છે જ ચદ્રકાન્ત પંડ્યામા પણ ધરમપુરના જગલની વાત છે, પણ પંચભૂતોના પચામૃતની વાત તેમા નથી. આ બધા અતીતને તે हि नो दिवसा गता । – કહીને મનહિમન ગમગીન છે એક ચદ્રકાન્ત શેઠ જ છે જે આ આખા અતીતને પુનર્જીવિત કરી તેમા ખાબકીને જીવી લે છે ને લિજ્જત માણે છે, કશાય નિસાસા ને આહ વગર જ, જાણે કે અતીત નામના કોઈ નવા રસની સ્થાપના થાય છે

કાવ્યોપમ ગદ્ય તો 'વનાચલ'મા પણ છે, પણ એનો સ્થાયી ભાવ કરુણ છે પણ 'ધૂળમાની પગલીઓ'નુ ગદ્ય ઓછેવત્તે અશે આખા પુસ્તકમા કાવ્યોપમ તો છે જ, પણ તેનો સ્થાયીભાવ કરુણ નથી, પણ વિસ્મય' છે, "આવું આવુ હતું ને કેવુ કેવુ હતુ !'' એવો વિસ્મયભાવ લેખક માણે છે લિજ્જતથી તેથી એક પ્રકારનો આનંદ આવે છે વધુમા તે ગુજરાતી કવિતાને પણ યાદ કરવાનું ચૂકતા નથી. ધૂળમાની પગલીઓ' ગુજરાતી ભાષાની સ્મૃતિકથાઓમા તેના આવા વિશેષોથી ચિરસ્મરણીય રહેશે, એક વાગ્વિશેષરૂપે પછી લેખક કહે છે તેમ, 'હુ હજીય આગળ જઈશ.' આપણે કહીશું 'ભલે, પધારો, તથાસ્તુ.'

તા. ૮ ૧૦-૨૦૦૭ના રોજ વલસાડમાં ગુજરાતીના અધ્યાપક સંઘ ના ઉપક્રમે અપાયેલું વક્તવ્ય

■

ધૂળમાંની પગલીઓ (શૈશવના સસ્મરણો) ચન્દ્રકાંત શેઠ છઠ્ઠી આવૃત્તિ – સપ્ટેમ્બર, ૨૦૦૭ પ્રકાશક આર. આર. શેઠની કંપની પૃ ૧૬૦ મૂલ્ય રૂ ૯૦

# ઈંતિઝાર હુસૈન - એક પરિચય

ડૉ. વારિસ અલવી

આઝાદી પછીના હિંદ-પાક ઉર્દૂ સાહિત્યમાં ઈંતિઝાર હુસૈન એક પ્રતિભાશાળી લેખક તરીકે સમગ્ર ઉપખંડમાં સ્વીકૃતિ પામ્યા. આજ સુધીમાં ઈંતિઝાર હુસૈનના કથાસાહિત્ય વિશે જેટલું લખાયું છે એટલું ભાગ્યે જ ભારતીય ઉપખંડના કોઈ સર્જક વિશે લખાયું હશે. ઉર્દૂ ભાષાના અમેરિકન અને ઈંગ્લેન્ડના વિદ્વાનોએ પણ ઈંતિઝાર હુસૈનના સાહિત્ય વિશે પુષ્કળ લખ્યું છે. એક રીતે જોવા જઈએ તો ઈંતિઝાર હુસૈન માત્ર વાર્તાકાર નથી. તે એક સાહિત્યિક ફિનોમિના બની ગયા છે.

છેલ્લાં પચાસ વર્ષોમાં વિપુલ માત્રામાં લખનાર હુસૈને વાર્તા, નવલકથા ઉપરાંત વિવેચન સાહિત્યમાં પણ મહત્ત્વનું પ્રદાન કર્યું છે. એમનું વિવેચન પણ વ્યક્તિગત નિબંધનું રૂપ લે છે. ગંભીર વિષયોને પણ હુસૈન એમની આગવી શૈલીમાં એટલા રસાળ બનાવી દે છે કે એમની સામે ધંધાદારી, પ્રણાલિકાગત વિવેચન કરનારાઓ ભોંઠા પડી જાય છે. વિવેચનની ચવાઈ ગયેલી Jargonથી દૂર રહી વાતચીતની સુંદર ભાષામાં સાહિત્યના ગૂંચવણ ભરેલા કોયડાઓને તેઓ સરળતાથી ઉકેલે છે. ઉર્દૂ અને અંગ્રેજી સમાચારપત્રોમાં એમણે લખેલ વિવિધ સાંસ્કૃતિક વિષય પરની કોલમ અને સાહિત્યકારોનાં રેખાચિત્રો ખાસ્સાં લોકપ્રિય નીવડેલાં. આજે ૮૦ વટાવ્યા પછી પણ એમની કલમ અવિરત ચાલે જ છે.

ઉત્તરપ્રદેશના મેરઠ પાસેના ડિબાઈ નામના કસ્બામાં જન્મેલા ઈંતિઝાર હુસૈનનું આખું વ્યક્તિત્વ ઘડતર ભારતીય છે. ઉત્તરપ્રદેશનાં મેદાનો, ગોચર, ખેતર, પશુ-પંખી, લોકો, આ દેશની ઋતુઓ બધું જ એમને ગમે છે. એમાંય વરસાદની મોસમ અને એ મોસમમાં વણઝારની જેમ આવતા હિંદુસ્તાની તહેવારો એમને આજે પણ એવા ને એવા યાદ છે. ગામમાં આવતી રામલીલા અને નવટંકી એમણે બહુ જોઈ છે. ૧૯૪૭માં દેશ છોડ્યો ત્યારે અનેક લોકોની જેમ લાંબો વિચાર કર્યા વગર જ નિર્ણય લેવાયેલો. સંસ્કૃતિનું કે ઈતિહાસનું વિભાજન નથી કરી શકાતું એવી સમજ ત્યારે નો'તી. વળી એમની ઉંમરના લોકોને તો ઈસ્લામિક રાજ્યની રચના થાય એમાં પણ કોઈ રસ નો'તો. એટલે ભારત છોડવા પાછળ ક્ષણિક આવેશ અને ચોતરફનો ભયભર્યો માહોલ જ જવાબદાર પરિબળ ગણી શકાય.

લેખનના આરંભકાળમાં હુસૈને વાસ્તવવાદી વાર્તાઓ લખી હતી. આરંભગાળાની એમની વાર્તાઓમાં કોઈ પ્રકારની નવીનતા કે તાજગી નો'તી. એમનું ફલક અતિશય સાંકડું હતું અને વાર્તાઓ લગભગ રેખાચિત્રો જેવી હતી. જો આ જ પ્રકારની વાર્તાઓ તેઓ લખતા રહ્યા હોત તો આજે ઈંતિઝાર હુસૈનનું સાહિત્ય જગતમાં કોઈ સ્થાન જ ન હોત, કારણ કે વાસ્તવવાદી ધારાની વાર્તાને પ્રેમચંદ પછી સઆદત હસન મંટો, ઈસ્મત ચુગતાઈ, રાજેન્દ્રસિંહ બેદી અને કૃષ્ણચંદરે જે ઊંચાઈએ પહોંચાડી દીધી હતી ત્યાં સુધી પહોંચવાની પ્રતિભા કે કલ્પનાશક્તિ ઈંતિઝાર હુસૈન પાસે નો'તી. એ પાકિસ્તાન પહોંચ્યા ત્યારે સાવ સામાન્ય વાર્તાકાર હતા. પણ આજે ૫૦-૫૫ વર્ષ પછી તેઓ એક આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા સર્જક છે. એમની સર્જકતાને સંકોરનાર સૌથી મહત્ત્વનું પરિબળ બન્યું ભારત-વિભાજન. પાકિસ્તાન અંગેની નિર્ભ્રાન્તિ, પાકિસ્તાનની રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ અને ભારતની સ્મૃતિઓએ હુસૈનને એમનું મૌલિક અને લગભગ વિરલ કહી શકાય એવું વાર્તામાળખું આપ્યું.

વિભાજન પછી હુસૈન જેવા ઘણા શિક્ષિત અને બુદ્ધિજીવી યુવાનો ભારતમાંથી પાકિસ્તાન ગયા. આ બધા ગયા હતા ઉન્નતિ અને પ્રગતિની આકાંક્ષા લઈને, એક નવા દેશનું નિર્માણ કરવાના આદર્શ સાથે. શ્રી ઝીણાએ 'પાકિસ્તાન એક સેક્યુલર દેશ રહેશે' એવું કહેલું. પણ ટૂંક સમયમાં જ ત્યાં પાકિસ્તાનને એક ઈસ્લામિક રાજ્ય બનાવવાની અને શરિયતના સિધ્ધાંતો ઉપર બંધારણ રચવાની વાતો થવા લાગી, રાજકીય ખૂન થવા લાગ્યાં, લશ્કરી બળવા થયા, લશ્કરી શાસન લદાયું. કટ્ટરપંથીઓ સખ્ત ઈસ્લામી ધારાધોરણોની માગણી કરવા લાગ્યા. એહમદિયા પંથને બિનમુસ્લિમ (કાફર) જાહેર કરવામાં આવ્યો, એમની વિરુધ્ધ રમખાણો થયાં, એમનાં માલ-મિલકત બાળી દેવામાં આવ્યાં. શિયા અને સુન્ની વચ્ચે પણ રમખાણો થયાં. ભાષાકીય અને આંતરપ્રાંતીય રમખાણો પણ થયાં. હવે લડાઈ કોઈ બીજી પ્રજા સાથે નો'તી. મુસ્લિમ જ મુસ્લિમ સામે લડતા હતા એટલે મનોમંથન વધુ પીડાદાયક હતું. ભારત સાથેનાં યુધ્ધો અને કારમી હાર, બાંગ્લાદેશની રચના, ભુટ્ટોને ફાંસી જેવી ઘટનાઓએ પાકિસ્તાનને સંપૂર્ણ અરાજકતા તરફ ધકેલી દીધું. ભારતથી ગયેલા મુહાજીરોએ અલગ પ્રાંતની રચના કરી. પખતુન અને બલુચો પણ જુદો પ્રાંત માગવા લાગ્યા. સિંધની પણ અલગ

પ્રાતની માગણી છે જ અફઘાનિસ્તાન સાથેના મેળાપીપણામાથી તાલેબાનનો જન્મ થયો અને આતકવાદ વધુ ને વધુ વકરતો ગયો. પાકિસ્તાનની પ્રજાની સલામતી ઘટતી ગઈ અને દેશનો ચહેરો વધુ ને વધુ વરવો થતો ગયો.

પરિસ્થિતિ જ્યારે આ હદે વણસેલી હોય ત્યારે કયા માનવસબધો કે સામાજિક સુધારા કે માનવતાવાદી સમસ્યાઓ પર વાસ્તવવાદી ધારાની વાર્તા રચાઈ શકે ? હુસૈન પૌરાણિક કથાસાહિત્યમાથી પ્રતીકો લઈ આધુનિક સમસ્યાઓને સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરિણામે સાવ નવા પ્રકારની વાર્તા અસ્તિત્વમાં આવી, જે સેંકડો વર્ષ જૂની અને પ્રાચીન હતી, પણ વાત આપણા જમાનાની કરતી હતી. આજના માનવીને, એની સમસ્યાઓને સમજવા હુસૈન પ્રાચીન કથાઓનો Allegory તરીકે ઉપયોગ કરે છે કેટલીક વાર કથાનું સ્વરૂપ પ્રાચીન બની જતુ પણ ઘટનાક્રમ આધુનિક રહેતો, કેટલીકવાર ટાઈપ અને આર્કીટાઈપ સમાતર ગતિ કરતા. કેટલીકવાર અર્વાચીન વાતાવરણમા કોઈ પ્રાચીન ખલનાયકની ઝલક જોવા મળતી અને લાગતુ કે જે કંઈ અત્યારે થઈ રહ્યુ છે તે બધુ પહેલા પણ થતુ જ આવ્યુ છે અને જ્યાં સુધી માનવી પોતાની આતરિક શક્તિઓથી તેનો મુકાબલો નહીં કરે ત્યા સુધી ઐતિહાસિક ઘટનાક્રમમા કોઈ ફેર પડવાનો નથી. એક બાજુ વિભાજન પછી મૂળિયામાથી ઉખડી ગયેલા લોકોની દ્વિધા હતી, એમનો અતીતરાગ હતો ભારતમા જોયેલી-અનુભવેલી ગગા જમની મિશ્ર સસ્કૃતિનો પાકિસ્તાનમા સદંતર અભાવ હતો. બધા જ સપનાઓ અને આદર્શો પાકિસ્તાનના અરાજકતાભર્યા અસહિષ્ણુ વાતાવરણમા ઠગારા નીવડ્યા હતા. નિર્ભ્રાન્તિ અને મૂલ્યહ્રાસનું વાસ્તવિક ચિત્ર રજૂ કરવામા અનેક ભયસ્થાનો હતા એટલે હુસૈને કલ્પનો, પ્રતીકો અને પુરાકલ્પનોનો ઉપયોગ કર્યો પ્રાચીન સૂફીવાદી ગ્રથો, પેગબરની હિઝરત, કરબલામા ઈમામ હુસેનની શહાદત, કુરાન, બાઈબલ, રામાયણ, મહાભારત વગેરેમાથી ચૂટેલી વાર્તાઓ વડે હુસૈને આજના માનવીની આતરિક સમસ્યાઓનુ નિરૂપણ કર્યું આ ભગીરથ કામ માટે હુસૈન પૂરા સુસજ્જ હતા. ઉર્દૂ ભાષાની જુદી જુદી શૈલીઓ ઉપર એમનુ ગજબનું પ્રભુત્વ હતુ હુસૈન જે ભાષા પ્રયોજે છે એને ટકશાલી ઉર્દૂ કહે છે (એ ભાષા જેના શબ્દો અને વાક્યપ્રયોગો ઉર્દૂની પ્રાચીન પરપરાગત ટકશાળમા ઘડાયેલા હતા) આ ટકશાળી ઉર્દૂનો આધુનિક યુગની નવી વાર્તા માટે ઉપયોગ કરવાનુ ઇંતિઝાર હુસૈનનુ પરાક્રમ વિરલ અને અદ્ભુત છે દાસ્તાન – Oral Storiesની શૈલી પણ હુસૈનના કથા-સાહિત્યમા છે કારણ કે એમણે નાનપણમા આ દાસ્તાનો બહુ સાભળી હતી. અરેબિયન નાઈટ્સની, બાઈબલની, કુરાનની, જાતકની શૈલી અજમાવતા હુસૈન એટલી હદે મૌલિક છે કે એમની નકલ કરનારા કોઈ સફળ ન થયા. એમની શૈલીમા લખવાની કોશિશ ઘણાએ કરી પણ કશ્તી કે શહરે અફસોસ માત્ર હુસૈન જ લખી શકે એવું બધાએ કબૂલવુ પડ્યુ He remains a unique writer of his time સુફીઓના મલફુઝ્રામ એટલે એમની વાણીની વિશિષ્ટતાઓના સર્જનાત્મક ઉપયોગથી એમણે વાચકને દિગ્મૂઢ કરી દીધેલ છે Fables એટલે જેને ઉર્દૂ ફારસીમા હિકાયત કહેવાય છે એ પ્રકારમા પણ એમણે સુદર વાર્તાઓ લખી છે હજારો પાનાઓમા પથરાયેલી દાસ્તાનોની વિશાળ અને સમૃધ્ધ શબ્દભડોળ ધરાવતી પ્રશિષ્ટ ઉર્દૂનો વિનિયોગ હુસૈનની બહુ મોટી સિદ્ધિ છે

પશ્ચિમનુ કથાસાહિત્ય હુસૈને વાચ્યુ છે અનુવાદ પણ પુષ્કળ કર્યા. ચેખવ તો એમનો પ્રિય સર્જક છે પણ જ્યા વાત સર્જનની આવે છે ત્યા એ પશ્ચિમના આકર્ષણ કે વળગણથી એકદમ જ મુક્ત છે કહેવાતુ આધુનિક સાહિત્ય એમને નથી ગમતુ વાસ્તવવાદી સાહિત્ય તરફ પણ એમને ખાસ આદર નથી. પ્રેમચદજીની હેતુલક્ષી, વાસ્તવવાદી વાર્તાઓ પર સખ્ત ટિપ્પણી કરી એમણે એક જમાનામાં સાહિત્યજગતમા ખાસ્સો ઊહાપોહ મચાવેલો. હુસૈનનુ કહેવુ એમ છે કે ભારતીય ઉપખંડનુ ખરુ સાહિત્ય આપણી પૌરાણિક કથાઓ, કથાસરિત્સાગર, જાતક કથાઓ, પંચતત્ર, અરેબિયન નાઈટ્સ અને ઉર્દૂમા લખાયેલી દાસ્તાનોના વિશાળ ભડારમાં સચવાયુ છે વાર્તાઓની આપણી તો એ જ પરપરા હતી. જેને આપણે પશ્ચિમી સાહિત્યના આધળા અનુકરણમા ત્યજી દીધી. એ વારસાને લઈને આપણે આગળ ધપ્યા હોત તો કદાચ આપણા વાર્તા સાહિત્યને નવો અવકાશ સાપડ્યો હોત. આ પ્રાચીન વાર્તાઓ અને વાર્તાકથનની શૈલી દ્વારા હુસૈને માત્ર વ્યક્તિગત વેદના જ નથી ઠાલવી પણ સાથે સાથે આપણા યુગની સમસ્યાઓનુ કલાત્મક નિરૂપણ પણ કરી બતાવ્યું છે

ખરેખર ઇંતિઝાર હુસૈનનું કથાસાહિત્ય એક એવા સાગર જેવુ છે જેમાં વિવિધ પ્રકારની કથનશૈલીના અનેક પ્રવાહો ભળીને એક થઈ જાય છે એ સાગરમાંથી અદ્ભુત વાર્તાના ચમકદાર મોતી મળ્યા છે એમા એક આખા યુગના ઐતિહાસિક અને સાસ્કૃતિક તોફાનો સમાઈ જાય છે કવિતાની ભાષામા કહીએ તો ગૌહર મેં કૈદ હુઆ ઈઝતિરાઝ દરિયા કા * ની જેમ સમાઈ જાય છે

(*જેવી રીતે મોતીમા સમુદ્રોની વિશાળતા સમાઈ જાય છે તેવી જ રીતે ઇંતિઝાર હુસૈનની શૈલીમાં કલા અને જગતની અસખ્ય ચળવળો સમાઈ ગઈ છે )

■

# ઈંતિઝાર હુસૈન : સાહિત્ય અને જીવનક્રમ

**સંકલન : શરીફા વીજળીવાળા**

જન્મ : ૨૧ ડિસેમ્બર, ૧૯૨૩ કે ૧૯૨૫ (ખૂદ હુસેન પણ આ બાબતે ચોક્કસ નથી)

જન્મ સ્થળ : ડિબાઈ, જિ. બુલંદ શહેર, ઉત્તરપ્રદેશ

પિતા : મૌલવી મંજરઅલી

શિક્ષણ : એમ. એ. (ઉર્દૂ) ૧૯૪૬માં મેરઠથી. પછીથી અંગ્રેજીમાં પણ એમ.એ. કર્યું.

પ્રથમ વાર્તા : 'કય્યુમા કી દુકાન ' ૧૯૪૮માં.

લગ્ન : ૧૯૬૬માં. સંતાન નથી. પત્નીનું હમણાં ૧૯૦૪માં અવસાન થયું. અત્યારે લાહોરમાં એકલા જ રહે છે.

ઈંતિઝાર હુસૈનનો જન્મ રૂઢિચૂસ્ત શિયા પરિવારમાં થયેલો. પિતા મૌલવી હતા અને ખાસ્સા જુનવાણી વિચારો ધરાવતા. પોતાના દીકરાને આધુનિક કેળવણીથી બરબાદ થવા નહોતો દેવો એટલે નિશાળે જ ન મોકલ્યો. હુસૈનને ઘરમાં જ ભણાવવામાં આવતા. જેમાં ધર્મગ્રન્થોનો સમાવેશ જ વધારે થતો. પણ હુસૈને દાદી પાસેથી વાર્તાઓ સાંભળવાની સાથે 'અરેબિયન નાઈટ્સ', 'હાતિમતાઈ' વગેરે વાંચી કાઢ્યું. હાપુરની નિશાળમાં એમને સીધા આઠમા ધોરણમાં દાખલ કરવામાં આવ્યા. કોલેજ શિક્ષણ એમણે મેરઠમાં લીધું. વિભાજનની ઘટનાએ એમની જિંદગીને બદલી નાંખી. ધર્મના નામે થતી હિંસા જોઈને સ્તબ્ધ બની ગયા. આમ પણ ઘરના બંધનથી છૂટવું હતું. પળના આવેશમાં લાહોર ગયા ત્યારે ધાર્યું નો'તું કે આ કાયમી દેશવટો છે ને વતનમાં ફરીથી વસી નહીં શકાય.



આરંભના ગાળામાં અલ્લામા ઈકબાલથી અને નૂન મીમ રાશિદથી પ્રભાવિત થઈને શાયરી બાજુ વળ્યા. પણ થોડીક નઝમ લખ્યા પછી એ દિશા સદંતર બંધ જ થઈ ગઈ. ઓક્ટોબર ૧૯૪૭માં ભારત છોડી પાકિસ્તાન ગયા અને પત્રકારત્વનો વ્યવસાય સ્વીકાર્યો. સાપ્તાહિક 'નિઝામ'ના સંપાદક તરીકે કામ કર્યું. ૧૯૪૯માં દૈનિક 'ઈમરોઝ' અને ૧૯૫૨માં દૈનિક 'આફાક' સાથે સંકળાયા. થોડોક સમય પ્રસિદ્ધ ઉર્દૂ માસિક 'અદબ-એ-લતીફ'નું સંપાદન પણ કર્યું. ત્રણેક દાયકા સુધી 'મશરીક' ઉર્દૂ દૈનિકમાં કટારલેખક રહ્યા. ૧૯૮૯માં 'The Frontier Post'માં જોડાયા.

૧૯૪૭માં જ્યારે લાહોરમાં ઠરીઠામ થયા ત્યારે હુસૈનને સમજાયું કે નવા દેશમાં પણ સર્જનાત્મક સાહિત્યનું વલણ પ્રગતિવાદી સર્જકો જેવું જ હતું. હુસૈન ખાસ્સા નિરાશ થયા પણ એ દિવસોમાં એમણે નાસિર કાઝમી (૧૯૨૫-૭૨)ની થોડીક કવિતાઓ વાંચી. એમને પ્રતીતિ થઈ ગઈ કે આ એ જ અવાજ હતો જેની તેઓ અત્યાર સુધી રાહ જોતા હતા. એવો અવાજ 'જે પેલા અનુભવના ઊંડાણ-તળ સુધી લઈ જાય. એના દર્દ સુધી પહોંચાડી શકે.' એ બેઉએ એકમેકને શોધી કાઢ્યા. એમના વિચારો એટલી હદે મળતા હતા કે હુસૈને તો જાહેર કર્યું કે તેઓ 'પાકિસ્તાનની પહેલી સાહિત્યિક પેઢી' હતા. અને 'નવી જાગૃતિ - સભાનતાના પ્રતિનિધિ' હતા. 'બસ્તી' નવલકથામાં ઝાકીરના નિકટતમ મિત્ર અફઝલમાં ઘણાએ નાસીર કાઝમીના પાત્રને પ્રતિબિંબિત થતું જોયું છે. હુસૈનની વાર્તાઓ અને નાસીર કાઝમીની સાથેનો સાહિત્યિક વાર્તાલાપ ભારતીય અને પાકિસ્તાની સામયિકોમાં નિયમિતપણે પ્રગટ થતાં રહ્યાં છે.

પ્રકાશિત પુસ્તકો :

૧. વાર્તાસંગ્રહ : (i) ગલીકૂચે (૧૯૫૨), (ii) કંકરી (૧૯૫૩), (iii) આખિરી આદમી (૧૯૬૭), (iv) શહર-એ-અફસોસ (૧૯૭૨), (v) કછુએ (૧૯૮૧), (vi) ખેમે સે દૂર (૧૯૮૬), (vii) ખાલી પિંજરા (૧૯૯૩), (viii) શહરઝાદ કે નામ

૨. નવલકથા : (i) ચાંદગહન (૧૯૫૩), (ii) દિન ઔર દાસ્તાન (૧૯૫૯), (iii) બસ્તી (૧૯૮૦), (iv) તઝિકરા (નયા ઘર) (૧૯૮૭), (v) આગે સમંદર હૈ (૧૯૯૫),

૩. નાટક : (i) ખ્વાબોં કા સફર (૧૯૬૮), (ii) નફરત કે પર્દે મેં (૧૯૭૦), (iii) પાની કે કૈદી (૧૯૭૩)

૪. પ્રવાસ : (i) ઝમીન ઔર ફલક ઔર... (૧૯૮૭), (ii) નએ શહર પુરાની બસ્તિયાઁ

૫. સંસ્મરણ : (i) ચરાગોં કા ધુઆઁ, (ii) દિલ્લી જો એક શહર થા

૬. અનુવાદ : (i) ઘાસ કે મૈદાનોં મેં : ચેખવ (નવલકથા), (ii) નઈ પૌધ : ઈવાન તુર્ગનેવ (નવલકથા - ૧૯૫૨), (iii) નાવ ઔર દૂસરે અફસાને : (અમેરિકી વાર્તાઓ - ૧૯૫૮), (iv) સૂર્ખ તમગા : (સ્ટીફન ક્રેનની નવલકથા - ૧૯૬૦), (v) ફલસફે કી નઈ તશ્કીલ : જાન ડેવી (દર્શનશાસ્ત્ર - ૧૯૬૧), (vi) સારા કી બહાદુરી : (નવલકથા - ૧૯૬૩), (vii) માઓ ત્સે તુંગ : (જીવનકથા - ૧૯૬૩), (viii) હમારી બસ્તી : થાર્નટન વાઈલ્ડર (નાટક - ૧૯૬૯)

૭. એમની વાર્તાઓના અંગ્રેજી અનુવાદો તો ઘણા થયા છે. નીચેના વાર્તાસંગ્રહો પણ પ્રકાશિત થયા છે.

(i) An Unwritten Epic and other Stories (ii) Leaves (iii) Circle and other Stories (iv) A Chronicle of the Peacocks

■

# અનોખા વાર્તાકાર : ઈંતિઝાર હુસૈન

શરીફા વીજળીવાળા

ભારત અને પાકિસ્તાન બેઉના વીત્યા ચાર પાચ દાયકાના ઉર્દૂ સાહિત્યમા ઈંતિઝાર હુસૈનનુ નામ અતિ આદર સાથે લેવાય છે મટો કૃષ્ણચદર, રાજેન્દ્રસિંહ બેદી, ઈસ્મત ચુગતાઈ પછીથી આવનારી પેઢીના એ મુખ્ય ગદ્યકાર છે એમની વાર્તાઓના અનેક ભાષાઓમા અનુવાદ થયા છે ઉર્દૂ ભાષાના અમેરિકા અને ઈંગ્લેન્ડમા વસતા વિદ્વાનોએ એમના સાહિત્ય વિશે પુષ્કળ લખ્યુ છે ઉર્દૂ અને અગ્રેજી સમાચારપત્રોમા સાહિત્યિક અને સાસ્કૃતિક પ્રશ્નો પર સતત લખતા રહેલા હુસૈન પાસેથી અત્યાર સુધીમાં 'ચાઁદગહન', 'બસ્તી', 'આગે સમદર હૈ', 'તઝિકરા' (નયા ઘર) જેવી પાચેક નવલકથા તથા 'ગલી કૂચે', 'કકરી', આખિરી આદમી', 'શહરે અફસોસ' 'કછુએ', 'ખેમે સે દૂર', 'ખાલી પિંજરા', 'શહરઝાદ કે નામ' જેવા આઠેક વાર્તાસગ્રહ મળ્યા છે રગમચ, રેડિયો તથા ટેલિવિઝન માટે નાટકો લખનાર હુસૈને પુષ્કળ અનુવાદો પણ કર્યા છે અને પ્રાચીન ઉર્દૂ કથાઓનુ સપાદન પણ કર્યું છે વ્યક્તિગત નિબધનુ રૂપ ધારણ કરતા એમના વિવેચનમા પરપરાગત cliche ભાગ્યે જ દેખાય છે આજે ૮૦ વટાવી ચૂક્યા પછી પણ સતત લખતા રહેલા હુસૈન બસ્તી' નવલકથા માટે મળેલો પાકિસ્તાનનો સર્વોચ્ચ સાહિત્યિક પુરસ્કાર (આદમજી પુરસ્કાર) પાછો વાળી ચૂક્યા છે

ઈંતિઝાર હુસૈન કદાચ મટો અને ફૈઝ પછીના એવા પાકિસ્તાની સર્જક છે જે આખા ભારતીય ઉપખડમા લોકપ્રિય અને પ્રતિષ્ઠિત હોય અખડ હિંદુસ્તાનમા યુ પી.ના ડિબાઈ નામના કસ્બામાં જન્મેલા આ લેખકે હિંદુ-મુસ્લિમ સહજીવનને સાવ નજીકથી જોયું છે અનુભવ્યુ છે ગામમા આવતી રામલીલા અને નૌટંકીનો આનદ નાનપણમા ભરપૂર માણ્યો છે દિવાળીના દીવા ચોરેલા એ તેઓ હજી આજેય નથી ભૂલ્યા. ઘરને અડીને આવેલા મદિરની વહેલી સવારની આરતીનો ઘટારવ આજે આટલાં વર્ષો પછી પણ એમના કાનમાં એવોને એવો ગૂજે છે આજે પણ વરસાદી મોસમમા વણઝારની જેમ આવતા હિંદુસ્તાની તહેવારોની એમને ખોટ સાલે છે એક મુલાકાતમા એમણે સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે 'આપણી માન્યતાઓ ઈસ્લામમાથી આવી છે પણ સસ્કૃતિ ભારતમાથી આવી છે અને મને ધર્મમાં નહીં, સસ્કૃતિમાં વધુ રસ છે ' પોતે જેમા ઉછર્યા છે તે સહિયારી હિંદુ મુસ્લિમ સસ્કૃતિ માટે એમને ખૂબ આદર છે, લગાવ છે તેઓ દઢપણે માને છે કે હિંદુ મુસ્લિમ સસ્કૃતિ, આરબ મુસ્લિમ સસ્કૃતિ કરતાં ચડિયાતી છે કારણ કે હિંદુ મુસ્લિમ સસ્કૃતિમા સમન્વય સાધવાની સહજ શક્તિ છે, મનની મોકળાશ છે, વ્યાપકતા છે એમા અપાર સર્જનાત્મક શક્યતાઓ પડેલી છે એવી હુસૈનને શ્રદ્ધા છે પોતાના સર્જનને મૂલવતા ઈંતિઝાર હુસૈન કહે છે 'મારામાં પ્રાચીન ભારતીય પરંપરા, ઈસ્લામિક પ્રવાહ અને પશ્ચિમી વિચારોનો આધુનિક પ્રવાહ આ ત્રણેયનુ મિશ્રણ છે ' એમની વાર્તાઓ એમના આ વિધાનની પુષ્ટિ કરે છે

૧૯૪૭ પછી ભૌગોલિક દષ્ટિએ પાકિસ્તાની બની ગયેલા હુસૈન જેવા અનેક સર્જક વિવેચકોને આ પ્રશ્નો મૂંઝવતા હતા હવે પાકિસ્તાની સાહિત્યની ઓળખ શી ? હિંદુસ્તાનમા તો પરમ્પરા અને ઈતિહાસ અતૂટ હતા. પ્રશ્ન નવા સર્જાયેલા પાકિસ્તાન સામે ડાચા ફાડીને ઊભો હતો. અહીં પેલી નિરન્તરતા તૂટી ગઈ હતી. જો એ લોકો હવે એક અલગ પ્રજા હોય તો એમની સામાજિક, સાંસ્કૃતિક ઓળખ શી ? એમનો ઈતિહાસ ક્યાથી શરૂ થાય છે ? હિંદુસ્તાનનો જે પ્રાચીન ઈતિહાસ છે એની સાથે એમનો કોઈ નાતો ખરો કે નહીં ? આખરે એમના મૂળિયા ક્યા છે ? દેશ એક અને વતન બીજુ એવી બેવડી વફાદારીમાં વહેંચાઈ ગયેલી પ્રજાના આ પ્રશ્નો છે આ લેખકની આવી મૂંઝવણ, અકળામણને દિવસે દિવસે વધુ ને વધુ તગ થતું જતું સંકુચિત થતું જતું પાકિસ્તાનનું વાતાવરણ વધારે છે પોતાની અકળામણને સર્જનાત્મક કૃતિઓ દ્વારા વાચા આપતા ઈંતિઝાર હુસૈન પોતાના કથા સાહિત્યમા હિંદુ મુસ્લિમ પુરાકથાઓ જાતક કથાઓ, બોધકથાઓ, લોકજીવન અને વ્યવહારની સંચિત સ્મૃતિઓને વારંવાર પ્રયોજીને આડકતરી રીતે જવાબ આપી દે છે કે એક મુલકના લોકોને જમીન પર એક લકીર દોરી અલગ કરી દેવાથી એમની સસ્કૃતિ, ઈતિહાસ, પુરાકથાઓ કે લોકજીવનની વહેંચણી નથી થઈ જતી.

રાજકારણીઓ ભલે નિજી સ્વાર્થ માટે હિંદુ મુસ્લિમને લડાવ્યા કરે પરતુ સત્ય તો એ છે કે આ ઉપમહાદ્વીપમાં હિંદુ કે મુસ્લિમ અસ્મિતા એકમેક વગર કલ્પી જ નથી શકાતી આ બેઉ ધર્મના લોકો ૧૨૦૦ વર્ષથી એકમેકના પડોશમાં રહેતા આવ્યા છે એમનાં ભાષા, સાહિત્ય, સંગીત, સ્થાપત્ય સઘળું સહિયારું જ છે એમના ધર્મ અલગ છે પણ સંસ્કૃતિ

એક જ છે અને ઈંતિઝાર હુસૈન ધર્મ કરતાં સંસ્કૃતિને વધુ મહત્ત્વ આપે છે. પાકિસ્તાનના જોખમી, અંતિમવાદી માહોલમાં રહેવા છતાં હુસૈન આ સત્ય વારંવાર કહેતા રહ્યા છે. એમની વાર્તાઓ કહે છે કે ૧૯૪૭માં હુસૈને ભલે ભારત છોડ્યું હોય પણ ખરેખર આજે પણ હજી ભારત છૂટ્યું નથી. એટલે જ એમના કથાસાહિત્યમાં વારંવાર વિભાજનને કારણે પાછળ છૂટી ગયેલા ઘર-વતન, વતનની ગલીઓની વાત આવે છે. એમના કથા સાહિત્યમાં વિભાજન નિમિત્તે થયેલ કોમી દંગા ફસાદ કે વરવી કત્લેઆમ સીધી ઘટના તરીકે નથી નિરૂપાયાં. પણ આ બધાને કારણે અનુભવેલી તીવ્ર પીડાના ઓથારને આ કથાસાહિત્ય નિરૂપે છે. એમની વાર્તાઓ વિભાજન પહેલાનાં સ્થળ-કાળમાં વિહરે છે. સપનું બની ગયેલાં ગામ-ઘર, ગામની ગલીઓ, ત્યાં વીતેલું બાળપણ વગેરે આલેખતા હુસૈન જાણે કે વાર્તા-નવલકથા દ્વારા જીવાયેલા જીવનને ફરીથી જીવે છે. એમના કથા-સાહિત્ય દ્વારા વિભાજન પછીના પાકિસ્તાનની અરાજક હાલત આલેખતા સર્જક વારંવાર આ મહાદેશ શા માટે બે ટુકડામાં વહેંચાયો ? જેવા પ્રશ્નો પર જઈ ચડે છે. સદીઓના સહજીવનથી જે ટેવાયેલા હતા એવા સામાન્ય માણસના દૃષ્ટિબિંદુથી સતત આ ઘટના પાછળનાં કારણો ફંફોસતા હુસૈન માને છે કે વિભાજન જેવી કારમી ઘટનાનો ખુલાસો તો કદાચ સમય પાસે પણ નહીં હોય. પોતાના કથાસાહિત્ય દ્વારા, વાતચીત દ્વારા હુસૈન સતત આ સહિયારી સંસ્કૃતિમાંની પોતાની આસ્થા દ્રઢાવતા રહ્યા છે. એમના સાહિત્યમાંથી આપણે ભાષા અને સાંસ્કૃતિક વિભાજનનો અસ્વીકાર પામી શકીએ છીએ. ઈંતિઝાર હુસૈન જેવા સર્જકોનું સાહિત્ય આપણને દિલાસો આપે છે કે ભારતનું વિભાજન રાજનૈતિક વિભાજન હતું, સાંસ્કૃતિક નહીં, કારણ કે સંસ્કૃતિને કોઈ વિભાજિત કરી શકે જ નહીં.

પ્રગતિવાદી સર્જકોએ વિભાજનને પ્રમાણમાં મર્યાદિત દૃષ્ટિકોણથી જોયું હતું. આર્થિક, રાજકીય, ઐતિહાસિક... એમ સમગ્ર પરિપ્રેક્ષ્યમાં આકલન નહીં કરી શકવાને કારણે એમની વાર્તાઓમાં વિભાજનના સીધા પરિણામરૂપ કોમી હિંસા - રમખાણો કેન્દ્રમાં રહ્યાં, જે પરિબળોએ વિભાજન અને રમખાણોને જન્મ આપ્યો તે મોટાભાગે વણસ્પર્શ્યા જ રહ્યાં. પરંતુ ભારત અને પાકિસ્તાન બેઉ જગ્યાએ એવા સર્જકો હતા જે વિભાજનને સહેલાઈથી લખી વાળી શકે એમ નો'તા. કુર્તલૈન હૈદર, રાહી માસૂમ રઝા, ઈન્તઝાર હુસૈન વગેરે આવા સર્જકો છે. આ બધામાં ભારતીય ઉપખંડના મુસ્લિમોના ઈતિહાસ બાબતે ઈંતિઝાર હુસૈન સૌથી વધુ સભાન અને મગરૂર લેખક છે. પોતાની મોટાભાગની કૃતિઓમાં હુસૈન હિંદુસ્તાની હોવાની અને મુસ્લિમ હોવાની પ્રબળ છાપ પાડે છે. ઈતિહાસે એમને ભારતીય હોવું અને મુસ્લિમ હોવું એ બે વચ્ચેની પસંદગી સામે મૂકી આપ્યા છે. બંને પક્ષે એક સાથે વફાદારી નિભાવવાની, બંને વચ્ચે તાણાવાણાની નાજુક જાળ ગૂંથવાની તક વિભાજને કમનસીબે એમની પાસેથી ઝૂંટવી લીધી છે. પોતાની જાતને હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના સંતાન તરીકે ઓળખાવતા હુસૈનના ભારતીય-મુસ્લિમ સંસ્કૃતિ વિશેના, પાકિસ્તાન બનવા વિશેના, હિઝરત વિશેના વિચારો મૌલિક છે, આગવા છે. એમણે કહ્યું છે : 'મને સમજાતું નથી કે શુધ્ધ ઈસ્લામિક સંસ્કૃતિ કોને કહેવાય. હું તો એ હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિનું સંતાન છું જેણે એક ઈતિહાસને આકારિત કર્યો છે.' હુસૈન સ્પષ્ટપણે માને છે કે 'ભારતીય-મુસ્લિમ સંસ્કૃતિ અહીંના બૌદ્ધિક અને ભાવાત્મક માહોલના પ્રતિભાવરૂપે જન્મેલી-વિકસેલી મિશ્ર સંસ્કૃતિ છે. નિઝામુદ્દીન ઓલિયા અને અમીર ખુસરો આ સહિયારી સંસ્કૃતિનાં પ્રતીકો છે. નિઝામુદ્દીન ઓલિયાએ એકવાર કહેલું કે હું અલાસ્તનું ગીત (ઈશ્વર એક છે એવું ગીત) રાગ પૂર્વીમાં સાંભળું છું.' હુસૈન માટે સહિયારી સંસ્કૃતિનો અર્થ આ છે. એ કહે છે : આ માનસમાંથી એકતા સર્જાઈ જેણે ભારતીય-મુસ્લિમ સંસ્કૃતિને આકાર આપ્યો. પણ આપણે આ એકતાને લાંબો સમય ટકવા ન દીધી. સંસ્કૃતિના આ સર્જનાત્મક મિશ્રણની પ્રક્રિયા પ્યુરિટન માનસનો ભોગ બની. હું માનું છું કે આ સતત ચાલતી રહેલી સાંસ્કૃતિક પ્રક્રિયાને સાવ અકુદરતી રીતે અટકાવી દેવામાં આવી. એક તરફ એવો રૂઢિચુસ્ત મુસ્લિમ સમૂહ હતો જે પોતાનો તત્કાલીન ઈતિહાસ સાવ ભૂંસી નાખવા માગતો હતો અને મુસ્લિમો ભારતમાં આવ્યા એ પહેલાંના યુગમાં જીવવા માગતો હતો. બીજી બાજુ એવા રૂઢિચુસ્ત હિંદુ હતા જે આ આંતરપ્રક્રિયાની ઉપેક્ષા કરવા મથતા હતા અને એ પ્રક્રિયા શરૂ થવા પૂર્વેના કોઈક સમયમાં પાછા ફરવા માગતા હતા. બંને તરફનાં આ પ્રત્યાઘાતી, અંતિમવાદી તત્ત્વોએ આ મિશ્ર સંસ્કૃતિના માર્ગને રુંધ્યો, આપણને અભૂતપૂર્વ પીડા, દારુણ યાતના આપી. મને લાગે છે કે આ ઉપખંડની પ્રજાની બધી જ વિટંબણાઓ અને પીડાઓનું પાયાનું કારણ એ છે કે ગણ્યાગાંઠ્યા માણસો પ્રગતિ અને સંસ્કૃતિના ઉત્થાનને થંભાવી દેવામાં સફળ-સમર્થ નીવડ્યા.' હુસૈનની દૃષ્ટિએ હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિ સિંધુ-ગંગાનાં મેદાનોની સંયુક્ત સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિ બંને ધર્મપરંપરાઓનાં ઉત્તમ તત્ત્વોનું પ્રતિનિધિત્વ કરે છે. આ એવી સંસ્કૃતિ છે જે મહાભારત-રામાયણ હોય કે કરબલાની દારુણ ઘટના હોય, કશાની ઉપેક્ષા નથી કરતી.

પણ ૧૯૪૭માં આ બધાનો નિર્ણયાત્મક અંત આવ્યો. ૧૯૪૭ની ઘટનાઓ એક રીતે હિંદુ-મુસ્લિમ એકતાની સામે

કામ કરી રહેલી વિભાજક વૃત્તિઓની પરાકાષ્ઠા અને છેવટની જીતનુ પ્રતિનિધિત્વ કરે છે ગુમાવેલા સ્વર્ગની પાછળ રુદન કરવામા રોદણા રડવામા નહીં પણ તેને સ્થાને નવુ સ્વર્ગ રચવામા સર્જન સમાયેલુ છે એવુ માનતા હુસૈન શરૂઆતના ગાળામા ૧૯૪૭ની ઘટનાઓના પરિણામને એટલે કે પાકિસ્તાનની રચનાને સ્વીકારી લેવાના મતના હતા. જો કે એક વાત નોંધવી જરૂરી લાગે છે કે શરૂઆતના ગાળામાં પાકિસ્તાનના નિર્માણને ઐતિહાસિક જરૂરિયાત માનનાર હુસૈન ચાર પાંચ દાયકા પછી કબૂલે છે કે પોતાની એ માન્યતા ભૂલભરેલી હતી. મુસ્લિમ પ્રજાના ઈતિહાસમા હિઝરત એના વ્યાપક અર્થમા એના તમામ સૂચિતાર્થો સાથે આગવુ સ્થાન ધરાવે છે એટલે હુસૈનને ૧૯૪૭ની હિઝરતના અનુભવ પછી કશાક સર્જનાત્મક પરિણામોની આશા હતી પણ ૧૯૪૭ની હિઝરતનો અનુભવ ચિરંજીવ સાહિત્યકૃતિઓ સર્જવાની પ્રેરણા આપવામા નિષ્ફળ નીવડ્યો હુસૈન આ નિષ્ફળતાને રાજકીય સ્તરે મળેલી નિષ્ફળતાઓ સાથે જોડે છે પાકિસ્તાન બનવા સાથે મળ્યુ કશુ નહીં, માત્ર ગુમાવ્યુ જ આવુ થાય ત્યારે પેલો સામાન્ય માણસ તો જરૂર પૂછવાનો જો કશુ જ બદલાવાનું ન હોય, પ્રજાને અલગ દેશની જરૂર જ ન હોય, માત્ર થોડાક નેતાઓની લાલસાનુ આ પરિણામ હોય તો પછી આ અકલ્પ્ય માનવયાતનાની કિંમત પ્રજાએ શા માટે ચૂકવવાની થઈ ? જો કે હુસૈન માને છે કે હિંદુસ્તાનના ભાગલા શા માટે થયા એ પ્રશ્નનો જવાબ ન તો સમય પાસે છે ન જમાના પાસે છે

હુસૈન માને છે કે કોઈપણ કોમના બુદ્ધિજીવીઓની જેમ મુસ્લિમ બુદ્ધિજીવીઓ પણ સતૃતત્ત્વના ચાહક હતા તેઓ સમજતા હતા કે જ્યા બહુદેવતાવાદ અનેકસત્યતાવાદ પોષાતો હોય, એવા ભારતીય ઉપખડમા નૈતિકતા અને ધાર્મિકતા એ કોઈ ખાસ કોમની કે સંપ્રદાયની જાગીર નો તી નિઝામુદીન ઓલિયા, અમીર ખુસરો બાબા ફરીદ ગાલીબ, આઝાન અને કુરાન હિંદુઓની નૈતિકતા અને ધાર્મિક શ્રધ્ધાનો એટલો જ મહત્ત્વનો ભાગ હતાં જેટલા રામાયણ મહાભારત બુદ્ધ જાતક મીરાબાઈ અને તુલસીદાસ અગત સ્મૃતિઓ, રાજકીય ઈતિહાસ અને તાત્ત્વિક વિચારણાનુ લાક્ષણિક સયોજન કરતા હુસૈન કબૂલે છે કે 'હુ મુસ્લિમ છું પણ મને હંમેશા એવુ લાગે છે કે મારી અંદર એક હિંદુ પણ વસે છે (*I am a Muslim but I always felt that there is a Hindu sitting inside me*) હુસૈન ભાર મૂકીને કહે છે કે જ્યા કાયદેસર રીતે પોતે નાગરિક તરીકેના અધિકાર ભોગવી શકે એવી જગાને જ વતન કહેવાય એવી વતનની વ્યાખ્યા મર્યાદિત છે ખરેખર તો વતનનો ખ્યાલ વ્યાપક છે જેમાથી એમને કલ્પનાનુ બળ મળ્યુ એવો વ્યાપક સાસ્કૃતિક પ્રદેશ તે વતન છે એમની વાર્તાઓમાં આપણને વતનનો એમનો આ બૃહત્ ખ્યાલ ચરિતાર્થ થતો લાગે છે વિભાજનને કારણે જેમને હિઝરત કરવી પડી હોય એવા વિશિષ્ટ સંવેદનશીલતા અને સાસ્કૃતિક સભાનતા ધરાવતા કેટલાય લોકોની લાગણીઓનો પડઘો પાડતા હોય એમ એમણે વિષાદ સાથે કહ્યુ હતુ કે મને હજી પણ લાગે છે કે હુ જાણે કરબલા અને અયોધ્યા વચ્ચે રઝળપાટ કરતો હિઝરતી હોઉ (I still feel that I am an exile who wanders between Karbala and Ayodhya) ડૉ. આલોક ભલ્લા કહે છે તેમ શ્રી હુસૈનનું અયોધ્યા રાજકીય નકશા પરનુ એક ભૌગોલિક સ્થળ નથી પણ જ્યા સત્ય અને નૈતિકતાનો કાયદો પ્રવર્તતો હોય એવા આદર્શ રામરાજ્યનું પ્રતીક છે અને એમનું કરબલા માત્ર વિશિષ્ટ ભૌગોલિક વિસ્તાર નથી પણ જ્યા પેગબરની પરંપરાઓએ એક પ્રકારની સવાદિતા બૌદ્ધિકતા અને સમતુલાનું વાતાવરણ ઊભું કર્યું હોય એવો કાલ્પનિક સમૃદ્ધ પ્રદેશ છે

ઈંતિઝાર હુસૈન આપણા સમયના એક મહત્ત્વના સર્જક છે પોતાની રૂપકાત્મક શૈલી વડે એમણે ઉર્દૂ વાર્તાને કલ્પનાત્મક અને અર્થગત નવી સંભાવનાઓ બક્ષી છે ઉર્દૂ વાર્તાને એમણે પ્રાચીન વાર્તા, જાતકકથા, દંતકથા, પુરાણકથા સાથે જોડી આપી છે વાર્તામા વાર્તાને આલેખતી કથનપરંપરાનો જાણીતો પ્રયોગ તેઓ વારંવાર કરે છે આપણા સમયના આ અનોખા વાર્તાકારમા લખાતી વાર્તાને બદલે કહેવાતી વાર્તાની શૈલી વધુ જોવા મળે છે ભારતીય ઉપમહાદ્વીપે માણસ, જીવન, સમય, કાળ, અસ્તિત્વ વગેરે વિશે જે કંઈ જાણ્યુ સમજ્યુ એ બધાને હુસૈન સાવ સહજપણે એમના કથાસાહિત્યમાં પુનર્જીવિત કરે છે અશોક બાજપાઈ લખે છે साहित्य का एक काम अगर किसी समाज की जातीय स्मृति को जीवित और अदूषित रखना है तो यह इन्तजार हुसैन का साहित्य कई दशकों से रखता आया है । एक ऐसे समाजमें जहाँ राजनीति और तत्र जातीय स्मृति मिटाने में मुब्तला (सक्रिय) हों । यह साहस का काम भी है । હુસૈનની વાર્તાઓમા વ્યક્તિની પીડા નિમિત્તે સમૂહની પીડાની વાત અતિશય પ્રભાવક ઢબે નિરૂપાઈ છે આ વાર્તાઓમા દુનિયાભરના વિસ્થાપિતો પોતાની પીડા જોઈ શકશે. આ વાર્તાઓનો અતીતરાગ, અહીં નિરૂપાયેલ હિઝરતની પીડા, વતનનો મોહ કોઈ એક વ્યક્તિના કે કોઈ એક દેશના વતનીના નથી રહેતા. દુનિયાના કોઈ પણ ખૂણે થતી હિઝરત, વતનથી બેવતન થતા માણસની પીડાનું આ વાર્તાઓ પ્રતીક બની જાય છે કદાચ એટલે જ આજે દુનિયાભરમાં આ સર્જક સ્વીકૃતિ પામી રહ્યા છે

હુસૈનની વાર્તાઓમાં સમયનું પરિમાણ બહુ મહત્ત્વનું છે. એ કાળને અલગ વહેંચીને જોઈ જ નથી શકતા. એટલે જ કદાચ એમના કથા-સાહિત્યમાં સમય અતૂટ છે. સમયનું પરિમાણ અહીં કેટલું તો બૃહત્ ફલક પર વિસ્તરેલું દેખાય છે ! આ સમય શ્રાવસ્તીમાં ઘૂમે છે, પોતાના વતનમાં જઈને રડે છે, હસ્તિનાપુર પણ જઈ ચડે છે અને કુરુક્ષેત્રમાં પણ ચક્કર મારી આવે છે. ગતકાળના પ્રચ્છન્નપટ પર મોટાભાગે એ વર્તમાનને આલેખે છે. ન સમજાય તે રીતે આ પાછળનો સમય આગળનો અને આગળનો સમય પાછળનો થઈ જાય છે. રક્ષન્દા જલીલના એક પ્રશ્નના જવાબમાં હુસૈને કહ્યું છે : મારા માટે ભૂતકાળ અને વર્તમાન એ બે સ્પષ્ટપણે અલગ ખાનાં નથી. જ્યારે હું ભૂતકાળમાં જાઉં છું ત્યારે વર્તમાન મારી પાછળ આવે છે અને જ્યારે હું વર્તમાન વિશે વિચારું છું ત્યારે મને એ એબ્સર્ડ નાટક જેવો લાગે છે. હું એમાં અર્થ ખોજવા મથું છું પણ મને કોઈ અર્થ મળતો નથી. એટલે હું ભૂતકાળમાં જતો રહું છું અને એક સમયે મારા માટે જે અર્થપૂર્ણ હતું તેની હું એમાં ખોજ કરું છું. એક પછી એક વાર્તામાં હું ભૂતકાળ પર કબજો જમાવવા મથામણ કરું છું અને એના જંગાલિયતભર્યા શરમજનક અંશોનો અર્થ પામવા પ્રયત્ન કરું છું. પણ વિષાદ મને એ વાતનો થાય છે કે ભૂતકાળમાં હું જેનાથી ભાગી છૂટ્યો હતો તે તો મારા વર્તમાનમાં પણ છે જ...' આ લેખક દઢપણે માને છે કે વ્યક્તિનો વર્તમાન એના ભૂતકાળથી પ્રભાવિત, વ્યાપ્ત અને વધુ સમૃધ્ધ બનતો હોય છે. ભૂતકાળ માણસને પોતાના સામૂહિક વ્યક્તિત્વને સમજવામાં મદદ કરી શકે છે. અને એ સમજ દ્વારા એ પોતાના અંગત વ્યક્તિત્વને વધુ સારી રીતે સમજી શકે છે. પણ હુસૈન એક બાબતે સ્પષ્ટ છે કે ભૂતકાળને યાદ કરવો એનો અર્થ એની પૂજા કરવી એવો હરગિઝ નથી. હુસૈને કદી પણ સાંસ્કૃતિક વ્યક્તિત્વ અને ભૂતકાળ વિશેની સભાનતાને અતીતરાગ સાથે એક નથી ગણ્યાં. એ બરાબર સમજે છે કે કોઈ પણ સર્જનાત્મક કોશિશ કેવળ અતીતરાગ પર નભી ન શકે. (હકીકતે હુસૈનનો જે અતીતરાગ છે એમાં રોમેન્ટિસિઝમની માત્ર રાખ જ મળે) ભૂતકાળ વિશેની હુસૈનની સભાનતાને અતીતરાગમાં ખપાવી દેતા વિવેચકો હુસૈનને સીધા સાદા પ્રત્યાઘાતી લેખક ગણી બેસે છે. આમ પણ જો તમારી પાસે અખંડ હિંદુસ્તાનની સહિયારી સંસ્કૃતિ, ઈતિહાસ, સહજીવન અને કથાસાહિત્યના સંદર્ભો નહીં હોય તો તમે હુસૈનની વાર્તાઓની સંકુલતાને નહીં પામી શકો, એની designને નહીં ઉકેલી શકો, કારણ કે આ સમૃધ્ધ પરંપરાનો ઉત્તરોત્તર હ્રાસ જ થયો છે. એટલે જ આ વાર્તાઓને સપાટી પરથી તપાસીને છોડી દેનાર હુસૈનની સર્જકતાને નહીં પ્રમાણી શકે. પરંતુ ઈતિહાસબોધ અને સંસ્કૃતિબોધના સંદર્ભે આ વાર્તાઓ, વાંચનાર ભાવકના સંવેદનાતંત્ર પર ગજબનો પ્રભાવ છોડવા સક્ષમ છે.

લેખનના આરંભકાળમાં હુસૈને વાસ્તવવાદી વાર્તાઓ લખી હતી. એમની આરંભના ગાળાની વાર્તાઓમાં કોઈ ખાસ વિશેષતા નો'તી. એ વાર્તાઓનું ફલક અતિશય સાંકડું હતું. અને એ વાર્તાઓ લગભગ રેખાચિત્રો જેવી હતી. હુસૈનની સર્જકતાને સંકોરનાર સૌથી મહત્ત્વનું પરિબળ બન્યું ભારત વિભાજન. એણે એમના સમગ્ર સંવિત્‌ને ખળભળાવી નાખ્યું. આ સાંસ્કૃતિક હિઝરતને કારણે ૧૨૦૦ વર્ષના સહિયારા ઈતિહાસ, સંસ્કૃતિ અને સહજીવનને પાછળ છોડીને જવાનું થયું. પાછળ છોડેલ સંદર્ભોની સ્મૃતિઓએ હુસૈનને એમનું વિરલ કહી શકાય એવું વાર્તામાળખું આપ્યું. વિભાજન જેવી મોટી ઘટના વગર હુસૈન જેવા વાર્તાકાર કદાચ સંભવે પણ નહીં. વિભાજનની ઘટનાએ એમના જીવનને વિક્ષુબ્ધ બનાવ્યું અને એમની સર્જનાત્મકતાને આકાર આપ્યો. શાયર બનવાના મનસૂબા મનમાં જ રહી ગયા અને હુસૈન કથાસાહિત્ય તરફ વળી ગયા. (એક કવિનું મરવું અને એક ગદ્યકારનું જન્મવું એ આપોઆપ એક મેટાફર બની શકે) પાછળ જે કંઈ છૂટી ગયું એના માટેનો ઝૂરાપો વ્યક્ત કરવા એમને અનંત કથાઓ માંડવી છે અને એટલે ગદ્યલેખન એમની અનિવાર્યતા બની ગયું. જીવાયું તે જીવન અને જીવવાની આવી પડી તે નિયતિ વચ્ચે તેઓ કોઈ જાતનો મેળ પાડી શકતા નથી. એટલે સ્મૃતિના સહારે ગતકાળને પામવા મથે છે. જેમ જેમ ભૂતકાળમાં પ્રવેશે છે તેમ તેમ ગુમાવવાની પીડા, આઘાત વધતાં જાય છે. જેમ જેમ સંદર્ભો ઊઘડે છે તેમ તેમ વર્તમાન જીરવવો વધુ અઘરો થતો જાય છે. આ એક હિઝરતીનું લેખન છે એટલે અનુભૂતિ વ્યક્તિની નહીં રહેતાં સમૂહની બની જાય છે. હુસૈને વિભાજનની ઘટનાને બૃહત્ ફલક પર, ઈતિહાસના લાંબા પટ પર મૂકીને જોઈ છે. એટલે જ એમની વાર્તાઓ બે રાષ્ટ્રના વિભાજનની વાર્તા મટી જઈને સામાજિક-સાંસ્કૃતિક સંઘર્ષનું મેટાફર બની જાય છે. પાછળ છૂટી ગયેલી વિરાટ પરંપરા એમને છોડતી જ નથી એટલે જાતકકથાઓ, ઋષિકથાઓ નવાં અર્થઘટનો સાથે આલેખાય છે. એમની પીડા, ઝૂરાપો, હતાશા વગેરે સમજવા માટે વિભાજનને કારણે તૂટી ગયેલ ઐતિહાસિક, સામાજિક, સાંસ્કૃતિક સાતત્યનો સંદર્ભ જરૂરી બની જાય છે. કારણ કે હુસૈન માણસ, મિલકત કે દેશની જમીનના વિભાજનની વાત નથી કરતા. એ સંસ્કૃતિ અને સહજીવનના વિભાજનની, હૈયાના સહિયારા ગીતના વિભાજનની વાત કરે છે. કદાચ એટલે જ દેખીતા રાજકીય સંદર્ભો વગર જ એમની વાર્તાઓ આટલી ધારદાર Political Statement બની શકી છે.

કામ કરી રહેલી વિભાજક વૃત્તિઓની પરાકાષ્ઠા અને છેવટની જીતનુ પ્રતિનિધિત્વ કરે છે ગુમાવેલા સ્વર્ગની પાછળ રુદન કરવામા રોદણા રડવામા નહીં પણ તેને સ્થાને નવુ સ્વર્ગ રચવામા સર્જન સમાયેલુ છે એવુ માનતા હુસૈન શરૂઆતના ગાળામા ૧૯૪૭ની ઘટનાઓના પરિણામને એટલે કે પાકિસ્તાનની રચનાને સ્વીકારી લેવાના મતના હતા. જો કે એક વાત નોધવી જરૂરી લાગે છે કે શરૂઆતના ગાળામા પાકિસ્તાનના નિર્માણને ઐતિહાસિક જરૂરિયાત માનનાર હુસૈન ચાર પાચ દાયકા પછી કબૂલે છે કે પોતાની એ માન્યતા ભૂલભરેલી હતી. મુસ્લિમ પ્રજાના ઈતિહાસમા હિઝરત એના વ્યાપક અર્થમાં એના તમામ સૂચિતાર્થો સાથે આગવુ સ્થાન ધરાવે છે એટલે હુસૈનને ૧૯૪૭ની હિઝરતના અનુભવ પછી કશાક સર્જનાત્મક પરિણામોની આશા હતી. પણ ૧૯૪૭ની હિઝરતનો અનુભવ ચિરજીવ સાહિત્યકૃતિઓ સર્જવાની પ્રેરણા આપવામા નિષ્ફળ નીવડ્યો હુસૈન આ નિષ્ફળતાને રાજકીય સ્તરે મળેલી નિષ્ફળતાઓ સાથે જોડે છે પાકિસ્તાન બનવા સાથે મળ્યુ કશુ નહીં, માત્ર ગુમાવ્યુ જ આવુ થાય ત્યારે પેલો સામાન્ય માણસ તો જરૂર પૂછવાનો જો કશુ જ બદલાવાનુ ન હોય, પ્રજાને અલગ દેશની જરૂર જ ન હોય, માત્ર થોડાક નેતાઓની લાલસાનુ આ પરિણામ હોય તો પછી આ અકલ્પ્ય માનવયાતનાની કિમત પ્રજાએ શા માટે ચૂકવવાની થઈ ? જો કે હુસૈન માને છે કે હિંદુસ્તાનના ભાગલા શા માટે થયા એ પ્રશ્નનો જવાબ ન તો સમય પાસે છે ન જમાના પાસે છે

હુસૈન માને છે કે કોઈપણ કોમના બુદ્ધિજીવીઓની જેમ મુસ્લિમ બુદ્ધિજીવીઓ પણ સતતત્ત્વના ચાહક હતા તેઓ સમજતા હતા કે જ્યા બહુદેવતાવાદ અનેકસત્યતાવાદ પોષાતો હોય, એવા ભારતીય ઉપખડમા નૈતિકતા અને ધાર્મિકતા એ કોઈ ખાસ કોમની કે સપ્રદાયની જાગીર નો તી. નિઝામુદીન ઓલિયા અમીર ખુસરો બાબા ફરીદ ગાલીબ, આઝાન અને કુરાન હિંદુઓની નૈતિકતા અને ધાર્મિક શ્રધ્ધાનો એટલો જ મહત્ત્વનો ભાગ હતાં જેટલા રામાયણ મહાભારત, બુદ્ધ જાતક મીરાબાઈ અને તુલસીદાસ. અગત સ્મૃતિઓ, રાજકીય ઈતિહાસ અને તાત્ત્વિક વિચારણાનુ લાક્ષણિક સયોજન કરતા હુસૈન કબૂલે છે કે હુ મુસ્લિમ છુ પણ મને હમેશા એવુ લાગે છે કે મારી અદર એક હિંદુ પણ વસે છે *(I am a Muslim but I always felt that there is a Hindu sitting inside me)* હુસૈન ભાર મૂકીને કહે છે કે જ્યા કાયદેસર રીતે પોતે નાગરિક તરીકેના અધિકાર ભોગવી શકે એવી જગાને જ વતન કહેવાય એવી વતનની વ્યાખ્યા મર્યાદિત છે ખરેખર તો વતનનો ખ્યાલ વ્યાપક છે જેમાથી એમને કલ્પનાનુ બળ મળ્યુ એવો વ્યાપક સાસ્કૃતિક પ્રદેશ તે વતન છે એમની વાર્તાઓમાં આપણને વતનનો એમનો આ બૃહત્ ખ્યાલ ચરિતાર્થ થતો લાગે છે વિભાજનને કારણે જેમને હિઝરત કરવી પડી હોય એવા વિશિષ્ટ સંવેદનશીલતા અને સાંસ્કૃતિક સભાનતા ધરાવતા કેટલાય લોકોની લાગણીઓનો પડઘો પાડતા હોય એમ એમણે વિષાદ સાથે કહ્યુ હતુ કે મને હજી પણ લાગે છે કે હુ જાણે કરબલા અને અયોધ્યા વચ્ચે રઝળપાટ કરતો હિઝરતી હોઉ (I still feel that I am an exile who wanders between Karbala and Ayodhya) ડૉ. આલોક ભલ્લા કહે છે તેમ શ્રી હુસૈનનુ અયોધ્યા રાજકીય નકશા પરનુ એક ભૌગોલિક સ્થળ નથી પણ જ્યા સત્ય અને નૈતિકતાનો કાયદો પ્રવર્તતો હોય એવા આદર્શ રામરાજ્યનું પ્રતીક છે અને એમનુ કરબલા માત્ર વિશિષ્ટ ભૌગોલિક વિસ્તાર નથી પણ જ્યા પેગંબરની પરપરાઓએ એક પ્રકારની સવાદિતા, બૌદ્ધિકતા અને સમતુલાનુ વાતાવરણ ઊભુ કર્યું હોય એવો કાલ્પનિક સમૃદ્ધ પ્રદેશ છે

ઈતિઝાર હુસૈન આપણા સમયના એક મહત્ત્વના સર્જક છે પોતાની રૂપકાત્મક શૈલી વડે એમણે ઉર્દૂ વાર્તાને કલ્પનાત્મક અને અર્થગત નવી સભાવનાઓ બક્ષી છે ઉર્દૂ વાર્તાને એમણે પ્રાચીન વાર્તા, જાતકકથા, દંતકથા, પુરાણકથા સાથે જોડી આપી છે વાર્તામા વાર્તાને આલેખતી કથનપરપરાનો જાણીતો પ્રયોગ તેઓ વારવાર કરે છે આપણા સમયના આ અનોખા વાર્તાકારમા લખાતી વાર્તાને બદલે કહેવાતી વાર્તાની શૈલી વધુ જોવા મળે છે ભારતીય ઉપમહાદ્વીપે માણસ, જીવન, સમય, કાળ, અસ્તિત્વ વગેરે વિશે જે કઈ જાણ્યુ-સમજ્યુ એ બધાને હુસૈન સાવ સહજપણે એમના કથાસાહિત્યમા પુનર્જીવિત કરે છે અશોક બાજપાઈ લખે છે साहित्य का एक काम अगर किसी समाज की जातीय स्मृति को जीवित और अदूषित रखना है तो यह इन्तजार हुसैन का साहित्य कई दशकों से रखता आया है । एक ऐसे समाजमें जहाँ राजनीति और तत्र जातीय स्मृति मिटाने में मुब्तला (सक्रिय) हों । यह साहस का काम भी है । હુસૈનની વાર્તાઓમાં વ્યક્તિની પીડા નિમિત્તે સમૂહની પીડાની વાત અતિશય પ્રભાવક ઢબે નિરૂપાઈ છે આ વાર્તાઓમા દુનિયાભરના વિસ્થાપિતો પોતાની પીડા જોઈ શકશે આ વાર્તાઓનો અતીતરાગ, અહીં નિરૂપાયેલ હિઝરતની પીડા, વતનનો મોહ કોઈ એક વ્યક્તિના કે કોઈ એક દેશના વતનીના નથી રહેતાં. દુનિયાના કોઈ પણ ખૂણે થતી હિઝરત, વતનથી બેવતન થતા માણસની પીડાનું આ વાર્તાઓ પ્રતીક બની જાય છે કદાચ એટલે જ આજે દુનિયાભરમા આ સર્જક સ્વીકૃતિ પામી રહ્યા છે

હુસૈનની વાર્તાઓમાં સમયનું પરિમાણ બહુ મહત્ત્વનું છે. એ કાળને અલગ વહેંચીને જોઈ જ નથી શકતા. એટલે જ કદાચ એમના કથા-સાહિત્યમાં સમય અતૂટ છે. સમયનું પરિમાણ અહીં કેટલું તો બૃહત્ ફલક પર વિસ્તરેલું દેખાય છે ! આ સમય શ્રાવસ્તીમાં ઘૂમે છે, પોતાના વતનમાં જઈને રડે છે, હસ્તિનાપુર પણ જઈ ચડે છે અને કુરુક્ષેત્રમાં પણ ચક્કર મારી આવે છે. ગતકાળના પ્રચ્છન્નપટ પર મોટાભાગે એ વર્તમાનને આલેખે છે. ન સમજાય તે રીતે આ પાછળનો સમય આગળનો અને આગળનો સમય પાછળનો થઈ જાય છે. રક્ષન્દા જલીલના એક પ્રશ્નના જવાબમાં હુસૈને કહ્યું છે : મારા માટે ભૂતકાળ અને વર્તમાન એ બે સ્પષ્ટપણે અલગ ખાનાં નથી. જ્યારે હું ભૂતકાળમાં જાઉં છું ત્યારે વર્તમાન મારી પાછળ આવે છે અને જ્યારે હું વર્તમાન વિશે વિચારું છું ત્યારે મને એ એબ્સર્ડ નાટક જેવો લાગે છે. હું એમાં અર્થ ખોજવા મથું છું પણ મને કોઈ અર્થ મળતો નથી. એટલે હું ભૂતકાળમાં જતો રહું છું અને એક સમયે મારા માટે જે અર્થપૂર્ણ હતું તેની હું એમાં ખોજ કરું છું. એક પછી એક વાર્તામાં હું ભૂતકાળ પર કબજો જમાવવા મથામણ કરું છું અને એના જંગાલિયતભર્યા શરમજનક અંશોનો અર્થ પામવા પ્રયત્ન કરું છું. પણ વિષાદ મને એ વાતનો થાય છે કે ભૂતકાળમાં હું જેનાથી ભાગી છૂટ્યો હતો તે તો મારા વર્તમાનમાં પણ છે જ...' આ લેખક દઢપણે માને છે કે વ્યક્તિનો વર્તમાન એના ભૂતકાળથી પ્રભાવિત, વ્યાપ્ત અને વધુ સમૃધ્ધ બનતો હોય છે. ભૂતકાળ માણસને પોતાના સામૂહિક વ્યક્તિત્વને સમજવામાં મદદ કરી શકે છે. અને એ સમજ દ્વારા એ પોતાના અંગત વ્યક્તિત્વને વધુ સારી રીતે સમજી શકે છે. પણ હુસૈન એક બાબતે સ્પષ્ટ છે કે ભૂતકાળને યાદ કરવો એનો અર્થ એની પૂજા કરવી એવો હરગિઝ નથી. હુસૈને કદી પણ સાંસ્કૃતિક વ્યક્તિત્વ અને ભૂતકાળ વિશેની સભાનતાને અતીતરાગ સાથે એક નથી ગણ્યાં. એ બરાબર સમજે છે કે કોઈ પણ સર્જનાત્મક કોશિશ કેવળ અતીતરાગ પર નભી ન શકે. (હકીકતે હુસૈનનો જે અતીતરાગ છે એમાં રોમેન્ટિસિઝમની માત્ર રાખ જ મળે) ભૂતકાળ વિશેની હુસૈનની સભાનતાને અતીતરાગમાં ખપાવી દેતા વિવેચકો હુસૈનને સીધા સાદા પ્રત્યાઘાતી લેખક ગણી બેસે છે. આમ પણ જો તમારી પાસે અખંડ હિંદુસ્તાનની સહિયારી સંસ્કૃતિ, ઈતિહાસ, સહજીવન અને કથાસાહિત્યના સંદર્ભો નહીં હોય તો તમે હુસૈનની વાર્તાઓની સંકુલતાને નહીં પામી શકો, એની designને નહીં ઉકેલી શકો, કારણ કે આ સમૃધ્ધ પરંપરાનો ઉત્તરોત્તર હ્રાસ જ થયો છે. એટલે જ આ વાર્તાઓને સપાટી પરથી તપાસીને છોડી દેનાર હુસૈનની સર્જકતાને નહીં પ્રમાણી શકે. પરંતુ ઈતિહાસબોધ અને સંસ્કૃતિબોધના સંદર્ભે આ વાર્તાઓ, વાંચનાર ભાવકના સંવેદનાતંત્ર પર ગજબનો પ્રભાવ છોડવા સક્ષમ છે.

લેખનના આરંભકાળમાં હુસૈને વાસ્તવવાદી વાર્તાઓ લખી હતી. એમની આરંભના ગાળાની વાર્તાઓમાં કોઈ ખાસ વિશેષતા નો'તી. એ વાર્તાઓનું ફલક અતિશય સાંકડું હતું. અને એ વાર્તાઓ લગભગ રેખાચિત્રો જેવી હતી. હુસૈનની સર્જકતાને સંકોરનાર સૌથી મહત્ત્વનું પરિબળ બન્યું ભારત વિભાજન. એણે એમના સમગ્ર સંવિત્‌ને ખળભળાવી નાખ્યું. આ સાંસ્કૃતિક હિઝરતને કારણે ૧૨૦૦ વર્ષના સહિયારા ઈતિહાસ, સંસ્કૃતિ અને સહજીવનને પાછળ છોડીને જવાનું થયું. પાછળ છોડેલ સંદર્ભોની સ્મૃતિઓએ હુસૈનને એમનું વિરલ કહી શકાય એવું વાર્તામાળખું આપ્યું. વિભાજન જેવી મોટી ઘટના વગર હુસૈન જેવા વાર્તાકાર કદાચ સંભવે પણ નહીં. વિભાજનની ઘટનાએ એમના જીવનને વિક્ષુબ્ધ બનાવ્યું અને એમની સર્જનાત્મકતાને આકાર આપ્યો. શાયર બનવાના મનસૂબા મનમાં જ રહી ગયા અને હુસૈન કથાસાહિત્ય તરફ વળી ગયા. (એક કવિનું મરવું અને એક ગદ્યકારનું જન્મવું એ આપોઆપ એક મેટાફર બની શકે) પાછળ જે કંઈ છૂટી ગયું એના માટેનો ઝૂરાપો વ્યક્ત કરવા એમને અનંત કથાઓ માંડવી છે અને એટલે ગદ્યલેખન એમની અનિવાર્યતા બની ગયું. જીવાયું તે જીવન અને જીવવાની આવી પડી તે નિયતિ વચ્ચે તેઓ કોઈ જાતનો મેળ પાડી શકતા નથી. એટલે સ્મૃતિના સહારે ગતકાળને પામવા મથે છે. જેમ જેમ ભૂતકાળમાં પ્રવેશે છે તેમ તેમ ગુમાવવાની પીડા, આઘાત વધતાં જાય છે. જેમ જેમ સંદર્ભો ઊઘડે છે તેમ તેમ વર્તમાન જીરવવો વધુ અઘરો થતો જાય છે. આ એક હિઝરતીનું લેખન છે એટલે અનુભૂતિ વ્યક્તિની નહીં રહેતાં સમૂહની બની જાય છે. હુસૈને વિભાજનની ઘટનાને બૃહત્ ફલક પર, ઈતિહાસના લાંબા પટ પર મૂકીને જોઈ છે. એટલે જ એમની વાર્તાઓ બે રાષ્ટ્રના વિભાજનની વાર્તા મટી જઈને સામાજિક-સાંસ્કૃતિક સંઘર્ષનું મેટાફર બની જાય છે. પાછળ છૂટી ગયેલી વિરાટ પરંપરા એમને છોડતી જ નથી એટલે જાતકકથાઓ, ઋષિકથાઓ નવાં અર્થઘટનો સાથે આલેખાય છે. એમની પીડા, ઝૂરાપો, હતાશા વગેરે સમજવા માટે વિભાજનને કારણે તૂટી ગયેલ ઐતિહાસિક, સામાજિક, સાંસ્કૃતિક સાતત્યનો સંદર્ભ જરૂરી બની જાય છે. કારણ કે હુસૈન માણસ, મિલકત કે દેશની જમીનના વિભાજનની વાત નથી કરતા. એ સંસ્કૃતિ અને સહજીવનના વિભાજનની, હૈયાના સહિયારા ગીતના વિભાજનની વાત કરે છે. કદાચ એટલે જ દેખીતા રાજકીય સંદર્ભો વગર જ એમની વાર્તાઓ આટલી ધારદાર Political Statement બની શકી છે.

ઈંતિઝાર હુસૈને પશ્ચિમનુ કથાસાહિત્ય વાચ્યુ છે અનુવાદો પણ પુષ્કળ કર્યા છે ચેખોવ એમના પ્રિય સર્જક છે પણ સર્જન બાબતે એ પશ્ચિમના આકર્ષણ કે વળગણથી એકદમ જ મુક્ત છે કહેવાતુ આધુનિક સાહિત્ય એમને બિલકુલ નથી ગમતું વાસ્તવવાદી સાહિત્ય તરફ પણ એમને ખાસ આદર નથી. પ્રેમચદજીની હેતુલક્ષી, વાસ્તવવાદી વાર્તાઓ પર સખ્ત ટિપ્પણી કરી એક જમાનામા એમણે સાહિત્યજગતમા ખાસ્સો ઊહાપોહ મચાવેલો હુસૈન માને છે કે ભારતીય ઉપખડનું ખરું સાહિત્ય તો આપણી પૌરાણિક કથાઓ કથાસરિત્સાગર જાતક કથાઓ પંચતંત્ર, અરેબિયન નાઈટ્સ અને ઉર્દૂમા લખાયેલી દાસ્તાનોમા છે વાર્તાઓની આપણી તો એ જ પરપરા હતી જેને આપણે પશ્ચિમી સાહિત્યના આધળા અનુકરણમા ત્યજી દીધી. એ વારસાને લઈને આપણે આગળ વધ્યા હોત તો કદાચ આપણા વાર્તા સાહિત્યને નવુ આકાશ સાપડ્યુ હોત. કદાચ એટલે જ આપણે જેને ટૂંકી વાર્તા તરીકે ઓળખીએ છીએ તેનાથી હુસૈનની વાર્તાઓ સાવ અલગ છે વાર્તામા વાર્તા ગૂથતા, એકની એક વાત અનેક રીતે કહેતા, કલ્પના નહીં પણ સપનાની રીતે વાર્તા કહેતા હુસૈન પોતાની રીતના એક અનોખા વાર્તાકાર છે આ પ્રાચીન વાર્તાઓના વિનિયોગ વડે વાર્તાકથનની આ અનોખી શૈલી વડે હુસૈને માત્ર વ્યક્તિગત વેદના જ નથી ઠાલવી સાથે સાથે આપણા યુગની સમસ્યાઓનુ પણ કલાત્મક નિરૂપણ કરી બતાવ્યુ છે એક કરતા વધુ બાબતે હુસૈન પ્રગતિવાદી સર્જકોથી પણ સાવ જુદા પડે છે એમના પાત્રો બીબાંઢાળ નથી. હુસૈન ક્યારેય વ્યક્તિમા રહેલા વિરોધાભાસ અને વિસગતિઓને દૂર કરી દેવાનો પ્રયાસ નથી કરતા. વ્યક્તિની વૈયક્તિકતા ઝૂટવી લઈ એને એક અવાસ્તવિક આદર્શમા નથી ધકેલી દેતા. ઉર્દૂ અને હિન્દીના પ્રગતિવાદી લેખકોની જેમ હુસૈનનુ કથન ભાગ્યે જ રેખાંકિત હોય છે પ્રગતિવાદી લેખકોની વાર્તાઓમા ઉજળા ભાવિની આશા નિરૂપાય છે પણ ઈંતિઝાર હુસૈનની વાર્તાઓમા આશા કે શાતિની ઝાખી ભાગ્યે જ થાય છે

ઈંતિઝાર હુસૈનની વાર્તાઓમા વિભાજન પહેલાનું ભારત છે અને વિભાજન પછીનુ પાકિસ્તાન છે એક નવા દેશમા ઉન્નતિ, પ્રગતિની આશા સાથે ગયેલા અનેક સ્વપ્નસેવી લોકોને બહુ ટૂક સમયમા જ તમામ દિશાએથી નિર્ભ્રાન્ત થવા વારો આવ્યો રાજકીય ખૂન, લશ્કરી બળવા અને લશ્કરી શાસન, ઈસ્લામી ધારાધોરણ, વકરતો કટ્ટરવાદ ભાષા પ્રાતના નામે થતાં મુસ્લિમ મુસ્લિમ વચ્ચેનાં રમખાણોએ ભયાનક સ્વપ્નભગનો આઘાત આપ્યો હવે લડાઈ બીજી પ્રજા કે કોમ સાથે નો તી પણ મુસ્લિમ જ મુસ્લિમ સામે લડતા હતા એટલે મનોમથન વધુ પીડાદાયક હતું એક બાજુ ઘર-બાર વતન, અસ્તિત્વની ઓળખ, ઈતિહાસ, સસ્કૃતિ. સઘળું ગુમાવીને આવ્યા અને બદલામા મળ્યુ શુ ? જાત પ્રશ્નો પૂછે છે વતન શા માટે છોડ્યુ ? હવે ક્યા જવાના ? આ મંઝિલ વગરની દોટ અને પછીથી પાકિસ્તાનની અરાજક પરિસ્થિતિ પ્રજાને કારમી નિર્ભ્રાન્તિ તરફ લઈ જાય છે આ નિર્ભ્રાન્તિ, અનઅર્થકતા, ઓળખ ગુમાવી દેવાની પીડા, બધુ જ પોતીકા પરિવેશમાથી જ પ્રગટે છે અહીં ક્યાંય કશું ઉછીનું કે આરોપિત નહીં લાગે. પોતીકા પરિવેશમાંથી, પોતીકા અનુભવ જગતમાથી જો આધુનિક બોધ પ્રગટે તો કેવો હોય તેનો જવાબ હુસૈનનું કથાસાહિત્ય આપે છે

પરિસ્થિતિ જ્યારે આ હદે વણસેલી હોય ત્યારે કયા માનવસબધો કે સામાજિક સુધારા કે સમસ્યા પર વાસ્તવવાદી ધારાની વાર્તા રચી શકાય ? (કોઈને કદાચ નવાઈ લાગે પણ સ્ત્રી પુરુષ સબધ, લગ્નેતર સબંધ, પ્રેમ કે પ્રેમભંગ જેવા વાર્તાકારોના પ્રિય વિષયો પર હુસૈને ભૂલમાં પણ કદી નથી લખ્યુ એ સમગ્ર પરિવેશને લઈને જ વાત માડે છે) એટલે હુસૈને પોતીકો રસ્તો શોધ્યો. એ પૌરાણિક કથાસાહિત્યમાથી પ્રતીકો લઈ આધુનિક સમસ્યાઓને સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરિણામે સાવ નવા પ્રકારની વાર્તા અસ્તિત્વમા આવી. શૈલી અને સદર્ભોની દૃષ્ટિએ આ વાર્તા સેંકડો વર્ષ જૂની હતી પણ વાત આપણા જમાનાની કરતી હતી. આજના માનવીને, એની સમસ્યાઓને સમજાવવા હુસૈન પ્રાચીન કથાઓનો Allegory તરીકે ઉપયોગ કરે છે એક બાજુ વિભાજન પછી મૂળિયામાંથી ઊખડી ગયેલા લોકોની દ્વિધા હતી, એમનો અતીતરાગ હતો. ભારતમા જોયેલી-અનુભવેલી ગગા જમની મિશ્ર સસ્કૃતિનો પાકિસ્તાનમાં સદંતર અભાવ હતો બધાં જ સપનાંઓ અને આદર્શો પાકિસ્તાનના અરાજકતાભર્યા, અસહિષ્ણુ વાતાવરણમા ઠગારા નીવડ્યા હતા. વળી નિર્ભ્રાન્તિ અને મૂલ્યહ્રાસનું વાસ્તવિક ચિત્ર રજૂ કરવામા અનેક ભવસ્થાનો હતા. એટલે હુસૈને કલ્પનો, પ્રતીકો અને પુરાકલ્પનોનો વિનિયોગ કર્યો પ્રાચીન સુફીવાદી ગ્રથો, પેગબરની હિઝરત, કરબલામા ઈમામ હુસેનની શહાદત, કુરાન, બાઈબલ, રામાયણ,મહાભારત વગેરેમાંથી ચૂટેલી વાર્તાઓ વડે હુસૈને આજના માનવીની આતરિક સમસ્યાઓનું નિરૂપણ કર્યું આ ભગીરથ કામ માટે હુસૈન પૂરા સુસજ્જ હતા ઈસ્લામિક વિધિ-વ્યવહાર અને સાહિત્યે બક્ષેલી, ભારતના વિવિધ પ્રદેશોમા બોલાતી ઉર્દૂ ભાષાની વિવિધ શૈલીઓ ઉપર એમનુ ગજબનુ પ્રભુત્વ હતું હુસૈન જે ભાષા પ્રયોજે છે તેને ટકશાળી ઉર્દૂ કહે છે વારિસ અલવી કહે છે તેમ આ ટકશાળી ઉર્દૂનો આધુનિક યુગની નવી વાર્તા માટે

ઉપયોગ કરવાનું હુસૈનનું પરાક્રમ વિરલ અને અદ્ભુત છે.' દાસ્તાન = Oral Storiesની શૈલી પણ હુસૈનના કથા-સાહિત્યમાં છે. અરેબિયન નાઈટ્સ, બાઈબલ, જાતક, દાસ્તાન વગેરેની શૈલીઓનો વિનિયોગ કરતા હુસૈન એટલી હદે મૌલિક છે કે એમની નકલ કરનાર કોઈને સફળતા ન મળી. એમની શૈલીમાં લખવાની કોશિશ ઘણાંએ કરી પણ 'કશ્તી' કે 'શહરે અફસોસ' કે 'ઝર્દ કૂત્તા' જેવી વાર્તા માત્ર ઈંતિઝાર હુસૈન જ લખી શકે એવું બધાંએ કબૂલવું પડ્યું.

૧૯૪૮માં પાકિસ્તાન ગયા પછી તરત એમણે 'કય્યૂમા કી દુકાન' અને 'ઉસ્તાદ' જેવી બે વાર્તાઓ લખી. ત્યારથી લઈને આજ સુધીમાં એમણે લગભગ સવાસો જેટલી વાર્તાઓ લખી છે. એમની મોટાભાગની વાર્તાઓમાં પાત્રો, પરિસ્થિતિ, સમસ્યાઓ - આ બધાનો મર્મ વિભાજનના અનુભવમાં અને પાકિસ્તાનની અરાજક પરિસ્થિતિમાં પમાય છે. જરાક જાડી રીતે ઈંતિઝાર હુસૈનની વાર્તાઓને નીચે પ્રમાણે વર્ગીકૃત કરી શકાય.

૧. વાર્તાઓનો એક મોટો સમૂહ જાતકકથાઓ, પ્રાચીન ઋષિકથાઓ, હિંદુ-મુસ્લિમ પુરાકથાઓ પર આધાર રાખે છે. દા.ત. 'પછતાવા', 'નિરાલા જાનવર', 'પૂરા જ્ઞાન', 'જાબાલા કા બેટા', 'મુશ્કંદ', 'નરન્નારી', 'પત્તે', 'કછુઆ', 'કશ્તી' વગેરે...

૨. નાનપણમાં સાંભળેલી વાર્તાઓ, અલીફ લૈલા તથા હાતિમતાઈની વાર્તાઓમાંથી જે કંઈ યાદ હતું તેમાંથી નીપજેલી વાર્તાઓ પોતાની આસપાસ સામૂહિક રૂપે જે કંઈ બની રહ્યું હતું તેના સાક્ષી થવાને કારણે આ વાર્તાઓ સાવ જુદા જ રૂપરંગે સામે આવીને ઊભી રહી ગઈ. દા.ત. 'શહરઝાદ કી મૌત', 'આખિરી આદમી', 'ઝર્દ કૂત્તા' વગેરે... અહીં માણસના હ્રાસ અને નૈતિક અધઃપતનની કથા વ્યંજનાસ્તરે પામી શકાય છે.

૩. ઈંતિઝાર હુસૈનને દુનિયાભરમાં યશ અપાવનાર, અનોખા વાર્તાકાર પુરવાર કરનાર વિલક્ષણ અતીતરાગની વાર્તાઓ. વિભાજનને કારણે પાછળ છૂટી ગયેલ ઘર, ગલી, વસ્તી અને વતનની યાદોને જીવંત કરી આપતી વાર્તાઓ ઈંતિઝાર હુસૈનને આગવી ઓળખ બક્ષે છે. વિભાજન જેવી કરુણાંતિકાએ સામાન્ય માણસને ક્યાંયનો ન રાખ્યો. મૂળિયાં ઉખડી ગયા પછી આ માણસ પોતાની જાતને ફરીથી ક્યાંય ન રોપી શક્યો. આ વાર્તાઓમાં ક્યાંય લૂંટફાટ કે કત્લેઆમની વાત નથી. અહીં તો આ માણસની અંદર જીવતું એનું વતન, ત્યાંની ગલીઓ, ઘર, લોકો ટોળે વળે છે. જેનાં મૂળિયાં ઊખડી ગયાં છે એવા દરેક હિઝરતીની પીડાનું આ વાર્તાઓ પ્રતીક બની રહે છે. 'દાયરા', 'અંધી ગલી', 'પ્લેટફોર્મ', 'હિંદુસ્તાનસે એક ખત' જેવી વાર્તાઓ આપણને પોતાનું સઘળું ગુમાવી બેઠેલા સામાન્ય માણસની પીડાની સાવ પડખે લાવી મૂકે છે.

૪. પાકિસ્તાનની બદથી બદતર થતી જતી હાલત, હિંસા તથા અરાજકતાનું નિરૂપણ કરતી વાર્તાઓ પણ ખાસ્સી પ્રભાવક બની છે. દા.ત. 'રિઝર્વ સીટ', 'ગૌંડ કા જંગલ', 'શહરે અફસોસ', 'બેરિયમ કાર્બોનેટ', 'બખ્તમારોં' વગેરે...

૫. આધુનિક બોધ પ્રગટ કરતી 'ઈન્તઝાર' કે 'વે જો ખો ગયે' જેવી વાર્તાઓ ઉપરાંત માણસે વિકાસ માટે મૂકેલી આંધળી દોટના પરિણામે પૃથ્વીની, પર્યાવરણની બગડી રહેલી સિકલને નિરૂપતી 'મેના પોપટની વાર્તા', કે 'મોરનામા' જેવી વાર્તાઓ આપણને સમજાવે છે કે આ એક સતત વિકસતો રહેલો સર્જક છે. રાજકીય, સાંસ્કૃતિક, પર્યાવરણીય સમસ્યાને તે વૈશ્વિક સ્તરે જોઈ શક્યા છે. આ લેખકને માત્ર અતીતરાગના લેખક તરીકે જોવામાં એમની સર્જકતાના અન્ય આયામો આપણે ચૂકી જવાના. ઉર્દૂ ભાષામાં લખતો તે વૈશ્વિક સ્તરનો સર્જક છે એવું એની વાર્તાઓ સમજાવે છે.

ઈંતિઝાર હુસૈનની વાર્તાઓને એક બેઠકે વાંચનાર ભાવક નોંધી શકશે કે આ વાર્તાઓ ચક્રાકાર છે. 'આંધળી ગલી', 'દાયરા', 'વે જો ખો ગયે', 'શહરે અફસોસ' જેવી વાર્તાઓમાં એક વિશિષ્ટ ચક્રાકાર ગતિ જોઈ શકાશે. એક જ વાત એકથી વધુ વાર કહેવાતી આવે. આવું જ ચક્ર એમની જાતક આધારિત 'પત્તે', 'કછુએ'માં પણ જોવા મળે છે. વાર્તામાં વાર્તા ગૂંથવાની આપણી પુરાણી કથન પરંપરા સર્જક વારંવાર પ્રયોજે છે. ભારતીય ઉપખંડની સમૃદ્ધ કથન-પરંપરામાંથી જડતી વાર્તાઓ એમાં ગૂંથાતી આવે. એ કથાઓમાંનાં કલ્પનો, પ્રતીકો શબ્દો કરતાં અનેકગણું કહી જતાં હોય. એમની વાર્તાઓમાં ભાષા, સાંસ્કૃતિક-સામાજિક સંદર્ભો સાથે પ્રયોજાઈ છે. માછલીનો વાળ, નૂહનો ચૂલો, મસ્જિદે કર્તબા, ઝટકાનું માંસ વગેરે સંદર્ભો ભારતીય ઉપખંડના વાચક માટે વ્યંજનાને વિસ્તારવાનું કામ કરે છે. હુસૈનની પ્રતીકાત્મકતા, સંકુલતા અને સંકેતાત્મકતાને ઉકેલવા માટે આ ઉપખંડની સહિયારી સંસ્કૃતિનો સંદર્ભ અનિવાર્ય બની રહે છે. પારિજાતનાં ફૂલોની સુગંધ, તૂટી ગયેલી કબર, કે હવેલી, વરરાજાના ચહેરા પર લટકતી સહેરાની સેરો, વરસાદ વગરના પ્રદેશમાં વાદળાની રાહ જોતા લોકો, મસ્જિદ પાસે ઊગેલ પીપળાનું વૃક્ષ... આ બધું સમજવા માટે સામાજિક, સાંસ્કૃતિક ઉપરાંત આધ્યાત્મિક સંદર્ભ પણ જરૂરી બની જાય છે.

'ચકરાવો' (દાયરા) ઘણી બધી બાબતે ઈંતિઝાર હુસૈનની લાક્ષણિક વાર્તા છે. આ વાર્તા દ્વારા લેખક તરીકે પણ

જાણે કે તેઓ એક વર્તુળ પૂરું કરતા હોય એવુ લાગે લેખકે ૫૦ વર્ષ પહેલાં લખેલી 'કય્યૂમાની દુકાન વાર્તાના ઉલ્લેખથી દાયરા' શરૂ થાય છે લેખક માટે એ વાર્તા ફરીથી લખવી અનિવાર્ય બની ગઈ છે ૫૦ વર્ષ પહેલા છોડેલ વસ્તીમા પાછળ છૂટી ગયેલ માણસને શોધવો અને કરબલા પહોંચવું એમના માટે અનિવાર્ય છે ૫૦-૫૦ વર્ષ સુધી સપનાંઓ દ્વારા એ પોતાની વસ્તીના ચક્કર મારતા રહ્યા છે કલ્પનાની આંખે જીવત થઈ ઊઠતી વસ્તીને સાચા અર્થમા જ તેઓ રૂપનગર કહે છે આ વાર્તા લખાઈ ન રહે ત્યા સુધી આ ચકરાવામાં જ ઘૂમરાતા રહેવાનું એમના કપાળે લખાયેલ છે 'ચકરાવા'નું કથાઘટક આખી વાર્તામાં પુનરાવર્તન પામતુ જોઈ શકાય છે એકધારી પ્રવાહી શૈલીમાં લખાયેલી આ વાર્તા 'ત્યારે અને અત્યારે'ની વચ્ચે, વતનના ઘરના આનદ અને નવી જમીનમા આવ્યા પછી વતનના ઘર માટેના ઝૂરાપાની પીડા વચ્ચે, નિદ્રા અને ઉજાગરા વચ્ચે વહે છે એક જીવતુ જાગતુ નગર સપનુ બની જાય અને સપનામા પણ એ નગરપ્રવેશ વખતે વીઝા યાદ આવે ત્યારે વતન પારકો દેશ બની ગયાની પીડા કેટલી કારમી હશે તે સમજી શકાશે. સામાન્ય માણસની કમનસીબી તો એ છે કે એણે જે કંઈ ગુમાવ્યુ એની ઈતિહાસે તો નોંધ સુધ્ધા ન લીધી.

અખડ હિંદુસ્તાનનુ વિભાજન કેટલી તો absurd ઘટના હતી એની કારમી પીડા હિંદુસ્તાન સે એક ખત' વાર્તામા વ્યક્ત થઈ છે આ એક જ વાર્તા એવી છે જ્યા વિભાજન પછી ભારતમા રહી ગયેલા મુસલમાનની વાત થઈ છે પત્ર હિંદુસ્તાનથી છે, લખાય છે '૭૧ના યુધ્ધ પછી. એટલે કે લખનારે આ દેશનુ વિભાજન સ્વીકાર્યું નથી. એના માટે હજીયે પોતે હિંદુસ્તાનનો જ રહેવાસી છે ! જમીનના એક જ ટુકડા પર રહેનારાં ૧૯૪૭માં બે અને ૧૯૭૧માં ત્રણ ટુકડામા વહેંચાઈ ગયા '૪૭માં ધર્મના નામે થયેલુ વિભાજન કેટલુ તો ખોટુ હતુ એ બાંગ્લાદેશના જન્મ સાથે સાબિત થઈ ગયુ ધર્મ જોડે નહીં પણ તોડે એ વાત પર બાગ્લાદેશના જન્મે મહોર મારી આપી ખાનદાન હવે ત્રણ દેશોમા વેરવિખેર ભટકે છે વશાવળી ખોવાઈ જવાની પીડાને રડતો આ વૃદ્ધ વારેવારે ભવ્ય ભૂતકાળની વાત કરે છે સહિયારી સંસ્કૃતિના આ પાત્રો કોઈ દશા કે દિશા વગર ભમણાઓના દેશમા ભટકે છે મૂલ્યહ્રાસની વાત કરતો આ વૃદ્ધ તેતર-બટેર જેવી મિશ્ર પ્રજાની વાત દ્વારા વગર કહ્યે સમજાવે છે કે દેશના વિભાજન જેવી ઘટનાથી પ્રજાઓ પર શી વીતે છે ? વશાવળી, ખાનદાન બધુ જ ગુમાવી દીધા પછી આ વૃદ્ધ હવેલી ખાતર શા માટે લડે છે ? પાછળ કોઈ બચ્યુ નથી છતા આ પડીને પાધર થયેલી ખખડધજ હવેલી માટે એ કેમ કોર્ટના ધક્કા ખાય છે ? હકીકતે હવેલી માટેની એની લડત પોતાની સાસ્કૃતિક ઓળખ માટેની લડત છે પોતે આ જ જમીનનો રહેવાસી છે આ ઘર એનું જ છે, આ એનું વતન છે, એટલુ જ પુરવાર કરવા આ સાવ એકલો માણસ કારમો સઘર્ષ કરી રહ્યો છે 'આધળી ગલી'ની જેમ આ વાર્તાના પાત્રને પણ ઓળખાઈ જવાની બીક લાગે છે અને ન ઓળખાયાની પીડા થાય છે પોતાના જ વતનમાં હવે આ પાત્રો દિવસના અજવાળામા બહાર નથી નીકળી શકતા તેની પીડા કેવી તો કારમી હોય !

વિભાજનને કારણે સર્જાયેલી મોટાભાગની સમસ્યાઓની વેધક અભિવ્યક્તિ કોઈ એક જ વાર્તામા થઈ હોય તો તે છે એમની બિનલીખી રઝમીઆ' (An unwritten epic = વણલખી વીરગાથા) આ વાર્તા બે સ્તરે ચાલે છે આલેખક નિરૂપકનો પ્રશ્ન અને એના પાત્રનો પ્રશ્ન. સહિયારી સસ્કૃતિ, સહજીવન એક મહાકાવ્યને જન્મ આપી શકે એમ હતુ પણ એવુ થઈ ના શક્યુ સર્જકના સ્વપ્નભગની આ કથા છે જે સર્જક અખંડ મહાકાવ્ય રચવાનો હતો એ સર્જક ખંડખંડમાં ટુકડા રચતો થઈ ગયો વિભાજનનો આઘાત, એની હતાશા સર્જકની સર્જનાત્મકતાને વસૂકાવી દે છે પરંપરાથી સસ્કૃતિથી વિચ્છેદાઈને, સમાધાનો સ્વીકારીને સર્જક ભલે ટકી જવાના પ્રયત્નો કરે પણ એની creative selfનું મૃત્યુ એનુ પણ મૃત્યુ જ છે ને ? હવે જે સમય સામે આવીને ઊભો છે તેમા મહાકાવ્ય કે વીરગાથાના સર્જનને કોઈ અવકાશ નથી એવુ પણ અહીં સૂચવાય છે કોઈને પછવાના પાત્રાલેખનમા લબાણ લાગે પણ આ પાત્ર મહાકાવ્યનુ, વીરગાથાનુ પાત્ર હતું એ યાદ રાખીશુ તો લબાણ નહીં લાગે બદલાયેલા સજોગોમા વીરગાથા લખી ન શકાઈ એ જુદી વાત છે ડાયરી દ્વારા લેખકનો સીધો કથા પ્રવેશ થાય છે ડાયરી એમની કથનશૈલીનો જ એક ભાગ છે વિભાજન પછીના થોડા વર્ષો બાદ લખાયેલી આ વાર્તામાં એક આખી પ્રજાને થયેલા અનુભવના મૂઝવી નાખે એવાં સ્વરૂપો આલેખવાની કોશિશ થઈ છે હુસૈન અહીં વિભાજન તથા કોમી હિંસાને વિશાળ સામાજિક રાજકીય પાર્શ્વભૂના વિરોધમા આલેખે છે વાર્તાના મર્યાદિત ફલક પર અર્થના અનેક પરિમાણોની ભાત આલેખતા સર્જકે અહીં સામાન્ય માણસની પીડા, દ્વિધા, દહેશતના એટલા બધા પાસાં ગૂથી લીધાં છે કે વાર્તા એક આખા યુગને આવરી લે છે આ વાર્તા બે ભાગમાં કહેવાઈ છે પ્રથમ ભાગ રેખાચિત કથનપધ્ધતિમા છે એમા કાદીરપુરમા જીવાતા સ્થિર જીવનની સામાન્ય ઘટનાનું બયાન છે કાદીરપુર વિભાજન પહેલાના ભારતનો નાનો સરખો કસ્બો છે વાર્તાનાયક પછવા પહેલવાન છે સ્થાનિક ગુંડો કહી શકાય એવી એની પ્રકૃતિ છે પાકિસ્તાન બનવાના ખ્યાલથી જ ઉત્સાહમા આવી જનારા પછવા જેવા તમામ લોકોને

પાકિસ્તાન ક્યાં બનશે તેની ગતાગમ ન હતી. વાર્તાનો આરંભ વિભાજન પૂર્વેના દિવસોમાં મુસ્લિમોમાં પ્રવર્તતા આશાવાદને દર્શાવે છે. એ લોકોને પાકિસ્તાનના ખ્યાલ પરત્વે ઊંડું મમત્વ હતું. લેખક આ ખ્યાલનું સ્વરૂપ બાંધવાનો સહેજ પણ પ્રયત્ન નથી કરતા. એના કારણે વાર્તાની સંકુલતા નથી જોખમાઈ. પાકિસ્તાન વિશેનો ખ્યાલ ગમે તેટલો સંકુલ અને ભ્રામક હોય પણ એ ખ્યાલથી મોટાભાગના મુસ્લિમો ત્યારે પ્રભાવિત થયેલા એ હકીકત છે. કાદીરપુરની બીજી બધી રીતે મામૂલી ગણાતી વસાહત પણ એવા જ ઉત્સાહમાં હતી. પરિસ્થિતિની વક્રતા તો એ છે કે 'બંટ કે રહેગા હિંદુસ્તાન, બન કે રહેગા પાકિસ્તાન'ના નારા લગાવનારા આ સામાન્ય માણસોને પાકિસ્તાન ક્યાં બનવાનું છે એ ખબર નો'તી. પછવા જેવાને તો ખાતરી છે કે કાદીરપુર નામ જ સૂચવે છે કે એ તો પાકિસ્તાનમાં જ હોય ! આ વક્રતા ઘેરી ત્યારે બને છે જ્યારે પાકિસ્તાન ખરેખર બન્યું ત્યારે આ નારાઓ પોકારનારામાંના કોઈ જ ઘર-બાર, જમીન, વતન છોડીને જવા તૈયાર નો'તા. ઈતિહાસ માટે, મુસ્લિમલીગ માટે, બૌદ્ધિકો અને ઉલેમાઓ માટે પાકિસ્તાનનો અર્થ ગમે તે હોય પણ સામાન્ય માણસ માટે પાકિસ્તાન સપનું હતું. એવો સ્વપ્નપ્રદેશ જ્યાં એમને સુવર્ણતકો મળશે, જિંદગી સુખમય બની જશે એવી એમની ધારણા હતી. આ સામાન્ય માણસને માટે પાકિસ્તાન માત્ર ખયાલી પુલાવ હતું. પછવા અને એના સાથીઓ માટે પાકિસ્તાન એટલે કાદીરપુર હતું. દેશના તમામ આમ ઈન્સાનની આ જ હકીકત હતી. પાકિસ્તાન ક્યાં બનશે ? એના માટે દેશ-વતન છોડવું પડશે, ઘર-બાર, ઢોર-ઢાંખર, જમીન બધું જ છોડી રાન રાન ને પાન પાન થઈ ભટકવું પડશે એવી કલ્પના તો કોઈએ કરી જ નો'તી. પ્રજાને જો જરાક પણ અંદાજ આવ્યો હોત તો પાકિસ્તાનનો કટ્ટર વિરોધ થયો જ હોત. અને તો કદાચ પાકિસ્તાન કાયમી ધોરણે ખ્યાલ જ રહ્યું હોત. પછવાને પાકિસ્તાન બની ગયા પછી આ સમજાય છે. કાદીરપુરને કોઈ રીતે પાકિસ્તાનમાં ભેળવી શકાય એમ નથી એવું સમજાય છે ત્યારે એ ભારે નિરાશ થઈ જાય છે. ગામની ઈદગાહની બાજુમાં ઊગેલા પીપળા પર પોતાની ઈસ્લામિક પાર્ટીના ઝંડાને ફરકાવી પોતાની હતાશાને હળવી કરી એ બોલે છે : 'પાકિસ્તાને દેશનિકાલ કર્યા તો શું થયું ? આપણે અહીં કાદીરપુરમાં જ આપણું પાકિસ્તાન બનાવીશું.' આમાં એની અંગત કરુણતા અને હતાશા પ્રગટ થાય છે અને વ્યંજનાસ્તરે એવા અનેક લોકોની હતાશા પ્રગટ થાય છે. જે લોકો છેવટની ઘડી સુધી ઈસ્લામ અને પાકિસ્તાનને વળગી રહ્યાં છતાં જેમને અહીં જ વસવાની ફરજ પડી હોય. પાકિસ્તાનની રચના સાથે જ જે મુસ્લિમોએ અદમ્ય ઉત્સાહ, ઉત્તેજના અને આશાઓ સાથે નારાબાજી કરેલી એ બધાએ કારમી હાર, હતાશા અને વિશ્વાસઘાતની લાગણી અનુભવી. ભયાનક કડવાશ અને નિરાશાની લાગણી એમને ઘેરી વળી. આ પરિસ્થિતિ આમ તો આખા રાષ્ટ્રે અનુભવી હતી. પછવા લાખો માણસોની હતાશાનું પ્રતીક બની જાય છે. જે પછવામાં એક મહાકાવ્ય કે વીરગાથાના નાયક બનવાની ગુંજાઈશ હતી તે પાકિસ્તાન જઈ કેવો રાંક બની જાય છે ? કાદીરપુર જાટનગર બની જાય ત્યાં આગળ વાર્તા પૂરી નથી થતી. વાર્તાના બીજા ખંડમાં પાકિસ્તાનના કોઈ નામ વગરના ગામમાં જઈ વસેલા પછવાની કથા છૂટીછવાઈ ડાયરીની નોંધરૂપે કહેવાઈ છે. મૂંઝાયેલો, હતાશ થયેલો, વિષાદમાં ડૂબી ગયેલો પછવા આ અજાણ્યા દેશમાં જ્યાં ત્યાં ભટકતો ફરે છે. ટકી રહેવા માટે એણે જે સમાજ પસંદ કર્યો હતો તે સમાજમાં, એ દેશમાં એના માટે જગ્યા જ નો'તી. જે વિભાજન એને સલામતી અને નિજી ઓળખ આપશે એવી એને ધારણા હતી તે જ વિભાજને એની સલામતી અને નિજી ઓળખ છીનવી લીધી. કદાવર અને બહાદુર પછવા હવે આત્મદયામાં રાચતો બેવકૂફ બની ગયો. એના પોતાના ગામમાં એની આગવી ઓળખ હતી, જિંદગીનો કોઈ હેતુ હતો, એ નાયક હતો. એને ખ્યાલ હતો કે પાકિસ્તાન બન્યા પછી પોતાને જે કરવું હશે તે કરી શકશે. એટલે જ તો એ જમીન ખેડવાના અને આંબા વાવવાનાં શેખચલ્લી જેવાં સપનાં જુએ છે. પણ વાસ્તવિકતા તો એ હતી કે માથું છુપાવવા માટે છત પણ ના મળી. ઊલટા ભારત પાછા ફરવાનું ફરમાન મળે છે. બદથી બદતર હાલતમાં પહોંચેલ પછવા નૈતિક હ્રાસની પ્રક્રિયા પૂરી થાય તે પહેલાં પ્રતિકૂળ સંજોગો હોવા છતાં કાદીરપુર પાછો ફરે છે. એ જુએ છે કે ઉપખંડના નવા નકશામાંથી એનું ગામ તો સાવ ભૂંસાઈ ગયું છે. હવે એનું નામ જાટનગર હતું. એને મારીને એનું માથું મઝારની બાજુના પીપળાના ઝાડ પર લટકાવી દેવામાં આવે છે. હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેના આંતરસંબંધોના સદીઓ જૂના ઈતિહાસની પ્રતીતિ કરાવવા માટે હુસૈન સહેતુક રીતે હિંદુઓ જેને પવિત્ર માને છે તેવા જીર્ણ પીપળાના વૃક્ષને કાદીરપુરના સીમાડે આવેલી મુસ્લિમ મઝાર પાસે વર્ણવે છે.

પતનનું ચક્ર ત્યાં પૂરું થાય છે જ્યાં વાર્તાકથક મહાકાવ્ય લખવાને બદલે સ્થાનિક નેતાઓ સાથે ઘંટી એલોટ કરાવવા સમાધાન કરી લે છે. નવા દેશમાં આવ્યા પછી ગૂંગળાવા લાગેલી એની સર્જનાત્મકતા હવે સંપૂર્ણપણે સૂકાઈ ગઈ છે. પછવાની કથા હવે તે લખી શકે તેમ નથી. કારણ કે પછવાના સહજ વ્યક્તિત્વ વિકાસમાં વિભાજન અવરોધરૂપ નીવડ્યું છે. હવે તે મહાકાવ્યનો નાયક ન બની શકે એટલી હદે એનો હ્રાસ થયો છે. કથકનું માનસ પણ નવી પરિસ્થિતિ અને

સમસ્યાઓથી પલટાયુ છે પ્રેરણાના સ્ત્રોત સાવ સૂકાઈ ગયા છે હવે પોતે ગમે તેટલુ ઈચ્છે તો પણ લખી શકે એમ નથી સર્જનાત્મક વ્યક્તિત્વ - Creative Selfનું મૃત્યુ કરુણ છે કથકને હવે એક નવી પ્રતીતિ થાય છે સાહિત્યનો કોઈ અર્થ નથી. આ પ્રતીતિને કારણે સર્જનશીલ વ્યક્તિત્વનું મૃત્યુ વધુ ઘેરુ કારુણ્ય ધારણ કરે છે એને લાગે છે કે સાહિત્ય સર્જન સાવ નિરર્થક પ્રવૃત્તિ છે એટલે જ હવે લખવાને બદલે એ માત્ર આર્થિક પ્રવૃત્તિમા રસ લે છે

અહીં એક બીજી વાત પણ વ્યંજનાસ્તરે કહેવાઈ છે અને એ છે મુસ્લિમોની નિયતિ. ન એમને અખડ હિંદુસ્તાનમાં કોઈ યોગ્ય નેતા મળ્યા, ન ભાગલા પછી. પરિણામે આ પ્રજા આમથી તેમ ફંગોળાતી રહી. બધુ ગુમાવવાના કારણમાં પોતાના નેતાઓ હતા એ સમજવા જેટલી સમજ ન ત્યારે હતી ન પછી એવી સમજ કેળવાઈ ઘેટાના ટોળાની જેમ મુસ્લિમ પ્રજા કા રાજનેતા કા ધાર્મિક નેતા પાછળ દોરવાતી રહી આજેય એની નિયતિમા ઝાઝો ફરક નથી પડ્યો.

'શહર-એ-અફસોસ અને 'વે જો ખો ગયે' નિજી ઓળખના હ્રાસના દષ્ટાંતો છે ૧૯૭૧મા થયેલા પાકિસ્તાનના વિભાજન પછી ભૂતકાળની લોપ થતી જતી સ્મૃતિ 'વે જો ખો ગયે નો વિષય છે ચાર વ્યક્તિઓ, જેમને નામ નથી આપવામા આવ્યા, માત્ર થેલાવાળો, દાઢીવાળો જેવી શારીરિક નિશાનીઓથી જ તેઓ ઓળખાય છે આ પ્રતીકાત્મક ઢબને કારણે વ્યક્તિગત ઓળખને ગુમાવી દીધાની લાગણીને ધાર નીકળે છે સાથે તેમના હોવા' વિશે શકા રજૂ કરવાની પણ એ એક રીત છે આ બધા નક્કર ઓળખ વિનાના, સ્પર્શી ન શકાય તેવા, નિજી ઓળખ વગરના પડછાયા છે આપણને એમના વિશે એટલુ જ જાણવા મળે છે કે આ બધા કોઈક રીતે બહુ મોટા, પીડાદાયક અનુભવમાંથી ઊગરી શક્યા છે એમના ઘરબાર માલ મિલકત ઝૂટવી લેવાયા છે પણ આ બધા ક્યાથી આવે છે ? અને કયા જઈ રહ્યા છે ? આ પ્રશ્નોનો કોઈ ચોક્કસ જવાબ નથી અને ધારો કે જવાબ હોય તો વર્તમાન પરિસ્થિતિમા એ જવાબનો કોઈ અર્થ પણ નથી. એનો જવાબ સદીઓથી વારવાર હાકી કઢાયેલા મુસ્લિમો (કે પછી કોઈ પણ પ્રજા)ની હયાતીમાં છે સ્પેનમાં ગ્રેનેડા અને કોર્દોલામાંથી, ઈઝરાયલમા બૈત-અલ મકદીસમાથી, ભારતમાં કાશ્મીર જહાનાબાદમાથી કે ગમે ત્યાથી ઘાયલ માથાવાળો માણસ કહે છે હું મૂળ સોતો ઉખડી ગયો છુ અને એ જ મહત્ત્વનુ છે હવે એ યાદ કરવાથી શો ફરક પડે છે કે મને ગ્રેનેડામાથી કે બૈત-અલ મકદીસમાથી કે જહાનાબાદમાથી ઉખેડી નાખ્યો હોય ?

સ્મૃતિ ગુમાવી દેવી અને પરિણામે વૈયક્તિક અસ્તિત્વનો અંત - આ બેઉનું નિરૂપણ આ વાર્તામા કુશળતાથી થયુ છે આ ચારેય માણસને શકા થવા માડે છે કે એમનામાંનો એક ગુમ થયો છે ફરી ફરી ગણતરી કરતી વેળાએ દરેક વ્યક્તિ પોતાની જાતને ગણતરીમા લેવાનુ ચૂકી જાય છે એમને માત્ર એટલુ જ યાદ રહે છે કે એમનામાંનો એક ગુમ થયો છે પણ કોણ ? એમને એ ખોવાયેલા માણસનું નામ કે ચહેરો યાદ નથી આવતા. એ સ્ત્રી હતો કે પુરુષ એ પણ યાદ નથી. અચાનક માથે પાટાવાળો કહી ઊઠે છે કે પોતે પોતાની ગણતરી કરવાનું કદાચ ભૂલી ગયો છે એની આ શકા જાહેર થતાંની સાથે દરેકને લાગે છે કે હકીકતે પોતે જ પેલો ખોવાયેલો માણસ છે આમ જીવતા જાગતા માણસો સ્મૃતિ, સભાનતા ગુમાવી દેવાને કારણે ન હોવાના રગહીન પ્રદેશમા ખોવાઈ જાય છે

માથે પાટાવાળાને ભાન થાય છે કે એનું હોવું એના પોતાના ખ્યાલ, વિચાર કે જાત વિશેની જાગરૂકતા પર અવલબિત નથી. જો બીજા એના હોવાની સાક્ષી આપે, સાખ પૂરે તો જ એનું હોવુ સાર્થક ઠરે છે એ પોતે પોતાના હોવા વિશે નિશ્ચિત હોય તેનો કોઈ અર્થ નથી. આ શકા એના કરુણ અજામ તરફ જ સંકેત કરે છે ધારો કે પેલા એના હોવા વિશેની ખાતરી પાછી ખેંચી લે તો એનું હોવુ મટી જાય કે બીજુ કંઈ ? અને આવી શકા આ ચારેયના હોવા ને નિરર્થક બનાવી દે છે આમ અસ્તિત્વના લોપ વિશેનો 'એક બિનલિખિ રઝમીયા નો કેન્દ્રવર્તી વિચાર એક મોટો વળાક લઈ જીવનના ફુવારાઓમાં થઈ, આશાવાદની અલ્પક્ષણોમા થઈ ફરી પાછો વાર્તામા નિરૂપાય છે, અને વે જો ખો ગયે મા તાર્કિક ઉપસંહાર પર પહોંચે છે આ બધાની વચ્ચે અનેક વાર્તાઓમા માણસના નૈતિક હ્રાસ, સ્મૃતિલોપ, સ્મૃતિને પાછી મેળવવા માટેની મથામણ, સહિયારી અને વૈયક્તિક ઓળખનો લોપ અને છેવટે સર્જનશીલ 'સ્વ'નો લોપ... આ બધાંનુ નિરૂપણ થતુ રહે છે

'શહરે-અફસોસ' જેવી વાર્તામા જગાલિયતભર્યા, હેવાનિયત કક્ષાના આતકના બનાવો પુનરાવર્તન પામે છે બાંગ્લાદેશના યુધ્ધ પછી લખાયેલી આ વાર્તા એવા લોકોની કથા છે જેમને હવે પોતાના દુષ્કર્મો બદલ કોઈ શરમ નથી, અફસોસ નથી નામ અને ચહેરા વગરના ત્રણ પુરુષો પૂર્વ પાકિસ્તાનના યુધ્ધ દરમ્યાન પોતે કેવી રીતે બળાત્કાર કર્યો અને પછી હત્યા કરી તેનુ વર્ણન કરે છે અફસોસ જતાવવા કે પસ્તાવો કરવા માટે અસમર્થ એવા આ પુરુષો પોતાની જાત માટે જ પ્રેત બની જાય છે કોઈ પણ સમાજમાં એમને સ્થાન નથી મળતુ દુનિયામા એવી કોઈ જગ્યા નથી મળતી જ્યા

તેઓ પોતાના શબને દફનાવી શકે. ત્રણમાંનો એક, એમના રઝળપાટના વિસ્તારમાં જન્મેલા બુદ્ધને યાદ કરે છે. પણ બુદ્ધની સ્મૃતિ તરત સરી જાય છે, કારણ કે બુદ્ધનો નૈતિક પ્રદેશ તો એમના વર્તમાનના અનુભવોના પ્રદેશથી ઘણો દૂર છે, અને એમાં તેમને આશરો મળી શકે તેમ નથી. અહીં જેની પાસે ઊભા રહેવાની જમીન નથી બચી એવા માણસની વાત છે. લેખક એને હિન્દુ કે મુસલમાન એવાં ખાનાંમાં વહેંચ્યા વગર જ વાત કરે છે. આ ભૌગોલિક હિઝરતની નહીં પણ નૈતિક / આધ્યાત્મિક હિઝરતની વાત છે. બધા જ સંદર્ભો ગુમાવી દીધેલા માણસની આ વાત છે.

જે પ્રજા અમન અને ચેન માટે સદીઓની સહિયારી સંસ્કૃતિ, ઘર-બાર, વતન બધું છોડીને પાકિસ્તાન ગઈ હતી એ પોતાની ઝોળીમાં અનેક સપનાંઓ લઈને ગઈ હતી. પણ એમના હાથમાં આવ્યું શું ? રાજકીય ખૂન, લશ્કરી શાસનના કારણે ત્યાં કદી લોકશાહીનાં મૂળિયાં ઊંડાં ઊતર્યાં જ નહીં. 'ગૌંડ કા જંગલ', 'રિઝર્વ સીટ', 'બખ્તમારોં' જેવી વાર્તાઓ દ્વારા લેખક પોતે જે સ્થળ-કાળમાં જીવી રહ્યા છે તેમાં વ્યાપ્ત અસલામતી, અરાજકતા અને હિંસા પર શારી નાખે એવો વ્યંગ કરે છે. 'હિંદુસ્તાનમાં હિંદુઓ વચ્ચે રહેવા છતાં ડર નો'તો લાગતો પણ હવે મુસ્લિમો વચ્ચે હોવા છતાં ડર લાગે છે !' 'ગૌંડ કા જંગલ' વાર્તાના વૃદ્ધનું આ વાક્ય કેટલું તો સૂચક છે ! પારાવાર પીડાથી એ બોલી ઊઠે છે : 'પાકિસ્તાન હારી ગયું' બધા જ મોરચે નિષ્ફળ ગયેલા દેશની હતાશ પ્રજાનો આ આર્તનાદ છે. પણ કમનસીબે નવી પેઢીને આ પીડા સ્પર્શતી નથી. એ તો ક્રિકેટની જીતને ઉજવવામાં મગ્ન છે.

ઈંતિઝાર હુસૈન પાકિસ્તાનના તંગ અને સંકુચિત વાતાવરણમાં જોખમ લઈને પણ આ પ્રકારની વાર્તાઓ લખતા રહ્યા છે. પોતીકા પરિવેશમાંથી જ આધુનિક બોધ પ્રગટાવતા આ સર્જકની વાર્તાઓના લખવા પાછળ ખાસ પ્રયોજન છે. પણ વાર્તાની કલાત્મકતાને ભોગે પ્રયોજન નથી પાર પડાયું. પોતે જે સ્થળ-કાળમાં જીવે છે એના શક્ય તેટલા તમામ પ્રશ્નોને-સમસ્યાઓને દેશકાળની સીમાને અતિક્રમી જઈને વાચા આપતા હુસૈન વાર્તાઓ એટલા માટે પણ લખે છે જેથી બે પ્રજા એકબીજા પ્રત્યેનો ધિક્કારનો ભાવ સમજી શકે અને એને દૂર કરવાની કોશિશ કરી શકે. બદલાની ભાવના ઓછી થાય, જિંદગી જીવવા જેવી લાગે એવી રોજિંદી માનવતાવાદી ઘટનાઓમાં વિશ્વાસ જાગે, વાગેલા ઘા જરાક રૂઝાય. પોતે ગુમાવેલ સરસવનાં ખેતરો, પોપટોનાં ટોળાંથી ગૂંજતાં વૃક્ષો, ખોવાઈ ગયેલી શેરીઓમાં વેચાતી મીઠાઈઓ, અગાશીમાં ચગતા પતંગો, અને બે કોમે સાથે મળીને માણેલા નિર્દોષ આનંદની સ્મૃતિઓમાંથી જરાક સાંત્વના મળે. રોજિંદી જિંદગીમાં બે કોમ વચ્ચે ચાલતા વ્યવહારો ફરી પાછા હતા તેવા ચાલતા થાય. જીવન જરાક જીવવા જેવું લાગે એટલી માનવતા ફરી કેળવાય એ હેતુથી તેઓ વાર્તા લખે છે. જો કે હુસૈન જાણે છે કે આ કામ ખાસ્સું મુશ્કેલ છે. એટલે જ એમની વાર્તાઓનો સૂર નિરાશાવાદી વધુ છે.

ફરીથી જાતકકથા માંડતા આ લેખક બતાવે છે કે વર્તમાનમાં સાચાની ખોજ કરવી અતિ મુશ્કેલ છે. સત્યની શોધ અને ઉચિતકાર્ય આ બેઉ કરવામાં જૂની જાતકકથામાં કોઈ સમસ્યા નો'તી. બોધિસત્ત્વમાં અસંદિગ્ધપણે એ સત્‌તત્ત્વ દેખાય છે. બોધિસત્ત્વનો દરેક અવતાર પુનઃ પુનઃ પ્રતીતિ કરાવે છે કે સત્‌તત્ત્વ શાશ્વતકાળ સુધી લભ્ય હોય છે. જૂની જાતકકથાઓમાં આપણે નીરવતાનો અનુભવ કરીએ છીએ. જ્યારે અહીં કોલાહલથી ભરેલી ક્ષુબ્ધ દુનિયામાં મૂકાઈ જઈએ છીએ. જૂની જાતકકથાઓમાં લોકો પોતાની આસપાસનાં વિશ્વનાં દિવ્ય-તત્ત્વોનાં ચિહ્નો જોતા થાય એટલા ઉપદેશથી વાત પૂરી થઈ જતી પણ ઈંતિઝાર હુસૈનની વાર્તાઓના ભિક્ષુઓ સમજવા છતાં એમના પાઠ કે ઉપદેશને અમલમાં નથી મૂકી શકતા. મૂળ જાતકકથામાં બોધિસત્ત્વના સાન્નિધ્યમાં રહેનારા ભિક્ષુઓ પોતાના મોહ અને અજ્ઞાનભર્યા પૂર્વજીવનમાં કદી પાછા ન ફર્યા. ઈંતિઝાર હુસૈનની વાર્તાના ભિક્ષુઓને અસંખ્ય નૈતિક બોધકથાઓ સંભળાવાય છે. છતાં તેઓ એના હાર્દને પચાવી શકતા નથી. પોતે જે દુનિયામાં જીવી રહ્યા છે તે દુનિયામાં 'સત્‌તત્ત્વ'ને કેવી રીતે પામી શકાય તેની એમને સમજ નથી પડતી. ઈન્દ્રિયોનો વિલાસ અને વિશ્વનું સૌન્દર્ય એમને આકર્ષે છે. ભ્રમણાઓની વિશાળ જાળમાં ફસાઈ જવાનો એમને સતત ભય રહે છે. એમની વિભાજન વિષયક વાર્તાઓના મોટાભાગના નાયકોની જેમ આ ભિક્ષુઓ પણ નિજી ઓળખને સાવ ગૂંચવી નાખતા શૂન્યાવકાશમાં તાકતા રહી જાય છે. છેવટે તેઓ પોતાની ખોજને છોડી દે છે. જંગલ અને નગર, તાર્કિક જ્ઞાન અને અસંગત આવેગ, ધર્મશ્રધ્ધા અને નિરાશા - આ દ્વંદ્વોની સરહદ પર કિંકર્તવ્યમૂઢની જેમ તેઓ ઊભા રહી જાય છે. 'કાચબો' વાર્તાનો શાણો જિજ્ઞાસુ શોધક જંગલની ધારે એકલો અટૂલો ઊભો રહી જાય છે. કારણ કે એ શાન્તિ મેળવવામાં નિષ્ફળ ગયો છે અને હવે કયા રસ્તે જવું એની એને સૂઝ પડતી નથી. 'પાંદડાં' વાર્તાનો ભલો ભિક્ષુ અંતે હાથમાં પીળાં સૂકાં પાંદડાં લઈને બેસી રહ્યો છે. એને ઉત્સુકતા એ છે કે ઋતુઓનું નવું

ચક ક્યારે શરૂ થશે અથવા પૃથ્વી પર દિવ્ય તત્ત્વનો અવતાર ફરી ક્યારે થશે આ વાર્તાઓમાં અતીતરાગ નથી, માત્ર ઊંડો વિષાદ છે અને આપણે પોતે સર્જેલા વિશ્વ કરતા સાવ જુદા વિશ્વ માટેની કદી પૂરી ન થનારી આરત છે

અતિશય ઉત્કટતાથી ભૂતકાળને જીવતા ઈંતિઝાર હુસૈનનું લેખન મહત્તમ અર્થમા એક હિઝરતીનું લેખન છે સ્મૃતિના જગતમા ખોવાઈ જઈ એ ગુમાવેલુ જીવન ફરીથી પામવા મથે છે મટો કરતાં એમનું કથાસાહિત્ય સાવ અલગ પડે છે મટોમાં તીવ્ર પ્રતિક્રિયા હતી પરતુ એને વિભાજન પછીના પાકિસ્તાનની પરિસ્થિતિ, અસલામતી, હતાશા, મૂલ્યહ્રાસ, સ્વપ્નભંગ જોવાનો વારો નો તો આવ્યો પણ વિભાજન પછીની પાકિસ્તાનની દરેક ક્ષેત્રની પડતી જોવાનું જેમના કપાળે લખાયેલ છે તે હુસૈનના કથાસાહિત્યમા ઈંતિહાસબોધ સાથેની સાવ નોખી ભાત રચાતી આવે છે પોતાની પાછળ ૧૨૦૦ વર્ષનો સહિયારો ઈંતિહાસ, મિશ્ર સંસ્કૃતિ છોડીને જનાર હુસૈન માત્ર 'મુસ્લિમ' તરીકે જીવી શકે એમ જ નથી એમની પીડા, વતન માટેનો ઝૂરાપો અગત નહિ રહેતા આવા દરેક હિઝરતીનો બની જાય છે અતરમા વલોવાતી આ બધી વાતો, ખોવાઈ ગયેલુ આખું જીવન, સપનું બની ગયેલ ઘર ગલી ને નગર તહેવારો, ઉત્સવો .. આ બધાની અનત વાતો માડતા હુસૈન આખા ઠલવાઈ જાય છે સ્વાભાવિક છે કે અંતર ઠલવાતુ હોય ત્યારે વાર્તા કોઈ ચુસ્ત માળખામા-ઢાળામાં ન જ ઢળે.

પાકિસ્તાની ટૂંકી વાર્તાને વિલક્ષણ અર્થમા આધુનિક વળાંક આપનાર હુસૈનની આધુનિકતા, અનૂઅર્થકતા, મૂલ્યહ્રાસ સઘળું પોતીકી જમીનમાથી, પોતીકા પરિવેશમાથી ઊભુ થયુ છે એટલે આ વાર્તાઓ આપણને વધુ સ્પર્શે છે આ વાર્તાઓ લાક્ષણિક આરભ મધ્ય-અંતવાળી નથી વાર્તા વાર્તા જેવી ઓછી અને સપનાની સ્મૃતિ જેવી વધુ લાગશે એમની વાર્તાઓ ભૂતકાળમા જઈને યાદોના જગલમાથી સામગ્રી લાવે છે પણ આ યાદો એટલી તાદશ છે કે વર્તમાન કરતાં પણ વધુ જીવત લાગશે આ વાર્તાઓની પીડાથી હલી ઊઠતા દરેક ભાવકને આજે આટલાં વર્ષો પછી પણ એ પ્રશ્ન થવાનો કે અખડ હિંદુસ્તાનના વિભાજનથી આપણે પ્રજા તરીકે શુ મેળવ્યુ ? અને જેમના ભાગે ગુમાવવાનું આવ્યુ એમા એમનો કોઈ વાક હતો ખરો ?

કોઈ પણ અનુવાદક માટે હુસૈનની ભાષા અને શૈલી બેઉ મોટો પડકાર બની રહે છે જો અનુવાદક સાવધાન ન રહે તો એ હુસૈનની ઉર્દૂ ભાષાની સરળતાથી છેતરાઈ જશે. જો જરાક સંદર્ભ ચૂકી જશે તો કથનના મર્મને નહીં પામી શકે દા.ત 'હવે અહીં ઝટકાનું માસ મળે છે એ વાક્યનો અર્થ શું ? મુસ્લિમ પ્રજા ઝટકાનુ માંસ ન ખાય, શીખ ખાય અહીં આખા ગામની વસ્તીની ફેરબદલ થઈ ગઈ છે અને હવે કાદીરપુરમાં કોઈ મુસ્લિમ નથી બચ્યો તે વાત આ એક જ વાક્યથી સૂચવાય છે કાશ્મીર, જેરુસલેમ કે મસ્જિદે કર્તબા આ બધા ઉલ્લેખો પાછળ મૂળિયાંમાથી ઊખડી ગયેલા મુસ્લિમોની કથાઓ પડેલી છે હુસૈનની ભાષાની ભાત ઉકેલવા માટે શબ્દકોશ બધે મદદ નથી કરતો અહીં મુસ્લિમ પરિવેશ અને મુસ્લિમ પ્રજાના ઈંતિહાસથી વાકેફ વ્યક્તિ જ બધા સદર્ભો સમજાવી શકે છે ડૉ. વારિસ અલવીએ બધા જ સદર્ભ સાથે બેસીને ન સમજાવ્યા હોત તો કદાચ હું પણ આ અનુવાદ* પૂરી સચ્ચાઈ અને વફાદારીથી ન કરી શકી હોત. 'કશ્તી' જેવી વાર્તાનો લય પકડીને અનુવાદ કરવાની મારી મથામણ નિષ્ફળ રહી. હુસૈન અતીતરાગની વાર્તાઓમા ચકરાવે ચડાવે તેવી ઉર્દૂ પ્રયોજે છે પણ પ્રાચીન ઋષિકથાઓ અને જાતકકથાઓમા સસ્કૃતપ્રચુર હિન્દી વાપરે છે 'કશ્તી જેવી વાર્તામા જ્યા મુસ્લિમ પુરાકથા આવે ત્યા ઉર્દૂ અને જ્યાં હિંદુ પુરાકથા આવે ત્યા સસ્કૃતશાઈ હિન્દી એવી ભાતમા કશે ચૂક નથી પણ આ ભાત ગુજરાતીમાં જાળવી રાખવામા મને મુશ્કેલી પડી છે અહીં ભાષા ઉપરાંત ધાર્મિક અને સાંસ્કૃતિક મથામણ હંફાવી જાય છે ઘણીવાર સંકેતોથી કામ લેતા સર્જક કશુ કહ્યા વગર પણ ઘણું સૂચવી જાય છે દક્ષિણ એશિયાના વાચકને ભાષા અવરોધરૂપ ઓછી લાગશે. આમ પણ હુસૈન શબ્દો કરતાં પ્રતીક કલ્પન પાસેથી વધુ કામ લે છે પણ અનુવાદક માટે એમની linguistic designને ઉકેલવી કસોટીરૂપ બની રહે છે એમની સાકેતિક કલ્પનોની ભાષા, એમાં ક્રિયાપદના ગૂંચવી નાખે એવા, વારંવાર આવતા કાળનાં પરિવર્તનો અનુવાદકને મૂઝવે છે વાર્તા સતત ભૂતકાળ અને વર્તમાન વચ્ચે સરકતી રહે છે યાદો અને અપેક્ષાઓ, ઈચ્છાઓ વચ્ચે અટવાતી રહે છે મુખોપમુખ વાર્તાકલાની શ્રેષ્ઠ પરંપરામાં વાર્તાકળા અને ટેકનિક પાછળ ધકેલાય છે બોલાયેલો શબ્દ જ સર્વોપરી બની રહે છે આમ પણ હુસૈનની વાર્તાઓમાં લખાતી વાર્તા કરતા કહેવાતી વાર્તાના લક્ષણો જ વધારે છે આ દૃષ્ટિએ પણ તમામ આધુનિક વાર્તાકારો વચ્ચે ઈંતિઝાર હુસૈન નોખા છે, અનોખા છે

■

---

*શ્રી ઈંતિઝાર હુસૈનની ટૂંકી વાર્તાઓ 'મોરનામા' 'આંધળી ગલી' 'હિન્દુસ્તાનથી એક કાગળ' ના શરીફા વીજળીવાળાએ કરેલા અનુવાદો ઉદ્દેશમાં ક્રમશ: પ્રગટ થશે.

# સપ્તપદી

●

પ્રજ્ઞા વશી

ત્યારે
આપણે
પવિત્ર સપ્તપદીની ચોરી સામે
બ્રાહ્મણ તેમજ અગ્નિની સાક્ષીએ
હાથમાં હાથ મિલાવી
પરમ સુખ-શાંતિનો અનુભવ કરતાં
સાત જન્મોની સફર
એકબીજાની સાથે કરવાના
શપથ લીધા હતા
આમ પણ તું
મારાથી વયમાં નાની
એટલે
દરેક દોડમાં હંમેશાં
આગળ રહેવાનો
અને
તને હરાવવાનો
મને ખૂબ જ ગર્વ રહેતો
પણ...
આજ જ્યારે
જિંદગીની હરણફાળમાં દોડી... થાકી... હારી
જરા થોભીને પાછળ જોઉં છું
ત્યાં અચાનક
હોસ્પિટલ, આઈ.સી.યુ., બ્લડ, સ્કેન
તેમજ અસ્ત્ર-શસ્ત્રો વચ્ચે ઘેરાયેલ...
એવી તારી સામે
બરાબર
પેલી સપ્તપદીની જેમ જ બેઠો છું
રાહ જોતો
કે ક્યાંક
મને તારો પહેલાં જેવો જ
બંગડી રણકાવતો, અસ્સલ, ભરેલો ભરેલો...
રંગીન હાથ મળી જાય
પણ...
આ કાળમુખા કાળે
બંગડીઓ ફગાવી દઈ
એના વિકલ્પરૂપે અનેક સોંય ભોંકી દીધી છે
હવે
એક એક સોંયને છેડે લાગેલ
મોનિટરના ધબકારા
નથી દાક્તર કંટ્રોલ કરી શકતા
કે નથી હું
ને હવે જ્યારે
ધીરે... ધીરે...ધીરે...
તેં તારો હાથ
હંમેશને માટે
મારા હાથમાંથી
છોડાવવો શરૂ કરી દીધો છે
ને
બધાં જ મોનિટર પણ
ટક... ટક... ટક...
કરતાં મંદ પડવા લાગ્યાં છે
ત્યારે
મારે
યેન કેન પ્રકારેણ
આપણી આ આખરી દોડમાં
ખુદ
હારી જઈને પણ, તને જ જીતાડવી છે
અને હવે જ્યારે
મને મારી વ્યર્થ દોડનો તેમજ
હારજીતનો ખરો અર્થ સમજાવા લાગ્યો છે
ત્યારે
હંમેશ પોતે જ હારી જઈને પણ
મને જ જીતાડનાર
હે દેવી !
તને ક્યાં ખબર છે
કે
આ છેલ્લા શ્વાસની દોડમાં
તો...
તું
હારીને પણ
જીતી જાય છે !
અને
હું
... પણ
હારી જાઉં છું...
સપ્તપદીને પહેલે ફેરે જ... !!

## કેવી ઊગશે આવતી કાલ ?

●

ભાનુપ્રસાદ પંડ્યા

નગરમાં હવે તો
અત્તરો પણ ફૂલોની
સ્પર્ધામાં ઊતર્યાં ભાસે !
બૂચમાં બધ સુગંધ
પેલી ફોરમની જેમ
ધસવા સળવળે પણ
વાપરો કહે સ્પ્રેયર દ્વારા
છંટાયે જા ! તો કંઈક મળે !
જો પેલી કલબો ટળવળે !
નગરના શ્રીસંચાલિત
શારદાલયોમાં ઊંચી ભીંતે
દૂર દૂર વીણાવાદિનીની છબિ પાછળ
અષ્ટપાદ બિછાવી રહ્યો જાળ,
(રૂપેરી તારની માયાજાળ !)
હથેળીના પોલાણ વચ્ચે
પિસાતી પડીકીમાં મસળાઈ રહ્યું
યૌવન !
ઉદ્યાનોમાં અધ-ઊઘડી કળીઓ પર
શર તાકી રહ્યો મદન !
ગ્રંથાલયની ગમાણોમાં નતમુખી મુદ્રામાં
છાપાં ચરી રહ્યાં નાગરિક !
રાત્રે, પેલા નૃત્યગૃહોમાં મોડી રાત સુધી
નાચી રહ્યું કંદર્પનું કંકાલ,
હવે કેવી ઊગશે આવતી કાલ ?

## પિનાંગ હિલ

●

નલિન રાવળ

પ્રશાન્ત સમુદ્રથી
ઊર્ધ્વ
ઉત્તુંગ મહાલયોથી
ઊર્ધ્વ
બુદ્ધની અધ્યાત્મ મુદ્રાઓથી સોહતી
સુવર્ણ પ્રતિમાઓથી ઝળાંઝળાં મંદિરોથી
ઊર્ધ્વ
પ્રવાસી વૃંદના આહ્‌લાદમય નેત્રો
આનન્દમય વાર્તાલાપોથી
ઊર્ધ્વ
વનરાજિથી હરી ભરી પિનાગ હિલની
ઝાકળ ભીંજી ભૂમિ
પર
ઝૂલતી ફૂલ ડાળ નીચે ઊભો
નિહાળું સાંભળું
ક્ષિતિ પાર આકાશમાં ઊડી રહ્યાં પંખીનો ટહુકાર
ટહુકાર
આકાશ થઈને મનમાં ઝળુંબે

# બે ગઝલ

ઉર્વીશ વસાવડા

એક મોતી ખોળવામાં જિંદગી વીતી ગઈ
દોસ્ત, દરિયો ડહોળવામાં જિંદગી વીતી ગઈ

પાત્ર ઈચ્છાઓ તણું ખાલી કરી હું ના શક્યો
નીર સઘળું ઢોળવામાં જિંદગી વીતી ગઈ

ડાઘ સૌ એના સ્મરણના જે દીવાલો પર હતા
એ દીવાલો ધોળવામાં જિંદગી વીતી ગઈ

આત્મહત્યા થઈ શકી ના એટલે છેવટ સુધી
વિષકાતિલ ઘોળવામાં જિંદગી વીતી ગઈ

બીજ વાવી શબ્દનું બેસી રહ્યો ધીરજ ધરી
ને કવિતા કોળવામાં જિંદગી વીતી ગઈ

તું જરા આવીને દીવો ધર, પરિચિત માર્ગ પર
હું સતત ખાધા કરું ઠોકર, પરિચિત માર્ગ પર

ના સલામત લાગતું'તું ક્યાંય પણ રહેવું મને
બાંધવું'તું એટલે તો ઘર, પરિચિત માર્ગ પર

આ બધે રસ્તે સતત ભટક્યો અને થાક્યા પછી
આજ ચાલું છું હવે આખર, પરિચિત માર્ગ પર

બીક અથડાઈ જવાની વ્યર્થ છે એથી જ તો
રાખ મા તું આટલું અંતર, પરિચિત માર્ગ પર

શા વિચારોમાં તું અટવાયો એ સમજાયું નહીં
કેમ છે તારી ગતિ મંથર, પરિચિત માર્ગ પર

# આપજે

અશ્વિન ચંદારાણા

વાયરા ઊના, ને ભીંજવતો વિસામો આપજે,
જાત સાથે પણ લડું એવો તકાજો આપજે.

ભરજવાનીમાં મને નમણો ઝૂરાપો આપજે,
ને વ્યથા જીરવી શકું, ગરવો બૂઢાપો આપજે.

જિંદગીના તું ભલે અઘરા સવાલો આપજે,
પણ પછી હું જે પૂછું એના જવાબો આપજે.

કૂંપળોને માર્ગ દેવા પાંદડાં ખરતાં રહે,
આ ઉછરતી પેઢીને વળતો મલાજો આપજે.

ટાઢ-તડકા આપજે, છાંયોય થોડો આપજે,
બાળપણ મહોરી શકે એવી નિશાળો આપજે.

કાગડોળે વાટ જોતી આંખનું આંસુ બની,
વ્હેમમાં સરકી શકું એવી ટપાલો આપજે.

# જીવનને ધાવવું

મીનાક્ષી ચંદારાણા

એ જ, એનું એ જ પાછું ચાવવું ?
રોજ લણવું, રોજ પાછું વાવવું ?

સૂર્ય જેવા સૂર્યની ફરિયાદ છે,
એ જ જાવું, એ જ પાછું આવવું !

ક્યાં કદી નિરાંત મળવાની મને ?
ક્યાં કદી અટક્યું છે તારું તાવવું !

થાળમાં પીરસી તેં વાની અવનવી,
તેં જ તો દુષ્કર કર્યું છે ભાવવું.

પ્રશ્ન સાથે યક્ષપ્રશ્નો પણ ઊભા,
જાત સાથે ફાવવું, ના ફાવવું.

આપણા વશમાં છે ક્યાં કંઈ લઈ જવું ?
આપણા વશમાં હતું ક્યાં લાવવું !

ના હૃદય ખારું, ન તો ખાટું થજો,
એક બાળક થઈ જીવનને ધાવવું.

ઈંતિઝાર હુસૈન
અનુવાદ : શરીફા વીજળીવાળા

## વાર્તા વિશે

'ચકરાવો' (દાયરા) ઘણી બધી બાબતે ઈંતિઝાર હુસૈનની લાક્ષણિક વાર્તા છે. આ વાર્તા દ્વારા લેખક તરીકે પણ જાણે કે તેઓ એક વર્તુળ પૂરું કરતા હોય એવું લાગે. 'દાયરા' લેખકે ૫૦ વર્ષ પહેલાં લખેલી 'કય્યૂમાની દુકાન' વાર્તાના ઉલ્લેખથી શરૂ થાય છે. એ વાર્તા જે રીતે લખાવી જોઈતી હતી એ રીતે નો તી લખાઈ. એ વાર્તા વેડફાઈ ગઈ હતી. લેખક માટે આ વાર્તા ફરીથી લખવી અનિવાર્ય બની ગયેલ છે. ૫૦ વર્ષ પહેલા છોડી દીધેલા વતનના ગામમાં લેખક સપનાંઓમાં રખડતા રહે છે. ૫૦ વર્ષ પહેલાં છોડેલ વસ્તીમા છૂટી ગયેલા માણસને શોધવો અને કરબલા પહોંચવુ એમના માટે અનિવાર્ય છે. ૫૦-૫૦ વર્ષ સુધી સપનાંઓ દ્વારા પોતાની એ વસ્તીનાં તેઓ ચક્કર મારતા રહ્યા છે. કલ્પનાની આંખે જીવત થઈ ઊઠતી વસ્તીને સાચા અર્થમાં જ તેઓ રૂપનગર કહે છે. આ વાર્તા લખાઈ ન રહે ત્યાં સુધી આ ચકરાવામાં ઘૂમરાતા રહેવાનું એમના કપાળે લખાયેલ છે. 'ચકરાવા'નું કથાઘટક આખી વાર્તામાં પુનરાવર્તન પામતું જોઈ શકાશે. હવામાં સરકતા કપાયેલી દોરીવાળા પતંગમાં, ધીમે ધીમે ઘૂમતા રેંટમા, મદારીની ફરતે ટોળે વળેલા છોકરાઓના ઝૂંડમાં, કરબલાથી શરૂ થતા અને અત પામતા રૂપનગરના નકશામા. વાક્યોના એકધારાપણામાં પણ એ જ કથાઘટક છે.

ઈંતિઝાર હુસૈનના સર્જનમાં સ્વપ્ન જેવા લક્ષણો વારંવાર જોવા મળે છે. 'ચકરાવો'મા તેઓ કહે છે. હું એવું દૃઢપણે માનું છું કે પદાર્થોનું વાસ્તવ-સાચુ સ્વરૂપ સ્વપ્નમા જ પ્રગટ થતું હોય છે. દીવાલો, ગોખલા, શેરીઓ, ગલીઓ, વૃક્ષો, પખીઓ, જમીન અને આકાશ... આ બધી વસ્તુઓને આપણે નરી આંખે જોવાનું બધ કરીએ પછી એ બધું આપણા સપનામાં દેખાવા લાગે અને આપણને પોકારે ત્યારે જ આપણે એના સાચા રૂપને પારખીએ છીએ. સપનામાં દેખાતી વસ્તીની વિગતો, કરબલા તરફ જતા રસ્તાને એ કેટલી તો ઝીણવટથી આલેખે છે ! આ બધા દશ્યો જાણે કે સમયમાં ઠરી ગયાં છે. કારણ કે આ દશ્યોને તેઓ વારંવાર સપનાંઓમાં જોઈ ચૂક્યા છે. તમે કોઈ પાસે એના વાસ્તવનું જગત છોડાવી શકો પણ એના સપનાના પ્રદેશ પરનો હક્ક તમે કઈ રીતે છિનવી શકવાના ? એકધારી પ્રવાહી શૈલીમાં લખાયેલી આ વાર્તા 'ત્યારે અને અત્યારે'ની વચ્ચે, વતનના ઘરના આનંદ અને નવી જમીનમાં આવ્યા પછી વતનના ઘર માટેના ઝૂરાપાની પીડાની વચ્ચે, નિદ્રા અને ઉજાગરા વચ્ચે વહે છે. સપનાંઓમાં અનેક રૂપોમાં દેખાતું બાળપણનું ગામ યોગ્ય રીતે રૂપનગર કહેવાયું છે. વાસ્તવ અને કલ્પનાની વચ્ચે જગ્યા કરી લેતું આ નગર ક્યારેક બાળક જેવા વિસ્મય સાથે મનમાં પ્રગટ થાય છે. એની નાની નાની વિગતો રખેને યાદમાંથી છટકી ન જાય, કાયમ માટે ખોવાઈ ન જાય એવી દહેશતથી, તીવ્ર આરતથી એમણે આલેખી છે.

જે જમીન પર રમીને મોટા થયા હો એ જમીન, એ વતન છૂટી જાય પછી માણસ દુનિયાની કોઈ જમીનમાં રોપાઈ નથી શકતો. ઈંતિઝાર હુસૈન વારંવાર આ વાત કહેતા રહ્યા છે. એમની બહુ જાણીતી વાર્તા 'શહરે અફસોસ'નું એક પાત્ર કહે છે. 'જેની જમીન છૂટી જાય એને દુનિયાની બીજી કોઈ જમીન કદી નથી સ્વીકારતી.' જે જમીન, વતન છૂટી ગયા ત્યાં જવા માટે હવે તો પાસપોર્ટ અને વીઝા જોઈએ. જે નગરમાં નાળ દટાઈ હોય ત્યાં જવા માટે પણ હવે પાસપોર્ટ-વીઝા જોઈએ. એક જીવતું જાગતું નગર સપનુ બની જાય. અને સપનામા પણ એ નગર પ્રવેશ વખતે જો વીઝા યાદ આવે તો એ વતન પારકો દેશ બની ગયાની પીડા કેટલી કારમી હશે એ સમજી શકાય. સામાન્ય માણસની પીડા એ છે કે એણે જે કંઈ ગુમાવ્યું એની તો ઈતિહાસે નોંધ સુદ્ધાં ન લીધી.

ઈંતિઝાર હુસૈને એક પળના આવેશમાં દેશ છોડી તો દીધો પણ હકીકતે અહીંથી ગયા પછી કદી તેઓ વતનને ભૂલી શક્યા જ નથી. પડોશ, મંદિરની આરતી, અહીંના તહેવારો. ઝીણામાં ઝીણી વિગત એમને એવી ને એવી યાદ છે. એક ઈન્ટરવ્યૂમા એમણે ઈકબાલ રિઝવીને કહ્યુ છે. 'જબ તક આપ કહીં રહતે હૈ આપ ઉસ જગહ કી શિદત (તીવ્રતા) કે સાથ નહીં મહસૂસ કરતે । વો તો આપ જબ કહીં સે ઉખડતે હૈ તબ અપની જમીન, અપની મિટ્ટી, વહાઁ કે રસ્મોરિવાઝ શિદ્દત કે સાથ યાદ આતે હૈ । અગર આપ સંવેદનશીલ હૈ તો જીવનભર વો યાદેં આપકે સાથ બની રહતી હૈં ।'

o

આ સમય ભૂતકાળ પરથી રાખ ઊડાડવાનો છે એવું જાણે મને કોઈ આગ્રહપૂર્વક કહી રહ્યું છે અને જાણે કોઈએ ફરજ પાડી હોય એમ ઉત્તેજિત થઈને હું પચાસ વરસ જૂની રાખ ઉડાડવા બેસી જાઉં છું. એમ તો ફંફોસવા માટે ત્યાં ક્યાં કંઈ બચ્યું છે ? પણ મને રાખ ઉડાડવાની લત લાગી ગઈ છે તેનું શું ? કેટલીક ધૂળભરી ગલીઓ, કોઈ ઝાંખા-પાંખા ચહેરાઓ, કેટલાક અવાજો, કોઈક લીલ લાગેલી છત, કોઈ તૂટેલ ફૂટેલ બૂરજ, કેટલાંક વૃક્ષો, કેટલાંક પક્ષીઓ... બસ આવું જ બધું મારા મનમાં, મારી કલ્પનાની નજર સામે છવાઈ જાય છે. ધીમે ધીમે એમાંથી એક નકશો નજર સામે ઊઘડતો જાય છે. એક દુકાનનો થડો, થડા પર બેઠેલા હસતા-ગપાટા મારતા કેટલાક લોકો, કડાઈમાં ઉકળતા દૂધને કડછાથી હલાવતો કંદોઈ... અરે ! આ તો મારી સૌથી પહેલી વાર્તાનું દશ્ય છે !!

હવે છેક મને સમજાયું કે આમાં તો ઘણું બધું ખૂટે છે. હકીકતે આ તો એ વાર્તા છે જ નહીં જે મેં લખવા ધારી હતી. અને સૌથી મહત્ત્વની વાત તો એ છે કે આ વાર્તાનું મુખ્ય પાત્ર જ ગાયબ હતું. કય્યૂમા તો આ વાર્તાનું મુખ્ય પાત્ર હતું જ નહીં, મુખ્યપાત્ર તો કોઈ બીજું જ હતું. વાર્તા લખતી વખતે કોણ જાણે કઈ રીતે હું એને ભૂલી ગયો ! હવે, છેક પચાસ વરસ પછી મને યાદ આવી રહ્યું છે ! અને હવે જ્યારે યાદ આવ્યું છે ત્યારે બધું જ યાદ આવ્યું છે : એ થડા પાસે બેસીને ગપાટા મારતી આખી ટોળી, એ બધાં પાત્રો એકદમ બરાબર યાદ આવી ગયાં છે. એ દિવસોમાં મારું ભેજું બિલકુલ જ કામ નો'તું કરતું. આટલાં વર્ષો પછી, હવે છેક મારું ભેજું એકદમ જ તેજ ચાલવા લાગ્યું છે. હવે એ ચિત્રો સ્પષ્ટપણે મારી કલ્પનાની આંખ સામે તરવરવા માંડ્યાં છે.

શું મારે પચાસ વરસ પહેલાં લખેલી વાર્તા ફરીથી લખવી જોઈએ ? પણ મને કર્ણે કહેલી એક વાત યાદ આવી રહી છે. અશ્વસેન નાગની માને અર્જુને ખાંડવ વનમાં મારી નાખી હતી. જ્યારે કર્ણે અર્જુન તરફ તીર તાક્યું ત્યારે અશ્વસેને વિચાર્યું કે આ જ મોકો છે બદલો લેવાનો... એ સરસરાટ કરતો પાતાળમાંથી આવ્યો અને કર્ણના તીરની ફરતે વીંટળાઈ ગયો. પણ કૃષ્ણ ભગવાનની એક યુક્તિને કારણે કર્ણે તીર છોડ્યું ત્યારે જ બરાબર અર્જુનનો રથ જમીનમાં ધસી ગયો અને કર્ણનું તીર નકામું થઈ ગયું. અશ્વસેન નાગે કર્ણને વિનંતી કરી કે મને ફરીથી તીરમાં જોડ અને ફરીથી અર્જુન પર બાણ ચલાવ. કર્ણે કહ્યું : હું ધનુષમાંથી એક વાર છૂટી ગયેલા તીરને ફરીથી છોડવામાં માનતો નથી. એ તીર નકામું ગયું તો એ એનું નસીબ. એ નકામું જવા જ સર્જાયું હશે. હું વિચારમાં પડી જાઉં છું. જે વાર્તા નકામી થઈ ગઈ છે એને ફરીથી લખવાની કોશિશ કરવી જોઈએ ખરી ? ખાસ્સી અવઢવ પછી હું નક્કી કરું છું કે લખવી જોઈએ. કર્ણની વાતો કર્ણ સાથે ગઈ. મારે આ વાર્તા ફરીવાર લખવાની કોશિશ કરવી જ જોઈએ.

'ના, આ વાર્તા તારા હાથમાંથી નીકળી ચૂકી છે. હવે કોઈ બીજું જ એને લખશે.'

હું આ અવાજ સાંભળું છું અને મૂંઝવણમાં પડી જાઉં છું. આ અવાજ ક્યાંથી આવ્યો ? કોણ બોલ્યું આ ? આ અવાજ વાર્તામાંથી આવ્યો કે પછી વાર્તાનાં પાત્રો બોલ્યાં ? કંઈ વાંધો નહીં. જે બોલ્યું હોય તે. ભલે કોઈ બીજું આ વાર્તા લખે પણ આ વાર્તા ફરી એકવાર લખાવી તો જોઈએ જ. પણ બીજું કોણ લખશે આ વાર્તા ? એમ તો એ બીજું કોઈ પણ હોઈ શકે. આમ પણ હું એકલો તો ત્યાં હતો નહીં. કેટલાં બધાં હતાં ત્યાં ? જો કે બધાં એક એક કરીને ત્યાંથી નીકળી ગયાં હતાં. બસ પેલા એક શખ્સને બાદ કરતાં બધાં ત્યાંથી નીકળી પડેલાં. એ બીજો કોણ હશે ? એ બીજો હું છું. હવે આ વાર્તાને હું જ લખીશ. તું ? હા, હું લખીશ. એમ તો હું પણ એમાંનો જ એક છું જેને છોડીને સૌ નીકળી ગયાં હતાં. બાકીનાં બધાં તો નવી જગ્યાએ જઈને ઠરીઠામ થઈ ગયાં. બસ એક મને જ કશે શાંતિ ન મળી, હું જ કશે ઠરીઠામ ન થઈ શક્યો. ક્યારેક તો મને શંકા પડે છે કે હું ખરેખર ત્યાંથી નીકળ્યો હતો કે નહીં ? એવું લાગે છે કે પેલી બીજી વ્યક્તિ કદાચ ત્યાં જ રહી ગઈ. અને બાકીનાં બધાં અહીં આવી ગયાં. અને હું ? હું ન તો ત્યાં છું ન તો અહીં. એક વ્યાકુળ જીવ, ભટકતા આત્મા જેવો... પણ જવા દો, અહીં મારે મારી વાર્તા નથી સંભળાવવી. મારે તો એ શખ્સની વાર્તા કહેવી છે જે આ વાર્તાનું મુખ્ય પાત્ર છે.

પણ વાર્તા સંભળાવતાં પહેલાં મારે તમને એ નગરનો નકશો જરાક સમજાવવો પડશે. (ઇંતિઝાર હુસૈન કસ્બા કે નગર માટે 'બસ્તી' શબ્દ પ્રયોજે છે. એમની નવલકથા બસ્તીમાં આ શબ્દ પ્રતીકાત્મક અર્થ ધારણ કરે છે. મેં અહીં સરળતા માટે વસ્તી = નગર કર્યું છે. બાકી એમને અભિપ્રેત અર્થ તો 'બસ્તી' શબ્દ રહેવા દઈએ તો જ પ્રગટે) પણ એ નકશો સમજતાં પહેલાં એ વાત યાદ રાખવી જરૂરી છે કે નગરોને માત્ર ભૂગોળ નથી હોતી અને નગર માત્ર જમીન પર જ નથી વસેલાં હોતાં. અર્ધાં એ જમીન પર વસેલાં હોય છે અને અર્ધાં દિલોદિમાગમાં વસેલાં હોય છે. એટલે એ વસ્તી કે નગરનું ભૌગોલિક નામ કહેવાનો કોઈ અર્થ નથી. જે નરી નજરે દેખાય છે તે જમીન પર વસેલું નગર છે પણ એના સિવાય પણ એમાં ઘણું બધું છે જે નરી નજરે નથી દેખાતું. મેં તો આ વસ્તીનાં એટલાં બધાં રૂપો જોયાં છે કે હું એને રૂપનગર જ કહેવા લાગ્યો છું. કેવી હતી એ વસ્તી ? મારા કહેવાનો મતલબ છે કે બહારથી નજર નાખો તો બાકી બધી સામાન્ય વસ્તી જેવી જ હતી. નાનાં નગરોના નસીબે હોય છે એવું જ બેરંગ એ નગર હતું.

કરિયાણાવાળી બજારમાં કેટલી ભીડ રહેતી ?

વાતાવરણમા હીંગની ગધ ફેલાયેલી રહેતી હીંગ, હળદર મરચુ મીઠું વગેરેની ગુણીઓ દુકાનોમાં પડી રહેતી. એમ જુઓ તો આ બજારમા શું નો તુ મળતું ? અમારા ઘરમાં જ્યારે કોઈ મહેમાન માટે પુલાવ ખીમો બનતા ત્યારે હુ નાની મોટી પડીકીઓમાં બંધાવીને એલચી, જાયફળ, તજ લવિંગ, તેજપત્તા, કેસર જેવી ચીજવસ્તુઓ અહીંથી જ તો લઈ જતો હતો કરિયાણા બજારથી વધુ ભીડ મુખ્ય બજારમા થતી હતી. ત્યા કપાસના ઢગ ખડકાયેલા રહેતા અને ઘઉ ભરેલાં ગાડાં ગોળની થેલીઓ, અને ગ્રાહકોની એવી હૈયેહૈયું દળાય એવી ભીડ રહેતી કે યા ખુદા તોબા ' ગ્રાહકોથી વધારે જગ્યા તો ગોળની થેલીઓ રોકતી એમા આમતેમ ઊડતી ચકલીઓ કબૂતરા અને એકાદું તેતર પણ ખરુ ' આ મોટી બજારથી વધારે ભીડ તો મુખ્ય હાટ ભરાતું ત્યા જોવા મળતી. તળાવની બરાબર બાજુના ખુલ્લા મેદાનમા એ હાટ ભરાતુ એ હાટમાં ભારે ભીડ રહેતી. ધૂળ પણ કાળા કોપની ઊડતી. સાંજ પડતા પડતા તો મૂળા, કોબીજ ફ્લાવર પાલખ, મેથી, કોળું, બટાકા, રતાળુ કમરખ, દૂધી બધાં પર ધૂળની પરત જામી જતી હતી.

આમ તો એ તળાવમાં માત્ર ચોમાસાની ઋતુમા જ પાણી ભરાતું એ તળાવ કેટલુ મોટું અને ઊંડું હતું ' અને ચારે બાજુ પગથિયાં જ પગથિયા. ચોમાસામા એવું લાગતું જાણે સમુદ્ર ઊમટી આવ્યો હોય ' પણ ચોમાસા પછી પાણી મટમેલામાંથી લીલા રગનુ થઈ જતુ સૂકાતાં સૂકાતાં સૌથી નીચેનાં પગથિયા સુધી રહી જતુ અને પછી ધીમે ધીમે એ પણ સૂકાઈ જતુ બસ પછી તો ત્યાં માત્ર ધૂળ ઊડતી. આ તળાવ ઉનાળાના દિવસોમા તો બસ એના બે સાઢ દ્વારા જ ઓળખાતુ એમાનો એક ખૂંટ માખણ જેવો ધોળો ફૂલ હતો અને બીજો કાળો હતો બેઉ નવરાધૂપ જેવા તળાવમા ચૂપચાપ ઊભા રહેતા. એક તળાવની જમણી બાજુએ, બીજો એની બરાબર સામે ડાબી બાજુએ ઊભો રહેતો સફેદ ખૂંટ વધુ તોરીલો હતો કોઈ પણ ક્ષણે એ રેંકવાનું શરૂ કરી દેતો પછી એમ રેંકતો રેંકતો ફૂત્કાર નાખતો બજાર તરફ ચાલવા માંડતો. શુ એનો રૂઆબ હતો ? એની સામેની ભીડ પાણી પરની લીલની જેમ ફાટી જતી અને એ પોતાની ધૂનમાં, મસ્તીથી ચાલ્યો જતો ક્યારેક ક્યારેક કાળા ખૂંટને પણ મસ્તી ચડતી એ પોતાની અદામા રેંકતો ફૂત્કારતો તળાવથી ચાલવા માડતો અને પોતાના વિચારોમા મસ્તાન કરિયાણા બજારથી મોટી બજાર અને ત્યાથી નાની બજાર તરફ આગળને આગળ ચાલ્યે રાખતો નાની બજારની વાત પરથી યાદ આવ્યુ કે એકવાર આ બેઉ ખૂંટ ત્યાં સામસામા આવી ગયા હતા બસ સમજો કે કયામત જ આવી ગયેલી ' કેટલી બધી વાર સુધી શીંગડે શીંગડા ભટકાતા રહ્યા સફેદ ખૂંટ કાળાને ક્યાય દૂર સુધી ધકેલતો ગયો. પણ પછી કાળા ખૂટે એક જ વાર એને એવો તો ધકેલ્યો કે મિઠનલાલ કંદોઈની બધી થાળીઓ ઊંધી વળી ગયેલી

મિઠનલાલ કંદોઈની શું વાત કરુ ' માવો અને બરફી તો એવા બનાવતો હતો કે મથુરા અને બદાયૂના પેંડાવાળા આવીને એના હાથ ચૂમી જતા. દિવાળીની રાતે એની દુકાનની શુ શોભા રહેતી ' ફરસથી લઈને છત સુધી એની દુકાનમાં મિઠાઈના થાળ ખડકેલા રહેતા. કઈ મીઠાઈ એવી હતી જે અહીં ન મળતી ? બરફીથી માંડીને તમે જે માગો તે. મિઠનલાલ કંદોઈને ત્યાં મળતું

અને કય્યૂમાની દુકાન પર શુ મળતું હતું ? ખાલી પેંડા. અને એ પણ પાછા એવા નહીં કે મિઠનલાલની બરફી કે પેંડાની તોલે આવી શકે આમ પણ આ કંઈ બજાર થોડી જ હતી ? હાફિઝજીના ફળિયા સામે આ એક જ તો દુકાન હતી. એટલે અહીં કોઈ પ્રકારની ગિરદીનો તો સવાલ જ નો તો ઊઠતો. છ આઠ મહિને કે ક્યારેક આઠ દસ દિવસે એક અવાજ સંભળાતો રામ નામ સત્ય છે રામ નામ સત્ય છે અને એક ઠાઠડી જલ્દી જલ્દી પસાર થઈ જતી. એની પાછળ હિંદુઓના શોકમાં ડૂબેલ ટોળાં (ડાઘુ) હાથમા લાકડાં લઈ વેણ બોલતા બોલતા પસાર થતા આમ તો આ મુસલમાનોનો મહોલ્લો હતો. પણ શુ કરી શકાય ? લાચારી હતી. કારણ કે ચામુંડા (સ્મશાન) જવાનો રસ્તો અહીંથી જ જતો હતો. બાકી તો હિન્દુઓનું કોઈ સરઘસ, જાન કે એવુ કંઈ આ બાજુથી કદી પસાર ન થતું જેની આગળના ભાગે રગીન, ચમકતા કાગળથી સજાવેલા બે ઘોડા રહેતા એવી બધી લગ્નની જાન આ ગલીના નાકા સુધી આવી ત્યાથી પાછી ફરીને લાલ મદિરવાળી ગલીમાં વળી જતી હતી. ભગવાન રામચંદ્રજીની જાન પણ એ જ ગલીમાં વળી જતી હતી. એટલે કય્યૂમાની દુકાનના ઓટલા પર બેસવાવાળાઓને પણ, માથા પર લાલ પીળા પટ્ટા ચીતરેલા હાથી અને તેના પર મૂકેલી અબાડીમા વર-વહુના વેશમા બેઠેલા રામચદ્રજી અને સીતાજીને જોવા માટે દુકાનના ઓટલા પરથી ઊઠીને ગલીના નાકા સુધી આવવું જ પડતું હોળી રમનારા ઘેરૈયાઓનો રસ્તો પણ એ જ તરફ હતો સૌથી વધારે ધામધૂમ તો રામચદ્રજીની જાન નીકળતી ત્યારે થતી. એનાથી મોટું સરઘસ તો અહીં બસ એક જ નીકળ્યુ હતુ જ્યારે માસ્ટર પ્યારેલાલ પકડાયા ત્યારે રામચદ્રજીની જાનથી પણ મોટું સરઘસ નીકળેલુ ટોળું એટલુ મોટુ હતુ અને લોકો એટલાં ગુસ્સામા હતા કે જો થાણા પર હુમલો કરી દેત તો સિપાઈઓના ટુકડેટુકડા કરી દેત. એમ જોવા જાઓ તો સિપાઈઓએ પણ બંદૂકો તૈયાર રાખી જ હતી. પણ થાણામા અંદર જતાં પહેલા માસ્ટર પ્યારેલાલ ઊભા રહ્યા અને ઊંચા અવાજે લોકોને કહ્યુ સજ્જનો, મહાત્મા ગાંધીના આદેશને ભૂલશો નહીં આપણે હિંસક આદોલનની તરફેણ

નથી કરતા. આપણે તો અહિંસાના પ્રચારકો છીએ. ગાંધીજીએ આપણને આ જ તો શીખવ્યું છે. એ જ આપણો નિયમ છે અને એના પાલનમાં જ આપણી જનતાની સફળતા છે. મહાત્મા ગાંધીની...' અને ટોળાએ પડઘો પાડ્યો : 'જય...' પછી 'ઈન્કિલાબ ઝિંદાબાદ' અને 'મહાત્મા ગાંધીની જય'ના નારા ગૂંજવા લાગ્યા. માસ્ટર પ્યારેલાલે હાથ જોડી બધાંને પ્રણામ કર્યાં અને થાણાની અંદર ચાલ્યા ગયા. લોઢાના સળિયાવાળો ઊંચો-પહોળો દરવાજો તરત જ બંધ થઈ ગયો. આ વસ્તીના રહેવાસીઓ માટે પેલા બે ખૂંટની લડાઈ પછીની આ બીજી મહત્ત્વની ઘટના હતી.

કય્યૂમાની દુકાન સામેથી તો બસ એક જ સરઘસ નીકળતું હતું. અને એ પણ ક્યાં એવું મોટું સરઘસ હતું ? શાહ મદારની છડીનું સરઘસ. એમ જોવા જાઓ તો એમાં છડીઓ ક્યાં દેખાતી ? બસ મોહરમમાં જે સૌથી ઊંચી ધજા હોય છે એટલી ઊંચી એક છડી અને સાથે ઢોલ-ત્રાંસાં વાગતાં હોય. સાથે એક લાંબા વાળ, માથા પર લીલો ફટકો, ગળામાં કાળી-પીળી તસ્બીવાળો ફકીર જેવો માણસ ચાલતો હોય. એ શાહ મદારનો મુજાવર[1] હતો. એ ફારુખચાચાના ફાટક પાસે છડી ખોસી દેતો. એ સમયે જોરશોરથી ઢોલ-ત્રાંસાં વાગતાં. પછી કોઈ દિલેર જીવ આવીને મલીદો[2] વહેંચવાનું શરૂ કરી દેતો.

લ્યો કરો વાત ! મોટા સરઘસને તો હું સાવ ભૂલી જ રહ્યો છું. જુલજિનાહ[3]નું સરઘસ પણ આ જ રસ્તે નીકળતું હતું. ને એમ તો કરબલા[4] જવાનો રસ્તો પણ આ તરફથી જ જતો હતો. સીધા ચાલ્યા જાઓ તો ચામુંડા (સ્મશાન) પાસે નીકળશો ને જો ડાબી બાજુ વળી જશો તો થોડે દૂર જતાં જ કરબલા (કબ્રસ્તાન)ની લીલ લાગેલી બુરજ દેખાવા લાગશે. પણ હમણાં કરબલાની વાત જવા દો. જો એ તરફ નીકળી જઈશ તો પાછો નહીં ફરું. ચામુંડા તરફ જવામાં કોઈ વાંધો નથી. એની આસપાસ તો હું ઘણું રખડ્યો છું. બળબળતા બપોરે અહીંથી લઈને નાળા સુધી બહુ ધૂળ ઉડાડી છે. જ્યારે ગરમીથી હાલ બેહાલ થઈ જતા અને તડકામાં ચાલવું અશક્ય થઈ જતું ત્યારે અમે ચામુંડાની છત પર ચડીને બેસતા. વર્ષો જૂના એક ખખડધજ પીપળાએ એના પર છાંયો કરેલો હતો. લઈ દઈને બસ આ એક જ તો ઘટાદાર ઝાડ હતું અહીં. બાકી દૂર દૂર સુધી ન તો કોઈ વડ, ન કોઈ આંબો, ન આંબલી... એકદમ જ વેરાન જગા હતી. ચામુંડાએ આ જગ્યાને હતી એના કરતાં પણ વધુ ઉજ્જડ બનાવી દીધી હતી. એવું લાગતું હતું કે કોઈ જમાનામાં અહીં મોટું મંદિર હશે પણ સમય આખા મંદિરને હડપ કરી ગયો હતો. બસ લીલ લાગેલી એકાદ-બે દીવાલ અને છત રહી ગઈ હતી. છત હેઠળ એક મૂર્તિ હતી. પણ અમે તો કદીયે મૂર્તિનાં ચરણોમાં તાજાં ફૂલ જોયાં નો'તાં. પછવાડે આવેલું સ્મશાન પણ વેરાન-સૂમસામ દેખાતું હતું. કોણ જાણે ક્યારે ઠાઠડી આવતી હતી અને ક્યારે ચિતા સળગતી હતી ! આવી બળબળતી બપોરે ભાગ્યે જ કોઈ માણસ અહીં નજરે પડતો. હા, તમે ચામુંડાની છત પરથી, પીપળાની છાયામાં બેઠા બેઠા જુઓ તો દૂર દૂર પીળી માટીના ટેકરા વચ્ચે પાવડાથી માટી ખોદીને ગધેડા પર લાદતા કેટલાક મજૂર તમને ચોક્કસ દેખાય. છત પરથી જોતાં એવું લાગતું જાણે એ કોઈ બીજી જ દુનિયા છે. ચામુંડાની આસપાસ માણસનું મોઢું પણ જોવા ન મળતું. બસ એક અમે હતા અને બીજા, પીપળાની ડાળ પર કૂદતા વાનરો. તો યે અમને જરાય બીક નો'તી લાગતી. ડર તો રાત્રે ત્યારે લાગતો જ્યારે ચામુંડા બાજુથી શિયાળવાંની લાળી સંભળાતી. રાતના સન્નાટામાં એ લાળી એવી સંભળાતી કે મારા ખાટલામાં સૂતાં સૂતાં મારું હૃદય ધડક-ધડક થવા લાગતું. મને એવું લાગતું જાણે દૂરદૂરનાં જંગલોમાંથી નીકળીને બધાં શિયાળ ચામુંડા પાસે ભેળા થયાં અને અમારા ઘર બાજુ મોઢું કરીને રડી રહ્યાં છે !

દિવસે તો મને બસ એક જ વાર ડર લાગ્યો હતો. પણ હું એકલો જ ડર્યો હતો એવું થોડું હતું ? આખી ટોળકી હતી. એક બળબળતી બપોરે, ચામુંડાથી નીકળીને અમે બધા ધૂળના ઢફામાં ચાલ્યા હતા ત્યાં અચાનક જ સદવા અચરજભર્યા અવાજે બોલ્યો : 'હે ! ઓરત !'

અમે બધા હેબતાઈ જઈને ઊભા રહી ગયા : 'ક્યાં ?'

'એ... પેલી જાય...'

અમારાથી ખાસ્સી આગળ ધૂળિયા રસ્તાની એક બાજુ થઈને એક ઓરત જઈ રહી હતી. આછા લાલ રંગનો ઘાઘરો, એ જ રંગની ચોળી, નાકમાં વાળી, કાનમાં મોટી મોટી કડીઓ...

'અરે મૂરખના જાંમ એ ઓરત નથી.'

'તો કોણ છે ?'

'એના પગ સામે જોઈ લે જરાક, આપોઆપ સમજાઈ જશે.'

પછી જેવું અમે એ બાજુ જોયું તો ઓરત ગાયબ...

'પણ યાર, એ ગઈ ક્યાં ?'

બરાબર એ જ ક્ષણે આકાશમાં ઘૂમરાતી એક સમળીએ કર્કશ અવાજ કર્યો. જાણે આખા વાતાવરણને ચીરતો હોય એવો વિચિત્ર અવાજ હતો એ...

'અરે ભાગો !...'

અને અમે બધા ભાગ્યા. કેટલે દૂર સુધી સમળીના એ કર્કશ અવાજે અમારો પીછો કર્યો હતો.

પણ હું આ બધી વાતો ભૂતકાળની હોય એમ શા માટે કહી રહ્યો છું ? એ આખો નકશો, એ દૃશ્યો તો મનમાં એવાં ને એવાં છપાઈ ગયાં છે. હજી થોડાક દિવસો પહેલાં જ તો હું ત્યાં ચક્કર મારી આવ્યો છું. ભલા મેં છેલ્લું સપનું ક્યારે જોયું હતું ?

મારા એ સપનામાં મેં આ બધુ જેમ હતુ તેમનુ તેમ જ જોયુ હતું. મને એવુ લાગ્યુ કે એ બધું પહેલા કરતાં પણ વધુ સ્પષ્ટ દેખાતુ હતું એ બધી જગ્યાઓને આટલી ઝીણવટથી તો હુ છેક હવે જોઈ શક્યો છું હવે સમજાયું કે ચીજો એનું અસલ રૂપ સપનામાં જ દેખાડે છે ઘર અને દીવાલો, ગલીઓ શેરીઓ, ઝાડવા જમીન અને આસમાન એકવાર આખથી ઓઝલ થઈ જાય પછી જ્યારે આપણા સપનામાં આવીને આપણને પોકારે છે ત્યારે એ પોતાના સપૂર્ણ રૂપનાં દર્શન કરાવે છે એક સપનું પછી બીજુ સપનું પછી ત્રીજુ પછી ચોથુ એમ એક પછી એક કેટલા બધા સપનાં આવે પછી આખું નગર આખ સામે જીવતુ થઈ ઊઠે છે અને એના સપૂર્ણ દર્શન થાય છે

સંપૂર્ણ દર્શન !! મેં ખોટું કહ્યુ હજી સંપૂર્ણ દર્શન ક્યા થયુ છે ? કારણ કે કરબલા સુધી તો હુ હજી પહોંચ્યો જ નથી હું કેટલા તો ઉત્સાહથી એ દિશા તરફ જવા નીકળું છુ ! પછી ખબર નહીં રસ્તામા શુ થઈ જાય છે અને તરત મારી આખ ખૂલી જાય છે કરબલા વગર તો આ આખુ ચિત્ર અધૂરુ જ છે કરબલા જ અમારા નગરના તમામ બનાવોનુ ઉદ્ભવસ્થાન હતું કરબલા પહોંચીને જ આ ચિત્ર સપૂર્ણ બનતું હતું મારી આ મોહમયી સફરની અવલમઝિલ પણ કરબલા જ તો હતું ખતમ થવાનું નામ જ ન લેતી હોય એવી કોઈ લાબી સૂમસામ બળબળતી બપોરે જ્યારે અમે ગલીએ ગલીએ રખડતા ફરતા ત્યારે ચામુડાથી ચાલીને નાળા સુધી જઈ જેવા પાછા ફરવા લાગતા કે અમારામાથી કોઈ અચાનક જ બોલી ઊઠતુ યાર ચાલ કરબલા જઈશુ ? અને જાણે એ અમારા બધાના હૈયાની ઊડી આરત હોય એમ અમારાં બધાંના પગ તરત જ એ બાજુ વળી જાય. ચામુંડાથી ચાલ્યા જૂના કિલ્લા તરફ જૂના કિલ્લાની બાજુના ટેકરા પાસેથી નીકળ્યા કે શેખ મદદૂના ખેતરો આવી લાગ્યાં ત્યાં રેંટ ચાલી રહ્યો હોય, એની આગળ નીકળો એટલે લાલ આબલી આવે લાલ આંબલીથી જરાક આગળ ચાલો એટલે બબુઆ પહેલવાનનો અખાડો બબુઆ પહેલવાનના અખાડાથી જરાક આગળ બોરડીઓનાં જાળા અને એની જરાક આગળ ફિરગીઓની કબર ફિરગીની કબરથી આગળ સભલવાળાની વાડી. બસ, એ વાડીથી આગળ નીકળો કે બરાબર સામે જ કરબલા છે ચારે બાજુ લાંબી પહોળી દીવાલ. ` વચ્ચે એક ઉજ્જડ વેરાન મેદાન. મેદાનના એક ખૂણામા ઊંડા ખાડા, એક ખાડામા શિયાઓના તાજિયા દફન થતા તો બીજા ખાડામાં સુન્નીઓના તાજિયા દફન થતા એનો દરવાજો કેવો તો ઊંચો અને ભવ્ય હતો ! લોઢાના સળિયાવાળું ફાટક હતું ડાબે જમણે બે ઊંચા-તોતિંગ થાંભલા હતા. બેઉ થાભલાની ટોચ ધૂળ, વરસાદ અને વાવાઝોડાનો માર ખાઈ ખાઈને એવી કાળી પડી ગઈ હતી કે જાણે લોઢાની બની હોય અને એના પર કાટ લાગ્યો હોય એવી લાગતી હતી. ફાટક તો મોહરમના દિવસો સિવાય ભાગ્યે જ ક્યારેક ખૂલતું હતું બાકી તો એ ફાટકને મોટું મસ તાળું મારેલું રહેતું હતું ક્યારેક ખરા બપોરે લોઢાના સળિયાઓ વચ્ચેથી અમે એ બળબળતા ઉજ્જડ મેદાનને જોતા ત્યારે એ મેદાન ખરેખર જ કરબલાનુ રણમેદાન હોય એવુ લાગતું હતું ભઠ્ઠામાંથી આવતી હોય એવી બળબળતી લૂ એવી લાગતી હતી જાણે ખરેખર કરબલાની લૂ ન હોય ! એ તો એટલુ સારું હતુ કે ફાટકની સામેના ઓટલાની પેલી બાજુએ ભોલુની ઝૂપડી હતી ઝૂપડીની બહારની બાજુએ માટીની પાળી પર કૈથાના ઝાડ હેઠળ પાણી ભરેલુ માટલુ પડ્યુ રહેતુ માટલા સાથે દોરીથી બાધેલી નારિયેળની કાચલી પણ રહેતી. અમે તે કાચલીથી પાણી કાઢી ખોબે ખોબે ધરાઈ ધરાઈને પીતા અને પછી ઓટલા પર આવીને બેસતા ઓટલાની વચ્ચોવચ્ચ એક ઘેઘૂર પીપળો હતો. એ પીપળાને કારણે ઓટલા પર કાયમ છાંયો જ રહેતો. બાકી આબલીનાં બધા ઝાડ તો કરબલાની ડાબી બાજુની દીવાલની બાજુમાં ઊગેલા હતા. એ બધી આબલી કેટલી તો ઊંચી હતી ! ને કેવી તો ઘટાદાર ! એટલા બધા કાતરા ખરતા કે તમે ભેળા કરતા થાકી જાઓ, તો ય બધા તો ભેળા ના જ કરી શકો. કરબલાની દીવાલથી લઈને હાથીની કબર સુધી બસ આબલીઓ જ આંબલીઓ હતી. લાલ આંબલી તો બસ એક જ હતી જે હાથીની કબરની બરાબર બાજુમા ઊભી હતી. એના કાતરા ચાવતા ત્યારે સાચ્ચે જ એવુ લાગતુ કે એમાથી લોહી નીકળી રહ્યુ છે ! મોઢું લાલ થઈ જતું એના રસથી. હું નો તો કે તો કે જો એકવાર હું કરબલા તરફ નીકળી ગયો તો પછી પાછો નહીં ફરી શકુ એ જગ્યા છે જ એવી ! પણ એ જગ્યા વિશે હવે હુ કશુ નથી કહી શકતો કારણ કે છેલ્લાં પચાસ વરસથી મેં એ જગ્યા જોઈ જ નથી હુ ત્યા સુધી પહોંચી જ નથી શકતો. બહુ બહુ તો બબુઆના અખાડા સુધી પહોંચી જાઉ છું ત્યા સુધી પહોંચતામા તો રાજી થઈ જાઉ છું કે લો બસ આવી ગયુ કરબલા.. સંભલવાળાના બાગથી જરાક આગળ જઈશ કે તરત જ કરબલા પહોંચી જઈશ. પણ બરાબર એ જ ક્ષણે ઊંઘ ઊડી જાય છે અને હુ જાગી જાઉ છું હા, એક વાર તો હુ સંભલવાળાઓના બાગ સુધી પહોંચી પણ ગયેલો શેખ મદદઅલી સભલીની કબર કેવી તો મહેકી રહી હતી ! કબરના માથા બાજુ ઊભેલ પારિજાતના મીઠી સુગધવાળાં એટલાં બધા ફૂલ ખર્યાં હતા કે કબર પર પારિજાતના ફૂલની પથારી પથરાઈ ગઈ હતી મરહુમ (સ્વર્ગસ્થ) શેખ સંભલી કેવા તો દર્દભર્યા અવાજે મરશિયા બોલતા, માતમ કરતા કે પથ્થર જેવા હૈયાવાળાઓ પણ આસુથી પલળેલા રૂમાલ સાથે મજલિસ'માથી વિદાય થતા. એમના ઈમામવાડા'મા સૌથી વધુ

ભાવુકતાભર્યું વાતાવરણ મહોરમની આઠમા દિવસની સાંજે સર્જાતું. બરાબર મધરાતે મોટા અલમ[૭]ની મજલિસ શરૂ થતી અને શેખસાહેબ એકદમ જ દર્દભર્યા અવાજે ગાવાનું શરૂ કરતા...

જબ કિસ્સા કહા નહર કા સક્કા-એ-હરમને

પહેલી કડી પર લોકોનાં ધ્રૂસકાં શરૂ થઈ જતાં અને મરશિયું પૂરું થાય ત્યાં સુધી તો લોકો છાતી કૂટવા લાગતા. જ્યારે ધજાને બહાર લઈ જતા ત્યારે તો લોકો કેવી ધડાપીટ કરતા ! બહાર ઢોલ-ત્રાંસાના અવાજ અને અંદર રડવા-કૂટવાની ધડાપીટ બોલતી હોય... ઈમામવાડાની દીવાલો સુદ્ધાં આ માતમથી હલી ઊઠતી. માતમ કરવાવાળા રડતા-કૂટતા, ઢગલો થઈ જતા અને ચપળ સ્વયંસેવકો તરત જ પડવાવાળાને ટીંગાટોળી કરીને બહાર લઈ જતા અને ખાટલા પર સુવડાવીને ગુલાબદાનીમાંથી એટલું ગુલાબજળ છાંટતા કે પડવાવાળાનો ચહેરો, ડોક, છાતી બધું ગુલાબની મહેકથી તરબતર થઈ જતું. પણ જેવી સવારની નમાજની બાંગ સંભળાતી એ સાથે જ ત્રાંસાવાળા છેલ્લીવાર બરાબર વગાડીને ગળામાંથી ઢોલ-ત્રાંસા ઉતારતા. માતમ કરવાવાળા માતમ કરવાનું બંધ કરતા. મોટાઅલમ એમના ચમકતા પંજા અને લાલ છીંટવાળા ફટકા સાથે અલમવાળી ઓરડીમાં પાછા ફરતા અને આંખ સામેથી ઓઝલ થઈ જતા. એ સાથે જ રડવાનો અવાજ ધીમો પડતો. ધીમાં ધીમાં ધ્રુસ્કાં સંભળાતાં અને પછી તરત જ શીરમાલ[૮] વહેંચવાની શરૂ થઈ જતી. મોટા અલમની મજલિસમાંથી હંમેશાં શીરમાલની લાણ (પ્રસાદ) વહેંચાતી. મોંસૂઝણા અજવાળે હું હાથમાં શીરમાલ લઈ ઘર તરફ ચાલવા લાગતો. ઘરે પહોંચતાં સુધીમાં તો ખાસ્સું અજવાળું થઈ જતું.

ઈતિહાસમાં પણ ક્યારેક ક્યારેક આવો – અજવાળા-અંધારાના સંધિકાળ જેવો સમય આવે છે. એ વર્ષે મોહરમ બરાબર એવા જ સમયે આવેલા. શેખ મુહમ્મદઅલી સંભલીની જિંદગીના તો એ છેલ્લા મોહરમ હતા. દીકરાએ પહેલેથી જ કહી દીધું હતું કે હવે અહીં રહેવામાં સાર નથી. બસ મોહરમ પછી તરત જ અહીંથી નીકળી જઈશું. ચાંદરાતની (મોહરમની પહેલી તારીખ) મજલિસમાં શેખસાહેબે હંમેશથી ચાલી આવતી પરંપરા અનુસાર એ જ મરશિયું ગાવાનું શરૂ કર્યું :

જબ કૂચ કી શબ કબ્ર-એ-નબી પર ગએ શબ્બીર

પણ પહેલી જ કડી પર એમનું હૈયું એવું તો ભરાઈ આવ્યું કે બીજી કડી ગાઈ જ ન શક્યા. બાકીનું મરશિયું એમના દીકરાઓએ પૂરું કર્યું. પછી મોહરમની આઠમી સાંજે પણ મોટા અલમની મજલિસમાં શેખસાહેબ હંમેશાં જે મરશિયું ગાતા એ એમના બદલે એમના દીકરાઓએ જ ગાવું પડ્યું. શેખસાહેબે એવો તો ખાટલો પકડ્યો કે પછી કદી ઊભા જ ન થયા. બસ એકાદ-બે અઠવાડિયામાં તો અવલ મંઝિલે નીકળી ગયા. સંભલ કુટુંબે એમના વડીલને અહીંની માટીમાં દફન કર્યા પછી હંમેશ માટે આ નગરને અલવિદા કરી.

જોયું ? હું ક્યાંથી ક્યાં નીકળી ગયો ? કહી હું એ રહ્યો હતો કે આ વખતે હું સંભલવાળાના બાગ સુધી પહોંચી ગયો હતો. એની પહેલાં તો કાયમ હું ત્યાં જ ક્યાંક કય્યૂમાની દુકાનની આસપાસની કોઈક ગલીમાં જ ભટકતો રહી જતો અને મારી આંખ ઊઘડી જતી'તી. આ ગલીઓએ મને બહુ હેરાન કર્યો છે. આ બધી ગલીઓમાં ભટકવામાં મારો બહુ સમય વેડફાઈ જતો હતો. એકવાર એવી તો ભયાનક ઘટના બની ! હું રસ્તો જ ભૂલી ગયો... એક ગલીમાંથી નીકળું તો બીજી ગલીમાં જઈ પહોંચું અને બીજી ગલીમાંથી બહાર નીકળું તો ત્રીજી ગલીમાં... ! યા ખુદા ! રહેમ કરજે. હું આ કેવા ઝમેલામાં ફસાઈ ગયો ? આ તો ગલીઓનું જાળું છે. અમારા નગરમાં તો આટલી ગલીઓ હતી જ નહીં ! તો શું હું કોઈ બીજા નગરમાં જઈ પહોંચ્યો છું ? પણ ના, આ લાગે છે તો મારું જ નગર ! પણ આ ગલીઓ ! આટલી બધી ગલીઓ ક્યાંથી પેદા થઈ ? અરે ! હું ક્યાંક કાઝીખેલમાં તો નથી નીકળી આવ્યો ને ? જો આ કાઝીખેલ હોય તો પછી શાબેલાત ક્યાં છે ? મેં બહુ શોધ્યું પણ મને શાબેલાત ક્યાંય ન દેખાઈ. ના, તો પછી આ કાઝીખેલ ન હોઈ શકે. તો પછી હિંદુવાડો હશે. હિંદુવાડામાં ગલીઓ બહુ સાંકડી હતી. પણ ત્યાં લગભગ દરેક ઘરના બારણા પાસે ચૂનાથી રંગેલી દીવાલ પર ગેરુથી હનુમાનજીની તસવીર આળખેલી રહેતી હતી. પછી જરાક આગળ ચાલો એટલે એક ચોક આવતો હતો. ત્યાં વચ્ચોવચ્ચ લાલ પથ્થરવાળો એક કૂવો હતો. ત્યાંથી જરાક આગળ વધો એટલે ગલી પૂરી. બસ ત્યાંથી જરાક આગળ જાઓ એટલે જ્યાં હાટ ભરાતું એ સડક પર આવી જવાતું હતું. ત્યાંથી બરાબર સામે જ તળાવ દેખાતું હતું. જો આ બધું ન દેખાતું હોય તો પછી આ હિંદુવાડો ન હોય. હું કેટલી બધી વાર સુધી એ ગલીઓમાં ભટકતો રહ્યો. મને ચિંતા એ વાતની હતી કે મારે તો કરબલા પહોંચવાનું છે. આમને આમ ક્યાં સુધી ગલીઓમાં ભટકતો રહીશ ? જરાક આગળ વધ્યો તો આગળ રસ્તો બંધ. અરે આ શું ? આ તો બંધ ગલી છે. બંધ ગલી ? અમારા મહોલ્લામાં તો કોઈ આંધળી ગલી હતી જ નહીં ! જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી આખા નગરમાં કોઈ બંધ ગલી હતી જ નહીં. હું હેરાન-પરેશાન... આ ક્યાં આંધળી ગલીમાં ફસાઈ ગયો ! હવે અહીંથી બહાર કેવી રીતે નીકળીશ ? કરબલા કઈ રીતે પહોંચીશ ? અને જરાક વાર રહીને નજર નાખી તો મેં શું જોયું ? મેં જોયું કે બંધ ગલી જ ગાયબ હતી ! સામે જુવો તો એક મોટું મેદાન પડ્યું હતું. સાવ ખાલીખમ અને સૂમસામ... ન કોઈ માણસ, ન કોઈ જીવજંતુ...

સાવ ખાલીખમ યા ખુદા ! હુ આ કઈ જગ્યાએ આવી ચડ્યો ? આ કઈ જગ્યા છે ? મેં એક ગામડિયા જેવા માણસને ઘાસનો ભારો લઈને જતો જોયો. આગળ જઈને મેં એને પૂછ્યુ સાભળો ભાઈ કરબલા ક્યાં છે ?

કરબલા ? અચ્છા જ્યાં મુસલા એના તાજિયા લઈને જાય છે તે જગ્યા ?

હા. હા એ જ જગ્યા..

લાલા, કોઈ મુસલાને જ પૂછો. ને એમ જુઓ તો આ તો રાવણની પટપડી છે

રાવણની પટપડી ? પણ એ મેદાનમાં તો આંબલીનું એક તોતિંગ ઝાડ હતું એ ઝાડ ક્યા ગયુ ?

સૂમસામ બપોરે રખડતા રખડતા અમે ક્યારેક એ બાજુ જતા તો પણ બસ ધરમશાળા સુધી જઈને અટકી જતા. રાવણની પટપડીને અમે દૂરથી જ જોતા. એ એક સૂમસામ, ખાલીખમ મેદાન હતું એમા ન તો કોઈ છોડ હતો, ન ઝાડી ઝાખરા. ઘાસનું એક તણખલુ પણ એમા નો તું ઊગતું મેદાનની વચ્ચોવચ્ચ બસ એક આબલીનુ તોતિંગ ઝાડ ઊભુ હતુ એ ઝાડ એવુ લાગતુ હતુ જાણે રાવણ ઊભો હોય ! મારું હૈયુ થડક થડક થવા માંડ્યુ હું તરત જ ત્યાંથી પાછો ફરી જાઉ છુ અરે ! આ તો કય્યૂમાની દુકાન આવી ગઈ ! લ્યો રસ્તો જડી ગયો ! અહીંથી સીધા જવાને બદલે જો હુ ડાબી બાજુએ વળી જાઉ તો પહેલા ભરવાડોનુ ફળિયું આવશે. પછી આવશે તૂટેલો મકબરો. પછી જૂનો કિલ્લો. એની પાસેની ટેકરી. અરે પણ આ ભરવાડોવાળું ફળિયુ ક્યા ગયુ ? ભરવાડ ક્યાં ગયા ? હું અકળાઈ જાઉ છું અને આ બધી ભાજગડમા મારી આંખ ઊઘડી ગઈ

વળી પાછો જાણે હુ ત્યા જ પહોંચ્યો છું વળી નવાઈ પામું છું હા, અહીં તો અક્કુનો અડ્ડો હતો અને અહીં ઈસ્માઈલ મોચીની દુકાન ! કેટલા બધા ચપલ લાઈનમા ગોઠવાયેલા રહેતા અને ઈસ્માઈલની રાપી સતત ચાલ્યે જ રાખતી. એની આસપાસ કાળા અને બદામી ચામડાના ટુકડા આમતેમ વેરાયેલા રહેતા. એ દુકાન ક્યાં ગઈ ? મદારી એના બંધ કરંડિયા સામે મોરલી વગાડી રહ્યો છે નાના અને મોટા બધા લોકો વાદી ફરતા ટોળુ વળીને ઊભા રહી ગયા છે હુ પણ એ ટોળામાંનો એક થઈને ઊભો રહી જાઉ છુ છેવટે કરંડિયો ખૂલે છે બે કાળા ભમ્મર સાપ ફેણ માડીને ઝૂમવા લાગે છે એમની સોઈ જેવી પાતળી જીભો કેટલી ઝડપે લપકારા મારે છે ! આ તો મારી તરફ ફેણ લબાવી ! આ બેઉ તો ફેણ ઊચી ને ઊંચી કર્યે જ જાય છે ! કેટલીક ઊચી કરશે ફેણને ! હું બીકનો માર્યો સકોડાતો જાઉ છું અચાનક મારી નજર, સામે ઊભેલા મેલાઘેલા છોકરા પર પડે છે એ છોકરો સાપોને જોવાને બદલે મને ઘૂરકતો હતો. હુ મૂઝાઈને આમતેમ જોવા માંડું છું અને ચૂપચાપ ત્યાંથી ખસી જાઉ છું અને અચાનક જ મને યાદ આવે છે કે મારી પાસે પાસપોર્ટ તો છે જ નહીં ! હુ વગર પાસપોર્ટે જ અહીં ફર્યે રાખુ છું બસ આ વિચારથી મારા પર ભય સવાર થઈ જાય છે અને હવે મને મારી સામે ઘૂરતા છોકરાની વધારે બીક લાગવા માંડી. શું એણે મને ઓળખી લીધો હતો ? મારુ હૈયુ ભયથી થડક થડક થવા માંડે છે હું એકદમ ઝડપભેર ચાલવા માડું છું એણે મને ત્યાંથી ખસકતો જોયો હતો ખરો ! ક્યાક એ મારો પીછો તો નહીં કરી રહ્યો હોય ! મારી ચાલ વધુ ઝડપી થઈ જાય છે એક ગલીમાથી વળીને બીજી ગલીમા છટકી જાઉ છું બીજી ગલીમાંથી ત્રીજી ગલીમા જાઉં તો ત્યાં ચામુડા છે સૂનકાર. ન કોઈ માણસ ન કોઈ જીવજતુ. એકદમ જ વેરાન. પીપળા પાસે ચૂપચાપ ઊભેલાં બે શિયાળ મને તાકી રહ્યાં છે પગ જાણે સો-સો મણનુ વજન મૂક્યુ હોય એવા ભારેખમ થઈ જાય છે એક ડગલુ આગળ ઉપડતું નથી ને બસ આખ ઊઘડી જાય છે સારું જ થયું કે આખ ઊઘડી ગઈ ! કોને ખબર હજી આગળ ઉપર શુ શુ થવાનું હતું ! બસ હુ બચી ગયો, કારણ કે વીઝા કે પાસપોર્ટ જેવી કોઈ જરૂરી ચીજ ખરેખર જ મારી પાસે નો તી. મારો તો રૂપનગર પર બસ એક જ કારણે હક્ક છે કમ સે કમ મારી સમજ પ્રમાણે તો મારો હક્ક છે જ કારણ કે હું ત્યાની માટીમા જ પેદા થયો છું ત્યાની માટીમાં જ મારી નાળ દટાયેલી છે પણ નાળ દાટી હોય તેથી શુ ? અને તમે તમારા રૂપનગરની માટીમા પેદા થયા હો તો ભલે થયા. એનાથી શું થઈ જાય ? મહત્ત્વની ચીજ તો ભાઈ વીઝા છે એકવાર નગરમાંથી નીકળી ગયેલો માણસ સપનામા પણ વીઝા વગર એના એ નગરમા દાખલ નથી થઈ શકતો. એટલે સારુ જ થયુ કે મારી આંખ ઊઘડી ગઈ બસ આ એક જ સપનુ એવુ હતુ જેમા આખ ઊઘડી જવાને કારણે મેં નિરાતનો શ્વાસ લીધો હતો. બાકી તો કાયમ દરેક સપના પછી અફસોસ જ થતો કે કમબખત આ આંખ ઊઘડી કેમ ગઈ ? થોડીક વાર હજી સૂતેલો પડ્યો રહ્યો હોત તો સારુ થાત. સપનામાં હજી થોડા આગળ જઈ શકાત. ઘણીવાર એવી ઈચ્છા થઈ આવતી કે પેલી કથામા આવતા પાચ, સાત કે નવ માણસ કે હજારો વરસની ગુફામા સૂતેલા છે અને કયામતના દિવસે છેક ઊઠવાના છે એમના જેવી ઊઘ થઈ જાય તો કેવુ સારુ ! આમ પણ હુ કંઈ વણઅધિકારે તો આ નગરમા પ્રવેશતો નો તો હું તો મારા પોતાના નગરની ગલીઓમાં રખડતો હતો. શા માટે હું ના રખડી શકું ? મને આ ગલીઓમા ભટકવુ ગમતુ હતું આમ સપનાઓમા રખડી રખડીને જ તો મેં મારા નગરને આટલુ ઓળખ્યુ છે ત્યા રહેતો હતો ત્યારે ઊઘાડી આખે મેં એને જેટલુ જોયુ જાણ્યુ હતું તે તો ન જાણવા બરાબર જ હતુ આમેય નરી

આંખે આપણને કેટલું દેખાય છે ? ચીજો એના અસલી રૂપ-રંગ સપનામાં જ દેખાડે છે. એટલે જ તો હું કહેતો હતો કે જેણે પણ 'કય્યૂમાની દુકાન' નામની વાર્તા લખી હતી એ અધૂરી હતી. એ વાર્તા મારે લખવી છે અને હવે લખવી છે. કારણ કે પચાસ વરસમાં સપનામાં મેં એ નગરને આખે આખું ખૂંદી નાખ્યું છે.

પચાસ વરસ કંઈ ઓછાં તો ન જ કહેવાય ! મારો કહેવાનો મતલબ છે કે પચાસ વરસનાં સપનાં એટલાં બધાં છે કે હવે તો એની ગણતરી કરવી પણ અઘરી છે. જેમાં મારી પાસે પાસપોર્ટ નો'તો એ એક સપનાને બાદ કરો તો બાકીનાં બધાં સપનામાં મને એવું જ થતું કે બસ આ સપનું કદી પૂરું ન થાય. હું જોયે જ રાખું... જ્યારે પણ આંખ ઊઘડી ગઈ ત્યારે અફસોસ જ થયો છે કે આંખ કેમ ખૂલી ગઈ ! કારણ કે જાગ્યા પછી તો દુઃખ અને યાતનાઓ જ સહેવાં પડે છે. સૂતા રહેવામાં જ શાંતિ છે. એટલે જ્યારે પણ આંખ ઊઘડી જતી ત્યારે અફસોસ પણ થતો અને ખુશી પણ થતી. ખુશી એ વાતની થતી કે એક રાતની ઊંઘમાં કેટલું બધું મળી ગયું ! જાણે કે ખોળો ભરાઈ ગયો ! પછી અફસોસ એ વાતનો થતો કે બીજું શું મળતાં મળતાં ન મળ્યું ? બસ હાથવ્હેંતમાં હોય અને ન મળે ! એક સવારે તો સપનામાંથી ઊઠી જવાને કારણે ખરેખર જ હું બહુ ગુસ્સે થયો. એ રાતે મેં બેલાને જોઈ હતી. મને એવું લાગ્યું જાણે કે હું મારા ઘરે ગયો છું. ઘર ઊઘાડું ફટાક પડ્યું હતું. ખાલીખમ, ઉજ્જડ. અરે ! અહીં તો કોઈ નથી ! બધાં ક્યાં ગયાં ? હું દાદર ચડીને મેડીએ જાઉં છું. પાછળની ગલીમાં ખૂલતી બારી ઊઘાડું છું. સામે જ લાલા પ્યારેલાલનું ઊંચું મકાન ઊભું હતું. તો ? હું બારી ખોલું છું અને શું જોઉં છું ? જોઉં છું કે સામેની મેડી પર ઊભેલી બેલા એના વાળ સૂકવતી હતી. બેલા કેવી રૂપાળી લાગતી હતી ! એ આટલી બધી રૂપાળી હતી તો નહીં ! આ તો જાણે કોઈ પરી હોય એવી લાગતી હતી. જાણે કે પરીઓના દેશમાંથી ઊડીને લાલા પ્યારેલાલની મેડી પર ઊતરી આવી ન હોય ! ઈચ્છા તો થઈ કે કૂદીને એની મેડી પર જાઉં અને એને અડીને ખાતરી કરી લઉં કે એ ખરેખર બેલા જ છે કે પછી...

હું બાઘાની જેમ એને જોતો રહ્યો... પછી પાસે ગયો અને બોલ્યો :

'બેલા !! તું બેલા જ છે ને ?'

'ના, હું બચિયા છું' ખિલખિલાટ હસીને એણે ધડામ કરતો દરવાજો બંધ કરી દીધો. દરવાજો એટલા જોરથી બંધ થયો કે મારી આંખ ફટાક દઈને ખૂલી ગઈ.

પછી કદી મેં બેલાને નથી જોઈ. મેં કેટલી તીવ્રતાથી ઝંખ્યું કે હું ફરી કોઈ રાતે એને સપનામાં જોઉં. પણ સપનાં તો પોતાની મરજીનાં માલિક. ઈચ્છા થાય ત્યારે આવે અને આવે ત્યારે પાછાં કહીને થોડાં જ આવે ? સાવ અચાનક આવી ચડે. એ પછી કેટલી બધી વાર મને બેલાના વિચાર આવતા. એના વિચારથી અફસોસ પણ થતો કે કેમ એ દિવસોમાં એ ખબર ન પડી કે બેલા આટલી બધી દેખાવડી હતી ! એની સુંદરતા જોઈ શક્યો હોત તો હું એને ચિડવત ખરો ? જેવી એ મેડી પર આવતી કે હું મોં ના ચાળા કરી એને ચિડવતો. અને તરત જ ગુસ્સે થઈ એ એની માને બૂમ પાડતી : મા, જો ને આ મુસલો મારા ચાળા પાડે છે અને તરત જ હું બારી પછવાડે સંતાઈ જતો.

એકવાર શું થયું કે ગલીમાં ચૌપાઈ[૯] થઈ રહી હતી. હોળી પછી નજીકનાં ગામડાઓમાંથી લોકોનાં ટોળાં નાચતાં-ગાતાં, ઢોલ વગાડતાં આવતાં. અમે એમને ચૌપાઈવાળા કહેતા હતા. તો, એ દિવસે ગલીમાં ચૌપાઈ થઈ રહી હતી. મેં જોયું કે જોવા ભેળા થયેલા ટોળામાં બેલા પણ ઊભી છે. હું એની સાવ પાસે જઈને ઊભો રહી ગયો. પણ એને ખબર જ ન પડી. એ તો ચૌપાઈના નાચ-ગાનમાં ખોવાઈ ગઈ હતી. એની આટલી નજીક ઊભા રહેવાનો મોકો મને આજે પહેલીવાર મળ્યો હતો. મેં કેટલા મીઠા અવાજે એને બોલાવી : 'બેલા...' ચોંકી જઈને એણે પાછળ જોયું. મને જોતાંની સાથે જ એ ભડકી ઊઠી : 'ભાગ સાલ્લા મુસલા !' એવું કહી એ દોડતીક જતી રહી ત્યાંથી.

એક સપનું એવું હતું જેના પર હું હસેલો પણ ખરો અને ઉદાસ પણ થઈ ગયેલો. જાણે અમે રૂપનગર છોડીને જઈ રહ્યા છીએ. ગલીના નાકે પહોંચીને એકકો વળવાની તૈયારીમાં હતો ત્યારે જ બરાબર મારી નજર ઘરની છત પર પડી. વરસાદ અને વાવાઝોડાને કારણે એ કેવી તો કાળીમેશ થઈ ગઈ હતી ! કેવી તો તૂટી ફૂટી ગઈ હતી ! એની તૂટેલી પાળી પર એક સમળી ઊડતી ઊડતી આવીને બેઠી હોય એવું લાગતું હતું ! એક કપાયેલી પતંગ પવનમાં ડોલતી ડોલતી આવી રહી છે. એની દોરીનો લાલ માંઝો પાળીને ઘસાયો અને પતંગ આગળ નીકળી ગઈ. મારું હૈયું બેસી જવા લાગે છે. એક્કો ગલીના નાકેથી વળી જાય છે. મારા ઘરની એ પડું પડું થતી કાળીમેશ ઉદાસ છત પળવારમાં મારી આંખ સામેથી ઓઝલ થઈ જાય છે.

હું હસી પડ્યો. શું ગજબનું સપનું હતું ! એ અમારા બાપદાદાના વખતના ઘરની લીલ લાગેલી તૂટીફૂટી છત હતી. કંઈ અલ-હમરા[૧૦] મસ્જિદનો મિનારો તો હતો નહીં ! અને હું પણ ક્યાં કોઈ કર્તબા[૧૧] જેવું નગર છોડીને જઈ રહ્યો હતો ? એ રૂપનગર જ તો હતું જેને છોડીને હું જઈ રહ્યો હતો. માણસ ખરેખર એની પાછળ કંઈ મૂકીને જતો હોય અને નિઃસાસા નાખે તો વાત બરાબર છે. પણ અહીં તો હું પાછળ સાવ સામાન્ય રૂપનગર છોડીને જતો હતો ! અને રૂપનગર છોડીને જનારાઓના નિઃસાસા પણ ઈતિહાસમાં કોઈ સ્થાન બનાવી શક્યા નથી ! હું કેટલું તો હસ્યો હતો ! પણ વળી પાછો ઉદાસ થઈ ગયો. એ લીલ બાઝેલી, તૂટેલ ફૂટેલ છત કેટલી બધીવાર

સુધી મારી કલ્પનામા ઘૂમરાતી રહી અને પછી મને વિચાર આવ્યો ફરીથી હુ શંકામા પડી ગયો કે ખરેખર હું ત્યાથી નીકળી આવ્યો હતો કે પછી ત્યા ને ત્યા રહી ગયો હતો ! વર્ષો પછી આજે હવે મને હસવુ આવી રહ્યુ છે એ લીલ લાગેલી, તૂટેલ ફૂટેલ છત કેટલો બધા સપનાઓ પછી આખરે મારી સામે સ્પષ્ટપણે પ્રગટ થઈ ! અને પાછી હતી એવી ને એવી ઉદાસી ! એ બધી જ કપાયેલી પતગો મારા મનમા ઘૂમરાવા લાગી જે મેં એ છત પર ઊભા રહીને લૂંટી હતી એ બધી પતંગો પણ યાદ આવી જે એટલી ઊંચી હતી કે મારો હાથ નો તો આબી શક્યો ને એ બધી એમને એમ પસાર થઈ ગયેલી ! એ બધી પતંગો મારા નગર છોડી ગયા પછી એના લાંબા, લટકતા દોરા સાથે મારી એ છતને સ્પર્શતી પસાર થઈ હશે ને ! એ પતગોને પણ કોઈકે તો લૂટી જ હશે ને ! જે પતંગ કપાઈ જાય છે એ કોઈને કોઈ દ્વારા તો લૂટાય જ છે કપાયેલી પતંગના ભાગ્યમાં લૂંટાવાનુ લખાયુ જ હોય છે એવી કોઈ એકલ દોકલ પતગ હોય છે જે કપાઈ ગયા પછી પણ લૂટવાવાળાઓની લાલચુ નજર અને એમના લબાયેલા હાથની આંગળીઓમાંથી છટકી જઈ કોઈ ઊંચા ઝાડની ડાળીઓમા આરામથી જઈને બેસી જાય છે

ખેર જવા દો. પતગોની ઉન્નતિ અને પતનની મહાગાથા લખવાનો મારો જરાય ઈરાદો નથી. એ કથા લાંબી પણ છે અને કાળજુ કોરી નાખે એવી પણ છે ન તો અહીં મારા પચાસ વરસના સપનાઓનો ઈતિહાસ લખવાનો ઈરાદો છે કારણ કે એમાથી એક પણ સપનું મને આખેઆખું યાદ નથી મારી યાદમાં દરેક સપનુ એવી રીતે ઊપસે છે જાણે એની પહેલા હું ઘણુ બધુ જોઈ ચૂક્યો હોઉ અને જે કંઈ અત્યારે જોઈ રહ્યો છું એ પણ જાણે કે સપનું હોય એવુ જ લાગે છે હુ જાણે કે બુદ્ધિ અને સમજણનું ભાન ગુમાવતો જતો હોઉ એવુ લાગે છે બધાનો સપનામા જ જાણે કે અંત આવે છે અંત ક્યા આવે છે ? બસ સપનું તૂટી જાય છે આમ પણ સપનુ કોઈ વાર્તા કે નવલકથા તો છે નહીં કે એનો સ્પષ્ટ આરભ મધ્ય-અત હોય. પણ જો કે મારા સપના જરાક વધારે પડતા અરાજક અને ઢગધડા વગરના હોય છે મારા કહેવાનો મતલબ છે કે મેં છેલ્લાં પચાસ વરસોમાં જે સપનાં જોયાં છે એ બધા આમ એક જ સાકળની કડીઓ હોય એવા લાગે છે અને તે છતા પાછા બધા સપના પોતપોતાની રીતે સ્વતંત્ર છે અધૂરાં છે હુ જે પેલી કય્યૂમાની દુકાન વાળી વાર્તા ફરીથી લખવા માગુ છું એ પણ ક્યાંક આવુ જ અધૂરું સપનુ ના નીકળે ! એટલે કે ખરેખર એ વાર્તા હોય જ નહીં ! કોઈ સપનાની વાત જ હોય ! આમ તો એ કેવી કારમી વાત છે કે એક જીવતુ જાગતું નગર સપનું બની જાય ! કારણ કે રૂપનગર તો પચાસ વરસ પહેલા પણ હતુ જ અને આજે પચાસ વરસ પછી પણ છે જ કહો કે હવે એનુ અસ્તિત્વ વધુ નક્કર છે આ પચાસ વરસોમા મારાં સપનાઓએ એને બહુ સજાવ્યું છે છેલ્લા પચાસ વરસોમા આ ઉપમહાદ્વીપના બીજા બધા શહેરોએ ઔદ્યોગિક દૃષ્ટિએ અને વેપાર ધંધાની દૃષ્ટિએ બહુ પ્રગતિ કરી છે એ બધાં શહેરોમા નવાં સિનેમાઘરો નવા બજારો, નવી સોસાયટીઓ, નવા એપાર્ટમેન્ટ્સ અને નવા બગલાઓ બન્યા છે પણ રૂપનગરે તો મારાં સપનાંઓની યોજના અનુસાર પ્રગતિ કરી છે એનો અર્થ એ જ કે હવે એ કય્યૂમાના સમયનુ રૂપનગર નહીં હોય હવે આ નગર એટલી હદે વિસ્તરી ગયુ છે કે એને વાર્તા કે નવલકથાના ચોકઠામાં ઢાળવુ કે સમાવવુ મુશ્કેલ છે આ બધુ જે હોય તે, મારે તો આ વાર્તા ફરીથી લખવી છે આખી કે અધૂરી. કારણ કે લખવાવાળો આરંભે જ કહી ચૂક્યો છે કે કય્યૂમાની દુકાન વાર્તા લખતી વખતે એ મુખ્ય પાત્રની વાત કરવાની જ ભૂલી ગયો હતો. જે પાત્રોની એ વાર્તામા વાત થઈ છે એ બધા તો ગૌણ પાત્રો હતા. કય્યૂમા પોતે જ ગૌણ પાત્ર નીકળ્યો !! જ્યારે એણે એની દુકાન બંધ કરી દીધી અને એ રૂપનગરને છોડીને ચાલી નીકળ્યો બસ એ જ ક્ષણે એ ગૌણ પાત્ર બની ગયો.

આ વાર્તાનું મુખ્ય પાત્ર એ માણસ છે જે ત્યા જ રહી ગયો એ સમયે અમારામાંથી કોઈને એ ખ્યાલ જ ન આવ્યો કે એ માણસ અમારી સાથે નથી નીકળ્યો એના મૂળિયા જમીનમાં રોપાયેલા હતાં. એણે જમીન પકડી, ધરાર એ ત્યાંથી હલ્યો નહીં. વાર્તા લખતી વખતે પણ લખવાવાળાને એનો વિચાર ના આવ્યો. એ તો બસ કય્યૂમાની વાતો જ કરતો રહયો. એ તો ધીરે ધીરે અમને સમજાયું કે અમારામાનો એક માણસ અમારી સાથે નો તો ચાલો માની લઈએ કે એ ત્યા જ રહી ગયો હતો પણ તો પછી એ ગયો ક્યા ? એ તો આખો વખત કય્યૂમાની દુકાન પર જ પડ્યો પાથર્યો રહેતો. પણ હવે તો કય્યૂમાની દુકાન બંધ પડી હશે તો પછી એ માણસ ગયો ક્યા ? શુ એણે નવુ ઠેકાણું શોધી કાઢ્યુ હશે ? કોઈને એના વિશે કંઈ ખબર નો તી. મને તો એ નગરના તમામ સમાચાર મારાં સપનાઓ દ્વારા મળ્યા પણ અચરજની વાત એ છે કે આજ સુધીના મારા કોઈ સપનામાં એ માણસ દેખાયો જ નથી. આ એક જ માણસ એવો હતો જે કદી પણ મને સપનામાં નથી દેખાયો એને બાદ કરતાં રૂપનગરમા વસનારું એવુ કોઈ નો તું જે એક યા બીજા સમયે મારા સપનામાં ન દેખાયુ હોય અરે ! એકવાર તો બેલા પણ સપનામા મને એની ખૂબસૂરત અદા દેખાડી ગયેલી ! વાહ ! શુ લાગતી હતી ! એની છત પર ઊભી રહીને એ એના વાળ સૂકાવી રહી હતી. કેટલા લાબા વાળ ! આવા લાબા, રેશમ જેવા વાળ તો પરીઓના હોય ! અને કેવુ ભરાવદાર માંસલ શરીર ! હુ ત્યા રહેતો હતો ત્યારે મારી આંખ પર પર્દો પડેલ હતો હુ એના ચાળા જ પાડતો રહ્યો. ક્યારેય નજર માડીને જોયું જ નહીં કે બેલા કેટલી સુંદર હતી ! ખેર, જવા દો. ધારો કે મેં ત્યારે

બેલાને જોઈ લીધી હોત તો પછી આ વાર્તા બેલાની વાર્તા બની જાત. ચાલો જે થયું તે ઠીક જ થયું. પણ પેલો માણસ હજી સુધી મને સપનામાં કેમ નહીં દેખાયો હોય ?

મેં મારાં સપનાંઓમાં બે જ બાબતે ખત્તા ખાધી છે. એક તો હું કદી કરબલા નથી પહોંચી શક્યો અને બીજું હું હજી સુધી પેલા ત્યાં રહી ગયેલા માણસને નથી શોધી શક્યો. પચાસ વરસ થઈ ગયાં મને સપનાંઓની દુનિયામાં ભટકતાં ભટકતાં. આ તો મારાં સપનાંઓ છે કે પછી દુનિયાનો ચોથો ખૂણો છે ? દુનિયાદારીના અનુભવી બાદશાહે એકવાર એના દીકરાને કહ્યું હતું : 'શિકાર પર જવું એ હંમેશાં બાદશાહોની પરંપરા રહી છે ખુશી ખુશી શિકાર કરવા જાઓ.' પણ જમાનાની ચડતી-પડતી, એના તમામ રંગ જોઈ ચૂકેલો વૃદ્ધ બાપ દીકરાને સલાહ આપે છે : 'દુનિયાના ત્રણેય ખૂણે જજે પણ ભૂલે ચૂકેય કદી ચોથા ખૂણામાં પગ ના મૂકીશ. કારણ કે આ ચોથા ખૂણાની સફરમાં ભલભલા શિકારી પણ ખુવાર થઈ જાય છે... એ રસ્તે એટલી તો મુશ્કેલીઓ છે કે માણસ માણસ નથી રહેતો.' શાહજાદો બાપની શિખામણ ગાંઠે બાંધીને નીકળી પડ્યો. પણ એકવાર એક હરણનો પીછો કરતો કરતો એ ચોથા ખૂણામાં દાખલ થઈ ગયો. હરણ તો તરત જ અલોપ થઈ ગયું. હવે હેરાન-પરેશાન શાહજાદો હતો અને બીજી બાજુ હતું થથરાવી દે તેવું નિર્જન જંગલ. મારાં સપનાંઓ મારા માટે એવું જ નિર્જન જંગલ છે. હું આ ભયાવહ જંગલમાં કેટલાં બધાં વર્ષોથી સાવ એકલો ભટકી રહ્યો છું. પણ મારી મંઝિલ હજી યે એટલી ને એટલી જ દૂર છે જેટલી એ સૌથી પહેલા સપનામાં દૂર હતી. કરબલાના મિનારા દેખાય છે પણ રસ્તામાં હોઉં છું ત્યાં જ સપનાનો તાર તૂટી જાય છે. અને પેલો ખોવાઈ ગયેલો માણસ ? એની તો કદી કોઈ ખબર મળી જ નથી.

**આહ કો ચાહિએ ઈક ઉમ્ર અસર હોને તક...** (ગાલિબનો જાણીતો શે'ર છે. તને મારા પ્રેમની, મારી પીડાની પ્રતીતિ થશે એટલામાં જમાનો વીતી ચૂક્યો હશે... હું હઈશ કે નહીં હોઉં કોને ખબર છે !)

પણ એક જુગ તો પૂરો થઈ ગયો. પચાસ વરસ એક આખી જિંદગી જ કહેવાય. હવે તો જિંદગી દેવાવાળા પાસેથી મારે બીજી એક જિંદગી માંગવી પડશે. કરબલા હજી કેટલું દૂર છે ? પેલો અમારામાંથી જે ઓછો થઈ ગયો છે તે માણસ ફરી ક્યારે મળશે ? હંમેશાં મને છેતરી જાય છે તે સપનું ક્યારે દેખાશે ? ક્યારે એ સપના સાથે મારો મેળાપ થશે ? ક્યારે હું આ વાર્તા લખીશ ? કે પછી હું આમને આમ આ ચકરાવામાં ગોળ ગોળ ફરતો જ રહીશ ?

■

મૂળ શીર્ષક : दायरा (અંગ્રેજીમાં એક અનુવાદકે 'Circle' કર્યું છે પણ મને 'ચકરાવો' જ વધુ યોગ્ય લાગે છે)

---

૧. મુજાવર : જે રીતે મંદિરની દેખભાળ કરનાર વ્યક્તિને પૂજારી કહેવાય છે એ રીતે કોઈ પીર કે ઓલિયાની દરગાહ પર લોબાન-બત્તી કરનાર મુજાવર કહેવાય.

૨. મલીદો : મોહરમમાં બનતું છૂટું ચૂરમું.

૩. જુલ જિનાહ : હઝરત ઈમામ હુસેનનો ઘોડો. અતિઝડપે દોડવાને કારણે એને પાંખાળો ઘોડો પણ કહે છે.

૪. કરબલા : ઈરાકમાં આવેલું ધર્મસ્થાન. કરબલાના મેદાનમાં મુહમ્મદ પેગંબરના દોહિત્ર ઈમામ હુસૈન જુલમી રાજા યઝીદ સામેના ધર્મયુદ્ધમાં શહીદ થયા હતા. શિયા મુસ્લિમોની જ્યાં વધુ વસ્તી હોય એવા કોઈ પણ શહેરમાં કરબલા હોય જ. શિયા લોકો કરબલામાં તાજિયા ટાઢા કરે છે.

૫. મજલિસ : ઈમામ હુસૈનના મૃત્યુની યાદમાં મોહરમ મહિનામાં મુસ્લિમ લોકો ભેગા થઈ માતમ મનાવે તે સભાને મજલિસ કહે છે. શિયા મુસ્લિમોમાં મોહરમનું માહાત્મ્ય ઘણું વધારે છે. આ મજલિસમાં જે મરશિયા ગવાય તેને સોજખાની કહેવાય.

૬. ઈમામવાડો : જે મકાનમાં મજલિસ ભરાય, માતમ થાય તે જગ્યા.

૭. અલમ : મોહર્રમમાં કરબલાના શહીદોની યાદમાં નીકળતી ધજા કે ઝંડો.

૮. શીરમાલ : દૂધમાં બાંધેલ મેંદાની મીઠી પૂરી.

૯. ચૌપાઈ : આમ તો ચૌપાઈ એટલે ચતુષ્પદી, એક છંદ. રુબાઈ અથવા ચાર મિસરાની નઝમ માટે પણ એ વપરાય. હિન્દી સાહિત્યમાં તુલસીદાસકૃત 'હનુમાન ચાલીસા' એ પણ ચૌપાઈ કહેવાય. હોળી પછી ગીતો ગાતી, ઢોલ વગાડતી જે ટોળીઓ નીકળે તે ચૌપાઈ ગાતી નીકળતી હશે.

૧૦. અલહમરા : સ્પેનમાં આવેલી અતિશય જાણીતી મસ્જિદ. ગ્રેનેડા શહેરમાં આવી છે.

૧૧. કર્તબા : સ્પેનની અતિ જાણીતી મસ્જિદ 'મસ્જિદે કર્તબા' જ્યાં છે તે નગર. સ્પેનમાં ૭૦૦ વર્ષ સુધી મુસ્લિમ શાસન રહ્યું હતું. પછીથી મુસ્લિમોએ શાસન અને દેશ બેઉ ગુમાવ્યાં. ખ્રિસ્તી શાસન તળે મોટાભાગની મસ્જિદો તોડવામાં આવી. આ જાણીતી વિશાળ મસ્જિદના અમુક ભાગને તોડીને એમાં ચર્ચ બનાવેલ છે. એકમેકનાં દેવસ્થળો તોડવાં એ માણસનો મૂળભૂત સ્વભાવ હશે ? આપણા જાણીતા શાયર અલ્લામા ઈકબાલની 'મસ્જિદે કર્તબા' શીર્ષકની એક નઝમ છે.

પ્રસાદ બ્રહ્મભટ્ટ


શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય (ઈ.સ. ૧૮૭૬-૧૯૩૮) કેવળ બંગાળ કે ભારતના જ નહિ, વિશ્વના શ્રેષ્ઠ નવલકથાકાર છે ગુજરાતમાં તેમના જેટલી લોકપ્રિયતા બીજા કોઈ ભારતીય લેખકને ભાગ્યે જ સાપડી છે તેમની નવલકથાઓએ ગુજરાતને ઘેલું કર્યું છે એમ કહેવામા જરાય અતિશયોક્તિ નથી. 'સંસ્કૃતિ'ના 'શરતચંદ્ર શતાબ્દીઅંક'માં ઉમાશંકર જોશીએ સાચુ જ કહ્યુ છે, 'શરદબાબુ દેશને ખૂણે ખૂણે, ભાષાઓના અંતરાય વટાવીને, અસંખ્ય વાચકો સુધી પહોંચી ગયા આજે શતાબ્દીવર્ષમાં પણ એ જાદુ કાયમ છે એ જાદુ વાસ્તવ આલેખનનું છે, સામાન્ય માનવીની વાતોમાં ધબકતા માનવહૃદયનુ છે શરદબાબુ બંગીય નારીના, ભારતીય નારીના શ્રેષ્ઠ આલેખક છે, કેમ કે નારીહૃદયના એ એક શ્રેષ્ઠ આલેખક છે' (સંસ્કૃતિ', જાન્યુ '૭૭)

જુદાં જુદાં કારણોસર શરદબાબુના બાળપણના અને કિશોરાવસ્થાના દિવસો સુખમા વીત્યા નહોતા. આ બાબત તેમનામાં કડવાશ તો ના લાવી પણ જીવનને તિર્યક રીતે જોવા તેમને અસમર્થ કર્યા. તેમની વાર્તાઓમાં ગેરસમજ, વિખવાદ અને કટુતા દેખાય છે પણ અંતે બધુ વિઘ્નરહિત બને છે તેમની વાર્તાનો અંત, સુખદ હોય કે ન હોય, પણ હમેશાં ગમે તેવો હોય છે આ વિશેષતા સાથે, ઉપેક્ષિત નારીત્વ પ્રત્યેનો તેમનો સમભાવ અને તેમની સીધી સરળ રસિક વર્ણનશૈલી તેમની વાર્તાઓનુ વાચન રસપ્રદ બનાવે છે

શરદબાબુની શરૂઆતની કૃતિઓ પર બંકિમચદ્ર ચટ્ટોપાધ્યાયનો પ્રભાવ સ્પષ્ટપણે દેખાય છે 'દેવદાસ' (ઈ.સ. ૧૯૦૧માં લખાયેલી, પણ ૧૯૧૭માં પ્રકટ થયેલી) 'પરિણીતા' (ઈ.સ. ૧૯૧૪) અને 'વિરાજવહુ' (૧૯૧૪)માં કથ્ય તથા તેની અભિવ્યક્તિ બકિમચદ્ર કરતા ખાસ જુદાં નથી, પરતુ તે આધુનિક ભૂમિકામાં અને વધુ સરળ તેમજ વાસ્તવિક ભાષામા રજૂ કરવામા આવ્યા છે શરદબાબુ ઘરમાં દમન પામતી અને બહાર બળાત્કારનો ભોગ બનતી નારી પ્રત્યે સમભાવી હતા. વળી પોતે કંઈ ન કર્યું હોય છતા સમાજ અને [illegible]બની ખફગી કે નારાજગી પામતી નારી પ્રત્યે તેમને પક્ષપાત [illegible] શરદચદ્રના કથાસાહિત્યમા સામાજિક અને કૌટુંબિક વાતાવરણ સમગ્રપણે જોતા દૂરના ભૂતકાળનુ છે. પરંતુ વાર્તાનો રસ આવા વાતાવરણની પ્રામાણિકતાને કે બીજી બાબતોને ભૂલાવી દે છે જ્યારે પોતાના વિચારો સાથે સમાજનો મેળ બેસતો નથી ત્યારે તે નિશ્ચિતરૂપમાં એ સમકાલીન સમાજની ટીકા કરે છે. પરંતુ ક્યારેય તેઓ હિન્દુ સમાજના સ્વીકૃત નૈતિક પાયાની અવજ્ઞા કરતા નથી.

• શરદબાબુ જ્યારે પોતાના અનુભવમાંથી કથાની સામગ્રી લે છે ત્યારે તેમનું સર્વોત્તમ રૂપ પ્રકટ થાય છે આવી ઉલ્લેખનીય કૃતિઓમાં 'શ્રીકાન્ત', 'ચરિત્રહીન', વિરાજવહુ', 'પલ્લી સમાજ', 'દેવદાસ' અને 'પરિણીતા'નો સમાવેશ કરી શકાય.

'પરિણીતા' શરદબાબુના સાહિત્યસર્જનના પ્રથમ તબક્કાની લોકપ્રિય કૃતિ છે તેના સર્જન પછી લગભગ નવ દાયકા બાદ હિન્દીમા ફિલ્મનું નિર્માણ થયા પછી તેની લોકપ્રિયતા વધી ગઈ છે સાહિત્યિક દૃષ્ટિએ પણ આ રચના સતર્પક છે ર. વિ. પાઠક લખે છે, આ વાર્તા અનેક દૃષ્ટિએ સુદર છે તેના પ્રસગોની ગૂંથણી સુંદર છે તેના અગપ્રત્યગના પરસ્પર પ્રમાણો સુંદર છે વાર્તાની નાયિકા લલિતાના માનસનો વિકાસ, તેની લાગણીના પરિવર્તનો અને તેને લીધે વાર્તાના બદલાતા જતા ભાવો અને સમગ્રનો રસ - બીજી તરફથી વાર્તાના પાત્રો, સ્વભાવોનુ વૈવિધ્ય અને તેની ફૂલગૂથણી આ બનેમાં કવિએ વિશિષ્ટ શક્તિ બતાવી છે'

'પરિણીતા'નું કથાવસ્તુ નાયિકા લલિતાના લગ્ન સાથે સંકળાયેલુ છે મા-બાપ વિહોણી લલિતા બેન્કમાં સાઠ રૂપિયાના પગારથી કારકુની કરતા નિમ્ન મધ્યમવર્ગીય અને પાચ પાચ કન્યાઓનો બોજ વહેતા ગુરુચરણ મામાને પનારે પડી છે પોતાની બે પુત્રીઓને માડ માંડ પરણાવ્યા પછી દેવાદાર થઈ ગયેલા ગુરુચરણ માટે પોતાની બાકી રહેલી ત્રણ કન્યાઓને પરણાવવી પણ દુષ્કર છે ત્યાં ગુણવાન પણ નિર્ધન અને શ્યામળી ભાણીને પરણાવવી તો દુ સ્વપ્ન સમુ છે લલિતા જીર્ણશીર્ણ, મહાભારથી દબાઈ ગયેલા, અકાલવૃદ્ધ મામાની હૃદયની ગુપ્ત ગંભીર વ્યથા સુપેરે સમજે છે

ગુરુચરણના શ્રીમંત અને ધનલોભી પડોશી નવીનરાયના એમ.એ. થયેલા બળવાન સુંદર પચીસેક વર્ષના યુવાન અપરિણીત પુત્ર શેખર સાથે લલિતાને સહજ સ્નેહ સંબંધ છે આઠ વર્ષની નાની વયે અનાથ થઈ મામાને ત્યાં આવેલી લલિતાને શેખરે જ ભણાવી હોશિયાર બનાવી છે હવે તેરેક વર્ષની થયેલ લલિતા કેવી બુદ્ધિશાળી, સમજણી અને ઠરેલ છે તે શેખર બરાબર જાણે છે

નવીનરાયનું ત્રણ માળનું આલીશાન મકાન હતુ. તેની એક ખુલ્લી અગાસી સાથે ગુરુચરણના બે માળના મકાનની અગાસી મળી જવાથી બન્ને કુટુંબ વચ્ચે બહુ આત્મીયતા જામી

હતી. બંને ઘરનો સ્ત્રીવર્ગ આ રસ્તે જ આવજા કરતો. બીજી દીકરીના લગ્ન પ્રસંગે નવીનબાબુ પાસેથી પૈસા ઉધાર લેવા માટે ગુરુચરણે પોતાનું મકાન ગીરો મૂક્યું હતું. આર્થિક સંકડામણમાં સપડાયેલા ગુરુચરણ છ મહિનાથી વ્યાજ પણ ભરી શકતા ન હતા. તેમને લાગી રહ્યું હતું કે નવીનબાબુ મકાન હડપી લેશે.

બીજી બાજુ અન્ય પાડોશી અને લલિતાની સખી ચારુબાળાને ત્યાં તેના મામા ગિરીનનું આગમન થાય છે. બી.એ.નો અભ્યાસ કરવા આવેલ ગિરીન સંપન્ન પરિવારનો છે. તે લલિતા પ્રત્યે આકર્ષાય છે. ગુરુચરણ સાથે તે નિકટનો સંબંધ સ્થાપિત કરે છે અને આર્થિક સંકડામણ વિશે જાણી તેમનું ગીરો મૂકેલું મકાન છોડાવવા જરૂરી પૈસા કશી શરત વિના આપે છે.

ગિરીન લલિતાને પોતાની તરફ આકર્ષવા મથામણ કરી રહ્યો છે એ સમજી ગયેલો શેખર લલિતાને વ્યંગવચનો સંભળાવી પોતાનો અણગમો પ્રદર્શિત કરે છે. બાળપણથી સહજપણે શેખર સાથે સ્નેહસંબંધથી જોડાયેલી લલિતા પોતાના પરિવાર પ્રત્યે ઘણો મોટો ઉપકાર કરનાર ગિરીન પ્રત્યે કૃતજ્ઞભાવે ખેંચાય છે. પોતાની દોલાયમાન મનઃસ્થિતિમાં અચાનક લલિતા દ્વારા એક એવું કૃત્ય થઈ જાય છે જે તેના જીવન પર દૂરગામી પ્રભાવ પાડે છે.

શેખર પોતાની માતા સાથે બહારગામ જવાની તૈયારી કરતો હોય છે ત્યાં રાત્રે લલિતા તેની ટેવ મુજબ એક બેગમાં શેખરનાં ગરમ કપડાં ગોઠવે છે. પછી અગાશીમાં જઈ જુએ છે તો તેના મામાની દીકરી અન્નાકાલી ફૂલની માળા ગૂંથતી હતી. લલિતા કારણ પૂછે છે ત્યારે તે કહે છે, 'હમણાં જ બાપુજીએ ટીપણામાં જોઈને કહ્યું કે આજની રાત સિવાય આ મહિનામાં બીજો એક્કે દિવસ સારો નથી.' આમ કહી તે લલિતા પાસે એક માળા મંગાવે છે. કાલી લલિતાને માળા આપવા મોકલે છે.

લલિતાએ જઈને જોયું તો શેખર એકચિત્તે કાગળ લખતો હતો. લલિતા બારણું ખોલીને પાછળ આવીને ઊભી તો પણ શેખરે જાણ્યું નહિ. ત્યારે થોડીવાર ચૂપ રહીને તેને ચમકાવવાને માટે તે માળા સાવધાનપણે શેખરના માથા પરથી ગળામાં પહેરાવી દઈ ખુરશી પાછળ બેસી ગઈ.

શેખર ચમકી ઊઠીને બોલ્યો, 'આ શું કર્યું, લલિતા !'

જરા શંકિત થઈને લલિતા કહે છે, 'કેમ શું કર્યું છે ?'

શેખર ગંભીરતા જાળવી રાખીને બોલ્યો, 'જાણતી નથી શું તે ? કાલીને પૂછી આવ, આજે રાતના ગળામાં માળા પહેરાવવાથી શું થાય તે !'

હવે લલિતા સમજી. પલકારામાં તેનું મોં અત્યંત લજ્જાથી લાલ થઈ ગયું. તે 'નહિ-કદી નહિ' બોલતી દોડતી ઓરડામાંથી ચાલી ગઈ. શેખર તેને બોલાવે છે પણ હવે તેને પાસે જતાં ભય લાગે છે. તે પોતાની અને શેખરની સામાજિક-આર્થિક સ્થિતિનો વિચાર કરતી હતી ત્યાં શેખર તેની પાસે આવી તેને માળા પહેરાવી દે છે. લલિતા થરડાયેલ સ્વરે જોર કરીને બોલે છે, 'શા માટે આમ કર્યું ?'

થોડીવાર પછી શેખર તેને છાતી સરસી ખેંચી તેના અધરને ઓષ્ઠનો સ્પર્શ કરી કહે છે, 'કંઈ કહેવાની જરૂર નથી. લલિતા, આજથી તું જાતે જ બધું સમજી શકશે.'

લલિતાનું આખું શરીર રોમાંચિત થઈને કંપી ઊઠ્યું. તે ખસી જઈને બોલી, 'મેં ભૂલમાં તમારા ગળામાં માળા પહેરાવી દીધી એટલે જ શું તમે આમ કર્યું ?'

શેખરે હસીને માથું ધુણાવી કહ્યું, 'ના, હું ઘણા દિવસથી વિચાર કરતો હતો, પરંતુ નક્કી કરી શકતો ન હતો. આજ નક્કી કર્યું. કારણ કે તારા વિના રહેવાય એમ નથી.'

સાતમા પ્રકરણમાં ઘટતી આ ઘટના પછી કૃતિ થોડો વળાંક પામે છે. નાયક-નાયિકા વચ્ચે એકાંતમાં ઘટતી આ ઘટનાનો કોઈ સાક્ષી નથી. કોઈને પણ આ ઘટનાની ગંધ જતી નથી. માત્ર આ બે પાત્રોનાં માનસ પર આ ઘટનાની અસર પડે છે.

ઉપર્યુક્ત ઘટનાથી નિરપેક્ષપણે બાહ્ય ઘટનાઓ તો ઘટે છે. ગુરુચરણ ત્રણેક મહિના પછી દીક્ષા લઈને બ્રાહ્મ બને છે. તેના ઘરમાં રડારોળ અને અશાંતિનો પાર રહેતો નથી. પાડોશી નવીનરાય પણ ગુસ્સે થાય છે. તેને ફરી મોં બતાવવાની મના કરતાં બરાડીને કહે છે, 'છોકરીને ચમાર-મોચીને ઘેર આપજે - જા.'

નારાજ થયેલા નવીનરાય તે જ દિવસે કડિયાને બોલાવીને અગાશીનો જવા-આવવાનો રસ્તો બંધ કરાવી એક મોટી ભીંત ઊભી કરાવી દે છે.

બીજી બાજુ ગિરીન સાથે લલિતાનાં લગ્નની વાત ચાલે છે. શેખરને લાગે છે કે ગુરુચરણે પૈસા માટે લલિતાને વેચી નાખી છે. લલિતા આ બાબતનો ઈન્કાર કરે છે પણ શંકાશીલ અને કાયર શેખર તેની વાત માનતો નથી. પિતાને સંમત કરવા શક્ય નથી એમ લાગવાથી શેખર લલિતાની આશા છોડી દે છે. લલિતા ખાનગી લગ્નની વાત જાહેર કરશે એવો ભય તેને છે પણ એવું થતું નથી ત્યારે તે મનમાં કહે છે, ગમે તેમ પણ સ્ત્રીજાતને લાજ શરમ હોય છે, આ બધી વાત તે બહાર પાડી જ ન શકે.

દિવસે દિવસે લલિતાની ગિરીન સાથેની નિકટતા જોઈ શેખર સમજી જાય છે કે લલિતાએ તેને વિકટ બંધનમાંથી હંમેશને માટે મુક્ત કર્યો છે. હવે તે નિર્ભયે છૂટકારાનો દમ ખેંચી શકે.

ગુરુચરણનું સ્વાસ્થ્ય કથળતાં ગિરીન તેમને સપરિવાર પોતાને ત્યાં મુંગેર લઈ જાય છે. લલિતા વિદાય લે છે ત્યારે શેખરથી કશું બોલાતું નથી. ગુરુચરણનું ખખડી ગયેલું શરીર મુંગેરનાં હવાપાણીથી ટટ્ટાર થતું નથી. વર્ષેક પછી તે મૃત્યુ પામે

છે બીજી તરફ નવીનરાય પણ અણધાર્યા અવસાન પામે છે તેમણે શેખરનો લગ્ન સબધ નક્કી કર્યો હતો. પણ તેમના મૃત્યુને લીધે લગ્ન એક વર્ષ મુલતવી રાખવું પડ્યુ

લલિતાને ગયે ત્રણ વર્ષ થઈ ચૂક્યા હતા તેમના કોઈ સમાચાર શેખરને મળ્યા ન હતા તેને જાણવાની ઈચ્છા પણ આમ તો કદાચ ન હતી. પરંતુ એકાએક તેને લલિતા વિશે જાણવાની ઈચ્છા થઈ થોડા દિવસમા તેને જાણવા મળ્યું કે ગુરુચરણનો પરિવાર પાછો આવ્યો છે ગુરુચરણની વિધવા સ્ત્રી પાસે જઈ તે શોક વ્યક્ત કરી આવ્યો ગુરુચરણની વિધવાએ પોતાનુ મકાન વેચવાની ઈચ્છા શેખર આગળ વ્યક્ત કરી લલિતાને દૂરથી જોવા છતા તે પરસ્ત્રી થઈ છે એમ માની શેખરે તેની સાથે વાત ન કરી. લલિતાએ વાત કરવાનો પ્રયાસ કર્યો ત્યારે તેણે હાનામા જવાબ આપી વાત પતાવી દીધી. લેખક લખે છે લલિતાની વિષમય સ્મૃતિને બાળીને ભસ્મ કરી નાખવાની પ્રતિજ્ઞા લઈ તેણે હૃદયનાં છિદ્રે છિદ્રે ધૃણાનો દાવાનળ સળગાવી દીધો.

પતિના મૃત્યુ પછી કાશી જતી રહેલ ભુવનેશ્વરીને શેખર લઈ આવે છે તેના લગ્નને દસબાર દિવસની વાર હતી ત્યારે ગિરીન પાસેથી તેને જાણવા મળે છે કે લલિતા પરિણીતા છે એમ જાણ્યા પછી તેણે તેની મામાની દીકરી કાલી સાથે લગ્ન કર્યાં હતાં. આ જાણ્યા પછી જે ગિરીન પ્રત્યેનો પોતાનો અણગમો અતિશય ધૃણામા પરિણમ્યો હતો. તેના ગયા પછી શેખર ઊઠીને વારવાર માથુ ભોંયે અડાડીને આ અપરિચિત બ્રાહ્મ યુવકને પ્રણામ કરવા લાગ્યો. મનુષ્ય વગર બોલ્યે કેવો મોટો સ્વાર્થત્યાગ કરી શકે છે હસતે મુખે કેવી કઠોર કબૂલાતોનું પાલન કરી શકે છે તે આજે તેણે પહેલવહેલુ જોયુ

બપોર પછી ભુવનેશ્વરી પોતાના ઓરડામાં જમીન પર બેસીને લલિતાની મદદથી નવા વસ્ત્રોને જાતવાર જુદાં પાડી ગોઠવતા હતા ત્યારે શેખર ત્યા જઈ પોતે આ લગ્ન નહિ કરી શકે એવુ કહે છે એ સાભળી મા ગભીર થઈને બોલી ઊઠે છે આ શુ બોલે છે ! આવી ઢંગધડા વિનાની વાત કરીશ નહિ.

શેખર કહે છે આજ સુધી તો ન બોલ્યો પણ હવે બોલ્યા વિના ચાલે એમ નથી. હવે જો મૂંગો રહુ તો મહાપાપ થશે મા.

આમ બોલ્યા પછી શેખર માને સ્પષ્ટ શબ્દોમા કહી દે છે એ તારી પુત્રવધૂ છે આ સાંભળી ચોંકી ગયેલી ભુવનેશ્વરીને શેખર તેમણે ચાર વર્ષ પહેલા જ લગ્ન કરી લીધાં છે એ પણ જણાવી દે છે લલિતાને પહેલેથી જ ખૂબ ચાહતી ભુવનેશ્વરી આ જાણી પ્રસન્ન થાય છે અને લલિતાને આશીર્વાદ આપી કહે છે 'જરા બેસ મા, હું અવિનાશને જણાવી આવું કે લગ્નની કન્યા બદલાઈ ગઈ છે આમ કહીને તેઓ હસતા હસતા મોટા છોકરાના ઓરડા તરફ ચાલ્યાં ગયા. આ સાથે કૃતિ સમાપ્ત થાય છે

પાંચમી પુત્રીના જન્મના સમાચારથી ગુરુચરણને થતા આઘાતના ઉલ્લેખથી શરૂ થયેલી વાર્તા ગુરુચરણ જેના લગ્નને મોટો બોજ માનતા હતા તે લલિતાના લગ્ન શ્રીમંત શેખર સાથે વિધિવત્ થવાની સંભાવના સાથે પૂરી થાય છે

વાર્તા વાંચ્યા પછી રા. વિ. પાઠકની જેમ પ્રત્યેક વાચકને પ્રશ્ન થાય છે કે લલિતા જેવી મનસ્વિની માટે કાયર શેખર કરતા ઉદારચરિત ગિરીન વધુ લાયક નહિ ? આ પ્રશ્ન ખરો છે છતા દુનિયામાં જે નિયતિ કામ કરતી જણાય છે તે જ નિયતિ સાહિત્ય-સૃષ્ટિમાં પણ હોય છે લલિતા મનસ્વિની છે માટે જ જેની સાથે એકવાર પરણવાનો સંકલ્પ કરી ચૂકી તે સિવાય બીજાને કદી પરણે નહિ. ગિરીન લલિતાને પરણી ન શક્યો, પણ જગતમા પરણવુ એ જ શુ એક માત્ર સારા કામનો બદલો છે ? જે ઉદાત્તતા ગિરીને બતાવી તે જ શું એક મોટો લાભ નથી ?

આટલો જવાબ આપ્યા છતા કંઈક ખુલાસા વિનાનું રહી જાય છે પણ એમા તો શરદબાબુની સાચી કલા છે પ્રો પાઠક કહે છે તેમ કવિનિર્મિત જગત પણ આ ખરા જગત જેવું છે તે આખુ ન સમજાય, પણ તે જે છે તે સાચુ છે એવી પ્રતીતિ થાય છે એમાં જ કવિની નિર્માણ શક્તિ રહેલી છે

પરંપરાગત રીતે વિચારતા કોઈને આ પ્રણયત્રિકોણ વાર્તા લાગે, અને એવું છે એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. નાયિકા લલિતાને શેખર અને ગિરીન બન્ને ચાહે છે પામવા પણ ઈચ્છે છે કદાચ તેથી જ શેખરે પોતાના પૈસાના કબાટની ચાવી લલિતાને આપી છે તે તેની જરૂરિયાત મુજબના પૈસા તેમાંથી લઈ શકે છે શેખર એ અંગે ક્યારેય પૃચ્છા કરતો નથી. બીજી બાજુ ગિરીન લલિતાના મામાની આર્થિક વિટંબણાઓ વિશે જાણ્યા પછી તેઓ ગીરો મૂકેલુ મકાન છોડાવી શકે એટલા બધા પૈસા વ્યાજની કે પાછા આપવાની કશી શરત વિના આપી દે છે આવી ઉદારતા પાછળ બંનેનું મુખ્ય પ્રયોજન તો લલિતાને પ્રસન્ન કરી પામવાનું જણાય છે ફેર એટલો છે કે શેખર લોભી પિતાથી ડરતો હોવાથી લલિતાને કે તેના પરિવારને મોટી મદદ કરી શકતો નથી, ગિરીન સ્વતંત્ર હોવાથી એવી મદદ કરી શકે છે પરંતુ ગિરીનના આગમન પૂર્વે લલિતા શેખર પ્રત્યે આકર્ષાઈ ચૂકી છે કદાચ મનોમન તેને પોતાનો પ્રિયતમ માની ચૂકી છે તેથી જ તો શુભ મુહૂર્તવાળી રાત્રે શેખરને માળા આપવા ગયેલી લલિતા અસંપ્રજ્ઞાતપણે ફૂલમાળા તેના ગળામા પહેરાવી દે છે એ સમયે સભાનપણે, પોતે શુ કર્યું એનું એને ભાન નથી પણ શેખરના કહ્યા પછી, તેણે પણ માળા પહેરાવ્યા પછી પરિસ્થિતિનો તે સહજપણે સ્વીકાર કરી લે છે અને શેખરના બાહુપાશમા સ્વેચ્છાએ સમાઈ જાય છે એ પછી ગિરીન સાથે પરણવાની સ્થિતિનું નિર્માણ થવા છતા, શેખરથી આતરબાહ્ય ઉભય રીતે દૂર થવા છતાં લલિતા ગિરીન સાથે લગ્ન કરતી નથી.

એમાં એની અડગતા અને હૃદયધર્મનો સ્વીકાર કરવાની વૃત્તિ છતી થાય છે. શેખર અને ગિરીન કરતાં પણ લલિતાનું પાત્ર વધુ પ્રભાવક લાગે છે.

ઉમાશંકર જોશી કહે છે તેમ 'પહેલી નજરે બંગીય નારી એ શરતચંદ્રની કથનકલાનો મુખ્ય રસનો વિષય લાગે છે. એમ કહી શકાય કે શરતચંદ્ર ભારતીય નારીના શ્રેષ્ઠ નવલકથાકાર છે.' ('સંસ્કૃતિ', જાન્યુ. ૭૭, પૃ. ૬) શ્રી ફણીન્દ્રનાથ 'રેણુ' પોતાની નવલકથા 'મૈલા આંચલ'ને અંતે યોગ્ય રીતે જ મમતાને શરતચંદ્રની નવલકથામાંથી ટપકી પડેલી કહે છે, 'શરદબાબુની નવલકથાની આ નારી પોતાના વિશ્વાસ પર અડગ રહીને આજે પણ આગળ વધી રહી છે. રૂપ બદલી લો, નામ બદલી દો, સમય બદલી દો, જગત બદલી દો, પણ એ કદી બદલાવાની નથી.' શરદબાબુના એક વિશિષ્ટ નારી-નમૂના માટે આ સાચું છે. તે નારી પુરુષને જનનીની વત્સલતાથી નવરાવી દેવામાં રાચે છે અને એમાં પોતાના વ્યક્તિત્વની પૂર્ણ અભિવ્યક્તિ એને મળી રહેતી હોય છે. તેમ છતાં, શરતચંદ્રની ખોજ ત્યાં પૂરી થતી નથી. શરતચંદ્રની નારીઓ એમના ઉત્તમ સ્વરૂપમાં માનવલાગણીના સત્યની, માનવહૃદયના સત્યની ખોજમાં લાગેલી જોવા મળે છે.

શરદબાબુમાં પાત્રો તથા પ્રણયાલેખનની એકવિધતા, પાત્રોની લાગણીશીલતા, વસ્તુસંકલનાની શિથિલતા, પ્રસંગોની આકસ્મિકતા જેવી મર્યાદાઓ નથી એમ નહિ, પણ તેમની પાસે એવું બળ પણ છે જે આ મર્યાદાઓને ઢાંકી શકે છે. કયું છે એ બળ ? જયંત કોઠારી કહે છે તેમ 'શરદબાબુનું બળ છે માનવલાગણીનાં અને માનવસંબંધનાં જે અવનવાં ગૂઢ-અગૂઢ પરિમાણો એ વ્યક્ત કરે છે એમાં. સાહસિક લાગતા પ્રસંગો પણ એવી પરિસ્થિતિનું નિર્માણ કરે છે જેમાં કોઈ ને કોઈ માનવલાગણી કે માનવસંબંધ આવિષ્કાર પામે છે, વિકસે છે કે વળાંક લે છે. આ માનવતત્ત્વ કહો કે જીવનતત્ત્વ શરદબાબુમાં એટલું પ્રબળ અને પ્રભાવક હોય છે કે પ્રસંગોની આકસ્મિકતા એમાં વિસરાઈ જાય છે. એક સ્થૂળ જરૂરિયાત લેખે આપણે એને સ્વીકારી લઈએ છીએ અને માનવતત્ત્વમાં ઓતપ્રોત બનીએ છીએ.' (એજન, પૃ. ૪૪)

સંયમ શરદબાબુના સાહિત્યનો મોટો ગુણ છે. તેમનાં પાત્રો તથા તેઓ પોતે પણ (લેખક તરીકે) સંયમની પાળ ક્યાંય ઓળંગતા નથી. આને લીધે જ તેમણે સ્ત્રીનું રંભાપાસું તેમની કૃતિઓમાં અવગણ્યું છે. જો કે એનો અર્થ એવો તો હરગિજ નથી કે તેમનાં સ્ત્રીપાત્રો પ્રેમ કરી જાણતાં નથી. તેમની અનેક કૃતિઓમાં સ્ત્રીનું પ્રેયસીરૂપ નિરૂપાયું છે જ. પરંતુ સ્ત્રીપુરુષના પ્રણયને તેમણે બાહ્ય સ્થૂળ ભૂમિકાએ નહિ પણ આંતરિક સૂક્ષ્મ ભૂમિકાએ આલેખ્યો છે. શરદબાબુના પ્રેમવિશ્વમાં કામુકતાને સ્થાન નથી. તેમનો પ્રેમ મહદંશે ભાવકોટિનો હોય છે. પ્રણયકથાના કરુણમંગલ અંતથી લેખક ભાવકને ભાવાર્દ્ર બનાવી દે છે. વાસ્તવમાં શરદબાબુની કૃતિઓનો મુખ્ય રસ કરુણ છે. પોતાનાં ઘણાં પાત્રોના જીવનમાં કરુણતા વણીને શરદબાબુએ જીવનકારુણ્ય (the tragic element in life)નું પોતાની રીતે આગવું નિરૂપણ કરી પોતાની કલાદૃષ્ટિ તેમજ માનવતાપ્રીતિ પ્રગટ કરી છે.

શરદબાબુની કૃતિઓમાં બંગાળનું તત્કાલીન સમાજજીવન સુપેરે ઝિલાયું છે. 'પરિણીતા'માં પ્રારંભથી જ તત્કાલીન સમાજનું દર્શન થાય છે. દહેજપ્રથા અને તેને લીધે છોકરીના જન્મને બોજરૂપ માનવાનું વલણ જોવા મળે છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવું ઉતરતી કક્ષાનું છે એ પણ સમજાય છે. એ સમયે બંગાળમાં નાની ઉંમરે જ છોકરીઓનાં લગ્ન મોટી ઉંમરના પુરુષ સાથે થતાં એ બાબત નિરૂપાઈ છે. ગરીબ વર્ગ કેવી રીતે વ્યાજના બોજ તળે કચડાઈ ધનિકોના શોષણનો ભોગ બનતો એનો ખ્યાલ પણ આવે છે. વિધવા સ્ત્રીની સમાજમાં કેવી ઉપેક્ષણીય દશા હતી એનો આછો નિર્દેશ પણ ભુવનેશ્વરી પતિના અવસાન પછી પુત્ર પરિવાર છોડી કાશીવાસ કરે છે એવા આલેખનમાં જોઈ શકાય. બ્રાહ્મસમાજ અને હિન્દુ સમાજ વચ્ચે કેવી ઊંડી ખાઈ હતી એ ગુરુચરણ બ્રાહ્મ બન્યા પછી નવીનરાય તેમની સાથે જે વ્યવહાર કરે છે એ પરથી સમજાય છે.

'પરિણીતા'માં નાટ્યાત્મકતાના અંશો જોવા મળે છે. શરદબાબુ પ્રસંગોનું નિરૂપણ નાટ્યાત્મક રીતે કરે છે. શરદબાબુના કથાસાહિત્યમાં નાટ્યાત્મકતા સઘળે જોવા મળે છે. એને કારણે એમની નવલકથાઓ-નવલિકાઓનાં નાટ્યરૂપાંતર થયાં છે અને તે સફળતાપૂર્વક રંગભૂમિ પર ભજવાયાં પણ છે. આ વિશેષતાને કારણે તો તેમની કૃતિઓ પરથી ઘણી બધી ફિલ્મો બની શકી છે. સંવાદકળામાં શરદબાબુએ સારી એવી સફળતા પ્રાપ્ત કરી છે. ટૂંકા, ધારદાર, સચોટ, તેજસ્વી સંવાદના ટુકડા 'પરિણીતા'માં ઠેર- ઠેર વેરાયેલા જોવા મળે છે. તેમની કૃતિને નાટ્યાત્મક બનાવવામાં સંવાદોનું આધિક્ય પણ જવાબદાર છે.

'પરિણીતા'ને કથાસાહિત્યના કયા પેટા પ્રકારમાં મૂકવી એ પ્રશ્ન થવાનો. તેને લાંબી વાર્તા (Long Short Story) તરીકે ઓળખાવવામાં આવી છે. કેટલાક તેને લઘુનવલ કે નવલકથા કહેવા પણ પ્રેરાય છે. એમ કહી શકાય કે 'પરિણીતા' શરદબાબુની 'બડી દીદી', 'બિંદુનો બેટો', 'વૈકુંઠેર વીલ', 'અરક્ષણીયા', 'નિષ્કૃતિ' જેવી અન્ય લાંબી ટૂંકી વાર્તાઓની જેમ લઘુનવલની દિશામાં ગતિ કરતી કૃતિ છે. તેને નવલકથા કહેવી યોગ્ય નહિ ગણાય. શરદબાબુની શ્રેષ્ઠ કલાત્મક કૃતિઓમાં કદાચ તેને સ્થાન નહિ મળે પણ તેમની લોકપ્રિય કૃતિઓમાં તો તેણે સ્થાન મેળવી જ લીધું છે. ■

છે બીજી તરફ નવીનરાય પણ અણધાર્યાં અવસાન પામે છે તેમણે શેખરનો લગ્ન સબધ નક્કી કર્યો હતો. પણ તેમના મૃત્યુને લીધે લગ્ન એક વર્ષ મુલતવી રાખવું પડ્યું

લલિતાને ગયે ત્રણ વર્ષ થઈ ચૂક્યાં હતાં. તેમના કોઈ સમાચાર શેખરને મળ્યા ન હતા. તેને જાણવાની ઈચ્છા પણ આમ તો કદાચ ન હતી. પરંતુ એકાએક તેને લલિતા વિશે જાણવાની ઈચ્છા થઈ થોડા દિવસમાં તેને જાણવા મળ્યું કે ગુરુચરણનો પરિવાર પાછો આવ્યો છે ગુરુચરણની વિધવા સ્ત્રી પાસે જઈ તે શોક વ્યક્ત કરી આવ્યો ગુરુચરણની વિધવાએ પોતાનું મકાન વેચવાની ઈચ્છા શેખર આગળ વ્યક્ત કરી લલિતાને દૂરથી જોવા છતાં તે પરસ્ત્રી થઈ છે એમ માની શેખરે તેની સાથે વાત ન કરી. લલિતાએ વાત કરવાનો પ્રયાસ કર્યો ત્યારે તેણે હાન્નામાં જવાબ આપી વાત પતાવી દીધી. લેખક લખે છે 'લલિતાની વિષમય સ્મૃતિને બાળીને ભસ્મ કરી નાખવાની પ્રતિજ્ઞા લઈ તેણે હૃદયનાં છિદ્રે છિદ્રે ધૃણાનો દાવાનળ સળગાવી દીધો.'

પતિના મૃત્યુ પછી કાશી જતી રહેલ ભુવનેશ્વરીને શેખર લઈ આવે છે તેનાં લગ્નને દસબાર દિવસની વાર હતી ત્યારે ગિરીન પાસેથી તેને જાણવા મળે છે કે લલિતા પરિણીતા છે એમ જાણ્યા પછી તેણે તેની મામાની દીકરી કાલી સાથે લગ્ન કર્યાં હતાં આ જાણ્યા પછી જે ગિરીન પ્રત્યેનો પોતાનો અણગમો અતિશય ધૃણામાં પરિણમ્યો હતો તેના ગયા પછી શેખર ઊઠીને વારંવાર માથું ભોંયે અડાડીને આ અપરિચિત બ્રાહ્મ યુવકને પ્રણામ કરવા લાગ્યો મનુષ્ય વગર બોલ્યે કેવો મોટો સ્વાર્થત્યાગ કરી શકે છે, હસતે મુખે કેવી કઠોર કબૂલાતોનું પાલન કરી શકે છે તે આજે તેણે પહેલવહેલું જોયું

બપોર પછી ભુવનેશ્વરી પોતાના ઓરડામાં જમીન પર બેસીને લલિતાની મદદથી નવા વસ્ત્રોને જાતવાર જુદાં પાડી ગોઠવતાં હતાં ત્યારે શેખર ત્યાં જઈ પોતે આ લગ્ન નહિ કરી શકે એવું કહે છે એ સાંભળી મા ગંભીર થઈને બોલી ઊઠે છે 'આ શું બોલે છે ! આવી ઢંગધડા વિનાની વાત કરીશ નહિ.'

શેખર કહે છે, 'આજ સુધી તો ન બોલ્યો, પણ હવે બોલ્યા વિના ચાલે એમ નથી હવે જો મૂંગો રહું તો મહાપાપ થશે, મા'

આમ બોલ્યા પછી શેખર માને સ્પષ્ટ શબ્દોમાં કહી દે છે, 'એ તારી પુત્રવધૂ છે' આ સાંભળી ચોંકી ગયેલી ભુવનેશ્વરીને શેખર તેમણે ચાર વર્ષ પહેલાં જ લગ્ન કરી લીધાં છે એ પણ જણાવી દે છે લલિતાને પહેલેથી જ ખૂબ ચાહતી ભુવનેશ્વરી આ જાણી પ્રસન્ન થાય છે અને લલિતાને આશીર્વાદ આપી કહે છે, 'જરા બેસ મા, હું અવિનાશને જણાવી આવું કે લગ્નની કન્યા બદલાઈ ગઈ છે' આમ કહીને તેઓ હસતાં હસતા મોટા છોકરાના ઓરડા તરફ ચાલ્યાં ગયા. આ સાથે કૃતિ સમાપ્ત થાય છે.

પાંચમી પુત્રીના જન્મના સમાચારથી ગુરુચરણને થતા આઘાતના ઉલ્લેખથી શરૂ થયેલી વાર્તા, ગુરુચરણ જેનાં લગ્નને મોટો બોજ માનતા હતા તે લલિતાનાં લગ્ન શ્રીમંત શેખર સાથે વિધિવત્ થવાની સંભાવના સાથે પૂરી થાય છે

વાર્તા વાંચ્યા પછી રા. વિ. પાઠકની જેમ પ્રત્યેક વાચકને પ્રશ્ન થાય છે કે લલિતા જેવી મનસ્વિની માટે કાયર શેખર કરતાં ઉદારચરિત ગિરીન વધુ લાયક નહિ ? આ પ્રશ્ન ખરો છે છતાં દુનિયામાં જે નિયતિ કામ કરતી જણાય છે તે જ નિયતિ સાહિત્ય-સૃષ્ટિમાં પણ હોય છે લલિતા મનસ્વિની છે, માટે જ જેની સાથે એકવાર પરણવાનો સંકલ્પ કરી ચૂકી તે સિવાય બીજાને કદી પરણે નહિ. ગિરીન લલિતાને પરણી ન શક્યો, પણ જગતમાં પરણવું એ જ શું એક માત્ર સારા કામનો બદલો છે ? જે ઉદાત્તતા ગિરીને બતાવી તે જ શું એક મોટો લાભ નથી ?

આટલો જવાબ આપ્યા છતાં કંઈક ખુલાસા વિનાનું રહી જાય છે પણ એમાં તો શરદબાબુની સાચી કલા છે પ્રો પાઠક કહે છે તેમ કવિનિર્મિત જગત પણ આ ખરા જગત જેવું છે તે આખું ન સમજાય, પણ તે જે છે તે સાચું છે એવી પ્રતીતિ થાય છે એમાં જ કવિની નિર્માણ શક્તિ રહેલી છે

પરંપરાગત રીતે વિચારતાં કોઈને આ પ્રણયત્રિકોણ વાર્તા લાગે, અને એવું છે એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. નાયિકા લલિતાને શેખર અને ગિરીન બન્ને ચાહે છે, પામવા પણ ઈચ્છે છે કદાચ તેથી જ શેખરે પોતાના પૈસાના કબાટની ચાવી લલિતાને આપી છે તે તેની જરૂરિયાત મુજબના પૈસા તેમાંથી લઈ શકે છે શેખર એ અંગે ક્યારેય પૃચ્છા કરતો નથી. બીજી બાજુ ગિરીન લલિતાના મામાની આર્થિક વિટંબણાઓ વિશે જાણ્યા પછી તેઓ ગીરો મૂકેલું મકાન છોડાવી શકે એટલા બધા પૈસા વ્યાજની કે પાછા આપવાની કશી શરત વિના આપી દે છે આવી ઉદારતા પાછળ બંનેનું મુખ્ય પ્રયોજન તો લલિતાને પ્રસન્ન કરી પામવાનું જણાય છે ફેર એટલો છે કે શેખર લોભી પિતાથી ડરતો હોવાથી લલિતાને કે તેના પરિવારને મોટી મદદ કરી શકતો નથી, ગિરીન સ્વતંત્ર હોવાથી એવી મદદ કરી શકે છે પરંતુ ગિરીનના આગમન પૂર્વે લલિતા શેખર પ્રત્યે આકર્ષાઈ ચૂકી છે કદાચ મનોમન તેને પોતાનો પ્રિયતમ માની ચૂકી છે તેથી જ તો શુભ મુહૂર્તવાળી રાત્રે શેખરને માળા આપવા ગયેલી લલિતા અસંપ્રજ્ઞાતપણે ફૂલમાળા તેના ગળામાં પહેરાવી દે છે એ સમયે સભાનપણે, પોતે શું કર્યું એનું એને ભાન નથી પણ શેખરના કહ્યા પછી, તેણે પણ માળા પહેરાવ્યા પછી પરિસ્થિતિનો તે સહજપણે સ્વીકાર કરી લે છે અને શેખરના બાહુપાશમાં સ્વેચ્છાએ સમાઈ જાય છે એ પછી ગિરીન સાથે પરણવાની સ્થિતિનું નિર્માણ થવા છતાં, શેખરથી આંતરબાહ્ય ઉભય રીતે દૂર થવા છતાં લલિતા ગિરીન સાથે લગ્ન કરતી નથી.

એમાં એની અડગતા અને હૃદયધર્મનો સ્વીકાર કરવાની વૃત્તિ છતી થાય છે. શેખર અને ગિરીન કરતાં પણ લલિતાનું પાત્ર વધુ પ્રભાવક લાગે છે.

ઉમાશંકર જોશી કહે છે તેમ 'પહેલી નજરે બંગીય નારી એ શરતચંદ્રની કથનકલાનો મુખ્ય રસનો વિષય લાગે છે. એમ કહી શકાય કે શરતચંદ્ર ભારતીય નારીના શ્રેષ્ઠ નવલકથાકાર છે.' ('સંસ્કૃતિ', જાન્યુ. ૭૭, પૃ. ૬) શ્રી ફણીન્દ્રનાથ 'રેણુ' પોતાની નવલકથા 'મૈલા આંચલ'ને અંતે યોગ્ય રીતે જ મમતાને શરતચંદ્રની નવલકથામાંથી ટપકી પડેલી કહે છે, 'શરદબાબુની નવલકથાની આ નારી પોતાના વિશ્વાસ પર અડગ રહીને આજે પણ આગળ વધી રહી છે. રૂપ બદલી લો, નામ બદલી દો, સમય બદલી દો, જગત બદલી દો, પણ એ કદી બદલાવાની નથી.' શરદબાબુના એક વિશિષ્ટ નારી-નમૂના માટે આ સાચું છે. તે નારી પુરુષને જનનીની વત્સલતાથી નવરાવી દેવામાં રાચે છે અને એમાં પોતાના વ્યક્તિત્વની પૂર્ણ અભિવ્યક્તિ એને મળી રહેતી હોય છે. તેમ છતાં, શરતચંદ્રની ખોજ ત્યાં પૂરી થતી નથી. શરતચંદ્રની નારીઓ એમના ઉત્તમ સ્વરૂપમાં માનવલાગણીના સત્યની, માનવહૃદયના સત્યની ખોજમાં લાગેલી જોવા મળે છે.

શરદબાબુમાં પાત્રો તથા પ્રણયાલેખનની એકવિધતા, પાત્રોની લાગણીશીલતા, વસ્તુસંકલનાની શિથિલતા, પ્રસંગોની આકસ્મિકતા જેવી મર્યાદાઓ નથી એમ નહિ, પણ તેમની પાસે એવું બળ પણ છે જે આ મર્યાદાઓને ઢાંકી શકે છે. કયું છે એ બળ ? જયંત કોઠારી કહે છે તેમ 'શરદબાબુનું બળ છે માનવલાગણીનાં અને માનવસંબંધનાં જે અવનવાં ગૂઢ-અગૂઢ પરિમાણો એ વ્યક્ત કરે છે એમાં. સાહસિક લાગતા પ્રસંગો પણ એવી પરિસ્થિતિનું નિર્માણ કરે છે જેમાં કોઈ ને કોઈ માનવલાગણી કે માનવસંબંધ આવિષ્કાર પામે છે, વિકસે છે કે વળાંક લે છે. આ માનવતત્ત્વ કહો કે જીવનતત્ત્વ શરદબાબુમાં એટલું પ્રબળ અને પ્રભાવક હોય છે કે પ્રસંગોની આકસ્મિકતા એમાં વિસરાઈ જાય છે. એક સ્થૂળ જરૂરિયાત લેખે આપણે એને સ્વીકારી લઈએ છીએ અને માનવતત્ત્વમાં ઓતપ્રોત બનીએ છીએ.' (એજન, પૃ. ૪૪)

સંયમ શરદબાબુના સાહિત્યનો મોટો ગુણ છે. તેમનાં પાત્રો તથા તેઓ પોતે પણ (લેખક તરીકે) સંયમની પાળ ક્યાંય ઓળંગતા નથી. આને લીધે જ તેમણે સ્ત્રીનું રંભાપાસું તેમની કૃતિઓમાં અવગણ્યું છે. જો કે એનો અર્થ એવો તો હરગિજ નથી કે તેમનાં સ્ત્રીપાત્રો પ્રેમ કરી જાણતાં નથી. તેમની અનેક કૃતિઓમાં સ્ત્રીનું પ્રેયસીરૂપ નિરૂપાયું છે જ. પરંતુ સ્ત્રીપુરુષના પ્રણયને તેમણે બાહ્ય સ્થૂળ ભૂમિકાએ નહિ પણ આંતરિક સૂક્ષ્મ ભૂમિકાએ આલેખ્યો છે. શરદબાબુના પ્રેમવિશ્વમાં કામુકતાને સ્થાન નથી. તેમનો પ્રેમ મહદંશે ભાવકોટિનો હોય છે. પ્રણયકથાના કરુણમંગલ અંતથી લેખક ભાવકને ભાવાર્દ્ર બનાવી દે છે. વાસ્તવમાં શરદબાબુની કૃતિઓનો મુખ્ય રસ કરુણ છે. પોતાનાં ઘણાં પાત્રોના જીવનમાં કરુણતા વણીને શરદબાબુએ જીવનકારુણ્ય (the tragic element in life)નું પોતાની રીતે આગવું નિરૂપણ કરી પોતાની કલાદૃષ્ટિ તેમજ માનવતાપ્રીતિ પ્રગટ કરી છે.

શરદબાબુની કૃતિઓમાં બંગાળનું તત્કાલીન સમાજજીવન સુપેરે ઝિલાયું છે. 'પરિણીતા'માં પ્રારંભથી જ તત્કાલીન સમાજનું દર્શન થાય છે. દહેજપ્રથા અને તેને લીધે છોકરીના જન્મને બોજરૂપ માનવાનું વલણ જોવા મળે છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવું ઉતરતી કક્ષાનું છે એ પણ સમજાય છે. એ સમયે બંગાળમાં નાની ઉંમરે જ છોકરીઓનાં લગ્ન મોટી ઉંમરના પુરુષ સાથે થતાં એ બાબત નિરૂપાઈ છે. ગરીબ વર્ગ કેવી રીતે વ્યાજના બોજ તળે કચડાઈ ધનિકોના શોષણનો ભોગ બનતો એનો ખ્યાલ પણ આવે છે. વિધવા સ્ત્રીની સમાજમાં કેવી ઉપેક્ષણીય દશા હતી એનો આછો નિર્દેશ પણ ભુવનેશ્વરી પતિના અવસાન પછી પુત્ર પરિવાર છોડી કાશીવાસ કરે છે એવા આલેખનમાં જોઈ શકાય. બ્રાહ્મસમાજ અને હિન્દુ સમાજ વચ્ચે કેવી ઊંડી ખાઈ હતી એ ગુરુચરણ બ્રાહ્મ બન્યા પછી નવીનરાય તેમની સાથે જે વ્યવહાર કરે છે એ પરથી સમજાય છે.

'પરિણીતા'માં નાટ્યાત્મકતાના અંશો જોવા મળે છે. શરદબાબુ પ્રસંગોનું નિરૂપણ નાટ્યાત્મક રીતે કરે છે. શરદબાબુના કથાસાહિત્યમાં નાટ્યાત્મકતા સઘળે જોવા મળે છે. એને કારણે એમની નવલકથાઓ-નવલિકાઓનાં નાટ્યરૂપાંતર થયાં છે અને તે સફળતાપૂર્વક રંગભૂમિ પર ભજવાયાં પણ છે. આ વિશેષતાને કારણે તો તેમની કૃતિઓ પરથી ઘણી બધી ફિલ્મો બની શકી છે. સંવાદકળામાં શરદબાબુએ સારી એવી સફળતા પ્રાપ્ત કરી છે. ટૂંકા, ધારદાર, સચોટ, તેજસ્વી સંવાદના ટુકડા 'પરિણીતા'માં ઠેર- ઠેર વેરાયેલા જોવા મળે છે. તેમની કૃતિને નાટ્યાત્મક બનાવવામાં સંવાદોનું આધિક્ય પણ જવાબદાર છે.

'પરિણીતા'ને કથાસાહિત્યના કયા પેટા પ્રકારમાં મૂકવી એ પ્રશ્ન થવાનો. તેને લાંબી વાર્તા (Long Short Story) તરીકે ઓળખાવવામાં આવી છે. કેટલાક તેને લઘુનવલ કે નવલકથા કહેવા પણ પ્રેરાય છે. એમ કહી શકાય કે 'પરિણીતા' શરદબાબુની 'બડી દીદી', 'બિંદુનો બેટો', 'વૈકુંઠેર વીલ', 'અરક્ષણીયા', 'નિષ્કૃતિ' જેવી અન્ય લાંબી ટૂંકી વાર્તાઓની જેમ લઘુનવલની દિશામાં ગતિ કરતી કૃતિ છે. તેને નવલકથા કહેવી યોગ્ય નહિ ગણાય. શરદબાબુની શ્રેષ્ઠ કલાત્મક કૃતિઓમાં કદાચ તેને સ્થાન નહિ મળે પણ તેમની લોકપ્રિય કૃતિઓમાં તો તેણે સ્થાન મેળવી જ લીધું છે.

દુષ્યંત પંડ્યા

## ૪ : ૨ : સ્વામી અદ્ભુતાનન્દ



(ગતાંકથી ચાલુ)

૧૮૮૫ના સપ્ટેમ્બરમાં, ગળાની સારવારને અંગે ત્રણ દાયકાની પોતાની સાધના-ભોમ છોડી શ્રી રામકૃષ્ણ કોલકાત્તામાં શ્યામપુકુર અને પછીથી કાશીપુર ગયા તો, એ રામનો આ હનુમાન સાથે જ ગયો અને ઉચ્ચ સેવાયજ્ઞમાં એ જોડાયો. 'ઠાકુરની સેવા એ જ અમારી સાધના બીજી કઈ સાધના અમારે કરવાની ?' એ લાટૂ મહારાજના બોલ હતા. એકવાર ઠાકુરનું માથું દબાવતાં એ સમાધિમાં સરી ગયા હતા. ઠાકુર સાવ બિસ્તરવશ બની ગયા ત્યારે, 'આ મહેતર હાજર છે', કહી મળમૂત્રની સેવાનો બોજો હસતે મુખે લાટૂએ ઊપાડી લીધો હતો અને ઠાકુરના દેહાવસાન પછી એ પૂજ્ય શ્રી માની સેવામાં લાગી ગયા હતા. માતાજી સાથે એ ૧૮૮૬ના સપ્ટેમ્બરમાં યાત્રાએ ગયા હતા પણ રામચંદ્ર દત્તની દીકરીનું અવસાન થતાં, ૧૮૮૭ના પ્રારંભમાં શ્રી માએ એમને કોલકાત્તા મોકલી આપ્યા હતા. થોડા દહાડા દત્ત કુટુંબ સાથે ગાળ્યા પછી એ પોતાના ગુરુભાઈઓ સાથે વરાહનગર મઠમાં આવી ગયા સંન્યાસગ્રહણ કર્યા પછી, વિવેકાનન્દે એમનું અદ્ભુતાનન્દ નામ પાડ્યું જે પૂરું સાર્થક પુરવાર થયું છે

મઠમાંની એમની દિનચર્યા સ્વામી શારદાનન્દે વર્ણવી છે 'લાટૂ રાતે સૂતો નથી. પહેલી રાતે ઊંઘનું બહાનું કાઢી એ નસકોરાં બોલાવે ને બીજા સૌ ઊંઘી જાય પછી એ માળા લઈને જપ કરવા બેસે મણકા પડવાના ધીમા 'ખટ ખટ' અવાજ સાંભળી એકવાર મને લાગ્યું કે ઉંદર ખટખટ કરે છે મેં સિસકારો કરતાં એ અવાજ બંધ થઈ ગયો. થોડીવાર પછી એ જ 'ખટ ખટ' ચાલુ થઈ અને મેં સિસકારો કરતાં બંધ થઈ ગઈ. પણ આવું વારંવાર બનતાં મેં ફાનસ પેટાવીને જોયું તો, લાટૂ જપ કરવામાં મગ્ન. 'ખટ ખટ' એમની માળાના મણકાની હતી.' લાટૂ મહારાજનાં જપધ્યાન આમ રાતે જ ચાલતાં એમ ન હતું. શારદાનન્દના પિતરાઈ હતા તે રામકૃષ્ણાનન્દે સાક્ષી પુરાવી છે કે . 'ભોજન વેળાએ લાટૂને પકડી લાવીને ખવડાવવું પડતું નહીંતર એને એનું ભાન જ ન રહેતું અમારું બધાંનું જમવાનું પતી ગયું હોય, લાટૂને બોલાવ્યા છતાંયે એનો પ્રતિભાવ કંઈ ન સાંપડે એટલે એમની થાળી એમને ઓરડે મોકલાવી હોય તો દિવસ આખો વીતી ગયો હોય પણ લાટૂની થાળી એમ ને એમ જ પડી હોય અને એ પોતે ચોફાળ ઓઢીને પડ્યો હોય. ખૂબ ઢંઢોળીએ ત્યારે, કેટલાયે બૂમબરાડા પછી, એને કંઈક ખવરાવી શકાતું ધ્યાનમાં એ એટલા મસ્ત રહેતા.' ૧૮૯૨થી ૧૮૯૭ સુધી લાટૂ મહારાજ અનિકેત બની ગંગાતટે જ નિવસતા હતા. રાગદ્વેષથી, મોહમાયાથી પર, સાચા અર્થમાં અનિકેત અને સ્થિતપ્રજ્ઞ એ મહાત્માને ગિરીશ ઘોષે સાચા 'સ્થિતપ્રજ્ઞ' તરીકે બરાબર ઓળખાવ્યા હતા.

બાગબજારના પૂલની નીચેનો ભાગ લાટૂ મહારાજનો આશ્રમ હતો. ભિક્ષામાં જે મળ્યું હોય તે આહાર કોઈ મોદી ચણા આપતા. પોતાના ગમછાને છેડે એની ગાંઠડી વાળી એ છેડો ગંગાના પ્રવાહમાં રાખી એ ધ્યાનમાં બેસે ને કલાકો પછી ધ્યાન ઊતરે ત્યાં સુધીમાં એ ચણા પોચા થઈ ગયા હોય તે ખાઈ લેવાના. એકવાર એ રીતે ગમછામાં ચણા મૂકી તેની પર ઈંટ દબાવી એ ધ્યાનમાં સરી પડ્યા ધ્યાન ઊતર્યું ત્યારે ગંગામાં ભરતીની હેલ આવેલી અને ચણા તેની નીચે. ગંગાને - કે ગંગાધરને ? - ભરોસે. ચાર પાંચ કલાક પછી ઓટ આવી. ગંગાએ પણ આ સાધુ પ્રત્યે પ્રેમ દાખવ્યો અને ચણાને પોતાના પ્રવાહમાં એ ખેંચી ન ગઈ

સ્વામી વિવેકાનન્દ અમેરિકાની પહેલી મુલાકાતેથી ૧૮૯૭માં પાછા આવ્યા ત્યારે લાટૂ મહારાજ અદશ્ય 'પરદેશમાં સાહેબો અને મેમસાહેબોની સાથે રહ્યા પછી એને ભલા મારી યાદ ક્યાંથી હોય ?' પણ સ્વામીજી પોતાના આ

તપસ્વી ગુરુભાઈને ભૂલ્યા ન હતા. ખોળી કાઢ્યા ને એમને પ્રેમથી ભેટી સ્વામીજી બોલ્યા : 'તું મારો એ જ લાટૂ છો ને હું તારો એ જ લોરેન (લાટૂ એ રીતે બોલતા) છું.' લાટૂનો ક્ષોભ તત્કાલ શમી ગયો પણ વિવેકાનન્દે મિશનની સ્થાપના કરી, મઠમાંની દિનચર્યાનું સમયપત્રક બનાવ્યું એ કંઈ આ અદ્ભૂતાનન્દને રુચ્યું નહીં. પોતાનો ગમછો બગલમાં ભરાવી એ મઠમાંથી ચાલતા થવા લાગ્યા. 'ક્યાં જાય છે ?' સ્વામીજીએ પૂછ્યું. 'કોલકાત્તા', જવાબ મળ્યો. 'કારણ ?' 'તમે નવા નવા નિયમો ને કાયદાઓ બનાવો એમનું પાલન મારાથી થઈ શકે તેમ નથી. ઘંટને ટકોરે ધ્યાનમાં બેસી જાય એવું મારું મન નથી.' થોડા હિચકિચાટ પછી સ્વામીજીએ એમને નિયમોમાંથી મુક્તિ આપી.

પોતાના એ સાથીને ૧૮૯૭ના ઉનાળામાં સ્વામીજી ઉત્તર ભારતની અને કાશ્મીરની યાત્રાએ લઈ ગયા. શિકારો ચલાવનારનાં બૈરી બાળકો પણ એ શિકારાના ભંડકિયામાં કે કોઈ ખૂણે રહેતાં હશે એ જોઈ લાટૂ મહારાજ તરત જ ઠેકડો મારી ઊતરી ગયા અને બોલ્યા : 'સ્ત્રીઓની સાથે એક જ નાવમાં હું નહીં રહું.' સ્વામીજીની સમજાવટથી એ ફરી શિકારે ગયા. કાશ્મીરમાં એકવાર એમણે સ્વામીજીને પણ મહાત કર્યા હતા. ત્યાંના કોઈ પ્રાચીન મંદિરનું ખંડેર જોઈ સ્વામીજી બોલ્યા કે : 'આ મંદિર આશરે બે અઢી હજાર વર્ષ પુરાણું હશે.' લાટૂ મહારાજને ઉત્કંઠા જાગતાં એમણે પૂછ્યું : 'તમે એ કેમ જાણ્યું ? મને સમજાવો.' હસીને સ્વામીજીએ કહ્યું કે : 'આ હું તને નહીં સમજાવી શકું. તું ભણ્યો હોત તો સમજાવવા કોશિશ કરત.' સ્વામીજીના પ્લેટો તાળીઓ પાડતાં બોલી ઊઠ્યા : 'વાહ વાહ ! તમે એવા કેવા વિદ્વાન કે મારા જેવા બુધ્ધુને પણ નથી સમજાવી શકતા ?' શ્રીનગરમાં સ્વામીજીની સાથે એ રાજમહેલમાં અતિથિ બન્યા હતા પણ રાજાના અન્ન કરતાં એને સામાન્ય પ્રજાનું અન્ન વધારે પસંદ હતું. દરવાનની રોટી અને રીંગણાનું ભડથું એમણે લઈ લીધાં હતાં ને આરોગ્યાં હતાં. સ્વામીજી સાથેની યાત્રા પછી પાછા એ કોલકાત્તા પહોંચી ગયા.

મઠ આલમબજારથી નીલાંબર બાજુના બેલુડના ઉદ્યાનગૃહે પહોંચી ગયો હતો. લાટૂ મહારાજ ત્યાંના સ્થાયી નિવાસી બન્યા ન હતા. સ્વામીજીના બોલાવ્યા અમેરિકા ગયેલા સ્વામી શારદાનન્દ, સ્વામીજીને જ બોલે, મઠ મિશનનું મંત્રીપદ સંભાળવા ૧૮૯૮માં પરત આવી ગયા હતા. પોતાનું બિછાનું એ સ્વચ્છ અને વ્યવસ્થિત રાખતા. લાટૂ મહારાજ એ બધું વીંખીપીંખી બોલતા : 'શરતભાઈ, ત્યાંથી તમે પણ કેવા સાહેબ બનીને આવ્યા છો તે જોઉં છું !' શારદાનન્દ મલકાતા.

નિરક્ષર લાટૂ મહારાજ માટે શાસ્ત્રવચનો માત્ર કહેવા-સાંભળવા પૂરતાં ન હતાં. બ્રહ્મચારી સુધીર (પછીના સ્વામી શુદ્ધાનન્દ) સાથે શશધર પંડિતનું કઠોપનિષદ પરનું પ્રવચન સાંભળવા ગયા. 'આત્મા અંગૂઠા જેવડો છે...' એ શ્લોક અને એની સમજૂતી સાંભળી એ મોટેથી બોલી ઊઠ્યા : 'અરે સુધીર, પંડિતે બરાબર જ કહ્યું છે.' બીજાઓનું ધ્યાન પોતાની તરફ દોરાશે તે ખ્યાલ તેમને આવ્યો જ નહીં. પણ એ શાસ્ત્રવાક્ય એ અભણ સંન્યાસીની અનુભૂતિને સાચી ઠેરવતું હતું તેનો આનંદ એ વ્યક્ત કરતા હતા. એ ધ્યાનસિધ્ધ યોગી હતા.

ભિક્ષા લેવામાં એ ખૂબ ચોક્કસ હતા. એક દિવસે કોઈએ એમના પ્રત્યે ઉદારતા દાખવી દાન આપવા ઈચ્છ્યું પણ એની પાસેથી કશું જ લીધા વગર એ ચાલતા થયા. કારણ ? 'એ અત્યારે નશાના તોરમાં છે. નશો ઊતરતાં ઢોલ પીટશે કે મને લૂંટી લીધો.' અને એ જ લાટૂ મહારાજને એક વાર કોઈ દારૂડિયો મોટેથી ગાળો દેવા લાગ્યો ત્યારે ત્યાં હતા તે ભક્તો પેલાને ઠપકારવા આગળ વધતા હતા તેમને લાટૂ મહારાજે રોકી તેમને કહ્યું : 'એ તો નશો કરીને છાકટો થયો છે ને એલફેલ બોલે છે. તમે સૌ દારૂ પીધા વિના જ છાકટા બની ગયા છો. તમે એને શું મારશો ? દારૂએ જ એને મારી નાખ્યો છે.' ધાર્મિક માન્યતાની ઉદારતાનો ઠાકુરનો વારસો એમણે બરાબર જાળવી રાખ્યો હતો. ઈદ અને મોહરમના તહેવારોએ એ પીરની દરગાહે જતા અને નાતાલ તથા ગુડ ફ્રાઈડેના દિવસોમાં એ જાતે જ ઈસુને નૈવેદ્ય ધરાવતા.

પૂજ્ય શ્રી મા ૧૯૦૭માં જયરામવાટીથી કોલકાત્તામાં બલરામ ભવને આવ્યાં. લાટૂ મહારાજને ત્યાં જોઈ શ્રી મા બોલ્યાં : 'કેમ છો ? બેટા લાટૂ.' લાટૂનો પ્રતિભાવ હતો : 'મા, અહીં મકાનના બહારના ભાગમાં કેમ આવ્યાં ? આપ તો ઉચ્ચ ખાનદાનનાં છો. મને જ અંદર બોલાવવો હતો.' મા હસતાં હસતાં ચાલ્યાં ગયાં. પછી મા જયરામવાટી પાછાં જવા નીકળતાં હતાં ત્યારે એમનો આ દીકરો પોતાની વિરહ વેદનાને વેદાન્તને તરણે ઢાંકતો બોલતો હતો : 'સંન્યાસીને વળી કોણ મા ને કોણ બાપ ? સંન્યાસી તો માયાથી પર હોય.' એમના આ બોલ. કાને પડતાં શ્રી મા બોલ્યાં : 'લાટૂ, બેટા, તારે મને

દુષ્યંત પંડ્યા

## ૪ : ૨ : સ્વામી અદ્‌ભુતાનન્દ



(ગતાંકથી ચાલુ)

૧૮૮૫ના સપ્ટેમ્બરમાં, ગળાની સારવારને અંગે ત્રણ દાયકાની પોતાની સાધના-ભોમ છોડી શ્રી રામકૃષ્ણ કોલકાત્તામાં શ્યામપુકુર અને પછીથી કાશીપુર ગયા તો, એ રામનો આ હનુમાન સાથે જ ગયો અને ઉચ્ચ સેવાયજ્ઞમાં એ જોડાયો. 'ઠાકુરની સેવા એ જ અમારી સાધના. બીજી કઈ સાધના અમારે કરવાની ?' એ લાટૂ મહારાજના બોલ હતા. એકવાર ઠાકુરનું માથું દબાવતાં એ સમાધિમાં સરી ગયા હતા. ઠાકુર સાવ બિસ્તરવશ બની ગયા ત્યારે, 'આ મહેતર હાજર છે', કહી મળમૂત્રની સેવાનો બોજો હસતે મુખે લાટૂએ ઊપાડી લીધો હતો અને ઠાકુરના દેહાવસાન પછી એ પૂજ્ય શ્રી માની સેવામાં લાગી ગયા હતા. માતાજી સાથે એ ૧૮૮૬ના સપ્ટેમ્બરમાં યાત્રાએ ગયા હતા પણ રામચંદ્ર દત્તની દીકરીનું અવસાન થતાં, ૧૮૮૭ના પ્રારંભમાં શ્રી માએ એમને કોલકાત્તા મોકલી આપ્યા હતા થોડા દહાડા દત્ત કુટુંબ સાથે ગાળ્યા પછી એ પોતાના ગુરુભાઈઓ સાથે વરાહનગર મઠમાં આવી ગયા. સંન્યાસગ્રહણ કર્યા પછી, વિવેકાનન્દે એમનું અદ્‌ભુતાનન્દ નામ પાડ્યું જે પૂરું સાર્થક પુરવાર થયું છે.

મઠમાંની એમની દિનચર્યા સ્વામી શારદાનન્દે વર્ણવી છે : 'લાટૂ રાતે સૂતો નથી. પહેલી રાતે ઊંઘનું બહાનું કાઢી એ નસકોરાં બોલાવે ને બીજા સૌ ઊંઘી જાય પછી એ માળા લઈને જપ કરવા બેસે મણકા પડવાના ધીમા 'ખટ ખટ' અવાજ સાંભળી એકવાર મને લાગ્યું કે ઉંદર ખટખટ કરે છે મેં સિસકારો કરતાં એ અવાજ બંધ થઈ ગયો. થોડીવાર પછી એ જ 'ખટ ખટ' ચાલુ થઈ અને મેં સિસકારો કરતાં બંધ થઈ ગઈ. પણ આવું વારંવાર બનતાં મેં ફાનસ પેટાવીને જોયું તો, લાટૂ જપ કરવામાં મગ્ન. 'ખટ ખટ' એમની માળાના મણકાની હતી.' લાટૂ મહારાજનાં જપધ્યાન આમ રાતે જ ચાલતાં એમ ન હતું. શારદાનન્દના પિતરાઈ હતા તે રામકૃષ્ણાનન્દે સાક્ષી પુરાવી છે કે 'ભોજન વેળાએ લાટૂને પકડી લાવીને ખવડાવવું પડતું નહીંતર એને એનું ભાન જ ન રહેતું અમારું બધાંનું જમવાનું પતી ગયું હોય, લાટૂને બોલાવ્યા છતાંયે એનો પ્રતિભાવ કંઈ ન સાંપડે એટલે એમની થાળી એમને ઓરડે મોકલાવી હોય તો દિવસ આખો વીતી ગયો હોય પણ લાટૂની થાળી એમ ને એમ જ પડી હોય અને એ પોતે ચોફાળ ઓઢીને પડ્યો હોય. ખૂબ ઢંઢોળીએ ત્યારે, કેટલાયે બૂમબરાડા પછી, એને કંઈક ખવરાવી શકાતું ધ્યાનમાં એ એટલા મસ્ત રહેતા.' ૧૮૯૨થી ૧૮૯૭ સુધી લાટૂ મહારાજ અનિકેત બની ગંગાતટે જ નિવસતા હતા. રાગદ્વેષથી, મોહમાયાથી પર, સાચા અર્થમાં અનિકેત અને સ્થિતપ્રજ્ઞ એ મહાત્માને ગિરીશ ઘોષે સાચા 'સ્થિતપ્રજ્ઞ' તરીકે બરાબર ઓળખાવ્યા હતા.

બાગબજારના પૂલની નીચેનો ભાગ લાટૂ મહારાજનો આશ્રમ હતો. ભિક્ષામાં જે મળ્યું હોય તે આહાર કોઈ મોદી ચણા આપતા. પોતાના ગમછાને છેડે એની ગાંઠડી વાળી એ છેડો ગંગાના પ્રવાહમાં રાખી એ ધ્યાનમાં બેસે ને કલાકો પછી ધ્યાન ઊતરે ત્યાં સુધીમાં એ ચણા પોચા થઈ ગયા હોય તે ખાઈ લેવાના. એકવાર એ રીતે ગમછામાં ચણા મૂકી તેની પર ઈંટ દબાવી એ ધ્યાનમાં સરી પડ્યા. ધ્યાન ઊતર્યું ત્યારે ગંગામાં ભરતીની હેલ આવેલી અને ચણા તેની નીચે. ગંગાને - કે ગંગાધરને ? - ભરોસે. ચાર પાંચ કલાક પછી ઓટ આવી. ગંગાએ પણ આ સાધુ પ્રત્યે પ્રેમ દાખવ્યો અને ચણાને પોતાના પ્રવાહમાં એ ખેંચી ન ગઈ

સ્વામી વિવેકાનન્દ અમેરિકાની પહેલી મુલાકાતેથી ૧૮૯૭માં પાછા આવ્યા ત્યારે લાટૂ મહારાજ અદૃશ્ય. 'પરદેશમાં સાહેબો અને મેમસાહેબોની સાથે રહ્યા પછી એને ભલા મારી યાદ ક્યાંથી હોય ?' પણ સ્વામીજી પોતાના આ

તપસ્વી ગુરુભાઈને ભૂલ્યા ન હતા. ખોળી કાઢ્યા ને એમને પ્રેમથી ભેટી સ્વામીજી બોલ્યા : 'તું મારો એ જ લાટૂ છો ને હું તારો એ જ લોરેન (લાટૂ એ રીતે બોલતા) છું.' લાટૂનો ક્ષોભ તત્કાલ શમી ગયો પણ વિવેકાનન્દે મિશનની સ્થાપના કરી, મઠમાંની દિનચર્યાનું સમયપત્રક બનાવ્યું એ કંઈ આ અદ્‌ભૂતાનન્દને રુચ્યું નહીં. પોતાનો ગમછો બગલમાં ભરાવી એ મઠમાંથી ચાલતા થવા લાગ્યા. 'ક્યાં જાય છે ?' સ્વામીજીએ પૂછ્યું. 'કોલકાત્તા', જવાબ મળ્યો. 'કારણ ?' 'તમે નવા નવા નિયમો ને કાયદાઓ બનાવો એમનું પાલન મારાથી થઈ શકે તેમ નથી. ઘંટને ટકોરે ધ્યાનમાં બેસી જાય એવું મારું મન નથી.' થોડા હિચકિચાટ પછી સ્વામીજીએ એમને નિયમોમાંથી મુક્તિ આપી.

પોતાના એ સાથીને ૧૮૯૭ના ઉનાળામાં સ્વામીજી ઉત્તર ભારતની અને કાશ્મીરની યાત્રાએ લઈ ગયા. શિકારો ચલાવનારનાં બૈરી બાળકો પણ એ શિકારાના ભંડકિયામાં કે કોઈ ખૂણે રહેતાં હશે એ જોઈ લાટૂ મહારાજ તરત જ ઠેકડો મારી ઊતરી ગયા અને બોલ્યા : 'સ્ત્રીઓની સાથે એક જ નાવમાં હું નહીં રહું.' સ્વામીજીની સમજાવટથી એ ફરી શિકારે ગયા. કાશ્મીરમાં એકવાર એમણે સ્વામીજીને પણ મહાત કર્યા હતા. ત્યાંના કોઈ પ્રાચીન મંદિરનું ખંડેર જોઈ સ્વામીજી બોલ્યા કે : 'આ મંદિર આશરે બે અઢી હજાર વર્ષ પુરાણું હશે.' લાટૂ મહારાજને ઉત્કંઠા જાગતાં એમણે પૂછ્યું : 'તમે એ કેમ જાણ્યું ? મને સમજાવો.' હસીને સ્વામીજીએ કહ્યું કે : 'આ હું તને નહીં સમજાવી શકું. તું ભણ્યો હોત તો સમજાવવા કોશિશ કરત.' સ્વામીજીના પ્લેટો તાળીઓ પાડતાં બોલી ઊઠ્યા : 'વાહ વાહ ! તમે એવા કેવા વિદ્વાન કે મારા જેવા બુધ્ધુને પણ નથી સમજાવી શકતા ?' શ્રીનગરમાં સ્વામીજીની સાથે એ રાજમહેલમાં અતિથિ બન્યા હતા પણ રાજાના અન્ન કરતાં એને સામાન્ય પ્રજાનું અન્ન વધારે પસંદ હતું. દરવાનની રોટી અને રીંગણાનું ભડથું એમણે લઈ લીધાં હતાં ને આરોગ્યાં હતાં. સ્વામીજી સાથેની યાત્રા પછી પાછા એ કોલકાત્તા પહોંચી ગયા.

મઠ આલમબજારથી નીલાંબર બાજુના બેલુડના ઉદ્યાનગૃહે પહોંચી ગયો હતો. લાટૂ મહારાજ ત્યાંના સ્થાયી નિવાસી બન્યા ન હતા. સ્વામીજીના બોલાવ્યા અમેરિકા ગયેલા સ્વામી શારદાનન્દ, સ્વામીજીને જ બોલે, મઠ મિશનનું મંત્રીપદ સંભાળવા ૧૮૯૮માં પરત આવી ગયા હતા. પોતાનું બિછાનું એ સ્વચ્છ અને વ્યવસ્થિત રાખતા. લાટૂ મહારાજ એ બધું વીંખીપીંખી બોલતા : 'શરતભાઈ, ત્યાંથી તમે પણ કેવા સાહેબ બનીને આવ્યા છો તે જોઉં છું !' શારદાનન્દ મલકાતા.

નિરક્ષર લાટૂ મહારાજ માટે શાસ્ત્રવચનો માત્ર કહેવા-સાંભળવા પૂરતાં ન હતાં. બ્રહ્મચારી સુધીર (પછીના સ્વામી શુદ્ધાનન્દ) સાથે શશધર પંડિતનું કઠોપનિષદ પરનું પ્રવચન સાંભળવા ગયા. 'આત્મા અંગૂઠા જેવડો છે...' એ શ્લોક અને એની સમજૂતી સાંભળી એ મોટેથી બોલી ઊઠ્યા : 'અરે સુધીર, પંડિતે બરાબર જ કહ્યું છે.' બીજાઓનું ધ્યાન પોતાની તરફ દોરાશે તે ખ્યાલ તેમને આવ્યો જ નહીં. પણ એ શાસ્ત્રવાક્ય એ અભણ સંન્યાસીની અનુભૂતિને સાચી ઠેરવતું હતું તેનો આનંદ એ વ્યક્ત કરતા હતા. એ ધ્યાનસિધ્ધ યોગી હતા.

ભિક્ષા લેવામાં એ ખૂબ ચોક્કસ હતા. એક દિવસે કોઈએ એમના પ્રત્યે ઉદારતા દાખવી દાન આપવા ઈચ્છ્યું પણ એની પાસેથી કશું જ લીધા વગર એ ચાલતા થયા. કારણ ? 'એ અત્યારે નશાના તોરમાં છે. નશો ઊતરતાં ઢોલ પીટશે કે મને લૂંટી લીધો.' અને એ જ લાટૂ મહારાજને એક વાર કોઈ દારૂડિયો મોટેથી ગાળો દેવા લાગ્યો ત્યારે ત્યાં હતા તે ભક્તો પેલાને ઠપકારવા આગળ વધતા હતા તેમને લાટૂ મહારાજે રોકી તેમને કહ્યું : 'એ તો નશો કરીને છાકટો થયો છે ને એલફેલ બોલે છે. તમે સૌ દારૂ પીધા વિના જ છાકટા બની ગયા છો. તમે એને શું મારશો ? દારૂએ જ એને મારી નાખ્યો છે.' ધાર્મિક માન્યતાની ઉદારતાનો ઠાકુરનો વારસો એમણે બરાબર જાળવી રાખ્યો હતો. ઈદ અને મોહરમના તહેવારોએ એ પીરની દરગાહે જતા અને નાતાલ તથા ગુડ ફ્રાઈડેના દિવસોમાં એ જાતે જ ઈસુને નૈવેદ્ય ધરાવતા.

પૂજ્ય શ્રી મા ૧૯૦૭માં જયરામવાટીથી કોલકાત્તામાં બલરામ ભવને આવ્યાં. લાટૂ મહારાજને ત્યાં જોઈ શ્રી મા બોલ્યાં : 'કેમ છો ? બેટા લાટૂ.' લાટૂનો પ્રતિભાવ હતો : 'મા, અહીં મકાનના બહારના ભાગમાં કેમ આવ્યાં ? આપ તો ઉચ્ચ ખાનદાનનાં છો. મને જ અંદર બોલાવવો હતો.' મા હસતાં હસતાં ચાલ્યાં ગયાં. પછી મા જયરામવાટી પાછાં જવા નીકળતાં હતાં ત્યારે એમનો આ દીકરો પોતાની વિરહ વેદનાને વેદાન્તને તરણે ઢાંકતો બોલતો હતો : 'સંન્યાસીને વળી કોણ મા ને કોણ બાપ ? સંન્યાસી તો માયાથી પર હોય.' એમના આ બોલ. કાને પડતાં શ્રી મા બોલ્યાં : 'લાટૂ, બેટા, તારે મને

માનવાની જરૂર નથી.' શ્રી માના આ સ્નેહલ બોલે બધું વેદાન્ત ઊડી ગયું અને માનો એ લાડકો દીકરો શ્રી માને ચરણે પડી રડવા લાગ્યો. પૂજ્ય શ્રી માની આંખો પણ આંસુથી ઊભરાઈ લાટૂ મહારાજ વ્યવહારનો ભંડાર બની બોલ્યા : 'આ શું પિયર જતી વેળા કંઈ રડાય ?' અને પોતાના ઉપરણાથી એમણે શ્રી માનાં આંસુ લૂછ્યાં. એમને મન મા સ્વયં લક્ષ્મી જ હતાં.

ઠાકુરના પરમ ભક્ત નાટ્યકાર ગિરીશ ઘોષ સાથે લાટૂ મહારાજને નિકટનો નાતો હતો. પોતાના 'કાલા પહાડ' નાટકમાં ગિરીશે લાટૂ મહારાજના જીવન ચરિત્રને વણી લીધું હતું. અવારનવાર ગિરીશને ત્યાં જતા લાટૂ મહારાજે ગિરીશની માંદગીના ખબર સાંભળી એ મુલાકાતો બંધ કરી દીધી. કારણ પૂછતાં એમણે કહ્યું : 'ગિરીશની પીડા મારાથી જોઈ શકાતી નથી.' અને ૧૯૧૨ની ૮મી ફેબ્રુઆરીએ ગિરીશ અવસાન પામ્યા. સ્વામી વિવેકાનંદના દેહત્યાગ વખતે પોતે કોલકાત્તા જ હતા છતાં બેલુડ ગયા ન હતા. એ વેદાંતી હોવા છતાં આવા સ્વજનોનાં મૃત્યુ એમને સ્તબ્ધ બનાવી જતાં. પણ એમનું મન હવે સ્વજનવિહોણા કોલકાત્તામાંથી ઊઠી ગયું અને ગુરુભાઈ પ્રેમાનન્દના આગ્રહથી દુર્ગાપૂજા સુધી રોકાયા પછી એમણે કાશીની વાટ પકડી. જતાં પહેલાં પોતાના નિવાસસ્થાન સામે નજર માંડી એ ત્રણ વાર બોલ્યા : "માયા, માયા, માયા."

એ કાશીવાસ કરતા હતા ત્યારે શ્રીમા ત્યાં આવ્યાં હતાં. પૂજાપો લઈને વિશ્વનાથને મંદિરે જવાને બદલે એમની માતૃભક્તિ એમને પૂજ્ય મા પાસે લાવી. ભાવપૂર્વક કંપિત ગાત્રે દીકરાએ માને પુષ્પાંજલિ અર્પણ કરી અને પછી અશ્રુજળથી અભિષેક કર્યો.

એમના પરગજુપણાના, બીજાંઓના મનની વાત જાણી જવાના અને એમના નૈષ્ઠિક બોલ સાચા પડ્યાંનાં કેટલાક દૃષ્ટાંતો એમના આ અંતિમ કાશીવાસ દરમિયાન બન્યા હતા. અનેકની આધ્યાત્મિક તૃષા એમણે સંતોષી હતી અને એ નિરક્ષર સંન્યાસીના બોલોને બંગાળીમાં 'સત્કથા' નામે પ્રકાશિત કરવામાં આવ્યા છે.

એમના અંતિમ દિવસોમાં એ બહુમૂત્રથી પીડાવા લાગ્યા. એક પગે થયેલું ગૂમડું વકરીને 'ગેંગરીન' બની ગયું. શસ્ત્રક્રિયાથી એ મટ્યું ખરું પણ ફરી વકર્યું. છેલ્લા ચારેક દિવસોમાં ડૉક્ટર વાઢકાપ કરતા જ રહ્યા પણ અદ્‌ભુતાનંદ સુખદુઃખથી, આનંદપીડાથી પર હતા. ૧૯૧૦ની એપ્રિલની ૨૫મીએ મહાસમાધિ દ્વારા એમણે દેહત્યાગ કર્યો. ગુરુભાઈ તુરીયાનન્દે એમના પરલોકગમનને 'અદ્‌ભુત મહાપ્રયાણ' કહ્યું છે. એમણે લખ્યું છે :

"લાટૂ મહારાજની આવી શાંત, કરુણાપૂર્ણ, આનંદમય દૃષ્ટિ મેં પહેલાં ક્યારેય જોઈ ન હતી... એમનાં નેત્રો ખુલ્લાં ને મુક્ત હતાં. એમાં જે પ્રેમ, જે પ્રસન્નતા, જે સામ્ય અને મૈત્રીભાવ જોયાં તે વર્ણનાતીત છે... જાણે તેઓ બધાના પ્રેમનું અભિવાદન કરી રહ્યા હતા. આ દૃશ્ય અત્યંત અદ્‌ભુત અને હૃદયસ્પર્શી હતું ! જાણે અદ્‌ભુતાનન્દ નામ સાર્થક કરવા માટે જ પ્રભુએ આ અદ્‌ભુત દૃશ્ય બનાવ્યું... ધન્ય છે ગુરુ મહારાજ અને ધન્ય છે એમના આ લાટૂ મહારાજ !" ■

| જીવનરેખ | Lifeline |
|---|---|
| વિસ્તૃત પટ પરે | On the vast shore |
| એક રેખા | A line lies |
| બે બિંદુ મધ્યે પડી | Between two points |
| અચેતન, સુપ્ત | Lifeless, still |
| મુગ્ધ હું એના વળાંક પર | Enthralled I on its bend, |
| શોધી રહું | Search |
| ચોતરફ | All around |
| અણદીઠ હસ્ત ! | The unseen hand |
| ઈન્દ્ર શાહ | Translated by Farook Salat |

શ્રી ઈન્દ્ર શાહના તાજેતરમાં પ્રગટ થયેલા સંગ્રહ 'ગોરખગોપાલમ્ અને અન્ય કાવ્યો'માંથી.
પ્રકાશક Indra Shah, 577 St Lawrence Blvd Eastlake, OH 44095 USA
પૃ. ૧૩૪, મૂલ્ય રૂ. ૨૫૦ (ભારતમાં) $ 12 (બીજા દેશો માટે)

# રસિકતા અને વિદ્વત્તાનો સુયોગ – પદ્મશ્રી : ભોળાભાઈ પટેલ

રઘુવીર ચૌધરી




ભોળાભાઈ પટેલ (જ. તા. ૭-૮-૧૯૩૪)ના પ્રસન્ન વ્યક્તિત્વની ખૂબી એ છે કે ઉંમરે એમની તાજગીને ઝાંખી પાડી નથી. એમની સહૃદયતા પાંડિત્યના ભારથી દબાઈ ગઈ નથી. એમનું હાસ્ય 'ત્ર્યંબકના અટ્ટહાસ્ય'નો વારસો ધરાવે છે. એમની પૂર્વસંમતિ વિના કેન્દ્ર સરકારે પદ્મશ્રીનું સન્માન જાહેર કર્યું છે પણ એમનો સ્વભાવ કશું નકારવાનો નથી, તેથી કદરની લાગણી સાથે એ સ્વીકારશે. અભિનંદન !

સહૃદય વાચકો મળ્યા એ પહેલાં ભોળાભાઈને વિદ્યાર્થીઓ મળ્યા. યોગ્યતા હોય તેને આ બંને મળે જ. શિક્ષક તરીકેની ભોળાભાઈની યોગ્યતા જાણે કે જન્મજાત ન હોય ! કડી સર્વવિદ્યાલયમાં શ્રી મોહનલાલ પટેલ જેવા ગુરુઓએ સાહિત્યનો રસ જગાવ્યો, ભાષાઓ પ્રત્યે પ્રેમ કેળવ્યો. મેટ્રિક થઈ તેઓ શિક્ષક થયા. ઉમંગથી ભણાવતા. ભણાવવાની સાથે એવું ભણ્યા કે જોતજોતામાં બી.એ. એમ.એ. થઈ અધ્યાપક થયા. (૧૯૬૦) પછી ગુજરાત યુનિવર્સિટીમાં હિન્દીના અધ્યાપક અને અધ્યક્ષ તરીકે કામગીરી કરી. (૧૯૬૮થી ૯૪) ૧૯૭૭માં 'અજ્ઞેયજી એક અધ્યયન' વિષય પર તેમણે પીએચ.ડી.ની પદવી પ્રાપ્ત કરી.

નગીનદાસ પારેખ પાસેથી શિષ્યભાવે બંગાળી શીખ્યા. તેમની સાથે ૧૯૬૪થી ૭૮ સુધી બંગાળી સાહિત્યનું વાચન કર્યું. ઉપયોગી થવાતું હોય તો થવાની ભોળાભાઈ પટેલની તૈયારી હોય છે. ગુજરાત વિદ્યાસભાની કારોબારીમાં હતા, હવે પ્રમુખ છે. ગુજરાત સાહિત્ય અકાદમીના ૧૯૯૮થી ૨૦૦૩ સુધી અધ્યક્ષ રહ્યા. ૧૯૭૪થી ૨૦૦૦ સુધી ગુજરાતી સાહિત્ય પરિષદના માસિક 'પરબ'ના તંત્રી-સંપાદકની જવાબદારી સંભાળી. કે. કે. બિરલા ફાઉન્ડેશનના તુલનાત્મક ભારતીય સાહિત્યના ફેલો તરીકે (૧૯૯૬થી ૯૮) કામ કર્યું તો શાંતિનિકેતનની વિશ્વભારતી યુનિવર્સિટીએ તેમને ૧૯૮૩માં ફેલો તરીકે નિમ્યા. બંગાળીમાં વાત કરી શકે તેવી તેમની સજ્જતા છે. દિલ્હી સાહિત્ય અકાદમીના વહીવટમાં સક્રિય રહ્યા, પરંતુ સ્પર્ધાનો ભાવ નહિ.

એમની સ્મૃતિ અદ્ભુત છે. સંસ્કૃતનાં આખાં ને આખાં પુસ્તકો હાથમાં રાખ્યા વિના ભણાવે. જર્મન અને ફ્રેંચ ભાષા શીખ્યા છે. ભાષાવિજ્ઞાનમાં અનુસ્નાતક ડિપ્લોમા ધરાવે છે. હિન્દી ઉપરાંત અંગ્રેજીમાં એમ.એ. (૧૯૭૦) કર્યું છે. ઉડિયા - અસમિયામાંથી અનુવાદો કર્યા છે. વનલતા સેન, ચાર અધ્યાય, સમકાલીન અસમિયા કવિતા, સૂરજમુખીનાં સ્વપ્ન, ઈયારુઈંગમ (જેને શ્રેષ્ઠ અનુવાદનો પુરસ્કાર (૧૯૯૮) મળેલો છે.) નગ્નનિર્જન હાથ વગેરે એમણે કરેલા જાણીતા અનુવાદો છે. તો રઘુવીર ચૌધરી સાથે ઉમાશંકરના 'નિશીથ-પ્રાચીના'નો હિન્દીમાં અનુવાદ કર્યો છે. એમના પ્રવાસનિબંધોને સમજવામાં આ ભૂમિકા ઉપયોગી થાય તેવી છે.

કવિતા એમને અન્ય કળાઓની સંનિકટ લઈ ગઈ. હિમાલયમાં એમને ભવ્યતા, દિવ્યતા અને સુંદરતાનો સમન્વય સુલભ થયો છે. એમની સંવેદનશીલતા સંકુલતા અને સૂક્ષ્મતા દાખવે છે તેનાં દૃષ્ટાંતો એમના પ્રવાસનિબંધોમાં ઠેરઠેર મળશે. એમના પ્રવાસનિબંધોમાં નિબંધ અને ડાયરીના સ્વરૂપનો સંગમ થયેલો છે. હરીન્દ્ર દવેએ યોગ્ય જ કહ્યું છે કે વિવેચક

ભોળાભાઈની વિદ્વત્તામા રસિકતા છે અને પ્રવાસવર્ણનની રસિકતામા વિદ્વત્તાની સરવાણી છે કાકાસાહેબ કાલેલકર, સુરેશ જોષી, દિગીશ મહેતાએ ગુજરાતી લલિત નિબધને આગવી રીતે સમૃદ્ધ કર્યા છે તેમા ભોળાભાઈ પ્રવાસનિબધનુ એક નવુ પરિમાણ ઉમેરે છે સાહિત્યિક સદર્ભોના વિનિયોગની દષ્ટિએ તેઓ સુરેશ જોષી સાથે છે અને રખડપટ્ટીના બહોળા અનુભવની દષ્ટિએ તે કાકાસાહેબ સાથે છે વિદિશા (૧૯૮૦) પૂર્વોત્તર (૧૯૮૧) કાચનજઘા (૧૯૮૫) રાધે તારા ડુંગરિયા પર (૧૯૮૭) બોલે ઝીણા મોર (૧૯૯૧) શાલભજિકા (૧૯૯૨) દશ્યાવલી (૨૦૦૦) અને યુરોપ અનુભવ (૨૦૦૪) એના ઉત્કૃષ્ટ દષ્ટાતો છે દેવોની ઘાટી (૧૯૮૩)નુ સાહિત્ય અકાદમી દિલ્હીના એવોર્ડથી (૧૯૯૩) અને દેવાત્મા હિમાલય (૧૯૯૦)નુ ઘનશ્યામદાસ શરાફ પુરસ્કારથી ગૌરવ થયેલુ છે

સહૃદય સાથેની ભાગીદારીનુ તત્ત્વ પ્રવાસનિબધોમા ઉપકારક નીવડ્યુ છે વિદિશા નિબધ પ્રવાસનિબધનો અપૂર્વ અને અનન્ય નમૂનો છે લેખક લૌકિક ધરાતલ પર ઊભા છે, પરતુ નિબધ યુધિષ્ઠિરના રથની જેમ દશાગુલ ઊચે ચાલે છે દેવાત્મા હિમાલય, દેવોની ઘાટી અને કાંચનજઘા પુસ્તકો એક સાથે વાચવા જેવા છે તેમા ભારતના સૌદર્યસ્થાનોનુ પાન છે

નિરજન ભગતકૃત પ્રવાલદ્વીપ અને બોદલેરના નગરકાવ્યો વિશેનો એમનો લેખ સસ્કૃતિ મા પ્રગટ થયો (૧૯૬૩) એણે ભોળાભાઈને ગુજરાતી સાહિત્ય જગતમા સીધો પ્રવેશ અપાવ્યો. પ્રૌઢ વિવેચક ઠર્યા. અધુના (૧૯૭૩), ભારતીય ટૂકી વાર્તા (૧૯૭૩) પૂર્વાપર (૧૯૭૬) કાલપુરુષ (૧૯૭૮) આધુનિકતા અને ગુજરાતી કવિતા (૧૯૮૭) સાહિત્યિક પરપરાનો વિસ્તાર આદિ પુસ્તકોમા ભોળાભાઈ વિવેચક કરતા વધુ તો આસ્વાદક છે

ભોળાભાઈ કર્તવ્યથી પ્રેરાઈને વિવેચક બન્યા અને નિરજન આદિ વડીલોના આદેશથી નિબધકાર બન્યા છે હુ એમને પ્રતિભાશાળી શિક્ષક કહુ છુ ત્યારે વિદ્વત્તા, વકતૃત્વ અને વાત્સલ્ય ઉપરાત ભોળાભાઈની ભાવયિત્રી પ્રતિભાનો પણ નિર્દેશ કરુ છુ

ભોળાભાઈ પટેલનુ અન્ય પુરસ્કારો દ્વારા પણ ગૌરવ થયેલુ છે ઉત્તર પ્રદેશ હિન્દી સસ્થાન લખનઉ દ્વારા સૌહાર્દ પુરસ્કાર (૧૯૮૮) ગુજરાત સાહિત્યસભા દ્વારા રણજિતરામ સુવર્ણચદ્રક (૧૯૮૫) ભારતીય ઉપન્યાસ પરપરા માટે કેન્દ્રીય હિન્દી સસ્થાનનો પુરસ્કાર (૨૦૦૨) તથા ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા સ્વામી સચ્ચિદાનદ પુરસ્કાર (૨૦૦૫) તેમને એનાયત થયેલા છે

એવા ભોળાભાઈ પટેલને ૨૦૦૭ના વર્ષનો શ્રી મનુભાઈ પચોળી દર્શક ફાઉન્ડેશનનો સાહિત્ય એવોર્ડ નિબધ અને વિવેચન સાહિત્યમા આપેલા વિશિષ્ટ પ્રદાન માટે હમણા અપાયો છે એની સાથે 'પદ્મશ્રી' ઉમેરાય છે એ શુભ ઘટના છે સમાજ અને સસ્કૃતિ માટે.

■

### નરી નિર્મલ સાહિત્ય પ્રીતિ

ભોળાભાઈને જુદી જુદી ભાષાઓ શીખવાનો ઊડો રસ છે બગાળી તે નગીનદાસ પારેખ પાસેથી શીખ્યા અને અનેક કૃતિઓ બગાળીમાંથી ગુજરાતીમા ઉતારી છે એ જ રીતે ગુજરાતી કૃતિઓને હિદીમા અનુવાદિત કરી તેઓ સાસ્કૃતિક સેતુ બન્યા. નિશીથ પુરસ્કાર ગ્રથમાળામાં તેમણે જીવનાનદદાસના કાવ્યોનો અનુવાદ આપ્યો અને અસમિયા કવિતાને પણ ગુજરાતીમા લઈ આવ્યા... કવિ-નવલકથાકાર સુનીલ ગગોપાધ્યાયની કૃતિઓને ગુજરાતીમા લઈ આવવાનું શ્રેય પણ ભોળાભાઈને ઘટે છે એમની સ્વર્ગેર નીચે માનુષ નવલકથા વાચી એ દિવસોમા એની કથાસાર એવો તો ઊછળી ઊછળીને આપતા કે શ્રોતા આ નવલકથા વાચ્યા વગર ન રહે. હુ ત્યારે યુનિ. ગ્રથનિર્માણ બોર્ડ માટે 'ભારતીય નવલકથા' પુસ્તક તૈયાર કરતો હતો. મેં એને માટે આ કૃતિ પસદ કરી. પછી તો ભોળાભાઈનો આ અનુવાદ પુસ્તકાકારે પ્રગટ થયો ત્યારે એની પ્રસ્તાવના લખવાનું તેમણે સૂચવ્યુ. મારા પ્રસ્તાવના લેખનુ શીર્ષક હતુ 'પ્રતિકાર અને પ્રતિભાવની કથા' ... આપણા બીજા અનુવાદકો સુનીલ ગગોપાધ્યાયની કૃતિઓનો અનુવાદ કરવા પ્રેરાયા એમા પ્રેરણા કદાચ ભોળાભાઈની છે.. ભોળાભાઈ એટલે સ્નેહ અને સૌહાર્દ નરી નિર્મલ સાહિત્ય પ્રીતિનુ પ્રતીક'

(૭-૫-૧૯૮૮)

રમણલાલ જોશી
('અક્ષરના આરાધકો' ૧ માંથી)

નિર્મિશ ઠાકર

## ૪ : ૨ : સૂર-પરિચય

(ગતાંકથી ચાલુ)

ઋષિમુનિઓએ માણસમાં તો ઠીક, પણ 'સંગીત'માંયે વર્ણવ્યવસ્થા (અવ્યવસ્થા ?) ઘુસાડી છે, એ જાણી હું ભારે નિરાશા અનુભવું છું. એમના સૂર-વર્ગીકરણ મુજબ ષડ્જ, મધ્યમ અને પંચમ, એ ત્રણ સૂરો બ્રાહ્મણ છે ! રિષભ અને ધૈવત ક્ષત્રિય, અને નિષાદ શૂદ્ર છે ! ગંધારને વૈશ્ય ગણાયો છે ! આમાંયે બ્રાહ્મણોનું આધિપત્ય વિશેષ જણાય છે, એટલે આ પ્રકારનું વર્ગીકરણ આપનાર બ્રાહ્મણ જ હશે, એમ ધારી શકાય. આ તો સારું છે કે સરકારનું ધ્યાન હજી સુધી શાસ્ત્રીય સંગીત ભણી ગયું નથી, નહીં તો એમાંયે અનામતપ્રથા ઘુસાડી હોત ! જો બાપુને ખબર હોત કે રાગ ભૂપાલીમાં 'મધ્યમ' અને 'નિષાદ' વર્જિત સૂર છે, તો ઉપવાસ પર બેસતાં પહેલાં તેઓ અવશ્ય જણાવત કે, 'હું વૈશ્ય છું, પણ મને 'મધ્યમ'ની ચિંતા નથી. હું એટલું જ કહીશ કે ભૂપાલીમાં જ્યાં સુધી 'નિષાદ'નો પ્રવેશ નહીં થાય, ત્યાં લગી મારે માટે અન્ન-જળ વર્જ્ય છે !' ટૂંકમાં, જો આ પ્રકારની વર્ણવ્યવસ્થા યાદ રાખી સંગીતના કાર્યક્રમોમાં સૂરો ગવાશે, તો પોલિસ વ્યવસ્થા રાખ્યા છતાં મારામારી થશે, માટે સંગીતના હિત ખાતર તમે 'આ જ્ઞાન'ને ભૂલી જજો ! (જો કે તમને થશે કે લેખકે ભૂલ્યા વિના આ કેમ લખ્યું ?)

મનુષ્યની જેમ સ્વરોના સ્વભાવમાં પણ વૈવિધ્ય હોય છે. સ્વરોના સ્વભાવોને ધ્યાનમાં લઈએ, તો આપણને આડકતરી રીતે સાહિત્યજગતની ઝલક અપાતી હોય, એવું જ લાગે હોં ! ષડ્જ અને ગંધાર, એ બે સ્વરો કવિ સમા શીત અને રસયુક્ત હોય છે. પુરસ્કાર પ્રાપ્ત ન થાય, તો પણ કવિઓ ઠંડા કલેજે વિવિધ રસ પ્રગટ કરતી કવિતાઓ લખતા રહી શકે છે, કદાચ એપ્રકારની સક્રિયતા આ સ્વરો દાખવી શકતા હશે ! રિષભ અને નિષાદ કૃતિઓના ભાર નીચે દબાઈને જીવનનો રોમાંચ ખોઈ બેઠેલા સંપાદક જેવા હોઈ શકે, કારણ કે શાસ્ત્રોમાં તેમને શીત અને શુષ્ક દર્શાવાયા છે ! (જો કે રાગોમાં એ બંને સ્વરો દ્વારા એવું માધુર્ય પ્રગટ થતું મેં અનુભવ્યું છે કે એમને 'શુષ્ક' કઈ રીતે કહી શકાય, એ મને સમજાતું નથી !) મધ્યમ અને પંચમની સ્વરબેલડી સ્વભાવે ઉષ્ણ અને શુષ્ક હોઈ વિવેચકો જેવી ગણી શકાય ! માત્ર ધૈવત જ એક એવો સ્વર છે જે સમજુ અને ધૈર્યશીલ વાચકની યાદ અપાવે છે, કારણ કે એ સ્વભાવે સમશીતોષ્ણ હોય છે ! (આમ, સ્વરોના સ્વભાવોને ધ્યાનમાં લઈએ તો 'સંગીતમાં શુષ્કતા વધુ છે' એવા તારણ પર આવવું પડે, જે ગળે ઊતરે તેમ નથી ! ને હુંયે ગળે ઊતરે એવું લખવા માટે જાણીતો નથી !)

અછાંદસ લખતા કવિઓને ન ગમે, એવી બાબત પણ મારે (ખાસ તો એ કારણે જ !) લખવી છે. સ્વરોને છંદો સાથે પણ મીઠા સંબંધો હોય છે. (માટે ભલે અછાંદસ લખો, પણ એને ગાશો નહીં ! નહીં તો શ્રોતાઓ નર્કમાં જશે !) માટે નીચેનું લીસ્ટ અછાંદસખોરોએ ના વાંચવું...

| સ્વર | સંકળાતો છંદ |
|---|---|
| ષડ્જ | અનુષ્ટુપ |
| રિષભ | ગાયત્રી |
| ગંધાર | ત્રિષ્ટુપ |
| મધ્યમ | બૃહતી |
| પંચમ | પંક્તિ |
| ધૈવત | ઉષ્ણિક |
| નિષાદ | જગતી |

કમ્પાઉન્ડરોને લાંબે ગાળે ડોક્ટર બની જતા અને પ્રોફેસરોને સાહિત્યકાર બની જતા... તો આપણે જોઈએ છીએ. જ્યોતિષીઓ સંગીતકાર બની જાય, એ પણ એ પ્રકારનું જોખમ જ છે ! કારણ કે ગ્રહોને સ્વરો સાથે પણ સાંકળવામાં આવ્યા છે. મને પ્રાપ્ત થયેલા જ્ઞાન મુજબ ચંદ્ર સાથે ષડ્જ, બુધ સાથે રિષભ, શુક્ર સાથે ગંધાર, સૂર્ય સાથે મધ્યમ, મંગળ સાથે પંચમ, ગુરુ સાથે ધૈવત અને શનિ સાથે નિષાદ સંકળાય છે. સંગીતની પૂરી પનોતી ન બેસે, એટલા ખાતર રાહુ-કેતુને સ્વરોથી મુક્ત કરી દેવાયા છે.

આ આખી સૃષ્ટિ મને મુખ્ય બે બાબતમાં વહેંચાઈ ગયેલી દેખાય છે. દરેક ક્ષેત્રે મહદ્અંશે વિવાદ ચાલતા હોય છે અને થોડેક અંશે સંવાદ પણ જોઈ શકાય છે. જ્યાં પણ બે જણા ભેગા થાય, ત્યાં આ બે શક્યતા રહેવાની જ. (કવિઓની વાત અલગ છે. કવિ તો એકલો હોય તો યે જાત સાથે સંવાદ કે વિવાદ કરી શકે છે !) સંગીતમાં તો સાત-સાત સૂરો છે, એટલે સંવાદ-વિવાદ તો હોય જ !

સંવાદ : એક સરખી વિચારધારા ધરાવતા હોય, એમ અમુક સ્વરો એકબીજામાં ભળી સુમધુર અસર ઊભી કરે છે. (અલબત્ત વિવેચનમાં જો આવું બને તો 'મૈત્રી-વિવેચન' જેવો પ્રકાર સર્જાય છે, જેને આધારે આજે કેટલાક સાહિત્યકારો અને વિવેચકો ટકી ગયા હોય, એવો ભાસ ઊભો કરે છે ! એ પ્રકારના વિવેચનના પાયાનો સિધ્ધાંત અગર મને પૂછશો, તો હું ગાઈશ... 'તુમ કો જો પસંદ વો હી બાત કરેંગે, દિન કો અગર રાત કહો

# અતિસમૃધ્ધ 'હું'કારની કા-કથા

જગદીશચન્દ્ર ચ. પટેલ

કા
કથા

ડૉ. પ્રવીણ દરજી આપણા સન્નિષ્ઠ અધ્યાપક અને કેળવણીકાર તો ખરા જ, સર્જક વિવેચક અને નિબંધકાર તરીકે મોટા ગજાના સાહિત્યકાર છે એમના નવ જેટલા લલિત નિબંધોના સંગ્રહો, બાર ચિંતનાત્મક નિબંધોના અને બે પ્રવાસ નિબંધોના સંગ્રહોની અંતરશ્રી જોતાં, તેમને ધનજી કાનજી સુવર્ણચંદ્રક એનાયત થયો ત્યારે ડૉ. ધીરુભાઈ ઠાકરે કહ્યુ કે 'તેઓ કોઈ પણ વિષય ઉપર આસાનીથી નિબંધ સર્જી શકે છે તે બરાબર બંધબેસતું જણાય છે

સ્રુષ', પૃ૨,

પ્રકાશિત

નિજાજનો પરિચય થવા લાગી જાય છે સંગ્રહના નામકરણની ક્ષણો વચ્ચે

કાર, ઉપસ્થિતિ એ સ્વયંકથા છે' આગળ ચાલતા કહે છે નવલકથાકારને કથામાં ભલે રસ રહ્યો હોય. નિબંધકાર તો કા કથાનો પ્રશ્ન ... ઊભો રહે છે અનેક કથાઓ જન્માવી શકે તેવા તંતુઓ, તેવા અંશો

'કા કથા'ના બત્રીસ નિબંધોમાં ... 'કેટલાક પરિચિત પણ ખરા. કેટલાંક સાવ અપરિચિત, કેટલાંક અલ્પપરિચિત તો કેટલાક પરિચિત પણ ખરા. એ બધામાં પેલો સત્વસભર 'હું' જ્યારે ઘૂમી વળે છે, આપણને ઘુમાવી લાવે છે ત્યારે સંવેદનાનાં નવાં સ્પંદનો રચાય છે અહીં 'ઑપેરા બુક', ... કન્સ્ટ્રક્શન અને ... 'ઈલ્યુઝન', ... જેવી ... તરની કૃતિઓ આ સંગ્રહમાં ... પડછે ઊંડું જીવનનાટક ઊઘડે છે દેશી નાટકમાં આવતી પંક્તિઓ જેવી જ પંક્તિઓ નિબંધકારની જ સરજત છે એ પંક્તિએ પંક્તિએ અનુ-આધુનિક જીવન સ્થિતિ સહજરૂપે પ્રત્યક્ષ થાય છે

ઋતુરંગ અને હૃદયરંગને હોલ્ડરલીન અને માગશર વડે ... 'અનટાઈટલ્ડ'માં માત્ર નિહાળ્યું તે નથી નિહાળવાથી ... કહેતા, 'કન્સ્ટ્રક્શન અને ...'માં રચવાની સાથે નિબંધકારના 'હું'નું ...

'ઈલ્યુઝન'મા ઈલ્યુઝનના લોભામણા ચહેરાઓ અને માનવીય વિવશતાને સાથે રાખીને નકરી વાસ્તવિકતાનુ ચિત્રણ થયુ છે 'નોંધો મારી નોંધો'માં વાત નોંધોની છે પણ એ નોંધો પેલા 'હું'ના સખ્યાબંધ રૂપોને અને એમ આપણી ફરતેના જગતને પ્રત્યક્ષ કરી આપે છે સર્જકની સવેદનશીલતા અને વિદગ્ધતા બન્નેનો પાસ એ રચનાને સરસ રીતે બેઠો છે હાસ્યને નિમિત્તે થયેલો સ્વૈરવિહાર નિબધકારને 'જાદુઈ પર્વત ક્યાં છે ?' એવો પ્રશ્ન કરાવે છે અને પ્રેમતત્ત્વની શોધ આગળ આપણને ખડા કરી દે છે 'તપની' જેવી કૃતિ સર્જકના મહાભારતના એક પાત્ર પરત્વેના નૂતન દષ્ટિકોણનો સમર્થ રીતે અનુભવ કરાવે છે સ્થળકાળને ભેદીને નિબંધકારનું સંચરણ ભાવકને પણ અનેક રીતે સીમા અતિક્રમણ કરાવી રહે છે સગ્રહની છેલ્લી ચાર રચનાઓમાં પ્રવાસ દર્શન, મનન-ધર્મ-સંસ્કૃતિ-મનુષ્ય એ સૌ એક સાથે ચાક લેતાં જણાય છે નિબંધકારના 'હું'ની સજ્જતા કેવી ઊંડી-ઊંચી હોવી જોઈએ તેનાં દર્શનો આવા સમૃધ્ધ લલિત નિબંધોમાથી મળી રહે છે પ્રવાસ નિબધ કેવો હોય તેના નમૂનારૂપ આ રચનાઓ લાગે છે

અહીં 'વૃષ્ટિ અને સૃષ્ટિ', 'ચચલ... ચચલ', 'ઘેસ્ત-લીલાં પીળાં પાંદડાં' કે અન્ય કેટલાક પ્રકૃતિ સવેદનના નિબધો પણ છે પણ તેનું શૈલી વિધાન સાવ અ રૂઢ છે પેલી પરિચિત મોં ભાગી નાખે તેવી મીઠાશ અહીં નથી અહીં તો અંદરનો ઉછાળ છે, પ્રકૃતિ સાથેની અંદરની સગાઈનુ સૂત્ર છે તેથી આવી રચનાઓ આસ્વાદ્ય બને છે અહીં તેમના સમૃધ્ધ વાચનની પરિચાયક બનતી કેટલીક ઉત્તમ રચનાઓ પણ જોવા મળે છે, જે રોઝાલિયા, વ્હિટમેન, એઝરા પાઉન્ડ, ટાગોર કે કાલિદાસ જેવા અનેક સર્જકોના મેળા વચ્ચે આપણને લાવી મૂકે છે 'મયૂરપિચ્છ શો સ્પર્શ', 'અદશ્ય હાથની રંગપૂરણી', 'પચેન્દ્રિયોનુ સ્નાન', 'આ અમારું રજવાડું', 'કૉફી હાઉસમા વતન' વગેરે રચનાઓ વિસ્મય બોધ પાસે મૂકીને વતન, શૈશવ વગેરેનો નવાનકોરરૂપે અનુભવ કરાવે છે 'મકાનો-ગલીઓ-રસ્તાઓ' પણ એક સરસ રચના છે સર્જકની નિબંધ રીતિ કેવાં કેવાં પરિમાણો ઊભા કરી શકે છે તે આ અને 'તને નિહાળી શકતો નથી' જેવી રચનાઓ વાચતા સમજાય છે

સંગ્રહની પ્રત્યેક કૃતિ નીતરી આવી લાગે છે અહીં એની કા કથા કથા કેવી ? એમ કહેવાનું મન થાય. એ કથાને એના તંતુઓને ભાવકે ખુદે પામતા રહેવુ પડે અને તો જ તેનો મહિમા સમજાય. આ નિબધકાર એકાદ સંવેદન કે તતુની આસપાસ ઊર્ણનાભની જેમ સર્જક તાર ગૂંથતા જાય છે એ તારમા તેમનું વાંચન-મનન-નિરીક્ષણ દર્શન જીવન સાથેનો ઊંડો સંબધ, તેમની સૌંદર્ય દષ્ટિ, તેમનામાંનો મુગ્ધ કવિ રસિક હૃદય બધુ જ સહજ ભાવે પુષ્પદલની જેમ ઊઘડી આવે છે તેમની ગદ્યશૈલી પણ નોંધપાત્ર છે ગુજરાતી ગદ્યના આ અભ્યાસીએ તેમના નિબધોમાં ગદ્યની નવી છટાઓ દાખવી છે સપન્ન ગદ્ય કેવુ હોય તેનો પરિચય કરાવ્યો છે તેઓ પોતે એક જગ્યાએ નિબધની શૈલી માટે લખતા કહે છે કે 'નિબંધમા શૈલી નહિ, શૈલીઓનો સમવાય હોય છે' તેમનો આ અભિપ્રાય તેમની નિબંધશૈલીને પણ બરાબર લાગુ પડે છે કટાક્ષ-હાસ્યથી માંડી ચિંતન-મનન સુધી, વિસ્મયથી માંડીને તરલ લીલાઓ સુધી, તેમના ગદ્યની છટાઓ વિસ્તરે છે

શ્રી પ્રવીણ દરજીનો છેલ્લે પ્રગટ થયેલો આ નવમો સંગ્રહ કદાચ ... એ અહીંથી પસાર થતાં એક નોંખા જ સૌંદર્યલોકનો

નિબંધ, પૃ. ૧૬૮, રુ ...

# કાળિયાર : Antilope Cervicapra (Linnaeus)

હેમેન્દ્ર એ. શાહ

## The Blackbuck or the Indian Antelope



સ્ક્રૂ જેવા લાંબા શિંગડાંવાળું, મદમસ્ત ચાલવાળું કાળિયાર ફક્ત ભારતમાં જ જોવા મળે છે. માનવીની ભાષામાં કહું તો તે એક 'બ્લેક બ્યુટી' છે.

સંસ્કૃતમાં એને હરિણ, હિંદીમાં હરણા - હરણી અને ગુજરાતીમાં કાળિયાર તરીકે ઓળખાય છે. કાળિયાર નાનું હોય છે ત્યારે ગુલાબી-કથ્થઈ જેવા રંગની ચામડી હોય છે, પણ ઉંમર વધતી જાય તેમ થોડા સમય માટે સુવર્ણમય ચળકાટવાળી થઈ જાય છે. (રામાયણમાં સીતા જેના પર મોહિત થઈ ગયાં હતાં તે સુવર્ણમૃગ તે જ કાળિયાર હશે ?) ઉંમર મોટી થાય તેમ પીઠનો ભાગ કાળો થતો જાય અને પેટ સફેદ સ્પષ્ટપણે દેખાય છે. પીઠ અને પેટ જાણે કે ફીફ્ટી ફીફ્ટી બ્લેક એન્ડ વ્હાઈટ.

કાળિયારની મદમસ્ત ચાલ, સુંદર સ્ક્રૂ જેવાં અને લાંબાં અણીદાર શિંગડાં તેને એન્ટીલોપ કેટેગરીમાં 'મોસ્ટ બ્યુટીફુલ' હરણનું બિરૂદ આપવામાં હું કોઈ વાંધો જોતો નથી.

ભારતભરમાં ફક્ત ગુજરાતમાં જ સિંહ જોવા મળે છે તેવી રીતે ભારતભરમાં ગુજરાતમાં જ એકલી-જુદી-કાળિયારની - બ્લેક બકની સેન્કચ્યુઅરી વેળાવદરમાં સ્થપાયેલી છે, જ્યાં ૮૦૦થી ૧૨૦૦ની સંખ્યામાં કાળિયાર વિહાર કરે છે. આ સેન્કચ્યુઅરી સિવાય પણ ગુજરાતમાં ઘણાં સ્થળે કાળિયાર જોવા મળે છે. ભાવનગર પાસે આવેલી વેળાવદરની સેન્કચ્યુઅરીની મુલાકાતે વિશ્વભરમાંથી વન્ય પ્રાણી પ્રેમીઓ આવે છે.

કાળિયાર જંગલ અને ઊંચાઈવાળી જગ્યા પસંદ કરતું નથી. તેની પસંદગી ઘાસવાળાં મેદાનો છે. સામાન્ય રીતે ૩૦ થી ૩૫ના સમૂહમાં રહેવાનું તે પસંદ કરે છે, પણ ઘણા પ્રદેશોમાં ૩૦૦થી ૪૦૦ના સમૂહમાં રહેતું હોય તેવી નોંધ પણ છે. ઘાસ અને અનાજવાળાં ખેતરોમાંથી પોતાનો ખોરાક શોધી લે છે. બપોર સુધીમાં ખોરાક લઈ કાળિયારનો સમૂહ ત્રણ ચાર કલાકનો આરામ કરે છે. ત્યારબાદ સાંજ પડતાં ફરી ખોરાકની શોધમાં નીકળી પડે છે.

કાળિયારની સાંભળવાની અને સૂંઘવાની શક્તિ સામાન્ય કરતાં થોડી ઓછી છે. પરંતુ જોવાની દૃષ્ટિ અત્યંત શક્તિશાળી છે. વળી તે અત્યંત ઝડપથી દોડી શકે છે. ઘણીવાર ઊંચા કૂદકા મારી તબડક તબડક ઘોડાની જેમ એક રિધમથી દોડે છે ત્યારે એક સુંદર દૃશ્ય જોવા મળે છે. ટોળાનું માર્ગદર્શન મોટી ઉંમરનો - મેચ્યોર્ડ - કાળિયાર કરે છે. કહેવાય છે કે સામાન્ય રીતે તે સ્ત્રી વર્ગનો હોય છે.

કાળિયાર એક વર્ષનું થાય ત્યાં સુધી તેને શિંગડાં ઊગતાં નથી. બીજા વર્ષથી શિંગડાં ઊગવાં શરૂ થાય છે અને ત્રીજા વર્ષના અંત સુધીમાં પૂરેપૂરાં લાંબાં શિંગડાં ઊગી જાય છે. સ્ત્રી કાળિયારને શિંગડાં ઊગ્યાં હોય તેવું ભાગ્યે જ જોવા મળે છે. કાળિયારને પ્રજનન શક્તિ ૨૦ થી ૨૪ મહિનાની ઉંમરે આવે છે, તેનું વજન સામાન્ય રીતે ૪૦ થી ૪૪ કિલોગ્રામ હોય છે. ઉનાળામાં કાળિયારની ચામડીનો રંગ ઝાંખો થઈ જાય છે અને ચોમાસું પૂરું થતાં તેની ચામડી ઝગારા મારે છે. તેનાં સ્ક્રૂ જેવાં શિંગડાં ૨૦ થી ૨૫ ઈંચ લાંબાં હોય છે. બચ્ચાં નાનાં હોય ત્યારે કાળિયાર તેને સંતાડી રાખે છે. ■

રાત કહેંગે ! ) સૂરોના આ પ્રકારના સુમધુર મિલન ત્રણ પ્રકારે થાય છે

(૧) ષડ્જ ષડ્જભાવ મધ્ય સપ્તકનો ષડ્જ તાર સપ્તકના ષડ્જ સાથે આ પ્રકારનો મધુર સુમેળ સ્થાપે છે (હાલ આટલુ નોંધી રાખો ! આગળ ઉપર હુ સપ્તક વિશે લખીશ પછી તમને કદાચ આ બાબત સમજાશે. અને ના સમજાય તો યે વાધો નહીં ! તમને એમ લાગે છે કે હુ બધુ સમજીને જ લખુ છુ ?)

(૨) ષડ્જ પચમભાવ ષડ્જ અને પચમ વચ્ચે, તથા રિષભ અને ધૈવત વચ્ચે આ પ્રકારનો મધુર સબધ રહ્યો છે (એ ન બગડે તો સારુ !)

(૩) ષડ્જ મધ્યમભાવ ષડ્જ અને મધ્યમ વચ્ચે, તથા રિષભ અને પચમ વચ્ચે આવો સુમેળ સ્થપાય છે (ટૂકમા દૂધ અને પાણી વચ્ચે સ્થપાય છે એવો સુમેળ ! હાલ તમે મને રબારીની જેમ હસતા દેખાવ છો, બાય ગોડ !)

પણ 'મિલે સૂર મેરા-તુમ્હારા, તો સૂર બને હમારા' જેવુ હમેશા બનતુ નથી અને વિસવાદ પણ થાય છે

વિસવાદ હોડીને દૂર શુ, નજીક શુ. એવું સ્વર માટે ન કહી શકાય, કારણ કે સ્વર એ હોડી નથી. અતિ નજીક અથવા અતિ દૂર આવેલા અમુક સ્વરોને એવી કુદરતી બક્ષિસ મળેલી છે કે જેથી તેઓ એકબીજાને મળતા જ સહજપણે કટુતા અને વિસવાદ ઊભા કરી શકે છે તમે જો કોઈ પણ વાદ્ય પર ગ (ગધાર)ની સાથે મ (મધ્યમ)ને વગાડશો, તો પોલીસચોકીમા બેઠા હો એવી અનુભૂતિ થશે ! એ જ રીતે, રિષભ સાથે નિષાદને પણ ન વગાડતા, પ્લીઝ ! હા, ભાડવાતને ઘર ખાલી કરાવવા તમે આ સ્વરોને એક સાથે પ્રયોજો, તો તમારી એ પ્રવૃત્તિ ક્ષમ્ય છે !

આ પ્રકારના સંવાદ અને વિસવાદ પરથી સ્વરોના પ્રકાર પણ નક્કી થયા છે જો વકીલની આખે જોશો, તો તમને આ સૃષ્ટિ 'વાદી' અને 'પ્રતિવાદી'માં વહેંચાઈ ગયેલી લાગશે. સ્વરોમા પણ લગભગ એવુ જ છે ! (પણ સાવ એવુ નથી !)

વાદી આ ફરિયાદી-સ્વરો છે એમ ન માનવું. જેના વિના ઘર ન ચાલી શકે એવા વડીલ-સ્વરો છે આ ! તમે ગુજરાતીમા પ્રભાવિત થઈ શકો, એટલા ખાતર હુ એમની સસ્કૃત વ્યાખ્યા અહીં મૂકુ ? વદતિ ઈતિ વાદી જેમ નેતાઓ વિના પક્ષનું સ્વરૂપ સ્પષ્ટ નથી થઈ શકતુ, એમ આ 'વાદી સ્વર' વિના રાગ સ્પષ્ટ નથી થતો. આમ તો અસ્પષ્ટતાની મજા જ કૈ ઓર છે પણ હાલ હુ 'સ્પષ્ટતા'ના મુડમાં છુ, એટલે બીજી સસ્કૃત વ્યાખ્યા પણ ટાકુ છુ પ્રયોગે વિપુલ સ્વર અર્થાત્ રાગમા એક સ્વરનો વિશેષ ઉપયોગ થાય છે તે વાદી ગણાય છે ભૂપાલીમા ગધાર (ગ) દુર્ગામા ધૈવત (ધ) સારંગમા રિષભ (રે), ભીમપલાસીમા મધ્યમ (મ) વગેરે વાદી સ્વરના ઉદાહરણ છે

સવાદી ક્રિકેટરોમાં, નેતાઓમા (અને સાહિત્યકારોમા પણ) બીજી હરોળનું મહત્ત્વ હોય છે ! સવાદી સ્વરો એટલે બીજી હરોળના સભ્યો ! રાગમા વાદી સ્વર પછી આ પ્રકારના સ્વરોનું મહત્ત્વ સ્વીકારાયુ છે કારણ કે વાદી સ્વરની ગેરહાજરીમા આ સ્વર વડે રાગનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે સંવાદી સ્વર વાદી સ્વરથી ચોથા કે પાચમા સ્થાને હોય છે ભૈરવીમા ગધાર (ગ) કાફીમા પચમ (પ) ખમાજમાં ધૈવત (ધ) વગેરે સવાદી સ્વરો છે

અનુવાદી જેઓ 'મૌલિકતા'મા ગજુ નથી કાઢી શકતા, એવા અનુવાદી લેખકો અનુવાદો કરીને પણ સાહિત્યનો પ્રસાર કરી શકે છે તેથી તેમનું પણ મહત્ત્વ છે જ ! જે સ્વરો વાદી કે સવાદી ન હોવા છતા રાગનો વિસ્તાર કરવામા સહાયક બને છે તે અનુવાદી સ્વરો ગણાય છે

વર્જ્ય શાસ્ત્રકારો કદાચ મારા જેવા સ્વભાવના હશે, એથી એમણે વર્જ્ય સ્વરોની વ્યાખ્યા પણ આપી છે બોલો ! રાગમા જે સ્વર નથી સમાવવાના એને વર્જ્ય સ્વર કહેવાય, એ તો ઠીક પણ જે ગામ જવુ નહીં એનુ નામ શા માટે લેવુ ? નોકરી માટે તો હજારો લોકો ઈન્ટરવ્યુ આપે, પણ જેમને નથી સમાવવાના એ ઉમેદવારોનાં નામ જાહેર કરવા પડે છે ? હું કરુ તો ઠીક પણ શાસ્ત્રકારો શા માટે અવળી વાત કરતા હશે ? આ આખી બાબતને જ વર્જ્ય રાખી ના શકાત ?

વિવાદી હવે પંદર પક્તિનું સોનેટ અને અઢાર અક્ષરનું હાઈકુ લખવા (?) જેવી બાબત મારે રજુ કરવી પડશે, માટે ચેતજો ! ખરેખર આ પ્રકારના સ્વરો રાગમા ન હોવા જોઈએ ( વિવાદી હોવાને કારણે !) પણ કુશળ ગાયકો અને વાદકો રાગને હાનિ ન થાય એવા સ્થાને આ સ્વરનો ઉપયોગ કરી રાગને વિશિષ્ટ સૌદર્ય અર્પે છે (આવુ મહદ્ અશે ઉપયોગ કરનારા જ માને છે !) દૂધપાકમા દહીંનો સ્પર્શ આપવાથી એને નવુ જ સૌદર્ય પ્રાપ્ત થાય છે એમ કદાચ તમે માની શકો, પણ એ નવી વાનગી તમે ખાશો ? અઢારમા અક્ષરથી જે કૃતિને અ પૂર્વ સૌદર્ય પ્રાપ્ત થયુ હોય, એને તમે હાઈકુ માની શકતા હો, તો એક હાસ્યકાર તરીકે મને પણ આનદ થશે !

સૂર વિષે આટલુ લખીને હાફી ગયા પછીયે મને નથી લાગતુ કે એના વિષે તમને પૂરો પરિચય મળ્યો હોય ! એ શક્ય પણ નથી. દુનિયાની બાબતોની વાત છોડો, આપણને તો ખુદનો પણ પૂરો પરિચય ક્યાં હોય છે ? એટલે મારો આ શે ર વાચો, અને આ અપૂર્ણ પ્રકરણને પૂર્ણ થયેલુ માની લો..

માનવી તો ચંદ્ર પર પહોંચી ગયો
હું હજી મારા સુધી પહોંચ્યો નથી !

■

# કાળિયાર : Antilope Cervicapra (Linnaeus)

હેમેન્દ્ર એ. શાહ

## The Blackbuck or the Indian Antelope



સ્ક્રૂ જેવા લાંબા શિંગડાંવાળું, મદમસ્ત ચાલવાળું કાળિયાર ફક્ત ભારતમાં જ જોવા મળે છે. માનવીની ભાષામાં કહું તો તે એક 'બ્લેક બ્યુટી' છે.

સંસ્કૃતમાં એને હરિણ, હિંદીમાં હરણા - હરણી અને ગુજરાતીમાં કાળિયાર તરીકે ઓળખાય છે. કાળિયાર નાનું હોય છે ત્યારે ગુલાબી-કથ્થઈ જેવા રંગની ચામડી હોય છે, પણ ઉંમર વધતી જાય તેમ થોડા સમય માટે સુવર્ણમય ચળકાટવાળી થઈ જાય છે. (રામાયણમાં સીતા જેના પર મોહિત થઈ ગયાં હતાં તે સુવર્ણમૃગ તે જ કાળિયાર હશે ?) ઉંમર મોટી થાય તેમ પીઠનો ભાગ કાળો થતો જાય અને પેટ સફેદ સ્પષ્ટપણે દેખાય છે. પીઠ અને પેટ જાણે કે ફીફ્ટી ફીફ્ટી બ્લેક એન્ડ વ્હાઈટ.

કાળિયારની મદમસ્ત ચાલ, સુંદર સ્ક્રૂ જેવાં અને લાંબાં અણીદાર શિંગડાં તેને એન્ટીલોપ કેટેગરીમાં 'મોસ્ટ બ્યુટીફુલ' હરણનું બિરુદ આપવામાં હું કોઈ વાંધો જોતો નથી.

ભારતભરમાં ફક્ત ગુજરાતમાં જ સિંહ જોવા મળે છે તેવી રીતે ભારતભરમાં ગુજરાતમાં જ એકલી-જુદી-કાળિયારની - બ્લેક બકની સેન્કચ્યુઅરી વેળાવદરમાં સ્થપાયેલી છે, જ્યાં ૮૦૦થી ૧૨૦૦ની સંખ્યામાં કાળિયાર વિહાર કરે છે. આ સેન્કચ્યુઅરી સિવાય પણ ગુજરાતમાં ઘણાં સ્થળે કાળિયાર જોવા મળે છે. ભાવનગર પાસે આવેલી વેળાવદરની સેન્કચ્યુઅરીની મુલાકાતે વિશ્વભરમાંથી વન્ય પ્રાણી પ્રેમીઓ આવે છે.

કાળિયાર જંગલ અને ઊંચાઈવાળી જગ્યા પસંદ કરતું નથી. તેની પસંદગી ઘાસવાળાં મેદાનો છે. સામાન્ય રીતે ૩૦ થી ૩૫ના સમૂહમાં રહેવાનું તે પસંદ કરે છે, પણ ઘણા પ્રદેશોમાં ૩૦૦થી ૪૦૦ના સમૂહમાં રહેતું હોય તેવી નોંધ પણ છે. ઘાસ અને અનાજવાળાં ખેતરોમાંથી પોતાનો ખોરાક શોધી લે છે. બપોર સુધીમાં ખોરાક લઈ કાળિયારનો સમૂહ ત્રણ ચાર કલાકનો આરામ કરે છે. ત્યારબાદ સાંજ પડતાં ફરી ખોરાકની શોધમાં નીકળી પડે છે.

કાળિયારની સાંભળવાની અને સૂંઘવાની શક્તિ સામાન્ય કરતાં થોડી ઓછી છે. પરંતુ જોવાની દૃષ્ટિ અત્યંત શક્તિશાળી છે. વળી તે અત્યંત ઝડપથી દોડી શકે છે. ઘણીવાર ઊંચા કૂદકા મારી તબડક તબડક ઘોડાની જેમ એક રિધમથી દોડે છે ત્યારે એક સુંદર દૃશ્ય જોવા મળે છે. ટોળાનું માર્ગદર્શન મોટી ઉંમરનો - મેચ્યોર્ડ - કાળિયાર કરે છે. કહેવાય છે કે સામાન્ય રીતે તે સ્ત્રી વર્ગનો હોય છે.

કાળિયાર એક વર્ષનું થાય ત્યાં સુધી તેને શિંગડાં ઊગતાં નથી. બીજા વર્ષથી શિંગડાં ઊગવાં શરૂ થાય છે અને ત્રીજા વર્ષના અંત સુધીમાં પૂરેપૂરાં લાંબાં શિંગડાં ઊગી જાય છે. સ્ત્રી કાળિયારને શિંગડાં ઊગ્યાં હોય તેવું ભાગ્યે જ જોવા મળે છે. કાળિયારને પ્રજનન શક્તિ ૨૦ થી ૨૪ મહિનાની ઉંમરે આવે છે, તેનું વજન સામાન્ય રીતે ૪૦ થી ૪૪ કિલોગ્રામ હોય છે. ઉનાળામાં કાળિયારની ચામડીનો રંગ ઝાંખો થઈ જાય છે અને ચોમાસું પૂરું થતાં તેની ચામડી ઝગારા મારે છે. તેનાં સ્ક્રૂ જેવાં શિંગડાં ૨૦ થી ૨૫ ઈંચ લાંબાં હોય છે. બચ્ચાં નાનાં હોય ત્યારે કાળિયાર તેને સંતાડી રાખે છે.

# અતિસમૃધ્ધ 'હું'કારની કા-કથા

જગદીશચન્દ્ર ચ. પટેલ

કા કથા

ડૉ. પ્રવીણ દરજી આપણા સન્નિષ્ઠ અધ્યાપક અને કેળવણીકાર તો ખરા જ સર્જક-વિવેચક અને નિબધકાર તરીકે મોટા ગજાના સાહિત્યકાર છે એમના નવ જેટલા લલિત નિબંધોના સગ્રહો, બાર ચિંતનાત્મક નિબધોના અને બે પ્રવાસ નિબંધોના સંગ્રહોની આંતરશ્રી જોતાં, તેમને ધનજી કાનજી સુવર્ણચંદ્રક એનાયત થયો ત્યારે ડૉ. ધીરુભાઈ ઠાકરે કહ્યુ કે તેઓ કોઈ પણ વિષય ઉપર આસાનીથી નિબંધ સર્જી શકે છે તે બરાબર બધબેસતું જણાય છે

તેમના લલિત નિબધના સંગ્રહો - 'લીલાપુર્ણ , 'દર્ભાંકુર , ઘાસના ફૂલ', 'પરાગ', 'ગાતાં ઝરણાં', 'દદામિ તે ચક્ષુ ' નવી મુદ્રા લઈને આવ્યા. છેલ્લે પ્રકાશિત 'કા કથા મા તો સગ્રહની પ્રસ્તાવનામાંથી જ તેમના આગવા મિજાજનો પરિચય થવા લાગી જાય છે સગ્રહના નામકરણની ક્ષણો વચ્ચે મહાકવિ કાલિદાસની ચમત્કારિક મુલાકાત, 'કા કથા બાણસધાને'ની વાત આ ટૂંકી પ્રસ્તાવનાને પણ લલિત નિબંધની કક્ષાએ ખેંચી લાવે છે તેઓ કહે છે 'શર સાંધવાની વાત જ ક્યાં, ધનુષ્ય ટંકાર જ પૂરતો છે પેલો હુંકારનો રવ બધુ સંભાળીને નિર્વિઘ્ન કરી મૂકે બસ, આ 'હુ'કાર તો છે કા કથા ? કથા કેવી ? હું કાર, ઉપસ્થિતિ એ સ્વયકથા છે ' આગળ ચાલતાં કહે છે વાર્તાકાર, નવલકથાકારને કથામાં ભલે રસ રહ્યો હોય. નિબધકાર તો કા કથાનો પ્રશ્ન કરીને જ ઊભો રહે છે અનેક કથાઓ જન્માવી શકે તેવા તતુઓ, તેવા અંશો સાથે તે કામ પાર પાડે છે અને તે પણ જરા-તરા સ્પર્શથી, અલપઝલપથી.'

શ્રી પ્રવીણ દરજીની લલિત નિબંધના સર્જક તરીકેની ભોંય અહીં જોઈ શકાય છે એમનો 'હુ' અતિસમૃધ્ધ છે અને તે ભાવકને કવિતા, નવલકથા, વાર્તા કે નાટક જેવા સાહિત્ય સ્વરૂપોમાં તો ખેંચી જાય છે જ સાથોસાથ શૈશવલીલાથી લઈને તે સંબુધ્ધ લીલાઓની યાત્રા પણ કરાવતો રહે છે

'કા કથા'ના બત્રીસ નિબધોમા આવા અનેક વિશ્વો ઊઘડ્યા છે કેટલાંક સાવ અપરિચિત, કેટલાક અલ્પપરિચિત તો કેટલાક પરિચિત પણ ખરાં. પણ એ બધાંમા પેલો સત્વસભર 'હું' જ્યારે ઘૂમી વળે છે, આપણને ઘુમાવી લાવે છે ત્યારે સંવેદનાના નવા સ્પદનો રચાય છે અહીં ઓપેરા બુક', 'હોલ્ડરલીન અને માગશર', 'અનટાઈટલ્ડ', 'કન્સ્ટ્રક્શન અને ', 'ઈલ્યુઝન , 'નોંધો મારી નોંધો , 'હાન્સ ' તને વિદાય', 'પેરેડોક્સની મજા જ મજા' જેવી કૃતિઓ આ સદર્ભે તપાસવા જેવી છે 'ઓપેરા બુક'મા દેખીતા બાહ્યસ્તરની પડછે ઊંડું જીવનનાટક ઊઘડે છે દેશી નાટકમાં આવતી પક્તિઓ જેવી જ પંક્તિઓ નિબધકારની જ સરજત છે એ પક્તિએ પક્તિએ અનુ-આધુનિક જીવન સ્થિતિ સહજરૂપે પ્રત્યક્ષ થાય છે

ઋતુરંગ અને હૃદયરંગને હોલ્ડરલીન અને માગશર વડે જોતા, 'અનટાઈટલ્ડ'માં માત્ર નિહાળ્યુ તે નથી નિહાળવાથી ઘણુ વિશેષ છે એવું કહેતા, 'કન્સ્ટ્રક્શન અને મા રચવાની સાથે-સામે તૂટી રહેલુ જગતજોતા નિબધકારના 'હું'નું પરિભ્રમણ અત્ર-તત્ર-સર્વત્ર સમૃધ્ધ રહ્યું છે

'ઈલ્યુઝન મા ઈલ્યુઝનના લોભામણા ચહેરાઓ અને માનવીય વિવશતાને સાથે રાખીને નકરી વાસ્તવિકતાનું ચિત્રણ થયુ છે 'નોંધો મારી નોંધો'માં વાત નોંધોની છે પણ એ નોંધો પેલા 'હુ નાં સંખ્યાબધ રૂપોને અને એમ આપણી ફરતેના જગતને પ્રત્યક્ષ કરી આપે છે સર્જકની સંવેદનશીલતા અને વિદગ્ધતા બન્નેનો પાસ એ રચનાને સરસ રીતે બેઠો છે હાન્સને નિમિત્તે થયેલો સ્વૈરવિહાર નિબધકારને 'જાદુઈ પર્વત ક્યાં છે ? એવો પ્રશ્ન કરાવે છે અને પ્રેમતત્ત્વની શોધ આગળ આપણને ખડા કરી દે છે 'તપની જેવી કૃતિ સર્જકના મહાભારતના એક પાત્ર પરત્વેના નૂતન દૃષ્ટિકોણનો સમર્થ રીતે અનુભવ કરાવે છે સ્થળકાળને ભેદીને નિબધકારનું સચરણ ભાવકને પણ અનેક રીતે સીમા અતિક્રમણ કરાવી રહે છે સગ્રહની છેલ્લી ચાર રચનાઓમાં પ્રવાસ દર્શન, મનન-ધર્મ-સંસ્કૃતિ-મનુષ્ય એ સૌ એક સાથે ચાક લેતાં જણાય છે નિબધકારના 'હું'ની સજ્જતા કેવી ઊંડી-ઊંચી હોવી જોઈએ તેનાં દૃષ્ટાંતો આવા સમૃધ્ધ લલિત નિબંધોમાંથી મળી રહે છે પ્રવાસ નિબધ કેવો હોય તેના નમૂનારૂપ આ રચનાઓ લાગે છે

અહીં 'વૃષ્ટિ અને સૃષ્ટિ', 'ચંચલ... ચચલ', 'દોસ્ત-લીલાં પીળા પાંદડા કે અન્ય કેટલાક પ્રકૃતિ સવેદનના નિબધો પણ છે પણ તેનું શૈલી વિધાન સાવ અ રૂઢ છે પેલી પરિચિત મોં ભાગી નાખે તેવી મીઠાશ અહીં નથી. અહીં તો અંદરનો ઉછાળ છે, પ્રકૃતિ સાથેની અંદરની સગાઈનું સૂત્ર છે તેથી આવી રચનાઓ આસ્વાદ્ય બને છે અહીં તેમના સમૃધ્ધ વાંચનની પરિચાયક બનતી કેટલીક ઉત્તમ રચનાઓ પણ જોવા મળે છે જે રોઝાલિયા, વ્હિટમેન, એઝરા પાઉન્ડ, ટાગોર કે કાલિદાસ જેવા અનેક સર્જકોના મેળા વચ્ચે આપણને લાવી મૂકે છે 'મયૂરપિચ્છ શો સ્પર્શ , 'અદૃશ્ય હાથની રંગપૂરણી', 'પચેન્દ્રિયોનું સ્નાન', 'આ અમારુ રજવાડું , 'કોફી હાઉસમા વતન' વગેરે રચનાઓ વિસ્મય બોધ પાસે મૂકીને વતન, શૈશવ વગેરેનો નવાનકોરરૂપે અનુભવ કરાવે છે 'મકાનો-ગલીઓ-રસ્તાઓ' પણ એક સરસ રચના છે સર્જકની નિબધ રીતિ કેવાં કેવાં પરિમાણો ઊભા કરી શકે છે તે આ અને 'તને નિહાળી શકતો નથી' જેવી રચનાઓ વાંચતા સમજાય છે

સંગ્રહની પ્રત્યેક કૃતિ નીત ઈ આવી લાગે છે અહીં એની કા કથા - કથા કેવી ? એમ કહેવાનું મન થાય. એ કથાને એના તતુઓને ભાવકે ખુદે પામતા રહેવુ પડે અને તો જ તેનો મહિમા સમજાય. આ નિબધકાર એકાદ સંવેદન કે તંતુની આસપાસ ઊર્ણનાભની જેમ સર્જક તાર ગૂંથતા જાય છે એ તારમા તેમનું વાંચન-મનન-નિરીક્ષણ દર્શન-જીવન સાથેનો ઊંડો સબધ, તેમની સૌંદર્ય દૃષ્ટિ, તેમનામાંનો મુગ્ધ કવિ - રસિક હૃદય બધુ જ સહજ ભાવે પુષ્પદલની જેમ ઊઘડી આવે છે તેમની ગદ્યશૈલી પણ નોંધપાત્ર છે ગુજરાતી ગદ્યના આ અભ્યાસીએ તેમના નિબધોમાં ગદ્યની નવી છટાઓ દાખવી છે સંપન્ન ગદ્ય કેવુ હોય તેનો પરિચય કરાવ્યો છે તેઓ પોતે એક જગ્યાએ નિબધની શૈલી માટે લખતા કહે છે કે 'નિબધમાં શૈલી નહિ, શૈલીઓનો સમવાય હોય છે ' તેમનો આ અભિપ્રાય તેમની નિબંધશૈલીને પણ બરાબર લાગુ પડે છે કટાક્ષ-હાસ્યથી માંડી ચિંતન-મનન સુધી, વિસ્મયથી માંડીને તરલ લીલાઓ સુધી, તેમના ગદ્યની છટાઓ વિસ્તરે છે

શ્રી પ્રવીણ દરજીનો છેલ્લે પ્રગટ થયેલો આ નવમો સંગ્રહ કદાચ એમનો શ્રેષ્ઠ નિબંધ સંગ્રહ છે અહીંથી પસાર થતાં એક નોંખા જ સૌંદર્યલોકનો અનુભવ ભાવકને થયા વિના નહિ રહે

( કા કથા' - ડૉ. પ્રવીણ દરજી - લલિત નિબંધ, પૃ. ૧૬૮, રન્નાદે પ્રકાશન, ગાંધીરોડ અમદાવાદ ૧ મૂલ્ય રૂા. ૮૫)

■

મુકુન્દ પી. શાહ

**દર્શક ફાઉન્ડેશનના એવોર્ડ અપાયા**

તા. ૧૯મી જાન્યુઆરી ૨૦૦૮ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના રા. વિ. પાઠક સભાગૃહ ખાતે શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક' ફાઉન્ડેશનના ઉપક્રમે ફાઉન્ડેશનના પ્રમુખ બળવંતભાઈ ક. પારેખના અધ્યક્ષપદે અને ગાંધી વિચારના અભ્યાસી અને પૂર્વ અગ્રસચિવ પ્રવીણભાઈ ક. લહેરીના અતિથિવિશેષપદે યોજાયેલા સમારંભમાં સાહિત્ય માટેનો દર્શક ફાઉન્ડેશનનો એવોર્ડ ભોળાભાઈ પટેલને અને શિક્ષણ અને ગ્રામ પુનરુત્થાન માટેનો એવોર્ડ (રૂ. એક લાખ અને તામ્રપત્ર) સુજાતાબહેન શાહને અર્પણ કરાયો હતો. પ્રારંભમાં સંયોજક મનસુખ સલ્લાએ ભૂમિકા બાંધી હતી. સંચાલન પણ તેમણે જ કર્યું હતું. આ પ્રસંગે અધ્યક્ષ અને અતિથિવિશેષ ઉપરાંત રઘુવીર ચૌધરીએ બન્ને એવોર્ડ વિજેતાઓ તથા દર્શક ફાઉન્ડેશનની વાત કરી. આભારદર્શન પ્રકાશ ન. શાહે કર્યું હતું.

ભોળાભાઈ પટેલ અને સુજાતાબહેને પ્રતિભાવ આપ્યો હતો. ભોળાભાઈ પટેલનો પરિચય ડૉ. પ્રવીણ દરજીએ અને સુજાતાબહેનનો પરિચય સ્વાતિ દેસાઈએ આપ્યો હતો. આ પ્રસંગે બળવંતભાઈ પારેખે ભોળાભાઈના પુસ્તક 'ભાવવિશેષ'નું વિમોચન કર્યું હતું.

**ઉર્દૂ સાહિત્યમાં પ્રદાન બદલ પ્રો. અલવીને આંતરરાષ્ટ્રીય એવોર્ડ**

ઉર્દૂ સાહિત્યના વિવેચનમાં મહત્ત્વનું પ્રદાન કરનાર પ્રો. વારીસ અલવીને કતારની દોહા સ્થિત સંસ્થા 'મજલિસ ફરોગ એ ઉર્દૂ' દ્વારા 'આલમી ફરોગ એ ઉર્દૂ અરબ ૨૦૦૮' એવોર્ડ એનાયત કરાશે. ઉર્દૂ ભાષા સાહિત્ય ક્ષેત્રે અપાતો આ પ્રતિષ્ઠિત એવોર્ડ છે. અમદાવાદમાં આસ્ટોડિયા વિસ્તારમાં રહેતા ૮૦ વર્ષના પ્રો. અલવીએ ઉર્દૂ સાહિત્યમાં વિવેચનક્ષેત્રે કરેલા અમૂલ્ય પ્રદાન બદલ તેમને આ લાઈફ ટાઈમ અચીવમેન્ટ એવોર્ડ જાહેર કરવામાં આવ્યો છે.

**અરૂણા જાડેજાને અર્પણ થયેલ ગોપાળરાવ વિધ્વાંસ સ્મૃતિ પુરસ્કાર**

તા. ૨૮ થી ૩૦ ડિસે. દરમ્યાન વડોદરા ખાતે યોજાયેલ મરાઠી વાઙ્મય પરિષદના ૬૨મા અધિવેશનમાં અનુવાદ વિભાગ માટે પુ. લ. દેશપાંડેના ચૂંટેલા લેખોના 'પુલકિત' નામે અરૂણા જાડેજાએ કરેલા ગુજરાતી અનુવાદના પુસ્તકને ગોપાળરાવ વિધ્વાંસ પુરસ્કારથી સન્માનિત કરાયું. અરૂણાબહેનને આ પુરસ્કાર મરાઠી ભાષાના જાણીતા નાટ્યવિદ્ સુરેશ ખરેના હસ્તે અર્પણ કરાયો હતો.

**મોહન દાંડીકરને સાહિત્ય અકાદમી એવોર્ડ**

કેન્દ્રની સાહિત્ય અકાદમી તરફથી ગિરિરાજ કિશોરની નવલકથા 'પહેલાં ગિરિમીરિયાં'નો ગુજરાતી ભાષામાં મોહન દાંડીકરે કરેલ અનુવાદ બદલ તેમને ૨૦૦૭નો એવોર્ડ આપવાનો નિર્ણય કરાયો છે.

**સુંદરમ્ જન્મશતાબ્દી વંદના**

પ્રેમાનંદ સાહિત્ય સભા, વડોદરા દ્વારા યોજાયેલા 'સુંદરમ્ જન્મશતાબ્દી વંદના' કાર્યક્રમનું શિક્ષણવિદ્ સાહિત્યાનુરાગી ડૉ. પ્રતાપ પંડ્યાએ દીપ પ્રગટાવી ઉદ્ઘાટન કર્યું હતું. આ પ્રસંગે ડૉ. પ્રવીણ દરજીની અધ્યક્ષતામાં મળેલી પ્રથમ બેઠકમાં 'વસુધા' અને 'યાત્રા'ની કવિતા વિશે ડૉ. વિરંચિ ત્રિવેદીએ; 'ખોલકી અને ઉન્નયન'ની વાર્તાઓ વિશે ડૉ. ગુણવંત વ્યાસે અને સુંદરમ્‌નું 'દક્ષિણાયન' વિશે શ્રી સતીશ ડણાકે વક્તવ્ય આપ્યાં હતાં. ડૉ. લવકુમાર દેસાઈના અધ્યક્ષસ્થાને મળેલી બીજી બેઠકમાં 'અધ્યાત્મસિંચન : સુંદરમ્‌નો કાવ્યવિશેષ' વિશે ડૉ. દીપક પંડ્યાએ, 'સૂક્ષ્મ અને સર્વગ્રાહી : સુંદરમ્‌નું વિવેચન' વિશે ડૉ. ભરત મહેતાએ અને 'અનુવાદક સુંદરમ્' વિશે ડૉ. લવકુમાર દેસાઈએ વક્તવ્યો આપ્યાં હતાં. આરંભમાં પ્રમુખ ચંદ્રકાન્ત રાવે આવકાર પ્રવચન કર્યું હતું. અંતે ડૉ. વિરંચિ ત્રિવેદીએ આભાર માન્યો હતો.

**સુન્દરમ્ જન્મ-શતાબ્દી મહોત્સવ**

તા. ૫ અને ૬ જાન્યુઆરીના રોજ અક્ષરા-વડોદરા, ગુજરાત સાહિત્ય અકાદમી અને મ. સ. યુનિ.ના ગુજરાતી વિભાગના ઉપક્રમે વડોદરામાં કવિ ઉશનસ્‌ના અધ્યક્ષપદે યોજાયેલ 'કવિ સુંદરમ્' શતાબ્દી મહોત્સવ પ્રસંગે સુધા પંડ્યા અને મફત ઓઝા સંપાદિત 'શબ્દયોગ' અને સુધા પંડ્યા સંપાદિત 'સુંદરમ્‌નાં ગીતો'નું વિમોચન ઉશનસે કર્યું હતું. મહોત્સવનું ઉદ્‌ઘાટન લંડન નિવાસી કવિ ડાહ્યાભાઈ પટેલે અને પૂર્વ સાંસદ મનુભાઈ પટેલે કર્યું હતું. ભૂમિકા સુધાબહેને બાંધી હતી.

આ પ્રસંગે સુંદરમ્‌ની કવિતા વિષયક બેઠકમાં અધ્યક્ષસ્થાનેથી સિતાંશુ યશશ્ચંદ્ર ઉપરાંત હરિકૃષ્ણ પાઠક, જયદેવ શુક્લ અને પરમ પાઠકે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

બીજી બેઠકના અધ્યક્ષ હતા - ઉશનસ્. વિષય હતો 'સુંદરમ્‌ની ટૂંકી વાર્તા'. વક્તાઓ હતા મણિલાલ પટેલ, રમણ સોની, શરીફા વીજળીવાળા. તૃતીય બેઠકના અધ્યક્ષ હતા ચન્દ્રકાન્ત ટોપીવાળા. વક્તાઓ હતા શિરીષ પંચાલ, સતીશ વ્યાસ અને રાજેશ પંડ્યા. સંચાલકો હતા ઉર્વી તેવાર, પન્ના ત્રિવેદી અને ભરત મહેતા. સમાપન જયેશ ભોગાયતાએ કર્યું હતું.

**ગુજરાત ૨૦૦૮ : સાહિત્યકારોનું દાયિત્વ**

તા. ૨૯મી ડિસેમ્બરના રોજ ગાંધીનગર સાહિત્યસભા, વાચક મંડળ અને 'અધિકાર' સંસ્થાના સંયુક્ત ઉપક્રમે ગાંધીનગર ખાતે 'ગુજરાત ૨૦૦૮ : સાહિત્યકારોનું દાયિત્વ' વિષય પર યોજાયેલા વાર્તાલાપમાં 'નિરીક્ષક'ના તંત્રી પ્રકાશ ન. શાહ અને 'ઓપનિયિન'ના તંત્રી વિપુલ કલ્યાણીએ પોતાનાં મંતવ્યો જણાવ્યાં હતાં. તેમનો પરિચય 'અધિકાર' સંસ્થાના ચંદુ મહેરિયાએ આપ્યો હતો. સ્વાગત ગાંધીનગર સાહિત્યસભાના પ્રમુખ બળવંતભાઈ પટેલે કર્યું હતું. જ્યારે સંચાલન અને આભારદર્શન ગાંધીનગર સાહિત્ય સભાના ઉપપ્રમુખ ભાનુપ્રસાદ પુરાણીએ કર્યું હતું.

**અવિનાશ પારેખના ગઝલસંગ્રહનું વિમોચન**

તા. ૨૨મી ડિસેમ્બરે ભારતીય વિદ્યાભવન ચોપાટી, મુંબઈ ખાતે ઈમેજ પબ્લિકેશનના ઉપક્રમે યોજાયેલ કવિ અવિનાશ પારેખના પ્રથમ કાવ્યસંગ્રહ 'ઋણાનુબંધ'નું વિમોચન ગુજરાતી કવિતાના ચાહક મંગેશ પાડગાંવકરે કર્યું હતું. આ પ્રસંગે ડૉ. સુરેશ દલાલ અને સુરેશ ઠાકરે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. સંચાલન અંકિત ત્રિવેદીનું હતું. અવિનાશ પારેખે પોતાનો પ્રતિભાવ આપ્યો હતો. આ પ્રસંગે સિતાંશુ યશશ્ચંદ્રે પોતાનાં નિરીક્ષણો રજૂ કર્યાં હતાં તથા નૌશિલ મહેતાના દિગ્દર્શનમાં કાવ્યસંગ્રહ પર આધારિત નાટ્ય પ્રસંગ રજૂ કરવામાં આવ્યો હતો.

**મોતીભાઈ અમીનની જન્મજયંતી**

ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરાના ઉપક્રમે પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રણેતા મોતીભાઈ અમીનની ૧૩૫મી જન્મજયંતી ઉજવવામાં આવી હતી. મ. સ. યુનિ., વડોદરાના કુલપતિ ડૉ. મનોજ સોની, વિશ્વ ગુજરાતી સમાજના મંત્રી સવજીભાઈ વેકરિયા અને ધીરૂભાઈ ડોલરિયાના મુખ્ય મહેમાનપદે યોજાયેલા આ કાર્યક્રમમાં ગુજરાત પુસ્તકાલય મંડળના પ્રમુખ ડૉ. પ્રતાપ પંડ્યાના પુસ્તક 'સો ડગલાં સુખનાં'નું લોકાર્પણ કરવામાં આવ્યું હતું. પુસ્તકનો રસાસ્વાદ સતીશ ડણાકે કરાવ્યો હતો.

**તુલનાત્મક ભારતીય સાહિત્ય**

તા. ૧૨ અને ૧૩ જાન્યુઆરીએ ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'તુલનાત્મક ભારતીય સાહિત્ય' વિષય પર પરિસંવાદ યોજાયો હતો. ભૂમિકા રતિલાલ બોરીસાગરે બાંધી હતી અને સંચાલન અનિલા દલાલે કર્યું હતું. મુખ્ય વક્તવ્ય નિરંજન ભગતે, પ્રાસંગિક વક્તવ્ય અકાદમીના મહામાત્ર વી. વી. પંડિતે, અધ્યક્ષીય પ્રવચન ભોળાભાઈ પટેલે આપ્યું હતું. પ્રથમ બેઠકનો વિષય હતો ભારતીય નવલકથા/આત્મકથા. આ બેઠકમાં રઘુવીર

સરસ્વતીચંદ્ર અને ગોરા વિશે મહાવીરસિંહ ચૌહાણે ઉપરવાસ ત્રયી અને મૈલા આંચલ વિશે, ચંદુ મહેરિયાએ 'બલુન અને 'ચોરનું ફૂલ વિશે વક્તવ્યો આપ્યા હતાં. અધ્યક્ષસ્થાનેથી કુમારપાળ દેસાઈએ સમાપન કર્યું હતું. આ બેઠકના સંયોજક રમેશ ર. દવેએ ભૂમિકા બાંધી હતી.

બીજી બેઠકનો વિષય હતો 'ભારતીય નવલકથામાં પ્રગટતી નારીચેતનાની તુલના' અધ્યક્ષ હતાં અનિલા દલાલ. ઉર્વી તેવારે આવાં વિશે, પ્રસાદ બ્રહ્મભટ્ટે હજાર ચુરાશીરમાં વિશે દર્શના ત્રિવેદીએ that long silence વિશે ઈલા નાયકે બત્રીસ પૂતળીની વેદના વિશે વક્તવ્યો આપ્યાં હતા. સંયોજક હતાં પારુલ દેસાઈ.

તા. ૧૩મીના ત્રીજી બેઠકમા દષ્ટિ પટેલે 'માનવીની ભવાઈ (પન્નાલાલની અને ઉપેન્દ્ર ત્રિવેદીની) વિશે પરેશ નાયકે કથાનું વાસ્તવ, સાહિત્યિક અને સિનેમેટિક વિશે વક્તવ્યો આપ્યા હતાં. અધ્યક્ષસ્થાનેથી ચંદ્રકાન્ત ટોપીવાળાએ અધ્યક્ષીય પ્રવચન આપ્યુ હતું અને સમાપન કર્યું હતું સંયોજક હતા રાજેન્દ્ર પટેલ.

ચોથી અંતિમ બેઠકનો વિષય હતો 'ભારતીય કવિતા નાટક

આ બેઠકમા ભોળાભાઈ પટેલે 'પ્રાચીના અને રવીન્દ્રનાથનાં સંવાદ કાવ્યો વિશે ભરત દવેએ અંધાયુગ અને 'પરિત્રાણ વિશે પ્રવચન આપ્યું હતુ અધ્યક્ષસ્થાનેથી ધીરુ પરીખે અખો અને કબીર વિશે પ્રવચન આપ્યું હતું તથા સમાપન કર્યું હતું સંયોજક હતા ભારતી ર. દવે.

**ઈંદોરમાં ડૉ. કેશુભાઈ દેસાઈનો વાર્તાલાપ**

તા. ૨૨મી ડિસેમ્બરના રોજ મહાત્મા ગાંધી સ્થાપિત મધ્ય ભારત હિંદી સાહિત્ય સમિતિના ઉપક્રમે ઈંદોર ખાતે ડા. કેશુભાઈ દેસાઈએ એકવીસમી સદીમા ભારતીય ભાષાઓ ઉપર સંકટ વિશે અભ્યસનીય વક્તવ્ય આપ્યુ હતું આયોજન સમિતિના મંત્રી શર્માજીએ કર્યું હતું.

**આદિવાસી ભાષા-સાહિત્ય-સંસ્કૃતિ પર આંતરરાષ્ટ્રીય પરિસંવાદ**

તા. ૨ થી ૫ જાન્યુઆરી, ૨૦૦૮ના રોજ ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલા કેન્દ્ર દિલ્હી ખાતે યુરોપિયન એસોસિએશન ફોર કોમન વેલ્થના સહયોગથી ભાષા કેન્દ્ર વડોદરાએ આદિવાસી ભાષા, સાહિત્ય, સંસ્કૃતિ અને ઈતિહાસ પર આંતરરાષ્ટ્રીય પરિસંવાદનું આયોજન કર્યું હતુ. ગુજરાતમાંથી એક બેઠકના અધ્યક્ષસ્થાનેથી ડૉ. ભગવાનદાસ પટેલે ભીલ એપિક્સ ઓફ ગુજરાત વિષય પર બીજ ભાષણ આપ્યું હતું

નૂતન બાલશિક્ષણ સંઘની વડોદરા શાખા દ્વારા તા. ૨૮ થી ૩૦ ડિસેમ્બર દરમિયાન નાનેરા બાળકોના રાહબર શિક્ષિકા-શિક્ષકો માટે મુનિ આશ્રમ, ગોરજ ખાતે આનંદ પ્રવૃત્તિ કાર્યશિબિર નું આયોજન કરાયું હતું. સમસ્ત ગુજરાતમાંથી આવેલાં બહેનો-ભાઈઓ સાથે બાળવાર્તા, પરીકથા, વિજ્ઞાનવાર્તા, બાળગીત, વાર્તાકથનની પધ્ધતિઓ વગેરે વિષયો પર જાણીતા બાળસાહિત્યકારો યશવન્ત મહેતા અને રક્ષાબેન દવેએ જાણકારી અને અનુભવોની આપલે કરી હતી. સંઘના મંત્રી જયંત શુક્લ, સહમંત્રીઓ રચના પાઠક તથા જનાર્દન દેશી, કાર્યાલય મંત્રી મનીષા રાણા વગેરેએ તથા મુનિ આશ્રમનાં દક્ષાબેને કાર્યશિબિરને અર્થપૂર્ણ બનાવવામાં મોટો ફાળો આપ્યો હતો.

**'રામકથા નું દશ્ય-શ્રાવ્યકરણ**

ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલાકેન્દ્ર નવી દિલ્હીએ ભારતભરના આદિવાસીઓમાં પરંપરાથી પ્રચલિત રામકથાને સંરક્ષવા અને અભ્યાસનો વિષય બનાવવાના હેતુથી દશ્ય-શ્રાવ્યકરણ કરવાનો નિર્ણય લીધો છે આના ઉપક્રમે ડા ભગવાનદાસ પટેલ સંશોધિત-સંપાદિત રોમ-સીતમા ની વાર્તાનું દશ્ય-શ્રાવ્યકરણ કરવામા આવ્યુ છે

■

## પ્રતિભાવ

**'ઉદ્દેશ ઓક્ટોબર ૨૦૦૭**

ઉદ્દેશ ઓક્ટોબર ૨૦૦૭ના અંકમાંના પ્રવેશ-લેખ (આપણે કેટલા વિનયી છીએ ?)માં પૃષ્ઠ ૮૬ ઉપર, 'મુંબાઈની કુલ ૧૪ કરોડ જેટલી વસ્તીના પ્રમાણમાં જોવા જતાં, હજુ ય સાડા ચાર કરોડ શિષ્ટ વ્યક્તિઓ આપણી વચ્ચે, એ શહેરમા વસે છે એ નાની સૂની વાત ન કહેવાય.

આવુ વાક્ય જોવા મળે છે તેમાં કોઈ હકીકત દોષ હોય તેવુ નથી જણાતું ? મુંબાઈની વસ્તી ૧૪ કરોડ કેવી રીતે સંભવે છે ?

દ્વિધા થાય છે તમારી ચોકસાઈ પરત્વે શંકા કરવાનું પણ ગમે તો નહિ. કોઈકવાર સ્પષ્ટતા કરશો તો વાચકોને લાભ જ થશે.

અમદાવાદ, ૩૦-૧૨-૦૭ — વિજયશીલચન્દ્રસૂરિ

મારી ભૂલ થઈ છે

'Global Courtesy Test ના મૂળ આંકડાઓ જોતાં એમાં મુંબાઈની કુલ વસ્તી ૧૪ મિલિયન લખી છે એટલે કે તે ૧.૪ કરોડ કહેવાય. અને એ હિસાબે મુંબાઈની વસ્તી ૧.૪ કરોડ અને એમાં ૪૫ લાખ શિષ્ટ વ્યક્તિઓ એમ લખાવું જોઈતું હતું. ધ્યાન દોરવા બદલ આભાર. — તંત્રી

**'ઉદ્દેશ ડિસેમ્બર ૨૦૦૭**

'ઉદ્દેશ ડિસેમ્બર ૨૦૦૭ના અંકમાં શ્રી સુરેશ હ. જોષીની અગ્રન્થસ્થ કૃતિઓ 'એતદ્ ના વિશેષાંક 'વિદ્રોહના ચહેરા વિશે ગ્રંથ ગરિમા'મા (પૃ. ૨૩૧) લખતાં એવું લખાયુ છે કે 'મનીષાના પ્રકાશનને આવકારતાં ઉમાશંકરે મનીષાને લાજવાબ કહ્યું હતું એવું કિશોર વ્યાસનું તથાપિ સપ્ટે.-નવે. ૨૦૦૫માં પ્રગટ થયેલુ કથન છપાયું છે પણ *વિગત લેખે એટલું નોંધવું જોઈએ કે 'મનીષા ને આવકારતાં ઉમાશંકરે 'સંસ્કૃતિ'ની એમની નોંધમાં* 'લાજવાબ શબ્દનો ક્યાંય ઉપયોગ કર્યો જણાતો નથી ! એ સંદર્ભ વગર પણ 'મનીષા ની ઉપલબ્ધિની વાત થઈ જ શકી હોત...

આ અંગે પ્રતિભાવ આપતા **શ્રી કિશોર વ્યાસ** (૨૬ ડિસેમ્બર ૨૦૦૭) લખે છે કે 'મનીષાને આવકારતા ઉમાશંકરે એને 'લાજવાબ કહેલું એ ચોક્કસ (જુઓ સુરેશ જોષીથી સુરેશ જોષી ડા. સુમન શાહ, પૃ. ૫૭૮. બી. આ. ડિસેમ્બર ૨૦૦૦) *ભાઈ ! ઉમાશંકર કંઈ એકલા 'સંસ્કૃતિ'માં જ થોડા લખતા હતા ?* એથી આ શબ્દનો ઉપયોગ પૂરી સભાનતાથી કર્યો છે એ તરફ આપનું ધ્યાન દોરું છું

શ્રી કિશોરભાઈની આ વાત સાચી છે ડૉ. સુમન શાહ ઉપરના સંદર્ભે નોંધે છે 'ઉમાશંકરે માસિક 'મનીષા ને 'લાજવાબ કહેલું અને તેના દીર્ઘાયુષ્ય માટે સૌને ગ્રાહકો બનવાની અપીલ કરેલી...

'એતદ્ ના અંકમાં શ્રી કિશોરભાઈનું કથન (પૃ. ૧૫૮) ડા. સુમન શાહના શોધ પ્રબન્ધના આ સન્દર્ભ વગર મૂકાયેલું હોવાથી અને સામે જ પાને પૃ. ૧૫૯ ઉપર આલ્બેર કામૂ વિશેના સુરેશભાઈના લેખનો ઉમાશંકરનો પ્રતિભાવ સંસ્કૃતિ ના સંદર્ભ સાથે, 'લાજવાબ મનીષા એ શીર્ષક હેઠળ મૂકાયો હોઈ વધુ વિગત માટે 'સંસ્કૃતિ ને જ જોવાનું બનેલું ને એમ લખેલું. — તંત્રી

**'ઉદ્દેશ જાન્યુઆરી ૨૦૦૮**

ઉદ્દેશ જાન્યુઆરી ૨૦૦૮ના અંકમાં પ્રગટ થયેલ શ્રી ઉત્પલ રામચન્દ્ર પટેલના લેખ ગુજરાતી ટૂંકી વાર્તાની ગતિ-રીતિ'માં કેટલાક વાર્તાકારોના નામનો ઉલ્લેખ નહિ થયો હોવાનું કેટલાક વાચકો અને એક લેખક મિત્રે ધ્યાન દોર્યું છે શ્રી કેશુભાઈ

આકાશવાણી પરથી પ્રસારિત થતી રહે છે અધ્યર્ધ, ખેવના, શબ્દ સૃષ્ટિ, અખંડઆનંદ, હયાતી, નવચેતન, ચિત્રલેખાથી લઈ સાધના કે સતીશ ડણાકના 'જલારામ દીપ'માં પણ મારી ટૂંકી વાર્તાઓ વરસોવરસ પ્રગટ થતી રહી છે મારી ટૂંકી વાર્તાઓના સંગ્રહ ઝરમરતા ચહેરા ની પ્રસ્તાવના શ્રી રઘુવીર ચૌધરીએ લખી છે એને સરોજ પાઠક પારિતોષિક પણ મળ્યું છે...

ઉલ્લેખ પણ મારી કાચી નોંધમાં હોવા છતા લેખમાં છૂટી ગયો છે...

*આવા પ્રકારના લેખોમાં આ સહજ છે લેખમાં મુખ્ય પ્રયોજન ગુજરાતી ટૂંકી વાર્તાની ગતિ-રીતિ આલેખવાનું છે* — તંત્રી



શ્રી સુન્દરમ્‌ની જન્મ શતાબ્દી વર્ષે
એમના તંત્રીપદે પ્રગટ થતા રહેલા શ્રી અરવિન્દના જીવનદર્શનનું અનુશીલન કરતા
ત્રૈમાસિક **'દક્ષિણા'**ના વર્ષ ૧૯૪૭ અને વર્ષ ૧૯૪૮ના અંકો 'ઉદ્દેશ'ની વેબસાઈટ
www.uddesh.org પર મુકાયા છે. 'હોમ પેજ' ઉપર જમણી બાજુએ આવેલા
'દક્ષિણા'ના આઈકનને ક્લીક કરવાથી તે જોઈ શકાશે.



**'ઉદ્દેશ' માર્ચ ૨૦૦૮નો અંક શ્રી સુન્દરમ્ સ્મૃતિ વિશેષ.**



લવાજમ ભરવું

એટલે

એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



**જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**

**અભિજિત વ્યાસ :** 'ગુલાબકુંજ', રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧ **ઉશનસ્ :** લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **ડૉ. વારિસ અલવી :** ૧૫૦, સૈયદવાડા, આસ્ટોડિયા, અમદાવાદ - ૩૮૦૦૦૧ **શરીફા વીજળીવાળા :** ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **પ્રજ્ઞા વશી :** સી-૧૪, મુકતાનંદ નગર, અડાજણ બીજ સર્કલ પાસે, સુરત - ૩૯૫૦૦૯ **ભાનુપ્રસાદ પંડ્યા :** ૨૪/એ, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હોસ્પિટલ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **નલિન રાવળ :** ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪ **ઉર્વીશ વસાવડા :** ચિત્તાખાના ચોક, ફીલીપ્સ હોટલ પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧ **(લલિત ત્રિવેદી) ફોરમ/મીનાક્ષી/અશ્વિન ચંદારાણા :** એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા - ૩૯૦૦૨૩ **પ્રસાદ બ્રહ્મભટ્ટ :** ૧૨, રીડર્સ રો હાઉસીસ, ગુજરાત યુનિ. કેમ્પસ, અમદાવાદ - ૩૮૦૦૦૯ **દુષ્યંત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **રઘુવીર ચૌધરી :** એ-૬, પૂર્ણેશ્વર એપાર્ટમેન્ટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૦૯ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **હેમેન્દ્ર એ. શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪

**ડૉ. જગદીશચંદ્ર ચ. પટેલ :** એચ. પી. આર્ટ્સ - કોમર્સ કોલેજ, તલોદ, જિ. સાબરકાંઠા **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) February 2008 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd. 9 on 15th of every month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008



## ઍંધાણી

સૃષ્ટિપથો સૌ ખડકાયલા આ
વંકી ધરા ને વનકંટકોથી;
પથે જતાં એ ગૂંચવાઈ જાતાં
ભમી-ભમી ઠોકર વેઠવાની !

અંધારઘેરી જગ-વીથિકામાં
ગાઢા તિમિસ્રે નયનો છવાતાં,
દીપો જલાવી પથ કાપવાના
ને ધૈર્ય ધારી પગ નાખવાના

ઘેરાય નૌકા ભવસાગરે આ
કે વાયુ ઘૂમે અતિ ભીતિકારી
એવા જગે આ ભર જિંદગાની
ગુજારવાની દૃઢ ધૈર્ય ધારી

આયુષ્યવાટે પગ મૂકવાના
આંકી જવાને નવ-રંગ-રેખા !

રમણભાઈ બી. પટેલ
કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'માંથી








સર્વભાષા સરસ્વતી

# ઉદ્દેશ

માર્ચ ૨૦૦૮

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
રમણલાલ જોશી

વર્ષ અઢારમું : અંક : ૮



સુન્દરમ્
(૨૨ માર્ચ ૧૯૦૮ - ૧૩ જાન્યુઆરી ૧૯૯૧)



૨૧૦

www. uddesh.org

# ઉદ્દેશ


વર્ષ અઢારમું | અંક આઠમો | સળંગ અંક ૨૧૦


## અનુક્રમ માર્ચ ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ' ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થવા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦, વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉ. ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૫૦ પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ' નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું


'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
C/o. પ્રબોધ ર. જોશી,
'Serene' સેક્ટર બી ૨૭ સર્વિંગ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૯.૦૦ પછી)


- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

1. વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯ ૨૬૮૭ ૦૭૯૯
2. સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૮૧૮
3. મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨
4. ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬
5. થીઓએસિસ શૉપ, જી-એફ ૧૦-૧૧ હાર્મની કોમ્પ્લેક્સ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ડી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૯૬૨ email theoas sshop@yahoo.co.in
6. પીયૂષ મેગેઝિન વર્લ્ડ એફ/૮ પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૪૮૮૭૭૮


આદ્યતંત્રી રમણલાલ જોશી | તંત્રી પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨ અચલાયતન સોસાયટી, સન્ત ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ ૬ ફોન ૨૬૫૬૦૫૦૪ ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી આફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

માર્ચ ૨૦૦૮



૨૧૦

53695

## એ મંગલ શબ્દ

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો !<br>
શતાબ્દીઓનાં ચિર શાંત ઘુમ્મટો<br>
ગજાવતો ચેતનમંત્ર આવતો... !

શ્રી સુન્દરમ્‌ની જન્મશતાબ્દીના આ વર્ષમાં એમને યાદ કરતાં, શ્રી ઉમાશંકર જોશીની આ પંક્તિઓ મુખર થાય છે. સૌએ એમને પ્રેમથી સંભાર્યા. પણ એ ભૂલાયા પણ ક્યારે હતા? ન અહીં હતા ત્યારે, ન પૉંડિચેરી ગયા ત્યારે કે ન તો એમનો ૧૩ જાન્યુઆરી ૧૯૯૧માં દેહવિલય થયો ત્યારે કે એ પછી... સુન્દરમ્ સતત આપણી ચેતનામાં રહ્યા છે કહો કે, આપણી સાહિત્યિક ચેતનાનું એક અંગ બની રહ્યા છે.

સુન્દરમ્ અને ઉમાશંકર બન્નેને દૂરથી, ક્યારેક નજીકથી જોવાની, સમજવાની પિતાશ્રીને કારણે સાંપડેલી તક એ મારી ચિરંજીવ સ્મૃતિ છે. તેઓ કહેતા કે એ બન્નેમાં વ્યક્તિ તત્ત્વ (એની બધી વિલક્ષણતાઓ સમેત) એટલું તો ઉદાત્ત હતું કે એમના સર્જનની હારોહાર ચાલે કે હોડમાં પણ ઉતરે ! ગાંધીજીનો પ્રભાવ તો હશે જ, એ આખા યુગનો અને *યુગપ્રવર્તક પરિબળોનો પણ... અત્યારે તો એવું ઓછું રહ્યું. ઉત્તમ લખી શકનારનું વ્યક્તિત્વ* સામાન્ય વ્યવહારોમાં ક્યાંક વિંખાઈ, પિંખાઈ ગયું હોવાતું જોવાય ત્યારે આશ્ચર્યની સાથે એ આદર્શનું પણ સ્મરણ થઈ આવે.

એટલે, મે ૨૦૦૭માં જન્મશતાબ્દી વર્ષના આરંભના મહિનાઓમાં સુન્દરમ્‌ને લઈને 'ઉદ્દેશ'નું વિશેષાંગ થઈ ગયું ત્યારથી પૂર્ણાહુતિ પ્રસંગે એક વિચાર - એમના પરિચયમાંથી ઊભરતા એમના વ્યક્તિત્વને કેન્દ્રમાં રાખી એ સૌરભ ઝિલવાનો પ્રયત્ન કરવાનો થયેલો. એ વિચાર પાછળ એમના સાહિત્ય વિષે ઘણું ઘણું લખાયું છે, લખાયા કરે છે અને ત્યારે ક્યારેક સહજ પુનરુક્તિ પણ થયા કરે છે એવું નજરમાં આવેલું એ ય ખરું. સાથોસાથ એમણે આત્મકથનાત્મક ક્યારેક ક્યારેક જ લખ્યું છે એટલે એમનો જીવન-સ્પર્શ એમના સમ્પર્કમાં મૂકાયેલાઓ દ્વારા હજુ વધારે પ્રગટે એવી એષણા ય ખરી.

આ વિચાર છેલ્લા એક-બે મહિનામાં જ સક્રિય થઈ શક્યો. છતાં, ટૂંકા સમયમાં ઠીક ઠીક આવી મળ્યું. કેટલાકે પ્રામાણિકતાથી સ્મૃતિ ઉપર મદાર રાખવાને બદલે બીજી રીતે લખવા ઈચ્છ્યું. દરમિયાનમાં એમના સાહિત્યને કેન્દ્રમાં રાખી લખાયેલા કેટલાક સરસ લેખ સ્વતઃ મળ્યા. એમાં પેલો વિચાર મૂર્તિમંત થતો ન પણ જણાય છતાં એ બધાંમાંથી પ્રગટતા સુન્દરમે પૂર્વ-આગ્રહના પ્રારંભિક કિનારા છોડાવ્યા...

શ્રી ધનવતીએ સુન્દરમ્‌નાં કાવ્યોનો કરેલો અનુવાદ Selected Poems of Sundaram માં મળ્યા પછી એમની પાસેથી બીજા કેટલાંક કાવ્યોનો એવો જ સરસ અનુવાદ મળે એવું મનમાં હતું એમને વિનતીરૂપ કેટલાંક સૂચનો કર્યાં અને એ પણ થયું એમાથી કેટલાક કાવ્યોના અનુવાદો મળી આવ્યા.

સુન્દરમ્‌ની પત્ર-સપદા અગાધ છે એમાથી પસાર થવાનું શ્રી સુધાબહેનને કારણે શક્ય બન્યુ જેમ એમણે અસંખ્ય પત્રો લખ્યા એટલા જ એમને પણ મળ્યા વ્યક્તિ વિશેષોના આવા સવાદમા ઉભયનુ વ્યક્તિત્વ ઊભરતું હોય છે જો કે પત્રસાહિત્યનું સપાદન અને એ આખો વિષય અલગ માવજત માગી લે છે ઘણા વર્ષો પૂર્વે તા.૩ ૨ ૧૯૬૮ના એક પત્રમાં સુન્દરમે રમણલાલ જોશીને લખેલુ બીજી વસ્તુ પણ કરી લેવા જેવી છે તે શ્રી ઉમાશકરના મારા પરના પત્રો એ વિષે મેં લખેલુ તેમણે પણ તે છાપવાની ઈચ્છા જણાવી છે તમે તેના સપાદનમા કાઈ મદદ કરવાના હો તો તમને જ મોકલીશ સુરખી જેવુ થોડુંક એમાથી આપી શકાયુ છે સુન્દરમ્‌ના જન્મશતાબ્દી વર્ષે એમા કંઈક ગતિ કરી શક્યાનો સતોષ અને આનંદ છે

સ્વાતત્ર્ય સગ્રામ દરમિયાનના વર્ષોમાં ૧૯૩૨ ૧૯૩૪મા વિસાપુર અને સાબરમતીની જેલમાં એમણે લખેલી નોટ્સમાં પણ ઘણુ સારવી લેવા જેવુ પડ્યુ છે એક અશ અહીં આપ્યો છે

સુન્દરમ્‌ની સર્જન પ્રવૃત્તિનો આખો પટ વિશાળ છે સાધનાની સમાતર એ ય એટલી જ ગતિથી ચાલતી રહી, સાહિત્યના ઘણા ઘણા લગભગ બધા પ્રકારોમાં એ વહી અને એમાથી આપણને પારાવાર મળ્યુ, એમાથી ઘણુ બધું પ્રકાશનમા આવ્યું અને સુધાબહેનની સક્રિયતાથી હજુ આવતુ જાય છે એમણે આ કાર્ય પિતૃતર્પણના એક મોટા સાહિત્ય યજ્ઞ સ્વરૂપે હાથમા લીધુ છે અને એના સુ-ફળ એક પછી એક આપણને મળી રહ્યા છે

જો કે એમનું collected works જેવુ મોટા ગજાનું સપાદન હજુ આપણી પાસે નથી જે છે તે નાના નાના સંપાદનોમાથી એમની અતિપ્રસિદ્ધ પ્રતિનિધિરૂપ એકની એક રચનાઓ જુદા જુદા પ્રકાશકોના નામ-નેજા હેઠળ પુન પુન મળ્યા કરે છે કમ સે કમ એમની કવિતા અને વાર્તાના ઠીક ઠીક મોટા લગભગ સમગ્રને આવરી લેતાં હોય એવા સંપાદનોની જરૂર વરતાય છે

કોઈ પણ શતાબ્દી સમિતિની વિધિવત્ રચના વગર સારા ય ગુજરાતમા અને ગુજરાત બહાર પણ સુન્દરમ્‌ની જન્મશતાબ્દી સ્વયભૂ ઉજવાઈ એ સૂચવે છે કે કવિનો મગલ શબ્દ શતાબ્દીઓના ઘુમ્મટો ગજવતો આપણી સાહિત્યિક ચેતનામા સદા ગૂજ્યા કરશે.

૨૪-૦૨ ૨૦૦૮ પ્રબોધ ર જોશી

# સુન્દરમ્‌ની કાવ્ય-સુધા*

Translation : Dhanavanti

### ગઠરિયાં

બાંધ ગઠરિયાં
મૈં તો ચલી.

રૂમઝૂમ બાજત ઝાંઝ પખાજન,
છુમછુમ નર્તન હોવત રી,
પીવ કે ગીત બુલાવત મોહે,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્ના ન લિયા, રૂપા ન લિયા,
ન લિયા સંગ જવાહર રી,
ખાખ ભભૂત કી છોટી સરિખી
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

છોટે જનકે પ્યાર તનિક કી
ગઠરી પટકી મૈં ઠહરી,
સુન્દર પ્રભુ કે અમર પ્રેમ કી
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

### I am on my way

I have tied up my bundle
And I am on my way.

I hear the cymbal's ting... a... ting
with a gentle drumming pakhwaj.
chhum chhum go the dancer's anklets,
my beloved's song is calling me.
The bundle on my back,
I am on my way.

I've gathered no gold, no silver.
I carry no diamonds with me.
A wealth of gray, the sacred ash,
into a small packet pressed,
I am on my way.

I've dropped the burden
of petty people's fleeting love.
God's gracious, enduring love
folded in my bag
I am on my way.

### બંધાઈ ગયું

બેઠી બિસ્તર બાંધવા પ્રિય તણો લૈ ત્યાં પ્રવાસે જવા,
બાંધ્યાં કોટ ખમીસ ધોતર ડબી અસ્ત્રો અને સાબુયે,
ને ત્યાં ગાંઠ ઘણી કસી, પણ વળી મંડી જ સૌ છોડવા.
આવ્યો પ્રીતમ પૂછતો, 'કયમ અરે, પાછું બધું છોડતી ?'
બોલી : 'ભૂલથી આ બધાંની ભળતું બંધાઈ હૈયું ગયું.'

### It got packed

She began to pack her beloved's bundle,
for he would be travelling soon.
She arranged his coat, his shirt and dhoti;
She put a small tin box, his razor, his soap as well.
Then she tied a knot, a very tight one, indeed.
The moment after, she began undoing all.
Came her husband, questioning, surprised :
"Arre, why are you untying it ?"
Said she : "With all these things of yours
I have, by mistake, packed also my heart."

(*શ્રી સુન્દરમ્‌નાં ૬૧ કાવ્યોનો શ્રી ધનવંતીએ કરેલો અનુવાદ 'Selected Poems of Sundaram' (પ્રકાશક : ગુજરાત સાહિત્ય અકાદમી - ૨૦૦૧)માં આપણને મળે છે. એમાં નહિ સમાવી શકાયેલ બીજાં કેટલાંક મહત્ત્વનાં કાવ્યોનો અનુવાદ અહીં એમણે 'ઉદ્દેશ'ની વિનંતીથી ખાસ કરી આપ્યો છે. - તંત્રી)

## એક અચંબો

મેં એક અચંબો દીઠો,
        દીઠો મેં ઘર ઘર કૃષ્ણ કનૈયો.
હૃદય હૃદય મે રાધા દીઠી
        હુ બન્યો મુગ્ધ નરસૈયો.

મેં વન વન વૃદાવન દીઠા,
        મેં તરુ તરુ દીઠી વૃદા,
મેં પર્ણ પર્ણમા વૃદા કેરા
        દીઠા નદજસોદા        મેં એક

મેં નદી નદીમા દીઠી યમુના,
        મે દ્રુહ દ્રુહ દીઠો કાલિ,
મેં પળપળ દીઠી કાલિ દહતી
        કાલી મહાકરાળી.        મેં એક

મેં નયન નયનમા ઉદ્ધવ દીઠા,
        શયન શયન હરિ પોઢ્યા,
મેં અખિલ વ્યોમ પયસાગર દીઠો,
        મેં અંગ અગ હરિ ઓઢ્યા.  મે એક

## A wonder of wonders

I witnessed a wonder of wonders
I saw Kanhaiyā sport in every home
Recognised Radha in every heart
I a stunned Narsaiyā became
In every forest I found Vrindavan,
Viewed Vrinda in every tree
and Vrinda's own Nand Jasoda
I glimpsed in every leaf
I saw Yamuna flow in every river
I beheld Kali in every lake
Each moment I espied Kāli set ablaze
by the dreadful Mahākarāli
Every eye I looked into
I perceived Bhakta Uddhava
I spotted Hari on every couch
reclining in blissful sleep
The entire azure space
was for me an ocean of milk.
And every limb of mine
was Hari wrapped



(ફોટો શાતિકુમાર પટેલ)



### તું હૃદયે વસનારી

તું હૃદયે વસનારી,
ઘટ ઘટ ભીતર નરતનહારી
તું હૃદયે...

તું અંતરના તાર પરસતી અંગુલિ કો રઢિયાળી,
તું તિમિરોનાં ધણ વાળી લૈ કરત સદા રખવાળી
તું હૃદયે...

તું માનસ અમ મુકુલિત કરતી ઉજ્જવલ કો દ્યુતિ અરુણા,
તું જીવનના વ્રણ પર વરસત કોઈ અમીમય કરુણા.
તું હૃદયે...

તું જીવનની જન્મ-ક્ષણોની ધાત્રી પ્રાણ-પ્રદીપા,
તું કદમે કદમે પ્રજ્જવલતી અગ્નિજ્યોત સજીવા.
તું હૃદયે...

તું નયનો પર પડદા ઢાળી, અન્ય નયન દેનારી,
તું જગમાં - જગપાર અનંતે અમ સંગે ઘૂમનારી.
તું હૃદયે...

તું આનંદ અનર્ગળ પ્રભુનો, તું પ્રભુની પર શક્તિ,
તું ઋત સત સૌ ધારણહારી, તું અંતિમ અમ મુક્તિ.
તું હૃદયે...

તું અમ ચરણોની ગતિ, તું અમ નેત્ર તણી ધ્રુવતારા,
તવ હૃદયે અમ વાસ સદા હો, હે હરિની રસધારા.
તું હૃદયે...

### Thou dwellest in the heart

Mother, thou dwellest in the heart
In every moving body, the dance Thou art.

Thou art the graceful finger
plucking at the strings within us.
Diverting the flocks of oppressive dark
Thou art the ever-vigilant guard.

Keeping our minds forever in bloom
Thou art the white luminous root.
To soothe the wounds received from life
Thou art compassion, ambrosial shower.

In life, at moments of birth
Thou art the nurse pouring power and vigour
Then at every step thou art
The life-giving burning fire.

On these our eyes lowering a screen
Thou art the bestower of pristine sight.
Being in this world - Thou wanderest with us
Into the limitless beyond.

Thou art God's infinite delight
And Thou his pinnacle of power.
Secure in thy clasp Thou holdest both
the essential-real, the divine immutable law.
Thou art our ultimate release.

In our feet thou art
The path, the walk, the speed.
To our eyes Thou art the pole star.
May we always dwell in Thy heart
O God's own stream of nectar !

## બુદ્ધનાં ચક્ષુ

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુ તણાં,
ઊગ્યાં ને ખીલ્યાં ત્યાં કિરણકણી આછેરી પ્રગટી,
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા મુદ તણી,
હસી સૃષ્ટિ હાસે, દલ કમલનાં ફુલ્લ બનિયાં.

પ્રભો ! જન્મેજન્મે કર ધરી કંઈ શસ્ત્ર ઊતર્યા,
નખાગ્રે, દંતાગ્રે, દમન કરિયું શબ્દછળથી,
સજ્યું કે કોદણ્ડ, ગ્રહી પરશુ, ચક્રે ચિત ધર્યું,
તમે આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.

વિધાતાનાં દીધાં નયન કરીને બંધ જગ આ
ભુજાએ ઝૂઝ્યું કુટિલ મનનો આશ્રય લઈ,
પ્રભો ! આવી આપે નયન જગને અર્પણ કર્યાં,
ભમંતું અંધારે જગત નવ ચક્ષે જગવિયું.

મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બંધ પ્રભુનાં,
પૂર્યાં કિલ્લે,મ્હેલે, રમણીભુજને પિંજર વિશે;
વિદાર્યાં એ બંધો, નયન ઊઘડ્યાં ચેતનભર્યાં,
ન ઊંઘ્યાં જાગેલાં મૂરછિત દગોને જગવિયાં.

ફરી ખૂણેખૂણે જગત નીરખ્યું નેત્ર સદયે,
લહ્યું : સૃષ્ટિખાડે ખદબદી રહ્યા કીટ જગના,
જરા-વ્યાધિ-મૃત્યુ ત્રિવિધ વમળે ડૂબી મરતા,
અને બીજા જીવો ઉપર નભતા જીવ નીરખ્યા.

ઘૂમ્યાં શાંતિ અર્થે વનવન, તપો તીવ્ર તપિયાં,
ન લાધ્યું ઈચ્છેલું, નયન ભમતાં ત્યાં વિરમિયાં,
સર્યાં તે મીંચાઈ નિજ હૃદયને સાગરતલે.
ઠરી આત્માગારે વિરલ લઈ મૂક્તા ઊઘડિયાં.

## Buddha's Eyes

Hail those beautiful, benevolent eyes of God
that opened to the universe pouring a soft glow
And spread into a light of divine joy
Creation broke into laughter
bringing to bloom the lotus multitude

Birth after birth, you came down, O Lord,
bearing a weapon in your hand,
conquering with claw, canine or crafted word,
you strung the kodand, seized the battle-axe,
You held the missile and you hurled it
with the power of your mind
This time you manifested with compassion brimming eyes.

Shutting tight god-given eyes,
spurred by reason's gimmicky stance
humanity keeps struggling on.
A real new vision you offered the world
drawing it out of gyrating darkness

Men in their turn did all they could
to see that the Lord may cease to see
In vain they strove to tie him down
to castle comforts, palatial splendours
or in the beloved's prison-clasp
The Lord severed every bond
A conscious eye saw and roused all those eyes
Neither awake, nor asleep, just in swoon.

Then every corner of the world you trod
measuring men's lives with merciful eyes
And discovered The worms of the world
weltering in creation's cavernous yawn,
dead, drowned in the three-pronged eddy
of age-disease-death, and bodies that last
nourishing on other lives

From forests to forests you wandered in search of peace,
subdued yourself to severe penances but
you found not what you sought, and
called your wandering eyes to halt.
You dropped your eyelids and glided
deep down to the bottom of your being,
rested awhile in soul's cave and opened
with rare precious pearls in hand

અને આત્મસ્નાને અધિક થઈને આર્દ્ર નયનો
ખૂલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી,
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન વિશે,
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની.

ઉધારી સૃષ્ટિને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અંતર ખૂલ્યાં;
પછી ઝંઝાવાતો ઊમટી કદી એને મૂંઝવતા,
તૂફાનો દાબી એ દ્વિગુણ બલથી તે ચમકતાં.

હવે ના મીંચાશો નયન કદીયે જે ઊઘડિયાં,
દયાની ગંગા આ પરમ તપઅંતે ઊતરી, તે
અખંડા વ્હેતી રૂહો કઠણ તપના સિંચન થકી,
વહો ખંડે ખંડે, પ્રતિ ઉર વહો તપ્ત જગને.

Your eyes in soul-showers bathed,
grown more moist, more benign, - opened
And lo ! It is a flowing Ganga of love-ambrosia
enveloping both the inert and the animate.
Purified thus in the gracious Ganga waters
the decaying of all beings was warded off.

Having absolved the creation
with waters flowing from his eyes
The Lord withdrew these
And in the heart of the world
grew a different vision,
Opened a new pair of eyes.
Then, at times when storm and rains
plague the earth, the transformed eyes
quell all nature's fury
and glow in doubled splendour.

May these eyes that have opened never shut again.
The gracious Ganga's coming down is a finale
*To the supreme austerities endured.*
May it keep coursing on fed by streams of harsh penances,
Move from continent to continent,
- dissolve into the world's parched heart.


સુન્દરમ્

## બાનો ફોટોગ્રાફ

અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા,
ભાવતાલ કરી નક્કી સ્ટુડિયોમાં પછી ચડ્યા.

ભવ્યશા સ્ટુડિયોમાં ત્યાં ભરેલી ખુરસી પરે,
બાને બેસાડી તૈયારી ફોટો લેવા પછી થતી.

'જરા આ પગ લંબાવો, ડોક આમ ટટ્ટાર બા !'
કહેતો મીઠડા શબ્દે ફોટોગ્રાફર ત્યાં ફરે.

સાળુની કોર ને પાલવ શિરે ઓઢેલ ભાગ ત્યાં
ગોઠવ્યાં શોભતી રીતે ફૂલ, પુસ્તક પાસમાં.

ચ્હેરા પે તેજ ને છાયા શોભતાં લાવવા પછી
પડદા છાપરા માંહે આમ ને તેમ ગોઠવ્યા.

શામળા વસ્ત્રથી ઢાંક્યા કેમેરામાં લહીલહી,
લઈને જોઈતું ફોકસ, પ્લેટ તેમાં ધરી પછી,

ઢાંકણું ખોલતાં પ્હેલાં સૂચના આમ આપતો,
અજાણ્યો, મીઠડો, ખાલી ફોટોગ્રાફર બોલિયો :

'જોજો બા, સ્થિર હ્યાં સામું, ક્ષોભ ને શોક વિસ્મરી,
ઘરમાં જેમ બેઠાં હો, હસતાં સુખડાં સ્મરી.

આછેરું હસજો ને બા, પાંપણો પલકે નહીં,
રાખશો જેવું મોં તેવું બરાબર પડશે અહીં.'

અને બા હસતી કેવું જોવાને હું જહીં ફર્યો,
જૂઠડા વર્તમાનેથી કારમા ભૂતમાં સર્યો.

હસવાં રડવાં બેમાં નમતું કોણ ત્રાજવું ?
જિંદગી જોઈ ના જોખી કોઈએ કદી બા તણી.

યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરા કેરા આશ્રયે બા પડી હતી.

વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી.

બાએ ના જિંદગી જોઈ, ઘરની ઘોલકી તજી,
એને કોએ ન સંભાળી, સૌને સંભાળતી છતાં,

ઘસાતી દેહમાં એના રાગ ને રોગ ઊતર્યા,
સૌની બેપરવાઈથી દર્દ દુ:સાધ્ય શું થયું.

## Mother's photograph

We two, brothers, led our mother to be photographed.
Making sure what the costs were
we climbed the steps to the studio.
In a gorgeous looking hall,
on a cozy cushioned chair,
we sat mother down. Then began
the bustling for the great shoot.
"Please stretch your leg a bit, Ba,
hold your neck erect this way"
With these sweet words,
the photogrpaher kept moving about.
The border of the sari on Ba's head
was arranged to frame the face
The pallu stretched for a touch of grandeur
And to make the composition complete
we placed flowers and a book beside.
For particular effects of light and shade
the curtains were pulled this way and that.
Peeping time and again into the shrouded camera
having obtained the desired focus,
the photographer inserted the plate.
Before opening the shutters, this unknown individual,
a sweet, hollow professional only, shot at Ba
words of caution - instruction "Ba, be steady
look here, straight in front.
Forget your worries and grief Be seated
as at home, remembering happy times
A slight smile Ba, don't you blink, please
The camera will show exactly as you are"
And as I turned to see how Ba was smiling
I slipped from a deceptive present to a terrible past.
Smiles or tears, which way would the scales
tilt for Ba I wondered
No one had ever bothered to brood
over Ba's life, to weigh her worth.
Widowed young, with four sons, Ba was
at the mercy of in-laws, in her own home
She spent her day toiling for everyone
But she bore it all, keeping her son's future in sight.
Ba knew nothing about life beyond the threshold
of her own home-hut, which she had never crossed.
No one cared to listen to her who listened to one and all.
Her health steadily decaying, she fell very sick.

અને બાના પ્રતિ સૌને કરુણાપ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં.

આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી
પ્રેરાઈને અમે ચાલ્યા દવા બાની કરાવવા.

બતાવ્યાં શ્હેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સિનેમા, નાટકો કૈં કૈં, ગાડીઘોડે ઘુમાવી ને

અમારા પ્રેમ કે સ્વાર્થ તણા સ્મારકશો અમે
અનિષ્ટો શંકતાં ઈચ્છ્યું બાનો ફોટો પડાવવા.

અને ત્યાં નમતા પ્હોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા.

પુત્રોથી, પતિથી, સાસુસસરાથી, અરે, બધા
વિશ્વથી સર્વદા સાચ્ચે બિચારી બા ઉપેક્ષિતા,

પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઊભો,
અજાણ્યો, મીઠડો ખાલી હસવા ત્યાં કહી રહ્યો.

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં,
બોરશું આંસુ એકેક બાને નેત્ર ઠર્યું તહીં.

ચિડાયો ચિત્ર લેનારો, 'બગડી પ્લેટ માહરી.'
પ્લેટ શું જિંદગીઓ કૈં બગડી રે હરિ, હરિ !

Neglected by all she reached a point of no return.
And now it was a spurt of compassion from all for Ba.
Everyone attempted to keep her happy.
Some love for mother, some sense of duty
urged us to take Ba for proper treatment.
In the process we visited cities,
we showed her bungalows, gardens and palaces too,
making her ride horse-drawn carriages.
We took her to cinema, drama and more.
And as a memento to our love or selfishness,
in a foreboding state of mind
we decided to have her photographed.
And so that late evening, we two brothers
were at the photogrpaher's with Ba.
From her sons, her husband, her in-laws,
from the whole world
all that Ba ever received was total indifference.
There she sat to have herself photographed.
The unknown, friendly photographer stood by,
requesting Ba to give a clear smile.
And as I turned to see how Ba was smiling,
I saw in each eye a tear, berry sized.
Irritated, the photographer exploded : "Wasted, my plate"
Speaking of plates ! My God, O God -
What about all the lives wasted away !

## લટ એક

મને બાંધવા
લટ એક છે ઘણી

## Just a strand

All you would need to bind me
Is a strand of hair

## કેવળ પ્રેમ

કેવળ પ્રેમ રહ્યો -
 નહિ હળવું, નહિ મળવું,
 સંગ વિચરતાં, પ્રણય ઉચરતાં -
 નહિ હસવું, નહિ રડવું,
 નહિ પાસે, નહિ દૂરે,
 નિજ નિજના પરિભ્રમણે
 ભ્રમત ભ્રમત પરિભ્રમવું.
  કેવળ પ્રેમ રહ્યો.

કેવળ પ્રેમ બન્યો -
 નહિ આકૃતિ, નહિ રૂપરંગ કો,
 નહિ આલંબન, નહિ ઉદ્દીપન,
 સ્વયંપ્રભવ નિજ,
 સ્વયં રહ્યું આસ્વાદન,
 સ્વતઃ ધાર ભીતર પરિદ્રવતી,
 છલકત ધાર જગતપટ વહતી;
 કેવળ પ્રેમ બની -
  બસ વહેવું,
 શત શત ધાર થઈ જઈ જગતે
 નિત ઉચ્છલ જલ વહતો
  કેવળ પ્રેમ બન્યો,
  કેવળ પ્રેમ રહ્યો.

## Only love

Love alone abided -
 No friendly, familiar meeting
 Being together, wording love
 No laughter, no tears
 No far, no near
 *Each in his own orbit*
 Whirling, swirling,
 to rotate and revolve :
  Only love abided

Love alone evolved -
 No figure, no form, no colour
 No cause, no kindling
 *Just the self, risen from self*
 The self enjoying the self
 The spring by itself trickling within
 the overflow coursing out to earth-expanse
 To become only love -
  To flow,
 in a myriad running streams
 to flood the world
 The ever rising, leaping water
  Only love became,
  Only love remained






# મારા પપ્પાજી : 'છ' માંથી 'ચાર'

સુધા સુન્દરમ્

નાની હતી ત્યારથી છાપાંઓ સાથે સંબંધ.

પપ્પાજી આરામખુરશીમાં બેઠા હોય. ભારતભરમાં પ્રખ્યાત એવું દક્ષિણ ભારતનું અંગ્રેજી છાપું 'The Hindu' વાંચતા હોય, અને હું ક્યાંકથી આવીને ધબ્બ એમના ખોળામાં બેસી જઉં. તરત આંગળીથી કોઈ એક ચિત્ર બતાવીને પૂછું -

'પપ્પાજી, આ શું છે ?' પછી તરત -

'જુઓને... આ બધાંએ પોતાના બંને હાથ કેમ ઊંચા કર્યાં છે ?'

'આ પક્ષીનું નામ શું ?'

'આવું ફૂલ આપણા આશ્રમના બગીચામાં છે ?'

આમ ચાલ્યા કરે... મારી અણથંભી પ્રશ્નમાળાના ધસારામાં પપ્પાજીને જવાબ આપવાની તક ક્યાંથી મળે ?

ખરું જોતાં, જવાબ તો જોઈતા જ નહોતા. જોઈતો હતો પપ્પાજીનો ખોળો. જોઈતું હતું પપ્પાજીના ખોળામાં બેસીને ઊંચા નીચા થવાનું, એમના ખરબચડા ગાલને અડવાનું, એમની છાતી પર ઢળી જવાનું અને પપ્પાજીથી ધરાતા જવાનું. અને, જે ઘડીએ પપ્પાજીથી ભરાઈ જતી, ધરાઈ જતી, જે ઘડીએ ક્યાંક ઊંડે ઊંડે સંતોષ અનુભવાતો - મારી અજાણમાં જ તો - કે તરત કૂદકો મારીને દોડતી મારી કોઈક અન્ય દુનિયામાં પહોંચી જતી.

મોટી થતી ગઈ. પપ્પાજીના ખોળામાં બેસવાનો વિચાર અદશ્ય જ થઈ ગયો હતો.

પણ પપ્પાજી છાપું વાંચતા હોય તે એમના હાથમાંથી સેરવી લેવાનું અને જમીન પર બેસી પલાંઠી સામે બંને પાનાં પહોળાં ખોલવાનાં. મોટા અક્ષરોનાં મથાળાં, નાના અક્ષરોના થોડાક ફકરા પપ્પાજીને વાંચી સંભળાવવાના - કશું જ સમજ્યા વગર.

છેલ્લું પાનું ફેરવી લઉં, પછી ઊભા થઈને પપ્પાજીના હાથમાં છાપું મૂકી આપું. 'હું ગૌરીને ત્યાં જાઉં છું - સાંજના આવીશ.' આખો દિવસ અમે શું કરીશું - કોણ કોણ હશે - ક્યાં જઈશું - કશું જ નક્કી ન હોય... અને ચંપલ પહેરતી હોઉં ત્યાં મારી માના શબ્દો કાને આવે : 'જમીને જા ને બેટા - આ છોકરીના પગ ઘરમાં ટકે છે ! આખો દિવસ ઘરની...' વાક્ય પૂરું સંભળાય એ પહેલાં તો હું ઘરની બહાર નીકળી ગઈ હોઉં.

ઘણી મોટી થઈ ગઈ હતી. પપ્પાજી છાપું એમના સમયે વાંચે. હું મારા સમયે આખું છાપું લઈને બેસી જાઉં.

હવે તો છાપાના લેખો પણ વાંચું-સમજું. તંત્રીનો લેખ તો ખાસ વાંચવાનો હોય. 'તંત્રીના પત્રો'માં પણ ખરો રસ પડે. પણ જે પાના ઉપર બુધ્ધિને ચકાસતા કોયડાઓ, કસોટીઓ, સમસ્યાઓ હોય, એ પાનાને તો બરાબર નિરાંતથી, એકાગ્રતાથી વાંચું - અને, મારી બુધ્ધિને ગુણાંક આપું !!

એક રવિવારે, 'The Hindu'માં એક જૂદા જ પ્રકારના કોયડાએ મારી ફરતી નજર અટકાવી. એ વાંચી ગઈ અને એનો ઉકેલ મનમાં ને મનમાં શોધવામાં ખોવાઈ ગઈ. એવી તો ખોવાઈ ગઈ કે મારો વિદ્યાર્થી અરવિંદ ક્યારે આવીને બેસી ગયો એની ખબર પણ ન પડી. ચૂપ બેસી રહ્યો, પણ ધીરજ ખૂટી ત્યારે બોલ્યો 'સુધાબેન, શું વાંચો છો ?' છાપાનું પાનું એના હાથમાં આપતાં કહ્યું 'લે, આનો ઉકેલ શોધી કાઢ.' કોયડો વાંચીને સૌ પહેલાં તો એ છ દીવાસળીઓ લઈ આવ્યો. અને જવાબ શોધવા લાગ્યો. થોડીવારમાં તો અમે બંને આમતેમ આમતેમ - ડાબા જમણી ડાબા જમણી - ઉપર નીચે નીચે ઉપર દીવાસળીઓને ગોઠવતા રહ્યા પણ બરાબર ગોઠવાય જ નહિ ! જરાય ન ગોઠવાય !

છેવટે હું થાકી.

'અરવિંદ, થાય છે તારાથી ?'

'નહિ સુધાબેન, નહિ થાય.'

'તો જા - પપ્પાજીને કહે. તેઓ કરી આપશે.'

પપ્પાજી એમના ટેબલ પર લખવાના કામમાં સંપૂર્ણ એકાગ્ર હતા.

અરવિંદ છયે દીવાસળીઓ લઈને એમની પાસે જઈ ઊભો. થોડી વારમાં પપ્પાજીએ શાંતિથી પૂછયું - 'શું છે ? શું લઈ આવ્યા છો ?'

'જુઓ પપ્પાજી, આ છ દીવાસળીઓ છે. એમને એવી રીતે ગોઠવવાની છે કે એમાંથી ચાર સમકોણ ત્રિકોણ બને. મને કંઈ સૂઝતું નથી. તમે કરી આપો ને.' અને ટેબલ ઉપર દીવાસળીઓ મૂકી એ આવી ગયો.

અમે વાતો કરવા લાગ્યાં, અને વખતોવખત પપ્પાજી તરફ નજર નાખતાં રહ્યાં. એમણે પેન નીચે મૂકીને

દીવાસળીઓ હાથમા લીધી હતી અને આમતેમ ફેરવતા હતા. સમય જતો હતો. એકવાર એમની ખુરશીમા બેઠા બેઠા જ એ બોલ્યા આ તો ઘણુ અઘરુ કામ છે પણ ફરી મૌનમા એકાગ્ર થઈ ઉકેલ શોધવા લાગ્યા.

થોડા સમય પછી ખુરશી ખસવાનો અવાજ આવ્યો અને અમે બોલી ઊઠ્યા 'મળી ગયો જવાબ ?

આ તમારો કોયડો ખરેખર અઘરો છે ચાલો થોડુ પાણી પીએ. પછી જોઈએ માતાજી શુ સૂઝાડે છે અને પપ્પાજી રસોડામા ગયા, માટલામાથી પાણી પીધુ અને પાછા ખુરશીમા જઈને બેઠા.

અમારી વાતો તૂટક તૂટક ચાલતી હતી અને વારવાર એમની તરફ અમે નજર નાખી લેતા હતા. એમની એકાગ્રતાનુ સઘન વાતાવરણ એમની પાસેથી વહી આવીને અમને અડી રહ્યુ હતુ અમે ચૂપ થઈ ગયા શાત થઈને પપ્પાજીને જોતા રહ્યા જાણે ત્રણે જણા એક તીવ્ર ધ્યાનમા જોડાઈ ગયાં હોઈએ. મૌનમા સમય સરતો હતો.

એક ક્ષણે અમે જોયુ કે પપ્પાજીએ પોતાની ટટાર પીઠ ઢીલી કરીને ખુરશીને અડાડી, અને ધીરેથી અમારા તરફ ડોક ફેરવી. જોયુ કે અમે એમને જ જોઈ રહ્યા છીએ એટલે બોલ્યા આવો, તમારુ કામ થઈ ગયુ છે આવીને જુઓ.

ઝડપી પગલા લેતા અમે તરત એમની પાસે પહોંચી ગયા. જોયુ તો

એમણે ટેબલની ઉપર જ ત્રણ દીવાસળીઓથી એક સમકોણ ત્રિકોણ બનાવ્યુ હતું બીજી ત્રણ દીવાસળીઓને ટેબલ પરના ત્રિકોણના ત્રણ ખૂણે ઊભી કરી હતી અને એ ત્રણેની ટોચ હવામા ભેગી કરી અડાડી દીધી હતી, અને તે હવામા ત્રણ સમકોણ ત્રિકોણ બનાવતી હતી આમ ટેબલ ઉપર એક અને હવામા ત્રણ કુલ ચાર સમકોણ ત્રિકોણ બની ગયા હતા ! અમે તો જોઈ રહ્યા. જોઈ જ રહ્યા.

અમને પ્રેમથી પસવારતા દરેક શબ્દ ઉપર ભાર મૂકતા, પપ્પાજી બોલ્યા

કોઈ પણ મુશ્કેલી આવે કોઈ ઉકેલ ન સૂઝે ત્યારે ઉપર પહોંચી જવુ.

સાજના અરવિંદે આ છ દીવાસળીઓના ટોચકા ગુદરથી ચોંટાડી આપ્યા.

પપાજીએ બનાવેલા ચાર સમકોણ ત્રિકોણ પપ્પાજીની બીજી કીમતી વસ્તુઓ સાથે કાચના કબાટમા સચવાઈ રહ્યા છે

■

---

### અંતરાત્માને

હે મારા અતરે વાસી મધુરા મુજ આત્મ હે !<br>
ધ્યાનગમ્ય બનો તેવા ચક્ષુર્ગમ્ય બની રહો

અતરે વસતા તેવુ બાહરે આવીને વસો<br>
અતરે વદતા તેવુ બાહ્ય આ વાચને મુખે<br>
ઓચરો કંઈ હે દેવ અમ આ ચર્મચક્ષુને<br>
દેખા દો, અમ અગોને આવીને સ્પર્શ, દેવ દો !

ભીતરે ગુપ્ત જે જે કૈ ખજાના, અમ દીન આ<br>
જીવને ઠલવી આ સૌ તાહરુ રાજ્ય દેવ છે<br>
ને રમવા રમ્ય જેવુ એવુ, દેવ, કરી દિયો

જન્મીને દેહ આ, દેવ, આથી શુ યાચશે વધુ ?<br>
કુંવારી પ્રકૃતિને આ તમારી કરી લો વધૂ

સુન્દરમ્

(એક જન્મદિનની પ્રાર્થના)<br>
દક્ષિણા ૮ ૨ નવેમ્બર, ૧૯૫૫

# સુન્દરમ્

રમણલાલ જોશી

સુન્દરમ્ વિશે કાંઈ લખીએ તો શીર્ષક જ સૂઝતું નથી ! સુન્દરમ્ એટલે વળી સુન્દરમ્. બીજું શું ? વર્ણનાત્મક વિશેષણો બધાં બિનકામયાબ નીવડે. 'કાન્ત' એટલે કાન્ત. કવિતાના અભ્યાસીઓ આ નામ ઉચ્ચારાતાં જ પામી જાય છે કે કેવા કવિની વાત તમે કરવા માગો છો. સુન્દરમ્‌નું પણ એવું જ છે.

જન્મ ૨૨મી માર્ચ. એક વખતે તેમણે મને લખેલું કે મારે ને તેમને આટલો બધો મનમેળ છે એનું કારણ મને ખબર છે ? તેમણે લખ્યું કે મારી અને તમારી જન્મતારીખ એક જ છે - ૨૨મી. અંકવિદ્યાની દૃષ્ટિએ એક તારીખની વ્યક્તિઓ વચ્ચે અતૂટ પ્રેમની ગાંઠ હોય. આ પ્રેમની ગાંઠ ચાલીસેક વર્ષ ઉપરાંતના સમયથી મજબૂત ને મજબૂત બનતી ગઈ. સૌ પ્રથમવાર મળવાનું વડોદરામાં થયેલું. ત્રણેક વર્ષ થયાં જ તેમણે પૉંડિચેરી શ્રી અરવિન્દ આશ્રમમાં કાયમી નિવાસ કરેલો. પત્રવ્યવહાર ચાલુ હતો પણ મળ્યા વડોદરામાં. કોઈ ભક્તને ત્યાં ઊતરેલા. એક આધ્યાત્મરસિક મિત્રને લઈને મળવા ગયેલો. તે મોઢું ધોઈને બાથરૂમમાંથી નીકળતા હતા. થોડી વાર બેઠા. પાછા વળતાં રસ્તામાં પેલા મિત્રે કહ્યું : 'સુન્દરમ્‌ને કોઈ પણ વિચાર 'May I come in sir ?' કહીને આવતો હોય એવી એમની ચિત્તની અવસ્થા લાગે છે. એ પછી તો અનેક સ્થળે મળવાનું-સાથે રહેવાનું બન્યું છે : પૉંડિચેરી, વડોદરા, સુરત, મહેસાણા, વિસનગર, અમદાવાદ - ઘણા પ્રવાસો પણ સાથે કર્યા છે. આપણી નાની મોટી જરૂરિયાતોની તે સંભાળ લે. આપણે શું ખાધું, કઈ ચીજ ગમે, શું રુચિકર નીવડે એ પૂછે, ખવડાવવા-પિવડાવવાના તે શોખીન. 'બોલો, તમે શું ખવાડશો ?' એમ બોલતાં મેં ઘણી વાર સાંભળ્યા છે. ('ખવડાવવું' ને બદલે 'ખવાડવું' એમ બોલે.) કદાચ એનું કારણ સુન્દરમ્‌નો માણસમાં રસ. જુદા જુદા સ્તરના અને વ્યવસાયના માણસો સાથે એમનું સહજ અનુસંધાન રચાઈ જાય. ઉમાશંકરને કુટુંબીજનોનાં-બાળકો સુધ્ધાંનાં નામો યાદ રહી જાય. સુન્દરમ્ તો 'બાળબચ્ચાં કેમ છે ?' એમ પૂછે. કોઈવાર 'બાળગોપાળ' શબ્દ પણ વાપરતા. છેલ્લાં વર્ષોમાં તો કોઈ સ્નેહીને ત્યાં ગયા હોય તો ડાયરીમાં નાનાં બાળકોનાં નામ ટપકાવી લે અને પછી એમનાં ઉપર પદ્યની બે-ચાર પંક્તિઓ લખી લે. એકવાર મારા પુત્રોનાં અને પૌત્ર-પૌત્રીનાં નામ પૂછેલાં. એમની આ બાલસહજ વૃત્તિથી એકવાર મને ચિંતા થયેલી. કોઈ સામાન્ય વિષયને કે અતિ સામાન્ય ઘટનાને પણ પદ્યમાં લેતા તેમને જોતો ત્યારે મને એ ગમતું નહિ. મને થતું કે આમ ને આમ કદાચને તે જોડકણાં - 'ડોગેરેલ'માં સરી જશે. એકવાર મેં એમને પત્રમાં પણ લખેલું. શ્રી અરવિન્દના જીવનદર્શનથી એ એટલા પ્રભાવિત હતા કે એમના પ્રવચનનો વિષય ગમે તે હોય પણ તેઓ તરત એને શ્રી અરવિન્દના જીવનદર્શનના કેન્દ્રમાં મૂકી આપતા. સભા સાહિત્યકારો અને સાહિત્યરસિકોની હોય, વિષય સાહિત્યનો હોય પણ એ વાત કરે પોતે પૉંડિચેરીથી ગુજરાતમાં આવવા નીકળ્યા એના પ્રવાસની ! એકવાર લૉ કોલેજમાં શ્રી અરવિન્દ શિબિર હતો. પંડિત સુખલાલજી સુન્દરમ્‌ને સાંભળવા આવેલા અને પછી તેમણે ચિઠ્ઠી લખેલી કે ભાઈ તમારી ગાડી વારંવાર પાટા ઉપરથી ઉતરી જાય છે ! બીજી બેઠકમાં તેમણે આ ચિઠ્ઠી પણ શ્રોતાઓ સમક્ષ વાંચેલી ! કદાચ એ વખતે પણ પંડિતજી હાજર હતા. સુન્દરમ્‌નો પંડિતજી માટે ખૂબ આદરભાવ અને પંડિતજીનો પણ સુન્દરમ્ માટે એટલો જ પ્રેમભાવ.

સમયની દૃષ્ટિએ સુન્દરમ્ અનંતમાં જીવનાર વ્યક્તિ હતા. તે સમય સાચવવામાં બહુ particular નહોતા. ઉમાશંકર પણ સભાન હોવા છતાં થોડા મોડા તો પડે જ. મારું પણ એવું જ. એક વાર ઉમાશંકરે હસતાં હસતાં મને કહેલું કે તમે આ વારસો જાળવ્યો છે ! મોડા પડવાના સુન્દરમ્‌ના બે પ્રસંગો બરાબર યાદ રહી ગયા છે. પહેલાં પરિષદ તો મુનશીના હાથમાં હતી એટલે સાહિત્યિક કાર્યક્રમો માટે 'લેખકમિલન' ઊભું થયેલું. એમાં મંત્રી તરીકે નગીનદાસ પારેખ અને પીતાંબર પટેલ સાથે મેં પણ કામ કરેલું. લેખકમિલનનું અધિવેશન (કદાચ છઠ્ઠું) અમદાવાદમાં યોજાયેલું. એનું ઉદ્‌ઘાટન પંડિત સુખલાલજીએ કરેલું. એનો કવિસંમેલનનો કાર્યક્રમ ટાઉનહોલમાં રખાયેલો. કવિસંમેલનનું સંચાલન સુન્દરમ્ કરવાના હતા. સૌએ ઘણી રાહ જોઈ પણ સુન્દરમ્ તો આવ્યા જ નહિ. છેવટે ઉમાશંકર આરંભ કરે એમ નક્કી થયું. ત્યાં થોડીવારમાં સુન્દરમ્ પ્રવેશ્યા અને તાળીઓનો ગડગડાટ ! કવિસંમેલનના સંચાલકનું સ્થાન લીધા બાદ સુન્દરમ્ કાંઈક આવું બોલેલા : 'હું માત્ર... કલાક મોડો છું અને એને માટે જગત જવાબદાર છે ! મને એમ હતું કે કોઈ લેવા આવશે. પછી તો ઊંઘી ગયેલો.' બીજો પ્રસંગ ગુજરાત યુનિવર્સિ-

કવિ ખબરદાર શતાબ્દીની ઉજવણીનો હતો. એમાં સુન્દરમ્ આવેલા. એ વખતે તે ગિરીશભાઈને ત્યાં ઊતરતા. કાર્યક્રમનો સમય થઈ ગયેલો પણ સુન્દરમ્ દેખાય નહિ. ઝીણાભાઈએ મને સૂચવ્યું કે સમય જાય છે, મારે તેમને લઈ આવવા. યુનિવર્સિટીની ગાડી લઈને લેવા ગયો તો સુન્દરમ્ સ્વસ્થતાથી બેઠા હતા ! મેં કહ્યું કે સમય થઈ ગયો છે, આપણે જલદી પહોંચી જવું જોઈએ. સુન્દરમ્ તો એમની રીતે ધીમે ધીમે છટાથી તૈયાર થાય, હું અકળાઉં. બને તેટલી ઉતાવળ કરાવી, નીકળતાં કપડાં ઠીક ઠાક કર્યાં ચંપલ પર બ્રશ ફેરવી દીધો અને પછી કશુંક યાદ આવતાં કહે : 'એક વસ્તુ તો રહી ગઈ' બેગમાંથી અત્તરની શીશી કાઢી. મને હાથ પર થોડું લગાવી આપ્યું પછી કહે : 'ચાલો, હવે નીકળીએ !'

માતરમાં તેમનો અમૃત મહોત્સવ ઉજવાયેલો. ઉમાશંકર અને અન્ય લેખકો ઉમળકાપૂર્વક ઉપસ્થિત રહ્યા હતા. જાહેર જનતાએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી કવિ પ્રત્યેનો પ્રેમભાવ પ્રગટ કરેલો. સુન્દરમ્ વ્યવસ્થાથી ખૂબ પ્રસન્ન હતા. મહેન્દ્રસિંહ ચૌહાણે વ્યવસ્થા કરેલી એટલે સાંજે હું અને ઉમાશંકર ગાડીમાં અમદાવાદ આવવા નીકળ્યા. વચ્ચે વડોદરામાં મહેન્દ્રસિંહને ત્યાં ચા-પાણી માટે રોકાયેલા. સુન્દરમ્ વિશેના આ ઉત્સવથી ઉમાશંકરને ખૂબ આનંદ થયેલો. માધવસિંહ સોલંકી પણ હાજર રહ્યા હતા અને સરસ બોલેલા. માધવસિંહભાઈને સુન્દરમ્ માટે પક્ષપાત. કેન્દ્રીય કેબિનેટમાં પ્રધાન થયા બાદ તેમણે 'વસુધા' સંગ્રહ મારી પાસે મંગાવેલો. તેમની નકલ જડતી ન હતી. એકવાર સુન્દરમે મને માધવસિંહભાઈના લગ્નની કંકોત્રી મોકલી જણાવેલું કે એની પાછળ પોતે લખેલું સૉનેટ મારે જોવું અને પછી એ માધવસિંહને પહોંચાડવું. એ વખતે માધવસિંહ સોલંકી ગુજરાતના મુખ્ય પ્રધાન હતા. આ કંકોત્રી આપવા હું ગાંધીનગર ગયેલો. એ જોઈ તેમને રોમાંચ થયો હતો. કેટલાં વર્ષ પૂર્વેની વાત. અને છતાં સુન્દરમે એ સાચવી રાખેલી. આવા કાગળોની પાછલી કોરી બાજુએ તે કાવ્યો કે કાંઈક સૂઝે તે ટપકાવતા.

સુન્દરમ્ સાથે પ્રવાસો કરવાનું બનેલું પણ ઉમાશંકર સાથે ખાસ એવા પ્રસંગો આવેલા નહિ. તેમ છતાં જે થોડા પ્રસંગો આવેલા એમાં સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં અમે સાથે અંબાજી ગયેલા અત્રે એનું સ્મરણ થાય છે. શ્રી અરવિન્દ શિબિર સાથે આ કાર્યક્રમ રખાયેલો અને યોજકોએ એમાં અમોને બંનેને સાંકળેલા. મંગળવાર તા. ૧૫મી મે ૧૯૮૪ની મારી ડાયરીમાં આ પ્રમાણે નોંધ છે : આજે સવારે મુ. ઉમાશંકરભાઈ સાથે સાત વાગ્યાની લકઝરીમાં અંબાજી ગયો. શ્રી સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં. રસ્તામાં હિંમતનગર, ઈડર, ખેડબ્રહ્મા આવે ત્યારે ઉમાશંકર પોતાનાં બાળપણનાં સંસ્મરણો વર્ણવતા. આ રસ્તે પોતે ચાલેલા. ઈડરના લીમડાની પાછળ આવેલી બોર્ડિંગમાં છ વર્ષ રહેલા. નદીનાં નામો, રસ્તાનાં નામો કહેતા જાય. એમની સાથે ખૂબ આનંદ આવ્યો. અંબાજી ઉતરીને પંચાલભવનમાં ગયા - ધ્યાનાદિના કાર્યક્રમમાં પછી ભોજન. સાંજે અમૃત- મહોત્સવનો કાર્યક્રમ થયો. મારા બોલી રહ્યા પછી ઉમાશંકરભાઈએ પીઠ થાબડી કહ્યું કે સરસ બોલ્યા ! મને સંતોષ થયો. રાત્રે બધા શ્રી અંબાજી માતાનાં દર્શનાર્થે ગયા. બીજા દિવસે ઉમાશંકરભાઈ સાથે કારમાં અમદાવાદ આવવા નીકળેલો. અમદાવાદ આવતાં પહેલાં અમે ગબ્બર ગયેલા. ઉમાશંકર તો અધઝાઝેરું ચઢેલા. હું થોડુંક જ ચઢેલો. રસ્તામાં પાછાં બાળપણનાં સ્મરણો કહ્યાં.

સુન્દરમ્ અને ઉમાશંકરને એક સાથે જોવાના ઘણા પ્રસંગો મળેલા છે, પણ ૧લી નવેમ્બર ૧૯૮૮ના રોજ સુન્દરમ્‌ને લઈને હું ઉમાશંકરને ત્યાં ગયો એ મુલાકાત ચિરસ્મરણીય બની રહેશે. સુન્દરમ્‌ના આગામી કાવ્યસંગ્રહોના પ્રકાશનની વાત થઈ. સુન્દરમ્‌ની મુદ્રણ માટેની ચીવટની તેમણે પ્રશંસા કરેલી. બંનેના વતનનાં સંસ્મરણો ઉખેળાયાં. પછી કૃષ્ણમૂર્તિ વિશે વાત ચાલી. સુન્દરમે કહ્યું કે હું એમને શ્રી અરવિન્દ પછી બીજા નંબરે મૂકું વગેરે વગેરે. પરંતુ વિધિને કરવું તે આ મુલાકાત છેલ્લી નીવડી. એ પછી ઉમાશંકરનું મુંબઈમાં ઓપરેશન થયું. એ દિવસોમાં સુન્દરમ્ અમદાવાદમાં હતા. ઉમાશંકરની તબિયતના સમાચાર મેળવતો અને તેમને જણાવતો. તા. ૩૦-૧૧-૮૮ના રોજ સુન્દરમે ઉમાશંકરને મુંબઈ મોકલવા માટે મને એક પત્ર લખી આપ્યો.

*પ્રિય ભાઈ શ્રી ઉમાશંકર,*

*તમારા ઉપર શસ્ત્રક્રિયા થઈ તે પહેલાં તથા તે પછી તમારી આસપાસ હું રહ્યો છું*

*આજે તમારા છેલ્લા સમાચાર મળ્યા. હવે તમે પૂરા સ્વસ્થ તથા રોગમુક્ત થઈ જશો.*

*તમને શ્રી માતાજીના આશીર્વાદ મોકલવા હતા તે આ સાથે મોકલુ છું તમારા માટે તથા નંદિની માટે*

*તો પ્રસન્ન વાતાવરણમાં રહો*

*હજી હું અમદાવાદમાં છું તમારી તપાસ કરતો રહીશ. અમદાવાદમાં કે મુંબઈમાં પણ આપણે મળવાનું થશે.*

*કુશળ*

*સપ્રેમ,*

સુન્દરમ્.

એ પછી ૧૫મી ડિસેમ્બરે બીજો પત્ર લખી આપ્યો તે નીચે પ્રમાણે :

૧૫-૧૨-૮૮

*સ્નેહી ભાઈ શ્રી ઉમાશંકર,*

*મારો પત્ર મળ્યો હશે. તમારા સમાચાર મળતા રહે છે. આશા રાખું છું તબિયત વધુ સારી થતી જતી હશે.*

*પહેલા એક પત્રમાં મેં 'શરીરયાત્રા' શબ્દ વાપર્યો હતો. ખરેખર માનવ આત્મા માટે એ ગૂઢ વિષય છે. આપણી સમજ હોય તો પણ શરીરમાં શરીર અંગે આંતરિક કે બાહ્ય કારણોથી કાંઈક અકલિત ઘટના બની જાય છે. આવી સ્થિતિમાં ઈશાવાસ્ય તો સહેજે યાદ આવી જાય. ખાસ તો તમારા અનુસંધાનમાં. એમ મારા ચિત્તમાં વિચાર આવ્યો કે તમારી પથારીની ચાદર તમે ઈશની બનાવી લો. આખા જગતને ઈશનું આવાસ - રહેઠાણ બનાવવાની વાત ઘણી પ્રેરક છે જ. મને થયું પથારીની ચાદરનું પણ એમ કેમ ન થાય. ઓઢવાની ચાદરનું પણ અતંદ્ર (?) કાળ શરૂ કરી દઈએ !*

*એ ઉપનિષદ શ્લોકોમાં પણ ગોઠવાવા લાગી ગયું -*

*પણ મને ખાસ તો આપણી જીવનગતિનો વિચાર આવશે. આપણે કેટલું બધું સહજીવન ગાળ્યું છે !*

*અને દરેકનું પોતાનું પણ આંતરજીવન હોય છે. તમારી અત્યારની શરીર સ્થિતિમાં તમે આખાયે જીવનનો સાર દોહન અનુભવતા હશો. તમે તો પૃથ્વીના અમૃતને ઈતર લોકોત્તરોમાં લઈ જવાની વાત કરી છે.*

*એ અમૃતાનો સંચય પણ તમારી પાસે હશે. ઈશને જગતમાંના ઈદમ્ સર્વમ્‌ની સાથે તમે જોડ્યા હશે. એનો આનંદ અનુભવતા હશો.*

*પણ આ ઈશના રચનારે (એ કોણ ઋષિ હશે ?) આપણને ઉપચારવિધિ - આદેશ આપ્યો, પણ પરમાત્માએ ઈશ મહાશયે કઈ કરવાનું રહે છે - એ જો કરતા રહેતા હોય તો તેનું દર્શન આપણને થાય ખરું ?*

*આ સ્થિતિમાં શ્રી અરવિન્દની થોડી પંક્તિઓ યાદ આવી.*

*A power that lives upon the heights must act*
*And bring into life's closed-room immortal's air*
*And fill the finite with the infinite*

*Immortality હજી પૃથ્વી પર આવી નથી પણ તેની હવા પેલા ઉપરવાળાએ જીવનના બંધારણવાળા ઓરડામાં લાવવી જોઈએ.*

*હમણાં એક અનુભૂતિ જેવું થઈ ગયું. હું બે-ત્રણ જણ સાથે તમારી પાસે આવી ગયો અને મારી હાજરી તમારી સાથે સતત રાખતો થઈ ગયો. એ ખરેખર બન્યું હોત તો કેવું સારું.*

*'સર્વાવસ્થાસુ' આપણે સાથે જ રહીએ. અને આપણો આત્મ-સંચાર અક્ષુણ્ણ થતો રહે. અમારે તમારો અમૃત-મહોત્સવ કરવો જ છે. ઈહ ભૂતલે અથવા અન્યત્ર પણ. બોલો 'ઈતિ ભૂયાત્.'*

*નંદિની તો તમારી સાથે છે. સ્વાતિ પણ હશે.*

*ચાલો જય રામજી કી.*

સસ્નેહ

સુન્દરમ્

પરંતુ આ પત્ર ઉમાશંકરને પહોંચે એ પહેલાં ૧૯મીએ તેમનું અવસાન થયું ! ૨૦મીએ અગ્નિદાહ માટે વી. એસ. હૉસ્પિટલની પાછળના સ્મશાનગૃહે લઈ જતી વેળા શબવાહિનીમાં સતત હું ઉમાશંકરના ચહેરા સામે જોતા હતો. મારી બાજુમાં બેઠેલા સુન્દરમ્. ગમગીન હતા. કોઈ ઊંડા વિચારમાં ડૂબી ગયેલા.

ઉમાશંકરે ૨૬ જાન્યુ. '૪૭ - ગણતંત્ર દિને 'સંસ્કૃતિ' શરૂ કર્યું અને ૧૨ માર્ચ '૮૫ - દાંડી કૂચ દિને છેલ્લો પૂર્ણાહુતિ વિશેષાંક પ્રગટ કરી 'સંસ્કૃતિ' પાસે કોઈનું કંઈ રહેતું હોય તો તે જણાવવા કૃપા કરે' એ વાક્ય સાથે સમેટી લીધું. એ પછી 'સંસ્કૃતિ'ની પેટર્ન ઉપર સાહિત્ય અને જીવનવિચારનું માસિક શરૂ કરવાનો વિચાર મેં તેમની સમક્ષ રજૂ કર્યો હતો. એ સાકાર થાય તે પહેલાં તો ઉમાશંકરનું અવસાન થયું. સુન્દરમ્‌ને પણ આ વિચાર જણાવેલો. માસિક માટે બે-ત્રણ નામો સૂઝેલાં. છેવટે ૧૮મી નવેમ્બર ૧૯૮૯ના રોજ સુન્દરમે એક કાગળ ઉપર લાલ અક્ષરે 'ઉદ્દેશ' લખી આપ્યું અને શ્રી માતાજીના આશીર્વાદ આપ્યા અને મેં રજિસ્ટ્રાર ઑફ ન્યૂઝ પેપર્સને થોડાં નામો મોકલી આપ્યાં. છેવટે 'ઉદ્દેશ' જ પસંદ થયું ! તા. ૩૦-૬-'૯૦ના રોજ મને 'સફર મુબારક' લખી 'ઉદ્દેશાય' થોડાં કાવ્યો મોકલી આપ્યાં. એ પછી પણ સૂચના-માર્ગદર્શનરૂપે લખતા. એકવાર તો 'ઉદ્દેશ'ને માટે પોતે એક કાવ્ય-મંચ ઊભો કર્યો છે એમ જણાવેલું. આ કાર્યમાં સતત તેમની હૂંફ મળતી.

સુન્દરમ્‌ને માટે મેં 'સ્નેહ અને સૌહાર્દ'નું કાવ્ય એ શબ્દો યોજેલા. તે મૈત્રીના માણસ હતા. સુન્દરમ્ એટલે નરી પારદર્શક ઋજુતા. એમની સરલતાનો જોટો જડવો મુશ્કેલ છે. વ્યક્તિ સુન્દરમ્ અને કવિ સુન્દરમ્ વચ્ચે તમો કશો ભેદ નહિ કરી શકો. સુન્દરમ્‌માં બહારનું અને અંદરનું એવા કોઈ ભેદ ન હતા. દંભનો છાંટો પણ જોવા ન મળે. આબાલવૃદ્ધ સૌને સ્નેહથી

ભીંજવી નાખે. તમે તેમને મળો એટલે એક હૃદયસેતુ આપોઆપ રચાઈ જાય. તે કોઈ સભામા પ્રવેશ કરે ત્યારે આજુબાજુ સ્નેહ અને મૈત્રીનું વલય રચાઈ જતું સર્વત્ર પ્રેમ વહેંચતા ને ઘૂમતા. તેમના અવસાન પછી ટાઈમ્સ ઓફ ઈન્ડિયા મા મેં લખેલા લેખનું છેલ્લુ વાક્ય હતુ Alas we have no second Sundaram ! સુન્દરમ્ એક અને અદ્વિતીય હતા. આ પૃથ્વીને અને મનુષ્યોને સાચા હૃદયથી ચાહનાર હતા. તેમણે સુન્દર ચીજોને ચાહી તો અસુન્દર ચીજોને પણ ચાહી ચાહીને સુન્દર કરી મૂકી ! આ આત્મવિસ્તૃતિની અહકારવિગલનની પ્રક્રિયા છે એટલે આ પક્તિઓ તો સુન્દરમ્ જ ગાઈ શકે

આ કીઆ અને કબૂતર દોસ્ત બન્યાં અમ
આ સાગર અને શિખર પણ દોસ્ત બન્યાં અમ !
આ જ્યાં જ્યાં પડે નજર અમ ત્યાં ત્યાં
કો ન અવર અમ પાખે !
જ્યમ જ્યમ પેખું અધિક જગત ત્યમ
અધિક અધિક રસ દાખે !

(સુન્દરમ્ સર્જક પ્રતિભા, સપાદક મફત ઓઝા (બે, ૧૯૮૧)માંથી)

■

## માણ્યું તેનું સ્મરણ કરવું

રમણલાલ જોશી

સુંદરમ્ સાથે પ્રવાસ કરવાના પણ પ્રસગો આવેલા. એકવાર વિસનગરથી અમે બન્ને સાથે કારમાં અમદાવાદ આવવા નીકળ્યા. રાત્રે મિષ્ટ ભોજન કરીને નીકળેલા. રસ્તામા હુ એમને અનેક વાતો કહેતો સુન્દરમ્ હોંકારો ભણતા જાય રાત્રે લગભગ સાડા અગિયાર વાગ્યે મેં એમને ગિરીશભાઈને ત્યા ઉતાર્યા. તેમણે મને કહ્યુ કે કાલે સવારે તમે મને મળજો, અને ગાડીમા કહેલી બધી વાત કહેજો મેં કશુ સાભળ્યુ નથી કારણ કે હું ઊંઘી ગયેલો !

• • •

સુન્દરમ્ મહેસાણામા ડાહ્યાભાઈ દેસાઈને ત્યા ઊતરતા તેઓશ્રી અરવિન્દ કેન્દ્ર ચલાવતા અવારનવાર હુ મારા વતન વડનગરથી મહેસાણા તેમને મળવા જતો. એક વાર સુન્દરમ્ ત્યા આવેલા ત્યારે ગયેલો. ઘણી વાતો કરી. સાજે તે કહે કે બજારમા ફરી આવીએ, મારે એક વસ્તુ લેવાની છે મને થયુ કે એ કઈ વસ્તુ હશે ? તેમને ટાટા કંપનીનું કોકોનટ હેર ઓઈલ લેવાનુ હતું આ હેર ઓઈલમા પણ લવન્ડર સુગધવાળુ. એ મેળવવા માટે અમે બે ત્રણ દુકાને ફરેલા. રોઝનુ મળતુ હતુ પણ સુન્દરમ્નો લવન્ડર માટે આગ્રહ હતો છેવટે મળ્યુ

• • •

એકવાર પૉંડિચેરી ગયેલો ત્યારે બીજા એક કવિ પણ ત્યા હતા. રાત્રે અમે દરિયા કિનારે ફરવા જતા. પેલા કવિએ કોઈ સાહિત્યકારની વાત છેડી. સુન્દરમ્ને આવી કુથલી ગમતી નહીં. તેમણે અત્યત સ્વસ્થતાથી છતા મક્કમપણે કહ્યુ હવે તમે જો સહેજ પણ આગળ ચલાવશો તો હુ એ વસ્તુને ડામી દઈશ અને બીજી જ પળે તે ખડખડાટ હસી પડ્યા !

એકવાર રાત્રે અમે ત્રણે ફરવા ગયેલા. પ્રજારામે મને બાજુએ બોલાવી કહ્યુ કે અત્યારે આઈસક્રીમ ખાવાની કેવી મજા આવે ! પણ સુન્દરમ્ને આ શી રીતે કહેવાય ? અમારી ગુસપુસ સાભળી સુન્દરમે પૂછ્યુ. મેં બધી વાત કહી. સુન્દરમ્ બોલ્યા "મારા યુટોપિયામા ભોજન પછી આઈસક્રીમ છે !" અને અમે ત્રણેય હોટલમા ગયેલા.

• • •

સુન્દરમ્ને છેલ્લે ૩જી નવેમ્બર, ૧૯૮૦ના રોજ રાત્રે મળેલો. ચોથીએ તે શ્રી અરવિન્દ શિબિર માટે માતર જવાના હતા. ત્યાથી ૧૨મીએ વડોદરા થઈ મુબઈ અને ત્યાંથી પૉંડિચેરી કારણ કે ૧૫મીએ શ્રી માતાજીના નિર્વાણ દિન પહેલા પહોંચી જવુ હતું એ પહેલા ૨જી નવેમ્બરે (શુક્રવાર, રાત્રે ૮-૩૦થી ૧૨-૦૦ લગભગ)એક સારી બેઠક થઈ ગયેલી. એમના વિશે ગુજરાતી ગ્રથકાર શ્રેણી મા મારે પુસ્તક લખવાનુ હતુ એ સદર્ભે તેમણે પોતાના બાળપણના સ્મરણો મને લખાવ્યા રાતના બાર થયા. મારા પુત્ર ગધર્વને માતૃભવન માથી ફોન કરી મને ઘેર લઈ જવા બોલાવેલો. આગળના સ્મરણો મે મહિનામાં કે શિબિર માટે અમદાવાદ આવે ત્યારે લખાવશે અથવા હુ પૉંડિચેરી જઈશ ત્યારે લખાવશે તેમ કહેલુ ૩જી નવેમ્બરે રાત્રે એમને મળ્યો તે મારુ છેલ્લુ મિલન. મારી પૌત્રી સુચિરા માટે તેમણે ચોકલેટો અને સૂકોમેવો આપ્યાં (સુચિરાનુ નામ પણ એમણે જ પાડી આપેલુ) અને પછી વળાવવા બારણા સુધી આવ્યા. અડધીપડધી શાલ ઓઢેલી મોઢા પર ભાવસભર સ્મિત. હાથ ઊંચો કર્યો બસ આ છેલ્લુ દર્શન. હવે એ ચહેરો ક્યા જોવા મળવાનો ?

■

("બુદ્ધિપ્રકાશ ડિસેમ્બર ૧૯૮૮માથી ટૂંકાવીને)

# આકાશમાં ઊડતા ગરુડ

સુરેશ દલાલ

તત્ત્વજ્ઞાન કહે છે કે કોઈ પણ બે વ્યક્તિની સરખામણી ન કરવી જોઈએ અને છતાં સરખામણી આપણે કરીએ છીએ એ કદાચ માનવ સ્વભાવની નિયતિ છે. સુન્દરમ્ અને ઉમાશંકર એટલે સારસ્વત સહોદરો. સુન્દરમ્ અને ઉમાશંકર પ્રત્યે મને અગાધ પ્રેમ અને ચિક્કાર માન છે. વિવેચનની પરિભાષામાં સતત વાત કરવાનો મારો સ્વભાવ નથી એટલે મારી રીતે વાત કરું છું. સુન્દરમ્ સોનાની ખાણ છે, ઉમાશંકર ત્રિભોવન ભીમજી છે. સુન્દરમ્ પાસે કાચું સોનું છે, ઉમાશંકર પાસે કલા અને કસબ છે. સુન્દરમ્ કદી યાદ ન અપાવે કે એ સુન્દરમ્ છે અને ઉમાશંકર કદી ભૂલવા ન દે કે એ ઉમાશંકર છે. સુન્દરમ્ અધ્યાત્મની દિશામાં પોંડીચેરી ગયા. ઉમાશંકરને માટે કવિતા કે આધ્યાત્મિકતા કે પંડ એ જ પોંડીચેરી. સુન્દરમ્નું વિશ્વ ઉમાશંકરના પ્રમાણમાં સંકુચિત, જ્યારે ઉમાશંકરનું વિશ્વ વ્યાપક. બંનેએ સાહિત્યના અનેક પ્રકારમાં કામ કર્યું અને બંનેએ તંત્રીકર્મ પણ કર્યું, અલબત્ત, બંનેની દિશા જુદી રહી. સુન્દરમ્ ઓલિયો જીવ. ઉમાશંકર સંસ્કૃતિ પુરુષ.

આ પ્રસંગ મેં અવારનવાર જાહેરમાં કહ્યો છે. એકાદ ઠેકાણે કદાચ ઉલ્લેખ કર્યો છે. ઉમાશંકરનો મૂલ્યાંકન ગ્રંથ 'કવિનો શબ્દ' બહાર પડયો ત્યારે ઉમાશંકરને વકતા તરીકે સોમૈયા કોલેજમાં આમંત્રણ આપેલું. બીજે જ વર્ષે સુન્દરમ્નો મૂલ્યાકન ગ્રંથ 'તપોવન' પ્રગટ કર્યો ત્યારે સુન્દરમ્નાં ગીતોનો કાર્યક્રમ રાખ્યો હતો. ઉમાશંકર વકતા તરીકે પૂરેપૂરા ભરોસાપાત્ર, પણ સુન્દરમ્ એક વાતમાંથી બીજી કોઈ વાતમાં ક્યાં ચાલી જાય એ કહેવાય નહીં. એટલે એમનું પ્રાસંગિક વકતવ્ય રાખીને ગુજરાતના અનેક સંગીતકારોની મદદથી પ્રસિદ્ધ કલાકારો પાસે ગીતો ગવડાવ્યાં હતાં. સુન્દરમ્ એટલે ગીતનું કલ્પવૃક્ષ. ઉમાશંકર એટલે ગીતનું ફ્લાવરવાસ.

પ્રસિદ્ધ ગાયિકા લક્ષ્મી શંકરે સુન્દરમ્નું એક ગીત ગાયું. એ ગીતના શબ્દો આ રહ્યા :

**કાહેકો રતિયા બનાઈ ?**
**નહીં આતે, નહીં જાતે મનસે,**
**તુમ ઐસે ક્યોં શ્યામ કનાઈ ? કાહેકો.**
**હમ જમનાકે તીર ભરત જલ,**
**હમરો ઘટ ન ભરાઈ,**
**ઐસો ઘટ ક્યોં તુમને દિયો,**
**જાકો તુમ બિન કો ન સગાઈ ? કાહેકો.**
**ચલત ચલત હમ વૃંદાવનકી**
**ગલી ગલી ભટકાઈ,**
**સબ પાયા રસ, પિયા પિલાયા,**
**તુમરી સુરત ન દિખાઈ. કાહેકો.**
**હમ ઐસે તો પાગલ હૈં પ્રભુ,**
**તુમ જાનો બસ પગલાઈ,**
**પાગલકી ગત પાગલ સમઝે**
**હમેં સમઝો, સુંદરરાઈ ! કાહેકો.**

સુન્દરમ્ને ગીતો બહુ ગમ્યાં એટલે કાર્યક્રમને અંતે એમણે એક એક કલાકારને એક એક ફૂલ આપ્યું અને કહ્યું કે એક એક ફૂલમાં જાણે કે હું તમને બગીચો આપું છું. પછી એમણે લક્ષ્મી શંકરના ગીતને ફરી વાર કેસેટ પર સાંભળવાનો આગ્રહ રાખ્યો. એ સાંભળતાં એમની આંખમાં આંસુ આવી ગયાં અને એમણે મને કહ્યું : સુરેશ, મારો ઈશ્વર સામે આ જ પ્રશ્ન છે કે જે ઘડો ભરવો નહોતો, એ ઘડ્યો શા માટે?

પછી ઉમાશંકર મુંબઈ આવ્યા ત્યારે એમણે મને સુન્દરમ્ના કાર્યક્રમ વિષે પૂછ્યું. ત્યારે મેં સુન્દરમ્ની વ્યથાને પ્રગટ કરી. ઉમાશંકરે માત્ર એટલું જ કહ્યું કે ઘડાએ તરવું હોય તો એણે ખાલી રહેવું જોઈએ.

કોઈક નિમિત્તે સુન્દરમ્ને પત્ર લખવાનું થયું ત્યારે મેં એમને આ સંદર્ભમાં ઉમાશંકરનો પ્રતિભાવ જણાવેલો. ત્યારે વળતી ટપાલે સુન્દરમ્ માત્ર એટલું જ લખ્યું કે ઘડાની સાર્થકતા એ તરે એમાં નથી, પણ એ ભરાય એમાં છે.

ગાંધીયુગના આ બે મોટા ગજાના કવિઓના સંવાદ આકાશમાં ઊડતા બે ગરુડ જેવો છે.

■

# કવિ સુન્દરમ્ : આરંભિક પરિચયની કેટલીક પ્રત્યક્ષ-પરોક્ષ ક્ષણો

ભોળાભાઈ પટેલ

સુન્દરમ્‌નો પહેલો પરિચય 'ત્રણ પાડોશી'થી થયો પાંચમા કે છઠ્ઠા ધોરણના ગુજરાતી પાઠ્યપુસ્તક 'સાહિત્ય કલ્લોલ'માં. કદાચ એ પરિચય 'તલાવણી' કવિતાથીય થયો હોય. 'તલાવણી રે રહેતી / તળાવને કાંઠડે'. 'ત્રણ પાડોશી'માં રામ, શેઠ અને માકોરમાં ! માકોર ડોશી તલાવણીના વર્ગની ત્યારે લાગી નહોતી, આજે લાગે છે સુન્દરમ્‌નો આ બધાં ચરિત્રો પ્રત્યેનો લગાવ એમની પહેલી કવિતાની ચોપડીને 'કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો' એવું શીર્ષક આપવા પ્રેરે છે. એમણે બામણા ગામ (ઉમાશંકરનું વતન)ની ભંગડી વિશે કાવ્ય લખ્યું છે, જે ગામના 'ઉકરડા' વિષે ઉમાશંકરે લખ્યું છે ! ત્યારે એવું થયેલું કે આવું પાત્ર કાવ્યનો વિષય થઈ શકે ખરું ?

કિશોર માનસમાં એ રીતે સુન્દરમ્ જુદા મિજાજના કવિ રૂપે સ્થિર થયા હતા. 'બાનો ફોટોગ્રાફ' કવિતાએ ય વાતને દૃઢ કરી. હજી '૧૩-૭ની લોકલ' સુધી પહોંચવાનું થયું નહોતું ત્યાં બીજા સુન્દરમ્‌નો પરિચય થયો 'પ્રભુ હે જીવનજ્યોત જગાવો' અને વિશેષે તો 'વિરાટની પગલી' કવિતાથી.

મારે આતમને આવાસ પ્રભુ તારી પગલી પડે,
મારા અંતર આંગણમાંહ્ય મગન કેરી આંધી ચઢે..

સુન્દરમ્ હવે પૉંડિચેરી શ્રી અરવિન્દ આશ્રમમાં રહે છે, એવી માહિતી અમારા ગુજરાતીના શિક્ષકે આપેલી. પૂજાલાલ પણ ત્યારે પૉંડિચેરી જઈને વસેલા. પછી તો પૉંડિચેરીથી આવતું જુદા પ્રકારના ટાઈપમાં છપાયેલું અને અંદરનાં પૃષ્ઠો કરતાં જરા મોટું પૂઠું ધરાવતું 'દક્ષિણા' જોયું એનાં ઘાટઘૂટ ગમે, પણ એ વાંચતા ભાગ્યે જ કશી સમજણ પડે દક્ષિણાના પૂંઠા પર મુદ્રાચિત્ર છપાતું તે શ્રી અરવિન્દનું ધ્યાનચિત્ર છે. એવી ખબર ન પડે, પણ આ પૉંડિચેરીના સુન્દરમ્‌નો એટલે કે ત્રીજા સુન્દરમ્‌નો પરિચય હતો - એમ આજે જોઉં છું એ વખતની ચેતનામાં એવું વર્ગીકરણ નહોતું પણ પછી રઘુવીર ચૌધરીએ 'ત્રીજા સુન્દરમ્‌ને' એવી એક કવિતા લખેલી

હું સર્વ વિદ્યાલય, કડીની શાળામાં ૧૯૪૮માં ભણવા ગયો. અમારી એ શાળાના સદ્‌ગત આચાર્ય બાપુભાઈ ગામી શ્રી અરવિન્દના અનુયાયી હતા, એની ખબર તો જરા મોડી પડી. બાપુભાઈના પુત્ર રતિલાલ ગામી અમારા ચિત્રશિક્ષક હતા. એમણે પિતાજીનો - બાપુભાઈ ગામીનો પુસ્તક-વારસો સર્વ વિદ્યાલયની લાયબ્રેરીમાં આપ્યો. આખું એક કબાટ ભરીને પુસ્તકો - મોટે ભાગે શ્રી અરવિન્દનાં, શ્રી માતાજીનાં અને નલિનીકાન્ત ગુપ્ત જેવા એમના અનુયાયીઓનાં - બધાં અંગ્રેજીમાં. શ્રી અરવિન્દનાં બધાં પુસ્તકોમાં

To
Bapubhai
- with blessings
Sri Aurobindo

એવા પેનની પાતળી નીબથી લખાયેલા શ્રી અરવિન્દના હસ્તાક્ષર જોવા મળતા મને એ અક્ષરો જોઈ રોમાચ સાથે આશ્ચર્ય થતું શ્રી અરવિન્દે પોતે ભેટ આપી છે ચોપડીઓ, બાપુભાઈને ? શ્રી માતાજીની એક અંગ્રેજી ચોપડીમાં Evening Talksમાંથી નોંધેલું એક સૂત્ર, પછી મેં મારા ઘરના ઓરડાને બારણે લખેલું - 'Happiness is not an (the ?) aim of life'.

શ્રી અરવિન્દ અને માતાજીના સાહિત્યને સમજવાથી તો દૂર, પણ એક અદૃષ્ટ ભાવચિત્ર એ પુસ્તકોનાં પાનાં ફેરવતા રચાતું. એ સાથે સુન્દરમ્ ચેતનામાં ફરકતા 'દક્ષિણા' વાંચવાનું શરૂ કર્યું એટલું જ નહિ ગુજરાતીમાં જેમ 'દક્ષિણા' તેમ પૉંડિચેરીથી એવા હિન્દીમાં નીકળતા ત્રૈમાસિક 'અદિતિ'નો ગ્રાહક સુધ્ધાં થયો આ બધો સમય સુન્દરમ્ મનોનેપથ્યમાં હોય.

૧૯૫૦માં શ્રી અરવિન્દનો દેહવિલય થયો. અમારા એક શિક્ષક અંબાલાલ પટેલ અરવિન્દ સાહિત્ય વાંચતા. અને ઘણીવાર 'દક્ષિણા' મને વાંચવા આપતા. શ્રી અરવિન્દના દેહવિલય પછી 'દક્ષિણા'ના એક વિશેષાંક સાથે 'અતિમનસની સાધના' એવી પુસ્તિકા અને શ્રી અરવિન્દની કેટલીક છૂટી તસવીરો હતી 'દક્ષિણા'ના તંત્રી સુન્દરમ્‌ની ઓળખ વધતી જતી હતી. તેમાં શ્રી અરવિન્દની કવિતાના સુન્દરમે કરેલા અનુવાદ આવતા. સાવિત્રીમાંથી એક અંકને પહેલે પાને ઉદ્‌ધૃત કરેલી પંક્તિઓ વાંચતાં જ યાદ રહી ગઈ '

જગને પલટો દેતી પ્રભુની આવશે ઘડી
જગમાં પલટો ત્યારે સહુએ નિજ પામશે

કદાચ એકાદ બે શબ્દો અહીં ઉતારવામાં આઘાપાછા હશે. પણ સુન્દરમ્‌ના અનુષ્ટુપમાં ઉતરેલી આ પંક્તિઓ - ભલે શ્રી અરવિન્દની - અડધી સદી કરતાંય વધારે સમયથી મારી સ્મૃતિમંજૂષામાંથી વારેવારે બહાર આવતી રહી છે

એક વખતે મને થયું કે 'સત્યંશિવંસુન્દરમ્' એ સૂત્રનો ઉદ્‌ગમસ્રોત ક્યાંથી ? ક્યાંક વાંચ્યું કે આ મૂળ ગ્રીકના અંગ્રેજી 'The Truth, The Good, The Beautiful'નું ભારતીય રૂપાંતર છે મને થયું કે આવું સૂત્ર તો આપણાં ઉપનિષદોમાંથી જ હોય. પણ કોને પૂછવું ?

મેં હિંમત કરી - એક પોસ્ટકાર્ડમાં સ્વયં સુન્દરમ્‌ને જ

પૂછવાની. મેં શું લખ્યું હતું, તેની ખબર નથી, પણ એનો સ્રોત શો છે - એવો પ્રશ્ન હશે.

ઘણો બધો સમય વીત્યા પછી, જ્યારે એ વાત મારા મનમાંથી નીકળી ગઈ હતી ત્યારે એક પોસ્ટકાર્ડ આવ્યું - અરવિન્દ આશ્રમ પોંડિચેરીથી - સ્વયં સુન્દરમ્‌ને હાથે લખાયેલું !

એ કાર્ડ વર્ષો સુધી મારી સાથે હતું. હજીય ક્યાંક જૂના પત્રોના ખજાનામાં હોય. જવાબનો ભાવ યાદ છે, કે એનો એટલે કે સત્યંશિવંસુન્દરમ્‌નો સ્રોત ગમે તે હોય, પણ આ સૂત્ર ઉત્તમ તો છે, પછી એ પત્રને છેલ્લે ઉતારેલી પંક્તિ મને યાદ છે -

*'એ (સત્યંશિવંસુન્દરમ્) શીર્ષકથી મેં એક કાવ્ય કર્યું છે, તે પણ એક એનો લાભ જ છે ને !'*

(અહીં પણ શબ્દ આઘાપાછા હશે.) સુન્દરમ્‌નો મારા પર પત્ર આવ્યો, એ જ પરમ આશ્ચર્ય. સત્યંશિવંસુન્દરમ્ શીર્ષક એ કાવ્ય સુન્દરમ્‌નાં 'કાવ્યમંગલા' સંગ્રહમાં છે.

પછી તો જેમ જેમ કવિતાની સમજણ વધતી ગઈ, તેમ તેમ સુન્દરમ્‌ની પણ કવિતા, અન્ય કવિઓની કવિતાઓ સાથે વંચાતી ગઈ. એ દિવસોમાં કોઈના પૂછવાથી મેં કહેલું કે ગદ્યલેખક તરીકે કાકાસાહેબ મારા પ્રિય લેખક છે, તો 'કાવ્યમંગલા'ના કવિ સુન્દરમ્ મારા પ્રિય કવિ છે. 'યાત્રા'ની મારી ખરીદેલી નકલ પર ખરીદ્યાનું વર્ષ ૧૯૫૩નું છે. રાજેન્દ્ર શાહના 'ધ્વનિ' સાથે એ ખરીદેલી. 'યાત્રા'ના મુખપૃષ્ઠ પર લખાયેલી પંક્તિઓ 'મને અંગે અંગે અણુ અણુ મહીં કો પરસતું / ગયું...' તે પહેલી વાંચી, ત્યારથી હજી મનમાં ગૂંજે છે. 'યાત્રા'ની યાત્રા ઘણી વાર થતી રહી છે.

સુન્દરમ્ સાથે પ્રત્યક્ષ મળવાનું તો થયું ૧૯૫૫ના જૂન માસની ૧૧-૧૩ તારીખોએ. વડોદરામાં લેખક મિલનનું પાંચમું અધિવેશન હતું. એ અધિવેશન વડોદરા યુનિ.ના કેમ્પસ પર મનુભાઈ મહેતા હોલમાં હતું. એક શિક્ષક તરીકે ત્યારે એ અધિવેશનમાં ગયેલો. પહેલી વાર કેટલા બધા લેખકોને એક સાથે જોયા ! કાકા કાલેલકર, રા. વિ. પાઠક, અંબુભાઈ પુરાણી, ઉમાશંકર જોશી, સુન્દરમ્, ગુલાબદાસ, જ્યંતી દલાલ, ઈશ્વર પેટલીકર, નિરંજન ભગત, પ્રિયકાન્ત મણિયાર, પ્રજારામ રાવળ - અને બીજા ઘણા. હું બધાંયને અપરિચિત, તેઓ તો બધાં માંહેમાંહે એકબીજાને ઓળખે. એ સૌને હું અહોભાવથી મુગ્ધ આંખે જોયા કરું. મેં તા. ૧૨-૬-૧૯૫૫ની મારી એક નોંધમાં બધા લેખકને મળવા વિશે લખ્યું છે. તેમાં સુન્દરમ્‌ની મુલાકાત વિશે આમ લખ્યું છે :

*ઉપરની ગેલેરીમાં ફરતાં ફરતાં સુન્દરમ્‌ના રૂમ આગળ હું આવ્યો. (બારણું ઉઘાડું હતું) મારા મનોભાવો પારખી જઈને તેમણે કહ્યું : 'આવો.' હું અંદર ગયો. શ્રી ઉશનસ્, પ્રજારામ અને જ્યંત પાઠક 'સાવિત્રી'નું વાચન કરતા હતા. સુન્દરમે મારી ઓળખાણ માગી, ત્યારે મેં જણાવ્યું કે હું શિક્ષક છું. પછી સભાસ્થાને ગયા.*

અધિવેશનની એ દિવસની બપોર પછીની બેઠકમાં (મારી નોંધમાં છે તે પ્રમાણે) સુન્દરમે કાવ્યના અવતરણની વાત કરી હતી. સુન્દરમે સામાન્યતાની સપાટીથી કંઈક ઉપરની ચેતનાની વાત કરી હતી :

*કાવ્ય ક્યાંથી સર્જાય છે ? કવિમાંથી ? ના. જગતમાંથી ? ના.*

*એ તો સરસ્વતી પાછળથી આવી કવિના હાથમાં એ કમળનું ફૂલ મૂકી જાય છે. તમે એ સરસ્વતીને શોધી શકો - જરા ઉપર જઈને...*

મને થોડું યાદ છે કે પછી, કાવ્યના આવિર્ભાવ વિષે સુન્દરમે કરેલી આ વાતની ચર્ચા થયેલી. પરંતુ એ વખતના મારા ભાવુક મને સુન્દરમ્‌ની આ સ્થાપનાનો ન તો પ્રતિસાદ ઝીલ્યો હતો, ન એનો પ્રતિવાદ કર્યો હતો. એટલી વિશ્લેષણ- ક્ષમતા નહોતી ત્યારે. બસ એમને સાંભળી રહ્યો હતો.

સુન્દરમ્‌નું આ અધિવેશનમાં પહેલું દર્શન, અને જેમાં માત્ર 'આવો' શબ્દ પ્રથમ હતો, તેવો આ પહેલો વાર્તાલાપ. એ પછી ઘણીવાર એમને સાંભળવાનું બન્યું છે, નિકટ જવાનું ઓછું જ બન્યું છે. અનેક સ્થળે એમની સાથે વાર્તાલાપો થયા છે. એક વખતે યશવંતભાઈને ત્યાં બેઠા હતા, અને સુન્દરમ્‌ની બાજુમાં હું બેઠો હતો. મારી પાસે ચામડાની કે સારા પ્લાસ્ટીકની હેન્ડબેગ હતી. તેના પર હાથ પસવારતાં બોલ્યા - 'સરસ છે.' એ એટલી નજાકતથી, કહ્યું કે વત્સલતાથી જાણે હાથ ફેરવતા હતા. એમાંથી સુન્દરમ્‌ના વ્યક્તિત્વનો અણસાર મળી રહે.

સદ્‌ગત રમણલાલ જોશી 'અચલાયતન'માં રહેવા આવ્યા પછી સુન્દરમ્‌ને એમને ત્યાં મળવાનું બનતું. પણ એથી વધારે તો રમણલાલ જોશીની વાતચીતોમાં સુન્દરમ્ વિશે સાંભળવાનું થતું. રમણભાઈની સાથે હું ય યુનિવર્સિટીના ભાષાસાહિત્યભવનમાં અધ્યાપન કરતો. એમની સુન્દરમ્-પ્રીતિ અમે સૌ જાણતા.

એકવાર રઘુવીર અને હું અમદાવાદમાં પ્રસિદ્ધ સંગીતકાર નંદન મહેતાને બંગલે એમને મળવા ગયેલા. એમનું નિમંત્રણ હતું. અમને બન્નેને આવકારી શ્રી અરવિન્દ અને માતાજીની છબીઓ આગળ ઊભા રાખી અમારા હાથમાં ફૂલો મૂક્યાં. પછી અમારી વાત તો મુખ્યત્વે એમની કવિતાઓના હિન્દી અનુવાદ સંદર્ભે હતી.

કવિ સુન્દરમ્‌ની કેટલી બધી કાવ્યપંક્તિઓ મને કંઠસ્થ છે ! કેટલી બધી વાર એમની કવિતાના પાઠ કર્યા છે, પણ વ્યક્તિગત પરિચયમાં આવવાનું - એમના સમકાલીન હોવા છતાં ઓછું બન્યું છે. અવશ્ય એમનો કવિ-પરિચય તો એક રીતે ગાઢ રહ્યો છે, એમ કહી શકું.

મારા આ એક પ્રિય કવિને શતાબ્દી - વંદના કરું છું.

■

પ્રબોધ ર. જોશી

શાળાના અમારા પ્રાર્થના મંદિરમાં ઝીણાભાઈ સ્નેહરશ્મિ સુન્દરમ્‌ને લઈને આવે છે કોણ હશે આજના આ અતિથિ ? ગુસપૂસ થાય છે હું મૌન છું પણ મનોમન મને એમને જોઈ-જોતાંવેંત એટલો તો હરખ થાય છે - કદાચ અમારે એમની સાથે કેવો તો ઘરોબો એ ખ્યાલે

બાળકો જેવી જ વાતો કરે છે ક્યારેક સામા પ્રશ્નો પણ પૂછે છે સૌને મજા આવી, આજના આ 'અતિથિ' કંઈક જૂદા જ લાગ્યા.

સુન્દરમ્‌ની બાળ કવિતા ઉપર સી એન. વિદ્યાલયના મારા એ વખતના પ્રિય ભાષાશિક્ષક શ્રી રાજેન્દ્રભાઈ ઉપાધ્યાયનો લેખ પ્રશ્ન દ્વારા પ્રભુની ઓળખ-પિછાણ' 'ઉદ્દેશ'ના મારા સંપાદનના આરંભિક સમયમાં, એના માટે આવેલાં લખાણોની ફાઈલો ફંફોસતાં નજરે ચડે છે અને આ બધું જાગ્રત થાય છે

*

સુન્દરમ્ આજે ઘરે આવવાના છે સમી સાંજ ? ના. ના મોડી, ઠીક ઠીક મોડી સાંજ બધાં રાહ જુએ છે પણ એ આખરે આવે છે ત્યારે બધાં આઘાં-પાછાં કેમ થાય છે ! પછી કશુંક થાય છે અને બધાં જ ભેગાં થઈ સાથે એ રૂમમા એમની સન્મુખ. એ કંઈક વાતો કરે છે પણ વાતવાતમાં આંખો મીંચી લે છે કદાચ થાક્યા હશે ? પણ બોલે છે ત્યારે તો સાવ સ્પષ્ટ, નીતરેલું, ધીરે ધીરે

'બધાં ધ્યાન કરીએ', એ કહે છે બધા પલાંઠીવાળી બેસી જાય છે પોંડિચેરીની એ વિશિષ્ટ અગરબત્તીની સુવાસ ધીરે ધીરે પ્રસરવા લાગે છે અને સાથે જ બધાંની આંખો પણ ટપોટપ બંધ થવા લાગે છે પણ ભજન કે શ્લોક જેવું તો કશુ સંભળાતું નથી ! થોડીવારે આંખો ઉઘાડી આસપાસમા જોઈ લઉ છુ, ફરી પાછી મીંચું છું, ફરી. અને એમ 'ધ્યાન' પૂરુ થાય છે

બધાંને એક પછી એક પાસે બોલાવે છે મારો વારો પહેલો 'પ્રબોધ. ' હુ તરત નજર બીજે ફેરવી લઉ છુ થાય છે હુ થોડી થોડી વારે આંખો ઉઘાડતો હતો એની એમને કેવી રીતે ખબર પડી ? એમની આંખો તો બંધ હતી !

જતા ફરી એકવાર આશીર્વાદ આપતાં આંખમાં આખ પરોવે છે પણ થોડીવાર પછી એ ઝિલવુ મુશ્કેલ. એમના ગયા પછી પણ એક પ્રસન્નતાસભર શાંતિ ઘરમા ઘણા સમય સુધી રહે છે

*

વાતવાતમાં પિતાશ્રી કહે છે તારાં પેલાં કાવ્યો હમણાં સુન્દરમ્‌ને પત્ર લખતાં મોકલાવ્યાં ગમશે તો 'દક્ષિણા'માં છાપશે. મારા મોં ઉપર તરત જ અકળામણ, અણગમાનો ભાવ આવી જાય છે 'અરે, મારો એક લેખ પણ એમણે તો પાછો વાળેલો', પિતાશ્રી ટકોર કરતાં કહે છે, 'એ યોગ્ય હોય તે જ કરે મેં કંઈ ભલામણ નથી કરી કે તું અકળાય. ' 'છતાં. ' હું કંઈક બોલવા કરું છું અને અટકી જાઉ છું

થોડા દિવસ પછી પૂછી બેસું છું 'સુન્દરમ્‌નો પત્ર આવ્યો ?' 'કેમ ?' 'અમસ્તાં જ '

એ પછી થોડા દિવસ પછી એ પત્ર બતાવે છે લખ્યુ છે 'પ્રબોધે સારાં કાવ્યો કર્યાં એણે બહુ સારી અભીપ્સા કરી છે શ્રી માતાજી પાસેથી તે ઘણું મેળવશે અને સાધક પણ થશે..' હું એ આખો પત્ર પૂરો વાંચવા લઈ લઉ છું અને આ વાક્ય મારી નોટના છેલ્લા પાને ઉતારી લઉ છું ક્યારેક ફરી ફરી વાચતો રહું છું પિતાશ્રી ઉપર સુન્દરમે લખેલા પત્રો જોતા હું કંઈક શોધું છું ?! અને ૬ માર્ચ ૧૯૭૩નો એ પત્ર જડી જાય છે ત્યારે...

*

આવકારનું એ અદ્‌ભુત પ્રસન્ન સ્મિત ! અડધું કેળુ નજાકતથી એમણે હાથમા પકડ્યું છે અમે શોધતાં ખાસ શોધવું નથી પડતું, 'સુન્દરમ્' કહેતાં જ કોઈક અમને છેક એમના ઘરના દરવાજે મૂકી જાય છે - પોંડિચેરીમાં એમના ઘરના પ્રવેશખંડમા પહોંચીએ છીએ. એ બેઠા છે ત્યા આસપાસમાં ખુબ જ ચીવટથી રાખેલા થોડાક કાગળો એક નાના ટેબલ ઉપર સુવ્યવસ્થિત ગોઠવાયા છે જયશ્રીને જોતાં જ 'લગ્નપ્રસંગે આવવાનું તો ન ગોઠવાયું પણ શ્રી માતાજીના આશીર્વાદ મોકલાવ્યા હતા. ' અમે પહેલી જ વખત સાથે મળીએ છીએ એટલે જયશ્રીનો પરિચય કરાવવા માટે મનમાં ગોઠવી રાખ્યુ છે પણ આ વાક્ય પછી એમનો તાર એની સાથે એવો તો જોડાઈ જાય છે કે હું તો જોતો જ રહી જાઉ છુ ! આમેય એમનો તાર અહીં કે 'ત્યાં' સહજ જોડાઈ જતો હોય છે ! પછી એક કવિતા સંભળાવે છે તાજી તાજી, ગઈ રાતે જ લખાવેલી

અમે બધા શ્રી અરવિંદની સમાધિ પર જઈએ છીએ. અદ્‌ભુત પરમ શાંતિ. સુવાસિત એમના હાથમાં પુષ્પો છે

સાંજે, ઘડીકમાં અમારી સાયકલ-રીક્ષા એમની સાયકલની આગળ તો કદીક પાછળ. અરધી ચડ્ડીમા સાયકલ ચલાવતા સુન્દરમ્ કેવા તો સોહામણા લાગે છે ! ટ્રેઈન આવવાને વાર છે, અમે વિનયથી વિદાય લઈએ છીએ પણ એ તો ઊભા છે ટ્રેઈન ઊપડે ત્યાં સુધી કેવળ પ્રેમ !

*

વાતાવરણમા સ્તબ્ધતા છે વાહનોનો અવાજ સંભળાતો નથી ખુલ્લા વાહનમાં ઉમાશંકર જોશીના નશ્વર દેહ સમીપ સુન્દરમ્ શાંત બેઠા છે શ્વેત ઝભ્ભા ઉપર ડૂબતા સૂરજના અજવાળામાં શ્રી અરવિન્દ ચન્દ્રક ચળકે છે ■

# શ્રી સુન્દરમ્ - મારી એક સંબંધ સ્મરણયાત્રા

ઉશનસ્

હું કવિતામાં સમજતો થયો ત્યારથી જ એટલે કે ઈ.સ. ૧૯૩૩-૩૪થી મને ગુજરાતી કવિતામાં રસ; મારી તેર-ચૌદ વર્ષથી જ મને સુન્દરમ્ - ઉમાશંકરની કવિતામાં રસ ને ત્રીજા ઝવેરચંદ મેઘાણીની કવિતામાં. મારો જન્મ સાવલીમાં ઈ.સ. ૧૯૨૦માં, સાવલી ગાયકવાડી તાલુકો એટલે સમૃદ્ધ પુસ્તકાલયનો પ્રથમથી જ લાભ. લાયબ્રેરીમાં વાંચવા જવાની ને પુસ્તકો વાંચવા ઘેર લાવવાની પ્રથમથી જ ટેવ.

શ્રી સુન્દરમ્‌ની 'કાવ્યમંગલા'ને ઉમાશંકરની 'ગંગોત્રી' ત્યાં જ પહેલીવાર જોઈ ! કાવ્યમંગલા કવિ પોતે જ કહે છે તેમ 'પુસ્તિકા પિત્તવર્ણિકા' છે ને આર. આર. શેઠનું પ્રકાશન છે. ત્યારથી જ આ ત્રણ કવિઓ મારા આદર્શ બન્યા હતા. મેઘાણીનું 'કોઈનો લાડકવાયો' તો જાણે તે વયે અમારું રાષ્ટ્રગીત જ હતું. એવી જ લગની સુન્દરમ્-ઉમાશંકરનાં ગરીબોનાં ગીતોની હતી. પણ આમાંથી એક્કેયને નજરે જોયેલા નહીં. સાવલી નાનું સરખું ગાયકવાડી ગામ, ત્યાં વણબોલાવે તે કોણ આવે ? પૂરી હાઈસ્કૂલ પણ ત્યારે સાવલીમાં ન હતી. એ. વી. સ્કૂલ સુધી જ ધોરણો સ્કૂલમાં હતાં, એ. વી. એટલે એન્ગ્લોર્નાક્યુલર સ્કૂલ. અંગ્રેજી ધો.-૫ સુધી અભ્યાસની સગવડ, ધો.-૬ માં ભણવા માટે હું ને મારો ભાઈ 'સનાતન' રમણ બન્ને ડભોઈની વિભાગ હાઈસ્કૂલમાં ગયા હતા. ત્યાં મોટાભાઈ શિવશંકરભાઈ ગાયકવાડી નોકરીમાં હતા. તેમને ઘેર રહી ભણવાનું હતું. રમણ અંગ્રેજી ૭મીમાં નં. ૩ અંગ્રેજી છઠ્ઠીમાં. અમે બન્ને કવિતાઓ જોડીએ. તેમાં મેઘાણી, સુન્દરમ્ અને ઉમાશંકરની ભારોભાર અસરો હોય. પણ એ જ મારી કવિતાની 'ગંગોત્રી'. શ્રી સુન્દરમ્ આ અરસામાં જ ડભોઈમાં એક મુશાયરામાં આવ્યા હતા ત્યારે પહેલી વાર એમને જોયા. સફેદ ખાદીનો લેંઘો ને કફની, ઊભા હોળેલા વાળ, મોટું કપાળ ને ચંપલ. આ પોષાકમાં સુન્દરમ્ આજીવન રહ્યા. પોંડિચેરી ગયા પછી ખાદીની જગ્યાએ રેશમ આવ્યું એટલો જ ફેર. મેટ્રિક પાસ થયા પછી ૧૯૩૮માં હું ધોલેરાની બરોડા કોલેજમાં આગળ અભ્યાસ માટે જોડાયો હતો. કોલેજકાળ દરમિયાન બરોડા કોલેજમાં સાહિત્યકારો આવતા તે જોવા મળતા. તેમાં ન્હાનાલાલ, બ. ક. ઠાકોર, મેઘાણી, સુન્દરમ્ ને ઉમાશંકર મુખ્ય હતા. તે વખતે સુન્દરમ્ - ઉમાશંકરની કવિજોડી ગુજરાતની શાળા-મહાશાળાને આમંત્રણે ત્યાં જતી. પોતાની રચનાઓ વિદ્યાર્થીસમૂહ સામે રજૂ કરતી હતી. આમ મેઘાણી - સુન્દરમ્ ને ઉમાશંકર ત્રણે જોવા - સાંભળવા મળ્યા હતા. ને તે સૂક્ષ્મ રીતે મનેને 'સનાતન'ને ઘડતા હતા. ત્રીજા હતા તેવા તે મેઘાણી. ઈ. સ. ૧૯૪૭ના પૂર્વાર્ધ સુધી હું વડોદરામાં રહ્યો હતો. (૧૯૩૮ થી ૧૯૪૭, ખાસ્સા નવ-દસ વર્ષ). બી. એ. સુધી મારો મુખ્ય વિષય સંસ્કૃત (ઓનર્સ) હતો. ને ગુજરાતી તો ગૌણ વિષય હતો. ઈ.સ. ૧૯૪૭ના અરસામાં જ સુન્દરમ્ પોંડિચેરી પ્રસ્થાન કરી ગયા ને ત્યાંથી તે 'દક્ષિણા' કાઢતા ને એ જ ગાળામાં ઉમાશંકરે વડોદરાથી 'સંસ્કૃતિ' માસિક શરૂ કર્યું હતું. હું બંનેમાં લખતો હતો. પ્રજારામ અને હું એકસરખી રીતે આ બન્ને કવિવરોના સરિતા પ્રભાવમાં હતા. એ તો કહેતા હતા 'આ બાજુ સુન્દરમ્ ને એ બાજુ ઉમાશંકર ને વચ્ચે હું' બરાબર એવું હું પણ કહી શકું તેમ હતું. ઉમાશંકર દર મહિને 'સંસ્કૃતિ'નાં પ્રૂફ જોવા વડોદરા કિસનસિંહ ચાવડાના પ્રેસમાં આવતા હતા. ત્યારે હું વડોદરામાં રોઝરી હાઈસ્કૂલમાં શિક્ષક હતો. (ઈ.સ. ૧૯૪૨ થી ૧૯૪૭) ઉમાશંકર મારે ઘેર પણ આવતા ને કંઈ નવું રચાયું હોય તો તે 'સંસ્કૃતિ' માટે ઉઘરાવી જતા. તો પોંડિચેરીથી સુન્દરમ્‌ના પત્રો આવતા ને 'દક્ષિણા' માટે કાવ્યરચના માગતા. હું તે મોકલતો. ઉમાશંકર મને છંદોના લઘુગુરુમાપની શુધ્ધિ માટે 'કાન્ત' તરફ જોવાનું કહેતા. કહેતા કે 'ઉશનસ્, કાન્ત જેવું લખો' તો સુન્દરમ્ 'દક્ષિણા' માટે મોકલેલી કૃતિઓ તપાસતા ને લઘુગુરુ સુધારતા. પણ એ કહેતા નહીં કે 'કાન્ત જેવું લખો.' પણ આ બાબતમાં એમનો આદર્શ પણ છેવટે તો કદાચ 'કાન્ત' જ હતા. બી. એ. ગુજરાતી ગૌણમાં અમારે પ્રો. ઠાકોરનાં 'મ્હારાં સોનેટ' પુસ્તક ભણવામાં હતું. એટલે ઠાકોરના પ્રભાવમાં આવી ગયો હતો. 'પૂર્વાલાપ'ને ન્હાનાલાલ થોડા મોડા ભણવામાં આવ્યા. પણ હું ય છેવટે કાન્ત તરફ વળ્યો. આમ હું પણ કાન્ત-ઠાકોરની સંયોગીભૂમિમાં હજુય છું ને 'કાન્ત' તરફ નજર ટેકવી છે.

'દક્ષિણા' ને 'સંસ્કૃતિ' આવ્યાં ત્યાં સુધી આ બન્ને કવિવરો પ્રિયપાત્ર રહ્યા ને એ બન્ને મારી કૃતિઓ ક્યારેક તો

મગાવીને ય છાપતા રહ્યા. મારો પ્રથમ કવિતા સંગ્રહ 'પ્રસૂન' ૧૯૫૫મા પ્રગટ થયો તે મુબઈની વોરા કપનીમા શ્રી ઉમાશકરે પોતે પ્રગટ કર્યો હતો એમણે પોતે મારી પાસે 'પ્રસૂન'ની હસ્તપ્રત મગાવી હતી ને 'પ્રસૂન'ને ૧૯૫૫ના શ્રેષ્ઠ કાવ્યસગ્રહ તરીકેનુ શ્રી બાલમુકુન્દ દવેના કાવ્યસગ્રહ 'પરિક્રમા' સાથે ઈનામ પણ મળ્યુ હતુ કોઈએ આ પુસ્તક જોઈને મને 'સર્વોદય'નો કવિ કહ્યાનુ યાદ છે પણ 'પ્રસૂન'મા શ્રી અરવિન્દ પ્રભાવિત એટલે કે સુન્દરમ્ પ્રભાવિત કાવ્યો ઓછા નથી 'પ્રસૂન'મા શ્રી સુન્દરમ્ ઉમાશકરના જે પ્રેરક બળો છે તે ત્રણે (૧) ગાધીજી (૨) રવીન્દ્રનાથ ને (૩) શ્રી અરવિન્દ મારા પણ બળો છે વધારાના ત્રણ તે પ્રો ઠાકોર સુન્દરમ્ ને ઉમાશકર જોશી પ્રજારામ ક્યારેક ખાનગીમા કહેતા 'ગુજરાતમા માત્ર અઢી કવિઓ છે' (૧) સુન્દરમ્ (૨) ઉમાશકર જોશી ને અર્ધા તે ઉશનસ્, આ અર્ધો તે ય હુ સ્વતત્ર નથી હુ તો આ બન્નેના પ્રભાવમા થઈને અર્ધો હોઈશ. પણ પ્રજારામે મને સુન્દરમ્ કુળનો કવિ 'નેપથ્યે'ની પ્રસ્તાવનામા કહ્યો છે 'પ્રસૂન'ના પ્રસ્તાવનાકાર શ્રી વિષ્ણુપ્રસાદ કહેતા કે ઉશનસ્‌ની કવિતામા સુન્દરમ્ જેટલુ બળ છે છેવટે ડૉ ભોળાભાઈએ ઉમાશકર સાથે કરેલી વાતોની નોંધ પ્રગટ કરી છે તેમાં પણ શ્રી ઉમાશકરને આમ કહેતા ટાક્યા છે કે 'ઉશનસ્‌ની કવિતામા સુન્દરમ્ જેટલુ બળ છે' કેવળ હુ એકલો જ જાણુ છુ કે સુન્દરમ્‌ની કવિતાના કુળનુ લખવુ કે રચવુ એ કેટલા શેરની વાત છે

શ્રી સુન્દરમ્‌ના સ્વભાવમા જ સતત ગતિશીલતાનુ લક્ષણ છે એ ગાધી આશ્રમમા રહ્યા તો લગભગ નિરીશ્વર સામ્યવાદી કક્ષા સુધી ગયા ને પૉંડિચેરી આશ્રમમા ગયા તો શ્રી અરવિન્દને જ ઈશ્વરની કક્ષાએ ઊચકીને ગાયા ! એ કોઈ વચગાળાનો કે મધ્યમમાર્ગી કવિ જ નથી. કાન્તની જેમ જ સુન્દરમ્‌ના ઉત્કૃષ્ટ બે ગુણો હતા (૧) સત્યની ને (૨) પ્રેમની ઝખના. બન્ને પ્રેમ ઝખતા હતા ને સત્યને જીવતા હતા. એથી જ કાન્તની પેઠે સુન્દરમે 'કાવ્યમગલા'મા એકાધિક પાઠ બદલ્યા કર્યા છે બદલીને પાછા સૂચના ય રાખતા ગયા છે ! દોલાયિતચિત્તવૃત્તિમા જે તે ક્ષણનુ સત્ય જ પ્રગટ કરવા માગતા હતા. એટલે આ પ્રામાણિક પાઠપલટા થતા રહ્યા છે એમા સુન્દરમ્ એક વિવેચક ઉપરાત એક સત્યનિષ્ઠ સર્જક તરીકે પણ દેખાય છે

ઈ સ. ૧૯૪૭ના ઉત્તરાર્ધમા હુ નવસારીની કોલેજમા અધ્યાપક હતો ત્યારે ત્યાના શ્રી અરવિન્દ કેન્દ્રમા સુન્દરમ્ આવતા એવો એક પ્રસગ યાદ આવે છે જાન્યુઆરી ૧૯૪૮ની ૩૦મીને દિને સુન્દરમ્ અમારી ગાર્ડા કોલેજમા મહેમાન હતા ને શ્રી અરવિન્દ દર્શન ઉપર વક્તવ્ય આપી રહ્યા હતા. સાજના છ વાગ્યાનો સમય હતો. અને એક સમાચાર રેડિયો ઉપર આવ્યા - દિલ્લીમાં ગાધીજીની હત્યા થઈ છે ! સમાચાર સાભળી સૌ સ્તબ્ધ. પ્રજા ઉપર સોપો પડી ગયો. સુન્દરમ્‌નું વ્યાખ્યાન અધૂરુ જ રહ્યુ ને તે રાતે તે મુબઈ જતી વિરમગામ લોકલમા નીકળી ગયા. અમે એમને વળાવવા સ્ટેશન પર ગયા હતા ટ્રેનમા ભયકર ગિરદી. સુન્દરમ્ ઊભા ઊભા જ મુબઈ ગયા. બેસવાની જગ્યા જ ન મળી. અમે એ વિશે પૂછ્યુ તો કહે 'કાંઈ મોટી વાત લઈ બેઠા હોઈએ તો આવી નાની નાની વાતને ગણકારવી નહીં. એમ ચાલ્યા કરે.' જોઈ શકાય છે કે સુન્દરમ્‌ની કાયાપલટ થઈ રહી છે એ પોતે કોઈ મોટા પદાર્થ તરફ ઊઘડી રહ્યા છે !

૧૯૫૭ના ઉત્તરાર્ધમા તો હુ વલસાડની કોલેજમા જોડાયો છુ સુન્દરમ્‌ને અમે કોલેજમા આમત્ર્યા હતા. એક જ લગની 'શ્રી અરવિન્દ દર્શન' ૧૯૮૦મા એ ષષ્ઠિપૂર્તિ પ્રસગે વલસાડ પધાર્યા હતા પ્રસગોચિત બોલતી વખતે એમને હવે બે શબ્દો વચ્ચે વિલબ થતો હતો. ભાષણ તૂટક તૂટક લાગે. પૂછતા એમણે કહ્યુ 'હવે મૌનનો અભ્યાસ વધુ થાય છે એટલે વાણી જાણે હવે જાય છે' એ તો સાચુ, પણ આ પણ સાચુ છે કે એ એક એવા પદાર્થ પ્રત્યે ઊઘડી રહ્યા હતા જ્યાથી વાણી પાછી વળતી હતી. ય તો વાચ નિવર્તતે તદ્ ધામ પરમ મમ.'

મારે ઘેર, વલસાડમા આવે એટલે આવે જ બધુ સહજ રીતે થાય. ક્યાય કૃત્રિમતા નહીં. દેખાડો નહીં કવિતા સર્જનની વાત નીકળી તો કહે શબ્દ ક્યાથી, કયા સ્તરથી આવે છે તે જોવાનુ છે તે તો હોઠથી, ગળાથી પણ આવે. પણ તે ખૂબ ઊડાણમાથી આવવો જોઈએ.' પ્રાણમય ને મનોમય કોષની વાત કરે તેની ય પારથી શબ્દ આવવો જોઈએ. તે કહેતા શબ્દ ઉપરથી આવે છે કવિ તો તે માત્ર ઝીલે છે' તે મારી 'દક્ષિણા'ની કવિતા વિશે કહેતા હજી પ્રાણમય, મનોમય કોષથી શબ્દ આવે છે 'હજી ઊડા ઊતરો' મને ઘાસ વિશે લખતો જોઈ કવિ કહે 'તમે આ ઘાસમાથી નીકળી જાઓ' ને ઉમેર્યું 'ઉશનસ્ તમે પૉંડિચેરી આશ્રમમા આવો ને રહો !' પણ મને ત્યા ઉમાશંકર જાણે કાનમા કહેતા હતા કોઈનીય કંઠી ઉશનસ બાધવી નહીં હુ ઘાસમાથી ન જ નીકળ્યો. ને પૉંડિચેરી આશ્રમમા જોડાયો પણ નહીં. મેં સુન્દરમ્‌ને કહ્યુ હતુ હુ તૃણને તુચ્છ ગણતો નથી. તૃણમા મને બ્રહ્મનુ દર્શન થાય છે

મેં તૃણબ્રહ્મનો અનુભવ કર્યો છે ને તૃણબ્રહ્મ વિશે રચના પણ કરી છે. આ ઉક્તિમાં સુન્દરમ્‌નો કોઈ અનાદર નથી. પણ ઈશાવાસ્ય જો બધું જ હોય તો તૃણમાં પણ બ્રહ્મનો વાસ છે. એ મારી પ્રતીતિ છે. સુન્દરમ્ પછી કંઈ જ બોલ્યા ન હતા. બસ પેલું મૌન, સહજ મૌન. એક વાર સુન્દરમ્ મારા ઘરમાં વલસાડમાં હતા. મેં પૂછ્યું 'આપને એક બ્રહ્મ અનુભૂતિ થાય તે કે એક સરસ પંક્તિ સ્ફૂરે તે બેમાંથી વધુ શું ગમે ?' કવિ કહે 'બેશક બ્રહ્મ અનુભૂતિ'. ત્યારે લાગે કે કવિ હવે આપણી હદની બહાર નીકળી ગયા છે. મિયાં-માતરમાં કવિની જન્મતિથિનો ઉત્સવ, વડોદરાની અક્ષરા સંસ્થાએ યોજ્યો હતો. સુન્દરમ્ - ઉમાશંકરની કવિ બેલડી હાજર હતી. સુન્દરમ્‌નાં ચક્ષુ - ભારે પોપચાં લચી ગયેલી આંખો જોઈને ઉમાશંકરે એમને કોઈ પરિણત અવસ્થા પામેલા કહ્યા હતા તે યાદ આવે છે. સુન્દરમ્‌ને હવે કોઈ ગમા-અણગમા નથી. બધું જ જાણે પાકી ગયું છે અસ્તિત્વ, મને પ્રાણમય કોષમાંથી ઉપર ઊઠવાની સલાહ આપે. પણ મારી એક ગીત પંક્તિ (પ્રસૂન)

તું હિ બતાવ બીજે ઉશનસ્‌ને ચેન ક્યહીં તુજ બિન ?
ચરણકૃપા જળનું હું મીન

સાંભળી મને કહે મારામાંથી પણ આવું કંઈ પ્રગટ થયું હોત તો કેવું સારું. કહી પાછું પેલું મૌન. હું જાણું છું કે 'મેરે પિયા' લખનારને કશું અશક્ય નથી. પણ સૌને સાચવી લે એવું મોટું મન. 'વ્યાકુળ વૈષ્ણવ'ની પ્રસ્તાવના પ્રેમથી લખી ને લખ્યું 'વ્યાકુળ વૈષ્ણવ એ ગુજરાતની ગીતાંજલિ છે.' હું તો ધન્ય ધન્ય થઈ ગયો. એક મોટા કવિ-વિવેચકના આ શબ્દો છે. જેણે 'અર્વાચીન કવિતા'નું પુસ્તક આપ્યું છે. આ એક મને મળેલું દુલર્ભ પ્રમાણ પત્ર છે : 'તૃણનો ગ્રહ' એ મારો કાવ્યસંગ્રહ 'સુન્દરમ્ - ઉમાશંકર'ને અર્પિત થયો છે. ત્યાં મેં 'બન્નેને દુરારાધ્ય' કહ્યા છે. એમાંના એક દુરારાધ્યનું આ પ્રમાણપત્ર છે. મારે બીજું શું જોઈએ ? એક અરવિન્દની કાવ્ય વિભાવના તરફ ઢળતા કવિ-વિવેચકનું આ પ્રમાણપત્ર છે. મારી સાથેના પત્રવ્યવહારમાં સુન્દરમ્ ફરી પાછા પ્રશિષ્ટ ને સૌષ્ઠવવાળી કવિતા તરફ વળતા હતા કે શું એમ પણ લાગતું હતું. આમ છેક ૧૯૩૩-૩૪થી તે તેમના દેહાવસાન સુધી આ બન્ને કવિઓના સેવન ભાવનની મને જે તક મળી તે ઓછું સૌભાગ્ય છે ? હું એમને ઘેર ગયો છું. તો એ મારા ઘરમાં ય પધાર્યા છે - ને ઉર માંય, ને મને પાવન ધન્ય કર્યો છે.

■



# 'તને હું ચાહું છું' : માધવસિંહ સોલંકીની સ્મરણ મંજૂષામાં સુન્દરમ્

કેશુભાઈ દેસાઈ

માધવસિંહ સોલંકી વિદ્યાવ્યાસંગી રાજપુરુષ તરીકે સુપ્રસિદ્ધ છે ગાંધીનગરના સેક્ટર ૧૯ ખાતે આવેલા એમના નિવાસ સ્થાને ટોચના રાજનેતાઓ જેટલી જ અવરજવર સાહિત્ય અને કલાજગત સાથે સંકળાયેલી વ્યક્તિઓની રહ્યા કરે છે હું છેલ્લા કેટલાંક વર્ષથી એમના પાડોશમા રહુ છું એટલે માધવસિંહભાઈના વિદ્યાવ્યાસંગનો હુ પણ એક લાભાર્થી છું હવે રાજકારણની જંજાળથી મુક્ત થઈને અહર્નિશ પુસ્તકો અને કોમ્પ્યુટરના સત્સંગી બની ગયેલા આપણા આ અ-ભૂતપૂર્વ મુખ્યમંત્રી સાથે ગાળેલી ક્ષણો એમના તદ્દન અંતરંગ સસ્મરણોથી રંગાઈ ચિરંજીવી બની રહે છે માધવસિંહ સોલંકીના રસના વિષયો અનેક છે પરતુ સાહિત્ય અને એમા પણ કવિતા એ એમનો પ્રથમ પ્રેમ છે ઈંદિરા ગાંધી કે અટલબિહારી વાજપેયી જેવા શીર્ષ નેતાઓ એમની સાહિત્ય પ્રીતિથી પ્રભાવિત થયા છે કવિતા ભલે લખતા ન હોય માધવસિંહ તતોતત કવિતા જીવે છે

સુન્દરમ્ એમને ખૂબ ગમતા કવિ છે અનૌપચારિક વાતચીત દરમિયાન પણ એમની જીભે ઉર્દૂના ગાલિબનો શેર કે સુન્દરમ્‌ની કવિતાની કોઈ રૂપકડી કડી સરી પડે છે ઘાયલ સાથેના એમના સબંધથી તો ગુજરાત ખાસ્સું વાકેફ છે પણ છેક કિશોરાવસ્થાથી કવિતાનુ ઘેલુ લાગ્યુ હોય તો એ સુન્દરમ્‌ના નિમિત્તે.

'ઉદ્દેશ' માટે સુન્દરમ્ વિશે બે શબ્દો લખવાનુ ઈજન મળ્યુ ત્યારે એ ઉમળકાભેર એમની સુન્દરમ્-સ્મૃતિ વહેંચવા સહમત થઈ ગયા.

'સુન્દરમે જાતે જ 'કાવ્ય મંગલા'ની ભૂલતો ન હોઉં તો તેરમી આવૃત્તિમા સ્વરાજની લડત વખતે એ અમારા ખેતરમાં રહેલા એવો વિશેષ ઉલ્લેખ કર્યો છે એ મિયા માતરના એટલે કે આમોદ તાલુકાના અમે પિલુદ્રાના. અમારુ ગામ જબુસર તાલુકામા આવે. સ્વરાજના લડવૈયા અંગ્રેજ સરકારની પોલીસથી બચવા રઝળપાટ કરતા રહેતા એ દરમિયાન એ ક્યારેક અમારા ખેતરમા આવી ચડ્યા હશે.' માધવસિંહ સોલંકી માટે કવિશિરોમણિનુ સ્મરણ એક સતર્ષક ભાથુ છે કોલેજમા ભણતા ત્યારે વાચેલ વિશ્વનાથ ભટ્ટનુ સુન્દરમ્ વિશેનુ યાદગાર નિરીક્ષણ આજે એકયાશી વરસની વયે એમને અક્ષરશ યાદ છે '૧૯૩૩ના ગ્રથસ્થ વાઙમયની સમીક્ષા પ્રકાંડ વિવેચક અને બહુશ્રુત સાક્ષર વિશ્વનાથ ભટ્ટને સોંપાયેલી. એમા 'કાવ્ય મંગલા'ની ચર્ચા કરતા એમણે લખેલુ કે સુન્દરમ્‌ની બાની એ કાલિદાસના શિષ્યને છાજે એવી છે આમ સુન્દરમ્ એમના પ્રારંભિક કવિ કર્મથી જ છવાઈ ગયા હતા.'

માધવસિંહભાઈએ એમના પ્રથમ સતાન તરીકે અવતરેલ દીકરીનુ નામ 'વસુધા' રાખ્યુ હતું 'આટલુ ઊંડુ અને ઘનિષ્ઠ તાદાત્મ્ય અમથુ નથી સંભવતુ એ કવિ અને કવિના શબ્દ પ્રત્યેની અનન્ય શ્રદ્ધાની ફલશ્રુતિ છે

શરૂઆત કંઈક આ રીતે થઈ એમના જ શબ્દો ટાકું છુ

અમે ભરૂચ જિલ્લાના આમોદની હાઈસ્કૂલમા ભણતા ત્યારે અમારી સ્કૂલમા અંગ્રેજી ચોથા ધોરણમા ભાનુશંકર જોશી ગુજરાતી ભણાવતા હતા. તેઓ ક્યારેક નવા કવિઓની વાત કરતા અને કેટલાંક નવા કાવ્ય અમને શીખવેલા પણ ખરાં. પરતુ તે પછીના અમારા ગુજરાતી શિક્ષક શાતિલાલ શાહ 'પ્રશાંત' તો પોતે જ કવિ હતા. તેઓ અર્વાચીન ગુજરાતી કવિતાના ઉપાસક હતા તેમણે વર્ગમા સુન્દરમ્ ઉમાશંકરનાં કેટલાક કાવ્યોનો રસાસ્વાદ કરાવ્યો ત્યારથી કાવ્ય સૃષ્ટિમા તરબોળ થવાની વૃત્તિ સહજ બની ગઈ અમે પણ અમને આવડે એ રીતે કાવ્યો રચવાનું શરૂ કરી દીધેલુ 'અમે' એટલે હું અને મારો સહાધ્યાયી જશવત શાહ એની આર્થિક સ્થિતિ સારી એટલે આર આર શેઠની કંપનીએ પ્રગટ કરેલા અર્વાચીન કાવ્ય ગ્રથાવલીના બધા જ પુસ્તકો વી પી.થી મગાવીને વાંચવાનું શરૂ કરેલુ

કવિ અને કવિતા પ્રત્યેનો અમારો કેવો અનહદ પ્રેમ - કયાક કોઈ છાપામા સુન્દરમ્ અને ઉમાશકરના ફોટા છપાયા હોય તો તે કાપીને અમે નોટબુકમાં ચોંટાડી દેતા. સુન્દરમ્‌નાં કાવ્યોની તો મજા જ કંઈ ઓર 'કાવ્ય મંગલા' અને 'વસુધા'નાં લગભગ બધાં જ કાવ્યો કંઠસ્થ થઈ ગયેલા.

કવિ સાથેનુ ભાવકનું આવુ સાયુજ્ય આખરે ભક્તિમાં ન પરિણમે તો જ નવાઈ માધવસિંહ આમોદમા ૧૯૪૪માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી અમદાવાદ કોલેજ કરવા આવે છે સુન્દરમ્ આમોદની દિગંબર જૈન બોર્ડિંગમા રહીને ભણેલા એમ માધવસિંહ સોલંકીએ પણ એ જ બોર્ડિંગમા રહી અભ્યાસ કરેલો. એથી સ્વાભાવિક રીતે જ એમના તરફ એક

પોતાપણાનો ભાવ તો પહેલાંથી અનુભવતા હતા. અમદાવાદમાં માધવસિંહ સોલંકી સાબરમતી આશ્રમમાં રહેતા અને સુન્દરમ્ નવરંગપુરાના એમના સ્વસ્તિક સોસાયટીવાળા બંગલા 'પલ્લવ'માં. ઈન્ટર આર્ટ્સમાં હતા ત્યારે ક્યારેક ક્યારેક સુન્દરમ્‌ને પ્રત્યક્ષ મળવાના પ્રસંગો પણ બનતા. શનિવારની સવારની કોલેજ છૂટતાં સાઈકલ પર ઘર તરફ (આશ્રમ ભણી) જતાં રસ્તામાં આ સ્વસ્તિક સોસાયટી આવતી. કવિ તરફનું આકર્ષણ એવું તીવ્ર કે એમનો બંગલો આવતાં જ સાઈકલ એની મેળે થોભી જતી. કશાય કારણ વગર - ફક્ત મળવા ખાતર એક ભાવક એના પ્રિય કવિને વારંવાર મળતો રહેતો !

ભાવકના ચિત્તમાં કવિની છવિ કેવા હૃદયંગમ સ્વરૂપે અંકાયેલી છે તે જુઓ : 'સ્વસ્તિકના એમના મકાને જાઉં ત્યારે તેઓ ચડ્ડી અને બાંડિયું પહેરીને હાથમાં હથોડી લઈ કોઈ ખુરશીનો પાયો સરખો કરતા હોય કે એવું જ કોઈ નાનું મોટું બીજું કામ લઈને બેઠા હોય. હું એમની પાસે બેસીને વાતો કરું ત્યારે એવું ન લાગતું કે આવડા મોટા કવિ સાથે વાત કરી રહ્યો છું. એકદમ સદ્‌ભાવ અને સૌહાર્દભર્યા વાતાવરણમાં અમારી બેઠકો યોજાતી. સ્વરાજની લડત વખતે તેઓ અમારા ગામમાં અમારા ખેતરે રોકાયેલા એ વાત સાંભરે. મારે કોઈ પુસ્તક જોઈતું હોય તો એ પણ આપે. ક્યારેય કશો ભાર ન વરતાય. બહુ જ પ્રેમથી વર્તે. લાગે જ નહીં કે કોઈ બહુ મોટા માણસ સાથે વાત કરી રહ્યા છીએ...'

હું વચ્ચે મમરો મૂકું છું : કવિ પાસે તો માનું હૈયું હોય ને ! સુન્દરમનું એક લીટીનું બહુ જાણીતું મુક્તક છે -

**જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી**

એટલે એ તો સામા માણસને એમના હૃદયાકાશમાં કેદ કરી દે એનો પેલાને અંદાજ સરખો ન આવવા દે. વળી એ રહ્યા જન્મજાત લુહાર. હાથમાં હથોડી લઈને ઘરનું રાચરચીલું સમું કરતા હોય ત્યારેય એમની અંદર બેઠેલો લુહાર તો ઘણ ઉઠાવવા ઉધામા મારતો હોય !

માધવસિંહને એ પ્રસિદ્ધ રચના યાદ આવી જાય છે :

**'ઘણુંક ઘણું ભાંગવું - ઘણ ઉઠાવ મારી ભુજા**
**ઘણુંક ઘણું તોડવું - તું ફટકાર ઘા, ઓ ભુજા !'**

સુન્દરમ્‌ની આ કવિતા હાઈસ્કૂલમાં હતા ત્યારે વાંચતા, ત્યારે અમને સામ્યવાદના શાસ્ત્રની કશી સમજણ ન હતી. બસ, મજા આવતી હતી ! કવિ જૂનાં જાળાં ખંખેરી નાખી, જીર્ણ ખંડેરો જેવા ખખડધજ ખ્યાલો તોડી ફોડી નાખીને નવી, મંગલ સૃષ્ટિના નિર્માણની, નવસર્જનની રમ્ય કલ્પના કરતો હતો. એટલે પેલો ઘણ પણ કવિતામાં કઠતો ન હતો ! એમના હાથમાં હથોડી પણ કલમ જેટલી જ સર્જનાત્મક - રચનાત્મક લાગતી હતી, બલકે શોભી ઊઠતી હતી. બુધ્ધ અને ગાંધી અને છેલ્લે અરવિંદ : એ ત્રણેય પ્રતીક પુરુષોનો અદ્‌ભુત ત્રિવેણી સંગમ રચાયો હતો આપણા આ વિશ્વકવિની કૃતિઓમાં.

સુન્દરમ્ સિવાય 'ભંગડી' જેવું ગીતકાવ્ય બીજું કોણ લખી શકે ? એ જ કવિ 'તે રમ્ય રાત્રે' જેવું સહજ શૃંગાર-કાવ્ય પણ આપે છે, પ્રણયની પરાકાષ્ઠા સમી

**'તને મેં ઝંખી છે**
**યુગોથી ધીખેલી પ્રખર સહરાની તરસથી'**

જેવી દોઢ લીટીની પણ અમર કવિતા રચે છે. જે કવિ 'બાનો ફોટોગ્રાફ' કે 'શિશુ–વિષ્ણુ લાંછન' જેવી હૃદય વલોવી નાખતી રચનાઓ આપે છે. એ જ '૧૩-૦૭ની લોકલ'માં દૂર ક્ષિતિજે ઊભા થતા રેલપાટાઓ એકમેકમાં ભળી જતા હોવાના ભ્રમનું નિરસન કરી, શોષકો અને શોષિતો વચ્ચેના શાશ્વત અંતરનું પ્રતિપાદન કરે છે. ચેતવે છે. એમની ટૂંકી વાર્તાઓમાં પણ એવા સંકેતો મળે છે.

સુન્દરમ્ અહર્નિશ સક્રિય કવિ છે. એક વાર લખાઈ ગયેલી રચનાને એ ફરી ફરી ઘૂંટતા રહે છે. એથી ક્યારેક એમની એક જ કવિતાનાં અનેક પાઠાંતર મળે છે. અધ્યાત્મ એમની કવિતાનું એવરેસ્ટ બનીને પ્રગટે છે. સુન્દરમ્‌માં આપણને કવિની ઉત્ક્રાંતિના જે ત્રણ તબક્કા ઊડીને આંખે વળગતા વરતાય છે એમાં પ્રારંભિક તબક્કે ગાંધી છે જે હિંસારહિત માર્ક્સનું જ ભારતીય સ્વરૂપ છે - તો અંતિમ પરિણતિ શ્રી અરવિંદ અને શ્રી માતાજી છે. ગાંધી તો એમની સકળ કવિતાના પ્રચ્છન્ન મહાનાયક તરીકે પ્રસરેલા વરતાય છે. એ પ્રાર્થનાના કવિ છે. 'એક સવારે'થી શરૂ કરી 'તું હૃદયે વસનારી' પર્યંત નિમિલિત નેત્રે અંદર ઊતરી નવી સૃષ્ટિઓ ઢંઢોળતી કવિદૃષ્ટિ એ ગાંધીની ફિલસૂફીથી પ્રેરાયેલી - પોષાયેલી છે અને સીમારહિત વિશ્વની અરવિન્દ સંજ્ઞાથી રસાયેલી છે...

માધવસિંહ સોલંકીના ચહેરા પર સુન્દરમ્‌ની વાત કરતાં કરતાં પ્રગટતી આભા સુન્દરમ્‌નું - કવિની ઊર્ધ્વ ચેતનાનું અવતરણ થઈ રહ્યું હોય એવી સંતર્પક અનુભૂતિ કરાવે છે. માધવસિંહ સોલંકી એકયાશીમા વરસમાંથી છલાંગ મારીને અઢાર વરસના તરુણ વિદ્યાર્થી બની જાય છે. સ્વસ્તિક સોસાયટીના બંગલાના ઝાંપે સાઈકલ ઊભી કરી દઈ એ કવિતાના વિશ્વકર્મા સમક્ષ અદબ વાળીને ઊભા રહે છે. સુન્દરમ્ ઉપનિષદકાળના ઋષિની આસાયેશથી એમના જિજ્ઞાસુ શિષ્યને આવકારે છે.

એમની પાસે વતનની માટીના સગપણે તણાઈ આવેલા

નલિન રાવળ

કમળની પાદડી પર ઠરેલા ઝાકળ પર સૂર્યકિરણ પડતા તેજનો જે ઝબકાર થાય તેવો ઝબકાર સુન્દરમ્ના સ્મરણ સાથે મનમા વ્યાપી વળે. આધ્યાત્મિક વ્યક્તિનુ કુમાશભર્યું આતરિક સ્વરૂપ હોય છે સુન્દરમ્ ઉમાશકર, રાજેન્દ્ર મકરન્દ આદિ મહાનુભાવોના સાંનિધ્યમા આ સ્વરૂપની પ્રતીતિ થતી હોય છે

સુન્દરમ્ને મળતા જ તરત નજરે ચડે નેત્રની શાન્ત દીપ્તિ અને સુમધુર હાસ્ય. એમની સાથે વાતચીત દરમિયાન એમની વાણીનુ ગૌરવ અનુભવાય. બે વાક્યોના વિરામ વચ્ચે પણ જાણે કે ચિંતનનો ધ્વનિ સભળાય.

સુન્દરમ્ આપણી કવિતાનો અત્યત લાક્ષણિક એવો મૃદુ બલિષ્ઠ અવાજ છે એમનામા બાલાશકરથી લઈ કલાપી, કાન્ત, બળવતરાય આદિ ઉત્તમ કવિજનોની અને અન્ય ખ્યાત અલ્પખ્યાત કવિજનોની પ્રવાહરમ્ય અર્થગભીર કાવ્યસરણીનુ સમિલન થાય છે

૧૯૨૬મા એમનુ પ્રથમ કાવ્ય એકાશ દે' સાબરમતી મા પ્રસિદ્ધ થયુ ૧૯૮૦મા (એમની વિદાયના એક વર્ષ પહેલા) એમણે કાવ્ય રચ્યુ નહીં ખેંચાઈ જવુ ' અંતની ત્રણ પક્તિમા કવિ ઈચ્છા મૃત્યુ વ્યક્ત કરે છે

'મહા પ્રવાહે દઢ નૌકા લઈ તરતાં
તરતાં વ્હેતાં વહેતાં
વહી જવું તે અનંતના સાગરમાં.'

સુન્દરમ્ે સાડા છ દાયકા લગી અવિરત કાવ્ય સર્જન કર્યું છે (સાહિત્યના સઘળા સ્વરૂપો એમણે ખીલવ્યા એટ્યા છે કાવ્ય સગ્રહોની સમાતર અન્ય સાહિત્ય ગ્રથો પ્રકટ કર્યાં છે ) એમનુ હજારો કાવ્યોને આવરી લેતુ સમગ્ર સર્જન જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે તે અપૂર્વ બની આવશે તે નિ શક એમની કવિતા ગુજરાતી કવિતાની આતરચેતના રૂપે વિલસી રહી છે એમના યૌવનોર્મિથી છલકતા અને અધ્યાત્મ દર્શનથી સભર કાવ્યોના પરિચયમા મૂકાઉ તે પહેલા કિશોર વયમા જે ગીતોનુ રટણ કરતો તેમાનુ એક ગીત એક સવારે આવી અહીં મૂકુ છું

'એક સવારે આવી
મુજને કોણ ગયું ઝબકાવી ?
વસંતની ફૂલમાળા પ્હેરી
કોકિલની લઈ બસી
પરાગની પાવડીએ આવી
કોણ ગયું ઉર પેસી ?
કિરણ તણી કોમલ અંગુલિએ
રમ્ય રચી રંગોળી
સોનલ એના સ્નેહ સુહાગે
કોણ રહ્યું ઝબકોળી ?'

સુન્દરમ્ના પ્રથમ દર્શન થર્યાં કુમાર કાર્યાલય બુધસભામા. એમની સાથે પ્રજારામ રાવળ હતા. બચુભાઈએ કવિજનોનો પરિચય કરાવ્યો સુન્દરમ્ દરેકને પ્રેમથી જુએ અને મધુર સ્મિત કરે. આરભના કવિ મિલનના સ્મરણો કહ્યા. મમ્મટના 'કાવ્ય શાસ્ત્ર'ના તથા આઈ એ રિચર્ડ્ઝના પ્રેકટિકલ ક્રિટિસિઝમ'ના વાર્તાલાપો આપેલા તેનો ઉલ્લેખ કર્યો બે ત્રણ રચનાઓનુ પઠન કર્યું બચુભાઈએ પ્રિયકાન્ત મણિયારની કૃતિ 'એક આ ઈંડું પડ્યુ નુ પઠન કર્યું.

'એક આ ઈંડું પડ્યું
કોણે મૂક્યું ? એ પંખી તો નવ કોઈને હજીયે જડ્યું
(વ્હે રહ્યો શો કાળ આ) નવ કોઈ ફાવે
ભેદ એનો પામવા, રે તો પછી ભીતર તહીં
જે હો ભર્યું (આ આપણી અધીરાઈની ઉષ્મા કંઈ ઓછી નહીં)
બસ તો હવે એ બ્હાર આવે.'

તન્મય થઈ સાભળી રહેલા સુન્દરમ્ બોલી ઊઠ્યા

*This is future poetry'*

સુન્દરમ્ અને ઉમાશકરે રચાતી આવતી કવિતાને અદ્ભુત આવકાર આપ્યો છે સુન્દરમ્ે તો કવિતા પ્રવાસ નામની રચનામા ગુજરાતી કવિતાના અતરગ પ્રદેશની યાત્રાએ નીકળેલા કવિયાત્રીની સુદર ભાવરમ્યમૂર્તિ ખડી કરી છે

'કડીએ કડીએ કવિ લહુ રસના ધરુઓ રોપતા.'

લૉ કોલેજ આર્ટ્સ સેક્શનના ઉપક્રમે યશવત શુકલની અધ્યક્ષતામા સુન્દરમ્ની કવિતા વિશે સવિવાદનુ આયોજન થયુ હતું. ભોળાભાઈ પટેલ અને મારે કવિની રચનાઓ વિશે પ્રતિભાવ આપવાનો હતો. આરભમા સર્જકની કાવ્યપ્રતિભાના સદર્ભમા આ મુદ્દો મૂક્યો. જવલ્લે જ બને છે કે કવિને વાચતા

આખીય ભાષાની કવિતાને પામતા હોઈએ એવું લાગે. ભાષાનું કૌવત, માધુર્ય, સૌંદર્ય અને ઋત જે કવિમાં ઉતરે તેની કવિતા કેવી ભાવ સઘન હોય ! સુન્દરમ્ બૃહદ્ માનવભાવોને આશ્લેષમાં લેતી કવિતાના સર્જક છે.

પ્રાણશક્તિના અદ્‌ભુત ઉછાળ વિના તેમજ આત્મશક્તિના સંચલન વિના મનુષ્યના મન હૃદયને સ્પર્શતી કવિતા સંભવી ન શકે. ત્રણ રચનાઓ 'મનુજ પ્રણયે', 'ધ્રુવપદ કહીં' અને 'આ ધ્રુવપદ' - સામે રાખી રસાસ્વાદ દ્વારા તે દર્શાવ્યું કે ધ્રુવ કેન્દ્રની શોધમાં નીકળેલા કવિના આર્ત ઉદ્‌ગાર સમું કાવ્ય 'ધ્રુવપદ ક્યહીં' પરિણમે છે. 'આ ધ્રુવપદ'માં અહીં ભાવોર્મિનું લાસ્ય લયપૂર્ણ ગતિથી ધ્રુવકેન્દ્રમાં વિલય પામે છે.

**'વદી એવું મીંચ્યાં નયન કવિએ, અંગુલિ રહી**
**રમી વીણા હૈયે, રણઝણ મહા સાની સતત**
**રહી ગુંજી, ભાવિ સ્વર પરમની ભૂમિ બૃહત**
**રચંતી, સૃષ્ટિને વ્યથિત ઉર કો શાંતિ પ્રભવી.'**

માતૃભવનમાં નિવાસ અર્થે સુન્દરમ્ આવે ત્યારે તેમને મળવાનું થતું. 'પ્રણય પ્રવાસ', 'બુદ્ધનાં ચક્ષુ', '૧૩-૭ની લોકલ' આદિ કાવ્યોને લગતી રસપ્રદ હકીકત જાણવા મળે. 'માને ખોળે' મારી પ્રિય નવલિકા - આ વિશે વાત કરતાં કથામાંનાં પાત્રો - પ્રસંગો - અંતરિયાળ ભેંકાર પ્રદેશને લગતી ઘણી માહિતી જાણવા મળી.

સુન્દરમ્‌ને નજીકથી મળવાનો પ્રસંગ સાંપડ્યો. એમના વતન મિયા - માતરમાં - ૧૯૮૪માં. અહીં સુન્દરમ્‌ના અમૃત-મહોત્સવની ઉજવણી અર્થે ત્રણ દિવસનો સાહિત્ય સમારોહ યોજાયેલો. ગુજરાતભરમાંથી અનેક સાહિત્યકારો આવેલા. (કોઈ એક દિવસ માટે, કોઈ બે દિવસ માટે) ઉશનસ્, ઈન્દુકુમાર અને હું ત્રણ દિવસ સાથે રહેલા. ગામનું તળાવ, મંદિર, વાડી, ખેતરો અને વનરાજિમાં સમય મળે ફરવા નીકળી જતા. એક સવારે યશવંતભાઈ, હસિત બુચ તેમજ અન્ય સાહિત્યકારો સુન્દરમ્‌ની સાથે કવિના ઘરની મુલાકાતે ગયા. જ્યાં જઈએ, જે શેરીમાં જઈએ ત્યાં ટોળું એક ગ્રામજનો સત્કાર કરવા ઊભાં હોય. કવિના જન્મદિને કવિને સત્કારવા જાણે કે આખું ગામ હેતને હિલોળે ચડ્યું હતું !

એક બેઠકમાં સુન્દરમ્‌ની વાર્તાકળા વિશે તૈયાર કરેલો અભ્યાસ લેખ રજૂ કરવાનો હતો. મંચ પર સુન્દરમ્‌ની જોડે ઉમાશંકર હતા. આજુબાજુ વિનોદ અધ્વર્યુ, શેખાદમ આબુવાલા, રમણલાલ જોશી, સિતાંશુ આદિ સાહિત્યકારો હતા. સામે હતું ચિક્કાર શ્રોતાવૃંદ. આરંભમાં સ્પષ્ટ કર્યું કે નવલિકાકાર સમાજ પ્રત્યે પ્રતિબદ્ધ છે. વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના સંબંધોની તે ખેવના કરે છે. સામાજિક-કૌટુમ્બિક વિષમતાનું એ જેટલું નિર્મમ નિરૂપણ કરે છે એટલું જ માર્મિક નિરૂપણ એ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના પ્રેમ અને સૌહાર્દનું કરે છે. પ્રજાની જાગતિક ચેતનાનો અગ્રેસર વાર્તાકાર છે. ઉમાશંકર-સુન્દરમ્‌ની નવલિકા સામાજિક પરિપ્રેક્ષ્યને લઈ ચાલે છે. સદ-અસદ જીવનની ઘટમાળને વિંટળાઈને જ ચાલે છે તેનો અહીં નિર્દેશ છે. દુરિતના પાશમાં બંધાયેલા સમાજને યથાતથ નિરખી તેનું વરવું રૂપ છતું કરવું તે, કલાકારનો ધર્મ બની રહે છે. 'ખોલકી અને નાગરિકા' આ બંને સ્ત્રી પાત્રોની અવમાનના તેઓના પતિના હાથે કેવી નિર્દય રીતે થાય છે, તેનું અહીં માર્મિક આલેખન છે. વૃદ્ધ કંકાલ પતિ સાથે સહશયન કરતી ગભરુ કન્યાને એનો પતિ કહે છે : 'ખોલકી, આમ ફરને !' નામ તો એનું છે ચંદન પણ રુગ્ણ જાતીય વૃત્તિથી પીડાતા અને મરવાના વાંકે જીવતા પતિનું પત્નીને પ્રથમ સંબોધન ખોલકી ! સમાજ કેવો ગ્રામ્ય (vulgar) છે તે અહીં છતું થાય છે. નાગરિકાનો સમાજ સુઘડ અને સંસ્કારી છે. આમ છતાં નાગરિકા અસહ્ય એકલતા અને ઉપેક્ષાનો અનુભવ કરે છે. પતિની સન્નિકટ ચન્દ્રમાને અજવાળે વાગ્દત્તાની સમીપ એકધારી તકલી કાંતે જતા યુવકને જોઈ નાગરિકાને ભાવિ પતિની રસિકતાનો આંક કેટલો છે, એનો ખ્યાલ આવી ગયેલો. પ્રણયોત્કંપનો સાથે આવેલી પત્નીનો અનાદર કરતો આદર્શઘેલો વેદિયો પતિ એટલો જ ગ્રામ્ય છે, જેટલો ચંદનનો પતિ. સર્જક-દૃષ્ટિ સમાજમાં જોવા મળતી ગ્રામ્યતા - અસંસ્કારિતા (vulgarity)ને છતી કરતી હોય છે. 'માને ખોળે' વાર્તામાં શબુનું એના સસરા અને પતિના હાથે થતું કરપીણ મૃત્યુ વાર્તાના શીર્ષકના સંદર્ભમાં સમજીએ તો ! શબુ તો પોઢી, જે નદીના પટમાં તેનું શૈશવ, તેનું યૌવન નર્યા માધુર્યથી વીત્યું હતું તે નદીના પટમાં - માને ખોળે. વાર્તાના શીર્ષકમાં રહેલું રૂપક અમીમય ભાવ સમૃદ્ધિનું દ્યોતક છે. ઉમાશંકરની વાર્તાઓ - 'શ્રાવણી મેળો', 'ચક્કીનું ભૂત', 'પગલીનો પાડનાર', 'મારી ચંપાનો વર', 'છેલ્લું છાણું' - ગ્રામ સમાજના કરુણ સુંદર વાસ્તવના તેમજ નૃશંસ વૈર છલ્યા વાસ્તવનાં જે ચિત્રો આપે છે તે અવિસ્મરણીય છે. સુન્દરમ્ - ઉમાશંકરની વાર્તાકલા ગુજરાતી વાર્તાકલાની એક પરમ સિદ્ધિ છે. વક્તવ્ય સંપન્ન થયે સુન્દરમે તેમજ સૌ ઉપસ્થિત સાહિત્ય-રસિકોએ પ્રસન્નતા વ્યક્ત કરી. (કવિના અમૃત મહોત્સવના ભવ્ય આયોજન પાછળ રામજીભાઈ કડિયા,

મફત ઓઝા, માણેકલાલ પટેલ આદિ સાહિત્યકાર મિત્રોનો અથાક પરિશ્રમ રહેલો હતો)

૧૯૮૭ના જૂલાઈ માસમાં દક્ષિણ ભારતના પ્રવાસે નીકળ્યો હતો. પ્રવાસના અંતે તિરુવંતપુરમ્ - રમણાશ્રમમાં બે દિવસ ગાળી હું પૉંડિચેરી અરવિન્દ આશ્રમ પહોંચ્યો. અહીં બંગાળી કુટુમ્બને ત્યાં પેઈંગ ગેસ્ટ તરીકે રોકાયેલો. રમણીય નગરનાં સુંદર સ્થળો જોઈ તેમજ દરિયા કાંઠાની લટાર લઈ હું સુન્દરમ્‌ના આવાસે પહોંચ્યો. દ્વાર ખુલતાં જ સામે આવ્યા સસ્મિત સુન્દરમ્ પુસ્તકોથી સભર રૂમમાં અમે બેઠા ત્યાં શિક્ષણ કાર્ય પૂરું કરી સુધાબેન આવ્યાં. સાથે ચા-નાસ્તો લીધો. મન ભરીને કેટલીક વાત કરી. વિદાય લઈ નીકળતો હતો ત્યારે તેમણે જણાવ્યું કે શ્રી અરવિન્દ શતાબ્દીની ઉજવણી નિમિત્તે સંસ્થાએ શ્રી અરવિન્દના સમગ્ર અંગ્રેજી લખાણના બે વૉલ્યુમ બહાર પાડ્યા છે. વેચાણ કેન્દ્ર પર એક જ નકલ પડી છે, જો હોય તો ખરીદી લેવી.

બીજે દિવસે સવારે અરવિન્દ આશ્રમના વિશાળ સંકુલમાં ફર્યો. શ્રી અરવિન્દના નિવાસ સ્થાને ઉપરના માળે અન્ય દર્શનાર્થી સાથે શ્રી અરવિન્દના ચૈતન્ય સ્વરૂપનાં દર્શન કર્યાં. જે સોફા પર વિશ્વની એક મહાન વિભૂતિ વિરાજતી હતી તેને પ્રણમી કૃતાર્થ થયો. શ્રી અરવિન્દના સમાધિ સ્થળે અન્ય સાધકો સાથે ધ્યાનમય સ્થિતિમાં થોડી વાર રહી પરમ શાતાનો અનુભવ કરી બહાર આવ્યો ત્યારે તડકો ચોમેર પથરાઈ ગયો હતો. સુગંધમય પવિત્ર વાતાવરણની ભીનાશ મનમાં સંભરી. પુસ્તક વેચાણ કેન્દ્ર પર આવીને જોયું તો મારી જ રાહ જોઈ રહેલો શ્રી અરવિન્દનો મહાગ્રંથ - Collected plays and short stories - સામે ડેસ્ક પર પડ્યો હતો. ૧૦૮૮ પૃષ્ઠના હાર્ડ બાઉન્ડ ગ્રંથની કિંમત હતી વીસ રૂપિયા. શ્રી અરવિન્દની પ્રસાદીરૂપ આ પુસ્તકની છેલ્લી નકલ જાણે કે શ્રી સુન્દરમે મને પ્રેમપૂર્વક સંપડાવી આપી. ■

## એ ચિરંતન હાસ

**જયશ્રી ભટ્ટ**

કવિ સુન્દરમ્ એ શબ્દ - ઉચ્ચારણની સાથે જ સ્મૃતિમાંથી કેટકેટલું ઊભરી આવે છે ! એમના દ્વારા ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭માં શરૂ થયેલા 'શ્રી અરવિન્દના જીવન-દર્શનનું અનુશીલન' કરતા ત્રૈમાસિક 'દક્ષિણા'એ મને શ્રી અરવિન્દાભિમુખ બનાવી. ગુજરાતી વાંચતા સૌ કોઈએ દક્ષિણા-પથમાં અધ્યાત્મિકતાના પ્રકાશપંથની યાત્રા કરી અને કેટકેટલાંના આંતરચેતનાનાં દ્વાર ઊઘડ્યાં...

'અરેરા' શિબિરમાં એમને મળવાની તક મળી અલ્પ પરિચયમાં આત્મીયતા બંધાઈ શ્રી અરવિન્દાશ્રમ, પૉંડિચેરી આવવા એમણે સૂચવ્યું પૂ. અંબુભાઈ પુરાણી અને શ્રી સુન્દરમ્‌ને ત્યાં મળ્યા પછી તો એ ખેંચાણ ઉત્કટ બનતું જ ચાલ્યું. વળી ત્યાં પૂ. પૂજાલાલનો સત્સંગ પણ થયો.

સાંજ પડે અમે સુન્દરમ્‌ને ત્યાં જતાં પ્રેમાળ મંગળાબહેનની ચા-ચાહ અને એમાં ભળતી અલકમલકની આત્મીય વાતો. સુન્દરમ્‌નો શાંત, પ્રસન્ન ચહેરો, વાતો કરવાની રસપ્રદ શૈલી - ક્યારેક એમાં રમૂજ પણ ભળે ! એ વાતવાતમાં કહેતા 'જમ્પ (jump) મારો માતાજી અહીં છે શેની રાહ જુઓ છો ?' - એમના એ શબ્દો એ વખતે તો ઠીક પણ આજે ય સંભળાય છે., એનું અનુરણન ગુંજી રહે છે અત્યારે પૉંડિચેરી રહું છું

ક્યારેક ઉચાટમય, કલેશમય વાતાવરણમાં પણ એમની અનુપમ સ્વસ્થતા, ચહેરા ઉપર વિસ્તરતી શાંતિ અને સમતાની રેખાઓ, આંખોથી છવાતું આસપાસમાં પ્રસન્ન વાતાવરણ - બધું એમનામાં રહેલા યોગી, સ્થિતપ્રજ્ઞનો સાક્ષાત્કાર કરવા પ્રેરે. એમના આવા પ્રભાવશાળી વ્યક્તિત્વને કારણે આબાલવૃદ્ધ સૌ કોઈ એમના સમ્પર્કમાં અપાર શાતાનો અનુભવ કરે

મુંબઈ આવતા ત્યારે પણ અમને સૌને અચૂક યાદ કરતા અને મળતા ક્યારેક ઓચિંતા જ ઘરે આવી ચડે પત્રોના પણ ટૂંકાટચ પણ નિયમિત ઉત્તરો પાઠવતા એમાં ય 'શ્રદ્ધા' અને 'સમર્પણ' એ બે શબ્દો સતત જાણે કે માર્ગદર્શન આપતા રહે.

સત્યાગ્રહી. જે સાચું લાગે તે બેધડક - જાહેરમાં પણ, સૌ કોઈની સામે કહી દે. 'સાવિત્રી'નું વાચન કરતા ત્યારે તો એમાં ખોવાઈ જ જતા. મુંબઈની શાળા-કોલેજોમાં પધારવાનું, વિદ્યાર્થીઓને સંબોધવાનું મારું નિમંત્રણ સહજ રીતે, પ્રેમથી સ્વીકારેલું એમના વ્યવહારમાં ક્યાંય આડંબર ન હતો. એમની સાદાઈ અને સૌન્દર્યપ્રેમ અને વળી સ્નેહ એકમેકમાં ભળી એમના વ્યક્તિત્વની અનેરી ફોરમ ચોમેર પ્રસરાવતાં

એમની કવિતામાંથી પણ આ જ બધું અમૃત નિતરતું રહ્યું અત્યારે એમની કેટકેટલી ગીતપંક્તિઓ સ્મરણમાં ઉભરે છે ! જેમ નરસિંહ, મીરાં, કબીરનાં ભજન-કાવ્યો ચિરંજીવ રહ્યાં છે તેમજ શ્રી સુન્દરમ્‌નાં ગીત-કાવ્યો ગુજરાતી ભાષાના સૌન્દર્યને હરહંમેશ નિખારતાં રહેશે 'પુષ્પ તણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ' જેવી અનેકાનેક કવિતા પંક્તિઓ યાદ આવશે ત્યારે ત્યારે સુન્દરમ્‌નું એ નિખાલસ, મર્માળુ ચિરંતન હાસ પણ અચૂક યાદ આવશે. ■

# 'આપણો યોગ જ ચાલે છે !'

પ્રવીણ દરજી

કેવા કેવા યોગ રચાય છે ! આજથી પચાસેક વર્ષ પૂર્વે શાળામાં હતા ત્યારે, પાઠ્યપુસ્તકમાં સુન્દરમ્‌ની કવિતા વાંચીને, તેમની છબી જોઈને અમે રોમાંચિત થઈ જતા. અમારા હોઠ પછી એ પંક્તિઓ ગણગણ્યા કરતા - 'રંગરંગ વાદળિયાં, હાં રે અમે ગ્યાં'તા હો રંગના ઓવારે કે તેજના ફુવારે, અનંતના આરે કે રંગરંગ વાદળિયાં' અથવા 'એક સવારે આવી મુજને કોણ ગયું ઝબકાવી' અથવા પછીનાં વર્ષોમાં 'હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં, તું બાળ નાનકડું હશે રમતું તરુની હેઠળે, હું ટપ્ દઈ તારે શિરે ટપકીશ, તારી આંખનો ભોળો અચંબો પીશ' અથવા 'મારી બંસીમાં બોલ બે વગાડી તું જા', કે 'દરિયાને તીર એક રેતીની ઓટલી, ઊંચી અટૂલી અમે બાંધીજી રે', વગેરે વગેરે. અમારા બાળમાનસને અમારો કવિ, કવિ સુન્દરમ્ ત્યારે મળી ગયો હતો. અમારો એવાં કાવ્યો સાથે અનાયાસે એમ હ્રદયયોગ થઈ ગયો હતો. હમણાં ગયા અઠવાડિયે મુંબઈ જવાનું બન્યું ત્યારે મુંબઈની કૉલેજોના કેટલાક વિદ્યાર્થીઓએ મારા હાથમાં તેમણે સૌએ તૈયાર કરેલી કવિ સુન્દરમ્ વિશેની એક કમ્પ્યૂટર નકલ મૂકી ત્યારે હું પચાસ વર્ષ પાછળ પહોંચી ગયો ! થયું, અરે, મારી જેમ આ તાજા યુવકોને પણ, અડધી સદી પછી આ સુન્દરમ્‌નું જેવું ને તેવું આકર્ષણ રહ્યું છે ! તેમણે પણ તેમના સુન્દરમ્ ખોળી લીધા છે... !

કવિ સુન્દરમ્ તે આ. તેમનું એક પ્રમુખ રૂપ તે આ. જે શિશુવયથી જ વાંચનારને કામણ કરે. અને પછી વિભિન્ન અવસ્થાઓમાં વાચકને તેમની મહત્ શબ્દલીલાઓનો અનુભવ કરાવતું રહે. આવા કવિ માટે પચાસ વર્ષ પૂર્વે અને આજે પણ એવો જ પક્ષપાત રહ્યો છે. ભોળા અચંબાનો કવિ, સહજસ્ફૂર્ત કાવ્યનો કવિ, કાવ્ય સ્થાપત્યનાં રમણીય રૂપોનો કવિ, તંતોતંત કવિ, જુદે જુદે તબક્કે સમાજ સાથે અને જાત સાથે સંવાદ કર્યા કરતો કવિ, ઉપત્યકા અને અધિત્યકાનાં બહુલ રૂપોને જન્માવતો કવિ. કૉલેજકાળમાં અને પછીનાં વર્ષોમાં એમના ધસમસતા કાવ્યપ્રવાહનો અનુભવ કર્યો છે. 'કાવ્યમંગલા', 'વસુધા'થી માંડીને 'યાત્રા' અને તે પછીની રચનાઓ સુધી કવિ શબ્દને સાર્થક કરે તેવો આપણી ભાષાનો આ કવિ છે.

આવા કવિને જોવાનું, મળવાનું બન્યું છેક સાતમા દાયકામાં. કવિનું એ પહેલું, પ્રત્યક્ષ દર્શન. ત્યારે નવો-સવો અધ્યાપક. '૧૩-૭ની લોકલ'થી માંડીને 'મેરે પિયા' સુધીનાં સંખ્યાતીત કાવ્યોને માણવાનું બનેલું. વિસનગરમાં ત્યારે ગુજરાતીના અધ્યાપક સંઘનું અધિવેશન હતું. સુન્દરમ્ ત્યારે મહેમાન તરીકે ઉપસ્થિત રહેનાર હતા. હું 'રાનેરી' વિશેનું પેપર વાંચવાનું નક્કી કરીને ગયો હતો. પણ મારા મનમાં વાત સુન્દરમ્‌ના દર્શનની વધુ હતી. તેમના વક્તવ્યને સાંભળવાની લાલચ હતી. અને એ ખંડમાં પ્રવેશતાં સૌ પ્રથમ નજર પડી, મધ્યમાં આસનસ્થ પેલા કવિ ઉપર. ખાદીનાં વસ્ત્રોમાં શોભી રહેલો પાતળો, નમણો દેહ, આંખોમાં ભર્યું ભર્યું વિસ્મય. પગમાં મોજાં પહેરેલાં. એકદમ નિર્દોષ વાક્-વ્યવહાર, વાત વાતમાં ક્યાંક ભીતરમાં તો ક્યારેક કશુંક શોધતા હોય તેમ કશાક તંતુ સાથે જોડાઈ જાય, ઊંડે ઊતરી પડે. આવો કવિ જ 'હું પુષ્પ થઈ આવીશ તારી પાસમાં' લખી શકે ને ? હું તેમના અલિગુંજન જેવા વક્તવ્યને માણતો રહ્યો, તાર છૂટે, પાછો બંધાય, પાછો છૂટે ને એમ કાવ્યના શબ્દથી બ્રહ્મશબ્દનું, અતિમનસ્ સુધીનું ગુંજરન એ ખંડમાં પ્રસરી રહ્યું. 'દક્ષિણાયન'માં 'આ સ્ટેશન, પેલું સ્ટેશન અને પછી ક્યારેક અહીં' - એટલે કે પૉંડિચેરી એમ જે કહેલું - એ સાધકરૂપ પણ અહીં ઉઘડી આવેલું જોયું. કહો કે 'કવિતા એક સાહસ છે' એમ કહેનાર આ કવિએ એવાં સાહસો વડે 'કવિતા પોતે એક આધ્યાત્મિક મૂલ્ય' છે ત્યાં સુધીની ગતિ કર્યાનું અહીં પ્રત્યક્ષ થતું હતું. અને રાગરૂપ બાબત તો અંગત રીતે હવે બને છે. મારા 'રાનેરી' ઉપરના વક્તવ્યથી તેઓ ખુશ થયા હતા ! કવિએ પીઠ થાબડીને અભિનંદન આપેલાં. મને એમ મારા અધ્યાપક તરીકેના પહેલા જાહેર વ્યાખ્યાનમાં પ્રિય કવિની શબ્દપ્રસાદી મળી એ પ્રસંગ મારા માટે 'ઘટના' બની હતી.

પછી પ્રિય કવિને અમદાવાદમાં એક કોન્ફરન્સમાં જોયાનું સ્મરણ છે, પણ ત્યારે કશો સંવાદ થયો ન્હોતો. હું પેલા ઉપનિષદમાંના ડાળ ઉપરના બે પંખીઓમાંના એકરૂપે એ ખંડ અને ખંડમાં બનતી ઘટનાઓને ઉત્સુકતાથી observe કરતો રહ્યો હતો. કવિને અને બીજા અનેક સર્જકોને પણ...

પણ કવિ સાથેનું ગૂંથાતું રહેલું અદૃષ્ટ આંતરસૂત્ર

પાછળથી એક બીજા નિમિત્તે વળ લે છે. અંગત રીતે કવિ સાથેની એ બીજી 'ઘટના' હતી. આઠમા દાયકાનાં આરંભનાં વર્ષોમાં મેં નિબંધ ઉપરના મારા મહાનિબંધનું કામ પૂરું કર્યું હતું. પાંચેક વર્ષ તેમાં ખૂંપેલો રહ્યો હતો. એ કામે મને ઠીક ઠીક થકવી નાખેલો. રાત-દિવસ લગભગ એ કામ પાછળ ખર્ચેલાં એમ અતિશયોક્તિ વિના કહી શકું. શરીર-મન બંને આરામ માગતાં હતાં. બરાબર એવા વ્યાકુળતાના દિવસોમાં સાંભળ્યું કે મારા મહાનિબંધના એક પરીક્ષક સુન્દરમ્ છે. અને મહાનિબંધ પૉંડિચેરી પહોંચી પણ ગયો છે. મારી પેલી વ્યાકુળતા ઓર વધી ગઈ. સુન્દરમ્, પેલી 'અર્વાચીન કવિતા'ના વિવેચક, ઝીણું ઝીણું જોનારા, પકડનારા, પરખનારા વિદ્વાન સુન્દરમ્ પરીક્ષક ! થયું કે અગ્નિપરીક્ષાની ઘડી આવી પડી. હાશકારા માટેની શોધના દિવસોમાં ઉચાટ વધી ગયો. સુન્દરમ્નું એસ્થેટિક્સ ગાંધીપ્રેરિત કે પશ્ચિમપ્રેરિત ન્હોતું, ટી.એસ. એલિયટ કહે છે તેવું, તેમની 'પોતાની કોઢ'નું એ એસ્થેટિક્સ હતું અને એમાંથી મારે પસાર થવાનું હતું. પણ મારા સુખદ આશ્ચર્ય વચ્ચે લગભગ છએક મહિનામાં જ પૉંડિચેરીથી મહાનિબંધના સ્વીકારનો પત્ર ગુજરાત યુનિવર્સિટીને મળી ગયો. પાછળથી જ્યોતીન્દ્ર દવે મૌખિક પરીક્ષા લેવા આવ્યા ત્યારે સુન્દરમ્નો અભિપ્રાય વાંચવા મળ્યો. એક એક પ્રકરણ તેમણે ઝીણવટથી વાંચ્યું હતું. દરેક મુદ્દા વિશે તેમણે સાધાર લખ્યું હતું. પૂરા ઉમળકાથી તેમણે મારા મહાનિબંધને ઉપાધિ માટે યોગ્ય ઠેરવ્યો હતો. હું અમારી વચ્ચે જે પ્રેમનું આંતરસૂત્ર રહ્યું હતું એમ કહું છું તેનો અહીં નજીકથી અનુભવ કરી રહ્યો. 'અર્વાચીન કવિતા'ના અધિકારી વિવેચકની મરમી-નરવી નજરમાંથી પ્રથમવાર મહાનિબંધ પસાર થયો એને હું મારું સદ્‌ભાગ્ય લેખું છું. સુન્દરમ્ મહાનિબંધના પ્રથમ વાચક, પ્રથમ પરીક્ષક !

'દક્ષિણાયન'ના ઘુમક્કડ સુન્દરમ્ ફરતા ફરતા એકવાર સાચા અર્થમાં અ-તિથિ બની લુણાવાડા આવી પહોંચેલા. ૧૯૭૪-૭૫નું મારું આચાર્યપદનું એ વર્ષ. ન પત્ર, ન સંદેશ, ન કહેણ અને એક સાંજે કોલેજની ઓફિસને તાળું મારવાની પટાવાળોભાઈ તૈયારી કરતો હતો ત્યાં જ આંગણામાં મારી સામે એકાએક મરક મરક હસતા સુન્દરમ્ આવીને ઊભા ! સાથે એક-બે સહાયકો પણ હતા. મારી સ્થિતિ તો 'કુમાર સંભવ'ની પેલી પાર્વતી જેવી થોડી થઈ. ન યયૌ, ન તસ્થૌ. કઈ રીતે કવિને આવકારું, સ્વાગત કરું કે તેમની સરભરા કરું એની ભારે અવઢવ ભરેલી એ ક્ષણ હતી. પણ કવિએ જ મારી સામે મંદ મંદ સ્મિત વેરતાં કહ્યું, થોડાક મિત્રોને બની શકે તો એકઠા કરો. સાધના-યોગ વિશે થોડીક વાતો કરવાનું મનમાં છે. મને થયું કે આ ઘુમક્કડ બહારનો છે, તેટલો જ અંદરનો પણ છે. શબ્દયોગ તો ચાલુ છે જ પણ શબ્દયોગ સાથે આ બીજું, ઘાટું થતું આવતું સાધક સુન્દરમ્નું રૂપ પણ એવું જ અદકેરું છે. એ જોવા-જાણવાની મારી ઇંતેજારી વધી રહી. ન કશો ભપકો, ન દોર-દમામ, ન કશી અધીરતા, ન કશો કહી નાખવાનો અભરખો. પચાસેક માણસોને સંપર્ક થઈ શક્યો. એક નાના ખંડમાં ગોઠવણી કરી અને સાધક સુન્દરમ્ ખુલીને બોલ્યા. જળકંપ જેવો એ શબ્દકંપ હતો. શ્રોતાઓએ એમના સંવાદને માણ્યો. અને નાનકડા નગરમાં થોડીક મિનિટોમાં સુન્દરમ્ આવ્યાની વાત પ્રસરી રહી. ધાર્મિકોની અવર-જવર શરૂ થઈ ગઈ. કોઈ પ્રણામ કરે, કોઈ તેમના ચરણનો સ્પર્શ કરે, કોઈ ઉલટભેર ફૂલહાર તેમને પહેરાવે, કોઈક કોઈક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે. આ પેલા કવિ, વિવેચક, વાર્તાકાર, પ્રવાસ લેખક સુન્દરમ્ ? ના, ના, ભીતરમાં ભગવો રંગ લઈ જીવેલા સુન્દરમ્નું આ યોગીરૂપ હતું. તેઓ એવી જ પ્રસન્નતાથી ભક્તોને આશીર્વાદ આપે, પ્રણામ કરે, પ્રેમ વરસાવે. મેં તેઓને ઘેર આવવા ભારપૂર્વક કહ્યું, પણ તેમણે પ્રેમભરી ભાષામાં કહ્યું, તમે તો મારી સાથે જ છો, હું તમારી સાથે છું. આપણો યોગ જ ચાલે છે. કોઈ સાધકનું નામ કહો અને હું વિવશ બની મારા નગરના સાત્ત્વિક સજ્જન મણિભાઈ જાનીને ત્યાં તેમની ઈચ્છા પ્રમાણે લઈ ગયો. પંદર-વીસ મિનિટમાં તો સુન્દરમ્ના દર્શનાર્થીઓની ભીડ જામી. હાર ઉપર હાર ચઢે, પ્રણામ માટે હાથ જોડાય. સૌ ભાવવિભોર હતાં. હવે અંધારું ઊતરી આવ્યું હતું. મેં રાત્રિરોકાણનો આગ્રહ કર્યો. પણ 'નીકળવાનું જરૂરી છે' એટલું કહી તેઓએ પોતાની કાર પાસે પહોંચી મને નજીક આવવા ઈશારો કર્યો. ફરી એકવાર પ્રેમભર્યું સ્મિત, મારી હથેળીને તેમના હાથમાં લઈ હેતથી સ્પર્શ કર્યો. તેમના ગળામાંની પુષ્પમાળમાંથી થોડાંક પુષ્પો લઈ પ્રસાદીરૂપે મને આપી, જાળવી રાખવા કહ્યું. એ સ્પર્શનો જાદુ હજી મારા માટે વણઉકલ્યો, રહસ્યમય રહ્યો છે. ઘણાની સાથે તેમણે આવી 'શક્તિપાત'ની ક્ષણને વિસ્તારી છે એમ પાછળથી સાંભળ્યું. મારા માટે એ ક્ષણ કંઈક અ-પૂર્વ હતી. ખાસ તો શૈશવકાળમાં, શાળાકાળમાં મેં ખોળેલા મારા સુન્દરમ્નું શબ્દથી આરંભાયેલું અને નિ:શબ્દ થવા મથતું વ્યક્તિત્વ અહીં મને એક વર્તુળરૂપે પૂર્ણ થતું જણાતું હતું. માનવીને માનવ થવાનું કહ્યા કરતો કવિ,

અસુન્દરને સુન્દર કરી મૂકવા જણાવતો કવિ, 'તે રમ્ય રાત્રે' કે 'તને મેં યુગોથી' એવી ઉત્કટ રાગની કવિતા કરતો કવિ, 'હવે હરિ વૈકુંઠ જાઓ' કહેનારો કવિ, બામણા ગામની ભંગડીનું વાસ્તવચિત્ર રજૂ કરતો કવિ, હવે અહીં 'મેરે પિયા મૈં કુછ નહિ જાનું' કે 'હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે, આવે ભલે તે લયલા બનીને !' એ બિન્દુએ પહોંચ્યો છે તે પ્રત્યક્ષ થઈ રહ્યું. હવે કવિ નાનું ભવન તજી વિસ્તીર્ણ અંકે પહોંચ્યો હતો. લઘુક જ્યોતિને બદલે પૂર્ણ મયંક રૂપે વિલસતો હતો. 'ખોલકી', 'માજાવેલાનું મૃત્યુ' જેવી વાર્તાઓનો વાર્તાકાર 'ઊંચી અગાશીએ ચાંદલિયો ટહુક્યો'ની વાર્તા રચી રહેલો જણાયો. વર્ગભેદનાં ચિત્રો આપનાર સર્જક હવે અ-ભેદની ધરા ઉપર સ્થિર થયેલો જણાયો. તે રાત્રે સુન્દરમ્ વિશે કવિતા થઈ - થોડીક પંક્તિઓ વાંચો -

રાગમાં વિતરાગનાં
મોતી ચૂગંતા
હંસ શી
તારી છવિ
હે કવિ !

આજે એવી અનન્ય સર્જક પ્રતિભાને સો વર્ષ થઈ ગયાં ! પણ તેમની વ્યક્તિમુદ્રા ડાબા હાથની અંગૂઠાસમેતની ત્રણ આંગળીઓ ડાબા ગાલ ઉપર મૂકીને કશુંક વિમર્શતી જોઈ રહ્યો છું અને સાથે માણી રહ્યો છું. કવિ સુન્દરમ્‌ને, વિવેચક-નિબંધકાર સુન્દરમ્‌ને, વાર્તાકાર, અનુવાદક સુન્દરમ્‌ને. અને પેલા અરવિન્દ - માતાજીના માર્ગે વળેલ સાધકને પણ. હા, 'આપણો યોગ જ ચાલે છે !' એવું તેમનું પ્રેમકથન આજે પણ સાચું રહ્યું છે. તેમની સાથેનો અદૃષ્ટ યોગ આજે ય છે. પેલો પીઠ ઉપર; હથેળી ઉપર તેમણે મૂકેલો હાથ, સકંપ ત્યાં જ ફરે છે. ગિરા ગુર્જરીનું સુન્દરમ્ - સુંદરપણું વિસ્તરતું રહો...

■



પ્રફુલ્લ રાવલ

સુન્દરમ્‌ની જીવનગાથામા એમની સર્જન પ્રવૃત્તિની ગતિ અને ઈ.સ. ૧૯૪૫ પછીની એમની અતિમનસના માર્ગની યાત્રાની વાત સ્વય સુન્દરમ્ દ્વારા અને અન્ય સમકાલીન અનુકાલીન સર્જકો-સાથીઓ દ્વારા પૂરતા પ્રમાણમા થઈ છે પરન્તુ એમના દામ્પત્યજીવનની વાત જાણે આવૃત્ત થઈ ગઈ છે ! બાવન વર્ષના સહજીવનમા સુન્દરમે જીવનસગિની સદર્ભે કંઈક લખ્યુ તે પણ પાછળથી મગળાબહેનના અવસાન પછી. ઈ સ ૧૯૧૭મા માત્ર અગિયાર વર્ષની વયે સુન્દરમ્‌નુ મગળાગૌરી સાથે લગ્ન થયુ હતુ મગળાબહેન ૨ સપ્ટેમ્બર ૧૯૬૯મા મૃત્યુ પામ્યા તે દરમિયાનના વર્ષોમા સુન્દરમે સહધર્મચારિણી વિષે-સદર્ભે લગભગ મૌન સેવ્યુ છે કહોને, સુન્દરમ્ મુખર થયા નથી. સભવત જે કાળમા એમનુ દામ્પત્યજીવન હતુ તે કાળના પ્રભાવમા જીવનસગિની વિશે કશુક પણ કહેવાનુ મુનાસિબ મનાતુ નહીં હોય ! ઈતર બાજુ પણ હોઈ શકે ! કવિમિત્ર ઉમાશકર જોશીની જાન સુન્દરમ્‌ના ઘરેથી ગઈ હતી ત્યારે મગળાબહેનનો ઉત્સાહ સમાતો નહોતો તે ઘટનાને રામપ્રસાદ શુકલે આમ વર્ણવી છે 'તેઓ ફરૂકડે ફરી વળતા હતા.'

સુન્દરમે શૈશવ' નામક આત્મકથા અશમા પોતાના લગ્ન સદર્ભે લખ્યુ છે (જુઓ ઉદ્દેશ' મે, ૨૦૦૭ પૃ. ૩૯૬ ૪૦૧) બીજા દિવસે મારી વહુને મગળાને ખોળામા બેસાડવાની ક્રિયા થયેલી. તેમા બાપુના ખોળામા મગળાને બેસાડવામા આવી. મને અદેખાઈ થયેલી 'તે આને કેમ *આટલી બધી વહાલપૂર્વક બેસાડી રાખવામા આવી છે ?* આગળ એમણે નોંધ્યુ છે અમારા બન્નેની સગાઈ અમે જન્મવાના હતા તે પહેલા જ બે પક્ષ વચ્ચે ગોઠવાઈ ગયેલી. એટલે તે છોકરી થઈને જન્મી અને મારો સબધ ગોઠવાઈ ગયો. એ નાની હતી ત્યારે અમારા ગામમા પણ આવતી. ગામને છેડે બીજુ એક અમારુ લુહારનુ ઘર હતુ. એમાં એ પણ આવેલી હોય એટલે બધા છોકરાઓ મને કહે પેલી તારી વહુ ! બસ, આટલી મંગળાની વાત સુન્દરમે એમના મૃત્યુ પછી ઘણા વર્ષે કરી છે જો આત્મકથાનુ લેખન થયુ હોત તો મગળાબહેનના જીવનનાં વધુ પાસા ખુલ્લા થયા હોત ! પણ એમ ન બન્યુ. ન સુન્દરમે આત્મકથા લખી કે ન સ્મરણોનુ પોટલુ ખોલ્યુ. આથી મગળાગૌરીની ગાથા આવૃત્ત જ રહી.

સુન્દરમે ઈ.સ. ૧૯૪૫મા શ્રી અરવિન્દની અનુમતિથી પૉંડિચેરી સ્થિર થતા મગળાબહેનનુ સ્મરણ શ્રી માતાજી સમક્ષ કરીને પૂછેલુ 'what about my wife and child ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા શ્રી માતાજીએ શ્રી અરવિન્દને પૂછતા, એમનો પ્રતિપ્રશ્ન હતો 'why does he think of his child and wife ? અતિમનસના માર્ગે ડગ ભરતા સુન્દરમે વિચારવાનુ બધ કરી દીધુ પણ થોડા દિવસ પછી શ્રી અરવિન્દે કહેલુ - 'Ask Sundaram *to bring his child and wife here* મગળાબહેન પુત્રી સુધા સાથે પૉંડિચેરી પહોચ્યા ત્યારે એમના લગ્નજીવનના ૨૮ વર્ષ પસાર થઈ ચૂક્યા હતા. સુન્દરમ્ અમદાવાદ સ્થિર થયા તે પૂર્વેનુ એમનુ સહજીવન કદાચ તૂટક તૂટક રહ્યુ છે, એમ એમની પ્રવૃત્તિ પરથી સમજાય છે પણ પૉંડિચેરીમા જે ચોવીસ વર્ષ પસાર કર્યાં તે ઉભયના સહજીવનના સ્મરણીય વર્ષો છે પણ સુન્દરમે ક્યાય એનો સીધો ઉલ્લેખ કર્યો નથી. ૨ સપ્ટેમ્બર ૧૯૬૯ના દિવસે મગળાબહેનનુ અવસાન થયુ તે પછીના ત્રણ અઠવાડિયા પછી પુત્રી સુધાબહેન સમક્ષ શાત ચિત્તે સુન્દરમે ભાવવાહી સ્વરમા કહ્યુ હતુ કે આગલી રાતે તું સૂઈ ગઈ પછી તારી મા મારી પાસે આવી અને સામે બેઠી. મારુ લખવાનુ મેં ચાલુ રાખ્યુ. થોડીવાર શાંત બેસી પછી તારી મા કહે સાભળો છો. માતાજીને કહો કે મને આ શરીરમાથી છોડાવે. આ ઘૂટણ બહુ હેરાન કરે છે નથી બરાબર ચલાતું. *નથી બેસાતુ અને દુખ્યા કરે છે તમે માતાજીને લખો.'* થોડીવાર મૌન રહ્યા પછી મેં એની સામે બરાબર જોયુ અને કહ્યુ 'તુ જ માતાજીને પ્રાર્થના કર. માતાજી સાભળશે.' થોડો સમય એ ચૂપ રહી અને પછી પથારીમા પાછી જઈને સૂઈ ગઈ માતાજીએ એની પ્રાર્થના બરાબર સાભળી. સુન્દરમ્‌ની આટલી વાતમાથી જીવનસગિની મગળાબહેન પ્રત્યેના આતરભાવની સરિતા જરૂર વહેતી હશે તે કળાય છે પછી બને હાથની આગળીઓ એકબીજામા પરોવી, કોણીઓ ખાનાની ઉપર જ રાખી સુન્દરમ્ આખો બધ કરીને બેઠા રહ્યા.' આ ભાવચિત્ર સુન્દરમે મગળાબહેનની વિદાયથી જે ખાલીપો અનુભવ્યો તેનુ છે આ તો મગળાબહેનના મૃત્યુ

પછીના ત્રણેક અઠવાડિયાં પછીની બપોરની ઘટના છે જે કવિ સુન્દરમે વ્યક્ત કરી છે. પરન્તુ એમનું ભાવવહેણ સતત શબ્દસ્થ થતું રહ્યું હતું, તે પણ ઠીક ઠીક સમય સુધી. ૨, સપ્ટેમ્બર ૧૯૬૯થી ૧૪, ઓક્ટોબર ૧૯૭૧ સુધી સુન્દરમે જીવનસંગિની મંગળાબહેનને અનુલક્ષીને, એમના સંદર્ભે કવિતાનું સર્જન કર્યું છે તે 'મંગલા-માંગલિકા' કાવ્યસંગ્રહમાં સંગ્રહીત થયું છે. એમાં સંયમિત આલાપ-પ્રલાપ છે તો અધ્યાત્મભાવની અનોખી દ્યુતિ પણ છે. જીવનની અનેક ઘટનાઓને વણીને સુન્દરમે પત્નીની ચિરવિદાય પછી કવિતા રચીને સંગિનીની સ્મૃતિને વાગોળી છે.

જગને જીવનને કેવું કર્યું તેં શુભમંગળ ! એ સુન્દરમ્‌ની પહેલી અનુભૂતિછાપ છે. એ પછી એમની ભાવધારા આમ વહી છે -

**'આંસુઓ - ઢગના ઢગ તો એના છે : શબ્દ આ બધા**
**હજારો અહીં છે : મૂંગી સ્તબ્ધતા ગિરિ એક શી**
**તારા કાજે એ સ્તબ્ધ આજ છે'**

મૃત્યુની રાત્રે જ લખાયેલી આ કવિતામાં સહચરીની 'ગોઠડી' પૂર્ણ થયાની પ્રતીતિ કવિએ કરી છે. છતાં ય એને અણુએ અણુ ભરી હવામાં વસેલી અનુભવે છે. કેવું હતું આ સહચરીનું વ્યક્તિત્વ ! - એણે 'ન તમા કોઈની ધરી' હતી. આ ખુદ્દારીનું કવિને સ્મરણ થાય છે. કવિને મન પત્નીનું શબ જાણે 'જિન્દગી મધપૂડલો' છે અને એની વિદાયથી 'કપાઈ ગઈ છે જાણે પાંખ'ની અનુભૂતિ કવિને થાય છે. પછી કપાયેલી પાંખે ઉડાય શી રીતે ? અર્થાત્ જીવન કેવી રીતે પસાર થાય ! કવિને ખબર છે - 'નિજ નિજ પથે પંથીઓએ જવું જ પડે ખરે' છતાંય

**'નથી તું નથી એવું તો ન શકાય ક્યમે કથી -**
**અરે તો, પણ તું ક્યાં તું ? કોણ એ શકતું કથી ?'**

એ પ્રશ્નમાં સુન્દરમ્‌ની અપાર વેદના જ નિહિત છે. સંગિની નથી તો પણ 'અહીં હૃદયને ખૂણે ખૂણે સ્ફુરે તવ સંનિધિ'નો અખંડિત ભાવ સુન્દરમ્‌ની હૃદયવાણી છે. એ તો જીવનસંગિની પાસે 'ગંગા કેરી લહરી થઈને આવજે સુપ્રસન્ના'ની અપેક્ષા સેવે છે.

ત્રણ ઓક્ટોબરે તો સુન્દરમ્‌ને લાગે છે કે હવે જીવનમાં 'શબ્દને સ્થાન' નથી એ મંગળાના સ્મરણની સંગે સંગે 'સ્ફુરો સ્મરણે હરિ'ની ભાવના પ્રગટે છે. ધીમે ધીમે સમય પસાર થતો રહે છે અને મૃત્યુની સ્વીકૃતિ પછી જ્યાં સહચરીનો વાસ છે ત્યાં પરમ શાંતિ છે ત્યારે વ્યવહારુ વૃત્તિથી સુન્દરમ્ અતિ સરળતાથી કહી રહે છે - 'ત્યાંની એ શાંતિમાં મારો રાખજે ભાગ' અહીં અર્ધાંગના પાસે સહજ માંગણી છે. આ અર્ધાંગના હતી એ તો સનાતન સત્ય છે. પણ 'હજીયે તું છે' એ ભાવ ઠાલો લાગે તો પણ મૃત્યુ પછીના અસ્તિત્વની અપેક્ષાનો ભાવ છે જ. જીવાતા જીવનમાં કહેવાનું ઘણું રહી ગયું છે. આઠમી નવેમ્બરે દિવાળી છે ત્યારે કવિને પ્રશ્ન થાય છે - 'પ્રભુના ધામમાં કેવા બળતા દીપ હશે ?' નવા વર્ષે દીપ તો દીપી રહ્યા છે અને આંગણે રંગોળી પણ પૂરાઈ છે ત્યારે એને જોનારી બે આંખની અનુપસ્થિતિ છે. તે ઘટના કવિના હૃદયને કોરે છે. સુન્દરમે રોજિંદી ઘટનાના સહારે સંગિનીની ચિરવિદાય પછીથી સ્થિતિને સહજ રીતે વ્યક્ત કરી છે -

**'તું જેવાં પાણીનાં પાત્રો છલોછલ ભરતી સદા,**
**એવાં તેં આંસુ આપેલાં, ટપોટપ ટપકી રહે'**

હવે મંગળા નથી તેનો સ્વીકાર કર્યા પછી સુન્દરમ્‌ને લાગે છે કે 'પ્રભુના અંકમાં તું ત્યાં / અમે આ અહીં' કેવો ભેદ છે ! અને ત્યારે પણ 'ચક્ર આ પળનું વીતે, દિનનું, માસ વર્ષનું' અને 'કાળગંગાને કાંઠે' સહુ 'યતિ' જ છે. વિધવિધ ભાવસ્થિતિ વચ્ચે કવિ સહચરીને પૂછી બેસે છે -

**'ઊંઘે છે શાંતિથી ને તું ?**
**કૈં સ્વપ્નો આવતાં કદી ?**
**અમારી સીમથી તારી**
**કેટલી દૂર સીમ કહે'**

'સ્વપ્નો આવતાં કદી'માં મધુરભાવ છે. સુન્દરમ્ જ્યારે 'સીમ'નું અંતર પૂછે છે ત્યારે એમની આંતરઈચ્છા સહચરી પાસે પહોંચવાની છે જ. પણ એ સરળ માર્ગ નથી. તેનું જ્ઞાન-ભાન એમને છે. પછી સહચરીની વિદાય તો 'અશબ્દા' રહી હતી. એ તો હાથતાળી દઈ ગઈ છે. કવિ શિશુ સહજ વાણીમાં પત્નીનો પરોક્ષ સંગ ઈચ્છે છે તે પણ સાંકેતિક રીતે, એ કહે છે -

**'એવી તો આવતી નિદ્રા - બાલ્યની મધ મીઠડી**
**તું ગાતી હાલરાં ત્યાંથી રહેજે તેજ વર્ષતી'**

વળી એમણે સહચરી વિષે જે સ્મરણ થતું રહ્યું છે તેની અભિવ્યક્તિ આમ કરી છે -

**'રજે રજ સ્મરે, સ્ફુરે, સકલ તાર તંત્રી તણા**
**કશી મધુર રાગિણી મન ડુબાડતી તું વિષે'**

સુન્દરમ્‌ની અતિમનસના માર્ગની ગતિએ મંગળાબહેનના મૃત્યુની સીધી અસર એમણે અનુભવી હોવા છતાં તેનો દેખીતો પ્રતિભાવ વ્યવહારમાં વર્તાયો નથી, પરન્તુ

સહધર્મચારિણીની ચિરવિદાયથી એમના અંતરમાં વિરહનો વહ્નિ સતત સળગતો રહ્યો છે અને એની અભિવ્યક્તિ શબ્દમાં ઢાળી છે.

મૃત્યુને સુન્દરમ્ 'દેહથી ઊર્ધ્વની યાત્રા' કહે છે. ભલે, મંગળા નથી, પરન્તુ સોળ મહિને કવિનું કહેણ આવું છે -

'ટહુકો આપજે, આડી ભીંત છે માત્ર એક એ -
ડોકિયું કરજે તારા ઘરમાં, તારું સર્વ આ
તને આમંત્રતું નિત્યે, પળે પળ પળે પળે'

કવિને ઉભય વચ્ચે ઝાઝું અંતર લાગતું નથી. પણ કેવી છે મનઃસ્થિતિ - 'અંતરે પેસીને જાતે કુસ્તીઓ કરવી પડે.'

સુન્દરમ્ 'સ્મરણખલ'માં બધું ઓગાળી નાખવા મથે છે, ને 'ક્ષણે ક્ષણે સ્મરું; ઝંખું : મુક્તિ શાંતિ તને સદા' એ 'શાંતિનું શૃંગ' કવિને 'ધીંગું અચલ સર્વસ્પર્શક' લાગે છે. મૃત્યુટાણે દેહ હતો તે ક્ષણનું સ્મરણ કવિ કરે છે -

'સુવાડી : તને ત્યાં
ઢળેલી આંખો એ ગુપચુપ, કશુંએ ન વદતી,
ન જોતી, ના કહેતી કંઈ, ન હલતી, ના ફરકતી,
સૂતી : જાણે જોશે ઘડીક પણ તો આંખ ઊંચકી
થતું : જોયા કીધું મુખ વળી વળી : ને વળી વળી'

સહચરી નથી તેની તો કવિને ખબર છે તો પણ

'શ્વસે છે ઉચ્છ્વાસો હજી અહીં હવામાં તવ બધે
નિગૂઢ ભાવે કો નિરખત લહું છાય તુજની
લઈને સંકેલી નિજગતિ, જતી જોઉં તુજને,
- ક્યહીં ? ક્યાંકે ક્યાંકે, અમ ન મન જ્યાં પ્હોંચી શકતું'

જ્યાં નથી પહોંચી શકાતું ત્યાંથી જ સહચરી 'ઉધામા' ન કરવા કવિને શીખ આપીને પૂછે કે - 'ક્યહીં હું ગઈ છું દૂર રજ યે ?' તો ય સુન્દરમ્

'રાત્રિને રમ્ય ટાણે આ મધુરાં સ્મરણો તવ
શાશ્વતી તાર સાંધીને પળો આ પૂજીએ બધી'

અને સહચરીનું ન હોવું એ પરમ સત્યથી જ્ઞાત કવિ બે વર્ષના અંતે ઈચ્છે છે કે -

'વસી રહેજે તારા પરમ દ્યુતિના રૂપ મહીં તું.'

મંગળાબહેનની વિદાય પૂર્વે સુન્દરમ્‌ની ગતિ અધ્યાત્મમાર્ગની રહી હતી. છતાં પત્ની વિયોગની ઘડીઓ વચ્ચે એમનું વ્યવહાર જગતનું મન પ્રવૃત્ત રહ્યું છે. પણ એ વિયોગ આછરી ગયો અને સુન્દરમ્ વળી મૂળગતિમાં પાછા વળ્યા છે. મંગળાબહેનના ચિરગમનની ક્ષણ સાથે એમની ભીતરનો ભાવ પચ્ચીસ મહિને આવો છે -

'નહિ કો વાસના-વૃત્તિ તણું
લંગર રોકતું
જહાજ આ ઊપડે એના નવોદ્દેશે અ-બંધન'

'મંગળા-માંગલિકા'ની કાવ્યધારા સુન્દરમ્‌ના સહજીવનનાં સ્મરણોની મંગળ સંહિતા છે. સાતસો એકસઠ દિવસની આ કાવ્યગતિ ઉભયની સમજ અને એકતાની દ્યોતક છે. જીવનસંગિની પ્રતિની સ્નેહધારા કાવ્યધારા રૂપે અહીં વહી છે. ■



મંગળાગૌરી • સુધા સુન્દરમ્
[illegible] પૉંડિચેરી, ૩૦-૦૮-૧૯૪૫ (ફોટો : શિવાનન્દ)

# સોનાનાં પગલાં : કવિશ્રી સુન્દરમ્‌ને શતાબ્દી વંદના

રામચન્દ્ર પટેલ

સાલ (૧૯૦૮-૨૦૦૮) કવિ શ્રી સુન્દરમ્‌નું શતાબ્દી વર્ષ. એમનું સંસ્મરણ થયા વિના રહેતું નથી. દેહાંત થયો, તા. ૧૩, જાન્યુઆરી ૧૯૯૧ના દિવસે. અઢારમું વર્ષ બેઠું. એમની કોઈ નવી કાવ્યરચના 'દક્ષિણા' કે અન્ય સામયિકોમાં વાંચવા મળી નથી. હું કવિશ્રીની કેટલીક કાવ્યકૃતિઓમાંથી પસાર થયો છું. એ હરહંમેશ તાજપ રેડતી રણઝણી રહે છે. એનું કારણ શોધીએ તો જડતું નથી. એ કાવ્યોનું કલેજું કયા ખનીજદ્રવ્યથી ભર્યું હશે, એ જાણી શકાતું નથી, પણ પારસ સ્પર્શવાળી કેટલીક કાવ્યપંક્તિઓ કંઠમાં મમળાવવાથી એનો રસાસ્વાદ માણતો હોઉં એવું લાગે છે, તેથી સંતોષ પામું છું.

કવિશ્રીની રૂ-બરૂ થયા પહેલાં બારેક વર્ષની ઉંમરે એમના કાવ્ય દ્વારા સુન્દરમ્ નામના કવિને મળી લીધેલું. એ હતા ભરૂચ જિલ્લાના આમોદ પાસે આવેલા મિયાંમાતર ગામના વતની ત્રિભુવનદાસ પુ. લુહાર. આપણા અગ્રણી કવિ. એમની શતાબ્દી વંદના માટે હું શું અર્ઘ્ય અર્પી શકું ? છતાં મારાં વીતેલાં એક પછી એક વરસ કાપતો, વટાવતો પાછળ ચાલું છું. તો ઉમતાગામ વચોવચ રાજગરના ટીંબા ઉપર રહેલી વર્નાક્યૂલર સ્કૂલની છઠ્ઠીમાં પાથરણા વિના પ્લાસ્ટર પર બેઠેલો દેખાઈ આવું છું. લૂગડાના દફતર પર પડેલું ગુજરાતી ભાષાનું પાઠ્યપુસ્તક ઉપાડીને ખોલું છું. બાળકોવાળી, શ્રી સુન્દરમ્‌ની, સચિત્ર 'પગલાં' કવિતા આંખે ઉઘડી આવે છે. છાપેલા ચિત્રમાં એકાદ બેઠેલું તો ત્રણેક બાળકો ઊભાં ઊભાં હિલ્લોળાતા દરિયાના પાણી સામે ઊગતા સૂર્યને તાકી રહેલાં. હું ચિત્રને જોઈ જોઈને કવિતા વાંચવા લાગ્યો હતો. 'પહેલા મહેમાન તમે આવો સૂરજદેવ... પગલું સોનાનું પાડજો જી રે...' પછી મહાપ્રસાદની વાનગીની જેમ એ કવિતા વહાલી થતાં જ કંઠમાં ઊતરી ગઈ હતી. ક્યારેક ગાઈ ઊઠતો ખરો, એટલું જ નહીં નિશાળમાં રજા હોય, બાળભેરુડા રખડતા રૂપેણ નદી કાંઠે આવીને પાછા એના જળમાં છબછબિયાં ઉરાડતા રમતા. આમ એક સાંજવેળા ગામ-ગોંદરાની તળાવપાળે પાઠ્યપુસ્તકનાં ચિત્રવાળાં બાળકોની જેમ મને તુક્કો સૂઝેલો. અમે ગોઠિયા તળાવની ચીકણી માટી ઉપાડી લાવી લાવીને એક સરસ ઓટલી બનાવી બેઠા. પાછા 'તમે આવો સૂરજદેવ...' બોલતા પાસેના આંબાના થડ પૂંઠળ છૂપાઈ રહ્યા હતા. પેલો પશ્ચિમમાં ડૂબતો સૂરજ હમણાં દેવપુરુષ બનીને નક્કી પોતાનું પગલું પાડશે. બધું સુમસામ, ત્યાં કોઈ નહીં, આતુરતા જાગે. સાંજનો ઢળતો સોનેરી તડકો. કોઈ દૂત-ભૂત ના આવ્યો. ઓટલી ઉપર પગલું પડેલું દીઠું નહીં, છતાં દૂરથી ઓટલી સોનાની ભાસી ઊઠી હતી. એને ધીમેકથી જોતાં જોતાં નજીક ગયા તો માટી ! પછી એ ઓટલીને ભાગી, છૂંદીને નાખી દીધી હતી. ત્યારે થયેલું કે કવિ સુન્દરમ્ ખોટા હોઈ શકે નહીં. એમણે ઓટલી બાંધી હોય, તો સૂરજદેવતાએ પગલું પાડ્યું હશે જ, નહીં તો કવિતા લખે નહીં. મોટપણ સુધી એની અસર રહેલી. તેથીસ્તો હું પણ રંગ, રેખા અને શબ્દ-જોડકણાં રચવા લલચાઈ ગયો હતો. પાછી એમની કવિતા માધ્યમિકમાં 'ઘણ ઉઠાવ...' વાંચીને મારા ઘર પાસેની લુહારની કોઢમાં ધસી જઈને ઘણ ઉઠાવીને એરણ ઉપર ધડાધડ... પછાડી બેઠેલો, ને 'ત્રણ પાડોશી' કવિતાનાં ત્રણ પાત્રો જેવાં કે મંદિરમાં બિરાજેલ ઈશ્વર, મોટી હવેલીમાં છત્ર પલંગે પોઢેલા શેઠ અને ગંધાતા ઝૂંપડામાં રહેતી માકોર ડોશીનાં પાત્રો લઈને નાટક નાટક રમી સમાજમાં જોવા મળતી અસમાનતા પર કટાક્ષ ચીંધી બતાવ્યો હતો. ક્યારેક થતું : આવાં કાવ્યો રચનાર ક્યાં, શું કરતા હશે ? મારી જેમ માખણ-રોટલો ખાતા હશે કે માનાં હાલરડાં સાંભળતા હશે એકલા એકલા... જો એ મળે તો જોવા તડપ્યા કરતો હતો, પછી આમ જ એક બીજા કવિ નિરંજન ભગત - એમની કવિતા 'ધરતીની પ્રીત રે...' ગમેલી. ભગત સાહેબની ય આકૃતિ મગજમાં ગોઠવી ગોઠવી જોવાની તમન્ના વધારી બેસતો હતો.

સાલ ૬૦-૬૧માં ચિત્ર તાલીમ અર્થે ચી. ન. કલાવિદ્યાલયમાં અમદાવાદ ખાતે જવાનું બન્યું. ત્યાંની હાઈસ્કૂલના સભાખંડમાં દર ગુરુવારે આવતા કવિ નિરંજન ભગતને દેખવા પહોંચી ગયેલો. એમને જોયા-સાંભળી લીધા બાદ કવિતાનું પ્રમાણ, એના પ્રાણતત્ત્વનું મહત્ત્વ સમજાયેલું છતાં સુન્દરમ્‌નાં દર્શન કરવા ચિત્ત તડપ્યા કરતું હતું. એમના

જેવા ગીતો રચુ પણ ગીતસ્વરૂપની સાહજિકતા સચવાય નહીં. વતન ઉમતાગામની હાઈસ્કૂલમાં ચિત્ર શિક્ષક બન્યો રગ રેખા પર કામ કરુ કવિ સુન્દરમ્‌ના પેલા 'હકારી જા ', મેરે પિયા', 'એક સવારે', 'પ્રભુ દેજો ' જેવા ગીતો કંઠસ્થ કરી ક્યારેક ગાઈ ઊઠું ભણતી વિદ્યાર્થી બહેનો પાસે તૈયાર કરાવી, પ્રાર્થના મેળાવડા-સમારભમા ગવડાવીને આનદ લૂટુ ક્યાક એમની મુખછબિ નીરખવા મળે તો તાક્યા કરીને અકે કરુ, તોયે 'વસુધા'ના કાવ્ય રચયિતાને ન મળ્યાનુ દુ:ખ પજવે એમાના કેટલાક કાવ્યો અલપઝલપ વાચી ગયેલો. પાછળથી ખ્યાલ આવેલો કે એમા કઠોર વાસ્તવનુ આલેખન તથા જીવનમા સવાદ સાથે પરમતત્ત્વની પ્રાપ્તિ માટેની ઝખના હતી. મને ચિત્રકાર્યમા રસ એટલે ગુજરાતીના તાસ મળે નહીં, ને જો કોઈ શિક્ષક રજા પર ઉતરે તો એનો તાસ લેવા ફરમાન કરવામા આવે તો જે ધોરણમા જવાનું થાય એના ગુજરાતીના પાઠ્યપુસ્તકમાંથી સુન્દરમ્‌નુ કાવ્ય તેમજ 'ખાજા વેલાનુ મૃત્યુ. ' નામની વાર્તા ભણાવવા તત્પર. મને 'તને મેં' 'હુ ચાહુ છું ' જેવા મુક્તક રચવા એ અદરથી ધક્કો મારી બેસતા હતા. છતા એમના જેવા મુક્તકો રચાય નહીં. નિરાશ થવાતુ હતુ સુન્દરમ્‌ને મળવાની ઈચ્છા તીવ્રતમ બન્યા કરે. સાલ ૧૯૪૫થી એમનો કાયમી નિવાસ પોંડિચેરી, એ જાણુ ત્યા જવા તડપું, પાછો પડુ એ અમદાવાદ આવે તેવુ સાભળુ તો પણ કોના આધારે જાઉ ને મળી શકું સાલ ૧૯૬૫મા 'કુમાર' તરફથી ગૂજરાત વિદ્યાપીઠમા ભરાયેલા દ્વિતીય કાવ્યસત્રમા ભાગ લીધેલો અમદાવાદના કવિઓમા એકલા કવિ રાવજી પટેલ સાથે અછડતી ઓળખાણ, પણ એ આણદ કે સોનગઢ (સૌરાષ્ટ્ર) શરીર સારવાર માટે ગયો હોય, એ આવે પછી વાત. મન મનાવીને ચાલુ 'કુમાર' કાર્યાલયમા જવા વિચારુ પણ અમદાવાદમા કોઈ સગુ નહીં, બુધસભા પૂર્ણ કરીને રાત્રે પાછો ફરુ તો ગામ આવવા વિસનગરથી કોઈ બસ વાહન ના મળે, માટે 'કુમાર' પ્રેમ અટકે નસીબ કે જતીન આચાર્યને મળવા જઈ ચઢતા ત્યા 'દક્ષિણા' દીઠું વાચવાય મળ્યુ. શ્વેત પારેવા જેવુ રૂપાળુ, સફેદ કાગળમા સુદર છાપકામ, ફોટા દશ્યો, કાવ્યો-લેખો, દેખીને કવિશ્રી સુન્દરમ્‌ના દક્ષિણા' સામાયિકને અતિ હેતથી વધાવ્યુ હતુ. એના માટે કેટલાક કાવ્યો રચ્યા. કહુ કે રચાઈ ગયા ને પોંડિચેરીમા શ્રી અરવિન્દ આશ્રમના સરનામે મોકલ્યાં સુન્દરમ્‌નો જવાબ આવ્યો તા. ૧૨ ૧૦-'૬૭ના કાર્ડમાં. 'પ્રિયભાઈ, કાવ્યો મળ્યા છે એમાથી 'સકલ્પ' મુક્તક લઉ છુ ' તેમના વ્હાલછોયા ઝીણા મરોડદાર વીજ લયાવૃત અક્ષરો તો એક એક સેર કેસરવાળા ચમકે ખુશ ખુશ થવાયુ હતુ એનો આનદ નાડનાડમા છલકાવતો રાત્રે રેલવેમા જાગતો કવિ રાવજીને મળવા સોનગઢ જઈ ચડ્યો એનો મેળાપ ન થયો પાછા આવ્યા પછી કેટલાક કાવ્યો રચાયાં. એમાથી ચાર કાવ્યો દક્ષિણા' માટે તારવી અકે કરીને મોકલ્યા. બે મહિના વીત્યા, જવાબ ન આવ્યો. ઉમતાની પોસ્ટ ઓફિસે ધક્કા ખાઉ ધૂમકેતુ'ની વાર્તાના નાયક અલીડોસાની જેમ પહોંચી ત્યા બેસી રહુ હતાશ થવાય. દસ પદર દિવસ લગાતાર આટાફેરા ખાધા હશે. ત્યા આસ્થા સફળ થઈ અંતરથી અંતર જાણે એ અતરને જોતો જા. એવા ગુપ્તબળે કવિશ્રી સુન્દરમ્‌ની ઋજુતા સમજીને હું રાજીનારેડ એ કાગળ આખો અહીં ઉતારુ છુ

૧૫-૩-'૬૮

પ્રિય ભાઈશ્રી,

તમારાં ૪ કાવ્યો મળ્યાં. 'આપો' ખાસ સારું છે અનુકૂળતા પ્રમાણે 'દક્ષિણા'માં મૂકીશું. કુશળ.

સુન્દરમ્.

હું વિસનગર આવું ત્યારે મળી શકો છો. શ્રી જતીન્દ્ર આચાર્ય, ભાટવાડો, વિસનગર પાસે મારા કાર્યક્રમની માહિતી મળશે.

એ કાગળને ફરી ફરી વાચ્યો, ને નવાજ્યો મારા બગલથેલામા મૂકી રાખ્યો. કવિશ્રી પધાર્યા, ત્યારે મળ્યો, દર્શન કર્યાં. ધોતી, રેશમી ઝભ્ભાનો પહેરવેશ. છાતીએ સુવર્ણચદ્રક ઝબકે એમનુ મુખ શાત પ્રભાવક નિરખ્યા કરીએ એવુ સૌમ્યસુંદર, વ્હાલભર્યું આકાશમાનો શુક્રતારક તમતમે હૈયામા તેજ પ્રસરાવે આપણે તો બદા જાસૂદના ફૂલ જેમ નસનસ ભેગી કરીને ખીલીએ, ગુલાલ થઈ જઈ ઊડીએ, પાછા ગુલાબ બનીને નાચતા આગળ આગળ ચાલીએ. ડોસાભાઈ બાગ જોડેના મકાનના એક ઓરડામા ઉત્રાણકર સાહેબે સફેદ ચાદર પાથરેલા મેજ ઉપર નવાનકોર પિત્તળના પ્યાલા ઊધા અવળાસવળા ત્રિકોણાકાર બે ઉલટસુલટ તારકો ગોઠવીને શ્રી અરવિન્દ આશ્રમ તારક સિધ્ધિ સિમ્બોલ રજૂ કરીને સુવર્ણ ઝબકાર ખીલવેલો. એનું શુભ ઉદ્ઘાટન શ્રી સુન્દરમે કર્યું, એ પ્રસન્નકર દિવ્યપ્રભાની મુદ્રામા થોડુક મૌન રહ્યા બાદ નૂતન સર્વ વિદ્યાલયના છાત્રાલય પટાગણમા વિસનગરના સાધક મિત્રો વચ્ચે 'અતિમનસ' તથા

શ્રી અરવિન્દ વિશેનું મનનીય પ્રવચન આપેલું. એમાં વિદ્યાર્થી ભાઈ-બહેનો અને શહેરના નાગરિકોએ લાભ લીધો હતો. ત્યારે શૈશવમાં સેવેલું સ્મરણ સાર્થક થયું માનીને હું ધન્ય થયો હતો. ફરી પાછો એ સ્મરણભાવ સાલ ૧૯૬૯-૭૦માં સાહિત્ય પરિષદના અધિવેશન - જૂનાગઢ ખાતે સધાઈ બેઠેલો. 'દક્ષિણા'માં સ્વીકારેલાં મારાં કાવ્યો જેવાં કે 'પ્રભુ હળવે હળવે...' તેમજ 'ચન્દ્રની માટી' સૉનેટ ગમેલાં. એનું સહજ સ્મરણ એમણે કરાવ્યું હતું. 'રચતા રહો કાવ્યો' કહીને હેતના સ્મિતથી વધાવ્યો હતો.

ફરીવાર કવિશ્રી સુન્દરમ્ સાલ ૧૯૭૦માં વિસનગર આવ્યા ત્યારે સાધક યોગશિબિર વખતે મળાયું હતું. ત્યારે એ સફેદ ચડ્ડી બંડીભેર, શરીર સૌષ્ઠવપૂર્ણ લાલિત્ય રેડે, ત્યારે મને થયેલું કે અંગ્રેજી કવિ એલિયટ વિશે પહેલો ગુજરાતીમાં પરિચય લેખ લખનાર મારા ઉમતા ગામના કવિ સ્વ. ગિરિન ઝવેરી. એમના 'વિશ્રામ' કાવ્યસંગ્રહને સાંગોપાંગ તપાસીને પ્રવેશક લખી દેનાર કવિ શ્રી સુન્દરમ્‌ની જોડે બેસી રહેવાનું મન થયું હતું. એ બોલે હળવું, એક વાક્ય પછી બીજું આવતાં વાર લાગે, પરંતુ આગળના વાક્ય કરતાં એ મહત્ત્વનું, મર્માળુ બનીને ભળે-ઓગળે, ચણતરનું કામ કરે. ક્યાંક વાણીમાં વ્યંગ ધારદાર બનીને વાગે. અખા-કબીર કરતાંય તીવ્ર, ઊંચી અસરવાળાં વાક્યો ! કોયા ભગતની કડવી વાણી પણ તાજી થાય, ને અસરકારક બનીને શ્રી અરવિન્દના પૂર્ણયોગમાં તેજ પૂરે. એ આપણા તરફ જુએ તોયે એમની આંખોમાંથી કોઈ અગોતર વ્યોમગ્રહની ચમક ઝબકે, અજવાળું અજવાળું એકઠું થઈને હૈયામાં પ્રસરે. યોગ શિબિર વેળાએ શ્રી અરવિન્દ વિશે કહેલું કે માનવજીવનમાં પરમપૂર્ણ પ્રકટેલા એ પરમતત્ત્વનો સ્પર્શ આપી જાય છે. અંધકારમાંથી આગળ જવાનો માર્ગ શ્રી અરવિન્દે રચ્યો છે. પરમતત્ત્વોના વિકાસમાં દિવ્યતાની ગતિ અનુભવાય છે. આપણું જીવન તો એક નીચલી ભૂમિકા પરનું જીવન છે. શ્રી અરવિન્દને ઓળખવા-જાણવા માટે એમના પૂર્ણયોગનું પુસ્તક એ વખતે ખરીદ્યું હતું.

કવિ શ્રી સુન્દરમ્‌નું મુખ ઓજસભર્યું. વારે વારે નીરખવાનું મન થાય. એ અમદાવાદ આવે ત્યારે મળવા ઉત્સુક બનું. કવિ શ્રી માણેકલાલ પટેલ સાથે મળવા જતાં પહેલાં ક્ષોભ સાથે સંકોચ. પેટમાં ચાદર બિછાવી બેસે. બેસે ઊભા થાય. એમના નિવાસ માતૃભવનના ધ્યાનખંડમાં જઈને પ્રણામ ઝીલી બેઠો. જોડે ટેબલ પર શ્રી અરવિન્દ તથા શ્રી માતાજીની છબીઓ. ત્યાં વિદ્વાન વડીલ શ્રી રમણલાલ જોશી હાજર હતા. મળવાની મજા માણી હતી. એ સ્થિર આંખે, સ્વસ્થ એક-ચિત્તે, ડાબા વાળેલા પગ ઉપર જમણો પગ વાળી ઠરાવીને એના પગ પંજાને ડાબા હાથ વડે સ્પર્શ આપતા, તો જમણો હાથ, જમણા પગ પર ઠર્યો હતો. મને પ્રસાદમાં ગુલાબની સૂકવેલી પાંદડીઓ મૂકેલું પરબીડિયું મળ્યું હતું. એને કપાળે અડાડી લઈને બહાર..., પછી ઓટલાનાં પગથિયાં ઉતરી ગયેલો. ભૂખ ભૂલી જવાઈ હતી, ત્યારે લાગેલું કે સુન્દરમ્ સાચા કવિ, ભક્ત બની ચૂક્યા છે. તેમના દર્શનથી હું કૃતાર્થ બન્યો હતો.

સાલ ૧૯૭૧ પછી એમને મળવાનું ઓછું બન્યું. મને ક્યારેક લાગે કે ગુજરાતના કવિ શ્રી સુન્દરમ્ અને કવિ ઉમાશંકર, બે જણા ગાંધીયુગની કવિતાના ધરોહર. 'વસુધા'નાં કાવ્યો વાંચું તો એ ગાંધીયુગનાં ન લાગે. પાછા કોઈ યુગમાં સુન્દરમ્‌ને બાંધી ન શકાય એવા. ગાંધીયુગમાં એમનો કવિતાનો આરંભ થયો કહેવાય એટલું માનીને અટકું. પ્રથમ કાવ્ય સંગ્રહ 'કોયા ભગતની કડવી વાણી'માં વ્યંગ-કટાક્ષ છે. જૂની ઢબના ભજનની ઘાટીમાં કરુણ રસ છૂટતાં વહેમ, અંધશ્રધ્ધા, પરંપરાગત કુરિવાજો પર કવિને રૂદિયાની બળતરા થાય છે. વિદ્રોહનો સૂર તારસ્વરે સંભળાય છે. 'કાવ્યમંગલા' (૧૯૩૩)માં કવિતા તરફની દૃષ્ટિ મળે છે. 'વસુધા' (૧૯૩૯)માં કઠોર વાસ્તવના આલેખન-સાધના પરિપકવ રૂપે. એ કાવ્યયાત્રાનું સર્વોચ્ચ શિખર લાગે છે. કવિ સુન્દરમ્‌ની અભિવ્યક્તિ કવિતા સાથે જીવનના વ્યાપક પ્રેમભાવ,ભાવના કલાત્મક આવિષ્કાર પરત્વે દેખાય છે. એમાં કવિ હૃદયની વસુધા-કરુણા છલકાતી અનુભવાય છે. કેટલીક કાવ્યકૃતિઓમાં સ્થૂળતા તરફથી સૂક્ષ્મતાનો ગતિ-ભાવ વરતાય છે. 'વસુધા'નો કવિ જાગૃત છે, નખશિખ કવિ છે, તો 'યાત્રા' (૧૯૫૧)માં પરમતત્ત્વની ઝંખના સાથે સૌન્દર્યનો કોઈ સઘન સ્પર્શ અનુભવવાની ધન્યતાનું આલેખન છે. મને ત્યારે કવિ સુન્દરમ્‌ની કવિતા બહુ સ્પર્શવા લાગેલી એનું કારણ ઉમાશંકરમાં ક્યારેક બુધ્ધિજન્ય - વિચારવાળી, મગજમાંથી ઉદ્ભવતી કવિતા, જ્યારે કવિ સુન્દરમ્‌ની આત્મજ લાગેલી ઊર્મિ-વિચાર સંગમ રસાર્દ્ર કવિતા.

એ હોય પૉંડિચેરી, શ્રી અરવિન્દ આશ્રમમાં એમનો નિવાસ, એટલે મળવું હોય છતાં મળાય નહીં. વચ્ચે ખાસ્સો સમય વીત્યો. 'સંસ્કૃતિ' માસિકના મુખપૃષ્ઠ પર છપાયેલ ફોટાને

નીરખી લઈને મળ્યા બરાબર સમજી લેતો હતો. આ ભક્તહૃદયી કવિશ્રીના સાલ ૧૯૮૩મા ૭૫ વર્ષ પૂરા થતા ૧૯૮૪મા એમનો અમૃત મહોત્સવ યોગ શિબિરરૂપે અંબાજી ખાતે પચાલ ભવનમા ઉજવાયો હતો એમા અધ્યક્ષસ્થાને સૌજન્યસભર સાહિત્યકાર શ્રી રમણલાલ જોશી તથા અતિથિવિશેષ તરીકે કવિ-સહોદર શ્રી ઉમાશકર જોશી હતા. મહોત્સવ યોગશિબિર ત્રણ દિવસનો હુ એમા સામેલ, સાથે કવિ માણેકલાલ પટેલ, વાર્તાકાર રામજીભાઈ કડિયા, ગિરીશ દેસાઈ તેમજ વડોદરાના સાધકો શ્રી અરવિન્દ પ્રેમીઓ, અન્ય શિબિરાર્થી ભાઈ-બહેનો હતાં અમૃત મહોત્સવ વખતે મેં શિબિરાર્થી તરીકે મારી સર્જન પ્રક્રિયામા સુન્દરમ્ વિશે બોલતા કહ્યુ હતુ કે કવિઓમાં પહેલુ સ્મરણ એ પોતે હતા. શૈશવમા ભણતા ભણતા 'પગલા કાવ્યની અસર મોટી ઉમર સુધી, એના પરિપાકરૂપે મારી એક સોનેરી નદી નવલકથાનુ મુખ્યપાત્ર, આવો સૂરજદેવ. સોનાના પગલા તરીકે સૂર્યદેવ ખરેખર કોઈકનું સ્મરણ યોગરૂપે આત્મધર્મીસમુ છવાઈ જાય તો સુફળ ધારણ કરે છે એનો સ્મરણસ્ત્રાવ ચાલુ રહે છે આ બાબતે રમણલાલ જોશી પ્રસન્નકર. સુન્દરમ્ તો પોતાનુ મર્માળુ હાસ્ય મુખ પર લાવીને અતરથી સત્કારી બેઠેલા. વડોદરાથી આવેલા સાધકમિત્રોએ, તથા બીજાઓએ પણ મને સાધક કવિ કહ્યો ત્યારે કવિ સુન્દરમ્ સહૃદયી લાગ્યા અને એમના મુખ પર સ્વજન જેવો ભાવ વાચ્યો હતો. મહોત્સવ-શિબિર વેળાનુ વાતાવરણ ઘણુ ઉજ્જ્વલ. મને તો મારા ભીતરમાનુ અધારુ સીડી મૂકીને ત્રણેક પગથિયા ચઢે ચઢે ને ટોચ પરથી અજવાળુ ઉતરે વચ્ચે એકાદ પગથિયુ રહી જવા પામે. દ્વૈત રચાતુ જતુ હતું, મનની નીરવતા સ્થાયી થતી લાગે.

*કવિશ્રી સુન્દરમ્ના છદોબદ્ધ કાવ્યો એક પક્તિના* છદબદ્ધ કાવ્યથી માડીને દીર્ઘ છાદસ રચનાઓ આપણુ ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. ભાષા છંદ અભિવ્યક્તિ ક્ષમતામા આપણા એ વિશેષ છે કવિનો મિજાજ દાદ માગી લે એવો છે ૧૩ ૭ની લોકલ દીર્ઘકાવ્ય સોનાની મુદ્રા ઘરેણુ એમા વપરાયેલા અનુષ્ટુપ છંદમા કવિશ્રીના બધા લય-વળાકો જાણી શકાય છે પાછા વિસ્મય સાથે અંકિત થતા રસાઈને આવે છે એક કિલ્લાને તોડી પડાતો જોઈને. (પાચ સૉનેટ ગુચ્છ) દલિતપ્રેમ, દર્શન, ઉત્તમ ભાષા, પૃથ્વી છદ આપણને પ્રસન્ન કરી દે છે તો વળી હુ કાં ચહુ સૉનેટ વાચતા છદોલયની ધન્યતા અનુભવાય છે કાવ્ય પ્રશ્નાર્થ ચિહ્નવાળું હોવાથી મનોભાવ નિરૂપણ કરાવવા માટેના ધ્વનિમા કોઈ સ્ત્રીનું ચિત્ર ઉપરછલ્લી દૃષ્ટિએ લાગે પણ આ સ્ત્રી સૌન્દર્ય સુરભી વગરની જેમા ઉલ્લાસ થનગનાટ નથી છતા એના હૃદયમાં કશોક પ્રકાશ, હલચલ ઉત્પન્ન કરે એવુ કોઈક તત્ત્વ જરૂર છે 'બુદ્ધના ચક્ષુ'મા કવિનો અભિગમ હરિરસમા પ્રેરાય છે અને ત્રિમૂર્તિ'મા સ્થિર થાય છે ને અસુદરને સુદર બનાવી રહેવાની રીત પ્રેમસ્વરૂપ ધારણ કરે છે આધ્યાત્મિકતાના જળથી હૃદયને ઊડી અનુભૂતિ જાગૃતિની ઊચી ભૂમિકા રચીને પરમને પામવાની ઝખના વ્યક્ત થાય છે ઈશ્વર સાચા સ્વરૂપે કાવ્યમા ઉપસે છે સુન્દરમ્નાં ગીતો અનુપમ કેટલાક ગીતકાવ્યોમા ભક્તિની ભાષામા આધ્યાત્મિક ખોજ ગવાઈ છે પ્રેમ પ્રકૃતિ પ્રભુ એમના ગીત પ્રવાહમા પારદર્શક રીતે મપાય છે છાતીએ છૂદણાં ગીત તો સુન્દરમ્નું જ 'ભગડી કાવ્ય વિરલ કૃતિ છે પાછળથી બહાર પડેલા ૧૪ જેટલા સગ્રહમાના કાવ્યો જ્ઞાની હોય તે પરાત્પર અનુસધાન અદ્વૈતરૂપે સાધી લેશે.

વાર્તાકાર તરીકે સુન્દરમ્ ની પાત્ર પરિસ્થિતિ લોકબોલીના સ્પર્શ-ગધ, ચિત્રશૈલીમા સ્થિર અને ગતિશીલ જીવનના ચિત્રણ. દલિત સમાજને એ અદરથી, અને બહારથી પામીને ન્યાય આપે છે 'માને ખોળે 'ખોલકી જેવી વાર્તાઓ એનો પુરાવો છે માજાવેલાનું મૃત્યુ ગુજરાતી વાર્તા ક્ષેત્રે સોનેરી કળશ સમાન છે ગદ્ય-ક્ષેત્રે 'દક્ષિણાયન પ્રવાસનિબધ છે દક્ષિણ ભારતની પ્રજાની સસ્કૃતિ, ત્યાના કળાધામો અને પ્રકૃતિવૈભવનુ મનોહર ગદ્ય સુન્દરમ્ને એક ચિત્રકાર તરીકે શોભાવી બેસે છે ત્યારે અર્વાચીન કવિતા ગ્રથમા જે તે કવિની ચૂટેલી કાવ્યકંડિકાઓની સચોટતાને લઈને કવિમૂલ્યણી કરવાના કાર્યમા એમની પ્રતિભા દેખાઈ આવે છે તેમનું કાવ્યવિવેચક તરીકેનુ મૂલ્ય પણ ઓછું ના આકી શકાય. આમ પદ્ય-ગદ્ય ઉભય ક્ષેત્રે એમની સર્જકતા વિસ્તરતી રહી.

એમણે બાળતરુણોથી માડીને તે પ્રૌઢ વ્યક્તિઓની વાણી સુધી કાવ્યયાત્રાની જે માંડણી કરી બતાવી છે એ અચૂક ફળદાયી અને જીવત છે હું કવિશ્રી સુન્દરમ્ને કરુ છું શત શત વદન.

■

શ્રી સુન્દરમે ૧૯૨૯માં સંસ્કૃત અને અંગ્રેજી વિષય સાથે ગૂજરાત વિદ્યાપીઠમાંથી 'ભાષા વિશારદ'ની પદવી પ્રાપ્ત કરી. સ્નાતક થયા પછી સોનગઢ ગુરુકુળમાં થોડોક સમય અધ્યાપન કાર્ય કર્યું. ૧૯૩૦માં તેમણે ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુકાવ્યું. વિસાપુર અને સાબરમતીની જેલમાં જેલવાસ ભોગવ્યો. જેલવાસમાં જુદા જુદા સમયે એમણે મોટે ભાગે પેન્સિલથી લખેલી ચાર નોટોની તારીખ અનુક્રમે ૧૩-૬-૩૨, ૩-૮-૩૨, ૧૪-૯-૩૨ અને ૧૫-૧-૩૪ મળે છે. એમાં એમનાં કેટલાંક કાવ્યો, વાર્તાઓ, થોડાક નિબંધો, આત્મકથાના અંશો અને ચિંતનાત્મક ગદ્ય વગેરે ક્યાંક કાચી નોંધોના સ્વરૂપમાં તો ક્યાંક પૂર્ણ સ્વરૂપે મળે છે. શ્રી સુધાબહેન આ બધાંનું સંમાર્જન કરી જે અપ્રગટ રહ્યું છે તેને પ્રકાશનમાં લાવવામાં પ્રવૃત્ત છે. એમની જેલ-નોટ-૨માંથી મળતું આ 'ઘરડી બા'નું ચિત્ર...

- તંત્રી

### ઘરડા બા

'રામે આલ્યા ઢોલિયા, સીતાએ આલ્યાં વાણ,
ગોવિન્દે આલી ગોદડી પોઢો આત્મારામ.'

અમે તો નાનાં નાનાં છોકરાં પથારીમાં ક્યારનાં માથું મારી ગયાં હોઈએ, પણ ઉપરની કડી બોલાય ત્યારે જાણવું ઘરડી બા હવે પોઢ્યાં. મીઠા લહેકાથી બોલાતા આ શબ્દો અમે બધાં ઊંઘતાં જાગતાં સાંભળ્યા કરીએ. એ બોલ્યા સિવાય ઘરડી બા કદી સૂવે નહિ.

ઘરડી બા અમારા પિતાની માતા. અમારી બાળકોની ભાષામાં એ શબ્દ 'ઘૈડી બા' થઈ જતો. બા કહીને બોલાવવાની માતા તો ઘરડી બા જ. ખરી માતાને તો આખા ઘરનો વડીલવર્ગ - વહુ કહીને બોલાવતો એટલે અમે પણ વહુ જ કહેતા. ઘરમાં અધિકાર તો ઘરડી બાનો જ. અમારી માતા તો હજી એ ભવિષ્યના સાસુ પદની - કહો ગૃહ સામ્રાજ્યની અધિષ્ઠાત્રી માટે ઉમેદવારીને લાયક પણ નહિ. એટલે અમારે મન પણ... વહુનો તો ક્યાંથી જ ભાવ હોય ? અને ઘરડી બાને મન અમે એના દીકરાના દીકરા એટલે વહુના કરતાં પણ અમારા પર એનો અધિકાર વધારે. અમારી સાજા માંદાની ફિકર એને જ વધારે. '...વહુ, જરા ખાટું ખારું ખાવામાં સંભાળો, આ છોકરાને નડશે.' વહુએ શું ખાવું એનું પ્રિસ્ક્રિપ્શન પણ ઘરડી બા જ લખી આપે. ('...વહુ'ને તાબે થયા વગર છૂટકો જ નહિ - રસોડું પણ ઘરડી બાને જ તાબે.) અમારે માટે ક્યાં કપડાં કરાવવાં, કેવાં ઘરેણાં કરાવવાં, ક્યાં ક્યાં અમારા વિવાહ સંબંધ બાંધવા, એ બધું ઘરડી બા ને દાદા જ કરે. અમારા બાપુ અને ...વહુ હજુ તો છોકરાં જ ને. પણ ઘરડી બાનું આ સામ્રાજ્ય તો એ જ્યારે મોટી ઉમ્મરે પદભ્રષ્ટ થયાં, અમારી '...વહુ'ને અમે બા કહેતાં શીખ્યા, અમારી પત્નીઓ જ્યારે ઘરમાં રુમઝુમ ફરવા માંડી, અમારી ઘરડી બાને વડસાસુનું બિરુદ મળ્યું, જ્યારે ઘરડી બાની કાયા લથડવા માંડી, અને એમનો ઘણો વખત ખાટલામાં જ પસાર થવા લાગ્યો, અને જ્યારે પોતાની નજર આગળ આવેલી ટચુકડી જેટલી વહુ આજે બબ્બે વહુની સાસુ થઈ રોફ જમાવવા લાગી અને પોતાને બાજુએ ધીરે ધીરે ઠેલવા માંડી ત્યારે પોતાની એ ભૂતકાળની જાહોજલાલી, હું શિયાળા ઉનાળાની રજાઓમાં બોર્ડિંગમાંથી ઘેર આવ્યો હોઉં, ત્યારે સાંજ સવારે, મારી બા... રસોડામાં મસ્ત હોય ત્યારે એ બધી વાતો ઘરડી બા ઉકેલે. હું એ વિભૂતિની પદચ્યુતિ માટે મનમાં શોક બતાવું. ત્યારે જ અમને ઘરડી બાની જાહોજલાલીનું ભાન થાય... નહિ તો અમે ટચુકડા જેવા હતા ત્યારે ઘરડી બા એટલે જ અમારે બધું, ઘરડી બા નવાડે, કપડાં પહેરાવે, વાળ ગૂંથે, ગાડું આવ્યું હોય તો કેળાં, જમરૂખ, શેરડી વગેરે અમારે માટે લઈ આવે. અમારે જે કાંઈ જોઈએ, ત્યારે 'ઘૈડી બા...' કહીને બૂમ પાડવાની. પછી '...વહુ' તો એક સાવ ક્ષુદ્ર પ્રાણી લાગે તેમાં શી નવાઈ ? ખવડાવ્યા પછી ઘોડિયામાં સુવાડીને હીંચકો પણ ઘરડી બા નાખે : અને સાંજે ખાઈ કરી ચોકમાં બેઠાં હોય ઘરડી બા લાંબા પગ કરીને બેઠાં હોય, ને એના ખોળામાં જઈને સુવાની હરીફાઈ અમે બે ત્રણ જણમાં જામે. પણ તો ય કોકને ખોળામાં લે, કોકને હાથથી પંપાળે, હું ખોળામાં ઊંધો પડી ઘરડી બાના મોં સામું જોતો રહું અને પછી ઘરડી બા, 'ચકલા ચકલી'ની 'વાઘ બકરી'ની વાતો માંડે. 'ચાંદા પોળી' કરે ને 'લે રે મોઢા લબૂકિયું' કરીને અમારી ખાલી હથેળીઓ મોઢા પર અડાડાવે. ઘરડી બાની આવી છત્રછાયામાં અમે ઉછર્યા. અમે ચાર ભાઈઓમાં સૌથી મોટો હું નવ વરસનો, અને સૌથી નાનો દોઢ વરસનો હતો. ત્યારે અમારા પિતાએ ભરજુવાનીમાં દેહત્યાગ કર્યો. અમારા વૃદ્ધ પિતામહને ઘડપણે કેડ કસવી પડી અને અમારી માતાને હિન્દુ કુટુંબની વિધવાની જિન્દગીમાંથી પસાર થવાનો પ્રસંગ આવ્યો. હું મોટો... મને (બોર્ડિંગમાં) ભણવા મૂકવાનો વિચાર થયો. પણ એમ સૌથી પાટવીને ક્યાંય એકલો મૂકાય ?

શહેરમાં ઘર લીધું ને ઘરડી બાએ મારી સાથે રહેવાનું કર્યું. હું ભણવા જાઉં અને ઘરડી બા ખાવા કરવાનું કરે. મારે માટે અર્ધી અર્ધી થઈ જાય. દાદા થોડે થોડે દહાડે આવી ખબર અંતર લઈ જાય. એક દહાડો દાદા શહેરમાં આવ્યા. ઘરડી બાએ ખાતાં ખાતાં કહ્યું, 'તમારું શરીર લેવાઈ જતું લાગે છે.' ઘરમાં ગમે તેટલું સુખ હોય પણ પુત્રવધૂને હાથે, તે ય વિધવા થયેલ, આપે તે ખાવાનું હોય ત્યાં પત્ની જેવી તબિયત તો કેમ જળવાય. ઘરડી બા પાછાં ગામ ગયાં અને મેં બોર્ડિંગમાં જીવન આરંભ્યું.

... વર્ષ પછી વર્ષ વીતવા લાગ્યાં. મારું ભણતર આગળ ચાલતું હતું. હું ચાર છ મહિને રજાઓમાં ઘેર આવતો. ઘરડી બાના અને માતા વચ્ચેના બદલાતા સંબંધ ધ્યાનમાં આવવા લાગ્યા. મારી માતાનો પ્રતાપ વધતો હતો અને ઘરડી બાનો ઘટતો જતો હતો. અને હું પણ શાળાના નવા જીવનમાં બદલાતો હતો. સામા ઘરના વાડામાં હું બેઠો હતો. ઘરડી બા સામે ચમચીમાંથી તમાકુ કાઢી ખાતાં હતાં. અને એમની જૂની ઢબની સૂડી ઉપર સોપારીનો કટકો ભાંગતાં હતાં. સોપારી ભાંગીને મોંમાં નાખી ઘરડી બાએ થૂંકની પિચકારી ખૂણામાં મારી. સાંજ ઊતરતી હતી. તડકા નમી ગયા હતા, અને કોક કોક વાદળ આકાશમાં ફરતાં હતાં. સૂડી મને બતાવી ઘરડી બાએ વાત છેડી. મારા પિતાના મૃત્યુ પછી ઘરડી બાને માથે ઘણી વીતી. પતિના અંકુશ વગરની માતાએ ઘરડી સાસુને પીડવા માંડી હોય તો નવાઈ નહિ. હવેથી ઘણો વખત ઘરડી બાના ઉપર શોકની છાયા છવાયેલી રહેતી.

(જેલ-નોટ ૨ (૭૮ પાનાં) ૩-૮-૩૨ થી ૧૭-૧૦-૩૨, કેદી નં. ૧૭૯૩, બેરેક નં. ૩)

# સુન્દરમ્‌ની પત્રસંપદા*

સ્નેહી ભાઈ શ્રી

પત્તુ મળ્યુ

'ચોપાટીને બાંકડે' એપ્રિલમાં આવશે તે જાણ્યું મારું વિવરણ અને વિષ્ણુ ર ત્રિવેદીનું વાર્તિક આવે તો સારું વિષ્ણુભાઈની પરવાનગી છે જ હું ઘણું ખરું બે માસ અહીં નહીં હોઉં શ્રી અંબુ પુરાણી એપ્રિલ આખર લગી આવશે તો મળતા આનંદ થશે.

ત્હમારા પત્તામાં ત્હમે આપણા વચ્ચેના એક મતભેદ વિષયને જરા સ્પર્શો છો. Aestheticsનો વિષય મતભેદોનો છે એ તદ્દન શમી જાય એવો સમય પણ હુ તો સમીપ જોતો નથી. બાકી કેટલાક ત્હમારા મત ત્યાંના વાતાવરણમાં પરિવર્તન પામી સરવા મોડે અગર વધારે રૂઢ જામવા પામે એ કુદરતી છે આપણે સૌ સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર આચારના લાંબા ચોડા દાવા કરિયે ભલે પરંતુ આપણે સૌ જતુડાં આપણા મોટા પુરુષો પણ સામાન્ય અણુ કરતાં જરા મોટા કણ એટલુ જ

બાકી 'એક તોડેલી ડાલ' ન ગમ્યુ. એવો ગુજરાતે કોઈ પણ કવિતાભોગી મ્હને મળ્યો નથી. પણ તેથી શુ ? કવિતા ક્ષેત્રમાં એ એક જ ગત છે અગર સર્વોત્કૃષ્ટ એવો મત ના જ ટકે

બળવંત ક ઠાકોરના જયભારત

ઓગસ્ટ સપ્ટે માં 'લટ માં આવે. તો પણ ઘણું મોડું પડે 'સાધુની સોગઠી' ભલે પાછું મોકલી દેશો.

મંગળ તા. ૨૮-૩ ૫૦

૧૩-૧૨ ૪૭

૩૪ ચોપાટી રોડ મું ૭

પ્રિય ભાઈ શ્રી 'સું

પત્તું ખાસ લખ્યું તે સારુ કર્યું. એ મળ્યા પછી મેં 'દક્ષિણા' નવબરના અંકનું પૃ ૮૮ મું 'અવતારણા' નામે શ્રી અ ની એક રચનાનો ત્હમે કરેલો અનુવાદ - મેં જોવા લીધું એને ત્હમે 'બૃહત્પૃથ્વી' કહો છો. પત્તામાં લખો છો કે એ પૃથ્વી ને ત્હમે 'વિસ્તાર્યો' છે વર્ણીઓ વધીને ગેયતાની ઝોંકે કડી બાધી છે વર્ણીઓનો વધારો પ્રથમ દર્શને લાગે તેટલો અનિયમિત નથી. અમુક જ જાણીના અંશોના પુનરાવર્તનરૂપે વર્ણીઓ વધી છે અમુક જ

અંશોનું વૈવિધ્ય blank verseનો આત્મા છે રચના કડીબદ્ધરૂપ અશોના પુનરાવર્તનની છાપ જેમ વધે તેમ રચના કડીબદ્ધરૂપ પાસે જતી જાય અને ગેયતાનો સંભવ વધે

એકરૂપના તાલે આખી કડી બધાય અને પુનરાવર્તિ અંશોની સૂરાવલિ પણ પુનરાવર્તિત બનાવાય તેમ તેમ બંધ blank verseથી દૂર દૂર જઈને ગેય પદ ના ઘાટ સમીપ ખેંચાય. વર્ણીઓની વધઘટ ગેયતા પોષક જેટલે દરજ્જે તેટલે દરજ્જે રચના blank verse મટે

મેં 'પૃથ્વી'નું બીજુ પસંદ કરી તેને અમુક આઝાદી (બંધન મુક્તિ) આપી દીધી. તેમાં મારો હેતુ blank verseનું કવિતા માટે સર્વોપરિ વાહન મેળવવાનો હતો. ત્હમારા જેવા કેટલાક નવીનો સંગીતના ગુણ પર મોહ પામી તેના દોષ વિશે અખાડા કરે છે, ગેયતા અને blank verse એકબીજાના વિરોધી છે તે છે જ પૃથ્વીની 'ચાલો' પૃથ્વીનાં 'પદો' પૃથ્વીની જુદી જુદી કડીઓ અસંખ્ય થઈ શકે જેમ બીજી કોઈ પણ પદલીલાની. પણ પૃથ્વીના બીબામાં જે અપૂર્વ blank verseને સમીપ જવાની શક્તિ છે તે એની વધુ ઓછી ગેય કડીઓ રચવાથી વધતી તો નથી જ બચતી ય નથી.

ભાઈ શ્રી પૂજાલાલ, ભાઈ શ્રી અંબાલાલ આદિને

બળવંત ક ઠાકોર

ઘટિત.

*શ્રી સુધા સુન્દરમ્‌ના સૌજન્યથી શ્રી સુન્દરમ્‌ને મળેલા અનેકવિધ મહાનુભાવોના અનેક પત્રોમાંથી શ્રી બળવંતરાય ક ઠાકોર અને શ્રી ઉમાશંકર જોશીના કેટલાક પત્રો અહીં આપ્યા છે એમાં પરસ્પરના સંબંધોની સૌરભ અને તત્કાલીન સાહિત્યિક મુદ્દાઓ પરત્વેની નિસબત, આગવાં દૃષ્ટિબિંદુ વગેરે જોઈ શકાશે. - તંત્રી

૧૫-૯-૪૭

પ્રિય ભાઈ શ્રી,

તમારી ચિઠ્ઠી સાથે દક્ષિણા યથાસમયે મળ્યું હતું. તે દિવસોમાં જ તમારે વિષે ચિંતા થતી હતી. એયરમેઈલથી પૂછાવવાનું સૂઝ્યું હતું. એકબે દિવસ ઢીલ થતાં તમારા સાક્ષાત્ હસ્તાક્ષર જ મળ્યા. બચુભાઈએ કાંઈક સમાચાર પણ કહ્યા... વસુધા-મંગળાબેન આદિ કુશળ હશે. વસુધા તમને ફ્રેંચ શિખવતી હશે. તમે એને સંસ્કૃત.

'દક્ષિણા' દર્શનીય કૃતિ થઈ છે. સુઘડ, સ્વચ્છ, ગૌરવયુક્ત. તમારા ટાઈપો મજાના છે. ને તેમાં તમે ત્ર અને ૠ ભેગા કરીને ઋષિનું ઋ કર્યું છે તે તો કમાલ છે. મુદ્રણ કાલુંકાલું લાગે છે. છપાઈની ક્રિયા (શાહી વ.) સારી થઈ છે. કાગળ કદ બધું સારું છે. ત્રિરંગી ચિત્ર પણ મને તો બહુ ગમ્યું. ડાબો હાથ કેટલો મંગલ લયવાહી છે !

'સંસ્કૃતિ'ની નોંધ જોઈ હશે. તમારું કામ ખૂબ જ હશે એ આ નોટપેપર વાપરનારને તો ખ્યાલમાં આવે જ. 'જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ' - જેવું છે. શ્રી અરવિન્દ અંગે એકાદ કાંઈક સૂઝ્યું હતું. ધીરજથી લખવા જવામાં રહી ગયું. બીજા અંકે હાજરી પૂરાવવા મુરાદ છે.

તમારી પાસે કાંઈક ઘરના દેવને ધરાવવાનું ન હોય તેવું ધકેલશો. અંબુભાઈના બે લેખ લીધા હતા તે પૂરા થઈ ગયા. મને બંને જ ખૂબ જ ગમ્યા છે. વળી કાંઈક મોકલવા કહેશો.

ભાઈશ્રી ગિરધરલાલ આદિની કૃતિઓ તમારી સૂચનાથી મળી હતી. એકબે ગમ્યાં હતાં. પણ જો ગદ્ય-કાવ્યો એકવાર પણ અપાયાં તો આજે જેમ અ-કવિઓને પણ એકાદ મુક્તક સંસ્કૃતિનાં પૃષ્ઠપૂરક તરીકે મોકલવા ઊમળકો થઈ આવે છે. એવું ગદ્યકાવ્યોનું થાય. એમની લઢણ સારી હતી અને અંતે સારો વિનિયોગ થયો તમારી કને. તમને ને નાનુભાઈને મળો ત્યારે સ્નેહસ્મરણ. પૂજાલાલ, વિષ્ણુભાઈ, કૃષ્ણલાલ, જયંતીલાલ આદિને ખૂબખૂબ સ્નેહવંદન.

મંગલાબેનને ને વસુને અમારાં ત્રણેનાં સ્મરણ.

તબિયત સારી હશે.

વજન વ. ?

ઉમાશંકર જોષીના સપ્રેમ વં.મા.

૨૫-૧૦-૪૭

પ્રિય ભાઈ શ્રી સુન્દરમ્,

ઘણે વખતે તમારો કાગળ મળતાં આનંદ થયો. કાવ્યો પણ મળ્યાં. આ વખતે આવશે. વળી કહો છો તેમ કાંઈક શોધીને ધકેલશો.

તમારે કામ ઠીકઠીક રહેતું હશે એ તો કલ્પી શકાય છે. તેમાં 'કાગળ લેવાથી માંડીને' - એટલે તો ઘણું જ. હમણાં એ બધાનો મને પણ અનુભવ થતો રહે છે. મને લાગે છે કે જેને દુનિયામાં 'બિઝનેસ' કહે છે 'પ્રેક્ટિકલપણું' કહે છે અને કવિઓના તો માથામાં આ શબ્દો વારંવાર મારવામાં આવે છે, તે ઘણી મોટી વાત નથી. હા, તે બંને દ્વારા નિર્માનુષતા વિકસાવવાની ના પાડવી એ મોટી વાત છે... પણ આ અનુભવો તમને ને મને કુદરતે સહજભાવે આપ્યા છે અને ગીતાની વ્યાખ્યા યોગ. કર્મસુ કૌશલમ્ ધ્યાનમાં રાખી તેમનો નિર્વાહ કરવાનો રહે છે. કાંક પણ કામ તો કર્યે જ જવાનું છે. તેને કૌશલથી કરી શકાય તો ય ઓછું નહિ, જો કે પ્રત્યેક કર્મને બીજા ઘણા બધાથી ભરવાનું છે. ટૂંકમાં તમે તમારા આ નવા કર્મજાળમાં આનંદતા જ હશો... કાગળો ? તમારો કાગળ આવ્યો ત્યારે એ દિવસે ૪૨ કાગળો મેં ટપાલ કર્યા હતા. મારે હજી પ્રમાદ ખંખેરવાનો બાકી છે. નિયમિતતાવાળાને આ કાર્યો કાંઈ વિસાતમાં ન ગણાય.

આ પ્રવૃત્તિની મોટી મુશ્કેલી - આરંભથી જ ખ્યાલ તો હતો - કે આપણી ભાષામાં બાર મહિનાની સાહિત્યિક કુલ કમાણી પણ માંડ ખોબોએક. તેમાં જુદાં જુદાં ક્ષેત્રો - વિચારક્ષેત્રો ઉપર ચાલતી કલમોને નામે તો મોટું મીંડું હોય. આજ નહિ તો કાલે પ્રગટશે. પણ આવું છે.

તમને પ્રકાશક તરફથી 'અંતરાય' વાર્તાસંગ્રહ મળ્યો ? એને નામ આપ્યું હતું. પનાલાલ ક્ષય લઈ પંચગની વિરાજે છે. ઠીક છે. C/o. Bell-Air Sanatarium, Dalkieth, પંચગની, જિ. સતારા.

તમારા તરફથી બંને ચિત્રો મળ્યાં. તાકડે બચુભાઈ એ જ દિવસે આવી ચઢેલા. એમને બતાવ્યાં હતાં. શ્રી મંગલાબેનની કાર્યમશગુલ મૂર્તિ જોઈ અમને મળ્યા જેવું લાગ્યું. ચિ. વસુધાને ગમે તેમ કરી સંસ્કૃત થોડુંક ભણાવશો જ. ગીતા - હિતોપદેશ - નીતિશતક ! એને ગમશે.

ભાઈ સુબંધુ પરમ દિવસે આવ્યો હતો. મજામાં છે. જગાભાઈ ઉનાળામાં દીકરીને જ્યોતિસંઘમાં મૂકી ગયા છે.

આ સાથે એક પદ્ય મોકલું છું. ખપ લેવા જેવું હોય તો જ લેશો. શ્રી અંબુભાઈના બે લેખ મળ્યા છે. એમ એમને સાભારસપ્રેમ કહેશો.

સૌ મિત્રોને સ્નેહસ્મરણ. તબિયત સાચવશો.

સ્ને. ઉમાશંકર જોષીના વં.મા.



સંસ્કૃતિ

૨૭-૩-૧૯૪૯

પ્રિય ભાઈ શ્રી,

તમારો સુંદર પત્ર મળ્યાને કેટલો બધો સમય થયો ! તમે આપણા મૌનને કર્મયોગનું મૌન કહ્યુ સહેજ એવું હતું. પણ મારા પક્ષે કાંઈક પ્રમાદયોગનું પણ ખરું નિરાંત જીવે લખવાનો મોહ પણ ખરો. ચિ. વસુધા કે સુધા કે સુધાપરીની છબી કેટલી બધી કાવ્યમય છે ! તમે કહ્યુ ન હોય અને ક્યાંક ત્રીજે સ્થળેથી પોસ્ટમાં માત્ર છબી મળી હોત તો ઓળખાય પણ ક્યાંથી ! ઉત્તરોત્તર એનો વિકાસ - સર્વાંગી થતો હશે. એક જન્મદિને સાંજે "પપ્પા, બહુ ગમે છે" એમ એણે તમને કહેલુ તેની તમે વાત કરતા હતા, દર વરસે એને એ સુખદ અનુભવ વધુ ને વધુ ઊંડો થતો હશે જ. મુ. મંગળાબેનનું ભારેખમ મૌન તો કેમ વેઠાય ? પણ અમારો જ વાંક છે અમે કેટલા સમયથી એમને લખ્યું નથી. હમણા નાની બેબીને બળિયા ટંકાવેલા, તે પછી ઓરી નીકળ્યા, દાંતની તૈયારી ચાલે છે એમ ઘટમાળમાં છીએ. નંદિની ભૂસકો મારીને ચોથીમા પડી છે નાની બેબી તમને ત્રણેને ગમે એવી છે આઠ માસની બાળકીએ મને તો, ઠીક ઠીક બાંધ્યો છે સવારે પંડિતજી પાસે જાઉં છું ત્યારે જાતે નાહિ દિવો પગને પાછા ખેંચે એવુ હોય છે... છેલ્લા દોઢબે માસથી પંડિત સુખલાલજી પાસે The Life Divine વાંચવા જાઉં છું પોતે કાનુગાના બંગલા સામે રહે છે સવાર એ નિમિત્તે જાય છે આઠમા પ્રકરણમા ઝોલાં ખાઈએ છીએ. શી અમૃતવાણી છે ! પ્રતિપક્ષ જેવું કાંઈ મળે જ નહિ, કેમ કે ગમે તેવા પ્રતિપક્ષમાં પણ સત્યનો જે કાંઈ અંશ હોય તે પેલાના કરતાં પણ પોતે વધારે કુશળતાથી કોતરી લે... હિંદુ યુનિવર્સિટીનાં બી.એ.નાં સિલેક્શનમાં ટાગોર, રાધાકૃષ્ણન, શ્રી અરવિન્દ આદિનાં લખાણો છે, એ રીતે આપણી આવી વાણી પીરસાવી જોઈએ. તમારું 'સાવિત્રી'નું મળ્યું તેવું જ થોડુંક જોવું પૂરુ વાચ્યુ નથી. નિરાંતે વાચીશ. તમારા હાથમા છંદ તો સુશિષ્ટ ચાલે જ સામાન્યતામાં સરી પડ્યા વગર. એક ઓર 'આપણે'ના અર્થમા તમારે છંદ કારણે વાપરવું પડ્યુ હોય એમ મને ભાસ્યુ .. પુસ્તકાકારે 'સાવિત્રી'નું કાંઈ મળે છે ?... 'પ્રતિપદા' છેવટે તૈયાર થયું છે એક નકલ આજકાલમાં તમારા હાથમાં પડવી જોઈએ. તમારો પ્રસ્તાવલેખ મને તો ખરો જ - અહીં ઘણાને ગમ્યો હતો. પનાભાઈ પરનું છાપ્યુ હતુ. સુંદર લાગ્યુ. જો કે તમે એમને conscious કળાકાર કહો છો તેથી ઊલટું જ મને લાગે છે અને મને ડર છે કે કદાચ તે તમને લાગુ પડતું ખાસ કરી '૩૩ ગાળામાં. પછીથી તમારા બંનેની નિજી ફિલસૂફીઓના પત્ર મળ્યા છે પણ તે છાપ્યા નથી. ચાલશે ને ?... વળી ક્યારેક કાવ્ય ઈવનિંગ ઈન, ઉચિદપિ મોકલશો. 'મનમોજી'મા પેલી યૌવનારંભની સ્ફૂર્તિ હતી. બધાને ગમ્યુ હતું.

સૌ મિત્રોને સ્નેહ સ્મરણ.

ઉમાશંકર જોશીના સપ્રેમ વં.મા.

પ્રિય ભાઈ શ્રી,

આજે 'વસંતપૂર્ણિમા'નાં આઉટપ્રિન્ટ્સ અને આ સાથે પુરસ્કાર-પ્રતીક રૂ. પાંચનો ચેક મોકલું છું.

બલ્લુકાકા ગયા. તમે એમને અંગે પદ્ય-ગદ્ય કાંઈ લખવાના ? 'સંસ્કૃતિ'જોગું હો તે આ તરફ મોકલશો.

બીજું શું ચાલે છે ? બધાં મજામાં છો ને ? અ.સૌ. મંગલાબેનને અમારાં બધાં વતી સંભારશો. ચિ. વસુ તો ભણવામાં આગળ વધી ગઈ હશે. પપ્પાની ભૂલો શોધતી થઈ કે નહિ ? એના અભ્યાસનું વિગતે લખશો. નંદિનીને ગુજ. છઠ્ઠીની પરીક્ષા શરૂ થશે.

શ્રી અંબુભાઈ આદિ મિત્રોને સ્નેહ સ્મરણ. એમની સૂચનાથી શ્રી પંડિતે ઋગ્વેદ અંગેના પ્રકાશન માટે લખ્યું હતું. તેનું પરિપત્ર ગુજ. વિદ્યાસભા, વડોદરા ઓરિએન્ટલ ઈન્સ્ટીટ્યૂટ, ભારતીય વિદ્યાભવન, એજ્યુકેશન ડિપાર્ટમેન્ટ (ડી.પી.આઈ.) રાજકોટ, ગુજ. યુનિવર્સિટી વગેરેને મોકલવા કહેશો. મારે જ શ્રી પંડિતને લખવું જોઈએ. લખીશ.

ગોષ્ઠિ અને શહીદ કોઈ ફેબ્રુ.માં પૉંડિચેરી આવે તેની જોડે મોકલું. બને તો પોસ્ટથી જ મોકલું છું.

ગયા કાગળ કે તે પહેલાં તમે એક તમારો બહુ સુન્દર ફોટો મોકલ્યો. આભાર. જેનું યાત્રા હમણાં જ બહાર પડ્યું. એ શબ્દો સાથે સંસ્કૃતિ ઉપર છાપવાનું બહુ મન થઈ આવ્યું. ડાહ્યા માણસોએ રોક્યો !

કદાચ અંબુભાઈ આ તરફ આવે એવું સંભળાયું હતું. ક્યારે ? તમે ?

ગયા કાગળમાં - અમસ્તું જ કદાચ - તમે લખેલું કે સંસ્કૃતિ તરફથી નાની રકમ પણ મળી - એ મતલબનું. નાની શબ્દ વિચારવા જેવો ખરો. બંનેએ. હું તો પહેલા અંકથી જ કાવ્યના ૩) અને લેખના ૧) દરેકને ધરું છું. કદાચ વધુ આપી શકત. પણ એવો વિકાસ... ? દિવાળી અંકોનું નજરાણું આપણને વિશેષ હોય છે, તેના અનુસંધાનમાં આ રકમ (રૂ. ૮ કદાચ) મળતાં નાની જરૂર લાગે. પણ આ લખવાનું કારણ મુખ્ય તો એ છે કે એ નાની રકમ તમારા તરફથી બહુ અલ્પ લખાણ મળ્યાની હકીકતનો નિર્દેશ કરે છે. માટે ૧૯૫૨માં કાંક વધુ કાઢશો.

સૌ મિત્રોને સ્નેહ સ્મરણ.

ઉમાશંકર જોષીના સપ્રેમ વં.મા.

અ'વાદ

૧૯/૧/૫૨

૨૪ ડિસેમ્બર, ૧૯૫૨

પ્રિય સુન્દરમ્,

ઉત્તર અને પૂર્વ હિંદના પ્રવાસમાં પુરી આવ્યો ત્યારે તમારી પાસે આવી પહોંચ્યો છું એમ માનીને કાગળ દ્વારા મેં હાઉક કર્યું હતું. કોલંબોથી ગાડી રસ્તે તાલીમનાર થઈ ખાડી ઓળંગી મદ્રાસ થઈને નીકળ્યો હોત તો કદાચ મિત્રોને મળવાના લોભે પૉંડિચેરી ડોકિયું પણ કરી જાત. એક યોજના જાફનાથી મદ્રાસ વિમાન રસ્તે આવવાની હતી તે વધુ સામાનની કમબખ્તીને લીધે જતી કરવી પડી. નહિ તો પુષ્પકયાત્રા થાત. રઘુવંશમાં કવિકુલગુરૂએ ઊડતા વિમાનની નીચે જમીન કેમ ખસે છે અને દશ્યપરિવર્તનો કેવા ક્રમે થાય છે એ બધુ કેવી સૂક્ષ્મ અવલોકન શક્તિથી ગાયુ છે ? પ્રત્યક્ષ ઊડ્યા વગર એવું દર્શન કરવાની એમની શક્તિને વંદન !

કોલંબોથી આગબોટમાં બેઠો ને કાગળ દ્વારા હાઉક કરવાની વૃત્તિ જોર કરવા લાગી. રાતે જમતા હતા ને ચૂપચાપ સ્ટીમર ચાલવા માંડી. કોલબોના દીવા દૂરથી એક હારમા બધા દેખાઈ રહ્યા જાણે સમુદ્ર ઉપર દીવાઓનું એક તોરણ તરતું ન હોય ! એક દીપક દ્વીપ તરતો ન હોય ! સવારે ઊઠ્યા ત્યારે તો કન્યાકુમારી વટાવી ગયા હોઈશું મલબાર કાઠાના દક્ષિણ છેડાના ડુંગરો ડોકાવા માંડ્યા. ત્રણ મહિના પછી ભારતમાતાનું પ્રથમ દર્શન. હું તો ચૂકી જાત. ધૂનમાં પરોઢની શાંતિમાં તૂતકની પ્રદક્ષિણા

[illegible]

[illegible]

તા. ૧૬ ૧ ૧૯૫૩, અમદાવાદ

સ્ટીમર ઉપર કાગળ પૂરો ન થયો તે આજે મોકલુ ? એ વખતે ચીતર્યું હોત તો તો ઘણાં બિલાડાં ચીતર્યે જાત. પણ દરિયો ચાલુ પોતાની ભણી લલચાવ્યા કરે (કોલબો આવતાં સુધીમાં હિંદી મહાસાગરનાં ગંભીર સૌંદર્યોનુ આકંઠ પાન કરવાનો લહાવો મળ્યો હતો.) આ પત્રનો અવારનવાર રમ્યાણિ વીક્ષ્ય તમારું સ્મરણ થતું તેના એંધાણરૂપે હોઈ મોકલું છું

મુબઈ ૨૫મી સવારે ઊતરી રાતે જનતાથી અ વાદ તરફ વળી સદ્ગત ચુનીભાઈની દીકરીનાં વિવાહ અગે ૩૧મીએ પાછો મુબઈ ગયો અને ૮મીએ અ વાદ તે પછી અહીં છું ભત્રીજીનું લગ્ન ફાગણ સુદ ૩નું રાખ્યુ છે એ કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરે એટલે પિતૃઋણમાથી લગભગ મુક્ત થયા એવુ લાગશે. બાને પણ સંતોષ થશે.

મુબઈમા જાણ્યું કે પેલા કોઈ અમેરિકન પ્રકાશન માટે તમે મારી એક કૃતિનો અનુવાદ આપ્યો છે સિંગાપોર જ્યોત્સનાના કાગળમાં સૂચન હતું કે કા તમે કાં ઝીણાભાઈ આપશે. મારાથી તો કાંઈ થવું મુશ્કેલ હતું આ બંધુકાર્ય માટે આભાર માનવામાં ભાગ્યે જ ઔચિત્ય. ભાઈ શ્રી ગુલાબદાસ કહેતા હતા કે તેની રકમ તમને મળી ગઈ છે તેવા સમાચાર છે તમે અનુવાદ અગેનુ કાપીને બાકીનું મને મોકલશો. અનુવાદમાં બીજાની મદદ પણ લેવાઈ હોય. તમારી જ મદદ હોય તો તમને સમજાવીને એ આપવું જોઈએ.

ચિ. વસુધા હવે ભણવામાં ઘણાં આગળ વધ્યાં હશે. ઇતિહાસ, જીવનચરિત્રો વગેરે વાંચે છે કે ? અ.સૌ. મગળાબેનને ખૂબ ખૂબ સ્મરણ અમારા બંનેનાં.

પ્રવાસમાં સો બલ્કે પૂરા ૧૦૧ દિવસ થયા. તબિયત સારી રહી. શરૂઆતમાં શરદી એકવાર થઈ તે બાદ કરતાં. જાવા, બાલી, મલાયા, સિલોનમાં પણ સ્વાસ્થ્ય સારું રહ્યું અને જાણવાનું ઘણું હતું સિલોનમા સીગિરિય પોલોજારુઆ, અનુરાધપુર આદિ સ્થળોએ તમને અને શ્રી અંબુભાઈને ખરે જ ઘણો રસ પડે આ બધા દેશો બગીચા જેવા છે એટલે પર્ણશ્રી રૂપે પરમાત્માનાં દર્શન ચાલુ થયાં કરે. હિંદીઓ માટે સર્વત્ર ભાવ ભર્યો પડ્યો છે જો વેળાસર વેડફી ન મારીએ તો.

ત્યાં મિત્રોને સ્નેહ સ્મરણ. આ તરફનું કામકાજ જણાવશો.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ.મા.

અમદાવાદ
૧૫-૧૦-૧૯૫૫

પ્રિય ભાઈશ્રી,

પત્રો અને હસ્તપ્રતો મળી ગયા પછી તરત મારે લખવું જોઈતું હતું. પણ ખૂબ રોકાણ રહે છે. વચ્ચે ભાષણનો એક અંશ 'અર્ઘ્ય'માં છાપી દેતો હતો. પણ તમારું કાર્ડ ફરી જોયું તો તમે સમગ્ર છપાય એવું સૂચવેલું જોયું. મારા મનમાં એવો ખ્યાલ છે કે આખું જ આપવાથી તમને કદાચ અન્યાય થાય. મારી ભમણા પણ હોય. પણ મને ખરે જ આવું લાગ્યું છે. તમે કહો એમ કરું. મોડાવહેલા તો તમે સૂચવ્યું છે તેમ સવાલ જ નથી. અને 'સંસ્કૃતિ' તમારું જ છે.

અત્યારે શ્રી હીરાબેન ઉપર મોકલેલું કાવ્ય અહીં આવ્યું છે તે જોયું. ભાઈ શુકલ લાવ્યા હતા. પહેલાં શ્રી હીરાબેને કાગળમાં ઉલ્લેખ કરેલો. પહેલી લીટી વાંચતાં જ શુક્લને મારાથી કહેવાઈ ગયું : સુન્દરમ્ કેવા કવિદિલ છે : આખું પણ રસથી વાંચ્યું. તમારી કવિતાની ઈમારત લગભગ એ રહી છે. પહેલાં 'રાયપુરની રમણી' ગાળામાં વાસ્તવિક ચિત્રણોના પટ અંદર અનાયાસે ગૂંથાઈ જતા, હમણાં ઊર્ધ્વના ગૂંથાઈ જાય છે, પણ કનકસૂત્ર કવિતાનું રહે છે. હજી ફરી વાંચી નથી, પણ છેલ્લા 'દક્ષિણા'માં પણ તમારી કૃતિ સુંદર લાગી. શ્રી અરવિન્દનો અનુવાદ એટલો (તમારા જેવા માટે) સફળ ન જણાયો. મૂળનો છંદ શક્તિમન્થર ગતિએ ચાલે છે. આ 'ઉપજાતિ'ની પસંદગીમાં કદાચ મુશ્કેલી હોય. શ્રી અરવિન્દની કવિતા તમે ગુજરાતીમાં લાવો એવી તો કોણ લાવે ?

૨૬મીથી નડિયાદમાં ગોકીરો છે. મને 'અભાગિયા'ઓમાં બોલાવેલો છે, તેમાં ઘણી અવઢવ પછી (બધા જ મિત્રો જવાના પક્ષના નીકળ્યા) છેવટે હા લખી છે. આજે શ્રી કરસનદાસ આવેલા છે. પરિષદ જીવે તો છે, પણ આ રીતે જીવે છે એ પણ નાલેશીભર્યું છે. અમદાવાદમાં ઉપાડે લીધા પછી વળગી રહ્યા હોત તો સારું એમ પણ થાય છે. કેમકે લોકો તો એમ પણ કહી શકે - કામ કરવું નહિ ને ટીકા કરવી છે ! કોઈએ રસ લીધો નહિ એટલે આ રીતે મન ફાવે એમ મોવડીએ ચલાવી. અને આમ ચાલે એ સમૂહ જીવનને શોભાસ્પદ પણ નથી. ગૌરવપૂર્વક, ઔચિત્યપૂર્વક કાંઈક થઈ શકે એ જોવા સૌ સચિંત છે. કોઈને રાગદ્વેષ કે અબળખા કે એવું નથી રહ્યું. મૂલ્યો પણ બદલાઈ ગયાં છે ! શ્રી મુનશીને પણ ગુજરાતના મિજાજની કશી ભલા જીવને ખબર નથી.

એ નિમિત્તે 'કવિની સાધના' વ્યાખ્યાન જેવું આપીશ. મૂળ વિચાર કવિતા વિવકનો હતો, પણ તે નિરાંતે કરવું છે - એના પ્રાસ્તાવિકરૂપે આ થઈ શકે.

તબિયત સારી હશે. ચિ. બેન સુધા મજામાં હશે. એનો સ્વાધ્યાય ઉત્તમ ચાલતો હશે. શ્રી મંગળાબેનને અમારાં સૌનાં સ્મરણ કહેશો. બધાં ત્રણે સાથે ક્યારેક આવવાનું ગોઠવો.

શ્રી પાઠક સાહેબ અંગેનું કાવ્ય આવતા અંકમાં જ આપવા ખ્યાલ છે. હું તમને લખવા વિચારતો હતો. શ્રી મેઘાણીભાઈ ઉપર લખ્યું હતું એવું કાંઈક ન લખો ? મારા મનમાં પણ છે જ. કવિતા જેવું પણ છે. પણ મારી ઉપર અવસાનની તાત્કાલિક અસર ઘણી થઈ હતી. એટલે મૌનનું શરણું લીધું. રહી રહીને યાદ આવે એવું માણસ !

ચાલો. અવકાશે લખશો. વડોદરામાં કે તે પહેલાં અમદાવાદમાં મળવા જેવું ન જ થયું. કેટલીક વાતો પણ કરવી હતી. કાગળ ચીતર્યે ન પતે. પણ તમે તમારા કામમાં રહ્યા. તમામ કામ અંગે જ વાતચીતના ચાપલની વૃત્તિ હતી. પણ મૌન એ પણ અભિવ્યક્તિ તો છે જ ને છેવટે ?

તમને 'અખાના છપ્પા', 'વસન્તવર્ષા', પ્રો. ઠાકોરનું 'મ્હારાં સૉનેટ' (નવી મોટી ૧૬૦ ઉપર સૉનેટવાળી આવૃત્તિ) - એ મળ્યાં છે ? પ્રકાશકો હા કહેતા હોય છે. 'શાકુન્તલ' દિવાળી સુધીમાં થશે. બધું સાથે મોકલું.

ઉમાશંકર જોશીના સપ્રેમ વં.મા.

રામજીભાઈ કડિયા

કવિ સુન્દરમે ગુજરાતને પોંડિચેરી સાથે જોડ્યુ છે વાયા સુન્દરમ્ સહુ કોઈ પોંડિચેરીને ઓળખી શક્યુ છે, પામી શક્યુ છે ગુજરાતમા ૧૨૮ શ્રી અરવિન્દકેન્દ્રોનુ પરામર્શન સુન્દરમ્ દ્વારા થયેલુ છે વડોદરા શ્રી અરવિન્દનુ મુખ્યધામ છે 'દક્ષિણા' સામયિક ગુજરાતને જોડનારી કડી હતુ.

કવિ સુન્દરમે જ ગાયુ છે

**'જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી'**

ગુજરાતને પોંડિચેરી સાથે જોડ્યા પછી ગાય છે

**'કડી એ લાધતી જ્યારે પ્રભુની આવતી ઘડી.'**

ગુજરાતમા અવારનવાર લાબાટૂકા પ્રવાસો કરીને, શિબિરો ગોઠવીને સુન્દરમ્ ગામેગામ ફર્યા છે તેમના આગમનની રાહ જોવાય. સુન્દરમ્ જાણે સ્વજન, એક આત્મીય સભ્ય અને એમને મન આખુ ગુજરાત એમનો પરિવાર. વડોદરા, પોરબદર કે મુબઈના સાધકો એમનો કાર્યક્રમ ગોઠવે એ બધાને સાચવતા આવડે એ સૌને મળવાનુ સમયપત્રક ગોઠવીને જણાવી દે જો શિબિરો ગોઠવાઈ હોય તો વેળાસર પહોચી જાય શિબિર અંબાજીમાં કે તુલસીશ્યામમા હોય સુન્દરમ્ હાજર! પોંડિચેરી અને ગુજરાત વચ્ચેનું સેંકડો માઈલનુ અતર એમને નડ્યુ નથી.

ગુજરાતમા નીકળે ત્યારે વચ્ચે આવતા ગામોને યાદ કરી લે, સ્નેહીઓને સભારી લે. એક વાર જૂનાગઢથી ઈશુભાઈ દવે (પત્રકાર)ના ઘેરથી નીકળતા સુરેન્દ્રનગરને યાદ કર્યું ત્યાના ભાનુભાઈ શુક્લ (તત્રી. સમય )ને મળવા અમે પહોચી ગયા. અગાઉ જણાવ્યા વગર ગયા એટલે 'અતિથિ' છીએ એવુ કહ્યુ. ભાનુભાઈએ કહ્યુ 'સુન્દરમ્' જેવા અતિથિ'ની હુ રાહ જોતો હોઉ છું બપોરનુ જમવાનું સાજે જમ્યા. ત્યા સમય સાચવવાની કોઈ ગણતરી રાખી જ નહીં. સુન્દરમ્ સાથે સમયની કોઈ પાબન્દી ન હોય એવુ આ યજમાનેય જાણતા હોય. ખબર પડી એટલે કૌમુદીબહેન દવે વઢવાણ બોલાવી ગયા. ત્યા તેમની એક બહેનપણી – જે સુન્દરમ્ની ખાસ ભક્ત, તેના પાસે લઈ ગયા. આ બહેને એવી એક ટેક રાખેલી કે તેને ત્યા પુત્રજન્મ થશે તો સુન્દરમ્ના દર્શન કરાવશે અને નામાભિધાન કરાવશે.

થોડાક, દિવસની આ પ્રસૂતા બહેનપણી પાસે તેઓ અમને લઈ ગયા. ખૂબ આનદથી તેના બાળકને રમાડ્યો અને નામ પણ પાડી આપ્યુ. આ તો કવિ સુન્દરમ્,

**હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની**

કશાય છોછ વગર ચાહવાનો આવો પણ એક ઉમળકો એમની આખોમા છલકાતો હતો સ્નેહ અને સુન્દરતા જાણે એમની આખોનો નયનરસ! સુન્દરમ્ આવી ઘણી રીતે સૌમા વહેચાઈ ગયા હતા. એમને મળવુ સહેલુ હતુ પણ પામવુ અઘરુ હતું. એમની નિકટમા આપણે સમાઈ ગયા છીએ પણ એમને ઓળખી શક્યા નથી, પણ સુન્દરમ્ જેને ઓળખી જાય છે એની તો વાત જ નોંખી – અનોખી બની જાય છે

પ્રસિદ્ધ સાહિત્યકાર પન્નાલાલ પટેલની આ ઘટના તેમના જીવનની છે વરસો પહેલા તેમને ટી.બી. થયો હતો. સુન્દરમે તેમને પોંડિચેરી બોલવ્યા. ભોગમાથી રોગમા અને રોગમાથી યોગમા પન્નાલાલ પટેલ ઊતરી ગયા. કવિની અગત દેખરેખ અને શ્રી માતાજીની કૃપા પામી પોંડિચેરીમા રહ્યા સાજા થઈ ગુજરાત આવી ગયા. આ પન્નાલાલની શરૂઆતની કેટલીક વાર્તાઓ સુન્દરમ્ના સ્પર્શથી અધિક સુદર થઈ હતી.

આવી બીજી ઘટના પણ એક લેખકની છે તે અરસામાં વિશ્વામિત્ર' નામે એક વાર્તાકાર સુન્દરમ્ સાથે સપર્ક રાખતા. ઊગતા નવલકથાકાર હારિજના મોરારભાઈ ઠક્કર, અનાજ દળવાની ઘટી ચલાવે, તેમની એક નવલકથા સુન્દરમ્ને ગમી ગઈ, હારિજ વિમોચન માટે કવિને બોલાવ્યા. મોરારભાઈએ અહોભાવપૂર્વક સુન્દરમ્નુ આતિથ્ય કર્યુ. સબધ વધતો ગયો. શ્રી માતાજીના આશીર્વાદ મળ્યા. પછી તેમણે લખવાનું ઓછુ કરી રૂ કપાસના ધધામા ઝુકાવ્યું થોડા સમયમાં હારિજ વિસ્તારના કોટન ઉદ્યોગપતિ બની ગયા. ઘટીની જગ્યાએ જીનિંગ ફેક્ટરી ધમધમવા લાગી. નસીબની કેવી બલિહારી! સુન્દરમ્ આવ્યા ત્યારે અમદાવાદ મળવા ગયા. મોરારભાઈ ગળગળા સાદે કહે – સુન્દરમ્જી, આ સુખશોભા તમારાં પગલાને આભારી છે! સુન્દરમે જેમનામાં રસ લીધો છે એ બધા ધન્ય થઈ ગયા છે

શ્રી માતાજીનો સીધો ફોર્સ સુન્દરમ્ની આખોમા આવી જતો, ત્યારે તેમનો ચહેરો બદલાઈ જતો. ઊંઝપુરી નગરની

મિટિંગોમાં વિવાદ થતો ત્યારે સુન્દરમ્‌ની આંખોમાંથી ડિવાઈન ફૉર્સની ધારા નીકળતી જોઈ છે. વિવાદ શમી જાય ત્યારે ઘડીકમાં તેમના ચહેરા પર શાંત આભા સહજતાથી પથરાઈ જતી હતી. આવો એક પ્રસંગ રાજકોટમાં ડૉ.વસંત મહેતાના ત્યાં બનેલો. અમે ઉપર જમતાં હતાં અને એક બેન સુન્દરમ્‌ને મળવા આવ્યાં. ડૉક્ટરનાં એ પેશન્ટ હતાં. મળવા આવેલાં બહેનને સુન્દરમ્ આગ્રહપૂર્વક ઉપર બોલાવ્યાં અને સૌની સાથે જમવા બેસાડ્યાં. ડૉક્ટર નામરજીથી બોલ્યા – સુન્દરમ્‌જી, હમણાં મેડિકલ ઈમરજન્સી ઊભી થશે. તેને અલ્સર છે. આપણા જેવું એ ન ખાય તો સારું.

ના, ના, બધું પીરસો. સુન્દરમે કહ્યું.

પેલાં બહેન, દિગ્મૂઢ થઈ ગયાં. સુન્દરમે તેમના માથે હાથ મૂક્યો... જમો બહેન, જે છે તે બધું.

ડૉક્ટર ગભરાઈ ગયા. હમણાં કંઈક થશે. તેઓ ઊભા રહ્યા. બહેન જમી રહ્યાં. કશું થયું નહીં. હરખાતા વાતાવરણમાં સુન્દરમ્ બોલ્યા – એક મહાશક્તિ એની દેખરેખ કરે છે, એને કશું નહીં થાય!

એ અરસામાં રાજકોટમાં ભૂપેન્દ્ર ત્રિવેદી, શ્રી અરવિન્દ અને શ્રી માને સમર્પિત થઈ કેન્દ્ર ચલાવે. તેમણે સુન્દરમ્‌નું આગમન કરાવ્યું. કેન્દ્રમાં શ્રી માતાજીની સૂક્ષ્મ હાજરી અનુભવાઈ; કેન્દ્ર આજે વિસ્તાર પામ્યું છે. સુન્દરમ્‌ના સ્પર્શથી 'સહજ સત્સંગ' સામયિક તરીકે લોકપ્રિય બન્યું છે.

પોરબંદરમાં માજી ધારાસભ્ય સદ્‌ગત અમૃતભાઈ ઠકરારના ત્યાં અમે ગયા. ઘરનાં બધાં, બાળકો સહિત સુન્દરમ્‌ને પ્રણામ કરી ગયાં. બે-ત્રણ બાળકોનાં નામ પાડી આપ્યાં. નવી આવેલી પુત્રવધૂઓએ આશીર્વાદ લીધા. અમૃતભાઈ સુન્દરમ્‌ના આશીર્વાદ મેળવી વિધાનસભાની ચૂંટણી જીતેલા તેની યાદ કુટુંબીજનોએ કરાવી. તેમના એક સંબંધી ચત્રભુજભાઈ સુન્દરમ્‌ને તેમની દુકાને લઈ ગયા. ગાદી ઉપર બેસાડ્યા. ધૂપ-દીપ કરાવ્યાં... કહે – ધંધો ચાલતો નથી. ખોટ જાય છે. ખૂબ આસ્થાપૂર્વક એમણે સુન્દરમ્‌ની આંખોમાં જોયું. સુન્દરમ્‌નું સ્મિત વરસ્યું. થોડાં વરસોમાં ખબર પડેલી કે તેમણે ધંધામાં વિકાસ કર્યો છે. બીજી દુકાન પણ શરૂ કરી છે.

પોરબંદરમાં અમે હતા અને ગુરુકુળની એક શાળામાં સુન્દરમ્‌ને બોલાવી ગયા. કાર્યક્રમ મેદાનમાં હતો. વિદ્યાર્થીઓ બેઠેલા. વરસાદ શરૂ થયો. શિક્ષકભાઈએ સુન્દરમ્ ઉપર છત્રી ધરી.

ના, આ બધાને છત્રીઓ ઓઢાડો પછી મને ધરો, કહીને છત્રી ખસેડી નખાવી.... 'થોડીક રાહ જુઓ'... આકાશ સામે તેમણે જોયું, આંખો બંધ કરી. થોડી વારે નવાઈ વચ્ચે વરસાદ બંધ થઈ ગયો. સૌ હરખાયાં.

આવી વાતો કે વિગતોમાં પરચો કે ચમત્કાર જેવી અતિશયોક્તિ ન સમજીએ પણ આ યોગમાર્ગમાં શ્રી માતાજીના સાન્નિધ્યમાં કૃપાકાંક્ષીઓને અનુભૂતિઓ થાય છે જે શ્રદ્ધાબળ ટકાવી રાખે છે.

અંબાજીમાં અમે કવિ સુન્દરમ્ મહોત્સવ ઉજવ્યો. (૧૯૮૪) ત્યારે 'યોગચક્ર' નામે સુન્દરમ્‌ના ગદ્યપદ્યનું એક પુસ્તક મેં સંપાદિત કર્યું. એનું વિમોચન કરવા કવિ ઉમાશંકર જોશી આવેલા. રમણલાલ જોશી અધ્યક્ષ હતા. પુસ્તકની નકલ મહેસાણાના પ્રેસથી આવેલી નહીં. સભા ગોઠવાઈ ગયેલી. ઊંચી ડોકે રાહ જોવાય. મેં થોડાંક કાવ્યોના કાગળો ગોઠવી રંગીન રેપરમાં મૂકી પુસ્તક જેવું ગોઠવ્યું. કાર્યક્રમ અટકે નહીં એ હેતુથી, પણ સુન્દરમે ખૂબ સ્વસ્થતાથી ધીરજ રાખવા કહ્યું, ને કાર્યક્રમ શરૂ કરાવ્યો. બરાબર ઉમાશંકર ઊભા થયા ને એક માણસ મંચ ઉપર પાછળથી આવી છાપેલી થોડી નકલો મૂકી ગયો. બીજી જ ક્ષણે એ 'યોગચક્ર'નું લોકાર્પણ ઉમાશંકરે કર્યું. મારા માટે એ ધન્ય ક્ષણ હતી !

સુન્દરમ્ માત્ર અધ્યાત્મમાર્ગી જ નહોતા પણ સમાજધર્મી પણ હતા. એમની રીતે એ વ્યવહારુ હતા. સ્નેહી-જનોને ત્યાં લગ્નપ્રસંગોએ જાય પણ ખરા અને ન જવાય તો શ્રીમાતાજીનું આશિષ પૅકેટ મોકલી આપે. એ યથાસમયે મળે જ, સારામાઠા પ્રસંગોએ પણ તેઓ વિવેક ચૂક્યા નથી. માત્ર સમયની સાથે રહેવામાં તેઓ પાછળ દેખાય પણ સમયને તેઓ દોરતા. સભાસમારંભોમાં ક્યારેક ખૂબ મોડા પહોંચ્યાના પ્રસંગો બનેલા છે. પણ એમનું મોડું આગમન સૌને રુચિકર લાગેલું છે.

નડિયાદ શ્રી અરવિન્દ કેન્દ્રમાં દર્શન દિવસના ઉત્સવમાં તેઓ પ્રોગ્રામ પતી ગયા પછી પહોંચ્યા. સૌ વેરાતાં હતાં અને અમે ગયા. આયોજક ગોરધનકાકા કહે – શું સુન્દરમ્, તમેય હવે આવ્યા ? અમે કેટલી રાહ જોઈ! કહેતાં ખાલી મંચ ઉપર લઈ ગયા. વેરાઈ જતા સાધકજનો સુન્દરમ્‌ને આવ્યા જાણી પાછા આવી બેસી ગયા. સુન્દરમ્ સાથે સૌએ થોડીક મીઠી ક્ષણો માણી. આનંદ આનંદ વ્યાપી ગયો. આમ સમયને તેઓ ચલાવતા. પ્રસંગનું મહત્ત્વ કે કામનું આયોજન તેમનામાં ચોક્કસ હતું. આપણે એ સમજવામાં પાછળ હતા.

આ જ દિવસે અમદાવાદ દૂરદર્શનવાળા સવારમા માતૃભવન આવી રૂબરૂ કવિ સુન્દરમ્‌ને મળી ગયા હતા. બપોરે ઉમાશકર જોશી અને કવિ સ્નેહરશ્મિ સાથે ગાધીયુગની કવિત્રિપુટીનો પરિસવાદ ગોઠવેલો, પણ બપોર સુધી તો અમે નડિયાદમા હતા.

સહજતા કવિ સુન્દરમ્‌નો મોટો ગુણ હતો. હરપળે તેમનામાથી એ જાણે નીતરતી. જે મળે, જેવુ મળે તેમા એકરસ થઈ જવુ. મારે ત્યા કડીમા આવ્યા તો ઘર પાસેના મહાદેવના મદિરમા પહોંચી ગયા. દર્શન કરવા એ હેતુ નહીં હોય પણ જોવુ, અવલોકવુ, પૂછપરછ કરીને જીવત રસ લેવો. પૂજારીએ પાટલો પાથરી આપ્યો તો બેસી ગયા. આ બાજુ ગાડીવાળો રાહ જુએ.

ધારી (સૌરાષ્ટ્ર)મા કિશોર જોશીના ત્યાં ગયા. તો તેની બહેનના રમતા બાળકો જોડે છુકછુક ગાડી કરવા બેસી ગયા. અને તેમને મળવા આવનારાઓની લાઇન લાગેલી. આટલી અને આવી સહજતા ક્યાય જોઈ છે? પોંડિચેરીથી ગુજરાત જ્યારે જ્યારે આવતા ત્યારે ટ્રેનમા ઉપયોગ સારુ એક લોટો રાખતા. લોટો જૂનો થઈ ગયેલો, ગોબાવાળો અને બેડોળ લાગે પણ એણે સુન્દરમ્‌ની ખૂબ સેવા કરેલી. એક સહપ્રવાસીએ કહ્યુ  હવે આને બદલો  જૂનો થઈ ગયો છે  સુન્દરમે કહ્યુ  હા, બદલવો પડશે!

વળતા પ્રવાસ વખતે એ લોટો સુન્દરમ્‌ના હાથે બારીમાથી છટકીને નીચે પડી ગયો. સુન્દરમ્ કહે  લોટાએ જાતે જ વિદાય લીધી! એક જડ વસ્તુએ પણ સુન્દરમ્‌ના સહવાસે ચેતના પ્રાપ્ત કરી હોવી જોઈએ!

ચાલશે, ફાવશે ભાવશે અને ગમશે એવી સરળતા અને ધીરજ સુન્દરમ્‌મા હતાં. તેમણે લખ્યુ છે

**નથી મને હજી કોઈ ઉતાવળ એવી,**
**ભલે હો, છેલ્લી મુજ પતરાળી.**

શિબિરોમા એમની પતરાળી લગભગ છેલ્લી જ રહે. બધાને જમાડીને જમે. કોઈ વાનગીનો છોછ નહીં. બાળક જમે એટલુ જમે પણ ખાસ્સી વાર થાય. ખૂબ ચાવે  તેમની સાથે જમવા બેસવુ એ પણ એક લહાવો હતો. જ્યા જે સગવડ મળી હોય તેને અનુકૂળ થઈ જવું એમને મન આસાન હતું. રોજની બાબતોમા તેઓ સ્વસ્થતાપૂર્વક વર્તતા હતા. આપણે ઉતાવળ કરીએ પણ એમણે એમની 'ચાલ  બગાડી નથી. સભામડપમા તેમની રાહ જોવાતી હોય, શિબિરજનો સુન્દરમ્‌ના આગમનની પ્રતીક્ષા કરતા પ્રેમથી બેઠા હોય, એમની રાહ જોવી ગમતી. ત્યારે સુન્દરમ્ સેન્ટનો સ્પર્શ લગાવી નીકળવાની તૈયારી કરતા હોય. ઇસ્ત્રીવાળો ગજવારૂમાલ માગતા હોય, ચપલ જોડી પસદ કરી બ્રશ કરાવે  આ સુન્દરમ્ જ છે ને! સ્થળને સુરૂપ કરનારા  લાઇફ ડિવાઇન  જીવનમા.

■

---

૧૯૩૦થી સુન્દરમ્ ને ઉમાશંકર મિત્રો બન્યા અને ૧૯૩૪ સુધીના વર્ષોમા જીવનના અનંતવિધ અનુભવોમાં સહભાગી રહ્યા  આજે પણ સ્થળકાળના અતર છતા આ મૈત્રી એટલી જ ગહનગભીર છે  આ બે કવિઓની મૈત્રી વિરલ છે સ્વયમ્ એક જીવતા કાવ્ય જેવી છે પ્રત્યેકના જીવનનો ધન્ય અનુભવ છે  ઇંગ્લેન્ડમા વર્ડ્ઝવર્થ કોલરિજની કે જર્મનીમા ગટે-શીલરની કે આપણે ત્યાં કાન્ત-બલવન્તરાયની મૈત્રીનુ સહેજે સ્મરણ કરાવી જાય છે  ઉમાશકરે  ત્રિઉર (૧૯૩૩ ગગોત્રી) કાવ્યમા ને  અભિજ્ઞા  (૧૯૬૭) કાવ્યસગ્રહના અર્પણમા એનો કૃતજ્ઞતાપૂર્વક આનદ વ્યક્ત કર્યો છે  તો સુન્દરમે એટલી જ કૃતજ્ઞતાપૂર્વક  તપોગિરિની આનંદયાત્રા  (પ્રમુખ-વ્યાખ્યાન  સાહિત્ય વિભાગ, ૨૦મુ સંમેલન, ગુજરાતી સાહિત્ય પરિષદ  અમદાવાદ  ૧૯૫૯)માં એનો આનદ વ્યક્ત કર્યો છે   કોઈ એક સુભાગી ઘડીએ એ (ઉમાશંકર) મારા મિત્ર બનીને મને શોધતા શોધતા આવી ગયા અને પછી અમે પરસ્પરનો વિકાસ જોઈને રાચતા જ ગયા અને અન્યોન્યને પુષ્ટિ આપતા જ રહ્યા. એમની જે જે કૃતિ રચાતી જાય, જે જે કળા ખીલતી જાય તે જોઈને મને તો આનદ જ થાય  કેટલાક લોકો અમારી તુલના કરવાનો કે અમને આગળ પાછળ કે ઉપરનીચે મૂકવાનો પ્રયત્ન કરે છે ત્યારે મને માત્ર મદ સ્મિત જ આવે છે  આ અંગેની મારી એક લાગણી મેં કોઈને ખાસ કહી નથી પણ એ અત્યારે કહેવી જોઈએ   કહી શકાય કે આમા મને તો એમ લાગે છે કે અમે જાણે એક યુગ્મ છીએ. અને એમની જે કંઈ સિદ્ધિ છે તે જાણે કે મારી જ સિદ્ધિ છે અને મારી તે એમની છે  આવી એક ગૂઢ આત્મીયતાથી અમે અનેક સ્થળે સાથે ફર્યા છીએ, સાથે કાવ્યગાન કર્યા છે અને બધા માનપાન અને ચન્દ્રકો અને પારિતોષિકો પણ સાથેસાથે ભેગા કર્યાં છે

(માર્ચ ૨૨ ૧૯૬૮)

નિરંજન ભગત

મહાકવિ ન્હાનાલાલ સ્મારક-ટ્રસ્ટના ઉપક્રમે ગુજરાત યુનિવર્સિટીના તત્કાલીન કુલપતિ શ્રી ઉમાશકર જોશીની અધ્યક્ષતામા સુન્દરમ્‌ની ૬૦મી જન્મતિથિ કવિજયતી ગૂડી પડવો  વિ. સ. ૨૦૨૪ને શુક્રવાર તા. ૨૯મી માર્ચ ૧૯૬૮ની સાજે યોજાયેલ પ્રસંગે.

# સુન્દરમ્

રમણલાલ જોશી

સુન્દરમ્‌નો છેલ્લાં કેટલાંય વરસથી મને ઠીકઠીક નિકટનો પરિચય છે. હું એમને અનેકવાર મળ્યો છું, અનેક પરિસ્થિતિમાં અને મિજાજમાં મેં તેમને જોયા છે, તેમની સાથે પ્રવાસો કર્યા છે, પૉંડિચેરીમાં તેમનો દૈનંદિન જીવનક્રમ પ્રત્યક્ષ જોયો છે, વાર્તાલાપો અને પત્રોમાં કેટલું બધું પ્રેરકદ્યોતક તેમના તરફથી સતત મળતું રહ્યું છે; અને છતાં, (કદાચ એ જ કારણે !) આજે તેમના વિશે લખતાં હું એક પ્રકારની મધુર મૂંઝવણ અનુભવી રહ્યો છું.

મારા વતન વડનગરમાં એ વખતે ચાર ધોરણની જ શાળા હતી. અભ્યાસ માટે હું પીલવાઈ ગયો. ત્યાંની સ્કૂલમાં એક પછી એક ધોરણો ખૂલતાં ગયાં અને શેઠ જી. સી. હાઈસ્કૂલમાંથી મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષા મેં પસાર કરી. હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન અમારા ગુજરાતીના શિક્ષકે સાહિત્યની એવી તો લગની લગાડેલી કે અમે થોડાક મિત્રોએ ગામના સાર્વજનિક પુસ્તકાલયની બધી જ ચોપડીઓ વાંચી નાખવાનો સંકલ્પ કરેલો. પાઠ્યપુસ્તકોમાં સુન્દરમ્‌નાં કાવ્યોનો પરિચય થયેલો પણ તેમનો કાવ્યસંગ્રહ હાથમાં નહિ આવેલો. મેટ્રિકના વર્ગમાં મેં એન. એમ. ત્રિપાઠીની કંપનીમાંથી ત્રણ પુસ્તકો મંગાવ્યાં : 'વસુધા', 'નિશીથ' અને 'ગુજરાત એન્ડ ઈટ્સ લિટરેચર'. 'વસુધા'નાં કાવ્યો અત્યંત રસપૂર્વક વાંચ્યાં. એના કવિ સાથે એક સૂક્ષ્મ આંતર સંબંધ બંધાઈ ગયો. આ કવિના એક સ્વજન બનવાનું સદ્‌ભાગ્ય મને સાંપડશે એવી તો કલ્પના પણ ક્યાંથી હોય !

મેટ્રિકની પરીક્ષા પસાર કરીને હું વડોદરા કોલેજમાં આગળના અભ્યાસ માટે ગયો. (વડોદરા રાજ્યનાં પ્રજાજનો માટે અમદાવાદ કરતાં વડોદરા નજીક હતું !) આ ૧૯૪૬ની સાલ. એવામાં સાંભળ્યું કે સુન્દરમ્ તો યોગસાધના માટે અમદાવાદ છોડીને પૉંડિચેરી ગયા ! હવે તો તેમને મળવાની રહીસહી આશા પણ જતી રહી ! સાહિત્ય રસિક મિત્રો અને અધ્યાપકો તેમના આ પૉંડિચેરી નિવાસ અંગે આકરી ટીકા કરતા : સુન્દરમ્ જીવનના મોરચા પરથી પલાયન કરી ગયા, જવાબદારીઓમાંથી છટકી ગયા, હવે તેમના હાથે સાહિત્યની સેવા નહિ થાય, ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી વગેરે વાતો થતી. એમના આ ખોફ પાછળ તેમની સાહિત્ય પ્રત્યેની મુગ્ધ પ્રીતિ હતી. પણ મને એમ લાગેલું કે માણસ સત્ય શોધવા માટે કોઈ પણ વસ્તુને છોડી દે એ તો ઊલટું સત્કારવા યોગ્ય લેખાય. જીવન એ એક મોટી વિભૂતિ છે. અને એની સાર્થકતા શોધવા માટે માણસ નીકળી પડે એથી રૂડું બીજું શું હોઈ શકે ? જીવનની સાધના ગમે ત્યાં થઈ શકે છે, પ્રવૃત્તિની વચ્ચે પણ થઈ શકે છે, બલકે પ્રવૃત્તિની વચ્ચે થાય એ જ અધ્યાત્મસાધના એમ દલીલ ખાતર કહેવાય પણ એમાં ખરડાવાનું મોટું જોખમ છે અને પેલાની તુલનામાં ધ્યેયસિદ્ધિની એકાગ્રતા પણ કાંઈક ઓછી સંભવે એ એક ગેરલાભ મોટો છે - આવી આવી દલીલો હું કરતો. કાવ્યસંગ્રહ 'વસુધા' તો મારી પાસે હતો જ. એનાં કાવ્યો મેં ફરી વાંચ્યાં. સુન્દરમ્ ગમે ત્યારે આ પગલું ભરી બેસે એવા છે એવી આગાહી તો તેમણે પોતે સંગ્રહના આરંભનાં ભક્તિવિષયક કાવ્યોમાં કરેલી જ છે ! બસ, મનમાં બધું બરોબર બેસી ગયું અને મેં તેમને પૉંડિચેરી પત્ર લખી તેમના આ પગલાને વધાવ્યું. તેમણે એ વખતે 'દક્ષિણા'માં મારું નામ આપ્યા વગર નિર્દેશ કર્યો કે પોતે ગુજરાત છોડી યોગસાધના અર્થે પૉંડિચેરી વસવા ગયા ત્યારે તેમને અભિનંદન આપતો એક જ પત્ર ગુજરાતમાંથી મળ્યો હતો ! પણ પછી તો આ અંગે અમારી વચ્ચે સારો એવો પત્રવ્યવહાર થયો. તેમનો તા. ૨૫-૧૨-૪૮નો એક પત્ર, આ સંદર્ભમાં કેટલીક સૂચક વિગતો આપે છે. તેમણે આ પત્રમાં મને લખ્યું :

'મારું અહીં આવવું, એ સમજવું માત્ર જૂની પેઢીના લોકોને જ મુશ્કેલ લાગે છે. તેઓ માત્ર નફા અને ખોટની રીતે જ જોઈ શકે છે. સત્યને નિરપેક્ષપણે જોવાની શક્તિ તેમનામાં નથી. બાકી અહીં આવ્યા પછી ગુજરાતને માટે હું જેટલું કરી શક્યો છું, તેટલું ત્યાં રહીને નહોતો કરી શક્તો. ગુજરાતને માટે નિર્બંધ રીતે બધો વખત આપવાની સગવડ મને અહીં ગુજરાત બહાર મળી શકી છે. ત્યાં તો એ ગુજરાતને ચરણે હતો ત્યારે મારા રોટલા મેળવવા મારે ૮-૧૦ કલાક આપવા પડતા. આને ગુજરાત પોતાની શક્તિ ગણશે કે અશક્તિ ?... પરંતુ એમાં ગુજરાતનો દોષ નથી. એ આખા જીવનનો દોષ છે. દોષ કહેવા કરતાં કહો કે મર્યાદા છે. એ એટલે કે માનવજાતિ અત્યારે જે જીવે છે - જે રીતે તેને જીવવું પડે છે તે જીવન - એ આખું જીવન એક નીચલી ભૂમિકા પરનું જીવન છે. તત્ત્વજ્ઞાન જેને અપરા પ્રકૃતિનું - lower natureનું જીવન કહે છે તે છે. એ વાત આપણા જીવન વીરો, જીવન ઉપાસકો, જીવન આચાર્યોના ખ્યાલમાં નથી. એ જીવનમાં પોતે બંધાયેલા છે અને બીજા પણ

એમાં જ બદ્ધ રહે, એમાંથી ચાલ્યા જનાર જીવનનો ત્યાગ કરે છે, દ્રોહ કરે છે, એમ કહીને જ તેઓ પોતાની સ્થિતિ વિષે સંતોષ મેળવી શકે એમ ન હોય તો તેમણે જીવનનાં ગોઠવેલાં ચોકઠાં ગબડી જાય, બેચેની અનુભવવી પડે, નવી ગોઠવણ માટે તૈયાર થવું પડે એટલે પોતાનો નહિ પણ બીજાનો દોષ જોવામાં જ સલામતી છે જો કે આ બધું સભાન સંવેદન નથી હોતું લોકોની લાગણી સાચી હોય છે પણ સ્થિતિ આ છે એ અપરા પ્રકૃતિના અવિદ્યાના જીવનમાંથી આગળનો માર્ગ શો ? એનો જવાબ છે શ્રી અરવિન્દ, તેમનો યોગ, ભાગવત ચેતનાની પ્રાપ્તિ, એ ચેતનાના કેન્દ્રની આસપાસ જીવનની રચના એવી રચનામાં જ વ્યક્તિના વિકાસની સર્વોત્તમ શક્યતાઓ ખીલવાની. એવી શક્યતાઓ ઊભી કરવાની શક્તિ સામાન્ય જીવનમાં - અત્યારની તમામ પ્રકારની જીવનવ્યવસ્થામાં નથી એ આખું જીવન - અવિદ્યાની પ્રકૃતિનાં અંધ બળોની નાગચૂડમાં આવેલું છે એ અંધકારમાંથી આગળ જવાનો માર્ગ શ્રી અરવિન્દે રચ્યો છે આ પૃથ્વી ઉપર જ રહીને - પૃથ્વીની અંદર જ, પણ એ અંધકારવનને કાપીને તેઓ આ પ્રકાશ અને મુક્તિથી ભરેલા જીવનની પીઠ રચી રહ્યા છે મને અહીં આકર્ષનાર અને રોકી રાખનાર પહેલી વસ્તુ તે આ છે ત્યાંના જીવને જે શક્યતાઓ કદી ઊભી કરી આપી નથી તે શક્યતાઓ અહીં મળી છે આ ત્યાના અને અહીના જીવનનો બજારભાવ એમાં એ જીવને પોતાને જે રીતે ગૌરવ-અગૌરવ લેવું હોય તે રીતે લે. અને આ લખું છું તે તો અહીં જે વાસ્તવિક મૂર્ત તત્ત્વ છે તેની કિનાર માત્ર છે જે પરમ તત્ત્વોના વિકાસમાં અહીં ગતિ થાય છે તે તો બધાં દર્શનો અને પ્રવૃત્તિઓનો ગંજ ભેગો કરો તોય તે આ મેરુગિરિ આગળ સવા વાલ જેટલું ઊતરે તેમ છે પણ હવે બસ આ તો બધો *superlatives* - તર-તમનો પ્રદેશ આવે છે '

આગળ ઉપર એક વાર વાતચીતમાં તેમણે કહેલું કે સત્યાગ્રહની લડતમાં તેમણે સક્રિય ભાગ લીધેલો અને કારાવાસ સેવેલો એકવાર જેલનિવાસ દરમ્યાન તેમણે આત્મખોજ આરંભી . જીવનમાં સાચો આનંદ, સાચી શાંતિ શી રીતે મળે ? જીવનની ચરિતાર્થતા શામાં ? શ્રી અરવિન્દના સાહિત્યનો અમુક અભ્યાસ તો તેમણે કરેલો. તેમણે આ મંથન શ્રી અરવિન્દ આગળ મૂક્યું. તરત જવાબ મળ્યો કે ભગવાનનો મોરચો એ જ આધ્યાત્મિક મોરચો છે અને માણસે પોતાની બધી શક્તિથી ત્યાં ઝૂઝવાનું છે સ્વસ્તિક સોસાયટીમાં પોતે મકાન બાંધ્યું અને રહેવા આવ્યા તે જ રાત્રે તેમને વિચાર આવ્યો કે થોડી કીર્તિ, થોડી પ્રસિદ્ધિ, મકાન, બાહ્ય દુન્યવી સુખસગવડ - શું આટલામાં જ જીવનની ઈતિશ્રી છે ? સુન્દરમ્‌માં યોદ્ધાની શક્તિ અને મિજાજ છે તો સાથે સાથે પ્રપત્તિ - સમર્પણ - ભાવ પણ છે આ બંનેનો સુમેળ થયેલો છે 'કાવ્યમંગલા'મા તે ધ્રુવપદ શોધે છે ' ધ્રુવપદ ક્યહીં ?' પણ 'યાત્રા'માં તેમને ધ્રુવપદ લાધે છે . 'આ ધ્રુવપદ ' 'ઘણુંક ઘણું ભાંગવું ઘણ ઉઠાવ મારી ભુજા' એમ ગાનાર કવિએ પોતાની જાતનો કેટલો હિસાબ કર્યો હશે એ જોવા જેવું છે કવિ પોતાને 'જિંદગીના અવિજેય શત્રુ' તરીકે ઓળખાવે છે 'યાત્રા'નાં 'જાગ અગની', 'અહો ગગનચારિ !' 'કત્લની રાત', 'ચલ' જેવાં કાવ્યોમાં એ આંતરકથા કલાત્મક રીતે આલેખાયેલી છે

સુન્દરમ્ ભલે ૧૯૪૫થી શ્રી અરવિન્દ આશ્રમમાં સ્થાયી નિવાસ માટે ગયા હોય, પણ આ આંતરખોજની પ્રક્રિયા તો ઘણી વહેલેરી શરૂ થઈ ગયેલી જોઈ શકાય છે ૧૯૩૫ના નવેમ્બર અને ડિસેમ્બરમાં તેમણે દક્ષિણનો પ્રવાસ કરેલો તે એ વખતે સ્વાભાવિક ક્રમમાં પૉંડિચેરી પણ ગયેલા એ પ્રવાસનું અત્યંત હૃદયંગમ વર્ણન તેમણે 'દક્ષિણાયન'માં આપ્યું છે 'પૉંડિચેરી'ના ૧૭મા પ્રકરણને અંતે પોતાના સંવેદનને વ્યક્ત કરતાં તેમણે લખ્યું છે

પૉંડિચેરીમાં બે દિવસ ગાળી રાતની ગાડીમાં અમે નીકળ્યા. શહેરની શાંત શેરીઓમાં મારી રિક્ષાને ખેંચતો બટકો રિક્ષાવાળો શરીર આગળ ઝુકાવી, ધીમા પદરવથી ધપી રહ્યો હતો. રબરનાં પૈડાંની રિક્ષા એક મીઠા સરસરાટથી ચાલતી હતી. કોઈ મૂંગું સંવેદન અંતર કોરી રહ્યું હતું જીવનના સૌ રસો કરતાં કોઈ મહારસ અહીં રેલાઈ રહ્યો છે તેનું ભાન મને બેચેન કરી મૂકતું હતું. એ મહારસના અસ્તિત્વની ખાતરી અહીંના સાધકોને જોઈને થઈ શ્રી અરવિન્દનાં પ્રત્યક્ષ દર્શન કદાચ વધારે ગૂઢ અસર પણ ઉપજાવી શકતાં હશે. પણ શ્રી અરવિન્દનું કાર્ય જીવનના સૌ રસોને છોડીને જ સમજી શકાય ? સંકલ્પ કર્યો 'જે ઘડીએ જીવનના સૌ રસો સુકાઈ જશે અને ત્યા કશું કર્તવ્ય નહિ દેખાય તે જ ઘડીએ અહીં દોડ્યો આવીશ. હમણાં તો ચાલો આ સ્ટેશને, પેલા સ્ટેશને, અને વળી પેલા '

એ 'મહારસ'ની ગંગોત્રીમાં પહોંચતાં પૂરો એક દસકો ગયો પણ એ સમય ભારે મંથનનો, ખોજનો અને જિજ્ઞાસાનો હતો. એનો કાંઈક અણસાર શ્રી અંબુભાઈ પુરાણીના સુન્દરમ્ ઉપરના પત્રોમાંથી મળે છે (જુઓ, 'પત્રસંચય', પૃ ૨૧૩-૨૧૪) પણ મુદ્દો એ છે કે સુન્દરમ્ શ્રી અરવિન્દ અને તેમના યોગ પ્રત્યે અભિમુખ બન્યા એ એક પૂર્ણ સજ્ઞાન પ્રક્રિયા છે તેમણે કોઈ મુગ્ધ ભાવુક ભક્તજનની રીતે આમાં ગતિ કરેલી નથી શ્રી કૃષ્ણે કહ્યું જ છે ને કે ज्ञानी त्वात्मैव मे मतम् ।

પણ સુન્દરમ્‌ને મળવાનો પ્રસંગ હજુ સુધી આવ્યો ન હતો. તેમને પહેલવહેલો હું વડોદરામાં મળ્યો નિશ્ચયાત્મક સ્પષ્ટ અવાજ, માધુર્ય અને પ્રસન્નતા વેરતી પ્રેમાળ આંખો અને સહજ હૃદયાનુસંધાનની કળાની મારા ચિત્ત પર ઊંડી છાપ

પડી. ગુજરાતી ભાષાના એક સત્ત્વશીલ સાહિત્યકારને અને યોગાભિમુખ સાધકને મળવા જતાં હું કેટલો બધો ક્ષોભ અને સંકોચ અનુભવતો હતો ! પણ તેમણે તો થોડી ક્ષણોમાં જ મને પરમ સ્વસ્થતા, શાંતિ અને આનંદમાં મૂકી દીધો. જાણે બે કલાક પહેલાં જ હું તેમને મળ્યો હોઉં અને અમારી વાતચીત જાણે આગળ ચાલતી હોય એવું મને લાગ્યું. મને હમેશાં લાગ્યું છે કે સુન્દરમ્ પોતાના વ્યક્તિત્વ કે સિદ્ધિઓનો બોજ બીજા પર પડવા દેતા નથી. તેમની સાથેનું મિલન નિર્ભેળપણે બે વ્યક્તિઓનું મિલન બની રહે છે, અને ક્યાંક પણ, ક્યારેય પણ એના જેવી પવિત્ર વસ્તુ બીજી એકેય નથી. સુન્દરમ્‌ની પ્રતિભા અનાક્રમક પ્રતિભા છે. એનું કારણ તેમની બાલસહજ નિર્દોષતા અને નિર્મળતા છે. તે વંદન ઝીલનાર કરતાં હાથ મેળવનાર - હસ્તધૂનન - shake handsના માણસ છે. અને આ કરવું મુશ્કેલ છે. અહમ્‌ની કેટકેટલી ગ્રંથિઓ ભેદાઈ હોય ત્યારે એ શક્ય બને. સામી વ્યક્તિ સાથે આત્મૌપમ્ય સધાયું હોય એનો એ સંકેત છે. પ્રભાવ પાડવાનો પ્રયત્ન કરનારનો પ્રભાવ પડતો નથી, એ તો આંતરસમૃદ્ધિમાંથી આપોઆપ પ્રતિફલે છે. સુન્દરમ્ નાના-મોટા, સાહિત્યકાર-બિનસાહિત્યકાર, ધનિક-ગરીબ સૌને સમાનભાવે મળે છે અને એ સૌમાં ભગવાનની નિરવધિ લીલાનું દર્શન કરે છે. સૌને એ પોતાના મિત્ર ભાસે છે. સુન્દરમ્, આ રીતે, મૈત્રીના માણસ છે. એટલે કે કવિ છે. કવિ સ્ટીફન સ્પેન્ડરે એમ કહ્યાનું સ્મરણ છે કે કવિનું કાર્ય એક સંતના કાર્ય જેવું છે. પોતાની અતાગ સહાનુભૂતિના આશ્લેષમાં તે સૌને દૃઢ રીતે બાંધી લે છે. જે માનવપ્રેમી નથી તે કદાપિ કવિ હોઈ શકતો નથી. જો સાચી સહાનુભૂતિ અને સૌહાર્દ - સૌખ્ય ન હોય તો કવિ કવિતા કેવી રીતે કરે ? કવિનું કાર્ય અને સંતનું કાર્ય તત્ત્વતઃ સમાન ભૂમિકાનું છે. સુન્દરમ્‌માં કવિ અને ઊર્ધ્વસ્થિત અધ્યાત્મયાત્રી એકબીજામાં ભળી ગયા છે. દિવ્યતાના અવતરણની અભીપ્સાઅને માનવતાપ્રેમી અભિગમ - આ બંને ચીજો પૃથક ન રહેતાં એકત્વનો અંક રચે છે. અને એથી જ શું કવિઓ, શું વાર્તાકારો, નવલકથાકારો, શિક્ષકો કે વેપારીઓ, નોકરિયાતો કે સ્વતંત્ર વ્યવસાયવાળા અનેક વર્ગના અને સ્તરના, વિવિધ બૌદ્ધિક ભૂમિકાના માણસોને તેમણે એક સૂત્રે સાંકળી લીધા છે. સૌના ઉપર તેમનો એકસરખો પ્રેમભાવ અને સૌનો એમના પ્રત્યે મૈત્રીજન્ય આદરભાવ. આપણા જમાનામાં ગાંધીજી અને શ્રી અરવિન્દે કેટલા બધા પત્રો લખ્યા છે એનો અંદાજ કાઢવો પણ મુશ્કેલ બને. નાના પાયા પર સુન્દરમ્ પણ અનેક વ્યક્તિઓને રોજેરોજ અસંખ્ય પત્રો લખે છે અને એ સૌને પ્રેરણા, પ્રકાશ, બળ અને આશ્વાસન આપે છે. એ રીતે તે જાણે કે જંગમ વિદ્યાપીઠનું કાર્ય બજાવે છે. ગુજરાત અને ગુજરાત બહારની અનેક વ્યક્તિઓના જીવનમાં તે કેવો જીવંત રસ લે છે એના આંકડા તો કદાચ તે પોતે જ આપી શકે. સુન્દરમ્ જાહેર સમારંભો અને મિલનોમાં પ્રસન્નતા વેરતા ઘૂમતા હોય એ દૃશ્ય સાચે જ પ્રેક્ષણીય છે. એમના સાન્નિધ્યમાં સહજ રીતે ઉત્સવનું વાતાવરણ રચાઈ જાય છે.

હૃદયની ઉષ્માનો અનુભવ તો તેમના પરિચયમાં આવનાર તરત પામે. કવિ સી. ડે લુઈસએ 'The Poet's Task'માં અત્યારના જગતની બે છાવણીઓ - ખ્રિસ્તી સંપ્રદાય અને સામ્યવાદ - નો ઉલ્લેખ કરી કહ્યું છે કે એમાં ન માનનારે શું કરવું ? પોતે જ જવાબ આપે છે કે, 'To incline our hearts towards what is lovable and admirable in mankind.' કવિ ડબલ્યુ. એચ. ઑડેન એક કાવ્યમાં કહે છે કે : ચાલો આપણે એક બીજાને ચાહીએ અથવા નાશ પામીએ. સુન્દરમે તો ગાયું જ છે કે :

**હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની**
**ને જે અસુન્દર રહી તેહ સર્વને**
**મૂકું કરી સુન્દર ચાહી ચાહી.**

સુન્દરમ્ જેમનું નામ (હવે એ ઉપનામ રહ્યું નથી !) તેમને કશું અસુન્દર કેમ ખપે ? આ સૌહાર્દભાવ-મૈત્રીભાવ હવે મનુષ્યસૃષ્ટિ પૂરતો મર્યાદિત રહ્યો નથી, એમાં તો હવે સમગ્ર પ્રકૃતિ સમાવિષ્ટ થઈ જાય છે.

સુન્દરમ્ એટલે મૈત્રીનું કાવ્ય. મારો વિવેચનસંગ્રહ 'પરિમાણ' તેમને અર્પણ કરવાનો મને વિચાર આવ્યો. પણ એમાં લખવું શું ? સહજભાવે પંક્તિ હૃદયમાંથી પ્રસવી : 'અંતરે વિલસે કાવ્ય જેના સૌહાર્દ સ્નેહનું.' સૌહાર્દ-સ્નેહ એ જ તેમના સંબંધની સૂચક સંપ્રાપ્તિ છે. અને એ એવડું મોટું બળ છે જે હમેશાં પ્રેરતું રહે છે. સ્નેહ આપવાની તેમની કલા પણ અનોખી છે. આપણા પોતાના ઘરમાં તે જાણે કે યજમાન હોય એ રીતે સ્વાભાવિક સ્નેહભાવથી વર્તે ! તેમની સાથે પ્રવાસ કરનારાઓની નાનીમોટી જરૂરિયાતોની તે સંભાળ રાખે, અલકમલકની વાતો ચાલતી હોય પણ એને તે અધ્યાત્મના કેન્દ્રમાં તરત મૂકી આપે. પોતે શ્રી અરવિન્દ અને શ્રી માતાજીમાં પૂરેપૂરા સમર્પિત હોવા છતાં દરેક પોતાની રુચિ અને વિચારસરણી પ્રમાણે ગતિ કરે એ જ તેમને ગમે. વિચારસ્વાતંત્ર્ય કે લોકશાહી રીતિનીતિના કશા અભિનિવેશ વગર સુન્દરમ્‌નું કામ ચાલતું હોય છે, અને સારી રીતે ચાલતું હોય છે.

પણ એનો અર્થ એવો નથી કે તેમને પોતાના વિચારોનો આગ્રહ નથી કે સામી વ્યક્તિને કહેવા યોગ્ય કહેવાનું તે ટાળે છે. એવા કાચી ભૂમિકા પરના સંબંધોની તેમને કશી કિંમતે

નથી. એક વાર તેમણે મને લખેલુ કે 'ચાહીને ઓળખાણ કરેલા હોય છે તે પણ નરદમ ભૂલાઈ જાય છે એટલે પરિચયો પણ યથાકાળે આપમેળે થાય, વધે કે ઘટે, જેમ થાય તેમ થવા દેવુ ઈષ્ટ છે ' 'યાત્રા' વિશેનો મારો લેખ સસ્કૃતિ'ના ઓગસ્ટ ૧૯૫૩ના અંકમા પ્રગટ થયો એ લેખ વિશે તેમણે મને લખેલુ

'૧ કાવ્યમા શ્રી અરવિન્દનુ તત્ત્વજ્ઞાન 'જોવા મળે છે' એવા સ્થાનો, ૨ નૂતન વિચારસરણીના રગને લીધે અરુચિકર બનેલા શૃગારકાવ્યો. આમા દષ્ટિબિંદુ ઉદાહરણ સાથે રજૂ કરી શકાય તો વિશેષ લાભ થાય. કેમ કે એ નવા વિષયો છે તત્ત્વજ્ઞાન કવિતામા આવીને કેમ કાવ્ય નથી બનતુ તે મહત્ત્વનો વિષય છે પોતાની કાવ્યદષ્ટિને સજાગ રાખીને કવિ બને તેટલુ કામ કરે છે 'યાત્રા'માં હુ જેને નિષ્ફળ કે અકાવ્ય કૃતિ ગણુ તેને મેં સ્થાન નથી આપ્યુ એટલે હજી કેવી ભૂલો મારી કે પછી બીજાની થાય છે તે જાણવુ સૌને લાભકારક નીવડે ઊર્ધ્વસ્થિત કવિ શુ disqualify થઈ જાય છે આ 'મહારસ' (શૃગારરસ) માટે ? કે એ રસ પોતે disqualify થાય છે ? આના પણ દષ્ટાતો ચર્ચવા જેવા '

બીજા એક પત્રમા પણ તેમણે આ મુદ્દા અગે લખેલુ કે 'યોગીના કવિચિત્તમાંથી અનુભવ લેવાની શક્તિ શુ જતી રહી છે ? બલ્કે યોગીનું ચિત્ત જ પ્રત્યેક તત્ત્વનો સાચો અનુભવ લઈ શકે છે અને મને શ્રી અરવિન્દે 'Love and Death', 'સાવિત્રી' આદિમા નિરૂપેલા પ્રણયના ચિત્રો જોવા માટે સૂચન કરેલુ. મારા જેવા નવાસવા લખનારની એક સમાલોચના પ્રત્યે તેમનું વલણ કેવુ છે તે આમાથી જોવા મળે છે પ્રસ્તુત અવલોકનના આ મુદ્દાઓ વિશે તેમણે મારી ઝડતી લઈ નાખી પણ અમે બનેએ એકબીજાને મચક ન આપી અને છતા તેમના પ્રેમભાવમા મેં સહેજ પણ ઓછપ ન જોઈ તેમની બૌદ્ધિક પ્રામાણિકતા, વિચારની મક્કમતા અને સ્વભાવગત વિનમ્રતાનો અનેક પ્રસગોએ મને અનુભવ થયેલો છે

સુન્દરમ્નુ ચિત્ત હમેશા બૃહત્મા રમમાણ રહે છે તેમની સમક્ષ ક્ષુદ્ર સામાન્ય કક્ષાની વાતચીત કરવાની કોઈ ભાગ્યે જ હામ ભીડે તેમને આગ્રહો છે પણ પૂર્વગ્રહો નથી. એક વાર એક સાહિત્યકાર મિત્ર ને હુ તેમની સાથે ફરવા જતા હતા. વાતવાતમા તેમણે કોઈક વાત છેડવાનો પ્રયત્ન કર્યો. સુન્દરમે અત્યત સ્વસ્થતાથી છતા મક્કમપણે કહ્યુ 'હવે તમે જો સહેજ પણ આગળ ચલાવશો તો હુ એ વસ્તુને જ ડામી દઈશ.' અને બીજી જ પળે તે ખડખડાટ હસી પડ્યા ! ઉગ્રતા પણ ક્યારેક તેમનામા દેખાય, પણ એનું લક્ષ્ય કશુંક વિરૂપ, અણઘડ કે જડ તત્ત્વ હોય છે સમગ્ર સદર્ભમાંથી વ્યક્તિને ચાળી નાખીને સિદ્ધાતને તે પકડી લે છે અને સિદ્ધાતને શ્રી અરવિન્દના જીવનદર્શનના પ્રકાશમા ગોઠવી આપે છે

વ્યવસ્થિતતા અને ચોકસાઈ સુન્દરમ્મા જોવા મળે છે તેવી અને તેટલા પ્રમાણમા ઓછા લેખકોમા જોવા મળતી હશે. તેમના ઘરની એકએક ચીજ યથાસ્થિત જોશો, સમય અને શક્તિનો ઓછામા ઓછો વ્યય થાય એ રીતે દષ્ટિપૂર્વક તે દરેક વસ્તુ ગોઠવે છે નાની અમથી કાગળની કાપલીનો બગાડ પણ તેમના હાથે ન થાય. દરેક વસ્તુનો ઉપયોગ તેમણે બરોબર વિચારી લીધો હોય. તેમના મકાનમા જ નાનકડુ 'દક્ષિણા' કાર્યાલય કેટલુ સુવ્યવસ્થિત ગોઠવાયેલુ છે ! એ કાર્યાલયમા કે પ્રેસમા કામ કરતા તેમને જોવા એ પણ એક લહાવો છે 'દક્ષિણા'ના મુદ્રણ પાછળ તેમની જાગ્રત દષ્ટિ રહેલી છે એમના પ્રૂફોમા ભૂલ શોધનારને નરદમ નિષ્ફળતા જ સાપડે છાપવા માટેની હસ્તપ્રતો તે એવી કાળજીપૂર્વક તૈયાર કરે ને કંપોઝીટરને માટે એવી વિગતવાર સૂચનાઓ ટાઈપ કેવા લેવા, ક્યો પેરેગ્રાફ ક્યા કઈ રીતે ગોઠવવો આપે કે એને બિલકુલ તકલીફ ન પડે હસ્તપ્રતમા છેકછાક હોય તો પણ ઓંડનુ ચોંડ વેતરાઈ ન જાય એ રીતે તેમણે એ કરી હોય. શુદ્ધિ માટેનો આગ્રહ પણ એવો જ પ્રવાસના ભારે રોકાણો વચ્ચે પણ તે નિત્યક્રમ બરોબર જાળવે. વ્યાયામ પણ નિયમિત કરે આશ્રમના પ્લેગ્રાઉન્ડ ઉપર ચડ્ડી પહેરીને કસરત કરતા તેમને અને અબુભાઈને જોયેલા એ દશ્ય ભૂલાય એવુ નથી !

સુન્દરમ્ના વ્યક્તિત્વને એક શબ્દમા વર્ણવવુ હોય તો હુ એને સૌષ્ઠવપૂર્ણ કહુ સુન્દરમ્ એટલે માધુર્ય અને સુદઢતાનો સુયોગ. તેમનું માનસ સ્વતત્ર, ચિંતનશીલ અને નિખાલસ છે હમણા ઓક્ટોબરમા મળ્યા ત્યારે આ લેખ માટે જરૂર પડ્યે તેમના પત્રોમાથી ઉતારાઓ આપવા અંગે મેં તેમની રજા માગી. સહેજ પણ અચકાયા વગર તેમણે કહ્યુ 'તમને ઠીક લાગે તેમ તમે એ યોજી શકો છો, મારે કશુ છુપાવવાનુ નથી.' કેવી પારદર્શકતા !

વિજયરાય વૈદ્યે કાન્ત માટે 'કવિ અને સત્યશોધક શબ્દો યોજેલા. મને લાગે છે કે એ કાન્ત ઉપરાંત સુન્દરમ્ને પણ બરોબર લાગુ પડે છે તેમનામા સત્યની શોધ અને કળાની ગભીર ઉપાસના એ બન્ને ચીજો આગળ પડતી છે સુન્દરમ્ આપણા સારસ્વતોની હારમાળામાં સ્વકીય સૌમ્ય પ્રકાશથી સોહે છે તેમની સારસ્વત પ્રતિભા સાત્ત્વિક છે, સાત્ત્વિક' તે યૌગિક અને રૂઢ બન્ને અર્થમાં. (૧૪-૦૫ ૧૯૭૮)

(શબ્દલોકના યાત્રીઓ ૧'માંથી)

■

(આસ્વાદ)

# અંગત અંજલિદીપની જ્યોતિશિખા

રાધેશ્યામ શર્મા

## Shake hands with Sundaram

Deep in the tumult of panting hooves
I heard the inviting chime of your voice.
Voice that was crowned with
supramental refulgence
of which I know nothing.
It wasn't a human language.
Was intuition pure
unfettered from mundane logic and
its muddy shores.
Are you that flame child
licking heaven's violet nectar
from the top of a golden tower ?
Probably you are...
You talked of the peacock and the
cuckoo
and the presence of a dog in Dhyan.
wasn't it a God in the form of a dog ?
My nightmares are now peopled
by Gods -
dog at every turn of
the path lie awake to greet the Gods
all my roads are filled with their barks.
Each split-second with its break
is an apparition loaded with timebombs.
Not a single crack is left
for the honeycomb of peace to nestle
with each of the tick of my watch
I am torn to death
by the hungry claws of leopards.
But I have seen chameleons.
Resting under your bronze eyelashes
least caring to change their colours.
you uttered my name twice
as if Alibaba said 'open sesame'.

## સુન્દરમ્ સાથે હસ્તધૂનન

હાંફતી ખરીઓના ગહન કોલાહલમાં
તમારી પુકારનો નિમંત્રણધ્વનિ સાંભળ્યો
ધ્વનિ જે
અતિમનસ્‌ની દીપ્તિથી મંડિત
અજાણ હું જેનાથી
માનુષી ભાષા નહોતી
હતી શુદ્ધ સ્ફૂરણા
દુન્યવી તર્ક અને પંકિલ તટોથી
નિર્બંધ
હિરણ્યમય શિખરેથી
સ્વર્ગીય જાંબલી અમૃત ચૂસતા
જ્વાલા - શિશુ છો તમો ?
કદાચ છો એમ જ...
મોર અને કોયલ - અને શ્વાનની
ધ્યાનમાં ઉપસ્થિતિની
વાત તમે કરેલી
ડોગના રૂપમાં ગોડ ત્યાં નહોતા કે ?
મારાં દુઃસ્વપ્નો હવે
દેવોથી ઘેરાયેલાં છે -
પંથના પ્રત્યેક વળાંકે શ્વાન
દેવોને આવકારવા જાગતો બેઠો છે
મારા સર્વ માર્ગ એના ભસવાથી
ભરાઈ ચૂક્યા છે.
પ્રત્યેક પળાર્ધનું પરોઢ
ટાઈમબૉમ્બસથી ખચિત એક પ્રેત
શાંતિના મધપૂડાને માળો બાંધવા
એક તિરાડ સરખી બચી નથી
મારી કાંડાઘડીની પ્રત્યેક ટીકટીકે
હું દીપડાના ભૂખ્યાભટ નહોરથી
રહેંસાઈને
મરતો રહું છું.
પણ મેં તો તમારા કાંસ્ય પક્ષ્મન હેઠળ
રંગ બદલવાને અનુત્સુક
કાચિંડાઓને વિશ્રામ કરતા દીઠા છે.
મારા નામનો બબ્બે વાર

by shaking my hand
you shook me
In the centre of your palm
there was fragrant peace of
a garden where one hears the
flowers talking
A hand shake with you
justified my inkling of a faith that
from that moment onwards
my fingers will not grow
their arsenic nails

Radheshyam Sharma
( Negatives of Eternity )

તમે કર્યો તો ઉચ્ચાર
અલીબાબા બોલ્યો જાણે 'ખુલ જા સિમસિમ
હસ્તધૂનન સાથે જ તમે
મને ધુણાવી દીધો
હથેળી મધ્યે તમારી
પુષ્પો જ્યા વાર્તાલાપ કરતા ઉદ્યાને
સુરભિસ્નિગ્ધ શાતિ હતી
તમારી સાથેનું હસ્તધૂનન મારી
આસ્થાના સકેતને સમર્થિત કરી ગયુ
આ ક્ષણ બાદ મારી
આગળીઓ વિષાક્ત નખોને
ઊગવા નહીં દે

રાધેશ્યામ શર્મા

સદ્ગત સુરેશ જોષી સાથેના પત્ર પૂરતા સ્નેહકલહમા મને એક વાર આ પ્રકારનુ લખ્યાનુ યાદ આવે છે તમારે જે માનવુ હોય તે માનો, મુક્ત છો તમે પણ હુ મુગ્ધ છુ હજુ મુગ્ધતા મારામા બચી છે કોલેજકાળના સહાધ્યાયી સન્મિત્ર લાભશકર ઠાકર એ જમાનામાં પણ ક્યારેક કહ્યા વિના જપી શકતા નહોતા મુગ્ધતા શબ્દ આવ્યો કે તરત કહેતા મૂઢતા ! કોઈકને મુગ્ધ થતો ભાળ્યો કે લા ઠા. ની લાઠી વગાડતી બગાડતી બોલી બેસતી મૂઢ

બ્રેર્તોલ્ત બેખ્તસાહેબ પરોક્ષે ગેલીલીઓ મા આમ બોલેલા છે

નાયકો (હીરોઝ)ની જરૂર પડે એ જમીન બદનસીબ. દુખી

પણ સોનુ કાચુ હોય ત્યારે ઘાટવિહોણુ નિરાકાર, મુગ્ધ, મૂઢ હોય. અનુભવને પરિભાષિત કરવા જેટલી ટાઢા કોઠાની સ્વસ્થતા ન હોય બધુ અધૂરુ સાથે જ મધુરુ તેમજ અધ્ધર પધ્ધર લાગતુ હોય ત્યારે મુગ્ધતાનો મરવો મળસ્કાપેઠ વ્યક્તિત્વની ભોંયમા ફૂટે છે !

એક જાતના લહેરી રઘવાટની પ્રફુલ્લિત ફલ્લાગો વચાળ આતરિક દેરીઓના બરડે દીવીઓ ઝગારા મારતી આરતી બની જાય ભલે પછી આપણી કુંઠાઓ અથવા તો આપણી આર્તિનાશની અત્યત અગત ક્રિયાવિધિઓ દીવીપેઠ રાણી થઈ જાય !

મદારીના મહુવરથી મુગ્ધ થઈ જઈ સર્પ ટોપલી/ દરબહાર આવી દૂધની છલુડીમા કદાચ જીભ ઝબોળે અને ટટ્ટાર મૂછો પલાળે તો સર્વ યશ મદારી મહુવરને નામે જ ના ચઢાવતા આત્મસમોહનને વશ વર્તવાની સર્પની અંતરતમ ક્ષમતાની નોંધ પણ લેવી ઘટે.

કોઈ વ્યક્તિનો જાદુ જ્યારે અપાકટ વયે તમને મુગ્ધ બનાવે તમે તેનો હીરો-નાયક રૂપે આદર કરો એ સમજી શકાય, પરતુ હેમિંગ્વે જરા જુદા કોણથી આવી ઘટનાને નીરખે છે

As you get older it is hard to have heroes
but it is sort of necessary

ક્યારેક પ્રિય નાયક પરત્વેની મુગ્ધ મનોદશા એક પ્રકારની આવશ્યકતા રણમા જળ જેટલી ઝબકી જાય છે

પાકા ઘડાને કાઠા વાળી આપી શકાય નહિ એટલા સખત, જડ અને તેથી હોય છે બરડ કેટલાક કુંભો લઘુક વયે જ જરાગ્રસ્ત દશાને પામ્યા હોય છે જેને શોભતું નામ અપાય છે પ્રૌઢિ

જ્યાં વિસ્મયનો એના વૈષમ્ય સાથે સત્કાર છે જ્યાં લવચીકતાને આવશ્યક અવકાશ છે ત્યા જ સ્નેહાર્દ્રભરી મુગ્ધ સ્થિતિનુ ઉદ્ઘાટન છે

મુગ્ધ હોવુ એટલે વિસ્મયના રોમાચ માટે કોષેકોષ વડે ખુલ્લા હોવુ મૂઢતા તો મૂઢતાનો સ્વીકાર કરીનેય અજ્ઞાતની આલમમા પરમ આસ્થા સાથે અવિલબ ઝપલાવવુ સદ્ય સ્પન્દિત થવુ.

પરપરાગત અર્થ અનુસાર આસ્થાળુ હોવુ એટલે અંધશ્રધ્ધાળુ અને વહેમી અને રૂઢિદાસ. ખરેખર તો આસ્થાને આશ્લેષમાં લેનારો તત્ક્ષણે સદેહના દેહથી જાતને અલગ કરી વિદેહ બનતો નથી. સશય સામે પણ એ મુગ્ધતાથી જોયા

કરવાનું' જોખમ ખેડી શકે છે. શંકાથી એસ્કેપ કરી જવા માટેની નાઠાબારી તે રાખતો નથી. પ્રાપ્ત સંદેહને ભોગવી વેંઢારવાની એની તત્પરતા જ એ કેટલી હદનો શ્રદ્ધાશીલ છે એ સમજાય. તીવ્ર ઈચ્છાને શ્રધ્ધા કોશકારે કહી છે, પણ મુગ્ધ શ્રદ્ધાવાન તો કોશને કન્સલ્ટ કર્યા વગર જ 'જે કાંઈ છે - (વ્હૅટ વીચ ઈઝ)' એનો સંપૂર્ણ સમગ્રતામાં સ્વીકાર કરી લે છે. આ મનઃ સ્થિતિ વ્યાખ્યા - પૂર્વેની (pre-defined) અવસ્થા છે. આત્મલક્ષી અનુભૂતિ છે.

ઉપરની કૃતિ ૧૯૭૩ આસપાસ રચાઈ ત્યારે સાધક સર્જક સુન્દરમ્‌ની મનભાવન છવિથી લખનાર છવાઈ, ઘવાઈ ગયેલો. પેલી તીવ્ર ઈચ્છાનો કલ્પનાત્મક સ્તરે પ્રક્ષેપ (imaginative projection) એટલે ઉપરની કૃતિ મૂળે રચના સીધી અંગ્રેજીમાં જ આવી જેનો અહીં આવડ્યો એવો કામચલાઉ અનુવાદ પ્રસ્તુત છે.*

વ્યક્તિ સુન્દરમ્‌ની નાયકપૂજાને સ્થાને અભિવ્યક્તિ સમગ્ર એક ઈમ્પ્રેશનિસ્ટ શબ્દઆકૃતિમાં ઢળેલી જોઈ શકાશે. વ્યક્તિ અવશ્ય નિમિત્ત ખરી. હસ્તધૂનન પણ સાચું (વિવેચક રમણલાલ જોશી કહે છે ને, સુન્દરમ્ હસ્તધૂનનના માણસ !) સાદર સંબોધને સાચું અને છતાં અત્યારે આટલા વર્ષે લાગે છે કે સુન્દરમ્ અહીં અશીકશી અવ્યાખ્યાયિત અતિમનસ્ શી લોકોત્તર દશાના પ્રતિનિધિકર્તા - પ્રતીક માત્ર છે. ઈહલોકથી ઈતર કોઈક ગળણીમાંથી કર્તા યા નાયકની વ્યથા : આસ્થા જેવી લાગણીઓ નિષ્યંદિત (ફિલ્ટર) થઈને પ્રકટી છે. પ્રસ્તુત કૃતિનો કર્તા સુન્દરમ્‌નાં બહુરૂપી આયામોથી અસ્તિત્વની કોઈ ક્ષણે પ્રતિસંવેદિત થયો છે એને પ્રતિરૂપો, સાદશ્યો કે કલ્પનોથી મૂર્ત કરે છે. આદર, અજ્ઞાન, સંશય, ભય, વિસ્મય, સંસર્ગ અને ખાતરીનું અહીં વિલક્ષણ 'કોલાજ' રચાયું છે.

મૃણ્મય માનવ સુન્દરમ્‌ની બિનલૌકિક મૂર્તિનો કર્તાએ પોતાના ભાવના-કલ્પના-સંપ્રત્યયને વ્યક્ત કરવા કેવો કલ્પનાપૂર્ણ ઉપ-યોગ લીધો, હસ્તધૂનન જેવી અંગત શારીરિક સંસર્ગની સ્થિતિને બિન-અંગત સંવિધામાં કઈ પેરે ફ્રેમિંગ કરી 'ઈસ્થેટિક ડિસ્ટન્સિંગ' સાધ્યું એની નિરીક્ષાનું અહીં વિનમ્ર નિમંત્રણ છે. પશુપંખી - પ્રાણીઓ તેમ જ બાહ્યાભ્યાંતર પ્રકૃતિનો પ્રતીકાત્મક, સૂચક સ્તરે વિનિયોગ; ઉપરાંત સંદેહના કંટક સાથે જ શ્રદ્ધા સુમનનો ડોકાતો સહજ સંચાર અંતે સ્ટેટમેન્ટની રીતિએ કેમ કરી પરિણતિને પામ્યો તે તપાસવું રસપ્રદ બને.

સુન્દરમ્ સદેહે નથી ત્યારે એમને અનુલક્ષીને આકારાયેલો આ કૃતિદેહ સદ્‌ગતની સર્જક પ્રતિભાને તેમજ સાધકપ્રભાને અંગત અંજલિદીપ તરીકે જોઉં છું.

■

*૧૯૭૩માં મારા અંગ્રેજી કાવ્યસંગ્રહ Negatives of Eternityમાં 'Shake hands with Sundaram' કૃતિ. અમદાવાદની એચ. કે. આર્ટ્સ કોલેજમાં થયેલા હસ્તધૂનનનો સંદર્ભ કૃતિમાં અનુસ્યૂત છે.

---

## સુન્દરમ્‌નો યોગમાર્ગ

સુન્દરમે યોગનો માર્ગ લીધો, જીવનમાં અધ્યાત્મને મુખ્યતા અર્પી,
અને જીવનનું આમૂલાગ્ર પરિવર્તન ઈષ્ટ ગણ્યું, ત્યાં જ એમને માટે
કવિતાએ પણ અધ્યાત્મમય થવું અનિવાર્ય બને છે.
સુન્દરમ્‌ના વ્યક્તિત્વને ઉત્તરોત્તર એમની સાધનાએ જે ઘાટ આપ્યો છે
તે આહ્‌લાદક છે. આંતરદ્રવ્યનું પરિવર્તન કરવાનો એમનો પુરુષાર્થ
નાનોસૂનો નથી. રીતસરની સાધના પહેલાંનું એમનું વ્યક્તિત્વ પણ ઘણું
રુચિર હતું. પણ અત્યારે માર્દવ, શાતા, આસપાસનાઓમાં શાતા
પમરાવવાની શક્તિ એ તત્ત્વો ઘણાં આગળ આવ્યાં છે.
એમની કવિતા - રચનાઓમાં પણ એવું (તત્ - સદૃશ) પરિવર્તન થયું
છે. જેવી વ્યક્તિત્વ અંગે તેવી કાવ્યરચના અંગે સમાંતર સિદ્ધિ છે.

**ઉમાશંકર જોશી**
('તપોવન'માંથી)

# વસુંધરાને
## (શ્રી સુન્દરમ્‌ને)

●

નલિન રાવળ

પ્રાચી મહીં શરદ વ્યોમનું શ્વેત અભ્ર
આછી વહી
પવનની લહરે જરીક
જેવું ઝૂક્યું નયન સંમુખ
દૂર
પેખું
અસ્તાચળે જઈ રહ્યું
કિલકારતા કિરણનું નમનીય પંખી
એ
પંખીના સ્વરસમા અગણીત તારા
તરી રહ્યા
નીલ નભે ઝળાંઝળાં
દિશા દિશા ઝંકૃત અબ્ધિ ડોલે,
સ્ત્રવી રહી
શીતળ ચન્દ્ર ચાંદની
ચૂમી રહી
વસુંધરાને ચૂમી રહી
વ્હાલપથી ફરી ફરી

(૨૧ ૨ ૨૦૦૮)

# ગાંધીયુગ : મહાન કવિઓના સંભવની પ્રેરક, અનુકૂળ આબોહવા

ઉશનસ્

આપણે ત્યાં જે રેનેસાં - નવ પ્રબોધયુગ બેઠો તેનાં કારણો તપાસીએ તો એમાં પશ્ચિમનો સમ્પર્ક એ એક મુખ્ય કારણ જણાય છે. આપણા પુરતી વાત કરીએ તો મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના અને એમાં ય ખાસ તો હ્યુમેનિટીઝ (માનવવિદ્યાઓ)નો અભ્યાસ અને પશ્ચિમી સંસ્કૃતિનો પ્રભાવ મુખ્ય કારણભૂત લાગે છે. આ પ્રભાવે જ પૂર્વના આપણા સુવર્ણયુગ તરફ દૃષ્ટિ ગઈ. મેકોલેએ ભલે આ યુનિવર્સિટી શિક્ષણ પધ્ધતિ દ્વારા ભારતીયોને પશ્ચિમ પ્રભાવિત કરી પોતાની નિજી સંસ્કૃતિ - ભારતીય સંસ્કૃતિને ઊતરતી કક્ષાની ઠરાવતું - ગણતું મન પેદા કરવાનું કર્યું પણ આ જ શિક્ષણ પામેલાઓએ જ રાષ્ટ્રીય ભારતીય કોન્ગ્રેસની ઈ.સ. ૧૮૮૫માં સ્થાપના કરી અને તેની લડત દ્વારા ઈ.સ. ૧૯૪૭માં ગાંધીજીની નેતાગીરી નીચે ભારત દેશ ગુલામીમુક્ત, સંપૂર્ણ આઝાદ થયો. મને કવિ શ્રી સુન્દરમ્‌ની પેલી પંક્તિ ટાંકવાનું મન થાય છે :

> 'જંજીરને જે ઘડતી હથોડી
> ઘડી દિયે છે તલવાર કો'ક દી...'

કોન્ગ્રેસની આઝાદીની અખિલ ચળવળ પાછળ જોઈ શકાય છે કે આ સ્વાતંત્ર્યની લડત કેવળ રાજકીય સ્વરૂપની રહી ન હતી. કોઈ એક જ પુસ્તકનું નામ આપવું હોય તો 'શ્રીમદ્ ભગવદ્ ગીતા'ની પ્રેરણા તેના પાયામાં ને પડખામાં રહી છે. લોકમાન્ય ટિળકથી માંડીને તે ગાંધીજી સુધી - ગાંધીયુગમાં તો જાણે આ 'ગીતા' સૌથી વધુ અભ્યાસનો વિષય બની. કિશોરલાલ મશરૂવાળા, વિનોબા ભાવે ને કાકાસાહેબ કાલેલકર સૌ ગીતાના ઊંડા અભ્યાસી છે. વિદેશિની એવાં કોન્ગ્રેસ નેતા એની બેસન્ટ પણ ભગવદ્ ગીતાથી દીક્ષિત છે !

આઝાદીની આખી લડત દરમિયાન છેક ગાંધીજી સુધી ચળવળના નેતાઓને મન ભારત કેવળ એક ભૂગોળનો ભૂભાગ નથી. બંકિમચંદ્રથી માંડીને છેક ગાંધીજી સુધી સૌને માટે ભારત એક ભાવનાત્મક 'ભારતમાતા' છે; એ એક જીવંત વ્યક્તિત્વ છે. પ્રત્યેક ભારતવાસીને મન ભારત એક દેવોને ય દુર્લભ એવો દેશ છે. તે સદાય રટતો આવ્યો છે : 'દુર્લભં ભારતે જન્મ'. ને તેમાં ય મનુષ્યયોનિમાં જન્મ પામવો તે તો પરમ સૌભાગ્યની વાત ગણાઈ છે. એટલું જ નહીં, પ્રત્યેક ભારતવાસીના મનમાં આ એક વાત ઘર કરી ગઈ છે કે ભારત માત્ર ભારતનો જ 'ભાગ્યવિધાતા' નથી, એ તો સર્વ કાલનો - આવતીકાલનો ય વિશ્વનો જગદ્‌ગુરુ છે. ઈશ્વરે જ એને આ કામ સોંપ્યું છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, શ્રી અરવિન્દ ઘોષ, શ્રી રવીન્દ્રનાથ ઠાકુર - બધા જ કંઈક આવું માને છે. અંગ્રેજી કવિ રડિયાર્ડ કિપ્લિંગે ભલે આવું એકાન્તિક વિધાન કર્યું કે -

> 'East is East and West is West
> And never a twain shall meet.'

પણ એને ભારતની મૂળ પ્રતિભાની ખબર ન હતી કે ભારત તો સ્વભાવથી જ સમન્વયવાદી મહાપ્રતિભા છે. એના સ્વભાવમાં જ સૌ સાથે મેળ કરવાની આગવી પ્રતિભા છે. 'કુછ બાત હૈ કિ હસ્તી મીટતી નહીં હમારી'માં આ વાત, આ પ્રતીતિ ઝિલાઈ છે. ભારતનો સમસ્ત ઈતિહાસ જ આવી ગવાહી આપે છે. અનેક વિદેશી આક્રમણો પછી ય એની આ સમન્વયક પ્રતિભા સુમેળ કરીને જ જંપે છે. એનું હૃદયંગમ સ્વપ્ન છે 'વિશ્વનીડ', 'વસુધૈવ કુટુમ્બકમ્'. જુઓને કવિએ કુટુમ્બને 'ક' પ્રત્યય લગાડીને જે વાત કરી છે તે વસુધા આખીને ય એક 'નાનું' કુટુમ્બ જ ગણે છે ! શ્રી અરવિન્દે ભારતના ભાગલા પડ્યા તેથી જાણે સ્વપ્નભંગ અનુભવ્યો હોય તેમ કહ્યું : ભારતને માથે એક વૈશ્વિક જવાબદારી છે. આ ભાગલા ચાલુ જ રહેશે તો એ પોતાની આ જવાબદારી પૂરી કરી નહીં શકે. ભારતની એકતા તો વિશ્વ માટે જરૂરી છે. ગાંધીજીએ પણ ભાગલાથી લગભગ આવું જ અનુભવ્યું હતું.

આપણા ભારતના નવ પ્રબોધકાળની પશ્ચિમ ભારતમાં પ્રગટેલી ગોવર્ધનરામની નવલકથા 'સરસ્વતીચંદ્ર' પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સંધિકાળની નવલકથા છે. આપણા વિવેચકોએ સરસ્વતીચંદ્રની નાયિકા 'ભારતીય સંસ્કૃતિ' છે એમ પણ તારવ્યું છે. આ મહાનવલમાં 'અર્જુનનો રથ' નામનું પ્રતીક સક્રિય કરવામાં આવ્યું છે. આ અર્જુનનો ભારતીય રથ, યૂરોપના દેશોની જે ખાસ લાક્ષણિકતા છે તેને ભારતમાં લાવવા નીકળે છે ! આમ નવપ્રબોધકાળમાં 'જૂનું હતું તેવું જ' ભારતવર્ષ સર્જવાની વાત નથી. પૂર્વ અને પશ્ચિમ એમ

સમન્વિત સવર્ધન જ ભારતનુ ગોવર્ધનસ્વરૂપ છે ત્યારબાદ લગભગ એકસો વર્ષના ગાળા પછી ગાધીયુગમા 'દર્શક'ની નવલકથા 'ઝેર તો પીધા જાણી જાણી મા તો ગાધીવાદની 'દર્શક' જાણે કે પશ્ચિમને ભેટ આપે છે ! સો એક વર્ષમા તો જાણે પશ્ચિમનું લેવા સાથે આપવાનો વિનિમય પણ શરૂ થઈ ગયો છે ! અને ગાંધીવાદ એ ભારતીય સસ્કૃતિનુ જ બીજુ નામ છે એમણે સ્વતત્ર ભારતમા 'રામરાજ્ય'નું (ગ્રામરાજ્યનુ) સ્વપ્ન સેવ્યુ હતુ.

પ્રો. ઠાકોરે પ્રબોધકાળના જ ત્રણ તબક્કા ગણાવ્યા છે (૧) સુધારાયુગ (૨) પડિતયુગ ને (૩) ગાધીયુગ આપણે ચોથો ઉમેરીશુ તે અનુગાધીયુગ લગભગ ૧૯૫૬ સુધી અનુગાંધીયુગ એટલે અર્વાચીનયુગ ચાલ્યો છે અને તે પછી 'આધુનિકતા' Modernismનો યુગ બેઠો છે ને આ અદ્યતન એવા આધુનિક યુગમા જ બધુ મોહભગ જેવુ લાગ્યુ છે ને નિરીશ્વર એવી એબ્સર્ડવાદ સુધીની વાત વિસ્તરી છે અનુગાંધીયુગ સુધી ઈશ્વર ટકી રહ્યો છે, ભલે નિરજન ભગત 'એકડ એકો, ઈશ્વરને મારો છેકો' એવું કહે પણ સ ઈશ્વરયુગોમા જે શ્રધ્ધા ભાવનાનુ વિધાયક બળ હતુ તે હવે નથી. એ યુગમા 'માનવ ઈશ્વર થઈ શકે છે' એવી શક્યતાનુ ચલણ હતુ. શ્રી અરવિન્દે કહ્યુ જ છે કે 'One step more and I am God ' મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ થાય તેવુ સ્વપ્ન ગાધીજી સુધી હતુ હવે તે માનવી વેરવિખેર થઈ ગયો છે સકલતામાથી તે શકલિત થઈ ગયો છે ને એનું હવે જાણે કોઈ ભવિષ્ય નથી !

જોઈ શકાય છે કે જે ભારતીય સ્વપ્ન લઈને આપણા પ્રબોધકાળના પુરુષો આઝાદી માટે લડ્યા તે સ્વપ્ન જાણે ચૂરચૂર થઈ ગયુ છે ને એક નબળી કમજોર ફિલસૂફીએ સ્વતત્ર ભારતમા ઘર કર્યું છે ને જાણે તેણે પૂર્ણ પુરુષનો આદર્શ ફગાવી દીધો છે એ શ્રધ્ધા વગરનો કિંકર્તવ્યમૂઢ થઈને ક્ષુદ્રતા અનુભવતો પ્રવર્તે છે બધી જ સકર્મતા કાર્યશીલતા તે ખોઈ બેઠો છે

આ રીતે જોઈએ તો ક્રમિક પ્રથમ ત્રણ તબક્કા ઉત્તરોત્તર માનવવિકાસના ત્રણ તબક્કા છે પ્રથમ નર્મદ દલપત યુગમા, સુધારાયુગમા હજુ 'અરુણુ પરભાત' છે, હજી થોડુંક અધારુ છે પડિતયુગમા 'લક્ષ્મીનંદન' પછી સરસ્વતીચદ્ર જેવા વિદ્યાપુરુષનો આદર્શ છે તો ગાધીયુગમા ગુલામીની લડત જેવો મહાન કાર્યક્રમ છે ને તેના છેલ્લા તબક્કામા તેના નેતા મહાત્મા ગાધી છે જે આવતા વિશ્વને ઘડી શકે તેવો ભારતીય સસ્કૃતિના નિચોડ જેવો ક્રિયાત્મક અંશવાળો પુરુષ છે, કહો કે તે એક પુરુષોત્તમ છે જે પરમાત્માની ખૂબ નજીકનો આત્મા છે આ પુરુષોત્તમ મહાત્મા થવાનો આદર્શ કાર્યક્રમ હવે પડતો મૂકવામા આવ્યો છે આજના આધુનિકતાના આ જમાનામા !

બીજુ એ પણ તારવી શકાય છે કે જગદ્ગુરુ થવાનુ ભારતનુ સ્વપ્ન સેવનારા આપણા પૂર્વસૂરિઓ રામકૃષ્ણ વિવેકાનદથી તે ગાધીજી સુધી સૌનુ વિચારઘટક 'વિશ્વ' છે આ બધા જ આજના વિશ્વને બદલી નાખવા મથતા હતા. 'વિશ્વ' શબ્દ ગાધીયુગમાં જેટલો યોજાયો છે તેટલો બીજા કોઈ યુગમા કદાચ નહિ યોજાયો હોય ! ભારતને બદલવો તે તો એક નિમિત્ત જ હતુ તેમના મનમા અખિલ વિશ્વથી નાનુ કંઈ પણ દેખાતુ નથી ભારતને જ એવી રીતે ગોઠવવો કે તે વિશ્વની અખિલાઈને સકેતે. માણસે પોતાને જ એવો ગોઠવવો કે તેનામા વિશ્વનો નકશો અકાય સ્વરાજ્યમા આ દેશને આર્થિક, સામાજિક રીતે ગોઠવવાનો ગાધીજીનો ચૌદ મુદ્દાનો કાર્યક્રમ હતો. પણ એનો સાકેતિક અર્થ તો એટલો જ હતો કે પોતે પોતાનામા જ અદર-બહાર વિશ્વથી સુસકલિત સવાદીપણુ અનુભવે.

આ રીતે જોઈશુ તો જણાશે કે રેનેસાના ત્રણે તબક્કામા ગાધીયુગ જ શ્રેષ્ઠ હતો તેની પાસે આ સહસ્ત્રાબ્દીનો શ્રેષ્ઠ નેતા હાજરાહજૂર હતો. અને રાષ્ટ્રઘડતરનો - આત્મસાધનાનો, સ્થાપનાનો પણ, શ્રેષ્ઠ એવો કાર્યક્રમ પણ હતો ભારતની ગુલામીના અતભાગમા વિશ્વવિભૂતિ ગણાય એવી વ્યક્તિઓ એક સાથે, એક સામટી હોય તે કેવુ આશ્ચર્યજનક લાગે છે !? રવીન્દ્ર, અરવિન્દ ગાંધીજી રામકૃષ્ણ, વિવેકાનંદ જ્યારે પ્રબોધકાળમા એક સાથે સક્રિય હોય, સ્વપ્નદ્રષ્ટા હોય, ભારતની સ્વતંત્રતાનો આધ્યાત્મિક કક્ષાનો કાર્યક્રમ હોય ત્યારે મહાન ભાવનાવાદી કવિઓ ના પાકે તો જ નવાઈ આખા ભારતમા આમ હતું પણ ગુજરાતમા તો તે વિશેષભાવે હતું. ગાધીજી ગુજરાતના હતા ને ગુજરાતમાં હાજરાહજૂર હતા. આપણા ગુજરાતી સાહિત્યમા ૧૯૨૦થી ૧૯૪૮ સુધી તો ગાંધીજીના નામનો ગાંધીયુગ જ હતો જેવુ કદાચ બીજી ભાષામા ના પણ હોય. શ્રી સુન્દરમે આ ગાળાને 'સાફલ્યટાણું' કહ્યુ છે મહાન નેતા, મહાન આદર્શો, મહાન ભારતીય રીતિનો કાર્યક્રમ આમ ત્રણે વાના સાથે હોય તો જ ઉત્તમ કવિઓ પાકે એવી એ અનુકૂળ આબોહવા ગણાય. વસતઋતુ બેસે ને કોયલ ન ગાય એમ બને જ નહીં. આપણી ભાષામાં

સાક્ષરયુગમાં 'વસંતવિજય', 'વસંતોત્સવ' ને 'આરોહણ'માં આ પ્રબોધકાળનું પ્રફુલ્લન અને ઊર્ધ્વગામિતા પ્રગટ્યાં છે તો ગાંધીયુગના બે પ્રમુખ કવિઓ સુન્દરમ્ અને ઉમાશંકરમાં પણ 'હું માનવી માનવ થાઉં તો ઘણું' કે 'વ્યક્તિ મટીને બનું વિશ્વ માનવી, માથે ધરું ધૂળ વસુંધરાની' જેવી પંક્તિઓ પ્રગટી ઊઠી તે અમસ્તુ નથી, સકારણ છે.

સુન્દરમ્ અને ઉમાશંકર આ ગાળાના અખિલ ભારતીય મહાન કવિઓ છે. એ બન્ને પ્રબોધકાળના મહાન પ્રેરણાદાયક રવીન્દ્ર - અરવિન્દ ને ગાંધીજીના સાંસ્કૃતિક વારસ છે. આવાં પ્રેરકબળો હોય ને પ્રજાનું મુખ ગણાતા કવિઓ જ તેને બુલંદીથી ન ગાય તો ગુજરાતની માટીની જ કંઈક ઊણપ ગણાય; એની ધરતીના ધાવણમાં જ કંઈક ખામી ગણાય.

ઉમાશંકર ૧૯૩૧માં 'વિશ્વશાંતિ' સર્જે છે તો એ જ ગાળામાં સુન્દરમ્ 'કોયા ભગતની કડવી વાણી' સર્જે છે. બન્નેને એક સરખું નવા વિશ્વનું સ્વપ્ન છે. બન્ને વિશ્વને પલટી નાખવા માંગે છે. એ માત્ર કાવ્યો રચનાર કવિ નથી, નવા વિશ્વની ઝંખનાવાળા, નકશાવાળા સકર્મક દ્રષ્ટાઓ છે. એમની મહાન પ્રેરણામૂર્તિઓ રવીન્દ્ર - અરવિન્દ, વિવેકાનંદ અને ગાંધીજી જો નવા વિશ્વની અખિલાઈના વિધાયક ગુરુ અને સ્વપ્નસેવીઓ હતા તો એમના શિષ્યો માત્ર શબ્દ-અર્થની જ કવિતા કરે એવું કેમ બને ! સુન્દરમ્ - ઉમાશંકર, બન્ને એમના ગુરુઓની જેમ જ નવ વિશ્વના સર્જન માટે મથનાર કવિઓ છે અને એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. આમ જ બને એ સાવ સ્વાભાવિક લાગે છે. નવા જમાનામાં રવીન્દ્રનાથ મનને ખીલવી દેવાની વાત કહે છે, ગાંધી મનને દાબી દેવાની વાત કરે છે તો શ્રી અરવિન્દ નવા મનની, અતિમનસની વાત કરે છે. આ ત્રણે આદર્શોના અર્ક જેવી કવિતા સુન્દરમ્ - ઉમાશંકરમાં જોવા મળે છે. યાદ રહે કે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આ બન્નેને જોઈને જ ટહેલ નાંખી હતી કે અમને ગાંધીવિષયક મહાકાવ્ય આપો જ આપો.

ઉમાશંકર રવીન્દ્રની જેમ પૃથ્વી જેવી છે તેવી તેને ચાહવાની વાત કરે છે. સુન્દરમ્‌માં શ્રી અરવિન્દની જેમ આ વિશ્વને પલટી નાખવાની અધીરાઈ છે. બુદ્ધ - ઈસુ - ગાંધીને એકસાથે આ બન્ને પ્રબુદ્ધ કવિઓએ વણી લીધા છે. યુધ્ધનો પ્રાસ 'બુદ્ધ' શોધી કાઢવામાં આ બન્ને પ્રમુખ કવિઓનો ફાળો છે. આપણને મન એમનું મોટું ગૌરવ છે. અખિલ ભારતીય કવિતામાં આપણા ગાંધીયુગના આ બે ગુજરાતી કવિઓનું ઊંચું અર્પણ અને એવું જ સ્થાન-માન છે અને આપણને સૌને એનું ગૌરવભાન પણ છે.

■

વડોદરામાં શ્રી સુન્દરમ્ શતાબ્દી ઉજવાઈ (તા. ૫-૬ જાન્યુઆરી ૨૦૦૮) ત્યારે અધ્યક્ષ તરીકે બોલાયેલું વક્તવ્ય અહીં શબ્દસ્થ, થોડાક ફેરફારો સાથે કર્યું છે.



(ફોટો : વિધાત્રન)

# સુન્દરમ્ – 'ધ્રુવપદ'ના સાધક કવિ

ચંદ્રકાન્ત શેઠ

સુન્દરમ્ સાધક 'ધ્રુવપદ'ના – શુ જીવનમાં કે શુ કવનમા. એમને અભીપ્સા હતી ધ્રુવપદ' પ્રાપ્ત કરવાની. એ રીતે સુન્દરમ્ની જીવનસાધના તેમ જ કાવ્યસાધના એટલે અધ્રુવમાથી ધ્રુવ પ્રતિની તેમની આનદયાત્રા.

સુન્દરમે ૩૧ જાન્યુઆરી, ૧૯૩૩ના રોજ લખેલુ

"અરે મારી ભોળી શિશુક કવિતાને હજી નથી,
મળ્યું એનું સાચ્ચું ધ્રુવપદ, ભમે આજ અટૂલી,
સુગ્રંથ્યાં વિશ્વોમાં બસૂર સ્વરથી, કાવ્યઘડૂલી,
મહાસત્યાબ્ધિમાં સ્થિર તરણ અર્થે રહી મથી.

ઉકેલી વિશ્વોની ગહન લિપિ સામંજસવતી,
સુયોજ્યા સંસારે સ્થળ મનુજનું સત્ય નીરખી,
પ્રતિ પ્રાણીનાં જીવનજલ તણાં વ્હેણ પરખી,
મહાશ્રદ્ધા-શબ્દે કવીશ કવિતા ઓજસવતી."

(ધ્રુવપદ ક્યહી ?)

ઉપર્યુક્ત શિવસકલ્પ અનુસાર સુન્દરમ્ના કદમ અને કલમ સતત ચાલતા રહ્યા છે સુન્દરમ્ની બાબતમા જીવનનુ સત્ય અને કાવ્યનુ સત્ય પૃથક રહી શકે એવી ભૂમિકા કે પરિસ્થિતિ નહોતી જીવનની જે ધરતીમાથી કવિ પોતાના મૂળિયા દ્વારા રસકસ ગ્રહે છે એ જ એમની કવિતાના ફૂલ-ફળ પર્યન્ત પહોંચે છે ને પ્રસરે છે એ રીતે એમનો જીવનરસ જ ઉત્કાન્તિ પામતો કાવ્યરસમાં રૂપાંતર પામીને બ્રહ્માસ્વાદ સહોદર આસ્વાદ-આનદ આપી રહે છે

સુન્દરમ્ એમની એક દાયકાની અવિરત આત્મસાધના – જીવનસાધના – કાવ્યસાધના પછી, ઑગસ્ટ, ૧૯૪૩મા લખે છે

'અહો પંખી, આ છે ધ્રુવ, મનુજનું આ ધ્રુવપદ,
જગત્ - સંઘર્ષોની ચરમ અહીં સંવાદઘટના,
અધૂરા 'દર્શોની અહીં જ બનતી પૂર્ણ ફલના,
બધા અલ્પોનું હ્યાં પરિણમન ભૂમાયુત મુદ

પ્રભુત્વે આરોહી, પ્રભુ તણી લઈ સિદ્ધિ સકલ,
ધરાહૈયે પાછું અવતરિત થાવું, પ્રભુ તણી
અહીં આંકી દેવી બૃહત ઋત મુદ્રા રણઝણી
રહો એ ભવ્યાશે વિકસિત ઉરોનાં શતકુલ.'

(આ ધ્રુવપદ')

વસ્તુત ને તત્ત્વત સુન્દરમ્ની જીવનની તેમ જ કાવ્યની સાધના, ન્હાનાલાલના શબ્દમા કહીએ તો અનતવાહી છે એ સાધના શબ્દથી શબ્દાતીત પ્રતિની છે ('શબ્દોની મારી નિત બાંગ અશબ્દ અર્થે' – 'ચરણચિહ્ન') એમને આત્મચૈતન્યના ઊર્ધ્વારોહણ અને વ્યાપન દ્વારા સઘર્ષોના કોલાહલમાથી શાંતિમા પહોચવુ છે, ઇન્દ્રિયોના ઉધામા ને ઉધમાતને શાંત કરી દઈ અદરની નીરવતામા ઠરવુ છે શબ્દ જેનો ગુણ છે તે આકાશતત્ત્વને પ્રત્યક્ષ કરતા રહીને શબ્દના આતરબાહ્ય વિશ્વમા સતત રમમાણ રહેવુ છે શબ્દ સુન્દરમ્ માટે એક અર્થમા સાધન પણ છે તો અન્ય અર્થમા સાધ્ય પણ છે એ રીતે સુન્દરમ્નુ 'ધ્રુવપદ' શબ્દની સાધનરૂપ તથા સાધ્યરૂપ – બંનેય ભૂમિકાઓને આવરી લેતુ ઉભયપદી સ્વરૂપ ધરાવે છે

ઉમાશકર જો સવાદિતાના સાધક તરીકે પોતાને ઓળખાવે છે, તો સુન્દરમ્ પણ એવા જ સન્નિષ્ઠ સાધક છે ભુવનભુવનની ભવ્ય સંવાદ ગીતિ ના વ્યક્તિ મટીને વિશ્વમાનવી થતાયે માથે તો વસુધરાની ધૂળ ચડાવવાની ખેવના પ્રગટ કરનાર ઉમાશકરથી સુન્દરમ્ અલગ નથી. સુન્દરમ્ પણ 'વસુધરાનું સાચુ વસુ' થવાની ખેવના રાખનાર છે સુન્દરમ્ અને ઉમાશંકરની સારસ્વત સહોદર'તા અનેક રીતે પ્રતીત થઈ શકે એવી એમની સાધના છે બનેયને મન જીવન અને કાવ્ય સાધનાના ક્ષેત્ર છે, લોકોત્તર આનદ પામવાના ક્ષેત્ર પણ છે બનેયને યત્રતત્રની મર્યાદાની પાકી પ્રતીતિ છે અને તેથી મત્ર કવિતા તરફ – મત્રરૂપ કવિતા તરફ બંનેય દત્તચિત્ત છે સુન્દરમે 'હુ માનવી માનવ થાઉ તો ઘણુ' કહ્યુ ને ઉમાશકરે 'સ્વપ્નોને સળગવુ હોય તો' નામના કાવ્યમા 'મનુષ્ય ને – 'મનુષ્યનુ હોવું, મનુષ્યનું થવું' – એને મત્ર લેખ્યો. એક તબક્કે જે ભગવાન મનુષ્યનાં દુખદર્દ નિવારવામાં ઉપયોગી ન થાય એને 'કામ તારુ અહીં શુ છે ? એવો પ્રશ્ન કરી પડકારવાની મન સ્થિતિમા સુન્દરમ્માંનો કોયા ભગત હતો એ જ સુન્દરમ્ પછી એને સર્વસમર્પણ કરી 'મૈ તો ચુપચુપ ચાહ રહી' કહેવાની ભૂમિકામાં આવીને ઠરે છે સુન્દરમ્ મનુજન્મનુ જે પૂર્ણ રહસ્ય છે તે પૂર્ણતયા પામવા ચાહે છે સુન્દરમ્ કહે છે

''હવે ઊર્ધ્વે ચડવું, જ્યહીં આ ભેદફ્લકે,
નવા કોઈ ઐક્યે પરમ રસ કો ભવ્ય છલકે.''
('ઊર્મિ અને શિલા')

સુન્દરમ્‌ના ચિત્તમાં એક તબક્કે 'ફૂટપાથ ને તળાઈ'નો ભેદ વ્યગ્રતાકારક રહેલો. જેની પડોશમાં રહેલી માકોર ડોશીનું મરણ થાય એ રામજી માટે – તેમના પડોશીધર્મ બાબતેય તેમના ચિત્તમાં પ્રશ્નાર્થ હતો. વિસ્મયાર્થથી શરૂ થયેલી સુન્દરમ્‌ની મનોયાત્રા આમ પ્રશ્નાર્થોમાં થઈને છેવટે જીવન અને જગતની જ્યાં બધી જ ખળભળો શાન્ત થઈ જાય છે એ પૂર્ણવિરામ પ્રતિ, શાન્ત રસના પરમ સ્થાયી ભાવરૂપ મધુમય કમલ સમા ભગવતી ચિતિના શ્રીચરણોમાં – એમના પરમ પ્રસન્ન સાન્નિધ્યરૂપ શરણમાં વિ-રમે છે. એક તબક્કે રાષ્ટ્રધર્મના પરિપાલનમાં સુન્દરમ્‌નું 'સાફલ્યટાણું' હતું, ધર્માર્થના સ્ફુરણે પછી એમનું 'સાફલ્યટાણું' – સંસિદ્ધિનું ટાણું શ્રીઅરવિન્દ તેમ જ માતાજીની અતિમનસ્‌ની સાધનામાં હોવાનું પ્રતીત થાય છે. સુન્દરમ્‌ને ખરી કાવ્યસાધનાનો – જીવનસાધનાનો – કહો કે, અધ્યાત્મસાધનાનો મંત્ર નીચેના મુક્તકમાં લાધ્યો હોવાનું વરતાય છે :

'હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની,
ને જે અસુન્દર રહી તેહ સર્વને
મૂકું કરી સુન્દર ચાહી ચાહી.'
('હું ચાહું છું')

સૃષ્ટિની સુન્દર ચીજ ચાહવી એ તો બરાબર, જે અસુન્દર હોય એનેય ચાહવાના ઇલમથી સુન્દર કરવામાં જ કવિતાસાધકની – સાધક કવિની ખરી કસોટી અને ખૂબી છે, કવિ સુન્દરમ્‌નું સુન્દરમ્-પણું આવા યોગ-ઉપક્રમમાંથી જ પામી શકાય છે.

પોતાના 'અહંદર્પ'ને નાથવો, પોતાની વ્યક્તિતાને જીવન અને જગતના વ્યાપક સંદર્ભમાં ખુલ્લી કરવી, પોતાની સમગ્ર હસ્તીને, મનના માલિકની મોજ-મરજીના હવાલે કરવી અને એ રીતે એની બંસરી બની, એની જ ઇચ્છાને વશ વર્તવામાં જ પરમ આનંદની અનુભૂતિ કરવી અને એ રીતે એમાં જ જીવનકાર્ય ને કવનકાર્યની સાર્થકતા પ્રીછવી – આવા પદઉપક્રમે જ કવિ શ્રી સુન્દરમ્‌નો જીવનયોગ ને શબ્દયોગ ચાલ્યો હોવાનું સમજાય છે.

સુન્દરમ્‌ની કવિતામાં ગુજરાતી કવિતાનું એક રમણીય 'તપોવન' લહેરાતું જોવા-માણવા મળે છે. એ તપોવન જરામરણના ભયથી મુક્ત, વસુધાની સુધાથી આહ્‌લાદક છે. એમાં લોકલીલાનું દર્શન છે અને લોકોત્તર લીલાનું રસવર્ષણ પણ છે. એમાં ગાંધીજીથી શ્રીઅરવિન્દ સુધીનો મૃણ્મય – ચિન્મય સેતુ પણ છે. આપણે એમની કવિતાના આસ્વાદે આપણામાં સુન્દરમ્ - સત્ત્વનો સમુદય થાય એવું કંઈક કરીએ. આપણે તો સુન્દરમ્‌ના કાવ્યદરબારમાં માત્ર 'ગાવા-બજાવવાની' બક્ષિસ મળતી રહે તો બસ, ધન્ય ! ૧૫-૨-૨૦૦૮

■



# ધોધમાર પ્રવાહનું અવતરણ

યોગેશ જોષી

સુન્દરમ્‌ની વાર્તાઓ સાતમા દાયકામા વાચી હતી એમાની ઘણી ખરી ભૂલાઈ ગયેલી. કેટલીક વાર્તાઓમાથી કોઈ પાત્ર કે કોઈ પરિસ્થિતિ કે કોઈ ઘટના કે વિગત છૂટક છૂટક, અલપઝલપ યાદ હતા પણ કેટલીક વાર્તાઓ ભાવકચેતનામા એટલે ઊડે સુધી ઊતરેલી કે એ જરીકે ભુલાઈ નહોતી જેમ કે, માજા વેલાનુ મૃત્યુ', 'માને ખોળે', 'ખોલકી' ગુજરાતી સાહિત્ય પરિષદે સુન્દરમ્‌ની વાર્તાઓ વિશે વાત કરવાની તક આપી એટલે આ નિમિત્તે એમાથી ફરી પસાર થવાનુ થયુ.

સુન્દરમ્‌ની વાર્તાકલા જોઈએ તો સૌ પ્રથમ નજરે ચઢે છે એમના પાત્રો. ત્યારબાદ પરિસ્થિતિ અને પરિવેશના સૂક્ષ્મ અંકન થકી રચાતી જતી એમની વાર્તાસૃષ્ટિ, એમની વસ્તુલક્ષિતા ઝીણી ઝીણી વિગતો બારીક અવલોકનો, ઉપમા-અલકાર પ્રતીક ચિત્રાત્મક દશ્યાત્મક વર્ણનો, મનોવૈજ્ઞાનિક કોઠાસૂઝ, લોકબોલીનો સ્પર્શ આદિના સવિધાન થકી સહજ વહેતુ એમનુ વાર્તાનુ ગદ્ય આખીયે સૃષ્ટિના રચનાર બ્રહ્માનો જ કોઈ અંશ જાણે વાર્તાસર્જન દરમ્યાન સુન્દરમ્‌માં અવતરતો હોય અને પાત્રોનું તેમજ વાર્તાસૃષ્ટિનું સર્જન થતું હોય એવા જીવત પાત્રો અને ધબકતી વાર્તાસૃષ્ટિ એમની કેટલીક વાર્તાઓમાથી સાપડે છે એમના પાત્રો આદર્શો કે સિધ્ધાતો કે ગાધીવાદ કે માર્ક્સવાદ વગેરેનું ઘાસ ભરેલા કોથળા જેવા નથી કે નથી એમના પાત્રો કાવ્યાત્મક ગદ્ય ભરેલા પૂતળા જેવા. એમના પાત્રો હાડ-માસ તથા જીવન ધબકાર ભરેલા છે

સુન્દરમ્ કવિ છે એનો મોટો લાભ એમની વાર્તાઓને મળ્યો છે તેઓ કવિ છે માટે સુદર ચરિત્રચિત્રણ કરી શક્યા છે માનવમનના ઊડાણમાં ચાલતી સંકુલ પ્રક્રિયાને તેઓ શબ્દમાં ઉતારી-અવતારી શક્યા છે સુન્દરમ્ વાર્તાકાર હોવાનો લાભ એમની કવિતાઓનેય મળ્યો છે જેમ કે, '૧૩ ૭ની લોકલ'મા સૂક્ષ્મતાથી દર્શાવાયેલા જાત જાતનાં પાત્રો. અન્ય વાર્તાકાર જો કવિ હોય તો એમની કવિતા વાર્તાને હાનિ પહોંચાડે તેવુયે જોવા મળે. પણ સુન્દરમ્‌માં આવુ બનતુ નથી એનુ કારણ એમની પાસે વાર્તાનુ ગદ્ય હાથવગુ - શ્વાસવગુ છે

એમની કેટલીક વાર્તાઓમાથી પસાર થતા લાગે કે જાણે એમની આખોમા કોઈ સત્યજિત રે બેઠેલો છે પિક્ચરની ફ્રેમમા શુ બતાવવુ છે અને શુ નથી દર્શાવવુ એની એમને પાકી ખબર છે ફ્રેમમા દશ્ય કેવી રીતે ધીરે ધીરે ઉઘાડ પામે, ક્યારે લૉંગ શોટથી કામ લેવુ, ક્યારે ક્લોઝઅપથી, ક્યારે zoomનો ઉપયોગ કરવો, તો ક્યારે કેમેરાને પાત્રના મનની અદર ગોઠવી દેવો એની આ વાર્તાકારને જાણે સૂક્ષ્મ કોઠાસૂઝ છે જેમ કે પનીને એનો ધણી ઢોર માર મારે છે એ સુન્દરમે સીધુ નથી બતાવ્યુ કેમેરા પની કે એના ધણી પર નથી ગોઠવ્યો. ખાવા બેઠેલા અન્ય દંપતી પર કેમેરા ગોઠવ્યો છે -

"અમે ખાવા બેઠા હોય ને સમમમ થડ કરતો એક અવાજ કરા પાછળથી આવે ને મારા હાથમા કોળિયો થભી જાય આડી ભીંત હતી એટલે આખોને તો દેખાતુ ન હતુ મારા હોશકોશ ઊડી જતા કમળા દાળનો સબડકો ચસચસાવીને મોંમા ઠેલતી અને આથેલુ મરચુ કરડતા બોલતી, 'સીધે સીધા ખાઈ લો હવે.' "

(પની)

'પથેર પાચાલી'મા વરસાદનું તાંડવ દર્શાવવા માટે સત્યજિત રે એ કેમેરા ઓરડીની અદર રાખેલો અને સાઉન્ડટ્રેક પર તોફાની પવન વાવાઝોડું - વરસાદના અવાજો. સુન્દરમ્‌ને સાઉન્ડટ્રેકનીય પરખ છે જેમ કે -

અમારા માથા પરના તથા પડોશના ઓરડાના છાપરાં પરના પતરા પર વર્ષાનુ તડાતડ સગીત શરૂ થયુ.'

(પની)

'પગમાનાં નક્કર કલ્લા સહેજ ખણખણ્યા, નવાનકોર ઘેરદાર ચણિયાનો તથા કોરી ચૂદડીનો સડસડ અવાજ થવા લાગ્યો. ચૂદડીનો છેડો ઠીક કરવા તેણે હાથ ઊચો કર્યો. હાથ પરનાં બલૈયાં કાચની બગડી સાથે રણક્યા તેના કપડાંની અતલસ કડકડી.'

('માને ખોળે')

સુન્દરમ્‌ના કાન કવિના કાન છે તેઓ અવાજને, અજવાળાને તથા અંધારાનેય ઓળખે છે

મોટા ગજાના ફિલ્મ-દિગ્દર્શક જેમ locationનું ખૂબ ધ્યાન રાખે તેમ મોટા વાર્તાકાર પણ પરિવેશનો સૂક્ષ્મ ખ્યાલ રાખે ને પાત્ર, પરિસ્થિતિ તથા પરિવેશનો બરાબર કસ કાઢે

સામગ્રી તથા સ્વરૂપનું સંતુલન જાળવે.

'માને ખોળે' વાર્તાનું location જુઓ. એક લોંગ શોટ થકી વાર્તા ઉઘાડ પામે છે -

'નદીને કિનારે ઊંચી ભેખડો પર આવેલા એક ગામના છેવાડાના ફળિયામાંથી ત્રણ જણ નીકળ્યાં.'

'માને ખોળે'માં નદી ઓળંગતી વેળાના અદ્ભુત landscapes મળે છે ને સાથે સાથે સાસરે જતી શબૂની ભીતરનાં heartscapes પણ સાંપડે છે. શબૂની ભીતરનાં સંવેદનોને અસરકારક રીતે ઉજાગર કરવામાં નદી ઓળંગતી વેળાના Landscapes ઉપકારક નીવડે છે. જેમ કે -

'નદીમાં હતી ત્યાં લગી એને ધીર હતી કે પોતે પોતાના જ પિયરમાં છે, પિયરની શીળી છાંયમાં છે !'

(નદી કેવું જનેતાનું રૂપ પામી !)

'તેના ઊતરવાથી ઊડેલી ધૂળ કોતરના મથાળે પહોંચી. 'શબૂ ગઈ' એમ કહેતી હોય તેમ હવામાં ઊડી રહી.'

(આવનારા મરણનો કેવો સૂક્ષ્મ સંકેત આપ્યો !)

'તેની નજર વળી પાછી ફરી. જાણે તેને કોઈ પાછળથી ખેંચી ન રહ્યું હોય ! 'દીકરી, પાછી આવ.' 'બેટા, પાછી આવ.' એ પિયરનાં ઝાડવાં, નદીનાં કોતર, નદીની રેતી, અરે નદીનાં પાણી પણ આઘાં ને આઘાં થતાં જતાં હતાં...'

'ઊભા રહો કે... મારે પાણી પીવું છે.' તેણે બૂમ પાડી. સામી દિશાથી આવતો પવન તેની બૂમને પિયરની દિશામાં જ લઈ ગયો.'

(પરિવેશનો વાર્તામાં, કલામાં કેવો સૂક્ષ્મ વિનિયોગ !)

સુન્દરમ્‌ની વાર્તાઓમાં ક્લોઝ શોટ પણ ક્યારે અને કેવા આવે છે અને શું શું દર્શાવવા આવે છે તથા એમનું વાર્તાનું ગદ્ય શું તાકે - તાગે છે એનાં ઉદાહરણ જોઈએ :

'એમણે ઊંચે પવાલે પીધું ત્યારે એમના ગળાનો હૈડિયો ઊંદરડી પેઠે ઊંચો નીચો થતો હતો.'

('ખોલકી')

'ચંચળબહેન આવ્યાં જાણી માળામાંથી ચકલી ડોકું કાઢે તેમ લીલાએ ગોદડામાંથી ડોકું કાઢી કહ્યું :'

('પૂનમડી')

'છજામાં ઊભેલા મારી સામે એની આંખો ઊંચી થઈ. ગભરાયેલી ચકલીઓની માફક બિડાઈ ગઈ. હું અંદર આવ્યો. પાણી ઉપર પોયણું તરે તેમ દાદર ઉપર પૂનમડીનું ડોકું દેખાતું હતું.'

('પૂનમડી')

ઘેરદાર ઘાઘરાના નેફામાં અર્ધી ઢાંકેલી અને અર્ધી ઉઘાડી નાભિવાળું તેનું પેટ પાણીથી ભીંજાઈને આછી ચળક માર્યા કરતું.

('પની')

આ જ પની બેજીવસોતી થાય છે એ સુન્દરમે કેવા ક્લોઝ શોટથી બતાવ્યું છે ! -

પનીના મોંની રેખાઓ વધારે પુષ્ટ થવા માંડી હતી અને તેના ખુલ્લા રહેતા પેટ પર ચણિયાનો નેફો નાભિને ઢાંકી ધીરે ધીરે ઊંચો ચડ્યો જતો હતો.

('પની')

તે માથે હાથ દઈને ઘૂંઘટો ઢાળીને બેઠી હતી. વરનો પડછાયો પોતાના પર પડતો તેણે જોયો.

('માને ખોળે')

જોયું ? ફ્રેમમાં ઘૂંઘટો ઢાળેલી શબૂ છે અને વર નહિ, પણ વરનો પડછાયો ફ્રેમમાં પ્રવેશે છે !

ફિલ્મકળા જેવી કોઠાસૂઝ સુન્દરમ્‌ની વાર્તાઓમાં શબ્દ થકી સહજ પ્રગટે છે. તેનું કારણ આપણને સુન્દરમ્‌ની કેફિયતમાંથી મળે છે -

'મેં ફોટોગ્રાફી કરેલી, ચિત્ર શીખવાનું કરેલું; થોડું ઘણું, વર્ષો લગી સંગીતનું શિક્ષણ લીધું. પણ સૌથી વધુ સુલભ, સબળ, ગહન, અનર્ગળ કેવળ હવામાંથી હાથ આવી જાય એવી વસ્તુ તો 'શબ્દ' હતી.'

('સર્જકની આંતરકથા' પૃ. ૧૭૭)

આથી જ તો વાર્તાનું ગદ્ય એમને જાણે હવામાંથી હાથ આવી જાય છે. 'ગોપીથી હીરાકણી'નું અવલોકન કરતાં ધીરેન્દ્ર મહેતાએ એક વિધાન કર્યું છે -

'વાર્તાનું ગદ્ય આપણને કદાચ પહેલવહેલું સુન્દરમ્ પાસેથી મળે છે.'

('ગ્રંથ' : નવેમ્બર ૧૯૮૨, પૃ. ૨૧)

અહીં ધીરેન્દ્ર મહેતાએ 'કદાચ' શબ્દ વાપર્યો છે. એમ કહી શકાય કે કેટલીક મર્યાદાઓ સાથે વાર્તાનું ગદ્ય ધૂમકેતુમાં શરૂ થયેલું જણાય, પણ સામગ્રી અને સ્વરૂપના સમતોલન સાથે વાર્તાનું ગદ્ય આપણને કદાચ પહેલવહેલું રા. વિ. પાઠક પાસેથી મળે છે. અને સુન્દરમ્‌માં વાર્તાનું ગદ્ય વિકાસ પામે છે. ઘટનાના હ્રાસની વાત પણ પહેલવહેલી રા. વિ. પાઠકમાં જોવા મળે છે અને સુરેશ જોષીમાં એ વિકાસ પામે છે. સુરેશ જોષીએ ઘટનાનો મેદ ઉતારવાનું અને વાર્તાને આકાર આપવાનું કામ કર્યું. પણ સાથે સાથે એમણે 'વાર્તાના ગદ્ય'ને

હાનિ પહોંચાડી છે

સુન્દરમ્‌મા વાર્તાની inner need પ્રમાણે વાર્તાએ વાર્તાએ ગદ્યનુ પોત અલગ અલગ છે પાત્રોની બોલી પણ, સમાજના કયા સ્તરમાથી એ પાત્ર આવે છે, એના આધારે બદલાતી રહે છે, લોકબોલીની છાંટ પણ એમા આવે. સુન્દરમ્‌ની સૂક્ષ્મ સેન્સ ઓફ હ્યુમરનો લાભ પણ એમના ગદ્યને મળ્યો છે

'તારી બૂનને હાહુ કરુ ', 'અલ્યા એ હીજડા ' કે 'આમ ફરને, ખોલકી ' જેવા વાક્યો 'નાગરિકા' કે 'ઈવનિંગ ઈન પેરિસ મા ન જ આવે 'નાગરિકા'મા નાગર જ્ઞાતિના પાત્રો પરિવેશ હોઈ કેવી ભાષા આવે છે એનુ ઉદાહરણ

'મોતીના દાણા જેવા શબ્દોની માળા તેમની જીભને ટેરવેથી ખરર ખરર સરતી હતી.'

સ્થળ, પરિવેશ, પાત્રની સાથે સાથે કથનકેન્દ્રની પસંદગીમા પણ વાર્તાકારની કલાસૂઝ દેખાય છે જેમ કે 'ખોલકી' વાર્તા ચદનબાના મુખે કહેવાઈ છે તો 'દુનિયાનું મોં' વાર્તા અવસાન પામેલ નાયકના મુખે, એ અવસાન બાદ પણ બધુ બરાબર જોઈ શકતો હોય એ રીતે નિરૂપાઈ છે ને એ દ્વારા દુનિયાના સાચા ચહેરાની સકુલ રેખાઓ વસ્તુલક્ષિતાથી ઉપર આ વાર્તાકાર Description કરતા Narration પર વધારે ભાર મૂકે છે શબ્દના કેમેરા થકી તેઓ જાણે ભીતરના ભાવોને પ્રત્યક્ષ કરાવે છે કોઈ કલાકારની દૃષ્ટિથી ધારી ધારીને એમણે માણસને જોયો છે, ને પંચેન્દ્રિયોથી તથા sixth senseથી એમણે જીવનને જોયુ છે આસ્વાદ્યું છે

'માને ખોળે'ની નાયિકા શબૂ - જેને એનો સસરો ગળું દબાવીને મારી નાખવાનો છે - એની ભીતરનો જીવનરસ સુન્દરમે કેવો ઉછળતો વહેતો બતાવ્યો છે, મહીસાગરના જળની જેમ !

કાચાં અનૂરા ઘેર પાકશે એમ વિચારી અનૂરુ તોડવા હાથ લબાવતી, સાસરે જતી શબૂને રસ્તામાનો પોદળો કેવો લાગે છે ! તો કે, 'ધાનની ઢગલી જેવો ' ને એને એ પોદળો ઘેર મૂકી આવવાનુ મન થાય છે ! વારે વારે એને પોતાના ઉદરમાં કશુંક સ્ફૂરતું લાગે છે થોડા વિકસેલા પેટ ઉપર હાથ મૂકી તે ઘડીભર પાણીમાં થભી જાય છે કોઈ બાળકના રડવાનો અવાજ કાને પડતા જ તેના હૃદયમા એક ઉમળકો આવે છે છાતીમા પાનો ચડે છે, ને તે કોમળ હાથે પોતાના ભરાવા લાગેલા બેય સ્તન દાબે છે જીવનરસને મહીસાગરના જળની જેમ ખળળ ખળળ વહાવવાની સાથે સાથે વાર્તાકાર આવનારા મરણનાય ઈંગિતો મૂકતા જાય છે મહીસાગરના પાણીને માથે ચઢાવતા શબૂ બોલે છે - 'મહીસાગર મા ! સારું કરજે, મારી માડી !' ને ત્યારબાદ તરત પાણીમા પગલુ ભરતા જ એ વશીકરણ કરતા, મોત તરફ ખેંચી જતા સૌદર્યના ઉછાળાનો એક ગૂઢ ભાવ પણ અનુભવે છે -

'ખળળળ ! ખળળળ ! પાણી તેના પગમા રમતાં રમતા વહેવા લાગ્યા - શો ટાઢો સ્પર્શ ! કેવી ગલીપચી ! મહીસાગર મા ! મરુ તો તારા જ ખોળામા. તારે ઘેર મને લઈ જજે'

આવનારા મરણના આવા સૂક્ષ્મ સકેતો વાર્તામાં અનેક જગ્યાએ સહજ આવે છે, પણ વાર્તાની શરૂઆતમા જ, ફળિયામાથી શબૂ નીકળે એ પછી બિલાડી આડી ઊતરે છે ! અશુભનો આવો મુખર સકેત નિવારી શકાયો હોત.

સસરો વરૂના પજા જેવા હાથે શબૂનું ગળું દબાવે છે ને એનો વર એના પછાડા મારતા પગ પકડી રાખે છે એ ક્ષણે આ વાર્તાકારે જાણે શબૂની આખોમા કેમેરા મૂક્યો છે ને દશ્ય ઝડપ્યુ છે

'તેની આખો ખેંચાવા લાગી. તે ઘડીક એકદમ ખૂલી ગઈ તેના મોં પર સસરાનુ વરૂ જેવું મૂછાળું મોં ઝઝૂમી રહ્યુ હતુ. તેમાથી બીડીની ગધ આવતી હતી. એ મોંની પાછળ જે થોડું આકાશ દેખાતું હતું તેમા તેને દેખાયુ કે એના બાપ જાણે હવામા આમ તેમ આટા મારી રહ્યા છે, પોતાના બચ્ચાને પીંખી નાખતુ જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ.'

શબૂના મોં પર ઝઝૂમતા સસરાના વરૂ જેવા મૂછાળા મોંનો ક્લોઝ શોટ તો કોઈ ફિલ્મ-દિગ્દર્શક ઝડપી શકે, પણ આ ક્લોઝ શોટની અદર જ મોં પાછળ દેખાતા આકાશને, પોતાના બચ્ચાને પીંખી નાખતું જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ હવામા આટા મારતા બાપને તો સુન્દરમ્‌ની વાર્તાનો શબ્દ જ દર્શાવી શકે દશ્ય-શ્રાવ્ય મીડિયાના આક્રમણ સામે શબ્દના ઉપાસકોએ આ કામ કરવાનુ છે - જે મીડિયા દ્વારા શક્ય નથી તેને પ્રત્યક્ષ કરાવવાનુ ભીતરના સકુલ સવેદનોના પ્રત્યક્ષીકરણનુ.

સુન્દરમ્ નજીકના કે દૂરના દશ્યને એની અખિલાઈમાં જોઈ શકે છે આથી ઉમાશકરે યોગ્ય રીતે જ નોંધ્યુ છે -

'ગદ્યમા, ખાસ કરીને ટૂંકી વાર્તાઓમાં, સુન્દરમ્‌ની શક્તિ still lifeના ચિત્રણની - આલેખનની છે સુન્દરમ્ આખુ દશ્ય એક નજરમા સુરેખ પામી જાય છે અને તંતોતંત નિરૂપવામા સફળ થાય છે વાર્તામા સ્થિર જીવન - ચિત્રણની

ફાવટ એ સુન્દરમ્‌ની ગુજરાતી વાર્તાકાર તરીકેની મુખ્ય વિશિષ્ટતા છે.'

('સુન્દરમ્ એટલે સુન્દરમ્', પૃ. ૭૧)

જો કે, સુન્દરમ્‌ની વાર્તાઓમાં still life સિવાયનાં ય વિધવિધ ચિત્રો મળે છે.

વાર્તાલેખન દરમ્યાનની અવસ્થા વિશે સુન્દરમે 'તારિણી'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે -

'... નરી સર્જનની ક્ષણોમાં કંઈ વસ્તુ કામ કરતી હોય છે તેનો વિલક્ષણ અનુભવ તો કેટલીક વાર મારી પોતાની અમુક વાર્તાઓને મેં ફરી વાર વાંચેલી ત્યારે થયો છે. એવી ક્ષણોમાં મેં જોયું છે કે જે વસ્તુ મેં લખતી વેળા એક સ્વસ્થ શાંત રીતે લખી લીધેલી તેને વાંચતી વેળા ન ધારેલી એવી રીતે મારાથી દ્રવિત થઈ જવાતું હતું. જાણે કે વાચક અને લેખક બે જુદી વ્યક્તિઓ ન હોય. ખાસ કરીને તો જે વાર્તાઓમાં મૃત્યુના, કારમા મરણના પ્રસંગો આવે છે, જેમ કે 'માને ખોળે'માં, 'પની'માં, તે વાંચતાં તેને સહન કરવું ભારે થઈ ગયેલું. આમ કેમ થતું હશે ? એટલું જ કે લેખનના સમયે લેખકની કોઈ જુદી અવસ્થા રચાતી હોય છે.

('તારિણી', પૃ. ૮)

'ફ્યુચર પોએટ્રી'માં શ્રી અરવિન્દે કહ્યું છે - 'અધ્યાત્મશક્તિનો દિવ્ય આવેગ કવિમાં નિક્ષિપ્ત થતાં તે સર્જન કરે છે.' સુન્દરમ્‌માં પણ અધ્યાત્મશક્તિનો દિવ્ય આવેગ અનુભવાય છે. સર્જન વેળાએ સર્જકોમાં ઈશ્વરનો આવિર્ભાવ કદાચ સૌથી વધારે માત્રામાં થતો હશે જે સર્જકમાં creative force પેદા કરતો હશે. સુન્દરમ્‌ના પહેલા ત્રણ વાર્તાસંગ્રહો કેટલા ઓછા સમયગાળામાં મળે છે ! - ૧૯૩૮માં પ્રથમ વાર્તાસંગ્રહ 'હીરાકણી અને બીજી વાતો', ૧૯૩૯માં 'ખોલકી અને નાગરિકા', અને ૧૯૪૦માં ત્રીજો વાર્તાસંગ્રહ 'પિયાસી' !

સુન્દરમ્‌ની વાર્તાઓમાં મરણના પ્રસંગો અનેકવાર આવે છે. 'માને ખોળે' કે 'પની' વાંચ્યા પછી ભાવકને માટે પણ આ વાર્તાઓમાં આવતાં કારમાં મોત સહન કરવાં ભારે થઈ પડે છે. પણ 'માજા વેલાનું મૃત્યુ' વાંચ્યા પછી ભાવકને પણ, માજા વેલાની સંતતિની જેમ થાય કે - 'માજો વેલો બહુ સારું મોત પામ્યા. બહુ સુખી મોત, બહુ સારું મોત !'

અનેક અભાવો વચ્ચે પણ માજા વેલા ભર્યું ભર્યું જીવન જીવ્યા છે તથા મરણ વેળાએ એમનો આખોયે પરિવાર હાજર છે ! વનો એકલો જ માજા વેલાને એની ખાંધે નાખીને ચાલે છે ત્યારે માજા વેલાની ત્રીસેક જણની સંતતિય ધીરે ધીરે સાથે ચાલે છે ! મરણવેળાએ બધાયે પરિવારજનો હાજર હોય એ તો કેટલી મોટી દુર્લભ ઘટના ! કુટુમ્બજીવન વિખેરાતું જાય છે એવા સમયમાં સમગ્ર પરિવારનો પ્રેમ પણ દુર્લભ થતો જાય છે ! તાવથી થથરતા માજા વેલા માટે મરણવેળાએ આખા પરિવારની હાજરી અને હૂંફ વાર્તામાં સતત તાપણાની જેમ ધખતી રહે છે.

'માબાપ, કંઈ આલજો કે...'ના ટહુકા કરતી ગલીએ ગલીમાં ફરતી સંતતિને સૂતરફેણી તથા સારું સારું ખવડાવવાની ઈચ્છા થાય છે માજા વેલાને. આ ઉંમરેય એને મન થાય છે કોક ગાંધીની દુકાન ફોડીને બધો સૂકો મેવો છોકરાંઓ માટે લઈ આવવાનું. છોકરાંઓને સૂતરફેણી ખવડાવવાની ઈચ્છાની જાણ થતાં જ ભારાડી વનો હાથમાં લાકડી લેતો ઊપડે છે ને કંડિયો ભરીને મીઠાઈ ક્યાંકથી મારી લાવે છે ને એક તાંસળીમાં મીઠાઈ માજા વેલાને આપે છે ! અંધારું થઈ ગયું હોવાથી માજા વેલાને તાંસળીમાં શું શું છે તે દેખાતું નથી. પણ એ દરેક ચીજમાંથી બટકું ભરતાં ઓળખતો જાય ને બોલતો જાય છે -

'આ તો જલેબી, આ તો હલવો છે હેં, આ મેસૂર છે. આ કળીનો લાડવો ? આ શું મગસ ને મોહનથાળ ? અને અરે આ, હેં, શું સૂતરફેણી પણ લાવ્યો છે ?'

મીઠાઈ આવી એ અગાઉ દાદાની લાડકડી ખુડી દાદા માટે પડિયો ભરીને આઈસક્રીમ પણ લઈ આવેલી. પહેલાં તો માજા વેલો ના પાડે છે, પછી ખુડી સમ ખવડાવે છે. ત્યારબાદ પડિયો મોઢે વળગાડીને એ આઈસક્રીમ પીવે છે ને ધોળી ધોળી સૂતરફેણી જેવી મૂછો સાફ કરે છે. માજા વેલાનો વધતો જતો તાવ સુન્દરમે કયા થર્મોમીટરથી બતાવ્યો છે ? -

'માજા વેલાને નીચેના પથરા વધારે ટાઢા લાગવા માંડ્યા.'

તાવ વધ્યા પછી માજા વેલાનું થથરવું આ વાર્તાકારે કેવી રીતે દર્શાવ્યું છે ?! -

'માજા વેલાની નજર એક ટાવર ભણી ગઈ. અધધધ, કેવડોક ઊંચો બાંધ્યો છે ! આ જરાક થથરે ને તૂટી પડે તો ? માજા વેલાને ટાવર થથરતો લાગ્યો.'

મરણવેળા માજો ખુડીને યાદ કરે છે - 'ખુડી ક્યાં છે, મારી મા, ખોડિયાર ?'

અંત કાળે અજામિલના 'નારાયણ'ની જેમ અહીં 'ખોડિયાર' ! માજો ખુડીના માથે હાથ મૂકતાં છેલ્લી ઈચ્છા

પ્રગટ કરે છે -

'વના ! મારી ખુડીને સારો વર પરણાવજે, હોં કે !' અને 'ખોડિયાર ! ખોડિયાર મા.. મા !' બોલતા બોલતા માથુ ઢાળી દે છે માજા વેલાના હાથમાની તાસળીમા લગભગ બધુ ખલાસ થયેલુ છે માજા વેલા જાણે જીવનના પરમ સતોષ પછીના ઓડકાર જેવુ મોત પામે છે સાહિત્ય જગતમા માજા વેલા જેવા વિરલ-વિલક્ષણ જીવત પાત્રો ભાગ્યે જ સરજાતાં હોય છે

કલાત્મક દલિત વાર્તાની શરૂઆત કદાચ પાઠક સાહેબની 'ખેમી'થી થઈ પણ પછી તરત સુન્દરમ્ સાંભરે એમની વાર્તાઓનાં મોટા ભાગનાં પાત્રો સમાજના નીચલા સ્તરમાથી આવ્યા છે, નીચલા સ્તરનો પરિવેશ તથા સૃષ્ટિ લઈને. સમાજના દલિત પીડિત વર્ગના લોકોનાં સુખ દુ:ખ, તેમની પીડાઓ તથા દારુણ ગરીબી 'માજા વેલાનુ મૃત્યુ', 'બીડીઓ', 'પેકાર્ડનો પ્રવાસ' જેવી વાર્તાઓમા વકતાપૂર્વક પ્રગટ થયાં છે

પાઠક સાહેબે તથા ઉમાશંકરે દલિત પીડિત વર્ગને મોટે ભાગે બહારથી જોયો છે બ્રાહ્મણની શેરીમા રહીને જોયો છે, અદરથી જોયો નથી. દલિત સર્જકોએ દલિત પીડિત વર્ગને અદરથી જોયો છે, પણ દૂર જઈને બહારથી નીરખ્યો નથી. જ્યારે સુન્દરમે દલિત પીડિત સમાજને એમની પોળોમા જઈને જોયો છે, બહારથી અને અંદરથી જોયો છે તથા કરુણા, સમભાવ અને તટસ્થતા સાથે નિરૂપ્યો છે

ફોટોગ્રાફી તથા ચિત્રની સૂઝ ઉપરાત સગીતનો અભ્યાસ પણ સુન્દરમ્‌ને કવિતા ઉપરાત વાર્તાઓમા પણ ખપ લાગ્યો છે વાર્તાના ધ્વનિ તથા આતરધ્વનિને ઉપસાવવામા સગીતની સૂઝ ઉપકારક નીવડી છે 'યાત્રા'મા સગીતના રાગો વિશેનાં સાત સોનેટો - 'સપ્તરાગ પ્રગટ થયા છે 'મીનપિયાસી', 'ગોપી' જેવી કેટલીક વાર્તાઓ પણ કવિતા તથા સગીતની સૂઝ વગર આવી નીવડી શકી ન હોત. ઈવનિંગ ઈન પેરીસમાં શરણાઈ બિહાગ' ઉપાડે છે એનુ વર્ણન -

'વિલબિત લયમાં ગતિ કરતા તેના સૂરો પોતાનું રૂપ પૂર્ણપણે વિસ્તારથી પ્રગટ કરતા હતા. એક જ છોડના એક પુષ્પથી બીજા પુષ્પ ઉપર ગતિ કરતી મધુમક્ષિકા પેઠે મકરદ બિહાગના રસને પીવા લાગ્યો.'

આ જ વાર્તામા 'અડાણા' રાગનુ વર્ણન જુઓ -

'શરણાઈએ અડાણાની એક હળવી તરજ ઉપાડી. અનેક પ્રકારના છણકા, મનામણા અને રિસામણા કરતા તેના સૂર પાછા બાળકની પેઠે જાણે હસી પડતા હતા.'

અતે આખી રાતની મજલિસની સમાપ્તિ કરતી શરણાઈ ભૈરવી છેડે છે એનું વર્ણન જુઓ -

'એના કોમળ મધુર સૂરો ફૂલની માળા પેઠે ગૂંથાવા લાગ્યા.'

સુન્દરમે સૂરોને કેવુ ભાવાત્મક રૂપ આપીને પ્રત્યક્ષ કરાવ્યા છે ! અગાસીમા ઊભેલા વાર્તાનાયકની ભીતરના ભાવોને ઘૂટવામા બિહાગ, અડાણા તથા ભૈરવીની મદદ મળી છે

કોઈ આર્ટ ફિલ્મની ખાલી ફ્રેમમા પાત્ર પ્રવેશે એવુ વર્ણન ઊર્ધ્વ ગતિનુ આ વાર્તામા પણ મળે છે -

અગાસીના છેલ્લા પગથિયા ઉપર એક માથુ દેખાયુ, છાતી દેખાઈ એક આખી આકૃતિ દેખાઈ '

આ વાર્તાકાર નિરાંતે અને માડીને વાર્તા કહે છે ઘૂટી ઘૂટીને વાર્તારસ, જીવનરસ પાય છે પરિણામે ઘણી વાર્તાઓમા બિનજરૂરી લબાણ થતુંયે અનુભવાય. જો કે, ક્યારેક પતગ વધારે ઊંચે ચગાવવો હોય, અધ્ધરની હવામા, ત્યારે ઝોલો પડવાનો. તગ દોર રાખો તો પતંગ વધારે ઊંચે ન જઈ શકે પણ હા, 'ખોલકી' વાર્તા તીરની જેમ ગતિ કરે છે અને લક્ષ્ય જોરદાર વીંધાય છે અને એ પછી વાર્તામા એક શબ્દ પણ વધારાનો આવતો નથી. 'ખોલકી' વિશે સુન્દરમે 'તારિણી'ની પ્રસ્તાવનામા નોંધ્યું છે

' 'ખોલકી' એક દિવસે સવારના સમયમા મારા માતર ગામમા હુ હતો ત્યારે થોડાક પાનાંમા થોડાક વખતમાં લખાઈ ગઈ અને તેણે મને સિદ્ધ વાર્તાલેખક બનાવી દીધો '

બાળવિધવા 'ચદનબા'ના મુખે આ વાર્તા સૂક્ષ્મ કલાસૂઝથી કહેવાઈ છે મેડાની બારીની ફાડમાંથી ચંદન આગણામાં ઢાળેલા ખાટલા પર બેઠેલા ભાયડાઓમાં પોતાના ધણીને શોધે છે, પણ ઓળખી નથી શકતી. કારણ, ફરી વાર વિવાહ થયા ત્યારે બાળવિધવા ચંદન ઘૂમટામાં ને ઘૂમટામા હતી. બારી ખોલી દઈને ભાભી ચંદનને બતાવે છે - 'જુઓ પેલા.' 'પેલો ગળાનો હૈડિયો મોટો ખારેક જેવો દેખાય સે ને તે. હા, જુઓ. એ હમણા ગડફો કાઢ્યો તે.'

અહીં બારીનો ઉપયોગ સકેતાત્મક - પ્રતીકાત્મક થયો છે ફળિયામાં કૂતરાના ભસવાથી શરૂ થતી આ વાર્તામા ચદનનો ધણી - જેની પહેલી બાયડી ત્રણ છોકરાની મા થઈને મરી ગઈ છે - તે આખીયે વાર્તા દરમ્યાન ભાગ્યે જ કશુ બોલે છે, બસ, બીડી પીધા કરે, ખોં ખોં કર્યા કરે ને ગળફા કાઢ્યા

કરે. ભાભી વાંઝણી પડોશણની મેડીએ ચંદન તથા એના ધણીને રાત ગાળવાની સગવડ કરી આપે છે. સિગારેટ પીધા બાદ, દીવો હોલવ્યા બાદ ધણી ખાટલામાં આવે, ચંદનના ગાલ પર દાંત બીડે, વરુની જેમ તૂટી પડવા કરે, અને એક તરફની ઈસને વળગીને સૂતી ચંદનને આંચકો મારતાં કહે -

'આમ ફરને, ખોલકી !'

ત્યાં વાર્તા પૂરી થાય છે. અંતના એક જ વાક્યમાં વાર્તાકારે જે કમાલ કરી છે તેમાં તેમનો ટૂંકી વાર્તાનો કલાકસબ પ્રગટ થાય છે. અંતે આવી ધારદાર ચોંટ બહુ ઓછી વાર્તાઓમાં જોવા મળે છે.

'ખોલકી' તથા બીજીયે કેટલીક વાર્તાઓમાં આ વાર્તાકાર વિધિની વક્રતા, ઘટનાની વક્રતા તથા વાણીની વક્રતાને સહજતાથી ઉપસાવવામાં સફળ રહે છે. કવિ સુન્દરમ્‌ની ઉત્કટ સંવેદનાનો લાભ એમની વાર્તાઓના વેગીલા કથનપ્રવાહનેય મળ્યો છે.

'નાગરિકા' એ જાણે 'ખોલકી'ના સામા છેડાની વાર્તા છે. જેમાં પાત્રો નાગર જ્ઞાતિનાં છે, તદનુરૂપ ભાષા તેમજ પરિવેશ રચાયો છે. આ વાર્તાના ગદ્યનું પોત અલગ છે. આ વાર્તામાં મહાકવિ ગેટે, કાલિદાસ, ગાંધીજી, કિશોરલાલ, 'પ્રસ્થાન', 'નવજીવન', 'કુમાર', પુરુરવા આદિનાયે ઉલ્લેખો આવે છે. આ વાર્તામાં સુન્દરમ્‌ની sense of humour નાજુકાઈથી મરક મરક પ્રગટ થઈ છે. આ વાર્તામાં દામ્પત્યજીવનની વિસંવાદિતા વ્યંગ-વિનોદ-ઉપહાસ દ્વારા, પણ વેધક રીતે રજૂ થઈ છે. આ વાર્તા એક એવી વિનોદિકા પણ બની રહે છે, જેના આંતરવહેણમાં ધીરગંભીર રીતે કરુણ વહે છે.

'ઊભી રહીશ' વાર્તામાં બારસાખ, બારણાંની ફ્રેમ, ઉંબરો, બારણાં તથા 'લકડદાદા'નો પ્રતીકાત્મક વિનિયોગ કરીને નારીની વ્યાકુળતા, એકલતા, નારીની કેદ તથા ચિરંજીવ પ્રતીક્ષાને પોતાની વાસ્તવવાદી વાર્તાઓ કરતાં જુદાં જ ભાષારૂપો દ્વારા વ્યક્ત કરી છે. તો, 'એઈ દિકે' વાર્તા નોખા, અનોખા dictionવાળી પ્રયોગિકા છે; જેમાં અધ્યાત્મના ગૂઢ રહસ્યને તાકવા-તાગવા-પામવાની મથામણ અલગ તરાહોથી પ્રગટ થાય છે.

'ઉછરતા છોરું'માં હોટલમાં કામ કરતાં બાળકો-કિશોરોની યાતના નિરૂપાઈ છે. આવાં બાળકોની દિવસની સૃષ્ટિની સાથે સાથે બદબોઈ ભરેલી રાતની સૃષ્ટિયે અસરકારક રીતે નિરૂપાઈ છે. જાતીય શોષણ તથા સજાતીય સંબંધોના કલાત્મક આલેખનમાં સુન્દરમ્‌ને 'ખોલકી'ની જેમ આ વાર્તામાંય કોઈ છોછ નથી નડ્યો. પણ અંતે આ વાર્તા શોષણવિરોધી મોરચા આદિને કારણે લથડે છે.

'તારિણી' વાર્તા વિશે કવિ શ્રી ચંદ્રકાન્ત શેઠે નોંધ્યું છે -

'આ વાર્તા લેખકના શ્રી અરવિન્દ દર્શનના પ્રકાશમાં, શ્રી માતાજીના શરણમાં વિશેષભાવે ખૂલે એવી ગૂઢ અને ગહન ભાવસંદર્ભોથી અંકિત છે.'

('સુન્દરમ્‌ની શ્રેષ્ઠ વાર્તાઓ', ૨૦૦૨, પૃ. ૧૬)

કવિતા, ભજન-ગુરુમહિમા-અલખની સમજ-અવળવાણી તથા સંગીતની સાધનાનો લાભ જે વાર્તાને મળ્યો છે એવી 'મીન પિયાસી'ના ભગતનું પાત્ર સચ્ચાઈ તથા સાત્ત્વિકતાથી મૂઠી ઊંચેરું બન્યું છે. ભજનોને તેમણે માત્ર ગાયાં નથી, સમજણપૂર્વક જીવનમાં ઉતાર્યાં છે એની મહેક આ વાર્તામાં વરતાય છે. ભગત એના દીકરાની બે દીકરીઓને સંબોધન કરે છે - 'મારી દીવડીઓ !' ગરીબીમાં પણ, ગામડામાં આ બે છોડીઓમાં જીવનરસ કેવો છલકાતો તેનું ગતિશીલ દૃશ્યાત્મક વર્ણન જુઓ -

'જેમ ભેંસો પોદળા કરતી જાય છે તેમ તેમ પોતે પોદળા બોટતી જાય છે. કદીક મીઠી લડાઈ થાય છે અને પછી બધી ભેગી થઈ ફળિયાના ટેકરા પર છાણાં થાપવા બેસે છે. થોડું છાણ બાકી રાખી તેમાંથી મોટી બહેન નાની બહેનને છાણનાં રમકડાં બનાવી આપે છે. નાનકડી ઘંટી, નાનકડા રોટલા અને હોળી માતા માટે નાનાં હોળૈયાં.'

તબલાંના અવાજને આ વાર્તાકાર કઈ રીતે વર્ણવે છે ?! -

'ધીન ધગિન તિનક, ધીન ધગિન તિનક, ધીન ધીન ધીન ધીન. ધીન તિનક તિનક ધીન, ધગિન તિનક ધીન, ધગિનક ધગિનક ધીન ધીન...'

ગતિશીલ દૃશ્યનું એક વધુ ઉદાહરણ -

'મોટર તેમને ઉતારી પૂંઠ ફેરવી વાંકાચૂંકા રસ્તા પર બત્તીઓના અજવાળાથી પટાબાજી કરતી ચાલી ગઈ.'

('મીન પિયાસી')

ભજનિકના અવાજને સુન્દરમ્ કેવું પ્રતીકાત્મક રૂપ આપે છે ! -

'મનમાં ને મનમાં રામ ઉચ્ચારી તેણે ઊંડો શ્વાસ લીધો અને તેનો અવાજ, રિસાઈને ઊડી ગયેલો હંસલો મનાઈને પાછો આવે તેમ પાછો આવ્યો.'

('મીન પિયાસી')

પ્રગટ કરે છે -

'વના ! મારી ખુડીને સારો વર પરણાવજે હોં કે ! અને ખોડિયાર ! ખોડિયાર મા. મા ! બોલતાં બોલતા માથુ ઢાળી દે છે માજા વેલાના હાથમાની તાસળીમા લગભગ બધુ ખલાસ થયેલુ છે માજા વેલા જાણે જીવનના પરમ સતોષ પછીના ઓડકાર જેવુ મોત પામે છે સાહિત્ય જગતમા માજા વેલા જેવા વિરલ-વિલક્ષણ જીવત પાત્રો ભાગ્યે જ સરજાતા હોય છે

કલાત્મક દલિત વાર્તાની શરૂઆત કદાચ પાઠક સાહેબની 'ખેમી'થી થઈ પણ પછી તરત સુન્દરમ્ સાભરે એમની વાર્તાઓના મોટા ભાગનાં પાત્રો સમાજના નીચલા સ્તરમાંથી આવ્યા છે, નીચલા સ્તરનો પરિવેશ તથા સૃષ્ટિ લઈને સમાજના દલિત પીડિત વર્ગના લોકોના સુખ દુ ખ, તેમની પીડાઓ તથા દારુણ ગરીબી 'માજા વેલાનુ મૃત્યુ', 'બીડીઓ', 'પેકાર્ડનો પ્રવાસ' જેવી વાર્તાઓમા વક્તાપૂર્વક પ્રગટ થયા છે

પાઠક સાહેબે તથા ઉમાશકરે દલિત પીડિત વર્ગને મોટે ભાગે બહારથી જોયો છે, બ્રાહ્મણની શેરીમા રહીને જોયો છે, અદરથી જોયો નથી. દલિત સર્જકોએ દલિત પીડિત વર્ગને અદરથી જોયો છે પણ દૂર જઈને બહારથી નીરખ્યો નથી જ્યારે સુન્દરમે દલિત પીડિત સમાજને એમની પોળોમા જઈને જોયો છે બહારથી અને અદરથી જોયો છે તથા કરુણા, સમભાવ અને તટસ્થતા સાથે નિરૂપ્યો છે

ફોટોગ્રાફી તથા ચિત્રની સૂઝ ઉપરાત સગીતનો અભ્યાસ પણ સુન્દરમ્‌ને કવિતા ઉપરાંત વાર્તાઓમાં પણ ખપ લાગ્યો છે વાર્તાના ધ્વનિ તથા આતરધ્વનિને ઉપસાવવામા સગીતની સૂઝ ઉપકારક નીવડી છે 'યાત્રા'મા સગીતના રાગો વિશેના સાત સૉનેટો 'સપ્તરાગ' પ્રગટ થયા છે 'મીનપિયાસી', 'ગોપી' જેવી કેટલીક વાર્તાઓ પણ કવિતા તથા સગીતની સૂઝ વગર આવી નીવડી શકી ન હોત. ઈવનિંગ ઈન પેરીસમા શરણાઈ બિહાગ' ઉપાડે છે એનુ વર્ણન

વિલબિત લયમા ગતિ કરતા તેના સૂરો પોતાનું રૂપ પૂર્ણપણે વિસ્તારથી પ્રગટ કરતા હતા એક જ છોડના એક પુષ્પથી બીજા પુષ્પ ઉપર ગતિ કરતી મધુમક્ષિકા પેઠે મકરદ બિહાગના રસને પીવા લાગ્યો.'

આ જ વાર્તામાં 'અડાણા' રાગનુ વર્ણન જુઓ -

'શરણાઈએ અડાણાની એક હળવી તરજ ઉપાડી. અનેક પ્રકારના છણકા, મનામણા અને રિસામણા કરતા તેના સૂર પાછા બાળકની પેઠે જાણે હસી પડતા હતા.'

અંતે આખી રાતની મજલિસની સમાપ્તિ કરતી શરણાઈ ભૈરવી છેડે છે એનું વર્ણન જુઓ -

'એના કોમળ મધુર સૂરો ફૂલની માળા પેઠે ગૂથાવા લાગ્યા.'

સુન્દરમે સૂરોને કેવુ ભાવાત્મક રૂપ આપીને પ્રત્યક્ષ કરાવ્યા છે ! અગાસીમાં ઊભેલા વાર્તાનાયકની ભીતરના ભાવોને ઘૂટવામા બિહાગ, અડાણા તથા ભૈરવીની મદદ મળી છે

કોઈ આર્ટ ફિલ્મની ખાલી ફ્રેમમા પાત્ર પ્રવેશે એવું વર્ણન ઊર્ધ્વ ગતિનુ આ વાર્તામા પણ મળે છે

અગાસીના છેલ્લા પગથિયા ઉપર એક માથુ દેખાયુ, છાતી દેખાઈ એક આખી આકૃતિ દેખાઈ '

આ વાર્તાકાર નિરાતે અને માડીને વાર્તા કહે છે ઘૂંટી ઘૂટીને વાર્તારસ, જીવનરસ પાય છે પરિણામે ઘણી વાર્તાઓમા બિનજરૂરી લબાણ થતુયે અનુભવાય જો કે, ક્યારેક પતંગ વધારે ઊચે ચગાવવો હોય અધ્ધરની હવામા, ત્યારે ઝોલો પડવાનો. તગ દોર રાખો તો પતંગ વધારે ઊચે ન જઈ શકે પણ હા, 'ખોલકી' વાર્તા તીરની જેમ ગતિ કરે છે અને લક્ષ્ય જોરદાર વીંધાય છે અને એ પછી વાર્તામા એક શબ્દ પણ વધારાનો આવતો નથી. 'ખોલકી' વિશે સુન્દરમે 'તારિણી ની પ્રસ્તાવનામા નોંધ્યુ છે

' ખોલકી' એક દિવસે સવારના સમયમાં મારા માતર ગામમા હુ હતો ત્યારે થોડાક પાનાંમા થોડાક વખતમાં લખાઈ ગઈ અને તેણે મને સિદ્ધ વાર્તાલેખક બનાવી દીધો !

બાળવિધવા ચદનબા'ના મુખે આ વાર્તા સૂક્ષ્મ કલાસૂઝથી કહેવાઈ છે મેડાની બારીની ફાડમાથી ચદન આગણામા ઢાળેલા ખાટલા પર બેઠેલા ભાયડાઓમા પોતાના ધણીને શોધે છે, પણ ઓળખી નથી શકતી. કારણ, ફરી વાર વિવાહ થયા ત્યારે બાળવિધવા ચદન ઘૂમટામાં ને ઘૂમટામાં હતી. બારી ખોલી દઈને ભાભી ચદનને બતાવે છે 'જુઓ પેલા.' પેલો ગળાનો હૈડિયો મોટો ખારેક જેવો દેખાય સે ને તે. હા, જુઓ. એ હમણાં ગડફો કાઢ્યો તે.'

અહીં બારીનો ઉપયોગ સકેતાત્મક પ્રતીકાત્મક થયો છે ફળિયામાં કૂતરાના ભસવાથી શરૂ થતી આ વાર્તામાં ચદનનો ધણી - જેની પહેલી બાયડી ત્રણ છોકરાની મા થઈને મરી ગઈ છે - તે આખીયે વાર્તા દરમ્યાન ભાગ્યે જ કશુ બોલે છે, બસ, બીડી પીધા કરે, ખોં ખોં કર્યા કરે ને ગળફા કાઢ્યા

કરે. ભાભી વાંઝણી પડોશણની મેડીએ ચંદન તથા એના ધણીને રાત ગાળવાની સગવડ કરી આપે છે. સિગારેટ પીધા બાદ, દીવો હોલવ્યા બાદ ધણી ખાટલામાં આવે, ચંદનના ગાલ પર દાંત બીડે, વરુની જેમ તૂટી પડવા કરે, અને એક તરફની ઈસને વળગીને સૂતી ચંદનને આંચકો મારતાં કહે -

'આમ ફરને, ખોલકી !'

ત્યાં વાર્તા પૂરી થાય છે. અંતના એક જ વાક્યમાં વાર્તાકારે જે કમાલ કરી છે તેમાં તેમનો ટૂંકી વાર્તાનો કલાકસબ પ્રગટ થાય છે. અંતે આવી ધારદાર ચોંટ બહુ ઓછી વાર્તાઓમાં જોવા મળે છે.

'ખોલકી' તથા બીજીયે કેટલીક વાર્તાઓમાં આ વાર્તાકાર વિધિની વક્રતા, ઘટનાની વક્રતા તથા વાણીની વક્રતાને સહજતાથી ઉપસાવવામાં સફળ રહે છે. કવિ સુન્દરમ્‌ની ઉત્કટ સંવેદનાનો લાભ એમની વાર્તાઓના વેગીલા કથનપ્રવાહનેય મળ્યો છે.

'નાગરિકા' એ જાણે 'ખોલકી'ના સામા છેડાની વાર્તા છે. જેમાં પાત્રો નાગર જ્ઞાતિનાં છે, તદનુરૂપ ભાષા તેમજ પરિવેશ રચાયો છે. આ વાર્તાના ગદ્યનું પોત અલગ છે. આ વાર્તામાં મહાકવિ ગેટે, કાલિદાસ, ગાંધીજી, કિશોરલાલ, 'પ્રસ્થાન', 'નવજીવન', 'કુમાર', પુરુરવા આદિનાયે ઉલ્લેખો આવે છે. *આ વાર્તામાં સુન્દરમ્‌ની sense of humour* નાજુકાઈથી મરક મરક પ્રગટ થઈ છે. આ વાર્તામાં દામ્પત્યજીવનની વિસંવાદિતા વ્યંગ-વિનોદ-ઉપહાસ દ્વારા, પણ વેધક રીતે રજૂ થઈ છે. આ વાર્તા એક એવી વિનોદિકા પણ બની રહે છે, જેના આંતરવહેણમાં ધીરગંભીર રીતે કરુણ વહે છે.

'ઊભી રહીશ' વાર્તામાં બારસાખ, બારણાંની ફ્રેમ, ઉંબરો, બારણાં તથા 'લકડદાદા'નો પ્રતીકાત્મક વિનિયોગ કરીને નારીની વ્યાકુળતા, એકલતા, નારીની કેદ તથા ચિરંજીવ પ્રતીક્ષાને પોતાની વાસ્તવવાદી વાર્તાઓ કરતાં જુદાં જ ભાષારૂપો દ્વારા વ્યક્ત કરી છે. તો, 'એઈ દિકે' વાર્તા નોખા, અનોખા dictionવાળી પ્રયોગિકા છે; જેમાં અધ્યાત્મના ગૂઢ રહસ્યને તાકવા-તાગવા-પામવાની મથામણ અલગ તરાહેથી પ્રગટ થાય છે.

'ઉછરતા છોરું'માં હોટલમાં કામ કરતાં બાળકો-કિશોરોની યાતના નિરૂપાઈ છે. આવાં બાળકોની દિવસની સૃષ્ટિની સાથે સાથે બદબોઈ ભરેલી રાતની સૃષ્ટિયે અસરકારક રીતે નિરૂપાઈ છે. જાતીય શોષણ તથા સજાતીય સંબંધોના કલાત્મક આલેખનમાં સુન્દરમ્‌ને 'ખોલકી'ની જેમ આ વાર્તામાંય કોઈ છોછ નથી નડ્યો. પણ અંતે આ વાર્તા શોષણવિરોધી મોરચા આદિને કારણે લથડે છે.

'તારિણી' વાર્તા વિશે કવિ શ્રી ચંદ્રકાન્ત શેઠે નોંધ્યું છે -

'આ વાર્તા લેખકના શ્રી અરવિન્દ દર્શનના પ્રકાશમાં, શ્રી માતાજીના શરણમાં વિશેષભાવે ખૂલે એવી ગૂઢ અને ગહન ભાવસંદર્ભોથી અંકિત છે.'

('સુન્દરમ્‌ની શ્રેષ્ઠ વાર્તાઓ', ૨૦૦૨, પૃ. ૧૬)

કવિતા, ભજન-ગુરુમહિમા-અલખની સમજ-અવળવાણી તથા સંગીતની સાધનાનો લાભ જે વાર્તાને મળ્યો છે એવી 'મીન પિયાસી'ના ભગતનું પાત્ર સચ્ચાઈ તથા સાત્ત્વિકતાથી મૂઠી ઊંચેરું બન્યું છે. ભજનોને તેમણે માત્ર ગાયાં નથી, સમજણપૂર્વક જીવનમાં ઉતાર્યાં છે એની મહેક આ વાર્તામાં વરતાય છે. ભગત એના દીકરાની બે દીકરીઓને સંબોધન કરે છે - 'મારી દીવડીઓ !' ગરીબીમાં પણ, ગામડામાં આ બે છોડીઓમાં જીવનરસ કેવો છલકાતો તેનું ગતિશીલ દૃશ્યાત્મક વર્ણન જુઓ -

'જેમ ભેંસો પોદળા કરતી જાય છે તેમ તેમ પોતે પોદળા બોટતી જાય છે. કદીક મીઠી લડાઈ થાય છે અને પછી બધી ભેગી થઈ ફળિયાના ટેકરા પર છાણાં થાપવા બેસે છે. થોડું છાણ બાકી રાખી તેમાંથી મોટી બહેન નાની બહેનને છાણનાં રમકડાં બનાવી આપે છે. નાનકડી ઘંટી, નાનકડા રોટલા અને હોળી માતા માટે નાનાં હોળૈયાં.'

તબલાંના અવાજને આ વાર્તાકાર કઈ રીતે વર્ણવે છે ?! -

'ધીન ધગિન તિનક, ધીન ધગિન તિનક, ધીન ધીન ધીન ધીન. ધીન તિનક તિનક ધીન, ધગિન તિનક ધીન, ધગિનક ધગિનક ધીન ધીન...'

ગતિશીલ દૃશ્યનું એક વધુ ઉદાહરણ -

'મોટર તેમને ઉતારી પૂંઠ ફેરવી વાંકાચૂંકા રસ્તા પર બત્તીઓના અજવાળાથી પટાબાજી કરતી ચાલી ગઈ.'

('મીન પિયાસી')

ભજનિકના અવાજને સુન્દરમ્ કેવું પ્રતીકાત્મક રૂપ આપે છે ! -

'મનમાં ને મનમાં રામ ઉચ્ચારી તેણે ઊંડો શ્વાસ લીધો અને તેનો અવાજ, રિસાઈને ઊડી ગયેલો હંસલો મનાઈને પાછો આવે તેમ પાછો આવ્યો.'

('મીન પિયાસી')

'બુધ્ધના ચક્ષુ' જેવુ કાવ્ય રચનાર સુન્દરમ્ કવિની કરુણા તથા સમભાવથી સર્વ પાત્રોને, પરિસ્થિતિને, સમાજને તેમજ દુરિતનેય જુએ છે, સ્વીકારે છે અને મોટા સર્જક કલાકારની નિર્મમતાથી ક્યારેક ટાકણા વડે વાર્તા-શિલ્પ કંડારે છે તો ક્યારેક ઘણ ઉઠાવીને ઘા ઝીકે છે અને મજબૂત કલાઘાટ ઘડે છે જેમ કે, જે નિર્મમતાથી સત્યજિત રે 'પથેર પાચાલી'મા દુર્ગાનુ મોત દર્શાવે છે એવી જ નિર્મમતાથી સુન્દરમ્ 'માને ખોળે'મા શબૂનુ કે 'પની'મા પનીનુ મોત નિરૂપે છે વળી પનીના મોત સાથે વાર્તાનો અત નથી આવતો. પરતુ, મદિરમા આરતી શરૂ થાય છે અને પ્રભુનાં નગારા ગાજી ઊઠે છે - ધન્ ધન્ ધન્ ! કડડધન્ ! કડડધન્ ! ફિલ્મના સાઉન્ટ્રેકની જેમ સુન્દરમ્ પણ અવાજોનો વાર્તામા કલાત્મક ઉપયોગ કરી જાણે છે ને છેલ્લે બાવાજીના અવાજમા તુલસીદાસની બાની સભળાય છે

શ્રિરી રામચંદ્ર કૃપાળુ ભજ મન

હરણ ભવભયદારુણં...

આ બાનીના ગૂજન સાથે વકતાપૂર્વક 'પની' વાર્તાનો અત આવે છે

આમ, સુન્દરમ્‌ના વાર્તા સર્જનમા કવિતા, ચિત્રકળા, ફોટોગ્રાફી, સગીત, દર્શન, અધ્યાત્મ આદિનો અનન્ય ફાળો રહ્યો છે અને આ બધુ એમની વાર્તાના ગદ્યમા ઓગળી જાય છે રૂપક કલ્પન પ્રતીક-અલકાર આદિ પણ સહજતાથી વાર્તાના ગદ્યમા ઓગળી જાય છે, ગાગડા રહી જતા નથી. સહજતા ક્યાય નદવાતી નથી. કવિ શ્રી ચદ્રકાન્ત શેઠે નોંધ્યુ છે તેમ, સુન્દરમ્‌ની વાર્તાઓમા માનવતાનુ દર્શન કેન્દ્રસ્થાને હોય છે 'નાગરિકા'ની નાયિકા કહે છે તેમ, માણસ ગમે ન ગમે તો ય તે ભગવાનનું જ ઘડેલુ હોય છે ને ! અસુદરનેય ચાહી ચાહીને સુદર કરી મૂકવાની પ્રબળ ઝખના ધરાવતા આ કવિની વાર્તાઓમા પણ જીવનને ભરી દેતા કોઈ ધોધમાર પ્રવાહનુ અવતરણ અનુભવાય છે આ અવતરણને સલામ, સુન્દરમ્‌ને પ્રણામ.*

(*ગાધીનગરમા યોજાયેલા ગુ.સા.પ.ના ૪૪મા અધિવેશનમા શ્રી સુન્દરમ્ શતાબ્દી વદનાની બેઠકમા તા. ૨૨ ૧૨ ૨૦૦૭ના રોજ 'સુન્દરમ્‌ની વાર્તા' વિષે આપેલ વક્તવ્ય. થોડા ફેરફાર સાથે.)

■

---

## 'અવલોકના' - સુચારુ વ્યક્તિત્વનો આસ્વાદ

શ્રી સુન્દરમ્ કૃત 'અર્વાચીન કવિતા' છેલ્લા સો વર્ષની ગુજરાતી કવિતાની ઐતિહાસિક વિવેચનાનો આકર ગ્રંથ પ્રસિદ્ધ થયાને વીસેક વર્ષ થયા. શ્રી સુન્દરમ્‌નુ વિવેચનકાર્ય તો લગભગ તેમના કાવ્યસર્જનની સાથોસાથ ચાલતું રહેલુ છે પણ એમના વિવેચનોનો સગ્રહ તો છેક આજે (૧૯૬૫મા) આપણને મળે છે

આ સગ્રહમા અભ્યાસનિબધો, વ્યાખ્યાનો, પ્રસ્તાવનાઓ અને અવલોકનોરૂપે કાવ્ય, નાટક, વાર્તા, નવલકથા આદિ કૃતિઓનુ ચારુ સહ્રદયતાભર્યું મૂલ્યાકન થયુ છે વિવેચક તરીકે શ્રી સુન્દરમ્‌મા બે વસ્તુઓ આગળ તરી આવે છે સાહિત્યિક રચનાઓના અતરગ સૌન્દર્યની સહજ સૂઝ અને વિવિધ કળા અવસ્થિતિના પ્રતિભાવો દર્શાવતી નિર્મલ સવેદનાશક્તિ. પરિણામે તેમનુ વિવેચન સૂક્ષ્મ, વેધક અને સમૃદ્ધ બને છે સ્વભાવગત ચિંતનશીલતા, દૃષ્ટિની વ્યાપકતા અને બૌદ્ધિક સત્ત્વશીલતા તેમના વિવેચનને એક આગવુ વ્યક્તિત્વ અર્પે છે કૃતિ, કર્તા કે પ્રવાહની આલોચનામા કોઈ ને કોઈ સ્વકીય દૃષ્ટિકોણનુ પ્રવર્તન થયુ હોય છે અને સાહિત્ય સિધ્ધાતોની અભિજ્ઞતા પશ્ચાદ્‌ભૂમિકા રૂપે રહીને વિવેચનને હૃદયગમ બનાવે છે ભિન્ન ભિન્ન અભિપ્રાયોમાથી પણ તત્ત્વ સારવી લેવાનું વલણ પ્રગટ થાય છે અને તે તેમના લખાણને સમનવ્યકારકતા અર્પે છે

અને સૌથી વિશેષ આસ્વાદ્ય છે કર્તાનુ વ્યક્તિત્વ. એ વ્યક્તિત્વ પણ તેમની વિવેચનાને એક રસાવહ વસ્તુ બનાવે છે 'અવલોકના' એ શ્રી સુન્દરમ્‌નુ આપણા વિવેચન સાહિત્યમા મહત્ત્વનુ અર્પણ બની રહેશે.

**રમણલાલ જોશી**

અમદાવાદ-૬ તા. ૮ આગસ્ટ ૧૯૬૫

(શ્રી સુન્દરમ્‌ના વિવેચનગ્રંથ અવલોકના (૧૯૬૫)નો આવરણ લેખ)

# સુન્દરમ્‌નાં મુક્તકો

ભાનુપ્રસાદ પંડ્યા

આપણા ગાંધીયુગીન કવિઓમાંથી કોઈનો પણ કાવ્ય સંગ્રહ ઉઘાડશો, તો ગૂંથેલા પુષ્પહાર જેવાં સૉનેટ, છન્દોબધ્ધ રચનાઓ, ગીતો અને દીર્ઘકાવ્યો વચ્ચે છૂટાં વેરાયેલાં ફૂલો જેવાં મુક્તકો જોવા મળશે. એ કવિઓને જેમ લાંબા કાવ્યોમાં વિસ્તારથી પોતાના મનોગતને રજૂ કરતાં આવડ્યું છે, તેમ સંવેદન કે જીવનરહસ્યને મુક્તકની પણછ પર ચઢાવીને વેધકતાથી વીંઝતાં પણ ફાવ્યું છે. એ યુગ જ એવો હતો કે જેમાં કવિને કશીક વિવક્ષા હતી. કવિ સર્જનરત હતો, તેટલો પ્રજાલક્ષી - ભાવક પરસ્ત પણ હતો. આજની માફક કવિ સંપૂર્ણ 'આત્મનેપદી' ન હતો, કાકાસાહેબની પરિભાષામાં કહીએ તો 'પરસ્મૈપદી' પણ હતો. આથી આ પ્રકારનો ઘૂંટેલો જીવનમર્મ એમને મુકતકમાં સચોટ રીતે વ્યક્ત કરવામાં કાવ્યાનંદની - સર્જનાનંદની અનુભૂતિ થતી.

'શેષ', સ્નેહરશ્મિ, સુન્દરમ્‌, ઉમાશંકર, મનસુખલાલ ઝવેરી આદિનાં મુક્તકોનો વિસ્તૃત પટ ઉપર અભ્યાસ થઈ શકે તેમ છે. આપણે સુન્દરમ્‌ શતાબ્દી પ્રસંગે કવિનાં મુક્તકોમાં એક લટાર મારીએ. સુન્દરમ્‌ પ્રારંભથી જ જીવનમરમી, જીવનસાધક કવિ રહ્યા છે. પ્રકૃતિ, પ્રીતિ, સૌંદર્ય, વિશ્વ, વસુંધરા અને ઊર્ધ્વલોક - આ સર્વ પ્રમેયોમાં એમની જીવનશ્રધ્ધાની વિકાસગતિ જોઈ શકાય છે. ગાંધીજી, ટાગોર અને શ્રી અરવિન્દનો પ્રભાવ ઝીલતાં ઝીલતાં પૂરી સંપ્રજ્ઞતાથી તેઓ ઊર્ધ્વની અભીપ્સાને સેવતા થયા હતા. 'કોયા ભગતની કડવી વાણી'થી માંડીને 'વરદા', 'મુદિતા' અને પછીના સર્જનમાં આપણને તેઓ 'અન્નમય' ભૂમિકાથી 'આનંદમય' સ્તર પ્રતિ વિકસતા પ્રતીત થાય છે.

કવિની મુક્તકશૈલી, એમનાં સ્વતંત્ર મુક્તકો સિવાયનાં કાવ્યોમાં, પણ યથાવકાશ યોજાયેલી છે. કાવ્યના પ્રારંભે, વચ્ચે કે અંતે એમનું કવિવક્તવ્ય, ઘણીવાર મુકતકસદશ પંક્તિઓ યોજી લે છે. એની સ્વતંત્ર અવતરણક્ષમતા પણ હૃદ્ય છે. દા.ત. 'માનવી માનવ' રચનામાં પ્રારંભે માર્મિક પંક્તિઓ છે :

**પૃથ્વી-ઊછંગે ઊછરેલ માનવી**
**હું માનવી માનવ થાઉં તો ઘણું.**

કાવ્યાન્તે ઉપરની પંક્તિને બદલીને લખે છે :

**વસુન્ધરાનું વસુ થાઉં સાચું**
**હું માનવી માનવ થાઉં તો ઘણું.**

જોઈ શકાય છે કે ઉભય પંક્તિયુગલમાં મુક્તકમાં અપેક્ષિત એની સર્વકાલીનતા, મર્મ અને ચોટ અનુભવી શકાય છે. અન્ય ઉદાહરણ જોઈએ તો -

'ધૂમકેતુ' જેવા ખંડકાવ્યમાં વચ્ચે આવી પંક્તિઓ સહજ રીતે યોજાયેલી છે. એમાં મુક્તકમાં કાલવી લેવાતું તથ્ય છે :

**શું બ્રહ્મચર્યે નહિ સિદ્ધિ માનવીની ?**
**શું લગ્નમાં તુષ્ટિ ન કામદેવની ?**

'ધૂમકેતુ'માં આકાશકન્યાઓ સ્વૈરવિહારી ધૂમકેતુને વરવા ઉત્સુક છે, દેવો પણ ધૂમકેતુને મનાવી રહ્યા છે ત્યારે વિષ્ણુના મનમાં ઉપરનો પ્રશ્ન જાગે છે. એ બન્ને પંક્તિઓ મુક્તક જેવું સ્વતંત્ર નિરૂપણ પામે છે. તો 'શેષ'ની રચના 'એક સન્ધ્યા' લાંબું પ્રસંગ કાવ્ય છે. સંધ્યા વેળા નદી પાર કરતું યુગલ નિકટ આવે છે. ત્યારે નાયકના ચિત્તમાં પ્રેમ અને પાણી - ઉભયની સાંગોપાંગ સ્પર્શ કરવાની ક્ષમતા એકાએક ઝબકી જાય છે અને તે ઉચ્ચારે છે :

**ન પાણી ને પ્રેમ સમું બીજું જગે !**
**જે સર્વતઃ સ્પર્શ કરે મનુષ્યને !**

દીર્ઘકાવ્યમાં આપણા ગાંધીયુગીન કવિઓએ અનેકવાર સંવેદન-નિરૂપણ વેળા ચિત્તમાં જાગતું કોઈ ધનીભૂત ચિંતન આ રીતે વ્યક્ત કરવાનું વલણ દાખવ્યું છે. ઉમાશંકર જોશીનાં કાવ્યોમાંથી આવી સૂક્તિઓ વારંવાર મળે છે. પણ 'વિશ્વશાંતિ' જેવા ખંડકાવ્યમાંની આ પંક્તિઓને અમારા એક સાહિત્યપ્રિય મિત્ર મુક્તક તરીકે વક્તવ્યમાં નિર્દેશતા હતા !

**વિશાળે જગ વિસ્તારે નથી એક જ માનવી**
**પશુ છે, પંખી છે, પુષ્પો વનોની છે વનસ્પતિ**

એમને જ્યારે એ કાવ્ય બતાવ્યું ત્યારે તેઓ આ પંક્તિઓ કાવ્યાંતર્ગત આવે છે, તેનો સ્વીકાર કરતા થયા !

આ ચર્ચા દર્શાવે છે કે કવિનુ મનોમંથન સ્વતત્ર મુક્તક રૂપે જ નહિ, પણ ભાવનિરૂપણની કોઈ કક્ષાએ મુક્તક શૈલીમા પણ પક્તિઓ રચી કાઢે છે અને કવિ સુન્દરમે પણ એ રીતે એમનું મનોગત પ્રકટ કરેલુ છે કસ્મૈ' જેવી કૃતિમાની આ પક્તિઓ ગઝલનો મિજાજ દાખવતી કેવી સ્વતંત્ર અવતરણ-ક્ષમતા ધરાવે છે !

**હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે**

**આવે ભલે તે લયલા બનીને !**

આમ જોઈએ તો કાવ્ય કસ્મૈ મા વ્યાપક પ્રેમનુ મહિમાગાન કરતા કવિએ સૉનેટનો વળોટ સિધ્ધ કર્યો છે પણ કાવ્યાન્તે શિખરીભૂત પક્તિઓરૂપે આ પ્રકારની વીજઝબકાર જેવી ચોટ સાધી છે જે આપણને મુક્તક માણ્યાનો આનદ આપે છે આથી અહીં આપણે વિવેક કરવો પડશે કે સ્વતત્ર મુક્તક સ્વરૂપની રચનાના પરિમાણમા થતી અભિવ્યક્તિને આપણે આ કાવ્ય પ્રકાર તરીકે સ્થાપવી ઘટે એવી કૃતિને કાવ્યગત અન્ય કોઈ ભાવસદર્ભ હોતો નથી.

કવિ સુન્દરમ્‌ની એ પ્રકારની થોડી કાવ્યનિર્મિતિઓને જોઈએ. કવિ પાસેથી એક પક્તિનુ દોઢ પક્તિનુ મુક્તક બે પક્તિના મુક્તકો, ત્રણ પક્તિયુક્ત રચના, ચાર પક્તિઓ તથા પાચ પક્તિઓના મુક્તકો મળેલા છે એમા પણ કવિની પલટાતી જીવનશ્રધ્ધાનો આલેખ જોવા મળે ખરો પરતુ મુક્તકમા અપેક્ષિત લાઘવ ભાવસ્પન્દની ઘનતા સૂક્ષ્મતા (Subtlety) નિરૂપણની નવીનતા તથા ચોટ સાથે ચિંતનલહર ભાવકના હ્રદય મનને પરિપ્લાવિત કરે તેવા હોય છે એક પક્તિના બે મુક્તકો પ્રીતિ વિશેનાં છે બનેની તાસીર નિરાળી છે

**જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી**

કવિનું અતિ પ્રચલિત અને વારવાર ઉચ્ચારાતુ તથા અવતરિત થતુ આ મુક્તક પરિપૂર્ણ પ્રેમના વિશાળ ફલકને ઊડળમા લઈ લે છે કડીનુ કામ જોડવાનું કડી સાકળ રચે અને તેમાં અન્યને જોડે જે કાંઈ છૂટું વિશૃખલ છે તેને સંયોજવાનું કામ કડીનુ છે જગતમા આવી કડીઓ વિભિન્ન પ્રકારની હશે. કેટલીક શોભારૂપ હોય અને કેટલીક બધનરૂપ પણ હોય ! છેલકડી શોભાવે તો હાથકડી બાધે ! એ બધી કડીઓની ચર્ચામા નથી ઊતરવુ પણ જે સર્વથી વડી-મોટી કડી છે તે સ્નેહની છે સ્નેહ બાધે છે તેમ મુક્ત પણ કરે છે સિધ્ધાર્થને સ્નેહની પ્રણયની કડીએ બાધ્યા, પણ વિશ્વપ્રેમની કડીએ પ્રબુધ્ધ દશામા મુક્ત કરી દીધા !

અહીં ગીતની કડી પણ યાદ આવે કવિનું સંવેદન ગીતના અંતરારૂપ કડીમા કેવુ પરોવાતું ચાલે છે ! એટલે એક કડી ગીતની પણ કહી શકાય ! હવે બીજા એક પંક્તિના મુકતકમા પ્રથમથી તદ્દન સામે જતો રોમેન્ટિક ઉદ્રેક છે સ્નેહની સર્વથી વડી એ અભિવ્યક્તિમા પ્રીતિનુ ઉદાત્ત સર્વાશ્લેષી, રૂપ જોવા મળે છે તો 'બધું છૂપે, છૂપે નહિ નયન ક્યારે પ્રણયનાં' માં કવિએ પ્રણયના પ્રથમ ઉદયનો અણસાર આપ્યો છે સર્વવ્યાપક સ્નેહની મોટી કડીમા જે પ્રીતિનો ઉન્મેષ છે તે બુધ્ધના ચક્ષુનો છે તો છૂપે નહિ નયન ક્યારે પ્રણયના'મા આપણને ભરત કણ્વનો આશ્રમ યાદ આવે છે દુષ્યન્ત શકુન્તલાનુ તારામૈત્રક એક ક્ષણમાં જ 'પ્રણયનો તૂફાની મિજાજ' સકેતિત કરે છે બને પ્રથમ દર્શને જ વિહ્વળ થઈ ગયા છે યુવાન હૈયામા જાગેલો પ્રણય નયનની બારીએ ઝબકી જાય છે ! તમે બીજુ બધુ છુપાવી શકો પણ પ્રીતિના પ્રથમ ઉભરાને નહિ તમે તમારા ધૃણા, રોષ, મત્સર કે કિન્નાખોર વૃત્તિનો ઢાકપિછોડો કરી લો, પણ પ્રીતિ તો મૌનમાં પાપણને હિંડોળે ઝૂલી જવાની ! એ પ્રકારની મસ્તી, ઉત્સુકતા કે અભિલાષા પ્રણયસ્પન્દની સુકુમાર મનોદશાને પુષ્પગંધની માફક પ્રકટ છતા અપ્રકટરૂપે પ્રિયજનને સૂચવી દે છે

કવિનું ત્રીજુ મુક્તક દોઢ પક્તિનુ છે આ મુક્તક પણ અતિ અવતરણક્ષમ હોઈ ઘણાને મુખે ઉચ્ચારાતું સાભળવા મળે છે

**તને મેં ઝંખી છે**

**યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી**

ખડ શિખરિણીનો પ્રયોગ અહીં અત્યત સૂત્રથી અને ત્રેવડથી થયો છે શિખરિણીની પ્રથમ યતિ (છ શ્રુતિઓ) પાસે પ્રિયજનનો ઉદ્‌ગાર ક્ષણાર્ધ વિરમી જાય છે જાણે કે ઘડીભર શ્વાસ લઈ લે છે ! પછી તરત જ પોતાની મિલન ઝખનાની તીવ્રતાને અનુરૂપ એવુ કલ્પન એને મળી જાય છે સહરા જવા અફાટ અમેય રણની તૃષા ! સહરાની જલતૃષા ક્યારે તોષાય ? કદાચ નિરવધિ કાલક્ષેપ થાય ! આ કોઈ જિંદગીભરના એકલવાયા વિરહીનો ઉદ્‌ગાર છે પણ કવિએ એ તરસની ઉત્કટતા સૂચવવા યોજેલા વિશેષણો જુઓ ! યુગોથી ધીખેલા પ્રખર એ ત્રણ વિશેષણો પછી એકાએક

'સહરા'નો નિર્દેશ થતાં ઝંખનાની પરાકાષ્ઠા આવી જાય છે. કોઈને કદાચ એમાં અતિરંજનનો અણસાર આવી જતો દેખાય, તો તે આ પ્રકારની અભિવ્યક્તિમાં કોટિ ('કન્સીટ') જોવા પણ લલચાય ! ગમે તેમ પણ આ દોઢ પંક્તિનું મુક્તક કવિની રંગદર્શી તાસીરનો પરિચય આપી દે છે.

બે પંક્તિઓનાં મુક્તકો પણ સુન્દરમે રચ્યાં છે. 'જ્યોત' શીર્ષકના નીચેના મુક્તકમાં સૂર્યોદયનું સૂચન રમ્ય રીતે થયું છે :

**ઝગી ઝગારી જ્યોત એકલ આભલકોડિયે**
**લખલખ એના સ્રોત ઝળહળ જગની વાડીએ**

અહીં કવિએ 'બૃહદ્'ને 'લઘુ'માં સમેટીને આકાશને - કોડિયામાં અને વિશ્વને માત્ર 'વાડી'માં સમાવી લીધાં છે. હા, ભાઈ ! નિરંકુશાઃ કવયઃ ! તેઓ 'લઘુ'ને 'બૃહદ્'માં અને બૃહદ્ને 'લઘુ'માં કાલવી લેવાના કીમિયો કરી શકે છે. 'ઝગારો' નામવાચકમાંથી કવિ 'ઝગારી' વિશેષણ પણ નિપજાવી લે છે. કવિઓ ભાષાનું પણ નવનિર્માણ કરી દેતા હોય છે !

'હે માતા !' જેવી બે પંક્તિની કૃતિમાં સાર્વભૌમ માતૃત્ત્વનો મહિમા તો થયો છે, પણ એમની 'શ્રી માતાજી' પ્રત્યેની ભક્તિનું પણ રમ્ય ધ્વનન માણી શકાય છે :

**હે માતા ! જગમાંહિ સુન્દર ન કો દૃષ્ટે પડ્યું તું સમું**
**મારાં ત્વચ્ચરણારવિંદ વિરમે સૌન્દર્યસ્તોત્રો હવે**

શાર્દૂલના દીર્ઘ છન્દોલયમાં કવિએ મુક્તકની ઘનીભૂત શક્તિને સચોટ રીતે વ્યક્ત કરી છે. માતાના ચરણ પાસે સ્તુતિ વિરમી જ જાય !

હવે લઈએ તેમનું સુખ્યાત પરંતુ એટલું જ ચમત્કૃતિભર્યું ત્રણ પંક્તિઓનું મુક્તક. ગઝલના મિજાજમાં કોઈ ચોટદાર શેર જેટલી સઘનતા અને અવતરણ ક્ષમતા દાખવતું કવિનું આ મુક્તક પણ સાહિત્યપ્રિય ગુજરાતીના હૃદયમનમાં વસી ગયું છે :

**હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની**
**ને જે અસુન્દર રહી તેહ સર્વને**
**મૂકું કરી સુન્દર ચાહી ચાહી**

આ મુકતકમાં કવિએ સૃષ્ટિના બાહ્ય સૌન્દર્ય પ્રત્યેનો પ્રેમ જાળવીને, પ્રેમમાં રહેલી અઢળક રિધ્ધિનું સૂચન કરી દીધું છે. ગાંધીજીએ કહેલું 'Handsome is that handsome does' જે સુચારુ કાર્ય કરે છે, સુઘડ રીતે વર્તે છે, તે સુન્દર છે, રળિયામણું લાગે છે. કાકાસાહેબનું વાક્ય પણ યાદ આવે 'સૂગ અને સૌન્દર્ય વસ્તુગત નહિ, ભાવનાગત છે.' પરંતુ સુન્દરમ્‌ના પ્રેમલ દૃષ્ટિના જાદુની અદ્‌ભુતલીલાઓ દર્શાવે છે. વિશ્વની સુન્દર વસ્તુઓને ચાહવાની છે, પણ જે વિરૂપ છે તેનું શું ? એને કેમ સુન્દર કરી શકાય ? સ્નેહના સ્પર્શથી, હૃદયમાં ઉભરાતી ચાહનાથી એને સુન્દર કરી શકાય. એ માટે જોઈએ કેવળ દરિયાવ દિલ ! કેવળ કુરૂપની વાત નથી,જે કોઈ પ્રાણી, પદાર્થ, માનવી હડધૂત, તિરસ્કૃત, અભદ્ર કે સ્નેહવંચિત છે, તેને પ્રેમથી ભીંજવીને આપણે તેમને 'સુન્દર' કરી શકીએ. કોઈ રવિશંકર મહારાજ જ્યારે વનવાસી, ગિરિજનો, અસામાજિક તત્ત્વો સાથે હાથ મિલાવે, તેમને ચાહે; ત્યારે તે જડસુ અને છેવાડાના લોકો પણ શીલની સુગંધ વહેવડાવતાં 'સુન્દર' 'સુઘડ' બની જાય છે. પ્રેમ, ઔદાર્ય અને સેવાથી અસુન્દરને 'સુન્દર' કરી શકાય. કવિએ મુક્તકમાં યોગ્ય રીતે જ 'ચાહી ચાહી' એમ ક્રિયારૂપનું પુનરાવર્તન કર્યું છે. વારંવાર વર્ષા-પ્રેમવર્ષા કરવાથી 'મરુભૂમિ'માં પણ પુષ્પો ખીલી શકે !

શ્રી અરવિન્દ દર્શનથી અનુપ્રાણિત સાધક કવિ સુન્દરમ્‌ના સર્જનમાં ૧૯૪૦ પછી નવપ્રસ્થાન જોઈ શકાય છે. તેમાં ગીત, સૉનેટ, દીર્ઘકાવ્ય કે મુક્તક એ સર્વ પ્રકારોમાં ઊર્ધ્વની અભીપ્સા તીવ્ર બનતી જાય છે. 'મળું છું' શીર્ષકનું ચાર પંક્તિનું આ મુક્તક તેની ગવાહી આપે છે :

**ધરાનાં પાર્થિવ્યો પરહરી મળું છું તવ કને,**
**મને લે જે તારી પરમ ચિતિને અંક, જનની !**
**પ્રભુત્વે તારા દે રસી, કસી ઋતે, દેવગણની**
**મુદ્દાની ગંગા દે જગ પર ભલે પાઠવ મને !**

પરમ ચેતનાની અનુભૂતિ કરી પછીથી ઊર્ધ્વમાંથી આ ધરા પર પુનઃ અવતરી સમસ્ત વિશ્વને એ સંમુદાની ગંગામાં અંઘોળતા કરવાની કવિની મનીષા અહીં પ્રગટતી જોઈ શકાય છે. વામન ભગવાનનાં સાડા ત્રણ ડગલાં પછી અડધું ડગલું ભરી પરમ ચેતનાનો અનુભવ મનુષ્ય કરી શકશે, એવી ઉત્ક્રાન્તિની ચરમ કક્ષાની ઝાંખી શ્રી અરવિન્દે કરી હતી. એનો જ અનુસ્પન્દ આ મુક્તકમાં આપણે પામી શકીએ છીએ. 'યાત્રા', 'વરદા' અને 'મુદિતા'માં મુક્તકો ઓછાં છે, પણ જે છે, તે સર્વ કવિની સાધક અવસ્થાનો આવિર્ભાવ બની રહે છે.

'મુદિતા' સંગ્રહનું 'રહ્યું ના' ચાર પંક્તિનું મુક્તક છે, પણ એમાં પરમાત્મા-પરમ તત્ત્વ સાથેનું તાદાત્મ્ય દર્શાવતું સ્પન્દન ઘનીભૂત થઈને વ્યક્ત થાય છે

'તું મુજ દર્દ બધું જાણે છે, જાણ્યું પછી મુજ દર્દ રહ્યું ના'

એ પંક્તિથી પ્રારંભાતું મુક્તક આ પ્રકારનું છે.

અંતે આપણે કવિનું સહૃદયોને - સરેરાશ વાચકોને પ્રિય એવું પાંચ પંક્તિઓનું મુક્ત લઈએ : શીર્ષક છે : 'બક્ષિસ'.

રાજાના દરબારમાં રસિકડી મેં બીન છેડી અને
તેં તારા ઠમકારથી સકળનાં ચોરી લીધાં ચિત્તને,
રાજા ત્યાં હરખ્યો, સભા ખુશ થઈ: 'માંગી લિયો ચાહ્ય સો'
બંને આપણ થંભિયાં પણ ન કૈં સૂઝ્યું જ શું માગવું,
ને પાછાં હસી આપણે મનભરી ગાયા બજાવ્યા કર્યું !

કલાકારોનાં મસ્તી, મોજ અને નિજાનંદથી ચડિયાતું કશું નથી, એવા કલાકારો યાચનાથી પર છે પોતાની કલામાં સતત રમમાણ રહેવું એ જ એનો આશય હોય છે કલાનો તાત્કાલિક આનંદ એ જ એમને મન તો સર્વ. આ મુક્તક એક નાની, પ્રસંગાત્મક દશ્યાત્મક રચના બને છે એમાંની નાટ્યાત્મક લકીર પણ આપણને વશ કરે છે

કવિ સુન્દરમ્‌નાં બધાં મુક્તકો વિશે લખતાં વિસ્તાર થાય, પણ આ થોડાંકમાંથી પસાર થતાં પણ એ કેવડા મોટા કે મહાન કવિ (Major Poet) છે, તેની પ્રતીતિ થાય છે પ્રણય, પ્રેમ, ભક્તિ અને અધ્યાત્મનો ઘૂંટાયેલા ભાવ-સ્પન્દ એમાં વિભિન્ન છન્દોલયમાં કેવો અનાયાસ વહી રહે છે, તેનો સહૃદય વિદગ્ધ ભાવકને સદ્ય પરિચય થાય છે જો કે અધ્યાત્મ પરસ્ત સાધક કવિનાં મુક્તકો પ્રાથમિક ભૂમિકાથી ઉપરની કક્ષાનાં હોઈ પૃથકજનને કે તાત્ત્વિક ભૂમિકાથી અજાણ કોઈ વાચક - ભાવકને એટલાં ચોટદાર કદાચ ન પણ લાગે, આમ છતાં આ સમર્થ કવિની સર્જકતા ક્યાંય ઓસરતી દેખાતી નથી.

■



અધ્યયનમાં શ્રી અરવિંદ નિવાસમાં ૧૫ થી ૧૭ ઓક્ટોબર ૧૯૬૨

# સ્નેહ અને સૌન્દર્યનું મહિમાગાન

નીતિન વડગામા

સુન્દરમ્‌ની કેવળ ત્રણ પંક્તિની અત્યંત જાણીતી રચના છે -

હું ચાહું છું સુંદર ચીજ સૃષ્ટિની
ને જે અસુંદર રહી તેહ સર્વને
મૂકું કરી સુંદર ચાહી ચાહી.

દેખીતી રીતે નાનકડી એવી આ કાવ્યકંડિકામાંથી દર્શનનું અજવાળું પ્રગટે છે અને પ્રસ્તુત પંકિતઓને નિમિત્તે કવિ શાશ્વત કે સનાતન સત્યનું સુમેરે ઉદ્‌ઘાટન કરે છે. સાથોસાથ સ્નેહ અને સૌન્દર્યના આરાધક સુન્દરમ્‌નું આંતર વ્યક્તિત્વ પણ અહીં સહજ રીતે જ પ્રગટ થઈ આવે છે.

આ વિપુલ સૃષ્ટિ અનેક દ્વન્દ્વોથી ભરેલી છે. આ પૃથ્વીના તટ ઉપર પોતાની તીવ્ર સોડમથી ઘ્રાણેન્દ્રિયને તરબતર કરી દેતાં પુષ્પોનો મઘમઘાટ છે, તો સાથે જ લોહીઝાણ કરી મૂકતા તીક્ષ્ણ અને ધારદાર કાંટાઓના ડંખ પણ છે; અહીં, ભીતરને ભરી દેતી શ્વેત-શુભ્ર પૂનમની ચાંદનીનું અમીવર્ષણ છે, તો સમાંતરે કાળી ડિબાંગ રાત્રિએ અનુભવાતું કારમી એવી કાલિમાનું અવતરણ પણ છે. આ સૃષ્ટિમાં પ્રેમની ગંગાનું પુનિત-પાવન ઝરણું વહે છે, તો ક્યાંક-ક્યારેક બે વ્યક્તિ વચ્ચે કે બે વર્ગ વચ્ચે વેરભાવ અને વૈમનસ્યનું વિષ પણ ઝરે છે. આવાં અનેક દ્વન્દ્વોની વચ્ચે શ્વાસ લેતાં લેતાં પણ, જો આપણે સૌન્દર્યનું, સ્નેહનું અને એ નિમિત્તે માનવ્યનું જતન કરીએ, તો જીવનની વૈતરણી સારી રીતે પાર કર્યાનો સંતોષ લઈ શકીએ.

આ જગતમાં સુંદર અને અસુંદરના જે સ્થૂળ ભેદ અનુભવાય છે, એ આખરે તો માણસજાતે જ ઊભા કરેલા છે. એ ભેદને ભૂલવા જોઈએ અને ભૂંસવા જોઈએ. વહેલી તકે એ ભેદનું વિસર્જન - વિગલન થવું જોઈએ. આવા ભેદના સીમાડાને ભૂંસવાનું કામ અઘરું હોય તો ય અશક્ય તો નથી જ. પ્રેમ અને સૌન્દર્યથી આલેખિત દૃષ્ટિને પ્રતાપે એવો ચમત્કાર અવશ્ય થઈ શકે.

કોઈ પણ વ્યક્તિ પ્રત્યે હૃદયમાં જો પ્રેમભાવ પ્રગટે તો જ એમાંથી સૌન્દર્યની સરવાણી ફૂટી શકે. આપણે જ્યારે સૌન્દર્ય માણીએ છીએ ત્યારે કેવળ પેલી સુંદર વસ્તુ પ્રત્યે જ પ્રેમ નથી થતો. કેમ કે પ્રથમ દૃષ્ટિએ અસુંદર જણાતી એ વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે પણ, જો આપણાં અંતરમાં પ્રેમનો પ્રાદુર્ભાવ થશે, તો એની અસુંદરતા ઓસરી જશે અને એમાં પણ આપણને સૌન્દર્યનો સાક્ષાત્કાર થઈ શકશે. જ્યારે બીજી બાજુ, સુંદર ગણાતી-જણાતી વસ્તુ કે વ્યક્તિ પ્રત્યેનો આપણો વ્યવહાર જો પ્રેમમય નહિ હોય તો કશું જ સૌન્દર્યમય જણાશે નહીં. પરિણામે પેલા નિતાન્ત એવા સૌન્દર્યને આપણે જાણી-માણી કે પિછાણી શકીશું નહિ, ને એ સૌન્દર્યના સુખદ અનુભવથી વંચિત જ રહી જઈશું.

આમ, સૌન્દર્યના સાક્ષાત્કારનો સઘળો આધાર માણસની દૃષ્ટિ પર રહેલો છે. માણસની દૃષ્ટિ જો સ્વચ્છ અને સુઘડ હશે, એ દૃષ્ટિ જો પ્રેમથી પરિપ્લાવિત હશે તો ક્ષુદ્ર અને ક્ષુલ્લક જણાતી વસ્તુ પણ સૌન્દર્યથી મંડિત થઈ જશે. અને આપણી દૃષ્ટિ જ જો ડહોળાયેલી હશે કે અનેક આવરણોથી આચ્છાદિત હશે, તો લાખ પ્રયત્ન કરવા છતાંય આપણે પેલા સૌન્દર્યાનુભવથી જોજનના જોજન છેટું જ રહેવું પડશે. એવી પૂર્વગ્રહિત અને આવરણયુક્ત દૃષ્ટિથી આપણે કોઈ પણ કાળે અને કોઈ પણ ભોગે સૌન્દર્યને સિદ્ધ નહિ કરી શકીએ. સૌન્દર્યસિદ્ધિ કે સૌન્દર્યપ્રાપ્તિ માટે સૌ પ્રથમ તો આપણે આપણી જાતને સાબદી કરવી પડશે. આપણી પ્રકૃતિમાં અને પ્રવૃત્તિમાં જે કંઈ અસદ્ અને અસુંદર હશે એને ત્યજવું પડશે. આપણે પંડને જો સુંદરતાના સાગરમાં ઝબોળી શકીએ તો જ આખી વસ્તુ કે વ્યકિતમાં આપણને સૌન્દર્યનો અહેસાસ થઈ શકે.

સ્નેહ અને સૌન્દર્ય એ આ સૃષ્ટિનાં સનાતન એવાં તત્ત્વો છે. આપણા અંતરને સતત સ્નેહની ઝંખના થયા કરે છે, તો આપણી આંખને અવિરતપણે સૌન્દર્યની ઝાંખી કરવાની પણ અપેક્ષા રહે છે. આ બંને તત્ત્વોને પામવાની અને માણવાની આમ, માણસમાત્રની મનીષા હોય છે. અલબત્ત, સ્નેહ અને સૌન્દર્ય એ બંને તત્ત્વો અવિનાભાવે જોડાયેલાં છે. કહીએ કે, પરસ્પર પૂરક એવાં આ તત્ત્વો છે. એકના અભાવે અન્યનો ઉદ્‌ભવ અશક્ય છે.

માણસની પ્રેમમય અને સૌન્દર્યમય દૃષ્ટિ જ તો કુત્સિતને પણ કોમલ અને કમનીય બનાવી દે છે. પ્રેમનો

પારસસ્પર્શ થાય તો શત્રુ પણ મિત્ર બની જાય. આ સમાજમા નાત જાતને નામે કે ધર્મ-સપ્રદાયને નિમિત્તે બે વર્ગ વચ્ચે તિરાડ પડી હોય ત્યારે પ્રેમનું ઓસડ જ અકસીર પુરવાર થાય છે આ પૃથ્વી પર આપણી રુચિને અને પ્રકૃતિને અનુકૂળ ન આવે એવુ ઘણુ બધુ છે ઘણી વસ્તુઓ અને વ્યક્તિઓ પ્રત્યે આપણને અણગમો પણ હોય. કોઈ ચોક્કસ ધર્મ કે સપ્રદાય પ્રત્યે આપણને પૂર્વગ્રહ પણ હોય પરતુ પ્રેમપદારથમા એવી તાકાત છે કે જેને કારણે આવી બધી જ માનસિક કલુષિતતાઓનુ નિરાકરણ થઈ જાય. જો સામી વ્યક્તિને આપણે હૃદયથી ચાહીશુ તો એ વ્યક્તિ આપણી વિરોધી કે દુશ્મન હશે તો પણ એનુ હૃદયપરિવર્તન થશે અને આપણા પ્રત્યેની એની ઉપેક્ષા પણ પ્રેમમા પરિણમશે. આમ, આપણો પ્રેમપૂર્વકનો વ્યવહાર સામી વ્યક્તિને પણ, આપણા પ્રત્યે પ્રેમ વરસાવવા માટે મજબૂર કરશે. એટલે આપણી અપેક્ષા જો પ્રેમ પામવાની હશે તો પ્રથમ આપણે પણ પ્રેમ આપવો જોઈશે.

આ જગતમા પ્રેમનું ઓજાર જ એવુ છે જે પારકાને પણ પોતાના કરી શકે છે સ્નેહનુ શસ્ત્ર જ એવુ છે જેનાથી શત્રુઓને પણ સ્વજન બનાવી શકાય છે એટલે આપણે જો સવાદિતાની સ્થાપના કરવી હશે અને સુદરતાની સાધના કરવી હશે તો માનવજીવનના સારસર્વસ્વ સમા સ્નેહનો સેતુ બાધવો પડશે. માનવ-માનવ વચ્ચેનો આવો સ્નેહનો અનુબધ સ્થપાય તો જ આ સૃષ્ટિ ઉપર પણ સ્વર્ગ અવતારી શકાય. કવિશ્રી સુન્દરમ્‌ની જ અન્ય પંક્તિ પણ, આ સાર્વત્રિક અને સનાતન સત્યને ઉદ્‌ઘાટિત કરી આપે છે

**જગની સૌ કડીઓમાં, સ્નેહની સર્વથી વડી.**

સ્નેહને સૌથી ઊચો દરજ્જો આપીને કવિને સદેશ તો એ જ વહેતો મૂકવો છે કે સ્નેહ કે પ્રેમ અનિવાર્ય છે માનવજાત માટે કેમ કે પ્રેમ એ તો માનવજીવનનો લઘુત્તમ સાધારણ અવયવ છે અને એ પ્રેમ પણ કેવળ માતૃપ્રેમ, પિતૃપ્રેમ કે પત્નીપ્રેમ, સતાનપ્રેમ કે સપત્તિપ્રેમ પૂરતો સાકડા સીમાડામા બધાયેલો નહીં, પરતુ સમગ્ર માનવજાત સુધી વિસ્તરતો, માનવમાત્ર પ્રત્યેનો પ્રેમ, અબોલ એવા પશુ પખી કે પ્રાણી માત્ર પ્રત્યેનો પ્રેમ. આવો પ્રેમ જો આપી શકીએ તો પામી પણ શકીએ. અને આવા વ્યાપક ફલક પર વિસ્તરતા પ્રેમની આપ લે કે પ્રત્યેક માનવના હૃદય સુધી વિસ્તરતા સ્નેહનુ આદાન પ્રદાન, આ સૃષ્ટિ ઉપર સઘળા સુખ-સમૃદ્ધિ અને સૌન્દર્યનુ અવતરણ કરવા માટે પર્યાપ્ત છે

સર્જનહારે તો મનોહારી એવી સૃષ્ટિનું સર્જન કર્યું છે પરંતુ કમનસીબી તો એ છે કે કુદરતની આ રમણીય સૃષ્ટિનું જતન કરવાને બદલે અને સૃષ્ટિની એ સમૃદ્ધિ અને સુદરતાને જાળવી રાખવાને બદલે માનવજાત એને નષ્ટ કરવા પ્રવૃત્ત થાય છે અનેક વિષમતાઓ અને વિસગતિઓની કેટલીક દીવાલો રચીને માણસ, ઈશ્વરની એ સુરૂપ સૃષ્ટિને કુરૂપ બનાવે છે એ આજના દેશ કાળની કરુણતા છે

સુન્દરમ્‌ની ઉપર્યુક્ત પક્તિનો પૂર્વાર્ધ તો સહજ-સરળ છે અને સૌને સ્વીકાર્ય બને એવો પણ છે કે

**'હું ચાહું છું સુંદર ચીજ સૃષ્ટિની.'**

સુદરને તો સૌ કોઈ ચાહે અને સૌ કોઈ આવકારે. પરંતુ અઘરી વાત તો ઉત્તરાર્ધની છે

**'ને જે અસુંદર રહી તેહ સર્વને**
**મૂકું કરી સુંદર ચાહી ચાહી...'**

આ સમસ્ત સૃષ્ટિની અસુદર એવી વસ્તુને પૂરી ઉત્કટતાથી ચાહવાનું કામ કપરું છે અને એવી ચાહનાને અંતે અસુદરને સુદર કરવાનું કામ એટલુ જ દોહ્યલુ છે અલબત્ત, દુષ્કર જણાતુ આ કામ કદાચ સરેરાશ માણસને અશક્ય કે અઘરુ લાગે કવિને માટે તો એ પણ શક્ય અને સુકર છે એટલે જ તો કવિ સ્નેહ અને સૌન્દર્ય જેવા સનાતન તત્ત્વોનું ગાણુ ગાય છે અને આ સૃષ્ટિ ઉપરના સઘળા અસુદર તત્ત્વોને પણ, ચાહી ચાહીને સુદર કરી મૂકવાનો મનોરથ પણ સેવે છે સુન્દરમ્‌નું આ નાનકડુ કાવ્ય બૃહદ્ દાર્શનિક પીઠિકા પર વિસ્તરે છે અને વ્યાપકભાવે સ્નેહ અને સૌન્દર્યનું મહિમાગાન કરે છે સુન્દરમ્ સ્વય એ રચના સદર્ભે કેવી કેફિયત આપે છે તે સાભળીએ

'પ્રેમનો એક સનાતન પ્રશ્ન આવી રીતે ઉકેલાઈ જશે એમ તો મને કદી કલ્પના ન હતી. જગતમા આપણે સુદર અને અસુદરના જે ભેદ પાડી દીધેલા છે એ ભેદનુ અહીં કોઈ અકલિત રીતે વિસર્જન બન્યુ છે સૌન્દર્યમાંથી સુદર વસ્તુ ઉપર જ પ્રેમ થાય છે ? ના, અસુદર ગણાતી, પ્રથમ દૃષ્ટિએ એવી લાગતી વસ્તુ-વ્યક્તિ, કોઈ અકલિત રીતે તે માટે પ્રેમ જન્મતા પછી સુદર પણ દેખાવા લાગે છે વસ્તુત સ્વતંત્ર એવી વસ્તુઓ ભેગી થઈ જઈને એક સમયે બહુ જ પ્રેમમય અને સૌન્દર્યમય કરી દે છે '

■

# એક યાત્રાની અનુભૂતિ

દુષ્યન્ત પંડ્યા

ઈ.સ. ૧૯૩૦થી ૧૯૩૩ આસપાસના ગાળામાં ભારતે જે સર્વદેશીય પરિવર્તન અનુભવ્યું તેનો સંપૂર્ણ ઈતિહાસ લખાયાનું જાણ્યું નથી. ચેપમને કરેલા હોમરના અનુવાદને વાંચીને કીટ્સે જે ભાવ અનુભવ્યો હતો, કાલિદાસનું શાકુન્તલ વાંચીને ગટેએ જે ભાવ અનુભવ્યો હતો તેના જેવું નહીં, તેથી ક્યાંય અધિક ભાવન ભારતના યુવકોનાં ચિત્તોએ અનુભવ્યું હતું. સુન્દરમ્‌ના 'સાફલ્યપણું' કાવ્યમાં એની ઝલક જોવા મળે છે.

સુન્દરમ્ અને ઉમાશંકરની કવિતાનો impact પણ એવો જ હતો. પંડિતયુગના કવિઓની કવિતા અને એ યુગના અનુગામી કવિઓની કવિતા સારી જ હતી - છે - પણ, ઉમાશંકરના 'વિશ્વશાંતિ'થી ગાંધીયુગનો ઉદય થયો. એ યુગના બે મહાન ધુરંધરો તે ઉમાશંકર અને સુન્દરમ્. સમય વીતતાં એ બન્ને બીજી અસરોને ઝીલતા, એમના વડે પોતાનાં વ્યક્તિત્વોને સમૃદ્ધ કરતા અને પોતાની કવિતામાં પ્રગટ કરતા રહ્યા અને એમ કરીને પોતાના વ્યક્તિત્વના વિકાસનો બેઉએ સુંદર પરિચય પણ ગુજરાતને આપ્યો હતો.

'પ્રસ્થાન'માં, 'કૌમુદી'માં, 'ઊર્મિ'માં એ બેઉનાં કાવ્યો પર તારુણ્યાવસ્થામાં નજર તો નાખી જ હતી પણ, 'વિશ્વશાંતિ', 'કોયા ભગતની કડવી વાણી', 'ગંગોત્રી' અને 'કાવ્યમંગલા' હાથે ચડ્યાં અને એમાંનાં કાવ્યો વાંચ્યાં ત્યારે કીટ્સના જેવો જ અનુભવ થયો. કીટ્સ પોતાની એ અનુભૂતિને સોનેટબદ્ધ કરી શક્યો હતો ત્યારે, મારા જેવા અનેકો માટે મૂંગાને દેખાયેલા સ્વપ્નની જેમ એ અનુભૂતિ અશબ્દ જ રહી ગઈ.

સુન્દરમ્ અને ઉમાશંકર ગ્રામ્યપ્રદેશોમાંથી આવતા હતા. ભલે એ બે ગ્રામપ્રદેશો વચ્ચે ભેદ હોય. બંને પ્રભાવ-ગ્રાહક વયે જ ગાંધીજીની પ્રબળ અસર ઝીલતા બની ગયા હતા અને બન્ને એ અસરને સુંદર, ચોટદાર અને તાજગીભરી કવિતામાં પ્રગટ કરવામાં સફળ થયા હતા. બંને વચ્ચે જે ભેદ દેખાય છે તે એમનાં વ્યક્તિત્વોમાંના તફાવતને કારણે તથા, પછીથી, સુન્દરમ્‌ના 'દક્ષિણાયન'ને કારણે.

'કોયા ભગતની કડવી વાણી' વાસ્તવમાં કડવા ચાટણ જેવી છે. માંદા પડી ગયેલા સમાજને સાજો કરવો હોય તો એને ઔષધ આપવું જ પડે. આ કાવ્યસંગ્રહ એવા ઔષધ જેવો હતો. એ કાવ્યો પાછળ, જાણે કે, સમાજ સુધારકની વૃત્તિ કાર્ય કરી રહી હતી. પણ, તત્ત્વતઃ કવિ સુન્દરમ્ 'કડવી વાણી'નો ત્યાગ કરીને કાવ્યની 'મીઠી' વાણી તરફ વળી ગયા.

સુન્દરમ્ અને ઉમાશંકર પણ, કેવળ ગાંધી અસરની મર્યાદાથી બંધાઈ રહે તેવા ન હતા. પહેલી વાત તો સાચી એ કે ગાંધી અસર વાડાબંધીને સ્વીકારતી જ ન હતી. બીજું, ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી પાછા આવ્યા તે પહેલાંથી ભારત પર રવીન્દ્રનાથ છવાયા હતા. એમનું વૈવિધ્ય અને એમની વિપુલતા બંને આકર્ષક હતાં. શાંતિનિકેતન જઈ આવેલા ગુજરાતી યુવાનોની સંખ્યા કોઈ કાળે બહુ મોટી ન હતી પણ, ત્યાંથી પાછા આવેલા એ સૌ ગુજરાતના સાંસ્કૃતિક વાતાવરણમાં નવી લકીરો દોરતા હતા. નવા ઓપો ચડાવતા હતા. ગુજરાત વિદ્યાપીઠનો અધ્યાપકગણ દેશના જુદા જુદા ભાગોમાંથી આવેલો હતો. કૃપાલાણીની અને કાકાસાહેબની વિશેષતાઓ જુદી હતી. જગતના પ્રવાહો સાથે પણ સંપર્ક વધતો જતો હતો અને ભલે, ગણતર ગુજરાતીઓએ જ ત્યારે કાર્લ માર્કસને વાંચ્યો હોય પણ, રશિયન ક્રાંતિએ વામમાર્ગી વિચારણાનું વહેણ પણ ગુજરાતમાં વહેતું કર્યું હતું. આવા વિવિધ પ્રવાહો સુન્દરમ્ જેવા ગ્રહણપટુ ચિત્તને અસર કરે એમાં આશ્ચર્ય નથી. આવા અનેક પ્રવાહો ઝીલવા છતાં, સુન્દરમ્‌ની વિશેષતા એ કે - કમ સે કમ એ ગાળામાં - એમણે કોઈ એક વિચારસરણીની કંઠી બાંધી નહીં. એ બાંધી પછીથી. દક્ષિણ ભારતના પ્રવાસે એ ગયા અને, દક્ષિણમાં પોંડિચેરીમાં એ બંધાઈ ગયા. એમના ચિત્ત પરના બીજા બધા સંસ્કારોની ઉપરવટ શ્રી અરવિન્દ છવાઈ ગયા, પૂરેપૂરા.

ભારતના ગઈ સદીના ઈતિહાસમાં શ્રી અરવિન્દ પણ મહત્ત્વની રાજકીય-આધ્યાત્મિક ઘટના છે. બંગાળના અનેક ક્રાંતિકારીઓનો પ્રેરણાસ્ત્રોત હતા સ્વામી વિવેકાનન્દ. અને કેટલાક ક્રાંતિકારીઓ રામકૃષ્ણ મઠમાં જોડાઈ સંન્યાસી પણ બન્યા હતા. શ્રી અરવિન્દના મેજ પર એક નાની ડાબલી હતી તેમાં શું છે એમ એમને પકડવા જનાર પોલીસ અફસરને શ્રી અરવિન્દે જવાબ આપ્યો હતો : 'એમાં બોમ્બ છે.' એ ડાબલીમાં હતી, શ્રી રામકૃષ્ણની તપોભૂમિ દક્ષિણેશ્વરના કાલી

મંદિરની પચવટીની ચપટી ધૂળ. એમ કહી શકાય કે એ ધૂળ જીતી અને ક્રાંતિવિચાર હાર્યો.

શ્રી સુન્દરમ્‌ના જીવનનો પરાર્ધ એ ધૂળપ્રેરિત શ્રી અરવિન્દથી, એમની વિચારસરણીથી અને પૉંડિચેરીના પરિસરથી પૂરેપૂરો છવાઈ ગયો હતો. મારા દુર્ભાગ્યે શ્રી સુન્દરમ્‌ની નિકટ આવવાની તો શુ, એમની સાથે બે શબ્દ બોલવાની પણ તક મને નથી મળી. હુ પૉંડિચેરી ગયો ત્યારે એ પિતા પુત્રી ત્યા ન હતા. એમના ક્ષર દેહને ભલે એકાદ બે વાર દૂરથી જોવાની જ તક સાપડી હોય. એમના અક્ષરદેહનો હુ ચાહક રહ્યો છું એમના કાવ્યો, ગીતો, ભજનો, વિવેચના ઈત્યાદિ સર્વ બાબતો મને સદાય પ્રિય જ લાગ્યા છે સુન્દરમ્‌ના સોનેટોનો હુ પ્રશસક છુ

વીસમી સદીના એક પ્રચડ પરિબળની અસરને સાપ કાચળી ખખેરે એમ ખખેરીને સુન્દરમ્ શ્રી અરવિન્દની પ્રશાત આધ્યાત્મિકતા તરફ વળ્યા. ગાધીજીની પ્રત્યેક પ્રવૃત્તિનુ પગલુ પણ આધ્યાત્મિકતા પ્રેરિત જ હતુ પ્રચડ લોકજુવાળને એ આધ્યાત્મિકતાની બહુ પડી ન હતી ગાધીજીની એ સૂક્ષ્મ આધ્યાત્મિકતા, કદાચ, સુન્દરમ્‌ની નજરે ન ચડી. કાન ફાડી નાખે એવા કોલાહલ વચ્ચે પણ ગાધીજીએ અધ્યાત્મનો ત્યાગ કર્યો ન હતો સુન્દરમ્ એ કોલાહલથી - એમના અગત જીવનની ઘટનાઓએ પણ એમાં પૂરો ભાગ ભજવ્યો જ હશે, તેમનાથી દૂર પૉંડિચેરીના સમુદ્રતટના અરવિન્દ આશ્રમની શાતિમા એ સરી પડ્યા. શ્રી અરવિન્દ અને શ્રી માતાજીના પ્રેરક શબ્દની સહાયે એ ત્યા સાધનામા સરી પડ્યા અને એમના ચિત્તને શાંતિ લાધી. આ શાતિ એમની ત્યાર પછીની કવિતામા અને અન્ય પ્રવૃત્તિમાં - નાદવિહીન પડઘાય છે તપોવનમા ન વસતા હોવા છતા એ ઋષિ બની ગયા. આશ્રમની સ્થાપના એમણે કરી ન હોવા છતા, એમના અંતરમાથી શાંત પવિત્રતાની સૌરભ ઊઠવા લાગી.

એક જ છંદમા લખાયેલા એમના બે સોનેટો વાચકના ચિત્ત પર કેટલા અને કેવા તો ભિન્ન સસ્કાર પાડે છે તે 'સાફલ્યટાણુ' અને હું ગાન ગાઉં' વાચતાં અને માણતા અનુભવાય છે 'સાફલ્યટાણુ'માં જુસ્સો છે, સ્વાતત્ર્ય યુધ્ધમા ઝપલાવતી પ્રજાનુ ચોટદાર વર્ણન છે, યુધ્ધમા જોડાવા માટેનો શખનાદ છે

**સૂતેલા આજ જાગે, નયનથી નિરખી જાગતા લોક દોડે,**
**દોડેલા ત્યાં ઝઝૂમે, અડગ કદમ ત્યાં ઝૂઝતા સિદ્ધિ પામે,**

.....

**આવે આવે ફરી સૌ દિવસરજની, એ સૂર્ય એ ચંદ્ર ઊગે,**
**આવે સંપત્તિ પાછી, સુખમય સપનો આવતાં જિન્દગીઓ,**
**આવે એકેક પાસે, મરણ પણ મળે કેટલાં કીર્તિમીઠાં,**
**રે, આ સાફલ્યટાણું યુગયુગ પલટે તો ય પાછું ન આવે,**

આની સામે કે સાથે 'હું ગાન ગાઉં'ની પંક્તિઓ મૂકીએ,

**જેણે મારા અધૂરા મનુજકરણમાં પૂરી કો નવ્ય શક્તિ,**
**જેણે જાળાં વિદારી રસઅપરસનાં દીધી કો ઉચ્ચ ભુક્તિ,**
**જેણે ઊંચી અદીઠી ગગનતલતણી દિવ્યની ભૂમિ ચીંધી,**
**જેણે મિટ્ટીતણી આ મુજ સહુ ઘટના તેજને બાણ વીંધી,**

**તેનાં હું ગાન ગાઉં પલપલ રટતો ભૂમિનો જન્મ નવ્ય,**
**ઊંચા ચૈતન્ય વેશે સુમુદિત ભવનો ભાખતો ભાવિ ભવ્ય.**

આ બે અવતરણો વચ્ચેના તત્ત્વ સત્ત્વનો જે ભેદ છે તે, એક જ છદ દ્વારા કવિએ અદ્‌ભુત રીતે વ્યક્ત કર્યો છે 'સાફલ્યટાણુ'મા યુધ્ધની ઘોર નોબત બજે છે, શખનાદનો પ્રચડ ધ્વનિ સભળાય છે, આવાહનનો જોરદાર આગ્રહ છે ત્યારે, 'હુ ગાન ગાઉ'મા ભક્તિનું આર્જવ છે, ઈષ્ટ પ્રત્યેના આભારની ભાવના છે, ભારોભાર પ્રજ્ઞા છે, વાલ્મીકિના શબ્દોમા એ 'સન્મનુષ્યમનો યથા' સજ્જનના મન જેવુ પવિત્ર એ છે આ તફાવત માત્ર ઉપરછલ્લો નથી. સુન્દરમ્‌ના આતરતત્ત્વનું એ પરિવર્તન છે

ચાળીસેક વર્ષ પહેલાં મુબઈની સોમૈયા કોલેજમા શ્રી સુરેશ દલાલ હતા ત્યારે, એકવાર એમણે સુન્દરમ્‌ના ગીતોના ગાનનો અને કાવ્યોના પઠનનો સુદર કાર્યક્રમ ગોઠવ્યો હતો. શ્રી સુન્દરમ્ ત્યા ઉપસ્થિત હતા. ગાનપઠનથી એ ખૂબ પ્રભાવિત થઈ ગયા. પોતાને અપાયેલા હારનાં ફૂલોની લહાણી એ સૌ ગાનાર-વગાડનારને તેમણે કરી હતી. એ ફૂલોની મહેંકમાં એમના અંતરની મહેંક ભળી હતી. સુન્દરમ્‌ની કવિતામા એમના હૃદયનો એ મઘમઘાટ અનુભવવા મળે છે પછી ભલે એ '૧૩-૦૭ની લોકલ'ની મંદ ગતિએ ચાલતી હોય, મહાકવિ કાલિદાસને આવાહન કરી 'મહાકાવ્યની સામગ્રી'ની સહાયથી મહાકાવ્ય સર્જવા નોતરતી હોય, 'રંગ રંગ વાદળિયા'માં છાનગપતિયા કરતી હોય, 'અહીં હું વિરમુ એમ કહ્યા છતા વિરમતી ન હોય કે 'બુદ્ધનાં ચક્ષુ' પર મડાયેલી હોય.

કવિ સુન્દરમ્‌ની કવિતા કવિની અનેક જન્મ-શતાબ્દીઓ વટાવે તેવી બળુકી છે એમની 'સહરાની તરસ'ની જેમ એમની કવિતા માટેની તરસ છીપાવાની નથી.

■

# એક અનોખી ફિલ્મ

મીનાક્ષી ચંદારાણા

ફિલ્મ નાયિકાપ્રધાન છે, અને લગભગ ફિલ્મોમાં બને છે તેમ નાયિકા એક વિરહિણી છે. આખી કથા તો અન્ય ફિલ્મોની જેમ સુખાંત જ છે, તે છતાં વાર્તામાં વર્ણવેલા વળાંકો અને તેને કચકડે કંડારવામાં કળાકારે ટેકનીકનો સૂઝબૂઝથી જે કળાત્મક ઉપયોગ કર્યો છે, તે દ્વારા ફિલ્મ સુખાંત હશે કે કેમ એ પ્રશ્ન સતત પ્રેક્ષક સામે ઊભો થતો રહે છે.

દૃશ્ય પહેલું : વાઈડ ઍંગલમાં ઝડપાયેલા આ પ્રથમ શોટમાં ચિરવિરહિણી નાયિકા વાટ જોઈ રહી છે. વાટ જોવાના આનંદ સાથે એમાં થોડી anxiety, આતુરતા-ચિંતા પણ ભળેલી દેખાય છે.

આરસનું એક વિશાળ મંદિર દેખાય છે. કોઈ મંદિરને ચીવટપૂર્વક વાળી રહ્યું છે. મંદિરને ચોખ્ખુંચણક કરી, એક-એક બારીને તોરણ-ફૂલથી સજાવી મંદિરના વિશાળ-સૂના ખંડમાં સુંદર આસન પાથરે છે. હવે નાયિકા બારણે મીટ માંડીને ઊભી રહે છે. સૂના આસનને તાકી રહે છે. ધડકતી છાતીએ રાહ જોવાઈ રહી છે ભુવનમોહનની.

ધીમે-ધીમે કેમેરા દૃશ્યની ઠીક-ઠીક નજીક આવે છે અને વળે છે ભુવનમોહન તરફ. નાયિકાના હૃદયમંદિરમાં વસેલી ભુવનમોહનની મૂર્તિને કેમેરા તાદૃશ કરે છે. મોહનના કાનમાં સુંદર કુંડળ છે. તેનાં વસ્ત્રો ચપળા સમાં ફરફરતાં ચમકી રહ્યાં છે. મ્હોં શાતાભર્યા સ્મિત સાથે શીળા શુક સમું મલકી રહ્યું છે. માથે મોરમુગટ છે. હાથમાં વાંસળી છે. ઉત્કંઠ હૈયે વાટ જોતી નાયિકાના મનમાં વસેલી આ મૂરત દેખાડીને કેમેરા હવે વળે છે બારણાંની પાર દેખાતા સંધ્યાના દૃશ્ય તરફ. ક્ષિતિજ પર ઘેરી સાંજના પડદા ઊતર્યા છે. ધીમે ધીમે કરતાં ઓલવાતા ધૂપદીપની સુગંધ પણ જાણે કે કેમેરા ઝીલે છે !

ફરી કેમેરા નાયિકા તરફ વળે છે. દર્શકના મનમાં સવાલ થઈ શકે કે લીડ રોલ નાયિકાને કેમ આપ્યો હશે ? દિગ્દર્શક પુરુષ છે ત્યારે પણ ! શું સ્ત્રી હૃદય જ રાહ જોઈ શકતું હશે આમ અનાગતની !? અથવા દિગ્દર્શક એમ કહેવા માગતા હોય કે 'જે રાહ જોઈ શકે છે તે સ્ત્રી છે !'

રાહ જોતાં-જોતાં થાકેલી નાયિકાની આંખો વચ્ચે વચ્ચે મીંચાઈ જાય છે. મનમાં એક ચિંતા ઊભી થાય છે કે શું પ્રભુ નહીં જ આવે !? તેની કાયા ઉંબર પર ઢળે છે.

કેમેરામાં હવે કાળી રાત ઝીલાય છે. અચાનક મંદિરનું પ્રાંગણ હવે સમરાંગણમાં ફેરવાઈ જાય છે. આકાશના તારા રણમાં સુકાયેલ ફૂલ જેવા મ્લાન લાગે છે અને કાળાં વાદળ એક મોટા ધણની માફક ઘેરાઈ આવ્યાં છે. વાયુનાં જાણે ઝૂંડ ધસી રહ્યાં છે... અને બારણે અચાનક એક ગર્જના થાય છે... 'હું છું આવ્યો રે... આવ્યો રે...'

કેમેરા ફરી નાયિકા તરફ વળે છે. બેબાકળી નાયિકા આંખ ખોલે છે અને છતાં જાણે શમણું જોતી હોય એમ તાકી રહે છે અને એ 'હું છું આવ્યો...' એવા ગંભીર બૃહદ્ નાદથી તેમ જ બદલાયેલા વાતાવરણથી છળી ઊઠેલી નાયિકાને પ્રશ્ન થાય છે, 'શું ખરે જ એ આવ્યા કે !?'

અને હવે જુઓ કે વાઈડ ઍંગલમાં કેટલું વ્યાપક દૃશ્ય ઝીલાયું છે ! જે અવાજ કહેતો હતો કે હું તારા ગૃહે આવ્યો છું, એ જાણે નાયિકાની હાંસી ઉડાવતાં ખડખડાટ હસીને પૂછે છે, કે તારા મંદિરમાં હું કઈ રીતે પેસીશ !? તારા આસને હું કેમ બેસીશ !? તારા ભોજનથી હું શેં ધરાઈશ !?

નાયિકા જુએ છે, પૂછનાર મૂર્તિ ખૂબ વિરાટ છે અને આકાશનું ભાલ ચૂમી રહી છે. એનું વસ્ત્ર પેલું મોહક 'ચપળ અંબર' નથી પણ કાળા વાદળનું વસ્ત્ર છે. મોં ચમકે છે - શીળા શુક સમું નહીં, પણ ઉષાના તેજ તરંગભર્યું. કાનમાં કુંડળ છે - વિરાટ ધૂમકેતુના કંઠે સ્વર્ગંગાની માળા છે. હાથમાં મેરુની છડી છે અને માથે વિશાળ ઘુંમટ છે આભનો.

અરે, સલામ ! સલામ છે આ દૃશ્યને ! સલામ કેમેરાને ! સલામ એના આ વાઈડ ઍંગલ લેન્સને !

ધન્ય આપણે કે આ દૃશ્ય, આ ફિલ્મ આપણે જોઈ શક્યાં ! જોવા પામ્યાં ! હવે બસ... અધુના અલમ્ ! આથી આગળ શું હોઈ શકે !? મનમાં થાય છે કે આંખ બંધ કરી દઉં, પણ આંખો હવે ધારવાથી બંધ થતી નથી !

કેમેરા હવે નાયિકા તરફ વળે છે. નાયિકા કહે છે કે જેને મંદિર ગણાવીને સજાવ્યું છે, એને મેદાનમાં ફેરવી નાખું ! મારાં છાપ-તિલક બધું ભલે ભૂંસાઈ જાય, અને આસન તરીકે મારું પોતાનું હૃદય ચીરીને ધરું ! વળી તારા થાળમાં છપ્પનભોગ નહીં - મારું બધુંય જીવ્યું ભરું ! પંથમાં કાયાની કંથા બિછાવું. ભલે તમે રુદ્ર-રૂપે આવ્યા ! તોય હું તો

સ્વીકારીશ તમને !

અને હવે જુઓ, કેમેરા ઘૂમી વળ્યો છે નાયિકાના અંતરના ગઢમાં અંતરના ગઢ ખોલીને પ્રેમઘેલી, મરજીવા જેવી નિર્ભય નાયિકા હવે પળપળ વજાઘાતની જાણે વાટ જોતી બેઠી છે ! એની શાંત આંખો કેમેરામાં કેવી તાદૃશ થઈ છે !

અને ત્યાં જ ક્લાઈમેક્સ આવે છે ! અચાનક પેલી વિરાટ મૂર્તિ 'સાવ અંગુલ-શી' થઈ જાય છે અને નાયિકાના અંતરમાં એની જ્યોત જલી રહે છે તેના, વાટ જોતા અંતરમાં, હવે પ્રભુની પગલી પડે છે આંગણમાં ફરી મગનની આંધી ચડે છે !

અહીં દૃશ્ય સ્ટીલ થઈ જાય છે બધું જ શાંત થઈ જાય છે દૃશ્યમાં પહેલાં આવ્યાં એવાં આંધી-તોફાન નથી આવવાનાં. આખાય દૃશ્યમાં એક તુષ્ટિ, એક પ્રસન્નતા, તૃપ્તિ, મગન, આનંદ, ઉમંગ, હુલ્લાસ વર્તાય છે જ્યાં સમર્પણ છે ત્યાં વળી ભય કેવો, અને તકલીફ શી !?

આખું દૃશ્ય, બલ્કે આખી ફિલ્મ લાંબા સમય સુધી યથાતથ માનસપટ પર ઝિલાયેલી - અકબંધ રહે છે

ફિલ્મ : વિરાટની પગલી

કથા પટકથા સંવાદ સુન્દરમ્

સિનેમેટોગ્રાફી સુન્દરમ્

સંગીત - સુન્દરમ્

દિગ્દર્શન : સુન્દરમ્

શ્રી સુન્દરમ્‌નું જરા લાંબુ કહી શકાય એવું કાવ્ય 'વિરાટની પગલી'* એના સુંદર ઢાળમાં મને મારા નાના શ્રી હિંમતરામ ભૂદરજી શુકલના ભાવભર્યા કંઠે નાનપણમા અનેકવાર સાંભળવા મળેલું હમણાં વડોદરાની 'અક્ષરા' સંસ્થાએ સુન્દરમ્ શતાબ્દી ઉજવી ત્યારે પુસ્તક પ્રદર્શનમાં 'સુન્દરમ્‌નાં ગીતો' પુસ્તકમાં આ ગીત જોતાં સ્મૃતિઓ ફરીને તાજી થઈ તો લ્યો, અમે પણ મકરંદભાઈ પાસેથી શીખીને કર્યો ગમતાનો ગુલાલ. !

તત્ત્વજ્ઞાન, ભક્તિ અને કાવ્યતત્ત્વોથી શોભતું આ ગીત એના સરસ ઢાળને કારણે સુગમ બન્યું છે, અને સૌંદર્ય પણ પામ્યું છે ગીતમાં આવતાં વર્ણનો ઘટનાને એ રીતે તાદૃશ કરે છે જાણે કે એક કુશળ કસબીના હાથમાં રમતો ન હોય !

જીવનને, સંજોગોને એના યથાતથ રૂપે સ્વીકારવામાં જ મજા છે સાનુકૂળ સંજોગોમાં મળેલી સ્વસ્થતા, સંપન્નતા અને સુંદરતા સાથે આપણે ઈચ્છેલા સંજોગોની કે જીવનની રાહ જરૂર જોઈએ, પણ તેથી કરીને આગળ જતાં આપણે ધારીએ તેમ ન પણ બને ! જીવનને જો રુદ્ર રૂપે પણ સ્વીકારવાની તૈયારી હોય, તો વિરાટની મૂર્તિને અંગુલ-શી બનવામાં પણ વાર નથી લાગતી !

રવીન્દ્રનાથની પેલી પંક્તિઓ છે ને, 'તું જેને ફણીધર સમજે છે તેના માથે તો મણિ ચમકે છે. તો તું તારા પ્રેમની બંસી બજાવ પ્રેમછાયા વનમાં વળી ભય કેવો !?' ■

*શ્રી સુન્દરમ્‌ના કાવ્ય 'વિરાટની પગલી' (જુઓ સામા પૃષ્ઠે ૪૩૫)નો આસ્વાદ



## વિરાટની પગલી

મારે આતમને આવાસ પ્રભુ તારી પગલી પડે,
મારા અંતર આંગણ માંહ્ય મગન કેરી આંધી ચડે.

વાળીઝૂડી મેં મંદિર સાફ કર્યાં,
બારી બારીએ તોરણફૂલ ભર્યાં,
તારાં આસન સૂનાં મેં ખંડે ધર્યાં,

મીટ માંડી હું બારણિયે ઊભી તારા પંથ લહું,
સૂના પંથ ને આસનિયાં સૂનાં સૂનાં જોઈ રહું.

એને કુંડળ કાન મહીં લળકે,
એનું અંબર શું ચપળા ચમકે,
શીળા શુક્ર સમું એનું મોં મલકે,

માથે મોરમુગટડો ને હાથે એને બંસી હશે,
તારી મૂરત એવી રે વારે વારે મંન વસે.

ઘેરી સાંજ તણા પડદા ઊતર્યા,
ધૂપદીપના તેજસુગંધ મટ્યાં,
તારા આવ્યાના ના અણસાર જડ્યા,

થાકી આંખ મીંચાતી રે, કાયા ઢળે ઉંબરપે,
મન પૂછે અધીરું રે, પ્રભુ શું ન આવે હવે ?

કાળી રાત ચઢી સમરાંગણમાં,
તારા-ફૂલ સુકાયાં શું કો રણમાં,
ઘન ઘોર ચડ્યા મળી શું ધણમાં,

ઝુંડ વાયુનાં વાતાં રે ધસે મારે આંગણિયે,
'હું છું આવ્યો રે, આવ્યો રે.' ગાજે કોઈ બારણિયે.

મારી આંખ ખૂલે, સમણું શું લહે,
કોણ આવ્યું હશે મન શોચી રહે,
ત્યાં તો 'આવ્યો છું આજ હું તારે ગૃહે,' -

ફરી સાદ એ ગાજે રે, છળ્યું મારું મંન કૂદે,
શું એ સાચે જ આવ્યા કે ઊઠે મને પ્રશ્ન હૃદે.

'તારા મંદિરમાં ક્યમ પેસીશ હું ?
તારે આસનિયે ક્યમ બેસીશ હું ?
તારાં ભોજનથી શેં ધરાઈશ હું ?'

ખખડાટ હસી પૂછે સવાલ હો સામું ઊભી,
કોઈ મૂર્તિ વિરાટની શું રહી નભભાલ ચૂમી.

ઘનશ્યામ તણાં તન વસ્ત્ર ધર્યાં,
મોઢે તેજતરંગ ઉષાના ભર્યાં,
ધૂમકેતુનાં કુંડળ કાને ધર્યાં,

સ્વર્ગગંગાની માળા રે, મેરુ તણી હાથે છડી,
માથે આભનો ઘુમ્મટ રે, આ તે કોની મૂર્તિ ખડી ?

પ્રભુ, મંદિરનાં મેદાન કરું,
હૈયું ચીરી તારા તહીં પાય ધરું,
તારે થાળ મારું બધું જીવ્યું ભરું,

પ્રભુ, કાયાની કંથા રે બિછાવું હું પંથ મહીં,
ભલે રુદ્ર-રૂપે આવ્યા સ્વીકારીશ તો ય સહી.

ખોલી અંતરના ગઢ જોઈ રહું,
વજ્રાઘાતની પળ પળ વાટ લહું,
ત્યાં તો વીતકની કશી વાત કહું ?

પેલી મૂર્તિ વિરાટ મટી અંગુલ-શી સાવ થઈ,
સરી અંતરને આગાર ઝળાહળ જ્યોત રહી.
મારે આતમને આવાસ પ્રભુ તારી પગલી પડે,
મારા અંતર આંગણ માંહ્ય મગન કેરી આંધી ચડે.

-સુન્દરમ્

# હર હૃદય

●

સુન્દરમ્

હર હૃદયમાં મુજ પ્રિયતમા
હર નયનમા મુજ પ્રેમની મૃદુ બંકિમા

હર પુષ્પનુ પ્રત્યેક દલ
હર સરવરે છલકંત જલ
હર ભ્રમરનુ ગુંજન ગભીરું માહરું,
હર લહર સગે પવનની વિચરણ બને છે માહરુ.

હર પંખી કેરી પાખમા મારુ ડયન,
હર ગરુડના ગિરિશિખર પર મારું શયન,
હર કિરણ સગે ચરણ ઊપડે માહરુ
હર ઝરણ સગે સ્મરણ ઝણકે માહરુ

હર સ્વપ્નને મદિર ધજા મારી ચડી
હર સત્ય સગે અંગુલિ મારી અડી,
હર ગગન ગગને જ્યોત ઊમટી માહરી,
હર ભવન ભવને પ્રીત પ્રગટી માહરી.

સૂરજ, શશી, તારા તમામ, વિભાવરી –
મારી મહા જાજમ બધે મેં પાથરી.

હર હૃદયમા,
હર નયનમા મારી છબી મેં સભરી,
હર નયનની,
હર હૃદયની મુજમા છબી મેં સભરી.

હર હૃદયમા મુજ પ્રિયતમા,
હર નયનમા મુજ પ્રેમની રસ બંકિમા.

(ઉદ્દેશ વર્ષ ૧ અંક ૨ સપ્ટેમ્બર ૧૯૯૦માંથી)

# સુન્દરમ્‌નો અમૃત મહોત્સવ

રમણલાલ જોશી

૧૪મીની સુંદર સાંજ. વડોદરા દાંડિયા બજારમાં આવેલ પ્રેમાનંદ સાહિત્ય સભા હોલમાં બેસવાની જગ્યા ન મળે - કેટલાક ગેલેરીમાં ગોઠવાયેલાં. પ્રસંગ હતો : લોકલાડીલા કવિ સુન્દરમ્‌ના અમૃત મહોત્સવનો. વડોદરાની બે સાહિત્ય સંસ્થાઓ - પ્રેમાનંદ સાહિત્ય સભા અને 'અક્ષરા' - એ તે ગોઠવેલો. સુન્દરમ્‌નો ઉતારો ત્યાંથી ચાર ડગલાં દૂર શ્રી અરવિન્દ ભવનમાં. પરંતુ સુન્દરમ્‌ને પ્લેઈનમાં મદ્રાસથી મુંબઈ આવતાં જેટલો સમય લાગ્યો લગભગ એટલો સમય સભામાં આવતાં થયો ! અને છતાં સૌ પોતાના પ્રિય કવિને જોવા-મળવા સ્વસ્થતાથી બેઠાં હતાં.

અનેક સંસ્થાઓએ પુષ્પ-હારથી કવિનું અભિવાદન કર્યું. એક વિશાળ પુષ્પકુંજ રચાઈ ગયો કવિની સન્મુખે. કવિને આ બે સંસ્થાઓ તરફથી શાલ ઓઢાડવામાં આવી. પુષ્પહાર સમેત ફોટો લેવાની દરખાસ્ત શ્રોતાઓમાંથી આવી. તેમ થયું. સુન્દરમ્ પ્રેક્ષણીય દેખાતા હતા ! પ્રો. મહેન્દ્રકુમાર મો. દેસાઈએ શ્રી સુન્દરમ્‌ની કવિતા વિશે વક્તવ્ય આપ્યું, અતિથિ વિશેષ તરીકે શ્રી હસિત બૂચે સુન્દરમ્‌ને વિવેચક તરીકે મૂલવ્યા. ખાસ તો તેમનો 'અર્વાચીન કવિતા' ગ્રંથ એ રા. વિ. પાઠકના 'અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો' પછીનો બીજો માતબર ગ્રંથ છે એ એમની મુખ્ય સ્થાપના. સમારંભના અધ્યક્ષ તરીકે પછી મારો બોલવાનો વારો આવ્યો. મેં કહ્યું 'જનસત્તા' અને 'પ્રવાસી'ની મારી કોલમોમાં શ્રી સુન્દરમ્‌ના અમૃત મહોત્સવ અંગે મેં લખેલું. અમૃત મહોત્સવની ઉજવણી નાથાલાલ દવેએ તે દિવસે ભાવનગરમાં પોતાના કેટલાક મિત્રોને નિમંત્રી કરેલી, પણ જાહેર રીતે એની ઉજવણી થતી હોય એવો આ પ્રથમ પ્રસંગ છે અને એનો યશ સંસ્કારનગરી વડોદરાને ફાળે જાય છે. 'જનસત્તા'ના લેખનું શીર્ષક હતું : પંચોતેરમા વર્ષ પ્રવેશે સુન્દરમ્ સાથે શેઈક-હેન્ડ. આમ તો તે પ્રણામના અધિકારી છે, પણ આપણે શેઈક-હેન્ડ કરવા પ્રેરાઈએ એવું એમનું સૌહાર્દપૂર્ણ વ્યક્તિત્વ છે. આ લેખ પ્રગટ થયા પછી તેમણે મને લખ્યું : શેક-હેન્ડ જ શા માટે, સુન્દરમ્ સાથે બોક્સિંગ પણ થઈ શકે ! સુન્દરમ્ મૈત્રીના માણસ છે. ઉમાશંકર જેવું sophistication તમને એમનામાં નહિ મળે. પોંડિચેરી વસે છે અને ગુજરાતમાં આવે છે ત્યારે કાંઈ કેટકેટલા ગામોનો પ્રવાસ કરે છે, સર્વત્ર પ્રેમ વહેંચતા ઘૂમે છે, તેમની સાથે કેટકેટલા પ્રવાસો કર્યા છે, કેટલા બધા કલાકો વાતો કરી છે, કેટલી તકરારો કરી છે ! અનેક સંસ્મરણો સ્મૃતિપટ પર આવે છે. તેમણે પોંડિચેરી-નિવાસ કર્યો ત્યારે વડોદરા કોલેજમાં અભ્યાસ કરું. સાહિત્યનો રસ. સુન્દરમ્‌ના આ પગલાની સાહિત્ય જગતમાં ટીકા થતી. મને થયું કે કોઈ માણસ સત્યની શોધ માટે સાધના અર્થે જાય એટલે સાહિત્યની સેવા નહિ થાય એમ કેમ કહેવાય ? માણસને સ્વતંત્રતા હોય ખરી ને ? સ્વાતંત્ર્ય એ મોટું મૂલ્ય છે. સુન્દરમે 'દક્ષિણા'માં મારું નામ આપ્યા વગર નિર્દેશ કર્યો કે પોતે ગુજરાત છોડી યોગસાધના અર્થે પોંડિચેરી વસવા ગયા ત્યારે તેમને અભિનંદન આપતો એક જ પત્ર ગુજરાતમાંથી મળ્યો હતો !

પછી તો લાંબો પત્રવ્યવહાર ચાલેલો, અનેક પ્રશ્નો વિશે ગોષ્ઠિઓ કરી છે. હૃદયની ઉષ્માનો પરિચય તો સંપર્કમાં આવનારને તરત થાય. કવિ તરીકે વાસ્તવવાદી કવિતા આપ્યા બાદ કેટલીક ઉત્તમ પ્રશિષ્ટ રચનાઓ એમની પાસેથી આપણને મળી છે. સાહિત્યના લગભગ બધા જ પ્રકારોમાં તેમનું કાર્ય ઊંચી કોટિનું છે. એમાં પણ આધ્યાત્મિક કવિતાનો પ્રવાહ અનેકરંગી ગુજરાતી કવિતાના આજના પ્રવાહમાં જે ભાત ઉપસાવે છે એમાં સુન્દરમ્‌નો ફાળો અનન્ય કહી શકાય. આવા કવિનું આપણી વચ્ચે હોવું એ પ્રભુનો પ્રસાદ છે. પ્રભુ તેમને નિરામય રાખે અને આ રીતે જ આપણે એમની શતાબ્દી ઉજવીએ એ જ પ્રાર્થના. એ પછી શ્રી સુન્દરમે 'અમૃત મહોત્સવ'ના બે શબ્દો પૈકી પહેલા શબ્દનું - અમૃતતત્ત્વનું વિવરણ સાવિત્રી અને નચિકેતાની કથાને આધારે કર્યું અને પોતાનાં કેટલાંક કાવ્યો વાંચી સંભળાવ્યાં. એ પછી સુન્દરમ્‌નાં કેટલાંક ગીતો ગવાયાં. કાર્યક્રમ પૂરો થયો એટલે અન્ય મિત્રોએ અને ખાસ તો ડૉ. સિતાંશુ યશશ્ચંદ્રે આનંદનો ઉદ્‌ગાર પ્રકટ કર્યો. કવિની અને એમની કવિતાની માધુરી સૌના હૃદયને સ્પર્શી ગઈ.

■

('નિરીક્ષક', તા. ૨૫-૧૨-૧૯૮૩માંથી)

# શ્રી સુન્દરમ્‌ની જન્મશતાબ્દીની ઉજવણી - સાહિત્ય જગતમાં

સંકલન : પ્રવીણ મ. વૈષ્ણવ

શ્રી સુન્દરમ્‌ની જન્મશતાબ્દીના વર્ષમાં (તા. ૨૨-૩ ૨૦૦૭ – ૨૨-૩ ૨૦૦૮) ગુજરાત અને ગુજરાત બહારના સાહિત્ય જગતમાં અનેક પ્રસંગો યોજાયા. અનેક સામયિકોએ પોતપોતાની રીતે શબ્દાંજલિ આપી. શ્રી અરવિન્દ કેન્દ્રોમાં પણ આ પ્રસંગને લઈને અનેકવિધ કાર્યક્રમો યોજાયા. અત્રે સાહિત્ય જગતને કેન્દ્રમાં રાખીને યોજાયેલા કેટલાક કાર્યક્રમો અને સાહિત્યિક સામયિકોમાં જે પ્રગટ થયું તેમજ આ નિમિત્તે જે પ્રકાશનો થયાં તેને આવરી લઈ અતિસંક્ષેપમાં વિગતો આપવાનો પ્રયત્ન કર્યો છે છતાં એ શક્ય છે કે સંકલનકારની નજર કશુંક ચૂકી પણ ગઈ હોય.

- 'ઉદ્દેશ' માસિકના મે - ૨૦૦૭ના અંકમાં 'સુન્દરમ્' એનું વિશેષાંગ બની રહ્યા. તેમાં સુન્દરમ્‌ના ગાઢ મિત્ર શ્રી રમણલાલ જોશીને, સુન્દરમે પોતે નોંધાવેલા બાળપણનાં કેટલાંક સ્મરણો - હજુ સુધી અપ્રગટ - અને તેમનાં કાવ્યો તેમજ તેમના કાવ્યોનો આસ્વાદ વગેરે પ્રગટ થયું. આ જ માસિકના જૂન - ૦૭ના અંકમાં શ્રી દિનકર જોષીએ તેમનાં સંસ્મરણો તાજા કર્યાં.
- 'અખંડ-આનંદે' કવિ સુરેશ દલાલે લીધેલી મુલાકાતમાંથી 'સુન્દરમ્‌નું ગૂજરાત વિદ્યાપીઠમાં ઘડતર' વિશે લખ્યું. આ સામયિકના કાવ્યવિભાગે બે-ત્રણ અંકોમાં સુન્દરમ્‌નાં શ્રેષ્ઠ કાવ્યો તથા શ્રી રમણલાલ જોશીનો લેખ 'સુન્દરમ્ એટલે મૈત્રીનું કાવ્ય' - પ્રગટ કર્યાં. 'ગુજરાત' પાક્ષિકના દીપોત્સવી વિશેષાંકમાં સુન્દરમ્ વિશે ચરિત્રાત્મક લેખ પ્રગટ થયો. ડૉ. ચંદ્રકાન્ત શેઠે 'વિશ્વવિહાર'માં સુન્દરમ્‌ની બહુમુખી પ્રતિભાનો આસ્વાદ કરાવ્યો.
- અમેરિકાથી પ્રગટ થતા, ત્યાંના ગુજરાતીઓ માટેના માસિક 'ગુર્જરી ડાયજેસ્ટ'નો ઓક્ટોબર - ૨૦૦૭નો સમગ્ર અંક 'સુન્દરમ્ વિશેષાંક' તરીકે પ્રગટ થયો.
- 'દિવ્ય ભાસ્કર' દૈનિકે પ્રગટ કરેલા લેખમાં ભોળાભાઈ પટેલે જણાવ્યું, 'આ કવિનું ગુજરાતી ભાષા પર એટલું ઋણ છે કે સમગ્ર ગુજરાતે આ શતાબ્દીની ઉજવણી કરવી જોઈએ.' 'ગુજરાત સમાચારે' તેની વિશેષ પૂર્તિમાં સુન્દરમ્‌ની સારસ્વત પ્રતિભા પર લખ્યું. તેમના પ્રસિદ્ધ ભક્તિગીત 'તું હૃદયે વસનારી'નું રસદર્શન કરાવ્યું તથા કવિ 'ઉશનસ્'નું શતાબ્દી પ્રસંગે લખેલું કાવ્ય પ્રગટ કર્યું.
- 'ફૂલછાબ' દૈનિકના કટાર-લેખક રાજેન્દ્ર દવેએ લખ્યું, 'સુન્દરમ્ ગુજરાતના ઉત્તમ કક્ષાના કવિ હતા જ, ઉર્ધ્વની કોઈ પ્રેરણાથી તેઓ મહાયોગી શ્રી અરવિન્દના આશ્રમમાં રહી યોગસાધનામાં પ્રવૃત્ત થયા હતા.' સૌરાષ્ટ્ર કચ્છનાં અન્ય વૃત્ત પત્રો 'જયહિંદ', 'સાંજ સમાચાર', 'અકિલા' તથા છેક ભૂજથી પ્રગટ થતા 'જય કચ્છ', શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ અમદાવાદે મોકલેલા વિવિધ લેખો, કાવ્યો અને છબીઓ પ્રગટ કર્યાં.
- સાહિત્યની સંસ્થાઓએ આપેલાં યોગદાન અંગે બે સંસ્થાઓનો ઉલ્લેખ કરવો જોઈએ. (૧) કેન્દ્રિય સાહિત્ય અકાદમી (પશ્ચિમ વિભાગ) તથા ગુજરાત વિશ્વકોષ ટ્રસ્ટ, અમદાવાદના સંયુક્ત ઉપક્રમે, તા. ૨૮ જુલાઈ ૨૦૦૭ના રોજ વિશ્વકોષ ભવનના સભાગૃહમાં જાણીતા સાહિત્યકાર ડૉ. ચંદ્રકાન્ત શેઠનું સુન્દરમ્‌ના જીવન અને કવન વિશે જાહેર પ્રવચન યોજાયું. તેમાં મોટી સંખ્યામાં અમદાવાદના સાહિત્ય રસિકોએ હાજરી આપી. આ પ્રસંગે ગુજરાતી સાહિત્ય પરિષદના તત્કાલીન પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈ તથા જાણીતા સાહિત્યકાર - વિવેચક શ્રી ભોળાભાઈ પટેલે પ્રાસંગિક પ્રવચનો કર્યાં.
- તા. ૨૦, ૨૧, ૨૨ ડિસેમ્બર - ૨૦૦૭ના રોજ ગાંધીનગરમાં ગુજરાતી સાહિત્ય પરિષદ જ્યાં યોજાઈ તે સ્થળને 'સુન્દરમ્‌નગર' નામાભિધાન આપી, પરિષદના તમામ કાર્યક્રમો ત્યાં યોજાયા. તા. ૨૨ના રોજ સુન્દરમ્‌ના વાઙ્મય વિશે જાણીતા કવિ હરિકૃષ્ણ પાઠકે મુખ્ય પ્રવચન આપ્યું. રાત્રે યોજાયેલા મનોરંજન કાર્યક્રમમાં પરેશ નાયક અને સાથીદારો દ્વારા સુન્દરમ્‌ની વાર્તાઓ પર આધારિત 'વાચિકમ' રજૂ થયું તથા સુન્દરમે રચેલાં ગીતો ગવાયાં. આ કાર્યક્રમોમાં સાહિત્યકારો તથા ગાંધીનગરના નાગરિકો મોટી સખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા.
- સુન્દરમ્ શતાબ્દી વંદના : તા. ૫ અને ૬ જાન્યુઆરીના રોજ અક્ષરા-વડોદરા, ગુજરાત સાહિત્ય અકાદમી અને મ. સ. યુનિ.ના ગુજરાતી વિભાગના ઉપક્રમે વડોદરામાં કવિ ઉશનસ્‌ના અધ્યક્ષપદે યોજાયેલ 'કવિ સુન્દરમ્' શતાબ્દી મહોત્સવ પ્રસંગે સુધા પંડ્યા અને મફત ઓઝા સંપાદિત 'શબ્દયોગ' અને સુધા પંડ્યા સંપાદિત 'સુન્દરમ્‌નાં ગીતો'નું વિમોચન ઉશનસે કર્યું હતું. મહોત્સવનું ઉદ્‌ઘાટન લંડન નિવાસી કવિ ડાહ્યાભાઈ પટેલે અને પૂર્વ સાંસદ મનુભાઈ પટેલે કર્યું હતું. ભૂમિકા સુધાબહેને બાંધી હતી.

આ પ્રસંગે સુન્દરમ્‌ની કવિતા વિષયક બેઠકમાં અધ્યક્ષસ્થાનેથી સિતાંશુ યશશ્ચંદ્ર ઉપરાંત હરિકૃષ્ણ પાઠક, જયદેવ શુકલ અને પરમ પાઠકે વ્યાખ્યાનો આપ્યાં હતાં. બીજી બેઠકના અધ્યક્ષ હતા - ઉશનસ્. વિષય હતો 'સુન્દરમ્‌ની ટૂંકી વાર્તા'. વક્તાઓ હતા મણિલાલ પટેલ,

રમણ સોની, શરીફા વીજળીવાળા. તૃતીય બેઠકના અધ્યક્ષ હતા ચન્દ્રકાન્ત ટોપીવાળા. વક્તાઓ હતા શિરીષ પંચાલ, સતીશ વ્યાસ અને રાજેશ પંડ્યા. સંચાલકો હતાં ઉર્વી તેવાર, પન્ના ત્રિવેદી અને ભરત મહેતા. સમાપન જયેશ ભોગાયતાએ કર્યું હતું.

- શ્રી સુન્દરમ્‌ના જન્મશતાબ્દી વંદના વર્ષના ઉપલક્ષ્યમાં ગાંધીનગર ચેરિટેબલ ટ્રસ્ટ અને સમર્પણ આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ ગાંધીનગર દ્વારા એક દિવસીય પરિસંવાદ 'સુન્દરમ્ શતાબ્દી વંદના'નું આયોજન તા. ૨૨ સપ્ટેમ્બર, ૨૦૦૭ના રોજ થયું. આ પ્રસંગે મુખ્ય મહેમાન તરીકે શ્રી ચંદ્રકાન્ત શેઠે હાજરી આપી હતી. શ્રી સુધા સુન્દરમ્‌ની વિશેષ ઉપસ્થિતિ હતી. અધ્યક્ષ શ્રી શંકરસિંહ વાઘેલાએ સુન્દરમ્‌ના વતન માતરમાં સુન્દરમ્‌ની પ્રતિમા મૂકવાનો સંકલ્પ જાહેર કર્યો હતો. પરિસંવાદમાં સર્વશ્રી ભરત મહેતા, વિનોદ જોશી, પ્રબોધ ર. જોશી, રમેશ દવે, પ્રસાદ બ્રહ્મભટ્ટ, મણિલાલ હ. પટેલ વગેરેએ સુન્દરમ્‌ના સાહિત્યનાં વિવિધ પાસાંઓને અનુલક્ષી પ્રવચનો કર્યાં હતાં. શ્રી કિશોરસિંહ સોલંકીએ સ્વાગત કર્યું હતું. તેમના તંત્રીપદે પ્રગટ થતા 'શબ્દસર' સામયિકનો ફેબ્રુઆરી-માર્ચ ૨૦૦૮નો સંયુક્ત અંક 'શ્રી સુન્દરમ્ શતાબ્દી વંદના વિશેષાંક' તરીકે પ્રગટ થયો.
- સુન્દરમ્ જન્મશતાબ્દી વંદના : પ્રેમાનંદ સાહિત્ય સભા, વડોદરા દ્વારા યોજાયેલા 'સુન્દરમ્ જન્મશતાબ્દી વંદના' કાર્યક્રમનું શિક્ષણવિદ્ સાહિત્યાનુરાગી ડૉ. પ્રતાપ પંડ્યાએ દીપ પ્રગટાવી ઉદ્‌ઘાટન કર્યું હતું. આ પ્રસંગે ડૉ. પ્રવીણ દરજીની અધ્યક્ષતામાં મળેલી પ્રથમ બેઠકમાં 'વસુધા' અને 'યાત્રા'ની કવિતા વિશે ડૉ. વિરંચિ ત્રિવેદીએ; 'ખોલકી અને ઉન્નયન'ની વાર્તાઓ વિશે ડૉ. ગુણવંત વ્યાસે અને સુન્દરમ્‌નું 'દક્ષિણાયન' વિશે શ્રી સતીશ ડણાકે વક્તવ્ય આપ્યાં હતાં. ડૉ. લવકુમાર દેસાઈના અધ્યક્ષસ્થાને મળેલી બીજી બેઠકમાં 'અધ્યાત્મસિંચન : સુન્દરમ્‌નો કાવ્યવિશેષ' વિશે ડૉ. દીપક પંડ્યાએ, 'સૂક્ષ્મ અને સર્વગ્રાહી : સુન્દરમ્‌નું વિવેચન' વિશે ડૉ. ભરત મહેતાએ અને 'અનુવાદક સુન્દરમ્' વિશે ડૉ. લવકુમાર દેસાઈએ વક્તવ્યો આપ્યાં હતાં. આરંભમાં પ્રમુખ ચંદ્રકાન્ત રાવે આવકાર પ્રવચન કર્યું હતું. અંતે ડૉ. વિરંચિ ત્રિવેદીએ આભાર માન્યો હતો.
- શ્રી સુન્દરમ્ જન્મશતાબ્દી પ્રસંગે શ્રી સુન્દરમ્‌ના સાધક જીવન, કાર્ય અને પ્રદાન વિશે 'અર્પણ' માસિકે એક પુસ્તક પ્રગટ કરવાની જાહેરાત પણ કરી.
- 'ઉદ્દેશ' માસિકનો માર્ચ મહિનાનો અંક શ્રી સુન્દરમ્ સ્મૃતિ-વિશેષ તરીકે પ્રગટ થાય છે.

■

---

**આ વર્ષમાં, શ્રી સુન્દરમ્‌ની જન્મશતાબ્દીના ઉપલક્ષમાં પ્રગટ થયેલાં કેટલાંક પુસ્તકો આ પ્રમાણે છે :**

૧. બાલ દક્ષિણા - પથ : 'બાલ દક્ષિણા'ના સુન્દરમ્‌નાં તંત્રી લેખો.
પ્રકાશક : શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, માતૃભવન, ૮૭-બી, સ્વસ્તિક સોસાયટી, અમદાવાદ - ૯ (ફોન : ૨૬૪૬૫૭૯૮)

૨. 'દક્ષિણા'ના તંત્રી લેખો : 'દક્ષિણા'ના અંકોમાંથી પસંદ કરેલા સુન્દરમ્‌ના તંત્રી લેખો.
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૧
(ફોન : ૨૨૧૪૪૬૬૩/૨૨૧૪૯૬૬૦)
(પુસ્તક માર્ચ સુધીમાં ઉપલબ્ધ થશે.)

૩. 'સુન્દરમ્‌ને મેં જોયા' : લેખક - શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદી
પ્રકાશક : મા શ્રી અરવિન્દ સાધના કેન્દ્ર, ૨૫૯, વૃંદાવન સોસાયટી, કાલાવડ રોડ, રાજકોટ - ૫ (ફોન : ૨૫૬૩૪૯૪)

૪. યોગના શબ્દો : બાલ સાધકોની સમજ વિસ્તૃત કરવા 'બાલદક્ષિણા'માં સુન્દરમે લખેલા લેખોનું એક નાનુ પુસ્ક આશ્રમના પ્રેસે છાપ્યું છે.
પ્રકાશક : શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, 'માતૃભવન', અમદાવાદ - ૯ (ફોન : ૨૬૪૬૫૭૯૮)

૫. સાધક સુન્દરમ્ : સુન્દરમ્‌ની સાધના વિશે નવું પુસ્તક
લેખક : શ્રી કિરીટભાઈ ઠક્કર, તંત્રી - 'અર્પણ' માસિક, વડોદરા

**સુન્દરમ્‌નાં સાહિત્ય વિષયક તથા યોગ અંગેનાં પુસ્તકોની સરળ ઉપલબ્ધિ માટેની વ્યવસ્થા આ પ્રમાણે :**

૧. શ્રી અરવિન્દ મેમોરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિન્દ નિવાસ, દાંડિયા બજાર, વડોદરા (ફોન : ૨૪૧૮૯૭૮)
૨. માતૃભવન, ૮૭-બી, સ્વસ્તિક સોસાયટી, અમદાવાદ - ૯ (ફોન : ૨૬૪૬૫૭૯૮)
૩. SABDA, પોંડિચેરી (ફોન : ૦૪૫૧૩-૨૨૨૩૩૨૮)
૪. મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, 'ટાઈમ્સ ઑફ ઈન્ડીયા' પાછળ, ઓફ - આશ્રમરોડ, અમદાવાદ - ૯
(ફોન : ૨૬૫૮૭૯૪૭, સવારે ૧૧ થી ૫ દરમ્યાન)

મુકુન્દ પી. શાહ

### શ્રી રમણલાલ સોનીની જન્મશતાબ્દી

લબ્ધ પ્રતિષ્ઠિત સાહિત્યકાર શ્રી રમણલાલ સોનીની જન્મશતાબ્દી નિમિત્તે તેમને શબ્દાંજલિ આપવાનો કાર્યક્રમ તા. ૩૦ જાન્યુઆરી ૨૦૦૮ના રોજ ભાઈકાકા હૉલ, અમદાવાદમાં યોજાઈ ગયો. નખશિખ સૌજન્યમૂર્તિ સાહિત્યકાર શ્રી રમણલાલ સોનીની સાહિત્યસેવાઓને બિરદાવતાં અતિથિ વિશેષ ડૉ. ધીરુભાઈ ઠાકરે કહ્યું કે 'તેઓ સાચા સંત હૃદયના ભક્ત હતા.. જિંદગીના છેલ્લા દિવસ સુધી તેઓ કાર્યપ્રવૃત્ત રહ્યા... પોતાની બાળસાહિત્યલેખનની પ્રવૃત્તિને વિશે તેઓ - મારામાં રહેલો ચિરંતન બાળક આ રમત રમે છે - એમ કહેતા. તેઓ બાળસાહિત્યના સર્જક હતા એટલા જ બાળકોના પ્રિય શિક્ષક પણ હતા. ગાંધીજીના આગમનની સમાંતર ગિજુભાઈએ ગુજરાતમાં નૂતન બાળશિક્ષણનું આંદોલન ચલાવ્યું તે પરંપરાના તેઓ શિક્ષક હતા. શિક્ષક અને સાહિત્ય સર્જક ઉપરાંત તેઓ કર્મશીલ નગરસેવક અને દેશભક્ત પણ હતા. સાહિત્યકાર તરીકે બાળસાહિત્યનું વિપુલ ખેડાણ કરવા ઉપરાંત તેમણે બંગાળી ભાષામાંથી રવીન્દ્રનાથ અને શરદબાબુ જેવા શ્રેષ્ઠ સાહિત્યકારોની કૃતિઓના અનુવાદો આપ્યા છે...' આ પ્રસંગે અધ્યક્ષ સ્થાનેથી મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીએ સદ્ગત શ્રી રમણલાલ સોની અને તેમના કુટુંબ સાથેના પારિવારિક સંબંધોની વાત કરતાં એમની સાહિત્યિક સજ્જતા અને કારકિર્દીને બિરદાવી હતી. અગાઉ શ્રી ધીરુભાઈએ 'ગુજરાતી પ્રજાની સાંસ્કારિક અને આર્થિક પ્રગતિ સિદ્ધ કરનાર મુખ્યમંત્રીશ્રી નરેન્દ્રભાઈ કવિ અને વાર્તાકાર પણ છે તેમનામાં રહેલી સાહિત્ય સર્જકની સંવેદનશીલતા ગુજરાત સાહિત્ય અકાદમીને પુનર્જીવન નહિ આપી શકે ?' એમ કહી, સાહિત્ય અકાદમીની સ્વાયત્તતાનો મુદ્દો છેડ્યો હતો.

આ પ્રસંગે શ્રી રમણલાલ સોની લિખિત 'રામકથા સુધા'નો ડૉ. મૃદુલાબેન મારફતીયાએ કરેલ અંગ્રેજી અનુવાદના પુસ્તક 'The Story of Rama'નું તેમજ શ્રી રમણલાલ સોની રચિત બાળગીતોની સીડીનું વિમોચન થયું હતું. શ્રીરામ સોની, રેણુકાબહેન સોની, ચંદુભાઈ શાહ અને જય વસાવડાએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. પ્રસંગનું સંચાલન ડૉ. શ્રદ્ધા ત્રિવેદીએ કર્યું હતું.

### બાલસાહિત્ય અકાદમીમાં જયભિખ્ખુની શતાબ્દીની ઉજવણી

બાળસાહિત્યનાં હિત, વિકાસ અને ગૌરવ માટે પ્રવૃત્ત બાલસાહિત્ય અકાદમીનું આઠમું અધિવેશન ૨૭ જાન્યુઆરી, ૨૦૦૮ને દિવસે જયભિખ્ખુ શતાબ્દી અધિવેશન તરીકે અમદાવાદમાં વિશ્વકોશભવન ખાતે યોજાયું હતું.

અધિવેશનની પ્રથમ બેઠકમાં બાળકોના બે વડીલો પરાગજી પટેલ (બાપુજી) તથા રશ્મિન્ મહેતાનું બહુમાન કરાયું હતું. એમનાં જીવન તથા કાર્ય વિશે અનુક્રમે ડૉ. ઈશ્વર પરમાર તથા પ્રજ્ઞા પટેલે વક્તવ્ય આપ્યાં હતાં. આ બેઠકના અધ્યક્ષ પ્રા. રવીન્દ્ર ઠાકોર હતા.

બીજી બેઠકમાં બાળસાહિત્યમાં જેમનું વિશિષ્ટ પ્રદાન છે અને જેમના લેખનમાં મૂલ્યશિક્ષણ ભરપૂર પ્રમાણમાં છે એવા જયભિખ્ખુ વિશે પરિસંવાદ થયો હતો, જેના અધ્યક્ષપદે શ્રી ચન્દ્રકાન્ત શેઠ હતા. પરિસંવાદમાં જયભિખ્ખુના જીવન અને કાર્ય વિશે પ્રફુલ્લ રાવલ, જયભિખ્ખુની બાળવાર્તાઓ વિશે પ્રા. ઉષા ઉપાધ્યાય અને જયભિખ્ખુના ચરિત્રાત્મક બાળસાહિત્ય વિશે પ્રા. નટવર પટેલે માહિતીપૂર્ણ પ્રવચન કર્યાં હતાં. ડૉ. કુમારપાળ દેસાઈએ જયભિખ્ખુનાં કેટલાંક હૃદયસ્પર્શી સંસ્મરણો રજૂ કર્યાં હતાં.

આ સમગ્ર કાર્યક્રમનું સંચાલન અકાદમીના કન્વીનર યશવંત મહેતાએ કર્યું હતું. આભારવિધિ મુકુંદભાઈ પી. શાહે કરી હતી.

### ગુજરાતી સાહિત્ય પરિષદ યોજિત પુસ્તકમેળો

ગુજરાતી સાહિત્ય પરિષદે પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડના સહયોગથી પરિષદના મેઘાણી પ્રાંગણમાં તા. ૧૯ જાન્યુઆરીથી ૨૭ જાન્યુઆરી સુધી પુસ્તક મેળાનું આયોજન કર્યું હતું. જેનું ઉદ્ઘાટન મધુકર બી. પારેખે કર્યું હતું. આ પ્રસંગે અતિથિવિશેષ જિતેન્દ્રભાઈ દેસાઈ તથા બળવંતભાઈ કે. પારેખ, હરિકૃષ્ણ પાઠકે પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. સ્વાગત પ્રવચન ભારતીબહેન ર. દવેએ, આભારદર્શન અનિલા દલાલે અને સંચાલન રાજેન્દ્ર પટેલે કર્યું હતું.

### ગુજરાતી નિબંધનાં દોઢસો વર્ષ

તા. ૯ અને ૧૦ ફેબ્રુઆરીના રોજ કેન્દ્રની સાહિત્ય અકાદમી અને ગુજરાત સાહિત્ય અકાદમીના ઉપક્રમે

ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'ગુજરાતી નિબંધનાં દોઢસો વર્ષ' વિષય ઉપર પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. ઉદ્‌ઘાટન બેઠકમાં અકાદમીના મુંબઈ ખાતેના પ્રતિનિધિ શ્રીનિવાસ રાવે સ્વાગત-પ્રવચન કર્યું હતું. આ બેઠકનું મુખ્ય વક્તવ્ય મણિલાલ હ. પટેલે આપ્યું હતું. ગુજરાત સાહિત્ય અકાદમીના મહામાત્ર કિરીટ દુધાતે આભાર દર્શન કર્યું હતું.

આ બે દિવસ દરમિયાન ચંદ્રકાન્ત ટોપીવાળા, સતીષ વ્યાસ, રતિલાલ બોરીસાગર, અનિલા દલાલ, ચીમનલાલ ત્રિવેદી, વિનોદ જોશી, રમણ સોની, રમેશ ર. દવે, રઘુવીર ચૌધરી, ચંદ્રકાન્ત શેઠ, માય ડિયર જ્યુ, વિનોદ ભટ્ટ, યજ્ઞેશ દવે, જયદેવ શુકલ, સિલાસ પટેલિયા વગેરેએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. ભોળાભાઈ પટેલે સમાપન કર્યું હતું.

**ગુજરાતી લઘુકથા પરિસંવાદ**

તા. ૯/૧૦ ફેબ્રુઆરીના રોજ ગુજરાત સાહિત્ય અકાદમી અને શ્રી મોહનલાલ પટેલ સાહિત્ય વર્તુળના સંયુક્ત ઉપક્રમે 'ગુજરાતી લઘુકથા પરિસંવાદ' કડી સર્વ વિદ્યાલય કેમ્પસમાં યોજાઈ ગયો, જેનું ઉદ્‌ઘાટન કડી સર્વ વિશ્વ વિદ્યાલય, ગાંધીનગરના પ્રમુખ માણેકલાલ એમ. પટેલે કર્યું અને મોહનલાલ પટેલ, રતિલાલ સાં. નાયક અને સમારંભ પ્રમુખ માણેકલાલ પટેલે પ્રાસંગિક પ્રવચન કર્યાં હતાં. ડૉ. આર. જે. વ્યાસે સ્વાગત પ્રવચન કર્યું. ભૂમિકા રામજીભાઈ કડિયાએ બાંધી હતી. યશવંત કડીકરે બંને સંસ્થાઓની પ્રવૃત્તિઓની વાત કરી હતી.

પ્રથમ બેઠકના અધ્યક્ષ ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ હતા અને મોહનલાલ પટેલે 'લઘુકથા-પરખ', ડૉ. રમેશ ત્રિવેદીએ 'લઘુકથા-સાહિત્યસ્વરૂપ, લઘુકથા-આસ્વાદ' અને ડૉ. ભગીરથ બ્રહ્મભટ્ટે 'ગુજરાતી લઘુકથા-સંચય' અને 'ત્રણ લઘુકથાકારો' વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. સંચાલન યશવંત કડીકરે કર્યું હતું. બીજી બેઠકમાં રતિલાલ બોરીસાગર અધ્યક્ષ હતા અને અગિયાર લઘુકથાઓનું પઠન જે તે લઘુકથાકારોએ કર્યું હતું. જેનો આસ્વાદ માય ડિયર જયુ, દિનેશ દેસાઈ અને પ્રો. સોમાભાઈ પટેલે કરાવ્યો હતો. બોરીસાગરે પ્રત્યેક કૃતિઓના મર્મને ખોલી આપ્યો હતો. સંચાલન ભગવત સુથારનું હતું. ત્રીજી બેઠકમાં મોહન પરમારની અનુપસ્થિતિમાં સમારંભ-અધ્યક્ષ મોહનલાલ પટેલ હતા. પ્રફુલ્લ રાવલે 'ગુજરાતી લઘુકથાની ગતિવિધિ', પ્રેમજી પટેલે ભગવત સુથારના લઘુકથાસંગ્રહ 'પ્રતિચ્છવિ' અને પ્રા. ગણપત સોઢાએ 'સન ૨૦૦૦ પછી લઘુકથા' વિષય પર પ્રવચનો આપ્યાં હતાં. સંચાલન રમેશ ત્રિવેદીનું હતું.

**ગુજરાતી ગ્રંથોનું હિન્દીમાં લોકાર્પણ**

ગુજરાતી ભાષાના સત્વશીલ ગ્રંથોને અન્ય ભારતીય ભાષાઓ અને અંગ્રેજીમાં પણ અનુવાદિત કરાવીને પ્રકાશિત કરવાનું જે અભિયાન ગુજરાતી સાહિત્ય પ્રદાન પ્રતિષ્ઠાને ત્રણ વરસથી શરૂ કર્યું છે એનો આ વરસનો વાર્ષિક લોકાર્પણ સમારંભ 'એક શામ ગ્રંથ કે નામ' એ શીર્ષક હેઠળ તા.૧૮-૨-૨૦૦૮ સોમવારે ૪.૦૦ વાગ્યે હાલાઈ લોહાણા મહાજન બાળાશ્રમના સભાખંડમાં યોજાવામાં આવ્યો હતો. આ સમારંભમાં શ્રી કાકાસાહેબ કાલેલકર લિખિત 'સમયચિંતન', શ્રી કરસનદાસ માણેક રચિત 'ભાગવતકથા રહસ્ય' અને શ્રી રમેશ જાની લિખિત 'મારી ધરતી-મારું આકાશ' આ ત્રણ ગ્રંથોના હિંદી અનુવાદનું લોકાર્પણ કરવામાં આવ્યું. ગ્રંથ પ્રાગટ્યના આ અવસરે પૂ. શ્રી મોરારિબાપુએ ઉપસ્થિત રહીને ગ્રંથદર્શન કરાવ્યું હતું. વિલેપાર્લે કેળવણી મંડળના ઉપાધ્યક્ષ શ્રી બળવંતભાઈ શેઠે અતિથિવિશેષ તરીકે હાજરી આપી હતી.

પ્રદાન પ્રતિષ્ઠાનના ઉપક્રમે ૨૦૦૬માં ગયા વરસે શ્રી ચુનીલાલ મડિયા રચિત 'મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ', શ્રી હરકિસન મહેતા લિખિત 'સંસારી સાધુ' અને શ્રી દિલીપ રાણપુરાની નવલકથા 'સૂકી ધરતી સૂકા હોઠ' આ ત્રણ હિંદી ગ્રંથોનું લોકાર્પણ કરવામાં આવ્યું હતું. એના આગલા વરસે ૨૦૦૫માં શ્રી જ્યોતીન્દ્ર દવે રચિત 'હાસ્યં શરણં ગચ્છામિ' (હિંદી), શ્રી કિસનસિંહ ચાવડા રચિત 'અમાસના તારા' (હિંદી) અને શ્રી વજુ કોટક રચિત 'પ્રભાતનાં પુષ્પો' (અંગ્રેજી) પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં હતાં.

**'લાગી કટારી પ્રેમની' : મુંબાઈમાં વિમોચન**

વિશ્વનાં ૬૭ જેટલી ભાષાઓમાં લખાયેલાં ૭૫૫ જેટલાં પ્રેમકાવ્યોના શ્રી સુરેશ દલાલ દ્વારા સંપાદિત 'લાગી કટારી પ્રેમની' પુસ્તકનું વિમોચન તા. ૯ ફેબ્રુઆરી ૨૦૦૮ના રોજ મુંબાઈમાં ભાઈદાસ સભાગૃહમાં ગુજરાતના મુખ્યમંત્રીશ્રી નરેન્દ્રભાઈ મોદી દ્વારા થયું. આ પ્રસંગે શ્રી સુરેશ દલાલ, શ્રી કુન્દનભાઈ વ્યાસ, શ્રી પ્રબોધ ર. જોશી, શ્રી નવીનભાઈ દવે વગેરેએ પ્રાસંગિક પ્રવચન કર્યાં હતાં. ચન્દ્રકાન્ત શાહ લિખિત અને મનોજ શાહ દિગ્દર્શિત મ્યુઝિકલ 'લિટલ બીટ ગમવાનું' રજૂ થયું હતું. સંગીત પિયુષ કનોજિયાનું હતું.

**શ્રી યાસીન દલાલના 'સત્સંગ સિનેમાનો'નું વિમોચન**

જાણીતા કટાર લેખક અને ફિલ્મ સમીક્ષક ડૉ. યાસીન દલાલના પુસ્તક 'સત્સગ સિનેમાનો'નું વિમોચન ફિલ્મ જગતના જાણીતા સંગીતકાર રવિએ કર્યું હતુ આ પ્રસંગે શ્રી રવિએ જણાવ્યુ હતુ કે આવા પુસ્તકો ફિલ્મ અને ફિલ્મ સંગીતના ઈતિહાસને સઘરવામા મદદરૂપ થઈ શકે છે

**મોહંમદ માંકડને અર્પણ થનાર રણજિતરામ સુવર્ણચંદ્રક**

ગુજરાત સાહિત્ય સભા તરફથી અપાતો રણજિતરામ સુવર્ણચદ્રક ૨૦૦૭ માટે જાણીતા સાહિત્યકાર મોહમદ માકડને આપવાનો નિર્ણય કરાયો છે

**મણિલાલ હ. પટેલને અર્પણ થનાર ધનજી કાનજી ગાંધી સુવર્ણચંદ્રક**

ગુજરાત સાહિત્ય સભાએ ઈ સ. ૨૦૦૭ના વર્ષનો 'ધનજી કાનજી ગાધી સુવર્ણચદ્રક' જાણીતા સાહિત્યકાર મણિલાલ હ. પટેલને આપવાનો નિર્ણય કર્યો છે

**ગુજરાત લોકકલા કેન્દ્રના રાષ્ટ્રીય ગૌરવ પુરસ્કાર**

તા. ૧૫મી જાન્યુઆરીના રોજ ટાગોર હોલ ખાતે લોકકલા કેન્દ્ર દ્વારા યોજાયેલ કાર્યક્રમ અંતર્ગત કાર્યક્રમના અતિથિ-વિશેષ ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલયના મનુભાઈ શાહ, ઝાલાવાડ મૂર્તિપૂજક જૈન સેવા સમાજના પ્રમુખ પ્રવીણભાઈ એ. શાહ તથા સરિતાબહેન દુલેરાય કારાણીના હસ્તે કચ્છી લોક સગીતકાર લાલ રાભિયા, રાજસ્થાની લોકસંગીતકાર ઉમર ફારૂક તથા ગુજરાતી હાસ્યકાર ડૉ. જગદીશ ત્રિવેદીને ગુજરાત લોકકલા રાષ્ટ્રીય ગૌરવ પુરસ્કારો અર્પણ કરાયા હતા આ પ્રસગે લોકકલા કેન્દ્રના જોરાવરસિંહ જાદવ તથા જગદીશ મુલાણીનુ સન્માન કરાયુ હતું.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયને ડિસ્ટિંગ્વિશ્ડ પબ્લિશર્સ એવોર્ડ**

તા. ૩૧મી જાન્યુઆરીએ ગુજરાતની અગ્રગણ્ય પ્રકાશનસસ્થા ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલયને ફેડરેશન ઑફ ઈન્ડિયન પબ્લિશર્સ, દિલ્હીના ઉપક્રમે ગુજરાતી ભાષાનો ડિસ્ટિંગ્વિશ્ડ પબ્લિશર્સ એવોર્ડ અર્પણ કરાયો હતો. આ એવોર્ડ 'ગૂર્જર'ના સચાલક મનુભાઈ શાહે સ્વીકાર્યો હતો અને આભારની લાગણી વ્યક્ત કરી હતી.

■

---

**પથ વિરામ**

અહીં આ પૃથ્વીના પથ વિરમતા, વિશ્વભરની
અહીં થભે કેડી સકલ, જગના ભૂતલ તણી
હવાનો આહી છે વિલય, મનનાં ચક સઘળાં
અહીં જાતાં થંભી નિજ નિજ તજીને ભ્રમણ સૌ.

અહીંથી યાત્રાનો પથ સમતલોથી ઉતલમા
ચડે, પૃથ્વી કેરા રસ કસ સહુ જ્યા અટકતા
ત્યહીંથી આગેરા ક્રમણ અરથે નૌ જલધિમાં
હવે જાતી પૂરે સઢ ધસમસી. ઊર્ધ્વ જલમા.

હવે ઊંચે ઊંચે મનુજ પગલી નિત્ય બઢતી,
અને ઊંડે ઊંડે મનુ મન અગાધે ઉતરતું,
અનેરા ઊર્ધ્વોનાં ક્રમણ, અતલા ગુહ્ય તલના
હવે ઘેરા ઘેરા અજબ અવગાહો પ્રગટતા

અહો મારી દૃષ્ટિ ગરુડ સમ આ વ્યોમ પ્રસતી,
ચિદાનદો કેરા અમૃતઘટ અર્થે તલસતી.

સુન્દરમ્

દક્ષિણા ૯ ૧ ઑગસ્ટ, ૧૯૫૫



શ્રી સુન્દરમ્‌ની જન્મ શતાબ્દી વર્ષે
એમના તંત્રીપદે પ્રગટ થતા રહેલા શ્રી અરવિન્દના જીવનદર્શનનું અનુશીલન કરતા
ત્રૈમાસિક **‘દક્ષિણા’**ના વર્ષ ૧૯૪૭ અને વર્ષ ૧૯૪૮ના અંકો ‘ઉદ્દેશ’ની વેબસાઈટ
www.uddesh.org પર મુકાયા છે. ‘હોમ પેજ’ ઉપર જમણી બાજુએ આવેલા
‘દક્ષિણા’ના આઈકનને ક્લીક કરવાથી તે જોઈ શકાશે.



આ વિશેષાંકને કારણે
આ અંકમાં ‘ઉદ્દેશ શ્રેષ્ઠ’ અને ‘સાહિત્યવૃત્ત’ સિવાયના બીજા નિયમિત વિભાગો આપી શકાયા નથી,
આવતા અંકથી પૂર્વવત્ અપાશે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું ‘કમિટમેન્ટ’



**જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org**




**આ અંકના સર્જકો**

સુન્દરમ્    ધનવંતી : અરવિંદ આશ્રમ, પૉંડિચેરી - ૬૦૫૦૦૨    સુધા સુન્દરમ્ : અરવિંદ આશ્રમ, પૉંડિચેરી - ૬૦૫૦૦૨    રમણલાલ જોશી    ડૉ. સુરેશ દલાલ : હસા મહલ, ફ્લેટ નં. ૧૩૩, દલામલ પાર્ક, ૨૨૩, કફ પરેડ, પ્રેસીડન્ટ હોટલની પાસે, મુંબઈ - ૪૦૦૦૦૫    ભોળાભાઈ પટેલ : ૩૨. પ્રોફેસર્સ કોલોની, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯    પ્રબોધ ર. જોશી : ‘Serene’, સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮    ઉશનસ્ : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧    માધવસિંહ સોલંકી : સેક્ટર ૧૯, પ્લોટ ૩૨-બી, ગાંધીનગર - ૩૮૨૦૨૧    ડૉ. કેશુભાઈ દેસાઈ : ૧૩-ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર-૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧    નલિન રાવળ : ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪    જયશ્રી ભટ્ટ : અરવિંદ આશ્રમ, પૉંડિચેરી - ૬૦૫૦૦૨    પ્રવીણ દરજી : ‘વાગીશા’ ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૨૩૦    પ્રફુલ્લ રાવલ : ૩, રાજમહેલ ફ્લેટ્સ, આઈ.ઓ.સી. કોલોની રોડ, વિરમગામ - ૩૮૨૧૫૦    રામચન્દ્ર પટેલ : ચોતરા બજાર, ઉમતા - ૩૮૪૩૨૦, જિ. મહેસાણા (ઉ.ગુ.)    બળવંતરાય ક. ઠાકોર    ઉમાશંકર જોશી    રામજીભાઈ કડિયા : C/o. ભગવતી સ્ટોર્સ, સ્વામીનારાયણ મંદિરની સામે, ગંજ બજાર, કડી - ૩૮૨૭૧૫    રાધેશ્યામ શર્મા : ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ - ૩૮૦૦૨૨    ચંદ્રકાન્ત શેઠ : બી-૯, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫    યોગેશ જોષી : K-૩૧/૩૭૨, શિવશક્તિ એપાર્ટમેન્ટ, અખબારનગર સામે, નવા વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩    ભાનુપ્રસાદ પંડ્યા : ૨૪/એ, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હોસ્પિટલ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫    નીતિન વડગામા : ‘તાંદુલ’, ૧૯, સ્વાતી સોસાયટી, વીરાણી સાયન્સ કોલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫    દુષ્યંત પંડ્યા : ‘સન્નિધિ’, ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮    મીનાક્ષી ચંદારાણા : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૨૩    પ્રવીણ એમ. વૈષ્ણવ : એ/૧/૧૮, પંચરત્ન ફ્લેટ્સ, પ્રકાશ હાઈસ્કૂલ સામે, સંદેશ પ્રેસ રોડ, બોડકદેવ, અમદાવાદ - ૩૮૦૦૫૪    મુકુન્દ પી. શાહ : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭




# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

એપ્રિલ ૨૦૦૮

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક : ૯

"... ઑપન-ડોર એ આ સામયિકની નીતિ રહેશે.
અમને જે મહાન કવિની તલાશ છે તે એને એની વિશાળ પ્રતિભા માટે
કદી બંધ કે અધખૂલાં નહિ ભાળે.
આ ધ્યેય માટે તંત્રીઓ એવી આશા રાખે છે કે તેઓ કોઈ એક વર્ગ, મત
કે વિચારધારાથી બધ્ધ થવામાંથી મુક્ત રહેશે.
તેમને તો ઈચ્છા છે આજે લખાતી ઉત્તમ અંગ્રેજી કવિતાનું પ્રકાશન કરવાની
- પછી તે ક્યાં, કોના દ્વારા અને કલાના કયા સિધ્ધાંતને અનુરૂપ રહીને
લખાઈ છે તે બિનમહત્ત્વનું બની રહે છે.
સામયિક એની તંત્રી નોંધો પણ કોઈ એક ચોક્કસ વિચારસરણીથી
સીમિત રાખવાનું વચન નથી આપતું.
તાણીતૂંસીને પ્રગટ રીતે આવું થવું અસંભવ પણ છે.
સિવાય કે બધા વિવેચનાત્મક લેખો કોઈ એક જ વ્યક્તિ દ્વારા લખાયા હોય..."

હેરિઅટ મનરો

ઑક્ટોબર ૧૯૧૨માં હેરિઅટ મનરોએ અમેરિકાના શિકાગોમાંથી 'Poetry' સામયિકની શરૂઆત કરી.
એના બીજા જ મહિનાના તંત્રીલેખમાં આ પ્રગટ થયું
અને પછી તો તે આ પ્રસિદ્ધ સામયિકનું આજ પર્યંતનું મિશન બની રહ્યું.





www.uddesh.org

# ઉદ્દેશ

વર્ષ : અઢારમું    અંક : નવમો    સળંગ અંક : ૨૧૧

## અનુક્રમ : એપ્રિલ ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અંક શિલકમાં હશે ત્યા સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિધ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું


'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
c/o પ્રબોધ ર. જોશી,
'Serene', સેક્ટર બી ૨૭ સર્વિસ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)


- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૮, ૨૫૮૭ ૦૭૯૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦ સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સર્વિસ હૉસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૮૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કૉમ્પ્લેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન. (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તિ ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ)
ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૯૮૮૭૭૮


આદ્યતંત્રી : રમણલાલ જોશી    તંત્રી : પ્રબોધ ર. જોશી

અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, ૨, અવચાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯થી પ્રગટ કર્યું
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

## મારી તંત્રીકર્મની તાલીમ શાળા

'કુમાર'ની બુધસભામાં સિત્તેરના દાયકામાં જવાનું શરૂ કર્યું પણ ઘણા સમય સુધી કોઈ કાવ્ય લઈ ગયો નહિ ! કદાચ, Fear of rejection જેવું હશે. એક વખત બચુભાઈએ 'તમે કેમ કંઈ લાવતા નથી ?' એમ કહ્યું એટલે એ આખું અઠવાડિયું મિત્રોને, સંઘરી રાખેલાં કાવ્યો વંચાવવામાં ગયું. માધવે મહોર મારી 'આ બે સરસ જ છે' એટલે એક, બે વાર સરસ અક્ષરે કોપી કરી લઈ ગયો. એમણે વાંચવા પણ તરત લીધાં. 'વાહ !' વખણાયાં અને બન્ને સ્વીકારાયાં.

પછી તો ચાનક ચઢી. બીજા કે ત્રીજા અઠવાડિયે એક નવું કાવ્ય... વંચાયું, વખણાયું. એમણે રાખી પણ લીધું પણ પછી સભા પૂરી થતાં ચૂપચાપ પાછું વાળ્યું ! કંઈ સમજાયું નહિ !

થોડાક વિરામ પછી એ સિલસિલો ફરી શરૂ થયો. ક્યારેક તરત પાછાં મળે તો ક્યારેક તો એ પછીના બીજા કે ત્રીજા અઠવાડિયે પણ...

આવું કેમ થાય છે ? બચુભાઈને જ પૂછવું જોઈએ. એક દિવસ બેઠક પૂરી થયા પછી રોકાયો અને એમને પૂછ્યું. કહે, 'સારું થયું તમે પૂછ્યું. તમારાં કેટલાંક કાવ્યો સારાં હતાં, પ્રકાશનક્ષમ પણ. પણ શરૂઆતમાં તમે આપેલાં એવાં નહિ. એથી ય ઉત્તમ આપો. મારે 'કુમાર'માં તમારો ગ્રાફ ઊંચે લઈ જવો છે.' હું તો આભો જ રહી ગયો ! બચુભાઈની એ વાત સોએ સો ટકા ગળે ઉતરી ગઈ.

'સંસ્કૃતિ'ની તો ઘરમાં 'મહાપુરુષ'ની છાપ ! એમાં પ્રકાશિત થતાં લખાણોની પૂર્વભૂમિકા પણ સાંભળવા મળે. પ્રકાશન પછી ય ચર્ચાઓ ચાલતી રહે. 'સમયરંગ'ને જોવામાં-પારખવામાં ઉમાશંકર ક્રાંતદર્શી. જીવરાજ મહેતા, બળવંતરાય મહેતા, ઘનશ્યામ ઓઝા જેવા પૂર્વ મુખ્યમંત્રીઓ માટે ખોબા જેવડું સર્ક્યુલેશન ધરાવતા 'સંસ્કૃતિ'માં પ્રગટ થતી કવિની નોંધો દિશાદર્શક. 'સ્વાધ્યાય અને સમીક્ષા' માટે આવેલો કોઈકનો લેખ પરત કરતાં એમણે કહેલું, સાંભળેલું કે 'એમાં સ્વાધ્યાય ન હતો...' એમણે પોતાનું જ એક વ્યાખ્યાન બધાંના આગ્રહ છતાં છેવટે નહિ છાપેલું. મગનભાઈ દેસાઈના અવસાન પ્રસંગે એમણે લખેલી કાચી નોંધમાં 'મગનભાઈ દેસાઈને વિદાય' એવું લખાઈ ગયેલું અને પિતાશ્રીએ 'ને'ની જગાએ 'ની'નું સૂચન કરતાં મારી અંદર જે અર્થ ઊઘડેલો એ ય યાદ આવે છે. 'સંસ્કૃતિ' નિમિત્તે પિતાશ્રીની હરિવલ્લભ ભાયાણી સાથે થતી લાંબી લાંબી ફોન-ગોષ્ઠિઓમાંથી પણ ઘણું ઘણું પ્રગટતું રહે. ચીવટ તો ખરી જ, આગવી સર્જક દૃષ્ટિ પણ. તંત્રીને છાજે એવું અનહદ ખુલ્લાપણું અને તાટસ્થ્ય. રમણલાલ જોશીની 'કવિની સંનિધિમાં' શીર્ષકે લખાયેલી અંગત નોંધપોથીમાં કેટકેટલું જળવાયું છે !

એક વખત ઉમાશકરભાઈને મળવા ગયો થોડાક કાવ્યો વચાવવા છે એમને હાથમા આપ્યાં. થોડીક આમતેમ નજર ફેરવી કહે લે તુ જ વાચ. સ્વ-શ્રવણથી કવિતા એ કાનથી વાચવાની કળા છે એ સ્વત. સમજાયેલુ. એક-બે જગાએ શબ્દફેર કરી કહે, આમ જ કહેવુ છે ને ? એ સર્જક સ્પર્શે ઊઘડેલી મારી કવિતાઓ ય અત્યારે યાદ આવે છે વળી એમણે કહેલુ લખવુ એટલુ બધુ જ પ્રગટ કરવાનો આગ્રહ ન રાખવો. લખતાં આપણને આનદ થાય પણ પ્રગટ થતા વાચકને પણ આપણા એ આનદનો અનુભવ થવો જોઈએ. મને એમણે કેટકેટલું વાચવાનુ સૂચવેલુ ! એમણે મારા કાવ્યો પાછા વાળ્યા તો મળ્યા ત્યારે સામેથી માંગ્યા પણ ખરા વિશેષાકો માટે સ્વાધ્યાય કરાવ્યો અને સામેથી લખાવ્યુ. Fear of rejection એમ જ ઓસરી ગયો અને યથાર્થનુ મહત્ત્વ સમજાયુ.

એક સહજ ટેવ એવી પડી ગયેલી કે કોઈપણ સામયિકમા કશુ ય મોકલતા પહેલા એ સામયિકનુ અને એમા જે મોકલવાનુ હોય તેનું પણ બારીકાઈથી નિરીક્ષણ કરવું. કવિતા પણ હુ એ રીતે જોતો થયેલો. ક્યારેક ક્યારે ય જોયા-સાભળ્યા ન હોય એવા કવિ આરભના પૃષ્ઠે જ ચમકે ક્યારેક લાગે કે સુરેશ દલાલ મૂળ કવિતા પદારથ સામું ઝાઝુ જુએ છે અને એમ કરવામા ક્યાક લય છંદ સામે આખ આડા કાન કરી લે છે એ ન ગમે મારા પર કદાચ બચુભાઈની પકડ હશે ! (જરાક પણ કુછંદે ચડેલાને, એ દિવસોમા બચુભાઈ હંમેશ કહેતા લાભશંકરનું વહી જતી પાછળ રમ્યઘોષા જોયુ છે ?) એનાં પાના ખોલતાં આખુંય કવિતા-વિશ્વ શતદલ ઊઘડે ! સુદર, સુઘડ સ-રસ મુદ્રણ. આ બધુ ગમતુ

મને ક્યારેક એમ લાગે છે કે મારો એક જ કાવ્યસગ્રહ થયો એનો યશ જુદી જુદી રીતે આ ત્રણેયને જાય છે બચુભાઈ અને ઉમાશકરનો પ્રભાવ ન હોત તો ઘણા થયા હોત અને સુરેશભાઈનો ભાવ ન હોત તો એક પણ ન થયો હોત !?

પછી તો સુરેશભાઈના નજીકના પરિચયમા આવવાનું થયું. એ કહે છે કે કૃતિ કે લેખ જોઈએ છે એમ કહી તંત્રીએ માત્ર ઉઘરાણીવાળાનું કામ નથી કરવાનુ, એણે તો સૂતા ઝરણાને જગાડવાનુ છે મેં એમનાં સપાદિત પુસ્તકો માટે એક-બે વખત કશું સૂઝતું નથી એમ કહી આળસ મરડેલી પણ પછી વાતવાતમાં એ એવો કીમિયો કરી મૂકે કે મન કશુક વિચારવા પ્રેરાય. કવિતા જ નહિ, કેટકેટલા સન્દર્ભો પણ એમના સુદર સ્મરણતંત્રમાંથી ઊભરી આવતા હોય છે ! તમારામા થોડુક પણ હોય તો તમને સારુ લખતા કરી શકે એવા એ સક્ષમ સપાદક-તત્રી છે કેટલાક તંત્રીઓ બધેથી ઉઘરાવી કંકોતરી વહેંચતા ટપાલીનું કામ કરતા હોય છે તત્રીને બે બાબતોની ખબર હોવી જોઈએ. એને શુ જોઈએ છે અને શા માટે એ જોઈએ છે વળી એને વાચકોને પણ શુ જોઈએ છે અને શુ આપવુ જોઈએ અને એ કેમ ધીરે ધીરે આપતા જવુ જોઈએ એની પણ ખબર હોવી ઘટે. સક્ષમ તંત્રીઓ વાચકોના રુચિ ઘડતરનુ કામ કરતા હોય છે મને લાગે છે કે સક્ષમ લેખકો તત્રીના રુચિ ઘડતરનું કાર્ય પણ કરતા હોય છે

આજે તો ઢગલાબંધ લખાય છે અને એટલુ જ એ તંત્રીઓ તરફ ધકેલાતું પણ રહે છે એક વખત લખ્યા પછી લેખકો પોતાની કૃતિ પ્રકાશિત થયે જ બીજી વખત વાચતા હશે ? એવુ, જ્યારે જ્યારે લાગે છે ત્યારે કવિતા કાનથી વાચવાની કળા છે નું પેલુ સુખદ

સંભારણું થઈ આવે છે. સિધ્ધહસ્તો પોતાના જ પુનરાવર્તનમાં કશુંક ઘસડી નાંખે અને ધકેલી દે ત્યારે બચુભાઈ યાદ આવે છે. કવિતા હાથમાં લેતાં ખરાબ જોડણી જોઈ બચુભાઈનું મોઢું મચકોડાતું અને વળી ક્યાંક ક્લિષ્ટ શબ્દ અથડાય ત્યારે વહી જતી એકધારી રસાવહ સ્થિતિમાં થતો રસભંગ નજરે જોયો છે. અને એ (જ) કારણસર (?) એ કાવ્ય પાછું વાળી દેતા એવું અમને તો લાગતું. જો કે હું તો સ્વાશ્રય પણ કરું છું અને ક્યારેક તો કંટાળો આવે તો ય ફોન કરી મૂળ સુધી પહોંચવા કોશિશ કરું છું.

ઘણાં તત્ત્વોના સુમેળથી તંત્રીકર્મ દીપી ઊઠે છે પણ એ વિશેષ આસ્વાદ્ય તો બને છે એમાંનાં થોડાં એકની પ્રબળતાથી. બચુભાઈ રાવતની ચીવટ, દૃષ્ટિ અને ટાંચાં સાધનોના એ જમાનામાં એમને સમજાયેલું મુદ્રણકળાનું મહત્ત્વ, ઉમાશંકર જોશીનો સર્જક સ્પર્શ, બહુમુખી પ્રતિભા, વિવેક અને યથાર્થનો આગ્રહ તો સુરેશ દલાલમાં કંઈક આ બધું અને વિશેષ તો વાચકની નાડ પરખતી પ્રતિભા અને ઉત્તમ મુદ્રણ માટેની કોઠાસૂઝ મને આકર્ષતાં રહ્યાં છે; મારા અભાન-સભાન અભ્યાસનો વિષય બન્યાં છે. એમના તંત્રીકર્મને દૂરથી-નજીકથી જોવા-જાણવાનો પ્રસંગ થયો એમાંથી અહીં આ લખાયું. એમના અદ્‌ભુત તંત્રીકર્મને સમગ્રતયા મૂલવવાનો આ ઉપક્રમ નથી જ. આ સિવાય પણ મન તો જાગ્રત - અજાગ્રતપણે ક્યાંય ક્યાંયથી કેટકેટલું ગ્રહણ કરતું રહેતું હશે ! એ શાળા તો અહોનિશ જ ચાલતી હશે ને ?

ઉમાશંકરની એક રચના યાદ આવે છે :

હું છું શિક્ષક
ચાલે મારી અહો અહોનિશ શાળા !
કોણ હશે ત્યાં બાળકબાળા ?
શાળા મારી સૂની છેક જ,
મળ્યો શિષ્ય છે મુજને એક જ.
કોણ હશે એ ?
દર્પણ માંહી જેહ દીસે, એ.
ચાલે એનું નિશદિન ભણતર.
ચાલ્યા કરશે આખું શું જીવતર ?
ભણ્યો ખરે કૈં, રહ્યો અબુધ વા,
કદી કદીક એ જરી પરખવા,
કાન ઝાલીને ઊભો કરું છું.
વિવિધ સમાજ મહીં જ્યાં ફરું છું.
જગ છે એનું મૂક પરીક્ષક,
ચાલે એનું સતત પરીક્ષણ,
ને ના થાયે પૂરું શિક્ષણ
શિષ્ય તણું, જેનો છું શિક્ષક
હું છું શિક્ષક.

(૫-૯-૧૯૫૦)

૧૬ માર્ચ ૨૦૦૮ — પ્રબોધ ર જોશી

# મૌન કી રચો નિગૂઢ કારિકા

રાજેન્દ્ર શુક્લ

આજકા યહ અવસર મહત્ત્વપૂર્ણ હૈ ગુજરાતી કવિતા કે લિયે ઔર વિશેષત ગુજરાતી ગઝલ કે લિયે ક્યોંકિ યહ પારિતોષિક' 'ગઝલસંહિતા'' કો ઉપલબ્ધ હુઆ હૈ જો પાચ મંડલો મેં વિભાજિત હૈ.

ઔર મુઝે આનંદ ઇસ બાત કા ભી હૈ કિ આજ મૈ યહા ગુજરાતી ગઝલ કા પ્રતિનિધિત્વ કર રહા હૂ જો રાષ્ટ્રીય સ્તર પર પહલી બાર હી પુરસ્કૃત હો રહી હૈ

ગુજરાતી ભાષા મેં ગઝલસર્જન કી પરપરા પ્રાય એક સૌ પચાસ વર્ષ પુરાની હૈ. ગઝલ કા ગુજરાતી ભાષા મે પ્રથમ અવતરણ ઉન સાક્ષરોં કે દ્વારા હુઆ જો ગુજરાતી કાવ્યસર્જન કે મુખ્ય પ્રવાહ સે સલગ્ન થે, ફારસી કે જ્ઞાતા ઔર સૂફીવાદ સે પ્રભાવિત. બાદ મેં કુછ ઐસા હુઆ કિ ગુજરાતી ગઝલ મુખ્ય કવિતાપ્રવાહ સે અલગ, સભારજન કી સપાટબયાની મેં બહને લગી, કાવ્યતત્ત્વ ક્ષીણ સા હોતા ચલા.

ફિર ગત શતાબ્દી કે ઉત્તરાર્ધ સે એક નયે પરિવર્તન કા આરભ હુઆ. મુખ્ય પ્રવાહ સે સલગ્ન ઔર આધુનિકતા સે પ્રભાવિત એક બલવાન કવિસમૂહ ગઝલસર્જન મેં પ્રવૃત્ત હુઆ ઔર ગઝલ કી ધારા મુખ્ય ધારા સે સમ્મિલિત હોને લગી પરિવર્તન કી યહ પ્રક્રિયા કાફી રોચક રહી ઔર પરિણામદાયિની ભી. ગઝલ કા બાહ્ય સ્વરુપ પ્રાય વહી રહા કિન્તુ અતસ્તત્વ મેં આમૂલ પરિવર્તન હુઆ, જો અનેકસ્તરીય થા. અરબી ફારસી શબ્દોં કે સાથ સસ્કૃત તત્સમ એવ તદ્દ્ભવ પદાવલી ભી પ્રયુક્ત હોને લગી. ગઝલ કે પરપરાપ્રાપ્ત બિબ ઔર પ્રતીકોં કા સ્થાન ભારતીય એવં જાનપદી બિંબ ઔર પ્રતીકોં ને લિયા. અન્ય કાવ્યસ્વરુપોં કા સૂક્ષ્મ પ્રભાવ ભી દૃષ્ટિગોચર હોને લગા. ઉત્કટ પ્રયોગશીલતા ભી દેખને કો મિલી. સંક્ષેપ મેં એક દૂસરી ભાષા ઔર સસ્કૃતિ સે આયે કાવ્યપ્રકાર ને ભારતીય ઔર ગુજરાતી પરિવેશ ધારણ કિયા. યહ પ્રક્રિયા અબ ભી પ્રવર્તમાન હૈ.

યહ ભી અપેક્ષિત હૈ કિ મૈ મેરે બારે મેં ભી કુછ કહૂઁ ગુજરાતી કાવ્યસાહિત્ય કે પ્રચલિત કાવ્યસ્વરૂપોં સે મેરે સમકાલીનોં કી તરહ મૈને ભી પ્રારંભ કિયા, ઉસમેં ગઝલ ભી શામિલ થી. ફિર શનૈ શનૈ મેરી કાવ્યાભિરુચિ એવં મેરી સૃજનશીલતા ગઝલ કી ઔર વિશેષ આકૃષ્ટ હોતી રહી તો મેરી અભિવ્યક્તિ પ્રધાનતયા ગઝલ કે કાવ્રુપ મેં હોને લગી ઈત્તફાકન્ મેરી પ્રથમ મુદ્રિત રચના ગઝલ હી થી જો સુપ્રસિદ્ધ ગુજરાતી સામયિક 'કુમાર' મેં સન ૧૯૬૨મેં પ્રકટ હુઇ વહ ભી કાવ્યમર્મજ્ઞ સપાદક શ્રી બચુભાઈ રાવત કે સ્વાગતવચન કે સાથ. ઉસ વક્ત ઉન્હોંને ગઝલ-સર્જન કી મહતી સભાવના કા ઉલ્લેખ કિયા થા - વહ આજ શાયદ મૂર્ત હો રહા હૈ.

કિશોરાવસ્થા સે હી મુઝે યહ પ્રતીત હોને લગા થા કિ મેરે અસ્તિત્વ કી અભિવ્યક્તિ કા માધ્યમ શબ્દ હૈ શબ્દ કો મૈને એક વરદાન કે રૂપ મેં દેખા, ઔર વહી મેરે લિયે ઉપાસ્ય હો ગયા પૂરી ભાષા કો અવગત કરને કે લિયે મૈ સસ્કૃત પ્રાકૃત-અપભ્રશ કો અધ્યયન વિષય ચુનકર સ્નાતક અનુસ્નાતક હુઆ. ઇસસે મૈ વૈદિક-ઔપનિષદિક દર્શન, શ્રમણપરપરા એવ જૈન-બૌદ્ધ દર્શન ઔર પ્રશિષ્ટ કાવ્યપરપરા સે પરિચિત હુઆ. અનુસ્નાતક કક્ષા મેં ભારતીય કાવ્યશાસ્ત્ર કા વિશેષ અધ્યયન કિયા. મેરી કાવ્યવિભાવના આનંદવર્ધન, અભિનવગુપ્તપાદ આદિ આચાર્યોં સે પ્રભાવિત હૈ મૈ વ્યજનાવાદી હૂઁ મૈને કાવ્યસર્જન કો ઉસ આંતરિક આધ્યાત્મિક પ્રવૃત્તિ કે રૂપમેં દેખા હૈ જો મેરે આત્મપ્રત્યય મેં સહાયભૂત હો શબ્દો કે દ્વારા શબ્દાતીત મહામૌન કા અનુભવ, વૈખરીકે અનિવાર્ય માધ્યમ સે પરા કા સંસ્પર્શ મેરા લક્ષ્ય હૈ, જો લક્ષ્ય ભી નહીં !

પ્રથમ સે હી ભારતીય દર્શનોં કે પ્રતિ આકર્ષણ રહા, તો આચાર્ય ગૌડપાદ શ્રીમત્ શંકરાચાર્ય ઔર ભગવાન રમણ મહર્ષિ મેરે આરાધ્ય રહે ગુજરાત-સૌરાષ્ટ્ર કી મધ્યકાલીન લોકસત પરપરા કે તત્ત્વાનુભવ ને મેરી અદ્વૈતનિષ્ઠા કો પુષ્ટ કિયા ઔર ઉનકી સરલ સહજ અભિવ્યક્તિને મેરી સર્જન પ્રક્રિયા કો ! સૂફીદર્શન ઔર પ્રેમલક્ષણા ભક્તિ કી કુછ ઝલક ભી મેરી ગઝલોં મેં આ ગઈ હૈ.

એક મહત્ત્વપૂર્ણ અનિર્વચનીય કા તો વિસ્મરણ હી હો ગયા ! મેરી કાવ્યચેતના કા પ્રથમોદય ગિરનાર કી ઉપત્યકા મેં હુઆ. જૂનાગઢ, ગિરનાર ઔર ગુજરાત કે આદ્યકવિ નરસિંહ મહેતા કી કાવ્યચેતના કે સાથ કુછ ગૂઢ અનુસધાન મેરા નિરતર અનુભવ રહા હૈ !

અંત મેં મૈ મેરી કુછ રચનાએઁ, યથાશક્ય હિન્દી

*શ્રી રાજેન્દ્ર શુક્લને ગઝલ સંહિતા માટે વર્ષ ૨૦૦૭નો દિલ્હી સાહિત્ય અકાદેમીનો એવોર્ડ તા. ૨૦ ફેબ્રુઆરી ૨૦૦૮ના રોજ કામાણી ઓડિટોરિયમ, દિલ્હીમાં એનાયત થયો એ વેળાનું વક્તવ્ય

રુપાંતર મેં પ્રસ્તુત કરૂંગા જો મેરે સૃજનાનુભવ કી યત્કિંચિત પરિચાયક હો !

સભર સુરાહી, લલિત લચક કટિ, કોમલસ્કંધા ગઝલ,
વન વન ભમતાં મિલત અતર્કિત યોજનગંધા ગઝલ !

લખચોરાસી લખત લખત ચખ વેધત રે લખ સકલ,
અલખ અલખ ગિરનારી ગાજે નિત પડછંદા ગઝલ !

ચાક ગરેબાઁ બેબાક દિશાએઁ, દામન દર દર ઊડે,
અષ્ટપાશ આકાશ ઉડાવત, ત્રુટિતફંદા ગઝલ !

સાઁસ ઉસાઁસ ચલાવત છુવત ઝિલમિલ સાતોં ગગન,
વિહઁસ વિહઁસ કરતાલ નચાવત, ગાવત બંદા ગઝલ !

કઁહ લગ રૂઠી, માન કરો અતિ, મુખ મચકોડો અલગ,
સૂર મિલાયે ગાઓ પ્રિયજન સત્-ચિત્-નંદા ગઝલ !

*

પૂર્ણ મેં સે અંશ અવતારી હુઆ,
સ્વાદ કારણ શબ્દ સંસારી હુઆ !

*

અરે આયા અજાયબ મોડ બિસ્મિલ્લાહ,
લગા કે દૌડ, રે તૂ દૌડ, બિસ્મિલ્લાહ !

*

ઇલમ-શલાકા અવલ ફિરાઈ રે જાદૂગર,
સુધબુધ હમરી સબ બિખરાઈ રે જાદૂગર !

નહીં અધાર, નહીં અવલંબન, અચરજ ભારી,
ખલક અજબ જુગતે ઠેરાઈ રે જાદુગર !

દશ્યે કલકલ વહૂઁ પલક પલ પિરો પિરોકર
હેરત હાલ સૂરત હેરાઈ રે જાદુગર !

*

ઝાંઝ પખવાજ બાજ કરતાલ આજ,
સૂર ઘેઘૂર પૂર મત બાંધ પાજ !
બિંત વૃખભાન ઇબ્ન બ્રજરાજ, વાહ -
જુગલસરકાર આજ મહેફિલ નવાઝ !
તીર કાલિંદ શાખ કાદંબ તખ્ત
ફરફરે મોરપિચ્છ સરતાજ તાજ !
ભાન લવલેશ શેષ ઝળહળ મશાલ,
શ્વાસ ઉચ્છ્વાસ ખેલ અય ખુશમિજાજ !

*

રોશની રોશની સુર્ખતર,
ધડકનેં ઔર ધકધક ચલી,
લૌ લગી તો લગી રાતભર,
એક કરતાલ ભરચક ચલી !

*

ચડો ચાખડી, પવનપાવડી જય ગિરિનારી,
ક્યા હૈ મેરુ, ક્યા હૈ મંદર ચેત મછંદર !

*

ગગનઘટા મેં એક કરાકો બિજરી હુલસી,
ઘિર આઈ ગિરિનારી છાયા ગોરખ આયા !

*

ભાષ્યકાર કોઈ આયેગા કભી,
મૌનકી રચો નિગૂઢ કારિકા !

■




સાહિત્ય અકાદેમીના અધ્યક્ષ અને પ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી સુનીલ ગંગોપાધ્યાય શ્રી રાજેન્દ્ર શુક્લને સન્માન અર્પણ કરતાં...

યશવન્ત મહેતા

ધર્મનો મહારોગચાળો !



વોલ સોયિંકા નાઈજરિયાના લેખક છે (જન્મ ૧૮૩૫) આફ્રિકા ખંડના એ પ્રથમ નોબેલ પારિતોષિક વિજેતા છે ૧૯૮૭મા એ ઈનામ મેળવ્યા પછી પોતાના માનવતાવાદી વિચારોને કારણે દેશ છોડવા મજબૂર બનેલા સોયિંકા લંડનમા વસે છે એમનું એક મંતવ્ય ભલભલાને અકળાવે એવું છે એમણે લખ્યુ છે કે નાઈજરિયામા અને સમસ્ત દુનિયામા ધર્મની ભારે મહામારી, મહારોગચાળો પ્રવર્તે છે એમને તિશની દોશીએ ધી હિન્દુ વતી આ સબંધે પ્રશ્ન પૂછયો અને જાણવા માગ્યુ કે દુનિયા શું ધર્મના અભાવમાં વધુ સારી હોત ?

વોલ સોયિંકાનો જવાબ હુ જરૂર એવુ માનું છું કદાચ દુનિયા ઓછી સુદર હોત, કારણ કે કેટલાક ધર્મોએ ખરેખર ખૂબ સુદર સ્થાપત્ય, સંગીત, નૃત્યોનુ સર્જન કર્યું છે માનવી તુચ્છ છે અને ઘણી વિરાટ શક્તિઓ સક્રિય છે એવા વિચારે ઘણા મોટા અને સરસ સર્જન કર્યાં છે પરતુ મને ખાતરી છે કે અન્ય કશીક પ્રેરણાને બળે અન્ય સાધનો દ્વારા માનવજાતે સુંદરતાનુ સર્જન કર્યું જ હોત. ધર્મનો વિકલ્પ જડ્યો જ હોત. આપણે ધર્મ ની જે દશા કરી છે તે વિશે વિચારવા જેવુ છે

*

ન જાશો તજી અમને !



વીસમી સદીની શરૂઆતથી હિન્દની જનતાએ બ્રિટિશરોને ચાલ્યા જવાનો આદેશ આપવા માડેલો અને સદીની અધવચ સુધીમા તો એ આદેશ ક્વીટ ઈન્ડિયા ના નારારૂપે બુલદ બન્યો. પરતુ એકવીસમી સદીમા એક બાબતે હિન્દવાસીઓ આજીજી કરે છે બ્રિટિશરો, અમને તજી ન જશો !

વાત એમ છે કે બ્રિટિશ કાઉન્સિલ દ્વારા દેશમાં ચાલતી બ્રિટિશ લાઈબ્રેરીઓ બંધ કરવામા આવી રહી છે કહેવામા આવે છે કે વર્ષે દહાડે દસેક લાખ પાઉન્ડનો ખર્ચ આ લાઈબ્રેરીઓ પાછળ થાય છે તે હવે પોસાતો ન હોવાથી લાઈબ્રેરીઓ ક્રમશ સમેટવાનો ઠરાવ કરાયો છે આવી બે લાઈબ્રેરીઓ જે તીરુઅનંતપુરમમાં અને ભોપાલમા અનુક્રમે ૧૯૬૪માં તથા ૧૯૬૫માં શરૂ કરાયેલી, તે ૨૦૦૮ના પ્રથમ માર્ચમાં બંધ કરવાની જાહેરાત થઈ

પરંતુ પુસ્તક પ્રેમીઓએ ખાસ્સો ઊહાપોહ મચાવ્યો છે આ લાઈબ્રેરીઓ વડે અમને ખૂબ લાભ થયો છે એમ જણાવીને, એ બંધ નહિ કરવા વ્યાપક જનમત ઊભો કરાયો છે કેરળમાં તો એના મુખ્યમત્રી વી. એસ. અચ્યુતાનંદને લાઈબ્રેરી માટે જમીન અને મકાન બંને આપવાની તૈયારી બતાવી છે

*

અનુવાદ વિષે ખુશવન્તસિંહ

અંગ્રેજીમા અનુવાદ કરનારાઓ માટે, ઘણા ખરા લોકો માને છે કે જે ભાષામાથી અનુવાદ કરતા હોય તે મૂળ ભાષા ઉપર પ્રભુત્વ હોવું જોઈએ અને અંગ્રેજીનું તો કામચલાઉ જ્ઞાન હોય તો ચાલે. પરતુ વાસ્તવમાં, હોવુ જોઈએ એનાથી ઉલટું અનુવાદકને મૂળ ભાષાનુ કામચલાઉ જ્ઞાન હશે તો ચાલશે, પરતુ અંગ્રેજી ઉપર તો પ્રભુત્વ હોવુ જ જોઈએ. સસ્કૃતમાથી અંગ્રેજીમા જે શ્રેષ્ઠ અનુવાદો થયા તે કરનારા સંસ્કૃતના વિદ્વાનો નહોતા પરતુ અંગ્રેજીના તો ચોક્કસ હતા. એમનું સંસ્કૃતનુ જ્ઞાન તો મર્યાદિત હતું. ઉદાહરણ તરીકે એડવિન આર્નોલ્ડનું લાઈટ ઓફ એશિયા તથા જહોન બ્રાઉ કૃત પોએમ્સ ફ્રોમ ધ સસ્કૃત જોઈ શકાય. આ જ રીતે, એડવર્ડ ફિટ્ઝજિરાલ્ડ જેવા માણસે ઉમર ખય્યામનુ નામ ઘર ઘરમાં જાણીતું કર્યું. વળી હાફીઝ, રૂમી, શેખ સાદી અંગ્રજીમા આવ્યા અંગ્રેજોએ કરેલા અનુવાદો દ્વારા, ફારસીના વિદ્વાનો દ્વારા નહીં.

(ધી ઓક્સફર્ડ ઈન્ડિયા એન્થોલોજી ઓફ મોડર્ન ઉર્દૂ લિટરેચર નું અવલોકન કરતા આઉટલૂક મા ખુશવન્તસિંહ, તા. ૨૧ ૧ ૨૦૦૮)

*

લેખક પોતે પ્રકાશક પ્રાપ્તિ પણ થાય



લેખક પોતે પ્રકાશક બને એ વિષયમાં આપણા ગુજરાતમાં જરાક મંદ વલણ છે પરંતુ આ દિશામા કેટલાંક પ્રોત્સાહક ઉદાહરણ પણ મળતાં હોય છે આવું એક ઉદાહરણ બેંગલોરના ફોટો જર્નલીસ્ટ મહેશ ભટ્ટનું છે અણજાણ શૂરવીરો એવા વસ્તુ પરની એમની તસવીરોનું પુસ્તક પ્રકાશિત કરવા કોઈ વિરલા પ્રકાશક ન મળ્યા. પછી એમણે બીજી દરખાસ્ત વિચારી. એમણે રાજધાનીના પાંચ અગ્રણી પ્રકાશકો આગળ દરખાસ્ત મૂકી કે પુસ્તક પ્રકાશનમાં રોકાણ હું કરુ પરંતુ તમે કેટલીક નકલોની આગોતરી વરધી આપશો ? પ્રતિભાવ પ્રોત્સાહક મળ્યો, અનસંગ (જેમનાં યશોગાન કોઈએ કર્યાં નથી) એવું શીર્ષક ધરાવતા આ પુસ્તકના ૩ ૦૦૦ આગોતરા ગ્રાહક મળ્યા ! વિખ્યાત પત્રકાર બહેન અનિતા પ્રતાપના શબ્દાંકન સાથેની આ તસવીરી કિતાબની કુલ ૬ ૦૦૦ નકલો છપાઈ

*

**અક્ષરી સજા !**

હઝરત મહંમદ પયગંબરના જીવનચરિત્રમાં જણાવાયું છે કે એમના અનુયાયીઓ સામેના યુધ્ધમાં જો કોઈ અન્ય ધર્મી પકડાય તો પયગંબર એને વિશિષ્ટ સજા કરતા. એ માણસને આજ્ઞા કરતા કે કમ-સે-કમ અમારા બે અભણોને ભણાવ !

આ સાક્ષરી સજાના જ નવા અવતારરૂપ સજા દિલ્હીના લેફ્ટનન્ટ ગવર્નર તેજેન્દ્ર ખન્નાએ શરૂ કરી છે. માર્ગને લગતા કોઈ પણ કાનૂનનો ભંગ કરવા બદલ કે માર્ગ પર રોમિયોગીરી કરવા બદલ કોઈ પકડાય તો એને સતત છ કલાક સુધી પુસ્તકાલયમાં બેસીને વાચન કરવાની સજા ફરમાવવામાં આવે છે. નોંધપાત્ર વિગત એ પણ છે કે આ લોકોને માત્ર યોગ, સમાધિ, ધ્યાન અને અધ્યાત્મ જેવા વિષયોનાં પુસ્તકો વાંચવા દેવાશે.

*

**અમર કૃતિની હસ્તપ્રત 'કવિતા-પ્રેતે' શોધી આપી !**

ઈટલીના રાષ્ટ્રકવિ અને 'ધી ડિવાઈન કોમેડી'ના સર્જક દાન્તે અલીઘિયેરીની એ યશદાતા કૃતિ 'ખોવાઈ' ગઈ હતી અને જો એમના પુત્રને એક 'ભૂતે' મદદ કરી ન હોત તો જગતને કદાચ એ અમર કૃતિ મળી ન હોત !

ઈટલીના ફ્લોરેન્સમાં ૧૨૬૫માં જન્મેલા (અવસાન ૧૩૨૧) દાન્તેએ 'ધી ડિવાઈન કોમેડી' આઠ વર્ષ પર્યન્ત રચી હતી, પરંતુ એ પ્રગટ થતાં અગાઉ એમનું અવસાન થઈ ગયું હતું. એમના પુત્રે એમનાં લખાણ ભેગાં કરવા માંડ્યાં તો જાણ્યું કે એમાંથી તેર જેટલા કેન્ટો (સર્ગ) મળતા નહોતા. દાન્તેનાં પત્ની અને પુત્રે ખૂટતા સર્ગ શોધવા ખૂબ કોશિશો કરી. પરંતુ પછી એક રાતે કવિતા પ્રેતે પુત્ર જેકોપોને ઊંઘમાં દર્શન દીધાં અને ખૂટતા સર્ગ ક્યાં પડ્યા છે એ જણાવ્યું ! દાન્તે પોતાના એક અન્ય મકાનમાં મરણ પામ્યા હતા, અને ત્યાં જમીનની અંદર એક ગુપ્ત ખાનામાં પેલા સર્ગ એમણે છુપાવ્યા હતા !

એ કશીક પ્રેરણા પણ હોઈ શકે. ગમે તેમ, પુસ્તક પૂર્ણ થતાં એ છપાયું અને વિશ્વના અમર સાહિત્યના વારસામાં સ્થાન પામ્યું.

*

**સાહિત્યમાં ગોરા-કાળા !**

સાહિત્ય તો સર્વમાનવીય હોય. સર્વસમાવેશક હોય. એને ભાષા, ધર્મ, પ્રદેશ, વર્ણ, જાતિ, કશાનો ભેદભાવ ન હોય. એ કાંઈ કોમવાદી કે પ્રદેશવાદીઓનું ગુલામ નથી.

છતાં સાહિત્યમાંય કોમવાદ, જ્ઞાતિવાદ, વંશવાદ વગેરે બધું આવે જ છે. એક માણસે પચાસ વર્ષ પત્રકારત્વ કર્યું હોય, ચાળીસ નવલકથાઓ લખી હોય, પૃથ્વી પરના લગભગ દરેક વિષય પર ચિંતનાત્મક લેખન કર્યું હોય, છતાં જીવનની શરૂઆતમાં બાળસાહિત્ય માટે ઈનામ મેળવ્યું હોય પછી આખી જિંદગી એની ઓળખાણ 'બાળસાહિત્યકાર' તરીકે જ અપાય ! એ સાહિત્યનો જ્ઞાતિવાદ છે.

આજકાલ ખૂબ ફેશનેબલ બની ગયેલા, અંગ્રેજીમાં લખતા લેખકોના લિટફેસ્ટ (લિટરરી ફેસ્ટીવલ, સાહિત્યોત્સવ) પણ આવા ભેદભાવોથી મુક્ત નથી. ૨૦૦૭ના જયપુરના લિટફેસ્ટનાં એક સંયોજક મીતા કપૂર પર વિખ્યાત ઈતિહાસ લેખક વિલયમ દાલરીમ્પલ નારાજ છે, કારણ કે મીતાએ ટીકા કરેલી. 'ભારતના લિટફેસ્ટમાં આટલા બધા ગોરાઓ શા માટે ?'

*

**લેખકના સ્મારક સંગ્રહાલયમાં શું શું હોઈ શકે ?**

નડિયાદમાં ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું ઘર સ્મારક સંગ્રહાલય તરીકે સાચવી રાખવામાં આવ્યું છે. ત્યાં એમનું રાચરચીલું છે, હીંચકો છે, હસ્તપ્રતો છે, પુસ્તકો છે. કદાચ એ કલમ-દવાત પણ છે જેમનો એ લેખન કાજે ઉપયોગ કરતા હતા.

હવે દિલ્હીની જામિયા યુનિવર્સિટીમાં લેખિકા કુર્રતુલેન હૈદરનું સ્મારક સંગ્રહાલય બન્યું છે. તેઓ હજુ ૨૦૦૭માં જ અવસાન પામ્યાં અને તે પછી થોડા મહિનાઓમાં જ આ સંગ્રહાલય બન્યું એ ગૌરવની વાત છે. પરંતુ અહીં એમનાં પુસ્તકો, એમની નોંધપોથીઓ વગેરેની સાથે એમનાં ઘરેણાં, જૂતાં, વાસણ-કૂસણ, છરી-કાંટા અને વસ્ત્રો પણ પ્રદર્શિત કરાયાં છે. આ સંગ્રહાલય જોનારાંઓને તરત પ્રશ્ન થાય કે આ વાસણ, આ છરી-કાંટા અને આ વસ્ત્રોનો કુર્રતુલેનના લેખન સાથે સંબંધ ખરો ?

*

**વિવેચકોનો સૌથી પ્રિય શોખ**



કમલા માર્કન્ડેય વીસમી સદીના ઉત્તરાર્ધમાં અંગ્રેજીમાં લખતા ભારતીયોમાં અગ્રણી હતાં. વાસ્તવમાં, ઍંશીના દાયકા પછી અનેક ભારતીય લેખકો અંગ્રેજી ભાષામાં પણ છવાઈ ગયા. પરંતુ એ અગાઉ નોંધપાત્ર પાંચ હતાં : મુલ્કરાજ આનંદ, આર. કે. નારાયણ, રાજા રાવ, ખુશવંતસિંહ અને કમલા માર્કન્ડેય. અલબત્ત, નયનતારા સેહગલ જેવાં લેખિકાઓ પણ હતાં, પરંતુ તે વિદેશોમાં પ્રગટ થતાં નહોતાં. પેલા અગ્રણી પાંચમાં એક જ સ્ત્રી કમલા માર્કન્ડેય હતાં, અને એકલા એમના લેખનમાં નારીની નિરૂપણા અગ્રસ્થાને રહેતી.

૧૯૫૪માં પોતાની પ્રથમ નવલકથા 'નેક્ટર ઈન એ સીવ' (ચાળણીમાં અમૃત) વડે દુનિયાભરમાં પ્રસિદ્ધિ પામનાર કમલાની છેલ્લી (અગિયારમી) નવલકથા 'બોમ્બે ટાઈગર' (મુંબઈનો વાઘ) એમણે ૧૯૮૨માં લખવા માંડેલી. પરંતુ એ પ્રસિદ્ધ થઈ હમણાં, ૨૦૦૭માં, એમના અવસાન પછી.

કમલાના પ્રકાશકો તથા વિવેચકો તરફના અનુભવો સારા નહોતા. એથી જ એમણે એક વાર આક્રોશથી લખેલું : 'વિવેચકો એ ક્ષુદ્રો છે જે લેખકના આત્મસન્માનનો ભંગ કરવામાં મોજ માણે છે !' એવું સાવ તો ન જ હોય !

■

(ચરિત્ર નિબંધ)

# ધનબાઈનો બચુ

પ્રફુલ્લ રાવલ

ધનબાઈનો બચુ મારા કરતા ખાસ્સો મોટો હતો. મારી વય માંડ વીસની હશે ત્યારે ત્રણ સંતાનનો બાપ એ જીવનના ચોથા દાયકાનું વહાણ સામા પૂરે હંકારવા સતત હલેસા મારી રહ્યો હતો. હું સિનેમામા નોકરીએ જોડાયો ત્યારે એ સહુ ડોરકીપરનો વડો હતો. એનુ કામ હતું સહુની દેખરેખ રાખવાનું. બધુ જુએ, બધુ સાભળે, પછી પક્ષીની જેમ સતત ચણ શોધતો. ટૉકીઝમા, ટૉકીઝની બહાર. માણસ ઠાવકો. વાત વાણિયા જેવી કરે. ડાહી ડાહી. પણ માણસ પ્રમાણે બદલાતી રહે એની વૃત્તિ પ્રવૃત્તિ. ટૉકીઝની નોકરીમા પગાર ઝાઝો ન મળતો. કમાણી કરવાની ટિકિટના કાળાબજાર કરીને, એટલે અવળસવળ કશુ કરતા રહેવુ પડે. અને બચુ બધુ કરે કમાવવા માટે. સાચુ ખોટુ પણ. માણસ ચાલક-ચબરાક. એથી ક્યાય અટવાય નહીં. ભર્યા તળાવમાંથી કોરો નીકળી જાય. અર્થની ભારે ખેંચ વચ્ચે જીવ્યો. હજુ જીવે છે. મૃત્યુ સામે નજર માડીને.

બચુની મા ધનબાઈ પાસે થોડા પૈસા હતા, પરતુ એ નાગણની જેમ એની રખેવાળી કરતી. બચુ પ્રત્યે ભાવ અઢળક પણ બાઈ પૈસાની પાક્કી યાર. બોલતી બહુ. એમ જ એનુ ચિત્ત ભ્રમિત થઈ ગયુ હતુ. છાતીએ પૈસા અને સોનુ બાધીને ફરે. ત્યારે બચુએ જ પૂરા ભાવથી દેખભાળ કરી હતી. અન્ય સતાન દૂર ભાગતા હતા ત્યારે ક્યારેય કશુય ન આપતી માની બચુએ કાળજી લીધી અને ખાસ્સી મથામણ બાદ ધનબાઈનુ ચિત્ત અસલ ગતિમા આવ્યુ. કેટલીયે બાધાબંધણી રાખી હતી બચુએ. એ પણ પૂરી કરી પોતાના પૈસે. ત્યારથી ગામમા એ ધનબાઈનો બચુ તરીકે ઓળખાવા લાગ્યો. આ ઓળખ એને ગમતી. ખૂબ ગમતી. એનુયે કારણ હતુ. સમજણો થયો ત્યારથી એને ઓળખ માત્ર માની હતી. પિતાનો તો ચહેરોય યાદ નહોતો, બચુને.

ધનબાઈ પાસે હતી જબરી હિંમત. કોઈથી ન બીએ. ન કોઈના દબાણમા રહે. મહેનત કરીને સહુ સંતાનોને મોટા કર્યાં. એણે યુવાનીમા દારૂ પણ ગાળેલો. સ્વભાવ ભારાડી. ભારે રુઆબી. ગજુ પુરૂષને હફાવે એવુ. બચુને એ સ્વભાવ વારસામા મળેલો. અલબત્ત, પછી ઠર્યો. સમયની થપાટ ખાઈ ખાઈને. કપરા સંજોગો ઝીલી ઝીલીને. યુવાનીનો ઉછાળ હતો ત્યારે બચુનુ જૂથ હતુ. એ સહુનો વડો. સહુ તોફાની. સહુ ભારાડી. કામ બધાય કરવાનાં. સારા-નરસા. બધુંય પથ્ય. મારામારી થાય. વાગે-વગાડે. હાથનો છુટ્ટો. ક્યારેક મામલો પોલીસ સુધી પહોંચે. વળી અથડામણ થાય. પછી થાળે પડી જાય બધું. ધીમે ધીમે. પણ એ તો અતીતની કથા.

આજે ? આજે તો થાકી ગયો છે. વૃદ્ધ થયો છે તો સાથે સાથે ચિંતામા પણ વૃદ્ધિ થઈ છે. આજે એ હિસાબ માડે છે વીતેલી ગઈ કાલનો. તો, એની પાસે સિલકમાં છે શૂન્ય. રહી છે માત્ર અતીતની રમ્ય કથા, જે આજે તો આપે છે કેવળ વ્યથા. ઘણાંની એણે કથા કરી, પરતુ એની તથા તો એણે જ કરવી પડી.

જીવનના આઠમા દાયકાના અંતિમ ચરણમા છે ત્યારે પાસે પોતીકી છે માત્ર વ્યથા. છોકરા મોટા થયા છે. ભણ્યા નથી પણ ખપજોગુ કમાય છે. છતાંય બચુને સતોષ નથી. જાત વિશેની બેદરકારી આજે મનને ખોતરે છે. કાલની વાત કાલે એવુ ખુમારીથી કહેતો બચુ આજે એનુ પોત ખોઈ બેઠો છે.

હુ ટૉકીઝમા જોડાયો. ઈ.સ. ૧૯૬૮માં. કૉલેજના બીજા વર્ષમા ભણતો તો. ફિલ્મ મનોરજનનુ મોટું સાધન. કેવુ ખેંચાણ હતું લોકોને ફિલ્મનું. અનેક દશ્યો જોયા છે ટૉકીઝ પર. પૂરા દબદબાથી ફિલ્મ જોવા આવનાર સમાજનો શિષ્ટ વર્ગ જોયો છે. તો મસ્તીથી રાજા ક્લાસમા ફિલ્મ જોનારો વર્ગ જોયો છે. એક વાઘરી દંપતી દરરોજ રાતના શોમા ફિલ્મ જોવા આવતું. બેસે કાયમ રાજા ક્લાસમા. કોઈ આવે નશામા ચકચૂર, કોઈ આવે મેલો ઘેલો, કોઈ આવે સજ્જ થઈને, કોઈ યુવાન-યુવતી આખમા અપેક્ષા લઈને આવે અને ફિલ્મના કોઈ પ્રેમગીત સાથે જાતને જોડે. પડદા પરના કલાકારમા જાતને ઓગાળવા મથે. મારામારી થાય. ક્યારેક બે જૂથ વચ્ચે ઘર્ષણ લાબુ ચાલે. ક્યારેક કાળાબજારના સદર્ભમા બબાલ થાય. બધુ ફિલ્મ શરૂ થાય ત્યારે શમી જાય. વળી નવો દિવસ, નવાં દશ્યો, નવી રોનક. નવી સૃષ્ટિ, ટૉકીઝ પર ભારે ભીડ રહેતી.

મારું કામ ટિકિટ વેચવાનું. કેટલાય દિવસો શૉ હાઉસફુલ રહે. ત્યારે ટિકિટ મેળવવા સહુને મારી જરૂર પડે. હું ઘણાંને ઉપયોગી થતો. ત્યારે ટૉકીઝમાંથી જ ટિકિટનાં કાળાંબજાર થતાં. બચુ સહુનો લીડર. સહુને સરખા ભાગે ટિકિટો મળતી. આવકની વહેંચણી પણ સરખે ભાગે થતી. બચુ ક્યારેક વ્યવહારની દુનિયામાં વહી જતો. તેથી આવકનું ખાતું ખાલી રહેતું પણ બચુને અફસોસ થતો નહોતો. આજે ક્યારેક મળે છે અને અતીતની થોડી વાત નીકળે છે ત્યારે એની પાસેથી તકિયાકલામ જેવું એક વાક્ય સંભળાય છે - 'હવે પહેલાં જેવું રહ્યું નથી.'

આ 'પહેલાં જેવું'નો અર્થ હતો સવારથી સાંજ પ્રવૃત્તિમાં રમમાણ રહેવું. આવતી કાલનો વિચાર એને સ્પર્શતો જ નહોતો. 'આજ આપણી, તો આવતી કાલ પણ આપણી જ' એ એણે માની લીધેલું સત્ય હતું. બધું કરતો. કોઈનું ઘર જો ભાડુઆત ખાલી ન કરે તો બચુની ટોળકી મારઝૂડ કરીને પણ ખાલી કરાવી આપતી. ઘરમાલિક પાસેથી મહેનતનું મહેનતાણું મળી રહેતું. કોઈની ભાગી ગયેલી છોકરીને પાછી લઈ આવે. ચોરીનો માલ સગેવગે કરે. એમાંથી તક મળતાં રોકડી પણ કરી લે. પૈસાની જરૂર પડે તો જુગારના અડ્ડેથી લઈ આવે. ક્યારેક વરલીનો નંબર લગાવે. જે કરે તે ખુલ્લું. ન કશી રમત. ન કશો છોછ. બધી વાતનો એકરાર કરે. એકરાર ટાણે હોઠ પર આછું સ્મિત રમી રહે. દેખાવે બચુ કદરૂપો નહોતો પણ ચહેરા પર ખીલનું સામ્રાજ્ય હતું. માથું તેલથી ભરેલું હોય. વળી શ્યામ. ક્યારેક કાજળ આંજે. વસ્ત્રો પહેરવાની ન કોઈ ઢબ. સારું દેખાવવાની કોઈ રૂચિ નહીં - વૃત્તિ નહીં. ગમે તે પહેરે પણ બહુ શોભે નહીં. પણ શોભવા ખાતર ક્યાં એ પહેરતો હતો ! ફિલ્મ પણ ભાગ્યે જ જુએ. ફિલ્મ એને મન પેમલા-પેમલીની વારતાથી વિશેષ કંઈ નહોતું. હા, ફિલ્મથી એ કમાતો'તો જરૂર. ક્યાંથી કમાવવું એ જ એનું ધ્યેય હતું. ક્યારેક સતની વાત કરે તો ક્યારેક કડદો કર્યાની વાત કરે. ક્યારેક એની પાસેથી લાગણીની ભાષા સાંભળવા મળે તો ક્યારેક કેવળ બરછટ વાણી ઉચ્ચારે. ન સમજાય તેવું એનું વ્યક્તિત્વ હતું. પણ જાત સાથે વાત કરતો હશે જરૂર ક્યારેક. એથી કર્યા કામનો ક્યારેક પ્રસ્તાવો કરતો. કૉલેજમાં ગાંધીની આત્મકથા ભણતો હું ક્યારેક નૈતિકતાની વાત કરું તો સાંભળે ખરો પણ વળી 'અમે હવે ન સુધરીએ' એમ કહીને હસી પડે. પ્રાપ્ત વાતાવરણમાંથી મુક્ત થવું બચુ માટે અઘરું હતું.

ટૉકીઝની નોકરી એ મારું અંતિમ નહોતું. ભણતાં ભણતાં થોડું કમાવવું એ જ ખ્યાલ હતો. વળી એ નોકરીથી કુટુંબને દહેશત રહેતી. એ ખોટું પણ નહોતું. એથી નવી નોકરી મળતાં ટૉકીઝની પિસ્તાળીસની નોકરી છોડીને પંચોતેર કમાવવા હું મિલમાં જોડાયો. ટૉકીઝનું વહીવટીતંત્ર બદલાયું અને બચુને છૂટા થવું પડ્યું. સહુ સાથીદાર પણ છૂટા થયા. પછી બચુને આજીવિકા માટે હાથવગું સહેલું સાધન હતું વરલીના આંકડા નોંધવાનું. નાનો વર્ગ ભાગ્યના પરિવર્તન અર્થે વરલીનાં પાનાં નોંધાવતો રહેતો અને બચુ આંકડા લખતો લખતો કમાતો રહેતો. ક્યારેક આંકડો ઉપર ન કપાવે અને કોઈકનું પાનું કે જોડ લાગે તો બીજી સવારે પૈસા માટે વ્યાયામ કરવો પડતો. પણ ગબડતું રહ્યું એનું ગાડું. બદલાતા રહ્યા ધંધા. બદલાતી રહી પ્રકૃતિ. બદલાતું રહ્યું વાતાવરણ અને બચુ જાતને ગોઠવતો રહ્યો. ગ્રેજ્યુએટ થઈને હું શિક્ષક થયો એટલે મારી તો દિશા બદલાઈ ગઈ. એનો ઝાઝો સંપર્ક ન રહ્યો. હા, ક્યારેક સ્કૂલથી પાછા ફરતાં ત્રિકોણિયા બગીચા પાસે એ ઊભો હોય. આંખ મળે, માથું નમે અને મારી સાઈકલની ગતિ ચાલે. કયારેક સાથે ઊભા રહેવાનું બનતું. મને ક્ષોભ ન થતો, પરંતુ મારા વિશે કોઈ ખોટો ખ્યાલ ન બાંધે એની તકેદારી એ રાખતો. પછી તો મને સાહેબ કહેતો થઈ ગયેલો.

અનેક અપકાર્યો વચ્ચે બચુ મને ન ગમતો ક્યારેય ન થયો. એની મર્યાદાનું એને ભારોભાર ભાન હતું. અને એ જ એની ભીતર જીવતા માણસનો પુરાવો હતો. સહુ સાથીદારોએ ક્રમશઃ વિદાય લીધી અને બચુ એકલો પડી ગયો. આજે ય એકલો છે. જાણે જાતને ઢસરતો ઢસરતો જીવે છે ! ગયા વર્ષે જૂન મહિનામાં પૌત્રને દાખલ કરાવવા મારી સ્કૂલ પર આવ્યો. પ્રવેશની પાકી તંગી વચ્ચે, એની પાસે ફીના પૈસા નહોતા તોય મેં એના પૌત્રને પ્રવેશ અપાવ્યો ત્યારે એના ચહેરા પર લાચારી અને આનંદ સ્પર્ધા કરતાં હતાં. દાદરો ઊતરતાં એના પુત્રને કહી રહ્યો હતો - 'મેં નહોતું કહ્યું, સાહેબ આપણું રાખશે.' અને હું ખભાથી સહેજ વળી ગયેલા બચુની પીઠ જોતો જોતો એના અતીતને યાદ કરી રહ્યો હતો. મને સંભળાતું હતું - 'હવે પહેલાં જેવું રહ્યું નથી.'

હા, હુંય હવે ક્યાં રહ્યો છું પહેલાં જેવો ? ભાવનામાં તણાતા મારા મન પર થર ચડવા માંડ્યા છે, વાસ્તવિકતાના. અને ગણાઉં છું હું વ્યવહારુ માણસ !

■

અભિજિત વ્યાસ

નામ ગુમ જાયેગા, ચહેરા યે બદલ જાયેગા, મેરી આવાજ કી પહચાન હૈ ગર યાદ રહે. ફિલ્મ કિનારાનુ આ ગીત સાભળવુ ગમે એવુ છે રાહુલદેવ બર્મને પાશ્ચાત્ય સગીતના આધારે કેટલાક સુદર ગીતો આપણને આપ્યા છે તેમ શાસ્ત્રીય સગીતના આધારે પણ કેટલાક સાભળવા ગમે તેવા ગીતો આપ્યાં છે ફિલ્મમા આ ગીત માડુ (માડવગઢ)ના પરિવેશમા ચિત્રબદ્ધ થયુ છે ગીતનુ ટેકીંગ નબળું હોવા છતાં ફોટોગ્રાફી વગેરે ફિલ્મમા સરસ હતા. વર્ષો પૂર્વે આ ફિલ્મ જોયેલી એટલે આજે તેમાનુ બહુ યાદ નથી. પણ ગીત મનમા જચી ગયેલુ. અને ગીતમા પશ્ચાદભૂ માડુની હતી તેવુ યાદ રહી ગયુ હતુ. તેનાં અનેકવિધ કારણો છે

રેડિયો ઉપર આ ગીત સાભળતા સાંભળતાં જ હુ સીધો માડવગઢ પહોચી ગયો. બાઝબહાદુર અને રાણી રૂપમતીના જમાનામા તેમ કહું તો પણ ચાલે. રાણી રૂપમતી એટલે એના નામ જેવી જ રૂપાળી અને ગુણીયલ. એમ કહેવાય છે કે રૂપમતીને કવિતાનો શોખ હતો તેમ એ કવિતાઓ રચતી પણ હતી. જેમ કવિતાનો તેમ એને સગીતનો પણ બહુ શોખ હતો અને એ બહુ સૂરીલુ ગાતી પણ હતી સગીત એટલે શાસ્ત્રીય સગીત. ત્યારે તો આવા કોઈ ભેદ સગીતના નહોતા, જેવા અત્યારે છે તેઓને મન સગીત એટલે એ એક જ પરપરા હતી. એટલે સાભળવુ અને તે પણ સમજપૂર્વક સાભળવુ એના દરબારમા સગીતકારોનુ માનસન્માન ખૂબ થતું રાજદરબારમા સગીતકારનું એક ચોક્કસ સ્થાન રહેતું જે રાજા અને રાણીની રુચિ અનુસાર સગીતની રજૂઆત કરતા. રાણી રૂપમતીને સગીતનો જેમ શોખ હતો તેમ ચોક્કસ કેટલાક રાગ સાંભળવા પણ ખૂબ ગમતા. એમાંનો એક રાગ હતો કલ્યાણ.

જેમ રાણી રૂપમતીને સગીતનો શોખ તેમ મહારાજા બાઝબહાદુરને પણ સગીતનો શોખ. એ પણ સંગીતના એવા જ જ્ઞાતા અને એમને પણ કેટલાક રાગ ચોકકસપણે સાભળવા ગમતા. જેની ફરમાઈશ તેઓ અવારનવાર કરતા રહેતા. એમાનો એક હતો રાગ ભુપાલી.

માડુના મહેલની સાથે સાથે રાણી રૂપમતીનો ઈતિહાસ જોડાયેલો છે તેમજ મારા મનમાં પણ આ બન્ને એક સાથે સાકાર થતાં રહ્યા છે આજે રૂપમતીને જોઈ શકીએ તો નહિ, એ સમયે ફોટોગ્રાફી પણ નહોતી કે તેનો કોઈ ફોટોગ્રાફ જોવા મળે, તેમ એનુ કોઈ પેઈન્ટીંગ પણ ક્યારેય જોવા મળ્યુ નથી. એટલે મારે તો રૂપમતીની કલ્પના જ કરવી રહી. અને રૂપમતીના સૌદર્યની કલ્પના કરું છું ત્યારે મનમા એક અદ્ભુત સ્ત્રી સર્જાય છે હુ જ્યારે આ કાલ્પનિક સૌદર્યમૂર્તિને તાદશ કરુ છુ તે મારા માટે અદ્ભુત ક્ષણો છે એને કાગળ ઉપર કે કેનવાસ ઉપર ઉતારવી શક્ય નથી. તેમ કોઈ જીવત વ્યક્તિની સાથે સરખાવવાનુ પણ ગમતુ નથી. એ કલ્પનાની પાસે બધુ અધુરુ અધુરુ લાગે છે

પણ આજે આમ અચાનક મારા મનમા રૂપમતી છવાઈ ગઈ છે કારણ, રેડિયો પર ગીત સાભળ્યુ, નામ ગુમ જાયેગા, ચહેરા યે બદલ જાયેગા, મેરી આવાઝ હી પહચાન હૈ આ ગીતનુ શુટીંગ માડુમા થયેલ છે અને માડુ એટલે રૂપમતીનુ નગર.

થોડા વર્ષો પહેલા એક વખત કેટલાક મિત્રો સાથે માંડુ ફરવા જવાનુ થયેલુ. રૂપમતીની કથા તો વાચી હતી. આપણા ચુનીલાલ વર્ધમાન શાહની નવલકથા રૂપમતી વર્ષો પૂર્વે વાચેલી. પછી તો એક હિન્દી ફિલ્મ રાણી રૂપમતી પણ જોવા મળી હતી જેમા રૂપમતીનું પાત્ર અનીતા ગુહા નામની અભિનેત્રીએ ભજવેલુ રૂપમતીનું આ બધામાંથી એક ચિત્ર મનમા ઘડાયુ હતુ. પણ તેના પ્રેમમાં તો માંડુ જઈને જ પડ્યો તેમ કહું તો ચાલે. ત્યાનો મહેલ, રૂપમતીની છત્રી અને તે બધો પરિવેશ આખમા વસી ગયા હતા તેમ ખાસ તો તેનો સગીત પ્રેમ મને ખૂબ ખૂબ સ્પર્શી ગયો. આવી સૌદર્યમૂર્તિના જીવનમા તો કવિતા અને સગીત સહજ વહેતા જ હોય. અને તેની કલ્પના કરતા જો કવિતા ન સ્ફુરે કે સંગીત ન સભળાય તો કલ્પના અધૂરી !

માડુ ઉપર ફિલ્મ ડિવીઝને એક દસ્તાવેજી ફિલ્મ સર્જેલી. એ પણ મારા જોવામા આવેલી. તેમા માડુના મહેલોમા રૂપમતી ચાલી જાય છે એવુ સગીત સ્વરબદ્ધ થયેલુ. અને દશ્યમા એક સ્ત્રીને ચાલી જતી લૉંગ શોટમા બતાવી છે આ

સ્ત્રીનો ચહેરો નહિ પણ પાછળ પીઠની સાઈડ દશ્યમાં જોવા મળતી હતી. આ દશ્ય એટલું બધું સ્પર્શી ગયેલું કે ત્યારથી હું રૂપમતીની પાછળ એનો ચહેરો જોવા દોડી રહ્યો છું... રૂપમતીને કારણે તો માંડુ પ્રસિદ્ધ છે જ. પણ કહેવાય છે કે સ્થાપત્ય (આર્કિટેક્ટ)ના અભ્યાસુઓને માટે પણ માંડુ અત્યંત જોવા જેવું છે. આ બધા આકર્ષણે જ માંડુ જવાનું પ્રલોભન સદાય રહ્યા કરે છે.

મારા મનમાં એક અન્ય ગીત પણ ગુંજી ઊઠે છે. તે ફિલ્મ 'રાણી રૂપમતી'નું. 'આ અબ લૌટ કે આજા મેરે મીત, તુઝે મેરે ગીત બુલાતે હૈં, મેરા સુના પડા હૈ સંગીત, તુઝે મેરે ગીત બુલાતે હૈં' (સંગીતકાર : એસ. એન. ત્રિપાઠી, ગાયક - લતા મંગેશકર અને મૂકેશ). આ ગીત તો મારા માટે જ જાણે લખાયું હોય તેમ મને લાગ્યું છે. માંડુ અને રૂપમતીનું આકર્ષણ એવું રહ્યું છે કે ત્યાં જવાનું ફરી ફરીને મન થયા કરે છે. રૂપમતીના સૌંદર્યની સાથે સાથે તેની કવિતા અને સંગીત મને તેના મહેલમાં આમંત્રણ આપતાં જ રહ્યાં છે.

રાણી રૂપમતીને રાગ કલ્યાણ ખૂબ ગમતો હતો. એના દરબારી સંગીતકારો પાસે એ અવારનવાર કલ્યાણ સાંભળવાની ફરમાઈશ કરતી. મને પણ કલ્યાણ રાગ ગમે છે. સંગીત શીખવાની શરૂઆત કરી ત્યારે જે કેટલાક રાગો શરૂઆતમાં શીખેલો તેમાંના યમન કલ્યાણ અને ભુપાલી પહેલા હતા. કલ્યાણ એ કલ્યાણ ઘાટનો જ એક રાગ છે. પણ યમન કલ્યાણ એ યમન અને કલ્યાણનું મિશ્ર રૂપ છે. રૂપમતીને તો શુધ્ધ કલ્યાણ ગમતો હતો. મૂળ કલ્યાણ એક ઘાટ છે જેની નીચે જે રાગો આવેલા છે તેમાં શુદ્ધ કલ્યાણ, જપત કલ્યાણ, શામ કલ્યાણ, યમન, ભુપાલી, ચંદ્રકાન્ત, માલશ્રી, હિંડોલ, હમીર, કેદાર, કામોદ, છાયાનટ અને ચૌદસારંગ જેવા રાગો સમાવિષ્ટ થયા છે. આ ઉપરાંત પણ કલ્યાણની સાથે સંયોજાયેલા કેટલાક રાગો છે તે શ્યામ કલ્યાણ, પુરીયા કલ્યાણ, ગોરખ કલ્યાણ વગેરે પણ સાંભળવા મળે છે. આમ રૂપમતીને ગમતો કલ્યાણ અને બાજબહાદુરને ગમતો ભુપાલી એમ બન્ને કલ્યાણ ઘાટના રાગો છે. આ સંપૂર્ણ રાગો છે એટલે કે આ રાગોમાં સરગમના બધા જ સ્વરો રજૂ થાય છે. 'મ' તેમાં તીવ્ર છે. કલ્યાણના આરોહમાં સા રે ગ પ ધ સા છે જ્યારે અવરોહમાં સા ની ધ પ મ ગ રે સા છે. રજૂ કરવાનો સમય રાત્રીનો પ્રથમ પ્રહર છે. જ્યારે રાગ ભુપાલીને ભૂપ તરીકે પણ ઓળખવામાં આવે છે. તેના આરોહમાં સા રે ગ પ ધ સા અને અવરોહમાં સા ની ધ પ ગ રે સા રજૂ થાય છે. ભુપાલીને રજૂ કરવાનો સમય પણ રાત્રીનો પ્રથમ પ્રહર છે. રાત્રીના પ્રથમ પ્રહરમાં રજૂ થતા આ બન્ને રાગ એટલે જ દરબારમાં વધુ જામતા હશે !

આજે રાણી રૂપમતી ફિલ્મ વિશે ખાસ કશું જ યાદ નથી સિવાય કે તેનાં ગીતો. તે જ રીતે નવલકથાના અંશો પણ ખાસ યાદ નથી કારણકે વર્ષો પૂર્વે વાંચેલી. પણ રૂપમતીની કથા થોડી ઘણી યાદ આવે. એમ કહેવાય છે કે રાજા બાઝ બહાદુર અને રૂપમતી વચ્ચે પ્રેમ હતો. બાઝ બહાદુર તો મુસ્લિમ હતો અને રૂપમતી એક વૈષ્ણવ કન્યા હતી. એમ કહેવાય છે કે આ બન્નેનો દેહાતીત (પ્લેટોનીક) પ્રેમ હતો. અલબત્ત હું તો આ દેહાતીત પ્રેમમાં માનતો જ નથી. પ્રેમ પામવા અને આપવા માટેનું એક માધ્યમ જ દેહ છે. પછી દેહાતીત પ્રેમ હોઈ શકે જ નહિ. તે જે કહો તે, બાઝ બહાદુર અને રૂપમતી વચ્ચે પ્રેમ હતો. રૂપમતી અને બાઝ બહાદુર સંગીતના સ્વરોએ બંધાયેલાં. ઉસ્તાદો અને તવાયફોની મદીલી ગાયકીમાં મગ્ન બાઝ બહાદુર વૈષ્ણવ કન્યાના સાત્ત્વિક સ્વરો પર વારી ગયો અને એ કિશોરી કન્યાને પણ શાહજાદા બાઝીદમાં મનનો મીત દેખાયો. રૂપમતી સુંદર ગાતી હતી. એ ગીતના નશામાં જ બાઝ બહાદુર પાગલ થયો અને બાઝ રૂપમતીને પોતાના હરમમાં લઈ આવ્યો. બાઝ બહાદુર રૂપમતી સાથે નિકાહ પઢવા ઈચ્છતો હતો. પણ રૂપમતીએ ના કહી. દેહાતીત પ્રેમમાં બન્ને વિરહતાં હતાં. આ વાત તો થઈ એક પરંપરાગત લોકવાયકાની. પણ રૂપમતી રાણી કહેવાતી હતી. એટલે શક્ય છે કે એણે બાઝ બહાદુર સાથે નિકાહ પઢ્યા હોય. લોકોની જીભે રૂપમતી એવું નહિ પણ રાણી રૂપમતી સાંભળવા મળે છે. બાઝ બહાદુરને તો કેટલીયે બેગમો હશે. પણ રૂપમતીનું જ નામ એની સાથે રાણી તરીકે સંકળાયું ! પછી તે શા માટે રાણી રૂપમતી ન કહેવાય ? રાજાને ગમે તે રાણી. તેમ પ્રજા જેને માને તે પણ રાણી જ ને ?

બાઝ બહાદુરની દુનિયા સંગીત અને રૂપમતીમાં સીમિત થઈ ગઈ હતી. આ પ્રેમની વાતની આગ દેશ દેશાવરમાં લાગી ગઈ ને કેટલાયની નજર રૂપમતી માટે લોલુપ થઈ. અકબરના સેનાપતિ અદહમખાને માંડુને ઘેરી લીધું. બાઝ બહાદુર લડ્યો પણ હારી જવાથી નાસી છૂટ્યો. જેવો માંડુ પર અદહમખાનનો અધિકાર થયો તે સાથે જ એની નજર રૂપમતી પર ગઈ. એ તો જાય જ ને ? એક તો રૂપમતી

સૌંદર્યવાન હતી. બીજું એ બાજ બહાદુરની માશૂકા હતી. એના માટે તો આ યુદ્ધ લડાયું હતું. રૂપમતીએ ત્રણ દિવસની મહેતલ માંગી. પણ અદહમખાનને છેવટે રૂપમતી નહિ તેનો મૃતદેહ મળ્યો !

ઈતિહાસનાં પૃષ્ઠો ઉપર શું નોંધાયું છે તેની તો મને ખબર નથી પણ આ એક મશહૂર કથા, બાઝ બહાદુર અને રાણી રૂપમતીની, ઘણા લોકો પાસે સાંભળી છે. રૂપમતી એ બાઝ બહાદુરની બેગમ હતી. અને રાણીનું વિશેષણ તેને તે કારણે જ મળ્યું હતું. એટલે એ દેહાતીત પ્રેમ ન પણ હોય. પણ એટલું સાચું કે એ બન્ને પ્રગાઢ પ્રેમમાં હતાં એટલે તો આ કથા અમર થઈ. પણ આવી તો બીજી અનેક કથાઓ છે. પણ મને તો આ કથા જ મનમાં વધુ બેસી ગઈ છે. આપણી હિન્દી ફિલ્મના દિગ્દર્શકોને સર્જવાં ગમે તેવાં બધાં તત્ત્વો બાઝ બહાદુર અને રૂપમતીની પ્રેમકથામાં છે.

રૂપમતીને જેમ સંગીતનો અને ખાસ કરીને ગાવાનો શોખ હતો તેમ કવિતા રચવાનો પણ શોખ હતો. એક પંક્તિમાં એ કહે છે,

'પ્રીતમ હમ તુમ એક હૈ, કહત સુનન કો દોય,
મનસે મનકો તોલિયે, દો મન કભી ન હોય.'

અહીં આ પંક્તિમાં રૂપમતી તેના અને બાઝ બહાદુરના સંગીતના એક સરખા શોખની વાત પણ એના પ્રેમની સાથે સાથે કરે છે. આ બન્નેના શોખ એક હતા તેમ મન પણ એક હતાં તો પછી રૂપમતીને કલ્યાણ અને બાઝ બહાદુરને ભુપાલી રાગ ગમતા હોય તે ભિન્નતા કેમ ચાલે ! કહેવાય છે કે રૂપમતીએ જ આ બન્ને રાગનું મિશ્રણ કરીને રાગ ભૂપકલ્યાણનું સર્જન કર્યું. કોઈ વળી એમ પણ કહે છે કે બાઝ બહાદુરે આ બન્ને રાગનું મિશ્રણ કરેલું. તો કોઈ વળી એમ કહે છે કે રાજા અને રાણીના આ ગમતા રાગને એક કરીને કોઈ દરબારી સંગીતકારે આ રાગનું સર્જન કર્યું છે. મને તો પહેલી વાત વધુ ગમે છે. રૂપમતી હતી જ એવી કોમળ કે એ જ આ રાગ ભૂપકલ્યાણનું સર્જન કરી શકે.

ફરી મને તો અહીં એક કલ્પના કરવાનું મન થાય છે કે રૂપમતી કેવુંક ગાતી હશે ! એ ગાતી હશે ત્યારે બાઝ બહાદુરને કેવો પ્રેમનો નશો ચડતો હશે ! એના અવાજ અને સૌંદર્યનો કેવો જાદુ બાઝ બહાદુર પર થયો હશે ! પણ દૂર દૂર સુધી હું કોઈના કંઠ સાથે મારી કલ્પનાને સરખાવી શકતો નથી. કે નથી કોઈ વ્યક્તિના સૌંદર્ય કે કંઠ સાથે સરખાવીને મારી કલ્પનાના ચિત્રને હું દૂષિત કરવા માગતો ! અને એટલે જ બસ, મનમાં રાગ ભૂપકલ્યાણના સ્વરોને ગણગણ્યા કરું છું.

જેમ રૂપમતીની એક કલ્પના મનમાં છે તેમ એવું થાય છે કે બાઝ બહાદુરની કલ્પના પણ કરવી રહી. આવી સૌંદર્યમયી રૂપમતી બાઝ બહાદુરના પ્રેમમાં કંઈ અમસ્તી જ નહિ પડી હોય. પણ બાઝ બહાદુરની કલ્પના કરવાની ઈચ્છા થતી નથી. કારણ કે એવું સાંભળ્યું છે કે બાઝ બહાદુરને સંગીતની સાથે સાથે શિકાર કરવાનો પણ શોખ હતો. મારા મનમાં આ બન્ને વાત એકસાથે બેસતી જ નથી. સંગીતનો કોઈ આશિક કોઈનો શિકાર પણ કરી શકે તે વાત જ માનવામાં આવતી નથી. શિકારમાં તો તમારે કોઈનો જીવ લઈ લેવાનો છે. અને સંગીતનો શોખીન આટલો કઠોર કદી થઈ શકે નહિ તેમ હું અંગત રીતે માનું છું. સાંભળ્યું છે કે આપણા પ્રસિદ્ધ સંગીતકાર નૌશાદઅલી પણ શિકારના શોખીન હતા. આ વાત જાણીને થોડું દુઃખ થયેલું

મને તો ભૂપાલી, કલ્યાણ અને એ બન્નેના મિશ્રણ સમો રાગ ભૂપકલ્યાણ એમ ત્રણેય સાંભળવા ગમે છે. રાગ ભુપાલીમાં કિશોરી આમોનકરે કરેલી રજૂઆત એટલી તો મનભાવન છે કે તેના સ્વરો મનમાંથી ખસતા નથી. કિશોરી આમોનકરે હરિપ્રસાદ ચોરસીયા સાથે કરેલી વાંસળી અને કંઠ્ય સંગીતની જુગલબંધીમાં પણ રાગ ભુપાલીમાં રજૂઆત કરી છે. ઉસ્તાદ અલીઅકબરખાંએ સરોદ પર વગાડેલ શુદ્ધ કલ્યાણ પણ સાંભળવા જેવો છે. એવી જ રીતે પંડિત જસરાજે એક વખત અમદાવાદના કોઈ કાર્યક્રમમાં રાગ કલ્યાણ રજૂ કરેલો. એ પણ મનભાવન હતો. ઉસ્તાદ અમીરખાં સાહેબે આકાશવાણીના નેશનલ પ્રોગ્રામમાં ગાયેલો શુદ્ધ કલ્યાણ હજી આજે પણ યાદ છે. આવો સરસ શુદ્ધ કલ્યાણ એ પછી સાંભળ્યો નથી. આપણાં કેટલાં બધાં ફિલ્મ ગીતો પણ રાગ ભુપાલી અને કલ્યાણ કે યમન કલ્યાણ ઉપર આધારિત છે. યાદ કરીએ તો - 'દિલ ઘુમ ઘુમ કરે' (ફિલ્મ : રૂદાલી, સંગીતકાર : ભૂપેન હજારીકા, રાગ : ભુપાલી), 'ઓ નીલ ગગન કે તલે' (ફિલ્મ : હમરાઝ, રાગ : ભુપાલી), 'દેખા એક ખ્વાબ તો યે સિલસિલે હુએ' (ફિલ્મ : સિલસિલા, રાગ : ભુપાલી), 'ઈન આંખો કી મસ્તી કે મસ્તાને હજારોં હૈં' (ફિલ્મ : ઉમરાવજાન, રાગ : ભુપાલી), 'નીલ ગગન કી છાંવ મેં, દિલ પંછી બન ઊડ જાતા હૈ, હમ ખોયે ખોયે રહતે હૈં' (ફિલ્મ : આમ્રપાલી, રાગ : ભુપાલી) વગેરે યાદ આવશે. ઘણા શ્રોતાઓ રાગ ભુપાલીમાં ક્યારેક ગેરસમજ પણ કરે છે.

ભુપાલીને જ મળતો આવતો અન્ય એક રાગ છે, તે દેશકાર. જેમ દરબારી અને અડાણામાં ભેદ કરવાનું ઘણા લોકો ચૂકી જાય છે. તેમ ભુપાલીમાં અને દેશકારમાં પણ ઘણા લોકો ચૂકી જાય છે. લતા મંગેશકરે ગાયેલું ગીત 'જ્યોતિકલશ છલકે'ને ઘણા રાગ ભુપાલીનું માને છે. પણ હકીકતમાં તે રાગ દેશકારનું છે. તેમ કલ્યાણ અને તેના મિશ્ર રાગોના ગીતોમાં - 'મંદરવા રે' (ફિલ્મ : ભૂમિકા, રાગ : શુદ્ધ કલ્યાણ. કિરાના ઘરાનાની આ એક બહુ અદ્ભુત ચીજ છે), 'મેરે હમસફર મેરે હમસફર મેરે પાસ આ' (ફિલ્મ : રેફ્યુજી, રાગ : શુદ્ધ કલ્યાણ), 'રસિક બલમા... હાય... દિલ ક્યૂં લગાયા તો સે...' (ફિલ્મ : ચોરી ચોરી,રાગ : શુદ્ધ કલ્યાણ), 'વો શામ કુછ અજીબ થી' (ફિલ્મ : ખામોશી, રાગ : યમન કલ્યાણ), 'બીતી ના બીતાઈ રૈના' (ફિલ્મ : પરિચય, રાગ : યમન કલ્યાણ), 'ઈસ મોડ સે જાતે હૈ' (ફિલ્મ : આંધી, રાગ : યમન કલ્યાણ), 'ચંદન સા બદન, ચંચલ ચિતવન, ધીરે સે તેરા યે મુસકાના' (ફિલ્મ : સરસ્વતીચંદ્ર, રાગ : યમન કલ્યાણ), 'જરા સી આહટ હોતી હૈ તો દિલ સોચતા હૈ' (ફિલ્મ : હકીકત, રાગ : યમન કલ્યાણ) વગેરે યાદ આવે છે.

કિશોરી આમોનકરનો ભુપાલી જ્યારે સાંભળીએ છીએ ત્યારે જે એક સમાધિસ્થ અનુભવ થાય છે એ અલૌકિક છે. આ સંદર્ભમાં ગાયક પંડિત પ્રભાકર કારેકરનું એક મંતવ્ય પણ નોંધવું ગમે એવું છે. તેઓ કહે છે, 'રાગ ભુપાલી અત્યંત ભાવવાહી રાગ છે. સ્વરો કર્ણમંજુલ હોવાથી આ રાગ ગાવાથી પ્રસન્નતા મળે છે, શાંતિ મળે છે.' એવી જ રીતે પ્રભા અત્રેનો યમન કલ્યાણ સાંભળીએ છીએ ત્યારે પણ અનેરો અનુભવ થાય છે. આ રાગ વિશે ગાયિકા પ્રભા અત્રે કહે છે : 'યમન મારી જિંદગીમાં અને મારા સંગીતમાં સર્વસ્વ છે. તે અનંત, વિશાળ છે. યમન પોતે જ જાણે એક મહાસાગર છે. એમાં જેટલા ઊંડા ઊતરીએ તેટલું તરી જઈએ. આ રાગ પડકારરૂપ છે. એમાં અનંત શક્યતા રહેલી છે.' મને રાગ ભુપાલી અને કલ્યાણ ગમે છે. અને તેથી વિશેષ ભુપાલી કે કલ્યાણ સાથે જોડાયેલી મારી રૂપમતીની કલ્પનાઓ વધુ ગમે છે. ટાઈમ મશીનમાં બેસીને જો ખરેખર કોઈ સમયને તાદ્દશ કરવા જવાનું હોય તો મને રૂપમતીને મળવા જવું જરૂર ગમત. ભલે મારી પાસે બાઝબહાદુર જેવું સમૃદ્ધ રાજ્ય ન હોય, પણ મનેય સંગીતનો શોખ તો છે જ ને !

આ લેખની શરૂઆતમાં ફિલ્મ 'કિનારા'ના એક ગીતનો ઉલ્લેખ કરેલો છે. તે ગીત 'નામ ગુમ જાયેગા'નું શુટીંગ માંડુમાં થયેલ છે. અને ગીતના સંગીતકાર રાહુલદેવ બર્મને તેને રાગ યમન કલ્યાણમાં સ્વરબદ્ધ કરેલ છે. મારા મનના, કલ્પનાલોકમાં રાણી રૂપમતીના પ્રવેશનું આજનું કારણ આ રાગ યમનકલ્યાણમાં સ્વરબદ્ધ થયેલ ગીત રહ્યું છે. આ ગીતમાં હેમામાલિનીએ અભિનય કરેલો છે. પણ હેમાને કે કોઈને પણ હું રૂપમતી તરીકે કલ્પી શકતો નથી. રૂપમતી સૌંદર્યમયી હતી. સૌંદર્ય ક્યાંક કશેક અકળ અ-મૂર્ત રહી જતું ગમે છે અને એટલે જ કદાચ હું રૂપમતીના ચિત્રનું સર્જન કરી શકતો નથી...

■

---

### જત જણાવાનું તને - ૧

ઝળહળું છું !

જત જણાવાનું તને કે ઝળહળું છું,
ખત અધૂરો હોય ત્યાં તો ખુદ મળું છું.

વાક્યના અંતે પહોંચાવું કઠણ છે,
એક અક્ષર આળખું ને લળું છું.

એક ક્ષણના બેય કાંઠે હોઈ શકવું,
એટલે તો એકધારું ઓગળું છું.

સાંભળે તો તું જ કેવળ સાંભળે અવ,
એટલું ધીમેકથી હું ખળભળું છું.

દૂરતા તો સ્થળનું કેવળ છળ, વટાવી -
જો સુગંધે શ્વાસમાં આવી ભળું છું.

(૨૯ નવેમ્બર, ૧૯૭૭)

રાજેન્દ્ર શુકલ

### Would like to let you know - 1

All effulgence

Would like to let you know that I am all effulgence
Even before the letter is complete I find myself in your presence

*It's a Herculean task to reach up to the end of even a single sentence*
As soon as I inscribe a single letter, I am overcome by an ecstasy of love, of passion

It's like being on both the banks of the river of a moment
That's why I melt melt down in continuous flowing and fusion

If at all anyone can, only *you* can listen to it now,
*So slowly, almost soundlessly I experience this inner commotion*

The distance of space between the two is only an illusion
Going beyond, see, I come and merge in your breath as fragrance

(29 November, 1977)

Translated by Nayana Jani

# સુન્દરમ્ - થોડાં સ્મૃતિ અંકિત પ્રસંગચિત્રો

ભાનુપ્રસાદ પંડ્યા

કવિ મનીષી સુન્દરમ્‌ના પ્રત્યક્ષ દર્શન કર્યાંના અને પામ્યાનાં બે ત્રણ સ્મૃતિચિત્રો હજી એવા ને એવા જ સ્મૃતિપટ ઉપર અંકિત છે સુન્દરમ્ શતાબ્દી પ્રસગે' તેને તાજા-સુસ્પષ્ટ કરીને શબ્દસ્થ કરતા આનદ થાય છે

૧૯૬૯મા ડિસેમ્બર ૨૫, ૨૬ અને ૨૭ના દિવસોમા જૂનાગઢ ખાતે ગુજરાતી સાહિત્યનુ ૨૫મુ અધિવેશન યોજાયુ હતુ ગુજરાત-સૌરાષ્ટ્ર અને દેશમાંથી પ્રતિનિધિઓની ઘણી સખ્યા હતી. સ્વ. ઉમાશકરભાઈ જોશી પ્રમુખ સ્થાનેથી નિવૃત્ત થઈ સુન્દરમ્‌ને કાર્યભાર સોંપવાના હતા. હીરાબહેન પાઠકે સુન્દરમ્‌ના નામની દરખાસ્ત પ્રમુખપદ માટે મૂકી, કવિ ઉશનસે એને અનુમોદન આપ્યુ એ વિધિ કરવા માટે એક વસ્ત્રનો સુદર કટકો નિવૃત્ત થનાર પ્રમુખે વરાયેલા નવા પ્રમુખને ઉત્તરદાયિત્વના પ્રતીકરૂપે સોંપવાનો હોય છે, એ વિધિને 'અભિજાત અર્પણ' કહેવામા આવે છે એ વિધિ ઉમાશકરભાઈએ કર્યો. ઉભય સમર્થ કવિઓ ભેટ્યા. એ દશ્ય ખરેખર આજેય સ્મૃતિમાં જાગ્રત થઈ ઊઠે છે પછી ઉમાશંકરભાઈ બેસી ગયા અને સુન્દરમ્ પ્રવચન કરવા ઊભા થયા. પેલુ અભિજાત' અર્પણવાળુ વસ્ત્ર એમણે ખભે જ રાખ્યુ પ્રવચન દરમ્યાન એ સરકીને પડી જવાની તૈયારીમા હતુ ત્યારે મચ ઉપરથી કોઈ ઊભા થઈને તેને લેવા ગયા, ત્યારે સુન્દરમ્ જે શબ્દો બોલ્યા તે એમના અતિ કોમળ અને મધુર સ્વરને કારણે મારા કાનમા આજેય ગુજે છે 'ભલે રહ્યુ ને, ગમે છે મને, તે ગમે છે ! મુખ ઉપરનું સ્મિત સમસ્ત શ્રોતાગણ ઉપર રેલાવતા કવિએ અભિજાત વસ્ત્રને પુન ખભા ઉપર બરાબર ગોઠવીને પ્રવચન આગળ ચલાવ્યુ ! છે ને આખો પ્રસગ એક મજાનુ દશ્ય ?

પછી તો અમે એકાદ બેઠક પછી, તેઓ સહેજ ફુરસદે બેઠા હતા, ત્યારે મળ્યા અને રાજકોટમાં ચાલતા 'લઘુપત્રો' અને પ્રવૃત્તિઓની એમની સાથે વાત કરી. એમણે લઘુ સામયિકોને 'ચોપાનિયા' કહીને પણ ઊગતા સર્જકોને એ સરસ અવલબન આપે છે, તેવુ મહત્ત્વ સમજાવ્યુ સુન્દરમ્‌ને તદન સમીપમાં પ્રત્યક્ષ જોવાનો એ અવસર ભૂલી શકાય તેમ નથી. સ્વચ્છ વેધક આખો અને મૃદુ રણકારયુક્ત સ્વરને સાભળ્યા કરીએ એવુ જ થાય. આ અધિવેશનમા સ્વ. જયમલ્લભાઈ પરમારના માર્ગદર્શન હેઠળ જે લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિનો કાર્યક્રમ યોજાયો હતો, તેને તેમણે વખાણ્યો.

'દક્ષિણા' માટે યથાવકાશ કાવ્યરચના મોકલતો. એમના આ સામયિકને અનુરૂપ કૃતિ ક્યારેક મોકલી શકાતી. 'વિરાટ ભાળુ' (ગ્રથસ્થ કાવ્યસંગ્રહ 'અડોઅડ' પૃ. ૧૦૬) રચના એમને ગમેલી. પ્રસિદ્ધ થઈ ઓફ પ્રિન્ટ્સ મોકલી અને સાથે માત્ર એક લીટીમા જ લખ્યુ 'વળી કઈક મોકલતા રહેશો.' સુન્દરમ્‌નો મારે માટે એ એક લીટીનો પત્ર ઘણો પ્રેરક નીવડ્યો. પછીથી બે ત્રણ કૃતિઓ મોકલી હતી. દુર્ભાગ્યે પેલા હસ્તાક્ષરની કાપલી સચવાઈ નથી.

રાજકોટની કૉલેજમા ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયો હતો. સુન્દરમ્‌ના કાવ્યોનુ અધ્યાપન અને આસ્વાદન કરાવવાની તક મળી. એમની રચનાઓ મને પણ એટલી જ પ્રિય, એટલે એમા તલ્લીન-તદ્રૂપ થઈ જવાતુ વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ પણ તન્મય થતા ખાસ કરીને 'પોંક ખાવા', '૧૩ ૭ની લોકલ' અને 'બાનો ફોટોગ્રાફ' એમને ખૂબ જ ગમતા. પિરીયડ પૂરો થયા પછી પણ તેઓ પ્રત્યક્ષ મળીને રસ લેતા. એમા એક વિદ્યાર્થી મિત્ર હસમુખ કોટેચા હતા. એમને સુન્દરમ્‌ને જોવાની ઉત્કટ ઈચ્છા હતી. 'સાહેબ, સુન્દરમ્‌ને ફોટામા તો જોયા, રૂબરૂ જોવાની ઈચ્છા છે !' એમણે વારંવાર મને આમ કહેલુ એવામા એ ધન્ય અવસર પ્રાપ્ત થયો. રાજકોટમા જ સુન્દરમ્ પધાર્યા તેઓ આવ્યા હતા તો શ્રી અરવિન્દ સદર્ભે પ્રવૃત્તિઓ કરતી સસ્થાની મુલાકાતે, પણ અમે એમને કૉલેજમા નિમત્ર્યા પેલા વિદ્યાર્થીઓ તો 'રાજી રાજી' સક્ષેપમા જ કવિનો પરિચય મેં આપ્યો. જેમા કવિતામાથી પક્તિઓનો પણ નિર્દેશ કરતો ગયો. એમાં એને સાભળતાં સાભળતા કવિ - જે મંદ સ્મિત કરતા હતા, તેનુ સ્મૃતિચિત્ર હજી આજેય ઉપસે છે પછી કવિએ પોતાના ટૂંકા પ્રવચનમા 'કૂદકો', 'છલાગ', 'ફાળ' અને 'ઉડાન'ની વાત કરતા ધરતી ઉપરથી થતી ઊર્ધ્વગતિનો સરસ આલેખ દોરી આપ્યો વિદ્યાર્થીઓના પ્રશ્નોના ઉત્તર પણ આપ્યા. અમારા પેલા સુન્દરમ્ ચાહક વિદ્યાર્થી હસમુખ કોટેચા તો કવિના દર્શનથી ધન્ય થયા. પછી તો તે છેક પોંડિચેરી પણ જઈ આવ્યા. આજેય પોતાનો ઉદ્યોગ ચલાવતા હસમુખભાઈ કોટેચા ઊર્ધ્વની અભીપ્સા ધરાવે છે

■

આ લેખ મોડો મળવાથી 'શ્રી સુન્દરમ્ સ્મૃતિ વિશેષાંક'માં સમાવિષ્ટ કરી શકાયો નહોતો – તંત્રી

# આત્મસંજ્ઞાથી રસાયેલું કાવ્યતત્ત્વ

રાજેન્દ્ર પટેલ

કવિ શ્રી રાજેન્દ્ર શુકલની કાવ્યસૃષ્ટિમાંથી પસાર થતાં એક વિશિષ્ટ સંજ્ઞા ઊભરી આવે છે. તે કવિની 'આત્મસંજ્ઞા'. સમગ્ર કાવ્યસૃષ્ટિમાં એક પ્રકારની એકસૂત્રતા પણ દેખાય છે. એમાં ત્રણ ગતિ જોવા મળે છે.

(૧) શબ્દદેહ અને વિચારવસ્તુની ઉચ્ચતમ ગતિ

(૨) છંદોલયની સઘન તીવ્રતા

(૩) વિશિષ્ટ દર્શન

આમ આ ત્રણ ગતિ મળીને કવિનો 'વિશિષ્ટ અવાજ' રચાય છે. સમગ્રપણે, આ કવિ ચેતનામાંથી લગભગ ૬૫૦થી વધુ કાવ્યો મળે છે. તેમના સઘળા સર્જનમાંથી એક વાત સુપેરે બહાર પ્રગટે છે અને તે કવિની પ્રબળ આત્મસંજ્ઞા.

વેદાંત દર્શનમાં શબ્દને 'સર્જક' ગણ્યો છે. એ રીતે જોઈએ તો સાચો શબ્દ-સર્જક 'સર્જકનો સર્જક' છે. આવા સર્જનમાં સર્જક-ચેતનાના સંકુલ ઊંડાણમાંથી શબ્દ આકારિત થતો હોય છે. મનની જુદી જુદી ભૂમિકાઓમાંથી એકાગ્ર અને એકત્રિત થયેલા શબ્દો કે શબ્દ-છાયાઓ જ્યારે સર્જક દ્વારા નવું રૂપ લે છે, ત્યારે એક સુંદર કલાકૃતિ રચાતી હોય છે. વળી આવું સર્જન સર્જકની અંદર નવી અન-અનુભૂત, આત્મલક્ષી, સ્વાનુભવી સ્થિતિ ઉત્પન્ન કરે છે. આથી પદ્ય રચનાના સંદર્ભમાં વાત કરીએ તો કાવ્યરૂપી અપૂર્વ ઘટના ઘટે છે.

શ્રી રાજેન્દ્ર શુકલ એ આપણી ભાષાના એક એવા સર્જક છે, જેમના સર્જનમાંથી કંઈક ઉપરોક્ત દશા અને દિશા પ્રાપ્ત થતી હોય તેમ લાગે છે.

કવિના ચિત્તમાં શબ્દ આકારિત થાય છે ત્યારે એક અદ્‌ભુત ઘટના ઘટે છે. તેનો પ્રથમ શ્રોતા અવકાશ બને છે. પ્રથમ મનના એકાંતમાં-અવકાશમાં શબ્દ ઘડાય છે. શબ્દનું જ્યારે પઠન થાય છે અથવા શબ્દ મુદ્રિત રૂપ ધારણ કરે છે ત્યારે તે બાહ્યાવકાશમાં ઘુમરાય છે. આમ આ કવિનો શબ્દ પ્રત્યેનો અનુબંધ વાસ્તવમાં અવકાશનો અનુબંધ છે. એક સાચો શબ્દ, સાચું કાવ્ય એ અર્થમાં ચિરંજીવી હોય છે. કોઈ પણ કાવ્યનું ચિરંજીવીપણું તે કાવ્યના સર્જનમાં સમાવિષ્ટ દેશકાળના પરિમાણ ઉપર નિર્ભર છે. એક લઘુકાવ્યમાં કવિ આ વાત આમ મૂકે છે :

આકાશ તૂટી પડ્યું સાંભળ્યું નથી
શબ્દ તૂટી શકે છે.
મેં તૂટતો સહ્યો છે શબ્દને
મેં શબ્દને વછૂટતો વહ્યો છે.
પણ આકાશ છૂટી પડ્યું સાંભળ્યું નથી.
એટલે જ આ શોધવા મથું છું
મારું આકાશનું અનુસંધાન
એટલે જ તો રચવા કથું છું શબ્દને
આકાશનો અનુબંધ (અનુબંધ)

રાજેન્દ્ર શુકલના અત્યાર સુધીમાં ૭ કાવ્ય સંગ્રહ પ્રગટ થયા છે.

૧. કોમલ રિષભ - ૧૯૭૦

૨. અંતર ગાંધાર - ૧૯૮૧

૩-૭. ગઝલ સંહિતા - ૨૦૦૫ (પાંચ ગઝલ સંગ્રહનો સંપૂટ)

પ્રથમ બે કાવ્યસંગ્રહમાં સમાવિષ્ટ અછાંદસ લઘુકાવ્ય, ગીત, ગઝલ અને છંદોબદ્ધ કાવ્યોમાંથી પસાર થતાં કેટલુંક અનવદ્ય કાવ્યત્વ નજરે ચડે છે. અહીં કવિની ગઝલેતર રચનાઓના સંદર્ભે કેટલાંક નિરીક્ષણો રજૂ કર્યાં છે.

તેમની કાવ્ય સૃષ્ટિમાંથી પસાર થતાં ત્રણ મુખ્ય શબ્દ અવસ્થા જોવા મળે છે. એ ત્રણ શબ્દરૂપી ઘટના એકીસાથે અને એકસૂત્રતાથી ગૂંથાઈને તેમની ગઝલેતર રચનાઓમાં દષ્ટિગોચર થાય છે. તેમના કાવ્યને પામવા માટે આપણે આ ત્રણ શબ્દ અવસ્થા શી છે તે જાણી લેવું જોઈએ.

પ્રથમ શબ્દ અવસ્થા છે Between the words

બે શબ્દ વચ્ચેનો - અદીઠ અક્ષર - પ્રચ્છન્ન શબ્દનો ધ્વનિ.

બીજી શબ્દ અવસ્થા Behind the word

શબ્દ પાછળનો મૂળ અર્થ અને એમાંથી ધ્વનિત થતું કવિનું દર્શન.

ત્રીજી શબ્દ અવસ્થા Beyond the word

શબ્દાતીત અભિવ્યક્તિ.

આમ જોઈએ તો તેમના કાવ્યો વિવિધ સ્વરૂપમા છે પરતુ પ્રથમ શબ્દ અવસ્થા એટલે કે 'Between the words'ના ઉદાહરણો આપણને તેમનાં અછાદસ અને લઘુકાવ્યોમાં સવિશેષ સાપડે છે જેમા (કવિનો સાચો શબ્દ/અવાજ) શ્રુતિગોચર થાય છે બે શબ્દો વચ્ચે કે શબ્દસમૂહો વચ્ચે એક પ્રચ્છન્ન અર્થ, ભાવ, સવેદન કે દર્શન જોવા મળે છે ક્યારેક બે શબ્દ વચ્ચેનુ મૌન અચાનક ચિત્તમા નવો અર્થસ્ફોટ કરવા સક્ષમ બની જાય છે

એક લઘુકાવ્યનો અંત આ પ્રમાણે છે

પર્વતને યુગોથી આકાશ થવું હતું.

બીજા એક કાવ્યનો અશ આ પ્રમાણે છે

મેં જોઈ નથી મારી આંખોને કેવળ
દર્પણની આંખોને હું તો જોઉ બ્હાવરી.
દર્પણ તો મુજને વરવા આવે છે
મુજને હરવા આવે છે ચકચકતું થઈને.
હું ભીંસાઉ દર્પણપાશ મહીં.
દર્પણ તોડો ને.
ફૂટે તો
દર્પણ મોટું તળાવ.
દર્પણ ફોડો ને.
દર્પણ નીલમનીલું આભ
આભલું તોડોને -'

ઉપરોક્ત કાવ્યમા કેવળ/બ્હાવરી/વરવા આવે/ચકચકતુ થઈ/દર્પણપાશ/ અને પછી આવતી પક્તિ 'ફૂટે તો - દર્પણ મોટું તળાવ', એક અનન્ય અર્થ વિસ્ફોટ સર્જે છે કાવ્યાન્તે પ્રચ્છન્ન સવેદન અર્થનુ નવુ પરિમાણ પ્રાપ્ત કરે છે

તો એક કાવ્યમાં નગરચેતના અને વ્યક્તિચેતના ઉભયથી ઓતપ્રોત સવેદન કંઈક આ રીતે વ્યક્ત થાય છે

નખમાં નીરખું નગર,
નગરમાં નેણ,
નેણથી છલકે છાનાં કહેણ -
ને જળમાં ઝાંખાં નગર
નગરમાં નેણ
નેણથી છલકે છાનાં કહેણ -

એક લઘુ કાવ્યમા પ્રેમાવેગ વ્યક્ત કરતા કવિ આમ કહે છે -

આ નસનસમાં
લીલી કાચ
વ્યાપી ગઈ છે

વળી સહજ શબ્દ પ્રયોજન અને વિશિષ્ટ કલ્પન, કાવ્યાન્તે અચાનક વિસ્મયભરી સ્થિતિ સર્જે છે એક લઘુકાવ્ય અતે નાવિન્યપૂર્ણ અભિવ્યક્તિ દ્વારા નવો અર્થાનુભવ થાય છે

જાગી ગયા પછી પણ
ફરી એક વાર
હું મને જગાડી જોઉં છું
તો આ જાગી જવું
ને વળી જગાડી જોવું
આ કૂકડે કૂક
કે બધું જ કૂકડે કૂ - ક - ?

બીજી શબ્દ અવસ્થા એટલે કે Behind the wordના કેટલાક કાવ્યો જોઈએ.

આ કાવ્યોમા શબ્દ પછવાડેનો સાચો ધ્વનિ કેવળ કોશગત ન રહેતા અનન્ય અનુભૂતિનો દ્યોતક બની રહે છે ખાસ કરીને દીર્ઘ અછાંદસ રચનાઓમા આ પ્રકારની શબ્દ ઘટના જોવા મળે છે કાવ્યમાથી ઊભરી આવતી કાવ્યાનુભૂતિ ભાવકને સહજ સક્રાંત થતા અનેરો અર્થબોધ આપવાના કશા પણ પ્રયત્ન વગર સહજપણે અવગત થાય છે

ભરી ભરી આ ભીડ મહીં
એકાદ ઘડી મારાથી
મુજને મળી શકાયું હોત -
જલકણથી તૃણટોચ પરે
ક્ષણ ઠરી શકાયું હોત -
તો વાત કશીક થઈ હોત.
ને મારું ઉચ્ચાર્યું મુજથી
સકલ પમાતું હોત.
તો કમઠપીઠ પર
થયો હોત રોમાંચ -

આ કવિ સ્થિતિ અને સમય વચ્ચેની તથા પ્રતીક્ષા અને પરિસ્થિતિ વચ્ચેની અનુભૂતિને કેવી શબ્દ સુધી ખેંચી લાવ્યા છે ! ઉભય દ્વિધાયુક્ત ચિત્ત દશા છેવટે તીવ્ર સંવેદન લઈ આવે છે કવિના અનેક કાવ્યોમાં આવા 'paradox' જોવા મળે છે અને તેથી થતો વિશેષ અર્થબોધ કાવ્યના સૌદર્યને ઉઘાડે છે

અડધું મેં પીધું છે મૌન
અડધી મેં પીધી છે વાણી
અધૂકડું ઊઘડ્યા કૈં હોઠ
આંખો અડધી રે અંજાણી.

ને આ અડધું અડધું પીવાનું
હું ઘૂંટડે ઘૂંટડે પીઉં
કે પીઉં એકસામટું.
પણ અડધું અમથું પીવાનું.

અડધો હું ઊભો છું બ્હાર
તંબુ અડધપડધરા તાણી

અડધું મેં પીધું છે મૌન
અડધી મેં પીધી છે વાણી. (અર્ધગીતિ)

બીજું તેવું જ એક ઉદાહરણ છે -

બારી મેં જ મૂકી'તી
બારીના સળિયા ઝાલીને
વરસોનાં વરસોથી
હું જ ઊભો'તો
મેં જ મૌનને બોલાવેલું
અપલક આંખે -
ને હું જ હવે પ્હેરેલે કપડે
બધી ક્ષણોની બ્હાર - (બાહ્યાંતર)

કવિની અછાંદસ રચનાઓમાં ઘણી જગ્યાએ અદ્‌ભુત કલ્પન, વાસ્તવિકતાને તીવ્ર સંવેદનશીલ સ્પર્શ આપે છે.

સદીઓ પ્હેલાં કદાચ
એક વેલડું અહીંથી પસાર થયું હતું
ને અમથું જ કંઈ થંભ્યું હતું
પળવાર
આ તોતિંગ દરવાજાના બંધ દ્વાર પર

ચહેરા પર ઓકળીઓ અંકાય
છતાં સમયનો જાણે કોઈ ભાર જ નહીં.
બળબળતા તાપમાં ઉઘાડે પગ
માથે હોય લાકડાંનો ભારો
જીવતરને તો ય કશો થાક જ નહીં

હવે તાપણાં બૂઝાતાં નથી
બસ ચળક્યા કરે છે આંખ (આદિમ વૈભવ)

અહીં 'ના બૂઝાતા' તાપણાની આગ આંખમાં સંક્રાંત થઈ ઊજાસમાં રૂપાંતર પામે છે. સદીથી આ ક્ષણ સુધીની ગતિ અવગત કરતાં કવિ સુંદર કાવ્ય અંકે કરે છે.

એક કાવ્ય, આ મુજબ છે.

અંગ અંગનાં ચીંથરાં ફાડી ફાડીને
ફરકાવી કૈંક ધજા શબ્દોની
કીધી કમળપૂજાઓ નોંધારા શબ્દોની ધારે.
અને આજ લગ કોક ટૂંકની
સાંજુકની ઝાલરના ખાલીખમ
લોપાતા પડઘાની ઝાંખી ખીણોમાં
કેવળ અગધપગધ ઊભો છું.

કલ્પન એમની ચેતનામાં રસાઈને આવે છે ત્યારે અનુભૂતિની અભિવ્યક્તિ કેવી સઘન બને છે !

કવિની અછાંદસ રચનાઓમાં 'સ્વવાચકની શોધ' નામનું કાવ્યગુચ્છ પ્રબળ આધુનિક સંવેદન વ્યક્ત કરે છે.

પ્રતીક્ષા જ નિયતિ છે છતાં પ્રતીક્ષા જ નવું પરિમાણ પમાડે છે. અહીં બસ અને બસ સ્ટેન્ડને પ્રતીક બનાવી કવિ આધુનિક સંવેદનાને જાણે વાચા આપે છે. રોજબરોજના જીવનને, રોજબરોજની આવનજાવનને વિશિષ્ટ ઘટનામાં ઢાળી વિશિષ્ટ અર્થ નિપજાવે છે. જીવન અને મૃત્યુ અને અવિરત પ્રતીક્ષા વચ્ચે પસાર થતું જીવન કવિને આમ ભાસે છે. જન્મજન્માંતરથી સંચિત સંવેદના આ કાવ્યોમાં ઉત્કટ અભિવ્યક્તિ પામે છે. સ્થળ અને કાળમાં ક્યારેક સમયનું તો ક્યારેક સ્થળનું પરિમાણ અનેરું ઊભરી આવે છે.

શ્વાસની પાછળ આખે આખું
કોરું કટ નામ છે કદાચ.
નામની પાછળ
નહેરુબ્રીજ થઈને લાલદરવાજે જતી બસ
ક્યાંક ખોટકાઈને અટકી પડી છે કદાચ
અને અધવચે જ અટકી પડેલી
બસમાં હું હોઉં પણ ખરો
તેમ છતાં અને તેથી જ કદાચ
સકલ બસના આવાગમનથી
તદ્દન નિરપેક્ષ થઈ ગયેલા
યુગોથી કશું જ બોલ્યા વગર
આ બસ સ્ટેન્ડના બાંકડે

એવા ને એવા જ નિશ્ચલ બેસી રહેલા
ને પોતાનાં નામઠામ પણ ભૂલી ગયેલા
આ વૃદ્ધજનોની મને ઈર્ષ્યા આવે છે
કે પછી બીજા એક કાવ્યમા અસ્તિત્ત્વની નિરર્થકતા આમ વ્યક્ત થઈ છે
આ તરફ આ હશે
તે તરફ તે હશે
ચોતરફ ચોતરફ
કે નહીં ને હશે તો બરફ
કોઈ ચડશે ય નહીં
કોઈ ઊતરશે ય નહીં.
બસના અવાજો, બસની ગતિ
આના અવાજો, તેના અવાજો, શાના અવાજો ?
શાની ગતિ શાની સ્થિતિ ?
પાથરણું ખંખેરો ઝટ
ને એમ ને એમ ને એમ જ
ચલાય તેટલું ચાલી નાંખો.

ગઝલેતર કાવ્ય રચનાઓમા કવિની આ દીર્ઘ રચના, આગવી ભાત નિપજાવતુ વિશિષ્ટ કાવ્ય બની રહ્યુ છે પ્રાસ અને પ્રતીક અવાજ અને પરિસ્થિતિ, ગતિ અને અગતિ અથવા સ્થગિત અને ચલિતનુ સાયુજ્ય ચિત્તદશાને અવદશામાંથી ઉગારવામાં કેવુ ઉપકારક નીવડે છે !

ત્રીજી શબ્દ અવસ્થા એટલે કે Beyond the wordમા અભિવ્યક્ત થતી રચનાઓમાં મુખ્યત્વે એમના ગીતો અને છંદોબદ્ધ કાવ્યો મળે છે કેટલીક રચનાઓમા શબ્દાતીત અર્થ ઘનીભૂત થતો અનુભવાય છે તેમણે મધ્યકાલીન સાહિત્યને પૂરેપૂરુ આત્મસાત્ કર્યું છે સાથે જ આધુનિક ચેતનાને પ્રબળ રીતે અભિવ્યક્ત કરી છે જાણે એક તરફ કવિ પરપરાને આત્મસાત્ કરે છે તો બીજી તરફ આધુનિક સવેદનાને એથી જ તે ઉચિત પરિમાણ અર્પી શકે છે

ચદ્રકાન્ત ટોપીવાળા કહે છે તેમ

રાજેન્દ્ર શુકલ મધ્યકાળની ભોંયમા ઊગેલી અનુભૂતિના શબ્દને આધુનિક વાતાવરણમા ટકાવી, પ્રયોગ અભિનિવેશને પ્રગટ કર્યા વગર નિ શેષ પરપરાકરણની અંગત ટોચ પર ધરે છે (અપરિચિતઅ અપરિચિતબ)

એક કાવ્ય જોઈએ

આગિયાના ઝબકારે વાગે ના ઠેસ
હવે શબ્દોના શ્વાસ કશે ખખડે ના.
રુમઝુમતી ડાળીઓને આઘેરે દેશ.
કોઈ પંખીની પાંખ સ્હેજે ફફડે ના.
આવનજાવન વિનાનાં સૂનાં આ દ્વાર ઝૂમે
આંગણામાં ઊગ્યો છે આખરનો અર્થ.

વીજળીને ઝબકારે મોતી પરોવે-વાળી કાવ્યબાની જાણે આધુનિક રૂપ લઈને જુદી રીતે વ્યક્ત થાય છે 'આગિયાના ઝબકારે વાગે ના ઠેસ, હવે શબ્દોના શ્વાસ કઈ ખખડે ના.

બીજુ તેમનું બહુ જ પ્રચલિત ગીત કાવ્ય છે
ઊટ ભરીને આવ્યું રે
અંધારું લ્યો.
આ પોઠ ભરીને આવ્યું રે
અંધારુ લ્યો.
કોઈ લિયે આંજવા આંખ
કોઈ લિયે માંજવા ઝાંખ.
અમે તો ઊબરમાં ઉતરાવ્યું રે
અંધારું લ્યો.

આ કાવ્યમા કવિ ઊટ અને અધારુ એમ બે રૂપક સર્જી ઉજાસની વાત કરે છે

કોઈ લીયે માજવા ઝાંખ કહેતાં જ અંધારુ અંધારુ નથી રહેતું, અનેરો ઉજાસ બની રહે છે શબ્દાતીત અનુભૂતિનું આ બેનમૂન કાવ્ય છે

બીજુ એક સુદર કાવ્ય અવાજ' છે જેને ચદ્રકાન્ત ટોપીવાળાએ અવાજનું આધુનિક ઉપનિષદ કહ્યુ છે વસતતિલકા છંદના બધારણમાં કાવ્યની અનિવાર્યતાથી છદમા થોડોક ફેરફાર કવિએ સર્જ્યો છે ૩૩ પંક્તિઓમાં લગભગ ૨૭ વાર અવાજ શબ્દનું પુનરાવર્તન થયુ છે અવાજમાથી જાણે એક વિશિષ્ટ અવાજ પ્રગટે છે પ્રસરે છે તેની કેટલીક પક્તિઓ જોઈએ

અવાજનો સમય તો ગ્રસતો અવાજને
અવાજની તરડના અવકાશની ક્ષણે
ક્ષણાર્ધમાં સ્મરણ એ તવ મૌનનું મને
અવાજમુક્ત સ્થળનાં વસનારને તને
મળાય તો જ મળવું મુજને ય શક્ય છે
અવાજના ધધખતા રુધિરપ્રવાહમાં
અવાજમુક્ત સ્થળનાં વસનારને મળું

સમયમાં અને સ્થળમાં વિદ્યમાન અવાજરૂપી ચેતન પદાર્થને અતિક્રમી કવિચેતના એક નવા સ્થળકાળમાં ગતિ પ્રાપ્ત કરે છે. અવાજનાં જુદાં જુદાં આવર્તનો અવાજના સંકુલ વિશ્વને પાર કરવા પ્રયત્ન કરે છે. જાણે તેમાં વ્યક્ત થતી કવિચેતના એક નવો અવાજ સંભળાવે છે !

આ ઉપરાંત કેટલીક ગીતરચનાઓ આપણી પરંપરામાં રચાતાં ગીતો કરતાં નવા રૂપે, નવા અર્થે કંડારાયેલી શૈલીમાં જોવા મળે છે.

**ઊંચાં ઊંચાં મંદિર, ઝીણાં જાળિયા જી રે,**
**કે આજ નટખટ નેણ નિહાળિયાં જી રે.**
**આપપણું ગ્યું ઓસરી**
**સરક્યાં સધુ અને સાન**
**આંખ પલકવું વીસરી**
**રિયું ન પળનું ભાન.**

*

**રૂડી ચોપાટું મંડાણી ચંદનચોકમાં**
**નાખ્યા લખ ચોરાસી દાવ**
**એવી ચોપાટું મંડાણી ચંદનચોકમાં.**

અત્યારના અને આવતી કાલના કાવ્યસર્જકો માટે આ કવિની ગઝલેતર અને ગઝલ રચનાઓ દિશાસૂચક બની રહેશે. કાવ્ય-લેખનના અતિસારમાંથી કે સભાનતાની ન્યૂનતામાંથી ક્યારેય આત્મસંજ્ઞા પ્રગટાવતી રચનાઓ નીપજતી નથી, કાવ્ય વિકાસ સધાતો નથી. સઘન વિશિષ્ટ કવિમુદ્રા ત્યારે જ રચાય છે. જ્યારે કવિ નિજી કાવ્યમુદ્રા રચે અને તે તેનું Point of Vision બની રહે.

એક બીજું મહત્ત્વનું પાસુ રાજેન્દ્ર શુકલની કવિતામાં દેખાય છે. આ કવિનાં કાવ્યોમાં સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા (Capacity for contemplation) ઉદાહરણરૂપ છે. સામાન્ય રીતે સર્જકના ચિત્તની જુદી જુદી ભૂમિકામાં અનેક અર્થછાયાઓ શબ્દ-છાયાઓ પડી હોય છે. જ્યારે સર્જક જાગૃત ચેતનાની અવસ્થામાં તેને ખપમાં લઈ શબ્દરૂપે આકારિત કરે છે ત્યારે તેમાં એક અદ્‌ભુત સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા જોવા મળે છે. આમ કવિનો શબ્દ કાવ્યનો શબ્દ, કાવ્યના સર્જનની ક્ષણોમાં, સમાધિનો જ પર્યાય બની જતો હોય છે. તેમાં પ્રચ્છન્ન ચિંતન-મનન કશા પણ ભાર વગર સૌંદર્યની ઉચ્ચતમ કોટિએ પ્રગટતું હોય છે. રાજેન્દ્ર શુકલનાં કાવ્યો આનું સીધું ઉદાહરણ પૂરું પાડે છે. સાંપ્રત સમયમાં ગઝલ, ગીત અને અછાંદસ રચનાઓમાં સૌથી વધુ અભાવ સર્જકની સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતાનો છે. કવિતા સર્જનનું મૂળ કેવળ વિચાર નથી. પરંતુ દર્શન છે. ચિંતન તો ખરું પણ દૃષ્ટિ પણ કાવ્ય સર્જે છે. એ આજના કવિએ અંકે કરવા જેવી વાત છે.

ઈંગ્લેન્ડના પ્રસિદ્ધ કવિ અને વિવેચક સર હર્બર્ટ રીડે એક કાવ્યના સંદર્ભમાં આમ ટાંક્યું છે.

'...and the fault must lie in the nature of our present western civilization... It is, perhaps a question simply of lack of leisure, but at a deeper level it is, I think failure of the capacity for contemplation...'

કવિ-ભાવક માટે આ સ્થિતિ અનિવાર્ય હોવી ઘટે તે વાત પણ આ કવિનાં કાવ્યોમાં જોવા મળે છે.

આ કવિ એકબાજુ પરંપરાને આત્મસાત્ કરે છે તો બીજી તરફ આધુનિક સંવેદનાની તીવ્રતમ અભિવ્યક્તિ કરે છે. તો ત્રીજી બાજુ રચનારીતિનું અપૂર્વ કૌશલ્ય હસ્તગત કરે છે. ચોથી તરફ તે સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા પણ ધરાવે છે. આ બધું મળી આપણી ભાષામાં કવિની નિજી મુદ્રા રચી આવે છે.

રાજેન્દ્ર શુકલની - ખાસ તો ગઝલેતર રચનાઓનું પરિશીલન કરતાં આપણી ભાષામાં રચાતી આવતી કવિતામાં એક નવી, આગવી કેડી કંડારાતી જોઈ શકાય છે.

■

---

**આ ટેકરીઓ જાણે તારાઓને**
**ચૂંટી લાવવા મથતાં બાળકોના સાદ છે.**

**The hills are like shouts of children who**
**raise their arms, trying to reach the stars.**

તણખલાં : રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી
અનુવાદ : જયંત મેઘાણી
(પ્રસાર - ૧૮૮૮ આતાભાઈ એવન્યુ, ભાવનગર - ૩૬૪૦૦૨)

એવા ને એવા જ નિશ્ચલ બેસી રહેલા
ને પોતાનાં નામઠામ પણ ભૂલી ગયેલા
આ વૃદ્ધજનોની મને ઈર્ષ્યા આવે છે
કે પછી બીજા એક કાવ્યમા અસ્તિત્વની નિરર્થકતા આમ વ્યક્ત થઈ છે

આ તરફ આ હશે
તે તરફ તે હશે
ચોતરફ ચોતરફ
કે નહીં ને હશે તો બરફ
કોઈ ચડશે ય નહીં
કોઈ ઊતરશે ય નહીં
બસના અવાજો, બસની ગતિ
આના અવાજો, તેના અવાજો, શાના અવાજો ?
શાની ગતિ શાની સ્થિતિ ?
પાથરણું ખંખેરો ઝટ
ને એમ ને એમ ને એમ જ
ચલાય તેટલું ચાલી નાંખો.

ગઝલેતર કાવ્ય રચનાઓમા કવિની આ દીર્ઘ રચના, આગવી ભાત નિપજાવતુ વિશિષ્ટ કાવ્ય બની રહ્યુ છે પ્રાસ અને પ્રતીક, અવાજ અને પરિસ્થિતિ, ગતિ અને અગતિ અથવા સ્થગિત અને ચલિતનુ સાયુજ્ય ચિત્તદશાને અવદશામાથી ઉગારવામા કેવુ ઉપકારક નીવડે છે !

ત્રીજી શબ્દ અવસ્થા એટલે કે Beyond the wordમા અભિવ્યક્ત થતી રચનાઓમા મુખ્યત્વે એમના ગીતો અને છદોબદ્ધ કાવ્યો મળે છે કેટલીક રચનાઓમા શબ્દાતીત અર્થ ઘનીભૂત થતો અનુભવાય છે તેમણે મધ્યકાલીન સાહિત્યને પૂરેપૂરુ આત્મસાત્ કર્યુ છે, સાથે જ આધુનિક ચેતનાને પ્રબળ રીતે અભિવ્યક્ત કરી છે જાણે એક તરફ કવિ પરપરાને આત્મસાત્ કરે છે તો બીજી તરફ આધુનિક સવેદનાને એથી જ તે ઉચિત પરિમાણ અર્પી શકે છે

ચદ્રકાન્ત ટોપીવાળા કહે છે તેમ

'રાજેન્દ્ર શુકલ મધ્યકાળની ભોંયમા ઊગેલી અનુભૂતિના શબ્દને આધુનિક વાતાવરણમા ટકાવી, પ્રયોગ અભિનિવેશને પ્રગટ કર્યા વગર નિ.શેષ પરપરાકરણની અંગત ટોચ પર ધરે છે ' (અપરિચિતઅ અપરિચિતબ)

એક કાવ્ય જોઈએ

આગિયાના ઝબકારે વાગે ના ઠેસ
હવે શબ્દોના શ્વાસ કશે ખખડે ના.
રુમઝુમતી ડાળીઓને આઘેરે દેશ
કોઈ પંખીની પાંખ સ્હેજે ફફડે ના.
આવનજાવન વિનાનાં સૂનાં આ દ્વાર ઝૂલે
આંગણામાં ઊગ્યો છે આખરનો અર્થ.

વીજળીને ઝબકારે મોતી પરોવે-વાળી કાવ્યબાની જાણે આધુનિક રૂપ લઈને જુદી રીતે વ્યક્ત થાય છે 'આગિયાના ઝબકારે વાગે ના ઠેસ, હવે શબ્દોના શ્વાસ કંઈ ખખડે ના'

બીજુ તેમનુ બહુ જ પ્રચલિત ગીત કાવ્ય છે

ઊંટ ભરીને આવ્યું રે
અંધારું લ્યો.
આ પોઠ ભરીને આવ્યું રે
અંધારું લ્યો.
કોઈ લિયે આંજવા આંખ
કોઈ લિયે માંજવા ઝાંખ.
અમે તો ઊંબરમાં ઉતરાવ્યું રે
અંધારું લ્યો.

આ કાવ્યમા કવિ ઊંટ અને અધારું એમ બે રૂપક સર્જી ઉજાસની વાત કરે છે

'કોઈ લીયે માજવા ઝાખ' કહેતા જ અધારું અધારુ નથી રહેતું. અનેરો ઉજાસ બની રહે છે શબ્દાતીત અનુભૂતિનુ આ બેનમૂન કાવ્ય છે

બીજુ એક સુદર કાવ્ય 'અવાજ' છે જેને ચદ્રકાન્ત ટોપીવાળાએ 'અવાજનુ આધુનિક ઉપનિષદ' કહ્યુ છે વસતતિલકા છંદના બધારણમા કાવ્યની અનિવાર્યતાથી છદમા થોડોક ફેરફાર કવિએ સર્જ્યો છે ૩૩ પક્તિઓમાં લગભગ ૨૭ વાર અવાજ શબ્દનુ પુનરાવર્તન થયુ છે અવાજમાથી જાણે એક વિશિષ્ટ અવાજ પ્રગટે છે, પ્રસરે છે તેની કેટલીક પક્તિઓ જોઈએ

અવાજનો સમય તો ગ્રસતો અવાજને
અવાજની તરડના અવકાશની ક્ષણે
ક્ષણાર્ધમાં સ્મરણ એ તવ મૌનનું મને
અવાજ મુક્ત સ્થળનાં વસનારને તને
મળાય તો જ મળવું મુજને ય શક્ય છે
અવાજના ધધખતા રુધિરપ્રવાહમાં
અવાજ મુક્ત સ્થળનાં વસનારને મળું -

સમયમાં અને સ્થળમાં વિદ્યમાન અવાજરૂપી ચેતન પદાર્થને અતિક્રમી કવિચેતના એક નવા સ્થળકાળમાં ગતિ પ્રાપ્ત કરે છે. અવાજનાં જુદાં જુદાં આવર્તનો અવાજના સંકુલ વિશ્વને પાર કરવા પ્રયત્ન કરે છે. જાણે તેમાં વ્યક્ત થતી કવિચેતના એક નવો અવાજ સંભળાવે છે !

આ ઉપરાંત કેટલીક ગીતરચનાઓ આપણી પરંપરામાં રચાતાં ગીતો કરતાં નવા રૂપે, નવા અર્થે કંડારાયેલી શૈલીમાં જોવા મળે છે.

**ઊંચાં ઊંચાં મંદિર, ઝીણાં જાળિયા જી રે,**
**કે આજ નટખટ નેણ નિહાળિયાં જી રે.**
**આપપણું ગ્યું ઓસરી**
**સરક્યાં સધુ અને સાન**
**આંખ પલકવું વીસરી**
**રિયું ન પળનું ભાન.**

*

**રૂડી ચોપાટું મંડાણી ચંદનચોકમાં**
**નાખ્યા લખ ચોરાસી દાવ**
**એવી ચોપાટું મંડાણી ચંદનચોકમાં.**

અત્યારના અને આવતી કાલના કાવ્યસર્જકો માટે આ કવિની ગઝલેતર અને ગઝલ રચનાઓ દિશાસૂચક બની રહેશે. કાવ્ય-લેખનના અતિસારમાંથી કે સભાનતાની ન્યૂનતામાંથી ક્યારેય આત્મસંજ્ઞા પ્રગટાવતી રચનાઓ નીપજતી નથી, કાવ્ય વિકાસ સધાતો નથી. સઘન વિશિષ્ટ કવિમુદ્રા ત્યારે જ રચાય છે. જ્યારે કવિ નિજી કાવ્યમુદ્રા રચે અને તે તેનું Point of Vision બની રહે.

એક બીજું મહત્ત્વનું પાસુ રાજેન્દ્ર શુકલની કવિતામાં દેખાય છે. આ કવિનાં કાવ્યોમાં સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા (Capacity for contemplation) ઉદાહરણરૂપ છે. સામાન્ય રીતે સર્જકના ચિત્તની જુદી જુદી ભૂમિકામાં અનેક અર્થછાયાઓ શબ્દ-છાયાઓ પડી હોય છે. જ્યારે સર્જક જાગૃત ચેતનાની અવસ્થામાં તેને ખપમાં લઈ શબ્દરૂપે આકારિત કરે છે ત્યારે તેમાં એક અદ્‌ભુત સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા જોવા મળે છે. આમ કવિનો શબ્દ કાવ્યનો શબ્દ, કાવ્યના સર્જનની ક્ષણોમાં, સમાધિનો જ પર્યાય બની જતો હોય છે. તેમાં પ્રચ્છન્ન ચિંતન-મનન કશા પણ ભાર વગર સૌંદર્યની ઉચ્ચતમ કોટિએ પ્રગટતું હોય છે. રાજેન્દ્ર શુકલનાં કાવ્યો આનું સીધું ઉદાહરણ પૂરું પાડે છે. સાંપ્રત સમયમાં ગઝલ, ગીત અને અછાંદસ રચનાઓમાં સૌથી વધુ અભાવ સર્જકની સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતાનો છે. કવિતા સર્જનનું મૂળ કેવળ વિચાર નથી. પરંતુ દર્શન છે. ચિંતન તો ખરું પણ દૃષ્ટિ પણ કાવ્ય સર્જે છે. એ આજના કવિએ અંકે કરવા જેવી વાત છે.

ઈંગ્લેન્ડના પ્રસિદ્ધ કવિ અને વિવેચક સર હર્બર્ટ રીડે એક કાવ્યના સંદર્ભમાં આમ ટાંક્યું છે.

'...and the fault must lie in the nature of our present western civilization... It is, perhaps a question simply of lack of leisure, but at a deeper level it is, I think failure of the capacity for contemplation...'

કવિ-ભાવક માટે આ સ્થિતિ અનિવાર્ય હોવી ઘટે તે વાત પણ આ કવિનાં કાવ્યોમાં જોવા મળે છે.

આ કવિ એકબાજુ પરંપરાને આત્મસાત્ કરે છે તો બીજી તરફ આધુનિક સંવેદનાની તીવ્રતમ અભિવ્યક્તિ કરે છે. તો ત્રીજી બાજુ રચનારીતિનું અપૂર્વ કૌશલ્ય હસ્તગત કરે છે. ચોથી તરફ તે સર્વગ્રાહી એકાગ્રતાની ક્ષમતા પણ ધરાવે છે. આ બધું મળી આપણી ભાષામાં કવિની નિજી મુદ્રા રચી આવે છે.

રાજેન્દ્ર શુકલની - ખાસ તો ગઝલેતર રચનાઓનું પરિશીલન કરતાં આપણી ભાષામાં રચાતી આવતી કવિતામાં એક નવી, આગવી કેડી કંડારાતી જોઈ શકાય છે.

■

---

**આ ટેકરીઓ જાણે તારાઓને**
**ચૂંટી લાવવા મથતાં બાળકોના સાદ છે.**

**The hills are like shouts of children who**
**raise their arms, trying to reach the stars.**

તણખલાં : રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી
અનુવાદ : જયંત મેઘાણી
(પ્રસાર - ૧૮૮૮ આતાભાઈ એવન્યુ, ભાવનગર - ૩૬૪૦૦૨)

ઈંતિઝાર હુસૈન
અનુવાદ શરીફા વીજળીવાળા

[કોઈ પણ યુદ્ધ હોય, પરિણામ હમેશા વિનાશ જ હોવાનો. ડાહ્યા માણસો આ સત્ય જાણે છે છતા યુદ્ધ થતા જ રહ્યા છે ભગવાન બુદ્ધ પહેલા પણ થયા અને એમના શાતિસદેશ પછી પણ થયાં. ગાધી જેવા મહાત્માની છાતી પર થઈને જ અખડ હિંદુસ્તાન બે ટુકડાઓમા વહેંચાઈ ગયુ આ લેખક એક સાથે કેટકેટલા સંદર્ભો લઈને વાત કરે છે ! શ્રાવસ્તી, પોતાની વસ્તી, દિલ્હી. સદીઓનુ સહજીવન અને પછી મૂળમાથી ઊખડી જવુ. અને જુવો કે અશ્વત્થામાને સરહદ નથી નડી. સસ્કૃતિ, પુરાકથાઓ, એના પાત્રો પર હજીયે સૌનો સહિયારો અધિકાર છે એમાં સરહદ દોરી શકાતી નથી. ભૂગોળ બદલાવાથી ઈતિહાસ અને સસ્કૃતિની ભાગીદારી બદલાઈ નથી જતી. આજના માણસે ધરતીની, પ્રકૃતિની જે હાલત કરી છે એમા મોરનામા' કઈ રીતે લખાય ? આ લેખકને મહાકાવ્ય લખવુ છે ( બિનલિખી રઝમીઆ') 'મોરનામા' લખવુ છે પણ બદલાયેલ જમાનો એમને કંઈ લખવા નથી દેતો. વાર્તાની આપણી સમજથી ઈંતિઝાર હુસૈનની વાર્તાઓ ખાસ્સી અલગ પડે છે તે પણ અહીં જોઈ શકાશે.]

ખુદા જાણે આ અવગતિયો જીવ ક્યાથી મારી પાછળ પડી ગયો છે ? હુ તો એકદમ હેરાન પરેશાન છું ખરેખર હુ તો મોરના હાલચાલ જોવા નીકળ્યો હતો. મને ક્યા ખબર હતી કે આ બલા મને આમ વળગશે ? એ તો સજોગવશાત્ જ મારી નજર એ સમાચાર પર પડી ગઈ જો નજર ન પડી હોત તો આ બધી ધાધલ ધમાલમા મને ક્યાથી ખબર પડત કે ત્યા શુ ઘટના બની હતી ? હિંદુસ્તાનમા અણુધડાકાના સનસનાટીભર્યા સમાચારોના ઢગ વચ્ચે એકાદ ખૂણામા આ નાનકડા સમાચાર પણ છપાયેલા હતા કે જ્યારે એ ધડાકો થયો ત્યારે રાજસ્થાનના મોર આતકિત હાલતમા કકલાણ મચાવતા ખૂણે ખાચરેથી નીકળ્યા અને આડેધડ ગમે ત્યા ઊડી ગયા.

એમ જુઓ તો મે તરત જ એક કોલમ લખીને મારી સમજ પ્રમાણે મોરપ્રીતિ પ્રત્યેની મારી ફરજ પૂરી કરી દીધી અને છૂટકારો મેળવી લીધો પણ મારો છૂટકારો ક્યા થયો હતો ? આ નાનકડા સમાચારે મારી એ જ દશા કરી જે પેલી ટચૂકડી માછલીએ મનુ ભગવાનની કરી હતી. મનુ ભગવાન તો હાથે ચડેલી એ માછલીને ઘડામા નાખીને નિશ્ચિત થઈ ગયા. પણ એ તો મોટી થતી જ ગઈ મનુ ભગવાને એને ઘડામાથી કોઠીમા, કોઠીમાથી કુંડમા કુંડમાથી તળાવમા, તળાવમાંથી નદીમા નાખી પણ એ તો નદીમા પણ ન સમાઈ પછી મનુ ભગવાન એને ઊઠાવીને સમુદ્ર તરફ ચાલ્યા. બસ એવુ જ કંઈક આ સમાચારનુ પણ થયુ એ જરાક અમસ્તી ઘટના કે સમાચાર જેને છાપાવાળાઓએ એક કોલમની બે લીટીની હેડલાઈન માની હતી એ ઘટના પેલી માછલીની જેમ મારી કલ્પનામા વિસ્તરતી જ ગઈ શરૂઆતમા મને જયપુરના પ્રવાસ દરમ્યાન જોયા હતા એ બધા મોર યાદ આવ્યા. સુભાન અલ્લાહ ! શુ સુદર બાધણીવાળું ગુલાબી શહેર હતુ ! ભરબપોરે હુ એ શહેરમા પહોંચ્યો હતો એ સમયે તો ત્યા કોઈના હોવાની ખબર નો'તી પડી પણ નમતી સાજે મેં એ દુલ્હનની જેમ સજાવેલા રેસ્ટહાઉસમાના મારા ઓરડાની બારી ખોલીને બહાર ડોકિયુ કર્યું તો શુ જોયું ? સામેના ફળિયામા ફુવારાની આસપાસના ઓટલા પર, પાળીઓ પર બસ મોર જ મોર કેટલી નિરાતે અને એકદમ ચૂપકીદીથી પોતાની નીલરગી - ચમકતી લાબી પૂછડીઓ સાથે શાહી દમામથી આમતેમ આટા મારતા હતા. એમના આ આંટા મારવામા રાજસી ઠાઠ સાથે કેટલી તો શાલીનતા હતી ! એ ક્ષણે એ આખુ દશ્ય મને શાતિના ધામ સમુ લાગેલુ. શાતિનુ, સૌંદર્યનું અને પ્રેમનું.

પછીની સાંજે હુ જ્યારે એ શહેરને છોડીને નીકળી રહ્યો હતો ત્યારે જે ટેકરા પર, જે ડુગરા પર મારી નજર પડી ત્યા મને મોરના ઝુડના ઝુડ દેખાયાં. એવા જ ચૂપચાપ, એમના ચાલવામા એ જ ઠસ્સો, એ જ શાલીનતા થોડી જ વારમા સધ્યા ઊતરી આવી અને એ સાથે જ આખું વાતાવરણ મોરના ટહૂકારથી ગૂજી ઊઠ્યુ. મને લાગ્યુ કે આ મારી મહેમાનગીરી કરનારા મારા માટે થઈને જ અહીં આજુબાજુના ટેકરાઓ પર અને ઝાડવાઓ પર ઊતરી આવ્યા છે અને હવે આ મોર પોતાના મહેમાનને આવજો કહી વિદાય આપી રહ્યા છે

અને હવે જ્યારે મેં એ સફરને યાદ કરી ત્યારે મારી યાદમાં નકરા મોર જ મોર ઉભરાઈ રહ્યા'તા. મને નવાઈ લાગી કે અરે ! ત્યાં આટલા બધા મોર સાથે મારી મુલાકાત થઈ હતી ! એવું લાગતું હતું કે જાણે રાજસ્થાનના બધા મોર મારી આસપાસ ભેળા થઈ ગયા હોય ! પણ હવે ત્યાંના હાલહવાલ કેવા હશે ? હું મારા વિચારોમાં ફરી એ જ ક્ષેત્ર તરફ નીકળી પડું છું. હું હેરાન-પરેશાન ભટકતો ફરું છું. ન તો કોઈ મોર દેખાય છે ન ક્યાંય ટહુકાર સંભળાય છે. ક્યાં જતા રહ્યા બધા ? કઈ ગુફામાં જઈને છૂપાયા ? દૂર એક ટેકરા પર નજર ગઈ તો એક પીંછા વગરનો, બાંડો મોર નજરે પડ્યો. હું ઝડપભેર એની તરફ ચાલ્યો. પણ મારા પહોંચતાં પહેલાં એ ડરી ગયો હોય એવો અવાજ કરતો ઊડી ગયો. અને તરત જ નજરથી ઓઝલ થઈ ગયો.

એ મોર ઊડીને કઈ તરફ ગયો ? અહીં એકલો બેઠો બેઠો એ શું કરતો હતો ? એના સાથીદારો, મોરનાં ઝુંડનાં ઝુંડ ક્યાં ગયાં ? એ મોર આમ નિર્જનતાની છબી જેવો કેમ લાગતો હતો ? આટલો ઉજડેલ ? આટલો બાંડો ? નિર્જનતાની આ છબીના કારણે મારું ધ્યાન એવી જ એક બીજી છબી તરફ ગયું જેને હું લગભગ ભૂલી ગયો હતો. અચાનક જ મારી કલ્પનામાં એ છબી આવી ચડી. સમુદ્રના પારદર્શક પાણીમાં ભળી ગયેલ રગડા જેવા પેટ્રોલે પાણીનો રંગ બદલી નાખ્યો હતો. પેટ્રોલના પ્રદુષણથી પાણી રગડા જેવું લાગતું હતું. અને એ ઉજ્જડ કિનારે, એ પ્રદુષિત પાણીમાં નહાયેલી એકલી અટૂલી જળકૂકડી હલ્યા ચલ્યા વગર બેઠી છે. જળકૂકડી અચંબાથી સમુદ્રને તાકી રહી છે કે જે પાણી હમણાં સુધી એના માટે અમૃત સમાન હતું તે આજે અચાનક વિષ કઈ રીતે થઈ ગયું ? એની પાંખો એટલી બધી વજનદાર થઈ ગઈ છે કે હવે એ ઊડી શકે એમ નથી. પાણીનું આ ઝેર જાણે કે એની નસેનસમાં ફેલાઈ ગયું છે. તે ક્ષણે મારા માટે ઈરાક-અમેરિકા યુદ્ધની બધી ભયાનકતાનું મૂર્તિમંત સ્વરૂપ આ જળકૂકડી બની ગઈ હતી. મને દુઃખ થયું કે બિચારી આ જળકૂકડી અત્યારે કેટલી યાતના વેઠી રહી છે ? મને નવાઈ એ લાગી કે માણસોએ આ સમયગાળામાં એકબીજા સાથે જે કંઈ કર્યું - સદ્દામ હુસૈને ઈરાકીઓ સાથે, ઈરાકીઓએ કુવૈતવાળા સાથે, અમેરિકાએ ઈરાકીઓ સાથે જે કંઈ કર્યું - એ બધાંની પીડા આ બિચારી જળકૂકડીએ પોતાના માથે લઈ લીધી છે. નવાઈની વાત એ છે કે જ્યારે કપરો કાળ આવે છે ત્યારે મોટા જીવો બચીને નીકળી જાય છે અને કોઈ સાવ રાંક જીવ એ ભારે બોજને એકલા હાથે ઊંચકે છે. એ ક્ષણે મને એ જળકૂકડી મહાન કથાઓમાં હોય એવું કોઈ પક્ષી લાગે, જાણે એનામાં કોઈ ખુદાઈ રૂહ (ઈશ્વરી આત્મા) સમાઈ ગઈ હોય. અને એ ખુદાઈ તાકાત પર એણે મનુષ્ય જાતિનાં બધાં દુઃખોને એક અમાનત જાણીને પોતાના ખભે ઊઠાવી લીધાં હોય...

એ મારી નજરની ખામી હતી કે મેં એ જળકૂકડીની ઊંચી કક્ષાને ઓળખી નહીં. મને એ ખબર જ ના પડી કે આ જળકૂકડી તો એક ફરિશ્તા જેવી છે. એ આપણા જમાનાનું પ્રતીક છે. આપણા જમાનામાં માણસ-માણસ સાથે જે કંઈ કરી રહ્યો છે અને માનવત્તાના અભિમાનમાં એ પ્રકૃતિ સાથે જે કંઈ કરી રહ્યો છે એ બધાની કથા આ જળકૂકડી સંભળાવી રહી છે. મને ત્યારે વિચાર જ ન આવ્યો કે મારે એના પર વાર્તા લખવી જોઈએ. કેટલી આસાનીથી મેં એ જળકૂકડીને વિસારે પાડી દીધી ! કદાચ એનું કારણ એ હોય કે એ બિચારી એક જળકૂકડી હતી અને મોર... જેના પર હું વાર્તા લખવા આતુર છું. એ કેવળ મોર નથી. જરાકવાર માની લો કે એ જળકૂકડીની જગ્યાએ કોઈ રાજહંસ હોત તો ? પણ રાજહંસ હવે આ દુનિયામાં છે ક્યાં ? એક જમાનો હતો જ્યારે આ ઉપમહાદ્વીપની વિશાળ ધરતી પર બે પંખી રાજ કરતાં હતાં અને નિર્ણય કરવો અઘરો હતો કે પંખીઓનો રાજા કોણ છે, રાજહંસ કે પછી મોર ? હવે એ રાજહંસ ક્યાં છે ? અને એ મોતી જેવાં પારદર્શક ઝરણાં ક્યાં છે જેના કાંઠે રાજહંસ ઊતરી આવતા હતા અને એ રાજકુમારીઓ ક્યાં છે જે એમના મહેલના કોટના કાંગરા પર ઊતરી આવેલા રાજહંસ પર મોહિત થઈ જતી હતી અને એને પોતાના આંગણામાં ઉતારવા માટે પોતાની મોતીની માળા તોડીને વેરી દેતી હતી ! એ રાજહંસો મોતીનો ચારો ચરતા હતા અને માનસરોવરના પારદર્શક જળમાં તર્યા કરતા. પણ હવે માનસરોવર ક્યાં છે ? લાગે છે કે બધાં ઝરણાં સૂકાઈ ગયાં છે. નદીઓનું પાણી પ્રદૂષિત થઈ ગયું છે. વાતાવરણ ધૂમાડો, દારૂગોળો, ધૂળ અને માટીથી રગદોળાયેલ છે. નારાઓના અને ધડાકાઓના અવાજોથી હવા પ્રદૂષિત છે. અને રાજહંસ ચોખ્ખા વાતાવરણની અને પારદર્શક જળની શોધમાં કશેક દૂર દૂર નીકળી ગયા છે. પાછળ બસ જળકૂકડીઓ અને બતકો રહી ગઈ જે બિચારી આખા જમાનાનાં દુઃખો સહન કરે છે. અને રાજહંસ તો બસ હવે વાર્તાઓના જગતમાં જ રહી ગયા છે.

એક મોર જ બચ્યો હતો જે હજી પણ એના પંખી હોવાના અભિમાન સાથે ટકેલો હતો. અને ભૂતકાળ તથા

વર્તમાનકાળને જોડતી કડી જેવુ મહત્ત્વ ધરાવતો હતો. હજી પણ વાડીઓમાથી એનો ટહુકાર એવી રીતે સભળાય છે જાણે કે પ્રાચીન કે પૌરાણિક યુગોમાથી થઈને આવતો હોય એવુ લાગે. રાજસ્થાનમા તો મોરનો કોઈ ટહુકાર નો'તો સભળાયો. તો આ ટહુકાર ક્યાથી આવે છે ? હુ જાણે કે ખેંચાતો ચાલ્યો જાઉ છુ રાજસ્થાન તો બહુ પાછળ રહી ગયુ છે આ તો મારી વસ્તી છે શ્રાવણ ભાદરવાની ભીની સાજે મોર કેટલા ટહુકા કરતા હતા ? વસ્તીના દરેક બગીચા-વાડીઓમાથી મોર ટહુકારતા હતા. એના ટહુકારથી આખી વસ્તી ગુજતી હતી. એમાથી એક મોર કોણ જાણે ક્યાથી ઊડતો ઊડતો આવ્યો અને અમારી છત પર આવીને બેસી ગયો. કેટલી બધી વાર સુધી ચૂપચાપ બેઠો રહ્યો. હુ દબાતે પગલે છત પર ગયો. પછી સરકતો સરકતો પાળી સુધી ગયો. હુ મોરની પૂછડી પકડવામા જ હતો ને બરાબર એ જ ક્ષણે એ પાખો ફફડાવીને હવામા ઊડી ગયો.

'મારા દીકરા ! મોરને હેરાન ન કરાય. એ તો જન્નત (સ્વર્ગ)નું પખી છે ! નાની માએ મને ઠપકો દીધો.

'જન્નતનુ પખી ! મેં નવાઈ પામી જઈને નાનીમાને પૂછ્યુ 'તો પછી એ અહીં ક્યાથી ?

અરે બેટા ! એ પોતાના કર્યાની સજા ભોગવી રહ્યો છે '

'નાની મા, મોરે એવુ તે શુ કર્યું હતું જેની સજા એ ભોગવી રહ્યો છે ?

'અરે બેટા, મોર તો આમે ય ભોળુ પખી. બિચારુ શેતાનની ચાલમા ફસાઈ ગયુ.'

'શેતાનની ચાલમા કેવી રીતે આવી ગયુ ?

'શેતાન એકદમ જ ઘરડો ખખ બનીને જન્નતના દરવાજે જઈ ચડ્યો. એણે દરવાજો ખોલાવવા બહુ આજીજી કરી. પણ જન્નતના દરવાન ઓળખી ગયા કે આ અભાગિયો તો શેતાન છે એમણે દરવાજા ન ખોલ્યા. જન્નતની પાળી પર બેઠો બેઠો મોર આ બધો ખેલ જોઈ રહ્યો હતો. એને એ બુઢ્ઢાની બહુ દયા આવી. એ ઊડીને નીચે આવ્યો અને કહ્યુ દાદા, ચાલો હુ તમને જન્નતની દીવાલ પાર કરાવી દઉ આધળો શુ માગે ? બે આખ... શેતાન તરત જ મોર પર સવાર થઈ ગયો. મોર ઊડ્યો અને એણે વૃદ્ધને જન્નતમા ઉતારી દીધો. ખુદાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ બહુ જ ગુસ્સે થયા. ખુદાએ બાબા આદમ અને અમ્મા હવાને જન્નતમાથી કાઢ્યા અને મોરને પણ કાઢી મૂક્યો કે 'જાઓ ટળો અહીંથી. '

હુ કેટલો આશ્ચર્યચકિત થઈ ગયેલો ! બિચ્ચારો મોર ! જન્નતની પાળી પર બેસી રહેતો હતો. હવે અમારી પાળી પર આવીને બેસે છે મેં નાની માને કહ્યુ તો એ કહેવા લાગ્યા હા બેટા, આપણી છત છૂટી જાય તો પછી આવુ જ થાય છે હવે એ તારી મારી છત પર બેસે છે એમ કરતા ય જો કોઈ છત પર એ કાયમી ટકી જાય.

છત પર અને વૃક્ષોની ડાળીઓમા, ટેકરા પર, જ્યા પણ પજા ટેકવવા જગા મળે ત્યા એ બેસી જાય છે હુ જ્યારે શ્રાવસ્તીના રસ્તેથી નીકળી રહ્યો હતો ત્યારે મેં એને એક લીલાછમ ટેકરા પર બેઠેલો જોયો હતો જાણે કોઈની રાહ જોતો ચૂપચાપ બેઠો હતો. હુ ખાસ્સો સમય વીતી ગયા પછી શ્રાવસ્તી પહોંચ્યો હતો. મહાત્મા બુદ્ધ તો કેટલાય જમાના પહેલા અહીંથી નીકળી ગયા હતા. હવે તો એ જ્યા વરસાદના દિવસોમા આવીને નિવાસ કરતા હતા એ વિહારની જગ્યા પણ નો'તી રહી. બસ હવે તો એ વસ્તીની યાદ આપતી થોડીક ઈંટો ત્યા પડી હતી. ત્યાથી જરાક દૂર એક લીલાછમ ટેકરા પર કદાચ એ જમાનાનો એક મોર આવીને બેસી ગયો હતો. એ પોતાની આખમા એ સમયને, એ જમાનાની શ્રાવસ્તી નગરીને સમાવીને બેઠો હતો. અને કેટલો તો નિરાતે બેઠો હતો ! સાવ ઉજ્જડ થઈ ગયેલ શ્રાવસ્તીમા જાણે આ એક મોરને કારણે સમગ્ર વાતાવરણમા શાતિ છવાઈ ગઈ હતી !

હુ શ્રાવસ્તીમા વધારે વાર ન રોકાયો. મારે પાછા દિલ્હી પહોંચવાનુ હતુ. દિલ્હીની એ સાજ બહુ જ ઉદાસ હતી. કમ સે કમ નિઝામુદીનમા તો માહોલ ઉદાસ જ હતો. હજી તો થોડા વર્ષો પહેલા જ કેટલા બધા લૂટાયેલા-બરબાદ થઈ ગયેલા આખાને આખા કાફલા અહીંથી પસાર થયા હતા. હવે એકદમ સન્નાટો હતો. અને આ વરસાદી સાજ નિઝામુદીનમા કઈક વધારે જ ગમગીન હતી. ચાર કાચી દીવાલો વચ્ચે ગાલિબની કબર વેરાન પડી હતી. એ દીવાલની ફરતે કેટલુ ઊચું ઘાસ ઊગી નીકળ્યુ હતુ ! હુ એની વચ્ચેથી પસાર થઈ રહ્યો હતો ને એક મોરે ટહુકો કરી મને બોલાવ્યો. મેં પાછળ ફરીને જોયુ. એ નજરે નો'તો ચડ્યો પણ એનો ટહુકાર ફરીથી સભળાયો ગજબનો ટહુકાર હતો ! જાણે હજારો સદીઓ ભેળી થઈને મને બોલાવતી હોય એવુ લાગતુ હતુ.

હજાર સદીઓના કાઠે જઈને હુ ઊભો રહી ગયો. એ મોરનો ટહુકાર તો મને અહીં સુધી લઈ આવ્યો હતો. પણ હવે સદીઓને પેલે પારથી મોરના ટહુકાર સભળાઈ રહ્યા હતા. હું તો મૂઝાયો યા ખુદા ! આ મોર વળી કઈ વાડીમાથી બોલે

છે ? હું જરાક આગળ ચાલ્યો ને એક નવા આશ્ચર્યે મને ઘેરી લીધો. આ વળી કયું નગર છે ? વાદળો સાથે વાત કરતો હોય એવો નગરનો ઊંચો કોટ ! કોટની આસપાસ ફેલાયેલી વાડીઓ... જાતભાતનાં ફળ, રંગબેરંગી પંખીઓ. વાડીઓ પંખીઓના કિલકારથી ગુંજતી હતી. આ બધા અવાજો પર બે અવાજ છવાયેલા હતા. એક કોયલનો ટહુકો અને બીજી મોરની ગહેંક... અરે ! આ તો પાંડવોનું નગર ઈન્દ્રપ્રસ્થ છે ! આ તો હું બહુ દૂર નીકળી આવ્યો ! મારે પાછા વળી જવું જોઈએ...

ઘણું રખડી લીધું. બહુ બધા મોરના ખબરઅંતર જાણી લીધા. ક્યા ક્યા જમાનાના કયા કયા નગરોના મોરને જોયા. એમના ટહુકાર સાંભળ્યા... હવે મારે મોરનામા લખવું જોઈએ. પણ ઘરે પાછા ફરતાં પહેલાં મારે એક વાર ફરીથી રાજસ્થાનનો આંટો મારી લેવો જોઈએ. પેલી ભયાનક સ્થિતિને કારણે ઊડી ગયેલા મોર કદાચ પાછા આવી પણ ગયા હોય !

ને ખરેખર જ ખાસ્સી મોટી સંખ્યામાં મોર આવી ગયા હતા ! પણ મને નવાઈ એ વાતની લાગી કે મને જોઈને મોર બહુ ભયભીત થઈ ગયા અને કકલાણ મચાવતા ઝાડની ડાળીઓ પરથી આસમાનમાં આમતેમ ઊડી ગયા. બસ બરાબર એ જ ક્ષણે મને લાગ્યું કે અહીં હું એકલો નો'તો. કોઈક બીજું પણ હતું જે મારી સાથે ચાલી રહ્યું છે. મેં મારી ડાબી બાજુ નજર નાખી. મારી આંખો ફાટેલી જ રહી ગઈ ! આ તો અશ્વત્થામા છે. કુરુક્ષેત્રનો સૌથી પાપિયો જીવ ! એ અહીં ક્યાંથી ? અને એ મારી સાથે શા માટે ચાલી રહ્યો છે ? મને તો ખબર પણ ના પડી કે એ ક્યારથી મારી સાથે છે ! પછી મને સમજાયું કે હું જ્યારે ઈન્દ્રપ્રસ્થથી પાછો ફર્યો ત્યારે કુરુક્ષેત્ર પાસેથી પસાર થયો હતો અને ત્યાંથી જ આ કાળમુખો મારી સાથે થઈ ગયો હશે... પણ કુરુક્ષેત્રમાં તો હવે સન્નાટો છે. ન માણસ ન જીવજંતુ... આ ત્યાં કુરુક્ષેત્રમાં શું કરતો હતો ? શું એ ત્યારથી ત્યાં જ ભટકતો ફરે છે ?

યુધ્ધ માણસને કેવો બનાવી દે છે ? અશ્વત્થામાને જુઓ અને એમાંથી કંઈક પાઠ શીખો. દ્રોણાચાર્યનો દીકરો... બાપે એવી આબરૂ મેળવી કે ભલભલા બહાદુરો-પાંડવો હોય કે કૌરવ - એમની સામે માથું નમાવતા હતા, એમના ચરણસ્પર્શ કરતા હતા. દીકરાને બાપ પાસેથી વારસામાં કેટલું બધું મળ્યું હતું પણ એ વારસાને અશ્વત્થામા પચાવી ન શક્યો. મહાભારતના યુધ્ધનો સૌથી ઘૃણાસ્પદ માણસ એને જ ઠેરવવામાં આવ્યો.

કહેવાય છે કે શૂરવીરોના ગુરુ દ્રોણાચાર્યની પાસે એક ભયાનક શસ્ત્ર હતું. જેને બ્રહ્માસ્ત્ર કહે છે. એમ નરી નજરે જુઓ તો ઘાસનું તણખલું. પણ જો મંત્ર ભણીને એને છોડવામાં આવે તો દૂર-સુદૂર સુધી કોઈ જીવ-જંતુનું નામોનિશાન ન બચે. જો કોઈ નગર એની ઝપટમાં આવી જાય તો જોતજોતામાં રાખનો ઢગલો થઈ જાય. દ્રોણાચાર્યે આ શસ્ત્રનું રહસ્ય પોતાના એક જ વીર શિષ્ય - જે એમનો પ્રિય શિષ્ય હતો - અર્જુનને આપ્યું હતું. યુદ્ધ પણ શું ભયાનક ચીજ છે ! કુરુક્ષેત્રના મેદાનમાં ગુરુ-શિષ્ય એકબીજા સામે લડતા હતા. પણ બેઉ પક્ષોએ પ્રતિજ્ઞા કરી હતી કે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કોઈ નહીં કરે. કારણ એ શસ્ત્ર ફેંકવાનો અર્થ થાય સંપૂર્ણ વિશ્વની તારાજી.

દ્રોણાચાર્યે મરતાં પહેલાં પોતાના દીકરા અશ્વત્થામાને બ્રહ્માસ્ત્રનો ભેદ સમજાવી દીધો હતો. પણ એને એકદમ કડક શબ્દોમાં તાકીદ કરી હતી કે કોઈ પણ સંજોગોમાં બ્રહ્માસ્ત્રનો પ્રયોગ ના કરવો. પણ યુધ્ધમાં જ્યારે દ્રોણાચાર્ય મરી ગયા એ પછી અશ્વત્થામાને રોકવા કે ટોકવાવાળું કોઈ રહ્યું નહીં. યુદ્ધની અંતિમ ક્ષણોમાં એ જીવ પર આવી ગયો અને તેણે બ્રહ્માસ્ત્ર ચલાવી દીધું. માણસે હંમેશા યુદ્ધની અંતિમ ક્ષણોથી ડરવું જોઈએ. યુદ્ધની સૌથી નાજુક અને ભયાનક ક્ષણો એ જ હોય છે. વિજેતાઓને યુદ્ધ પતાવવાની ઉતાવળ હોય છે. અને હારવાવાળો જીવ પર આવી ગયો હોય છે. એટલે માત્ર ડરાવવા-ધમકાવવા માટે રાખેલાં આ ભયાનક શસ્ત્રો આ છેલ્લી પળોમાં ઉપયોગમાં લેવાય છે. પછી ભલે ને શહેરો બળીને હિરોશિમા બની જાય. પણ મનની મુરાદ તો પૂરી થઈ જાય છે. યુદ્ધની અંતિમ પળોમાં ક્યારેક વિજેતા મનની મુરાદ પૂરી કરે છે તો ક્યારેક હારનારો. કુરુક્ષેત્રમાં અંતિમ પળોમાં અશ્વત્થામાએ મનની મુરાદ પૂરી કરી અને બ્રહ્માસ્ત્ર ફેંક્યું.

ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું : 'હે કૌન્તેય, દ્રોણાચાર્યના મૂરખ પુત્રએ તો બ્રહ્માસ્ત્ર ફેંકી દીધું છે. મને તમામ જીવજંતુ નાશ પામતાં દેખાઈ રહ્યાં છે. એ શસ્ત્રનું મારણ તારી પાસે છે. બધું બળીને ભસ્મ થઈ જાય એ પહેલાં જલ્દીથી તું એનો કોઈ ઉપાય કર.'

ત્યારે અર્જુને પોતાનું બ્રહ્માસ્ત્ર કાઢ્યું અને અશ્વત્થામાના શસ્ત્રના મારણરૂપે એનો પ્રયોગ કર્યો. જ્યારે અર્જુનનું બાણ ચાલ્યું, ત્યારે એવી જ્વાળાઓ ભડકી ઊઠી કે ત્રણે લોક એ જ્વાળાઓની લપેટમાં આવી ગયા. એ આગની ગરમી એ વન સુધી પહોંચી જ્યાં વ્યાસ ઋષિ તપ કરવા બેઠા

હતા. વ્યાસ ઋષિ તપસ્યાને અધવચ્ચે છોડી, હાફળા ફાફળા ઊભા થઈ ગયા. અને ઊડીને કુરુક્ષેત્ર પહોંચ્યા. અશ્વત્થામા અને અર્જુનની વચ્ચે આવીને ઊભા રહી ગયા અને બેઉ હાથ ઊંચા કરી એમણે બરાડો પાડ્યો. દુષ્ટો, તમે આ શો અનર્થ કર્યો ! આખી સૃષ્ટિ બળીને રાખ થઈ જશે. પ્રાણીમાત્રનો નાશ થશે. પોતપોતાના શસ્ત્રો પાછા લો.

અર્જુને એ મહાત્માના ચરણસ્પર્શ કરી હાથ જોડ્યા અને ઊભા થઈ તરત પોતાના શસ્ત્રને પાછુ બોલાવી લીધુ, પણ અશ્વત્થામા ધીટતાથી બોલ્યો. હે મહારાજ ! મેં તો શસ્ત્ર છોડી દીધું. એને પાછુ વાળવુ એ મારા હાથમા નથી. હું તો બસ એટલુ કરી શકું છુ કે એની દિશા બદલી શકું. એટલે હવે આ શસ્ત્ર પાડવોની સેના પર નહીં પડે પણ પાડવોની સ્ત્રીઓ પર પડશે. જેટલી સ્ત્રીઓ સગર્ભા હશે એના ગર્ભ પડી જશે. જેના પેટમા બાળક હશે એનુ બાળક મરી જશે. પાંડવોના સતાનોનો આ રીતે અંત આવશે.

એ જ ક્ષણે શ્રીકૃષ્ણ અતિશય પીડાથી બોલી ઊઠ્યા હે દ્રોણાચાર્યના પાપી પુત્ર, તારો વિનાશ થાઓ. તે બાળહત્યાનુ પાપ કર્યું છે. હુ તને શાપ આપુ છુ કે તુ ત્રણ હજાર વર્ષ એ રીતે જીવીશ કે જગલોમા એકલો ભટકીશ. તારો ઘા હમેશા લોહી પરુથી દુઝતો રહેશે અને નગરવાસીઓ તારાથી ઘૃણાના માર્યા દૂર ભાગશે.

હુ પણ અશ્વત્થામાથી દૂર ભાગવાની કોશિશ જ તો કરતો હતો ને ? પણ એ તો પડછાયાની જેમ મારી પાછળ લાગેલો હતો. યા ખુદા, હુ કઈ બાજુ જાઉં ? કઈ રીતે આ અવગતિયા જીવથી પીછો છોડાવુ ? અચાનક મને એક વિચાર આવ્યો કે અહીં આસપાસમા જ ક્યાક મીરાબાઈની સમાધિ છે ત્યા જઈને છુપાઈ જાઉં. પછી યાદ આવ્યુ કે અરે હા. ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીની દરગાહ પણ અહીં ક્યાક નજીકમા જ છે. જો એ દરગાહમા પહોંચી જાઉં તો પછી આની પકડમાથી તો બચી જ જાઉં. ત્યા દરગાહમા આને કોણ ઘૂસવા દેશે ? બસ મને આ રીતના વિચારો આવતા હતા પણ મને એ સમજાતુ નો તુ આવતુ કે એની નજર ચૂકાવીને અહીંથી નીકળુ કઈ રીતે ? જે રસ્તે પણ જતો હતો ત્યા એ પડછાયાની જેમ સાથે ને સાથે ચાલતો હતો. બીજી બાજુ મોરે કકલાણ મચાવેલ હતુ. કેટલા ડરી ગયેલા અવાજે મોર કકળી રહ્યા હતા ! અલબત્ત જે મોર બચી ગયા હતા તે જ તો. પેલી બાજુ પાડવોના ઘરોમાંથી સ્ત્રીઓના રડવાના અવાજો આવતા હતા. દરેક ઘરમાં માતમ ફેલાયેલ હતુ. બધાના ઘરે મરેલા બાળકો પેદા થઈ રહ્યા હતા અને અર્જુનના ઘરે તો બસ કાળો કકળાટ મચેલો હતો. સુભદ્રા હૈયાફાટ રડી રહી હતી. એનો પોતાનો દીકરો અભિમન્યુ તો પહેલા જ કુરુક્ષેત્રમા મરી પરવાર્યો હતો. રોઈ ધોઈને એણે વહુમા જીવ પરોવ્યો હતો. દીકરો જન્મશે એવી આશામા એ બેઠી હતી. એ દીકરાથી અર્જુનના અધારા ઘરમા અજવાળું થશે અને પાડવોનો વશ આગળ ચાલશે. પણ થયુ અશ્વત્થામાએ કહ્યુ હતુ તેમ. ઉત્તરા બેભાન પડી છે. મરેલુ બાળક અવતર્યું છે. પાડવોના ઘરમા હવે કોઈ દીવો કરવાવાળું નહીં રહે. દુર્ભાગ્યે એમની બધી સ્ત્રીઓની કૂખ ઉજાડી દીધી. પણ સુભદ્રાનો આશાનો તંતુ હજીયે નથી તૂટ્યો. ભાઈનો વાયદો એને યાદ છે. કૃષ્ણે વચન દીધુ હતુ કે 'બહેન, તારી વહુની કૂખને ઉજડવા નહીં દઉં. અવતાર હોવાને કારણે કૃષ્ણે મરેલા બાળકને સજીવન કર્યું અને કહી દીધું કે આ બાળક મોટો થઈને હસ્તિનાપુરની રાજગાદી પર બેસશે. અને પાડવોનુ નામ રોશન કરશે. પણ એ મરેલા બાળકે જીવતા થઈને અજબ એવો સવાલ કર્યો. એ જ્યારે રાજસિંહાસન પર બેઠો ત્યારે વ્યાસજી જગલમાંથી નીકળીને એને આશીર્વાદ દેવા આવી ચડ્યા. એના દરબારમા બિરાજમાન થયા. એણે ગુલાબ કેવડાના પાણીથી તાંબાકુંડીમા એમના પગ પખાળ્યા. ચરણસ્પર્શ કરી હાથ જોડીને ઊભો રહી ગયો. 'મારા પૂર્વજ જો તમારી આજ્ઞા હોય તો એક પ્રશ્ન પૂછુ ?'

પૂછ બેટા.

હે મહારાજ. કુરુક્ષેત્રમા બેઉ પક્ષે મારા બધા વડીલો હાજર હતા. અને બેઉ પક્ષે ગુણવાન, બુદ્ધિમાન, જ્ઞાની વડીલો હાજર હતા. તો પણ એમને એ કેમ ન સમજાયુ કે યુદ્ધ એક બહુ મોંઘો સોદો છે. બધુ ઉજ્જડ થઈ જશે. સર્વનાશ થઈ જશે.

વ્યાસજીએ ટાઢોબોળ નિ સાસો નાખીને કહ્યુ. 'પુત્ર, યુદ્ધમા સારા સારા માણસની મતિ મારી જાય છે. અને આમ પણ થનારને કોણ ટાળી શકે છે ?

અને ઋષિ તરત ઊભા થઈ ગયા. જે જગલમાંથી આવ્યા હતા એ જ જગલમાં એ વળી પાછા ચાલ્યા ગયા.

એ સતયુગમા ઋષિઓ હજારો વર્ષના હિસાબે જીવતા હતા. પણ અર્જુનનો પૌત્ર ઋષિ નો તો. એને સાપે ડસી લીધો અને એ મરી ગયો. પણ એણે વ્યાસજીને જે સવાલ કર્યો એ સવાલ વ્યાસજીથી પણ લાબુ જીવ્યો. હુ જ્યારે રાજસ્થાનમા ભટકતો હતો ત્યાં આ સવાલ પણ આસપાસ ભટકતો દેખાયો. આ સવાલે પણ મારો બહુ પીછો કર્યો. એવું સમજી લો કે હું બે પડછાયાઓ વચ્ચે ચાલતો હતો.

પહેલાં તો અશ્વત્થામાને જોઈને મને અચરજ થયું. અરે ! આ મુરખનાં ત્રણ હજાર વર્ષ પૂરાં થયાં નથી લાગતાં ! પછી જ્યારે પરીક્ષિતવાળા પ્રશ્નનો સામનો થયો ત્યારે હું વધુ અચંબિત થયો. અરે ! આ પ્રશ્ન પણ હજુ સુધી એમને એમ સાથે ને સાથે ચાલ્યો આવે છે ! પણ મને લાગ્યું કે હવે આ પ્રશ્ન વધુ ગંભીર થઈ ગયો છે. સમજો ને કે ભારત-પાકિસ્તાનની આખી ધરતી પર એ ઝળુંબી રહ્યો છે. કોઈના માથા પર તલવાર લટકતી હોય એમ આ પ્રશ્ન તોળાઈ રહ્યો છે. નિયતિને કોણ ટાળી શકે એમ છે ? એ કંઈ જવાબ થોડો જ છે ? વ્યાસજીએ પ્રશ્નનો જવાબ ટાળ્યો હતો. જવાબ નો'તો દીધો. એટલે જ તો એ સવાલ હજી સુધી વાતાવરણમાં ભટકતો ફરી રહ્યો છે અને જવાબ માંગી રહ્યો છે. મારા જીવ માટે અશ્વત્થામા એકલો ઓછો હતો કે આ સવાલ પણ મારી પાછળ પડ્યો !

ખેર, હું પહેલાં અશ્વત્થામાથી તો મારો જીવ બચાવું ! કેટલી વાર એને છેતરવાની કોશિશ કરી જોઈ ! અચાનક જ રસ્તો બદલીને બીજા રસ્તે નીકળી ગયો. મેં માન્યું કે એને ખબર નથી પડી. પણ થોડી વાર પછી ખબર પડી કે એ તો મારી આસપાસ જ ચાલી રહ્યો છે. મેં વિચાર્યું કે આ ક્યાં સુધી મારો પીછો કરશે ? મારે તો મારી સરહદમાં પાછા જવાનું છે અને એ તો આ દેશનો નાગરિક છે, એટલે વધુમાં વધુ એ સરહદ સુધી મારો પીછો કરશે. એનાથી આગળ તો એને કોણ જવા દેશે ? તોયે મેં કોશિશ કરી કે એનાથી નજર બચાવીને નીકળી જાઉં, પછી એને ખબર પડશે કે અહીંથી નીકળી ગયો છું અને હવે એની પકડથી દૂર છું.

હું ખરેખર જ એની નજર બચાવીને નીકળી આવ્યો હતો. કેવું છળ હતું ! એના ફરિશ્તાઓને પણ ખબર ના પડી કે હું ક્યારે ત્યાંથી નીકળ્યો અને મેં ક્યારે સરહદ પાર કરી લીધી. મારી સરહદમાં પગ મૂકતાંની સાથે જ મેં છૂટકારાનો શ્વાસ લીધો. ખુદાનો આભાર માન્યો કે આ અવગતિયા જીવમાંથી મારી મુક્તિ થઈ. મને વેતાળ પચ્ચીસીની વાર્તા યાદ આવી. પણ એ તો વાર્તા હતી. એ રીતે તો વાર્તાઓમાં જ ભૂત આવીને વળગે છે. પણ મારી સાથે તો સાચ્ચે જ એવું થયું. પણ હાશ ! હવે એ બલાથી છૂટકારો મળ્યો. હવે હું નિશ્ચિંત હતો.

હું વિચારતો હતો કે જમાના-જમાનાના મોરને મેં મળી લીધું છે. કયા કયા નગરના મોરનો ટહુકાર મેં સાંભળ્યો છે. હવે હું ઘરે બેસીને નિરાંતે મોરનામા લખીશ. મારું હૈયું ખુશીનું માર્યું નાચી રહ્યું હતું. મેં જે જે મોરને જોયા હતા એ બધા અચાનક મારી કલ્પનામાં ઘૂમરાવા લાગ્યા. એમના મધુર ટહુકારથી મારા કાન ગુંજવા લાગ્યા. પછી મને લાગ્યું કે હું કોઈ જગતમોરની સાથે ચાલી રહ્યો છું. જગતમોરની પૂંછડી કળા કરીને પંખા જેવી થઈ ગઈ છે. અને આખા વાતાવરણ પર છવાઈ ગઈ છે. જગતમોર નાચી રહ્યો છે.

હું જ્યારે મારા ઘરની સાવ નજીક પહોંચ્યો ત્યારે અચાનક મને મારી પછવાડે કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. જાણે કોઈ દબાતે પગલે મારી પાછળ પાછળ આવી રહ્યું છે. મેં અચાનક જ પાછળ ફરીને જોયું તો મારા પગ સો સો મણના થઈ ગયા. અશ્વત્થામા મારી પાછળ પાછળ આવી રહ્યો હતો. આ કમબખત તો અહીં પણ આવી ગયો. હવે હું એનાથી કઈ રીતે છૂટકારો મેળવીશ ?

ત્યાર પછી હું રડ્યો અને પાલનહારને આજીજી કરીને પૂછ્યું કે હે ખુદા, મારા પાલનહાર, આ પ્રેતનાં ત્રણ હજાર વર્ષ ક્યારે પૂરાં થશે ? અને ક્યારે હું મારું મોરનામા લખી શકીશ ?

(મૂળ શીર્ષક : मोरनामा ૧૯૯૯માં પ્રકાશિત)

■


'ઉદ્દેશ'ની માલિકી તથા બીજી માહિતી અંગે નિવેદન (ફોર્મ નં. ૪)

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રસિદ્ધિ સ્થાન | : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯ |
| ૨. | પ્રસિદ્ધિ ગાળો | : | માસિક |
| ૩. | પ્રકાશક-મુદ્રક | : | પ્રબોધ ર. જોશી (ઉદ્દેશ ફાઉન્ડેશન વતી) |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | 'serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ |
| ૪. | તંત્રી | : | પ્રબોધ ર. જોશી |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | 'serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ |
| ૫ | માલિક | : | ઉદ્દેશ ફાઉન્ડેશન |
| | સરનામું | : | 'serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ |

હું, પ્રબોધ ર. જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

-પ્રબોધ ર. જોશી (મેનેજિંગ ટ્રસ્ટી)

# બે કવિતા : એક તુલના

અનિરુદ્ધસિંહ ગોહિલ

અહીં તુલના માટે બે કવિતાઓ પસંદ કરી છે એકના કવિ છે મરાઠીભાષી પુ શિ. રેગે અને બીજીના કવિ છે પ્રિયકાન્ત મણિયાર. એક જ વિષયને કેન્દ્રમા રાખતી આ બંને કવિઓની કવિતાઓને અહીં સરખાવવી છે રચના સમયની રીતે પુ શિ. રેગેની કવિતા પહેલી આવે છે

આ નીલ વ્યોમ તે હરિવર
ને આ એક તારલી રાધા –
બાવરી,
યુગયુગની મન – વળગાડ

આ વિસ્તાર ધરાનો ગોવિંદ
ને આ ડાંગરનું ખેતર રાધા –
સ્વચ્છંદ
એ યુગયુગ પ્રિયંવદા.

નિશ્ચલ વહેતું જલ આ કૃષ્ણ
તટ પર વન ઝૂકે તે રાધા –
વિપ્રશ્ન,
યુગયુગની ચિર-તંદ્રા.

(૬૦૪) (રાધા) – પુ. શિ. રેગે

આ કવિતા સુરેશ દલાલ અનુવાદિત નિશીથ પુરસ્કાર ગ્રથમાળા માની પુ શિ. રેગે'ની કાવ્યપુસ્તિકામાથી લીધી છે, જ્યારે બીજી કવિતા પ્રિયકાન્ત મણિયારના કાવ્યસગ્રહ 'પ્રતીક'માથી લીધી છે

આ નભ ઝૂક્યું તે કાનજી
ને ચાંદની તે રાધા રે!
આ સરવર જલ તે કાનજી
ને પોયણી તે રાધા રે!
આ બાગ ખીલ્યો તે કાનજી
ને લ્હેરી જતી તે રાધા રે!
આ પરવત શિખર કાનજી
ને કેડી ચડે તે રાધા રે!
આ ચાલ્યાં ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે!
આ કેશ ગૂંથ્યા તે કાનજી
ને સેંથી પૂરે તે રાધા રે!
આ લોચન મારાં કાનજી
ને નજરું જુએ તે રાધા રે!

(કૃષ્ણ-રાધા) - પ્રિયકાન્ત મણિયાર

છે ને તુલના યોગ્ય? પુ શિ. રેગેની કવિતાને સુરેશ દલાલે રાધા' એવુ શીર્ષક આપ્યુ છે સપાદકીયમા ઉમાશકર જોશી નોંધે છે તેમ કવિને ત્રિધા રાધા' શીર્ષક ઇંગિત છે શીર્ષકથી જ શરૂઆત કરીએ તો પુ શિ. રેગેને અભિમત રાધાના ત્રણ રૂપો છે જ્યારે પ્રિયકાન્ત કૃષ્ણ-રાધાનાં આઠ રૂપોને નિરૂપે છે રેગેની કવિતાના શીર્ષકના કેન્દ્રમા ભલે રાધા હોય, પણ કવિતામા કૃષ્ણ પણ આવે છે અહીં રાધાને કારણે કૃષ્ણનુ નિરૂપણ થયુ છે જ્યારે પ્રિયકાન્તમા એમની કવિતાના શીર્ષકમાં જ 'કૃષ્ણ-રાધા' અવિનાભાવે છે રેગેની કવિતાના શીર્ષકમા કૃષ્ણ' ઉમેરી દઈએ અને પ્રિયકાન્તની કવિતાના શીર્ષકમાથી 'કૃષ્ણ' કાઢી લઈએ તો ઉપલક નજરે કવિતામા કોઈ ફરક પડતો નથી, પરતુ કવિને અભિષ્ટ એવા અર્થોમા તરત પલટો આવી જાય છે

ભારતીય ભાષાના આ બે કાવ્યોને આધારે મારો હેતુ, અગ્રેજી કોશનો સદર્ભ ટાંકીએ તો 'examine to find the resemblances or differences' એટલે સામ્ય અને વૈષમ્યના મુદ્દા તારવવા માટે અલગઅલગ કવિતાને સરખાવવાની વૃત્તિ અને સામર્થ્યનો તેમજ કાર્યથી કારણના નિર્ણયનો છે

બને કવિતાને ક્રમશ તપાસીએ.

પુ શિ. રેગેની ત્રિધા રાધા' (રાધા) કાવ્યને ત્રણ ટુકડામા વિભાજિત કરી શકાય.

(૧) આ નીલ વ્યોમ તે હરિવર
ને આ એક તારલી રાધા
બાવરી,
યુગયુગની મન–વળગાડ
(૨) આ વિસ્તાર ધરાનો ગોવિંદ
ને આ ડાંગરનું ખેતર રાધા–
સ્વચ્છંદ,
એ યુગ યુગ પ્રિયંવદા.
(૩) નિશ્ચલ વહેતું જલ આ કૃષ્ણ
તટ પર વન ઝૂકે તે રાધા –
વિપ્રશ્ન,
યુગયુગની ચિર-તંદ્રા.

કૃષ્ણ અને રાધાની પ્રકૃતિનાં તત્ત્વો સાથે સરખામણી કરવા માટે કવિએ રૂપકનો યોગ રચ્યો. કવિએ કૃષ્ણ-રાધાને અલગઅલગ છતાં એકરૂપ બતાવ્યાં છે. આનો ખ્યાલ કૃષ્ણ-રાધા માટે વપરાયેલાં ઉપમાનો પરથી આવે છે. બંને માટે અનુક્રમે 'નીલ વ્યોમ' – 'એક તારલી'/ 'વિસ્તાર ધરાનો' – 'ડાંગરનું ખેતર' / 'નિશ્ચલ વહેતું જલ' – 'તટ પર વન ઝૂકે'. ઉપમાનોનો પ્રયોગ કર્યો છે. ઉપમાન તરીકે યોજાયેલાં આ તત્ત્વો પ્રાકૃતિક છે અને બીજું તે મોટે ભાગે સમાનધર્મા છે. બીજી એક બાબત પ્રત્યે ધ્યાન ખેંચાય છે કે કૃષ્ણ માટે વપરાયેલાં ઉપમાનોની સાથે કવિ ઉપમેયને – કૃષ્ણને – નામભેદે મૂકે છે. એટલે કે 'નીલ વ્યોમ' – 'હરિવર' / 'વિસ્તારો ધરાનો' – 'ગોવિંદ' / 'નિશ્ચલ વહેતું જલ' 'કૃષ્ણ'. જ્યારે રાધા માટે એવું બનતું નથી. ઉપરાંત રાધા માટે એક કરતાં વધારે – એક જ ખંડકમાં – ઉપમાનો પ્રયોજાયાં છે. ત્યાં માલારૂપક અલંકાર બને છે. પહેલા ખંડમાં રાધાને 'એક તારલી', 'બાવરી', 'યુગયુગની મન–વળગાડ', બીજામાં 'ડાંગરનું ખેતર', 'સ્વચ્છંદ', 'યુગયુગ પ્રિયંવદા' અને ત્રીજામાં 'તટ પર વન ઝૂકે', 'વિપ્રશ્ન', 'યુગયુગની ચિરતંદ્રા' જેવાં એક કરતાં વધારે ઉપમાનો યોજ્યાં છે. જાણે પ્રથમ ઉપમાનની પ્રતીકાત્મકતાને પછીનાં બે ઉપમાનો ઉઘાડી પાડતાં હોય એવું લાગે! ટૂંકમાં અહીં રાધાની ત્રણ અવસ્થાઓ બાવરી, સ્વચ્છંદ અને વિપ્રશ્ન–નાં દર્શન થાય છે. એટલે જ શીર્ષકમાં 'ત્રિધા રાધા' હશે. એવી જ રીતે 'મન-વળગાડ', 'પ્રિયંવદા', અને 'ચિર-તંદ્રા'માં પણ રાધાની પ્રેમ સમર્પિત મનોમય મૂર્તિ નિહાળી શકાય. કવિએ ખાસ ભાર સમયના પરિબળ પર આપ્યો છે. રાધાનાં ત્રણેય રૂપોમાં 'યુગયુગ'ની પર ભાર આપ્યો છે. એક ઘેલી છે, બીજી બોલકી અને ત્રીજી તૃપ્ત.

પ્રિયકાન્તની કવિતાના નીચે પ્રમાણે આઠ ખંડ કરી શકાય.

(૧) આ નભ ઝૂક્યું તે કાનજી
ને ચાંદની તે રાધા રે!
(૨) આ સરવર જલ તે કાનજી
ને પોયણી તે રાધા રે!
(૩) આ બાગ ખીલ્યો તે કાનજી
ને લ્હેરી જતી તે રાધા રે!
(૪) આ પરવત-શિખર કાનજી
ને કેડી ચડે તે રાધા રે!
(૫) આ ચાલ્યાં ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે!
(૬) આ કેશ ગૂંથ્યા તે કાનજી
ને સેંથી પૂરી તે રાધા રે!
(૭) આ દીપ જલે તે કાનજી
ને આરતી તે રાધા રે!
(૮) આ લોચન મારાં કાનજી
ને નજરું જુએ તે રાધા રે!

પ્રિયકાન્તે પણ કૃષ્ણ-રાધાની સરખામણી અર્થે રૂપક જ પસંદ કર્યાં છે. અહીં વપરાયેલાં ઉપમાનોનો પરિચય કરીએ. કૃષ્ણ અને રાધા માટે અનુક્રમે 'નભ ઝૂક્યું' – 'ચાંદની' 'સરવર જલ' – 'પોયણી' / 'બાગ ખીલ્યો' – 'લ્હેરી જતી' / 'પરવત–શિખર' – 'કેડી ચડે' / 'ચાલ્યાં ચરણ' – 'પગલી પડે'/ 'કેશ ગૂંથ્યા' – 'સેંથી પૂરી'/ 'દીપ જલે' – 'આરતી'/ 'લોચન મારાં' – 'નજરું જુએ' – એમ આઠ ઉપમાનો પ્રયોજ્યાં છે. પ્રિયકાન્ત સમગ્ર કાવ્ય દરમિયાન 'કાનજી' અને 'રાધા' નામ યોજે છે – બીજું અહીં કૃષ્ણ-રાધા માટે પંક્તિદીઠ એક-એક ઉપમાન જ વપરાયું છે. આખા કાવ્યને ધ્યાનમાં લઈએ તો એ પણ માલારૂપક તો બને જ છે.

પુ.શિ. રેગે અને પ્રિયકાન્તની કવિતાના કેટલાક ભેદો ધ્યાન ખેંચે એવા છે. પ્રિયકાન્તે કવિતામાં લોકઢાળની સરળ પદાવલિ, લાઘવ અને ગેયતા જેવાં તત્ત્વોને કામે લગાડ્યાં છે. જ્યારે રેગેમાં એનો અભાવ વરતાય છે. પ્રિયકાન્તની રચના કોમલ પદાવલિને લીધે પણ સુગમ બની છે. જ્યારે રેગે – ગંભીર બનીને આગળ વધ્યા છે. પ્રિયકાન્ત ઉપમાનોમાં ક્યાંક કઠોરતા-મૃદુતા, રંગસંયોજન, અવિનાભાવ, જેવાં સમીકરણોને ખ્યાલમાં રાખીને કૃષ્ણ-રાધા માટે ઉપયોગે લે છે. જ્યારે રેગેમાં એ રીતે કવિતા અવરોધાય છે. પ્રિયકાન્તના મનમાં ગીત-નો દેહ સ્પષ્ટ છે, જ્યારે રેગે મુક્ત રીતે આગળ ધપે છે. પ્રિયકાન્તની રચના લોકગીત કક્ષાની લોકપ્રિયતા મેળવી ચૂકી છે. જ્યારે રેગેનો ધખારો જ ગેયતાથી દૂર જવાનો છે. એ એમણે 'મારી કવિતા' – કેફિયત લેખમાં જ સ્વીકાર્યું છે. છેલ્લે મારા કહેવાનો ઇરાદો એ નથી કે આ રચના પહેલી છે, ને ફલાણી બીજી એટલે કે એકનો કે બીજીનો એક કે બીજી રચના પર પ્રભાવ પડે છે. એવું બિલકુલ જરૂરી નથી. આપણે તો આ રચનાઓને સાનંદાશ્ચર્ય તાકી શકીએ. એલિયટને યાદ કરીને અટકું: 'કોઈ કવિ, કોઈ પણ કલાના કલાકારને પોતાનો અલાયદો સંપૂર્ણ અર્થ નથી, તેની સાર્થકતા, તેની યોગ્યતા છે, તેના મૃત કવિઓ અને કલાકારોના સંબંધથી જ. તમે તેને અલગ કદી ન મૂલવી શકો. તમારે તેને મૃત સર્જકોના વિરોધમાં અથવા તુલનામાં જ મૂકવો ઘટે. મારા માટે આ સૌંદર્યશાસ્ત્રનો સિદ્ધાંત છે, નહીં કે ઐતિહાસિક વિવેચન.'

■

## કાવ્યાનુવાદ

●

# એ સવારે -

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષા વ્યાસ

મેં કશું પૂછયું નહીં.

માત્ર જંગલને એક છેડે વૃક્ષની પછીતે ઊભો રહ્યો.

પ્રભાતની આંખોમાં હજી સુસ્તી હતી અને હવામાં ઝાકળ

ભીના ઘાસની અલગ ગંધ પાતળા ધુમ્મસમાં ધરતી પર ઝળુંબી રહી હતી.

કેળના વૃક્ષ નીચે તું માખણ સમા તાજા સુકોમળ હાથે ગાય દોહી રહી હતી.

હું શાંત ઊભો હતો.

મેં એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહીં.

ગીચ ઝાડીમાંથી અદશ્ય પંખીઓનું મધુર ગાન સંભળાતું હતું.

આમ્રવૃક્ષ ગ્રામપથ પર મંજરીઓ ખેરવી રહ્યું હતું.

અને એક પછી એક મધમાખી ગણગણાટ કરતી આવી રહી હતી.

પુકુરની એક તરફ આવેલા શિવમંદિરનાં દ્વાર ખૂલ્યાં અને ભક્તોએ કીર્તન આરંભ્યાં.

ખોળામાં બોઘરણું રાખી તું ગાય દોહી રહી હતી.

હું મારા ખાલી પાત્ર સાથે ઊભો હતો.

હું તારી નજીક ન આવ્યો.

મંદિરમાં થતા ઝાલરના ધ્વનિઓથી આકાશ જાગી ઊઠ્યું.

માર્ગ પર હાંકી જવાતા ધણની ખરીઓથી ધૂળ ઊડવા લાગી.

કેડે ટેકવેલા છલકાતા ઘડા સાથે ગ્રામનારીઓ નદીએથી પાછી ફરવા લાગી.

તારાં કંકણ રણકી રહ્યાં હતાં અને છલોછલ ભરેલા બોઘરણામાંથી ફીણ ઉપર આવી રહ્યું હતું.

સવાર વીતી ગઈ

હું તારી સમીપ આવી શક્યો નહીં.

---

("The Gardener" – કૃતિ ૧૩)

## કોઈ

પન્ના નાયક

કોઈ આવીને સૂતું નહોતું
તોય
સળ વિનાની ચાદર ઈસ્ત્રી કરી નાંખી.
કોઈ આવીને નાહ્યું નહોતું
તોય
કોરા ટુવાલને ધોઈને સૂકવી દીધો.
કોઈ આવીને ચાલ્યું નહોતું
તોય
પગલાંરહિત કાર્પેટ વેક્યુમ કરી દીધી.
કોઈ આવ્યું નહોતું
તોય
વણખુલ્યા બારણા પર સ્ટોપર મારી દીધી.
કોઈ ડોકાયું નહોતું
તોય
વણઊઘડી બારીને માંજીને સ્વચ્છ કરી દીધી.
કોઈ રણક્યું નહોતું
તોય
મૂગા ટેલિફોનના માઉથપીસ પર
ન બાઝેલી રજકણને ફૂંક મારી ઉડાડી દીધી.
કોઈ સંદેશો નહોતો
એવા
અનરેકોર્ડેડ આન્સરીંગ મશીનના
વોલ્યુમની ચાંપને વધારી દીધી.
કદાચ...
કોઈ...

## ફાવતું ના

હરીશ પંડ્યા

સ્વપ્ન જેવું કૈં હવે તો આવતું ના,
આંખ મીંચી જાગવાનું ફાવતું ના.

રોજ ફોરમથી છલોછલ આંગણું, પણ -
કોઈ ફૂલો સ્નેહ-ભીનાં લાવતું ના.

આ નગરના માણસોને શું થયું છે ?
જોઈ સામે, કોઈ મોં મલકાવતું ના.

મૌન અલસાતું રહે છે ઓરડામાં,
ઝાંઝરી-નાદે સદન છલકાવતું ના.

છે પ્રતીક્ષા, આજ આવી હાલ પૂછે,
તાર ઉરના કોઈ તો રણકાવતું ના.

## નભનું પંખી

લાલજી કાનપરિયા

નભનું પંખી નભમાં ઊડી, નભમાં થાય વિલીન
સાવ અવાચક થૈ જાતું રે ઝાડવું એક ગમગીન !

ક્યાંથી આવ્યું ? ક્યાં ગયું ને કીધાં ક્યાં મુકામ ?
લૈ સંગાથે ઊપડી ગયું કોઈ પોતાનું નામ.

સંગીતની એક ધૂનમાં આખર થૈ ગયું લયલીન !
નભનું પંખી નભમાં ઊડી, નભમાં થાય વિલીન.

ચાંદો ઊગે, સૂરજ ઊગે, ઊગે નવલખ તારા
સચરાચરમાં એક અખંડિત વરસે તેજલ-ધારા !

ભેદભરમની વારતા વ્હેતી એક આ અંતહીન !
નભનું પંખી નભમાં ઊડી, નભમાં થાય વિલીન.

# બે ગીત

•

ઊજમશી પરમાર

## જળ

પાડે આ જળ પણ કે કેટલાયે ખેલ, જોઈ આભલાની આખ થતી દંગ,
ઝૂક્યુ જ્યા મોં જોવા હેઠે લગરીક, એણે ચોરી લીધો રે એનો રંગ.

ટેકરીને વચમા જો વસવા દીધી તો,
એની ફરતે શુ ઘેરો ઘલાય ?
સીધુ કા નહીં, અરે, થરથરતુ રેલાતું
બિંબ આમ ઊંધુ ઝીલાય ?

એમ કે ન આમ જરી-ચસકી શકવાની, પછી કેમ કરી માંડે એ જગ ?
પાડે આ જળ પણ કે કેટલાયે ખેલ, જોઈ આભલાની આખ થતી દંગ.

સાપડ્યા ન પોતાને જરીએ પણ રૂપ,
કહો, એટલે શુ બીજાના ચોરવાં ?
થોડીકે વાર પડી જાય જો પવન,
પાછું તડકે પણ માડે રે ઘોરવા !

આવામાં કરવો નહીં કાકરિયો ચાળો રે, નીંદરામાં કરવાને ભગ,
પાડે આ જળ પણ કે કેટલાયે ખેલ, જોઈ આભલાની આંખ થતી દંગ.

## આ પ્હાડ

પડ્યા યુગોથી કરી પથારી, પ્હોળે પટ આ પ્હાડ,
થવા જતાં એનાથી ઊંચા, પડતાં ભોંઠાં ઝાડ

અજર અવિચળ થાણુ થાપ્યું,
કહે ન કોઈ હટાવ,
તંબૂ-ડેરા સૌ—એ અહીંથી
આઘા ક્યાક ઉઠાવ,

સપત કૈક સમેટી તોયે પડી શકે નહીં ધાડ,
પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ

ટોચે ટોચે વાદળ કેરી
અનહદ ફાટે બોખ,
ઝરણા કેરી સેર સેરથી
ન્હાવા જોડ્યા જોગ,

ઓઢ્યા ગૂઢા છલબલ છાયા, કાઢ્યા ક્યાંક ઉઘાડ,
પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ

ઝૂકે જો નભ તો, હેઠે પ્હાડો
ઘુરકે સામોસામ,
ફેર ન પડતો સદીઓથી કે
સ્હેજ એમ કે આમ,

આવા અંટસમાં પાછું ઓ સરૂ ન વાદળ ફાડ
પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ

# ભરથરી

૦

રાજેન્દ્ર શુક્લ

૧

એક ઘડી નવ ઠરીએ, ભરથરી,
એવું રે સંચરીએ, ભરથરી.

આપ થકાં ઊગરીએ, ભરથરી,
આપ મહીં આછરીએ, ભરથરી.

પોત પુરાણું ધરીએ, ભરથરી,
પોતીકું પરહરીએ, ભરથરી.

બીજું તો શું કરીએ, ભરથરી,
ઝરમર ઝરમર ઝરીએ, ભરથરી.

ખરખર ખરખર ખરીએ, ભરથરી,
પૂરે પૂરું ભરીએ, ભરથરી.

વણતૂંબડિયે તરીએ, ભરથરી,
ફેર ન પાછાં ફરીએ, ભરથરી.

અલખ સરીખું સરીએ, ભરથરી,
અહાલેક ઓચરીએ, ભરથરી.

૨

અંદરથી ઉમળકો આવે રે ભરથરી,
ઈ ભીતર ને ભીતર ભાવે રે ભરથરી.

કોઈ બીજું તો ક્યાંથી લાવે રે ભરથરી,
ઈ પોતે પોતાને સુણાવે રે ભરથરી.

મન મૂંગું થઈ મમળાવે રે ભરથરી,
ઈ ને વાણીમાં કેમ સમાવે રે ભરથરી.

અબ પલકું શીદ પલકાવે રે ભરથરી,
ઠરી ઠરી ઠેઠ ઠેરાવે રે ભરથરી.

થઈ થઈને હાવાં શું થાવે રે ભરથરી,
ઓળખ ઈની ઈને ઓળખાવે રે ભરથરી.

૩

સાવ સહેલો છે લેવો લ્હાવો રે ભરથરી,
ભવનાથના મેળે તમે આવો રે ભરથરી.

વાત અઘરી શીદ બનાવો રે ભરથરી,
ઈને ઈની સાથે સરિખાવો રે ભરથરી.

કાં તો સૂરજ કાં તો સળાવો રે ભરથરી,
ઈમાં દલીલ નથી, નથી દાવો રે ભરથરી.

કોઈ ક્યે છે આવો, વળી આવો રે ભરથરી,
બધી સમજણને સમજાવો રે ભરથરી.

ઈ થયો નથી કે નથી થાવો રે ભરથરી,
ગુણ ગોતી ગોતી ગવરાવો રે ભરથરી.

ભવનાથના મેળે તમે આવો રે ભરથરી,
સાવ સાચું અમરફળ પાવો રે ભરથરી.

## હવે હું

•

**રણજિત પટેલ 'અનામી**

હવે હુ પ્હેલાનો અણઘડ અનાડી નવ રહ્યો,
તપાયો-ટીપાયો, અનુભવ વિવિધે સમ થયો
ગયા અંતિમો સૌ, પરિધ ત્યજીને કેન્દ્રિત થયો
લઘુતા છોડીને જગત મહીં ભૂમા પ્રતિ વહ્યો.

હતો પૂર્વે નારી પ્રકૃતિ પ્રતિ રોમાન્ટિક પૂરો !
કશા સ્ત્રી દાક્ષિણ્યે મમત મૂઢ શો કલ્પન-શૂરો !
હતો ઘેલો કેવો પ્રકૃતિ-સ્તન પાને લયલીન !
રૂડા સવાદે શુ સહજ લીલયા ઝંકૃત બીન.

હવે નારી-યારી-વિલય ! ઉપયોગી રહી સહી !
અને પ્રકૃતિની પલટી પ્રકૃતિ ! નિર્મૂળ થઈ
કવિતાના ખૂટ્યાં કુતૂહલ ! ટળી ભ્રાન્તિ સઘળી
થયો ખાલી ! ખાલી ! અનુભૂતિ પથે ઉન્નત સરી.

અભિવ્યક્તિ કાજે પદ રીતિ, ન શૈલીની પરવા !
કશા મૂક-વાગ્યોગે, ઉરધ મન લાગે વિહરવા !

## એક ચુંબન

•

**નિર્મિશ ઠાકર**

તું અને હુ મા રચાતુ એક ચુંબન
ચેતનામા છો વણાતુ એક ચુબન

સયમોની કેદ તોડીને વહે છો
ગામ આખામા ગવાતુ એક ચુબન

અવતરે છો કલ્પનાની બ્હાર આવી
ખ્વાબમાયે ના સમાતું એક ચુબન

એ પ્રતીક્ષાતી રહેલી રાત દ્વારા
ઝાકળોને દઈ જવાતું એક ચુબન

જગલો સામા ધસી માગે જ માગે
સભ્યતામા ના ગણાતું એક ચુબન

એક નારી છે ગુનો છે એ જ એનો !
ભીંતમા ઝીન્દા ચણાતુ એક ચુબન

કે યુગોથી આભ ઝૂક્યુ છે ધરા પર
કોઈ કાળે ના ધરાતું એક ચુબન

કે રહસ્યોને મુખર થાતા બચાવી
પૃષ્ટ પર આજે છપાતુ એક ચુબન

મૌન જાણે હોઠ લજ્જાળુ તમારા
શબ્દ એ પ્હેલાં કરાતુ એક ચુબન

## વિદાય વેળાએ

•

**ઉશનસ્**

અહીં લગણ તો પ્હોંચાયુ છે જ્યમ ત્યમ કૈ કરી
અવ વમળમા સંસારીના નથી જવુ રે ફરી

શિશિર ઋતુના પર્ણો પેઠે સબધ ઘણા બધા
અખિલ પથમા એની મેળે ગયા પીત થૈ ખરી

જૂજ ગણતરીના સગાથે રહ્યા મુજ દુખમા
અહીં લગણ જે તે યે ઓટે વળ્યા, વીળ ઊતરી

મુજ સરિખ છે થાક્યા સૌ, તે ઢીલાઢસ આયખે
તરુણ વયની પેઢી, તે તો નિરાળી, ન શકે ભળી

અવ જરઠ છું હુ યે પૂરો, અકામ, નકામ છું
રહુ છુ સૌની વચ્ચે તો યે અસગ રીતે જરી

ઊઠું મળસ્કે જૂની ટેવે જીવુ પરવારુ છું
નડું અવરને ના એ રીતે સલામત ચાતરી

ક્ષણ મરણની ગમ્મે ત્યારે વિદાયની આવશે,
ઉશનસ્ તદા પૂછ્યા ગાછ્યા વિના જવુ નીકળી

## મળો

•

**ગુણવંત ઉપાધ્યાય**

આંખોની આસપાસ સતત મુગ્ધતા મળો,
ઊગતા પ્રભાત જેવી સહજ સૂર્યતા મળો.

બિલકુલ અશબ્દ છે જ નહીં કાંઈ પણ અહીં,
વાતાવરણ સરીખી સરળ શબ્દતા મળો.

પગુ દશા પહાડ સમી હોય છે જ ક્યા ?
શબ્દોની સાથોસાથ સભર અર્થતા મળો.

હો રૂપ, રગ ગધ સમન્દરની સ્વચ્છતા
સાઈ ફકીર જેવી સહજ સ્વસ્થતા મળો.

સુવાળી રીતભાત અને પ્રેમની મીઠાશ,
પુષ્પિત સુવાસ જેમ સતત આવૃતા મળો.

તારા અબોલ હોઠ ઉપર જે રમ્યા કરે
અખંડ સ્મિત સગ સઘન સજ્જતા મળો.

અંદર-બહાર, નીચે-ઉપર હોવુ જે ઘટે
ભમણા વગરની રાત-દિવસ રમ્યતા મળો

# સિક્કાવાળો ફોન

અજય ઓઝા

હલો... ઓ..., તમે મને ન ઓળખો તેવું તો બને જ નહીં. સાંભળો સાંભળો, જુઓ આ હમણાં મારા પેટમાં જે રણકાર થયો એ પેલા રમણકાકાએ નાંખેલા સિક્કાનો જ તો હતો ! હા, હું સિક્કાવાળો ફોન ! કેમ હસી પડાયું ? તમારો વાંક નથી. મારા પર કેટલાયે લોકો હસે છે. પણ હું તે બધું ગણકારતો નથી. કેમકે હું જાણું છું કે હું તમને સૌને કેટલો ઉપયોગી છું.

હલો, શું વિચારો છો ? એમ જ ને કે હું હાઈસ્કૂલના પેપરોમાં પૂછાતો કોઈ નિબંધ કહું છું : 'સડેલા કોઈન બોક્સની આત્મકથા.' આથી જ વિચારે ચડ્યા હતા ને ? હું કંઈ અહીં મારી આત્મકથા કરવા નથી આવ્યો, મારે તો વાતો કરવી છે, મારી નહીં, તમારી. તમારી એટલે તમારા સૌની.

મારું એક કામ કરી આપશો ? આ કમળાને જરા સમજાવી આપશો ? કમળા કોણ એમ ? કમળા એટલે આપણા ધમાની વહુ ! હવે ધમો એટલે..., રોજ સાંજે કારખાનેથી છુટીને અહીં ફોન કરવા આવે છે, બીજી શી ઓળખાણ આપું તમને ? તોયે ન ઓળખ્યો ? માંડીને વાત કરવી પડશે.

પહેલાં મારો ફાળો ગણાવી દઉં. એમાં ગભરાવ છો શા માટે ? ઈનકમીંગ બિલકુલ ફ્રી છે ! આ હમણાં ગયા એ રમણકાકાને ઉનામાં કામ કરતા તેના દીકરા સાથે રૂબરૂ હું જ વાત કરાવું છું. આજુબાજુના હીરાના કારખાનામાં દૂર દૂરથી કામ કરવા આવેલા કારીગરોને સાંજ પડે તેમનાં સગાવહાલાં સાથે હું જ મેળાપ કરાવી દઉં છું. તમારા ગજવામાં ભલે મોબાઈલ હોય તો પણ હું વધારે કિફાયતી હોવાથી તમને મારો ઉપયોગ કરવો જ વધારે પરવડે છે એ તમે પણ જાણો જ છો. એટલે મારા આ મોટા લાલ પેટમાં સતત સિક્કાની ખણખણાટી ચાલુ જ હોય છે.

હલો... ઓ..., રસ પડ્યો ને હવે વાતમાં ? તો આગળ વધારું. નાનકડી ઓરડીમાં કાકાના દીકરા રૂખડ સાથે રૂમપાર્ટનર તરીકે રહી હીરા શીખવા આવેલો આ ધમો બીજે દિવસે જ તેના ગામડે ફોન કરતો હતો, 'બાપુજી, ધીમે ધીમે કામ ફાવતું જાશે તો વાંધો નહીં આવે. રૂખડનો શેઠ દિલનો ઠીક લાગે છે. તમે ચિંતા કરતા નહીં.' ત્યારે એના બાપાએ મારી અંદરના દોરડા ભીંજવી નાખે એવા ભીના આશીર્વાદ ધમાને આપેલા. ધમાની સાથે આવેલો રૂખડ પણ ખુશી-સમાચારની વાતો કરી લે. જો કે ધમાનો બાપ દર વખતે અચૂક પૂછે, 'વાત કેટલે પહોંચી ?' એટલે ધમો 'બધું ઠીક ઠીક થઈ જાશે. થોડું સેટીંગ થઈ જાય એટલે ઘી ના ઠામમાં ઘી પડી જાશે. તમે ઈ બધી ચિંતા છોડી દ્યો.' એવો ગોળ ગોળ જવાબ આપી દે પણ ફોડ ન પાડે.

સોસાયટીની કોઈ સ્ત્રી સમયસર ઘેર ન પહોંચનાર પતિને મારી હાજરીમાં જ ધમકાવી નાંખે છે. તો કોઈ સ્ત્રી વળી સાવ નકામી વાતોમાં મારો સમય અને પોતાના સિક્કા બરબાદ કરતી રહે છે. કેટલાક ચબરાકિયા માણસો મારો ઉપયોગ માત્ર આઉટ ગોઈંગ માટે જ કરવાનો હોવા છતાં કોઈને મિસકોલ કરવા માટે પણ કરે. પછી માત્ર મફતમાં કોલ રીસીવ કરે ત્યારે મારો માલિક રાતોપીળો થઈ જાય.

ઘણીવાર આ પ્રકારની અનિવાર્ય એકવિધતાથી હું થાકી જાઉં છું. એટલે પછી એકવિધતા માંહેથી કોઈ ને કોઈ વિશિષ્ટતા ખોળવાની આદત મને પડતી જાય છે. જેમ કે ઉછીનો સિક્કો તફડાવીને ફોન કરતા માણસ પ્રત્યે મને અનહદ ગુસ્સો આવે છે, તો બિનજરૂરી વાતોમાં સમય બગાડતા લોકો મને કેટલાય પ્રકારનું મનોરંજન પૂરું પાડે છે. હીરા ઘસનારો કયો માણસ કેટલા પૈસા પોતાના વતનમાં મોકલે છે કે મંગાવે છે તેની મને જાણ હોય છે. કોણ ક્યારે કોની સાથે નવી ફિલ્મ જોવાનું છે તેય હું જાણું. આજુબાજુમાં કોના ઘરમાં શી પરિસ્થિતિ ચાલતી હોય છે તેની સંપૂર્ણ માહિતી મને સહજ પ્રાપ્ય હોય છે. પિયરમાં રહેવા આવેલી સગુણાને તેનો પતિ કઈ તિથિએ તેડવા આવશે તે મને પૂછો. સુરતની કઈ પેઢી ઊઠી જવામાં છે તેની સાવ ખાનગી બાતમી મને પહેલાં મળે. કઈ યુવતીનો પ્રેમી તેને આજે કયા સ્થળે મળવા આવી શકે તેમ નથી તે કારણો સાથે હું બતાવી શકું.

એટલું જ નહીં, ત્રણ દિવસથી નજીકના ગામડામાં ફોન કરવા મથી રહેલ આ ધમાના મનમાં શી વ્યથા ઉછળી રહેલ છે તે પણ હવે તો હું જાણી ચૂક્યો છું. બે-ત્રણ દિવસથી

પોતાના બાપા સાથે વાત કર્યા પછી ધમો નજીકના ગામડે ફોન લગાડી પૂછતો હોય છે, 'હેલો, કોણ કમળા બોલે છે ? પહેલા એવુ બનતુ કે ફોન લાગતો નહીં. પણ હવે એવુ બને છે કે ફોન લાગે છે પણ વાત થતી નથી. ઘણા દિવસ આવુ ચાલતુ રહ્યુ. ધમો નંબર લગાડી 'કોણ, કમળા છે ?' બોલે કે તરત જ ફોન કટ. ધમાના ગજવામા રહેલા સિક્કાઓ આ 'કમળા' નામમા જ ખર્ચાઈ જતા. હુ મૂઢ થઈ જોઈ રહુ. આથી મને એ જાણવાની ઉત્કંઠા થઈ આવી કે આ કમળા છે કોણ ? પણ એ જાણવા મારા માટે એક જ રસ્તો હતો કે ફોન કટ થયા વગર વાતો થાય અને ખાસ તો કમળા સાથે વાત થાય તે જરૂરી હતુ.

હલો...હુ નહોતો કહેતો મારે મારી વાત કરવી જ નથી. તમારી સૌની જ વાત કરવી છે ને જગતમા કયો એવો માણસ છે જેને પારકી પચાતમા રસ ન હોય ? રસ પડ્યો હોય તો વચ્ચે એક ખાનગી વાત જણાવી દઉ આ રમણકાકાનો દીકરો ઉનાની કોઈ ફેકટરીમાં નોકરી કરે છે વહુ દીકરો ઉનામા મકાન રાખી રહે છે થોડી ગોઠવણ થઈ જાય પછી રમણકાકાને લઈ જવાની વાત હતી પણ દોઢ વરસ થવા આવ્યુ તોયે દીકરો બાપાને સાથે લઈ જવાનુ નામ લેતો નથી !

હલો. ઓ ., મને યાદ છે આપણે વાત કરતા હતા ધમાની ને એ જેને રોજ રીંગ મારે છે એ કમળાની. આખરે એક દિવસ ધમાની વાત થઈ કમળા સાથે.

'હલો, કોણ કમળા. ?

'કેમ ? શું કામ છે ?

'કમળા ! કેમ ફોન કાપી નાખે છે ? મારે તારુ જ કામ હતું. તને વાત કરવી હતી.'

'તમે શુ કામ અહીંયા ફોન કર્યો ? શું કામ છે ?

'તું ક્યારે આવીશ ? તુ કહે તો તને લેવા આવુ.'

ને ફોન કટ થઈ ગયો. મને સમજાણુ કે કમળા ધમાની પત્ની છે અને તે કોઈ કારણે પિયર ચાલી ગઈ છે ફોન કટ થયા પછીની કેટલીય ન બોલાયેલી વાતો મારા ફરતે ઘુમરાવા લાગી.

એક દિવસ મોડી સાજે ધમો અને રૂખડ આવ્યા. બંનેના મોઢા ઊતરેલા હતા. રૂખડે ધમાના બાપાને ફોન લગાડ્યો

'કાકા, રૂખડ બોલુ છુ હવે ધમો કાલ સામાન લઈને પાછો ગામડે આવી જાય છે હેં ? ના, એને અહીં ફાવતુ નથી. ...ના, ના, પણ એને ગમતું જ નથી ને..., હા, કામ તો ફાવી ગ્યુ'તુ, ને બધું બરાબર ગોઠવાઈ ગ્યુ'તુ હા, પણ. પણ તમને તો ખબર જ છે ને..., નથી માનતા. કોઈ વાતે નથી માનતા. શુ કરવુ ? .. હા, લ્યો તમે જ વાત કરો ને, ધમાને આપુ છું '

'હા, બાપુજી ના, બધુ આવડી ગયુ પૈસાય સારા મળે છે પણ. પણ મન નથી માનતુ એટલે જ ને ! પણ ગમતુ નથી. રૂમમા રે'વું બધાં કામ હાથે કરવા, લોજમા ખાવુ, સોરવે નહીં એનુ શુ કરવુ ? .. ઈ તો કયા માને જ છે ? .કેટલીય વાર કીધુ ? હજીયે એકવાર કહી જોઈશ. ...પણ નઈ માને તો હુ હવે કાલે પાછો વયો આવુ છુ ના, મારો જીવ મુઝાય છે ' કહી ધમાએ ફોન મૂકી દીધો. પછી રૂખડને કહે, 'તુ રૂમ પર જઈ મારો સામાન બાધ, હું છેલ્લી વાર ફોન કરી જોઉ ' કહી ધમો રૂખડને થોડે દૂર છોડી પાછો ફોન કરવા આવ્યો. ત્યાં સગુણાએ આવીને રીસીવર ઉપાડી લીધુ. હુ જાણુ એણે ફેક્ટરીમા એના પતિને મોબાઈલ જોડ્યો,

'ક્યા છો ? ફેક્ટરીમા ?

'હા, રીસેસ પડી છે, જમવા બેસુ છું શુ ફોન કર્યો ?

'કેમ ભૂલી ગયા ?

'શુ ?

'સોમવારે પૂનમ છે '

'મને શુ ખબર ? હશે, તે એમા આપણે શુ ?

'કેમ ? સોમવારે તમે મને તેડવા આવવાના છો ને ! મારે ત્યા આવીને પૂનમનુ જાગરણ કરવાનુ છે '

'હા , હા. ,ભૂલી ગયો, પણ એમા થોડો ફેરફાર કરવો પડે એમ છે '

'ફેરફાર ? શેનો ફેરફાર ? સગુણાએ બીજો સિક્કો નાખ્યો, અને દબાયેલા ચિંતિત સ્વરે બોલી.

'બા હજીય નારાજ છે તારાથી.'

'કેમ ? હવે શું વાધો છે ?

'તને દીકરી જનમી ને એટલે.'

'એમા મારો શુ વાક ?

એવુ નથી કહેતો સગુણા, તુ વાતને સમજવાનો વિચાર કર.'

'એટલે મારે અહી સૌને શો જવાબ દેવો ? ને તમનેય મારા વગર કેટલી તકલીફ પડતી હોય ? વધુ એક સિક્કો પડવાથી સામે ઊભેલો ધમો અકળાઈ ઊઠ્યો.

'ના, ના સગુણા, તુ મારી ચિંતા જ કરતી નહીં. ભાભી દરરોજ સવારે નિયમિત ટીફીન બનાવી આપે છે, જો ને આજે ટીફીન ખોલ્યુ ત્યા જ મને ભાવતું સરગવાનુ ચણાના લોટવાળું શાક દેખાયુ.'

'શુ કહ્યુ ? સરગવાનુ શાક ? તમને સરગવો તો

ભાવતો જ નથી ! સરગવો જોઈને તમે ઊલટી કરો છો !'

'હવે એવું નથી. સમય જતાં બધી ટેવ બદલાયા કરે. છોડ એ બધી વાત. હવે તારીખ નક્કી થશે એટલે તને જણાવી દઈશ.'

સગુણા ગઈ એટલે ધમાને રાહત થઈ. તેને કમળાને ફોન લગાડવો હતો. મને પણ ધમા જેટલી જ ઉતાવળ હતી. રીસીવર ઉપાડતાં પહેલાં બે હાથ જોડી ભગવાનનું સ્મરણ કરતો હોય તેમ આંખો બંધ કરી ઊભો રહ્યો. એના મનમાં પણ ઊંડી કશ્મકશ ચાલતી હશે. તેણે આંખો ખોલી ત્યારે અચાનક પ્રગટ થયેલા રમણકાકાએ રીસીવર ઊંચકી લીધું હતું. હું અને ધમો બંને ફરી અકળાયા.

એકલા રહી થાકેલા-હારેલા રમણકાકા દીકરાને ફોન કરે ને ત્યાં આવવાની ઈચ્છા જણાવે, 'બેટા, દોઢ વરસ થયું. હવે તો તું સેટ થઈ જ ગયો હોઈશ ને ? મારાથી હવે એકલા રહી શકાતું નથી. આંખો અને કાન નબળા પડી ગયા છે. ગઈ કાલે કૉફીમાં દૂધને બદલે છાશ નંખાઈ ગઈ ને આજે સવારે આવેલા ધરતીકંપના આંચકાઓ અને શોરબકોર મને એકને જ સંભળાયા નહીં. તું તારી સાથે લઈ જા તો છૂટકારો થાય.' ત્યારે દીકરો કહે, 'તમને અહીં બહુ ફાવે એમ નથી. હજી મારુંય બરાબર ગોઠવાયું નથી. પીન્ટુની મમ્મીની તબિયત પણ સારી રહેતી નથી. આ બધી ઉપાધિમાં હું તમને કેમ લાવું ? કાંઈ પૈસાની જરૂર હોય તો મોકલું.'

મારા સ્ટેન્ડનો ટેકો લઈ રમણકાકા એસીડીટીનીગોળી ચગળવા લાગ્યા ને પછી મારા રીસીવર સામે જોવા લાગ્યા, જાણે હું બધું સાંભળી રહ્યો છું એ તેઓ પામી ગયા હોય તેમ. સામે ઊભેલો ધમો હાથમાં સિક્કાઓ રમાડતો વ્યથામાં આંટા મારી રહ્યો હતો. છેવટે એનો વારો આવ્યો.

'હલો, કમળા ? હું બોલું છું.'

'શું છે ?'

'કમળા....., તારો શું વિચાર છે ?'

'તમે રોજ ઊઠીને ફોન કરશો તો વિચાર ફરી જાશે ?'

'એમ નહીં પણ તને વાંધો શું છે એ તો કહે ?'

'વાહ આટલા વખતે વાંધો શું છે એ તમે નથી જાણતા એવું તમે કહો છો !?'

'પણ હવે એવું નથી રહ્યું. તું કહે એ પ્રમાણે જ બધું થાય છે. પછી કાંઈ ?'

'હું ફોન મૂકું ?'

'કમળા, તેં જે જે કીધું ઈ પ્રમાણે મેં કર્યું. અહીંયાં આવીને કામ શીખવા માંડ્યો. તું આવ તો આપણે અહીં જ મોટી રૂમ રાખવાની છે. ગામડે જવાનું નથી. બા કે બીજું કોઈ તને કાંઈ કહેશે નહીં. તું સાવ સ્વતંત્ર ! પછી કાંઈ ? હું રોજનું એંશી રૂપિયાનું કામ કરતો થઈ ગ્યો છું. એટલે મહિને મારો ખરચ કાઢતાં બે હજાર તારા હાથમાં આપી દઈશ. અત્યારે તું કે'તી તી એમ બધુંય સેટીંગ થઈ ગ્યું છે. હવે તું જ કહે તને વાંધો શું છે ?'

સામે છેડેથી કશોય અવાજ આવતો બંધ થઈ ગયો છતાં ધમો તો એક પછી એક સિક્કા નાંખતો જ ગયો ને બસ એક પ્રશ્ન દોહરાવતો ગયો : તને વાંધો શો છે ?? તને વાંધો શો છે ??? મારું પેટ સિક્કાઓથી લથબથ થઈ ગયું. થયું કે હવે એક પણ સિક્કો પડશે તો પેટ ફાટી જશે. જાણે ડૂમો ભરાઈ આવ્યો. મારા દોરડા, સ્પીકર, રીસીવર, ટ્રાન્સમીટર બધું જ હલબલી રહ્યું. ને ફોન કપાઈ ગયો.

હલો... ઓ, ક્યાં ચાલવા માંડ્યા ? હેં ? ના ભાઈ ના, હજી ક્યાં વાત પૂરી થઈ છે ? હજી તો રમણકાકાનો દીકરો રમણકાકાને ક્યારે ઊના લઈ જવાનો છે તેની વાત બાકી છે, સગુણાનો પતિ ક્યારે તેડવા આવશે તેની વાત કરવાની બાકી છે, સુરતની એક પેઢીની સાવ ખાનગી વાત તો તમે સાંભળી છે જ ક્યાં ? શું કામ ભાગ્યા ? ઈનકમીંગ બિલકુલ ફ્રી જ છે ! ને હજી તો તમારી જ સાવ એક ખાનગી વાત જે તમે નથી જાણતા એ તો કરવાની જ રહી ગઈ ! હલો... ઓ... ! ■


હેરિઅટ મનરો ૧૯૧૦માં...

ઑક્ટોબર ૧૯૧૨માં હેરિઅટ મનરોએ અમેરિકાના શિકાગો શહેરમાંથી 'Poetry' માસિકની શરૂઆત કરી અને ત્રીજા જ અંકથી સાહિત્ય જગતમાં એની વિશિષ્ટ મુદ્રા અંકિત થવા માંડી. શ્રી રવીન્દ્રનાથ ટાગોરની ૬ કવિતાઓના અનુવાદો એમાં પ્રગટ થયા, અટલાન્ટિક સમુદ્રની બન્ને તરફના પ્રસ્થાપિત અને નવોદિત કવિઓની કવિતાઓ એમાં પ્રગટ થવા લાગી. ડબલ્યૂ બી યેટ્સ, જ્હોન રીડ જેવા કેટલાય કવિઓ એનાં પૃષ્ઠો પર ચમક્યા. એઝરા પાઉન્ડે 'Poetry'ના વિદેશી સંવાદદાતા તરીકે પણ કામ કરેલું. તેમણે ટી. એસ. એલિયટનું પાછળથી ખૂબ પ્રખ્યાત 'આલ્ફ્રેડ જે. પ્રૂફરોકનું પ્રેમગીત' Poetryમાં પ્રથમવાર પ્રકાશન માટે મોકલ્યું ત્યારે એલિયટની ઉંમર ૨૬ વર્ષની હતી.

દુષ્યંત પંડ્યા

## ૫ : સ્વામી નિરંજનાનન્દ



ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીસીમાં કોલકાત્તામાં ડોક્ટર પ્યારીચંદ મિત્ર નામના ગૃહસ્થ રહેતા. પશ્ચિમની અસર હેઠળ પ્રેતાત્માઓ સાથે વાતચીત કરવાનું મંડળ એ ચલાવતા ચોવીસ પરગણાના રાજારહાટ નામના ગામડેથી એમનો ભાણેજ નિત્યનિરંજન ઘોષ (જન્મ આશરે ૧૮૬૨) ભણવા માટે આવ્યો. મામાના પ્રેતાત્માને બોલાવવાના કાર્યમાં એને રસ પડ્યો ૧૮૮૧માં કે ૧૮૮૨ના આરંભમાં ડો પ્યારીચંદને અને એમની મંડળીને શ્રી રામકૃષ્ણને માધ્યમ બનાવી એમના દ્વારા પ્રેતાત્માઓને બોલાવવા વિચાર આવ્યો અને એ મંડળી ઉપડી દક્ષિણેશ્વર ખૂબ મથામણ છતાં એ પ્રેતાત્માવાદીઓ શ્રી રામકૃષ્ણને માધ્યમ બનાવવામાં સફળ ન થયા. પણ, શ્રી રામકૃષ્ણની વેધક નજરે પ્યારીચંદના ૧૯-૨૦ વર્ષના ભાણેજને પકડી લીધો. 'એલા, આમાં તો તું પોતે પ્રેતાત્મા બની જશે. અહીં ફરી વાર આવજે, એકલો.' પ્રેતાત્માવાદીના આચ્છાદન પાછળના વિશુધ્ધ આત્માને એમની બાજનજરે બરાબર પકડી પાડ્યો હતો અને જાણે પૂર્વનિર્ધારિત હોય તેમ, આ નિરંજન પણ પોતાના ભાવિ ગંતવ્યસ્થાનને ઓળખી ગયા હતા.

આ પછી થોડા જ દિવસો બાદ ઠાકુરનો અદશ્ય પ્રેમદોર નિરંજન (આપણે હવે આ નામ જ વાપરશું) ને દક્ષિણેશ્વર ખેંચી ગયો. ભક્તોથી વીંટળાઈને બેઠેલા ઠાકુર જ્ઞાનાનન્દની લહાણી કરી રહ્યા હતા. સંધ્યાકાળ થવા આવતાં એ મંડળી વિખરાઈ ખૂબ નિકટના પરિચિત હોય તે રીતે ઠાકુરે નિરંજનને નિકટ બોલાવ્યા. નિરંજનની આ મુલાકાત વિશે લાટૂ મહારાજે કહ્યું છે કે : "નિરંજનભાઈ પહેલી વાર દક્ષિણેશ્વર આવ્યા ત્યારે ઠાકુરે એમને કહ્યું હતું કે, તું સંસારી લોકો પર નવ્વાણું ઉપકાર કરે અને તેમનું એક જ નુકસાન કરે તો, તે લોકો તને માફ નહીં કરે. પણ તું ઈશ્વરના નવ્વાણું અપરાધ કરે અને ફક્ત એક જ કામ એને ગમતું કરે તો, તારા તમામ અપરાધો ઈશ્વર માફ કરી દેશે મનુષ્યના પ્રેમ અને ઈશ્વરના પ્રેમ વચ્ચેના આ તફાવતને કદી ભૂલતો નહીં."

આ વાર્તાસરિતામાં સેલારા મારવા નિરંજનને ખૂબ ગમતું હતું પણ ધીમે ધીમે અંધારાની ચાદર ઘેરી બનવા લાગતાં એ ઊઠવાનું કરવા લાગ્યા. ઠાકુરે એને રોકાઈ જવા કહ્યું પણ નિરંજને કહ્યું : 'મામાને કહીને આવ્યા વિના રાત રોકાઉં તો એ નારાજ થાય. મેં ઘેર કોઈને કહ્યું નથી' શ્રી રામકૃષ્ણે રજા તો આપી પણ પાછા આવવા માટે નિરંજનને બાધી લીધા નિરંજનના પગ ભલે વેગથી કોલકાત્તાનો પંથ કાપતા હતા, એમનું મન દક્ષિણેશ્વર જ એ મૂકી આવ્યા હતા. પ્રેતવિદ્યાનાં ભૂતપ્રેતો ઠાકુરની વાકગંગામાં તણાઈ ગયાં હતાં એના ચિત્તરાજ્યમાં ઠાકુરની જ આણ પ્રવર્તતી થઈ ગઈ હતી.

દક્ષિણેશ્વરનું આ આકર્ષણ ત્રણ-ચાર દિવસ બાદ ફરી નિરંજનને ઠાકુર પાસે ખેંચી ગયું. ઠાકુરના ઓરડાને ઉંબરે પગ મૂકતાં જ, પાસે આવી ઠાકુરે એમને બાથમાં લઈ લીધા. 'નિરંજન, તું ભગવત્પ્રાપ્તિ ક્યારે કરીશ, ઈશ્વરચરણે મન ક્યારે પરોવીશ ?' ઠાકુરે પોતાના એક આધ્યાત્મિક સંતાન માટે ચિંતા વ્યક્ત કરી. પોતાના પ્રત્યેની ઠાકુરની આ લાગણી નિરંજન માટે રહસ્ય બની ગઈ એ રહસ્ય એ ભલે તે સમયે ન ઉકેલી શક્યા પણ, ઠાકુરની અમૃતમય વાણીએ એમને એવા બાંધી લીધા કે, એક નહીં પણ ત્રણ રાત એમણે ઠાકુર સાન્નિધ્યે ગાળી પરિણામ ? ચોથે દહાડે એ ઘેર પહોંચ્યા ત્યારે મામા રાતાચોળ બની ગયા. નિરંજન પર કડક પહેરો બેસાડી દીધો. પણ મામાનું મન થોડા દિવસ બાદ નરમ પડ્યું અને નિરંજનની ચારેકોર અજ્ઞાત દિવ્ય શક્તિ ઘરનાં ચાકરોને દેખાવા લાગી. નિરંજન દક્ષિણેશ્વર મુક્તપણે આવતા થઈ

ગયા. અને દક્ષિણેશ્વરના અધિષ્ઠાતાને નિરંજનમાં અંતરંગ મંડળનો શિષ્ય, માયાથી સર્વથા મુક્ત, ઈશ્વરકોટિ જીવ દેખાયો. નિરંજનને ધનુષ્યબાણથી રમતા જોયાનું પોતાને દર્શન થયા પછી, ઠાકુરે એમને શ્રી રામચંદ્રનો આંશિક અવતાર કહ્યા.

પોતાની માતાના નિભાવ માટે નિરંજનને નોકરી લેવી પડી હતી એટલે ઠાકુર એની પ્રત્યે ઓછા નારાજ થયા હતા. બૈરીબાળને માટે નોકરી લીધી હોત તો, ઠાકુર એનો ત્યાગ પણ કરી દેત. ઓફિસેથી છૂટ્યા પછી એકવાર સીધા એ કાલીવાડીએ ગયા. મુહૂર્ત જોઈને ગયા ન હતા છતાં, ઠાકુરે કૃપા કરી એમની જીભ ઉપર મંત્ર લખી તેનો જપ કરવા કહ્યું. "...મારી આંખો બંધ કરી મંત્ર જપવા લાગ્યો તો, મારા ઓરડામાં અસંખ્ય આગિયા દેખાવા લાગ્યા. મારા મસ્તકમાં મંત્ર સતત ચાલતો રહ્યો. ઊંઘી શક્યો નહીં... હું ગાંડો થઈ જઈશ એમ લાગ્યું. ગભરાઈ ગયો અને ત્રણ દિવસ પછી દક્ષિણેશ્વર જઈ મેં ઠાકુરને પૂછ્યું : 'મહાશય, આપે મને શું કરી મૂક્યું છે ?' આના જવાબમાં એ હસ્યા અને મંત્રની શક્તિ પાછી ખેંચી લીધી." આ એમના પોતાના જ શબ્દો છે.

બધા શિષ્યોને ઠાકુર એક જ લાકડીએ ન હાંકતા. પોતાની ઉપર ખોટાં આળ ચડાવનાર નાવના સહયાત્રીઓનો વિરોધ કર્યા વગર સાંભળી રહેનાર યોગીન (ભાવિના સ્વામી યોગાનન્દ)ને ઠાકુરે આકરો ઠપકો આપ્યો હતો. એ જ રીતે દક્ષિણેશ્વર નાવમાં આવતા નિરંજન, ગુરુની ટીકા કરનારાઓને ડુબાડવા તૈયાર થયા હતા ત્યારે, નિરંજનને વધારે આકરો ઠપકો સાંભળવો પડ્યો હતો. જુદી જુદી પ્રકૃતિના બે શિષ્યોને સમાન ઘટના સામે જુદો જુદો પ્રતિભાવ દાખવવા બદલ એકબીજાથી સાવ વિરોધનો બોધ એ આ ગુરુની વિશેષતા હતી.

એ જ ગુરુએ નિરંજનની વિશેષતા આમ ચીંધી બતાવી હતી : '(શ્રી મ. ને) જુઓ આ છોકરો સાવ નિષ્કલંક છે. પૂર્વ ભવોની ખૂબ તપશ્ચર્યા વિના કોઈ નિષ્કલંક બની શકે નહીં. ઢોંગી ને ગણતરીબાજ ચિત્ત કદી ઈશ્વરને પામી શકે નહીં...'

'માતા જગજનનીનું મૂર્તિમંત સ્વરૂપ છે. માણસે પોતાની માતાને ઉચ્ચ આદર આપવો જોઈએ. તેં બૈરી છોકરાં માટે નોકરી લીધી હોત તો, મેં કહ્યું હોત : ધિક્કાર છે તને, હજારોવાર ધિક્કાર છે !' (રામકૃષ્ણ કથામૃત, જૂન ૧૫, ૧૮૮૪ની નોંધમાંથી)

પુત્રના પરાક્રમનું પિતા ગૌરવ કરે તેમ ઠાકુરે ભક્તો પાસે નિરંજનનાં ભરપેટ વખાણ કર્યાં હતાં. 'નિરંજન તરફ નજર કરો. એને કશાનું વળગણ નથી. ગાંઠના પૈસા ખર્ચી ગરીબ દર્દીઓને એ હોસ્પિટલે લઈ જાય છે. અને લગ્ન બંધન ? એ કહે છે કે, હું લગ્ન કરવાનો નથી.' કામકાંચનનો ત્યાગ ઠાકુરના બોધનું ધ્રુવપદ હતું. નિરંજને એનો અમલ કર્યો હતો.

'કથામૃત'માં શ્રી મ.એ. નોંધ કરી છે કે : 'નિરંજન બોલીને તેઓ (ઠાકુર) રોઈ પડ્યા... આંસુ સાથે ઠાકુર બોલ્યા : અરે નિરંજન ! ઓ બેટા ! આવ ! આ ખા ! તને ખવરાવીને હું ધન્ય ક્યારે બનીશ ? મારે ખાતર તેં આ માનવરૂપ ધારણ કર્યું છે.' અને જાણે ઠાકુરના આ આર્ત સ્વરે નિરંજનના હૃદયતંત્રને હલાવી નાખ્યું હોય તેમ, નોકરીનું રાજીનામું આપી નિરંજન ગુરુચરણે આવી પહોંચ્યા. આનંદવિભોર ઠાકુર બોલી ઊઠ્યા : 'તું ગળીવાળાના મકાનમાં ફલાણી જગ્યાએ રહેતો હતો... ફલાણે દહાડે તારા ડેપ્યુટીને ઘોડે તું બેઠો હતો, ધનુષબાણ લઈ તું.આ જગ્યાએ ઊભો હતો...' ઠાકુર કેવા સર્વજ્ઞ છે તે નિરંજને જાણ્યું !

શ્રી રામકૃષ્ણની પાઠશાળા અનોખી હતી. એમાં પાઠ્યપુસ્તકો ન હતાં. લખવા ગોખવાનું ન હતું. સમયનું બંધન ન હતું. પણ પોતાના શિષ્યોના આધ્યાત્મિક વિકાસ માટે, આવશ્યક દરેક બાબત ઉપર ઠાકુરની ચકોર નજર રહેતી. નિરંજનને ઘીનો આહાર અતિ પ્રિય હતો - એ કસરતબાજ અને તંદુરસ્ત દેહયષ્ટિવાળા હતા. તે જોઈ ઠાકુર બોલી ઊઠ્યા : 'વાહ રે ! તું આટલું બધું ઘી ઝાપટે છે તે તારે શું લોકોની બૈરી દીકરીઓનાં અપહરણ કરવાં છે ?' પોતે અમુક દિવસે ઠાકુરને મળવા આવવાનું કહ્યું હતું પણ તે દહાડે એ તેમ કરી શક્યા ન હતા. તે બદલ પણ ઠાકુરે નુકતેચીની કરી હતી. વચનનું પાલન કરવું જ જોઈએ.

પરંતુ નિરંજનની અનાસક્તિ તરફ ઠાકુર સૌનું ધ્યાન દોરતા. એમણે કહેલું કે, 'આ નિરંજન જુઓ. એ કોઈ વસ્તુમાં આસક્ત નથી. પોતે રૂપિયા ખર્ચીને ગરીબ દર્દીઓને દવાખાને લઈ જાય છે. વિવાહની વાત થતાં કહે છે : બાપ રે ! વિશાલાક્ષી નદીનો વમળ છે... તે એક જ્યોતિ પર બેઠેલો છે. ('રામ-કથા', ભા. ૩, પૃ. ૧૩૨) ઠાકુરના આ અનુપમ સ્નેહે એમને કાશીપુરમાં ૧૮૮૫ની ૨૩મી ડિસેમ્બરે બોલાવ્યા હતા : તું મારો બાપ છે. હું તારા ખોળામાં બેસીશ.'

ઠાકુરના નિર્વ્યાજ સ્નેહથી અને એમના ઉધ્ધારક આધ્યાત્મિક સ્પર્શથી સંપૂર્ણપણે પ્રભાવિત થઈને નિરંજને ઠાકુરને પોતાના જીવનના ધ્રુવતારક તરીકે સ્વીકાર્યા હતા. ઠાકુરના દિવ્ય સ્વરૂપનું પણ એમને આકલન થયું હતું. એટલે તો, ૧૮૮૫નો ઉનાળો ઉતરતા પોતાના ગળાના અસાધ્ય રોગની સારવારમાં સરળતા રહે તે હેતુથી, ભક્તોના પડ્યા બોલે ઠાકુર કોલકાત્તામા શ્યામપુકુરમાં એક ઘરમા રહેવા ગયા. ત્યાં મકાનના ઉપરના માળમા એક ઓરડામા, ઠાકુર માટે વ્યવસ્થા કરવામા આવી હતી. એમના ચરણસ્પર્શ માટે કે એમના બોધવચનો સાભળવા માટે આવતા લોકોને અટકાવવા માટે નિરંજને ચોકીદારની જવાબદારી સ્વીકારી. ઉપર જવાના દાદર પાસે એમનુ સ્થાન હતુ અને એમની મંજૂરી વિના કોઈ ઉપર જઈ ઠાકુરને ત્રાસ આપી શકતું નહીં.

ગિરીશ ઘોષના નાટકોમાં અગત્યના પાઠ ભજવતી અભિનેત્રી વિનોદિની નામે હતી તે એ, પોતાનો એ સમયે ગણાતો સાવ હલકો વ્યવસાય હોવા છતા, ઠાકુરની કૃપા પામી હતી. ઠાકુરની માંદગીની ખબર પડતા ઠાકુર પાસે જવાની એને પ્રબળ ઈચ્છા થઈ પણ સ્ત્રી હોવાને કારણે, અભિનેત્રી હોવાને કારણે અને ઠાકુર પાસે કદી જ ગઈ ન હોવાને કારણે એની ઈચ્છાપૂર્તિ આસાન ન હતી અને તેમા વળી આ નિરંજન નાકું પાર કરવાનુ લગભગ અશક્ય હતુ.

ઠાકુરના એક ભક્ત અને ગિરીશ ઘોષના મિત્ર કાલીપદ ઘોષને વિનોદિનીએ પોતાની પ્રબળ ઈચ્છાની વાત કરી. કાલીપદના ફળદ્રુપ ભેજાએ માર્ગ ખોળી કાઢ્યો. વિનોદિનીને યુરોપીય પુરુષવેશ પહેરાવ્યો ને શિર પર થોડી ટેઢી હેટ પણ પહેરાવી દીધી અને દાનાકાલી કાલીપદ ઘોષ મહાશય, એક યુરોપિયન ભક્ત ઠાકુરને મળવા માગે છે કહી વિનોદિની સાથે સડસડાટ સીડી ચડી ગયા. એના ઉપર ગયા પછી, શિર પરથી હેટ ઉતારી લઈ પોતાની સાચી ઓળખાણ વિનોદિનીએ આપી ત્યારે, ઠાકુર આનદથી હસી પડ્યા અને તેમણે વિનોદિનીને ચરણસ્પર્શ કરવાની રજા પણ આપી. એ બને નીચે આવ્યા અને ઘટસ્ફોટ થતા નિરંજન છોભીલા પડે એ સ્વાભાવિક હતુ.

શ્યામપુકુરના એ મકાનમા કાલીપૂજાને દિવસે (૧૮૮૫ના નવેમ્બરની ૬ઠ્ઠીએ) ગિરીશની પ્રેરણા હેઠળ મા કાલીને અર્પણ કરવાના પુષ્પો સૌ ભક્તોએ ઠાકુરને ચરણે અર્પણ કર્યાં હતા ત્યારે, એ ભક્તવૃદમા જોડાવાનું સદ્ભાગ્ય નિરંજનને પણ સાપડ્યુ હતું. નિરંજન અને બીજા સૌ ભક્તોની આ ગુરુભક્તિના સાચા પણ, નમતા પલ્લામા હતો ગુરુનો પોતાના આ માનસિક સંતાનો પરનો નિર્વ્યાજ અનેરો પ્રેમ.

પણ બગડતી જતી તબિયતને કારણે, ૧૮૮૫ના ડિસેમ્બરની ૧૧મીએ, શહેરના દૂષિત વાતાવરણથી દૂર, કાશીપુરના વિશાલ ઉદ્યાનવાળા ગૃહે ઠાકુરને લઈ જવામાં આવ્યા. ત્યાં પણ નિરંજનનુ કાર્ય મુલાકાતીઓથી ઠાકુરને બચાવવાનું રહ્યુ. એમનું પોતાની ફરજ પરનુ ભાન કોઈવાર અતિરેક કરી બેસતું. શ્રી રામકૃષ્ણના ગૃહસ્થ ભક્તોમાના એક જૂના જોગી રામચદ્ર દત્ત હતા. એકવાર ઠાકુર પાસે કેટલાક ફળ લઈને એ કાશીપુર ગયા. દાદરા આગળ ઊભેલા ચોકીદાર નિરંજને એમને અટકાવ્યા. રામચદ્ર તો કશુ ન બોલ્યા પણ ત્યા નજીકમા ક્યાક ઊભેલા નરેન્દ્રનાથે (સ્વામી વિવેકાનન્દે) આ જોયુ. રામચદ્ર ઠાકુરના કેવા ભક્ત હતા તે નિરંજનને કહી, રામચદ્રને ઠાકુર પાસે જવામા નરેન્દ્રે સહાય કરી.

માથે પાઘડી બાધીને અને હાથમા દંડીકો લઈને એ દિવસરાત દાદર પાસે બેસતા અને, રામચદ્ર દત્તની બાબત નોંધ્યુ છે એમ એ કેટલાય મુલાકાતીઓને દુભવતા. એકવાર એક વિચિત્ર ઘટના બની. વિજય ગોસ્વામી સાથે એક અર્ધપાગલ બાઈ ઠાકુર પાસે કાલી મદિરે આવતી અને મધુર કંઠે ભજનો ગાતી. ઠાકુરને એના ભજનો ગમતા પણ, પોતાની પ્રત્યેનો એ પગલીનો મધુરભાવ એમને જરાય પસદ ન હતો. ઠાકુરને દર્શને એકવાર એ ગાંડી કાશીપુર આવી ચડી. નિરંજને એને ઉપર જતા અટકાવી. આ રકઝક સાંભળી ઠાકુરે શશી (પછીના સ્વામી રામકૃષ્ણાનન્દ)ને મોકલી એ સ્ત્રીને પોતાની પાસે લઈ આવવા કહ્યુ. આમ એકવાર બન્યુ એટલે એ વારંવાર આવવા લાગી. એ પગલીના કજિયાખોર સ્વભાવને લઈને બીજા શિષ્યો થોડાક ગભરાતા હતા પણ, નિરંજનની મક્કમતાએ એ ગાડી સ્ત્રીને ધક્કા ખાતી બધ કરી.

૧૮૮૬ના ઓગસ્ટની ૧૬મીએ શ્રી રામકૃષ્ણના દેહત્યાગ પછી એક નાજુક પરિસ્થિતિ ઊભી થઈ. ઠાકુરની પોતાની અને એમના શિષ્યોની ઈચ્છા હતી કે ઠાકુરના દેહાવશેષો ક્યાક ગગાતટે સ્થાપિત થાય, ત્યારે રામચદ્ર દત્ત અને એવા કેટલાક પ્રૌઢ ભક્તો ઈચ્છતા હતા કે એ અવશેષો રામચદ્રે કાકુડગાછીમા બધાવેલ યોગોદ્યાન મા પ્રસ્થાપિત થાય. શ્રી માના કહેવા પ્રમાણે આ રાખની તકરાર હતી.

ઠાકુરના અવશેષોને ગંગાતટે પધરાવ્યા પછી ત્યાં એક સાદી અમથી ખાંભી કરવાની ત્રેવડ પણ શિષ્યો પાસે ત્યારે ન હતી. તો ભવિષ્યની કોને ખબર છે ? વાસ્તવિકતા સમજતા નરેન્દ્રનાથે પ્રૌઢોનો પક્ષ લીધો. પણ શશીએ અને નિરંજને ગુપ્ત યોજના ઘડી અને તામ્રકળશમાંથી અધઝાઝેરા અવશેષો એક જુદા નવા પાત્રમાં લઈ લીધા અને એ કળશને સિફતથી બલરામને ઘેર લઈ જવામાં આવ્યો. પોતાને મસ્તકે એ જ 'આત્મારામનો કળશ' ધારણ કરીને બાર વર્ષો પછી સ્વામી વિવેકાનન્દ બેલુડ મઠમાં પ્રસ્થાપિત કરવાના હતા. શેષ અવશેષોના કળશને શણગારીને કાંકુડગાંછી લઈ જવામાં આવ્યો હતો. શશીએ જ એ ધારણ કર્યો હતો.

૧૮૮૬ની નાતાલ વખતે નરેન્દ્ર અને બીજા કેટલાક ગુરુભાઈઓ બાબુરામની માના નિમંત્રણથી એમને ગામ ખાંટપુર ગયા હતા. તે મંડળીમાં નિરંજન પણ હતા. તરતાં નહીં જાણતા શારદા પ્રસન્ન પુકુરમાં નહાવા પડ્યા અને અચાનક ઊંડા પાણીમાં સરી પડ્યા ત્યારે, તરત જ પાણીમાં ઝંપલાવીને નિરંજને શારદા પ્રસન્નને સલામત કાંઠે આણ્યા હતા.

સ્વામી યોગાનન્દને પ્રયાગમાં શીતળા નીકળ્યાના ખબર પડતાં નિરંજન ત્યાં સેવા માટે દોડી ગયા હતા. આ ઘટના ૧૮૮૯માં બની હતી. બલરામ બાબુની અંતિમ માંદગી સમયે પણ નિરંજનાનન્દ ખડેપગે સેવા કરતા. એ રીતે લાટૂ મહારાજની માંદગી વેળા એમની સેવામાં નિરંજનાનન્દ પહોંચી ગયા હતા.

વરાહનગર મઠમાં ૧૮૮૭ના આરંભમાં નિરંજન જોડાયા અને બીજા ગુરુભાઈઓ જોડે એમણે હોમ કરી સંન્યાસની પ્રતિજ્ઞા લીધી હતી. સ્વામીજીએ એમને 'સ્વામી નિરંજનાનન્દ' નામ આપ્યું હતું. મઠમાં શ્રમ પડે તેવું મોટા ભાગનું કામ એમણે ઉપાડી લીધું હતું. પ્રસાદ ધરાવવા માટે કંઈ મીઠાઈ ખરીદીને એકવાર એ મઠમાં આવતા હતા. એ જ માર્ગે એક ગરીબ નારી કાખમાં પોતાના નાના બાળકને ઘાલીને આવતી હતી. એમની પડખેથી જ પસાર થતા આ જુવાન સ્વામીના હાથમાંની મિઠાઈની સુગંધે બાળક જરા મોટેથી બોલી ઊઠ્યો, 'બા, મારે મીઠાઈ ખાવી છે.' માતાએ એને વારવા કોશિશ કરી પણ બાળક જોરથી રડવા લાગ્યો. તરત જ નિરંજનાનન્દ એ મા-દીકરા પાસે ગયા અને પ્રેમપૂર્વક મીઠાઈનું પડીકું એમને આપવા લાગ્યા. 'લે ભાઈ, આ મિઠાઈ ખા !' એ બોલ્યા. પેલી ગરીબ બાઈ બોલી ઊઠી : 'ના, મહારાજ. આ મીઠાઈ તો તમે ભગવાનને ધરાવવા માટે લીધી છે. મારો દીકરો એ ખાય તો એનું અમંગળ થાય.' 'ના, મા. તમારો દીકરો ખાશે એ ભગવાનના જ ખાધા બરાબર છે.' એમ કહી એમણે એ પડીકું એમને આપ્યું અને પોતે બીજી વાર લેવા માટે પાછા બજાર તરફ ફર્યા.

વૃંદાવનની યાત્રાએથી પાછાં ફર્યાં પછી શ્રી મા એકલાં કામારપુકુરમાં વસતાં હતાં ત્યારે, સંન્યાસ લેતાં રોકીને અને કંઈ પાઈ દઈને પત્નીએ જેને પાગલ કરી મૂક્યો હતો તે હરીશ કામારપુકુર જઈ ચડ્યો હતો અને શ્રી માને ત્રાસ આપવા લાગ્યો હતો. તે બાબત શ્રી માએ મઠમાં જાણ કરતાં સ્વામી શારદાનન્દ સાથે નિરંજનાનન્દ ત્યાં દોડી ગયા હતા અને હરીશને ત્યાંથી તગેડી મૂક્યો હતો.

વરાહનગર મઠનો કાળ આકરી કસોટીનો હતો. મઠવાસીઓની મુશ્કેલીઓથી પૂજ્ય શ્રી મા પણ સુપેરે પરિચિત હતાં. પોતાના એ પુત્રો માટે સાદા રોટલા-ઓટલાની પ્રાર્થના શ્રી માએ ગયામાં કરી હતી. શ્રી મા જાણતાં હતાં કે મઠવાસીઓને અનેકવાર ભૂખ્યા સૂવું પડતું. એક દિવસે મઠવાસીઓએ ઠાકુરને પણ કસોટીએ ચડાવ્યા. એ સૌએ નિશ્ચય કર્યો કે, 'આપણે શ્રી રામકૃષ્ણને નામે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. એ આપણી કેવી સંભાળ લે છે તે જોઈએ. આજ નથી ભિક્ષા માગવા જવું, નથી આ વિશે કોઈને કહેવું.' બધા ધ્યાનમાં બેસી ગયા. આખો દિવસ વીતી ગયો. સંધ્યાકાળ વીત્યો અને રાત પણ પડી. અચાનક એમને બારણું ખખડાવવાનો અવાજ સંભળાયો. નરેન્દ્રનાથે કહ્યું : 'દરવાજો ખોલો ને જુઓ કે કોણ છે ? પણ પહેલાં એ જોજો કે એના હાથમાં કંઈ છે કે નહીં ?' ચમત્કાર ! લાલા બાબુના શ્રી કૃષ્ણ મંદિરેથી જાતજાતની વાનગીઓ, ને તે પણ પૂરતા પ્રમાણમાં લઈને એક માણસ આવ્યો હતો !

અહીં મઠમાં તપસાધના થતી જ પણ, બીજા ગુરુભાઈઓની માફક અને સાધુ પરંપરા અનુસાર, નિરંજનાનન્દ પણ યાત્રાએ નીકળી પડ્યા. નવેમ્બર ૧૮૮૯માં, દેવઘર થઈ એ વારાણસી ગયા. થોડો કાળ ત્યાં તપસાધનામાં પસાર કર્યા પછી એ પ્રયાગ ગયા અને ત્યાંથી વિવિધ સ્થળોએ ભ્રમણ કરતા એ શ્રીલંકા ગયા. એ સમય સુધીમાં વિવેકાનન્દ અમેરિકા પહોંચી જઈ જગપ્રસિધ્ધ બની ગયા હતા. નિરંજનાનન્દના શ્રીલંકાગમનના ખબર જાણી, વિદેશથી સ્વામીજીએ પૂછાવ્યું હતું કે, 'નિરંજન પાલી શા માટે નથી

શીખતો અને બૌદ્ધ ગ્રંથોનો અભ્યાસ નથી કરતો ? નિરર્થક ભ્રમણ કરવાથી શો ફાયદો થાય છે ? પરતુ નિરજનનું ભ્રમણ નિરર્થક ન હતુ એ સર્વજ્ઞ શ્રી રામકૃષ્ણના મહિમાનો પ્રચાર કરતા, સ્વામી વિવેકાનન્દની પ્રેરણાના સ્ત્રોતનો મહિમા ગાતા અને મઠ મિશનના ભાવિ કાર્ય માટે ખેડાણ કરતા હતા પછીથી વિદેશથી જ એક પત્રમા ગુરુભાઈ નિરજનના કાર્યની તેમણે પ્રશસા પણ કરી હતી નિરજનાનન્દની પ્રેરક અને પ્રભાવક અસરનો એક દાખલો લઈએ. રાયપુરમા સૂરજરાવ નામનો લશ્કરી અફસર એમનાથી પ્રભાવિત થયો હતો અને પછીથી નોકરી છોડી એ વિવેકાનન્દનો શિષ્ય બન્યો હતો આમ પરિભ્રમણ કરી અનુભવનુ ભાથુ બાધી અને ગુરુદેવનો સદેશ ફેલાવી, ૧૮૯૫ના આરભમા એ હવે આલમબજારમા ગયેલા મઠમા પરત આવી પહોંચ્યા.

સને ૧૮૯૭ના જાન્યુઆરીની ૧૫મીએ દિગ્વિજયી વિવેકાનન્દની આગબોટ કોલબો બદરે લાંગરી ત્યારે દોડતા આગબોટમા ચડી જઈ પોતાના એ વિશ્વમાન્ય ગુરુભાઈને પ્રેમાશ્લેષમા લેનાર નિરજનાનન્દ જ હતા. પરદેશની ધરતી પર પ્રાચીન સનાતન ધર્મનું, ભારતની પરપરાનું, હિંદુ સમાજનુ અને ગુરુનુ ગૌરવ પ્રસ્થાપિત કરીને આવનાર વિવેકાનન્દ, ૧૮૯૩ના મેની આખર તારીખે મુબઈનુ બારુ છોડનાર, અજાણ, અપ્રતિષ્ઠિત ભગવા વેશધારીમાથી જગપ્રસિધ્ધ બની ગયા હતા. દેશના ગૌરવની મૂર્તિ બની ગયા હતા.

કોલકાત્તા આવી રામકૃષ્ણ મિશનની સ્થાપના કર્યા પછી અને મઠમા બળ પૂર્યા પછી, ૧૮૯૮મા વિવેકાનન્દ આલ્મોડા ગયા હતા ત્યારે, નિરજનાનન્દને સાથે લઈ ગયા હતા. થોડા સમય પછી સ્વામીજી અને બીજી મંડળી ત્યાથી રવાના થઈ પણ નિરજનાનન્દ ત્યા જ સાધના માટે રોકાઈ ગયા. સ્વામીજીએ જેમને મંત્રદીક્ષા આપી હતી તે યુવાન સુધીર પણ ત્યા જ રોકાયા હતા. સંન્યાસી બન્યા પછી એ 'શુધ્ધાનન્દ' નામધારી બન્યા હતા. થોડા સમય પછી બને વારાણસી ગયા અને ત્યા તપસાધનામા લાગી ગયા માધુકરી કરી જીવનનિર્વાહ બન્ને કરતા એ દિવસોમા કેદારનાથ મૌલિક (પછીના સ્વામી અમલાનન્દ)ને ત્યા કેટલાક ઉત્સાહી યુવાનો મળતા અને શ્રી રામકૃષ્ણદેવ વિશે ચર્ચાવાર્તા કરી આનદ કરતા. નિરંજનાનન્દને આ બાબત ખબર પડતા એમણે એ મડળીમા જોડાવાની ઈચ્છા કરી. ઠાકુરના એક પાર્ષદના મનના ખબર સાભળી એ મડળી આનદવિભોર બની ગઈ એમને કંઠેથી ઠાકુરના ગુણગાન સાભળી મડળી મુગ્ધ બની ગઈ ઠાકુર વિશેની નિરંજનાનન્દની ભક્તિભાવપૂર્ણ વાણીનો એ પ્રભાવ હતો નિરજનાનન્દની પ્રેરણા હેઠળ વારાણસીના કેટલાક જુવાનો ત્યાગસેવામય જીવન ગાળવા કટિબદ્ધ થયા. એ વૃદે પછીથી રામકૃષ્ણ મિશન હોમ ઓવ્ સર્વિસની સ્થાપના કરી. એ રામકૃષ્ણ સેવાશ્રમે અનેક રોગીઓની સારવાર કરી છે

વારાણસીથી નિરજનાનન્દ હરદ્વાર પાસે આવેલા કનખલમા ગયા. કનખલમાં મુખ્યત્વે સાધુ સન્યાસીઓ જ વસે છે કાશીમાના એમના ગૃહસ્થ શિષ્ય કેદારનાથના હૃદયમાં વૈરાગ્યનો પવિત્ર અગ્નિ પ્રગટ્યો અને નોકરી તથા ઘર છોડી એ કનખલ દોડી ગયા અને નિરજનાનન્દના સમજાવ્યા છતાં એમણે સન્યાસની ખાડાની ધારનો, દુર્ગમ પથ લીધો અને એ નિરજનાનન્દના શિષ્ય જ નહીં, સેવક પણ બની ગયા.

કેદારનાથના આગમન પછી, પોતાની તબિયત ખૂબ બગડી જતા નિરજનાનન્દને કોલકાતા જવું પડ્યુ. ત્યાં પણ બે અઢી મહિના સુધી તબિયત નહીં સુધરતા એમણે કેદારનાથને શુશ્રૂષા માટે બોલાવ્યા. કેદારનાથ (સ્વામી કલ્યાણાનન્દ) તરત જ દોડી આવ્યા. અનન્ય ભાવથી એ નિરજનાનન્દની સેવામા લાગી ગયા. આ માદગી લાબી ચાલી અને કલ્યાણાનન્દની સહાયમાં મઠમાંથી સ્વામી બોધાનન્દને પણ મોકલવા પડ્યા હતા. નિરજનાનન્દ કોલકાતામા ભાડાના મકાનમા રહેતા હતા. અવિરત પરિશ્રમને કારણે કલ્યાણાનન્દની તબિયત નખાઈ ગઈ હતી અને મનથી પણ થોડા અસ્વસ્થ થઈ ગયા હતા. નિરજનાનન્દે તેમને શ્રી મા પાસે જયરામવાટી જવા કહ્યુ અને વધારામા કહ્યુ કે, 'હુ પણ ત્યા આવીશ.' એ સાજા તો થયા પણ દુર્ભાગ્યે જયરામવાટી જઈ શક્યા નહીં.

બીજીવાર ૧૮૯૯મા અમેરિકા જઈ દોઢ વર્ષમા જ ૧૯૦૦ના ડિસેમ્બરમા વિવેકાનન્દ પાછા આવ્યા હતા. ગુરુસમા ગુરુભાઈને ફરી મળતા નિરંજનાનન્દને આનંદ થયો હતો તે સાથે, સ્વામીજીની કથળતી જતી તબિયતની ચિંતા પણ હતી.

સ્વામી વિવેકાનન્દને જાપાનનું નિમત્રણ આપવા સુપ્રસિધ્ધ શિલ્પી કાકુઝો ઓકાકુરા ૧૯૦૨ના જાન્યુઆરીમા ભારત આવ્યા હતા પોતાની રોગગ્રસ્ત તબિયતને કારણે સ્વામીજી જાપાન તો ન ગયા પણ ઓકાકુરાની સાથે બોધિગયા (ગયા) અને સારનાથ (વારાણસી) ગયા. એ કાળે વારાણસીમાં

વસતા નિરંજનાનન્દને એમની મંડળી માટે ઉત્તમ વ્યવસ્થા કરી હતી. ત્યાં સ્વામીજી ગંભીર રીતે બીમાર પડી જતાં આગ્રા, ગ્વાલિયર, અજિંઠા, વેરુળ, ઉદયપુર, દિલ્હી વગેરે સ્થળોએ જતી વખતે ઓકાકુરાને નિરંજનાનન્દે સાથ આપ્યો હતો.

સ્વામી નિરંજનાનન્દ તદ્દન વિરક્ત અને અનાસક્ત હતા. એટલે, એમની મૃદુતાને સ્થાને કોઈ વાર પ્રસંગોપાત કઠોરતા પણ ઉપસી આવતી. કોલકાતાના એક શ્રીમંત ગૃહસ્થે પુણ્યપ્રાપ્તિના હેતુથી વારાણસીમાં શિવમંદિર બંધાવ્યું. આ સમાચાર પોતાને કાને આવતાં સ્વામીજી બોલી ઊઠ્યા : 'એ ગૃહસ્થે દુ:ખીતો-પીડિતો માટે કંઈ કર્યું હોત તો એને એક હજાર શિવમંદિરો બંધાવવાનું ફળ મળ્યું હોત.' સ્વામીજીના આ બોલ પેલા ગૃહસ્થને કાને પડતાં, એણે 'પુઅર મેન્સ *રિલીફ એસોસીએશન' (પછીના રામકૃષ્ણ સેવાશ્રમ)* માટે મોટી આર્થિક સહાય કરવા વચન આપ્યું. પણ થોડો સમય વીતતાં એનો ઉત્સાહ મોળો પડી ગયો અને, જાહેર કરેલી રકમ ખૂબ ઘટાડી નાંખી. સંસ્થાને મુશ્કેલી પડશે એ જાણ્યા છતાં નિરંજનાનન્દે એ દાનનો પૂરો અસ્વીકાર કર્યો.

આવા કઠોર અને કુસ્તીબાજ નિરંજનાનન્દ શ્રી શારદામા પ્રત્યે અનુપમ શ્રધ્ધા અને આદર ધારણ કરતા હતા. 'નિરંજન લાઠી ફેરવે છે પણ મા પ્રત્યે તેને અતિશય ભક્તિ છે અને એની લાઠી હજમ થઈ જાય છે' વિવેકાનન્દના આ શબ્દો નિરંજનના પરાક્રમી તેટલા જ કોમળ હ્રદયને બરાબર દર્શાવતા હતા. ઠાકુરના દરેક અંતરંગ શિષ્ય ઠાકુરના કોઈને કોઈ નિજી ભાવ ને ઠાકુરની કોઈ વિભૂતિને જ પ્રગટ કરતા. પ્રસિધ્ધ નાટ્યકાર અને નટ ગિરીશ ઘોષના જીવનની કરુણ પળે એમના હ્રદય પર શાતાવારિના વર્ષણ માટે નિરંજન જ ગિરીશને શ્રી મા પાસે લઈ ગયા હતા. પોતાની સાથે પુત્રશોકના વહ્નિથી પીડિત ગિરીશને નિરંજનાનન્દ જયરામવાટી લઈ ગયા હતા અને ત્યાં શ્રી મામાં ગિરીશને 'સાચી મા'નાં દર્શન થયાં હતાં. પોતાના સમવયસ્ક ગિરીશને પોતાના પુત્રપદે સ્થાપીને, શ્રી માએ પોતાનો ઘૂંઘટ દૂર કરી એને દર્શન આપ્યાં હતાં. તેની પાછળ નિરંજનાનન્દ હતા.

સ્વામી વિવેકાનન્દે ૧૯૦૨ના જુલાઈની ૪થીએ મહાસમાધિ લીધી. નિરંજનાનન્દ પણ પોતાના પ્રિય મિત્ર અને માર્ગદર્શકની વિદાય પછી પૃથ્વી પર લાંબું ન રહ્યા. મરડાની એમની જૂની બીમારી જોર કરી આવી. એમણે હરદ્વાર જવા નક્કી કર્યું. જન્મભોમ છોડતાં પહેલાં શ્રી મા પાસે જવાની એમની પ્રબળ ઈચ્છાનું રહસ્ય કોઈ સમજી શક્યું નહીં. પૂજ્ય શ્રી મા પ્રત્યેનો ભક્તિભાવનો વૈશાખી જુવાળ એમના અંતરમાં ઉછળતો હતો. ઠાકુર ચરણે જવાનો તરવરાટ એ હતો ? સંસારમાંથી વિદાય લેવાની ઉત્કટ ઈચ્છા જાગી હતી ? એ શીઘ્ર માતાજી પાસે દોડી ગયા. પોતાના પ્રિય પુત્ર માટે શ્રી માએ રસોઈ કરી અને મા સ્વયં નાના શિશુને જમાડે એમ નિરંજનાનન્દને જમાડવા લાગ્યાં અને આખરે વિદાયની ઘડી આવી ત્યારે ત્યાગના, તપસ્યાના, સંયમના બંધો તૂટી પડ્યા અને શ્રી માને ચરણે પડી નિરંજનાનન્દ આક્રંદ કરતા આળોટવા લાગ્યા. એમણે વિદાય લીધી ત્યારે શ્રી માને પણ ઝબકારો થયો કે આ દીકરો પોતાને અંકેથી ઠાકુરને અંકે જઈ રહ્યો છે.

એ હરદ્વાર ગયા. સાધનાયજ્ઞ સતત ચાલુ જ રહ્યો મરડો કોલેરામાં ફેરવાયો. ચાકરી કરતાં સેવકને વઢીને દૂર કરતાં બોલ્યા : 'તારે મને શાંતિથી મરવાયે નથી દેવો ?' સને ૧૯૦૪ની ૯મી મેએ એમણે ચિરસમાધિ લીધી.

(લેખમાળા ક્રમશઃ)





'Poetry' માસિકના માર્ચ ૨૦૦૮ અંકનું મુખપૃષ્ઠ

ફાર્માસ્યુટીકલ ઉદ્યોગનો જેમને બહુ મોટો વારસો સાંપડેલો તે રૂથ લીલીનો 'Poetry' સાથેનો સંબંધ ૧૯૭૨થી શરૂ થયેલો જ્યારે એમની કવિતાઓ એક પછી એક અસ્વીકૃત થતી અને તંત્રીઓ દ્વારા એ અસ્વીકૃતિની જાણ કરતા હસ્તલિખિત પત્રો એમને મળ્યા કરતા. આમ છતાં, 'Poetry'થી પ્રભાવિત રહેલાં રૂથે ૧૯૮૬માં કવિની આજીવન સિદ્ધિઓને પ્રતિવર્ષ સન્માનતું ૧૦૦,૦૦૦ યુ.એસ. ડોલરનું 'રૂથ લીલી પ્રાઈઝ' સ્થાપિત કર્યું. કવિતાના આશાસ્પદ પૂર્વસ્નાતક અને સ્નાતક વિદ્યાર્થીઓ માટે 'લીલી ફેલોશીપ'ની પણ રચના કરી. એમણે ૨૦૦૨માં સામયિકની આર્થિક અવદશાના સમયમાં ૧૦૦ મિલિયન યુ.એસ. ડોલરની માતબર મદદ પણ કરી. પછી તો 'Poetry Foundation' રચાયું જે અમેરિકાના સાંપ્રત સાહિત્યમાં કવિતાનો અવાજ પ્રગટ કરે છે. ટી. એસ. એલિયેટે ૫૦ વર્ષ પહેલાં કહેલું કે 'Poetry' એ સામયિક નથી, સંસ્થા છે.

નિર્મિશ ઠાકર

## ૫ ૧ રાગ પરિચય

રાગ અને ગાયન વિષે લગભગ બધા જાણતાં હોય છે મોટા ભાગના લોકો માને છે કે રાગ કાઢીએ એટલે ગાયન ગવાય ' આપણી સમજ' અને શાસ્ત્રીય સમજ' વચ્ચે એક મોટી ખાઈ રહેલી હોય છે '

મારા ઘરનો જ દાખલો આપુ ? થોડા દિવસ અગાઉ અમે શાસ્ત્રીય ગાયન નો એક કાર્યક્રમ સાભળવા ગયેલા. આરભે તો અમારા શ્રીમતીજીએ સારો રસ લીધેલો.

તબલાવાળો ગુસ્સે થયો લાગે છે ' જુઓ આ બધા કલાકાર તૈયાર થઈને બેઠા છે ત્યારે એવડો એ તબલા પર હથોડી ઠોકે છે ' શ્રીમતીએ હસુ હસુ થઈ કહેલુ આ સાભળી બાજુવાળા શ્રોતાઓ કલાકારોને બદલે અમારામા રસ લેવા લાગ્યા ' પહેલી વાત એ કે તુ ધીમેથી બોલ, લોકો આપણને જૂએ છે 'બીજી વાત એ કે ગુસ્સે તો હું થયેલો છુ તબલાવાળો નહીં ' દબાયેલા અવાજે સંતોષકારક રીતે દાઝ પ્રગટ થઈ શકતી નથી, એટલે મને વધારે દાઝ ચડતી હોય છે '

તમે ગુસ્સે થાવ, તો મારે શુ ? થાવ. તબલા પર હથોડી પડે એમ શ્રીમતીના શબ્દો મારા લમણે ભટકાયેલા.

જો સાભળ. મેં નાછૂટકે મગજ પર કાબૂ રાખતા કહેલુ હમણાં તુ હસુ હસુ થઈ જેવા 'ઊચા અવાજે બોલી. શ્રોતાઓનું ધ્યાન આપણા તરફ ખેંચી શકેલી, એવા પ્રકારના ઊચા સૂરોને સગીતમાં તાર સપ્તકના સૂરો કહે છે હું દાઝે બળ્યો હોવા છતાં મજબૂરીમા શક્ય એટલા નીચા અવાજે જવાબ આપતો હતો, એવા સૂરોને સગીતમા ખરજના સૂરો કહે છે એ મદ્ર સપ્તકમા હોય છે હવે પછી આપણે એકબીજાને અનુકૂળ થઈ સજ્જનોને શોભે એવા સહજ અવાજમાં વાત કરીશુ. એ પ્રકારના સૂરોને મધ્ય સપ્તકના સૂરો કહે છે જેમ આપણે એકસૂર બનીએ તેમ વાતચીતમાં સરળતા અને સહજતા લાગે છે એમ સગીતમાયે એકબીજા સાથે સંગત કરતા કલાકારોએ એકસૂર બનવુ પડે છે હકીકતમા તબલાવાળો ગુસ્સે નથી થયો, પણ ગાયકના સૂર પ્રમાણે તબલુ મેળવવા, એ હથોડી ઠોકે છે 'ગાયકનો સૂર એટલે દાખલા તરીકે પહેલી કાળી.. અથવા બીજી કાળી. અથવા. મેં સમજાવવાની કોશિશ કરી.

પહેલી કાળી તો ચાપલી લાગે છે નહીં ? શ્રીમતીએ વધુ રસ લીધો.

ચાપલી ? કઈ ચાપલી ? તું શેની વાત કરે છે ? મને ચક્કર ચડ્યા.

પેલી રાવણહથ્થો લઈને બેઠી છે એ કાળી છોકરીની વાત કરુ છું ' બીજી તો એટલી બધી કાળી નથી.

હે ભગવાન ' હું તો ગાયકના સૂરની વાત કરુ છું ' હાર્મોનિયમમા કાળી અને ધોળી ચાંપો હોય છે ને ? જ્યારે પહેલી કાળી કે કાળી ચાર બોલાય, ત્યારે એ નંબરની ચાપ સમજવાની ' જે છોકરીઓની તું વાત કરે છે તે ગાયકની શિષ્યાઓ છે અને એમના હાથમા છે તે રાવણહથ્થા નહીં, તાનપૂરા છે ' મેં પછી ચોખવટ કરેલી. પછી ગાયકે ગાયન શરૂ કર્યું, એટલે મેં કહ્યુ વાહ આ તો રાગ પહાડી છે ' શ્રીમતીએ મારા અજ્ઞાન (?) પર હસતા કહ્યુ, તમારુ ફટકી ગયુ છે ? આ ગાનારો પિપૂડી જેવા પાતળા રાગે ગાય છે ને તોય એ તમને પહાડી લાગે છે ?

પ્રિય વાચકમિત્રો, માત્ર મારા ઘરમા જ આવુ છે એવુ નથી ઘેર ઘેર માટીના ચૂલા છે 'હુ ગળે આવીને આ લેખ લખી રહ્યો છુ અને એને જ આતરિક આવશ્યકતા કહે છે '

તમારો રાગ ખોખરો કે મધુર હોઈ શકે પણ અહીં એની વાત નથી 'શાસ્ત્રીય સગીતમાં, રાગ એટલે કોઈ ચોક્કસ બધારણને વફાદાર રહી આરોહ અને અવરોહ દ્વારા થતી સ્વરલીલા તમે ઊંડાણથી વિચારશો તો તમને લાગશે કેમાત્ર મનુષ્યને જ નહીં, કુદરતને પણ સ્થિરતા કરતા ચડ-ઉતર વધારે વહાલી હોય છે સ્થિરતા કંટાળાજનક હોય છે ચડ-ઉતરને શાસ્ત્રીય સગીતમાં અનુક્રમે આરોહ-અવરોહ કહે છે

છાપાઓના કટારલેખકોને સ્તરની ચડ-ઉતરથી ઘણી ગભરામણ થતી હોય છે એ મનોરંજન પીરસવા જાય, ત્યારે તત્રીશ્રી ચેતવે છે કે બહુ નીચા ના જતા ' વળી જો એ ઉત્તમ સર્જન પીરસવા જાય તો તત્રી ટકોરે છે કે ભાઈ આમ-વાચકને સમજાય એવુ લખજો, બહુ ઊચા ના જતા 'સંગીતમાયે એ જ જોખમ રહે છે ગાયક જો બહુ ઊચે સ્તરે જઈ ગાય અથવા બહુ નીચે સ્તરે જઈ ગાય, તો બેસૂરા થવાની શક્યતાઓ વધીજાય છે ' અહીં ગાયકની કુશળતાના સ્તરની વાત નથી, સૂરોના સ્તરની વાત છે 'આ માટે તમારે સપ્તક ને સમજવું પડશે

સાતનો આંકડો કદાચ તમને ગમતો જ હશે. સાતમે દિવસે મળતા રવિવારનું વિશિષ્ટ સુખ મેળવવા આખું સપ્તાહ દોડતા જ હશો ને 'સપ્તદ્વીપ, સપ્તધાતુ, સપ્તસમુદ્ર સપ્તલોક સપ્તર્ષિ, સપ્તપાતાલ. વગેરેમાંયે સાતનું સુખ વણાયેલું છે ' શુદ્ધ સૂરો પણ સાત છે ને '

સપ્તક ષડજ (સા) થી નિષાદ (નિ) સુધીમાં આવતા સ્વરોના સમૂહને સપ્તક કહેવાય છે તમે જરાયે ખેંચાયા વિના

સહજપણે જે સપ્તકમાં ગાઈ શકો (જો ગાવાની ઈચ્છા હોય તો !) તેને 'મધ્ય સપ્તક' કહે છે. એ મધ્યમાં રહે છે, પછી યથાશક્તિ ઉપર-નીચે જવાની છૂટ હોય છે. મધ્યથી ઊંચું સપ્તક 'તાર સપ્તક' કહેવાય છે. મધ્યથી નીચા સપ્તકને 'મંદ્ર સપ્તક' કહેવાય છે. આ ત્રણેય સપ્તકોને માનવશરીરનાં સ્થાનો સાથે જોડવામાં આવ્યાં છે. શાસ્ત્ર કહે છે તેમ, મન્દ્ર સપ્તક નાભિ સાથે, મધ્ય સપ્તક કંઠ સાથે અને તાર સપ્તક તાળવા સાથે સંકળાય છે. અતિ ઊંચું ગાવા માટે ગાયક જ્યારે તાર સપ્તકમાં વિહરવા લાગે છે, ત્યારે શ્રોતાઓનો જીવ પણ તાળવે ચોંટે છે, કારણ કે સિસોટી જેવો તીણો થઈ ગયેલો ગાયકનો અવાજ ગમે ત્યારે ફાટી જવાનો ભય હોય છે ! મન્દ્ર સપ્તકમાં પણ આ જ માથાકૂટ હોય છે. ગાયક જ્યારે સ્વરોની સીડી ઊતરતાં નાભિ તરફ ગતિ કરે છે, ત્યારે એની દશા તેલ ખૂટેલા દીવા જેવી થતી મેં જોઈ છે, બાય ગોડ ! માણસ જો માણસમાં હોય, તો એ ત્રણ સપ્તકથી બહાર જઈ શકતો નથી, એમ હું માનું છું. સપ્તકો ત્રણ જ હોય એવું નથી, અનેક હોઈ શકે, પણ માણસની પહોંચ ત્રણ સપ્તક સુધી હોય છે. જેમ અવકાશમાં અનેક સૂર્યમંડળ હોય છે, પણ આપણા માટે આપણું સૂર્યમંડળ (જેમાં આપણી પૃથ્વી છે તે) જ કાફી હોય છે, એવું !

શ્રુતિના સ્થાનને આધારે સૂર નક્કી થાય છે, એ તો હું અગાઉ જણાવી ગયો છું. બે સૂર વચ્ચે કેટલી શ્રુતિનું અંતર છે, એને આધાર બનાવી સૂરોનું વર્ગીકરણ થઈ શકે. સા, મ અને પ વચ્ચે ૪ શ્રુતિનું, રે અને ધ વચ્ચે ૩ શ્રુતિનું અને ગ તથા નિ વચ્ચે બે શ્રુતિનું અંતર હોય છે, જેને પશ્ચિમી સંગીતમાં અનુક્રમે મેજર ટોન, માયનર ટોન અને સેમિ ટોન કહે છે. શ્રી હસુ યાજ્ઞિકના પુસ્તક 'સંગીતશાસ્ત્ર'માં પશ્ચિમી સંગીત-સપ્તક વિશે ઘણી રસપ્રદ માહિતી અપાઈ છે. એ અનુસાર આ માહિતી જુઓ :

શુદ્ધ સ્વરનું સપ્તક :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ભારતીય : | સા | રે | ગ | મ | પ | ધ | નિ |
| પશ્ચિમી : | ડો | રે | મી | ફા | સોલ | લા | સી |
| સંજ્ઞા : | C | D | E | F | G | A | B |

વ્યાખ્યાઓ ક્યારેય સંપૂર્ણ સાચી નથી હોતી, એમ કહી કહીને મારું ગળું બેસી ગયું છે, છતાં ખુદ મારે જ વ્યાખ્યાઓ આપવી પડે છે, એ એક મોટી જોક છે !

ગેરમાર્ગે દોરે તેવી ચોખવટને હું વ્યાખ્યા કહું છું ! વ્યાખ્યાની આ વ્યાખ્યા પણ તમને સાચી નહીં લાગે, બરાબર ? ચાલો, આપણે હવે 'રાગ'ને વ્યાખ્યાયિત કરવાની નિષ્ફળ છતાં હાસ્યપ્રેરક કોશિશ કરી જોઈએ !

મારા શબ્દોથી તમે પ્રભાવિત નહીં થાવ, એટલે આપણે ફરી એક સંસ્કૃત પંક્તિ ભણી જઈએ. 'રંજયતે ઈતિ રાગમ્' એ સાવ સાદી વ્યાખ્યા. મનનું રંજન કરે તે રાગ. પણ ઘણા લોકોને તો ગાળોમાંથીયે મનોરંજન મળે છે, એટલે ગાળને રાગ કહી શકાય ? હવે વ્યાખ્યા અપૂર્ણ લાગશે. તો વધુ ઊંડા ઊતરશું ? હવે આ શ્લોક અજમાવો !

યો યં ધ્વનિવિશેષસ્તુ સ્વર-વર્ણ-વિભૂષિતઃ ।
રંજકો જનચિત્તાનામ્ સ રાગઃ કથિતો બુધૈઃ ॥

આમ રાગ એટલે સ્વર-વર્ણથી વિભૂષિત, મનુષ્યોનાં ચિત્તનું રંજન કરી શકતું, નિશ્ચિત સ્વરોના બંધારણવાળું ગેય સ્વરૂપ. બીજું તો ઠીક, પણ 'બંધારણ'ની વ્યાખ્યા જાણ્યા વિના તમે રાગની વ્યાખ્યા કેવી રીતે સમજશો ? સંગીતમાં 'બંધારણ'નો કોઈ ચોક્કસ અર્થ હશે ને ? બંધારણમાં પાછાં અનેક અંગો હશે અને દરેક અંગની પાછી સ્વતંત્ર વ્યાખ્યા હશે ! આગળ નથી વધવું ? તો અટકીએ.

હવે રાગની જન્મકુંડળી જોઈએ. રાગ ક્યાંથી જન્મ્યા ? તમને સાચું કહું તો 'પહેલાં મરઘી જન્મી કે ઈંડું ?' એ પ્રકારના પ્રશ્નો દરેક ક્ષેત્રે છે ! મેળમાંથી થાટ જન્મ્યા અને થાટમાંથી રાગ જન્મ્યા, એમ કહેવાય છે... પણ એનો મેળ બેસતો નથી ! આમ તો થાટને રાગના જન્મદાતા અને રાગને જન્ય જ કહેવાય છે, છતાં રાગોને વર્ગીકૃત કરવા થાટોને જન્માવાયા હોય, એમ પણ બન્યું છે. આ ગૂંચવાયેલું કોકડું તમને સોંપી, હું આગળ વધું છું.

ખરેખર તો લોકસંગીતમાંથી જ શાસ્ત્રીય સંગીત જન્મેલું છે અને શાસ્ત્રીય સંગીતની અસર પાછી લોકસંગીત પર પડતી હોય છે, ઓ કે ?

સાદા શબ્દોમાં કહું તો આ બધી કલાત્મક ગૂંચવણો છે. ગાંધીજીને કારણે જ આપણને 'સત્ય' અને 'અહિંસા' મળ્યાં, એવું આપણને લાગ્યા કરે છે, પણ ખરેખર તો 'સત્ય અને અહિંસા' ગાંધીજીના જન્મ કરતાં પહેલાં જન્મેલાં છે !

મૂળ વાત તો એ કે ભાષા નહોતી જન્મી ત્યારેય મનુષ્યને ગાવાની ટેવ હતી. 'હું ગાઉં છું એને જ સંગીત કહેવાય' એવી ભાવના પણ કુદરતી રીતે જ મનુષ્યમાં હોય છે. 'હું જ સાચો' એવું હું અને તમે માનીએ જ છીએ. જુદા જુદા પ્રદેશોમાં જન્મેલ મનુષ્યો અલગ-અલગ વાતાવરણોમાં ઉછરે, એટલે એમના પહેરવેશ, સ્વભાવ, રૂપ-રંગ અને શરીરના બાંધા પણ અલગ જ હોય. આથી એમની રાગડા તાણવાની રીતો પણ અલગ હોય. સામાવાળાની લઢણને આત્મસાત્ ન કરી હોવાને કારણે દરેકને સામાવાળાના સંગીતમાં સૌંદર્ય ઓછું અને વૈચિત્ર્ય વધારે જડે છે ! કોઈ મદ્રાસી ગાતો હોય તોયે મને એ 'રાગડા તાણતો' જ લાગવાનો, સમજ્યા ને ? આવી બધી અંધાધૂંધી વચ્ચે ય, જુદા જુદા પ્રદેશોમાં લોકગીતોના ઢાળો અસ્તિત્વમાં આવ્યા અને દરેક પ્રદેશના લોકોએ પોતાને અનુકૂળ આવે એવું એનું વ્યાકરણ રચ્યું, નિયમો બનાવ્યા. આમ રાગો અસ્તિત્વમાં આવ્યા. સિંધ, ગૂર્જર, મારુ, ગૌડ, માલવ જેવા રાગોમાં 'પ્રદેશ' પણ સૂચવાય છે ને ?

(ક્રમશઃ)

■

(પ્રવાસકથા)

# દીકરી સંગે દેશાટન

કેશુભાઈ દેસાઈ

[આપણે ત્યાં દીકરી વિશે ઘણું લખાયું છે અને 'દેશાટન' કહેતાં યાત્રા-વર્ણન, વિવરણ પણ ઠીક ઠીક જોવા મળે છે અહીં જરા જુદી તરાહના વિશેષ હેતુસર કરાયેલ પ્રવાસની વાત રજૂ થાય છે. લેખક દંપતી યુવાન પાલ્યાને લઈને અનેકવિધ પ્રતિકૂળતાઓ વચ્ચે પ્રવાસ કરવા નીકળે છે. અંગત જીવનમાં ઊઠેલા તોફાનથી આળું થયેલું ડાઈવોર્સી દીકરીનું હૈયુ એક પ્રકારના બંધિયાર થઈ ગયેલા જીવનમાંથી બહાર આવી, ખુલ્લી હવામાં તદ્દન અજાણ્યાં લોકો અને પરિવેશ વચ્ચે કંઈક શાતા અનુભવવા ઝંખે છે નિખાલસ આત્મનિવેદન, જીવંત પાત્રાલેખન અને ચિત્રાત્મક નિરૂપણ શૈલીથી ઓપતું આ પ્રવાસકથન એની હળુહળુ ગદ્યશૈલીને કારણે પણ આસ્વાદ્ય નીવડશે. લેખકે ઝીણી ઝીણી ચદરિયા ગૂંથી છે ક્યાંક નાના નાના પ્રસંગોને બહેલાવ્યા છે પણ એ બધાંમાંથી એક દીકરીની કરુણ-મંગલ કથા ય ઉપસે છે. વાંચો આ અંકે અને ક્રમશ ]

વિદુર અને ચાણક્ય બેઉ એક સરખી વાત કરે છે : 'દુનિયામાં દુખિયારું જણ કોણ ?' - તો બેઉનો જવાબ સરખો છે બનવાજોગ કે આવા નીતિસૂચક શ્લોક કાળાંતરે બેઉ મહારથીઓના નામે ચડી ગયા હોય અને એનું કર્તૃત્વ શંકાસ્પદ બની રહ્યું હોય શ્લોક જેણે રચ્યો હોય એણે ભલે રચ્યો. આપણે તો એના અર્થથી મતલબ. આખરે જનસાધારણ માટે તો એ સરસ મજાનું સુભાષિત જ બની રહે છે. નિત્ય પ્રવાસીને સુભાષિતકાર દુખિયારું માણસ ગણે છે જેને ઘર ત્યજી પરદેશ વેઠવો પડતો હોય એ દુખિયારું તો ખરું સ્તો. આખરે ઘર એ સ્તો પૃથ્વીનું સ્વર્ગ છે. પણ ઘર એટલે ઈંટ ચૂનાનું માળખું નહીં. મારું ઘર એટલે '૧૩, ઐશ્વર્ય-૧' નહીં જ નહીં. એ તો મારા મકાનનું નામ છે. મારું ઘર એટલે 'હું' અને 'મારાં'નો સરવાળો. એથી જ્યારે હું એકલપંડે પ્રવાસે નીકળું તો બેઉ પક્ષે થોડી ઘણી ફિકર રહી શકે, પણ ઘરમેળે પ્રવાસો કરીએ ત્યારે પ્રવાસ પ્રવાસ ન રહેતાં યાત્રા જ બની જાય.

મને રઝળપાટ ગમે છે. રાહુલ સાંકૃત્યાયને તો એમનું તખલ્લુસ જ 'ઘુમક્કડ' રાખી દીધેલું. આપણા કાકાસાહેબથી માંડી પ્રીતિ સેનગુપ્તા સુધીના પ્રવાસી સર્જકો જેટલો જ હું પણ પ્રવાસપ્રિય છું. મને એમના જેટલી તકો ન મળી એ મારું દુર્ભાગ્ય. પરંતુ જ્યારે જ્યારે કોઈ નાની અમથી તક મળી છે ત્યારે મેં એ ઝડપી લીધી છે.

આ વખતે જે ઓફર હતી એ સપરિવાર પ્રવાસ માટેની હતી ! એટલે પેલો પારિવારિક વિયોગ કે ઝુરાપો વેઠ્યા વિના આખું ઘર ખભે કરીને નીકળવાનું હતું. કૈલાસ માનસરોવર કે સ્વિત્ઝર્લેન્ડ ગયો ત્યારે મારું ઘર ઘેર મૂકીને ગયેલો. એટલે દેવ દેરામાં અને જીવ જોડામાં - જેવો ઘાટ થયેલો. મન દોડી દોડીને પ્રિયજનો પાસે પહોંચી જતું હતું. ફાઈવસ્ટાર સુવિધાઓ વચ્ચે પણ જીવ ચકડોળે ચડેલો રહેતો. જાણે સજા ભોગવી રહ્યો હોઉં એવું લાગ્યા કરતું !

મારી સૌથી મોટી મર્યાદા મારુ નબળું અર્થતંત્ર. મારી પાસે પૂરતાં નાણાં હોત તો અત્યાર સુધી સપરિવાર એરાઉન્ડ ધ વર્લ્ડ યાત્રા કરી લીધી હોત. કલ્પના ચાવલા અને સુનીતા વિલિયમ્સની જેમ મને પણ સ્પેસ સ્ટેશન પર લટાર મારવાનું મન થતું રહ્યું છે. આ ભવમાં એ ઈચ્છા પૂરી નથી થવાની, એ જાણું છું પણ કાલે જીવનું જોખમ ખેડીને ય અંતરીક્ષયાત્રા માટેની તક મળતી હોય તો એ જરૂર ઝડપી લઉં. અલબત્ત, મારાં સ્વજનો મને જવા ન દે; ખાસ તો મારી લાડકી બિટ્ટુ મારો રસ્તો રોકીને ઊભી રહે. એ કેવી દલીલ કરે, એ પણ કલ્પી શકું છું 'એમ કરો, જવું જ હોય તો મને અને ફોઈને સાથે લેતા જાવ. તમને એકલા તો નહીં જ જવા દઈએ.'

એ છોકરીએ મારા સમગ્ર અસ્તિત્વને બાનમાં પકડી લીધું છે. હું એની આંખમાં આંસુ જોઈ શકતો નથી. એને રડતી જોઈને હું ગુસ્સે થઈ જઉં છું, પણ એની ઉપર નહીં. એનાં ફોઈ પર, કાં તો કોઈ ત્રીજી જ વ્યક્તિ પર. બલકે ખુદ મારી જાત પર !

આ ઉનાળુ રજાઓમાં ઓતરાદી દિશા ધમરોળવાનો સંકલ્પ હતો. બિટ્ટુને કાશ્મીરનું આકર્ષણ છે એથી શક્ય હોય તો કાશ્મીરનું પણ ચક્કર લગાવી લેવાની ગણતરી રાખેલી. સદ્‌ભાગ્યે દરેક જગ્યાએ કોઈ ને કોઈ સુખિયો જીવ અમને આવકારવા તૈયાર બેઠો હોય, એવો સુયોગ ચાલી રહ્યો છે કાશ્મીર જવામાં વાંધો હોય તો ફક્ત ત્યાં ચાલતી અમાનુષી આતંક-પ્રવૃત્તિનો ! પ્રવાસનો આનંદ દહેશતના આવરણ હેઠળ ઢંકાઈ જાય ત્યારે આપણને સમજાય કે આપણે નિર્ણય કરવામાં ઉતાવળ કરી દીધી. કાશ્મીર ક્યાંય નાસી જવાનું

નહોતું. પરિસ્થિતિ થાળે પડ્યા પછી પણ જઈ શકાયું હોત ! આવી અવઢવ લઈને ઘર બહાર પગ મૂક્યો ત્યારે મારા મનમાંથી તો કાશ્મીર બાદ થઈ જ ગયું હતું. છતાં, દીકરીનો ઉત્સાહ ભાંગી ન પડે એ માટે હું મારા વિકલ્પો છાતી સરસા રાખી રહ્યો હતો. 'કાશ્મીર ન જ જવાય એવું તો નથી. પણ જવું જ, એવો આગ્રહ પણ યોગ્ય નથી. પરિસ્થિતિ પ્રતિકૂળ હોય તો કાશ્મીરને પડતું મૂકીને હિમાચલ પ્રદેશમાં રખડીશું. આખરે આપણે તો હિમાલયનો ખોળો જ ખૂંદવો છે ને ? છેક કાશ્મીરથી અરુણાચલ સુધી પથરાયા છે પર્વતરાજ ! આપણે પહેલાં દિલ્હી પહોંચીએ. પછી પડશે એવા દેવાશે !'

એમ તો આછી પાતળી રૂપરેખા પહેલાંથી નક્કી હતી. દિલ્હીથી પંજાબ જવાનું હતું. પંજાબ જઈએ ને સુવર્ણમંદિર ન જોઈએ, એ કેમ ચાલે ? અમૃતસરમાં પંજાબી કવિ બાબુસિંહ રતન અમારી આગતા-સ્વાગતા માટે થનગની રહ્યા હતા. દોઢેક વરસ પર અમદાવાદ છોડ્યું અને અમૃતસરના આવકવેરા કમિશ્નર તરીકે જવાબદારી સ્વીકારી ત્યારથી એમનું નોતરું 'પેન્ડિંગ' હતું. ટેબલ ચોખ્ખું રાખવાના આગ્રહી સરદારજી એમના નોતરાની ફાઈલ જેમ બને એમ વહેલામાં વહેલી તકે ક્લિયર કરવા ઉત્સુક હતા. ફાઈલો વચ્ચે જીવતા આ કવિ મૂળે તો પંજાબના અદના ખેડૂત છે. મારી ભીતર ફોરતો વગડાનો શ્વાસ મને એમની કવિતામાં પણ વંચાયો હતો. એથી સ્તો એમના કાવ્યસંગ્રહ 'ખાલી દરિયા'નું આપણી ભાષામાં અવતરણ કરાવવાનું સૂઝી આવેલું. આ મારી લાડકી છોકરીએ જ એના હિંદી અનુવાદને આધારે ગુજરાતી રૂપાંતરણને અંજામ આપેલો. પછી મેં એનું શીર્ષક વાંચ્યું : 'કોરી નદી.'

'કોરી નદી' જન્મી ત્યાં સુધીમાં તો રતન સાહેબની બદલી થઈ ગઈ હતી. એનાં હાલરડાં ગાવા અમૃતસરથી ખાસ રજા લઈને એ ગાંધીનગર આવેલા. રાજભવનના બેન્કવેટ હોલમાં 'કોરી નદી'ના લોકાર્પણ પ્રસંગે હું પ્રેક્ષકો વચ્ચે બેઠો હતો અને બિટ્ટુને મહામહિમની પંગતમાં મંચ પર સ્થાન મળ્યું હતું. એની જિંદગીના વસમા વળાંકે મારે એને એક ગરિમા બક્ષતો અનુભવ કરાવવો હતો. રાજ્યના વડા સાથે, વરિષ્ઠોની હાજરીમાં એની તસવીરો ખેંચાય, એની મુલાકાત દૂરદર્શનના પડદે અને અખબારોનાં પાને રજૂ થાય. જેથી તેની કુંઠા થોડી હળવી થાય. એને નવેસરથી જીવવાનું જોમ સાંપડે. પોતાની સુષુપ્ત શક્તિઓનો સાક્ષાત્કાર થાય, એમને બહાર આણવાનું ઝનૂન જાગે. તદુપરાંત થોડો નકારાત્મક ઉદ્દેશ પણ ખરો. આ બધું જોઈ પેલા બદમાશ છોકરાને એની સાથે ભૂલથી જીવન જોડી બેઠેલી આ દેવકન્યાનો સાચો મહિમા સમજાય, એને ગુમાવ્યાનો પસ્તાવો થાય. ફરી કોઈની દીકરી સાથે આવો દુર્વ્યવહાર ન કરી બેસે.

'છૂટાછેડા' શબ્દ બોલવા-સાંભળવામાં એટલો કઠતો નથી, પરંતુ કોઈ કાચી કુમળી છોકરીએ હજી સંસાર નામની ચીજ માંડ નજર સામે ખીલતી નિહાળી હોય અને એનો માળી અચાનક જાતે જ એને મૂળ સમેત ઉશેટી નાંખે ત્યારે એને શું વીત્યું હશે, એની કલ્પના કરવી અઘરી છે. બિટ્ટુએ આ પીડા વેઠી હતી. એના ઉઝરડા હજી બે વરસ પછી પણ રૂઝાયા નથી. એ વખતે તો એ સોળ લીલા હતા. એની વેદના વીસરીને એનું મન રચનાત્મક દિશામાં વળે એવા શુભ ઈરાદાથી મેં એને સાહિત્ય તરફ વાળવાની કોશિશ કરી હતી. કવિતા કોઈ પણ ભાષાની હોય - એ સંવેદનની ઋજુતા પ્રગટ કરે છે. હું મારી બિટ્ટુને કવિતાનો જ પર્યાય ગણું છું એટલે મેં એની *પીડાના ઉપચાર લેખે પણ કવિતા જ પ્રિસ્ક્રાઈબ કરી હતી !*

રતન સાહેબ જ નહીં, પ્રવીણ દરજી જેવા વિદગ્ધ સાક્ષર અને ખુદ મહામહિમ રાજ્યપાલ એના અનુવાદ પર ઓળઘોળ હતા.

આ અમૃતસરનું આગોતરું ઈજન પણ એની જ ફલશ્રુતિ. અમૃતસર જવા માટે અમદાવાદથી સીધી વિમાનસેવા એકવીસમી સદીના અંત સુધીમાં પણ શરૂ થશે કે કેમ એ સવાલ છે ! દિલ્હી દેશની રાજધાની એટલા કારણસર છે કે એકવાર માણસ દિલ્હી પહોંચી જાય પછી એ હિંદુસ્તાનના કોઈ પણ છેવાડાના સ્થાન સુધી પહોંચી શકે છે. ખિસ્સું મજબૂત હોવું જોઈએ, બસ.

અમારે આગળ ઉપર ક્યાં જવું એ નક્કી ન હતું. પણ અમારે બે સરદારજીઓના મહેમાન બનવાનું હતું, એ તો ઘણા સમય પહેલાં નકકી કરી દીધું હતું. સરદારજીઓ વિશે આપણે ગુજરાતીઓ મજાક મશ્કરી કરતા રહ્યા છીએ. ક્યારેય એમને ગંભીરતાથી લીધા હોય એવું યાદ નથી આવતું. ખુશવંતસિંહ હોય કે મનમોહનસિંહ : આપણે એમને નજીકથી ઓળખવામાં ઊણા ઊતર્યા છીએ. અમને જે બે સરદાર ઉમળકાભેર આવકારવા થનગની રહ્યા હતા, એ પૈકીના એક - સરદાર બાબુસિંહ રતનનો અછડતો પરિચય તો અપાઈ ગયો છે. બીજા સરદારજીનું નામ છે લખવિંદરસિંહ બાજવા. અલબત્ત, એમને સાહિત્ય સાથે સ્નાનસૂતકનો સંબંધ નથી, પણ એમનો ય પરિચય તો પંજાબી સાહિત્યકાર દેવ ભારદ્વાજ મારફત જ થયો હતો. એ પઠાણકોટ પંથકના અગ્રણી કાર્યકર છે. શિક્ષણનો 'વ્યવસાય' સ્વીકાર્યો હોઈ દેવના સંપર્કમાં આવ્યા કારણ કે દેવ પંજાબ સરકારના શિક્ષણ ખાતા સાથે સંકળાયેલા અધિકારી હતા. એક જ વાર દિલ્હીમાં મુલાકાત

થઈ અને અમે એકમેકના પ્રેમમાં પડી ગયા.

પઠાણકોટ આવવાનું એમનું નોતરુ પણ 'પેન્ડિંગ' હતું ઉનાળુ રજાઓની રાહ જોઈ રહેલી બિટ્ટુના પગના પાવલામા ચળ આવવા લાગી હતી ! 'અહીં ને અહીં ગાધીનગરની આબોહવામા ગોંધાઈ નથી રહેવુ થોડો હવાફેર કરી આવીએ.' એનો જીવ ક્યારનોય ઊપડી ગયો હતો. પીટીસી કોલેજની શિક્ષિકા હોઈ એને પરીક્ષણ કાર્ય સોંપાયુ હતું એણે એ કાર્ય આટોપી લઈ હિમાલયની દિશા તરફ વહેલી તકે પ્રયાણ કરવાની તૈયારીઓ આરભી દીધી. આથી શિક્ષક નીતિન પટેલ ટ્રાવેલ એજન્સીમાથી 'એર ડેક્કન'ની સસ્તી ટિકિટ લઈ આવ્યા ત્યારે એનો હવાઈ પ્રવાસનો ઉમળકો હવાઈ ગયો. આવી ટિકિટ હોય ? એના મગજમા જ નહોતી બેસતી એ વાત. આ તો સીધુ સાદું વાઉચર છે ! બાકી જેટ એરવેઝની અને ઈંડિયન એરલાઈન્સની ટિકિટો એ ટિકિટો કહેવાય. જોતાવેંત અંજાઈ જવાય !

સેંકડો વાર હવાઈ પ્રવાસ કરી ચૂકેલા 'ડેડ ને એરપોર્ટ પર લેવા મૂકવા ગયેલી હોઈ એ એરલાઈન્સની આભાથી અજાણ ન હતી. આ નવી ફૂટી નીકળેલી 'કોમન મેન્સ એરલાઈન્સ'ની અગાઉથી બુક કરાવેલી સસ્તી ટિકિટનું વાઉચર જોઈ એનો મૂડ બગડી ગયો.

તે દિવસે આઠમા પાચે તો મિત્ર રાઘવજી કાર લઈને ઐશ્વર્ય ૧'ના દરવાજા આગળ પહોંચી ગયા હતા.

અલબત્ત, બિટ્ટુને એનો ખટકો જરૂર હતો આપણે કોઈની શુભેચ્છાનો ગેરલાભ ન લેવો જોઈએ. દીકરીની આ સમજણ પર મને માન થયુ એને ગળથૂથીમા સ્વમાનના સસ્કાર મળ્યા છે સાબરકાંઠાના અંતરિયાળ આદિવાસી વિસ્તારમા ઊછરેલી છોકરીએ એની કાચી ઉમરમા અભાવો સાથે જીવવાની કળા હસ્તગત કરી લીધી હોઈ એ ગમે તેવી પ્રતિકૂળતાઓ હસતે મોઢે સ્વીકારી શકે છે એને સ્વમાન સાથે સમાધાન કરવાનું ન ફાવ્યુ એટલે તો સાસરિયુ છોડી પાછી આવી ગઈ ગુજરાત વિદ્યાપીઠની વિદ્યાર્થિની ખરી ને ! થોડું ગાધીપણુ ગાઠે બંધાઈ ગયુ હોય, થોડા મોરારજી ડખ્યા હોય. નહીં નહીં તોય પૂરા પાચ વરસ એ વિદ્યાપીઠના વાતાવરણ વચ્ચે રહી છે કન્યા છાત્રાલયમા રહીને એમ.એ., બી.એડ્ અને એમ.એડ જેવી ઉચ્ચતર ઉપાધિઓ હાસલ કરી લાવી છે અજાણતાં જ વિદ્યાપીઠના આદર્શો એના શ્વાસ સાથે ઓગળ્યા હોય, લોહીમા ભળ્યા હોય. મારુ વાસ્તવ વિજ્ઞાન એને કઠે જ વળી. હજી એ કક્ષાએ હેઠી ઊતરતા એને બીજા ત્રીસ વરસ લાગશે. મારી અને એની વય વચ્ચે ત્રણ દાયકાની ખાઈ છે !

એરપોર્ટ જવા નીકળ્યા ત્યા પઠાણકોટવાળા સરદારજી મોબાઈલ પર ઝબક્યા ઘરેથી નીકળ્યા કે ? આપની ફ્લાઈટ આજે સવારે છે, યાદ છે કે ? અહીં બધા આપની કાગડોળે રાહ જુએ છે'

અમે તો સરદારજીને જ આગળ ઉપરના કાર્યક્રમના કુલમુખ્તયાર નીમી દીધા હતા. ગાધીનગરથી નીકળી દિલ્હી સુધી પહોંચવાની જવાબદારી જ અમારા શિરે હતી. સીધા દિલ્હીથી પઠાણકોટ પણ જઈ શકાય એમ હતુ. કવિ કમિશ્નર રતન સાહેબનુ અમૃત ઈજન પાછું ઠેલી શકાય એમ ન હતું, નહીંતર અમે દિલ્હીથી બારોબાર પઠાણકોટની જ વાટ પકડી હોત. બે યજમાનોને સાચવવા એ બે પત્નીઓને સાચવવા જેવું કપરુ કામ હતુ પરતુ બેઉ પજાબના હતા અને પાછા બેઉ સરદારજી હતા. એટલે એ પાર પાડવુ અઘરું ન હતુ અમે દિલ્હીથી સીધા અમૃતસર પહોંચવાનો વિકલ્પ સ્વીકાર્યો હતો. પઠાણકોટવાળા સરદારજી તો ગાડી લઈ દિલ્હી સામૈયુ કરવા આવવા તૈયાર હતા, પણ અમૃતસરનુ નામ પડતાં જ એ ઠરી ગયા. હરમિંદર સાહેબમા માથુ ટેકવીને પ્રવાસ શરૂ થાય તો એ પ્રવાસ પ્રવાસ ન રહે, યાત્રા બની જાય. એમણે અમારી વાત પર મંજૂરીની મહોર મારી દીધી, એટલુ જ નહીં એ પઠાણકોટથી અમૃતસર આવી અમને તેડી જશે એવી ખાતરી પણ આપી. અમૃતસર પહોંચવા માટે અનેક વિકલ્પો સૂચવ્યા. દિલ્હી પહોંચ્યા એટલે અમૃતસર જવા માટે ફ્લાઈટ મળે, ટ્રેન મળે. બસની મુસાફરી કરીને પણ પહોંચી શકાય. આ તમામ પૈકી 'ક્લાસિકલ' મુસાફરી ટ્રેનવાળી. અમૃતસર માટે કોઈ આગોતરી ટિકિટ લઈ રાખવાની ય જરૂર નહીં. સ્ટેશને પહોંચો અને લાઈનમા ઊભા રહો એટલે સુપર ફાસ્ટની ટિકિટ પણ મળી જ જાય. બહુ બહુ તો કોઈ કૂલી કે એજન્ટને પકડવો પડે આ બધુ તો આપણે માટે રોજિંદા જીવનનો ભાગ બની ગયુ છે હુ દરેક બાબતે આગોતરું આયોજન કરવાનો આગ્રહી, પરતુ આ પ્રવાસ પૂરતો હું તદ્દન 'ઈન્ફોર્મલ' અને 'નોર્મલ' રહેવા માગતો હતો. કોઈ પણ આયોજન વગરના થોડાક દિવસો, ફક્ત 'ફેમિલી માટે અનામત. મારે માટે આવુ સહજ જીવન અઘરુ હતુ હું છેક શાળાકાળથી 'ટાઈમ ટેબલ મુજબ ચાલનારો માણસ. એક એક મિનિટની ગણતરી કરનારો જીવ આમ એકાએક રેઢિયાળ બની રહેવાનું વિચારે એ કેવુ ! પણ મેં મનથી નક્કી કરી દીધુ હતું માણસ એની વ્યસ્ત જિંદગીમાથી દસ-બાર દિવસ પણ પરિવારને ન આપે તો એનાથી મોટો અભિશાપ હોઈ શકે ખરો ?

જોતજોતામા મને ઓગણસાઠમુ બેસી ગયુ હતું ! વન વટાવીને હું સાઠીમા પ્રવેશી રહ્યો હતો. લોકો ભલે કહે કે સાઠે

બુદ્ધિ નાઠી.' મને તો સાઠે બુદ્ધિ નહીં બલકે જ્ઞાન લાધી રહ્યું હતું. મારે હવે પછીનાં વર્ષો દરમિયાન સ્વજનો અને પ્રિયજનોને પૂરતો સમય આપવો છે. એમ કંઈ હાય વોય કર્યે ઉદ્ધાર નથી થઈ જવાનો. જિંદગી જીવવા માટે છે. આપણે મરી મરીને જીવતા હોઈએ છીએ. બે ઘડી પોતાના માટે જુદી કાઢવામાં પણ આપણને જોર પડતું હોય છે. આપણે કોના માટે કરીએ છીએ આટલી દોડાદોડ ? ક્યારેક જરા અટકીને આ સવાલ આપણી જાતને પૂછી લેવા જેવો નથી લાગતો ? જે માણસ ખુદ પોતાની સાથે અન્યાય કરતો રહે એ દુનિયાનું તે વળી શું ઉકાળવાનો હતો !

મેં અત્યાર સુધી મારી જાત સાથે અન્યાય કર્યો હતો. મારી દરેક બાબતનું ધ્યાન રાખનારાં જીવનસંગિની પ્રત્યે ઉદાસીન રહ્યો હતો. મારી જિંદગીને મઘમઘતું ઉપવન બનાવી મૂકનારી મારી પેલી પાલ્યાની ઉપેક્ષા કરતો રહ્યો હતો. અમે એક આંગળીના વેઢામાં સમાઈ જઈએ એટલાં ગણ્યાં-વીણ્યાં ત્રણ જણ તો છીએ. છતાં અમે એકમેકનું પૂરતું ધ્યાન ન રાખી શકતાં હોઈએ તો એમાં જવાબદાર કોણ ? કદાચ આપણે અજાણતાં સ્વીકારી લીધેલી આધુનિકતાનું જ પાપ છે આ. એનું પ્રાયશ્ચિત કરવાની તક મળી હોય તો એટલા આપણે ભાગ્યશાળી.

હજી માંડ સાડા આઠ વાગ્યા હતા છતાં અમદાવાદનો ઉનાળો એનો રુઆબ બતાવવા માંડ્યો હતો. 'એસી' ગૂલ થઈ ગયાં હતાં કે શું ? ઊલટાનું બહાર સારું લાગતું હતું. અંદર ઘૂસતાંની સાથે ઉકળાટ અનુભવાઈ રહ્યો. શરીર પરસેવે રેબઝેબ ! આપણે આધુનિક થઈ જવાની લાયમાં સુધરેલી દુનિયાની આંધળી હરીફાઈ તો કરી બેસીએ છીએ, પણ એમની ચોકસાઈ, નિષ્ઠા, પ્રામાણિકતા અને નિયમિતતા આપણામાં ક્યાં વિકસી છે ? એટલે અદ્યતન એસી પ્લાન્ટ નાખ્યા પછી પણ આપણા એરપોર્ટમાં વહેલી સવારે સહરા જ જાણે કે તપે છે !

સામાન વગર મુસાફરી કરવા ટેવાયેલા મારા જેવા માણસને એકીસાથે કેટલા બેગ બિસ્તરા સાચવવાના હતા ! બલકે કૂલીનો રોલ પણ મારે જ ભજવવાનો હતો. દસ બાર દિવસના રોકાણની ગણતરી કરી અમે ત્રણેય જણની ઓછામાં ઓછી જરૂરિયાત બેગોમાં પેક કરી હતી. ઠાંસી ઠાંસીને ભરેલી બેગ અને થેલાનું વજન મારે એકલપંડે વહન કરવાનું હતું. પગે લૂલાં થઈ ગયેલાં ફોઈ એમનું પર્સ સાચવે તો ય બહુ કહેવાય. એમને વળી પગ જ ક્યાં મંડાતો હતો ! ઘૂંટણની પીડા તો બાજુએ રહી, થોડા દિવસથી એમની પાની પકડાઈ હતી. આયુર્વેદમાં જેને 'વાત કંટક' જેવું રળિયામણું નામ અપાયેલ છે અને અમારી એલોપથીમાં 'કેલ્કેનિયન સ્પર' તરીકે ઓળખાવાયેલ છે એ એડીની હાડકીનું શૂળ જીરવીને પ્રવાસે નીકળવાનું સાહસ તો શાંતાબહેન જેવી વીરાંગના જ કરી જાણે. હું ડોક્ટર હોવા છતાં સહદેવ જોષીની જેમ વગર પૂછ્યે કશું જણાવું નહીં. ફોઈ બિચારી એની ભત્રીજીનું માંડ ગોઠવાયેલું પ્રવાસનું સપનું રોળાઈ ન જાય - એ દહેશતની મારી એની એડીના અસહ્ય દુખાવાની વાત સુધ્ધાં ન કાઢે. મનોમન એ કંટક ડંખ જીરવ્યા કરે. ફક્ત પગ માંડવા જાય ત્યારે પેલો કાંટો ભોંકાય અને મોઢામાંથી અનાયાસ સિસકારો નીકળી જાય ! એમની પીડા એમને કોઠે પડી ગઈ છે એમ માની લઈ અમે બેઉ બાપ દીકરી એમને ઊલટાનાં 'નોર્મલ લાઈફ' જીવવા ઉશ્કેરતાં રહીએ. આ પ્રવાસ એમને ઘરની કેદમાંથી બહાર કાઢવાના અમારા સહિયારા કાર્યક્રમનો પણ એક ભાગ હતો. તકલાદી કાચના રમકડા જેવી બિટ્ટુ અને લૂલાં-લંગડાં ફોઈને જાણે કાવડમાં બેસાડીને જાત્રા કરાવવા નીકળ્યો હોઉં એવી મનોદશા હતી !

સામાનનું સ્ક્રીનિંગ પતાવી બોર્ડિંગ પાસ માટે એર ડેક્કનની કાઉન્ટર બારી સામે જઈ ઊભો રહ્યો. બિટ્ટુ મુગ્ધ નજરે બધી પ્રક્રિયા જોયા કરતી હતી. ક્યારેક એકલપંડે હવાઈ મુસાફરી કરવાની નોબત આવે તો ખંચાઈને ઊભા ન રહેવું પડે એટલા માટે સ્તો.

ગાય પાછળ વાછરડું તણાતું રહે એમ હું જ્યાં જઉં ત્યાં એ મારી પાછળ પાછળ આવ્યા કરતી હતી. બોર્ડિંગ પાસ લઈ લીધા. સામાન કારગોમાં મોકલવા રવાના કર્યો. હાથવગા સામાન પર 'ટેગ' લગાવી દીધાં. એટલો ભારે સામાન પણ ત્રણ બેગોમાં વહેંચી હાથવગો રાખી શકાયો હોત પણ બિટ્ટુને રોલિંગ પટ્ટા પર આવતો સામાન જોવાનો રોમાંચ માણવો હતો એટલે એણે જ એ બેગ અને થેલો કારગોમાં રવાના કરવાનો નિર્ણય લીધેલો. મારે તો એની નાનામાં નાની ઈચ્છાને અનુકૂળ થવાનું હતું. એમ કરવા જતાં થોડી અડચણ પડે તો એ ભોગવી લેવાની હતી. મનોમન દૃઢ સંકલ્પ કરેલ હોઈ એની કોઈ પણ વાત સહર્ષ સ્વીકારી લેવાની વૃત્તિ કેળવાઈ ગઈ હતી. એક જ સિધ્ધાંત : બિટ્ટુ કહે તે સહી ! - લગ્નની ચોરીમાં વર કન્યાને આગોતરું સૂચન કરવામાં આવતું હોય છે. ગોર મહારાજની હા એ હા ભણવાની. ગોર કહે તે સહી. નોકરીનું શાસ્ત્ર કહે છે : બોસ ઈઝ ઓલ્વેઝ રાઈટ. અહીં બિટ્ટુ ભલે બોસ ન હોય પણ આપણે તો એની ચાકરી સ્વીકારી જ હતી ને ! એને મન દુઃખ થાય એવું કંઈ જ કરવું નથી...

(ક્રમશઃ)

■

# નાનો કલકલિયો : Alcedo atthis

હેમેન્દ્ર એ. શાહ

## The small blue kingfisher



આ કલકલિયો 'લગોઠી આસમાની કલકલિયા' તરીકે પણ ઓળખાય છે. ભારતના ઘણા પ્રદેશોમાં 'છોટા કિલકિલા' અથવા 'શરીફન' તરીકે પણ ઓળખાય છે. આ કલકલિયો ભારતભરમાં બધે જોવા મળતો હોવાથી તેને Common Kingfisher કહેવામાં આવે છે.

નાના કલકલિયા સિવાય બીજી બે જાતો જાણીતી છે સફેદ છાતીવાળો કલકલિયો - ધ વ્હાઈટ બ્રેસ્ટેડ કીંગફિશર અને કાબરો કલકલિયો (ધ પાઈડ કીંગફિશર) આ શ્વેત-શ્યામ કલકલિયાને કચ્છમાં કિરકિરીયા અથવા કાબરચીતરા તરીકે સંબોધવામાં આવે છે.

કાબરા કલકલિયા સિવાયના બધા કલકલિયા ભભકદાર કથ્થઈ-વાદળી રંગના હોય છે અને બધાને ચાંચ લાલ રંગની હોય છે. નાનો કલકલિયો ચકલીથી સહેજ જ મોટો હોવા છતાં તેના ભભકદાર રંગને લીધે ઘણે દૂરથી ઓળખી શકાય છે.

અહીં આપેલી તસવીર White Breasted Kingfisherની છે. (શાસ્ત્રીય નામ - Halcyon Smyruesis) કલકલિયાની પૂંછડી ટૂંકી અને બુઠ્ઠી હોય છે. ચાંચ લાંબી, લાલ અને ખંજર જેવી અણીવાળી હોય છે.

પાણીની નજીક નાના છોડની ડાળ અથવા ઠૂંઠા ઉપર બેસવાનું પસંદ કરતો કલકલિયો સૂરજના તડકામાં બેસવાનું પસંદ કરે છે તેથી તેનું રંગબેરંગી શરીર તડકામાં ઝળહળી ઊઠે છે.

ઝૂકેલી ડાળી ઉપર શાંતિથી બેઠેલો કલકલિયો સૂર્ય સ્નાન કરતો હોય તેમ માછલી પકડવા માટે ઘણી ધીરજ રાખી શકે છે. પણ શિકાર જોઈને વીજળીક ઝડપે ત્રાટકે છે અને માછલી અચૂક પકડી લે છે. માછલીની રાહ જોતી વખતે પોતાની ડોક વારંવાર આગળ પાછળ કરે છે અને શિકારનો અણસાર આવે ત્યારે સત્વરે સ્ફૂર્તિલો થઈ જાય છે. ત્વરિત ઝડપે માછલી પકડ્યા પછી તેને પોતાની કોરી જગ્યાએ લઈ જઈ મારી નાંખે છે અને પછી માછલી ગળી જાય છે શિકાર તરત મરી ન જાય તો તેના શિકારને ધોબીપછાડ આપી આપીને મારી નાખે છે. કલકલિયો પોતાનો શિકાર સહેલાઈથી મળે તે માટે તળાવ, નદી, ઝરણું, ખાબોચિયું વગેરે પાણીવાળી જગ્યા પસંદ કરે છે. માછલી તેની પસંદગીમાં પ્રથમ સ્થાને છે. માછલી ન મળે તો દેડકાં, ઉંદર, પાણીનાં જીવડાં વગેરે ખાય છે કલકલિયો માછલી ઉપર ત્રાટકે ત્યારે પાણીની અંદર બે-ત્રણ ફૂટ, પણ ઝડપથી પહોંચી તેની ખંજર જેવી ચાંચથી શિકારને પકડ્યા વગર બહાર આવતો નથી. ઘણીવાર પાણીની સપાટીથી તદ્દન ઉપર આવી 'ચીં... ચીં ચીં...' જેવો અવાજ કરે છે. પાણીની ઉપરથી નજીક શિકારની શોધ કરે છે. જેવો શિકાર દેખાય કે તુરંત જ પાણીમાં તીરની જેમ ઊંડો ઊતરી ત્રાટકીને ઝડપથી ચાંચમાં શિકાર પકડી લે છે.

પાણીવાળા કિનારાની નજીક ખાડો કરી મેલો-ઘેલો અવ્યવસ્થિત માળો બાંધે છે. જે લગભગ ૧૪"-૧૫" લાંબો હોય છે. માળામાં માછલીના નકામા ભાગોનો ઢગલો કરી ગાદી જેવો ભાગ બનાવે છે. પાંચથી છ લંબગોળ સફેદ ઈંડાં મૂકે છે. ઈંડાં દૂધ જેવાં સફેદ અને ચળકાટવાળાં હોય છે.

સફેદ છાતીવાળો કલકલિયો ઊડે છે ત્યારે તેની પાંખોમાં સફેદ પટ્ટી સ્પષ્ટ દેખાઈ આવે છે. કલકલિયા આનંદમાં હોય છે ત્યારે '..ચીરક... ચીરક ચેરક' જેવો અવાજ વારંવાર કરે છે, જે તેમના આનંદવિભોર થવાનો અહેસાસ કરાવે છે

કલકલિયાને લાગે કે પાણીની સહેજ જ અંદર માછલી ફરે છે અને તેને પકડવી સહેલી છે એટલે પાણીની સપાટી ઉપર ઉડ્ડયન પ્રક્રિયા બંધ કરી સ્થિર થઈ પોતાની ગતિ બંધ કરી - ફ્રિજ કરી - શિકારની રાહ થોડી સેકંડો માટે જુએ છે અને ઊભી ગુલાંટ મારી સહેલાઈથી માછલી પકડી લે છે. શિકારને ઝડપવા માટે તેનું પ્લાનીંગ અને પધ્ધતિ જોઈને આપણને આશ્ચર્ય થાય છે; નવાઈ લાગે છે. કુદરતે દરેક પક્ષીમાં-પશુમાં કાંઈકને કાંઈક વિશેષતા મૂકેલી હોય છે. નિયમિત પક્ષી નિરીક્ષણ કરવાથી એક અનેરો આનંદ થાય છે.

પક્ષીવિદો બીજા બે કલકલિયાનો ઉલ્લેખ કરે છે તેની નોંધ આપણે લેવી જોઈએ. માથા ઉપર ઘેરા કથ્થઈ રંગને બદલે કાળા માથાવાળો કલકલિયો અને બીજો હિમાલયન કાબરો કલકલિયો (The Himalayan Pied Kignfisher - શાસ્ત્રીય નામ - Ceryle luguris) - હિમાલયનો કાબરો કલકલિયો ૨૫૦૦ ફીટની ઊંચાઈથી વધારે ઊંચા પહાડોમાં જ જોવા મળે છે. આ કલકલિયાની સાઈઝ સામાન્ય કલકલિયા કરતાં ઘણી મોટી હોય છે અને માથા ઉપર નાની કલગી પણ હોય છે.

મોટી અને જાણીતી કંપનીઓ જેમ પોતાના માલની બ્રાન્ડ નેઈમ 'પિકોક', 'પેલિકન' વગેરે રાખે છે તેમ કિંગફીશર પણ હવે તો ભારતમાં જાણીતી બ્રાન્ડ છે - પછી તે બિયર હોય કે એરલાઈન !

ભારતના ઘણા પ્રદેશોના લોકો કિંગફીશર અને ચાટ પક્ષી રસ્તામાં જોવા મળે તો 'સારા શુકન' થયા તેવી માન્યતા ધરાવે છે.

## પ્રતિભાવ

### '... તો ય મારા આભલામાં ન્હાય'

ફેબ્રુઆરી ૨૦૦૮ના તંત્રીલેખ 'અમાસના તારા'માં આ પંક્તિઓ ટાંકી હતી :

ગણ્યા ગણાય નહિ
વીણ્યા વિણાય નહિ
તો ય મારા આભલામાં માય !

કવિ ન્હાનાલાલની કવિતાની પંક્તિઓ ખરેખર આમ છે :

**ગણ્યા ગણાય નહિ,**
**વીણ્યા વિણાય નહિ,**
**છાબડીમાં માય નહિ,**
**તો ય મારા આભલામાં ન્હાય**

આ વિષે **શ્રી ધીરેન્દ્ર મહેતા** (ભુજ-કચ્છ) સાથે ફોન ઉપર વાત થઈ પછી ત્યાંના વર્તમાનપત્રની સાપ્તાહિક પૂર્તિમાં એમની કોલમમાં એમણે આ કવિતાને લઈને રસપ્રદ વાત લખી. અહીં થોડુંક આપું છું :

"...આ ક્ષણે પણ મારી આંખ આગળ એ અનેરો પ્રસંગ ખડો થાય છે. સાહેબ (શ્રી ઉમાશંકર જોશી) હસતે ચહેરે ચમકતી આંખે સંભળાવે છે :

'ગણ્યા ગણાય નહિ,
વીણ્યા વિણાય નહિ,
છાબડીમાં માય નહિ,
તો ય મારા આભલામાં...'

સાહેબ એકાએક અટકી ગયા હતા પરંતુ એ એમ અટકે એ પહેલાં અમે બાલમંદિરનાં હોંશીલાં બાળકોની જેમ એકસાથે મોટેથી બોલી ઊઠ્યાં હતાં : 'માય !'

પણ આ શું ? સાહેબ તો માથાની તર્જની પણ નકારમાં હલાવીને મર્મમાં હસે છે ! કેમ ! સમજાય એવી વાત છે, તારા વિશેની કવિતા છે, આભલું એટલે આકાશ. અગણિત તારા આકાશમાં કેવા સમાઈ ગયા છે ! વળી 'માય નહિ' શબ્દો પછી 'તો ય' અવ્યયની સાથે વિરોધી 'માય' જ આવે ને ? છેક બાળપણથી આમ જ તો ગાતા આવ્યા છીએ ને આ સાહેબનું માથું ને તર્જની નકારમાં કેમ હલી રહ્યાં છે ! કોઈ જુદો ઉત્તર આપી શક્યું નહિ એટલે પછી સાહેબે જ કહ્યું :

'તો ય મારા આભલામાં ન્હાય !'

'હેં ?' થઈ ગયું.

સાહેબે કહેવા માંડ્યું :

'ન્હાનાલાલ જેવો કવિ, કાંઈ આવી સીધીસાદી વાત કરે નહિ.' એમ કહીને પછી એમણે 'ન્હાય' ક્રિયાપદ આ આખાય ચિત્રને શી રીતે વિશિષ્ટ બનાવે છે તે સમજાવવા માંડ્યું :

'છાબડી એટલે આકાશરૂપી છાબડી. કેટલા બધા તારા છે, જાણે આકાશમાં ય સમાતા નથી અને આભલું એટલે વસ્ત્રમાં ટાંકવામાં આવતો અરીસાનો ટુકડો. વસ્ત્રમાં ટાંકેલા આભલામાં આકાશના તારાનાં પ્રતિબિમ્બ પડે છે. એ પ્રતિબિમ્બ ઝિલમિલ ઝિલમિલ થાય છે, તે જોતાં તારા, આભલામાં પાણીની છોળ ઉપર છોળ ઉછાળતા-ઉડાડતા ન્હાતા હોય એવું દૃશ્ય રચાય છે. આકાશમાં ન સમાતા તારા અરીસાના ટુકડાઓમાં - આભલામાં કેવા સમાઈ જાય છે, એમ કહેવામાં પણ અર્થચમત્કૃતિ તો છે, પરંતુ તારા ન્હાય છે એ વર્ણન કલ્પનાશીલ ચિત્ર રચે છે - ન્હાનાલાલના બરનું.' કવિ ઉમાશંકરે એ ચિત્રની રેખાઓ એવી ઉપસાવી, વિકસાવી આપી કે વર્ગમાં સ્વર્ગનો જે અનુભવ એમને થયો હતો તે અસ્ને - વિદ્યાર્થીઓને પણ થયો..." (ધીરેન્દ્ર મહેતા)

- તંત્રી

ડૉ. પ્રફુલ્લ દેસાઈ

## ગૌરાંગની ગરવી ગઝલો




જાણીતા પ્રકાશકો 'સાહિત્ય સંગમ-સૂરત' દ્વારા આયોજિત અને પીઢ ગઝલકારો દ્વારા સંચાલિત-શિક્ષિત 'ગઝલ શિબિર'નાં સુફળ રૂપે કિરણ ચૌહાણ, પ્રમોદ અહિરે, મહેશ દાવડકર વગેરે સાથે ગૌરાંગ ઠાકર પણ આશાસ્પદ ગઝલકાર તરીકે આપણને મળ્યા છે, એમ કહી શકાય. આમાંનો દરેક ગઝલકાર પોતીકા મુદ્દા લઈને આવ્યો છે. ગૌરાંગની ગઝલોમાં પણ ગરવી, પ્રબળ સ્વકીય છાપ છે.

ગૌરાંગને ગઝલનો 'ગ' બરાબર ખબર છે એનામાં ગતાનુગતિકતા નથી અને ગઝલતત્ત્વ તરફની ગંભીર નિસબત છે. સ્વચ્છ છંદો, સરળ, મૃદુ બાની સાથેનું સહજ રૂપનિર્માણ, કાવ્યમય ભાવાભિવ્યક્તિ, મોટે ભાગે સાચી ગઝલિયત પામવાની જહેમત એમની ગઝલોમાં દેખાય છે મૂળ ભરૂચના એન્જિનિયર ગૌરાંગ સૂરતમાં સ્થાયી થયા અને અહીંની ગઝલનૂમા હવામાં એમની ગઝલકળીઓ ખીલી ઊઠી. એમને પીઢ ગઝલકારોનાં પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યાં, એ કબૂલ છતાં અત્રે એ નોંધવુ અસ્થાને નહીં ગણાય કે પાંચેક વર્ષના ટૂંકા ગાળામાં છંદ, રૂપનિર્માણ અને ગઝલિયતની સૂક્ષ્મ બારીકીઓ આત્મસાત્ કરવી અને તેને ગઝલોમાં સુંદર રીતે કંડારવી, એ ગઝલકારની પોતીકી પ્રતિભા ઉપરાંત તેમની સિસૃક્ષા, સૂક્ષ્મ અભ્યાસવૃત્તિ અને અવિરત મહેનત સિવાય શક્ય નથી. ગૌરાંગને આ સફળતાનું મહત્તમ શ્રેય મળવું જ જોઈએ.

'મારા હિસ્સાનો સૂરજ'માં કુલ એકાવન ગઝલો છે. દરેકમાં છંદની એકધારી સફાઈ તો છે જ પણ મોટાભાગની ગઝલોમાં ગઝલિયતનું બહુ ઊંચું તત્ત્વ છે જૂજ અપવાદો બાદ કરતાં લગભગ દરેક ગઝલના એકાધિક શેરોમાં 'શેરિયત' દેખાય છે. એના વિષયોમાં વૈવિધ્ય હોવા સાથે એકંદર એમાં જીવન સાથેનો ઊંડો નાતો અને ચિંતન દેખાય છે. ક્યાંક હિદાયત અને શીખ પણ હોવા સાથે મારિફત (અધ્યાત્મ) પણ છે, તો ક્યાંક ઈશ્કેમિજાજી રંગ પણ છે એમના શેરોમાંથી નમ્ર, સરળ, સ્વમાનશીલ છતાં ક્યારેક અડગ, મક્કમ અને પડકારયુક્ત પ્રકૃતિ ઊપસી આવે છે કુદરત સાથેની એમની નિકટતા પણ પ્રગટતી દેખાય છે

ક્યારેક તેઓ 'મત્લા'ના શેરથી જ આપણને આકર્ષી લે છે :

'હું સાંકડી ગલીમાં રસ્તા કરી જવાનો,
માણસ સુધી જવાનો, આગળ નથી જવાનો.'
'નીકળીને પુષ્પથી હવે અત્તર થવું નથી,
માણસ થવાય, દોસ્ત, તો ઈશ્વર થવું નથી.'

ગઝલોમાં એકમાત્ર 'મક્તા' છે, જે ઠીક ઠીક નોંધપાત્ર છે .

પ્રેમની આ દુકાન ખુલ્લી છે,
મેંય 'ઠાકર' કતારમાં જોયા.'

ક્યારેક તાજગીભર્યાં પ્રતીકોની નવીનતા આકર્ષે છે .

'તારલાની ફોજ લઈ આવી હતી,
રાત પણ અંધારથી ડરતી હતી !'
પ્રતીક્ષાની આ પીડા દ્વારને ઓછી નથી હોતી !
હવા કરતી રહે છે છેડતી સાંકળ હલાવીને.

ક્યારેક કોઈ અવનવો કાફિયો ધ્યાન ખેંચે છે :

'વરસાદ આંખમાં લઈ જ્યારે તું ભીંજવે છે,
ત્યારે તને હૃદયમાં પરનાળથી ઉતારું !'

ગઝલકારનો વિવિધરંગી 'મિજાજ' શેરોમાં પડઘાય છે :

'હોવાપણું આ હાથથી ખોતું કબૂલ પણ,
પ્રત્યેક સાથે હાથ મિલાવી નહીં શકું !'
'હોવાપણું ઓ ઈશ્વર, તારું વિવાદમાં છે,
મારી તરફ હું તેથી પાછો વળી જવાનો.'
'સદા પાળ બાંધી હું વચ્ચે રહું છું,
સરોવરનું જળ છું, વમળ હોય ક્યાંથી ?'

ક્યારેક શેરમાંથી કવિનું અસલ ખમીર પણ પ્રગટે છે :

'આપ હથેળી તું સરિયામ,
આજે જોવો છે અંજામ.'

ક્યારેક કવિ બળને બદલે 'કળ' વાપરવાનું પણ શીખવે છે :

'બોલવાનું એ જ વખતે ટાળવાનું હોય છે,
સત્યને જ્યારે તમારે ખોલવાનું હોય છે.'

ક્યારેક કવિ પોતાની જાત વિષે પણ ટકોર કરી લે છે :

'હું તો માણસ છું, મને છે વળગણો,
રોજ મનને અવગણીને શું કરું ?'

એમનો ઈશ્કેમિજાજી રંગ ભાગ્યે જ દેખાય છે પણ અહીં જુઓ :

'મારી ઉપર તો ફૂલના જોબનનો ભાર છે,
ડાળી કહે છે વાત એ મોઘમ વસંતમાં.'

'મરીઝ'ના જેવો સરળ છતાં સચોટ કાકુ પણ ક્યારેક મળી જાય છે :

'સ્વયં ઈશ્વર અહીં માણસ બની મળશે તો શું થાશે ?
મને મળનાર તો કારણ વગર આવી નથી શકતો.'

ક્યારેક ચોટદાર કલ્પન ચોંકાવી જાય છે :

'સૂર્યની કરપીણ હત્યા થઈ હતી,
પંચનામું સાંજ ત્યાં કરતી હતી.'

'મારિફ્ત' અને 'શીખ' વારંવાર એમના શેરોમાં દેખાય છે :

'ખરે છે ડાળડાળેથી હવે વળગણના પર્ણો, દોસ્ત !
જરા મેં જોઈ લીધું ઊર્ધ્વમૂળે વૃક્ષ વાવીને.'

'બધા બસ, દૂરથી ભાળી, સુકાનો ફેરવી લે છે,
દીવાદાંડીની પાસે તો સતત સૂનકાર લાગે છે.'

'તું રહે ખારો, એ તારો પ્રશ્ન છે,
કેટલી નદીઓ તને મળતી હતી !'

એકાવન ગઝલોમાં નવ જુદા જુદા મૂળ અને વિકારી છંદો વપરાયા છે, તેમાં તેરમા 'મુતકારિબ' (લગાગા-ત્રણ), અગિયારમા 'રમલ' (ગાલગાગા-ત્રણ)નાં વિકારી, આઠમા કવિપ્રિય છંદ 'ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા', સાતમા 'મુશાકિલ' (ગાલગાગા લગા લગાગાગા), ચારમા 'હજઝ' (લગાગાગા-ત્રણ), ચારમાં 'ગાગા' ગણ, બેમાં 'ગાગાલ ગાલગાગા' - ગણો અને એકેકમાં 'લગાલગા' અને 'ગાલગાગા લગાલગા લલગા' છંદ વપરાયા છે. છંદચુસ્તી સારી છે. છતાં પ્રશ્ન થાય છે કે 'ક્યાં સુધીની છૂટ લીધી હોય તો 'વજનદોષ' ન ગણાય ?'

બે એક છંદદોષો પણ મળ્યા છે :

(૧) પાન ૩૧ : છંદ છે - 'ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા'
મિસરો છે : 'વરસાદ, મેઘધનુષ ને વાદળ, હવા, સૂરજ'

'મેઘધનુષ'નું લગાત્મક રૂપ 'ગાલલગા' થાય છે; જોઈએ છે 'ગાલગાલ'

(૨) પાન ૬૫ : 'બપ્પોર' ગઝલમાં 'મુતકારિબ' છંદ (લગાગા-ગણો) છે.

'અગનજ્વાળા એની પળેપળે વધે છે.' 'પળેપળે'નો દોષ કદાચ મુદ્રણદોષ પણ હોઈ શકે.

(૨) પાન-૨૯ પરની ગઝલમાં 'તપાસો-ખુલાસો-નિસાસો' વગેરે હમરફીક-હમકાફિયામાં 'વાંસો' કાફિયો વાપર્યો છે, એ દોષયુક્ત છે. એ જ મિસરામાં 'પાસો' શબ્દ વાપર્યો છે. એને કાફિયો બનાવી શકાત.

(૩) સમધ્વનિ અક્ષરો સાથે આવી જતાં દોષ થાય છે.

પાન ૧૧ : 'અહીં સીધા રસ્તા મળી જાય તો પણ
કદી આપણી ચાલ લાવે વળાંકો.'
('ચાલ લાવે' - પઠનદોષ લાવે છે.)

(૪) અવ્યવસ્થિત વાક્યરચનાથી દોષ બને છે.

પાન ૩૪ : 'ઓ જિંદગી, અહીં મને તું આ રીતે સતાવ ના,
નવા નવા આ પાંપણે તું સ્વપ્ન લઈને આવ ના.'

'નવા નવા' (નવાં નવાં જોઈએ) અને 'સ્વપ્ન' વચ્ચે ત્રણ શબ્દો આવી જાય છે.

(૫) એક જ શેરમાં 'તમે' અને 'આપ' વાપરી દોષ વહોર્યો છે.

'જ્યારે વિચારું છું તમે વરસાદમાં મળો,
ત્યારે જ કેમ આપનું કોરું નગર મળે ?'

અહીં 'જ્યારે વિચારું છું' એમ નહીં પણ 'વિચારું છું જ્યારે' એમ વાક્યરચના હોવી જોઈએ.પણ છંદ સાચવવા જતાં ગફલત થઈ છે. એ જ રીતે ક્યાંક છંદ જાળવવા અયોગ્ય બહુવચનો કર્યાં છે, જેમ કે 'મૃગજળો' - 'ટહુકાઓ'. ક્યાંક વ્યાકરણ દોષો પણ થયા છે, જેમ કે 'જિંદગીની ઝવેરાત' નહીં પણ 'જિંદગીનું ઝવેરાત' અને 'પાછી બપ્પોર' નહીં પણ 'પાછો બપ્પોર' જોઈએ.

આ બધા કવચિત દોષો કવિની અસાવધાનીથી થયા લાગે છે. મુદ્રણ બહુ ટૂંકા ગાળામાં થયું હોઈ કવિથી મઠારવાનું બની ન શક્યું હોય, એમ પણ બને !

ગરવી ગઝલો લઈને આવતો ગૌરાંગનો આ પ્રથમ સંગ્રહ કવિતાતત્ત્વથી સભર છે અને એટલે એ આવકારદાક તો છે જ, અપેક્ષાજનક પણ ખરો જ.

■

---

'મારા હિસ્સાનો સૂરજ' (ગઝલ સંગ્રહ) પ્ર. આ. ૨૦૦૬, પૃષ્ઠ : ૬૮, મૂલ્ય : રૂ. ૫૦, ગઝલકાર / પ્રકાશક : ગૌરાંગ ઠાકર (ગુ. સા. અકાદમીની આર્થિક સહાયથી પ્રકાશિત)
બી-૧૦૩, શુકન એપાર્ટમેન્ટ, સહજધામ રો હાઉસ સામે, રામકુટિર ફ્લેટ્સની પાછળ, અડાજણ, સુરત - ૩૯૫૦૦૯

દિનેશ દેસાઈ

## બાબી વંશના છેલ્લા રાજવી-ગઝલકાર રૂસ્વા મઝલૂમીની જીવનકથા

'મને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જાણનાર લોકોને આ પ્રસંગ વાંચી હું અતિશયોક્તિ કરું છું એમ લાગશે. મળનાર વ્યક્તિઓ અને મને દૂરથી જોનાર-જાણનાર વ્યક્તિઓ તો કદાચ આ પ્રસંગને ઉપજાવી કાઢેલ પ્રસંગ જ સમજે. પણ જિંદગીની ખાટી મીઠી યાતનાઓનો મેં હસતે મુખે સામનો કર્યો છે કોઈ સમયે મને મનોમન આઘાત તો જરૂર થયો જ છે. કેમ કે હું માનવી છું એટલે જ મેં એક વખત નીચેના શેરમાં આ રીતે મનની વાત શબ્દોમાં કંડારી છે '

'હસવાનો આજ મેં જે અભિનય કર્યો હતો,
આઘાત દુર્દશાનો હતો કોણ માનશે ?'

મારી મોટી દીકરી ભરયુવાનીમાં વિધવા થઈ હું ને મારાં પત્ની જૂનાગઢ છોડી તેને બને તેટલી હૂંફ અને મદદ કરવાને ઈરાદે મુંબઈ આવ્યાં. કુદરતે જાણે મારી પરીક્ષા લેવાનો વિચાર કર્યો હોય તેમ એક અણધારી પરિસ્થિતમાં મને મૂકી દીધો મારા નામે જૂનાગઢના કલેકટરનો પત્ર આવ્યો તેમાં જણાવવામાં આવ્યું કે સરકારે જાગીરદારી એબોલિશન એક્ટ નીચે તમામ જાગીરદારોને મળતી લાઈફ ટાઈમ પેન્શનની રકમ ચૂકવવાનું બંધ કર્યું છે. એક સવારે મારાં પત્ની આંખમાં આંસુ સાથે નજીક આવી કહેવા લાગ્યાં, 'દરબાર સાહેબ, આજે તો ઘરમાં રાશન ખૂટી ગયું છે આ સમયે નાસ્તો તો કરી લેશું પણ બપોરે તો રાંધવા માટે કંઈ નથી. કંઈ બંદોબસ્ત કરો તો સારું ' મેં વિશ્વાસ સાથે કહ્યું 'તાજ, ક્યાં જાઉ ? કોની પાસે હાથ લંબાવું ? અને ક્યાંય જવા માટે બસ ભાડાની રકમ પણ મારી પાસે નથી. ખિસ્સામાં ફૂટી કોડીય નથી.' તાજે કહ્યું, 'પૈસા તો મારી પાસે પણ નથી. પણ મારી પાસે આ સોનાનાં એરિંગની જોડ બાકી છે તે લઈ જાવ. અડાણે રાખવી હોય તો અડાણે રાખજો ને વેચી નાખવી હોય તો વેચી નાખજો. પણ દીકરીને આ વાત ન કહેશો. એમ પણ દુ:ખાયેલી છે અને તેમાં તેનેદુ:ખ થાય એવું આપણે નથી કરવું. અલ્લાહ સારા દિવસો પણ લાવશે ' તેણે આંસુ સાથે એરિંગની જોડ મારા હાથમાં મૂકી અને બીજા રૂમમાં ચાલી ગઈ. (પૃ. ૧૮૩-૧૮૪)

'મોતાજ ના કશાનો હતો કોણ માનશે !
મારોય એક ઝમાનો હતો કોણ માનશે !'

આ અને આવા બીજા પણ ઉત્તમ શે'ર, ગઝલો આપનાર 'પાજોદ દરબાર' તરીકે જાણીતા શાયર રૂસ્વા મઝલૂમી (જન્મ તા. ૧૧-૧૨-૧૯૧૫, માંગરોળ, સૌરાષ્ટ્ર) તો હવે આપણી વચ્ચે રહ્યા નથી, પણ આ સર્જકનો શબ્દ તો અમરતા પામી ગયો છે. હમણાં જ તા.૧૪-૨-૨૦૦૮ના રોજ ૯૩ વર્ષની વયે દેહાવસાન પામેલા આ શાયરના જીવનના સંઘર્ષકાળનો એક પ્રસંગ આરંભે રજૂ કર્યો છે આ અને આવા બીજા પણ પ્રસંગો સાથે રૂસ્વા મઝલૂમીના જીવન-સ્વમનને રજૂ કરતા પુસ્તક 'મારોય એક જમાનો હતો' (સં. રજનીકુમાર પંડ્યા, બિરેન કોઠારી)માં બાબી વંશના આ છેલ્લા રાજવીના જીવનના ચઢાવ-ઉતાર અને સાહિત્યયાત્રાનું સુરેખ ચિત્ર સાંપડે છે. પાજોદ દરબારને દેશભક્ત રાજવી શાયર તરીકે પણ ઓળખવામાં આવે છે કેમ કે ઈ.સ. ૧૯૩૫માં વીસ વર્ષની વયે પાજોદ (જિ જૂનાગઢ)ની ગાદી સંભાળનાર આ રાજવીએ તા. ૧૫મી ઓગસ્ટ, ૧૯૪૭ના રોજ હિન્દુસ્તાનને આઝાદી મળી ત્યારે પાજોદમાં જ ત્રિરંગો ઝંડો લહેરાવીને ભારતીય સંઘમાં જ રહેવાનું જાહેર કર્યું હતું. જૂનાગઢના બાબી નવાબે જૂનાગઢ સ્ટેટને પાકિસ્તાનમાં ભેળવી દેવાનો મનસૂબો જાહેર કર્યો હતો ને પ્રજાએ વિરોધ કરતાં આખરે બાબી નવાબે પાકિસ્તાન ભેગા થઈ જવું પડ્યું હતું એ સમયે દરબાર સાહેબ (રૂસ્વા મઝલૂમી)એ જન્મભૂમિનું ઋણ વ્યક્ત કરતો આ શે'ર આપ્યો :




'નથી આવ્યા અમે કેવળ અહીંયાં પર્યટન માટે,
વસાવ્યું છે વતનને તો મરીશું આ વતન માટે.'

આમ ૧૨ વર્ષ (૧૯૩૫-૧૯૪૭) શાસન કરનાર ઈમામુદ્દીનખાન મુર્તુઝાખાન બાબી રાજકોટની કબ્રગાહમાં સદાને માટે પોઢી ગયા ને વતનની ધૂળમાં જ મળી ગયા. ૯૩ વર્ષના આ શાયર મિષે 'આદિલ' મન્સૂરીનો જાણીતો શે'ર યાદ આવે : 'વતનની ધૂળથી માથું ભરી લઉં આદિલ, રેતમાં રમતું નગર ફરી મળે ન મળે.' રાજ-કાજ સંભાળ્યાના બીજા વર્ષે ૧૯૩૬માં સાબેરાજહાં (તાજ દુલ્હન) સાથે પ્રથમ લગ્ન, ૧૯૪૮માં કાકાની દીકરી મહેમુદા બેગમ સાથે બીજાં લગ્ન આજીવન ટકી રહ્યાં. જો કે આ સિવાય તાહેરાબીબી અને

અભિનેત્રી અનવરીબેગમ સાથે પણ લગ્ન કર્યાં કે જે ઝાઝું ટક્યાં નહોતાં. આ અને આવી બીજી વાતો, સ્મરણીય પ્રસંગો, સર્જન અને જીવનની કેફિયત આ પુસ્તકમાં સુંદર, સરસ રીતે રજૂઆત પામી છે. રાજવી સર્જકની શ્વેત-શ્યામ છબી, કેટલીક ચૂંનંદી ઉર્દૂ-ગુજરાતી ગઝલો, બાબી વંશનો ઈતિહાસ, વંશવૃક્ષ, એક ડઝન પ્રગટ પુસ્તકો પૈકીનાં ઉપલબ્ધ પુસ્તકનાં મુખપૃષ્ઠ અને તત્કાલીન શાસ્ત્રીય-રાજકીય ઈતિહાસની ઝલક - એમ બધું મળીને અત્રે પ્રસ્તુત રોચક સામગ્રી અત્યંત ઉમદા સંપાદનસૂઝ પણ દર્શાવી જાય છે.

ગઝલ સમ્રાટ અમૃત 'ઘાયલ', 'અસિમ' રાંદેરી, રતિલાલ 'અનિલ'ના સમકાલીન શાયર રૂસ્વા મઝલૂમીના જીવન કાર્યોના દસ્તાવેજીકરણ સમાન પુસ્તકના પ્રથમ ખંડ (આદિથી આજ સુધી)માં ચાર પ્રકરણ દ્વારા શાયરનો વંશીય ઈતિહાસ અને કેટલાક પ્રસંગો રજૂ કરવામાં આવ્યા છે. બીજા ખંડ (જીવન)ના ચાર પ્રકરણમાં શાયરના જીવનની ચડતી-પડતીની વાત - આત્મકથારૂપે - રજૂ થઈ છે. આ જ પ્રકરણમાં પાજોદના ગ્રામજનોના પોતાના રાજવી તરફનાં આદરભીનાં સંસ્મરણો - પ્રતિભાવો પણ મૂકવામાં આવ્યા છે. ત્રીજા ખંડ (કવન)નાં ત્રણ પ્રકરણમાં સર્જકના સાહિત્ય ('રૂસ્વા'ની ગઝલ પ્રસાદી, 'રૂસ્વા'ની ગદ્ય પ્રસાદી) માણી શકાય છે. અંત ભાગે પરિશિષ્ટ લેખે બે પ્રકરણ પણ વિષય સંદર્ભે મહત્વનાં છે. જૂનાગઢના નવમા અને છેલ્લા શાસક મહાબતખાનજી ત્રીજા (૧૯૦૦-૧૯૫૯) વિશે ટૂંક આલેખન પાજોદ દરબારના સમયકાળના ઐતિહાસિક સંદર્ભને સમજી શકવા ઉપયુક્ત બની રહે છે. એમ જ 'જૂનાગઢનો પ્રશ્ન અને આરઝી હકૂમત' શીર્ષક સાથે રજૂ કરાયેલો લેખ પણ દેશની આઝાદી વેળાની જૂનાગઢ સ્ટેટની કટોકટીની સમસ્યાને સમગ્રપણે ઉજાગર કરી આપે છે. પુસ્તકના લેખન સંપાદનમાં રાખવામાં આવેલાચીવટ એ રીતે ધ્યાનાર્હ છે કે સમુચિત રીતે દેશભક્ત રાજવી શાયરના જીવન-કર્મને, સર્જનયાત્રાને સરળ બાનીમાં ઉપસાવી આપવામાં આવ્યાં છે. અહીં યથેચ્છ નોંધવામાં આવ્યું છે કે 'પાજોદ દરબાર ઈમામુદ્દીનખાન ઉર્ફે શાયર રૂસ્વા મઝલૂમીએ પાજોદની જનતાના દિલમાં એ હદે કાયમી સ્થાન મેળવ્યું કે ૧૯૪૭માં રજવાડાંઓના વિલીનીકરણ પછી સત્તા સ્થાને તેઓ ન રહ્યા છતાં આજેય પાજોદના ગ્રામજનો તેમને 'દરબાર સાહેબ' તરીકે એટલો જ આદર આપે છે.' (પૃ. ૨૫)

વીસેક વર્ષ થયાં એ વાતને જ્યારે ૧૯૮૮માં જનાબ રૂસ્વા મઝલૂમીને રાજકોટમાં મળવાનું થયું હતું. તેઓએ પોતાની જુબાને પોતાના તખલ્લુસ વિશે અહીં વિસ્તારથી વાત પણ કરી છેઃ 'મારું ઉપનામ પહેલાં 'મસ્તાન' હતું. પાછળથી રૂસ્વા મઝલૂમી થયું એની પાછળ એક નાનકડી કથા છે. મારા સસરા બાંટવાના શેરખાનજીએ યોજેલી એક મોટી મિજબાનીમાં મારાથી ચાર-પાંચ ખુરશી દૂર એક ફકીર પણ ચીફ ગેસ્ટ તરીકે બેઠા હતા. કોઈએ કહ્યું કે એ મઝલૂમશાહ ઓલિયા છે. દૂર બેઠે બેઠે પણ મને એમના તરફ અદમ્ય ખેંચાણ થયા કરતું હતું. 'મઝલૂમ'નો અર્થ થાય છે નિર્દોષ, જુલ્મ સહન કરનાર. એમના પ્રત્યેની ભક્તિમાંથી મને એ નામ એમની યાદગીરીરૂપે તખલ્લુસ તરીકે રાખવાનું સૂઝ્યું, 'રૂસ્વા' એટલે બદનામ. એ બન્ને અર્થો મારી જિંદગીમાં ચરિતાર્થ થયા છે.' (પૃ. ૪૧, ૪૨) રજનીકુમાર પંડ્યાએ આ રાજવીના ખરાબ સમયના આલેખનમાં નોંધ્યું છે : 'ભારતસંઘમાં અને ભૂદાનમાં જમીનો અર્પણ કરી દીધા પછી હવે આ ટુકડા માટે કોર્ટે ચઢતાં અફસોસ થાય છે દરબાર સાહેબ ?' મેં પૂછ્યુંહતું. જવાબમાં એમણે એમનો જ શેર કહ્યો :

'અભાગી લાશ રખડે જેમ જંગલમાં કફન માટે,
વતનમાં એમ ભટકું છું શરણ માટે, જતન માટે.'

(પૃ. ૪૩)

રૂસ્વા મઝલૂમી કોમી એકતાના પુરસ્કર્તા હતા અને ૧૯૭૨માં પ્રકાશિત એમના એકમાત્ર ગુજરાતી ગઝલસંગ્રહ (ઉર્દૂના બે દીવાન 'મીના' અને ભિશ્નશ્રી સહિત આમ તો એક ડઝન પુસ્તકો, જેમાં ત્રણ નવલિકા સંચય, ચરિત્ર લેખ સંચયો, પ્રસંગ-સત્ય ઘટના સંચયનો પણ સમાવેશ થઈ જાય છે.) 'મદિરા'ની પ્રસ્તાવનામાં પણ આ પ્રસંગ નોંધ્યો છે કે ફિદાસાહેબ નામના પોતાના સ્ટાફમાં સામેલ કર્મચારીને એ કારણસર શાયરે નોકરીમાંથી છૂટા કરી દીધા કેમ કે એમણે રાજવી શાયરના રૈયત હિન્દુ ખેડૂતના ઘરે જમવા બેસવાનો ઈન્કાર કર્યો હતો. પ્રજાવત્સલ રાજવી તરીકેનાં દૃષ્ટાંત પૂરા પાડતા બીજા પ્રસંગો પણ અહીં સમાવવામાં આવ્યા છે. જેમકે રાજની તિજોરી તળિયે હતી એ વેળા ઈ.સ. ૧૯૩૬માં આ રાજવી પોતાના લગ્નવેળા નિયમાનુસાર મળવાપાત્ર ધ્રુબકવેરો (હુબકવેરો) માફ કરે છે એટલું જ નહીં આ પરંપરા જ બંધ કરાવે છે. બિનસાંપ્રદાયિકતાની વાત માંડતાં રાજવી શાયરે કહ્યું છે : 'મારે મન કોઈ હિંદુ નથી, કોઈ મુસ્લિમ નથી. મારી પુત્રી ઈશરત મુંબઈમાં કોપર ચિમની હોટલમાં જનરલ મેનેજર છે. એની પુત્રી મહેજબીએ એક હિંદુ બ્રાહ્મણ સુબોધ શર્મા સાથે શાદી કરી છે. મારા પુત્ર અયાઝની પત્ની હિંદુ છે, એનું નામ કીર્તિદા છે. મારી પૌત્રીનું નામ નેહા છે.' (પૃ. ૪૬) આ સંપાદિત પુસ્તકની લેખન સામગ્રીમાં પ્રવાહિતા અને લાઘવ પણ છે. જીવનકથાના પ્રસંગો, ઘટના, બનાવોના વળાંકો કોઈ નવલકથા જેવો રોમાંચ, વિવાદ અને અહોભાવ પણ વાચક-ભાવકને પ્રગટાવી આપી શકે છે. 'કુંતી' અને 'પુષ્પદાહ' જેવી ડોક્યુ-નોવેલના સર્જક રજનીકુમાર પંડ્યા 'ઝબકાર' શ્રેણી વડે જીવનકથા-ચરિત્રોના પણ અચ્છા આલેખક-કસબી નીવડ્યા છે. એ વધુ એક વખત આ પુસ્તક વાંચવાથી પુરવાર થાય જ. ■

(ભારોય એક જમાનો હતો (રૂસ્વા મઝલૂમીનું જીવનચરિત્ર) : લેખન-સંપાદન-રજનીકુમાર પંડ્યા, બિરેન કોઠારી, પ્ર. હિરાલક્ષ્મી મેમોરિયલ ફાઉન્ડેશન, આશાપુરા ગ્રુપ, ૨/૩, લોરેન્સ એન્ડ મેયો બિલ્ડિંગ, ૨૭૮, દાદાભાઈ નવરોજી રોડ, ફોર્ટ, મુંબઈ - ૪૦૦૦૦૧. પ્ર.આ. ૨૦૦૭, ક્રાઉન સાઈઝ, પાકું પૂંઠું, પૃ. ૨૨૮, કિ. રૂ. ૧૨૫/-)

# ઉદ્દેશ શ્રેષ્ઠ

## સાહિત્યકારોનું સૌમનસ્ય

●

**રમણલાલ જોશી**

કેટલીક વાર સાહિત્યકારોના પારસ્પરિક સબધો જોતા લાગે છે કે આપણે રાજકારણીઓનુ અનુકરણ તો નથી કરતા ને ? સ્વતત્ર થયાને સાડા ચાર દાયકા થયા પણ આપણુ પ્રજાકીય વ્યક્તિત્વ બધાવા પામ્યુ નથી. સાહિત્ય આદિ કળાના ક્ષેત્રોનો પ્રભાવ રાજકારણ પર પડવો જોઈએ એને બદલે ઊલટુ થતુ જોવા મળે છે સૌહાર્દ અને સૌમનસ્યથી આ ક્ષેત્રના પ્રશ્નોઉકેલી શકાય એવા હોવા છતા આક્રોશ અને અહમહમિકાના માર્ગે ગતિ થાય એ દુખદ છે 'સસ્કૃતિ'ના ડિસે. ૧૯૫૭ના અંકમાં પહેલા પાને એના તંત્રી ઉમાશકર જોશીએ 'સિંહના વાડા ન હોય' લેખ લખેલો. આરભમા જ તેમણે કહેલુ 'સાહિત્યક્ષેત્રમા ઘણી વાર વાડાની વાત થતી હોય છે પણ સાહિત્ય સર્જકો જેમનુ કામ જ વૈયક્તિક અનુભૂતિઓને વિશિષ્ટ રૂપે રજૂ કરવાનું તેઓ એકમેકથી નોખા તરી આવ્યા વગર કેમ રહે ? એ અલબત્ત સૌથી હળેમળે પણ આતરસ્વરૂપ તપાસવા જતાં એ એકલરગી-એકલવિહારી જ માલૂમ પડવાના.. આવાઓના વાડા શી રીતે બંધાઈ શકે ? સિંહના વાડા શી રીતે હોય ? કોઈએ એ વખતે કહેલુ કે તાત્ત્વિક દૃષ્ટિએ આ વસ્તુ બરોબર છે પણ સિંહો કેટલા ?

ઉમાશંકરે ઉચિત કહ્યુ છે કે સાચા સાહિત્યકારોને જૂથો જમાવવાનું કેમ પોસાય ? સ્વાતંત્ર્યોત્તર કાળમાં વિવિધ માધ્યમોની ભીંસ વચ્ચે સાહિત્યે પોતાનો માર્ગ કાઢવાનો છે ત્યાં નાના મંડળો કે જૂથો રચી શક્તિનો વ્યય કરવાનુ ભાગ્યે જ પરવડે અલબત્ત જુદી જુદી સંસ્થાઓ દ્વારા પણ કામ થતું હોય છે પણ એક વાત સતત યાદ રાખવી જોઈએ કે સસ્થાઓ, સંમેલનો, પરિસવાદો કે ગોષ્ઠિઓ કોઈને લખતો કરી શકતી નથી, પણ લેખનની આજુબાજુ જે પ્રશ્નો છે એમા મદરૂપ નીવડી શકે સંકુચિતતા કે ક્ષુદ્રતાથી સાહિત્યકારો તો દૂર જ હોય. મૅથ્યુ આર્નલ્ડે અંગ્રેજ પ્રજાને ગમે કે ન ગમે પણ ફ્રેન્ચ અને જર્મન સાંસ્કૃતિક પ્રવાહો ઝીલવાની ઘોષણા કરેલી.

સાહિત્યક્ષેત્રમાં નાનામોટા મતભેદ કે રુચિઓ હોય એ અસ્વભાવિક નથી. કોઈને અમુક પ્રકાર કે શૈલી રુચે તો વળી અન્યને બીજી પણ ખરો પ્રશ્ન તો છે કે એ કળા થાય છે ખરી ? કૃતિના વાચનથી આનંદ મળે છે ? હુ લખું એ જ પધ્ધતિ સાચી એમ કેમ કહેવાય ? લેખકોમાં વર્ગભેદ ઊભો કરવાની રીત બરાબર નથી. આ તો પરંપરાના પૂજકો, ફલાણા તો આધુનિક, અમુક થોડા આધુનિક, અમુક તો જુનવાણી, આ તો લોકપ્રિય લેખક અને આ તે હાઈ-બ્રાઉ વગેરે વગેરે વિચારભેદ એ વખોડવા લાયક નથી. પેલા લેખમાં ઉમાશકરે એક સરસ વાત કહી છે કે વિચારભેદ એટલે વૈમનસ્ય એ ખ્યાલ ખોટો છે મુખ્ય બાબત વસ્તુલક્ષિતાની છે જ્યારે એમાં અંગતતા ભળે ત્યારે એ જુદી જ વસ્તુ બની જાય છે આ તો પેલા સામ્યવાદી સૂત્ર જેવુ થયુ કે જેઓ અમારી સાથે નથી એ અમારી વિરુદ્ધમા છે ! વૈચારિક સહિષ્ણુતામા જાણે આપણે ઊણા ઊતરીએ છીએ. જે પોતાની સ્વતંત્રતા અક્ષુણ્ણ રહે એમ ઈચ્છે તે બીજાની સ્વતંત્રતા ઉપર ક્યારેય તરાપ ન મારે. સરસ્વતીના મદિરમા સૌ જુદાં જુદા ફૂલો લઈને આવે છે બધાં એક જ જાતનાં હોય એવો આગ્રહ શા માટે ? સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે શબ્દની ઉપાસના કરે છે કોઈ પણ લેખન-તરાહ પ્રત્યે અનુદાર ન રહેવાય.

ગઈ પેઢીના સાક્ષરોમા કેટલો બધો વિચારભેદ હતો છતાં પરસ્પરના અંગત સબંધો સુમેળભર્યા રહેતા. વૈચારિક મતભેદોનો હિસાબ તે તરત પતાવી દેતા, પણ વ્યક્તિગત સબંધોનું માધુર્ય યથાવત રહેતુ. ઉત્તમલાલ ત્રિવેદીએ પ્રેમાનંદનાં નાટકોના પ્રશ્ન અગે 'ગુજરાતી મા ચર્ચાપત્ર લખેલું નરસિંહરાવે 'વસત મા એનો ઉત્તર વાળેલો. આ પછી લાબા સમયે એકવાર સાન્તાક્રુઝમા ઉત્તમલાલને ત્યાં આનંદશંકર, નરસિંહરાવ વગેરે આવેલા ત્યારે વાતવાતમા નરસિંહરાવે કહેલુ કે 'મને પોતાની મેળે હજામત કરતા આવડે છે, પણ બીજાની હજામત કરવાની હિંમત ન ચાલે.' ધીમે રહીને ઉત્તમલાલે મમરો મૂક્યો 'માત્ર ચર્ચાપત્રમાં બીજાની હજામત સારી કરી શકો છો !' આ વિશે નરસિંહરાવ લખે છે 'આ નિર્દોષ, મર્મભરેલો, સ્નેહયુક્ત કટાક્ષ હતો. એમને ઉત્તરરૂપે લખેલુ મારું ચર્ચાપત્ર મનમાં રાખીને આટલુ જ એ બોલ્યા, તે - ન મને તે ઉપર ખોટુંલાગ્યું, ન તેમણે પણ કોઈ કટુ ભાવથી કહેલું, અમે બધા હસ્યા.'

વિચારભેદોની સુરેખ માંડણી કરવા સાથે અને સાહિત્યિક મૂલ્યાંકનના ગજને સહેજ પણ નીચે ઊતરવા દીધા સિવાય એક માત્ર સાહિત્યની લગનીથી અને સૌમનસ્ય અને સૌહાર્દથી સાહિત્યકારો સમુદાર ભાવે વર્તે એ છેવટે તેમના અને સરવાળે સાહિત્યના અને એથી સમાજના હિતમાં છે એ ભાગ્યે જ કહેવાની જરૂર હોય. ■

---

(ઉદ્દેશ વર્ષ ૨, અંક ૩, ઑક્ટોબર ૧૯૯૧નો તંત્રીલેખ)

મુકુન્દ પી. શાહ

### ધીરુ પરીખને પ્રેમાનંદ સુવર્ણચંદ્રક

કવિ-વિવેચક, 'કુમાર' અને 'કવિલોક'ના તંત્રી ડૉ. ધીરુભાઈ પરીખને પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી અપાતો પ્રેમાનંદ સુવર્ણચંદ્રક (૨૦૦૬) આપવાનું જાહેર થયું છે.

### સ્વામી આનંદ, જોસેફ મેકવાન અને મુકુન્દ શાહને સુવર્ણ ચંદ્રક એનાયત

કવિ ડાહ્યાભાઈ પટેલ સાહિત્યરત્ન સુવર્ણચંદ્રક ટ્રસ્ટના ઉપક્રમે દર વર્ષે ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ પ્રદાન આપનાર લેખકો અને સંસ્થાઓને પુરસ્કૃત કરવામાં આવે છે. તે અન્વયે પાંચમા વર્ષના સાહિત્ય રત્ન સુવર્ણચંદ્રકો અર્પણ કરવાનો વાસંતિક ઉત્સવ તા. ૨૯ ફેબ્રુઆરી ૨૦૦૮ના રોજ કચ્છી જૈન ભવન, નવચેતન હાઈસ્કૂલ સામે, પાલડી, અમદાવાદ ખાતે સંપન્ન થયો હતો. આ વર્ષે સ્વામી આનંદ (મરણોત્તર), જોસેફ મેકવાન અને મુકુન્દ પી. શાહ ને ગૌતમ પટેલના અધ્યક્ષ સ્થાને અને પ્રબોધ જોશીના અતિથિવિશેષપદે આ સુવર્ણચંદ્રકથી સન્માનવામાં આવ્યા હતા. આ પ્રસંગે 'પદ્મશ્રી' ભોળાભાઈ પટેલનું વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું હતું. કવિ ડાહ્યાભાઈ પટેલની ગઝલોના આસ્વાદનો હરીશ વટાવવાળા અને વિરંચી ત્રિવેદી સંપાદિત ગ્રંથ 'ધ્વનિ-પ્રતિધ્વનિ' અને કવિ, ડાહ્યાભાઈ પટેલ 'દિનેશ'ના નવ દાયકાના કર્મપથને આલેખતા પુસ્તક 'મારી જીવનયાત્રા'નું વિમોચન ડૉ. ભોળાભાઈ પટેલ અને મનુભાઈ પંડિતના હસ્તે થયું હતું. સન્માનના પ્રતિભાવ રૂપે જોસેફ મેકવાને પોતાને મળેલ પારિતોષિકના રૂ. ૫,૦૦૦ની રકમમાં પોતાના તરફથી બીજા ૫,૦૦૦ ઉમેરીને કુલ રૂ. ૧૦,૦૦૦ પાટણની પી. ટી. સી. કોલેજમાં બળાત્કારનો ભોગ બનેલી વિદ્યાર્થિની માટે ચેકરૂપે અર્પણ કર્યા હતા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સૌજન્યથી આયોજિત આ સમારંભમાં અનેક સાહિત્યકારો અને સાહિત્યપ્રેમીઓ ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે મુકુન્દ શાહનો પરિચય પ્રો. પ્રિયકાન્ત પરીખે, જોસેફ મેકવાનનો પરિચય ડૉ. વિરંચી ત્રિવેદીએ અને સ્વામી આનંદનો પરિચય કલ્પનાબહેન બારોટે આપ્યો હતો. શ્વેતાબહેન જોશીએ સંચાલન, કલ્પનાબહેન તથા મોહનભાઈ બારોટે સંકલન અને મનુભાઈ શાહે આભારદર્શન કર્યું હતું.

### ગુજરાતી વિશ્વકોશના ૨૩મા ગ્રંથનું વિમોચન

તા. ૨૩મી ફેબ્રુઆરીએ ગુજરાતી વિશ્વકોશના ૨૩મા ગ્રંથનું વિમોચન હિંદી સાહિત્યના પ્રસિદ્ધ વિવેચક ડૉ. નામવરસિંહે કર્યું હતું. તેમણે તથા અતિથિવિશેષ ડૉ. પ્રદીપ ખાંડવાલા તથા દીપચંદભાઈ ગાર્ડીએ ગ્રંથશ્રેણીને આવકારી હતી. મુખ્ય સંપાદક ડૉ. ધીરુભાઈ ઠાકરે ગ્રંથશ્રેણીની પ્રક્રિયાની માહિતી આપી હતી. ડૉ. કુમારપાળ દેસાઈએ આ ગ્રંથશ્રેણીને 'ગુજરાતી પ્રજાનો ભાષાપ્રેમ' કહી ઓળખાવી હતી. ડૉ. ચંદ્રકાંત શેઠે સ્વાગત પ્રવચન, ડૉ. પ્રીતિબહેન શાહે સંચાલન અને નીતિન શુકલએ આભારદર્શન કર્યું હતું. આ પ્રસંગે ડૉ. ભોળાભાઈ પટેલનું, 'પદ્મશ્રી'નું બહુમાન પ્રાપ્ત કરવા બદલ અભિવાદન કરવામાં આવ્યું હતું.

### ગુજરાતી લેખક મંડળના ઉપક્રમે યોજાયેલ પરિસંવાદ

તા. ૧૭મી ફેબ્રુઆરીના રોજ 'પ્રશાંત' ડ્રાઈવ ઈન રોડ, અમદાવાદ ખાતે ગુજરાતી લેખક મંડળની ૧૪મી સામાન્ય સભા મળી હતી. એ વખતે ગુજરાતી સાહિત્ય પરિષદનાં પૂર્વ પ્રમુખ ધીરુબહેન પટેલના અધ્યક્ષસ્થાને 'વૈશ્વિકીકરણ, સમાજ અને આજનું લેખન' વિષયક યોજાયેલ પરિસંવાદની ભૂમિકા સંસ્થાના અધ્યક્ષ યશવંત મહેતાએ બાંધી હતી. આ પરિસંવાદમાં અર્થશાસ્ત્રના અધ્યાપક હેમંતકુમાર શાહે 'વૈશ્વિકીકરણ અને આર્થિક અસરો' વિશે, મુદ્રા સ્કૂલ ઓફ કોમ્યુનિકેશનનાં પ્રાધ્યાપિકા રીટા કોઠારીએ 'વૈશ્વિકીકરણની ભાષા પર અસરો' તથા દિલ્હી યુનિવર્સિટીનાં અંગ્રેજી સાહિત્યનાં પ્રાધ્યાપિકા સ્વાતિ જોશીએ 'વૈશ્વિકીકરણ અને સંસ્કૃતિ' વિશે અને રાજકીય વિશ્લેષક ઘનશ્યામ શાહે 'વૈશ્વિકીકરણ અને સમાજ' વિશે પ્રવચન આપ્યું હતું. સંચાલન મનીષી જાનીએ કર્યું હતું.

### દિલ્હી સંસ્કૃત અકાદમીનું રાષ્ટ્રીય સંમેલન

તા. ૨૩થી ૨૫ ફેબ્રુઆરી દરમિયાન દિલ્હી ખાતે યોજાયેલ સંસ્કૃત અકાદમીના રાષ્ટ્રીય સંમેલનમાં શામળાજી કોલેજના અધ્યાપક પ્રા. મધુસૂદન વ્યાસે 'મહાવીર અને અર્થશાસ્ત્ર' વિષયક શોધપત્ર સંસ્કૃત ભાષામાં રજૂ કર્યું હતું.

### કવિ રાજેન્દ્ર શાહનું કાવ્યપઠન

તા. ૧૩મી ફેબ્રુઆરીના રોજ કવિલોક ટ્રસ્ટના ઉપક્રમે વિશ્વ કવિતા કેન્દ્ર ખાતે કવિલોક ટ્રસ્ટની સુવર્ણ જયંતી નિમિત્તે મૂર્ધન્ય કવિશ્રી રાજેન્દ્ર શાહે પોતાનાં કાવ્યોનું પઠન કર્યું હતું.

ભૂમિકા 'કુમાર' અને 'કવિલોક'ના તંત્રી ધીરુભાઈ

અતિથિવિશેષપદે યોજાયું હતું. મુખ્ય વક્તા હતા ડૉ. ગૌતમભાઈ પટેલ, સ્વાગત પ્રવચન વરદરાજ પંડિતે અને સંચાલન પ્રિ. ધનરાજ પંડિતે કર્યું હતું.

**મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સંશોધકો - સંપાદકો**

ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત શ્રી ક. લા. સ્વાધ્યાય મંદિર અને ગુજરાતી સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે ગુ. સા. પરિષદ ખાતે તા.૨૩-૨૪ ફેબ્રુઆરીના રોજ 'મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સંશોધકો - સંપાદકો' વિષયક પરિસંવાદ યોજાયો હતો. ઉદ્‌ઘાટન બેઠકમાં સ્વાગત-પ્રવચન અનિલા દલાલે કર્યું હતું. ભૂમિકા રમેશ ર. દવેએ બાંધી હતી. ચીમનલાલ ત્રિવેદીએ બીજરૂપ વક્તવ્ય આપ્યું હતું. પ્રકાશ ન. શાહે પ્રાસંગિક પ્રવચન આપ્યું હતું. પારુલ દેસાઈએ આભારદર્શન કર્યું હતું.

પ્રથમ બેઠકમાં નરોત્તમ પલાણ, ચંદ્રકાન્ત શેઠ અને અતિથિવિશેષ રઘુવીર ચૌધરીએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ બેઠકનું સંયોજન ભારતી ર. દવેનું હતું.

બીજી બેઠકમાં રામભાઈ સાવલિયા, ઉષા ઉપાધ્યાય, રશ્મિકાંત મહેતાએ પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. પારુલ દેસાઈએ આ બેઠકનું સંચાલન કર્યું હતું. ત્રીજી બેઠકમાં ગુલાબ દેઢિયા, અજય રાવલ, આરતી ત્રિવેદીએ વક્તવ્યો આપ્યાં હતાં. ઈતુભાઈએ સંયોજન કર્યું હતું. ૨૪મીએ શરૂ થયેલી ચોથી બેઠકમાં કાંતિભાઈ બી. શાહ, મીનળ દવેએ પોતાના વિચારો દર્શાવ્યા હતા. નરોત્તમ પલાણ અને રમેશ ર. દવેએ સમાપન કર્યું હતું. પારુલ કંદર્પ દેસાઈએ સંચાલન કર્યું હતું.

**હસમુખ બારાડીના એક પાત્રી દોઢ કલાકના નાટક 'સો કુંડો વચ્ચે ગાંધારી'ની ભજવણી**

અંધ પતિ ધૃતરાષ્ટ્ર સાથેના લગ્ન પછી ગાંધારીએ પોતાની આંખે પાટા બાંધ્યા અને સહધર્મચારિણીનો આદર્શ લોકો સમક્ષ મૂક્યો. પણ માત્ર રાજરાણી બની રહેવા કરતાં રાજમાતા બનવાની મહત્ત્વાકાંક્ષાથી એણે, જંગલમાં કુંતાની કૂખે યુધિષ્ઠિરનો જન્મ થતાં, બે વર્ષથી પેટમાં રહેલા નિર્જીવ માંસપિંડનો પરાણે પ્રસવ કરી દીધો.

ભગવાન વ્યાસે એના આ માંસપિંડના સો ટુકડા કરી ઘી ભરેલા કુંડોમાં મૂકયા. એ વચન સાથે કે એમાંથી એક સો શૂરવીરો પેદા થશે. ટેસ્ટ ટ્યૂબ બેબીનો એ કદાચ સૌ પહેલો પ્રયોગ હતો ?!

એની પણ બબ્બે વર્ષની વેદના ગાંધારીએ એકલાં અટૂલાં ભોગવી, આ સો કુંડોની વચ્ચે અથડાતાં કૂટાતાં... અને અંતે એને અવશ્યમ્ ભાવિ મહાભારતનું યુદ્ધ દેખાયું...

- આ એકલપંડની કહાની, જગત અને જાત સાથેના સંઘર્ષની વાર્તામાંથી નિપજતા એક પાત્રીય દોઢ કલાકના શ્રી હસમુખ બારાડીના નાટકની ભજવણી થિયેટર અને મિડિયા સેન્ટરના ઉપક્રમે રવિવાર તા. ૨૩ માર્ચ ૨૦૦૮ના રોજ અમદાવાદના નટરાણી થિયેટરમાં થઈ હતી. દિગ્દર્શન જનક રાવલનું હતું અને અભિનય મનવીતા બારાડીએ કર્યો હતો.

**'રજવાડું'માં પુસ્તકોનાં વિમોચન**

તા. ૧૫મી માર્ચે 'રજવાડું' અમદાવાદ ખાતે મુંબઈની પ્રકાશન સંસ્થા ઉમંગ પબ્લિકેશન તરફથી પ્રગટ થયેલા હિમાંશુ પ્રેમ જોષીના પુસ્તક 'અન્ય વિરાસત'નું વિમોચન શ્રી રઘુવીર ચૌધરીએ અને 'આકાશગંગાને તીરે'નું વિમોચન ડૉ. એચ. એલ. ત્રિવેદીએ કર્યું હતું. પુસ્તકના પ્રકાશક ચંદ્ર ખત્રીએ પુસ્તકો અંગે વાત કરી હતી.

આ પ્રસંગે યોજાયેલ કવિ સંમેલનમાં હિતેન આનંદપરા, મુકેશ જોષી, હિમાંશુ પ્રેમ, અંકિત ત્રિવેદી, હર્ષ બ્રહ્મભટ્ટ, ચંદ્રેશ મકવાણા, રમણ પટેલ વગેરેએ પોતાની રચનાઓ રજૂ કરી હતી. સમગ્ર કાર્યક્રમનું સંચાલન માધવ રામાનુજે કર્યું હતું.

**વિનોદિની નીલકંઠ - મનુભાઈ પરીખ સ્મૃતિ સંધ્યા**

તા. ૧૬મી માર્ચે રા. વિ. પાઠક સભાગૃહ ખાતે કવિ નિરંજન ભગતની નિશ્રામાં, ભોળાભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને અને કિરીટ દૂધાતના અતિથિવિશેષપદે યોજાયેલ 'વિનોદિની નીલકંઠ - મનુભાઈ પરીખ સ્મૃતિ સંધ્યા'માં ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત 'વિનોદિની નીલકંઠની સાહિત્ય સૃષ્ટિ'ના બે ગ્રંથોનું વિમોચન શ્રી રઘુવીર ચૌધરીએ કર્યું હતું. આ પ્રસંગે વિનોદિની બહેનના સુપુત્ર સુકુમાર પરીખે પોતાનાં માતા-પિતાનાં સંસ્મરણો રજૂ કર્યા હતાં. તથા આ પ્રસંગે યોજાયેલ વીસમી સદીના ઉત્તરાર્ધનું ગુજરાતી નારીલેખન વિષય પરિસંવાદમાં નિબંધ વિશે મનસુખ સલ્લાએ, નવલિકા વિશે અનિલા દલાલે અને નવલકથા વિશે સુહાસ ઓઝાએ વાત કરી હતી. આ પ્રસંગે રમેશ ર. દવેના માર્ગદર્શન હેઠળ દીપ્તિ શાહે કરેલ 'સૂચિ સંકલન'નું પ્રકાશન પણ કરવામાં આવ્યું હતું. આરમઈતી દાવરે સભાનું સંચાલન કર્યું હતું. રંજના પેંઢારકરે સ્વાગત અને જગદીપ પરીખે આભારદર્શન કર્યું હતું.

આ જ દિવસે સવારે ૧૦-૩૦ વાગે એ જ હોલમાં વિનોદિની બહેનની વાર્તા 'દરિયા દિલ' પર આધારીત ૧૩ એવોર્ડ વિજેતા ફિલ્મ 'કાશીનો દીકરો' દર્શાવાઈ હતી. ■

પરીખે બાંધી હતી. કવિ નિરંજન ભગતે સમાપન કર્યું હતું

**'શબ્દસર' ભાગ ૧-૨નું લોકાર્પણ**

તા. ૨૧મી ફેબ્રુઆરીએ ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ ખાતે સમર્પણ આર્ટસ એન્ડ કોમર્સ કોલેજ ગાંધીનગર અને પાર્શ્વ પબ્લિકેશનના સંયુક્ત ઉપક્રમે કિશોરસિંહ સોલંકી કૃત 'શબ્દસર' ભાગ ૧-૨નું લોકાર્પણ, સમારંભ અધ્યક્ષ કાપડ મંત્રી શંકરસિંહ વાઘેલાએ કર્યું હતું ધીરુભાઈ ઠાકરે આશીર્વચન ઉચ્ચાર્યાં હતા. અતિથિ વિશેષ સાહિત્યકારો ધીરુબહેન પટેલ, ડૉ. કુમારપાળ દેસાઈએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. કિશોરસિંહ સોલંકીએ પ્રતિભાવ આપ્યો હતો. ડૉ. દીપકભાઈ પંડ્યાએ સ્વાગત પ્રવચન, જયંતીભાઈ પ્રજાપતિએ આભારદર્શન અને સંચાલન રુચા બ્રહ્મભટ્ટે કર્યું હતું

**વલસાડમાં યોજાયેલ 'સર્જક-સંવાદ'**

તા. ૨૨મી ફેબ્રુઆરીના રોજ સાહિત્ય પરિષદ અને સંસ્કાર મિલન, વલસાડના સંયુક્ત ઉપક્રમે વલસાડના નવોદિત સર્જકો માટેના કાર્યક્રમ 'સર્જક સંવાદ'નું આયોજન વિદ્યાપૂત વર્ષિણી પાઠશાળા ખાતે કવિ 'ઉશનસ્'ના અધ્યક્ષ-સ્થાને કરવામાં આવ્યું હતું. જેમાં ૧૨ જેટલા સર્જકોએ પોતાની રચનાઓનું પઠન કર્યું હતું પ્રારંભમાં અમૃતભાઈ દેસાઈએ ભૂમિકા બાંધી હતી સંચાલન ડૉ. મનોરમા પટેલ અને પ્રા. દિનકર ટંડેલે કર્યું હતું

**રાજકોટમાં લેખક-વાચક વાર્તાલાપ**

તા. ૨૦મી ફેબ્રુઆરીએ અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય આયોજિત લેખક-વાચક વાર્તાલાપમાં સુપ્રસિદ્ધ સાહિત્યકારો ડૉ પ્રિયકાન્ત પરીખ, કાજલ ઓઝા - વૈદ્ય અને જય વસાવડાનો વાચકો સાથે વાર્તાલાપ યોજાયો હતો.

**વલસાડમાં યોજાયેલ સાહિત્ય યાત્રા પર્વ**

તા. ૨૬મી ફેબ્રુઆરીના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ, સંસ્કાર મિલન અને બાઈ આવાબાઈ હાઈસ્કૂલના સંયુક્ત ઉપક્રમે વાડિયાહોલ વલસાડ ખાતે સાહિત્યયાત્રા પર્વનું આયોજન કરાયું હતું જેમાં અધ્યક્ષપદેથી નારાયણ દેસાઈએ પુસ્તકોનું મહત્ત્વ દર્શાવ્યું હતું. આ પ્રસંગે સાહિત્યકારો હિમાંશી શેલત, જનક નાયક, પ્રફુલ્લભાઈ અને બકુલેશ દેસાઈએ પ્રાસંગિક ઉદ્‌બોધન કર્યું હતું. કવિ ઉશનસે સમાપન કરતાં નારાયણ દેસાઈની ભાષા પ્રત્યેની ધગશ અને લગનીને બિરદાવી હતી. સંચાલન અમૃત દેસાઈએ કર્યું હતું.

**મોડાસામાં 'માજુમ'-૩૦નું વિમોચન**

તા. ૨૩મી ફેબ્રુઆરીના રોજ શ્રી મ. લા. ગાંધી ઉચ્ચતર કેળવણી મંડળ, મોડાસા સંચાલિત વિદ્યાસંકુલની સંસ્થાઓના મુખપત્ર 'માજુમ'નું વિમોચન જાણીતા હાસ્યલેખક રતિલાલ બોરીસાગરના હસ્તે કરવામાં આવ્યું હતું. મંડળના પ્રમુખ મુકુન્દભાઈ શાહના અધ્યક્ષપદે યોજાયેલા આ સમારંભમાં 'માજુમ'ના મુખ્ય સંપાદક ડૉ. કિશોર પંડ્યાએ પ્રવૃત્તિઓને અને વિદ્યાર્થી-અધ્યાપકોનાં લેખનને બિરદાવ્યું હતું. બોરીસાગરે જીવનમાં હાસ્યનું મહત્ત્વ સમજાવ્યું હતું આભારવિધિ મંત્રી સુભાષભાઈ શાહે કરી હતી.

**'હિન્દ સ્વરાજ'ની પ્રકાશન-શતાબ્દી**

'હિન્દ સ્વરાજ'ની પ્રકાશન-શતાબ્દી નિમિત્તે સાહિત્ય અકાદમી, દિલ્હીમાં તા. ૨૨ થી ૨૪ ફેબ્રુઆરી દરમિયાન 'Swaraj in Literature' વિષય પર યોજાયેલા International Seminarમાં 'પ્રત્યક્ષ'ના તંત્રી રમણ સોનીએ Backdrop of 'Hind Swaraj' ' 19th Century Gujarat, Literature and Culture વિષે પેપર વાંચ્યું હતું

**ડાહ્યાભાઈ પટેલનાં પુસ્તકોનું લોકાર્પણ**

તા. ૩૦મી જાન્યુઆરીએ સત્યેશ્વર મહાત્મા ગાંધી ફાઉન્ડેશન, વડોદરાના ઉપક્રમે ગાંધીજીના નિર્વાણ દિને યોજાયેલ ઉપાસના સભામાં ગાંધીવંદના અને પુષ્પાંજલિ અર્પણ કર્યા બાદ લંડન નિવાસી કવિ ડાહ્યાભાઈ પટેલ 'દિનેશ'નાં બે પુસ્તકો 'સત્યેશ્વર પરબ્રહ્મનો પ્રાદુર્ભાવ' અને 'સત્યેશ્વરની યુરોપયાત્રા'નાં વિમોચન અનુક્રમે પ્રા. રમણભાઈ ઠક્કર અને પ્રો. પ્રિયકાન્ત પરીખે કર્યાં હતાં. પુસ્તકનો આસ્વાદ કલ્પનાબહેન બારોટે કરાવ્યો હતો

આ પ્રસંગે પ્રો પ્રિયકાન્ત પરીખ, લંડનથી પ્રગટ થતા 'ગુજરાત સમાચાર'ના તંત્રી સી. બી. પટેલ, ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ લિ ના અધ્યક્ષ અંબુભાઈ ડી. પટેલ, જાણીતા સાહિત્યકાર યશવંત મહેતા, 'નવચેતન'ના તંત્રી મુકુન્દ પી. શાહ, લંડન નિવાસી શનાભાઈ પટેલ, મોહનભાઈ બારોટ વગેરેએ કવિ ડાહ્યાભાઈના સર્જનકાર્યને બિરદાવ્યું હતું તથા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે કવિ ડાહ્યાભાઈએ ગાંધીજીના જીવન અંગે લખેલા દીર્ઘકાવ્યના ગ્રંથોને પ્રગટ કર્યા તે બદલ તેના સંચાલક મનુભાઈ શાહને અભિનંદન આપ્યાં હતાં. કવિ ડાહ્યાભાઈ પટેલે પ્રતિભાવ આપ્યો હતો. સંચાલન શ્વેતા જોશીએ કર્યું હતું

**'વિવેક ચૂડામણિ' ગ્રંથનું લોકાર્પણ**

તા. ૨૪મી ફેબ્રુઆરીના રોજ શ્રીમદ્ શંકરાચાર્ય કૃત, ગૌતમભાઈ પટેલ સંપાદિત 'વિવેક ચૂડામણિ' ગ્રંથનું વિમોચન તથા વિષ્ણુદેવ પંડિત સ્મરણિકાનું લોકાર્પણ ભો. જે વિદ્યાભવનના ઉપક્રમે એચ. કે આર્ટ્સ કોલેજના સભાગૃહમાં ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ અશોકભાઈ ભટ્ટના અધ્યક્ષસ્થાને અને દિલીપભાઈ પંડ્યા (U.S.A.)ના

અતિથિવિશેષપદે યોજાયું હતું. મુખ્ય વક્તા હતા ડૉ. ગૌતમભાઈ પટેલ, સ્વાગત પ્રવચન વરદરાજ પંડિતે અને સંચાલન પ્રિ. ધનરાજ પંડિતે કર્યું હતું.

**મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સંશોધકો - સંપાદકો**

ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત શ્રી ક. લા. સ્વાધ્યાય મંદિર અને ગુજરાતી સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે ગુ. સા. પરિષદ ખાતે તા.૨૩-૨૪ ફેબ્રુઆરીના રોજ 'મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સંશોધકો - સંપાદકો' વિષયક પરિસંવાદ યોજાયો હતો. ઉદ્‌ઘાટન બેઠકમાં સ્વાગત-પ્રવચન અનિલા દલાલે કર્યું હતું. ભૂમિકા રમેશ ર. દવેએ બાંધી હતી. ચીમનલાલ ત્રિવેદીએ બીજરૂપ વક્તવ્ય આપ્યું હતું. પ્રકાશ ન. શાહે પ્રાસંગિક પ્રવચન આપ્યું હતું. પારુલ દેસાઈએ આભારદર્શન કર્યું હતું.

પ્રથમ બેઠકમાં નરોત્તમ પલાણ, ચંદ્રકાન્ત શેઠ અને અતિથિવિશેષ રઘુવીર ચૌધરીએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ બેઠકનું સંયોજન ભારતી ર. દવેનું હતું.

બીજી બેઠકમાં રામભાઈ સાવલિયા, ઉષા ઉપાધ્યાય, રશ્મિકાંત મહેતાએ પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. પારુલ દેસાઈએ આ બેઠકનું સંચાલન કર્યું હતું. ત્રીજી બેઠકમાં ગુલાબ દેઢિયા, અજય રાવલ, આરતી ત્રિવેદીએ વક્તવ્યો આપ્યાં હતાં. ઈતુભાઈએ સંયોજન કર્યું હતું. ૨૪મીએ શરૂ થયેલી ચોથી બેઠકમાં કાંતિભાઈ બી. શાહ, મીનળ દવેએ પોતાના વિચારો દર્શાવ્યા હતા. નરોત્તમ પલાણ અને રમેશ ર. દવેએ સમાપન કર્યું હતું. પારુલ કંદર્પ દેસાઈએ સંચાલન કર્યું હતું.

**હસમુખ બારાડીના એક પાત્રી દોઢ કલાકના નાટક 'સો કુંડો વચ્ચે ગાંધારી'ની ભજવણી**

અંધ પતિ ધૃતરાષ્ટ્ર સાથેના લગ્ન પછી ગાંધારીએ પોતાની આંખે પાટા બાંધ્યા અને સહધર્મચારિણીનો આદર્શ લોકો સમક્ષ મૂક્યો. પણ માત્ર રાજરાણી બની રહેવા કરતાં રાજમાતા બનવાની મહત્ત્વાકાંક્ષાથી એણે, જંગલમાં કુંતાની કૂખે યુધિષ્ઠિરનો જન્મ થતાં, બે વર્ષથી પેટમાં રહેલા નિર્જીવ માંસપિંડનો પરાણે પ્રસવ કરી દીધો.

ભગવાન વ્યાસે એના આ માંસપિંડના સો ટુકડા કરી ઘી ભરેલા કુંડોમાં મૂકયા. એ વચન સાથે કે એમાંથી એક સો શૂરવીરો પેદા થશે. ટેસ્ટ ટ્યૂબ બેબીનો એ કદાચ સૌ પહેલો પ્રયોગ હતો ?!

એની પણ બબ્બે વર્ષની વેદના ગાંધારીએ એકલાં અટૂલાં ભોગવી, આ સો કુંડોની વચ્ચે અથડાતાં કૂટાતાં... અને અંતે એને અવશ્યમ્ ભાવિ મહાભારતનું યુદ્ધ દેખાયું...

- આ એકલપંડની કહાની, જગત અને જાત સાથેના સંઘર્ષની વાર્તામાંથી નિપજતા એક પાત્રીય દોઢ કલાકના શ્રી હસમુખ બારાડીના નાટકની ભજવણી થિયેટર અને મિડિયા સેન્ટરના ઉપક્રમે રવિવાર તા. ૨૩ માર્ચ ૨૦૦૮ના રોજ અમદાવાદના નટરાણી થિયેટરમાં થઈ હતી. દિગ્દર્શન જનક રાવલનું હતું અને અભિનય મનવીતા બારાડીએ કર્યો હતો.

**'રજવાડું'માં પુસ્તકોનાં વિમોચન**

તા. ૧૫મી માર્ચે 'રજવાડું' અમદાવાદ ખાતે મુંબઈની પ્રકાશન સંસ્થા ઉમંગ પબ્લિકેશન તરફથી પ્રગટ થયેલા હિમાંશુ પ્રેમ જોષીના પુસ્તક 'અન્ય વિરાસત'નું વિમોચન શ્રી રઘુવીર ચૌધરીએ અને 'આકાશગંગાને તીરે'નું વિમોચન ડૉ. એચ. એલ. ત્રિવેદીએ કર્યું હતું. પુસ્તકના પ્રકાશક ચંદ્ર ખત્રીએ પુસ્તકો અંગે વાત કરી હતી.

આ પ્રસંગે યોજાયેલ કવિ સંમેલનમાં હિતેન આનંદપરા, મુકેશ જોષી, હિમાંશુ પ્રેમ, અંકિત ત્રિવેદી, હર્ષ બ્રહ્મભટ્ટ, ચંદ્રેશ મકવાણા, રમણ પટેલ વગેરેએ પોતાની રચનાઓ રજૂ કરી હતી. સમગ્ર કાર્યક્રમનું સંચાલન માધવ રામાનુજે કર્યું હતું.

**વિનોદિની નીલકંઠ - મનુભાઈ પરીખ સ્મૃતિ સંધ્યા**

તા. ૧૬મી માર્ચે રા. વિ. પાઠક સભાગૃહ ખાતે કવિ નિરંજન ભગતની નિશ્રામાં, ભોળાભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને અને કિરીટ દૂધાતના અતિથિવિશેષપદે યોજાયેલ 'વિનોદિની નીલકંઠ - મનુભાઈ પરીખ સ્મૃતિ સંધ્યા'માં ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત 'વિનોદિની નીલકંઠની સાહિત્ય સૃષ્ટિ'ના બે ગ્રંથોનું વિમોચન શ્રી રઘુવીર ચૌધરીએ કર્યું હતું. આ પ્રસંગે વિનોદિની બહેનના સુપુત્ર સુકુમાર પરીખે પોતાનાં માતા-પિતાનાં સંસ્મરણો રજૂ કર્યાં હતાં. તથા આ પ્રસંગે યોજાયેલ વીસમી સદીના ઉત્તરાર્ધનું ગુજરાતી નારીલેખન વિષય પરિસંવાદમાં નિબંધ વિશે મનસુખ સલ્લાએ, નવલિકા વિશે અનિલા દલાલે અને નવલકથા વિશે સુહાસ ઓઝાએ વાત કરી હતી. આ પ્રસંગે રમેશ ર. દવેના માર્ગદર્શન હેઠળ દીપ્તિ શાહે કરેલ 'સૂચિ સંકલન'નું પ્રકાશન પણ કરવામાં આવ્યું હતું. આરમઈતી દાવરે સભાનું સંચાલન કર્યું હતું. રંજના પેંઢારકરે સ્વાગત અને જગદીપ પરીખે આભારદર્શન કર્યું હતું.

આ જ દિવસે સવારે ૧૦-૩૦ વાગે એ જ હોલમાં વિનોદિની બહેનની વાર્તા 'દરિયા દિલ' પર આધારીત ૧૩ એવોર્ડ વિજેતા ફિલ્મ 'કાશીનો દીકરો' દર્શાવાઈ હતી. ■

## 'ઉદ્દેશ'માં લખાણો મોકલવા માટેની નીતિ (Policy for contributors)

૧ લખાણ ટાઈપ કરેલું અથવા તો હસ્તલિખિત હોય તો તે પૂરેપૂરું સુવાચ્ય હોય તે જરૂરી છે. આવું લખાણ A4 સાઈઝના કે પૂરા કદના કાગળ ઉપર તેની એક બાજુએ લખેલું હોવું જોઈએ. લખાણની જોડણી સાર્થ ગૂજરાતી જોડણીકોશ મુજબની હોવી જોઈએ. પ્રત્યેક લખાણને અંતે નામ-સરનામું (પોસ્ટલ પિન કોડ સહિત) હોવું જોઈએ. ઝેરોક્સ એટલે કે કોપી સ્વીકારી શકાતી નથી.

૨. સ્વીકૃત કૃતિ માટે, જવાબી કાર્ડ ન મોકલ્યું હોય તો પણ, ત્રીસ દિવસની અંદર જવાબ મોકલવામાં આવે છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

લખાણની સાથે જ જવાબી કાર્ડ કે કવર મોકલવાથી અસ્વીકૃત કૃતિ માટેનો જવાબ અથવા તો અસ્વીકૃત કૃતિ ત્રીસ દિવસની અંદર પરત કરવામા આવે છે. આમ કર્યું ન હોય તો પાછળથી અસ્વીકૃત કૃતિ પાછી મોકલી શકાતી નથી એટલે લેખકો માટે સલાહભર્યું એ છે કે તેઓ પોતાના લખાણની નકલ પોતાની પાસે જાળવી રાખીને જ મોકલે.

૩ અન્યત્ર પ્રકાશિત અથવા પ્રકાશન માટે મોકલી હોય એવી કૃતિ કે અન્યત્ર website કે blog ઉપર મૂકાઈ હોય તેવી કૃતિ ઉદ્દેશમાં પ્રકાશન અર્થે મોકલવી નહિ.

૪ કૃતિના સ્વીકાર-અસ્વીકાર વિશેની પૃચ્છા ટેલિફોન ઉપર કરી શકાતી નથી.

૫ સ્વીકૃત કૃતિના પ્રકાશનનો નિશ્ચિત સમય જણાવી શકાતો નથી. તંત્રીને દરેક અંક માટે વિષયવસ્તુ અને એવા બીજાં પાસાને લઈને આયોજન કરવાનું હોય છે. વળી, સામયિકતા પણ જાળવવાની હોય છે. એટલે શક્ય છે કે સ્વીકૃત થયા પછી પણ કૃતિના પ્રકાશનમાં વિલંબ થાય

૬ એક વખત કૃતિ સ્વીકારાયા પછી એવું માની લેવામાં આવે છે કે તે પ્રકાશિત થતાં સુધીમાં અન્યત્ર નહિ મોકલાય. છતાં પ્રકાશનમા વિલંબ કે એવા બીજા કોઈ પણ કારણસર કૃતિ અન્યત્ર મોકલવી હોય તો લેખકે તંત્રીને એની વેળાસર જાણ કરી લેખિત પહોંચ મેળવ્યા પછી જ અન્યત્ર મોકલવી.

૭ 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે. એમાં પ્રકાશિત થતા લખાણો માટે 'ઉદ્દેશ'ના વર્ષાન્તે એટલે કે દરેક વર્ષના સપ્ટેમ્બર મહિનામાં લેખકોને પુરસ્કાર મોકલી આપવામા આવે છે. અત્યારે પુરસ્કારનુ ધોરણ આ મુજબ સ્વીકારાયુ છે :

કવિતા - રૂ ૭૫

વાર્તા - રૂ ૧૦૦ થી ૧૫૦ (મુદ્રિત પૃષ્ઠ સંખ્યા પ્રમાણે)

આસ્વાદ/વિવેચન લેખ - રૂ ૧૦૦ થી ૨૦૦ (મુદ્રિત પૃષ્ઠ સંખ્યા પ્રમાણે)

આ સિવાયનાં પ્રકીર્ણ લખાણો, અનુવાદ વગેરે માટે મુદ્રિત પૃષ્ઠ દીઠ રૂ ૫૦

૮ 'ઉદ્દેશ'માં સ્વીકૃત પ્રકાશિત થયેલાં લખાણો 'ઉદ્દેશ'ના એ પછીના અંકોમા કે 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના અન્ય પ્રકાશનો - સંપાદનોમાં પુનમુદ્રિત કરવાની લેખકોની સમતિ માની લેવામાં આવે છે

૯ 'ઉદ્દેશ'મા પ્રકાશિત લખાણો સામયિકો દ્વારા પુર્નપ્રકાશિત કરવા માટે જે તે સામયિકોએ, સપાદકોએ લેખકની સીધી સંમતિ મેળવવી. 'ઉદ્દેશ'મા પૂર્વપ્રકાશિત એવો ઉલ્લેખ કરવો સૌજન્યભર્યું ગણાશે.

૧૦ 'ઉદ્દેશ ફાઉન્ડેશન' આ નીતિ (policy)માં સમયાનુસાર સુધારા વધારા કે ફેરફાર કરી શકાશે અને એમ થતાં એની જાણ સામયિકમાં અને 'ઉદ્દેશ'ની વેબસાઈટ ઉપર કરવામાં આવશે.

## 'ઉદ્દેશ'ની ગ્રાહક-નીતિ (Policy for subscribers)

૧ 'ઉદ્દેશ'નું વાર્ષિક લવાજમ રૂ ૨૦૦ છે. વિદેશમાં, એરમેલથી રવાના કરવા માટે યુ એસ. ૨૫ ડૉલર અથવા તો એની સમકક્ષ રકમ ભારતીય ચલણમાં. છૂટક નકલની કિંમત રૂ ૨૫. વિશેષાંકો માટે છૂટક નકલની કિંમત જે તે અંકમા જાહેર કરાય છે. છૂટક નકલ માટેના અંકો સિલકમાં હોય ત્યા સુધી મોકલાય છે

૨ 'ઉદ્દેશ'નું લવાજમ ગમે તે અંકથી ભરી શકાય છે. અંક સિલકમાં હશે તો અગાઉના મહિનાઓથી લવાજમની વિનંતી સ્વીકારવામાં આવે છે. અન્યથા જે મહિનામાં લવાજમ આવ્યુ હોય તેના બીજા મહિનાથી બાર અંકો માટે લવાજમ ગણવામાં આવે છે

૩. લવાજમ મનીઓર્ડરથી અથવા તો અમદાવાદમાં ચૂકવણી થઈ શકે એવા ચેક/પે-ઓર્ડર/ડ્રાફ્ટથી, અથવા તો રોકડેથી અથવા તો એ માટે નિયુક્ત એજન્સીઓ દ્વારા ભરી શકાય છે. બહારગામના ચેક માટે બૅન્ક કમિશનની રકમ (આશરે રૂ ૨૫) ઉમેરી લવાજમ મોકલવુ. ગ્રાહકની તેમજ કાર્યાલયની વહીવટી સગવડ માટે વધારેમાં વધારે બે વર્ષનું લવાજમ ભરી શકાય છે. મનીઓર્ડરની સ્લીપમાં એના માટે નિયત જગાએ સરનામુ અવશ્ય લખવું. અંગ્રેજીમાં ચેક લખ્યો હોય તો જોડણી 'Uddesh Foundation' એમ રાખવી.

૪ 'ઉદ્દેશ'નું વાર્ષિક લવાજમ અગાઉથી ભર્યું હોય છતા ય ત્રીસ દિવસ પૂર્વે નોટિસ આપી એ રદ કરાવી શકાય છે. આ માટે જણાવાતાં કાર્યાલય બાકીના મહિનાઓનુ લવાજમ, જે તે ખર્ચા બાદ કરી, પરત કરવાની વ્યવસ્થા કરાશે.

૫ 'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના, આ માટેનું છેલ્લુ લવાજમ જૂન ૨૦૦૬માં સ્વીકારાયું ત્યારથી, બંધ કરવામાં આવી છે. અગાઉ આજીવન લવાજમ ભરી જેમણે જેમણે 'ઉદ્દેશ' પ્રત્યે શુભનિષ્ઠા વ્યક્ત કરી છે તેમને આજીવન એટલે કે 'ઉદ્દેશ'ના અને તેમના જીવનપર્યંત આ સામયિક મોકલાતું રહેશે. પણ સૌએ એ નોંધી લેવું જરૂરી છે કે આવું લવાજમ *transferable* નથી. એની સામયિકતા (એટલે કે માસિકમાંથી ત્રૈમાસિક વગેરે...) બદલાઈ શકે છે. વળી હકીકતરૂપે એ પણ સ્વીકારવુ રહ્યુ કે તે આકસ્મિક રીતે બંધ પણ થઈ શકે છે. આ સમજ, કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તેઓ એમનું આજીવન લવાજમ આ પ્રગટ થયાના ત્રણ મહિનાના સમયગાળામાં (એટલે કે ૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં) પોતાના ગ્રાહક નંબર અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને મોકલાવી સાભાર પરત મેળવી શકે છે. ગ્રાહક નંબર જે તે ગ્રાહકના નામ સરનામાવાળા રેપર પર મથાળે હોય છે. દા.ત. LS/700 (એટલે લાઈફ સબ્સ્ક્રીપ્શન નં. ૭૦૦) YS/812/MAR 2009 (એટલે કે વાર્ષિક-યર્લી સબ્સ્ક્રીપ્શન નં. ૮૧૨ જે પછીના ટૂંક અક્ષરો પ્રમાણે

માર્ચ ૨૦૦૯માં પૂરું થાય છે. આવું સબ્સ્ક્રીપ્શન એક મહિના અગાઉ રિન્યૂ કરાવવું જરૂરી છે, જેથી અંકો નિયમિત મળી શકે.

૬. 'ઉદ્દેશ' દર મહિનાની પંદરમી તારીખે ભારતીય તાર-ટપાલ સેવા દ્વારા રવાના કરવામાં આવે છે. અંક ન મળવાની અથવા તો મોડો મળવાની ફરિયાદ માટે પંદર દિવસ એટલે કે મહિનાની આખર સુધી રાહ જોયા પછી આ અંગે ટપાલ ખાતાને લેખિત જાણ કરી ટપાલખાતાના એક્નોલેજમેન્ટ સાથેનો એ જાણપત્ર કાર્યાલયને મોકલવાથી અંક સિલકમાં હોય તો તે પુનઃ રવાના કરાય છે. ભારતીય તાર-ટપાલ સેવાની કેટલીક મર્યાદાઓ હોવા છતાં અત્યારે તો આ જ એક માત્ર વ્યવહારુ અને આર્થિક રીતે પણ પરસ્પર પોસાઈ શકે તેવો વિકલ્પ છે.

૭. 'ઉદ્દેશ'ની આ ગ્રાહક-નીતિ (policy)માં સમયાંતરે સુધારા-વધારા કે ફેરફાર થઈ શકે છે અને એમ થતાં એની જાણ 'ઉદ્દેશ' સામયિકમાં અને એની વેબસાઈટ ઉપર કરવામાં આવશે.

## 'ઉદ્દેશ'માં સમીક્ષા-અવલોકન-સ્વીકાર નોંધ માટેની નીતિ (Review Policy)

૧. 'ઉદ્દેશ' ફાઉન્ડેશનને મળતાં પુસ્તકોમાંથી પસંદગીનાં કેટલાંક પુસ્તકો માટેની ટૂંક નોંધ કે સમીક્ષાઓ 'ઉદ્દેશ'માં સમય સમયે પ્રગટ થાય છે.

૨. 'ઉદ્દેશ' કાર્યાલયને મોકલાતાં બધાં પુસ્તકોની સમીક્ષા-અવલોકન કે સ્વીકાર નોંધ લઈ શકાતાં નથી. આથી એ અપેક્ષાએ પુસ્તકો મોકલનાર પ્રકાશક-લેખક મિત્રોને વિનંતી કે તેઓ પુસ્તક મોકલતાં પૂર્વે 'ઉદ્દેશ' ફાઉન્ડેશનને પોતાનાં પુસ્તકો વિશેની ટૂંક માહિતી સાથે અગાઉથી પૂછાવી શકે છે.

૩. 'ઉદ્દેશ' ફાઉન્ડેશનને મળતાં પુસ્તકોમાંથી કેટલાંક કાર્યાલયના archivesમાં સચવાય છે. બીજાં જાહેર પુસ્તકાલયોને ભેટ આપવામાં આવે છે.

એપ્રિલ, ૨૦૦૮

મેનેજિંગ ટ્રસ્ટી
'ઉદ્દેશ' ફાઉન્ડેશન



'ઉદ્દેશ' માટે સઘળો પત્રવ્યવહાર આ સરનામે કરવો :
'ઉદ્દેશ' ફાઉન્ડેશન, 'serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮

●

લવાજમ ભરવું એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'

●

**જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org**

**આ અંકના સર્જકો**

**રાજેન્દ્ર શુક્લ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **પ્રફુલ્લ રાવલ** : ૩, રાજમહેલ ફ્લેટ્સ, આઈ.ઓ.સી. કોલોની રોડ, વિરમગામ - ૩૮૨૧૫૦ **અભિજિત વ્યાસ** : 'ગુલાબકુંજ', રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧ **ભાનુપ્રસાદ પંડ્યા** : ૨૪/એ, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હોસ્પિટલ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **રાજેન્દ્ર પટેલ** : ૭૧૫, આનંદમંગલ - ૩, ડોક્ટર હાઉસ સામેની લાઈન, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૦૬ **શરીફા વીજળીવાળા** : ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **અનિરુદ્ધસિંહ ગોહિલ** : ડી-૧૦, ત્રીજો માળ, પાંચ સરકારી વસાહત, વાલસુરા માર્ગ, બેડી, જામનગર - ૩૬૧૦૦૯ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **પન્ના નાયક** : 9034, Lykens Lane, Philadelphia, PA 19128, USA **હરીશ પંડ્યા** : ડી-૧, ત્રિલોચન સોસાયટી, ઘોઘા જકાતનાકા પાસે, પરિતોષ સોસાયટી સામે, રીંગ રોડ, સુભાષનગર, ભાવનગર - ૩૬૪૦૦૧ **લાલજી કાનપરિયા** : 'ખોડલ દર્શન', વડિયાવાળાની લાટી પાછળ, માણેકપરા, અમરેલી - ૩૬૫૬૦૧ **ઊજમશી પરમાર** : ૭૫, સમરથનગર, હાંસોલ, અમદાવાદ - ૩૮૨૪૭૫ **રણજીત પટેલ 'અનામી'** : ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **ગુણવંત ઉપાધ્યાય** : બી-૫/૬, ઋષભ એપાર્ટમેન્ટ્સ, ન્યુ એરપોર્ટ રોડ, મુનિ ડેરી, ભાવનગર - ૩૬૪૦૦૧ **અજય ઓઝા** : ૩-એ/૪૬૪૦, અમરદીપ સોસાયટી, ગાયત્રીનગર, ઘોઘા રોડ, ભાવનગર - ૩૬૪૦૦૧ **દુષ્યંત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ** : ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **ડૉ. નૂતન જાની** : એ-૯, સુમતિ સોસાયટી, એલ. ટી. રોડ રેલવે સ્ટેશન સામે, દહિસર (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૬૮ **ડૉ. પ્રફુલ્લ દેસાઈ** : ૭૬, સુરુચિ સોસાયટી, ઘોડદોડ રોડ, સુરત - ૩૯૫૦૦૧ **દિનેશ દેસાઈ** : બી-૧૨, નવરંગ ટાવર્સ, સતાધાર ચાર રસ્તા, ભૂયંગદેવ, સોલા રોડ, અમદાવાદ - ૩૮૦૦૬૧ **રમણલાલ જોશી** **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) April 2008 Registered under RNI no GujGuj/2006 16830 permitted to post at Mail Business Centre NVP ... month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008





## શ્રેષ્ઠ માસિકના તંત્રીને

ફૂટેલ ઝરણું સ્વયં અવનવીન રેખા કરી
ઉમંગભર દોડતું ખડક ભેખડો કોતરો
તણી કુરૂપતા નરી, મલિન ધોઈ, સાથે ભળી
પ્રસિદ્ધ જગમાં થવા જતું પટે ધરે માધુરી.
થતાં વિરૂપ દર્શનો જીવનનાં અને સ્નેહનાં
રડી નિજ ઉરે લઈ, સુભગ માધુરી ઊર્મિલા
ધરી, ત્યમ નવીન રૂપ કવિતાનું દોડી જતાં
થવા પ્રગટ શ્રેષ્ઠ માસિક મહીં ધરી ભાવના.

છતાં ન નજરે ચઢે મધુર કાવ્ય એ આપને
'નવીન ઊગતા' કહી ચરણ ઠોકરો મારતા !
અને તમ દગે જતાં ઠરી બધાં જ કાવ્યો સદા
ગવાયલ છતાં, છતાંય અટકી જવાનું નથી
ઝરેલ ઝરણું સ્વયં કવિતનું જતાં સાગરે,
'અયોગ્ય મુજ કાવ્ય' એ ન કદી સાંભળે ઊર્મિલા.

૪ ११ ४६

રમણભાઈ બી. પટેલ

*કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'માંથી*








સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

... હું ધર્મની થીઅરીઝ સ્વીકારતો નથી.
જ્યારે દ્વૈતવાદ કે અદ્વૈતવાદની ચર્ચા થતી હોય છે ત્યારે હું કશું ય બોલતો નથી.
મને પ્રતીતિ થઈ છે કે
મારામાં રહેલો પ્રભુ પરમ આનંદમાં અભિવ્યક્ત થાય છે.
એ આનંદ – મારા શરીર, મારા મન, મારા જગત, મારા યુગો જૂના ભૂતકાળ
અને અનંત ભાવિ - એ સર્વસ્વને અતિક્રમી જાય છે.
હું આ બધું પૂર્ણપણે સમજતો નથી.
મને લાગે છે કે એ *લીલા* જ છે, જગતનું ગૂઢ તત્ત્વ છે.
હું એમાં તરબોળ થઈ જાઉં છું.
હું પ્રકાશને, પરોઢના આકાશને, સાંજનાં સંધ્યારંગ્યાં વાદળોને, પર્ણોને
અને પ્રિયજનોની મુખરેખાઓને જોઈ, આસ્વાદી શકું છું
એ આ સર્વશક્તિમાન સંવેદનાને કારણે છે
કે જે મારા જીવનના આનંદ અને વિષાદમાં
પડછાયાની જેમ ભળતી - રમતી રહે છે... ❞

રવીન્દ્રનાથ ટાગોર
'આત્મપરિચય'માંથી



૨૧૨

www. uddesh.org

# ઉદ્દેશ

વર્ષ અઢારમુ   અંક દસમો   સળંગ અંક ૨૧૨

## અનુક્રમ મે ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- ઉદ્દેશ દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- ઉદ્દેશ ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦ વિદેશમા (એરમેલ) યુ એસ ડૉ ૨૫ આ અંકની છૂટક નકલ રૂ ૨૫ પોસ્ટેજ સાથે અક વિલબમા હશે ત્યા સુધી મોકલાશે
- ઉદ્દેશ ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી કૃતિની સાથે જજવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામું અવશ્ય લખશો
- ઉદ્દેશ પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વણપ્રસિધ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- ઉદ્દેશમા પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમત છે એમ માની લેવુ નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામુ

ઉદ્દેશ ફાઉન્ડેશન,
c/o, પ્રબોધ ર જોશી,
Serene સેક્ટર બી ૨૭ સ્વર્ણિમ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)

- ઉદ્દેશ નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૮ ૨૬૮૭ ૦૭૯૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્વર્ણિમ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦ ૩૧૦૦ ૦૮૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ, ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫ ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કામ્પ્લેક્ષ, એમ કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તિ ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦/૯૮૨૫૮૮૮૭૭૮

આદ્યતંત્રી રમણલાલ જોશી

તંત્રી પ્રબોધ ર જોશી

તંત્રી, મુ દ્રક અને પ્રકાશક પ્રબોધ ર જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯થી પ્રગટ કર્યું
મુદ્રણસ્થાન ભગવતી આફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

મે ૨૦૦૮

સર્વભાષા સરસ્વતી





૨૧૨



# કવિ અને કવિતાનું દ્વૈત કે અદ્વૈત ?

રવીન્દ્ર ભવન દ્વારા ગુજરાતી સાહિત્ય પરિષદ અને ઈમેજ પબ્લિકેશન્સના સહયોગમાં રવીન્દ્રનાથ ટાગોરના જાણીતા અભ્યાસી - અનુવાદક, કવિ અને વિવેચક વિલિયમ રેડિચેનું વ્યાખ્યાન હમણાં બીજી એપ્રિલે અમદાવાદમાં ગોઠવાયું. શીર્ષક હતું : 'પેઈન્ટીંગ ધ ડસ્ટ એન્ડ ધ સનલાઈટ; રવીન્દ્રનાથ ટાગોર એન્ડ ધી ટુ ગીતાંજલિઝ.'

વ્યાખ્યાનના આરંભે રવીન્દ્રનાથ દ્વૈતવાદી હતા કે અદ્વૈતવાદી ? એવો પ્રશ્ન મૂકી એમની કવિતા અને એમનાં આત્મકથનાત્મક અને ધર્મવિચારનાં લખાણોના આધારે એમણે પોતાનું વિશ્લેષણ, વિવરણ અને તારણ પ્રસ્તુત કર્યું. એમ કરતાં ટાગોરે એમની 'જીવનસ્મૃતિ'માં કહેલો એક પ્રસંગ પણ વર્ણવ્યો. આમ :

૧૮૮૦ના આરંભે જ્યારે તેઓ એમના ભાઈ જ્યોતિન્દ્રનાથ અને ભાભી કાદંબરી સાથે એમના ૧૦, સદર સ્ટ્રીટ, કોલકાતાના નિવાસે રહેતા હતા ત્યારે તેઓ ઘરની અગાશીમાં જઈ સૂર્યાસ્ત જોતા. પછી તો એ એમ વારંવાર કરવા લાગ્યા. શું એ સંધ્યાના પલટાતા રંગોને જોઈને થતો એક સામાન્ય અનુભવ હતો કે પછી કોઈક અતીન્દ્રિય અનુભૂતિ ? ટાગોરે લખ્યું છે. 'ના, મને એવું સ્પષ્ટ દેખાતું કે સાંજ જાણે મારામાં પ્રવેશી રહી છે. મને એ ઢાંકી દેતી અને હું એનાથી આવૃત્ત થઈ જતો.' એમને એવું પ્રતીત થવા લાગ્યું કે આ રીતે તેઓ પોતાપણામાંથી બહાર આવી જતા અને જગતનું યથાર્થ દર્શન કરતા. આ પછી તો એમને એક વધુ પ્રભાવક અનુભવ થયો.

એક સવારે તેઓ સદર સ્ટ્રીટના ઘરના વરંડામાં ઊભા રહી સ્ટ્રીટની નજીકની ફ્રી સ્કૂલના બગીચામાં છેવાડેનાં વૃક્ષો જોતા હતા... "ઊગતો સૂર્ય વૃક્ષોનાં પર્ણ ઓથેથી દેખાતો હતો. હું એમ જોતો રહ્યો અને અચાનક એવું થયું જાણે કે મારી આંખ આગળથી કોઈક પડદો હટી ગયો છે. મને અખિલ બ્રહ્માંડનું એની અલૌકિક ભવ્યતા સાથે દર્શન થયું. આનંદ અને સૌન્દર્યથી છલકતાં મોજાં સઘળે. બધાં વિષાદનાં પડ ક્ષણભર ઓગળી ગયાં. અખિલનો પ્રકાશ મારામાં ભરાતો ગયો. એ જ દિવસે એ પ્રેરણાના પ્રકાશમાં મારી કવિતા લખાઈ - 'નિર્ઝરેર સ્વપ્નભંગ' " (રવીન્દ્ર રચનાવલિ, ગ્રંથ ૧૭ - વિશ્વભારતી, કોલકાતા - ૧૯૪૩, પૃ. ૩૯૬) એ અનુભવ વિશે તે આગળ લખે છે 'કૂલી, મજૂરો અને સ્ટ્રીટ પર ચાલ્યાં જતાં મનુષ્યો અને તેમની ગતિ મને આશ્ચર્યજનક લાગવા માંડી. એમના શરીરનું કાઠું, એમના મુખ ઉપરની ગરિમા - બધું જાણે કે એક બ્રહ્મસાગર પરની તરંગલીલા જેવું... એમનાં સામાન્ય કામોમાં કંઈક ગતિ-વૈચિત્ર્ય હતું કે જે મેં આ પહેલાં કદી જોયું ન હતું. એમના શરીરની પ્રત્યેક ગતિમાં સંગીત હતું...' (એજન, પૃ. ૩૯૭)

ઉમાશંકર જોશીએ આ પ્રસંગને લઈને નવેમ્બર ૧૯૪૮માં કાવ્ય કર્યું : 'દર્શન' (જે આ અંકમાં આ પછી, પૃષ્ઠ ૫૦૮ ઉપર આપ્યું છે.) એ કવિતાના પ્રાસ્તાવિકમાં એમણે નોંધ્યું છે કે રવીન્દ્રનાથ આ અનુભૂતિ પછી હિમાલય ગયા. એવી આશાથી કે

કોલકાતામાં એમને જે દર્શન થયુ તે હિમાલયમાં વધુ સઘનરૂપે અનુભૂત થશે. પણ એવું થયું નહિ ઉમાશકર કહે છે કે 'એમા જ કવિનુ સૌભાગ્ય હતુ ' એની સાથે મારી જેમ કોઈ કદાચ સહમત નહિ થાય પણ એ કવિતામા હિમાદ્રિ ટાગોરને પાછા જગત તરફ મોકલે છે એવી કલ્પના થઈ છે તે ઉમાશકરના જીવનવિચારને સમજવામા પણ ઉપકારક છે એમા ઉમાશકરનુ પણ જીવન દર્શન છે

અદ્વૈતની અનુભૂતિ આપણા Major Poetsની કવિતામા વારવાર પ્રગટ થતી જોવાય છે એવુ લાગે છે કે જાણે કવિતા માત્રનો એ અંતિમ મુકામ છે બધી ઉત્તમ કવિતા સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા કોઈક ને કોઈક રીતે એ મુકામ પ્રતિ ગતિ કરતી જણાશે. શ્રી અરવિન્દના એક સૉનેટ 'The Indwelling Universal' જેનુ 'અતર્વાસી વિશ્વરૂપ' શીર્ષકે સુન્દરમે અનુસર્જન કર્યું છે તેની આ પક્તિઓ જોવા જેવી છે

મને નિરખતાં સહુ ય દગ, તે જ મારાં દગ
રહ્યું ધબકી સર્વ વક્ષ મહીં હૈયું જે તે મુજ
વહે જગત કેરું આ સુખ સુરા સમું હું વિષે
અને અયુત દુઃખ એ જગતનાં વ્યથાઓ મુજ

નરસિંહ મહેતા પણ કંઈક આમ જુએ છે

ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે

વળી આગળ જતાં તે તો કહે છે

જીવ ને શિવ તો આપ ઈચ્છાએ થયા
રચી પરપંચ ચૌદ લોક કિધા...

ક્યાક વળી દેખીતા દ્વૈતમાથી અદ્વૈત તરફની ગતિ પણ સ્પષ્ટ નિહાળી શકાય છે ન્હાનાલાલે ગાયુ છે

પ્રભુ સઘળે બિરાજે રે, સૃજનમાં સભર ભર્યા
નથી અણુ પણ ખાલી રે, ચરાચર માંહી ભળ્યા
નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે
જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ તદા
બ્રહ્મ બ્રહ્માંડ અળગાં રે, ઘડીયે ન થાય કદા
નાથ એટલી અરજી રે, ઉપાડો જડ પડદા
નેન નીરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા

અહીં પોતપોતાની રીતે કોઈને દ્વૈતભાવ પણ દેખાશે. 'તું' અને 'હુ'નું દ્વૈત સાવ જ અલોપ નથી થયુ પણ 'તું' નું 'હુ'મા દર્શન અને એને પામવાની આરત એની તીવ્રતમ કક્ષાએ અદ્વૈતનો અનુભવ કરાવી રહે છે કાન્તની જેમ

નવલ - રસ ધવલ તવ નેત્ર સામે
પિતા ! કાલના સર્વ સંતાપ શામે

એ અનુભૂતિ આગળ અટકી જવાય, અધધ' થઈ જાય તો એથી આગળનાં પડળો ખૂલતાં નથી 'તરલ તરણી સમી સરલ તરતી' 'સમુલ્લાસ ધરતી નું દર્શન એ અદ્વૈતના અહેસાસનો જ આરભ છે જો કે અદ્વૈતનો અંતિમ અંતિમ અનુભવ તો અવાચક મૌન જ હશે ! એ કેટલાને, કેવોક થયો હશે અને કેટલો રહ્યો હશે એ મારા કુતૂહલનો વિષય છે

રવીન્દ્રનાથ દ્વૈતવાદી હતા કે અદ્વૈતવાદી ? એવા, પોતાના શરૂઆતના પ્રશ્નની

આગળ તપાસ કરવાના ઉપક્રમે ડૉ. વિલિયમ રેડિચેએ બે 'ગીતાંજલિ' વિશે સ્પષ્ટતા કરતાં કહ્યું કે ૧૯૧૦માં બંગાળીમાં પ્રગટ થયેલ 'ગીતાંજલિ'માં ૧૫૭ ગીત અને ઊર્મિ કવિતાઓ છે પણ નવેમ્બર ૧૯૧૨માં ડબલ્યૂ બી યેટ્સની પ્રસ્તાવના સાથે પ્રથમ લંડનની ઈન્ડિયા સોસાયટી દ્વારા અને પછી માર્ચ ૧૯૧૩માં મેકમિલન દ્વારા પ્રકાશિત કવિ દ્વારા સ્વઅનુવાદિત અંગ્રેજી 'ગીતાંજલિ'માં અગાઉના બંગાળી સંગ્રહમાંથી ૫૩ કવિતાઓ જ લેવામાં આવી છે. બાકીનાં ૫૦ કાવ્યો કવિનાં બીજાં આઠ પુસ્તકોમાંથી લેવામાં આવ્યાં છે.

બંગાળી 'ગીતાંજલિ' (૧૯૧૦) પછી 'ગીતમાલ્યા' (૧૯૧૪) અને 'ગીતાલિ' (૧૯૧૪)ના સમયગાળાને બંગાળી વિવેચકો 'ગીતાંજલિ ફેઝ' તરીકે ઓળખે છે. આ સમય કવિ માટે કૌટુંબિક વિચ્છેદ અને અંગત વિષાદનો હતો. પત્ની મૃણાલિની દેવીનું ૧૯૦૨માં, દીકરી રેણૂકા (રાની)નું ૧૯૦૩માં અને પુત્ર સમીન્દ્રનાથનું ૧૯૦૭માં અવસાન થયેલું. અંગ્રેજી 'ગીતાંજલિ'માં આ સમયગાળાનાં કેટલાંક કાવ્યો જ સમાવિષ્ટ થયાં છે.

આમ આ બે સમયગાળાને વિભાજિત જોતાં, ગીતાંજલિ ફેઝનાં બારેક જેટલાં ગીતો ઉપર કેન્દ્રિત થતાં રેડિચેને એવું પ્રતીત થયું કે ગીતના શબ્દોમાં દ્વૈતવાદની અસર ચોક્કસ છે પણ એ જ્યારે ગવાય છે ત્યારે સંગીત એ અંતર મિટાવવામાં સફળ થાય છે. "મારે આ મૂળ મુદ્દો કહેવો છે. એક કવિ અને ધાર્મિક વિચારક તરીકે ટાગોર ચોક્કસપણે દ્વૈતવાદી હતા પણ એક સંગીતકાર તરીકેની - અને એક કવિ તરીકેની એમની પ્રતિભા એક એવા બિન્દુએ મળે છે જ્યાંથી તે અદ્વૈત તરફ ઢળે છે."

અંતે એમણે કહ્યું : "એટલે મેં જે શરૂઆતમાં પ્રશ્ન ઊઠાવ્યો કે ટાગોર દ્વૈતવાદી હતા કે અદ્વૈતવાદી ? એનો મારો ફાયનલ જવાબ એ છે કે તે બન્ને હતા. અને એનું કારણ એ છે કે તેઓ મુખ્યત્વે ન તો દ્રષ્ટા હતા કે ન તો પયગંબર કે ગૂઢવાદી. ન એ કેવળ નોન-વર્બલ સંગીતકાર કે કોમ્પોઝર હતા. એ કવિ હતા."

તરત ભગત સાહેબે ભણાવેલું યાદ આવ્યું (એ બાજુમાં બેઠા હતા.) કે કવિ માટેનો લેટિન શબ્દ છે 'Vates' જેનો અર્થ કવિ, દ્રષ્ટા એવો થાય છે. (સર ફિલિપ સીડનીએ 'Apologie for Poetrie'માં એ વિશે વિગતે કહ્યું છે.) વળી થયું, આવા પ્રશ્નો કવિતાને પામવામાં કેટલે અંશે ઉપકારક નીવડતા હશે ? જો કે એ તો સૌ પોતપોતાની રીતે નક્કી કરશે. પણ, આ 'ઈતિ સિધ્ધમ્'થી બીજો કેટલોક વિચાર પણ જરૂર ઉદ્ભવ્યો :

કવિ અને કવિતાનું અદ્વૈત માનીને ચાલવામાં આવે છે. કવિ અને કવિતાનું દ્વૈત જોતાં પણ આપણે શીખવું જોઈએ. કવિતાને પામવા માટે કવિ અને કવિજીવનની કૂંચી તરત કામે લગાડવાનું પ્રલોભન ટાળી શકાય તો ? - કે એ જ એકમાત્ર ચાવી છે એવું સમજવું ય ભૂલભરેલું નથી ? કવિતાની પાછળ રહી જતા કવિને ઓળખવામાં કવિતાને હંમેશ આગળ કરવી કે એવી જ રીતે કવિતાને પામવામાં કવિને ય આગળ કરવો એ આત્યંતિક અભિગમ છે. ઉત્તમ કવિતા એ કવિની અનુભૂતિનું આલેખન માત્ર નથી, ખુદ અનુભૂતિ પણ છે એ ય સમજવું રહ્યું. કવિનું being એ વખતે અલગ - ક્યાંક being, becoming અને beingની વચ્ચે - આસપાસમાં રહેતું હશે ?

સત્ય આત્યંતિક છેડાઓ ઉપર નથી બિરાજતું. એ તો હોય છે ક્યાંક મધ્યબિંદુની આસપાસ. એને શોધવા, સિધ્ધ કરવા કરતાં, પામીએ.

૯ એપ્રિલ, ૨૦૦૮

- પ્રબોધ ર. જોશી

કોલકાતામાં એમને જે દર્શન થયુ તે હિમાલયમા વધુ સઘનરૂપે અનુભૂત થશે. પણ એવુ થયુ નહિ. ઉમાશકર કહે છે કે 'એમાં જ કવિનુ સૌભાગ્ય હતુ' એની સાથે મારી જેમ કોઈ કદાચ સહમત નહિ થાય પણ એ કવિતામા હિમાદ્રિ ટાગોરને પાછા જગત તરફ મોકલે છે એવી કલ્પના થઈ છે તે ઉમાશકરના જીવનવિચારને સમજવામા પણ ઉપકારક છે એમાં ઉમાશકરનું પણ જીવન દર્શન છે

અદ્વૈતની અનુભૂતિ આપણા Major Poetsની કવિતામા વારવાર પ્રગટ થતી જોવાય છે એવુ લાગે છે કે જાણે કવિતા માત્રનો એ અતિમ મુકામ છે બધી ઉત્તમ કવિતા સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા કોઈક ને કોઈક રીતે એ મુકામ પ્રતિ ગતિ કરતી જણાશે. શ્રી અરવિન્દના એક સૉનેટ 'The Indwelling Universal' જેનુ 'અતર્વાસી વિશ્વરૂપ' શીર્ષકે સુન્દરમે અનુસર્જન કર્યું છે તેની આ પક્તિઓ જોવા જેવી છે

મને નિરખતાં સહુ ય દગ, તે જ મારાં દગ
રહ્યું ધબકી સર્વ વક્ષ મહીં હૈયું જે તે મુજ
વહે જગત કેરુ આ સુખ સુરા સમું હું વિષે
અને અયુત દુઃખ એ જગતનાં વ્યથાઓ મુજ

નરસિંહ મહેતા પણ કંઈક આમ જુએ છે

ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે

વળી આગળ જતા તે તો કહે છે

જીવ ને શિવ તો આપ ઈચ્છાએ થયા
રચી પરપંચ ચૌદ લોક કિધા...

ક્યાક વળી દેખીતા દ્વૈતમાથી અદ્વૈત તરફની ગતિ પણ સ્પષ્ટ નિહાળી શકાય છે ન્હાનાલાલે ગાયુ છે

પ્રભુ સઘળે બિરાજે રે, સૃજનમાં સભર ભર્યા
નથી અણુ પણ ખાલી રે, ચરાચર માંહી ભળ્યા
નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે
જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ તદા
બ્રહ્મ બ્રહ્માંડ અળગાં રે, ઘડીયે ન થાય કદા
નાથ એટલી અરજી રે, ઉપાડો જડ પડદા
નેન નીરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા

અહીં પોતપોતાની રીતે કોઈને દ્વૈતભાવ પણ દેખાશે. તુ' અને 'હું'નું દ્વૈત સાવ જ અલોપ નથી થયુ પણ 'તું' નુ 'હું'મા દર્શન અને એને પામવાની આરત એની તીવ્રતમ કક્ષાએ અદ્વૈતનો અનુભવ કરાવી રહે છે કાન્તની જેમ

નવલ - રસ ધવલ તવ નેત્ર સામે
પિતા ! કાલના સર્વ સંતાપ શામે

- એ અનુભૂતિ આગળ અટકી જવાય, 'અધધ' થઈ જાય તો એથી આગળનાં પડળો ખૂલતા નથી. 'તરલ તરણી સમી સરલ તરતી' સમુલ્લાસ ધરતી નું દર્શન એ અદ્વૈતના અહેસાસનો જ આરંભ છે જો કે અદ્વૈતનો અંતિમ અંતિમ અનુભવ તો અવાચક મૌન જ હશે ! એ કેટલાને, કેવોક થયો હશે અને કેટલો રહ્યો હશે એ મારા કુતૂહલનો વિષય છે

રવીન્દ્રનાથ દ્વૈતવાદી હતા કે અદ્વૈતવાદી ? એવા, પોતાના શરૂઆતના પ્રશ્નની

આગળ તપાસ કરવાના ઉપક્રમે ડૉ. વિલિયમ રેડિચેએ બે 'ગીતાંજલિ' વિશે સ્પષ્ટતા કરતાં કહ્યું કે ૧૯૧૦માં બંગાળીમાં પ્રગટ થયેલ 'ગીતાંજલિ'માં ૧૫૭ ગીત અને ઊર્મિ કવિતાઓ છે પણ નવેમ્બર ૧૯૧૨માં ડબલ્યૂ બી યેટ્સની પ્રસ્તાવના સાથે પ્રથમ લંડનની ઈન્ડિયા સોસાયટી દ્વારા અને પછી માર્ચ ૧૯૧૩માં મેકમિલન દ્વારા પ્રકાશિત કવિ દ્વારા સ્વઅનુવાદિત અંગ્રેજી 'ગીતાંજલિ'માં અગાઉના બંગાળી સંગ્રહમાંથી ૫૩ કવિતાઓ જ લેવામાં આવી છે. બાકીનાં ૫૦ કાવ્યો કવિનાં બીજાં આઠ પુસ્તકોમાંથી લેવામાં આવ્યાં છે.

બંગાળી 'ગીતાંજલિ' (૧૯૧૦) પછી 'ગીતમાલ્યા' (૧૯૧૪) અને 'ગીતાલિ' (૧૯૧૪)ના સમયગાળાને બંગાળી વિવેચકો 'ગીતાંજલિ ફેઝ' તરીકે ઓળખે છે. આ સમય કવિ માટે કૌટુંબિક વિચ્છેદ અને અંગત વિષાદનો હતો. પત્ની મૃણાલિની દેવીનું ૧૯૦૨માં, દીકરી રેણૂકા (રાની)નું ૧૯૦૩માં અને પુત્ર સમીન્દ્રનાથનું ૧૯૦૭માં અવસાન થયેલું. અંગ્રેજી 'ગીતાંજલિ'માં આ સમયગાળાનાં કેટલાંક કાવ્યો જ સમાવિષ્ટ થયાં છે.

આમ આ બે સમયગાળાને વિભાજિત જોતાં, ગીતાંજલિ ફેઝનાં બારેક જેટલાં ગીતો ઉપર કેન્દ્રિત થતાં રેડિચેને એવું પ્રતીત થયું કે ગીતના શબ્દોમાં દ્વૈતવાદની અસર ચોક્કસ છે પણ એ જ્યારે ગવાય છે ત્યારે સંગીત એ અંતર મિટાવવામાં સફળ થાય છે. "મારે આ મૂળ મુદ્દો કહેવો છે. એક કવિ અને ધાર્મિક વિચારક તરીકે ટાગોર ચોક્કસપણે દ્વૈતવાદી હતા પણ એક સંગીતકાર તરીકેની - અને એક કવિ તરીકેની એમની પ્રતિભા એક એવા બિન્દુએ મળે છે જ્યાંથી તે અદ્વૈત તરફ ઢળે છે."

અંતે એમણે કહ્યું : "એટલે મેં જે શરૂઆતમાં પ્રશ્ન ઊઠાવ્યો કે ટાગોર દ્વૈતવાદી હતા કે અદ્વૈતવાદી ? એનો મારો ફાયનલ જવાબ એ છે કે તે બન્ને હતા. અને એનું કારણ એ છે કે તેઓ મુખ્યત્વે ન તો દ્રષ્ટા હતા કે ન તો પયગંબર કે ગૂઢવાદી. ન એ કેવળ નોન-વર્બલ સંગીતકાર કે કોમ્પોઝર હતા. એ કવિ હતા."

તરત ભગત સાહેબે ભણાવેલું યાદ આવ્યું (એ બાજુમાં બેઠા હતા.) કે કવિ માટેનો લેટિન શબ્દ છે 'Vates' જેનો અર્થ કવિ, દ્રષ્ટા એવો થાય છે. (સર ફિલિપ સીડનીએ 'Apologie for Poetrie'માં એ વિશે વિગતે કહ્યું છે.) વળી થયું, આવા પ્રશ્નો કવિતાને પામવામાં કેટલે અંશે ઉપકારક નીવડતા હશે ? જો કે એ તો સૌ પોતપોતાની રીતે નક્કી કરશે. પણ, આ 'ઈતિ સિધ્ધમ્'થી બીજો કેટલોક વિચાર પણ જરૂર ઉદ્ભવ્યો :

કવિ અને કવિતાનું અદ્વૈત માનીને ચાલવામાં આવે છે. કવિ અને કવિતાનું દ્વૈત જોતાં પણ આપણે શીખવું જોઈએ. કવિતાને પામવા માટે કવિ અને કવિજીવનની કૂંચી તરત કામે લગાડવાનું પ્રલોભન ટાળી શકાય તો ? - કે એ જ એકમાત્ર ચાવી છે એવું સમજવું ય ભૂલભરેલું નથી ? કવિતાની પાછળ રહી જતા કવિને ઓળખવામાં કવિતાને હંમેશ આગળ કરવી કે એવી જ રીતે કવિતાને પામવામાં કવિને ય આગળ કરવો એ આત્યંતિક અભિગમ છે. ઉત્તમ કવિતા એ કવિની અનુભૂતિનું આલેખન માત્ર નથી, ખુદ અનુભૂતિ પણ છે એ ય સમજવું રહ્યું. કવિનું being એ વખતે અલગ - ક્યાંક being, becoming અને beingની વચ્ચે - આસપાસમાં રહેતું હશે ?

સત્ય આત્યંતિક છેડાઓ ઉપર નથી બિરાજતું. એ તો હોય છે ક્યાંક મધ્યબિંદુની આસપાસ. એને શોધવા, સિધ્ધ કરવા કરતાં, પામીએ.

૯ એપ્રિલ, ૨૦૦૮

-પ્રબોધ ર. જોશી

# દર્શન

•

ઉમાશંકર જોશી

યુવક રવીન્દ્રનાથને કલકત્તામાં એક વાર સૂર્યોદય સમયે જીવનનો એક મહાન અનુભવ થયો. આંખ આગળથી જાણે કે પડદો સરી ગયો ને સમગ્ર વિશ્વ એકરૂપે દેખવા મળ્યું. એવામાં સામે રસ્તા પર બે મજૂરો હસતા હસતા ચાલ્યા જતા એમની નજરે પડ્યા; એમાં સચરાચર સૃષ્ટિમાં ઊભરાતા આનંદને એમણે ઓળખ્યો. કવિ પોતાની 'જીવનસ્મૃતિ'માં આ અનુભવ વર્ણવતાં કહે છે કે પછી પોતે હિમાલય ગયા, એવી આશાથી કે કલકત્તામાં જોયેલું ત્યાં હિમાલયમાં વધુ ગંભીરપણે અનુભવવા મળશે. પણ એવું કાંઈ બન્યું નહિ. અને એમાં જ કવિનું સૌભાગ્ય હતું. આ કૃતિમાં હિમાલય પાસે કવિ પોતાના દર્શનની માગણી કરે છે અને હિમાલય તેમને એ માટે જગતમાં પાછા જવા કહે છે એ રીતે આરંભ કરી, કલકત્તામાં થયેલા દર્શનને પાછળથી નિરૂપ્યું છે (લગભગ કવિના જ શબ્દોમાં); અને હિમાદ્રિ કવિને પાછા જગત તરફ મોકલે છે એ પ્રસંગે જ કવિનું મૂળ દર્શન સાર્થક બની રહે છે એમ સૂચવ્યું છે. હિમાદ્રિને શિખરે શિખરે પેલા બે શ્રમીણોના સખ્યઆનંદનો ઉત્સવ જોતા કવિ, માનવતાના સૌભાગ્યને વધાવવા જગતમાં પાછા વળી કવિઋષિ બને છે એ રીતે કૃતિનો અંત કલ્પ્યો છે.

"હિમાદ્રિ અચલાધિરાજ, કરુણાર્દ્ર ગૌરીગુરો,
જરી જવનિકા કઠોર તવ શૈલમાલા તણી
- જરીક ઊંચકી ન લે ? પ્રગટ થાય ના થાય ત્યાં
વિલીન થઈ જાય ક્યાંય, તુજ તુંગ શૃંગો પૂંઠે,
મળેલું શિશુનેત્રને સુભગ મોંઘું જે દર્શન.

ભમ્યો કુહર, શૃંગશૃંગ ભટક્યો વનોની વિશે
અધીર રવડ્યો હું નિર્ઝરનદીતટે, ને જહીં
પ્રપાત જળના શિલાતટથી વ્યાઘ્રફાળે ધસે.
રમ્યો વિકલ દેવદારુ તણી રમ્ય છાયા મહીં,
અને અનિલ સાથ માંડી અણથંભ કૈં ગોઠડી.
નિરભ્ર નભની અતાગ શુચિ નીલિમા આંખમાં
ભરી ભરી ઉલેચી મેં દિન પછી દિનો, રાત્રિએ
દઈ ડૂબકી તાગ લીધ કંઈ લક્ષ નક્ષત્રનાં.
પરંતુ ગયું ક્યાં, મળે ન ક્યમ દેખવા તે અહો
નિહાળ્યું હતું જે મહાનગરની ભરી ભીડમાં ?
લહ્યું ન અહીં શાંતિમાં, લહ્યું'તું જેહ કોલાહલે !

તરે તુહિનના અફાટ પટ ઉપરે ડોલતાં
અનિદ્ર તવ નીલરક્તદલ શુભ્ર પદ્મો સમાં
ભરી ક્ષિતિજવ્યોમ શૃંગ પર શૃંગ, મલક્યાં કરે.
તરંગિત વિલોલ સ્વપ્નસુષમા ધરાહૃદયની
પડી જ પથરાઈ સ્થૈર્ય ધરી રૂપ લૈ શાશ્વત.
પરોઢ સમયે સ્ફુરે સ્મિતમુખી ઉષા અદ્રિએ
ક્ષણેક ક્ષણ અર્ધ વા પ્રથમ રશ્મિ પૂષન્ તણાં
ઝીલી, સુહતી ત્યાં ધરાઉરની નિત્યકૌમારના
રસે ગહનરમ્ય સ્વપ્નસુરખી; સ્ફુરે ત્યાં શમે.

ઝલાય ન ઝલાય એ ઝલક દિવ્ય ચૈતન્યની.
અરે મુજનું સ્વપ્ન તેય સરી એવું ચાલ્યું ક્યહીં.
થીજેલ પડઘા પુરાણ ઋષિમંડલે ઉચ્ચર્યા
ઋચાધ્વનિ તણા જગાડી મુજ નવ્ય ગીતસ્વરે,
અહો કુહરકંઠ મંદ્ર તવ ભવ્ય પ્રાચીનથી
સુણીશ ફરી મંત્ર એ મુજ ઉરે હતી વાંછના.
ત્રિકાલ મહીં તે અબાધિત ઋતસ્વરે મત્ત હું
પછીથી વિચરીશ, એહ હૃદયે હતી ઝંખના.
પરંતુ સ્વમૂક નિર્ઘૃણ અકંપ તું તો ઊભો.
અહો હૃદય શારતું, અદય, મૌન મીઢું તવ !
નથી તું વસુધાઉરે અસહ ભાર, રે માહરે
ઉરે વજન કારમું થઈ પડ્યો તું આજે મહા."

"કવિ !પ્રથમ તું નથી અસહ ભાર વ્હેનાર તો !
અગણ્ય મનુબાલકો ગભરુ પાંખ વીંઝી, નવી
મળેલી કંઈ દૃષ્ટિની, અબલ ઊડતાં થાકીને
પડે અહીં પછાડ ખાઈ મુજ અંકમાં, દોષ દે
ન એ અમિત વ્યોમલક્ષી નિજ સાહસોત્સાહને
પરંતુ મુજને. સુણી અરવ હું રહું એ ઉરો
થકી સ્ત્રવત શબ્દ ત્રસ્ત જગશોકદુઃશ્વાસના.
કદી સરવરે જળે નીરખી છે છવિ માહરી ?
અને નીરખી છે પ્રચંડ મુજ કાય કંપી જતી,
જરીક લઘુ કોઈ કંકર પડ્યે તહીં વારિમાં ?
જગજ્જન તણો નિસાસભર શબ્દ ખીણો મહીં
સ્ફુર્યે, મુજની કાય એવી થથરી ઊઠે કારમી.
હિમાદ્રિ નવ હું, જગજ્જન તણા નિસાસા થીજી
થયેલ નભચુંબી રાશિ, બસ એ જ હું ! ને કવિ,
અગાધ જગમાંથી જે યુવક વૃદ્ધ આવ્યાં અહીં
પુનઃ જગતમાં વિદાય કીધ સર્વ તે મેં સદા,
વહંત મુજ બ્રહ્મપુત્ર નદ સિંધુ, ગંગા સહ.
હિમાદ્રિસમ બોજ ઝીલી જગક્લેશનો અંતરે
રહ્યા વિચરી નિત્ય જે સ્મિતમુખે બધું આયુષ,
ખરું ફક્ત તેમને જગતમાં થયું દર્શન.
ખરા ઋષિવરોય તે જ. કવિ, તારું યે સ્વપ્ન તે
ઘટે મનુજવૃંદમાં જ, અહીંયાં ન રે, શોધવું;
ઘટે ભીતરમાં, બહાર નહિ એ, ભલા, ખોજવું.
લહી, પ્રિય, થજે તું યે પ્રથિત ક્રાન્તદર્શી કવિ."

અવાક કવિ ત્યાં ઊભો ગહન મર્મ ઉકેલતો
હિમાદ્રિ તણી સૌમ્ય શૈલલિપિમાં સ્ફુરી જે રહ્યા.

અને તરવરી રહ્યું અતલ મૌનમાં દશ્ય તે,
સુધામય દીઠેલું જે નગરને ગૃહપ્રાંગણે :
- પ્રભાત હતું, બાલસૂર્ય તરુઅન્તરાલે રહી
વરેણ્ય નવ-ભર્ગ વિશ્વ પર વર્ષતો હર્ષતો.
દગેથી સહસા તહીં જવનિકા ખસી શું ગઈ !
ખસ્યું ઉરનું જેહ આવરણ તુચ્છતાનું હતું,
પડ્યો સરી અહં અજાણ, નિજને સ્વયં ઢાંકતો.
સમસ્ત જગ જોયું દર્શકની જેમ. લાધી નવી
અલૌકિક અભિજ્ઞતા. સકલ વિશ્વસંસાર આ
ઊઠ્યા જ અપરૂપ કોઈ મહિમાથી આચ્છન્ન થૈ.
સમાષ્ટિહૃદયેથી ઊઠી સરતા તરંગો સમું
સમુલ્લસત સર્વ આ જગત દીઠું સૌન્દર્યની
સવારી પર નીકળેલું રસડોલતું લીલયા.
અનાવરણ દષ્ટિમાં રહી અસીમતા ઊભરી.
વિષાદપટને નિમેષ મહીં ભેદી વિશ્વપ્રભા
મહીં જઈ ભળ્યું જ ભીતર, અપૂર્વ રંગાઈને.
કંઈ રહ્યું ન અપ્રિય, પ્રિય બની રહ્યાં સર્વ કો'.
સમસ્ત ભર્યું એક મીટ મહીં વિશ્વચૈતન્યને.
જતો યુવક એક ત્યાં અવરને ખભે હાથ દૈ,
જતો ભરઉમંગ મુક્ત હસતો, દીઠો ત્યાં પથે.
નિહાળી પથ હાસ્યથી ઊછળતો શ્રમીણો તણા,
દીઠો તહીં ગભીરતા અતલસ્પર્શ સૌ વિશ્વની
મહીંથી ઊડતો અગાધ રસનો ફુવારો મહા,
ચતુર્દિશ વહાવતો ઝરણ હાસ્યનું. જોઈ સૌ
સમષ્ટિ અવિરામ નૃત્ય સમ દિવ્ય સૌન્દર્યના. -
ઉઘાડી નયનો જુએ કવિઋષિ પ્રગલ્ભાત્મ એ
હિમાદ્રિશિખરો પરે સુભગ દશ્ય દીપી રહ્યું :
પરસ્પર તણે ખભે ઉભય ભેરવી હાથ ત્યાં
શ્રમીણ હસતા ઊભા; સુહતું મુક્ત ત્યાં હાસ તે,
હિમાદ્રિશિખરો તણે શિર સમીરથી જેવી કો
સફેદ કલગી ઝીણી ફરફરી રહે બર્ફની.
સમુત્સવ લસી રહ્યો સરલ સૃષ્ટિસૌહાર્દનો.
શ્રમે વિચરતા, પરસ્પર સુમેળમાં રાચતા
નૃલોક તણું ભાગ્યમંગલ દીઠું જ ત્યાં અંકિત
સમુન્નત ઉદાર ભારત લલાટ પર રાજતું.
સમાધિ થકી જાગી એ અપરિમેય આનંદની,
વળ્યો કવિ જગે, શુભંકર ભરી ઉરે દર્શન.

નવેમ્બર ૧૯૪૮ ('વસંતવર્ષા')

# રવીન્દ્રનાથની કાવ્ય રચના : હું શું જાણું, શું જાણું ?

લાભશંકર ઠાકર

રવીન્દ્રનાથના 'ઉત્સર્ગ' કાવ્યસંગ્રહની એક રચનાની આરંભની બે કડીનો અંગ્રેજી અનુવાદ કવિએ 'ગીતાંજલિ'માં મૂક્યો છે. એ રચનાના પ્રતિભાવ-પ્રસારને, કહું કે એ પ્રસાર નિમિત્તે ચેતનાની સપાટી પર ઉપસતી સામગ્રીને, કાગળ પર ઉતારવાનો આશય છે. ભલે એ સામગ્રી સ્વૈર પ્રસરે. મૂળ બંગાળી રચનાની પંક્તિઓ આ પ્રતિભાવનમાં ક્રમશઃ લખાતી જશે. એનો ગુજરાતી અનુવાદ પણ સાથે હશે.

*તોમાય ચિનિ બલે આમિ કરેછિ ગરવ*
*લોકેર માઝે;*
*મોર આંકા પટે દેખે છે તોમાય*
*અનેકે અનેક સાજે !*

*

તમને જાણું છું કહીને ગર્વ કરું છું હું
લોકોની વચ્ચે;
મારા અંકિત પટ જુએ છે તમને
અનેકે અનેક સાજે !

કવિની કાવ્યરચનામાં ત્રણ હયાતીઓ પ્રત્યક્ષ થાય છે. કવિ જેને સંબોધન કરે છે 'તોમાય' (તમને) કહીને તે. આમિ (હું) એટલે કવિ. તે જેમની વચ્ચે ગર્વ કરે છે તે લોકો. હા, નાટ્યાત્મક ક્ષણો અનુભવાય છે. સંબોધક છે અને સંબોધ્ય છે. કવિના સર્જનપટમાં અનેકાનેક સાજ-સજ્જા-રૂપમાં કવિ જેને પ્રત્યક્ષ કરે છે તેને લોકોએ સીધો, સ્વયં તો જોયો નથી. પોતાને જે અદશ્ય છે, રહસ્યમય છે તેનો ચર્મચક્ષુથી સાક્ષાત્કાર થયો નથી તેના સંદર્ભમાં લોકોની પ્રશ્નચેતના સળવળે તો ખરીને. હાસ્તો, લોકો પૂછે. શું પૂછે ?

*કત જને એસે મોરે ડેકે કય,*
*'કે ગોં સે' - શુધાય તવ પરિચય,*
*'કે ગો સે !'*

*

કેટલાય લોક આવીને કહે છે મને
'કોણ છે એ ?' માગે છે પરિચય તમારો.
'કોણ છે એ ?'

*

*તખન કી કઈ, નાહિ આસે વાની*
*આમિ શુધુ બલિ, 'કી જાનિ કી જાનિ !'*
*તુમિ શુને હાસ, તારા દુષે મોરે*
*કી દોષે !*

ત્યારે શું કહું, નથી પાસે વાણી
હું તો માત્ર બોલું, 'શું જાણું, શું જાણું !'
સાંભળીને તમે હસો, તેઓ મને
દોષ દઈ નિંદે.

They come and ask me, 'who is he ?' કવિ, કળા સર્જક પોતાના કલાસર્જન પટ પર તેને વિવિધ રૂપોમાં પ્રત્યક્ષ કરે છે. પણ તે સિવાય એનો પરિચય આપી શકતો નથી. 'કોણ છે એ ?' - ના જવાબમાં તો એને કહેવું પડે છે : 'શું જાણું હું, શું જાણું હું.' એક સજીવ સેતુ છે, સર્જક, આમ જુઓ તો બે-ની વચ્ચેનો. હા, વાઈટલ લિંક. તે વિવિધ રૂપોમાં એને ઈન્દ્રિયગોચર કરી શકે છે. પણ લોકો માગે છે તેવો પરિચય આપી શકતો નથી. સેતુરૂપ સર્જક પાસે જવાબ નથી તેથી 'સાંભળીને તમે હસો.' હા, એને એ 'હસતા' દેખાય છે. અને લોકો : 'તેઓ મને દોષ દઈ નિંદે.'

They blame me and they go away in scorn. કાવ્યની બીજી કડીમાં સર્જક, કવિ પોતાની કફોડી સ્થિતિની થોડી વધારે વિગત આપે છે.

*તોમાર અનેક કાહિની ગાહિયાછિ આમિ*
*અનેક ગાને !*
*ગોપન વારતા લુકાયે રાખિતે*
*પારિ નિ આપન પ્રાને.*

આ પંક્તિઓમાં સર્જક કવિનું એક દુર્નિવાર સત્ય પ્રકટ થાય છે. જે અંતઃકરણનું, અંતરતર સત્ય હોય છે, તેને સર્જક વ્યક્ત કર્યા વિના રહી શકતો નથી. આ પંક્તિઓનો ગુજરાતીમાં અનુવાદ કરીએ.

તમારી અનેક કથા ગાઉં છું હું
અનેક ગાને.
ગોપન વારતા છૂપાવી શકું ના
ભીતર મારા પ્રાણે.

સર્જકનું આ અંગત, ગુપ્ત સત્ય છે. તે અભિવ્યક્તિ માગે. તે રોક્યું ના રોકાય. રવીન્દ્રનાથે પોતે જ ગીતાંજલિની કાવ્ય રચનાઓનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. રચનાના મર્મને, ભાવને એમણે સરળ અંગ્રેજીમાં વ્યક્ત કર્યા છે. પોતાની જ કાવ્ય રચનાનો અનુવાદ કરવાનો હોઈ એમણે શબ્દસઃ ટ્રાન્સલેશનની ચિંતા રાખી નથી.

I put tales of you into

lasting songs

The secret gushes out from

my heart.

અગત સત્યની દુર્નિવાર અભિવ્યક્તિ. તે પ્રગટ તો થાય ઉપાદાનમા કાવ્યનુ ઉપાદાન છે વાણી. કવિની વાણીને સાભળનાર, વાચનાર પણ હોય જે ઉપાદાન છે તે તો કોમન છે કવિના લાસ્ટિંગ સોંગ્ઝના ભાવક શ્રોતાઓ વાચકો આવીને કવિને પૂછે તો ખરાને બધા ન પૂછે કેટલાક તો આવે અને પૂછે

*કત જન મોરે ડાકિયા કયે છે,*

*'જા ગાહિ છ તાર અર્થ રચે છે*

*કિછુ કિ !'*

*તખન કી કઈ, નાહિ આસે વાની,*

*આમિ શુધુ બલિ, 'અર્થ કી જાનિ'*

*તારા હેસે જાય, તુમિ હાસ બસે*

*મુછૂ કિ !*

પ્રથમ કડી અને બીજી કડી આમ જુઓ તો સમાન છે પણ થોડો ફેર છે એ ફેર વિશે પછી વાત કરીએ. પહેલા ગુજરાતી અનુવાદ જોઈએ.

**કેટલાય લોકો પૂછે છે મને**

**'જે ગાય છે તેનો અર્થ**

**જાણે તું ?'**

**ત્યારે શું કહું ? પ્રગટે ન વાણી.**

**હું તો માત્ર કહું, 'અર્થ શું જાણું ?'**

**તેઓ હસી ચાલ્યા જાય, તમે બેઠા હસો**

**મૂછ મહીં.**

મૂળ બગાળી રચનાની લયાત્મક પ્રાસમય સરચના અંગ્રેજી અનુવાદમા તો આવવી શક્ય નહિ. એક ઉદાહરણનો સકેત કરુ કેટલાય લોકો કવિને પૂછે છે 'જે ગાય છે તેનો અર્થ તુ જાણે છે ? પક્તિના છેડે 'કિછુ કિ' છે જેના પ્રાસમા અંતિમ પંક્તિમા 'મુછૂ કિ' શબ્દપ્રયોગ છે પ્રાસ શ્રવણીય અનુભવ કરાવે છે અને વળી 'તમે બેઠા હસો, મૂછ મહીં' - મા લાક્ષણિક પ્રયોગ પ્રયોજાતાં ચાક્ષુષ ચિત્ર પ્રત્યક્ષ થાય છે આ કિછુ કિ / મુછૂ કિ કાવ્યને કાવ્ય બનાવનાર ઇન્દ્રિયગોચર ઘટના છે આ અને 'ગીતાંજલિ'ની બધી જ રચનાઓ તરફ, નોબેલ પારિતોષિક મળતા અન્ય દેશોના કવિઓનુ ધ્યાન ખેંચાયુ એઝરા પાઉન્ડ જેવા કવિએ તો ગીતાંજલિના અંગ્રેજી પ્રોઝ પોએમ્સ મૂળ બગાળી ભાષામા કેવા છદોલયમા રચાયા છે તે પામવા બંગાળી છદોલયનો અભ્યાસ કર્યો

પહેલી કડીમા લોકોનો પ્રશ્ન છે Who is he ? બીજી કડીમા 'અર્થ વિશે પૃચ્છા છે

They come and ask me

'Tell me all your meanings'

કાવ્ય એક સ્વતંત્ર ઘટના છે જે છે તે કાવ્યમા જ છે જે પમાય છે તે કાવ્યરૂપે જ પમાય છે કોઈ પણ કલાકૃતિ વિશે આમ કહી શકાય. કાવ્ય ભાવને ઉદ્દીપીત કરીને રસાનુભવ કરાવે છે આમ એ ભાવાત્મક રસાત્મક પરિણતિ છે તેને કોઈ 'નામ' અને 'અર્થ'ના સકેતમા પામી શકાય નહિ આ રચનાના ભાવનમા મને સેમ્યુઅલ બેકેટનું પ્રસિદ્ધ નાટક 'વેઈટિંગ ફોર ગોદો' યાદ આવે છે તે નાટક અમેરિકામા ભજવનાર દિગ્દર્શક શ્નાયડર (Alan Schneider) ના મનમા ભજવતાં પહેલા પ્રશ્નો જાગેલા તેમણે 'વર્કિંગ વિથ બેકેટ' નામના તેમના લેખમા બેકેટ સાથેની મુલાકાતની વિગતો આપી છે નાટકનો અભ્યાસ કરતાં જાગેલા પ્રશ્નો વિશે એના લેખક સાથે સવાદ કરવાના આશયથી પ્રત્યક્ષ મુલાકાત ગોઠવી. શ્નાયડર લખે છે કે બેકેટે ઉત્તરો સીધા અને ઑનેસ્ટલી આપ્યા. પહેલો જ પ્રશ્ન શ્નાયડરે પૂછ્યો

Who or what does Godot mean ?

બેકેટનો આન્સર તરત આવ્યો If I knew, I would have said so in the play

શ્નાયડર એવા જ બે પ્રશ્ન પૂછે છે (૧) Who is Godot ? (૨) What does Godot mean ?

મુલાકાત વિશે લખતા શ્નાયડરે લખ્યુ છે કે બેકેટ કોઈ પણ પ્રશ્નોના સ્પેસિફિક અર્થ કે સદર્ભ વિશે જવાબ આપવા વિલિંગલી તૈયાર હતા પણ તે લાર્ઝર કે સિમ્બોલિક સકેતો વિશે અનુત્તર રહેતા તે પરત્વે બેકેટની પસંદગી કલાકૃતિ જ બોલે તેવી રહેતી. (૧૯૫૮)

ઈન્ટરપ્રીટ કરનારાઓએ તો 'ગોદો' એવા નામ સંકેતને ઈન્ટરપ્રીટ કર્યા જ કર્યો છે જેમા તેમ કરનારની અપેક્ષા પ્રતિબિમ્બાતી લાગે. ખરેખર તો નાટક 'ગોદો' વિશે નથી. નાટક પ્રગટ, પ્રત્યક્ષ કરે છે, રંગમચ પર, પ્રતીક્ષા (વેઈટિંગ)ને

કવિ, નાટ્યકાર ઉમાશકર જોશીએ અંગત અમારી વિનતીથી 'આકંઠ સાબરમતી'ની પ્લેરાઈટ્સ વર્કશોપમાં આવીને થોડા મિત્રો વચ્ચે 'વેઈટિંગ ફોર ગોદો' વિશે બે કલાક વાર્તાલાપ આપ્યો હતો. પછી તે સુરેશભાઈ (સુ.જો.)ના સૂચનથી ૧૯૮૫મા, કાગળ પર ઉતાર્યો. ૧૯૯૭માં 'કાવ્યાનુશીલન' ગ્રથમા (સપાદન સ્વાતિ જોશી) તે ગ્રથસ્થ થયો ઉમાશકર જોશીના થોડા શબ્દો ટાકુ 'એટલુ કહું કે બીજા જ ક્ષેત્રની કૃતિઓ ઈશાવાસ્યમ્ કે ભગવદ્ગીતા જે જાતના ભેજાઓની નીપજ છે તેવા પ્રકારના ભેજાની કૃતિ આ નાટક હોય એવો આનંદ એનુ વારવાર સેવન-ચિંતવન કરતા મેં અનુભવ્યો છે અને એમા ધબકતી એક પ્રકારની આધ્યાત્મિક

નિરાકુલ - દશા (સ્પિરિચ્યુઅલ સીરીનિટી)ને કારણે આધુનિક સમયના એક ઋષિના સાન્નિધ્યનો લાભ પામ્યો છું.'

ચેતનામાં સ્વૈર ઉપસે છે તે ઉતારું છું - તો આ નાટકની લોકપ્રિયતા વિશેય થોડુંક લખું. એમ નોંધાયું છે કે આ નાટકના પ્રથમ રંગમંચ પ્રયોગ પછીના આરંભનાં પાંચ વર્ષમાં દસ લાખ કરતાં વધારે પ્રેક્ષકોએ નાટકને માણ્યું. કારાગારના કેદીઓએ પણ જોયું અને રસપૂર્વક જોયું. એમણે એમની હયાતીને રંગમંચ પર પ્રત્યક્ષ થતી જોઈ. કોઈને ય પ્રશ્ન નહિ જાગ્યો હોય કોણ છે આ ગોદો અને શું છે એનો અર્થ ? સ્વીડન, સ્વિટ્ઝરલેન્ડ, ફિનલેન્ડ, ઈટલી, નોર્વે, ડેનમાર્ક, હોલેન્ડ, સ્પેઈન, બેલ્જિયમ વગેરે વગેરે દેશોના પ્રેક્ષકોની આ વાત છે.

ફરી રવીન્દ્રનાથના તે કાવ્યને યાદ કરીએ જેમાં કવિ કહે છે કે 'તમને જાણું છું' - જેમને કવિ જાણે છે તેમને કવિએ પોતાના કળાપટ પર અનેકાનેક સાજમાં પ્રત્યક્ષ કર્યા છે. થાય છે, કવિ રવીન્દ્રનાથની આવી પ્રત્યક્ષતાનું એક ઉદાહરણ સંક્ષેપમાં જોઈએ. કવિએ ૧૯૧૦માં રચેલું એક 'ધુલામન્દિર' નામનું કાવ્ય છે. વિસ્તારભયે રચનાની મૂળ પંક્તિઓ ઉતારવાનો લોભ જતો કરું છું. કવિ સંબોધન કરીને કહે છે 'ભજન, પૂજન, સાધન, આરાધના બધું પડ્યું રહેવા દે. દેવાલયના રુદ્ધ દ્વારે, ખૂણામાં તું શું કરવા પડી રહ્યો છે ? અંધકારમાં છુપાઈને તું એકલો એકલો કોને પૂજી રહ્યો છે ? આંખ ખોલીને જો તો ખરો, ઓરડામાં દેવ તો છે નહિ.'

તો દેવ ક્યાં છે ? કવિ રવીન્દ્રનાથ દેવને ક્યાં જુવે છે ?

'તે તો ખેડૂતો જ્યાં માટી ભાંગીને ખેડ કરી રહ્યા છે, મજૂરો પથ્થર ભાંગીને રસ્તો બનાવી રહ્યા છે, ત્યાં ગયા છે અને તડકામાં અને વરસાદમાં બારેમાસ તેમની સાથે મહેનત-મજૂરી કરે છે. તેમને બે હાથે ધૂળ લાગી છે. તેમની પેઠે પવિત્ર વસ્ત્ર કાઢી નાખીને તું પણ ધૂળમાં ચાલ્યો આવ.'

આપણી પરંપરા મુક્તિની, મોક્ષની વિભાવનામાં રાચે છે. રવીન્દ્રનાથ આ કાવ્યરચનામાં તે સંદર્ભમાં અપૂર્વ દર્શન કરે છે. મૂળ બંગાળી વાણી જ સાંભળીએ.

*મુક્તિ ? ઓરે, મુક્તિ કોથાય પાબિ, મુક્તિ કોથાય આછે ?*
*આપની પ્રભુ સૃષ્ટિબાઁધન પ'રે બાઁધા સબાર કાછે.*

મુક્તિ ? અરે મુક્તિ ક્યાં મળવાની હતી ? મુક્તિ છે જ ક્યાં ? પ્રભુ પોતે જ સૃષ્ટિનાં બંધનથી આપણી સૌની સાથે બંધાયેલા છે.

રહેવા દે તારું ધ્યાન અને પડી રહેવા દે તારી ફૂલની છાબને. વસ્ત્ર ફાટે તો ભલે ફાટતાં, ધૂળ માટી લાગે તો ભલે લાગતી. તું તારે કર્મયોગમાં તેમની સાથે થઈ જા, અને પરસેવો પગે ઊતરવા દે.

સર્જન એ વિસર્જનનો પર્યાય બની જાય. કવિએ દેવ, કર્મકાણ્ડ, મુક્તિની સમગ્ર સમજણને અહીં વિસર્જિત કરી નાખી, ભૂંસી નાખી. એમણે યુક્ત હોવાનો, બંધનનો મહિમા કર્યો. To be is to be related. 'અંતર મમ વિકસિત કરો અંતરતર હે' નામની પ્રસિદ્ધ રચનામાં રવીન્દ્રનાથ કહે છે : 'યુક્ત કરો સબાર સંગે.' સહુની સાથે મને જોડો.

રવીન્દ્રનાથે 'ધુલામન્દિર' અને તેમાં કર્મપરાયણ પરમેશ્વરને જોયા છે. કરોડો કરોડો રૂપિયા જેમાં વપરાયા હોય અને ગિનિસ બુકમાં જે સન્માનભેર અંકિત થયું હોય તે મન્દિર (અને તેના રિચ્યુઅલ્સ) કમ સે કમ ભાવકની ચેતનામાં ભૂંસાતું, વિસર્જિત થતું અનુભવાય છે, આ ક્ષણોમાં, તે સર્જન પ્રેરક સંકેત છે. સર્જન અને વિસર્જન જેવા શબ્દાર્થ સંકેતો અંતઃકરણમાં ઉપસ્યા છે તો કવિના, એક નાટકની વાત કરી લઉં.

હા, નાટકનું નામ જ 'વિસર્જન'. કવિએ તે ૧૮૮૯માં લખેલું. એમાં રઘુપતિ નામના કાલિભક્તનું પાત્ર છે. કાલિની પ્રતિમાને પરંપરાથી પશુઓનું લોહી ચઢાવાય છે. રઘુપતિ આવી પરંપરાનો આગ્રહી છે. ઘટનાઓ ઘટતાં તેને જે પ્રતીતિ થાય છે તે રઘુપતિનું મૂળગામી પરિવર્તન કરી નાખે છે. પછીથી કવિએ 'રાજર્ષિ' નામની નવલકથા પણ આ જ કથાવસ્તુ પર લખી. નવલકથાના ૪૦મા પ્રકરણમાંથી એક actionનું વર્ણન અહીં ઉતારવાનો લોભ છે. 'રઘુપતિએ કાલિની પ્રતિમાને આસન પરથી ખેંચીને ઉપાડી લીધી, અને મંદિરના બારણામાં ઊભા રહી જોરથી ઘા કરીને દૂર ફેંકી દીધી. અંધારામાં પાષાણનાં પગથિયાં પર થઈને એ પાષાણ-પ્રતિમા ગબડતી ગબડતી અવાજ કરતી ગોમતી (નદી)નાં પાણીમાં જઈને પડી ! અજ્ઞાન-રાક્ષસી પાષાણનો આકાર ધારણ કરીને અત્યાર સુધી રક્તપાન કરતી હતી, તે આજે ગોમતીના ગર્ભમાં હજારો પાષાણોની અંદર અદશ્ય થઈ ગઈ. પરંતુ માણસના કઠોર હૃદયાસનનો તેણે કેમે ત્યાગ કર્યો નહિ.'

નાટક ભજવાયું ત્યારે રઘુપતિનું પાત્ર ખુદ રવીન્દ્રનાથે, ભાવાવેશનો પ્રેક્ષકોને પ્રત્યક્ષ અનુભવ થાય તેવી તન્મયતાથી, ભજવ્યું હતું. દશકાઓ પહેલાં અમદાવાદમાં ટાઉનહોલમાં દર્પણ સંસ્થાએ 'વિસર્જન' નાટક ભજવ્યું હતું. મને યાદ છે કે રઘુપતિનું પાત્ર ડૉ. મીનુ કાપડિયાએ ભજવ્યું હતું.

■

(રવીન્દ્ર ભવનના ઉપક્રમે તા. ૨-૧૧-૨૦૦૭ની એક સાંજે નિરંજન ભગત, સુજ્ઞાબહેન શાહ સાથે વક્તવ્ય આપ્યું. આમ લખાયું ૮-૧-૨૦૦૮ના)

(વાર્તા)

# બનાવ

સુમન શાહ

કેટલાક મહિનાથી વિદેશમા છું નાનુ શહેર છે એટલે કોઝી પણ ઝાકઝમાગ. થોડા દિવસ પર અહીં મારા બારામા એક બનાવ બન્યો છે શરૂ શરૂનો સમર છે એટલે ઠંડી ખરી પણ માફકસરની. પાચેક મિનિટથી હોમ કાફે નામની રેસ્ટોરામા કૉફી પીતો બેઠો છુ અન્દર નહીં, બ્હાર, સન લાઉન્જમા. બનાવ મારે તમને પણ કહી બતાવવો છે અગાઉ મારા હોસ્ટને અને બીજા બે જણને કહી ચૂક્યો છુ મારા હોસ્ટ વૃદ્ધ છે હું એમને અન્કલ કહુ છુ દેશના, પણ વરસોથી અહીં સૅટલ થઈ ગયા છે ઘઉવર્ણા પણ ઊચા, વાળ બધ્ધા રૂપેરી ધોળા એટલે વિદેશી લાગે. મારી જોડેની વાતોમા એક વાત રીપીટ કરે જ કરે. દેશનું મને કશુ જ યાદ નથી યાર. યાર વખતે પૂરા દેશી લાગે. હસી રહ્યા હોય. ખબર પડે કયા દાત કેટલા વહેલા ગુમાવ્યા છે એકલા છે વાઈફ નથી. સન-લાઉન્જ હોમ કાફેના મેઈનડોરની બને બાજુએ સજાવી છે પેવમૅન્ટ પર. બને તરફ પાચ-છ પાચ છ ટેબલના ઝૂમખા છે એટલે તો હોમ કાફે સામેથી આવતો તો ત્યારે હાથ ને પજા ફેલાવીને મને આવકારતી લાગેલી. હુ પ્રવેશ્યો ત્યારે વચ્ચેનાં બે ત્રણ સિવાયનુ એકેય ટેબલ ખાલી ન્હોતુ મેં વૉલને છેડેનું છેલ્લુ પસદ કર્યું છે નાનું છે રાઉણ્ડ બે ચૅરવાળુ. સામેની ચૅર ખાલી છે મેં રખાવી છે કેમકે કોઈક આવવાનુ છે હા, કોઈક

દેશથી આવ્યો ત્યારથી રોજે શહેરમા રખડવા નીકળી પડુ છુ બીજા કે ત્રીજા જ દિવસે હોસ્ટ અન્કલે કહેલુ મને આ સ્હેર શ. ને બદલે ક્યારેક એઓ સ. પણ બોલે છે પોર્ટ છે પોર્ટ-સિટી, કોઈ વાર સાથે જશુ બન્દર પર. મજા પડશે. આખુ દરિયાના પાણી પર વસાવાયુ છે જ્યા ત્યા તને કનાલ્સ ને બ્રિજો જોવા મળશે. બધે પાણી જ પાણી છે એટલે દરેક મકાન વર્ષે દા ડે એકાદ સૅન્ટિમીટર નીચે ગરકે છે આ, આપણુ પણ. ગભરાઈશ નહીં કંઈ નહીં થાય. પથ્થર લાકડુ લોખ્ખણ્ડ મબલખ વાપર્યા છે જો કે લોકો પોચા છે ભલા. અન્દરની ભીનાસવાળા. અંગ્રેજી અહીં ખપ પૂરતું બોલાય છે તારે કોઈ જોડે લાબી વાત કરવી હોય તો પૂછી લેવાનુ ડુ યુ સ્પીક ઈન્ગ્લિશ. ? એમણે પછી મારા હાથમા સિટી મૅપ મૂકેલો ને બોલેલા ડાઉન-ટાઉન જવા તને ટ્રામ મળે, લાઈન થ્રી. પણ આપણા ઘરેથી આઘી પડે નજીકમાં નજીક બસસ્ટૉપ છે ફૉર્ટી-ટુનુ બસસ્ટૉપ. હુ તો જો કે લાઈન-થ્રી જ લેતો. ટ્રામોને અહીં લાઈન-નમ્બર આપેલા છે ડાઉન-ટાઉન પ્હોચી ભમુ બધે માર્કેટ સ્ટ્રાટ્સમા, સ્ટોરોમા, મૉલોમા. સ્ટ્રીટને અહી સ્ટ્રાટ કહે છે બનાવને દિવસે મેં બસ લીધેલી. પહેલી વાર બસ લીધેલી. મારા બારામા બનાવ જે બન્યો તે બસસ્ટૉપ પર, ફૉર્ટી-ટુના એ બસસ્ટૉપ પર.

છે સન-લાઉન્જ પણ તડકો નથી. સવારના દસ થવા આવ્યા તો પણ નથી. ટ્રાફિક-સર્કલ પાસે કારો ને બસો આસ્તે આસ્તે ધીમી પડી જાય છે ને સિગ્નલ મળતા મોટો ટર્ન મારીને નીકળી જાય છે મોટરબાઈકો પોતાની લેન પર બ્રેક લે તો લે. પણ પછી એક્કી સપાટે વળે ને જાણે નાસી છૂટે પણ ટ્રામો લાબી તે અમળાતી વળે છે જાણે એમને બહુ જોર પડે છે ભૂરી ભૂરી ઈન્ક-બ્લૂ ટ્રામો. ચોખ્ખું ચકચકતી. દરેક નવી જ લાગે. વાઈફ નથી એટલે મારા હોસ્ટ અન્કલે ગવર્નૅસ રાખી છે હબસણ છે જાડી પણ યન્ગ. વાળ એના બ્રાઉન છે કપાળથી શરૂ કરીને પાતળી પાતળી ચોટલીઓની સજ્જડ સેરોમા બાધ્યા છે એના જ આડા-અવળા આમળા લઈ અમ્બોડી બનાવી છે ટ્રાફિક-સર્કલની વચ્ચોવચ કોઈ ગાયકનું ઊચુ સ્ટેચ્યુ છે એ ગાતો ઊભો છે એના હાથમા માઈક પકડાવેલુ છે મોં ખુલ્લુ હોવુ જોઈએ. એની ઉપર આકાશ ભૂખરુ છે પણ પાછળની ઊભુ આડુ દોડતી સ્કાયલાઈનથી કપાયેલુ છે મને થાય છે ક્યારનુ થાય છે એ કયુ ગીત ગાતો હશે.

બનાવ બન્યો એની બીજી જ સાજે હોસ્ટ અન્કલને કહેલો. બહુ મજા આવેલી પણ કહી રહ્યા પછી મને સારુ નહીં લાગેલુ હું સૅડ થઈ ગયેલો. બનાવ બીજા બે જણને કહી બતાવ્યો તેમાનો એક તે રમેશ. મારો દોસ્ત. દેશમાં છે કહી બતાવ્યો એટલે એને કાગળમા લખી મોકલ્યો. દેશમા રમેશ સિવાયનુ મારુ હવે કોઈ નથી. બધ્ધાને છોડીને આવ્યો છુ કાગળ લખતા મને ટેસ પડી ગયેલો પણ પછી હુ ગમગીન થઈ ગયેલો. બનાવ બીજા બે જણને કહી બતાવ્યો તેમાનુ બીજુ જણ

તે હોસ્ટ અન્કલની ગવર્નેસ. સીપરોઝ છે એનું નામ. સીપરોઝને કહેતાં બહુ ગમ્મત પડેલી પણ પછી હું બેચેન થઈ ગયેલો. જ્યારે પણ મારો બનાવ કહી રહું પછી મને થાય : કહેવાનું તો કહેતો જ નથી. પૂરું તો ઠીક, મારાથી જુદું જ કહેવાઈ જાય છે. અરે ઘણું તો એવું જેને જૂઠ કહેવાય. દેખાય છે મને મારી એ બધી ગરબડ સરબડો. આ નાચે, સામે, હવામાં... મારો કૉફી મગ કિન્ગ સાઈઝનો છે. લાંબી ચુસ્કી નથી ભરતો. બે ચુસ્કી વચ્ચેનો વિરામ પણ લાંબો રાખું છું. ખાલી ટ્રે ઝુલાવતી ગોરી વેઈટ્રેસ હમણાં જ હોમ-કાફેની અન્દર ગઈ. એટલે લો-વેઈસ્ટ જીન્સ અને ઓરેન્જ ટોપ વચ્ચેની એની નાજુક કમર પણ દેખાતી બન્ધ થઈ ગઈ. મેં બોલાવેલી. નજરથી સામી ચેર બતાવતાં કહેલું : સમવન ઈઝ ટુ કમ પ્લીઝ. એણે ઈન્સ્ટન્ટ સ્માઈલ સાથે ઓય્યાઅ.. કહેલું. ત્યારે એના કપાળ પરનાં સોનેરી વાળનાં તરણાં જરા પણ હાલ્યાં ન્હોતાં. જાણે એને એ માટે જ ટ્રેઈન ના કર્યાં હોય... !

યાયાઅ... સમવન ઈઝ ટુ કમ. કોઈક આવવાનું છે. કોઈક કે જેને કારણે બનાવ બન્યો. કોઈક કે જેને કારણે આ શહેરમાં તે સવારે ફોર્ટી-ટુના બસ સ્ટૉપ પર મારા બારામાં બનાવ બન્યો. હા, એ જ કોઈક. આવશે. આ સામી ચેર પર ગોઠવાશે. હું એને પણ કહેવાનો છું મારો બનાવ. નક્કી કરીને આવ્યો છું. રાહ જોતો એટલે તો બેઠો છું.

તે સવારે વેધર આવું ન્હોતું. ફ્રાઈડેની સવાર. લેઈટર વિન્ટર. તડકાની આવન જાવન થયા કરતી'તી. એટલે ખબર પડતી'તી કે શહેર કેટલું તો સંગીન ને નકશીદાર છે. પડછાયા પડે, ટકે, ને વળી ઊડી જાય. શહેર આખા પર વાદળછાયો ઉજાસ બચી જતો તે જોવાની મને મજા આવતી'તી. આજે નથી આવતી. આજે તો તડકો ઝંખું છું. તે સવારે ઘરેથી નીકળી લૅફ્ટ સ્ટ્રાટમાં થઈ ઝટ હું ડૉગ્સ-ગાર્ડન પ્હોંચેલો. નીકળતાં જ મને હોસ્ટ અન્કલે કહેલું : આપણા બ્લૉકને અડીને લૅફ્ટમાં જે સ્ટ્રાટ જાય છે એ પૂરી કરીસ એટલે એક ડૉગ્સ-ગાર્ડન આવસે ને એની બિલ્કુલ પાછળ ફોર્ટી-ટુનું બસ સ્ટૉપ છે. પોતાનાં કૂતરાંને લોકો એકીબેકી માટે લાવે છે એટલે ડૉગ્સ-ગાર્ડન : મેં જોયેલું કે એ એક મોટા વર્તુળ જેવું મેદાન હતું. એમાં લૉનને કિનારે કિનારે બેન્ચો હતી. લીસ્સી. ગ્રેનાઈટની : તને કશું ગન્ધાશે નહીં. કૂતરાંની છી માલિકો ગ્લોવ્ઝ પ્હેરી બેગમાં વાળી લે છે. નક્કી જગ્યાએ નાખવા પેક કરીને પોતાની કને રાખી મૂકે. કૂતરાં મસ્તીથી ટહેલતાં હશે. બેન્ચો પર તું કપલો જોઈશ. કોઈ કોઈ સિન્ગલ પણ દેખાઈ આવશે. સેલફોનોમાં જોડાયેલાં : મેં જોયું તો કપલફપલ તો ઠીક ત્યાં બે-ત્રણ માણસો સિવાય કોઈ ન્હોતું. આખું સૂમસામ. એક પોમેરિનિયન અહીં તહીં સૂંઘતું ફરતું'તું. એક કાળો ડૉગ ઊંચો તગડો પ્હોળા પગે ઊભો'તો. હોસ્ટ અન્કલે કહેલું : ઉપર ઊંચાં ઊંચાં ઘટાદાર ઝાડનો ડોમ છે. પરદેસી ઝાડ ઓળખાઈ જશે. ઓળખાઈ ગયેલાં. પણ બધાં જ પાન વિનાનાં, સૂક્કાં, બોડાં હતાં. ઘટાફટા હતી નહીં. છી ન્હોતી પણ કૂતરાંના પેશાબની જૂની નવી વાસ ખૂબ આવતી'તી. મેં પેપર-ટીસ્યૂથી નાક દબાવી રાખેલું : તને કહું આ સ્હેરના લોકો સિસ્ટમેટિક બહુ છે. ક્લીન્લિનેસ તો એમના બાપની ! ક્યાંય તને ડૂચો કે ડૂચી જડસે નહીં. ડૂચી સાંભળીને હું હસી પડેલો. એ પણ હસતા'તા. જો, એક વાત ખાસ. તારે લૉનમાં થઈને ના જવું. એ માત્ર કૂતરાં માટે છે. ગાર્ડનની ધારે ધારે થઈને નીકળી જજે. પણ, મેં, કોણ જાણે, એજ ભૂલ કરેલી...

અત્યારે નાજુક કમરવાળી ગોરી વેઈટ્રેસ મારા ભણી આવી રહી છે. મને છેક હમણાં દેખાયું કે એની ડૂંટી પાસે ચળકતી ધાતુની ઝીણા મોતીની નાની વાળી ઝૂલે છે. સામી ચેર માટે પૂછવા આવેલી. કેમ કે તરત આંગળી ઊંચે હલાવતી સ્માઈલ સાથે પાછી વળી ગઈ. એમ કે ખાલી ચેરનું પોતાને યાદ આવી ગયું. હોમ-કાફેનાં ટેબલો પર વિદેશીઓ મોજમાં છે. ધીમી ગતમાં ચાલતી એમની ખા-પી જોવાયા કરે છે. એઓ વાતો નથી કરતાં. ડિશો પર છરીકાંટાની કાપાકાપી રમઝટભરી સંભળાય છે. વચ્ચેનું એક ટેબલ પણ ભરાઈ ગયું છે. એક છોકરી, ત્રણ છોકરા. મિડલ સ્કૂલનાં યન્ગસ્ટર્સ હોવાં જોઈએ...

હા, મેં એ જ ભૂલ કરેલી. દબાવી રાખેલા નાકે નીચી મૂંડીએ મને ભાન નહીં કે હું ડૉગ્સ-ગાર્ડનના એ જ પ્રોહિબિટેડ લૉન-એરિયામાં થઈને જતો'તો. ત્યાં એકાએક, હેઈઅઅ... ! વ્હાય વ્હાય કરતું કોઈ બરાડી ઊઠેલું. જોયું તો કાળા ડૉગનો માલિક. ડોન્ચ્યુ નો... વ્હાય યુ એન્ટર્ડ ઈન્ટુ... ? આંખો કાઢતો'તો. એનો કૂતરો મને નરમાશથી પણ એકીટશે તાકતો'તો. હું સૉરી સૉરી બોલવા સાથે પેપર-ટીસ્યૂ ખિસ્સામાં ખોસતો મોટાં મોટાં ડાફાં ભરતો નીકળીને ઝટપટ બસસ્ટૉપે પ્હોંચી ગયેલો. એની મેટલ-બેન્ચ ઠંડી હતી છતાં ફટાક બેસી જવું મને જરૂરી લાગેલું. બસ સ્ટૉપ ટ્રામસ્ટૉપ જેવું જ હતું. સેમ-ટુ-સેમ. આખું ગ્લાસનું. એક્રેલિક પણ હોય, ખાતરી નથી કરી. ડાબી બાજુની છેલ્લી એટલે કે બીજી બેન્ચ પર - બે જ બેન્ચ હોય - એક ઓલ્ડ કપલ બેઠેલું હતું. એવી નિરાંતે જાણે

એમને ક્યાય જવુ જ ના હોય. ડોશી કશુ ચોપાનિયુ વાચતી તી. ડોસાજી હથેળીઓ અને મસ્તક વૉકિન્ગ-સ્ટીક પર ટેકવીને કશા વિચારોમા ખોવાયેલા હતા. દુનિયાના રગઢંગ વિશે જ વિચારતા હશે. પણ ત્યા મને એક અજાણી પરફ્યુમનો ધક્કો લાગ્યો. એવો કે હુ જમણી તરફ ફેરવાઈ ગયો. જોયુ તો એક યુવતી. પરફ્યુમ પોતે. પાછળની વૂડન ફ્રેમમા એ ટાઈમટેબલ જોતી તી. હું કંઈ સમજુ એ પ્હેલા તો એ મારી બાજુમા બેસી ગઈ પછાડવા જેવુ કરીને કેરી-બેગ એણે ખોળામા મૂકી. એના જમણા હાથમા ચાલુ સિગારેટ હતી. પરફ્યુમમા સિગરેટ-ફૉર વીમેનની સુવાસમા યુવતીના આકર્ષણમા હું અટવાતો તો ત્યા એ બબડી  ધિસ ફોર્ટી ટુ ! નાઉ સેવન મિનિટ્સ ટુ વેઈટ ! એક ઊંડો કશ લઈ સિગરેટ એણે બેઠકની નીચે ઘસી, ને ફેકી દીધી. એની કેરી-બેગમા મોટો બૂકે હતો દોઢેક ફૂટ ઊચો સૅફ્રન કલરના ઍક્ઝૉટિક ફ્લાવર્સ એના શૂઝ હાઈ-હીલ હતા. પર્પલ કલરના. એ પર મૅટ-ફિનિશવાળી આછી ચમક હતી. એના બૉટમ-વાઈડ પેન્ટની ઢીલી પણ ટટ્ટાર ફ્લૅર દેખાતી તી. પૅન્ટનો રગ લાઈટ પર્પલ હતો. ઠસ્સો જોતા એમ લાગે યુવતી ખૂબ સુન્દર હોવી જોઈએ. ઉપર ફ્લાલીન શર્ટ હશે કે રો-સિલ્ક ટોપ. એના રૂપને સામે મોંએ જોવાની મને તીવ્ર ઈચ્છા થયેલી. પણ એવુ તો કેમ કરાય.

વચ્ચેના ટેબલ પરના પેલાં સ્કૂલી યન્ગસ્ટર્સ મને ચીડવી રહ્યા છે થોડી થોડી વારે જગલીની જેમ ખૂબ જ મોટેથી હસે છે બધાએ બર્ગર, હેમ-બર્ગર મગાવ્યો લાગે છે મને દેખાતો છોકરો મોટો બાઈટ ભરવા જડબુ ખોલાય એટલુ ખોલે છે પછી બટકાયેલા બર્ગરને જોતો જોતો ચાવ્યા કરે છે બાકીનાં એ વખતે એને જોતા જોતા એકથી બીજા કાનમા કશીક ગુસપુસ પ્હોંચાડે છે નાનો સ્ટોપ લે છે ને તરત પછી એકબીજાને ખભા મારતા જોશમા પડવા જેવા થઈ ખડખડાટ હસી પડે છે છેલ્લે ત્રીજી વાર હસેલા સારુ છે કે છોકરી ખાસ નથી હસતી. એણે પણ, જો કે હોઠ નીચલો હોઠ કોચાવીને ત્યા ચમકતી ધાતુની ઝીણા મોતીની નાની વાળી ઝુલાવી છે

બનેલુ એવુ કે અચાનક મારુ ધ્યાન યુવતીએ ફેકેલી સિગરેટના ઠૂંઠા ભણી ગયેલુ એટલા માટે કે ઠૂંઠું પૂરું બૂઝાયુ ન્હોતું. ધુમાડીની સેર મને વિલાતી દેખાયેલી. હુ ઊઠ્યો, ઠૂંઠું પગથી કચડીને ઉપાડ્યુ. ને બસસ્ટોપની બાજુના વેસ્ટબિનમા નાખી દીધુ હુ પાછો ફર્યો કે તરત એ બોલી થૅન્ક યુ વેરી મચ. આઈ ઑટ ટુ બી વૉચફુલ. સો સોરી. રીયલી સોરી. એના મોં પર ઍપોલોજી-સ્માઈલ હતું પણ એની લિપસ્ટિક ગ્લોસી ન્હોતી. ડલ રોઝી. એની માજરી કીકીઓમા મારી નજર પકડાય એ પ્હેલા હુ મારી જગ્યાએ બેસી ગયેલો ને એ દરમ્યાન ઈટ્સ ઓકે કહીને મેં પણ મોં મલકાવેલુ. પછી અમે ચૂપ હતાં. એ દરમ્યાન મને થયેલુ અમારી આસપાસ પરફ્યુમ ને ફ્લાવર્સનો ઓરા છે કે શુ એમાથી હુ સિગરેટની બચી ગયેલી સુવાસને છૂટી પાડવા મથતો તો. ત્યા એકાએક મોટો તડકો આવી પડેલો. મે જોયેલુ તડકો સામેના રોડની પેલી સાઈડેથી શરૂ થઈ ટ્રાફિકમા વાહનોની છતો પર ઠેકતો અમને બનેને અજવાળતો થોડો ઊચે ખેંચાતો છેલ્લે ડૉગ્સ-ગાર્ડનમા ધબ્બ્સ વરસી પડ્યો. બધુ સોનરી થઈ ઊઠ્યુ. આકાશ લગીર નીચે આવી ગયુ. નજીક બેઠેલી એ અન્દરથી મને ઘણી નજીક લાગવા લાગી. અજાણી મટી ગઈ મને થાય, અણજાણ કશુ મને હૂફ આપી રહ્યુ છે એ નિકટતા જોડે ફોર્ટી ટુ આવે ત્યા લગી જોડાયેલો રહુ બોલ્યા વિના બેસ્યો રહુ આખો મીંચી રાખુ પ. ણ, બીજી જ પળે કોણ જાણે શાથી હુ એના ભણી વધારે ફરેલો. બધી ઍટિકેટ જતી કરીને એને હુ ખુલ્લાશથી જોવા લાગેલો. જો કે ચોરી જેવુ. એકદમનુ અલપઝલપ, સ્નેપ શૉટ જેવુ જેમાં એ મને અસાધારણ સુન્દર લાગેલી. ચહેરો વધારે તેજસ્વી નોકીલો નાક ઘણુ સુરેખ. સીધુ નાના રતુમ્બડા કાન વાળ તાબાવરણા કરાવેલા હોય કે નેચરલ. મારા મોંમા આવી ગયેલુ ડુ યુ સ્પીક ઈન્ગ્લિશ, પણ તરત પાછું ચાલી ગયેલુ આટલી રૂપાળી વિદેશી યુવતી અગ્રેજી તો જાણતી જ હોય ને એટલે પછી હળવેથી હુ મારામા પાછો ફરવા જતો તો  પણ ત્યા તો એ જ બોલી  ડુ યુ સ્પીક ઈન્ગ્લિશ ? મે ખુશી સાથે કહેલુ  ઓ યાઅ. ! એટલે એ બોલી સૉરી વન્સ અગેઈન. થન્ક યુ અગેઈન વૅરી મચ. ઓ નો ! ઈટ્સ ઓકે બાય ધ વે, આર્યું એશિયન ? યાઅ. ઈન્ડિયન. મે આઈ ગિવ યુ સમથિન્ગ એઝ અ ટોકન એક્સેપ્ટ ધિસ બૂકે ઈફ યુ ડોન્ટ માઈન્ડ પ્લીઝ બૂકે ધરી રહેલી એને મારે શુ કહેવુ તે મને સમજાયેલુ નહીં. ના પાડું તો એ મને પડતો મેલે નિકટતા અલોપ થઈ જાય. હા પાડુ તો લાગુ કેવો એ પણ કેવી છે છતા બોલ્યો  આઈ ડોન્ટ માઈન્ડ  બટ  હેઝિટેશન ? ઓકે ટેક એટલીસ્ટ વન ફ્લાવર એમ કહીને બૂકેમાથી એણે ફ્લાવરની એક દાડી ખેંચી કાઢી. મને આપતાં પ્રેમથી બોલી  ઈટ ઈઝ સો લિટલ અ જેશ્ચર. નો નો. આઈ લાઈક ઈટ, ઈટ ઈઝ વન્ડરફુલ  થેન્ક્સ કહેવા એણે પોતાનો હાથ ધરી રાખેલો. ગુલાબની હજારો

પાંખડીઓની બની હોય એવી થોડી લાંબી હથેળી. મેં એમાં મારી હથેળી મૂકી ને નામ પૂછયું. એ એવા તો હૃદયભાવથી બોલી : આયેમ ક્રિસ્ટી. મારે મારું નામ કહેવું જોઈતું'તું પણ હું અમારા શેકહેન્ડમાં ખોવાયેલો હોઈશ. એ મને એકધારું જોતી'તી. એને જોતાં એમ લાગ્યું સમય અમારી રગોમાં ઊંડે ઊતરી રહ્યો છે. અમે બંને ધરતીમાં એકાદ સેન્ટિમીટર નીચે સરકી ગયાં હોઈશું. મને હોસ્ટ અન્કલ યાદ આવી ગયેલા. શહેર આખું ઘડીક થમ્ભી ગયું લાગતું'તું. મારા હાથમાંના ફ્લાવરને જોતો હું કંઈક બોલવા જાઉં ત્યાં તો, જોયું તો, સામેથી ફોર્ટી-ટુ ધસતી આવતી'તી.

હરિ-અપ હરિ-અપ બોલતાં એ પ્હેલી ઊઠી - દોડવા જેવી - બાય-બાય કરતી પ્હેલી ચડી. બસસ્ટોપની બંને બાજુએથી કેટલાંક મોડાં હતાં તે દોડતાં થયાં. મારે ઉતાવળે ચડવું'તું પણ વચ્ચે ઓલ્ડ કપલ આવી ગયું. ફોર્ટી-ટુ ઊપડી પછી મેં શોધી કાઢ્યું કે ચિક્કાર બસમાં અમારે હજી સેટ થવાનું'તું પણ ક્રિસ્ટી તો બેસી ગયેલી... જો કે ઘણે દૂર - છેક ડ્રાયવર સાઈડે...

બનાવ બનાવ કરું છું તે બસ આટલો. કશા જ પરિચય વગરના મારી જોડે એને અને કશા જ પરિચય વગરની એની જોડે મારે ઘડી-બે ઘડી જોડાવાનું જે બન્યું એ બનાવ. એ પળોમાં એકતાર જે થવાયું. અજાણ્યાં બંને બંનેને ખૂબ જ ખૂબ જાણીતાં જે લાગ્યાં. અરે, ત્યારથી હું મને હું નથી લાગતો. અહીં કોઈક જે આવવાનું છે તે આ ક્રિસ્ટી. જો કે ક્રિસ્ટી બોલું તો ઊંધું થાય છે. એ કોઈ બીજી લાગે છે. સમવન. પણ બસ એટલું જ બન્યું. સાવ સાચું પણ આવું. તરત ખતમ. પણ ન ભૂલાય એવું કાયમી...

એ પરફ્યુમ. એ ફ્લાવર્સ. એ સિગરેટ. એકેય સુવાસને નામથી ન જાણું. ત્રણેયનું કશું ભેગું નામ હોય તો જાણું. પૂછો તો કહું. એકેય સુવાસને છૂટી નથી પાડી શકતો. મથું પણ મથ્યા જ કરું. કંઈ ન થાય. મને અત્યારે આ કહું છું ત્યારે સમજાય છે કે એ દિવસોમાં એનો મને બહુ કેફ હશે ને એટલે જ બધાંને ગરબડ સરબડિયું કહ્યું હશે. કહેવાનું નહીં કહ્યું હોય. જૂઠું ને જૂઠું જ કહેવાઈ ગયું હશે. તમને મેં અથ-ઈતિ કહ્યું છે. ખરું કે નહીં ? કહેવાલાયક બધું જ. સાચે સાચું. આવવાની કહ્યું છે એ પણ સાચું છે, જૂઠું નથી. બાકી -

હોસ્ટ અન્કલને આખો બનાવ - આખો તો શી રીતે કહેવાય ? થોડોક કહેલો. ઘરેથી, અન્કલ, નીકળ્યો પછી... એમ માંડીને કહ્યું પણ આવું આવું : અન્કલ, ડૉગ્સ-ગાર્ડન એકદમ હૉન્ટિન્ગ છે. હું તો બે ઘડી બેઠો બેન્ચ પર. સિલ્વર ગ્રે સ્ટીલના રમકડા જેવા ફોર્ટી-ટુ ખૂબ ગમી. કેટલી બધી લાંબી... આખ્ખી ચિક્કાર હતી. એક બેનની બાજુમાં બેસવું પડેલું. બાઈના હાથમાં ગુલાબનું હોય એવું એક ફૂલ હતું. હું જોતો'તો ત્યાં એ બબડી : ઈટ્સ વેરી હોટ ! બસની છત જોતી'તી : ડોન્ચ્યુ ફીલ ? મને પૂછતી'તી : ઓ યા, ઈટ ઈઝ. ડૂ યુ નો ધિસ ઈસ કેરોબિના રોઝ, ડેન્જરસ લવ. ટુ ડે આયેમ ટુ ગિવ ઈટ ટુ માય બોયફ્રેન્ડ, જસ્ટ ફિનિશ... મને ચસ્કેલ લાગેલી. જો કે નેકસ્ટ સ્ટોપ પર ઊતરી ગયેલી. મને એમની કાયમી સ્ટાઈલમાં ખુલ્લા મોંએ સાંભળી રહેલા હોસ્ટ અન્કલ એકદમ બોલી ઊઠેલા : તારે પણ ત્યાં જ ઉતરી જવું'તું ને ભલા માણસ. કહેવાય એને, ચાલ કૉફી પીઈએ... હવે સું... જો કે કોઈ વાર મળી જાય કોઈ કાફેમાં. તને ખબર, આ સિપરોઝ મને આમ જ મળી ગયેલી એક રેસ્ટોરાંમાં. આ સ્હેરમાં આવું બહુ બને છે. નાનું છે ને એટલે...

રમેશને કાગળમાં લખ્યું : હું હવે કદી પાછો નથી આવવાનો દોસ્ત. થોડા વખતમાં મને મોટી જોબ મળવાની છે. ઈન્ટરવ્યુ થઈ ગયો છે. કાન્તાને કહેજો મને ભૂલી જાય. હું તો ભૂલી જ ગયો છું. પરણી જાય કોઈને. રમેશ, આ શહેરમાં પાણીનો પાર નથી. પાણી પર જ બનાવ્યું છે. જ્યાં ત્યાં કનાલ્સ. ડાઉન-ટાઉન કનાલ્સ કનાલ્સથી આવે. આકાશેથી જોઈએ તો કરોળિયાના જાળા જેવું લાગે. અ હ્યુજ વેબ. સો-સો ફીટ પ્હોળી નહેરો. પાણીથી છલછલાટ. બ્રિજ પણ એટલા. દરેક બ્રિજ નીચે અર્ધ ગોળાકાર કમાનો. કમાનની ધારે ધારે રાતે દીવા થાય. પોર્ટ, બન્દરગાહ, બહુ જ મોટું છે. દસ-દસ માળની સ્ટીમરો. ને સાગર. નાખી નજર ન પ્હોંચે ત્યાં લગી પથરાયેલો હોય. કોઈ કોઈ વાર હું અને અન્કલ ટ્રામ લઈને બન્દરગાહ જઈએ છીએ. એમની ગવર્નેસ સિપરોઝ પણ સાથે હોય. એ અમારી ખૂબ સંભાળ લે છે. મજાની છે. મને લાગે છે કે હું સેટલ થઈ ગયો છું. રમેશ, આ કાગળમાં હવે આગળ તું મારા બારામાં બનેલો એક બનાવ વાંચીશ. એમ કરીને મેં રમેશને આખી વાત વિસ્તારથી લખેલી. ઉમેરેલું કે ફોર્ટી-ટુમાં બધાં સ્ટોપે આવ-જા-ભરી ગીરદી થયા કરેલી તે શું કરું. ઘડીમાં ક્રિસ્ટી દેખાય, ઘડીમાં ના દેખાય. મને ચટપટી થાય. બન્યું ભૂલી ગઈ કે શું... હું ડાઉન-ટાઉન ઉતરીને ઊભો'તો, એની રાહ જોતો. બધાં ઉતરેલાં પણ એ ન્હોતી. ક્યાંક વચ્ચે જ

ઉતરી ગઈ હશે એક વાત તને ખાસ જણાવું ' બધાં અહીં કપલમાં જ હોય. કોઈ કોઈ હોય એકલાં, પણ ભાગ્યે જ. સ્ત્રી પુરુષ માટે છે ને પુરુષ સ્ત્રી માટે - એવું અહીંના લોકો ચોખ્ખું સમજે છે એટલે મને પછી બહુ જ એકલું લાગવા માંડેલું ડાઉન-ટાઉન પહેલાંનો એક બ્રિજ ત્રણ કપલો એકમેકને ભેટીને ઊભેલાં કનાલ્સનાં પાણી જોતાં'તાં અતડો હું પણ જોવા લાગેલો બોટો તરતી જતી આવતી'તી. ડક સીગલ બીજાં પક્ષીઓ રોઈન્ગ શીખતી હારમાં બેઠેલી ચાર-ચાર છોકરીઓની એક સાંકડી-લાંબી નાવ. સામે ટ્યુટર બેઠેલો સડસડાટ આવીને બ્રિજ નીચે થઈ પેલી તરફ જતી રહી પાણીમાં મોટાં મોટાં તીરનો લીસોટો. એ પછી ક્રિસ્ટીએ આપેલું ફ્લાવર મેં એ પાણીમાં ફેંકી દીધેલું. ઘેર લઈ જોઉં તો અન્કલ પૂછે જો કે કશું એમ ફેંકાય નહીં.

પછીના કોઈ દિવસે હોસ્ટ અન્કલ નીચે કીચન-ગાર્ડનમાં હતા સિપરોઝ એકલી હતી. મને થયેલું કહું એને પણ લેન્ગ્વેજ પ્રોબ્લેમ ઘણો. એટલે પછી ક્રિસ્ટીના એકલા બૂકે વિશે જ કહેલુ. તો સિપરોઝ એવા મતલબનું બોલેલી કે એને કોઈએ પ્રેઝન્ટ કર્યો હશે કે એ કોઈને કરવાની હશે. બૂકેનો અહીં રિવાજ છે એ કસ્ટમરી શબ્દ બોલેલી પછી સિપરોઝે સિગરેટ સળગાવેલી મને પૂછેલું ડુ યુ સ્મોક ? મેં કહેલું ' અફકોર્સ, બટ નોટ નાઉ મેં પૂછેલું અન્કલ ? તો જરા વિચારીને કહે ' યસ્સ, બટ ઓન્લી એટ નાઈટ આફ્ટર ડીનર. વ્હોટ ઈઝ યોર બ્રાન્ડ ? ડનહીલ. એન્ડ અન્કલ્'સ ? સેમ.

તમને સમજાય છે ને તમને મેં કેવું કહ્યુ ને આ દરેકને કેવું કહ્યું. હવે બધું એને કહીશ. એ ત્રણને કહ્યું ને. ને તમને જે કહ્યું તે અને તે પણ પછી કોઈને કંઈ જ નહીં કહું સંઘરી રાખીશ સરવાળા-બાદબાકી મારામાં મને લાગે છે હું હાલ પાછો સેડ થવા લાગ્યો છું એ આવવી જ જોઈએ. એ વાતે તમને મેં જૂઠ નથી કહ્યું. હાઈટાઈમ. ટ્રાફિક-સર્કલ પાસે વાહનો ગૂંચવાઈ ગયાં દેખાય છે એક્સિડન્ટ લાગે છે નમીને સ્ટેચ્યુ-ગાયક પણ જોવા માંડ્યો જણાય છે ગાતો થમ્ભી ગયો લાગે છે ફરીથી નાજુક કમરવાળી ગોરી વેઈટ્રેસ મારા ભણી આવી રહી છે મારે કશું મંગાવવું પડશે.

મે આઈ બ્રિન્ગ સમથિન્ગ ફોર યુ સર ?

ઓ, યા. આઈ ફીલ હન્ગ્રી. વિલ્યુ પ્લીઝ બ્રિન્ગ બ્રેડસ્ટિક વિથ સાલ્સા .

ઓ સ્યોર. સમ કોફી ?

અફકોર્સ યસ.

એ ગઈ. પેલાં સ્કૂલી યન્ગસ્ટર્સ પણ ઊભાં થઈને નીકળી રહ્યાં છે જોડે બીજાં પણ નીકળ્યાં. સન-લાઉન્જ ઘણી બધી ખાલી પડી. તડકા વગરની ધૂંધળી. પેલી છોકરી બેકપેક ભૂલી ગઈ હશે તે પાછી ફરી. લીધું. ખભે ભરાવ્યું. ને શી ખબર શાથી પણ મને જોતી જોતી જરા હસતી જલ્દી-જલ્દી નીકળી ગઈ મને થયું હું, બેઠો છું

(૧૩-૭-૨૦૦૧ આમ્સ્ટર્ડમમા શરૂ કરેલી આ વાર્તા ૨૫-૩ ૨૦૦૮માં ડીટ્રોઈટમાં પૂરી કરી.)

---

" પણ શું કોઈ કવિતા કશુક સમજાવવા માટે લખે છે ?
એ તો હૃદયની ભીતરનું એક એવું સંવેદન છે કે જે બહાર આકાર લેવા માટે કવિતામાં ઊભરી આવે છે
જ્યારે કવિતા સાભળ્યા પછી કોઈક કહે છે કે તે એને સમજાઈ નથી
ત્યારે એ સમજાવવા મને શબ્દો જડતા નથી.
જો એને કોઈ પુષ્પ સુંઘીને એ વિશે કહેવાનું હશે તો જવાબ હશે,
'એમાં કંઈ સમજવાનું નથી. એ એક સુગંધ છે'
જો એ ચાલુ રાખે અને કહે કે 'તે હું જાણું છું', પણ એનો શો અર્થ ?
પછી એને વાતનો વિષય બદલવો પડશે અથવા તો કંઈક ગૂઢ રીતે આવું કહેવુ પડશે કે
સુગંધ એ આ પુષ્પમાં પ્રગટતો પરમ આનંદ છે "



રવીન્દ્રનાથ ટાગોર

(My Remniscences (1911) Morning Songs)

યશવન્ત મહેતા

### હેરી પોટરની ટપાલ ટિકિટો !




બ્રિટનના ટપાલ ખાતાએ કિશોર સાહિત્યના જાણીતા પાત્ર હેરી પોટરનાં પરાક્રમોની સાત નવલકથાઓના માનમાં સાત ટપાલ ટિકિટો પ્રગટ કરવાનું નક્કી કર્યું હતું. જે. કે. રોલિંગ નામનાં ગૃહિણીએ ૨૦૦૦ની સાલ પછી લખવા માંડેલી, જાદુગરોની નિશાળના આંતરિક સંઘર્ષોની થોડીક ભયાનક રસની લાગે એવી આ વાર્તાઓને અપૂર્વ લોકપ્રિયતા મળી. ૨૦૦૭ની અધવચ સુધીમાં એની ૩૨ કરોડ ઉપરાંત નકલો વેચાઈ છે. ટિકિટો જુલાઈ, ૨૦૦૭માં બહાર પડી. લેખકો, પ્રકાશકો, માધ્યમો અને ખાસ તો કેન્દ્ર અને ગુજરાતના શાસકો માટે આમાં ઘણા મોટા પાઠ રહેલા છે - જો પાઠ ગ્રહણ કરવાની તૈયારી હોય તો ! સુન્દરમ્‌ની જન્મશતાબ્દી હમણાં જ ગઈ. ઉમાશંકરની હવે આવશે પણ ટપાલ (ટિકિટ) ક્યારે આવશે ?

### નોબેલ મળ્યા પછી નિર્બલ લેખન ?



પૉલ થેરૂ લેખક છે. વી. એસ. નાઈપૉલ લેખક છે. નાઈપૉલ જૂના છે, જાણીતા છે. નોબેલ ઈનામના વિજેતા છે. થેરૂ શરૂઆતમાં તો એમના શિષ્ય અને પ્રશંસક હતા. પરંતુ પેલું સંસ્કૃત સુભાષિત છે ને - મોટા જણાતા માનવીની નિકટ જાવ તેમ એની લઘુતા જણાતી આવે. નાઈપૉલની લઘુતા પણ જણાઈ અને થેરૂએ રીતસર એમનાં લખાણોની ઝાટકણી કાઢતું પુસ્તક રચી કાઢ્યું !

હમણાં (ફેબ્રુઆરી ૨૦૦૮માં) થેરૂ ભારતમાં હતા. કોઈકે પૂછ્યું કે નાઈપોલે તમારું 'એ' પુસ્તક વાંચ્યું છે ? થેરૂએ કહ્યું, એમને બ્રિટિશ રાણીએ 'સર'નો ખિતાબ આપ્યો છે. સ્વીડિશ અકાદમીએ નોબેલ ઈનામ આપ્યું છે. (હવે મારું પુસ્તક વાંચવાનો એમને સમય હોઈ શકે ?)

આ વાત નાઈપોલ સુધી પહોંચી તો એ બોલ્યા કે થેરૂ જેવાનાં પુસ્તકો વાંચવાથી હું પર છું.

નાઈપોલના આ જવાબમાં તમે શું વાંચો છો ? એક લેખકનું આત્મસન્માન કે છકી ગયેલ લેખકનો ગર્વ ?

બાય ધ વે, આપણા એક વિદ્વાન રામચન્દ્ર ગુહાએ હમણાં જ લખ્યું છે કે નોબેલ પછીથી નાઈપોલની કૃતિઓ ક્રમશઃ નબળી પડતી જાય છે. એવું જ દક્ષિણ આફ્રિકાના જે. એમ. કોએત્ઝીનું છે. સલમાન રશદીનું પણ.

### નિર્ણાયકની કઠણાઈ

સૌન્દર્ય સ્પર્ધાઓ કે વાનગી સ્પર્ધાઓના નિર્ણાયકોને કેવા અનુભવ થતા હશે એ તેઓ વ્યક્ત કરે ત્યારે, પરંતુ પુસ્તકો માટેના ખૂબ જાણીતા બૂકર (હવે મૅન બૂકર) ઈનામ માટે નિર્ણાયક તરીકે ફરજ બજાવનાર ડેવિડ બીડેઈલના મંતવ્ય સાથે આ લખનાર તો સો ટકા સંમત છે. ૨૦૦૨ના બૂકર ઈનામ માટેના નિર્ણાયકોની પેનલ પરના ડેવિડે લખ્યું છે :

'એ બધાં પુસ્તકો વાંચતાં લાગ્યું કે એ મારા આત્માનાં ઘાતક છે. એ તમારી વિવેકબુદ્ધિને બુઠ્ઠી બનાવી દે છે. એમાંનાં ઘણાં પુસ્તકો તો ઈનામ જીતવાના દૃષ્ટિકોણથી જ લખાયાં હોય છે. પાને પાને તમને લેખકની એ લાલચ ઝળકતી દેખાય ! કેટલાક સમય પછી મેં નક્કી કર્યું કે મારે આવું એક પણ વિશેષ પુસ્તક વાંચવું નથી. અમસ્તાંય, ૧૪મી સદીના મોંગોલિયા પર આધારિત કિતાબ વાંચવાનો શો અર્થ છે ?'

### નિર્ણાયક બનો અને નરકમાં જાવ !

સાહિત્યની ઈનામી સ્પર્ધાઓમાં નિર્ણાયકને બે બાજુનું દુઃખ છે : એક તો મહેનતાણું મગફળીનાં ફોતરાં જેટલું મળે છે, અને બીજું, ઈનામ ન મેળવનાર બહુમતીની ગાળો મળે.

એક વાર એક નિર્ણાયકને ત્રણ ઈનામ આપવાનાં હતાં. સામે વીસ જેટલાં પુસ્તક હતાં. પ્રથમ અને દ્વિતીય ઈનામના તો સ્પષ્ટ અધિકારી હતા. તૃતીય ઈનામ માટેના ગુણ બે જણના

લગભગ સરખા હતા. નિર્ણાયકે એ બેમાં જે એંશી ઉપરાતની વયના હતા અને જરૂરતમદ કર્તા તરીકે પોતે જેને જાણતા હતા, એને ઈનામ આપવાનુ નક્કી કર્યુ. જે બીજો સમકક્ષ કૃતિકાર હતો તે નાનો છે, ભવિષ્યમા ઈનામો મેળવી લેશે એમ કહી મનને મનાવ્યુ.

ઈનામ જાહેર થયા. નિર્ણાયકની ઓળખ જાહેર થઈ નહોતી એના પર પેલા વયોવૃદ્ધ કર્તાનો ફોન આવ્યો 'આ ગુજરાતમા ઈનામોના નિર્ણયો કરનારા બધા નાલાયક જ છે જેને પહેલુ ઈનામ મળવુ જોઈએ તેને કોઈ મુરખાએ ત્રીજુ ઈનામ આપ્યુ છે'

**ગોર્કીની 'મધર' વાંચી છે ?**



આઝાદી માટે તલસતા હિન્દમા જેવુ સ્થાન પ્રેમચદ મુનશી તથા ઝવેરચદ મેઘાણીનુ છે એવુ જ ઝારશાહીના જુલમો તળે કચડાતા રૂસના મેક્સીમ ગોર્કીનુ છે જનલક્ષી લેખક ગોર્કીની સૌથી વિખ્યાત કૃતિ છે 'મધર' (અમ્મા) એના પ્રકાશનને હમણાં સો વર્ષ પૂરા થયા.

જગતની લગભગ તમામ ભાષાઓમાં (ગુજરાતી સહિત) ભાષાતર પામેલી મધર મહેનતકશ વર્ગની ગરવી અને અણનમ નારીની મહાગાથા છે એક કામદાર, એક માતા અને એક નારી, એવી ત્રેવડી ભૂમિકા નિભાવતી આ નારી જીવનને પ્રારભે નિયતિમા શ્રધ્ધા રાખે છે ઈશ્વર સૌ સારા વાના કરશે' એવો વિશ્વાસ ધરાવે છે પોતે અને પોતાના જેવા ગરીબ તો માત્ર શોષાવા માટે જ પેદા થયા છે એમ માને છે પરતુ જીવનના અનુભવો, કામદાર વર્ગની અધિકારો માટેની લડતો અને ગમે તેટલી શ્રદ્ધા છતા અન્યાયોનો જ અનુભવ, એ બધાને પરિણામે એ સમજે છે કે ગરીબો જ્યા સુધી પોતાના હક્ક અને સુખ લડીને નહિ મેળવે ત્યા સુધી વ્યથિત જ રહેશે.

કથાને અતે ગોર્કી લખે છે ' એણે અગાઉ પણ આ બધુ જોયુ હતુ - સમૃદ્ધ દેવળો અને જરિયાન જામાવાળા પાદરીઓ... બીજી બાજુ ગરીબોની ઘોલકીઓ અને શરમ પણ ન ઢાકી શકતા ચીંથરા. અગાઉ એણે આ બધુ સ્વાભાવિક અને કુદરતી માનીને સ્વીકારી લીધુ હતુ પણ હવે એને આ બધુ અસહ્ય લાગવા માડ્યુ આ ગરીબો માટે અપમાનરૂપ હતું. '

અવકાશ મળ્યે, ફરી વાર મળવા જેવી આ મધર છે

**નાણાં દે, પુસ્તક લે.**

અખબારો અને પ્રકાશકો વચ્ચે એક વણલખી સધિ હોય છે તે એ કે એકબીજાના પત્રકારો અને લેખકોને ખેંચવા નહિ પરતુ ઘણી ખરી સધિઓની જેમ આ સધિ પણ તોડવા માટે જ હોય છે આપણા સમાજનુ અમેરિકીકરણ થવા લાગ્યુ એ પછી તો આ જ સાચું ઠરે છે

ગુજરાતમા કોણ કોને કઈ કિમતે ખેંચે છે એ જાણતા હોવા છતા અમારે નથી કહેવુ પરંતુ આ ખેંચાખેંચ ક્યારેક કેવી ક્ષોભજનક પરિસ્થિતિ સર્જે છે એનું દેશના ઈંગ્લિશ પ્રકાશન જગતમાથી ઉદાહરણ જોવા જેવુ છે 'સોસાયટી ફેઈમ અને બિન્ધાસ્ત અભિવ્યક્તિની માલિક શોભા ડેના પુસ્તકો સામાન્ય રીતે પેન્ગવીન દ્વારા પ્રગટ થાય છે એવુ એમનુ એક પુસ્તક સુપરસ્ટાર ઈન્ડિયા' પ્રગટ થાય એની સાથે જ નવા પ્રકાશક હે હાઉસ તરફથી સિકસ્ટી એ સેલીબ્રેશન' (સાઠીનો ઉત્સવ) બજારમાં આવે એવો તાયફો ગોઠવાયો છે ! તાયફો બધા જ કરે છે પછી પ્રકાશકો ય પોત પ્રકાશ્યા વગર કેમ રહી જાય ?

**પુસ્તક બજાર સંકોચાય છે કે વિસ્તરે છે ?**

સપ્ટેમ્બર ૩ ૪, ૨૦૦૭ના દિવસોમા એશિયન બૂક કાઉન્સિલ નામની સસ્થાએ દિલ્હીમાં 'બદલાતી પરિસ્થિતિમા પુસ્તકો-સામયિકોનુ વેચાણ' વિષે પરિસવાદ યોજ્યો હતો. એનો દસ્તાવેજ પ્રગટ થયો છે એમા રસપ્રદ વિગત એવી જાણવા મળી કે બ્રિટિશ કાઉન્સિલે આશરે દાયકા અગાઉ ભારતમા હયાત પુસ્તક વિક્રેતાઓની સૂચિ પ્રગટ કરેલી તેના એકસો (૧૦૦) પૃષ્ઠ હતા. આજે એનાથી અનેકગણા પૃષ્ઠ થાય !!!

આ લખનારને યાદ છે કે ૨૦૦૬મા દિલ્હીમા વિશ્વ પુસ્તકમેળો ભરાયો એમા આશરે ૨ ૭૦૦ સસ્થાઓએ નાના મોટા સ્ટોલ ઊભા કરેલા. એમા એકલા દિલ્હીના જ ૧,૩૦૦ જેટલા વિક્રેતા પ્રકાશકો હતા !

અહીં ગુજરાતમા પણ કેટલાક પ્રકાશનગૃહો અસ્ત થાય છે પરંતુ એથી ઘણાં વધારે જન્મે છે સેંકડો ચોરસ ફૂટમા વ્યાપ વિશાળ સ્ટોક એરકંડિશનિંગ વગેરેના દાવા કરતી પુસ્તક દુકાનોય બની રહી છે, અને ભીમસેની જોશ સાથે મેદાનમા આવતા પ્રકાશકો પણ આવે છે, જે એક જ પ્રકાશનગૃહ સાથે બે ત્રણ-ચાર દાયકાથી જોડાયેલા લેખકોને ઉખાડવા (કે તોડવા ?)મા સફળ થઈ રહ્યા છે

સાહિત્ય અને વાચનની દુનિયામાં કટોકટી છે તો પછી આ બધું શું છે ? સમજવા જેવું છે.

**લેખકોને પણ 'પ્રોફેશનલ હેઝાર્ડ' ?**

'પ્રોફેશનલ હેઝાર્ડ' એટલે વ્યવસાયગત જોખમ. કેટલાક વ્યવસાયોમાં જોખમ ગંભીર હોય છે. દાખલા તરીકે અગ્નિશમન દળના કર્મચારીઓ, પોલીસ દળના સભ્યો વગેરેના વ્યવસાય જોખમી હોય છે. પરંતુ લેખક માટે પણ કેવાં કેવાં જોખમ ખડાં થાય છે, એ જોવું છે ? અમારા પર એક પત્ર આવ્યો છે, જેમાં નમસ્કાર અને પ્રશંસા પછી આદેશ અપાયો છે કે અમુક 'સમાજ' વિશેની માહિતી આપશો. આ સમાજના લેખકો, કવિઓ, લોકકલાકારો, તંત્રીઓ, પત્રકારો, પ્રકાશકો, ચિત્રકારો, સંગીતકારો, ક્રિકેટરો, કેળવણીકારો, રાજકીય મહાનુભાવો, એમનાં છાત્રાલયો વગેરે વિષે લેખો, પરિચયો, સંસ્મરણો, ચરિત્રો, અહેવાલો, લોકકથાઓ, ઈતિહાસકથાઓ વગેરે વિગતો મોકલશો...

જે કામમાં કદાચ એક જિંદગી પણ ઓછી પડે એ આ સાહેબે એક પોસ્ટકાર્ડ લખીને માંગી લીધું ! અને વળી એ પોસ્ટકાર્ડમાં ક્યાંય એક પૈસાના ય પુરસ્કારનો ઉલ્લેખ નથી !!!

**અવતરણ**



"જેને ધન-સંપત્તિ વહાલી છે તેમને માટે સાહિત્ય-મંદિરમાં સ્થાન નથી. અહીં તો એવા ઉપાસકોને માટે જ સ્થાન છે જેમણે સેવાને પોતાના જીવનની સાર્થકતા માની હોય, જેમના દિલમાં વેદનાની કણસ હોય તથા પ્રેમનું જોશ હોય. આપણું ગૌરવ આપણા જ હાથમાં છે. જો આપણે સાચા દિલથી સમાજની સેવા કરીશું તો માન, પ્રતિષ્ઠા, પ્રસિદ્ધિ, બધું આપણાં કદમ ચૂમશે. જો આપણે સમાજનિષ્ઠ હોઈએ તો માન-પ્રતિષ્ઠાની ચિંતા શી ? અને તે ન મળવાથી નિરાશા કેવી ? આમ આદમી કરતાં વધારે આરામમય જિંદગીની ઈચ્છા આપણને શા માટે હોય ? ધનવાનોની હરોળમાં આપણી ગણતરી શા માટે કરાવવી ? આપણે તો સમાજનો ઝંડો લઈને ચાલનારા સિપાઈ છીએ. સારું જીવન અને ઉન્નત મસ્તક, એ આપણા જીવનનું લક્ષ્ય છે. જે માનવી સાચો કલાકાર છે તે સ્વાર્થમય જીવનનો ચાહક ન હોઈ શકે." **- મુનશી પ્રેમચંદ**

**પુસ્તકો**

પુસ્તકો નજર માંડે છે.<br>
છાજલીઓના બંધ કાચની પાછળથી<br>
આશાભરી મીટ માંડે છે.<br>
પણ, રે ! આપણને એ અગાઉની જેમ<br>
જ્ઞાન-દાતા લાગતાં નથી !<br>
એક સમયે સાંજ એમની સાથે<br>
આડા પડીને ગાળવામાં આવતી.<br>
હવે ઝૂકી રહીએ છીએ.<br>
એક પરદા પર,<br>
જે લાલ, વાદળી, લીલા<br>
ઝબકારા મારે છે.<br>
સમય, બસ, એમ જ,<br>
કશા ઉત્સાહ વગર પસાર થાય છે.

મહિના પસાર થઈ જાય છે<br>
અને પુસ્તકો જ્યાંનાં ત્યાં રહે છે;<br>
અને આપણે કૉમ્પ્યુટરો સામે બેઠા<br>
મોજ માણીએ છીએ.<br>
કૉમ્પ્યુટરો બકબક કરે છે અને<br>
પુસ્તકો જાણે અછૂત હોય એમ,<br>
એકલાં એકલાં હજુય આશાભરી મીટ<br>
માંડે છે છાજલી પરથી.<br>
પણ હવે જાગો, ઊઠો,<br>
છાજલીઓના કાચ ફોડો !<br>
એ જ્ઞાન-દાતાઓને મુક્ત કરો,<br>
સાથી બનાવો.<br>
ના, હવે દબાશો નહિ.<br>
પુસ્તકોને ખોલો, વાંચો, એકત્વ સાધો.<br>
જુઓ કે એ જ્ઞાનસાગર<br>
તમને ક્યાં લઈ જાય છે ?<br>
જુઓ કે અંધારા માર્ગો પર<br>
એમની મશાલ<br>
કેવાં અજવાળાં પાથરે છે !

*(ચિલ્ડ્રન્સ બૂક ટ્રસ્ટના પ્રકાશન ચિલ્ડ્રન્સ વર્લ્ડમાંના ૧૬ વર્ષના ચિ. આદિત્ય જૈનના કાવ્યને આધારે - એ બંનેના આભાર સાથે)*

■

દુષ્યંત પંડ્યા

## ૬ : ૧ : સ્વામી રામકૃષ્ણાનન્દ



'તમારા ચુસ્તમાં ચુસ્ત બ્રાહ્મણ કરતાં પણ વધારે ચુસ્ત બ્રાહ્મણને મોકલીશ.'

શિકાગોમાં મળેલી વિશ્વધર્મ પરિષદમાં ભારતનો દિગ્વિજય કરી લગભગ ચાર વર્ષે સ્વદેશ પાછા ફરેલા સ્વામી વિવેકાનન્દ પાસે મદ્રાસ (હાલ ચેન્નઈ)ના ભક્તોએ મદ્રાસમાં રામકૃષ્ણ મઠની સ્થાપનાની માંગણી કરતાં અને એ માટે કોલકાતાથી કોઈ સંન્યાસીને મદ્રાસ મોકલવાની વિનંતી કરતાં સ્વામીજી આ શબ્દો બોલ્યા હતા. અને કોલકાતા જઈ પોતાના પ્રિય ગુરુભાઈ શશીને મદ્રાસ જવાનું કહેતાં, સ્વામીજીને પડતે બોલે શશી - સ્વામી રામકૃષ્ણાનન્દ - મદ્રાસ ઉપડી ગયા હતા. સ્વામી વિવેકાનન્દે એમને આપેલું નામ રામકૃષ્ણાનન્દ પૂરું સાર્થક હતું. એમનું પૂર્વ જીવનનું નામ હતું શશીભૂષણ ચક્રવર્તી. એ 'ચુસ્તમાં ચુસ્ત બ્રાહ્મણ' જ હતા.

હૂગલી જિલ્લાનું મયાલ - ઈચ્છાપુર ગામ એમનું વતન. પિતા ઈશ્વરચંદ્ર, તંત્રશાસ્ત્રમાં અને સાધનામાં પ્રવીણ અને પાઈકપાડાના રાજાના સભાપંડિત માતાનું નામ ભવસુંદરીદેવી. એ ઉદાર અને સરળ હૃદયી સન્નારી હતાં ને તેટલાં જ ધાર્મિક એમની કૂખે ૧૮૬૩ના જુલાઈની ૧૩મીએ શશીનો જન્મ. વિવેકાનન્દથી આમ છ મહિના નાના આવા ધાર્મિક પરિવારમાં બાળકને ધાવણકાળથી જ ધર્મ અને અધ્યાત્મ મળે. નાનપણથી જ શશી કુળદેવતાઓનું પૂજન કરતાં શીખ્યા. થોડા સમજણા થતાં શારદીય દુર્ગાપૂજા વખતે આસને બેઠા પછી ઊઠ્યા વિના, એકધારા, ચોવીસ કલાક જપ, ધ્યાન, ચંડીપાઠ, મંત્રોચ્ચાર આદિ શશી માટે સ્વાભાવિક બની ગયું આ સહજ સિધ્ધિ માટે પૂર્વજન્મના સંસ્કાર જ કારણભૂત હોઈ શકે

શશી ભણવે હોશિયાર હતા. ગામડાની શાળામાં ભણતર પૂરું કર્યા પછી આગળના અભ્યાસ માટે એક પેઢી આઘેરા કાકા ગિરીશચંદ્રને ઘેર કોલકાતા આવ્યા. ગિરીશચંદ્રનો પુત્ર શરત શશીથી બે વર્ષ નાનો હતો પણ બંને એકમેકની ખૂબ નિકટ આવી ગયા હતા. યુનિવર્સિટીની એન્ટ્રન્સ પરીક્ષામાં સારે ગુણે ઉત્તીર્ણ થઈ, શિષ્યવૃત્તિ સાથે એ કોલેજમાં જોડાયા. સંસ્કૃત, અંગ્રેજી સાહિત્ય, ગણિત અને તત્ત્વજ્ઞાન એમના અભ્યાસના વિષયો હતા અને તે દરેકમાં તેમણે ઊંડું પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું હતું એ કાળે બંગાળમાં યુવાનોને આકર્ષનાર એક તત્ત્વ હતું - કેશવસેનનો બ્રાહ્મસમાજ. શરત અને શશી, બીજા અનેક યુવાનોની માફક કેશવ તરફ આકર્ષાયા હતા. કેશવનું વ્યક્તિત્વ એવું પ્રભાવક હતું. પોતાનાં પ્રવચનોમાં અને લખાણોમાં કેશવ દક્ષિણેશ્વરના સંત શ્રી રામકૃષ્ણનો ઉલ્લેખ આદરપૂર્વક કરતા. 'ઇંડિયન મિરર' નામના પોતાના સામયિકમાંના કેશવના શ્રી રામકૃષ્ણ વિશેના ભાવપૂર્ણ લેખે શશીને અને શરતને તથા બીજા કેટલાક મિત્રોને ધક્કો માર્યો અને ૧૮૮૩ના ઓક્ટોબરને એક દહાડે એ મિત્રમંડળી દક્ષિણેશ્વર પહોંચી. અને શ્રી રામકૃષ્ણની અદ્‌ભુત દૃષ્ટિએ શશી શરતને તરત જ નોખા તારવી લીધા.

એ બંને કાકાઈ ભાઈઓના અંતરમાં રહેલી ત્યાગભાવના જોઈ યુવાનોને સંસારના કાદવમાં નહીં પડવાની સલાહ શ્રી રામકૃષ્ણે આપી. તો એ મંડળીમાંના એક યુવાને સવાલ ઉઠાવ્યો : 'તો, મહાશય, લગ્ન કરવું શું ખોટું છે ?' છાજલી ઉપર પડેલાં પુસ્તકોમાંથી એક ચીંધી, તે લઈ, તેમાંથી અમુક ભાગ ઠાકુરે એને વાંચવા કહ્યું. એ પુસ્તક બાઈબલ હતું ને ઠાકુરે નિર્દેશેલા ભાગમાં સંયમનો જ બોધ હતો.

'તો શું મહાશય, લગ્ન ઈશ્વરની ઈચ્છાની વિરુધ્ધ છે એમ આપ કહેવા માગો છો ? લોકો પરણે નહીં તો ઈશ્વરની સૃષ્ટિ આગળ શી રીતે ચાલે ?' કોઈએ સવાલ કર્યો. જરા મલકતા ઠાકુર બોલ્યા : 'એની ચિંતા છોડ. જેને લગ્ન કરવું હોય તે ભલે ને કરે. આ તો અમારી વચ્ચેની વાત હતી. જે કહેવું હતું તે મેં કહી દીધું. તમને ગમે એટલું જ સ્વીકારો.' પછી, 'તું સાકારમાં માને છે કે નિરાકારમાં ?' એમ શશીને પૂછતાં એ જવાને જવાબ આપ્યો : ઈશ્વર છે કે નહીં તેનીયે મને ખાતરી નથી. આ નિખાલસતાથી શ્રી રામકૃષ્ણ પ્રસન્ન થયા. એ મંડળીને વિદાય દેતાં એમણે શશીને કહ્યું કે, 'બીજીવાર આવજે, એકલો જ.'

આ પહેલા મિલને જ શ્રી રામકૃષ્ણના અદશ્ય પ્રેમપાશમાં શશી બંધાઈ ગયા અને દક્ષિણેશ્વરની એમની મુલાકાતો વધવા લાગી. પોતાની સાથે શંકાઓનું ભાથું ભરીને કાલીવાડીએ એ જતા પણ, એ લોકોથી ભરેલા ઓરડામાં ઠાકુર વાત કરતા હોય ભલે બીજા કોઈની સાથે પણ શશીને પીડતી શંકાઓ એક પછી એક ઝાડ પરનાં પાકાં પાનની માફક ખરવા લાગે. એક વાર કોઈ ચીજની ખોળ કરતાં શશી ઠાકુરના ઓરડામાંથી ઝડપથી પસાર થઈ રહ્યા હતા ત્યારે ઠાકુર બોલ્યા : 'તું જેની ખોજ કરે છે તે અહીં છે, અહીં જ છે.' આ વેધક ઉદ્ગારે શશીનાં અંતરમાંનાં પડળો હટાવી દીધાં અને, શ્રી રામકૃષ્ણની પરમ આનંદમય મુખમુદ્રા પર દૃષ્ટિ કરતાં એમને પ્રતીતિ થઈ કે, 'ઠાકુર જ મારા જીવનના ધ્રુવતારક છે.'

ઠાકુરને ઓરડે શશી નરેનના અને ઠાકુરના બીજા શિષ્યોના સંપર્કમાં આવ્યા. ધીમેધીમે એ પરિચય ગાઢ સંબંધમાં પરિણમ્યો. નરેન્દ્રે દક્ષિણેશ્વરના 'ગોરારાય' વિશે કહ્યું કે, 'પોતાને ગમતી વ્યક્તિ પર એ પ્રેમભક્તિ વરસાવે છે અને એ વ્યક્તિના દિવ્યજ્ઞાનની મુક્તિની ઝંખના એ સંતોષે છે.' બીજા ગુરુભાઈઓને થતા આધ્યાત્મિક અનુભવો પોતાને થાય તેવી વિનંતી શશીએ કરતાં, ઠાકુરે એમને કહ્યું કે, 'એવા અનુભવો પછી તું મારી સેવા નહીં કરી શકે.' 'તો એવા અનુભવોની મને પડી પણ નથી. આપની સેવાથી અળગો કરે એવી સમાધિ નથી જોઈતી' શશીએ ઉત્તર આપ્યો. રામકૃષ્ણાનન્દે પછીથી કહ્યું છે કે : 'ઠાકુરને ઓરડે માત્ર રવિવારે ભીડ જામતી. આઠે દિવસે ચૂંટેલા શિષ્યો જ હોય. જેથી એમનું ઘડતર એ પૂર્ણ રીતે કરી શકે. ઠાકુર એવી રીતે ઘડતર કરતા કે શિષ્યોના જીવનમાં પરિવર્તન આવી જતું. ઠાકુરે આપેલા સંસ્કાર એમનાં જીવનમાં વણાઈ જતા. બ્રાહ્મમુહૂર્તે ઊઠી જતા ઠાકુર ત્યાં સૂતેલા શિષ્યોને બૂમ પાડી જગાડે અને ધ્યાનમાં બેસાડે. ને કોઈ વાર એ મધરાતે જાગી ગયા હોય તો એ અમને પણ જગાડે અને શેષ રાત્રિ ધ્યાનભજનમાં વીતે.'

૧૮૮૫નો ઉનાળો આકરો હતો અને શ્રી રામકૃષ્ણની ગળાની તકલીફ આરંભાતાં એમને એ વધારે આકરો લાગતો હતો. ગામમાંથી જતા ભક્તો ગુરુને પ્રિય બરફ લઈ જતા. બરફના ટુકડાને કાગળમાં વીંટીને અને પછી તેને કપડામાં લપેટીને શશી બરફ લઈને તાપમાં ઝડપથી ચાલતા દક્ષિણેશ્વર પહોંચ્યા. પરસેવે રેબઝેબ શરીરે પ્રવેશતાં શશીને જોઈ ઠાકુર 'આહ ! આહ !' પોકારી ઊઠ્યા. એ પોકારનું કારણ પૂછતાં ઠાકુર બોલ્યા : 'તારા ગરમીથી પીડાતા અને ત્રસ્ત શરીરને જોઈને મારે શરીરે બળતરા ઉપડી છે.' આ માત્ર કહેવાના બોલ ન હતા. ઠાકુરની પ્રકૃતિ જ એવી હતી. અને આમ બેવડા આચ્છાદન હેઠળ આણેલો બરફ અકબંધ હતો તે જોઈ ઠાકુરે કહ્યું : અરે, તને ખૂબ તકલીફ પડી. જેના હાથમાંથી પાણી ઝરી જતું નથી તેને લોકો કંજૂસ કહે છે પણ, તું કંજૂસ નથી. દાતા છો.' ખૂબ તાપમાં પણ કાળજીથી આણેલો બરફ ઓગળ્યો ન હતો.

બે એક વર્ષના દક્ષિણેશ્વરમાંના નિકટના સમાગમ દરમિયાન ઠાકુર જાણી ગયા હતા કે શશી અને શરત પૂર્વ જન્મમાં 'ઋષિ કૃષ્ણ' - 'ઈસુ ખ્રિસ્ત' - ના અનુયાયીઓ હતા. બંને પાદરીઓ સંચાલિત શિક્ષણસંસ્થાઓમાં ભણતા હતા. બાઈબલના ઊંડા અભ્યાસી અને પાદરી ગુરુઓના લાડકા હતા તે છતાં પોતાના ધર્મમાં દઢમૂલ હતા અને ઠાકુરના સંસર્ગે એ મૂળને દઢતર કર્યાં હતાં. નરેન્દ્રના અને બીજા એવા ગુરુભાઈઓ સાથેના સંપર્કે પણ એને સુદઢ કરવામાં ભાગ ભજવ્યો હતો. ૧૮૮૫નો ઉનાળો ઊતરતાં પોતાના ગળાના અસાધ્ય રોગની સારવાર માટે શ્રી રામકૃષ્ણ શ્યામપુકુર વિસ્તારમાં આવતાં, એમની પાસે જવાનું સરળ અને એમની સેવા માટે આવશ્યક બની ગયું. શશીની વિદ્યાર્થી કારકિર્દી ખૂબ ઉજ્જવલ હતી. એનો કસોટીકાળ ઊભો થયો. પરીક્ષાની તૈયારી કરવી કે ગુરુસેવા કરવી ? એક વડીલ પડોશીએ સવાલ કર્યો : 'પરીક્ષા પછી ગુરુસેવા કરવાનું તું શા માટે નથી વિચારતો ?' આ પ્રશ્નના ઉત્તરમાં શશીએ કરેલી શ્રેયની પસંદગી જોઈ શકાય છે. એમણે કહ્યું હતું : 'મહાશય, પરીક્ષા પહેલાં હું મરી નહીં જઉં તેની આપ ખાતરી આપશો ?' શ્યામપુકુરમાં ગુરુસેવામાં વ્યસ્ત રહેતો દીકરો ઘેર ભૂલો પડ્યો ત્યારે પિતાએ એને સમજાવવા આજીજી કરી. 'સંસાર અને

ઘર મારે મન વાઘથી ઊભરાતુ જગલ છે,' શશીએ ઉત્તર આપ્યો. પુત્ર ઠાકુર પાસે જતો અટકે એ માટે પિતાએ અજમાવેલી મત્રવિદ્યા પણ નિષ્ફળ ગઈ અને પિતા ઠાકુરની નિંદા કરવા લાગ્યા ત્યારે શશી પિતૃહત્યા કરવા તૈયાર થયા હોવાનુ કહેવાય છે !

શશી મૂર્તિમત સેવા હતા. શ્યામપુકુરથી કાશીપુર ગુરુને લઈ જવાયા પછી શશીની સેવાવૃત્તિ ઓર ખીલી ઊઠી હતી. ઠાકુર સાજા થાય એ ખાતર એ પોતાનુ જીવન આપવા પણ તત્પર હતા. શશીની અથાક સેવા, શરીર પર પડતા કષ્ટોની સહનશીલતા અને એમનો અનન્ય ગુરુપ્રેમ સૌને આશ્ચર્યચકિત કરતા શશીના આ પ્રેમ કરતાયે જાણે કે સવાયો પ્રેમ ગુરુ તેમની ઉપર વરસાવતા. શિયાળાની એક ઠંડી રાતે કશી સાફસફાઈ માટે શશી ઠાકુરના ઓરડા બહાર અગાશીમા ગયા. એ પાછા આવ્યા તો માદગીથી પીડાતા ને નિર્બળ થઈ ગયેલા ગુરુ લગડાતા ચાલતા જઈ કપડાના ઘોડા પર પડેલી ગરમ શાલ લેવા મથી રહ્યા હતા. ઓરડાની બહાર જતાં પહેલા પોતે ગુરુને શાલ ન ઓઢાડી તેનો પશ્ચાતાપ કરતા એ બોલી ઊઠ્યા અરે, આપ શું કરો છો, મહાશય ? શાલ માટે મને શા માટે ન કહ્યુ ? એમના અવાજમા નાખુશીનો, ઠપકાનો સ્વર પણ હતો. એથી સાવ વિરુધ્ધ પ્રેમ અને લાગણીસભર પણ નિર્બળ સ્વરે ઠાકુરે ઉત્તર આપ્યો 'દીકરા, આવી ઠંડીમાં તું ઉઘાડે ડિલે બહાર ગયો હતો એટલે મને ઠંડી લાગી. આ શાલ તારે માટે છે ઓઢી લે.' ઠાકુરની કેવી સવેદનશીલતા !

ઠાકુરની સેવામા વ્યસ્ત રહીને એ ખાવાનુ પણ ભૂલી જતા અને ઘણી વાર સાવ ઠંડુ ભાણુ ખાતા એકવાર એ ઠાકુરને કયારથી પખો નાખતા અવિરત બેસી રહ્યા હતા એમના હાથમાથી પખો ખેચી લઈને ઠાકુરે તે લાટૂ મહારાજને આપ્યો હતો ભર શિયાળે એકવાર ઠાકુરને ઉનાળામા જ ઊગતું જમરૂખ ખાવા મન થયુ. ખૂબ આથડીને શશીએ શોધી કાઢ્યુ કે કોઈના બાગમા શિયાળે જમરૂખ આપતુ વૃક્ષ છે ત્યા જઈ શશી થોડા જમરૂખ લાવ્યા. બ્રહ્મજ્ઞાનીની બધી ઈચ્છાઓ ભગવાન પૂરી કરે છે એ શાસ્ત્રવાક્યમા શશીને દૃઢ શ્રધ્ધા હતી.

ઠાકુરને કોઈ પણ માણસ ગમે ત્યારે આવી ખલેલ ન પહોંચાડે એ માટે ચોકીદારની ફરજ નિરજન બજાવતા. શશી પણ એમની સહાયે રહેતા. એક પાગલ સ્ત્રી ઠાકુરની અનન્ય ભાવે ભક્તિ કરતી અને બપોરને સમયે આવી ઠાકુર પાસે જવા દેવા માટે મથામણ કરતી. એ રડતી અને બૂમો પણ પાડતી. એકવાર ઠાકુર પાસે જઈ એણે એવી રીતે ત્રાસ આપ્યો હતો. એટલે શશી ઉગ્ર થઈને બોલ્યા હતા 'એ ફરીવાર આવી તો હું એને ધક્કા મારી બહાર તગડી મૂકીશ.' શાત મૃદુ સ્વરે ઠાકુરે કહ્યુ 'ના, ના, એને આવવા જવા દે ' પાગલ ભક્તો પ્રત્યે પણ સરખા જ પ્રેમનું આ ઉદાહરણ.

ઠાકુરની સેવા આડે શશી માટે બધા આનદો નિષિધ્ધ હતા. રથયાત્રા નીકળે તે જોવા જવાની પણ 'ના.' ઠાકુરે એમને પરાણે રથયાત્રા જોવા ધકેલ્યા શશીએ ના જ પાડી પણ ઠાકુરના આગ્રહને શિરસાવદ્ય માની એ કોઈ નજીકને સ્થળે ગયા અને, બે પૈસામાં નાની છરી ખરીદી લેતા આવ્યા. ઠાકુર રાજી થઈ બોલ્યા 'આવા ઓચ્છવોમા જવુ જોઈએ અને ત્યાથી આવી કંઈ ને કંઈ નાની ખરીદી કરવી જોઈએ. ગરીબ મહેનતકશ માણસોને ઉત્તેજન મળે.'

ઠાકુરના સાન્નિધ્યમા રહેતા શશીએ ઠાકુરની અત્ય દિવસની લીલાનુ અને એમના દેહત્યાગનુ અદ્ભુત વર્ણન કર્યું છે 'એ દિવસે રોજના કરતા વધારે વાળુ તેમણે કર્યું હતુ. અને લાગ્યુ કે એમની તબિયત આજ સારી છે (થોડા દિવસ પહેલા) બપોરે યોગીન પાસે પચાગ મગાવી શુભાશુભ દિવસ એમણે નક્કી કરી નાખ્યો હતો. પોતે કેટલાક સમયથી કહેતા પણ ખરા કે નાવનો બે તૃતીયાશ ભાગ પાણીથી ભરાઈ ગયો છે ને બાકીનો ભાગ ભરાઈ જતા નાવ ડૂબી જશે. એમને પીડાની પડી ન હતી અને આનદી સ્વભાવ એવો જ જાળવી રાખ્યો હતો એટલે એ જઈ રહ્યા છે તે માનવા અમે તૈયાર ન હતા.'

'એમના દેહત્યાગની ક્ષણ એમના જીવનની ઉત્તમ ક્ષણ હતી એમ હુ માનુ છુ એમના દેહમાંથી આનદની ધ્રુજારી પસાર થઈ ગઈ તે મેં જાતે જોઈ હતી તે દિવસે એ ખૂબ સ્વસ્થ અને આનદી દેખાતા હતા બપોર પછી આવનાર કોઈની શકાના સમાધાન માટે પૂરા બે કલાક વાત કરી હતી. '

છેલ્લી ઘડી સુધી ઠાકુર અમારી સાથે વાતો કરતા હતા. વાળુમા અર્ધો વાટકો પાયસ આનદથી ખાધો હોય તેમ લાગતુ હતું. શરીર થોડુ ગરમ હતુ એટલે એમને પખો નાખવા અમને કહ્યુ હતુ અમે દસ જણ પખો નાખવા લાગ્યા. મારા શરીરને ટેકે રાખેલા પાચ છ ઓશીકાંઓને ટેકે તેઓ બેઠા હતા. હુ પણ એમને પખો નાખતો હતો તેથી થતુ હલનચલન એમણે પકડી પાડ્યુ નરેન્દ્ર ઠાકુરના પગ દબાવતા હતા એમની સાથે વાત કરતા ઠાકુરે એમને કહ્યુ ' આ છોકરાઓનુ ધ્યાન રાખજે' વારંવાર આ શબ્દો બોલી અમને નરેન્દ્રને સુપ્રત કરતા હોય તેમ લાગતુ હતું. પછી પોતે સૂવાનું કર્યું.'

'અચાનક રાતના ૧.૦૦ વાગ્યે (ખરો સમય ૧.૦૨નો) તેઓ એક બાજુએ ઢળી પડ્યા. એમના ગળામાંથી ધીમી ઘરરાટી આવતી હતી. એમની રુંવાટી બધી ઊભી થઈ ગઈ. નરેન્દ્રે એમના પગને તરત જ ધાબળા પર મૂકી દીધા અને જાણે ઠાકુરની વિદાય સહન ન થતી હોય એમ લાગતાં એ નીચે દોડી ગયા. ઠાકુરના મોટા ભક્ત એવા એક ડોક્ટરે ઠાકુરની નાડી જોઈ કહ્યું કે, "એ બંધ પડી ગઈ છે," અને એ ભાન થતાં એ મોટેથી રડવા લાગ્યા.'

પણ પોતાના પ્રિય ગુરુદેવ અવસાન પામ્યા છે એમ કોને ગળે ઊતરે ? સૌ શિષ્યો ઠાકુરના દેહ ફરતા બેઠા અને 'હરિ ઓમ ! હરિ ઓમ !' જપવા લાગ્યા. પણ આખરે તો એમને સત્ય સમજાયું અને સાંજના પાંચને સુમારે કાશીપુરને સ્મશાને ઠાકુરના દેહને અગ્નિને અધીન કરવામાં આવ્યો. એ ચિતા બળતી રહી ત્યાં સુધી હાથમાં તાડછાનો પંખો લઈ શશી સન્મુખે જ બેઠા રહ્યા. નરેન્દ્રના અને લાટૂના એમને સાંત્વન આપવાના પ્રયાસો સફળ ન થયા. ચિતા ઠર્યા પછી શશીએ ઠાકુરનાં અસ્થિ અને ભસ્મ લીધાં, તેમને એક કુંભમાં મૂકી, એ કુંભ પોતાને મસ્તકે ધારણ કરી, ઉદ્યાનગૃહે આવી, ઠાકુરના બિસ્તર પર જ એ કુંભ એમણે રાખ્યો.

હવે એ સૌને બાંધતા સૂત્રરૂપ ઠાકુર ન હતા. એ ભાડાનું ઘર પણ ખાલી કરવાનું હતું ને સૌ સૌને ઘેર જવાનું હતું. ઠાકુરના શિષ્યોની ઈચ્છા એવી હતી કે ગુરદેવના અવશેષોને ગંગા તટે ક્યાંક રાખી, તેની ઉપર સ્મારક ઊભું કરવું. પણ એ સૌ નાણાં વગરના નિમાણા નર હતા. ઠાકુરના ગૃહસ્થ ભક્ત રામચંદ્ર દત્તે કાંકુડગાછી વિસ્તારમાં ઉદ્યાનગૃહ બાંધ્યું હતું. ત્યાં આ અવશેષોને પ્રસ્થાપિત કરી એ મંદિર બાંધવા માગતા હતા. શ્રી માના જણાવ્યા પ્રમાણે આ 'રાખ માટેની તકરાર' હતી. વાસ્તવિક પરિસ્થિતિ જાણીને, નરેને રામબાબુની દરખાસ્તની તરફેણમાં મત આપ્યો. પણ એનો અમલ થાય તે પહેલાં નિરંજને અને શશીએ બીજા એક કુંભમાં અવશેષોનો સારો એવો ભાગ કાઢી એ કુંભને ગુપચુપ બલરામ બસુને ત્યાં રવાના કરી દીધો હતો અને, થોડા દહાડા પછી આવતી જન્માષ્ટમીને દહાડે, પોતાને મસ્તકે પેલા કુંભને શણગારીને પોતાને શિરે ધરી, કીર્તન મંડળીની પાછળ ચાલતા શશી જ કાંકુડગાછી લઈ ગયા હતા. ત્યાં એ કળશની પૂજા કર્યા પછી એને ખાડામાં પધરાવી એની ઉપર માટી નંખાતી હતી ત્યારે રુદિત શશી પોકારી ઊઠ્યા હતા, 'અરે ! ઠાકુરના દેહ પર ભારે ઘા લાગી રહ્યા છે !' શશીને માટે એ અવશેષો ચેતનવંતા હતા. ૩૧મી ઓગસ્ટે કાશીપુરના મકાનનું ભાડાખત પૂરું થતું હતું. નાઈલાજ શશી અને બીજા ગુરુભાઈઓ પોતપોતાને ઘેર ગયા.

પણ થોડા જ દિવસોમાં સુરેન્દ્ર મિત્ર નામના ગૃહસ્થ ભક્તને - કાશીપુરના મકાનનું મોટું ભાડું આપતા હતા તેમને - ઠાકુર સ્વપ્નમાં દેખાયા અને પોતાના વેરવિખેર થઈ ગયેલા શિષ્યોને સહાય આપવા તેમણે સુરેન્દ્રને કહ્યું. બીજે જ દહાડે પડોશમાં રહેતા નરેન્દ્રને બોલાવી સુરેન્દ્રે સહાય કરવા તત્પરતા દાખવી. અને આમ રામકૃષ્ણ મઠ કશો જ ઢોલ પીટ્યા વગર જન્મ્યો. વરાહનગર વિસ્તારમાં એક જર્જરિત, તજી દેવાયેલું મકાન મળ્યું. એ બેમાળી, લાંબા સમયથી અવાવરુ ઘરમાં ભૂતો વસે છે એમ વાયકા હતી. ભૂતો તો કોણ જાણે પણ, એ હવડ જગ્યામાં સર્પો, કાકીડાઓ, ગરોળીઓ અને બીજા અસંખ્ય જીવો વસતા હતા.

એ મઠમાં પહેલે મજલે એક ઓરડાને મંદિરનું રૂપ આપવામાં આવ્યું અને વેદી જેવું કશુંક ઊભું કરી તેની ઉપર બલરામને ત્યાંથી આણેલો અવશેષ કળશ પધરાવવામાં આવ્યો તથા ઠાકુરની છબી પણ પધરાવવામાં આવી અને શશી એ સર્વની અનન્ય ભાવે પૂજા કરવા લાગ્યા. રોજ સવારે ૪.૦૦ વાગ્યે ઊઠી, હાથ-મોઢું ધોઈ મંદિરમાં જઈ એ ઠાકુરને જગાડતા. પછી, કચરી રાખેલું દાતણ અને કોગળા માટે પાણી ધરતા. બાદમાં નાળિયેરમાંથી બનાવેલી કોઈ મિઠાઈ નાસ્તા માટે અને પીવા માટે પાણીનો પ્યાલો ધરતા. પછી હોકો ધરાતો. આમાં ક્યાંય કોઈ ગુરુભાઈની સહાય એ ન લેતા. બાગમાંથી ફૂલો વીણ્યા પછી મંદિરની સાફ-સફાઈ એ કરતા. પૂજાનાં વાસણો માંજતા અને પૂજાની વિધવિધ તૈયારી એ કરતા. પછી ઠાકુર માટે જરૂરી ચીજો ખરીદવા બજારે જતા. પૈસાની છૂટ જરાય ન હતી છતાં, ઠાકુર માટે ઉત્તમ વસ્તુઓ જ એ ખરીદતા. પછી ગંગાસ્નાન કર્યા પછી, તાજું, પવિત્ર ગંગાજળ લાવી વિધિપુરઃસર એ પૂજન કરતા. ઠાકુરને રાંધેલો ખોરાક ધરાવાતો. સાંજે ઠાકુરને વીંઝણો કર્યા પછી તેઓ આરતી કરતા. બધા વિશ્વનાથની આરતી ગાતા. શશી મહારાજની આરતીને સ્વામી વિરજાનન્દે 'દેવદુર્લભ દશ્ય' કહેલ છે. આરતી પૂર્ણ થયા પછી શશી નાચતા તે એવું કે ઢોલ બજાવનાર પણ થાકી જતો. પછી સૌ મૂર્તિમંત ઠાકુરને સાષ્ટાંગ પ્રણામ કરતા અને કાલીએ-અભેદાનન્દે - લખેલ સંસ્કૃત સ્તોત્રની અંતિમ પંક્તિઓ ગવાતી.

(વધુ આવતા અંકે)

■

# કાવ્યાનુવાદ

●

## ન જાને

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષા વ્યાસ

મધ્યાહ્ન વીતી ગયો હતો અને વાંસની ડાળીઓ વીંઝાઈ રહી હતી

ત્યારે હું રસ્તાની ધારે ચાલી રહ્યો હતો. શા વાસ્તે ? ન જાને.

આતુર પ્રકાશનાં ચરણોને વળગીને પડછાયા તેમના બાહુ પ્રસારી જમીન પર લંબાયા હતા.

કોકિલ ગીત ગાઈને થાકી ગયા હતા.

હું રસ્તાની ધારે ચાલી રહ્યો હતો. શા વાસ્તે ? ન જાને.

વહેતા જલની એક કોર આવેલી ઝૂંપડી પર તોળાઈ રહેલું વૃક્ષ છાંયો પાથરતું હતું.

કોઈ પોતાના કામમાં રત હતું. એક ખૂણે તેનાં કંકણ રણકી રહ્યાં હતાં.

હું એ ઝૂંપડી પાસે થોભ્યો. શા વાસ્તે ? ન જાને.

સર્પાકાર સાંકડી કેડીઓ રાઈનાં અસંખ્ય ખેતરોને અને આંબાવાડીઓને વીંધે છે.

એ ગામના મંદિર અને નદીકાંઠાંના બજાર પાસેથી પસાર થાય છે

હું એ ઝૂંપડી પાસે થંભી ગયો. શા વાસ્તે ? ન જાને...

વર્ષો પૂર્વે માર્ચના એ ખુશનુમા દિવસે વસંતના મર્મર ધ્વનિ સુરમ્ય હતા.

આમ્રમંજરી ધૂળમાં રગદોળાતી હતી.

ખળખળ વહેતાં જળ કાંઠાના પગથિયા પર મૂકેલાં પિત્તળનાં વાસણ ઉપર થઈ

તેને સ્પર્શતાં પસાર થતાં હતાં.

હું એ માર્ચના ખુશનુમા દિવસનો વિચાર કરું છું શા વાસ્તે ? ન જાને.

પડછાયા ઘેરા થતા જાય છે ગોધણ તેમની કોઢ તરફ પાછું ફરી રહ્યું છે.

બીડનાં નિર્જન મેદાનો પર ભૂખરો પ્રકાશ પથરાયો છે.

ગ્રામવાસીઓ પનાઈની વાટ જોતાં કાંઠે બેઠાં છે.

હું ધીમે પગલે પાછો ફરું છું શા વાસ્તે ? ન જાને.

---

("The Gardener" – કૃતિ ૧૪)

## કવિતા

•

### સ્વપ્નું

નલિન રાવળ

મોરના ટ્હુકારથી રણકી ઊઠેલા આભની
નીચે
ચોમેરમાં - વંટોળમાં -
અંધારઘેરી સાંજમાં - ઝીણી વરસતી યાદમાં
મનમાં ફૂંકાતી
રણરેતની ડમરી મહીં
દોડતા
ઊંટના ટોળાંસમું ઘુમરાય છે સ્વપ્નું

---

રાજસ્થાનમાં આવેલા મંડ્રેલા ગામના સ્મૃતિ-દશ્યને આધારે (૪-૩-૨૦૦૮)

### પરખ

ધીરુ પરીખ

ફળ તો છે વૃક્ષનો ચહેરો.
મારી બારીમાંથી દેખાતા ઉદ્યાનમાંનાં
આ વૃક્ષો ધારણ કરે છે વિવિધ ચહેરાઓ.

ક્યાંક છે સફરજનનો ચહેરો
ક્યાંક છે દાડમ ને ક્યાંક છે સીતાફળ
ક્યાંક રાયણ છે તો ક્યાંક છે જામફળ.

તમે કહેશો, 'આ બધાં ગપ્પાં છોડો.'
હું કહીશ, 'વાતને સાચી દિશામાં મોડો.'

'સાચી દિશા એટલે વળી શું ?' તમે તરત પૂછશો;
ને હું પણ તરત જ જવાબ વાળીશ :
'વૃક્ષના જુદા જુદા ચહેરાઓને મેં જોયા છે
તે મારા અનુભવને ખસૂસ પાળીશ.'

પાછા તમે મૂંઝાયા : 'એ કેવી રીતે બને ?'
તો સાંભળો ત્યારે -
'ચહેરાઓ ભલે ભિન્ન ભિન્ન રહ્યા
પણ તેને ધારણ કરનારને
કહીએ છીએ કેવળ વૃક્ષ.
જેમ અનેક ચહેરાઓથી ઊભરાતા
આ જટિલ જગતમાં
કહીએ છીએ તો વિવિધ ચહેરાધારીઓને
કેવળ મનુષ્ય જ, પછી તે હોય રુક્ષ કે અરુક્ષ.

આ જ છે વૃક્ષ અને મનુષ્યની સાચી પરખ
જો નહીં સમજો તો ખોશો જીવનનો હરખ.'

### સાચવું કઈ રીતે ?

સુધીર પટેલ

એની સામે થવું કઈ રીતે ?
દૂર એથી જવું કઈ રીતે ?

છે બહાનાં હજાર, પણ કંઠે -
કોઈ ઉતારવું કઈ રીતે ?

ના ગમે બોલ એક ના એક જ,
રોજ ગાવું નવું કઈ રીતે ?

માગવાથી મળે તરત કિન્તુ,
આપણે માગવું કઈ રીતે ?

એક આંસું મળ્યું મુસીબતથી,
પાંપણે જાળવું કઈ રીતે ?

શબ્દના છે પ્રહાર કૈં 'સુધીર',
હું ગઝલ સાચવું કઈ રીતે ?

## કોના ?

o

જયશ્રી મહેતા

પંખીના ટહુકાનું તોરણ બાંધે છે કોઈ
ઊગતી પરોઢને બારણે
આ તેજની સવારી કોને કારણે ?

પાંદડે પાંદડે દીવા ઝગે ને
 વૃક્ષો ઉતારે કોની આરતી !
નદીઓના નીરમાં કિરણોની હેલી
 ઓલી ઝાકળ ઊભી છે ઓવારણે.

ડાળીએ ડાળીએ ટહુકાઓ ઊડતા
 ને ફૂલોની મહેંકી છે ક્યારી
જગના તિમિર હવે માંડ્યા છે હારવા
 આશા ઝૂલે છે આ પારણે.

પગલાં પડે આ કોના વિરાટમાં
 હૈયામાં હેતની ઉજાણી
જાગી છે ઝંખના ને જાગ્યું છે જીવન
 કોના આ પ્રેમલ સંભારણે !

## સાંપડે...

o

હાર્દિક વ્યાસ

યક્ષ વિરહીને ય કોઈ દૂત વાદળ સાંપડે
એમ મરિયમનો મને આ રિક્ત કાગળ સાંપડે

રાત આખી થથરે છે પીતવર્ણાં પાંદડાં
ફૂલપાંદડીએ પરોઢે સ્હેજ ઝાકળ સાંપડે

આભઊંચા કો ક કિલ્લે તોપ થઈ ઝૂર્યાં કરું
ને સમયના મ્હેલની તો બંધ સાંકળ સાંપડે

ઉંબરો ડુંગર થયો ને માંડવો પણ કંપતો
સાવ કોરી આંખને પણ આજ ખળખળ સાંપડે

સાદ દઈને દૂરથી આકાશ તો ઊભું રહે
કોઈ ઝીણી ચાંચમાં પણ કાશ અંજળ સાંપડે

એકસરખું દૃશ્ય જોયું મેં ફરીથી ચર્ચમાં
ક્રોસ પર લટકી રહેલી એક અટકળ સાંપડે

## નાભિ-નાડ પરખની વાત

o

પ્રાણજીવન મહેતા

૧

નાભિ-નાડ પરખી
ઉહકાર સમેટી એકસામટા
નાડ છેદું મૂક થઈ
થડકે છાતી, ભીંસ લે ભેંકારે,
ભરડે ભૂક્કો કરે
બે પડ વચ્ચે બેસી
માંહે પેસી દળવા બેસે દાહ.

દહાગ્નિ દેખું દેખું દેખું ત્યાં
દેહાવતારે દસે દશાવતાર
ઉહકાર ઉપસે ભીતરથી બહાર
દેખું અંગેઅંગ
અંગભંગીનો તાલ તમાસો.

જાણું અજાણ્યો થઈને
ધીમા પડતા નાડી ધબકાર
ઝીલું ઉછળતા પડતા પછડાતા પડકાર.

ફેરફેર નભનાભિ મડળે
ચડું ચકરાવે
નાભિ-નાડ પરખું ફેરફેર.

૨

નાભિ મધ્યે રચી વા-વંટોળ
ચડું ચકરાવે નિત્ય.

પવન સપાટે સરી
ચિત્ત-ભરમની શોધે ઉપડું આમ.
પગતળિયેથી ભોંય ઉખેડી
જાવા ઈચ્છું ભરમદેશની વાટે.

ઘુંટણ સાંધા તૂટે/તૂટે-ફૂટે વછૂટ્યા અંગ અનેક
દેખ ટેભાને ટેકણ ટેકે
ઘરથી દ્વાર લગ પહોંચું, ત્યાં
ત્યાં વછૂટે ઘોડારમાંથી અશ્વ એકસામટા.
કાને પડતા તબડક વાચું
ઉકેલું અર્થ અગાગના અનેક
અર્થબોધની વારતા પાનેપાન ઉથલાવું રોજરોજ

વ્યર્થબોધની રચું ઘટમાળ
ભણું, ભણાવું, ભૂલું પણ
ધરમ-ભરમની વાત-વારતા ભૂંસવા બેસું છેક
છેવટ થાકી
શોધું વાટ સંશય-વનની,
ના, ના, સંશય-વશની આ વાટ...

## પ્રાર્થનાઓ

મનોહર ત્રિવેદી

### ૧ : સીમ

નમું નમું હે સીમ !
ખુંદે ખોળો સદાય આંબા થોર કે બાવળ-નીમ

સવાર હોય મધ્યાહ્ન હોય
કે સાંજ : કશો ના ભેદ
તારામાં વાંચું છું મા, હું
ઉપનિષદ્ ને વેદ

તારામાં તમરાંની ત્રમત્રમ : શ્રાવણની રીમઝીમ

પગને તું પગદંડી આપે
રાહીને દે રાહ
થાકેલાને ધરી છાંયડી
ક્ષણમાં ઠારે દાહ

ભલે કહે સૌ સીમ પરંતુ તારો સ્નેહ અસીમ

પંખી ઝરણાં ટેકરીઓ ને
દીધાં વૃક્ષ - તળાવ
દશે દિશાઓ કરી ઉઘાડી
કહ્યું હરખથી : 'આવ'

પૂર્વ પ્રભાતે : સાંધ્યઆરતી કરે એમ પશ્ચિમ
નમું નમું હે સીમ !

### ૨ : તૃણ

હે હરિત - સુમંગલ તૃણ !
કહે હે મૃણ્મય, કેમ ચૂકવું તારું અસીમ ઋણ !

તારી ટોચે ઝાકળનાં ટીપાંમાં સૂરજ ન્હાય
કૈંક અરીસામાં ઝળહળતી કરે તું એની કાય

અને નદીકાંઠાને બીજું કોણ કરે મસૃણ ?

અવિરત લીલા નીરખવા તું નભનું હૈયું ખેંચે
તારે કણ્ઠે ખોબે ખોબે હેતે નીર ઉલેચે

એમ મળી પામે છે તૃષ્ણા ક્ષણક્ષણ સ્વયં વરુણ !

મુગ્ધા,કોઈ ગ્રામબાલિકા દાંત તળે લૈ ચાવે
કઈ ફોરમના સ્મરણે એનું અંતર તું છલકાવે !

તોડે, કોઈ ઉખેડે કિન્તુ હોય છતાં અક્ષુણ્ણ !
હે હરિત - સુમંગલ તૃણ !

### ૩ : આંગણ

પુનઃ પુનઃ હું તને નમું છું પરમ પ્રિય હે આંગણ !
તુલસીક્યારે દીપ પ્રભાતી - કરે સૂર્યને પાવન !

સુખડ ઘસતાં થતો ધૂળમાં ગંધભર્યો સંચાર
બેઉ હથેળી જેવાં શોભે લાભશુભ-થી દ્વાર

પુષ્પ ઊઘડે એમ પ્રભાતે ઊઘડતાં વાતાયન !

કોઈ એપણા દિયે ટકોરા આવે થૈ અભ્યાગત
પગરવ ઝીલે ભર્યા ઉમળકે પામે તારું સ્વાગત

ઘર તો ઘર છે : આવનારને કદી ન પૂછે કારણ

હૂંફભરી આડશ, તડકામાં ધરે ખોરડું છાંય
ચોમાસે વા-ઝડીની વચ્ચે રક્ષા પામે કાય

તારે મન ના ભેદ કશોયે, શું શ્રાવણ શું ફાગણ ?
પુનઃ પુનઃ હું તને નમું છું પરમ પ્રિય હે આંગણ !

# કાળના દર્પણમાં સાંપ્રતનો ચહેરો

રાજેન્દ્ર ઉપાધ્યાય

### આજે.. આ ક્ષણે

સધાયો છુ
છિન્નભિન્ન થઈને
અર્વાચીનતાની આખમા
વિશ્વછદના લયમા ધબકતો
પૃથ્વીના ગોળાકાર પર
ત. ણાઈ ઈ તણા. ઈ ને વીંટળાતો
કાળ પડછાયાને શરાબ જેમ ઢીંચતો
સળવળતો
મારામા જ કેવળ મારાથી
લોટની કણકની જેમ
બંધાયો છુ !
તે હવે પ્રકૃતિ જ થઈ ગઈ બીબાઢાળ
કોઈ શ્વાસમાથી દોડી દોડી ઊતરી ગયા ઢાળ !
પાડ્યો જ નહીં કદી કોઈ ફોડ સાવ ડફોળ !
પળપળ વચાળ
ઊગ્યા પ્રેમના વેલા ને છોડ ને ઝાડ પાંગર્યાં
ત્યા ચાહવુ ના નવતર પુષ્પો ખીલે
હોશે હોંશે સ્વાતત્ર્યની પાથરી ચાદર નીચે
ઝઝેડી ખેરવુ પુષ્પો
ત્યાં ધિક્કારના ખળખળ પડછાયા ખરે
વિડમ્બનાની વાગોળો હવામા ચીસાચીસ કરે !
એના પડે ડાઘા,
છેક પાસે આપણે તોય
બે ગ્રહોના અતર જેટલા આઘા ને આઘા !
હવે નવા અધારની આખથી જોઉ
સ્કાઈસ્કેપર્સના પર્વતોની ગોખોમા
વધ્યા કરે વસતી ગીધોની.
ને આસપાસ સમડીઓ. કાગડાઓ.. બાજની ઊડાઊડ
સદીની આ નદીના કાઠે
વાકો વળી જોયા કરુ ચહેરો સળવળતો
તરડાતો.. સંધાતો..
નવો આકાર ધરતો એમ
સંધાયો છુ !

●

યોસેફ મેકવાન
(ઉદ્દેશ જૂન ૨૦૦૭મા)

કાળનુ દર્પણ માનવીની સ્થિતિ, ગતિ અને નિયતિનુ પ્રતિબિંબ ઝીલતુ રહે છે તેના પ્રલબ પડછાયા અતીતને આવરી લઈ સામ્પ્રતને અતિક્રમી અનાગત ભવિષ્ય સુધી લબાય છે, પણ અતીત તો વિગત છે હાથમાથી ચાલ્યો ગયેલો. અનાગત વિશે શુ ભાખી શકાય ? ન જાને જાનકી નાથ. એટલે માનવીના હાથમા, સાથમા અને બાથમા રહ્યો કેવળ સાપ્રત ગતં ન શોચ્યમ્ સમજી-વિચારી માણસે જીવવાનુ અસ્તિત્વ ટકાવી રાખવાનુ ઝઝૂમવાનુ કેવળ વર્તમાનમા છે Live in present એ જ સત્ય છે કાલ કોણે દીઠી છે ? કાળના ત્રિભેટે ઊભેલો માનવી તેના અતીતને ભલે ઊલેચે, અનાગતમા ડોકિયુ કરવા ઝાખવા પ્રયત્ન કરે પણ તેના પગ ટેકવાયેલા છે સામ્પ્રતમા. આજ અને આજની ક્ષણને જ માણસે જીવી જવાની છે 'આજે.. આ ક્ષણે' આવા સામ્પ્રતનુ કાવ્ય છે જેના મૂળિયા આધુનિકતા અને આધુનિકતાવાદમા છે

કાળ-સાપેક્ષ જીવનમા સમય-સદર્ભ મહત્ત્વનુ પરિબળ છે સ્થિતિ-સજોગ બદલાતા રહે છે ગતિશીલ જીવનમા આધુનિકતા સાથે સમાધાન કે અનુકૂલન સાધીને જ જીવવુ પડે છે કાળ-સમયના સ્ટીમ રોલર નીચે આજની આધુનિકતા ભવિષ્યમાં, પ્રાચીનતામા તબદીલ થવાની છે, પરતુ એ જ પ્રાચીનતા એક કાળે તો આધુનિકતા હતી જ એ ભૂલવાનુ નથી.

વૈશ્વિક ફલક પર અનેકવિધ ઘટનાઓ નિરતર ઘટતી આકાર લેતી રહે છે ઈ સ. ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુદ્ધે અને ઈ સ ૧૯૩૯ના બીજા વિશ્વયુદ્ધે મહાવિનાશક સહાર અને સાર્વત્રિક બરબાદી સાથે વૈશ્વિક સ્થિતિને અજપાભરી, તનાવભરી, અસ્થિર અને ડામાડોળ બનાવી દીધી હતી.

દેશ કાળની આતરિક સ્થિતિનો વિચાર કરીએ તો ઈ સ. ૧૯૪૭મા આપણને આઝાદી, અને તત્ પશ્ચાત્ ઈ સ. ૧૯૫૦મા લોકશાહી સાર્વભૌમ પ્રજાસત્તાક શાસન સાપડ્યાં. આઝાદી મળી પરતુ સ્વાતત્ર્ય પ્રાપ્તિનો ઉમગ-ઉત્સાહ ભાગલા-વિભાજન, હિજરત, હુલ્લડો કોમી રમખાણો વગેરેએ સમૂચો નંદવી નાખ્યો. હબક ખાઈ જવાય-હેબતાઈ જવાય

તેવી આ મર્મવિદારક ઘટનાઓ હતી. ગાંધીજીની હત્યાએ તો ઊંડો આંક વાળી દીધો. આમ આદમી ભયગ્રસ્ત બની અસલામતી અને અસુરક્ષિતતા અનુભવવા લાગ્યો. સદીઓથી સેવેલાં આઝાદીનાં સોનેરી શમણાં વેરણછેરણ થઈ ગયાં. અરાજકતા, અજંપો અને અશાંતિ રાષ્ટ્રને ઘેરી વળ્યાં. હિંદના ભારત, પાકિસ્તાન એમ બે ટુકડા થયા. વિભાજન પછી કોમી હુલ્લડો, જ્ઞાતિવાદ, પ્રાંતવાદ, અલગતાવાદ અને પરસ્પરમાં અવિશ્વાસની આંધીએ માનવીને હતપ્રભ બનાવી દીધો. માણસમાત્રને છિન્નભિન્ન, વિચ્છિન્ન, ક્ષતવિક્ષત અને જીર્ણશીર્ણ બનાવનારાં આ બધાં પરિબળોએ માણસને વિખૂટો પાડવાનો, એકલતાનો અહેસાસ કરાવ્યો. આવી ડામાડોળ માનસિકતા વચ્ચે ઈ.સ. ૧૯૫૬માં કવિ ઉમાશંકર જોશીનું હૈયું ચિત્કારી ઊઠ્યું...

'છિન્નભિન્ન છું
નિશ્ચંદ કવિતામાં ધબકવા કરતા લય સમો
માનવજાતિના જીવનપટ પર ઉપસવા મથતી કોઈ ભાત જેવો
ઘેર ઘેર પડેલ હજી નવ હાથ લાગ્યા ભિક્ષુકના ટુક જેમ
વિચ્છિન્ન છું...

*

દિનરાત રાતદિન ખિન્ન છું
એક-કેન્દ્ર થવા મથી રહેલ ક્લિન્ન છું

*

ધબકે ધબકમાં ઊડી રહેલ છિન્નભિન્ન છું...
માની લીધેલી એકતા વ્યક્તિત્વની
શતખંડ ત્રુટિત મેં નજરોનજર દેખી લીધી છે...'

વ્યક્તિ અને તેના વ્યક્તિત્વની વિચ્છિન્નતા-છિન્નભિન્નતાનો વિચારતંતુ શબ્દાંતરે 'શોધ' કાવ્યમાં આગળ ચાલ્યો છે. આજથી પચાસ વર્ષ પહેલાંના સમયાવધિને અતિક્રમી જવા છતાં માનવસ્થિતિ અને માનસિકતા લેશમાત્ર બદલાઈ નથી. કાળની દૃષ્ટિએ પચાસ વર્ષ પહેલાંની સ્થિતિ પ્રાચીન ગણાય પણ તેમાં વ્યક્ત થતી સંવેદનાઓ, અનુભૂતિ, વેદના-પીડા સામ્પ્રતમાં નથી એમ કહી શકાશે ખરું ? અતીતનો ઓછાયો સામ્પ્રત પર પડ્યો જ છે. અને એ પુનઃ પુનઃ આપણી કવિતામાં પ્રગટતો રહે છે. 'આજે... આ ક્ષણે' કાવ્ય એનું નિદર્શન છે.

કવિ ઉમાશંકરે માનવજીવનના દોહ્યલાપણાને 'લય સમો', 'ભાત જેવો', 'ભિક્ષુકના ટુક જેમ' જેવાં ભાવ-કલ્પનો દ્વારા નિરૂપ્યું છે. 'ઘેર ઘેર પડેલ હજી નવ હાથ લાગ્યા ભિક્ષુકના ટુક જેમ વિચ્છિન્ન છું'નો હતાશાભર્યો નૈરાશ્યભાવ અદ્યાપિપર્યંત વિલુપ્ત કે વિલીન થયો નથી. ઉમાશંકર જોશીની 'છિન્નભિન્ન છું' કૃતિ પ્રાચીનતા અને આધુનિકતાના આ સંદર્ભમાં, સંધિકાળની છે જાણે ! કવિ ઉમાશંકર જોશી નિરૂપિત સ્થિતિ વિદ્યમાન હોવા છતાં, અને એ સ્વીકાર્યા પછી પણ સામ્પ્રત કાળમાં આધુનિક મનુષ્યે જીવવાનું, ઝૂઝવાનું તો છે જ, અસ્તિત્વ ટકાવવા માટે.

કવિ યોસેફ મેકવાનના 'આજે... આ ક્ષણે' કાવ્યમાં છિન્નભિન્ન થઈ ગયેલો, વિશ્વછંદના લયમાં ધબકવા કરતો, સળવળતો, તરડાઈને વળી વળી સંધાતો નવ્યરૂપે, નવો નવો આકારધારી માનવી જ છાઈ રહ્યો છે. પ્રતીકાત્મક શૈલીમાં આધુનિકતાનો એક્સ-રે દર્શાવતું આ કાવ્ય અનુકૂલન સાધવાની જીવનદૃષ્ટિ લઈને આવ્યું છે. કહેવાય છે કે Phoenix (દેવહુમા) પંખી એની રાખમાંથી બેઠું થાય છે તો છિન્નભિન્ન થયા પછી ફરી બેઠા થઈ, સંધાઈ ના શકાય ? તરડાઈને નવ્યરૂપે જન્મી-જીવી, જીવનને ઉજાગર ન કરી શકાય ? આજના વૈશ્વીકીકરણ (ગ્લોબલાઈઝેશન)ના યુગમાં માનવીએ નવાં કલેવર ધરવાં પડશે, નવો આકાર ધરી સમન્વય-સામંજસ્ય કેળવવાં પડશે. સાંપ્રત સમયનો તકાજો સમાનુકૂલન તરફનો છે.

એટલે, 'આજે... આ ક્ષણે' કાવ્ય આધુનિકતાના વેગમાં એક ડગલું આગળ ધપેલા વૈશ્વીકીકરણ પામતા મનુષ્યની ગતિવિધિનું, જીવન-રીતિનું, નિયતિનું કાવ્ય છે. કવિ તેથી જ તો કહે છે :

'સંધાયો છું, છિન્નભિન્ન થઈને અર્વાચીનતાની આંખમાં...'

વિશ્વછંદના લયમાં ધબકવાનું અને શ્વસવાનું છે. પૃથ્વીના ગોળાકાર પટ પર આમ આદમીએ ભલે તણાઈ-તરડાઈને, વીંટળાઈ-વળગીને પણ જીવવાનું છે. જીવતા રહેવાનું છે. અંતે જડ અને ચેતન સાથે 'સંધાવું' એ જ એની નિયતિ છે.

માણસ ખુદ પોતાના પડછાયાથી જ્યાં અળગો થઈ શકતો નથી ત્યાં કાળ-પડછાયાનો પીછો ક્યાંથી શકવાનો ? તેને શરાબની જેમ આ-કંઠ પી જવો -

એ જ એક માત્ર ઉપાય લોટની કણક બધાયા પછી ઘઉંનુ અલગ અસ્તિત્વ રહેતું નથી એટલે

'મારામાં જ, કેવળ મારાથી લોટની કણકની જેમ બંધાયો છું' ઉક્તિ કેટલી બધી સાર્થ છે !

આમ, 'બધાવુ' અને 'સધાવુ' એ જ જીવનની બીબાઢાળ ચીલાચાલુ ગતિરીતિ છે !

એક તરફ મૂલ્યહ્રાસ અને બીજી તરફ માનવીની મૂળભૂત લાગણીઓ, વૃત્તિઓ, વલણો, વાસનાઓ આદિનો સળવળાટ પ્રેમના કામવાસનાયુક્ત વરવા રૂપો જીવનમા કુત્સિતતા, કલુષિતતા અને વિસવાદિતા સર્જે છે માણસ અતીતમાથી મૂળસોતો ઊખડતો જાય છે એને ભાવનાઓ, આદર્શો મૂલ્યો, સિધ્ધાતો આદિ મિથ્યા ભાસે છે સ્વાતત્ર્ય મળ્યા પછી દેશમા સેક્યુલારિઝમનો જે વિકાસ થવો જોઈએ તે ન જ થયો. (વળી, કૃતક સેક્યુલારિઝમ પણ આવ્યુ !) જાતિ કોમો પ્રદેશો વચ્ચે જે પ્રેમ પ્રગટવો જોઈએ તે ન પ્રગટ્યો. કવિ ધ્વનિવ્યત્યય દ્વારા આ વાત કહે છે

'ત્યાં ધિક્કારના ખળખળ પડછાયા ખરે
વિડમ્બનાની વાગોળો હવામાં ચીસાચીસ કરે...'

આમ, વાગોળો, ગીધો, સમડી, કાગડા, બાજ આદિ ભાવપ્રતીકોથી કવિ ગ્લોબલાઈઝેશન તરફ ગતિ કરતા આપણા જનજીવનની ધાર કાઢે છે

'હવે નવા અંધારની આંખથી જોઉં
સ્કાયસ્ક્રેપર્સના પર્વતોની ઓખોમાં
વધ્યા કરે વસ્તી ગીધોની...'

આઝાદી પછી આટલા વર્ષો વીતી ગયા પણ સાચો માનવ અવતરવાને બદલે શી સ્થિતિ સર્જાઈ .. ? કવિ કહે છે

'છેક પાસે આપણે તોયે
બે ગ્રહોના અંતર જેટલા આઘા ને આઘા !'

આઝાદી પછી સ્વાર્થી પ્રેમના છોડ વેલા અને વૃક્ષો પાગર્યાં ! સ્વાતંત્ર્યની ચાદર પર ધિક્કાર, વૈમનસ્ય અલગાવપણુ, વેરભાવ, કૌભાડો, કુત્સિતતા વગેરે જ ઝીલાયુ ! માનવી માનવીના અતર વચ્ચે બે ગ્રહોના જેટલી દૂરતા સર્જાઈ છે ! આમાથી જ ને આનાથી જ આધુનિકતાનો પિંડ બધાયો છે ને તેની સાથે આપણે લોટની કણકની જેમ બધાયા-સધાયા છીએ ! આ એકવીસમી સદીની નદીના કાઠે સળવળતો. તરડાતો સધાતો નવો આકાર ધરતો ચહેરો કવિ જુએ છે .. પેલો પચાસ વર્ષ પહેલાનો ચહેરો. જે છિન્નભિન્ન હતો તે અહીં નવા આકારમા સધાય છે ઈતિ અલમ્..

■

---

" જીવાત્મા અને પરમાત્માનુ 'સખ્ય' એટલે શુ ? હુ અને તમે એક એકથી બ્હાર હોઈને મિત્રાચારીમા જોડાઈએ છીએ એ રીતે તો જીવાત્મા અને પરમાત્માનો સબધ નથી જ એ સર્વસમત છે હવે, પરમાત્મા જીવાત્માના અન્તર્મા રહેલો છે એમ દ્વૈતવાદીઓ કહે છે પણ અત્રે અન્તર્' શબ્દનો શો અર્થ સભવે છે એ વિષે વિચાર કરતા નથી ત્યા અદ્વૈતવાદી એટલુ જ કહે છે કે જો વિચાર કરશો તો જણાશે કે અત્રે 'અન્તર્' શબ્દના અર્થમા તાદાત્મ્ય જ આવવુ ઘટે છે એક ચૈતન્ય બીજા ચૈતન્યના અન્તર્મા શી રીતે રહી શકે ? 'અન્તર્' એવો શબ્દ જડ અને સાવયવ પદાર્થ પરત્વે જ એના વાચ્ય અર્થમા વાપરી શકાય. ચૈતન્ય પરત્વે જ્યા 'અન્તર્' અને બહિર્' શબ્દ વપરાય છે ત્યા એ શબ્દોનો અર્થ તત્ત્વ (Reality) અને અતત્ત્વ (દેખાવ Appearance) થતો આપણે જોઈએ છીએ.

વળી, દ્વૈતવાદીઓ પરમાત્માને આત્મા (જીવાત્મા)નો આત્મા ન માનતાં આત્મા (જીવાત્મા)ના જ્ઞાનનો વિષય માને છે, અને આ રીતે આત્મા એક અને પરમાત્મા બીજો એમ દ્વૈત સ્વીકારે છે પણ પરમાત્માને આપણા જ્ઞાનનો વિષય માન્યો કે તુરત એ આપણી સ્હામે (antithetic) આવીને બેઠો ! પછી તે આપણા અન્તર્મા શી રીતે હોઈ શકે ? વિષય (object) અને વિષયી (subject) એ લાકડીના બે છેડા માફક (antithetic) છે એક છેડો બીજા છેડાના અન્તર્માં કેમ સભવે ? પણ પરમાત્મા જીવાત્માના અન્તર્માં છે એમ તો દ્વૈતવાદી કહે છે જ - માટે પરમાત્મા જીવાત્માના જ્ઞાનનો વિષય નથી, પણ એનો આત્મા છે એમ Reductio ad absurdum તર્કથી ફલિત થાય છે "

આચાર્ય આનંદશંકર ધ્રુવ
(સુદર્શન ફેબ્રુઆરી, ૧૮૯૨)

(પ્રવાસકથા)

# દીકરી સંગે દેશાટન

## ૨ : વિમાનમાં

કેશુભાઈ દેસાઈ

(ગતાંકથી ચાલુ)

સુરક્ષા જાંચની જાહેરાત થાય એ પહેલાં અમે ત્રણેય એ તપાસબારીમાં જઈને ઊભાં રહીગયાં. અન્ય ઍરલાઈન્સની સરખામણીમાં આ સામાન્ય માનવીની ઍરલાઈન્સનાં મુસાફર પહેલી નજરે જુદાં તરી આવતાં હતાં. બધાં મધ્યમ કે ઉચ્ચ મધ્યમવર્ગમાંથી આવતાં હતાં. એમના ચહેરા પર હવાઈ મુસાફરીનો રોમાંચ હતો. એ પેલા ઉન્નતભ્રૂ ભદ્રલોક જેવી આસાયેશ નહોતાં દાખવી શકતાં. થોડા સરકારી અધિકારીઓ કે કંપનીઓના કર્મચારીઓ જરૂર જુદા પડતા હતા. એમની સ્ત્રીઓ હિંદી અને અંગ્રેજીમાં વાતચીત કરી રહી હતી. અમે ત્રણે જણ આ સિનારિયો જોઈ અંદરોઅંદર મલકી રહ્યાં હતાં. બિટ્ટુ બધું રસપૂર્વક નિહાળી રહી હતી. જે સ્તરનાં પ્રવાસીઓ અમદાવાદના ઍરપોર્ટ પર ઍર ડેક્કનની ફ્લાઈટ માટે ઊમટી પડ્યાં હતાં એ ગાંધીનગરના ઘ-૫ સર્કલ પર આવ-જા કરતી અપડાઉનિયા જીપોનાં મુસાફરોનાં મસિયાઈ જેવાં લાગી રહ્યાં હતાં. એ દૃશ્ય એને થોડું નિરાશાજનક લાગી રહ્યું હોય એ બનવાજોગ છે. આખરે એને તો હવાઈ મુસાફરીનો લહાવો લેવો હતો. સામાન્ય માનવી પણ અસામાન્ય સ્થિતિએ ઊંચકાય છે ત્યારે એના વર્તન-વ્યવહારમાં પોતાની કક્ષાનાં સમોવડિયાં પ્રત્યે રુક્ષતા વરતાવા લાગતી હોય છે. અહીં તો એ જ 'કૉમન મેન'નું ટોળું સામું મળી ગયું. 'પ્રોફેસર અયના'નો ઈગો ન ઘવાય તો જ નવાઈ...

ઘણી લાંબી પ્રતીક્ષાને અંતે ગેટ નં. ૧ આગળ ઍર ડેક્કનની ફ્લાઈટના બોર્ડિંગ માટેની લાઈન લાગી. 'હજી ફ્લાઈટનું લેન્ડિંગ થયું નથી' કહી દરવાન પેસેન્જરોને પોતાની જગ્યા પર બેસી રહેવા સમજાવતા રહ્યા પરંતુ એટલા ઉકળાટમાં રાહ જોઈ જોઈ કંટાળી ગયેલા દેશી મુસાફરો હવે બેબાકળા બની ગયા હતા. એ ગેટ નં. ૧ સામે ટોળે વળી ગયા. લાઈનમાં ઊભા રહેવાનું તો આપણા લોકોને આવડ્યું જ ક્યાં છે ! એક વૃદ્ધ મહિલાને વ્હીલચૅરમાં બેસાડી આગળ લઈ જવા માગતા ઍરપોર્ટના કર્મચારીને પણ ખાસ્સી તકલીફ પડી રહી હતી. સામાન્ય શિરસ્તા મુજબ આવાં પેસેન્જરોને સૌથી પહેલાં જવા દેવામાં આવે છે. અહીં તો શાક માર્કેટમાં હોય એવી ભીડ હતી. એ ડોશીમા સામે જોવાનીય ફૂરસદ કોને હતી ?

આખરે ફ્લાઈટનું લેન્ડિંગ થયું. પછી થોડીવારે ગેટ નં. ૧ ખૂલ્યો. 'કૉમન મેન'ના કાર્ટૂનિસ્ટ લક્ષ્મણની ઓળખ બની રહેલ પ્રતીક સાથેની બસમાં બેસી અમે અમારી રાહ જોઈ રહેલી ફ્લાઈટ તરફ આગળ વધ્યાં. અહીં ક્યાં સીટ નંબર પ્રમાણે બેસવાનું હતું ? વહેલો તે પહેલો ! હમણાં આ ગામડિયા તો બેઠકના મુદ્દે પણ પડાપડી કરી બેસે; કશું કહેવાય નહીં ! વિમાનમાં ચડતી વખતે પણ કેવી ધક્કામુક્કી કરી રહ્યાં હતાં બધાં !

બિટ્ટુનો હવાઈ પ્રવાસનો રોમાંચ વિમાનમાં બેસતાં પહેલાં જ હવાઈ ગયો. સસ્તું એ સસ્તું. એણે મનોમન ઍર ડેક્કનને વડચકું ભર્યું : ચીપ એટલે ચીપ. બધા જ અર્થમાં સસ્તી હવાઈસેવા. એણે મારા મોઢે જેટ ઍરવેઝ અને સ્વિસ ઍરની શાહી હવાઈ સેવાની મસાલેદાર વાતો સાંભળેલી. બેસવાનું આવ્યું ત્યારે બિચારી છોકરીના લમણે લખાયેલી હતી ઍર ડેક્કન. નામ તો જબરું ભારેખમ પણ પ્રત્યક્ષ અનુભવ કરીએ ત્યારે એની સાચી ઓળખ સાંપડે. ઊડતી જીપ જ કહો ને !

હું અગાઉ 'સ્પાઈસ જેટ'ની સસ્તી મુસાફરીનો સ્વાદ ચાખી આવ્યો હોઈ મને એથી પણ સસ્તી ફ્લાઈટ શોધી કાઢ્યાનો હરખ હતો. મારે માટે તો 'જેટ ઍરવેઝ' અને 'કિંગફીશર'ની ફ્લાઈટ હોય કે જયપુર ગોલ્ડનની લાંબા રૂટની ટ્રક : બેસવાથી જ મતલબ હતો. ફ્લાઈટમાં બેસવાથી આપણી ઈયત્તામાં છોગું ઉમેરાઈ નથી જતું અને ટ્રકમાં પ્રવાસ કરવાથી આપણી આબરૂનો મોરમુકુટ ઝંખવાઈ નથી જતો. ફરક રહે છે સમયનો. ટ્રેન ઓછામાં ઓછા સોળ કલાકે દિલ્હી પહોંચાડે છે. આ ઊડણખટોલો સવા કલાકમાં દિલ્હી ભેગાં કરી દેશે. નહીં કશો થાક કે નહીં ઉજાગરો. સવારે નાહી ધોઈને નીકળ્યા હોઈએ એટલે યજમાનના ઘરે પહોંચીને ફરી નહાવાનીય કડાકૂટ નહીં. ગમે તેવી 'કૉમન મૅન્સ ઍરલાઈન' હોય તોય એસી વગરની થોડી હોય ? આટલી સગવડ સાથે ઊભા ઊભા મુસાફરી કરવી પડે તોય શો વાંધો ! અમદાવાદથી ગાંધીનગરની બસોમાં એ તો આપણો રોજિંદો અનુભવ છે. અને સમય પણ અદ્દલ સરખો જ : સવા કલાક માંડ !

બિટ્ટુબેનને એમ કે ફ્લાઈટ ગમે તેટલી સસ્તી હોય પણ અમુક મુદ્દે તો સમાધાન ન જ કરે. એમને આકાશમાં ઊડતાં ઊડતાં સરસ મજાનો નાસ્તો કરવા મળશે એવી આશા હતી.

એ ઉત્સુક હતી ભાત ભાતની ટૉફી મમળાવવા. ટૉફી તો ન આવી. હા, નાસ્તો જરૂર આવ્યો. પણ લઈ લીધા પછી ખબર પડી કે એના તો પૈસા ચૂકવવાના હતા. સેન્ડવિચ અને ચા આપીને ધરાર સિત્તેર રૂપિયા માગી લીધા પેલી આકાશપરીએ. ફોઈ તો એની સામે ફાટી આંખે જોતા જ રહી ગયા. પાણીની બોટલના પણ પૈસા આપવા પડે એમ છે એની ખબર પડતા જ એમણે લીધેલી બોટલ પાછી બઝાડી દીધી. અમે ત્રણેય જબરા છેતરાઈ ગયા હતા. જોડેની બેઠક પર બેઠેલા કાઠિયાવાડી કુટુંબે થેલામાથી થેપલા કાઢ્યા અને આરામથી જમવા માંડ્યા. અનુભવી મુસાફર લાગ્યા. પટલાણી નાસ્તાનો ડબરો ભરી લાવેલા. જેવુ વિમાન વાદળોને વળોટી અધ્ધર પહોચ્યુ કે એમણે ડબરો ખોલ્યો. જાનકીએ આગ્રહ કર્યો એટલે હુ ય એનો હાથ પાછો ન ઠેલી શક્યો. ઘરનો નાસ્તો થોડો નડવાનો છે ? લ્યો તમતમારે. બેબીનેય દ્યો. ઘણોય લઈ આવી સુ. જાનકીની જનેતા ભગરી ભેંસ જેવા લાગી રહ્યા હતા. જનાણીભાઈ સીધા સાદા, ગામડિયા વેપારી. હવે આમ ફ્લાઈટુ મા ઊડતા થયા એટલે આપણે બદલાઈ થોડા ગયા ? એ સહજભાવે એમના ઘરમાં ભોંય બેસીને જમતા હોય એમ શિરામણ કરી રહ્યા હતા. દીકરી થોડી ચબરાક એટલે સામેની સીટ પર બેસાડી હતી, મને અડોઅડ દીકરાને એમની હરોળમા બારીની લગોલગ બેસાડી આભલામાથી દેખાતી દુનિયા દેખાડી રહ્યા હતા.

મેં ઍરહોસ્ટેસના કેશ કાઉન્ટર તરફથી મોં ફેરવી લઈ સીટ પૉકેટમા પડેલુ મૅગેઝિન ઉપાડ્યુ. શીર્ષક આકર્ષક એટલુ જ સાર્થક હતુ. 'સિમ્પલી ફ્લાય.' ચૅરમેન ગોપીનાથનો પત્ર વાચી પ્રભાવિત થયો. એમનું સ્વપ્ન સામાન્ય માનવીને આકાશમા ઊડાડવાનુ હતું. આ સસ્તી ઍરલાઈન શરૂ કરી એમણે પોતાનું એ સપનુ સાકાર કર્યું હતુ. મને સ્વપ્નદ્રષ્ટા અબ્દુલ કલામ યાદ આવી ગયા. નાના હતા ત્યારથી એમણે ઊડવાનુ સપનુ સેવ્યુ હતુ. એમના વર્ગશિક્ષકે દરિયા કિનારે પિકનિક યોજીને એમને ઊડતા પખીઓ સાથે ઓળખાણ કરાવી હતી. પખી કેવી રીતે ઊડે છે એનુ વિજ્ઞાન સમજાવ્યુ હતુ. બાળ કલામમા એમણે ઊડવાની ઈચ્છાના બીજ વાવ્યા હતા. કલામ તરુણ વયે અમદાવાદ આવી વિક્રમ સારાભાઈને મળ્યા ત્યારે એ ઈચ્છાનો છોડ ખાસ્સો ઊછરી ગયો હતો. જેવો વિક્રમભાઈએ સવાલ કર્યો એવો જ પરાક્રમભર્યો જવાબ તૈયાર હતો. છોકરા, તુ શુ કરવા માગે છે ? હજી વિક્રમ સારાભાઈનો પ્રશ્ન પૂરો થાય એ પહેલાં મુફલિસ જેવા લાગતા એ યુવા વિજ્ઞાનીના હોઠ પર અણુવિસ્ફોટ થયો. સર, આઈ વૉન્ટ ટુ ફ્લાય. મારી મહેચ્છા આકાશમા ઊડવાની છે સાહેબ !

મારી બિટ્ટુ આકાશપરી જેવી રૂપાળી હોય એ મને જરૂર ગમે. પરંતુ એની સુદરતા એની મર્યાદા ન બની રહે એ પણ એટલુ જ જરૂરી. આપણા પૂર્વજો અને એમની પરપરાને જણસની જેમ ગાઠે બાધીને જીવતા જુનવાણી સ્વજનો માટે દીકરીનુ રૂપ એ જોખમ ગણાતુ રહ્યુ છે. એટલે જ કદાચ એને જન્મતાની સાથે દૂધ પીતી કરી દેવાનો રિવાજ શરૂ થઈ ગયો હશે ? ઓઝલ પડદા અને બુરખાપ્રથા પણ સૌદર્યને ઢાકીઢબૂરી દેવાના આશયથી અસ્તિત્વમા આવ્યા હશે ને ! આજે હિંદુસ્તાનની કન્યા અંતરીક્ષની રાણીનુ બિરૂદ મેળવી ચૂકી છે છતા રાષ્ટ્રપતિ પ્રતિભાતાઈ માથેથી સાળુનો પાલવ સરકી ન પડે એની કાળજી રાખ્યા કરે છે ! કેવો વિચિત્ર વિપર્યાસ !

કૉમન મેનની ફ્લાઈટ એટલે ગરીબ ઍરલાઈન. ગરીબોના વાયુયાનમા મેનકા કે ઉર્વશી જેવી અપ્સરાઓ ઍરહોસ્ટેસ બનીને આવે તોય એમના ચહેરા પર તો દરિદ્રી જ વચાવાની ! એમને ઍરહોસ્ટેસ બન્યાનુ ગૌરવ હશે એ કરતા પેલી સમૃદ્ધ ઍરલાઈન્સવાળી સમાનધર્મા આકાશપરીઓના સદ્ભાગ્યની અદેખાઈ નહિ આવતી હોય !

બિટ્ટુ બારી બહાર દેખાતુ જગત જોઈ જોઈ હરખાઈ રહી હતી. હસમુખકાકાની જેમ એને ફેર નહોતા આવતા કે નહોતી લાગતી વિમાન તૂટી પડવાની બીક. એ એની પહેલી મેઈડન ફ્લાઈટ ખરા દિલથી માણી રહી હતી.

બેલ્ટ બાધવાની કોશિશમા સફળતા ન મળી ત્યારે ફોઈએ નાછૂટકે મોઢું ખોલ્યુ. એમણે પાડોશણના બેલ્ટનો છેડો એમના બક્કલમા ખોસી દીધો હતો. બિટ્ટુને હસવુ આવી ગયુ. મેં એને ઈશારો કરી ચૂપ રહેવા જણાવ્યુ. ફોઈને ભોંઠપ લાગે એવુ કંઈ જ ન કરવુ, એવા સકલ્પ સાથે તો પ્રવાસે નીકળ્યા હતા ! પ્રવાસમા પણ એમની ભૂલો કાઢતાં રહીએ તો એમને માઠું જ લાગે ને !

ફોઈનો બેલ્ટ સરખો કરી આપવામા એમની જોડે બેઠેલ એ સભાત મહિલાને મેં મદદ કરી. પછી બારીમાથી દેખાતુ આકાશ અને ધરતી જોવામા મશગૂલ બિટ્ટુ સાથે વાતે વળગ્યો. અને એવામા લાગ્યુ કે વિમાન દિલ્હીના ઈંદિરા ગાધી આતરાષ્ટ્રીય હવાઈ મથકે લૅન્ડ થઈ રહ્યુ હતુ ત્યારે પણ બિટ્ટુનો એની અકિંચન સ્થિતિ અગેનો વિષાદ અકબધ હતો. કોણ જાણે એને ઉતારશે ક્યાક છેવાડા ખૂણે ! કા તો ઉતારવાની ઝટ પરમિશન જ નહી આપે. લાઈનમાં નાખી મૂકશે અને છેક છેલ્લે એનો વારો આવશે ત્યા સુધી દિલ્હીના આકાશમા ચક્કર લગાવ્યા કરવાના ?

■

# રાગ દરબારી

અભિજિત વ્યાસ

બા અદબ, બા મુલાઈજા, હોશિયાર, એવા એલાન સાથે દીવાનેખાસમાં બેઠેલા દરબારીઓ ઊભા થઈ જાય છે અને સૌ લળી લળીને કુર્નિસ બજાવવા લાગે છે. જહાંપનાહ ગરિમાપૂર્ણ ચાલે આવીને સિંહાસન પર બિરાજે છે. દરબારીઓ પણ પોતપોતાનું આસન ગ્રહણ કરે છે. રાજ ગાયક તંબૂર મેળવે છે અને તેના કંઠમાંથી આલાપ શરૂ થાય છે. સંગીતની સુરાવલીઓ વહેતી થાય છે તેમ રાજા અને સૌ દરબારીઓનાં માથાં ડોલવા લાગે છે. વાહ, વાહ સંભળાય છે. અને છેલ્લે તાળીઓનો ગડગડાટ અને શહેનશાહ રાજ ગાયકને બિરદાવતાં પોતાના ગળાનો હાર એને બક્ષિસરૂપે આપે છે.

કોઈ ઐતિહાસિક ફિલ્મમાં જોવા મળે તેવું આ દશ્ય-વર્ણન છે, કે પછી કોઈ ઐતિહાસિક પુસ્તકમાં વર્ણવવામાં આવેલું દરબારી દશ્ય. આપણે તો આ દશ્ય મનમાં જ કલ્પવાનું છે. પણ એક કલ્પના તરીકે એ દશ્ય ખરે જ અદ્ભુત છે.

અકબર બાદશાહના જીવન પ્રસંગોમાં આવાં વર્ણનો વાંચવા મળે છે. આપણે ત્યાં ખાસ કરીને સર્જાયેલી કેટલીક ઐતિહાસિક ફિલ્મો અને ટેલિવિઝન સિરીયલોમાં પણ નવાબી ઠાઠનાં આવાં દશ્યો જોવા મળે છે. મોગલ કાળને ભારતીય સંગીત અને નૃત્યકળાનો સુવર્ણકાળ માનવામાં આવે છે. મોગલોના સમયમાં તેમના રાજ દરબારોમાં તથા તે સમયના અન્ય રજવાડાંઓમાં સંગીતકારોનું અનેરું માનસન્માન હતું. ગાયકોને રાજ ગાયકો તરીકે ઓળખવામાં આવતા. અને આ ઓળખના આધારે જ આજે પ્રવર્તમાન ઘરાના પરંપરાનો આરંભ થયો.

ભારતીય સંગીતમાં રાગ 'દરબારી'નું અનેરું મહત્ત્વ છે. કેટલાક મહત્ત્વના રાગોમાં તેનું સ્થાન પણ ખરું. અને આ રાગને સાંભળવાનો આગ્રહ રાખનારો પણ એક અનેરો વર્ગ છે. મધ્યરાત્રીના પ્રહરમાં રજૂ થતો આ રાગ આશાવરી ઘાટનો છે. આરોહમાં સા, રે, ગ (કોમળ), મપધ (કોમળ), નિ (કોમળ), સા અને અવરોહમાં સા, ધ (કોમળ), નિ (કોમળ), પ, મપ, ગ (કોમળ) મ રે સા. વાદી રે અને સંવાદી પ. આ રાગના અવરોહમાં સા, ધ (કોમળ), નિ (કોમળ), પ, મપ, ગ (કોમળ) મ રે સા. વાદી રે સંવાદી પ. આ રાગની જાતિ સંપૂર્ણ છે. દરબારીના મિશ્રણથી પણ બીજા રાગોનું સર્જન કરવામાં આવ્યું છે તો કેટલાક એને અત્યંત મળતા પણ આવે છે. જેમ કે દરબારી અને કાનડાના મિશ્રણથી દરબારી કાનડાનું સર્જન થયું તેમ દરબારી જેવો જ લાગતો રાગ અડાણા પણ છે. આમ તો આશાવરી ઘાટમાંથી ઉતરી આવેલા દરબારીના કુટુંબના લગભગ ૧૫ થી ૧૮ જેટલા રાગ માનવામાં આવે છે. આ રાગોમાં અડાણા અને કાનડા ઉપરાંત શહાના કાનડા, નાયકી કાનડા, અભોગી કાનડા, સુહા, સુઘ રાઈ વગેરે અનેક છે.

એક એવી માન્યતા છે કે આ રાગ મૂળ તો કાનડા નામનો જ હતો. અને તેનું મૂળ નામ 'કર્ણાટ' હતું પણ પછીથી તેનું અપભ્રંશ કાનડા એવું થઈ ગયું. આ કાનડાની સાથે દરબારી શબ્દનું જોડાણ થવાની એક માન્યતા એ પણ છે કે તાનસેને અકબર બાદશાહ સમક્ષ આ રાગ કાનડાને ગાઈને રજૂ કર્યો હશે. તે બાદશાહને અને અન્ય દરબારીઓને ગમી જતાં પ્રચલિત થયો હશે. તેથી તે આમ રાગ દરબારી કાનડા તરીકે ઓળખાવા લાગ્યો. એક એવી પણ શક્યતા છે કે તાનસેને આ રાગને અલગ અલગ અનેક રીતે ગાયો હશે. એટલે એ જે વિવિધરૂપે ગવાયો તે બધા કાળક્રમે વિવિધ નામે ઓળખાવા લાગ્યા હશે. આ બધા આજે જે નામો આપણે સાંભળીએ છીએ તે બધાંની પાછળનાં કારણો હોઈ શકે.

રાગ દરબારી સંગીતકારોનો પણ એક પ્રિય રાગ રહ્યો છે. રામપુર-સેનિયા ઘરાણાના ગાયક ઉસ્તાદ ગુલામ મુસ્તફાખાં આ રાગ અવારનવાર ગાઈ સંભળાવે છે. દરબારી વિષે એમણે કહ્યું છે, રાગ દરબારી મારા વડીલો પાસેથી ખૂબ સાંભળ્યો હોવાથી સંસ્કારમાં વસી ગયો છે. આ રાગ વિયોગ અને શૃંગાર રસનો ગંભીર રાગ છે. પ્રેયસી જે ઉત્કટતાથી તેના પ્રિયતમ વિશે વિચારે છે અને ગંભીરતાથી પોતાના પર સબ્ર કરે છે એવી અનુભૂતિ આ રાગ કરાવે છે. આ રાગ ગાવાથી કે સાંભળવાથી શાંતિ મળે છે. રાગ દરબારીની અસર એટલી તીવ્ર છે કે ગાયક કલાકાર ઘણી વાર સમાધિમાં આવી જાય છે.

રાગ દરબારી મર્દાના રાગ કહેવાય છે અને પુરુષ ગાયકોને એ વધુ શોભે છે એવી એક માન્યતા છે. પણ સાથો-સાથ એ વાદ્ય સંગીતમાં પણ એટલો જ જામે છે. આ બધો આધાર ગાનાર કે વગાડનાર એટલે કે રજૂ કર્તા ઉપર છે. જેમ એવી માન્યતા છે કે રાગ દરબારી પુરુષ ગાયકોને કંઠે જ વધુ જામે છે તેમ એક એવી પણ માન્યતા છે કે રાગ દરબારી મુસ્લિમ કલાકારોની રજૂઆતમાં વધુ જામે છે. અલબત્ત આ વાતનો કોઈ આધાર નથી પણ આ માન્યતા શ્રોતાઓમાં વ્યાપક

રીતે સ્વીકારાયેલ છે. વાદ્ય સંગીતમાં જ ઉસ્તાદ હાફીઝઅલીખાં, ઉસ્તાદ અલીઅકબરખાં કે ઉસ્તાદ અમજાદ અલીખાં સરોદ ઉપર આ રાગની જમાવટ કરે છે એ સાંભળવી અનેરી છે. એવી જ રીતે સિતાર ઉપર ઉસ્તાદ વિલાયતખાં કે ઉસ્તાદ અબ્દુલ હલીમઝાફરખાં જે જમાવટ કરે છે એ અન્ય સિતારવાદકો નથી કરી શકતા. પંડિત રવિશંકર રાગ દરબારીને વગાડવાનું હંમેશાં ટાળે છે. એ દરબારીને મળતો આવતો અને તેના જ કુટુંબનો ગણાતો રાગ અડાણા વધુ વગાડવો પસંદ કરે છે. પંડિત જશરાજ પણ અડાણા ગાઈને વધુ રજૂ કરે છે

આપણા ભારતીય સંગીતમાં રાગની જમાવટ કલાકાર - રજૂ કર્તા અને શ્રોતાઓ ઉપર નિર્ભર છે. અને આ બધાંમાં પ્રત્યેકની સૌંદર્યાત્મક કલ્પનાઓ અલગ અલગ છે. પાશ્ચાત્ય સંગીતમાં જેમ વિષય એટલે કે થીમ પસંદ કરીને બંદિશ તૈયાર કરવામાં આવે છે એવું ભારતીય સંગીતમાં નથી. વળી પાશ્ચાત્ય બંદિશો વધુ તો ચોક્કસ એટલે કે એક વખત સ્વરબદ્ધ (કમ્પોઝ) થઈ જાય પછી તેમાં કોઈ ફેરફાર નથી થતા હોતા. એટલે એક ને એક ફરી ફરી રજૂ થતી રહે છે. જ્યારે ભારતીય સંગીતના રાગોનું બંધારણ જાણતો કલાકાર તે રાગને પોતાની રીતે રજૂ કરતો હોય છે અને તેની પ્રત્યેક રજૂઆતને તે વિવિધ રીતે સુશોભિત (ઈમ્પ્રોવાઈઝ) કરતો હોય છે. એટલે એ સાંભળવાની કંઈ ઓર જ મજા છે. આપણાં ફિલ્મી ગીતોનું જ ઉદાહરણ લઈએ તો એક જ રાગમાં સ્વરબદ્ધ થયેલાં કેટલાંય ગીતો ભિન્ન ભિન્ન રીતે સાંભળવા મળે છે.

આપણાં ફિલ્મમાંનાં અનેક ગીતો રાગ દરબારી ઉપર કે તેને આધારિત સર્જાયાં છે. રાગ દરબારી આધારિત ફિલ્મ ગીતોને યાદ કરવા બેસીએ તો મને ગમતું લતા મંગેશકરનું ગાયેલું 'કોઈ મતવાલા આજા મેરે દ્વારે, અખીયોં સે કર ગયા અજબ ઈશારે' (ફિલ્મ : લવ ઈન ટોકિયો) પહેલાં યાદ આવે. તો આશા ભોસલેએ ગાયેલું ગીત 'તોરા મન દર્પન કહેલાયે, ભલે બૂરે સારે કર્મોકો દેખેં ઔર દિખાએ' (ફિલ્મ : કાજલ) પણ રાગ દરબારીમાં સ્વરબદ્ધ થયેલું છે, જે પણ સુંદર છે. અન્ય ગીતોમાં 'દિલ જલતા હૈ તો જલને દે, આંસૂ ના બહા ફરિયાદ ન કર' (ગાયક : મૂકેશ), 'તેરી દુનિયા મેં જી લગતા નહીં, હમ તુઝ સે મહોબત કર કે સનમ રોતે ભી રહે હંસતે ભી રહે' (ફિલ્મ : આવારા, ગાયક : મૂકેશ, સંગીતકાર : શંકર જયકિશન), 'મુઝે તુમ સે કુછ ભી ન ચાહિએ મુઝે મેરે હાલ પે છોડ દો' (ફિલ્મ : કનૈયા), 'પગ ઘુંઘરુ બાંધ મીરાં નાચી' (ફિલ્મ : નમકહલાલ), 'ઝનક ઝનક તોરી બાજે પાયલિયાં' (ફિલ્મ : મેરે હુઝુર), 'ચાંદી કી દીવાર ન તોડી પ્યાર ભરા દિલ તોડ દીયા' (ફિલ્મ : વિશ્વાસ), 'ઘુંઘટ કે પટ ખોલ રે' (ફિલ્મ : જોગન) યાદ આવે. આ ઉપરાંત પણ અનેક ગીતો હશે જ. આ તો તરત જ જે યાદ આવ્યાં તે. અને હા, ગઝલ ગાયક ગુલામઅલીએ ગાયેલી મશહૂર ગઝલ 'હંગામા હૈ ક્યૂં બરપા' પણ રાગ દરબારીમાં સ્વરબદ્ધ થયેલી છે.

વીસમી સદીના તાનસેન જેમને કહી શકાય તેવા ગાયક ઉસ્તાદ અમીરખાં સાહેબના કંઠે જેમણે રાગ દરબારી સાંભળ્યો છે એમને આ રાગની રાજસત્તાનો ખ્યાલ હશે જ. જે ધીરજ અને ગંભીરતાથી અમીરખાં સાહેબે દરબારીને રજૂ કર્યો છે તે સાંભળતાં કોઈ કુશળ શિલ્પીને મહાલયને ધીરજપૂર્વક શણગારતો કલ્પી શકાય તેમ છે. 'કીન બૈરન કાન ધરે' એ અમીરખાં સાહેબે રજૂ કરેલી ચીજ આ રાગનો સર્વાંગ પરિચય આપે છે. રાગ દરબારી આમ થોડોક ગંભીર પ્રકૃતિનો રાગ ગણાય છે. તેથી વિરુદ્ધ આજ શૈલીનો અને તેની છાયા ધરાવતો રાગ અડાણા થોડો ચંચળ છે. દરબારીમાં વિલંબિત ખ્યાલ જેટલો ખીલી ઊઠે તેટલો અડાણામાં ન જામે. તો અડાણા દ્રુતમાં જે જમાવટ કરે તેટલો દરબારી ન જામે. અહીં વળી ઉસ્તાદ અમીરખાં સાહેબ યાદ આવે. ફિલ્મ 'ઝનક ઝનક પાયલ બાજે'નું શીર્ષક ગીત 'ઝનક ઝનક પાયલ બાજે' ઉસ્તાદ અમીરખાં સાહેબે ગાઈને રજૂ કર્યું છે જે રાગ અડાણામાં છે. અહીં એક જ ગાયક દ્વારા ગવાયેલી આ બે રાગોની બંદિશોને સરખાવી માણવા જેવી છે. એટલે આ બન્ને એક સમાન લાગતા રાગની ભિન્નતાનો ખ્યાલ આવશે. એકમાં અત્યંત ગાંભીર્ય સાંભળવા મળશે તો અન્યમાં ચંચળતા.

દિલ્હીના લાલ કિલ્લામાં આવેલ દીવાનેખાસને જોવા ગયો હતો ત્યારે ત્યાંના પરિસરમાં હું જ્યારે ફરતો હતો ત્યારે એવી એક કલ્પના શરીરને હલાવી ગઈ હતી કે અહીં કોઈક દિવસ તાનસેને રાગ દરબારી ગાઈને રજૂ કર્યો હશે. એ સમયે હાજર રહીને દરબારી બની દરબારી સાંભળી શક્યા હોત તો કેવો આનંદ થયો હોત !

મોડી રાત્રીએ અંધકારના આગોશમાં હું બેઠો છું. અમાસની રાત્રીને કારણે તારાઓની ચાદર ઓઢી હોય તેવું હૂંફાળું આકાશ ચારેકોર પથરાયેલું છે. પવનની ધીમી ધીમી લહેરખીઓ આવ્યા કરે છે અને ઉસ્તાદ અમીરખાં સાહેબનો દરબારી હું સાંભળી રહ્યો છું રાત્રીના નિબિડ અંધકારના દરબારમાં હું બેઠો છું. આ અંધકાર પણ કેવો કે જાણે ધૃતરાષ્ટ્રની આંખોમાં વ્યાપ્યો હોય તેવો છે. અને તેવા અંધકારના આગોશમાં ઉસ્તાદ અમીરખાં સાહેબે ગાયેલો રાગ દરબારી મને મારા અસ્તિત્વનું ભાન કરાવે છે.

■

નિર્મિશ ઠાકર

## ૫ : ૨ : રાગ-પરિચય

(ગતાંકથી ચાલુ)

પ્રાચીન કાળમાં ૧૬,૦૦૦ જેટલા રાગો અસ્તિત્વમાં હતા, એમ કહેવાય છે ! ('લોચન' નામના શાસ્ત્રકારે લખ્યું છે કે ગોપીઓ કૃષ્ણને રિઝવવા ૧૬,૦૦૦ રાગો ગાતી ! આથી કૃષ્ણનું શું થયું હશે, એ વિચારે મારો જીવ અધ્ધર થઈ જાય છે ! બીજું વાક્ય મારું છે, માટે 'લોચન'નો જીવ અધ્ધર નથી થયો, એમ માનજો.) જ્યારે 'મંદિર નાનું ને ભગત ઝાઝા' જેવો ઘાટ થાય છે, ત્યારે અંધાધૂંધી નિવારવા, વર્ગીકરણ અંગે વિચારવું પડે છે. વળી વર્ગીકરણ કરવા માટે કોઈ માપદંડ જોઈએ છે. માટે જ 'થાટ'ની આવશ્યકતા ઊભી થયેલી.

દક્ષિણના શાસ્ત્રકાર વ્યંકટમખીએ એક સપ્તકના કુલ ૧૨ સૂરોમાંથી ૭ સ્વર જુદા લઈ ૭૨ થાટ રચ્યા અને 'આમાં કોઈ પ્રકારની વધઘટ સંગીતના જનક ભગવાન શંકર પણ કરી ન શકે' એમ લખ્યું. 'હવે પછી સ્વેચ્છાએ જોડણી કરવાનો કોઈને હક નથી' એમ ગાંધીજીએ લખ્યા પછી જ 'ઉંઝા-જોડણી' જન્મી છે, એ આપણે જાણીએ છીએ. પંડિત વિષ્ણુનારાયણ ભાતખંડેએ શંકર ભગવાનથી આગળ જઈ, મુખ્ય રાગોને ધ્યાનમાં લઈ ફક્ત ૧૦ થાટ આપ્યા, તે આ મુજબ : (૧) યમન/કલ્યાણ (૨) બિલાવલ (૩) ખમાજ (૪) ભૈરવ (૫) પૂર્વી (૬) મારવા (૭) કાફી (૮) આસાવરી (૯) ભૈરવી (૧૦) તોડી. સીતાનું હરણ થયા પછી, હવે હરણની સીતા કરવી પડશે ને ? આટલી રામાયણ પછી તમે પૂછશો કે થાટ એટલે શું ?

થાટ : તમારા પ્રશ્નોનો ક્યાંય અંત નથી. મને લાગે છે તમે અઘરી બાબતોથી જ કંટ્રોલમાં રહેશો, માટે આ વાંચો...

'મેલઃ સ્વરસમૂહઃ સ્યાત્ રાગ-વ્યંજન-શક્તિમાન'

કશું સમજાયું ? રાગવ્યંજકશક્તિ ધરાવતો સ્વરસમૂહ કે જેનાથી રાગ ઉત્પન્ન થઈ શકે છે, તેને મેળ અથવા થાટ કહે છે. (૧૬,૦૦૦ જેટલા રાગોને ઠેકાણે પાડવા 'થાટ' બનાવ્યા, એવી વાત પણ મેં અગાઉ કરી. એની સાથે આ વ્યાખ્યાનો મેળ બેસે છે ?) કૌંસમાં છે, એ ઉપરાંત થાટની બીજી કેટલીક વિશેષતાઓ આ પ્રમાણે છે :

(૧) થાટમાં બારમાંથી સાત સ્વર હોવા આવશ્યક છે. (૨) થાટમાં આરોહ જ જોઈએ, અવરોહની જરૂર નથી. (થાટ ઊતારી પાડવાનું કામ કરતો નથી !) (૩) થાટ ગાવા માટે નથી હોતો (હાશ !) માટે એને રાગના નિયમો લાગુ નથી પડતા. (એ ઓફિસના બોસ જેવો હોઈ, એ રાગ પર નિયમ લાગુ પાડે છે, પણ અવળી વ્યવસ્થા સ્વીકારતો નથી.) (૪) એમાં એક જ સ્વરનાં બે સ્વરૂપ, એટલે કે શુદ્ધ અને તીવ્ર અથવા શુદ્ધ અને કોમલ, સાથે આવી શકે છે. (જો કોઈ થાટમાં તીવ્ર અને કોમળ ભેગા થયેલા જણાય, તો સમજવું કે એ નિર્મિશ ઠાકરનું 'નવું સર્જન' છે !)

હવે હું તમને 'રાગ'માં વધુ ઊંડા ઉતારું, એ પહેલાં જ યાદ દેવડાવી દઉં કે આપણે અગાઉ આરોહ-અવરોહ (સ્વરોની ચડ-ઊતર), વાદી-સંવાદી-અનુવાદી-વિવાદી-વર્જ્ય સૂરો અને સપ્તકો વિશે જાણી ચૂક્યા છીએ.

વર્ણ : સ્વરને ગાવાની ઇન્દ્રિયગ્રાહ્ય ક્રિયાને વર્ણ કહેવાય છે. તમે મનમાં ગાતા હોવ તો મને એની ખબર પડવાની નથી; માટે એ અપ્રગટ ક્રિયાને હું વર્ણ નહીં કહું, સમજ્યા ? 'ગાનક્રિયોચ્યતે વર્ણઃ'નો આ જ ભાવાર્થ છે, એમ હું માનું છું. વર્ણના ચાર પ્રકાર છે. 'અભિનવ રાગમંજરી'માં (જે પુસ્તકને જોયા/ખરીદ્યા વિના જ તમે મારી વાત સાચી માનવાના છો, તેમાં...) લખ્યું છે કે...

ગાન ક્રિયોચ્યતે વર્ણઃ સ ચતુર્ધા નિરુપિતઃ ।
સ્થાટ્યારોહ્યવરોહી ચ સંચારીત્યથા લક્ષણમ્ ॥

આમ વર્ણના ચાર પ્રકારો ગણાવાયા છે.

(૧) સ્થાયી વર્ણ : મેં અગાઉ પણ કહ્યું છે કે સ્થિરતા કંટાળાજનક હોય છે. કેટલાક શાયરોએ તો ડહાપણમાં સ્થાયી થવા કરતાં માનસિક અસ્થિરતા નોંતરવી વધુ સારી એમ પણ કહ્યું છે. શ્રી રતિલાલ 'અનિલ'નો આ શે'ર જુઓ...

ડહાપણનો ભાર નિત્ય તો ઊંચકી શકાય ના
પાગલ થવાની થાય છે ઈચ્છા કદી કદી

'નિત્ય'ની આ જ લમણાફોડ છે ! કોઈ ગાયક એક જ સ્વરની પાછળ આદુ ખાઈને પડી જાય અને સતત 'સા... સા... સા... સા...' કર્યા જ કરે તો તમે ત્રાસીને કહેવાના જ છો કે ભાઈ 'રે' પર આવવાનું શું લેશો ? જેમાં આ પ્રકારનું સ્થાયીપણું હોય છે, તેને 'સ્થાયી વર્ણ' કહે છે, સમજી ગયા ?

(૨) આરોહી વર્ણ : આ સ્વરોને ચડતા ક્રમમાં ગાવાની

ક્રિયા છે તમે ચડતા ક્રમમા ગાતા હોવ, તો પણ બેસૂરા બનો, તો એ તમારી પડતીની નિશાની જ ગણાય, એ યાદ રાખશો !

(૩) અવરોહી વર્ણ જે ચડે તે પડે એવી કહેવત છે ખરી, પણ વર્ણની બાબતમા ગુરુત્વાકર્ષણનો નિયમ લાગુ પડતો નથી વ્યવહારમા તો ચડવામા બળ કરવુ પડે છે પણ ઊતરવામા ગુરુત્વાકર્ષણને કારણે આસાનીથી ઊતરી શકાય છે એવુ સગીતમા નથી સગીતમા આરોહ લીધા પછી આપોઆપ અવરોહ થઈ જશે, એમ માનીને ગાઈ ના શકાય. બેસૂરા બન્યા વિના સ્વરોને ઊતરતા ક્રમમા ગાવાની ક્રિયાને અવરોહી વર્ણ કહે છે

(૪) સચારી વર્ણ સેવ, સમારેલી ડુગળી, વઘારેલા મમરા, લીલી ચટણી અને ચવાણુ અલગ-અલગ ખાવા કરતા એની ભેળ બનાવીને ખાવાથી વધુ ચટાકેદાર લાગે છે એ રીતે સ્થાયી આરોહી અને અવરોહી એ ત્રણેય વર્ણના સમિશ્રણને સંચારી વર્ણ કહે છે જે વધુ આકર્ષક હોય છે વધુ આનદ આપે છે આપણુ જીવન પણ સચારી વર્ણ જેવુ હોવું જોઈએ. તમે જો ફક્ત લેખક ફક્ત સગીતકાર કે ફક્ત નોકરિયાત બનીને બેસી રહેશો તો લોકો તો ઠીક તમે ખુદ પોતાનાથી કંટાળી જશો. સ્થાયી વર્ણ જેવા જીવનમા બીજુ તો શુ હોય ?

આરોહ અને અવરોહમા પ્રયોજાતા સ્વરોની સખ્યા પરથી રાગની જાતિ નક્કી કરાય છે એ મુજબ રાગોની ત્રણ જાતિ છે

(૧) સપૂર્ણ આ ખુલ્લા દિલની જાતિ છે છે એટલુ બધુ વાપરી નાખો એવુ માનનારી ! જેના આરોહ અને અવરોહમા સાતેય સ્વર વપરાય, એ સપૂર્ણ જાતિનો રાગ કહેવાય.

(૨) ષાડવ આ ત્રેવડવાળી જાતિ છે એ છે એટલુ બધુ વાપરો એવુ માનતી નથી. જેના આરોહ અને અવરોહમા છ સ્વર વપરાય, એને ષાડવ જાતિનો રાગ કહેવાય.

(૩) ઓડવ અમુક જાતિ કંજૂસ સ્વભાવની પણ હોઈ શકે બચત પર વધુ ધ્યાન આપતી આ જાતિ આરોહ અને અવરોહમા ફક્ત પાચ જ સ્વર વાપરે છે (કોઈ પણ રાગમા ઓછામા ઓછા પાચ સ્વર હોવા જ જોઈએ, એવો નિયમ છે એટલે. બાકી આ જાતિ તો સ્વર વિનાના રાગ પણ જન્માવી શકે એવું મને લાગે છે !)

આપણે ભેળસેળના એ જમાનામા જીવીએ છીએ, જેમા શુદ્ધ-સત્ય તો ઠીક શુદ્ધ-અસત્ય પણ જડતુ નથી ! જો કે ભેળસેળ હમેશાં ખરાબ જ હોય છે એવુ નથી. એના સુપરિણામો પણ આપણે જોઈ શકીએ છીએ. એક જાતિના લોકો બીજી જાતિના લોકો સાથે વાટકી-વ્યવહાર રાખે છે અને પછી વાત લગ્નો સુધીયે પહોંચતી હોય છે વળી એને કારણે અસ્તિત્વમા આવતી નવી પેઢીને આપણે ગોત્ર કે જાતિ પૂછી બિનજરૂરી કડવાશ ઊભી કરતા નથી. સગીતના રાગોની જાતિઓ પણ વાટકી વ્યવહારથી આગળ વધી ગયેલી જણાય છે એ કારણે સપૂર્ણ ષાડવ સપૂર્ણ-ઓડવ, ષાડવ-સપૂર્ણ, ષાડવ-ઓડવ, ઓડવ-સપૂર્ણ, ઓડવ ષાડવ. જેવી પેટા જાતિઓ અસ્તિત્વમા આવી શકી છે એનો આપણને આનંદ છે

કોઈને પૂરુ ઓળખી શકાતુ નથી, એમ હુ અગાઉ જણાવી ગયો છુ છતા રાગ નો શક્ય એટલો પરિચય પામવા, અમુક પારિભાષિક શબ્દોનો પરિચય મેળવવો પણ જરૂરી છે

ગ્રહ-સ્વર રાગ ગાતી વેળા જે સ્વરથી આલાપ અથવા તાનનો આરભ થાય છે તેને ગ્રહ-સ્વર કહે છે (આ વ્યાખ્યા કઈ રીતે સમજશો ? હજી આલાપ અને તાનની વ્યાખ્યા તો હુ પછી આપવાનો છુ ! સગીતમા આ જ ધર્મસકટ છે ક્યારેક તમને લાગશે કે રાગને કારણે થાટ જન્મ્યા છે તો ક્યારેક લાગશે થાટને કારણે રાગ જન્મ્યા છે ! મરઘી ઈંડા જેવી આ સમસ્યાઓમા પહેલી વ્યાખ્યા કોની આપવી ? ક્યારેક તો મને એમ પણ થાય છે કે આટલી ગૂચવણોમાયે હું જે સક્રિયતા બતાવુ છુ એની વ્યાખ્યા કોણ આપશે ?) મોટે ભાગે તો ષડ્જ જ ગ્રહ-સ્વર બને છે પણ હમેશાં એવુ હોતું નથી.

અશ-સ્વર રાગના વાદી સ્વરને જ અશ-સ્વર કહે છે અને તે ઓફિસના બોસની જેમ મુખ્ય સ્વર હોય છે

ન્યાસ-સ્વર અમદાવાદ અને વડોદરા વચ્ચે આપણી કાયમની આવ જા રહેતી હોય તો વચ્ચે આવતી એકાદી હોટલ આપણને પ્રિય થઈ પડે જ્યા આપણને રોકાવુ ગમે, ચા નાસ્તા માટે ! ગાયન કે વાદનમા આલાપ વેળાએ કલાકાર વારવાર જે સ્વર પર રોકાય, તેને ન્યાસ-સ્વર કહે છે

વક્ર-સ્વર હાસ્યકારોને ગમે એવો આ સ્વર છે તમારે માટે ચા બનાવવાની અમારી ઈચ્છા નથી, એવુ મહેમાનને સીધુ તો કહી નથી શકાતું. એટલે એમને ચા બનાવું ? એમ પૂછવાને બદલે કેમ, ચા નથી પીવી ? એમ પૂછાય છે ખાસ તો અમદાવાદમા ! સગીતમાયે આરોહ કે અવરોહમાં કોઈ સ્વરને સીધો ન લેતા, પહેલાનો અથવા પછીનો સ્વર લેવાય

ત્યારે એ વક્ર-સ્વર બને છે.

સ્વરોને ગાવા-વગાડવામાં બે વિકલ્પો હોય છે. એ વિષે મારે માંડીને વાતકરવી છે. શ્રીમતીજી હાલ હાજર હોય તો તરત મને કહે કે મોયણ નાંખ્યા વિના વાત કરજો ! અમારાં શ્રીમતીજીનો સ્વભાવ પત્રકાર જેવો છે, એટલે એમને દરેક વાત ટૂંકી, સ્પષ્ટ અને મુદ્દાસર હોય તો જ ગમે છે. ને મારી તકલીફ એ કે મારા કવિત્વનો સ્પર્શ આપ્યા વિના હું કોઈ વાત કરી શકતો નથી. હમણાં હું એક મિત્રને રેલવે સ્ટેશન પર મૂકવા ગયેલો. 'તમારી ગાડી ઉપડવાની તૈયારીમાં છે, જલ્દી ચડી જાવ !' એટલું જો મેં એમને સીધું જ કહી દીધું હોત, તો એમને એ ગાડી મળી જાત, પણ મેં એ જ વાત અલંકૃત ભાષામાં કહી એટલે એનું પૂરું સૌંદર્ય પામવાના મોહમાં એ મિત્ર ગાડી ચૂકી ગયેલા. અલબત્ત, સંગીતમાં પણ આવું જોખમ છે, એમ હું કહેવા માગતો નથી. આ તો બે વિકલ્પોનો ખ્યાલ આપું છું. પત્રકાર 'વિચારોને વહેવા દો...' એમ કહે, પણ કવિ હોય તો 'ઝટ ડ્હોળી નાંખો રે મનજળ થંભ થયેલાં...' એમ કહે, એટલો ફરક.

રાગના ગાયન/વાદનમાંયે બે વિકલ્પ. તમે જો પત્રકારની જેમ સ્વરનો ઉપયોગ કરો, તો એ તમારા માટે 'સીધો સ્વર' અથવા 'ખડો સ્વર' બનશે. પણ જો તમે કવિની અદાથી એને સાધશો તો એ 'અલંકૃત સ્વર' બની જશે. સ્વરને એના વિશિષ્ટ સૌંદર્ય સાથે પ્રગટ કરવા માટે ઝમઝમા, મૂરકી, મીંડ, ઘસીટ, કણ,ગમક વગેરે રીતો છે. જેના દ્વારા કલાકારની કુશળતા પણ પ્રગટ થતી હોય છે.

ઝમઝમા : સંગીતમાં ઘણા એવા શબ્દો યે છે, જેના ઉચ્ચારને કારણે આપણને કમકમાં આવી જાય છે, પણ એને સમજ્યા પછી સમજાય છે કે આનો સંબંધ તો 'સૌંદર્ય' સાથે છે ! તમારા ગાયનથી તો યાર મને ઝમઝમા ચડી ગ્યાં, એવું તમે જો કોઈ કલાકારને કહો તો એ અર્થને સમજ્યા વિના તમને મારવા જ દોડે ! જો કે એ શબ્દપ્રયોગ ખોટી રીતે થયો છે, એટલે અર્થનો પ્રશ્ન જ નથી ! ઝમઝમા એ મૂળ તો ફારસી ભાષાનો શબ્દ છે (એટલે હું કહીશ એ જ તમને સાચું લાગશે !) 'કમકમાં' અને 'ઝમઝમા', એ બંને શબ્દોને ધ્રુજારી સાથે સંબંધ છે, એટલું તો સ્પષ્ટ છે જ. પત્રકારની જેમ 'ખડો સૂર' ઝાલી પાડવાને બદલે, તમે જો નજાકતથી તમારા વાદ્યના તાર પર આંગળીના દબાણમાં વધઘટ કરીને અથવા ગાતા હો તો સ્વરતંતુ સાથે એવી રમત કરીને, ત્વરિત ગતિમાં એકથી વધુ સ્વરોની અસર આપતી કલાત્મક ધ્રુજારી ઉત્પન્ન કરી શકો, તો એને ઝમઝમા કહેવાય છે. પત્ની સામે ખુલાસા આપતા પતિના અવાજમાં પણ ધ્રુજારી હોય છે (એમાં 'કમકમાં'નું તત્ત્વ હોય છે જ), પણ એને ઝમઝમા કહી ન શકાય, કારણ કે એ કલાત્મક નથી હોતી.

ગમક : પહેલાં આ વાંચો...

'સ્વરસ્યકંપો ગમકઃ શ્રોતૃચિત્તઃ સુખાવહઃ'

... હવે સમજ્યા વિના પ્રભાવિત થવાનું છોડી, એના અર્થને સમજો ! તાન લેવાય ત્યારે સ્વરમાં ઉત્પન્ન કરાતું વિશિષ્ટ પ્રકારનું કંપન જે સાંભળનારને સુખ આપે છે, તેને જ ગમક કહેવાય છે. (હાલ કદાચ હું યે તમને વધારે પડતો તાનમાં આવી ગયેલો લાગીશ, કારણ કે હજી સુધી મેં 'તાન'ની વ્યાખ્યા આપી નથી !) 'ગમક'ના પાયામાં 'ઝમઝમા'ની અસર જ હોય છે, જે તમને ગૂંચવવા માટે પર્યાપ્ત છે.

કણ : કીડીને કણ અને હાથીને મણ, એ હિસાબ સંગીતમાં ચાલતો નથી. પહાડી કાયા ધરાવતો કલાકાર 'રાગ પહાડી' રજૂ કરે, ત્યારે પણ એને 'કણ'નો સહારો લેવો પડે છે. સ્ત્રીઓ ગાયનમાં 'કણ'નો સ્પર્શ વધારે સારી રીતે આપી શકે, એમ હું અંગતપણે માનું છું. 'તું તો આખા ગામથી મોંઘું આપે છે, ચલ અઢી કિલો બટાકા તોલ...' એમ લારીવાળાને કહેતી સ્ત્રી આજુબાજુની લારીએ ભાવ પૂછી ચૂકી હોય છે' ! ગાતી કે વગાડતી વેળાએ લક્ષ્યરૂપ સ્વરની આજુબાજુના સ્વરોનોય ભાવ પૂછી લેવો, મતલબ કે એમનો સ્પર્શ કરી લેવો, એને જ કણ કહેવાય છે.

મીંડ : પહેલી પાટલીએ બેઠેલા કોઈ તોફાની છોકરાને શિક્ષક કહે કે તારી યોગ્યતા મુજબ છેલ્લી પાટલીએ બેસી જા, તો એણે પહેલી પાટલીએથી છેલ્લી પાટલીએ જવાનું હોય છે. પણ એ પોતાના સ્વભાવ મુજબ વચ્ચે આવતા મિત્રો સાથેય અડપલાં તો કરવાનો જ છે. એ કોઈની ચોપડી પાડતો જશે, કોઈને ટપલી મારી લેશે અને કોઈનો પગ કચરવાનું પણ નહીં ચૂકે. ટૂંકમાં પહેલી પાટલીથી છેલ્લી પાટલી સુધીની નીરસ યાત્રાને પણ એ પોતાનો સ્પર્શ આપી રસપ્રદ બનાવશે અને સાથે સાથે પોતાનું આગવું સૌંદર્ય પણ પ્રગટ કરશે ! ષડ્જ (સા)થી તમારે નિષાદ (નિ) સુધી પહોંચવું હોય તો સીધે સીધા પહોંચી શકાય, પણ તમે તોફાની છોકરાની જેમ, વચ્ચે આવેલા ગંધાર, મધ્યમ અને ધૈવત સાથેય ટપલીદાવ કરતા જાવ અને નિશ્ચિત સમયમાં જ આ વધારાનું કામ પતાવીને નિષાદ સુધી પહોંચી જાવ, તો એ મીંડ લીધી કહેવાય. મીંડમાં હમેશાં નીચેના સ્વરથી ઉપરના સ્વર સુધી ઊર્ધ્વયાત્રા કરવાની

હોય છે, એ યાદ રહે.

ઘસીટ  ઘસીટ એ મીંડનુ શીર્ષાસન છે ટપલીદાવનુ પુણ્ય વચ્ચેના ગાળામા કમાઈને, ઉપલા સ્વરથી નીચલા સ્વરે પહોંચો તો એને ઘસીટ કહેવાય, ઓકે ? જો કે 'ઘસડવુ' જેવો અર્થ પણ પ્રગટ કરતો હોઈ 'ઘસીટ'ને બદલે 'અવળ મીંડ' જેવો શબ્દ હુ આપુ છુ જે કોઈ નહીં સ્વીકારે.

ખટકા  આપણે કાયમ જે દુકાનમાથી ખરીદી કરતા હોઈએ, ત્યા પણ એક રસપ્રદ પ્રક્રિયા થતી હોય છે ખુદ વસ્તુને પણ ખબર હોય છે કે મારી વેચાણ કિંમત ચાળીસ રૂપિયા છે પણ વેપારી અને કાયમી ગ્રાહક એકબીજાને બરાબર ઓળખતા હોય છે વેપારી જાણતો હોય છે કે આ ત્રિકમભાઈ ત્રીસ રૂપિયામા જ માગશે, એટલે એ ઉપરના સૂરથી એટલે કે પચાસ રૂપિયાથી શરૂઆત કરશે. ત્રિકમભાઈ જાણે છે કે હુ ત્રીસમા માગીશ તો જ ચાલીસ પર મેળ બેસશે, એટલે એ નીચા સ્વરનો સ્પર્શ આપે છે આમ ઉપરથી નીચે ખેંચાયા પછી વાત મુખ્ય સૂર પર, એટલે કે ચાળીસ પર ફાઈનલ થાય છે આમા બને પક્ષને અદાજ હોય છે કે વાત ચાળીસ પર લાવવાની છે, છતા ઉપર-નીચેની રસપ્રદ ગડમથલથી બને પક્ષને સતોષ થાય છે કે ચાલો આપણે આપણી કલા તો દેખાડી ! સગીતમા એક જ વ્યક્તિ દ્વારા (એટલે કે કલાકાર દ્વારા) આ પ્રકારની સૂર પ્રક્રિયા થાય, તો એને 'ખટકા' કહેવાય છે આમા જે સૂર લેવાનો છે, એની ઉપરના અને નીચેના સ્વરને પણ ધ્રુજાવીને મૂળ સૂર પર આવી જવાનુ હોય છે પણ આ પ્રક્રિયા ઝડપથી કરવાની હોય છે એટલે 'ભાવની રકઝક'ની જેમ નિરાતે ન થઈ શકે ને હાસ્યકારોને રસ પડે એવી એક બાબત એ પણ ખરી કે શાસ્ત્રીય સગીતમા 'ઊલટો ખટકો' પણ હોય છે, એને 'ઝટકો' કહે છે !

આટલુ બધુ લખ્યા છતા તમને રાગનો પૂરો પરિચય નહીં જ મળે અને એ જ ઈષ્ટ છે જે 'અધૂરપ'મા મઝા છે તે 'પૂર્ણતા'મા નથી. આશા છે, અધૂરો ઘડો છલકાતો હોય, એવી મારી આ ગતિ તમને પ્રિય થઈ પડશે !

(ક્રમશ)

■

---

## જત જણાવાનું તને - ૨

### અજબ વાતાવરણ

જત જણાવાનુ તને કે છે અજબ વાતાવરણ
એક ક્ષણ તું હોય છે ને એક ક્ષણ તારું સ્મરણ

રિક્ત કાગળ પર હજી હમણાં તો ફેલાયુ તું રણ,
એક પળ ને આ ખળકતું, નાચતુ, ગાતુ ઝરણ !

ખાસ અઘરુ તો નથી કે આ વિરહનું વ્યાકરણ,
ચન્દ્રવદને અર્ધું અમથુ ચાદનીનું આવરણ !

લેખિની પણ વચ્ચે કેવું રમ્ય અટકી જાય આ,
દૂર વીણા વાજતી સ્વર સાભળે જાણે હરણ !

પત્ર પ્હેલા હુ જ પ્હોંચી જાઉ એવુ કા થતુ ?
શબ્દ પ્હેલા શ્વાસ પ્હેરી લે છે જોને આભરણ !

(૩ જાન્યુ. ૧૯૭૭)

રાજેન્દ્ર શુક્લ

## Would like to let you know - 2

### Mysterious is my being in this sphere...

Would like to let you know my dear
Wonderful, mysterious is my being in this sphere
For a moment, you are in me as memory
Next moment, you are with me right here !

Just before a moment, vast emptiness,
a desert of blank existence was spread on the paper my dear
where, lo, now gushes forth a streamlet,
bubbling, dancing, singing, right here !

After all, this grammar of separation
is not all that difficult, my dear
on the face of full moon is the trans ucent
cover of its own moonlight, right here !

The quill, writing this letter
keeps stopping so beautifully every now and then, my dear
As a running deer stopping
to listen to the far away sound of the lute right here !

Like breath wearing the ornamentation
before the words can, my dear
why is it that I reach you before the
letter reaches you and, am right here !

(3 January 1977)

Translated by Nayana Janı

પ્રવીણ દરજી

## 'અવાજના એક્સ્ રે'નો એક્સ રે

યોસેફ મેકવાનનું કવિપણું સ્થિર થઈ ચૂકેલું છે. રૂઢ ભાષાનો ઉપયોગ કરીને કહું તો તે 'સિદ્ધહસ્ત' કવિ લેખાય. તે પોતે જ કહે છે તેમ, કવિતાની 'સ્થૂળ' અને 'સૂક્ષ્મ' બંને પ્રવૃત્તિઓમાં 'પૂરેપૂરો' 'રગદોળાયેલો' એ કવિ છે. કવિતા લખનારાં ઘણાં 'મોટાં માથાં'નાં નામ તેમણે પ્રસ્તાવનામાં આપ્યાં છે ને તેમની સાથે તેમણે 'હૃદય સાયુજ્ય' પણ અનુભવ્યું છે ! કવિ સાયુજ્ય અને કવિતા સાયુજ્યના બેવડા દોરનો આ કવિ છે. કહો કે આ કવિએ કવિતાના પ્રયોગકાળથી આજ દિન સુધી એમ લખ્યું છે. એમની આ 'ધખના' એમનો કવિતા પ્રેમ સૂચવે છે. આ સ્થિર કવિરૂપની કેટલીક લાક્ષણિકતાઓ અગાઉના સંગ્રહોમાં તો પ્રકટેલી જણાય છે જ, સાથે તાજેતરમાં મળેલા તેમના કાવ્યસંગ્રહ 'અવાજના એક્સ રે'માં પણ તેનો વિસ્તાર જોઈ શકાય છે.




-તો આ 'અવાજના એક્સ રે'નો એક્સ રે કેવો છે ? કવિ અહીં સમથળ કાવ્યપ્રવાહથી રાજી કરે છે કે પછી કોઈ ઊંચા કૂદકા માટેના સંકેતો આપી રહે છે ? અલબત્ત, આવા પ્રશ્નો કવિતા સંદર્ભે આપણું લક્ષ્ય હોતા નથી. આપણે તો રીઝીએ છીએ કેવળ કવિતાથી. સ્થિર ચિત્તમાં થોડાંક કંપનો જગાવી રહે તો પણ ઘણું. સમગ્ર સંગ્રહનાં કાવ્યોમાં - 'કવિતાની પ્રક્રિયા'થી આરંભી 'ટેલિવિઝન' સુધીની પાંસઠ રચનાઓમાં અહીં કોઈ પ્રમુખ સૂર પકડાતો હોય તો જીવનની અસ્થિરતાનો, જગતના કોલાહલનો, વળી વળીને વિધિ સામે વિવશ થતા માનવીના વૈફલ્યનો શબ્દ જ નહિ કવિ-માણસ પણ મૂંઝાતો રહે તેવી સ્થિતિનો. કવિએ સંગ્રહને આરંભે જપાનના એક હાઈકુનું સ્મરણ કરી તેનો જરા ભિન્ન રૂપે પ્રતિઘોષ ઝીલતું પોતાનું હાઈકુ આપ્યું છે ! તેમાં તેમણે પોતાની ભીતર નિવસતા 'અવાજો' (sound) પ્રત્યે જોવાની વાત કરી છે. આ 'અવાજો', ઉપર નોંધ્યું છે તેવા, માનવ મનના, જગતની અંદરના, એક રીતે તો ઘોંઘાટો જ છે. અહીં આ સંગ્રહમાં એવા એકાધિક ઘોંઘાટો - અવાજોનો સહૃદય અનુભવ કરી રહે છે. આ માટે કવિએ ક્યાંક Conventionalમાં formsનો આધાર લીધો છે. ક્યાંક કેટલુંક પોતાની રીતે Destroy કરવાનું બીડું ઝડપ્યું છે તો ક્યાંક Submission પણ છે. પેલા Recurring problems છે, ક્યાંક તેનાં flat statements જેવું પણ છે તો ક્યાંક પેલા Disorder વચ્ચે Order માટેની મથામણ પણ છે. Private experienceનું જુદે જુદે સ્તરે ઊઘડતું જગત પણ અહીં છે. તેવી રચનાઓમાં તેમની Individualityનો અણસાર પણ મળી રહે. તેમાંથી ક્યારેક સ્પર્શી રહે તેવી Personal symbolની ભાત પણ મળી આવે. પરંપરાગત સ્વરૂપને તોડવા મથતી free verseની ક્ષિતિજ પણ ક્યારેક ડોકાઈ રહે. કહો કે કવિ નીવડેલી, નિપજાવેલી રીતિઓની સાથે સંવેદનાધીન કશુંક સહજ ભાવે આવે તો તેને પણ પ્રકટવા દે છે. અને એ નિશાની કવિના ખુદને માટે પણ સારી છે. અહીં એમ કવિને ઊંચા નિશાનમાં કે કૂદકામાં રસ નથી. રોજની પીડતી, સતાવતી, દૂઝતી, દુઃખતી ક્ષણોને, એવા અવાજોને, શબ્દબદ્ધ કરવામાં તેઓનું કવિત્વ ઈતિકર્તવ્યતા સમજે છે. એમ કરવા જતાં તેઓ સ્થળ-ફળ-હોસ્પિટલ-વ્યક્તિ વિશેષનો આધાર લે છે. પેલા વિવશતાના મુખ્ય સૂરની સાથે કયારેક અન્ય વિધાયક સૂર પણ દેખા દે, ઘોંઘાટ-અવાજો વચ્ચે, ભીતરમાં બચેલા કોઈક આનંદરવને પણ વિસ્તારે અને એમ એક larger pattern ઊભી કરવાની મથામણ વાંચી શકાય.

પહેલી રચનામાં જ કવિની જગત સાથેની પાકી નિસબતનો સંકેત છે. ત્યાંથી જ કવિતા રચાય છે તેવું તેમનું કહેવું સો ટકા સત્ય છે. પણ પછી શબ્દ - કવિનો શબ્દ, કવિ-ચેતનાને કલકલાવી મૂકતો હોય છે. જે 'હું' માં નિમજ્જન કરાવે અને 'હું' પછી ભીતરના ભંડારાયેલા અવાજોનો પરિચય આપી રહે જે પછી 'ટેલિવિઝન' દર્શાવે છે તેવા ભૂખરા, સપાટ ચહેરા, લોભામણી જાહેરાતોનું જુઠાણું, અને 'દેવ'ને સ્થાને

એને સ્થાપી ચૂકેલુ એકેએક ઘર - સુધીનુ બધુ તે પ્રત્યક્ષ કરી આપે છે પહેલી અને છેલ્લી રચના વચ્ચે એમ આત્મા વિરુદ્ધ ટેકનોલોજીનો એક અર્થ અને ટેકનોલોજીએ ઊભા કરેલા અનર્થનુ ચિત્ર–વાચકની સામે ખડા થાય છે

અહીં પોતાની ધરી શોધવામાં ફસાયેલ માણસનુ 'ચક્ર' છે, 'મધ્યરાત્રિએ મા બિલ્ડિંગોના જુદા પ્હાડ અને સૌની નાની નાની વાડની જ્ઞપ્તિ છે અભિધાસ્તરે 'કૃષ્ણ માટે તાદુલ'માં પણ ક્યા છે તાદુલ ? ક્યા છે કૃષ્ણ ? એવા મૂળ પ્રશ્નો છે, 'બે ચાર સ્નેપ્સ જિંદગી વિશે'મા રણમાના કેક્ટ્સની જેમ, જળની ધબક માટેની ઝખના છે, તો દિવસભરનુ અર્ધશેકાયેલ રોટલા જેવુ ગઈ કાલના દર્પણ જેવુ જીવન છે 'સ્ટીલ લાઈફ' કે 'અમદાવાદ નગરને રસ્તે'મા પણ સ્થગિતતા અને નોંધારાપણાની જ સવેદના ઝીલાઈ છે 'ચહેરો'મા પણ સબધોનું ચૈતન્ય જ પ્રકટ્યુ છે 'મૂગો ચિત્કાર' પણ એવા ચિત્કારી અવાજને જ પ્રકટ કરે છે સીધી વાતચીતની શૈલીમા પણ આવી વિષાદી સવિત્તિ વચ્ચે ક્યારેક 'કાલે 'મા બને છે તેમ કશાક આનદ બિન્દુને પણ તે જન્માવે છે અનંતમા ધબકતા રહી ધરતીને અનરાધાર ચાહવાની વાત તે કરી શકે છે ઈ ઈ કમિંગ્સની માફક 'મિલ ચીમનીઓ'મા ભૌમિતિક આકાર વડે કવિ જીવનવૈરુપ્યને નિરૂપવા પ્રયત્ન કરે છે

'ફળકાવ્યો'મા આશાવાદ સાથે અતીતરાગ છે તો નરી આખના વાસ્તવની દુ સહતા પણ છે Free verseનુ રૂપ હજી વધુ ઊઘડવુ જોઈતું હતું 'સર્વત્ર સમથળ'મા માનવ સમથળના કળણમા કેવો ફસાયેલો છે તે દર્શાવ્યુ છે તો 'વૃક્ષનુ સત્ય'મા પેલો આશાવાદ હજી કવિમા નાબૂદ નથી થયો તે પણ સમજાય છે 'પૃથ્વી જ આપણો દેશ'મા પણ એ વાત પામી શકાય.

અહીં એસ આર. ભટ્ટ, કવિ રાવજી, કવિ પ્રિયકાન્ત, કવિ હરીન્દ્ર વગેરે ઉપરની વ્યક્તિલક્ષી રચનાઓ પણ છે કવિની અગત સબધ સૃષ્ટિ તેમા નિમિત્ત બની જણાય છે આવા કાવ્યોનુ ભય સ્થાન આ કવિ નથી જાણતો એમ નહિ. તેથી હરીન્દ્ર દવે ઉપરની રચનામા તેમના સર્જનાત્મક આયામોની નોંધ લેવાઈ હોય તેવુ લાગે. તેના મુકાબલે રાવજી ઉપરની રચનામાં પરિણામ સારું મળ્યુ છે

આ સગ્રહના હોસ્પિટલ કાવ્યો અગાઉ ઉલ્લેખ્યુ છે તેવા, Private experienceનુ, સારુ પરિણામ દાખવે છે કવિની સવેદનાનો વાસ્તવ સાથેનો મુકાબલો, હોસ્પિટલનો પરિવેશ, અને સ્વાનુભવમાથી 'માણસ સુધી વિસ્તરેલી ચેતના – જિંદગીના Broken piecesનુ જુદી ભાતે પાતે દર્શન કરાવે છે

પ્રિય પાત્રને જોયા કરવાનું હોસ્પિટલના બિછાને, ભીતર રોયા કરવાનુ અને તે પણ ટટળતા કકળતા-એ કેવુ કેટલુ દુ સહ છે તે હોસ્પિટલના અનુભવથી કવિ જાણી ચૂક્યો છે પરિણામે 'એક જિંદગી હુ, જાણે પાણીમા તરફડતી માછલી ! એવુ તે ઉદ્‌ગારી રહે છે જડવત્ પડેલા પલગ-સ્ટુલ-ટ્રોલી દવા વચ્ચે પોતે ક્યા છે તેવો પ્રશ્ન જળના ટશિયા સાથે જાતને કરે છે અસ્તિત્વના કરુણ રાગને તેથી તે બધી જ મોસમનો એક માત્ર રાગ કહેવા પ્રેરાય છે કરુણસવિત્તિ આખા નગરને હોસ્પિટલ કહેવા સુધી પણ પહોંચે છે, એવુ શહેર કોમામાં હોવાનું અનુભવી રહે છે છેલ્લી પદરમી રચના આશ્વસ્ત કરતી લાગે પણ તે આભાસ માત્ર છે હોસ્પિટલ છેવટે હોસ્પિટલ છે અહીં Personal Symbol - imagesનું વિશ્વ આ કાવ્યોને વિશેષ પ્રકારની સ્પર્શક્ષમતા આપે છે

'પ્રાર્થનાનો ઈન્ટેન્સિવ કેર યુનિટ', 'શ્વાસની પાદડીઓ', મેનીટોલ અને ગ્લુકોઝ નદીનો સંગમ', 'સફેદ ડગલામા ઈશ્વર કે મૃત્યુ ?', 'રઝળતો એક અટૂલો હરફ..', 'માવજતના માછલા', 'ચીસાચીસ કરતી એમ્બ્યુલન્સ', 'ભૂલોવાળા ગરબડિયા અક્ષર જેવા લોકો વગેરે ભાષાપ્રયોગો એ સદર્ભે તપાસવા જેવા છે સગ્રહના આ નોંધપાત્ર કાવ્યો છે કેટલાક નવા સકેત અહીં નીપજ્યા છે અહીં સ્થળ પ્રવાસની કેટલીક રચનાઓ આગળ પણ ભાવકને થોભવુ ગમે. રોમથી મેડ્રિડ જતાં', 'કોલોન ઉર્ફે કોલમ્બસ ચોક આગળ', 'મોન્સેરાત પર્વતની ટોચે' અને 'કોન્ચા બીચ પર ' વગેરે એ પ્રકારની રચનાઓ છે કવિનુ કવિકર્મ આવી રચનાઓમા સ્થળને અતિક્રમીને માનવીય ચેતનાના ભિન્ન ભિન્ન સ્તરોને ઉકેલી આપવાની સક્રિયતા દાખવી શક્યુ છે તે આ રચનાઓનો વિશેષ છે

યોસેફનો આ સગ્રહ એમ એકથી વધુ અવાજના એક્સ રે ઝીલીને આવ્યો છે ઘણુ ખરુ અછાંદસ ગદ્યલયથી કામ લેતા આ કવિને જગત સાવ નજીકથી પરખાઈ ગયુ છે, અવાજોની ભીતરમા શુ પડ્યુ છે તેના એક્સ રે તેણે લઈ લીધા છે એમ એ ભ્રમમુક્ત દશામાં આવીનો ઊભો છે અવાજના એક્સ રે'નો એક્સ રે જોનારને વિશેષે અહીં વેદનાનો ટોન આગળ રહેતો જણાશે. એ ટોનમા સવેદનાનું બળ છે, અનુભવને કાવ્ય સુધી લઈ જવાનું કવિકૌશલ છે અવ્યવસ્થા વચ્ચે વ્યવસ્થા રચી આપે તેવી કાવ્યબાની છે સિદ્ધહસ્ત'ની મુદ્રાવાળા કવિએ 'સિદ્ધહસ્તપણુ' અકબંધ જાળવીને કેટલાક નવા સકેતો પણ પ્રસાર્યા છે

('અવાજના એક્સ રે (કાવ્ય સગ્રહ) રન્નાદે પ્રકાશન, અમદાવાદ, પૃષ્ઠ ૧૧૮ મૂલ્ય રૂ ૬૫, પ્ર. આ. ૨૦૦૦)

■

## મુલાકાતોની મહેકનો માહોલ

'રૂબરૂ', 'ફિલ્મદર્શન', 'ફ્લેશબેક', 'સત્યજિતની સિનેસ્ક્રીપ્ટ', 'નૂરજહાં' જેવાં સિનેમાકળા-અનુલક્ષી પુસ્તકોના લેખક અને યશપ્રાપ્ત પત્રકાર યાસીન દલાલ પ્રારમ્ભથી જ 'માધ્યમો'ના અભ્યાસી છે; એથી વિશેષ ફિલ્મ-કળાના વિષયભોગી છે. હા, એ રૂપેરી પરદા પરથી પ્રતિબિંબાતા પડઘાતા સ્વપ્નિલ સૌંદર્યથી ઘવાયેલા પ્રેમી ચાહક છે. પ્રતિબિમ્બોમાં દિલીપકુમાર, મધુબાલા, ગુરુદત્તની ખાસ, પણ એથી આગળ મધુર દર્દીલી મેલડીના સાંગીતિક સર્જકો નૌશાદ - શંકર જયકિશન, સી. રામચંદ્ર, ઓ. પી. નય્યર, એસ. ડી. બર્મન, રોશન, મદનમોહન અને હુશ્નલાલ-ભગતરામ જેવા 'દિગ્ગજ સંગીતકારો'ના પ્રદાનથી ઑલટાઈમ કેફમાં છે. એનું જીવંત દિલધડક પ્રમાણ એમનું આ પુસ્તક છે, 'સત્સંગ સિનેમાનો'. એમાં વી. શાંતારામ, મહેબૂબ ને ગુરુદત્તની બોલબાલાના ઉલ્લેખોય ટહુક્યા છે.




રેશનાલિસ્ટ, 'સેક્યુલર ટુ ધ કોર' 'સંશયાત્મા' સમા પત્રકાર ધર્મની પરિભાષા 'સત્સંગ' સાથે રંગરૂપરાગની ટર્મ 'સિનેમા' પ્રયોજે એ મિયાં-મહાદેવની જોડી જેવું વિ-ચિત્ર નથી લાગતું ? ખરેખર તો સિનેમા-માધ્યમને, કળાને રિયલાઈઝ કરતા રિલિજિયન લેખે માણીને તે પ્રમાણે છે. ઘણાં વર્ષો પૂર્વે 'ટાઈમ' મૅગેઝિન અને આન્તરરાષ્ટ્રીય ફિલ્મક્ષેત્રે એક વાક્પ્રયોગ થતો હતો. 'રિલિજિયન ઑફ ધ સિનેમા' - એના સંદર્ભે આ હકીકત સમજવાની છે. વડીલો વયસ્ક યાસીનને - જે રેડિયો સિલોન સાંભળ્યા કરતો, ફાટ્યા ડોળે ફિલ્મો નીરખ્યા કરતો - કહેતા, 'મોટો થઈને સિનેમા થિયેટરમાં ડોરકીપર બની જજે.' ડોરકીપર તો ના બન્યો આ જીવ પણ આગળ ઉપર 'લા ડૉલ્સ વિટા'ના મહાન સર્જક ફેલિનીને મળ્યો, વિદેશોમાં 'માયામૃગ'વાળા નીરદને (ચૌધરી નહિ) બદલે પારિતોષિક લઈ આવ્યો, લોલો બ્રિગ્રેડાને મળ્યો વગેરે વગેરે... આવું બધું ઘણું જાડા કાચના ચશ્માં અને હૃદય ધબકારથી એમણે ભોગવ્યું છે. શિરીષ કાણેકરની કલમથી માણ્યું હોવા કરતાં રાજુ ભારતનની શૈલીના સંગાથથી જોગવ્યું લાગે. ડૉ. પદ્મનાભ જોષી, રજનીકુમાર પંડ્યા, અભિજિત વ્યાસ, ઉર્વીશ કોઠારી, હિંમત કપાસી, સુભાષ શાહનાં નામો તેમજ કામો યાદ આવે મગર યાસીનના દલાલીય અંદાજે બયાં ઓર છે.

ગ્રન્થારમ્ભે ભાગ-૧માં 'મૈં એક પાયોનિયર આદમી હૂં' અનિલ વિશ્વાસથી શરૂ કરી નૌશાદજી (જેઓ સંગીત એ માનવજીવનનું અનિવાર્ય અંગ છે એમ માનતા, તેમ જીવી ગયા), તલત મહેમૂદ, કલ્યાણજી-આણંદજી, મન્ના ડે, જગમોહન, ઝોહરાબાઈ અંબાલાવાળી, પુષ્પા હંસ, અમરીશપુરી, શ્યામ બેનેગલ, ગિરીશ કર્નાડ, માસ્ટર ભગવાન, હેલન, શમશાદ બેગમ, રવીન્દ્ર જૈન, કૈફી આઝમી, પંડિત રવિશંકર, રોહિણી હટ્ટંગડીને રૂબરૂ મળી અવનવી રસાવહ માહિતીસભર મુલાકાતો શબ્દસ્થ કરી છે. (અહીં 'અંદાજ'વાળા મહેબૂબખાન અને રાજકમલવાળા શાંતારામની ખોટ સાલે.) ગુલામ હૈદર, ફિરોજ નિઝામી, હંસરાજ બહલ, ગુલામ મોહમ્મદ, મહંમદ રફી, જયદેવ, આર. ડી. બર્મન, ગીતાદત્ત, આશા ભોંસલે, સુમન કલ્યાણપુર, સુધા મલ્હોત્રા અને લાસ્ટ બટ નોટ ધ લિસ્ટ લક્ષ્મીકાન્ત-પ્યારેલાલની ગેર-હાજરી, અહીં હાજરી પુરાવે ખરી !

પુસ્તકનો અનુક્રમ માત્ર ભાગ-૧ રસથાળ આગળ ૧૮મી વાનગી આગળ અટકી જાય છે, જ્યારે ભાગ-૨ જાનાં પ્રકરણો ગુમ થઈ ગુપાયાં છે ! શાથી ?

પ્રથમ ભાગના ઈન્ટરવ્યૂઝથી ૨જો ભાગ જરાકે ઊણો ઊતરે એવો નથી એનું ૧લું પ્રકરણ 'અબ વો નગ્મે કહાં, સિર્ફ આવાઝ હૈ', ૨જું હિન્દી ગુજરાતી સિનેમાના વિકાસમાં ગુજરાતીઓનો ફાળો, ૩જું સૌરાષ્ટ્રનું પ્રદાન, ૬ઠ્ઠું ફિલ્મોમાં ગાધીજીની બ્રહ્મચર્યની વિચારધારા, ૮મું છેલ્લા છ દાયકાની શ્રેષ્ઠ હિંદી ફિલ્મો, ૧૧મું 'પ્યાસા'ની ગુલાબોથી 'ગાઈડ'ની રોઝી, ૧૨મું સજ્જાદનું સંગીત, ૧૪મું ઓ પી અને લતા, ૧૫મું ગુજરાતી સિનેમા અને અન્તે ૧૮મું પ્રજાકીય નાદારી નોંધાવતું 'જાગતે રહો' - પ્રકરણ. 'સિનેમા અને ટી.વી. જેવાં પ્રચંડ માધ્યમોનો સદુપયોગ કરવામાં આપણે નિષ્ફળ.'

'વિચારવિહાર'માં 'સૌજન્ય માધુરી' સાચવી કટાર-સફળ યાસીનજી કેટલીક બાબતે જાતને પણ થોડા નિષ્ફળ માની કોચવાતા લાગશે આ ૧૭મા પ્રકરણમાં 'હું ફિલ્મ પત્રકાર હોત તો ' આ તોતેર મણનો 'તો' એમને કેવું કેવું સૂઝાડે છે '

તો મારો પત્રકાર આદર્શ કોણ હોત ? બાબુરાવ પટેલ ? બદ્રી કાચવાલા ? બી કે. કરંજિયા ? દેવયાની ચૌબલ ? 'હું ફિલ્મ સમીક્ષક હોત તો કદાચ મારો આદર્શ ડેરેક માલ્કોમ હોત ' (સત્યજિત રાયે પણ ડેરેક માલ્કોમની પ્રશંસા કરી છે ) ૫૦-૬૦ના ગાળામાં ફિલ્મ પત્રકાર બનવાનું પસંદ કરત કારણ કે -

ગુરુદત્ત જેવો મહાન સર્જક 'પ્યાસા'નું 'યે દુનિયા અગર મિલ ભી જાયે તો ક્યા હૈ' દશ્ય ગીતાંકન કરતો હોય, 'બૈજુ બાવરા'ના રેકોર્ડિંગ વેળા 'ઓ દુનિયા કે રખવાલે'ના રિટેકિંગ કરાવતા નૌશાદ રફીને થકવી નાખતા હોય, 'સંગદિલ' માટે 'વો તો ચલે ગયે અય દિલ' ગીત માટે લતાને સજ્જાદ ખખડાવી નાખતા હોય, 'હલાકુ' 'ઔરત' કે 'બાદલ' જેવી ફિલ્મોનાં ગીતોની ધૂન શંકર જયકિશનની જોડી બનાવતી હોય, દિલીપકુમાર સાથે ઈન્ટરવ્યુનું આખું પુસ્તક કર્યું હોય જેમાં 'લૉરેન્સ ઑફ અરેબિયા'માં ઓમર શરીફનો રોલ જતો કેમ કર્યો ? ગુરુદત્તને 'પ્યાસા' માટે ધક્કા ખવડાવી ભૂમિકા કેમ ના સ્વીકારી ? જેવા સવાલો હોય, શ્યામ બેનેગલ પોતાની ફિલ્મની પટકથા કેવી રીતે તૈયાર કરે છે તે જાણવાનું હોય, અમિતાભ અને રાજેશખન્નાની પાછળ દોડવાને બદલે કાનનદેવી, ઝુબેદા, મુરાદ, હુસ્નબાનુ, સુવર્ણલતા, બેગમપારા, શ્યામા, સુરેન્દ્ર, વીણા સુવર્ણલતા જેવાં નટનટીઓ અને બુલો સી. રાની, તિમિર બરન, નીનુ મઝુમદાર, દુરાની, ઝોહરાબાઈ, સુરેન્દ્ર કોર, સુરેન્દ્ર જેવા વીસરાઈ ચૂકેલા સંગીતકારો-ગાયકોને ગલીકૂચીઓમાંથી ખોળી કાઢી એમના જીવન વિશે વધુ લખ્યું હોય - 'તો' કેવી લિજ્જત પડત ? પણ ૭૩ મણીઆ 'તો'ના કારણે જે ના બન્યું એના દિલી અફસોસનું સાટું લેખકે પૂરા પ્રેમથી વાળ્યુ છે

૧લા ભાગની મુલાકાતોમાં પેચીદા પ્રશ્નોની ધારનો લુત્ફ અને ૨જા ભાગમાં મધુબાલા અને વહીદા રહેમાન પરના લેખો, 'એક જ ગીત કિસ્મત પલટી નાખે છે' જેવાં અભ્યાસ સંશોધન ફિલ્મી આલમના ચાહકો માટે નજરાણું છે લેખકે અનિલ બિશ્વાસ, શમશાદ અને ખાસ તો માસ્ટર ભગવાન સાથે પડાવેલા ફોટા પુસ્તકની અને પત્રકારની નિષ્ઠાને ઑથેન્ટિક દર્શાવે છે (ફરક એટલો કે સંસિદ્ધ મુલાકાતી રજનીકુમાર પંડ્યા હરખભેર મુલાકાત-નાયકને કે નાયિકાને પોતાની સાથે તસવીર ખેંચાવવા કહે, જ્યારે યાસીન દલાલ સાથે મુલાકાત-નાયક હોંશભેર ફોટો પડાવે !) છતા એક વાત કહેવી ઘટે કે રજનીકુમારની કથનશૈલીનું કર્ષક રોમાન્ટિઝમ અહીં નથી દલાલ, તથ્યપરક લેખક છે અલ્પ ખ્યાત ઝીણી વિગતો એ મેળવે છે ને રસાળ રીતે પ્રસ્તુત કરે છે આ દષ્ટિએ તેઓ સદાબહાર સંગીતસર્જક શંકર જયકિશન ગ્રન્થના લેખક ડૉ. પદ્મનાભ જોશીની શૈલીહરોળમાં આવે. બીજું, ઉપર કહ્યું તેમ રાજુ ભારતનની જેમ યાસીનનો રેફરન્સ પોઈન્ટ હિન્દી ભાષી ફિલ્મોના સંગીત સમ્રાટ નૌશાદ છે, એસ. જે ના એ ચરમ ચાહક હોવા છતાં ! કિતાબનાં ઘણાં પૃષ્ઠોની સંદર્ભસૂચિ કરી છાપી હોત તો આ વિધાનની ખાતરી થાત. આવી વિશેષતાઓ સાથે કેટલીક મર્યાદાઓ પણ છે જેમ કે કુશળ નટ અને સંગીતસૂઝવાળા શો મેન દિગ્દર્શક રાજકપૂરની સર્જન પ્રક્રિયા વિશે અહીં અલપઝલપ જેટલું મળે !

આમ છતાં યાસીન દલાલનો આ સિનેમા-સત્સંગ ગુજરાતી-ગ્રન્થ હિન્દી ભાષામાં જાય તો તે ત્યાંયે માગ મૂકાવે એવો ખરો.

■

('સત્સંગ સિનેમાનો' લે. યાસીન દલાલ, પ્ર. પાર્શ્વ પ્રકાશન, રિલીફ રોડ અમદાવાદ-૩૮૦૦૦૧ પ્ર. આ. ૨૦૦૬ પૃ. ૨૩૮, કિંમત રૂ ૧૫૦/ )

# સુરખાબ - The Flamingo : Phonicopterus roseus

હેમેન્દ્ર એ. શાહ



સુરખાબ કચ્છમાં હંજ તરીકે ઓળખાય છે. સુરખાબ - ધ ફ્લેમિંગો - ગુજરાતનું રાજ્ય પક્ષી છે. આ વાતની ઘણાંને ખબર નથી. વાઈલ્ડ લાઈફ ફોટોગ્રાફી કરનાર - નિરીક્ષણ કરનારને પણ નહીં !

પક્ષીઓમાં સૌથી સુંદર મોર ગુજરાત તથા રાજસ્થાનના લોકોનાં હૈયાંમાં એટલું બધું વસી ગયેલું છે કે મોટા ભાગની પ્રજા માને છે કે મોર આ બન્ને રાજ્યનું રાજ્ય પક્ષી છે. હકીકત એ છે કે મોર ઉત્તરપ્રદેશનું, ઘોરડ રાજસ્થાનનું અને સુરખાબ ગુજરાતનું રાજ્ય પક્ષી છે.

આછા ગુલાબી રંગની ઝાંયવાળું, પણ મુખ્યત્વે સફેદ રંગનું સુરખાબ જ્યારે સમૂહમાં ઊડે છે ત્યારે તેનાં પીંછાં ઉપરનો લાલ રંગનો નાનો પટ્ટો ઝળહળી ઊઠે છે અને આકાશમાં એક નયનરમ્ય દશ્ય રચાય છે. અને જાણે કે લાલ રંગની જ્યોત-ફ્લેઈમ ઊડી રહી છે. પીંછાંના કાળા રંગની ધાર તથા આકાશના વાદળી રંગની પાર્શ્વાદ્ભૂ વચ્ચે ઘેરો લાલ રંગ વિશેષ આકર્ષક લાગે છે. લાલ નાનો પટ્ટો પીંછાંની અંદરના ભાગમાં હોવાથી સુરખાબ ઊડે છે ત્યારે જ આ પટ્ટો દેખાય છે.

પાતળી લાંબી ડોક, લાંબા ઘેરા ગુલાબી રંગના ઊંચા પગ, જાડી વિશિષ્ટ પ્રકારની વાંકી વળેલી કાપવાળી ચાંચ, પગની ચામડી સાથે જોડાયેલાં પગનાં આંગળાં સાથે લગભગ ૫૦ થી ૫૨ ઈંચ ઊંચાઈ ધરાવતું આ પક્ષી બીજાં પક્ષીઓથી અલગ તરી આવે છે.

કાદવ-કીચડવાળાં પાણીનાં સ્થળો, ખારા પાણીવાળાં તળાવ-સરોવરો અને દરિયા કાંઠાનાં છીછરાં પાણીમાં આ પક્ષીઓ જોવા મળે છે. કચ્છ-ભૂજ સિવાય નળસરોવર, પોરબંદરનો દરિયા કિનારો તથા ગુજરાતનાં નાનાં મોટાં તળાવોમાં જોવા મળે છે. મહેસાણા જિલ્લાનાં પાણીવાળાં ગામડાંઓમાં, સરખેજ-ગાંધીનગરની સડક નજીક, માતર-તારાપુરનાં તળાવોમાં લેખકે ફ્લેમિંગો નિહાળેલાં છે. લાંબી ડોક અને તરવાની આવડતને લીધે કીચડવાળાં તળાવ-સરોવરના તળિયાવાળા ભાગમાંથી સહેલાઈથી પોતાનો ખોરાક મેળવી લે છે. તેની કાપવાળી ચાંચ ફિલ્ટરનું કામ કરે છે. ડહોળું પાણી નીકળી જાય છે અને જીવડાં રહી જાય છે. સુરખાબ સામાન્ય રીતે ૫૦ થી ૫૦૦ના સમૂહમાં ફરતાં જોવા મળે છે. નળસરોવર અને બીજી વિશાળ પાણીવાળી જ્ગ્યાઓમાં બે હજાર અને તેથી મોટી સંખ્યામાં પણ જોવા મળે છે. સુરખાબ લગભગ ભારતભરમાં જોવા મળે છે.

પાતળી લાંબી ડોક પૂરેપૂરી આગળ ખેંચીને અને પાતળા લાંબા પગ પાછળ પૂરેપૂરા લંબાવીને સુરખાબ ઊડતાં હોય ત્યારે એક વિહંગ દશ્ય ખડું થાય છે. ટેઈક ઓફ કર્યા પછી સામાન્ય રીતે આ પક્ષી અંગ્રેજી V અક્ષરનો આકાર કરીને ઊડતાં હોય છે.

મોટાં સુરખાબ આપણે ત્યાં કાયમી નિવાસ કરનારાં છે અને અમુક સંખ્યામાં યુરોપથી શિયાળા દરમ્યાન પણ આવે છે. નાનાં સુરખાબ ચોમાસા પછી તુર્ત જ આફ્રિકાથી પણ આવે છે.

આજથી લગભગ ૩૫-૪૦ વર્ષ પહેલાં ભૂજ નિવાસી પ્રસિદ્ધ તસવીરકાર સ્વ. એલ. એમ. પોમલે કચ્છના મોટા રણમાં, ખાવડા વિસ્તારમાં, ઊંટ ઉપરનો લાંબો કષ્ટદાયક પ્રવાસ કરી સુરખાબની વિશાળ વસાહતમાં જઈ હજારો માળા દર્શાવતી કોલોનીની સુંદર તસવીરો પાડી હતી. તે વેરાન, સપાટ પ્રદેશમાં ૭ ઈંચથી ૧૩ ઈંચ ઊંચા ભીની માટીના માળા બાંધે અને તેમાં ગોળાકાર નાનો ખાડો બનાવી એક અથવા બે આછાં વાદળી રંગનાં ઈંડાં મૂકે. બધા માળા એક બીજાની તદ્દન નજીક હોય. સ્વ. શ્રી પોમલજીએ આ તસવીરોનું પ્રદર્શન મુંબઈમાં તથા ભૂજમાં કર્યું હતું અને તેને લીધે સુરખાબ વિશે - હંજ વિષે - આશ્ચર્યજનક નવી બાબતો પ્રકાશમાં આવી હતી.

સામાન્ય રીતે સુરખાબ શાંતિપ્રિય છે અને ઘોંઘાટ-અવાજ કરવાની ટેવવાળું પક્ષી નથી. છતાં તેમને કોઈક કોઈક વાર ટોંક-ટોંક-ટોંક-ટોંક જેવો અવાજ કરતાં સાંભળી શકાય છે. ■

# બલાકા-૧૮

●

રવીન્દ્રનાથ ઠાકુર

●

અનુવાદ : રાજેન્દ્ર શાહ

જ્યાં લગી હું ગતિહીન થઈ રહું
ત્યાં લગી સંચિત થતો લહું
આ તે સહુ વસ્તુનો જ ભાર.
ત્યાં લગી આ લોચને લગાર
નહીં નીંદ
ત્યાં લગી કોરી કોરી ખાઉં વિશ્વપિંડ,
એવી કીટક જિંદગી.
છે ત્યા લગી
ચારે બાજુનું રચાતું રહે આવરણ,
કેવળ દુઃખનો ભાર વધી રહે નૂતન નૂતન.
આ જીવન, સતર્ક બુદ્ધિને ભાર નિમેષે નિમેષે
જરાની જીર્ણતા પામે સંશયના શીતે પકવ કેશે.

જ્યારે હું ચાલવા માંડું, ચલનની સાથ
લાગે વિશ્વ પ્રવાહ-આઘાત,
આપોઆપ સરી જાય સહુ આવરણ,
વેદનાનું વિચિત્ર ભારણ
થતું રહે ક્ષીણ.
પુણ્ય પામું સંચાલન સ્નાને,
ગતિને અમૃતપાને
નવીન યૌવન
વિકસી રહેતું પ્રતિક્ષણ.

હો રે હોહો યાત્રિક હું
નિરંતર સમ્મુખને લહું
શાને અકારણે
પૂંઠળથી સાદ કરો મ્હને ?
હું નહિ મૃત્યુના પ્રેમે કરી
રહી શકું ઘરખૂણે ઠરી.
નિત્ય યૌવનને હું તો આરોપીશ હાર,
એનો જ છે મારે કર પૂજનનો થાળ.
ત્યજી મેલી બાકી સહુ ભાર
વાર્ધક્યનું સ્તૂપાકાર
આયોજન.

ઓરે મન
યાત્રાના આનંદગાને પૂર્ણ આજ અનંત ગગન.
તવ રથમહીં ગાન ગાય વિશ્વકવિ,
ગાન ગાય ચંદ્ર તારા રવિ.

('ઉદ્દેશ' વર્ષ ૧, અંક ૭, ફેબ્રુઆરી ૧૯૯૧માંથી)

# અસ્મિતા પર્વની આસપાસ

યોસેફ મેકવાન

ભાવનગર પાસે માલણ નદીને કાંઠે મહુવા ગામ. મહુવામાં કૈલાસ ગુરુકુળ એટલે પૂજ્ય શ્રી મોરારિબાપુનો આશ્રમ. તેમનું આખું નામ મોરારિદાસ પ્રભુદાસ હરિયાણી. શ્રી હનુમાનજી મહારાજ મોરારિબાપુના આરાધ્યદેવ. બાપુના મુખે કહેવાતી રામકથાનું એ મુખ્ય ચાલકબળ, પ્રેરણાબળ. એમની કથાનો એ જ પ્રાણવાયુ ! ભારતીય શાસ્ત્રીય સંગીતના ચતુર્થ આદ્યસ્તંભમાંના એક આદ્યસ્તંભ એટલે શ્રી હનુમાનજી મહારાજ. પૂજ્ય શ્રી બાપુના હૃદયમાં એ હનુમાનજીની આરાધના શાસ્ત્રીય સંગીત-નૃત્ય મહોત્સવ રૂપે તાદશ થઈ. તેથી શ્રી હનુમાન જયંતિના અવસરે ચિત્રકૂટધામ-તલગાજરડામાં પૂ. બાપુ દ્વારા ૧૯૭૮માં પ્રથમ સંગીત વંદનાના ભવ્ય કાર્યક્રમનો પ્રારંભ થયો. બસ, ત્યારથી હનુમાન જયંતીના અવસરે આ આનંદોત્સવની ઉજવણી થવા લાગી. તેમાં સંગીત, નૃત્યકલાના શિખર સ્વામીઓ જેવા કે પં. રવિશંકર, ઉસ્તાદ બિસ્મિલ્લાખાં, વી. જી. જોગ, કિસન મહારાજ, બિરજુ મહારાજ, પં. જસરાજજી, ભીમસેન જોશી, કુમારગંધર્વ, ગોપીકૃષ્ણ, રામનારાયણ, વિલાયતખાં, સુલતાનખાં... વગેરેએ પોતાની સર્વોત્તમ કલાનો અર્ઘ્ય શ્રી હનુમાન મહારાજની મૂર્તિ સમક્ષ અર્પ્યો છે. આ ક્ષણોથી જ પૂ. બાપુ કોઈ પણ જાતના ઊંચનીચના - નાતજાતના - નાનામોટાના - જાણ્યાઅજાણ્યાના - સ્ત્રીપુરૂષના ભેદ કર્યા વિના તેમની આ પ્રવૃત્તિમાં સહુને સહભાગી બનાવતા રહ્યા છે.

વરસોવરસ ચાલતા આ કાર્યક્રમમાં આવ્યું ૧૯૯૭નું વર્ષ. અને આવ્યો શ્રી હનુમાન જયંતીનો દિવસ. આ દિવસ માટે બાપુએ પહેલેથી જ એક વિશિષ્ટ કાર્યક્રમનું આયોજન કરેલું ! ગુજરાતી ભાષાના એ સમયે જે હાથવગા હતા તેવા તેજસ્વી કવિઓ જેવા કે - રમેશ પારેખ, અનિલ જોશી, મનોજ ખંડેરિયા, માધવ રામાનુજ, વિનોદ જોશી, હર્ષદ ચંદારાણા વગેરેને નિમંત્ર્યા. શ્રી હનુમાન મહારાજ પાસે ઓસરીમાં બેસાડી બાપુએ આ કવિઓ પાસે કાવ્યપાઠ કરાવ્યો. જૂજ ભાઈ-બહેનોની હાજરીમાં બનેલી આ ઘટનાથી પૂ. બાપુના મનમાં વર્ષોથી જે સાહિત્ય-કલાની વંદનાનું બીજ પડેલું હશે તે એ પછી ૧૯૯૮માં અસ્મિતા પર્વ રૂપે ફણગાયું અને આજે તો એ પાંગરી ઊઠ્યું, વિશ્વમાં ચોમેર એની મહેક ફેલાવી રહ્યું ! રામકથાના સમર્થ વક્તા એવા બાપુને અસ્મિતા પર્વના ઉત્સવ ટાણે બન્ને હાથની હથેળીઓ જોડી તેની પર ચહેરાને ગોઠવી નાળિયેરીને અઢેલીને શ્રોતાઓ વચ્ચે શ્રોતા બનીને બેઠેલા નિરખવા એ ય એક લહાવો છે !

શ્રી હનુમાન જયંતી નિમિત્તે ત્યારથી વરસોવરસ આ અસ્મિતાપર્વનો યજ્ઞ રખાય છે. ગુજરાતમાંથી અને દેશભરમાંથી સાહિત્યકારો, કલાકારો, વિદ્વાનોને તેમાં ભાગ લેવા માટે નિમંત્રવામાં આવે છે. તેમના જ્ઞાનનો લાભ શ્રોતાસમૂહને મળે છે. વક્તાઓ પણ પોતાને સોંપાયેલ વિષયનો તલસ્પર્શી અભ્યાસ કરીને આવે છે. તેથી 'અસ્મિતાપર્વ' ગુજરાતની સાહિત્યિક-સાંસ્કૃતિક અપૂર્વ ઘટના બની રહે છે. પૂ. બાપુ, પોતાની આગવી રસિક શૈલીથી રામાયણની કથા દ્વારા સમાજની આમજનતાની સંવેદનાને સ્પર્શે છે, કેળવે છે, તો અસ્મિતાપર્વના આયોજન દ્વારા સમાજના રુચિ ઘડતરનું કાર્ય કરતા સાહિત્યકારો અને કલાકારોના એક વિશિષ્ટ વર્ગને અરસપરસ ભેળવે છે. આમ, પૂ. બાપુ રાષ્ટ્રીય એકતાની ભાવનાને પણ વળ ચડાવી રહ્યા છે. ગુજરાતની સંત પરંપરામાં નરસિંહ મહેતાની જેમ મોરારિબાપુ વર્તમાન સમયમાં સામાજિક-સાંસ્કૃતિક ઉત્થાનનું કાર્ય અદ્‌ભુત રીતે કરી રહ્યા છે. તેમની આ આખી પ્રવૃત્તિના મૂળમાં છે કેવળ માનવીય પ્રેમ ! અને પ્રેમને કોઈ આશય કે સ્વાર્થ હોતો નથી. પ્રેમ એટલે પ્રેમ. પ્રેમ જ. સૌને પ્રેમભાવથી આવકારવાની, સ્વીકારવાની એમની રીતિમાં મને તો ઈસુનાં જ દર્શન થયાં ! કોઈપણ કાર્યક્રમના આરંભે બાપુ સ્ટેજ પર ગયા વિના નીચેથી જ વક્તાઓને, કવિઓને સૂત્રમાળા પહેરાવી - શાલ ઓઢાડી તેમનું અભિવાદન મધુર સ્મિતથી કરે. આમ તેઓ આપણી નજરમાં રહેલી સંત પરંપરામાં એક મૂઠી ઊંચેરા સંત થઈ વસી જાય છે.

છેલ્લા એક દાયકાથી ચાલતા આ અસ્મિતાપર્વને ટી.વી. ચેનલોના માધ્યમ દ્વારા વિશ્વભરમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં પ્રસારિત કરવામાં આવે છે, એ સૌ જાણે છે, માણે છે. એ મહિમા ઓછો ન ગણાય ! અસ્મિતાપર્વને નજીકથી જાણનારા-માણનારાને ખ્યાલ આવી જ જાય છે કે તેની સફળતાનો આધાર તેના સંચાલકો અને આયોજકોની શુદ્ધ સૂઝબૂઝ અને તેમના વલણ પર રહ્યો છે. પ્રા. હરિશ્ચંદ્ર જોશી તેમના ઘેરા પૌરુષભર્યા અવાજમાં ભાવકોને અને વક્તાઓને જે સાહજિકતાથી સાંકળે છે તેમાં વક્તાની અને ભાવકની રસરુચિ એક બની રહે છે. એન્કર તરીકે તેઓ હંમેશાં પોતાના વ્યક્તિત્વને સમષ્ટિમાં ભેળવીને આગળ ચાલે છે.

અસ્મિતાપર્વમાં આવરી લેવાતા સાહિત્યિક વિષયોમાં વૈવિધ્ય હોય છે. તેના કેન્દ્રમાં ભારતીય પરંપરા અને ગુજરાતનો સાંસ્કૃતિક વ્યાપ હોય છે. કાવ્યાયન કે મુશાયરામાં ભાગ લેવા આવતા નિવડેલા કે નવોદિત કવિઓમાં એકસરખો ઉમંગ જોવા મળે છે. તેમાં કાવ્ય વૈવિધ્યનું ઊંચું મૂલ્ય રહે છે. સાથે સાથે સાહિત્ય સંગોષ્ઠિના વિષયો - ચર્ચાઓ શ્રોતાઓને - દર્શકોને - ભાવકોને પરસ્પરની સંવેદનાઓ - લાગણીઓ સાથે એવી રીતે વણી લે છે કે મંડપની આસપાસનાં નાળિયેરીનાં ઝૂંડો વચ્ચે એક ભાતીગળ વાતાવરણ રચાઈ આવે છે. રાત્રે સંગીત-નૃત્ય-નાટ્ય અને દિવસે અક્ષરની આરાધના થતાં રહે છે. એટલે જ પ્રા. હરિશ્ચંદ્ર જોષીએ અસ્મિતાપર્વને 'સ્વર-અક્ષરનો મહાકુંભ' કહી ઓળખાવ્યું છે.

આવું 'અસ્મિતાપર્વ - ૧૧' ૧૬ એપ્રિલથી ૨૦ એપ્રિલના દિવસોમાં કૈલાસ ગુરુકુળમાં ઊજવાઈ ગયું. આ પ્રસંગે 'અસ્મિતાપર્વ' - વાક્ધારા - (૧ થી ૧૦) સંપુટનું કવિશ્રી રાજેન્દ્ર શાહના હસ્તે લોકાર્પણ થયું. છેલ્લાં દસ વર્ષની ગદ્ય-પદ્ય, ચર્ચિત સામગ્રી, વક્તવ્યો, કાવ્યાયન, પ્રવચનો વગેરે યથાતથ તેમાં સંકલિત થયેલાં છે. દિવંગત થયેલા ગુજરાતી સર્જકોના પ્રદાનને મૂલવતા લેખો પણ તેમાં છે. આ સંપુટ પૂ. બાપુની સાહિત્ય પ્રીતિનો દ્યોતક બની રહેશે. એનું અનુસંધાન જળવાઈ રહે એમ આપણે ઈચ્છીએ.

અસ્મિતાપર્વ ૧૧'મા સાહિત્ય સગોષ્ઠિમા જ્ઞાનપીઠ પુરસ્કૃત ગુજરાતી સર્જકો સાથે ભારતીય અન્ય સર્જકોને પણ પોંખવામા આવ્યા સાહિત્યિક અને સામાજિક સદર્ભમાં થયેલી સમૂહ માધ્યમની મીમાસા રસપ્રદ રહી. આ બધા સાથે રાત્રિ કાર્યક્રમમા શ્રીમતી અનુપમા ભાગવતનુ સિતારવાદન, પડિત હરિપ્રસાદ ચોરસિયાનું બાંસુરીવાદન અને પડિત શકર ઘોષનુ તબલાવાદન રસિક ચાહકો ભાવકોએ ખૂબ શાતિથી માણ્યું

આ બધામા ૧૬ એપ્રિલ રાત્રે ૮ વાગ્યે ચિત્રકૂટ તલગાજરડામા કવીશ્વર દલપતરામ લિખિત, મિથ્યાભિમાન નાટક નાટ્યવર્તુળ ગુજરાતી ભાષા સાહિત્ય ભવન, ભાવનગર યુનિ. તરફથી શ્રી મહેન્દ્રસિંહ પરમારના નિર્દર્શન હેઠળ રજૂ થયુ નાટકમાના બધા જ પાત્રોએ પોતાના અભિનયને ન્યાય આપ્યો. એમા યે જીવરામ ભટ્ટના અને રંગલાના પાત્રોએ આખા નાટકને રસિક બનાવ્યુ ત્યારે થયુ કે ૧૩૫ વર્ષ પહેલાં રચાયેલુ આ નાટક આજે ય કેટલુ બધુ પ્રસ્તુત છે ! રતાંધળા જીવરામ ભટ્ટ પોતાના રતાધળાપણાને પ્રગટ થવા દેતા નથી. એ માટે તે જે જે નુસખા અજમાવે છે તેમાથી નિર્દોષ હાસ્યરસ પ્રસરે છે વચ્ચે વચ્ચે દોહરા-સોરઠામા ગવાતાં ગીતો પણ ભાવ અને વાતાવરણની જમાવટ કરવામા પોષક નીવડે છે કોઈને પણ સમજાઈ જાય કે મિથ્યાભિમાન કરનારનો અત દુઃખદ આવે છે આમ, રમૂજ દ્વારા કવીશ્વરને જે કહેવુ છે તે કલાત્મક રીતે કહી દે છે

આ અને આવા અનેકવિધ કાર્યક્રમો વચ્ચે આ આનદોત્સવમા સાહિત્ય-ચેતના જાણે કે અત્રતત્ર ઘુમરાતી હતી. આવતા વર્ષના અસ્મિતાપર્વની તીવ્ર પ્રતીક્ષા સાથે અજાણ્યાં સૌ પરિચિત થઈ વિખરાયા... ને એ સૌને કૈલાસ ગુરુકુળ માલણ નદી ટગર ટગર તાકી રહ્યા.

■

(અહેવાલ)

# મહુવામાં યોજાયેલું અસ્મિતા પર્વ - ૧૧

**મુકુન્દ પી. શાહ**

પૂ. મોરારિબાપુ પ્રેરિત, હરિશ્ચદ્ર જોશી અને વિનોદ જોશી આયોજિત અસ્મિતા પર્વ ૧૧નુ આયોજન શ્રી કૈલાસ ગુરુકુળ, મહુવા જિ ભાવનગર મુકામે તા ૧૬મી એપ્રિલથી ૨૦મી સુધી કરવામા આવ્યું હતુ જેનુ ઉદ્ઘાટન દીપ પ્રગટાવી પૂ મોરારિબાપુએ કર્યું હતુ

તા. ૧૬મીએ અસ્મિતા પર્વ ૧ થી ૧૦ સુધીની સાંસ્કૃતિક અને જ્ઞાનસભર યાત્રાના દરેક ચરણને પુસ્તકમા મઢેલો હર્ષદ ત્રિવેદી સપાદિત અસ્મિતા પર્વ વાક્ધારા સંપુટનુ લોકાર્પણ કવિ રાજેન્દ્ર શાહે કર્યું હતુ. જેનો આસ્વાદ ડા કુમારપાળ દેસાઈએ કરાવ્યો હતો પ્રારંભમા હરિશ્ચદ્ર જોશીએ ભૂમિકા બાધી હતી.

એ દિવસે સાજે બિન્દુ ત્રિવેદીના સચાલન હેઠળ યોજાયેલી સાહિત્યસગોષ્ઠિ ૧નો વિષય હતો કવિકર્મ પ્રતિષ્ઠા અને કાવ્યપાઠ જેમાં ચિનુ મોદીની કવિતા વિશે સતીશ વ્યાસે અને 'ચદ્રકાન્ત શેઠની કવિતા વિશે રમેશ ત્રિવેદીએ પ્રવચનો કર્યાં હતા. ચિનુ મોદી અને ચદ્રકાન્ત શેઠે પોતાના કાવ્યોનુ પઠન કર્યું હતુ

રાત્રે કવીશ્વર દલપતરામ લિખિત, મહેન્દ્રસિંહ પરમાર દિગ્દર્શિત નાટક 'મિથ્યાભિમાન'નું નાટ્યવર્તુળ, ગુજરાતી ભાષા સાહિત્ય ભવન, ભાવનગર યુનિવર્સિટી દ્વારા મચન કરાયુ હતુ

તા. ૧૭મીના રોજ યોજાયેલ સાહિત્ય સંગોષ્ઠિ ૨નો વિષય હતો 'જ્ઞાનપીઠ પુરસ્કૃત ગુજરાતી સર્જકો સંચાલક હતા વિનોદ જોશી. ઉમાશકર જોશી અને તેમની કૃતિઓ વિશે ડા. ભોળાભાઈ પટેલ, પન્નાલાલ પટેલ અને તેમની કૃતિઓ વિશે ડા રઘુવીર ચૌધરી અને રાજેન્દ્ર શાહ અને તેમની કૃતિઓ વિશે ડા. ચદ્રકાન્ત શેઠે વિગતે વાત કરી હતી.

એ પછી કાવ્યાયન ૧ની બેઠક યજ્ઞેશ દવેના સચાલન હેઠળ મળી હતી. જેમા ભાગ્યેશ જહા, સુરેશચદ્ર પડિત, યોસેફ મેકવાન, દિલીપ મોદી, કિશોરસિંહ સોલકી અને દત્તાત્રય ભટ્ટે પોતાની કૃતિઓનુ પઠન કર્યું હતું. રાત્રે યુવા કલાકારોના નૃત્યનો કાર્યક્રમ યોજાયો હતો.

તા. ૧૮મીએ ડા. રઘુવીર ચૌધરીના સચાલન હેઠળ સાહિત્ય સગોષ્ઠિ ૩નો વિષય હતો 'સમૂહ માધ્યમ મીમાંસા જેમા રેડિયો / ટેલિવિઝન વિશે યજ્ઞેશ દવે, વર્તમાનપત્ર વિશે હરિ દેસાઈ અને ફિલ્મ વિશે જય વસાવડાએ દૃષ્ટાતો સાથે રસપ્રદ વ્યાખ્યાનો આપ્યા હતા.

એ પછી પ્રો સતીશ વ્યાસના સચાલનમાં મળેલી સાહિત્ય સગોષ્ઠિ ૪નો વિષય હતો લોકાભિમુખ વાઙ્મય જેમા રાઈનો પર્વત વિશે બકુલ ટેલર, કોયા ભગતની કડવી વાણી વિશે ડા. ચિનુ મોદી અને 'યુગવદના વિશે પ્રો. કનુભાઈ જાનીએ વક્તવ્યો આપ્યા હતા. રાત્રે પાર્થિવ ગોહિલ અને દીપ્તિ દેસાઈએ સુગમ સંગીત તથા ગિરિજાદેવીએ શાસ્ત્રીય સગીત પીરસી શ્રોતાઓને આનદવિભોર કરી મૂક્યા હતા.

તા. ૧૯મીએ સાહિત્ય સગોષ્ઠિ ૫ ડા. ભોળાભાઈ પટેલના સચાલન હેઠળ યોજાઈ હતી. વિષય હતો જ્ઞાનપીઠ પુરસ્કૃત ભારતીય સર્જકોની કૃતિઓ જેમા કુર્તુલેન હેદરની ઉર્દૂ નવલકથા આગ કા દરિયા નો શરીફા વીજળીવાળાએ, તારાશકર બંદ્યોપાધ્યાયની બગાળી નવલકથા ગણદેવતા નો અનિલા દલાલે અને યુ. આર અનંતમૂર્તિની કન્નડ નવલકથા સસ્કાર નો વિનોદ જોશીએ આસ્વાદ કરાવ્યો હતો

એ પછી હર્ષદ ત્રિવેદીના સંચાલનમાં મળેલી કાવ્યાયન ૨ ની બેઠકમા રાજેશ વ્યાસ મિસ્કિન માધવ રામાનુજ રાજેન્દ્ર શુક્લ, જલન માતરી અને રતિલાલ અનિલ એ પોતાની રચનાઓનું પઠન કર્યું હતું. રાત્રે યોજાયેલ વાદ્યસંગીત મહોત્સવમા અનુપમા ભાગવતે સિતારવાદન, પડિત હરિપ્રસાદ ચૌરસિયાએ બાંસુરીવાદન અને પડિત શકર ઘોષે તબલાવાદન કર્યું હતુ

તા ૨૦મીએ, હનુમાન જયતીએ પૂ. મોરારિબાપુએ સિતારાદેવી, ગિરિજાદેવી, પડિત હરિપ્રસાદ ચૌરસિયા અને પડિત શકર ઘોષને તેમના ભારતીય શાસ્ત્રીય સગીતની આજીવન સેવાના ઉપલક્ષ્યમા હનુમત અવોર્ડ અર્પણ કર્યાં હતા અને પ્રાસગિક વક્તવ્ય આપ્યુ હતું.

આખુયે પર્વ અત્યંત સફળ રહ્યુ હતુ વિશાળ શ્રોતાસમૂહે માણ્યુ અને પ્રશસ્યુ હતું આ પ્રસગે મીડિયા સાથે સંકળાયેલી વ્યક્તિઓનુ અભિવાદન કરાયું હતુ. જેમાં ઉદ્દેશ ના કટારલેખક મુકુન્દ શાહનો પણ સમાવેશ થયો હતો.

■

મુકુન્દ પી. શાહ

**જલન માતરી અને 'આદિલ' મન્સૂરીને વલી ગુજરાતી ગઝલ ઍવૉર્ડ**

'વલી ગુજરાતી'ની સ્મૃતિમાં સ્થપાયેલ 'વલી ગુજરાતી ગઝલ એવૉર્ડ' વર્ષ ૨૦૦૭ માટે શ્રી જલન માતરી અને વર્ષ ૨૦૦૮ માટે શ્રી 'આદિલ' મન્સૂરીને આપવાનું વલી ગુજરાતી ગઝલ કેન્દ્ર દ્વારા જાહેર થયું છે.

**ડૉ. સુશ્રુત પટેલને કુમાર - સુવર્ણચંદ્રક**

ઈ.સ. ૨૦૦૭નો કુમાર - સુવર્ણચંદ્રક ગુજરાતીના પ્રસિદ્ધ વિજ્ઞાન-લેખક ડૉ. સુશ્રુત પટેલને 'કુમાર'માં આવતી તેમની ખગોળવિષયક લેખમાળા 'આકાશની ઓળખ'ને અનુલક્ષીને એનાયત કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. નિર્ણાયકો તરીકે ડૉ. ધીરુભાઈ ઠાકર, ડૉ. ચિમનલાલ ત્રિવેદી અને ડૉ. ચંદ્રકાન્ત શેઠ હતા.

**શશીકાન્ત વસાણી અને ખલીલ ધનતેજવીને 'હરીન્દ્ર દવે સ્મૃતિ પારિતોષિક'**

તા. ૨૯મી માર્ચે ભારતીય વિદ્યાભવન, મુંબઈ ખાતે યોજાયેલ સમારંભમાં હરીન્દ્ર દવે મેમોરિયલ ટ્રસ્ટ તરફથી આર્થિક પત્રકારત્વમાં નવું સીમાચિહ્ન પ્રસ્થાપિત કરવા માટે શશીકાન્ત વસાણીને તથા ગઝલને લોકપ્રિય બનાવવામાં મહત્ત્વનો ફાળો આપનાર ખલીલ ધનતેજવીને જાણીતા કટારલેખક મહેશ ભટ્ટના હસ્તે 'હરીન્દ્ર દવે લાઈફ ટાઈમ અચિવમેન્ટ એવૉર્ડ' (રૂ. ૧૧,૦૦૦/- અને સન્માન પત્ર) અર્પણ કરાયો હતો.

આ પ્રસંગે પારિતોષિક નિર્ણાયક સમિતિના સભ્ય સુરેશ દલાલ તથા રમેશ પુરોહિતે પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. સંચાલન મૂકેશ જોશીએ કર્યું હતું.

**પુસ્તક-પ્રસારક જયંત મેઘાણીનું સન્માન**

પ્રકાશકોના મહામંડળ - 'ફેડરેશન ઓફ ઈન્ડિયન પબ્લિશર્સ' તરફથી ભાવનગરના જાણીતા પુસ્તક પ્રેમી લેખક-અનુવાદક, પુસ્તક વિક્રેતા અને 'પ્રસાર' સંસ્થાના નિયામક જયંત મેઘાણીને એવૉર્ડ અર્પણ કરવામાં આવ્યો હતો.

**ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા ૨૦૦૫ના વર્ષનાં શ્રેષ્ઠ પુસ્તકોને અપાનારાં પારિતોષિકો**

ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા મોડે મોડે પણ ઈ.સ. ૨૦૦૫ના વર્ષનાં શ્રેષ્ઠ પુસ્તકો માટેનાં પારિતોષિકો જાહેર થયાં છે. આ પારિતોષિકો બે વિભાગમાં છે. એક બાળવિભાગ અને બીજો પ્રૌઢવિભાગ. બન્ને વિભાગમાં પ્રથમ પારિતોષિક રૂ. ૫૦૦૦, બીજું રૂ. ૩૦૦૦ અને ત્રીજું રૂ. ૨૦૦૦. પારિતોષિકોની સંપૂર્ણ વિગત ગુજરાત સાહિત્ય અકાદમીના મુખપત્ર શબ્દસૃષ્ટિના એપ્રિલ માસના અંકમાં પૃષ્ઠ ૯૦, ૯૧ અને ૯૨ પર આપવામાં આવી છે.

**કવિ 'કુસુમાયુધ'ને હરસાનજી સાહિત્યકાર ઍવૉર્ડ**

છેલ્લાં પચાસ વર્ષમાં ૧૬૭૧ જેટલાં કાવ્યોના રચયિતા અને છેલ્લાં બાવીસ વર્ષમાં પુષ્ટિમાર્ગની ૭૧૧ જેટલી પદ્ય રચનાઓ કરનાર જૂનાગઢના પુષ્ટીમાર્ગીય કવિ જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'ને તાજેતરમાં હરસાનજી સાહિત્યકાર ઍવૉર્ડથી અમદાવાદમાં સન્માનવામાં આવ્યા છે.

**'ટાગોર ઈન અમદાવાદ'નું વિમોચન**

રવીન્દ્ર ભવન, ઈમેજ પબ્લિકેશન્સ અને ગુજરાતી સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે લૉ કૉલેજના સભાગૃહમાં યોજાયેલ સમારંભમાં ટાગોરનાં પુસ્તકોના અનુવાદક અંગ્રેજી કવિ ડૉ. વિલીયમ રેડિચેએ શૈલેશ પારેખના 'ટાગોર ઈન અમદાવાદ' પુસ્તકનું વિમોચન કર્યું હતું અને 'Painting the dust and the sunlight; Rabindranath Tagore and the two Gitanjalis' વિષયક વ્યાખ્યાન આપ્યું હતું. ડૉ. ભોળાભાઈ પટેલે અધ્યક્ષીય વ્યાખ્યાન આપ્યું હતું. શૈલેશ પારેખે ડૉ. રેડિચેનો પરિચય આપ્યો હતો. શ્રી મહેશ દવેએ સમાપન કર્યું હતું.

**સુન્દરમ્ જન્મ શતાબ્દી**

'સંસ્કાર મિલન' સુવર્ણજયંતી વર્ષ અને 'કવિવર શ્રી સુન્દરમ્ જન્મ શતાબ્દી' નિમિત્તે તા. ૨૨-૩-૨૦૦૮ના દિને શ્રી મોંઘાભાઈ મેમોરિયલ હોલ - વલસાડ ખાતે કવિ ઉશનસ્‌ના અધ્યક્ષસ્થાને સાહિત્યિક સમારંભનું આયોજન કરવામાં આવ્યું હતું.

ડૉ. ચંદ્રકાંત શેઠ, ડૉ. સુધાબહેન પંડ્યા અને પ્રફુલ્લ રાવળે અનુક્રમે 'સુન્દરમ્‌ની કવિતા', 'વાર્તાકાર સુન્દરમ્' અને 'ગદ્યક્ષેત્રે સુન્દરમ્' વિષયક વ્યાખ્યાનો આપ્યાં હતાં. અમૃતભાઈ કે. દેસાઈએ સંસ્થાની પ્રવૃત્તિઓ જણાવી હતી.

ઉશનસે સમાપન વક્તવ્ય રજૂ કર્યું હતું.

ધનસુખભાઈ પારેખે આભારદર્શન કર્યું હતું. સંચાલન પ્રા. ડૉ. મનોરમા ડી. પટેલે સંભાળ્યું હતું.

**શબ્દસૃષ્ટિ વ્યાખ્યાનમાળા**

તા. ૨૭મી માર્ચે ટાગોર હોલ, પાલડી, અમદાવાદ ખાતે જાણીતા ચિંતક ડૉ ગુણવંત શાહે 'શબ્દસૃષ્ટિ વ્યાખ્યાનમાળાનું' 'રામરાજ્યથી રાજઘાટ' વિષયક પ્રથમ વ્યાખ્યાન આપ્યું હતું ગુજરાતી સાહિત્ય અકાદમીના મહામાત્ર કિરીટ દૂધાતે સ્વાગત પ્રવચન કર્યું હતું હર્ષદ ત્રિવેદીએ આભારદર્શન અને અંકિત ત્રિવેદીએ ભૂમિકા બાંધી સંચાલન કર્યું હતું.

**સાદરામાં યોજાયેલ સૉનેટ સત્ર**

તા. ૮ અને ૯ માર્ચના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ, ગૂજરાત વિદ્યાપીઠ અને ગુજરાત સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે મ દે ગ્રામસેવા મહાવિદ્યાલય, સાદરા (જિ ગાંધીનગર) મુકામે કવિ ઉશનસ્‌ના પ્રમુખપદે સૉનેટ સત્રનું આયોજન કરાયું હતું.

**રુસ્વા મઝલુમીને શ્રધ્ધાંજલિ**

તા. ૩૧મી માર્ચે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે જાણીતા શાયર જનાબ રુસ્વા મઝલુમીને ડૉ. ચિનુ મોદી તથા રજનીકુમાર પંડ્યાએ હરિકૃષ્ણ પાઠકના અધ્યક્ષસ્થાને મળેલી શોકસભામાં શ્રધ્ધાંજલિ અર્પી હતી. રતિલાલ બોરીસાગરે શોકદર્શક ઠરાવનું વાચન કર્યું હતું. સંચાલન અનિલા દલાલે કર્યું હતું.

**મહાકવિ ન્હાનાલાલ જયંતી વ્યાખ્યાન**

તા. ૬ એપ્રિલના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'મહાકવિ શ્રી ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ'ના ઉપક્રમે મહા. કવિ ન્હાનાલાલ જયંતી વ્યાખ્યાન ડૉ. વિનોદ જોશીએ આપ્યું હતું. વિષય હતો - 'ન્હાનાલાલની કાવ્યભાષાનું સૌંદર્ય'. સંસ્થાના ટ્રસ્ટી ચિમનભાઈ ત્રિવેદીએ ભૂમિકા બાંધી હતી. અધ્યક્ષસ્થાનેથી ડૉ. ધી [illegible] સમાપન કર્યું હતું પ્રારંભમાં સરલા [illegible] ન્હાનાલાલરચિત ગીતો તેમના મધુર કંઠે [illegible]

**[illegible] મહેતાનો ૧૦૭મો જન્મ જયંતી**

તા. ૬ એપ્રિલે 'અક્ષરા', ફેકલ્ટી [illegible] વડોદરાના [illegible] ચંદ્રવદન [illegible] પ્રો. માર્કંડ [illegible] [illegible]યો હતો.

ટેવાણીએ 'લાભશંકરનાં એકાંકી' વિષયક પ્રવચન કર્યું હતું. વક્તાનો પરિચય પ્રા. ભાનુપ્રસાદ ઉપાધ્યાયે આપ્યો હતો. ભૂમિકા 'અક્ષરા'નાં પ્રમુખ ડૉ. સુધાબહેન પંડ્યાએ બાંધી હતી. ડૉ. લવકુમાર દેસાઈએ આભારદર્શન અને ડૉ. મહેશ ચંપકલાલે સંચાલન કર્યું હતું.

**વરિષ્ઠ નાગરિકોની સંસ્થામાં વાચનની વાત**

વીસ ઉપરાંત વર્ષોથી ચાલતી વરિષ્ઠ નાગરિકોની અમદાવાદની સંસ્થા 'ઉમંગ'માં ૯મી એપ્રિલે લેખક - પત્રકાર યશવન્ત મહેતાએ વાચનની મહત્તાની વાત કરી હતી. વાચનમહિમા જ નહિ, વાચન કેવું, કેવી રીતે અને કયું કરવું એ વિશે પણ એમણે દિશાસૂચક પ્રવચન આપ્યું હતું એક યા બીજા કારણસર એકની એક પોથી - પત્રિકાના વાચનની નિરર્થકતા પર ભાર મૂકતાં એમણે એવા વાચનનો નિર્દેશ કર્યો હતો, જે જીવનને સાર્થક, ઉદ્દેશસભર અને સંવેદનશીલ બનાવે. સંસ્થાનાં સંચાલકો ગીતા કોઠારી, સુધા ઝવેરી, બકુલા પરીખ તથા રેશમા થડાણીએ પરિચય, આવકાર, આભાર આદિ ભૂમિકાઓ નિભાવી હતી.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ સ્મારક વ્યાખ્યાનમાળા**

ગુજરાતી સાહિત્ય પરિષદ અને પ્રેમાનંદ સાહિત્યસભા, વડોદરાના સંયુક્ત ઉપક્રમે આ વ્યાખ્યાનમાળાનું વ્યાખ્યાન ડૉ. ભરત મહેતાએ તા. ૨૧-૩-૦૮ના રોજ વડોદરા મુકામે આપ્યું. તેમણે 'પ્રતિબદ્ધતાનું કાવ્યશાસ્ત્ર' એ વિશે સૈધ્ધાંતિક વક્તવ્ય આપ્યું. આરંભમાં શ્રી રતિલાલ બોરીસાગરે સ્વાગત કર્યું હતું.

**એનીબહેન સરૈયા લેખિકા પ્રોત્સાહન નિધિ**

પરિષદ અંતર્ગત આ નિધિના ઉપક્રમે આ વર્ષે બહેનો માટે નિબંધ-લેખનની સ્પર્ધા યોજવામાં આવી છે 'નિબંધ' સંજ્ઞાને વ્યાપક સંદર્ભે લેવામાં આવશે, એટલે કે લલિત નિબંધ, હાસ્ય નિબંધ, ચરિત્ર નિબંધ, પ્રવાસ નિબંધ તેમજ ચિંતનાત્મક નિબંધ - એમ પાંચ પ્રકારના નિબંધને આવરી લેવાનું વિચાર્યું છે. નિબંધ અ-પ્રકટ હોવો જરૂરી છે નિબંધ ૧૩૦૦થી [illegible] મર્યાદામાં લખાયેલો હોવો જોઈએ. સ્પર્ધા [illegible] કલવાની આખરી તારીખ ૩૧-૮-૨૦૦૮ છે આ તારીખની મર્યાદામાં નિબંધ ગુજરાતી [illegible] ટાઈમ્સ ઑફ ઈન્ડિયાની પાછળ, [illegible] પહોંચાડવા વિનંતી છે. [illegible] સાથે લખવી.)

કવિતા સંગ્રહ - કાવ્ય સંપાદન - કાવ્ય આસ્વાદ

- **પુનશ્ચ** : 'છંદોલય'ના કવિ શ્રી નિરંજન ભગતનો લગભગ ચાર દાયકાના મૌન પછી પ્રગટતો નવો કાવ્યસંગ્રહ. ૧૯૭૩માં પ્રગટ થયેલા 'છંદોલય'માં અગાઉના 'છંદોલય' (૧૯૪૯), 'કિન્નરી' (૧૯૫૦), 'અલ્પવિરામ' (૧૯૫૪), 'છંદોલય' (પ્રવાલદ્વીપ' તથા અન્ય આઠ કાવ્યો સમેત સંકલિત, ૧૯૫૭) અને '૩૩ કાવ્યો' (૧૯૫૯)નો સમાવેશ થતાં એમાં એમની ૧૯૫૮ સુધીની કવિતા સમગ્રરૂપે સચવાઈ છે. ત્યારપછી, ૧૯૫૮થી ૧૯૯૬ સુધીના કવિના દીર્ઘકાલીન મૌન પછી અહીં આપણને પ્રેમ અને મૈત્રી વિષેનાં એક જ છંદ - વનવેલીમાં રચાયેલાં ૬૦ ઊર્મિકાવ્યો મળે છે. પ્રથમ આવૃત્તિ ડિસેમ્બર ૨૦૦૭, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પૃ. ૮+૬૪, કિંમત રૂ. ૪૫.
- **કથક્નો ક** : 'આવ' (૨૦૦૬) પછીનો શ્રી લાભશંકર ઠાકરનો વીસમો કાવ્યસંગ્રહ. 'વહી જતી પાછળ રમ્યઘોષા' એમનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૬૫માં પ્રગટ થયો પછી કેટલાક સંગ્રહો અને ૧૯૯૮થી તો એમની પાસેથી લગભગ પ્રત્યેક વર્ષે એકાદ કાવ્યસંગ્રહ મળતો રહ્યો છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પ્રકાશક : હંમેશ મનહર મોદી, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પૃ. ૧૫૨, મૂલ્ય રૂ. ૧૦૦.
- **તણખલાં** : રવીન્દ્રનાથનાં મૌક્તિકો. અનુવાદક : જયંત મેઘાણી. શ્રી રવીન્દ્રનાથ ટાગોરની લઘુ પદ્યરચનાઓનો સંગ્રહ 'કનિકા' ૧૮૯૯માં પ્રકાશિત થયો. જયંત મેઘાણી કહે છે તેમ આ કાવ્યરચનાઓ વિશિષ્ટ હતી. સાવ નાની, પાંચ-સાત પંક્તિની એ કાવ્યકણિકાઓ હતી. 'કવિવરે પ્રીતિપૂર્વક તેને 'કવિતિકા' નામ આપેલું. એ પછી સત્તર વરસે ૧૯૧૬માં અંગ્રેજી પુસ્તિકા 'સ્ટ્રે બર્ડ્ઝ'નું પ્રકાશન અમેરિકામાં થયું.' પદ્યનું ગુંજન સમાવતી ગદ્ય-કંડિકાઓના આ સંગ્રહમાં ઘણાં બબ્બે પંક્તિનાં પદો છે. કવિવરે આવી બંગાળી રચનાઓને 'દ્વિપદી' કહી છે. ૧૯૨૬માં 'લેખન' નામે ત્રીજો સંચય આવ્યો. તેમાં કેટલાંક બંગાળીમાં, કેટલાંક અંગ્રેજીમાં અને બાકીનાં બેઉ ભાષામાં લખાયેલાં લઘુકાવ્યો છે. ૧૯૨૮માં અંગ્રેજી મૌક્તિક-સંગ્રહ 'ફાયરફ્લાઈઝ'નું પ્રકાશન થયું અને કવિવરના અવસાન પછી ૧૯૪૫માં બંગાળી કવિતિકા-સમુચ્ચય 'સ્ફુલિંગ' બહાર પડ્યો. આમ આ પાંચેય સંગ્રહનાં આશરે ૧૧૬૭ જેટલાં મૌક્તિકોમાંથી ત્રણસો એક લઘુપદો શ્રી જયંત મેઘાણીએ પસંદ કરી અંગ્રેજી પરથી અનુવાદિત કર્યા છે. ગુજરાતી અનુવાદની સાથે સાથે અંગ્રેજી (મૂળ કે અનુવાદિત) કૃતિઓ પણ આપી છે. રેખાંકન ચિત્રોથી ઓપતું અને સુંદર મુદ્રણથી શોભતું સ્વયમ્ મૌક્તિકસમું આ સંપાદન 'કૉફી-ટેબલ બુક' તરીકે પણ આવકાર્ય નીવડશે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૨+૧૩૨, મૂલ્ય રૂ. ૪૦, પ્રકાશક : પ્રસાર-૧૮૮૮, આતાભાઈ એવન્યૂ, ભાવનગર - ૩૬૪૦૦૨.
- **ગઝલની ગલીમાં** : ઉશનસ્‌નો 'ગઝલને વળાંકે'નો અનુગામી ગઝલ સંગ્રહ. 'ગઝલને વળાંકે'માં કવિની ઈ.સ. ૨૦૦૪ સુધીની લાંબી સર્જનયાત્રામાંથી ૮૦ જેટલી ગઝલ રચનાઓ પસંદગી પામી હતી. એ પછીની છેલ્લાં બે-ત્રણ વર્ષમાં લખાયેલી ૯૨ જેટલી રચનાઓ અહીં મળે છે. અધ્યાત્મ, પ્રણય, પ્રકૃતિ અને ઈતર - એમ વિષય પ્રમાણે વર્ગીકૃત કરીને રચનાઓ મૂકી છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૧૨, મૂલ્ય રૂ. ૯૦, પ્રકાશક : સાહિત્ય સંગમ, બાવા સીદી, પંચોલીવાડી સામે, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧.
- **શબ્દ મેં પ્રેમ ભણી વાળ્યો છે** : ઉશનસ્‌નો 'ઉપાન્ત્ય' (૨૦૦૫)નો અનુગામી કાવ્યસંગ્રહ. 'પ્રેમ જ જીવનનું ચાલક અને ધારક બળ છે' કવિની એ દૃઢ થતી જતી અનુભૂતિમાંથી ઈ.સ. ૨૦૦૫ થી ૨૦૦૭ સુધીમાં પ્રગટ થયેલ ૧૦૯ જેટલાં કાવ્યોનો સંગ્રહ. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય રૂ. ૯૦, પ્રકાશક : શ્રી મનુભાઈ પંચોલી, દર્શક ફાઉન્ડેશન, વિતરક : સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯.
- **કોઈ બીજું એક** : હરેશ 'તથાગત'નો આ પાંચમો કાવ્યસંગ્રહ - ગઝલસંગ્રહ છે. 'ગુજરાતી ગઝલ : ગતિ અને ગરિમા' એ વિષય ઉપર મહાનિબંધ લખનાર કવિ લખે છે 'સહજતયા પાંચેક હજાર ગઝલો લખાઈ ગઈ છે, તેમાંથી ચૂંટવાનો બહુ શ્રમ કર્યા વગર અહીં એકસો એક મૂકી છે.' 'એમની ગઝલોમાં પ્રણયના ભિન્ન ભિન્ન આવિર્ભાવો જોવા મળે છે; તો અધ્યાત્મ અને ચિંતનની ઝાંય પણ અનુભવાય છે.' ગુજરાતી સાહિત્ય પરિષદ : શતાબ્દી ગ્રંથશ્રેણી પુસ્તકના ૨૮મા મણકા તરીકે પ્રકાશિત. પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૯, પૃ. ૧૧૦, મૂલ્ય રૂ. ૫૦.
- **ઈશ્કથી અશ્ક.** શ્રી જિગર જોષી 'પ્રેમ' અને શ્રી અલ્પેશ 'પાગલ'. રાજકોટની 'રચના' સાહિત્ય સંસ્થા સાથે સંકળાયેલા આ નવકવિઓની ગઝલ-રચનાઓનો સંયુક્ત સંગ્રહ શ્રી ભૂપેન્દ્ર શેઠ 'નીલમ' દ્વારા સંપાદિત થયો છે. શ્રી રાધેશ્યામ શર્મા આ સંગ્રહને આવકારતાં આવરણ-લેખ ઉપર નોંધે છે 'સાવ સૂની અગાશી પર ઊભેલો જિગર જોષી 'પ્રેમ'થી ગાઈ શકે છે : 'આશિકોના ઘેર તો રોજે દિવાળી હોય છે.' તો અલ્પેશ 'પાગલ' પૂર્વગ્રહનું પાંજરું તોડી આલેખે છે : 'પ્રેમને સમજી શકો તો સાનમાં/આ અઢી અક્ષર તમારા માનમાં.' પ્રથમ આવૃત્તિ ડિસેમ્બર ૨૦૦૭, પૃ. ૧૧૪, કિંમત રૂ. ૯૫, પ્રકાશક : જિગર જોષી 'પ્રેમ' અને અલ્પેશ 'પાગલ', પ્રાપ્તિ સ્થાન : શ્રી ભૂપેન્દ્ર શેઠ 'નીલમ', પૂજા એન્ટરપ્રાઈઝ, ૫૮, દિગ્વિજય પ્લોટ, જામનગર.
- **દરિયાનો આકાર માછલી.** શ્રી નયન હ. દેસાઈ. એબ્સ્ટ્રેક્ટ ચિત્રો ઉપરથી ગઝલ-કાવ્યો લખાયાં હોય અને તેનો સચિત્ર સંગ્રહ થયો હોય એવો આ કદાચ પ્રથમ પ્રસંગ છે. 'નયનનાં મોતી' અને 'દરિયાનો આકાર માછલી' નામે કવિના બે સંગ્રહો અગાઉ પ્રકાશિત થયા છે. 'શબ્દ પણ રેખાય છે' એ શીર્ષકથી નિર્મિશ ઠાકરે લખેલા પ્રાસ્તાવિકમાં લખાયું છે : 'અહીં ગઝલો અને ચિત્રો એકબીજાનાં પૂરક બન્યાં છે... અહીં એબ્સ્ટ્રેક્ટની પ્રગાઢ અસર ઝીલતા શે'ર ઘણા છે. એમને સ્વતંત્રપણે ન માણતાં, ચિત્ર સાથે જ માણવા જોઈએ.' પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃ. ૮૦, મૂલ્ય રૂ. ૧૨૦, પ્રકાશક : સાહિત્ય સંગમ, પંચોલી વાડી સામે, બાવા સીદી, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧.
- **પારુલ-પ્રસૂન** (હિન્દી/ગુજરાતી) સ્વ. કુ. પારુલ પ્રતાપકુમાર ટોલિયા. ખૂબ નાની વયે અવસાન પામેલી પ્રતિભાવંત પારુલનું આધ્યાત્મિક

ઉશનસે સમાપન વક્તવ્ય રજૂ કર્યું હતું.

ધનસુખભાઈ પારેખે આભારદર્શન કર્યું હતું. સંચાલન પ્રા. ડૉ. મનોરમા ડી. પટેલે સંભાળ્યુ હતુ.

**શબ્દસૃષ્ટિ વ્યાખ્યાનમાળા**

તા. ૨૭મી માર્ચે ટાગોર હૉલ, પાલડી, અમદાવાદ ખાતે જાણીતા ચિંતક ડૉ. ગુણવંત શાહે 'શબ્દસૃષ્ટિ વ્યાખ્યાનમાળાનું 'રામરાજ્યથી રાજઘાટ' વિષયક પ્રથમ વ્યાખ્યાન આપ્યુ હતું. ગુજરાતી સાહિત્ય અકાદમીના મહામાત્ર કિરીટ દૂધાતે સ્વાગત પ્રવચન કર્યું હતુ. હર્ષદ ત્રિવેદીએ આભારદર્શન અને અંકિત ત્રિવેદીએ ભૂમિકા બાંધી સંચાલન કર્યું હતુ.

**સાદરામાં યોજાયેલ સૉનેટ સત્ર**

તા. ૮ અને ૯ માર્ચના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ, ગૂજરાત વિદ્યાપીઠ અને ગુજરાત સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે મ. દે. ગ્રામસેવા મહાવિદ્યાલય, સાદરા (જિ. ગાંધીનગર) મુકામે કવિ ઉશનસ્‌ના પ્રમુખપદે સૉનેટ સત્રનું આયોજન કરાયુ હતુ.

**રુસ્વા મઝલુમીને શ્રધ્ધાંજલિ**

તા. ૩૧મી માર્ચે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે જાણીતા શાયર જનાબ રુસ્વા મઝલુમીને ડૉ. ચિનુ મોદી તથા રજનીકુમાર પંડ્યાએ હરિકૃષ્ણ પાઠકના અધ્યક્ષસ્થાને મળેલી શોકસભામા શ્રધ્ધાંજલિ અર્પી હતી. રતિલાલ બોરીસાગરે શોકદર્શક ઠરાવનું વાચન કર્યું હતુ. સંચાલન અનિલા દલાલે કર્યું હતુ.

**મહાકવિ ન્હાનાલાલ જયંતી વ્યાખ્યાન**

તા. ૬ એપ્રિલના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'મહાકવિ શ્રી ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ'ના ઉપક્રમે મહા કવિ ન્હાનાલાલ જયંતી વ્યાખ્યાન ડૉ. વિનોદ જોશીએ આપ્યુ હતુ. વિષય હતો 'ન્હાનાલાલની કાવ્યભાષાનુ સૌંદર્ય' સંસ્થાના ટ્રસ્ટી ચિમનભાઈ ત્રિવેદીએ ભૂમિકા બાંધી હતી. અધ્યક્ષસ્થાનેથી ડૉ. ધીરુભાઈ પરીખે સમાપન કર્યું હતુ. પ્રારંભમા સરલાબહેન ત્રિવેદીએ ન્હાનાલાલરચિત ગીતો તેમના મધુર કંઠે ગાયા હતા.

**ચંદ્રવદન મહેતાનો ૧૦૭મો જન્મ જયંતી મહોત્સવ**

તા. ૬ એપ્રિલે 'અક્ષરા', ફેકલ્ટી ઓફ પરફોર્મિંગ આર્ટ્સ અને મ. સ. યુનિવર્સિટી વડોદરાના સંયુક્ત ઉપક્રમે ચંદ્રવદન ચી. મહેતાનો ૧૦૭મો જન્મજયંતી મહોત્સવ પ્રો. માર્કંડ ભટ્ટના અધ્યક્ષપદે ઉજવાયો હતો. જેમાં ડૉ. શૈલેશ ટેવાણીએ 'લાભશંકરના એકાંકી' વિષયક પ્રવચન કર્યું હતુ. વક્તાનો પરિચય પ્રા. ભાનુપ્રસાદ ઉપાધ્યાયે આપ્યો હતો. ભૂમિકા 'અક્ષરા'ના પ્રમુખ ડૉ. સુધાબહેન પંડ્યાએ બાંધી હતી. ડૉ. લવકુમાર દેસાઈએ આભારદર્શન અને ડૉ. મહેશ ચંપકલાલે સંચાલન કર્યું હતુ.

**વરિષ્ઠ નાગરિકોની સંસ્થામાં વાચનની વાત**

વીસ ઉપરાંત વર્ષોથી ચાલતી વરિષ્ઠ નાગરિકોની અમદાવાદની સંસ્થા 'ઉમંગ'મા ૯મી એપ્રિલે લેખક પત્રકાર યશવન્ત મહેતાએ વાચનની મહત્તાની વાત કરી હતી. વાચનમહિમા જ નહિ, વાચન કેવુ, કેવી રીતે અને કયુ કરવુ એ વિશે પણ એમણે દિશાસૂચક પ્રવચન આપ્યુ હતુ. એક યા બીજા કારણસર એકની એક પોથી પત્રિકાના વાચનની નિરર્થકતા પર ભાર મૂકતા એમણે એવા વાચનનો નિર્દેશ કર્યો હતો, જે જીવનને સાર્થક ઉદ્દેશસભર અને સંવેદનશીલ બનાવે. સંસ્થાના સંચાલકો ગીતા કોઠારી, સુધા ઝવેરી, બકુલા પરીખ તથા રેશમા થડાણીએ પરિચય, આવકાર આભાર આદિ ભૂમિકાઓ નિભાવી હતી.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ સ્મારક વ્યાખ્યાનમાળા**

ગુજરાતી સાહિત્ય પરિષદ અને પ્રેમાનંદ સાહિત્યસભા, વડોદરાના સંયુક્ત ઉપક્રમે આ વ્યાખ્યાનમાળાનુ વ્યાખ્યાન ડૉ. ભરત મહેતાએ તા. ૨૧ ૩ ૦૮ના રોજ વડોદરા મુકામે આપ્યુ તેમણે 'પ્રતિબદ્ધતાનું કાવ્યશાસ્ત્ર' એ વિશે સૈધ્ધાંતિક વક્તવ્ય આપ્યુ આરંભમા શ્રી રતિલાલ બોરીસાગરે સ્વાગત કર્યું હતું.

**એનીબહેન સરૈયા લેખિકા પ્રોત્સાહન નિધિ**

પરિષદ અંતર્ગત આ નિધિના ઉપક્રમે આ વર્ષે બહેનો માટે નિબંધ-લેખનની સ્પર્ધા યોજવામા આવી છે. નિબંધ સંજ્ઞાને વ્યાપક સંદર્ભે લેવામા આવશે, એટલે કે લલિત નિબંધ, હાસ્ય નિબંધ, ચરિત્ર નિબંધ, પ્રવાસ નિબંધ તેમજ ચિંતનાત્મક નિબંધ એમ પાચ પ્રકારના નિબંધને આવરી લેવાનું વિચાર્યું છે. નિબંધ અ પ્રકટ હોવો જરૂરી છે. નિબંધ ૧૩૦૦થી ૧૫૦૦ શબ્દોની મર્યાદામાં લખાયેલો હોવો જોઈએ. સ્પર્ધા માટે નિબંધ મોકલવાની આખરી તારીખ ૩૧ ૮ ૨૦૦૮ રાખવામા આવી છે. આ તારીખની મર્યાદામા નિબંધ ગુજરાતી સાહિત્ય પરિષદ ટાઈમ્સ ઓફ ઈન્ડિયાની પાછળ, આશ્રમરોડ, અમદાવાદની ઓફિસે પહોંચાડવા વિનંતી છે (નામ, સરનામુ, ફોન નંબર વગેરે માહિતી સાથે લખવી.) ■

**કવિતા સંગ્રહ - કાવ્ય સંપાદન - કાવ્ય આસ્વાદ**

- **પુનશ્ચ** : 'છંદોલય'ના કવિ શ્રી નિરંજન ભગતનો લગભગ ચાર દાયકાના મૌન પછી પ્રગટતો નવો કાવ્યસંગ્રહ. ૧૯૭૩માં પ્રગટ થયેલા 'છંદોલય'માં અગાઉના 'છંદોલય' (૧૯૪૯), 'કિન્નરી' (૧૯૫૦), 'અલ્પવિરામ' (૧૯૫૪), 'છંદોલય' ('પ્રવાલદ્વીપ' તથા અન્ય આઠ કાવ્યો સમેત સંકલિત, ૧૯૫૭) અને '૩૩ કાવ્યો' (૧૯૫૯)નો સમાવેશ થતાં એમાં એમની ૧૯૫૮ સુધીની કવિતા સમગ્રરૂપે સચવાઈ છે. ત્યારપછી, ૧૯૫૮થી ૧૯૯૬ સુધીના કવિના દીર્ઘકાલીન મૌન પછી અહીં આપણને પ્રેમ અને મૈત્રી વિષેનાં એક જ છંદ - વનવેલીમાં રચાયેલાં ૬૦ ઊર્મિકાવ્યો મળે છે. પ્રથમ આવૃત્તિ ડિસેમ્બર ૨૦૦૭, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પૃ. ૮+૬૪, કિંમત રૂ. ૪૫.
- **કથકનો ક** : 'આવ' (૨૦૦૬) પછીનો શ્રી લાભશંકર ઠાકરનો વીસમો કાવ્યસંગ્રહ. 'વહી જતી પાછળ રમ્યઘોષા' એમનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૬૫માં પ્રગટ થયો પછી કેટલાક સંગ્રહો અને ૧૯૯૮થી તો એમની પાસેથી લગભગ પ્રત્યેક વર્ષે એકાદ કાવ્યસંગ્રહ મળતો રહ્યો છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પ્રકાશક : હંમેશ મનહર મોદી, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પૃ. ૧૫૨, મૂલ્ય રૂ. ૧૦૦.
- **તણખલાં** : રવીન્દ્રનાથનાં મૌક્તિકો. અનુવાદક : જયંત મેઘાણી. શ્રી રવીન્દ્રનાથ ટાગોરની લઘુ પદ્યરચનાઓનો સંગ્રહ 'કનિકા' ૧૮૯૯માં પ્રકાશિત થયો. જયંત મેઘાણી કહે છે તેમ આ કાવ્યરચનાઓ વિશિષ્ટ હતી. સાવ નાની, પાંચ-સાત પંક્તિની એ કાવ્યકણિકાઓ હતી. 'કવિવરે પ્રીતિપૂર્વક તેને 'કવિતિકા' નામ આપેલું. એ પછી સત્તર વરસે ૧૯૧૬માં અંગ્રેજી પુસ્તિકા 'સ્ટ્રે બર્ડ્ઝ'નું પ્રકાશન અમેરિકામાં થયું.' પદ્યનું ગુંજન સમાવતી ગદ્ય-કંડિકાઓના આ સંગ્રહમાં ઘણાં બબ્બે પંક્તિનાં પદો છે. કવિવરે આવી બંગાળી રચનાઓને 'દ્વિપદી' કહી છે. ૧૯૨૬માં 'લેખન' નામે ત્રીજો સંચય આવ્યો. તેમાં કેટલાંક બંગાળીમાં, કેટલાંક અંગ્રેજીમાં અને બાકીનાં બેઉ ભાષામાં લખાયેલાં લઘુકાવ્યો છે. ૧૯૨૮માં અંગ્રેજી મૌક્તિક-સંગ્રહ 'ફાયરફ્લાઈઝ'નું પ્રકાશન થયું અને કવિવરના અવસાન પછી ૧૯૪૫માં બંગાળી કવિતિકા-સમુચ્ચય 'સ્ફુલિંગ' બહાર પડ્યો. આમ આ પાંચેય સંગ્રહનાં આશરે ૧૧૬૭ જેટલાં મૌક્તિકોમાંથી ત્રણસો એક લઘુપદો શ્રી જયંત મેઘાણીએ પસંદ કરી અંગ્રેજી પરથી અનુવાદિત કર્યાં છે. ગુજરાતી અનુવાદની સાથે સાથે અંગ્રેજી (મૂળ કે અનુવાદિત) કૃતિઓ પણ આપી છે. રેખાંકન ચિત્રોથી ઓપતું અને સુંદર મુદ્રણથી શોભતું સ્વયમ્ મૌક્તિકસમું આ સંપાદન 'કૉફી-ટેબલ બુક' તરીકે પણ આવકાર્ય નીવડશે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૨+૧૩૨, મૂલ્ય રૂ. ૪૦, પ્રકાશક : પ્રસાર-૧૮૮૮, આતાભાઈ એવન્યૂ, ભાવનગર - ૩૬૪૦૦૨.
- **ગઝલની ગલીમાં** : ઉશનસ્‌નો 'ગઝલને વળાંકે'નો અનુગામી ગઝલ સંગ્રહ. 'ગઝલને વળાંકે'માં કવિની ઈ.સ. ૨૦૦૪ સુધીની લાંબી સર્જનયાત્રામાંથી ૮૦ જેટલી ગઝલ રચનાઓ પસંદગી પામી હતી. એ પછીની છેલ્લાં બે-ત્રણ વર્ષમાં લખાયેલી ૯૨ જેટલી રચનાઓ અહીં મળે છે. અધ્યાત્મ, પ્રણય, પ્રકૃતિ અને ઈતર - એમ વિષય પ્રમાણે વર્ગીકૃત કરીને રચનાઓ મૂકી છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૧૨, મૂલ્ય રૂ. ૯૦, પ્રકાશક : સાહિત્ય સંગમ, બાવા સીદી, પંચોલીવાડી સામે, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧.
- **શબ્દ મેં પ્રેમ ભણી વાળ્યો છે** : ઉશનસ્‌નો 'ઉપાન્ત્ય' (૨૦૦૫)નો અનુગામી કાવ્યસંગ્રહ. 'પ્રેમ જ જીવનનું ચાલક અને ધારક બળ છે' કવિની એ દૃઢ થતી જતી અનુભૂતિમાંથી ઈ.સ. ૨૦૦૫ થી ૨૦૦૭ સુધીમાં પ્રગટ થયેલ ૧૦૯ જેટલાં કાવ્યોનો સંગ્રહ. પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય રૂ. ૯૦, પ્રકાશક : શ્રી મનુભાઈ પંચોલી, દર્શક ફાઉન્ડેશન, વિતરક : સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯.
- **કોઈ બીજું એક** : હરેશ 'તથાગત'નો આ પાંચમો કાવ્યસંગ્રહ - ગઝલસંગ્રહ છે. 'ગુજરાતી ગઝલ : ગતિ અને ગરિમા' એ વિષય ઉપર મહાનિબંધ લખનાર કવિ લખે છે 'સહજતયા પાંચેક હજાર ગઝલો લખાઈ ગઈ છે, તેમાંથી ચૂંટવાનો બહુ શ્રમ કર્યા વગર અહીં એકસો એક મૂકી છે.' 'એમની ગઝલોમાં પ્રણયના ભિન્ન ભિન્ન આવિર્ભાવો જોવા મળે છે; તો અધ્યાત્મ અને ચિંતનની ઝાંય પણ અનુભવાય છે.' ગુજરાતી સાહિત્ય પરિષદ : શતાબ્દી ગ્રંથશ્રેણી પુસ્તકના ૨૮મા મણકા તરીકે પ્રકાશિત. પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૯, પૃ. ૧૧૦, મૂલ્ય રૂ. ૫૦.
- **ઈશ્કથી અશ્ક**. શ્રી જિગર જોષી 'પ્રેમ' અને શ્રી અલ્પેશ 'પાગલ'. રાજકોટની 'રચના' સાહિત્ય સંસ્થા સાથે સંકળાયેલા આ નવકવિઓની ગઝલ-રચનાઓનો સંયુક્ત સંગ્રહ શ્રી ભૂપેન્દ્ર શેઠ 'નીલમ' દ્વારા સંપાદિત થયો છે. શ્રી રાધેશ્યામ શર્મા આ સંગ્રહને આવકારતાં આવરણ-લેખ ઉપર નોંધે છે 'સાવ સૂની અગાશી પર ઊભેલો જિગર જોષી 'પ્રેમ'થી ગાઈ શકે છે : 'આશિકોના ઘેર તો રોજે દિવાળી હોય છે.' તો અલ્પેશ 'પાગલ' પૂર્વગ્રહનું પાંજરું તોડી આલેખે છે : 'પ્રેમને સમજી શકો તો સાનમાં/આ અઢી અક્ષર તમારા માનમાં.' પ્રથમ આવૃત્તિ ડિસેમ્બર ૨૦૦૭, પૃ. ૧૧૪, કિંમત રૂ. ૯૫, પ્રકાશક : જિગર જોષી 'પ્રેમ' અને અલ્પેશ 'પાગલ', પ્રાપ્તિ સ્થાન : શ્રી ભૂપેન્દ્ર શેઠ 'નીલમ', પૂજા એન્ટરપ્રાઈઝ, ૫૮, દિગ્વિજય પ્લોટ, જામનગર.
- **દરિયાનો આકાર માછલી**. શ્રી નયન હ. દેસાઈ. એબ્સ્ટ્રેક્ટ ચિત્રો ઉપરથી ગઝલ-કાવ્યો લખાયાં હોય અને તેનો સચિત્ર સંગ્રહ થયો હોય એવો આ કદાચ પ્રથમ પ્રસંગ છે. 'નયનનાં મોતી' અને 'દરિયાનો આકાર માછલી' નામે કવિના બે સંગ્રહો અગાઉ પ્રકાશિત થયા છે. 'શબ્દ પણ રેખાય છે' એ શીર્ષકથી નિર્મિશ ઠાકરે લખેલા પ્રાસ્તાવિકમાં લખાયું છે : 'અહીં ગઝલો અને ચિત્રો એકબીજાનાં પૂરક બન્યાં છે... અહીં એબ્સ્ટ્રેક્ટની પ્રગાઢ અસર ઝીલતા શે'ર ઘણા છે. એમને સ્વતંત્રપણે ન માણતાં, ચિત્ર સાથે જ માણવા જોઈએ.' પ્રથમ આવૃત્તિ ૨૦૦૭, પૃ. ૮૦, મૂલ્ય રૂ. ૧૨૦, પ્રકાશક : સાહિત્ય સંગમ, પંચોલી વાડી સામે, બાવા સીદી, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧.
- **પારુલ-પ્રસૂન** (હિન્દી/ગુજરાતી) સ્વ. કુ. પારુલ પ્રતાપકુમાર ટોલિયા ખૂબ નાની વયે અવસાન પામેલી પ્રતિભાવંત પારુલનું આધ્યાત્મિક

વિકાસથી પ્રેરિત સંવેદનાવિશ્વ ઉદાત્ત છે એના અગિયાર કાવ્યોનો સપુટ, કથા કૃતિ એક અન્ય મીરા વ્યક્તિ વિશેષ કૃતિ અને અન્ય લેખ મૂળ હિન્દીમાં અને અનુવાદિત કરીને ગુજરાતીમા આપવાનો પ્રશસ્ય પ્રયાસ જિનભારતી, વર્ધમાન ભારતી ઈન્ટરનેશનલ ફાઉન્ડેશનના ઉપક્રમે પ્રા. પ્રતાપકુમાર ટોલિયાએ કર્યો છે સમગ્ર સૃષ્ટિને સાત્વિક સ્નેહના આશ્લેષમાં બાધી લેતી સવેદના આ રચનાઓમા જોઈ શકાય છે પ્રકાશક જિનભારતી, વર્ધમાન ભારતી ઈન્ટરનેશનલ ફાઉન્ડેશન, અનત, ૧૨ કેમ્બ્રિજ રોડ બેંગ્લોર ૫૬૦૦૦૮ પ્રકાશન વર્ષ ૨૦૦૭ પૃ. ૨૪ કિં રૂ ૨૫, વિદેશમા યુ એસ. ડોલર ૨

- **અવકાશ.** ગણપત પટેલ 'સૌમ્ય નો ઈ સ. ૨૦૦૦મા સ્મરણ ભીનાં ભીના નામે ગઝલ સગ્રહ પ્રકાશિત થયેલો. એ પછીના આ ગઝલ સગ્રહમાં ૭૮ રચનાઓ સમાવિષ્ટ છે ડૉ. રશીદ મીર નોંધે છે તેમ આ રચનાઓમાં પ્રણયની આરત ઉપરાત વિશેષરૂપે ગ્રામ્ય સંસ્કૃતિ અને ગ્રામ્ય પરિવેશ પ્રત્યેનો કવિનો લગાવ કેન્દ્રસ્થાને જોઈ શકાય છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૮ પૃ. ૭૮ કિંમત રૂ ૬૦ પ્રકાશક અશોક ધનજીભાઈ શાહ, નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ ૪૦૦૦૦૨
- **મનપૂર્ણા.** શ્રી મનસુખ લશ્કરીનો પ્રથમ કાવ્યસંગ્રહ ગુજરાતી સાહિત્ય પરિષદે સાહિત્ય અને કલાના ક્ષેત્રમા નવા સર્જકોને ઉત્તેજન આપવાની સદ્ગત બી કે મજૂમદારની વસિયતનામામા રજૂ થયેલી ઈચ્છા અન્વયે બી. કે મજૂમદાર ટ્રસ્ટ પ્રકાશન-શ્રેણી અતર્ગત એના ૨૧મા મણકારૂપે પ્રગટ કર્યો છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃ ૧૩+૮૦=૯૩ મૂલ્ય રૂ ૪૫, પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૯
- **ગુજરાતી કવિતા ચયન ૨૦૦૪** સંપાદક નીતિન વડગામા કાન્ત બળવતરાય શતાબ્દી ગ્રંથમાળાના ૧૪મા મણકા તરીકે ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રકાશિત આ પુસ્તકમા ૨૦૦૪ના વર્ષમાં પ્રગટ થયેલી કવિતા કૃતિઓમાથી ચયન થયુ છે એ રીતે ૧૦૦ કવિઓની ૧૦૦ રચનાઓ અહીં સંગ્રહસ્થ થઈ છે સંપાદકીયમા આ સમયમા પ્રગટતી ગુજરાતી કવિતાનું વિહંગાવલોકન છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃ ૨૨+૧૧૮ કિંમત રૂ ૬૫, પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૯
- **કવિતા એટલે આ.** કવિ રમેશ પારેખની સર્જનાત્મકના કાવ્યસર્જન ઉપરાત નિબધ, વાર્તા, બાલસાહિત્ય અને કાવ્યાસ્વાદના ક્ષેત્રોમાં પણ વિસ્તરી. વર્તમાનપત્રોમા કાવ્યાસ્વાદની લેખમાળા નિમિત્તે ગુજરાતી જ નહિ, ભગિની ભારતીય ભાષાઓના તેમજ વિદેશી કવિઓના કાવ્યોના સતત સમ્પર્કમાં રહ્યા. એમના દ્વારા થયેલા વિવિધ દેશ કાળના અને ભાષાઓના કવિઓના કાવ્યોના આસ્વાદો અહીં નીતિન વડગામા દ્વારા સંપાદિત થયા છે પુસ્તક સાથે કાવ્યાસ્વાદ પ્રવેશ પૂર્વેની ભૂમિકા બાધી આપતો શ્રી નીતિન વડગામાનો અભ્યાસપૂર્ણ સપાદકીય લેખ પણ જોડાયો છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃ. ૧૬+૨૮૨ મૂલ્ય રૂ ૧૫૦ પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૯
- **શૂન્યતામાં પૂરેલા દરિયાનો તરખાટ..** અર્વાચીન ગુજરાતી કવયિત્રીઓનાં કાવ્યો. સંપાદક ઉષા ઉપાધ્યાય. ઈ સ. ૧૮૫૧ થી ૨૦૦૭ સુધીના દોઢસોથી વધારે વર્ષના સમયગાળામા પ્રકાશિત, કવયિત્રીઓની પસંદ કરેલી રચનાઓનુ સપાદન. કુલ ૧૬૧ કવયિત્રીઓની એક કે એકથી વધારે રચનાઓ પસદગી પામી છે કવયિત્રી પરિચય અને પક્તિસૂચિ આપી છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃષ્ઠ ૪૨૮ મૂલ્ય રૂ ૨૫૦ પ્રકાશક ગુજરાત સાહિત્ય અકાદમી, ટાઉનહોલ પાસે, સેક્ટર ૧૭ ગાધીનગર ૩૮૨૦૧૭
- **રાધાકૃષ્ણ વિના બીજુ બોલ મા..** સપાદક ઉષા ઉપાધ્યાય. મધ્યકાલીન ગુજરાતી કવયિત્રીઓનાં કાવ્યોના આ સપાદનમા પ્રથમ વિભાગમાં જેમનો સમય નિર્ધારિત થઈ ચૂક્યો છે તેવી મીરાંથી લઈને તે ધૂરબાઈ સુધીની ૩૦ કવયિત્રીઓની રચનાઓ છે બીજા વિભાગમાં જેમનો સમય નિર્ધારિત નથી અથવા એ વિશે મતમતાતરો પ્રવર્તે છે તેવી ૧૮ જેટલી કવયિત્રીઓનાં કાવ્યો છે પંક્તિ સૂચિ અને સદર્ભ સૂચિની સાથે શબ્દાર્થની સમજ માટે ટિપ્પણ પણ આપ્યુ છે પૃ ૨૭૨ મૂલ્ય રૂ ૧૨૦ પ્રકાશક ગુજરાત સાહિત્ય અકાદમી, ટાઉનહોલ પાસે, સેક્ટર ૧૭ ગાંધીનગર ૩૮૨૦૧૭

**વાર્તા નવલકથા રેખાચિત્ર અને પ્રકીર્ણ**

- **પ્રતિચ્છવિ.** ભગવત સુથારની ૬૩ જેટલી લઘુકથાઓનો આ સગ્રહ છે લેખક કહે છે તેમ શ્રી મોહનલાલ પટેલના સર્જન વડે કડીમા સાહિત્ય વર્તુળની રચના થઈ અને પરિણામે જે નોંધપાત્ર લઘુકથાઓ આપણને સાપડી એમા શ્રી ભગવત સુથારની કૃતિઓ નોંધપાત્ર બની રહી છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૬ પૃષ્ઠ ૧૧૨ મૂલ્ય રૂ ૬૪ પ્રકાશક ભગવત સુથાર, એ ૧૮ એટલાન્ટા પાર્ક કડી કરણનગર રોડ ગાયત્રી મદિર પાસે, કડી (ઉ ગુ.) ૩૮૨૭૧૫
- **ડૉ. યશવંત ત્રિવેદીનાં સર્જન, દર્શન અને સંવેદનાનાં વિચાર રત્નો** યશવત ત્રિવેદીનાં પ્રાર્થના, સત્ય, પ્રભુ, પ્રેમ, કવિતા, સર્જક આશા, મૃત્યુ જેવા અનેકવિધ વિષયો ઉપરના મનન-ચિંતનને પ્રગટ કરતુ પુસ્તક પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃ ૮૪ કિંમત આર્થિક સહાયથી રૂ ૮૦, પ્રકાશક આનદોત્સવ પ્રકાશન, ૩૦૧ લિબર્ટી એપાર્ટમેન્ટ્સ, સરોજની રોડ વિલે પાર્લે (પશ્ચિમ) મુબઈ ૪૦૦૦૫૬
- **ગમતાનો ગુલાલ.** યુરોપ પ્રવાસનુ શ્રી પ્રવીણ પટેલ 'શશી'નું પુસ્તક ઓગસ્ટ ૨૦૦૪ના દિવસોમા લેખકે યુરોપના વિવિધ દેશોના કરેલા પ્રવાસ પછી ગુજરાત દર્પણ'મા ડિસેમ્બર ૨૦૦૪થી એપ્રિલ ૨૦૦૬ દરમિયાન પ્રગટ થયેલી ધારાવાહિક પ્રવાસકથા અહીં પુસ્તક સ્વરૂપે મળે છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પ્રકાશક ઊર્મિલા પટેલ, ૮૦ કોરોના કોર્ટ, ઓલ્ડબ્રિજ ન્યૂજર્સી ૦૮૮૫૭ (યુ.એસ.એ.), સચિત્ર, પૃ. ૭૮ કિંમત લખી નથી.
- **ઓળખ્યાં એવાં આલેખ્યાં.** મુનિકુમાર પંડ્યા આપણા વાર્તાકાર અને ચરિત્રલેખક છે એમની કલમે આલેખાયેલા ત્રીસેક જેટલા ચરિત્ર ચિત્રો અહીં સગ્રહસ્થ છે એમા કેટલાંક ગુજરાતી સાહિત્યના લેખકોના પણ છે પ્રથમ આવૃત્તિ ૨૦૦૭ પૃષ્ઠ ૮+૧૫૯=૧૬૭ મૂલ્ય રૂ ૯૦ પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૯
- **સાહિત્ય અકાદમી, દિલ્હી દ્વારા પુરસ્કૃત નવલકથા** સંપાદક ગુણવંત વ્યાસ. પુસ્તકનુ શીર્ષક સૂચવે છે તેમ સાહિત્ય અકાદમી દિલ્હી દ્વારા પુરસ્કૃત વિવિધ ગુજરાતી નવલકથાઓ વિશેના જુદા જુદા લેખકોના અભ્યાસલેખોના આ સપાદનમા આપણી પ્રસિદ્ધ ગુજરાતી નવલકથાઓ વિશેના અહીં ૨૨ લેખો છે કોઈ કોઈક નવલકથાઓ વિશે એકથી વધારે લેખકોએ લખ્યું છે આરંભમા શ્રી ગુણવંત વ્યાસનો અભ્યાસપૂર્ણ ભૂમિકા લેખ છે પરિશિષ્ટમાં કેન્દ્રીય સાહિત્ય અકાદમીની અર્ધ-શતાબ્દી, અકાદમી પુરસ્કૃત ગુજરાતી પુસ્તકો અને પુરસ્કૃત નવલકથા સદર્ભ શ્રી ભરતકુમાર પ્રા. ઠક્કરે આપ્યો છે પ્રથમ આવૃત્તિ જાન્યુઆરી ૨૦૦૮ પૃ. ૩૦૪ મૂલ્ય રૂ ૨૧૦ પ્રકાશક બાબુભાઈ એચ. શાહ, પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ રિલીફ રોડ અમદાવાદ ૩૮૦૦૦૧

■



અગાઉ ‘ઉદ્દેશ’ માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને ‘ઉદ્દેશ’ એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



‘ઉદ્દેશ’ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું ‘કમિટમેન્ટ’



જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org



આ અંકના સર્જકો

ઉમાશંકર જોશી    લાભશંકર ઠાકર : સી-૧૮, જલદર્શન સોસાયટી, પાંચમો માળ, એચ. કે. કોલેજ પાસે, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯    સુમન શાહ : c/o. Purvarag Shah, 4109 Crystal Creek Drive YPSILANTI MI 48917    યશવન્ત મહેતા : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭    દુષ્યંત પંડ્યા : ‘સન્નિધિ’, ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮    દક્ષા વ્યાસ : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦    ધીરુ પરીખ : ૮, ‘લાવણ્ય’, વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯    નલિન રાવળ : ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪    સુધીર પટેલ : 7504 Double Springs Court, Charlotte, NC 28262 U.S.A.    જયશ્રી મહેતા : ૧૩, સ્મિતા એપાર્ટમેન્ટ્સ, જયમંગલ પાસે, ૧૩૨ ફૂટ રોડ ઉપર, નારણપુરા, અમદાવાદ - ૩૮૦૦૧૩    હાર્દિક એમ. વ્યાસ : મહાદેવપરા, ‘રાંદલકૃપા’, ચલાલા - ૩૬૫૬૩૦, જિ. અમરેલી    પ્રાણજીવન મહેતા : ૮૧/બી, બીજે માળે, સિન્ધુવાડી, મહાત્મા ગાંધી રોડ, ઘાટકોપર (પૂર્વ), મુંબઈ - ૪૦૦૦૭૭    મનોહર ત્રિવેદી : ‘પ્રણવ’, સૂર્યનગર, ઢસા જંક્શન, જિ. ભાવનગર - ૩૬૪૭૪૦    રાજેન્દ્ર ઉપાધ્યાય : ૧, શિવકમલ એપાર્ટ્મેન્ટસ, સેન્ટ્રલ એકસાઈઝ ભવન સામે, પોલીટેકનીક સામે, પાંજરાપોળ પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫    ડૉ. કેશુભાઈ દેસાઈ : ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧    અભિજિત વ્યાસ : ‘ગુલાબકુંજ’, રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧    નિર્મિશ ઠાકર : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮    રાજેન્દ્ર શુકલ/નયના જાની : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫    પ્રવીણ દરજી : ‘વાગીશા’ ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૨૩૦    રાધેશ્યામ શર્મા : ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨    હેમેન્દ્ર શાહ : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪    રાજેન્દ્ર શાહ : c/o. કેવલ્ય શાહ, ચોકસી બિલ્ડીંગ, બી-પહેલો માળ, ગામદેવી, મુંબઈ - ૪૦૦૦૦૭    યોસેફ મેકવાન : સી-૪, સનશાઈન એપાર્ટમેન્ટ, જાહનવી રેસ્ટોરન્ટ પાસે, કાશીરામ અગ્રવાલ હોલ પાસે, પોલીટેકનીક, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫    મુકુન્દ પી. શાહ : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) May 2008 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd 9 on 15th of every month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008





## કોણ કવિતા ?

અહીં એ બુઝાયો, ગહન રજની ઘોર ધપી ત્યાં !
છુપાયા તારા સૌ, પવન, કુસુમો શાન્ત જ થયાં,
મહાકાળી છાયા જલધિઉરમાં નિશ્ચલ બની
સપાટા વીજોના ખમીખમી વધુ ઘોર બનતી !
વિસામી અંધારે દસ દિશ સૂતી શોક કરતી,
થયો ત્યા ઊંડાણે વિહત ઉરમા સાદ સહસા

'અહીં કો ના મારું' ફરીફરી થયો સાદ ઉરમાં,
'સદા છું હું તારી' અદીઠ દિશથી કોઈ વદતું
પુકારી મેં પૂછ્યું, 'મધુર રવ આ કોણ કરતું ?'
'પિછાને ના ? છું હું તવ પ્રિયતમા ! ગીત મધુરું !'
વહી ત્યારે ધોતી ઉર-તરડને દિવ્ય સરિતા
પુકારી ઊર્મિઓ ખિલખિલ હસી 'કોણ કવિતા ?'
વિખેર્યાં એ ગીતે વિહત ઉરનાં વાદળ તહીં
દુ:ખો મુશ્કેલીઓ મુજ પથ મશાલો બની રહી !

૨-૬ ૧૯૪૫

રમણભાઈ બી. પટેલ
કાવ્યસગ્રહ 'પ્રતીતિ'માથી








# ઉદ્દેશ

જૂન ૨૦૦૮

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક [illegible]

“ નાટ્યકાર કરતાં પણ વિશેષ હું મારી જાતને લેખક ગણું છું,
એટલે કે લખવાની ભૌતિક પ્રક્રિયાના હું પ્રેમમાં છું.
મને કાગળનો એક ટુકડો આપો, કોઈ પણ કાગળનો અને એક પેન.
પંખી જેમ ઊડે કે માછલી જેમ તરે એટલી સહજતાથી
હું લખવા માંડીશ. છેલ્લાં પચાસ વર્ષોથી હું લખતો રહ્યો છું -
અખબારની કચેરીમાં, રસ્તા પરની રેસ્તોરાંઓમાં,
ભરચક લોકલ ટ્રેનોમાં અને હું રહેતો હોઉં ત્યાં જો
મારી જાત સાથે રહેવાનું ન બને તો બાથરૂમમાં બેસીને પણ
મેં લખ્યું છે. ડૉક્ટરની વધુ પડતો શ્રમ ન લેવાની સ્પષ્ટ સલાહ છતાં
મેં હોસ્પિટલમાં માંદગીના બિછાનેથી પણ લખ્યું છે.
ડૉક્ટર એ જાણતા નથી કે લખવામાં મને કોઈ જાતનો શ્રમ પડે
એમ નથી. ઊલટાનું એ મને શાતા આપે છે,
એથી મને ઘણી રાહત મળી રહે છે. મારો એ આનંદ છે. ”

વિજય તેન્ડુલકર
૬ જાન્યુઆરી, ૧૯૨૮ - ૧૯ મે, ૨૦૦૮
(શ્રીરામ મેમોરિયલ લેક્ચર્સના પ્રારંભે...)



# ઉદ્દેશ

વર્ષ અઢારમું | અંક અગિયારમો | સળંગ અંક ૨૧૩

## અનુક્રમ જૂન ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ એસ ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫ પોસ્ટેજ સાથે, અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વર્ષાંતિ પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમ્મત છે એમ માની લેવું નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું


'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
c/o. પ્રબોધ ર. જોશી,
'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)


- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે




આદ્યતંત્રી રમણલાલ જોશી | તંત્રી પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, ૨ અચલાયતન સોસાયટી, સન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯થી પ્રગટ કર્યું.
મુદ્રણસ્થાન ૫ રવિની ગનમા. ી ૨ન અમ ૨વા ૮૧ ન ૧૪ ૧ ૮

ઉદ્દેશ

જૂન ૨૦૦૮

સર્વભાષા સરસ્વતી








## સાહિત્ય અને સાહિત્ય શિક્ષણની આપણી સમજ !

પ્રશ્ન આપણા રાજકીય સ્વાર્થવશ વકરતા જતા લઘુમતી માનસનો નથી, પ્રશ્ન એ હેતુસર દલિતજનોની તુષ્ટિનો નથી, પ્રશ્ન વિરોધની ડમરી જોઈ, એને વાવંટોળ માની, વેળાસર ઘરમાં પૂરાઈ મરવાનો નથી, કદાચ એ એટલો અભિવ્યક્તિ સ્વાતંત્ર્યનો પણ નથી. પ્રશ્ન તો સાહિત્ય અને સાહિત્ય શિક્ષણની આપણી સમજનો છે. એનું ઉઠમણું થતું હોય ત્યારે આપણે મૌન પાળવાનું નક્કી કરી બેસી જઈએ, એ સર્વથા અનુચિત જ નહીં, ચિંતાપ્રેરક પણ છે.

ઉમાશંકર જોશીનાં નાટકોના સંગ્રહ 'સાપના ભારા'ને ઉત્તર ગુજરાત યુનિવર્સિટીના અભ્યાસક્રમમાંથી ચૂપચાપ, કશી ય ઝાઝી સ્પષ્ટતા વગર, વિદાય અપાઈ છે. ગુજરાત યુનિવર્સિટીમાં પણ એવો જ કંઈક તખ્તો ગોઠવાઈ રહ્યો છે. કારણ, આ સંગ્રહના એક નાટક 'ઢેડના ઢેડ ભંગી'માં આવતા આ શબ્દોનો 'વાંધાજનક' પ્રયોગ છે. શબ્દપ્રયોગને કારણે જ લાગણી ખરેખર દુભાતી હોય તો કદાચ એનો ઈલાજ મળી પણ આવે. પણ એ વાંધાને આપણાં બીજાં વળગણ વળગતાં હોય તો એ ના-ઈલાજ પરિસ્થિતિને ન ગાંઠવાની હિંમત અને મક્કમ મનોવૃત્તિ સમાજે કેળવવી-દાખવવી પડશે. સાહિત્યકારો અને એમના દ્વારા બનેલી સાહિત્ય સંસ્થાઓએ આવું વાતાવરણ ઘડવાનું પોતાનું ઉત્તરદાયિત્વ સ્વીકારવું જોઈશે.

આ અંગે થોડા વખત પહેલાં ટાઈમ્સ ઑફ ઈન્ડિયાની અમદાવાદ આવૃત્તિમાં પ્રથમ પાને આ શબ્દો વાંધાજનક હોવાનો અને એ નાટકમાં કેટલીવાર વપરાયા છે એનું ગણિત ગણાવતો, નખશિખ ના-સમજ અને અત્યારના આપણા જર્નાલીઝમની વરવી તાસીર સમો રિપોર્ટ છપાયેલો. જો કે આ પછી કેટલાંક ગુજરાતી અખબારોમાં પ્રકાશ ન. શાહ અને ઉર્વીશ કોઠારી જેવા આપણા કેટલાક સજાગ લેખકોએ એની ઉચિત પ્રતિક્રિયા આપી. ગુજરાતી સાહિત્ય પરિષદ પણ આ લખાય છે ત્યારે હરકતમાં આવી છે.

સાહિત્ય-શિક્ષણ સાહિત્યિક કૃતિના હાર્દને ઓળખ્યા વગર આપી શકાય નહીં. એ સમજવામાં અને સમજાવવામાં શબ્દ સન્દર્ભથી પ્રગટતો અર્થ જોવાય; સમય સન્દર્ભ પણ જોવાય.

'સાપના ભારા'નાં આ 'અગિયાર સામાજિક નાટકો' લખવાની શરૂઆત ગાંધીયુગના આપણા પ્રમુખ સાહિત્યકાર (આ અહીં યાદ અપાવવું જરૂરી !) ઉમાશંકર જોશીએ વિસાપુર જેલમાં ૧૯૩૨-૩૩ના સમયગાળામાં કરેલી - આ નાટકનો સમય જૂન ૧૯૩૩નો. સંગ્રહના આરંભે 'પરિચય'માં રામનારાયણ વિ. પાઠકે લખ્યું છે : "...નાટકોમાં ગામડાનું જીવન આવેલું હોવાથી નાટકોની ભાષા પણ ગામડાની જ છે. એ ભાષા ગામડાના જીવનનો એક જીવતો ભાગ છે, એટલે તેને છૂટી પાડી શકાય નહિ. નાટકમાં નિરૂપ્યમાણ જીવન જેટલું દૃશ્યથી અને બનાવથી તેટલું જ, કદાચ તેથી પણ વધારે, ભાષાથી રજૂ કરવાનું હોય છે, એટલે ભાષા તત્કાલ, તત્સમાજ અને તત્સ્થાનની જોઈએ જ..." એ વખતના સંકુચિત સનાતની હિંદુઓના ભેદભાવગ્રસ્ત માનસની વિકૃતિ પ્રતીતિજનક રીતે છતી કરતા આ નાટક વિશે એમણે વધુમાં લખ્યું છે "(એમાં) ગામડાનો અસ્પૃશ્યો તરફનો સનાતન જડ અન્યાય દેખાય છે. તેમાં એટલી કરુણતા ન હોત તો તેની બેવકૂફીથી આપણને હસવું જ આવત."

સાહિત્યકૃતિના હાર્દ અને સન્દર્ભને મુદ્દલ સમજ્યા વગર શબ્દોના વાંધા-વચકા પાડી, એ વંધ્ય વિરોધની ખીંટીએ એને લટકાવી દેવાના આ જડ અન્યાયમાં સાહિત્ય અને સાહિત્ય-શિક્ષણની આપણી સમજની કરુણતા અને એ કૃત્યને જોતા રહી જવામાં આપણી ઉદાસીનતા કે અતિવ્યવહારુપણું એટલી હદે વ્યક્ત થાય છે કે એ બેવકૂફીથી આપણને રડવું પણ નથી આવતું !

૨૨ મે, ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

# વિજય તેન્ડુલકરની વિદાય

●

ઉત્પલ ભાયાણી

બુદ્ધપૂર્ણિમા એટલે કે ૧૯મી મે ૨૦૦૮ના રોજ એંસી વર્ષની જૈફ વયે, સ્નાયુઓની બીમારીને કારણે પૂણેની હોસ્પિટલમાં વિજય તેન્ડુલકરના અવસાન સાથે, સમકાલીન ભારતીય રંગભૂમિ પર જેનો સૌથી વધુ પ્રભાવ હોય એવા નાટ્યલેખકનું સદેહે નિર્વાણ થયું.

પણ છેલ્લાં પચાસ વર્ષથી ધબકતો, ઘણીવાર તો દઝાડી નાખે એવો ઉકળતો એમનો અક્ષરદેહ તો આવનારી પેઢીમાં પણ જીવંત રહેશે અંગ્રેજીમાં જેને માટે 'પ્રોલિફિક' અને 'વર્સેટાઈલ' જેવાં વિશેષણો નિ સંકોચ વાપરી શકાય એવું તેન્ડુલકરનું સર્જન હતું, જેમાં લગભગ બત્રીસ ફૂલલેન્થ નાટકો, સાત એકાંકી સંગ્રહો, પાંચ બાળનાટકોના સંગ્રહો, ચાર નિબંધ સંગ્રહો, ચાર અનુવાદો, બે નવલકથા અને અઢાર પટકથા લેખનનો સમાવેશ થાય છે

પત્રકાર તરીકે પોતાની કારકિર્દી શરૂ કરનાર (કાર્ટુનિસ્ટ તરીકે શિવસેના-સુપ્રિમો બાળ ઠાકરે અને મદદનીશ તંત્રી તરીકે તેન્ડુલકર એક જમાનામાં સાથે કામ કરતા હતા અને એ જ તેન્ડુલકરે શિવસેનાનો જે રીતે ઉદય થયો એના ઉગ્ર પ્રતિભાવરૂપે એમની શ્રેષ્ઠ ગણાતી અને આંતરરાષ્ટ્રીય પ્રતિભા પામેલી નાટ્યકૃતિ ઘાસીરામ કોતવાલની રચના કરી હતી !) તેન્ડુલકરે નાટ્યલેખનનો આરંભ ૧૯૫૫માં લખેલા 'ગૃહસ્થ' નાટકથી કર્યો હતો પણ રાષ્ટ્રીય સ્તરે એમને સ્વીકૃતિ ૧૯૬૮માં લખાયેલા અને અનેક ભાષામાં અનુવાદ અને સમર્થ કલાકારો દ્વારા ઉત્તમ રીતે ભજવાયેલાં 'શાંતતા ! કોર્ટ ચાલૂ આહે'થી મળી. મરાઠી રંગભૂમિ પર દિગ્દર્શક તરીકે મૂઠી ઊંચેરાં વિજયા મહેતા અને અરવિંદ-સુલભા દેશપાંડે જેવાં કલાકારો સાથે મરાઠી રંગભૂમિ પર તેમજ સત્યદેવ દુબે દ્વારા હિન્દી રંગભૂમિ પર સમાંતર પ્રવાહને પણ તેન્ડુલકરના આ જ નાટક દ્વારા ગતિ મળી. એમની પછીની પેઢીના એક અગ્રગણ્ય નાટ્યકાર સતીશ સાળેકરે અંજલિ આપતાં યથાર્થ જ કહ્યું કે, તેન્ડુલકરના કારણે જ મરાઠી રંગભૂમિનું ભારતીય રંગભૂમિમાં રૂપાંતર થયું અને આતરરાષ્ટ્રીય સ્તરે પણ એને ઓળખાણ મળી.



સમાજના અનિષ્ટો સામે પોતપોતાની રીતે લડેલા પિતા પુત્રી
**પ્રિયા અને વિજય તેન્ડુલકર**

૧૯૭૦થી ૧૯૮૫નો તબક્કો તેન્ડુલકર માટે તો ખરો જ પણ ભારતીય રંગભૂમિ માટે પણ ખૂબ જ ફળદાયી રહ્યો જેમાં 'અશી પાખરે યેતી' (ગુજરાતીમા પ્રવીણ જોશીએ આઈ એન ટી ના ઉપક્રમે એની 'સપનાનાં વાવેતર' તરીકે સુંદર રજૂઆત કરી હતી), 'ગિધાડે' (ગુજરાતીમાં એનો અનુવાદ નાટકને પૂરેપૂરો ન્યાય આપે એવી ચન્દ્રકાન્ત બક્ષીની કલમે થયો હતો), 'સખારામ બાઈન્ડર' (નાટકની સેન્સરશીપનો મુદ્દો એની ભજવણીમાં સૌથી વધુ ચગ્યો), 'ઘાસીરામ કોતવાલ' (ફેસ્ટીવલ ઓફ ઈન્ડિયાની એકમાત્ર પસંદગી પામેલું નાટક), 'બેબી', 'પાહિજે જાતિચે', 'કમલા' અને 'કન્યાદાન' જેવાં સીમાચિહ્ન બની ગયેલાં નાટકો દેશભરનાં પ્રેક્ષકોને જોવા મળ્યાં.

સમાંતર રંગભૂમિની જેમ સમાંતર સિનેમાની સક્રિયતામાં પણ તેન્ડુલકરનું પ્રદાન પાયાનું રહ્યું શ્યામ

બેનેગલ અને ગોવિંદ નિહલાની માટે એમણે લખેલી નિશાન્ત, આક્રોશ, મંથન કે અર્ધસત્ય જેવી હિન્દી તો સિંહાસન અને ઉંબરઠા જેવી અસામાન્ય મરાઠી ફિલ્મો પણ એમની કલમની નીપજ હતી. પરેશ રાવલ અભિનિત 'સરદાર'ની પટકથા પણ એમની હતી.

સ્વરૂપ કોઈ પણ હોય વ્યક્તિ વિરુધ્ધ સમાજની કે સામાજિક નિસ્બત ધરાવતી કોઈ પણ સમસ્યાની તેજાબી ભાષામાં, નર્યાં વાસ્તવિક પાત્રો દ્વારા રજૂઆત તેન્ડુલકર જેવી બહુ ઓછી થઈ છે. 'રામપ્રહર'ની એમની જાણીતી કટાર દ્વારા પત્રકાર તરીકે પણ એમનો આક્રોશ એવો જ જલદ હતો તો બીજી બાજુ અશી પાખરે યેતી કે ચિરંજીવી સૌભાગ્યકાંક્ષિણી (હિન્દીમાં 'અંજી') દ્વારા રોમાન્સની પણ મુલાયમ અભિવ્યક્તિ એ કરી શકતા હતા. અપવાદરૂપે ગ્રામ્યસમાજમાં સહકારી મંડળીના માલિક દ્વારા ચાલતી શિક્ષણસંસ્થા પર ભયંકર કટાક્ષ કરતું પ્રહસન 'પાહિજે જાતીચે' કે ઠેઠ ૧૯૮૨માં સ્ત્રીઓ વચ્ચેના સજાતીય સંબંધ પર આધારિત 'મિત્રાચી ગોષ્ઠ' જેવું નાટક પણ એમણે આપ્યું. જો કે એ નોંધવું જોઈએ કે કમલા અને કન્યાદાન જેવાં નાટકો પછી છેલ્લાં વીસેક વર્ષોમાં સાયકલવાલા કે મસાજ જેવાં નાટકો, ભલે એમની લખવાની આંતરિક જરૂરિયાતની નીપજ હોય, પણ એમની અસરો મર્યાદિત રહી.

તેન્ડુલકરનાં નાટકો એટલે 'ઉઘાડાં' નાટકો, વિવાદાસ્પદ નાટકો એવી સામાન્ય સમજ પ્રચલિત છે. તફડંચી અને ઈતિહાસને વિકૃત કરવાના, એમનાં ઉત્તમ ગણાતાં નાટકો પર ગંભીર આક્ષેપો પણ થયા છે. એક ધારણા તરીકે આ આક્ષેપો સાચા માની લઈએ તો પણ, નાટ્યકૃતિ તરીકે 'શાંતતા ! કોર્ટ ચાલૂ આહે' કે 'ઘાસીરામ કોતવાલ', તફડંચી અને વિકૃતિના મુદ્દાઓ ડિસ્કાઉન્ટ કર્યા પછી પણ સમકાલીન રંગભૂમિનાં શ્રેષ્ઠ નાટકો પુરવાર થયાં છે. ભલેને પછી એની ભજવણી રોકવા મોરચાઓ મંડાયા હોય !

પહેલો, કમલાદેવી ચટ્ટોપાધ્યાય એવોર્ડ, સરસ્વતી સન્માન, મૂર્તિદેવી સન્માન, સંગીત નાટક અકાદમીની ફેલોશીપ, કવિ કુસુમાગ્રજ પ્રતિષ્ઠાનનો પ્રથમ જનસ્થાન એવોર્ડ કે પદ્મભૂષણ દ્વારા સન્માનિત તેન્ડુલકરને કારકિર્દીના પ્રારંભે જ ગ્રામ્યસમાજમાં હિંસાનો અભ્યાસ કરવા માટે નહેરુ ફેલોશીપ મળી હતી. હિંસાની અભિવ્યક્તિ અનેક સ્વરૂપે એમનાં અનેક નાટકો અને ફિલ્મોમાં જોવા મળી. નાટ્ય કે પટકથા લેખક અને સાહિત્યકાર તરીકે લેખનથી સંતુષ્ટ ન થતાં એક સક્રિય ચળવળકાર તરીકે એમણે છેવટ સુધી જાહેરજીવનમાં ભાગ લીધો, પણ ખૂબીની વાત એ કે આવી ખળભળાવી દે એવી પ્રતિભા અંગત મુલાકાતોમાં તદ્દન મિતભાષી હતી. સામેવાળાને એ બોલવાની ભરપૂર તક આપતા, પોતાની હયાતીમાં જ દીકરી (પ્રિયા તેન્ડુલકરે 'રજની' બનીને ટીવી દ્વારા આખા દેશમાં એક સમયે અન્યાય વિરુદ્ધ જે અવાજ ઊઠાવેલો એ પિતાના મિજાજને અનુરૂપ જ હતો) અને દીકરો ગુમાવનાર તેન્ડુલકર વર્ષો સુધી મુંબઈના વિલેપાર્લે (પૂર્વ)ના ઘરમાં યજમાન તરીકે પણ એટલા જ પ્રેમાળ હતા.

એક નાટ્યકાર, એક પટકથા લેખક, એક પત્રકાર અને એક જાગૃત-સંવેદનશીલ નાગરિક તરીકે વિજય તેન્ડુલકરે આપણને જે રીતે ડિસ્ટર્બ-ક્ષુબ્ધ કર્યા એ બદલ આપણે એમના સદાય ઋણી રહીશું. એક મહાન હસ્તીને આપણાં પ્રણામ.

■

---

"... કારણ કે હું એમ માનું છું કે નાટક જ્યારે રંગમંચ પર હોય છે
ત્યારે જ એને જીવન પ્રાપ્ત થાય છે,
જો કૃતિ ભજવાય નહિ તો
નાટક અને નાટકકાર મરી પણ જાય.
જો કોઈ નાટ્યકારની કૃતિ ભજવાય તો એનું મૂલ્ય,
એ સર્જક યુનિવર્સિટીના અભ્યાસક્રમોમાં ભણાવાતો હોય એના કરતાં વિશેષ છે."

વિજય તેન્ડુલકર

# 'સમકાલીન' નાટક જ્યારે સર્વકાલીન વાત કરે છે !

હસમુખ બારાડી

જેટલી જલ્દી પક્ષો રચાય અને તૂટે, ચૂટણીમા સત્તા પલટો આવે, મનોરજન માટે ઉપગ્રહ-ચેનલો ખૂલે કે કાયદાઓ બદલાય એ ઝડપે નાટકો નથી લખાતા અને લખાય છે તે લોકો સુધી એ જ ઝડપે પહોંચતા નથી.

કારણ કે થિએટર સાદ્યંત માનવીય ઘટના છે પ્રેક્ષકોના સમસંવેદને જ એ સર્જાય. અને એ સાપ્રત' હોય, તત્કાલીન હોય એથી એ સર્વકાલીન કે સાર્વત્રિક ન બને એવુ ય નથી. કારણ કે એના સત્યમા તથ્ય ઓગળી ગયુ હોય છે ગ્રીક નાટકો આજે ભલે સર્વદિશકાળના લાગે, પણ એના સર્જકોએ તો પોતાના જ સમકાલીનો માટે એ રચ્યા, પ્રસ્તુત કર્યાં હતા. અન્તોન ચેહફ-હેન્રિક ઈબ્સન-યુજિન આયોનેસ્કોએ પણ એ જ કર્યું છે

વળી થિએટર સાપ્રત હોય એથી ડરવાની, એને મોએ તાળાબધી કરવાનીય જરૂર નથી જર્મનીની દીવાલ તૂટે, ઈંગ્લેન્ડનું મહાસામ્રાજ્ય સમેટાઈ જાય, આખે આખુ 'બીજુ વિશ્વ' રચાઈ જાય, તો માટી પગા નિર્ણાયકો સામે કલા અને તેમાય થિએટર જેવી લોકલક્ષી કલાએ શાને ઝૂકવાનુ હોય ભલા ? કારણ કે એ તો 'મચ' છે, પ્લેટફોર્મ છે ટ્રિબ્યુન' છે કલા તત્ત્વત પડકાર જ હોય. કારણ કે એ હતી, અને રહેશે. સમૂહ માધ્યમો યથાવત્ પરિસ્થિતિ statusને ટેકો દે છે પ્રજામાનસને એ પડકારે તો સમૂહ માધ્યમો ચલાવતા વેપારીઓનો માલ કોણ ખરીદે ? સમૂહ માધ્યમોના ભાવકો ગ્રાહકો હોય છે જ્યારે રગભૂમિ અને પુસ્તકના ભાવકો 'સામાજિક', 'સમસંવેદકો' ગણાયા છે એટલે તો, વિશ્વ સમગ્રની રગભૂમિમા સમકાલીન સર્વકાલીન બનતું રહ્યુ છે, નવા નવા સ્થળો સર્જાયાં છે માનવજીવન અને એની વેદના સવેદનાને કલાત્મક આકારે, રૂપેરગે પ્રસ્તુત કરે એવાં પાત્રો સર્જાયા છે અવનવુ જીવનદર્શન અનેક રૂપે પ્રગટ્યુ છે

**કલા મુક્તિ આપે**

સગીત, સ્થાપત્ય, શબ્દ ચિત્ર, ફિલ્મ વગેરે સ્થળકાળના બધનોથી ભાવકને મુક્ત કરી જીવનના એવા દષ્ટિકોણોનો અનુભવ કરાવે, કે એને મુક્તિ મળે, ભાવક અનેક ભવ એક સાથે જીવી શકે નટ અનેક પ્રસ્તુતિઓમા ભાગ લઈ અનેક પાત્રો જીવે, પણ ભાવક કોઈ પણ એક નાટકના અનેક પાત્રોમાથી પોતાની પસદગીનું પાત્ર લઈ, એની સાથે તાલ મિલાવી કે સંઘર્ષ કરીને, એ જીવી શકે એ રીતે ભાવક નાટ્યકારની નજીક હોય છે, જે અનેક પાત્રો પોતે બનીને નટને આપતો હોય છે નટ તો આપેલુ પાત્ર ભજવે, પણ ભાવક અનેક પાત્રોમાથી એને ગમતું કે અણગમતું કોઈ પણ પાત્ર પસંદ કરી, પેલા પાત્રને સથવારે જીવે કદાચ એ નાટ્યકારથી આગળ પણ જાય, પોતાને ગમતા પ્રસગો ઉમેરીને ભાવક એ પાત્ર જીવે, અને માનસિક ભૂમિકાએ એમા ભાગ લે.

એટલે તો ભરત નાટ્યશાસ્ત્રમાં 'સામાજિક', કહેતા ભાવકમા, અનેક ગુણો-લક્ષણો અપેક્ષવામાં આવ્યા છે આધુનિક સૌદર્યશાસ્ત્રમા પણ પ્રેક્ષકને સમસવેદક સમભાગીદાર ગણવામાં આવ્યો છે

**૨૦ સદીઓ**

ગઈ ૨૦ સદીઓમા રગભૂમિ ઉપર યંત્રના ઉપયોગથી ઝડપથી સ્ટેજ ફેરવી જોવામા આવ્યુ, પ્રેક્ષકોની બેઠકોને નટોની ચોતરફ ફેરવી જોવામાં આવી, સગીત અને પ્રકાશના સાધનો વધુ કાર્યક્ષમ બન્યા, એના અકુશથી ઝીણવટ અને ચોકસાઈ વધી ફિલ્મના લુપ્સ કે પૂર્વમુદ્રિત સાઉન્ડ ટ્રેક વગેરેથી કાર્યક્ષમતા વધી પણ આ એકવીસમી સદી શરૂ થઈ ત્યા સુધીમા અવકાશ, કોમ્પ્યુટર, ચીપ્સ, મોબાઈલ કે જિનેટિક વિજ્ઞાનની યત્રવિદ્યાનો રગભૂમિમા કોઈ ઉપયોગ શરૂ થયો નથી. મને લાગે છે કે કદાચ એ શક્ય પણ નથી, કારણ કે બે વ્યક્તિ જ્યારે આમને-સામને હોય ત્યારે એમની વચ્ચેના વ્યવહાર માટે, માનવજાતે અત્યાર સુધી વિકસાવેલી કોમ્યુનિકેશનની બધા જ પ્રકારની ભાષાથી વધુ કોઈ માધ્યમની જરૂર નથી.

રગભૂમિ પર પણ એવુ જ છે એ પણ નટ અને પ્રેક્ષક વચ્ચેના સીધા, દેખાતા, તત્ક્ષણ, તત્સ્થળ આદાન પ્રદાનનું માધ્યમ છે મારી સામે ઊભેલી વ્યક્તિ સાથે હુ કંઈ મોબાઈલ પર વાત નહીં કરું એના આંખ, મુખભાવ અને શારીરિક ગતિવિધિથી જ મને બધુ સમજાશે, અને ખૂટતું હશે એ માનવવાણી ભરી આપશે જ્યારે, રગભૂમિ પર એની પરંપરા પ્રમાણે હુ ધ્વનિ, પ્રકાશ, રૂપરંગનો ઉપયોગ ઉમેરીશ. મને તો એમ લાગે છે કે રગભૂમિએ બે વ્યક્તિ વચ્ચેના આદાન પ્રદાનને સરળતા, સહજતા, સ્વયંભૂ અને પરસ્પર આધારિત

ભાવ-પ્રતિભાવને સિદ્ધ કરવાનાં છે. બે વ્યક્તિ વચ્ચે જેમ ત્રીજું કોઈ ન ચાલે, તેમ નટ અને પ્રેક્ષક વચ્ચે પણ કોઈ અવરોધ ન થાય, એવો પ્રયત્ન થવો જોઈએ.

હા, આવા મુક્ત આદાન-પ્રદાનની જગ્યા હોવી જોઈએ. આ જગ્યા એટલે બંધ થિએટરનો તખ્તો અને પ્રેક્ષાગાર જ નહીં, પણ ગમે ત્યાં, જ્યાં નટ પ્રેક્ષક સાથે હોઈ શકે - શેરીગલી, મંદિરનો ચાચર કંઈ પણ ! મોં પર ટુકડો કપડાને ઓઢીને 'હાવકી' કરતું બાળક એની લીલામાં જે નાટક ઊભું કરે છે, એને તો કોઈ પણ એક વ્યક્તિની હાજરી જ બસ છે, એને નિહાળતો મા જેવો પ્રેક્ષક હોય તો ઉત્તમ !

**અહમ્ બ્રહ્માસ્મિ**

કલા લેખક-નટ-પ્રેક્ષકનો અહમ્ ઓગાળી નાખે, એટલે કે પોતાપણું વિસરાવી દે. એમાં અહમ્ બ્રહ્માસ્મિની સાર્થક યાત્રાની તક પણ રહેલી છે. એ પણ યોગ છે આત્માના પરમ આત્મા સુધી પહોંચવાનો. અને મજાની વાત તો એ છે કે નટ પ્રલંબ તાલીમ પછી બીજું 'કોઈ' બને છે, જ્યારે પ્રેક્ષક આ બીજું 'કોઈ' બનેલા નટની આંગળીએ પેલી સાર્થક યાત્રા આરંભી શકે. પ્રેક્ષકને તો વળી વધુ તક એ પણ છે કે એની સામેનાં અનેક પાત્રોમાંથી એ કોઈ પણ પાત્ર પસંદ કરે. જેમ સામાન્ય જીવનમાં પોતાને ગમતા કોઈ પણ વીર કે આદર્શ પુરુષને પસંદ કરી એની આંગળીએ વ્યક્તિ પોતાનું જીવન ઘડે. એ ઘડતર તો વ્યક્તિ એના સંજોગો પ્રમાણે જ કરશે, પણ રંગભૂમિ પર સર્જાયેલા પાત્રની આંગળીએ પેલી બ્રહ્માસ્મિની યાત્રાએ જતાં માનસિક જગતમાં એને વાસ્તવિકતાના કોઈ અવરોધો ન નડે.

**'અન્ય કોઈ' બનવાનો મોકો**

થિએટર બદલાયું છે, સર્વ કલાઓની જેમ એ પણ અવિરત બદલાયા કરશે. એના મૂળમાં મારી નજર સામે કોઈ પણ વ્યક્તિને નવી બનતી જોવાનો જાદુ રહેલો છે. એક ક્ષણ જ મહત્ત્વની છે. નટે એ ક્ષણનો અનુભવ કરવો પડે, અને એવી ક્ષણો સર્જતા રહેવું પડે, જે પ્રેક્ષકને માત્ર પ્રેક્ષણીય જ નહીં, પણ પેલી યાત્રાએ ઉપડવા માટે ઈજન આપી શકે.

હું બધી ટેકનોલોજીને આવકારું છું. ચીપ, ડિજિટલ, જિનેટિક, સ્પેસ, કોમ્પ્યુટર. એ દરેકનો ઉપયોગ વિવેકપુરઃસર થાય અને ભૂલોથી જ શિખાય.

અગાઉ ગ્રીસના થિએટરની સાથે એની સેનેટ, રથદોડ, આખલા, સિંહ અને ગુલામોની એવી જ લડાઈઓ રોમાંચક રીતે રજૂ થતી, જેમાં ભાગ લેવા અસંખ્ય પ્રેક્ષકો આવતા. પણ એ ગ્રીક થિએટરનો લેખક અને નટ પ્રત્યાયનની સતત મથામણ એકલો કરતો, અને તત્કાલીન પરંપરા મુજબ એને પ્રસ્તુત કરતો - પર્વતમાં કોતરેલા પગથિયે બેઠેલા પ્રેક્ષકોની સામે ઢોળાવ પર નટો મ્હોરાં સાથે અને બુલંદ અવાજે નાટ્ય શબ્દ પ્રસ્તુત કરતાં... નાટક એક ઉત્સવની જેમ સમકક્ષ ભાગીદારીથી સર્જાતું...

એ પહેલાં હિંદુસ્તાનમાં સંસ્કૃત નાટ્ય કવિતાઓ એના સમયને અનુરૂપ હતી. કવિ ભાસ મને સતત હીરોની શોધ કરતો જણાયો છે, (અને કદાચ દુર્યોધનમાં ઠરીઠામ થયો છે), જ્યારે કવિ કાલિદાસને એ હીરો સદ્‌ગુણી પ્રેમી રાજામાં મળ્યો છે. એને સમાંતર ચાલેલાં લોકનાટ્યોમાં - એના ગ્રામ્ય અને શાસ્ત્ર બન્ને રૂપે - એ સ્વરૂપ નમનીય (Flexible) રહ્યું છે. કારણ કે લોકજીવન જ એવું હતું.

કલા કોઈ આયોજનોથી સર્જાતી નથી. મારે માટે પણ મારું ત્રીજું, ચોથું નાટક કેવું હશે, મારી નટોની મંડળી કે સામેનો પ્રેક્ષક શું માંગી બેસશે, અથવા એની કોમ્યુનિકેશનની શી જરૂરત હશે એ પૂર્વ નિશ્ચિત કે પૂર્વ આયોજિત નથી હોતું.

Science fiction વિજ્ઞાનની શોધોને ક્યારેક માર્ગદર્શન ય આપે છે, તેમ ટેકનોલોજી નાટક અને થિએટરનું શું કરશે એ વિચારણીય બને. કદાચ એનું ટેકનો-મેજિક વધશે, પણ એના કેન્દ્રમાં માનવી જ રહેશે, એટલે કે નટ અને પ્રેક્ષક જ રહેશે.

થિએટર આજની વાત કરે એટલે એને છાપાળવું કે પ્રચાર ગણાવી કોઈ આસનધારીઓની શાબાશી ઝીલવી, અને માત્ર દ્વિઅર્થી સંવાદોવાળા વિદેશી જીવનની ફોટોસ્ટેટને 'થિએટર' માનવું - એ બન્ને એક જ વાત છે, ભલે પછી એ ટેકનિકલી ઈફિસ્યંટ હોય; કારણ કે એના 'કસબ'માં નાટ્યેતર/રંગમંચેતર હિતો-રસો છતાં થાય છે !

**દ્વિપક્ષી ગેરલાભની પ્રવૃત્તિ**

હા, ડરવાનું હોય તો મંચનકલાનો વેપલો કરતા બે વર્ગોથી ડરાય - વેચનારા અને ખરીદનારાઓથી, કારણ કે એમને ભાવકની ખબર હોય એવો એમને ભ્રમ છે. દસ્તાવેજી ફિલ્મો, ટીવી, રેડિયો, અખબારો જેવાં સમૂહ માધ્યમોની સાથોસાથ, પક્ષીય કે અલ્પકાલીન સત્તાના અધિકારીઓ પોતાની કાર્યસિદ્ધિઓની ભૂંગળ વગાડવા જે રીતે મંચન અને લોકકલાઓનો 'ઉપયોગ' કરે છે, અને એનાથી ખરેખર 'પ્રચાર' થાય છે એવો ભ્રમ સેવે છે, એનાથી ચેતવાની જરૂર છે.

તેમજ એ રીતે શો કરીને પેટિયું રળતા 'કલાકારો' પ્રત્યે માત્ર સહાનુભૂતિ જ થાય, કારણ કે એમાં એમની કલાની ત્રેવડ તેઓ ઓછી આંકી રહ્યા હોય છે. કોઈ પણ માહિતી/વિચારસરણીનો પ્રચાર ખુદ એમાં સ્થૂળ-જાડો-બોલકો-ગ્રામ્ય

જ રહે, અને બને આ દ્વિપક્ષી ગેરલાભની પ્રવૃત્તિ છે મચનકલાઓ પર પ્રચારની જવાબદારી ન જ મૂકીએ તો ? ભલે પછી એને ટેકો આપતા પ્રયત્ન પણ બંધ થાય ! એ લોકાશ્રયે જ વધુ ટકે !

એ જ રીતે ગુજરાતના આગળીને વેઢે ગણાય એવા (અને એવડા) થિએટર-સમીક્ષકોએ જેને 'પ્રાયોગિક' ગણાવી છે તેના કોઈ રંગકર્મીઓ પ્રેક્ષક-વિમુખ નથી તેઓની 'રજૂઆત'ને તેઓ પ્રયોગ કહે છે એ તો માત્ર એનો પર્યાય છે હા, એનો વિનિમય કરતા રગમચેતર હિતો એને પ્રાયોગિક કહી વગોવે જરૂર છે, જેથી ચટપટ 'સવાદો ની એમની રગભૂમિ ચાલે.

અને એમ તો દરેક રગકર્મી એકેએક પ્રસ્તુતિમા કઈક નવુ' કરવા તો મથતો જ હોય ને ! આ કલાના વીસ પચીસ સૈકાઓમા દેશેદેશે, કાળેકાળે, સર્જકેસર્જકે સંસ્કૃતિસસ્કૃતિએ અનેક પ્રણાલીઓ સર્જાઈ છે એ બધુ પેલા પ્રયોગોને જ કારણે ! ગ્રીસમા કોરસ પ્રયોજાતું, સસ્કૃતમા અનેક સ્થળ કાળમા સમાન્તર ક્રિયાઓ થતી, કવિ ભાસ એક પાત્રથી આખો રાજદરબાર ભરતો (દૂતવાક્યમ્), શેક્સપિયર થિએટરને કવિતાની જેમ ભજવતો, બ્રેખ્ટ ઈતરતા (alienation) આગળ ધરતો. એ બધા ત્યારે પ્રયોગો જ હતા.

વિજ્ઞાની અને વેપારી

ભાવક સાથે પ્રત્યાયન થાય તો જ નાટક બને. એમાં શરૂમાં ઓછા પ્રેક્ષકોને રસ પડે તે સમજી શકાય વિજ્ઞાની કરતા વેપારીને વળતર વધુ મળે. એનો પ્રચાર પણ વધુ થાય. પણ એથી વિજ્ઞાનીના સશોધન મથામણનુ મૂલ્ય ઓછું ન અકાય ! પ્રાયોગિક કહેતા, 'ઑફ-બૉમ્બે' કહેતા, સમાન્તર રગભૂમિ એ તો નાટ્યની પ્રયોગશાળા છે હા, પ્રજા તરીકે આપણે એને 'પ્રયોગશાળા' જેટલી સવલત આપવી જોઈએ, અને ધીરજ રાખવી જોઈએ, એની નોંધ લેવી જોઈએ.

અલબત્ત, એમાય ઘણા ખોટા સિક્કાઓ ચાલે છે, ઘણાએ એમાં ચલણી નામોય ભેળવી દીધા છે પરતુ જાણ્યે અજાણ્યે, દેખાદેખી કે શોખડાથી લીધા દીધાની રગભૂમિ ચલાવતા સફળ સિતારાઓની પેલી રંગભૂમિમા બધુ સુર્ક્કુભદ્ર પણ નથી કે એને સાગમટે પ્રજા-વિમુખ ગણવુ પડે !

કારણ કે સખ્યાબળ જ નિર્ણાયક ન હોય, ન હોવું ઘટે. લોકશક્તિમા અખૂટ શ્રધ્ધા છતા, હમેશાં બહુમતી જ સાચી હોય એવો ભરોસો હજી આપણે ત્યા કોઈએ આપ્યો નથી. કારણ કે અર્ધો ટકો ગુજરાતીઓ જે જૂએ છે એનાથી બહુમતી બનતી નથી, અને એક એ તથ્ય પણ મેઈન સ્ટ્રીમ રંગભૂમિના 'કન્ટેન્ટ' અંગે ચિંતા જન્માવે છે

ગુજરાત

સમાન્તર રગભૂમિનો પ્રેક્ષકવર્ગ અલ્પસખ્ય હોવાનું એક કારણ એ પણ હોઈ શકે કે કોઈ પણ પ્રકારના કલા સૌદર્યના અનુભવ તથા અભિવ્યક્તિને આપણી સાપ્રત શિક્ષણ પ્રથા સપૂર્ણપણે કુંઠિત કરી નાખે છે, સમૂહ માધ્યમો મચનકલાનુ વિકૃતિકરણ કરે છે, ને સામાજિક પ્રક્રિયા માત્ર વ્યાપારીકરણને જ પ્રોત્સાહન આપે છે

આજે 'વિકાસ' કરતા 'સ્પર્ધા' બહુ મોટું મૂલ્ય બની ગયુ છે, પણ આ હરીફાઈ કંઈ સરખી ત્રેવડવાળાઓની કે સમાન ઉદ્દેશો ધરાવતી અને હેતુઓ માટે ચાલતી પ્રવૃત્તિઓની નથી. ક્યારેક એવુ પણ લાગે છે કે એ બન્ને થિએટરોના ઉદ્દેશો જેમ જુદા છે તેમ એના પ્રેક્ષકો પણ અલગ છે અને તેથી તેઓની theatre space જુદી હોવી જોઈએ, એ સ્પેસ એના પ્રેક્ષકોની નજીક હોય, એનું સ્થાપત્ય જુદું હોય, એમાં પ્રવેશની શરત અલગ હોય, એની પ્રણાલીઓ પણ વિશિષ્ટ હોય. હા, માત્ર એ આજની રગભૂમિ હોય !

સર્વકાલીનની શોધ હવે અઘરી બનવાની છે મોટા, મોંઘા નટઘરોની સાથે, નાના જૂથો અને Informal spacesનો ઉપયોગ વધશે જગતભરની રગભૂમિ વચ્ચેનું આદાન પ્રદાન વધશે. જો ગુજરાતની જૂની રગભૂમિ ઈબ્સન, ચેહફ, સ્ટ્રીનબર્ગ, બર્નાર્ડ શોથી પરિચિત હોત તો માત્ર 'વન્સમોરે' જીવી ન હોત.

ટેકનોલોજીથી ઘેરાયેલો પ્રેક્ષક એના મિત્ર, સ્નેહી, કુટુબીજન કે સતાન સાથે સવાદ નહીં માડે ? નાના મોટા રિચ્યુઅલ્સમા ભાગ નહીં લે ? સ્પેસ ટ્રાવેલ પછી એ પગ છૂટે કરવા ઘરના કે શહેરના બગીચામા નહી ચાલે ? દરિયા કિનારે કે વાડીએ ફરવા નહીં જાય ? ફૂલ કોઈને ભેટ નહીં ધરે ?...

એમ, એ પાછો વળશે બધા માધ્યમોની માતા થિએટરની જાદુઈ જગ્યામાં.

થિએટર એટલે માત્ર કથા કે પાત્ર નહીં, એ તો સ્થળ અને સમય છે એનો કલાકાર (નટ, દિગ્દર્શક, લેખક) જે કરે એને હુ બાળક જેવી કુતૂહલવૃત્તિથી નિહાળી રહ્યો છું ઉત્સુકતાથી, અને એટલે, હું સતત થિએટર કર્યા કરુ છું નિર્બંધ, સ્વયભૂ ઊગે એવું.

મને એનું જગલ જ ગમે છે સરસ કાપેલુ ગોઠવેલુ ઉદ્યાન નહીં, એનો કોઈ નકશો ન બનાવશો, કારણ કે થિએટર એમા નહીં બધાય.

■

યશવન્ત મહેતા

## અરૂંધતીને અભિનંદન

લગભગ એક સદી અગાઉ અમેરિકામાં વોલેસ દંપતી થઈ ગયાં. એમને




સારું વાંચવાનો શોખ તો હતો જ, ઉપરાંત જે સારું વાંચે તે મિત્રોને વંચાવવાનો ય શોખ હતો. એ શોખમાંથી વાચનસંચયના એક મહાન સામયિક 'રીડર્સ ડાઈજેસ્ટ'નો જન્મ થયો, જે આજે વિશ્વનું એક અગ્રણી સામયિક ગણાય છે અને તે અનેક ભાષાઓમાં પ્રગટ થાય છે.

સાહિત્ય માટે, ગ્રંથ માટે, વાચન માટે આ પ્રકારનો પ્રેમ ભલે નાના પાયે હોય તોય એનું મહત્ત્વ વોલેસ દંપતીના જ્ઞાનયજ્ઞથી કમ નથી. અમને આનંદ છે કે ગુજરાતી ભાષામાં આ પ્રકારનું કામ એક દંપતીએ શરૂ કર્યું છે. એમણે પ્રવૃત્તિ સાથે પોતાનું નામ જોડવાનો ઈન્કાર કર્યો છે. માત્ર 'અરૂંધતી' એવું ઉપનામ આપ્યું છે. ગત સાતેક માસથી (૨૦૦૭ની દિવાળીથી) એમણે 'ગ્રંથસંવાદ' નામે પત્રિકા પ્રગટ કરવા માંડી છે. આર્થિક રીતે અતિશય સમૃધ્ધ અને છતાં વાચનદરિદ્ર બનતા જતા ગુજરાતી સમાજના કાળા ડિબાંગ અંધકારમાં આવાં ટમટમિયાં પણ આવકાર્ય છે.

## લાઈબ્રેરીને એલિઅટ પરિવારનું સોળ કરોડનું દાન

લંડનની એક લાઈબ્રેરી તે લંડન લાઈબ્રેરી છે. એ હવે જર્જર બની ગઈ છે ! એનું મકાન ૧૭૦ વર્ષ જૂનું છે અને ગબડવાની અણી પર છે. આથી



એના સંચાલકો કેટલાક સમયથી દાન માટે અપીલ કરી રહ્યા હતા. આ લોકોને અચાનક એક લેખકના વારસામાંથી ૨૦.૫૦ લાખ પાઉન્ડ (અંદાજે સોળ કરોડ ચાળીસ લાખ રૂપિયા)નું દાન સાંપડ્યું છે !

દાન આપનાર છે વેલેરી એલીઅટ, જે વિખ્યાત બ્રિટિશ કવિ - વિવેચક અને નોબેલ પુરસ્કાર વિભૂષિત ટી.એસ. એલીઅટનાં પત્ની છે. પોતે આજે ૮૨ વર્ષનાં છે અને હવે એમને જીવવા માટે મોટી રકમની જરૂર નથી. આ લાઈબ્રેરીમાં એલીઅટ ૧૯૫૨થી ૧૯૬૫ સુધી અધ્યક્ષપદે હતા. એથી એમના સાહિત્યના પુરસ્કાર (રૉયલ્ટી)માંથી મળેલ રકમ વેલેરીએ લંડન લાઈબ્રેરીની નવરચના માટે દાનમાં આપવાની જાહેરાત કરી છે. લાઈબ્રેરીના નવા મકાન સાથે કવિ એલીઅટનું નામ જોડાશે.

ગુજરાતી ભાષાની કોઈ લાઈબ્રેરી માટે કોઈ લેખકના કે એનાં વારસદારના આવા અનુદાનની કોઈ વિગત અમારી જાણમાં નથી !

## કોઈ ખરીદો અકાદમી ઍવોર્ડ ! કોઈ ખરીદો ચન્દ્રકો !!

સમાજ લેખકને - સર્જકને ક્યારેક બિરદાવે પણ છે. એનું સન્માન પણ કરે છે. એને ઍવોર્ડ પણ આપી દે છે. પરંતુ પછી... ?

ઉત્તરપ્રદેશના અલ્હાબાદમાં હિન્દી ભાષાના એક લેખક રહે છે. અમરકાન્ત એમનું નામ છે. આજે (૨૦૦૮માં) એમની વય ૮૨ વર્ષ છે. એમને ૨૦૦૭ના વર્ષનો રાષ્ટ્રીય સાહિત્ય અકાદમીનો સાહિત્ય માટેનો ઍવોર્ડ મળ્યો હતો. એમના પુસ્તકનું નામ 'ઈન્હીં હથિયારોં સે'. એમને આ ઍવોર્ડ સાથે જે કાંઈ નાણાં મળ્યાં હશે તે બીમારીની સારવારમાં ખર્ચાઈ ગયાં છે, કારણ કે મહિને-દહાડે રૂ. ૫,૦૦૦ જેવું તો એમની દવાઓનું જ બિલ થાય છે.



અમરકાન્તની ફરિયાદ એ છે કે મેં પુસ્તક તો ઘણાં લખ્યાં, પરંતુ પ્રકાશકોએ મને છેતર્યો છે. 'સૂખા પત્તા', 'કાલે-ઉજાલે', 'બીચ કી દીવાર' તથા 'દેશ કે લોગ' જેવી કેટલીક લોકપ્રિય બનેલી અને વેચાય એવી નવલકથાઓ તેમજ કેટલીક અન્ય કૃતિઓ આપનાર આ લેખકનો પરિવાર પણ અતિ સાધારણ સ્થિતિમાં છે રાજ્ય સરકારે એમને મહાત્મા ગાંધી એવૉર્ડ તથા સાહિત્યભૂષણ જેવા ઈલકાબ આપ્યા છે, પરંતુ એમનું ઘડપણ ગૌરવપૂર્ણ બને એ માટે કશી જોગવાઈ કરી નથી.

આની સરખામણીમાં આપણા લેખકો કંઈક સારી સ્થિતિમાં છે. આપણા રાજ્યની સાહિત્ય અકાદમી વિષે બીજું જે કાંઈ કહેવાનું હોય તે, પરંતુ અપંગ, અશક્ત, અસંપન્ન અને જરૂરતમંદ લેખકોને માટે એણે કિંચિત્ જોગવાઈ તો જરૂર કરી જ છે

**ધરમની ગાયને પૂંછડે વળગીને...**

જૂની હિન્દુ માન્યતા છે કે યમલોકમાં મૃતાત્માએ વૈતરણી નામની ઉતાવળી નદી પાર કરવાની હોય છે. જો જીવન દરમિયાન (અથવા મૃત્યુ બાદ વારસદારો દ્વારા) ગાયનું દાન અપાય તો એ ગાયને પૂંછડે વળગીને વૈતરણી પાર કરી શકાય...

ક્યારેક કિતાબી દુનિયામાં પણ આવું બને છે. હમણાં દાન બ્રાઉને લખેલી વિવાદાસ્પદ નવલકથા 'ધી દ વિન્શી કોડ'ની લાખો નકલો વેચાઈ. પુસ્તક વિવાદાસ્પદ એટલા માટે છે કે લેખકે પેગંબર ઈસુએ મેરી માગ્દાલીન નામક બાઈબલ-પાત્ર નારી સાથે લગ્ન કર્યાનું નિરૂપણ કર્યું છે. લીઓનાર્દો દ વિન્શીએ દોરેલા ઈસુના અંતિમ વાળુ (ધી લાસ્ટ સપર)ના ચિત્રમાં બેઠેલ શિષ્યોમાં એક મેરી માગ્દાલીન પણ છે એવો એ લેખકનો દાવો ચુસ્ત ઈસાઈઓને અકળાવી ગયો છે. (અલબત્ત, કોઈએ બ્રાઉનના માથા સાટે ઈનામ જાહેર કર્યું નથી કે એના ઘર પર પથરા ફેંક્યા નથી. પશ્ચિમે કેળવેલી મતાંતરક્ષમાનું આ ઉદાહરણ છે, જેનો અત્યારે આપણી આસપાસ કારમો દુકાળ જોવા મળે છે !)

અચ્છા, ઈસુ અંગેનું અકળાવનારું નિરૂપણ કરનાર પુસ્તક પુષ્કળ વેચાય છે એ જાણીને ઈસુ સંબંધી પુસ્તકોનો સિલસિલો ચાલી નીકળ્યો છે. 'બ્રાઉને મારી રચનામાંથી ઉઠાંતરી કરી છે' એવો દાવો અદાલતમાં નોંધાવનાર (અને દાવો હારનાર) માઈકલ બૈજન્ટે 'ધી જીસસ પેપર્સ' નામે પુસ્તક પ્રગટ કર્યું. એમાં જણાવાયું છે કે ઈસુ વધસ્તંભ પર મર્યા નહોતા. એ તો એ પછી ય ઘણાં વર્ષ જીવ્યા !

ઈનર ટ્રેડિશન્સ નામક પુસ્તક પ્રકાશક કંપનીએ કૉપ્ટીક ભાષામાં લખાયેલ 'ધી ગોસ્પેલ ઓફ મેરી માગ્દાલીન' (મેરી માગ્દાલીનની સુવાર્તા)નું ભાષાંતર પ્રગટ કર્યું. એ પ્રગટ થતાં જ એની એક લાખ ઉપરાંત નકલ વેચાઈ ગઈ

ઈનર ટ્રેડિશનવાળા હવે આ જ વિષય પર અનેક પુસ્તકો પ્રગટ કરવાની 'ટ્રેડિશન' ચલાવવા માંગે છે ! વિવાદોનો વેપાર કરવાની કલા પ્રકાશકોને હસ્તગત !

**સાચું અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય !**



"અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય વિષેની ચર્ચામાં બાંધછોડ કરવાનો ભાગ્યે જ કશો અવકાશ છે - ભલે પછી એ બાબતમાં કોઈને ગુનેગારી જણાય. તમે જ્યારે મુક્ત વાણીના મામલામાં પરોવાવ છો ત્યારે તમને જણાય છે કે તમારે એવા ઘણા (વિષયો)નો બચાવ કરવો પડે છે. જે તમને પોતાને ગમતા ન હોય. જે કૃતિ પ્રત્યે તમને વાંધો ન હોય એનો બચાવ કરવાનું તો સહેલું છે. જ્યારે કોઈ લોકો તમને ન ગમતી વાતો કરવા લાગે છે ત્યારે વાણી સ્વાતંત્ર્યની સુરક્ષાનો પ્રશ્ન શરૂ થાય છે જો તમે પોતાને અણગમતી લાગતી વાતો ઉચ્ચારવાના અન્યના અધિકારને રક્ષવા તૈયાર ન હો તો સિદ્ધ થાય છે કે તમે વાણી સ્વાતંત્ર્યના તરફદાર નથી તમે તમારી સાથે સંમત થવાના અન્યના અધિકારને જ માન્ય રાખો છો."

- સલમાન રશદી

(વાર્તા)

# આંધળી ગલી

ઇંતિઝાર હુસૈન
અનુવાદ : શરીફા વીજળીવાળા

[વતન-ઘર છૂટ્યાને વર્ષો થઈ ગયાં છે. એકવાર ઘરને-વતનને જોવાં છે પણ વીઝા મળતા નથી. એટલે હવે ચોરીછૂપીથી વતનમાં આવ્યા છે. પાછા એવું મન મનાવે છે કે પોતાના જ ઘરમાં પાસપોર્ટ વીઝાની મદદથી આવ્યા હોત તો કેવા લાગત ? આવી તો ગયા પણ ડગલે ને પગલે ઓળખાઈ જવાનો ભય સતાવે છે. અહીંનાં અહીં રહેલાં તો ક્યારનાં બધું જ - ચહેરા સુધ્ધાં - ભૂલાવી બેઠાં છે. જે અહીંથી છોડીને ગયાં એમની યાદમાં બધું હતું તેમનું તેમ સચવાયું લાગે છે. ઓળખાઈ જવાની બીક લાગે છે તે છતાંય વર્ષોનો પરિચિત દુકાનદાર નથી ઓળખતો ત્યારે અર્શદને પીડા પણ પારાવાર થાય છે. જે જમીનમાં શાંતિ માટે ગયા હતા ત્યાં ઠરીઠામ ક્યાં થયા ? અહીં હિંદુઓના હાથે હડસેલાયા, ત્યાં મુસલમાનોના હાથે અપમાનિત થવું પડ્યું. કોનો વિશ્વાસ કરવો ? માણસ જ્યારે માણસ પર વિશ્વાસ ન મૂકી શકે ત્યારે એ કેવો તો લાચાર થઈ જાય છે ! અહીંથી ભાગ્યા ત્યારે ઉદ્દેશ વગરની દોટ હતી. અહીંથી નીકળેલો માણસ લાહોર પહોંચે ત્યારે એને પ્રશ્ન થતો હતો કે એ શા માટે અહીં આવ્યો ? હવે એ ક્યાં જવાનો ? હવે પછી એની સામે કોઈ રસ્તો ન હતો... આંધળી ગલીમાં પ્રવેશ્યા પછી એ કદી ઠરીઠામ ન થઈ શક્યો. પીળી હવેલી અહીં અનેક લોકોના ઘરનું પ્રતીક બની જાય છે જે ઘર કાં તો બીજાને 'એલોટ' થઈ ગયાં અથવા પડી ગયાં... એવી જ રીતે વાર્તાના અંતમાં આવતું કપાયેલા ઝાડના મૂળનું પ્રતીક પણ રસપ્રદ છે. ઓળખાઈ જવાની બીક અને ન ઓળખાવાની પીડા ઇંતિઝાર હુસૈનના 'હિંદુસ્તાન સે એક ખત'માં પણ આટલી જ તીવ્રતાથી વ્યક્ત થઈ છે.]

બંનેએ અચાનક પાછળ ફરીને જોયું. ગાઢ ધુમ્મસ હતું એટલે કંઈ દેખાયું નહીં. પછી એમણે કાન માંડીને સાંભળવાની કોશિશ કરી પણ કંઈ સંભળાયું નહીં. 'યાર કોઈ નથી' એકે બીજાને કહ્યું અને વળી પાછા બેઉ ચાલવા માંડ્યા. પણ હજી ચાર ડગલાં ચાલ્યા હતા ને વળી પાછા ઊભા રહી ગયા. 'યાર ! કોઈ છે.' પાસે આવતા જતાં પગલાંના અવાજને એમણે સાંભળ્યો. પછી બેઉ એકસાથે ભાગ્યા. સડકથી ઉતરીને કાચા રસ્તા પર આવી ગયા. એ જગ્યા થોડા નીચાણમાં હતી. આછી ઝાડી અને એક ઘેઘૂર વૃક્ષ. બેઉ એ ઝાડ પાછળ લપાઈને બેસી ગયા.

કાન પેલા નજીકને નજીક આવતાં જતાં પગલાં પર લાગેલા હતા અને હૈયું થડક થડક થઈ રહ્યું હતું. પછી અર્શદે માથું જરાક બહાર કાઢીને જોયું અને એકાએક બેસી ગયો. 'અરે યાર ! આ તો ગધેડો છે !' જઈને સડક પર નજર નાખી. એક ગધેડો આવી રહ્યો હતો. બરાબર બેસીને નઈમ બોલ્યો : 'ગધેડો એકદમ માણસની જેમ જ ચાલે છે.' એ જ ક્ષણે ઉપરથી એક કાતરો અર્શદની સામે પડ્યો. 'અરે કાતરો !' એણે ઝાડની ડાળીઓ પર નજર નાખી તો બધી ડાળ કાતરાથી લૂમેઝૂમે ભરેલી હતી. 'અરે યાર ! આ તો આમલીનું ઝાડ છે.' એણે એક ઢેફું ઊંચકીને કાતરા ભરેલી એક ડાળ પર તાકીને માર્યું એ સાથે જ કેટલાય કાતરા હેઠા પડ્યા. રાજીના રેડ થતા એણે કાતરા ઊંચક્યા. પછી નઈમની પાસે જઈને બેસી ગયો : 'ખા યાર !'

અર્શદે ખાતાં ખાતાં સિસકારો બોલાવ્યો.

'બહુ ખાટી છે' પછી કહેવા માંડ્યો : 'આનાથી શું થશે ? પેટ ભરાય એવી કોઈ ચીજ હોવી જોઈએ. બહુ ભૂખ લાગી છે.'

આ સફરમાં ભૂખની આ પહેલી જાહેરાત હતી. નહીંતર ખાવાનું કેવું ને પીવાનું કેવું ? ક્યારેક પગે ચાલતા. ક્યારેક હોડીમાં ડોલતા. ક્યારેક ગાડીમાં બેઠા બેઠા નીકળતી વખતે જે ચણા ખિસ્સામાં ભર્યા હતા એમાંથી એકાદ બે ફાકા મારી લેતા હતા. ભૂખ લાગી છે કે નહીં એવું કશું વિચાર્યા વગર જ એ ફાકા મારતા હતા. ચણા ખાઈને પછી પાણી પી લેતા હતા. પણ આ વખતે અર્શદને સાચ્ચે જ ભૂખ લાગી હતી. અને એણે એની ભૂખની જાહેરાત કરી દીધી. જવાબમાં નઈમે કોટના બેઉ ખિસ્સાં ફંફોસ્યાં અને મૂઠીભર ચણા કાઢતાં કહ્યું : 'હજી થોડાક ચણા બચેલા છે.'

અર્શદ અને નઈમે બૂકડા ભરીને ચણા ખાધા. અર્શદે તો ચણાની વચ્ચે આંબલીનો પ્રયોગ પણ કર્યો. જ્યારે મન ધરાઈ ગયું ત્યારે અર્શદે જાહેરાત કરી કે આંબલી સાથે ચણા ખાવાની બહુ મજા પડી. પછી તે આંબલીના ઝાડને તાકવા લાગ્યો. જરાક અજવાળું થતાં જ એ ઝાડ આખેઆખું દેખાવા લાગ્યું હતું. મન ભરીને જોઈ લીધા પછી એણે એ દિશામાં આંખ બંધ કરી દીધી. જાણે આલોક-પરલોકથી બેખબર હોય એમ તે બેઠો રહ્યો. પછી આંખો ખોલીને બોલ્યો : 'યાર નઈમ !'

નઈમે ધ્યાનથી એને જોયો 'શું વાત છે ?'

'યાર, સફદર ઈમામ પાછો મુહમ્મદપુર પહોંચી ગયો હશે ?'

નઈમ વિચારમા પડી ગયો. પછી બોલ્યો, 'મને તો શકા છે '

'યાર એ આપણી સાથે આવી ગયો હોત તો સારુ થાત.'

'મેં એને કહ્યુ હતુ કે તું કા તો ત્યાંથી નીકળીને ન આવ્યો હોત તો સારુ હતું પણ હવે જો નીકળી જ આવ્યો છે તો પછી ચાલ આગળ જવા કરતા પાછળ જવામાં વધુ જોખમ છે '

બેઉ ચૂપ થઈ ગયા. પછી નઈમ વિચાર કરતા બોલ્યો 'મેં તને કહ્યુ હતુ ને કે મારા બનેવી માથે કેવી વીતી હતી તે '

'હા, તેં મને કહ્યુ છે '

'હવે હુ ત્યાથી ચાલ્યો આવ્યો એ એકલી હશે '

'કોણ ?'

'મારી બહેન. ' નઈમનો અવાજ ગળગળો થઈ ગયો અને એની આખો ભરાઈ આવી.

અર્શદ ચૂપચાપ એને જોતો રહ્યો. પછી બોલ્યો 'યાર, જેને હું યાદ કરુ એવું મારુ પોતાનુ તો કોઈ રહ્યુ જ નથી.' એ વળી પાછો આબલીની ઊંચી ડાળીઓને જોવા માડ્યો સ્મૃતિએ જરા પડખુ ફેરવ્યુ અને એને એક-એક કરીને બધા જ યાદ આવ્યા. જે કતલ થયા એ પણ અને જે ગુમ થયા તે પણ. એની આંખો પણ આસુથી છલકાઈ ઊઠી. કેટલી બધી વાર સુધી સવેદનબધિર રહ્યા પછી એનુ હૈયુ હૂંફથી અને આખો ભીનાશથી વળી પાછી પરિચિત થઈ હતી.

એક મીઠા કોલાહલે બેઉને ચોંકાવ્યા 'પોપટ ! અચાનક જ અર્શદના મોંમાથી નીકળી ગયુ એની આંસુઓથી ભરેલી આખો ખુશીથી ચમકી ઊઠી. કલબલાટ કરતું પોપટનું ઝુડ આબલી પર આવીને બેઠુ પોપટે ખાધેલ કાતરાને ટપ ટપ કરતા જમીન પર પડતા અર્શદ જોતો રહ્યો પછી એણે અચાનક જ બે આગળી જીભ નીચે દબાવી જોરથી સીટી વગાડી એ સાથે જ ભરરર કરતાક બધા પોપટ ઊડી ગયા. દૂધિયા આકાશમા એક લીલી રેખા દૂર સુધી ખેંચાતી દેખાઈ 'બસ હવે જવુ જોઈએ. '

બેઉ આબલી હેઠળથી નીકળીને વળી પાછા સડક પર આવી ગયા. અર્શદે સૂમસામ સડક પર દૂર સુધી નજર નાખી. એને નવાઈ લાગી 'કમાલ છે યાર સડક જરાક પણ નથી બદલાઈ '

'યાર હવે તારું ઘર કેટલુક દૂર છે ? નઈમે પૂછ્યુ

'તેં પીળી હવેલી તો જોઈ હશે ?

'પીળી હવેલી ? નઈમે યાદ કરવાની કોશિશ કરી જોઈ 'નહીં, વાત એમ છે કે હું તો ગામથી સાઈકલ પર સીધો ઘરેથી આવતો અને સીધો પાછો ચાલ્યો જતો. મેં શહેર વધારે નથી જોયુ '

'એવુ છે ? ઠીક છે, ચાલ એમ માન કે પહેલા શેઠનો બાગ આવશે, પછી લાલમંદિર, પછી ઊંચો કૂવો, ઊંચા કૂવાથી આગળ ઉપરકોટ છે ઉપરકોટની આગળ કરિયાણાવાળાની ગલી છે કરિયાણાવાળાની ગલીથી આગળ નીકળો એટલે પીળી હવેલી આવે. કરિયાણાવાળી ગલી તો તેં જોઈ જ હશે.'

'કરિયાણાવાળાની ગલી ?' નઈમ વળી વિચારમાં પડી ગયો 'યાર કદાચ જોઈ હશે પણ હવે બહુ વખત થઈ ગયો. કંઈ યાદ નથી આવતુ બસ સાવ ધૂંધળો નકશો છે મનમાં '

'પણ મને તો એકે એક ગલી એકે એક નાકુ યાદ છે'

'તું વચ્ચે વચ્ચે અહીં આવતો રહ્યો હઈશ.'

'નહીં યાર' અર્શદ અફસોસભર્યા અવાજે બોલ્યો 'અહીંથી ગયા પછી એક પણ વાર નથી આવ્યો કેટલીય વાર ઈચ્છા થઈ પણ પાસપોર્ટ જ ન બની શક્યો આવવાનું આ રીતે લખાયુ હતું '

'મારે પણ એવુ જ થયુ ખેર, પાસપોર્ટથી પોતાના ઘરે આવ્યા હોત તો શુ આપણે રૂડા લાગત ?

'અને આ રીતે શું સારા લાગીએ છીએ ? ત્યાથી ગુનેગારોની જેમ ભાગ્યા અને અહીં ચોરની જેમ પેસી રહ્યા છીએ '

એની આ વાત પર નઈમ ઊભો રહી ગયો 'યાર કોઈએ ઓળખી લીધા તો ?'

'તને કોણ ઓળખવાનું ? ગામથી નિશાળે ને નિશાળેથી સીધો ગામમા '

પણ તુ તો ઓળખાઈ શકે ને ?'

'હુ ? નહીં યાર. મને કોણ ઓળખવાનું ? જ્યારે હુ અહીંથી નીકળ્યો હતો ત્યારે હજી મૂછનો દોરો પણ નો તો ફૂટ્યો. અને હવે એ હાલત છે કે જો એક દિવસ દાઢી ન કરું તો એવું લાગે છે કે જાણે કીડીઓએ ઈંડા મૂક્યા હોય હવે તુ પોતે જ વિચારી લે ને. ' એણે ઉદાસ અવાજે કહ્યુ 'હવે અહીં મને કોણ ઓળખવાનુ ?

એક ધોતિયાવાળો શખ્સ એક હાથમાં લોટો તથા બીજા હાથથી દાતણ કરતો કરતો પાછળથી આવ્યો ને બાજુમા થઈને નીકળી ગયો. બેઉ ઊભા રહી ગયા 'કોણ હતો આ માણસ ?

'ખબર નહીં કોણ હતો' નઈમે ચિંતાભર્યા અવાજે કહ્યું : 'એના પગલાંનો અવાજ જરાક પણ ન સંભળાયો !'

'શું એ આપણી પાછળ-પાછળ આવતો હતો ?'

'લાગે છે તો એવું જ. મને ખબર નહીં ક્યારથી પાછળ ચાલતો હશે ?'

'એનો અર્થ તો એ કે એણે આપણી વાતચીત સાંભળી લીધી છે.'

'એવું હશે તો પછી મરી ગયા...'

બેઉ એકબીજાના મોં સામે તાકી રહ્યા. આંખોમાં ભય અને પગને જાણે જમીને પકડી લીધા હોય એમ સો સો મણના થઈ ગયા...

'યાર અર્શદ !' છેવટે નઈમે બોલ્યો : 'આગળ જવામાં જોખમ છે.'

'તો ?'

'પાછા વળી જઈએ...'

અર્શદ વિચારમાં પડી ગયો. પછી બોલ્યો : 'થોડે દૂર જઈને જોઈએ તો ખરા કે આ માણસ શું કરે છે ?'

બેઉ દબાતે પગલે ધીમે ધીમે ચાલ્યા. લોટાવાળો માણસ ખાસ્સો દૂર નીકળી ગયો હતો. એ આગળ આગળ અને આ બેઉ પાછળ પાછળ. એકદમ ડરી ગયેલા, ભયભીત... શેઠના બાગ પાસે પહોંચીને એ માણસ સડકથી ઊતરીને બાગમાં વળી ગયો. અર્શદ ઝડપભેર બાગના દરવાજા પાસે પહોંચ્યો. ત્યાં ઊભા રહી એ પેલા માણસને જોતો રહ્યો. પેલો લોટાવાળો માણસ ઝાડવાં વચ્ચે અદશ્ય થઈ ગયો ત્યાં સુધી તે એને જોતો રહ્યો. શક્ય હતું ત્યાં સુધી પેલા માણસનો પીછો કરી, એની નજર પાછી વળી. અને વળી પાછી એની નજર ઊંચા ઝાડની ડાળીઓ પર જઈને મંડાઈ. એણે હવામાં આંગળી હલાવી : 'યાર નઈમ !'

'શું ?'

'ત્યાં જો કોઠાં...'

નઈમની નજર પણ એ ઊંચા ઝાડ પર જઈને મંડાઈ જે સફેદ ગોળ ગોળ કોઠાંથી લચી પડ્યું હતું.

'યાર આ ઝાડ પરથી મેં બહુ કોઠાં તોડ્યાં છે' અર્શદ બોલ્યો.

'મારા ગામમાં આનાથી પણ મોટું કોઠાંનું ઝાડ છે. એના પર બહુ કોઠાં આવે છે.'

બેઉ ઊભા રહ્યા અને ઊંચી ડાળીઓ પર કેનવાસના સફેદ દડા જેવાં કોઠાંને લટકતાં જોઈ રહ્યા. એક કાગડો કા કા કરતો એમના માથા પરથી પસાર થઈ ગયો. અર્શદ જાણે સપનામાંથી જાગી ગયો હોય એમ બોલ્યો : 'ચાલ યાર હવે જઈએ...' અને બેઉનાં પગલાં અનાયાસ જ આગળની દિશામાં મંડાવા માંડ્યાં...

'યાર કમાલ છે આ ઝાડ એવું ને એવું જ ઊભું છે !...'

'કોઠાંના ઝાડની ઉંમર બહુ લાંબી હોય છે...' નઈમે કહ્યું.

'તું ઉંમરની વાત કરે છે ને ! તો પીળી હવેલી ચાલ. ત્યાં હું તને દેખાડીશ કે ઝાડની ઉંમર કેટલી હોય છે. ત્યાં બહારના ભાગે એક વડ છે. એની વડવાઈઓ જમીનને અડી ગઈ છે. અમારા મોટાબાપા કહેતા હતા કે એ મહાત્મા બુદ્ધના જમાનાનું ઝાડ છે...'

'તો તો એની ઉંમર બહુ વધારે હશે !'

'હા બહુ જૂનું છે અને એટલું તો ઘટાદાર કે ભરબપોરે પણ એની નીચે અંધારું જ રહેતું...' અર્શદના પગ આપોઆપ જ ઝડપે ઉપડવા માંડ્યા.

'તારા મોટાબાપા જીવે છે ?'

'ના, એ તો અમે લોકો અહીં હતા ત્યારે જ ખુદાના દરબારમાં જતા રહેલા.'

'તો પીળી હવેલીમાં હવે કોણ છે ?' એ ઊભો રહી ગયો. વિચારતો રહ્યો. પછી બોલ્યો : 'હા, યાદ આવ્યું. જ્યારે અમે અહીંથી નીકળ્યા હતા ત્યારે પીળી હવેલીમાં અમારા દૂરનાં નાનીમાને બેસાડી દીધાં હતાં. એ નાનીમા જરાય ચસે એવાં નથી. એ બરાબર ચોંટીને બેઠાં હશે...'

'યાર હવે કેટલાક આઘે જવાનું છે ?'

'બસ આવી જ ગયા છીએ. આ ઉપરકોટ છે. અહીંથી નીકળો એટલે કરિયાણાની ગલી છે અને કરિયાણાવાળાની ગલીમાંથી નીકળો એટલે તરત જ સામે પીળી હવેલી છે' અને અર્શદનાં ડગલાં વળી પાછાં ઝડપભેર મંડાવા માંડ્યાં.

હવે ખાસ્સું અજવાળું થઈ ગયું હતું પણ હજી સૂરજ નીકળ્યો નો'તો. ઉપરકોટની દુકાનો હજીયે બંધ પડી હતી. પણ લાલા ગૌરીશંકરે દુકાન ખોલી નાખી હતી અને એ કપડું લઈ ઝાપટઝૂપટ કરતા હતા. લાલા ગૌરીશંકર અને એની દુકાનમાં લટકતા એકના એક ફોટાને જોઈને એ નવાઈમાં ડૂબી ગયો. કમાલ છે ! લાલા ગૌરીશંકર ત્યારે હતા એવાને એવા આજે પણ છે. અયોધ્યાથી હજારો ગાઉ દૂર નિર્જન વનમાં ભટકતા બે વનવાસી, સીતાના સંગાથથી વંચિત. કારણ કે સીતાને વન ગળી ગયું હતું -

'લાલજી નમસ્તે...' એના મોઢામાંથી અનાયાસ જ નીકળી ગયું પણ પછી એ સ્તબ્ધ થઈ ગયો. અર્શદ અને નઈમ બેઉના શ્વાસ અધ્ધર થઈ ગયા. કપડાંથી કાટ ખાઈ ગયેલા ટીનના ડબ્બા, પીપ અને બરણીઓ પરની ધૂળ ખંખેરતા

લાલાએ બેધ્યાનપણે એમની સામે જોયુ 'નમસ્તે' કહ્યુ અને વળી પાછા પોતાના કામમા લાગી ગયા. અર્શદ અને નઈમ બેઉએ નિરાતનો શ્વાસ લીધો અને આગળ નીકળી ગયા પણ પછી અર્શદ જરાક ઉદાસ થઈ ગયો હુ હમેશાં ઘરની બધી ચીજવસ્તુ લાલાની દુકાનેથી ખરીદતો હતો દિવસમા કેટલા ફેરા ખાતો હતો અને દરેક ફેરે લાલા કંઈને કંઈક ખાવાનુ દેતા પણ આજે લાલા મને ઓળખતા પણ નથી

ઉપરકોટથી નીકળતા નીકળતા એણે જોયુ કે બીજી પણ એકાદ-બે દુકાન ખુલી ગઈ છે સફેદ દાઢીવાળા સાદિક સત્તારને તો એણે દૂરથી જ ઓળખી કાઢ્યા હતા. પણ એકદમ સાવચેતીથી એમની સાથે નજર મળી ન જાય એ રીતે એ નીકળી ગયો. એમ તો સાદિક સત્તારે પણ એને પસાર થતો જોયો ખરો પણ સાવ અજાણી નજરે

કરિયાણાવાળી ગલીમાં દાખલ થતાની સાથે જ એણે જાહેર કર્યું કે લ્યો ભાઈ હવે ઘર આવી ગયુ. આ ગલીમાંથી નીકળો એટલે તરત જ પીળી હવેલી. આ ગલીમાં ચાલતી વખતે એણે લાબા લાંબાં ડગલા ભરવા માડ્યા કેમ જાણે બે ડગલામા ગલી પાર કરી જવાનો ન હોય ! કેટલી બધી વાર તો નઈમે દોડીને એની સાથે થવુ પડતુ હતુ ગલીમાથી વળતી વખતે એણે વળી જાહેરાત કરી 'સામે જે બે માળવાળી ઈમારત નજરે પડશે બસ એ જ પીળી હવેલી છે'

ગલીમાંથી વળીને એ જ્યારે બહાર નીકળ્યો કે તરત એણે ખુશીભરી નજરે સામે જોયુ અને જોતાની સાથે જ એ સ્તબ્ધ થઈ ગયો અરે !

'કેમ શુ થયુ ? એના આઘાતને જોઈને નઈમે કુતૂહલના માર્યા પૂછ્યું.

પણ અર્શદ પાસેથી કોઈ જવાબ ન મળ્યો ત્યારે એણે એ તરફ ધ્યાનથી જોયુ જ્યા અર્શદની નજર ચોંટેલી હતી. સામે માત્ર ખાલી મેદાન હતું અહીં તહીં જૂની ઈંટોના ઢગલા પડ્યા હતા એક બાજુ એકદમ વિચિત્ર રીતે ઊભેલો કોઈ પડેલી દીવાલનો ખૂણો હતો. એના પર કોલસા વડે સ્ટમ્પ દોરેલ હતા 'તારી પીળી હવેલી ક્યા છે ?

'એ જ તો હું વિચારુ છુ અર્શદ બબડ્યો

'તુ ક્યાક ખોટી જગ્યાએ તો નથી આવી ગયો ને ? નઈમ વિચારમા પડીને બોલ્યો.

ખોટી જગ્યા ? નહીં, એવું તો કઈ રીતે બની શકે ? અર્શદ ચૂપચાપ અચંબાભરી નજરે ખાલી મેદાનને જોઈ રહ્યો પછી બબડ્યો 'હદ થઈ ગઈ ! સામેથી એક પજાદાર, બકરા જેવી દાઢીવાળો, કૂર્તો પહેરેલ માણસ ચાલ્યો આવતો હતો. અર્શદ ઝડપભેર એની બાજુ ગયો. સાભળો સાહેબ ! અહીં પીળી હવેલી હતી એ ક્યા ગઈ ?

'પીળી હવેલી ? દાઢીવાળો શખ્સ વિચારમાં પડી ગયો પછી બોલ્યો હ હં પીળી હવેલી ! મિયા એ તો બહુ વખત પહેલાં પડી ગઈ '

'પડી ગઈ ? એમ ?? '

'હા, પડી ગઈ બીજુ શુ ? આમ પણ એમા બચ્યું શુ હતુ ? બસ ખડેર ઊભું હતુ જરા જોરનો વરસાદ આવ્યો કે પડી ગઈ ધમ કરતીક નીચે '

એમ ? અર્શદને સમજ નો'તી પડતી કે હવે શુ કહેવુ પછી એકાએક બોલી ઊઠ્યો અને નાનીમા ?

નાનીમા ? કોણ નાનીમા ?

'નાનીમા એ વૃદ્ધ સ્ત્રી જે પીળી હવેલીમાં રહેતી હતી તે '

અચ્છા પેલી ડોશી જે જરાક ચસકેલ ભેજાની હતી તે ? તમે લોકો એને મળવા આવ્યા હતા ?

'હા, જી'

નઈમ ઝડપથી આગળ આવ્યો અને અર્શદની વાતને અધૂરી જાણી એને ગળે ઊતરે એ રીતે બયાન કરવાની કોશિશ કરી 'મૌલાના, વાત જાણે એમ છે કે અમારે તો મુબઈમા વેપારધંધો છે વેપારના કામે પટણા જઈ રહ્યા હતા. રસ્તામાં ઊતરી ગયા કે જરા નાનીમાને મળતા જઈએ. એ અમારા દૂરના નાની થાય છે એટલે કે અમારી નાનીની માસીની દીકરી થાય. અમારી પાસે પીળી હવેલીનું સરનામું હતું

દીકરા, પીળી હવેલી પડી ગઈ છે અને એ વૃદ્ધ સ્ત્રી તો ક્યારનીય ખુદાના દરબારમા પહોંચી ગઈ છે'

એમ ? મરી ગયા ? ' અર્શદના મોઢામાથી નીકળી ગયુ.

'હા, અને એના મર્યા પછી પીળી હવેલી એક શરણાર્થીને એલોટ થઈ ગઈ હતી. એ શરણાર્થી વેપાર-ધંધાના ચક્કરમાં પટના જતો રહ્યો બસ એકવાર આવીને કાટમાળ સાફ કરાવી ગયો. એ પછી આજ સુધી એણે કોઈ દિવસ હવેલીની કશી પરવા કરી નથી.

'એમ ? તો અમારી પીળી હવેલી શરણાર્થીને એલોટ થઈ ગઈ હતી ! અર્શદ વિચારતાં બોલ્યો એ હજી કંઈ કહેવા જતો હતો પણ નઈમે જલ્દી જલ્દી કહી નાખ્યું 'અચ્છા મૌલાના, તમારો આભાર. '

અને એ અર્શદનો હાથ પકડીને ત્યાંથી પાછો વળી ગયો. ચાલતા ચાલતા એણે હળવેથી કહ્યુ હવે અહીંથી જેમ બને તેમ જલ્દી નીકળો ' અને એના પગ ઝડપભેર ઉપડવા માડ્યા.

''આટલા બધા ગભરાવાની શી જરૂર છે ?' અર્શદ બોલ્યો.

નઈમે અર્શદના સવાલનો કોઈ જવાબ ન આપ્યો. એ ઝડપભેર ચાલતો હતો અને એના કારણે અર્શદને પણ ઝડપભેર ચાલવું પડતું હતું.

'હવે કઈ તરફ વળવાનું છે ?' વળાંક પર પહોંચીને નઈમે સવાલ કર્યો.

અર્શદે વળી આજુબાજુ નજર નાંખી. જરાક મુંઝાયો : 'આ કઈ જગ્યા છે ?' પછી પૂછ્યું, 'આપણે કરિયાણાવાળી ગલીમાંથી થઈને જ આવ્યા છીએ ને ?'

'કરિયાણાવાળી ગલી... હા, કરિયાણાવાળી ગલી જ હશે. મને તો અહીંની એકેય ગલીની ખબર નથી.'

અર્શદે વળી આસપાસ નજર નાંખી. એ મુંઝાઈને બોલ્યો : 'ખબર નહીં આપણે આ કઈ ગલીમાં નીકળી આવ્યા છીએ ?' પછી વિચારીને બોલ્યો : 'ખેર, કંઈ વાંધો નહીં. ચાલ આગળ ચાલીએ... એની જાતે જ ખબર પડી જશે કે આપણે ક્યાં છીએ ?'

બેઉ ચાલતા રહ્યા. પછી અર્શદ ઊભો રહી ગયો. 'યાર ખબર નથી પડતી કે આપણે લોકો છીએ ક્યાં ?'

'આપણે ભૂલા પડ્યા છીએ...' નઈમે કહ્યું.

અર્શદે ગુસ્સાભરી નજરે નઈમ સામે જોયું : 'અહીંના રસ્તાઓ મારા પગ તળે ખુંદાયેલા છે.'

સામે એક ચાની દુકાન ખુલી ગઈ હતી. ચૂલો સળગતો હતો. કીટલીના નાળચામાંથી વરાળ નીકળી રહી હતી. 'ચાલ ચા પીએ' નઈમે કહ્યું.

'પૈસા ?' અર્શદે સવાલ કર્યો.

'એનું પણ કંઈક થઈ રહેશે...'

બેઉ ચાની દુકાનમાં જઈને એક અલગ ખૂણામાં બેસી ગયા. પાટલી પર બેઠા બેઠા અર્શદે દુકાનનાં બારણાંને બારીઓને ધ્યાનથી જોયાં. 'આ કોઈ નવી દુકાન ખૂલી લાગે છે. પહેલાં તો નો'તી.'

એક મેલાઘેલા છોકરાએ ચાનો ઓર્ડર લીધો. અને તૈયાર પડેલી ચાની બે પ્યાલીઓ લાવીને સામે મૂકી દીધી. અર્શદ ગલી બાજુ મોઢું કરીને બેઠો હતો. ચા પીતાં પીતાં એ ચોંકી ઊઠ્યો : 'પેલો શખ્સ જાય છે.'

'કયો શખ્સ ?'

'આપણે જેને પીળી હવેલી વિશે પૂછ્યું હતું તે...'

'ઓહ, પેલા મૌલાના... જતા રહ્યા ?' નઈમે ચિંતાથી પૂછ્યું.

'હા, હમણાં જ અહીંથી પસાર થયા.'

'એણે આપણને તો નથી જોયા ને ?'

'ના, એણે આ બાજુ જોયું જ નથી.'

નઈમ કંઈક વિચારમાં પડી ગયો. પછી ચા પીતાં પીતાં બોલ્યો : 'સાચ્ચે જ એણે આપણી તરફ નો'તું જોયું ?'

'મને તો એવું જ લાગે છે કે એની નજર આપણા પર નો'તી પડી. તને કંઈ શંકા પડી છે ?'

'યાર મને શંકા છે કે એ શખ્સને આપણા પર શક પડ્યો છે.'

'તને કેવી રીતે ખબર પડી ?'

'વાત એમ છે કે તું તો એ વખતે હોશમાં હતો નહીં. હું એ વ્યક્તિની બધી ગતિવિધિ જોતો હતો. એણે તને બહુ ધ્યાનથી જોયો હતો. મને લાગે છે કે એણે તને ઓળખી લીધો હતો...'

'મને ?' અર્શદ વિચારમાં પડી ગયો. પછી બોલ્યો : 'નહીં યાર ! જે દુકાનદારોની દુકાનેથી હું રોજેરોજ ચીજવસ્તુ ખરીદતો હતો એ લોકોએ મને ન ઓળખ્યો તો આ શખ્સ, જેને હું જાણતો પણ નથી એ વળી મને કેવી રીતે ઓળખી શકવાનો ?'

'શક્ય છે કે એ માત્ર મારો વહેમ જ હોય' નઈમે સંકોચથી કહ્યું.

'હા, આ માત્ર તારો વહેમ જ છે.'

બેઉ મૂગા થઈ ગયા અને વિચારોમાં ખોવાઈ ગયા. પછી અર્શદ બોલ્યો, 'ખેર, એ હતો તો મુસલમાન જ ને ? એને શક પડ્યો હશે તો પણ એ જતા કરશે.'

નઈમ હેરતથી અર્શદને જોઈ રહ્યો : 'તું હજી પણ મુસલમાન પર ભરોસો કરે છે ?'

'હા.'

'આટલું બધું જોયા અને સાંભળ્યા પછી પણ ?'

અર્શદ ચૂપ થઈ ગયો. વિચારતો રહ્યો. પછી બોલ્યો : 'હું એ ઘટનાને કંઈક આ રીતે જોઉં છું.'

'કઈ રીતે ?'

'મુસલમાન હોવા છતાં આપણી ને એ લોકો વચ્ચે અંતર બહુ હતું. ભાષાનું અંતર, સંસ્કૃતિનું અંતર. આપણે એ અંતર કાપવાની, એ લોકોને સમજવાની કોશિશ જ ન કરી. ન એ લોકોએ આપણને ઓળખ્યા ન આપણે એ લોકોને ઓળખ્યા...'

નઈમ કડવાશથી હસ્યો : 'હાબીલ અને કાબીલ* તો

---

* હાબીલ અને કાબીલ : હજરત આદમના પુત્રો. કાબીલે પોતાના મોટાભાઈ હાબીલની હત્યા કરી હતી. ભાઈએ ભાઈનું ખૂન કરે એ સિલસિલો પહેલેથી જ ચાલ્યો આવે છે. દુનિયાની આ પ્રથમ કતલ ગણાય છે.

એકબીજાને ઓળખતા હતા. એ બેઉની ભાષા એક હતી, સસ્કૃતિ એક હતી, તો પછી શું થયુ ?

અર્શદ પાસે એનો કોઈ જવાબ નો'તો એ ચૂપચાપ નઈમ સામે તાકી રહ્યો પછી અચાનક બોલ્યો 'મને લાગે છે કે હુ એને ઓળખુ છું'

'કોને ?

પેલાને... પેલા મૌલવી સાહેબને.'

'ખરેખર ?

'હા, મને જરા જરા યાદ આવે છે કે મેં એમને જોયેલા છે'

' હા એકદમ બરાબર એમને તો હુ હંમેશા જોતો આવ્યો છુ મસ્જિદની બહારની બાજુના મકાનમાં રહેતા હતા.'

'એમ ?' નઈમ પૂતળા જેવો થઈ ગયો

બેઉ ભયભીત હાલતમા એકબીજાને તાકતા રહ્યા પછી નઈમે ધીમેથી કહ્યુ 'અહીં વધુ વખત સુધી બેસવું ઠીક નથી' અને જાણે કે અર્શદ ઈશારાની રાહમા જ હતો બેઉ તરત જ ઊભા થઈ ગયા

ગલીમાથી ઝડપભેર ચાલતા વળાક વળીને એ બેઉ સડક પર આવી ગયા. એ ખુલ્લી સડક પર આવીને એમને લાગ્યુ જાણે કે એ લોકો જોખમમાંથી બહાર નીકળી આવ્યા છે એમની વ્યાકુળ ચાલ નિરાતવી થઈ ગઈ ગલી પાછળ રહી ગઈ હતી એ સમતલ અને પહોળી સડક પર એ બેઉ નિશ્ચિતપણે ચાલી રહ્યા હતા પછી નઈમે એકદમ નરમાશથી 'હા'મા જવાબ મળવાની આશાએ પૂછ્યું 'આ એ જ સડક છે ને ?'

'કઈ સડક ? અર્શદ ઊભો રહી ગયો.

'જે સડક પર થઈને આપણે આવ્યા હતા.'

અર્શદે સડકને દૂર દૂર સુધી આશ્ચર્યથી જોઈ 'આ કઈ સડક છે ?

'ચાલતા રહીએ એ જ સારુ છે' નઈમના અટકી ગયેલા પગ ફરીથી ઉપડ્યા.

બેઉ બાજુ એક જ રગના અને એક જ ડિઝાઈનના એક માળવાળાં મકાનો દૂર સુધી ફેલાયેલા જોઈને નઈમે કહ્યુ 'મને તો લાગે છે કે આ કોઈ નવી કૉલોની છે '

'નવી કૉલોની છે એ તો બરાબર પણ હું વિચારું છુ કે આ સડક કઈ છે ?'

'સડક પણ કદાચ નવી હોય !

અર્શદ આશ્ચર્યની અવસ્થામા ચાલતો રહ્યો પછી ઊભો રહી ગયો. 'યાર, આ સડક મારા પગે વળગતી નથી. તેં સાચુ જ કહ્યુ આ કોઈ નવી સડક બની છે'

'તો ?

'પાછા વળી જઈએ. જે સડક માણસના પગને પરિચિત ન હોય એના પર ભરોસો ન કરી શકાય. ખબર નહીં એ તમને ક્યાં લઈ જાય ?

બેઉ પાછા ફર્યા જે રસ્તે આવ્યા હતા એ જ રસ્તે પાછા ચાલવા માડ્યા નઈમે કહ્યુ 'કોઈને રસ્તો પૂછી લઈએ ?'

'એ તો સડક નવી હતી એટલે હું બરાબર અટકળ ના કરી શક્યો બાકી તો આ બધા રસ્તા મારા પગ તળેથી નીકળેલા છે'

એકદમ વિશ્વાસભેર ડગલા ભરતો અર્શદ વળાક વળ્યો. હવે એ બેઉ એક ગલીમાં હતા. બંને બાજુ બે માળનાં, ત્રણ માળના મકાનો હતાં. બધાની મેડીઓ એટલી તો તૂટેલ ફૂટેલ હતી કે હમણા પડી કે પડશે. કેટલાક મકાનો નવો નવો રગ કરેલા હતાં લાકડાના ભારેખમ કમાડોવાળી ડેલીઓના દરવાજે ડાબે જમણે પથ્થરના ઓટલા હતા જેમાં ધૂમાડાથી કાળા પડી ગયેલા ગોખલા હતા. કો'ક કો'ક ગોખલામાં ઠરી ગયેલા દીવા પડ્યા હતા. આસપાસ સિંદૂર વિખરાયેલ પડ્યુ હતું.

'યાર, આ તો હિંદુઓની ગલી છે' પણ નઈમે અર્શદની ચિંતાનો જવાબ એકદમ ઉપેક્ષાથી દીધો. 'ગલી હિંદુઓની હોય કે મુસ્લિમોની હોય આપણે માટે હવે એનાથી શો ફર્ક પડે છે ? પાછળ કોઈ ધમ્મ દઈને કૂદ્યુ અને બેઉ ભડકી ઊઠ્યા 'કોઈ નથી યાર, વાદરો છે' બીજી જ ક્ષણે બેઉએ નિરાંતનો શ્વાસ લીધો અને એકમેકને હિંમત આપી. જિંથરીયા વાળવાળી એક જાડી પાડી વાદરી બચ્ચાને છાતીએ વળગાડીને ગલી પાર કરી રહી હતી. એક પલકારો મારતામાં તો એ નાળાના ટેકે ચડીને છત પર પહોંચી અને પછી છત પરથી કૂદીને ગાયબ થઈ ગઈ વાંદરીને જોઈને શ્વાસમા શ્વાસ આવ્યો પણ બેઉના હૈયા હજીયે થડક થડક થતા હતાં. આ છેડાથી પેલા છેડા સુધી ગલી બિલકુલ જ ખાલી પડી હતી. મેડીઓ અને છજાઓ પણ ખાલી હતા એકદમ ઝડપે ઉપડતા પગ હવે કાંપતા હતા અને એટલે ધીમે ધીમે ઉપડતા હતા. ક્યાંક દૂર પાછળની બાજુએ જોરથી બારણાં ખૂલ્યાં. ફરી બેઉ છળી ઊઠ્યા. પણ હવે એમનામાં પાછળ ફરીને જોવાની હિંમત નો'તી પગ સો સો મણના થઈ ગયા હતા અને ગલી જાણે વિસ્તરીને કોઈ બિહામણા જગલનો છેડા વગરનો રસ્તો

બની ગઈ !

અનંત લાગતી બિહામણી ગલીમાંથી માંડ માંડ નીકળ્યા ત્યારે બેઉના શ્વાસમાં શ્વાસ આવ્યો. ભરેલી મશક સાથે એક ભિસ્તીને છેડાના ઘરમાં પ્રવેશતો જોઈને અર્શદે સમજી લીધું હતું કે હવે મુસલમાનોની ગલી શરૂ થઈ ગઈ છે. એના પગ નિરાંતે ઉપડવા લાગ્યા. આ ગલી એવી લાંબી નો'તી. ચાર ડગલાં આગળ ચાલ્યા હશે ને ગલી પૂરી થઈ ગઈ. જ્યાં ગલી પૂરી થઈ ત્યાં એક કાચી-પાકી દીવાલ રસ્તો રોકીને ઊભી હતી. 'યાર આ તો આંધળી ગલી છે' અને એ પાછા ફરી ગયા.

આંધળી ગલીમાંથી નીકળતાં નીકળતાં અર્શદ ઊભો રહી ગયો. 'યાર નઈમ !'

'હં...'

'હું ખરેખર જ રસ્તો ભૂલી ગયો છું...'

લાચારીના માર્યા બેઉ એકમેકનાં મોં તાકવા લાગ્યા. પછી નઈમ બોલ્યો : 'તો પછી હવે કોઈને પૂછી લઈએ ?'

'હા, હવે કોઈકને પૂછવું જ પડશે' અર્શદ હારી ગયેલા અવાજે બોલ્યો.

દૂરથી એક વ્યક્તિને આવતી જોઈને અર્શદ બોલ્યો : આને પૂછીએ અને પેલાની બાજુ ઝડપભેર ચાલ્યો. પણ એ શખ્સ નજીક આવ્યો ત્યારે અર્શદે એને ધ્યાનથી જોયો અને એ સ્તબ્ધ થઈ ગયો. પસાર થનાર શખ્સે ઉપેક્ષાભરી નજરે જોયું અને બાજુમાંથી જતો રહ્યો.

'ઊભો કેમ રહી ગયો ?' નઈમે પૂછ્યું.

'યાર મને શક પડ્યો કે એ હિંદુ છે.'

વળાંક વળીને આગળ ચાલ્યા તો એક મકાનના ફળિયામાં ઓટલા પર એક ભારેખમ શખ્સ તંગ મોરીનો પાયજામો અને સફેદ મખમલનો કૂર્તો પહેરી મૂઢા પર બેઠો બેઠો હુક્કાની નાળ મોઢામાં નાખી ઉર્દૂ છાપું વાંચી રહ્યો હતો. અર્શદે એને જોઈને રાહતનો દમ ખેંચ્યો અને ધીમેથી કહ્યું : 'આને પૂછીએ.'

'એને ના પૂછીશ' નઈમે ધીમેથી એના કાનમાં કહ્યું.

પછી બેઉ ઓટલા પાસેથી બેપરવાઈથી પસાર થઈ ગયા. દૂર જઈને અર્શદે પૂછ્યું : 'તને કંઈ શંકા પડી હતી ?'

'ના.'

'તો પછી તેં મને નકામો જ રોક્યો. મેં અનુમાન લગાવ્યું જ હતું કે એ મુસલમાન છે.'

'એટલે જ મેં તને મનાઈ કરી હતી.'

અર્શદ નઈમના મોઢાને તાકી રહ્યો. પછી દુઃખી થઈને બોલ્યો : 'યાર, તો પછી પૂછવું કોને ?' અને બેઉ લાચારીના માર્યા એકમેકનાં મોં તાકવા લાગ્યા. જાણે આ ધરતી પર બેઉ એકલા જ રહી ગયા હોય એવું લાગતું હતું.

'ચાલતા રહેવું જોઈએ' પાછળ પગલાંનો અવાજ સાંભળીને નઈમે કહ્યું અને પછી બેઉ ચાલવા માંડ્યા.

અર્શદ ચાલતાં ચાલતાં રસ્તા વચ્ચે ઊભો રહી ગયો. આસપાસ જોતાં જોતાં બોલ્યો : 'યાર આ મહોલ્લો તો મારો જોયેલો છે.'

'એમ !'

'હા' અર્શદે આસપાસ વળી એક પરિચિત નજર ફેરવી. 'હા, બિલકુલ જ, અહીં તો હું ઘણી બધી વાર આવેલો છું. અરે વખાર ?... અરે આ વખાર હજી સુધી ટકી છે ?' સામે જ વખારમાં એક બાજુ લાકડાં ફડાઈ રહ્યાં હતાં. બાજુમાં જ મૂઢા પર એક ભારેખમ શખ્સ બેઠો હતો. એની માત્ર પીઠ જ નજરે પડતી હતી. મૂઢાની બરાબર બાજુમાં એક મોટા મોઢાવાળો કૂતરો બેઠો હતો.

'અરે યાર, આ શખ્સ કોણ છે ?' નઈમ મૂઢાવાળા શખ્સને જોઈને ચોંક્યો.

'કોણ છે ?' અર્શદ મૂંઝાયો.

'આ પેલો મૌલવી તો નથી ને ?'

'મૌલવી ?' અર્શદે વળી પાછી એની ભયભરી નજર એ પહોળી છાતી પર નાંખી. પેલો કૂતરો એ બેઉને જોઈને ધીમે ધીમે ભસ્યો અને એકદમ જ ઊભો થઈ ગયો. બેઉ વીજળીની ઝડપે પાછા ફર્યા અને એ રીતે ચાલવા માંડ્યા જાણે કે દોડતા હોય !

જરાક શ્વાસ લેવા માટે થોભ્યા. કાન દઈને સાંભળ્યું. કૂતરાનો ગુસ્સાભર્યો અવાજ એવો સંભળાયો જાણે કે આસપાસમાંથી જ આવતો હોય ! પછી ઝડપભેર ડગલાં ભરાવા માંડ્યાં. એક ગલીથી બીજી ગલીમાં... કૂતરાનો ગુસ્સાભર્યો અવાજ ગલીએ ગલીએ એમનો પીછો કરતો હતો.

એક ગલીમાં દાખલ થયા તો જોયું કે એક ફાટક અધખૂલ્લું છે અને અંદર ભૂસાથી ભરેલો છકડો ઊભો છે. એમણે આગળ-પાછળ નજર નાખીને જોયું કે કોઈ જોતું તો નથી ને... ગલીમાં કોઈ હતું જ નહીં જે જુવે. એ બેઉ ધીમેથી અંદર દાખલ થયા અને બંધ કમાડની પાછળ જઈને ઊભા રહ્યા.

એમણે કાન દઈને સાંભળ્યું. કૂતરાના ભસવાનો અવાજ શમી ગયો હતો. હવે એમના હાંફવાનો અવાજ એટલો મોટો હતો કે આખી ગલી એમના હાંફવાના અવાજથી જાણે

ગુંજી રહી હતી. પછી એમણે ડરતાં ડરતાં બહાર ડોકિયું કરીને જોયું અને કોઈને ન જોયા એટલે બહાર નીકળી આવ્યા. બે ડગલાં આગળ ચાલ્યા ને વળી ઊભા રહી ગયા. વળી દીવાલ રસ્તો રોકીને ઊભી હતી. 'અરે આપણે તો વળી પાછા આંધળી ગલીમાં આવી ગયા !'

પાછા ફરતી વખતે એની નજર તાલપત્રીના પર્દાવાળી એ ખડકી પર જઈ પડી જેની આગળ ચટાઈ પાથરીને એક કાળી-જાડી સ્ત્રી સવારના તડકે બેઠી હતી. અને એની તેજ નજર એ બેઉ પર ચોંટેલી હતી. એમનાં હૈયાં થડકી ઊઠ્યાં. આ સ્ત્રી ક્યારથી અહીં બેઠી છે ? શું એણે અમને છૂપાતા અને બહાર નીકળતા જોઈ લીધા છે ? પણ એ લોકો પેલી સ્ત્રીની નજીકથી એ રીતે નીકળી ગયા જાણે એમને એ ઘૂરતી સ્ત્રીની હાજરી વિશે બિલકુલ ખબર જ ન હોય. ખાસ્સા દૂર જઈને અર્શદે પાછા ફરીને એક નજર નાખી અને પછી સીધા ચાલવા માંડ્યા. એ ઘૂરતી આંખો સતત એમનો પીછો કરતી હતી.

વળાંક વળીને એકે બીજાને જોયો. 'જતી વખતે તેં આ સ્ત્રીને જોઈ હતી ?'

'ના' અર્શદે જવાબ આપ્યો.

'ખબર નહીં ક્યારની આપણને જોઈ રહી હતી !' નઈમ બબડ્યો.

ચાલતાં ચાલતા એમને લાગ્યું કે પાછળની ગલીમાં કોઈ સ્ત્રી જોરજોરથી બોલી રહી છે. એમણે ડરના માર્યા ઝડપથી પગ ઉપાડ્યા. અને એવી રીતે ચાલવા માંડ્યા જાણે ભાગતા હોય. એમના પગ આગળની બાજુએ ડગલાં માંડતા હતા પણ એમના કાન પાછળની બાજુએ મંડાયેલા હતા. એક ગુસ્સાભર્યો અવાજ એમનો પીછો કરતો હતો. પછી કોઈ એકાદ-બે બારણાના ખૂલવાના અવાજ, સ્ત્રીઓ અને પુરુષોના અસ્પષ્ટ અવાજો અને એમણે સાચ્ચે જ દોડવાનું શરૂ કરી દીધું.

'અરે ! આ તો પાછા આપણે હતા ત્યાંના ત્યાં જ આવી ગયા.' એમણે અચરજથી આસપાસ જોયું. એ જ ખાલીખમ મેદાન ! એક બાજુ જૂની પુરાણી ઈંટોનો ઢગલો પડેલો હતો. એક બાજુ તૂટેલી દીવાલનો એ જ બચેલો ભાગ જેના પર કોલસાથી સ્ટમ્પનાં નિશાન બનેલાં હતાં. હવે મેદાનમાં તડકો ફેલાઈ ચૂક્યો હતો. કેટલાક છોકરા ક્રિકેટ રમવામાં મશગૂલ હતા.

અર્શદ મેદાનમાં અહીંતહીં પડેલા કાટમાળને સાવચેતીથી જોવા લાગ્યો. તૂટેલી દીવાલ સુધી ગયો. ધ્યાનથી જોઈને પાછો ફર્યો. પાછા આવતી વખતે તે કંઈક શોધતો હોય એમ ધ્યાનથી આમતેમ જોતો આવતો હતો.

'શું જુએ છે યાર ? અહીંથી ચાલ હવે. '

'જોઉં છું કે પેલું ઝાડ ક્યાં છે ?'

એ ચાલતાં ચાલતાં ઊભો રહી ગયો. એક કપાયેલા ઝાડના મૂળિયાએ એને પોતાની તરફ આકર્ષિત કરી લીધો હતો. એકધારું એની સામે જોતાં એ બબડ્યો. 'આ પણ કપાઈ ગયું ' પછી નઈમને કહેવા લાગ્યો. 'નઈમ ! આ પેલો વડ છે જેની હું તને વાત કરતો હતો' પછી એ મૂળિયાને તાકતો તાકતો એ ત્યાં જ બેસી પડ્યો. 'યાર થાકી ગયા, જરાક બેસી લઈએ.' નઈમે સંકોચથી કહ્યું . 'હું પેલી સ્ત્રીથી ડરેલો છું અહીંથી નીકળી જવું જોઈએ. '

અર્શદે જાણે એની વાત સાંભળી જ નહીં. એ આસપાસનાં દૃશ્યોમાં ખોવાઈ ગયો. હવે સરસ મજાનો તડકો નીકળ્યો હતો. ધૂમ્મસ ઊડી ગયું હતું. પણ હવામાં મજાની ઠંડક હતી. એ તડકે બેસી મેદાનમાં ફેલાયેલાં દૃશ્યો જોઈ રહ્યો હતો. ઈંટોના ઢગલાને, તૂટેલી દીવાલને, ક્રિકેટ રમતા છોકરાઓને. આ દૃશ્યો જોતાં જોતાં એ ધીમેથી લાંબો થઈ ગયો. ચત્તા પડ્યા પડ્યા એ તડકામાં નહાતા વાતાવરણને અને ઉજ્જવળ આસમાનને જોતો રહ્યો. પછી એની આંખો મીંચાવા લાગી.

નઈમ દરેક આવતા જતા માણસને એક ડર સાથે જોતો રહ્યો. દરેક વખતે પસાર થઈ જનારને જોયા પછી સૂતેલા અર્શદને એ જોતો હતો. કેટલીય વાર એણે ઉધરસ ખાધી. ખોંખાર્યો. એ રીતે અર્શદની આંખ ન ખૂલી ત્યારે એણે એને ઢંઢોળ્યો. અર્શદે ધીમેથી આંખ ખોલી અને નઈમને જોયો.

'દિવસ ખાસ્સો ચડી ગયો છે. હવે અહીંથી જલ્દીથી નીકળી જવું જોઈએ.'

જવાબમાં અર્શદે આંખો ચોળી. આળસ મરડી. પછી તડકાથી ઝગમગતા આસમાનને જોયું. તડકાથી ઝગમગતા આસમાનને જોતાં જોતાં એનાં પોપચાં વળી પાછાં ભારે થવા માંડ્યાં.

'યાર તડકો બહુ સરસ છે '

અને ઊંઘથી ભરેલી એની આંખો ફરી પાછી મીંચાઈ ગઈ.

■

મૂળ શીર્ષક : 'અંધી ગલી'

(વાર્તા)

# અનુનો ઓરડો

ડૉ. રેણુકા પટેલ

સરિતાએ ધીમેથી પાછો ઓરડો ખોલ્યો. એક વિશિષ્ટ હવડ વાસ બહાર ધસી આવી અને અચાનક જ આવી પડેલા પ્રકાશપુંજથી ઓરડાની સઘળી વસ્તુઓ જાણે કે આળસ મરડીને બેઠી થઈ. ઘર આમ તો ખાસ મોટું નહીં પણ સરિતા તો ય, આ ઓરડો તો હંમેશાં બંધ જ રાખતી. ડરામણી અને દુઃખ ભરેલી યાદોને પટારામાં પૂરી રાખવી જ સારી, એવી સાદી સમજણ તો એણે કેળવી જ લીધી હતી. હા, થોડા થોડા દિવસે પટારો ખોલીને યાદોને જોઈને, ઉખેળીને અને થોડીવાર માટે એની સાથે જીવીને ય પણ પાછું એ બધું પૂરી દેવું જ સારું. એમાં ય વળી આ ઓરડો તો ખાસ, જ્યારે જ્યારે ખૂલે ત્યારે ત્યારે ભોરિંગની જેમ ફૂંફાડો મારતો ખૂલે અને તેના બંધ થયા પછી ક્યાંય સુધી તેના દંશનું દુઃખ સરિતાને પીડ્યા કરે.

સરિતાને ય આ ઓરડો ખોલવો કંઈ ગમતો નહીં. એ બને ત્યાં સુધી આ ઓરડો ખોલવાનું ટાળતી. પોતાની જાત સાથે કદી કેટલાંય બહાનાં કાઢતી. સવારની બપોર અને બપોરની સાંજ કરતી. ક્યારેક બે-ચાર દિવસ ખેંચી ય કાઢતી. પણ આખરે ઓરડો ખોલે ત્યારે તેણે ધાર્યું હોય એમ જ થતું. ઓરડો ખૂલતાંની સાથે જ જાણે માંડ છૂટી હોય એમ 'એ' આખા ઘરમાં ફરી વળતી. રસોડામાં, ડ્રોઈંગ રૂમમાં, વરંડામાં. ક્યારેક ગંદા પગે સોફા પર ચડી બેસતી તો ક્યારેક સીડી મૂકીને માળિયે ચડી જતી. તો ક્યારેક સરિતાના પાલવમાં સંકોરાઈને સૂઈ જતી. આખા ઘરમાં જંગલી વેલની જેમ જાણે કે ફેલાઈ જતી. સરિતાને તો એનો ય વાંધો ન હતો પણ એકવાર ફેલાય એટલે એને વારીને, વાળીને પાછી ઓરડામાં લઈ જવી મુશ્કેલ. સરિતા માંડ માંડ એને બધેથી પાછી વાળતી. વરંડાની જાળીને પકડીને ઊભાં એનાં આંગળાં માંડ છોડાવતી. આંગણામાં બાંધેલા હીંચકા પરથી માંડ ઊભી કરતી. બગીચામાં પાણી પીવડાવવા પકડેલી પાણીની પાઈપ તો છીનવી જ લેતી. કચરો વાળવા 'એણે' ઉપાડેલી સાવરણીને સરિતા ફગાવી દેતી. બેદરકારીથી સોફાની ખુરશી પર નાંખેલો દુપટ્ટો તેના ખભે ગોઠવતી અને હાથ પકડીને 'એને' પાછી ઓરડામાં લઈ જતી. પણ 'એ' જ્યારે પેલો દુપટ્ટો કમરે બાંધીને પગમાં ઘુંઘરુ પહેરી ઓરડાની વચ્ચોવચ નૃત્ય કરવા લાગતી ત્યારે સરિતાની સહનશક્તિની હદ આવી જતી. તે પાસેની ધૂળવાળી ખુરશી પર ધબ દઈને બેસી જતી અને 'એને' જોયા કરતી. જાત જાતની ભાવભંગિમાઓથી લપટાયેલું 'એનું' શરીર ક્યાંય સુધી થનગનાટ કર્યા કરતું. પોતાની અંદર જ મસ્ત બનીને 'એ' જાણે કોઈ બીજા જ ગ્રહની રહેવાસી હોય એમ નૃત્ય કર્યા કરતી અને સરિતા એને જોયા કરતી - ક્યાંય સુધી...

આ 'એ' એટલે અનુરાધા. સરિતાની પોતાની અનુ. સરિતાની જાણે કે કાર્બન કોપી જ. અને કદાચ એટલે જ અનુને જોઈને સરિતાની આંખમાં પ્રેમ અને મમતાની સાથે સાથે કંઈક અંશે માલિકીભાવ પણ ઉભરાતો. સરિતાની વિશાળ અણિયાળી આંખો, શ્યામ વદન, ઊંચી દેહયષ્ટિ અને સુંદર સ્મિત અનુને વારસામાં મળ્યાં હતાં. નૃત્ય પ્રત્યેનો એનો લગાવ પણ સરિતા જેવો જ. જો કે એ બાબતમાં અનુ સરિતા કરતાં ક્યાંય આગળ. નૃત્ય પાછળ તો એ ઘેલી હતી. સાવ ગાંડી જ. નાની હતી ત્યારથી માથામાં ખોટા ચોટલા અને આંગણામાં ઊગતાં ફૂલોની વેણી નાંખીને તે અરીસા સામે કલાકો સુધી નાચ્યા કરતી. સરિતાએ કેટલીયવાર એના ખોટા ચોટલા અને ફૂલોની વેણીઓ ફેંકી દીધેલાં અને કાન પકડીને એને ભણવા બેસાડેલી. પણ નૃત્ય પ્રત્યે અનુનો પ્રેમ એવો જ ગાંડો રહેલો. સરિતાને ઘણીવાર બીક લાગતી. મનહરભાઈને નૃત્ય પ્રત્યે પહેલેથી જ અણગમો અને ઉપરથી અનુ ય શારીરિક રીતે થોડી નબળી ખરી. એટલે સરિતા એને કેટલું ય સમજાવતી, અનુ ડાહી ડમરી બનીને ડોકું ય હલાવતી પણ જ્યાં રેડિયો કે કેસેટ પ્લેયર પર કોઈ ગીત વાગે કે એના પગ એની જાતે જ લયમાં આવી જતા. સરિતા ગૂંચવાઈ જતી. એ વખતે તો સરિતાનાં સાસુ જીવતાં હતાં. એમણે જ તોડ કાઢ્યો હતો. 'આને આટલો શોખ છે તો કોઈ સારી નૃત્યશાળામાં જ દાખલ કરી દે ને ! પધ્ધતિસર શીખે તો ખરી ! પેલા દ્વારકાદાસની શાળા તો નજીકમાં જ છે. તું કે હું ય લઈ આવીએ ને મૂકી આવીએ.'

'પણ એમને નહીં ગમે બા, એમને કોણ સમજાવે ? એ હા જ નહીં પાડે.' 'અરે હા શું ન પાડે ? હું કહીશ એને. છોકરીને કેટલો શોખ છે ! આખો દિવસ નાચ્યા કરે છે. કોઈ સારો ગુરુ શીખવે તો લેખે ય લાગે. આમ અરીસા સામે ટપ્પા

પાડે કંઈ દિ વળે ?

મનોહરભાઈને ગમ્યુ તો ન હતું પણ સરિતાનાં સાસુએ દરમ્યાનગીરી કરીને અનુને દ્વારકાદાસની નૃત્યશાળામા દાખલ કરાવી જ દીધી અત્યત કડક સ્વભાવવાળા અને પરમ શિસ્તના આગ્રહી એવા એ ગુરુની અનુ થોડા જ સમયમા પ્રિય શિષ્યા બની ગઈ

જ્યારે જ્યારે ઓરડો ખૂલે ત્યારે ત્યારે સરિતાને આ બધી યાદો ભૂતાવળની જેમ વળગે છે એણે ઝાપટિયુ લઈ ફરીથી ઓરડો સાફ કરવા માડ્યો અનુની એક એક ચીજ હાથમા લઈ સાફ કરી એ ફરી ગોઠવવા લાગી દરેકે દરેક ચીજ સાથે એક કથા જોડાયેલી હતી અધ. ધ. કેટલા બધા શિલ્ડ અને કેટલા બધા કપ. આ બનારસ પ્રોગ્રામ કર્યો હતો ત્યા મળ્યો હતો અને પેલો કપ મહારાષ્ટ્રમા પ્રોગ્રામ કર્યો હતો ત્યારે મળ્યો હતો દિલ્હીમા પ્રોગ્રામ કર્યો ત્યારે તો ખુદ વડાપ્રધાને આ ચાદીનો શિલ્ડ આપ્યો હતો અને પેલા સર્ટિફિકેટ પર તો ખુદ ભારતના રાષ્ટ્રપતિની સહી વી આર પ્રાઉડ ટુ સર્ટીફાય ધેટ. એ વાચવા લાગી

કેમ ? તું ય આ બધાની લપેટમા આવી ગઈ ને ? કેવા સરસ છે આ બધાં શિલ્ડ ? સુદર એવી ધાતુમાથી બનાવેલા, સોનેરી રૂપેરી રગના ચળકતી સપાટીવાળા વળી વચ્ચે ઝળહળતા અક્ષરોથી કોતરાયેલુ મારું નામ. કેવુ સરસ લાગે છે નહીં ? જે જતર મતર છે એ આ નામનુ જ છે મા, એકદમ ગોળ ગોળ ચક્રવ્યૂહ. જાણે માયાજાળ. કોઈ એમાથી નીકળે જ નહીં. ના હુ નીકળી, ન પપ્પા નીકળ્યા. તુ તો જાણે ફસાઈ જ ન હતી કે પછી હવે રહી રહી ને ફસાઈ ગઈ ?

સરિતાએ હાથમા લીધેલુ સર્ટિફિકેટ ઝડપથી પાછું મૂકી દીધુ અને આસપાસ જોયુ કોઈ જ ન હતુ પણ સરિતા જાણે છે એ જ હતી અનુ જ જ્યાં સુધી સરિતા ઓરડો સાફ ન કરે ત્યા સુધી એ સરિતાની આજુબાજુ ફર્યા જ કરે અને સરિતાને એના પગના ઘુઘરુના અવાજના ભણકારા વાગ્યા જ કરે તેણે ઝડપથી ફરી દરેક વસ્તુ એની જગાએ ગોઠવવા માડી.

રેખાચિત્રો દોરતા સરિતાને ફાવતા જ નથી એવો એનો સ્વભાવ પણ નથી પણ એ દિવસનું અનુનું રેખાચિત્ર એ કોઈ પણ ભૂલ વિના દોરી શકે એકદમ સચોટ. આ સામેના ટેબલ પર જ એ બેઠી હતી. એક જ પગમાં એણે ઘુઘરુ બાંધ્યા હતા. અને મોટેભાગે એના પ્રિય આસમાની રગના સલવાર કમીઝ પહેર્યાં હતાં એ તો એનો રિયાઝનો સમય હતો રિયાઝનો સમય બગડે એ એને સહેજે ય ન પોસાય. ગુસ્સે થઈને બૂમો પાડવા લાગે પણ એ દિવસે સરિતા રૂમમા આવી ત્યારે એ સામેની ખુરશી પર પગ ટેકવીને હાથમા ઘુઘરુ લઈને કઈક વિચારે ચડી ગઈ હતી.

શુ થયુ બેટા ?

એણે સરિતાની સામે જોયુ હતુ આખોના ખૂણે છવાયેલી ભીનાશ સરિતાએ પકડી જ પાડી હતી.

મા, હું આ ન પહેરુ તો ?

ન પહેરુ ? એટલે ?

એટલે હુ આમ, આ રીતે નૃત્ય કરવાનું છોડી દઉ તો, આ રાત દિવસની દોડધામ, આ ઢગલાબધ કાર્યક્રમો, આ કેટલુય ટ્રાવેલીગ આયોજકોની જોહુકમી બધુ જ છોડીને પાછી મારા ગુરુજી પાસે જતી રહુ તો ?

સરિતા ખુરશી ખસેડીને તેની સામે બેસી ગઈ હતી કેમ આમ કહે છે ? આ બધું નથી ગમતું ? આટલું નામ, આટલી સફળતા ?"

અનુ એક ક્ષણ રોકાઈ એનો અવાજ જાણે કે થોડો દઢ બની ગયો.

સાચું કહું, હૃદયથી કહુ તો નથી ગમતુ મા, હું કોઈ સફળતા કે પૈસા માટે નૃત્ય નથી કરતી. મારે કરવુ જ નથી. હું તો કથકને ચાહુ છુ પ્રેમ કરુ છુ મારે તો નૃત્ય કરવુ છે મારા પોતાના માટે. નિજાનંદ માટે. કોઈ પણ જાતની શરતો કે બધન વિના. પણ જ્યારે જ્યારે મારી જાતને ઢઢોળું છુ, ત્યારે લાગે છે કે હુ જે ચાહુ છું તે તો ક્યાય છે જ નહીં. મારુ નૃત્ય તો જાણે છાપાની કોલમોમા, ટી.વી.ના ઈન્ટરવ્યૂમા, પપ્પાની ચેકબુકોમા, બૅન્કની પાસબુકોમા બધે જ થોડુ થોડું વહેંચાઈ ગયુ છે

બેટા.

જવા દે મા તને નહીં સમજાય કદાચ કોઈને ય ન સમજાય. આમે ય હુ બધાને થોડી ઘેલી જ લાગુ છું પણ શુ થાય ? હુ જાણુ છુ, આ નૃત્યશૈલી જ મારી નથી. ના મારી, ન મારા ગુરુજીની આ તો મારા પર લાદેલી શરતો છે જેની કિંમત હુ ચૂકવી રહી છું પ્રશસાના ફૂલો તો મને ય ગમે, દરેક કલાકારને ગમે. પણ મને તો આ બધા ફૂલો પ્લાસ્ટીકનાં જ લાગે છે

દીકરીની વેદના હૃદયને ન સ્પર્શી હોય એમ સરિતા કહે તો તે એ જુદી જ ગણાય. પણ હૃદયના દ્વાર સજ્જડ રીતે ભીડાઈ ગયા છે ઘરમા ધીરે ધીરે પૈસા આવી રહ્યા હતા. સુખ સાહ્યબી અને સગવડોની બધી ચીજો વધી રહી હતી. એ

બધાંની આદત પણ પડી રહી હતી. એ બધું નથી ગમતું એમ તો કઈ રીતે કહી શકાય ? અને વળી રેશમી ગાંઠોની લાક્ષણિકતા ય એ જ. જેટલી છોડવા પ્રયત્ન કરો એટલી વધારે ને વધારે ગૂંચવાતી જ જાય. મનહરભાઈ તો આવું બધું સાંભળે જ નહીં. સરિતા જો એમને કંઈ કહેવા જાય તો એ તો છણકો જ કરે. 'નિજાનંદ' આત્માનો આનંદ ? એ કઈ બલા છે ? નાચવું એટલે વળી નાચવું. લોકો કેટલાય ટાંટિયા ઘસે ને તિકડમ લડાવે ત્યારે એકાદ કાર્યક્રમ માંડ મળે ને એ ય કાર્યક્રમ સફળ થવાની કોઈ ગેરંટી નહીં. પૈસા ને સ્પોન્સર ને એવું બધું તો ભૂલી જ જાઓ. તારી છોકરીને મળ્યું છે એની કિંમત નથી. ચરબી છે ચરબી. તારી છોકરીને સમજાવ. બધા લાગણીવેડા મૂકી હું કહું તેમ કરે. માળી હારી ઘેલી તે ઘેલી જ રહી.'

આ મનહરભાઈને ય શું કહેવું ? પહેલાં તો નૃત્યના નામથી જ નાકનું ટીચકું ચડાવતા હતા. પણ અનુને પહેલો દસ હજારનો પુરસ્કાર મળ્યો ત્યારથી તેમણે સઘળાં સૂત્રો પોતાના હાથમાં લઈ લીધાં છે. કાર્યક્રમોનું આયોજન કરવું, તારીખો નક્કી કરવી, આયોજકો સાથે માથાફોડ, સ્પોન્સર કરનારી કંપની સાથે વાટાઘાટો, સઘળું એ જ સંભાળતા. ઉપરથી કાર્યક્રમોની વીસીડી, સીડી તૈયાર થાય તેનો પ્રચાર, વેચાણ, રોયલ્ટી, એ બધાંયની વ્યવસ્થા એ જ કરતા. આમે ય સંપર્કોની માયાજાળ રચવાની તેમની આવડત કાબિલે તારીફ હતી. ગમે ત્યાંથી પ્રોગ્રામ ઘસડી જ લાવે. અનુની પ્રગતિનું એક એક પગથિયું ઘણી ચીવટથી એ ગોઠવતા અને અનુને હાથ પકડીને ચડાવતા. અનુ ચડતી ય ખરી પણ દરેક પગથિયે એ પાછળ ફરીને પગથારે ઊભેલી સરિતા સામે આશાભરી આંખે મીટ માંડતી.

સરિતાએ છેલ્લી પ્રતિમા સાફ કરવા હાથમાં લીધી. ખૂબ જ સુંદર પ્રતિમા હતી. અનુએ જીતેલો છેલ્લો પુરસ્કાર-રાધાકૃષ્ણની કાંસાની અદ્ભુત મૂર્તિ હતી. કેરાલામાં કોઈ લોકમહોત્સવ હતો. અનુની તો જો કે સહેજે ય ઈચ્છા ન હતી. કાર્યક્રમની તારીખ આવી ત્યારે જ એણે વિરોધ કર્યો હતો. અને બાપ-દીકરી વચ્ચે ચકમક ઝરી ગઈ હતી.

'પપ્પા, આ કાર્યક્રમની ના જ પાડી દેજો.'

'મારે નથી જવું. મારી એમ.એ.ની એક્ઝામ છે. ડેઈટ ક્લેશ થાય છે.'

'એમ.એ.ની વળી કઈ એક્ઝામ ?'

'એમ.એ. પાર્ટ - વનની વળી. બીજી કઈ ?'

'તે એ પછી આપજે.'

'પછી ક્યારે ? મારું વર્ષ ન બગડે ?'

'તો ન આપતી. તારે વળી એમ.એ. કરીને શું કામ છે ?'

'પ્લીઝ પપ્પા, ખોટી વાતો ન કરો. આટલા બધા પ્રોગ્રામ કરીએ જ છીએ ને ? એક ન કરીએ તો ય શું ખાટું-મોળું થઈ જવાનું હતું ?'

મનહરભાઈ તો ભડક્યા જ. 'લો, બોલ્યાં, શું ખાટું મોળું થવાનું હતું. જે બાબતમાં સમજણ ન પડે તેમાં ટેં ટેં કરવાનું તું બંધ જ રાખ. કેરાલા મહોત્સવની પ્રેસ્ટીજ ખબર છે ? મારે પેલા સુબ્રમણ્યમ સાથે વાત થઈ છે. એકવાર તું આ જીતે, અરે જીતે શું એકથી ત્રણમાંય આવે તો જૂનમાં પેલો ચેન્નઈમાં રાષ્ટ્રીય મહોત્સવ છે એમાં તારી એન્ટ્રી પાકી. તારી પાસે એના પછી પાણી પીવાનો ય સમય નહીં હોય. એમ.એ.-એમ.એ. શું કરે છે ? એમ.એ.માં શું દાટ્યું છે ?'

અનુએ તોય લાખો દલીલો કરી. કેટલોય વિરોધ કર્યો. અરે સરિતા સાથે ય ઝગડી. પણ મનહરભાઈ કોઈનું માને ? ધરાર એને ઢસડીને જ ગયા. જતી વખતે એવી તો એ ગુસ્સામાં હતી કે પાછળ વળીને સરિતા સામે જોયું ય નહીં. દર વખતે તો જતી વખતે કેટલાંય લટુડા-પટુડા કરતી હોય પણ આ વખતે તો જાણે સરિતા છે જ નહીં - ઘરમાં જ નથી. સરિતાને ય થોડું ખરાબ લાગ્યું હતું પણ શું થાય ? એ તો ગઈ જ. જઈને ત્યાં જીતી ય ખરી. પણ ગઈ તે ગઈ જ, પાછી આવી જ નહીં. પાછો આવ્યો લાલ લાલ ડાઘાવાળી સફેદ ચાદરમાં લપેટાયેલો તેનો દેહ. અનુ અને મનહરભાઈના મૃતદેહ આ જ ઓરડામાં લાવવામાં આવ્યા હતા. સગાંવહાલાં અને બીજા લોકોથી ઘર ઉભરાઈ ગયું હતું. સરિતા સ્તબ્ધ થઈ ગઈ હતી. જે ઉંમરમાં તેને શણગારીને સાસરે વિદાય કરવી જોઈએ તે જ ઉંમરમાં આ જ ઓરડામાંથી સરિતાએ એને છેલ્લી વિદાય આપી હતી. એક જ ઝાટકે જાણે ઘર ખાલી થઈ ગયું હતું. સરિતાના હ્રદયને એવો તો આઘાત પહોંચ્યો હતો કે એ હૈયાફાટ રુદન પણ કરી શકી ન હતી.

દિવસો સુધી તે પછી આ ઓરડો બંધ જ રહ્યો. સરિતા એને ક્યારેક ધીમે ધીમે ખોલતી પણ અનુ જાણે એને દોડીને વળગી પડતી. સરિતા ગભરાઈને બારણાં ફરીથી સજ્જડ રીતે વાસી દેતી. કોઈ કોઈ વાર સરિતાને બીક લાગતી. લોકો કહેતા કે કોઈનું યુવાનીમાં મૃત્યુ થાય તો એનો આત્મા... - શું અનુનો આત્મા અવગતે ગયો હશે ? કલાની, ભાવનાની, આત્માની,

સંવેદનાની ક્ષિતિજોની પેલે પાર શુ હજી એ ભટકી રહી હશે ? જ્યા હૃદય, આત્મા સાથે શરીર એકાકાર થઈ ઈશ્વર સાથે પોતાનો સંવાદ સાધે છે ત્યા સુધી હજી એ નહીં પહોંચી હોય ? સરિતાને સમજાતુ નથી. જ્ઞાતિના મહારાજે અનુ પાછળ જાત જાતની વિધિ કરાવી છે જે સરિતાએ શ્રદ્ધાપૂર્વક કરી ય છે પણ તો ય અનુને સાચુ તર્પણ મળ્યુ કે નહીં એ વિષે સરિતા ચોક્કસ નથી. એ તો કદીક રાત્રે ઊંઘમાથી જાગી જાય છે ત્યારે અનુ એને તીવ્રતાથી યાદ આવી જાય છે અનુ તેની સાવ પાસે, તેને વળગીને સૂતી હોય એમ એને લાગે છે

તેણે ઓરડામા ચારે તરફ નજર કરી અનુના મોહક પરફ્યુમની સુગધથી જાણે ઓરડો મહેકી રહ્યો હતો ખુલ્લી બારીમાથી પવનની એક લ્હેરખી આવી અને દીવાલ પરના તેના ઘુઘરુ હલી ઊઠ્યા. જાણે કે અનુ ખડખડાટ હસી પડી કેમ મા ? તુ ય થાકી ગઈ ને મારાથી ? કે પછી મારી બીક લાગે છે ? છૂટી જવુ છે ને મારાથી ? તને એમ કે પેલો મહારાજ ચાર સાચા ખોટા મત્ર બોલશે એટલે મારું તર્પણ થઈ જશે ? મને મોક્ષ મળી જશે એમ ? અરે મા, હું તો નૃત્યાગના. મારા નૃત્યની પાછળ ગાંડીઘેલી નૃત્યાગના. જેનુ નૃત્ય આત્માનો આનંદ ખોઈને માન-અકરામ અને પ્રસિદ્ધિના કાટાળા વનમાં ખોવાઈ ગયુ તે નૃત્યાગના હુ હજીય તેને શોધુ છું મારા પોતાના નૃત્યને મને. મારા ભ્રામક અસ્તિત્વનું તર્પણ વળી પેલો મહારાજ શું કરતો તો ? મારુ તર્પણ તો. '

સરિતાએ ઊભા થઈને અવશપણે જ ભીંત પર લટકતાં અનુના ઘુઘરુ હાથમાં લીધા અને ઘરની બહાર નીકળી રસ્તા પર ચાલવા લાગી.

સુદર નાનકડુ ઘર હતુ એ. નાનકડા આંગણામા ગુલાબના છોડ હતા અને મોગરાની વેલ પણ હતી જાસુદ ચંપો, બારમાસી, મધુકામિની કેટલુ બધુ કોઈએ ખૂબ માવજત કરીને બગીચો ઊછેર્યો હતો સરિતાએ આગળ વધીને બેલ મારી થોડીવારમા બારણુ ખૂલ્યુ દ્વારકાદાસ જ હતા. સરિતાને જોઈ બે ક્ષણ માટે સ્તબ્ધ થઈ ગયા પછી બોલ્યા, બ્હેન, તમે ?

સરિતાના હાથમા ઘુઘરુ હતા આવેશથી તેનું શરીર ધ્રૂજી રહ્યુ હતુ અનુપમ સૌદર્યથી દીપતી આખોમાંથી અશ્રુ વહી રહ્યા હતા. તે ત્યા જ દ્વારકાદાસજીના ઘૂટણિયે પડી ગઈ 'મહારાજ મને કથક શીખવશો ?

■

---




ઉમાશંકર જોશીનું આ એકાકી અહીં સાભાર પુનર્મુદ્રિત કર્યું છે તે એ ઉમેદથી કે જેમના લક્ષમા એને અગેનો વિવાદ આવ્યો હોય પણ એના વસ્તુ ને નિરૂપણાનો સ્વાભાવિક જ ખયાલ ન હોય એ સૌ વાચી શકે દલિત મિત્રો અને ઉમાશકર વચ્ચે આ સદર્ભે થયેલી ચર્ચા ચદુ મહેરિયાની દસ્તાવેજી નોંધ મારફત ગયા અકમા (૧૬ એપ્રિલ ૨૦૦૮) મૂકી ત્યારે જ ઢેડના ઢેડ ભગી ઉતારવાનુ બન્યુ હોત તો એ રૂડું થયુ હોત. વાચક જોશે કે અહીં જો સામાજિક વાસ્તવનું લગારે દિલચોરી વગરનુ આલેખન છે તો આપણા હાડમા પચેલ ઊંચનીચ અગે (સ્વામી આનદ જેને હિંદુસમાજના હાડનુ કેન્સર કહેતા, એને અગે) અસમતિ અને આલોચના પણ અસદિગ્ધપણે એટલી જ અસરકારક ધોરણે ઊતરી આવી છે ગામડું કહેતાં જે એક રોમેન્ટિક ભાવસૃષ્ટિ જાગવી ક્યારેક સ્વાભાવિક હશે, એની અસલિયત રજૂ કરવામા ઉમાશકર એક સવેદનપટુ બૌદ્ધિક તરીકે અહીં ઝળકી રહે છે કદાચ, દર્શક ને ઉમાશકર એ બે આપણા એવા સર્જકો શિક્ષકો અને બૌદ્ધિકો છે જેમણે માર્ક્સને ગાધીસાત્ કરી પોતાનાં ઓજારો ઊંજ્યા છે અને સમજને વર્ગ અને વર્ણ બેઉ ધોરણે સાફ કીધી છે વર્ગખડમા આ વસ્તુ મૂકતી વેળાએ દલિત છાત્ર કે દલિત અધ્યાપકને ક્ષોભ થાય એ અનુમાન અવશ્ય ચિંત્ય છે પણ સ્નાતક-અનુસ્નાતક કક્ષાએ છાત્ર અને અધ્યાપક બેઉ કને એક પુખ્તતા અપેક્ષિત છે અને સહૃદયતાની કેળવણીના આ પડકારથી પરહેજ કરવાપણુ નથી. ઉપરાત ગેરસરકારી-ગેરયુનિવર્સિટી રાહે સમાતર સાહિત્ય શિબિરો થકી આ પ્રકારની રચનાઓની વાચના, અંતર્વાચના અને અંતર્યાત્રાનો ઉપક્રમ પણ વિકસાવવા જેવો છે નહીં તો ભેદની ભીંતો ભાગશે કેમ કરીને, એટલે કે સમજનો દુર્ગભેદ થશે કેમ કરીને ?

●

પ્રકાશ ન. શાહ
તંત્રી નિરીક્ષક
વિચારપત્ર નિરીક્ષક (૧ મે, ૨૦૦૮)મા ઉમાશકર જોશીના નાટક ઢેડના ઢેડ ભગી ને પુનર્મુદ્રિત કરતાં

(લલિતનિબંધ)

# નહાવું-ધોવું

દિનકર જોશી

'નહાવા ધોવાનું પતાવ્યું' – આ શબ્દપ્રયોગ આપણે અત્યંત સાહજિકતાથી વાતવાતમાં કરીએ છીએ. આમાં નહાવું એટલે શું એ તો જાણે સ્વયં સ્પષ્ટ છે પણ ધોવું એટલે શું એવો પ્રશ્ન પેદા કરી શકાય એમ છે. સામાન્ય રીતે ભારતીય અને ખાસ કરીને ગુજરાતી ગ્રામજીવનની પરંપરામાં સ્નાનાર્થે સહુ કોઈ – ખાસ કરીને પુરુષવર્ગ કાં તો ગામની બહાર નદીએ જતો હતો. અથવા કોઈ સાર્વજનિક કૂવાને કાંઠે, કૂવામાંથી પાણી સીંચીને સ્નાનવિધિ આટોપાતો. આ આટોપણની સાથે જ ઘણુંઘરું સ્નાન કરનાર પોતાનાં વસ્ત્રો – વિશેષતઃ ધોતિયું અને પહેરણ કે એવું જ કંઈક જાતે જ ધોઈ લેતા, આને કપડાં છબછબાવી નાખ્યાં એવું કહેવામાં આવતું. છબછબાવવાની આ ક્રિયામાં કોઈ સાબુની જરૂર પડે જ એવું જરૂરી નહોતું. જોકે આ ધોવાની ક્રિયાનો સંકેત બીજી રીતે પણ સૂચવી શકાય એમ છે.

શૌચાદિ ક્રિયા માટે પુરુષવર્ગ જ્યારે નદીએ સ્નાનાર્થે જતો ત્યારે સ્નાન પૂર્વે વગડાના એકાંતમાં આ કાર્ય સંપન્ન કરતો. આના માટે લોટે જવું, જંગલ જવું, દિશાએ જવું કે પછી હાથમાં કળશો એટલે કે લોટો લઈને જવાનું હોવાથી કળશે જવું એમ કહેવાતું. સ્નાન પૂર્વેની આ ક્રિયા નદીની આસપાસ જ પતાવાતી એટલે એમાં પણ ધોવાનો સંકેત છે. એક કારણ એ પણ છે કે વસ્ત્રોની ધોણ્ય, પ્રત્યેક પરિવારમાં સામાન્યતઃ સ્ત્રીઓ પોટલું બાંધીને બપોર પછી નદીકાંઠે એ માટે ખાસ મુકરર થયેલા ઘાટ કે છીપરે જઈને પતાવતી. આમ હોવાથી ધોણ્ય સાથે ધોવાને પ્રત્યક્ષ સંબંધ હતો.

ઘરેથી નીકળીને નદીએ નહાવા જવાનો કંઈ મુકરર સમય નહોતો. એક ડેલામાં સામસામે રહેતા અને પછી શેરીમાં છૂટાછવાયા રહેતા બ્રાહ્મણવાડાનો સહુ પુરુષવર્ગ હાકોટા-પડકારા કરીને એકીસાથે સ્નાનાર્થે નીકળતો. જો કે આની સંખ્યા ચાર-પાંચ કે છથી વધુ ક્યારેય ન થતી. સાથે ચાર-પાંચ સગીર વયનાં બાળકો પણ હોય. એક-બે જણના હાથમાં કડિયાળી ડાંગ પણ હોય જેને અમે ડંગોરો કહેતા. આ ડંગોરો ગામથી નદીએ જતા માર્ગમાં કેડી ઉપર ક્યાંક કાંટા કે ઝાંખરાં વેરાયાં હોય તો એને દૂર કરવાના ખપમાં આવતો. કોઈ વાર ભૂરાયું ઢોર કે અજાણ્યું કૂતરું રસ્તો આંતરે તો એનેય હડસેલવામાં ખપમાં લેવાતો.

નહાવા જઈએ એટલે સાથે સાબુ હોવો જ જોઈએ એવો કોઈ વિશેષ નિયમ ત્યારે અમલમાં આવ્યો નહોતો. બે-ચાર દિવસે કોઈકને એવું લાગે કે ધોતિયું કધોણું થઈ ગયું છે ત્યારે સાથે સાબુ લેવામાં આવે. નહાવાના અને ધોવાના એમ બે પ્રકારના જુદા જુદા સાબુ હોઈ શકે છે એની તો કોઈ કલ્પના જ નહોતી. ધોતિયું ધોવા માટે લીધેલો એ જ સાબુ પંડે ચોળીને ચોખ્ખાચણક થયાનો સંતોષ લેતા. સાબુ ન હોય અને દેહ ઉપર ક્યાંક કથોરો ડાઘ પડી ગયો હોય જે વહેતા પાણીમાં અર્ધો કલાક બેઠા પછીય અને સાત વાર ડૂબકી માર્યા પછીય જતો ન હોય ત્યારે માટી, ધૂળનું ઢેફું કે પછી ઈંટ કે નળિયાનો ટુકડો ઘસવાના ઉપયોગમાં લેવાતો. આ ટુકડાને ઠીકરી કહેતા. નહાવા જતી વખતે દરેકની બગલમાં એક વીંટો હોય. આ વીંટામાં ક્યારેક ટુવાલ અને ક્યારેક ટુવાલ તરીકે વપરાતો જાડા વસ્ત્રનો એકાદ ટુકડો પણ હોય, ધોતિયું, પહેરણ અને ચડ્ડી કે બાંડિયા જેવાં નહાઈને બદલવાનાં વસ્ત્રો પણ આમાં જ હોય.

નહાવાનો ઊંડાણવાળો ભાગ ધરો કહેવાતો અને છીછરા ભાગે વસ્ત્રો ધોવાનું અને શિયાળો હોય તો માત્ર અધોવસ્ત્ર વીંટાળીને અર્ધોપોણો કલાક સૂર્યના તાપમાં દેહને તપાવવાનું કામ ચાલતું. આ છીછરા ભાગે જે પથ્થર ઉપર વસ્ત્રો છબછબાવતાં એને ખડકું કહેતા. ધોવાયેલાં વસ્ત્રો ઊંચાણવાળા ઢોળાવ ઉપર સૂકવી દેતા અને સુકાતાં એ વસ્ત્રો હવામાં ઊડી ન જાય એ માટે એની ઉપર પથ્થરોનું ભારણ મૂકતા.

અમારા વડીલો પૈકી કેટલાક એકલપંડે મુંબઈમાં વસતા અને વરસે – છ મહિને જ્યારે આંટો મારવા આવે ત્યારે નહાવાના સુગંધી સાબુની ગોટી સાથે લઈને આવે. આ ગોટી અમારા માટે ત્યારે ભારે વૈભવની નિશાની હતી. ગોટીનો સાબુ પંડ ઉપર ઘસીને અમે પાણીમાં ઉતારી ન નાખીએ એ માટે વડીલ પોતાની બંને હથેળીઓમાં સાબુ ઘસીને અમારા દેહને ચોળતા. જે દિવસે આ સુગંધી સાબુથી નહાવાનું સદ્ભાગ્ય સાંપડે એ દિવસે અમે બાળકો પરસ્પરની પાસે ઊભાં રહીને ઊંડા ઊંડા શ્વાસ લેતાં.

નહાવા જવા માટેના માર્ગમાં આગળ જતાં જમણી તરફ સ્મશાન આવતું. સ્મશાને ભૂતડાં ફરતાં હોય એવી લોકવાયકા અમારું બાળમાનસ સો ટકા સાચી માનતું. ખિસ્સામાં લોખંડનો ટુકડો રાખ્યો હોય તો ભૂત પાસે ન આવે એવો નુસખો કો'કે દર્શાવેલો એટલે અમે બાળકો ઘણુંખરું લોખંડનો એક ટુકડો ખિસ્સામાં રાખતાં. પછીથી કોઈએ કહેલું કે ગાયત્રીમંત્ર કે હનુમાનચાલીસા બોલીએ તો પછી આપણે ભૂતથી ડરવાનું ન હોય, ભૂત આપણાથી ડરે. ભૂત આપણાથી ડરે એ કલ્પના ભારે રોમાંચક લાગતી એટલે અમે ઢોળાવ ઊતરતાંવેંત જેવું સ્મશાન

દેખાય કે તરત જ ગાયત્રીમંત્ર અથવા હનુમાનચાલીસાનો મનોમન પાઠ કરવા માંડતા. પાઠના આ શબ્દો ઉપર ત્યારે અદ્દ્ભુત શ્રદ્ધા હતી. શબ્દો ઉચ્ચારાતા હોય ત્યારે મુદ્દલ ડર લાગતો નહીં. ગાયત્રીમાતા કે સ્વયં હનુમાનજી આપણી સાથે હોય પછી ભૂતના શા ભાર છે? શબ્દ પરની આ અપાર શ્રદ્ધા આજે ક્યાંય શોધી જડતી નથી. બાળપણ ખોયું એ સાથે જ જાણે કે આ શબ્દ–શ્રદ્ધા પણ ખોઈ નાંખી હોય એવું લાગે છે ગાયત્રીમંત્ર કે હનુમાનચાલીસાના શબ્દો હજુ એના એ જ છે પાઠ હજુય મોઢે છે પણ પેલી શ્રદ્ધા ક્યાંથી લાવવી?

અમે બાળકો ક્યારેક બપોર ઢળ્યા પછી બા, કાકી કે ભાભુ સાથે પાણી શેરડે તેઓ ધોણ્ય ધોવા જાય ત્યારે એમની સાથેય જતા. બે-ત્રણ સ્ત્રીઓ સાથે મળીને વસ્ત્રોનું પોટલુ વાળે, બાલદી જેવું એકાદ પાત્ર પણ સાથે લે અને ધોવા માટેનો સાબુ ડબલ બી અને ૫૦૧ આ બેય ધોવાના સાબુની ત્યારે બોલબાલા હતી. વહેતા પાણીમાં ખડકા ઉપર વસ્ત્રો ઉપર ધોકો પછાડી પછાડી મેલ કાઢવામાં આવતો. મેલ જો હાથથી નીકળતો ન હોય તો મદિરે વધેરેલા શ્રીફળનાં છાલકાં આવા તાકીદના સમયના ઉપયોગ માટે સાથે લીધાં જ હોય આ છાલકાં ઘસીને ડાઘ દૂર કરવામાં આવે અમે બાળકો કાકી, ભાભુ કે ભાભીએ સૂકવેલાં વસ્ત્રો ઉપર મૂકવા માટે પથ્થરો વીણી લાવીએ. આ પછી પેલો સ્ત્રીવર્ગ પોતાનાં ભીનાં વસ્ત્રો સાથે નદીના વહેણમાં નહાવા ઊતરે અને ત્યારે દેરાણી, જેઠાણીનો વાંસો ચોળી આપે અને જેઠાણી, દેરાણીના વાળ ધોઈ આપે આ બધું એટલી બધી સાહજિકતાથી થતું હોય કે એમાં કોઈને કશું જ જોવા જેવું ન લાગે. પરસ્પરના વાંસા ચોળતી વખતે સ્ત્રીઓ ઠીકરીનો ઉપયોગ પણ કરે

ધોણ્ય લઈને આવતાં-જતાં આ સ્ત્રીવર્ગની નજરે મારગમાં ક્યાંય ઢોરે કરેલો પોદળો નજરે પડે તો તરત જ કો'ક બોલી જ ઊઠે, 'ભાભીજી, ઓલા પોદળામાં હાંઠીકડું ભરાવી દો' આ હાંઠીકડું એટલે ઘાસના સુકાયેલા ચડાનો અથવા સુકાયેલી ડાળીના લાકડાની કોઈક લાંબી સળી. પોદળામાં આ રીતે સાંઠીકડું ભરાવી દીધું એટલે પછી એ પોદળો, છાણાં વીણવા માટે ત્યાંથી પસાર થનારી બીજી કોઈ સ્ત્રી હાથમાં ન લે. સાંઠીકડું ભરાવ્યું એટલે એ પોદળો પોતીકો થઈ ગયો. અને બીજા સહુ માટે પારકો. બીજે દિવસે વગડામાં છાણાં વીણવા જતી વખતે એ જ સ્ત્રી પેલો પોદળો પોતાના સૂંડલામાં સાહજિકતાથી લઈ લ્યે. ગામડાની આ એકેય સ્ત્રી સંસ્કૃત કે અંગ્રેજી તો શું, ગુજરાતી કક્કો સુધ્ધાં માંડ જાણતી. રામનવમી

---

## જત જણાવાનું તને - ૩

## Would like to let you know - 3

### તું બધું જાણે, સજન !

જત જણાવાનું તને કે તું બધું જાણે, સજન !
અલ્પ અક્ષર જોઈને ઓછું રખે આણે, સજન !

શબ્દનું તો પોત તારાથી અજાણ્યું ક્યાં હતું,
છે જ એવા, અટકીને ઊભે ખરે ટાણે, સજન !

શું લખાતું એની તો પૂરી ખબર અમને નથી,
આ કલમ કંઈ આડીઅવળી લીટીઓ તાણે, સજન !

સાંજના કાગળ કલમ ને દોત લઈ બેઠા છિયે,
ને હજી તો વાટ સંકોરી રહ્યા વા'ણે, સજન !

કોઈ બીજાને કહું તો એ નકી હાંસી કરે,
આ વીતક તારા વિના તો કોણ પરમાણે, સજન !

(૧૧ જાન્યુ. ૧૯૭૮)
રાજેન્દ્ર શુક્લ

### You Know Everything, Love !

Don t please, don't take it amiss seeing only a few letters,
scribbled in my letter love !
Would like to let you know I know, You know everything, love !

The character of words is not unknown to you, love !
Totally unpredictable, they stand still at critical moments
and don t say anything, love !

One hardly knows what is being scribbled by this poor fellow love !
This quill draws just a scratch here and a scratch there,
that may mean something, love !

Since twilight, one is sitting with paper,
quill and inkpot in front, love !
And at dawn, one is still trimming the oil lamp
without scribbling anything love !

If I tell all this to anyone else, he would surely make fun of me, love !
Who but you would accept as true this experience of woes ?

It s no small thing, love !

(11 January, 1978)
Rajendra Shukla
Translated by Nayana Janu

કે જન્માષ્ટમીના ઉપવાસ કરતી અને બહુ બહુ તો જયાપાર્વતીનાં વ્રતો કરતી પણ પ્રામાણિકતાનો પહેલો પાઠ એ ગળથૂથીમાં જ શીખી હતી. આજે પોદળા અને સાંઠીકડા તો શું પણ આખા ને આખા પહાડોને ઓહિયાં કરી જનારાઓને જોઉં છું ત્યારે એમ થાય છે કે અરેરે! આપણે શું આ અશિક્ષિત ગણાતી મહિલાઓમાંથીય ગયા? જેને આપણે સુધારો કહીએ છીએ એ જ શું આ સુધારો છે?

ઘણાં વર્ષો પછી જ્યારે પહેલી વાર પ્રવાહી સાબુ જોયો ત્યારે પણ ભારે આશ્ચર્ય થયેલું. સાબુની નક્કર ગોટી ક્યાંક પાણીમાં પડીને ઓગળી ન જાય એનું અમે ખાસ ધ્યાન રાખતા. અહીં તો સાબુ પોતે જ પ્રવાહી બની ગયો, હવે આનું ધ્યાન શી રીતે રાખવું?

ક્યારેક સાર્વજનિક કૂવે નહાવા જવાનું થાય ત્યારે ભારે મજા પડતી. ગામમાં ત્રણ કૂવા હતા. એકને ધોળીકૂઈ કહેતા. આ ધોળીકૂઈનું પાણી માત્ર પીવા માટે જ વપરાતું. ગમે એવો દુષ્કાળ પડ્યો હોય તોય ધોળી કૂઈનું પાણી ક્યારેય સુકાય નહીં. એની સરવાણી અખૂટ રહેતી. આ ધોળીકૂઈમાં એક વાર કોઈક મહિલાનું એકાદ ઘરેણું પડી ગયું હતું. આ ઘરેણાને શોધવા માટે અઠંગ તરવૈયાઓ એમાં ઊતર્યા પણ ઘરેણું હાથ આવ્યું નહીં.

editor's thought...

**You know it all, My Love!**

Would like to let you know – that you know it all, My Love!

These sparse letters, may they not leave you wanting, My Love!

The verve of words is not unfamiliar to you,

Still, stuck, remaining where they are, when most needed, My Love!

What is being written, I am not fully aware,

This pen keeps scribbling some lines, here and there, My Love!

Sitting, since evening, with the paper, pen and inkpot

and at dawn, still struggling, trimming the lamp, My Love!

Had I to share this with anyone else, they would surely make fun of me,

This tale of woe, who else but you can empathise with, My Love!

(11 January, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

આ પછી એ વખતે અમે જેને મીંદડી કહેતા એવું એક સાધન લાવવામાં આવ્યું. આ મીંદડીનો આકાર અણિયાળા મોટા મોટા નહોરવાળા પંજા જેવો રહેતો અને એ લોખંડની બનતી. આ મીંદડીના એક છેડે દોરડું બાંધીને એને કૂવાના તળિયે ખૂણે ખૂણેથી ડખોળવામાં આવે. આમ કરતાં ક્યાંક પેલું ઘરેણું એમાં ભરાઈ જાય એવી આશા રખાતી. ન તરવૈયાઓ ફાવ્યા કે ન મીંદડી ફાવી, ત્યારે બબ્બે કોસ જોડીને કૂવાનું પાણી બહાર ઠાલવવામાં આવ્યું અને રાતથી શરૂ થયેલી એ પ્રક્રિયા બીજા દિવસે સવારે જ્યારે એ પૂરી થઈ ત્યારે સૂર્યપ્રકાશમાં તળિયે પડેલું પેલું ઘરેણું ઝગારા મારતું દેખાયું. મને બરાબર યાદ છે કે કાંઠે ઊભા રહીને જોણું જોતાં ટોળાંએ ત્યારે ભારે મોટી ચિચિયારી પાડેલી અને જે કુટુંબનું આ ઘરેણું હતું એ કુટુંબે સહુને ખારેક વહેંચેલી. ઠલવાઈ ગયેલી આ ધોળીકૂઈ એના અંતઃસ્રાવથી બપોર સુધીમાં તો પાછી છલોછલ ભરાઈ પણ ગયેલી.

બીજો કૂવો નહાવાધોવા માટે અને ખાસ કરીને જેમને કૂવામાં ધુબાકા ખાવા હોય એમને માટે વપરાતો. અમે બાળકો કૂવાના કાંઠે જાળીની આસપાસ ઊભા હોઈએ ત્યારે ધુબાકા ખાતા. કોઈક વજનદાર જણને કારણે જળનો છંટકાવ અમારા ઉપર પડે ત્યારે રાજીના રેડ થઈ જતા. કૂવામાં ધુબાકો મારીને અંદર કૂવાની પાળમાં રહેલા ગોખલા પકડીને ઝડપભેર ઉપર ચડી આવતા જણને જોઈને અમને રોમાંચ થતો. આ કૂવાને અડીને જ ઢોરને પાણી પીવાનો એક હવાડો પણ હતો. આ હવાડો ખાલી ન રહે એ માટે દરેક જણ કૂવામાંથી બે ડબલાં સીંચીને હવાડામાં ઠાલવી દેતા. આ પુણ્યકર્મ હતું એમ સહુ કોઈ માનતા અને કર તરીકે આવતાંજતાં કોઈ પણ માણસ એને ચૂકવી દેતા.

થોડેક દૂર જે ત્રીજો કૂવો હતો એને ત્યારે અમે ઢેઢનો કૂવો કહેતા. એ સમયની સમાજરચના પ્રમાણે હરિજનવાસ જુદો હતો ત્યારે એને ઢેઢવાડો કહેવાતો. હરિજનો માત્ર આ કૂવેથી જ પાણી ભરી શકતા. આ કૂવો ક્યારેક સુકાઈ જતો ત્યારે એમને ભારે આપદા થતી એની યાદ હજુય મારા મનને ક્ષુબ્ધ કરે છે.

હમણાં થોડા સમય પહેલાં જ ગામમાં જવાનું થયું ત્યારે જોયું કે હવે કોઈ બ્રાહ્મણવાડો પણ નથી કે કોઈ ઢેઢવાડો પણ નથી. ત્રણેય કૂવા પુરાઈ ગયા છે અને નદી કહી શકાય એવું પણ કશું જ હવે નથી. કોરોધાકોર પટ પડ્યો છે. ગામ મોટું થયું છે. હવે કોઈ ઠીકરેથી નહાતું નથી કે પોદળામાં ભેરવેલા સાંઠીકડાનેય કોઈ ગણકારતું નથી. આ કોરાધાકોર પટમાં ઢળતી સાંજે જ્યારે ઘડીક ઊભો રહ્યો ત્યારે થયું કે આ પટને કદાચ આપણે જ આપણાં કારનામાંથી સૂકવી નાખ્યો છે. કદીય ન સુકાનારા ધોળીકૂઈનાં પાણીને કોણે સૂકવી નાખ્યું હશે એ જોવા દસેય દિશામાં નજર ફેરવી પણ જવાબ જડ્યો નહીં!

■

## કવિતા

●

# અગિયાર ગઝલ

●

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

### (૧)
### ભીતર ક્યાંથી ભળાય ?

ઉપરછલ્લું મળાય પ્રીતમ,
ભીતર ક્યાંથી ભળાય પ્રીતમ !

યાદ અચાનક શ્રાવણ આવે,
ઝરમર ઝરમર બળાય પ્રીતમ.

બધી જ રીતે અકળ છતાંયે,
કળ છૂટે ત્યાં કળાય પ્રીતમ

આભ ઓઢીએ રજાઈ જેવું,
અને ઢોલિયે ઢળાય પ્રીતમ.

આવો. આગળ થઈ સમજાવો,
પાછા ક્યાંથી વળાય પ્રીતમ !

### (૨)
### પમાય ભીતર

સઘળું છોડી ઘુમાય ભીતર,
શું શું પામ્યા પમાય ભીતર

બાહરથી જે ઉદાસ બેઠો,
અખૂટ હરપળ કમાય ભીતર

આંખ સહજ છલછલ છલકાતી,
સુખ દુઃખ જ્યારે ન માય ભીતર.

ઊગે - આથમે કેટકેટલું !
નભથી ઝાઝું સમાય ભીતર.

ખેલ બધા સમજાવા લાગે,
એકલપંડે રમાય ભીતર.

સ્મરણ - ગર્ભ જેવું છે મિસ્કીન,
હડદોલા શેં ખમાય ભીતર !

### (૩)
### એ પગરવ

ઘાસ ફૂટેલ જર્જર છજું હોય છે,
એ જ ખંડેરનું કાળજું હોય છે

એ જ માણસ અહીં પરગજુ હોય છે,
જે હૃદયથી ખરેખર ઋજુ હોય છે

એટલું દુઃખ નસીબે લખેલું મળે,
જેટલું દોસ્ત, જેનું ગજું હોય છે

આંખથી - સ્પર્શથી - મૌનથી - ગંધથી,
લાગણીની અજબ જુસ્તજુ હોય છે

આંખ ને આંગણું ચિત્રવત્ છે ઊભાં,
એ જ પગલાં એ પગરવ હજુ હોય છે

### (૪)
### વધાઈ થાય...

ખપ લાગે ખરા ટાણે, ખરી માણસાઈ થાય,
આ જિંદગીની એજ પળેપળ સવાઈ થાય.

જે કંઈ તું મનમાં ભેગું કરે એ જ તો વધે,
ઓળખ ખરી ને એ જ ખરેખર ઊંચાઈ થાય.

સપનાંઓ કોનાં પગલે પગલે ખીલ્યાં ફૂલ થઈ,
આંખોને ઘણીવાર સવારે નવાઈ થાય.

થંભી જતું બહાર ને ભીતર બધું પછી,
પ્રગટે કશુંક લોહીમાં ત્યારે રુબાઈ થાય

આ કઈ પળોમાં સરકી ગયું છે સહજ હૃદય,
લાગે બુરું ન કોઈ, ના કોઈ બુરાઈ થાય.

મિસ્કીન અડોઅડ છું જીવનની ને મરણની,
ઉચ્છ્વાસ જો વિદાઈ, તો શ્વાસો વધાઈ થાય.

(૫)

### ભીતર શું મ્હેંકાવી દીધું ?

સપનું સરસ બતાવી દીધું,
રણ વચ્ચે વન લાવી દીધું.

શરીરથી મન છૂટ્ટું પાડી,
ત્હેં જબરું ઝઘડાવી દીધું.

ખાલી ખાલી વાત કરીને,
ખાલી ઘર છલકાવી દીધું.

પછી ઝાડ પંખીનું ઊગ્યું,
આંગણમાં મન વાવી દીધું.

હસી પડી દુઃખ રમવા લાગ્યું,
સુખ શું છે ? સમજાવી દીધું.

નજર પડે ત્યાં ફૂલ ખીલે છે,
ભીતર શું મ્હેંકાવી દીધું !

(૬)

### કોણ આ

ક્યાંક ઊંડે પ્હાડમાંથી નીકળે છે,
આંખ જે બન્નેઉ કાંઠે ખળખળે છે.

ગાઉં છું ગઝલો અને એ સાંભળે છે,
ઘર સૂનું આ સાવ, જબરું ઝળહળે છે.

છે અનુભવ એટલા, થીજી ગયો છું,
ક્યાં હરફ સુધ્ધાંય હોઠે નીકળે છે !

થઈ ગઈ છુટ્ટી કડી એકેક તો પણ,
શું હશે ભીતર જે સૌથી સાંકળે છે !

આ નમાયું ઘર હજુ મા સાચવે છે,
યાદ એની રાતભર દીવે બળે છે.

એ ખરેખર મીણ જેવા માણસો છે,
એ ફરી થીજી જવાને પીગળે છે.

આ હલ્યું - ચાલ્યું - હસ્યું મિસ્કીન લાગે,
કોણ આ એકાંતમાં આવી ભળે છે !

(૭)

### ઊડ્યું નહીં

કોઈ પ્હોંચ્યું નહીં કોઈ અટક્યું નહીં,
તે છતાં કોઈને કૈં જ ખટક્યું નહીં !

ખૂબ સમજુ હતાં સૌ સ્વજન. તે છતાં,
કેમ લાગ્યું સતત કોઈ સમજ્યું નહીં ?

કોઈ વાદળ રહ્યું ઘર ઉપર હરવખત,
પૂછવા ક્યાં જવું, કેમ વરસ્યું નહીં ?

ઘર બળ્યું હોત તો વાત જુદી હતી,
જીવ બળતો રહ્યો, કોઈ ફરક્યું નહીં !

પીંજરું પાંખ જેવું જ વ્હાલું હતું,
ઊડવા તરફડ્યું, ક્યાંય ઊડ્યું નહીં !

(૮)

### સૌ સૂનાં છીએ

એક સાંજે એટલું સમજાયું સૌ સૂનાં છીએ,
એ પછીથી ચોતરફ દેખાયું, સૌ સૂનાં છીએ.

છેક મંદિરથી લઈ મુજરા સુધીનું આ જગત,
કેટલા બ્હાના નીચે ઢંકાયું, સૌ સૂનાં છીએ.

હસ્તરેખા હોય કે એ નામ સંબંધો તણા,
વાંચવા બેઠા અને વંચાયું, સૌ સૂનાં છીએ.

એકબીજાના હતા, છીએ અને રહેશું સદા,
આમ જ્યાં કહેવા ગયા કહેવાયું, સૌ સૂનાં છીએ.

પોતપોતાની રીતે સૌ ઝુરતા'તા આગવું,
ક્યાંયથી ના કોઈને પકડાયું, સૌ સૂનાં છીએ.

હરવખત જુદું ગણિત, જુદી રકમ, જુદી જ રીત,
કઈ ખૂબીથી હરવખત ઢંકાયું, સૌ સૂનાં છીએ.

(૯)

### કેવા વળાંકે..

બધુય મનનુ રજેરજ રજૂ કરેલુ છે,
છતાંય લાગતું ભીતર ઘણુ ભરેલુ છે

ભલેને લાગતું સઘળું સહજ ઠરેલુ છે,
હજુય એ જ બધુ તળિયે સઘરેલુ છે

જુએ જ્યા ભીડ તરત થઈ જતું એ હસમુખુ
સદા એકાતમા જ દર્દ ઉછરેલુ છે

દરેક શ્વાસ માઈલસ્ટોન સમા લાગ્યા છે,
દરેક શ્વાસે એનુ નામ કોતરેલુ છે

એ મથામણ બહાર આવી ગઝલ થઈ ગઈ છે,
કમળની કેદમા જે કંઈ ભ્રમણ કરેલુ છે

ન જાણે કેવા વળાકે ઊભા છીએ મિસ્કીન,
બધુ જ લાગે મળેલુ છે, સાભરેલુ છે

(૧૦)

### એ એંધાણી

આપવીતી સૌની વાંચી ને જાણી જી,
થઈ ચાલ્યો એ વાતોનો બધાણી જી

કામ ન આવી એકે ભાષા - વાણી જી
ભાવ બધા થઈ ચાલ્યા પાણી પાણી જી

ધબકારે ધબકારે એ એંધાણી જી
સમજણ છોડી બેઠા તો સમજાણી જી

હરપળ બાહર-ભીતર જાણી-માણી જી
તો ય જિંદગી લાગી રે અણજાણી જી

નથી નથી એ જુદો બાહર શોધ નહીં,
એ જ સ્વયમ્ આ જીવનની સરવાણી જી

ભમણા હો કે રમણા મનજીની મિસ્કીન,
અંતે તૂટી જાવાને સરજાણી જી

(૧૧)'

### ઝળહળ લાગશે

મેઘલી રાતે ઝબુકશે ને પછી ભીતર બધુ ઓચિંતું ઝળહળ લાગશે,
ને પછીથી ધારણાઓ - ભ્રમ તને દોડાવશે
આખ્ખુય જીવન બ્હારના બાહર આ મૃગજળ રાખશે.

કોક દી' વહેલી સવારે રાતભર જાગ્યા પછીથી ફૂલ પર
એના જ પગલા હોય જાણે, એમ ઝાકળ લાગશે.

ખેંચશે હા... ખેંચશે દરિયા નદી ઝરણા અને આસુ
પ્રતીતિ જે થઈ તી એ જ, એના મૂળમાં જળ લાગશે.

રાત દિવસ, બ્હાર - ભીતર સાદ પાડીને
તને ઢંઢોળતી અદશ્ય ખળખળ લાગશે.

આ પ્રતીતિ આ બધુ તો જપવા કાજે રચ્યું'તું
ને થયુ અવળું, ન જપાયુ કદી.
જપશે ત્યાં એ જ ઝળહળ - એ જ ખળખળ
એ જ તતોતંત અંદર બ્હાર સઘળે ને ઉપરતળ લાગશે.

મુક્ત ગઝલ

## કાવ્યાનુવાદ

●

## નથી તેની ઝંખના

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષાં વ્યાસ

પોતાની જ સુગંધ પાછળ પાગલ બનીને જંગલની છાયામાં દોડતા
કસ્તૂરી મૃગની પેઠે હું દોડું છું.

મે મહિનાના મધ્યાન્તરની રાત્રિ છે. દક્ષિણાનિલની હળવી લહેર વાઈ રહી છે.

હું માર્ગ ભૂલ્યો છું અને ભટકું છું.

જેને હું પ્રાપ્ત કરી શકું એમ નથી તેને ગોતું છું;

અને જેની ખોજ કરતો નથી તે મને મળે છે.

મારી પોતાની કામનાની પ્રતિમા મારા હૃદયની બહાર આવીને નર્તન કરવા લાગે છે.

ધૂંધળું સ્વપ્ન હળવેકથી ઊડી જાય છે.

હું તેને મજબૂતાઈથી પકડી લેવા મથું છું. એ કુશળતાથી છટકી જાય છે.
અને મને અવળે માર્ગે દોરે છે.

જે મને મળી શકે તેમ નથી તેને હું ગોતું છું

અને જેની ખોજ કરતો નથી તે મને મળે છે.

---

("The Gardener" – કૃતિ ૧૫)

આ મારાં નાજુક નમણાં ટાંચણ -
મારગકાંઠે હસતાં ફૂલ સરીખાં :
વાટમારગુ નીરખે, પછી વીસરી જાય.

My jottings are brief
As a roadside flower
That passers-by see
But do not remember.

●

તણખલાં : રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી
અનુવાદ : જયંત મેઘાણી
(પ્રસાર - ૧૮૮૮ આતાભાઈ એવન્યૂ, ભાવનગર - ૩૬૪૦૦૨)

માવજી કે. સાવલા

નાટ્યકાર તરીકે જીવનમાં કોઈ જ સંઘર્ષ ન કરવો પડ્યો હોય એવા ભાગ્યશાળી નાટ્યલેખકોમાં સોફોક્લીઝ (ઈ.પૂ. ૪૯૫-૪૦૬)નું નામ અપ્રતિમ જેવું જ ગણાય. એકંદરે સુખી, ૯૦ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવનાર, લોકચાહના પણ ખૂબ ખૂબ મેળવનાર સોફોક્લીઝે કુલ એકસોવીસ જેટલાં નાટકો લખ્યાં. એટલું જ નહીં એમાંથી એનાં છન્નુ (૯૬) નાટકોને તો પારિતોષિકોથી નવાજવામાં આવેલ; પરંતુ મહાકાળના પ્રવાહની અનેક થપાટો વચ્ચે આપણા માટે તો એનાં સાત નાટકો જ બચ્યાં છે. એ સાત નાટકોમાંથી પણ એનું નાટક 'ઈડિપસ રાજા' આજે ૨૫૦૦ વર્ષો પછી પણ થિયેટર આર્ટ્સના વૈશ્વિક નકશા પર ઉન્નત મસ્તકે ઊભું છે. 'ઈડિપસ રાજા'ના અનુસંધાન જેવાં જ એણે બીજાં બે નાટકો લખ્યાં છે જે હવે એની trilogy તરીકે ઓળખાય છે.



વીસમી સદીની પ્રજા માટે એ નાટકના કથાવસ્તુમાંથી પ્રેરણા મેળવીને સીગ્મંડ ફ્રોઈડે મનોવિજ્ઞાનક્ષેત્રે 'ઈડિપસ કોમ્પ્લેક્સ'ના નામથી એક સિદ્ધાંતની સંરચના કરી. ફ્રોઈડના આ સિદ્ધાંતમા કંઈક એમ કહેવાયું છે કે દીકરો જન્મતાંની સાથે જ પોતાના પિતાને પોતાનો હરીફ સમજીને ધિક્કારે છે અને માતાને પ્રેમ કરે છે; જ્યારે કંઈક એવી જ વિચારણાથી ફ્રોઈડ કહે છે કે દીકરી પિતાને પ્રેમ કરે છે અને માતાને અજાગૃત મનમાં પોતાની હરીફ સમજીને ધિક્કારે છે !

સોફોક્લીઝના નાટક 'ઈડિપસ રાજા' નાટકના કથાનકનો સરળ રીતે સંક્ષેપમાં સાર મૂકવો હોય તો આમ કહી શકાય :

એક હતો રાજા. એને એક હતી રાણી. એમનેપ્રથમ પુત્ર અવતર્યો એટલે જોશીઓને તેડાવીને પુત્રના જોશ જોવડાવ્યા. જોશીઓએ તો કુંડળી માંડી અને પછી ફળાદેશ માટે બધી ગણતરીઓ કરીને ચૂપ થઈ ગયા. રાજાએ એમને વિના સંકોચે જે કંઈ હોય તે કહી દેવા આજ્ઞા કરી જોશીઓએ કહ્યું - 'આ છોકરો પિતાની હત્યા કરીને પોતાની માતાને પરણશે !'

રાજા-રાણીએ ભેગાં મળીને નિર્ણય કરી લીધો; એક વિશ્વાસુ ભરવાડને બોલાવીને એને બાળક સોંપીને હુકમ કર્યો - નગર બહાર ક્યાંક જંગલમાં જઈને એને મારી નાખ ! ભરવાડ બાળકને લઈને ચાલતો થયો પણ એના દિલમાં કરુણા ઊભરાતાં બાળકને મારવાને બદલે હાથ-પગ બાંધીને નજીકના બીજા રાજ્યની હદમાં મૂકી દીધું ત્યાંનાં રાજા-રાણી નિસંતાન હતાં અને એમણે એ બાળકના પાલક માતા-પિતા બનીને એને ઉછેર્યો. પછી ક્યારેક બન્ને રાજ્યો વચ્ચે નાનકડી લડાઈ જેવી અથડામણમાં હવે યુવાન થઈને રાજકુમાર બનેલ એ બાળકના હાથે જ અજાણપણે એનો પિતા મરાયો. નાનપણમાં ભરવાડે એ બાળકના હાથ-પગ બાંધી દીધેલા હતા એથી એના પગ સૂઝી ગયા હતા ગ્રીક ભાષામાં 'ઈડિપસ' શબ્દનો અર્થ છે 'સૂઝેલા પગવાળો.'

મુંબઈ ખાતેના નાટ્ય મહોત્સવમાં રવિવાર તા. ૧૯-૮-૦૭ના રોજ આ નાટકનું હિન્દુસ્તાનીમાં રૂપાંતર 'વેધાપશ્ય'ના નામે રજૂ થયું મૂળ ગ્રીક નાટકનું હિન્દુસ્તાની રૂપાંતર મચ્છીન્દ્ર મોરેએ કર્યું છે. પરિકલ્પન, ડાયરેક્શન અને પ્રસ્તુતિ પ્રા વામન કેન્દ્રેએ ધી એકેડેમી ઓફ થિયેટર આર્ટ - મુંબઈ યુનિવર્સિટી માટે કર્યું.

પ્રસ્તુત થયેલ હિન્દી રૂપાંતરનો ઘટનાક્રમ અને કથાસાર કંઈક આ પ્રમાણે છે :

મંચ ઉપર રાજસ્થાનના એક રાજમહેલનો સેટ છે. મહેલના પગથિયા ઉપર એક રવેશ છે. મહેલમાંથી બહાર આવીને રાજા આ રવેશમાં દેખાય છે. નીચે ચોગાનમાં નગરજનો ભેગાં થઈ શકે તેવું દશ્ય છે. રાજા ગામલોકો સાથે વાતો કરે - એમની ફરિયાદો સાંભળે આવું બધું ચાલતું રહે.

રાજા બહારથી તો ખુશ હોય તેવો દેખાવ છે પરંતુ એના મનમાં ઊંડે ઊંડે કંઈક અજ્ઞાત દુ:ખ હોય છે. રાજાનો સાળો આ હકીકત જાણે છે.

એક આંધળા ફકીર જેવા પાત્રનો પ્રવેશ થાય છે. ફકીર દરબારમાં આવે છે. રાજા ફકીરને પોતાના કંઈક અજ્ઞાત દુ:ખ-બેચેની-વિષાદની વાત કરે છે અને ફકીરને એનો ઉકેલ શોધી આપવા કહે છે. ફકીર રાજાને કહે છે, 'તારા ઉપર એક શ્રાપ છે. તેં તારા પિતાની હત્યા કરીને તારી જનેતા સાથે લગ્ન કર્યાં છે.' આ સાંભળીને સ્વાભાવિક રીતે જ રાજા ફકીર પર ગુસ્સે થાય છે. ફકીર ચૂપચાપ ચાલ્યો જાય છે.

પછી આવા જ મુદ્દા પર રાજા અને તેના સાળા વચ્ચે ઉગ્ર ટપાટપી થાય છે. સાળો આ વાતનું રહસ્ય જાણી ગયો હોય એમ લાગે છે. નગરજનો રાજા અને સાળાને આવા ટકરાવમાંથી રોકે છે; ત્યાં રાણીનો સ્વેશમાં પ્રવેશ થાય છે. બધી હકીકત સાંભળી રાણી રાજાને કહે છે કે ફકીરની આવી વાત સાવ જૂઠાણું જ છે. આમ રાજા અને એનો સાળો આ વાતને અહીં જ પૂરી કરીને છૂટા પડે છે. આમ છતાં ફકીરની વાતોએ રાજાને ભારે આંતરિક સંઘર્ષમાં મૂકી દીધો છે. રાજા તપાસ કરાવે છે. રાજાને કંઈક એવી માહિતી મળે છે કે વણઝારાઓની એક ટોળીને હાથ-પગ બાંધેલું એક બાળક મળ્યું હતું. આ વણઝારાઓ ઉપર કોઈક હુમલો થયો હતો ત્યારે આ બાળક છૂટું પડ્યું. બાંધેલા હાથ-પગને કારણે બાળકના પગ સૂઝી ગયા હતા.

રાજાની તપાસમાં એક વૃદ્ધ ભરવાડનું નામ પણ આવે છે. રાજા એને કહે છે, 'તું સાક્ષી છે અને તારી પાસે રહસ્યની કંઈક વાતો છે તે તું મને સંભળાવ.' ભરવાડ રાજાને કહે છે કે અમુક વાતો એવી હોય છે કે જેને ઉખેડવામાં ભલીવાર નથી; માટે આવું બધું ભગવાન ભરોસે છોડી દેવું જોઈએ; આમ છતાં રાજાએ આખી વાત જાણવાનો આગ્રહ રાખ્યો એટલે ભરવાડે કહ્યું, 'તમે તમારા પિતાની હત્યા કરી છે અને તમારી માતા સાથે તમે લગ્ન કર્યું છે.' એ વખતે એવો શિરસ્તો હતો કે હારેલા મૃત રાજાની રાણી સાથે જીતેલો રાજા લગ્ન કરે. હવે રાણી સાથે પણ રાજાને સંઘર્ષ થાય છે. ભરવાડની વાતો સાંભળીને રાણીએ આપઘાત કરી લીધો છે એવી જાહેરાત રાજાના પહેરદારો કરે છે. આ બધી બાબતોથી હતાશ થઈને રાજાએ પોતાની આંખો ફોડી નાંખી.

છેલ્લે રાજાના ઉદ્‌ગારો છે, 'મેં મારા પિતાની હત્યા કરી, મેં મારી માતા સાથે લગ્ન કર્યું. પુત્રો પણ જુદા થઈને દૂર ચાલ્યા ગયા. મેં પાપ કર્યું છે, પરંતુ એ બધું મેં અજાણપણે કર્યું છે એટલે એને પાપ શી રીતે કહી શકાય ?'

આ નાટકના મંચનમાં મુખ્ય ભૂમિકામાં હર્ષલ નાગદેવતે અને પલ્લવી વાઘ છે. રાજસ્થાની લોકનૃત્યોની કોરીઓગ્રાફી અનિલ સુતારની છે. સેટ્સનું કામ પણ ભારે પડકારરૂપ ગણાય. કારણ કે રાજસ્થાની પરંપરાના આરસ પથ્થરના મહેલનું દૃશ્ય ખડું કરવું હતું. સેટ્સના રચનાકાર નવીદ ઈનામદાર છે; પરંતુ સેટ્સની ડીઝાઈન અનિલ સુતારે કરી છે. સંગીતકાર અમોદ ભટ્ટ છે. રૂપાંતરકાર મચ્છીન્દ્ર મોરેને દાદ આપવી પડે કે ૨૫૦૦ વર્ષ પૂર્વેની ગ્રીક કરૂણાંતિકાને એમણે હિન્દુસ્તાનીમાં રાજસ્થાની લોકકથા જેવો સ્પર્શ આપ્યો અને આખે આખી રાજસ્થાની સંસ્કૃતિનો પરિવેશ તેઓ આપી શક્યા. આ રૂપાંતરકાર મચ્છીન્દ્ર મોરેનું નામ મરાઠી થિયેટરમાં અને મરાઠી ફિલ્મો તેમજ સિરિયલોમાં લેખક અને ગીતકાર તરીકે જાણીતું છે. નાટકના ડાયરેક્ટર પ્રોફેસર વામન કેન્દ્રે ૧૯૮૨માં દિલ્હીની નેશનલ સ્કૂલ ઓફ ડ્રામામાંથી M.A. થયા છે, તેમજ અનેક એવોર્ડ્ઝથી તેઓ સન્માનિત છે.

■

---

"... આ કૃતિઓ ('સાપના ભારા' અને 'શહીદ') ઉમાશંકરના નાટક વિષેના વિકસતા અને કસાતા જતા ખ્યાલનો જ માત્ર મજલનકશો નથી બનતી. જો ધ્યાનપૂર્વક જોઈએ તો કદાચ એમાંથી આપણને ઉમાશંકરના સંવેદનની ક્રિયાનો નકશો પણ હાથ લાગે એવું છે... 'ઢેડના ઢેડ ભંગી'માં પથારો લાંબો પહોળો છે, કારણ કે વિરોધો પ્રત્યક્ષ કરવાનું જરૂરી છે. એ જ તો નાટકના વસ્તુનું હાર્દ છે. ત્રણ દૃશ્ય કર્યાંથી પોત થોડું ફિસ્સું પડે છે. પ્રશ્ન એ છે કે જેમ 'ઢેડના ઢેડ ભંગી'માં તેમ 'શહીદ'માં ત્રણ ત્રણ દૃશ્યો યોજીને કર્તા એકાંકીનો વિસ્તાર નથી કરતા પણ લઘુનાટકના એક નવા પ્રકારનું ખેડાણ - મંડાણ નહીં, ખેડાણ કરે છે. આ એક રીતે વિચારવા જેવો પ્રશ્ન છે..."

જયંતિ દલાલ

દુષ્યન્ત પંડ્યા

## ૬ : ૨ : સ્વામી રામકૃષ્ણાનન્દ

(ગતાંકથી ચાલુ)

ભક્તિના અને અધ્યાત્મના આ આનંદ પાછળ અછતનાં, વસ્તુઓના અભાવનાં, ગરીબાઈનાં દુ:ખોનો પહાડ ઢંકાયેલો હતો. આહારની, વસ્ત્રોની તમામ વસ્તુઓની આકરી તંગી હતી. મૂળે પૈસાનો જ અભાવ હતો. એ ઓછો કરવા માટે રામકૃષ્ણાનન્દે વરાહનગર હાઈસ્કૂલમાં ખંડ સમયના શિક્ષકની નોકરી લીધી. યુવાન સાધુઓ ભિક્ષા માટે જતા અને સ્થાનિક લોકોની દયા ને ટીકાને પાત્ર બનતા. ભિક્ષામાં પૂરતું ભાગ્યે જ મળતું કેટલાક દહાડા થોડા ભાત ઉપર ચપટી મીઠું ભભરાવી તે ખાઈને 'ઓહિયાં' કરવું પડતું. બાજુમાં શાક પીરસાયું હોય તે ઉત્સવ જેવું બની જતું



ભિક્ષાર્થે ગયેલા યુવાન સાધુઓને એક વાર કંઈ જ મળ્યું નહીં. કોઠાર ખાલીખમ હતો. રામકૃષ્ણાનન્દને પોતાને ભૂખ્યા રહેવું પડશે તેની ચિંતા કરતાં 'આજ ઠાકુરને શું ભૂખ્યા રાખવા પડશે ?' એ ચિંતા વધારે પીડતી હતી. ભોજનની વ્યથા ભૂલવા માટે સૌ ગુરુભાઈઓ ભજનમાં એકચિત્ત થઈ ગયા. રામકૃષ્ણાનન્દ છુપી રીતે સરકી ગયા અને મઠ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા એક પડોશી પાસે જઈ એમણે ધા નાખી : 'ભાઈ, આજે ભિક્ષામાં કંઈ જ નથી મળ્યું બેચાર મૂઠી ચોખા, થોડાક બટાકા અને થોડું ઘી આપવા કૃપા કરશો ?' એ ગૃહસ્થના હૈયામાં રામ વસ્યા અને એમણે રામકૃષ્ણાનન્દે માગેલી વસ્તુઓ આપી. મઠમાં આવી રામકૃષ્ણાનન્દે એ રાંધ્યું, ઠાકુરને ધરાવ્યું ને પછી બધું ભેગું કરી, ગોળા વાળી, ભજનાનંદમાં મસ્ત દરેક સંન્યાસીના મોઢામાં અક્કેક ગોળો મૂક્યો. એ અલ્પ પ્રસાદે સૌનાં પેટ અને હૈયાં તૃપ્ત થયાં.

મઠમાં એકવાર થયેલી ચણભણનું સ્વામી અદ્ભુતાનન્દે વર્ણન કરતાં કહ્યું હતું કે :

"એક ગૃહસ્થ ભક્તે એકવાર ટીકા કરી હતી કે 'તમે ઠાકુરની છબીની પૂજા-આરતી સિવાય કશું કરતા નથી.' આ ટીકાથી શશી ખૂબ નારાજ થઈ ગયા ને બોલ્યા : 'આવા ગૃહસ્થના પૈસાને હાથ પણ ન લગાડવો એ શાપિત છે.' "

"શશીનો ગુસ્સો જોઈ લોરેન (નરેન) ભાઈને ગમ્મત કરવા મન થયું એમણે શશીને કહ્યું 'ઠીક ત્યારે, તારા ઠાકુરના ભોગ માટે ભીખ માગજે' 'તમારા પૈસાને હું હાથ પણ નહીં અડકાડું ઠાકુરને જમાડવા હું ભીખ માંગીશ,' શશી બોલ્યા. 'તે ભિક્ષામાં લુચી (પુરી) મળશે.' હસીને લોરેને કહ્યુ, 'એટલે એમને લુચી ધરાવીશ ને ?' શશીએ ઉત્તર વાળ્યો 'હા ને પછી તમારાં ગળાઓમાં પણ એ જ ઠાંસીશ.' વાતે વધારે ઉગ્ર રૂપ લીધુ અને લોરેન બોલ્યા : 'આવા ઠાકુરને બહાર ફેંકી દેવા જોઈએ. તું એમ નહીં કરે તો હું કરીશ.' પછી એ ઝડપથી ઊભા થયા અને મંદિર ભણી ધસ્યા. શશી પણ પાછળ દોડ્યા. મેં વચ્ચે પડવા કોશિશ કરી.. પણ લોરેનભાઈ એવું તો ખડખડાટ હસી પડ્યા કે શશી પણ હસી પડ્યા અને તરત જ અમે સૌ ઠાકુરની પૂજાની તૈયારી કરવા લાગ્યા."

૧૮૮૭ની સાલ શરૂ થતાં કેટલાક મઠવાસીઓ પરિવ્રાજક બન્યા હતા કોઈ હિમાલયની ગોદમાં, કોઈ વારાણસીમાં તો કોઈ નર્મદાતટે તપસાધના માટે નીકળી પડ્યા હતા. એ પહેલાં જ મઠમાં સૌએ વિધિવત્ સંન્યાસ લીધો. ત્યારે શશીને રામકૃષ્ણાનન્દ નામ અપાયું હતું. પણ રામકૃષ્ણાનન્દનાં સકળ તીરથ ઠાકુરની છબીમાં જ હતાં. ૧૮૯૨માં મઠ વરાહનગરથી આલમબજાર ખસેડાયો. ત્યાં પણ ઠાકુરની છબીની સેવાપૂજા જ રામકૃષ્ણાનન્દનું કર્તવ્ય બની ગયું ગરમીની ઋતુમાં એક રાતે પોતાને ઓરડે જઈ પથારીમાં પડી એ જાતને પંખો નાખવા લાગ્યા. તરત જ એમને વિચાર આવ્યો . ઠાકુરને પણ ગરમી લાગતી હશે ને ? એ મંદિરમાં દોડી ગયા

અને ઠેઠ પરોઢ સુધી એ ઠાકુર(ની છબી)ને પંખો નાખતા રહ્યા. ઠાકુરને ધરાવવાનો પ્રસાદ રાંધવાનાં વાસણોની ચોખ્ખાઈ માટે, ઠાકુરના મુખવાસની ચોખ્ખાઈ માટે, એમની કાળજી અનન્ય હતી. શિયાળાની એક રાતે પોતે ટાઢથી થથરતા હતા તો તરત જ મંદિરમાં જઈ ઠાકુરને તેમણે રજાઈ ઓઢાડી. રવીન્દ્રનાથના 'બલાકા' કાવ્યસંગ્રહના 'છબિ' કાવ્યમાં છે તેમ એ 'કેવલ પટેલિખા છબિ' ન હતી.

રામકૃષ્ણાનન્દ ભક્ત હતા તેમ પંડિત પણ હતા. ઠાકુરનાં બોધ-વચનોનો એમણે સંસ્કૃતમાં અનુવાદ કર્યો હતો અને, સંસ્કૃત સામયિક 'વિદ્યોદય'માં તે પ્રસિધ્ધ કર્યો હતો. એ સોગિયા સાધુ પણ ન હતા. માર્ક ટ્વેયૂનની કૃતિઓ મોટેથી, નાટ્યછટાથી એ વાંચતા અને હસતા ને હસાવતા.

શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં વિવેકાનન્દ વિખ્યાત બન્યા પછી મઠની આર્થિક મુશ્કેલીઓમાં રાહત થઈ. પોતાના પ્રિય શશીને પોતાની સહાયે વિદેશ આવવા સ્વામીજીએ પત્ર લખ્યા પણ ચામડીની પીડા વકરવાની સંભાવનાથી કોઈ જર્મન ડોક્ટરની સલાહ મળતાં એ વિદેશ જઈ શક્યા નહીં. બંને ગુરુભાઈઓ વચ્ચેનો પત્રવ્યવહાર ઉષ્માભર્યો અને પ્રેરક છે.

ફેબ્રુઆરી ૧૮૯૭માં વિદેશથી પાછા કોલકાતા આવ્યા પછી, લેખના આરંભમાં જણાવ્યા પ્રમાણે, સ્વામીજીને બોલે વિવેકાનન્દના એક શિષ્ય સદાનન્દ સાથે માર્ચના અંતમાં મદ્રાસ જવા માટે એ આગબોટમાં બેસી ગયા. અમેરિકાથી પાછા આવી સ્વામીજી જે કેસલ કર્નાનમાં ઉતર્યા હતા તે મકાનના માલિક અને સ્વામીજીના ભક્ત વકીલ બિલિગિરિ આયંગરે તે જ મકાન રામકૃષ્ણાનન્દને આપ્યું. ત્યાં પહેલાં એ મકાનના એક ઓરડામાં ઠાકુરનું મંદિર ગોઠવ્યું. પછી પોતાને માટે વ્યવસ્થા કરી. પોતે કોલકાતાથી લાવેલી ઠાકુરની છબીની પ્રતિષ્ઠા કરી અને વિધિવત્ તેની પૂજા કરવા લાગ્યા. ઉપરાંત એ વ્યાખ્યાનો પણ આપવા લાગ્યા. એમનાં વ્યાખ્યાનો 'બ્રહ્મવાદિન'માં અને 'પ્રબુધ્ધ ભારત'માં છપાતાં. સમગ્ર ભારતનો વિદ્વત-સમાજ એમના પ્રત્યે આદરથી જોવા લાગ્યો. કેસલ કર્નાન ઉપરાંત શહેરના ટ્રિપ્લીકેયૂન અને મયલાપુર વિસ્તારોમાં પણ ગીતા અને ઉપનિષદો પર એ પ્રવચનો આપવા જતા. બંગાળી માસિક ઉદ્‌બોધનમાં રામાનુજાચાર્ય વિશે એમણે લેખો લખ્યા હતા. આમ લેખો અને વ્યાખ્યાન-શ્રેણીઓ દ્વારા રામકૃષ્ણ ભાવધારાનો પ્રચાર એ કરતા. કુદરતી પ્રતિકૂળતાને લઈને શ્રોતાઓની સંખ્યા ઓછી વધતી રહેતી તેની એમને પડી ન હતી. એક પણ શ્રોતા ન હોય તો પણ એ પ્રવચન તો પૂરું જ કરતા. કારણ, એ જે કંઈ કરતા હતા તે ઠાકુર માટે જ કરતા હતા. ૧૯૦૧માં શહેરમાં અને બહારના વિસ્તારોમાં છ વિવેકાનન્દ સમિતિઓ કાર્યરત થઈ ગઈ હતી. ૧૮૯૯થી ઠાકુરની જન્મજયંતી પણ ભક્તિપૂર્ણ ઉત્સવ તરીકે ઉજવાતી. અને, ૧૮૯૭માં બંગાળમાં પડેલા દુષ્કાળમાં આરંભાયેલા રામકૃષ્ણ મિશનના પહેલા રાહતકાર્યમાં સારો ફાળો એકઠો કરી એમણે મોકલી આપ્યો હતો.

૧૮૯૯ના જૂનમાં ગુરુભાઈ તુરીયાનન્દ અને ભગિની નિવેદિતા સાથે વિવેકાનન્દ પુનઃ અમેરિકા જવા નીકળ્યા. આગબોટ મદ્રાસ રોકાઈ પણ કોલકાતામાં પ્લેગ ચાલતો હોવાને કારણે કોઈ મુસાફરને મદ્રાસ ઉતરવા દેવામાં ન આવ્યા. સ્વામીજી અને સાથીઓ માટે ખૂબ ખાવાનું જાતે તૈયાર કરી તેને ડબ્બાઓમાં ભરી હોડીમાં બેસી રામકૃષ્ણાનન્દ આગબોટ પાસે ગયા. તૂતક પરથી સ્વામીજીએ અભિવાદન કર્યું. બધું ખાવાનું આગબોટ પર પહોંચાડાયું, સ્વામીજીએ ખાસ આણેલી ગંગાજળની બાટલી હોડીમાં લીધી અને હોડીમાં જ બેસીને આગબોટની - સ્વામીજી એમાં બેઠા હતા એટલે તેમની - પ્રદક્ષિણા કરી !

સ્વામીજી ૧૯૦૦માં સ્વદેશ પાછા આવી ગયા હતા. બેલુડમાં મઠ કાર્યરત થઈ ગયો હતો. ૧૯૦૧માં એ નવા મઠમાં સ્વામીજીને મળવા તથા તેમની તબિયતના ખબર પૂછવા રામકૃષ્ણાનન્દ આવ્યા. દોઢેક મહિના પછી એ પાછા મદ્રાસ ગયા. ૧૯૦૨ની ૪થી જુલાઈએ થયેલા સ્વામીજીના દેહત્યાગની આગાહી એમને થઈ ગઈ હતી. એ બાબતનો બેલુડનો તાર બીજે દહાડે મળ્યો હતો. તાર મળતાં જ રામકૃષ્ણાનન્દ રુદન કરી ઊઠ્યા હતા. સ્વામીજી પ્રત્યેનો એમનો આદર એટલો હતો કે, દક્ષિણ ભારતની અસહ્ય ગરમીમાં એકવાર પ્રવાસેથી આવી, સ્વામીજીની છબી પાસે બેસી એ બોલવા લાગ્યા, 'હે પ્રિય બંધુ, આપ જ શ્રી રામકૃષ્ણના નિર્દિષ્ટ પ્રતિનિધિ છો અને એમનો સંદેશ ફેલાવવા માટે આપે જ મને અહીં મોકલ્યો છે... મને આશીર્વાદ આપો કે, ઠાકુરના હાથના વાજિંત્ર તરીકે એમનું કામ કરતો રહું...'

એમણે મઠની દૈનિક પ્રવૃત્તિ ગોઠવી દીધી હતી અને તેનું ચુસ્ત પાલન સૌએ કરવું પડતું. મંદિર ખોલવાનું ને સવારની પૂજાનું કાર્ય એ જાતે કરતા. પોતે શાકભાજી સમારાવતા. એ વેળા એક બ્રહ્મચારી કોઈ પુસ્તકનું વાચન કરે અને રામકૃષ્ણાનન્દ તેનું વિવરણ કરે. પ્રસાદ ધરાવ્યા પછી સૌ પ્રસાદ લે ને પછી આરામ કરે. ૩.૦૦ વાગ્યે ફરી ઊઠી જવાનું. એક કલાક ધાર્મિક કે આધ્યાત્મિક વાચન ચાલે. કાર્યક્રમના પાલનમાં જરા પણ ઢીલાશ કે કચાશ એ ચલાવી ન લેતા.

બિલિગિરિના મૃત્યુ પછી કેસલ કર્નાન વેંચાઈ જતાં રામકૃષ્ણાનન્દને ખસવું પડ્યું. શહેરના મયલાપુર વિસ્તારમાં જમીન મળી અને મકાન માટે દાન પણ મળ્યું. અમેરિકાથી ભારત આવેલા ગુરુભાઈ સ્વામી અભેદાનન્દે ૧૯૦૬ના

જુલાઈની ૨૦મીએ શિલારોપણ કર્યું અને ૧૯૦૭ના નવેમ્બરની ૭મીએ રામકૃષ્ણાનન્દે જાતે પ્રતિષ્ઠા વિધિ કર્યો અને તરત જ ત્યાં રહેવા ગયા. એ જ અરસામા એમના અવિરત પ્રયત્નોથી અને બેંગ્લોરમા નિયમિત રીતે જઈ ઊભી કરેલી ભૂમિકાથી બેંગ્લોરનો આશ્રમ અસ્તિત્વમાં આવ્યો હતો. બેંગ્લોર આશ્રમનુ ઉદ્ઘાટન રામકૃષ્ણ મઠના અધિપતિ, ઠાકુરના પ્રિય માનસપુત્ર રાખાલે સ્વામી બ્રહ્માનન્દે ૧૯૦૮મા કર્યું હતું. એ મદ્રાસમાં થોડો સમય રહ્યા પણ હતા. કોઈ ચિત્ર બાબત ગેરસમજ થતા મહારાજે બ્રહ્માનન્દે રામકૃષ્ણાનન્દ સાથે બોલવાનું બંધ કર્યું અને એ અબોલા રામકૃષ્ણાનન્દ માટે અસહ્ય થઈ પડ્યા. આખરે મહારાજને દંડવત્ પ્રણામ કરી એ બોલ્યા કૃપા કરી મારી ઉપર ક્રોધ ના કરો હુ તો અયોગ્ય અને નકામો સેવક છું આપની હોક હાલતાં સો શશીઓ દોડી આવશે. સ્વામી બ્રહ્માનન્દ તરત મલકી પડ્યા ગેરસમજ દૂર થઈ મતભેદના આવા બે-એક પ્રસગો બનેલા પણ, દર વખતે રામકૃષ્ણાનન્દની વિનમ્રતા વિજયી થતી. એમણે એક વાર આગ્રહ કરી મહારાજ પાસે મદિરમા પૂજા પણ કરાવી હતી.

૧૮૧૧માં પૂજ્ય શ્રી શારદાદેવી દક્ષિણ ભારતની યાત્રાએ આવ્યા હતા એ યાત્રાની બધી જવાબદારી રામકૃષ્ણાનન્દે ભક્તિભાવપૂર્વક ઉઠાવી હતી તે એવી કે પૂજ્ય શ્રી મા રામેશ્વર ગયા ત્યારે પૂજા માટે તેમણે શ્રી માને ૧૦૮ સોનાનાં બિલીપત્રો આપ્યા હતા મદ્રાસને સ્ટેશને શ્રી મા ઊતર્યાં ત્યારે શખધ્વનિથી તેમનુ સ્વાગત કરવામા આવ્યુ હતું. ત્યારથી તે શ્રી મા પાછાં જવા વિદાય થયા ત્યાં સુધી શ્રી માનો આ લાડકો દીકરો શશી ખડે પગે હતો.

શ્રી માની સાથે તેમની તહેનાતમા તેમનો આ પુત્ર શશી રામેશ્વર, મદુરાઈ બેંગ્લોર એમ બધે ફર્યો હતો સ્વામી બ્રહ્માનન્દના અને પૂજ્ય શ્રી માના દક્ષિણ ભારતમાના આગમન પહેલા ત્યાના અનેક સ્થળોની મુલાકાત લઈ અને ત્યા પ્રવચનો આપી જે ભૂમિકા તેમણે ઊભી કરી હતી તેને ઠાકુરનાં આ બન્ને સ્વજનોની મુલાકાતે સુદઢ કરી દીધી ચેન્નાઈના કાર્યને દઢમૂલ બનાવ્યુ, બેંગ્લોરમા કેન્દ્રની સ્થાપના કરી અને તિરુઅનંતપુરમ ત્રિવેન્દ્રમ માઈસોર વગેરે સ્થળોએ નવા કેન્દ્રો માટે ખેડાણ કરી લીધુ આ સર્વ કાર્યો પાછળની એમની એકનિષ્ઠ ભક્તિ, એમનો વિદ્યાવ્યાસગ, આપણાં ધર્મશાસ્ત્રો પર તેવુ જ બાઈબલ પર પ્રભુત્વ, કામ કરવાની ધગશ અને મુશ્કેલીઓનો સામનો કરવાની વીરતા ઈત્યાદિ ગુણોનુ પીઠબળ હતુ એમના આ ગુણોને લઈને આકરામાં આકરી કસોટીમાથી ઠાકુરની કૃપાથી એ પાર ઊતરતા. મદ્રાસના મઠના આરભના કાળનો એક પ્રસગ છે કેસલ કર્નાન શહેરથી દૂર, રામકૃષ્ણાનન્દ ત્યા તદ્દન નવા અને અજાણ્યા અને આર્થિક તંગીના એ દિવસોમા બપોર પછી ૪૦૦ આસપાસ સહાયક બ્રહ્મચારીએ રામકૃષ્ણાનન્દને જણાવ્યુ કે કોઠાર સાવ ખાલીખમ છે અને સાંજે ઠાકુરને ભોગમાં ધરાવવા માટે કશું જ નથી. આ સાંભળીને શશી મહારાજ જરાય વિચલિત ન થયા. પોતાનું દુઃખ જેની પાસે રડી શકાય એવુ ત્યા કોણ હતુ ? એ સીધા મંદિરમા ગયા અને છબીમા બેઠેલા ઠાકુરને એમણે આરતભર્યે સ્વરે સંભળાવ્યુ જુઓ બરાબર સાંભળી લો. આજે ભોગમાં ધરાવવા માટે કંઈ જ નથી. કંઈ નહી મળે તો દરિયાકાંઠેથી વાટકામાં રેતી ભરી લાવીશ અને એ તમને ધરાવીશ અને પછી હું પણ એ જ ખાઈશ. ગળામા નહીં ઉતરે તો પરાણે ઓરીશ.

ફાટેલે ડોળે, રોષે અને રીસભર્યા સ્વરે એ મંદિરમાં આમ પોકારી રહ્યા હતા ત્યા જ મઠનો દરવાજો ખખડ્યો અને બ્રહ્મચારીએ એ ખોલતા કોઈ ભક્ત કેટલાક દહાડા ચાલે એટલી ભોગની તમામ સામગ્રી લઈ આવ્યો હતો. ભક્તપુત્રની ધા ઠાકુરે સાભળી અને એની વહારે બરાબર એ દોડી આવ્યા. મઠના પ્રારભનો કાળ અછતનો, તંગીનો અગવડોનો હતો. પણ એક દાયકો વીતતા રામકૃષ્ણાનન્દના અથાક પ્રયત્ને મઠ એ સજોગોમાથી બહાર એવો આવી ગયો હતો કે ૨૦૦૫મા ત્યાના વિદ્યાર્થીગૃહની શાનદાર શતાબ્દી ઉજવાઈ હતી.

સને ૧૮૦૫મા શ્રી રામકૃષ્ણદેવની જન્મજયતીની ઉજવણી માટે એ રંગુન-બ્રહ્મદેશ ગયા હતા તે સમયે અતિ પ્રખ્યાત નહીં એવા સુપ્રસિધ્ધ બગ વાર્તાકાર શરદબાબુ પણ એમની સાથે હતા. શરદબાબુની વિચારણા નાસ્તિક હતી. બને વચ્ચે સારી એવી ગભીર ચર્ચા પણ થઈ હતી મદ્રાસમા આવેલા ઈસુના નિજી શિષ્ય સેંટ ટોમસને દેવળે પણ ખૂબ ભક્તિભાવપૂર્વક એ ગયા હતા અને ત્યા ખ્રિસ્તીની અદાથી એમણે પ્રાર્થના પણ કરી હતી.

ભારે વરસાદને કારણે એક વાર નવા મંદિરની છતમાથી કેટલાક સ્થળોએ પાણી ટપકતું હતુ. શશી મહારાજ છત્રી ખોલી મંદિરમા દોડી ગયા અને છત ટપકતી રહી ત્યા સુધી ઠાકુરની છબી ઉપર એ છત્રી રાખીને ઊભા રહ્યા. એકવાર એમને લાગ્યુ કે ઠાકુરની ઈચ્છા ગરમાગરમ પુરીઓ આરોગવાની છે મદિર પાસે જ એ પુરીઓ વણવા અને તળવા લાગ્યા અને તાવડામાથી કાઢેલી ગરમ પુરીઓ એક પછી એક ઠાકુરને ધરાવવા લાગ્યા હતા.

૧૯૦૫ની ૧૮મી માર્ચે રામકૃષ્ણાનન્દ મુંબઈ ગયા હતા. ત્યા ૧લી એપ્રિલે ઠાકુરની જન્મજયતી ધામધૂમથી ઉજવાઈ હતી. મુબઈમા એમણે છ વ્યાખ્યાનો આપ્યાં હતાં અને તેમાંથી એક પ્રવચન વેળા લોકમાન્ય ટિળક પ્રમુખપદે

હતા. મુંબઈમાં મઠ/મિશનની શાખા ખોલવા તેમણે આ ઠાકુર શિષ્યને વિનંતી કરી હતી.

સ્વામી રામકૃષ્ણાનન્દ પ્રખર વક્તા હતા અને અંગ્રેજી, બંગાળી તથા સંસ્કૃતમાં અસ્ખલિત પ્રવચનો આપી શકતા. તમિલ ભાષામાં એ સરસ રીતે વાતચીત કરી શકતા. શ્રી રામકૃષ્ણની પૂજાનો વિધિ એમણે ઘડ્યો હતો અને મઠનાં બધાં કેન્દ્રોમાં મોટે ભાગે એ જ વિધિ અનુસરવામાં આવે છે. એમણે સંસ્કૃતમાં કેટલાંક સ્તોત્રો તથા લેખો લખેલ છે તેમજ બંગાળીમાં અને અંગ્રેજીમાં સમર્થ અને ભક્તિપ્રેરક સાહિત્યનું સર્જન કર્યું છે. કોઈના પ્રશ્નના ઉત્તરમાં એમણે કહ્યું હતું કે 'ધ્યાન એટલે સ્વનો સંપૂર્ણ ત્યાગ... મહાજ્યોતિ પાસે નાના દીવાઓ દેખાતા નથી... એ રીતે પરમાત્માના પરમ જ્યોતિ પાસે સ્વની નાની જ્યોત તદ્દન અસ્ત પામી જશે.'

સ્વામી રામકૃષ્ણાનન્દનું જીવન ટૂંકું પણ અર્થપૂર્ણ હતું. ઠાકુરના અને સ્વામીજીના જીવન સંદેશના દક્ષિણ ભારતમાં સુદૃઢ પ્રચાર માટે તેમણે જાતને ઘસી નાખી હતી. શ્રીમા ૧૯૧૧માં કોલકાતા પાછાં ગયાં તે પછી તરત જ શશી મહારાજ મધુપ્રમેહની અને ક્ષયની જીવલેણ માંદગીનો ભોગ બન્યા. હવાફેર માટે એ બેંગ્લોર ગયા. ત્યાં ડોક્ટરોએ નિદાન કર્યું 'ગેલપિંગ ટી.બી.' (અતિ વેગીલો ક્ષય). કોલકાતામાં આ ખબર પડતાં મહારાજે તથા શારદાનન્દે તુરત તેમને કોલકાતા બોલાવ્યા. મહારાજ (બ્રહ્માનન્દ) પુરી હતા પણ એમને ખબર પડતાં એ ખુરદા રોડ જંકશને દોડી ગયા અને રેલગાડીના ડબ્બામાં પોતાના પ્રિય ગુરુભાઈનું ક્ષીણ શરીર જોઈ આઘાત પામ્યા. આ એ બંનેનું અંતિમ મિલન.

જૂનની ૧૦મીએ રામકૃષ્ણાનન્દ કોલકાતા પહોંચ્યા. એમના પિતરાઈ શારદાનન્દ-શરત એમને પોતાની સાથે 'ઉદ્‌બોધન'માં લઈ ગયા. પોતાના કૃશ થઈ ગયેલા ભાઈની પાસે બેસી એમને વધારે ખાવા પ્રેમાગ્રહ કરતા. 'ભાઈ શરત, હવે ખાવાનું બંધ થઈ ગયું છે. જગતજનની હવે વધારે ખાવા દેતી નથી. ભોજનને સમયે આવવા તકલીફ ન લેશો,' આ બોલ એમના ભાઈ શશીએ કહ્યા. ગુરુભાઈ પ્રેમાનન્દ બેલુડ મઠમાંથી એકાંતરે 'ઉદ્‌બોધન'માં આવતા. બંને વચ્ચે મીઠી તકરાર પણ થઈ હતી તે, બાબુરામ (પ્રેમાનન્દ)ને બલરામને ત્યાંથી ફરી બોલાવી તેમણે પોતાને હાથે પોતાના ગુરુભાઈ શશીને જમાડતાં દૂર થઈ ગઈ હતી. રામકૃષ્ણાનન્દના ભાઈ અને માતા પણ એમની તબિયત જોઈ ગયાં. ૧૮મી કે ૧૯મી ઓગસ્ટે સવારે નવને સુમારે આંખો બંધ કરીને એ પથારીમાં પડ્યા હતા. અચાનક બેઠા થઈ પોતાની ચાકરી કરનારને તેમણે કહ્યું : 'જો ઠાકુર, મા અને સ્વામીજી આવ્યાં છે. આસન આપ એમને.' સેવક એકદમ ચમકી ગયો. સ્વામી ફરી બોલ્યા : 'જોતો નથી તું ? ઠાકુર આવ્યા છે. ઝટ જાજમ પાથર. ત્રણ તકિયા મૂક.' સેવકે આજ્ઞા માની તેમ કર્યું. સ્વામીએ ત્રણ વાર હાથ જોડી પ્રણામ કર્યા. ડોક જરા ઊંચી કરી, ફાટેલે ડોળે એ કશુંક જોતા રહ્યા. થોડીવાર પછી સેવકને કહે : 'એ લોકો ગયાં, લઈ લે બધું.'

પૂજ્ય શ્રી માનાં દર્શન કરવાની એમની તીવ્ર ઈચ્છા હતી. પણ પુત્રનું અવસાન પોતે જોઈ નહીં શકે તેથી તથા, એમના ત્યાં આવવાથી શારદાનન્દની તકલીફ વધી પડે એ કારણે, શ્રી મા જયરામવાટીથી ન આવ્યાં. પણ, પોતાની અંતિમ રાતે રામકૃષ્ણાનન્દને પૂજ્ય શ્રી માનું દર્શન થયું હતું.

અંતિમ દિવસે સવારે, સ્વામી બ્રહ્માનન્દના શિષ્ય અને ખ્યાતનામ ગાયક પુલિન મિત્ર પાસે ગિરીશ ઘોષનું એક પ્રસિધ્ધ ગીત તેમણે સાંભળ્યું. ત્યારબાદ સ્વામી વિવેકાનન્દ કૃત 'સમાધિનું ગીત' સાંભળવાની તેમની ઈચ્છા પણ પુલિને પૂરી કરી. સંગીતથી એ પ્રસન્ન થઈ ગયા. ડોક્ટરને એમની સ્થિતિ સારી લાગી. પછી ત્રણ કલાક એ સમાધિમય રહ્યા. બપોરે ૧-૧૦ વાગ્યે એમણે દેહત્યાગ કર્યો. એ તારીખ ૨૧મી ઓગસ્ટ ૧૯૧૧ હતી.

એમના મૃતદેહને ભગિની નિવેદિતા અને અન્ય સંન્યાસીઓ વગેરે પગે લાગ્યાં. ઠાકુરના દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો ત્યાં કાશીપુરને સ્મશાને એમના દેહને લઈ જતી મંડળી થોભી. પછી ગંગા પાર કરી, બેલુડમાં સ્વામી વિવેકાનન્દના શરીરને અગ્નિદાહ અપાયો હતો તેની નજીક સ્વામી રામકૃષ્ણાનન્દના દેહને અગ્નિને આધીન કરવામાં આવ્યો.

'હાય, મારો શશી ગયો. મારી પીઠ ભાંગી ગઈ,' આ ઉદ્‌ગાર સાથે પૂજ્ય માએ પોતાના લાડકા દીકરાને અશ્રુભરી અંજલિ આપી હતી અને, 'દક્ષિણનો રક્ષક દેવદૂત ગયો, દક્ષિણ દિશા પર જાણે અંધકાર છવાઈ ગયો' આ બોલ શોકમગ્ન જ્યેષ્ઠ ગુરુભાઈ, ઠાકુરના પ્રિય માનસપુત્ર સ્વામી બ્રહ્માનન્દને મુખેથી સર્યા હતા. શશી મહારાજના દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો ત્યાં ઠાકુરના સાત શિષ્યોનાં શરીરોને અગ્નિને આધીન કરવામાં આવ્યાં હતાં. 'સમાધિપીઠ' તરીકેની એ તીર્થની ઓળખ પૂરી યથાર્થ છે.

સ્વામી રામકૃષ્ણાનન્દ અનન્ય ભક્તિનું જીવંત ઉદાહરણ હતા. એ પ્રતિભાશાળી વિદ્વાન પણ હતા. માત્ર મદ્રાસ-ચેન્નઈમાં જ નહીં પણ, સમગ્ર દક્ષિણ ભારતમાં રામકૃષ્ણ ભાવધારાનાં બીજ રોપનાર અને એને દૃઢમૂલ કરનાર એ હતા. પોતાની અસાધારણ ગુરુભક્તિ દ્વારા એ પોતાના નામને પૂરું સાર્થક કરી ગયા છે.

■

(લેખમાળા ક્રમશઃ)

નિર્મિશ ઠાકર

## ૬ ૧ શાસ્ત્રીય સંગીતકારો અને એમના ગુણ દોષ

સગીતમા ગાયન, વાદન અને નૃત્ય ત્રણેયનો સમાવેશ હોય છે એ હું વારવાર યાદ નહીં કરાવુ. સામાન્યત શાસ્ત્રીય ગાયકને નજરમા રાખીને જ ઘણી બધી બાબતોની વ્યાખ્યાઓ અપાતી રહે છે પણ એનો અર્થ એ નહીં કે વાદન માટે અલગ નિયમો અથવા અલગ શાસ્ત્ર છે વાદન કરતાં ગાયન ઊચે સ્થાને સ્થપાતુ રહ્યુ છે અને એ એક ચર્ચાસ્પદ મુદ્દો હોઈ એને વધુ ચર્ચાસ્પદ બનાવવા જો હુ પ્રયત્ન ન કરુ, તો તમે નિરાશ થશો, એ હુ જાણુ છુ તક મળતા જ હુ મારો એ ધર્મ પણ પાળીશ, પણ હાલ આપણે જુદી વાત કરવી છે

હાલ જો હુ તમને 'દેશી કહુ તો તમે સમસમી જશો, એની મને ખબર છે અગ્રેજો આવ્યા, એ પહેલા આ દેશમા દેશી ગણાવું એ ગૌરવની વાત હતી. અંગ્રેજોના શરીરોને આપણે આ દેશમાથી હાકી કાઢ્યા, પણ એમના પ્રત્યેનો અહોભાવ તો વધતો જ ગયો. એમની સામે આપણે દેશી છીએ, એ પ્રકારની લઘુતાગ્રંથિ આજે પણ આપણે પાળીએ છીએ.

વૈદિકકાળથી સગીતમા બે ગાયન પધ્ધતિઓ અસ્તિત્વમા આવેલી. માર્ગી અને દેશી. એ સમયે તો અગ્રેજો નહોતા, છતા આડકતરી રીતે માર્ગી સગીત દેશી સગીતથી ઊચુ કેમ ગણાયું, એની મને ખબર પડતી નથી. માર્ગી સગીત સાધકોનો માર્ગ ગણાય છે એને મોક્ષદાયી સગીત કહેવાય છે અનંત સમાધિમાથી વેદોનો સાક્ષાત્કાર કરનાર મહર્ષિ વ્યાસ, એથી જ વેદ વ્યાસ કહેવાયેલા. એમણે પોતાના શિષ્ય પૈલનીને ઋગ્વેદની, વૈશપાયનને યજુર્વેદની, જૈમિનીને સામવેદની અને સુમન્તુને અથર્વવેદની સહિતાઓનુ જ્ઞાન આપેલુ પછી સામવેદમાંથી સગીતની આખી પરપરા ઊતરી આવી, એ અભ્યાસીઓ જાણે છે (તમે ય જાણો તો ખોટું નહીં !) ઋષિઓ દ્વારા જ સામગાન વિકસતુ ગયુ અને સમાજ સામે જાતિગાન કે માર્ગી સંગીત બની સાધકો સુધી પહોંચ્યુ. (બાકી, અગાઉ તો સંગીત દૈવીકલા જ ગણાતું ) મહર્ષિ વાલ્મીકિએ લવ અને કુશને માર્ગી સગીતના કુશળ જ્ઞાતા બનાવેલા. ટૂકમા માર્ગી સંગીતનો હેતુ મનોરંજન નથી, પણ મોક્ષ છે

દેશ પરથી 'દેશી શબ્દ બન્યો છે દેશી સગીતનો હેતુ મોક્ષ નથી (મોક્ષ થઈ ગયા પછી ગાવુ કઈ રીતે અને એને સાભળે કોણ, એ સમસ્યાઓ હોઈ મને તો દેશી સંગીત જ ગમે છે મારી આ લેખમાળાને વાચકો મળી રહે, એટલા ખાતર હું એમનો મોક્ષ પણ નથી ઈચ્છતો !) એ લૌકિક સંગીત છે (લોકસગીતના અર્થમા નહીં) જે માર્ગી સગીત નથી, તે 'દેશી સંગીત.

કદાચ, દેશી સગીતની સરખામણીએ તમને માર્ગી સગીત ઊચુ લાગી શકે પણ એ આખરી તારણ નથી. પોતાના વૈજ્ઞાનિક દષ્ટિકોણને કારણે, જે મને બધાથી અલગ લાગ્યા છે તે શ્રી હસુ યાજ્ઞિક લખે છે 'ભારતીય રાગસગીત એ સસ્કાર અને સસ્કૃતિઓના સમિશ્રિત સંઘટનની વિશિષ્ટ પ્રક્રિયાને અંતે સિદ્ધ થયેલુ સ્વરૂપ છે આથી આ સગીતમા વિશ્વના અનેક કલાસ્ત્રોતોનો સમન્વય છે પ્રજાકીય સ્તરે જ આ સંઘટનાએ સગીતનું જે સ્વરૂપ ઘડ્યુ તે ભારતનુ દેશી સગીત છે જેનો અભ્યાસ મતંગમુનિએ બૃહદ્દેશીમા કર્યો અને એ સંગીતને આધારે જે શિષ્ટ એવુ માનક સ્વરૂપ બંધાયુ, તે માર્ગી સગીત. તેમાંથી જ આજનુ ભારતીય શાસ્ત્રીય સગીત કે રાગસગીત જન્મ્યું છે

સાર એ કે દેશી સગીતમાથી માર્ગી સગીતનો જન્મ થયો છે ! બોલો, મોક્ષ જોઈએ છે ? (સગીતના વિવાદાસ્પદ મુદ્દાઓ પર સ્વાભાવિક રીતે જ એક આખું પુસ્તક લખી નાખવાનું મન થઈ આવ્યુ છે પણ નિરાશાજનક વાત એ છે કે એક પુસ્તક લખવા માટે જોઈએ એટલા વિવાદાસ્પદ મુદ્દાઓ હાલ ઉપલબ્ધ નથી. આ ક્ષેત્રમાં સાહિત્ય જેવુ નથી. આમાં તો અભ્યાસીઓને પણ વિવાદો કરતા સગીતમાં વધારે રસ છે ! કેટલાક મિત્રોએ તો મને સૂચવ્યુ કે સ્વાવલબી બની તમે ખુદ વિવાદો ઊભા કરો ! કશું અશક્ય નથી, એવું તો નેપોલિયન પણ કહી ગયો છે !)

આમ તો આ લેખ શાસ્ત્રીય સંગીતકારો વિષેનો છે છતાં એની આટલી પૂર્વભૂમિકા જરૂરી હતી ! શાસ્ત્રીય સગીતનો ભવ્ય વારસો એટલે શુ એનો અંદાજ આપણને

હોવો જોઈએ. કારણ કે એ ભવ્ય વારસાને જેમણે મેળવ્યો છે અને પચાવ્યો છે, તેમને જ આપણે 'શાસ્ત્રીય સંગીતકાર' કહીએ છીએ.

મારાથી ખોટી રીતે પ્રભાવિત થઈ, તમે મને શાસ્ત્રીય સંગીતકાર ન ગણી લો, એટલા ખાતર સંગીતશાસ્ત્રમાં ગાયક અને વાદકના પ્રકારો તથા એમના ગુણદોષોની સવિસ્તર ચર્ચા કરાઈ છે. એમાં ગાયક-વાદક ઉપરાંત શાસ્ત્રકારોનો પણ ગૌરવ સાથે સમાવેશ થયેલો છે. ચાલો, આપણે વિવિધ પ્રકારના શાસ્ત્રીય કલાકારોનો શક્ય એટલો પરિચય મેળવીએ...

નાયક : તમે તો સારી અને ભંગાર હિન્દી ફિલ્મો જોતા જ હોવ છો, એટલે તમે જાણે છો કે નાયક ઉર્ફે હીરો તો સર્વગુણસંપન્ન જ હોય છે. સંગીતના નાયકને પણ શાસ્ત્રીય સંગીતનું સંપૂર્ણ (?) જ્ઞાન હોય છે અને એ સૂર-તાલ બાબતે એટલો કુશળ હોય છે કે શાસ્ત્રીય ગાયનવેળાએ એ ઈચ્છે તો પણ નિષ્ફળ થઈ શકતો નથી ! (આ મારી સમજ પ્રમાણે લખ્યું છે, એટલે થોડું વધારે પડતું લાગશે.)

ગાયક : એક જ ગુરુને સાધી સંગીતનો પૂર્ણ જ્ઞાતા બનેલો કલાકાર પોતાના ગાયન દ્વારા સજ્જ શ્રોતાઓને પણ ધન્ય બનાવી શકે, તો એ ગાયક ગણાય. અધ્યાત્મમાં તો 'તું જ તારો ગુરુ થા' એમ કહેવાયું છે, જે સંગીતમાં શક્ય નથી. ગાયક બનવા માટે તમે પોતાને જ ગુરુપદે ન સ્થાપી શકો, એ આવશ્યક શરત છે. (અલબત્ત, એ પ્રકારના સ્વાવલંબી અશાસ્ત્રીય ગાયકોને 'બાથરૂમ સિંગર' કહેવાય છે, એ નોંધી લેશો.)

ગંધર્વ : માર્ગી સંગીતના પ્રખર જ્ઞાતાઓને ગંધર્વ કહેવાય છે. 'ગ' અક્ષર ગાયન, 'ધ' અક્ષર બંસીવાદન અને 'વ' અક્ષર વાદ્ય વગાડવાની ક્રિયા દર્શાવે છે, એમ પણ 'શિક્ષાસંગ્રહ'માં ભટ્ટ શોભાકરે લખ્યું છે. દેશી સંગીતવાળા પણ આમાં રસ લઈ શકે છે, એટલું હું ઉમેરું છું.

પંડિત : પહેલાં તો હું યે એવું માનતો હતો કે ઢાઈ અક્ષર પ્રેમ કા પઢે સો પંડિત હોય ! શાસ્ત્રીય સંગીતમાં એટલી જ યોગ્યતા ના ચાલે, એ જાણ્યા પછી મારું ભવિષ્ય અંધકારમય લાગતાં, હું નિરાશ પણ થયેલો. સંગીતક્ષેત્રે શાસ્ત્રજ્ઞ વ્યક્તિને પંડિત કહી શકાય. તે ગાઈ-વગાડી શકતો નથી, પણ જ્ઞાનના બળ પર તે પંડિત ગણાય છે. સંગીતક્ષેત્રની એ જ વિશેષતા છે કે જે પંડિત ખુદ ગાઈ નથી શકતો, તે અન્યને ગાયક બનાવી શકે છે, બોલો !

શાસ્ત્રકાર : શાસ્ત્ર રચવાનું સામર્થ્ય ધરાવે, તે શાસ્ત્રકાર. આ પંડિત કરતાં ઉપરની 'પોસ્ટ' છે. (પદવીને ટપાલ ના સમજતા, પ્લીઝ !)

સંગીત શિક્ષક : કોર્સમાં હોય એટલું માંડ ભણાવે એ શિક્ષક, એવી આજની વ્યાખ્યા છે ! એટલે તો 'ટ્યુશન' જેવો શબ્દ પણ અસ્તિત્વમાં આવેલો છે. જો કે પ્રાથમિક તબક્કે સંગીત શિક્ષકો જ સહાયરૂપ બને છે, એમ દિગ્ગજ કલાકારો યે સ્વીકારે છે.

અતાઈ ગાયક : 'સૂનો સબ કી ઔર કરો મન કી.' એ સિધ્ધાંતમાં માનનાર અતાઈ ગાયક બની શકે. વિવિધ જાણકારો પાસેથી માર્ગદર્શન લઈ, સ્વબળે (?) તૈયાર થયેલો ગાયક 'અતાઈ' કહેવાય છે.

ઢાઢી ગાયક : સાચો ગુરુ હંમેશાં શિષ્યોને કહે છે કે સંગીતને કલા જ ગણજો, એને ધંધો ના બનાવતા ! પણ છતાં અમુક જાતિઓ છે કે જેમનો વારસાગત ધંધો 'સંગીત' છે. વ્યાવસાયિક રીતે લોકરંજન કરતા આવા ગાયકો 'ઢાઢી' કહેવાય છે. સંગીતનું ટ્યુશન કરતા એક શિક્ષકને મેં 'ઢાઢી ગાયક' કહ્યું તો એ ખુશ થઈ ગયેલા, પણ બીજે દિવસે અર્થ જાણી લીધા પછી એ મને મારવા દોડેલા !

વાગ્ગેયકાર : ઘણા લોકો દૂધ અને દહીં - બંનેમાં પગ રાખતા હોય છે. જો કે અમુક લોકો એવી ઊંચી સિદ્ધિને વરે છે. (અહીં 'સિદ્ધિ' એ ઊંચી છોકરીનું નામ નથી.) કે તમે એમને 'બાવાનાં બે ય બગડ્યાં !' એમ ન કહી શકો. સાહિત્ય અને સંગીતના પૂર્ણ જ્ઞાતા એવા કલાકારને વાગ્ગેયકાર કહી શકાય. 'વાગ્ગેય'નો અર્થ જ શબ્દનું ગેય રૂપ ! વાગ્ગેયકાર એને સિદ્ધ કરે છે.

ઉત્તમ કલાને કનિષ્ટ રીતે રજૂ કરવી એ પણ એક કલા છે, એમ મને લાગ્યા કરે છે, પણ હજી સુધી એનો કલાસ્વરૂપે સ્વીકાર થયો નથી. એ કલાનો પણ ત્રાસદાયક ઈતિહાસ ઘણો જૂનો છે. મધ્યકાલીન યુગમાં પણ એ કલાથી ત્રાસીને દયારામે પોતાના પદમાં લખેલું : 'ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ નવ સરે.'

સંગીતને કઢંગી રીતે રજૂ કરનારને કલાકાર કઈ રીતે કહેવાય, એ મને સમજાતું નથી. પણ એવા કલાકારોને ઉત્તેજન

ન મળે, એટલા ખાતર સંગીતશાસ્ત્રમા કલાકારના ગુણો અને દોષો વિષે વિસ્તારથી લખાયુ છે

આમ તો કલાકારના 'દોષો' વિશે વિસ્તારથી લખવા હુ અત્યત ઉત્સુક બની ગયો છું પણ લોકલાજે પહેલા એના 'ગુણો' વિશે લખવુ પડશે. (છતા જે કલાકારોને નહીં સુધરવુ હોય, એ સુધરશે ?) ટપાલી હોય કે વડાપ્રધાન, દરેક પાત્રમા આપણે ઉત્તમ મનુષ્યના ગુણો કલ્પીને 'એ વિનયી હોવો જોઈએ, નિરભિમાની હોવો જોઈએ, ઉદ્યમી હોવો જોઈએ, બુદ્ધિમાન હોવો જોઈએ. ' એવા જાત જાતના તુક્કા લડાવી શકીએ. પણ લોકોને મારા કરતા શાસ્ત્ર પર વધુ ભરોસો હોય છે, એમ ધારી હુ સગીતશાસ્ત્રમા વર્ણવાયેલા કલાકારના ગુણો વિશે, મારી રીતે લખીશ.

(૧) ગાયકનો અવાજ મધુર હોવો જોઈએ. પણ મધુરતાની કોઈ ચોક્કસ વ્યાખ્યા કે એના સર્વસ્વીકૃત માપદંડ છે જ નહીં, તો શુ કરશો ? દરેક પ્રકારની કલામા આ માથાકૂટો છે ! એક જ ચિત્રમા મને 'કલાત્મકતા' દેખાય ને તમને 'બિભત્સતા' દેખાય, એવુ બની શકે (મોટે ભાગે એવુ જ બને છે ) આપણા સગીતશાસ્ત્ર મુજબ આપણે જેને 'ચીસ જેવો અવાજ' કહીએ, તે પાશ્ચાત્ય સંગીતનું અભિન્ન અંગ હોય, એવુ પણ બને ! માણસની દૃષ્ટિએ કાગડાનો અવાજ કર્કશ હોય, પણ કાગડાની દૃષ્ટિએ એ મધુર હોય એમ પણ બને, કારણ કે કોઈ સર્વસ્વીકૃત માપદંડ છે જ નહીં. દુનિયા ભલે માન્ય ના રાખે, પણ તમે પોતાના સુધી મધુર હોવ, એમ પણ બને. (એટલે તો મનોજ ખંડેરિયાએ 'એમ પણ બને' વાળી યાદગાર ગઝલ પણ લખેલી !) નઝીર ભાતરીનો આ શે'ર જુઓ.

**ચમનમાં અન્યને ના માન્ય હો ખુશબો ભલે મારી**
**સ્વમાની ફૂલ છું, મારા સુધી તો હું સુવાસિત છું**

ગાયક ગણાવા માટે ઓછામા ઓછી એક વ્યક્તિની નજરમાં તમારો કંઠ મધુર હોવો જોઈએ, એમ કહેવામાયે તકલીફ છે, કારણ કે એ વ્યક્તિ તમે ખુદ હોવ તો ? એની વે, શાસ્ત્રમા તો એટલું જ કહ્યુ છે કે ગાયકનો કંઠ મધુર હોવો જોઈએ. આ ગુણને તમે તમારી રીતે સમજી લો, પ્લીઝ !

(૨) સ્વરો અને તાલ ઉપરાંત વાદ્ય મેળવવાનું જ્ઞાન હોવું. સ્વર અને તાલનું જ્ઞાન તો શાસ્ત્રમાથી મેળવી શકશો, પણ તમે વાદ્ય કેવી રીતે મેળવશો ? 'સાડા ત્રણસોમા તબલુ મેળવ્યુ'ના સંગીતશાસ્ત્રમા બે અર્થ થઈ શકે જોડીમાં એક તબલુ ખૂટતું હોય, તો સાડા ત્રણસોમાં ખરીદીને તમે એને પ્રાપ્ત કરી શકો એને 'સાડા ત્રણસોમાં તબલુ મેળવ્યુ કહેવાય કોઈ ગાયક કે વાદક સાથે સગત કરવા તમારે હથોડીના યોગ્ય ઉપયોગ વડે તબલાને સૂર 'કાળી બે'માં લઈ જવુ હોય, પણ એ ન આવડતું હોય તો બીજા કોઈને સાડા ત્રણસો ચૂકવી, તમે એ કામ કરાવી લો, ત્યારે પણ 'સાડા ત્રણસોમા તબલુ મેળવ્યુ' એમ જ કહેવાય એટલે જો હું 'તબલું મેળવ્યા પછી જ મેળવી શકાય' એમ કહું તો હવેથી એને જોક ન સમજતા. જો આ ગભીર વાત પર તમે હસશો, તો એ અવગુણ ગણાશે. (જો કે શાસ્ત્રમા એવુ લખ્યું નથી.)

(૩) લયબદ્ધ ગાયન અને સમ પર આવવાની કુશળતા હોવી જો કે હાલ તમે 'સમ' પર નહીં આવી શકો, કારણ કે જ્યારે હું 'તાલ' વિશે વિસ્તારથી લખીશ ત્યારે એમા સમ આવશે, અને એને પૂરો સમજી લીધા પછી તમે કદાચ સમ પર આવી શકશો. 'સમ' પર ન આવી શકનાર કલાકારે આબરૂ ખોવા માટે બીજા વિશેષ પ્રયત્નો નથી કરવા પડતા, એટલે એ દૃષ્ટિએ પણ 'સમ' અત્યત મહત્ત્વનો છે, એટલુ હાલ ડાયરીમા લખી રાખો ભવિષ્યમા એમાથી અર્થ પ્રગટ થશે.

(૪) ગાયકમા રસની સમજણ અને રાગનુ સૌદર્ય પ્રગટ કરવાની ક્ષમતા હોવી જોઈએ. ગાયકો તો પોતાનું ફોડી લેશે, પણ વાત નીકળી છે તો હુ તમને થોડી રાગજન્ય રસની સમજણ આપી દઉ ? 'સંગીત મકરદ'મા સોમ, મલ્હારી, નટ, છાયા નટ, વસત જેવા રાગોને પુરુષ રાગો ગણાવાયા છે જેઓ રૌદ્ર અદ્‌ભુત અને વીર રસ પ્રગટ કરે છે જો તમને સ્ત્રી રાગોમા જ વધારે રસ હોય તો તમે મલ્હારી, નારાયણી, ગૌડી, તુંડી, ગાન્ધારી જેવા રાગો ગાજો, જેથી શૃગાર, હાસ્ય અને કરુણ રસ પ્રગટ થઈ શકે ! દ્રાવડી, સાવેરી, શંકરાભરણ, બલહસ, લલિત જેવા રાગો નપુંસક ગણાય છે (છતા ગાવામાં વાંધો નથી, ગાવા માટે જ બનાવ્યા છે !) જેઓ બીભત્સ, ભયાનક અને શાન્ત રસ પ્રગટ કરે છે અત્રે હું એ પણ સ્પષ્ટ કરવુ જરૂરી સમજુ છું કે રસ અને સૌદર્ય માટે બે અલગ ટેન્શન ન રાખવા. તમે જો રાગ દ્વારા રસ પ્રગટ કરી શકશો, તો સૌદર્ય પણ આપોઆપ પ્રગટ થશે. બીભત્સ રસ દ્વારા સૌદર્ય કેવી રીતે પ્રગટ થાય, એમ પૂછી તમે મને ગૂચવવા પ્રયત્ન ન

કરતા. જે રાગ બીભત્સ રસ પ્રગટ કરવા જ બન્યો છે, તેનું કર્તવ્ય બીજું ન હોઈ શકે, એટલે બીભત્સ રસ પ્રગટ કરવામાં જ એનું સૌંદર્ય છે, સમજ્યા ? જો માણસ ખિસ્સાં ન કાપે, તો એને ખિસ્સાકાતરુ ન કહેવાય. માટે ખિસ્સાકાતરુનું સૌંદર્ય ખિસ્સાં કાપવાંથી જ પ્રગટ થઈ શકે, ઈઝ ઈટ ક્લીયર ?

(૫) ગાયનમાં શુદ્ધ ઉચ્ચારણ જોઈએ. હું તો એમ પણ માનું કે દીર્ઘની જગ્યાએ હ્રસ્વ સ્વર પણ ન ચાલે. માટે ઊંઝા જોડણીમાં રસ ધરાવતા ગાયકે વાંચતી વખતે એ જોડણી સ્વીકારવી, પણ ગાતી વખતે એ જોડણીનો અસ્વીકાર કરવો. સંગીતમાં તો ઠીક, હું તો વ્યવહારમાં પણ ચોકસાઈનો સમર્થક છું. પાડોશણને ત્યાં જઈ તમે 'પાણી આપો, તરસ લાગી છે' એમ કહી શકો, પણ 'પાણિ આપો, તરસ લાગી છે' એમ ન કહી શકો. છતાં મારે કબૂલવું જોઈએ કે ઉચ્ચારણના સૂક્ષ્મ ભેદો આપણે જલ્દીથી પકડી શકતા નથી. મારાં લગ્ન વખતે ગોર મહારાજે 'પાણિગ્રહણ' કરવા કહેલું. ત્યારે મેં પાણી ભરેલો તાંબાનો લોટો ઊઠાવેલો, એ મને યાદ છે. આ જીવનસંગીતની વાત છે, છતાં તમને કદાચ આડવાત લાગશે.

(૬) આત્મવિશ્વાસપૂર્વક ગાવું. શાસ્ત્ર મુજબ આ એક આવશ્યક ગુણ છે. મારા અનુભવને આધારે હું કહી શકું કે એવા કેટલાયે ગાયકો હોય છે જે 'કદાચ સમ નહીં આવે તો ?' ના ડર સાથે ગાય છે અને રાગનું સૌંદર્ય પૂર્ણપણે પ્રગટ નથી કરી શકતા. જ્ઞાનીઓને ભયસ્થાનોની ખબર હોય છે, એટલે ભય પણ એમને નથી છોડતો ! મેં હજી 'સમ' અંગે કશી ચોખવટ નથી કરી, માટે તમે સદ્‌ભાગી છો. હાલ તમે ભયમુક્ત રહી ગાઈ શકશો અને રાગનું સૌંદર્ય પણ પ્રગટ કરી શકશો. જ્યારે તમે 'સમ' અંગે પૂરી માહિતી મેળવી લેશો, ત્યારે તમને સાચા પડકારની ખબર પડશે અને પછી તમે આત્મવિશ્વાસ ગુમાવશો. માટે હું 'સમ' અંગે લખવામાં શક્ય એટલો વિલંબ કરીશ, તમતમારે મુક્તપણે ગાઈ રાગનું સૌંદર્ય પ્રગટ કરો, આત્મવિશ્વાસપૂર્વક !

(૭) ત્રણ સપ્તકમાં ફરી શકે તેવો અવાજ હોવો અને અવાજ પર નિયંત્રણ હોવું એ પણ ગુણ છે. ગાયન અને રુદન વચ્ચેનો ભેદ પારખી શકાય એટલા ખાતર પણ ત્રણ સપ્તકની અંદર જ અવાજ ફરે અને એની બહાર ન નીકળે તો સારું, એમ હું માનું છું. (શાસ્ત્રોમાં આ ભયસ્થાન સ્પષ્ટ કરાયું નથી.) પણ એમ માનવાથી કાંઈ થતું નથી, આપણા અવાજ પર આપણું નિયંત્રણ જરૂરી છે. કંટાળીને શ્રોતાઓ આપણા અવાજને નિયંત્રિત કરે, એ હદે જઈ કદી ન ગાવું.

(૮) તાન, આલાપ વગેરેના વૈવિધ્ય સાથે રચનાશક્તિ દાખવવી. હાલ તમને 'આલાપ' અને 'વિલાપ' વચ્ચેનો ભેદ ખબર નથી, એટલે રચનાશક્તિ વિશે પણ હું લખતો નથી. અત્યારે તો, શાસ્ત્રમાં જે ગુણ લખાયો છે, તેને તમે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લો. (તમારે માટે બીજો વિકલ્પ છે ?)

(૯) સમયની સમજ સાથે શ્રોતાઓને વશ કરવાની શક્તિ ગાયક અને વાદકમાં હોવી જોઈએ. જુદા જુદા સમય/પ્રહર માટે જુદા જુદા રાગો બનેલા છે. એ તરફ પણ અહીં ઈશારો હોઈ શકે. પણ મને તો બીજી શક્યતાયે દેખાય છે. સમયને ન સમજી શકનાર કવિઓને મેં કવિ સંમેલનમાં શ્રોતાઓને હાથે ઝૂડાતા પણ જોયા છે. (હું કવિ છું, એટલે આ સ્વાનુભવ પણ હોઈ શકે.) માત્ર શાસ્ત્રીય સંગીતકારને જ નહીં, કોઈ પણ કલાકારે ભાવકો સામે રજૂ થતી વખતે 'સમય'નું ધ્યાન રાખવું જ પડે છે. દરેક ગાયક કે વાદકને શ્રોતાઓ વશ થઈ જાય, એ ગમતું હોય છે. ભય એ કે પોતાના અવગુણને કારણે એ અવળી સ્થિતિનું નિર્માણ પણ કરી શકે છે.

(૧૦) ગાયક/વાદક ઉત્તમ શિક્ષાકાર હોવો જોઈએ. મતલબ કે એણે ઉત્તમ ગુરુ દ્વારા અપાયેલો જ્ઞાન-વારસો પચાવ્યો હોવો જોઈએ. અને એને નવી પેઢી ગ્રહણ કરી શકે એ રીતે રજૂ કરવાની એનામાં આવડત હોવી જોઈએ. કૂવામાં હોય તો હવાડામાં આવે, એવી કહેવત આપણે ત્યાં છે જ. નવી પેઢીને જ્યારે સાવ કઢંગી રીતે સંગીત પીરસતી જોઉં છું, ત્યારે હું પ્રાર્થના કરું છું કે 'હે ઈશ્વર ! તું આમને માફ કરજે, તેઓ શું કરી રહ્યા છે એનું તેમને ભાન નથી ! પણ તું એમના ગુરુઓને માફ ન કરતો અને મારા વતી એમને પકડી પકડીને ફટકારજે !'

હું ધારું છું ગુણ-નિમિત્તે આટલું લખાણ કાફી છે. અલબત્ત, શાસ્ત્રકારોએ જો મને પૂછીને શાસ્ત્રો રચ્યાં હોત તો તેઓ ઘણાં પાનાં બચાવી શક્યા હોત. ખરેખર તો શાસ્ત્રીય સંગીતકારના અવગુણોની ચર્ચા પ્રથમ થવી જોઈએ, પછી ગુણની ચર્ચા ન કરીએ તોયે ચાલે. ગુણ નિમિત્તે તો એક જ વાક્ય લખી શકાય કે 'સંગીત કલાકાર 'અવગુણ'ને 'ગુણ' માનતો ન હોવો જોઈએ.'

■

(ક્રમશઃ)

## ૩ સરકારી કોઠી અને ગોમા

કેશુભાઈ દેસાઈ

પછી ટેક્સી કરીને અમે ૧૨-એબી પડારા પાર્ક પહોંચ્યાં. ફોઈ કાશીરામ રાણાની કોઠી જોઈ રાજી રાજી થઈ ગયા.

પ્રધાન નથી છતાં બંગલો તો પ્રધાન જેવો મળ્યો છે ! એમના મોંમાથી વીઆઈપી બંગલામા ઊતરી રહ્યા હોવાનો રોમાચ પ્રગટ્યો 'પ્રધાન હોય તો ગાર્ડ હોય. ક્યાંથી આવ્યા કોને મળવાનુ છે જેવી પૂછપરછ પણ થાય. અહીં કશી રોકટોક ન હતી. કાશીરામ જેટલો જ ઉદાર એમનો બગલો. એ બધાને માટે બધો વખત ખુલ્લો. જો કે કાશીરામ દિલ્હીમા ન હતા. હજી એ બે દિવસ બાદ આવવાના હતા. અમે તો પ્રવાસી પંખીડાં એમનો બગલો અમારે માટે રૈન બસેરા થી વિશેષ ન હતો.

છેલ્લા ત્રીસેક વરસથી દિલ્હીના દોડા ચાલુ છે રાજકારણની ચસકી લાગ્યો હોય એને દિલ્હીનુ આકર્ષણ ન રહે તો જ નવાઈ ! હુ રાજકારણ રમી શકુ એવો જાડી ખાલનો જીવ નથી પણ એનુ ખેંચાણ તો આટલી પછડાટ પછીય આ ક્ષણ પર્યંત અનુભવતો રહ્યો છું કુંડળીના યોગો જવાબદાર હશે ? કોને ખબર ! જે હોય તે. સાંસદ બની, ઉમાશકરે જેને રાષ્ટ્રનો ચોરો કહી વિશિષ્ટ સાસ્કૃતિક ઓળખ આપી છે એ સંસદ ભવન ગજવવાના કોડ મનમા ને મનમાં શમી ગયા પછી પણ મને વરસે દહાડે એક બે વાર એ ભવ્ય ઈમારતો પાસે થઈ પસાર થવું ગમતું રહ્યુ છે દિલ્હી આપણા ઈતિહાસની આરસી છે અહીં ઓટોરિક્ષામાં બેસી અમથા આંટાફેરા મારીએ તોય નજરમાં હિંદુસ્તાન અંજાઈ જતુ હોય છે મને તો પગપાળા ફરવાનો મહાવરો છે માઈલોના માઈલો લુટ્યિનની દિલ્હીની ફૂટપાથો પર હું રીતસર રઝળ્યો છું ક્યારેય એનો નકશો આત્મસાત્ કરવાની કોશિશ નથી કરી. બસ, નિરુદ્દેશે ભ્રમણ કરતો રહ્યો છું દિલ્હીએ મને ભલે ન સ્વીકાર્યો હોય પણ એકતરફી પ્રેમ પાછળ ફના થવા નીકળેલા પાગલ પ્રેમીની માફક હું વણનોતર્યો એના દીદાર કરવા દોટ મૂકતો રહ્યો છું મને દિલ્હી નામની મારી વઠેલ પ્રેયસીના ઘરઆંગણા લગી પહોંડનારા હરિના લાલ મળતા જ રહ્યા છે હું પેલા કવિજીવની જેમ એની પૂઠે દોડતો રહ્યો છુ એ ભલે એનાં માન ન છોડે હુ તો મારા ઈશ્કનો ઈજહાર કરી જ ચૂક્યો છું આ તો પ્રેમખો પંથ. અહીં કશી આટીઘૂટી હોય જ નહીં. ઘનાનંદની જ ભાષામા વાત કરુ એ ઉચિત રહેશે

अति सूधो सनेह को मारग है
जहँ नेकु सयानप बाँक नहीं
यहाँ साँचे चलै तजि आपनपौ
झिझके कपटी जो निसाँक नहीं ।
घन आनद प्यारे सुजान सुनो
इत इक तें दूसरो आक नहीं
तुम कौन सी पाटी पढै हो लला
मन लेहु पै देहु छटाँक नही ।

ઘનાનંદની પ્રેમિકાની જેમ દિલ્હી હરહંમેશ મારી *ઉપેક્ષા કરતી રહી છે મને જુએ છે કે મોઢું ફેરવી લે છે 'છતાં* હુ એનો પીછો છોડતો નથી. એવુય નથી કે ઊંડે ઊંડે એના રીઝવાનો કોઈ સધિયારો હોય. એ રાણી તો રૂઠેલાં જ રહેવાનાં છે જાણુ છુ પણ એથી શુ ? હુ તો એમની આજુબાજુ આંટાફેરા મારતો જ રહેવાનો એ ભલે ને છાછિયાં કરે, હું વેગળો ઊભો ઊભો ટગર નજરે તાકી રહેવાનો.

ફોઈએ બંગલાના બાથરૂમનું નિરીક્ષણ કરી લઈ એને પોતાના સ્વચ્છતાનાં ધોરણો અનુસાર સાફસૂફ કરવાનું ચાલુ કરી દીધુ બીજી તરફ નીચે રસોડામાં રાણાજીની રસોઈયણે ઉતાવળે અમારુ જમવાનું બનાવી દીધું હતું. રસોઈયણ ગોમાને અફસોસ હોય તો એટલો જ કે એને સવેળી સૂચના અપાઈ હોત તો એ મહેમાનોને વધારે સારી રસોઈ જમાડી શકી હોત. છેક બપોરના બાર વાગ્યે ઓચિંતો જ હુકમ છૂટે અને તાબડતોબ ત્રણ વધારે માણસો માટેનું રસોડું કરવાનું આવે ત્યારે દેખીતી રીતે જ બાઈ માણસ મૂંઝવણ અનુભવે. ગોમા ખુશમિજાજ ઓરત છે પણ તે દિવસે એના ચહેરા પર અસુખનો ઓછાયો વરતાઈ રહ્યો હતો અમારુ આવવું એને કઠ્યુ હતું એમ તો કેમ કહેવાય ? હું તો અગાઉ અનેકવાર એના સાહેબનો મહેમાન બની ચૂક્યો હતો. મારી સાથે એ મોકળા મનથી વાતો પણ કરતી. સાહેબના ખાસ દોસ્ત તરીકે મારી પૂરી મર્યાદા પણ જાળવતી. એની મીઠી મશ્કરી કરું તોય વાંધો ન લેતી. ઊલટાની રાજીપો દાખવતી. હુ એને ગૌ માતા કહુ ત્યારે એ મલકાઈને ગવરી ગાયની માફક મારી સામે આંખો કાઢતી. શિંગડાં ન હતાં અને પૂંછડું ન હતું ચાર પગે ચાલતી ન હતી. બાકી એ સાચે જ ગાવડી લાગે. એવી જ પ્રેમાળ, માયાળુ અને નિર્દોષ, નિરુપદ્રવી. એની છાતી દૂધથી છલોછલ ગાયનું આઉ જ લાગે. મૂળે એ નેપાળની વનદેવી છે બેઠાખાઉ બની ગઈ અને ઉપરાછાપરી સુવાવડો આવતી ગઈ

એટલે થોડી જાડી જરૂર બની ગઈ હતી. એના અસલી સૌંદર્યનું આકલન કરવું હોય તો તમારે આંખો મીંચી દઈ દસ-પંદર વરસ પહેલાંની ગોમાની કલ્પના કરવી પડે. જો કે જેવી છે એવી, વર્તમાન સ્વરૂપે પણ એ સુંદરી જ ગણાય. એની સુંદરતાનાં વખાણ કરીએ તે એને ગમે છે. ગમે તેવી ઉતાવળ હોય તોય એ એની પ્રશંસા સાંભળવા થોભી જાય છે. આપણે ભલે ને ખાલી અમથો વાગ્વિલાસ કરતા હોઈએ, એને વખત પૂરતાં તો આપણાં બનાવટી પ્રશસ્તિવચનો પણ સાચાં લાગી જાય છે. એ કોઈ જુદી જ દુનિયામાં સરી પડે છે; કહો કે એ દિવાસ્વપ્નમાં સરી પડે છે. જાણે પોતે કોઈ સાધારણ નોકરડી નહીં પણ ઈંદ્રલોકથી ઊતરી આવેલી શાપિત અપ્સરા ન હોય - એવી રંગીન કલ્પનામાં ગરકાવ થઈ જાય છે.

ગોમાના પગ અલબત્ત વાસ્તવના ધરાતલને બરાબર પિછાણે છે. બાળકોના ભવિષ્ય માટે એણે પારકાં ઠામ-ઠીબરાં અજવાળવાનું - એને પોતાને હલકું લાગતું કામ વહાલું કર્યું છે. એ નેપાળમાં રહેતી હોત તો એને પારકો એંઠવાડ ઉપાડવાની નોબત ન જ આવત. ત્યાં એ ઢોરઢાંખર ચરાવતી હોત, ખેતીકામ કરતી હોત અને સ્વમાનભેર એની બીજી બહેનોની જેમ જીવતી હોત. અહીં એનો ઘરવાળો ટૂંકા પગારની નોકરી કરે છે અને એ પોતે સાહેબનું રસોડું સંભાળે છે, વાસણ-કપડાં કરે છે. એને એની હેસિયતની બરાબર ખબર છે. એ જાત સાચવીને જીવે છે અને એનાં છોકરાં ઉછેરે છે. એક ઊજળી આવતીકાલની આશામાં એને હીણપતભર્યો વર્તમાન પણ મીઠો જ લાગે છે. સૌથી મોટો સધિયારો હોય તો એ સાહેબના નામનો છે. એમના ગોમા ઉપર ચારે હાથ છે. છેક દરવાજામાંથી બૂમો પાડતા આવે : ગો...મા ! મેરી ગો...મા !!

ગોમા પેલી ઉમળકે ચડેલી ગાય એના ગોવાળનો ડચકારો સાંભળી ભુરાટી થાય એમ ઊછળવા માંડે છે. એનો પગ ધરતી પર ટકતો નથી. વખત પૂરતી એ કોઈ અગોચર સૌંદર્યસૃષ્ટિની સામ્રાજ્ઞી બની જાય છે.

ગોમાએ ટૂંકી નોટિસમાં પણ સંપૂર્ણ રસોઈ બનાવી દીધી એ જોઈ મારા મનમાં અંકાયેલી એની છાપ વધુ ઊજળી બની રહી. એ નવાગંતુક મહિલાઓ સાથે એકદમ હળી ગઈ. ફોઈ એની સાથે એમને આવડે એવી હિંદીમાં વાતોના તડાકા મારવા લાગ્યાં. બિટ્ટુને થોડું વધુ પડતું ભલે લાગ્યું હોય પણ ગોમા ખરેખર એનાં કદરદાન મહેમાન મેડમ પર 'આફરીન' હતી. એમની વાતોમાં નરી મમતા હતી; એમાં ક્યાંય ગોમાને ખટકો લાગે કે કઠે એવો હરફ સરખો ન હતો. એ હોંશે હોંશે એની અંતરંગ માહિતી પીરસ્યે જતી હતી. એને ખાતરી હતી કે પૂછનાર પણ પોતાના જેવી જ એક સ્ત્રી હતી. એ ગુજરાતણ હતી અને પ્રમાણમાં સુખી કહેવાય એવા સંસ્કારી પરિવારમાંથી આવતી હતી, બાકી એનામાં નહોતું શેઠાણીનું અભિમાન કે નહોતી ભદ્ર મહિલાઓમાં જોવા મળતી પરિશ્રમી વર્ગ તરફની સૂગ. ઊલટાની એમના શબ્દે શબ્દે કરુણા રેલાતી હતી. એમનું ચાલે તો ગોમાને વાસણ કપડાં કરાવવા બેસી જાય ! પોતે એક સામાજિક કાર્યકર હતાં અને દુખિયારી મહિલાઓ માટે પડતી બૂમે દોડતાં રહ્યાં હતાં. એમનું આ મહિલા કાર્યકરનું સ્વરૂપ ગોમાની કરમ કથની સાંભળતાંની સાથે ઉજાગર થઈ ઊઠ્યું. આવી રૂપાળી સ્ત્રીઓને પેટ ખાતર વેઠ કરવી પડતી હોય ત્યારે અનેક જાતના પડકારોનો સામનો કરવો પડે એ સ્વાભાવિક છે. સારું છે કે ગોમાનો ઘરવાળો વહેમીલો નથી. નહીંતર એ જ એનો પહેલો દુશ્મન બની રહે. ઘરવાળી પાછળ છૂપો ચોકી પહેરો જ ગોઠવી દે. પરપુરુષ સાથે એને હસતા મોઢે વાતચીત કરતી જુએ તોય બગડી બેસે. ગોમા બંગલાના સર્વન્ટ્સ ક્વાર્ટર્સમાં રહે છે. બંગલામાં બીજો એક યુવાન નોકર પણ છે શિવો. એ પણ ગોમાની સામેના સર્વન્ટ્સ ક્વાર્ટર્સમાં પરિવાર સાથે રહે છે. ઉપરાંત પેલો રોકડિયો હનુમાન, સાહેબનો પી.એ. ! ગોમાના ઘરવાળાને આખો દિવસ એની નોકરીના કારણે બહાર ને બહાર રહેવાનું. ક્યારેક તો રાતની ડ્યૂટી પણ હોય. આવી આબોહવામાં વહેમની વિષવેલને ઊછરતાં કેટલી વાર ? પણ ગોમાને એની જાત સાચવીને જીવતાં આવડે છે. એથી આટલા લાંબા સમયથી રહેતી હોવા છતાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો જ નથી. એનો ઘરવાળો ચૂપાચૂપ એના ઘરમાંથી નીકળી ગેટ ખોલી બારોબાર આવ-જા કરતો રહે છે. ક્યારેય 'કોઠી' સામે જોવાની પણ તસદી લેતો નથી. બસ, એ અને એનું કામ. નિશાળમાંથી નીસરી જવું પાંસરા ઘેર. આવી હાલતમાં જીવનારનું મન જ જાણતું હોય કે માંહ્યલીપા શું શું વીતે છે ! પણ મન મારીને જીવવાની કળા શીખી લીધી એનો બેડો પાર લાગી જતો હોય છે. મને ગોમામાં કોઈ વણલખાયેલી નવલકથાની જાજરમાન નાયિકાનાં દીદાર થઈ રહ્યાં હતાં. ગોમાની ખાનદાની ઉપર અમે ત્રણેય વારી ગયાં. એણે કેટલા હેતથી રસોઈ બનાવી હતી ! એને મન મારાં સ્વજનો એના સાહેબના કોઈ પણ વીઆઈપી મહેમાન જેટલાં જ મહત્ત્વનાં મહેમાનો હતાં. વળી ફોઈ તો એની અંતરંગ બાબતોમાં પણ ઊંડો રસ દાખવી રહ્યાં હતાં. બિટ્ટુને પણ ગોમા ગમી ગઈ હતી. મને તો એ શરૂથી જ પશુપતિનાથની ગૌશાળામાંથી ભાગી છૂટેલી હરાઈ ગાવડી લાગતી રહી છે. એને નેપાળની ગૌઆ કહેવી કે ખજૂરાહોની યક્ષકન્યા ? કે પછી મેનકાના વંશની અનામી અપ્સરા ? તમે એકાદ વાર ગોમાના દીદાર કરો તો તમને મારી વિમાસણ સમજાય. જઈ આવજો ૧૨ એબી, પંડારા રોડ, કોઠી પર.

■

રાધેશ્યામ શર્મા

## યુરોપમાં હિન્દુસ્તાન સૂંઘવાનો અનુભવ !

'પૂર્વોત્તર', 'રાધે તારા ડુંગરિયા પર', 'દેવોની ઘાટી', 'દેવાત્મા હિમાલય', 'દશ્યાવલી' એને અનવરત પ્રવાસી ભોળાભાઈ પટેલનાં પાંચ ભમણવૃત્ત પંચાયતન કહી શકાય. 'યુરોપ-અનુભવ' એમાં છઠ્ઠું છોગું છે છોગામાં શરીક બીજાં ચાર ફૂલો છે, દીપ્તિ શાહ, રૂપા શેઠ, નિરૂપમા સંઘવી અને અનિલા દલાલ. યુરોપ-અનુભવનાં સહભાગી પ્રવાસીઓ.

અનુ-ભવી પ્રવાસને, લેખકે અચ્યુતમ્ કર્યું નથી, પણ ચિત્રાત્મક પ્રવાસ-આલેખન કર્યું છે પશ્ચિમ યુરોપના સ્પેન, ફ્રાન્સ, બેલ્જિયમ, લક્ઝમબર્ગ, નેધરલેન્ડ, જર્મની, વિયેના, ઈટલી અને ઈંગ્લેન્ડ આદિમાં ઘૂમી ત્યાંનું નગર-નિસર્ગસૌંદર્ય અને સભ્યતા પરમ્પરા તેમજ ઐતિહાસિક મહિમાનું ગદ્યગાન તો અહીં છે જ, પણ ખાસ તો ખ્યાતનામ 'કલાસ્વામીઓનાં અદ્‌ભુત ચિત્ર-શિલ્પ-સ્થાપત્યનાં અમર સર્જનોનાં દર્શનથી અભિભૂત પ્રવાસી- ચેતનાનો' પ્રતિસ્પંદ પણ ગૂંથાયો છે લેખકની મનીષા સ્વાભાવિક કે પુસ્તકમાં વર્ણવેલા અનુભવોમાંથી ગુજરતો વાચક સ્થળકાળ ભૂલી જાય અને સહપંથી બની જુએજાણે, પણ અહીં જ ખરી કસોટી છે કે જે તે સ્થળવિશેષમાં, તત્કાળ ઉપસ્થિત રહી સમગ્ર પરિવેશને તે વર્ણનબદ્ધ કરી શક્યા છે ? અત્રે ગ્રન્થારંભથી જોવા-જાણવાનું શરૂ કરીએ તો કેવું કેવું સામે આવે છે ? અહીં આવરણ-ચિત્ર છે · કાર્લો મારિયા મારિયાનીનું, ચોથું પ્રચ્છદપટ : સ્પેનિશ સ્ટેપ્સ-ચોક, પાસે છે રોમમાં કીટ્સનું ઘર, જે મેરી ઈવાન્સ પિક્ચર લાયબ્રેરીની દેન છે.




યુરોપ-અનુભવના વર્ણન સાથે ચિત્ર-દર્શન યોગ-સુયોગ પણ પ્રત્યક્ષ સંભવ્યો છે દા.ત. પૃ. ૭૯ પર લા પીએના (માઈકેલ એન્જેલો - સેન્ટ પીટર, રોમ) પૃ. ૧૨૭ ડેવિડ (ફ્લોરેન્સ), પૃ. ૧૬૮ નોત્રદામ (પેરિસ), પૃ. ૧૭૪ ચુંબન (રોદાંનું અદ્વિતીય શિલ્પ) પૃ. ૧૭૫ ચિંતક (રોદાં), પૃ. ૧૭૮ મોં માર્ગ (પેરિસ), પૃ. ૧૮૨ વિનસ-દ-મિલો (લુવ્ર), શેક્સપિયરનું જન્મ સ્થળ (સ્ટેટફર્ડ અપૉન એવોન), પૃ. ૧૧૫ વિનસનો જન્મ (બોતીચેલી)

અંગત સ્પર્શ-ઈચ્છુક વાચકને કહી શકીએ 'નીરખને' અને પછી સૂચવી શકાય પૃ. (૧૪૪) પર વર્ણન છે તે હસિત વદન લેખક-પ્રવાસીઓની ઈન્ટરલાકન જતી બોટમાંની તસવીર, શેક્સપિયરના જન્મસ્થળવાળી અને એવોન નદીના તટ પર બગલથેલો અને પોથી લઈ ઊભેલા ભમણવૃત્તકાર ભોળાભાઈ પટેલ. (ઉત્તર ગુજરાતમાં કોઈ બહુ ફર ફર કરતું હોય એના વિશે કહેવાય કે એના પગતળિયે ભમરો છે. ભોળાભાઈ વિશે પણ વિનોદમાં કહી શકીએ કે એમના પગમાં ભમરો છે અને વધારામાં સૌદર્યદષ્ટિમાં ગુન ગુન કરતો ભમર પણ છે !) ભમવાનો, ક્રિયાકારી ચેપ એમને કાકાસાહેબ કાલેલકર, ઉમાશંકર જોશી અને નિરંજન ભગત જેવાં જીવંત માધ્યમોથી મળ્યો હોય. ભગતસાહેબે તો ફ્રુ એલેના બાર્તોલિને - અતિથિગૃહમાં ઉતારા માટે ભલામણપત્ર પણ લખી દીધેલો.

આ લખનારે એમનું 'વેનિસ ' વેનિસ' તાદશ્ય વર્ણન વાંચી લેખકને પ્રેમપત્ર લખેલો. મને શું ગમેલું એ યાદ મુજબ આ ઘડીએ ટાંકું છું · 'હજુ આકાશમાં વાદળ છે, વેનિસનાં નગરજનો એક હાથમાં છત્રી અને બીજા હાથમાં થેલી લઈ ખરીદી કરતાં જાય છે વળી, કોઈ પરિચિત મળે તો વાતો કરવા ઊભાં રહે છે ત્રીજું કોઈ આવી એમાં પાછું જોડાય. .'

હવેનું વાક્ય સૂચક છે -

'હું જાણે એ દશ્યોમાં હિંદુસ્તાન સૂંઘતો હતો.' (પૃ. ૭૧)

યુરોપ-અનુભવના રંગોમાં, શિત્રકૃતિઓમાં, શિલ્પોમાં, લૅન્ડસ્કેપમાં, વૉટરસ્કેપમાં જે કાંઈ અસાધારણ પારખ્યું, નીરખ્યું એની હારોહાર દશ્યોમાં તદ્દન સામાન્ય સપાટી પરની ઘટનામાં પોતાના હિન્દુસ્તાનને સૂંઘી લેવાની ઈચ્છાને બાબરવૃત્તિ કહી શકાય ? બાબરને હિંદુસ્થાનમાં તરબૂચ જોઈ પોતાનું વતન નહોતું સાંભર્યું ? 'વેનિસ' વિશે વાંચી અમેરિકન સર્જક ટ્રુમન કાપોટેએ કથેલું પ્રસ્તુત કરું :

'Venice is like eating an entire box of chocolate liquers in one go.'

હિન્દુસ્તાન પરથી ગુજરાત પર આવીએ તો કરસનદાસ મૂલજીએ ૧૮૬૪માં 'ઈંગ્લેન્ડમાં પ્રવાસ' અંતર્ગત કબૂલેલું, 'આપણા કવિઓએ ઈંદ્રપુરી અથવા દ્વારિકાપુરીનું વર્ણન કર્યું છે, પણ તેઓએ આ પારિસ જોયું હોત તો તેનું વર્ણન તેઓ વધારે સારી રીતે કરી શકત.'

અહીં 'પારિસ' વિશે બે પ્રકરણો ફાળવ્યાં છે : પૅરિસ ભણી (પૃ. ૧૬૪), પૅરિસ (પૃ. ૧૬૭) અને ત્રીજું ઍફિલ ટાવર અંગેનું (પૃ. ૧૭૦) પેન્થિઓનના પરિસરમાં લેખકને યોગ્ય રીતે જ નિરંજન ભગત યાદ આવે છે. જે વિસ્તારમાં બૉદલેર ચાહક (ભોળાભાઈ પણ બૉદલેર ચાહક) કવિશ્રીએ 'રઝળપાટ' કરેલો. (આ લખનાર પર ત્રીસ-પાંત્રીસ વર્ષ પૂર્વે સન્મિત્ર ચિત્રકળાકાર ગુલામ મોહમ્મદ શેખે અને સર્જકસખા લાભશંકર ઠાકરે પેરિસ મ્યૂઝિયમના પગથિયે બેસી પત્રો લખ્યાનું સાંભરે રે...) ભોળાભાઈને કવિશ્રીએ ચાર નગરો યુરોપ-અનુભવને સમૃદ્ધ બનાવવા સૂચવેલાં : પૅરિસ, રોમ, એથેન્સ અને લંડન. ગુરુજનને અનુસરી અન્ય સદ્ગુરુને સ્મરી સૌએ પૅરિસને 'પદગત' કર્યું ! અન્ય નહિ અનન્ય એવા ઉમાશંકર અને રવીન્દ્રનાથના ઉલ્લેખો કંકુચોખાના છાંટણાની જેમ આમતેમ પ્રકટ-પ્રચ્છન્ન વેરાયેલા છે.

આવા સાહિત્યિક ઉલ્લેખોમાં પૃ. ૧૧૬ પરની વિગત સ્મરણીય : મુંબઈમાં રાજેન્દ્ર શાહની લિપિની પ્રિન્ટરીમાં સુરેશ જોષીને કંઠે રાઈનેર મારિયા રિલ્કેનું કાવ્ય 'વિનસનો જન્મ' સાંભળ્યું હતું. પુસ્તકમાં સામે વિનસનું બહુરંગી, બહુ જાણીતું ચિત્ર છે અને પૃ. ૧૧૮ પર 'કાંચનજંઘા'ના નિબંધકાર ભોળાભાઈનું નખશિખ પર્યંતનું રસિક વિગતભર્યું વર્ણન છે :

'એની નાભિ, એનું પેટ, કમરનો લાંક, એની સાથળો,
બે ઢીંચણ (રિલ્કેએ જેને ચંદ્રની ઉપમા આપી છે)
વિનસ સાચે છે કાંચનજંઘા... સ્થિતિ અને ગતિ વચ્ચેની
આ મુદ્રા છે. પગના અંગૂઠાના નખ સુધી મારી નજર
જાય છે તેમ વળી પાછી એજ માર્ગે ઉપર ચઢતી
જાય છે, શિખા પર્યંત - નખશિખ'

મોનાકોમાં 'અનાવૃત્ત રૂપાકારો' જોઈ પુરાણચરિત કુંતાનું સ્મરણ કર્તાને કેવું અકુંઠિત દષ્ટિથી થાય છે ! 'ખુલ્લા નાભિપ્રદેશ અને ઉરુપ્રદેશ'નું સૌંદર્ય મોનાકોના આ સાગરતટે જ જોયું ! આ સ્ત્રીઓ પોતાના ખુલ્લા દેહને સૂર્ય સમક્ષ ધરી કુન્તીની જેમ એનું આવાહન કરી રહી છે કે શું ? એની એમને કોઈ કુંઠા નથી. પુરુષો-સ્ત્રીઓ પાસેપાસે સૂતાં છે, બેઠાં છે' (પૃ. ૧૫૬)

પરંતુ શેક્સપિયરના પ્રાંગણના એક ખૂણામાં રવીન્દ્રનાથને પ્રતિમાસ્થિત બેઠેલા જોઈ લેખકને લાગ્યું તે તેમણે સ-ચોટ વ્યક્ત કર્યું છે : 'આપણે જાતે જઈને રવીન્દ્રનાથને અપમાનિત કર્યા છે.' (પૃ. ૨૦૦)

વિધાન વાંચી આ લખનારે પેટ્રીઓટિક થ્રિલ અનુભવી - જેવી ભોળાભાઈએ મને આ ગ્રન્થ મોકલતાં વાક્યોમાં અનુભવેલી, 'આજીવન કૉન્ટિનેન્ટલ સાહિત્યના યાત્રી એવા તમને એ દેશોનું આ સ્થૂલ પ્રવાસ પુસ્તક મોકલતાં થ્રિલ અનુભવું છું કે તમને કેવું લાગશે !' (૫ ઑગસ્ટ, ૨૦૦૬)

બીજી થ્રિલ અનુભવી લેખકે વર્ડ્ઝવર્થની ડવકૉટેજની સર્જન નિશ્રામાં ઉમાશંકરની 'કપોતકુટિર' અને 'ગ્રાસમિયર' કૃતિઓ કવિ પ્રદ્યુમ્ન તન્નાને ઉતારી આપી, ત્યારબાદ ટેકરીનો ઢોળાવ ચઢતાં કવિ ઉમાશંકર પણ સૌ પ્રવાસીઓ સાથ ચાલી રહ્યાના અહેસાસનું વર્ણન વાંચતાં.

'બ્રિટનમાં ગિરા ગુજરાતી' (પૃ. ૨૦૪) લેખને અંતે મૂકેલી વિગત ગરવા બચેલા ગુજરાતી ભાષીઓ માટે ગૌરવ લેવા જેવી અને સાથે જ ચિન્ત્ય પણ એટલી જ.

'એક પણ અંગ્રેજી શબ્દનો ઉપયોગ કર્યા વિના લૉર્ડ મેઘનાદ દેસાઈએ (જે અભિનયપટુ દિલીપકુમારના ચરમ ચાહક છે) પોતાના વક્તવ્યમાં કહ્યું કે હું બહુ સારો ગુજરાતી નથી. ૩૬૧ દિવસ અહીંની બ્રિટીશ પ્રજા જોડે રહું છું... ગુજરાતી ભાષાને માન ન આપો તો કંઈ નહીં, પણ અપમાન ન કરો. ઉપેક્ષા એટલે જ અપમાન.'

આ ભ્રમણ-વૃત્ત અંતરિક્ષમાં યા અન્યત્ર શ્રી કરસનદાસ મૂલજી વાંચવા પામે તો કેટલા બધા રાજી થાય - એ તો તેઓ ચોક્કસ કહી શકે અને બીજા ગુજરાતી પ્રેમી ભોળાભાઈ...

■

'યુરોપ-અનુભવ' લે. ભોળાભાઈ પટેલ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, રતનપોળ નાકા, અમદાવાદ - ૩૮૦૦૦૧, પૃ. ૨૨૪, કિંમત : રૂ. ૧૨૫/-

# ગુજરાતમાં સિંહ અને વન્ય પશુ-પક્ષીઓનો શિકાર કેવી રીતે અટકાવી શકાય ? - કેટલાંક નિરીક્ષણો

હેમેન્દ્ર એ. શાહ

ગીરના જંગલમાં છેલ્લાં ચાળીસ વર્ષમાં અનેક વખત પરિભ્રમણ કર્યા પછી જે વાતની મને બીક હતી તે અંતે બનીને જ રહી. 'મર્ડર મોસ્ટ ફાઉલ' 'પોચિંગ' એક બે વર્ષથી જ થઈ રહ્યુ છે તેવી વાત સાચી નથી મારા માનવા પ્રમાણે આ બાબત છેલ્લાં બાર વર્ષથી બની રહી છે પહેલાં નાના પાયા ઉપર થતું હોવાથી ઘણાને આ બાબતની જાણ કદાચ નહિ હોય પણ અંદરના લોકો આ બધુ જાણતા જ હતા.



ગુજરાત ભલે આર્થિક રીતે, નાણાંકીય રીતે પ્રગતિશીલ રાજ્ય હોય તો પણ ભ્રષ્ટાચાર ડામવા હજુ ઘણું બધું કરવાનું બાકી છે વન સંરક્ષણ અને કલાક્ષેત્રે વધુ ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે

*ઈશ્વરે ગુજરાતના લોકોને અનેક વરદાનોની ભેટ આપી* છે હમણાંના બનેલા બનાવોથી મને બીક છે કે ઈશ્વરે ગુજરાતને ધરેલી ભેટો થોડાં વર્ષોમાં ઝૂંટવાઈ ન જાય તો સારું

ગીરમાં સિંહોની તથા દીપડાની કતલ, અન્ય પ્રદેશોમાં મોર તથા અન્ય પક્ષીઓની મિજબાની માટે થતી કતલ ચોંકાવનારી છે ગીરમાં બની રહેલા પોચિંગના બનાવોથી પ્રશ્ન થાય છે કે આપણી વાઈલ્ડ લાઈફની ધરોહર આપણે સાચવી શકીશું કે કેમ ?

ગુજરાતમાં ત્રીસ વર્ષમા ધીમે ધીમે વાઘ ઓછા થતા ગયા. છેલ્લાં બાર વર્ષથી ગુજરાતમા સમ ખાવા પૂરતો એક વાઘ પણ બચ્યો નથી. વાઘ ગુજરાતમાંથી સંપૂર્ણપણે નેસ્ત- નાબૂદ થયો તેની ઘણાંને ખબર પણ નથી ! પર્યાવરણ અને વન્ય-સંરક્ષણ ક્ષેત્રે કામ કરતી ઘણી બધી એન.જી.ઓ. છે તેઓ નાની નાની બાબતોમાં પ્રેસ કોન્ફરન્સો કરીને સરકારને ભાંડતાં હોય છે તેઓએ વાઘ નેસ્ત નાબૂદ થયો તેની પહેલાં શું કર્યુ, પછી શુ કર્યુ ?

ઘણા વર્ષોથી મારા અનેક લેખો, બુકલેટોમાં હું અભિમાનપૂર્વક લખતો હતો કે દુનિયાભરમાં ગુજરાત એક જ એવું સ્થળ છે, એક અનન્ય પ્રદેશ છે જ્યાં ત્રણે મોટી બિલાડીઓ - સિંહ, વાઘ, દીપડો જોવા મળે છે બાર વર્ષ પહેલાં વાઘ ગુજરાતમાંથી નેસ્ત-નાબૂદ થતાં મારું અભિમાન ઉતરી ગયુ અને ગુજરાત પ્રદેશ વન્ય ક્ષેત્રે અદ્વિતીય છે તે હવે લખી શકતો નથી તેનો મને ભારે વસવસો થાય છે

સરકાર તથા વહીવટી તંત્ર જ્યારે પ્રાયોરીટી - અગ્રતાક્રમ આપવામા ભૂલ થાપ ખાઈ જાય છે ત્યારે રાષ્ટ્રને તેનાં ભયંકર પરિણામો ભોગવવાં પડે છે કસ્ટમ્સ અને સેન્ટ્રલ એક્સાઈઝ ડિપાર્ટમેન્ટમા આવું બન્યું છે વર્ષો સુધી પિક્ટોરિયલ - સર્જનાત્મક તસવીરકારોને ફોટો જર્નાલિસ્ટોને બસ સ્ટેશનોએ, રેલ્વે સ્ટેશનોએ ઊભા રાખી તમે કેમેરાની ડ્યુટી ભરી છે કે નહી તે તુર્ત જ બતાવો નહીં તો તમને સ્મગલર ઘોષિત કરી દઈશું તમારો કેમેરો જપ્ત કરી લઈશું વગેરે *પ્રકારની ધમકી ઘણા ઉમરલાયક તથા પ્રતિષ્ઠિત મહાનુભાવોને* આપવામાં આવતી અને તેમનું અપમાન કરવામા આવતું. પરિણામ શું આવ્યું ? કસ્ટમ ડિપાર્ટમેન્ટથી વધુ અગત્યની બાબતો ભૂલાઈ ગઈ ભારતભરમાં ડ્રગ્ઝ નામનો મહાભયકર રાક્ષસ ઘુસી ગયો વળી ટનબંધ આર.ડી.એક્સ. પણ ઘૂસી ગયું અને મોટી તબાહી મચી ગઈ

વાઘની જેમ સિંહ પણ ગુજરાતમાંથી નેસ્ત નાબૂદ થશે તો ભવિષ્યની પ્રજા આપણને મૂર્ખ ગણશે અને માફ નહીં કરે મુખ્યમંત્રીશ્રીએ ૪૦ કરોડનુ પેકેજ જાહેર કર્યું છે તે સારી બાબત છે. આ પેકેજનો ઉપયોગ જાણકાર, સમર્પિત અધિકારી અને કમિટીના સભ્યો લાંબા ગાળાની યોજના માટે નહીં કરે તો ધાર્યું પરિણામ આવવાની શક્યતા બહુ ઓછી છે

ઘણીવાર આ પ્રકારના ગંભીર પ્રશ્નો ઊભા થાય છે ત્યારે કામચલાઉ - થીંગડાં મારીને ફાઈલ બંધ કરી દેવાય છે, અને 'સબ સલામત હૈ'ની મહોર મારી દેવાય છે આશા છે આ કેઈસમાં આવું નહીં બને.

બાર મહિના પહેલા 'ઈન્ડીયન એક્સપ્રેસ'ના સિનિયર પત્રકારે સાબિત કરી આપ્યું કે એક વખતની *જાણીતી 'પ્રોજેક્ટ ટાઈગર'*માંની એક સેન્ક્ચ્યુરી - સારિસ્કા (રાજસ્થાન)માં એક પણ વાઘ બચ્યો નથી. આ પત્રકારે ચોંકાવનારું છતાં પ્રશસનીય

કામ કર્યું. ઘણો બધો હોબાળો મચી ગયો; ઘણી બધી દોડધામ શરૂ થઈ ગઈ. વડાપ્રધાન ડૉ. મનમોહનસિંગ સારિસ્કા દોડી ગયા. પણ તેથી શું ? ઘણા પ્રશ્નોના જવાબો હજી પણ મળ્યા નથી. કોઈ સુધારો થયો હોય તેવી પ્રતીતિ પણ થઈ નથી !

પ્રજાને - વન્ય પશુ પક્ષી ચાહક ટુરિસ્ટોને વન અધિકારીઓ કેટલા વખતથી ઉલ્લુ બનાવી રહ્યા હતા ? શા માટે તેઓ આ ગંભીર બાબતને પોતાના ઉપરી અધિકારીઓના ધ્યાન ઉપર ન લાવ્યા ? શું તેઓ કોઈને છાવરવા પ્રયત્ન કરતા હતા ? તેઓએ આ બાબતની જાણ 'ડિપાર્ટમેન્ટ ઓફ વાઈલ્ડ લાઈફ એન્ડ એન્વિરોનમેન્ટ, દિલ્હી'ને કરી હતી ? શું ભારતના વનમંત્રીશ્રીને એ બાબતની જાણ હતી ? જો હતી તો શું પગલાં ભરવામાં આવ્યાં ? રણથંભોરમાં ૧૪ વર્ષ પહેલાં વાઘનો શિકાર કરતી ગેંગ પકડાઈ હતી. ડીસેમ્બર ૦૬, જાન્યુઆરી ૨૦૦૭માં ફરી મોટી બબાલ થઈ. કોર્ટે થોડા સમય માટે રણથંભોર (રાજસ્થાન)માં ટૂરીસ્ટો માટે / પબ્લીક માટે સેન્કચ્યુરી બંધ કરવાનું ફરમાન આપ્યું. તેના માટે અનેક કારણો જવાબદાર છે.

હું ત્રણ વર્ષ પહેલાં વિશ્વના અતિ પ્રસિદ્ધ વાઘની સેન્કચ્યુરી બાંધવગઢ (મ.પ્ર.) ગયો હતો. અને આઠ દસ દિવસ સુધી સતત સવાર સાંજ જંગલમાં સ્ટીલ ફોટોગ્રાફી કરવા જતો. ત્યાં મેં ઘણા બધા વાઘ જોયા. ઘણી સુંદર ફોટોગ્રાફી થઈ શકી. વન અધિકારીઓએ મને કહ્યું કે અહીં ૮૦થી ૯૦ વાઘ છે પરંતુ બીજા એક અધિકારીએ ખાનગીમાં કહ્યું કે અહીં પણ 'પોચિંગ'ના બનાવો અવારનવાર બનતા જ હોય છે. અહીં ૫૮થી ૬૨ વાઘ છે, વધારે નહીં ! અહીં વનમાં જવા આવવાના નિયમોનું કડક પાલન થાય છે તો પણ પોચિંગ તદ્દન બંધ કરી શકાયું નથી !

ઘણી વાર રાજકારણીઓ જાણે અજાણે વનસંરક્ષણ-ક્ષેત્રે ખોટા દાખલા બેસાડતા હોય છે અને છબરડા વાળતા હોય છે. સ્વ. રાજીવ ગાંધી વડાપ્રધાન હતા ત્યારે કોંગ્રેસે સારિસ્કાના જંગલમાં મિટીંગ કરી હતી અને તેનો હોલિડે હોમ હોય તેવી રીતે ઉપયોગ કર્યો હતો. મોટા પ્રમાણમાં ફટાકડા ફોડી નોઈઝ પોલ્યુશન ફેલાવ્યું હતું એટલું જ નહીં પ્રાણીઓ માટે ફટાકડાના અવાજથી ભયનું અને ત્રાસનું વાતાવરણ ઊભું કર્યું હતું. કહેવાય છે કે કાશ્મીરના મુખ્યમંત્રી હતા ત્યારે શેખ અબ્દુલ્લાએ પોતાના ભારતના અને પરદેશના મિત્રોને ખુશ રાખવા અને પોતાની હોબીને પોષવા ગોલ્ફ કોર્સ તૈયાર કર્યો હતો. ક્યાંક બીજે ગોલ્ફ કોર્સ તૈયાર કર્યો હોય તો તેનો વાંધો ન હોઈ શકે પણ એક સુંદર વિકસિત જંગલનો નાશ કર્યો અને ગોલ્ફ કોર્સ તૈયાર કર્યો તે ઘણું ખોટું કર્યું. દક્ષિણના એક રાજ્યમાં આપણી લોકસભાના એક ભૂતપૂર્વ સ્પીકર મુખ્ય મહેમાન તરીકે એક મિજબાનીમાં ગયા હતા ત્યાં આપણા રાષ્ટ્રીય પક્ષી મોરની મોટી સંખ્યામાં હત્યા કરી એક મિજબાનીના આકર્ષણ તરીકે મોરના માંસની વાનગી મોટા પ્રમાણમાં પિરસવામાં આવી હતી. આ બાબતે ઘણા પત્રકારોએ હોબાળો મચાવ્યો હતો અને સખ્ત ટીકા કરી હતી. સ્પીકર જેવી વ્યક્તિએ આવી પાર્ટીઓમાં ભાગ લેવો યોગ્ય નથી.

'પોચિંગ'ના બનાવો ભારતભરમાં ઘણી બધી સેન્કચ્યુરીમાં - અભયારણ્યમાં બની રહ્યા છે, તે ઘણી દુ:ખની અને ચિંતાની બાબત છે.

વન્ય સંરક્ષણ ક્ષેત્રે પણ ગુજરાત ઘણા સમયથી પાછળ પડી ગયું છે. આ બાબત મેં ઘણી વખત વનવિભાગના મારા મિત્રો સ્વ. આર. એલ. જાવા (પ્રિન્સીપાલ ઓફ કોન્ઝર્વેટર ઓફ ફોરેસ્ટ), સ્વ. એમ. એન. મહેતા (પબ્લીસીટી એન્ડ લાયઝન ડિવિઝન), માનનીય શ્રી ખુમાનસિંહ વાંસિયા (પૂર્વ ડેપ્યુટી મિનિસ્ટર, ફોરેસ્ટ એન્ડ વાઈલ્ડ લાઈફ), સ્વ. સિંહા સાહેબ (કોન્ઝર્વેટર ઓફ ફોરેસ્ટ) તથા અન્ય અધિકારીઓ સાથે ચર્ચા કરી હતી. માનનીય મંત્રીશ્રી ખુમાનસિંહ વાંસિયા તથા અન્ય સમર્પિત વ્યક્તિઓ સંજોગોવશાત્ તેમના હોદ્દા ઉપર લાંબો વખત રહ્યા નહીં - વનવિભાગમાં ધરખમ સુધારા વધારા માટે યોગ્ય સમય તેઓને મળ્યો નહીં.

ગુજરાતમાં સિંહ-દીપડા અને મોરના થઈ રહેલા બેફામ શિકાર માટે ઘણાં પરિબળો જવાબદાર છે. તે અંગે આપણે ઊંડું ચિંતન કરી યોગ્ય પગલાં લેવાં જરૂરી છે.

કોઈ પણ રાજ્ય જેની પાસે ગીર જેવો નેશનલ પાર્ક અને સેન્કચ્યુરી હોય તે ખૂબ ખૂબ અભિમાન લઈ શકે. આપણે બધા ગુજરાતીઓ યોગ્ય રીતે જ ગીર માટે અભિમાન લેતા હતા. ગીરના અભ્યારણ્યને ૧૯૯૬માં સૌથી સારી રીતે જળવાયેલ અભયારણ્યની ટ્રોફી પણ મળી હતી. ગાંધીનગર બાર વર્ષ પહેલાં વિશ્વનું બીજા નંબરનું શ્રેષ્ઠ ગ્રીનેસ્ટ સીટી હતું. તે સ્થાનથી તે આજે ઘણું નીચે ઊતરી ગયેલ છે.

ગીર વિશે : ગુજરાતમાં જૂનાગઢ જિલ્લામાં આવેલા જૂનાગઢ શહેરથી ગીર અભયારણ્ય ૬૪ કિ.મી.ના અંતરે આવેલું છે. વેરાવળથી ૩૩ કિ.મી. છે. ૨૬૦ સ્કે. કિ.મી.નો રાષ્ટ્રીય ઉદ્યાન છે. ૧૧૫૦ સ્કે. કિ.મી.નો અભયારણ્ય વિસ્તાર છે. સિંહ ઉપરાંત દીપડા, કાળિયાર, ચિત્તળ, સાંભર, મગર અને ૨૦૦થી વધારે જાતનાં પક્ષીઓ અહીં જોવા મળે છે. સિંહની સંખ્યા ૩૬૦ જેટલી છે.

પક્ષી નિષ્ણાત સ્વ. શ્રી સલિમઅલીએ ઘણીવાર કહ્યું હતું કે સિંહ ન હોત તો પણ ગીર એક ઉત્તમ પ્રકારનો પક્ષીઓનો અડ્ડો છે. જેને લીધે તે આંતરરાષ્ટ્રીય નામના મેળવી શકત.

રાજકોટ હવાઈ મથકેથી ૧૭૦ કિ.મી. અને કેશોદ હવાઈ મથકેથી ૯૦ કિ.મી. દૂર આવેલી આ સેન્કચ્યુઅરી વેરાવળ સ્ટેશનથી લગભગ ૩૩ કિ.મી.ના અંતરે આવેલી છે. સાસણગીર સ્ટેશન ગીરના જંગલને અડીને જ આવેલું છે.

અહીં પોચિંગ શા માટે સહેલુ છે ?

(૧) ગીર ઘણુ વિશાળ જગલ છે જગલની અદર ઘણાં મદિરો, માલધારીઓના નેસડા વગેરે આવેલા છે બિનજરૂરી અવરજવર ઘણી છે આ કારણોસર પોચર્સની ઘુસણખોરી અટકાવવાનુ કાર્ય ઘણુ અઘરુ છે

(૨) જગલની અદર રહેતા વન કર્મચારીઓના સગા વ્હાલા, પરિચિતો, મહેમાનો, મિત્રો દર વર્ષે મોટી સખ્યામા આવતાં જતા હોય છે તેમની સાથે ઘણીવાર અજાણ્યા માણસો - પોચર્સ સેન્કચ્યુઅરીમા ઘુસી જતા હોય છે વર્ષમા આવા મુલાકાતીઓની સખ્યાનો સરવાળો ઘણો મોટો હોય છે અને તેની વ્યવસ્થિત નોંધણી પણ ક્યાય થતી નથી.

(૩) વન વિભાગના સિનિયર / જુનિયર ઓફિસર્સો હંમેશા વહીવટી ફાઈલો, પત્રવ્યવહારની ફાઈલો, રૂટીન ફાઈલો વચ્ચે દટાયેલા દબાયેલા રહે છે તેમને ગ્રાઉન્ડ રીયાલીટી વિશે પૂરી જાણકારી હોતી નથી. વળી ગાધીનગરના સિનિયર જે અધિકારીઓ જગલની મુલાકાતે જાય છે તે મુલાકાત ઘણા દિવસો અગાઉથી નિર્ધારિત કરેલ - જાહેર કરેલ કાર્યક્રમ પ્રમાણે થાય છે તેથી જગલમા કામ કરતા નાના મોટા અધિકારીઓને 'દેખાડો' કરવાનો - બધુ સારુ જ છે તેમ દર્શાવવાનો - ગોઠવવાનો, 'શો' કરવાની તક મળી જાય છે, જેથી અતે 'સબ સલામત હૈ'ની મહોર મારી આપવામા આવે છે

(૪) કડક, શિસ્તપ્રિય, સિધ્ધાતવાળા, વાઈલ્ડ લાઈફના ચાહક સમર્પિત અધિકારીઓની ખોટ પણ બગડી ગયેલ માહોલ માટે એક મોટું જવાબદાર કારણ છે

(૫) સિનિયર અધિકારીઓ પોતાની જવાબદારીને ગભીરતાપૂર્વક નિભાવતા નથી. વળી બેજવાબદાર અધિકારીઓ પોચર્સ સાથે અગત લાભ માટે મિત્રાચારી બાધીને પોતાની ફરજ બજાવવામા આંખ આડા કાન કરી લે છે અને કોઈ પણ વ્યક્તિને જગલમા જવા દે છે

(૬) વન અધિકારીઓ જગલમા ફોટા પાડવા જાય, કેમેરા લઈને ફરે તેમા કાંઈ જ ખોટું નથી પણ ઘણા વનઅધિકારીઓ એવું માનતા હોય છે કે સિંહના જગલના પ્રાણીઓના ફોટા પાડતા બધા જ તસવીરકારો ફોટા વેચીને પૈસાદાર થઈ જાય છે આવી ખોટી માન્યતાને લીધે તેમને પોતાને મળેલી જવાબદારી નિભાવવાને બદલે રાત-દિવસ ફોટા પાડવામા સમય વિતાવે છે

(૭) થોડા વર્ષો પહેલાની વાત છે ગીરના જગલમા હું ફોટોગ્રાફી કરવા ગયો હતો. મેં બધી ફોર્માલીટી કરી, જરૂરી ફી વગેરે ભરી દીધી છતાં મને મેઈન ગેટની બહાર થોડો સમય બેસવા કહ્યુ મેં કહ્યુ કે 'અત્યારે પ્રકાશ સારો છે જેથી મને સારુ લાઈટીંગ મળશે, અદર જલદી જવાય તેટલુ સારુ.' 'તમારી સાથે જઈ શકે તેવો વોર્ડન હાજર નથી' તેવુ મને કહેવામાં આવ્યું આ રીતે ૩૦ મિનિટ બેઠો. ત્યા અચાનક એક ૨૮ ૩૦ વર્ષનો યુવાન બાઈક ઉપર ધમધમ કરતો નોઈઝ પોલ્યુશન અને ધૂમાડાનુ પોલ્યુશન ફેલાવતો ફેલાવતો આવ્યો અને સડસડાટ હાઈસ્પીડે જગલમા ઘૂસી ગયો. મારી પાસે બેઠેલ ગેઈટ કીપરને મેં પૂછ્યુ કે આ ગયા તે ભાઈ સિનિયર વન અધિકારી લાગે છે તેમણે નિ સાસો નાખતા કહ્યુ કે 'સાહેબ જવા દો ને વાત. સાહેબના ચાહેતા તલાલાના મોટા આંબાવાડિયાના તેઓ માલિક છે તેમને કોઈ રોકી શકે નહીં ઘણા પાવરફૂલ માણસ છે નો ફોર્માલિટી - નો ફી. તેઓ રાત્રે કે દિવસે ગમે ત્યારે જગલમાં જઈ આવી શકે છે '

(૮) માનવીય બેદરકારી અને પોચિંગ કરતી ગેંગના ખતરનાક કારનામાં ઉપરાંત બીજા કારણો પણ સિંહોના મૃત્યુ માટે જવાબદાર હોય છે ઘડપણ અને માદગીના કારણે પણ સિંહો મૃત્યુ પામે છે પાણી પીવા માટે બનાવેલ વોટરહોલનું પાણી ઘણીવાર કિચ્ચડ કાદવ તથા અતિ જતુઓવાળું થઈ જવાથી આ પાણી પીવાથી સિંહ રોગગ્રસ્ત થઈને બીમાર પડે છે અને મૃત્યુ પામે છે

(૯) સિંહને બીજા જગલોમા ખસેડવાની વાત અનેક વખત ચર્ચાઈ છે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ બાબત પ્રેક્ટીકલ નથી અને તાર્કિક પણ નથી. સિંહને તેના નૈસર્ગિક વાતાવરણમા સ્થાયી થવા માટે ત્રણથી ચાર દસકાઓ વીતી જાય છે આ દરમ્યાન તેના નવા સ્થાનમા પણ રોગચાળો ફાટી શકે છે વળી નવા સ્થાનમાં તેને પૂરતું રક્ષણ મળશે જ એવી ખાતરીપૂર્વકની ગેરટી કોણ આપશે ? 'પ્રોજેક્ટ ટાઈગર' નીચે આવતા રણથભોરમા શુ બન્યુ હતું અને તાજેતરમા ડીસેમ્બર ૦૬ અને જાન્યુઆરી ૦૭મા શુ બન્યું ? કોર્ટે રણથભોર સેન્કચ્યુરી ઘણા બધા દિવસો માટે કેમ બધ કરાવી દીધી ? સારિસ્કામા એક પણ વાઘ આજે બચ્યો નથી. ડૉ. મનમોહનસિંહ તુર્ત જ ત્યાં જઈ આવ્યા પણ તેથી શુ ? 'પોચિંગ'નો રાક્ષસ બહુ બળવાન છે 'પોચિંગ ના મૂળ ખૂબ ઊંડા છે

જેમ વાઘ બાબત બન્યુ છે તેમ સિંહનું 'પોચિંગ' બીજા પ્રદેશમા વધુ સરળ થઈ જાય એમ પણ બને.

કોર્બેટપાર્ક, બાધવગઢ તથા અન્ય સ્થળોએ શું બન્યુ ? ડેમોક્રેટીક દેશમા 'પોચરો'ને મહાત કરવા ઘણુ જ અઘરું કામ છે ઓવર પોપ્યુલેટેટ દેશમા ગરીબી દૂર કરવામા કેટલા દાયકાઓ જતા રહ્યા ? ગુનેગારો, પોલીસથી કે કાયદા કાનૂનથી ડરતા નથી. ન્યાય મેળવવામાં માણસની અડધી પોણી જિંદગી પૂરી થઈ જાય છે છેવટે તો ભ્રષ્ટાચારનો આશરો લેવા સામાન્ય માનવી મજબૂર થઈ જાય છે ભ્રષ્ટાચારનો શિરસ્તો અપનાવ્યા વગર છૂટકો નથી તેમ તે દઢપણે માનતો થઈ જાય છે શહેરનું સરકારી તંત્ર હોય કે જગલનું તંત્ર હોય બધે આ જ પ્રશ્ન રહેલો છે તે આપણે ભૂલવુ જોઈએ નહીં. દા.ત. આજે મધ્યપ્રદેશમાં

સિંહ લઈ જઈએ તો ત્યાં તેનું 'પોચિંગ' નહીં જ થાય તેમ ખાતરીપૂર્વક કહી શકાય નહીં. ઉલમાંથી ચુલમાં પડવાનું જોખમ શા માટે લેવું જોઈએ ? ગુજરાતમાં કે સારિસ્કામાં સમ ખાવા પૂરતો એક પણ વાઘ બચ્યો નથી. ઘણાં વર્ષોથી ભારતમાં સમ ખાવા પૂરતો એક પણ ચિત્તો બચ્યો નથી. જે અખતરામાં ખતરો છે તેને અપનાવવો જોઈએ નહીં.

(૧૦) બે દસકા સુધી એક મહાકાય ઈન્ડસ્ટ્રીમાં હું પબ્લીસીટી એકઝીક્યુટીવ હતો. ત્યારે, ભારતના ઘણા મહાકાય પ્લાન્ટ્સ (બોકારો, એન.ટી.પી.સી., નેશનલ ફર્ટીલાઈઝર્સ વગેરે)માં ફોટોગ્રાફી કરવા જતો. સેન્ટ્રલ સિક્યોરીટીના ઓફિસર મારી ફોટોગ્રાફી માટેની પરમીશન, હું કયા દિવસે અંદર જવા માંગું છું, ગેઈટ પાસ વગેરેની ચકાસણી સખ્ત કડકાઈથી કરતા. આ પ્રકારની સેન્ટ્રલ સિક્યુરીટી સિસ્ટમ ગીરમાં ટુરીઝમને અસર ન થાય તેવી રીતે / જુદી રીતે દાખલ થાય તો ઘણો ફરક પડે.

નાનાં મોટાં થીગડાં મારી ઉપરછલ્લાં પગલાં લેવાથી સિંહનું રક્ષણ થઈ શકશે નહીં. લાંબા સમયની કડક અમલવાળી યોજના તથા વન અધિકારીઓનું યોગ્ય ચયન અત્યંત જરૂરી છે.

(૧૧) ગુજરાતના / ભારતના ગરીબ, મધ્યમવર્ગના નાગરિકને સિંહ દર્શનની ઈચ્છા થાય તે સ્વાભાવિક છે. અત્યારે સિંહ દર્શન અતિ ખર્ચાળ છે. નાનાં નાનાં ગ્રુપને એક સાથે સિંહ દર્શન કરાવવા વન વિભાગે / ટુરીઝમ ડિપાર્ટમેન્ટે વ્યક્તિ દીઠ ઓછો ખર્ચ આવે તેવી યોજના કરવી જોઈએ જેથી ગેરકાયદે ઘૂસી જઈને મફતમાં સિંહ દર્શન કરવાની વૃત્તિ એકદમ ઓછી થઈ જાય.

(૧૨) સિંહબાળ, અવાવરા / વણ વપરાતા કૂવામાં વારંવાર પડી જાય છે અને મૃત્યુ પામે છે તે કેટલી બધી દુઃખની/ આઘાત લાગે તેવી વાત છે ? કૂવા પૂરવાનું કે તેની ઉપર ફરતે દીવાલ બનાવવાનું કામ થાય તો આવા બનાવો બને નહીં. આવી બાબત માટે કોઈ તજજ્ઞની જરૂર નથી. વનવિભાગ આ કામ સહેલાઈથી કરી શકે છે, અને વહેલી તકે યુધ્ધના ધોરણે કરવું જોઈએ.

(૧૩) ગીરનો અભયારણ્ય વિસ્તાર લગભગ ૧૧૫૦ સ્કે. કિ.મી. છે. આટલા મોટા વિસ્તારમાં કોઈ પણ પોઈન્ટથી તેમાં ઘૂસી જવું ઘણું સહેલું છે. તે અંગે યોગ્ય વિચારણા કરી ઠેર ઠેર વાડ બાંધી દેવી અને ચોકીદારો - બીટગાર્ડ વગેરે ફરતા રહે અને ચોકી કરે તો ઘણો ફરક પડે.

(૧૪) જંગલખાતામાં પૂરતા પ્રમાણમાં બીટ ગાર્ડ - ચોકીદારો છે કે નહીં તેની ચકાસણી કરી બીટગાર્ડો વધારવા, જરૂરી લાગે તો તુરત જ વધારવા જોઈએ.

(૧૫) બીટગાર્ડો, જુનિયર ઓફિસરો તથા અન્ય કર્મચારીઓને ટ્રેનીંગ આપી તેઓની, તેમની ફરજ પ્રત્યેની સભાનતા વધારવી તથા જવાબદારીની ઊંડી સમજ આપવી પણ જરૂરી છે.

(૧૬) વનના ઘણા નાના મોટા કર્મચારીઓ માંદા હોય છે, રોગથી પીડાતા હોય છે તેથી તેઓ તેમની ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડે છે તેવું જાણવા મળ્યું છે. તેઓની કાળજીપૂર્વક ટ્રીટમેન્ટ કરી તેમને સશક્ત બનાવી વધુ સારી રીતે ફરજ બજાવી શકે તેવો માહોલ ઊભો કરવો જોઈએ.

(૧૭) જંગલમાં વસતા ઢોરના - નેસડાના માલિકો શા માટે ઝેર આપી સિંહોને મારી નાખે છે અને તેમના પ્રશ્નોના ઉકેલ માટે વનવિભાગ શું કરી શકે તેમ છે, તેનું એક અભ્યાસ ગ્રુપ ઊભું કરી તેનાં સૂચનોને આધારે ત્વરિત પગલાં લેવાં જોઈએ.

વનમાં રહેતા ઢોર પાલક, નેસડાવાળા, સિંહના મિત્ર બને તથા તેમના કુટુંબી જેવા ઢોરને સિંહ મારી શકે નહીં તેવી યોજના પણ વિચારીને અમલમાં મૂકી શકાય.

(૧૮) આ લેખ પ્રકાશિત થવાનો હતો ત્યારે નવી બાબત પ્રકાશમાં આવી છે. ગીરના જંગલમાં, ખાનગીમાં ટૂરીસ્ટોને આકર્ષવા માંદલા, નકામા ઢોરને ઝાડ સાથે બાંધી સિંહને મારણ તરીકે આપી તેનો 'તમાશો' કરવામાં આવે છે. ઢોરના માલિકને બે રીતે ફાયદો થાય છે. નકામા, માંદલા ઢોરને મારીને આ 'તમાશા' માટે મોટી રકમ ટૂરીસ્ટો પાસેથી ઉઘરાવાય છે. બીજી તરફ સરકારને - વન વિભાગને ફરિયાદ કરીને કે મારું ઢોર સિંહ ખાઈ ગયું તેથી મને કોમ્પેન્સેશન - વળતર મળવું જોઈએ. આ પ્રમાણે આવા ગેરકાયદેસર 'શો'ને લીધે વનવિભાગને ડબલ માર પડે છે.

(૧૯) પણ તેનાથી વધુ ખતરનાક બાબત એ છે કે આવા માંદલા, રોગગ્રસ્ત ઢોરને મારણ તરીકેના ઉપયોગથી સિંહોમાં તથા અન્ય પ્રાણી-પક્ષીઓમાં રોગચાળો ફાટી નીકળવાની સંભાવના વધી જાય છે, અને તેથી બે ત્રણ માસમાં સેંકડો પ્રાણીઓ, વન્ય પશુ-પક્ષીઓ રોગચાળામાં નેસ્ત નાબૂદ થઈ શકે છે. આ બાબતનો વનવિભાગના સંશોધન ખાતાના વડા ડૉ. એચ. એસ. સિંગે પણ ભય વ્યક્ત કરેલ છે અને આવું બનવું શક્ય છે તેમ જણાવ્યું છે.

ડૉ. પી. કે. મલિક (વાઈલ્ડ લાઈફ હેલ્થ મેનેજમેન્ટ) વાઈલ્ડ લાઈફ ઈન્સ્ટીટ્યૂટ ઓફ ઈન્ડિયાએ ચિંતા વ્યક્ત કરતાં જણાવ્યું છે કે પાલતુ પ્રાણીઓ જેઓનો ખોરાક ઘાસચારો છે તેઓ રોગગ્રસ્ત હોય અને તેનું મારણ હિંસક, માંસાહારી પ્રાણી ખાય તો તેઓ પણ રોગચાળાનો ભોગ બની શકે છે.

અગાઉ મેં આ બાબતનો ભય મારા લેખોમાં તથા પ્રવચનોમાં દર્શાવ્યો છે. જંગલમાં જતી આવતી વ્યક્તિ ઉપર કોઈ રોકટોક નથી અને તેને લીધે વાસ્તવમાં એક ગંભીર સમસ્યા ઊભી થઈ રહી છે.

■

મુકુન્દ પી. શાહ

**પુસ્તકપ્રેમીઓનું સન્માન**

તા. ૨૨મી એપ્રિલે 'વિશ્વ પુસ્તક દિન'ની પૂર્વ સંધ્યાએ - ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'ચરખા સંસ્થા', નયા માર્ગ' પાક્ષિક અને 'ઈમેજ પબ્લિકેશન્સ'ના સંયુક્ત ઉપક્રમે યોજાયેલ સમારોહમાં ત્રેવીસેક પુસ્તકપ્રેમીઓનું સન્માન કરવામા આવ્યુ હતું.

ચરખા સંસ્થા વતી સંજય દવેએ સ્વાગત પ્રવચનને સંચાલન કર્યું હતુ. આ પ્રસંગે સંજય ભાવે અને મેઘશ્રી ભાવેએ પુસ્તકો વિશેની ચાર કવિતાઓનુ પઠન કર્યું હતું તેમનો પરિચય 'નયા માર્ગ'ના તંત્રી ઈન્દુકુમાર જાનીએ આપ્યો હતો. ઈમેજ પબ્લિકેશન્સના મહેશ દવેએ પ્રાસંગિક વક્તવ્ય આપ્યુ હતું. સમારંભના મુખ્ય મહેમાન સાહિત્યકાર અને પત્રકાર યશવન્ત મહેતાએ પુસ્તકોનો મહિમા વર્ણવ્યો હતો અને સમાપન વક્તવ્ય આપ્યુ હતુ.

**'ગ્રંથનો પાવન પથ' પર વ્યાખ્યાન**

૨૩મી એપ્રિલે 'વિશ્વ પુસ્તક દિન'ની ઉજવણી નિમિત્તે અમદાવાદમા એમ. જે લાઈબ્રેરીના ઓડિટોરિયમા રાષ્ટ્રીય એકતા કેન્દ્ર દ્વારા 'ગ્રંથનો પાવન પથ' વિષય પર યોજાયેલા વ્યાખ્યાનમા રાષ્ટ્રીય એકતા કેન્દ્રના પ્રમુખ બકુલેશભાઈ ભૂતાએ મુખ્ય મહેમાનપદેથી બાળકોના વાચન પર ભાર મૂક્યો હતો. ગ્રંથપાલ શાંતિભાઈ પટેલે પણ પુસ્તકોનો પ્રચાર અને પ્રસાર કેમ થાય તેની વાત કરી હતી.

**૧૯૫૪ - ૨૦૦૦ દરમિયાન પ્રગટ થયેલાં પુસ્તકો અંગે**

સાહિત્ય અકાદમી દિલ્હી દ્વારા 'National Bibliography of Indian Literature Second 1954 2000 ના સંપાદનનુ અને સૂચિ બનાવવાનું કામ અનુક્રમે ડૉ. રઘુવીર ચૌધરી અને મણિભાઈ પ્રજાપતિને સોંપવામા આવ્યુ છે આ ગાળા દરમિયાન પ્રગટ થયેલાં ગુજરાતી પુસ્તકોની માહિતી મણિભાઈ પ્રજાપતિ યુનિવર્સિટી લાયબ્રેરિયન હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી પાટણ - ૩૮૪૨૬૫ને લખી મોકલવા જણાવાયું છે

**શ્રી રવિશંકર રાવળ વ્યાખ્યાન**

તા. ૧૨મી એપ્રિલે ગાંધી સ્મારક સંગ્રહાલય, ગાંધી આશ્રમ ખાતે કલાકાર અતુલ ડોડિયાએ રવિશંકર રાવળ વ્યાખ્યાનમાળામા વ્યાખ્યાન આપ્યું હતુ. જેનો વિષય હતો 'Re-imagining Bapu' વક્તાનો પરિચય ગુલામ મોહંમદ શેખે આપ્યો હતો. આ પ્રસંગે અતુલ ડોડિયાના ગાંધી શ્રેણીનાં ચિત્રોનું પ્રદર્શન પણ આશ્રમમાં યોજાયું હતું. રઘુવીર ચૌધરીએ સમાપન વક્તવ્ય આપ્યું હતું.

**કવિ રમેશ પારેખ સ્મૃતિકક્ષ અને કવિ સન્માન**

તા. ૨૬ એપ્રિલે અમરેલીના ગિરધરલાલ સંગ્રહાલય ખાતે રાજ્યકક્ષાનું કવિ સંમેલન યોજાયું હતું અમરેલીના કવિરત્ન સ્વ. રમેશ પારેખની કાયમી સ્મૃતિના સંભારણા તરીકે તા. ૨૮મી એપ્રિલના રોજ રાજ્યના મંત્રી વજુભાઈ વાળાના હસ્તે બાલભવનમા કવિ રમેશ પારેખ સ્મૃતિકક્ષ ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. આ ઉપરાત રાજ્યકક્ષાના કવિ સમેલનમા રાજેન્દ્ર શુક્લ, દિલેર બાબુ, હર્ષદ ચંદારાણા, મનોહર ત્રિવેદી, રિષભ મહેતા, ઉદયન ઠક્કર, અંકિત ત્રિવેદી, રાજેશ વ્યાસ 'મિસ્કીન', ખલીલ ધનતેજવી, હરીશ મિનાશ્રુ, હર્ષ બ્રહ્મભટ્ટ ભરત વિંઝુડા અને હરજીવન દાફડા, લાલજી કાનપરિયા, દિલીપ ભટ્ટ સહિતના કવિઓનુ સન્માન કરવામા આવ્યુ હતું.

**અહિંસા ભાવના, પ્રયોગ અને પ્રશિક્ષણ વિષયક વ્યાખ્યાન**

તા. ૧૮મી એપ્રિલે ગુજરાત વિદ્યાપીઠના પૂર્વ કુલપતિ પ્રમુખ સ્વ. રામલાલભાઈ પરીખના ૮૨મા જન્મદિવસ નિમિત્તે શાંતિ સશોધન કેન્દ્ર અને ભારતીય વસ્તી શિક્ષણ સંઘના સંયુક્ત ઉપક્રમે ડૉ. કુમારપાળ દેસાઈએ 'અહિંસા ભાવના, પ્રયોગ અને પ્રશિક્ષણ' વિષય ઉપર પ્રવચન આપ્યુ હતું. અધ્યક્ષ તરીકે ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયક ડૉ. સુદર્શન આયગાર હતા. કુલસચિવ ડૉ રાજેન્દ્ર ખિમાણીએ આભારદર્શન તથા શાંતિ સશોધન કેન્દ્રના અધ્યક્ષ ડૉ. પુષ્પાબહેન મોતિયાનીએ કાર્યક્રમનું સંચાલન કર્યું હતું.

**પુસ્તક લોકાર્પણ**

તા. ૨૧મી એપ્રિલે સંસ્કાર મિલન વલસાડના ઉપક્રમે પીઢ ગાંધીવાદી સ્વ. દિનકર પંડ્યાના 'પુરાણી મંડળ ગાંધીયુગનાં સંસ્મરણો' તથા 'મારા બીજા અનુભવો' પુસ્તકનું લોકાર્પણ પાઠશાળા હોલ, વલસાડમાં ધારાસભ્ય દોલતભાઈ દેસાઈના હસ્તે કરાયું હતું. તેમણે તથા અધ્યક્ષસ્થાનેથી ઉશનસે પ્રાસંગિક વક્તવ્યો આપ્યા હતા. સંચાલન અમૃત કે દેસાઈએ કર્યું હતું.

**રાજેન્દ્ર શાહના હસ્તે પુસ્તક લોકાર્પણ અને અભિવાદન-સમારોહ**

તા. ૫મી એપ્રિલે પુ. હ. મહાજન લાયબ્રેરી, કપડવંજમાં સંસ્કૃતિ ઉદ્દ્ઘોષનાના ઉપક્રમે ડૉ. પુષ્પાબહેન ભટ્ટના ત્રણ પુસ્તકો 'દિવ્યજનોના વદન મનોહર', 'અભીપ્સિતા' અને જૈનેન્દ્રની હિન્દી નવલકથા 'મુક્તિબોધ'ના અનુવાદનું લોકાર્પણ કવિશ્રી રાજેન્દ્ર શાહે કર્યું હતું.

આ પ્રસંગે રાજસ્થાની કવિ વિવેચક અને અનુવાદક પ્રો. કુંદન માલીનું અભિવાદન રઘુવીર ચૌધરીના મુખ્ય મહેમાનપદે અને ઉદ્યોગપતિ મફતલાલ શાહના અતિથિવિશેષપદે યોજાયું હતું.

**'લેખક-પ્રકાશક વચ્ચે કોપીરાઈટ' અંગે વ્યાખ્યાન**

તા. ૨૩મી એપ્રિલે - ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે

ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે 'નવજીવન ટ્રસ્ટ'ના ટ્રસ્ટી અને ગુજરાત પ્રકાશક મંડળના પ્રમુખ જિતેન્દ્રભાઈ દેસાઈએ 'લેખક - પ્રકાશક વચ્ચે કોપીરાઈટ' વિશે વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે હમેશાં લેખકે પોતાના ઘરનું સરનામું આપવું જોઈએ. કોપીરાઈટ એ તો લેખકનો બચાવ કરે છે.

ભૂમિકા અનિલા દલાલે બાંધી હતી. વક્તાનો પરિચય ભારતીબહેન ર. દવેએ આપ્યો હતો, જ્યારે આભારદર્શન-સમાપન રઘુવીર ચૌધરીએ કર્યું હતું.

**વ્રજલાલ દવે વ્યાખ્યાનમાળા**

તા. ૨૯મી એપ્રિલે ગુજરાત સાહિત્ય પરિષદના ઉપક્રમે સદ્ગત વ્રજલાલ દવે વ્યાખ્યાનમાળાનું શિક્ષણ વિષયક વ્યાખ્યાન ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયક ડૉ. સુદર્શન આયંગારે આપ્યું હતું. તેમનો પરિચય ડૉ. રતિલાલ બોરીસાગરે આપ્યો હતો. ભૂમિકા અનિલા દલાલે બાંધી હતી.

**નિરંજન ભગતનું પ્રવચન અને 'સૌંદર્યની નદી નર્મદા'ના અંગ્રેજી ભાષાંતરનું પ્રાગટ્ય**

તા. ૭મી મેના રોજ રવીન્દ્ર ભવન અને ગુજરાતી સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે યોજાયેલ કાર્યક્રમ અંતર્ગત ડૉ. ભોળાભાઈ પટેલે રવીન્દ્રનાથ ટાગોરના અંતિમ ગીત 'હે નૂતન'નો કરેલા અનુવાદ પર પ્રો. નિરંજન ભગતે વ્યાખ્યાન આપ્યું હતું અને શ્રી અમૃતલાલ વેગડના પુસ્તક 'સૌંદર્યની નદી નર્મદા'ના પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા 'પેન્ગવિન' તરફથી પ્રગટ થયેલ અંગ્રેજી ભાષાંતરના પુસ્તક 'Narmada The River of Beauty' વિશે ડૉ. ભોળાભાઈ પટેલે વાત કરી હતી.

**ભારતીય દલિત સાહિત્ય વિશે પરિસંવાદ**

આણંદ આર્ટ્સ એન્ડ કૉમર્સ કોલેજ, આણંદ દ્વારા વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ દ્વારા પ્રેરિત 'ભારતીય દલિત સાહિત્ય' વિશે બે દિવસનો પરિસંવાદ યોજાયો હતો. આ પરિસંવાદમાં ભારતભરમાંથી આશરે ૬૦૦ અધ્યાપકોએ ભાગ લીધો હતો.

**તમીલભાષી કવિના ગુજરાતી કાવ્યસંગ્રહનું લોકાર્પણ**

તા. ૧૭મી મેના રોજ મા. જે. પુસ્તકાલયમાં યોજાતા સાહિત્ય ચોરાના ઉપક્રમે યોજાયેલ સમારંભમાં તમિલ ભાષી કવિ મની વેંકટરામન ઐયરના ગુજરાતી કાવ્યસંગ્રહ 'અનુભૂતિ'નું લોકાર્પણ સમારંભના અધ્યક્ષ 'નવચેતન'ના તંત્રી મુકુન્દભાઈ શાહે કર્યું હતું. તેમણે તથા સમારંભના અતિથિ વિશેષ સાહિત્યકાર-પત્રકાર યશવન્ત મહેતા, પુસ્તકના સંપાદક અને સમારંભના સંચાલક પ્રા. મનુભાઈ બી. શાહે પુસ્તકને આવકારી એક તમીલ ભાષી કવિનો ગુજરાતીમાં કાવ્યસંગ્રહ પ્રગટ થાય છે તેનો આનંદ વ્યક્ત કરી લેખકને શુભેચ્છા પાઠવી હતી. ચર્ચા ચોરામાં આવતા શાયર ગુલામહુસેન સનટોનવાળા તથા અન્ય કવિમિત્રોએ 'અનુભૂતિ'ને આવકાર આપ્યો હતો. બાબુદાન ગઢવીએ કવિનો પરિચય આપ્યો હતો. કાવ્યસંગ્રહના કવિ મની વેંકટરામન ઐયરે પોતાના પ્રતિભાવમાં કાવ્યસંગ્રહના પ્રકાશનમાં સહયોગ આપનાર સૌ કોઈનો આભાર માન્યો હતો.

**વડનગરમાં વાર્તાપઠન**

વાર્તાકાર સંજય ચૌહાણના સૌજન્યથી વડનગરની આર્ટ્સ અને કૉમર્સ કોલેજમાં એક દિવસીય વાર્તાપઠન યોજાયું હતું. આ પ્રસંગે ચંદ્રા શ્રીમાળી, મોહન પરમાર, મણિલાલ ન. પટેલ 'જગતમિત્ર', દીવાન ઠાકોર, ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ', સંજય ચૌહાણ, કલ્પેશ પટેલ અને ધરમાભાઈ શ્રીમાળીએ વાર્તાપઠન કર્યું હતું. વાર્તાકાર દશરથ પરમારે ચર્ચામાં ભાગ લીધો હતો.

## ગુજરાતી સાહિત્ય પરિષદનો ઠરાવ

"ગુજરાતી સાહિત્ય પરિષદના નિમંત્રણથી ઉપસ્થિત મધ્યસ્થ અને કારોબારીના સભ્યો, અન્ય સાહિત્યકારો અને કર્મશીલોની શ્રી નારાયણ દેસાઈના અધ્યક્ષસ્થાને (રવિવાર, તા. ૨૫-૦૫-૨૦૦૮ના રોજ) મળેલી આ સભા સર્વાનુમતે ઠરાવે છે કે :

શ્રી ઉમાશંકર જોશીના 'સાપના ભારા' એકાંકી સંગ્રહમાંના 'ઢેડના ઢેડ ભંગી' એ એકાંકીનો ઝીણવટથી અભ્યાસ કરતાં સમજાય છે કે નાટકકારનો હેતુ વર્ગભેદના અનિષ્ટને રેખાંકન કરી દૂર કરવાનો છે. તેમાં કોઈ જાતિ પ્રત્યેનો દ્વેષ કે અપમાનભાવ નથી. એક ઉત્તમ કલાકૃતિ તરીકે આ એકાંકીની પ્રતિષ્ઠા થયેલી છે. સાહિત્યના વિદ્યાર્થીઓને સામાજિક વાસ્તવ પ્રત્યે જાગૃત કરે એવું આ એકાંકી છે.

આચાર્ય હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટીએ 'ઢેડના ઢેડ ભંગી' શીર્ષકને લીધે 'સાપના ભારા' એકાંકીસંગ્રહને અભ્યાસક્રમમાંથી રદ કરવાનો નિર્ણય કર્યો છે તેનો, આ સભા વિરોધ કરે છે. અને યુનિવર્સિટીના કુલપતિશ્રી અને ગુજરાતીની અભ્યાસક્રમ સમિતિને આ નિર્ણય રદ કરી આ પુસ્તકને પુનઃ અભ્યાસક્રમમાં ચાલુ રાખવા અનુરોધ કરે છે. ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના અભ્યાસક્રમમાં આ કૃતિને નિયત કરવા અંગે અભ્યાસ સમિતિમાં જે ચર્ચા ચાલી છે તે અંગે પણ વિધેયાત્મક નિર્ણય લેવા ગુજરાતીની અભ્યાસક્રમ સમિતિને અને કુલપતિશ્રીને અનુરોધ કરે છે.

અભ્યાસક્રમમાં નિયત આ કૃતિ બાબતે જે રીતે જાહેરમાં વિરોધ પ્રદર્શિત કરવામાં આવ્યો તે ખેદજનક છે. આ સભા આવા દેખાવોને સખત રીતે વખોડી કાઢે છે.

આ અંગે બંને યુનિવર્સિટીઓની અભ્યાસક્રમ સમિતિઓને અને કુલપતિશ્રીઓને ૩૦ જૂન સુધીમાં વિધેયાત્મક નિર્ણય લેવા આ સમિતિ અનુરોધ કરે છે. આ પ્રશ્નને ગંભીર ગણીને તાત્કાલિક નિર્ણય નહિ લેવાય તો, સક્રિય પગલાં લેવાની આ સભાને ફરજ પડશે.

આ સભા પ્રમુખશ્રીને આ ઠરાવને યોગ્ય સ્થાનોએ મોકલવાની સત્તા આપે છે."

### રાગ ભૂપકલ્યાણ, દરબારી અને ગીતરચના 'આ પ્હાડ'

પ્રિય પ્રબોધભાઈ,

" રાગ ભૂપકલ્યાણ વિશેનો લેખ (ઉદ્દેશ - એપ્રિલ, ૨૦૦૮) સંગીતની રીતે સરસ લેખ થયો છે એક ક્ષતિ તરફ ધ્યાન દોરું 'રાણી રૂપમતી'માં બાઝ બહાદુરની ભૂમિકા ભારત ભૂષણે અને રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી. (અનિતા ગુહાએ નહીં.) મારી એ પ્રિય ફિલ્મ છે તેનાં ગીતો રોમાંચક અને મનભાવન હતાં એક અન્ય ગીત 'ઊડ જા રે ભઁવર. ' મન્ના ડે અને લતાના સ્વરમાં અલગ અલગ રાગે ગવાયું હતુ માંડુ મારા માટે પણ ઘણી આકર્ષક જગા છે. એનાં ખંડેરોની તો વાત જ ન્યારી છે રસીલી તાન છેડતા શાહી દંપતિનું ચિત્ર નજર સમક્ષ ઊભુ થઈ જાય છે

આ અંકમાં પ્રગટ થયેલી મારી ગીત રચના 'આ પ્હાડ'માં પ્રથમ પંક્તિ આમ છે 'પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ' ('પથારા' શબ્દની જગાએ 'પથારી' શબ્દ છપાયો છે)" 'આ કાવ્યમાં મૂળ તો પ્હાડ જ મુખ્ય ઘટક છે તેની સાથે જેને જેને વાસ્તો પડતો રહે છે તે ઝાડ અને ઝરણાં, સરૂ, વાદળ અને નભ વગેરેની પ્હાડ સાથેની મીઠી રકઝકનાં કલ્પનો રચાતાં આવે છે આ બધાં સાથે પનારૂ પડવા છતાંય પ્હાડની અવિચળતામાં કશો ફરક પડતો નથી. એટલે આમ તો વિશાળ ફલક પર પથારા કરીને પડ્યા રહેવાનું ખુલ્લખુલ્લુ આહ્વાન તે યુગોથી આપતા રહ્યા છે આ કાવ્ય વિશેના તમારા પત્રથી આવી પ્રતિક્રિયા, સમજ પ્રગટે છે '

અમદાવાદ, ૨૬-૦૪ ૨૦૦૮, ૧૨-૦૫ ૨૦૦૮ ઊજમશી પરમાર

"મારા નિબધ 'રાગ ભૂપકલ્યાણ' વિશેનો પ્રતિભાવ જાણ્યો. અભિનેત્રીનું નામ લખવામાં ભૂલ થઈ છે રાણી રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી. આ લેખમાં કલ્યાણ એ 'કલ્યાણ થાટનો જ એક રાગ છે' એમ છપાવુ જોઈતું હતુ. 'થાટ'ની જગાએ બીજે બધે પણ 'ઘાટ' ભૂલથી છપાયું છે "

જામનગર, ૧૧-૦૫ ૨૦૦૮ અભિજિત વ્યાસ

મે ૨૦૦૮ના અંકમાં પ્રગટ થયેલા શ્રી અભિજિત વ્યાસના લેખ 'રાગ દરબારી'માં પણ એ ભૂલનું પુનરાવર્તન થયું છે "...આશાવરી થાટમાથી ઉતરી આવેલા દરબારી કુટુંબના લગભગ ૧૫થી ૧૮ જેટલા રાગ માનવામાં આવે છે" એમ સુધારીને જોવું.

- તંત્રી

### 'એ સવારે'

'ઉદ્દેશ'ના એપ્રિલ ૨૦૦૮ના અંકમાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરની રચના 'એ સવારે' (The Gardener - કૃતિ ૧૩)નો અનુવાદ પ્રા દક્ષા વ્યાસે કર્યો છે એનો મેં શાર્દૂલવિક્રીડિતમાં છંદોબદ્ધ ભાવાનુવાદ કર્યો છે આ પ્રકારનો અનુવાદ વાચકો વિવેચકોને માટે ગ્રાહ્ય રહે કે કેમ એ વિશે મતમતાંતરો પ્રવર્તી શકે પણ એક શક્તિશાળી રચના કેવાં ભાવ-સ્પંદનો જગાવી શકે છે એ આ ભાવાનુવાદમાં જોવાનું અને કાવ્ય પ્રેરિત કાવ્ય તરીકે માણવાનું પણ કદાચ સૌને ગમશે.

### એ સવારે

પૂછ્યું ત્યાં નવ મેં કશું, વન તણા છેડે જઈને ઊભો<br>
મોટા એક સુવૃક્ષની પછીતમાં, ને નીરખી સૌ રહ્યો.<br>
સુસ્તી કૈક હજુ પ્રભાત નયને, ભીની હવા ઝાકળે<br>
ભીની ઘાસ તણી સુગંધ પ્રસરે, આ આગવી ધુમ્મસે,<br>
જે ત્યાં સૌમ્ય ઝળુંબતી ધરણિને, પ્રેમે જ ચૂમી રહે.

તું ત્યાં માખણ શા અહો મૃદુ કરે, દોહી રહી ગાય જો<br>
શીળાં કેળ તરુ તળે ચીવટથી, હું શાંત ઊભો રહ્યો.<br>
ઉચ્ચાર્યો નહિ શબ્દ કોઈ મુખથી, ને નીરખું સર્વ ત્યા<br>
મીઠાં ગાન સુણ્યાં તરુ ગીચ થકી, અદ્રશ્ય પંખી તણાં.

આંબો ગ્રામ પથે નિજી મદભરી, ત્યાં મંજરી ખેરવે<br>
આવે છે મધુ-મક્ષિકા ગણગણી, જાણે ક્રમાનુસરે !<br>
ત્યાં તો રમ્ય શિવાલયે પુકુરની પાસે હતું તેહનાં<br>
દ્વારો તો શુચિ ત્યાં ખૂલ્યાં, ભજન જ્યાં ભક્તો રૂડાં બોલતા.

ખોળામાં વટલોઈને નિજ ગ્રહી, તું ધેનુકા દોહતી<br>
હું તો ત્યાં મુજ રિક્ત પાત્ર લઈને ઊભો રહ્યો શાંતિથી.<br>
ના આવ્યો જ સમીપ ત્યાં તુજ અને ઝાલી ઊભો પાત્ર એ.

રૂડા ઝાલરના મહાધ્વનિ થકી આકાશ જાગી ઊઠ્યું<br>
માર્ગે ત્યાં ધણ ધેનુની ખરી થકી, આ ધૂળ ઊડે ઘણી<br>
કેડે ત્યાં નિજ આ ગ્રહી છલકતાં, કૈં નીર પાત્રો ઘણી<br>
આવે છે સરિતા થકી મલપતી આ ગ્રામનારી વળી.

તારાં કંકણ તો રહ્યા રણકતાં, આ દૂધ દોહ્યા થકી<br>
આવે છે વટલોઈમાં ફીણ બધું, ઊંચું અહો દૂધથી.

વીતી આમ સવારને સરકતો જોતો રહ્યો એક હું<br>
કિંતુ ત્યાં તુજ પાસ તો નવ અરે આપી શક્યો પાત્ર હું...

૨૧, સરદારનગર સોસાયટી, જયંત જી ગાંધી 'કુસુમાયુધ'<br>
'ઓમ જલનિધિ', કાશીવિશ્વનાથ,<br>
પુલ પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧

૨૨ ૪ ૨૦૦૮



અગાઉ 'ઉદ્દેશ' માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને 'ઉદ્દેશ' એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
– 'ઉદ્દેશ'ના ૧૫ એપ્રિલ ૨૦૦૮ના અંકમાં જાહેર કરેલ 'ગ્રાહક નીતિ' મુજબ –
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org




**આ અંકના સર્જકો**

**ઉત્પલ ભાયાણી :** ૫૦૩, આશાનિકેતન, બાપતિસ્તા રોડ, વિલેપાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૫૬ **હસમુખ બારાડી :** થીયેટર મિડિયા સેન્ટર, જીએસટી-ચેનપુર રોડ, ન્યુ રાણિપ, પો.ઓ. દિગ્વિજયનગર, અમદાવાદ - ૩૮૨૪૭૦ **યશવન્ત મહેતા :** ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **શરીફા વીજળીવાળા :** ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **ડૉ. રેણુકા એચ. પટેલ :** ૧, અંજલી સોસાયટી, સરદાર પટેલ સ્કૂલ પાસે, મણીનગર, અમદાવાદ - ૩૮૦૦૦૮ **દિનકર જોશી :** ૧૦૨-એ, પાર્ક એવન્યુ, મહાત્મા ગાંધી રોડ, દહાણુકરવાડી, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૬૭ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની :** સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી :** 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **રાજેશ વ્યાસ 'મિસ્કીન' :** ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **દક્ષા વ્યાસ :** કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **માવજી કે. સાવલા :** એપ્લાઈડ ફીલોસોફી સ્ટડી સેન્ટર, એન-૪૫, ગાંધીધામ, કચ્છ - ૩૭૦૨૦૧ **દુષ્યન્ત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ :** ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **રાધેશ્યામ શર્મા :** ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **હેમેન્દ્ર શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

**રાગ ભૂપકલ્યાણ, દરબારી અને ગીતરચના 'આ પ્હાડ'**

પ્રિય પ્રબોધભાઈ,

"... રાગ ભૂપકલ્યાણ વિશેનો લેખ (ઉદ્દેશ - એપ્રિલ, ૨૦૦૮) સંગીતની રીતે સરસ લેખ થયો છે. એક ક્ષતિ તરફ ધ્યાન દોરું. 'રાણી રૂપમતી'માં બાઝ બહાદુરની ભૂમિકા ભારત ભૂષણે અને રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી. (અનિતા ગુહાએ નહીં.) મારી એ પ્રિય ફિલ્મ છે. તેનાં ગીતો રોમાંચક અને મનભાવન હતાં. એક અન્ય ગીત 'ઊડ જા રે ભઁવર...' મન્ના ડે અને લતાના સ્વરમાં અલગ અલગ રાગે ગવાયું હતું. માંડુ મારા માટે પણ ઘણી આકર્ષક જગા છે. એનાં ખંડેરોની તો વાત જ ન્યારી છે. રસીલી તાન છેડતા શાહી દંપતિનું ચિત્ર નજર સમક્ષ ઊભું થઈ જાય છે...

આ અંકમાં પ્રગટ થયેલી મારી ગીત-રચના 'આ પ્હાડ'માં પ્રથમ પંક્તિ આમ છે : 'પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ' ('પથારા' શબ્દની જગાએ 'પથારી' શબ્દ છપાયો છે)" 'આ કાવ્યમાં મૂળ તો પ્હાડ જ મુખ્ય ઘટક છે. તેની સાથે જેને જેને વાસ્તો પડતો રહે છે તે ઝાડ અને ઝરણાં, સરૂ, વાદળ અને નભ વગેરેની પ્હાડ સાથેની મીઠી રકઝકનાં કલ્પનો રચાતાં આવે છે. આ બધાં સાથે પનારૂ પડવા છતાંય પ્હાડની અવિચળતામાં કશો ફરક પડતો નથી. એટલે આમ તો વિશાળ ફલક પર પથારા કરીને પડ્યા રહેવાનું ખુલ્લંખુલ્લું આહ્‌વાન તે યુગોથી આપતા રહ્યા છે. આ કાવ્ય વિશેના તમારા પત્રથી આવી પ્રતિક્રિયા, સમજ પ્રગટે છે.'

અમદાવાદ, ૨૬-૦૪-૨૦૦૮, ૧૨-૦૫-૨૦૦૮ ઊજમશી પરમાર

"મારા નિબંધ 'રાગ ભૂપકલ્યાણ' વિશેનો પ્રતિભાવ જાણ્યો. અભિનેત્રીનું નામ લખવામાં ભૂલ થઈ છે. રાણી રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી... આ લેખમાં કલ્યાણ એ 'કલ્યાણ થાટનો જ એક રાગ છે' એમ છપાવું જોઈતું હતું. 'થાટ'ની જગાએ બીજે બધે પણ 'ઘાટ' ભૂલથી છપાયું છે."

જામનગર, ૧૧-૦૫-૨૦૦૮ અભિજિત વ્યાસ

મે ૨૦૦૮ના અંકમાં પ્રગટ થયેલા શ્રી અભિજિત વ્યાસના લેખ 'રાગ દરબારી'માં પણ એ ભૂલનું પુનરાવર્તન થયું છે. "...આશાવરી થાટમાંથી ઉતરી આવેલા દરબારી કુટુંબના લગભગ ૧૫થી ૧૮ જેટલા રાગ માનવામાં આવે છે" એમ સુધારીને જોવું.

- તંત્રી

**'એ સવારે'**

'ઉદ્દેશ'ના એપ્રિલ ૨૦૦૮ના અંકમાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરની રચના 'એ સવારે' (The Gardener - કૃતિ ૧૩)નો અનુવાદ પ્રા. દક્ષા વ્યાસે કર્યો છે. એનો મેં શાર્દૂલવિક્રીડિતમાં છંદોબદ્ધ ભાવાનુવાદ કર્યો છે. આ પ્રકારનો અનુવાદ વાચકો-વિવેચકોને માટે ગ્રાહ્ય રહે કે કેમ એ વિશે મતમતાંતરો પ્રવર્તી શકે પણ એક શક્તિશાળી રચના કેવાં ભાવ-સ્પંદનો જગાવી શકે છે એ આ ભાવાનુવાદમાં જોવાનું અને કાવ્ય-પ્રેરિત કાવ્ય તરીકે માણવાનું પણ કદાચ સૌને ગમશે.

**એ સવારે**

પૂછ્યું ત્યાં નવ મેં કશું, વન તણા છેડે જઈને ઊભો
મોટા એક સુવૃક્ષની પછીતમાં, ને નીરખી સૌ રહ્યો.
સુસ્તી કૈંક હજુ પ્રભાત નયને, ભીની હવા ઝાકળે
ભીની ઘાસ તણી સુગંધ પ્રસરે, આ આગવી ધુમ્મસે,
જે ત્યાં સૌમ્ય ઝળુંબતી ધરણિને, પ્રેમે જ ચૂમી રહે.

તું ત્યાં માખણ શા અહો મૃદુ કરે, દોહી રહી ગાય જો
શીળાં કેળ તરુ તળે ચીવટથી, હું શાંત ઊભો રહ્યો.
ઉચ્ચાર્યો નહિ શબ્દ કોઈ મુખથી, ને નીરખું સર્વ ત્યાં
મીઠાં ગાન સુણ્યાં તરુ ગીચ થકી, અદ્રશ્ય પંખી તણાં.

આંબો ગ્રામ-પથે નિજી મદભરી, ત્યાં મંજરી ખેરવે
આવે છે મધુ-મક્ષિકા ગણગણી, જાણે ક્રમાનુસરે !
ત્યાં તો રમ્ય શિવાલયે પુકુરની પાસે હતું તેહનાં
દ્વારો તો શુચિ ત્યાં ખૂલ્યાં, ભજન જ્યાં ભક્તો રૂડાં બોલતા.

ખોળામાં વટલોઈને નિજ ગ્રહી, તું ધેનુકા દોહતી
હું તો ત્યાં મુજ રિક્ત પાત્ર લઈને ઊભો રહ્યો શાંતિથી.
ના આવ્યો જ સમીપ ત્યાં તુજ અને ઝાલી ઊભો પાત્ર એ.

રૂડા ઝાલરના મહાધ્વનિ થકી આકાશ જાગી ઊઠ્યું
માર્ગે ત્યાં ધણ ધેનુની ખરી થકી, આ ધૂળ ઊડે ઘણી
કેડે ત્યાં નિજ આ ગ્રહી છલકતાં, કૈં નીર પાત્રો ઘણી
આવે છે સરિતા થકી મલપતી આ ગ્રામનારી વળી.

તારાં કંકણ તો રહ્યાં રણકતાં, આ દૂધ દોહ્યા થકી
આવે છે વટલોઈમાં ફીણ બધું, ઊંચું અહો દૂધથી.
વીતી આમ સવારને સરકતો જોતો રહ્યો એક હું
કિંતુ ત્યાં તુજ પાસ તો નવ અરે આપી શક્યો પાત્ર હું...

૨૧, સરદારનગર સોસાયટી, જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'
'ઓમ જલનિધિ', કાશીવિશ્વનાથ,
પુલ પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧
૨૨-૪-૨૦૦૮



અગાઉ 'ઉદ્દેશ' માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને 'ઉદ્દેશ' એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
– 'ઉદ્દેશ'ના ૧૫ એપ્રિલ ૨૦૦૮ના અંકમાં જાહેર કરેલ 'ગ્રાહક નીતિ' મુજબ –
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org




**આ અંકના સર્જકો**

**ઉત્પલ ભાયાણી** : ૫૦૩, આશાનિકેતન, બાપતિસ્તા રોડ, વિલેપાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૫૬ **હસમુખ બારાડી** : થીયેટર મિડિયા સેન્ટર, જીએસટી-ચેનપુર રોડ, ન્યુ રાણિપ, પો.ઓ. દિગ્વિજયનગર, અમદાવાદ - ૩૮૨૪૭૦ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **શરીફા વીજળીવાળા** : ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **ડૉ. રેણુકા એચ. પટેલ** : ૧, અંજલી સોસાયટી, સરદાર પટેલ સ્કૂલ પાસે, મણીનગર, અમદાવાદ - ૩૮૦૦૦૮ **દિનકર જોશી** : ૧૦૨-એ, પાર્ક એવન્યુ, મહાત્મા ગાંધી રોડ, દહાણુકરવાડી, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૬૭ **રાજેન્દ્ર શુકલ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **રાજેશ વ્યાસ 'મિસ્કીન'** : ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **માવજી કે. સાવલા** : એપ્લાઈડ ફીલોસોફી સ્ટડી સેન્ટર, એન-૪૫, ગાંધીધામ, કચ્છ - ૩૭૦૨૦૧ **દુષ્યન્ત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ** : ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

### રાગ ભૂપકલ્યાણ, દરબારી અને ગીતરચના 'આ પ્હાડ'

પ્રિય પ્રબોધભાઈ

" રાગ ભૂપકલ્યાણ વિશેનો લેખ (ઉદ્દેશ - એપ્રિલ, ૨૦૦૮) સંગીતની રીતે સરસ લેખ થયો છે એક ક્ષતિ તરફ ધ્યાન દોરું 'રાણી રૂપમતી'મા બાઝ બહાદુરની ભૂમિકા ભારત ભૂષણે અને રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી. (અનિતા ગુહાએ નહીં.) મારી એ પ્રિય ફિલ્મ છે તેનાં ગીતો રોમાંચક અને મનભાવન હતા. એક અન્ય ગીત 'ઊડ જા રે ભઁવર ' મન્ના ડે અને લતાના સ્વરમા અલગ અલગ રાગે ગવાયુ હતુ માડુ મારા માટે પણ ઘણી આકર્ષક જગા છે એના ખડેરોની તો વાત જ ન્યારી છે રસીલી તાન છેડતા શાહી દંપતિનું ચિત્ર નજર સમક્ષ ઊભુ થઈ જાય છે

આ અંકમા પ્રગટ થયેલી મારી ગીત-રચના 'આ પ્હાડ'મા પ્રથમ પક્તિ આમ છે પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ' ('પથારા' શબ્દની જગાએ 'પથારી' શબ્દ છપાયો છે)" 'આ કાવ્યમાં મૂળ તો પ્હાડ જ મુખ્ય ઘટક છે તેની સાથે જેને જેને વાસ્તો પડતો રહે છે તે ઝાડ અને ઝરણા, સરૂ, વાદળ અને નભ વગેરેની પ્હાડ સાથેની મીઠી રકઝકના કલ્પનો રચાતા આવે છે આ બધાં સાથે પનારૂ પડવા છતાય પ્હાડની અવિચળતામા કશો ફરક પડતો નથી. એટલે આમ તો વિશાળ ફલક પર પથારા કરીને પડ્યા રહેવાનું ખુલ્લખુલ્લુ આહ્‌વાન તે યુગોથી આપતા રહ્યા છે આ કાવ્ય વિશેના તમારા પત્રથી આવી પ્રતિક્રિયા, સમજ પ્રગટે છે '

અમદાવાદ, ૨૬-૦૪ ૨૦૦૮ ૧૨-૦૫ ૨૦૦૮ ઊજમશી પરમાર

"મારા નિબધ 'રાગ ભૂપકલ્યાણ' વિશેનો પ્રતિભાવ જાણ્યો. અભિનેત્રીનું નામ લખવામા ભૂલ થઈ છે રાણી રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી. આ લેખમા કલ્યાણ એ 'કલ્યાણ થાટનો જ એક રાગ છે એમ છપાવું જોઈતુ હતું 'થાટ'ની જગાએ બીજે બધે પણ 'ઘાટ' ભૂલથી છપાયું છે '

જામનગર, ૧૧-૦૫ ૨૦૦૮ અભિજિત વ્યાસ

મે ૨૦૦૮ના અંકમા પ્રગટ થયેલા શ્રી અભિજિત વ્યાસના લેખ 'રાગ દરબારી મા પણ એ ભૂલનુ પુનરાવર્તન થયુ છે " આશાવરી થાટમાથી ઉતરી આવેલા દરબારી કુટુંબના લગભગ ૧૫થી ૧૮ જેટલા રાગ માનવામા આવે છે ' એમ સુધારીને જોવુ

-તંત્રી

### 'એ સવારે'

'ઉદ્દેશ'ના એપ્રિલ ૨૦૦૮ના અંકમાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરની રચના 'એ સવારે' (The Gardener કૃતિ ૧૩)નો અનુવાદ પ્રા. દક્ષા વ્યાસે કર્યો છે એનો મેં શાર્દૂલવિક્રીડિતમા છંદોબદ્ધ ભાવાનુવાદ કર્યો છે આ પ્રકારનો અનુવાદ વાચકો વિવેચકોને માટે ગ્રાહ્ય રહે કે કેમ એ વિશે મતમતાંતરો પ્રવર્તી શકે પણ એક શક્તિશાળી રચના કેવા ભાવ-સ્પંદનો જગાવી શકે છે એ આ ભાવાનુવાદમા જોવાનું અને કાવ્ય પ્રેરિત કાવ્ય તરીકે માણવાનુ પણ કદાચ સૌને ગમશે.

### એ સવારે

પૂછ્યું ત્યા નવ મેં કશુ, વન તણા છેડે જઈને ઊભો<br>મોટા એક સુવૃક્ષની પછીતમા, ને નીરખી સૌ રહ્યો.<br>સુસ્તી કૈક હજુ પ્રભાત નયને, ભીની હવા ઝાકળે<br>ભીની ઘાસ તણી સુગંધ પ્રસરે, આ આગવી ધુમ્મસે,<br>જે ત્યા સૌમ્ય ઝળુંબતી ધરણિને, પ્રેમે જ ચૂમી રહે.

તું ત્યા માખણ શા અહો મૃદુ કરે, દોહી રહી ગાય જો<br>શીળા કેળ તરુ તળે ચીવટથી, હું શાંત ઊભો રહ્યો.<br>ઉચ્ચાર્યો નહિ શબ્દ કોઈ મુખથી, ને નીરખુ સર્વ ત્યા<br>મીઠાં ગાન સુણ્યા તરુ ગીચ થકી, અદ્રશ્ય પખી તણા.

આબો ગ્રામ પથે નિજી મદભરી, ત્યા મજરી ખેરવે<br>આવે છે મધુમક્ષિકા ગણગણી, જાણે કમાનુસરે !<br>ત્યાં તો રમ્ય શિવાલયે પુકુરની પાસે હતુ તેહના<br>દ્વારો તો શુચિ ત્યાં ખૂલ્યા, ભજન જ્યા ભક્તો રૂડા બોલતા.

ખોળામાં વટલોઈને નિજ ગ્રહી, તુ ધેનુકા દોહતી<br>હુ તો ત્યાં મુજ રિક્ત પાત્ર લઈને ઊભો રહ્યો શાંતિથી.<br>ના આવ્યો જ સમીપ ત્યા તુજ અને ઝાલી ઊભો પાત્ર એ.

રૂડા ઝાલરના મહાધ્વનિ થકી આકાશ જાગી ઊઠ્યુ<br>માર્ગે ત્યા ધણ ધેનુની ખરી થકી, આ ધૂળ ઊડે ઘણી<br>કેડે ત્યાં નિજ આ ગ્રહી છલકતાં, કૈ નીર પાત્રો ઘણી<br>આવે છે સરિતા થકી મલપતી આ ગ્રામનારી વળી.

તારા કંકણ તો રહ્યા રણકતા, આ દૂધ દોહ્યા થકી<br>આવે છે વટલોઈમા ફીણ બધુ, ઊંચુ અહો દૂધથી.<br>વીતી આમ સવારને સરકતો જોતો રહ્યો એક હુ<br>કિંતુ ત્યા તુજ પાસ તો નવ અરે આપી શક્યો પાત્ર હુ

૨૧ સરદારનગર સોસાયટી, જયંત જી ગાંધી 'કુસુમાયુધ'<br>ઓમ જલનિધિ કાશીવિશ્વનાથ,<br>પુલ પાસે, જૂનાગઢ ૩૬૨૦૦૧<br>૨૨ ૪ ૨૦૦૮



અગાઉ 'ઉદ્દેશ' માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને 'ઉદ્દેશ' એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
– 'ઉદ્દેશ'ના ૧૫ એપ્રિલ ૨૦૦૮ના અંકમાં જાહેર કરેલ 'ગ્રાહક નીતિ' મુજબ –
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



**જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**

**ઉત્પલ ભાયાણી :** ૫૦૩, આશાનિકેતન, બાપતિસ્તા રોડ, વિલેપાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૫૬ **હસમુખ બારાડી :** થીયેટર મિડિયા સેન્ટર, જીએસટી-ચેનપુર રોડ, ન્યુ રાણિપ, પો.ઓ. દિગ્વિજયનગર, અમદાવાદ - ૩૮૨૪૭૦ **યશવન્ત મહેતા :** ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **શરીફા વીજળીવાળા :** ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **ડૉ. રેણુકા એચ. પટેલ :** ૧, અંજલી સોસાયટી, સરદાર પટેલ સ્કૂલ પાસે, મણીનગર, અમદાવાદ - ૩૮૦૦૦૮ **દિનકર જોશી :** ૧૦૨-એ, પાર્ક એવન્યુ, મહાત્મા ગાંધી રોડ, દહાણુકરવાડી, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૬૭ **રાજેન્દ્ર શુકલ/નયના જાની :** સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી :** 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **રાજેશ વ્યાસ 'મિસ્કીન' :** ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **દક્ષા વ્યાસ :** કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **માવજી કે. સાવલા :** એપ્લાઈડ ફીલોસોફી સ્ટડી સેન્ટર, એન-૪૫, ગાંધીધામ, કચ્છ - ૩૭૦૨૦૧ **દુષ્યન્ત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ :** ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **રાધેશ્યામ શર્મા :** ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **હેમેન્દ્ર શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

### રાગ ભૂપકલ્યાણ, દરબારી અને ગીતરચના 'આ પ્હાડ'

પ્રિય પ્રબોધભાઈ,

" રાગ ભૂપકલ્યાણ વિશેનો લેખ (ઉદ્દેશ એપ્રિલ, ૨૦૦૮) સગીતની રીતે સરસ લેખ થયો છે એક ક્ષતિ તરફ ધ્યાન દોરુ 'રાણી રૂપમતી મા બાઝ બહાદુરની ભૂમિકા ભારત ભૂષણે અને રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી (અનિતા ગુહાએ નહીં.) મારી એ પ્રિય ફિલ્મ છે તેનાં ગીતો રોમાચક અને મનભાવન હતાં એક અન્ય ગીત 'ઊડ જા રે ભઁવર ' મન્ના ડે અને લતાના સ્વરમાં અલગ અલગ રાગે ગવાયુ હતુ માડુ મારા માટે પણ ઘણી આકર્ષક જગા છે એનાં ખંડેરોની તો વાત જ ન્યારી છે રસીલી તાન છેડતા શાહી દંપતિનુ ચિત્ર નજર સમક્ષ ઊભુ થઈ જાય છે

આ અંકમા પ્રગટ થયેલી મારી ગીત રચના 'આ પ્હાડ'મા પ્રથમ પક્તિ આમ છે 'પડ્યા યુગોથી કરી પથારા, પ્હોળે પટ આ પ્હાડ ('પથારા' શબ્દની જગાએ 'પથારી શબ્દ છપાયો છે)" 'આ કાવ્યમા મૂળ તો પ્હાડ જ મુખ્ય ઘટક છે તેની સાથે જેને જેને વાસ્તો પડતો રહે છે તે ઝાડ અને ઝરણા સરૂ વાદળ અને નભ વગેરેની પ્હાડ સાથેની મીઠી રકઝકના કલ્પનો રચાતા આવે છે આ બધા સાથે પનારૂ પડવા છતાય પ્હાડની અવિચળતામા કશો ફરક પડતો નથી એટલે આમ તો વિશાળ ફલક પર પથારા કરીને પડ્યા રહેવાનું ખુલ્લખુલ્લુ આહ્વાન તે યુગોથી આપતા રહ્યા છે આ કાવ્ય વિશેના તમારા પત્રથી આવી પ્રતિક્રિયા, સમજ પ્રગટે છે '

અમદાવાદ ૨૬-૦૪ ૨૦૦૮ ૧૨-૦૫ ૨૦૦૮ ઊજમશી પરમાર

"મારા નિબધ રાગ ભૂપકલ્યાણ' વિશેનો પ્રતિભાવ જાણ્યો. અભિનેત્રીનુ નામ લખવામા ભૂલ થઈ છે રાણી રૂપમતીની ભૂમિકા નિરૂપા રોયે ભજવી હતી... આ લેખમાં કલ્યાણ એ 'કલ્યાણ થાટનો જ એક રાગ છે' એમ છપાવુ જોઈતું હતું થાટ ની જગાએ બીજે બધે પણ ઘાટ' ભૂલથી છપાયુ છે"

જામનગર, ૧૧-૦૫ ૨૦૦૮ અભિજિત વ્યાસ

મે ૨૦૦૮ના અંકમા પ્રગટ થયેલા શ્રી અભિજિત વ્યાસના લેખ 'રાગ દરબારી'મા પણ એ ભૂલનુ પુનરાવર્તન થયુ છે ' આશાવરી થાટમાથી ઉતરી આવેલા દરબારી કુટુંબના લગભગ ૧૫થી ૧૮ જેટલા રાગ માનવામા આવે છે" એમ સુધારીને જોવુ

-તંત્રી

### 'એ સવારે'

ઉદ્દેશ'ના એપ્રિલ ૨૦૦૮ના અકમાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરની રચના 'એ સવારે' (The Gardener - કૃતિ ૧૩)નો અનુવાદ પ્રા દક્ષા વ્યાસે કર્યો છે એનો મેં શાર્દૂલવિક્રીડિતમાં છંદોબદ્ધ ભાવાનુવાદ કર્યો છે આ પ્રકારનો અનુવાદ વાચકો વિવેચકોને માટે ગ્રાહ્ય રહે કે કેમ એ વિશે મતમતાંતરો પ્રવર્તી શકે પણ એક શક્તિશાળી રચના કેવા ભાવ-સ્પદનો જગાવી શકે છે એ આ ભાવાનુવાદમા જોવાનું અને કાવ્ય પ્રેરિત કાવ્ય તરીકે માણવાનુ પણ કદાચ સૌને ગમશે

#### એ સવારે

પૂછ્યુ ત્યા નવ મેં કશુ, વન તણા છેડે જઈને ઊભો
મોટા એક સુવૃક્ષની પછીતમા, ને નીરખી સૌ રહ્યો.
સુસ્તી કૈક હજુ પ્રભાત નયને, ભીની હવા ઝાકળે
ભીની ઘાસ તણી સુગંધ પ્રસરે, આ આગવી ધુમસે,
જે ત્યા સૌમ્ય ઝળુબતી ધરણિને, પ્રેમે જ ચૂમી રહે.

તુ ત્યા માખણ શા અહો મૃદુ કરે, દોહી રહી ગાય જો
શીળા કેળ તરુ તળે ચીવટથી, હુ શાંત ઊભો રહ્યો.
ઉચ્ચાર્યો નહિ શબ્દ કોઈ મુખથી, ને નીરખું સર્વ ત્યાં
મીઠા ગાન સુણ્યા તરુ ગીચ થકી, અદ્રશ્ય પખી તણા.

આબો ગ્રામ પથે નિજી મદભરી, ત્યાં મજરી ખેરવે
આવે છે મધુમક્ષિકા ગણગણી, જાણે ક્રમાનુસરે '
ત્યાં તો રમ્ય શિવાલયે પુકુરની પાસે હતું તેહના
દ્વારો તો શુચિ ત્યા ખૂલ્યા, ભજન જ્યાં ભક્તો રૂડાં બોલતા.

ખોળામાં વટલોઈને નિજ ગ્રહી, તું ધેનુકા દોહતી
હુ તો ત્યા મુજ રિક્ત પાત્ર લઈને ઊભો રહ્યો શાતિથી.
ના આવ્યો જ સમીપ ત્યા તુજ અને ઝાલી ઊભો પાત્ર એ.

રૂડા ઝાલરના મહાધ્વનિ થકી આકાશ જાગી ઊઠ્યુ
માર્ગે ત્યા ધણ ધેનુની ખરી થકી, આ ધૂળ ઊડે ઘણી
કેડે ત્યા નિજ આ ગ્રહી છલકતાં, કે નીર પાત્રો ઘણી
આવે છે સરિતા થકી મલપતી આ ગ્રામનારી વળી.

તારાં કંકણ તો રહ્યા રણકતા, આ દૂધ દોહ્યા થકી
આવે છે વટલોઈમાં ફીણ બધું, ઊચું અહો દૂધથી.

વીતી આમ સવારને સરકતી જોતો રહ્યો એક હું
કિંતુ ત્યા તુજ પાસ તો નવ અરે આપી શક્યો પાત્ર હું...

૨૧ સરદારનગર સોસાયટી, જયંત જી ગાંધી 'કુસુમાયુધ'
ઓમ જલનિધિ કાશીવિશ્વનાથ,
પુલ પાસે, જૂનાગઢ ૩૬૨૦૦૧
૨૨ ૪ ૨૦૦૮



અગાઉ 'ઉદ્દેશ' માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને 'ઉદ્દેશ' એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
– 'ઉદ્દેશ'ના ૧૫ એપ્રિલ ૨૦૦૮ના અંકમાં જાહેર કરેલ 'ગ્રાહક નીતિ' મુજબ –
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



**જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**


**ઉત્પલ ભાયાણી :** ૫૦૩, આશાનિકેતન, બાપતિસ્તા રોડ, વિલેપાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૫૬ **હસમુખ બારાડી :** થીયેટર મિડિયા સેન્ટર, જીએસટી-ચેનપુર રોડ, ન્યુ રાણિપ, પો.ઓ. દિગ્વિજયનગર, અમદાવાદ - ૩૮૨૪૭૦ **યશવન્ત મહેતા :** ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **શરીફા વીજળીવાળા :** ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **ડૉ. રેણુકા એચ. પટેલ :** ૧, અંજલી સોસાયટી, સરદાર પટેલ સ્કૂલ પાસે, મણીનગર, અમદાવાદ - ૩૮૦૦૦૮ **દિનકર જોશી :** ૧૦૨-એ, પાર્ક એવન્યુ, મહાત્મા ગાંધી રોડ, દહાણુકરવાડી, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૬૭ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની :** સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી :** 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **રાજેશ વ્યાસ 'મિસ્કીન' :** ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **દક્ષા વ્યાસ :** કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **માવજી કે. સાવલા :** એપ્લાઈડ ફીલોસોફી સ્ટડી સેન્ટર, એન-૪૫, ગાંધીધામ, કચ્છ - ૩૭૦૨૦૧ **દુષ્યન્ત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ :** ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **રાધેશ્યામ શર્મા :** ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **હેમેન્દ્ર શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) June 2008 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahmedabad 1st of every month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008




## વિશુદ્ધ ઉર-લાગણી

વસે કિરણતીર મેઘધનુના ઉરે સૃષ્ટિના
જવું અવર બાજુએ ગિરિ સમાન ઓળંગતાં,
ઝરે સલિલ વાદળી જીવન મ્હાલવું ના છતાં,
થવા બલિ ધસે શમા પર પતંગિયાં ત્રાટકી,
વસે પ્રણયતીર તેમ ઉરમાં છૂટી ને નથી
પરસ્પર ન બંધને હૃદય આપણાં સૌ છતાં
ઝરે પ્રણય-વાદળી સમ, પતંગિયા જેમ આ
વિશુદ્ધ ઉર-લાગણી બલિ થવા તણી આપણી !

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ 'પ્રતીતિ માંથી*

सर्वभाषा सरस्वती

# ઉદ્દેશ

જુલાઈ ૨૦૦૮

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક : ૧૨






આપણા ૫૦મા સ્વાતંત્ર્ય દિવસ (૧૫ ઑગસ્ટ ૧૯૯૭) પ્રસંગે
આર. કે. લક્ષ્મણે આ કટાક્ષચિત્ર કર્યું હતું.
આવતા મહિને, ૬૧મા સ્વાતંત્ર્ય દિને પણ એ એટલું જ પ્રસ્તુત.





www.uddesh.org

# ઉદ્દેશ


વર્ષ અઢારમું | અંક બારમો | સળંગ અંક ૨૧૪


## અનુક્રમ જુલાઈ ૨૦૦૮



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ' ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થવા હશે તે અંકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે. અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ' નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલવાની નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામું અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ણિત પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું

  'ઉદ્દેશ' ફાઉન્ડેશન,<br>
  c/o. પ્રબોધ ર. જોશી,<br>
  "Serene સેક્ટર બી ૨૭, સ્ટર્લિંગ સિટિ,<br>
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮<br>
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦<br>
  (અનિવાર્ય સજોગોમા રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ' નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ અમદાવાદ-૩૮૦૦૦૧<br>
ફોન ૨૫૩૫ ૬૪૭૮, ૨૬૮૭ ૦૭૯૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય અપાર્ટમન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨<br>
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૮૩૨૭૦ ૦૦૮૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧<br>
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬<br>
ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કામ્પલેક્ષ, એમ.કે હાઈસ્કૂલ પાસે, એચ.ડી.એફ.સી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨<br>
email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુરલી ભવન, એસ. ટી. બસ સ્ટે ન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ)<br>
ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૭૭૭૮


આદ્યતંત્રી રમણલાલ જોશી | તંત્રી પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, ૨ અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯થી પ્રગટ કર્યું

મ ન્વન પેન્ટવિની પ્રનપ્રા ની ન્યુ અમદા ૩ ૯૧ ન ૧૮ ૧૨૮

ઉદ્દેશ
જુલાઈ ૨૦૦૮
સર્વભાષા સરસ્વતી


# આપણો આમ-આદમી કશું કહેશે ખરો ?

ઓવર સાઈઝ્ડ્ ચશ્માંમાંથી દેખાતી વેધક આંખો, કાન પાછળ લંબાયેલી દાંડી, પાછળ સ્હેજ ઊંચા-ઉફરા રહેતા ધોળા વાળ - જાણે કે એન્ટેના, આગળ પડતું નાક - સતત કંઈક સૂંઘતું રહેતું હોય તેવું, કાન પણ ખાસ્સા મોટા - કેટકેટલું સાંભળતા, સંઘરતા હશે જાણે ! લાંબો આડી અવળી ચેક્સનો બંધ-ગળાનો કોટ, સફાઈથી પહેરેલી ધોતી અને બૂટ - મોજાં વગરના, ક્યારેક હાથમાં લાકડી તો ક્યારેક છત્રી. આર. કે. લક્ષ્મણ, પૂરું નામ રાસીપુરમ્ કિશ્નાસ્વામી લક્ષ્મણનો આ 'કોમન-મેન' એટલે કે આમ-આદમી, છેલ્લાં ૬૦ વર્ષથી આપણા સમાજજીવનની ખબર લેતો રહે છે.

આ આમ-આદમી ક્યારેક પહોંચી જાય છે રાજકીય સમારંભોમાં, કેબિનેટ મિટીંગોમાં, એરપોર્ટની લોન્જીસમાં, રસ્તાની દુકાનો કે ફૂટપાથ પર, ઝૂંપડાંઓમાં, ચૂંટણીસભાઓમાં કે પછી દબદબાભર્યા શપથવિધિ સમારંભોમાં. એ 'મિસ્ટર ઈન્ડિયા' ક્યાં ક્યાં નથી ગયો ? એણે શું શું નથી નિહાળ્યું ? આપણને આઝાદી મળી ત્યારે ૧૯૪૭માં એણે ટાઈમ્સ ઑફ ઈન્ડિયામાં પંડિત જવાહરલાલ નહેરુને એની વિલક્ષણ નજરે પ્રસ્તુત કરેલા... કવિ સ્વભાવના અને કંઈક રંગીન મિજાજના નહેરુ, ઉદ્યાનમાં ગુલાબના મોટા છોડ સામે તાકીને બેસી રહ્યા છે પણ એ છોડમાં ગુલાબ કરતાં કાંટા વધુ દેખાય છે – ત્યારથી તે આજ પર્યંત જ્યાં જ્યાં એની વેધક નજર ફરી છે ત્યાં ત્યાં આપણા સમાજ અને રાજકીય જીવનમાં વ્યાપ્ત વિસંગતતાઓ, એના અનોખા અંદાઝે બયાંમાં જોવા મળી છે.

આઝાદી પછીની આપણી અવદશા એણે સારી પેઠે નિરખી છે અને એ સળંગ ઇતિહાસ એક political satire સ્વરૂપે એના કેનવાસ પર ઝિલાયો છે. એમાંનાં ઘણાં ચિત્રો આજેય એટલાં જ પ્રસ્તુત છે.

પણ આપણો આમ-આદમી, આ બધું છતાં, જેમ કશું બોલતો નથી એમ જ લક્ષ્મણનો આમ-આદમી પણ કશું બોલતો નથી. એ અભિપ્રાયો આપવાનું ટાળે છે. એ તો જે છે, જેવું છે, એને આપણી સમક્ષ મૂકતો રહે છે. એમ કરવામાં જ કદાચ એની ચરિતાર્થતા છે. લક્ષ્મણને કોઈકે પૂછ્યું - 'તમારો કોમન-મેન ક્યારે ય બોલતો થશે કે ?' એમણે કટાક્ષમાં જ કહ્યું હશે - 'કદી નહીં.' સાંભળતાં થયું કે એ સાચું કહે છે. એને તો આપણી પાસે બોલાવવાનું છે !

એબીએન એમરો બેન્ક અને કર્મા આર્ટ ગેલેરીના ઉપક્રમે હમણાં ૭મી જૂન ૨૦૦૮ના રોજ અમદાવાદમાં અનિલ જોગલેકરની સ્ક્રીપ્ટ ઉપર આધારિત રહી અજીત કેલકરે લક્ષ્મણના આ કોમન-મેનને એકપાત્રીય અભિનયરૂપે, એમની ઉપસ્થિતિમાં રજૂ કર્યો. ઉપસ્થિત તો અમદાવાદનો ભદ્ર સમાજ પણ હતો. આમ-આદમીથી આપણને સૌને કેવુંક અને કેટલું તો છેટું પડી ગયું છે એ સહજ વરતાતું હતું. કાર્યક્રમના આયોજકોમાંથી કોઈકે આ કાર્યક્રમમાં લક્ષ્મણનો પરિચય આપતાં, એ ૬૦ વર્ષથી આપણને 'એન્ટરટેઈન' કરી રહ્યા છે; આપણું મનોરંજન કરી રહ્યા છે એવું કહ્યું. વિખરાતાં થયું કે એન્ટરટેઈનમેન્ટનાં બધાં જ માધ્યમો ધીરે ધીરે આપણા 'passive' એન્ટરટેઈનમેન્ટનો પદાર્થ બનતાં જાય છે !

લક્ષ્મણનો કોમન-મેન તો કહેતો રહે છે 'યૂ સેઈડ ઈટ.' પણ આપણે ક્યાં કશું કહીએ છીએ ? કહીશું ખરા ? સાઈઠ વરસની સન્નિષ્ઠ જહેમત પછી પણ એના કોઈ આસાર નજરે ન ચડે તો એમાં કટાક્ષની કરુણતા પણ છે.

૧૫ જૂન, ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

# મોહમ્મદ માંકડ : કથાસાહિત્યમાં વિવિધતા અને વ્યાવર્તકતાનો પ્રશ્ન

ધીરેન્દ્ર મહેતા

મોહમ્મદ માંકડની સાહિત્યસફર એટલી સુદીર્ઘ છે અને એમનું સાહિત્યસર્જન એટલુ વિપુલ અને વૈવિધ્યવંતુ છે કે આયુષ્યના એંશીમાં વરસે (જ ૧૯૨૮) એમને રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયો એ અંગે ભાગ્યે જ કોઈને પ્રશ્ન થાય. એમણે સાહિત્યનાં ત્રણ સ્વરૂપોમાં કલમ ચલાવી છે નવલકથા, નવલિકા અને નિબધ. લેખનની ઈચ્છા જાગી ત્યારે વય ઘણી નાની હતી. એ ઈચ્છાના મૂળમાં લેખક થવાની મહત્વાકાક્ષા નહીં પરતુ મુનશી સાથેનો સ્પર્ધાભાવ રહેલો હતો. ગુજરાતના છેલ્લા રજપૂત રાજા વિશે નવલકથા લખવામા એ ભાવ સક્રિય થયો પણ ટક્યો નહિ, પરિણામે મોહમ્મદભાઈ પાસેથી આપણને એ કથા તો ન મળી, પછી પણ એકેય ઐતિહાસિક નવલકથા મળી નહિ. એમના નવલકથાલેખને જુદી જ દિશા પકડી. ઐતિહાસિક નવલકથા સામાન્ય રીતે બાહ્ય વાસ્તવને વિષય કરીને આગળ વધતી હોય છે, મોહમ્મદ માકડ મનુષ્યની ભીતરના વાસ્તવ તરફ વળ્યા. 'કાયર નામની લઘુનવલ ૧૯૫૯માં પ્રગટ થઈ અને એના લેખક, વાચક અને વિવેચક બેઉનો આવકાર પામ્યા. પહેલી નવલિકા પણ 'અખડ આનંદ' જેવા પ્રતિષ્ઠિત સામયિકમાં છપાઈ આમ, પહેલો ઘા રાણાનો હોવા છતા મનમા નહોતી સિસૃક્ષા કે નહોતો સર્જક તરીકે નામ કાઢવાનો સંકલ્પ ! હા, લેખનને યોગક્ષેમ માટેનું સાધન બનાવવામાં સંકલ્પબળે ભાગ ભજવ્યો હતો. ગાયન, ચિત્રકલા, તબીબીવિદ્યા, કૃષિવિદ્યા, એવા એવા ક્ષેત્રો તરફ વળતી ઈચ્છાકુંવરી છેવટે વરી તો સાહિત્યલેખનને જ શિક્ષણ વિજ્ઞાનનુ, એમ તો એક દાયકો બોટાદની હાઈસ્કૂલમા શિક્ષક તરીકે નોકરી પણ કરેલી. ગુજરાત સાહિત્ય અકાદમીના પ્રમુખપદે સૌ પ્રથમ એમની નિમણૂક થયેલી અને ગુજરાત રાજ્ય પબ્લિક સર્વિસ કમિશનના સભ્ય પણ હતા પરતુ ઠરીઠામ થયા પત્રકારત્વ અને લેખનમા. પત્રકારત્વની વાત કરીએ તો 'ફૂલછાબ' દૈનિકમા, તુષાર' માસિકના તંત્રીપદે અને 'સંદેશ'ની સાપ્તાહિક પૂર્તિના સપાદક તરીકે



શ્રી મોહમ્મદ માંકડને ૨૦૦૭ના વર્ષનો રણજિતરામ સુવર્ણચન્દ્રક ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખ ડા. મધુસૂદન પારેખના હસ્તે તા. ૩૧મે ૨૦૦૮ના રોજ ભાઈકાકા હૉલ, અમદાવાદમા અર્પણ કરાયો. એ વેળાએ પૂ મોરારિબાપુ અને શ્રીમતી અમીનાબહેન મોહમ્મદ માકડ

એક રીતે જોઈએ તો એમનું લેખન પણ પત્રકારત્વની નીપજ છે એમ કહી શકાય વર્તમાનપત્રોમાં વરસો સુધી ચલાવેલી જીવનલક્ષી લેખોની કટાર તો ખરી જ મોટા ભાગની નવલકથાઓ પણ, કેમ કે એ બધી 'સદેશ' માટે ધારાવાહી લખાયેલી છે એ કથાઓનું સ્વરૂપ પણ એ પ્રકારનું છે અને એ વિશેનો એમનો ખયાલ પણ કહે છે

'લેખકે પોતાની વિદ્વત્તાથી વાચકને મૂઝવી દેવાની જરૂર નથી, કે શબ્દોના નાવીન્યથી એને આશ્ચર્યમા નાખી દેવાની જરૂર નથી. એની સાથે communication કરવાનું છે વિચારો અને લાગણીઓની આપ-લે કરવાની છે અને એટલે એ સમજી શકે એવા શબ્દો વાપરવાનો શક્ય એટલો પ્રયત્ન કરવાની જરૂર છે એવો પ્રયત્ન કરીને મારી ભાષાને મેં બને એટલી સરળ, પ્રવાહી, સચોટ, ઝાકઝમાળ કે આડંબર વિનાની બનાવી છે' (શબ્દસૃષ્ટિ, ઓક્ટો-નવે ૭ ૨૮)

મોહમ્મદ માંકડની કથાઓનું વિષયવૈવિધ્ય પણ કદાચ એમના આ ખયાલને આભારી છે, તો બીજી બાજુ એ વિશે રઘુવીર ચૌધરીએ કાઢેલા આ તારણને માટે પણ એ કારણભૂત હોય એમ માની શકાય

'મોહમ્મદ માકડ અને ભગવતીકુમાર શર્માની ગતિની ધરી પકડવી મુશ્કેલ છે એમણે પોતાના કોઈ એક કથયિતવ્ય કે વ્યાવર્તક અનુભવનો પરિચય આપ્યો નથી.'

(ગુજરાતી નવલકથા, આ. ૩ ૩૦)

રઘુવીર જેને 'વ્યાવર્તક અનુભવ'નો અભાવ કહે છે તેને માંકડ પોતાના લેખનનું પ્રેરક પરિબળ કે ચાલક બળ માને છે અને એને માટે પોતાની જીવનની પરિસ્થિતિ કે નિયતિને જવાબદાર ગણે છે :

'કિસ્મતે મને એક સ્થળેથી બીજે સ્થળે ફંગોળ્યો, એક પરિસ્થિતિમાંથી બીજી પરિસ્થિતિમાં ધકેલ્યો. એક સ્તરના માણસોથી બીજા સ્તરના માણસો વચ્ચે જીવવાની તક આપી. પાળિયાદના દરબારો, સામાન્ય મજૂરો, ખેડૂત અને કારીગરોથી માંડીને, બોટાદના શિક્ષકો, વેપારીઓ, બુદ્ધિજીવીઓ અને સુરેન્દ્રનગર-અમદાવાદના સાહિત્યકારો, રાજકીય નેતાઓ, પ્રધાનો વગેરેના નજીકના સંપર્કમાં આવ્યો. દેશમાં અને પરદેશમાં અનેક સ્થળે જવાનું બન્યું. અને 'માણસ'ને એનાં અનેક રૂપોમાં જોવાનું બન્યું... અને એટલે જ મેં લખેલી દસેક લઘુનવલ અને ત્રીસેક નવલકથાઓમાં ભાગ્યે જ કોઈ પાત્ર બેવડાય છે. દરેક પાત્ર બીજાથી અલગ અને પોતાની આગવી પિછાનવાળું છે. જીવનને મેં વિવિધ રંગોમાં જોયું છે અને નિરૂપ્યું છે.' *('શબ્દસૃષ્ટિ', ઑક્ટો.-નવે. ૭, ૨૮)*

જીવનમાં જો આવી પરિસ્થિતિ ઊભી ન થઈ હોત તો, એવો પ્રશ્ન કરીને આ ઉત્તર આપે છે :

'મારાં પાત્રો આટલાં જુદા જુદા સ્તરનાં, આટલાં જીવંત ક્યાંથી હોત ? અને મારી ભાષાનો પણ વિકાસ ક્યાંથી થયો હોત !' *(એજન, ૨૯)*

ખરું, પરંતુ મુદ્દો એ છે કે લેખકે આ જે વિવિધરંગી જગત ઊભું કર્યું છે તેની પાછળ એમની કઈ દૃષ્ટિ વ્યાપ્ત છે ? સાદી રીતે કહેવું હોય તો આટલું વિપુલ સર્જન કરનારા સર્જકે કહેવાનું શું છે ? લેખક પાત્રોને પ્રસ્તુત કરીને અટકી જાય છે કે જીવન પ્રત્યે એમની કોઈ ચોક્કસ દૃષ્ટિ છે, એ તપાસનો મુદ્દો છે.

લેખક આ વાત નથી સમજતા એમ નહિ. વાસ્તવજગતનો અનુભવ કલ્પનશક્તિને વિકસાવે છે એની પણ એમને ખબર છે. પોતાના એક વાચકને આ વાત સમજાવતાં એમણે કહેલું :

'હું જે લખું તે... સાચું ન હોય, કલ્પિત હોય, પણ એ પરમ સત્ય હોય. બન્યું ન હોય, છતાં બની શકે એવું હોય - માટે જ એ વાર્તા કહેવાય. અને એટલે જ તમે એને અનુભવી શકો અને સાચું માનીને માણી શકો.'

*(શબ્દસૃષ્ટિ, ઑક્ટો.-નવે. ૭, ૩૦)*

લેખકના મનમાં અહીં વાત possibility અને probabilityના ભેદની છે પરંતુ એમના શબ્દોમાંથી હું એમણે અવતરણચિહ્નમાં મુકેલા 'પરમ સત્ય' શબ્દને ઊંચકું છું અને એને કંઈક જુદા અર્થમાં યોજીને એ જાણવા પ્રેરાઉં છું કે મોહમ્મદ માંકડના કથાસાહિત્યનું 'પરમ સત્ય' શું છે, કેમ કે કોઈ પણ લેખકના મૂલ્યાંકનમાં આ પ્રશ્ન વજન ધરાવે છે. જે સાહિત્યકૃતિમાંથી ભાવકને એનું ઋત લાધે છે એ સાહિત્યકૃતિ 'દર્શન'ની કોટિએ પહોંચી હોય છે અને તેનો સર્જક 'દર્શક' કે 'ચિંતક'ની કોટિએ.

નવલકથાની ભાષા વિશેના લેખકના વિચારો પણ વિચારો જગવે છે. પોતાની નવલકથાની ભાષાના વિકાસની વાત કરતાં કહે છે :

'મારી શરૂઆતની વાર્તાઓ આજે જેને જાનપદી કહે છે એવી ભાષામાં લખાયેલી છે, કારણ કે મને એ વખતે એ જ ભાષા આવડતી હતી, અને મારી વાર્તાનાં પાત્રો એ જ બોલી બોલે એવાં હતાં. પછીના દિવસોમાં એમાં ફેરફાર થયો. મારી પહેલી નવલકથા 'કાયર' ...ગામડાની હોવા છતાં એની ભાષા સાવ ગામઠી નથી.' *(શબ્દસૃષ્ટિ, ઑક્ટો.-નવે. ૭, ૨૯)*

'જાનપદી' સંજ્ઞા નવલકથાના પ્રકારવિશેષ માટે વપરાય છે અને એ સ્થળ તથા પરિવેશને લક્ષે છે. જે પાત્રો એની સાથે જોડાયેલાં હોય એ પાત્રોની ભાષા એ પ્રદેશ કહેતાં જનપદની લાક્ષણિકતાઓ ધરાવતી હોય. કથક એટલે કે લેખકની ભાષા એથી જુદી હોય. બીજું, પાત્રો લેખકની ભાષામાં ન બોલે, એમની પોતાની ભાષામાં બોલે. મુદ્દો ભાષાને સર્જનાત્મક રૂપ આપવાનો અને એના સર્જનાત્મક વિનિયોગનો છે.

મોહમ્મદ માંકડે ત્રીસેક જેટલી નવલકથાઓ લખી છે. એમાંની મોટા ભાગની એમના કહેવા પ્રમાણે વ્યાવહારિક જરૂરિયાતને કારણે વર્તમાનપત્રની પૂર્તિમાં હપ્તાવાર લખાઈ છે. એમને આ રીતે લખાયેલી નવલકથાનાં કેટલાંક આવશ્યક લક્ષણોની, તેની મર્યાદાની અને સાહિત્યિક મૂલ્ય ધરાવતી નવલકથાની એથી ભિન્નતાની પણ ખબર છે, એટલે તો કહે છે :

'પરંતુ હું જાણતો હતો કે દૈનિકમાં આવતી નવલકથાઓ પ્રસિદ્ધિ આપી શકે છે પરંતુ સિદ્ધિ આપી શકતી નથી... મેં નક્કી કર્યું હતું કે 'સંદેશ'માં જ્યારે બીજા લેખકની નવલકથા છપાતી હોય ત્યારે એ સમયમાં 'નવલકથા'ની શોધ કરવી.' *(એજન, ૨૯)*

આવી રીતે લખાયેલી નવલકથાઓમાંથી જે પાંચ-છ નવલકથાઓને જ એ મહત્ત્વની ગણે છે એ છે 'ધુમ્મસ', 'નામ ધીમેથી લેજો', 'દંતકથા', 'બંધનગર ભાગ-૧-૨' અને 'અશ્વદોડ'. હું એમાં ઠીક ઠીક ચર્ચાયેલી 'કાયર' અને 'અજાણ્યાં બે જણ'ને પણ ઉમેરું. આમાંની 'ધુમ્મસ' રાઈટર્સ સેંટર, મુંબઈની ગોવર્ધનરામ ત્રિપાઠી ફેલોશિપ સાથે લખાયેલી

એ વીગતની નોંધ પણ લઈએ.

કદની દૃષ્ટિએ જોઈએ તો 'કાયર' જેવી લઘુથી માંડીને 'બધનગર' જેવી બે ભાગમાં વિસ્તરેલી નવલ માકડ પાસેથી મળી છે વસ્તુને લક્ષમાં લેતાં વ્યક્તિકેન્દ્રીથી સમાજલક્ષી પ્રકારો એમાં જોવા મળે છે માનવીના મનની આટીઘૂંટીને એ નિરૂપે છે તેમ સામાજિક પ્રશ્નોને પણ તાકે છે સ્ત્રી પુરુષ સબંધની સંકુલતાનું સમજપૂર્વકનું આલેખન તથા બદલાતા સમયની તસવીર અને પરિબળોનો પ્રભાવ પણ એમાં જોવા મળે છે પ્રથમ પુરુષની કથનરીતિ, સર્વજ્ઞ કથકની રીતિ તેમજ અન્ય પ્રયુક્તિઓ પણ આ કથાઓમાં યોજાયેલી છે કથાતત્ત્વનો ભોગ લેવાય એવી શુષ્કતા પ્રવેશે નહિ એની કાળજી સાથેનું પ્રયોગશીલ વલણ પણ એમા દેખા દે છે

આ બધું છતા અહીં એક અપેક્ષા વ્યક્ત કરવાનુ મન થાય છે આપણી ભાષામાં મુસ્લિમ લેખકોની સંખ્યા અતિ જૂજ છે અને મુસ્લિમ સમાજનું નિરૂપણ પણ ખાસ થયું નથી આપણા સમાજનો આ હિસ્સો, સમાજ જેને આટલી ચુસ્ત રીતે ('like a spider's web') વળગેલો છે એ કથાસાહિત્યમાં, કેમ હાસિયામાં રહી ગયો ? હિંદુ અને મુસલમાન આપણા 'ગુણિયલ ગુર્જર દેશ'ના અમુક ભાગમા (જેમ કે કચ્છ) તાણાવાણાની જેમ વણાઈ ગયા છે તો ક્યાંક સમયાતરે એમની વચ્ચે વિખવાદ અને વૈમનસ્યની આગ ભડકી ઊઠે છે આની સાથોસાથ મુસ્લિમસમાજમાનસમા આવી રહેલા પરિવર્તને પણ પરિણામ દેખાડવા માડ્યુ છે અને એનો એક નવશિક્ષિત પ્રબુદ્ધ વર્ગ પરંપરા અને પ્રણાલીથી અલગ પડીને સક્રિય થયો છે સંઘર્ષ, મંથન અને જાગૃતિના આ અનુભવો નવલકથાનુ વસ્તુ બનવા જેટલી ગુંજાશ ધરાવે છે મોહમ્મદભાઈ પ્રત્યક્ષ, વૈચારિક અને સાવેદનિક સ્તરે એથી અસ્પૃષ્ટ ન હોય એમની પાસેથી એને લગતી નવલકથા કેમ નથી મળી ? ન મળે ? વિભાજનની ગમખ્વાર ઘટના ઘટી એ અરસામાં એમનું લેખન શરૂ થઈ ચૂક્યુ હતું તોય આપણે એ આળ વેઠવાનુ કે ગુજરાતી લેખકે એ તરફ નજર કરી નથી !

વિપુલ સંખ્યા, વિષયવસ્તુનુ અને કદનું વૈવિધ્ય મોહમ્મદ માંકડના નવલિકાસાહિત્યનું પણ ઊડીને આખે વળગે એવુ લક્ષણ છે એમણે અગિયાર જેટલા નવલિકાસંગ્રહો આપ્યા છે સમાતર ચાલતી હોવા છતા આ રચનાઓ એમની હપતાવાર લખાયેલી નવલકથાઓની મર્યાદાઓથી સ્વાભાવિક રીતે જ બચી શકી છે ઘટના કે પરિસ્થિતિને અવગણ્યા વિના એ વાર્તામાં કલાતત્ત્વની માવજત કરી શકે છે તો મનુષ્યના વૃત્તિવલણો કે ભાવસ્થિતિને કેન્દ્રમાં રાખીને પણ રચના સિદ્ધ કરે છે, એ વખતે પણ એમા વાર્તાતત્ત્વ તો જળવાયું હોય જ છે ધ્વનિને સ્પષ્ટ કરવા જતા એ લબાણનો ભોગ નથી બનતી ત્યા કલાત્મક ચોટ સાધે છે 'તપ', 'તમે માનશો ?, 'એમ ?!', 'સંગાથ', 'ના' જેવી વાર્તાઓમાથી આ કે તે લક્ષણનાં નિદર્શન મળી આવશે.

'તપ'મા આરભ અને અંતની ઘટનાની વચ્ચે લાખુનું પાત્ર વાર્તાને વિકસાવે છે એ રીતે આપણને એક યાદગાર પાત્ર મળે છે એને નિમિત્તે વાર્તામાં સમાજ પણ પ્રવેશે છે અને તેના ભાવ પ્રતિભાવ વિસ્મય અને કુતૂહલ જગવીને વાર્તાતત્ત્વને પણ પોષે છે સમયનો ગાળો લાબો છે પરતુ એની ગતિ ધીમી છે લાખુમા સમયની સાથે ધીમી ગતિએ આવતું આતરબાહ્ય પરિવર્તન, એની સાથે સકળાતુ આવતું લોકમાનસ લેખક એકાદ વાક્યની મદદથી વર્ણવી દે છે

'લાખુ જીવતી સ્ત્રી મટીને જાણે એક લોકવાયકા બની ગઈ હતી.' *('ગુજરાતી વાર્તાઓ અને વાર્તાકારો' ૧૯૭)*

વાર્તાને અંતે લાખુના પતિ મોહનના અણધાર્યા, છતાં પ્રતીતિકર, વર્તનથી જે ચમત્કૃતિ સધાય છે એમાંથી સ્ફૂટ થતો કરુણ વ્યગ ચોટ મૂકી જાય છે

આખી વાત માડીને, ઠંડે કલેજે કહેવાઈ છે પુનરુક્તિ કરીને, અલકરણો યોજીને લેખક એને બહેલાવે છે ઘટના, પાત્ર, સમાજને તળ ભૂમિનુ વાતાવરણ ઉપસાવે છે તળપદા શબ્દપ્રયોગો, ઉપમાનો એમાં ઉપકારક નીવડે છે

પ્રસંગ બનીને રહી જાય એવા વસ્તુને ટૂંકી વાર્તાના ફલક પર મૂકી આપવાની લેખકની સૂઝ-ક્ષમતાનું દૃષ્ટાન્ત 'સંગાથ' જેવી વાર્તામાં મળે છે નાટ્યાત્મક ચમત્કૃતિ સાથેનો અંત ખરેખર તો મનુષ્યના ભીતરનો વિધેયાત્મક પરિચય કરાવે છે

તો આ જ લેખક ઘટના અને પાત્ર, બન્નેને ગૌણ કરતી 'વાર્તાનો અંત' જેવી વાર્તા પણ લખી શકે છે, જેમાં ભાષા 'પાત્ર' - અનુસારી રહીને સ્તર બદલતી રહે છે

કટારલેખનની નીપજ બલકે ઉપજરૂપ લેખોનો નવલિકા કરતાં પણ એકાદ સંગ્રહ વધારે જોઈને કોઈને કદાચ એમ લાગે કે મોહમ્મદ માંકડ વાચકની જરૂરિયાત પ્રમાણે લખનારા લેખક છે એમ હોય તો પણ વાચકોએ તેમનાં આ પુસ્તકોને એટલા આવકાર્યા છે કે તેની સંખ્યાધિક નકલો સાથેની અનેક આવૃત્તિઓ થઈ છે નવલકથા અને નવલિકા સાહિત્યમાં મોહમ્મદ માંકડનું નામ એક સાથે 'લોકપ્રિય' લેખક અને 'સર્જક' તરીકે લેવાતું રહ્યુ તો આ લેખોએ એમની લોકપ્રિયતામાં વૃદ્ધિ કરી.

બે ભાગમાં બાળકો માટેની 'ચંપૂકથાઓ' અને અનૂદિત પુસ્તક 'મહાનગર' તથા અંગ્રેજીમાં 'The other time' પણ એમના નામે છે

■

# અમારે તો શબ્દો જ કંકુ ને ચોખા

નીતિન વડગામા

'શબ્દ વીંટીને જાત ઢાંકી છે,
આપણું આ મલીર છે પાનબાઈ.'

કે -

'એક સાચી કવિતા જન્મે તો,
વિશ્વ માટે વધાઈ છે પાનબાઈ.'

- એમ કહીને, શબ્દનો - બલ્કે કવિના શબ્દનો અને કવિતાનો - બલ્કે સાચી કવિતાનો મહિમા કરનારા મનોજ ખંડેરિયાના ગઝલકર્મ વિશે મારે વાત કરવાની છે. તો, કેવા છે આપણા આ ગરવા ગઝલકાર, કેવાં છે એમની ગઝલોનાં મનોહારી રૂપ-રંગ અને કેવો છે એમની ગઝલોનો નાજુક-નમણો ચહેરો ?

ફરકતું પડે ત્યારે ભૂરી હવામાં
ઝીણાં શિલ્પ કૈં કોતરી જાય પીંછું.

કે -

મલયાનિલોની પીંછી ને રંગો ફૂલોના લૈ
દોરી રહ્યું છે કોણ આ નકશા વસંતના ?

કે પછી -

એથી જ રંગરંગથી સઘળું ભર્યું હતું
આંખો મહીં પતંગિયાએ ઘર કર્યું હતું.

- આવાં સૌન્દર્ય અને આટલાં સુકૌમાર્યનો સાક્ષાત્કાર ગુજરાતી ગઝલમાંથી આ પહેલાં આપણને ભાગ્યેજ થયો છે; આવી નજાકત અને આટલી નમણાશ જાણે કે આ પહેલાંની ગુજરાતી ગઝલના નસીબમાં નહોતી. અને તેથી જ તો એમ કહેવાનું મન થાય છે કે, મનોજ ખંડેરિયા એટલે ગુજરાતી ગઝલનું સૌન્દર્ય શિખર, મનોજ ખંડિરયા એટલે ગુજરાતી ગઝલનો મખમલી મિજાજ કે પછી પીંછા સમી મૃદુતા અને કમળતંતુ સમી મુલાયમતાનું બીજું નામ એટલે મનોજ ખંડેરિયા.

મનોજભાઈએ કાવ્યસર્જનના આરંભથી માંડીને લગભગ એમના સર્જનકાળના મધ્યાંતર સુધી ગઝલ ઉપરાંતના કેટલાક કાવ્યપ્રકારો સાથે પણ કામ પાડ્યું છે. અને એમ, 'અચાનક'થી 'અટકળ' સુધીની કવિની કાવ્યયાત્રામાંથી એમનાં સર્જકવ્યક્તિત્વનાં અનેક પાસાંઓ અને અનેક પરિમાણોનો આપણને પરિચય મળે છે. પરિણામ સ્વરૂપ મનોજભાઈની કવિતાને એની સર્જકતાના અનેક કોણ સાથે આપણે માણી શકીએ છીએ, માપી શકીએ છીએ. એમની કવિતાનાં ભિન્ન ભિન્ન રૂપ-રંગને આપણે પિછાણી શકીએ છીએ અને પ્રમાણી શકીએ છીએ.

મનોજ ખંડેરિયાના નામસ્મરણ સાથે જ, કવિતાના

કવિ શ્રી મનોજ ખંડેરિયા



(૬ જુલાઈ ૧૯૪૩ - ૨૭ ઑક્ટોબર ૨૦૦૩)
(આ મહિને એમની ૬૫મી જન્મજયંતિ)

કાવ્યસર્જનના ઉત્તરકાળમાં મનોજભાઈ કેવળ ગઝલની એકનિષ્ઠ ઉપાસના તરફ વળે છે; અને આપણને કવિની સર્જકતાનો ઉત્તમ ઉઘાડ પણ ગઝલમાં વિશેષ થતો જોવા મળે છે. એમની પ્રથમ અને પ્રબળ ઓળખ પણ એક સમર્થ અને સિદ્ધહસ્ત ગઝલકવિ તરીકેની જ ઊભી થાય છે. ગુજરાતી ગઝલના ઈતિહાસમાં મનોજ ખંડેરિયાનું ઐતિહાસિક અને અવિસ્મરણીય યોગદાન રહ્યું છે. ગુજરાતી પ્રયોગશીલ ગઝલના ઘાટ-ઘડતરમાં આદિલ મન્સૂરી, મનહર મોદી, ચિનુ મોદી, રાજેન્દ્ર શુકલ, રમેશ પારેખ વગેરે કવિઓની સાથે, નરસિંહના નગરના આ કવિનો પણ સિંહફાળો છે.

**'આ ગઝલ આપણાં જીવન-તાંદુલ**
**પોટલી શરમ મેલી ખોલી નાખ.'**

કે -

**'તારે કાજે ગઝલ મનોરંજન**
**મારે માટે તો પ્રાણવાયુ છે.'**

- એમ કહીને, ગઝલને જીવન-તાંદુલ કે પ્રાણવાયુનો દરજ્જો આપતાં મનોજ ખંડેરિયાને મન ગઝલ એ કંઈ કેવળ કાવ્યપ્રકાર નથી કે નથી માત્ર મનોરંજનનું સાધન. એમને મન ગઝલ તો છે જીવનરીતિ અને દર્શનની અભિવ્યક્તિ. એટલે આ કવિ ગઝલને જીવાનુભૂત તત્ત્વ સમજીને એક ગંભીર કાવ્યસ્વરૂપ લેખે એની સન્નિષ્ઠ સાધના કરે છે. તો વળી, મનોજ ખંડેરિયા આધુનિકતા અને પ્રયોગશીલતાના પ્રવાહની વચ્ચે પણ, ગઝલમાં અનિવાર્યપણે અપેક્ષિત ગઝલિયત કે ગઝલની અસલિયતને અકબંધ રાખીને ગઝલસર્જન કરે છે ને એમ ગઝલકવિ તરીકે સ્વકીય મુદ્રા ઉપસાવે છે. એમ કહીએ કે, ગઝલનાં આંતર-બાહ્ય સ્વરૂપોનું જતન કરીને તેઓ પ્રયોગશીલ વલણ દાખવે છે. એમની ગઝલો પ્રયોગશીલતાનો સીમાડો ઓળંગીને પ્રયોગખોરીના પ્રદેશમાં પ્રવેશવાની ચેષ્ટા કરતી નથી. એમની ગઝલોની ભાવ-સંવેદનની સમૃદ્ધિ અને એના રચનાકૌશલમાંથી આપણને કવિના વિલક્ષણ ગઝલકર્મનો સંતર્પક પરિચય મળે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોના આસ્વાદ અને અભ્યાસને અંતે સૌ પ્રથમ તો એક વાત આપણે અંકે કરી શકીએ છીએ કે, કાવ્યપદાર્થ અને કાવ્યસર્જનની પ્રક્રિયા સાથે આ કવિને ઊંડી નિસબત રહી છે. કવિતા-પદાર્થ પ્રત્યેની સમજદારી અને સજ્જતાને પરિણામે એમની મોટાભાગની ગઝલોમાં કાવ્યસર્જન અને સર્જનસંલગ્ન એવા અક્ષર, શબ્દ, કાગળ, કલમ, શાહી, ખડિયો વગેરેના સંદર્ભો અવારનવાર અને અભિનવરૂપે આવ્યા કરે છે. એટલે સર્જનલક્ષી સંવેદના મનોજ ખંડેરિયાની ગઝલોનો આગવો વિશેષ બનીને ઊભરી આવે છે.

**'શબ્દ અમારી તક્ષશિલા ને**
**કવિતાને સમજ્યા નાલંદા.'**

- એમ કહેતાં આ કવિ શબ્દનો અને કવિતાનો સાતત્યપૂર્ણ રીતે મહિમા કરતા રહ્યા છે.

શબ્દ સૂક્ષ્મ છે અને સર્વાશ્લેષી છે. એટલે સૌ કોઈ હંમેશાં શબ્દનો પાર પામી શકે કે શબ્દનો તાગ મેળવી શકે એવું ન બને. અનંત વ્યાપ-વિસ્તાર ધરાવતો શબ્દ સૌની સમજણની ત્રિજ્યામાં ન આવી શકે. તેથી જ તો આ કવિ આભની માફક વિસ્તરતા વિરાટ એવા શબ્દના સામર્થ્યને આ રીતે ચીંધે છે -

**ક્યાંથી હવાય પામી શકે પાર શબ્દનો**
**પ્હોળો છે આભ જેટલો વિસ્તાર શબ્દનો.**

પોતાને શબ્દનું સૌભાગ્ય સાંપડ્યું હોવા બદલ ધન્યતા અનુભવતા મનોજ ખંડેરિયા એક યા બીજી રીતે સતત શબ્દનું મહિમાગાન કરતા રહ્યા છે. આ કવિ ડોલરફૂલની ઢગલી સમા કે કમળના ઘર જેવા સુકોમળ શબ્દની કલ્પના કરે છે તો બીજી બાજુ તીક્ષ્ણ ભાલા જેવા કે જીવલેણ સુરંગો સમા શબ્દને કલ્પીને શબ્દની કઠોરતા કે ભયાવહતાને પણ ચીંધે છે. આવા બંને છેડે જઈને કવિ-શબ્દના સ્વભાવ અને પ્રભાવને કવિ પિછાણે છે. એવી જ રીતે જમના-જળ જેવા પવિત્ર અને કંકુ-ચોખા સમા મંગલમય શબ્દનું માહાત્મ્ય કવિ સારી રીતે સમજે છે. કવિનો ખૂબ જ જાણીતો થયેલો અને ભાવકોને હૈયે વસેલો આ શે'ર એની ગવાહી આપે છે -

**'રસમ અહીંની જુદી, નિયમ સાવ નોખા;**
**અમારે તો શબ્દો જ કંકુ ને ચોખા.'**

શબ્દને ક્યાં કોઈ કારણ હોય છે ? એમ કહેતા મનોજ ખંડેરિયાનો શબ્દ સાથેનો નિકટનો અને નૈસર્ગિક નાતો રહ્યો છે. અલબત્ત, કવિ એ પણ જાણે છે કે શબ્દ સાથેનું એવું સાહજિક સગપણ હંમેશાં શક્ય બનતું નથી, તો એ શબ્દ ગમે ત્યારે અને ગમે તેને સુલભ કે સિદ્ધ પણ નથી થતો. અક્ષરમાં હાથ નાખવાની પ્રવૃત્તિ સાપના દરમાં હાથ નાખવા જેટલી જ જોખમી છે એવું કવિ સમજે છે, તો શબ્દોના અગ્નિસ્તંભને બાથ ભીડવાની તૈયારી હોય તો જ શબ્દ સિદ્ધ થાય એવી સમજ પણ ધરાવે છે. બીજી બાજુ, શબ્દ ક્યારે અને કેવા રૂપે-રંગે પ્રગટશે એ વિશે કોઈ કશું જ કહી શકતું નથી. કલમમાંથી શબ્દ પ્રગટવાની ઘટના આંગળીમાંથી કંકુ ખરવાની પ્રક્રિયા જેવી જ છે એમ કહીને કવિ શબ્દનું ચમત્કારિક મૂલ્ય પણ સ્વીકારે છે -

કાવ્યસર્જનના ઉત્તરકાળમાં મનોજભાઈ કેવળ ગઝલની એકનિષ્ઠ ઉપાસના તરફ વળે છે; અને આપણને કવિની સર્જકતાનો ઉત્તમ ઉઘાડ પણ ગઝલમાં વિશેષ થતો જોવા મળે છે. એમની પ્રથમ અને પ્રબળ ઓળખ પણ એક સમર્થ અને સિદ્ધહસ્ત ગઝલકવિ તરીકેની જ ઊભી થાય છે. ગુજરાતી ગઝલના ઈતિહાસમાં મનોજ ખંડેરિયાનું ઐતિહાસિક અને અવિસ્મરણીય યોગદાન રહ્યું છે. ગુજરાતી પ્રયોગશીલ ગઝલના ઘાટ-ઘડતરમાં આદિલ મન્સૂરી, મનહર મોદી, ચિનુ મોદી, રાજેન્દ્ર શુકલ, રમેશ પારેખ વગેરે કવિઓની સાથે, નરસિંહના નગરના આ કવિનો પણ સિંહફાળો છે.

**'આ ગઝલ આપણાં જીવન-તાંદુલ**
**પોટલી શરમ મેલી ખોલી નાખ.'**

કે -

**'તારે કાજે ગઝલ મનોરંજન**
**મારે માટે તો પ્રાણવાયુ છે.'**

- એમ કહીને, ગઝલને જીવન-તાંદુલ કે પ્રાણવાયુનો દરજ્જો આપતાં મનોજ ખંડેરિયાને મન ગઝલ એ કંઈ કેવળ કાવ્યપ્રકાર નથી કે નથી માત્ર મનોરંજનનું સાધન. એમને મન ગઝલ તો છે જીવનરીતિ અને દર્શનની અભિવ્યક્તિ. એટલે આ કવિ ગઝલને જીવાનુભૂત તત્ત્વ સમજીને એક ગંભીર કાવ્યસ્વરૂપ લેખે એની સન્નિષ્ઠ સાધના કરે છે. તો વળી, મનોજ ખંડેરિયા આધુનિકતા અને પ્રયોગશીલતાના પ્રવાહની વચ્ચે પણ, ગઝલમાં અનિવાર્યપણે અપેક્ષિત ગઝલિયત કે ગઝલની અસલિયતને અકબંધ રાખીને ગઝલસર્જન કરે છે ને એમ ગઝલકવિ તરીકે સ્વકીય મુદ્રા ઉપસાવે છે. એમ કહીએ કે, ગઝલનાં આંતર-બાહ્ય સ્વરૂપોનું જતન કરીને તેઓ પ્રયોગશીલ વલણ દાખવે છે. એમની ગઝલો પ્રયોગશીલતાનો સીમાડો ઓળંગીને પ્રયોગખોરીના પ્રદેશમાં પ્રવેશવાની ચેષ્ટા કરતી નથી. એમની ગઝલોની ભાવ-સંવેદનની સમૃદ્ધિ અને એના રચનાકૌશલમાંથી આપણને કવિના વિલક્ષણ ગઝલકર્મનો સંતર્પક પરિચય મળે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોના આસ્વાદ અને અભ્યાસને અંતે સૌ પ્રથમ તો એક વાત આપણે અંકે કરી શકીએ છીએ કે, કાવ્યપદાર્થ અને કાવ્યસર્જનની પ્રક્રિયા સાથે આ કવિને ઊંડી નિસબત રહી છે. કવિતા-પદાર્થ પ્રત્યેની સમજદારી અને સજ્જતાને પરિણામે એમની મોટાભાગની ગઝલોમાં કાવ્યસર્જન અને સર્જનસંલગ્ન એવા અક્ષર, શબ્દ, કાગળ, કલમ, શાહી, ખડિયો વગેરેના સંદર્ભો અવારનવાર અને અભિનવરૂપે આવ્યા કરે છે. એટલે સર્જનલક્ષી સંવેદના મનોજ ખંડેરિયાની ગઝલોનો આગવો વિશેષ બનીને ઊભરી આવે છે.

**'શબ્દ અમારી તક્ષશિલા ને**
**કવિતાને સમજ્યા નાલંદા.'**

- એમ કહેતાં આ કવિ શબ્દનો અને કવિતાનો સાતત્યપૂર્ણ રીતે મહિમા કરતા રહ્યા છે.

શબ્દ સૂક્ષ્મ છે અને સર્વાશ્લેષી છે. એટલે સૌ કોઈ હંમેશાં શબ્દનો પાર પામી શકે કે શબ્દનો તાગ મેળવી શકે એવું ન બને. અનંત વ્યાપ-વિસ્તાર ધરાવતો શબ્દ સૌની સમજણની ત્રિજ્યામાં ન આવી શકે. તેથી જ તો આ કવિ આભની માફક વિસ્તરતા વિરાટ એવા શબ્દના સામર્થ્યને આ રીતે ચીંધે છે -

**ક્યાંથી હવાય પામી શકે પાર શબ્દનો**
**પ્હોળો છે આભ જેટલો વિસ્તાર શબ્દનો.**

પોતાને શબ્દનું સૌભાગ્ય સાંપડ્યું હોવા બદલ ધન્યતા અનુભવતા મનોજ ખંડેરિયા એક યા બીજી રીતે સતત શબ્દનું મહિમાગાન કરતા રહ્યા છે. આ કવિ ડોલરફૂલની ઢગલી સમા કે કમળના ઘર જેવા સુકોમળ શબ્દની કલ્પના કરે છે તો બીજી બાજુ તીક્ષ્ણ ભાલા જેવા કે જીવલેણ સુરંગો સમા શબ્દને કલ્પીને શબ્દની કઠોરતા કે ભયાવહતાને પણ ચીંધે છે. આવા બંને છેડે જઈને કવિ-શબ્દના સ્વભાવ અને પ્રભાવને કવિ પિછાણે છે. એવી જ રીતે જમના-જળ જેવા પવિત્ર અને કંકુ-ચોખા સમા મંગલમય શબ્દનું માહાત્મ્ય કવિ સારી રીતે સમજે છે. કવિનો ખૂબ જ જાણીતો થયેલો અને ભાવકોને હૈયે વસેલો આ શે'ર એની ગવાહી આપે છે -

**'રસમ અહીંની જુદી, નિયમ સાવ નોખા;**
**અમારે તો શબ્દો જ કંકુ ને ચોખા.'**

શબ્દને ક્યાં કોઈ કારણ હોય છે ? એમ કહેતા મનોજ ખંડેરિયાનો શબ્દ સાથેનો નિકટનો અને નૈસર્ગિક નાતો રહ્યો છે. અલબત્ત, કવિ એ પણ જાણે છે કે શબ્દ સાથેનું એવું સાહજિક સગપણ હંમેશાં શક્ય બનતું નથી, તો એ શબ્દ ગમે ત્યારે અને ગમે તેને સુલભ કે સિદ્ધ પણ નથી થતો. અક્ષરમાં હાથ નાખવાની પ્રવૃત્તિ સાપના દરમાં હાથ નાખવા જેટલી જ જોખમી છે એવું કવિ સમજે છે, તો શબ્દોના અગ્નિસ્તંભને બાથ ભીડવાની તૈયારી હોય તો જ શબ્દ સિદ્ધ થાય એવી સમજ પણ ધરાવે છે. બીજી બાજુ, શબ્દ ક્યારે અને કેવા રૂપે-રંગે પ્રગટશે એ વિશે કોઈ કશું જ કહી શકતું નથી. કલમમાંથી શબ્દ પ્રગટવાની ઘટના આંગળીમાંથી કંકુ ખરવાની પ્રક્રિયા જેવી જ છે એમ કહીને કવિ શબ્દનું ચમત્કારિક મૂલ્ય પણ સ્વીકારે છે -

ભાવકોને સાહજિક રીતે જ, 'શાહમૃગો'નું સ્મરણ થાય. સાદ્યંત પ્રવાહી શૈલીમાં વહેતી અને ઝીણવટભર્યું કવિકર્મ દાખવતી કવિની ખૂબ જ જાણીતી બનેલી એ રચના છે શાહમૃગોને પ્રતીકાત્મક સ્તરે પ્રયોજીને કવિ અહીં, માનવજીવનની સાથે જોડાયેલાં આકર્ષણો, પ્રલોભનો અને વળગણોની પણ સમાંતરે વાત કરે છે આબાલ-વૃદ્ધ સૌ કોઈ જેનાથી સંમોહિત થયા છે એવા શાહમૃગોની મોહિની વ્યાપક સ્તરે કેવો પ્રભાવ પાથરે છે ? કવિ કહે છે -

શાહમૃગોને જોવા આવે નગર
શાહમૃગોને જોવા આવે ગામ
ગામની સીમ
સીમમાં ઘૂઘરિયાળી વેલ
'વેલમાં બેઠો વાણિયો કંઈ કાગળ લખતો
કાગળમાં બે પૂતળિયું કંઈ હસતી રમતી'
વાતો કરતી
વાતોમાં એ શાહમૃગોનાં સપનાં જોતી
શાહમૃગોને રૂપે મ્હોતી
શાહમૃગોને કહેતી
'શાહમૃગો ઓ શાહમૃગો, અમને વરવા આવો
અમે તરસીએ રૂપ તમારું, અમને હરવા આવો.'

અને પછી શાહમૃગો ઊડી ગયાં પછીની ભાવસ્થિતિનું જીવત અને ગતિશીલ ચિત્રાંકન કવિ આ રીતે કરે છે -

ગામે વાત કરી નગરોને
નગર નગરની ભીંતો દોડી
શેરી દોડી
રસ્તા દોડ્યા
મકાન દોડ્યાં
બારી દોડી
ઊંબર દોડ્યા
બારચોડલા દોડ્યા
દુકાન દોડી
દુકાન-ખૂણે પડ્યાં ત્રાજવાં દોડ્યાં
શાહમૃગોનાં રૂપના પાગલ સહુ રે દોડ્યા

આ સમગ્ર કાવ્ય ભાવવ્યંજકતા અને ગતિશીલતાના ગુણથી સોહે છે અને એટલે જ તો સહૃદયોને મોહે છે આ કવિ પાસેથી મળતાં 'હું ટેકરીઓ, ભીંત અને લીમડો' કે 'માધાવાવ' જેવાં અન્ય દીર્ઘકાવ્યો પણ, એમાના કવિત્વને કારણે આપણને આકર્ષે છે

ગીતકવિતામાં પણ મનોજ ખંડેરિયાની પ્રશસ્ય એવી ગતિ રહી છે પ્રકૃતિ-ચિત્રણ કરતાં અને પ્રણય-સંવેદન આલેખતાં કેટલાંક ગીતોમાંથી એમની ગીતકવિ તરીકેની શક્તિનો સારો એવો હિસાબ સાંપડે છે કેટલાંક ગીતોમાં કવિ પ્રકૃતિનાં સુંદર શબ્દચિત્રો ઝીલે છે, તો કેટલીકવાર વળી પ્રણયભાવને માટે ઉદ્દીપક તરીકે પણ પ્રકૃતિનું આલંબન લે છે 'જંગલ વિશે -' કે 'આયનાની જેમ' જેવાં ગીતોનું આપણને તરત સ્મરણ થઈ આવે.

જંગલને યાદ નથી કરવું વાલમજી !
વૃક્ષોનાં પાન મારું દુઃખ

*

પાંદડાંથી લીલપને વેગળી મેં રાખીને
જીવતરની માંડી છે વાત,
આપણી સભાનતા તો જંગલની ઝાડી ને
ઝાડીમાં ખોવી ના જાત.

*

પાંગરતો પડછાયો મારો સંતોષ નહીં,
ખુલ્લું આકાશ મારું સુખ,
જંગલને યાદ નથી કરવું વાલમજી !
વૃક્ષોનાં પાન મારું દુઃખ.

જોઈ શકાય છે કે પ્રાકૃતિક ભાવસ્થિતિની સમાંતરે કવિ અહીં, નાયિકાની મન સ્થિતિને પણ, જે રીતે આસ્વાદ્ય કાવ્યરૂપ બક્ષે છે એ આપણા આસ્વાદ અને આકર્ષણનો વિષય બને છે તો 'આયનાની જેમ' ગીતમાં, નાયિકાની વિયોગજન્ય કરુણતાને કવિ જાણે કે એની પરાકોટિ સાથે પ્રગટ કરે છે -

પરપોટો ફૂટે તો જળને શું થાય
નથી જાણ થતી કોઈ દિવસ કોઈને
આયનાની જેમ હું તો ઊભી'તી ચૂપ
ગયું મારામાં કોઈ જરા જોઈને.

મરાઠીમાંથી આપણે ત્યા આયાત થયેલો અંજની ગીતનો કાવ્ય પ્રકાર પણ મનોજ ખંડેરિયા પૂરી ગંભીરતા અને વિપુલતા સાથે ખેડે છે આપણી કવિતામાં 'કાન્ત' દ્વારા અંજની કાવ્યનો પ્રવેશ થયો અને પછી પણ કલાપી, ઉમાશંકર, સુન્દરમ્ વગેરેએ એના પ્રયોગો કર્યા પરંતુ ગુજરાતીમાં અંજનીકાવ્યોનો સ્વતંત્ર સંગ્રહ આપવાનું શ્રેય તો મનોજ ખંડેરિયાને ફાળે જ જાય છે

મનોજ ખંડેરિયાનાં સર્જક વ્યક્તિત્વનાં આવાં અનેક મનોહારી પીંછાં છે અલબત્ત, ગઝલ એ મનોજભાઈના કવિ વ્યક્તિત્વના મુકુટમાં જાણે કે મોરપિચ્છ બનીને સોહે છે

કાવ્યસર્જનના ઉત્તરકાળમાં મનોજભાઈ કેવળ ગઝલની એકનિષ્ઠ ઉપાસના તરફ વળે છે; અને આપણને કવિની સર્જકતાનો ઉત્તમ ઉઘાડ પણ ગઝલમાં વિશેષ થતો જોવા મળે છે. એમની પ્રથમ અને પ્રબળ ઓળખ પણ એક સમર્થ અને સિદ્ધહસ્ત ગઝલકવિ તરીકેની જ ઊભી થાય છે. ગુજરાતી ગઝલના ઈતિહાસમાં મનોજ ખંડેરિયાનું ઐતિહાસિક અને અવિસ્મરણીય યોગદાન રહ્યું છે. ગુજરાતી પ્રયોગશીલ ગઝલના ઘાટ-ઘડતરમાં આદિલ મન્સૂરી, મનહર મોદી, ચિનુ મોદી, રાજેન્દ્ર શુકલ, રમેશ પારેખ વગેરે કવિઓની સાથે, નરસિંહના નગરના આ કવિનો પણ સિંહફાળો છે.

**'આ ગઝલ આપણાં જીવન-તાંદુલ**
**પોટલી શરમ મેલી ખોલી નાખ.'**

કે -

**'તારે કાજે ગઝલ મનોરંજન**
**મારે માટે તો પ્રાણવાયુ છે.'**

- એમ કહીને, ગઝલને જીવન-તાંદુલ કે પ્રાણવાયુનો દરજ્જો આપતાં મનોજ ખંડેરિયાને મન ગઝલ એ કંઈ કેવળ કાવ્યપ્રકાર નથી કે નથી માત્ર મનોરંજનનું સાધન. એમને મન ગઝલ તો છે જીવનરીતિ અને દર્શનની અભિવ્યક્તિ. એટલે આ કવિ ગઝલને જીવાનુભૂત તત્ત્વ સમજીને એક ગંભીર કાવ્યસ્વરૂપ લેખે એની સન્નિષ્ઠ સાધના કરે છે. તો વળી, મનોજ ખંડેરિયા આધુનિકતા અને પ્રયોગશીલતાના પ્રવાહની વચ્ચે પણ, ગઝલમાં અનિવાર્યપણે અપેક્ષિત ગઝલિયત કે ગઝલની અસલિયતને અકબંધ રાખીને ગઝલસર્જન કરે છે ને એમ ગઝલકવિ તરીકે સ્વકીય મુદ્રા ઉપસાવે છે. એમ કહીએ કે, ગઝલનાં આંતર-બાહ્ય સ્વરૂપોનું જતન કરીને તેઓ પ્રયોગશીલ વલણ દાખવે છે. એમની ગઝલો પ્રયોગશીલતાનો સીમાડો ઓળંગીને પ્રયોગખોરીના પ્રદેશમાં પ્રવેશવાની ચેષ્ટા કરતી નથી. એમની ગઝલોની ભાવ-સંવેદનની સમૃદ્ધિ અને એના રચનાકૌશલમાંથી આપણને કવિના વિલક્ષણ ગઝલકર્મનો સંતર્પક પરિચય મળે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોના આસ્વાદ અને અભ્યાસને અંતે સૌ પ્રથમ તો એક વાત આપણે અંકે કરી શકીએ છીએ કે, કાવ્યપદાર્થ અને કાવ્યસર્જનની પ્રક્રિયા સાથે આ કવિને ઊંડી નિસબત રહી છે. કવિતા-પદાર્થ પ્રત્યેની સમજદારી અને સજગતાને પરિણામે એમની મોટાભાગની ગઝલોમાં કાવ્યસર્જન અને સર્જનસંલગ્ન એવા અક્ષર, શબ્દ, કાગળ, કલમ, શાહી, ખડિયો વગેરેના સંદર્ભો અવારનવાર અને અભિનવરૂપે આવ્યા કરે છે. એટલે સર્જનલક્ષી સંવેદના મનોજ ખંડેરિયાની ગઝલોનો આગવો વિશેષ બનીને ઊભરી આવે છે.

**'શબ્દ અમારી તક્ષશિલા ને**
**કવિતાને સમજ્યા નાલંદા.'**

- એમ કહેતાં આ કવિ શબ્દનો અને કવિતાનો સાતત્યપૂર્ણ રીતે મહિમા કરતા રહ્યા છે.

શબ્દ સૂક્ષ્મ છે અને સર્વાશ્લેષી છે. એટલે સૌ કોઈ હંમેશાં શબ્દનો પાર પામી શકે કે શબ્દનો તાગ મેળવી શકે એવું ન બને. અનંત વ્યાપ-વિસ્તાર ધરાવતો શબ્દ સૌની સમજણની ત્રિજ્યામાં ન આવી શકે. તેથી જ તો આ કવિ આભની માફક વિસ્તરતા વિરાટ એવા શબ્દના સામર્થ્યને આ રીતે ચીંધે છે -

**ક્યાંથી હવાય પામી શકે પાર શબ્દનો**
**પ્હોળો છે આભ જેટલો વિસ્તાર શબ્દનો.**

પોતાને શબ્દનું સૌભાગ્ય સાંપડ્યું હોવા બદલ ધન્યતા અનુભવતા મનોજ ખંડેરિયા એક યા બીજી રીતે સતત શબ્દનું મહિમાગાન કરતા રહ્યા છે. આ કવિ ડોલરફૂલની ઢગલી સમા કે કમળના ઘર જેવા સુકોમળ શબ્દની કલ્પના કરે છે તો બીજી બાજુ તીક્ષ્ણ ભાલા જેવા કે જીવલેણ સુરંગો સમા શબ્દને કલ્પીને શબ્દની કઠોરતા કે ભયાવહતાને પણ ચીંધે છે. આવા બંને છેડે જઈને કવિ-શબ્દના સ્વભાવ અને પ્રભાવને કવિ પિછાણે છે. એવી જ રીતે જમના-જળ જેવા પવિત્ર અને કંકુ-ચોખા સમા મંગલમય શબ્દનું માહાત્મ્ય કવિ સારી રીતે સમજે છે. કવિનો ખૂબ જ જાણીતો થયેલો અને ભાવકોને હૈયે વસેલો આ શે'ર એની ગવાહી આપે છે -

**'રસમ અહીંની જુદી, નિયમ સાવ નોખા;**
**અમારે તો શબ્દો જ કંકુ ને ચોખા.'**

શબ્દને ક્યાં કોઈ કારણ હોય છે ? એમ કહેતા મનોજ ખંડેરિયાનો શબ્દ સાથેનો નિકટનો અને નૈસર્ગિક નાતો રહ્યો છે. અલબત્ત, કવિ એ પણ જાણે છે કે શબ્દ સાથેનું એવું સાહજિક સગપણ હંમેશાં શક્ય બનતું નથી, તો એ શબ્દ ગમે ત્યારે અને ગમે તેને સુલભ કે સિદ્ધ પણ નથી થતો. અક્ષરમાં હાથ નાખવાની પ્રવૃત્તિ સાપના દરમાં હાથ નાખવા જેટલી જ જોખમી છે એવું કવિ સમજે છે, તો શબ્દોના અગ્નિસ્તંભને બાથ ભીડવાની તૈયારી હોય તો જ શબ્દ સિદ્ધ થાય એવી સમજ પણ ધરાવે છે. બીજી બાજુ, શબ્દ ક્યારે અને કેવા રૂપે-રંગે પ્રગટશે એ વિશે કોઈ કશું જ કહી શકતું નથી. કલમમાંથી શબ્દ પ્રગટવાની ઘટના આંગળીમાંથી કંકુ ખરવાની પ્રક્રિયા જેવી જ છે એમ કહીને કવિ શબ્દનું ચમત્કારિક મૂલ્ય પણ સ્વીકારે છે -

ચમત્કારો નથી તો આ લખાતા શબ્દ બીજું શું ?
સતત કાગળ ઉપર કંકુ ખરે છે આંગળીમાંથી.

આવો ચમત્કૃતિજન્ય અને ચમત્કૃતિપૂર્ણ શબ્દ કેવળ કવિને વરેલો હોય છે. અને કવિનો એ શબ્દ અજર-અમર છે, તેમ નિર્વિકલ્પ પણ છે ગીતામાં કહેવાયું છે તેમ આત્માને હણી શકાતો નથી, તેવી રીતે કવિના શબ્દને પણ કાપી કે બાળી શકાતો નથી કે પછી એ શબ્દ ભીનો-જૂનો કે જર્જરિત પણ થતો નથી. મનોજ ખંડેરિયા, વ્યવહારુ ભાષાના શબ્દને મુકાબલે 'કવિના શબ્દ'નું આ રીતે મહિમાગાન કરે છે -

કપાય કે ન બળે, ના ભીનો વા થાય જૂનો,
કવિનો શબ્દ છે, એ શબ્દનો વિકલ્પ નથી.

મનોજ ખંડેરિયા આમ, એમની અનેક ગઝલોમાં જુદી જુદી રીતે શબ્દની મહત્તા સ્વીકારે છે અને શબ્દને વિશિષ્ટ રીતે યોજીને કવિતા નિપજાવતા કવિની મનોદશા પણ વર્ણવે છે એવી જ રીતે આ કવિ ગઝલના માધ્યમથી સર્જનાત્મક સ્તરે કવિતાની વ્યાખ્યા - વિભાવના પણ રજૂ કરે છે કાવ્યસર્જનની પ્રવૃત્તિ કે પ્રક્રિયા કેવી હોય છે અને કવિતા સાથેનો કવિનો કેવો તો અવિનાભાવી નાતો હોય છે એ વિશે પણ કવિ અવારનવાર કશુંક કહે છે કવિતાની ઉપલબ્ધિ એ કંઈ નાનીસૂની ઘટના નથી એવું માનતા કવિની આ જાણીતી પંક્તિમાં કવિતાનો ભારોભાર મહિમા થયો છે -

કવિતા તો છે કેસર વાલમ
ઘોળો સોના-વાટકડીમાં.

કવિતાનું કામ કે કામણ કેવું છે એ વિશે પણ મનોજ ખંડેરિયા પૂરી સભાનતા સાથે કંઈક ને કંઈક કહેતા રહે છે આ કવિ સ્પષ્ટપણે એમ સમજે છે કે કેવળ સસ્તું મનોરંજન પીરસવામાં જ કવિતાની ઈતિશ્રી નથી, બલ્કે કવિતા તો જાત અને જગતનાં અંધારાંને દૂર કરીને સર્વત્ર પ્રકાશ પાથરવાનું પુણ્યકાર્ય કરે છે એટલે જ તો કવિ આવી ઉપકારક બનતી કવિતા સાથે નાતો જોડવાની શિખામણ આપે છે

તમારું ખુદનું અંધારું ન ઘેરે તમને રસ્તામાં,
કવિતાના કિરણનો હાથ ઝાલીને જરા નીકળો.

મનોજ ખંડેરિયાની એવી આત્મપ્રતીતિ પણ છે કે કલમ પકડતાં વેંત હંમેશાં કવિતા નીપજતી નથી. પરંતુ સમગ્ર અસ્તિત્વ જ્યારે સર્જનાત્મક શબ્દયોગમાં તન્મય થાય ત્યારે જ કાવ્યલીલાના રમણીય ચમત્કારનું દર્શન થઈ શકે છે મતલબ કે વ્યવહારજગતની સાથે છેડો ફાડીને અને પોતાના દેહનું તથા દેહની વેદનાનું પણ ભાન ભૂલીને કવિ જ્યારે શબ્દની ઉપાસનામાં એકરૂપ થઈ જાય ત્યારે જ કાવ્ય જન્મે છે નરસિંહના રાસલીલાના દર્શનની ઘટનાનો આશ્રય લઈને કવિએ એ વાત એમના આ સુપ્રસિદ્ધ શે'રમાં કરી છે.

પકડો કલમ ને કોઈ પળે એમ પણ બને.
આ હાથ આખે આખો બળે એમ પણ બને.

આવી તન્મયતા કે તદ્રૂપતાની ફળશ્રુતિરૂપે જન્મેલી કવિતા જ સાચી કવિતા છે અને એવી સાચી કવિતાનું માહાત્મ્ય કવિ અવારનવાર પ્રગટ કરે છે 'પાનબાઈ' શ્રેણીની કવિની જાણીતી રચનામાં પણ કવિ આ મતલબનો શે'ર કહે છે -

એક સાચી કવિતા જન્મે તો
વિશ્વ માટે વધાઈ છે પાનબાઈ.

ગઝલની વ્યુત્પત્તિ અને વ્યાખ્યાઓ એમ સૂચવે છે કે ગઝલ એ મુખ્યત્વે પ્રણયભાવની અભિવ્યક્તિનું માધ્યમ છે એટલે પરંપરાની ગઝલોમાં પ્રેમભાવનું નિવેદન થતું રહ્યું છે પરંતુ પ્રયોગશીલ ગઝલનો વિષય-વિસ્તાર વધ્યો છે અને ગઝલમાં પ્રેમ ઉપરાંતના અનેક વિષયોને પ્રવેશ મળ્યો છે વળી, એમાં પ્રણયભાવનું આલેખન થાય છે ત્યારે પણ એની અભિવ્યક્તિ બદલાય છે મનોજ ખંડેરિયાની ગઝલોમાં પ્રણયાશ્રિત ભાવો પ્રધાનપણે આલેખાયા નથી. પરંતુ તેમ છતાંય એમાં પ્રસંગોપાત પ્રણયના રંગની આછી રેખાઓ તો અવશ્ય ઝિલાઈ છે પ્રિયજનના વિયોગમાં એમનાં સ્મરણને નિમિત્તે અનુભવાતો આહ્‌લાદ અને પૂર્વે માણેલા સ્પર્શસુખનો રોમાંચ કવિની અનેક રચનાઓમાં અભિવ્યક્ત થાય છે

મનોજ ખંડેરિયાની ગઝલોમાં મિલનના માધુર્યને મુકાબલે વિયોગની પીડાનું નિરૂપણ વિશેષ થયું છે ઝાડના થડ પર કોતરેલું કે હૃદયમાં કોતરાયેલું કોઈક નામ જે ઉન્માદ જગવે છે એના પ્રતિ પણ કવિની કલમ વારેવારે વળે છે વિરહમાં શ્વાસ ભરવાની સજાને ઝાંઝવામાં તરવાની સજા સમજતા કવિ વિરહવ્યથાને ધાર કાઢીને રજૂ કરે છે પ્રિયપાત્રની હાજરીમાં હર્યુંભર્યું જણાતું આંગણું એમના ગયા પછી કેવી દુર્દશાનો ભોગ બને છે ? કવિ કહે છે -

જ્યાં ટોડલા તૃણોની સમા ફરફર્યા હતા,
ત્યાં તોરણો સુકાય છે તારા ગયા પછી.

પ્રિયપાત્રનાં સ્મરણો સુખદ નીવડે છે, તો ક્યારેક દુખ પણ જન્માવે છે. એ વાત આ કવિની ગઝલોમાં વારેવારે પડઘાય છે એકબાજુ, પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોની સાક્ષીએ માણેલા પ્રણયસુખનું સ્મરણ ક્યાંનું ક્યાં લઈ જાય છે એનું કાવ્યાત્મક બયાન કવિ આપે છે, તો બીજી બાજુ, હૃદયસ્થ પાત્રનાં સ્મરણની સરવાણી વહેવા માંડે ત્યારે કેવી ભીનાશ પ્રગટે એને કવિ કલ્પન પ્રયોજીને આ રીતે આલેખે છે -

હોઠો પર ભીનાશ ફરી ગઈ
સ્મરણ હતું કૈં આસવ જેવું.

પ્રિયજનની અનુપસ્થિતિમાં એનું સહજ સ્મરણ થઈ આવે એ તો સાચું પરંતુ અમુક વાતાવરણ વિશેષમાં એ સ્મરણ વધુ બળવત્તર બને છે. વિશેષ કરીને ચોમાસામાં પ્રિયપાત્રનું સ્મરણ તીવ્ર બનીને ઊગી નીકળે છે. વરસાદના વરસવાની સાથોસાથ પ્રિયજનનાં સ્મરણોનું પણ કેવું ઘોડાપૂર આવે છે એને કવિ વિલક્ષણ રીતે વ્યક્ત કરે છે. વ્યવહારની ભાષાનું સર્જનાત્મક પરિમાણ પ્રગટાવતા કવિ આવો સુંદર શે'ર કહે છે -

ભયસૂચક થઈ આ સપાટી સ્મરણોની,
ક્યાંક બહુ વરસાદ જેવું લાગે છે.

પ્રિય વ્યક્તિનું સ્મરણ કે એના નામનું ઉચ્ચારણ કેવા ભાવ-પ્રતિભાવ જન્માવે છે એને કવિ અવારનવાર નિરૂપે છે, તો પ્રિયજનનું એક વેળા માણવા મળેલું સ્પર્શસુખ કેવું આહ્‌લાદક બની રહે છે એને પણ આલેખે છે. વર્ષો પૂર્વે થયેલા પ્રિયપાત્રના સ્પર્શનો રોમાંચ વર્ષો પછી પણ અકબંધ છે એ ભાવસ્થિતિને કવિ આમ ઈન્દ્રિયસંવેદ્યરૂપ આપીને રજૂ કરે છે -

વીત્યાં છે વર્ષ પ્હેલા સ્પર્શની પૂનમને ઝીલ્યાને -
છતાં ભરતી હજી ક્યાં ઓસરે છે આંગળીમાંથી.

મનોજ ખંડેરિયા ક્યારેક પ્રણયભાવના ઉદ્દીપન વિભાવ તરીકે પ્રકૃતિનો આશ્રય લે છે, તો કેટલીકવાર કેવળ પ્રકૃતિનાં રમ્ય તત્ત્વોનું ચિત્રાંકન પણ કરે છે. એક જ પ્રકારના ભાવ-સંવેદનનું સળંગ નિર્વહણ કરતી કવિની આરંભકાળની અનેક મુસલસલ ગઝલોમાં દરિયો, કાંઠો, રેતી, જળ કે ફીણ, તેજ, તિમિર, તણખલું, ટહુકો કે પીંછું જેવાં વિવિધ પ્રાકૃતિક તત્ત્વોનાં સુરેખ ચિત્રો મળે છે, તો પછીથી અન્ય કેટલીક ગઝલોમાં પણ કવિ પ્રકૃતિચિત્રણ કરતા રહે છે.

કવિની પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત ગઝલ 'રસ્તા વસંતના' એમની પ્રકૃતિપ્રીતિ અને ચિત્રાંકન શક્તિનો એકસાથે પરિચય આપતી રચના છે. અહીં પ્રકૃતિવર્ણનની સમાંતરે યુવાહૈયાની હલચલ પણ વ્યક્ત થઈ છે. વસંતઋતુમાં મ્હોરેલી વૃક્ષની ડાળીઓ, ફૂલો, ઉદ્યાનો, મલયાનિલ, આમ્રમંજરી વગેરેના સંદર્ભોમાંથી એકબાજુ અહીં પ્રાકૃતિક પરિવેશ પ્રગટે છે, તો બીજી બાજુ, એને નિમિત્તે માનવ હૃદયનાં સૂક્ષ્મ સંવેદનો પણ કાવ્યરૂપ પામે છે. વૃક્ષોની વાંકીચૂકી ડાળોને વસંતઋતુના રસ્તા તરીકે અને એના પર ખીલેલાં ફૂલોને વસંતનાં પગલાં તરીકે કલ્પીને કવિ, મત્લાના શે'રમાં જ પોતાના કવિકર્મનો પર્યાપ્ત પરિચય આપી દે છે -

આ ડાળડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈં નથી પગલાં વસંતનાં

મનોજ ખંડેરિયા એમની અન્ય ગઝલોના કેટલાક શે'રમાં પણ વિવિધ પ્રાકૃતિક તત્ત્વોને આસ્વાદ્ય કાવ્યરૂપ આપે છે. જેમ કે પૃથ્વીના પટ પર ચોરપગલે ઊતરી આવતું તિમિર, ચૈત્રી પૂર્ણિમાની ચાંદની, પોષનો તડકો, છાપરેથી પડતું રૂપેરી ચાંદરણું કે સોનેરી સાંજની વેળા કવિને આકર્ષે છે અને એનો પડઘો એમની ગઝલોમાં પણ પડે છે. આ કવિને વરસાદનું વિશેષ આકર્ષણ છે અને એટલે જ તો આષાઢી સાંજનું ગોરંભાયેલું આકાશ એમની ગઝલોમાં અવારનવાર વરસતું રહે છે. અંદર અને બહાર ભીંજવતો અષાઢ કેવું કામણ કરે છે, એ કવિની 'અષાઢમાં' રચનામાં અસરકારક રીતે પ્રગટ થતું જણાય છે. નિર્જીવ પથ્થરોને પણ જીવતા કરી દેતા અષાઢનો મહિમા કરતા કવિ કહે છે -

એવા ભર્યા છે શું ભલા જંતર અષાઢમાં
ફૂલોની જેમ ફોરતા પથ્થર અષાઢમાં

અને અષાઢમાં અનરાધાર વરસતો વરસાદ જ નહિ, પણ વરસાદનો એકાદ છાંટો પણ ઉન્માદ જન્માવે છે. તેથી જ તો કવિ એવી વરસાદી મોસમમાં ઘરમાં પડ્યા રહેવાને બદલે ભીના વાતાવરણનો હાથ ઝાલીને ચાલી નીકળવાની હાકલ કરે છે. પ્રથમ વરસાદના છાંટાની ઉન્માદકતાને કવિ આમ, એની ઉત્કટતા સાથે આલેખે છે -

ઊછળવા લાગ્યું ઘોડાપૂર ધસમસતું રગેરગમાં
ઝીલ્યો જ્યારે પ્રથમ વરસાદનો છાંટો હથેળીમાં.

પ્રકૃતિ પ્રત્યે અડાબીડ આકર્ષણ ધરાવતા મનોજ ખંડેરિયા પ્રકૃતિવિચ્છેદને પરિણામે પીડા પણ અનુભવે છે. ભૌતિક સમૃધ્ધિથી અંજાયેલો આજનો માણસ પ્રકૃતિથી વિમુખ થતો ગયો છે ને પ્રકૃતિની માલમત્તા ગુમાવી બેઠો છે એ અંગે કેટલીકવાર કવિ માર્મિક ટકોર પણ કરે છે. સાંપ્રત સમયના માણસના નસીબે ઋતુઓની રમણા નથી રહી કે પછી એના ભાગ્યમાંથી વિસ્મયની સૃષ્ટિ ઝૂંટવાઈ ગઈ છે એ અંગે અફસોસ વ્યક્ત કરતાં કવિ કહે છે -

ફાગણી મર્મરો - શ્રાવણી ઝરમરો -
કોઈને કંઈ અસર ક્યાં કરે છે હવે
આંખથી વિસ્મયો દશ્ય માફક સરી જાય છે
કોઈને કંઈ પડી છે જ ક્યાં ?

આમ, આ કવિની ગઝલોમાં પ્રકૃતિની સમૃધ્ધિનો આહ્‌લાદ અને પ્રકૃતિની વિમુખતાનો વસવસો વ્યક્ત થયા કરે છે.

કોઈ પણ દેશકાળનો કે કોઈ પણ ભાષાનો કવિ એના સમકાલીન સમાજથી કે સમસામયિક સવાલોથી ભાગ્યે જ અળગો રહી શકે મનોજ ખંડેરિયાની ગઝલોમા પણ સહજ સ્વાભાવિક રીતે સાંપ્રત સમયના વ્યક્તિજીવન અને સમાજજીવનનું પ્રતિબિંબ ઝિલાતું જોવા મળે છે કવિની સામાજિક સંપ્રજ્ઞતાને પરિણામે એમની ગઝલોમાં નગરસભ્યતાની વિષમતા અને વિરૂપતા, એકલતા અને એકવિધતા કે પછી સમયબદ્ધતા અને સંવેદનશૂન્યતાનું આલેખન થતું રહે છે

નગરમાં વસતો આજનો માણસ બહારની અને અંદરની-સ્થૂળ અને સૂક્ષ્મ એવી દીવાલોમા કેવો કેદ થઈ ગયો છે અને કેવી તો એની બંધિયાર મનોદશા છે એને કવિ આ રીતે વેધક વાચા આપે છે -

હવે ક્યાંક ખુલ્લામાં રહેવાને ચાલો
અહીં ચોતરફ છે ઊકળતી દીવાલો.

શહેરી સભ્યતાને ઓઢીને ફરતો માણસ પોતાની જાતથી પણ જાણે કે જોજનના જોજન દૂર ધકેલાતો ગયો છે એ માણસ ખુદને જ મળી કે ઓળખી શકતો નથી પોતાને જ પામી કે તાગી શકતો નથી. આજના યંત્રમાનવની આવી વેદના અને વિષમતાને વ્યક્ત કરતા કવિના બેએક શે ર સાભળો

બુકાની બાંધી ફરનારાનું આ તો છે નગર મિત્રો,
મને ખુદને જ મળવામાં ઘણી તકલીફ પહોંચી છે

•

ઊઘાડાં દ્વાર હો તો પણ નીકળવું ખૂબ અઘરુ છે
ફરું છું લઈ મને, પણ ખુદને મળવું ખૂબ અઘરું છે

મનોજ ખંડેરિયા એમની અનેક ગઝલોમાં આજના માણસને કેન્દ્ર કરીને એને ઉઘાડા પાડે છે 'હસ્તપ્રત' સગ્રહમાં તો માણસ વિશેની ગઝલોનું આખું ગુચ્છ કવિ આપે છે સણકા અને સબાકાના સરવાળા સમો, અંદર અંદર બળતો રહેતો કે પછી ઝેરીલી વાસથી ભરચક્ક ભરેલા ફુગ્ગા જેવો આજનો માણસ કેવો તો દંભી અને ડોળઘાલુ છે કે ખાલી અને ખોખલો છે એના પ્રતિ કવિ એ ગઝલોમા માર્મિક ઉપાલંભ કરે છે, તો સતત ભ્રમણામાં અને સ્વપ્નામાં રાચતા માણસની દીનતા તરફ પણ કટાક્ષ કરે છે, જેમ કે

ઈજાગ્રસ્ત-સણકા-સબાકાનો માણસ
તૂટી જાય સીવેલ ટાંકાનો માણસ.

•

સપનાં ઠાંસોઠાંસ ભરેલો ફુગ્ગો માણસ
જીવવાનો આભાસ ભરેલો ફુગ્ગો માણસ.

આ ઉપરાંત અન્ય રચનાઓમાં કવિ ઔપચારિક અને ઉપરછલ્લા સંબંધો નિભાવતા માણસની એકલતાને આલેખે છે, તો એની યંત્રવત્તા અને એકવિધતાને પણ તાર સ્તરે વ્યક્ત કરે છે આધુનિક જીવનની વ્યર્થતા કે વિષમતાને વાસ્તવના સ્તરે આલેખતા આ કવિ આખરે તો માનવ તરીકેની ગરિમા ગુમાવી બેઠેલા અને માણસ મટીને મશીન થઈ ગયેલા આજના માણસનું લાક્ષણિક ચિત્રણ કરે છે તેમજ એ નિમિત્તે નગરની તાસીરને ઝીલે છે

મનોજ ખંડેરિયાની ગઝલોનો એક મહત્ત્વનો ગુણવિશેષ છે હુશ્નેખયાલ કે વિચારનું સૌન્દર્ય. એમની આરંભકાલીન ગઝલોથી માંડીને છેક ઉત્તરકાલીન ગઝલો સુધી સતત ચિંતન દર્શનનું અજવાળું પ્રગટતું રહ્યુ છે એમ કહીએ કે એમની ગઝલોમાં આત્મનિરીક્ષણને પરિણામે પ્રગટતા ચિંતનની સરવાણી સતત વહેતી રહી છે જાત, જીવન અને જગત વિશેનું ચિંતન કવિની સંખ્યાબંધ ગઝલોમાં જોઈ શકાય છે દેખીતી રીતે કદાચ કોઈને મનોજ ખંડેરિયા સરળ ભાવ અને ભાષાના કવિ લાગે પરતુ કવિની એ સરળતા સપાટી પરની નથી. એ સરળ લાગતી વાત ઘણીવાર ઊંડા મર્મની વાચક અને વાહક બની રહે છે

જીવન અને મૃત્યુવિષયક સવેદન એ મનોજ ખંડેરિયાની ગઝલોનો સ્થાયીભાવ છે 'અચાનક' સંગ્રહની મુસલસલ ગઝલમા કવિનુ મૃત્યુ વિષયક સંવેદન સુપેરે પ્રગટ થયુ છે જીવન અને મૃત્યુના તત્ત્વોને આપણે બે સામસામા છેડા તરીકે ભલે સ્વીકારીએ પરંતુ આખરે તો જીવનનું સહજ રીતે જ મૃત્યુમાં રૂપાંતર થાય છે અને આરંભના બિંદુથી જ જીવનનો મૃત્યુ સાથે યોગ રચાય છે, એવી તાત્ત્વિક વાત કવિ આ રીતે કરે છે -

એવી રીતે પ્રવાસની ક્ષણ ઓગળી જશે,
પગલાં બની બનીને ચરણ ઓગળી જશે.

એક પણ પળ મૃત્યુની છાયા વગરની નથી એમ માનતા અને મૃત્યુની અનિવાર્યતાને સ્વીકારતા આ કવિ જીવનની ક્ષણભંગુરતાને પણ આલેખે છે મૃત્યુની માફક જીવન વિશેનું ચિંતન પણ કવિની ગઝલોમાં વારંવાર વ્યક્ત થાય છે અને એમાયે વિશેષ કરીને તેઓ જીવનનું મહિમાગાન કરતા જણાય છે જીવનથી થાકી હારી કે કંટાળીને જીવનથી છૂટવા કે છટકવાના મતના આ કવિ નથી, ઊલટું, એ તો જીવનમાં જ મોક્ષ હોવાનું માને છે ને જિંદગીને જ મોક્ષદાત્રી સમજે છે એ મતલબના બે-એક શે'ર જુઓ -

જીવનથી મોક્ષ માગે તું, જીવનને મોક્ષ માનું હું
કે મારી જીવવાની સાવ અલગ વિચારસરણી છે.

*

જિંદગીથી તું મોક્ષ માગે પણ
જિંદગી પોતે જ મોક્ષદાત્રી છે.

મનોજ ખંડેરિયાની ગઝલોમાં કેટલીકવાર ઉપનિષદ કોટિનું તત્ત્વજ્ઞાન પણ પ્રગટ થાય છે. અને એમ એમની ગઝલમાં જાણે કે ભજનનો ભગવો રંગ ભળે છે. જેને નરી આંખે નિહાળી શકાતી નથી કે નથી તો પ્રત્યક્ષપણે પામી કે પકડી શકાતી એવી કોઈક અગોચર સત્તા આ સૃષ્ટિનો દોરીસંચાર કરે છે એ તથ્યને કવિ તાત્ત્વિક પીઠિકા સાથે આમ, તારવી આપે છે -

હું સ્વયં અંધાર છું, ના શોધ કર.
તારી ફરતો છું, તને દેખાઉં ક્યાં.

'હસ્તપ્રત' સંગ્રહમાંનું પંચતત્ત્વ વિશેનું ગઝલગુચ્છ તથા પાનબાઈ શ્રેણીની રચનાઓ પણ આ દૃષ્ટિએ વિશેષ ધ્યાનાકર્ષક બને છે. વાયુ, આકાશ, અગ્નિ, પૃથ્વી અને જળ જેવાં પાંચ તત્ત્વોનું થયેલું નૂતન અર્થઘટન કવિની ચિંતનપ્રવણતાનો પરિચય આપે છે. માટીમાંથી ઉદ્ભવતા અને માટીમાં ભળી જતા, અગ્નિ અને આકાશમાં ઓગળી જતા કે પવનના પાતળા પોતમાં અને પાણીના પ્રવાહી રૂપમાં એકાકાર થઈ જતા દેહની ફિલસૂફી અહીં કવિતાના દ્રાવણમાં ઓગળીને આવે છે. એવી જ રીતે દેહની ભંગુરતા વિશેની ભજનોમાં થયેલી વાત આ કવિ પાસે ગઝલનું રૂપ પામે છે ત્યારે કેવું રૂડું પરિણામ આવે છે તે જુઓ -

આપણી અસ્તિ એ તો આંકેલી
જળ ઉપરની લકીર છે પાનબાઈ.

કવિની ગઝલોમાં આમ, ચિંતનાત્મક તત્ત્વ કવિતાના રસાયણમાં ઓગળીને આવે છે, જે એમની ગઝલોને વિશેષ મનભર બનાવે છે.

આધુનિક ગઝલકારો ગઝલને શુધ્ધ કવિતાની કોટિએ પહોંચાડવાની મથામણ કરે છે. મનોજ ખંડેરિયા પણ, અભિવ્યક્તિનાં વિશિષ્ટ ઉપકરણો પ્રયોજીને કાવ્યત્વ સિધ્ધ કરવાની ખેવના રાખે છે. અને એટલે ભાવ-સંવેદનની સૃષ્ટિ સાથે જ, એમની ગઝલનું શિલ્પ-સૌન્દર્ય પણ આકર્ષણનું કેન્દ્ર બને છે. કવિનું આગવું ભાષાકર્મ તેમજ કલ્પન, પ્રતીક, પુરાકલ્પન જેવાં અભિવ્યક્તિનાં નૂતન ઓજારોનો વિનિયોગ પ્રયોગશીલ ગઝલપ્રવાહ સાથે કવિનું અનુસંધાન રચે છે, તો એમની ગઝલોનું નમણું-નિરાળું રૂપ પણ સિધ્ધ કરે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોમાંથી વિશેષતઃ બોલચાલની ભાષાના કે તળપદી બોલીના શબ્દોની સુગંધ માણવા મળે છે. કવિને ગળથૂથીમાં મળેલી સોરઠી ભાષા જ્યારે ગઝલમાં પ્રયોજાય છે ત્યારે એમની ગઝલની નિજી વ્યક્તિમત્તા ઊપસી આવે છે. સોરઠી ભાષાના સંસ્કારો અને તળપદી બાનીની છાંટ પ્રગટાવતો આ શે'ર સાંભળો -

સ્મરણ શંખની જેમ ફૂંકાય ઘેરું
કે ટીંબા ઉપર એક ઊભું'તું દેરું.

આ ઉપરાંત પણ એમની ગઝલોમાં ભેખડ, ઠીકરાં, ફાંટું, રેંઢો, ગોફણ, ઝાંપો, કમાડ, પ્હેરણ, પાદર, ટોડલો જેવા તળપદી ભાષાના સંખ્યાબંધ શબ્દો પ્રયોજાતા રહે છે. આ કવિ કેટલીકવાર શબ્દોનાં વિશિષ્ટ આવર્તનો અને ભાષાના દ્વિરુક્ત પ્રયોગો પણ કરે છે. પદો, પદાવલિઓ કે પંક્તિના પુનરાવર્તનની લીલાને કારણે એમની ગઝલોમાં અભિવ્યક્તિની ધાર નીકળે છે અને નૂતન અર્થછટા પણ પ્રગટે છે.

મનોજ ખંડેરિયા તત્ત્વતઃ કલ્પનરાગી કવિ છે. એટલે એમની ગઝલોમાં કલ્પનોનું પ્રવર્તન સતત વરતાયા કરે છે. ઈન્દ્રિયસંવેદ્ય કલ્પનો યોજીને કવિ એમની ગઝલોનું મૃદુ-મુલાયમ પોત રચે છે. કવિની કીર્તિદા રચના 'પીંછું'માં કલ્પનને આશ્રયે થયેલી અભિવ્યક્તિ તરત જ યાદ આવે. પંખીની પાંખમાંથી ખરતું પીંછું હવામાં શિલ્પ કોતરતું કોતરતું આભમાંથી ઊતરે એ કલ્પનાનું કવિ કેવું મનોહારી ચિત્રાંકન કરે છે તે જુઓ -

ફરકતું પડે ત્યારે ભૂરી હવામાં
ઝીણાં શિલ્પ કૈં કોતરી જાય પીંછું.

કવિની અત્યંત જાણીતી રચના 'રસ્તા વસંતના'ના પ્રત્યેક શેર પણ કલ્પનના ગુણથી સોહે છે. અમૂર્ત ભાવોનું અહીં થયેલું મૂર્તીકરણ ગજબનું કામણ કરે છે. રચનાના ઉઘાડમાં જ કવિ ડાળ એટલે વસંતના રસ્તા અને ફૂલો એટલે વસંતનાં પગલાં એવું સર્જનાત્મક સમીકરણ આપીને વસંતને પ્રત્યક્ષવત્ કરાવે છે; તો કવિની અન્ય પ્રથિતયશ રચના 'વરસોનાં વરસ લાગે' પણ એ દૃષ્ટિએ તરત યાદ આવે છે. અહીં કવિ, મૌનની મૂર્તતા અને મુલાયમતા દર્શાવવા માટે આવું દૃશ્યકલ્પન પ્રયોજે છે -

કમળ-તંતુ સમા આ મૌનને તું તોડ મા નાહક
ફરીથી જોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

આ ઉપરાંત અન્ય ગઝલોમાં પણ કવિ અનેક દૃશ્ય, શ્રાવ્ય કે ગતિશીલ કલ્પનો નિપજાવે છે. હવાનું વસ્ત્ર, અવાજનું ખંડેર, અવાજનો પાલવ, મૌનનું અજવાળું, શ્વાસનાં

વહાણો, સબંધોનાં વસ્ત્ર, સમયનો કાચબો, ઈચ્છાનો સૂર્ય, અવસરનો મોર જેવાં ષષ્ઠીનાં પ્રત્યયયુક્ત સખ્યાબંધ કલ્પનોમાથી કવિનું કલ્પનરાગી વલણ પ્રગટ થઈ આવે છે

મનોજ ખંડેરિયા કલ્પનોની સહાયથી ગઝલનું નમણું શિલ્પ કંડારે છે તો પ્રતીકો પ્રયોજીને ગઝલની અર્થગંભીર મુદ્રા ઉપસાવે છે કવિની આરંભકાલીન ગઝલોમા દરિયો, કાંઠો, રેતી, ખેતર, વાડ વગેરે વિવિધ ભાવ કે પરિસ્થિતિના પ્રતીકો તરીકે પ્રયોજાતા જોવા મળે છે એમાયે પીંછું એમનું પ્રિય પ્રતીક છે કવિની પ્રસિદ્ધ ગઝલ 'પીંછું'મા તથા અન્ય અનેક રચનાઓમા પણ પીંછાનું પ્રતીકાત્મક નિરૂપણ થતું રહ્યું છે ચેતોવિસ્તારનું વાહન બની રહેલુ પીંછું કશાક જીવત નાતાનો તેમજ હયાતીની હળવાશનો સંકેત આપે છે તો ક્યારેક વળી એ જ પીંછું બોઝિલ બની જતા અસ્તિત્વના ભારને પણ તાકે છે પીંછાના પ્રતીક દ્વારા કવિ આવા વિવિધ અર્થસંદર્ભો પ્રગટાવે છે બે-એક શે ર જુઓ

હું તો છું પીંછું કાળના પંખીની પાંખનું
સ્પર્શું છું આજ આભને, કાલે ખરી જઈશ.

*

અનુભવ થઈ ગયો એવો મને એકવાર પીંછાંનો,
પહાડોથી વધુ લાગી રહ્યો તો ભાર પીંછાંનો.

આ કવિ બુકાનીનું પ્રતીક પણ ઘણીવાર યોજે છે દંભ, આડંબર, કૃતકતા અને ઔપચારિકતાનાં અનેક આવરણો નીચે જીવતો અને એ બધાં મહોરાની પાછળ પોતાના અસલ ચહેરાને ઢાંકીને ફરતો માણસ કોઈથી પણ કળાતો નથી એ વિશે માર્મિક પ્રહારો કરવા માટે કવિ બુકાનીનું પ્રતીક ખપમાં લે છે એ મતલબનાં પણ બે-એક દૃષ્ટાંતો જોઈએ

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,
બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

*

બુકાની બાંધી ફરનારાનું આ તો છે નગર, મિત્રો !
મને ખુદને જ મળવામાં ઘણી તકલીફ પહોંચી છે

અભિવ્યક્તિના એક અભિનવ ઉપકરણ તરીકે મનોજ ખંડેરિયા પુરાકલ્પન પણ પ્રયોજતા રહ્યા છે એમાંયે મહાભારતમાંની લાક્ષાગૃહની ઘટનાનો વિલક્ષણ અર્થસંદર્ભ એમની ગઝલોમાં અવારનવાર આવે છે કવિતાને લાખના મહેલ તરીકે ઘટાવીને કવિ કાવ્યસર્જનની દુષ્કરતાને ચીંધે છે તો એ જ પુરાકલ્પનને યોજીને નગરજીવનની વિષમ સામાજિક સ્થિતિને પણ વ્યક્ત કરે છે એવી જ રીતે શકુનિ, શિબિરાજા કે શકુન્તલા, દુર્યોધન, કર્ણ કે પ્રહ્‌લાદ વગેરેને આજના સંદર્ભે વિશિષ્ટ રીતે પ્રયોજીને કવિ અભિવ્યક્તિને બળૂકી બનાવે છે તો વળી, નવજાત કૃષ્ણને વસુદેવ દ્વારા ટોપલીમાં લઈને નીકળવાના પ્રસંગને પણ કવિ નિજી અર્થસંદર્ભ સાથે યોજી જાણે છે એ પુરાકલ્પનનું અવલંબન લઈને કવિ કેવી કાવ્યાત્મક કોટિએ શ્રધ્ધાનો સૂર પ્રગટાવે છે તે જુઓ

ટોપલીમાં તેજ લઈ નીકળી પડો,
પાણીની વચ્ચેથી રસ્તા થઈ જશે.

મનોજ ખંડેરિયાનો કાવ્યપિંડ ગિરનારી પરિવેશમાં બંધાયો છે નરસિંહની શબ્દચેતના જ્યાં આકારિત થઈ છે એવી જૂનાગઢની ધરતી તેમજ ગિરનાર, તળેટી, દામોદર કુંડ વગેરે જાણે કે એમના શ્વાસોચ્છ્‌વાસ બનીને ધબકતા રહ્યા છે પરિણામે એમની ગઝલોમાં આપણને ગિરનારી ધૂણીઓમાંથી પ્રગટતો ભક્તિનો ધ્વનિ સાંભળવા મળે છે કે પછી નરસિંહનાં પદો અને પ્રભાતિયાંનો મૃદુ રણકો સંભળાયા કરે છે જૂનાગઢ અને નરસિંહ સાથેનો કવિનો મનજાગત નાતો જ એમની પાસેથી આવો શે ર સંપડાવે છે

તળેટી જતાં એવું લાગ્યા કરે છે
હજી ક્યાંક કરતાલ વાગ્યા કરે છે

માત્ર મનોજની જ નહિ, પરતુ ગુજરાતી ગઝલની પણ એક મૂલ્યવાન ઉપલબ્ધિસમી કોઈ કહેતું નથી ગઝલમાં જૂનાગઢ અને જૂનાગઢનો અર્થસંદર્ભ વિલક્ષણ રીતે પ્રગટે છે આજે પણ એ સ્થળો તો વિદ્યમાન છે પરંતુ એ પવિત્ર અને પુનિત પરિવેશ આજે લુપ્તપ્રાય થઈ ગયો છે એ અંગેનો વસવસો કવિ અહીં માર્મિક રીતે પ્રગટ કરે છે જૂનાગઢની ઓળખ આપતાં એ તળેટી ને દામોદર કુંડ તો આજેય છે પરંતુ ઝૂલણા છંદમાં પલળતો અને ભક્તિની ભીનાશથી પરિપ્લાવિત એવો પ્રથમ પ્હોર નામશેષ થઈ ગયો છે એની વેધક અભિવ્યક્તિ કરતાં કવિ કહે છે

પાછલી રાતની ખટપટી એ હજી
એ તળેટી ને એ દામોદર કુંડ પણ
ઝૂલણા છંદમાં નિત પલળતો પ્રથમ
પ્હોર તે ક્યાં ગયો કોઈ કહેતું નથી.

આ ઉપરાંત નરસિંહની કેદારો ગીરવે મૂકવાની ઘટના, રાસલીલામાં મશગૂલ એવા નરસિંહનો હાથ બળવાની ઘટના કે પછી નરસિંહના ગળામાં પ્રભુએ હાર પહેરાવ્યાનો પ્રસંગ પણ કવિની ગઝલોમાં વિશિષ્ટ અર્થસંદર્ભ સાથે અવારનવાર આવ્યા કરે છે

અંદાજે-બયાં કે અભિવ્યક્તિની છટા તેમજ ગઝલિયત અને શેરિયત પણ મનોજ ખંડેરિયાની ગઝલોની આગવી

ગુણસંપત્તિ છે. રજૂઆતની વિલક્ષણતા અને કાવ્યાત્મકતા આ કવિની ગઝલોનું મહત્ત્વનું આકર્ષણ-કેન્દ્ર છે. એમની ગઝલોમાં કલ્પનાની મનોહારિતા અને અભિવ્યક્તિની અભિનવતાનો યોગ રચાય છે ત્યારે કેવાં રૂડાં પરિણામો આવે છે તે જુઓ -

**એથી જ રંગરંગથી સઘળું ભર્યું હતું.**
**આંખો મહીં પતંગિયાંએ ઘર કર્યું હતું.**

કે -

**બીજમાંથી સીધી પૂનમ દઈ દે,**
**સ્હેજ પાંપણ નમેલી ખોલી નાખ.**

કે પછી -

**હું જ છું એક જે ગમું એને**
**બાકી ભેટે છે પાનખર કોને.**

મનોજ ખંડેરિયાની ગઝલો ગઝલના રચના-શિલ્પની દૃષ્ટિએ પણ વિવિધતા અને વિશિષ્ટતાનો અનુભવ કરાવે છે. ગઝલના છંદ સાથે આ કવિ સૂઝપૂર્વક કામ પાડે છે અને રચનાબંધનું વૈવિધ્ય પણ દાખવે છે. ટૂંકી અને મધ્યમ બહરની ગઝલો રચવા ઉપરાંત કવિ સર્જકતાને સરાણે ચડાવી પ્રલંબ બહરમાં પણ ગઝલો સર્જે છે. વળી, આ કવિ ગઝલના નિયત છંદોને તો યોજે છે જ, સાથોસાથ મનહર કે શિખરિણી છંદમાં ગઝલને ઢાળે છે, તો ઝૂલણા પણ સુપેરે પ્રયોજી જાણે છે.

કવિનું કાફિયા-રદીફનું નિયોજન પણ વૈવિધ્યપૂર્ણ જણાય છે. કવિ પાસેથી 'છે', 'દે', 'છું', 'જાણે', 'હતું', 'મને', 'કીધું', 'ખેંચે' જેવા એકશબ્દી રદીફવાળીની સંખ્યાબંધ ગઝલો મળે છે; તો 'બેસું તો વરસોનાં વરસ લાગે', 'સળગ્યો છું, ઘડીભર શ્વાસ લેવા દે', 'માંથી અમે નીકળી નથી શકતા', 'બિના તો સાવ ખાલી ખાલી લાગે છે', 'છોડીને ચાલ્યો જવાનો સાવ' જેવા અર્ધપંક્તિથીય સુદીર્ઘ રદીફની યોજનાવાળી રચનાઓ પણ સારી સંખ્યામાં સાંપડે છે. એવી પ્રલંબ રદીફવાળી ગઝલોમાં એકાદ બે શબ્દ પછી તરત જ કાફિયાની યોજના કરવી પડતી હોવાને કારણે કવિની કસોટી થતી હોય છે. આ કવિ એ પડકાર ઝીલે છે અને કસોટીમાંથી કેવા પાર ઊતરે છે એ દર્શાવતાં બે-ત્રણ દૃષ્ટાંતો જોઈએ -

**જીવનભર જળમાં સળગ્યો છું ઘડીભર શ્વાસ લેવા દે**
**ઝીણી ઝાકળમાં સળગ્યો છું ઘડીભર શ્વાસ લેવા દે.**

*

**લખાતી પળ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે**
**સકળ કાગળ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે.**

*

**આ સીધી વાટ છોડીને ચાલ્યો જવાનો સાવ**
**શબ્દો સપાટ છોડીને ચાલ્યો જવાનો સાવ.**

મનોજ ખંડેરિયા મોટેભાગે તો છંદ-બહર કે રદીફ-કાફિયાને વશવર્તીને ગઝલના બાહ્ય કલેવરનું જતન કરવાનું જ ઈષ્ટ સમજે છે. અલબત્ત, ક્વચિત્ કવિ પ્રયોગ પણ કરે છે. એ દૃષ્ટિએ 'નેવાં' શીર્ષકની રચનાને નિમિત્તે થયેલો હાઈકુ-ગઝલનો પ્રયોગ નોંધપાત્ર છે. અહીં કવિ હાઈકુના - પાંચ, સાત, પાંચ એમ સત્તર અક્ષરની શિસ્ત સાચવે છે અને ગઝલમાં અપેક્ષિત રદીફ-કાફિયા પણ જાળવે છે. જેમ કે -

**ટપકે નેવાં**
**આજે તો અવકાશે**
**છલકે નેવાં**

*

**રાત પડે ને**
**સામે ઘેર જવાને**
**સરકે નેવાં.**

અલબત્ત, આ કવિ અભિવ્યક્તિના આવા પ્રયોગો અપવાદરૂપે ક્યારેક જ કરે છે. અન્યથા પ્રયોગ ખાતર પ્રયોગના કશા જ ધખારા વિના એમની ગઝલો પ્રયોગાભિમુખ અને સૌન્દર્યાભિમુખ બનતી જણાય છે. એમની ગઝલોમાં ક્યારેક કશાક ભાવ-સંવેદનનું પુનરાવર્તન થાય છે, તો અભિવ્યક્તિની ચોક્કસ લઢણને કારણે ક્યારેક એકવિધતા અનુભવાય છે. એવી જ રીતે છંદ ઉપરનું કવિનું પ્રભુત્વ સારું છે, તેમ છતાં કવિ જાણે છંદની ચુસ્તીના આગ્રહી નથી જણાતા. જો કે, આ કવિ આપણને એમની ગઝલો વિશેની રાવ કરવાનાં ઝાઝાં કારણો ભાગ્યે જ આપે છે. એકંદરે તો એક સિદ્ધહસ્ત ગઝલ કવિ તરીકેની મનોજ ખંડેરિયાની મુદ્રા અકબંધ રહે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોનું ભાવવિશ્વ અને સંવિધાનકૌશલ એમને એક સમર્થ ગઝલકવિ તરીકે સ્થાપે છે. ભાવ અને ભાષાની કુમાશ તથા ઊર્મિથી રસાયેલું ચિંતન એ એમની ગઝલોની પ્રમુખ લાક્ષણિકતાઓ તરીકે ઊભરી આવે છે. ગઝલનો મુલાયમ મિજાજ અને ગઝલનું સુકુમાર સૌષ્ઠવ કવિની આગવી ઓળખ રચી આપે છે. કવિને પણ નિજી કલમ અને પોતાની નિરાળી કવિતા પર અડાબીડ આસ્થા છે. તેથી જ તો શ્રધ્ધાના સૂર સાથે ખુમારીપૂર્વક કવિ કહે છે -

**કોઈ મારું ભવિષ્ય શું લખશે ?**
**મારે માટે કલમ વિધાત્રી છે.**

મારા વહાલા કવિને વંદન કરીને વિરમું છું.*

*(કૈલાસ-ગુરુકુળ, મહુવા ખાતે અસ્મિતા પર્વ-૩ અંતર્ગત તા. ૪-૪-૨૦૦૪ના રોજ પૂ. મોરારિબાપુની નિશ્રામાં આપેલું વક્તવ્ય, લેખ સ્વરૂપે.)

■

વહાણો, સબંધોનાં વસ્ત્ર, સમયનો કાચબો ઈચ્છાનો સૂર્ય, અવસરનો મોર જેવાં ષષ્ઠીનાં પ્રત્યયયુક્ત સખ્યાબંધ કલ્પનોમાંથી કવિનું કલ્પનરાગી વલણ પ્રગટ થઈ આવે છે

મનોજ ખંડેરિયા કલ્પનોની સહાયથી ગઝલનું નમણુ શિલ્પ કંડારે છે, તો પ્રતીકો પ્રયોજીને ગઝલની અર્થગંભીર મુદ્રા ઉપસાવે છે કવિની આરભકાલીન ગઝલોમાં દરિયો, કાંઠો, રેતી, ખેતર, વાડ વગેરે વિવિધ ભાવ કે પરિસ્થિતિના પ્રતીકો તરીકે પ્રયોજાતાં જોવા મળે છે એમાયે પીંછું એમનું પ્રિય પ્રતીક છે કવિની પ્રસિદ્ધ ગઝલ 'પીંછું'માં તથા અન્ય અનેક રચનાઓમા પણ પીંછાનું પ્રતીકાત્મક નિરૂપણ થતુ રહ્યુ છે ચેતોવિસ્તારનું વાહન બની રહેલુ પીંછું કશાક જીવંત નાતાનો તેમજ હયાતીની હળવાશનો સંકેત આપે છે, તો ક્યારેક વળી એ જ પીંછું બોઝિલ બની જતા અસ્તિત્વના ભારને પણ તાકે છે પીછાના પ્રતીક દ્વારા કવિ આવા વિવિધ અર્થસદર્ભો પ્રગટાવે છે બે-એક શે'ર જુઓ -

હું તો છું પીંછું કાળના પંખીની પાંખનું
સ્પર્શું છું આજ આભને, કાલે ખરી જઈશ.

*

અનુભવ થઈ ગયો એવો મને એકવાર પીંછાંનો,
પહાડોથી વધુ લાગી રહ્યો'તો ભાર પીંછાંનો.

આ કવિ બુકાનીનું પ્રતીક પણ ઘણીવાર યોજે છે દંભ, આડંબર, કૃતકતા અને ઔપચારિકતાનાં અનેક આવરણો નીચે જીવતો અને એ બધાં મહોરાંની પાછળ પોતાના અસલ ચહેરાને ઢાંકીને ફરતો માણસ કોઈથી પણ કળાતો નથી એ વિશે માર્મિક પ્રહારો કરવા માટે કવિ બુકાનીનું પ્રતીક ખપમા લે છે એ મતલબના પણ બે-એક દૃષ્ટાતો જોઈએ -

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,
બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

*

બુકાની બાંધી ફરનારાનું આ તો છે નગર, મિત્રો !
મને ખુદને જ મળવામાં ઘણી તકલીફ પહોંચી છે

અભિવ્યક્તિના એક અભિનવ ઉપકરણ તરીકે મનોજ ખંડેરિયા પુરાકલ્પન પણ પ્રયોજતા રહ્યા છે એમાંયે મહાભારતમાની લાક્ષાગૃહની ઘટનાનો વિલક્ષણ અર્થસંદર્ભ એમની ગઝલોમાં અવારનવાર આવે છે કવિતાને લાખના મહેલ તરીકે ઘટાવીને કવિ કાવ્યસર્જનની દુષ્કરતાને ચીંધે છે, તો એ જ પુરાકલ્પનને યોજીને નગરજીવનની વિષમ સામાજિક સ્થિતિને પણ વ્યક્ત કરે છે એવી જ રીતે શકુનિ, શિબિરાજા કે શકુન્તલા, દુર્યોધન, કર્ણ કે પ્રહ્લાદ વગેરેને આજના સંદર્ભે વિશિષ્ટ રીતે પ્રયોજીને કવિ અભિવ્યક્તિને બળૂકી બનાવે છે. તો વળી, નવજાત કૃષ્ણને વસુદેવ દ્વારા ટોપલીમા લઈને નીકળવાના પ્રસગને પણ કવિ નિજી અર્થસદર્ભ સાથે યોજી જાણે છે એ પુરાકલ્પનનું અવલબન લઈને કવિ કેવી કાવ્યાત્મક કોટિએ શ્રધ્ધાનો સૂર પ્રગટાવે છે, તે જુઓ -

ટોપલીમાં તેજ લઈ નીકળી પડો,
પાણીની વચ્ચેથી રસ્તા થઈ જશે.

મનોજ ખંડેરિયાનો કાવ્યપિંડ ગિરનારી પરિવેશમાં બંધાયો છે નરસિંહની શબ્દચેતના જ્યાં આકારિત થઈ છે એવી જૂનાગઢની ધરતી તેમજ ગિરનાર, તળેટી, દામોદર કુંડ વગેરે જાણે કે એમના શ્વાસોચ્છ્વાસ બનીને ધબકતા રહ્યા છે પરિણામે એમની ગઝલોમાં આપણને ગિરનારી ધૂણીઓમાથી પ્રગટતો ભક્તિનો ધ્વનિ સાંભળવા મળે છે કે પછી નરસિંહના પદો અને પ્રભાતિયાનો મૃદુ રણકો સંભળાયા કરે છે જૂનાગઢ અને નરસિંહ સાથેનો કવિનો મનજાગત નાતો જ એમની પાસેથી આવો શે'ર સંપડાવે છે -

તળેટી જતાં એવું લાગ્યા કરે છે,
હજી ક્યાંક કરતાલ વાગ્યા કરે છે

માત્ર મનોજની જ નહિ, પરંતુ ગુજરાતી ગઝલની પણ એક મૂલ્યવાન ઉપલબ્ધિસમી 'કોઈ કહેતું નથી' ગઝલમા જૂનાગઢ અને જૂનાગઢનો અર્થસંદર્ભ વિલક્ષણ રીતે પ્રગટે છે આજે પણ એ સ્થળો તો વિદ્યમાન છે પરતુ એ પવિત્ર અને પુનિત પરિવેશ આજે લુપ્તપ્રાય થઈ ગયો છે એ અગેનો વસવસો કવિ અહીં માર્મિક રીતે પ્રગટ કરે છે જૂનાગઢની ઓળખ આપતાં એ તળેટી ને દામોદર કુંડ તો આજેય છે પરતુ ઝૂલણા છંદમા પલળતો અને ભક્તિની ભીનાશથી પરિપ્લાવિત એવો પ્રથમ પ્હોર નામશેષ થઈ ગયો છે એની વેધક અભિવ્યક્તિ કરતા કવિ કહે છે -

પાછલી રાતની ખટઘડી એ હજી
એ તળેટી ને એ દામોદર કુંડ પણ
ઝૂલણા છંદમાં નિત પલળતો પ્રથમ
પ્હોર તે ક્યાં ગયો કોઈ કહેતું નથી.

આ ઉપરાત નરસિંહની કેદારો ગીરવે મૂકવાની ઘટના, રાસલીલામાં મશગૂલ એવા નરસિંહનો હાથ બળવાની ઘટના કે પછી નરસિંહના ગળામાં પ્રભુએ હાર પહેરાવ્યાનો પ્રસગ પણ કવિની ગઝલોમા વિશિષ્ટ અર્થસદર્ભ સાથે અવારનવાર આવ્યા કરે છે

અંદાજે-બયા કે અભિવ્યક્તિની છટા તેમજ ગઝલિયત અને શેરિયત પણ મનોજ ખંડેરિયાની ગઝલોની આગવી

ગુણસંપત્તિ છે. રજૂઆતની વિલક્ષણતા અને કાવ્યાત્મકતા આ કવિની ગઝલોનું મહત્ત્વનું આકર્ષણ-કેન્દ્ર છે. એમની ગઝલોમાં કલ્પનાની મનોહારિતા અને અભિવ્યક્તિની અભિનવતાનો યોગ રચાય છે ત્યારે કેવાં રૂડાં પરિણામો આવે છે તે જુઓ -

એથી જ રંગરંગથી સઘળું ભર્યું હતું.
આંખો મહીં પતંગિયાંએ ઘર કર્યું હતું.

કે -

બીજમાંથી સીધી પૂનમ દઈ દે,
સ્હેજ પાંપણ નમેલી ખોલી નાખ.

કે પછી -

હું જ છું એક જે ગમું એને
બાકી ભેટે છે પાનખર કોને.

મનોજ ખંડેરિયાની ગઝલો ગઝલના રચના-શિલ્પની દૃષ્ટિએ પણ વિવિધતા અને વિશિષ્ટતાનો અનુભવ કરાવે છે. ગઝલના છંદ સાથે આ કવિ સૂઝપૂર્વક કામ પાડે છે અને રચનાબંધનું વૈવિધ્ય પણ દાખવે છે. ટૂંકી અને મધ્યમ બહરની ગઝલો રચવા ઉપરાંત કવિ સર્જકતાને સરાણે ચડાવી પ્રલંબ બહરમાં પણ ગઝલો સર્જે છે. વળી, આ કવિ ગઝલના નિયત છંદોને તો યોજે છે જ, સાથોસાથ મનહર કે શિખરિણી છંદમાં ગઝલને ઢાળે છે, તો ઝૂલણા પણ સુપેરે પ્રયોજી જાણે છે.

કવિનું કાફિયા-રદીફનું નિયોજન પણ વૈવિધ્યપૂર્ણ જણાય છે. કવિ પાસેથી 'છે', 'દે', 'છું', 'જાણે', 'હતું', 'મને', 'કીધું', 'ખેંચે' જેવા એકશબ્દી રદીફવાળીની સંખ્યાબંધ ગઝલો મળે છે; તો 'બેસું તો વરસોનાં વરસ લાગે', 'સળગ્યો છું, ઘડીભર શ્વાસ લેવા દે', 'માંથી અમે નીકળી નથી શકતા', 'બિના તો સાવ ખાલી ખાલી લાગે છે', 'છોડીને ચાલ્યો જવાનો સાવ' જેવા અર્ધપંક્તિથીય સુદીર્ઘ રદીફની યોજનાવાળી રચનાઓ પણ સારી સંખ્યામાં સાંપડે છે. એવી પ્રલંબ રદીફવાળી ગઝલોમાં એકાદ બે શબ્દ પછી તરત જ કાફિયાની યોજના કરવી પડતી હોવાને કારણે કવિની કસોટી થતી હોય છે. આ કવિ એ પડકાર ઝીલે છે અને કસોટીમાંથી કેવા પાર ઊતરે છે એ દર્શાવતાં બે-ત્રણ દૃષ્ટાંતો જોઈએ -

જીવનભર જળમાં સળગ્યો છું ઘડીભર શ્વાસ લેવા દે
ઝીણી ઝાકળમાં સળગ્યો છું ઘડીભર શ્વાસ લેવા દે.

*

લખાતી પળ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે
સકળ કાગળ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે.

*

આ સીધી વાટ છોડીને ચાલ્યો જવાનો સાવ
શબ્દો સપાટ છોડીને ચાલ્યો જવાનો સાવ.

મનોજ ખંડેરિયા મોટેભાગે તો છંદ-બહર કે રદીફ-કાફિયાને વશવર્તીને ગઝલના બાહ્ય કલેવરનું જતન કરવાનું જ ઈષ્ટ સમજે છે. અલબત્ત, કવચિત્ કવિ પ્રયોગ પણ કરે છે. એ દૃષ્ટિએ 'નેવાં' શીર્ષકની રચનાને નિમિત્તે થયેલો હાઈકુ-ગઝલનો પ્રયોગ નોંધપાત્ર છે. અહીં કવિ હાઈકુના - પાંચ, સાત, પાંચ એમ સત્તર અક્ષરની શિસ્ત સાચવે છે અને ગઝલમાં અપેક્ષિત રદીફ-કાફિયા પણ જાળવે છે. જેમ કે -

ટપકે નેવાં
આજે તો અવકાશે
છલકે નેવાં

*

રાત પડે ને
સામે ઘેર જવાને
સરકે નેવાં.

અલબત્ત, આ કવિ અભિવ્યક્તિના આવા પ્રયોગો અપવાદરૂપે ક્યારેક જ કરે છે. અન્યથા પ્રયોગ ખાતર પ્રયોગના કશા જ ધખારા વિના એમની ગઝલો પ્રયોગાભિમુખ અને સૌન્દર્યાભિમુખ બનતી જણાય છે. એમની ગઝલોમાં ક્યારેક કશાક ભાવ-સંવેદનનું પુનરાવર્તન થાય છે, તો અભિવ્યક્તિની ચોક્કસ લઢણને કારણે ક્યારેક એકવિધતા અનુભવાય છે. એવી જ રીતે છંદ ઉપરનું કવિનું પ્રભુત્વ સારું છે, તેમ છતાં કવિ જાણે છંદની ચુસ્તીના આગ્રહી નથી જણાતા. જો કે, આ કવિ આપણને એમની ગઝલો વિશેની રાવ કરવાનાં ઝાઝાં કારણો ભાગ્યે જ આપે છે. એકંદરે તો એક સિદ્ધહસ્ત ગઝલ કવિ તરીકેની મનોજ ખંડેરિયાની મુદ્રા અકબંધ રહે છે.

મનોજ ખંડેરિયાની ગઝલોનું ભાવવિશ્વ અને સંવિધાનકૌશલ એમને એક સમર્થ ગઝલકવિ તરીકે સ્થાપે છે. ભાવ અને ભાષાની કુમાશ તથા ઊર્મિથી રસાયેલું ચિંતન એ એમની ગઝલોની પ્રમુખ લાક્ષણિકતાઓ તરીકે ઊભરી આવે છે. ગઝલનો મુલાયમ મિજાજ અને ગઝલનું સુકુમાર સૌષ્ઠવ કવિની આગવી ઓળખ રચી આપે છે. કવિને પણ નિજી કલમ અને પોતાની નિરાળી કવિતા પર અડાબીડ આસ્થા છે. તેથી જ તો શ્રધ્ધાના સૂર સાથે ખુમારીપૂર્વક કવિ કહે છે -

કોઈ મારું ભવિષ્ય શું લખશે ?
મારે માટે કલમ વિધાત્રી છે.

મારા વહાલા કવિને વંદન કરીને વિરમું છું.*

*(કૈલાસ-ગુરુકુળ, મહુવા ખાતે અસ્મિતા પર્વ-૩ અંતર્ગત તા. ૪-૪-૨૦૦૪ના રોજ પૂ. મોરારિબાપુની નિશ્રામાં આપેલું વક્તવ્ય, લેખ સ્વરૂપે.)

■

યશવન્ત મહેતા

પુસ્તકો અઢાર માઇલ !

તમે પુસ્તકપ્રેમી છો ? પુસ્તકોની દુકાનમા કદી ગયા છો ? ત્યા પુસ્તકોના ઘોડા હોય છે અને ઘોડામા છાજલીઓ હોય છે કદી વિચાર કર્યો છે ખરો કે આ છાજલીઓની લબાઇ કેટલી હશે ? એમા કેટલા પુસ્તક સમાય ? હવે જાવ ત્યારે આ પ્રશ્નોના ઉત્તર મેળવવા કોશિશ કરજો, પછી એની સરખામણી લડનના સ્ટ્રેન્ડ બુક સ્ટોર સાથે કરજો, જ્યા પુસ્તકોની છાજલીઓની લબાઇ અઢાર માઇલ છે !

હા, અઢાર માઇલ! ઓગણત્રીસ કિલોમીટર ! સ્ટ્રેન્ડના ત્રણ માળના મકાનમા આટલી લબાઇની છાજલીઓમા પુસ્તકો જ પુસ્તકો ભર્યાં હોય છે પૂરી દુકાન તમે એક દિવસમાં જોઇ ન શકો. એમા એક લાખ ડોલર (આશરે ચાલીસ લાખ રૂપિયા)મા વેચાય (અને કદાચ ન પણ વેચાય) એવી વિલિયમ શેક્સપીઅરના નાટકોની ૧૬૩૨ની પોથીથી માડીને ૫૦ સેન્ટ (આશરે ૨૦ રૂપિયા) ની પુસ્તિકા પણ મળી શકે છે

૧૮૨૭ મા લડનના અગ્રણી સાહિત્યિક સામયિક ધી સ્ટ્રેન્ડ પરથી નામ ધારણ કરનાર આ પુસ્તકભડારના સ્થાપક બેન્જમીન બાસ હતા, આજે એમનાં પ્રપૌત્રી નાન્સી બાસ માલિક અને મેનેજર છે સ્ટ્રેન્ડ બુક સ્ટોર હવે માત્ર દુકાન નથી, લડનનુ એક યાત્રાધામ છે

ભારતમા આની તોલે કેટલેક અશે આવે એવી મુબઇની તારાપોરવાળાની દુકાન ગણાય.

એક હજાર ગામોને ત્રણસો પુસ્તકો બરાબર ત્રણ લાખ નકલ !

સતો મહતો-આગેવાનોની રજતતુલા, સુવર્ણતુલા, રક્તતુલા વગેરે વિષે વારવાર વાચીએ છીએ. બિલખા પાસેના ચાપરડા ગામના સ્વામી મુક્તાનદની જ્ઞાનતુલા કરવાનો એમના પ્રશસકોએ નિર્ણય કર્યો અને એક હજાર ગામોને દરેકને ત્રણસો પુસ્તકોની લાઇબ્રેરી ભેટ આપવી અને એ રીતે ત્રણ લાખ પુસ્તકો વહેંચવાનુ ઠરાવ્યુ આ વિચાર ગૂજરાત વિદ્યાપીઠના શિક્ષણ વિશારદ ગિજુભાઇ ભરાડને આવ્યો એ બદલ એમને અભિનન્દન ઘટે. અલબત, જે પુસ્તકો વહેચાય તે અવૈજ્ઞાનિક મૂલ્યોના પ્રચારક ન હોય એવી અપેક્ષા સહેજે રહે

અને પુસ્તક મહિમા

આ લખનારે કેટલાક સમય અગાઉ એક સાદી-સરળ ... હતી, જેમા પુસ્તક ... હતો. એક ... ર પાસેના જૂના



કોબામા દીપ્તિબેન તથા રાજુભાઇએ રચેલી સસ્થા જીવનતીર્થમા એ કવિતા રજૂ કરવાનુ બન્યુ એમના પુત્ર રુચિરને તે ખૂબ ગમી ગઈ એથી એણે એનું પોસ્ટર બનાવી દીધુ ! ગત ૨૩ એપ્રિલે, ગ્રથદિવસ નિમિત્તે એમણે એ પોસ્ટરની ઘણી નકલોનુ વિતરણ કર્યું આપણા આ સ્તભને મુખ્યત્વે પુસ્તક સાથે સબધ હોવાથી એ પોસ્ટરમાની કવિતા અહીં રજૂ કરીએ છીએ

કદી હોઉ એકલ, ન ભેરુ, ન ભાઈ<br>જઉ ક્યા, કરુ શુ, સૂઝે ન કાઈ<br>તો જઈ બેસુ જેની શીળી સોડમાહી,<br>એ પુસ્તક છે પુસ્તક છે પુસ્તક છે ભાઈ !

ભરી ખિસ્સે ખોખા, ચણા કે મીઠાઈ<br>બિછાવુ ધરા પે સુરંગી ચટાઈ<br>રૂડી આમલી હેઠ વાચુ ધરાઈ<br>એ પુસ્તક છે પુસ્તક છે પુસ્તક છે ભાઈ !

મને વારતા કહે મહાઋષિરાઈ<br>પરીઓ સુણાવે ગીતો ગાઈ ગાઈ<br>વળી જ્ઞાનીઓ દે નવેલી નવાઈ<br>એ પુસ્તક છે પુસ્તક છે પુસ્તક છે ભાઈ !

હું માણુ અમર લોક સાથે એકાઈ<br>ને સદીઓ તણા શાણપણની ખરાઈ<br>છે અણમોલ અણતોલ જેની ભલાઈ<br>એ પુસ્તક છે પુસ્તક છે પુસ્તક છે ભાઈ !

ન માગુ ખજાના, નહિ પડિતાઈ<br>ન સત્તાસિંહાસન, ન કિલ્લા હવાઈ<br>હુ માગુ અખૂટ જ્ઞાનની વારસાઈ<br>એ પુસ્તક છે પુસ્તક છે પુસ્તક છે ભાઈ !

તસ્લીમા નસરીન જેટલી સીધી વાત કોઇની નહિ

મેં હમણા તસ્લીમા નસરીનનુ પુસ્તક ઓરત કે હકમેં વાચ્યુ, એ મને ખરેખર ખૂબ ગમ્યુ, એ એક કાવ્ય સગ્રહ છે સ્ત્રી સમગ્ર સમાજમા, ઘરમા અને બહાર કચડાય છે તસ્લીમા આ વાત કશા ભય કે અવઢવ વગર કહે છે એની આ હિંમત મને ગમે છે કારણ કે એથી તમામ સ્ત્રીઓને લાભ થવાનો છે એણે ખુદ પોતાની કોમ વિષે અને પોતાના દેશમા સ્ત્રી પ્રત્યે કેવો વ્યવહાર કરાય છે એ વિષે લજ્જા મા ઘણુ કહ્યુ હતુ, જે



પણ મને ગમ્યું હતું. એણે જે કાંઇ લખ્યું એ બદલ ઘણું સહન કરવું પડ્યું અને વતન પણ છોડવું પડ્યું, છતાં એ ઝૂકી નહીં એ હકીકત મને ગમી છે. લોકો સ્ત્રી-સશક્તિકરણ વિષે સતત બોલ્યા કરે છે, પંરતુ જ્યારે અમે (સ્ત્રીઓ) ખરેખર બોલવા લાગીએ ત્યારે એ બદલ દંડાઇએ છીએ, અમારી સાથે પણ નાગરિક તરીકેનો વ્યવહાર થવો જોઇએ. અન્ય સ્ત્રી લેખિકાઓ વાત ગોળ ગોળ કરે છે, પંરતુ કોઇ તસ્લીમા જેટલી સીધી રીતે બોલતું નથી. "

('તહેલકા' માં નિર્મલા પુતુલ, જે સ્વયં 'નગારેકી તરાહ બજતે શબ્દ'નાં લેખિકા છે.)

**બાપની અતૃપ્ત ઝંખનાનો શિકાર જ્યારે પુત્ર બને...**



આપણા અગ્રણી નવલિકાકાર ગુલાબદાસ બ્રોકરની એક વાર્તા છે : 'શહીદ'. એમાં દેશભકિતમાં રાચતો પરંતુ ખુદ લડતમાં કૂદી ન પડતો એક પિતા પોતાના પુત્રને લડતમાં પ્રેરે છે અને પોલીસ ગોળીબારમાં એ પુત્ર મરણ પામે છે, એવી વાત છે. એવા અનેક પિતાઓ હોય છે, જે પોતે ન કરી શકયા તે સંતતિ દ્વારા સિધ્ધ કરાવવા ચાહે છે.

આવી એક સાવ સાચી કથા વિખ્યાત 'સામ્રાજ્યવાદી' પરંતુ ભારતપ્રેમી લેખક રુડયાર્ડ કિપલિંગની છે. જ્યારે ૧૯૧૪-૧૯ નું પ્રથમ વિશ્વયુધ્ધ શરૂ થયું ત્યારે પોતે તો ઉંમરલાયક હતા એટલે બ્રિટિશ સામ્રાજ્યને ખાતર પ્રત્યક્ષ લડી શકે એમ નહોતા, એથી દીકરા જેકને યુધ્ધમાં ધકેલ્યો. જેક (જેનું સાચું નામ જહોન હતું) નાની વયથી જ નબળી નજરો ધરાવતો હતો. એની આંખ કાચી હતી. એવી નજરોવાળાને લશ્કરમાં ભરતી ન કરે. પરંતુ પોતાને પ્રિય એવા 'આદર્શ' બ્રિટિશ સામ્રાજ્યને માટેની લડાઇમાં ફાળો આપવાની રુડયાર્ડ કિપલિંગની અતિશય તીવ્ર ઝંખના હતી, આથી એમણે ભરતી અધિકારીઓ પર પોતાની પ્રતિષ્ઠાનું દબાણ ચલાવી તેમના છોકરાને ભરતી કરાવ્યો. ૧૮ વર્ષનો નબળી નજરો વાળો જેક યુધ્ધમાં ગયો ખરો, પરંતુ જે થવાનું હતું એજ થયું. સપ્ટેમ્બર, ૧૯૧૫ ની લૂસ ખાતેની લડાઇમાં છોકરો માર્યો ગયો.

કિપલિંગ આ આઘાતથી તૂટી ગયા પછીથી કદી સ્મિત પણ કરી ન શકયા !

**ઉર્દૂ એટલે મસ્જિદની ભાષા ?**




દેશના ટપાલ ખાતાએ આજકાલ કવિઓ-લેખકો-સમાજસેવકોના માનમાં ટપાલટિકિટો પ્રગટ કરવાનું પ્રશંસનીય કામ જરાક વધારે જોશથી આદર્યું છે, એ બદલ અભિનન્દન ઘટે; પરંતુ જોશ ઘણી વાર અવિચારી પગલાં ભરાવે છે. કવિ અસરાર-ઉલ-હક 'મજાઝ' ના માનમાં પાંચ રૂપિયાવાળી ટિકિટ બહાર પાડવામાં આવું જ અવિચારી કૃત્ય થઇ ગયાની ફરિયાદ ઊઠી છે. ટિકિટમાં 'મજાઝ' ની તસવીરની પાર્શ્વભૂ તરીકે મસ્જિદ દર્શાવવામાં આવી છે, જ્યારે 'મજાઝ' સંપૂર્ણપણે ધર્મમુકત હતા. પરંતુ આજકાલ દેશમાં ઉર્દૂ ભાષાને 'મુસલમાની' ભાષા ઠરાવવાની (અને એમ કરીને એને આમ સમુદાયોથી અળગી પાડી દેવાની) વૃત્તિ વકરી છે એનું પરિણામ છે એ કે ઉર્દૂના એક કવિની સાથે મસ્જિદ ચીતરી મારી !

વાસ્તવમાં, ઉર્દૂ પ્રેમચંદજીની ભાષા પણ હતી, બ્રિજનારાયણ ચકબસ્ત, ફિરાક ગોરખપુરી, ઉપેન્દ્રનાથ અશ્ક, રાજેન્દ્રસિંગ બેદી, કૃષ્ણચન્દ્ર, મલિકરામ અને રામલાલના સાહિત્યની ભાષા પણ હતી,

અને મુસ્લિમોની ભાષા તરીકે ઉર્દૂ ઠસાવવામાં આવે તો લાખો ગુજરાતી, તમિલ, મલયાલી, કોંકણી, બંગાળી, પંજાબી વગેરે મુસ્લિમોનું શું ? એમની માતૃભાષા તો જે તે પ્રદેશની ભાષા છે, રણજિતરામ સુવર્ણચન્દ્રકથી વિભૂષિત મહમ્મદ માંકડની માતૃભાષા ગુજરાતી છે,

વાત રહી 'મજાઝ'ની સાથે મસ્જિદ જોડવાની, તો એ તો સાવ અસત્ય છે. 'મજાઝ' પૂરા ધર્મરહિત હતા. એ પ્રગતિશીલ લેખક સંઘના એક સ્તંભ હતા, એમની ધર્મ વિશેની વિભાવના વ્યકત કરતી પંકિતઓ જોઇએ :

**મસ્જિદોમેં મૌલવી ખુત્બે સુનાતે હી રહે,**
**મંદિરોં મેં બરહમન અશ્લોક ગાતે હી રહે,**
**ઇક ન ઇક દર પર જબાનેશૌક ઘિસતી હી રહી,**
**આદમિયત ઝુલ્મકી ચકકીમેં પિસતી હી રહી,**
**રાહબરી જારી રહી, પૈગંબરી જારી રહી,**
**દીનકે પર્દેમેં જંગેઝરગરી જારી રહી.**

(મૌલવીઓ અને બ્રાહ્મણો મીઠી મીઠી વાતો કરતા રહ્યા અને માનવતા જૂલ્મની ચક્કીમાં દળાતી રહી, ઉપદેશકો આવ્યા, સંદેશ વાહકો આવ્યા, અને ધર્મની આડમાં લૂંટફાટ ચાલતી રહી.)

**વિદેશ વસીને દેશ વિષે લખનારાં . . .**

એક વાચકનો એક સામાયિકને પત્ર :



ઝુમ્પા લાહિરીનું લેખન સાચે જ અત્યન્ત સંમાર્જિત હોય છે - એ વાંચીને મને ઐશ્વર્યારાયની શેમ્પૂ માટેની જાહેર ખબરો યાદ આવે છે, ખૂબ જ ચપળ-ચંચળ હોય છે... (ઝુમ્પાની વાર્તા વાંચતાં) મને લાગ્યું કે મને ચાકડે ચડાવવામાં આવ્યો છે. મને આ 'સર્વજ્ઞ' પ્રકારના લેખકો નથી ગમતા જે કિનારે ખડા રહીને પોતાનાં પાત્રોને અને વાચકોને એવી રીતે ઘોંચપરોણા કરે છે જાણે પોતે દેવી સત્ત્વો હોય, આ ઇન્ડો-અમેરિકન કે ઇન્ડો-યુરોપીઅન લેખકો પ્રત્યે મને ધિક્કાર જાગે

છે, જેઓ આ રાષ્ટ્રપ્રતિ એવી સૂગ-નજરે જુએ છે જાણે અહીં તો યુગોનો અંધકાર અને કાદવ જ હોય, અને તેઓ મૂળ અહીં ધરાવતાં હોવા છતાં જાણે ખૂબ ખૂબ વિકસી ચૂકેલાં પારગામીઓ હોય, અને હર બાબત પ્રત્યે એમની અતીવ અવનવીન તથા વિનમ્ર અને ભયંકર હદે સંવેદનશીલ લાગણીઓ... માફ કરજો, આ બધો દેખાડો માત્ર છે

(અરુલ ફ્રાન્સિસ, ફ્લેટન, અમેરિકા, પ્રકાશન 'આઉટલૂક', ૨૮ એપ્રિલ, ૨૦૦૦)

કવિ કેટલી વાર મરે ?

કેરળના એક પ્રગતિશીલ કવિ કદમન્નિતા રામકૃષ્ણનૂ એપ્રિલ, ૨૦૦૩ માં ૭૩ વર્ષની વયે અવસાન પામ્યા. એ લોકસાહિત્યની પદાવલીમાં કાવ્યરચના કરતા, એથી જનતામાં એમની કવિતા આસાનીથી ઝીલાતી.

કદમન્નિતાના અવસાન વિષે લખતાં વિવેચક સી. પી. સુંદરને લખ્યું - દરેક કવિ જીવનમાં બે વાર મરણ પામે છે એક તો ત્યારે કે જ્યારે એ વિરાટ જનસમૂહોના હિતમાં બોલી શકે એ માટે લોહિયાળ અનુભવો માટે એ જાત ઘસી નાખે છે ત્યારે, અને પછી જ્યારે કવિતા એના કાબૂમાંથી છટકી જાય છે ત્યારે ! એ જીવતે જીવ ભૂતકાળ બની જાય છે. પાછળથી એ જે કાંઇ લખે છે તે એનું ભૂત એના ચાળા પાડતું હોય કે એના પડઘા પાડતું હોય એવું જ લાગે છે.

અલબત, આ બીજા મરણ વિષે ભાગ્યે જ કોઇ કવિ પોતાને ટકોર કરે છે કે વિવેચકો કશું કહેવાનું પસંદ કરે છે.

લેખન-મંત્ર ?

એફ. સ્કોટ ફિટ્ઝ જિરાલ્ડે કહ્યું છે : 'આપણે માત્ર કશુંક કહેવા માટે લખવાનું નથી, કશુંક કહેવાપણું હોય ત્યારે લખવાનું છે.'

■

(લઘુકથા)

## યમુના

ભગવત સુથાર

યમુનાનાં શાંત શીતળ જળ વહી રહ્યાં છે. એકાએક જાણે ભરતી ન આવી હોય એમ ગંગાનાં જળ ઊમટ્યાં. શ્યામધવલ એ બે જળ વચાળે સરસ્વતીનાં સ્થિર જળ વહી રહ્યાં છે.

ગંગાએ પૂછ્યું : 'બહેનાં જમના ! તારાં જળ આમ શ્યામ કેમ ? શું શ્યામ ગગનનું એ બિંબ તો નથી ને ?'

'બહેનાં ! ક્યાં એ અફાટ અને અનંત નભ ? મારી તે શી વશેકાઈ કે તેને હું ઝીલી શકું ?'

'તો બહેનાં ! આ તવ શ્યામજળનો આશિષ તને ક્યાંથી લાધ્યો ? હિમાલય તો શ્વેત બરફનો છે. તારો પિતા ધવલ અને તું શ્યામા ? કાંઈ સમજાતું નથી.'

'બહેનાં ! શ્યામાંગનો ભેદ તો હું હૈયે ધરબીને બેઠી છું. કોઈ મને પૂછે તો ને ?'

'તો લે હું પૂછું મારી જિજ્ઞાસાને તું સંતોષ, મારી બહેનાં.'

એ રમણીય ધન્ય પળને હું ભૂલી શકતી નથી. રામચન્દ્ર ભગવાન ચૌદ વર્ષનો વનવાસ પૂર્ણ કરીને પાછા ફરતા હતા ત્યારે કેવટની નૌકામાં બિરાજીને મારી જલોર્મિઓ સંગે કોમળ હસ્તે જાણે મને સ્પર્શ કરતા હતા. વનવાસનાં ટાઢ, તાપ અને વર્ષાને લીધે અંગ વિશેષ શ્યામ થઈ ગયાં હતાં ત્યારે મેં પૂછ્યું : 'હે પ્રભુ ! શ્યામાંગ થઈ ગયેલા એવા આપને અયોધ્યા શું ઓળખી શકશે ?'

'તો હે જમુના ! મૂળ રંગ પામવા હું શું કરું ?'

'હે પ્રભુ ! કેવટની આશા પૂરી કરી, શબરીનાં એઠાં બોર આરોગીને એને કૃતાર્થ કરી સૌને ભક્તિનાં સુફળ દીધાં તો મને જરા...' શરમાઈને મેં કહ્યું : 'હે પ્રભુ ! આ તમારી શ્યામલતાનો સ્પર્શ મને ન આપી શકો ભેટમાં ?'

'જરૂર ! યમુનારાણી ! હું અંગે અંગે જળસ્પર્શ કરું છું. મારો શ્યામરંગ તું અવશ્ય લૂંટાય એટલો લૂંટી લે.' અને મેં મારા જળતરંગો નખશિખ ઊછાળ્યા. ઓળઘોળ સ્નાન પ્રભુએ કર્યું. મેં તો ધરાઈ ધરાઈને શ્યામરંગનો સ્પર્શ લૂંટ્યો. એ પુનિત પ્રભુસ્પર્શના શ્યામરંગે રંગાઈને હું તો શ્યામાંગા બની ગઈ. પિયાપ્રીતમનું અતૂટ આલિંગન... તે શ્યામ ક્ષણને હું કેમ વીસરું ?'

યમુના એ આનંદ સમાધિમાં જાણે ડૂબી રહી...

■

(વાર્તા)

# સજ્યા

હરિકૃષ્ણ પાઠક

ફળિયામાં સજ્યા પાથરી છે. સરવણીનો વિધિ શરૂ થવામાં છે. સગપણના કે બીજા સંબંધોના દાવે કે જૂના પડોશી હોવાના નાતે આવીને ગોઠવાઈ ગયેલી સ્ત્રીઓની આંખોમાં પાર વિનાની જિજ્ઞાસા ને કુતૂહલ ડોકાઈ રહ્યાં છે. સજ્યાની ઢોયણીના સામે ભાગે બેઠેલા પુરુષોમાંયે જાતજાતની પડપૂછ ચાલતી રહી છે. ક્યારેક તેમના ઊંચા થતા અવાજો નારી વૃંદને ખલેલ પહોંચાડી રહ્યા છે; છતાં તેની ઉપરવટ થઈને પડપૂછ ચાલી રહી છે :

અલી, સાંભળ્યું છે કે લલી આઈ ગઈ, ખરું કે ?

ખરું શું, ખરેખરું. આજકાલથી નથી આઈ, પચીસ-તીસ દા'ડાથી અહીં છે !

હા, ગયે ગુરુવારે બેસણું હતું તાણે ય જોઈ'તી. લલાભાઈના ફોટા આગેર્ય બેહીને દીવામાં ઘી પૂરતી'તી ને અગરબત્તીઓ કરતી'તી.

હવે રઈ રઈને દીવા કરવા આઈ ! દબાતા સ્વરે કોઈએ કહ્યું ને ઉમેર્યું : લવોભાઈ હતો તાણે આઈ હોત તો ! ઠીક છે મારી બઈ, આઈ તો ય શું, ન ના આઈ તોય શું !!

પણ દેખાતી કેમ નથી ?

ઈ તો બેઠાં છે ઉપેર્ય ગેલરીમાં. આંયથી નંઈ દેખાય. પણ નજર નાખી રહ્યાં છે ! કશુંક બહાનું કાઢી ઘરમાં આંટો મારી આવેલી, દૂરની સગી ખુલાસો કરે છે.

તે નજર રાખવા ઘર બાંધીને રહી હોત તો, આ લવાભાઈનું મોત આવું ના થાત ! ઠીક છે, એ હતો થોડો અડબાઉ, ભણ્યો ય ન'તો, કામધંધો કરવાની દાનતેય ઓછી. પણ એવું હતું તો ઘરનું માણસ થઈને લલીએ બધું સંભાળી લેવું'તું...

ગેલેરીમાં બેસીને બધો વિધિ જોઈ રહેલ લલી જાણે કે બધાથી પર હતી. કાંતિએ મેલાનો કાગળ કાચો-પાકો લખીને લલીને વાંચી સંભળાવેલો -

વિ. ખેદકારક સમાચાર એ છે કે અમારા મોટાભાઈ પૂજ્ય લવજીભાઈ વિ. સં. ૨૦૬૩ના કારતક સુદિ બીજ ને મંગળવારે તા. ૨૪-૧૦-૨૦૦૬ના રોજ ટૂંકી માંદગીને કારણે દેવલોક પામ્યા છે. તેમની ઉત્તરક્રિયા વિક્રમ સંવત ૨૦૬૩ની ૧૪ને શનિવાર તા. ૪-૧૧-૨૦૦૬ના રોજ અમદાવાદ ખાતે અમારે ત્યાં રાખેલ છે.

લિ.દ :

કાંતિલાલ ત્રિકમલાલ મહેતાના જય શ્રીકૃષ્ણ.

કાગળ વાંચી સંભળાવીને પૂછ્યું હતું : ભાભી, બરાબર છે ને ?

લલીએ ફક્ત ડોકું ધુણાવીને હા પાડેલી. કાંતિ જે કંઈ પૂછે તો લલીનો એક જ જવાબ : તમને જે સૂઝે તે કરો. બધું બરાબર છે. ને તેની નજર સામે કંઈ કેટલું બધું તરવરી રહ્યું હતું.

બેસણાને દહાડે સફેદ કાપડનો છાંયો ને આડશો બાંધીને, ખુરશીમાં સફેદ કાપડ પાથરી તેમાં લવજીનો ફોટો મૂકેલો. વર્ષો પહેલાંનો હશે, કહોને કે લગ્ન લેવાયાં તે અરસાનો જ હશે. બંધ ગળાનો કોટ, માથે ટૂંકી બાબરી, સુખી ઘરના નફ્ફરા નબીરા જેવી મુદ્રા અને તે વયે પણ સિદ્ધ કરેલી દરેક પ્રકારની સ્થૂળતા ! જો કે કાંતિના ઘરમાં તો લગ્ન પછી લેવાયેલો ભાઈ-ભાભીનો ફોટો લટકતો હતો. પણ લલીને તો વિચાર આવી ગયેલો કે લવજીનો ફોટો જો અગાઉ જોવા મળ્યો હોત... પણ મોટું ઘર જાણી, મૂરતિયાના રંગ-ઢંગ જોયા વિના એનાં મા-બાપે ચાંદલા-ચૂંદડી પતાવી દીધાં. જ્યારે વરરાજા માંડવે પધાર્યા, તોરણે ચડ્યા ત્યારે લલીની સહિયરોની અને બીજા અનેકની આંખોમાં એવો ભાવ ડોકાયેલો : ક્યાં લલી ને ક્યાં આ ?

ફળિયામાં ચાલતી વાતોમાં પેલી સ્ત્રી કહે છે : લલીએ સંભાળી લેવું'તું ને ! - બીજી જવાબ આપે છે : તે એણે તો સંભાળી જ લીધું ને !

તે તું લલીનાં વખાણ કર છ કે પછી વખોડે છે ? કશુંક ફોડ પાડીને કહે.

ફોડ શું પાડવાનો હતો ? ભલે સાસરીનો ઉંબરો ના ચડી, મા-બાપનેય માથે તો નથી પડી ! ને આ લવો, મૂકો એની પૈડ. મૂએલાનું શું કહેવું ? એનો કોઈ વાતે કશો ભલીવાર ખરો ! હરામ હાડકાંનો, મૂઆની આંખે ય ચોખ્ખી ન'તી !

લલી તો સાસરીમાં દસરિયા નાહીને આવી એ સાથે જ

માને કહી દીધું હવે હુ એ ઘેર નથી જવાની !

એટલે ?

એટલે એમ કે નથી જવાની તે નથી જવાની તારા ઘરમાં મારો રોટલો નહીં હોય તો કૂવો-હવાડો કરીશ, પણ એ ઘેર નથી જવાની !

બધાએ માન્યુ કે છોકરમત છે આ તો રહેતા રહેતા બધુ થાળે પડી જશે પણ લલી તો ભણવા માડી નર્સનું... બીજે ત્રીજે મહિને લલીને બકારીઓ થવા માંડી. મા-બાપ મૂંઝાયા. ને લલીના સસરાએ તકાદો કર્યો કાં તો તમારી છોડીને વળાવો, નંઈ તો લખી આપો, મારો લવજી કાંઈ વધારાનો નથી.

લલીને પેટ રહ્યાની વાતે તો ભળતી કથા મંડાઈ સાસરીમા તો રહી નથી ને આ ? મૂંઝાએલી માએ લલીને પૂછ્યુ આનુ શુ કરવુ છે ? સઘરીને શુ કામ છે ? કાયમની ઉપાધિ શુ કામ લેવી ? લોક ભાતભાતનું બોલે.

લલીનો જવાબ રોકડો હતો. આ મારા ઓરતાનું ફળ નથી, પેલાની હવસખોરીનુ છે ! આળ ઓઢાડનારનેય જવાબ મળી જશે. જે હોય તે છોકરો કે છોકરી, એનું મોઢુ તો એ ઘરનુ જ હશે. મારો તો અણસારેય નહીં આપુ. મારે બધાંના મોં બંધ કરવા છે બાકી લાખ વાતની એક વાત - એ ઘરનો ઉબરો હુ ક્યારેય નથી ચડવાની !

કાતિએ મેલાનો કાગળ વાંચી સભળાવ્યો ત્યારે જ લલીને એવુ સાભરી આવેલુ કે આ 'લવા'નો માનભર્યો ઉલ્લેખ બે જ વખત સાંભળ્યો છે એક તો લગનની કંકોતરી આવેલી ત્યારે - અમારા સુપુત્ર ચિ લવજીભાઈના શુભલગ્ન, એવુ કશુક ને બીજુ આ મેલો લખાણો ત્યારે - અમારા મોટાભાઈ પૂજ્ય લવજીભાઈનું ટૂંકી માદગીથી...

લવજીને ઘરના તો ઠીક, અડોશપડોશનાં અને નાના છોકરાં સુધ્ધાં 'લવો' કહીને જ બોલાવતા કોઈને ટીખળ કે તોફાન કરવુ હોય તો વળી 'લલવો ય કહી નાખે, પણ એને કશુ ક્યા અડતુ'તુ. એને તો એક જ ઈન્દ્રીનું જ્ઞાન હતુ ! - ને એનુ ફળ લલીના ગર્ભમાં આકાર લઈ રહ્યું હતું લલીને પાકો વિશ્વાસ હતો કે જે કંઈ અવતરશે, તે એના બાપનો અણસાર લઈને જ આવશે.

લલીની માની મૂઝવણ ઓર વધી ગઈ જ્યારે પૂરે મહિને લલીને દીકરી અવતરી મોંનું થોબડું ને વાન અદલ એના બાપ જેવાં !

ત્રિકમલાલે વચેટિયા મોકલ્યા, કહેવડાવ્યુ અમારા મનમા કાંઈ નથી વહુને મોકલો તમારી દીકરી દુખી નહીં થાય. પણ લલી ટસની મસ ન થઈ

આછી પાતળી નોકરી કરતી રહી. દીકરીને ઉછેરતી ગઈ એવા સંતોષ સાથે કે પોતાની સચ્ચાઈનો, ચારિત્ર્યનો આ પુરાવો છે, ને પોતે કોઈને ભારરૂપ નથી.

વળી કાતિનાં લગન લેવાયા. ફરી ત્રિકમલાલે સદેશો કહેડાવ્યો તમારી દીકરીને મોકલો. એના હાથે માંડવા મૂરત ને ગ્રહશાતિ કરાવશુ પણ લલી જવા રાજી ન થઈ છેલ્લો સદેશો આવ્યો જાન ધોળકાથી ધંધુકા થઈને ભાવનગર જવાની છે છેવટ સ્ટેશને આવીને મળો, લલીને ને અમારી દીકરીને ભેળા કરી ઘો, સૌ સારા વાના થશે...

ધોળકે પરણાવેલી લલીની બહેનપણી મજુ જાનમા સાથે હતી પછી એ લલીને મળી ત્યારે વાત કરેલી ગાડી ધધુકે પહોંચી કે આખું ઘર ને તારો વર આખો તાણી તાણીને જોતા રહ્યા. તું તો ઠીક, તારા મા-બાપ કે ભાઈ-ભોજાઈ વિવેક ખાતરેય ફરક્યા નંઈ ? ગાડી ઉપડી ત્યારે ત્રિકમબાપાએ ને તારી સાસુએ કોઈ ભાળે નહીં એમ આખના ખૂણા લૂછી નાખ્યા. પણ લવજી તો કશા દેખીતા કારણ વિના કાતિ ઉપર ધસી ગયો શુ હાહા હીહી કરે છ ! ભાતાનો ડબ્બો તો ભરેલો છે, ભજીયા લેવાની શી જરૂર હતી ?

વળતાં યે એવી જ રામાયણ થઈ ધધુકા આવ્યુ કે લવો ફરી વિફર્યો. કાતિને એની વહુના દેખતાં ઘઘલાવી નાખ્યો ને આખો તો એવી થઈ ગયેલી કે જોનારુ છળી ઊઠે આ સાંભળીને લલી ચિંતામા પડી ગઈ અને એને અંદેશો થયેલો એમ કાતિ એની વહુને લઈને અમદાવાદમા નોકરી શોધીને નોખો થઈ ગયો...

મંજુ પાસેથી લલીને સમાચાર મળતા રહે છે ત્રિકમલાલ ઘસાતા ગયા, શરીરથી ને પૈસે ટકે ને છેવટ એક માસને અંતરે લલીની સાસુ અને ત્રિકમલાલ બંને ઊઠી ગયા.

લવજી યે પેટગુજારો કરવા પહોંચ્યો અમદાવાદ કાતિની વહુ એને સાથે રાખવા રાજી ન હતી. ગયો મિલની ચાલીમા ને એકાદ મિલમાં મજૂરીએ રહી ગયો .. પછી તો ગામનુ ઘર વેચી ઘરવખરી બધી કાંતિને ત્યાં મોકલી દીધી. ભાગે પડતા પૈસા ય કાતિને આપી દીધા. મિલો બધ પડી એટલે રસોડા કરવા લાગ્યો. મોટા રસોયાઓ સાથે જવા લાગ્યો. મજૂરી જે મળે તે, પણ ખાવાનું તો મળે, ભાત ભાતનું અને પેટ ભરીને...

લલીની દીકરી પરણાવવાની થઈ, ને વળી તે મૂંઝાવા લાગી. જમાઈ કેવો મળશે ? હા ના કરતાં છેવટ એવો છોકરો શોધ્યો જેનામાં લવજીનું એકે લક્ષણ ન હોય, ને તોય લગન લેવાયાં તે દિવસોમાં તેની મૂંઝવણ વધતી ગઈ. એને બીકાળવાં સપનાં આવતાં ને છળી જતી - એને દેખાતું : લાલ રંગના પાયા ને એવા જ રંગના ઈસ - ઉપળાંની ઢોયણી, તેમાં પાથરેલું જાડું-ગાંઠા થઈ ગયેલ રૂનું ગાદલું, ઓરડાનું ધૂંધળું અજવાળું ને તેને વરૂ જેમ ફાડી ખાતો, ક્ષત-વિક્ષત કરી નાખતો લવજી...

હિંમત કરીને લલીએ દીકરીનું લગન ઉકેલ્યું, ને વરસેક થયું ત્યાં મંજુએ વાવડ આપ્યા : લવજી જીવલેણ માંદગીમાં છે, સાંભળ્યું છે કે હવે તો દહાડા ગણે છે, વાડીલાલમાં દાખલ કર્યો છે.

સાસરે વળાવેલી દીકરી અને લવજી - આ બંનેના ચહેરા લલીને સેળભેળ થતા લાગ્યા. દીકરીને સારા દિવસો હતા. પણ ડોકટરે મુસાફરીની મનાઈ કરેલી. થેલીમાં બે જોડી કપડાં લઈ લલી પહોંચી ગઈ હોસ્પિટલે. કાંતિને, એની વહુને અને જે કોઈ આખી કથા જાણતું હતું તે બધાંને અચરજ થયું.

લલીએ લવજીને માથે હાથ ફેરવ્યો. પૂછયું : કેમ છે તમને ? મને ઓળખી ?

લવજીને વિશ્વાસ પડતો ન હતો. અસમંજસમાં, અચકાતાં અચકાતાં નજર માંડીને જોઈ રહ્યો ને પૂછયું : તું તો લલીને ? આઈ ગઈ, સારું કર્યું - ને પછી આંખો બંધ કરી પડખું ફરી ગયો. પંદરમે દિવસે દેહ મૂકી દીધો ત્યાં સુધી લલી ખડે પગે ચાકરી કરતી રહી. કાંતિને ય પોતાનો ભાર હળવો થતો લાગ્યો. પછીના વહેવારમાં કાંતિ જે કંઈ પૂછે તેનો લલી એક જ જવાબ દેતી : તમને સૂઝે તેમ કરો. ખરચની ચિંતા ન કરશો.

ઉત્તરક્રિયાને બે દિવસની વાર હતી. ને લલી ઊભે પગે ધંધુકે જઈ આવી. ખરચની જોગવાઈ કરીને સમયસર આવી પહોંચી.

સજ્યા પુરાઈ ગઈ છે. વિધિ પૂરો થયો ને સરવણીનાં દાન શરૂ થયાં... પહેલાં તો નાનાં નાનાં દાન અપાયાં - દોરી-લોટો, સૂડી-સોપારી, પગરખાં-લાકડી-છત્રી, નિત્યદાન, ગૌદાન અને નાનાં છોકરાંયે ન રહી જાય તેમ વિદ્યાદાનનાં કવર અપાયાં, સુવર્ણદાન પછી આવ્યું શૈયાદાન - લલીની દીકરી તો આવી નથી પણ જમાઈને તેડાવ્યા છે. નવું ગાદલું, નવો ઓછાડ, ઓઢવાનો ચારસો, નવું ભરેલું ઓશિકું, પાથરેલી સજ્યામાં ફળફળાદિ, સૂકો મેવો, ગીતાનો ગુટકો ને પૂજાપો મૂક્યાં છે. કાંતિના હાથમાંની લખેલી યાદી જોઈને મોટે અવાજે ગોરમહારાજે નામ દીધું : આ શય્યાદાન લવજીભાઈની દીકરી સૌ. ઈન્દુમતીને -

લવજીની દીકરીને જોવા આતુર બનેલી આંખો ભોંઠી પડી, ને દાન લેવા લલીનો જમાઈ આગળ આવ્યો.

ગોરમહારાજે સૂચના આપી : આ સજ્યાનું પાથરેલું અર્ધું-પર્ધું વાળી દ્યો, ને જરાક હાથ અડાડી લ્યો એટલે દાન થઈ જશે.

જમાઈએ ગાદલું થોડુંક વાળ્યું. લાલ પાયા, લાલ રંગનાં ઈસ અને ઉપળાંને નવી ભરેલી પાટી ખુલ્લાં થયાં કે પહેલે માળે ગેલેરીમાં બેઠેલી લલીએ આવેશભરી ચીસ નાખી કહ્યું : નથી દેવી આ સજ્યા મારી દીકરીને; તમારે એનું કરવું હોય તે કરો, વેચી દ્યો - ફેંકી દ્યો, જે કરવું હોય તે કરો, નથી દેવી આ સજ્યા મારી દીકરીને !!

■

---

વર્ષાજળ ધરતી પર ઊતર્યાં અને હળવેકથી બોલ્યાં :
'માડી, ત્યાં સ્વર્ગમાં ગોઠતું નહોતું
એટલે તારે ખોળે પાછાં ફર્યાં.'

The raindrops kissed the earth
and whispered.
'We are thy homesick children, mother,
come back to thee from the heaven.'

●

તણખલાં : રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી
અનુવાદ : જયંત મેઘાણી
(પ્રસાર - ૧૮૮૮ આતાભાઈ એવન્યૂ, ભાવનગર - ૩૬૪૦૦૨)

# પ્રીતપાગલ હાલરડાનો ધ્વનિ-વૈભવ અય્યય્યો !

રાધેશ્યામ શર્મા

### હું પ્રેમ કરું છું

મેં તો ખિડકીથી
શેરીને, ચોરસ્તા, ટોળાને
સાદ કરી બોલાવ્યા
અલબલિયા ગલગલિયા અય્યય્યો હુ પ્રેમ કરું છું
માલણને, દરજણને, ધોબણને શરમાવી
હાય હાય હાટની વચાળ હાથ ઝાલીને
માગ્યુ કે
મેદી ને ઝાંઝર ને કાજળ લઇ આવો
મારી દિલબરના ઝુલ્ફાં સજાવવા

હુ પ્રેમ કરુ છુ

આગિયા ટાંકેલુ ઝીણુ અંધારુ ઓઢી
રાત ચાદને ચડાવે ચકરાવે
હારછૂટ્યા મોતી પરોવવાને ઓસવાર
ઠેરઠેર સૂરજને છાપરે ઉતારે
હીરાથી મોંઘાદાટ ચળકમ્હેક પરસેવા ગુલગુલગુલ ગાલે
ને બુલબુલ થઇ બોલાવે હોઠ
ઠોઠ હુ તો સમજ્યો નઇ કાંઇ ને બજારની સમોર
એને બાવડેથી તાણીને ચૂમી
ને પોઠછૂટી બોરીથી વેરાતી ખાડ જેમ વણરોકી
આ જીભ મારી દયા રે દયા
અડબડિયુ ગડબડિયુ બોલી

હુ પ્રેમ કરુ છુ

જાણુ નઇ પ્રેમ
અને જાણુ નંઇ કેમ હવે વીતશે સવાર-સાંજ રાત
ચિઠ્ઠી લખું તો શાહી લેખણથી લસરીને ધોળા પર રેલીદે સાત
હવે કોને જઇ પૂછુ કે શુ કરવાનું હોય ?
છાનું બારીએ બેસી વાટ જોવી ?
કે ચકરાવા લેવા ચકોરીના માળાની ચાર કોર ?
છાજલીની હેઠ ગીત ગાવાં ?

હુ પ્રેમ કરું છું

કે પહેરણ ફાડીને ધૂળ અંગ અંગ ચોળી
લઇ હાથમા અબીલ ને ગુલાલ
ગામ છોડીને ભરદરિયે
આઇ શપથ દેખ્યા છે રૂના પહાડ
જેમ બરફ તરે ઓગળે ને થીજે
તે સગેમરમરી મારી મહેબૂબા
અલ્લા રે અલ્લા એને લાલલાલલાલ કરી
હેલેલૂઈઆ હેલેલૂઈઆ ડૂબુ ?          હુ પ્રેમ કરુ છું

દિલીપ ઝવેરી          (સમીપે ૫, પૃ. ૯ ૧૦)

પ્રેમમા 'હુ' નો નહિ, 'તું' નો મહિમા હોય. જ્યારે અહીં તો નાયક વારે વારે 'હુ પ્રેમ કરુ છું નો ઢંઢેરો પીટે છે પરંતુ પૂરા પાચ સોપાન-સ્તબક પરથી પસાર થતાં પ્રતીત થાય કે આ 'હુ' તો દિલબર ચકોરી' અર્થાત્ 'તું' ના ચકરાવે ચઢી બરફની જેમ ઓગળી થીજી પડયો છે પ્રેમ પ્રવાહમા. અહમ્ 'ફ્રીઝડ' થયો પણ ચેતના જ્યોત તો થીરકતી ફરકતી જ રહે છે વિરલ પ્રેમગીતમા. અંતિમ પદગુચ્છમા સાચુકલું મજનૂ રૂપ છતુ થયુ તે આવુ, 'કે પહેરણ ફાડીને ધૂળ અંગ અંગ ચોળી / લઇ હાથમા અબીલ ને ગુલાલ' લઇ નાયક પ્રવર્તે છે

કાવ્ય પ્રેમનું, સમજી સમજીને પઢવા કરતાં નાયકની વિવિધ વિ-ચિત્ર રગીન અવસ્થાઓમા હોવા-ભોગવવાનું છે આત્મલક્ષી આલાપો પ્રલાપોમાંનું જલ્પન ભાષાની સામાન્ય અર્થચ્છાયાઓને અંડોળી વિલસ્યુ છે પ્રથમ સ્તબક પછી ત્રીજુ અને પાંચમુ એના વિલક્ષણ નાદવૈવિધ્યથી ધ્યાનાર્હ બન્યું છે 'અલબલિયાં ગલગલિયાં અય્યય્યો હું પ્રેમ કરું છું', અડબડિયુ ગડબડિયું બોલી હું પ્રેમ કરું છું કાવ્યાન્તે 'હેલેલૂઇઆ હેલેલૂઇઆ ડૂબું ? હુ પ્રેમ કરું છું'

નાયક જ્યારે આરડી 'હાય હાય હાટની વચાળ હાથ ઝાલીને માંગ્યું કે', વળી ત્રીજા સ્તબકમાં એને બાવડેથી તાણીને ચૂમી' ઊંચે સાદે ગાય છે ત્યારે બજાર વચાળ માલણ, દરજણ, ધોબણ અને શેરીના ટોળાંના સમાજમાન્ય પ્રતિભાવોની સ્પૃહાની એસીતેસી કરે છે ઊલટાનું આ સૌ પાસે

મેંદી-ઝાંઝર-કાજળ મગાવે છે ને વિચારતો પણ નથી કે દિલબરનાં ઝુલ્ફાંને-મેંદી સિવાય-ઝાંઝર-કાજળ સજાવવા કામ નથી આવવાનાં ! છેલ્લે 'લઇ હાથમાં અબીલ ને ગુલાલ' પ્રિયતમાને ત્રણ વાર લાલ-લાલ-લાલ કરવા નાયક નીકળવા ચાહે છે ત્યાં ૧૫૬૪માં જન્મેલો કવિ ક્રિસ્ટોફર માર્લો ભાવકને ક્વોટ કરવા ઉશ્કેરે છે :

'Come Live With me and be my love
And We Will all the pleasures prove.....
....And I Will make the beds of roses
And a thousand fragrant posies.'

(The passionate shepherd to his Love)

દિલીપ ઝવેરીનો 'હીર' હીરો (રાંઝા માટે ?) અબીલ-ગુલાલ વાંછે છે, માર્લોનો નાયક ગુલાબોની શય્યાનો શૃંગાર રચે છે !

ત્રીજો પદગુચ્છ-રોમાન્ટિક કલ્પના ગગનવર્તી વિસ્તરીને 'સૂરજને છાપરે ઉતારે' છે, અને સર્જક એની પ્રિયતમાના જાજરમાન ક્લોઝ-અપમાં નાયકનો સૂક્ષ્મ વૈભવ પ્રદર્શિત કરે છે : 'હીરાથી મોંઘાદાટ ચળકમ્હેંક પરસેવા ગુલગુલગુલ ગાલે'....

રાત્રિને મહાશકિત સિધ્ધ કરતી અભિવ્યકિત અન્ધકારનું અભિનવ રૂપ ચમકાવી શકી :

**આગિયા ટાંકેલું ઝીણું અંધારું ઓઢી**
**ચત ચાંદને ચડાવે ચકચાવે**

પાગલ પ્રેમી પોતાને 'ઠોઠ' જાહેર કરે છે, કે'છે 'જાણું નઇ પ્રેમ.' ચોથા સ્તબકની એક કડી એના અભણપણાનો આલેખ આપે છે : 'ચિઠ્ઠી લખું તો શાહી લેખણથી લસરીને ધોળા પર રેલી દે સાત' (આ 'સાત' શબ્દનું ભાવકનું સ્વતંત્ર અર્થઘટન-સપ્તરંગી ઇન્દ્રધનુ ?) ત્રીજા અને પાંચમા ગુચ્છમાં બે ઉપમા અનુપમ: 'ને પોઠ છૂટી બોરીથી વેરાતી ખાંડ જેમ વણરોકી જીભ' અને 'જેમ બરફ તરે ઓગળે ને થીજે તે સંગેમરમરી મારી મહેબૂબા.'

અવનવા સમાસ, નામ-ક્રિયાને સંલગ્ન કરી રચનાનિબધ્ધ કરવાની આ સર્જકની કાયમી ખાસિયત અહીં પણ પ્રસ્તુત છે. દા.ત. હાર-છૂટયાં, પોઠ-છૂટી, ચળકમ્હેંક-'દયા રે દયા', 'અલ્લા રે અલ્લા' જેવા હવા હળવા લહેકા રચનાના લયને ઘૂંટે છે.

અન્તે, સ્નેહસમુદ્રમાં ડૂબવાના તરંગતુકકા ભેળા 'હેલેલૂઇઆ હેલેલૂઇઆ' ધ્વનિ અંશો પ્રીતપાગલ નાયકને બેબ્લિંગ-બબડાટ વેરતા બાળકની નિર્દોષ સ્થિતિમાં પ્રકટ કરે છે. સર્જક દિલીપ ઝવેરીની કળા દષ્ટિ અહીં યથાર્થ રીતિએ તર્કમતિ-રિઝનને છાજલી ઉપર ચઢાવી ધાર્યું નિશાન તાકી શકી છે. બ્રિટીશ કવિ રોબર્ટ ગ્રેવ્ઝ પણ શાહેદી પુરાવવા હાજર છે -

Love is a Universal Migraine
A bright stain on the vision
Blotting out reason

('Collected Poems' 1961)

જોકે 'ઓસવાર' 'સમોર' જેવા પ્રયોગો સાર્થ ગૂજરાતી જોડણીકોશમાં ના જડવાથી આ ક્ષણે ભાવકની બુધ્ધિ બબડી રહી છે, બચાવો, બચાવો...

■

---

વર્ષાજળે જૂઈના ફૂલને હળવેકથી કહ્યું :
'મને તારે હૈયે નિરંતર વાસ દેજે.'
એ બોલ સાથે ફૂલ નિશ્વાસભેર ખરી પડ્યું.
The raindrop whispered to the jasmine,
'Keep me in your heart for ever.'
The jasmine sighed, 'Alas', and dropped to
the ground.

●

તણખલાં : રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી
અનુવાદ : જયંત મેઘાણી
(પ્રસાર - ૧૮૮૮ આતાભાઈ એવન્યૂ ભાવનગર - ૩૬૪૦૦૨)

# રાગ મેઘ મલ્હાર

અભિજિત વ્યાસ

વૈશાખ અને જેઠ મહિનાની ગરમી એટલે શરીરને જાણે મીણબત્તીની જેમ ઓગાળતી ! ચૈત્રમા ગુલમહોર કેવો સજ્જધજ્જને તૈયાર થયો હતો. હવે તો તેના લાલ ફુલની રતાશ પણ ઓગળી ગઈ છે ગરમાળાનાં ફૂલો પણ હવે તો કરમાઈ ગયા છે જાણે સોનાનો ભાવ કેમ ઘટી ગયો હોય ! આષાઢમા ભગવાન જગન્નાથ ફરવા નીકળે. કાલિદાસે પણ આષાઢનો મહિમા ગાયો છે મોહન રાકેશનુ નાટક આષાઢ કા એક દિન પણ યાદ આવે આષાઢનું વાતાવરણ જ કંઈક જુદું આષાઢનું આકાશ એટલે ગોરંભાયેલુ આકાશના ગર્ભમા જાણે વરસાદ સમાયો હોય તેવા વાદળનાં ગોટેગોટા. લેન્ડસ્કેપ સર્જવા ઈચ્છતા ચિત્રકારો માટે આષાઢ મહિનો અદ્ભુત છે

આષાઢી બીજ એટલે રથયાત્રાનો તહેવાર. આપણે ગુજરાતમાં તો તંત્રની કસોટી પણ આ આષાઢી બીજની જ હોય છે આ દિવસે વરસાદના અમીછાંટણા પડે તો તેને શુકન ગણવાની પરંપરા છે ભડલીના ભાખનાર તો આષાઢે વીજળી ગાજે તેના પરથી વર્ષનુ ભાવિ ભાખે. આષાઢી બીજથી ગામડાંઓના ચિત્રો પણ બદલાઈ જાય. વર્ષાઋતુનો આરંભ થયો તેમ આષાઢી બીજ જો ગાજે તો ખેડૂતો તેને શુકનવતા વર્ષનો અણસાર લેખે !

વર્ષાના દિવસોની મજા જ કંઈક ઓર છે વરસાદ પહેલા, વરસાદ દરમ્યાન અને વરસાદ પછીનાં ચિત્રોનો વૈભવ જ જુદો જુદો છે વરસાદ પહેલા આકાશ જે રીતે ગોરંભાયેલુ જોવા મળે તેને ચિત્રિત કરવાની મજા જુદી છે આમ તો આકાશમા વાદળો રોજ જુદા જુદા સ્વરૂપે જોવા મળે. પણ આષાઢ શ્રાવણનાં વાદળોનો રંગ કંઈક જુદો. ક્યારેક સાવ સફેદ રૂ જેવા, તો ક્યારેક કાળા ડીબાગ. તો ક્યારેક વળી મેઘધનુષની પડશ તાણીને ઊભા હોય. અને મેઘધનુષમા તો સાત રંગોનો સમન્વય આ બધા દશ્યો કોઈ ચિત્રકાર કે ફોટોગ્રાફરને જરૂર આકર્ષે. આ વરસાદી માહોલના કેટલાંય ચિત્રો અનેક ચિત્રકારોએ સર્જ્યાં છે ચિત્રકારોની જેમ

---

## જત જણાવાનું તને - ૪
## Would like to let you know - 4

### Twilight Togetherness

Would l ke to let you know
*please d stance yourself from your solitude*
and look at th s our lovely hazy twi ight togetherness

As soon as the letters are deciphered the mean ng has to evaporate
Let us embrace the infin te that is always there

The ex stent and the non-ex stent, the movable and the static
The beautiful and the pla n
Come on let us connect everything once aga n
in oneness in essence

The e ghty-four forests (of birth and reb rths) have come
to an end now
Let us aga n reach the land from wh ch we have been exiled

We will incarnate once aga n f and when we wish
And wander amidst this illus on
Seeking the one wandering higher up

(18 January 1978)

Rajendra Shukla
Translated by Nayana Jani

### અળગું કરી એકાંતને

જત જણાવવાનું તને, અળગું કરી એકાતને
લે નિહાળી આપણા આ રમ્ય ધૂસર ધ્વાંતને.

અક્ષરો ઉકલ્યે તરત ઊડી જવાનું અર્થને,
શેષ જે રૈ તું સદા આશ્લેષિયેં અતલાંતને.

સત અસત ને ચર અચર, સુંદર અસુંદર સર્વને,
ચાલ સાંકળિયેં ફરીથી વાસ્તવિક વેદાંતને.

અંત ચોરાસી અરણ્યોનો હવે આવી ગયો,
જ્યાંથી નિષ્કાસિત થયાં ત્યાં પામિયેં એ પ્રાંતને.

અવતરીશું આપણે ઈચ્છા થયે પાછાં પુન:
ને ભમીશુ ભ્રાંતિ મધ્યે શોધતાં ઉદ્ભ્રાંતને.

(૧૮ જાન્યુ., ૧૯૭૮)

રાજેન્દ્ર શુક્લ

ફોટોગ્રાફરો પણ આ વર્ષાઋતુના લેન્ડસ્કેપ ઝડપવાનું ચૂકે નહીં. આ ફક્ત આકાશ કે મેઘધનુષ પૂરતું મર્યાદિત નથી. અનેક પ્રકારના વરસાદી વાતાવરણના ફોટોગ્રાફ જોવા મળે છે. આપણા એક ફોટોગ્રાફરે તો 'મોનસુન ઈન ઈન્ડિયા' એવું સરસ પુસ્તક પણ પ્રગટ કર્યું છે. અને કોઈને અંગ્રેજી ફિલ્મ 'મોનસુન વેડીંગ' પણ યાદ આવે.

જેમ ચિત્રકળા કે ફોટોગ્રાફી કરતા કલાકારોને વર્ષાઋતુનાં ચિત્રો સર્જવાં ગમે તેમ સંગીતકારોને માટે પણ વર્ષાઋતુ એવી જ આકર્ષક છે. આપણે ત્યાં શાસ્ત્રીય સંગીતમાં તો વર્ષાઋતુના ખાસ રાગો રજૂ કરવાની એક વિશિષ્ટ પરંપરા જોવા સાંભળવા મળે છે. વર્ષાનાં ગીતો ગાઈને રજૂ કરવાની પણ એક જૂની પરંપરા છે. આ પરંપરામાં આપણાં અનેક પ્રચલિત ગીતોનો સમાવેશ થાય છે. શાંતિનિકેતનમાં તો અષાઢને આવકારતો વર્ષા ગીતોનો કાર્યક્રમ પણ થાય છે. આપણે ત્યાં શાસ્ત્રીય સંગીતમાં તો કેટલા બધા રાગો વર્ષાઋતુના છે. જેમ કે મેઘ, મલ્હાર, મેઘ મલ્હાર, મીયાં મલ્હાર, રામદાસી મલ્હાર, સૂર મલ્હાર, જૈત મલ્હાર, સરયુ મલ્હાર, મીરાં મલ્હાર, ગૌડ મલ્હાર વગેરે અનેકને ખાસ આ ઋતુ દરમ્યાન જ રજૂ કરવાની પરંપરા છે. સાવન, ઝુલા અને કજરી પણ વર્ષાઋતુમાં ખાસ ગવાય છે. કજરી વર્ષાઋતુનો ઉપશાસ્ત્રીય સંગીતનો લોકપ્રિય પ્રકાર છે. મોટા ભાગની કજરીની રચનાઓમાં રાધાકૃષ્ણની લીલાઓનું વર્ણન કરવામાં આવે છે. કજરીમાં વિપ્રલંભ શૃંગાર અને સંભોગ શૃંગાર બંને વર્ણવાય છે. ઠુમરીની જેમ કજરીમાં પણ શબ્દને વિવિધ રીતે સ્વરથી રમાડવામાં આવે છે. મીરઝાપુર અને બનારસમાં કજરીને સાંભળવી એ એક લહાવો છે.

આ મલ્હાર રાગની સાથે તાનસેન અને તાનારીરીની એક દંતકથા પણ જોડાયેલી સાંભળવા મળે છે. તાનસેને જ્યારે દરબારમાં બાદશાહના આગ્રહને માન આપીને દીપક રાગ પ્રસ્તુત કરેલો ત્યારે તેના શરીરમાં ઉત્પન્ન થયેલ અગનને ઠારવા માટે મલ્હાર રાગ ગાવો જરૂરી હતો. અને તે દ્વારા જ તેને શાંતિ મળે તેમ હતી. પણ દરબારમાં એવું કોઈ ન હતું જે મલ્હાર રાગ ગાઈને રજૂ કરી શકે. ત્યારે તાના રીરી નામની બે બહેનોએ આ મલ્હાર રાગને ગાઈને તાનસેનને શાતા આપી હતી તેવી વાર્તા જગજાહેર છે. રાગ મલ્હારને રજૂ કરવાથી વરસાદ વરસે તેવી એક માન્યતા છે. સંગીતનાં શાસ્ત્રોમાં પણ આ મતલબની વાત થયેલી છે તેમ કેટલાક સંગીતજ્ઞોનું કહેવું છે.

આ માન્યતાની જ્યારે વાત યાદ આવે છે ત્યારે એક બીજી પણ વાત યાદ આવે છે. એક વખત પંડિત જસરાજ સાણંદમાં ખુલ્લામાં કાર્યક્રમ આપી રહ્યા હતા ત્યારે વરસાદનાં ફોરાંઓ પડવાં શરૂ થયેલાં. જસરાજજીએ આ ફોરાંઓની વાત કરતાં કાર્યક્રમ દરમ્યાન જ કહ્યું કે આ મારા સંગીતનો પ્રતાપ નહિ પણ ઈશ્વરની કૃપા છે તેમ સમજવું.

આપણી ફિલ્મોમાં તો વળી વરસાદની કંઈક ઓર જમાવટ હોય છે. તેમાં પણ અતિનાટક (મેલોડ્રામા) રજૂ કરવા ઈચ્છતા દિગ્દર્શકને માટે તો વરસાદી રજૂઆત અત્યંત મહત્ત્વની બની રહે છે. આપણી હિન્દી ફિલ્મોમાં તો વરસાદના પ્રસંગો એક પ્રકારની સેન્સુઅસનેસ દર્શાવવા બતાવાય છે. સત્યજિત રાયની ફિલ્મ 'પથેર પંચાલી'માં વરસાદની રજૂઆત અત્યંત નયનરમ્ય છે. તેમાં પણ પહેલું ફોરું જે રીતે પડે છે તે દિગ્દર્શકની આંખ જોઈ શકે છે. એ સૂઝને માટે માન ઉપજે છે. આપણા ભારતીય ફિલ્મ દિગ્દર્શકો વરસાદને જે રીતે રજૂ કરે છે તે હોલિવુડના દિગ્દર્શકો કરતાં વધુ નાટ્યાત્મક હોય છે. અને એ રીતે જોતાં બોલિવુડ બધી જ રીતે હોલિવુડથી આગળ છે.

દિગ્દર્શક ઋત્વિક ઘટકે તો તેની એક ફિલ્મનું નામ 'મેઘે ઢાક્યે તારા' રાખ્યું છે. તો એમની 'સુવર્ણરેખા' ફિલ્મમાં વરસાદના દશ્યમાં ઉસ્તાદ બહાદુરખાને (સરોદવાદક) જે રીતે મીયાં મલ્હારને પાર્શ્વસંગીતમાં મૂક્યો છે તે સમગ્ર દશ્ય તેના પરિવેશને પ્રભાવક બનાવી દે છે. ગોવિંદ નિહલાની દિગ્દર્શિત ફિલ્મ 'દૃષ્ટિ'માં પણ વરસાદી દશ્ય અને તેની પાછળનું કિશોરી આમોનકરનું કંઠ્યસંગીત અનેરું છે. આવાં તો અનેક દશ્યોને યાદ કરી શકાય છે. તેમાં પણ જ્યારે વરસાદી વાતાવરણમાં ગીતોની રજૂઆત થઈ હોય એવાં તો અનેક ગીતો યાદ આવે. ફિલ્મ 'ગુરુ'નું 'બરસો રે મેઘા મેઘા' તો સ્વર નિયોજન અને પીકચરાઈઝેશનમાં પણ સરસ થયું છે. એવું જ 'લમ્હે'નું ગીત 'મેઘા રે મેઘા, તેરા મન તરસે રે પાની ક્યું બરસા રે'॥

editor's thought...

### Diverging from Singleness

Would like to let you know –
Uncover singleness to discover this beautiful mist of twosome

As the letters emerge, the meaning dissolves,
leaving behind for us, always, to embrace the everlasting expanse of the Infinite

Truth, Untruth, Movable, Immovable, Beauteous and Unsightly – everything,
Let's converge to connect once again with the real *Vedānta**

The end of the eighty-fourth lac** wilderness has now come,
Let's get to the kingdom from where we have been exiled

And we will be reborn whenever we desire,
to wander amidst illusion, seeking enlightenment.

(18 January, 1978)

Rajendra Shukla
Translated by Prabodh R. Joshi

* *Vedānta is an exploration of Truth and is the essential philosophy which deals with the explanation of Absolute Consciousness as our true nature. Several schools of interpretation emerged through Vedānta, the most notable are the Advaita (non-dualist) and Dvaita (dualist) schools.*

***Refers to the Hindu belief that the cycle of birth and re-birth takes place 84 lac times*

આવે. ગરજત બરસત સાવન આયો રે પણ મનમા યાદ આવે. આ પ્રકારના અનેક ગીતો આજે તો હોઠે ચડેલા છે અને તેના દશ્યો પણ યાદ આવે. આજે તો આ ગીતોને યાદ કરીએ જ

આપણી હિન્દી ફિલ્મોમા કલાઈમેક્સના દશ્યોને દર્શાવવામા વરસાદ ખૂબ ઉપયોગી અને મહત્ત્વપૂર્ણ રહ્યો છે ફિલ્મોમા કેટલીક નાટ્યાત્મકતા સર્જવા માટે વરસાદનો ઉપયોગ ઘણા વર્ષોથી થતો રહ્યો છે પ્રચલિત સિનેમાની ફોર્મ્યુલાનો એક મહત્ત્વનો ભાગ વરસાદ પણ છે આપણી હિન્દી ફિલ્મોમા તો કેટલાક પ્રકારની સેન્સ્યુઆલીટી સર્જવા માટે વરસાદનું દશ્ય સર્જવામાં આવે છે વરસતા વરસાદમા અભિનેતા અને અભિનેત્રી ગીતો ગાતા હોય કે હિરો-વિલનની ધમાસાણ ફાઈટ ચાલતી હોય આ પ્રકારના દશ્યો અત્યત કોમન છે ટીપ ટીપ બરસે પાની, પાની મેં આગ લગા દે વગેરે ગીતોમા અભિનેત્રીના દેહના વળાકોમાથી ટપકતા પાણીના ટીપા કે શરીરને ચોંટી ગયેલા ભીના આછા વસ્ત્રોથી દર્શકોની સેન્સ્યુઅસનેસને સ્પર્શવાનો સ્પષ્ટ અભિગમ રાખીને નિર્માતાઓ ટિકિટબારી તરફ જોયા કરે છે

વરસાદમા સંગીત સાભળવાનો આનંદ પણ અનેરો છે ધોમ ધખતા ઉનાળા પછી જ્યારે પહેલો વરસાદ વરસે ત્યારે માટીમાથી જે એક સુગધ આવે તે પણ અનેરી હોય છે અને તે પણ ફક્ત પ્રથમ વરસાદના સમયે જ આવે. આમ તો જેઠ મહિનાની શરૂઆતથી જ આકાશનો નઝારો બદલાવો શરૂ થાય છે પણ શહેરી વાતાવરણમા અને સૂર્યના પ્રકોપને કારણે સામાન્ય સજોગોમા આકાશ સામે જોવાનો સમય જ મળતો નથી. આમ પણ આકાશ અને માનવ વચ્ચે ઘણો મોટો અવકાશ સર્જાઈ ગયો છે ગામડા ગામમા હજી માણસ અને આકાશની વચ્ચે એક સબધ હતો. પણ શહેરી જીવનમા આવો કોઈ સબધ આકાશ અને માનવ વચ્ચે રહ્યો નથી. એવા સજોગોમા આકાશમાના વાદળાઓ જોવાની કોને ફુરસદ છે ? એટલે જેઠમા સર્જાતાં સફેદ કાળા વાદળોની નોંધ વળી કોણ રાખે ? પણ આ બધો સમય આકાશને જોવાનો અને માણવાનો છે તેમા પણ રાત્રીની મજા જ વળી કંઈક જુદી. ચૈત્ર વૈશાખના ચોખ્ખા, નગ્ન આકાશનાં દર્શન તો આ મહિનાઓમા જ થાય. પછી ધીરે ધીરે આકાશ વાદળોના આવરણો ઓઢવા શરૂ કરે તે આષાઢ-શ્રાવણમા તો તે પૂર્ણરૂપે ઢંકાઈ ગયું હોય છે ને તારાઓ તો શુ સૂર્યને પણ તેની સાથે સતાકૂકડી રમવુ પડે !

સગીતકારોને માટે આ જ દિવસોમા મલ્હારના પ્રકાર રજૂ કરવાનો એક અદ્ભુત અવસર મળે છે આમ તો હવે કોઈ ઋતુમા કોઈપણ રાગની રજૂઆત સગીતકારો કરતા હોય છે તે ઉપરાત કેસેટ અને સીડીના જમાનામા આ બધુ તમે ઈચ્છા પડે ત્યારે સાભળી શકો છો. એટલે ચોક્કસ સમયે અને ચોક્કસ ઋતુમા જ અમુક રાગો સાભળવાનુ રહેતું નથી તેમા પણ આપણી ફિલ્મોમાં તો દિગ્દર્શકને ઈચ્છા થાય ત્યારે વરસાદી વાતાવરણ જમાવવામા આવે છે પણ ખાસ વર્ષાઋતુનું સગીત નૈસર્ગિક રૂપમા સાભળવું એ પણ એક લહાવો છે વર્ષાના આગમન પૂર્વે મોરના ટહુકામાં, વાદળોના ગડગડાટ વગેરેમા અને વરસતા વરસાદમા પણ એક લય હોય છે આ લયને માણવાને માટે મન જોઈએ. જેવી રીતે કોઈ સગીતકારની રજૂઆતમા પણ એક લય હોય છે તેવો જ આ નૈસર્ગિક સગીતમા પણ લય હોય છે ઉસ્તાદ અમજાદ-અલીખાએ વગાડેલો રાગ મીયા મલ્હાર સાભળીએ છીએ ત્યારે એ જ વર્ષાના લયનો આનંદ આવે છે

વરસાદ પડતો હોય ત્યારે કંઈ કામ ન કરતા વરસાદમા પલળવાની (હરીન્દ્ર દવેની કવિતાની જેમ ચાલ વરસાદની મોસમ છે વરસતા જઈએ ) કે તેને જોવાની મને તો ખૂબ મજા આવે આવી મજા બીજા પણ અનેક લોકો લેતા જ હશે. ઘણી વખત અચાનક જ વરસાદ વરસી પડે અને બહાર પલળવા ન નીકળી શકાય તેવા સમયે પણ કામ થભી જતું હોયછે અને નજર બારી બહાર દેખાતા વિશ્વ પર મડાઈ રહે છે અને વરસાદને કારણે વિચારોનો કંઈક ઓર પ્રવાહ વહેવા લાગે છે આ શ્રાવણ નીતર્યો સરવડે કોઈ ઝીલોજી જવી બાલમુકુન્દ દવેની પક્તિ પણ યાદ આવે કે માથે ગાજે મેઘલો, ડસડસ ડારે વીજ આષાઢે અમ આવશુ આવો આવી બીજ' જેવી મણિલાલ હ પટેલની પક્તિઓ સહજ યાદ આવી જાય. વર્ષાઋતુમા વિરહ અને શૃગારનો રસ ઝરતો હોય તેવુ લાગ્યા કરે. પુરુષ અને પ્રકૃતિના મિલન માટે જ જાણે વર્ષાઋતુ હોય તેવુ મને તો લાગ્યુ છે જેમ બહાર કંઈક વરસતુ હોય તેમ અદર પણ વરસતુ રહે વરસના બીજા દિવસો કરતા વર્ષાના દિવસો મને હમેશાં વધુ રોમેન્ટીક લાગ્યા છે ફિલ્મ મેરા નામ જોકરમા રાજકપૂરે ફિલ્મના પહેલા અને ત્રીજા ભાગમા વરસાદી દશ્યોમા જે રોમેન્ટીસીઝમ રજૂ કર્યું છે તે અદ્ભુત છે મોહે અંગ લગ જા બાલમા ગીત આ સદર્ભમાં ખાસ યાદ આવે.

મનમા ગણગણાવવા તથા આમ પણ સાભળવા ગમે તેવા કેટલાક ગીતો યાદ કરુ બોલે રે પપીહરા, પપીહરા, નિત ઘન બરસે, મીન પ્યાસા, નિત મન તરસે (ફિલ્મ ગુડ્ડી) ગરજત બરસત સાવન આયો રે (ફિલ્મ બરસાત કી રાત) કહા સે આયે બદરા હો (ફિલ્મ ચશ્મેબદદુર) ડર લાગે, ગરજે બરસીયા "જાઓ રે જોગી તુમ જાઓ રે યે હૈ પ્રેમ કી નગરી (ફિલ્મ આમ્રપાલી, આ ગીતમાં આમ તો વર્ષાની વાત નથી પણ આ ગીત રાગ મલ્હારમા ખૂબ સરસ સ્વરબદ્ધ થયુ હોઈ અહીં તેનો ઉલ્લેખ કરુ છુ) મેઘા છાયે આધી રાત (ફિલ્મ શર્મીલી, આ ગીત અલબત્ત રાગ પટદીપમાં સર્જાયુ છે) વગેરે અનેકને યાદ કરી શકાય.

આજે આ લખું છું ત્યારે છેલ્લા ત્રણ-ચાર દિવસથી વરસાદ અવિરત વરસી રહ્યો છે એક સમયે આ રીતે સતત વરસાદ વરસી રહ્યો હોય તે સમયને હેલી કહેવામા આવતી. હવે તો આવા શબ્દ પણ ચલણમા નથી. અત્યારે પણ હેલી જેવુ વાતાવરણ છે અને રૂમમા પણ હવે વાતાવરણ ભીનું ભીનું થઈ ગયુ છે ભેજ એટલો બધો દીવાલો વાટે ફેલાયો છે કે મારાં પ્રિય પુસ્તકો બગડે નહીં તેની ચિંતા પણ મનમા કોઈક ખૂણે થઈ રહી છે

■

નિર્મિશ ઠાકર

## ૬ : ૨ : શાસ્ત્રીય સંગીતકારો અને એમના ગુણ-દોષ

(ગતાંકથી ચાલુ)

હવે, મને જેમાં ખાસ રસ છે તે શાસ્ત્રીય સંગીતકારોના અવગુણો વિશે લખવા હું પ્રવૃત્ત થાઉં છું. (કાંઈ ન કરવા કરતાં કાંઈક કરવું સારું. ગુણો ન ગ્રહી શકાય તો અવગુણોને ગ્રહીને પણ તમે શાસ્ત્રીય સંગીતમાં યથાશક્તિ પ્રદાન તો કરી જ શકશો, માટે હકારાત્મક અભિગમ રાખજો.)... તો શાસ્ત્રોક્ત અવગુણો આ પ્રમાણે છે...

(૧) બેસૂરું ગાવું (અથવા વગાડવું) એ અવગુણ છે. આ મુખ્ય અવગુણ હોઈ, એના પર વિશેષ ધ્યાન આપશો. (જો કે આવું કહેવું યોગ્ય નથી, કારણ કે તમે ગાતા હો ત્યારે એના પર જ વિશેષ ધ્યાન આપતા હોવ છો, એ કોણ નથી જાણતું ?) શાસ્ત્રકારોને ગળે ન ઊતરે એવી વાત પણ હું લખવા માગું છું. જેને તેઓ 'બેસૂરાપણું' કહે છે, તે પણ કષ્ટસાધ્ય છે, એમ હું માનું છું. એક કુશળ શાસ્ત્રીય ગાયક કોઈ કારણસર બેસૂરા થઈ ગયા કે તરત હું એ બાબત પકડી શકેલો. (ઘણા લોકો મને કહે છે કે તમે સારી વસ્તુ ક્યારે પકડી શકશો ?) મેં તરત જ એને માટે 'વન્સમોર' આપ્યો, તો એ મને માત્ર ખૂન્નસથી જોઈ શકેલા, પણ પોતાના બેસૂરાપણાને એ ફરીથી રજૂ કરવામાં નિષ્ફળ ગયેલા. મને તો પહેલી વાર ખબર પડેલી કે પોતાના બેસૂરાપણાની પણ સંપૂર્ણ નકલ કરવી શક્ય નથી. તમે પંડિત જસરાજ જેવા દિગ્ગજ ગાયકને બેસૂરું ગાવા કહેશો, તો એ એવું નહીં ગાઈ શકે, હું તમને સ્ટેમ્પ પેપર પર એ લખી આપવા તૈયાર છું. દુનિયાની કોઈ બાબત નિરર્થક નથી, એટલો સંદેશ આપવા ઘાયલ સાહેબ જેવા સમર્થ ગઝલકારે પણ આ શે'ર લખ્યો છે...

**તને પીતાં નથી આવડતું હે મૂર્ખ મન મારા**
**પદાર્થ એવો કયો છે કે જે શરાબ નથી !**

બેસૂરાપણું કષ્ટસાધ્ય હોય છે એમ મેં અવશ્ય કહ્યું છે, પણ એ ગુણ છે એમ હું કહેતો નથી, કારણ કે મને શાસ્ત્રોમાં વિશ્વાસ છે. પોતાના બેસૂરાપણાની નકલ કરવામાં તમને ઘણું કષ્ટ પડશે, છતાં તમે એમાં સફળ નહીં થાવ. એની સરખામણીએ સૂરમાં ગાવું ઓછું અઘરું છે અને એ ગુણ પણ છે, માટે હું એનું જ સમર્થન કરીશ.

(૨) સંદંષ્ટ, મતલબ કે દાંત ભીંસીને ગાવું - એ શાસ્ત્રની દષ્ટિએ દોષ છે. હું પણ માનું છું કે કાર્યક્રમના આયોજકો ઓછો પુરસ્કાર આપે, એમાં શ્રોતાઓનો કોઈ વાંક નથી હોતો, માટે કલાકારે એ રીતે ન ગાવું. ગાયન દ્વારા જ ગુસ્સો પ્રગટ કરવો જરૂરી નથી, એ માટે બીજા વિકલ્પો પણ છે, માટે કલાકારે દાંત ભીંસીને ન ગાવું. મોઢું વાંકું કરી મુદ્રાદોષ પણ પ્રગટ ન કરવો.

(૩) નાકમાંથી ગાવું ઠીક નથી. સ્વરપેટીમાં જન્મ લેતા સ્વરો મુખ દ્વારા પ્રગટ થાય એ જ સર્વથા યોગ્ય છે. આડા રસ્તા ઠીક નથી. મને બીડી પીનારાઓ નાકમાંથી ધૂમાડા કાઢે, એય ગમતું નથી. એમ તો સિલિંગફેન અને એક્ઝોસ્ટફેન - બંને પંખા જ છે, પણ એ એકબીજાના વિકલ્પ ન બની શકે. તમે ભરઉનાળે બફાતા હો, ત્યારે હું એક્ઝોસ્ટફેન હેઠે બેસાડું, તો તમે બેસશો ? બંને પંખા હવા ફેંકે છે, પણ માર્ગ જૂદા છે ને ! નાકના માર્ગે સ્વરો ન જવા જોઈએ, મુખમાર્ગ જ ઠીક છે, એ હવે તો તમે સમજી શકશો ! હા, અપવાદરૂપ સંજોગોમાં નાકથી ગાવું ક્ષમ્ય છે. કોઈ બળજબરીથી તમારું મોઢું દબાવી દે, છતાં તમે સંગીત પ્રત્યેના અનન્ય પ્રેમને કારણે ગાયન અટકાવવા ન માગતા હો અને નાક દ્વારા ગાયન ચાલુ રાખો તો એ ક્ષમ્ય ગણાય, એમ મને લાગે છે. અલબત્ત, આ અપવાદરૂપ વૈકલ્પિક વ્યવસ્થાને શાસ્ત્રીય આધાર નથી સાંપડ્યો, એ સ્પષ્ટ કરવાની મારી ફરજ છે. ટૂંકમાં, શક્ય હોય ત્યાં સુધી મુખ દ્વારા જ ગાવું. નાક તો શ્વાસ લેવા માટે હોય છે, જેની સંગીતમાં પણ આવશ્યકતા છે જ. શ્વાસ અંદર લેવો અને સૂર બહાર ફેંકવા, એ બંને કાર્યો કેટલાક ગાયકો એક સાથે, નાક દ્વારા કઈ રીતે કરે છે એનું મને તો આશ્ચર્ય છે ! આ કષ્ટસાધ્ય બાબત પણ આવકાર્ય નથી.

(૪) ઉદ્ઘૃષ્ટ એટલે કે ચીસો પાડીને ગાવું. કોઈ ખાનગી વાતને લાઉડસ્પીકર દ્વારા રજૂ કરો અને છતાંયે એને ખાનગી રાખવા માગો, એવી આ વાત છે. જ્યાં નજાકતથી ગાવાનું હોય ત્યાં તમે બુલંદીથી ગાવ, તો એક હાસ્યકાર તરીકે હું તમને અવશ્ય આવકારું (બાબત હાસ્યપ્રેરક ગણાય એટલે) પણ સુજ્ઞ શ્રોતાઓ એ ન જ આવકારે.

(૫) ધ્રૂજતા અવાજમાં ગાવું. આ પ્રકારનું ગાઈને ફિલ્મ સંગીતમાં તમે તલત મહેમૂદનું સ્થાન પણ કદાચ લઈ શકો,

પણ શાસ્ત્રીય સગીતમા એ ન ચાલે. શ્રોતાઓનો ડર લાગતો હોય તો આખો મીંચીને અને શિયાળામા ગળું ઘૂટાઈ ન જાય એ પ્રમાણે મફલર વીટાળી, સ્વેટર પહેરીને ગાવુ એ છતાં શરીર ધ્રૂજે તો ચાલે, પણ એ ધ્રૂજારી સ્વરોમા ન પ્રવેશે એટલી કાળજી લેવી કપિત અવાજ શાસ્ત્રીય સગીતમા દોષપૂર્ણ મનાયો છે

(૬) મોઢુ ફાડીને ગાવુ એ પણ અવગુણ છે એને કારણે શ્રોતાઓ સાભળવાને બદલે મોઢુ ફાડીને આપણને જોયા કરે, એ યોગ્ય ન ગણાય ગાવા માટે મોઢુ ખોલવુ પડે, એ તો હુ સમજી શકું છું, પણ ખોલવામા અને ફાડવામા લાખ ગાડાનો ફેર છે કદાચ તમે નાભિ-સૂર પ્રગટ કરી રહ્યા હોવ, તો પણ એના ઉદ્દ્ગમ સ્થાન સુધી જતો આતરિક માર્ગ શ્રોતાઓ જોઈ શકે, એટલુ મોં ફાડવુ ઉચિત નથી ગાતી વેળા મો ફાડી માતેલો ગરજે' જેવુ ન લાગવુ જોઈએ.

(૭) તાલભ્રષ્ટતા ઉર્ફે તાલ ભગ કરીને ગાયન/વાદન કરવુ. 'તાલભ્રષ્ટતા નું ગૌરવ થઈ આવે એવુ ઉદાહરણ પણ તમને આપી શકું આપણે ત્યાં ભક્તિમાં ઘોંઘાટનું તત્ત્વ ઓછુ ન થઈ જાય એટલા ખાતર તબૂરા, ઢોલક, કાસીજોડા, શખ વગેરે વગાડવામા આવે છે ક્યારેક તો ગાનારો ભજન ગાય છે કે ફક્ત હોઠ ફફડાવે છે એનીયે ખબર પડતી નથી ! પણ અહીં તાલ કે સૂરનુ મહત્ત્વ છે જ નહી, શ્રધ્ધાના બળ પર શુ ન થઈ શકે ? દિશા મહત્ત્વની નથી, શ્રધ્ધાના બળે મઝિલ પર પહોંચી શકાય છે, એમ તો ગની દહીંવાળાએ પણ કહ્યુ છે

શ્રધ્ધા જ મારી લઈ ગઈ મંઝિલ ઉપર મને
રસ્તો ભૂલી ગયો, તો દિશાઓ ફરી ગઈ

ગાડુ ખેંચતો બળદ એનું માથુ ડાબે જમણે હલાવતો તમે તો જોયો જ હશે. ભજનનુ ગાડુ ખેંચાય છે ત્યારે ભક્તો સૂર-તાલના મોહને છોડી, બિલકુલ એ રીતે જ ડોકા ધૂણાવતા હોય છે સગીત દ્વારા જ સગીતને તડીપાર કરી શ્રધ્ધાનાં ઊચા શિખરો સર થતા જોઈ ઈશ્વરને પણ કદાચ ગૌરવ થતું હશે ! કારણ કે ભજનના અનિવાર્ય અગરૂપે થતી 'તાલભ્રષ્ટતા' જોઈ ઈશ્વરે કદી કોઈ ભક્તને શાપ આપ્યો નથી. છતા, તાલભ્રષ્ટતા એ અવગુણ છે એમ સગીતશાસ્ત્રમા લખ્યુ છે, એટલે હું પણ શ્રધ્ધાપૂર્વક એને સ્વીકારુ છુ તાલની બહાર જઈ શકાય, એટલા ખાતર તાલ બનાવાયા છે - એમ આપણાથી ન જ મનાય.

(૮) કાગડા જેવો અવાજ હોવો એ દોષ છે હા, કાગડાઓ માટે એ દોષ નથી જ, પણ 'હુ માનવી માનવ થાઉ તો ઘણું' એમ સુન્દરમે ખરેખર તો સગીત નિમિત્તે લખેલુ, તે ઘણાંને ખબર નથી ! આપણે માણસની જેમ ગાઈશુ તો જ માણસ કહેવાઈશુ, એવો વ્યગ્યાર્થ તમે એ પક્તિમાંથી હવે તો પકડી શકશો.

(૯) માથુ ઊચુ રાખીને ગાનારો 'કરભ' કહેવાય છે, પણ એને ગૌરવની રીતે ન લેવુ 'હું સ્વમાની છુ' એવુ માનવામા વાધો નથી, પણ સગીત દ્વારા એને સિદ્ધ કરવુ જરૂરી નથી, કારણ કે સગીતનું એ લક્ષ્ય નથી. સર કટા સકતે હૈ લેકિન સર ઝૂકા સકતે નહીં એ પક્તિને પણ તમારે જો શાસ્ત્રીય ગાયન દ્વારા રજૂ કરવી હોય, તો સહજ મુદ્રા જાળવીને ગાજો માથુ ઊચુ ના કરતા ! (સગીતના પ્રખર જ્ઞાતઓ તમારુ માથુ વાઢવા દોડે એ પ્રકારની ઉશ્કેરણી ઠીક નથી.)

(૧૦) ગાયન/વાદનને શ્રધ્ધાના અભાવ સાથે રજૂ કરી, પોતાના સામર્થ્ય અગે પણ શકાનો ભાવ રાખવો. શ્રધ્ધાના ગુણગાન તો મેં અગાઉ પણ ગાયા જ છે વાત રહી શકાની જાસૂસોનો તો ધધો જ શકા કરવાનો છે, છતાં એ પોતાના પર ક્યારેય શંકા કરતા નથી, માટે જ એ વ્યવસાયનુ અસ્તિત્વ હજી સુધી છે સગીતમાયે બીજા પર શકા કરવાની છૂટ છે પણ પોતાના પર કદી શંકા ન કરવી.

(૧૧) રસ વિનાનુ ગાવુ અને ઉપકારક ન બને એ રીતે રાગોનું મિશ્રણ કરવુ. સાસરે ગયા હો અને સાસુજીએ પીરસેલ કારેલાનું શાક ના છૂટકે ખાતા હો, એ રીતે સગીત રજૂ કરવુ, એ અવગુણ છે કેટલાક સજ્જનો તો વધેલો કસાર દાળ ભાતમા ભેળવી ખાઈ નાખે છે વિરુદ્ધ સ્વભાવની વાનગીઓનું મિશ્રણ આવકાર્ય નથી. એક રાગમા બીજા રાગની છાયા પ્રગટ કરો ત્યારે એ દૂધમા પાણી ભળે, એટલુ સહજ લાગવુ જોઈએ.

સગીત દ્વારા તમારે શુ પ્રગટ કરવુ, એ તમે જાણો. હુ તો એટલુ જ કહીશ કે તમે શુ પ્રગટ કરી રહ્યા છો, એની કમ સે કમ તમને તો ખબર હોવી જ જોઈએ. કોઈ શ્રોતા તમારે માટે એમ કહે કે 'હે ઈશ્વર, તુ આને માફ કરજે ! એ શુ કરી રહ્યો છે, એનુ એને ભાન નથી ' તો મને એ નહીં ગમે.

જવાબદારીમાથી છટકી જવું, એ હાસ્યકારનો ધર્મ છે જવાબદારી છે ! પણ શાસ્ત્રીય સંગીતમા તમારી કેરિયર એ રીતે નહીં બને, માટે મને ભૂલી જજો અને સગીતમા જે કાઈ કરો તે જવાબદારીપૂર્વક કરજો. આ લેખ મેં મારા માટે નહીં, તમારા માટે લખ્યો છે એટલુ ય યાદ રાખજો !

■

# કાવ્યાનુવાદ

## તારો - મારો પ્રેમ

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષા વ્યાસ

હાથમાં હાથ અને નજરમાં નજરનું પરોવાવું -
આમ આરંભાય છે આપણાં હૈયાનો આલેખ.

માર્ચની ચાંદની રાત છે. મહેંદીની મધુર સૌરભ વાતાવરણમાં વ્યાપી છે.

મારી વાંસળી ઉપક્ષિત અવસ્થામાં ભોંય પર પડી છે
અને તારો પુષ્પહાર ગૂંથાયો નથી.

ગીત સમો સરલ છે આ તારો - મારો પ્રેમ.

તારો કેસરિયો ઘૂંઘટ મારી આંખોમાં કેફ ભરે છે.

તેં મારા માટે ગૂંથેલો જૂઈનો હાર હૃદયને સ્તુતિની પેઠે રોમાંચિત કરે છે.

આ એક ક્રીડા છે આપવાની અને અટકી જવાની,
પ્રગટ કરવાની અને ફરી કશુંક છુપાવવાની;

આછું સ્મિત, આછી લજ્જા અને વ્યર્થ પણ સુમધુર આછો તરફડાટ.

ગીત સમો સરલ છે આ તારો - મારો પ્રેમ.

વર્તમાનની પેલે પાર કોઈ રહસ્ય નથી; અશક્ય માટેની કોઈ ખેંચાતાણ નથી;

આકર્ષણની પછીતે કોઈ કાળી છાયા નથી;
ઊંડા અંધારામાં ક્યાંય હવાતિયાં મારવાનાં નથી.

ગીત સમો સરલ છે આ તારો - મારો પ્રેમ.

ચિર શાંતિમાં વિલીન થઈ જતા શબ્દો છોડી આપણે અવળે માર્ગે જતાં નથી;

અશક્ય આકાંક્ષાઓ માટે આપણા હાથ વ્યર્થ ઊંચા કરતા નથી.

આપણે જે આપીએ છીએ અને પામીએ છીએ તે પૂરતું છે.

આપણે આપણા આનંદને એટલી હદે કચડ્યો નથી
જેથી તેને નિચોવતાં પીડાનો આસવ ઝમે.

ગીત સમો સરલ છે આ તારો - મારો પ્રેમ.

("The Gardener" – કૃતિ ૧૬)

## પ્રથમ વર્ષાની ઝરમર

એન. ગોપી
અનુવાદ : રમણીક સોમેશ્વર

રોક-ટોક વિના ધગધગતા સૂરજને
પકડી, ધોઈ, નાખીએ સૂકવવા
ત્યારે વરસે છે ઝરમર વરસાદ.
એક અઠવાડિયાથી છેતર્યાં કરતાં વાદળ
લાગ્યાં છે હવે પીગળવા
ભીનાં થઈને સવારનાં કિરણો
વરસવા લાગ્યાં છે ધારાઓમાં.
આંગણાનો છોડ
ઊડવા મથે છે પાંખો ફેલાવીને.
ફૂંકાતા વાયરાનો સ્પર્શ
કરે છે મલમનો લેપ ગરમીના જખ્મો પર.
ભૂગર્ભના અગ્નિ પ્રવાહો
બોલે છે લહેરાતા ઘાસની ભાષા
સૂર્ય જ છે જીવનદાતા
સૂર્ય જ પ્રાણોનો હરનાર
આ તડકો છે
ખેતરોમાં મજૂરોના પ્રાણ હરનારો
તડકાને તરીને
પહોંચી શકે નહીં જે કિનારે
તે ઢળી પડે છે બેહોશ થઈને.
દુઃખની આ સફર
ગુસ્સો અને ધૂંધવાટ
તડકો અને તાપ
વિખેરાઈ જાય છે બધું જ
વાદળના એક જ ઝપાટે.
મનુષ્ય અને પ્રકૃતિનો નથી જેને ભેદ
એવા ઋતુના આ ઉન્માદમાં
વિકસીત પ્રેમની જલધારામાં
ભીંજાવા દો મને થોડીવાર
ના, નહીં જોઈએ છત્રી !

(મૂળ તેલુગુના હિન્દી અનુવાદ પરથી)

## કો'ક દિવસ તો

●

રણજિત પટેલ 'અનામી'

કો'ક દિવસ તો આ વાદળ પણ હઠી જવાના !
સુખના હો કે દુઃખના, આખિર મુક્ત થવાના
કો'ક દિવસ તો.

વર્ષા કાળે વાદળ ગર્જે, દામિની દમકે,
એના યોગે આભલુ જાણે સળગે !
નિર્લેપ ગગનને કશુંય ન લાગે વળગે !
ઉપાધિના આવા સૌ ભેદો,
કાળ પ્રવાહે વ્હેંવાના. કો'ક દિવસ

શિશિરકાળે જીર્ણ પર્ણ ખરવાનાં !
વસન્તકાળે નવલા રૂપ ધરવાનાં,
કાળ દેવતા કામણ કૈં કરવાના !
પરિવર્તિત સંસારની લીલા !
પાકટ તો પળવાના. કો'ક દિવસ.

વ્હેતા સાથે પતિત થૈ વ્હેવાનું ?
પ્રતીપવેગે સ્હામે પૂર તરવાનુ,
કૃતકાર્ય થૈ સ્વેચ્છાથી મરવાનું.
કાળકેડીએ નિર્ભયતાનાં..
ગાન નિરંતર ગાવાના. કો'ક દિવસ.

સુખનાં હો કે દુઃખના.
આખિર મુક્ત થવાના
કો'ક દિવસ તો
આ વાદળ પણ હઠી જવાના
કો'ક દિવસ.

## હાઈકુ

●

ધનસુખલાલ પારેખ

વર્ષાની હેલી.
વનરાઇ ગજવે
મોર ટહુકો.

●

નભે ઝૂલતા
વાદળ, ખેતરમાં
ચાડિયો ખુશ.

●

હરીશ દોશી

ભીના થૈ એક
પળ, નીતરવાનું
જીવનભર ?

●

સાથે જો ચાલ્યા
ડગલા ચાર,પથ
ઊઘડે આખો

●

કેલેન્ડરનું
ફાટે પાનું, કેટલુ
લઇ સંગાથે !

## આ કેડી પ્રેમગીતોની

●

યશવંત ત્રિવેદી

જોઇ છે આ વરસાદની ઝીણી ધાર સમી એકલતા કદી ?
ફૂલ પે લોહીના ડાઘ વિનાની જોઇ છે એકકે ય સદી ?

કેટલા બધા રસ્તા દોડયા આજ દી' લગી - કયાંય પોંચ્યા છે ?
કેટલાં બધા ઝરણા દોડયાં, સપનાં દોડયા - કયાંય ગોત્યા છે ?

આ રસ્તા દોડે નગરો લગી, જલના મારગ બંદરો લગી
પખી રસ્તા જાય આકાશે - કન્યાઓનાં નેણમાં રૂહે તગતગી

આ રસ્તાઓ તો ફરીફરીને ફરતા પાછા પૃથિવી કેરી વેદના ભણી !
પણ આ કેડી પ્રેમગીતોની મધમાખી શી જાય છે રે ગણગણી !

## આ વાદળો વરસ્યા કરે છે પંખીવર્ષો પર... !

○

### યશવંત ત્રિવેદી

તેં કેટલાં બધાં વાદળો સોગાદમાં આપી દીધાં છે મારા મેઘમન્દ્ર શબ્દને ?!
વર્ષાનાં ઝરણામાં કેટલા બધા છન્દોથી તેં પુષ્પની ઝંખનાને ઝંકૃત કરી છે ?!

વેલ્લી પરોઢે ઊઠીને જોઉં છું તો ઘનશ્યામ વાદળાંઓ વિલાના પોર્ટિકોમાં,
વૃક્ષોની સ્વપ્નધૂસર ડાળીઓ પર, પુષ્પો અને પર્ણોના મૌનમુખર સંવાદોમાં,
બારણા પાસે રણકતા બેલચાઇમ્સ ઉપર બેઠેલા પતંગિયાની પાંખો પર...
જ્યાં પરમાત્માએ હસ્તાક્ષર કર્યા છે એની રહસ્યલિપિથી,
હમણાંજ પૃથ્વીનાં પ્રેમગીતો જેમ ફૂટી નીકળેલાં તૃણોની જાજમ ઉપર,
પારિજાત જેમ હીંચતા પર્લ-ગ્રે પ્રકાશના ઝીણા ઝીણા છોડ ઉપર,
બાળકોએ વેલ્લી પરોઢે કરેલી પ્રાર્થનાની પંક્તિઓ ઉપર,
પ્રેમ, વિશ્વાસ અને વિસ્મયથી બીડેલી હથેળીઓ ઉપર...

મારાં કાવ્યો અને નવલકથામાં હજીય અન-અભિવ્યક્ત–
વર્ષાની છાંટથી ભીંજાતા વક્ષ:સ્થલ પર પ્રેમગીત લખતા આષાઢના પ્રથમ દિવસ ઉપર,
બેડરૂમમાં નિદ્રાધીન ગૌર ચહેરામાં પોતાનું પ્રતિબિંબ જોવા બારીમાં ડોકાતા ચંદ્ર ઉપર,
ક્યારેક ટીપે ટીપે ટપકે છે શાશ્વતીનાં અશ્રુજલ જેમ શતાબ્દીઓનાં પત્રાંતરાલમાં...
ક્યારેક વર્ષાધારથી માંજીને સ્વચ્છ કરે છે પ્રાચીન વેદનાના ચહેરાને...

આ વાદળાં કેવાં અનરાધાર વરસ્યા કરે છે પંખીવર્ષો પર... !
માત્ર મારી નવલકથાનું એક જ પાનું કોરું રહી ગયું છે ભીંજાયા વગર
જ્યાં તારી ક્ષમા માગવાનું ભુલાઇ ગયું છે ઉપસંહાર વખતે...

## લય-લીન !

○

### યોસેફ મેકવાન

જામ્યાં છે નભવાદળાં જલભર્યાં એકે જરા ના ચસે,
કેવો ભાર ઝળૂંબતો નગર પે જાણે હવે શું થશે ?
રેલ્યો જો વરસાદ તો સતતની હેલી જ જામી જશે,
ચોપાસે તરબોળ સૌ બની પછી ડૂબાડૂબી ત્યાં થશે !

એવામાં દિશ ચીરતા કડડતા મોટા કડાકા થયા –
વીંધાઈ ધબકાર ત્યાં હૃદયના વેગે વહેતા રહ્યા !
તૂટ્યાં બંધન જોરથી પવનના ભારે સપાટા વચે
ઝીંકાતી જલધાર વાર કરતી શી વીજરૂપે હસે !

કેવું સ્હેજ મહીં બધુંય પલટ્યું, ચિત્રો બધાં ઓગળ્યાં,
બિલ્ડીંગો સહ સ્કાયસ્ક્રેપર, ઘરો, એકાબીજાંમાં ભળ્યાં !
વેગીલા જલવ્હેણ મહીં તરતું કૈં ને કૈંક ડૂબી વહે,
દશ્યો આ બરબાદીનાં નજરને ડંખી રહે ને દહે !

- ત્યાં વ્હેણે થડ ઝાડનું સરકતું, બે પંખીડાં તે પરે
જોઉં છું... લયલીન થૈ નિજમહીં ક્રીડા કરંતાં સરે !

## વર્ષાવસાને ખેડૂતનું મન

○

### ઉશનસ્

ગયા મેઘો પાછા નિજઘર ભૂ-પે પૂર્ણ વરસી.
થતાં ખાલી, ખાલીખમ ઘટ સમા, ખેતર તણાં
ખળાંઓને ભાતે સભર કરી સ્હેજે સુવરણાં
પૂળાની ગંજીથી છીપવી પ્રથમી ગ્રીષ્મ તરસી

વળે ખેડૂ ગાડે કડબભરી સાંજે ઘરભણી
ગમાણે બંધાતી હળ-બળદ જોડી ય ખુશ છે.
પ્રસૂતા પૃથ્વીનું ઉદર ફરી થોડુંક કૃશ છે.
પરંતુ પોષાયા ઉદરસહ સંતુષ્ટ ઘરૂણી

ખળે સોડે ડૂંડે ધનખચિત દાણા દૂધભર્યા
અને સોડે આભે ઉડુકણસલાંયે દૂધભર્યા
ધરા- થાનો સોડે પયની ઝમતી સોડમભર્યા
પ્રસૂતાનાં સોડે પરિણત સ્તનો દૂધથી ઝર્યા

ઘરે તૃપ્તિ સાથે કણબી ખટિયામાં જઇ પડે...
ચૂલે અંગારા શું જરીક તગી હુકકો ગડગ...

દુષ્યન્ત પંડ્યા

## ૭ : ૧ : રાજા મહારાજ - સ્વામી બ્રહ્માનન્દ



પોતાના શિષ્યોને ઝંખતા શ્રી રામકૃષ્ણ, કાલીમંદિરનાં સ્થાપકોએ પોતાના નિવાસને માટે બંધાવેલી કોઠીની અગાશીએ ચડી, કોલકાત્તા નગર ભણી નજર નાખી, રોજ સાંજે રુદન કરતા ! 'મા, આજેય કોઈ ન આવ્યું' - એમ જ એમના મોટા ભાગના શિષ્યો ગુરુને ગોતતા આવવાના ન હતા. ભક્ત રામચંદ્રદત્ત પાસેથી એમને લાટુ મહારાજ સાંપડ્યા હતા સુરેન્દ્ર મિત્રને ત્યાં ઉત્સવ પ્રસંગે નરેન્દ્રનાથ સાંપડ્યા હતા. એ રીતે, રાખાલ પણ એમના બીજા ભક્ત મનમોહન મિત્ર મારફત સાંપડ્યા હતા. વિધિની વિચિત્રતા તો એ હતી કે, રાખાલને ઠાકુર પાસે લઈ જનાર મનમોહન પોતાના સગા બનેવીને લઈ જતા હતા !

આનંદમોહન ઘોષ પૈસાદાર જમીનદાર હતા ને શિકરાકુલીન ગામમાં રહેતા. એમનાં પત્ની કૈલાસકામિનીએ ૧૮૬૩ના જાન્યુઆરીની ૨૧ને મંગળવારે પુત્રને જન્મ આપ્યો. રાખાલને જન્મ આપી પાંચ વર્ષમાં એ કૈલાસવાસી થયાં આનંદમોહને બીજું લગ્ન કર્યું એ હેમાંગિનીદેવીની પ્રેમાળ ગોદમાં રમતાં રાખાલ મોટા થવા લાગ્યા.

ગામમાં, કદાચ, શાળા ન હતી. એટલે પુત્ર ભણી શકે એ માટે ઘોષ મહાશયે ઘરની પાસે વિદ્યાલય સ્થાપ્યું ત્યાં રાખાલને ભણવામાં હતો એટલો જ રસ રમતગમતોમાં અને કુસ્તીમાં હતો. અને, દુર્ગાપૂજા સમયે, માની આરતીની ઘંટા વાગતી હોય ત્યારે, ઝળહળતા દીપકોના તેજમાં મટકું યે માર્યા વિના એ તાકી રહેતા અને, કોણ જાણે ક્યાં, ખોવાઈ જતા. મા કાલીનાં ભજનમાં એ મગ્ન બની જતા. માનું નવું ભજન કાને પડતાં જ એ કંઠસ્થ કરી લેતા તેમજ વૈષ્ણવ વેરાગીઓને કંઠે ગવાતાં મુરલીધર કૃષ્ણનાં ભજનો સાંભળતા એ ભાનભૂલા બની જતા.

રાખાલ ૧૨ વરસના થયા ત્યારે એમનો આગળ ભણવાનો પ્રશ્ન ઊભો થયો આનંદમોહન એ કિશોરને કોલકાત્તા લાવ્યા અને પોતાનાં બીજાં પત્નીની બહેનને ત્યાં એની રહેવાની સગવડ કરી અને પાસે આવેલી ટ્રેયનિંગ એકેડેમીમાં પુત્રને બેસાડ્યા. ત્યાં પોતાનાથી માત્ર નવ દહાડા મોટા નરેન્દ્રનાથના પરિચયમાં એ આવ્યા. બંને વચ્ચે મૈત્રી બંધાઈ તે આજીવન ટકી રહી. નરેન્દ્ર રાખાલને પોતે જતા તે અખાડે કુસ્તી માટે લઈ ગયા અને બ્રાહ્મસમાજને 'અખાડે' પણ લઈ ગયા. શાળામાં એ ભલે બે-ત્રણ ધોરણ પાછળ હતા પણ, આમ એ નરેન્દ્રના ગાઢ મિત્ર બની ગયા. પુત્રની આવી અભ્યાસેતર પ્રવૃત્તિઓ પિતાને ન ગમી - પુત્રના અભ્યાસ આડે એ આવતીયે હતી - એટલે, થોડાઘણા એ ઉગ્ર પણ થઈ ગયા. અને, કોઈની સલાહ મળતાં આનંદમોહને અઢારે પહોંચેલા રાખાલનું લગ્ન કરી નાખ્યું. કન્યા હતી વિશ્વેશ્વરી, આશરે ૧૧ વર્ષની અને સિધુલિયા મહોલ્લામાં રહેતા મનમોહન મિત્રની બહેન. સંબંધે સાળા એવા મનમોહન જ રાખાલના લગ્ન-બંધનને 'તોડવા'ના નિમિત્ત બન્યા. એક દહાડો એ જ રાખાલને દક્ષિણેશ્વર લઈ ગયા.

ત્યાં ઠાકુર જાણે કે વાટ જ જોતા હતા. "રાખાલ આવ્યો તે પહેલાં મને દર્શન થયું કે માએ એક બાળકને મારે ખોળે બેસાડી દીધો ને કહ્યું કે, 'આ તારો પુત્ર છે' થથરી જઈને હું બોલ્યો . મારે, મા, વળી પુત્ર કેવો ? સસ્મિત મા બોલ્યાં : 'સાંસારિક સંબંધથી કે દૃષ્ટિથી નહીં પણ, ત્યાગી, માનસપુત્ર.' ને તરત જ આવેલા રાખાલને જોતાં હું ઓળખી ગયો કે આ જ એ પુત્ર." વળી, જે દિવસે રાખાલ પહેલી વાર ઠાકુર પાસે ગયા તે જ દિવસે શ્રી રામકૃષ્ણને ભાવદર્શન થયેલું

: ગંગાની મધ્યમાં અચાનક શતદલ કમલ પ્રગટ્યું. એ કમલ પર શાશ્વત રાખાલરાજ (ગોપબાલ) શ્રીકૃષ્ણનો હાથ પકડીને એવો જ બીજો એક ગોપબાલ ઝાંઝરના ઠમકાર કરતો નાચી રહ્યો છે અને એ નૃત્યને ઠેકે ઠેકે માધુર્યનો મહાસાગર હિલોળે ચડ્યો છે. આ દિવ્ય દર્શને બ્રાહ્યભાન ગુમાવી બેઠેલા ઠાકુર સન્મુખે રાખાલ આવી ઉભા : 'આ એ જ, આ એ જ, જગદંબાએ દેખાડેલો માનસપુત્ર, સહસ્ત્રાલ કમલ પર નર્તતો કૃષ્ણસખા !' એમને થયું.

પણ પોતાનો ઉમળકો કાબૂમાં રાખી રાખાલનું બારીકાઈથી નિરીક્ષણ કર્યા પછી એ બોલ્યા : 'સુંદર આધાર છે' અને પૂર્વપરિચિત હોય તેમ એમણે રાખાલ સાથે વાત માંડી : 'તારું નામ ?' 'રાખાલચંદ્ર ઘોષ', જવાબ મળતાં, એમનું હૈયું પોકારી ઊઠ્યું : 'અરે એ જ નામ, રાખાલ, વ્રજનો રાખાલ.' અને સ્વજનને કહેતા હોય તેમ બોલ્યા : 'પાછો આવજે, હોં.'

રાખાલના હૈયામાં પણ વીજળીનો ઝબકારો થયો અને 'મોતી પરોવાઈ' ગયું. રાખાલનું સમગ્ર વ્યક્તિત્વ આ મહાન ચુંબક તરફ આકર્ષિત થઈ ગયું. આ વ્યક્તિ આ લોકની છે શું ? 'આ મહાપુરુષ કોણ ? એમનાં નેત્રોમાંથી કેવાં તો અમી વરસતાં હતાં !' ઘેર પાછા જતાં 'પાછો આવજે હોં !' એ મધુર અવાજ એના કાનમાં પડઘાતો રહ્યો. એ આજ્ઞા હતી ? વત્સલ દોરનું બંધન હતું ?

અને એ દોરે થોડા દહાડા પછી રાખાલને દક્ષિણેશ્વર ખેંચ્યા. શાળા પૂરી થતાં તરત જ એ દક્ષિણેશ્વર ગયા. એકલા જ ઠાકુરને ઓરડે પ્રવેશતાં જ એમને લાગ્યું કે ઠાકુર ચાતકની માફક પોતાની રાહ જોઈ રહ્યા છે. 'તને અહીં આવતાં આટલો લાંબો સમય કેમ થયો ?' માની જેમ ઠાકુરે મીઠો ઠપકો આપ્યો. ઉત્તર આપવાને અસમર્થ રાખાલ શ્રી રામકૃષ્ણ સામે તાકી રહ્યા અને ગુરુની દૃષ્ટિ પણ રાખાલ પર સ્થિર થઈ ગઈ અને બંને ભૌતિક જગતમાંથી ભાવ પ્રદેશમાં સરી પડ્યા. એ મિલન ગુરુ-શિષ્યનું હતું પણ એ મા-દીકરાનું બની ગયું. રાખાલને ઠાકુર માતૃસ્વરૂપે મળ્યા અને એ ઠાકુરને ખોળે ત્રણ-ચાર વર્ષના બાળક બની ગયા. 'એ દોડતો આવીને મારે ખોળે બેસી જતો, મારે ખભે ચડી જતો અને, મારાથી આઘો ખસવા રાજી જ ન હતો. હું પણ તેને લાડ કરીને માખણ-ઘી ખવરાવતો.' આ શબ્દો ઠાકુરના પોતાના હૈયાના ભાવને વ્યક્ત કરે છે.

નરેન્દ્રનાથની સાથે રાખાલે બ્રાહ્મસમાજના સભ્ય થતી વેળા છાપેલા પ્રતિજ્ઞા પત્રકમાં સહી કરી કે, હું નિરાકારમાં જ માનીશ, મૂર્તિપૂજામાં નહીં. પણ ઠાકુર પહેલી દૃષ્ટિએ જ પારખી લીધું હતું કે, 'રાખાલ સાકારના ઘરનો છે અને નરેન્દ્ર નિરાકારના.' એટલે, ઠાકુર પાસે આવતા થયા પછી રાખાલના મૂળ સંસ્કારો ભેટ કરી આવ્યા અને એ કાલીમાતાના તથા બીજાં મંદિરોમાં સહજ જતા થયા. રાખાલ પછી થોડાક જ મહિના બાદ આવનાર એમના ગાઢ મિત્ર નરેન્દ્રે રાખાલનું આ પરિવર્તન જોયું ને એ ઉકળી ઉઠ્યા. રાખાલે બ્રાહ્મસમાજના પ્રતિજ્ઞાપત્ર પર કરેલી સહીની યાદ અપાવી. એમને નરેન્દ્રે 'કપટી' કહ્યા. રાખાલ શું બોલે ? એ નરેન્દ્રને ટાળવા લાગ્યા. ઠાકુરને ખબર પડતાં એમણે કહ્યું : 'જો નરેન, રાખાલ તને જોતાં જ ડરી જાય છે. તારે એને કશું ન કહેવું. સાકારમાં એની શ્રધ્ધા જાગી છે તો એ શું કરે ? નિરાકારમાં શું બધા શ્રધ્ધા રાખી શકે ?' સાકારમાં શ્રધ્ધા માટે નરેન્દ્રનાથને આકરી કસોટીમાંથી પસાર થવું પડ્યું હતું.

ઠાકુર પાસે આવજા કરતા રાખાલનું મન સંસારથી વિમુખ બની રહ્યું હતું તો એમના પિતા પૂરા સંસારી જીવ હતા અને દીકરો પણ વ્યવહારકુશળ બને અને મોટો થતાં જમીન જાયદાદ સંભાળે એમ એ ઈચ્છતા હતા. રાખાલનો આ સાધુસંગ એમને જરાય પસંદ ન હતો. દીકરો સમજાવ્યે ન માન્યો એટલે એક દિવસે પિતાએ એને ઓરડામાં પૂરી દીધો. પણ પરાણે લદાયેલા આ વિયોગે રાખાલની દક્ષિણેશ્વર જવાની ઈચ્છાને તીવ્ર બનાવી અને, બીજી તરફ, પોતાના લાડકાને નહીં જોતાં ઠાકુર પણ જગદંબા પાસે જઈ રુદન કરતા પ્રાર્થવા લાગ્યા કે, 'મા, રાખાલ દેખાતો નથી. તેથી મારી છાતીનાં ફાડિયાં થઈ જાય છે. એને લાવી આપ, મા, જલદી, જલદી.' માએ પોતાના પુત્રની આ આરતભરી પ્રાર્થના સાંભળી. દીકરાને પોતાની સાથે બેસાડી, આનંદમોહન પોતાના દાવાના કાગળોના દરિયામાં ડૂબી ગયા. એ તકનો લાભ લઈ, ચોરપગલે બહાર સરકી, રાખાલે સીધી દક્ષિણેશ્વરની દોટ મૂકી. ઠાકુર પાસે પહોંચી એમણે ત્યાં જ અઠેદ્વારકા કર્યુ. કોર્ટના મામલામાં બાપા પણ એવા ગુંથાયેલા હતા કે સંસારની બીજી બધી બાબતોને અને રાખાલને પણ, ભૂલી ગયા. રાખાલની તપાસ કરવાનું ન હતું એમને એ માટે ન હતું મન ન હતો તેમની પાસે સમય. દાવામાં સફળતા મેળવવાની આશા ન હતી ત્યાં, કોર્ટનો ચૂકાદો આનંદમોહનની તરફેણમાં આવ્યો. એ રાજીના રેડ થઈ ગયા. આ આનંદભર્યા હૈયા સાથે પુત્રને શોધતા એ દક્ષિણેશ્વર ગયા. એમને અચાનક યાદ આવ્યું કે દીકરો રાખાલ માવિહોણો છે.

'અરે રાખાલ, જો તો જરા, તારા બાપુજી આવી રહ્યા

લાગે છે,' ઠાકુરના આ બોલે રાખાલનું ધોતિયું ઢીલુ થઈ ગયુ અને એ સંતાવાનુ સલામત સ્થળ શોધવા લાગ્યા. પણ ઠાકુરે એમને રોક્યા અને ઠાકુરની સલાહ મુજબ એમણે પિતાજીને વિનયપૂર્વક પ્રણામ કર્યા. ઠાકુરે પણ રાખાલની પ્રશસા કરી. પોતાના પુત્ર પ્રત્યેના ઠાકુરના નિર્વ્યાજ સ્નેહે, પુત્રના પ્રફુલ્લિત મુખ પરથી એને ઠાકુર પાસેથી મળતા વાત્સલ્યની કલ્પનાએ અને ત્યાના ઉલ્લાસમય વાતાવરણે આનદમોહનના ચિત્ત પર સારી અસર કરી. પુત્રને પોતાની સાથે પાછો લઈ જવાનુ માંડી વાળી એ બોલ્યા 'ભલે રહ્યો રાખાલ આપની પાસે. પણ એને વચ્ચે વચ્ચે ઘેર પણ મોકલજો.'

બીજી એકવાર દક્ષિણેશ્વર આવેલા આનદમોહનને ઠાકુરે રાખાલની આધ્યાત્મિક પ્રગતિની વાત કરી. ઘોષ મહાશયને જીતી લીધા. આનદમોહને આ વાતને પોતાના અભિગમથી જોઈ, 'અહીં ઘણા પ્રતિષ્ઠિત લોકો આવે છે ને દીકરા મારફત એમના સપર્કની પણ શક્યતા છે તો દીકરો ભલે આપની પાસે રહ્યો પણ, વચ્ચે વચ્ચે એક-બે દહાડા ઘેર પણ મોકલતા રહેજો.'

રાખાલના લગ્નની વાત ઠાકુરના લક્ષ બહાર ન હતી. અને રાખાલનાં સાસુ શ્યામાસુદરીને કેટલાક હિતેચ્છુઓ ચેતવતાં પણ હતા કે જમાઈ તો વેરાગી થઈ ગયો છે મનમોહનના મા શ્યામાસુદરી દીકરી વિશ્વેશ્વરીને લઈને ઠાકુર પાસે ગયા. એમને પણ ઠાકુર પ્રત્યે આદરભક્તિ હતા વિશ્વેશ્વરી પ્રત્યે દષ્ટિપાત કરતાંવેંત ઠાકુરે જાણી લીધુ કે, 'રાખાલ માટે ડરવાનું કારણ નથી.' અને રાખાલ પુત્ર તો, આ પુત્રવધુ એને પૂજ્ય મા પાસે મોકલી, એનું મોઢુ જોઈ એને રૂપિયો આપવાનો વહેવાર કરવા પણ કહ્યવ્યુ.

જનેતાના જેવુ હેત રાખાલ પર ઠાકુર વરસાવતા અને એને કેટલીક છૂટ પણ મળતી. પણ રાખાલને નિરકુશ બનવા ન દેતા. એકવાર મદિરમાથી માખણનો પ્રસાદ આવ્યો. ભૂખ્યા થયેલા રાખાલ કોઈને પૂછયા વિના એ ખાઈ ગયા. 'તું તે કેવો ભૂખાવળો ને લોભિયો ! અહીં આવીને લોભ છોડી દેવાને બદલે તુ તો જાતે જ ઉઠાવીને બધુ માખણ ખાઈ ગયો ! રાખાલ ખૂબ શરમિંદા બની ગયા. રસ્તે પડેલા એક પૈસાને રાખાલે ઉપાડ્યો અને વિચાર્યું કે કોઈ ભિખારીને આપીશ. આ જાણતા ઠાકુરે એમને ખખડાવ્યા 'મરચી ન ખાનાર મરચી બજારમાં શું કામ જાય ? એ કાવડિયાની તને જરૂર ન હતી તો તેં ઉપાડ્યુ શુ કામ ? આમ ભલે પોતે રાખાલને ચેતવતા હોય પણ, બીજુ કોઈ રાખાલને આકરો બોલ સભળાવે તો એ બોલી ઊઠતા 'અરે, એ તો હજી છોકરુ છે એને કોઠેય ધાવણ પણ સૂકાયું નથી. એને કંઈ કહો નહીં કે કશુ ચીંધો નહીં.'

એકવાર ઠાકુરની ચરણસેવા કરતા રાખાલે દિવ્ય અનુભૂતિની થોડી જીદ કરી ઠાકુરે કંઈ ધાર્યો પ્રતિભાવ ન આપતા અને બે-એક મર્મભેદક વેણ કહેતા, રાખાલે તરત જ ચાલતી પકડી પણ, બગીચાને દરવાજે પહોંચતાં જ ગુડા ગળી ગયા. આગળ ચાલી જ ન શક્યા. ઠાકુરના ભત્રીજા રામલાલના બોલાવ્યા એમને પાછા આવવુ પડ્યુ. હસીને ઠાકુર બોલ્યા 'કેમ રે ! ઘેરો છોડીને છટકી શક્યો શુ ? બધુ સમય પાક્યે જ થાય.' અને, એ સમય પાક્યો પણ. એક દિવસે ઠાકુરની ચરણસેવા કરતા રાખાલ બાહ્યભાન ગુમાવી અંતરમા સરી પડ્યા.

પણ જેની પાસે ઘણુ હોય એ વધારે પામે ! એ અંગ્રેજી કહેતી પ્રમાણે, રાખાલ પણ દર્શનોના સાગરમા ડૂબી જવા માગતા હતા. બીજાને થાય છે તો મને કેમ નહીં ? એ ભાવ સાથે ગુરુ પાસે જઈ એમને વીનવ્યા 'નિયમિત રીતે જપધ્યાન કર.' ગુરુએ માર્ગ બતાવ્યો. પણ એમા પૂરો રસ નહીં પડતાં, રાખાલ થોડા ઢીલા થઈ ગયા ઠાકુરે ટપાર્યાં 'ખૂબ લગન વગરની સાધના વાઝણી રહે એ ફળ ન આપે.' ઠાકુરે કહ્યુ 'આ બોલચાબૂકે રાખાલને પૂરા સાવધ કરી દીધા.' એક દહાડો ઠાકુરની સાથે મંદિરમા ગયા. ઠાકુર માતાજીના નિજમદિરમા ગયા અને રાખાલ સભામંડપમા બેસી જપ કરવા લાગ્યા. માતાજીની મૂર્તિમાથી પ્રગટી એક દિવ્ય જ્યોતિ પોતાના ભણી વેગથી આવતી એમણે અનુભવી. ગભરાઈને એ પહોંચ્યા ઠાકુરની સોડમા ને પછી, ઠાકુર પોતાને ઓરડે આવ્યા ત્યારે રાખાલે પોતાની અનુભૂતિની વાત તેમને કરતાં, ઠાકુર બોલ્યા કે 'તું જ રોજ દર્શન દર્શન કહ્યા કરે છે અને એ થતાં બીને ભાગી આવે છે ! હવે શુ થાય ? થોડા સમય પછી, રાખાલ સભામંડપમા ધ્યાનમા બેઠા હતા ત્યા, અચાનક ઠાકુર આવ્યા અને બોલ્યા 'આ લે તારો ધ્યાનમંત્ર અને આ જો તારા ઈષ્ટદેવતા.' એ જ ક્ષણે રાખાલને પોતાના મત્રનું અને ઈષ્ટદેવનું દર્શન થયુ અને એ આનંદસિંધુમા નિમગ્ન થઈ ગયા થોડા દિવસ પછી ખૂબ યત્ન છતાંય મનને એકાગ્ર કરવામા નિષ્ફળ જતા રાખાલ ખૂબ નિરાશ થઈ ગયા. વ્યથાપૂર્ણ હૃદયે એ ઊભા થતા હતા ત્યાં જ ગુરુ ત્યાં આવી ચડ્યા અને, રાખાલની કથા સાભળી, કશું જ બોલ્યા વિના એમણે રાખાલની ભ્રમ પર ત્રણ રેખાઓ દોરી તે ભેગા જ રાખાલ ધ્યાનત્રિવેણીમા સરી પડ્યા. પછી એ એ દશાએ પહોચ્યા કે ઠાકુરને એ કહેવા લાગ્યા 'મને સસાર નીરસ

લાગે છે ને કોઈ કોઈ વાર તો તમે પણ ગમતા નથી.'

આ બધા સમયગાળા દરમિયાન, ઠાકુર પાસે બીજા યુવાન શિષ્યો આવતા થયા હતા. ઠાકુર એમની પ્રત્યે લક્ષ આપે તે જાણે કે, પોતાનામાંથી કાંઈ ભાગ પડાવતું હોય એમ રાખાલને લાગતું અને એ ઉપરાંત એમની તબિયત પણ થોડી બગડી. સાજા થવા પિતાને ત્યાં નહીં પણ, અધર સેન, બલરામ જેવા ગૃહસ્થ ભક્તોને ત્યાં એ ગયા. રાખાલને સાજા કરવા તથા એમના મનમાંથી આઘા હડસેલાયાની ગ્રંથિ અને એની સાથે ઉગી નીકળતા ઈર્ષા જેવા ભાવોને હટાવવા ઠાકુરે જગતજનનીને આર્જવભરી પ્રાર્થના કરી. બલરામના કુટુંબ સાથે રાખાલ મથુરા વૃંદાવનની યાત્રાએ ગયા. ત્યાંનો યમુના તટ, શ્રીકૃષ્ણની લીલા સાથે સંકળાયેલાં સ્થળોનો વિહાર, ત્યાંની સૂકી હવા, ત્યાંની ગાયો, ત્યાંનાં મોર-ઢેલો, આ સર્વેની અસર થઈ અને, ત્યાં ફરી તાવનો ઉથલો આવી જવા છતાં, રાખાલ તનમનથી સ્વસ્થ થઈ દક્ષિણેશ્વર પાછા ફર્યા.

ઠાકુરના સમજાવ્યા રાખાલ ઘેર જતા અને પત્ની સાથે રહેતા પણ થયા. આ જોઈને કુટુંબીજનો એમને નોકરી કરવાનો આગ્રહ કરવા લાગ્યા. ઠાકુરને કાને આ વાત આવતાં એમણે રાખાલને કહ્યું કે, 'ભગવાન માટે ગંગામાં ઠેકડો મારીને તેં પ્રાણ આપી દીધા છે એ સાંભળવું મને ગમશે, નહીં કે નોકરી લઈ તું કોઈની ગુલામી કરે છે. 'નોકરીની જરૂર તારી બૈરી માટે પણ છે,' એમ હિતેચ્છુઓએ કહેતાં, ભોળા રાખાલે ઠાકુરને પૂછ્યું, 'મારી પત્નીનું શું થશે ?' એની આ ચિંતાનો જવાબ, ભવિષ્ય જોનાર ઠાકુરે મૌનથી આપ્યો. વૃંદાવનથી આવ્યા પછી, ભાગ્યમાં લખેલો ભોગ ભોગવવા ઘેર રહેતા હતા તે, ભોગયોગ પૂરો થતાં પાછા ગુરુસેવામાં લાગી ગયા. કાળી ચૌદશની રાતે બીજા બે-ત્રણ સાથીઓ સાથે ધ્યાનમાં બેઠેલા રાખાલ ઊંડી ભાવાવસ્થામાં સરી પડતાં, એમની છાતીએ સ્પર્શ કરીને ઠાકુરે એમને પાછા ભાનમાં આણ્યા હતા. પછીથી એમણે શરત (સ્વામી શારદાનંદ)ને કહ્યું હતું કે, રાખાલ વિશે માએ ઘણું બધું બતાવ્યું છે પણ, એમાંની ઘણી વાતો કહેવાની મનાઈ છે.'

આ દરમિયાન રોગગ્રસ્ત ગુરુ ત્રણ દાયકાનું સાધનાસ્થળ છોડી, કોલકાતાના ઉપનગર કાશીપુરના વાસી બન્યા હતા. ઠાકુરના બીજા શિષ્યોની જેમ રાખાલ પણ ત્યાં આવી ગુરુસેવામાં જોડાઈ ગયા. શ્રી રામકૃષ્ણનો કાશીપુર નિવાસનો આઠ મહિનાનો ગાળો એમના શિષ્યોના ઘડતરનો સુવર્ણદાન બની ગયો. રાખાલના ચિત્ત પરથી સંસારની આસક્તિ દૂર થતી ગઈ અને તેની સાથે, તેમનામાં ભક્તિવૈરાગ્યનાં પૂર ચડવા લાગ્યાં. રાખાલને કોઈએ પુત્ર જન્મની વધામણી આપી તો પણ સાંસારિક આનંદથી એ વિચલિત ન થયા. ઠાકુર માટે આની નવાઈ ન હતી.

પોતાના બીજા શિષ્યોની નેતાગીરી નરેન્દ્રને સોંપતાં ગુરુ એક વાર બોલ્યા હતા : 'રાખાલમાં રાજબુધ્ધિ છે. એ ધારે તો વિશાળ રાજ્ય ચલાવી શકે તેમ છે.' નરેન્દ્રે બીજા ગુરુભાઈઓને કહ્યું : 'આજથી રાખાલને આપણે રાજા કહી બોલાવશું.' ત્યારથી ગુરુભાઈઓમાં તે 'રાજા' તરીકે અને પછીથી, સંઘમાં, 'રાજા મહારાજ' તરીકે ઓળખાવા લાગ્યા હતા. અને સમય જતાં 'રાજા' ખસી જઈ, એ 'મહારાજ' તરીકે ઓળખાવા લાગ્યા હતા.

ઠાકુરની તબિયત ઉત્તરોત્તર વધારે બગડતી જતી હતી પણ એમની પ્રસન્નતા, શિષ્ય વત્સલતા અને સમસ્ત જગતના કલ્યાણની વૃધ્ધિ અખંડ જ રહી હતી.૧૮૮૬ના ઓગસ્ટની ૧૫મીની મધરાત બાદ એક કલાક વીત્યે ઠાકુરે મહાસમાધિ લીધી હતી અને રાખાલ તથા બીજા ગુરુભાઈઓ જાણે કે નોધારા બની ગયા હતા. વરાહનગરમાં મઠની માટે ભાડે મકાન લેવાનું થતાં રામકૃષ્ણ મઠ અવિધિસર અસ્તિત્વમાં આવ્યો હતો. ત્યાં જપ, ધ્યાન, સાધનાની મસ્તી હતી અને એ ભૂખનાં તથા બીજી અનેક અગવડોનાં દુ:ખને હળવાંફૂલ બનાવતી હતી. રાખાલને ત્યાંથી ઘેર લઈ જવા આવેલા પિતાને એમણે વિવેકસભર પણ સ્પષ્ટ ભાષામાં પાછા રવાના કર્યા હતા. જો કે એમના - અને બીજા સાથીઓનાં - અંતરમાં દિશાશૂન્યતાની, ઠાકુરના વિરહની અને માર્ગદર્શનના અભાવની અને અસફળતાની આગ પણ સળગતી હતી.

આખરે, સાક્ષાત્કારની પોતાની ભૂખને સંતોષવા, મોટાભાઈ નરેન્દ્રની રજા લઈ એ પ્રથમ શારદામા સાથે યાત્રાએ ઉપડી ગયા. ત્યાં મહારાજની તબિયત બગડતાં, બલરામ બસુએ એમને પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો. પણ બ્રહ્માનંદને આ પણ બધાં બંધનો લાગતાં એ વરાહનગર મઠમાં પાછા આવ્યા. એકાંતમાં સાધના કરવાની એમની અદમ્ય ઈચ્છા ૧૮૮૯ના અંતમાં એમને ઉત્તરાખંડ લઈ ગઈ. મોટાભાઈ વિવેકાનન્દ મહારાજને પૂરા ઓળખતા હોવાથી એમની તપશ્ચર્યા દરમિયાન એમનું ધ્યાન રાખવા, ગુરુભાઈ સુબોધાનન્દને સાથે મોકલ્યા. ત્રણેક મહિના વારાણસીમાં પ્રમદાદાસ મિત્રના બગીચામાં એકાંતમાં રહી એ ભિક્ષાન્ન પર નભતા, તપસ્યાગંગામાં ડૂબી ગયા. ત્યાંથી એ બંને ગુરુભાઈઓ

લાગે છે,' ઠાકુરના આ બોલે રાખાલનું ધોતિયુ ઢીલું થઈ ગયું અને એ સતાવાનું સલામત સ્થળ શોધવા લાગ્યા. પણ ઠાકુરે એમને રોક્યા અને ઠાકુરની સલાહ મુજબ એમણે પિતાજીને વિનયપૂર્વક પ્રણામ કર્યા. ઠાકુરે પણ રાખાલની પ્રશસા કરી પોતાના પુત્ર પ્રત્યેના ઠાકુરના નિવ્યાર્જ સ્નેહે, પુત્રના પ્રફુલ્લિત મુખ પરથી એને ઠાકુર પાસેથી મળતા વાત્સલ્યની કલ્પનાએ અને ત્યાના ઉલ્લાસમય વાતાવરણે આનદમોહનના ચિત્ત પર સારી અસર કરી. પુત્રને પોતાની સાથે પાછો લઈ જવાનુ માંડી વાળી એ બોલ્યા 'ભલે રહ્યો રાખાલ આપની પાસે. પણ એને વચ્ચે વચ્ચે ઘેર પણ મોકલજો '

બીજી એકવાર દક્ષિણેશ્વર આવેલા આનંદમોહનને ઠાકુરે રાખાલની આધ્યાત્મિક પ્રગતિની વાત કરી ઘોષ મહાશયને જીતી લીધા. આનદમોહને આ વાતને પોતાના અભિગમથી જોઈ, 'અહીં ઘણા પ્રતિષ્ઠિત લોકો આવે છે ને દીકરા મારફત એમના સપર્કની પણ શક્યતા છે તો દીકરો ભલે આપની પાસે રહ્યો પણ, વચ્ચે વચ્ચે એક-બે દહાડા ઘેર પણ મોકલતા રહેજો.'

રાખાલના લગ્નની વાત ઠાકુરના લક્ષ બહાર ન હતી. અને રાખાલના સાસુ શ્યામાસુંદરીને કેટલાંક હિતેચ્છુઓ ચેતવતાં પણ હતાં કે, જમાઈ તો વેરાગી થઈ ગયો છે મનમોહનના મા શ્યામાસુંદરી દીકરી વિશ્વેશ્વરીને લઈને ઠાકુર પાસે ગયાં. એમને પણ ઠાકુર પ્રત્યે આદરભક્તિ હતાં વિશ્વેશ્વરી પ્રત્યે દષ્ટિપાત કરતાવેંત ઠાકુરે જાણી લીધુ કે, 'રાખાલ માટે ડરવાનું કારણ નથી.' અને રાખાલ પુત્ર તો. આ પુત્રવધુ. એને પૂજ્ય મા પાસે મોકલી, એનુ મોઢું જોઈ એને રૂપિયો આપવાનો વહેવાર કરવા પણ કહ્યુ.

જનેતાના જેવુ હેત રાખાલ પર ઠાકુર વરસાવતા અને એને કેટલીક છૂટ પણ મળતી. પણ રાખાલને નિરંકુશ બનવા ન દેતા. એકવાર મદિરમાંથી માખણનો પ્રસાદ આવ્યો. ભૂખ્યા થયેલા રાખાલ કોઈને પૂછ્યા વિના એ ખાઈ ગયા. 'તુ તે કેવો ભૂખાવળો ને લોભિયો ! અહીં આવીને લોભ છોડી દેવાને બદલે તુ તો જાતે જ ઉઠાવીને બધુ માખણ ખાઈ ગયો ! રાખાલ ખૂબ શરમિંદા બની ગયા. રસ્તે પડેલા એક પૈસાને રાખાલે ઉપાડ્યો અને વિચાર્યું કે, 'કોઈ ભિખારીને આપીશ.' આ જાણતા ઠાકુરે એમને ખખડાવ્યા 'મરઘી ન ખાનાર મરઘી બજારમા શુ કામ જાય ? એ કાવડિયાની તને જરૂર ન હતી તો તેં ઉપાડ્યુ શુ કામ ? આમ ભલે પોતે રાખાલને ચેતવતા હોય પણ, બીજુ કોઈ રાખાલને આકરો બોલ સભળાવે તો એ બોલી ઊઠતા 'અરે, એ તો હજી છોકરુ છે એને કોઠેય ધાવણ પણ સૂકાયું નથી. એને કંઈ કહો નહીં કે કશુ ચીંધો નહીં.'

એકવાર ઠાકુરની ચરણસેવા કરતા રાખાલે દિવ્ય અનુભૂતિની થોડી જીદ કરી. ઠાકુરે કંઈ ધાર્યો પ્રતિભાવ ન આપતા અને બે-એક મર્મભેદક વેણ કહેતા, રાખાલે તરત જ ચાલતી પકડી પણ, બગીચાને દરવાજે પહોંચતાં જ ગુડા ગળી ગયા. આગળ ચાલી જ ન શક્યા ઠાકુરના ભત્રીજા રામલાલના બોલાવ્યા એમને પાછા આવવું પડ્યુ. હસીને ઠાકુર બોલ્યા 'કેમ રે ! ઘેરો છોડીને છટકી શક્યો શુ ? બધુ સમય પાક્યે જ થાય.' અને, એ સમય પાક્યો પણ એક દિવસે ઠાકુરની ચરણસેવા કરતા રાખાલ બાહ્યભાન ગુમાવી અંતરમા સરી પડ્યા.

પણ જેની પાસે ઘણુ હોય એ વધારે પામે ! એ અંગ્રેજી કહેતી પ્રમાણે, રાખાલ પણ દર્શનોના સાગરમા ડૂબી જવા માગતા હતા. બીજાને થાય છે તો મને કેમ નહીં ? એ ભાવ સાથે ગુરુ પાસે જઈ એમને વીનવ્યા 'નિયમિત રીતે જપધ્યાન કર.' ગુરુએ માર્ગ બતાવ્યો. પણ એમા પૂરો રસ નહીં પડતા, રાખાલ થોડા ઢીલા થઈ ગયા. ઠાકુરે ટપાર્યા 'ખૂબ લગન વગરની સાધના વાંઝણી રહે એ ફળ ન આપે.' ઠાકુરે કહ્યુ 'આ બોલચાબૂકે રાખાલને પૂરા સાવધ કરી દીધા ' એક દહાડો ઠાકુરની સાથે મદિરમા ગયા. ઠાકુર માતાજીના નિજમદિરમાં ગયા અને રાખાલ સભામડપમા બેસી જપ કરવા લાગ્યા. માતાજીની મૂર્તિમાથી પ્રગટી એક દિવ્ય જ્યોતિ પોતાના ભણી વેગથી આવતી એમણે અનુભવી. ગભરાઈને એ પહોંચ્યા ઠાકુરની સોડમા ને પછી, ઠાકુર પોતાને ઓરડે આવ્યા ત્યારે રાખાલે પોતાની અનુભૂતિની વાત તેમને કરતા, ઠાકુર બોલ્યા કે 'તુ જ રોજ દર્શન દર્શન કહ્યા કરે છે અને એ થતા બીને ભાગી આવે છે ' હવે શું થાય ? થોડા સમય પછી, રાખાલ સભામડપમા ધ્યાનમા બેઠા હતા ત્યા, અચાનક, ઠાકુર આવ્યા અને બોલ્યા 'આ લે તારો ધ્યાનમત્ર અને આ જો તારા ઈષ્ટદેવતા.' એ જ ક્ષણે રાખાલને પોતાના મંત્રનું અને ઈષ્ટદેવનુ દર્શન થયું અને એ આનદસિંધુમા નિમગ્ન થઈ ગયા. થોડા દિવસ પછી ખૂબ યત્ન છતાંય મનને એકાગ્ર કરવામાં નિષ્ફળ જતા રાખાલ ખૂબ નિરાશ થઈ ગયા. વ્યથાપૂર્ણ હ્રદયે એ ઊભા થતા હતા ત્યા જ ગુરુ ત્યાં આવી ચડ્યા અને, રાખાલની કથા સાંભળી, કશુ જ બોલ્યા વિના એમણે રાખાલની ભ્રમ પર ત્રણ રેખાઓ દોરી તે ભેગા જ રાખાલ ધ્યાનત્રિવેણીમા સરી પડ્યા પછી એ એ દશાએ પહોંચ્યા કે ઠાકુરને એ કહેવા લાગ્યા મને સંસાર નીરસ

લાગે છે ને કોઈ કોઈ વાર તો તમે પણ ગમતા નથી.'

આ બધા સમયગાળા દરમિયાન, ઠાકુર પાસે બીજા યુવાન શિષ્યો આવતા થયા હતા. ઠાકુર એમની પ્રત્યે લક્ષ આપે તે જાણે કે, પોતાનામાંથી કાંઈ ભાગ પડાવતું હોય એમ રાખાલને લાગતું અને એ ઉપરાંત એમની તબિયત પણ થોડી બગડી. સાજા થવા પિતાને ત્યાં નહીં પણ, અધર સેન, બલરામ જેવા ગૃહસ્થ ભક્તોને ત્યાં એ ગયા. રાખાલને સાજા કરવા તથા એમના મનમાંથી આઘા હડસેલાયાની ગ્રંથિ અને એની સાથે ઉગી નીકળતા ઈર્ષા જેવા ભાવોને હટાવવા ઠાકુરે જગતજનનીને આર્જવભરી પ્રાર્થના કરી. બલરામના કુટુંબ સાથે રાખાલ મથુરા વૃંદાવનની યાત્રાએ ગયા. ત્યાંનો યમુના તટ, શ્રીકૃષ્ણની લીલા સાથે સંકળાયેલાં સ્થળોનો વિહાર, ત્યાંની સૂકી હવા, ત્યાંની ગાયો, ત્યાંનાં મોર-ઢેલો, આ સર્વેની અસર થઈ અને, ત્યાં ફરી તાવનો ઉથલો આવી જવા છતાં, રાખાલ તનમનથી સ્વસ્થ થઈ દક્ષિણેશ્વર પાછા ફર્યા.

ઠાકુરના સમજાવ્યા રાખાલ ઘેર જતા અને પત્ની સાથે રહેતા પણ થયા. આ જોઈને કુટુંબીજનો એમને નોકરી કરવાનો આગ્રહ કરવા લાગ્યા. ઠાકુરને કાને આ વાત આવતાં એમણે રાખાલને કહ્યું કે, 'ભગવાન માટે ગંગામાં ઠેકડો મારીને તેં પ્રાણ આપી દીધા છે એ સાંભળવું મને ગમશે, નહીં કે નોકરી લઈ તું કોઈની ગુલામી કરે છે. 'નોકરીની જરૂર તારી બૈરી માટે પણ છે,' એમ હિતેચ્છુઓએ કહેતાં, ભોળા રાખાલે ઠાકુરને પૂછ્યું, 'મારી પત્નીનું શું થશે ?' એની આ ચિંતાનો જવાબ, ભવિષ્ય જોનાર ઠાકુરે મૌનથી આપ્યો. વૃંદાવનથી આવ્યા પછી, ભાગ્યમાં લખેલો ભોગ ભોગવવા ઘેર રહેતા હતા તે, ભોગયોગ પૂરો થતાં પાછા ગુરુસેવામાં લાગી ગયા. કાળી ચૌદશની રાતે બીજા બે-ત્રણ સાથીઓ સાથે ધ્યાનમાં બેઠેલા રાખાલ ઊંડી ભાવાવસ્થામાં સરી પડતાં, એમની છાતીએ સ્પર્શ કરીને ઠાકુરે એમને પાછા ભાનમાં આણ્યા હતા. પછીથી એમણે શરત (સ્વામી શારદાનંદ)ને કહ્યું હતું કે, રાખાલ વિશે માએ ઘણું બધું બતાવ્યું છે પણ, એમાંની ઘણી વાતો કહેવાની મનાઈ છે.'

આ દરમિયાન રોગગ્રસ્ત ગુરુ ત્રણ દાયકાનું સાધનાસ્થળ છોડી, કોલકાતાના ઉપનગર કાશીપુરના વાસી બન્યા હતા. ઠાકુરના બીજા શિષ્યોની જેમ રાખાલ પણ ત્યાં આવી ગુરુસેવામાં જોડાઈ ગયા. શ્રી રામકૃષ્ણનો કાશીપુર નિવાસનો આઠ મહિનાનો ગાળો એમના શિષ્યોના ઘડતરનો સુવર્ણદાન બની ગયો. રાખાલના ચિત્ત પરથી સંસારની આસક્તિ દૂર થતી ગઈ અને તેની સાથે, તેમનામાં ભક્તિવૈરાગ્યનાં પૂર ચડવા લાગ્યાં. રાખાલને કોઈએ પુત્ર જન્મની વધામણી આપી તો પણ સાંસારિક આનંદથી એ વિચલિત ન થયા. ઠાકુર માટે આની નવાઈ ન હતી.

પોતાના બીજા શિષ્યોની નેતાગીરી નરેન્દ્રને સોંપતાં ગુરુ એક વાર બોલ્યા હતા : 'રાખાલમાં રાજબુદ્ધિ છે. એ ધારે તો વિશાળ રાજ્ય ચલાવી શકે તેમ છે.' નરેન્દ્રે બીજા ગુરુભાઈઓને કહ્યું : 'આજથી રાખાલને આપણે રાજા કહી બોલાવશું.' ત્યારથી ગુરુભાઈઓમાં તે 'રાજા' તરીકે અને પછીથી, સંઘમાં, 'રાજા મહારાજ' તરીકે ઓળખાવા લાગ્યા હતા. અને સમય જતાં 'રાજા' ખસી જઈ, એ 'મહારાજ' તરીકે ઓળખાવા લાગ્યા હતા.

ઠાકુરની તબિયત ઉત્તરોત્તર વધારે બગડતી જતી હતી પણ એમની પ્રસન્નતા, શિષ્ય વત્સલતા અને સમસ્ત જગતના કલ્યાણની વૃધ્ધિ અખંડ જ રહી હતી. ૧૮૮૬ના ઓગસ્ટની ૧૫મીની મધરાત બાદ એક કલાક વીત્યે ઠાકુરે મહાસમાધિ લીધી હતી અને રાખાલ તથા બીજા ગુરુભાઈઓ જાણે કે નોધારા બની ગયા હતા. વરાહનગરમાં મઠની માટે ભાડે મકાન લેવાનું થતાં રામકૃષ્ણ મઠ અવિધિસર અસ્તિત્વમાં આવ્યો હતો. ત્યાં જપ, ધ્યાન, સાધનાની મસ્તી હતી અને એ ભૂખનાં તથા બીજી અનેક અગવડોનાં દુઃખને હળવાંફૂલ બનાવતી હતી. રાખાલને ત્યાંથી ઘેર લઈ જવા આવેલા પિતાને એમણે વિવેકસભર પણ સ્પષ્ટ ભાષામાં પાછા રવાના કર્યા હતા. જો કે એમના - અને બીજા સાથીઓનાં - અંતરમાં દિશાશૂન્યતાની, ઠાકુરના વિરહની અને માર્ગદર્શનના અભાવની અને અસફળતાની આગ પણ સળગતી હતી.

આખરે, સાક્ષાત્કારની પોતાની ભૂખને સંતોષવા, મોટાભાઈ નરેન્દ્રની રજા લઈ એ પ્રથમ શારદામા સાથે યાત્રાએ ઉપડી ગયા. ત્યાં મહારાજની તબિયત બગડતાં, બલરામ બસુએ એમને પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો. પણ બ્રહ્માનંદને આ પણ બધાં બંધનો લાગતાં એ વરાહનગર મઠમાં પાછા આવ્યા. એકાંતમાં સાધના કરવાની એમની અદમ્ય ઈચ્છા ૧૮૮૯ના અંતમાં એમને ઉત્તરાખંડ લઈ ગઈ. મોટાભાઈ વિવેકાનન્દ મહારાજને પૂરા ઓળખતા હોવાથી એમની તપશ્ચર્યા દરમિયાન એમનું ધ્યાન રાખવા, ગુરુભાઈ સુબોધાનન્દને સાથે મોકલ્યા. ત્રણેક મહિના વારાણસીમાં પ્રમદાદાસ મિત્રના બગીચામાં એકાંતમાં રહી એ ભિક્ષાન્ન પર નભતા, તપસ્યાગંગામાં ડૂબી ગયા. ત્યાંથી એ બંને ગુરુભાઈઓ

નર્મદાતટ તરફ ચાલી નીકળ્યા. ત્યા કોઈ નિર્જન સ્થાને, લાગલાગટ છ દહાડા સુધી બ્રહ્માનન્દ ઊંડી સમાધિમા સરી પડ્યા હતા ઓમકારેશ્વરના અને બીજા તીર્થોમાના દેવોના દર્શન કરી, સાથે સાથે જપધ્યાન પણ કરતા રહી બને ગુરુભાઈઓ મુબઈ પહોંચ્યા. કોઈ શેઠિયાના અતિથિ બનવાનુ આમત્રણ નકારી, મુબઈના કોઈ મદિરમા થોડા દહાડા નિવાસ કરી બંનેએ દ્વારકાની આગબોટ પકડી. કોઈ શેઠિયાએ આગબોટની ટિકિટ કપાવી આપી હતી.

દ્વારકાધીશના દર્શન આસાન હતાં પણ, મદિરને અડીને જ વહેતી ગોમતી નદીમાં સ્નાન માટે બે રૂપિયાનો ગાયકવાડી કર દેવો પડતો હતો. અને આ બે સાધુઓ પાસે બે ફદિયા પણ ન હતાં કોઈ વેપારી એમને કરના રૂપિયા દેવા તૈયાર હતો પણ એ બે સાધુઓએ સમુદ્રસ્નાન જ પસદ કર્યું. પ્રસન્ન થયેલો વેપારી બનેને પોતાને ઘેર લઈ ગયો અને પ્રેમપૂર્વક આગતાસ્વાગતા કરી, ત્રણ દહાડા રાખી, સાધુઓને સહાયરૂપ થાય તેવી ચિઠ્ઠી લખી આપવા અને પૈસા આપવા પણ તૈયાર થયો પણ, આ સાધુઓ કેવળ ઈશ્વર ઉપર જ ભરોસો રાખતા હોવાથી, સહાયનો સાભાર અસ્વીકાર કરી બેટ-દ્વારકા જવા ઉપડી ગયા.

ત્યાંની કોઈ ધર્મશાળામા શેઠ તરફથી સાધુઓને ભિક્ષામા બદામ મળતી હતી બને માટે ભિક્ષા લેવા ગયેલા સુબોધાનન્દની મુખમુદ્રાથી પ્રભાવિત થઈ ભિક્ષા આપનારે ખોબે ને ખોબે તેમને બદામ આપી. એક ટંકે ખાઈ શકાય એના કરતાં ઘણી વધારે બદામ હોવાથી, મહારાજે એ પાછી મોકલાવી પણ, દીધેલુ દાન કંઈ પાછું લેવાય ? આખરે બે જણ પૂરતી થોડીક બદામ રાખી બાકીની બદામ બીજા જરૂરતમદ ગરીબોને વહેંચી દીધી. ત્યાંથી સુદામાપુરી ગિરનાર, અમદાવાદ, બીજા તીર્થોએ ફરી, અજમેર થઈ મહારાજ અને સુબોધાનન્દ વૃદાવન આવ્યા.

વૃદાવનમા યમુનાતટે બેસીને બ્રાહ્મમુહૂર્તે મહારાજ ધ્યાન કરતા હતા. કોઈ આસ્તિક ભક્ત મહારાજને સરસ ગરમ કામળો ઓઢાડી ગયો. મહારાજ પૂર્વગત જ બેઠા રહ્યા. થોડીવાર પછી બીજો કોઈ માણસ આવ્યો. એની દાનત ભૂડી હતી. મહારાજના દેહ ફરતો ઢીલો કામળો એણે આસ્તેથી સરકાવી લીધો પછી એણે ચોરપગલે દોટ મૂકી. સ્વામી બ્રહ્માનન્દ પહેલાની જેમ નિર્લેપ બેસીને માયાનો આ ખેલ જોતા રહ્યા. હિમાલય તરફ જવાની સુબોધાનન્દની ઉત્કટ ઈચ્છા એમને ઉત્તર ભારતમા લઈ ગઈ પણ, મહારાજે વૃંદાવન ન છોડ્યુ. ત્યા એક દિવસે અચાનક એમને દર્શન થયુ કે ઠાકુરના મહાન ગૃહસ્થ ભક્ત, બલરામ બસુ જ્યોતિર્મય દેહે દિવ્યલોક તરફ પ્રયાણ કરી રહ્યા છે અને પછી, કોલકાત્તાથી એ મતલબનો પત્ર એમને મળ્યો. ૧૮૯૦ના એપ્રિલમા આ ઘટના બન્યા પછી થોડા મહિના મહારાજ વૃંદાવનમા જ રહ્યા અને પછી, ત્યાથી ચાલતા ચાલતા, સપ્ટેમ્બરની આખરમાં સ્વામી બ્રહ્માનન્દ હિમાલયની તળેટીમા હરદ્વાર પહોંચ્યા. ત્યાં હરદ્વારમા તુરીયાનન્દ અને બીજા બે-એક ગુરુભાઈઓ હતા જ અને, ૧૮૯૦મા પરિવ્રજ્યાએ નીકળી પડેલા સ્વામી વિવેકાનન્દ પણ ત્યા હતા. સૌ ગુરુભાઈઓ મહારાજ પાસે આવી ગયા જાણે કે, હિમાલય, રામકૃષ્ણ મઠનું વડું મથક બની ગયો. હવાફેરની તીવ્ર જરૂર સૌને મેરઠ લાવી.

સ્વામી બ્રહ્માનન્દના આ પરિભ્રમણ કાળમાં, સાધ્વી સમું સરળ જીવન જીવતી અને પુત્રીને ઉછેરતી એમની પત્ની વિશ્વેશ્વરી ૧૮૯૧મા અવસાન પામી. પોતાના દાદા દાદી પાસે લાડથી ઉછરતો મહારાજનો પુત્ર સત્યાનન્દ ઠાકુરના શિષ્યોનો લાડકો હતો. પણ એ અકસ્માત પડી ગયો અને, ૧૮૯૬મા દસ વર્ષની વયે એ ગુજરી ગયો. ત્યારબાદ થોડા સમય પછી, આનંદમોહન પણ અવસાન પામ્યા. આ કોઈ કરુણ ઘટના બ્રહ્માનન્દને ચલાયમાન ન કરી શકી. 'ભલુ થયુ ભાંગી જજાળ' જેવુ એ હતુ

૧૮૯૩ના સપ્ટેમ્બરમા વિશ્વધર્મ પરિષદમાં ભાગ લઈ ભારતનો ડકો વગાડી, ૧૮૯૭ના ફેબ્રુઆરીની ૧૯મીએ વિવેકાનન્દે શિયાલદા સ્ટેશને, ફરી પગ મૂક્યો. એમના સ્વાગત માટે કોલકાત્તાનો માનવ મહેરામણ ઉમટ્યો હતો. અદ્ભુત હતુ એ સ્વાગત. શોભાયાત્રા પૂરી થયા પછી, સ્વામીજીની ગાડી બાગબજારમા પશુપતિબાબુને ઘેર ગઈ ત્યાં ગુરુભાઈઓ હતા, ત્યા સ્વામીજીને હાર પહેરાવી મહારાજે એમનુ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું તરત જ એક અદ્ભુત દૃશ્ય સર્જાયુ માત્ર અણધાર્યું જ, હાર પહેર્યા પછી સ્વામીજી બ્રહ્માનન્દને પગે પડ્યા અને આદરપૂર્વક બોલ્યા ગુરુવત् ગુરુપુત્રેષુ અને વળતી જ ક્ષણે બ્રહ્માનન્દ સ્વામી વિવેકાનન્દને ચરણ પડી બોલ્યા જયેષ્ઠ ભ્રાતા સમ પિતા એ દૃશ્ય અદ્ભુત જ હતુ પોતાના એક શિષ્ય શરત ચક્રવર્તીને સ્વામીજીએ કહ્યુ હતું કે, રાખાલની આધ્યાત્મિકતા મારામાં નથી.'

(ક્રમશ:)

■

(પ્રવાસકથા)

# દીકરી સંગે દેશાટન

## ૪ : ઇંડિયા ગેટ

કેશુભાઈ દેસાઈ

આરામ કરીને ઊઠ્યાં ત્યારે સાંજના પાંચ વાગ્યા હતા. ગોમાએ ચા બનાવી અને શિવો ટ્રે લઈને ઉપર આવ્યો. શિવાને ખુશ કરવા હું 'શિવાજી' કહું છું. ક્યારેક તો એથીય આગળ 'છત્રપતિ શિવાજી'. ચા પીધા પછી ગોમાની રજા લઈ અમે ઇંડિયા ગેટ તરફ જવા નીકળ્યાં.

ઇંડિયા ગેટની વિશાળ પરસાળમાં સાંજ માણવી એ લહાવો ગણાય છે. તે સાંજે અઢારસો સત્તાવનની સાર્ધ શતાબ્દી પ્રસંગે કંઈક કાર્યક્રમ ચાલી રહ્યો હતો. સરકારી મહોત્સવ આગલી રાતે સમાપ્ત થઈ ગયો હતો, જે અમે ટીવી પડદા પર જોઈ સંતોષ માન્યો હતો. એક દિવસ વહેલાં પહોંચ્યાં હોત તો અમને એ પ્રત્યક્ષ નિહાળવાનો મોકો મળ્યો હોત. પરંતુ આપણે જેમ વાસી ઉતરાણ ઊજવીએ છીએ એમ ઇંડિયા ગેટ અઢારસો સત્તાવનની વાસી સાર્ધ શતાબ્દી ઊજવી રહ્યો હતો. ઝાકઝમાળ નહોતી કે નહોતા વીવીઆઈપી મહેમાનો. છતાં સીમા સુરક્ષા બલ (એસએસબી)ની ટ્રૂપ એનાં વિશિષ્ટ વાજિંત્રો અને રંગબેરંગી પોશાક સજીને એ ઐતિહાસિક સ્મારકની ફરતે સંગીતમય પરેડ કરી રહી હતી. અમે રિક્ષામાંથી ઊતર્યાં ત્યાંથી ઓછામાં ઓછું અડધો કિલોમીટર ચાલીએ ત્યારે ગેટ સુધી પહોંચાય એમ હતું. ફોઈને એડીનું હાડકું વધતું હોઈ સખત દુખાવો થઈ રહ્યો હતો. પગ માંડવા જાય ત્યાં શૂળ ભોંકાય !

સાંજ પડતાંની સાથે ઠંડો પવન ચાલુ થઈ ગયો હતો. સર્કલમાં આવેલ કુંડમાં છોકરાં ધુબાકા મારી રહ્યાં હતાં. ઉનાળામાં આમેય પાણીમાં ધુબાકા મારવાની મજા જ પડે. આપણે થોડા મોટા થઈ ગયા એ જ મુસીબત. જો કે અહીં તો મોટેરાં પણ વૉટરપાર્કમાં આવ્યાં હોય એમ શરમ છોડીને કુંડમાં ભૂસકા મારી રહ્યાં હતાં. ઇંડિયા ગેટ પાસે ઊભાં ઊભાં અમે પણ કુંડમાં કાલ્પનિક ધુબાકા માર્યા ! શિવની માનસપૂજા જેવું સ્તો. હું કૈલાસ માનસરોવરની યાત્રાએ ગયો ત્યારે બીજા યાત્રાળુઓની જેમ કશી પૂજાસામગ્રી નહોતો લઈ ગયો. બીજા બધા ધૂપદીપ અને પૂજન-અર્ચન કરતા ત્યારે હું શિવ માનસપૂજાના શ્લોકો લલકારતો. ઇંડિયા ગેટ નજીક ઊભાં ઊભાં એ દૂર નહીં છતાં તદ્દન નજીક પણ નહીં એટલા અંતરે ઊડતા ફુવારાથી અને જળધ્વનિથી અમે પણ પલળ્યાં !

ઇંડિયા ગેટની અડીખમ દીવાલો પર ટંકાયેલી શહીદ સૈનિકોની નામાવલી જેટલી વાર વાંચીએ એટલી વાર રોમાંચ થાય. એમાં કેટલાક તો અનામી શહીદોનો ઉલ્લેખ છે. બ્રિટિશ રાજના લશ્કરમાં પણ લોહી તો હિંદુસ્તાનીઓનું જ રેડાતું રહ્યું છે. એ બહાદુર યોદ્ધાઓ માથે કફન બાંધીને વતનથી હજારો માઈલ દૂર જેને જોયે પણ નહોતા ઓળખતા એવા 'રાજ'ના દુશ્મન સામે લડ્યા, જીત્યા અને વીરગતિ પામ્યા. વીરગતિનો સમગ્ર વિશ્વમાં એક સરખો મહિમા થતો રહ્યો છે. સંસ્કૃતિનાં કેટલાંક મૂલ્યો શાશ્વત છે !

અઢારસો સત્તાવનની દોઢસોમી વર્ષગાંઠે દેશની આઝાદીના પ્રથમ સંગ્રામના શહીદોને અંજલિ આપવા માટે ઇંડિયા ગેટથી વધારે યોગ્ય સ્થળ કયું હોઈ શકે ? અમે વખત પૂરતાં ઈતિહાસના અડાબીડ અરણ્યમાં ખોવાઈ ગયાં.

'સીસુબ'ના જવાનો 'ફૂલ ફોર્મ'માં હતા. પરંપરાગત પહાડી વેશભૂષામાં સજ્જ જવાનો કતારબંધ વાજિંત્રો વગાડતા વગાડતા ઇંડિયા ગેટની પ્રદક્ષિણા કરી રહ્યા હતા. હિમાલયની ગોદમાં વસતા નેપાળ-ભુતાનના સૈનિકો જેવી વેશભૂષા જોઈ બિટ્ટુ રોમાંચિત થઈ ગઈ. લાલભડક અંગરખું, એના ઉપર વ્યાઘ્ર-ચર્મ જેવી રેશમી ઓઢણી. નીચે ઝૂલવાળી પેશવાની. બિટ્ટુ પૂછવા લાગી : 'ડૅડ, આ લોકોએ છોકરીઓનાં સ્કર્ટ કેમ પહેર્યાં હશે ?'

મેં એને પહાડી સંસ્કૃતિ અને વેશભૂષા વિશે વાત કરી. ભૂતાનના રાજવી અવારનવાર ટીવીના પડદે નજરે પડતા રહેતા હોઈ એમનું ઉદાહરણ આપ્યું. 'આ એમનો પરંપરાગત પોષાક છે.' મેં એટલેથી જ વાત અટકાવી - સૈનિકો પણ કેવા સરસ કલાકાર હોઈ શકે, એ મુદ્દો રમતો મૂક્યો. સૈનિકના હાથમાં આપણે ફક્ત હથિયાર જ મૂકી દઈએ તે કેમ ચાલે ! કૃષ્ણ સુદર્શન ચક્ર ધારણ કરે અને વાંસળી પણ વગાડી જાણે. કુરુક્ષેત્રમાં વાંસળી ન શોભે. જો કે કૃષ્ણે તો સમગ્ર યુદ્ધ દરમિયાન હથિયાર નહીં ઉપાડવાની પ્રતિજ્ઞા પાળી હતી. પરંતુ શિશુપાલ જેવા શત્રુને હણવા માટે સુદર્શન ચક્ર જ જોઈએ. જયદ્રથને છેતરવા માટે પણ સુદર્શન ચક્ર જ ખપ લાગે. એને સૂર્યાસ્ત પહેલાં મારવાની પ્રતિજ્ઞા લેનાર અર્જુનને મદદ કરવાની હતી. કૃષ્ણ માટે એ મિત્રધર્મ હતો. માણસ પરિવેશ પ્રમાણે બદલાતો રહે છે. ગોકુળનો કૃષ્ણ અને કુરુક્ષેત્રનો કૃષ્ણ એક જ ઢાલની બે બાજુઓ જેવા છે. દ્વારિકાધીશ અને સાંદીપનિનો શિષ્ય કૃષ્ણ સામસામાં અંતિમો છે. સીસુબનો સૈનિક મશીનગન ચલાવતો થયો એટલે વાંસળી ભૂલી ગયો - એમ થોડું હોય ? યુદ્ધના મોરચે એ બંદૂક તાણીને ઊભો રહેશે પણ નિરાંતની પળોમાં એને એનો પાવો પણ સાંભરશે. એ એના

સંસ્કાર છે

ઈંડિયા ગેટ પર અંકિત અમર જવાનોને પણ એ સંગીતમય સાંજ ખૂબ આહ્લાદભરી લાગી રહી હશે. યુદ્ધનાં બ્યુગલ અને પ્રેમના પાવાના સૂર ભલે નોખા હોય, એ પ્રગટે તો છે માનવીના જ કંઠમાંથી. સૈનિક સૈનિક હોવા ઉપરાંત માણસ જેવો માણસ છે, એ આપણે ન ભૂલવું જોઈએ.

એકથી એક ચડિયાતાં ગીતોની ધૂન એ સોહામણી સાંજને સૂરીલી બનાવી રહી. સમય થંભી ગયો હોય એવો માહોલ સરજાયો હતો. જાતને વીસરીને આપણે દેશભક્તિના રંગે રંગાઈ જઈએ.

ફોઈ પેલા સીસુબના જવાનોએ એમના અધિકારીઓ માટે ગોઠવેલી ખુરશીઓ પૈકીની એક ખુરશી ખેંચીને બેઠાં. એમનું જાજરમાન સ્વરૂપ જોઈ કોઈએ વાંધો પણ ન લીધો. લોનમાં બેસી કાર્યક્રમનો આનંદ વધુ ખુલ્લાશથી માણી શકાય એમ હતો. પણ એમનાથી પગ વાળીને બેસી જ ક્યાં શકાય છે ? ઉમરે એમને માટે ખુરશી નામની સજા નક્કી કરી દીધી હતી. રસોડામાં ખુરશી, બાથરૂમમાં પણ ખુરશી, એટલે સુધી કે કોઈના બેસણામાં જાય ત્યાં પણ એમને લાચાર થઈને ખુરશી મંગાવવી પડે. ઘૂંટણનું ઓપરેશન કરાવ્યા પછી એ ક્યારેય ભોંય પર નથી બેઠાં. એમને પેલી જિલ્લા પંચાયતની ખુરશી મળી ત્યારે એ ખૂબ મીઠી લાગેલી. એનો મોહ થઈ ગયેલો . આજે તો ખુરશી એમના પગની બેડી બની ગઈ છે.

એ ખુરશી પર બેઠાં કે તરત સીસુબના સૈનિકે એમને પાણીનો પ્યાલો ધર્યો. બિટ્ટુ અને હું દૂર લોન પર બેઠાં બેઠાં પાણી પૂરી ખાતાં ખાતાં એમનો અજાણ્યા યજમાન દ્વારા થતો આદર સત્કાર જોઈ રહ્યાં.

સીમા સુરક્ષા દળના જવાનો અલબત્ત આવા જ મુક્તિના મૂડમાં હતા. સીમા ઉપર હોય ત્યારે એ આઠે પહોર ભારે ટેન્શન અનુભવતા હોય. એમની નજર સામે પારથી આપણી સરહદમાં ઘૂસવા મથી રહેલા દુશ્મન પર જ ટીંગાયેલી રહે. હાથની આંગળી સ્ટેનગન કે મશીનગનની ટ્રિગર પર જ તોળાયેલી હોય. અહીં એ મહેફિલની મસ્તી માણી રહ્યા હતા. પરિધાન પણ પરંપરાગત લોકશૈલીનું. અને અભિવ્યક્તિ એમની અંદર ધબકતા કલાકારની. એક સૈનિકે વાંસળી વગાડીને પ્રેક્ષક સમુદાયને ડોલાવી દીધા તો વળી, બીજું વૃંદ પેલા બહુચર્ચિત કમનસીબ 'ટાઈટેનિક'નું સંગીત રેલાવી રહ્યું. છેલ્લે મહા કવિ ઈકબાલ રચિત 'સારે જહાં સે અચ્છા હિંદોસ્તાં હમારા'ની ધૂન વગાડતાં વગાડતાં પરેડ કરી ત્યારે તો એ જવાંમર્દ કલાકારોના ડ્રમના એક એક ડંકે હૈયું ધડકી ઊઠ્યું. દેશાભિમાન પણ કેળવવા જેવી ચીજ છે ! વૈશ્વીકીકરણના સપાટામાં એ હાંસિયે ધકેલાઈ ગયેલો 'બુર્ઝવા ખ્યાલ' - જૂનવાણી વિચાર બની ગયેલ છે. બહાદુરશાહ ઝફરની દિલ્હીમાં ઈકબાલની કલમે રચાયેલું આ રાષ્ટ્રગાન કેવું રોમાંચક લાગી રહ્યું હતું ! એની સૂરાવલી જ કેટલી ઝણઝણાટી જગાવી મૂકે છે ! - શબ્દોની વાત તો બાજુએ રહી. ઈકબાલ ભલે એમના 'હિંદોસ્તાં'માં ન રહી શક્યા પણ કોઈ પણ રાષ્ટ્રગીત કરતાં સવાયું રાષ્ટ્રગાન આપીને એ અમર હિંદુસ્તાની બની રહ્યા છે. મારું ચાલે તો હું ઈકબાલને 'ભારત રત્ન'નો મરણોત્તર ખિતાબ આપું. અલબત્ત, એથી એ જીવને આ દેશ છોડતાં થયેલી વ્યથા કેટલી હળવી થાય, એ કહેવું મુશ્કેલ છે. કેવી મજબૂરી હશે ત્યારે આવું સંઘેડા ઉતાર રાષ્ટ્રભક્તિનું ગીત રચનાર શાયરને આ વતનની સરજમીન સાથે હંમેશને માટે છેડો ફાડવો પડ્યો હશે. પાકિસ્તાનની પ્રશસ્તિમાં ઈકબાલે લખેલી કવિતા એમના 'સારે જહાં સે'ની સરખામણીમાં તદ્દન બે જાન લાગે છે. જાણે એ કોઈએ બંદૂકની અણીએ ન લખાવી હોય ! એમાં કવિનો આત્મા તો શું, એનો પડછાયો સુધ્ધાં નથી વરતાતો. જાણે કોઈ કાંડું પકડીને લખાવતું હોય એમ આ રાષ્ટ્રવાદી કવિને એની નવ-કવિતા લખવી પડી છે. મારા પાકિસ્તાનવાસી સર્જકો મારી આ નિખાલસ રજૂઆતને રાષ્ટ્રવાદનો રંગ ચડાવીને નહીં જુએ તો હું એમનો આભારી થઈશ. હું રાષ્ટ્રવાદી નથી, હું તો બ્રહ્માંડવાદી છું. પાકિસ્તાનને હું પારકું નથી ગણતો. 'સબૈ ભૂમિ ગોપાલ કી.' પણ ઈકબાલની રાષ્ટ્રવાદી કવિતા તરીકે 'સારે જહાં સે' બેમિસાલ છે એ તો કહેવું જ જોઈશે.

ઈંડિયા ગેટની એ સાંજ ખૂબ સંતર્પક લાગી. માણી તે ય તદ્દન અજાણ્યા જણ લેખે, સપરિવાર. 'જાણીતા' મહાનુભાવ તરીકે એકલપંડે અને કુટુંબ સાથે અનેક ઉત્સવોમાં સામેલ થવાની તક મળી છે. અહીં હિંદુસ્તાનની રાજધાનીની ઓળખ સમા ઈંડિયા ગેટ સમક્ષ સીસુબના બહાદુર જવાનોમાં બેઠેલા કલાધરનાં દર્શન કર્યાં – એક અદના હિંદુસ્તાની સ્વરૂપે, બાકીની બધી જ ઓળખ ઓગાળી દઈને. આ જ ઈંડિયા ગેટ આગળ 'અમર જવાન' જ્યોતિમાં દર્શન કરવા આવતા અને અનામી શહીદોને મસમોટો બૂકે ચડાવતા રાષ્ટ્રપતિ અને વડાપ્રધાન જેવા રાજદ્વારીઓને ટીવી પડદે નિહાળતાં, ક્યારેક ઠીંગરાઈ ગયેલી લોકૈષણા ભારેલા અગ્નિને ફૂંક મારતાં પ્રજળી ઊઠે એમ સળવળતી રહી છે. એ સાંજે એક અજનબી તરીકે ઈંડિયા ગેટનું આતિથ્ય માણી રહેલ ગુજરાતી લેખકને બીજું કોઈ ભલે ન ઓળખતું હોય - ઈંડિયા ગેટ તો છેલ્લાં ત્રીસેક વરસથી ઓળખે છે. નહીં નહીં તો ય અત્યાર લગી એની સો બસો વાર પ્રદક્ષિણા કરી હશે. લુટ્યિનની દિલ્હીના આંટાફેરા મારનાર માટે આ રાષ્ટ્રીય ઈમારતની પરિક્રમા ફરજિયાત બની જતી હોય છે. એનું એક કારણ એનું 'લોકેશન' છે.

■

ડૉ. લવકુમાર મ. દેસાઈ

## એક સંવેદનશીલ માતાની આત્મકથા

'એક પૂર્ણ-અપૂર્ણ' શ્રીમતી નીલા સત્યનારાયણની, મહારાષ્ટ્ર સરકારમાં IAS અધિકારી તરીકેનો સચિવનો ઉચ્ચ હોદ્દો ભોગવતાં સન્નારીની, મરાઠી ભાષામાં લખાયેલી આત્મકથા છે. તેમાં પુત્ર ચૈતન્યના જન્મથી માંડીને તે ૨૨ વર્ષનો થયો, એ સમયગાળાની કથા છે. શિક્ષિત સાધનસંપન્ન મહિલા મંદબુદ્ધિનું બાળક જન્મતાં માતા તરીકે કેવી કેવી સંવેદના અનુભવે છે અને ચૈતન્ય તેની કક્ષા પ્રમાણે યોગ્ય સિદ્ધિને વરી શકે છે તેની આ અનુભવકથા છે. તેમાં બાહ્ય ભૌતિક સામગ્રી કરતાં નાયિકાનાં વેદના-વ્યથા-વલોપાત-મંથન-અનેક અવરોધોમાંથી મક્કમ મને બહાર આવવાની સંકલ્પશક્તિને સૂક્ષ્મ સ્તરે કળાત્મક રીતે કંડાર્યાં છે. નાયિકાનો એક જ યક્ષપ્રશ્ન છે કે પરિવારના સહયોગના કારણે તે આ કસોટીમાંથી ઉત્તીર્ણ થઈ શકી, પણ સામાન્ય વ્યક્તિનું શું ? આવી માતાઓને હિંમત અને ધરપત પ્રાપ્ત થાય તે માટે નીલા સત્યનારાયણે ચોક્કસ સમયગાળો પસંદ કરી ચૈતન્યની ગતિવિધિને કેન્દ્રિત (ફોકસ) કરી છે. લેખિકા આત્મકથા લખવા પાછળનો પોતાનો ઉદ્દેશ સ્પષ્ટ કરતાં કહે છે :




'મારી આ કથા દ્વારા વિશ્વની એક માતાને ય જો થોડી ઘણી હામ મળશે, પોતાનું આત્મબળ પારખવાનું સામર્થ્ય મળશે તો મારું લેખન સાર્થક નીવડશે. જ્યારે આપણો સમાજ આવા સદસ્યોને પોતાનામાં સમાવી લેશે ત્યારે સાચા અર્થમાં આ વિશ્વ સુંદર, પવિત્ર અને પ્રેમમાં સમરસ થઈને પરિપૂર્ણ બનશે.' (પ્રસ્તાવના, પૃ. ૮)

નાયિકાનું કુટુંબ માત્ર ત્રણ જ વ્યક્તિનું. પતિ સત્ય, દીકરી અનુરાધા અને પોતે નીલા. દીકરીના જન્મ પછી આઠ વર્ષે 'ચૈતન્ય' દીકરાનો જન્મ થાય છે અને હવે કુટુંબ ચોરસ બને છે. તેનો હર્ષોલ્લાસ નાયિકા છુપાવી શકતી નથી. ચૈતન્યના પ્રાગટ્યની સાથે કેટકેટલી શારીરિક અને માનસિક વાતો જળોની જેમ ચોંટેલી હતી ! આત્મકથામાં ફ્લેશબેકમાં જઈ આ પરિસ્થિતિનું વિશદ આલેખન કર્યું છે.

અનુરાધા તો સિઝેરિયનથી આવી હતી, સાથે સાથે નાયિકાની તબિયતને લથડાવતી ગઈ હતી. તેનાથી અનુરાધા તરફ પૂરતું ધ્યાન અપાતું ન હતું. પણ માતાની વેદનાને સમજવાને બદલે સાસુમા અને તેના પરિવારે તેની પ્રતિષ્ઠાભરી નોકરીને મહત્ત્વ આપ્યું અને નાયિકાની શારીરિક સુવિધાને ધ્યાનમાં રાખી તેઓ અનુરાધાને બેંગ્લોર લઈ ગયાં. પુત્રીવિયોગને કારણે માતાની કેવી માનસિક સ્થિતિ થઈ હતી તેનો કોઈએ વિચાર ન કર્યો. વારંવારના ગર્ભપાત, સરકારી કામકાજનું ભારણ, પરિવારના વડીલોનાં એક પછી એક મૃત્યુ વગેરેને કારણે નાયિકા નોકરીમાં પણ અસુરક્ષાભાવ અનુભવવા લાગી. ફેમિલી ડૉક્ટરે જણાવ્યું કે જો હવે નોર્મલ ડિલીવરી થાય તો નાયિકાની તબિયત પહેલાં જેવી થઈ જશે. માતા બીજા બાળકની ઝંખના કરે છે તેમાં માત્ર પોતાની તબિયત સુધારણાનો ખ્યાલ ન હતો, અનુરાધા એકલી પડી ના જાય તે પણ સમાવિષ્ટ હતું. સહજ પ્રસૂતિ થાય એવા મક્કમ મનોબળથી હૉસ્પિટલમાં દાખલ થયેલી નાયિકા જ્યારે પરોઢિયે બે વાગીને એકવીસ મિનિટે દીકરાને જન્મ આપે છે ત્યારે તે નોંધે છે : 'ખરેખર ચમત્કાર થયો હતો. મારા આત્મબળનો વિજય થયો હતો.' (પૃ. ૮)

પણ આ વિજયની ખુમારી પછીના બે દિવસોમાં વેરણછેરણ થઈ જાય છે. ડૉક્ટરોની દોડધામ, બાળકને અન્ય હૉસ્પિટલમાં ખસેડવાની તજવીજ, લેડી ડૉક્ટરનો દુર્લક્ષ્યભર્યો વ્યવહાર, મિતભાષી પતિનું સહાનુભૂતિભર્યું મૌન... અંતે નાયિકાને ખબર પડી જાય છે કે આપેલી તારીખના બરાબર પંદર દિવસ પહેલાં જન્મેલું આ બાળક માત્ર એક કિલો ચારસો ગ્રામનું છે અને તેને ઈન્ક્યુબેટરમાં રાખ્યું છે,

**ડૉ. ભાનુમતી શાહ**

## 'અપરાજિતા' - પ્રવાસ-પ્રીતિ જન્માવતું અદ્‌ભુત સૌંદર્ય દર્શન

એકસોપાંચ દેશોમાં એકલાં પ્રવાસ કરનાર વિશ્વપ્રવાસી પ્રીતિ સેનગુપ્તાનાં પાંત્રીસેક પ્રવાસવર્ણનનાં પુસ્તકોમાંથી સંચય કરાયેલા છેંતાલીસ લેખોનો સંચય 'અપરાજિતા' - નામે ૨૦૦૭માં પ્રકાશિત થયો.

ઝુબેર કુરેશીએ પ્રીતિ સેનગુપ્તાને 'હિમ્મતે જનાના' તરીકે બિરદાવ્યાં છે

'ચાહવું, સહેવું અને કહેવું' એ એમનો જીવનમંત્ર છે તેમનાં વર્ણનો કેવળ વર્ણનો નથી. એમાં સતત માનવજીવનનો સ્પર્શ પમાય છે. 'અપરાજિતા' શીર્ષક પણ સૂચક છે.




આ લેખોમાં શબ્દે શબ્દે એમની સૌદર્ય દૃષ્ટિ, માનવીયતા, અભ્યાસપૂર્ણતા તથા કલાદૃષ્ટિનો સમન્વય જોવા મળે છે પરિણામે એમનાં વર્ણનો દસ્તાવેજી શુષ્ક ન બની રહેતાં જીવંત બની ધબકે છે.

વિશ્વના સાત ખંડ તથા ચુંબકીય ધ્રુવને 'સાડા સાતમો ખંડ' તરીકે લેખિકાએ વિભાજિત કર્યો છે જેમાં એશિયા, યુરોપ, ઉત્તર અમેરિકા, દક્ષિણ અમેરિકા, આફ્રિકા, ઓસ્ટ્રેલિયા, એન્ટાર્કિટકા તથા ચુંબકીય ધ્રુવનો સમાવેશ કર્યો છે.

આખા વિશ્વમાં એકલાં પ્રવાસ કરનાર આ લેખિકાને અનેકવાર એકલાં કેમ ફરો છો ? એવો પ્રશ્ન પૂછાયો છે ને ત્યારે એમણે એકલા ફરવાના ફાયદા વર્ણવતાં જણાવ્યું છે કે, તેથી વિચારો કરવાનો સમય મળે, ને વિચારો પણ સારા આવે. વળી બીજા પર નિર્ભર ન રહેવું પડે સ્વતંત્ર રીતે બધે ફરી શકાય. એમને મન શાંતિ અને પ્રસન્નતા મુખ્ય છે, જે એકલા ફરવાથી વિશેષ મળે. જો કે તેમણે એકલાં ફરવાની મુશ્કેલી અને અગવડ પણ વેઠ્યાં છે પોતે પરિણીત છે ને એકલાં ફરે છે, એ વાતે લોકોમાં વધુ કુતૂહલ પ્રેર્યું છે !

'અપરાજિતા'માં તેઓ લખે છે (કર્મભૂમિ મર્મભૂમિ પૃ. ૧૫૨) 'પરદેશ જવાનું થયું ત્યારે જવું હતું, નહોતું પણ જવું' - ઘર સ્વજનો, મિત્રો જ નહિ પણ ધરતીનો-પરિચિત હવા-માત્રનો વિરહ એમને કઠ્યો છે ને એ ઘર ઝુરાપો આજે પણ તેઓ અનુભવે છે. તેથી તો વર્ષમાં એકવાર - કદીક બે વાર પણ વતન અચૂક આવે જ આવે.

શરૂમાં અમેરિકાનું બધું જુદું લાગતું. ખરાબ પણ લાગતું કારણ એ કાંઈ દેવોનો દેશ ન હતો. માટીમાંથી ઘડાયેલ મનુષ્યોનો જ હતો. પણ ધીરે ધીરે ભ્રમણ કરતાં કરતાં અમેરિકા તેમજ વિશ્વ પ્રત્યેની દૃષ્ટિ ખુલી.

અમુક જગ્યા કઈ રીતે પસંદ કરી એવું કોઈ પૂછે ત્યારે તેઓ હવે એમનાં ધર્મશીલ મા ની જેમ વાત કરે છે 'સમય થાય છે ત્યારે તે તે જગ્યા જ તેમને બોલાવે છે' કોઈ પણ સૌદર્યસભર સ્થાન એમને માટે જાત્રાધામ છે

પ્રવાસે હોય ત્યારે કેવળ સ્થળોનો જ નહિ, લોકોના જનજીવનનો પણ તેઓ અભ્યાસ કરે છે લોકોમાં ભળી જઈ, સામાન્ય માનવની જેમ તેઓના ઐતિહાસિક, સાંસ્કૃતિક, ધાર્મિક, સામાજિક, જીવનને આત્મસાત્ કરી પછી એને વિસ્તારથી વર્ણવે છે.

તેઓ જ્યાં જ્યાં ગયાં ત્યાં એમનું પ્રેમપૂર્ણ સ્વાગત થયું છે. એક બે પ્રસંગ બાદ કરતાં બધે જ, બધે જ સારા અનુભવો થયા છે.

'અમેરિકામાં વસનારા બધા બદલાઈ જતા હોય છે' એવા ભારતીય ખ્યાલો સાથે તેઓ સંમત નથી. ભારતીયત્વ જતું કર્યા વગર પશ્ચિમત્વ, નૂતનત્વ, સુંદરત્વને અપનાવવા તેઓ સતત પ્રયત્નશીલ રહ્યાં છે અમેરિકાનાં ઘણાં શહેરો એમને સુંદર લાગ્યાં છે. પણ સૌથી વધુ મોહક લાગ્યું હોય તો

તે ઊંચી ટેકરીઓ પર વસેલું સાનફ્રાન્સિસ્કો છે. પ્રવાસના સૌંદર્યની વાત કરતાં કરતાં સમાજ અને શિક્ષણની ચિંતા પણ તેઓ કરી લે છે. અમેરિકાનું શિક્ષણ મૂલ્યનિષ્ઠ નહિ પણ ઉપયોગિતાવાદી એમને લાગ્યું છે. તેમ છતાં અમેરિકાએ એમને એક નવા જ વિશ્વનો પરિચય કરાવ્યો છે. સિંધુ નદીની સંસ્કૃતિના માપદંડથી એને માપી ન શકાય, એમ તેઓ માને છે.

આટલા દેશો અને એનાં મુખ્ય મુખ્ય શહેરોનાં કરેલાં વર્ણનો અત્યંત રોમાંચક છે. બધાંનો ઉલ્લેખ અહીં શક્ય નથી. તેમ છતાં 'સાડા સાતમો ખંડ'ના નામે વર્ણવેલા 'ચુંબકીય ધ્રુવ' અને એન્ટાર્કિટકાનો ઉલ્લેખ જરૂરી છે.

એન્ટાર્કિટકાનું વર્ણન કરતાં તેઓ ભાવવિભોર બની ઊઠે છે - 'આ તે કેવો સૂર્યલોક હતો ! જ્યાં સૂર્ય ઊગે નહિ, જ્યાં સૂર્ય આથમે નહિ.' આ અપૂર્વ મનોહારી દશ્ય જોતાં એમનામાં રહેલી કવિ પ્રતિભા બોલી ઊઠે છે -

અહીં તો આલોક પણ ધવલ, અંધકાર પણ ધવલ,
કરું છું યત્ન કે થાય, જીવન પણ ધવલ

અને મનન પણ ધવલ - (પૃ. ૨૪૬-૨૪૭) ને આવા સુંદર સ્થળે પછી જિંદગીનો કદી ન ભૂલાય એવો અકસ્માત થયો. જાણે કોઈ દૈવી તત્ત્વે જ સૌને ન બચાવ્યાં હોય ! મોટો અવાજ, જોરથી ધક્કો, વહાણ કશાક સાથે તો અથડાયું તો હતું જ, શું થયું, શું કરવાનું, કંઈ ન સમજાયું.

'સાડા સાતમો ખંડ'નો અનુભવ વળી અનોખો, અદ્‌ભુત. એન્ટાર્કિટકાના સમુદ્રમાં નડેલ અકસ્માત પછી એમના પતિની ચિંતા વધી ગયેલી. પ્રીતિ સેનગુપ્તા જેનું નામ. બસ ઠાન લી તો ઠાન લી. અંતે પતિએ નમતું જોખ્યું. સંમતિ આપી. એટલું જ નહિ, બહારગામ હતા તો પ્રવાસ પહેલાં ગુલાબની પચાસ કળી શુભેચ્છા સ્વરૂપે મોકલી ને સાદી મધુર ભાષામાં 'આનંદથી ફરજે, ને સુખરૂપ પાછી આવી જજે' - એવા પ્રેમસભર શબ્દો સાથે મોકલ્યા.

સૌથી વધારે રોમાંચકર હતું એ કલ્પન કે તેઓ સમુદ્રની સપાટી પર હશે, રહેશે, ચાલશે, સૂશે. બાળકની આંખમાંના વિસ્મયની જેમ તેઓ બધું જોતાં, બરફના ગોળાકાર ઢગલા જોઈ તેઓ રોમાંચિત થઈ ઊઠે. મિત્રો ના પાડે તોયે બરફ તેઓ ખાય પણ ખરાં. એ બરફ એટલે જાણે આઈસ્ક્રીમના દડા ન હોય ! મૃદુ ઉપાંગો રૂના ઢગલાને કાંત્યા હોય એવો 'ગાભલો લાગે.'

તેઓ ઘડીભર જાણે બાળક બની જતાં. રોબર્ટ પિયરીની જેમ લેખિકાનું પ્રયોજન સિદ્ધ થયું. ત્યાં પહોંચનાર તેઓ પ્રથમ ભારતીય સ્ત્રી કે મુસાફર બન્યાં હતાં.

વાસ્તવિકતા એટલી જ હતી કે એ હિમાચ્છાદન, એ શ્વેતતા, એ સ્થાનની અપરિમેયતા એ જ સત્ય હતું સંસારનું. કશું હવે જોઈતુ ન હતું. એ હિમશય્યા પરથી ઊઠવું નહોતું. ઊઠીને બીજે જવાનું હતું જ ક્યાં ? નાનકડા એ હિમસ્ફુલિંગોમાં એમણે એવા આકાર ને આકૃતિ જોયાં કે એ મહામહિમ્નની પ્રશંસા અને આરાધનામાં એમનું હૃદય દ્રવી ઊઠ્યું. એ હતો આનંદિત પરિપૂર્ણતાનો અનુભવ.

'અપરાજિતા'માં પ્રવાસ-પ્રીતિ જન્માવે એવા અદ્‌ભુત સૌંદર્યનો ગુલાલ અત્ર-તત્ર વેરાયો છે.

■

'અપરાજિતા', પ્રીતિ સેનગુપ્તા, પ્ર. આ. ૨૦૦૭, મૂલ્ય રૂ. ૧૭૦, રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, અમદાવાદ - ૩૮૦૦૦૯

---

" 'You said it'નાં વૉલ્યૂમ્સમાંથી પસાર થતાં એક દસ્તાવેજી ફિલ્મ નિર્માતાને એવો વિચાર આવ્યો કે મારાં કાર્ટૂન્સ પર આધારિત એક ફિલ્મ બનાવવી જોઈએ. નિર્માતા એક સન્નારી હતાં અને આ પ્રકારની ફિલ્મો બનાવવામાં ખૂબ જ સફળ હતાં. તેમણે જ્યારે આ વિચાર મારી સમક્ષ મૂક્યો ત્યારે એ વિચારને સીધો જ ખારિજ કરતાં મેં કહ્યું કે મને આ ક્ષેત્રનો કોઈ અનુભવ નથી સિવાય કે દાયકા પહેલાં થોડા સમય માટે, મદ્રાસના એક સ્ટુડિયોમાં મેં કાર્ટૂન ફિલ્મો બનાવવાનો અખતરો કરી જોયેલો... નિર્માતાએ એમના પ્રયત્નો ચાલુ રાખ્યા. એમણે કહ્યું કે કથાવસ્તુ મારા 'કોમન-મેન'ના જીવન ઉપર આધારિત હશે. એના રોજ-બ-રોજના અનુભવોને લઈને પ્રસંગોની શૃંખલા ગોઠવાશે. એ શહેરની બસ કે ટ્રેઈન પકડીને ઑફિસ પહોંચતો હોય, રેશનીંગની દુકાનની સામે લાઈનમાં ઊભો હોય, બાથરૂમમાં નળના અટકી અટકીને આવતા અપૂરતા પાણી સાથે ગડમથલ કરતો હોય વગેરે વગેરે. આવું કંઈક વર્ણન કર્યા પછી નિર્માતા મારી સામે જોઈ રહ્યાં - જાણે કે બાકીની જરૂરી વિગતો હું પૂરી કરી આપવાનો હોઉં ! મેં કહ્યું કે મારો કોમન-મેન વાસ્તવિક ન હતો. એ એના જીવનમાં એક પણ શબ્દ બોલ્યો નથી. એ જો હોઠ હલાવશે અને બોલવા લાગશે તો અજુગતું જ લાગશે..."

આર. કે. લક્ષ્મણ

('The Tunnel of Time'માં)

# ઘુડખર ઉર્ફે Wild Ass ઉર્ફે ગુલાબી જંગલી ગધેડા (Equus hemionus khur)

હેમેન્દ્ર એ. શાહ



આ વિશેષ પ્રાણી માટે, તેના રક્ષણ માટે ગુજરાતમાં 'ધ્રાંગધ્રા સેન્ક્ચ્યુઅરી' તરીકે ઓળખાતા વિસ્તારમાં લગભગ ૪,૯૫૦ સ્કે.કિ.મી. જમીન ફાળવીને વાઈલ્ડ એસ સેન્ક્ચ્યુઅરી બનાવવામાં આવી છે ઘુડખરને ઘણા 'ઈન્ડિયન ઝીબ્રા' તરીકે પણ ઓળખે છે.

ગુજરાતમાં ધ્રાંગધ્રાથી ૨૫ થી ૩૦ કિ.મી.ના અંતરે મુખ્યત્વે કચ્છના નાના રણમાં ઘુડખર જોવા મળે છે. કચ્છના નાના રણ ઉપરાંત કચ્છના મોટા રણમાં તથા બંને રણની સીમા ઉપર આવતા પ્રદેશોમાં જેવા કે સુરેન્દ્રનગર, મહેસાણા તથા બનાસકાંઠાની સીમમાં આવતા પ્રદેશોમાં પણ તે જોવા મળે છે

મારી જાણ પ્રમાણે ઘુડખર વિશ્વમાં ફક્ત બે જ જગ્યાએ જોવા મળે છે ગુજરાતમાં અને મેક્સિકોમાં. જો કે મેક્સિકોના જંગલી ગધેડા થોડા જુદા પ્રકારના છે

મુખ્યત્વે ફક્ત ૧૦ સે.મી. ઊંચા ઘાસને ખાઈને નભતા આ સફેદ પ્રાણી ઉપર મોહક ગુલાબી રંગનાં ધાબાં પડેલાં હોય છે જ્યારે તે દોડતું હોય ત્યારે નાની સાઈઝનો ઘોડો દોડતો હોય તેવું લાગે. ઘુડખર શરમાળ પ્રાણી છે તેની પાછળ જીપ દોડાવીને તેની અત્યંત નજીક જઈએ છીએ ત્યારે તે ગભરાઈને ઘણીવાર ગબડી પડે છે. ઘણા તસવીરકારો ગબડી પડતા વાઈલ્ડ એસને બતાવવા તેની પાછળ જીપને દોડાવીને ક્રૂર રમત રમતા હોય છે વાઈલ્ડ લાઈફ પ્રોટેક્શન એક્ટ પ્રમાણે આ એક ગુન્હો બને છે જંગલી ગધેડા ભયના આરે પહોંચેલું 'એન્ડેન્જર્ડ' કેટેગરીવાળું પ્રાણી છે તે આપણે ભૂલવું જોઈએ નહીં.

સામાન્ય રીતે ઘુડખરની લંબાઈ ૨૧૦ સે.મી. અને ઊંચાઈ ૨૧૫ થી ૨૨૦ સે.મી.ની હોય છે વજન ૨૨૦ થી ૨૪૦ કિ.ગ્રા.નું હોય છે. તેનું આયુષ્ય ૨૪ થી ૨૬ વર્ષની આસપાસ હોવાનું મનાય છે તે સંવનન ચોમાસામાં કરે છે અને ૧૧ મહિનાના ગર્ભ ધારણ પછી ફક્ત એક બચ્ચાને જન્મ આપે છે

તેનો મુખ્ય ખોરાક ઘાસ, પાંદડાં, ગાંડા બાવળની શિંગો અને ખેતીવાડીનો પાક પણ છે ગુજરાતમાં હાલ ઘુડખરની વસ્તી ૩૩૦૦ની આસપાસ ગણાય છે ૨૮-૩૦ મહિનાનું થાય ત્યારે તે પુખ્તતા ધારણ કરે છે

ઘુડખરની સંખ્યા ઘટે નહીં અને તેને પૂરતું રક્ષણ મળી રહે તે હેતુથી ૧૯૭૩માં ધ્રાંગધ્રા સેન્ક્ચ્યુઅરી સ્થાપવામાં આવી હતી. આ અભ્યારણ્ય રાજકોટ એરપોર્ટથી ૧૩૮ કિ.મી., અમદાવાદ એરપોર્ટથી ૨૧૦ કિ.મી.ના અંતરે આવેલું છે દશાડા પાસેના ઝૈનાબાદથી એક પ્રાઈવેટ ઓપરેટર વાઈલ્ડ એસની ટૂર પણ ઓર્ગેનાઈઝ કરે છે

વાઈલ્ડ એસની ફોટોગ્રાફી કરવા હું કચ્છના નાના રણમાં ગયો ત્યારે મને એક અત્યંત રોમાંચક અને અવિસ્મરણીય અનુભવ થયો. બે-ત્રણ ઘુડખરના ગ્રુપને દૂરથી જોઈને મેં મારો ટેલિફોટો લેન્સ ફોકસ કર્યો ત્યારે જોવા મળ્યું કે ઘુડખરની પાછળ એક વિશાળ પટવાળી નદી વહી રહી છે મારી જીપને તેની થોડી નજીક લઈ ગયો તો જોવા મળ્યું કે એક ઘુઘવતો દરિયો પણ પૃષ્ઠભૂમિમાં છે સૂકા ભઠ રણમાં પાણી ? હું વિચારમાં પડી ગયો. પછી મેં ચૂંટલી ખણીને ખાતરી કરી કે હું જાગું છું અને આ સ્વપ્ન નથી. થોડીવાર પછી મને ખ્યાલ આવ્યો કે આ તો ઝાંઝવાનાં જળ છે 'મિરાજ' છે મારી આંખનું 'ઓપ્ટીકલ ઈલ્યુઝન' છે. વિચાર કરતાં લાગ્યું કે સંતોએ, ફિલસૂફોએ અને આધ્યાત્મિક પુરુષોએ જ્ઞાનવાણીમાં કહ્યું છે તેવું જ છે સંસારનાં સુખો પણ આવાં ઝાંઝવાનાં જળ જેવાં જ છે ને ? ■

મુકુન્દ પી. શાહ

**મોહમ્મદ માંકડને અર્પણ થયેલો રણજિતરામ સુવર્ણચંદ્રક**

તા. ૩૧ મી મેના રોજ ભાઇકાકા ભવન ખાતે ગુજરાત સાહિત્ય સભાનો ઇ. સ. ૨૦૦૭નો રણજિતરામ સુવર્ણચંદ્રક સુપ્રસિધ્ધ સાહિત્યકાર મોહમ્મદ માંકડને સંસ્થા પ્રમુખ ડૉ. મધુસૂદન પારેખના હસ્તે અર્પણ કરાયો હતો.

આ પ્રસંગે પૂ. મોરારિબાપુએ મોહમ્મદભાઇનું અભિવાદન કર્યું હતું અને જેમના સૌજન્યથી આ સમારંભ યોજાયો હતો તે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રસિધ્ધ કરેલ મોહમ્મદ માંકડના નિબંધસંગ્રહ 'પ્રાર્થના'નું લોકાર્પણ કર્યું હતું.

ડૉ. પ્રવીણ દરજીએ મોહમ્મદભાઇના જીવન અને કવનની વાત કરી હતી. ડૉ. રઘુવીર ચૌધરી મોહમ્મદભાઈની નવલકથાઓ અંગે બોલ્યા હતા તો ડૉ. કુમારપાળ દેસાઇએ નિબંધસંગ્રહ 'પ્રાર્થના'નો આસ્વાદ કરાવ્યો હતો.

પ્રારંભમાં અલકાબહેન શાહની પ્રાર્થના પછી પ્રો. પ્રિયકાન્ત પરીખે સ્વાગત પ્રવચન કરી સંસ્થાની પ્રવૃત્તિઓ જણાવી હતી. મોહમ્મદભાઇએ પોતાનો પ્રતિભાવ આપ્યો હતો યોગેશ જોષીએ આભારદર્શન કર્યું હતું. સંચાલન પ્રફુલ્લ રાવલે કર્યું હતું.

**'વલી' ગુજરાતી ગઝલ એવૉર્ડ અર્પણ કરાયા**

તા. ૧૮મી મેના રોજ ભાઇકાકા હૉલ, અમદાવાદ ખાતે 'વલી' ગુજરાતી ગઝલ કેન્દ્ર, ગુજરાત રાજ્ય, ગાંધીનગરના ઉપક્રમે યોજાયેલા કાર્યક્રમ અંતર્ગત લોકપ્રિય ગઝલકાર જલન માતરીને ઇ. સ. ૨૦૦૭નો તથા 'આદિલ' મન્સૂરીને ૨૦૦૮નો 'વલી' ગુજરાતી ગઝલ એવૉર્ડ રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગના મંત્રી ફકીરભાઇ વાઘેલાએ અર્પણ કર્યો.

આ પ્રસંગે ડૉ. ચિનુ મોદીએ 'જલન માતરી તથા આદિલ મન્સૂરીનું ગઝલક્ષેત્રે પ્રદાન' વિષયક વ્યાખ્યાન આપ્યું હતું. એવૉર્ડ મેળવનારા બંને ગઝલકારોએ પોતાની કેટલીક ગઝલો રજૂ કરી હતી.

પ્રારંભમાં ગુજરાત સાહિત્ય અકાદમીના મહામાત્ર કિરીટ દૂધાતે સ્વાગત પ્રવચન કર્યું હતું. સમારંભનું સંચાલન અંકિત ત્રિવેદીનું હતું.

**જૂથિકા રૉયની આત્મકથાનું લોકાર્પણ**

તા. ૨૨મી મેના રોજ ટાઉન હૉલ, અમદાવાદ ખાતે ૮૮ વર્ષનાં વિખ્યાત ગાયિકા જૂથિકા રૉયની બંગાળી આત્મકથાના સુજ્ઞા શાહે - કરેલા ગુજરાતી અનુવાદ 'ચૂપકે ચૂપકે બોલ મૈના'નું લોકાર્પણ તથા જૂથિકા રૉયનું અભિવાદન સ્વામી સચ્ચિદાનંદજીએ કરી તેમને માનધન અર્પણ કર્યું હતું. આ પ્રસંગે લાલ રાંભિયા, પુસ્તકના સંપાદક રજનીકુમાર પંડયા અને ડૉ. ધીરુભાઇ પરીખે પ્રાસંગિક પ્રવચન કર્યાં હતાં. તુષાર ભાટિયાએ જૂથિકા રૉયનાં ભજનો સંભળાવી રસદર્શન કરાવ્યું હતું.

જૂથિકા રૉયે પોતાનાં જાણીતાં ભકતીગીતો ગાઇને શ્રોતાઓને ભાવવિભોર કરી દીધા હતા. સંચાલન ઉર્વીશ કોઠારીનું હતું. પ્રારંભમાં, જનાર્દન રાવળ અને હર્ષિદા રાવળે ભકિતગીતો ગાયાં હતાં.

**'ગઝલપૂર્વક' અંકિત ત્રિવેદીના ગઝલસંગ્રહનું વિમોચન**

તા. ૧૭ મી મેના રોજ ભાઇદાસ હૉલ, મુબંઇ ખાતે અંકિત ત્રિવેદીના ગઝલસંગ્રહ 'ગઝલપૂર્વક'ની બીજી આવૃતિનું વિમોચન 'આદિલ' મન્સૂરીના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે યોજાયેલ મુશાયરામાં જલન માતરી, 'આદિલ' મન્સૂરી, ખલીલ ધનતેજવી, સુરેન ઠાકર 'મેહુલ', હર્ષ બ્રહ્મભટ્ટ, રાજેશ વ્યાસ 'મિસ્કીન', ઉદયન ઠકકર, હેમેન શાહ, મુકુલ ચોકસી, રઇશ મનીઆર, મૂકેશ જોશી, હિતેન આનંદપરા અને સૌમ્ય જોશી વગેરેએ ભાગ લીધો હતો. સુરેશ દલાલે પ્રાસંગિક વકતવ્ય આપ્યું હતું.

**સુધીર પટેલના ગઝલ સંગ્રહનું વિમોચન**

મૂળ ભાવનગરના અને હાલ અમેરિકાસ્થિત કવિશ્રી સુધીર પટેલના ત્રીજા ગઝલ સંગ્રહ 'ઉકેલીને સ્વયંના સળ'નો વિમોચન સમારોહ તા. ૦૭/૦૬/૨૦૦૮ શનિવારે સાંજે ૭ કલાકે 'બુધ સભા' શિશુવિહાર દ્વારા વાલીમા વાનપ્રસ્થ સભાગૃહ ખાતે યોજાઇ ગયો.

કવિશ્રીના પિતાશ્રી પરબતભાઇ પટેલના હસ્તે પુસ્તકનું વિમોચન થયા બાદ વિશેષ વકતા માય ડિયર જયુએ પોતે વાર્તાકાર અને ગદ્ય સાથે નિસ્બત ધરાવતા હોવા છતાં, ગઝલથી આકર્ષાતા રહ્યા હોવાની વાત કરીને સર્જકની પોતાના સળ ઉકેલતા જવાની નિરંતર પ્રક્રિયાને આવકારી હતી.

કવિશ્રી સુધીર પટેલે આ પ્રસંગે ગઝલોનું પઠન કર્યું હતું. કાર્યક્રમના અધ્યક્ષપદેથી શ્રી તખ્તસિંહ પરમારે અંતરના આશિષ સાથે સંગ્રહમાંથી ભાવકોને સંતુષ્ટ કરતી ગઝલો મળવા વિશે આનંદસહ આશા વ્યકત કરી હતી. કાર્યક્રમનું સંચાલન શ્રી અજય પાઠકે કર્યુ હતું.



**ભાવેશ ભટ્ટના ગઝલ સંગ્રહ 'છે તો છે'નું વિમોચન**

તા. ૧૦મી જુનના રોજ એચ. કે કોલેજના શ્રી ચિનુભાઇ સભાગૃહ ખાતે નવભારત સાહિત્ય મંદિર પ્રકાશિત ભાવેશ ભટ્ટના ગઝલસંગ્રહ 'છે તો છે'નું વિમોચન ખ્યાતનામ શાયર 'આદિલ' મન્સૂરીએ કર્યું હતુ અને સંગ્રહમાંની ત્રણેક રચનાઓનુ પઠન કર્યું હતુ.

આ પ્રસંગે આચાર્ય સુભાષ બ્રહ્મભટ્ટે આવકાર પ્રવચન કર્યું હતુ તે પછી લાભશંકર ઠાકરની વિશેષ ઉપસ્થિતિમા એક કવિ સમેલન યોજાયુ હતુ જેનુ સચાલન હરદ્વાર ગોસ્વામીએ કર્યું હતુ કવિ સમેલનમાં તેમણે તથા 'આદિલ' મન્સૂરીએ પોતાની રચનાઓ રજૂ કરી હતી. આ ઉપરાત ધૂની માંડલિયા, રાજેશ વ્યાસ 'મિસ્કીન', કૃષ્ણ દવે, સૌમ્ય ભટ્ટ, હર્ષદેવ માધવ, રાજેન્દ્ર પટેલ, કુમાર જૈમિની શાસ્ત્રી, અશોક ચાવડા, અંકિત ત્રિવેદી, અનિલ ચાવડાએ પોતાની રચનાઓનું પઠન કર્યું હતુ. ભાવેશ ભટ્ટે પ્રતિભાવ આપ્યો હતો

**બી કેશર શિવમ્‌ની આત્મકથાના પુસ્તકનું વિમોચન તથા પારિતોષિક વિતરણ**

તા. ૨૭મી મેના રોજ ગુજરાતી દલિત સાહિત્ય સભા, ગાંધીનગરના ઉપક્રમે યોજાયેલ સમારભમાં બી. કેશર શિવમ્‌ની આત્મકથા 'પૂર્ણ સત્ય'ના ગીતા ચૌધરીએ કરેલા અગ્રેજી અનુવાદ 'The whole Truth and nothing but the Truth'નુ વિમોચન દીના પડયાએ કર્યું હતું

આ પ્રસગે બી કેશર શિવમ્ વાર્તા સ્પર્ધાના હાજર રહેલા વિજેતાઓને પારિતોષિક રૂ ૧, ૦૦૦/-નુ માય ડિયર જ્યુ અને સજય ચૌહાણને સરખે હિસ્સે અને ત્રીજુ રૂ ૫૦૦/-નુ દીના પંડયાને તથા અન્ય ૧૧સ્પર્ધકોને રૂ ૧૦૦/-નાં આશ્વાસન પારિતોષિકો અપાયા હતા. પ્રથમ પારિતોષિકના રૂ ૧૫, ૦૦૦/મા કેશર શિવમે પોતાના પેન્શનના રૂ ૧૧,૦૦૦/ ઉમેરી રૂ ૨૬, ૦૦૦/ બળાત્કારનો ભોગ બનેલી પાટણની દલિત બાળાને તથા બનાસકાઠા જિલ્લાના બુકણા ગામના હિજરતીઓને મોકલવાનુ જાહેર કરાયુ હતુ.

**'કર્મનો સિધ્ધાંત' પુસ્તકનાં મલયાલમ અને કન્નડ ભાષામાં પ્રગટ થયેલાં પુસ્તકોનું વિમોચન**

તા. ૩૦મી એપ્રિલના રોજ ગુજરાત વિશ્વકોશ ભવનના હીરાલાલ ભગવતી સભાગૃહ ખાતે હીરાભાઇ ઠકકરના ગુજરાતી ભાષામા પ્રગટ થયેલા 'કર્મનો સિધ્ધાંત' પુસ્તકનો કુસુમ પ્રકાશન અમદાવાદ દ્વારા કે કે ભાસ્કરન પય્યનૂરે કરેલ મલયાલમ અને શિવાનદ જોશીએ કરેલ કન્નડ અનુવાદનાં પુસ્તકોનુ વિમોચન ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયક ડૉ. સુદર્શન આયગારે કર્યુ હતુ અને તે પુસ્તકો મહેશભાઇ હીરાભાઇ ઠકકરને અર્પણ કર્યાં હતાં.

આ પ્રસંગે ડૉ કુમારપાળ દેસાઇ, ડૉ. શાતિકુમાર પડયા, ડૉ. કે કે ભાસ્કરન પય્યનૂર, મહેશભાઇ ઠકકર વગેરેએ પ્રાસગિક પ્રવચનો કર્યાં હતા.

કુસુમ પ્રકાશન વતી 'નવચેતન'ના તંત્રી મુકુન્દ શાહે સ્વાગત પ્રવચન અને આભારદર્શન કર્યું હતુ હેમંત શાહે મહેમાનોનુ પુસ્તકો વડે સ્વાગત કર્યું હતું

સમગ્ર કાર્યક્રમનું સચાલન'નવચેતન'ના સપાદક ડૉ. પ્રીતિબહેન શાહે કર્યું હતુ. પ્રારંભમાં અલ્પાબહેન શાહે પ્રાર્થના રજૂ કરી હતી.

**'સાહિત્ય સંગમ'ની અમદાવાદ શાખાનું ઉદ્‌ઘાટન, ગ્રંથયાત્રા અને પુસ્તકોનું લોકાર્પણ**

તા. ૩૧મી મેના રોજ સુરતની જાણીતી પ્રકાશન સસ્થા 'સાહિત્ય સગમ'ની ગાધીરોડ પર આવેલ બાલાહનુમાનની સામે આવેલી કચરિયા પોળ ખાતે અમદાવાદ શાખા - 'સાહિત્ય ચિંતન'નુ ઉદ્‌ઘાટન ભગવતીકુમાર શર્મા અને નાનુભાઇ નાયકે, ડૉ. કુમારપાળ દેસાઈ અને ડૉ. ચંદ્રકાન્ત મહેતાના અતિથિવિશેષપદે યોજાયેલા સમારંભમા કર્યું હતું સચાલન ડૉ. ઉષાબહેન ઉપાધ્યાયે કર્યું હતુ ડૉ અશ્વિન દેસાઈએ સસ્થાનો પરિચય આપ્યો હતો. જનક નાયકે આભારદર્શન કર્યું હતું

બીજે દિવસે - તા. ૧લી જૂનના રોજ સવારે ૯ ૩૦ વાગે ઇન્કમટેક્ષ ચાર રસ્તા પાસેથી નીકળેલી ગ્રથયાત્રા જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે પહોંચી ત્યારે ત્યા રા. વિ. પાઠક સભાગૃહમા સભાના રૂપમા ફેરવાઇ ગઇ હતી અને તેને ડૉ. રઘુવીર ચૌધરી, નાનુભાઇ નાયક, રવીન્દ્ર પારેખ, અનિલા દલાલ, યોગેશ જોષી, ભારતીબહેન ર દવે, ભગવતીકુમાર શર્મા વગેરેએ સબોધી હતી અને નાનુભાઇ નાયકની પ્રવૃત્તિને બિરદાવી હતી

સચાલન રાજેન્દ્ર પટેલે કર્યું હતું. એ જ દિવસે સાજે પાંચ વાગ્યે ટાગોર હોલ ખાતે નારાયણભાઇ દેસાઇના અધ્યક્ષસ્થાને ડૉ ગુણવંત શાહના અતિથિવિશેષપદે અને ડૉ. રઘુવીર ચૌધરી તથા ભગવતીકુમાર શર્માની વિશેષ ઉપસ્થિતિમાં ગ્રથયાત્રા રનાં ૨૧ પુસ્તકોનુ લોકાર્પણ યોજાયુ હતું. નાનુભાઇ નાયકે આભારદર્શન અને અંકિત ત્રિવેદીએ સંચાલન કર્યુ

**આપણો સાહિત્ય વારસો**

ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે યોજાતા, ગુજરાતી ભાષાના, દરિયાપારના વિદ્યમાન કવિઓ દ્વારા એમની પસદગીની કાવ્યકૃતિઓના પઠનનો કાર્યક્રમ 'આપણો સાહિત્ય વારસો' તા. ૧૦મી જૂને ગુજરાત સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે યોજાયો હતો. જાણીતા શાયર 'આદિલ' મન્સૂરીએ પોતાની ગઝલો રજૂ કરી હતી, તેમનો પરિચય રાજેન્દ્ર પટેલે આપ્યો હતો ભૂમિકા ડૉ. અનિલા દલાલે બાંધી હતી. કવિ નાટ્યકાર લાભશકર ઠાકરે રે મઠ'મા આવતા 'આદિલ' સાથેના સસ્મરણો કહ્યા હતાં અને નાટ્ય લેખક તરીકેના 'આદિલ' મન્સૂરીના પાસાને ઉજાગર કર્યું હતું.

રતિલાલ બોરીસાગરે આભારદર્શન કર્યું હતું.

**રવીન્દ્રનાથ ટાગોરના ગીતની ચર્ચા અને શ્રવણ**

તા. ૫મી જૂનના રોજ ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે રવીન્દ્ર ભવન અને ગુજરાતી સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે રવીન્દ્રનાથ ટાગોરના 'યદી પ્રેમ દિલેના પ્રાણે' ગીતની ચર્ચા પ્રો. ભોળાભાઇ પટેલ અને શૈલેશ પારેખે કરી હતી.

**સંસ્કાર વર્તુળ, બારડોલી**

ટૂંકી વાર્તાના લેખન માટે કૌશલ્ય કેળવવાના હેતુથી સંસ્કાર વર્તુળે બારડોલીમાં વાર્તાશિબિરનું આયોજનકર્યું છે. આ શિબિરમાં દર પખવાડિયે માર્ગદર્શક તરીકે સુરતથી શ્રી રવીન્દ્ર પારેખ આવીને ટૂંકી વાર્તાનાં વિવિધ પાસાંઓની છણાવટ કરે છે. તા. ૫-૪-૦૮ ને શનિવારે મળેલી પહેલી બેઠકમાં ભારતીબહેન રાણેએ સ્વરચિત વાર્તા 'પુનરાગમન'નું વાચન કર્યું હતું. તા. ૧૩-૪-૦૮ ના દિને બીજી બેઠકમાં સંધ્યા ભટ્ટ અને વિક્રમ ચૌધરીએ વાર્તા વાંચી હતી. રવીન્દ્રભાઇએ ટૂંકી વાર્તામાં વર્ણનનો મેદ ઓછો કરવા તરફ તેમજ સંકેતોથી સૂચન કરવા તરફ ધ્યાન દોર્યું હતું. વાર્તામાં નવીન વિષયોના આલેખન પર તેમણે ખાસ ભાર મૂકયો હતો.

અત્યાર સુધી થયેલી પખવાડિક છ બેઠકોમાં ગભરુ ભડિયાદરા, કલાબહેન પટેલ અને અમ્લાન ચક્રવર્તીએ પોતાની કૃતિઓ રજૂ કરી હતી. 'સંસ્કાર વર્તુળ' ના પ્રમુખ શ્રી રમણ પાઠકની ઉપસ્થિતિમાં ચાલી રહેલી આ શિબિરમાં રવીન્દ્રભાઇના માર્ગદર્શનનો લાભ કોલેજના વિદ્યાર્થીઓને પણ મળ્યો છે.

(અહેવાલ : ભારતી રાણે, સંધ્યા ભટ્ટ)

**સાહિત્યિક નિબંધ સ્પર્ધા**

સાહિત્ય-સંસદ, સાન્તાક્રૂઝ અને મહારાષ્ટ્ર રાજ્ય ગુજરાતી સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સંશોધનાત્મક લેખનને ઉત્તેજન આપવા માટે એક વિશિષ્ટ નિબંધ સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું છે. તેમાં ભાગ લેવાનું સૌ સાહિત્યપ્રેમી ભાઈબહેનોને આમંત્રણ છે. પહેલું ઈનામ રૂા. ૫૦૦૦, બીજું ઈનામ રૂા. ૩૦૦૦ તથા ત્રીજું ઈનામ રૂા. ૨૦૦૦ આપવામાં આવશે.

નિબંધ મોકલવાની અંતિમ તારીખ ૩૧-૮-૨૦૦૮ છે.

નિબંધ સ્પર્ધાની શરતો મેળવવાનું તથા નિબંધો મોકલવાનું સરનામું : સાહિત્ય સંસદ સાન્તાક્રૂઝ, પ્રમુખ : કનુભાઈ સૂચક, ૩-વિવેક, ૧૮૫, એસ.વી. રોડ, વિલેપાર્લે (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૫૬. સંપર્ક : ૦૯૮૭૦૦૦૭૩૭૧ / ૦૨૨ ૨૬૭૧ ૦૮૦૮. E-mail : kanubhai@hotmail.com OR kanubhai.suchak@gmail.com (ઈ-મેઈલથી મોકલેલા નિબંધો સાથે વાપરેલાં ફોન્ટનું સોફ્ટવેર એટેચ કરવું જરૂરી છે.) ■

---

**'આનર્ત' ની અસ્મિતાના વધુ એક ઉદ્ગાતાની વિદાય**



આજીવન લોકસેવક, સમાજલક્ષી કેળવણીકાર અને સ્વાતંત્ર્યસેનાની શ્રી રસિકલાલ દવેના તારીખ ૫ જૂન ૨૦૦૮ના રોજ થયેલા અવસાન સાથે વડનગરના કીર્તિસ્તંભનો વધુ એક કાંગરો ખરી પડયો. વડનગરના પ્રાચીન ઇતિહાસની ભવ્યતા ઉજાગર કરી એને એક વિસ્મૃત ભગ્નાવશેષમાંથી ગુજરાતી ગરિમા અને અસ્મિતાના પ્રતીક સ્વરૂપે પુનઃપ્રતિષ્ઠિત કરવામાં જે થોડાક ઇતિહાસવિદો, સારસ્વતો અને સામાજિક કાર્યકર્તાઓનો મહત્ત્વનો ફાળો રહયો છે એમાં શ્રી રસિકલાલ દવેનું નામ નિઃશંક મૂકી શકાય.

દવેસાહેબના હુલામણા નામથી જાણીતા રસિકભાઇ હંમેશાં ઉમળકાના માણસ રહ્યા. સૌરાષ્ટ્રમાં એમની કારકિર્દી પ્રજાસમાજવાદી કર્મશીલ તરીકે પોંખાઇ હતી. વડનગરને વતન તરીકે અપનાવ્યા પછી એમણે સવિશેષ તો શૈક્ષણિક ક્ષેત્ર ખેડયું હતું. એમણે અને એમનાં શિક્ષિકા જીવનસંગિની સરલાબહેને આનર્ત શિક્ષણ કેન્દ્ર તરીકે ઓળખાતી, વડનગર પંથકનાં વંચિત-સર્વહારા સમુદાયનાં બાળકોને નજર સમક્ષ રાખી શરૂ કરેલી શાળા અને સ્વ. રમણલાલ જોશીના પરામર્શન હેઠળ સ્થાપેલી વડનગર એજ્યુકેશન સોસાયટીની વડનગર આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ એમનાં જીવંત વિદ્યાસ્મારકો છે.

રસિકલાલ દવે રાજકારણમાં ખાસ્સા સક્રિય રહ્યા. તેઓ મહેસાણા જિલ્લા પંચાયતમાં વડનગરની બેઠક પરથી ચૂંટાઇને બાંધકામ સમિતિના અધ્યક્ષ પણ રહ્યા હતા. સમાજજીવનના પ્રશ્નો પરત્વે તેમની જાગરૂક ભૂમિકા સ્મરણીય રહેશે. તેઓ 'ચર્ચાપત્રી' તરીકે પણ જાણીતા હતા. અપનાવ્યું ત્યારથી વડનગરને એમણે અખૂટ પ્રેમ કર્યો. એમની દીકરીનું નામ પણ એમણે તાનારીરી રાખેલું.

દોઢ-બે વરસથી પણ ઓછા સમયગાળામાં વડનગરના ત્રણ મહારથી એક પછી એક વિદાય થઇ જતાં વડનગર ખાસ્સુ રાંકડું બન્યું છે. ડૉ. વસંત પરીખ અને રમણલાલ જોશી જેવી શ્રી રસિકલાલ દવેની ખોટ પણ એને સાલશે.

- કેશુભાઇ દેસાઇ

**ઉમાશંકર જોશીનું 'દર્શન'**

'ઉદ્દેશ'ના મે, ૨૦૦૮ના અંકમાં ઉમાશંકર જોશીનુ 'દર્શન' (કાવ્ય) પ્રકાશિત છે (નવેમ્બર, ૧૯૪૮, 'વસંત વર્ષા' 'સમગ્ર કવિતા', ૧૯૮૧, પૃ. ૪૯૭-૫૦૧)

કવિશ્રી ઉમાશંકર જોશીનું કથન છે

'યુવક રવીન્દ્રનાથને કલકત્તામા એકવાર સૂર્યોદય સમયે જીવનનો એક મહાન અનુભવ થયો. આખ આગળથી જાણે કે પડદો સરી ગયો ને સમસ્ત વિશ્વ એકરૂપે દેખવા મળ્યુ. એવામા સામે રસ્તા પર બે મજૂરો હસતા હસતા ચાલ્યા જતા એમની નજરે પડ્યા. એમાં સચરાચર સૃષ્ટિમાં ઊભરાતા આનંદને એમણે ઓળખ્યો. કવિ પોતાની 'જીવનસ્મૃતિ'માં આ અનુભવ વર્ણવતા કહે છે કે પછી પોતે હિમાલય ગયા, એવી આશાથી કે કલકત્તામાં જોયેલું ત્યા હિમાલયમા વધુ ગંભીરપણે અનુભવવા મળશે, પણ એવુ કાંઈ બન્યુ નહિ. અને એમા જ કવિનું સૌભાગ્ય હતુ. (ઉપરાંત 'ઉદ્દેશ તંત્રીલેખ, પૃ. ૫૦૫ ૭) ઉપરોક્ત કથનમા અને તંત્રીલેખમા રવીન્દ્રનાથની અનુભૂતિના વર્ષનો નિર્દેશ નથી.

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરનો જીવનકાળ છે ૧૮૬૧, ૭ મે પ્રભાતે ૨ ૩૦-૩ કલાક વચ્ચે – ૧૯૪૧ ૭ ઑગસ્ટ, મધ્યાહ્ન પશ્ચાત્. (રવીન્દ્રનાથ શતાબ્દી ગ્રથ ૧૮૬૧ ૧૯૪૧ સાહિત્ય અકાદમી, નવી દિલ્હી, નવેમ્બર ૧૮૬૧, કિંમત રૂ. ૩૦) પુનર્મુદ્રિત આવૃત્તિની કિંમત અધિકતર છે, પૃ. ૪૫૧, ૫૦૩)

૨૧ વર્ષીય યુવક ગુરુદેવ કલકત્તાના સુખ્યાત ઈન્ડિયન મ્યુઝિયમની બાજુમા પોતાના વડીલબંધુ જ્યોતિરિન્દ્રનાથ (૧૮૪૯ ૧૯૨૫)ના પરિવાર સગાથે ૧૦, સદર સ્ટ્રીટ મધ્યે રહેતા હતા ત્યારે ૧૮૮૨મા સૂર્યોદય સમયે તેમને પ્રસ્તુત વિરલ આધ્યાત્મિક અનુભૂતિ થયેલ. ત્યારે રવીન્દ્રનાથ અપરિણીત હતા (પૃ. ૪૫૫) ('નિર્ઝરનો સ્વપ્નભંગ' 'ટાગોરનાં કાવ્યો સપાદક નગીનદાસ પારેખ, ૭ મે, ૧૯૮૧, લોકમિલાપ ટ્રસ્ટ)

કવિશ્રી ઉમાશંકર જોશીનું વિધાન છે એવામાં સામે રસ્તા પર બે મજૂરો હસતા હસતા ચાલ્યા જતા એમની નજરે પડ્યા '

'REMINISCENCES' મા ગુરુદેવનું કથન છે

From infancy I had seen only with my eyes, I now began to see with the whole of my consciousness I could not look upon the sight of the smiling youths nonchalantly going their way the arm of one on the other s shoulder, as a matter of small moment. (અહીં હસતા હસતા બે યુવકોનો નિર્દેશ છે, બે મજૂરોનો નહિ) (લેખન ૧૯૧૨માં ૫૧ વર્ષની વયે, આધ્યાત્મિક અનુભૂતિથી ત્રીસ વર્ષો પશ્ચાત્ પ્રકાશન ૧૯૧૭ પૃ. ૨૧૯)

પૃ ૨૨૦ પર નિર્દેશ અનુસાર ગુરુદેવ હિમાલય પર્વતમાળાના દર્શન હેતુ દાર્જીલિંગ પધારે છે, જ્યોતિરિન્દ્રનાથ અને એમના પરિવાર સગાથે. પ્રતુ જ્યોતિરિન્દ્રનાથે દાર્જીલિંગનો પ્રવાસ યોજ્યો ન હોત તો રવીન્દ્રનાથ એકલા પધારત કે ?

કવિશ્રી ઉમાશંકર જોશીના 'દર્શન' કાવ્યમાં પક્તિઓ છે

સમસ્ત ભર્યું એક મીટ મહીં વિશ્વચૈતન્યને.  
જતો યુવક એક ત્યાં અવરને ખભે હાથ દૈ,  
જતો ભરઉમગ મુક્ત હસતો, દીઠો ત્યાં પથે..

ઉઘાડી નયનો જુએ કવિઋષિ પ્રગલ્ભાત્મ એ  
હિમાદ્રિ શિખરો પરે સુભગ દશ્ય દીપી રહ્યુ  
પરસ્પર તણે ખભે ભેરવી હાથ ત્યા  
શ્રમીણ હસતા ઊભા, સુહતું મુક્ત ત્યાં હાસ તે.

'શ્રમીણ હસતા ઊભા' દર્શન દાર્જીલિંગ મધ્યે છે, કલકત્તાની સદર સ્ટ્રીટ મધ્યે નહિ.

વસંત ૧૪૮ માર્ગ નં. ૮, — વી. બી. ગણાત્રા,  
વડાલા, મુબઈ ૪૦૦૦૩૧ — એડવોકેટ, સુપ્રીમ કોર્ટ  
૨૬-૫ ૨૦૦૮

ઉમાશકરની કાવ્ય-નોંધમાં 'બે મજૂરો હસતા હસતા ચાલ્યા જતા હતા એમ લખાયું છે અને યુવકોનો ઉલ્લેખ નથી એ સાચુ પણ કાવ્યમાં 'જતો યુવક એક ત્યા અવરને ખભે હાથ દૈ એ પક્તિ જોવી. આ આખા ય પ્રસગને, એ દર્શનને ઉમાશંકરની કવિ દષ્ટિ કેવી રીતે જુએ છે એ એમણે નોંધમા સવિસ્તર લખ્યું જ છે જે જોતાં 'દર્શન દાર્જીલિંગ મધ્યે છે કે કલકત્તાની સદર સ્ટ્રીટ મધ્યે – એ પ્રશ્ન કાવ્યના સન્દર્ભમાં યથાર્થ જણાતો નથી. તંત્રી

**'સાપના ભારા'નો શબ્દવિવાદ !**

શ્રી ઉમાશકર જોશીના એકાંકી સગ્રહ 'સાપના ભારા'માં સંગ્રહસ્થ નાટક 'ઢેડના ઢેડ ભગી'માં આવતા આ શબ્દ પ્રયોગને લઈને ઊભો કરવામા આવેલો વિવાદ કમનસીબ છે આ કે તે શબ્દ પ્રયોગ કે રૂઢિપ્રયોગ જે તે સમયમાં પ્રચલિત હોય અને યથાર્થનું નિરૂપણ કરતાં સર્જકની ભાષામાં એ સ્વાભાવિક રીતે જ આવે. એમ તો 'ઢેડગરોળી', 'ઢેડફજેતો' જેવા શબ્દો આપણી ભાષામાં છે જ અને હજુ ય વપરાય છે સાર્થ ગૂજરાતી જોડણીકોશમાં આ શબ્દ અને સલગ્ન બીજા શબ્દોના અર્થ આપવામા આવ્યા છે (જુઓ પૃ. ૩૯૮, સાતમુ પુનર્મુદ્રણ, મે ૨૦૦૬) શુ સાર્થ ગૂજરાતી જોડણીકોશનો આપણે બહિષ્કાર કરીશુ કે એને ગુજરાતી સાહિત્યમાંથી નાત-બહાર મૂકીશુ ?

અમદાવાદ, ૨૫-૦૬ ૨૦૦૮ — રાજેન્દ્ર ઉપાધ્યાય

# ઉદ્દેશ

## સૂચિ

### સૂચિકાર : રાજેન્દ્ર ઉપાધ્યાય

(વર્ષ ૧૮મું, ઓગસ્ટ ૨૦૦૭થી જુલાઈ ૨૦૦૮ ● સળંગ અંક ૨૦૩થી ૨૧૪ ● પૃષ્ઠ ૧ થી ૬૬૦)

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| પ્રીતમ લખલાણી | પવન પ્રશ્ન ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૧૮ |
| ફિલિપ ક્લાર્ક | વ્યાપ તું જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૮ |
| ભાનુપ્રસાદ પંડ્યા | વળાંક પર (ગઝલ) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૨ |
| ભાનુપ્રસાદ પંડ્યા | ભાળું છું (ગઝલ) જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૭૦ |
| ભાનુપ્રસાદ પંડ્યા | કેવી ઊગશે આવતી કાલ ? ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૨૬ |
| મનીષ પરમાર | ચાર ગઝલ ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૨૧ |
| મનોહર ત્રિવેદી | ચાર ગઝલ ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૭ |
| મનોહર ત્રિવેદી | પ્રાર્થનાઓ મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૨૮ |
| મફત ઓઝા | સાલ મુબારક નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૪૦ |
| મીનાક્ષી ચંદારાણા | જીવનને ધાવતુ (ગઝલ) ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૨૭ |
| મીરા આસિફ | ચાર વરસાદી ગઝલ જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૮ |
| યશવંત ત્રિવેદી | આ કેડી પ્રેમગીતોની જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૦ |
| યશવંત ત્રિવેદી | આ વાદળો વરસ્યા કરે છે પખીવર્ષો પર. ! જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૧ |
| યોસેફ મેકવાન | લયલીન જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૧ |
| રમણભાઈ બી. પટેલ | દિવાળીનું સરવૈયું નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૨ |
| રણજિત પટેલ અનામી | મિલન-ત્રય (સોનેટ) ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૧૯ |
| રણજિત પટેલ અનામી | આત્મનિરીક્ષણ (સોનેટ) ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૫ |
| રણજિત પટેલ અનામી | હવે હું (સોનેટ) એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૭૬ |
| રણજિત પટેલ અનામી | કો ક દિવસ તો જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૦ |
| રમણીક સોમેશ્વર | ઉતરાણ જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૬૯ |
| રમેશ આચાર્ય | એકાંતની નિજગંધ (ગઝલ) ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૫ |
| રમેશ આચાર્ય | બારી જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૬૬ |
| રમેશ પારેખ | મુબારક નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૪ |
| રમેશ પારેખ | રોજ એવું થાય, એવુ થાય કે નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૬૬ |
| રવીન્દ્ર પારેખ | દીવો નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૪ |
| રાજેશ વ્યાસ 'મિસ્કીન' | ચાર ગઝલ સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૩ |
| રાજેશ વ્યાસ 'મિસ્કીન' | પ્રગટાવ દીવો નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૪ |
| રાજેશ વ્યાસ 'મિસ્કીન' | સુરેશ દલાલને નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૬૫ |
| રાજેશ વ્યાસ 'મિસ્કીન' | અગિયાર ગઝલ જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૭૬ ૫૭૮ |
| રાજેન્દ્ર શુક્લ | ભરથરી એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૭૫ |
| રાધેશ્યામ શર્મા | નૂતન વર્ષ નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૪૦ |
| રામચન્દ્ર પટેલ | નાભિદ્વીપ (સોનેટ) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૨ |
| રાવજી પટેલ | આનંદ નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૯ |
| લાલજી કાનપરિયા | હજીય ક્યાંક (ગીત) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૧ |
| લાલજી કાનપરિયા | સૂર્ય રમે છે (ગીત) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૧ |
| લાલજી કાનપરિયા | નભનું પંખી (ગીત) એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૭૩ |
| લાલજી કાનપરિયા | વાદળ વરસે જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૮ |
| વિપિન પરીખ | દિવાળી નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૫ |
| સુન્દરમ્ | આજે નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૦ |
| સુન્દરમ્ | પ્રકાશો, વરદાયિની ! નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૧ |
| સુન્દરમ્ | અંતરાત્માને (એક જન્મદિવસની પ્રાર્થના દક્ષિણા-૮) માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૬૪ |
| સુન્દરમ્ | પથ વિરામ માર્ચ ૨૦૦૮ (દક્ષિણા ૮માંથી) | ૨૧૦ | ૪૪૪ |
| સુન્દરમ્ | નહિ ખેંચાઈ જવુ. (પ્રથમ પંક્તિ) વિદાયના એક વર્ષ પહેલાં સુન્દરમે લખેલું કાવ્ય માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | છેલ્લા પૂંઠા પર |
| સુધીર પટેલ | ચાર ગઝલ ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૧૯ |
| સુધીર પટેલ | સાચવું કઈ રીતે ? મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૨૭ |
| સુભાષ શાહ | હાથ (ગદ્ય કવિતા) ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૧૯ |
| સુમન અજમેરી | જિંદગી ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૧૮ |
| સુમિત્રાનંદન પંત | વંદના (અદિતિ માંથી) ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૨૫ |
| સુરેશ દલાલ | મૌનનો ચહેરો માંથી નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૫૨ |
| સોલિડ મહેતા | મનનું તો લૈ એવું જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૮ |
| હરિકૃષ્ણ પાઠક | લઉં (ગઝલ) ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૬ |
| હરિશ્ચંદ્ર ભટ્ટ | નવા વર્ષ માટે નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૯ |
| હરિશ્ચંદ્ર ભટ્ટ | વિલીન મત થાવ નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૯ |
| હરીશ દોશી | ત્રણ હાઈકુ જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૦ |
| હરીશ પંડ્યા | ઝાલર વાગે (ગઝલ) ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૬ |
| હરીશ પંડ્યા | ફાવતું ના (ગઝલ) એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૭૩ |
| હરેશ 'તથાગત' | એમ, માણસ (ગઝલ) ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૨૦ |
| હરેશ તથાગત | માણસ (શ્રી રમણલાલ જોશીને અર્પણ) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૧ |
| હસમુખ મઢીવાળા | નવા વર્ષને નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૪૧ |

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| હાર્દિક વ્યાસ | 'સાંપડે...' - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૨૮ |
| | **કાવ્યાનુવાદ** | | |
| અઝીઝ જાવેદ મીર્ઝા | 'દિવાળી', અનુ. મુસાફિર પાલનપુરી (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૮ |
| શ્રી અરવિંદ | અનુ. સર્જક 'સુન્દરમ્' - ચાર કાવ્યો - ઓગસ્ટ ૨૦૦૭ (૧) અંતર્વાસી વિશ્વરૂપ, The Indwelling Universal (૨) સમર્પણ, Surrender (૩) મોક્ષ, Liberation (૪) મુક્તિ, Liberation, શ્રી અરવિંદના મૂળ અંગ્રેજીમાંથી સુન્દરમ્‌નું ગુજરાતીમાં અનુસર્જન | ૨૦૩ | ૫-૬ |
| ઈન્દ્ર શાહ | 'જીવનરેખ', અનુ. ફારૂક સલાટ (અંગ્રેજી) - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૪૪ |
| 'ઋગ્વેદ'માંથી | તમસની પેલે પાર (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૦ |
| કિરણ ચૌહાણ | કરગરી રહ્યા, અનુ. ફોરમ ચંદારાણા (અંગ્રેજી) - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૨૨ |
| કેદારનાથસિંહ | નવા વર્ષને, અનુ. ડૉ. બિન્દુ ભટ્ટ (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૨ |
| દત્તા હલસગીકર | એ જ દિવાળી તોય, અનુ. અરુણા જાડેજા (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૩ |
| નઝિર અલ-મલૈકા | કચડાયેલું નવું વર્ષ, અનુ. સુરેશ દલાલ (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૮ |
| એન. ગોપી | પ્રથમ વર્ષાની ઝરમર, અનુ. રમણીક સોમેશ્વર (ગુજરાતી) - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૭ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'અમૂંઝણ' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૧૮ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'આવ' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૪ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'આરાધના' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ. દક્ષા વ્યાસ (ગુજરાતી) ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૪ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'લજ્જા' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૨૦ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'મારા પુકુર પર' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૭૩ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'એ સવારે' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૭૨ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'ન જાને' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૨૬ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'નથી તેની ઝંખના' અંગ્રેજીમાંથી કાવ્યાનુવાદ દક્ષા વ્યાસ (ગુજરાતી) જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૭૯ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'પ્રથમ દિવસનો સૂર્ય' અનુ. મહેશ દવે (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૮ |
| રવીન્દ્રનાથ ટાગોર | તારો-મારો પ્રેમ, અનુ. દક્ષા વ્યાસ (ગુજરાતી) - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૭ |
| રાજેન્દ્ર શુકલ | 'પત્રસંવેદના' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ નયના જાની ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૦ તથા ૧૦૩ |
| રાજેન્દ્ર શુકલ | 'જત જણાવાનું તને-૧' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ નયના જાની એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૫૭ |
| રાજેન્દ્ર શુકલ | 'જત જણાવાનું તને-૨' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ નયના જાની મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૦ |
| રાજેન્દ્ર શુકલ | 'જત જણાવાનું તને-૩' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ નયના જાની/ પ્રબોધ ર. જોશી - જૂન ૨૦૦૮ | ૨૧૩ ૨૧૩ | ૫૭૪ ૫૭૫ |
| રાજેન્દ્ર શુકલ | 'જત જણાવાનું તને-૪' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ નયના જાની/ પ્રબોધ ર. જોશી - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૨-૬૨૩ |
| રાધેશ્યામ શર્મા | 'સુન્દરમ્ સાથે હસ્તધૂનન' - 'Shake hands with Sundaram' સ્વયંરચિત મૂળ અંગ્રેજી કાવ્ય પરથી કવિએ કરેલો અનુવાદ | ૨૧૦ | ૪૦૯-૪૧૦ |
| લલિત ત્રિવેદી | 'શ્રુતિ પ્રગટે હવે' ગુજરાતીમાંથી અંગ્રેજી કાવ્યાનુવાદ ફોરમ ચંદારાણા ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૦૫ |
| સત્યજિત શર્મા | 'ધરતીકંપ' ગુજરાતીમાંથી અંગ્રેજી અનુવાદ પ્રબોધ ર. જોશી જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૭૨ |
| સર્વેશ્વર દયાલ સક્સેના | નવા વર્ષે... અનુ. ડૉ. બિન્દુ ભટ્ટ (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૩ |
| સર્વેશ્વર દયાલ સક્સેના | નૂતન વર્ષ... અનુ. ડૉ. બિન્દુ ભટ્ટ (ગુજરાતી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૩૭ |
| સુન્દરમ્ | સુન્દરમ્‌ની કાવ્ય સુધા - સુન્દરમ્‌નાં આઠ કાવ્યો (ગઠરિયાં, બંધાઈ ગયું, એક અચંબો, તું હૃદયે વસનારી, બુદ્ધનાં ચક્ષુ, બાનો ફોટોગ્રાફ, લટ એક, કેવળ પ્રેમનો) ધનવંતીએ ગુજરાતીમાંથી અંગ્રેજીમાં કરેલો કાવ્યાનુવાદ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૫૫-૩૬૨ |

| કૃતિ-શીર્ષક | કવિનામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| | **કાવ્ય - આસ્વાદ (ભાસાનુક્રમે)** | | |
| 'શાહીનું ટીપું' | કવિ રમણીક સોમેશ્વર, આસ્વાદક : લાભશંકર ઠાકર લેખ-શીર્ષક : 'સાશ્ચર્ય આનંદ આપતું અદ્‌ભુત કાવ્ય શાહીનું ટીપું' - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૨૨-૨૫ |

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| ગાંધીજી | દિવાળીના તહેવારો ('ગાંધીજીના અક્ષરદેહ'માંથી) - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૪૭-૧૪૮ |
| ચન્દ્રકાન્ત શેઠ | સુન્દરમ્ - 'ધ્રુવપદ'ના સાધક કવિ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૧૬-૪૧૭ |
| જયશ્રી ભટ્ટ | એ ચિરંતન હાસ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૮૨ |
| દિનકર જોશી | હજામ (ચરિત્ર નિબંધ) - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૨૮-૨૩૦ |
| દિનકર જોશી | નહાવું-ધોવું (લલિત નિબંધ) - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૭૩-૫૭૫ |
| દુષ્યન્ત પંડ્યા | એક યાત્રાની અનુભૂતિ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૩૧-૪૩૨ |
| નલિન રાવળ | સુન્દરમ્ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૮૦-૩૮૨ |
| નીતિન વડગામા | સ્નેહ અને સૌંદર્યનું મહિમાગાન - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૨૯-૪૩૦ |
| પ્રબોધ ર. જોશી | આપણે 'ઉદ્દેશ' ચાલુ જ રાખવાના છીએ ('મારા જીવનનો વળાંક'માંથી) - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૧૩-૧૫ |
| પ્રબોધ ર. જોશી | અગ્રણી ઉર્દૂ નવલકથાકાર કુરાતુલેન હૈદરની વિદાય - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૮૨ |
| પ્રબોધ ર. જોશી | કવિ શ્રી રાજેન્દ્ર શુક્લની પત્રસંવેદના - ઑક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૯૫ |
| પ્રબોધ ર. જોશી | યુનેસ્કોએ વર્ષ ૨૦૦૭ને આંતરરાષ્ટ્રીય રૂમી વર્ષ જાહેર કર્યું નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૯૧ |
| પ્રબોધ ર. જોશી | 'સંચય'ના સન્નિષ્ઠ સંપાદક શ્રી મહેન્દ્ર રાવળનું અવસાન નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૯૬ |
| પ્રબોધ ર. જોશી | સુન્દરમ્ : સ્મૃતિ સદેશ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૭૨ |
| પ્રફુલ્લ રાવલ | જીવનસંગિનીની મંગળસંહિતા - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૮૬-૩૮૮ |
| પ્રફુલ્લ રાવલ | ધનબાઈનો બચુ (ચરિત્ર નિબંધ) - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૫૨-૪૫૩ |
| પ્રવીણ દરજી | 'આપણો યોગ જ ચાલે છે !' - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૮૩-૩૮૫ |
| ફાધર વર્ગીસ પોલ | આંતરરાષ્ટ્રીય ઘડતરનો અનુભવ - ઑક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૯૩-૯૫ |
| બ. ક. ઠાકોર | સુન્દરમ્‌ની પત્રસંપદા - માર્ચ ૨૦૦૮ (બ.ક.ઠા.ના સુન્દરમ્‌ને પત્રો) | ૨૧૦ | ૩૯૬ |
| ભાનુપ્રસાદ પંડ્યા | સુન્દરમ્‌નાં મુક્તકો - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૨૫-૪૨૮ |
| ભાનુપ્રસાદ પંડ્યા | સુન્દરમ્ - થોડાં સ્મૃતિ અંકિત પ્રસંગચિત્રો - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૫૮ |
| ભોળાભાઈ પટેલ | કવિ સુન્દરમ્ : આરંભિક પરિચયની કેટલીક પ્રત્યક્ષ-પરોક્ષ ક્ષણો માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૭૦-૩૭૧ |
| મનોજ માહ્યાવંશી | નિશ્ચિત વિદાય માટેનો 'પ્રવેશ' - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૬૭-૨૬૮ |
| મહેશ દવે | શ્રી અરવિંદ વિભૂતિ જ નહિ, એક સંસ્થા હતા - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૭-૧૧ |
| મહેશ દવે | અનુવાદનો સેતુ - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૬ |
| મહેશ દવે | પ્રગટ ભયે સુખ (દુઃખ?) હોય - ઑક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૯૨ |
| મહેશ દવે | પ્રકાશનાં પર્વ - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૪૯-૧૫૧ |
| મહેશ દવે | મને સાંભરે રે... - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૫૮-૧૬૨ |
| મહેશ દવે | સુરેશ-વિશેષ - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૬૩-૧૬૫ |
| માધવસિંહ સોલંકી | શ્રી સુન્દરમ્ વિશે શ્રી રમણલાલ જોશી ઉપરનો એક પત્ર - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૭૯ |
| માવજી કે. સાવલા | ઈડિપસ રાજા : સોફોક્લીઝનું વિશ્વપ્રસિદ્ધ નાટક - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૮૦-૫૮૧ |
| યોસેફ મેકવાન | નાતાલ અને નવું વર્ષ - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૪૨ |
| રઘુવીર ચૌધરી | રસિકતા અને વિદ્વત્તાનો સુમેળ પદ્મશ્રી ભોળાભાઈ પટેલ ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૪૫-૩૪૬ |
| રમણલાલ જોશી | સુન્દરમ્ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૬૫-૩૬૮ |
| રમણલાલ જોશી | માણ્યું તેનું સ્મરણ કરવું - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૬૮ |
| રમણલાલ જોશી | સુન્દરમ્ ('શબ્દલોકના યાત્રીઓ-૧'માંથી) - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૦૫-૪૦૮ |
| રમણલાલ જોશી | સુન્દરમ્‌નો અમૃત મહોત્સવ ('નિરીક્ષક'માંથી) - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૩૭ |
| રાજેન્દ્ર શુક્લ | 'મૌન કી રચો નિગૂઢ કારિકા' (ગઝલ સંહિતા માટે વર્ષ ૨૦૦૭નો દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ સ્વીકારતાં આપેલું મૂળ હિન્દીમાં વક્તવ્ય) - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૪૮-૪૪૯ |
| રામચન્દ્ર પટેલ | 'સોનાનાં પગલાં' : કવિશ્રી સુન્દરમ્‌ને શતાબ્દી વંદના - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૮૯-૩૯૨ |
| રામજીભાઈ કડિયા | સુન્દરમ્ સૌના - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૦૨-૪૦૪ |
| વારિસ અલવી | ઈંતિઝાર હુસૈન - એક પરિચય - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૧૧-૩૧૨ |
| સુધા સુન્દરમ્ | મારા પપ્પાજી : 'છ' માંથી 'ચાર' - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૬૩-૩૬૪ |
| સુન્દરમ્ | ઘરડી બા : જેલ ડાયરીમાંથી (જેલ નોટ - ૨) - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૯૩-૩૯૫ |
| સુરેશ દલાલ | 'આકાશમાં ઊડતા ગરુડ' - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૬૯ |
| હર્ષદ ચંદારાણા | જૂનું જૂનું ઝૂરીએ... હંમેશન્તને રમેશ (શ્રી રમેશ પારેખ વિશે) નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૬૭-૧૭૪ |
| હસમુખ બારાડી | 'સમકાલીન' નાટક જ્યારે સર્વકાલીન વાત કરે છે ! - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૫૬-૫૫૮ |
| | અભ્યાસ લેખો, સમીક્ષા, ચર્ચા-વિવેચન-આસ્વાદ | | |
| ઉત્પલ રામચન્દ્ર પટેલ | ગુજરાતી નવલકથા-મહત્ત્વનાં સ્થિત્યંતરો - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૪૮-૫૩ |
| ઉત્પલ રામચન્દ્ર પટેલ | ગુજરાતી નવલકથા-મહત્ત્વનાં સ્થિત્યંતરો - ઑક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૯૬-૧૦૦ |
| ઉત્પલ રામચન્દ્ર પટેલ | ગુજરાતી ટૂંકી વાર્તાની ગતિ-રીતિ - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૪૭-૨૫૮ |
| ચન્દ્રકાન્ત શેઠ | કવિ શ્રી સુરેશ દલાલનું કવન અને કામણ - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૫૩-૧૫૭ |

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સર્જક અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| | નાનો કલકલિયો Alcedo atthis : એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૯૨-૪૯૩ |
| | સુરખાબ - The flamingo : મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૫ |
| | ગુજરાતમાં સિંહ અને વન્ય પશુ-પક્ષીઓના શિકાર કેવી રીતે અટકાવી શકાય ? કેટલાંક નિરીક્ષણો - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૯૪-૫૯૭ |
| | ઘુડખર ઉર્ફે ગુલાબી જંગલી ઘોડા (Equus hemionus Khur) જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૪૬ |
| (૫) યશવંત મહેતા : 'વાંચતાં-વિચારતાં' લેખમાળા | | | |
| | વાંચતાં-વિચારતાં - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૫૦-૪૫૧ |
| | વાંચતાં-વિચારતાં - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૧૯-૫૨૧ |
| | વાંચતાં-વિચારતાં - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૫૯-૫૬૦ |
| | વાંચતા-વિચારતાં - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૧૪-૬૧૬ |
| | **પુસ્તક સમીક્ષા : ગ્રંથાવલોકન** | | |
| અશોક ચાવડા | 'ભર્યું ભર્યું અસ્તિત્વ' (શ્રી કે. કા. શાસ્ત્રી પર કૃષ્ણકાંત કડકિયાનું પુસ્તક) - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૮૦ |
| અશોક ચાવડા | 'અંધત્વનું અજવાળું' અને 'શ્રી રામકથા સુધા' (રમણલાલ સોનીનાં બે પુસ્તકો) - ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૨૭ |
| ઉશનસ્ | 'ધૂળમાંની પગલીઓ' ઉપર પ્રૌઢ પદવિન્યાસ (ચન્દ્રકાન્ત શેઠનું પુસ્તક 'ધૂળમાંની પગલીઓ' - શૈશવનાં સંસ્મરણો વિશે) ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૦૬-૩૧૦ |
| ગુણવંત વ્યાસ | 'અરવલ્લી' : વનચેતનાને ઉજાગર કરતી પ્રકૃતિરાગની લલિતકથા (કિશોરસિંહ સોલંકીની લલિત નવલ 'અરવલ્લી' વિશે) સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૬૮-૭૧ |
| જગદીશચન્દ્ર પટેલ | 'અતિસમૃદ્ધ 'હું' કારની કા-કથા' (ડૉ. પ્રવીણ દરજીનો લલિત નિબંધ સંગ્રહ 'કા કથા' વિશે) - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૫૦ |
| દિનેશ દેસાઈ | 'બાબી વંશના છેલ્લા રાજવી ગઝલકાર રૂસ્વા મઝલૂમીની જીવનકથા' એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૯૮-૪૯૯ |
| ધીરેન્દ્ર મહેતા | 'અનુવાદની તેજોદીપ્તિથી સોહતું : જળગીત', એન. ગોપી રચિત દીર્ઘકાવ્ય (અનુવાદક રમણીક સોમેશ્વર) 'જળગીત' - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૫૪-૫૬ |
| ડૉ. નૂતન જાની | 'મનુષ્યના હોવાપણાનું તેજસ્વી સંવેદન' (ઉષા ઉપાધ્યાયનો કાવ્યસંગ્રહ 'અરુંધતીનો તારો' વિશે) - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૯૪-૪૯૫ |
| પ્રફુલ્લ દેસાઈ | 'ગૌરાંગની ગરવી ગઝલો' (ગૌરાંગ ઠાકરના ગઝલ સંગ્રહ 'મારા હિસ્સાનો સૂરજ' વિશે) - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૯૬-૪૯૭ |
| પ્રબોધ ર. જોશી | 'ઈશ્વરચન્દ્રની બે લોકપ્રિય નવલકથાઓ' ('સ્નેહરાગ' અને 'રુચિ') ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૦૧-૧૦૩ |
| પ્રબોધ ર. જોશી | 'શ્રી સુરેશ હ. જોષીની અગ્રન્થસ્થ કૃતિઓ' ('એતદ્'નો વિશેષાંક : 'વિદ્રોહના ચહેરા') - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૩૧ |
| પ્રસાદ બ્રહ્મભટ્ટ | 'શરદબાબુની પરિણીતા' - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૩૮-૩૪૧ |
| પ્રવીણ દરજી | કવિશ્રી હરીશનું હરિ-ઈશ વિશ્વ (શ્રી હરીશ વટાવવાળાના કાવ્ય સંગ્રહ 'મોરપીંછ મંજીરા' વિશે) - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૧૬-૧૮ |
| પ્રવીણ દરજી | 'અવાજના એક્સ-રે'નો એક્સ-રે (યોસેફ મેકવાનના કાવ્ય સંગ્રહ 'અવાજના એક્સ-રે' વિશે) - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૧-૫૪૨ |
| પ્રવીણ મ. વૈષ્ણવ | અનુવાદ : 'વડોદરામાં શ્રી અરવિંદ' વિશે (મૂળ લેખક શ્રી રોશન અને શ્રી અપૂર્વ) - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૪૦ |
| બાબુ દાવલપુરા | સાહિત્ય સંકેત : અભ્યાસપૂત વિવેચનગ્રંથ (રાધેશ્યામ શર્માનો સમીક્ષા લેખ સંગ્રહ 'સાહિત્યસંકેત') - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૦૫-૨૦૭ |
| ડૉ. ભાનુમતી શાહ | 'અપરાજિતા' - પ્રવાસપ્રીતિ જન્માવતું અદ્ભુત સૌંદર્ય-દર્શન જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૪૪-૬૪૫ |
| મહેશ દવે | 'આત્માનો અસુર' : આનાતોલ ફ્રાન્સની અમરકૃતિ 'થાઈ' જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૮૯-૨૯૦ |
| રાધેશ્યામ શર્મા | 'મુલાકાતોની મહેકનો માહોલ' (યાસીન દલાલ રચિત 'સત્સંગ સિનેમાનો') - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૩-૫૪૪ |
| રાધેશ્યામ શર્મા | 'યુરોપમાં હિન્દુસ્તાન સૂંઘવાનો અનુભવ' (ભોળાભાઈ પટેલ રચિત યુરોપ-અનુભવ) - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૯૨-૫૯૩ |
| ડૉ. લવકુમાર મ. દેસાઈ | 'એક પૂર્ણ-અપૂર્ણ' - મૂ. લે. નીલા સત્યનારાયણ, અનુ. કિશોર ગૌડ એક સંવેદનશીલ માતાની આત્મકથા - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૩૯-૬૪૩ |
| | **તંત્રીલેખ (પ્રબોધ ર. જોશી)** | | |
| સૌ સુ-યોગની સાથે | ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩-૪ |
| વિવેચનનો ધર્મ | સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૪૧-૪૨ |
| આપણે કેટલા વિનયી છીએ? | ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૮૫-૮૬ |

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| પ્રકાશો, વરદાયિની ! | નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૨૯ |
| ગ્લોબિશ ઇંગ્લિશ | ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૧૯૭-૧૯૮ |
| રહ્યાં વર્ષો તેમાં | જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૪૧ |
| ગુજરાતનાં ચૂંટણી પરિણામોના સંકેતો | જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૪૧ ૨૪૨ |
| અમાસના તારા | ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૦૧-૩૦૨ |
| એ મંગલ શબ્દ | માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૩૫૩-૩૫૪ |
| મારી તંત્રીકર્મની તાલીમ શાળા | એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૪૫ ૪૪૭ |
| કવિ અને કવિતાનું દ્વૈત કે અદ્વૈત ? | મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૦૫ ૫૦૭ |
| સાહિત્ય અને સાહિત્ય શિક્ષણની આપણી સમજ ! | જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૫૩ |
| આપણો આમ-આદમી કશું કહેશે ખરો ? | જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૦૧ |

અહેવાલ

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| અશોક ચાવડા | શ્રી અગમ પાલનપુરીના પાંચમા કાવ્યસંગ્રહ 'અખિલાઈ'નું વિમોચન ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૯ |
| ચન્દ્રકાન્ત દેસાઈ | શ્રી પ્રવીણ પટેલ (શશી)ના પ્રથમ વાર્તાસંગ્રહનું બાર્ન્સ એન્ડ નોબલમાં લોકાર્પણ - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૩૮ ૨૩૯ |
| પ્રવીણ મ. વૈષ્ણવ | શ્રી સુન્દરમ્‌ની જન્મ શતાબ્દીની ઉજવણી-સાહિત્ય જગતમાં માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૪૦-૪૪૧ |
| મહેન્દ્ર સા. દોશી | કચ્છી બોલી વિશે પરિસંવાદ - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૩૭-૨૩૮ |
| મુકુન્દ પી. શાહ | શ્રી ચિનુ મોદીના પ્રથમ ઉર્દૂ ગઝલસંગ્રહ 'ઈર્શાદનામા'નું વિમોચન નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૯૨ |
| મુકુન્દ પી. શાહ | ગાંધીનગરમાં યોજાયેલ ગુજરાતી સાહિત્ય પરિષદનું ૪૪મું અધિવેશન જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૫ ૨૯૭ |
| મુકુન્દ પી. શાહ | મહુવામાં યોજાયેલ અસ્મિતાપર્વ ૧૧ - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૮ |
| યોસેફ મેકવાન | અસ્મિતાપર્વની આસપાસ મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૪૭ |
| રમેશ ૨. દવે | પરિષદમાં જોયું, જાણ્યું, અનુભવ્યું - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૪ ૨૯૫ |

સંચય-સંકલન

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| સંપાદક | શ્રી સુન્દરમ્‌નાં સો વર્ષ જીવન અને સાહિત્યક્રમિકા માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૩૮ ૪૩૯ |
| શરીફા વીજળીવાળા | ઇંતિઝાર હુસૈન સાહિત્ય અને જીવનક્રમ (સંકલન) ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૧૭ |

'ઉદ્દેશ'નાં પૃષ્ઠો પર વેરાયેલાં અવતરણો

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| શ્રી અરવિંદ | શ્રી રામકૃષ્ણ પરમહંસ વિશે ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૧ |
| શ્રી અરવિંદ | To turn to the Divine - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૬ |
| આનંદશંકર ધ્રુવ | દ્વૈત-અદ્વૈત વિશે - મે ૨૦૦૮ ('સુદર્શન' ફેબ્રુઆરી ૧૮૯૨માં) | ૨૧૨ | ૫૩૨ |
| આલ્બર્ટ આઈન્સ્ટાઈન | મારી ભવિષ્ય માટેની યોજનાઓ - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | પ્રથમ પૂંઠા પર |
| ઉમાશંકર જોશી | સુન્દરમ્‌નો યોગમાર્ગ 'તપોવન'માંથી - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૧૧ |
| ગોવર્ધનરામ ત્રિપાઠી | આનંદની ઉજાણી સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૭૭ |
| જયંતિ દલાલ | શ્રી ઉમાશંકર જોશીનાં એકાંકીઓ વિશે - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૮૧ |
| નિરંજન ભગત | સુન્દરમ્-ઉમાશંકરની મૈત્રી સંદર્ભે - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૦૪ |
| પ્રકાશ ન. શાહ | શ્રી ઉમાશંકર જોશીના એકાંકી 'ઢેડના ઢેડ ભગીને 'નિરીક્ષક'માં પુનર્મુદ્રિત કરતાં - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૭૨ |
| મકરન્દ દવે | 'સહજને કિનારે'માંથી - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | પ્રથમ પૂંઠા પર |
| રમણલાલ જોશી | અવલોકના - સુચારુ વ્યક્તિત્વનો આસ્વાદ ('અવલોકના' સુન્દરમ્‌ના વિવેચન ગ્રંથ વિશે) - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૨૪ |
| રમણલાલ જોશી | 'વિવેચનની પ્રક્રિયા'માંથી - સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | પ્રથમ પૂંઠા પર તથા પૃષ્ઠ ૭૫ |
| રમણલાલ જોશી | નરી નિર્મલ સાહિત્યપ્રીતિ - શ્રી ભોળાભાઈ પટેલ વિશે - ફેબ્રુઆરી ૨૦૦૮ (અક્ષરના આરાધકો ૧ માંથી) | ૨૦૯ | ૩૪૬ |
| રવીન્દ્રનાથ ટાગોર | શ્રી રામકૃષ્ણ પરમહંસ વિશે - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૧ |
| રવીન્દ્રનાથ ટાગોર | 'આત્મપરિચય'માંથી - મે ૨૦૦૮ | ૨૧૨ | પ્રથમ પૂંઠા પર |
| રવીન્દ્રનાથ ટાગોર | કવિતા લેખન વિશે - મે ૨૦૦૮ | ૨૧૨ | ૫૧૮ |
| રવીન્દ્રનાથ ટાગોર | રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી (તણખલાં) અનુ. જયંત મેઘાણી એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૬૩ |
| | રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી (તણખલાં) અનુ. જયંત મેઘાણી જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૭૯ |
| | રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી (તણખલાં) અનુ. જયંત મેઘાણી જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૧૯ |

| કર્તા-નામ | કૃતિ-નામ અને માસ-વર્ષ | સળંગ અંક નંબર | પૃષ્ઠ નંબર |
|---|---|---|---|
| | રવીન્દ્રનાથનાં મૌક્તિકોમાંથી (તણખલાં) અનુ. જયંત મેઘાણી જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૨૧ |
| રાજેશ વ્યાસ 'મિસ્કીન' | ધ્યાન-સંકેત 'કાવ્યસત્સંગ'માંથી - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૦ |
| આર. કે. લક્ષ્મણ | ૫૦મા સ્વાતંત્ર્ય દિન પ્રસંગે (ઑગસ્ટ ૧૯૯૭) આર. કે. લક્ષ્મણે દોરેલું કટાક્ષ ચિત્ર - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | પ્રથમ પૂંઠા પર |
| આર. કે. લક્ષ્મણ | 'You said it' વિશે The Tunnel of Timeમાંથી - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૪૫ |
| 'વાચસ્પતિ' | નવી વાર્તાની નવીનતા ગુ.સા.પરિષદ, ૨૭મું અધિવેશન 'સંભારણું'માંથી - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૬૮ |
| વિજય તેન્ડુલકર | પોતાના લેખનકાર્ય વિશે - જૂન ૨૦૦૮ | ૨૧૩ | પ્રથમ પૂંઠા પર |
| વિજય તેન્ડુલકર | નાટક અને તેની ભજવણી વિશે - જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૫૫૫ |
| સુમંત દેસાઈ | નાનકડી એક વાર્તા - ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | પ્રથમ પૂંઠા પર |
| સુરેશ દલાલ | '૭૫'માંથી - ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૨૩ |
| સુરેશ દલાલ | 'મૌનનો ચહેરો' - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૫૨ |
| હેરિઅટ મનરો | 'Poetry'નું મિશન - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | પ્રથમ પૂંઠા પર |
| | **પ્રતિભાવ** | | |
| અરુણ જોશી | જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૯-૩૦૦ |
| અભિજિત વ્યાસ | જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૬૦૦ |
| ઊજમશી પરમાર | જૂન ૨૦૦૮ | ૨૧૩ | ૬૦૦ |
| કેશુભાઈ દેસાઈ/કિશોર વ્યાસ | ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૫૨ |
| જયંત જી. ગાંધી 'કુસુમાયુધ' | રવીન્દ્રનાથના કાવ્યનો છંદોબદ્ધ અનુવાદ 'એ સવારે' | ૨૧૩ | ૬૦૦ |
| ડૉ. તપસ્વી નાન્દી | જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૯-૩૦૦ |
| ધીરેન્દ્ર મહેતા | 'તો ય મારા આભલામાં ન્હાય' - એપ્રિલ ૨૦૦૮ | ૨૧૧ | ૪૯૩ |
| મહેન્દ્ર શાહ | મૈત્રી વિવેચન - ક્યારેક, કેટલાક - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૯૬ |
| રાજેન્દ્ર ઉપાધ્યાય | સર્જક-ભાવક ભાવસેતુ - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૩ |
| રાજેન્દ્ર ઉપાધ્યાય | 'સાપના ભારા'નો શબ્દ વિવાદ - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૫૦ |
| વી. બી. ગણાત્રા | ઉમાશંકર જોશીના 'દર્શન' કાવ્ય વિશે - જુલાઈ ૨૦૦૮ | ૨૧૪ | ૬૫૦ |
| વિજયશીલચન્દ્રસૂરિ | 'આપણે કેટલા વિનયી છીએ' (ઑક્ટોબર ૨૦૦૭ તંત્રીલેખ) વિશે ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૫૨ |
| સુધીર પટેલ | 'જૂના જખમ તાજા કરતો જૂનું જૂનું ઝૂરીએ' લેખ સંદર્ભે - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૩૯-૨૪૦ |
| | **સાહિત્યવૃત્ત - સંચય** | | |
| અશોક ચાવડા | વૃત્ત વિશેષ : 'વીસમી સદી'નું વિમોચન, શ્રી 'અગમ' પાલનપુરીના કાવ્યસંગ્રહ 'અખિલાઈ'નું વિમોચન, ડૉ. ધીરુ પરીખ, શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી ગૌરાંગ ઠાકર, શ્રી જોરાવરસિંહ જાદવ, શ્રી કિરણ ચૌહાણને પુરસ્કાર-સન્માન - ઓગસ્ટ ૨૦૦૭ | ૨૦૩ | ૩૮-૩૯ |
| અશોક ચાવડા | વૃત્ત વિશેષ : વરણી-પુરસ્કાર-સન્માન-વિમોચન-લોકાર્પણની વિગતો સપ્ટેમ્બર ૨૦૦૭ | ૨૦૪ | ૮૧ |
| અશોક ચાવડા | વૃત્ત વિશેષ : શ્રી સુરેશ દલાલને નરસિંહ મહેતા એવોર્ડ, શ્રી નારાયણ દેસાઈને મૂર્તિદેવી એવોર્ડ, ભાવનગરમાં મેઘાણી જન્મજયંતી ઉત્સવ - ઓક્ટોબર ૨૦૦૭ | ૨૦૫ | ૧૨૬ |
| મુકુન્દ પી. શાહ | વૃત્ત વિશેષ : શ્રી ચિનુ મોદીના ઉર્દૂ ગઝલ સંગ્રહ 'ઈર્શાદનામા'નું વિમોચન, ગૌરવ પુરસ્કાર નોંધ, મનોજ પર્વ-રની ઉજવણી, શ્રી 'આદિલ' મન્સૂરીને એવોર્ડ, રમણલાલ સોનીની જન્મશતાબ્દી ઉજવાઈ, જૈન સાહિત્ય જ્ઞાનસત્ર - નવેમ્બર ૨૦૦૭ | ૨૦૬ | ૧૯૨-૧૯૫ |
| મુકુન્દ પી. શાહ | વૃત્ત વિશેષ : ગુજરાતી સાહિત્ય પરિષદનું ૪૪મું અધિવેશન, શ્રી પ્રીતિ સેનગુપ્તાને કુમાર ચન્દ્રક, આદિવાસી ભાષા-સાહિત્ય પરિસંવાદ, ધૂમકેતુ નવલિકા પુરસ્કારો - ડિસેમ્બર ૨૦૦૭ | ૨૦૭ | ૨૩૫-૨૩૭ |
| મુકુન્દ પી. શાહ | વૃત્ત વિશેષ : શ્રી રાજેન્દ્ર શુક્લ, શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર, ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળા, શ્રી પ્રતિભાબહેન દવેને એવોર્ડ, મોડાસામાં શ્રી રમણલાલ સોની જન્મ શતાબ્દી મહોત્સવ, ધરમપુરમાં સાહિત્ય પર્વ, શ્રી રાજેશ વ્યાસ 'મિસ્કીન'ના કાવ્યસંપુટ 'કાવ્યસત્સંગ'નું વિમોચન - જાન્યુઆરી ૨૦૦૮ | ૨૦૮ | ૨૯૭-૨૯૯ |
| મુકુન્દ પી. શાહ | વૃત્ત વિશેષ : દર્શક ફાઉન્ડેશન એવોર્ડ, પ્રો. વારિસ અલવીને એવોર્ડ, શ્રી અરુણા જાડેજાને તથા શ્રી મોહન દાંડીકરને એવોર્ડ-પુરસ્કાર, શ્રી મોતીભાઈ અમીનની જન્મજયંતી - ફેબ્રુઆરી ૨૦૦૮ | ૨૦૯ | ૩૫૧-૩૫૨ |
| મુકુન્દ પી. શાહ | વૃત્ત વિશેષ : શ્રી રમણલાલ સોનીની જન્મ શતાબ્દી, શ્રી જયભિખ્ખુની શતાબ્દીની ઉજવણી, શ્રી મોહમદ માંકડને રણજિતરામ સુવર્ણચંદ્રક આપવાનું જાહેર થયું, શ્રી મણિલાલ હ. પટેલને ધનજી કાનજી ગાંધી સુવર્ણચંદ્રક, શ્રી યાસીન દલાલના 'સત્સંગ સિનેમાનો'નું વિમોચન, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયને પબ્લિશર્સ એવોર્ડ, ગુજરાતી લઘુકથા પરિસંવાદ - માર્ચ ૨૦૦૮ | ૨૧૦ | ૪૪૨-૪૪૪ |



અગાઉ 'ઉદ્દેશ' માસિકનું આજીવન લવાજમ ભરી શુભેચ્છા વ્યક્ત કરનાર
સૌને 'ઉદ્દેશ' એના અને એમના જીવનપર્યંત મળતું રહેશે.
આવું લવાજમ transferable નથી હોતું.
એ ય સ્વીકારવું રહ્યું કે ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે. એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે.
આ સમજ કોઈ પણ કારણસર સ્વીકાર્ય ન હોય તો
– 'ઉદ્દેશ'ના ૧૫ એપ્રિલ ૨૦૦૮ના અંકમાં જાહેર કરેલ 'ગ્રાહક નીતિ' મુજબ –
અગાઉ ભરેલા લવાજમની સંપૂર્ણ રકમ પોતાના ગ્રાહક નંબર
અને લવાજમ ભર્યાની પહોંચની નકલ કાર્યાલયને
**૨૫ જુલાઈ ૨૦૦૮ સુધીમાં** મોકલી સાભાર પરત મેળવી શકાય છે.



'ઉદ્દેશ'ની આજીવન લવાજમ યોજના જૂન ૨૦૦૬થી બંધ છે.



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'



**જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**

**ધીરેન્દ્ર મહેતા :** 'જીવનછાયા', પંડિત દીનદયાળ ઉપાધ્યાય માર્ગ, ભુજ (કચ્છ) - ૩૭૦૦૦૧ **નીતિન વડગામા :** 'તાંદુલ', ૧૯, સ્વાતી સોસાયટી, વીરાણી સાયન્સ કોલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **યશવન્ત મહેતા :** ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **ભગવત સુથાર :** એ-૧૯, એટલાન્ટા પાર્ક, કડીકરણનગર રોડ, ગાયત્રી મંદિર પાસે, કડી - ૩૮૨૭૧૫ **હરિકૃષ્ણ પાઠક :** પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર ૨-એ, ગાંધીનગર - ૩૮૨૦૦૭ **રાધેશ્યામ શર્મા :** ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **અભિજિત વ્યાસ :** 'ગુલાબકુંજ', રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧ **રાજેન્દ્ર શુકલ/નયના જાની :** સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી :** 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **દક્ષા વ્યાસ :** કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **એન.ગોપી/રમણીક સોમેશ્વર :** 'પલ્લવ', ફોરેસ્ટ ઓફિસ પાસે, માનવ કોમ્પલેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦ **મીરા આસીફ :** વડવા બાપેસરા કુવા, ભાવનગર - ૩૬૪૦૦૧ **લાલજી કાનપરિયા :** 'ખોડલ દર્શન', વડિયાવાળાની લાતી પાછળ, માણેકપરા, અમરેલી - ૩૬૫૬૦૧ **સૉલિડ મહેતા :** સલાટ ફળી, હળવદ - ૩૬૩૩૩૦ જિ. સુરેન્દ્રનગર **ઉર્વીશ વસાવડા :** ચિત્તાખાના ચોક, ફીલીપ્સ હોટલ પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧ **ફિલિપ ક્લાર્ક :** પ્લોટ નં. ૩૪૨/૨, સેક્ટર ૨-બી, ગાંધીનગર - ૩૮૨૦૦૭ **રણજિત પટેલ 'અનામી' :** ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭ **ધનસુખલાલ પારેખ :** ૧૦૧, મેહલ એપાર્ટમેન્ટ, નાની મહેતવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **હરીશ દોશી :** ૨૦૩, પરિચય એપાર્ટમેન્ટ્સ, જજીઝ બંગલો ચાર રસ્તા, બોડકદેવ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **યશવંત ત્રિવેદી :** ૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ્સ, સરોજિની રોડ, વિલે-પાર્લે (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૫૬ **યોસેફ મેકવાન :** સી/૪, સનશાઈન એપાર્ટમેન્ટ્સ, જાહ્નવી હોટેલ પાસે, કાશીરામ અગ્રવાલ હૉલ પાસે, ડૉ. રાધાકૃષ્ણન્ માર્ગ, અમદા વાદ - ૩૮૦૦૧૫ **ઉશનસ્ :** લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **દુષ્યન્ત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **ડૉ. કેશુભાઈ દેસાઈ :** ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ ૧૩૨, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨૦૨૧ **ડૉ. લવકુમાર મ. દેસાઈ :** ૨, શ્રીજીબાગ સોસાયટી, જૈન દેરાસર પાસે, માંજલપુર, વડોદરા - ૩૯૦૦૧૧ **ડૉ. ભાનુમતી એચ. શાહ :** ૯, 'રિધમ બંગલોઝ', મણિરત્નમ્ બંગલોઝ પાસે, વાસણા, અમદાવાદ - ૩૮૦૦૦૭ **હેમેન્દ્ર શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **રાજેન્દ્ર ઉપાધ્યાય :** ૧, શિવકમલ એપાર્ટ્મેન્ટ્સ, સેન્ટ્રલ એકસાઈઝ ભવન સામે, પોલીટેકનીક સામે, પાંજરાપોળ પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫

Uddesh (A literary cultural magazine) July 2008 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Abd 9 on 15th of every month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008






## વાદળી

વાદળી વરસીને ચાલી ગઈ,
ધરતીનાં હૈયાં ધબકાવતી ગઈ
કણકણમાં શુંયે પ્રગટાવતી ગઈ
ઉપવનમાં કળીઓ વિકસાવતી ગઈ  વાદળી
કુદરતમાં રમ્ય ભવ્ય સુષમા રેલાવતી,
મધુર મધુર ભીંજવતી ગઈ  વાદળી.
ઝરમર ઝરમર પ્રેમ વરસાવે આભથી,
અહો ! ક્યાંથી આવી ને ક્યાં ગઈ !  વાદળી.
ઝબકારે ચેતનાના મારગ અજવાળતી,
વન વનનો કલરવ કંડારતી ગઈ  વાદળી.
ધબકે હૈયું આ જોઉં જ્યાં વાદળી,
એ તો પળમાં અણજાણ બની ગઈ !.. વાદળી.
વાદળી વરસીને ચાલી ગઈ !
ધરતીનાં હૈયાં હરખાવતી ગઈ !  વાદળી

૨૧-૩-૧૯૯૯

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'માંથી*





# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

ઑગસ્ટ ૨૦૦૮

વર્ષ ઓગણીસમું / અંક :

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**



## નિરુદ્દેશે

નિરુદ્દેશે
સંસારે મુજ મુગ્ધ ભ્રમણ
પાંશુ - મલિન વેશે.
ક્યારેક મને આલિંગે છે
કુસુમ કેરી ગંધ,
ક્યારેક મને સાદ કરે છે
કોકિલ મધુર-કંઠ,
નેણ તો ઘેલાં થાય નિહાળી
નિખિલના સહુ રંગ,
મન મારું લઈ જાય ત્યાં જાવું
પ્રેમને સન્નિવેશે.
પંથ નહિ કોઈ લીધ, ભરું ડગ
ત્યાં જ રચું મુજ કેડી,
તેજછાયા તણે લોક, પ્રસન્ન -
વીણા પર પૂરવી છેડી,
એક આનંદના સાગરને જલ
જાય સરી મુજ બેડી,
હું જ રહું વિલસી સહુ સંગ ને
હું જ રહું અવશેષે.

રાજેન્દ્ર શાહ



# ઉદ્દેશ

વર્ષ : ઓગણીસમું અંક : પહેલો સળંગ અંક : ૨૧૫

## અનુક્રમ : ઑગસ્ટ ૨૦૦૮



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (ઍરમેલ) યુ. એસ. ડૉલર ૨૫. આ અંકની છૂટક નકલ રૂ. ૨૫. પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલવાની નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે. લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખવું.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે. વળતિ પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે. અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું 'ઉદ્દેશ' ફાઉન્ડેશન, c/o. પ્રબોધ ર. જોશી, 'Serene', સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦ (અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮:૦૦ પછી) લખાણો મળવા વિશે કે તેમના સ્વીકાર/અસ્વીકાર વિશે ફોન ઉપર પૃચ્છા નહિ કરવા વિનંતી છે.
- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧. વિજય મૅગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫૬૪૭૮, ૨૬૮૭૦૭૮૯

૨. સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય ઍપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫૧૪૦૦ ૯૩૨૭૦૦૦૮૧૮

૩. મૅગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

૪. ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬૦૫૦૪ ૨૬૪૪૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કૉમ્પ્લેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ટી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન. (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo.co.in

૬. પીયૂષ મૅગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી. બસ સ્ટૅન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૦૭૭૮

આદ્યતંત્રી : રમણલાલ જોશી તંત્રી : પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, 'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮થી પ્રગટ કર્યું
મુદ્રણસ્થાન પટેલ પ્રીન્ટીંગ પ્રેસ પ્રા. લિ., રાયપુર, અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન ૨૨૧૪૩૧૨૮

ઉદ્દેશ
ઑગસ્ટ ૨૦૦૮
(વર્ષ ૧૯ - અંક ૧)

सर्वभाषा सरस्वती



 

# નિરુદ્દેશે 'ઉદ્દેશ'

'સંસ્કૃતિ' સાથે સવિશેષ સંકળાવાનો યોગ જે કેટલાક મહાનુભાવોને થયો એમાંના એક રમણલાલ જોશી. ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૮૪ના વર્ષ ૩૮ના સળંગ અંક ૪૧૬થી 'સંસ્કૃતિ'એ વિદાય માંગી... (એ 'પૂર્ણાહુતિ વિશેષાંક'ના છેલ્લા કવર પેજ પર ઉમાશંકરે 'નામ મારું ભાષામાં ઓગળી ગયું છે' એ પોતાની કવિતા પંક્તિ મૂકી હતી...) એ પછી થોડા સમયમાં ૭ જુલાઈ ૧૯૮૬ના રોજ રમણલાલ જોશી ગુજરાત યુનિવર્સિટીના ભાષા-સાહિત્ય ભવનમાંથી નિવૃત્ત થયા.

પણ એ પ્રવૃત્તિનો જીવ. આ બન્ને ઘટનાઓના સંયોજને જ ભાઈ ગંધર્વને બરાબર સૂઝયું હશે – 'સંસ્કૃતિ'ની 'પેટર્ન' પર એક સામયિક શરૂ કરવાનું એમને સૂચવવાનું. વળી એ જ અરસામાં ૧૯મી ડિસેમ્બરે, ૧૯૮૮માં ઉમાશંકરે પણ આપણી વચ્ચેથી વિદાય લીધી.

૧૮મી નવેમ્બર ૧૮૮૯ના રોજ સુન્દરમે એના નામસંસ્કાર કર્યા અને ૧૫મી ઑગસ્ટ ૧૯૯૦થી આપણી ભાષામાં 'સર્વભાષા સરસ્વતી'ના સૂત્ર સાથે 'ઉદ્દેશ'નું પ્રાકટ્ય થયું. રમણલાલ જોશીએ પાછળથી કહ્યું તેમ 'ઉમાશંકરનું એ એક રીતનું સાહિત્યિક તર્પણ હતું.'

એના પ્રથમ તંત્રીલેખમાં એમણે લખ્યું : "... 'ઉદ્દેશ'નો એક અર્થ ટૂંકું વક્તવ્ય - કથન - દિગ્દર્શન પણ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે : एषः तद्देशतः प्रोक्तो विभूतेविस्तरो मया - મારી દિવ્યવિભૂતિઓનો અંત નથી, આ મેં જે વિસ્તાર તને કહ્યો તે તો उद्देशत्: દિગ્દર્શન - સંક્ષેપ માત્ર છે. 'શાકુન્તલ'માં કાલિદાસ એને સ્થાનના અર્થમાં પણ પ્રયોજે છે : अहो प्रवातसुभगोयमुदेशः અહો, વાયુલહરીઓને લીધે આ સ્થાન કેવું મજાનું છે ! બન્ને અર્થમાં આ ઉપક્રમ..."

પૂરાં સોળ વરસ એણે અવિરત યાત્રા કરી. સત્તરમા વર્ષનો સપ્ટેમ્બર ૨૦૦૬ના મહિનાનો બીજો અંક સંપૂર્ણ કરી ૧૦ સપ્ટેમ્બર ૨૦૦૬ના રોજ રમણલાલ જોશીએ આપણી વચ્ચેથી વિદાય લીધી. ઑક્ટોબરનો અંક પણ એ પછી થયો. પણ એ પછી એ ઘડીભર શ્વાસ ચૂકી ગયું હોય એવું જ કંઈક થયું – એણે ઊંડો શ્વાસ લીધો હશે ! નવેમ્બર - ડિસેમ્બરનો સંયુક્ત અંક શ્રી રમણલાલ જોશી સ્મૃતિ વિશેષાંક થયો અને પછી તો એ પુનઃ ધબકતું થયું.

એણે આ ઊંડો શ્વાસ લીધો ત્યારે આંતરમનમાં ઘણી ઘટનાઓ ઘટી હશે. એક તો 'એને હવે આટોપવું જ જોઈએ' એવા મારા દૃઢાગ્રહની બરાબર સમાંતર, નિરંતર એને ચાલુ રાખવાની એમની પ્રતિબદ્ધતા હું વધુ સઘનરૂપે જોઈ શક્યો તે. આ કે તે વ્યક્તિએ પોતાના અંતિમ શ્વાસં સુધી કાર્ય કર્યું એવી વાતો વાંચી - સાંભળી હતી પણ એનો સાક્ષાત્કાર તો થયો વિદાયના દિવસે, સાવ જ અશક્ય પરિસ્થિતિમાં, એમને સાંભરેલા 'ઉદ્દેશ'થી અને એ પછી અંતર્ધાન થતાં પહેલાંના અમારા મૂક સંવાદમાં... અગાઉ એને સમેટવા માટે એમને સહમત કરી લીધા પછી પણ મારા થકી અનાયાસ સરી પડેલા 'આપણે 'ઉદ્દેશ' ચાલુ જ રાખવાના છીએ' એવા વચનામૃતથી એમનામાં જે અ-મૃતનો સંચાર થયેલો એ પણ નજર સમક્ષ હતું. એમની એ પ્રસન્નતાને લઈને આગળ ચાલવાનું થયું...

એમ, 'ઉદ્દેશ'ના ષોડશ સસ્કાર થતાં થોડાક જુદા ચાલવાનું પણ બન્યું નવી કલમોને પ્રોત્સાહિત કરવી એ કોઈ પણ સામયિકનું કર્તવ્ય હોય, રહેવુ જોઈએ. પણ એમાં વિવેક ચૂકી ન જવાય એ જોવુ જરૂરી લાગ્યુ. અપરિપકવ પ્રકાશનો બહુધા વાચકને અને સરવાળે તો લેખકને જ અન્યાય કરનારા નીવડે છે એવો સ્પષ્ટ અભિપ્રાય કેળવાયો હોવાથી કશું ય છાપવાજોગ ન મળે તો કોરુ ય 'ઉદ્દેશ' કાઢવુ ( 'રે'નો એક અંક લાભશકરે બધાના લાભાર્થે એવો જ કરેલો એવી સ્મૃતિ છે ) એવી પૂરી માનસિકતા સાથે સ્વયમ્‌ના રસ-રુચિને વશ વર્તવાનું થયુ. જો કે એ પછી થયું તો સાવ જુદું જ ! સ રસ સહજ મળતુ રહ્યુ સિધ્ધહસ્તો માટે ય કૃતિસ્થ જ રહેવાનું સ્વીકાર્યું. પૂરતા આદર સાથે એના અમલમા ઉભય પક્ષે સહજ સમજ પ્રવર્તી એવા જ સહજ સૂચનો અને અંગુલિનિર્દેશ પણ મળતા રહ્યા. સામયિક *તા* 'contemporary-*ness*' જાળવવા પ્રયત્નશીલ થવાયુ તો પૂર્ણ પ્રત્યાયનના અભિગમથી મુદ્રણ અને આતર બાહ્ય આકૃતિ તરફ પણ, મૂળના ઢાચામા રહીને ધ્યાન ધર્યુ. જીવનના બધા-બધા જ ક્ષેત્રોમા સર્જનાત્મકતાને કેટલો અવકાશ છે એ પણ આપમેળે કાર્યાન્વિત થતી સર્જન પ્રક્રિયા સાક્ષીભાવે જોતો રહ્યો એમ એમ ઉદ્દેશ'થી જ સમજાતુ ગયુ. વ્યાપને વિસ્તૃત કરવાના ઉપક્રમમા એને 'ઑન લાઈન' કરવાનું થયુ. નીતિ-રીતિ પણ સુસ્પષ્ટ કરી. ઔદ્યોગિક કંપનીઓના સચાલનની મારી આતરસૂઝ એવુ શીખવાડતી આવી છે કે પહેલા પ્રોડક્ટ , પછી બીજુ

બીજુ આ 'ખોટનો ધંધો' હોય તો એને ખોટનો જ રાખવો અને વહાલો કરવો. (એક જુદા અર્થમા અમારા ગામમા કોઈને ત્યાં ઘણા વર્ષે દીકરો આવે તો બધા કહે કે 'ખોટનો છે !') એને 'પગભર' કે આર્થિક દષ્ટિએ 'નફાકારક' કરવાની વ્યર્થ મથામણમા – પોસાઈ શકે તો – ન પડવું. પ્રજા રુચિ (એ ઘડવાનું કામ પણ માધ્યમોનુ જ ને ?) જ્યા સુધી સમૂળગી ન બદલાય ત્યાં સુધી એ આમ તો આપમેળે બનવાનુ નથી. લવાજમો કે જાહેરખબરો ઊઘરાવવાથી કેટલું દળદર ફીટે છે એ 'ઉદ્દેશે' પૂર્વકાળમા પૂરેપૂરુ અનુભવેલુ એ બધા કરતાં સાચા વાચકની શોધ આદરવાનું થશે તો સરવાળે તો આવી સામયિક પ્રવૃત્તિને જ વહેલા મોડા વેગ મળવાનો છે એવી શ્રધ્ધા દઢ થતી રહી.

આરભની આજીવન યોજનાઓ પાછળથી ઉભયપક્ષે નિભાવવી સહેલી નથી જીવનની મોટામા મોટી કરુણતા એ લાગે છે કે એ અનિશ્ચિત પ્રવાહને આપણે નિશ્ચિત માનીને ચાલીએ છીએ અને એને વધુ ને વધુ સુનિશ્ચિત કરવાની જટાજાળમા જ ગૂથાયેલાં રહીએ છીએ ! પણ એનો અર્થ એ પણ નહિ કે બધુ અનિશ્ચિત જ માનવુ એ બન્ને વચ્ચેની કોઈક ધરી પણ હશે એવા સ્થિરભાવમાથી જ આજીવન લવાજમ યોજના રદ કરવાનું અને લવાજમબદ્ધ સૌને પુનર્વિચારની પૂરતી, સ્પષ્ટ તક આપવાનુ સૂઝ્યું. (એમ કરતા, આજ સુધીમાં માત્ર ત્રણ જ લવાજમો રદ થયા !) વળી એ તક આપતાં, 'ભવિષ્યમાં એના પ્રકાશન-ગાળામાં ફેરફાર થઈ શકે છે એ આકસ્મિક બંધ પણ થઈ શકે છે' - જેવી જે જે પણ દૂરવર્તી શક્યતાઓ દેખાઈ એ વિશે જરાક ચોખવટથી કહેવાનું બન્યુ. કેટલાંક સ્વજનોએ પ્રેમભાવથી, 'સાચે જ 'ઉદ્દેશ' બધ કરવાનું વિચારો છો ? એવુ ય પૂછ્યુ. આ જીવન અંતિમયાત્રાના મંગલ અનુભવ જેવુ જ એ બધું હતું !

ઓગણીસમા વર્ષે આ મગલયાત્રાનો પથ આગળ ઊઘડે છે ત્યારે કવિ રાજેન્દ્ર શાહના નિરુદ્દેશે'ની કડી યાદ આવે છે

પથ નહિ કોઈ લીધ, ભરું ડગ
ત્યાં જ રચું મુજ કેડી...

અને હા, 'વાયુલહરીઓને લીધે આ સ્થાન કેવુ મજાનું છે ..'

૨૫ જુલાઈ, ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

# આપણું ઉત્તમ રાષ્ટ્રગીત

મીનાક્ષી ચંદારાણા - અશ્વિન ચંદારાણા

આજથી લગભગ ત્રણ હજાર વર્ષ પહેલાં પણ આ દેશના એક કવિએ પોતાની માતૃભૂમિનું સુંદર પ્રભાત નિહાળ્યું હતું, અને એમના કંઠેથી આ શબ્દો ફૂટયા'તા...

'માતૃભૂમિઃ પુત્રોઽહં પૃથિવ્યાં'

અર્થાત્, ધરતી મારી માતા છે, અને હું એનો પુત્ર છું. અથર્વવેદમાં ધરતીની વંદનાના ખૂબ સુંદર મંત્રો છે. આ બધા મંત્રો 'પૃથ્વી-સૂકત' નામથી પ્રખ્યાત છે. ઉપરોકત પંકિત પણ પૃથ્વી-સૂકતની જ છે.

માતૃભૂમિનું સૌંદર્ય નિહાળીને એ કવિની જેમ જ રવીન્દ્રનાથના હૃદયમાંથી પણ વંદનાના છંદ ફૂટ્યા -

ડિસેમ્બરનું એક સ્વર્ણપ્રભાત.

કવિવર ટાગોર પૂર્વાકાશ પર છવાયેલાં સુંદર વાદળો અને એ વાદળો વચ્ચેથી ડોકિયું કરતા બાલરવિને મુગ્ધતાથી નિહાળતા'તા. જાણે એક પછી એક સુંદર પડદાં ખસતા જતા'તા અને પ્રભાત હર ઘડી નવું તેજ, નવા આકાર ધરીને ઊગી રહ્યું હતું. બગીચામાં ચોતરફ સુંદર ફૂલો પોતાની મહેંક પ્રસરાવતાં ખીલી રહ્યાં હતાં, ને કવિનું મુગ્ધ મન પ્રકૃતિના આ અસીમ ચિત્ર-સાગરમાં રહી રહીને ખોવાઈ જતું'તું.

ખોવાઈ ગયાની એ પળોમાં કાશ્મીરથી કન્યાકુમારી સુધીના એક મહાપ્રદેશનો નકશો એમના માનસપટ પર ઊપસી આવ્યો. માન સરોવર, કૈલાસ, બદ્રિનાથ, ગંગા, યમુના, કાશી, પ્રયાગ, બ્રહ્મપુત્રા, વિંધ્યાચલ, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પુરી, પંચવટી, રામેશ્વર.... એમનાં મનોચક્ષુ સુંદરતા, પવિત્રતા તેમજ મહિમાથી સજેલી માતૃભૂમિના એક-એક અંગનો જાણે સાક્ષાત્કાર પામ્યાં.

હાથ જોડીને એમણે પોતાના વિશાળ, મહિમામય સ્વદેશને પ્રણામ કર્યાં.

અને શ્રધ્ધાનો અર્ધ્ય અર્પણ કર્યો એ જગતપિતાને જેણે આ પૃથ્વી પર આવા પ્રદેશની રચના કરી :

જનગણ મન અધિનાયક જય હે, ભારત ભાગ્ય-વિધાતા !

આ ગીત સૌ પ્રથમ ૨૭ ડિસેમ્બર, ૧૯૧૧ના દિવસે કોંગ્રેસના અધિવેશનમાં ગવાયું હતું. એનું સ્વરાંકન પણ કવિએ પોતે જ કર્યું હતું. 'ભારત વિધાતા' શીર્ષક હેઠળ આ ગીત, સૌ પ્રથમ ૧૯૧૨માં 'તત્ત્વબોધિની' સામયિકના જાન્યુઆરી અંકમાં છપાયું હતું. આ સામયિકના સંપાદક ટાગોર પોતે જ હતા. એ જ અંકમાં મૂળ ગીતની સાથે સાથે એ પ્રભાતનું વર્ણન પણ હતું, જેના થકી કવિને આ ગીત લખવાની પ્રેરણા મળી. ટાગોરનું ગીત તો પાંચ ભાગનું છે. રાષ્ટ્રગીત તરીકે આપણે માત્ર પહેલો ભાગ જ અપનાવ્યો છે.*

આ આખુંય ગીત, એ વિરાટ વિશ્વાત્માની સ્તુતિ છે, જે સર્વનો સર્જનહાર છે, પાલનહાર છે અને ભાગ્યનિયંતા છે. ગીતની શરૂઆતથી અંત સુધી સમસ્ત સંસાર માટે મંગલકામના છે. એક તરફ ઈશ્વરનો મહિમા ગાયો છે, બીજી તરફ સંસારનાં બધાં રાષ્ટ્રો, બધા લોકોને પ્રેમના સૂત્રમાં પરોવવાનું આહ્વાન છે.

પહેલી પંકિત - ' જનગણ મન અધિનાયક જય હે'થી ગીતની શરૂઆત થાય છે. આ પંકિતમાં એવા પરમાત્માની વંદના છે, જે નથી કોઈ દેશવિશેષનો, નથી કોઈ જાતિવિશેષનો કે નથી કોઈ ધર્મવિશેષનો. એ તો ધરતી પર વસતા દરેક મનુષ્યનો ઈશ્વર છે, અંતર્યામી છે, પ્રેરક છે. ગીતની આ પંક્તિ આપણી સંસ્કૃતિની મૂળ ભાવનાને પ્રગટ કરે છે. આપણા પૂર્વજોએ સમસ્ત વિશ્વને ઈશ્વરનું રૂપ માન્યું છે. 'વસુદેવઃ સર્વમિદમ્'. તુલસીદાસજીએ પણ રામચરિતમાનસ લખતી વખતે આમ જ વંદના કરી છે.

**સિયારામમય સબ જગ જાનિ**
**કરહું પ્રનામ જોરિ જુગ પાનિ**

આપણા રાષ્ટ્રગીતની પ્રથમ પંકિત દેશપ્રેમને કૂપમંડુકતામાંથી બહાર લાવીને વિશ્વપ્રેમના મહાસાગરનું રૂપ આપે છે.

પદની અંતિમ પંકિત - 'જનગણ મંગલદાયક જય હે' - પ્રથમ પંકિતની જ પૂરક છે. પ્રથમ પંકિતનો 'જનગણમન અધિનાયક' - મનુષ્યમાત્રના હૃદયનો શાસક - અંતિમ પંકિતમાં 'જનગણ મંગલદાયક' - સંસારના બધા જ માનવોનું મંગળ કરવાવાળો છે.

ગાંધીજીએ કહ્યું હતું, "...આ કરોડો મનુષ્યોના હૃદયમાં જે ઈશ્વર વસે છે, એ સિવાયના બીજા કોઈ ઈશ્વર પર મારી આસ્થા નથી... મારી તો અચળ શ્રધ્ધા છે કે આ કરોડો મનુષ્યોની સેવા દ્વારા જ હું એ ઈશ્વરને પ્રસન્ન કરી શકીશ."

આમ, આ ગીત કેવળ કવિની મધુર કલ્પના નથી. એ આપણી સંસ્કૃતિ, સહસ્ત્રાબ્દિઓથી અખંડપણે સચવાયેલી આપણી શ્રધ્ધા - આપણી સાધનાનું પ્રાણસંગીત છે, વિશ્વાત્મા

*સંપૂર્ણ ગીતનું મૂળ બંગાળી પ્રમાણે ગુજરાતીમાં કરેલું લિપ્યંતર આ લેખના અંતે આપ્યું છે. - તંત્રી

માટેનો આપણો પ્રેમરાગ છે પોતાના શરીરમા રહેલ આત્મા ઉપરાત બીજાના આત્માને પોતાના ગણીને હૃદયથી ચાહવાનુ કહે છે

સંસારના કોઈ દેશનુ રાષ્ટ્રગીત આવી ભાવના વ્યક્ત કરતું નથી બ્રિટનના રાષ્ટ્રગીતમા શત્રુ દમન કરનારા ઈશ્વરને પોતાના શાસકને ચિરજીવી બનાવવાની પ્રાર્થના છે ફ્રાન્સના રાષ્ટ્રગીતમા અજેય ફ્રાન્સના એકચકી શાસન તળે સંસારને સુખી કરવાની પ્રતિજ્ઞા છે જર્મનીએ તો અત્યાર સુધીમાં ચાર વખત પોતાનું રાષ્ટ્રગીત બદલ્યુ છે અમેરિકાનું લાંબું રાષ્ટ્રગીત લગભગ બધી જ પંકિતઓમા પોતાનું યુધ્ધખોર માનસ છતું કરે છે સોવિયેત રાષ્ટ્રગીત પોતાની માતૃભૂમિનુ જ જયગાન કરે છે આપણા એશિયાઈ પડોશીઓનાં રાષ્ટ્રગીતો પણ મોટાભાગે આવાં જ છે

ચીનનું રાષ્ટ્રગીત

કોટિ કોટિ હૃદયોમા, હો ધડકન એક સમાન,
ભલે દુશ્મનની તોપ વરસાવે આગ,
છતાં, ન થભો, કદમ ધરો આગળ,
છાતી પર ઝીલતા ઘાવ,
આગળ ધપો, આગળ ધપો.

અર્થ સ્પષ્ટ છે આ યુધ્ધગાન છે રણભેરીનો ઘોષ છે વિનાશનુ તાંડવ છે શત્રુના નાશનો સકલ્પ છે

જપાનના રાષ્ટ્રગીતમા ત્યાંના સમ્રાટના દીર્ઘજીવન માટેની પ્રાર્થના છે એ સસ્કૃતિ અને સભ્યતાનો સૂત્રધાર સમ્રાટ જ છે એ ગીત

હે પ્રભુ
અમ સમ્રાટને તુ જીવન આપ એટલા વર્ષોનું
કે જેટલા વર્ષોમા,
રેતીનો એક નાનકડો કણ,
બની જાય વિશાળ પર્વત.

પોતાના રાષ્ટ્રના કલ્યાણથી આગળ વધીને આમાં કોઈ બીજી વાત નથી. સમ્રાટ પ્રસન્ન રહે સમ્રાટ પ્રજાનું કલ્યાણ કરે, સુખ આપે શરૂઆતથી અંત સુધી આ જ કામના છે માતૃભૂમિની પૂજાને સ્થાને જપાનની પ્રજાના હૃદયમાં વ્યકિતપૂજાનો ભાવ વધારે પ્રબળ છે

એશિયાના અન્ય દેશોમા ફકત મ્યાનમાર (બર્મા)નું જ રાષ્ટ્રગીત એવુ છે જે વિશ્વકલ્યાણની ભાવનાને મહત્ત્વ આપે છે ગીત ઘણુ પ્રભાવશાળી અને ઊંચા વિચારોવાળું છે કેટલીક પંકિતઓ

આ છે આપણી પોતાની જનની જન્મભૂમિ,
જે રચાયેલી છે ન્યાય, સ્વતત્રતા અને સમાનતાના શુભ સકલ્પો પર,
જે કરે છે સ્થાપના દિવ્ય,પવિત્ર, વિશ્વશાતિની.

પરતુ, આ ગીતનો હૃદયપક્ષ ઘણો નિર્બળ છે વિચાર કે બુધ્ધિપક્ષના ઊંડાણમા કોઈ કસર નથી પણ ભાવનાની એ તરલતા, એ વિપુલતા, પ્રેમના એ આહ્વાન અને આગ્રહ, આ ગીતમાં નથી, જે જન જનને એક મન, એક પ્રાણ કરી દે ત્યારે ભારતના રાષ્ટ્રગીતની સૌથી મહત્ત્વપૂર્ણ વિશેષતા એ જ છે કે એ કોઈ ભૂમિખડ રાજા, શાસક કે સિધ્ધાતોની નહીં, પરંતુ એ મગળમય ભગવાનની સ્તુતિ છે જે પોતાના અપાર માંગલ્ય અને પ્રેમ થકી ઘટ ઘટનો અંતર્યામી છે

### ભારતભાગ્યવિધાતા

જનગણમન અધિનાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
પજાબ સિંધુ ગુજરાટ મરાઠા દ્રાવિડ ઉત્કલ વગ
વિધ્ય હિમાચલ યમુના ગગા ઉચ્છ્લ જલધિતરગ
તવ શુભ નામે જાગે તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જય ગાથા.
જનગણમગલદાયક જય હે ભારતભાગ્યવિધાતા !
જય હે જય હે, જય હે જય જય જય, જય હે ૧

અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી
હિંદુ બૌધ્ધ શિખ જૈન પારસિક મુસલમાન ખ્રિસ્તાની
પૂરબ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાશે
પ્રેમહાર હય ગાથા.
જનગણ – ઐકય વિધાયક જય હે ભારતભાગ્યવિધાતા !
જય હે જય હે જય હે જય જય જય, જય હે. ૨

પતન–અભ્યુદય બધુરપંથા યુગ યુગ ધાવિત યાત્રી
હે ચિરસારથિ તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ.
દારુણ વિપ્લવ માઝે તવ શખધ્વનિ બાજે
સકટદુઃખત્રાતા.
જનગણ પથપરિચાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
જય હે જય હે જય હે જય જય જય, જય હે ૩

ઘોરતિમિરઘન નિબિડ નિશીથે, પીડિત મૂર્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મગલ નત નયને અનિમેષે.
દુ સ્વપ્ને આતકે રક્ષા કરિલે અંકે
સ્નેહમયી તુમિ માતા.
જનગણદુઃખત્રાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
જય હે જય હે, જય હે જય જય જય, જય હે. ૪

રાત્રિ પ્રભાતિલ, ઉદિલ રવિચ્છવિ, પૂર્વ-ઉદયગિરિભાલે
ગાહે વિહગમ પુણ્યસમીરણ નવજીવનરસ ઢાલે.
તવ કરુણારુણરાગે, નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નત માથા.
જય જય જય હે, જય રાજેશ્વર ભારત ભાગ્ય વિધાતા !
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે ૫

રવીન્દ્રનાથ ટાગોર

(મૂળ બંગાળી પ્રમાણે ગુજરાતીમા કરેલું લિપ્યંતર)

# ભારતદર્શન

(સૉનેટ યુગ્મક)

●

મુક્ત વનવેલી

ઉશનસ્

## વિવિધતામાં એકતા

અહો મારી માતૃભૂમિ ! અહો હે ભારત દેશ !
ચુસ્ત ઐક્યગ્રંથિ માટે જરી તું વધુ મહાન
સખ્ત ગાંઠ વળી શકે નહીં, તું તો એક શિથિલ જહાન,
એક ને અખિલ, સંકુલ-જટિલ-લટ, વ્યોમ એ જ તારા કેશ !

તું તો સદા મુક્ત અને સ્વતંત્ર વિચાર, મારા હે ભારત દેશ !
તું જ એક આવી એકતાને શતવિધ લટો મહીં,
વિભાજીને જોગવી ય શકે - અન્ય કોઈ નહીં -
સામસામા વિરોધોને સમાવીને શમાવીને
કૈશિક ભિન્નત્વે અંતે વધે તું જ શેષ !

એ જ તને છાજે, તારો અમથો નહીં આવો ગેરુ વેશ !
તારી પ્હાડ શી પલાંઠી, તારા ધ્યાને અર્ધનિમિલિત નેત્ર
ભિન્ન ધર્મો, ભિન્ન ભિન્ન વેશ, ભાષા, કર્મક્ષેત્ર
સૌમાં તું અનુસ્યૂત, સમાન્વિત, છતાં આખરે અવિભાજ્ય
હે મારા ભારત દેશ !

જાણું છું, માણું છું તને, તને મેં શોધી કાઢ્યો
હે મારા ભારત દેશ !
તું છે એક જટિલતમ ઐક્ય, એ જ છે તારો સંદેશ
એથી કશું નહીં લેશ.

## એક બ્રહ્મ એકસ્ટ્સીમાં

અહો હે મારા ભારત દેશ ! તું તો પેલું બ્રહ્મબીજ !
તું તો તારી ફિલ્સૂફીનો મૂર્ત એવો અવતાર;
તારું ચિંતન - એકમ ભૂમા અને સનાતન કાળ;
કશું અલ્પ ખપે નહીં, તું તો તપની સમાધિ, નહીં કશી ગાજવીજ.
વિશ્વને તેં જ આપ્યો 'બ્રહ્મ' શબ્દ; તો હવે તે તું જ
શાશ્વત વસંતના પેલા અશ્વત્થની જેમ તારો વિકાસ

હું જોઈ રહ્યો છું મારી સગી આંખ સામે : આ મહાઆકાશ
પણ તને ટૂંકું પડે, તું વિપુલ વિટપોનો વિકસતો જટાપુંજ !
વસંતની તારકિત રાત્રિમહીં જોઈ રહું તારો રોમહર્ષ
આકાશગંગા–શો અડાબીડ ખીચોખીચ, આમને આમ જ એક દિન
થઈ જશે તું ય, તારા બ્રહ્મ સમો અનહદ, અંતહીન
જો ને, હું ય તારી સાથે સાથે સીમાહીન તારા સ્પર્શે, હે મારા ભારતવર્ષ !

જોને મારી વનવેલી - મનવેલી તારા બૃહત્તમ વિકસંત દરશને
મુગ્ધ-સ્તબ્ધ; કોણ જાણે કઈ લટ તારી તંતેતંત ગૂંચવશે મને ?

૪-૦૩-૨૦૦૮

માટેનો આપણો પ્રેમરાગ છે પોતાના શરીરમા રહેલ આત્મા ઉપરાંત બીજાના આત્માને પોતાના ગણીને હૃદયથી ચાહવાનુ કહે છે

સસારના કોઈ દેશનુ રાષ્ટ્રગીત આવી ભાવના વ્યકત કરતુ નથી. બ્રિટનના રાષ્ટ્રગીતમા શત્રુ દમન કરનારા ઈશ્વરને પોતાના શાસકને ચિરજીવી બનાવવાની પ્રાર્થના છે ફ્રાન્સના રાષ્ટ્રગીતમાં અજેય ફ્રાન્સના એકચક્રી શાસન તળે સંસારને સુખી કરવાની પ્રતિજ્ઞા છે જર્મનીએ તો અત્યાર સુધીમા ચાર વખત પોતાનું રાષ્ટ્રગીત બદલ્યુ છે અમેરિકાનું લાબુ રાષ્ટ્રગીત લગભગ બધી જ પકિતઓમા પોતાનું યુધ્ધખોર માનસ છતું કરે છે સોવિયેત રાષ્ટ્રગીત પોતાની માતૃભૂમિનું જ જયગાન કરે છે આપણા એશિયાઈ પડોશીઓના રાષ્ટ્રગીતો પણ મોટાભાગે આવા જ છે

ચીનનુ રાષ્ટ્રગીત

*કોટિ કોટિ હૃદયોમા, હો ધડકન એક સમાન,*
ભલે દુશ્મનની તોપ વરસાવે આગ,
છતાં, ન થભો, કદમ ધરો આગળ,
છાતી પર ઝીલતા ઘાવ,
આગળ ધપો, આગળ ધપો.

અર્થ સ્પષ્ટ છે આ યુધ્ધગાન છે રણભેરીનો ઘોષ છે વિનાશનુ તાડવ છે શત્રુના નાશનો સંકલ્પ છે

જપાનના રાષ્ટ્રગીતમા ત્યાના સમ્રાટના દીર્ઘજીવન માટેની પ્રાર્થના છે એ સસ્કૃતિ અને સભ્યતાનો સૂત્રધાર સમ્રાટ જ છે એ ગીત

હે પ્રભુ
અમ સમ્રાટને તું જીવન આપ એટલા વર્ષોનુ
કે જેટલાં વર્ષોમા,
રેતીનો એક નાનકડો કણ,
બની જાય વિશાળ પર્વત

પોતાના રાષ્ટ્રના કલ્યાણથી આગળ વધીને આમા કોઈ બીજી વાત નથી. સમ્રાટ પ્રસન્ન રહે સમ્રાટ પ્રજાનું કલ્યાણ કરે સુખ આપે. શરૂઆતથી અત સુધી આ જ કામના છે માતૃભૂમિની પૂજાને સ્થાને જપાનની પ્રજાના હૃદયમા વ્યકિતપૂજાનો ભાવ વધારે પ્રબળ છે

એશિયાના અન્ય દેશોમા ફકત મ્યાનમાર (બર્મા)નું જ રાષ્ટ્રગીત એવુ છે જે વિશ્વકલ્યાણની ભાવનાને મહત્ત્વ આપે છે ગીત ઘણુ પ્રભાવશાળી અને ઊચા વિચારોવાળુ છે કેટલીક પકિતઓ

આ છે આપણી પોતાની જનની જન્મભૂમિ,
જે રચાયેલી છે ન્યાય, સ્વતત્રતા અને સમાનતાના શુભ સકલ્પો પર,
જે કરે છે સ્થાપના દિવ્ય,પવિત્ર, વિશ્વશાતિની

પરંતુ આ ગીતનો હૃદયપક્ષ ઘણો નિર્બળ છે વિચાર કે બુધ્ધિપક્ષના ઊડાણમાં કોઈ કસર નથી, પણ ભાવનાની એ તરલતા, એ વિપુલતા, પ્રેમના એ આહ્વાન અને આગ્રહ, આ ગીતમા નથી, જે જન જનને એકમન, એક પ્રાણ કરી દે ત્યારે ભારતના રાષ્ટ્રગીતની સૌથી મહત્ત્વપૂર્ણ વિશેષતા એ જ છે કે એ કોઈ ભૂમિખંડ રાજા, શાસક કે સિધ્ધાતોની નહીં, પરંતુ એ મગળમય ભગવાનની સ્તુતિ છે જે પોતાના અપાર માંગલ્ય અને પ્રેમ થકી ઘટ ઘટનો અંતર્યામી છે ■

### ભારતભાગ્યવિધાતા

જનગણમન અધિનાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
પજાબ સિંધુ ગુજરાટ મરાઠા દ્રાવિડ ઉત્કલ વગ
વિંધ્ય હિમાચલ યમુના ગગા ઉચ્છલ જલધિતરંગ
તવ શુભ નામે જાગે તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જય ગાથા.
જનગણમગલદાયક જય હે ભારતભાગ્યવિધાતા !
જય હે, જય હે જય હે જય જય જય, જય હે ૧

અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી
હિંદુ બૌધ્ધ શિખ જૈન પારસિક મુસલમાન ખ્રુસ્ટાની
પૂરબ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાશે
પ્રેમહાર હય ગાથા.
જનગણ ઐકય વિધાયક જય હે ભારતભાગ્યવિધાતા !
જય હે જય હે, જય હે જય જય જય, જય હે ૨

પતન—અભ્યુદય બધુરપંથા યુગ યુગ ધાવિત યાત્રી
હે ચિરસારથિ તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ.
દારુણ વિપ્લવ માઝે તવ શખધ્વનિ બાજે
સંકટદુઃખત્રાતા.
જનગણ પથપરિચાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
જય હે, જય હે, જય હે જય જય જય, જય હે. ૩

ઘોરતિમિરઘન નિબિડ નિશીથે, પીડિત મૂર્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મગલ નત નયને અનિમેષે
દુ:સ્વપ્ને આતકે રક્ષા કરિલે અકે
સ્નેહમયી તુમિ માતા.
જનગણદુઃખત્રાયક જય હે ભારત ભાગ્ય વિધાતા !
જય હે જય હે, જય હે, જય જય જય, જય હે ૪

રાત્રિ પ્રભાતિલ, ઉદિલ રવિચ્છવિ, પૂર્વ-ઉદયગિરિભાલે
ગાહે વિહગમ પુણ્યસમીરણ નવજીવનરસ ઢાલે.
તવ કરુણારુણરાગે, નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નત માથા.
જય જય જય હે, જય રાજેશ્વર ભારત ભાગ્ય વિધાતા !
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે ૫

રવીન્દ્રનાથ ટાગોર
(મૂળ બગાળી પ્રમાણે ગુજરાતીમાં કરેલુ લિપ્યંતર)

# ભારતદર્શન

(સૉનેટ યુગ્મક)

●

## મુક્ત વનવેલી

### ઉશનસ્

### વિવિધતામાં એકતા

અહો મારી માતૃભૂમિ ! અહો હે ભારત દેશ !
ચુસ્ત ઐક્યગ્રંથિ માટે જરી તું વધુ મહાન
સખ્ત ગાંઠ વળી શકે નહીં, તું તો એક શિથિલ જહાન,
એક ને અખિલ, સંકુલ-જટિલ-લટ, વ્યોમ એ જ તારા કેશ !

તું તો સદા મુક્ત અને સ્વતંત્ર વિચાર, મારા હે ભારત દેશ !
તું જ એક આવી એકતાને શતવિધ લટો મહીં,
વિભાજીને જોગવી ય શકે - અન્ય કોઈ નહીં -
સામસામા વિરોધોને સમાવીને શમાવીને
કૈશિક ભિન્નત્વે અંતે વધે તું જ શેષ !

એ જ તને છાજે, તારો અમથો નહીં આવો ગેરુ વેશ !
તારી પ્હાડ શી પલાંઠી, તારા ધ્યાને અર્ધનિમિલિત નેત્ર
ભિન્ન ધર્મો, ભિન્ન ભિન્ન વેશ, ભાષા, કર્મક્ષેત્ર
સૌમાં તું અનુસ્યૂત, સમાન્વિત, છતાં આખરે અવિભાજ્ય
હે મારા ભારત દેશ !

જાણું છું, માણું છું તને, તને મેં શોધી કાઢ્યો
હે મારા ભારત દેશ !
તું છે એક જટિલતમ ઐક્ય, એ જ છે તારો સંદેશ
એથી કશું નહીં લેશ.

### એક બ્રહ્મ એક્સ્ટ્સીમાં

અહો હે મારા ભારત દેશ ! તું તો પેલું બ્રહ્મબીજ !
તું તો તારી ફિલ્સૂફીનો મૂર્ત એવો અવતાર;
તારું ચિંતન - એકમ ભૂમા અને સનાતન કાળ;
કશું અલ્પ ખપે નહીં, તું તો તપની સમાધિ, નહીં કશી ગાજવીજ.
વિશ્વને તેં જ આપ્યો 'બ્રહ્મ' શબ્દ; તો હવે તે તું જ
શાશ્વત વસંતના પેલા અશ્વત્થની જેમ તારો વિકાસ

હું જોઈ રહ્યો છું મારી સગી આંખ સામે : આ મહાઆકાશ
પણ તને ટૂંકું પડે, તું વિપુલ વિટપોનો વિકસતો જટાપુંજ !
વસંતની તારકિત રાત્રિમહીં જોઈ રહું તારો રોમહર્ષ
આકાશગંગા–શો અડાબીડ ખીચોખીચ, આમને આમ જ એક દિન
થઈ જશે તું ય, તારા બ્રહ્મ સમો અનહદ, અંતહીન
જો ને, હું ય તારી સાથે સાથે સીમાહીન તારા સ્પર્શે, હે મારા ભારતવર્ષ !

જોને મારી વનવેલી - મનવેલી તારા બૃહત્તમ વિકસંત દરશને
મુગ્ધ-સ્તબ્ધ; કોણ જાણે કઈ લટ તારી તંતેતંત ગૂંચવશે મને

૪-૦૩-૨૦૦૮

પ્રબોધ ર. જોશી

## સ્વાતંત્ર્યકાળના સરૂરીયલ ફિક્શન 'મિડનાઈટ્સ ચિલ્ડ્રન'ને બેસ્ટ ઑફ બુકર પ્રાઈઝ

વિશ્વવિખ્યાત બુકર પ્રાઈઝની ૪૦મી જયંતી પ્રસંગે, તાજેતરમાં ૧૦ જુલાઈ ૨૦૦૮ના રોજ લંડનમાં યોજાયેલા 'લંડન લિટરેચર ફેસ્ટીવલ'માં સલમાન રશદીની નવલકથા 'મિડનાઈટ્સ ચિલ્ડ્રન'ની 'બેસ્ટ ઑફ બુકર પ્રાઈઝ' માટેની પસંદગી જાહેર થઈ.

પોતાની નવી નવલ 'ધી એન્ચેન્ટ્રેસ ઑફ ફ્લોરેન્સ'ના પ્રચાર સંદર્ભે સલમાન રશદી અમેરિકાનો પ્રવાસ કરી રહ્યા હતા ત્યારે લંડનના સાઉથ બેન્ક સેન્ટરમાં યોજાયેલા સમારોહમાં રશદીની અવેજીમાં એમના પુત્રો ઝફર અને મિલાને આ પુરસ્કાર સ્વીકાર્યો ત્યારે એમણે અમેરિકાથી પ્રતિભાવ આપતાં કહ્યું કે 'આ અદ્‌ભુત વાત છે, કેમ કે મારા સાચુકલા પુત્રો મારા માનસ પુત્રો માટેનો એવોર્ડ સ્વીકારે છે '

રશદીને આ જ નવલકથા માટે આ ત્રીજી વખત બુકર પ્રાઈઝ મળ્યું અગાઉ ૧૯૮૧માં એ પ્રકાશિત થઈ એ વર્ષે તેને પ્રથમવાર બુકર પ્રાઈઝ મળ્યું હતું. ૧૯૯૩માં પણ પ્રાઈઝની ૨૫મી જયંતી પ્રસંગે તેને ફરી એકવાર 'બુકર ઑફ બુકર પ્રાઈઝ'થી નવાજવામાં આવી હતી..

૨૭ વર્ષ પહેલાં પ્રગટ થયેલી આ નવલકથામાં આપણા સ્વાતંત્ર્ય પૂર્વ અને પશ્ચાત્‌ની ભૂમિકા છે. ૧૯૧૫થી ૧૯૪૭ સુધીનો સ્વાતંત્ર્ય પૂર્વેનો ઈતિહાસ અને એ પછીથી ૧૯૭૬માં કટોકટીની જાહેરાત થઈ ત્યાં સુધીનો સમયગાળો એમાં ઝિલાયો છે. ભૌગોલિક દૃષ્ટિએ નવલકથા ભારત, પાકિસ્તાન અને બંગલાદેશના ભૂ-ભાગમાં પથરાઈ છે અને માત્ર રાજકીય ઘટનાઓનો જ નહિ સાંસ્કૃતિક અને ઐતિહાસિક બનાવોનો સંદર્ભ પણ રચી આપે છે. નવલકથાના શીર્ષકમાં જ આપણા સ્વાતંત્ર્ય દિનની પૂર્વસંધ્યાએ પંડિત જવાહરલાલ નહેરૂએ આપેલા અતિપ્રસિદ્ધ પ્રવચનનો પડઘો પડે છે. મધ્યરાત્રિએ જન્મેલાં ૧૦૦૧ બાળકોમાંથી એક, શિવ શ્રીમંત મુસ્લિમનું સંતાન છે તો સલીમ ગરીબ હિન્દુ સ્ત્રીની કૂખે જન્મ્યો છે. શિવ અને સલીમની અદલાબદલી અને એની આગળ પાછળ ઊઘડતી દુનિયામાં રશદીની કલમ, અરેબિયન નાઈટ્સની કથાઓની જેમ આસાનીથી વિહરે છે. આ કથા સલીમ સિનાઈના મુખે કહેવાઈ છે. જો કે નવી નવી ઘટનાઓ અને એમાંથી ઘડાતાં પાત્રોના સથવારે રચાતું 'સરૂરીયલ ફિક્શન' ઐતિહાસિક વિગતોને, ખાસ તો સમયના સંદર્ભમાં, તોડે-મરોડે છે એ સાભિપ્રેત હશે એવું નવલકથામાં સલીમના આ એકરાર-ઉદ્‌ગારથી સમજાય છે '...અહીં ફરી નજર ફેરવતાં ઐતિહાસિક તવારીખની દૃષ્ટિએ ઘણી ભૂલો નજરે ચડી છે. મહાત્મા ગાંધીની હત્યા અહીં ખોટા દિવસે થાય છે. પણ હું એ ય કહી શકું એમ નથી કે મારા ભારતમાં બનાવોની વાસ્તવિક શૃંખલા કેવી હતી અને હોઈ શકે. ગાંધી કસમયે મરવાનું ચાલુ રાખશે...'




'મિડનાઈટ્સ ચિલ્ડ્રન'ની ૨૫મી આવૃત્તિનું મુખપૃષ્ઠ



રશદીએ પોતાની નવલકથાના નાટ્યરૂપાંતરમાં સક્રિય રસ લીધો. રિહર્સલ વખતે નાટ્ય કલાકારની સાથે.

નવલકથામાં સલીમનો પરિચય આપણને ૧૯૭૭માં મુંબઈની એક અથાણાં બનાવતી ફેક્ટરીમાં થાય છે ફેક્ટરીમાં જ કામ કરતી પદ્માને એ પોતાની અને પોતાના કુટુંબની અદ્‌ભુત કહાણી કહેવાનું શરૂ કરે છે. પદ્મા અશિક્ષિત અને વહેમી સ્ત્રી છે. સલીમ એને પ્રેમમાં 'dung-lotus' (કાદવના કમળ) તરીકે ઓળખાવે છે. પદ્મા સલીમને એની વાત કહેવામાં પ્રોત્સાહક ભૂમિકા ભજવે છે તો વાત કહેતાં સલીમની ગાડી ક્યારેક અવળે પાટે ચડી જાય ત્યારે એને સીધે રસ્તે ય લાવી મૂકે છે. એક વખત તો એ કહી દે છે કે 'તું તારા જન્મની વાત કરવાનું શરૂ કરીશ ત્યાં સુધીમાં તો બસો વરસનો થઈ ગયો હોઈશ.' વાર્તામાં કૌટુંબિક ઈતિહાસની

આદર્શમાં રાજકીય ઈતિહાસ અને ઘટનાઓ - ગાંધીજીની ચળવળ, ૧૯૧૯નો જલિયાંવાલા બાગનો નરસંહાર, વિભાજનની પૂર્વભૂમિકા અને ભાગલાનું દર્દ, કોમી રમખાણો, કાશ્મીરનો પ્રશ્ન વગેરે વણાતું આવે છે. પાત્રો અને ઘટનાઓનો પથારો ઘણો છે. એકસૂત્ર રહેવું રશદીને માટે પણ મુશ્કેલ બન્યું છે. વિવેચકો એને ગેબ્રિયલ ગાર્સિયા માર્ક્વેઝની 'વન હન્ડ્રેડ યર્સ ઑફ સોલિટ્યૂડ'ની હરોળમાં મૂકે છે. પણ એ વાંચતાં ક્યારેક આવાં nostalgic વર્ણનો પણ સ્મૃતિમાં ઊભરે છે, કાશ્મીરની ખીણ વિશે લખે છે : '*એ દિવસોમાં તળાવોને કિનારે આર્મી-કેમ્પ્સ ન હતા. સાંકડા પહાડી રસ્તાઓને ગૂંગળાવનારો ટ્રકો અને જીપોનો ખડકલો ન હતો.બારામુલ્લા અને ગુલમર્ગના પહાડોની કલગી પછવાડે સૈનિકો સંતાતા ફરતા ન હતા. એ દિવસોમાં યાત્રીઓને પુલની તસવીરો લેતાં, જાસૂસ સમજીને ગોળીએ દેવામાં ન'તા આવતા અને એ દિવસોમાં તળાવમાં અંગ્રેજોની હાઉસબોટ્સ અને શિકારાઓ સિવાય આખીય ખીણ મોગલ સામ્રાજ્યમાં હતી એવી જ વસંતની પ્રતીક્ષામાં રહેતી હતી...*'

વાચકને ઈસ્લામના ઉદારમતવાદી વિચારોની ઝાંખી પણ મળ્યા કરે છે. કદાચ રશદીના પોતાના જ એ વિચારો નવલકથામાં સુપેરે વ્યક્ત થયા છે. આદમ અઝીઝ એની પત્નીની પ્રતિકારક ચીસો વચ્ચે પ્રતીતિકર રીતે એ મૌલવીને પોતાના ઘરની બહાર ધકેલી મૂકતાં કહે છે 'એ ધિક્કારની ભાષા શીખવતો હતો... શું તારે ઘૃણા પેદા કરતાં સંતાનો જોઈએ છે ?'

અહીં કેટલાક પૌરાણિક સન્દર્ભો ધ્યાન ખેંચે છે તો વર્ણનો, અને ખાસ તો મુંબઈનાં વર્ણનો એના સમગ્ર પરિવેશમાં - કેમ્પ્સ કોર્નર, મહાલક્ષ્મી રેસકોર્સ, બ્રીચકેન્ડી હૉસ્પિટલ, લોકલ ટ્રેઈન્સ, એર-ઈન્ડિયાના મહારાજાનું પોસ્ટર વગેરે. આસ્વાદ્ય નીવડે છે. રશદીની મુંબઈ સ્મૃતિ વિશદ છે. 'હું પાછળ જોઉં છું તો બધું-બધું જ તાદશ થાય છે. એ આશ્ચર્યજનક જ છે કે તમે પ્રયત્ન કરો તો કેટકેટલું યાદ કરી શકો...' મુંબઈમાં જન્મેલા રશદીની પોતાની બાળપણની સ્મૃતિ અહીં તાદશ થઈ છે. ભાષાની દષ્ટિએ પણ ભારતીય અંગ્રેજી (હિંગ્લીશ-હિન્દુસ્તાની ઈંગ્લીશ)ના કેટલાક પ્રયોગો અને શબ્દો ધ્યાનાર્હ છે. 'રીક્ષાવાલા', 'તાઈ', 'તિનબત્તી', 'લડ્ડુ', 'કૂર્તા', 'દુપટ્ટા', 'ચવન્ની', 'સચિવાલય', 'ચટની', 'મંત્ર' જેવા તો અનેક હિન્દુ-ઉર્દૂ શબ્દો નવલકથામાં નજરે ચડે છે અને એમાંના કેટલાક તો હવે સત્તાવાર રીતે અંગ્રેજી કોશમાં સમાસ પામ્યા છે.


હાર્લેમ, યુ.એસ.ના એપોલો થિયેટરમાં 'મિડનાઈટ્સ ચિલ્ડ્રન' રજૂ થયું ત્યારનું એક દશ્ય (માર્ચ - ૨૦૦૩)


સલીમની ભૂમિકા નાટ્યકલાકાર ઝુબીન વાર્લાએ ભજવી હતી. સલીમ અને શિવની અદલાબદલી ભારત અને પાકિસ્તાન - બે જોડિયા દેશોની નિયતિ જેવી છે કે જે પણ એ જ સમયે જન્મ્યા !

રશદીને નવલકથાને ફિલ્મમાં ઢાળવાની ઈચ્છા હતી. નેવુના દશકામાં બીબીસીની એ યોજના 'સેતાનિક વર્સીસ'ને લઈને થયેલા વિવાદ અને ભારતમાં એની પાબંદીના પગલે પડતી મૂકવી પડેલી. પણ એ પછી ૨૦૦૩માં નાટ્ય દિગ્દર્શક ટીમ સપલ અને નાટ્યલેખક સાયમન રીડના સહયોગમાં રશદીએ રૉયલ શેક્સપિયર કંપની માટે એનું નાટ્ય રૂપાંતર કર્યું. પણ એનો મિશ્ર પ્રતિભાવ રહ્યો. કેટલાંકને એમાં નવલકથાની પ્રસ્તાર-પૂર્ણ શૈલી અને મેજિકલ રિયલિઝમનો નાટ્યના ક્રિયાશીલ માધ્યમમાં મેળ પડતો ન જણાયો.

કથાના અંતભાગમાં સલીમ ભાવિનો નિર્દેશ કરતો હોય તેમ 'પ્રોફેટીક' અદાથી આવાં વચનો ઉચ્ચારે છે. કહે છે, 'જેમ મેં ભૂતકાળને આલેખ્યો એવી જ વિશ્વસનીયતાથી ભવિષ્યને વિશે પણ પૂરી નિશ્ચિતતા સાથે લખવું પડશે. પણ ભવિષ્યને અથાણાની જેમ જારમાં સાચવી શકાતું નથી. જાર ખાલી રહેવો જોઈએ...'

લંડન લિટરેચર ફેસ્ટીવલના સમારંભમાં કોઈકે આ ભાવિને લઈને નવલકથાનો નવો ઉત્તરાર્ધ (?) લખાવા વિશેય આગાહી કરી છે તો ખરી ! ■

યશવન્ત મહેતા

## પુસ્તક સંબંધી પાર્ટીમાં કોણ આવે ?

આપણે પુસ્તક વિમોચનના કાર્યક્રમોને જાહેર સભા જેવા બનાવીએ છીએ, છાપામાં સ્થાનિક નોંધ વાંચીને લોકો આવી જાય, વિમોચનમા ભાગ લેનાર સ્વામી-બાપુ-શ્રીજીના ભક્તોય ઘૂસી આવે, જેમને સબંધિત પુસ્તકમા કે લેખકમા કદાચ રજમાત્ર પણ રસ ન હોય !

હમણા બ્રિટનના એક પુસ્તક વિમોચન કાર્યક્રમ વિષે વાચ્યુ. કાર્યક્રમના ત્રણ અંશ હતા એક સગાસબધી, મિત્રો, વ્યવસાયીઓ માટે હોટેલમા પાર્ટી. બે માત્ર પુસ્તકવિક્રેતાઓ અને પ્રકાશનક્ષેત્ર સાથે સકળાયેલા માટે પાર્ટી ત્રણ સાહિત્યિક સામયિકો તથા કોલમો લખનાર માટે પાર્ટી. પરતુ આ ત્રીજી પાર્ટીના નિમત્રણપત્રમા 'ખાસ નોંધ' હતી કે તમને ઘણા સમય અગાઉ આ પુસ્તક મોકલી અપાયું છે જો તમે એ વાચ્યુ હોય અને તમને એ ગમ્યુ હોય તો જ આવજો.

આપણે ત્યા તો પુસ્તકવિમોચન કાર્યક્રમમા પ્રવચન કરનારાઓએ પણ એ પુસ્તક વાચ્યુ નથી હોતુ. કેટલાક તો એ પુસ્તકના લેખકનેય નથી ઓળખતા. બસ, અખબારોમા એમના નામ ચમકે છે એટલે આયોજકો એમને મચ પર બેસાડી દે છે

## રાજકારણમાં લેખન કેટલું ઉપયોગી ?

આપણા દેશમા ૨૦૦૯ની (કે કદાચ એથી અગાઉ આવી પડે એવી?) લોકસભાની ચૂટણી અગાઉ વડાપ્રધાનપદની દાવેદારી કરનાર એક સજ્જને ઉતાવળે ઉતાવળે આત્મકથા પ્રગટ કરી નાખી. લખો અને લોકપ્રિય બનો એવા જૂના ઉદાહરણોને એ કદાચ અનુસરી રહ્યા હતા. જો કે એમના પુસ્તકની અસખ્ય વિગતોની સચ્ચાઈ વિષે એમના જ સાથીઓએ શકાઓ ઉઠાવી છે પરિણામે એમની આ લેખન કસરત કેટલી સફળતા અપાવશે એ જોવાનુ રહે છે



પરતુ ૨૦૦૮ના અત અગાઉ જે માણસ અમેરિકા (યુનાઈટેડ સ્ટેટ્સ)ના રાષ્ટ્રપતિપદે ચૂટાવાની લગભગ નિશ્ચિત શકયતા છે, તે બારક ઓબામાની એ સભવિત સફળતા માટે એમના બે પુસ્તકો મહત્તમ યશભાગી કહેવાશે. એમાનું પ્રથમ પુસ્તક ડ્રીમ્સ ફ્રોમ માય ફાધર (મારા પિતા તરફથી મળેલા સ્વપ્ન) ૧૯૯૫મા પ્રગટ થયુ મૂળ કેન્યાના શ્યામવર્ણી પિતા અને ગોરી માતાના સતાન બારક ઓબામા નાનપણમા હોનોલુલુ અને જકાર્તા રહ્યા અને પછી યુનાઈટેડ સ્ટેટ્સમા આવ્યા કાનૂન ભણ્યા, રાજકીય મહત્ત્વાકાક્ષા સેવતા થયા પેલા પુસ્તકે એમને ખૂબ જાણીતા કર્યા. ૧૯૯૫મા એ દેશની સેનેટમા ચૂટાયા.

એક પુસ્તકે એમને સેનેટ સુધી પહોંચાડયા તો ૨૦૦૬મા પ્રગટ કરેલ સસ્મરણ કથા ધી ઓડેસિટી ઓફ હોપ (આશા સેવવાની ગુસ્તાખી) એમને રાષ્ટ્રપતિપદે પહોંચાડશે ?

આ પુસ્તકને જબરદસ્ત સફળતા મળી. ૧૪ અઠવાડિયા સુધી એ બેસ્ટ સેલર' લિસ્ટમાં ટોચમાં રહ્યુ દેશનાં અનેક શહેરોમા 'બૂક સાઈનિંગ સમારોહ થયા, આપણે માટે લગભગ અજાણી આ 'સાઈનિંગ (પુસ્તકમા હસ્તાક્ષર)ની ક્રિયા આપણા પુસ્તક-લોકાર્પણ જેવી જ છે એ પ્રસગે લેખક હાજર રહે છે પ્રથમ તો પુસ્તક વિષે વાતો થાય છે પછી પુસ્તક ખરીદનારની નકલમાં લેખક સહી કરે છે

૨૦૦૬ સુદીમાં ઓબામા એટલા લોકપ્રિય બની ગયા હતા કે ઠેર ઠેર એમનુ પુસ્તક મેળવવા માટે ઉત્સાહ જોવા મળ્યો. શિકાગોમા લોકો જ્યાં એ પુસ્તક મળવાનું હતુ તે દુકાને સવારના ૪ ૧૫થી લાઈનો લગાવવા લાગ્યા. સીએટલ શહેરમા બૂક સાઈનિંગ કાર્યક્રમ માટે સ્થાનિક પુસ્તક વિક્રેતાએ ૨,૫૦૦ બેઠકો ધરાવતો હોલ રાખેલો. એની પ્રવેશ ફી જ દસ ડોલર જેટલી રાખેલી, પરતુ માત્ર ૯૦ મિનિટમા ટિકિટો વેચાઈ ગઈ આવો જ પ્રતિભાવ ઠેર ઠેર મળ્યો.

એ જોઈને વિખ્યાત 'ટાઈમ' સામયિકે ઓબામા વિષે ટાઈટલ સ્ટોરી પ્રગટ કરી, જેનું શીર્ષક રાખ્યું 'વ્હાય બારક ઓબામા કૂડ બી ધી નેક્સ્ટ પ્રેસીડેન્ટ (બારક ઓબામા કયા ગુણો વડે આગામી રાષ્ટ્રપતિ બની શકશે ) એમના ઘણા અન્ય ગુણો સાથે અગત્યનો ગુણ છે પ્રભાવશાળી લેખનશૈલી.

**વૉલ્તેરને કેદ ન કરો !**

વૉલ્તેર અઢારમી સદીના એક મહાન ચિંતક હતા જેમણે કહેલું : 'તમે જે કહો છો એની સાથે હું કદાચ સંમત ન પણ થાઉં, પરંતુ એ કહેવાના તમારા અધિકાર બદલ મારું મસ્તક પણ કપાવવા તૈયાર છું.'

અભિવ્યકિતસ્વાતંત્ર્ય અને મતાંતરક્ષમાના આવા પેગંબરો હવે હિન્દમાં તો ભયમાં છે. અહીં એવાં બંધિયાર મન અને હથિયારબંધ હાથ પેદા થયા છે જે પોતાના કરતાં અલગ માન્યતા, મત કે શ્રધ્ધા ધરાવનારને ખતમ કરવા તત્પર રહે છે; જે મહામૂલ્યવાન ગ્રંથભંડારો ઘમરોળવા તૈયાર રહે છે; જે અણગમતા શબ્દપ્રયોગ બદલ પુસ્તકો બાળવા લાગે છે; જે અણગમતા અભિપ્રાય બદલ રાજ્યદ્રોહના આરોપો મઢવા પણ તૈયાર થાય છે.



આવાં વલણો સામે લાલ બતી ધરતાં બહેન નયનતારા સેહગલે એક લેખ લખ્યો છે : 'ડોન્ટ ઈમ્પ્રીઝન વૉલ્તરે' જવાહરલાલ નહેરુનાં ભત્રીજી અને વિજયલક્ષ્મી પંડિતનાં દીકરી તથા અનેક નવલકથાઓનાં લેખિકા નયનતારા લખે છે : એક વિરાટ બહુ સંસ્કૃતિક દેશમાં કોઈકની લાગણી તો કોઈક અન્યના લેખનથી કે કથનથી દુભાવાની જ છે. હું માનું છું કે જો ઉદ્દેશ જ્ઞાનની પ્રગતિનો અથવા માનવજીવનની સ્થિતિની સુધારણાનો હોય તો કોઈકની લાગણી દુભાવાનું અનિવાર્ય બની રહે છે. જો આપણને કોઈકની લાગણી દુભાવાનો એટલો ડર હોત તો આજે પણ વિધવાઓને સળગાવી મૂકતા ન હોત... સેન્સરશિપ (અભિવ્યકિત નિયંત્રણ) માની લે છે કે સમાજ કદી નહિ બદલાય, અને સેન્સરશિપ નીચે એ બદલાતો પણ નથી, જે કોઈ પણ દેશ કોઈ પક્ષ પ્રકારના સરમુખત્યારી શાસન હેઠળ હોય તે આનું ઉદાહરણ છે, પુસ્તકો અને ફિલ્મો અને કળાકૃતિઓ બદલાવના વાહકોની ભૂમિકા ભજવે છે. એમને બંધ કરી દો, અંધારી ઓરડીમાં ગોંધી દો અને અને તમે જે હો તે જ રહેશો. એ જ ગંધાતી બંધિયાર હવા શ્વસતા રહેશો...

**સાડી વેચાય, ખમીસ નહિ !**

બોલકણા લેખક વી. એસ. નાયપોલની ઈનામ વિજેતા કૃતિની પુન :હસ્તપ્રત બનાવીને, લેખક તરીકે બનાવટી નામ રાખીને, વીસ જેટલા સાહિત્ય-દલાલો (લિટરરી એજન્ટો)ને મોકલવામાં આવી અને એ વીસેય તરફથી 'સાભાર અ-સ્વીકાર' આવ્યો ત્યારે ખૂબ કડવા બનતાં અનેક લોકોએ અનેક ટિપ્પણીઓ કરી. એમાંની એક આ હતી : 'જો હસ્તપ્રતના લખનાર તરીકે સ્ત્રી-નામ હોત તો એ જરૂર સ્વીકાર પામી હોત.'

માત્ર નાટક - સિનેમા - જાહેરખબર - ચિત્રકળામાં નારીજાતિ આકર્ષક નીવડે છે એવું નથી, સાહિત્યમાં પણ આવું આકર્ષણ કામ કરી જ જાય છે. તાજેતરના એક કિસ્સાથી આ માન્યતા પુષ્ટ થાય એમ છે. યૂરેશિયા (યૂરોપ અને એશિયા)ના સમગ્ર પ્રદેશ માટેનું ઉત્તમ પ્રથમ કૃતિ માટેનું કોમન વેલ્થ રાઈટર્સ પ્રાઈઝ રૂપા બાજવા નામનાં લેખિકાના પુસ્તક 'ટૂ ધી સાડી શોપ' (સાડીઓની દુકાન)ને અપાયું, એ ઈનામ જાહેર કરતાં, પસંદગી સમિતિના અધ્યક્ષે યાદગાર માહિતી આપી. એમણે કહ્યું, "અમારા એક સાથી નિર્ણાયકે કહ્યું છે કે લખનારનું કે પુસ્તકનું નામ 'રામચંદ' કે એવું કશુંક હોત તો ચોક્કસ એ ધ્યાનાકર્ષક ન બન્યું હોત !"

**૨૩ હત્યાઓનો આરોપી કવિ-લેખક બન્યો !**

દક્ષિણ ભારતના મદુરાઈમાં રીતસરની ગુંડાગીરી કરનારા તથા ગુંડા-ગેન્ગ રચનાર અને જેની સામે ૨૩ તો ખૂનોના આરોપ હતા એવા પી. આર. રમેશની આત્મકથાનો અંગ્રેજી અનુવાદ તાજેતરમાં પ્રગટ થયો, જેનું વિમોચન જ્યોર્જ ફર્નાન્ડીઝે કર્યું.

એક સમયે 'અન્ના નગર રમેશ' નામે જાણીતા રમેશે નગરને બાનમાં લીધું હતું. વેપારીઓએ તેના ગુંડાઓને હપ્તા આપવા પડતા. ટોળકી ખૂનો પણ કરતી અને ચોરી-લૂંટફાટ પણ આચરતી.

આવા બધા આરોપસર રમેશની સામે મુકદ્દમો ચાલ્યો; પરંતુ ૨૦૦૨માં એ તમામ પ્રકારે નિર્દોષ ઠર્યો. કારણ એટલું જ છે – સાક્ષી ન મળ્યા !

આ રમેશે તમિળ ભાષામાં કાવ્યસંગ્રહ પણ પ્રગટ કર્યો છે ('રણમાં લહેરાય ડાંગર' ); એક વાર્તાસંગ્રહ (અજાયબ ભૂત) અને એક નવલકથા (કબર બોલે છે) પણ પ્રગટ કર્યા છે. એની આત્મકથાનો ગુજરાતી અર્થ થાય 'ખોવાયેલા કલાક' હવે એ કહે છે કે હું સુધરી ગયો છું. અને લેખનને કારકિર્દી બનાવવા માગું છું - પોલીસ મને પતાવી ન દે તો !

**સાહિત્ય માનવતા કેમ પ્રેરતું નથી ?**

જૂન મહિનો એન ફ્રેન્કને યાદ કરવાનો મહિનો છે. આ યહૂદી છોકરી ચાર વર્ષની હતી અને જર્મનીમાં નાઝી હત્યારાઓ સત્તા પર આવ્યા. તરતજ એમણે યહૂદીઓનો

ખાત્મો કરવા માંડયો, અને પોતે ૧૯૪૫માં, આખરે રૂસી સમાજવાદી સૈન્યો સામે હાર્યા ત્યાં સુધીમાં એમણે ૬૦ લાખ યહૂદીઓને જુદી જુદી રીતની યાતનાઓ આપીને મારી નાંખ્યા, કેટલાક યહૂદીઓ આજુબાજુના દેશોમાં આશરો લેવા ભાગ્યા, એવો આઠ જણનો એક પરિવાર નેધરલેન્ડ્ઝમાં એક મકાનના આઉટહાઉસમાં આશરો પામ્યો. એમાં તેર વર્ષની એન ફ્રેન્કને એના પિતાએ જન્મદિવસે એક કોરી ડાયરી ભેટ આપી. એને એમાં પ્રથમ દિવસે જ નોંધ કરી ' મારો વિચાર લેખક કે પત્રકાર બનવાનો છે, જેથી હું લોકોને ઉપયોગી કે આનંદદાયી કશુંક આપી શકું .



થોડા માસમાં જ નાઝીઓનાં ધાડાંઓએ નેધરલેન્ડ્ઝ પણ જીતી લીધું, ત્યાં વસતા યહૂદીઓની માઠી દશા બેઠી. એન ફ્રેન્ક અને એના પરિવારને પણ નાઝીઓ કોન્સન્ટ્રેશન કેમ્પમાં (જ્યાં કેદીઓ પાસે કાળી મજૂરી કરાવીને એમને મારી નાખવામાં આવતા) લઈ ગયા, આઠ જણના પરિવારમાંથી ફક્ત એના પિતા યુધ્ધ-આખરે બચ્યા.

હમણાં, એન ફ્રેન્કની ડાયરી અને યહૂદીઓએ જર્મન નાઝીઓને હાથે વેઠવી પડેલી યાતનાઓને યાદ કરીને એક બહેને લેખ લખ્યો, એમાં બાઈબલના જૂના કરારમાંથી એક ફકરો ટાંકયો, જે આ પ્રમાણે છે . દરેક (યહૂદી) ન્યાયથી વર્તશે, જ્યાં ભલાઈ જણાય તેને ચાહશે; ઈશ્વરને નામે નમ્રપણે ચાલશે; અને એમ કરીને શાણપણ મેળવશે... વગેરે.

યહૂદીઓ પરની નાઝી યાતનાઓ જાણીને આપણને અનુકંપા થાય; પરંતુ આજનું એક યહૂદી રાજ્ય ઈઝરાએલ, અમેરિકી ખીલાને જોરે કૂદતા વાછરડાની જેમ, પેલેસ્ટાઈની પ્રજાની કારમી કત્લેઆમ ચલાવે છે. એ જોઈને પ્રશ્ન થાય કે એન ફ્રેન્કને જે યાતનાઓ ભોગવવી પડી એમાંથી કે બાઈબલના જૂના કરારમાંથી યહૂદીઓએ કોઈ પાઠ ગ્રહણ નથી કર્યો. કે પછી સાહિત્યમાત્રનો ઉપદેશ માનવજાતના મૂળભૂત રાની સ્વરૂપને બદલવા અસમર્થ છે ?!

**'બુધ્ધિશાળી વેંતિયાઓ અને અંતિમવાદીઓ !'**



વિખ્યાત રંગકર્મી અને પ્રગતિશીલ વિચારક હબીબ તનવીરને 'તહેલકા' સાપ્તાહિકનાં નેહા દીક્ષિતે પૂછયું : 'તમને કેવા પ્રકારના લોકોનો સૌથી વધુ અણગમો છે ?'

તનવીરનો જવાબ :

'બુધ્ધિશાળી વેંતિયાઓ કયારેક મને અણગમતા બને છે, કારણ કે એકાદ નાનીશી વાત પણ એમને સમજાવતાં યુગો વીતી જાય છે. બીજા છે અપ્રમાણિક અને રાજકારણી લોકો, જે પોતાની વાણી અનુસાર વર્તન રાખતા નથી અને જે અર્ધસત્ય આચરે છે. પણ મને વધારેમાં વધારે અણગમો છે અંતિમવાદીઓનો પછી એ ધાર્મિક જડવાદીઓ હોય કે અન્ય કોઈ પણ પ્રકારના. '

■

---

'ઉદ્દેશ'ને -

'ઉદ્દેશ'ને દેશવિદેશ ના નડે<br>
ને લોચને કો ભય-લોભ ના ચડે<br>
એને સદા મંગલ-પંથ પ્રેરતી<br>
મોજાં વચાળે ધ્રુવતારિકા જડે.

મકરન્દ દવે

(ઉદ્દેશ વર્ષ ૧, અંક ૧, ઓગસ્ટ ૧૯૯૦માંથી)

(અભ્યાસ)

# 'પાને પોથે લખિયા હરિ' - અખાની કવિતા - કેટલાંક નિરીક્ષણો

**નીતિન મહેતા**

ભાવક માટે મોકળાશ રચી આપનાર સર્જક તરીકે આપણે અખાને ઓળખી શકીએ. અખાને તત્ત્વજ્ઞાની તરીકે જોનારો એક ભાવકવર્ગ છે. બીજો વર્ગ માત્ર એને કવિ તરીકે જોવાનો પણ આગ્રહ રાખે છે. 'અખાના છપ્પા' સિવાયની એમની મોટાભાગની રચનાઓ ભાવન માટે પડકાર ફેંકનારી રહી છે. તત્ત્વજ્ઞાન અને કલાસાહિત્ય વચ્ચે ઉચ્ચ-નિમ્ન ભેદ પાડી શકાય નહીં. બન્ને તત્ત્વતઃ તો લેખન છે. બન્ને જીવાતા જીવનના અનેક પ્રશ્નોનું વિનિર્માણ અને પુનર્રચન કરનાર, વાસ્તવિકતાઓની ભિન્ન ભિન્ન સંરચનાઓ જોડે જુદા જુદા સન્દર્ભોથી વાટાઘાટ અને સંવાદ-વિવાદ નિર્માણ કરનાર અને ઈતિહાસ તથા આજને અનેક બિન્દુથી સાંકળનાર સતત ચાલ્યા કરતો એક જીવંત discourse છે. કવિ તત્ત્વજ્ઞ, રસજ્ઞ અખાની કવિતાનું ભાવન કરતાં મૂંઝવણ અને આનંદ ચિત્તમાં અજવાળું પાથરી દે છે. અખાએ પરમ્પરાને આત્મસાત્ કરી પોતાની આગવી ઓળખ રચી આપી છે. અખાનું મોટાભાગનું લખાણ આંતરકૃતિત્વથી રચાયું છે. પૂર્વે થયેલી વિચારણા સાથે અખો પોતાના સમયની વિચારણાને ભાષાની અનેક મુદ્રાઓથી, વિવિધ સંકેતોથી જોડી આપે છે.

બીજું, ધર્મશાસ્ત્ર તથા નીતિશાસ્ત્ર સાપેક્ષ છે. ધર્મના આધાર વિના પણ નીતિવાન બની શકાય છે. છતાં જીવનનું પ્રત્યેક ક્ષેત્ર નીતિમત્તાના પ્રચ્છન્ન નિયમોને એક કે બીજી રીતે અનુસરતું હોય છે. જીવનધર્મ અને વ્યવહારધર્મ વચ્ચે, કર્મકાંડને નામે, સ્વાર્થવૃત્તિને નામે પેસી ગયેલી અનૈતિકતાને અખો તથા કબીર જેવા સંત કવિઓ હમેશાં પડકારતા આવ્યા છે.

ત્રીજું, મહત્ત્વનો સર્જક પોતાના સર્જનકાળ દરમિયાન 'જીવન' વિશેના એક વિભાવને સળંગ રીતે વિવિધ પ્રકારની રચનાઓ દ્વારા અને અભિવ્યક્તિની અનેક મુદ્રાઓ દ્વારા રૂપ આપવાનો મૂંઝવણભર્યો પ્રયત્ન કરતો હોય છે. અખાએ કરેલો તત્ત્વવિચાર, માયા, જીવનમુક્તની દશા, ગુરુ શિષ્યના સમ્બન્ધો, ભક્તિ-વિચારણા ઈત્યાદિને 'અખાના છપ્પા', 'અનુભવ બિન્દુ', 'અખેગીતા', 'ચિત્ત વિચાર સંવાદ' અને એમનાં પદોના સંદર્ભોમાં તપાસી શકાય. સાથે સાથે વિવેચન કે ભાવનમાં પણ 'જીવન' એક શોધનો મુદ્દો હોય છે. એમ કહી શકાય કે 'જીવન' સર્જક અને ભાવક માટે એક જીવંત, અનેક પરિમાણી મેટાફર છે. જીવન તથા કલાસાહિત્ય વચ્ચેના અદ્વૈતને જુદી જુદી યુક્તિ-પ્રયુક્તિઓથી સર્જક તથા ભાવક બન્ને પોતપોતાની રીતે વાંચતા હોય છે. આપણે બધા અલગ અલગ ભાષાઓથી જીવન-કલા સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરે સાથે હમેશાં negotiations કરીએ છીએ. અખાએ પણ જીવન તથા તત્ત્વજ્ઞાન સાથે સતત વાટાઘાટો કરી છે, ક્યારેક પોતે છંછેડાયો છે, ક્યારેક આપણી ભાવકતાને પણ એણે છંછેડી છે. આજે તો અખાની વિચારણા આપણા જમાનામાં વિશેષરૂપે પ્રસ્તુત છે, અખાના જમાના કરતાં યે વિશેષ માત્રામાં. આજે જ્યારે ધર્મ મનોરંજન ઉદ્યોગમાં ફેરવાઈ ગયો છે, બજારીકરણમાં ફેરવાઈ ગયો છે ત્યારે અખાનાં વેદનાથી વિનોદપૂર્વક ઉચ્ચારાયેલાં મર્મવચનો, એની ભાષાની તીક્ષ્ણધાર પોતાનું આગવું મૂલ્ય સજાવે છે.

અખો નિશ્ચિત અર્થમાં જ્ઞાનમાર્ગી કવિ નથી. અલબત્ત સ્વરૂપજ્ઞાન અખાની કાવ્યસાધનાનું મધ્યબિન્દુ છે અને સાથે સાથે મુક્તિનું સાધન છે. કૈવલાદ્વૈતની વિચારણા અખાની કાવ્યસામગ્રી છે. અખો રચનામાં તત્ત્વજ્ઞાનનું આહ્વાન સ્વીકારે છે અને એને પોતાની સર્જકતાના બળે, રૂપાન્તરથી ગુજરાતી બનાવે છે. ગુજરાતીનો અર્થ અખાની જુદી જુદી વ્યૂહાત્મક ભાષાયોજના. ભાષાના અનેક સંકેતોથી અખાનું તત્ત્વજ્ઞાન રસવાહી બને છે. એ પ્રજ્ઞાવાન કવિ છે પરન્તુ એમની રચનાઓમાં પ્રેમાનંદની જેમ પ્રથમ સ્પર્શે છે ભાષા. પોતાને જે અનુભવ થયો છે એની પ્રતીતિ સ્વ અને અન્યને ભાષાથી જ થાય છે. ભાષા એ અખાની તથા ગુજરાતી ભાષાની સ્વ- ઓળખનું અનન્ય અનેક અર્થઘટનોની રચના કરતું પ્રતીક છે. આ માટે અખો પરંપરાના જુદા જુદા સમયની ભાષાઓ, કહેવતો, સ્થળ-સમય ને ચિત્તને સાંકળતી અવળવાણી કે સાંધ્યભાષા તેમજ માંડણ અને ભારતીય તત્ત્વજ્ઞાનમાં યોજાતી ભાષાને અર્થ-મર્મપૂર્ણ રીતે પોતાની ભાષાનો આંતરપાઠ બનાવે છે. અખાને પરોક્ષભાષા પ્રિય છે પણ એને 'ભાઈ' જેવાં સમ્બોધનોથી આત્મીયતાનો, નિજત્વનો સ્પર્શ પણ એ આપે છે. આ સન્દર્ભમાં કેટલીક પંકિતઓ જોઈએ :

- **હું હસતો રમતો હરિમાં ભળ્યો (૨૪૪)**
- **મન ઊભે ઊભો સંસાર (૪૧૧)**
- **મરતાં પહેલાં જાને મરી, પછી જે રહેશે તે હરિ (૧૩૯)**
- **માન મેલી જેણે ભક્તિ કરી, તેણે દીઠા નિરંતર હરિ (૭૪૩)**

૭ જ્ઞાન વિના ભક્તિ નવ થાય, જ્યમ ચક્ષુહીણો જ્યાં-ત્યાં અથડાય (૩૨૨)
૮ ભાઈ રે ! વહેતામાં નવ વહિએ
૯ 'હું' એ હું ને ખોળી કાઢ્યો ભાઈ, હું યે હું ને ખોળી કાઢ્યો

આમ તો અખો હઠ કરીને હરિને ઓળખવાની વાત કરે છે અખો જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને આત્મજ્ઞાનમા સમાવે છે છતાં એ નિશ્ચિતતાનો સર્જક છે પરપરા અને વ્યક્તિગત પ્રજ્ઞાનું ભાવદર્શી, અનુભવદર્શી સાયુજ્ય એમની રચનાઓમાં રચાતું જોવા મળે છે એ સમાજ ધર્મના, રૂઢિદાસ્યના, બાહ્યાચાર, તીર્થાટન, અભણ ગુરુઓ અને શિષ્યો - (કેટલાક શિષ્યોને ગુરુના અજ્ઞાનનો વારસો મળેલો હોય છે), અંધશ્રધ્ધાઓ અને અન્ય ધાર્મિક સામાજિક સંરચનાઓ, ધર્મસત્તા ને જ્ઞાનસત્તા સાથે સંકળાયેલા રાજકારણનું એક બાજુથી તે વિનિર્માણ (deconstruction)કરે છે તો બીજી બાજુથી આત્મજ્ઞાન એ જ સાધનાનો શ્રેષ્ઠ માર્ગ છે, નિર્ગુણ, નિરાકાર નિરજન પરબ્રહ્મ જ અતિમ સત્ય છે એ વાતને અનેક રીતે દઢાવતાં દઢાવતા એ જ પુનર્રચન (reconstruction) પણ સાથે સાથે કરતો જાય છે આ બેવડી પ્રક્રિયા લક્ષણા-વ્યંજનાના સ્તરે યુગપદ રીતે એમની રચનાઓમાં જોવા મળે છે સુરેશ જોષી કહે છે કે એમનો એકાન્તિક જ્ઞાનમાર્ગ ભક્તિને તો સ્વીકારે છે પરન્તુ, નિરાશી નિર્ગુણ ભક્તિને

ભેદ કરે ભક્તિ જ્ઞાનમાં તે નર જાણજો મૂઢ રે
સંતને સર્વ સમાન છે, જીણે લહ્યુ તત્ત્વ ગૂઢ રે

અખાને મન જ્ઞાન એ અપરોક્ષાનુભૂતિ છે એ ગ્રંથજ્ઞાની નથી પણ અનુભવજ્ઞાની છે એ 'સાચપંથી' અનુભવી છે ઉમાશંકર જોશી જ્ઞાનમાર્ગની સાધના પ્રણાલીના કવિઓને અનુભવાર્થી કહે છે

'આનંદ વધાઈ અનુભવથી થાય, અજ્ઞાન ગાંઠો છૂટી જાય' પરમ્પરાથી પ્રાપ્ત કરેલું જ્ઞાન અખાની intertext બને છે, બ્રહ્મ, ભક્તિ, કેવલાદ્વૈત, પુરાણકથાના પાત્રો - આ બધાને પોતાના સમય સાથે એમણે જોડી આપ્યાં છે અખાએ કરેલી પોતાના સમયની મીમાસા તથા અર્થઘટનો આપણા સમયમાં પણ આગવું મૂલ્ય ધરાવે છે કારણ કે અખાએ સ્વય જ કહ્યું છે કે -

'જ્ઞાનગગનમા નોહે દેશકાળ, એ તો અખા અણજાણ્યા બોલે આમ' (૨૪૯) આથી ભૂતકાળની દષ્ટિહીન ભક્તિ કરનારા, પોતાના સમયની હમેશાં કડવી તીખી ટીકા કરનારા, સકુચિત પ્રદેશવાદ ને દેશીવાદના ને ઘરદીવડા શું ખોટા એવા

## જત જણાવાનું તને - ૫
## Would like to let you know - 5

### The Blossoming and the Chanting

Would like to tell you see now
the wish-fulfilling creeper is blooming beautifully
Just a touch here and there it showers flowers profusely

Do you listen to the rippling from the star-studded milky river ?
All the words play with waters like seven-trunked elephant, intoxicated in ecstasy

Thread the fragrance of moments with the thread of breath
So The Beautiful Itself would become a canopy and cover the Whole

Let the smoke of our oblations in sacred fire touch the Ether
The very being becomes the God of rains
The Truth be born, the Mantras revealed

Let us attune ourselves to the tunes of Samaveda
and go on chanting the Ghazal
Now that there is nothing desirable left
who would ever wish to go up – heavenward ?

(19 January 1978)

Rajendra Shukla
Translated by Nayana Jani

### કલ્પવલ્લી પાંગરે !

જત જણાવવાનુ તને, જો કલ્પવલ્લી પાગરે,
આ સહજ સ્પરશુ અહીં કે ઢગ ત્યહીં પુષ્પો ઝરે !

સાંભળે કે વ્યોમગંગાનાં જલે કલકલ ધ્વનિ,
શબ્દ સહુ મુન્મત્ત ઐરાવત સમી ક્રીડા કરે !

શ્વાસનાં સૂત્રે પરોવી દો ક્ષણોની ગંધ કે -
એક ચદરવો બની સુદર સકલને આવરે !

આપણી આહૂતિઓનો ધૂમ આકાશે અડે,
પ્રાણ પર્જન્યો બને, ઋત ને ઋચાઓ અવતરે !

સામવેદી સ્વર મિલાવી ને ગઝલ આલાપિયેં,
કામ્ય અવ કાંઈ નથી તો કોણ ઊર્ધ્વે સંચરે !

(૧૯ જાન્યુ. ૧૯૭૮)
રાજેન્દ્ર શુકલ

ગરીબડા ને સુખી અહંકારમાં રાચનારને અખો તો કહેશે 'કેટલાકને જુધ્ધ કથાનું જોર, અખા સિધ્ધાંત ન સમજે કરે બકોર' તો સાથે સાથે ચેતવણીના સૂરમાં, પલ્લવગ્રાહી શુષ્ક-જડ પાંડિત્યની ટીકા કરતાં અખો કહે છે : 'પંડિતને પંડિતાઈનું જોર, પણ અંતઃકરણમાં અંધારું ઘોર' આગળ જોયું તે પ્રમાણે અખો ધર્મસત્તા, જ્ઞાનસત્તાની અનેકમુખી સંચરનાઓનો મોટો મીમાંસક (critique) રહ્યો છે. જીવન વિનાનું જ્ઞાન અને જ્ઞાન વિનાનું જીવન બન્ને વ્યર્થ છે તે અખો બરાબર સમજે છે તેથી થઈ બેઠેલા અજ્ઞાની ગુરુ-શિષ્યના મિથ્યા સંબંધનો એ કડક ટીકાકાર રહ્યો છે.

**પોતે હરિને ન જાણે લેશ, અને કાઢી બેઠો ગુરુનો વેશ**
**જ્યમ સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી વળ્યો ઘેર આપ**
**એવા ગુરુ ઘણા સંસાર, તે શું મૂકે ભવપાર ? (૧૩)**

એક જગ્યાએ એ શિષ્યને ગર્દભ ને ગુરુને કુંભાર કહેવાનું પણ ચૂકતો નથી. - ક્યારેક કહે છે

**પ્રાપ્ત રામ કરે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરુ**
**ધન હરે, ધોખો નવ હરે, સંબંધ સંસારી સાચો કરે**
**અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ ?**
**(૩૦૦)**

---

editor's thought...

**May Kalpavalli[1] bloom !**

Would like to say -

If Kalpavalli blooms,
Just a caress here, and there cascades a shower of flowers

Hear the murmuring ripples in the waters of the night's milky river,
with words, like the intoxicated Airavat[2], in a lustily mirthful play

Weave fragrant moments with the wisps of breath,
that - Beauty becomes a Canopy and wraps the Universe.

As the smoke from our sacred offerings touches the sky,
the soul turns into rain clouds, and Truth, with vedic chants, comes gushing down.

Tuning in to the pitch of sam vedic[3] notes,
let the ghazal[4] in a meterless exploration flow.
If there are no desires left now, who would seek a higher realm !

(19 January, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

1. *Kalpavalli* - *As per the Hindu mythology, Kalpavalli is a divine wish-fulfilling vine which grants all that one desires*
2. *Airavat* - *Airavat was the chosen carriage for God Indra. Considered the King of elephants, it is white, regal in size and has seven trunks*
3. *Samved* - *One of the four Vedas in Hindu Scriptures. The verses in Samved are not intended to be recited but sung by using specifically indicated melodies employing the seven svaras or notes*
4. *Ghazal* - *Is a form of poetry*

ગુરુને દેહધારી તરીકે જુએ તો જ્ઞાન ક્યાંથી મળે ? તેથી માર્મિક રીતે અખો કહે છે -

**'જોશે એંધાણ જો દેહતણાં, તો તું ભટકીશ હજી ઘર ઘણાં.'**

અખો માત્ર ગુરુનો ટીકાકાર જ નથી, એ અંતરના આદરથી ગુરુનો મહિમા પણ કરે છે. ગુરુ માર્ગ દર્શાવે છે પણ શિષ્યે યાત્રા તો સ્વ-ચરણે જ કરવાની હોય છે. એક ઝેન કથામાં આવે છે કે ગુરુએ આંગળી ચીંધી ચંદ્ર દેખાડ્યો, કેટલાકે માત્ર ગુરુની આંગળી જ જોઈ. સાચા ગુરુ અને પરબ્રહ્મ વચ્ચેનો ભેદ સંતસાધનામાં રહેતો નથી. ગુરુ જ ગોવિંદ છે, એના વિના જ્ઞાન શક્ય નથી. અગ્નિથી દીવો સળગાવી શકાય પરન્તુ એ તો ભારે મહેનતનું કામ છે, પરબ્રહ્મ સુધી સહેલાઈથી ગતિ ન કરી શકાય, પરન્તુ દીવાથી દીવો સહેલાઈથી પ્રગટાવી શકાય એમ જ્ઞાની ગુરુને સેવવાથી પરબ્રહ્મની પ્રાપ્તિ સાહજિક રીતે થઈ શકે છે. અખાને મન ગુરુ પૃથ્વી પર પરબ્રહ્મના પ્રતિબિમ્બ જેવો છે, એમણે તો આત્માને પણ ગુરુ કહ્યો છે : 'જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે' પરન્તુ પછી ? તું જ તારો ગુરુ થા - અખો જડ ગુરુભક્તિને સ્વીકારતો નથી. આ સંદર્ભમાં કૃષ્ણમૂર્તિના એક કથનનું સ્મરણ થાય છે.

'જે કોઈ વ્યક્તિને, દેવને, પ્રતિમાને, ગુરુદેવને સમર્પિત થાય છે તે સામાન્ય રીતે નિર્દય અને હઠીલા હોય છે. તેઓ બીજાને સહન કરી શકતા નથી. તેઓ મૂર્તિ, વ્યક્તિ સાથે એટલા બધા એકરૂપ થઈ ગયા છે કે તેઓ બીજાનો સંહાર કરવા પણ રાજી હોય છે.' આ વાત ધર્મસંપ્રદાયો, વિચારધારાના હઠીલા આગ્રહીઓને પણ એટલી જ લાગુ પાડી શકાય. અખો તો આપોપું દેખાડનાર ગુરુગોવિંદનો મહિમા કરે છે નહીં કે કનકકામિનીમાં આસક્ત એવા ગુરુનો.

અખાના ગુરુવિચાર, બ્રહ્મવિચાર, માયાવિચાર અને ભક્તિ, જ્ઞાન-વૈરાગ્ય વિચારમાં ironiy અને celebration બન્ને છે. Aesthetics of destruction, construction અને reconstruction છે. આપણી સંવેદનાની પુરસ્કાર-તિરસ્કાર, સંમતિ-વિરોધ, શ્રધ્ધા-સંશયની દ્વૈતીકરણની ભૂમિકાએ આ irony ને celebration બન્ને કાર્યાન્વિત થાય છે. કરુણ અને હાસ્યની જુગલબંધી કયારેક એમાંથી જ રચાય છે. આપણે સ્વયં જ સ્વ અને અન્ય. અહીં નટ અને દર્શક વચ્ચેનો ભેદ ઓગળી જાય છે. irony આપણને ક્યારેક હણે છે, મર્મ પર વાર કરે છે અને એ જ irony આપણને હસાવે છે, આપણા વિશે બન્ને છેડેથી વિચાર કરવાની તક પૂરી પાડે છે. આપણે કર્મકાંડી હોઈએ, મૂર્તિપૂજામાં માનતા હોઈએ તો તે આપણા પર શરસંધાન કરે છે. આપણે કર્મકાંડ મૂર્તિપૂજાના વિરોધી હોઈએ તો અન્ય તરફના કટાક્ષોનો ગુપ્ત કે પ્રગટ આનંદ પણ આપણે લઈ શકીએ છીએ. ચમત્કારો, અંધશ્રધ્ધા,

ભક્તિ ને ગુલામીનાં બાહ્યસાધનો શોધનારા તરફ અખાનો તીવ્ર કટાક્ષ, મર્માળું હાસ્ય ironyમાં છે તો મુમુક્ષુઓ, મર્મીઓ, ટાગોર જેને મરમિયા કે ગ્નાની કહે છે એવા જ્ઞાની-ભક્તોને માટે irony એ celebration પણ બને છે. અખો કૃતક ને સાચા જ્ઞાની-ભક્તોનો ભેદ બરાબર જાણે છે.

અખાની રચનાઓમાં નિરંજન-નિર્ગુણ એવા પરમતત્ત્વ સાથે અભેદાનુભૂતિ સિદ્ધ કરવા જ્ઞાનસાધના પર ભાર મૂકવામાં આવ્યો છે તો સાથે સાથે સગુણની ઉપાસના કે ભક્તિનો આત્યંતિક નિષેધ પણ ક્યાંય જોવા મળતો નથી. અખાને નિર્ગુણધારાનો મહત્ત્વનો રચનાકાર ભલે કહીએ, પરન્તુ સગુણભક્તિનો મહિમા પણ અખો કરે જ છે. મૂર્તિપૂજા, દેવસ્થાનો, તીર્થાટન, રૂઢિદાસ્ય ધરાવતા યાંત્રિક બુદ્ધિહીન કર્મકાંડો અને શાસ્ત્રવિધિઓ ઈત્યાદિની કૃત્રિમતાનો કે ગુલામીનો અંત આવે એવી અખાની મહેચ્છા છે. આ સંદર્ભમાં સુરેશ જોષીએ 'જ્ઞાનમાર્ગી કાવ્યધારા'ની ભૂમિકામાં ક્ષિતિમોહન સેનનું બાઉલભક્તોની વાત કરતાં નોંધેલું નિરીક્ષણ જોઈએ : 'બહારના વેદને વિદાય કર્યા પછી જ અંતરનો વેદ ઉદ્ભાસિત થઈ ઊઠે. જે આ અંતરવેદને માને પછી શાસ્ત્રનું કોઈ પ્રયોજન રહે નહીં, પૂજા, રોજા, નિયમ વગેરે ભૂંસાઈ જાય, જાતિ-વર્ણ વગેરેની ભેદબુદ્ધિનો અંત એનું નામ જ સહજ વેદ.'

અખાની રચનાઓમાં બ્રહ્મ સત્ય છે, 'જગત મિથ્યા છે, જીવ બ્રહ્મથી જુદો નથી' એ કથનનું અનેક ઉદાહરણો સાથે સતત અર્થઘટન થયા કરે છે. તો સાથે સાથે ગૌડપાદાચાર્યના અજાતિવાદના સંસ્કાર અખાએ ઝીલ્યા છે તેનું પણ આપણને સ્મરણ રહે છે. પોતાને જ્યાં અનિવાર્ય લાગ્યું છે ત્યાં પ્રેમલક્ષણાભક્તિને આંતરિક અનિવાર્યતારૂપે સ્વીકારવામાં અખાને કોઈ બંધન નડતું નથી. આપણે જાણીએ છીએ કે તત્ત્વજ્ઞાનનું ધ્યેય અમૂર્તતા છે, કળાના જગત જેવું એનું પણ એક આભાસી વિશ્વ છે. પણ અમૂર્તને મૂર્ત રૂપે પ્રકાશમય કરવાનું કામ કળા તથા અધ્યાત્મ કરે છે. આ માટે ભાષાની મૂર્તતા-અલંકાર-યોજના, કલ્પન-પ્રતીકની પ્રયુક્તિઓનો રચનાત્મક વિનિયોગ સર્જક કરે છે. અખામાં આવો ભાષાવૈભવ જ્ઞાનના આખા વિશ્વને મૂર્તતા આપે છે. એમની રચનાઓને ઉપમાઓ, દૃષ્ટાંતો, રૂપકોની સાર્થ યોજના દ્વારા અમૂર્તતાનું મૂર્તતામાં ને માનવીય અનુભવમાં રૂપાંતર કરે છે. બ્રહ્મ વિશેનું અખાનું દરેક કથન અનુભૂતિજન્ય છે. આમ તો સગુણ તથા નિર્ગુણ બન્ને એક જ સત્તાનાં બે સ્વરૂપો છે. 'અનુભવ બિન્દુ'માં શરદઋતુના વર્ણન દ્વારા બ્રહ્માનુભવનો આનંદ અખો આ રીતે વર્ણવે છે :

જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, ત્યારે ફરિયા સઘળા રંગ (૪.૨૫)

... આકાશ (૪.૨૬)

અખો ભલે કહે :

'અમે રામ એવો ઓળખ્યો, જે બ્રહ્મજમશે ન જાવે લખ્યો'

છતાં, અખાની આ વાતને આપણે ભાષાથી જ આત્મસાત્ કરીએ છીએ. એ તો કહેશે : 'અખા હરિ તેના, જેની સાચી પ્રીત' (૭૧૭) અથવા તો 'તત્ત્વદર્શીને એમ જાણે દેહભાવ, વહે પણ વળગે નહીં' (અખેગીતા) અહીં 'વહેવું' ને 'વળગવું' બન્નેના વિવેકપૂર્ણ અર્થસંકેતોને સહૃદયોને સમજાવવાના ન હોય. અખાને મન સદ્‌વિચાર તે સાચી ભક્તિ છે બાકી 'સદ્‌વિચાર વિના કરે જે ઘણું, પણ ધૂળ ઉપર અખા લીંપણું' તેથી જ કહે છે - 'સર્વ સુખની સીમા છે જ્ઞાન' તો સાથે સાથે એ સભાનપણે આલેખે પણ છે કે 'જ્ઞાનીના નોહે ટોળંટોળ' એના 'સગુણભક્તિ અંગ'ના એક છપ્પામાં અખો કહે છે : 'પણ જ્ઞાન તો છે આતમસૂઝ, અખા અનુભવ હોય તો બૂઝ.' અહીં જ્ઞાનનો અર્થ 'તત્ત્વનું ટૂંપણું નથી', શુષ્ક જ્ઞાનને તો અખો વ્યંડળમૂઢ સાથે સરખાવે છે અને જુદા જુદા મતોના વાડા બનાવી તેમાં અટવાતા ષટ્દર્શનના વિતંડામાં રાચતા અને પોતાનો મત જ સાચો એવા મિથ્યાભિમાનનું જાતે જ ગૌરવ કરતા જડમતવાદીઓના ઝઘડાઓને અખો અંધારા કૂવાની ઉપમા આપે છે. અખાને મન સાચું સાધન શુધ્ધ વિચાર છે. પરંતુ આ શુધ્ધ વિચારને આત્મસાત્ કરવો સહેલો નથી. માયાના પ્રપંચો પરબ્રહ્મની પ્રાપ્તિમાં અનેક અંતરાયો ઊભા કરે છે.

માયા છે મહામોટી જાળ, પાસે કોરે ઊભો કાળ
વિશ્વ સકળ એ ટોળે મળે, માંહે પેઠું તે નવ નીકળે
અખા જેને સદ્‌ગુરુની દયા, તો ઝીણા થઈ નીસરી ગયા (૭૪૯)
અથવા તો
અનેક રૂપે માયા રમે, ત્યાં જેવી જ્યાં જેવું ગમે
વળી જો કોઈને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઈને ભેળી ભજે

પ્રશ્ન તો એ છે કે આ પરબ્રહ્મના સ્તરે રહી આપણા અનુભવો વિશે કયા પ્રકારની જાતસફાઈ આપવી ? માયા પણ બ્રહ્મની જ લીલા છે. અજ્ઞાની જીવ અને માયા એકબીજાના ટેકા વિના સ્વતંત્રપણે રહી શકતાં નથી. પરન્તુ માનવી પુરુષાર્થી છે. એ અનેક અંતરાયો દૂર કરી તરી જવાની હઠ પકડે છે. માનવીની જ્ઞાનની સાચી તરસ કે પરમતત્ત્વ માટેની લગની પ્રામાણિક હશે તો સમગ્ર બ્રહ્માંડમાં સમરસ બ્રહ્મને તે અનુભવશે. આથી અગોચર-ગોચર, જીવનું જીવપણું અને ઈશ્વરનું ઈશ્વરપણું જશે. દ્વૈત માત્ર અદ્વૈતમાં ઓગળી જશે. જો કે આ સહેલું નથી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના મંતવ્ય અનુસાર, કારણ કે અજ્ઞાન અને માયા હમેશાં ક્રિયાશીલ રહે છે. આ બન્ને વૃત્તિ તથા વ્યવહારને અળગાં રાખે છે. સંસારનો ત્યાગ કરી માણસ સાધુ થાય, ભગત થાય, જંગલમાં જાય, મઠ કે આશ્રમો સ્થાપે.

શિષ્યો કે અનુયાયીઓના સાથે ટોળાં રાખે, પૂજાપાઠનો, કર્મકાંડનો આચારવિચારોનો ઠઠારો રચે, ખરેખર તો આ કહેવાતા સાધુ-સંતોએ સંસાર ત્યાગ કર્યો નથી. માયાએ નવા રૂપરંગ સાથે એનો પીછો કર્યો છે. આપણે જોઈએ છીએ કે આ સાધુ સંતો ટીવીની ચેનલોમાં જ્ઞાન-ઉપદેશની, ધર્મગ્રંથોની કટાક્ષ, ઉપદેશ, ગીત-ગઝલના સંદર્ભ વિનાના ટુકડા ઉપાડી કહેવાતા ભક્તજનોનું મનોરંજન કરે છે. વ્યવહાર જીવનમાં ભ્રષ્ટ, અનૈતિક કામો કરનારા પણ એમના ભક્તો બને છે. આ બધા એક ભ્રમમાં જીવી રહ્યા છે કે એમનો માર્ગ તો મોક્ષનો છે, પરન્તુ આ બધા માયાએ રચેલી આત્મવંચનામાં ફસાતા રહે છે. કોઈને સત્ય કે જ્ઞાન મળતાં નથી. સત્ય ને જ્ઞાન મેળવવા માટે રોજ રોજ પરીક્ષા આપવાની હોય છે. પરન્તુ કહેવાતા જ્ઞાની કે પોથી પંડિતો શું કરે છે, આજના સંદર્ભે અખાની વાણી સાંભળીએ -

**ખટદર્શન કરે વિખવાદ, મધ્યે માયા પોષે વાદ**
**દાનદયાશીલ કહેતા જાય, કો મંત્ર જાપ તીરથ મહિમાય**
**અખા બાળકની પેરે થયું, બોર સાટે ઘરેણું ગયું (૩૮૩)**

માયાના પ્રભાવની વાત 'અખેગીતા'માં અખાએ વિગતે કરી છે. માયાથી મોહિત થઈ મનુષ્ય જીવભાવે વર્તે છે, પોતાના સાચા સ્વરૂપને વિસારે પાડે છે. ઈન્દ્રિયના ભ્રામક આભાસી સુખો પાછળ દોટ મૂકે છે. માયાના મોહપાશમાં જીવ કેવો સપડાય છે તે અખો કસાઈ તથા ઘેટાના દૃષ્ટાંતથી સમજાવે છે. ઘેટો ખાટકી પર વિશ્વાસ રાખે છે અને પોતાના મરણને નિમંત્રણ આપે છે. એ જ રીતે જીવ પણ માયા પર વિશ્વાસ રાખી સંસારમાં ભટક્યા કરે છે. લોભ-મોહ એ માયાનાં રૂપો છે. (ઉમાશંકર જોષીએ 'અખેગીતા'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે કે જૈન આગમ સાહિત્યના ઉત્તરાધ્યયન સૂત્રના સાતમા અધ્યાયન (ઔરભીય અધ્યયન)ની ગાથા ૧-૪માં ખાટકીને હાથે વધ પામતા બકરાની વાત વર્ણવાઈ છે.) માનવચિત્તમાં ઊઠતા સંકલ્પ-વિકલ્પો માયાના પુત્રો છે. સ્વર્ગની લાલચ, નર્કનો ડર બતાવી માયા કૂવાના રેંટની જેમ જીવને ફેરવે છે. કર્મ, તીર્થાટન, સમ્બન્ધો, પૂજાઅર્ચના, પંડિતાઈ, કવિપણું, વ્યવહારદક્ષતા, ઉદારતા, આ સૌ અખો કહે છે કે માયાની આરાધનાનાં પરિણામો છે. એ મોટી નટી છે, સમજી ન શકાય તેવી છે. એ અદશ્ય છે તેથી નથી એવા ભ્રમમાં રહેવાનું નથી. અખાએ માયાને ચિત્તશક્તિ, શૂન્યસ્વામિની ને પ્રકૃતિરૂપે ઓળખાવી છે. આ વિશ્વ સ્વયં માયાનું નાટક છે. માયામાંથી મુક્ત થવાનો એક જ માર્ગ છે પરબ્રહ્મની આરાધનાનો.

**જ્યમ અગ્નિને સંગે શીત વ્યાપે નહીં**
**જોત દેખાડે ને તિમિર ત્રાસે**
**ત્યમ ગુરુ પ્રતાપે પરબ્રહ્મ ભેટીએ**
**માયા રૂપિયું ઘેન નાસે**

અખો આમ તો શુદ્ધ આચરણ, કર્મની પ્રામાણિકતા, નૈતિક મૂલ્યોની ખેવના રાખનારો મર્મી કવિ છે. જીવનની નશ્વરતાનો સંબંધ એ પરમતત્ત્વ સાથે જોડે છે. જીવન ભલે નશ્વર પરન્તુ પરમતત્ત્વ સાથેનો સંબંધ શાશ્વત. સમાજ ને ધર્મની, ગુરુ ને વિધિવિધાનોની ટીકા કર્યા પછી, તંત્રો પર પ્રહાર કર્યા પછીયે અખા પાસે શ્રધ્ધાનું અધ્યાત્મ છે. ભંગુરતાનાં ચાર સર્જક પરિમાણ છે. પારુલ રાઠોડે આ બાબતની નોંધ લીધી છે. શારી નાખે એવી ટીકા પછીયે કવિને મનુષ્ય માટે સમભાવ છે, કારુણ્ય છે, નિસ્બત છે. એ ઈન્કારને નહીં પણ વિધેયાત્મકતાને પ્રમાણે છે અને એનું જ્ઞાન પ્રેમશૂન્ય નથી એ પારુલ રાઠોડના વિધાન સાથે આપણે જરૂર સહમત થઈ શકીએ. અખાએ પોતાના સમયના narrativeને અનેક કેન્દ્રોથી તપાસ્યું છે, એને ચાહ્યું છે, છંછેડ્યું છે અને એની મીમાંસા કરી છે. ધર્મની સાથે કેટલાક અજ્ઞાનીઓ દ્વારા સાંકળવામાં આવેલા અપરાધભાવને, ભયને, મુક્તિને નામે, ભજનને નામે થતા નાચગાનની અખાએ તિર્યકતાથી નોંધ લીધી છે. પોતાના જમાનાની માંદગીને એ ઓળખે છે. જો કે આપણો જમાનો પણ રોગમુક્ત નથી તેનું સ્મરણ અખાનું વાચન આપણને વારંવાર કરાવે છે. એ એવો શિલ્પી છે જે પોતાનું ટાંકણું, યોગ્ય જગ્યાએ, યોગ્ય આકાર નિપજાવવા માટે સભાનતાથી વાપરે છે. નર્મ-મર્મ કટાક્ષનો આધાર લઈ, ઉપમા અને દૃષ્ટાંતોના વૈભવથી આપણા મનજળને એ ડહોળી નાખે છે. તત્ત્વજ્ઞાનની ભાષા અખામાં નવેસરથી મૂર્તતા પામે છે. એ મુક્ત મને, મોકળાશથી ભાષામાં હરીફરી શકે છે. એના ભાષા-વૈભવનાં થોડાં દૃષ્ટાંતો જોઈએ :

**પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વીખરી**
**એ નોહે ખૂણે ખાંચરે, આ મુખોમુખ વાતો કરે**
**ભાઈ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે.**
**થડને ગ્રહો એમ સઘળા કહે, પણ ડાળ વિના ફળ ક્યાંથી લહે ?**
**એકલું થડનું થડ જો હોત, તો કોણ કહેનાર ને કોણ આ જોત ?**
**અખા ડાળપત્રપુષ્પફળ થડમાં, તેમ લીલા અવતાર નામ સર્વે અટકળમાં (૭૩૫)**

અખાનાં શૃંગારનાં પદોમાં નિરૂપાયેલા શૃંગારને જયંત કોઠારી જ્ઞાનશૃંગાર કહે છે.

**જેહને જે વિના અધક્ષણ નવ સરે**
**તેહને તે વિના કેમ ચાલે ?**
**નિર્ગુણ સગુણ સંસાર સંભવ ટળ્યો**
**ભામિનીએ ભોગવ્યો અભેદ ભર્તા**

આ પદનો જુઓ સંદર્ભ માણીએ -

ભક્તિ ને સલામતીના બાહ્યસાધનો શોધનારા તરફ અખાનો તીવ્ર કટાક્ષ, મર્માળુ હાસ્ય ironyમા છે તો મુમુક્ષુઓ, મર્મીઓ, ટાગોર જેને મરમિયા કે સન્ધાની કહે છે એવા જ્ઞાની-ભક્તોને માટે irony એ celebration પણ બને છે અખો કૃતક ને સાચા જ્ઞાની-ભક્તોનો ભેદ બરાબર જાણે છે

અખાની રચનાઓમાં નિરંજન-નિર્ગુણ એવા પરમતત્ત્વ સાથે અભેદાનુભૂતિ સિદ્ધ કરવા જ્ઞાનસાધના પર ભાર મૂકવામા આવ્યો છે તો સાથે સાથે સગુણની ઉપાસના કે ભક્તિનો આત્યંતિક નિષેધ પણ ક્યાય જોવા મળતો નથી. અખાને નિર્ગુણધારાનો મહત્ત્વનો રચનાકાર ભલે કહીએ, પરન્તુ સગુણભક્તિનો મહિમા પણ અખો કરે જ છે મૂર્તિપૂજા, દેવસ્થાનો, તીર્થાટન, રૂઢિદાસ્ય ધરાવતા યાન્ત્રિક બુદ્ધિહીન કર્મકાંડો અને શાસ્ત્રવિધિઓ ઈત્યાદિની કૃત્રિમતાનો કે ગુલામીનો અત આવે એવી અખાની મહેચ્છા છે આ સદર્ભમા સુરેશ જોષીએ 'જ્ઞાનમાર્ગી કાવ્યધારા'ની ભૂમિકામા ક્ષિતિમોહન સેનનું બાઉલભક્તોની વાત કરતા નોંધેલુ નિરીક્ષણ જોઈએ બહારના વેદને વિદાય કર્યા પછી જ અતરનો વેદ ઉદ્‌ભાસિત થઈ ઊઠે જે આ અંતરવેદને માને પછી શાસ્ત્રનુ કોઈ પ્રયોજન રહે નહીં, પૂજા, રોજા, નિયમ વગેરે ભૂસાઈ જાય, જાતિ-વર્ણ વગેરેની ભેદબુદ્ધિનો અત એનુ નામ જ સહજ વેદ'

અખાની રચનાઓમા બ્રહ્મ સત્ય છે 'જગત મિથ્યા છે, જીવ બ્રહ્મથી જુદો નથી' એ કથનનુ અનેક ઉદાહરણો સાથે સતત અર્થઘટન થયા કરે છે તો સાથે સાથે ગૌડપાદાચાર્યના અજાતિવાદના સસ્કાર અખાએ ઝીલ્યા છે તેનુ પણ આપણને સ્મરણ રહે છે પોતાને જ્યા અનિવાર્ય લાગ્યુ છે ત્યા પ્રેમલક્ષણાભક્તિને આતરિક અનિવાર્યતારૂપે સ્વીકારવામા અખાને કોઈ બધન નડતુ નથી. આપણે જાણીએ છીએ કે તત્ત્વજ્ઞાનનુ ધ્યેય અમૂર્તતા છે, કળાના જગત જેવુ એનું પણ એક આભાસી વિશ્વ છે પણ અમૂર્તને મૂર્ત રૂપે પ્રકાશમય કરવાનુ કામ કળા તથા અધ્યાત્મ કરે છે આ માટે ભાષાની મૂર્તતા-અલકારયોજના, કલ્પન-પ્રતીકની પ્રયુક્તિઓનો રચનાત્મક વિનિયોગ સર્જક કરે છે અખામા આવો ભાષાવૈભવ જ્ઞાનના આખા વિશ્વને મૂર્તતા આપે છે એમની રચનાઓને ઉપમાઓ, દૃષ્ટાતો, રૂપકોની સાર્થ યોજના દ્વારા અમૂર્તતાનુ મૂર્તતામા ને માનવીય અનુભવમા રૂપાંતર કરે છે બ્રહ્મ વિશેનું અખાનું દરેક કથન અનુભૂતિજન્ય છે આમ તો સગુણ તથા નિર્ગુણ બન્ને એક જ સત્તાના બે સ્વરૂપો છે 'અનુભવ બિન્દુ'મા શરદઋતુના વર્ણન દ્વારા બ્રહ્માનુભવનો આનદ અખો આ રીતે વર્ણવે છે

**જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, ત્યારે ફરિયા સઘળા રંગ (૪ ૨૫)**
**ઋતુનો હવો પ્રકાશ ત્યારે નિર્મળ જળ આકાશ (૪ ૨૬)**

અખો ભલે કહે
**'અમે રામ એવો ઓળખ્યો, જે કાગળમશે ન જાયે લખ્યો'**

છતા, અખાની આ વાતને આપણે ભાષાથી જ આત્મસાત્ કરીએ છીએ. એ તો કહેશે **'અખા હરિ તેના, જેની સાચી પ્રીત'** (૭૧૭) અથવા તો **'તત્ત્વદર્શીને એમ જાણે દેહભાવ, વહે પણ વળગે નહીં'** (અખેગીતા) અહીં 'વહેવું' ને 'વળગવુ' બન્નેના વિવેકપૂર્ણ અર્થસકેતોને સહૃદયોને સમજાવવાના ન હોય. અખાને મન સદ્‌વિચાર તે સાચી ભક્તિ છે બાકી **'સદ્‌વિચાર વિના કરે જે ઘણું, પણ ધૂળ ઉપર અખા લીપણું'** તેથી જ કહે છે - **'સર્વ સુખની સીમા છે જ્ઞાન.'** તો સાથે સાથે એ સભાનપણે આલેખે પણ છે કે **'જ્ઞાનીના નોહે ટોળટોળ.'** એના 'સગુણભક્તિ અંગ'ના એક છપ્પામા અખો કહે છે **'પણ જ્ઞાન તો છે આતમસૂઝ, અખા અનુભવ હોય તો બૂઝ'** અહીં જ્ઞાનનો અર્થ 'તત્ત્વનું ટૂંપણુ નથી', શુષ્ક જ્ઞાનને તો અખો વ્યડળમૂઢ સાથે સરખાવે છે અને જુદા જુદા મતોના વાડા બનાવી તેમા અટવાતા ખટદર્શનના વિતંડામા રાચતા અને પોતાનો મત જ સાચો એવા મિથ્યાભિમાનનુ જાતે જ ગૌરવ કરતા જડમતવાદીઓના ઝઘડાઓને અખો અંધારા કૂવાની ઉપમા આપે છે અખાને મન સાચુ સાધન શુધ્ધ વિચાર છે પરંતુ આ શુધ્ધ વિચારને આત્મસાત્ કરવો સહેલો નથી. માયાના પ્રપચો પરબ્રહ્મની પ્રાપ્તિમા અનેક અંતરાયો ઊભા કરે છે

**માયા છે મહામોટી જાળ, પાસે કોરે ઊભો કાળ**
**વિશ્વ સકળ એ ટોળે મળે, માંહે પેઠું તે નવ નીકળે**
**અખા જેને સદ્‌ગુરુની દયા, તો ઝીણા થઈ નીસરી ગયા (૭૪૯)**

અથવા તો

**અનેક રૂપે માયા રમે, ત્યાં જેવી જ્યાં જેવું ગમે**
**વળી જો કોઈને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઈને ભેળી ભજે**

પ્રશ્ન તો એ છે કે આ પરબ્રહ્મના સ્તરે રહી આપણા અનુભવો વિશે કયા પ્રકારની જાતસફાઈ આપવી ? માયા પણ બ્રહ્મની જ લીલા છે અજ્ઞાની જીવ અને માયા એકબીજાના ટેકા વિના સ્વતંત્રપણે રહી શકતા નથી. પરન્તુ માનવી પુરુષાર્થી છે એ અનેક અતરાયો દૂર કરી તરી જવાની હઠ પકડે છે માનવીની જ્ઞાનની સાચી તરસ કે પરમતત્ત્વ માટેની લગની પ્રામાણિક હશે તો સમગ્ર બ્રહ્માડમા સમરસ બ્રહ્મને તે અનુભવશે. આથી અગોચર-ગોચર, જીવનું જીવપણું અને ઈશ્વરનું ઈશ્વરપણુ જશે. દ્વૈત માત્ર અદ્વૈતમા ઓગળી જશે. જો કે આ સહેલુ નથી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના મતવ્ય અનુસાર, કારણ કે અજ્ઞાન અને માયા હમેશા ક્રિયાશીલ રહે છે આ બન્ને વૃત્તિ તથા વ્યવહારને અળગા રાખે છે સંસારનો ત્યાગ કરી માણસ સાધુ થાય, ભગત થાય, જગલમા જાય, મઠ કે આશ્રમો સ્થાપે,

શિષ્યો કે અનુયાયીઓના સાથે ટોળાં રાખે, પૂજાપાઠનો, કર્મકાંડનો આચારવિચારોનો ઠઠારો રચે, ખરેખર તો આ કહેવાતા સાધુ-સંતોએ સંસાર ત્યાગ કર્યો નથી. માયાએ નવા રૂપરંગ સાથે એનો પીછો કર્યો છે. આપણે જોઈએ છીએ કે આ સાધુ સંતો ટીવીની ચેનલોમાં જ્ઞાન-ઉપદેશની, ધર્મગ્રંથોની કટાક્ષ, ઉપદેશ, ગીત-ગઝલના સંદર્ભ વિનાના ટુકડા ઉપાડી કહેવાતા ભક્તજનોનું મનોરંજન કરે છે. વ્યવહાર જીવનમાં ભ્રષ્ટ, અનૈતિક કામો કરનારા પણ એમના ભક્તો બને છે. આ બધા એક ભ્રમમાં જીવી રહ્યા છે કે એમનો માર્ગ તો મોક્ષનો છે, પરન્તુ આ બધા માયાએ રચેલી આત્મવંચનામાં ફસાતા રહે છે. કોઈને સત્ય કે જ્ઞાન મળતાં નથી. સત્ય ને જ્ઞાન મેળવવા માટે રોજ રોજ પરીક્ષા આપવાની હોય છે. પરન્તુ કહેવાતા જ્ઞાની કે પોથી પંડિતો શું કરે છે, આજના સંદર્ભે અખાની વાણી સાંભળીએ -

**ખટદર્શન કરે વિખવાદ, મધ્યે માયા પોષે વાદ**
**દાનદયાશીલ કહેતા જાય, કો મંત્ર જાપ તીરથ મહિમાય**
**અખા બાળકની પેરે થયું, બોર સાટે ઘરેણું ગયું (૩૮૩)**

માયાના પ્રભાવની વાત 'અખેગીતા'માં અખાએ વિગતે કરી છે. માયાથી મોહિત થઈ મનુષ્ય જીવભાવે વર્તે છે, પોતાના સાચા સ્વરૂપને વિસારે પાડે છે. ઈન્દ્રિયના ભ્રામક આભાસી સુખો પાછળ દોટ મૂકે છે. માયાના મોહપાશમાં જીવ કેવો સપડાય છે તે અખો કસાઈ તથા ઘેટાના દૃષ્ટાંતથી સમજાવે છે. ઘેટો ખાટકી પર વિશ્વાસ રાખે છે અને પોતાના મરણને નિમંત્રણ આપે છે. એ જ રીતે જીવ પણ માયા પર વિશ્વાસ રાખી સંસારમાં ભટક્યા કરે છે. લોભ-મોહ એ માયાનાં રૂપો છે. (ઉમાશંકર જોષીએ 'અખેગીતા'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે કે જૈન આગમ સાહિત્યના ઉત્તરાધ્યયન સૂત્રના સાતમા અધ્યાયન (ઔરભ્રીય અધ્યયન)ની ગાથા ૧-૪માં ખાટકીને હાથે વધ પામતા બકરાની વાત વર્ણવાઈ છે.) માનવચિત્તમાં ઊઠતા સંકલ્પ-વિકલ્પો માયાના પુત્રો છે. સ્વર્ગની લાલચ, નર્કનો ડર બતાવી માયા કૂવાના રેંટની જેમ જીવને ફેરવે છે. કર્મ, તીર્થાટન, સમ્બન્ધો, પૂજાઅર્ચના, પંડિતાઈ, કવિપણું, વ્યવહારદક્ષતા, ઉદારતા, આ સૌ અખો કહે છે કે માયાની આરાધનાનાં પરિણામો છે. એ મોટી નટી છે, સમજી ન શકાય તેવી છે. એ અદશ્ય છે તેથી નથી એવા ભ્રમમાં રહેવાનું નથી. અખાએ માયાને ચિત્તશક્તિ, શૂન્યસ્વામિની ને પ્રકૃતિરૂપે ઓળખાવી છે. આ વિશ્વ સ્વયં માયાનું નાટક છે. માયામાંથી મુક્ત થવાનો એક જ માર્ગ છે પરબ્રહ્મની આરાધનાનો.

**જ્યમ અગ્નિને સંગે શીત વ્યાપે નહીં**
**જોત દેખાડે ને તિમિર ત્રાસે**
**ત્યમ ગુરુ પ્રતાપે પરબ્રહ્મ ભેટીએ**
**માયા રૂપિયું ઘેન નાસે**

અખો આમ તો શુદ્ધ આચરણ, કર્મની પ્રામાણિકતા, નૈતિક મૂલ્યોની ખેવના રાખનારો મર્મી કવિ છે. જીવનની નશ્વરતાનો સંબંધ એ પરમતત્ત્વ સાથે જોડે છે. જીવન ભલે નશ્વર પરન્તુ પરમતત્ત્વ સાથેનો સંબંધ શાશ્વત. સમાજ ને ધર્મની, ગુરુ ને વિધિવિધાનોની ટીકા કર્યા પછી, તંત્રો પર પ્રહાર કર્યા પછીયે અખા પાસે શ્રધ્ધાનું અધ્યાત્મ છે. ભંગુરતાનાં ચાર સર્જક પરિમાણ છે. પારુલ રાઠોડે આ બાબતની નોંધ લીધી છે. શારી નાખે એવી ટીકા પછીયે કવિને મનુષ્ય માટે સમભાવ છે, કારુણ્ય છે, નિસ્બત છે. એ ઈન્કારને નહીં પણ વિધેયાત્મકતાને પ્રમાણે છે અને એનું જ્ઞાન પ્રેમશૂન્ય નથી એ પારુલ રાઠોડના વિધાન સાથે આપણે જરૂર સહમત થઈ શકીએ. અખાએ પોતાના સમયના narrativeને અનેક કેન્દ્રોથી તપાસ્યું છે, એને ચાહ્યું છે, છંછેડ્યું છે અને એની મીમાંસા કરી છે. ધર્મની સાથે કેટલાક અજ્ઞાનીઓ દ્વારા સાંકળવામાં આવેલા અપરાધભાવને, ભયને, મુક્તિને નામે, ભજનને નામે થતા નાચગાનની અખાએ તિર્યકતાથી નોંધ લીધી છે. પોતાના જમાનાની માંદગીને એ ઓળખે છે. જો કે આપણો જમાનો પણ રોગમુક્ત નથી તેનું સ્મરણ અખાનું વાચન આપણને વારંવાર કરાવે છે. એ એવો શિલ્પી છે જે પોતાનું ટાંકણું, યોગ્ય જગ્યાએ, યોગ્ય આકાર નિપજાવવા માટે સભાનતાથી વાપરે છે. નર્મ-મર્મ કટાક્ષનો આધાર લઈ, ઉપમા અને દૃષ્ટાંતોના વૈભવથી આપણા મનજળને એ ડહોળી નાખે છે. તત્ત્વજ્ઞાનની ભાષા અખામાં નવેસરથી મૂર્તતા પામે છે. એ મુક્ત મને, મોકળાશથી ભાષામાં હરીફરી શકે છે. એના ભાષા-વૈભવનાં થોડાં દૃષ્ટાંતો જોઈએ :

**પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વીખરી**
**એ નોહે ખૂણે ખાંચરે, આ મુખોમુખ વાતો કરે**
**ભાઈ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે.**
**થડને ગ્રહો એમ સઘળા કહે, પણ ડાળ વિના ફળ ક્યાંથી લહે ?**
**એકલું થડનું થડ જો હોત, તો કોણ કહેનાર ને કોણ આ જોત ?**
**અખા ડાળપત્રપુષ્પફળ થડમાં, તેમ લીલા અવતાર નામ સર્વે અટકળમાં (૭૩૫)**

અખાનાં શૃંગારનાં પદોમાં નિરૂપાયેલા શૃંગારને જયંત કોઠારી જ્ઞાનશૃંગાર કહે છે.

જેહને જે વિના અધક્ષણ નવ સરે
તેહને તે વિના કેમ ચાલે ?
નિર્ગુણ સગુણ સંસાર સંભવ ટળ્યો
ભામિનીએ ભોગવ્યો અભેદ ભર્તા

આ પદનો જુઓ સંદર્ભ માણીએ -

**શાં શાં રૂપ વખાણું સંતો રે શાં શાં રૂપ વખાણું**
**ચંદ્ર ને સૂરજ વિના મારે વાયું છે વહાણું**
**વિના રે વાદળ વીજળી, જળ સાગર ભરિયું**
**ત્યાં હંસરાજ ક્રીડા કરે, ચાંચે મોતીડું ધરિયું**

અખાની લયાન્વિત તેજસ્વી વાણી, સદર્ભદ્યોતક શબ્દયોજના, ચિત્રો સર્જવાની શક્તિ, એમની સામર્થ્ય ને સૌદર્યથી ઓપતી ઉપમાઓ ને ઉક્તિઓ, સૂત્રાત્મક માર્મિક ભાષાવૈભવ કવિતામા ઓગળી જતી જ્ઞાનસામગ્રી ને તેનુ રૂપાતર, તે જ્ઞાની છે કે કવિ એવા વ્યર્થ વિવાદને એની ભાષા ને કાવ્યત્વ ગાઠતું નથી. કવિની રીતે એ આપણા હોવા વિશે, અહીંની આપણી હયાતી વિશે જ્ઞાનાત્મક ભૂમિકા સ્વીકારી કેટલાયે પ્રશ્નો પૂછે છે ખરો. પણ જ્ઞાન,આગળ કહ્યુ એ પ્રમાણે અખાની કવિતાની સામગ્રી છે પ્રેમાનદ તથા અખામા આપણી ચેતનાને, આપણા beingને જે સ્પર્શે છે તે તો એમનાં ભાષાવૈભવના રસસ્થાનો.

અખાની અણખૂટ ભાષા સમૃદ્ધિના અનેક ઉદાહરણો અખાના છપ્પા તથા અખેગીતા'માથી નોંધી શકાય. નવ દીસે તેને સત્ય જાણ, દીસે તેનો નાશ પ્રમાણ એવુ કહેનાર અખાને જયત કોઠારીએ અક્ષયરસનો કવિ કહ્યો છે તો ઉમાશકર જોશી અખો એક અધ્યયન મા એના કવિત્વને જ અક્ષયરસ કહે છે આ કવિ ભલે કવિપદ કે ભાષાને ભગુર ગણતો હોય પણ એ જ ભાષાનો અદ્ભુત પુષ્પવત્ ભાષા ચમત્કાર એ આ રીતે સર્જે છે

**શબ્દ કેરો શઢ નવ થાય, આકાશ તો ક્યમ તોળ્યું જાય !**
**પશુ મૂઓ કો ભૂત ન થાય, માણસ અખા અવગત્ય કહેવાય.**
**ક્યાં અવસર પામવો વળી, મોતી વેહે પરોવા વીજળી ?**
**નગ દીસે બ્હારે કોરડા, માંહી ભર્યાં જળના ઓરડા !**

આપણે કહી શકીએ કે જ્ઞાનમીમાસા અને અસ્તિત્વમીમાંસાનો સમન્વય અખાની રચનાઓમા જોવા મળે છે અખો ક્રાતિકારી અને ક્રાન્તદ્રષ્ટા કવિ છે એ આપણને દુખ અને આનંદ બન્નેનો એક સાથે અનુભવ કરાવે છે આપણા વિસરાયેલા જ્ઞાન સાથે એ નવેસરથી સબધ સ્થાપે છે તો સાથે સાથે ભાષાની સર્જનાત્મક શક્તિ દ્વારા સ્વ-ભાષા અને સ્વ ઓળખ પાસે આપણને અખો લઈ જાય છે સ્વ-સાથેના, સ્વભાષાની નવી ઓળખ માટે આપણે આપણી અંદરનાં ઘણા તત્ત્વોને મારવા પડશે તો જ અખાની કવિતા દ્વારા આપણી શોધની યાત્રાની ભૂમિ પર આપણે ફરીથી, જુદી સમજ સાથે, અસ્મિતા ને ઓળખની સ્વકેન્દ્રી, રોમેન્ટીક ને અન્યની અવગણના કરી સ્વની સ્થાપના કરતી અસહિષ્ણુતાભરી, જડ અંધ મમતને ઓગાળી શકીશુ આ માટે એક સાથે ઘણાં મરણો માટે આપણે તૈયાર રહેવુ પડશે. એક જર્મન કવિ એન્જલસ સિલેસસ (Angelus Silesus)ની પક્તિનું આ સંદર્ભમાં સ્મરણ થાય છે

Nothing lives without dying
God himself if he wants to live for you, must die
How do you think, without death
to inherit his own life ?

આ મરણ લૌકિક નથી, આપણામા જીવતું, શારી નાખતું, આપણને બાધતુ, સમાધાનો કરાવતુ, વિદ્રોહીનો સ્વાંગ રચાવતુ, બનાવટી ગુરુઓ, ચોકલેટી ચિંતકો, તાંત્રિકો, જ્યોતિષીઓથી ડરાવતુ મરણ છે જો કે સતો આપણા વતી ઘણા મરણોને જીવે છે તેથી હસતા રમતા હરિમાં ભળી જનાર અખા જેવા કવિ જ કહી શકે કે મૃત્યુ નામ પરપોટે મરે અને નવ દીસે તેને સત્ય જાણ માટે જ એની એક પક્તિનું સભાનતાથી પુનરાવર્તન કરી અટકુ મરતા પહેલા જાતે મરી, પછી જે રહેશે તે હરિ.


મુખ્ય મુખ્ય સંદર્ભો

૧ અખો એક અધ્યયન ઉમાશકર જોશી

૨ મધ્યકાલીન જ્ઞાનમાર્ગી કાવ્યધારાની ભૂમિકા સુરેશ જોષી

૩ અનુક્રમ જયત કોઠારી

૪ અખેગીતા સપાદન ઉમાશકર જોશી, રમણલાલ જોશી

૫ ભગુરતાના ચાર સર્જક પરિમાણ પારુલ રાઠોડ

૬ ગુજરાતી સાહિત્ય (મધ્યકાલીન) અનતરાય રાવળ

૭ અખો નર્મદાશકર દેવશકર મહેતા

૮ અખાના છપ્પા ઉમાશકર જોશી

૮ ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ ગ્રથ ૨ સપાદકો ઉમાશકર જોશી, અનતરાય રાવળ અને યશવત શુકલ

૧૦ ગુરુ થા તારો તું જ સપાદકો પ્રીતિ શાહ, પ્રા. દક્ષા માવદિયા

૧૧ અનુભવ બિન્દુ ભૂપેન્દ્ર ત્રિવેદી

૧૨ અખો ભૂપેન્દ્ર ત્રિવેદી

૧૩ અખો એક સ્વાધ્યાય રમણલાલ પાઠક

૧૪ અખેગીતા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, વ્રજરાય દેસાઈ


(ગુજરાતી સાહિત્ય પરિષદ અને શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, ધરમપુર દ્વારા આયોજિત સગોષ્ઠી કવિતા અને દર્શન'મા તા. ૧ ૧૨ ૨૦૦૭ના રોજ વંચાયુ, તે થોડા સુધારા વધારા સાથે).

■

# નાગદમન : થોડાક અર્થસંકેતો 'કૃષ્ણે કાળી નાગ નાથિયો'

માવજી કે. સાવલા

જળ કમળ છાંડી જાને બાળા,
સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે
મને બાળહત્યા લાગશે. ૧

કહે રે બાળક તું મારગ ભૂલ્યો
કે તારા વેરીએ વળાવિયો,
નિશ્ચે તારો કાળ જ ખૂટ્યો
અહીંયાં તે શીદ આવિયો. ૨

નથી નાગણ હું મારગ ભૂલ્યો
કે મારા વેરીએ વળાવિયો,
મથુરા નગરીમાં જુગટું રમતાં
નાગનું શીશ હારિયો. ૩

રંગે રૂડો, રૂપે પૂરો
દીસંતો કોડિલો કોડામણો,
તારી માતાએ કેટલા જન્મ્યા
તેમાં તું અળખામણો. ૪

મારી માતાએ બેઉ જન્મ્યા,
તેમાં હું નટવર નાનડો,
જગાડ તારા નાગને,
મારું નામ કૃષ્ણ કહાનડો. ૫

લાખ સવાનો મારો હાર આપું,
આપું રે તુજને દોરિયો,
એટલું મારા નાગથી છાનું
આપું તુજને ચોરીઓ. ૬

શું કરું નાગણ હાર તારો ?
શું કરું તારો દોરિયો ?
શાને કાજે નાગણ તારે,
કરવી ઘરમાં ચોરીઓ. ૭

ચરણ ચાંપી મૂછ મરડી,
નાગણે નાગ જગાડિયો,
"ઊઠોને બળવંત ! કોઈ
બારણે બાળક આવિયો." ૮

બેઉ બળિયા બાથે વળગ્યા,
કૃષ્ણે કાળીનાગ નાથિયો,
સહસ્ત્ર ફેણા ફૂંફવે જેમ,
ગગન ગાજે હાથિયો. ૯

નાગણ સૌ વિલાપ કરે જે
નાગને બહુ દુઃખ આપશે,
મથુરા નગરીમાં લઈ જશે
પછી નાગનું શીશ કાપશે. ૧૦

બેઉ કર જોડી વિનવે સ્વામી,
મૂકો અમારા કંથને,
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં
ન ઓળખ્યા ભગવંતને. ૧૧

થાળ ભરી શગ મોતીડે
શ્રી કૃષ્ણને રે વધાવિયો,
નરસૈંયાના નાથ પાસેથી
નાગણે નાગ છોડાવિયો. ૧૨

નરસિંહ મહેતાનું આ કાવ્ય આજથી છ દાયકા પૂર્વે કિશોર વયે અમને શાળામાં મોઢે કરાવવામાં આવતું અને વર્ગખંડમાં અમે એ કાવ્ય વારાફરતી રાગપૂર્વક ગાતા.

પચીસેક વર્ષ પૂર્વ નરસૈયાની કેટલીક પસંદ કરેલી રચનાઓના ઓડિયો રેકોર્ડીંગનો (૧૬ જાન્યુઆરી ૧૯૮૨ના રોજ) મુંબઈ ખાતે આમંત્રિતો સમક્ષ એક કાર્યક્રમ રખાયો હતો. એમાં હરીન્દ્ર દવે અધ્યક્ષ સ્થાને હતા. ગાયક કલાકારો હતાં કૌમુદી મુનશી, રાજુલ મહેતા, ઉદય મઝુમદાર, નરેન્દ્ર ઠકકર, ખ્યાતિ દેસાઈ, ઈલા રીંડાણી અને રક્ષા રીંડાણી, રચનાઓને સ્વરબદ્ધ કરનાર હતા નિનુ મઝુમદાર. આમાં નરસૈયાની કુલ્લે ૧૬ રચનાઓ છે. આ આખા કાર્યક્રમનું સંકલન-આયોજન શૈલા વ્યાસ અને જયેન્દ્ર વ્યાસનું હતું. પ્રત્યેક રચનાના ગાયન પછી એ રચના વિશે હરીન્દ્ર દવેનો ટૂંકો રસાસ્વાદ એમાં સામેલ હતો. નેવું મિનિટની આ ઓડિયો કેસેટ રીલીઝ કરવામાં આવી. એને શીર્ષક આપવામાં આવ્યું છે 'નરસૈંયો ભકત હરિનો.' એ અરસામાં જ એક મિત્રે મારું

ધ્યાન દોરતા તરત મેં આ કેસેટ મેળવી લીધી.

પચીસ વર્ષના આ સમયગાળા દરમિયાન મેં આ કેસેટ ત્રણસો-ચારસો વખત સાભળી છે - આજે પણ સાભળતો રહું છુ પચાસ  સો મિત્રોને પણ એનો લાભ મળ્યો હશે. મારાં પત્ની (સાકરબેન) ચુસ્ત જૈન શ્રાવિકા, છતા કયારેક મને ખાસ કહે  'નરસૈયાની કેસેટ મૂકો.'

પાચેક વર્ષથી નરસિંહ મહેતાની આ રચના (જળ કમળ છાડી. ) સદર્ભે થોડાંક અર્થઘટનો અને અર્થસકેતો મારા મનમા ઘૂમરાતા રહ્યા છે ત્રણેક વર્ષ પૂર્વે મારા નાટ્યકર્મી મિત્ર શ્રી ચીનિયારાને મારા આવા અર્થઘટનોની વાત કરી તો હું આ અંગે વિસ્તારથી કંઈ લખુ એવી ઉત્કટ જિજ્ઞાસા એમણે દર્શાવી. કશા પણ નિર્ધારિત લક્ષ્ય કે ક્રમ વગર અહીં આવુ થોડુક કહેવાનો ઉપક્રમ છે

ગોપીઓ યમુના કિનારે રોજ પાણી ભરવા જાય છે ત્યા કૃષ્ણનો કાકરીચાળો - ગોપી વસ્ત્રાહરણ જેવા પ્રસગોના કથાનકો તો વાચવા મળતા જ રહે છે યમુના નદીમા કાળીનાગના ભયથી ગોપીઓ હમેશા ડરતી રહે છે એટલે પોતાને આ ભયથી મુકત કરવા તેઓ કૃષ્ણને વિનવે છે કૃષ્ણ યમુના નદીના પાતાળમાં પહોંચી નાગને પડકારે છે  એની સાથે લડે છે  વિજય મેળવે છે આ કથાનક આસપાસ નરસિંહની આ રચના પ્રથમ નજરે તો પચતત્રની કથાઓની જેમ આબાલવૃદ્ધ સૌને રજિત કરનારી છે

આ કથાનકમા નાગનું પ્રતીક ઘણુ સૂચક છે આપણી કેટલીક પુરાણ કથાઓમા પણ નાગને કામ-વાસનાનુ પ્રતીક માનવામા આવ્યુ છે આજના મનોવિજ્ઞાનમા પણ નાગને કામ-વાસનાનું પ્રતીક - ખાસ કરીને સ્વપ્ન સબધી સિધ્ધાતોમાં ગણવામા આવ્યુ છે કામને જીતવો અત્યત કઠિન હોય છે, એટલે નરસૈયાએ અહીં નાગને નાથવા માટે બંસી નહિ પરતુ કૃષ્ણને નાગ સાથે મલ્લયુધ્ધ કરતા દર્શાવ્યા છે

ગોપીઓ કૃષ્ણ પ્રેમમા ગાંડીતુર છે દૂરથી કૃષ્ણની બસીનો સ્વર સાભળતા જ તેઓ પોતાના બાળકો - પતિ - સાસુ વગેરેને મૂકીને કૃષ્ણને મળવા દોડી જાય છે, ચુલા પર ચડાવેલ એમની રસોઈ પણ એમને એમ રહી જાય. ગોપીઓનો આ કૃષ્ણ પ્રેમ શુ ખરેખર માત્ર આધ્યાત્મિક પ્રેમ છે? આ પ્રશ્નના ઉત્તર માટે આપણે શ્રીમદ્ ભાગવતના ૩૧મા અધ્યાયમાના ગોપીગીતના કુલ્લે ૧૯ શ્લોકોમાથી શ્લોક ક્રમાક ૭,૧૩,૧૭, અને ૧૯ માત્ર ગદ્ય અનુવાદ રૂપે અહીં જોઈએ

"તમારા જે ચરણકમળથી શરણે આવનારનાં પાપ નાશ પામે છે, ગાયો અને વાછરડાઓની પાછળ  પાછળ જનારા જે ચરણો પર કાલિયા નાગની ફેણનાં નિશાન છે તે ચરણો અમારા સ્તન પર સ્થાપીને હે કૃષ્ણ, તમે અમારી કામવાસનાને નષ્ટ કરો." (૭)

' પ્રિય સ્વજનોની કામના પૂરી કરનાર, લક્ષ્મી વડે અર્ચિત, ધરતીની શોભારૂપ, સ્મરણ કરવા યોગ્ય અને શાતાદાયક એવા તમારા ચરણ કમળ, હે નાથ,અમારાં સ્તન પર સ્થાપિત કરીને અમારી વ્યથાને નષ્ટ કરો !" (૧૩)

"આપની રહસ્યપૂર્ણ ગૂઢ સાકેતિક વાણી કામને ઉત્પન્ન કરનાર હોઈ મોહિત કરે છે હાસ્યયુકત મુખ પણ મોહક છે, આપનું આમ પ્રેમપૂર્વક જોવાનુ પણ મોહકારક છે, વળી, લક્ષ્મીના નિવાસરૂપ આપનુ વિશાળ વક્ષસ્થળ જોતાં સ્પૃહાથી અમારુ મન આસકત થાય છે" (૧૭)

જે ચરણકમળ વડે આપ જગલમા વિચરો છો ત્યા ઝીણી ધારદાર કંકરીઓ થકી આપના ચરણને જે કષ્ટ થતું હશે, તે આપના માટે જ પ્રાણ ધારણ કરનાર અમારુ મન જાણે છે, માટે જ ઉત્તમ કમળ પુષ્પ સમાન આપના કોમળ ચરણ અમારા કઠણ સ્તન પર ધીમે ધીમે, ડરતા ડરતા ધારણ કરીએ છીએ." (૧૯)

ભાગવતકાર અહીં આમ સ્પષ્ટ રીતે સૂચિત કરે છે કે ગોપીઓનુ આ આકર્ષણ  આ પ્રેમ, દુન્યવી કામવાસના પ્રેરિત પણ હતો, સાથોસાથ આ શ્લોકો પરથી એવું પણ સૂચિત થાય છે કે ગોપીઓથી કૃષ્ણનુ દિવ્ય સ્વરૂપ  ભગવદ્ સ્વરૂપ સાવ અજાણ્યુ નહોતું. એટલે જ તેઓ પોતાની કામવાસનાનું દમન કરવા કૃષ્ણને આમ કહી શકે છે, અર્થાત્ અહીં 'નાગદમન નો અર્થસકેત છે  ગોપીઓની કામવાસનાનું દમન.

પ્રસિદ્ધ નાટ્યકર્મી ગિરીશ કર્નાડના નાટક 'નાગમડલ'ને ભારે પ્રસિધ્ધિ મળી છે આ નાટકનુ કથાનક પણ આવી જ રીતે નાગનું સેકસના પ્રતીક રૂપે, કળાત્મક રીતે

પ્રયોજાયું છે. નાટકના કથાનકના થોડાક અંશો આ સંદર્ભે નીચે મુજબ છે :

'રાનીનો પતિ અપન્ના દરરોજ દિવસે જ ઘરમાં આવે છે, ખાવાનું ખાઈ લે છે અને તરત જ બહારથી તાળું મારી જતો રહે છે. આથી રાની વ્યથિત છે. કુરુદવ્વાને નવાઈ લાગી કે રાનીને તેના પતિએ હજુ સુધી કુંવારી રાખી છે. કુરુદવ્વા રાનીને એક મૂળિયું આપતાં કહે છે કે 'અપન્ના જ્યારે આ મૂળિયું ભેળવેલ રસોઈ ખાઈ લેશે પછી તે રાનીના પ્રેમમાં દીવાનો થઈ જશે !'

'સવારમાં અપન્ના પાછો આવ્યો ત્યારે રાનીએ તેના માટે સાંભાર બનાવ્યો. તેમાં મૂળિયું વાટીને નાખ્યું અને તરત જ એક ધડાકો થયો. સાંભાર લાલચોળ બની ગયો, રાની ગભરાઈ ગઈ અને સાંભારને આંગણામાંના ખૂણામાં વૃક્ષના મૂળમાં નાખી દીધો. અપન્નાને આની ખબર ન પડી. રાફડામાંથી એક નાગ બહાર આવ્યો. રાનીને જોઈ તેની પાછળ આવ્યો અને વૃક્ષ નીચે ઊભો રહ્યો. તે રાનીને જોતો રહ્યો. અપન્ના ખાવાનું તૈયાર ન હોવાથી ગુસ્સે થઈ રાનીને એક ધોલ મારી બારણે તાળું લગાવી રવાના થયો. એ રાતે નાગ ઘરમાં દાખલ થયો. રાનીને એકીટશે જોવા લાગ્યો અને અપન્નાનું રૂપ ધરી તે રાનીને પ્રેમ કરવા લાગ્યો.'

નરસૈંયાની આ રચનામાંની કેટલીક પંક્તિઓ જે નાગદમનના નામે કામદહનને સૂચિત કરે છે તે આ મુજબ નોંધી શકાય :

૧) 'સ્વામી અમારો જાગશે, જાગશે તને મારશે...'

૨) 'જગાડ તારા નાગને મારું નામ કૃષ્ણ કહાનડો...'

૩) 'મથુરા નગરીમાં લઈ જશે પછી નાગનું શીશ કાપશે...'

૪) 'સહસ્ત્ર ફેણા ફૂંફવે, જેમ ગગન ગાજે હાથિયો...' અહીં કામનો ફૂંફાડો અને 'ગગન ગાજે' શબ્દોમાં કામની અજેયતા અને વ્યાપકતા સૂચિત થાય છે.

૫) 'અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને...' (નાગણના ઉદ્ગાર ગોપીઓના મુખે ગણી શકાય.)

૬) 'નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો...' આ રચનામાં નાગણનું પાત્ર એકાધિક પાઠ ભજવતું દેખાય છે. ક્યાંક એ ગોપીઓની પ્રવક્તા બને છે તો વળી કયાંક પતિભકત ગૃહિણી તરીકે છે. 'જાગશે તને મારશે' માં પુત્રવત્સલ માતાનું રૂપ પણ નાગણમાં જોવા મળે છે.

કૃષ્ણના નામ સાથે બંસી જોડાયેલી છે અને ગોપીઓ પણ એ બંસીનાદની જ ઘેલી હતી. પરંતુ કૃષ્ણ સંબંધી સાહિત્યમાં (તેમ જ ફિલ્મીગીતોમાં પણ) 'મુરલી' શબ્દ પણ બંસીના જેવો જ જોડાઈ ગયો છે, એટલે બંસીધર અને મુરલીધર નામ પણ લોકહૃદયે એક સમાન જડાયેલાં છે, બંસી અને મુરલી એ બંને તદ્દન ભિન્ન વાદ્યો છે; અલબત્ત શરણાઈ, આકાર અને પ્રકારથી શંખ વગેરે વાદ્યોની જેમ એ સુષિર વાદ્યો છે. મદારીઓ, મોરલી વગાડીને સાપને ડોલાવતા આપણે જોયા હશે. અહીં 'નાગિન' ફિલ્મને યાદ કરીએ તો ફરી એકવાર નાગનું પ્રતીક નજર સામે આવે જ. જેમ મુરલીના સૂરે નાગ ડોલી ઊઠે છે તેમ કૃષ્ણની બંસીના સૂરે ગોપીઓ ડોલી ઊઠતી હતી.

નરસૈંયા (પંદરમી-સોળમી સદી)ની આ રચના એક લોકપ્રિય કાવ્યનો પ્રકાર કહી શકાય. આ રચનાની બીજી વિશેષતા એ છે કે તેમાં શ્રી કૃષ્ણ અને નાગણીઓ વચ્ચેના સંવાદ- રૂપે આ પ્રસંગની વર્ણન-શૈલી લાજવાબ છે. પ્રત્યેક કડી વાંચતાંની સાથે જ એક દૃશ્ય આપણી સામે ખડું થાય છે. આ આખી રચનામાં એક અનેરું નાટકીય તત્ત્વ પણ છે. શ્રીમતી દક્ષા સંઘવી જણાવે છે કે એક જીમખાનાના કોઈક મહોત્સવ પ્રસંગે સ્વીમીંગ પૂલની અંદર પાણીમાં તરતાં બાળકો દ્વારા નૃત્યનાટિકા રૂપે આ રચના રજૂ થઈ હતી.

આ રેકોર્ડિંગના કાર્યક્રમના સમાપનરૂપે 'ધન્ય રે ધન્ય નરસિંહ નર!' શીર્ષક હેઠળ મનસુખલાલ ઝવેરીની આ પંકિતઓ યોગ્ય રીતે જ સુંદર બંદિશમાં મૂકવામાં આવી છે:

"ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય!
તેં ધન્ય ગુજરાતની ભોમ કીધી.
જીવન ને કવનના પરમ અદ્વૈતને,
સાધતી પ્યાલી તેં પરમ પીધી.
ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય!
તેં ધન્ય ગુજરાતની ભોમ કીધી."

■

ધ્યાન દોરતા તરત મેં આ કેસેટ મેળવી લીધી.

પચીસ વર્ષના આ સમયગાળા દરમિયાન મેં આ કેસેટ ત્રણસો-ચારસો વખત સાભળી છે આજે પણ સાભળતો રહુ છું પચાસ - સો મિત્રોને પણ એનો લાભ મળ્યો હશે. મારા પત્ની (સાકરબેન) ચુસ્ત જૈન શ્રાવિકા, છતા કયારેક મને ખાસ કહે 'નરસૈયાની કેસેટ મૂકો.'

પાચેક વર્ષથી નરસિંહ મહેતાની આ રચના (જળ કમળ છાડી ) સદર્ભે થોડાક અર્થઘટનો અને અર્થસકેતો મારા મનમા ઘૂમરાતા રહ્યા છે ત્રણેક વર્ષ પૂર્વે મારા નાટ્યકર્મી મિત્ર શ્રી ચીનિયારાને મારા આવા અર્થઘટનોની વાત કરી તો હુ આ અગે વિસ્તારથી કંઈ લખુ એવી ઉત્કટ જિજ્ઞાસા એમણે દર્શાવી. કશા પણ નિર્ધારિત લક્ષ્ય કે ક્રમ વગર અહીં આવુ થોડુંક કહેવાનો ઉપક્રમ છે

ગોપીઓ યમુના કિનારે રોજ પાણી ભરવા જાય છે ત્યા કૃષ્ણનો કાકરીચાળો ગોપી વસ્ત્રાહરણ જેવા પ્રસગોના કથાનકો તો વાંચવા મળતા જ રહે છે યમુના નદીમા કાળીનાગના ભયથી ગોપીઓ હમેશા ડરતી રહે છે એટલે પોતાને આ ભયથી મુકત કરવા તેઓ કૃષ્ણને વિનવે છે કૃષ્ણ યમુના નદીના પાતાળમા પહોંચી નાગને પડકારે છે એની સાથે લડે છે વિજય મેળવે છે આ કથાનક આસપાસ નરસિંહની આ રચના પ્રથમ નજરે તો પચતત્રની કથાઓની જેમ આબાલવૃદ્ધ સૌને રજિત કરનારી છે

આ કથાનકમા નાગનુ પ્રતીક ઘણુ સૂચક છે આપણી કેટલીક પુરાણ કથાઓમા પણ નાગને કામ-વાસનાનુ પ્રતીક માનવામાં આવ્યુ છે આજના મનોવિજ્ઞાનમા પણ નાગને કામ-વાસનાનુ પ્રતીક - ખાસ કરીને સ્વપ્ન સબધી સિધ્ધાતોમા - ગણવામા આવ્યુ છે કામને જીતવો અત્યત કઠિન હોય છે, એટલે નરસૈયાએ અહીં નાગને નાથવા માટે બસી નહિ પરતુ કૃષ્ણને નાગ સાથે મલ્લયુધ્ધ કરતા દર્શાવ્યા છે

ગોપીઓ કૃષ્ણ પ્રેમમા ગાડીતુર છે દૂરથી કૃષ્ણની બસીનો સ્વર સાભળતા જ તેઓ પોતાના બાળકો પતિ સાસુ વગેરેને મૂકીને કૃષ્ણને મળવા દોડી જાય છે, ચુલા પર ચડાવેલ એમની રસોઈ પણ એમને એમ રહી જાય. ગોપીઓનો આ કૃષ્ણ પ્રેમ શુ ખરેખર માત્ર આધ્યાત્મિક પ્રેમ છે? આ પ્રશ્નના ઉત્તર માટે આપણે શ્રીમદ્ ભાગવતના ૩૧મા અધ્યાયમાના ગોપીગીતના કુલ્લે ૧૯ શ્લોકોમાથી શ્લોક ક્રમાક ૭,૧૩,૧૭, અને ૧૯ માત્ર ગદ્ય અનુવાદ રૂપે અહીં જોઈએ

"તમારા જે ચરણકમળથી શરણે આવનારનાં પાપ નાશ પામે છે, ગાયો અને વાછરડાઓની પાછળ પાછળ જનારા જે ચરણો પર કાલિયા નાગની ફેણનાં નિશાન છે, તે ચરણો અમારા સ્તન પર સ્થાપીને હે કૃષ્ણ, તમે અમારી કામવાસનાને નષ્ટ કરો." (૭)

'પ્રિય સ્વજનોની કામના પૂરી કરનાર, લક્ષ્મી વડે અર્ચિત, ધરતીની શોભારૂપ, સ્મરણ કરવા યોગ્ય અને શાતાદાયક એવા તમારા ચરણ કમળ, હે નાથ,અમારાં સ્તન પર સ્થાપિત કરીને અમારી વ્યથાને નષ્ટ કરો '' (૧૩)

"આપની રહસ્યપૂર્ણ ગૂઢ સાકેતિક વાણી કામને ઉત્પન્ન કરનાર હોઈ મોહિત કરે છે હાસ્યયુકત મુખ પણ મોહક છે, આપનુ આમ પ્રેમપૂર્વક જોવાનું પણ મોહકારક છે વળી, લક્ષ્મીના નિવાસરૂપ આપનું વિશાળ વક્ષસ્થળ જોતાં સ્પૃહાથી અમારુ મન આસકત થાય છે " (૧૭)

જે ચરણકમળ વડે આપ જગલમા વિચરો છો ત્યાં ઝીણી ધારદાર કકરીઓ થકી આપના ચરણને જે કષ્ટ થતુ હશે, તે આપના માટે જ પ્રાણ ધારણ કરનાર અમારુ મન જાણે છે, માટે જ ઉત્તમ કમળ પુષ્પ સમાન આપના કોમળ ચરણ અમારા કઠણ સ્તન પર ધીમે ધીમે, ડરતા ડરતા ધારણ કરીએ છીએ." (૧૯)

ભાગવતકાર અહીં આમ સ્પષ્ટ રીતે સૂચિત કરે છે કે ગોપીઓનું આ આકર્ષણ - આ પ્રેમ, દુન્યવી કામવાસના પ્રેરિત પણ હતો, સાથોસાથ આ શ્લોકો પરથી એવું પણ સૂચિત થાય છે કે ગોપીઓથી કૃષ્ણનું દિવ્ય સ્વરૂપ ભગવદ્ સ્વરૂપ સાવ અજાણ્યું નહોતું. એટલે જ તેઓ પોતાની કામવાસનાનું દમન કરવા કૃષ્ણને આમ કહી શકે છે, અર્થાત્ અહીં 'નાગદમન' નો અર્થસંકેત છે ગોપીઓની કામવાસનાનું દમન.

પ્રસિદ્ધ નાટ્યકર્મી ગિરીશ કર્નાડના નાટક 'નાગમડલ'ને ભારે પ્રસિધ્ધિ મળી છે આ નાટકનું કથાનક પણ આવી જ રીતે નાગનુ સેકસના પ્રતીક રૂપે, કળાત્મક રીતે

પ્રયોજાયું છે. નાટકના કથાનકના થોડાક અંશો આ સંદર્ભે નીચે મુજબ છે :

'રાનીનો પતિ અપન્ના દરરોજ દિવસે જ ઘરમાં આવે છે, ખાવાનું ખાઈ લે છે અને તરત જ બહારથી તાળું મારી જતો રહે છે. આથી રાની વ્યથિત છે. કુરુદવ્વાને નવાઈ લાગી કે રાનીને તેના પતિએ હજુ સુધી કુંવારી રાખી છે. કુરુદવ્વા રાનીને એક મૂળિયું આપતાં કહે છે કે 'અપન્ના જ્યારે આ મૂળિયું ભેળવેલ રસોઈ ખાઈ લેશે પછી તે રાનીના પ્રેમમાં દીવાનો થઈ જશે !'

'સવારમાં અપન્ના પાછો આવ્યો ત્યારે રાનીએ તેના માટે સાંભાર બનાવ્યો. તેમાં મૂળિયું વાટીને નાખ્યું અને તરત જ એક ધડાકો થયો. સાંભાર લાલચોળ બની ગયો, રાની ગભરાઈ ગઈ અને સાંભારને આંગણામાંના ખૂણામાં વૃક્ષના મૂળમાં નાખી દીધો. અપન્નાને આની ખબર ન પડી. રાફડામાંથી એક નાગ બહાર આવ્યો. રાનીને જોઈ તેની પાછળ આવ્યો અને વૃક્ષ નીચે ઊભો રહ્યો. તે રાનીને જોતો રહ્યો. અપન્ના ખાવાનું તૈયાર ન હોવાથી ગુસ્સે થઈ રાનીને એક ધોલ મારી બારણે તાળું લગાવી રવાના થયો. એ રાતે નાગ ઘરમાં દાખલ થયો. રાનીને એકીટશે જોવા લાગ્યો અને અપન્નાનું રૂપ ધરી તે રાનીને પ્રેમ કરવા લાગ્યો.'

નરસૈંયાની આ રચનામાંની કેટલીક પંક્તિઓ જે નાગદમનના નામે કામદહનને સૂચિત કરે છે તે આ મુજબ નોંધી શકાય :

૧) 'સ્વામી અમારો જાગશે, જાગશે તને મારશે...'

૨) 'જગાડ તારા નાગને મારું નામ કૃષ્ણ કહાનડો...'

૩) 'મથુરા નગરીમાં લઈ જશે પછી નાગનું શીશ કાપશે...'

૪) 'સહસ્ત્ર ફેણા ફૂંફવે, જેમ ગગન ગાજે હાથિયો...' અહીં કામનો ફૂંફાડો અને 'ગગન ગાજે' શબ્દોમાં કામની અજેયતા અને વ્યાપકતા સૂચિત થાય છે.

૫) 'અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને...' (નાગણના ઉદ્ગાર ગોપીઓના મુખે ગણી શકાય.)

૬) 'નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો...' આ રચનામાં નાગણનું પાત્ર એકાધિક પાઠ ભજવતું દેખાય છે. ક્યાંક એ ગોપીઓની પ્રવક્તા બને છે તો વળી કયાંક પતિભકત ગૃહિણી તરીકે છે. 'જાગશે તને મારશે' માં પુત્રવત્સલ માતાનું રૂપ પણ નાગણમાં જોવા મળે છે.

કૃષ્ણના નામ સાથે બંસી જોડાયેલી છે અને ગોપીઓ પણ એ બંસીનાદની જ ઘેલી હતી. પરંતુ કૃષ્ણ સંબંધી સાહિત્યમાં (તેમ જ ફિલ્મીગીતોમાં પણ) 'મુરલી' શબ્દ પણ બંસીના જેવો જ જોડાઈ ગયો છે, એટલે બંસીધર અને મુરલીધર નામ પણ લોકહૃદયે એક સમાન જડાયેલાં છે, બંસી અને મુરલી એ બંને તદ્દન ભિન્ન વાદ્યો છે; અલબત્ત શરણાઈ, આકાર અને પ્રકારથી શંખ વગેરે વાદ્યોની જેમ એ સુષિર વાદ્યો છે. મદારીઓ, મોરલી વગાડીને સાપને ડોલાવતા આપણે જોયા હશે. અહીં 'નાગિન' ફિલ્મને યાદ કરીએ તો ફરી એકવાર નાગનું પ્રતીક નજર સામે આવે જ. જેમ મુરલીના સૂરે નાગ ડોલી ઊઠે છે તેમ કૃષ્ણની બંસીના સૂરે ગોપીઓ ડોલી ઊઠતી હતી.

નરસૈંયા (પંદરમી-સોળમી સદી)ની આ રચના એક લોકપ્રિય કાવ્યનો પ્રકાર કહી શકાય. આ રચનાની બીજી વિશેષતા એ છે કે તેમાં શ્રી કૃષ્ણ અને નાગણીઓ વચ્ચેના સંવાદ- રૂપે આ પ્રસંગની વર્ણન-શૈલી લાજવાબ છે. પ્રત્યેક કડી વાંચતાંની સાથે જ એક દશ્ય આપણી સામે ખડું થાય છે. આ આખી રચનામાં એક અનેરું નાટકીય તત્ત્વ પણ છે. શ્રીમતી દક્ષા સંઘવી જણાવે છે કે એક જીમખાનાના કોઈક મહોત્સવ પ્રસંગે સ્વીમીંગ પૂલની અંદર પાણીમાં તરતાં બાળકો દ્વારા નૃત્યનાટિકા રૂપે આ રચના રજૂ થઈ હતી.

આ રેકોર્ડિંગના કાર્યક્રમના સમાપનરૂપે 'ધન્ય રે ધન્ય નરસિંહ નર!' શીર્ષક હેઠળ મનસુખલાલ ઝવેરીની આ પંકિતઓ યોગ્ય રીતે જ સુંદર બંદિશમાં મૂકવામાં આવી છે:

"ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય!
તેં ધન્ય ગુજરાતની ભોમ કીધી.
જીવન ને કવનના પરમ અદ્વૈતને,
સાધતી પ્યાલી તેં પરમ પીધી.
ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય!
તેં ધન્ય ગુજરાતની ભોમ કીધી."

■

## કાવ્યાનુવાદ

•

# એનું નામ

•

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ દક્ષા વ્યાસ

પ્રીત પખી વૃક્ષ પર બેસીને ગાય છે અને મારા હૃદયને આનદ-નૃત્ય માટે પ્રેરે છે

અમે બને એક જ ગામમાં વસીએ છીએ અને એ અમારા આનદનો એક હિસ્સો છે

એનાં વહાલસોયા ઘેટાની જોડ અમારા બગીચાનાં વૃક્ષોની છાયામા ચરવા આવે છે

જો તે અમારા જવના ખેતરમા ભૂલાં પડે તો હુ તેમને મારા હાથમા ઊચકી લઉ છું

અમારા ગામનુ નામ છે ખજના અને અમારી નદીને લોકો કહે છે અજના.

મારુ નામ સૌ ગામોને પરિચિત છે અને એનું નામ છે રજના.

અમારી વચ્ચે માત્ર એક ખેતર પથરાયેલુ છે

અમારી વનરાજિમાં મધપૂડો બાધતી મધમાખીઓ તેમની વનરાજિમા મધ ગોતવા જાય છે

એમના ઊતરવાના પગથિયા પરથી વહી નીકળેલા ફૂલો તરતા તરતાં
અમારે સ્નાન કરવાના ઝરણામા આવે છે

સૂકા કુશનાં ફૂલોનો કરડિયો એમના ખેતરમાથી અમારા બજારમા આવે છે

અમારા ગામનું નામ છે ખંજના અને અમારી નદીને લોકો કહે છે અંજના.

મારુ નામ સૌ ગામોને પરિચિત છે અને એનુ નામ છે રજના.

ગલીમાથી એના ઘર તરફ વાતો પવન મહોરેલી આમ્રમજરીથી મહેકે છે

એમના ખેતરમા અળસીના દાણા પાકીને લણણી માટે તૈયાર થઈ જાય છે
ત્યારે અમારા ખેતરમા શણ પર વસંત બેસે છે

એમની મઢૂલી પર સ્મિત કરતા ઉડુગણ અમારા પર એવો જ ઝબૂકતો દૃષ્ટિપાત કરે છે

એમના તળાવને છલકાવી દેતી વર્ષાથી અમારું કદંબવન ઝૂમી ઊઠે છે

અમારા ગામનુ નામ છે ખંજના અને અમારી નદીને લોકો કહે છે અંજના.

મારુ નામ સૌ ગામોને પરિચિત છે અને એનું નામ છે રજના.

---

("The Gardener" – કૃતિ ૧૭)

કવિતા

●

# રચનાઓ પાંચ

લાભશંકર ઠાકર

૧

આંખની ઉઘાડ-વાસમાં
દૃશ્ય પટની કાપકૂપ થતાં થતાં
હવે નિરર્થક શોટ્સને વાળતી
સાવરણી સક્રિય છે.
સરળ નથી છતાં હું મને વાળી રહ્યો છું.
ક્યારે વાળી શકીશ-
બેડોળ કદાવર પ્રાણીની વેરણ છેરણ કતરણને
સ્વભાવપટના સંદર્ભ ચોકમાંથી ?

૨

દબાવીને નીચોવીને
મેં
મને અનીચ્છ કરવા
જેટલી વાર યત્ન કર્યો છે-
તેટલી વાર
હું પુષ્ટ થયો છું.
મારાથી ય
હવે
હું ઊંચકાતો નથી.

૩

મારા મૌનને કોણ ઉઘાડે મારા સિવાય ?
મને કોણ પ્રેરે મારા સિવાય ?
પણ ના હું મને નહિ પ્રેરું.
મને
પુરાઇ જવાની બીક લાગે છે.

૪

બેશરમ નફ્ફટ ઉધ્ધત મારો પડછાયો
મને આકાર
ઘાટ આપી રહ્યો છે.
એ મને એક મોટી ખાઉધરી
માછલી બનાવી રહ્યો છે.
મારી મોંફાડ ઉઘડતાં જ
હું
ઉધ્ધત નફ્ફટ બેશરમ મારા પડછાયાને
ઓહિયાં કરી જાઉં છું.
એ
અંદર
એના કર્તવ્યમાં તલ્લીન છે;
તેના
ઘાટ ઘડતરના અવાજો
સંભળાય છે -
અંદર.

૫

નિયમ વગર ઓગળી જાય છે સીમા રેખાઓ
સત્યની અને અસત્યની
ધર્મની અને અધર્મની
નીતિની અને અનીતિની.
કોણ ઓગાળે છે એ સીમારેખાઓ ?
જેને વિભકત નથી થવું.

# હું શું કરું ? ◦ એક શબદ જો સધાય.

ચંદ્રકાન્ત શેઠ

ન્હોતી ખબર, ન્હોતો મને અંદાજ કે આવુ થશે !

હુ શુ કરુ ?

આમ તો વ્રજભોમ જેવુ છે મળ્યુ ખેતર મને,

ધોરીયે ધિંગા કને !

ખેડવા હળ-લાકડા તૈયાર,

વાવવાનુંયે બિયારણ હાથમા,

ખેડવાની ખેવના ને આવડત પણ લોહીમા,

તો પછીથી વાર શેની ?

ભોંય ખેડી હોંશથી,

બીજ પણ વાવ્યા હરખ-ઉત્સાહથી,

જળ અને ખાતર દીધા મેં સમયસર,

ખૂબ રાખીને ખબરદારી કીધુ નીંદણ,

છોડમા મોતી સમા દાણા ભરાતા જાય

તે માટે કર્યું જે જે ઘટે કરવુ

મ્હેરબાની મેઘની કે પૂરતું પાણી દીધુ !

મ્હેર દાદા સૂર્યની કે જોઈતો તડકો દીધો !

છોડ પર મોતી ઝળૂંબ્યા ડોડલે !

એ બધા લણશુ હવે તો ખોબલે !!

હાથ ને હૈયુ હવે તૈયાર લેવા પાક

ને ત્યાં જ દેખુ દૂર.

આકાશ ને ધરતી મળે છે ત્યા.

તીડના વાદળ દળોની ઊઠતી લગાર પર લગાર.

આટલી રૂડી ફસલ આ આંખ સામે

ને પણે છે તીડ !

રે હુ શું કરુ ?

તીડનો ઘેરાય છે જો, ત્રાસ સામે, શુ કરુ ?

તીડ મારે શ્વાસ લે ના શ્વાસ માટે શુ કરુ ?

૧૭-૦૬-૨૦૦૮

એક શબદ જો સધાય સાચો,

ગઢ ભાષાનો ભેદું

રામવચનના એક બાણથી

છલ રાવણનાં છેદું !

આગળ પાછળ ઘણાંય વાદળ

એક વીજળી કાફી,

ચલમ ભરી આ મસ્ત માલથી

બાકી એક જ સાફી,

ફૂંકે ફૂંકે મને ઘેરતાં

ધુમ્મસદળ ઉચ્છેદું !

પથ્થર પથ્થર મૂરત જાગે,

માટી મહીં મનેખ,

બુન્દે બુન્દે મોતી પ્રગટે,

એ માટે આ ભેખ!

એક જ રબના રંગે સૌમા

મને જ અવ સંવેદું

૨૦-૦૬-૨૦૦૮

## દોટ

રાધેશ્યામ શર્મા

ઍરટૅલના એકલદંડી તૂટેલા
પાઇપ પર
એક કાબર
પીળી ચાંચ તાકી
મને પરખી રહી છે.
તું જાણે છે
છલોછલ દેખાતી
સાબર
હૈયાવચાળ
સુકાઇ રહી છે
રિવરફ્રન્ટ પર મધરાતે
આત્મહત્યાઓનાં
પ્રેતો
અનાજના કોથળા ખાલીખમ
ઊંચકી ઊંચકી
સૂતેલાં શિશુઓના
મોંમાં ઠાલવવા માંડયાં છે
આતશબાજીના ફુવારા
ઊડી રહ્યા છે
ગુબ્બારામાં
વસ્તીઓનાં
સ્વપ્નો
ફૂટી પડયાં છે
મેદની મંત્રમુગ્ધ
જયઘોષો કરતી
લાઉડસ્પીકરોની દિશામાં
ફોટા પડાવવા
દોટ મૂકી
હોડમાં પડી છે.

૫-૦૫-૨૦૦૮

## લીટી

પ્રવીણ દરજી

લીટીએ
કોટ-પાટલૂન-બૂટ-ટાઇ બહુ પહેર્યાં
હવે બાપડી એ થાકી ગઇ છે -
પોતાની ઓળખના ઉધામામાં...
બાણશય્યા, ઉપર સીધીસટ પડી પડી
શ્રોતાઓ વિનાના અવકાશને
તે પોતાની આત્મકથા સંભળાવશે તો ક્યાં સુધી ?
વિકલ્પ હવે
પોતાની સામે જુધ્ધે ચઢવાનો જ બચ્યો છે.
ઘા ઉપર ઘા, ખચ્ચા ખચ્ચ,અફરાતફરી
ને નામશેષ લીટી...
કણને વળગેલી કીડીની જેમ
એ પોતાના બિન્દુને વળગી રહેશે
લોકો પછી ટોળે મળશે
ખરખરો કરશે
'લીટી તને આ સૂઝયું ?' એમ પૂછશે !
બિન્દુને ન કથા
ન કશો ઉત્તર...

૧૯-૦૫-૨૦૦૮

# વાગોળું - વળગણ વળગાડ વિચાર

o

પ્રાણજીવન મહેતા

## ૧.

વાઘા પહેરી
વય સજાવું,
ગળે લગાવું વળગણ - નામે વહાલ.

વળગણ નામે વારસો મેળવી
સજીધજી મહાલવું મોકળી મોલાતોમાં

વિરાસત મળી છે આટલી
ઉજવું આમ -
ઓટલે બેસી
માંડું વાંઝણી વય - વારતા.
સુણવાને ના કાન ખપે
ના ખપે સમજવાને સાન - ભાન
હોંકારાને દઇ દેશવટો
સહુ ભણો ભેળા મળી ભણકાર.

છળતર નામે જન્મી - જાગી
વળગણ ગામે કીધ વસવાટ.
સૂસવાટા - સિસકારામાં
જળ - જાત ઝબોળી
સૂક્કી ડાળે બેસી
પાનપાન ધાવી - ચાવી
ઉજવું અગિયારસ રોજ
ધબકાર ઝીલ્યા
પડકારે ખેલ્યા ખેલ.
સઘળા વાઘા ઉતારી આજ
ફેરફેર ગળે લગાવું
વળગણ - નામે વળગાડ

## ૨.

કહું - વળગણ નામે આ વય - વાંઝણી
ઇચ્છું કહેવા
તથા - કથાની વાત-વારતા,

સમયના કેટકેટલા સળ પડ્યા
અળવસવળ
ઉકેલું, ના ઉકલે સળ અ-કળ.

વળગણ - વળગાડ જરી જાણું
ક્ષણમાં તોલું, પળમાં પામું
છતાંય છટકી જાય
છળની જેમ પલકવારે.

કૂખમાં કરગરતો - કણસતો કાળ
કાન દઇ સાંભળું
જોઉં જાણું
શું વાણી, શું વાક્
શું છે વર્ણ કે વ્રણ.

ચોરપગલે
વયમાં ક્ષય પ્રવેશે પાછલે દ્વાર

વળગણ વચ્ચે બેસી
વળગાડ ઉતારું
આમ હાંફને હંફાવી
હું હૂંફ મેળવું -

## આસન્ન મૃત્યુ

ડૉ. સિલાસ પટેલિયા

### ૧.

નાવ નાંગરી છે ક્યારની યે !

મારો નાવિક
સાદ દે છે મને...

ઉછળતાં મોજાંઓ
ધસમસતાં આવે છે
મારી નાવ પર અથડાતાં રહે છે
મથતાં રહે છે
નાવને દરિયામાં ખેંચી જવા...
પરંતુ મારો નાવિક
પકડી રાખે છે નાવ.

મને લીધા વિના એ કેમ કરીને જાય ?
નાવ છે તો હું છું
હું છું તો નાવ છે
હું છું નાવ છે તો નાવિક છે.

રેતાળ રસ્તા પર ડગ માંડતો
કિનારા ભણી આવી રહ્યો છું.
સાંજ ઢળી રહી છે -
આછા અંધારા તળે ઘુઘવે દરિયો
ઘેરા આકાશ તળે એવું મન મારું.
બસ, હવે પાછું વળી નહીં જોઉં
મારો દરિયો
મને સાદ પાડે છે...

### ૨.

અંધારાને થડે
કચકચાવીને બાંધી
દીવાનું અજવાળું
મને શોધવા નીકળ્યું છે...
વગડાની વાટમાં અટવાતો અટવાતો
ક્યાંનો ક્યાં નીકળી ગયો ?

અજવાળું ખૂટી ગયું
ને પાછું ગાઢ અંધારું !
એ અંધારું જ થડેથી મને છોડે
ખોળે લે !

## અંદર

કિશોરસિંહ સોલંકી

આખું આકાશ ઝળૂંબાય છે.

ન કોઈ આધાર
લટકે કેમનો આ ભાર ?
ન કોઈ એને દોરી
ન કોઈ ધણી ધોરી
એની ધારાઓ તો કોરી ને કોરી !

ચંદરવા જેવાં
ફંગોળાય વાદળ
દોડતાં આગળ ને આગળ
એમાં ઝૂલો ઝૂલે
પવનનાં દ્વાર ખૂલે
અંદર પડખાં ઘસતું અંધારું
ઘસઘસાટ ઘોરે એકધારું
ત્યાં તો
હળવેથી આવતો ચાંદ
નભને સૂંઘે
ઝરતી ધવલતા મોંઢે મૂંગે

ન કોઈ રોક
ન કોઈ ટોક
આ કઈ દિશા તરફનો ઝોક ?

અંદર ઝાભ
અંદર લાભ
લીલો લીલો ફરફરતો ડાભ
ઝળૂંબતું આભ -
સૌને રાખી અંદર
સૌની રહેતું અંદર...

૧૮-૦૧-૨૦૦૭

(વાર્તા)

# કોઈ કાનમાં કહેશો ?

વર્ષા દાસ

મુંબઈ આત્મીયતાની નગરી છે. ત્યાં જોડાયેલા સંબંધો છૂટી તો જાય છે, પણ તૂટતા તો ક્યારેય નથી. સંબંધ સાગર સાથે, વરસાદ સાથે, ફૂટપાથ સાથે, ફ્લોરા ફાઉન્ટનના સૂકા ફુવારા સાથે, લોકલ ટ્રેનની અવિરત તાલબદ્ધ ખટખટ ખટખટ સાથે...

તમે ત્યાંથી હજાર માઈલ દૂર ચાલ્યા જાઓ કે દસ હજાર માઈલ, અરબી સમુદ્રના ખારા પાણીની અને ઝૂંપડપટ્ટીની ગંધ, શીંગ-ચણાને ગરમ રાખવા સળગાવેલા કોલસાના ધુમાડાની ગંધ - એ બધું સંભારતાં જ નાકમાં પેસી જાય છે !

એ વખતે 'બેસ્ટ'ની બસમાં બે આનાની ટિકિટ હતી. કંડક્ટર ટનન્ટન ઘંટડી વગાડતો હતો. એક ઘંટડી વાગે કે બસ ઊભી રહી જાય ને બે વાગે તો ચાલવા માંડે ને બસને ક્યાંય ઊભી ન રાખવી હોય તો ટનટન - ટનટન... ઘંટડી વાગ્યા જ કરે. બસની એ ઘંટડી અને ઘરની પાસેના કબ્રસ્તાનની પેલી બાજુ, રસ્તાની વચ્ચોવચ ઊભેલી મસ્જિદમાંથી આવતી આઝાનનો સૌમ્ય ગંભીર અવાજ આજે પણ કાનમાં ગૂંજે છે. મન ભરાઈ આવે છે. ક્યારેક આંખો પણ...

હા, એ મુંબઈ તો ક્યાંયનું ક્યાંય પાછળ રહી ગયું છે, ચાળીસ વર્ષ પાછળ. પાછું વળીને જોઉં છું તો દેખાતું નથી, પણ જેવી આંખો મીચું છું કે બધું જ દેખાય છે. મુંબઈ છોડ્યાનો વસવસો નથી, પણ એ વર્ષો ફરીથી જીવવા મળે તો મને ગમે ખરું ? એવો પ્રશ્ન ક્યારેક માથું ઊંચકીને મને તાકી રહે છે ! હું નથી હા પાડી શકતી કે નથી ના.

તે દિવસે સાંજના સાત વાગ્યા હતા. કૉલેજમાં એક્સ્ટ્રા ક્લાસ ભણીને બહાર નીકળેલી. મારો મિત્ર (તે વખતે સામાન્ય મિત્ર કરતાં કંઈક વધારે થઈ ચૂક્યો હતો) હાથમાં લાલ ગુલાબ લઈને મારી રાહ જોતો ઊભો હતો. મને જોઈને એની આંખો હસી ઊઠી. હું પણ એને જોઈને ગુલાબની જેમ ખીલી ઊઠી.

મેં પૂછ્યું, 'અરે ! અહીં કેમ કરતાં ?'

'એમ જ', પોતાની મૂછો પર આંગળીઓ ફેરવતાં એણે કહ્યું.

(અહીં એક આડ વાત કહી દઉં. મારા મનના ઊંડાણમાં સાર્ત્રનું પેલું વાક્ય ઘર કરી ગયેલું - મૂછો વિનાનું ચુંબન મીઠા વિનાના ઈંડા જેવું લાગે છે !)

મિત્રનો હાથ પકડીને મેં કહ્યું, 'ચાલ, મારી સાથે બસસ્ટોપ સુધી.' ને અમે ગેટ તરફ ચાલવા માંડ્યાં.

'હું તને ટેક્સીમાં મૂકી આવીશ. ચાલ, ઈરાનીની હોટલમાં જઈને ગરમ ગરમ સમોસા ખાઈએ.'

ભૂખ તો લાગેલી, એનાથી વધુ તો દોસ્તની સાથે થોડો વધુ સમય રહેવાની લાલસા પણ ખરી જ. એના મોઢેથી બે-ચાર પ્રેમભર્યા શબ્દો સાંભળવાનો મોહ પણ ખરો. એની આંખોમાં આંખો પરોવીને અમથું બેસી રહેવાનું પણ બહુ ગમતું હતું. એ આંખો કેટલું બધું કહેતી હતી અને એને પણ મારી આંખોમાંથી કેટલું બધું સંભળાતું હતું ! ને મજાની વાત તો એ કે આંખોની વાતો અમે બે જ સાંભળી શકીએ !

અમે બંને ખૂબ જ ખુશ હતાં. કૉલેજના ગેટ પાસે પહોંચ્યાં જ હતાં કે સામેથી એક ગાડી આવીને અમારી સામે ઊભી રહી. મારા બાપુ ગાડી ચલાવતા હતા. મા બાજુમાં બેઠેલાં. પાછલી સીટ પર બહેન બેઠી હતી. અમને જોઈને ત્રણે એકદમ ગંભીર થઈ ગયાં. અમારો આનંદ એ જ ક્ષણે અલોપ થઈ ગયો. જાણે કોઈ જાતની વોર્નિંગ આપ્યા વિના ફ્યુઝ ઊડી ગયો ! ચારેકોર ઘોર અંધકાર !

બાપુએ મને પાસે બોલાવીને પૂછ્યું, 'આ અહીં ક્યાંથી ?'

મેં કહ્યું, 'એમ જ.'

'રોજ આ રીતે મળો છો ?'

'ના રે !'

'બેસી જા ગાડીમાં...'

મેં ઢીલા મોઢે મિત્રની સામે જોયું, 'બાય' કહ્યું ને ચુપચાપ બેસી ગઈ. એ પણ ઝંખવાયો. કંઈ બોલ્યો નહીં. હાથ ઊંચો કરીને મારા 'બાય'નો જવાબ આપ્યો.

ગાડી ગેટની અંદર આવી, ગોળ ચક્કર લગાવીને બહાર નીકળી ગઈ.

પડદો પડ્યો.

થોડા દિવસ પછી જ્યારે પડદો ઊપડ્યો ત્યારે જુદું જ

દૃશ્ય હતું. સ્ટેજ પર અંધારું હતું. વચ્ચોવચ એક ખુરશી હતી. ખુરશી પર કોઈક બેઠું હતું. એ કોણ હતું ? બરાબર દેખાયું નહીં. અરે ! એ તો હું જ હતી ! હું આડી થઈને બેઠેલી. ખુરશીની પીઠ પર એક હાથ મૂકેલો ને તેના પર ચિબુક ટેકવીને હું બેઠેલી. ઉદાસ ચહેરો હતો. કદાચ જીવનની અનિશ્ચિતતાને લીધે. એ જ વખતે સ્પોટલાઈટ વિંગ તરફ ગઈ. મારો મિત્ર એન્ટ્રી કરી રહ્યો હતો. હાથમાં ફૂલોનો ગુચ્છો હતો, હોઠ પર સ્મિત અને વાણીમાં પ્રેમભર્યાં સંબોધનોની શૃંખલા.

હું એકદમ ઊભી થઈ ગઈ. એને વીંટળાઈ વળી. ઊંડે ઊંડે ખૂબ જ નિરાંત લાગી. મારી આખી દુનિયા આ એક આલિંગનમાં સમાઈ ગયેલી. મારે માટે બીજા કોઈ સમય, સ્થળ કે વ્યક્તિનું અસ્તિત્વ જ નહોતું.

આજે લાગે છે કે એવું સુખ તો જિંદગીમાં કદાચ એક જ વાર મળે છે. એની પુનરાવૃત્તિ તો થઈ જ ન શકે. હા, એ ક્રિયા બીજી વાર થઈ શકે, પણ ભાવની પરાકાષ્ઠા, ઉત્તેજના, સચરાચરની પેલે પાર એક અનોખી અપૂર્વ અનુભૂતિ તો બસ એક જ વાર થાય છે.

આલિંગનના સુખમાં તરબોળ હું ને એ... હવે શું થશે ? ક્યારે થશે ? એવું કંઈક વિચારવા જતી હતી ત્યાં જ પટાક દઈને પડદો પડ્યો. ફ્યુઝ ફરીથી ઊડી ગયો. એ અંધકારમાં હું જ ખોવાઈ ગયેલી ત્યાં એને ક્યાં શોધું ?

પડદો ફરીથી ઊપડ્યો - લાંબા વિરામ પછી.

પ્રકાશનું એક કિરણ મારા પર ક્યાંકથી પડ્યું. હું એક નવા શહેરમાં, નવા ઘરમાં, નવી ધૂળ - માટીની વચ્ચે હતી. એક બાજુ હુમાયુની કબર તો બીજી બાજુ ખાનખાનાની. અને એ બંનેની વચ્ચે હું મને પોતાને ઓળખવાનો પ્રયત્ન કરી રહી હતી. હું કબરમાં છું કે કબરની બહાર ? જો બહાર છું તો હવે કયા નાટકની નાયિકા છું ? હું એકલી છું કે મારી સાથે કોઈક છે ? કે પછી મારા પડછાયાને જોઈ - જોઈને જ મારે આનંદ માણવાનો છે ?

ને જો હું કબરમાં હોઉં તો પછી ચિંતા શેની કરવાની ? એક બાજી પૂરી થઈ. હું તો હવે છું નહીં ! માટી માટીમાં, પાણી પાણીમાં... વગેરે

ના, ના, હું કબરની બહાર છું. મારી સામે મોટો અરીસો છે. તેમાં મારું નખશિખ પ્રતિબિંબ છે. પ્રતિબિંબ એટલું સ્પષ્ટ છે કે એક ક્ષણ માટે તો હું યે ભરમાઈ ગઈ. આ બેમાંથી મારું વાસ્તવિક અસ્તિત્વ કયું છે ? આ કે પેલું ?

આ પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં જ પ્રતિબિંબ ધૂંધળું થવા લાગ્યું. અમારી વચ્ચે ધુમ્મસ છવાઈ ગયું. વાદળાં ઊમટી આવ્યાં. કે પછી મારી આંખોમાં ઝાંખપ આવવા માંડી છે ?

ના, ના, કદાચ થાકને લીધે આંખો બંધ થવા માંડી છે. લાવ, ઊંઘી જાઉં.

કેટલી સરસ ઊંઘ આવે છે ! શરીર પથારીમાં છે ને મન વિના પાંખે જ દીવાલની આરપાર નીકળીને ઊડવા માંડ્યું છે મુંબઈ ભણી. સ્મૃતિઓના પહાડો ઓળંગતું, કપાયેલા પતંગની જેમ ગુલાંટો ખાતું, કોઈ અજાણ્યા હાથે દીધેલા ધક્કાને લીધે એ દિશામાં આગળ વધી રહ્યું છે.

મારા મનની સાથે અચાનક કોઈક અથડાયું. અરે, એ તો અંદર સાચવીને રાખેલા ઈતિહાસ સાથે અથડાયેલું. આ ઈતિહાસ એની અમૂલ્ય મૂડી છે, એની વર્તમાન સાથેની કડી છે.

પણ એ ઈતિહાસનાં પાનાં તો ગણ્યાં ગણાય નહીં, ને એનાં દૃશ્યો ને પાત્રો આયખામાં સમાય નહીં. પાનાં ઉથલાવવાનું મન તો થાય, પણ ડર પણ લાગે. ડર એ વાતનો કે મારા ભૂતકાળમાં મારો વર્તમાનકાળ ક્યાંક ખોવાઈ ન જાય. આમ જુઓ તો ખોવાઈ પણ જાય તો શું ફેર પડવાનો છે ?

આ પ્રશ્ને જેવું માથું ઊંચક્યું કે મારા મસ્તિષ્કમાં ફટાકડાની લૂમ સળગી ઊઠી - ફટફટફટફટ... ધનાધન ધનાધન - જાણે ગોળીઓનો વરસાદ.

હું ચીસ પાડી ઊઠી.

ને એ ચીસથી પડદો ફરી એકવાર પડ્યો.

એ પડદાની પાછળ મારા એક હાથને મારો ભૂતકાળ ખેંચતો હતો ને બીજા હાથને વર્તમાન. બંને બાજુનું ખેંચાણ એટલું બધું સશક્ત હતું કે હું ક્યાંક વચ્ચેથી જ ફાટી ન જાઉં, નાગરવેલના પાનની જેમ ! ફાટી પણ જાઉં તો મારો મેરુદંડ ને યોનિ, જે એક જ છે, તે વર્તમાનને ભાગે આવવા જોઈએ. એ બંને વિના મૃતપ્રાય શરીરને તો શ્વાસ લેવાના યે સાંસા પડશે.

હું શું કરું ? જુઓ છો ને મારી દશા ? ફાટેલું આભ સાંધવાની શક્તિ છે પણ ચિરાયેલા શરીરના બે ભાગો જોડવાનું જોર નથી. સાંધાના ટાંકાઓનું પ્રદર્શન જીરવવાની તાકાત ખૂટવા માંડી છે.

હું શું કરું ? પડદો ફરીથી ઊપડે તે પહેલાં કોઈ મને કાનમાં કહેશો ?

ચુપચાપ !

■

(વિવેચન)

# સરવૈયાની સરાણે સુરેશ પૅરેડાઈમ ?

રાધેશ્યામ શર્મા

*Words have basic inalienable meanings,*
departure from which is either conscious
*metaphor or inexcusable vulgarity*

('The state of the Language'1979)

- *Evelyn Waugh*

'બોર્હેસ અને હું' ના આલેખક અજય સરવૈયા અક્ષમ્ય અસભ્યતામાંથી છટકીને એક સ્વભાનયુક્ત પ્રતિમાન, પૅરેડાઈમ અવશ્ય રચી શક્યા છે આ પુસ્તકને સાહિત્યકૃતિ કહી શકો સાથોસાથ વિવેચનલેખ પણ કહી શકાય. સર્જન અને વિવેચનની ભેદરેખાઓ આંકી એને બબ્બે વાર 'ઉત્થાપન (૧-૨)' કરી જોવા કર્તા મથ્યા છે સફળ કે નિષ્ફળ કેટલા થયા છે તે વિવિધ વાચક યથારુચિ ભોજન (બુફે)માં કહી શકશે. આ લેખકે, લેખને કથાપ્રકારમાં ઢાળવા માટે એમના વિવેચન ગુરુપદે હોર્હે લુઈ બોર્હેસને સ્થાપ્યા, પછી એમના ઉત્થાપન કે ઉઠમણાની વિધિ વફાદાર શિષ્ય કરી શકે ? સરવૈયાએ સાહિત્ય-વિવેચનાનું સરવૈયું કાઢતાં, સરાણે ચડાવ્યા છે સુરેશ હ જોષીને, જેમણે વીરચંદ ધરમશી-ગિરીશ દમણિયાની બેકેટ-ગોલ્ડબાર્થ પૃચ્છા-પૂર્વે પ્રશ્ન મૂકેલો . 'તમે બોર્હેસ વાંચ્યો છે ?' કર્તાનાં કલ્પિત પાત્રો 'ક' અને 'ખ'ની જગાએ આ લખનાર હોત તો તરત પ્રતિકથાવત્ પ્રતિ-ઉત્તર આપત : પૂછો 'રે' વાન લાભશંકર ઠાકરને જેમણે આ લખનાર પાસે બોર્હેસ ઉપર અનુવાદ-આસ્વાદ-આમુખ વિશેષાંક રચાવેલો. કેટલાક દાયકા વીતી ચૂક્યા આ વાતને. સલમાન રશ્દીની નવલકથા 'હારુન એન્ડ ધ સી ઓફ સ્ટોરીઝ'માં ઝબકેલી સૂર્યવંશી 'ગપનગરી' અને તમસવંશી 'ચૂપનગરી'માંથી ગમતી હતી તે ગપનગરીમાં આત્મસ્તુતિને પૂરતો પ્રકાશ અને અવકાશ હતો એટલે શું થાય ? વાણી-સ્વાતંત્ર્યમાં જાતશ્લાઘા નામનો પ્રકાર બાકી રહે તો ય કેટલો ?




'બોર્હેસ અને હું'ના મથાળા ટાઈપ નીચે નાના ટાઈપમાં પુસ્તકનો વિષય છે : 'ગુજરાતી ઓળખની શોધ.' લેખકને કથા-કવિતા કરતાં આવડતું નહિ હોય અથવા ઈચ્છા નહિ હોય તેથી ૧૬૪૭માં મૂળ સ્પેનિશમાં પ્રકાશિત એન્સાઈકલોપીડિયામાં ગુજરાતીની એન્ટ્રી, ૧૮૫૭માં એનો અંગ્રેજી અનુવાદ તથા કલ્પનાના બોર્હેસ સાથે બહસ-વાદ-સંવાદનું રસદાયક 'મેટાફર' ઘડ્યું છે સંવાદ વચાળ લેખક પૂછે છે, ગુજરાતી (ભાષા) મરી ગઈ હોય તો ગુજરાતીમાં વાત કઈ રીતે થઈ શકે ? ત્યારે બોર્હેસજી બોલિયા, 'હા,એ પૅરેડોક્સ છે ' પૃ. ૬૪ પર પરદાફાશ કરતું કથન છે " કેટલાક પ્રશ્નો એવા હોય છે જેના જવાબો જે તે વિષયના વિદ્વાનોની જાગીર નથી હોતી. આવા પ્રશ્નોના ઉત્તરો સમગ્ર પ્રજાએ પોતે આપવાના હોય છે

સાચું કહેવાયું છે, દરેક કથાની પ્રતિકથા હોય છે 'વિવેચન'ના પ્રકરણમાં બે કાલ્પનિક વ્યક્તિઓની વાત (કે કથા ?) કરતાં બે નાદર નાયાબ નમૂના પેશ કર્યા, સામોસામ. 'એક મોહનદાસ ગાંધી અને બીજા સુરેશ જોષી. ગાંધી ધીમે ધીમે બધું છોડતા ગયા. જોષીએ ધીમે ધીમે પોતાનો બંગલો ('ઈશાવાસ્ય' ?) બનાવ્યો. ગાંધી માટે સત્ય કાર્યમાં હતું, જોષી માટે સત્ય પુસ્તકોમાં હતું.' એક 'જીવન ખાતર કળા' તો બીજા 'કળા ખાતર કળામાં'માં સત્યનો જયવારો ધારતા હતા. આ સં-રચનામાં ગાંધીજીને શિખંડી લેખે ઊભા કરી એમના ખભે પિસ્તોલ (સાર્ત્ર કહે છે ને, વર્ડ્ઝ આર લાઈક લોડેડ પિસ્તોલ !) ગોઠવી સુરેશ જોષી પર ગોળીબાર કર્યાનાં ઉદાહરણો શોધકોને ભેટી જશે ! પણ પૃ. ૪૭ પર સુરેશ જોષીના પુસ્તકના શીર્ષક પરની લેખકની ટીકા કેવો સંદેશ પ્રસારે છે " " 'વિદ્યા વિનાશને માર્ગે' એક પ્રકારનો આશાવાદ સૂચવે છે કે જાણે હજીયે પરિસ્થિતિ બદલી શકાશે. વૈકલ્પિક વ્યવસ્થા ઊભી કરી શકાશે પણ એ વિદ્યાનો વિનાશ થઈ ગયો છે એ જોવાનું ચૂકી ગયા અથવા એમણે એ જોવાનું ટાળ્યું." જો નિરીક્ષક મેધાવાન હોય તો 'અર્ધં તજતિ પંડિત' સંસ્કૃત બોલી

પ્રમાણે ભાળી શકત કે વૈકલ્પિક વ્યવસ્થાનો શીર્ષકમાંનો ધ્વનિ ગાંધી પ્રતિમાનનો ગર્ભિત સ્વીકાર કરે જ છે. લેખકનું પુસ્તક પણ કેટલાય ન-કારો સમેત સ-હકારની તિર્યક્ જિકર કયાં નથી કરતું ?

જોષી પૅરેડાઈમના પ્રભાવનો સબળ વિરોધ પણ સુ. જો. સ્વીકારમાં પરિણમતાં લખાયું છે કે 'ગુજરાત એના પડછાયામાં જીવતું થઈ ગયું... પડછાયો આગની જેમ ફેલાયો ને લોહનગરની જેમ સ્થિર થયો કે એણે ગાંધી પૅરેડાઈમની કોઈ અસર રહેવા ન દીધી.' (પૃ. ૩૯) આવું વાંચતા બે પ્રચલિત કહેણી કેવળ સાંભરી, 'પેટનો બળ્યો ગામ બાળે.' 'દુખે છે પેટ ને કૂટે છે માથું.' વડોદરે આગ લાગી હશે (ગપનગર હતું તોય તે ?) પણ અમદાવાદ ચૂપનગર હોય તો પડછાયો આગની જેમ ક્યાંથી ફેલાઈ શકે ? આગિયાની જેમ લબૂક ઝબૂક થઈ ગયું હતું, પ્રકાશ પણ પ્રસર્યો હતો તોય જાણતલો જાણે છે કે જોષી-મરણોત્તર-કાળમાં અનુ-આધુનિક, દલિતધર્મી, નારીકર્મી સર્જન-વિવેચનની જાડીઝીણી ધારાઓ ઠીકઠીક ફૂટવા માંડી છે. એમ. એસ. યુનિવર્સિટી વડોદરામાં છે અને લેખક પોતે કથક અને પાત્ર છે, પોતે અને વાર્તાકાર બિપિન પટેલે સુ. જો. કથિત બોર્હેસ વાંચ્યો છે, જોષી સામે 'ગાંધી-કથા' (ગુ. સાહિત્ય પરિષદ પ્રમુખ નારાયણ દેસાઈની ભકિત-પૂર્વક)નું પ્રતિમાન રેડવી શકે છે ત્યાં 'આત્મનિરીક્ષણનો અભાવ' કયાં છે ? અંશમાં સ્વ-સભાનતા છે તો પછી એનો પ્રકાશ અત્રતત્ર અન્યત્ર કેમ નહિ ફેલાય ? લેખક 'વસુધૈવ કુટુમ્બકમ્' સૂત્રને નજર અંદાજ ન કરતા હોત તો બોર્હેસની લગોલગ 'કથા-સરિત્સાગર', 'હિંદ સ્વરાજ', યા 'શુકસપ્તતિ', 'વાંચ્યું છે - નથી વાંચ્યું ?' - જેવા સવાલોની ભેદરેખા ના પાડત.

'ભાયાણી સંસ્કૃત શાસ્ત્રોમાં ડોકિયું કરે છે ત્યારે પણ પ્રશ્નો તો પશ્ચિમના જ રહે છે... આપણા વિવેચનના પ્રશ્નો આપણા સમાજ, સંસ્કૃતિ, ઈતિહાસ કે સાહિત્યને સમજવાની આપણી મથામણમાંથી નથી જન્મતા.' (પૃ. ૪૦) સમજાતું નથી કે એક સુજ્ઞ ભાષા સભ્યતાવિદ્ 'વસુધૈવ કુટુમ્બકમ્' તો ભૂલી જાય પણ સમૂહમાધ્યમોના સમગ્ર પરિવેશમાં 'ગ્લોબલ વિલેજ'ના પરિવ્યાપક સંદેશ સંકેતોને પણ અવગણે ? મધ્યકાલીન સાહિત્યના કવિ પર સુરશ જોષીએ શોધનિબન્ધ લખેલો તે વિસરાય ?

ખેર, ખરેખરો પૅરેડોકસ જોવો હોય તો ૧લા પ્રકરણ 'હિંસા'ને બાદ કરતાં લગભગ બીજાં ૧૦ પ્રકરણમાં ગ્રન્થકર્તા પાત્ર 'ખ'નું પ્રચ્છન્ન પ્રતિનિધિત્વ કરે છે, અને છતાં બહુસંખ્ય પશ્ચિમી સંદર્ભગ્રન્થોની પૂંછડીઓ ચીપકાવી પ્રસ્તુત પુસ્તક-પતંગ ઉડાડી શકયા છે ! અહીં જોષી-પ્રતિમાનના 'વન અપમેનશીપ' ના ચેપ અને સુવાસનો લાભ, ગાંધી પૅરેડાઈમની અડોઅડ મળે-એના જેવી આયરૂનિ કઈ ? વળી ગાંધીના મુદ્દા વારેવારે ઘેરા ઘૂંટવામાં જોષીની તથાકથિત સ્થાપનાના 'ઉત્થાપન'માં 'ચિત્તથી થતી સૂક્ષ્મ હિંસા'નો અવચેતન્તામક ફાળો લેખકના 'ઈન્ટ્રોસ્પેકિટવ અવૅરનેસ'માં કેમ ડોકાયો નહિ હોય ? કૃષ્ણમૂર્તિને કવોટ કરવા સુલભ છે પણ કેવળ ગાંધી તરફી પ્રસ્તુતિ 'ચોઈસલેસ-અવૅરનેસ'ને તિલાંજલિ આપે છે એનું શું ?

આટલે આવીને અજયનો ઍલાર્મબેલ સાંભળીને એની કદર ના થાય એવા નાદાન નુગરા બહુ નહીં હોય. તે ગાઈ વગાડીને સ્પષ્ટ કહી શકયા છે કે 'પશ્ચિમના ચાર ચોપડા વાંચનાર એટલો જ જ્ઞાની... પશ્ચિમના દેશોમાં ફરનાર કે આમંત્રિત થનાર એટલો જ સફળ ને પશ્ચિમમાં સ્થાયી થનાર એટલો જ સુખી... સાહિત્યની આપણી શોધે ગાંધી અને જોષી જેવા ઈશ્વરો ઊભા કર્યા ને એમના જેવા થવાને, એમની આંગળી પકડીને ચાલવાને વિકાસ ગણવામાં આવ્યો' (પૃ.૮૦) લેખકની દષ્ટિએ, સર્જન ક્ષેત્રે બિપિન પટેલ (જેમને પુસ્તક 'અર્પણ' થયું છે તેમજ એમણે કેવા નસીબે બોર્હેસ માત્ર વાંચ્યો છે !) અને એમની વાર્તા 'ગ્રહણ' તથા કિરીટ દૂધાતની વાર્તા 'આ સવજી શામજી બચુ કોઇ દી સુખી ના થ્યા હોં' અધુના ' ફિનોમિનન' ગણાય. 'વર્ડ ઈઝ નોટ ધ થિંગ' એમ ચિન્તકો કહે પણ શબ્દ, સાહિત્ય કે વિવેચનમાં જે રીતિનીતિથી પ્રયોજાય છે એ જોતાં 'સમાજની-અ-ભૌતિક-જરૂરિયાતો' પૂરી પાડી શકે એવો દાવો સરવૈયા અને એમનો 'હું' કરે તો તે આવકાર્ય છે.

'સમીપે'ના એક સમ્પાદક શિરીષ પંચાલે 'શબ્દસૃષ્ટિ'ના અલંકૃતા વિશેષાંકની સમીક્ષા કરતાં સરવૈયાના લેખસંદર્ભે લખેલું : ''પર્યાવરણ, અર્થકારણ, રાજકારણની સારી એવી જાણકારી ધરાવતા આ સમીક્ષક સાથે સંમત થાઓ ન થાઓ પણ ફરિયાદ પાછળની મૂળ સમસ્યા સમજવી જોઈએ.'' (પૃ.૯૨)

- મૂળ સમસ્યા સમજીએ તો અજય સરવૈયાના 'સ્વ' અને 'ઈતર' વચ્ચેની ભેદસીમારેખા ભુંસાઇ જાય છે મારા માટે, અને ત્યાં કોઇ ટપકી પૂછે કે 'ભાષા બચાવી તમે શું બચાવવા માગો છો ?' ને ત્યાં 'ક્યૂં કિ સાસ...' સિરિયલ ચાલુ થઇ જાય તો ધર્મપત્ની સાથે ભાષા-ભાવ હિંસા કર્યા વગર જોવા બેસી જાઉં...

■

'બોર્હેસ અને હું' : લેખક : અજય સરવૈયા. પ્રકાશક, લેખક. પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-૪૦૦૦૦૨. અમદાવાદ : ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, ૧લી આવૃત્તિ ૨૦૦૮, પૃ.૯૨, કિંમત : રૂ. ૭૫-૦૦

દુષ્યન્ત પંડ્યા

## ૭ : ૨ : રાજા મહારાજ - સ્વામી બ્રહ્માનન્દ



(ગતાંકથી ચાલુ)

૧લી મે ૧૮૯૭ને દિવસે બલરામ બસુના મકાનમાં રામકૃષ્ણ મિશનની સ્થાપના કરવામાં આવી. સ્થાનિક શાખાના અધ્યક્ષની જવાબદારી મહારાજે સંભાળી. મહારાજમાં અમુલ વ્યવહારુ શાણપણ અને ઊંડી સમજણ હતાં.

૧૮૯૮ના ડિસેમ્બરની ૯મી તારીખે બેલુડ મઠમાં ઠાકુરની છબીની અને એમના અવશેષોની પ્રતિષ્ઠા કરવામાં આવી અને, હજી પૂરાં મકાનો બંધાય ત્યાં સુધીમાં તો યુવાન સંન્યાસીઓ ત્યાં રહેવા આવી ગયા અને જમીન સમથળ કરવાના તથા એવાં બીજાં કાર્યોમાં લાગી ગયા. હિસાબો રાખવા, મઠની ડાયરી લખવી અને નવાગંતુકોનું આધ્યાત્મિક ઘડતર કરવું - એ જવાબદારીઓ બ્રહ્માનન્દને ભાગે આવી. 'તમે ક્યારે પણ પ્રવચન આપો ત્યારે, બની શકે એટલો ઉપયોગ ઠાકુરના બોધનો કરો કારણ, એ બોધ દ્વારા શાસ્ત્રોનો અર્થ ગ્રહણ કરવો સરળ થશે,' આ એમની સલાહનું ધ્રુવપદ હતું. એકવાર કોઈ પશ્ચિમના સજ્જન સ્વામીજી પાસે કંઈ આધ્યાત્મિક પ્રશ્નોના નિરાકરણ માટે ગયા તો, સ્વામીજીએ તેમને મહારાજ પાસે મોકલાવતાં કહ્યું કે . 'એ શક્તિશાળી ડાયનેમો છે અને અમે સૌ એમની નીચે કામ કરીએ છીએ.' 'રાખાલ તો આપણા મઠનું રત્ન છે, આપણા રાજા છે,' આ બોલ સ્વામીજીએ ઉચ્ચાર્યા હતા. મહારાજની વહીવટી શક્તિનાં પણ સ્વામીજીએ વખાણ કર્યાં હતાં.

એ બંને ગુરુભાઈઓનો સંબંધ અનન્ય હતો. બંને કૌપારાવસ્વામી મિત્રો હતા. એકમેકને બરાબર ઓળખતા હતા અને પરસ્પરમાં અતૂટ શ્રધ્ધા ધરાવતા હતા. પણ, એકબીજાનાં પાળેલાં જાનવરો પોતાના ધણીની હદ ઓળંગી બીજાની હદમાં જતાં ત્યારે, આ બંને ગુરુભાઈ ઝઘડી પડતા. મઠવાસીઓ આ તમાશા માણતા. મઠવાસીઓ માટે સ્વામીજીએ કેટલાક નિયમો બનાવ્યા હતા અને, સવારે ૪.૦૦ વાગ્યે ઊઠી, મંદિરમાં ધ્યાનમાં બેસવાનું, સમયસર ભોજન વગેરે લેવાનું તથા બીજી બધી પ્રવૃત્તિઓમાં નિયમપાલન કરવાનું ફરજિયાત બનાવ્યું હતું. નિયમભંગ કરનારે તે દિવસે ભિક્ષા માટે બહાર જવું પડતું. સ્વામી બ્રહ્માનન્દને એ રીતે એકવાર બહાર જવું પડ્યું હતું પણ, ભિક્ષાટન માટે એમના ગયા પછી, સ્વામીજી ચિંતાથી અર્ધા થઈ ગયા હતા.

એક વેળા સ્વામીજીએ બપોર પછી પોતાના એક શિષ્ય શરતને પોતાને મસાજ કરવા કહ્યું. એના પોચા હાથના મસાજથી સ્વામીજીને સંતોષ ન થતાં એમણે મહારાજને બોલાવી લાવવા શરતને કહ્યું. બપોરનો આરામ છોડી બ્રહ્માનન્દ આવ્યા અને પહેલવાનની અદાથી પૂરા બે કલાક એમણે સ્વામીજીને મસાજ કર્યો. થાકી જવા જેવું એ કામ કરી બ્રહ્માનન્દ પોતાને ઓરડે જતા હતા ત્યારે, શરતે પોતાની મૂંઝવણને વાચા આપી : 'મહારાજ, આપ તો ઠાકુરના આધ્યાત્મિક પુત્ર છો ને સ્વામીજી પણ આપનો ખૂબ આદર કરે છે છતાં, એમણે મસાજ માટે આપને તકલીફ કેમ આપી ? તું શી વાત કરે છે ? સ્વામીજી શિવસ્વરૂપ છે તે નથી જાણતો તું ?'

આ જગત પરથી વિદાય લેતાં પહેલાં સ્વામીજીએ ભગિની નિવેદિતાને ભારપૂર્વક સલાહ આપી હતી કે, 'તારા કાર્ય માટે તારે કોઈની સલાહની જરૂર પડે તો, માત્ર બ્રહ્માનન્દ પાસે જ જજે. બીજા કોઈ પાસે નહીં.' અને ૧૯૦૫ના

બંગભંગના આંદોલન પછી, આઈરિશ મૂળનાં નિવેદિતાની સહાનુભૂતિ આંદોલનકારો ભણી હતી. રામકૃષ્ણ મઠ / મિશન રાજકારણમાં સંડોવવામાં માનતું ન હતું એટલે, નિવેદિતાને તત્કાલ પૂરતું મઠ / મિશનથી દૂર જવું પડ્યું હતું પણ, મહારાજ અને મઠના બીજા અગ્રણી સંન્યાસીઓ સાથેનો નિવેદિતાનો સંબંધ પૂર્વવત જ ચાલુ રહ્યો હતો અને, મહારાજના સૂચનથી નિવેદિતાએ 'The Master as I saw him' નામનું પુસ્તક વિવેકાનન્દ વિશે લખ્યું હતું.

પોતાના અતિ ટૂંકા કાર્યકાળમાં બેલુડ, મદ્રાસ અને માયાવતી એમ ત્રણ સ્થળે મઠનાં કેન્દ્રો સ્વામીજીએ ચાલુ કર્યાં હતાં. ન્યુયોર્ક લંડનનાં તો હતાં જ. મહારાજે આ બધાં કેન્દ્રો સંભાળ્યાં, દઢ કર્યાં અને વિકસાવ્યાં એટલું જ નહીં પણ, બીજાં નવાં કેન્દ્રોની સ્થાપના કરી. મિશનની સેવા-પ્રવૃત્તિને સંગીન કરી અને રામકૃષ્ણ ભાવધારાનો પ્રચાર કર્યો.

વિવેકાનન્દની પ્રેરણા હેઠળ વારાણસીના થોડાક યુવાનોએ વારાણસીમાં ભાડાના એક મકાનમાં 'પૂઅર મેન્સ રિલીફ એસોસિયેશન'ની સ્થાપના ૧૯૦૦માં કરી હતી. એ સંસ્થા રામકૃષ્ણ સંઘ સાથે સંલગ્ન ન હતી. ૧૯૦૩માં મહારાજ વારાણસી ગયા અને, હિમ પીગળતાં ગંગાનાં પાણી ઊંચે ચડે તેમ, એ સંસ્થા સંભાળતા યુવકોમાં ભરતીનાં પૂર ચડ્યાં. એ સંસ્થા રામકૃષ્ણ મિશનની સાથે જોડાઈ. એનું નામ 'શ્રી રામકૃષ્ણ મિશન સેવાશ્રમ' રાખવામાં આવ્યું અને એનો અદ્ભુત વિકાસ થયો. એક દાયકા જેટલો સમય કૂદીને, ૧૯૧૧-૧૨માં, પૂજ્ય શ્રી શારદામાએ, એ સેવાશ્રમના કાર્યથી પ્રભાવિત થઈ એને અદ્ભુત પ્રમાણપત્ર આપ્યું હતું : 'અહીં ઠાકુર સાક્ષાત વસે છે,' અને, ૧૮૯૭ના મેના આરંભમાં મિશનની સ્થાપના થઈ ત્યારથી, એના વિરોધી માસ્ટર મહાશયને પણ, આ સેવાશ્રમનું સેવાકાર્ય ઠાકુરના બોધ અનુસારનું જ છે તેનો એકરાર કરવો પડ્યો હતો.

એવું જ બીજું અગત્યનું કાર્ય રાખાલના સેવાશ્રમનું હતું. સ્વામીજીના શિષ્ય કલ્યાણાનન્દે ત્યાં ગંગાકાંઠે ત્રણ ઝૂંપડીઓ બાંધી, ત્યાં આવી બિમાર પડી જતાં, નિરાધાર સંન્યાસીઓની સેવા-ચાકરીનું કામ ૧૯૦૧થી આરંભી દીધું હતું. મહારાજ કનખલ ગયા અને કલ્યાણાનન્દની સગવડ વગરની એક ઝૂંપડીમાં જ ઊતર્યા. ઠાકુરની કૃપાથી એમના માનસપુત્રે જમીન ખરીદવા અને મકાન બંધાવવા માટે પૈસાની વ્યવસ્થા કરી આપી. વૃધ્ધ અને મરણાસન્ન એકલ સાધુ સંન્યાસીઓની માંદગીમાં તેમની સેવાચાકરીની ઉત્તમ વ્યવસ્થા એ રીતે થઈ. મહારાજ ત્યાંથી ૧૯૦૩માં વૃંદાવન આવ્યા અને ત્યાં, વિવેકાનન્દના દેહાવસાનના સમાચારથી હતપ્રભ થઈ ગયેલા તુરીયાનન્દને એ મળ્યા. ત્યાંથી એ પ્રયાગ ગયા ને ત્યાંથી વિંધ્યાચલ, વિંધ્યવાસિનીના ભાવમાં મસ્ત રહેતા હોઈ એમનો ત્યાંનો નિવાસ થોડા દિવસને બદલે થોડાં અઠવાડિયાંનો બની ગયો. લગભગ વર્ષાન્તે એ બેલુડ પાછા ફર્યા. દુર્ભાગ્યે, ત્રણ-ચાર મહિના પછી એ ટાઈફોઈડમાં પટકાયા. એ મુદતિયા તાવમાંથી સાજા થતાં હવાફેર માટે યુવાન સ્વામી વિરજાનન્દ સાથે સિમુલતલા ગયા. એ સ્વસ્થ થઈને પાછા આવ્યા ત્યાર પછી, રામકૃષ્ણ મિશનને ભાગલપુરમાં ફાટી નીકળેલી મરકીની બિમારીમાં સેવાકાર્ય હાથ ધરવું પડ્યું. મહારાજે સારું માર્ગદર્શન આપ્યું હતું તથા નાણાંની વ્યવસ્થા પણ કરી હતી.

સને ૧૯૦૬ની સાલમાં ઉનાળો ઉતરતાં, જાણે રામકૃષ્ણ મઠ ઓરિસ્સા ફેરવાઈ ગયો હતો. સ્વામી બ્રહ્માનન્દ ગુરુભાઈ પ્રેમાનન્દની સાથે જૂનના આરંભમાં જગન્નાથપુરી ગયા હતા. થોડા સમય પછી, રથયાત્રાની પૂર્વસંધ્યાએ સ્વામી શિવાનન્દ અને સ્વામી અખંડાનન્દ પણ ત્યાં આવી પહોંચ્યા હતા અને, ઓગસ્ટમાં, અમેરિકાના ન્યુયોર્કના કેન્દ્રેથી અભેદાનન્દ આવ્યા હતા અને, બે જ દિવસ પછી, મદ્રાસથી સ્વામી રામકૃષ્ણનન્દ પણ ત્યાં આવી પહોંચ્યા હતા. જાણે ષડ્ઋષિ મંડળનો ત્યાં ઉદય થયો ! લગભગ છ-સાત મહિના જગન્નાથના સાન્નિધ્યમાં રહ્યા પછી, ડિસેમ્બરમાં રાજા મહારાજ પાછા બેલુડ આવ્યા હતા. કારણ, માયાવતીથી આવેલાં શ્રીમતી એવિયર એમને મળવા માટે આવ્યાં હતાં.

જગન્નાથનું આકર્ષણ એમને ફરી ૧૯૦૭માં પુરી ખેંચી ગયું. પણ ત્યાં કોલેરા ફાટી નીકળ્યો. ત્યાંના સેવાકાર્યમાં માર્ગદર્શન આપી મહારાજ મઠમાં આવ્યા અને એપ્રિલમાં, રામકૃષ્ણ સેવાશ્રમના શિલારોપણ માટે એ વારાણસી ગયા. એપ્રિલની ૧૬મીએ શિલારોપણ વિધિ સંપન્ન થયો અને ત્યાંથી બેલુડ પાછા આવ્યા. એ પછી જગન્નાથ પાસે પુરી દોડી ગયા અને, ૧૯૦૮માં દક્ષિણ ભારત ગયા. વિવેકાનન્દ ૧૮૯૭માં કોલંબોથી ઉત્તર તરફ મદ્રાસ આવ્યા હતા. એમના આ ગુરુભાઈ ઉત્તર તરફથી દક્ષિણ તરફ પ્રયાણ કરતા હતા. વિવેકાનન્દ પ્રેર્યા રામકૃષ્ણાનન્દે દાયકાથી મદ્રાસમાં થાણું નાખી દીધું હતું અને બેંગ્લોર, માઈસોર, મદુરાઈ, કોચીન

વગેરે સ્થળોએ, સમય મેળવીને એ શ્રી રામકૃષ્ણનો સંદેશ આપવા દોડી જતા. મદ્રાસમા થોડો સમય પસાર કર્યા પછી, રામકૃષ્ણાનન્દ સાથે એ રામેશ્વર ગયા. ત્યા સુવર્ણના, ચાદીના અને તાબાના, દરેક ધાતુના ૧૦૮ બીલીપત્રો એમણે રામેશ્વરને અર્પણ કર્યા પાછા ફરતાં મદુરાઈના ભવ્ય ગોપુરમ્વાળા મીનાક્ષીના દર્શને ગયા અને, માતાજીની મૂર્તિ સામે એ એટલા ભાવવિભોર બની ગયા કે રામકૃષ્ણાનન્દે એમને સભાળવા પડ્યા. ૧૯૦૯ના જાન્યુઆરીની ૨૦મીએ મહારાજને વરદ હસ્તે બેંગ્લોરના આશ્રમનો પ્રતિષ્ઠાવિધિ થયો ત્યાં એમણે સાભળેલુ રામનામ સંકીર્તન એમને એટલુ બધુ ગમી ગયુ કે મઠને માટે એમણે એ અપનાવી લીધુ મઠના પ્રત્યેક કેન્દ્રમા દર અગ્યારસે એનુ ભાવપૂર્વક સકીર્તન થાય છે

મઠ મિશનના કેન્દ્રો અને એમના કાર્યનો વ્યાપ અખંડાનન્દે સારગાછીમા અનાથ બાળકો માટે છાત્રાલય અને શાળાનુ મડાણ કર્યુ હતું ત્યારથી આરભાયો હતો મદ્રાસ આશ્રમે પણ ગરીબ બાળકો માટે છાત્રાલય અને શાળા શરૂ કર્યાં હતા નિવેદિતાની શાળા તો હતી જ અને કનખલ વારાણસીના સેવાશ્રમો વિકસતા જતા હતા એટલે એ વ્યાપ વધતો જતો હોઈ એમના સંચાલન માટે તથા નિરીક્ષણ માટે નિયમો ઘડવાની જરૂર વર્તાતા, પોતાના બીજા સાથીઓ સાથે વિચારવિમર્શ કરી રાજા મહારાજે તેને માટે જરૂરી નિયમો ઘડ્યા તથા ૧૯૦૮મા મિશનની નોંધણી પણ કરાવી. આમ તેમણે રાજા નામને સાર્થક કર્યુ.

આમ છતા એ સભા-સંમેલનોથી દૂર રહેનારા હતા મઠ / મિશનના ટ્રસ્ટી મડળની બેઠક બેલુડમા જ મળી હોય, મહારાજ તેમા હાજર ન હોય તેવુ બને. વહીવટની એમની રીત અનોખી હતી. વારાણસીમા અદ્વૈતાશ્રમ અને રામકૃષ્ણ સેવાશ્રમના કાર્યકરો વચ્ચે જાગેલો મતભેદ ઊભો થઈ ગયો. તુરીયાનન્દ અને શારદાનન્દ એ મતભેદોને દૂર કરીને શાંતિ સ્થાપવામા સફળ ન થયા અને આખરે, મહારાજને વારાણસી આવવુ પડ્યુ મહારાજે પક્ષકારોને જુદા જુદા કે સાથે બોલાવ્યા જ નહીં બંને સ્થાનોના સચાલકોને ઝઘડા વિશે પૂછ્યુ નહીં એમણે સીદી, સરળ જાહેરાત કરી આવતી કાલથી સવારે ૪ ૦૦ વાગ્યે સૌએ ધ્યાન કરવા આવવાનુ છે મહારાજના સાન્નિધ્યમા આ ધ્યાનવ્યાપારને થોડો સમય થયો અને, મતભેદો દૂર થઈ ગયા અને સૌની ચિત્તશુધ્ધિ થઈ ગઈ એકાદ મહિનાના કાશીવાસ પછી, કોલકાત્તા પાછા ફરતા મહારાજ પાસે ચાળીસ લોકોએ દીક્ષા લીધી. એમની અદરનો ખટરાગ જાપી ગયો હતો અને સૌનાં ચિત્ત ગગાનાં પાણી જેવા નિર્મળ બની ગયા હતા.

બ્રહ્માનન્દ મહારાજે લીધેલા બીજા એક ક્રાંતિકારી કદમનો પણ ઉલ્લેખ કરી લઈએ. હરદ્વાર પાસે કનખલમા એકલ, માદા અને મરણાસન્ન સન્યાસી સાધુઓની સારવાર માટે ઊભા કરેલા સેવાશ્રમમા મહારાજ દુર્ગાપૂજાનું આયોજન કર્યું અને એ નિમિત્તે એમણે ભડારો કર્યો. વિવિધ સપ્રદાયોના સાધુ સન્યાસીઓ ભોજન માટે આવ્યા અને આમ કરીને, રામકૃષ્ણ મઠના સન્યાસીઓને એમણે બધા સાધુઓની પગતમા ભેળવી દીધા. 'આ ભણેલા સાધુઓનો સઘ છે એમ માની એમનાથી દૂર રહેવાની વૃત્તિમા પરિવર્તન આવી ગયુ.

દરમિયાનમા મદ્રાસના મઠને પોતાની જમીન મળી ચૂકી હતી અને મયલાપુર વિસ્તારની એ નવી જમીન પર તૈયાર થનાર મકાનોના નકશાથી સ્વામી બ્રહ્માનન્દને સંતોષ થયો હતો પોતાના પુરાણા ગુરુભાઈ શશી મહારાજ સ્વામી રામકૃષ્ણાનન્દ તો દેવ થઈ ગયા હતા છતા, ૧૯૧૬ના ઓગસ્ટની ૪થી તારીખે મહારાજે આનદપૂર્વક એ નવા મકાનનું શિલારોપણ કર્યું મદ્રાસમા એ સમયે બ્રાહ્મણ અબ્રાહ્મણ વચ્ચે વિરોધ પ્રવર્તતો હતો અને, અસ્પૃશ્યોની દશા તો, આખા દક્ષિણ ભારતમા અતિશય ખરાબ હતી. એ તિરસ્કૃત અસ્પૃશ્યો દર શનિવારે મઠમા આવતા અને ભજન કીર્તન કરી આનદ માણતા. સ્વામી બ્રહ્મનન્દને આ ખૂબ ગમતી વાત હતી અને, તેથી પ્રસન્ન થઈ મહારાજ તેમને ઉત્સાહિત કરતા અને અંતરના આશીર્વાદ વરસાવતા.

યાત્રાપ્રેમી મહારાજ ત્રિવેન્દ્રમ થઈ ભારતને દક્ષિણ છેડે આવેલા કન્યાકુમારીના દર્શને ગયા હતા. ત્યા જ એમના ગુરુભાઈ વિવેકાનન્દને પોતાના કાર્યનો માર્ગ લાધ્યો હતો બ્રહ્માનન્દ ત્યાં પૂરું અઠવાડિયુ રોકાયા. માતાજીના દર્શન એ દરરોજ કરતા. એ દર્શનના પ્રભાવ હેઠળ માતાજીની મૂર્તિ સામે ધ્યાનમા બેસતા અને ધ્યાનાવસ્થામાં એ બ્રાહ્ય જગતને સપૂર્ણપણે વીસરી જતા. ત્યાંથી બેંગ્લોર થઈ એ મદ્રાસ ગયા અને એ માસનુ પૂરુ અઠવાડિયુ ત્યા ગાળી, ૮મી મેએ પોતાને અતિ પ્રિય જગન્નાથધામે, પુરી ગયા.

મહારાજ પ્રવચનો ભાગ્યે જ આપતા. પરંતુ એમની ઉપસ્થિતિમા ભક્તિનુ અદ્દભુત વર્તુળ ઊભુ થઈ વિસ્તરતું જતું

અને આસપાસના સમુદાયનાં અંતર એમાં નિમજ્જિત થઈ જતાં. પૂજ્ય શ્રી શારદામાની દક્ષિણની યાત્રા પછીની મહારાજની આ યાત્રાએ રામકૃષ્ણ-વિવેકાનન્દ ભાવધારાનો પ્રચાર કરવામાં અને એને સુદૃઢ કરવામાં ખૂબ અગત્યનો ફાળો આપ્યો હતો. મદ્રાસ (ચેન્નઈ)માં તે એક અમેરિકન ભક્ત મહિલા, સિસ્ટર દેવમાતાને પણ એક કરતાં વધારે વાર મળ્યા હતા અને, દેવમાતાને ત્યાં નાતાલની ઉજવણીનો કાર્યક્રમ પણ એમણે રાખ્યો હતો.

દક્ષિણ ભારતમાં રામકૃષ્ણ મઠનાં નવાં કેન્દ્રોની સ્થાપના કર્યા પછી મહારાજે પૂર્વ ભારત તરફ નજર દોડાવી. ગુરુભાઈ અને બેલુડ મઠના સ્તંભરૂપ સ્વામી પ્રેમાનન્દ તથા બીજા કેટલાક સંન્યાસીબંધુઓ સાથે ૧૯૧૬માં મહારાજ આસામમાં કામાક્ષીની યાત્રાએ ગયા હતા. માતાજીની મૂર્તિ સમક્ષ એમનો આ પુત્ર ધ્યાનમગ્ન બની જતો. ઠાકુરના માનસપુત્રની આ ગહન ભાવવિવશતા જોઈ, ઠાકુરના દર્શનના સદ્ભાગ્યથી વંચિત નવઆગંતુકો ઠાકુરની સમાધિની કલ્પના કરી શકતા. કામાખ્યાથી મૈમનસિંહ થઈ એ મંડળી ઢાકા આવી અને ઢાકામાં ૧૯૧૬ની ૧૩મી ફેબ્રુઆરીએ મહારાજે ઢાકાના શ્રી રામકૃષ્ણ મિશનના મકાનનું શિલારોપણ કર્યું. આજના બદલાયેલા રાજકીય સંજોગોમાં પણ એ મિશન એટલું જ કાર્યરત છે. અને એ પૂર્વ બંગાળમાં (આજના બાંગ્લાદેશમાં) ઢાકાથી થોડા અંતરે આવેલા, ઠાકુરના અનન્ય ભક્ત નાગમહાશયના તપસ્યામૃત ઘરના દર્શને, મહારાજ અને સમગ્ર મંડળી દેવભોગ ગામે પણ ગઈ હતી.

જાણે કે 'સાધુ ચલતા ભલા' એ કહેવતને સાચી પાડતા હોય તેમ, ૧૯૨૧ના જાન્યુઆરીની ૨૦મી તારીખે બ્રહ્માનન્દજી ફરી કાશી ગયા. અગાઉ જે મતભેદનો અને મહારાજના વિશિષ્ટ અભિગમથી ચાળીસ વ્યક્તિઓએ લીધેલ દીક્ષાનો ઉલ્લેખ કર્યો છે તે પ્રસંગ આ વેળા બન્યો હતો.

આરંભમાં જ ઉલ્લેખ્યા પ્રમાણે, ઠાકુરે કહ્યું હતું કે, 'રાખાલ સાકારના ઘરનો છે,' તે બાબત સ્વામી બ્રહ્માનન્દના જીવનને ડગલે ને પગલે જોવા મળે છે. પરંતુ એમની વિશિષ્ટતા એ હતી કે, પોતાના પ્રેમપ્રવણ ચિત્તને એ ઠેરઠેર પ્રદર્શિત કરતા ન હતા અને જાત ઉપર સંયમ રાખતા. પરંતુ, એમના અંતરમાંના ભાવસિંધુમાં કોઈ કોઈ વાર જોરદાર ભક્તિ તરંગો ઉછળી આવતા હતા. વારાણસીના અદ્વૈત આશ્રમમાં શ્રી રામકૃષ્ણદેવની પુરાણી તસવીરને સ્થાને નવીની પ્રતિષ્ઠા કરવામાં આવી ત્યારે, મહારાજ એટલા ઠાકુરમય બની ગયા હતા કે, વયને ભૂલી, જાત પર રાખેલા સંયમની પાળને તોડી એમની ભક્તિએ એમને નૃત્ય કરવા પ્રેર્યા. એટલું જ નહીં પણ, પોતાની જેમ પ્રૌઢ અને પીઢ બની ગયેલા ગુરુભાઈઓ તુરીયાનન્દને અને શારદાનન્દને પણ તેમણે નચાવ્યા. એમના આ નર્તને એ પ્રસંગે ત્યાં એકઠી થયેલી જનમેદનીને ભક્તિના પૂરમાં નિમજ્જિત કરી દીધી.

બલરામ બસુના પુત્ર રામકૃષ્ણે ઓરિસ્સામાં ચક્રતીર્થમાં ૧૯૧૧માં ભેટ આપેલી જમીન પર બ્રહ્માનન્દના જીવન દરમિયાન તો મઠ અસ્તિત્વમાં ન આવ્યો પણ ૧૯૩૨માં ત્યાં મઠનું નિર્માણ થયું હતું. ૧૯૧૭માં ભુવનેશ્વર મઠનું નિર્માણ નિર્ધાર્યું હતું તે મઠ ૧૯૧૯ની દુર્ગાપૂજાના સમયથી કાર્યરત થયો હતો અને તે વેળાએ મહારાજ અને તેમની સાથે સંન્યાસીઓનો તથા બ્રહ્મચારીઓનો મોટો કાફલો હતો. મહારાજને મન સાધના-ભજનની દૃષ્ટિએ ભુવનેશ્વર ખૂબ પવિત્ર સ્થળ હતું.

શ્રી રામકૃષ્ણ મઠ અને મિશનનાં કેન્દ્રો વધતાં જતાં હતાં. શ્રી રામકૃષ્ણ-વિવેકાનન્દની ભાવધારાનો પ્રચાર કરતાં અને તથી આગળ વધી, એ વિચારધારાના પાયારૂપ વેદાન્તનો સંદેશ ફેલાવતાં 'પ્રબુધ્ધ ભારત' અને 'વેદાન્ત કેસરી' જેવાં અંગ્રેજી સામયિકો અને, બંગાળી સામયિક 'ઉદ્બોધન' આ વિચારધારાને દેશવિદેશમાં રજૂ કરવાનું કાર્ય કરી રહ્યાં હતાં તથા પુસ્તકોનું પ્રકાશન પણ વેગ પકડી રહ્યું હતું. આ બધી આનંદની ઘટનાઓ હતી. એ છતાં, સ્વામી વિવેકાનન્દે ૧૯૦૨ના જુલાઈની ૪થી તારીખે સાંજે મહાસમાધિ લીધી તેની પહેલાંથી, ગુરુભાઈ યોગાનન્દના અકાળ અવસાનથી પૂજ્ય શારદામાએ જણાવ્યા પ્રમાણે 'ઈંટ' ખરી પડવા મંડી હતી. વિવેકાનન્દ પછી નિરંજનાનન્દ ગયા. ત્યારબાદ રામકૃષ્ણાનન્દે વિદાય લીધી. ઠાકુરની પણ વચમાં વડેરા હતા તે અદ્વૈતાનન્દે વિદાય લીધી, પણ એ વૃધ્ધ હતા. મહારાજ માટે આઘાતજનક મૃત્યુ લાટુ મહારાજ - સ્વામી અભેદાનન્દનું હતું. એમની સાથે એ કુસ્તી પણ ખેલ્યા હતા અને એક વાર, ઠાકુર માટે પાન તૈયાર કરવાની ના પાડીને એમને ખૂબ ચીડવ્યા પણ હતા. ૧૯૨૦ના એપ્રિલમાં એમની વિદાયને ત્રણ મહિના થાય ત્યાં, જુલાઈની ૨૧મી મધરાતે, મહારાજ, નિરાંતે ઊંઘવાને

બદલે, વ્યથિત ચિત્તે, એક ચાદર લપેટી આરામ ખુરશીમાં ખોવાઈ ગયેલાના ભાવે બેઠા હતા. બીજે દહાડે તારથી સંદેશો આવ્યો કે ઠાકુરનાં જીવનસંગીની પૂજ્ય શારદામાએ, એ જ સમયે, દેહત્યાગ કર્યો હતો મહારાજ માતૃહીન બની ગયા. સંઘજનનીની એ ચિર વિદાયે મહારાજના ચિત્ત પર ખૂબ ઘેરી અસર કરી. જનેતા ગુમાવનાર બાળકની જેમ એ, સંન્યાસી હોવા છતાંયે, શોકવિહ્વળ બની ગયા

આમ છતાં બહારથી જોનારને મહારાજ આનંદમય જ લાગતા. શોકને પચાવવાની અદ્‌ભુત શક્તિ એમની પાસે હતી અને, મઠ-મિશનને કાયમને માટે શોકવાદળથી આચ્છાદિત કરી શકાય પણ નહીં. મરણ કરતાં જીવન મહાન છે ગંભીર વચનોના બોધ દ્વારા નહીં પણ પ્રેમ દ્વારા મહારાજ સામી વ્યક્તિમાં અધ્યાત્મ ભાવને પ્રેરતા. એમના વિનોદ પાછળ પણ બોધની ગુપ્ત સરસ્વતી વહેતી. મઠને રસોડે એકવાર બાફેલા બટાટા ફોલાતા હતા એમના કટકા કરતાં પહેલાં એ છાલ વગરના બટાટા હતા તે પોતાની પાસે આણવા તેમણે સૂચના આપી. બટાટાનું સત્ત્વ જરા પણ ન ગયું હોય અને કેવળ છાલ જ છોલાઈ હોય તેવા બટાટા જુદા તારવી, એ રીતે છોલનારને તેમણે આધ્યાત્મિક સિધ્ધિનું પ્રમાણપત્ર આપ્યુ હતું. ગંગા પર પૂલ બાંધવાના પોતે આપેલા અંદાજ કરતાં ઘણો વધારે ખર્ચ થતાં નાનેશ ગુરુભાઈ વિજ્ઞાનાનન્દ પરનો સ્વામીજીનો ખોફ મહારાજે વહોરી લીધી હતો મઠમાંના 'છોકરાઓનાં ધ્યાન, તપસ્યા, સાધના ભજન' ઉપરાંત 'તેમના સ્વાસ્થ્ય' બાબતનો જવાબ પણ મઠની દેખરેખ રાખતા ગુરુભાઈ પ્રેમાનન્દ પાસે તેમણે માંગ્યો હતો જાહેર જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કાર્ય કરનારે સ્વામી બ્રહ્માનન્દના આ શબ્દો યાદ રાખતા [illegible] છે
પોતાના ચારિત્ર્યનું ઘડતર કર્યા વગર બીજાનં [illegible]
થઈ શકે નહીં.' 'બાબુરામદાદા (પ્રેમાનન્દ મ [illegible]
એક વર્ષ મોટેરા હતા), સાધુસંગથી એ [illegible]
વૈરાગ્ય પ્રગટ્યો. એનો સંગ કરવાથી
વિષયબુધ્ધિ નહીં જાગે ?' લાગણીના
પોતાની બધી સંપત્તિ મઠને આપી દેવાને
ગૃહસ્થના દાનનો અસ્વીકાર આ શ [illegible]
હતો. આમ માણસની સાચી પરખ એમની [illegible]

બેલુડ મઠમાં કોઈ વાર અચાન [illegible]
મઠમાંના સંન્યાસીઓ અને નવા આગંતુકો કેવી

બધાના ઓરડાઓ ખોલાવી, બધા કામ કરતા હોય ત્યાં જઈ કે બધા ધ્યાનસ્થ હોય તે વેળા નજર નાખી મહારાજ બધું જાણી લેતા તેમ, મદ્રાસ કે બેંગ્લોરના મઠમાં એ અચાનક ઓરડાઓ ખોલાવતા. આધ્યાત્મિક જીવન જીવનાર માટે કોઈ પણ ક્ષેત્રમાં પ્રમાદને જરીય સ્થાન નથી. પ્રસિધ્ધ ઉપનિષદ વાક્ય અનુસાર, સભા સમાજોથી શક્ય એટલી પોતાની જાતને મહારાજ દૂર દૂર રાખતા. એમનું ચિત્ત ઈન્દ્રિયાતીત જગતમાં જ મુખ્યત્વે વિહાર કરતું ગુરુભાઈઓ માટે પ્રેમથી ઊભરાતા સને ૧૯૧૪માં તુરીયાનન્દ ગંભીર માંદગીમાં સપડાયા ત્યારે, એમની પરિચર્યા માટે કોઈને મોકલાવીને, જુદું ઘર લઈ તેમાં એમને અલાયદા રાખવાની તજવીજ કરીને તથા બધા ખર્ચની જવાબદારી ઉપાડીને ગુરુભાઈ પ્રત્યેની ઊંડી લાગણી એમણે વ્યક્ત કરી હતી.

૧૯૨૨નું વર્ષ શરૂ થતાં મહારાજ બલરામ ભવનમાં રહેવા આવ્યા હતા પણ, શિવરાત્રિ, તે પછી તરત જ આવતી ગુરુદેવની જન્મજયંતી વગેરે માટે મઠમાં થોડો સમય ગાળી મહારાજ પાછા બલરામ ભવને ગયા માર્ચની ૨૪મીએ અચાનક એ કોલેરાનો ભોગ બન્યા. હોમિયોપેથીની સારવારથી રોગ કાબૂમાં આવી ગયો પણ નબળાઈ ન ગઈ પૂરા સાજા થાય એ પહેલાં બહુમૂત્રની અસર જણાઈ એલોપથિક ડોક્ટરથી ન મટતાં, આયુર્વેદના વૈદ્યને બોલાવવા સૂચન થયું તો મહારાજે મમરો મૂક્યો . 'તો પછી હકીમને પણ બોલાવજો ને' આ હાસ્યવૃત્તિ ઠેઠ સુ [illegible] હતી એ વર્ષની ૮મી એપ્રિલે શનિવાર હતો [illegible] જે સાધુ બ્રહ્મચારીઓ
ભક્તો હતા તે સૌને [illegible]
મિથ્યા છે. ડરો ન [illegible]
ધ્યાનમાં સરી પ [illegible]
રાખાલ છું મને [illegible] હું
છમછમ નાર [illegible]
એક નાનકડો
આવ.' અને
ઠાકુરના લ [illegible]
[illegible]
ગયો.

નિર્મિશ ઠાકર

## ૭ : ગાતાં પહેલાં...

વગર વિચાર્યું પગલું ન ભરવું, એમ કહેવાય છે ખરું, હું પરણવાલાયક થયો, ત્યારે જબરો ગૂંચવાયેલો. 'પરણતાં પહેલાં સત્તરવાર વિચારી લેજે !' એમ મારા અનુભવી મિત્રોએ મને કહેલું. 'જો વિચારીશ, તો તું કદી નહીં પરણી શકે !' એમ વધુ અનુભવી મિત્રોએ કહેલું.

ગાવામાંયે એવું જ છે ! સંગીતનું જ્ઞાન મેળવ્યા પછી જ ગાવું જોઈએ, એ તો સૌ જાણે છે. (મેં તમને ઘણું જ્ઞાન આપ્યું પણ છે !) જ્ઞાન મળતાં જ ગાયક પર અનેક જવાબદારીઓ આવી પડે છે અને એ જવાબદારીઓ નીચે કચડાઈ ગયા પછી એ ગાઈ શકશે કે કેમ, એ પ્રશ્ન ઊભો થાય છે ! (ચિંતાથી વાળ ખરે છે, એ તો ખરું. ને વાળ ખરવાથી વધુ ચિંતા થવા લાગે છે, એ પણ ખરું !) તો શું કરશો ? કેવી રીતે ગાશો ? 'તુમ સે ગાયા ન ગયા... હમ સે ગવાયા ન ગયા ! ફાસલા ગાન કા દોનોં સે મિટાયા ન ગયા...' જેવું ન થાય તો સારું.

ફળની ચિંતા કર્યા વિના કર્મ કર્યે જા, એમ ગીતામાં કહ્યું છે, એટલે હું તો તમને જ્ઞાન આપ્યે જ રાખીશ. ને જ્ઞાન કદી ખૂટશે નહીં ! શું કરશો ? ફળ તો તમારે ભોગવવાનાં છે.

જાણું છું, તમે મારાથી પરેશાન હશો. ના આપવા જેવી ઘણી વ્યાખ્યાઓ હું અગાઉ આપી ચૂક્યો છું અને એમાં આવતી અગત્યની બાબતો વિશે મેં હજી સુધી મગનું નામ મરી પાડયું નથી. થાય છે શું કે હાસ્યકાર વ્યવસ્થિતપણે અવ્યવસ્થા ઊભી કરતો હોય છે, પોતાનું મહત્ત્વ સિધ્ધ કરવા ! જો કે એથી તમને પણ લાભ છે જ. બધું જો વ્યવસ્થિત અને રેડીમેડ મળે, તો તમારી આંતરિક શક્તિઓ ક્યારેય બહાર ન આવે ! કાંઈક પામવા માટે સંઘર્ષ જરૂરી છે. ઊભી થતી ગૂંચવણોમાં તમે માત્ર મારા પર આધાર રાખી આગળ નહીં વધી શકો, આથી તમે પણ રસપ્રદ માથાકૂટો કરી કોઈક તો માર્ગ શોધી લેશો ! મનુષ્યની તાકાત જીવનસંઘર્ષોમાં જ પ્રગટ થતી હોય છે, એટલે તો એના વિકાસ માટે ભગવાનને ત્યાં પણ 'દેર અને અંધેર'ની ખાસ વ્યવસ્થા રખાઈ હોય છે. ખાનગી વાત કહું તો હું પોતે પણ પોતાનાથી ગળે આવી ગયો છું. એટલે હવે મોડે મોડેથી ઘણી બધી અગત્યની બાબતો વિશે થોકબંધ ચોખવટો આપવા માગું છું. મારે તમને એક વાર ગાતા જોવા છે, માત્ર એટલા માટે !

જે મનુષ્ય સમયને નથી પારખતો, તે અચૂક નિષ્ફળ જાય છે. આ સત્ય જીવન અને કલા-બંનેને લાગુ પડે છે. શહેરોમાં 'મારી પાસે સમય નથી' કહીને દોડતો મનુષ્ય હાસ્યપ્રેરક જ નહીં, મને તો દયાપ્રેરક પણ લાગે છે ! જેની પાસે સમય નથી, એની પાસે કશું નથી. ભિખારી જેવા ભિખારી પાસે પણ કમ સે કમ સમય તો હોય છે જ.

શાસ્ત્રીય સંગીતમાં સમયનું અત્યંત મહત્ત્વ છે. લય, માત્રા, તાલ, સમ, ખાલી, આવર્તન, ખંડ વગેરે તમામ બાબતોનો આધાર સમય છે : લોકસંગીતમાંયે સમયની અનિયમિતતા ચાલતી નથી. ઢોલ વગાડનાર વગાડવામાં એક સરખી ગતિ ન જાળવે તો ગરબે ઘૂમતી સન્નારીઓને ઠેસ લેવામાં ઠેસ પહોંચે છે અને એ એક સાથે ઢોલી પર બગડે છે... 'અલ્યા હરખું વગાડને ! તું મફત વગાડે છે ?'

હું તો કહીશ કે તમે ગાવ ત્યારે સામે ઘડિયાળ રાખજો. (કેટલાક તો ગાતી વેળા સામે કેલેન્ડર પણ નથી રાખતા !) ચોક્કસ ગતિ જાળવીને ગાવું જરૂરી હોય છે અને તમારી એ ગતિને માપવા માટે પણ સંગીતમાં વ્યવસ્થા થયેલી છે. હવે જે ચોખવટો કરું તેના પર ધ્યાન આપો...

લય : ગાયન અથવા વાદનમાં સમયની જે એકસરખી ગતિ જાળવવાની હોય છે, એને લય કહે છે. કેટલાક ઉડઝૂડિયા શિષ્યો મૂળ ગતિ (લય) છોડીને અચાનક વધુ ઝડપથી ગાવા લાગે છે, ત્યારે ગુરુજી એમને મુઠી બતાવીને ઈશારો કરતા હોય છે, એનો અર્થ 'હું તને ગડદો મારીશ !' એવો નથી. એનો અર્થ એ કે 'હે મૂઢમતે ! તારી જે લય હતી, એને જ ઝાલી રાખ !' મતલબ કે... આસન સે મત ડોલ !

સંગીતની જરૂરિયાત મુજબ, એક ચોક્કસ ગણિત સાથે લયને વધારી શકાય છે. હવે એ મુજબ લયના પ્રકારો જુઓ...

**(૧) વિલંબિત** : રવિવારે બગીચામાં ફરતા હો ને ઑફિસની ચિંતા ન હોય, તેવા એકદમ ધીમા અને નિરાંતના લય સાથે ગાયન અથવા વાદન કરાય, તેને વિલંબિત લય કહે છે. આમાં કોઈ ઉતાવળ હોતી નથી (ગાયકપક્ષે હોં ! શ્રોતા તો ઘડિયાળ સામે જોઈ એમ પણ કહી શકે કે આ જો

બદલે, વ્યથિત ચિત્તે, એક ચાદર લપેટી આરામ ખુરશીમાં ખોવાઈ ગયેલાના ભાવે બેઠા હતા. બીજે દહાડે તારથી સંદેશો આવ્યો કે ઠાકુરનાં જીવનસંગીની પૂજ્ય શારદામાએ, એ જ સમયે, દેહત્યાગ કર્યો હતો. મહારાજ માતૃહીન બની ગયા. સંઘજનનીની એ ચિર વિદાયે મહારાજના ચિત્ત પર ખૂબ ઘેરી અસર કરી. જનેતા ગુમાવનાર બાળકની જેમ એ, સંન્યાસી હોવા છતાંયે, શોકવિહ્વળ બની ગયા.

આમ છતાં બહારથી જોનારને મહારાજ આનંદમય જ લાગતા. શોકને પચાવવાની અદ્‌ભુત શક્તિ એમની પાસે હતી અને, મઠ-મિશનને કાયમને માટે શોકવાદળથી આચ્છાદિત કરી શકાય પણ નહીં. મરણ કરતાં જીવન મહાન છે. ગંભીર વચનોના બોધ દ્વારા નહીં પણ પ્રેમ દ્વારા મહારાજ સામી વ્યક્તિમાં અધ્યાત્મ ભાવને પ્રેરતા. એમના વિનોદ પાછળ પણ બોધની ગુપ્ત સરસ્વતી વહેતી. મઠને રસોડે એકવાર બાફેલા બટાટા ફોલાતા હતા. એમના કટકા કરતાં પહેલાં એ છાલ વગરના બટાટા હતા તે પોતાની પાસે આણવા તેમણે સૂચના આપી. બટાટાનું સત્ત્વ જરા પણ ન ગયું હોય અને કેવળ છાલ જ છોલાઈ હોય તેવા બટાટા જુદા તારવી, એ રીતે છોલનારને તેમણે આધ્યાત્મિક સિધ્ધિનું પ્રમાણપત્ર આપ્યુ હતું. ગંગા પર પૂલ બાંધવાના પોતે આપેલા અંદાજ કરતાં ઘણો વધારે ખર્ચ થતાં નાનેશ ગુરુભાઈ વિજ્ઞાનાનન્દ પરનો સ્વામીજીનો ખોફ મહારાજે વહોરી લીધી હતો. મઠમાંના 'છોકરાઓનાં ધ્યાન, તપસ્યા, સાધના-ભજન' ઉપરાંત 'તેમના સ્વાસ્થ્ય' બાબતનો જવાબ પણ મઠની દેખરેખ રાખતા ગુરુભાઈ પ્રેમાનન્દ પાસે તેમણે માંગ્યો હતો. જાહેર જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કાર્ય કરનારે સ્વામી બ્રહ્માનન્દના આ શબ્દો યાદ રાખવા જેવા છે. 'પોતાના ચારિત્ર્યનું ઘડતર કર્યા વગર બીજાનું ક્યારેય કલ્યાણ થઈ શકે નહીં.' 'બાબુરામદાદા (પ્રેમાનન્દ મહારાજથી વયમાં એક વર્ષ મોટેરા હતા), સાધુસંગથી એ માણસના મનમાં વૈરાગ્ય પ્રગટ્યો. એનો સંગ કરવાથી આપણામાં શું વિષયબુધ્ધિ નહીં જાગે ?' લાગણીના આવેશમાં આવી પોતાની બધી સંપત્તિ મઠને આપી દેવાને તત્પર થનાર એક ગૃહસ્થના દાનનો અસ્વીકાર આ શબ્દોમાં મહારાજે કર્યો હતો. આમ માણસની સાચી પરખ એમની પાસે હતી.

બેલુડ મઠમાં કોઈ વાર અચાનક 'હલ્લો' કરી, મઠમાંના સંન્યાસીઓ અને નવા આગંતુકો કેવી રીતે રહે છે તે, બધાના ઓરડાઓ ખોલાવી, બધા કામ કરતા હોય ત્યાં જઈ કે બધા ધ્યાનસ્થ હોય તે વેળા નજર નાખી મહારાજ બધું જાણી લેતા તેમ, મદ્રાસ કે બેંગ્લોરના મઠમાં એ અચાનક ઓરડાઓ ખોલાવતા. આધ્યાત્મિક જીવન જીવનાર માટે કોઈ પણ ક્ષેત્રમાં પ્રમાદને જરીય સ્થાન નથી. પ્રસિધ્ધ ઉપનિષદ વાક્ય અનુસાર, સભા સમાજોથી શક્ય એટલી પોતાની જાતને મહારાજ દૂર દૂર રાખતા. એમનું ચિત્ત ઈન્દ્રિયાતીત જગતમાં જ મુખ્યત્વે વિહાર કરતું. ગુરુભાઈઓ માટે પ્રેમથી ઊભરાતા. સને ૧૯૧૪માં તુરીયાનન્દ ગંભીર માંદગીમાં સપડાયા ત્યારે, એમની પરિચર્યા માટે કોઈને મોકલાવીને, જુદું ઘર લઈ તેમાં એમને અલાયદા રાખવાની તજવીજ કરીને તથા બધા ખર્ચની જવાબદારી ઉપાડીને ગુરુભાઈ પ્રત્યેની ઊંડી લાગણી એમણે વ્યક્ત કરી હતી.

૧૯૨૨નું વર્ષ શરૂ થતાં મહારાજ બલરામ ભવનમા રહેવા આવ્યા હતા પણ, શિવરાત્રિ, તે પછી તરત જ આવતી ગુરુદેવની જન્મજયંતી વગેરે માટે મઠમા થોડો સમય ગાળી મહારાજ પાછા બલરામ ભવને ગયા. માર્ચની ૨૪મીએ અચાનક એ કોલેરાનો ભોગ બન્યા. હોમિયોપેથીની સારવારથી રોગ કાબૂમાં આવી ગયો પણ નબળાઈ ન ગઈ. પૂરા સાજા થાય એ પહેલાં બહુમૂત્રની અસર જણાઈ. એલોપથિક ડોક્ટરથી ન મટતાં, આયુર્વેદના વૈદ્યને બોલાવવા સૂચન થયું તો મહારાજે મમરો મૂક્યો. 'તો પછી હકીમને પણ બોલાવજો ને' આ હાસ્યવૃત્તિ ઠેઠ સુધી ટકી રહી હતી. એ વર્ષની ૮મી એપ્રિલે શનિવાર હતો. રાતે નવ વાગ્યે જે સાધુ બ્રહ્મચારીઓ ભક્તો હતા તે સૌને શીખ આપી. 'બ્રહ્મ જ સત્ય છે ને જગત મિથ્યા છે. ડરો નહીં ' પછી સૌને પ્રેમાશીર્વાદ આપ્યા. પછી ધ્યાનમાં સરી પડ્યા. અચાનક બોલી ઊઠ્યા. 'હું વ્રજનો રાખાલ છું. મને ઘુઘરા બાંધો. શ્રી કૃષ્ણનો હાથ પકડી હું છમછમ નાચીશ. હવે ખેલ પૂરો થઈ ગયો. જુઓ, જુઓ એક નાનકડો બાળ મારે દેહે હાથ ફેરવી રહ્યો છે. આવ, આવ ' અને આ જ ભાવમાં, બીજે દહાડે, ૧૦મી એપ્રિલે, ઠાકુરના લાડકા માનસપુત્રે, રાતે પોણા નવે શ્રી રામકૃષ્ણનું શરણ લીધું. બીજી સવારે, એમના દેહને બેલુડ લઈ જવામાં આવ્યો અને ત્યાં અગ્નિને સમર્પિત થતાં એ પંચ મહાભૂતોમાં મળી ગયો.

■

નિર્મિશ ઠાકર

## ૭ : ગાતાં પહેલાં...

વગર વિચાર્યું પગલું ન ભરવું, એમ કહેવાય છે ખરું, હું પરણવાલાયક થયો, ત્યારે જબરો ગૂંચવાયેલો. 'પરણતાં પહેલાં સત્તરવાર વિચારી લેજે !' એમ મારા અનુભવી મિત્રોએ મને કહેલું. 'જો વિચારીશ, તો તું કદી નહીં પરણી શકે !' એમ વધુ અનુભવી મિત્રોએ કહેલું.

ગાવામાંયે એવું જ છે ! સંગીતનું જ્ઞાન મેળવ્યા પછી જ ગાવું જોઈએ, એ તો સૌ જાણે છે. (મેં તમને ઘણું જ્ઞાન આપ્યું પણ છે !) જ્ઞાન મળતાં જ ગાયક પર અનેક જવાબદારીઓ આવી પડે છે અને એ જવાબદારીઓ નીચે કચડાઈ ગયા પછી એ ગાઈ શકશે કે કેમ, એ પ્રશ્ન ઊભો થાય છે ! (ચિંતાથી વાળ ખરે છે, એ તો ખરું. ને વાળ ખરવાથી વધુ ચિંતા થવા લાગે છે, એ પણ ખરું !) તો શું કરશો ? કેવી રીતે ગાશો ? 'તુમ સે ગાયા ન ગયા... હમ સે ગવાયા ન ગયા ! ફાસલા ગાન કા દોનોં સે મિટાયા ન ગયા...' જેવું ન થાય તો સારું.

ફળની ચિંતા કર્યા વિના કર્મ કર્યે જા, એમ ગીતામાં કહ્યું છે, એટલે હું તો તમને જ્ઞાન આપ્યે જ રાખીશ. ને જ્ઞાન કદી ખૂટશે નહીં ! શું કરશો ? ફળ તો તમારે ભોગવવાનાં છે.

જાણું છું, તમે મારાથી પરેશાન હશો. ના આપવા જેવી ઘણી વ્યાખ્યાઓ હું અગાઉ આપી ચૂકયો છું અને એમાં આવતી અગત્યની બાબતો વિશે મેં હજી સુધી મગનું નામ મરી પાડયું નથી. થાય છે શું કે હાસ્યકાર વ્યવસ્થિતપણે અવ્યવસ્થા ઊભી કરતો હોય છે, પોતાનું મહત્ત્વ સિધ્ધ કરવા ! જો કે એથી તમને પણ લાભ છે જ. બધું જો વ્યવસ્થિત અને રેડીમેડ મળે, તો તમારી આંતરિક શકિતઓ કયારેય બહાર ન આવે ! કાંઈક પામવા માટે સંઘર્ષ જરૂરી છે. ઊભી થતી ગૂંચવણોમાં તમે માત્ર મારા પર આધાર રાખી આગળ નહીં વધી શકો, આથી તમે પણ રસપ્રદ માથાકૂટો કરી કોઈક તો માર્ગ શોધી લેશો ! મનુષ્યની તાકાત જીવનસંઘર્ષોમાં જ પ્રગટ થતી હોય છે, એટલે તો એના વિકાસ માટે ભગવાનને ત્યાં પણ 'દેર અને અંધેર'ની ખાસ વ્યવસ્થા રખાઈ હોય છે. ખાનગી વાત કહું તો હું પોતે પણ પોતાનાથી ગળે આવી ગયો છું. એટલે હવે મોડે મોડેથી ઘણી બધી અગત્યની બાબતો વિશે થોકબંધ ચોખવટો આપવા માગું છું. મારે તમને એક વાર ગાતા જોવા છે, માત્ર એટલા માટે !

જે મનુષ્ય સમયને નથી પારખતો, તે અચૂક નિષ્ફળ જાય છે. આ સત્ય જીવન અને કલા-બંનેને લાગુ પડે છે. શહેરોમાં 'મારી પાસે સમય નથી' કહીને દોડતો મનુષ્ય હાસ્યપ્રેરક જ નહીં, મને તો દયાપ્રેરક પણ લાગે છે ! જેની પાસે સમય નથી, એની પાસે કશું નથી. ભિખારી જેવા ભિખારી પાસે પણ કમ સે કમ સમય તો હોય છે જ.

શાસ્ત્રીય સંગીતમાં સમયનું અત્યંત મહત્ત્વ છે. લય, માત્રા, તાલ, સમ, ખાલી, આવર્તન, ખંડ વગેરે તમામ બાબતોનો આધાર સમય છે : લોકસંગીતમાંયે સમયની અનિયમિતતા ચાલતી નથી. ઢોલ વગાડનાર વગાડવામાં એક સરખી ગતિ ન જાળવે તો ગરબે ઘૂમતી સન્નારીઓને ઠેસ લેવામાં ઠેસ પહોંચે છે અને એ એક સાથે ઢોલી પર બગડે છે... 'અલ્યા હરખું વગાડને ! તું મફત વગાડે છે ?'

હું તો કહીશ કે તમે ગાવ ત્યારે સામે ઘડિયાળ રાખજો. (કેટલાક તો ગાતી વેળા સામે કેલેન્ડર પણ નથી રાખતા !) ચોકકસ ગતિ જાળવીને ગાવું જરૂરી હોય છે અને તમારી એ ગતિને માપવા માટે પણ સંગીતમાં વ્યવસ્થા થયેલી છે. હવે જે ચોખવટો કરું તેના પર ધ્યાન આપો...

લય : ગાયન અથવા વાદનમાં સમયની જે એકસરખી ગતિ જાળવવાની હોય છે, એને લય કહે છે. કેટલાક ઉડઝૂડિયા શિષ્યો મૂળ ગતિ (લય) છોડીને અચાનક વધુ ઝડપથી ગાવા લાગે છે, ત્યારે ગુરુજી એમને મુઠી બતાવીને ઈશારો કરતા હોય છે, એનો અર્થ 'હું તને ગડદો મારીશ !' એવો નથી. એનો અર્થ એ કે 'હે મૂઢમતે ! તારી જે લય હતી, એને જ ઝાલી રાખ !' મતલબ કે... આસન સે મત ડોલ !

સંગીતની જરૂરિયાત મુજબ, એક ચોકકસ ગણિત સાથે લયને વધારી શકાય છે. હવે એ મુજબ લયના પ્રકારો જુઓ...

**(૧) વિલંબિત** : રવિવારે બગીચામાં ફરતા હો ને ઓફિસની ચિંતા ન હોય, તેવા એકદમ ધીમા અને નિરાંતના લય સાથે ગાયન અથવા વાદન કરાય, તેને વિલંબિત લય કહે છે. આમાં કોઈ ઉતાવળ હોતી નથી (ગાયકપક્ષે હોં ! શ્રોતા તો ઘડિયાળ સામે જોઈ એમ પણ કહી શકે કે આ જો

વિલંબિતમાંથી વહેલો બહાર નહીં નીકળે, તો આપણે છેલ્લી બસ પણ ચૂકી જશું !) અને રાગનું સૌંદર્ય પૂર્ણપણે પ્રગટ કરવાની તક આ લયમાં જ મળે છે

(૨) મધ્ય : વિલંબિત લય કરતાં બરાબર બમણી ગતિએ ગવાય ત્યારે એ લયને મધ્ય લય કહે છે લગભગ બધાંને ગમે એવી સહજ લય છે આ.

(૩) દ્રુત : મધ્ય લય કરતાં બમણી ગતિની આ લય છે આમાં નિરાંતનું તત્ત્વ હોતું નથી. પોલીસ પાછળ પડી હોય, એ ગતિએ આમાં ભાગવાનું હોય છે અલબત્ત, શરીરથી નહીં કારણ કે અહીં તો સંગીતની વાત ચાલે છે, મિત્ર !

મૂળ લય કરતા બમણી, ત્રણ ગણી અને ચાર ગણી લયને અનુક્રમે દુગન, તિગન અને ચોગન કહેવાય છે સંગીતમાં દોઢ ડહાપણ કલાત્મક ગણાય છે મૂળ લય કરતાં દોઢ ગણી લયને આડી લય કહેવાય છે

માત્રા : આ લયને માપવાનો એકમ છે શાક કિલોમાં તોલાવીએ, એટલી સહજ બાબત છે આ. ગાતી વખતે આપણે તાલ અનુસાર તાળીઓ પાડતા હોઈએ, તો બે તાળી વચ્ચેના સમયને એક માત્રા કહી શકાય, આ તો એક ઉદાહરણ આપ્યુ બાકી દરેક માત્રાએ તમે તાળી પાડો, એ આવકાર્ય નથી, ત્રિતાલમાં કોઈ રાગ ગવાતો હોય તો ૧૬ માત્રાને હિસાબે તમારે આવર્તન દીઠ સોળ તાળી પાડવી પડે અને એ તાળીઓની વચ્ચે મળતા ગાળામા ૧૬ વખત ભડકીને ગાયક કઈ રીતે ગાય ? માટે શોખ હોય તો માત્રાઓ મનમાં ગણવી અથવા ગાયક પર વિશ્વાસ રાખવો.

તાલ : ગાયન કે વાદનની ગતિ તાલ વડે મપાય છે ખંડ, તાલી અને ખાલી-એનાં અંગો છે

(૧) ખંડ : કાર્યક્રમ જ્યાં ચાલતો હોય, એ ખંડની આ વાત નથી. તાલની રચના માટે ચોકકસ સંખ્યાની માત્રાઓ નકકી કરી, એના વિભાગ નકકી કરાય છે, તેને ખંડ કહે છે ૧૬ માત્રાનો ત્રિતાલ જ ખંડમાં વહેંચાયો છે એટલે એના દરેક ખંડમાં ૪ માત્રા છે, એમ કહેવાય

(૨) સમ : શાસ્ત્રીય સંગીતમાં 'સમ'નું ઘણું જ મહત્ત્વ છે તાલની પહેલી માત્રાને સમ કહેવાય છે સમથી જ શરૂઆત થાય છે એમાં અઘરું શું, એમ તમે પૂછશો વાત સાચી. જો બસમાં મુસાફરી કરવાની હોય તો પહેલું સ્ટેન્ડ આપણે યાદ નથી રાખતા. કારણ કે ત્યાંથી તો આપણે બેસીએ છીએ. પણ તમે જો સંગીતને બસની મુસાફરી સમજતા હો, તો જ વાત સાચી, ખરેખર આ એવી મુસાફરી નથી 'સમ'ને સમજવા તમારે 'આવર્તન'ને સમજવું જરૂરી છે તમને ગળે ઉતરે એવું ઉદાહરણ આપું ?

સપ્તાહમાં સાત દિવસ. એને તમે સાત માત્રાની તાલ ગણી લો. એ ખાસ વજન સાથે રવિવારથી આરંભાય છે, એને તમે પહેલી માત્રા, એટલે કે 'સમ' ગણો. બીજા દિવસો કરતાં ભલે એ તમને જુદો અને વધુ પ્રિય લાગતો હોય, પણ એ ચોકકસ સમય (એક દિવસના ચોવીસ કલાક, એવા સાત દિવસ.) પછી જ ફરી આવવાનો છે ત્યારે જ તમારા સાત દિવસનું આવર્તન પૂરું થશે અને નવું આવર્તન શરૂ થશે સંગીતનો સમ પણ રવિવાર જેવો છે એનું વજન જુદું અને વધારે છે સપ્તાહની જેમ તાલનાંયે આવર્તનો થયે જ જાય છે ચોકકસ ગતિ સાથે ! અને દરેક આવર્તન પછી રવિવારની જેમ 'સમ' આવે છે અને એક વિશેષ આનંદ સાથે નવું આવર્તન આરંભાય છે ધારો કે ત્રણ દિવસ પછી કે દસ દિવસ પછી રવિવાર આવે, તો તમે સ્વીકારશો ? ના. કારણ કે આપણું સપ્તાહનું ગણિત સાત દા'ડાનું છે એ જ રીતે તાલમાં પણ ચોકકસ માત્રાઓ હોવાને કારણે આવર્તન પૂરુ થયા પહેલાં કે પછી સમ ન આવી શકે છતાં કોઈ કલાકાર 'સમ'ને વહેલો કે મોડો લાવી બતાવે (વિશેષ વજન સાથે ?) તો એને વિશેષતા ગણી દાદ ન આપતા, પ્લીઝ ! એ તો નિયમભંગ થયો કહેવાય ને ? બે કલાકારો સંગત કરતા હોય, ત્યારે બનેનો સમ સાથે જ આવવો જોઈએ. એક જણ આત્મવિશ્વાસપૂર્વક વિશેષ વજન સાથે 'સમ' દર્શાવે, ત્યારે એના સાથીના ચહેરા પર છીંક આવ્યા પહેલાંના ભાવો સાથે આંખો પહોળી થઈ જાય, તો સમજવું કે એ બેમાંથી એક જણે કાંઈક ગરબડ કરી છે ઘણીવાર તો ખોટું વગાડનારનો આત્મવિશ્વાસ વધુ હોય છે અને સાચું વગાડનાર પોતાને દોષી માની બેસે છે એટલે દેખાતા દશ્ય પર વિશ્વાસ ન કરવો પણ સજ્જ શ્રોતા તરીકે તમારે માન્ય ગણિતને આધારે પરિસ્થિતિનો કયાસ કાઢવો. હું એ આશાએ જ આટલું બધું લખું છું કે તમે (મેં આપેલા) જ્ઞાનના બળ પર મહાન કલાકાર ન બની શકો તો કાંઈ નહીં, મહાન શ્રોતા બનો તોયે ઘણું !

(૩) આવર્તન : ઉપર જે રામાયણ કરી, એમાં 'આવર્તન'ની ચોખવટ પણ કરી જ છે, મિત્ર ! આવર્તનને સમજાવવા માટે કેટલાં આવર્તનો કરું, બોલો ? તમારી સમજદારીનો તો 'સમ' જ નથી આવતો !

(૪) તાલી : તાલનું સ્વરૂપ સ્પષ્ટ કરવા, કોઈ ચોકકસ માત્રા પર તાલી અપાય છે

(૫) ખાલી : તાલી ન પાડવાની ક્રિયા અંગે વિચારો ! એમ વિચારવાથી મગજમાં જે ચડે છે એને પણ 'ખાલી' કહી શકાય. એટલે જ, જે તાલી નથી તે ખાલી છે, એમ પણ લાગશે. સંગીતને અનુલક્ષીને એમ કહી શકાય કે તાલમાં સમ પછી જેને વિશેષ વજનથી દર્શાવાય છે, તે 'ખાલી' છે. કેટલાક તાલમાં એકથી વધુ ખાલી હોય છે.

(૬) તિહાઈ : કોઈ પણ બોલને ત્રણ વાર ગાઈ અથવા વગાડીને સમ પર અવાય, તો એ રચનાને તિહાઈ કહેવાય છે. એનાથી તમે શ્રોતાઓનું ધ્યાન ખેંચી શકો અને સાથે કાંઈક વિશેષ કર્યાનો સંતોષ પણ મેળવી શકો છો. ગાયન-વાદનનું સમાપન પણ તિહાઈથી થતું હોય છે. અમારા એક મિત્ર પોલીસ હોવા છતાં શાસ્ત્રીય સંગીતના ચાહક છે. એટલે એ ગુનેગારને છોડી મૂકતાં પહેલાં વજનદાર ત્રણ ઝાપટ (તિહાઈ !) મારીને કહેતા હોય છે : 'આજનો કાર્યક્રમ પૂરો, ચલ ઘરે જા !....' આટલેથી વાત નહીં પતે. કેટલીક એવી બાબતો વિશે પણ લખવાનું બાકી છે, જેના દ્વારા સંગીતનું સૌંદર્ય પ્રગટ થાય છે અને એનો સંબંધ સૂર સાથે છે.

આલાપ : રાગ-ગાયનના આરંભે લયથી મુક્ત રહીને (એટલે કે તાલ વડે કશું માપવાના મોહમાં પડયા વિના) સૂરો દ્વારા 'આ-કાર' માં રાગનું સૌંદર્ય પ્રગટ કરવામાં આવે છે, તેને આલાપ કહે છે. તાલબધ્ધ રીતે પણ આલાપ થતો હોય છે. એનો 'સૌદર્ય' સાથે સીધો સંબંધ હોઈ, એમાં 'વિલાપ'નું તત્ત્વ ન ભળે, એ ગાયકે ખાસ જાવું.

મુખડો : ગીત અથવા ગતના આરંભથી સમ સુધી તમારે પહોંચવું હશે, તો સ્વર દ્વારા જ પહોંચવાનું રહેશે, એ તો સ્વયંસ્પષ્ટ છે. તમારી એ પ્રકારની ટૂંકી સ્વર-યાત્રાને જ મુખડો કહે છે. આરંભને બદલે આવું જો ગાયનની વચ્ચે કયાંક કરાય તો એને 'મોહરા' કહેવાય છે. અમારા મિત્ર મોહનભાઈ શ્રોતાઓને પ્રભાવિત કરવા સતત નવા નવા 'મુખડા'ની શોધમાં રહે છે. પછી અમે એમને 'મુખડાની માયા લાગી રે મોહન પ્યારા' કહીએ તો એ વાજબી જ ગણાયને ? જો કે દર્પણમાં જોતાં 'પ્યારા'ને બદલે 'મારા' ન ગવાઈ જાય એનું ય ધ્યાન રાખવું.

તાન : ગાયન કે વાદનમાં તીવ્ર ગતિએ રજૂ થતા સ્વરસમૂહને તાન કહે છે. અહીં ત્વરિત ગતિ અગત્યની છે, હરણ જેવી ચંચલ અને તેજ ! ધીમી ગતિના સમાચાર જેવી તાન ન હોઈ શકે. તમને ગભરાવી મૂકવા એના ચાર પ્રકારો જ કાફી છે.

(૧) સરળ તાન : તમે બે-ચાર પગથિયાં ગુપચાવ્યા વિના દાદરો ચડો કે ઉતરો, એ પ્રકારની ગતિ આમાં હોય છે. એમાં આરોહ કે અવરોહના ક્રમબધ્ધ સ્વરો હોય છે. પણ કલામાં ગૂંચવવાની પ્રક્રિયાનું ખાસ મહત્ત્વ છે, એટલે આ તાન વડે તમે શ્રોતાઓને ખાસ પ્રભાવિત નહીં કરી શકો. આજકાલ ગળે ઉતરે એવી સરળ વાતોથી લોકો પ્રભાવિત થતા જ નથી.

(૨) મિશ્રતાન : તમે થોડા પ્રભાવિત થાવ, એવી તાન છે આ. એમાં ચિચૂડા જેવી ગતિ હોય છે, ઉપર-નીચે... ઉપર-નીચે ! એમાં આરોહ અને અવરોહ એકબીજાનો હાથ ઝાલીને ચાલે છે... સાગ રેમ ગપ મધ પનિ - એ રીતે ! એમાં તમને ઊંટ ઉપર બેઠા હો, એવો આનંદ મળી શકે !

(૩) ફિરત તાન : આ મારી ખાસ પસંદગીની તાન છે. (આ વ્યાખ્યા નથી, શાસ્ત્રમાં તો જુદું લખ્યું છે યાર !) આજકાલ દરેક ક્ષેત્રે લોકોને ગોળ ફેરવવામાં આવે છે. (આ લેખ શ્રેણીનો મુખ્ય હેતુ પણ એ જ છે !) જ્યારે આરોહ-અવરોહમાં સ્વરોને પુનરાવર્તિત કરી ચક્રાકાર ગતિ ઊભી કરાય છે, ત્યારે એ તાન ફિરત તાન બને છે. (આ તાનમાંથી પ્રેરણા લઈ મેં 'ચક્રાકાર ચતુષ્કોણ' નામની હાસ્ય નવલકથા પણ લખી છે. વાચકો હસવાને બદલે ગૂંચવાતા જોઈ, અભ્યાસીઓ પ્રભાવિત થયેલા, એટલે એ 'કલાત્મક' સાબિત થયેલી !)

(૪) બોલ તાન : સામાન્યતઃ તાનમાં ગીતના શબ્દો ગૂંથાતા નથી, પણ જો એવું કરવામાં આવે તો એ બોલ તાન બને છે.

હાલ તમે આટલા જ્ઞાનથી ચલાવી લો, આગળ ઉપર જરૂર પડશે એમ નવી વ્યાખ્યાઓ આપતો જઈશ (અને જરૂર પડયે મારી જૂની વ્યાખ્યા કેન્સલ પણ કરું, કોઈ ગેરન્ટી નહીં.) બધું અવ્યવસ્થિતપણે પણ રસપ્રદ રીતે ચાલશે, એટલું નકકી. હાસ્યકાર, 'નાત'નું રાંધતા રસોઈયા જેવો વ્યવહાર કુશળ હોય છે. ખારી થઈ ગયેલી દાળમાં પાણી અને ગોળ ઉમેરી હલાવ્યા પછી જો એ પાતળી થઈ જાય તો એમાં ચણાનો લોટ અને બાફેલું સૂરણ નાંખી, કડછાનો કમાલ દેખાડી શકાય છે. ટૂંકમાં, પચાસ માણસ વધી જાય, તોયે રસોઈયો જાનને ભૂખી જવા દેતો નથી. બોલો, આ બધું 'પાકશાસ્ત્ર'માં કાંઈ લખેલું હોય છે ? 'દાળ મારફાડ બની છે હોં !' કહી તમે સબડકા બોલાવતા હો, ત્યારે રસોઈયાએ એમાં શું નાંખ્યું છે, એની તમને ખબર હોય છે ? હું લખું છું તે 'સંગીતશાસ્ત્ર' મુજબ છે કે નહીં, એની ચિંતા છોડી, તમતમારે પીરસાતી વાનગીઓ પર ધ્યાન આપો, ઓકે ?

■

# કોયલ - Koel (Eudynamys Scolopacea)

હેમેન્દ્ર એ. શાહ

"કાહે કોયલ શોર મચાયે રે
મુઝે અપના કોઈ યાદ આયે રે!"

કોકિલ કંઠી અવાજમાં ગવાયેલું આ ગીત લગભગ ૬૦ વર્ષ પહેલાંનુ હિન્દી ફિલ્મી ગીત છે જે આજે પણ ઘણાંને ગણગણવાનું મન થાય તેવુ છે

કોયલ ગુજરાતીમાં અને અંગ્રેજીમાં, બંનેમાં કોયલ તરીકે જ ઓળખાય છે

આપણાં લોકગીતોમાં સૌથી વધુ લોકપ્રિય મોર અને પોપટ છે ત્યાર પછી કામણગારી, કાળી કોયલનો ઉલ્લેખ જોવા મળે છે આજકાલના યુવાનો તેને 'બ્લેક બ્યુટી' તરીકે પણ સંબોધે છે ।

કોયલના સ્ટીરીયોફોનિક, બુલંદ અવાજથી બધા પરિચિત છે પણ નવાઈની વાત તો એ છે કે કોયલને જોઈ હોય તેવી બહુ ઓછી વ્યકિતઓને હું જાણુ છું અમારી વાઈલ્ડ લાઈફ તસવીરકારોની જ્ઞાતિમાં પણ જવલ્લે જ કોયલને જોનારા મળી આવે છે, પક્ષી નિરીક્ષણનો શોખ ધરાવતા અને મોંઘા દાટ બાયનોકયુલર લઈને વિવિધ સફર ઉપર નીકળી પડતા ઘણા મિત્રોએ પણ કોયલને જોઈ નથી ।

કોયલ હંમેશાં ઊંચા ઝાડ ઉપર જ રહે છે કદી મેદાનમાં કે ઓછી ઊંચાઈવાળી ડાળી ઉપર બેસતી નથી વળી તે પાંદડાઓનાં ઝુમખાં વચ્ચે સંતાયેલી રહે છે નર ચળકતા કાળા રંગનો હોય છે માદાનાં પીંછા ઉપર અનેક સફેદ ટપકાં તથા રેખાઓ જોવા મળે છે, બંનેની આંખો લાલ હોય છે ચાંચ આછી પીળી હોય છે, કોયલ-નરનો અવાજ બુલંદ હોય છે અને તે ઉનાળામાં અને પ્રજનન ઋતુમા સતત બોલતો હોય છે માદા બહુ ઓછુ બોલે છે ઉનાળાની ઋતુ સિવાય કોયલ ભેદી મૌન પાળે છે વૃક્ષોની ઊંચી ડાળ ઉપર પાંદડાંનાં ગુચ્છ વચ્ચે તે બેસે છે આંબાનું વૃક્ષ તેને વધુ પ્રિય છે અને એથી 'આંબા ડાળે કોયલ' નું ચિત્ર ઘણી કવિતાઓમા અને સાહિત્યમાં જોવા મળે છે

કોયલ લગભગ દુનિયાભરમાં પથરાયેલ છે યુરોપમાં રહેતી કોયલને The European Cuckoo તરીકે ઓળખવામાં આવે છે ફળ, વડના ટેટા, પીપળના વૃક્ષની પોપડી, નાના જીવડાં ખાસ કરીને ઈયળ વગેરે તેનો મુખ્ય ખોરાક છે હિંદી ભાષી રાજ્યોમાં કોયલને પ્રેમથી કોકિલા તરીકે પણ સંબોધિત કરવામાં આવે છે

મેં અગાઉ કહ્યું તે પ્રમાણે બહુ ઓછી વ્યકિતઓએ કોયલને જોઈ છે, પણ વધુ નવાઈની વાત એ છે કે મેં અનેક તસવીરકારોનાં વાઈલ્ડ લાઈફ ફોટોગ્રાફીનાં પ્રદર્શનો જોયાં પણ કોયલની એક પણ તસવીર મને જોવા મળી નથી ।

કાગડો હોશિયાર અને ચાલાક ગણાય છે પણ કોયલ તેની ગુરુ નીકળી. કોયલ પોતે માળો બાંધીને બચ્ચાંને ઊછેરતી નથી. તે કાગડાના માળામાં ઈંડુ સિફતથી મૂકી દે છે વધારે ઈંડાં હોય તો તે જુદા જુદા કાગડાના માળામાં વ્યવસ્થિત એક સરખી સખ્યામા વહેંચી નાખે છે કોયલ પોતે પોતાનો માળો બાંધીને બચ્ચાને ઊછેરતી નથી. તે આ કામ કાગડા પાસે કરાવે છે આ કારણને લીધે પક્ષી નિષ્ણાતોએ તેને માટે જુદો વર્ગ પાડયો છે - 'પરભૃત કોકિલ વર્ગ.' જે જાતે બચ્ચાંને ઉછેરતી નથી.

યુરોપિયન 'કકકુ' કાશ્મીર તથા પશ્ચિમ હિમાલયમાં જોવા મળે છે તે ઉપરાંત તે આસામમાં પણ કાયમી વસવાટ કરે છે કોયલ અમદાવાદ જેવાં શહેરોમાં પણ ઉનાળામા તેના સ્ટીરીઓફોનિક અવાજથી ચારે દિશા ગજવી મૂકે છે ..

■

## એ દેશની ખાજો દયા

દોસ્તો, સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા
જ્યાં ધર્મનો છાંટો નહીં, ફિરકા છતાં ફાલી રહ્યા.

સૂત સફરાં અંગ પે–પોતે ન પણ કાંતે વણે,
જ્યાફતો માણે – ન ભૂમિપાક પોતાનો લણે;
લોક જે દારૂ વિદેશી રોજ ઢીંચે ખંતથી,
વતન કેરું મધ પરંતુ જેમણે ચાખ્યું નથી :

રંગ છે બહાદુર ! બિરદાવી ફુલેકે ફેરવે,
જે પ્રજા નાચી રહે ગુંડા, ટણકને ટેરવે,
        ને દમામે જીતનારાને ગણે દાનેશરી,
        હાય, એવા દેશના જાણો ગયા છે દી ફરી.

ભાવનાના વાસના કેરાં વછોડે આંગળાં,
જિંદગીમાં એ પિશાચીનાં પછી ચાટે તળાં,
મરસિયા વિણ મોકળું ક્યાંયે ગળું ન મૂકતા,
એકલી ડંફાસ ખંડેરો મહીં જઈ ફૂંકતા;

માંચડે ફાંસી તણે ચડતાં, કપાતાં ખંજરે,
એ વિના જે હરફ હોઠે કાઢતાં યે થરથરે !
        જાણજો એ લોકને કાજે રહ્યાં છે છાજિયાં –
        દોસ્તો, સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા.

લોકનેતા લોંકડી શા જ્યાં કપટના કાંધિયા,
ભૂર ભાષાના મદારી હોય પંડિત વેદિયા,
નામ ફૂટીને કળાનું થીગડાં મારી ફરે,
જ્યાં જુવાનો નકલ નખરામાંય ફિસિયારી કરે !

નવા રાજાને કહે વાજાં વગાડીને જિયો !
જાય તો પાછળ ઉડાડી ધૂળ બોલે હુરિયો,
ને છતાં એ કોઈ બીજાને ફરી સત્કારવા,
એ જ નેજા ! એ જ વાજાં ! એ જ ખમ્મા, વાહ વા !
        જાણજો એવી પ્રજાના ખીલડા ખૂટલ થયા,
        દોસ્તો, સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા.

મૂક, જર્જર જ્યાં મહર્ષિઓ અવસ્થા કારણે,
જેમના શૂરા જનો પોઢ્યા હજી છે પારણે,
ભાગલા પાડી ઉડાડે નોખનોખી છે ધજા,
ને બધા એ ભાગ પોતાને ગણે આખી પ્રજા !
        જાણજો એવી પ્રજાનાં પુણ્ય પરવારી ગયાં,
        દોસ્તો, સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા



મકરન્દ દવે

(ખલીલ જિબ્રાનના 'Pity the Nation'નો કાવ્યાનુવાદ)

('ઉદ્દેશ' વર્ષ : ૧૨, અંક : ૨, સપ્ટેમ્બર ૨૦૦૧માંથી)

મુકુન્દ પી. શાહ

**'કવિનો ત્રીજો અવાજ' : ઉમાશંકરની જન્મજયંતિએ કાર્યક્રમ**

શ્રી ઉમાશંકર જોશીની જન્મજયંતિ (તા ૨૧ જુલાઈ) નિમિત્તે, ગુજરાતી સાહિત્ય પરિષદ અંતર્ગત શ્રી ઉમાશંકર જોશી સ્વાધ્યાયપીઠ અને કલાપક્ષના સયુક્ત ઉપક્રમે પરિષદ પ્રમુખ શ્રી નારાયણભાઈ દેસાઈના અધ્યક્ષસ્થાને શુક્રવાર, તા. ૨૫ જુલાઈ ૨૦૦૮ના રોજ 'કવિનો ત્રીજો અવાજ' એ શીર્ષકથી પરિષદ ભવનમાં કાર્યક્રમ યોજાઈ ગયો. આ પ્રસંગે શ્રી ચંદ્રકાન્ત શેઠ લિખિત 'ઉમાશંકરનો વાગ્વૈભવ' ભાગ ૧, ૨ અને ૩નું વિમોચન શ્રી નારાયણભાઈ દેસાઈએ કર્યું હતું, રઘુવીર ચૌધરીએ પ્રાસંગિક પ્રવચન કર્યું હતું અનિલા દલાલ, ભારતી દવે, મનસુખ સલ્લા વગેરેએ પણ પ્રસંગોચિત પૂરણી કરી હતી. ચદ્રકાંત શેઠે આ ગ્રંથોના લેખનની આંતરપ્રક્રિયાનો મનનીય અહેવાલ આપ્યો. આ પ્રસંગે કવિના પદ્યનાટક 'મહાપ્રસ્થાન'ના અંશોની રજૂઆત થઈ હતી. આ પ્રસંગે 'સાપના ભારા'માંથી એકાંકીઓના અંશોની રજૂઆત તથા તેને લઈને ઊભા થયેલા વિવાદ-વિમર્શમાં સર્વશ્રી ધીરુભાઈ ઠાકર, રઘુવીર ચૌધરી, મનિષી જાની, ઈલા પાઠક, ત્રિદીપ સુહૃદ, ચંદુ મહેરિયા અને પ્રેક્ષકવર્ગમાંથી પણ કેટલાંકે ભાગ લીધો હતો કાર્યક્રમનું સરસ સંચાલન અને નિર્દેશન પરેશ નાયક અને વિભા નાયકનું હતું

**'અધિકાર'ના ઉપક્રમે 'ઉમાશંકરના એકાંકીનો વિવાદ અને દલિતો' વિશે ચર્ચાસભા**

તા ૨૯મી જૂને મા. જે પુસ્તકાલયના સભાગૃહમાં 'અધિકાર'ના ઉપક્રમે 'ઉમાશંકર જોશીના એકાંકીનો વિવાદ અને દલિતો' વિષયક યોજાયેલી ચર્ચામા નિમેશ દેસાઈએ ઉમાશંકર જોશીના એકાંકી 'ઢેડના ઢેડ ભંગી'નું અભિવાચન કર્યું હતું ડૉ રાજેશ મકવાણા અને રમેશ ૨ દવેએ પોતાની મંતવ્યો રજૂ કર્યાં હતાં. અધ્યક્ષસ્થાનેથી જોસેફ મેકવાને પોતાનુ વક્તવ્ય આપ્યું હતું સચાલન ચદુ મહેરિયાએ કર્યું હતું સમસ્ત સૂર એવો હતો કે આ એકાંકી પાઠ્યપુસ્તકમા હોવું જોઈએ. જ્યા એને રદ કરાયું છે ત્યાં અભ્યાસક્રમમાં પુન દાખલ કરવું જોઈએ

**જયભિખ્ખુ જન્મ શતાબ્દી**

તા ૨૨મી જૂને યશવંતરાય ચૌહાણ નાટ્યગૃહ ભાવનગરમા શ્રી જયભિખ્ખુ જન્મ શતાબ્દી મહોત્સવની ઉજવણીમાં વિનોદ જોશીએ 'નવલકથાકાર જયભિખ્ખુ' વિશે, રાજેન્દ્ર પટેલે 'જયભિખ્ખુની વાર્તાઓ' અને 'આદર્શ વિભૂતિઓના ચરિત્ર લેખન' વિશે અને ડૉ. કુમારપાળ દેસાઈએ 'જયભિખ્ખુના સાહિત્યિક જીવન' વિશે વ્યાખ્યાનો આપ્યાં હતાં. સંચાલન છાયા પારેખે કર્યું હતું

આ પ્રસગે અદિતિ દેસાઈ દિગ્દર્શિત જયભિખ્ખુનું 'બંધન અને મુક્તિ' નાટક પચ્ચીસ કલાકારો દ્વારા પ્રસ્તુત કરવામાં આવ્યું હતું

**'સુન્દરમ્‌ની કવિતા'**

તા. ૨૫મી જૂને વિશ્વ કવિતા કેન્દ્ર - ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે કવિલોક ટ્રસ્ટની સુવર્ણજયંતી અને સુન્દરમ્‌ની જન્મ શતાબ્દી હમણાં ગઈ એ નિમિત્તે 'સુન્દરમ્‌ની કવિતા' પર ડૉ. ચન્દ્રકાન્ત શેઠે અભ્યસનીય વ્યાખ્યાન આપ્યું હતું પ્રારંભમા 'કવિલોક' અને 'કુમાર'ના તંત્રી ડૉ ધીરુભાઈ પરીખે ભૂમિકા બાંધી હતી

**સાહિત્ય અકાદમી દ્વારા યોજાયેલું લેખક સંમેલન**

તા ૨૮ ૨૯ જૂનના રોજ ગુજરાત વિશ્વકોશ ભવન ખાતે કેન્દ્રની સાહિત્ય અકાદમીના ઉપક્રમે ઉત્તર-પૂર્વ અને પશ્ચિમના લેખકોનુ સંમેલન યોજાયુ હતું જેનું ઉદ્‌ઘાટન ત્રિપુરા સરકારના ઉચ્ચ શિક્ષણ મંત્રી અનિલ સરકારે કર્યું હતુ ગુજરાતી સલાહકાર મંડળના અધ્યક્ષ વિનોદ જોશીએ પરિચય આપ્યો હતો ડૉ. ભોળાભાઈ પટેલે અધ્યક્ષ સ્થાનેથી વ્યાખ્યાન આપ્યું હતું સ્વાગત પ્રવચન અકાદમીના સચિવ એ. કૃષ્ણમૂર્તિએ કર્યું હતું મુંબઈ કેન્દ્રના સચિવ કે એસ રાવે આભારદર્શન કર્યું હતું આ પ્રસંગે વિવિધ કવિઓએ કાવ્યપઠન કર્યું હતું

બીજે દિવસે પ્રદીપ આચાર્ય અને વાસુદેવ મોહીના અધ્યક્ષપદે વિવિધ ભાષાના વાર્તાકારોએ પોતાની વાર્તાઓનું પઠન કર્યું હતું

ભોજન પછીની બેઠકમા ડૉ. ચિનુ મોદીના અધ્યક્ષપદે વિવિધભાષી કવિઓએ કાવ્યપઠન કર્યું હતું સંચાલન રામકુમાર મુખોપાધ્યાયનું હતું

**સાહિત્ય અકાદમી યોજિત બહુભાષી કાવ્યગોષ્ઠિ**

તા. ૩૦મી જૂનના રોજ સાહિત્ય અકાદમીના ઉપક્રમે આર્યસમાજ, પોરબંદર ખાતે વિનોદ જોશીના અધ્યક્ષપદે યોજાયેલી બહુભાષી કાવ્યગોષ્ઠિમાં નરોત્તમ પલાણે 'આજની ગુજરાતી કવિતા' અને પ્રદીપ આચાર્યે 'આજની પૂર્વોત્તર કવિતા' વિષે વ્યાખ્યાન આપ્યું હતું

આ પ્રસંગે કૃષ્ણ દવે, અનિલ ચાવડા, રમણીક સોમેશ્વરે ગુજરાતી, નિલીમ કુમાર અને મણિકુંતલા ભટ્ટાચાર્યે અસમિયા, ચંદ્રકાંત મુરાસિંહે કોકવરોક, જોયકુમાર શર્માએ મણિપુરી અને કોદુમલ વધવાણીએ સિંધી કવિતાનુ પઠન કર્યું હતું

## ગુજરાત કેળવણી પરિષદ

તા. ૩જી જુલાઈના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે માતૃભાષાનું મહત્ત્વ વાલીઓ તથા જનતાને સમજાવવા શું કરવું જોઈએ તે માટે ગુજરાત કેળવણી મંડળ તથા અન્ય સંસ્થાઓના ઉપક્રમે એક સભા યોજાઈ હતી, જેમાં રતિલાલ બોરીસાગરે ભૂમિકા બાંધી હતી. નારાયણભાઈ દેસાઈએ આ બેઠકનો હેતુ સમજાવ્યો હતો. એ પછી ત્રણ જૂથો દ્વારા થયેલી ચર્ચાના મુદ્દાઓ જણાવાયા પછી ગૂજરાત વિદ્યાપીઠના કુલસચિવ સુદર્શન આયંગારે પ્રતિભાવ આપ્યો હતો. નારાયણભાઈ દેસાઈએ અધ્યક્ષસ્થાનેથી પ્રવચન આપ્યું હતું. સંચાલન મનસુખભાઈ સલ્લાએ કર્યું હતું. તેમણે તથા અરવિંદભાઈ દેસાઈએ આયોજન કર્યું હતું. સમસ્ત ચર્ચાનો સૂર એવો હતો કે શિક્ષણના માધ્યમ તરીકે તો માતૃભાષા જ હોવી જોઈએ.

## આદિવાસી ભાષા-સાહિત્ય સંમેલન યોજાયું

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર અને આદિવાસી અકાદમી દ્વારા દાંડી, તાલુકા નવસારી ખાતે રાષ્ટ્રીય સ્તરના આદિવાસી ભાષા-સાહિત્ય સંમેલનનું આયોજન થયું હતું. જેમાં સુખ્યાત બંગાળી લેખિકા મહાશ્વેતાદેવી, ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નારાયણભાઈ દેસાઈ, રતિલાલ બોરીસાગર, ડૉ. ભગવાનદાસ પટેલ, પ્રા. કાનજીભાઈ પટેલ, ડાહ્યાભાઈ વાઢુ, કવિ રાજેન્દ્ર પટેલ, ડૉ. જયાનંદ જોશી, ડૉ. હસુભાઈ યાજ્ઞિક વગેરેએ 'આદિવાસી સર્જનનું સાહિત્યમાં સ્થાન' એ વિષયને કેન્દ્રમાં રાખી આદિવાસી ભાષા, સાહિત્ય, કલા, ઈતિહાસ, મૌખિક પરંપરા, સૌંદર્યશાસ્ત્ર, જ્ઞાન પદ્ધતિ, સાંસ્કૃતિક અભિવ્યક્તિ, લોકકથા વગેરે વિષયો પર પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા.

## ગુજરાત લોકકલા ફાઉન્ડેશન

તા. ૫મી જુલાઈએ ઠાકોરભાઈ દેસાઈ હોલ ખાતે ગુજરાત લોકકલા ફાઉન્ડેશન અને ગુજરાત લોકકલા કેન્દ્ર દ્વારા માલવી-રાજસ્થાની લોકનૃત્ય તથા લોકસંગીતનો ડાયરો યોજાયો હતો.

આ પ્રસંગે મોહનલાલ અને સરોજ ચૌધરીને 'લોકનૃત્ય એવૉર્ડ', કમલેશ પટેલને 'વિકલાંગ કલાકાર એવૉર્ડ' તથા ચાંદ મીરને 'લોક વાદ્ય-યુવા એવૉર્ડ' અર્પણ કરાયા હતા. આયોજન જોરાવરસિંહ જાદવ તથા જગદીશભાઈ મુલાણીનું હતું.

## 'ભગવદ્ ગોમંડલ' ભાગ ૧થી ૯નું લોકાર્પણ

પ્રવીણ પુસ્તક ભંડાર પ્રકાશિત 'ભગવદ્ ગોમંડલ' ભાગ ૧થી ૯નું લોકાર્પણ રાજકોટમાં હેમુ ગઢવી નાટ્યગૃહ ખાતે પૂ. સ્વામી સચ્ચિદાનંદજીએ કર્યું હતું. અતિથિવિશેષપદે ડૉ. ગુણવંત શાહ અને ઓરપેટ ગ્રુપના ચેરમેન ઓધવજી પટેલ ઉપસ્થિત રહ્યા હતા. આ મહાનુભાવો ઉપરાંત ગોંડલના પૂર્વ નગરપતિ ગોવિંદભાઈ દેસાઈ અને ઉપલેટાના ધારાસભ્ય પ્રવીણભાઈ માંકડિયા પણ ઉપસ્થિત રહ્યા હતા. ભગવદ્ ગોમંડલના પુનઃ પ્રકાશન માટે પ્રકાશક ગોપાલભાઈ પટેલ (માંકડિયા)ને સૌએ અભિનંદન આપ્યાં હતાં.

## કૃષ્ણ ચરિતનો મહિમા

તા. ૨૧મી જૂને પ્રવીણ પ્રકાશન રાજકોટના ઉપક્રમે ડૉ. કિરણ લાડવાનાં કૃષ્ણ ઉપરનાં ત્રણ પુસ્તકોનો લોકાર્પણ સમારંભ પૂ. મોરારિબાપુના આશીર્વચનથી સંપન્ન થયો. તેમણે કૃષ્ણ ચરિતનો મહિમા કરી લેખકને અભિનંદન પાઠવ્યાં હતાં.

સમારંભના અતિથિવિશેષ ડૉ. પ્રવીણ દરજીએ કૃષ્ણને 'નિરંતરના નૃત્ય' તરીકે ઓળખાવી ભારતીય ચેતનાના એક સનાતન લયરૂપે તેઓ કેવા પ્રતિષ્ઠિત છે તે ભાવવિભોર શૈલીમાં દર્શાવી સમગ્ર હેમુ ગઢવી નાટ્યગૃહને મંત્રમુગ્ધ કર્યું હતું.

## 'ધરતી કો આકાશ પુકારે'નું વિમોચન

સંગીતકાર બેલડી કલ્યાણજી-આણંદજીના આણંદજીભાઈએ કટાર લેખક અને સિને સમીક્ષક ડૉ. યાસીન દલાલના પુસ્તક 'ધરતી કો આકાશ પુકારે'નું વિમોચન કરતાં જણાવ્યું હતું કે આવાં પુસ્તકો સિનેમાના અભ્યાસમાં જિજ્ઞાસુઓ અને વિદ્યાર્થીઓ બન્નેને મદદરૂપ થશે. એમણે યાસીનભાઈના આ કામને બિરદાવ્યું હતું.

## સંસ્કૃત સંભાષણ શિબિર

જુલાઈ માસની તા. ૭મીએ શામળાજીની આર્ટ્સ કૉલેજમાં સંસ્કૃત સંભાષણ શિબિરના ઉદ્‌ઘાટન પ્રસંગે રોજડ આર્યવનના દર્શનાચાર્ય પ્રશાંતજી અને વ્યાકરણાચાર્ય દયાનિધિ ખાસ ઉપસ્થિત રહ્યા હતા. સંચાલન સંસ્કૃત ભારતીના હરેશભાઈ કણઝરિયાએ અને આયોજન પ્રા. મધુસૂદન વ્યાસે કર્યું હતું.

## શ્રેષ્ઠ વાર્તાને રૂ. ૨૫,૦૦૦/- (પચીસ હજાર)નું સ્વ. કેતન મુનશી પારિતોષિક

ગુજરાતી ભાષામાં ટૂંકી વાર્તાનું મૌલિક સર્જન થતું રહે એ માટે વાર્તાકાર સ્વ. કેતન મુનશીનાં આપ્તજન શ્રી દેવીબહેન મુનશી અને રૂપાબહેન દેસાઈએ નર્મદ સાહિત્ય સભાને રૂ. દસ લાખનું દાન આપ્યું છે, જેના વ્યાજમાંથી પ્રતિ વર્ષ શ્રેષ્ઠ વાર્તાને રૂ. ૨૫,૦૦૦/-નું પારિતોષિક અપાશે. વાર્તા મોકલવાની છેલ્લી તારીખ ૧૨મી ડિસેમ્બર છે.

વાર્તા મોકલવા માટે તથા વધુ વિગત માટે નર્મદ સાહિત્ય સભા c/o. સાહિત્ય સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧નો સંપર્ક સાધવો.

## ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર

ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર બે વર્ષના ગાળામાં પ્રગટ થયેલા ઉત્તમ કાવ્યસંગ્રહને આપવાનો છે. કવિઓ તથા પ્રકાશકોએ ૨૦૦૬ અને ૨૦૦૭માં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોની બે નકલો પ્રા. ડૉ. રેખાબહેન ટી. ભટ્ટ, મંત્રી : ડૉ. જયન્ત પાઠક પુરસ્કાર સમિતિ, એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ને મોકલવા જણાવાયું છે.

■

પછીનો આ આઠમો કાવ્યસંગ્રહ છે છેલ્લે ૨૦૦૫માં 'તૃષિત સૂર્ય' કાવ્યસંગ્રહ એમણે આપ્યો હતો. આ ૫૮ રચનાઓના સંગ્રહને કવિ 'દલિત પ્રતિબદ્ધ કાવ્યસંગ્રહ' કહી ઓળખાવે છે પ્ર આ ૨૦૦૮, પ્રકાશક વિમળા-હિતેશ, પ્રણામી મંદિર પાસે, સૈયદપરા, સુરત - ૩ પૃ ૭૨, કિ રૂ ૪૫

■ 'હથેળીમાં.' ભરત ભટ્ટ 'પવન'નો પ્રથમ ગઝલ સંગ્રહ શ્રી ચિનુ મોદી પ્રાસ્તાવિકમાં લખે છે, 'ગુજરાતી ગઝલની તાસીર અને તસવીર કેવી તો બદલાઈ છે એ જાણવું જ હોય તો માત્ર આપણા પ્રમુખ ગઝલકારોને ન વાંચતાં, કેટલાક અજાણ્યા છે હજી, એવા અવાજોને પણ કાન દઈ સાંભળજો. .' સંગ્રહમાંથી પસાર થતાં સૌને નિશંક આ પ્રતીતિ થશે બે પંક્તિઓ વચ્ચેનો અવકાશ અહીં કવિત્વથી ભર્યોભર્યો છે જુઓ

'કોઈ સપનું રહે અધૂરું તો,
ફર્ક પડતો નથી પથારીને.'

પ્ર. આ. ૨૦૦૮, ગુજરાત સરકારની આર્થિક સહાયથી પ્રકાશિત, પ્રકાશક : લેખક ભરત ભટ્ટ 'પવન' ૩૬/બી, વિરપુરનગર, વાઘોડિયા રોડ, વડોદરા - ૩૯૦૦૧૯ 'અમૂલ્ય-મૂલ્ય' એમ લખ્યું છે

■ 'તારા વિના.' ગોપાલ શાસ્ત્રીના ૧૯૯૭માં પ્રકાશિત કાવ્યસંગ્રહ 'તારા ગયા પછી'નો નવો ગીતસંગ્રહ. ૧૯૭૨માં 'ઝંખના' અને ૧૯૯૨માં 'મૌનઘર' નામે એમના સંગ્રહો પ્રકાશિત થયા છે કવિ કહે છે "આયું તે ગાયું - સભાનરૂપે કોઈ પણ જાતના વાઘા-ધાગા પહેરાવ્યા વગર આ ગીતોમાં મેં મારું ભાવસંવેદન વ્યક્ત કર્યું છે" અહીં ૮૨ જેટલી ગીતરચનાઓ છે ધાર્મિક પરિવેશમાં ઉછરેલા કવિને પારપરિક લય સહજ આત્મસાત્ છે પ્ર. આ. ડિસેમ્બર ૨૦૦૭, પ્રકાશક નવભારત પ્રકાશન મંદિર, ૧૯૧૪, હિંગલોક જોષીની પોળ, બાલાહનુમાન, ગાંધીરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧ પૃ. ૮૬, કિ રૂ ૬૫

■ 'વિદાયવેળા.' મહેન્દ્ર અમીન લગભગ ચાર દાયકાથી કવિતાક્ષેત્રે પ્રવૃત્ત છે અગાઉ 'વિરતિ', 'હું', 'વિરતિ હું અને તું' એવા ત્રણ કાવ્યસંગ્રહો અને હમણા અંગ્રેજીમાં 'હાઈ અને બાય' સંગ્રહ પ્રગટ થયા પછી આ સંગ્રહમા થોડાંક અછાંદસ, એક સ્વરચિત અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ અને થોડીક 'ગઝલ ગંધી' એવી કુલ સીત્તેર રચનાઓ લઈને આવે છે ડૉ. પ્રવીણ દરજી કહે છે તેમ, 'તેમની કવિતા વિરતિબોધની છે, ઝુરાપાની છે, સ્વશોધની છે, માનવીના આરંભ-અંત વચ્ચેની, મથામણોની છે ' કવિ કહે છે "એમાંની સારી એવી રચનાઓ કેટલાક સુજ્ઞ ભાવક-મિત્રોને વધુ પડતી બોલકી લાગવાનો સંભવ છે" પ્ર. આ. ૨૦૦૮, પ્રકાશક પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧ પૃ ૭૫, કિ રૂ ૫૦

વાર્તાસંગ્રહ

■ 'આમ થાકી જવું' કિરીટ દૂધાતની પાંચ વાર્તાઓનો સંગ્રહ પ્ર આ જૂન ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨ અને ૧-૨ અપર લેવલ, સેન્ચૂરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ - ૩૮૦૦૦૬ પૃ. ૧૩૧, કિ રૂ ૧૦૦

■ 'નટુભાઈને તો જલસા છે' હરિકૃષ્ણ પાઠકની ૧૯૮૮માં પ્રગટ થયેલ 'મોર બંગલો' વાર્તા સંગ્રહ પછીની વાર્તાઓનો આ બીજો સંગ્રહ અહીં ૧૨ વાર્તાઓ સંગ્રહસ્થ થઈ છે પ્ર આ. જૂન ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ , સરનામું ઉપર મુજબ પૃ ૧૦૩, કિ રૂ ૮૦

■ 'વહી-વટ.' ઉત્પલ ભાયાણીની ૧૨ વાર્તાઓ અહીં સંગ્રહસ્થ છે ૧૯૭૮માં એમણે 'નિમજ્જન' અને ૧૯૮૩માં 'હલો' નામે વાર્તાસંગ્રહો આપ્યા હતા વાર્તાકાર કહે છે, 'ઘટનાને કારણે જ વાર્તા બનતી હોય એવી એક નહીં પણ આખ્ખો સંગ્રહ થાય એટલી વાર્તાઓ લખવાનો સંકલ્પ ૧૯૯૫માં કર્યો હતો પણ ત્રણેક વાર્તાઓથી લાંબો ચાલ્યો નહીં.' એ ત્રણ વાર્તાઓ પણ અહીં સમાવિષ્ટ છે પ્ર. આ. જૂન ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., સરનામું ઉપર મુજબ. પૃ ૧૦૫, કિ રૂ ૮૦

■ 'મનોમન.' મહેશ દવેના ૧૯૯૮માં પ્રગટ થયેલ વાર્તાસંગ્રહ 'કેન્દ્રબિંદુ' અને ૨૦૦૨માં પ્રગટ 'તાણાવાણા' પછીનો આ ત્રીજો વાર્તાસગ્રહ છે વાર્તાકાર માને છે કે કવિતા કે સંગીતની જેમ વાર્તામાં પણ બધું સંલગ્ન હોય છે એની પ્રતીતિ અહીંની ૮ વાર્તાઓમાં થાય છે પ્ર આ. જૂન ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ , સરનામું ઉપર મુજબ પૃ ૯૫, કિ રૂ ૭૦

■ 'અમારું માણસ.' અનિલ વ્યાસની ૭ વાર્તાઓનો સંગ્રહ. પ્ર આ ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ , સરનામું ઉપર મુજબ. પૃ. ૧૪૪, કિ રૂ ૧૧૦

■ 'જે કોઈ પ્રેમ અંશ.' બિપિન પટેલની ૯ વાર્તાઓનો સંગ્રહ પ્ર આ. જૂન ૨૦૦૮, પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., સરનામું ઉપર મુજબ પૃ ૧૧૯, કિ રૂ ૯૦



‘ઉદ્દેશ’ની વેબસાઈટ
પ્રત્યેક મહિનાની બારમી તારીખે ‘અપડેટ’ થાય છે.
એમાં,
‘ઉદ્દેશ’માં પ્રગટ થતી
કવિતાઓ, સાહિત્યના સમાચારો, નવાં પુસ્તકો વિશેની નોંધો
અને
કેટલીક પસંદગીની સામગ્રી ‘ઉદ્દેશ સુરખી’માં જોઈ શકાય છે.



**જુઓ ‘ઉદ્દેશ’ ઑન લાઈન**

**www.uddesh.org**



લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું ‘કમિટમેન્ટ’



**આ અંકના સર્જકો**

**મીનાક્ષી અને અશ્વિન ચંદારાણા** : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૨૩ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **મકરન્દ દવે** **નીતિન મહેતા** : ૪૦૧, ન્યૂ શિલ્પા ટેરેસ, કસ્તુર પાર્ક, શિમ્પોલી રોડ, બોરીવલી (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૯૨ **રાજેન્દ્ર શુકલ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **માવજી કે. સાવલા** : એપ્લાઈડ ફીલોસોફી સ્ટડી સેન્ટર, એન-૪૫, ગાંધીધામ, કચ્છ - ૩૭૦૨૦૧ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **લાભશંકર ઠાકર** : સી-૧૮, જલદર્શન સોસાયટી, પાંચમો માળ, એચ. કે. કોલેજ પાસે, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯ **ચંદ્રકાન્ત શેઠ** : બી-૯, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫ **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **પ્રવીણ દરજી** : ‘વાગીશા’ ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૨૩૦ **પ્રાણજીવન મહેતા** : ૮૧/બી, બીજે માળે, સિન્ધુવાડી, મહાત્મા ગાંધી રોડ, ઘાટકોપર (પૂર્વ), મુંબઈ - ૪૦૦૦૭૭ **ડૉ. સિલાસ પટેલિયા** : ઈ/૧૧, સૂર્યા ફ્લેટ્સ - બી, સ્વામીનારાયણ નગર સામે, નિઝામપુરા, વડોદરા - ૩૯૦૦૦૨ **કિશોરસિંહ સોલંકી** : ‘ઋત’, ૪૩, તીર્થનગર વિ. ૧, સોલા રોડ, ઘાટલોડીયા, અમદાવાદ - ૩૮૦૦૬૧ **વર્ષા દાસ** : બી-૨/૨૧૭૬, વસંતકુંજ, નવી દિલ્હી - ૧૧૦૦૭૦ **દુષ્યન્ત પંડ્યા** : ‘સન્નિધિ’, ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭
**દેવાંગ વૈદ્ય** : લંડન E-mail : dev.vaidya@btopenworld.com

Uddesh (A literary cultural magazine) August 2008 Registered under RNI no. GujGuj/2006/16830 permitted to post at Mail Business Cent
month under Postal Regd. No. GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008



## જય ત્રિરંગી

વિજયી ધ્વજ ત્રિરંગી પ્યારા,
સદાય ઊંચે રહે અમારા,
શુભ સંદેશા દેતો ન્યારા
વિશ્વશાન્તિ બંધુતાના!

અમ હૈયાના તારે તારે,
અમર શહીદના પ્રાણે પ્રાણે
ગૂંથી એની કાય : અમારે
ઊંચે ઊંચે ઉરમિનારે !

એની નીચે ભારત કેરી
જાગે ઊજળી કીર્તિ અનેરી
વિશ્વે દેવા મુક્ત લહેરી
ફરકે ઊંચે ધ્વજ ત્રિરંગી !

એના છત્રે નિર્ભય આજે,
છોને વિશ્વ ધડાકે ગાજે,
'જય ત્રિરંગી !' બુલંદ નાદે
સુખ-સંપત સાજે !

હે ઝંડા ! નિત ઊડતો રહેજે,
સંદેશા શાન્તિના દેજે,
પ્રેમ તણા મંત્રો ઉચ્ચરજે,
તત્પર બલિ કાજે !

૧૦૮ ૧૯૪૭

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'માંથી*








# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

સપ્ટેમ્બર ૨૦૦૮

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ ઓગણીસમું : અંક : ૨

"વિવેચ્ય કૃતિ પરત્વે સાચા ઉમળકા વગર એનો આસ્વાદ શક્ય નથી. આ આસ્વાદની ક્રિયા સંકુલ છે. આખી કૃતિ વિવેચકના ચિત્તમાં પુનર્નિર્મિત થાય છે. મૂળ કૃતિની એ માત્ર પ્રતિકૃતિ નથી - એ કૃતિ એક બીજા માણસના ચિત્તમાં ફરી રચાય છે. આ પ્રક્રિયા અત્યંત સૂક્ષ્મ છે અને સમાન્તર ચાલે છે. વિવેચક સર્જકની નિર્મિતિની શક્યતમ પાસે જવા પ્રયત્ન કરે છે પણ એ ઉત્સાહમાં એનાથી કશું આરોપિત ન થઈ જાય એનું ધ્યાન તેણે રાખવું જોઈએ... કૃતિના પુનઃસર્જનને શક્ય બનાવતું વિવેચકનું ચિત્ત ઓછામાં ઓછું સર્જકના ચિત્તની જેમ વેદનાશીલ અને ગ્રહણશીલ હોવું જોઈએ. જે કૃતિ વિવેચકના ચિત્તમાં ફરી સર્જાઈ અને તેને જે અનુભવ થયો તેને પછી એ કાગળ પર મૂકે છે. મને લાગે છે કે એ અનુભવ પૂરેપૂરો અને યથાતથ ઊતરવો કદાચ શક્ય નથી, એથી ઘણાં સારાં વિવેચનોમાં પણ ક્યારેક કશું ખૂટતું હોવાની લાગણી આપણને થાય છે. આવી મર્યાદા કોઈ અમુક વિવેચકની જ નથી હોતી. એ ઉક્ત વિવેચન પ્રવૃત્તિમાં જ નિહિત છે."

રમણલાલ જોશી

(૨૨-૫-૧૯૨૬ : ૧૦-૯-૨૦૦૬...)
દ્વિતીય પુણ્યસ્મૃતિએ સ્મૃતિ-વંદના



૨૧૬

www.uddesh.org

# ઉદ્દેશ


વર્ષ ઓગણીસમું | અંક બીજો | સળંગઅંક ૨૧૬


## અનુક્રમ સપ્ટેમ્બર ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમા (એરમેલ) યુ એસ ડોલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક મિલકમા હશે ત્યા સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કેપ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિને જવાબ એક મહિનામા આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવુ, સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વણિતપ્રસિધ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમત છે એમ માની લેવુ નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ ફાઉન્ડેશન, c/o, પ્રબોધ ર. જોશી, 'Serene સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦ (અનિવાર્ય સંજોગોમા રાત્રે ૮-૦૦ પછી) લખાણો મળવા વિશે કે તેમના સ્વીકાર/અસ્વીકાર વિશે ફોન ઉપર પૃચ્છા નહિ કરવા વિનતી છે
- 'ઉદ્દેશ નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ ક ચાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૮, ૨૬૮૭ ૦૭૮૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦ સ્થાપત્ય અપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૯૫ ૧૪૦૦, ૮૩૨૭૦ ૦૦૮૧૮

૩ મગેઝિન વર્લ્ડ સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫ ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કામ્પલેક્ષ, એમ.કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન. (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ ema l heoas sshop@yahoo co n

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮


આદ્યતંત્રી રમણલાલ જોશી | તંત્રી પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન 'Serene સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮થી પ્રગટ કર્યું

મુદ્રણસ્થાન પટેલ પ્રીન્ટીંગ પ્રેસ પ્રા. લિ., રાયપુર, અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન ૨૨૧૪૩૧૨૮

ઉદ્દેશ

सर्वभाषा सरस्वती

સપ્ટેમ્બર ૨૦૦૮
(વર્ષ ૧૯ : અંક ૨)





# તમારાં બાળકો, મારી કવિતા

'તમારાં બાળકો એ તમારાં બાળકો નથી. (એટલે તમારી માલિકીનાં, મમત્વનાં કે અધિકારનાં વિષય નથી.) પણ જીવનની પોતાના માટેની કામનાનાં જ તે સંતાનો છે. એ તમારા *થકી* આવે છે પણ તમારા*માંથી* જ આવતાં નથી...' છાતીએ બાળક વળગાડીને ઊભેલી એક યુવતીને ખલિલ જિબ્રાને કહેલી આ વાત એક કવિ સાથે એમની કવિતા વિષે ખાસ્સી ચર્ચા થયા પછી અનાયાસ યાદ આવી ગઈ.

વાત એમ બની, કે એ કવિ સાથે વાત કરતાં એમની એક પંક્તિ સ્ફૂરી આવી અને પછી તો એમના સથવારે, સ્મરણતંત્રમાંથી સારી ય કવિતા. અને પછી ન થવાનું થયું. ભાવવિશ્લેષણ.

વાત તો પછી બીજે વાળી પણ નવરાશની પળોમાં આ બધું રિવાઈન્ડ થતું રહ્યું. વિચારતંત્રમાંથી બીજું ય ઘણું સ્ફૂટ થયું. કૃષ્ણમૂર્તિની 'Commentaries on Living' યાદ આવી. એમણે કેટકેટલા - જીવન સમગ્રને સ્પર્શતા વિષયોને છેડ્યા છે. 'Creative Happiness'થી માંડીને તે 'Process of Hate', 'Boredom' અને 'The Nature of Desire' જેવા તો અનેક વિષયો ઉપરની એમની commentaryની ખૂબી એ છે કે એ કશું ય આખરી કહેવામાંથી બચીને ચાલ્યા છે. આપણને આપણા જવાબો મેળવવાની પ્રક્રિયા સુધી છોડી - એ દરવાજે એ પોતે અંતર્ધાન થાય છે અને આપણને કરે છે.

ક્યારેક કવિ પોતાની કવિતાનું વિવેચન કરવા પ્રેરાય છે; કાવ્યની સર્જન-પ્રક્રિયા વિષે ય એને વાત કરવાનું મન થઈ આવે છે અને આપણી કુતૂહલવૃત્તિને એ બધું સાંભળવું ગમે છે. સર્જકની આંતરકથા (અને ક્યારેક વ્યથા !) ભલે આપણે સાંભળીએ પણ એનાથી ચકિત કે ભ્રમિત ન થઈએ, એ બધું આપણા પોતાના પરિઘને સીમિત કરનારું ન નીવડે તે જોઈએ. કવિ કે ભાવક લાખ વાનાં કરે તો પણ કાવ્યાનુભૂતિની મૂળ-અનુ-ભૂત ક્ષણોમાં યથાતથ પાછા તો જઈ શકતા નથી એ સ્વીકારીને, એ ય સમજવું રહ્યું કે કવિ પોતાની કવિતા પાસે કદાચ આપણને લઈ જઈ શકશે, કવિતામાં નહિ. વળી એમ થાય તો પણ, એ રીતે કવિતામાં જવામાં મેળવવા કરતાં ગુમાવવાનું ઘણું છે.

પ્રગટ કવિતા એ એક રીતે તો સર્જનાત્મક ક્ષણોનું આલ્બમ બની રહે છે. તસવીરની એ ફ્રેમમાં જ નહિ, ફ્રેમની બહાર પણ ભાવકની કવિતા છે. કવિ ખુદ જ્યારે પોતાની કવિતાની વાત કરવા બેસે છે ત્યારે એનું ચિત્ત અનાયાસ એ ફ્રેમની અંદર જવાની વ્યર્થ કોશિશ કરતું રહે છે અને એમ થતાં બીજું ભળતું પણ એમાં ભળતુ રહે છે. આપણી ચાળણી સાબૂત ન હોય તો ક્યારેક એ counter-productive પણ બની શકે.

નિરંજન ભગતે નર્મદ સુવર્ણ ચન્દ્રક સ્વીકારતાં ૧૯૬૧માં કહેલું એ '... કાનમાં કહું કે કવિ જ્યારે કવિતા પર અને તેમાં ય તે પોતાની કવિતા પર અને તેમાં ય તે વળી ગદ્યમાં કંઈ કહે ત્યારે બહુ ધ્યાન નહિ ધરવું... એ પૂર્વગ્રહથી અનિવાર્યપણે પીડાતો હોય છે. વળી કાવ્ય સિધ્ધ કરે પછી પણ એ કાવ્યની સર્જન પ્રક્રિયા વિષે સંપૂર્ણ સંતોષકારક અને સર્વ સ્વીકાર્ય ઉત્તર કે ઉકેલ આપી શકતો નથી...' કવિતાની સર્જનપ્રક્રિયા વિશેનાં કવિઓનાં એકરાર-કથનો, કાવ્ય વિષેનાં વિવેચકોનાં અર્થદર્શનો અને અર્થઘટનોનો મહિમા અને મહત્ત્વ સ્વીકારતાં એમણે આ મર્યાદાનું પણ સ્મરણ કરાવેલું.

હવે ખલિલ જિબ્રાનને આગળ સાંભળીએ : '... અને એ તમારી સોડમાં રહે છે, છતાં તે તમારાં નથી. તમે એમને તમારો પ્રેમ ભલે આપો પણ તમારી કલ્પનાઓ નહીં; કારણ, તેમને એમની પોતાની કલ્પનાઓ છે. તમે ભલે એમના દેહને ઘર આપો, પણ એમના આત્માને નહીં; કારણ તેમના આત્મા તો ભવિષ્યના ઘરમાં રહે છે... તમે તેમના જેવાં થવા ભલે પ્રયત્ન કરજો, પણ તેમને તમારાં જેવાં કરવા ફાંફાં મારશો નહિ...'

૧૦ ઑગસ્ટ, ૨૦૦૮

પ્રબોધ ર. જોશી

દક્ષા વ્યાસ

પાંચમા દાયકાના પ્રમુખ કવિ નિરંજન ભગતની કવિ-પ્રતિભાની દીપ્તિનો પ્રથમ પરિચય 'છંદોલય' (૧૯૪૯)માં થયો. એમાં એમણે સૌંદર્યાભિમુખ કાવ્યધારાનો પ્રબળ ઉન્મેષ દાખવ્યો 'પ્રવાલદ્વીપ' ('૫૭)મા એમણે વિશ્વનગરકવિતા સાથે અનુસંધાન સાધી આધુનિક સંપ્રજ્ઞતા સાથે નૂતન સંવેદનાઓને વાચા આપી પૂર્વનિરંજન આપણી સૌંદર્યલક્ષી કવિતાના અગ્રણી બન્યા તો ઉત્તરનિરંજન મૂલ્યહ્રાસની કવિતાના વૈતાલિક ૧૯૫૯માં પ્રગટ '૩૩ કાવ્યો' પછી કવિ લગભગ ચાર દાયકા દીર્ઘકાલીન મૌનમાં સરી પડ્યા ૨૦૦૭મા ૬૦ રચનાઓના સંગ્રહ 'પુનશ્ચ' સાથે કાવ્યજગતમાં એમનો પુનઃપ્રવેશ એ ગુજરાતી કવિતાની એક આહ્લાદક જ નહીં, શકવર્તી ઘટના છે

નિવેદનમાં પોતાની કાવ્યયાત્રાનો આછો ચિતાર આપ્યા પછી તેઓ 'પુનશ્ચ'માં પ્રયોજિત વનવેલી છંદના ગુજરાતીમાં થયેલા પ્રયોગ, તેનો ઇતિહાસ તથા છંદના સ્વરૂપવિશેષની ચર્ચા કરે છે ચરણવિહીન પંક્તિઓ, યતિ પ્રાસ નિવારવાની જોગવાઈ અને શિથિલ તાલ છતાં એનું પદ્યત્વ શી રીતે સિદ્ધ થાય છે તે તેઓ ઝીણવટપૂર્વક સમજાવે છે પોતાના સુદીર્ઘ મૌન અંગે કેફિયત આપતાં કહે છે

"૧૯૫૯ પછી લગભગ ચાર દાયકાના મૌનનો જે અનુભવ થયો એમાં સંભવ છે કે 'પ્રવાલદ્વીપ'નાં કાવ્યો - મુખ્યત્વે 'પાત્રો' અને 'ગાયત્રી'માં જે કવિતા છે એની સમકક્ષ એવી કવિતા - બલકે એને અતિક્રમી જાય એવી કવિતા - રચાય તો જ એ કવિતાનો કંઈ અર્થ છે એવો ભાવ હૃદયમાં સતત રહ્યો હતો તે મુખ્ય કારણ હોય." (VII)

નિરંજન બહુશ્રુત અને કાવ્યજ્ઞ કવિ છે 'પુનશ્ચ'ના વિગતપૂર્ણ નિવેદનમા એમણે કાવ્યદૃષ્ટિ સંદર્ભે મમળાવ્યા કરવી ગમે એવી કેટલીક તાત્ત્વિક વાતો કરી છે નિવેદનનું શીર્ષક જ અત્યંત સૂચક છે 'કંઈક જુદું, કંઈક નવું' એક સજગ - સાચો - જીવંત કવિ અનુકરણ કરતો નથી, પોતાનુંય નહીં એ સતત કશુંક નૂતન સર્જતો રહે છે આ પ્રકારની સર્જનશીલતા જ એને મોટો કવિ બનાવે છે એ માટે એ પોતાને પુરવાર કરતા રહેવાનો સતત પડકાર ઝીલતો રહે છે 'પુનશ્ચ'માં કવિ આ પડકાર કેવા સ્વરૂપે ઝીલે છે તે એક રસિક તપાસનો વિષય બની રહે છે

અહીં મુખ્યત્વે બે કાવ્ય વિષય છે પ્રેમ અને મૈત્રી - બંને જૂના અને જાણીતા. મૈત્રીનાં કાવ્યો ગુજરાતીમાં ઓછાં જ લખાયાં છે પણ લખાયાં છે તે યાદગાર બન્યાં છે 'પુનશ્ચ'માં જન્મદિન અંગેના કાવ્યગુચ્છમાં કવિએ મૈત્રીનો અનુભવ ને તેનાથી પ્રતીત થતી 'જીવનની ધન્યતા અને ચરિતાર્થતા'નું અંકન કર્યું છે તેમને મતે, 'જગતમાં કશું પણ દુર્લભ હોય તો તે મૈત્રી. મનુષ્યના જીવનમાં બે ક્ષણ માટે પણ સુખ હોય તો તે મૈત્રીને કારણે.' (VII) જન્મદિવસના સંદર્ભે સંવેદાયેલી આ ક્ષણો નિરંજનના આંતરજગતમાં ડોકિયું કરવાનો મધુર અવસર આપે છે 'સિત્તેરમે'માં કવિ 'શૈશવનું લીલું લીલું' સ્વર્ગ પુન ઝંખે છે જીવનમાં અનુભવેલા પ્રણય વૈફલ્યનું તટસ્થભાવે સ્મરણ કરે છે -

**એકાન્ત ને એકલતા**
**મનુષ્યમાત્રના ભાગ્યમાં એ અનિવાર્ય વિરહની વિફળતા,**
**એને જીવવાને, મરજીવવાને હતો ઝાઝો પ્રેમ, હતાં થોડાં કાવ્યો,**
**(૫૪)**

સદ્ભાગ્ય એ કે જીવનભર સારા મિત્રો મળ્યા તેથી ૭૦ના થયા તેનો યશ તેઓ દેવો કે ગ્રહોને નહીં, મિત્રોને આપે છે-

**મિત્રોએ જિવાડ્યો એથી તો આટલું જીવ્યો,**
**આજે મિત્રોને ને એમની મૈત્રીને, મારી કૃતજ્ઞતાને ઊજવી રહ્યો**
**(૫૫)**

મૈત્રી ભાવનું આ એક અભિનવ દર્શન છે

આ કવિતામાં હૈયાને સ્પર્શી જાય એવું આંતરદર્શન છે કવિતા વિશે, પ્રેમ વિશે ઝાઝું જાણ્યું નહોતું ત્યારે તો જન્મ ને મૃત્યુ વિશે કશું કહી શકાતું નહોતું, પરંતુ હવે 'અર્ધી સદી પછી' જન્મનું સારતત્ત્વ સમજાય છે - દ્વિજત્વ શું છે તે અનુભવાય છે -

વિસ્મિત કરે છે લાઘવ અને સરળતા. લાઘવ જાળવીને અભિવ્યક્તિની ધાર કાઢતા જઈ પરાકાષ્ઠા સાધવાના કઠિન કવિકર્મ દ્વારા કવિકલમ અહીં કાવ્યના લઘુશિલ્પ જે કુશળતાથી રચે છે તેના પર વારી જવાય છે પરસ્પર વિરોધી વ્યક્તિત્વોનુ એકસાથે હોવુ એ જ મહદ્ આશ્ચર્ય છે એવો ભાવ વ્યક્ત કરતા 'આશ્ચર્ય'મા સ્ત્રી પુરુષની પ્રગલ્ભ રસિકતા પમાય છે એ શેષનુ સ્મરણ કરાવે છે 'ચહેરો' અને 'નામ' બને એક જ પ્રકારે પ્રેમના રહસ્યને આલેખે છે સ્ત્રી પુરુષ સમક્ષ તેની પોતાને ગમતી બાબતો ગણાવે છે ચહેરો, નામ, વગેરે દરેક વખતે પુરુષ એક જ પ્રશ્ન કરે છે 'બસ એટલુ જ ?' થાય કે આમા કવિતા ક્યાં આવી ? એ જ તો ખૂબી છે પ્રેમમા ગમવાનો કોઈ અંત હોય છે ખરો ? પ્રેમ એટલે જ ગમવુ - બધુ જ ગમવુ ! આ એક પ્રકારની હળવાશની - નીતર્યા આનદની કવિતા છે 'જોડે જોડે'મા રમતિયાળ તરગ સાથે કવિ 'મોડે મોડે', 'થોડે-થોડે', 'કોડે કોડે' એમ પ્રાસની રમત કરે છે તો 'પાસે, દૂર'મા તાર્કિક ચાતુરીની પણ 'મારી આખો'નો રસિક સવાદ મનને હરી લે છે સ્ત્રીને ગુમાન વિશ્વાસ છે કે પોતાની આખોનુ બાણ પુરુષના હ્રદયને વીધી નાખવા સક્ષમ છે પુરુષ કહે છે કે તમને મારા હ્રદયની જાણ નથી. એ કુસુમથી ય કોમળ ભલે હોય, પરંતુ વજ્રથી કઠોર પણ છે

તમે છોડી તો જુઓ એ બાણ
તોડી જુઓ એને, નહિ તૂટે એવું એ નઠોર
તો પછી એ બાણ જો છૂટે તો કયું લક્ષ્ય વીંધે ?
જો જો, રખેને એ બાણ તમારું હ્રદય વીંધે ! (૧૩)

'સૌદર્ય અને સત્ય' સગ્રહની ઉત્તમ અર્થગર્ભ રચના છે

સ્ત્રી તમે કમળની પાંખડીઓ તોડી નાખી
ને પછી એની દાંડી હાથમાં રાખી
'આ સૌદર્ય છે' એમ મને જે કહ્યું
એમાં કહો, સત્ય ક્યાં રહ્યું ?
પુરુષ તમે પાંખડીઓ તોડી નાખો કે ન નાખો
ને દાંડી હાથમાં રાખો કે ન રાખો
પાંખડીઓને તો ખરવું જ રહ્યું
એ સત્ય તમે ના ગ્રહ્યું ! (૧૪)

સૌદર્યની અને તેથી પ્રેમની એક અભિનવ પરિભાષા આપણે અહીં પામીએ છીએ. પ્રેમની વાત આ રીતે, આ રૂપમા પ્રથમ વાર મુકાય છે તે અર્થમા આ અ પૂર્વ પ્રેમ કવિતા બને છે અલબત્ત સ્ત્રી વધુ ભાવુક અને પુરુષ વધુ બુદ્ધિપ્રવણ એવી પરપરાગત વિભાવના હજી પૂરી તૂટી નથી. નિવેદનમાં કવિ કહે છે પ્રેમ એ મનુષ્યનો જન્મથી મૃત્યુ લગીનો આજીવન અનુભવ છે કારણ કે પ્રેમ એ દૈહિક કે હાર્દિકથી વિશેષ તો ચૈતસિક અનુભવ છે એથી કેટલાંક કાવ્યોમા ઉત્કટ ઊર્મિ છે, પણ મોટા ભાગના કાવ્યોમાં વ્યગ અને વક્રતા છે, કાકુ અને કટાક્ષ છે' (VI) પરંતુ આ બધા કાવ્યોમા બનેનો પરસ્પર પ્રત્યે સમભાવ ને સહાનુભૂતિ, સૌજન્ય ને સહૃદયતા પ્રગટ થાય છે

સ્ત્રી કે પુરુષની ઉક્તિરૂપે રજૂ થયેલા કાવ્યોમાં 'તમે ધ્રુવ, તમે ધરી' સદ્ય આકર્ષે એવી ભર ભર પ્રેમની કવિતા છે પ્રણયની સતૃપ્તિના આ ઉદ્ગાર આપણા મનને હરી જ નથી લેતા, ભરી પણ દે છે

આ મારી આંખો સારાયે સંસારમાં ફરી ફરી,
પ્રિયે, અંતે એક માત્ર તમારી પર જ ઠરી.
સૌદર્ય શું એ એણે અહીં જ જાણ્યું,
આનંદ શું એ એણે હવે પ્રમાણ્યું,
મારી આંખો હવે એ બંનેથી સદા ભરી ભરી
એ હવે અંતરમાં જ રમ્યા કરે,
તમારી આસપાસ જ નમ્યા કરે,
મારા સંસારમાં હવે તમે ધ્રુવ, તમે ધરી. (૨૦)

આ પ્રેમતત્ત્વ શુ છે આખરે ? એને વ્યાખ્યાયિત ન કરી શકાય. માત્ર અનુભવી શકાય અને સમજાય કે પ્રેમ એટલે જ સૌદર્ય એટલે જ આનંદ એટલે જ વિશ્રભસ્થાન એટલે જ ધ્રુવપદ 'તમારો પ્રેમ'ની આ વેધક નિખાલસતા જુઓ -

તમે મારામાં તમારાં સ્વપ્ન જોઈ રહ્યા,
એથી તમે મને જોતા નથી,
તમે મને નહિ, તમારાં સ્વપ્નને જોઈ રહ્યા,
એમાં તમે મને ખોતા નથી ?
એથીસ્તો હજુય બધું જેમનું તેમ છે
તમે મને નહિ, પ્રેમને પ્રેમ કરો છો,
એ પ્રેમનો કોઈ અર્થ નથી, (૨૩)

સ્ત્રીને મુખે કહેવાતી આ વાત નારીની નિર્મમ નિખાલસતા, નિર્ભીકતા અને બુદ્ધિમત્તાને પ્રતિબિંબિત કરે છે એ નારીના એક અભિનવરૂપને ઉજાગર કરે છે અહીં પ્રેમમાં

પોતાનું સ્વપ્ન સિદ્ધ કરવાનો સ્વકેન્દ્રી વિચાર કેવો એકમાર્ગી અને વ્યર્થ વ્યાયામ બને છે તેના પર વ્યંગ થયો છે.

પ્રેમ સંબંધી દ્વિધાપ્રશ્નોના ગુચ્છમાં 'વિરહ' ધ્યાનાર્હ રચના છે. ઉભયપક્ષે 'મળવું' છે; પણ મૂંઝવણ એ છે કે -

**પણ વર્ષોના વિરહ પછી આપણે પાછાં વળશું ? (૩૬)**

અતીત તો મનમોહક હતો જ -

**મળતાં હતાં ત્યારે કૈં કેટલું મળતાં હતાં;**
**એકમેકમાં કેવું ભળતાં હતાં (૩૬)**

પણ હવે પ્રશ્નોનો પાર નથી -

**હવે પછી મળશું તો શું મળતાં હતાં તેમ જ મળશું ?**
**પરસ્પર હળતાં હતાં શું તેમ જ હળશું ?**
**એ મિલન શું વિરહના ફળ રૂપે ફળશે ?**
**કે પછી બે જણ જાણે કદી મળ્યાં ન હોય તેમ મળશે ? (૩૬)**

માનવ મનની સંકુલ ગડીઓ અહીં ઊકલતી રહે છે. વ્યવહારમાં બે વિરહી મળે છે ત્યારેય તેમનું ચિત્ત આવી સંકુલ લાગણીઓની ખેંચાતાણમાં ગૂંચવાતું હોય છે અને તેથી જ કોઈ પણ ભાવ-સંવેદનને મનુષ્ય માટે શુદ્ધ રૂપમાં કે પરિપૂર્ણતાથી અનુભવવાનું અશક્યવત્ હોય છે. નિરંજન થોડા પ્રશ્નો મૂકીને પ્રેમસંબંધની એવી આંટીઘૂંટી તરફ ઈંગિત કરી દે છે જેના પર લાંબાં વાર્તિક કરી શકાય.

'કાચના ઘરમાં', 'તમારું ઘર' જેવી રચનાઓમાં ક્ષણભંગુરતા સંદર્ભે ઈષદ્ ચિંતનાત્મક સ્પર્શ મળે છે. કાચના ઘરને પ્રતીકાત્મક ગણીએ તો એક રીતે સૌ એવું ક્ષણભંગુર જીવન જ જીવે છે ને ! 'તમારું ઘર'નો તો આરંભ જ એવા સપાટ છતાં દૃઢ વિધાનથી થાય છે -

**તમારું ઘર એ ઘર નથી**
**એ ખડક પર નથી;**
**તમે એને રેત પર રચ્યું, (૪૦)**

'જવું જ છે તો જાઓ' અંતર્ગર્ભ વિરહ વેદના સાથે પ્રેમમય ક્ષણોના ધન્ય અનુભવનું અપૂર્વ ગૌરવ કરતી લાક્ષણિક રચના છે. વિખૂટા પડવાના વાસ્તવનો સ્વીકાર કરતું પાત્ર પ્રિયજનને વિદાય આપતાં રુરુદિષા નહીં, અપૂર્વ ધૈર્ય અને આત્મસંયમ દાખવે છે -

**જવું જ છે તો જાઓ, પણ મેં જે પ્રેમ કર્યો તે પ્રેમને સ્મરશો નહિ,**
**અને ભવિષ્યનું તમારું જે શેષ જીવન એને વ્યર્થ કરશો નહિ,**
**આટલાં વર્ષો તમે જાણે કે સ્વપ્નલોકમાં પરીકથામાં વસ્યા હતા,**
**છતાં કેટકેટલું લડ્યા હતા, રડ્યા હતા ને હોંસે હોંસે હસ્યા હતા;**
**એનું સૌંદર્ય, એનો આનંદ, એની ધન્યતા, એને હવે હરશો નહિ.**
**...**
**તમે કોઈના પ્રેમપાત્ર થશો, ને તો તમે મૃત્યુ પૂર્વે મરશો નહિ.**
**(૪૨)**

'હસ્યા હતા', 'રડ્યા હતા' વગેરે પર ક્યાંય અનુસ્વાર નથી. એ છાપભૂલ ન હોય તો ઉક્તિ નારીના મુખમાં મુકાઈ છે. સ્વ પ્રત્યેની આટલી નિર્મમતા - તટસ્થતા, ઉદાત્તતા, ઔદાર્ય અને સમજદારી ગુજરાતી કવિતામાં કદાચ પહેલી વાર નારીના મુખે વ્યક્ત થઈ છે. ઉત્તરાર્ધનું આશ્વસ્ત કરતું જીવનદર્શન પણ માણવા જેવું છે -

**જીવનમાં જ્યાં જ્યાં અંત છે ત્યાં ત્યાં નવો આરંભ છે, ક્યાંય શૂન્યતા નથી.**
**ભર્યું ભર્યું આ વિશ્વ છે તેવું જ જીવન છે, એમાં ક્યાંય શૂન્યતા નથી;**
**વિરહની વ્યાકુલતાને વિહ્વલતામાં એકલતાને વરશો નહિ,**
**તમે કોઈના પ્રેમપાત્ર થશો, ને તમે મૃત્યુ પૂર્વે મરશો નહિ. (૪૨)**

વહી જતી લાગણીઓને સંગોપવા માટે કવિ જે ભાષાભંગિ અપનાવે છે તે અલગ તપાસનો વિષય બની રહે છે. સ્ત્રી ક્યાંય પોતાની લાગણીનો - પોતાના પ્રત્યાઘાતનો અણસાર આપતી નથી. માત્ર પ્રેમમાં રહેલા પ્રાણદાયી તત્ત્વની પ્રતીતિ વ્યક્ત કરે છે. ન્યૂનતા-શૂન્યતા-એકલતા જેવા અભાવાત્મક કે નકારાત્મક મૂલ્યને સ્થાને સભરતા-આસાયેશ-સથવારાને જ દૃઢ સ્વીકૃતિ આપે છે.

મોટા ભાગની રચનાઓમાં પૂરા તાટસ્થ્યપૂર્વક પ્રણયનાં સ્મૃતિ સંવેદનો આલેખાયાં છે. એમાં પ્રેમતત્ત્વને સમજવાની મથામણ છે -

**જેણે પ્રેમ કર્યો તે સન્નારી ક્યાં છે ?**
**જેણે પ્રેમ કર્યો તે સજ્જન ક્યાં છે ?**
**એ બંનેએ જે પ્રેમ કર્યો તે પ્રેમ ક્યાં છે ?**
**એ બંનેએ જે ક્ષણે પ્રેમ કર્યો તે ક્ષણ ક્યાં છે ?**
**ક્ષણ તો છે અનંતનો કણ,**
**એ કણ કણનો સરવાળો,**
**એ ક્ષણ ક્ષણનો સરવાળો**
**એટલે જ તો અનંત**
**એ સન્નારી, એ સજ્જન,**

**એ પ્રેમ, એ ક્ષણ,**
**એ બધું એથી તો હવે અનંતમાં શમી ગયું,**
**એને હવે નથી આદિ, નથી અંત**
**જો કે હજુ સ્મૃતિમાં તો રમી રહ્યું. (૫૦)**

વિરહની વેદના અહીં નથી એવુ નથી. એ ઊંડી ઊતરી ગઈ છે ક્ષણ-સત્યના રહસ્યથી આવૃત્ત છે શાશ્વતીની સૂક્ષ્મ અનુભૂતિમાં ઓગળી ગઈ છે એકાન્ત અને એકલતા વિશૃંખલ દાંપત્યપ્રીતિને મર્મવિદારક વાચા આપે છે પોતપોતાના એકાન્તમા એકલા એવા બે જણ મળ્યાં, એકાન્તની બાદબાકી માટે ભળ્યા, પણ એકલતાનો ભાગાકાર થવાને બદલે ગુણાકાર થયો ! પ્રેમજીવનનો દાખલો ધારેલી રીતે તો નથી ગણાતો

**પૂર્વે એ બે જણ પોતપોતાનાં એકાન્તમાં એકલાં હતાં,**
**પણ હવે છે એવાં એકાંતમાં અને હવે છે એટલાં એકલાં ન'તાં. (૫૧)**

પ્રણય જીવનનું કારુણ્ય સહેજે ઊર્મિશીલ બન્યા વિના હૈયુ ચીરતી વેધકતાથી આલેખાયુ છે લાગે કે આ અવાજ ભોક્તાનો નથી, દ્રષ્ટાનો છે કે પછી પ્રેમ આવી નિર્વિકલ્પ અનુભૂતિ સુધી લઈ જતી એક સાધના છે ?

આ કવિતા આપણને માત્ર સવેદનાના જ અભિનવ જગતમા લઈ જતી નથી, અભિવ્યક્તિના પણ નૂતન આયામથી અભિભૂત કરે છે રજૂઆત સંવાદરૂપે પાત્રની ઉક્તિરૂપે કે દ્વિધાપ્રશ્નરૂપે થતી હોય, ક્યાય હુ આવતો નથી. જાણે એ ત્રીજા અવાજની કવિતા છે આત્મલક્ષિતા અને ઊર્મિની ઉત્કટતા ઊર્મિકવિતાના એ બે માનદંડોનો કવિ જાણે છેદ ઉડાવે છે તેમ છતા રચાય છે ઊર્મિકવિતા જ ઊર્મિકવિતા પણ બિનંગત હોઈ શકે ? એવા પ્રશ્નનો હકારાત્મક ઉત્તર આ કવિતાના નિયત્રિત કવિસ્વર Undertoneમાથી આપણને મળે છે કવિ પરંપરાગત માનદંડોના સામા પ્રવાહે ચાલીને કવિકર્મ કરે છે પ્રણયને આજ સુધી અનેરા અલકરણોથી સજાવાયો છે અને કેમ ન સજાવાય ? એના જેવુ રંગરાગી, ઉત્કટ આવેગસભર ચિરઅભીપ્સિત સવેદન બીજુ કયુ હોય ? અહીં પ્રણય નિરલકાર શોભે છે અનલકૃતિ પુન ક્વાઽપિ ? કવિતા નિરલકાર હોય તોય શુ ?! કવિતા તો હોઈ જ શકે કવિ એ શક્યતાને અહીં સિદ્ધ કરે છે

સપાટ બયાની કેવળ અભિધામા ચાલતી અભિવ્યક્તિ એક આગવી ભાષાભગિથી મડિત થતાં વ્યજનાના અસીમ સ્તરો વિસ્તારી આપે છે તેનીય અહીં સુખદ પ્રતીતિ થવાની સાવ સામાન્ય લાગતી એક ફૂલ એક ફળ જેવી રચનાઓમા એક પ્રતિભાશાળી કવિ અભિધાને કેવુ તાત્પર્યનુ સૌદર્ય બક્ષી શકે છે તેની વિસ્મયજનક પ્રતીતિ થશે. આધુનિક કવિતાએ નવા આયામો અગે અનેક ઊહાપોહ સર્જેલા આ કવિતા કાચબાની જેમ શાતિથી ચૂપકીદીથી છદ-લય પ્રાસ-અલકાર કલ્પન પ્રતીક વગેરે અગોને સકેલવા કરે છે કશુક નવુ કશુક જુદું પરિમાણ ઉઘાડે છે અને યુગાન્તરનો ઈશારો કરે છે અહીં નિરજન પોતાને જ નથી અતિક્રમતા, સમગ્ર ગુજરાતી કવિતાને અતિક્રમે છે કવિને કરવુ છે હજુ થોડું બાકી કવિતાનું કામ

**તમારું કે મારું તો નહિ, પણ હજુ થોડુંક કવિતાનું કામ -**
**છંદ ને યતિ વિનાની,**
**પ્રાસ ને શ્લોક વિનાની**
**વિરામચિહ્નો વિનાની**
**વાઘા કે ધાગા વિનાની,**
**મિશ્ર ને મુક્ત લયની,**
**બોલચાલના ગદ્યની**
**સીધી, સાદી, ભલી, ભોળી**
**એવી કોઈક કવિતાનું કામ કરવાનું બાકી છે (૫૭)**

આગળ જતા કવિ કહે છે

**ને કાળ પુરુષની કરુણા હશે**
**તો હજુ થોડાંક સ્વપ્નોને ફળવાનું બાકી છે (૫૮)**

એ સ્વપ્ન 'પક્ષીદ્વીપ રૂપે ગુજરાતી કવિતાને જલદી ફળે જેમા 'પ્રવાલદ્વીપ થી કંઈક જુદું કંઈક નવું ભવિષ્યોન્મુખ અને ઊર્ધ્વગામી પુરા કલ્પનરૂપે મેનહટ્ટન વિશે વિસ્મયદર્શન સાંપડવાનુ છે

'પુનશ્ચ ની પ્રણય કવિતામા સુધામય રાગિણી નો રાગાવેગ નથી તેમ એ જ ભેજ / એ જ તેજ / એ જ સેજ'નો કંટાળો-બોજ નથી. આ ઓછાબોલી લઘુકવિતા તો બિડાયેલી કુસુમકળીઓ છે જે ભાવકચિત્તમાં અભિનવ ઉઘાડરૂપે પુષ્પ થઈ ખીલે છે અને અનેરી સૌરભથી તેની ચેતનાને ઢઢોળતી રહે છે

■

(પુનશ્ચ નિરંજન ભગત. પ્ર. આ. ડિસેમ્બર ૨૦૦૭ પૃ ૮+૬૪ કિં રૂ ૪૫. ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે ગાંધી માર્ગ અમદાવાદ ૩૮૦૦૦૧)

ડૉ. પ્રતીક અ. દવે

## સત્યના ઉપાસક શ્રી એલેકસાન્ડર સોલ્ઝેનિત્સીનની વિદાય

જ્યારે ૧૯૯૯ની સાલમાંથી વિશ્વ સદીના છેલ્લા વર્ષમાં પ્રવેશ કરી રહ્યું હતું, તે વખતે રશિયન લોકોને પૂછવામાં આવ્યું કે '૨૦મી સદીનો મહામાનવ કોણ ?' ત્યારે વળતો એક જ પડઘો સંભળાયો, 'સોલ્ઝેનિત્સીન, સોલ્ઝેનિત્સીન, સોલ્ઝેનિત્સીન.'

'સત્ય હંમેશાં છેતરામણું હોય છે. જો સંપૂર્ણપણે સત્યને વળગી રહેવામાં ન આવે તો, તેવા અર્ધસત્યમાંથી ગેરસમજણ ઊભી થાય છે. સાથોસાથ સત્ય ભાગ્યે જ આવકાર્ય હોય છે. એ તો કડવું જ.' આ શબ્દો શ્રી એલેકસાન્ડર સોલ્ઝેનિત્સીને પોતાના હાર્વર્ડ કમેન્સમેન્ટમાં ૧૯૭૮માં આપેલા વિવાદાસ્પદ 'અ વર્લ્ડ સ્પ્લીટ અપાર્ટ' શીર્ષક હેઠળના પોતાના વ્યાખ્યાનમાં ઉચ્ચારેલા. આ વ્યાખ્યાને વિશ્વજગતને હચમચાવી મૂક્યું ! સીડની હૂક જેવા ઘણા બધા આગેવાન ઉદારમતવાદીઓએ પ્રતિક્રિયા આપી કે, 'આધુનિક સમયમાં ભાગ્યે જ એવું બને કે એક વ્યક્તિનો અવાજ સમગ્ર પાશ્ચાત્ય દેશોને પોતાના અંતરાત્માને ઢંઢોળવા માટે ઉશ્કેરે.'



જ્યારે સોલ્ઝેનિત્સીનના ત્રીજા નંબરના પુત્ર સ્ટેપનને પિતાની અંતિમવિધિ બાદ પૂછવામાં આવ્યું કે 'તારા પિતા પાસેથી તને શું શીખવા મળ્યું ?' તો તેણે પ્રત્યુત્તર વાળ્યો કે, 'હા, એક જ બાબત, કે સત્ય હંમેશાં અપ્રિય હોય છે !'

સત્ય માટે પોતાની જાતને જીવતા દોઝખમાં સામે ચાલીને નાખનારા એવા રશિયાના મહાન સાહિત્યકાર એલેકસાન્ડર સોલ્ઝેનિત્સીનનો જન્મ કિસ્લોવોડસ્ક, રશિયામાં તૈયસિયા સોલ્ઝેનિત્સીયાનાની કૂખે થયેલો. પ્રથમ વિશ્વયુધ્ધ દરમિયાન તૈયસિયા અભ્યાસ માટે મોસ્કો ગઈ, ત્યાં તેની મુલાકાત ઈસાકીય સોલ્ઝેનિત્સીન નામના યુવાન લશ્કરી અધિકારી સાથે થઈ. અકસ્માતે બંને કૉકેસસ પ્રદેશનાં જ વતની હતાં. સોલ્ઝેનિત્સીને પોતાનાં માતાપિતાની કૌટુંબિક પૂર્વપીઠિકાનું વિવિધ રીતે અને જીવંત વર્ણન પોતાની 'ઑગસ્ટ ૧૯૧૪'નાં શરૂઆતનાં પ્રકરણો અને 'રેડ વ્હીલ' નવલકથામાં કરેલું છે. ૧૯૧૮માં તૈયસિયાને એલેકસાન્ડરનો ગર્ભ રહ્યો. આ ખુલાસો થવા સાથે અકસ્માતે ઈસાકીયનું શિકાર દરમ્યાન મૃત્યુ થયું. કમનસીબે એલેકસાન્ડર પિતાનું મોં જોઈ શકવા જેટલા સદનસીબ ન હતા. પોતાના ત્રણ ભાઈઓ અને એક બહેનનો ઉછેર, તેમની મા અને કાકીએ ખૂબ જ નબળા આર્થિક સંજોગો વચ્ચે કર્યો. સોલ્ઝેનિત્સીનનાં બાળપણનાં શરૂઆતનાં વર્ષો રશિયન આંતરવિગ્રહ વચ્ચે પસાર થયાં. ૧૯૩૦માં તો કૌટુંબિક મિલકત સંયુક્ત મિલકતમાં પરિવર્તિત થઈ. સોલ્ઝેનિત્સીને નોંધ્યું છે કે પોતાની મા જીવવા માટે સતત સંઘર્ષ કરી રહી હતી અને પોતાના પતિનું સામ્રાજ્યવાદી લશ્કર સાથેનું જોડાણ ગુપ્ત રાખવાનું કઠિન કાર્ય પણ નિભાવતી હતી. શિક્ષિત મા - એ સોલ્ઝેનિત્સીનને સાહિત્ય અને વિજ્ઞાન સાથે લગાવ કેળવવામાં સતત પ્રોત્સાહન આપ્યું અને રૂઢિચુસ્ત રશિયાના સામાજિક વાતાવરણમાં તેનો ઉછેર પણ કર્યો. ૧૯૪૦માં સોલ્ઝેનિત્સીને રસાયણ વિજ્ઞાનની વિદ્યાર્થિની નાતાલ્યા અલેકસીના રેસેતોવસ્કયા સાથે પ્રભુતામાં પગલાં માંડ્યાં, જેની સાથે બાર વર્ષ બાદ ૧૯૫૨માં છૂટાછેડા લીધા. ૧૯૫૭માં સોલ્ઝેનિત્સીને પુનઃ લગ્ન કર્યાં અને ૧૯૭૨માં ફરી છૂટાછેડા લીધા ! ૧૯૭૩માં નાતાલિયા દ્મિત્રિએના સ્વેતલોવા નામની પોતાનાં આગલાં લગ્નથી પુત્ર ધરાવતી એવી ગણિતજ્ઞ સાથે લગ્નગ્રંથિથી જોડાયા અને તે બંને, ત્રણ પુત્રો યેરમોલાઈ (૧૯૭૦), ઈગ્નાત (૧૯૭૨) અને સ્ટેપન (૧૯૭૩)નાં

માતાપિતા બન્યા. સોલ્ઝેનિત્સીને રોસ્તોવ સ્ટેટ યુનિવર્સિટીમા ગણિત વિષયનો અભ્યાસ કરવાની સાથોસાથ પત્ર વ્યવહાર દ્વારા મોસ્કો ઈન્સ્ટીટ્યુટ ઓફ ફિલોસોફી, લિટરેચર એન્ડ હિસ્ટ્રીમા પણ અભ્યાસ કર્યો.

બીજા વિશ્વયુધ્ધ દરમિયાન, સોલ્ઝેનિત્સીને રેડ આર્મીમા તોપદળના કમાડર તરીકે સીમા પર ફરજબજાવી અને બે લશ્કરી ઈલ્કાબો જીત્યા. ફેબ્રુઆરી ૧૯૪૫મા પૂર્વ પ્રુશિયામા લડતી વખતે પોતાના મિત્ર એન. ડી. યુત્કેવિચને પત્રમા જોસેફ સ્ટાલીનની યુધ્ધ વિષયક ત્રુટિઓ વિશે ટિપ્પણી કરવા બદલ સોલ્ઝેનિત્સીનની ધરપકડ કરવામા આવી સોલ્ઝેનિત્સીન પર સોવિયેત યુનિયન વિરુધ્ધ પ્રચાર કરવાના આરોપસર સોવિયેત ક્રિમીનલ કોડની કલમ ૫૮ ફકરા ૧૦ અને વિરોધી સસ્થાની સ્થાપના ફકરા ૧૧ નીચે આરોપ ઘડવામા આવ્યા. પરિણામે મોસ્કોની લ્યુબીઆન્કા કેદમા તેમની ઉપર ત્રાસ ગુજારી આકરી પૂછપરછ કરવામા આવી ૭મી જુલાઈ ૧૯૪૫મા, સોલ્ઝેનિત્સીનની ગેરહાજરીમાં સોવિયેત સિક્યોરિટી પોલીસના ત્રણ જજોના ન્યાયપચ દ્વારા પાકા કામના કેદી તરીકે સોલ્ઝેનિત્સીનને આઠ વર્ષ મજુરી કરવાની સજા ફરમાવવામા આવી, અને તેમનો કાયમનો આતરિક દેશનિકાલ કરવામા આવ્યો. તે વખતે કલમ ૫૮ પ્રમાણે મોટાભાગના ગુનેગારો માટે આ સજા સામાન્ય ગણાતી.[1]

સોલ્ઝેનિત્સીનની સજાનો પ્રથમ તબક્કો વિવિધ છાવણીઓમા પસાર થયો સજાનો બીજો તબક્કો સોલ્ઝેનિત્સીનના જણાવ્યા પ્રમાણે મિનિસ્ટ્રી ઓફ સ્ટેટ સિક્યોરિટીની ખાસ વૈજ્ઞાનિક પરીક્ષણ કરતી સસ્થા સારાસ્કા મા પસાર થયો, જ્યા તેમની મુલાકાત લેવ કોપેલેવ નામના લેખક સાથે થઈ

૧૯૫૦માં, સોલ્ઝેનિત્સીનને રાજકીય કેદીઓની ખાસ છાવણીમાં મોકલવામા આવ્યા. અહીં કઝાકસ્તાનના એકીબાસ્તુઝ નામના શહેરમા, તેમણે ખાણીયા, કડિયા અને બીબા પાડનારા તરીકે પણ મજુરી કરી. આ અનુભવો તેમની ખ્યાતનામ નવલકથા વન ડે ઈન ધી લાઈફ ઓફ ઈવાન ડેનીસોવિચ (૧૯૬૨)નુ કથાનક બન્યા. આ સમય દરમિયાન સોલ્ઝેનિત્સીન ઉપર તેમને થયેલી ગાઠ શસ્ત્રક્રિયા દ્વારા દૂર કરવામા આવી, પરતુ તેમને કેન્સર છે તેનુ નિદાન થયેલુ નહિ.

માર્ચ ૧૯૫૩થી સોલ્ઝેનિત્સીનની આતરિક દેશનિકાલની સજા દક્ષિણ કઝાકસ્તાનના કોક ટેરેક વિસ્તારમા શરૂ થઈ તેમનુ કેન્સર આખા શરીરમા ફેલાઈ ગયેલુ અને વર્ષાંતે તો તે મોતની નજીક પહોંચી ગયા. ૧૯૫૪મા ટાસકેન્ટ હૉસ્પિટાલમા તેમની સારવાર કરવા માટે પરવાનગી આપવામા આવી. અહીં તેમનુ કેન્સર દૂર થયુ. આ કેન્સરગ્રસ્ત દર્દી તરીકેના સ્વાનુભવો, સોલ્ઝેનિત્સીનની ત્રીજી નવલકથા કેન્સર વોર્ડ (૧૯૬૮)નું કથાનક બન્યા. કેન્સરના રોગનો પડઘો તેમની ટૂકી વાર્તા ધ રાઈટ હેન્ડ મા પણ સાભળવા મળે છે આ દેશવટા અને કેદી તરીકેના દસકા દરમિયાન સોલ્ઝેનિત્સીને માર્કસીઝમ સાથે છેડો ફાડ્યો અને પોતાની પાછલી જિંદગી માટે તત્ત્વજ્ઞાનીય અને ધાર્મિક જીવનશૈલીનો વિકાસ કર્યો. ધીરે ધીરે સોલ્ઝેનિત્સીનનુ માનસ કેદખાનામા તત્ત્વચિંતકનુ બની ગયુ તેમને રેડ આર્મીના કપ્તાન તરીકે જે કાઈ કર્યુ તેનો પસ્તાવો થયો અને પોતાની સરખામણી ગુલાગના અપરાધીકર્તા સાથે કરી. આ હૃદય પરિવર્તનનો થોડો અશ ધ ગુલાગ આર્કીપેલેગો ના ચોથા ભાગમા છે

દેશવટાની સજામાથી થોડા સમય માટે પ્રાપ્ત થયેલ સજા-વિશ્રામ દરમિયાન સોલ્ઝેનિત્સીન, યુરોપીયન રશિયામા પરત ફર્યા અને દિવસ દરમિયાન માધ્યમિક શાળાના શિક્ષક તરીકે ફરજ બજાવતા અને રાત્રે ખાનગીમા પોતાના લખાણો લખતા રહ્યા. પોતાની નોબેલ પુરસ્કાર સ્વીકૃતિના સબોધનમા તેમણે જણાવેલુ

૧૯૬૧ સુધીની મારી જિંદગીની સફર દરમિયાન મને ખાતરી થઈ ગયેલી કે હુ મારા જીવનપર્યન્ત મારી લખેલી એક પણ પક્તિને છપાયેલી નહિ જોઈ શકુ અને સાથોસાથ મારામા ભાગ્યે જ એટલી હિંમત પણ બચેલી કે હું મારાં લખાણોને મારા નજીકના પરિચિતોને વચાવુ. કારણ કે કદાચ મારી લેખક તરીકેની ખબર સમાજમાં ખુલ્લી પડશે તે ડરે મને અંદરથી ભાગી નાખેલો.

અંતે, ૪૨ વર્ષની વયે, સોલ્ઝેનિત્સીને નોવિય મીર (નવુ વિશ્વ) સામયિકના મુખ્ય સપાદક કવિ અને પૉલીટ બ્યુરોના સભ્ય એલેકઝાન્ડર ત્વારદોવસ્કીનો સપર્ક સાધ્યો અને તેમની સાથેની મુલાકાતે વન ડે ઈન ધી લાઈફ ઓફ ઈવાન ડેનીસોવિચ નુ પ્રકાશન ૧૯૬૨માં શક્ય બન્યુ તત્કાલીન રશિયન પ્રમુખ નિકિતા ખ્રુશ્ચેવે ખુલ્લી સંમતિ આપતા, આ કૃતિનો બચાવ પૉલીટ બ્યુરોની મિટીંગમા કર્યો અને કહ્યુ આપણાં બધામાં સ્ટાલીનવાદ છે આપણે આ દૂષણને દૂર કરવુ જ રહ્યુ આ નવલકથા ખૂબ જ લોકપ્રિય થઈ નિકિતા ખ્રુશ્ચેવના શાસનકાળ દરમિયાન વન ડે ઈન ધ લાઈફ ઓફ

ઈવાન ડેનીસોવિચ' સોવિયેત યુનિયનની શાળાઓમાં પાઠ્યક્રમમાં પણ સ્થાન પામી અને પછી તો સોલ્ઝેનિત્સીનની ત્રણ નવલિકાઓ પણ ૧૯૬૩માં પ્રકાશિત થઈ, જે રશિયામાં પ્રકાશિત થયેલી તેમની છેલ્લી કૃતિઓ હતી.

'વન ડે ઈન ધ લાઈફ ઓફ ઈવાન ડેનીસોવિચ' નવલકથાએ સોવિયેત યુનિયનની કેદખાનાની અધમ પધ્ધતિ પ્રત્યે પશ્ચિમના દેશોનું ધ્યાન ખેંચ્યું, અને સમગ્ર વિશ્વમાં આ ક્રૂર પધ્ધતિના પડઘા પડ્યા. એક બિન રાજકીય વ્યક્તિએ નિખાલસપણે ૧૯૨૦ના સોવિયેત સાહિત્યમાં રાજકીય પરિબળો ઉપર લખેલી, નર્યું વાસ્તવિકરૂપ ધરાવતી આ કૃતિ વિશ્વસાહિત્યમાં સ્થાન પામી, ત્યાં સુધી સોવિયેત રાજકીય શાસન પ્રણાલીનું પ્રતિબિંબ રશિયન સાહિત્યમાં કંઈક પ્રારંભિક કક્ષાનું હતું. ૧૯૫૩માં સ્ટાલીનના નિધન બાદ રશિયન પ્રમુખ બનેલા નિકિતા ખ્રુશ્ચેવની ૧૯૬૪માં સત્તામાંથી હકાલપટ્ટી થયા બાદ, આવા સુધારાવાદી ક્રાંતિકારી લખાણોનો પણ અસ્ત થયો. તો પણ, સોલ્ઝેનિત્સીન પરિસ્થિતિને તાબે થયા વગર ત્વારદોસ્કીની મદદ વડે પોતાની નવલકથા 'કેન્સર વોર્ડ'ને સોવિયેત યુનિયનમાં કાયદેસર રીતે પ્રકાશિત કરાવી શક્યા. પરંતુ આ પ્રકાશન પહેલાં સોલ્ઝેનિત્સીનને રશિયન લેખક-સંઘની માન્યતા મેળવવી પડેલી અને અમુક વાંધાજનક વિધાનો અને સોવિયેત સંઘ વિરુદ્ધના આડકતરા કટાક્ષોને દૂર કરીને કૃતિ પ્રકાશિત કરવાની ફરજ પડેલી. આ કાઢી નખાયેલા અંશોને 'ધ ઓક એન્ડ ધ કાલ્ફ' (૧૯૭૫)માં દસ્તાવેજી પુરાવારૂપે રજૂ કરવામાં આવેલા.

૧૯૬૫ સુધીમાં સોલ્ઝેનિત્સીનની લેખક તરીકેની કારકિર્દી પર લગભગ પૂર્ણવિરામ મૂકાઈ ગયું. તેના પ્રકાશન-કાર્યને પ્રતિબંધિત કરવામાં આવ્યું, અને કેજીબી નામની રશિયન જાસુસ સંસ્થાએ તેની અમુક પ્રતોની સાથે 'ધ ફર્સ્ટ સર્કલ'ની હસ્તપ્રતને પણ આંચકી લીધી. આ દરમિયાન સોલ્ઝેનિત્સીને પોતાનું લેખનકાર્ય ખાનગી રીતે સત્તાને ઉથલાવી નાખવાના હેતુસર ચાલુ રાખ્યું અને 'ગુલાગ આર્કીપેલેગો' જેવી ચિરસ્મરણીય કૃતિની રચના કરી. આ નવલકથાની હસ્તપ્રત ઝડપાઈ જવાથી, સોલ્ઝેનિત્સીન પ્રારંભમાં અસ્વસ્થ બની ગયા, પરંતુ સમય જતાં તેમને ભાન થયું કે કઈ રીતે વ્યક્તિ ઢોંગ અને કાવતરાંથી મુક્ત બની શકે. તેમણે માન્યતા પ્રાપ્ત લેખક બનવાના સ્વપ્નને તિલાંજલિ આપી દીધી. કોઈ પણ દેખીતા આવકના સ્ત્રોત વગર સોલ્ઝેનિત્સીન આ સમયગાળા દરમિયાન કઈ રીતે ટકી રહ્યા તેની કોઈ માહિતી ઉપલબ્ધ નથી બનતી.

૧૯૭૦માં સાહિત્યનો નોબેલ પુરસ્કાર સોલ્ઝેનિત્સીનને આપવામાં આવ્યો, ત્યારે તેઓ આ પુરસ્કાર સ્વીકારવા માટે સ્ટોકહોમમાં ઉપસ્થિત ન રહી શક્યા કારણ કે તેમને ડર હતો કે એ પછી સોવિયેત યુનિયનમાં તેમને પુનઃપ્રવેશ આપવામાં નહીં આવે. અંતે એવું સૂચન થયું કે તેમને આ પુરસ્કાર મોસ્કોની સ્વીડીશ એમ્બેસીમાં ખાસ સમારોહમાં એનાયત કરવામાં આવે. પરંતુ સ્વીડનની સરકારને આ ઉકેલ પણ મંજૂર ન હતો. કારણ કે આવાં પગલાંથી સોવિયેત યુનિયન અને સ્વીડનના રાજદ્વારી સંબંધોમાં ભંગાણ પડવાની ભીતિ હતી. અંતે સોલ્ઝેનિત્સીનને ૧૯૭૪માં આ પુરસ્કાર પોતાનો દેશ છોડ્યા પછી જ આપવામાં આવ્યો.

'ધ ગુલાગ આર્કીપેલેગો'ના ત્રણ ગ્રંથોના પુસ્તકમાં સોવિયેત યુનિયનના કેદીઓની છાવણીઓનું ક્રૂર અને વાસ્તવિક ચિત્રણ કરવામાં આવેલું છે. જેમાં પોતાના કેદી તરીકેના સ્વાનુભવોની સાથે સાથે તેમના ૨૨૭ સાથી કેદીઓની યાતનાને પણ વાચા આપવામાં આવી છે. આ નવલકથામાં કમ્યુનીસ્ટ શાસનની સ્થાપના સાથે લેનિનની જવાબદારી, કેદીઓને ગુનાની કબૂલાત માટે આપવામાં આવતી યાતનાઓ, કેદીઓના સ્થળાંતર અને કેદખાનાની સ્થિતિ, કેદીઓના બળવા અને આંતરિક દેશવટા જેવા અત્યંત નાજુક અને 'શાસન' વિરોધી મુદ્દાઓને આવરી લેવામાં આવ્યા છે. આ નવલકથાએ પાશ્ચાત્ય દેશોમાં એવો ખળભળાટ મચાવ્યો કે પાશ્ચાત્ય રાજકીય શબ્દકોશમાં 'ગુલાગ' શબ્દને સમાવિષ્ટ કરવામાં આવ્યો, જેનો અર્થ અત્યંત કઠોર બદલાની ભાવના એવો કરવામાં આવે છે.

'ગુલાગ આર્કીપેલેગો' નવલકથાના ૧૯૭૦માં પ્રગટ થવાની સાથે જ સોલ્ઝેનિત્સીન રશિયન લોકોનો અવાજ અને અંતરાત્મા બની ગયા. આ નવલકથાએ સોવિયેત યુનિયનને જનોઈવઢ ઘા મારેલો. વિશ્વનકશામાં સોવિયેત યુનિયનની હાલત અસંખ્ય ગોળીઓથી ચારણી થઈ ગયેલા વનરાજ જેવી થઈ ગયેલી. આ નવલકથામાં વર્ણવેલી સચ્ચાઈ તેની લોકપ્રિયતાની દ્યોતક બની. 'ગુલાગ આર્કીપેલેગો' નવલકથા વિષે પ્રતિક્રિયા આપતાં નોર્મન વોડહોરેત્ઝે સોલ્ઝેનિત્સીનના રશિયામાં પુનરાગમન વખતે લખેલું, 'એક વખતનો ચોળાઈ ગયેલો, નપુંસક બનેલો રશિયા દેશ ફરી વખત નવી પેઢીઓ માટે પુરાઈ ગયેલા રસ્તાઓને સાફ કરી એને ખુલ્લો કરશે

અને ભૂતકાળ સાથે વર્તમાનને જોડશે. બહુ જ ઓછા સર્જકો આટલા ઓથાર નીચે સર્જન કરી શકે સોલ્ઝેનિત્સીન તમારી તબિયતની કાળજી લો. અમે બધાં તમારા પર નિર્ભર છીએ.'

**પશ્ચિમના દેશો તરફ પ્રયાણ :** આ સમયગાળા દરમિયાન સોલ્ઝેનિત્સીનને રાજકીય મહત્ત્વ ધરાવતા માસ્તીસ્લાવ રોસ્ટ્રોપોવિચે આશરો આપ્યો અને આ સહયોગ બદલ પછીથી માસ્તીસ્લાવને પણ ભૂગર્ભમાં જતા રહેવું પડેલું. ૧૩ ફેબ્રુઆરી ૧૯૭૪માં સોલ્ઝેનિત્સીનને સોવિયેત યુનિયનમાંથી હાંકી કાઢવામાં આવ્યા અને તેમનું સોવિયેત નાગરિકત્વ પણ છીનવી લેવાયું તેઓ પશ્ચિમ જર્મનીના ફ્રેન્કફર્ટમાં વસ્યા તેના બરાબર એક અઠવાડિયા બાદ કેજીબીએ સોલ્ઝેનિત્સીનની 'ગુલાગ આર્કીપેલેગો'ના પ્રથમ ભાગની હસ્તપ્રત શોધી કાઢી અને સોલ્ઝેનિત્સીનને મદદ કરવાના ગુના હેઠળ યેવગેની યેવ્તુશેન્કોની મિલકત આંચકી લેવામાં આવી.

જર્મનીમા શ્રી સોલ્ઝેનિત્સીન હેનરિક બોલ્સ હાઉસમાં રહ્યા અને સ્ટેનફર્ડ યુનિવર્સિટીએ અમેરિકામાં આવવાનું નિમંત્રણ આપતાં, સોલ્ઝેનિત્સીન પહેલાં સ્વિત્ઝરલેન્ડમાં રહ્યા. સ્ટેનફર્ડ યુનિવર્સિટીએ એમને અને એમના પરિવારને અમેરિકામાં વસવાટ કરવાની વ્યવસ્થા કરી આપી. તેઓ હુવર ટાવરના ૧૧મા મજલે રહેતા અને ૧૯૭૬માં વેરમોન્ટના કવેન્ડીશમાં રહ્યા. હાર્વર્ડ યુનિવર્સિટીએ ૧૯૭૬માં તેમને સાહિત્યની માનદ્ પદવી આપી.

૮ જૂન ૧૯૭૮માં સોલ્ઝેનિત્સીને આધુનિક પાશ્ચાત્ય જીવનશૈલીની નિંદા કરતું પ્રારંભિક વ્યાખ્યાન આપ્યું સોલ્ઝેનિત્સીનના મતે 'પૂર્વ અને પશ્ચિમના દેશોની સમસ્યાનાં મૂળ અજ્ઞેયવાદ અને નિરીશ્વરવાદમાં રહેલાં છે સમગ્ર માનવજાતે આમે ચાલીને આપત્તિઓને વહોરી લીધી છે કારણ કે માનવજાતે અધાર્મિક માનવતાવાદી સભાનતાને જીવન જીવવાની શૈલી બનાવી લીધી છે. સમયાંતરે આ માનવ, આધુનિક માનવ, અપૂર્ણ માનવ બન્યો, જે પોતાનાં અહંકાર, સ્વાર્થ, દુશ્મનાવટ, દંભ અને 'ડઝનેક' બીજી ત્રુટિઓમાંથી ક્યારેય મુક્ત ન બની શક્યો. જે ભૂલોને આપણે જીવનયાત્રાની શરૂઆતથી પિછાણી ન શક્યા, તેનું અત્યારે આપણે ચૂકવણું કરી રહ્યાં છીએ. નવજાગરણ કાળથી આપણે આપણા અનુભવોને સમૃધ્ધ કરતા આવ્યા છીએ, પરંતુ આપણે ઈશ્વરના અસ્તિત્વનો ખ્યાલ ભૂલી ગયા છીએ. જે આપણા આવેગો અને બેજવાબદારપણાને કાબૂમાં રાખતો આવ્યો છે.' (હાવર્ડ કમેન્સમેન્ટ સંબોધન, ૧૯૭૮)

પછીનાં ૧૭ વર્ષો સુધી, સોલ્ઝેનિત્સીને ૧૯૧૭ની રશિયન ક્રાંતિના ઈતિહાસ પર કાર્ય કર્યું અને 'ધ રેડ વ્હીલ' નવલકથા લખી. ૧૯૯૨ સુધીમાં આ નવલકથાના ચાર ભાગ તૈયાર થઈ ગયા. તેમણે થોડીક ટૂંકી વાર્તાઓ પણ લખી છે.

અમેરિકામાં મળેલા અભૂતપૂર્વ આવકાર છતાં પોતાના વતનની બહાર સોલ્ઝેનિત્સીનને ઝાઝુ ગોઠ્યું નહીં અમેરિકામાં બે દાયકા જેટલો સમય પસાર કર્યા છતાં, અને એમની માતાએ પણ અંગ્રેજી ભાષા અને સાહિત્યમાં પ્રભુત્વ મેળવવા માટે એમની કિશોરવસ્થામાં કરેલા પ્રયત્નો છતાં, સોલ્ઝેનિત્સીન અંગ્રેજી ભાષા પર પકડ મેળવી શક્યા નહીં. સોલ્ઝેનિત્સીનને કોઈ ખ્યાતનામ વ્યક્તિ કે ટી.વી.ના પ્રખ્યાત સિતારા થવાના વિચાર પ્રત્યે નફરત હતી. સોલ્ઝેનિત્સીનના બીજા નંબરના પુત્ર ઈગ્નાત જણાવે છે કે 'મારા પિતાને કદી લોકપ્રિયતા કે ખ્યાતિની પડી જ ન હતી. તેઓ જ્યાં મોકો મળે ત્યાં સત્ય કહેવા હંમેશાં તત્પર રહેતા.'

સોલ્ઝેનિત્સીનના સામ્યવાદી વિચારસરણી વિષયક ઉગ્ર ખ્યાલો અને પાશ્ચાત્ય સંસ્કૃતિની નબળી બાબતો વિશેની ચેતવણીઓને પાશ્ચાત્ય રૂઢિચુસ્ત સમાજે આવકારી, કારણ કે આ સમય દરમિયાન જ તત્કાલીન અમેરિકન રાષ્ટ્ર પ્રમુખ રોનાલ્ડ રેગને કડક વિદેશી નીતિ અમલમાં મૂકેલી. આ સમય દરમિયાન રશિયાના ઉદારમતવાદી અને ધર્મનિરપેક્ષ લોકોએ રૂઢિવાદી ધર્મની ટીકા શરૂ કરી. સોલ્ઝેનિત્સીને આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિની ટીવી અને ઘોંઘાટમય સંગીત વચ્ચે ખીલી ઊઠેલી કુરૂપતા અને બિનઆધ્યાત્મિકતાની આકરી ટીકા કરતાં કહ્યું, 'આજનો માનવ ટીવી અને કાનના પડદા ફાડી નાખે તેવા સંગીતની વચ્ચે રહેવાની આદત ધરાવતાં વધુને વધુ હૂંફાળી વસ્તુઓને ઝંખે છે.'

**રશિયામાં પુનરાગમન :** ૧૯૯૦માં, સોલ્ઝેનિત્સીનને પુનઃ સોવિયેત નાગરિકત્વ પ્રાપ્ત થયું અને ૧૯૯૪માં તેઓ તેમનાં પત્ની નાતાલિયા, જે અમેરિકન નાગરિક બની ચૂક્યાં હતાં, તેમની સાથે રશિયા પરત ફર્યા તેમના ત્રણેય પુત્રોએ અમેરિકામાં જ વસવાટ કરવાનું પસંદ કર્યું. પોતાની અંતિમ ઘડી સુધી, સોલ્ઝેનિત્સીન પોતાનાં પત્ની સાથે પશ્ચિમ મોસ્કોમાં ત્રોઈત્સે-લાયકોવોના ડાચા વિસ્તારમાં રહ્યા. જે લેખકે રશિયાના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વિધ્વંસ માટે અમેરિકન ભૌતિક મૂલ્યોને જવાબદાર ગણાવ્યાં અને તેને દૂર કરવા પોતાનાં લખાણો દ્વારા જેહાદ ચલાવી, તેવા

સોલ્ઝેનિત્સીનને માટે રશિયાના પ્રમુખ વ્લાદિમિર પુતિને રશિયાના પુનરોધ્ધાર માટે તેમણે કરેલા તપની નોંધ લીધી. ૧૯૯૪માં રશિયા પરત ફરવા સાથે, સોલ્ઝેનિત્સીને પોતાની બે ભાગોમાં વહેંચાયેલી ૮ ટૂંકી વાર્તાઓ, ચિંતનાત્મક ગદ્ય કાવ્યો અને પોતાના પાશ્ચાત્ય દેશોના વસવાટની સ્મરણિકા 'ધ ગ્રેઈન બિટવીન ધ માઈલ સ્ટોન્સ' (૧૯૯૪) લખી.

સોલ્ઝેનિત્સીને રશિયા-જ્યુઈશ સંબંધોના બે ગ્રંથો 'ટુ હન્ડ્રેડ યર્સ ટુગેધર' (૨૦૦૧-૨) શીર્ષક હેઠળ પ્રકાશિત કર્યા, જેમાં સોલ્ઝેનિત્સીને ભારપૂર્વક રશિયાની૧૯૦૫ અને ૧૯૧૭ની ક્રાંતિને 'જ્યુઈશ કાવતરુ' કહીને તેની ટીકા કરી છે. પોતાની આ કૃતિનો બચાવ અને તેની ટીકાનો તેમને સામનો કરવો પડેલો. ઓકસફર્ડ યુનિવર્સિટીના પ્રાધ્યાપક રોબર્ટ સર્વિસે સોલ્ઝેનિત્સીનનો બચાવ કરતાં કહેલું કે તેઓ 'તદ્દન સાચા છે.' જ્યારે રશિયન લેખક વ્લાદિમિર વિસોઈનોવીચે સોલ્ઝેનિત્સીનને 'અહંકારી, જ્યુઈશ જાતિના વિરોધી અને લખાણની અણઆવડત ધરાવતા લેખક' કહ્યા. પોતાની નવલકથા 'મોસ્કો ૨૦૪૨'માં તો તેમણે સોલ્ઝેનિત્સીનની હાંસી પણ ઊડાવી !

સોલ્ઝેનિત્સીનનાં તાજેતરનાં રાજનૈતિક લખાણોમાં 'રિબિલ્ડીંગ રશિયા' (૧૯૯૦) અને 'રશિયા ઈન કોલેપ્સ' (૧૯૯૮) મહત્ત્વનાં છે. તેમણે મુક્ત રશિયા માટે સ્થાનિક સરકાર રચવાની હિમાયત કરેલી. તેમણે રૂઢિચુસ્ત રશિયન ચર્ચને રાષ્ટ્રીય ચરિત્ર તરીકે રક્ષિત કરવાની અને બહારના કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ પાદરીઓની નિમણૂકનો પણ સખ્ત વિરોધ કરેલો.

સોલ્ઝેનિત્સીનની ૩૦ સંગ્રહિત કૃતિઓને તાજેતરમાં જ રશિયામાં પ્રકાશિત કરવા માટેની મંજૂરી મળેલી છે. ૫મી જૂન ૨૦૦૭ના રોજ રશિયન પ્રમુખ વ્લાદિમિર પુતિને સોલ્ઝેનિત્સીનને રશિયામાં માનવતાવાદી કાર્ય કરવા બદલ 'સ્ટેટ પ્રાઈઝ ઓફ ધ રશિયન ફેડરેશન' એનાયત કરવાની જાહેરાત કરી, એટલું જ નહિ પણ રાષ્ટ્રપ્રમુખ તરીકેનો શિષ્ટાચાર તોડીને પુતિન સામે ચાલીને ૧૨ જૂન ૨૦૦૭ના રોજ સોલ્ઝેનિત્સીનના નિવાસસ્થાને તેમને આ ખિતાબ એનાયત કરવા ગયેલા.

'રશિયાના મહાત્મા ગાંધી' કહેવાતા સોલ્ઝેનિત્સીનનો દેહાંત હૃદયરોગના હુમલાને કારણે ૩ ઑગસ્ટ, ૨૦૦૮ના રોજ પોતાના નિવાસસ્થાને થયો. જીવનકાળની સંધ્યાએ પત્ની નાતાલિયાની મદદ વડે સોલ્ઝેનિત્સીન પોતાના સમગ્ર સર્જનને ૩૦ ગ્રંથોના સંગ્રહમાં સમાવીને પ્રકાશિત કરવાની તૈયારી કરી રહ્યા હતા. સોલ્ઝેનિત્સીનની તેમણે પોતે પસંદ કરેલા દોનસ્કોઈ કબ્રસ્તાનમાં ૬ ઑગસ્ટે દફનવિધિ કરવામાં આવી.

**સોલ્ઝેનિત્સીનની સર્જન યાત્રા :** સોલ્ઝેનિત્સીન પ્રતિભાવંત સર્જક હોવા છતાં તેમની મહાનતા અને મહત્તાને એકથી વધુ વખત અવગણવામાં આવેલી. તેમણે પોતાના છેલ્લા શ્વાસ સુધી પોતાની સર્જનયાત્રા ચાલુ રાખી અને ૮ નવલકથાઓ, ૨ નવલિકાઓ, ૩ નાટક, ૧ કાવ્યસંગ્રહ, ૮ સંસ્મરણો અને ૮ ટૂંકી વાર્તાઓ લખી.

તેમની નવલકથાઓ 'વન ડે ઈન ધી લાઈફ ઓફ ઈવાન ડેનીસોવિચ' (૧૯૬૨), 'ધ ફર્સ્ટ ક્લાસ' (૧૯૬૮), 'કેન્સર વોર્ડ' (૧૯૬૮), 'ઑગસ્ટ ૧૯૧૪' (૧૯૭૧), 'ગુલાગ આર્કીપેલેગો' - ત્રણ ગ્રંથોમાં (૧૯૭૩-૭૮), 'નવેમ્બર ૧૯૧૬' (૧૯૮૩), 'માર્ચ ૧૯૧૭' (૧૯૯૦), 'એપ્રિલ ૧૯૧૭.'

નવલિકાઓમાં 'એન ઈન્સીડન્ટ એટ ક્રેચેતોવકા સ્ટેશન' (૧૯૬૩), 'માટ્રીયોના'સ પ્લેસ' (૧૯૬૩) અને 'ફોર ધ ગુડ ઓફ ધ કૉઝ' (૧૯૬૪).

નાટકોમાં 'ધ લવ ગર્લ એન્ડ ધ ઈનોસન્ટ' (૧૯૬૯), 'ધ પ્રિઝનર એન્ડ ધ કેમ્પ હૂકર' અને 'ધ ટેન્ડર ફૂટ એન્ડ ધ ટર્ટ.'

પોતાનાં સંસ્મરણોમાં 'એ લેટર ટુ સોવિયેત લીડર્સ' (૧૯૭૪), 'લેનિન ઈન ઝ્યુરિક', 'ધ મોર્ટલ ડેન્જર' (૧૯૮૦), 'પ્લુરાલીસ્ટ્સ' (૧૯૮૩), 'રી બિલ્ડીંગ રશિયા' (૧૯૯૦), 'ધ રશિયન ક્વેશ્ચન' (૧૯૯૫), 'રશિયા અન્ડર ઍવલાંચ' (૧૯૯૮), 'ટુ હન્ડ્રેડ યર્સ ટુગેધર' (૨૦૦૧-૨).

ટૂંકી વાર્તાઓમાં, 'ધ ઑક એન્ડ ધ કાલ્ફ' (૧૯૭૫), 'વિક્ટરી સેલિબ્રેશન' (૧૯૮૩), 'પ્રિઝનર્સ' (૧૯૮૩), 'ઈન્વીઝીબલ એલીઝ' (૧૯૯૭).

જે વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રકાશિત થયાં તેમાં સ્વીડીશ એકેડેમીમાં નોબેલ પુરસ્કાર સ્વીકૃતિ ભાષણ જે લેખરૂપે વંચાયેલું, નોબેલ બેન્કવેટ, સીટી હોલ, સ્ટોકહોલ્મમાં આપેલું ભાષણ 'વૉર્નિંગ ટુ ધ વેસ્ટ' (૧૯૭૬), 'હાર્વડ કમેન્સમેન્ટ' સંબોધન (૧૯૭૮) અને 'ગોડલેસનેસ' જે ટેમ્પલટન ખિતાબ સ્વીકૃતિ વખતે ૧૦મી મે ૧૯૮૩માં આપેલું.

એક માત્ર કવિતાસંગ્રહ 'પ્રુશિયન નાઈટ્સ' (૧૯૫૧) પ્રકાશિત થયો.

■

યશવન્ત મહેતા

સામયિકની એક નકલની કિંમત આશરે ચાર લાખ (વધે પણ ખરી !)




અહીં સાહિત્યિક, સામાજિક અને સાંસ્કૃતિક સામયિકો વેચવાનાં ફાંફાં છે ત્યારે રૂપ અને રૂપબજારની ઝાકઝમાળવાળાં પ્રકાશન કેવાં શિખર સર કરી રહ્યાં છે, એ જોઈને પ્રશ્ન થાય છે કે આપણે કેવું રુચિ ઘડતરનું કામ કરી રહ્યા છીએ ? કેટલાક સમય અગાઉ મુંબઈની એક ફેશન ડિઝાઈનર સન્નારીના સ્વાનુભવો તથા રચનાઓનું પુસ્તક નકલ દીઠ બે લાખ (જી, હા, ટૂ લાખ) રૂપિયાની કિંમતે પ્રગટ થયેલું. હવે જાણવા મળે છે કે નવા લાઈફ સ્ટાઈલ મૅગેઝીન 'કોહ્લ' (એટલે કાજળ)નો એક એક અંક લીલામ થશે અને તે દરેક અંક દસ હજાર ડોલર એટલે ચાર લાખ રૂપિયા કે એથી વિશેષ કિંમતે વેચાશે !?

ઝવેરાત વેચનારી એક કંપનીએ 'કોહ્લ'ના ખાસ અંક પર અભિનેત્રી કેટરીના કેફની તસવીર છપાવી છે અને દરેક અંક પર ૯૧ (એકાણું) ગ્રામ સોનાનું પતરું તથા ૬૨૨ હીરા કુશળ કારીગરોને હાથે લગાડાવ્યાં છે. (સામયિકના સંપાદનમાં આ 'વેલ્યૂ એડિશન' !) કંપની પોતાની દુકાનોમાં કેટલોક સમય તો આ સામયિકની નકલોનું પ્રદર્શન કરશે. પછી એમનું લીલામ કરશે. (લીલામ તો આપણી રુચિનું ય થશે !)






હાજી મહમદ અલ્લારખા શિવજી, બચુભાઈ રાવત, ચાંપશી ઉદેશી અને ઉમાશંકર જોશીનાં સામયિકોએ કર્યું તે એળે ગયું ?

**સાહિત્યની શાશ્વત 'થીઅરી' ?**

ઈન્ડો-યૂરોપીઅન સંસ્કૃતિના પારણારૂપ ગ્રીસમાં જ્યારે કોઈ પણ નાટકના કથાવસ્તુમાં ઉકેલવી અશક્ય ગૂંચ ઊભી થાય ત્યારે લેખક 'દેઉસ એક્સ મશીના' એટલે 'યાન પર દેવતા'ની યુક્તિ અજમાવતો. એટલે કે એકાદ દેવતા અવકાશી યાન વડે ધરતી પર ઊતરીને ચમત્કારી રીતે ગૂંચ ઉકેલી નાખતો, અને નાટક આગળ ચાલતું.

આપણા જૂના સાહિત્યથી માંડીને આજની ફિલ્મો સુધી આ જ 'થીઅરી' કામ કરતી નથી લાગતી ?

**આજનું અંગ્રેજી પ્રકાશન-જગત**

અનામી સંપાદક કહે છે : 'બેસ્ટસેલરનાં લિસ્ટ જૂઠાં છે. હું પુસ્તકોના વેચાણના આંકડાઓને પડકાર ફેંકું છું કારણ કે એ સાચા હોવાની કશી સાબિતી નથી.'

અનામી લેખક કહે છે : 'જેમનાં પુસ્તકો પ્રગટ થાય છે એમાં ૬૦ ટકા તો કશાક સંબંધને કારણે પ્રગટ થાય છે. જો તમે કશેક સંબંધ ધરાવતા હો તો તમારા પુસ્તકના પ્રકાશનનો કરાર થવાનો જ'

અનામી લેખક કહે છે : 'સાહિત્યિક કલ્પિત લેખનમાં પણ જો તમે પૂરેપૂરા દેશી હો તો ભારતીય પ્રકાશન-જગતમાં તમે સેકન્ડ ક્લાસ સિટીઝન ગણાઓ છો.'

('તહેલકા', તા. ૯ ઑગસ્ટ, ૨૦૦૮)

**વૈશ્વિકીકરણ ભાષાઓનો ભોગ લેશે**

યુનાઈટેડ નેશન્સ ઈકોનોમિક, સોશિયલ એન્ડ કલ્ચરલ ઑર્ગેનાઈઝેશન (યુનેસ્કો)એ પ્રગટ કરેલા 'અદૃશ્ય થવાના જોખમમાં આવેલી ભાષાઓની નકશાપોથી' (ઍટલસ)ની નવી (૨૦૦૮ની) આવૃત્તિમાં જણાવાયું છે કે વિશ્વની ૬,૦૦૦ ભાષાઓમાંથી અડધો અડધ વિલુપ્ત થવાને આરે છે. એમના વિલોપન માટે વૈશ્વિકીકરણ એક કારણ છે. ટીવી પર અમેરિકા ઈન્ગલન્ડનું પ્રભુત્વ વધતું જાય છે અને એથી અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ પણ વધતું જાય છે. એક સમયે

અંગ્રેજીની સમકક્ષ મહત્ત્વ ધરાવતી ફ્રેન્ચ, જર્મન, રૂસી, સ્પેનિશ અને અરબી ભાષાઓ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પાછી પડતી જાય છે. આ 'એટલસ' એ બાબત પર પણ ભાર મૂકે છે કે વાલીઓ પોતાનાં બાળકોને પ્રભુત્વશાળી ભાષા શીખવવાનો એટલા માટે આગ્રહ રાખે છે કે એમની રોજગારીની તકો વધે.

**ગોપીચંદ નારંગને મતે મુદ્રિત શબ્દનું ભાવિ**


ઉર્દૂના લેખક-વિવેચક અને સાહિત્ય એકેડેમીના પૂર્વ અધ્યક્ષ

પ્રશ્ન : આજે વિશ્વના સાહિત્યિક પરિદૃશ્યમાં સૌથી ધ્યાનપાત્ર ઘટના કઈ છે ? લિખિત અને મુદ્રિત શબ્દનું ભાવિ તમને કેવું લાગે છે ?

ઉત્તર : સંદેશ-સંચાર ક્રાંતિની ઝંઝાવાતી ગતિ તેમજ બહુ-સાંસ્કૃતિક બળોની રસ્સા-ખેંચને પરિણામે જગત ઘણું બદલાઈ ગયું છે. પશ્ચિમમાં સમાજ મહદ્ અંશે અધ્ધરિયો થઈ ગયો છે. જે વાસ્તવિક છે તે વાસ્તવ નથી પણ જે પ્રતિકૃતિરૂપે નિર્માણ કરાય છે તે વાસ્તવિક છે. ઈન્ટરનેટ જ્ઞાનનાં સ્વરૂપોને બદલી રહ્યું છે. હવે કશું મૌલિક રહ્યું નથી. બસ, પ્રતિકૃતિઓ છે બધી. ઉતારારૂપ છે. પરંતુ લિખિત સાહિત્યમાં હજુ સાહિત્યકળા જળવાઈ રહી છે. પુસ્તકોએ ઘણાં બધાં વિગતલક્ષી પરિવર્તનો સહ્યાં છે, પરંતુ એમણે હજુ પોતાનું આગવાપણું અને આવશ્યકતા જાળવી રાખ્યાં છે. હું માનું છું કે સાહિત્ય એ માનવજાતના અંતરતમની અભિવ્યક્તિ છે અને એ અભિવ્યક્તિના સંગ્રાહક તથા વાહકરૂપ પુસ્તક ચિરકાળ ટકવાનું છે. હા, એકવીસમી સદીમાં કવિતા પાછલી બેઠક પર ધકેલાઈ ગઈ છે. અને કથાકથને પ્રમુખસ્થાન લીધું છે. સાહિત્ય સમયાનુસાર સંયોજન-પ્રયોજન શોધી કાઢવાના આગવા માર્ગ શોધી કાઢે છે. (જ્ઞાનેશ્વર મૂળે સાથેના ઈન્ટરવ્યૂમાં. આભાર : 'ધી હિન્દુ', તા. ૬-૭-૨૦૦૮)

**એક વિશેષ કવિ રાજકારણી !**

દેશે આંખો મીંચીને ભાષણ કરતા એક કવિ રાજકારણીની નિવૃત્તિ દીઠાને પાંચ વર્ષ પૂરાં થયાં નથી ત્યાં એક નવા કવિ રાજકારણી ઊગી નીકળ્યા છે ! વકીલ રાજકારણી અને પ્રધાન કપિલ સીબલે સાથીઓ-દોસ્તોને એસ.એમ.એસ.ના રૂપમાં કેટલીક કવિતાઓ પાઠવવા માંડી છે. અને વાઘને કોણ કહે કે તારું મોં...

સાહેબ રાહ જુએ છે કે ક્યારે એકસો એસ.એમ.એસ. કાવ્યો પૂરાં થાય. તરત એ પુસ્તક પ્રગટ કરાવશે. પુસ્તક વેચાશે પણ ખરું ! આખરે પ્રધાનજીનું પુસ્તક હશે, ભાઈ !

**કેવી આત્મકથા 'ચાલે' ?**



જ્યોર્જ ઑરવેલ (જેમણે પયગંબરી પુસ્તક '૧૯૮૪' લખેલું અને બીજું પણ ઘણું લખેલું) આત્મકથા વિષે લખી ગયા છે કે આત્મકથાને ત્યારે જ વિશ્વસનીય માનજો જ્યારે એમાં કશુંક અતિ-સામાન્ય, સાવ વાસ્તવિક અને ક્યારેક તો નિમ્ન સ્તરનું લાગે તેવું હોય. ગાંધીજીની આત્મકથા કદાચ એટલા જ માટે વિશ્વસનીય છે કે એમાં એમનાં ચોરી, માંસાહાર, પિતાની ગંભીર માંદગીમાં પણ કામલાલસા, બ્રિટનવાસ દરમિયાનની લગભગ નૈતિક લપસણી વગેરેના નિખાલસ ઉલ્લેખો છે.

વિશ્વની એક અમર આત્મકથા મધ્યયુગીન યૂરોપના એક સંન્યાસી સેન્ટ ઑગસ્ટીનની છે, અને એ પણ દોઢ હજાર ઉપરાંત વર્ષોથી એ જ કારણે રસપૂર્વક વંચાય છે કે એમાં ઑગસ્ટીને પોતાનાં સ્ખલનો તથા આકર્ષણોની નિખાલસ વાત લખી છે.

અને આજે (૨૦૦૮માં) અમેરિકામાં એક અન્ય 'ઑગસ્ટીન' પાક્યો છે, જેની આત્મકથાઓ જબરદસ્ત આવકાર પામી છે. એની નવીનતમ આત્મકથનાત્મક નવલકથા 'એ વૂલ્ફ એટ ધી ટેબલ' (ભોજન-ટેબલ આગળ વરુ) ન્યૂયોર્ક ટાઈમ્સના બેસ્ટ સેલર લિસ્ટ પર કમ-સે-કમ પાંચ અઠવાડિયાં સ્થાન ભોગવતી રહી. એણે અત્યાર સુધીમાં પાંચ આત્મકથનાત્મક નવલકથાઓ લખી છે, અને એ દરેકને ઉમળકાભર્યો આવકાર મળ્યો છે. કારણ કે એ દરેકમાં એના બાળપણ તથા કિશોરાવસ્થાની યાતનાઓનું વફાદાર નિરૂપણ છે.

ક્રિસ રોબીસન તરીકે જન્મેલા પરંતુ કિશોરાવસ્થામાં જ સંત ઑગસ્ટીનનાં કબૂલાતનામાં ('કન્ફેશન્સ')ની જેમ કપરી

વાસ્તવિકતાની વાતો તે પુસ્તકોમાં લખે છે

ભયંકર દારૂડિયા બાપથી છોકરાને બચાવવા માટે માતાએ છોકરો પોતાના માનસ ચિકિત્સકને આપેલો. બાપ કેટલો બધો ખરાબ હશે કે માતાએ દીકરાને બચાવવા માટે પારકે ઘેર મૂકવો પડ્યો ! એ પોતે પણ કમ નહોતી. ઑગસ્ટીન સમજણો થયો ત્યારથી મા-બાપને લડતાં જોયાં એની ઊંડી અસર એને થઈ ગઈ એ રખડુ, દારૂડિયો, ઝઘડાખોર બની ગયો. આખરે એને માર્ગ પર લાવવામાં માનસ ચિકિત્સકો સફળ થયા. કોઈકે ઓગસ્ટીનને લેખનને ચાળે ચડાવ્યો અને એણે સાવ 'ઉઘાડી' વાતો લખવા માંડી એની આત્મનવલકથાઓ ખૂબ સફળ થઈ એકની તો ફિલ્મ પણ બની !

**રહસ્યકથાની રહસ્યકથા**



ચેન્નઈમાં ગત કેટલાંક વર્ષોથી પુસ્તક પ્રકાશકોને સરનામે કેટલાંક મોટાં પરબીડિયાં આવતાં એમના પર પ્રકાશકનું સરનામું હોય, પરંતુ મોકલનારનું નહિ ! એટલું જ નહિ, અંદર જે લાંબી-ટૂંકી વાર્તાઓ હોય એમના પર લખનારનું સરનામું નહિ ! નામ ખરું - બ્રજાનંદ વી. કે !

અલબત્ત, વાર્તાઓ પ્રકાશન યોગ્ય. બધી જ વાર્તાઓ રહસ્યકથાઓ એમાં વિચિત્ર વિજ્ઞાનીઓ હોય, ઉત્સાહી ડિટેક્ટીવો, ખૂની રોબોટ, વેરઝનૂની દેવીઓ, ગમે તે ભોગ આપવા તૈયાર નવોદિત અભિનેત્રીઓ હોય અને અણછાજતા સંબંધોની પ્રેમકથાઓ હોય. બધી વાર્તાઓ વાચનક્ષમ હોય અને મોકલનારે પ્રકાશકોને મોકલી હોય એટલે હેતુ છપાવવાનો હોય, આથી પ્રકાશકો એ છાપે પણ ખરા. સમગ્ર દક્ષિણ ભારતમાં એના લેખકનું નામ જલદી જાણીતું થઈ ગયું - બ્રજાનંદ વી કે.

આખરે ચેન્નઈના એક પ્રકાશકે પોતાના પુસ્તકમાં બ્રજાનંદની વાર્તા છાપી અને અપીલ કરી કે આ લેખક જાહેર થાય. પોતાનો પરિચય આપે. સરનામું આપે.

અંતે ૬ જૂન, ૨૦૦૮ને દિવસે પ્રકાશક પર ફોન આવ્યો 'હું બ્રજાનંદ વી. કે. છું મળવા આવું છું લેખકશ્રી પધાર્યા. પૂરું નામ પ્રજાનંદ રહેઠાણ કોઈમ્બતૂર. ઉંમર વર્ષ ૧૮ ! જી, હા; ઉંમર અઢાર વર્ષ ! તમિલનાડુ અને પૂરા દક્ષિણ પર છવાઈ જનાર રહસ્યકથા લેખક ૧૮ વર્ષનો તરુણ.

**હસ્તપ્રતની કિંમત ૩૬ કરોડ !**

કહેવત છે કે જેનો માલ વેચાવા લાગે એ રાખ અને ધૂળ પણ સોનાને મૂલે વેચી શકે છે ! આજકાલ જગતભરના સાહિત્યજગતમાં મહાનતમ વિસ્મય જે. કે રોલિંગ છે. જે ગૃહિણી હેરી પોટરની જાદુઈ સાહસોની અદ્ભુત સૃષ્ટિ રચીને અબજોપતિ બની ચૂકી છે. 'ભરતામાં ભરાય' એ ગુજરાતી કહેવત અનુસાર, રોલિંગે લખેલી 'ધી ટેલ્સ ઓફ બીડલ ધી બાર્ડ' (લોકગાયક બીડલની કથાઓ)ની હસ્તપ્રત લંડનના લીલામઘર સોધબી ખાતે ૪૫ લાખ પાઉન્ડ (૩૬ કરોડ રૂપિયા)ની કિંમતે વેચાઈ.

આજના સૌથી વધુ વેચાતા ગુજરાતી લેખક કોણ છે ?

**રહસ્યકથા સૌને ગમે**

અમે એકવાર વાંચેલું કે જવાહરલાલ નહેરુ, વિન્સ્ટન ચર્ચિલ, જ્હોન એફ. કેનેડી વગેરેનું પણ પ્રિય વાચન રહસ્યકથા (ડિટેક્ટીવ સ્ટોરી) હતી આ જ વાત આજે પણ સાચી છે અને સાર્વત્રિક છે ગુજરાતી ભાષામાં તો આ સત્ય સુસ્થાપિત છે, હવે અંગ્રેજીમાં લખતા અન્ય ભારતીય લેખકો પણ 'મર્ડર મીસ્ટરી'ની દિશામાં વળવા લાગ્યા છે એવા સમાચાર છે. 'મેન એશિયન' પારિતોષિકની અગ્રયાદી (શોર્ટ લિસ્ટ)માં આવેલ રીતિ ગડેકરે દિલ્હીના એક ધનવાનની પુત્રીની હત્યાની સત્યકથાને 'ફેમિલીઝ એટ હોમ' નામથી લખી છે તો દેશભરમાં ચકચાર જગાડનાર જેસિકા લાલ હત્યાકાંડને આધારે 'સિક્સ સસ્પેક્ટ્સ' નામે નવલકથા વિદેશસેવા છોડીને નવલકથાકાર બનેલા વિકાસ સ્વરૂપે પ્રગટ કરી છે.

ખરેખર, સાહિત્ય પ્રકાર આવે ને સાહિત્ય પ્રકાર જાય, પણ રહસ્યકથાનો રસ રહેશે સનાતન.

■

# 'ચિહ્ન' વિશે : કેટલી વીસે સો ?

ધીરેન્દ્ર મહેતા

પ્રિય વીનેશ,

'ચિહ્ન' કેમ લખાઈ એ વિશે કહેવું એ અનેક કારણસર મૂંઝવનારું છે. એ લખતાં લખાઈ ગયેલી કૃતિ છે કેમ કે એ લખંતી વખતે મારા મનમાં કોઈ 'કથા' નહોતી, એક અનુભવ હતો - એક તદ્દન નિજી કહેવાય એવો અનુભવ, એક ઊંડે ઊતરી ગયેલો અનુભવ, એક અમિટ અનુભવ (એમ કહેને જીવનના ફલક પરનું એક ચિહ્ન); એક એવો અનુભવ, જે ટૂંકા ગાળાનો નહોતો પણ એના આયામો બદલતો બદલતો છેક સુધી મારી સાથે ચાલવાનો હતો. એવું પણ લાગે કે આ કથાને કલમ અટકે ત્યાં સુધી ચલાવવી હોય તો પણ ચલાવી શકાય.

'છાવણી' વિશેના તારા દીર્ઘ લેખમાં 'ચિહ્ન' અને 'છાવણી'ને તે યોગ્ય રીતે સરખાવી છે. તારી એ સૂઝ માટે મને માન થયું. 'છાવણી' પણ જીવનપટ પરનો અમિટ અનુભવ છે બન્નેમાં એ અનુભવ સ્વકીય હોવા છતાં સ્વ પૂરતો સીમિત રહેતો નથી. નિજી અનુભવને આ રીતે જોગવવાની દૃષ્ટિ અને જોગવી શકવાની શક્તિ એ, પૂરેપૂરી નમ્રતા સાથે કહું છું કે, લેખક તરીકે મારી પાત્રતા છે. આ વસ્તુના અભાવે સાહિત્યકૃતિ કેવી પોચટ પડી જતી હોય છે તેનાં દૃષ્ટાંતો આપણા બન્નેની જાણમાં છે. આ બન્ને કૃતિઓમાં પાત્રો કેટલાં બધાં છે ! તેં જોયું છે તેમ 'ચિહ્ન'માં ઉદય પર પોલિયોનો હુમલો એ 'છાવણી'માં ભૂકમ્પ છે તેવી જ દુર્ઘટના છે અને ઉદયની સાથે સાથે મા, ભાઈસાહેબ, સૌ જાણે કે ભૂકમ્પગ્રસ્ત બને છે. નિરૂપણ ઉદયને શું વેઠવાનું આવે છે એટલા પૂરતું રહેતું નથી, ઉદયને નિમિત્તે કે એના વિના પણ સહુ પોતપોતાની રીતે વેઠે છે. ઉદય એ સમજે છે અને એટલે તો વિકસે છે.

વેલ, તું જાણે છે પરંતુ સાહિત્યકૃતિ એટલે શું એ સમજ્યા વિના જંગમાં ઝુકાવી દેનારા નથી જાણતા તેમ, માત્ર માનવદુઃખો કે જીવનની સમસ્યાઓ કે જગતની આપત્તિઓનું કથન એ સાહિત્ય નથી, એની કોઈ અપીલ પણ નથી. સાહિત્યકૃતિમાં કુત્સિત પણ કેવી રીતે સુંદર બને છે અને બીભત્સ પણ કેવી રીતે રસકોટિએ પહોંચે છે, અશ્લીલ પણ કેવી રીતે શ્લીલ બને છે, અને આ બધું કરવામાં કેટલી વીસે સો થાય છે તેની તો એમને ગતાગમ જ ક્યાંથી હોય ? સાહિત્યકૃતિનું સર્જન એ સો ટકાની વાત છે, એમાં નવાણુ ટકાથી પણ ચાલતું નથી. એલિયેટે વરસો પહેલાં વ્યક્ત કરેલા મંતવ્ય સાથે આજે પણ અસમ્મત થવાય એવું નથી : The greatness of literature cannot be determined solely by literary standards; though we must remember that whether it is literature or not can be determined only by literary standards.

'ચિહ્ન' અને 'છાવણી', બન્નેમાં લેખનની શરૂઆતમાં જ આ અંગે કસોટી થઈ, અને મજાની વાત એ થઈ કે બન્નેમાં સામસામા છેડેથી કસોટી થઈ. 'ચિહ્ન'માં ઉદયની શારીરિક સ્થિતિ એના સરખી જ સ્થિતિ ધરાવતા લેખક સાથે સહેજે સહેજે એને જોડી આપે એમ હતી મારે જો લાગણીશીલતાથી ઉદયની વીતકકથા કહેવી હોત તો આત્મકથનની રીતિ એને માટે કેટલી બધી અનુકૂળ આવત ? એમાં જેટલી તીવ્રતા લાવવી હોત એટલી લાવી શકાત; પણ મારે એનાથી જ તો બચવું હતું. ઉદય સાથે લેખકનો એ સમ્-બંધ એક જ ઝાટકે કાપી નાખવો હતો એટલે મેં પ્રવક્તા પાસે વાત શરૂ કરાવી, પછી એને પ્રત્યક્ષ રૂપમાં મૂકી દીધી. 'છાવણી'માં આનાથી બિલકુલ ઊલટું થયું. રવિને કથામાં દાખલ કરીને એની પાસે ડાયરી લખાવી. 'ચિહ્ન'માં પોતાની વાત પૂરી કરતાં પ્રવક્તા કહે છે :

'ઉદયના વિચ્છેદાતા સમયખંડની વ્યથાનું કોણ હશે સાક્ષી ?'

'ચિહ્ન'માં તો સાક્ષી કોઈ નથી અથવા જો હોય તો છે વાચક, જે આ આખા જગતનો સાક્ષી છે, 'છાવણી'માં છે રવિ.એની દૃષ્ટિએ વાચકને ધરતીકમ્પની દુર્ઘટનાના પડછાયા દેખાય છે.

નવલકથાલેખનમાં મારી ગતિ રહી ન હોત તો પણ 'ચિહ્ન' તો મેં લખી જ હોત એવો એનો ધક્કો હતો. માંડીને કથા કહેવા બેસવાનો એ અવસર ક્યાં હતો ? એ તો પછીથી થયું. એ વખતે હું અમદાવાદમાં હતો અને પીએચ.ડી. માટેના

સશોધનકાર્યમા ગળાડૂબ હતો. મનમા કંઈ કંઈ ચાલ્યા કરતુ હતું. એની પકડ એવી હતી કે છૂટવાનુ મુશ્કેલ હતુ, તો એને ઘાટ આપવા માટે સમય કાઢી શકાય એમ પણ નહોતુ હુ ડાયરીમા એ બધુ નોધતો જતો હતો. એ છૂટાછવાયા ખડોમાં છૂટીછવાઈ પરિસ્થિતિઓ અને પાત્રો આકાર લેતા હતાં ખાસ તો ઉદય, અમલા, ઋતુ હા, ચિહ્ન નો જે ત્રીજો ખંડ છે એણે ચિત્તને પહેલા રોકી લીધુ હતું કશા જ સકલન વગર ! એનુ કારણ શુ હશે ?

અનુભવની દષ્ટિએ જોઈએ તો ઋતુ અને અમલા એ નજીકનો ભૂતકાળ હતો, એ એનુ કારણ હશે કે પછી પહેલા અને બીજા ખડમા જે કંઈ બને છે એ તો બની ચૂક્યુ હતું એના જે સચલનો હતા તે સ્થિર થઈ ચૂક્યા હતા અહીં ભાગ્યે જ કશુ જ પલટવાનુ હતુ, પલટી શકાય એવુ હતું જ શુ, જે હતું તેને પાર કરી જવાનુ હતું અર્થાત્ મનોબળ અને આત્મવિશ્વાસ પાસેથી જ કામ લેવાનું હતુ જો લઈ શકાય તો પહેલા બે ખડમાં એ માટેની મથામણ ચાલે છે એમા ઉદયને ટકાવી રાખવામા સૌથી વધારે ફાળો માનો. એ એની પોતાની હૃદયશક્તિ કામે લગાડે છે એની આખી દુનિયા ઉદયમા સમાઈ જાય છે શુ થશે એની જાણે એને પરવા નથી, છતા એક શ્રદ્ધાથી પ્રેરાઈને બધુ કરી છૂટે છે ભાઈસાહેબ છે પરતુ એ સત્તાથી જે ધારે છે તે કરી શકે છે એમના ચિત્તને ચિંતાએ ઘેરી લીધુ છે ઉદયના ભવિષ્ય અગેના વિચારોએ એમનો કબજો લઈ લીધો છે મારા માતાપિતાના ચહેરા પર, એમની પ્રત્યેક હિલચાલમા આ બધુ જ વાચી શકાય એમ હતું.

ચિહ્ન વેકેશનના ગાળામા અમદાવાદથી ભૂજ આવીને સળંગ લખાઈ આમેય લખતી વખતે હુ બીજુ કશું જ કામ કરી શકતો નથી. બીજી વાર લખી ત્યારે ભાગ્યે જ કશો ફેરફાર કરવાનો આવ્યો, પણ અગત્યની વાત એ બની કે પ્રવક્તાની રીતિ આ પુનર્લેખન વખતે સૂઝી આવી, અને એથી કેટલો બધો ફરક પડી ગયો !

લખતી વખતે મારે જાણે કશુ કરવાનુ નહોતુ એ છતા જે કંઈ કરવાનુ હતુ એના પર કેટલો મોટો મદાર હતો ! ચિત્તકોશમા વરસોથી જે સચિત હતુ તે સ્મૃતિરૂપે બહાર આવી આવીને પ્રત્યક્ષ થતુ જતુ હતુ અને આલેખાતુ જતું હતુ. પરિસ્થિતિ તો યથાતથ હતી. પાત્રો, સ્થળો પણ લગભગ હતા તે જ હતાં અમુક તો નામ સુધ્ધા મારે જે કરવાનુ હતું તે પાત્રોની ક્રિયા પ્રતિક્રિયાની સંદર્ભરચના અને તેમના વ્યક્તિત્વને ઉપસાવવામાં કામ લાગે તેવી ધારણા અને સ્થળ કાળમા જરૂરી હોય એટલુ જ પરિવર્તન અને સકલન.

પ્રથમ ચિહ્ન મા સ્થળ તરીકે અમારુ સયુક્ત કુટુબ જ્યા રહેતુ હતું તે પંચમુખા હનુમાન ગલી (હવે છગનલાલ ભવાનીશકર મહેતા માર્ગ)મા આવેલુ અમારું ઘર અને પછી અમે જેમા રહેવા ગયા તે વાણિયાવાડમાનુ જૂના કોંગ્રેસ ભવનવાળુ સકુલ પિતાજીનુ કારખાનું પણ ત્યા. આ બે સ્થળોનુ સકલન થયેલુ છે આ સ્થળોના ઈંગિતો 'ભડારી ભવન માથી પણ મળશે. કબૂતરવાળી ઘટના બનેલી પરતુ માની પ્રતિક્રિયા કાલ્પનિક છે વાસ્તવમા એ તો મારા ઈલાજ માટે જે કંઈ કરવુ પડે તે કરવા તૈયાર. રાજુ મુદરામા હતી, ડૉ. જ્યોત્સનામાસીની હોસ્પિટલની આયાની દીકરી રબારણ. મને બહુ સાચવે પરતુ એને લગતા પ્રસગો કાલ્પનિક દાયકાઓ પહેલાના પ્રસગ અને સ્થળના વર્ણનમા તો કલ્પનાને કામે લગાડવી જ પડે એમા સફળતાનો આધાર તો એના બળ ઉપર જ

દ્વિતીય ચિહ્ન મા હોસ્પિટલનુ નામ સરનામુ વાતાવરણ અને પાત્રો તેમના નામ સહિત, એમા ભાગ્યે જ કશો ફેરફાર કરેલો છે કેટલીક ઉક્તિઓ અને લઢણો પણ મૂળની જ પરંતુ એમનુ આતરજગત અને આંતરસંબંધો પૂરેપૂરા કાલ્પનિક એમની ગતિવિધિ, પ્રકૃતિ, વલણ અને વ્યક્તિત્વની કલ્પના ઉદ્દીપ્ત થતી રહેલી. આવુ બધુ હુ ઉપજાવી ને નિપજાવી શકુ એવી એ વખતે મારી ઉમ્મર સારવાર દરમિયાનની પીડા સૌથી વધારે વેઠી શકુ અને એનું મૂલ્ય પામી શકુ હૉસ્પિટલમા સૌથી મોટો પેશન્ટ હુ. કૉલેજનું એક વરસ પૂરુ કરીને આ ચિલ્ડ્રન્સ ઓર્થોપિડિક હૉસ્પિટલમાં દાખલ થયેલો. સવારે ડૉક્ટરના રાઉન્ડ વખતે દરેક પેશન્ટના પલગ પર કેસપેપર મૂકાય. મારુ કેસપેપર હું વાચુ અને સમજુ ન સમજાય તે ડાયરીમા નોંધી રાખુ. તે જ્યોત્સનામાસીને પત્ર લખીને પૂછુ સિસ્ટરને આ વાતની ખબર પડી એટલે કોઈક નોંધની મારા પર અવળી માનસિક અસર ન થાય એ હેતુથી મારા પલગ પર કેસપેપર મૂકવાનું બધ કરેલુ સારવારને લગતી દરેક વિગત હુ જ્યોત્સનામાસી પાસે સમજેલો. બન્ને ઓપરેશન વખતે ડૉક્ટર હોવાને નાતે એમને ઓપરેશન થિયેટરમા હાજર રહેવાની છૂટ મળેલી એટલે ઓપરેશનની

## કાવ્યાનુવાદ

●

## જળ ભરવા

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ દક્ષા વ્યાસ

જળ ભરવા જતી વેળા બને બહેનો આ સ્થળે આવે છે અને સ્મિત વેરે છે

જળ ભરવા જતી વેળા ઝાડી પાછળ કોઈ ઊભુ હોવા અંગે તેઓ જરૂર સભાન હશે.

અહીંથી પસાર થાય છે ત્યારે બંને બહેનો કશીક છાની વાત કરે છે

જળ ભરવા જતી વેળા ઝાડી પાછળ ઊભેલા કોઈકના હોવાના રહસ્યનુ
જરૂર તેમણે અનુમાન કર્યું હશે.

તેઓ અહીં પહોંચે છે ત્યારે તેમના ઘડા એકાએક નમી જાય છે અને જળ છલકાય છે

જળ ભરવા જતી વેળા તેમને જરૂર લાગ્યુ હશે કે
ઝાડી પાછળ ઊભેલા કોઈકનુ હૃદય ધબકી રહ્યુ છે

અહીં આવે છે ત્યારે બને બહેનો પરસ્પરને તાકી રહે છે

જળ ભરવા જતી વેળા તેમના ઝડપથી ઊપડતા પગલામા ખડખડાટ હાસ્ય સભળાય છે
એ ઝાડી પાછળ ઊભેલા કોઈકના મનને મૂઝવી મારે છે

—

("The Gardener" – કૃતિ ૧૮)

## The Crescent Moon

○

Ushnas

In the arid dark space
In such a vast pathlessness
Rises
A tiny fingerlike crescent
which beckons like an arow
and reads
'The Road to Fullmoon*ness*'

(27 06 2008)

## પ્રતિપદા

○

ઉશનસ્*

વેરાન ને કાજળ શ્યામ આભમા
અનંત આ નિષ્પથતા વિશે ઊગી
પ્રતિપદા, દેવની અંગુલિશી,
જે તીરની જેમ અણીથી દાખવે
વચાય છે
'આ પૂર્ણિમા તરફ જાય વળી વળાક'

(૨૭-૦૬-૨૦૦૮)

* કવિ દ્વારા ગુજરાતીમાં અનુવાદિત

## પિતાશ્રીને -

**અંતિમ ક્ષણોમાં**
તમે
અશબ્દ
ને હું સ્તબ્ધ.
તમે કંઈક કહેવા માંગતા હતા
પણ એ હું સાંભળી શકતો ન હતો
એવું તો તમે નહિ જ માનતા હોવ
ખરું ને ?

**અંતિમ યાત્રામાં**
આજે
તમને ખભે ઊંચકીને
ચાલ્યો
થોડું થોડું
ત્યારે
એવું કેમ લાગ્યું કે
તમારી
આંગળી પકડી
ચાલી રહ્યો છું
ધીરે ધીરે...

**એ પછી**
સ્મશાનમાં, શોકસભામાં
ઘર અને બ્હાર
મળ્યા ચ્હેરા અનેક
મૌન...
પછી ભળી ગયા એકમેક
રચાયું કેવું ઐક્ય !
વિસર્યો કે હું એક...

પ્રબોધ ર. જોશી
(૧૦, ૧૧, ૧૫ સપ્ટેમ્બર ૨૦૦૬)

## To my father

**In the last moments...**
You are
wordless.
And I – speechless
Are you saying something?
Not that I can't hear that...
You surely knew.
Isn't it ?

**The funeral...**
And as I walk
a few steps today
lifting you
on my shoulder,*
why do I feel
as though I am taking
the first steps -
holding your hand
step by step...

**And thereafter...**
At the funeral,
At the condolence meeting,
At home and all around,
Multitude faces
silent –
morphing into an orbed oneness.
Into that unity,
dissolved the thought,
that one was alone...

- Prabodh. R. Joshi
(10th, 11th, 15th September 2006)

* (As per the Hindu rites, the funeral procession begins with the son being a pall-bearer, carrying the funeral bier on his shoulder. This symbolically marks the person's last journey)

---

ડૉ. ચિનુ મોદી દ્વારા સંપાદિત અને તાજેતરમાં પ્રકાશિત ગુજરાતી અછાંદસ કવિતાના અંગ્રેજી અનુવાદના પુસ્તક 'Achhandas'માંથી, થોડાક ફેરફારો સાથે.
(પ્રકાશક : ગુજરાત સાહિત્ય અકાદમી, અભિલેખાગાર ભવન, સેક્ટર-૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭. પ્રથમ આવૃત્તિ ૨૦૦૮, પૃ. ૧૩૦+૧૪, કિ. રૂ. ૧૦૦)

# ભજન

મનોહર ત્રિવેદી

(૧)

વણમાગ્યે મળ્યુ  થિયા ઈ જ સુખિયા
દુખિયાંના હોય નહીં ગામ
ઠોબારા લઈને ઊભા ચોકમા
ઈ તો મળે સાધો, ઠામોઠામ.

ટગલી ડાળે પખેરુના બેસણા
તાગ દેતા ઉઘાડા આભ
તારાઓના ઝબૂકે કે દીવડા
ક્યાથી આવા ઊજળા રે લાભ ?
વણમાગ્યે મળ્યુ  થિયા ઈ જ સુખિયા

ઊઘડી આખ્યુ હોજી મોંસૂઝણે
ગાયુ ઝીલે મરમાળી વાભ
છેટેના જાગ્યા રે મારગ ધૂળિયા
નોતરા દેતા લીલુડા દાભ
વણમાગ્યે મળ્યુ  થિયા ઈ જ સુખિયા

અમથી માડી જ્યા નજરું ભીડમા
મળ્યા દોથે દોથા કૈ મલકાટ
દુખને દોરો ના સતો દીજિયે
હડી કાઢી આવે સામી વાટ
વણમાગ્યે મળ્યુ  થિયા ઈ જ સુખિયા

(૨)

સાયાજી, પૂછતલ આવ્યા રે આઘેરી આ ધૂણીએ
અવધૂ બોલ્યા નંઈ કાઈ
ઊચક્યા ચલમેથી લગરીક પોપચા
ધૂઆ દેખ, કેણી કોર જાય
સાયાજી

દમ રે લીધો ને અજવાળા થિયા
ફ્રેમડ માલીપા કળાય
પોતે રે બેઠા ને ચાલે એની ચાખડી
દશે દશ્ય પડછદા થાય
સાયાજી

કોણ રે અગનાની વીરા, કોણ જાણતલ
જોગીડાની સોબતે સમજાય
ભેદ ઈ ભાળે તો પલટે સાખમા
નીરખો તો અળગુ ના ક્યાય
સાયાજી

(અર્પણ  સાંઈ કવિ મકરન્દને)

# ગૂઢો અમલ

ઊજમશી પરમાર

શેં ચડ્યો ગૂઢો અમલ, ભૈ ખ્યાલ બ્હાર છે,
છે સુરા કે પેયજલ, ભૈ ખ્યાલ બ્હાર છે

તાક તો ઊંચી શિખરની એક ટોચ છે,
ક્યા સુધી પ્હોંચે મજલ, ભૈ ખ્યાલ બ્હાર છે

રંગ કૈ લાગ્યો અલખ એવો જરાતરા,
કોઈ ભળતી કે અસલ, ભૈ ખ્યાલ બ્હાર છે

એકરત થાવા મહીં પ્રશ્નો હજાર છે,
કોણ કરતુ આ દખલ, ભૈ ખ્યાલ બ્હાર છે

ઠેકડો માર્યા વગર પણ આભ તેડતુ
શુ હશે આ કોઈ છલ, ભૈ ખ્યાલ બ્હાર છે

દે ખલક ખમકાર, મોંઘેરી મિરાત છે,
થાય કાં આંખો સજલ, ભૈ ખ્યાલ બ્હાર છે

૨૦૦૮ ૨૦૦૭

# અલખધણીનો ઓટો

ભગીરથ બ્રહ્મભટ્ટ

આ અલખધણીનો ઓટો
ધૂણી ધખાવી ચુંગી ફૂંકે ફૂંકે છોટો મોટો
મસ્તકલદર બધા બેઠા
ભોલે બમબમ બોલે
ચીપિયો લૈ ચિનગારી ચાપે
ભીતરના પટ ખોલે
અગ અગમે અલખ જગાવે  કર કમંડળ લોટો
આ અલખધણીનો ઓટો

સાંસ સાસ કા સચા ઉપર
શબદ ફિરાવે બધા
અગનઝાળ કે અગરખે મેં
ટેભા લે પરખદા
ભેદ બ્રહ્મના પળમાં પામે ફટ ફોડી પરપોટો
આ અલખધણીનો ઓટો

## કાવ્ય

પન્ના નાયક

એક ફૂલ થઈને ખીલવું એટલે શું ?
એક પંખી થઈને ઊડવું એટલે શું ?
હવા થઈને વહેવું એટલે શું ?
માછલી થઈને તરવું એટલે શું ?
ખડક થઈને સમુદ્રની વચ્ચે રહેવું એટલે શું ?
સૂરજ થઈને ઊગવું અને ઢળવું એટલે શું ?
ચંદ્ર થઈને આકાશમાં
તારા ગ્રહો નિહારિકા સાથે
ભળવું અને ક્ષય પામવું એટલે શું ?
એક માણસ થઈને આ બધું જાણવું અને
માણવું એટલે શું ?
કવિ થઈને પ્રત્યેકને પ્રમાણવું એટલે શું ?
આ બધા પ્રશ્નોના નિરુત્તરોની સાથે જીવવું અને
મરવું એટલે શું ?
એની હજી સુધી મને
સહેજ પણ ખબર પડતી નથી
એટલે જ હું
કોરા કાગળ પર
શબ્દોનો કાફલો વહેતો કરું છું.
કદાચ
ક્યાંક
કોઈ ઉત્તર મળે...

## કાગળ સફેદ છે

મિલિન્દ ગઢવી 'ગ.મિ.'

કૈં તો હશે બનાવ, કે કાગળ સફેદ છે
એમજ ન હોય સાવ, કે કાગળ સફેદ છે

પથ્થરના મૌનનો હશે કે મારી ચીસનો
કોનો હશે પ્રભાવ, કે કાગળ સફેદ છે

કોની છે રિક્તતા વળી સાલે છે કઈ કમી ?
શેનો છે આ અભાવ ? કે કાગળ સફેદ છે

લાગે છે લાગણી તને ગૈરતની બીક છે
નહિ તો છે શું જણાવ ? કે કાગળ સફેદ છે

ટોળે વળ્યા'તા એ બધા અક્ષરનું શું થયું ?
શાહીને પૂછી લાવ, કે કાગળ સફેદ છે

ગીતા અને કુરાનના શબ્દો સુધી ગયા
ભૂલી ગયા છો સાવ કે કાગળ સફેદ છે

પાછો ગઝલને ગામ જઈ તાજા કલમરૂપે
એ પણ લખીને આવ કે કાગળ સફેદ છે.

# બે ગીતકાવ્યો

○

મણિલાલ હ. પટેલ

## ૧. વેદનાની કૂંપળ

ચૈતરમાં કૂંપળ ફૂટે તે મારી વેદના
બાકી તો, સૈ ! બધી જૂઠી સંવેદના...

માટીનું મન ઘડી મ્હોર્યું તો -
પાંદડીએ ઝળહળતાં ઝાકળનાં રાજ
પંખીઓ એવું તો ગાય જાણે -
આંબાની મંજરીમાં ઘોળ્યો અવાજ

દૈયડનો દર્દીલો ટહુકો ને મારામાં ભેદ ના
ચૈતરમાં કૂંપળ ફૂટે તે મારી વેદના -

વાયાવર દિવસોની જેમ અહીં હોવું તે -
આપણે જ ધારેલી વારતા
સૂરજનો અર્થ અહીં એટલો કરાય કે -
તરુવર પણ પડછાયા ચારતાં

ખરી જતા પાંદડાનો જંગલને ખેદ ના
ચૈતરમાં કૂંપળ ફૂટે તે મારી વેદના...

૨૦-૦૪, ૨૬-૦૬-૨૦૦૭

## ૨. વીંધાતું ઝાડ

આખ્ખાયે વગડામાં એક ઝાડ જાગે
એને મોસમનાં બાણ બહુ વાગે
આખ્ખા આ વગડામાં ઝાડ એક જાગે...

માટીની સુગંધે સુગંધે ઝાડવામાં દરવાજા ખૂલે
પાંદડાંમાં પોઢેલું જળનું આકાશ પછી ઊઘડતું ફૂલે
ઝાડવાને ઘેર્યું છે રોમરોમ સૂતેલી આગે
આખ્ખા આ વગડામાં ઝાડ એક જાગે..

ઝંઝાના પીળચટા વાયરાઓ તરુવરની ભીતરમાં વાતા
આમ એમ અમસ્થું લાગે કે વૃક્ષો તો રાતદિવસ ગાતાં
આપવામાં રાજી જે ઝાડવું તે બીજું શું માગે !
એને મોસમનાં બાણ બહુ વાગે
આખ્ખા આ વગડામાં ઝાડ એક જાગે.

૨૮-૦૬-૨૦૦૭

# દઝાડે કેટલું !

○

ઊજમશી પરમાર

અજંપા છે નર્યા નીંભર, નથી કૈં વાત કીધાની,
ન આવે પાસમાં નીંદર, નથી કૈં વાત કીધાની.

ભલે હો સેજ મખમલની, હવા પણ ખુશનુમા વ્હેતી,
ખૂંચે પડખાં મહીં કંકર, નથી કૈં વાત કીધાની.

ઈમારત આમ તો લાગે અડીખમ સાવ જીવતરની,
ન ભીતર કાંઈ પણ નક્કર, નથી કૈં વાત કીધાની.

ખધી ભીંતોય ચોકોરે ધસી ઘેરે સકંજામાં,
રી દે શ્વાસને અધ્ધર, નથી કૈં વાત કીધાની.

ળી ઘનઘોર ચોમાસું તડી પાડે વધારામાં,
ઝાડે કેટલું ફરફર, નથી કૈં વાત કીધાની.

૨૦-૦૮-૨૦૦૭

# આહ્વાન

○

બકુલેશ દેસાઈ

સમયની આણ વર્તે છે.. તમે શરણે થશો કે નહિ ?
બધેબધ તેજ વરસે છે... તમે શરણે થશો કે નહિ ?

કદી ભીનાશ અડકે છે ?... તમે શરણે થશો કે નહિ ?
અધર પર સ્મિત ચમકે છે... તમે શરણે થશો કે નહિ ?

તમે ઝંખો સુવાસિત શબ્દ-સોનું હાથ-હોઠોથી;
બધાં મૂછોમાં મલકે છે.. તમે શરણે થશો કે નહિ ?

દઝાડે છે, સતાવે છે, હરાવે છે, રડાવે છે...
છતાં રમવા નિમંત્રે છે... તમે શરણે થશો કે નહિ ?

પ્રલોભન ભૂલ કરવાનાં અહીં ડગલે ને પગલે છે,
જીતેલી બાજી સરકે છે... તમે શરણે થશો કે નહિ ?

# બંધિયાર હવામાંથી ઊર્ધ્વ જ્યોતિ-દિશા...

રાધેશ્યામ શર્મા

**દૂર ડુંગરે દીવો**

દૂર ડુંગરે દીવો,
(એની) જ્યોતિ મને અડે છે !
દરિયે દોડે ચાંદો,
(એની) ભરતી મને ચડે છે !
એનો હસતો ચહેરો,
એ ફૂલ ફૂલ ઊઘડે છે;
એની તેજ પગલીઓ,
આ તારક મહીં જડે છે !
ઢાળ જોઈને મારો,
એ કેવો ઢળી પડે છે !
તડકે તડકે કેવાં,
એ કેસર-દૂધ કઢે છે !
ટહુકે ટહુકે કેવા,
એ મંત્રો ગૂઢ પઢે છે !
શ્વાસે શ્વાસે ટાંકી,,
એ કેવો મને ઘડે છે !

('ભીની હવા, ભીના શ્વાસ', પૃ. ૭૨)

**ચંદ્રકાન્ત શેઠ**



'દૂર ડુંગરે દીવો' શીર્ષકથી જ કૃતિની પહેલી પંક્તિ રચાઈ છે, પણ તરત અનુવર્તી બીજી કડી - (એની) જ્યોતિ મને અડે છે ! - ભાવકને આશાવાદના આલયમાં કર્ષી જાય છે, કાવ્યનાયક યા કવિ સાથે. ડુંગરા તો દૂરથી જ રળિયામણા દેખાય પણ એના ઉપરનો દીવો ? એ દીવો શું પ્રેરી શકે, શું કરી શકે ? ભલે દૂર સુદૂર ઝાંખાપાંખા અલપઝલપ ઝબકઝબૂક દીવાની જ્યોતિ ઘોર અન્ધકારમાં સરસર કરતી અડે છે ! જ્યોતિનું આ સ્પર્શસુખ વિરલ ! એક જણને સજા થયેલી ટાઢમાં પાણી અન્દર ઊભા રહેવાની, છતાં એ ઉગરી ગયો ! શાથી ? વૈષ્ણવ હવેલીની બારીમાંથી ડોકાતા દીવાની જ્યોત થકી !

ડુંગરના દીવાના સ્ટેટિક સિમ્બોલ બાદ કૃતિમાં ગતિમઢ્યું કલ્પન ઉદ્‌ભાસિત થયું છે : 'દરિયે દોડે ચાંદો, (એની) ભરતી મને ચડે છે !' નભોમંડળમાં ચાંદો દોડે એ કુદરતી, પ્રાકૃતિક ઘટના છે. અહીં તો આકાશી ચન્દ્રનું અવતરણ થયું છે દોડતું - પ્રતિબિમ્બ રૂપે. અહીં 'કહીં પે નિગાહેં કહીં પે નિશાના' જેવો દર્શનન્યાય થયો. ચાંદો તો દરિયે દોટ લગાવી રહ્યો છે અને દરિયાની ભરતી નાયકને ચડે છે ! બંને કડીઓમાં કૌંસ '(એની)' અનિવાર્ય છે ?

માત્ર ચાર પંક્તિમાં સ્થળ અને જળમાં 'દીવો' તથા 'ચાંદો'નાં દૃશ્યપ્રતીકો શિશુ સહજ રીતિએ શબ્દાંકિત થયાં એ પુનર્પઠનને પાત્ર ચીજ છે.

ગીતસદૃશ બીજી ચાર પંક્તિઓ કો'ક અનામી, અપરૂપ, પરાત્પર શાશ્વત તત્ત્વરૂપના મધુર સાક્ષાત્કારમાં પ્રયોજાઈ છે. (આ લખનારને સુંદરમ્‌ની આવી ગીત કડીઓ સાંભરી આવી, અને ગઈ...) એનો હસતો ચહેરો, એ ફૂલ ફૂલ ઊઘડે છે, એની તેજપગલીઓ, આ તારક મહીં જડે છે ! 'એનો' અને 'એની' જેવા પ્રયોગનો વિનિયોગ ના થયો હોત તો સંકેતિત પાત્ર લૌકિક સ્તરે ઊતરી પડવાની સંભાવના હતી. હસતો ચહેરો ફૂલ ફૂલ ઊઘડે તે તો સ્વાભાવિક છે પણ 'તેજપગલીઓ આ તારક મહીં જડે છે' કડી લોકોત્તર ઊર્ધ્વ દિશા ચીંધે છે.

**ઢાળ જોઈને મારો**
**એ કેવો ઢળી પડે છે !**
**તડકે તડકે કેવાં**
**એ કેસર-દૂધ કઢે છે !**

'એનો' 'એની'ની જેમ અહીં 'એ'નું આવર્તન વિષયને સાર્થક સંગતિ અર્પે. 'તડકે તડકે'નું પુનરાવર્તન પણ એવું જ. 'કેસર-દૂધ કઢે છે !' - કડીનું બારીક નકશીકામ ભાષાકર્મની રીતે આસ્વાદ્ય. કઢિયલ કેસર-દૂધની પ્રચલિત ઉક્તિને 'કઢે છે' ક્રિયાપદ વડે, પ્રાસ સાચવવામાંય કેવી ઉપયોજી.

વૈયક્તિક ચેતના પાર્થિવ પ્રાકૃતતાની નિમ્ન સ્થિતિમા ઢોળાઈ પડી હોય પણ અમૂર્ત પરિવ્યાપક તત્ત્વ કોઈ પણ દશાના ઢાળ પાત્રમાં ઢળી શકે છે (એને ડિવાઈન ઈલેસ્ટિટી કહીશુ ?) 'એ' કોઈ પણ હદે પાત્ર કુપાત્ર જોયા વિના કાઉન્ટર પુલી નાખી અનુકૂલન સાધી લે છે, માટે તો કવિ, તિક્ત તડકામાંય એને 'કેસર દૂધ કહે છે' એવો કલ્પી શકે છે !

આટલુ ઓછુ હોય તેમ એ–મધુર હસ મુખમુદ્રા ટહુકે ટહુકે ગૂઢ મત્રો પઢે છે અને અન્તે -

શ્વાસે શ્વાસે ટકી,

એ કેવો મને ઘડે છે !

અત્રે ઘડતરની ઘટના કવિ કે નાયકના સૂક્ષ્મ 'એથિકલ કોડ'નો આછોતરો અણસારો આપે છે લુડવિગ વિટજેન્સટાઈન જેવા ચિંતકનો મત ધ્યાનાર્હ છે 'એથિક્સ એન્ડ ઈસ્થેટિક્સ આર વન એન્ડ ધ સેઈમ '

'ભીની હવા ' કવિતામા અન્ત્ય પક્તિ છે બંધિયાર હવામા લકવાયો છે દડો હાથમા. સાસ્કૃતિક, સામાજિક, રાજકીય પક્ષાઘાતોમાથી ગુજરીને સગ્રહના છેડે 'દૂર ડુંગરે દીવો' કૃતિ કવિ શ્રી ચદ્રકાન્ત શેઠના ગમતા આદર્શધર્મી અભિગમનું પ્રતિનિધિત્વ કરે છે ચંદ્રકાન્તે કોઈ 'વાદ' ઝાલ્યો કે ઝીલ્યો નથી, માટે તો અમેરિકાના વિખ્યાત સર્જક કાર્લ સેન્ડબર્ગનુ કન્ફેશન પ્રસ્તુત છે

I am an idealist,
I don't know where I am going
but I'm on my way..

કવિતાના સંરચનમા અડે છે–ચડે છે જડે છે પડે છે જેવા 'ડ'કારનાદી પ્રાસ સાથે 'કહે છે' 'પઢે છે'માં 'ઢ'કારવાદી પ્રાસનો સુમેળ છે એવી જ ભાતેપોતે 'ટહુકે ટહુકે' 'તડકે તડકે' અને 'શ્વાસે શ્વાસે' સમા દ્વિરુક્તિ પ્રયોગો રસક્ષમ લાગ્યા પણ આવો બધો કસબ તો ચદ્રકાન્ત જેવા સસિદ્ધ કવિ માટે ડાબા હાથનો ખેલ ગણાય.

■

## જત જણાવાનું તને - ૬
## Would like to let you know - 6

### Intoxicated with your presence

Would l ke to let you know my love
I am always in ecstasy intoxicated with your presence
What to write what to tell you as if I ex st in no–thing my love !
The cup may be full brimming or may it be empty
it doesn't make any difference my love !
What ever be the cond tion of my being
I am that I am my love !
Sometimes at least once in a while Time may extend
and space may expand in your path my love !
I may be far I may be nearby moving always
in one and only one direction towards you my love !
Forever I shine as sunsh ne in all your days, my love !
As sweet fragrance dark, I fill all your nights my love !
Tell me when am I not the breath of your breath ? my love !
Though verily I exist eternally with the stars in the m lky way my love !

(20 January 1978)

Rajendra Shukla
Translated by Nayana Jani

### તારા નશામાં હોઉં છું !

જત જણાવાનું તને, તારા નશામાં હોઉં છું
શું લખું, શુ કહુ તને, હુ ક્યાં કશામાં હોઉં છું !

પાત્ર ખાલી કે છલકતું હો ફરક પડતો નથી,
જે દશામાં હોઉં છું હું એ દશામા હોઉં છું

સ્થળસમય ક્યારેક તો પથરાય તારા પંથમાં,
દૂર કે નજદીક હું એક જ દિશામા હોઉં છું

તગતગુ તડકો થઈ તારા બધા દિવસો મહીં,
અંધકારે મઘમઘ્યો તારી નિશામા હોઉં છું

તુ કહે, ક્યારે નથી હોતો હું તારા શ્વાસમાં,
આમ જો કે હું હંમેશા કહેકશાંમાં હોઉં છું !

(૨૦ જાન્યુ ૧૯૭૮)

રાજેન્દ્ર શુક્લ

(વાર્તા)

# આરંગેત્રલ

ગિરીશ ભટ્ટ

કમલીની મા નીચેના ભોંયતળિયે ઘરકામ પતાવતી હોય ને એ મેડીના ખંડની સફાઈ કરી નાખે. એ સમયે પુરુષો કાંઈ ઘરે ના હોય; જમી પરવારીને ક્યારનાય કારોબાર ચલાવવા ચાલ્યા ગયા હોય. સ્ત્રીઓ રસોડાના કામથી પરવારતી હોય, વામકુક્ષી માટે ખૂણા-ખાંચા શોધતી હોય.

અને મોટી મા છેલ્લા ખંડમાં રહ્યાં રહ્યાં બબડતાં હોય કશુંક. એ ક્યાં સાંભળી શકતાં હતાં, માત્ર બોલતાં રહેતાં હતાં, મનમાં આવે એ.

દસ વરસની કમલી ઉપરનો ખંડ સાફ કરે, હાથ ભીના થયા હોય એ ફરાકથી લૂછે અને પછી ડોલીબેનની માફક જ ખૂણામાં રાખેલી નટરાજની મૂર્તિને ભાવપૂર્વક પ્રણામ કરે.

પછી બારણું આડું કરીને... નૃત્યની મુદ્રા કરે. હા, ડોલીબેન એને મુદ્રા જ કહેતાં. વંદન કરવાની મુદ્રા, ખુશી થયાની મુદ્રા, રીસ ચડ્યાની... !

ડોલીબેન એમની શિષ્યાઓને શીખવતાં હોય ત્યારે તે ખૂણામાં બેસીને એકીટસે અવલોકન કર્યા કરે.

બે હાથ, બે પગ, દશેય આંગળીઓ, આંખો... એ દરેક કશુંક વ્યક્ત કરે.

'એ ય... તમે લોકો જુઓ બરોબર. સ્વાતિ ક્યાં છે તારું ધ્યાન ? એમાં એકાગ્ર થઈ જવું પડે તો જ...' ડોલી સૂચનાઓ આપે, એ મુદ્રા કરી દેખાડે; દસ ભેગી કમલી પણ... તાકી રહે. 'જુઓ જમણો હાથ આમ, બે ય આંગળીઓ ટેરવાંથી જોડાયેલી બરાબર આમ - અને બીજો હાથ જરા વાળીને કેડ પર...'

કમલી કરી શકતી તો નહોતી પણ બરાબર નોંધી રાખે મનમાં. ને બીજે દિવસે... એકાંતમાં એ બધું કરે - મુદ્રાઓ, અંગિકાઓ, અભિવ્યક્તિઓ.

આમ કરીએ એટલે જળ ને આમ કરીએ એટલે આકાશ, આંખો જરા ચડાવીએ એટલે અગ્નિ. સાથે હાથ પણ હલવા જોઈએ. આમ કમલી - જેટલું આવડે એટલું શીખ્યા કરે.

ને મા-ને એમ થાય કે ભલે બેઠી ! એટલી હેરાન કરતી તો મટે. એનેય મજા પડતી, કામ લાંબો સમય ચાલે એમાં. વળી શું બળ્યું હતું એના ઘરમાં ? અહીં જેટલું રહેવાય એટલું સુખ. બેકાર, ઝઘડાળુ પુરુષ અને નાની સાંકડી બંધિયાર જગ્યા. અભાવોની યાદી લાંબીલચ...

એ કરતાં અહીં શું ખોટું - આ બંગલાની ઝળાહળામાં ? જમનાને આ રીતે જીવતાં આવડી ગયું હતું. અને આ સ્થિતિથી વાજ આવીને જ એણે નક્કી કર્યું હતું કે કમલીને ભણાવશે, એના જેવી હાલત તો નહીં જ થવા દે.

ઊતરેલાં કપડાં તો મળી જતાં હતાં - ડોલીનાં. ઢગલોએક પડ્યાં હતાં - વરસોવરસનાં. કેયાબેન ઉદાર ખરાં. એમને કમલીની દયા આવી જતી.

ડોલી શીખવે ને કમલી બીજે દિવસે આત્મસાત્ કરવા મથે. અવલોકન એટલું સચોટ કે ઘણું ખરું આવડી પણ જાય.

ને ડોલી પણ કાંઈ મોટી ભડભાદર નહોતી થઈ ગઈ; અઢારમું પૂરું થઈને ઓગણીસમું ચાલતું હતું. સવારે કોલેજ, બપોર પછી નૃત્યના કલાક અને સાંજે મુક્ત પંખી જેવી.

ખુદ એણે જ નૃત્યની પરીક્ષા, પાંચ વરસ પહેલાં પસાર કરી હતી. બરાબર ચૌદમું બેઠું ને બીજે જ દિવસે ટાઉનહોલમાં એનું આરંગેત્રલ. ફડ ફડ થતું હતું આગલી રાતે. પણ સ્ટેજ પર આવી ત્યારે ડર ચાલ્યો ગયો હતો. બધું જ આવડે છે - એ ભાવ રહ્યો ઠેઠ સુધી, ને મેદાન મારી ગઈ.

પણ શીખવવું કાંઈ સરળ નહોતું. બસ, એક ધૂન ચડી, ને પાટિયું લખાવીને ચોડી પણ દીધું - 'નૂપુર નૃત્ય ક્લાસ !'

---

editor's thought...

**Enchanted by your thoughts**

Just to let you know —
Being enchanted by your thoughts,
what do I write, what can I say, am I into anything at all?

The vessel, empty or brimming over, makes no difference
I remain in the same state as I am,

Place and Time unravel along your path sometimes,
Far or near, I head always in just that one direction

I'm in all your days as the glistening rays of sunshine,
And in your nights, as the fragrant darkness

Tell me, when am I not there in your breath,
Being as I always am, present in the galactic space!

(20 January, 1978)

Rajendra Shukla
Translated by Prabodh R. Joshi

ઉપરની મેડી પર થાથાથૈયા થવા લાગ્યું. કેસેટના ગીતની સાથે આઠ દસ શિષ્યાઓ તાલ મિલાવવા લાગી - નૃત્ય મુદ્રાનો.

એમની મમ્મીઓ ય આવતી-જતી થઈ

'મને ય શોખ હતો પણ. પછી સંજોગો જ એવા કે ' ગરમ ગરમ વસવસાંઓ ઝબકી જતાં.

'બસ. એટલે જ પલ્લુંને . દાખલ કરી દીધી !' એવી સાંત્વનાઓ.

ડોલીને મજા પડી ડોલીબેન - ડોલીબેન થવા લાગ્યું એ બે કલાક દરમ્યાન તો તે સર્વેસર્વા બની જતી. બસ, એનો જ અધિકાર એની શિષ્યાઓ પર, એની મમ્મીઓ પર

કેટલુ સારુ લાગતું હતુ ? પાછી લીલી લીલી નોટો પણ હાથમાં આવતી હતી એનો મીઠો સળવળાટ પણ હાથમાં થરથરતો હતો !

ને કામે ય ફાવી ગયું હતું

'જુઓ આન્ટી, આવતે વરસે તો એને બધું આવડી જશે ને પછી પ્રાર્થનાનું આરંગેત્રલ યોજીશું જો જો તો ખરાં, તમારી દીકરી ક્યાં પહોંચી જાય છે ?'

કેયાબેન તો ચકિત થઈ જતાં. પુત્રીને કામ કરતી જોઈને. 'વાહ, કેવી ઢળી ગઈ છે કામમાં ?'

બીજે વરસે પ્રાર્થના અને પલ્લવી - બન્નેનાં આરંગેત્રલ યોજાયાં ના, ટાઉનહોલમાં નહીં, અદ્યતન સંસ્કાર હોલમા. શી દોડધામ રહી ડોલીને ! એક પગ અમદાવાદ ને બીજો પગ ઘરે

'વાહ. શિષ્યાઓ તો સરસ તૈયાર કરી' કલાગુરુએ સંતોષ વ્યક્ત કર્યો ને તે ધન્ય બની ગઈ

ડોલી કાંઈ એકલી ના જાય, સાથે જમનાને રાખે અને પછી કમલી તો હોય જ.

એ સાજે સસ્કાર હોલના મંચ પર થાથાથૈયા થઈ ગયું. પૂરા બે કલાક એ બે બાળકીઓનું ભરતનાટ્યમ ચાલ્યું એક પછી એક આઈટમો રજૂ થઈ ગઈ - ગણેશ વંદના, નાગ દમન, દશાવતાર, કૃષ્ણલીલા. !

કમલી આંખો ફાડી ફાડીને જોઈ રહી. થાય - આ બધું તો તેને આવડે છે ! તેણે રોજ રોજ જોયું હતુ - એ જ હતું ! ને ને બીજી સવારે એ બધુ છાની છાની કરતી હતી

તેના હાથ પગમાં કંપન આવી ગયુ થયું કે તે અહીં જ આ ભીંત પાસેની ખાલી જગ્યામાં કરવા લાગે !

હૈયું આવેશમાં આવી જતું હતું લાવ, કરું, એ બેયની સાથોસાથ. એ કરે એમ જ કરું ભૂલ ના જ પડે એમ જ જલ, વાયુ, આકાશ, અગ્નિ અને પૃથ્વીને ભજવી દેખાડું

કમલી ય હવે બારની થઈ હતી.

બાપ કહેતો હતો કે એણે હવે કામ પર જવું જોઈએ. બાર વરસની છોકરી તો કેટલું કમાય ?

ના, એ કશું કરતો નહોતો, સિવાય કે પત્ની સાથે કજિયા જમની કાંઈ એને ગણકારતી નહોતી. એ ય બરાબર ચોડતી હતી. પણ અંતે થાકી જતી હતી. શું આમ જ જીવવાનું હતું ? અલબત્ત. આસપાસનાં દસ-બાર ઘરોમાં આ જ સ્થિતિ હતી. સ્ત્રી કમાતી ને પુરુષ ઝઘડા કરતો, દાદાગીરી કરતો, ખુલ્લેઆમ નશો કરતો

પણ જમની કંટાળી જતી. ખુલ્લંખુલ્લા રસ્તા વચ્ચે કહેતી - શું કરવા છે આ ભાયડાઓને ? એ બધુય વિતાડે ને આપણે રળીને એનું લોથું ભરવાનું ? ને એનાં છોકરાં જણવાનાં ? હું તો પાસે આવવા જ દેતી નથી બસ, આ એકને મોટી કરીશ બાકી .

અન્ય સ્ત્રીઓ એને ચકિત થઈને સાંભળી લેતી. આવું તે કાંઈ આમ મોંફાટ બોલવાનું હોય ? શું એનો એકનો જ . !

જમની પહેલું કામ કમલીને શાળાએ ધકેલવાનું કરતી હતી ચાનું પાણી પણ પછી જ મૂકે ચૂલા પર

પણ બાર વર્ષની કમલીની દૃષ્ટિ તો મંચ પર ચોંટી ગઈ હતી.

રાત, દિવસ, સવાર, સાંજ એ બધું ય હાથનાં આંગળાંઓ અને આંખો, હાવભાવથી ખડું કરે ડોલીબેન માઈક પરથી એની સમજ પાડે તાળીઓના ગડગડાટ થાય. સગીત વાગે, ગીત ગવાય.

અને એના હાથ-પગ તરફડવા લાગે. - મને કહે તો હમણાં જ કરી દેખાડું - એ જ રટાય, શ્વાસોમાં.

પણ કમલીને કોણ કહે, મંચ પર આવવાનું ? નૃત્યની વાત તો દૂરની થઈ અરે, તે આ બધું જાણતી હતી, કરી શકતી હતી - એ ય કોણ જાણતું હતું ?

છેલ્લે કૃષ્ણ-સુદામાનું નૃત્ય આવ્યું તને સાંભરે રે - વાળું. આ તો તેને અદ્દલ આવડતું હતું ભણવામાં આ કવિતા આવતી હતી, જે તે રસપૂર્વક ગાતી હતી. કેવી સરળ હતી એ કવિતા ? બધું જ સમજમાં આવી જાય.

કાર્યક્રમ પૂરો થયો ને તેણે ય તાળીઓ પાડી સહુ સાથે. ડોલીબેનની ગાડી તેને ઘર સુધી મૂકી ગઈ ઝળાંહળાંમાંથી પરિચિત અંધકારમાં તે ફરી આવી ગઈ

ધીમે ધીમે મારગ કરતી, એની ઓરડી સુધી પહોંચી. મા જાગતી જ હતી અને બાપ નશામાં હતો

એ દુર્ગંધની પણ ક્યાં નવાઈ હતી ?

માએ પૂછ્યું - 'શું હતું નાસ્તામાં ? બરાબર ખાધું ને ?'

કમલીએ હા પાડી. વાનગીઓ ગણાવી. અન્યમનસ્ક ભાવે. જમની પછી નિરાંતે ઘોંટાઈ ગઈ થાક તો હોય ને આખા દિવસનો. પણ કમલીને તો ઊંઘે ય ના આવી, ક્યાંય સુધી. મંચ પરનાં દૃશ્યો આડેધડ અથડાવા લાગ્યાં મનમાં. ક્યારેક તો એવી અનુભૂતિ થઈ કે જાણે તે જ મંચ પર નાચી રહી હોય અને તેની મા સામે ઊભી ઊભી જોતી હોય !

સવારે કમલીએ માને કહ્યું - 'મને એ બધું ય આવડે છે, કાલે થયું ને... !'

'ઠીક... પણ ભણવામાં ધ્યાન રાખ. કેટલી વીસે સો થાય છે, તને ભણવા મોકલવામાં ?' જમની કટુતાથી બોલી.

સાવ અનપેક્ષિત બન્યું એ ન સમજાયું કમલીને. તે તો વખાણની અપેક્ષા રાખતી હતી. તે મૂંગી થઈ ગઈ.

જમનીએ ઘૂંટડો ચા પીધી, ઘૂંટડો દીકરીને આપી; બાકીની ઢાંકીને રાખી, ખૂણામાં પડખાં ફેરવતા અણગમતા ધણી માટે. કામ પર જવાનું હતું. બે ઘર સવારે લેવાનાં હતાં અને એક કેયાબેનનું બંગલાવાળું બપોરે. એ ગઈ...

ને તરત જ એનો ધણી સળવળ્યો.

'ક-મલી' તે સાવ હળવેથી બોલ્યો - દીકરીને લાડ લડાવતો હોય એ રીતે જ.

'શું બાપા ?' કમલી, અવાજનો રણકો પારખીને એ દિશામાં ગઈ. એનો બાપ ક્યારેક જ આ રીતે બોલાવતો.

'શું આવડે છે તને ? તું કે'તી'તી ને હમણાં !' તે બોલ્યો અને બેઠો ય થયો. દુર્ગંધ તો હજીયે હતી પણ શબ્દો કેટલા કોમળ હતા ? કમલી તો હરખાઈ જ ગઈ. માએ દરકાર કરી નહોતી જ્યારે બાપ તો એ વિશે પૂછી રહ્યો હતો !

કમલીએ તો હોંશથી બધી જ વાત કહી દીધી. સાથેસાથે ઓરડીની વચ્ચેની જગ્યામાં નૃત્ય પણ કરવા લાગી.

'જુવો... બાપા, આવડે છે ને ? કાલે થયું એ બધું જ !' તે ઉત્સાહમાં તરબોળ બનતી જતી હતી.

'વાહ કમલી વાહ ! તું તો મને વા'લી લાગે છે !' તે પુરુષ બોલ્યે જતો હતો. એની આંખોમાં ચમક હતી.

તે ઝડપથી ઊભો થયો. તૈયાર થવા લાગ્યો.

'લે હાલ, કમલી... તારો પોગરામ કરીએ.'

'બાપા... મારો આરંગેલ કરવો છે ?' છોકરી ચમકી અને થનગની ઊઠી.

'હા હા ઈ જ...' એ બોલ્યો.

ને કમલી ઝપાટામાં તૈયાર થઈ ગઈ. પેટીમાંથી કાઢીને નવું ફરાક પહેર્યું, વાળનાં ઝીંથરકાં સમાં કર્યાં. ચહેરો ય ધોઈ નાખ્યો - પાણીની છાલકથી.

'બરાબર આમ જ કરીશ ને ? લોકોને ગમી જાય એવું ?' એણે છેલ્લી ચોકસાઈ કરી નાંખી.

એક કામ પતાવીને પાછી ફરતી જમની ચોકમાં આવી ત્યારે કમલી સડકની એક કોર નાચી રહી હતી. આસપાસ ખાસ્સું ટોળું હતું લોકોનું. રવિવાર ખરો ને ?

અને એનો ધણી ખમીસની ખોઈ કરીને આઠ આના, પાવલી, રૂપિયો ઊઘરાવી રહ્યો હતો.

સાવ અજાણ કમલી એવી રીતે નૃત્ય કરી રહી હતી જાણે મંચ પર ના નાચતી હોય !

એને મને તો આ જ આરંગેત્રલ હતું એનું !

■

---

## કવિતા લખવાનું કામ

(આ કવિતા લખવાનું કામ સારું :
એમાં સમયનું ભાન રહેતું નથી
ને દરમિયાન કોઈ કામ કરવાનું કહેતું નથી !
વારુ...)

- પછી એક કમલ ઊઘડે છે
દલદલમાં રક્તરંગ લઈને
સૂર્યના પ્રકાશને ઝીલતું ઝીલતું ખીલતું ખીલતું
એ સ્વયં સૂર્ય થઈ જાય છે !

સૂર્યકમલ - કે કમલસૂર્ય - પર પછી
એક અંધારો ભમરો
- ગુનગુનનો જ બનેલો નર્યો -
ઊડતો ઊડતો આવીને બેસે છે
ગર્ભમાં પ્રવેશે છે

ને બિડાય છે કમલ
- હોઠ જેવું દલ દલ
ભીતર મૌનમાં ઊઘડવા -

●

જયન્ત પાઠક

નિર્મિશ ઠાકર

## ૮૧ વિવિધ ગાનશૈલીઓ અને તમે

શાસ્ત્રીય સગીતમા સૌથી વધુ મહત્ત્વ તમારુ છે ! જો તમે જ નહીં હોવ, તો ફક્ત મારા આધારે શાસ્ત્રીય સગીત ટકે એમ નથી ! ભક્તો છે માટે જ ભગવાનનુ મહત્ત્વ છે, એમ કહુ છું !

તમે આગવી ગાનશૈલી વિકસાવી શકો, એટલા ખાતર પણ તમારે પ્રચલનમા છે તે તમામ ગાનશૈલીઓ અગે જાણવુ જોઈએ.

હાલ જે રાગસગીત અસ્તિત્વમા છે તે પદગાન અને જાતિગાનમાથી વિકસેલુ છે પદગાન અને જાતિગાન વેદકાળમા વિકસેલાં એટલે એનાં મૂળ સામગાનમા, એમ આપણે છેક સામવેદ સુધી પહોચી જઈએ છીએ. ભરતનાટ્યશાસ્ત્ર રચાયુ ત્યા સુધી જાતિગાનનું જ મહત્ત્વ હતુ.

જાતિગાન અગાઉ લખી ચૂક્યો છુ કે નહીં, તે યાદ નથી પણ તમે સુયોગ્ય રીતે ગૂચવાઈ શકો અને 'સગીત અઘરો વિષય છે એમ તમને સતત લાગ્યા કરે, એટલા ખાતર જણાવુ કે મહર્ષિ વાલ્મીકિના કાળમા સામગાનથી આગળ વધી જાતિગાન અસ્તિત્વમા આવેલુ જે માર્ગી સગીત તરીકે પણ ઓળખાતુ. તમે અનેકવાર ભૂલા પડ્યા હશો, એટલે ખબર જ હશે કે માર્ગ એટલે રસ્તો ! આધ્યાત્મમા તો એક જ શ્રેષ્ઠ માર્ગ ગણાય છે, જે મોક્ષ પ્રાપ્તિ કરાવે ! જાતિગાન પણ મોક્ષપ્રાપ્તિ માટે કરાતુ માર્ગી સગીત હતું, પણ એ કાળમાયે મારા જેવાઓની બહુમતિ હતી એટલે ભાગ્યે જ કોઈને મોક્ષપ્રાપ્તિ થતી. કદાચ મારા જેવાઓએ વિચાર્યું હશે કે મોક્ષમાં કાંઈ મજા નથી, માટે ચાલો જુદા માર્ગે શક્તિ વેડફીએ ! જો કે શાસ્ત્રમા આવુ લખ્યુ નથી, પણ આ તો મારો તર્ક છે ગમે તે ગરબડ હોય, પણ એટલુ નક્કી કે જેમને મોક્ષમા રસ નહોતો, એમના માટે સગીતનો બીજો પ્રકાર અસ્તિત્વમા આવ્યો, જેને દેશી સગીત કહે છે

જો કે આપણે હાલ 'જાતિગાન'ને જ વળગી રહીએ. ઈ સ. પૂર્વે ૫૦૦ની આસપાસ જાતિગાન વિશેષ ગવાતુ.

મને તો નથી આવડતું પણ જો તમને સાચુ સસ્કૃત આવડતુ હોય તો આ શ્લોકમાથી અર્થ કાઢો (બાકી હુ બેઠો છુ )

> પાઠ્યગેય ચ મધુર પ્રમાણૈસ્ત્રિભિરન્વિતમ્ ।
> જાતિભિ સપ્તભિર્યુક્તમ્ તંત્રીલય સમન્વિતમ્ ॥

પઠન અને ગાયન ત્રણ પ્રમાણયુક્ત છે અને જાતિગાન વીણાના સ્વર સમું, સાત જાતિ ધરાવે છે - એવુ કાઈક અર્થમા પકડાયુ ? તમે જો મારા જેવા હોવ, તો હાલ એટલુ ગોખી લો (ગોખવાથી જ યાદ રહેશે !) કે જાતિગાનમા મુખ્ય સાત જાતિ હોય છે ( ગૌણ મા આપણે પડવું નથી ) તે આ પ્રમાણે ૧ ષાડજી ૨ આર્ષભી ૩ ગાધારી ૪ મધ્યમા ૫ પચમી ૬ ધૈવતી ૭ નિષાદી (આ ન ગોખતા, નહીં તો પોતાની જાતિ ભૂલી જવાશે !) જાતિગાનમા તત્રી (વીણા), વિપચી, કિન્નરી જેવાં તંતુવાદ્યો વગાડાતા. વળી વેણુ, શખ, તુણવ જેવા સુષિર વાદ્યો અને મૃદંગ ડિડિભ, દુદંભી, ભેરી, તુર્ય ઈત્યાદિ અનવદ્ધ વાદ્યો પણ વાગતા કદાચ ગાયકના બિનજરૂરી ગર્વને તોડી એના અવાજને દબાવવા કાંસ્ય (કાસા) આઘાટિ (મંજીરા) ઝર્ઝર (ઝાંઝર) વગેરે ઘન વાદ્યો પણ ત્યારે અસ્તિત્વમા આવ્યાં હશે, એવો મારો તર્ક છે મારો નમ્ર મત એવો પણ છે કે જ્ઞાન પૂરતું ઠીક છે પણ બધી ગાનશૈલીઓમા તમે પ્રદાન ન કરો, એ તમારા હિતમા છે દાખલા તરીકે, પુરાતનકાળમા છાલિક્યગાન પણ થતુ અને ત્યારે સાથે હલ્લીસક નૃત્ય દ્વારા શ્રીકૃષ્ણની સ્તુતિ થતી. 'હલ્લીસક' નૃત્ય તમે નહીં કરી શકો, કારણ કે એમા એક પુરુષ અનેક સ્ત્રીઓ સાથે જે રીતે નૃત્ય કરતો, એની મુદ્રાઓ હુ નહીં બતાવી શકુ (એમ કરુ તો મારે ગૃહકંકાસ થાય !) વળી એ કાળમાં વાદ્યોના ઊર્ધ્વગામી અને અધોગામી એમ બે પ્રકારે ઉપયોગ થતા શંખની જ વાત લો ! કૃષ્ણનો પચજન્ય અર્જુનનો દેવદત્ત, ભીમનો પૌન્ડ્ર નકુલનો સુઘોષ અને યુધિષ્ઠિરનો અનતવિજય, આ બધા શખો ! એમનો ઉપયોગ શત્રુઓના ગાત્રો શિથિલ કરવા (અધોગામી પ્રકારે !) પણ થતો. તમે 'હલ્લીસક' નૃત્ય કરતા હોવ ને હુ મારો વ્યગ્યજન્ય' શંખ વગાડું તો તમારા ગાત્રો શિથિલ નહીં થઈ જાય ? મને ઊર્ધ્વગામી પ્રકાર આવડતો નથી, એય તમે જાણો છો !

જાતિના પાછા ત્રણ પ્રકાર ગુરુપ્રાય, લઘુપ્રાય અને ગુરુલઘુપ્રાય. વૃત્તમાંથી જાતિ બની, એટલે 'જાતયો વૃતસંભવા ' એમ ભરતનાટ્યશાસ્ત્રમા કહેવાયુ છે તમે એ માટે ૩૨મો અધ્યાય શોધીને વાચવાના છો ? ના. તમારે બધું રેડીમેઈડ જોઈએ, સદર્ભગ્રથો સુધી તમારે જવુ નથી ! ને મારા

તર્કો પર તમને વિશ્વાસ કરતાં શંકા વધારે રહે છે. આ જે રસપ્રદ વ્યવસ્થા રચાઈ છે, એમાં જ આગળ વધો, બીજો કોઈ વિકલ્પ નથી !

ચાલો, ગઈ ગુજરી ભૂલી જાવ ! આપણે હાલ જે ગાન-શૈલીઓ અસ્તિત્વમાં છે, એની વાત કરીએ.

ધ્રુપદ : મારી જેમ હાલ આ ગાનશૈલીની ડિમાન્ડ ઓછી છે, પણ છે ખરી ! 'ધ્રુવ' શબ્દ જ કેટલો દૈદિપ્યમાન છે, કેટલો અટલ છે - એની અનુભૂતિ કરવા તમે રાત્રે પશ્ચિમ દિશામાં જોજો, સૉરી ત્યાં એ અનુભૂતિ નહીં થાય, કારણ કે ધ્રુવનો તારો તો કદાચ ઉત્તરમાં હોય છે ! એની વે, આપણે હવે ધ્રુપદ પર જ આવી જઈએ. ધ્રુપદ એટલે ધ્રુવપદ. (કવિ સુન્દરમે તો એને માટે કેટલી સાધના કરેલી, યાદ કરો !) આમ તો આ મર્દાના શૈલી ગણાય છે, પણ સ્ત્રીઓ એમાં વધુ સારી રીતે ગાઈ શકે એમ મને લાગે છે. કારણ કે તેઓ મર્દની સમકક્ષ નથી, પણ ચડિયાતી છે. ધ્રુપદમાંથી જ ખયાલ ગાયકી જન્મી છે, એમ કહું તો એને ખયાલીપુલાવ ન માનતા, આ તો હકીકત છે !

બુલંદી, તાકાત, જોમ, સાધના એટલે ધ્રુપદ ગાયકી. એમાં આરંભે 'ઓમ અનંત હરિ' શબ્દો સાથે આલાપ થતો, પણ હવે 'તોમ તનનન' જેવા ઉચ્ચાર કરાય છે. એની સાથે મૃદંગ જેવા મર્દાના વાદ્યની સંગત વધુ યોગ્ય મનાય છે. સ્થાયી, અંતરા, સંચારી અને આભોગ - એ એનાં ચાર અંગો છે. બે પંક્તિનું એક, એવાં ચાર પદની ભક્તિરસ કે શૃંગારરસ લઈ આવતી કૃતિઓ એ શૈલીમાં ગવાય છે. જેને ટકાવવામાં વૈષ્ણવ સંપ્રદાયનો મોટો ફાળો છે, એવી આ શૈલીના પુરસ્કર્તાઓ મુખ્યત્વે હિંદુધર્મી અને શૈવ-વૈષ્ણવમાર્ગીઓ હતા, પણ બાદશાહ અકબર અને તાનસેનને યાદ કર્યા વિના તમે ધ્રુપદ ગાયકીને ન્યાય ન આપી શકો. અકબરના શાસનકાળમાં આ ગાયકી સોળે કળાએ ખિલેલી !

એક દંતકથા પ્રમાણે તાનસેનનું મૂળ નામ રામતનુ હતું, ને તેઓ વારાણસીમાં જન્મેલા. એમના પિતા ગાયક-કથાકાર હતા, જેમનું નામ મકરંદ પાંડે હતું. તાનસેન ગ્વાલિયરના હતા, એમ પણ કહેવાય છે. 'આ સાચો ઈતિહાસ છે' એમ કોઈ કહે તો ખડખડાટ હસવું આવે છે ને ?

તમને તથ્યો કરતાં દંતકથાઓમાં વધુ રસ છે, એટલે તાનસેન અંગેની વધુ એક દંતકથા સાંભળો, ગંભીર ભાવે !

તાનસેન ધ્રુપદ શૈલીના ઉત્તમ ગાયક છે, એવી અકબરને ખબર પડી ગયેલી, એટલે એમણે એમના દરબારના નવરત્નોમાં એમને સ્થાન આપેલું. પણ એક દિવસ ઝવેરીની અદાથી અકબરે તાનસેનને પૂછેલું કે હું નહીં હોઉં, ત્યારે તમારી કદર કોણ કરશે ? તાનસેન અકબરને તો રાજ્ય છોડાવી શકે તેમ નહોતા, એટલે સમસમીને પોતે રાજ્ય છોડી ગયેલા. ત્યારપછી રાજારામ વાઘેલાને ત્યાં વસી એમણે ધ્રુપદની ઉત્કૃષ્ટ રચનાઓ કરેલી. અકબરે તાનસેનને પાછા બોલાવ્યા ત્યારે તાનસેને એમને એક હાથથી સલામ કરેલી. આથી અકબરે એમને હાથીના પગ તળે કચડી નાંખવાની સજા ફરમાવેલી. કહેવાય છે કે ધસી આવતા હાથીને તાનસેને ધ્રુપદની એક એવી દિવ્ય રચના સંભળાવી કે હાથીએ પગ તળે કચડવાને બદલે એમને સૂંઢથી ઊંચકી પીઠ પર બેસાડી લીધેલા. આમ હાથી અકબરથીયે મોટો ઝવેરી સિધ્ધ થયેલો. છતાં 'આઈને અકબરી'માં એનો ઉલ્લેખ નથી, ક્યાંથી હોય ? (જો તમે સાહિત્યનો ઈતિહાસ લખો, તો એમાં એટલું લખજો કે નિર્મિશ ઠાકરનું નામ સાહિત્યના કોઈ ઈતિહાસમાં દેખાણું નથી !) ભારે રસપૂર્વક તમે આટલું બધું વાંચ્યે ગયા, પણ એ વિચાર્યું કે નક્કર કહી શકાય એવી કેટલી બાબતો તમે પામ્યાં ? બસ એટલું જ કે તાનસેન ઉત્તમ ધ્રુપદ ગાયક હતો ? મને લાગે છે મારી વિશ્રૃંખલ (અને વિચિત્ર) શૈલીના તમે બંધાણી થઈ ચૂક્યા છો !

...તો ધ્રુપદ શૈલી નિમિત્તે તાનસેન વિશે આગળ લખવું પડશે. જેને સુરત શહેર સાથે કાંઈ લેવાદેવા નહોતી એ સુરતસેન તાનસેનનો જ્યેષ્ઠ પુત્ર હતો. ધ્રુપદ ગાયકી અને સિતારવાદનમાં એનું અલગ ઘરાનું ગણાય છે. પિતાના મૃત્યુટાણે ગાયેલી જેની તોડી આજે 'બિલાસખાની તોડી'ના નામથી અતિ પ્રસિદ્ધ છે, તે બિલાસખાન તાનસેનનો નાનો પુત્ર હતો. આમ તો હું શાસ્ત્રીય સંગીતની દરેક ચીજથી એકસરખો પ્રભાવિત થાઉં છું, પણ કોઈ મારું ધ્યાન દોરે કે હાલ તમે બિલાસખાની તોડી સાંભળી રહ્યા છો, તો હું મારા ગજા બહાર જઈને અતિ પ્રભાવિત થઈ જાઉં છું અને મારું ધ્યાન દોરનારને 'થેન્ક યુ' કહું છું. (ખરેખર તો એવું બિલાસખાનને કહેવું જોઈએ !) મિશ્રીસિંહ તાનસેનના જમાઈ હતા, જેમણે દહેજની જરાયે આશા રાખ્યા વિના તાનસેનની પરંપરાને આગળ વધારતાં ધ્રુપદમાં ખંડહાર અને ડાગુર બાનીને યશવંત બનાવેલી.

ખંડહાર અને ડાગુર બાની ? એ વળી શું ? બાની એટલે વાણી, મિત્ર ! 'અનૂપસંગીતરત્નાકર'માં એની ચર્ચારૂપે લખાયું છે કે...

...એક મિનિટ ઊભા રહો ! (એવું એ પુસ્તકમાં નથી લખાયું, આ તો હું તમને કહું છું !) પહેલાં તમે ત્રણ પુસ્તકોનાં નામ નોંધી લો, ભલે ના ખરીદો, પણ કોઈને પ્રભાવિત કરવા

કામ લાગશે લખો. ૧ સગીતરત્નાકર, ૨ અનૂપસગીતરત્નાકર અને ૩ Universal History of Music ત્રીજુ પુસ્તક જો ઈંગ્લિશમા ના ફાવે તો એનુ ગુજરાતી કરીને વાચજો (જો ખરીદો તો !) એ ત્રણેય પુસ્તકમા ધ્રુપદ વિશે ઘણી જાણકારી અપાઈ છે અને બાકીની હુ પણ આપીશ.

હવે ખડહાર, ને ડાગુર-વાળી વાત પર આવીએ ? અનૂપસગીતરત્નાકર અનુસાર ધ્રુપદની ચાર વાણીઓ (૧) ખડહાર (સેનાપતિ સમી, જેના સ્વરોમા 'ખડખડ' જેવો ધ્વનિ અનુભવાય છે !) (૨) ડાગુર (મત્રી સમી) (૩) નૌહાર (સેવક સમી) અને (૪) ગૌડીય (રાજા સમી) હોય છે

એક ગુજરાતી તરીકે જો તમે 'Universal History of Music માં દૃષ્ટિ નાખશો તો અનેક સાચી માહિતીઓ ખોટી રીતે સમજાતા, ચક્કર ચડી જશે, માટે એવા અનુવાદકની મદદ લેજો, જેને બંને ભાષા આવડતી હોય ! એ પુસ્તકમા તમને ગાયનસ્પર્ધામા દિગ્ગજ ધ્રુપદ ગાયક ગોપાલનાયક અમીર ખુશરો સામે કેવી રીતે હારી ગયેલા, એનું રસપ્રદ વર્ણન મળશે. ઈ.સ. ૧૩૧૦ના ગાળામાં ગોપાલનાયક કર્દબ નામના એ કર્ણાટકી સગીતના પંડિત, ધ્રુપદના પણ ઉસ્તાદ હતા.

જો કે એવુ મનાય છે કે ધ્રુપદની મર્દાના શૈલીમા માધુર્યના બદલે લયની રમતો અને બુલદીના ઓવર ડોઝથી નીરસતા ઊભી થતી હતી, ત્યારે જ મનને વધુ પ્રસન્ન કરતી અને સ્વરમાધુર્યથી ભરેલી, કાઈક નાજુક કહી શકાય એવી ખયાલ ગાયકી વધુ લોકપ્રિય બનવા લાગી અને પખવાજની જગાએ તબલા ગોઠવાઈ ગયા, આહિસ્તા આહિસ્તા !

ખયાલ મારો તર્ક એમ કહે છે (જે તમને કુતર્ક પણ લાગી શકે ) કે શાયર ગાલિબને કાયમીપણે સ્વર્ગ અપાવતુ, મોક્ષદાયક માર્ગીસગીત માફક નહીં આવ્યુ હોય, એટલે દેશી સગીતમાયે ધ્રુપદને બદલે ખયાલને પસદ કરતા એમણે આ શે'ર લખ્યો હશે.

**હમકો માલૂમ હૈ જન્નત કી હકીકત લેકિન,**
**દિલ કો ખુશ રખને કો ગાલિબ યે ખયાલ અચ્છા હૈ !**

આમ ગાલિબને દિલ ખુશ કરનારી ખયાલ ગાયકી વધુ ગમતી હશે, એમ મને તો લાગે છે, તમને શુ લાગે છે ? જો કે તમને કાંઈક લાગી શકે એ સ્તરે પહોંચાડવા, મારે ખયાલ ગાનશૈલી વિષે લખવુ પડશે, એ તો હુ ભૂલી ગયો !

ખેર, ખયાલ વિશે પછી લખીશ, પણ હાલ મારે મૈત્રીવિવેચન વિશે લખવું પડે એવી આવશ્યકતા ઊભી થઈ છે તમે તો મારી વિશૃખલ શૈલીના બધાણી થઈ ગયા છો, એટલે એવુ બનવુ તમને સહજ પણ લાગશે. ઘણીવાર શાયરોનેય આવા અનુભવ થાય છે 'હુ તમને શોધવા નીકળ્યો અને ઈશ્વર સુધી પહોંચ્યો'વાળો શે'ર તો તમે વાચ્યો હશે. એ જ રીતે હુ ખયાલને બદલે અચાનક મૈત્રીવિવેચનના મૂળ સુધી પહોંચી ગયો હોઉ, એવુ બન્યુ છે !

ભલે ખયાલ શૈલી વધુ આકર્ષક અને માધુર્યસભર ગણાતી હોય, પણ તાનસેન સાથેની મિત્રતાને કારણે ભક્ત કવિ સૂરદાસે ભગવાનના ગુણ ગાવાને બદલે તાનસેનના ગુણ ગાતા આવો દુહો રચેલો.

**વિધના યહ જિય જાની કે શેષ હિ દિયે ન કાન,**
**ધરા મેરુ સબ ડોલતે તાનસેન કી તાન.**

અર્થાત્, વિશ્વવિધાતાએ શેષનાગને એટલે જ કાન ન આપ્યા, જો આપ્યા હોત તો તાનસેનની તાન સાભળી તે ડોલવા લાગ્યો હોત અને પૃથ્વી તથા મેરુ પણ ડગમગવા લાગ્યાં હોત ! જો આવુ જ મૈત્રીવિવેચન કરવુ હોય, તો તાનસેન સામે જીતી જનાર બૈજુ બાવરા વિષે શું લખવુ પડે એ તમે વિચારો !

ચાલો, તાનસેન ના સહી, પણ એના વશજો સદારગ અને અદારગને યાદ કર્યા વિના ખયાલ ગાયકીની વાત ન થઈ શકે એમ કરો, હવે તમે દાત કચકચાવીને દંતકથાઓ સાભળવા તૈયાર થઈ જાઓ !

કહેવાય છે કે (આવી શરૂઆત સાથે દંતકથા રજૂ કરવાનો રિવાજ છે) તાનસેનના જમાઈ નોબતખાનના વંશમા ૨૦૦ વર્ષ પછી નિયામતખાનનુ નામ જડે છે, જેઓ 'સદારંગ' કહેવાતા સાથે મહોબતખાનનું નામ પણ મુકાય છે, જેઓ 'અદારગ પણ કહેવાતા. સદારગના પુત્રનુ નામ અદારગ હતુ, એમ પણ કેટલાક માને છે કામની વાત એટલી જ કે ૧૭૧૯ના ગાળામાં થઈ ગયેલ મુગલ બાદશાહ મુહમ્મદશાહના દરબારી ગાયકો સદારંગ અને અદારગે ખયાલની અનેક યાદગાર રચનાઓ કરેલી. ખયાલ ગાયકીનો આરભ પદરમી સદીમા જૌનપુરના સુલતાનહુસૈન શર્કીએ કરેલો, એમ પણ કેટલાક અભ્યાસીઓ માને છે, વળી કેટલાક એમ પણ માને છે કે અમીર ખુશરો જ ખયાલ ગાયકીના જનક હતા. અમીર ખુશરો તો સગીતના એવા અમીર હતા કે કૈક યશોદાયી સિધ્ધિઓ એમના ચોપડે ચઢાવી દેવાઈ છે (એમણે મૃદંગનુ વિભાજન કરી તબલા સર્જેલા, એમ પણ કહેવાય છે !) 'કહેવાય છે કે ..' પછી આવતી કોઈ પણ બાબત વિશે કશુ કહેવાય નહીં, એ સાચીયે હોય અને ખોટીયે હોય !

કહેવાય છે કે... મુહમ્મદશાહ રંગીલાએ પોતાના જનાનખાનાની ઢગલાબંધ બેગમોને સંગીત શીખવવા સદારંગને હુકમ કરેલો. 'ઓમ અનંત હરિ'થી આરંભ પામી 'નોમ તોમ'માં સરી જતા ધ્રુપદને બદલે, સદારંગે સ્થાયી, અંતરા, સંચારી અને આભોગમાંથી સંચારી અને આભોગનો ભાર ઓછો કરી, હળવાશ ઊભી કરતી કાંઈક ઓછી કઠિન પણ વધુ માધુર્ય ધરાવતી ખયાલ શૈલી શોધી, સુંદરીઓને સંગીત પ્રત્યે આકર્ષિત કરેલી. પહેલી વાર આ પ્રકારનો 'ખયાલ' (વિચાર) સદારંગને આવેલો, એટલે આ શૈલી 'ખયાલ' તરીકે ઓળખાઈ. ગમે તેમ, પણ એટલું નક્કી કે આ શૈલી બહારથી ઈમ્પોર્ટ નથી થઈ, પણ એનાં મૂળ વૈદિક પરંપરામાં જ છે.

ફક્ત અંડરવર્લ્ડમાં જ છોટા-બડા શકીલ કે છોટા-બડા રાજન હોય છે, એવું નથી. ખયાલમાં પણ છોટા અને બડા હોય છે. (ફિલ્મ બડે મિયાં છોટે મિયાં પણ મને ગમેલી !) સ્વાભાવિક છે કે બડે મિયાં પછી છોટે મિયાં આવે, એમ બડા ખયાલ ગવાયા પછી છોટા ખયાલ ગાવામાં આવે છે. 'આ નાનો આ મોટો એવો 'ખ્યાલ' જગતનો ખોટો' એવું ખ્યાલ ગાયકી માટે કહી ન શકાય. બડા ખયાલમાં મોટું મન રાખી વિલંબિત, મધ્ય અને દ્રુત - એમ ત્રણે લયમાં ગવાય છે, જ્યારે છોટા ખયાલમાં થોડી કંજૂસી સાથે મધ્ય અને દ્રુત - એમ બે લય જ પીરસાય છે. (વિલંબિત કે લિયે ખેદ હૈ !) જો કે બડા ખયાલ માટે ઓછી એટલે કે બાર માત્રાના તાલ 'એકતાલ' વપરાય છે, ને છોટા ખયાલને વધુ એટલે કે સોળ માત્રાના ત્રિતાલમાં રજૂ કરાય છે.

બડા ખયાલમાં સ્થાયીની બે પંક્તિઓ મુખડાથી આરંભાય છે અને અંતરામાં વિશિષ્ટ સ્વરાલંકારો અને તાનો સાથે રાગને વધુ ગહનતાથી મોટા ફલક પર લઈ જવાય છે. તાનની બારીકીઓથી સમજાય છેકે ગાયક (અથવા વાદક) કેટલા પાણીમાં છે ! આમ તો રાગનું વિશિષ્ટ સૌંદર્ય અભિવ્યક્ત કરવા તાન મરાય છે પણ એમ કરવામાં નિષ્ફળ જતી તાનોમાં મને વિશેષ રસ છે, યુ સી ! એવી કર્ણકટુ તાનો અને એના જન્મદાતાઓ પર શ્રી મધુસૂદન ઢાંકીએ એમના પુસ્તક સપ્તકમાં જે રીતે દાઝ કાઢી છે, એના અંશો હોંશે હોંશે અહીં ન મૂકું, એ કેમ બને ? લ્યો, આચમન કરો...

'હવે હિન્દુસ્તાની સંગીતમાં ધક્કાતાન, જડબાતાન તેમ જ દ્રુત તાનોની અતિશયતા અને વેગથી ઊપજતા થાક વિશે જોઈએ. પતિયાલા ઘરાનાના ગાયકો ઉ. આશિકઅલીખાંના સમયથી પરાકાષ્ઠાએ પહોંચાડેલી સોપારીની ઝીણી કાતરી જેવી અતિદ્રુત તાનોની પાછળ પડી ગયા છે. તાનોની બે અપ્રસન્નકર બાજુઓ છે : એક તો આજે બોલથી જુદી પાડી, છેલ્લે વિવિધ પ્રકારની તાનો ફટાફટ ગાવાની પ્રથા, જેનાથી ગાનનો પ્રવાહ વહેવાને બદલે દોડતો, ઊડતો, ગાયબ થઈ જતો લાગે છે; બીજું ઝડપી તાનોમાં થતો અપસ્વરોનો, કુસ્વરોનો સહસા પ્રવેશ અને ઘણી વાર શ્રુતિનો થતો ભંગ. આનાથી તાનો ભીંસાઈ જતી, સંગીતતત્ત્વને રહેંસી નાંખતી દેખાય છે. કેટલાક ગાયકોની શ્રુતિવિહીન ઝડપી તાનો કાં તો સામસામી આવી ગયેલા, ઘૂરકી રહેલા, અને વિખોડિયાં ભરી લેતા રાની બિલાડાઓની ચિચિયારી સરખી, યા તો દાંત કચકચાવતી ખોપરીના ખોખરા અને પૈશાચિક અટ્ટહાસ્ય જેવી ભાસે છે.'

ખયાલ ગાનશૈલીમાં શું શું હોય છે / હોવું જોઈએ - એ વિશે અગાઉ યથાશક્તિ મેં લખ્યું જ છે, પણ શું ન હોવું જોઈએ, એ જણાવવાનીયે મારી ફરજ છે. એટલે એ શુભ હેતુએ શ્રી મધુસૂદન ઢાંકીના પુસ્તક 'સપ્તક'માંથી વધુ એક અંશ અહીં મૂકી, હું ધન્ય બનું છું...

'અહીં પ્રશ્ન એ પણ ઊભો થાય છે કે જ્યારે વાદક સ્વતંત્ર વાદન કરે છે, ત્યારે એની એબોને કોણ છાવરે છે ? પિંજારાના તાકના ધન્ ધન્ ધ્રુબાંગ ધ્રુબાંગની જેમ કરાંજતી તેમ જ દંડ પર બાંધેલા પડદાઓ પર જોડ-ઝાલા અને સમ દેતે સમયે જોરથી અથડાઈ, ચૂડેલના અફળાતા ચૂડલાઓ સમા કર્કશ ધ્વનિઓ કરતી સિતારો, ઉપલા સ્વરોમાં બેસૂરી બની બેં-બેં પેં-પેં કરતી વાંસળીઓ અને શરણાઈઓ, ઊતરી જતા તારોને કારણે ઘાસતેલના ડબાની જેમ ભનૂ-ભનૂ બોલતી બોદી સરોદો, ખોટાં સ્થાનોએ લાગી જતી આંગળીઓને કારણે ફાટેલ વાંસ જેવી બકારીઓ કરતી રુદ્ર અને વિચિત્ર વીણાઓ, દ્રુતગતિની તાનોને સફાઈબંધ અને સુસ્પષ્ટ સ્વરો સાથે પ્રગટ કરવામાં અસમર્થ અને એથી દૂધ વગર કણસતાં ગલૂડિયાં-કૂરકુરિયાં જેવા અવાજો કરતી સારંગીઓ, રૂક્ષ બની જતી કામઠીઓને કારણે વીજળીના થાંભલા સાથે ઘસાતાં ભેંસનાં શિંગડાં જેવો અવાજ કરતા બેલાઓ-વાયોલિનના વાદ્ય-દોષોને કોણ છુપાવે છે ભલા ! સિવાય દયાળુ શ્રોતાવર્ગ દ્વારા મનોમન દેવાતી ક્ષમા !'

આ તો શું કે ગાયનની સરખામણીએ વાદન અંગે ઓછું ન લખાઈ જાય, એટલે ઉપરોક્ત અંશ વડે થોડું સમતોલન સાધ્યું, ઓકે ?

(ક્રમશઃ)

# રાગ કેદાર

અભિજિત વ્યાસ

જેમ સવારના પખીઓ પૂર્વ તરફ ઊડતાં જોવા મળે તેમ સાજે તેના માળા તરફ જતાં જોવા મળે. સધ્યાના રગો પણ આકાશમા અદ્‌ભુત હોય છે સવારના જે તડકો સફેદ પૂણી જેવો હોય છે તે જ તડકો બપોર થતાં થતામા તો સોના જેવો પીળો થઈ જાય છે ફોટોગ્રાફી કરતા કલાકારોને સવારના જે કામ કરવાની મજા આવે તેવી બપોરના નથી આવતી. પ્રકાશની જે મજા સવારના છે તેવી બપોર પછી નથી તે છતા બપોરની મજા જ વળી જુદી છે જેસલમેર જેવા સ્થળે હોઈએ અને તેના કિલ્લાને બપોર પછી જોવાની જે મજા છે તે અદ્‌ભુત છે સત્યજિત રાયે અમસ્તા જ કંઈ એને સોનાર કેલ્લા ની ઉપમા નથી આપી. અને પછી તડકો ઢળતાં ઢળતાંમા તો આકાશમા રગોનો નઝારો અલગ જ જોવા મળે છે સવારના જેમ સૂર્યોદય સમયે સૂરજદાદાને નાહી ધોઈને તાજામાજા થયેલા જોઈએ છીએ તેમ સાંજે તેને કંઈક થાકેલા ડૂબતા જોઈએ છીએ. સમુદ્ર કિનારે સૂર્યોદય અને સૂર્યાસ્ત જોવાનો લહાવો અનેરો છે વાન ગોગના સૂર્યના ચિત્રો એના સૌદર્યને કારણે જ વિશ્વપ્રસિદ્ધ થયા છે

આજે તો હવે આવાં બધા દશ્યો અર્થકરણ નીચે દબાઈ ગયા છે સૂર્યોદય કે સૂર્યાસ્તના ચિત્રો વેચાતાં લઈને ઘરની દીવાલો ઉપર લટકાવવાના. અને એને જ જોઈને સંતોષ માનવાનો. કે પછી રજાઓના દિવસોમા ક્યાંય હીલ સ્ટેશન ફરવા ગયા હોઈએ ત્યાં આવા કોઈ સનસેટ કે સનરાઈઝ પોઈન્ટ ઉપર જઈને સતોષ માનવાનો બાકીના દિવસો તો ઘડિયાળમા કાંડે બાધેલા હોય છે તેમા પણ મહાનગરોના રહેવાસીઓને તો વળી ફુરસદ જ ક્યા મળે છે !

પણ સધ્યાની આહ્‌લાદકતા કંઈક ઔર જ છે પ્રેમીઓને માટે પણ સંધ્યા ટાણુ ઉત્તમ છે અને કવિતા કરવા માટે પણ સધ્યા ટાણુ ઉત્તમ છે ચિત્રકારો અને ફોટોગ્રાફરોને પણ આ સમય આકર્ષે અને એ એટલો બધો રોમેન્ટીક સમય છે કે આ સમયનો કોઈ યાદગાર પ્રસંગ કોઈના જીવનમા ન આવ્યો હોય તેવું બને જ નહીં આપણા ધર્મમા પણ સાય ટાણાનો મહિમા વર્ણવાયો છે સાય પૂજા અને આરતી એ આપણા ધર્મનો એક મહત્ત્વનો ભાગ ગણાયો છે આમ સૂર્યની સાથે સંકળાયેલા બન્ને સમયો જીવનમાં અનેરુ મહત્ત્વ ધરાવે છે ભલે આપણે એના વિશે એટલા સભાન ન હોઈએ.

રાગ કેદાર સાયં ટાણે ગાવા-વગાડવાનો રાગ છે આ સમયે કેદારની પ્રસ્તુતિ સંધ્યાને ઓર નિખારી આપે છે આમ તો આ રાગને રજૂ કરવાનો ખરો સમય રાત્રીનો બીજો પ્રહર છે તે છતાં તેની પ્રસ્તુતિ ઘણા કલાકારો સધ્યા સમયે કરે છે આપણાં કેટલાંય ભક્તિપદો રાગ કેદારમાં સ્વરબદ્ધ થયેલા છે હમકો મનકી શક્તિ દેના મન વિજય કરે દૂસરોં કી જય સે પહલે ખુદ કો જય કરે એ ફિલ્મ ગુડ્ડી નુ પ્રાર્થના ગીત ઘણાને યાદ આવશે અને નરસિંહ મહેતા એમની સાય પ્રાર્થના રાગ કેદારમાં કરતા હતા. અને એ પ્રાર્થના જોડે સકળાયેલી કથા જ કેટલી ભાવમય છે !

આપણે આ રાગની મજા જોવા એ કથાથી જ શરૂ કરીએ.

નરસિંહ મહેતા જુનાગઢમાં રહેતા હતા. એમનું તો જીવન જ દંતકથા જેવું છે એમના જીવનની અનેક વાતો ભક્તિ અને સમર્પણના ઉદાહરણો માટે થાય છે આ નરસિંહ મહેતા એક નાગર ગૃહસ્થ હતા. એમને એક પુત્રી હતી. એમનુ નામ કુંવરબાઈ આ કુંવરબાઈનુ પાત્ર આપણા ગુજરાતી સાહિત્યમાં પણ નરસિંહ મહેતા જેટલુ જ જાણીતુ છે નરસિંહ મહેતાની સાથે જે અનેક કિવદંતીઓ જોડાયેલી છે તેમાની એક રાગ કેદાર સાથેની પણ છે નરસિંહ મહેતા મોટા કૃષ્ણ ભક્ત હતા અને ભજન કીર્તનનું જેટલુ મહત્ત્વ એમની જિંદગીમાં હતું તેટલુ અન્ય કોઈ બાબતોનું નહોતું તેઓ તેમની સાયકાળની પ્રાર્થના રાગ કેદારમાં કરતા હતા. નરસિંહ મહેતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી એમણે કુંવરબાઈના લગ્ન નિમિત્તે જે મામેરુ કરવાનું હોય તેના માટે કરજ કરેલું આ કરજ કરવા માટે થાલમા કંઈક ગીરવે મુકવુ રહ્યું અને એમની પાસે કંઈ ન હોવાથી એમણે રાગ કેદારને ગીરવે મુકીને કરજ લીધેલુ અહીં નરસિંહ મહેતાની ભક્તિની સાથે સાથે શાહુકારના વિશ્વાસની પણ કસોટી હતી કારણ કે કેવળ વેપારદષ્ટિ ધરાવતો શાહુકાર રાગ કેદારને થાલમા રાખવા જેવી કિંમતી વસ ગણે એ જ એક મહત્ત્વની બાબત છે જો તેઓ રકમ ભરપાઈ કરીને રાગ કેદારને ન છોડાવે તો પછી તેઓ તેમની સાયકાળની પ્રાર્થના કઈ રીતે કરે ? અને આવા સજોગોને કારણે જો નરસિંહ મહેતા કરજ નહીં ભરે તો તેઓ પ્રાર્થના નહિ કરી શકે અને પ્રાર્થના વગર એમને ચાલશે નહિ તેમ માનીને શાહુકારે તેમને મામેરા માટેની રકમ આપેલી. અને બન્યું પણ એવુ કે નરસિંહ મહેતા તેમનો રાગ કેદાર છોડાવી ન શક્યા ત્યારે ભગવાને પોતે આવીને રાગ કેદારને શાહુકારની પાસેથી છોડાવેલો. આ વાર્તા અલગ અલગ રૂપમાં

અને અલગ અલગ રીતે સાંભળવા મળે છે. પણ બધાંમાં મહત્ત્વ એ રાગ કેદારનું છે. કારણ કે તેમની પ્રાર્થના રાગ કેદારમાં રજૂ થતી હતી.

આ તો થઈ એક વાર્તા. પણ ખરે જ આપણાં અનેક ભક્તિપદો રાગ કેદારમાં સ્વરબદ્ધ થયેલાં છે. એમ કહીએ કે પ્રાર્થનાનું સ્વરૂપ જેટલું રાગ કેદારમાં નીખરે છે તેટલું અન્ય રાગોમાં નથી નીખરતું. 'હમકો મનકી શક્તિ દેના મન વિજય કરે...' એ પ્રાર્થનાગીત કેટલાયના જીવનનો એક ભાગ બની ગયું છે. લોકગીતોમાં કેદાર રાગની અંદર કેટલાંય પદો રજૂ થાય છે.

એક વખત બાંસુરી વાદક પન્નાલાલ ઘોષ દ્વારિકા આવેલા. તેઓ પણ કૃષ્ણ ભક્ત. તેમની ઈચ્છા દ્વારકાધીશના મંદિરમાં વાંસળી વગાડવાની હતી. તેમણે મન ભરીને ભગવાનને વાંસળી સંભળાવી. વાંસળીવાદન પૂર્ણ થયા પછી દ્વારકાના કોઈ ભક્તજને પન્નાલાલજીને આપણા નરસિંહ ભક્ત અને તેમના રાગ કેદારની વાર્તા સંભળાવી. પન્નાલાલ આ વાર્તાથી ખૂબ પ્રભાવિત થયા અને બોલ્યા : 'તો કલ હમ રાગ કેદાર બજાયેંગે.' અને પછી બીજા દિવસે એમણે રાગ કેદારની પ્રસ્તુતિ ભગવાનની સામે કરી. ભક્ત વાદક અને ભગવાન શ્રોતા હોય તેવા કાર્યક્રમને વિશે પૂછવાનું જ ન હોય તેવો તે સુભગ સુયોગ હતો. હાજર રહેલાં બધાં રસતરબોળ થઈ ગયાં. બે કલાકના એમના આ બાંસુરીવાદનથી ઉપસ્થિત સૌ ભક્તજનો એટલાં તો ભાવવિભોર બની ગયાં કે સૌની આંખોમાં અશ્રુઓ ઊભરાયાં. પન્નાલાલની એ વખતની મનઃસ્થિતિ પણ અનેરી હતી. આ સમર્પણભાવ વગર શક્ય જ ન બને. જેમણે આ સમયે હાજરી આપી હતી એ સૌ માટે તો એ અવિસ્મરણીય ઘટના બની રહી જેમણે આ વાત સાંભળી એમના માટે પણ આ પ્રસંગની વાત અવિસ્મરણીય છે. આ વાત ૧૯૫૭ના મે મહિનાની બીજી તારીખની છે. એટલે આ લખું છું ત્યારે ૫૦ જેટલાં વર્ષ પુરાણી. તો પણ આવા કેટલાક શ્રોતાઓ એવા મળી આવે છે જેમના કાનમાં હજી આજે પણ પન્નાલાલના એ રાગ કેદારના સૂરો જેમના તેમ સચવાયેલા છે.

રાગ કેદાર યાદ રહી જવાનાં અનેક કારણો છે. એક તો તેમાં સ્વરબદ્ધ થયેલી બંદિશો. હું જેમ જેમ રાગ કેદારની બંદિશો યાદ કરવા લાગ્યો તેમ તેમ મારા મનમાં રાગ કેદારના સૂરો ઘુંટાવા લાગ્યા. સા મ પ ધ સાં એ આરોહના સ્વરોની સાથે સાથે જ અવરોહના સ્વરો પણ આવ્યા. સાંનીધ, પમપ, ધનીધપ - અને રાગનું રૂપ મનમાં ગુંજી ઊઠ્યું. કલ્યાણ થાટના ઓડવ માંડવ જાતિના આ રાગમાં કેટલાય કલાકારોએ એમનું શ્રેષ્ઠ પ્રદાન કરેલું છે. ઉસ્તાદ બિસ્મિલ્લાહખાનની રાગ કેદારની રજૂઆત ખૂબ સરસ છે. ઉસ્તાદ અબ્દુલ હલીમઝાફરખાને સિતાર પર વગાડેલ રાગ ચાંદની કેદાર ખૂબ સાંભળવા જેવો છે. આ બન્ને કલાકારોની રજૂઆતમાં આ રાગ જે રીતે ખીલ્યો છે તે તો જેમના કાનમાં તેના સૂર વસ્યા હશે તેમને જ યાદ આવશે. રાતરાણીની સુગંધ અને રાગ કેદારના સૂરોની જુગલબંધી માણવા જેવી છે.

રાગ કેદાર ઉપરનાં અને તેને આધારિત અનેક ફિલ્મ ગીતો સાંભળવાં જેવાં છે. અહીં પણ પહેલું ગીત ફિલ્મ 'નરસિંહ ભગત'નું યાદ આવે છે. આ ફિલ્મનું હેમંતકુમાર અને સુધા મલ્હોત્રાએ ગાયેલું ગીત 'દર્શન દો ઘનશ્યામ નાથ મોરી અખિયાં પ્યાસી રે...' રાગ કેદારમાં સ્વરબદ્ધ થયેલું છે. અન્ય ગીતોમાં 'બેકસ પે કરમ કીજિયે સરકારે મદિના...' (ફિલ્મ : મુગલ એ આઝમ), 'ઉઠાયે જા ઉન કે સિતમ...' (ફિલ્મ : અંદાઝ (જૂનું)), 'પલ દો પલ કા સાથ હમારા પલ દો પલ કે યારાના હૈ...' (ફિલ્મ : બર્નિંગ ટ્રેન), 'આપ કી આંખો મેં કુછ...' (ફિલ્મ : ઘર), 'ધીરે ધીરે પ્યાર કો બઢાના હૈ હદ સે ગુજર જાના હૈ...' (ફિલ્મ : ફૂલ ઔર કાંટે), અને જેની ફિલ્મોનાં નામો પણ યાદ નથી એવાં ગીતોમાં 'સૂનો સજના પપીહે ને કહા સબ સે પુકાર કે સંભલ જાઓ ચમનવાલોં કી આયે દિન બહાર કે...' જેવાં ગીતો મનમાં ગુંજી આવે.

રાગ કેદાર અને તેના સંદર્ભમાં ઉસ્તાદ બડે ગુલામઅલીખાંની એક વાત યાદ આવે તેવી છે. બડે ગુલામઅલીજી એમની પાસે શિખવા આવતા શિષ્યો અને શાગિર્દોને હંમેશાં સ્ત્રી સંગથી દૂર રહેવાનું કહેતા. બડે ગુલામઅલીખાં એવું માનતા કે સંગીત એ એક સાધના છે અને સ્ત્રી સંગથી પુરુષ સાધનામાં ધ્યાન કેન્દ્રિત કરી શકતો નથી. એકવાર બડે ગુલામઅલી અને તેમના મિત્ર પંડિત દેવધર ક્યાંક સાથે જઈ રહ્યા હતા. એ સમયે રસ્તામાં એમને એક સુંદર કન્યા જોવા મળી. બડે ગુલામઅલી એ કન્યાને જોઈ રહ્યા અને તે નજર સામેથી દૂર થઈ ત્યાં સુધી ધારી ધારીને જોતા રહ્યા. બડે ગુલામઅલીને આમ એક યુવતીને જોઈ રહેતા જોઈને પંડિત દેવધરથી એમને આ સંદર્ભમાં પૂછાઈ ગયું. ત્યારે બડે ગુલામઅલીએ કહ્યું કે આનો જવાબ હું વિદ્યાલયમાં જઈને આપીશ. અને પછી એમણે રાગ કેદારમાં એક બંદિશ 'નવેલી નાર'ની રજૂઆત કરી. આ બંદિશમાં એમણે જોયેલી યૌવનાના સૌંદર્યને જે બારીકાઈથી રજૂ કર્યું તે અનન્ય હતું. સત્યજિત રાયે ભારતીય સંગીતને મંદિરના શિખરની સાથે સરખાવ્યું છે અને બડે ગુલામઅલીએ સ્ત્રીના સૌંદર્યને સંગીતમાં રજૂ કર્યું. આ જ તો છે ભારતીય શાસ્ત્રીય સંગીતની મજા.

સંધ્યા ખીલી હતી ત્યારે પાસેના મંદિરમાંથી ઘંટનાદના સ્વરો કાને પડતા હતા. નરસિંહે આજ સમયે એમની પ્રાર્થના રાગ કેદારમાં કરી હશે ને ! મારું મન પણ રાગ કેદારના સ્વરોથી પુલકિત થઈ ઊઠે છે.

દુષ્યન્ત પંડ્યા

## ૮ : ૧ : સ્વામી શિવાનન્દ



'હું ક્યાં આવ્યો છું ?'

'જી, રામબાબુને ત્યાં ?'

'કયા રામબાબુ ?'

'ડૉક્ટર રામ, રામચંદ્ર દત્ત '

કોલકાતાના સિમુલિયા મહોલ્લામાં રહેતા રામચન્દ્ર દત્તને ત્યાં કશા ઉત્સવ નિમિત્તે આવેલા અને ભાવસમાધિમાં સરી પડેલા શ્રી રામકૃષ્ણ પરમહંસ અને એમના એક ભક્ત વચ્ચેનો ઉપરનો સંવાદ, રામબાબુના કોઈ ઓળખીતાની સાથે ત્યાં આવી ચડેલા તારકનાથ ઘોષાલે ૧૮૮૦ની આખરમાં એક સાંજે સાંભળ્યો. એમનું કુતૂહલ શમે તે પહેલાં, થોડી ક્ષણ મૂંગા રહ્યા પછી, શ્રી રામકૃષ્ણ સમાધિદશાનું વર્ણન કરવા લાગ્યા. આ બાબત જાણવાની તારકની તીવ્ર ઇચ્છા હતી તે સંતોષાતાં તારકને આનંદ થયો અને, ત્યાંથી જતાં પહેલાં શ્રી રામકૃષ્ણને દક્ષિણેશ્વરમાં ફરી મળવાનો એમણે નિશ્ચય કર્યો.

એ નિર્ણય અનુસાર, દક્ષિણેશ્વરમાં રહેતા પોતાના સહકર્મચારી સાથે હોડીમાં ત્યાં જઈ, પહેલાં એ સાથીને ત્યાં થઈ તારક કાલીમંદિરે પહોંચ્યા ત્યારે, સંધ્યાટાણું વીતવા આવ્યું હતું. રાતનાં અંધારાં ઊતરી રહ્યાં હતાં. ઠાકુરને ઓરડે તેલનું કોડિયું બળતું હતું જાણે કે નદીમાર્ગે કોઈ આવવાનું હોય ને તેની વાટ જોતા હોય એમ ઠાકુર પશ્ચિમ તરફના વરંડામાં ઊભા હતા. એમને જોતાંવેંત તારકને હૈયે ભાવની હેલી ચડી અને એમણે આવેગપૂર્વક ઠાકુરને પ્રણામ કર્યા ઠાકુરના સવાલના જવાબમાં તારકે કહ્યું કે, 'મેં આપને રામબાબુને ઘેર જોયા છે ' પછી ઓરડામાં આવી ઠાકુર નાની પાટે બેઠા અને એમને પગલે જ આવેલા તારકે ઠાકુરને ખોળે મસ્તક મૂકી ભાવપૂર્ણ થઈ ફરી પ્રણામ કર્યા. એને મસ્તકે માની જેમ હાથ ફેરવતાં ઠાકુરનાં નયનોમાંથી વાત્સલ્ય અને કરુણાનાં ઝરણ વહેવા લાગ્યાં.

સાન્ધ્ય આરતીનો ઘંટારવ બજતાં એ બેઉ મા કાલીના મંદિરમાં ગયા. બ્રાહ્મસમાજના સંસ્કારને મનમાંથી હડસેલીને તારકે માતાજીને પ્રણામ પણ કર્યાં. એમની કેવળ નિરાકારની શ્રધ્ધાના ગઢમાં ગાબડું પડ્યું મિત્રને ત્યાં જવાનું વચન આપ્યું હોઈ, દક્ષિણેશ્વરે નહીં રોકાતાં એ મિત્રને ત્યાં ગયા પણ તે બીજે દિવસે ફરી આવવા માટે. આ પહેલી મુલાકાતે જ તારક ઠાકુરના બની ચૂક્યા હતા.

વળતે દહાડે સાંજ પહેલાં જ તારક દક્ષિણેશ્વર પહોંચી ગયા અને સ્નેહસભર સન્માન પામ્યા. રાતે ઠાકુરે જાણે કે માના પ્રેમથી પ્રસાદ ખવરાવ્યો અને, દક્ષિણની પરસાળમાં તારકની સૂવાની વ્યવસ્થા કરી અજાણ્યું સ્થાન હતું તેના કરતાં, અહીં સૂવાનું પરમ સૌભાગ્ય પામવાને કારણે તારકને ઊંઘ આવી નહીં. અંદર નજર કરી તો ઠાકુર ભાવાવિષ્ટ અને દિગંબર. આંટા મારતાં જાણે કે મન સાથે અસ્ફુટ સ્વરે કંઈ વાતો કરી રહ્યા છે. અચાનક તારક પાસે આવી ગરબડિયા અવાજે એમણે પૂછ્યું : 'શું સૂઈ ગયો કે જાગે છે ?' 'નથી સૂતો', બોલતાં તારક બેઠા થતાં એમને આદેશ મળ્યો, 'તો થોડું રામનામ સંભળાવ' આખી રાત એ રામનામગાનશ્રવણમાં વીતી. સવારે પાછા જતાં તારકને આદેશ મળ્યો, 'વહેલો પાછો આવજે, ને એકલો.'

તારકની દક્ષિણેશ્વરની મુલાકાતો વધતી ગઈ. એની અનુભૂતિ વધારે ગાઢ થતી ગઈ ઠાકુરની દિવ્યતા વિશેની એની સમજ દઢતર થતી ગઈ ઠાકુરના જ એક સવાલ પરથી ઠાકુરને તારકના કુટુંબ વિશે જાણકારી મળી કે તારક રાણી રાસમણિના વકીલ હતા તે રામકનાઈ ઘોષાલના દીકરા છે

તારકનો જન્મ ૧૮૫૪ના નવેમ્બરની ૧૬મીએ. પિતા રામકનાઈ બારાસાતમાં વકીલાત કરતા અને તેમાં એવી નામના કમાયા કે રાણી રાસમણિએ પણ તેમને પોતાના વકીલ તરીકે રોક્યા. રામકનાઈ અને એનાં પત્ની વામાસુંદરીને લગ્ન પછી લાંબા કાળ સુધી પુત્ર ન થતાં તેમણે તારકેશ્વરનું શરણ લીધું ને નિષ્ઠાપૂર્વક વર્ષભર વ્રત, પૂજા, જપ વગેરે કર્યાં પછી

શિવ તુષમાન થયા. જે પુત્ર જન્મે તેનું નામ પછી 'તારક' જ પડે ને ? જન્માક્ષર પાડનાર જોશીએ જણાવ્યું કે, 'જાતકને ૨૫-૨૬ની ઉંમરે સંન્યાસયોગ છે. એ ન થયું તો જાતક મોટું રાજસન્માન પામશે.' તારકને ચંડી નામે મોટી બહેન હતી. ક્ષીરોદા અને નિરોદાને નામે બે નાની બહેનો હતી. નાનીને જન્મ આપ્યા પછી ત્રણ મહિને માતા સ્વર્ગે સંચર્યાં હતાં.

માતા પિતા ધાર્મિક હતાં અને ઉદાર પણ. બારાસાતની અંગ્રેજી નિશાળ ચલાવનાર સંસ્થાના રામકનાઈ સેક્રેટરી હતા. એ વિદ્યાલયમાં ભણવા ગામડાંઓમાંથી આવતા કેટલા વિદ્યાર્થીઓ માટે એમનું ઘર 'છાત્રાલય' હતું અને એ વિદ્યાર્થીઓને કંઈ રસોઈયાના હાથની રસોઈ જમાડાય ? શ્યામાસુંદરી જ માતૃભાવે રાંધતાં ને જમાડતાં. વકીલાતમાં રામકનાઈની એવી જમાવટ હતી. પણ દુર્ભાગ્યે એમાં પરિવર્તન આવી ગયું. માત્ર ત્રણ મહિનાની બાળકીને મૂકીને શ્યામાસુંદરી અવસાન પામ્યાં હોઈ રામકનાઈએ ફરી લગ્ન કર્યું. એમની મોટી દીકરી ચંડીદેવી બે બાળકોને મૂકી અવસાન પામી અને વચેટ ક્ષીરોદા બાળવયે જ વિધવા થઈ પિયેર પાછી આવી. આ બધી ઘટનાઓની તારક ઉપર અસર થઈ. હાઈસ્કૂલના અંતિમ વર્ષમાં એ પહોંચ્યા પણ આ બધી કૌટુંબિક ઉપાધિઓએ એમને એટલા તો વ્યગ્ર બનાવ્યા કે એ શાંતિની શોધમાં તીર્થ ભ્રમણે નીકળી પડ્યા. એમના અભ્યાસ પર ત્યાં જ પૂર્ણવિરામ મુકાઈ ગયું અને સતત ભ્રમણ કરતી રેલવે કંપનીમાં એમને નોકરી મળી ગઈ. એ નોકરી એમને ગાઝિયાબાદ, મોગલસરાઈ વગેરે ગામોએ લઈ ગઈ અને એમના જ જણાવ્યા પ્રમાણે, 'રેલવેમાં નોકરી કરતાં કરતાં પણ મનમાં મનમાં ભગવાનને જ પોકારતો રહેતો.' ધ્યાનસ્થ શિવની કે બુદ્ધની મૂર્તિ તારકને ખૂબ ગમતી. એને સમાધિની લગન લાગી હતી. એવામાં એક મિત્ર પાસેથી જાણવા મળ્યું કે, 'દક્ષિણેશ્વરના પરમહંસદેવ જ એવી વ્યક્તિ છે જેને પૂર્ણ સમાધિ થાય છે.'

પણ તારકનાથને જવું પડ્યું એથી તદ્દન વિરુધ્ધ માર્ગે. રામકનાઈની સ્થિતિ ઘસાઈ ગઈ હતી અને નાની દીકરી નીરદાના લગ્નનો પ્રશ્ન આવ્યો. જમાઈને વાંકડો દેવાની ત્રેવડ ન હતી એટલે, સાટું જ કરવું પડે તેમ હતું. પંચાનન ચટ્ટોપાધ્યાયનો પુત્ર નીરદાને પરણે અને એમની પુત્રીનું પાણિગ્રહણ તારક કરે. તારકે તેમ કર્યું અને એ કોલકાતાવાસી બન્યા. સદ્દભાગ્યે, બ્રિટિશ વેપારી પેઢી મેકિનોન મેકેન્ઝીમાં એમને નોકરી પણ મળી ગઈ. કોલકાતા આવ્યા પછી સંજોગો તારકનાથને બ્રાહ્મસમાજમાં લઈ ગયા. ત્યાંની નિયમબદ્ધ ઉપાસના તારકને સંતોષી શકી નહીં. આ સંજોગોમાં, આરંભમાં ઉલ્લેખ કર્યો છે તે પ્રમાણે, તારક ઠાકુરના સંપર્કમાં આવ્યા ને જાણે, એમને ભાવતું ભોજન મળી ગયું.

આરંભમાં ઉલ્લેખેલા મિલન પ્રસંગો પછી એક પ્રસંગ બન્યો. એક દહાડો અચાનક ઠાકુરે સાથે બેઠેલા તારકના વક્ષસ્થળ ઉપર પોતાનાં ચરણપદ્મ રાખી દીધાં. એ દિવ્ય સ્પર્શ તારકને ઈન્દ્રિયપારના પ્રદેશમાં લઈ ગયો. એ બાહ્ય ભાન સાવ ગુમાવી બેઠા. આમ કેટલો સમય વીત્યો તેની સુધ ન રહી. એ ભાન પાછું આવ્યું ત્યારે, ઠાકુરનો કોમળ હસ્ત પોતાના શિર પર ફરતો એમણે અનુભવ્યો અને ઠાકુરના બોલ એમને સંભળાયા, 'મા, કૃપા કરી ઊતરી જાઓ.' શું એમની કુંડલિની જાગ્રત થઈ હતી ? ઠાકુરને દિવ્ય સ્પર્શે અને બોલે તારકમાં મોટું પરિવર્તન આવી ગયું. 'હું નિત્યમુક્ત આત્મા છું અને ઠાકુર માનવદેહ ધારણ કરી અવતરનાર મૂળસ્વરૂપ ઈશ્વર છે.' એ બન્ને વચ્ચેનો આ સંબંધ 'કથામૃત'ના લેખકની નજરે પણ ચડ્યો હતો અને એમણે એની નોંધ પણ કરી છે.

ઠાકુર પૂરા જાગ્રત આત્મા હતા અને એમના શિષ્યો ત્યાં આવી રાત આખી ઘોર્યા કરે એ એમને પસંદ ન હતું. 'તમે બધા અહીં શું સૂવા માટે આવ્યા છો ? ઊઠો, જાગો, માને પોકારો.' આમ ઠાકુર શિષ્યોને બૂમ પાડતા અને જપ ધ્યાનમાં પલોટતા. પંચવટીમાં બેસીને ધ્યાન કરતા તારકને એક રાતે છાતીમાં ગડગડાટ થવા લાગ્યો. એમનો આખો દેહ ધ્રૂજવા લાગ્યો અને ક્યાંકથી આવતા ઠાકુરને જોતાંવેંત એ રુદન કરવા લાગ્યા. ઠાકુર દૂર ઊભા જ રહ્યા અને એમના માત્ર દૃષ્ટિપાતે તારકની બધી 'પીડા' દૂર થઈ ગઈ. વળી એક દિવસ ઠાકુરે તારકની જીભ ઉપર કંઈ લખી દીધું ને તે સાથે જ તારકનું બાહ્ય ભાન જતું રહ્યું. એ ઊંડી સમાધિમાં સરી પડ્યા અને એમ સારો સમય વીતી ગયો. આ રીતે તારકની પ્રગતિ થતી હતી. એમનાં પત્ની નિત્યકાલી અવસાન પામતાં, તારકને 'ભલું થયું ભાંગી જંજાળ' જેવું થઈ ગયું અને થોડા સમય પછી પિતાની આજ્ઞા લઈ તારક ઠાકુરના અંતેવાસી બન્યા. ઠાકુરની પાસે શિષ્ય તરીકે આવનારાઓમાં એ પહેલા હતા. પોતાની સમીપે દક્ષિણેશ્વરમાં તો ઠાકુર એમને રાખતા જ પણ વચ્ચે વચ્ચે એમને બલરામ બસુને ત્યાં, રામચંદ્ર દત્તને ત્યાં કે એમ ક્યાંક ક્યાંક રહેવા માટે મોકલતા. ત્યાં રહી તારક એકવાર ભિક્ષાન્ન પર નભતા અને રાતે, પેટાવેલી ધૂણી પર બાટી શેકી લેતા અને આખા રીંગણાને કે પાકા કેળાને શેકી તેનું ભડથું બાટી સાથે ખાઈ ભૂખ સંતોષતા. રામચંદ્ર દત્તના ઉદ્યાનગૃહ કાંકુડગાછીએ પણ તારક એ રીતે રહેતા અને વધારે સમય જપધ્યાનમાં વીતાવતા. શ્રી મ.ની માફક એમણે એકવાર ઠાકુરની વાતો એકચિત્તે સાંભળી અને પછી ઠાકુરનાં

વચનોને લખી લેવા આરંભ કર્યો. તરત જ ઠાકુર બોલ્યા આવુ કંઈ તારે કરવાનું નથી. તમારા લોકોનુ (અર્થાત્ શિષ્યોનુ) જીવન જુદું છે તારકનો લખવાનો સંકલ્પ હવામાં ઊડી ગયો અને એમનુ લખાણ ગંગાના પાણી તાણી ગયા.

ઠાકુરની વિવેકબુદ્ધિ પૂરી જાગ્રત હતી. તારક રામચંદ્ર દત્તના મકાને રહેતા હતા ત્યારે કોઈ નિત્યગોપાલ પણ ત્યા રહેતા હતા. એના ઈશ્વર પ્રેમની અને એની ભાવાવસ્થાની ઠાકુર પ્રશંસા કરતા એટલે, તારક એની તરફ આકર્ષાયા, પણ, ઠાકુરે એમને ચેતવતા કહ્યુ કે જો ભાઈ તુ નિત્યગોપાલ સાથે બહુ હળવા મળવાનુ ના રાખ. એ અહીંનો જણ નથી. તેજીને ટકોરો બસ હતો. નિત્યગોપાલ સાથે હળવા મળવાનુ તારકે બંધ કરી દીધુ. માત્ર વહેવાર પૂરતો સંબંધ રાખ્યો.

તારક હવે વધારે વેળા ધ્યાનજપમા મગ્ન રહેતા તે એટલુ કે એકવાર એ ગંગાસ્નાન માટે જતા હતા ત્યારે કોઈએ એમને ટહુકો કર્યો તોયે તારકનુ એની તરફ ધ્યાન ગયું નહીં. એટલે તારક અહંકારી બની ગયા છે તેવો આરોપ એમને લગાડવામા આવ્યો. પણ કોઈના સમજાવ્યા એ મિત્ર સમજ્યા અને બીજી વાર તારકને મળ્યા ત્યારે એમણે જ વાત ઉપાડી. તારકનો પ્રતિભાવ એટલો જ પ્રેમાળ હતો.

એ કાંકુડગાછીમા હતા ત્યારે, ૧૮૮૪મા, શ્રી કૃષ્ણની બાળલીલાની ભૂમિ વૃંદાવન એ ગયા. પાછા ફરતા ત્યાની રજ ગોપીચંદન અને પ્રસાદના ચણા લાવી એમણે ઠાકુરને ધર્યા હતા. એ વખતે પડી જવાથી ઠાકુરના એક હાથને ઇજા થઈ હતી અને હાથે ખાપિયા હતા સાધુ ઇજાથી પર નથી અને રોગ પ્રકૃત્યાધીન છે એવો સાચો મત જ તારકનો હતો.

ઠાકુર ૧૮૮૫ના ઉનાળાથી ગળાની માંદગીમા સપડાયા હતા અને એ કેન્સર હોવાનું નિદાન થતાં સારી અને ઝડપી સારવાર માટે પ્રથમ એમને શ્યામપુકુરમા અને એ વર્ષના ડિસેમ્બરની ૧૧મીથી એમને કાશીપુરના ઉદ્યાનભવનમા ખસેડાયા હતા. ગુરુસેવા માટે તારક બધો સમય સાથે જ હતા. ઠાકુરસેવા ઉપરાંત કાશીપુરમા નરેન્દ્રના નેતૃત્વ હેઠળ જપધ્યાનનો, શાસ્ત્રાધ્યયનભજનનો કાર્યક્રમ અમલમા મૂકાતો. ત્યા શિષ્યો બધા સાથે રહેતા હોઈ નિર્ગુણ, નિરાકાર બ્રહ્મ વિશે, બૌદ્ધ ધર્મ વિશે એમ વિવિધ વિષયો વિશે જ્ઞાનવાર્તા થતી રહેતી. બુદ્ધના ધ્યાનમા ડૂબી ગયેલા નરેન્દ્રને બોધિગયા જવાનો વિચાર આવ્યો અને તારકની તથા કાલી (પાછીના અભેદાનન્દ)ની સાથે, ઠાકુરને વાત કર્યા વગર ગયા જવા રવાના થઈ ગયા. ત્યા પહોંચી, બોધિવૃક્ષ નીચે બેસી ધ્યાન કરતા, નરેન્દ્ર ઊંડા ધ્યાનમા ગરક થઈ પડ્યા અને ભાવના તીવ્ર આવેશમા એમણે તારકને જોરદાર આલિંગન આપ્યું નરેન્દ્રે ખુલાસો કરતા કહ્યુ કે તીવ્ર વેદના મનમાં અનુભવતો હતો. બધુ જ છે પણ તેઓ (ભગવાન તથાગત) ક્યા છે ? ત્યાનો ખોરાક માફક નહીં આવતા અને અસહ્ય ઠંડીને કારણે, ત્રિપુટી કાશીપુર તરત પાછી આવી ગઈ ઠાકુર પાસે એ લોકો ગયા ત્યારે પોતાની તર્જની ચોમેર ફેરવી, અંગૂઠો બતાવી ઠાકુર બોલ્યા, ક્યાંય પણ કશુ નથી, ને પછી જાત તરફ ઈશારો કરી બોલ્યા આ વેળા બધુ અહી જ છે ગમે ત્યા જાઓ ને, કશુ નહીં મળે. કાશીપુર આવ્યા પછી પણ તારકના અને સાથીઓના ધ્યાન મનન ચાલુ જ રહ્યા. ઘણી વાર સાધના માટે એ દક્ષિણેશ્વર જઈ ત્યા જ વસતા.

તારકને નરેન્દ્રનાથ પ્રત્યે આદરશ્રદ્ધા હતાં એવામા એક રાતે તારકની ઊંઘ ઊડી ગઈ અને એમણે જે જોયુ તેથી એ આશ્ચર્યચકિત થઈ ગયા નરેન્દ્રના દેહમાથી નીકળતા પ્રકાશથી આખો ઓરડો ઝળહળી રહ્યો છે અને નાની નાની શિવમૂર્તિઓ એમના શરીરની આસપાસ ફરી રહી છે વારાણસીના વીરેશ્વર શિવની કૃપાથી થયેલા નરેન્દ્રના જન્મની કથા તારકને યાદ આવી.

ત્યાં એક દહાડો રસોઈયો નહીં આવતા તારક રસોઈ કરવા લાગ્યા. એમણે કશુંક વઘાર્યું હશે તેની સુગંધ ઠાકુરને આવતાં એ ખુશ થઈ ગયા અને, તારક રસોઈ બનાવે છે એ જાણી ઠાકુરે થોડીક ચચ્ચડી (શાકભાજીના મિશ્રણનો રસો) મંગાવ્યો અને તેની ચાખણી કરી.

ઠાકુરની મહાસમાધિ પછી, થોડા દિવસ બાદ કાશીપુરનુ ઉદ્યાનભવન ખાલી કરવાનુ હતું એ ખાલી કર્યા પછી ક્યાં જવુ એ સવાલનો ઉકેલ, લાટૂની માફક વૃંદાવન જઈ તારકે શોધી કાઢ્યો સુરેન્દ્ર મિત્રની સહાયથી વરાહનગર મઠનુ ગોઠવાતા, નરેન્દ્રનો તાર મળતા એ તાબડતોબ કોલકાતા દોડી આવ્યા તે એવા કે હાઉડા સ્ટેશનેથી જે ગાડીમા બેસી એ બલરામ ભવન ગયા તે જ ગાડીને વરાહનગર મઠ તરફ વાળી. અને મઠમા અઢી ત્રણ માસ રહ્યા પછી, બાબુરામની માતાની બોલાવેલી ડિસેમ્બરના અંતમા આંટપુર જનારી મડળીમા તારક પણ હતા ત્યાં, નાતાલની પૂર્વ સંધ્યાએ નરેન્દ્રનાથે ભાવપૂર્ણ શૈલીમા અને થોડા વિસ્તારથી કહેલી ઈસુની કથાએ, ત્યા ગયેલા સૌ ગુરુભાઈઓમા ત્યાગવૈરાગ્યની ભાવના સુદૃઢ કરી. આંટપુરથી પાછા આવ્યા પછી, ૧૮૮૭ના જાન્યુઆરીમા, વરાહનગર મઠમા વિધિપૂર્વક હોમ કરી, બીજા ગુરુભાઈઓની સાથે વિધિવત્ સન્યાસ લઈ શિવ સમાન તારક સ્વામી શિવાનન્દ બન્યા.

અદ્વૈતાનન્દને બાદ કરતા, બીજા ગુરુભાઈઓ કરતા સ્વામી શિવાનન્દ વયમા મોટા હતા છતા, રસોઈથી માંડીને

પાયખાનાં સાફ કરવા સુધીનાં તમામ કાર્યોમાં શિવાનન્દ અગ્રેસર હતા. સ્વભાવે એ મળતાવડા, સરલ, વિનમ્ર, મૃદુભાષી અને નિઃસંકોચ હતા. એ સતત જપમાં વ્યસ્ત રહેતા અને ભજનો ગાવામાં એ હતા તેવા જ અગ્રેસર એ શુશ્રૂષામાં પણ હતા. ૧૮૮૯માં યોગાનન્દને પ્રયાગમાં શીતળા નીકળ્યાના ખબર મળતાં, એ નાના, માંદા ગુરુભાઈની સેવા માટે શિવાનન્દ ત્યાં તરત દોડી ગયા હતા. પછીને વર્ષે બલરામ બસુ ન્યુમોનિયાથી ઘવાતાં એમની ચાકરી માટે ગયા હતા અને સને ૧૮૯૬માં કાંટાથી ઘાયલ થનાર અદ્વૈતાનન્દની સેવાની તજવીજ કરવા એમણે પ્રમદાદાસને વિનંતી પત્ર લખ્યો હતો.

એમની વયને લીધે, અદ્વૈતાનન્દ સિવાયના બીજા બધા નાનેરા ગુરુભાઈઓના એ 'તારકદા' હતા. ઠાકુરના દુર્લભ કામજયની વાત નીકળતાં 'ઠાકુરે મારામાં સંચારિત કરેલી શક્તિથી અને એમની કૃપાથી, મેં પણ કામજય મેળવ્યો છે' એમ એમણે કહેતાં, સાનંદાશ્ચર્ય વિવેકાનન્દ બોલી ઊઠ્યા હતા ત્યારે તો આપ 'મહાપુરુષ' છો. ત્યારથી એ 'મહાપુરુષ' નામે ઓળખાતા. અને એ મહાપુરુષ બીજાંઓની નકલ કરવાની શક્તિથી મઠવાસીઓને પેટ પકડીને હસાવતા પણ ખરા.

ઈ.સ. ૧૮૮૮માં, હાથરસ પહોંચ્યા પછી, વિવેકાનન્દની બીમારીને કારણે, એમની સાથે એ મઠમાં પાછા આવ્યા અને હિમાલય તરફ જઈ ન શક્યા. એ અદમ્ય ઇચ્છા ૧૮૮૯ના આરંભમાં પૂરી થઈ. હૃષીકેશ થઈ એ કેદારનાથ જતા હતા ત્યાં, શ્રીનગરમાં, સાવ અચાનક ગુરુભાઈ અખંડાનન્દ મળતાં બંને આનંદિત થઈ ઊઠ્યા. તિબ્બતના સતત ભમણ ને પૂરતાં વસ્ત્રોના અભાવને તથા ખાવા પીવાની તકલીફને કારણે અખંડાનન્દ શરીરે સૂકા અને વર્ણે કાળા થઈ ગયા હતા. વળી એ તિબ્બતી પોષાકમાં સજ્જ હતા એટલે એ તરત ઓળખાઈ શકાયા ન હતા. પણ એમણે 'દાદા', 'દાદા'ની બૂમ મારતાં અવાજ પરથી એ ઓળખાઈ ગયા અને પોતાના બાહુપાશમાં નાનાભાઈને એમણે પકડી લીધો. લગભગ અઢી વર્ષે અચાનક અને અણધાર્યે સ્થળે મળતાં શિવાનન્દની આંખો અશ્રુથી ભીંજાઈ ગઈ.

પછી બંને ગુરુભાઈઓ સાથે કેદારનાથ ગયા ત્યાં, શિવાનન્દ ધ્યાનમગ્ન થઈ ગયા અને ધ્યાન પૂરું થયે ભાવવિહ્વળ બની શિવાનન્દજી ગંગાધરને દૃઢપણે ભેટી પડ્યા. ત્યાંથી બંને બદ્રિનાથ ગયા. ગંગાધરને સાથે લઈને મહાપુરુષજીની પાછા ફરવાની ઇચ્છા હતી પણ ગંગાધરને તિબ્બતનું ભૂત વળગ્યું હતું - એ ત્રણ વાર તિબ્બત ગયા હતા - એટલે નિરુપાયે, અલમોડા અને વારાણસી થઈ સ્વામી શિવાનન્દ પાછા વરાહનગર મઠમાં આવી ગયા.

અલમોડામાંના એમના યજમાન લાલા બદરીશાહ હતા. સ્વામી શિવાનન્દજીથી એ એટલા પ્રભાવિત થઈ ગયા હતા કે એમનું ઘર રામકૃષ્ણ સંઘના બધા સંન્યાસીઓનો ઉતારો બની ગયું હતું. આપણા સ્વામી આનંદે પણ રામકૃષ્ણ સંઘના સંન્યાસીની હેસિયતથી લાલાજીનું આતિથ્ય માણ્યું હતું. વિવેકાનન્દના આશીર્વાદથી લાલાજી પુત્રના પિતા બનતાં સંબંધની એ કડી દઢતર બની હતી.

શિવાનન્દને દર્શન થયું કે ગુરુ - ઠાકુર - પોતાને રામેશ્વર ખેંચી રહ્યા છે એટલે ૧૮૯૧માં એ ત્યાં જવા નીકળ્યા. પણ ત્યાં જવા માટે એમણે દિશા ઊંધી પકડી અને એ પ્રયાગ ગયા. સંગમમાં સ્નાન કર્યા પછી, નર્મદા તટે ઓંકારનાથના અને ઉજ્જૈનમાં મહાકાળેશ્વરનાં દર્શન કરી, વૃધ્ધગંગા ગોદાવરીના મૂળ પાસે ત્ર્યંબકેશ્વર ગયા. આ બધા ભમણ પાછળનું પ્રેરક બળ હતા ગુરુદેવ ઠાકુર. 'આ મન એમના હાથમાં વેચાઈ ગયેલું છે' એટલે, એમની જ ઇચ્છા દોરે ત્યાં જવાનું. પણ પૂણેમાં રામેશ્વરથી પાછા આવેલા બે યાત્રાળુઓની સલાહથી એમણે રામેશ્વર જવાનું મુલતવી રાખ્યું અને પ્રયાગ થઈ કાશી ગયા અને ત્યાં બંશીદત્તના બગીચામાં કુટિરમાં રહેવા અને તપ કરવા લાગ્યા.

સને ૧૮૯૧નું વર્ષ પૂરું થાય તે પહેલાં વરાહનગરથી મઠ આલમબજારમાં ખસી ગયો હતો. ત્યાં પાછા આવતાં શિવાનન્દજીને ખબર મળ્યા કે, એમના પરિભ્રમણ દરમિયાન પિતા રામકનાઈ મૃત્યુ પામ્યા છે. સંન્યાસી પુત્ર વતન ગયો અને પિતાને અગ્નિદાહ આપેલો તે સ્મશાને જઈ ત્યાંની ભસ્મમાં એ આળોટ્યા. ૧૮૯૨ના માર્ચમાં રામકૃષ્ણાનન્દ સાથે જયરામવાટી અને કામારપુકુરનાં તીર્થોની યાત્રા તેમણે કરી અને, એક દિવસે જાતે રાંધી, પૂજ્ય શ્રી માને જમાડી, જીવંત માતૃમૂર્તિને પ્રસાદ તેમણે ધરાવ્યો હતો. તેઓ ફરી ૧૮૯૨માં તીર્થયાત્રાએ ઉપડ્યા. કુરુક્ષેત્ર, જવાલામુખી વગેરે તીર્થોએ ફરી એ અલમોડા ગયા અને ત્યાં ઈ. ટી. સ્ટર્ડી નામના અંગ્રેજ સાથે ફલદાયી મુલાકાત થઈ. સ્ટર્ડી હિંદુ સાધુને વેશે રહેતા હતા. એ વેદાન્તનો અને રાજયોગનો અભ્યાસ કરતા હતા. સ્વામીએ સ્ટર્ડીને વિવેકાનન્દ વિશે ખૂબ વાતો કરી હતી. વર્ષેકના ગાળા પછી, વિશ્વધર્મ પરિષદમાં સ્વામીજી જગપ્રસિદ્ધ થયા તે સમાચારથી સ્ટર્ડી પ્રભાવિત થયા હતા અને, અમેરિકામાં સ્વામીજી સાથે તેમણે પત્રવ્યવહાર કર્યો હતો અને, ૧૮૯૫માં સ્વામીજી ઈંગ્લન્ડ ગયા ત્યારે સ્ટર્ડીએ સ્વામીજીને પોતાને ઘેર રાખ્યા પણ હતા.

(ક્રમશઃ)

■

વિદ્યાલયના આચાર્યશ્રી ગુલાબભાઈ એન. પટેલ અને જેમના ઘરે મનભાવતું ભોજન સહુએ લીધું તે શ્રી ગુલાબભાઈ પટેલના શ્વસુરજી શ્રી ચિંતામણિભાઈ બી. પટેલ.

સાહિત્યના માધ્યમથી એકમેકના મનના સેતુઓ કઈ રીતે જોડાય છે અને સાહિત્ય શી રીતે જીવનનું એક પ્રેરકબળ બની રહે છે તે અંગે રસપૂર્ણ વાતો થઈ. શ્રી ચિંતામણિભાઈ પટેલે નાંધઈના પ્રખ્યાત અને પ્રાચીન શિવાલય (ગુપ્તેશ્વર મહાદેવ)નો ઈતિહાસ પોતાની નોખી, આગવી શૈલીમાં વર્ણવ્યો જેમાં આદિવાસી પ્રજાની શિવભક્તિ, દ ભારતના સંતશ્રી ચંદ્રમણિ મહારાજ અને ધરમપુર સ્ટેટના પૂર્વ રાજવી શ્રીમંત શ્રી વિજયદેવજી મહારાજ અંગેના ઉલ્લેખો નોંધપાત્ર અને ધ્યાનાકર્ષક બની રહ્યા હતા.

(અહેવાલ પ્રા. ડૉ. મનોરમા ડી. પટેલ, વલસાડ)

## નવલકથાકાર વિઠ્ઠલ પંડ્યાનું અવસાન


(૨૧.૧.૧૯૨૩ ૩-૭-૨૦૦૮)

સાબરકાંઠાના પનોતા પુત્ર સુપ્રસિદ્ધ નવલકથાકાર અને વાર્તાકાર શ્રી વિઠ્ઠલ પંડ્યાનું ૮૫ વર્ષની વયે મુંબઈ ખાતે દુખદ અવસાન થયું છે

૧૯૨૩ની ૨૧મી જાન્યુઆરીએ સાબરકાંઠાના કાબોદરા ગામે ખેડૂત પરિવારમાં જન્મેલા વિઠ્ઠલભાઈ નવ વર્ષના હતા ત્યારે મુંબઈ ગયા હતા અને અનેક સંઘર્ષો વેઠી ઈન્ટર કોલેજ સુધીનો અભ્યાસ કર્યો હતો. પ્રારંભમાં ફિલ્મ જગતમાં કામ કર્યું હતું તેમણે ૪૮ નવલકથાઓ અને ૧૦ નવલિકા સંગ્રહો ગુજરાતી સાહિત્યને આપ્યા છે તેમનો એક વિશાળ વાચક વર્ગ છે તેમને આપણી શ્રધ્ધાંજલિ.

## શ્રી શિવ આચાર્યની વિદાય

શ્રી શિવભાઈ આચાર્યની વિદાયના સમાચાર મળતા અતરમા એક ઘેરા શોકની છાયા ફરી વળી. એક પીઢ પત્રકાર, નાટ્યકાર, નવલિકાકાર અને ઉત્કૃષ્ટ ગુજરાતી ફિલ્મોના પટકથાલેખક તરીકે એમણે ગુજરાતભરમાં ખ્યાતિ મેળવી હતી. એમનો પ્રથમ પરિચય આજથી સત્યાવીશ વર્ષ પહેલાં ઈ.સ. ૧૯૮૧માં મને 'ફૂલછાબ' કાર્યાલયમાંના સૌરાષ્ટ્ર મુદ્રણાલયમાં થયેલો. એ વખતે ત્યાં 'કચ્છમિત્ર'ના દીપોત્સવી અંકનું છાપકામ થઈ રહ્યું હતું અને એ સમયે શ્રી શિવકુમાર આચાર્ય - અમારા વ્હાલા 'શિવભાઈ' કચ્છમિત્રના કાર્યકારી તંત્રી તરીકે ફરજ બજાવતા હતા શિવભાઈની નિગેહબાની નીચે શ્રી ગિરધરભાઈ ગોરસિયાના મુદ્રણસંચાલનમાં તૈયાર થતા અઢીસો જેટલાં પાનાંના દળદાર દીપોત્સવી અંક માટે એમણે મારી પાસેથી મારા જીવનની સર્વપ્રથમ મૌલિક કૃતિ એક લોકજીવનની ઘટના, વાર્તારૂપે તૈયાર કરાવેલી


(૧૨.૮.૧૯૩૦ ૨૪.૬.૨૦૦૮)

થયું એવું કે એ વખતે હું સૌ. યુનિ.મા સંતકવિ દાસી જીવણના જીવન-કવન વિષયે પીએચ.ડી.ની પદવી અર્થે સંશોધન-અધ્યયન કરતો હતો, એવામાં મારા પરમ મિત્ર તખતદાન રોહડિયા દાન અલગારી, જે શિવભાઈના ચાહક સ્નેહીજન, એમણે અમારો પરિચય કરાવ્યો, પહેલીવાર મળ્યો અને ગાઢ આત્મીયતાના દોરથી બંધાઈ ગયા એ વખતે મારા કેટલાક સંશોધનલેખો ઊર્મિ નવરચનામાં પ્રકાશિત થતા રહેતા, પણ મૌલિક વાર્તા-કવિતા-નિબંધ એવુ કશું લખવાની હિંમત નહોતી ચાલતી. શિવભાઈએ પરાણે મારી પાસે 'સ્વજનોની વિદાય પછી' શીર્ષક નીચે મારા વતન ઘોઘાવદરમાં જ સોએક વર્ષ પહેલાં થઈ ગયેલા એક ખેડૂત ભક્ત ભાણાભગતના જીવનપ્રસંગો પરથી લોકવાર્તાની શૈલીમાં વાર્તા લખાવી એક નાનકડા સંશોધક વિદ્યાર્થીને પ્રોત્સાહન આપી-બિરદાવી હેતભર્યા તકાદાથી એમણે સાહિત્ય સર્જનના ક્ષેત્રમાં પ્રવેશ કરાવ્યો. પછી તો વારંવાર મળવાનું થતું રહ્યું એમણે કચ્છમાં વસવાટ શરૂ કર્યા પછી અમારી મુલાકાતો ઓછી થઈ પરંતુ આત્મિયતા એવી જ કાયમ માટે

પ્રેમાળ સ્નેહી વડીલ મિત્ર ગુમાવ્યા છે બહારથી અત્યંત રૂક્ષ અને બરછટ વ્યક્તિત્વ ધરાવનાર શિવભાઈ પોતાના પ્રચાર પ્રસાર માટે તદ્દન ઉદાસિન હતા. અને એટલે જ ગુજરાતી સાહિત્યકોશ, સાહિત્યકારકોશ કે સંદર્ભગ્રંથોમાં એમના વિશે ક્યાંયે વિગતે નહીં સાંપડે પણ અપરંપાર મિત્રોના હ્રદયકોશમાં બિરાજિત આ સાચા શબ્દસાધકને કચ્છ, સૌરાષ્ટ્ર કે ગુજરાતના શબ્દસેવીઓ ક્યારેય નહીં ભલી શકે ..

ડૉ. નિરંજન રાજ્યગુરૂ
(આનંદ આશ્રમ, ઘોઘાવદર, તા. ગોંડલ, જિ રાજકોટ - ૩૬૦૩૧૧)

*શ્રી શિવ ... જા પરના પત્રમાં...

...ના ગેજ સુન્દરમે એના નામનસ્કાર કર્યા અને ૧૫મી ઑગસ્ટ ૧૯૯૦થી શરૂ
ભૂલથી ૧૮મી નવેમ્બર ૧૮૮૯ છપાયુ હતું

મુકુન્દ પી. શાહ

**સાહિત્યયાત્રા**

તા. ૫-૭-૨૦૦૮થી તા. ૧૧-૭-૨૦૦૮ દરમ્યાન ગુ. સા. પરિષદ દ્વારા સાહિત્યયાત્રાનું આયોજન કરવામાં આવ્યું અને સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં સ્થળોએ - અમરેલી, જૂનાગઢ, પોરબંદર, જામનગર, રાજકોટ, સુરેન્દ્રનગર અને ભાવનગર - ઘણી સાહિત્યિક સંસ્થાઓ તેમજ શૈક્ષણિક સંસ્થાઓ સાથે વાર્તાલાપો, ચર્ચાઓ યોજાયાં. આરંભનાં ત્રણ સ્થળોએ પરિષદ પ્રમુખ શ્રી નારાયણ દેસાઈ ઉપસ્થિત રહ્યા હતા અને સભાઓમાં સંશોધન, વક્તવ્ય, સંગોષ્ઠિનાં આયોજન થયાં. આપણા ભાષાસાહિત્યના ચાહકોનો ઉલ્લાસ અનેરો હતો.

**હિતેન આનંદપરા, અંકિત ત્રિવેદીને 'શયદા એવોર્ડ' અને રતિલાલ 'અનિલ'ને 'કલાપી એવોર્ડ' અર્પણ કરાયા**

તા. ૯મી ઑગસ્ટે ભારતીય વિદ્યાભવન મુંબઈ ખાતે યોજાયેલા સમારંભમાં આઈ.એન.ટી. તરફથી ગઝલક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરવા બદલ શ્રી હિતેન આનંદપરા અને શ્રી અંકિત ત્રિવેદીને 'શયદા એવોર્ડ' અને શ્રી રતિલાલ 'અનિલ'ને 'કલાપી એવોર્ડ' શ્રી રાજશ્રી બિરલાના હસ્તે અર્પણ કરાયા હતા.

**'મૈત્રીનો સૂર્ય' પુસ્તકનું વિમોચન**

તા. ૨જી ઑગસ્ટના રોજ ઈમેજ પબ્લિકેશન્સના ઉપક્રમે ભાઈદાસ સભાગૃહ વિલે પાર્લે (મુંબઈ) ખાતે શ્રી સુરેશ દલાલ સંપાદિત 'મૈત્રીનો સૂર્ય' પુસ્તકનું વિમોચન શ્રી શાહબુદ્દીન રાઠોડે કર્યું હતું. ડૉ. સુરેશ દલાલે 'કાવ્ય-મૈત્રી' વિશે અને શાહબુદ્દીન રાઠોડે 'હાસ્ય-મૈત્રી' વિશે વ્યાખ્યાન આપ્યું હતું. 'દોસ્ત તારા નામ પર' શીર્ષક હેઠળ યોજાયેલા કાર્યક્રમમાં શ્રી પાર્થિવ ગોહિલ અને શ્રી જાહ્નવી શ્રીમાંકરે લોકપ્રિય ગુજરાતી ગીતો રજૂ કર્યાં હતાં. સંચાલન શ્રી અંકિત ત્રિવેદીએ કર્યું હતું.

**'સાહિત્ય-પ્રદક્ષિણા'નું વિમોચન**

સાહિત્યનાં ત્રિવિધ સ્વરૂપો - કવિતા, વાર્તા, નવલકથા, એકાંકી, નાટક, નિબંધ, વિવેચન, રેખાચિત્ર, સંસ્મરણ, આત્મકથા, પત્રસાહિત્ય, ડાયરી, લોકસાહિત્ય વગેરે - ને એક જ ગ્રંથમાં સમાવેશ કરતા શ્રી સુરેશ દલાલના સંપાદન 'સાહિત્ય-પ્રદક્ષિણા'નું વિમોચન શનિવાર, તા.૨૩ ઑગસ્ટ ૨૦૦૮ના રોજ ભારતીય વિદ્યાભવન, ચોપાટી, મુંબઈમાં ૧૪ સાહિત્યકાર-કલાકારોએ કર્યું. અતિથિવિશેષ શ્રી પ્રબોધ ર. જોશી અને જેમની વિશેષ ઉપસ્થિતિ હતી તે શ્રી અશરફ ડબાવાલા અને ગ્રંથના સંપાદક શ્રી સુરેશ દલાલે પ્રાસંગિક કહ્યું હતું. આ પ્રસંગે વિવિધ વિષયોને સ્પર્શતી સાત એકોક્તિઓ - 'ઊર્મિલા', 'પ્રતિપુરુષ', 'લાપસી', 'કાસ્પર', 'રાખે રામ તેમ', 'નહીં લખાયેલી કવિતા' અને 'મને આંખોથી વાત કરતાં આવડે છે' - નો વિશેષ પ્રયોગ ધ્યાનાકર્ષક રહ્યો. આરંભમાં 'ઈમેજ'ના શ્રી ગોપાલ દવેએ સ્વાગત પ્રવચન કર્યું હતું. સમગ્ર કાર્યક્રમનું સરસ સંચાલન શ્રી અંકિત ત્રિવેદીનું હતું.

**અનિરુધ્ધ બ્રહ્મભટ્ટના નિબંધો વિષયક વ્યાખ્યાન**

તા. ૩૦મી જુલાઈએ અભિરુચિ સંસ્થાના ઉપક્રમે ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે અનિરુધ્ધ બ્રહ્મભટ્ટના નિબંધ સંગ્રહ 'વાટેઘાટે' પર રિતા ભટ્ટે મનનીય વક્તવ્ય આપ્યું હતું. તેમણે લઘુ નિબંધોના જનક તરીકે ફ્રેન્ચ લેખક મોન્તેઈનને ગણાવ્યા હતા.

**હર્ષદ ત્રિવેદીના સાહિત્ય વિશે ચર્ચા**

તા. ૨૦-૭-૨૦૦૮ના રોજ અમૃતા વિદ્યાલય, સુરેન્દ્રનગરના ઉપક્રમે 'શબ્દસૃષ્ટિ'ના સંપાદક શ્રી હર્ષદ ત્રિવેદીના વનપ્રવેશ નિમિત્તે જાણીતા શિક્ષણવિદ્ શ્રી ચંદ્રકાન્ત વ્યાસના પ્રમુખપદે યોજાયેલ સમારંભમાં હર્ષદ ત્રિવેદીની કવિતાઓ વિશે લાભશંકર પુરોહિત; વાર્તાઓ વિશે ડૉ. આર. સી. મારુ અને સંપાદનો વિશે શ્રી મનસુખ સલ્લાએ વક્તવ્યો આપ્યાં હતાં. આ પ્રસંગે શ્રી જાતુષ જોષી અને શ્રી મનોહર ત્રિવેદીએ કાવ્યપઠન કર્યું હતું. આયોજન શ્રી વીરેન્દ્ર આચાર્ય અને જિતેન્દ્ર આચાર્યે કર્યું હતું.

**હરીશ નાગ્રેચાના વાર્તાસંગ્રહનું લોકાર્પણ**

તા. ૨૮મી જૂનના રોજ ભવન્સ કલ્ચરલ સેન્ટર અંધેરીના ઉપક્રમે શ્રી હરીશ નાગ્રેચાના વાર્તાસંગ્રહ 'એક ક્ષણનો ઉન્માદ'નું લોકાર્પણ શ્રીમતી હિમાંશી શેલતના હસ્તે યોજાયું હતું. શ્રી દીપક દોશીએ શ્રી નાગ્રેચાની વાર્તાઓની વિશિષ્ટતા દર્શાવી હતી. સંચાલન શ્રી કમલેશ દરુએ કર્યું હતું.

**ડૉ. શિનુ મોદીનાં બે નાટકોનું મંચન**

તા. ૧૯મી ઑગસ્ટે ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત વુમન ડેવલપમેન્ટ સેલના સહયોગથી ગુ. સા. પરિષદના રા. વિ. પાઠક સભાગૃહ ખાતે ડૉ. શિનુ મોદીનાં બે નાટકો 'મેમરી લેન' અને 'દ્રૌપદી' ભજવાયાં હતાં. જેમાં સર્વશ્રી અર્ચન ત્રિવેદી, તરુણા દીક્ષિત અને અસ્મા મહેતાએ અભિનય આપ્યો હતો. સૂત્રધાર તરીકે પ્રો. સતીશ વ્યાસ હતા.

# ચાષ ઉર્ફે નીલકંઠ - Coracias Benghalensis

હેમેન્દ્ર એ. શાહ

## દેશી નીલકંઠ ઉર્ફે લીલછા - Indian Roller ઉર્ફે Blue Jay



ઓક્સફર્ડ અને કેમ્બ્રિજ બ્લ્યુ રંગનું આ પક્ષી ઊડે છે ત્યારે ભભકદાર વાદળી રંગનો સુંદર પટ્ટો પડે છે અને રંગના ચાહકોને મઝા પડી જાય છે. મજબૂત ચાંચ, આછું વાદળી પેટ, પીંછાંનો - ખાસ કરીને પીંછાંના નીચેના ભાગનો વિશિષ્ટ વાદળી રંગ જોઈને તેને ઓળખવો અઘરો નથી.

શહેરોના લોકો આજે પણ કોઈ અગત્યનું કામ કરવા બહાર નીકળે અને પહેલાં દર્શન ગાય માતાનાં થાય તો 'હવે ફતેહ જરૂર મળશે' તેવી માન્યતા ધરાવે છે. તેવી જ રીતે ગ્રામ્ય પ્રજા માને છે કે રસ્તામાં નીલકંઠને બેઠેલો કે ઊડતો જોવા મળે તો સફળતા જરૂરથી મળશે.

ચાષનું માથું મોટું હોય છે અને કદ કબૂતર જેટલું લગભગ ૩૨ સે.મી.નું હોય છે. કોયલ ઝાડની ઉપર પાંદડાંનાં ગુચ્છા વચ્ચે સંતાઈને રહેવાનું પસંદ કરે છે. પણ ચાષનું તેનાથી તદ્દન ઊંધું છે. એ ખુલ્લે આમ, બધા જોઈ શકે એ રીતે ઝાડના ઠૂંઠા ઉપર કે ટેલિફોનના તાર ઉપર કે અન્ય થાંભલા ઉપર બેઠેલો જોઈ શકાય છે.

ચાષ બેઠેલો હોય ત્યારે ખબર પડતી નથી કે તે ભભકદાર વાદળી રંગનો સ્વામી છે. તેની સાચી ઓળખ તે ઊડે છે ત્યારે જ થાય છે. તે ઊડે છે ત્યારે તેના ચિત્તાકર્ષક રંગથી ચિત્રકારો, તસવીરકારો તથા કુદરતના પ્રેમીઓ અંજાઈ જાય છે. તેના માથાનો ઉપરનો ભાગ લીલાશ પડતો વાદળી અને કપાળ રતાશ પડતું હોય છે.

ચાષ ગાઢ જંગલોમાં અને ઊઘાડાં ખેતરોમાં એમ બંને જગ્યાએ જોવા મળે છે. સાથેની તસવીર બાંધવગઢ (મ.પ્ર.)ના ગાઢ જંગલમાં લીધેલી છે. ખેતીને નુકસાન કરતી જીવાતો કંસારી, તીડ, ઉદરડા વગેરે ચાષનો મુખ્ય ખોરાક હોવાથી ખેડૂતો ખેતરમાં નીલકંઠની હાજરી હોય તો ખૂબ ખુશ થાય છે.

ચાષ દૂર બેઠાં પણ પોતાની ચકોર દૃષ્ટિથી શિકારને પારખી જાય છે અને વીજળીક ઝડપથી ઊડીને તેને પકડી લે છે. સામાન્ય રીતે પોતાના શિકારને પકડીને ગળી જાય છે પણ શિકારની સાઈઝ મોટી હોય તો તેને પછાડી પછાડીને નાની કરીને પછી ગળી જાય છે.

સામાન્ય રીતે ચાષ શાંત રહે છે અને જ્યારે પ્રજનન-ઋતુમાં હોય છે ત્યારે થોડોક અવાજ કરતો થઈ જાય છે. તે જેટલો દેખાવડો છે તેવો તેનો અવાજ મધુર નથી. તેનો અવાજ કર્કશ છે. અને કોઈને પસંદ પડતો નથી.

ઝાડમાં કુદરતી રીતે પડેલી બખોલનો ઉપયોગ કરી તે માળો બાંધે છે. ઘાસ, પરચુરણ કચરો, નાનાં મોટાં પીંછાં વીણીને તેનો ઉપયોગ કરી તે માળો બાંધે છે. માદા એકદમ સફેદ રંગનાં ચારથી પાંચ ઈંડાં મૂકે છે.

ચાષની એક બીજી જાત છે જે કાશ્મીરી ચાષ તરીકે ઓળખાય છે. Kashmir Roller. તેનું શાસ્ત્રીય નામ છે Coracias garrulus. જાણીતા પક્ષીવિદ્ સ્વ. સલીમ અલીના કહેવા મુજબ કાશ્મીરી ચાષ જ્યારે આફ્રિકાના પ્રવાસે જાય છે ત્યારે તે ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છના આકાશમાંથી પસાર થાય છે, પણ તે ગુજરાતમાં રોકાતો નથી.

પ્રજનન ઋતુમાં ચાષ એકદમ આનંદમય બની હિલ્લોળે ચડે છે. માદાને રિઝવવા જાત જાતની ભાત ભાતની ગુલાંટો મારે છે અને અનેક જાતનાં નખરાં કરે છે. ચાષ લગભગ બધાં રાજ્યોમાં જોવા મળે છે. આમડાની નજીક બગીચા જેવો વિસ્તાર હોય તો ત્યાં તે વિશેષ આવાસ કરતો હોય છે

■

મુકુન્દ પી. શાહ

### સાહિત્યયાત્રા

તા. ૫-૭-૨૦૦૮થી તા. ૧૧-૭-૨૦૦૮ દરમ્યાન ગુ. સા. પરિષદ દ્વારા સાહિત્યયાત્રાનું આયોજન કરવામાં આવ્યું અને સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં સ્થળોએ - અમરેલી, જૂનાગઢ, પોરબંદર, જામનગર, રાજકોટ, સુરેન્દ્રનગર અને ભાવનગર - ઘણી સાહિત્યિક સંસ્થાઓ તેમજ શૈક્ષણિક સંસ્થાઓ સાથે વાર્તાલાપો, ચર્ચાઓ યોજાયાં. આરંભનાં ત્રણ સ્થળોએ પરિષદ પ્રમુખ શ્રી નારાયણ દેસાઈ ઉપસ્થિત રહ્યા હતા અને સભાઓમાં સંશોધન, વક્તવ્ય, સંગોષ્ઠિનાં આયોજન થયાં. આપણા ભાષાસાહિત્યના ચાહકોનો ઉલ્લાસ અનેરો હતો.

### હિતેન આનંદપરા, અંકિત ત્રિવેદીને 'શયદા એવોર્ડ' અને રતિલાલ 'અનિલ'ને 'કલાપી એવોર્ડ' અર્પણ કરાયા

તા. ૯મી ઑગસ્ટે ભારતીય વિદ્યાભવન મુંબઈ ખાતે યોજાયેલા સમારંભમાં આઈ.એન.ટી. તરફથી ગઝલક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરવા બદલ શ્રી હિતેન આનંદપરા અને શ્રી અંકિત ત્રિવેદીને 'શયદા એવોર્ડ' અને શ્રી રતિલાલ 'અનિલ'ને 'કલાપી એવોર્ડ' શ્રી રાજશ્રી બિરલાના હસ્તે અર્પણ કરાયા હતા.

### 'મૈત્રીનો સૂર્ય' પુસ્તકનું વિમોચન

તા. ૨જી ઑગસ્ટના રોજ ઈમેજ પબ્લિકેશન્સના ઉપક્રમે ભાઈદાસ સભાગૃહ વિલે પાર્લે (મુંબઈ) ખાતે શ્રી સુરેશ દલાલ સંપાદિત 'મૈત્રીનો સૂર્ય' પુસ્તકનું વિમોચન શ્રી શાહબુદ્દીન રાઠોડે કર્યું હતું. ડૉ. સુરેશ દલાલે 'કાવ્ય-મૈત્રી' વિશે અને શાહબુદ્દીન રાઠોડે 'હાસ્ય-મૈત્રી' વિશે વ્યાખ્યાન આપ્યું હતું. 'દોસ્ત તારા નામ પર' શીર્ષક હેઠળ યોજાયેલા કાર્યક્રમમાં શ્રી પાર્થિવ ગોહિલ અને શ્રી જાહ્નવી શ્રીમાંકરે લોકપ્રિય ગુજરાતી ગીતો રજૂ કર્યાં હતાં. સંચાલન શ્રી અંકિત ત્રિવેદીએ કર્યું હતું.

### 'સાહિત્ય-પ્રદક્ષિણા'નું વિમોચન

સાહિત્યનાં વિવિધ સ્વરૂપો - કવિતા, વાર્તા, નવલકથા, એકાંકી, નાટક, નિબંધ, વિવેચન, રેખાચિત્ર, સંસ્મરણ, આત્મકથા, પત્રસાહિત્ય, ડાયરી, લોકસાહિત્ય વગેરે - ને એક જ ગ્રંથમાં સમાવેશ કરતા શ્રી સુરેશ દલાલના સંપાદન 'સાહિત્ય-પ્રદક્ષિણા'નું વિમોચન શનિવાર, તા.૨૩ ઑગસ્ટ ૨૦૦૮ના રોજ ભારતીય વિદ્યાભવન, ચોપાટી, મુંબઈમાં ૧૪ સાહિત્યકાર-કલાકારોએ કર્યું. અતિથિવિશેષ શ્રી પ્રબોધ ર. જોશી અને જેમની વિશેષ ઉપસ્થિતિ હતી તે શ્રી અશરફ ડબાવાલા અને ગ્રંથના સંપાદક શ્રી સુરેશ દલાલે પ્રાસંગિક કહ્યું હતું. આ પ્રસંગે વિવિધ વિષયોને સ્પર્શતી સાત એકોક્તિઓ - 'ઊર્મિલા', 'પ્રતિપુરુષ', 'લાપસી', 'કાસ્પર', 'રાખે રામ તેમ', 'નહીં લખાયેલી કવિતા' અને 'મને આંખોથી વાત કરતાં આવડે છે' - નો વિશેષ પ્રયોગ ધ્યાનાકર્ષક રહ્યો. આરંભમાં 'ઈમેજ'ના શ્રી ગોપાલ દવેએ સ્વાગત પ્રવચન કર્યું હતું. સમગ્ર કાર્યક્રમનું સરસ સંચાલન શ્રી અંકિત ત્રિવેદીનું હતું.

### અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના નિબંધો વિષયક વ્યાખ્યાન

તા. ૩૦મી જુલાઈએ અભિરુચિ સંસ્થાના ઉપક્રમે ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના નિબંધ સંગ્રહ 'વાટેઘાટે' પર રિતા ભટ્ટે મનનીય વક્તવ્ય આપ્યું હતું. તેમણે લઘુ નિબંધોના જનક તરીકે ફ્રેન્ચ લેખક મોન્તેઈનને ગણાવ્યા હતા.

### હર્ષદ ત્રિવેદીના સાહિત્ય વિશે ચર્ચા

તા. ૨૦-૭-૨૦૦૮ના રોજ અમૃતા વિદ્યાલય, સુરેન્દ્રનગરના ઉપક્રમે 'શબ્દસૃષ્ટિ'ના સંપાદક શ્રી હર્ષદ ત્રિવેદીના વનપ્રવેશ નિમિત્તે જાણીતા શિક્ષણવિદ્ શ્રી ચંદ્રકાન્ત વ્યાસના પ્રમુખપદે યોજાયેલ સમારંભમાં હર્ષદ ત્રિવેદીની કવિતાઓ વિશે લાભશંકર પુરોહિત; વાર્તાઓ વિશે ડૉ. આર. સી. મારુ અને સંપાદનો વિશે શ્રી મનસુખ સલ્લાએ વક્તવ્યો આપ્યાં હતાં. આ પ્રસંગે શ્રી જાતુષ જોષી અને શ્રી મનોહર ત્રિવેદીએ કાવ્યપઠન કર્યું હતું. આયોજન શ્રી વીરેન્દ્ર આચાર્ય અને જિતેન્દ્ર આચાર્યે કર્યું હતું.

### હરીશ નાગ્રેચાના વાર્તાસંગ્રહનું લોકાર્પણ

તા. ૨૮મી જૂનના રોજ ભવન્સ કલ્ચરલ સેન્ટર અંધેરીના ઉપક્રમે શ્રી હરીશ નાગ્રેચાના વાર્તાસંગ્રહ 'એક ક્ષણનો ઉન્માદ'નું લોકાર્પણ શ્રીમતી હિમાંશી શેલતના હસ્તે યોજાયું હતું. શ્રી દીપક દોશીએ શ્રી નાગ્રેચાની વાર્તાઓની વિશિષ્ટતા દર્શાવી હતી. સંચાલન શ્રી કમલેશ દરુએ કર્યું હતું.

### ડૉ. ચિનુ મોદીનાં બે નાટકોનું મંચન

તા. ૧૯મી ઑગસ્ટે ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત વુમન ડેવલપમેન્ટ સેલના સહયોગથી ગુ. સા. પરિષદના ર. વિ. પાઠક સભાગૃહ ખાતે ડૉ. ચિનુ મોદીનાં બે નાટકો 'મેમરી લેન' અને 'દ્રૌપદી' ભજવાયાં હતાં. જેમાં સર્વશ્રી [illegible] ત્રિવેદી, તરુણા દીક્ષિત અને અસ્મા મહેતાએ અભિનય [illegible] હતો. સૂત્રધાર તરીકે પ્રો. સતીશ વ્યાસ હતા.

શ્રી અરવિન્દના સાધક શ્રી નાનાલાલ જોશીએ સમગ્ર કાર્યક્રમનું સંચાલન કરતાં આ ડીવીડી દ્વારા શ્રી સુન્દરમનું ગુજરાતની પ્રજાને અમૂલ્ય અર્પણ કેવી રીતે ચિરંજીવ બની રહેશે એ જણાવતાં ઉમેર્યું હતું કે આ બન્ને ડીવીડી રૂ. ૨૫૦ની કિંમતે શ્રી નાનાલાલ જોશી 'મા', કૈલાસપાર્ક સોસાયટી, ડાલમીલ રોડ, સુરેન્દ્રનગર - ૩૬૩૦૦૧ (મોબાઈલ : ૦૯૮૨૫૩ ૮૮૪૬૩) પાસેથી મળી શકશે.

કાર્યક્રમમાં શ્રી અરવિન્દના સાધકો, 'દક્ષિણા'ના ગ્રાહકો-વાચકો અને સાહિત્યકારોએ હાજરી આપી હતી.

(અહેવાલ : પ્રવીણ મ. વૈષ્ણવ)

**સ્વ. મનહરલાલ ચોકસીના ગઝલસંગ્રહનું લોકાર્પણ : ડૉ. દિલીપ મોદીને મનહરલાલ ચોકસી પારિતોષિક**

પ્રકાશનસંસ્થા સાહિત્ય સંગમ અને નર્મદ સાહિત્ય સભાના સંયુક્ત ઉપક્રમે ડૉ. મુકુલ ચોકસીના સહયોગથી સ્વ. મનહરલાલ ચોકસીની સ્મૃતિમાં ગઝલક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન કરવા માટે અપાતું 'સ્વ. મનહરલાલ ચોકસી પારિતોષિક' જાણીતા કવિ-ગઝલકાર-લેખક-તબીબ ડૉ. દિલીપ મોદીને અર્પણ કરવાના અને સ્વ. મનહરલાલ ચોકસીના નવા ગઝલસંગ્રહ 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો'ના લોકાર્પણ કાર્યક્રમમાં પ્રમુખસ્થાનેથી સાહિત્યકાર શ્રી ભગવતીકુમાર શર્માએ જણાવ્યું હતું કે, મનહરલાલ ચોકસી યોગીપુરુષ હતા. ને તેમણે ગઝલસર્જનને યોગની કક્ષાએ પહોંચાડ્યું હતું. તેમને ગઝલયોગીનું બિરુદ આપી શકાય. તેમને ગઝલના છંદ હસ્તાકમલવત્ હતા. ગઝલસંગ્રહનું શીર્ષક 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો' ઉચિત છે, કેમ કે એમને અગોચરમાંથી પણ ગઝલ મળતી હતી.

આ પ્રસંગે સ્વ. મનહરલાલ ચોકસી સ્મૃતિ પારિતોષિક કવિ ડૉ. દિલીપ મોદીને અપાયું. મનહરભાઈના આશીર્વાદ દિલીપભાઈના ગઝલસર્જનને કાયમ મળતા રહ્યા છે. શ્રી દિલીપ મોદી કશી પણ હોહા વિના, ચૂપચાપ, નિજાનંદે ગઝલસર્જન કરતા રહ્યા છે એ આનંદની વાત છે. અતિથિવિશેષપદેથી શ્રી નાનુભાઈ નાયકે સ્વ. મનહરભાઈ ચોકસી સાથેનાં સંસ્મરણો તાજાં કરી જણાવ્યું કે, મનહરભાઈના પ્રયાસોથી જ સૂરતને વિશિષ્ટ ગઝલકારો મળતા રહ્યા છે. સુરતમાં ગઝલકારોની એક આગવી પેઢી તૈયાર કરવામાં મનહરભાઈનો બહુમૂલ્ય ફાળો રહ્યો છે એ ભૂલવું ન જોઈએ. કવિશ્રી દિલીપ મોદી વિશે કહ્યું કે, એમની કવિતામાં એકલતાનું આગવું સૌન્દર્ય છે. શ્રી દિલીપ મોદીએ પ્રતિભાવમાં સૌનો આભાર માની કહ્યું કે ડૉક્ટરી વ્યવસાયમાં વ્યસ્ત હોવા છતાં એમનો પ્રથમ પ્રેમ કવિતા છે. મનહરભાઈ ચોકસી સાથે સંકળાયેલું આ પારિતોષિક મળવાથી ધન્યતાનો અનુભવ થાય છે. શ્રી રવીન્દ્ર પારેખે મનહરભાઈ ચોકસીની કવિ અને માણસ તરીકેની વિશિષ્ટતાઓની રસપ્રદ વાતો કરી હતી. શ્રી બકુલેશ દેસાઈએ કવિશ્રી દિલીપ મોદીનો પરિચય કરાવ્યો હતો. શ્રી વિવેક ટેલર અને શ્રી રેખાબહેન પટેલે પ્રાસંગિક વાતો કરી હતી. શ્રી કિરણ ચૌહાણ અને શ્રી ગૌરાંગ ઠાકરે મનહરલાલ ચોકસીની કૃતિઓનું પઠન કર્યું હતું. શ્રી મનુબહેન ચોકસીએ મનહરલાલ ચોકસી વિશેના અર્પણ-કાવ્યનું ભાવવાહી પઠન કર્યું હતું. શ્રી ભગવતીકુમાર શર્માએ 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો'નું લોકાર્પણ કર્યું હતું. શ્રી નીલેશ પટેલે તૈયાર કરેલી સ્વ. મનહરલાલ ચોકસી વિશેની ડોક્યુમેન્ટરી સીડીનું લોકાર્પણ મહેક અને અક્ષરે કરાવ્યું હતું. શ્રી જનક નાયકે કાર્યક્રમનું સંચાલન કર્યું હતું.

**નવસર્જન સાહિત્યવર્તુળ-ધરમપુરના ઉપક્રમે દ. ગુજરાતના અંતરિયાળ વનપ્રાંતમાં યોજાયેલા સાહિત્યિક કાર્યક્રમો**

તા. ૨૮મી જૂન, '૦૮ને શનિવારના દિને નવસર્જન સાહિત્યવર્તુળ - ધરમપુરના નેજા હેઠળ ચોપાસ વનરાજિથી ઘેરાયેલા ધરમપુરના 'સાયન્સ સેન્ટર'ના કોન્ફરન્સ હૉલમાં સ-રસ સાહિત્યિક કાર્યક્રમ સંપન્ન થયા. સૌ પ્રથમ જાણીતાં લેખિકા અને 'બાળસાહિત્ય'નાં સર્જક પ્રા. ડૉ. અરુણિકા મનોજ દરૂએ પોતાના વ્યાખ્યાનમાં કવિશ્રી ઉશનસ્‌ની સ્મૃતિકથા 'સદ્‌માતાનો ખાંચો'નો પરિચય આપ્યો. પ્રા. શ્રી મનોજ એમ. દરૂએ ધરમપુરની ધરતીમાંથી જ ઊગી નીકળેલી શ્રી ચંદ્રકાંત પંડ્યાની સ્મૃતિકથા 'બાનો ભીખુ'નું રસપાન કરાવ્યું અને સંશોધનાત્મક દૃષ્ટિકોણથી વિશિષ્ટ માહિતીની છણાવટ કરી. 'દરૂદંપતી'એ બંને સ્મૃતિકથાનો રસપ્રવાહ વહાવ્યો હતો.

તા. ૨૯મી જૂન '૦૮ને રવિવારે ઔરંગા નદીના રમણીય તટે આવેલા નાંધઈ-ભૈરવી મુકામે નવસર્જન સાહિત્ય વર્તુળના ઉપક્રમે 'ભ્રમણગોષ્ઠિ'નો વિશિષ્ટ કાર્યક્રમ યોજાયો. આ સાહિત્યગોષ્ઠિમાં ભાગ લેનારાંઓ હતાં : પ્રા.મનોજ એમ. દરૂ, પ્રા. ડૉ. અરુણિકા મનોજ દરૂ, પ્રા. ડૉ. મનોરમા ડી. પટેલ, 'સંસ્કાર મિલન' - વલસાડના મંત્રી શ્રી અમૃત કે. દેસાઈ, જાણીતા ચર્ચાપત્રીઓ શ્રી ધીરુ મેરાઈ, શ્રી રાયસીંગ વળવી અને શ્રી ચંદ્રકાન્ત મિસ્ત્રી, સને ૨૦૦૭ના રાજ્યકક્ષાના 'ભગિની નિવેદિતા એવોર્ડ' વિજેતા, સિદુમ્બર ઉત્તર બુનિયાદી

### પ્રેમાનંદ સાહિત્ય સભા

વડોદરાની સાહિત્યિક સંસ્થા પ્રેમાનંદ સાહિત્ય સભાના સૌજન્યથી 'ઉત્તર ગુજરાત વાર્તા વર્તુળ'ના વાર્તાકારોની વાર્તાશિબિર યોજાઈ હતી. શ્રી સતીશ ડણાકે ભૂમિકા બાંધી હતી. ઉદ્‌ઘાટન વાર્તા વર્તુળના સ્થાપક શ્રી ડાહ્યાભાઈ પટેલ 'માસુમે' કર્યું હતું. આ પ્રસંગે શ્રી સંજય ચૌહાણના સામયિક 'દલિત ચેતના' દ્વારા વર્ષની શ્રેષ્ઠ વાર્તા માટેનું દશાવીસ ચેરીટેબલ ટ્રસ્ટનું પારિતોષિક ડૉ. પ્રદીપ પંડ્યાના હસ્તે અપાયું હતું. શ્રી દાન વાઘેલા આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા. સર્વશ્રી મોહન પરમાર, દીવાન ઠાકોર, 'જગતમિત્ર', ડૉ. પ્રદીપ પંડ્યા, સંજય ચૌહાણ, ડૉ. ગોપાલ શાસ્ત્રી, દલપત ચૌહાણ, ડાહ્યાભાઈ પટેલ 'માસુમ', ધરમાભાઈ શ્રીમાળી, ચંદ્રકાન્ત રાવ, કનુભાઈ આચાર્ય પણ ઉપસ્થિત રહ્યા હતા. ડૉ. ભગીરથ બ્રહ્મભટ્ટે પોતાની વાર્તાઓનું પઠન કર્યું હતું. શ્રી ચંદ્રકાંત રાવે સ્વાગત, શ્રી સતીશ ડણાકે સંચાલન, ડૉ. વિરચી ત્રિવેદી અને શ્રી દીવાન ઠાકોરે આભારદર્શન કર્યું હતું.

### 'પહેલો ગિરમીટિયો' વિશે સંગોષ્ઠિ

તા. ૨૭ જુલાઈએ ગૂજરાત વિદ્યાપીઠ ખાતે શ્રી નારાયણ દેસાઈના અધ્યક્ષપદે, હિંદી સાહિત્યકાર શ્રી ગિરિરાજ કિશોરના અતિથિવિશેષ પદે ગિરિરાજજીની હિંદી નવલકથા 'પહેલો ગિરમીટિયો'નો શ્રી મોહન દાંડીકરે કરેલ ગુજરાતી અનુવાદ (જેને સાહિત્ય અકાદમી દ્વારા શ્રેષ્ઠ અનુવાદનો પુરસ્કાર પ્રાપ્ત થયો છે) વિષે સંગોષ્ઠિ યોજાઈ હતી. શ્રી મનસુખ સલ્લાએ ભૂમિકા બાંધી હતી અને સંચાલન કર્યું હતું. શ્રી રાજેન્દ્ર પટેલે પુસ્તકનો, શ્રી રતિલાલ બોરીસાગરે શ્રી મોહન દાંડીકરના જીવન અને કવનનો, શ્રી જિતેન્દ્ર દેસાઈએ શ્રી ગિરિરાજ કિશોરનો પરિચય આપ્યો હતો. શ્રી દર્શનાબહેન પટણીએ ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના વસવાટ દરમિયાનની પ્રવૃત્તિ આલેખતા પુસ્તક 'પહેલો ગિરમીટિયો'ની છણાવટ કરી હતી. શ્રી મોહન દાંડીકર અને શ્રી ગિરિરાજ કિશોરે પ્રતિભાવ આપ્યો હતો. દર્શક ફાઉન્ડેશન અને ગાંધી સ્મારક સંગ્રહાલયના સહયોગથી યોજાયેલા આ સમારંભના અધ્યક્ષ શ્રી નારાયણભાઈ દેસાઈએ સમાપન કર્યું હતું. આભારદર્શન શ્રી રજની દવેએ કર્યું હતું.

### માનભાઈ ભટ્ટની જન્મ શતાબ્દી

તા. ૨૩ જુલાઈના રોજ સ્વ. માનભાઈ ભટ્ટ જન્મ-શતાબ્દી નિમિત્તે શિશુવિહાર બુધસભા ભાવનગર દ્વારા ડૉ. ઈન્દુબેન રામબાબુ પટેલનો 'પ્રભાતિયાં, ધોળ અને લગ્નગીતો' વિષયક ગાન-વાર્તાલાપ યોજાયો હતો. અધ્યક્ષસ્થાને પ્રા. તખ્તસિંહ પરમાર અને અતિથિવિશેષ સ્થાને શ્રી સુબોધ મહેતા ઉપસ્થિત રહ્યા હતા. સંચાલન શ્રી અજય પાઠકે કર્યું હતું. ■

## અહેવાલ

### શ્રી સુન્દરમ્‌ના તંત્રીપદે પ્રગટ થયેલા 'દક્ષિણા'ના ૧૦૮ અંકોની બે ડીવીડીનું વિમોચન

" 'દક્ષિણા'ને આજે ૬૧ વર્ષ થશે. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭થી એપ્રિલ ૧૯૮૨ સુધી પૂરાં પાંત્રીસ વર્ષ ૧૦૮ અંકોમાં એ વિસ્તર્યું, માળાના ૧૦૮ મણકા જેવું. પણ માળા પતે પછીય સ્મરણ વિખરાતું નથી. એ સાન્નિધ્ય તો સતત ચાલતું રહે છે. 'દક્ષિણા'નો પણ એવો જ ચેતોવિસ્તાર થતો રહ્યો છે." શ્રી અરવિન્દના જીવનદર્શનનું અનુશીલન કરતા શ્રી સુન્દરમ્‌ના ત્રૈમાસિક 'દક્ષિણા'ના ૧૦૮ અંકોની બે ભાગમાં પ્રગટ થતી ડીવીડીનું શ્રી અરવિન્દની ૧૩૬મી જન્મજયંતી પ્રસંગે, ૧૫ ઑગસ્ટ ૨૦૦૮ના રોજ શ્રી માતૃમંદિર અમદાવાદમાં વિમોચન કરતાં પ્રસંગના અતિથિવિશેષ અને 'ઉદ્દેશ'ના તંત્રી શ્રી પ્રબોધ ર. જોશીએ આ મુજબ જણાવતાં શ્રી સુન્દરમ્‌ના તંત્રીપદે પ્રગટ થતા રહેલા 'દક્ષિણા'ને આપણા સંસ્કાર અને સાહિત્યજીવનની એક ઘટના તરીકે ઓળખાવ્યું હતું. શ્રી સુન્દરમ્ જેવા સર્જકના સ્પર્શથી એ સતત સંવર્ધતું રહ્યું એમ કહી 'દક્ષિણા'માં પ્રકાશિત વિવિધરંગી સાહિત્યમાંથી કેટલીક વાતો કહી 'દક્ષિણા'નું રસાવલોકન તેમણે કરાવ્યું હતું.




'અર્પણ' માસિકના તંત્રી શ્રી કિરીટ ઠક્કરે 'દક્ષિણા' દ્વારા શ્રી સુન્દરમે શ્રી અરવિન્દના યોગને કેવી સાહજિકતાથી, રોચક રીતે ગુજરાતી-ભાષી પ્રજા સમક્ષ મૂકી આપ્યો તેની સવિસ્તર વાત કરતાં શ્રી સુન્દરમનું આ સંસ્કારકાર્ય ચિરસ્મરણીય રહેશે એમ જણાવ્યું હતું.

શ્રી અરવિન્દના સાધક શ્રી નાનાલાલ જોશીએ સમગ્ર કાર્યક્રમનું સંચાલન કરતાં આ ડીવીડી દ્વારા શ્રી સુન્દરમનું ગુજરાતની પ્રજાને અમૂલ્ય અર્પણ કેવી રીતે ચિરંજીવ બની રહેશે એ જણાવતાં ઉમેર્યું હતું કે આ બન્ને ડીવીડી રૂ. ૨૫૦ની કિંમતે શ્રી નાનાલાલ જોશી 'મા', કૈલાસપાર્ક સોસાયટી, ડાલમીલ રોડ, સુરેન્દ્રનગર - ૩૬૩૦૦૧ (મોબાઈલ : ૦૯૮૨૫૩ ૮૮૪૬૩) પાસેથી મળી શકશે.

કાર્યક્રમમાં શ્રી અરવિન્દના સાધકો, 'દક્ષિણા'ના ચાહકો-વાચકો અને સાહિત્યકારોએ હાજરી આપી હતી.

(અહેવાલ : પ્રવીણ મ. વૈષ્ણવ)

**સ્વ. મનહરલાલ ચોકસીના ગઝલસંગ્રહનું લોકાર્પણ : ડૉ. દિલીપ મોદીને મનહરલાલ ચોકસી પારિતોષિક**

પ્રકાશનસંસ્થા સાહિત્ય સંગમ અને નર્મદ સાહિત્ય સભાના સંયુક્ત ઉપક્રમે ડૉ. મુકુલ ચોકસીના સહયોગથી સ્વ. મનહરલાલ ચોકસીની સ્મૃતિમાં ગઝલક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન કરવા માટે અપાતું 'સ્વ. મનહરલાલ ચોકસી પારિતોષિક' જાણીતા કવિ-ગઝલકાર-લેખક-તબીબ ડૉ. દિલીપ મોદીને અર્પણ કરવાના અને સ્વ. મનહરલાલ ચોકસીના નવા ગઝલસંગ્રહ 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો'ના લોકાર્પણ કાર્યક્રમમાં પ્રમુખસ્થાનેથી સાહિત્યકાર શ્રી ભગવતીકુમાર શર્માએ જણાવ્યું હતું કે, મનહરલાલ ચોકસી યોગીપુરુષ હતા. ને તેમણે ગઝલસર્જનને યોગની કક્ષાએ પહોંચાડ્યું હતું. તેમને ગઝલયોગીનું બિરુદ આપી શકાય. તેમને ગઝલના છંદ હસ્તાકમલવત્ હતા. ગઝલસંગ્રહનું શીર્ષક 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો' ઉચિત છે, કેમ કે એમને અગોચરમાંથી પણ ગઝલ મળતી હતી.

આ પ્રસંગે સ્વ. મનહરલાલ ચોકસી સ્મૃતિ પારિતોષિક કવિ ડૉ. દિલીપ મોદીને અપાયું. મનહરભાઈના આશીર્વાદ દિલીપભાઈના ગઝલસર્જનને કાયમ મળતા રહ્યા છે. શ્રી દિલીપ મોદી કશી પણ હોહા વિના, ચૂપચાપ, નિજાનંદે ગઝલસર્જન કરતા રહ્યા છે એ આનંદની વાત છે. અતિથિવિશેષપદેથી શ્રી નાનુભાઈ નાયકે સ્વ. મનહરભાઈ ચોકસી સાથેનાં સંસ્મરણો તાજાં કરી જણાવ્યું કે, મનહરભાઈના પ્રયાસોથી જ સૂરતને વિશિષ્ટ ગઝલકારો મળતા રહ્યા છે. સુરતમાં ગઝલકારોની એક આગવી પેઢી તૈયાર કરવામાં મનહરભાઈનો બહુમૂલ્ય ફાળો રહ્યો છે એ ભૂલવું ન જોઈએ. કવિશ્રી દિલીપ મોદી વિશે કહ્યું કે, એમની કવિતામાં એકલતાનું આગવું સૌન્દર્ય છે. શ્રી દિલીપ મોદીએ પ્રતિભાવમાં સૌનો આભાર માની કહ્યું કે ડૉક્ટરી વ્યવસાયમાં વ્યસ્ત હોવા છતાં એમનો પ્રથમ પ્રેમ કવિતા છે. મનહરભાઈ ચોકસી સાથે સંકળાયેલું આ પારિતોષિક મળવાથી ધન્યતાનો અનુભવ થાય છે. શ્રી રવીન્દ્ર પારેખે મનહરભાઈ ચોકસીની કવિ અને માણસ તરીકેની વિશિષ્ટતાઓની રસપ્રદ વાતો કરી હતી. શ્રી બકુલેશ દેસાઈએ કવિશ્રી દિલીપ મોદીનો પરિચય કરાવ્યો હતો. શ્રી વિવેક ટેલર અને શ્રી રેખાબહેન પટેલે પ્રાસંગિક વાતો કરી હતી. શ્રી કિરણ ચૌહાણ અને શ્રી ગૌરાંગ ઠાકરે મનહરલાલ ચોકસીની કૃતિઓનું પઠન કર્યું હતું. શ્રી મનુબહેન ચોકસીએ મનહરલાલ ચોકસી વિશેના અર્પણ-કાવ્યનું ભાવવાહી પઠન કર્યું હતું. શ્રી ભગવતીકુમાર શર્માએ 'ક્યાં ક્યાંથી મળી છે ગઝલો'નું લોકાર્પણ કર્યું હતું. શ્રી નીલેશ પટેલે તૈયાર કરેલી સ્વ. મનહરલાલ ચોકસી વિશેની ડોક્યુમેન્ટરી સીડીનું લોકાર્પણ મહેક અને અક્ષરે કરાવ્યું હતું. શ્રી જનક નાયકે કાર્યક્રમનું સંચાલન કર્યું હતું.

**નવસર્જન સાહિત્યવર્તુળ-ધરમપુરના ઉપક્રમે દ. ગુજરાતના અંતરિયાળ વનપ્રાંતમાં યોજાયેલા સાહિત્યિક કાર્યક્રમો**

તા. ૨૮મી જૂન, '૦૮ને શનિવારના દિને નવસર્જન સાહિત્યવર્તુળ - ધરમપુરના નેજા હેઠળ ચોપાસ વનરાજિથી ઘેરાયેલા ધરમપુરના 'સાયન્સ સેન્ટર'ના કોન્ફરન્સ હૉલમાં સ-રસ સાહિત્યિક કાર્યક્રમ સંપન્ન થયા. સૌ પ્રથમ જાણીતાં લેખિકા અને 'બાળસાહિત્ય'નાં સર્જક પ્રા. ડૉ. અરુણિકા મનોજ દરૂએ પોતાના વ્યાખ્યાનમાં કવિશ્રી ઉશનસ્‌ની સ્મૃતિકથા 'સદ્‌માતાનો ખાંચો'નો પરિચય આપ્યો. પ્રા. શ્રી મનોજ એમ. દરૂએ ધરમપુરની ધરતીમાંથી જ ઊગી નીકળેલી શ્રી ચંદ્રકાંત પંડ્યાની સ્મૃતિકથા 'બાનો ભીખુ'નું રસપાન કરાવ્યું અને સંશોધનાત્મક દષ્ટિકોણથી વિશિષ્ટ માહિતીની છણાવટ કરી. 'દરૂદંપતી'એ બંને સ્મૃતિકથાનો રસપ્રવાહ વહાવ્યો હતો.

તા. ૨૯મી જૂન '૦૮ને રવિવારે ઔરંગા નદીના રમણીય તટે આવેલા નાંધઈ-ભૈરવી મુકામે નવસર્જન સાહિત્ય વર્તુળના ઉપક્રમે 'ભ્રમણગોષ્ઠિ'નો વિશિષ્ટ કાર્યક્રમ યોજાયો. આ સાહિત્યગોષ્ઠિમાં ભાગ લેનારાંઓ હતાં : પ્રા.મનોજ એમ. દરૂ, પ્રા. ડૉ. અરુણિકા મનોજ દરૂ, પ્રા. ડૉ. મનોરમા ડી. પટેલ, 'સંસ્કાર મિલન' - વલસાડના મંત્રી શ્રી અમૃત કે. દેસાઈ, જાણીતા ચર્ચાપત્રીઓ શ્રી ધીરુ મેરાઈ, શ્રી રાયસીંગ વળવી અને શ્રી ચંદ્રકાન્ત મિસ્ત્રી, સને ૨૦૦૭ના ગ[illegible] 'ભગિની નિવેદિતા એવોર્ડ' વિજેતા, સિદુમ્બર ઉ[illegible]

વિદ્યાલયના આચાર્યશ્રી ગુલાબભાઈ એન. પટેલ અને જેમના ઘરે મનભાવતુ ભોજન સહુએ લીધુ તે શ્રી ગુલાબભાઈ પટેલના શ્વસુરજી શ્રી ચિંતામણિભાઈ બી. પટેલ.

સાહિત્યના માધ્યમથી એકમેકના મનના સેતુઓ કઈ રીતે જોડાય છે અને સાહિત્ય શી રીતે જીવનનુ એક પ્રેરકબળ બની રહે છે તે અંગે રસપૂર્ણ વાતો થઈ શ્રી ચિંતામણિભાઈ પટેલે નાધઈના પ્રખ્યાત અને પ્રાચીન શિવાલય (ગુપ્તેશ્વર મહાદેવ)નો ઈતિહાસ પોતાની નોખી, આગવી શૈલીમાં વર્ણવ્યો જેમા આદિવાસી પ્રજાની શિવભક્તિ, દ ભારતના સંતશ્રી ચદ્રમણિ મહારાજ અને ધરમપુર સ્ટેટના પૂર્વ રાજવી શ્રીમંત શ્રી વિજયદેવજી મહારાજ અગેના ઉલ્લેખો નોંધપાત્ર અને ધ્યાનાકર્ષક બની રહ્યા હતા.

(અહેવાલ પ્રા. ડા. મનોરમા ડી. પટેલ, વલસાડ)

■

---

## નવલકથાકાર વિઠ્ઠલ પંડ્યાનું અવસાન



(૧૧૧ ૨૩ ૭-૭-૨૦૦૮)

સાબરકાઠાના પનોતા પુત્ર સુપ્રસિદ્ધ નવલકથાકાર અને વાર્તાકાર શ્રી વિઠ્ઠલ પંડ્યાનુ ૮૫ વર્ષની વયે મુબઈ ખાતે દુ ખદ અવસાન થયુ છે

૧૯૨૩ની ૨૧મી જાન્યુઆરીએ સાબરકાંઠાના કાબોદરા ગામે ખેડૂત પરિવારમા જન્મેલા વિઠ્ઠલભાઈ નવ વર્ષના હતા ત્યારે મુબઈ ગયા હતા અને અનેક સઘર્ષો વેઠી ઈન્ટર કોલેજ સુધીનો અભ્યાસ કર્યો હતો. પ્રારભમા ફિલ્મ જગતમા કામ કર્યું હતુ તેમણે ૪૮ નવલકથાઓ અને ૧૦ નવલિકા સગ્રહો ગુજરાતી સાહિત્યને આપ્યા છે તેમનો એક વિશાળ વાચક વર્ગ છે તેમને આપણી શ્રધ્ધાજલિ

## શ્રી શિવ આચાર્યની વિદાય

શ્રી શિવભાઈ આચાર્યની વિદાયના સમાચાર મળતા અતરમા એક ઘેરા શોકની છાયા ફરી વળી. એક પીઢ પત્રકાર, નાટ્યકાર, નવલિકાકાર અને ઉત્કૃષ્ટ ગુજરાતી ફિલ્મોના પટકથાલેખક તરીકે એમણે ગુજરાતભરમાં ખ્યાતિ મેળવી હતી. એમનો પ્રથમ પરિચય આજથી સત્યાવીશ વર્ષ પહેલા ઈ સ. ૧૯૮૧મા મને ફૂલછાબ કાર્યાલયમાના સૌરાષ્ટ્ર મુદ્રણાલયમા થયેલો. એ વખતે ત્યા કચ્છમિત્ર ના દીપોત્સવી અકનુ છાપકામ થઈ રહ્યુ હતુ અને એ સમયે શ્રી શિવકુમાર આચાર્ય અમારા વ્હાલા શિવભાઈ કચ્છમિત્રના કાર્યકારી તંત્રી તરીકે ફરજ બજાવતા હતા. શિવભાઈની નિગેહબાની નીચે શ્રી ગિરધરભાઈ ગોરસિયાના મુદ્રણસચાલનમા તૈયાર થતા અઢીસો જેટલા પાનાંના દળદાર દીપોત્સવી અંક માટે એમણે મારી પાસેથી મારા જીવનની સર્વપ્રથમ મૌલિક કૃતિ એક લોકજીવનની ઘટના, વાર્તારૂપે તૈયાર કરાવેલી.



(૧૧૮૧૯૩૦ ૨૧-૬-૨૦૦૮)

થયુ એવુ કે એ વખતે હું સૌ. યુનિ.મા સતકવિ દાસી જીવણના જીવન કવન વિષયે પીએચ.ડી.ની પદવી અર્થે સશોધન-અધ્યયન કરતો હતો એવામા મારા પરમ મિત્ર તખતદાન રોહડિયા દાન અલગારી, જે શિવભાઈના ચાહક સ્નેહીજન, એમણે અમારો પરિચય કરાવ્યો. પહેલીવાર મળ્યો અને ગાઢ આત્મીયતાના દોરથી બંધાઈ ગયા. એ વખતે મારા કેટલાક સશોધનલેખો ઊર્મિ નવરચનામાં પ્રકાશિત થતા રહેતા, પણ મૌલિક વાર્તા કવિતા-નિબંધ એવુ કશુ લખવાની હિંમત નહોતી ચાલતી. શિવભાઈએ પરાણે મારી પાસે સ્વજનોની વિદાય પછી શીર્ષક નીચે મારા વતન ઘોઘાવદરમા જ સોએક વર્ષ પહેલા થઈ ગયેલા એક ખેડૂત ભક્ત ભાણાભગતના જીવનપ્રસગો પરથી લોકવાર્તાની શૈલીમા વાર્તા લખાવી. એક નાનકડા સશોધક વિદ્યાર્થીને પ્રોત્સાહન આપી-બિરદાવી હેતભર્યા તકાદાથી એમણે સાહિત્ય સર્જનના ક્ષેત્રમાં પ્રવેશ કરાવ્યો. પછી તો વારવાર મળવાનું થતું રહ્યુ એમણે કચ્છમા વસવાટ શરૂ કર્યા પછી અમારી મુલાકાતો ઓછી થઈ પરતુ આત્મિયતા એવી જ કાયમ માટે તાજી રહેતી. જ્યારે જ્યારે મળવાનુ બને ત્યારે મારી પ્રગતિના સમાચાર જાણીને બિરદાવતા રહેતા.

આજે એ બધા જ સ્મરણો તાજા થાય છે મારા જેવા કેટલાયે નવોદિત પત્રકારો કવિ-સાહિત્યકારો અને કલાકારોએ એક પ્રેમાળ સ્નેહી વડીલ મિત્ર ગુમાવ્યા છે બહારથી અત્યત રૂક્ષ અને બરછટ વ્યક્તિત્વ ધરાવનાર શિવભાઈ પોતાના પ્રચાર પ્રસાર માટે તદ્દન ઉદાસિન હતા. અને એટલે જ ગુજરાતી સાહિત્યકોશ, સાહિત્યકારકોશ કે સંદર્ભગ્રંથોમાં એમના વિશે ક્યાયે વિગતો નહીં સાંપડે પણ અપરપાર મિત્રોના હૃદયકોશમાં બિરાજિત આ સાચા શબ્દસાધકને કચ્છ સૌરાષ્ટ્ર કે ગુજરાતના શબ્દસેવીઓ ક્યારેય નહીં ભૂલી શકે

ડૉ. નિરંજન રાજ્યગુરુ

શ્રી શિવ આચાર્યનાં લેખિકા સુપુત્રી મીનાક્ષી ચંદારાણા પરના પત્રમા...

(આનંદ આશ્રમ, ઘોઘાવદર, તા. ગોંડલ, જિ રાજકોટ ૩૬૦૩૧૧)

---

### ભૂલ સુધાર

'ઉદ્દેશ' આગસ્ટ ૨૦૦૮ના તંત્રીલેખમાં ૧૮મી નવેમ્બર ૧૯૮૯ના રોજ સુન્દરમે એના નામસંસ્કાર કર્યા અને ૧૫મી આગસ્ટ ૧૯૮૯થી આપણી ભાષામા સર્વભાષા સરસ્વતી ના સૂત્ર સાથે 'ઉદ્દેશ' નું પ્રાકટ્ય થયું એમ જોઈએ. ભૂલથી ૧૮મી નવેમ્બર ૧૯૮૮ છપાયુ હતું.






It's exactly a year ago, that we launched the 'Uddesh' website. In just one year our community of like-minded people has grown to 40,297 readers and we are now connected to people in USA, Australia, Canada, Europe, Japan, West Asia and South Asia, besides India. Its a very simple uddesh that guides our effort - to reach out and connect with all those who love literature, language and appreciate new perspectives, thoughts and insights!



**જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org**



## આ અંકના સર્જકો

**દક્ષા વ્યાસ :** કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **ડૉ. પ્રતીક અરવિંદભાઈ દવે :** અધ્યક્ષ, અંગ્રેજી વિભાગ, એસ.એસ.પી. જૈન કૉલેજ, ધ્રાંગધ્રા - ૩૬૩૩૧૦ **યશવન્ત મહેતા :** ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **ધીરેન્દ્ર મહેતા :** 'જીવનછાયા', પંડિત દીનદયાળ ઉપાધ્યાય માર્ગ, ભુજ (કચ્છ) - ૩૭૦૦૦૧ **ઉશનસ્ :** લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **પ્રબોધ ર. જોશી :** 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની :** સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **નલિન રાવળ :** ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪ **ડૉ. સિલાસ પટેલિયા :** ઈ/૧૧, સૂર્યા ફ્લેટ્સ - બી, સ્વામીનારાયણ નગર સામે, નિઝામપુરા, વડોદરા - ૩૯૦૦૦૨ **રમણીક સોમેશ્વર :** 'પલ્લવ', ફોરેસ્ટ ઑફિસ પાસે, માનવ કોમ્પલેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦ **મહેશ દવે :** ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **મનોહર ત્રિવેદી :** 'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંક્શન, જિ. ભાવનગર - ૩૬૪૭૪૦ **ઊજમશી પરમાર :** ૭૫, સમરથનગર, હાંસોલ, અમદાવાદ - ૩૮૨૪૭૫ **ભગીરથ બ્રહ્મભટ્ટ :** એ/૩, યુનિ. સ્ટાફ કોલોની, વલ્લભવિદ્યાનગર - ૩૮૮૧૨૦ **પન્ના નાયક :** 9034, Lykens Lane, Philadelphia, PA 19128 **મિલિન્દ ગઢવી :** ૧૦૩, ભાગ્યોદય-બી, દીવાંજલી-૨, સંપત્તિ ફ્લેટ્સ સામે, ટીંબાવાડી પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧ **મણિલાલ પટેલ :** 'સહજ' બંગલો, શાસ્ત્રી માર્ગ, શાન્તાબા પાર્ક પાસે, વલ્લભ-વિદ્યાનગર - ૩૮૮૧૨૦ **બકુલેશ દેસાઈ :** સોપારીગલી, મહર્ષિ ફ્લેટ્સ, અસ્તિનગર પાસે, નવયુગ કૉલેજ પાછળ, સુરત - ૩૯૫૦૦૯ **રાધેશ્યામ શર્મા :** ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **ગિરીશ ભટ્ટ :** પ્રશાંત નિલયમ, માધવનગર, સુરેન્દ્રનગર - ૩૬૩૦૦૧ **નિર્મિશ ઠાકર :** બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **અભિજિત વ્યાસ :** 'ગુલાબકુંજ', રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧ **દુષ્યન્ત પંડ્યા :** 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **હેમેન્દ્ર શાહ :** ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ :** ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

# ઉદ્દેશ

વર્ષ : ઓગણીસમું　　અંક : ત્રીજો　　સળંગઅંક : ૨૧૭

## અનુક્રમ : ઑક્ટોબર ૨૦૦૮



**આદ્યતંત્રી : રમણલાલ જોશી**

### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વણપ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું 'ઉદ્દેશ' ફાઉન્ડેશન, c/o, પ્રબોધ ર. જોશી, 'Serene', સેક્ટર બી ૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦ (અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી) લખાણો મળવા વિશે કે તેમના સ્વીકાર/અસ્વીકાર વિશે ફોન ઉપર પૃચ્છા નહિ કરવા વિનંતી છે
- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯ ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦ સ્થાપત્ય ઍપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦ ૮૩૨૭૦ ૦૦૮૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શૉપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કૉમ્પલેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo co in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮, પ્રથમ માળ, મુક્તિ ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન (૦૨૭૬૨) - ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮

**તંત્રી : પ્રબોધ ર. જોશી**

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, 'Serene, સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮થી પ્રગટ કર્યું.
મુદ્રણસ્થાન પટેલ પ્રીન્ટીંગ પ્રેસ પ્રા. લિ., રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧ ફોન ૨૨૧૪૩૨૨૮

ઉદ્દેશ
ઑક્ટોબર ૨૦૦૮
(વર્ષ ૧૯ : અંક ૩)

सर्वभाषा सरस्वती







# પ્રકાશની પળ

ઝળાંહળાં પ્રકાશ તો સ્ટેજ પર હતો ! સામે સઘળું અંધારું. ચહેરા દેખાતા નથી. વાત, કહો, કોની સાથે કરવી ? છેવટે આયોજકોને પ્રકાશની સંરચના કરવાનું સ્ટેજ પરથી જ કહેવાઈ ગયું. દિવાળી–પ્રકાશનું પર્વ આવી પૂગ્યું છે. ઝળાંહળાં રોશનીથી શહેરો ઝગમગે છે. પેલા સ્ટેજ ઉપર ઊભા હોઈએ એવી જ કંઈક હાલત છે. પ્રકાશને પામવા જરા સામે ય જોવું તો પડશે અને ત્યાં પણ અજવાળું કરવું પડશે. સઘળો પ્રકાશ પોતાના તરફ વાળવાથી પ્રકાશને પામી શકાતો નથી, અંધારાનો સામનો કરવો પડે છે.

એ સમજાય તો પ્રકાશનું પર્વ પૂરું પામી શકાય. કંઈક પામવા માટે એને સઘળું અંકે કરવું એ ખોટી રીત પરાપૂર્વથી ચાલી આવે છે. જે પામવું હોય તે આપવું પડે. પ્રેમ આપવાથી પમાય છે, પ્રકાશ આપવાથી અનુભવાય છે. વાસ્તવમાં તો આપણે જે આપીએ છીએ તે જ આપણને પાછું આવી મળે છે. આ કોઈ મોટા 'રૉકેટ-સાયન્સ'નો વિષય નથી, આપણા રોજ-બ-રોજના સામાન્ય અનુભવની વાત છે, થોડીક ધીરજ ધરી અપનાવવા જેવી વાત છે. અને પછી તો આપણે શું મેળવવું છે એ પણ આપણે જ નક્કી કરવાનું !

પણ એમ થતું નથી. જે મેળવવું છે તે આપવું નથી અને જે આપીએ છીએ તે મેળવવું નથી ! વિરુધ્ધ વર્તનની આપણી આવી પ્રતિક્રિયાનાં મૂળ કદાચ વિરોધો (contrasts)થી જ વસ્તુઓને ઓળખવાને ટેવાઈ ગયેલા આપણા, યુગોથી સંચિત થતા રહેલા સંવેદનાતંત્રમાં છે. પ્રકાશને અંધારથી, રાતને દિવસથી અને સફેદને કાળાથી ઓળખતું અને એવાં વિવિધ વિરુધ્ધ જોડકાંથી રચાયેલા વિભાવોથી ઘડાયેલું આપણું સંવેદનાતંત્ર, ચોકઠાં (Boxes)માં અટવાઈને, અટકીને ઊભું છે. પરિણામે, વિરોધો અવિરત વધતા અને વહેંચાતા રહે છે.

શતાબ્દીઓથી સંવેદનાતંત્ર નામ અને સંજ્ઞાઓના ભાર તળે દબાઈને બેઠું છે. કવિ કલ્પનો, જાણ્યે અજાણ્યે એને કંઈક મુક્ત કરવાની મથામણ કરતાં રહે છે પણ કોઈ મોટો વિસ્ફોટ થતો નથી. સંજ્ઞાઓનાં ચોકઠાં એવાં તો સજ્જડ ફીટ થઈ બેઠાં છે અને કાળે કરી એમને એટલો તો કાટ લાગ્યો છે કે એ ચોકઠાંની બહારનું વિશ્વ આપણે માટે અ-જાણ્યું જ છે.

આપણા આ ચિરપરિચિત સંવેદનાતંત્રની પાર પણ કોઈક પ્રદેશ હશે કે જ્યાં પ્રકાશ પ્રકાશથી પ્રકાશતો હશે - એને ખોળવા, ઓળખવા અંધારાના વિભાવની લાકડી પકડવી નહિ પડતી હોય. આકાશને રંગ નહિ હોય ને ફૂલનાં નામ નહિ હોય. એ નામથી કે નામ આગળ આપણી અનુભૂતિ ઊઘડતી કે અટકતી નહિ હોય. આપણે બધાં નામ આપવાં બાકી હશે - નર્યા વિસ્મયના એ પ્રદેશમાં કે જ્યાં આપણે બધું, બધું જ જોતા હોઈશું, અનુભવતા હોઈશું જાણે પ્રથમવાર...

એ શક્ય છે ? આપણું જ્ઞાત મન તરત પૂછશે. અજ્ઞાતને જ્ઞાતથી પામી કે માપી શકાતું નથી. એ કવાયત તો પાછા આપણને એના એ જ કૂંડાળામાં પાડશે, અટકાવશે.

પણ જુઓ - કેવળ જુઓ, આ પ્રકાશની પળ કેવી ખૂલું ખૂલું થઈ રહી છે...

૨ ઑક્ટોબર ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

## સાલ-મુબારક

●

યોસેફ મેક્વાન

શબ્દ મનમા ઊઘડો ઝળાહળા
ભીતરી અંધાર હો ઝળાહળા !

સાલ મુબારક કહુ છું શ્વાસમા
સૂર્ય જેવા ઊગજો ઝળાહળા

આ જગત છે ગૂંચનું જ ગૂચળુ,
વાટ સમજણની જલો ઝળાહળા !

જેમ આ બ્રહ્માડ ઝળહળી રહ્યુ
જીવતર એવુ હજો ઝળાહળા !

આપણુ શુભ જે હતુ ગયુ રહ્યુ
રહો સ્મરણનો દીવડો ઝળાહળા !

## એક નવા સુખની શોધમાં

(સુખ સપ્તક)

●

ડૉ. યશવંત ત્રિવેદી

(૧) એક નવા સુખનો રંગ શોધું છું ..

હુ વળી એક નવા સુખનો રગ શોધુ છુ
આમ તો સુખનો રંગ પતગિયા જેવો બહુરગી હોય છે

ક્યારેક વેલી ઓફ ફ્લાવર્સના બ્રહ્મકમલો જેવો શ્વેત પીળો
ક્યારેક શોનબ્રૂન ગાર્ડનના ગુલાબો પર રાતભર ઝમેલા પ્રિન્સેસ કેથરિનના સ્વપ્નો જેવો
ક્યારેક શિયાળાની રાત્રે પ્રતીક્ષામા બારીના કાચ ઉપર ઝરમરતા ઝાકળ જેવો
ક્યારેક વસતમા દર્પણના ગ્લાસ પર બેઠેલી અગ્નિની જ્વાળા જેવો કેસરચટ્ટો
ક્યારેક સપ્તરગી મેઘધનુષ્ય પર હીંચકતી છોકરીની આખોના વિસ્મય જેવો
ક્યારેક વેલાઝકવેઝના ચિત્ર વીનસ અને નાનકડા કામદેવના નિર્વસ્ત્ર દર્પણ સમો

કેટલી બધી પુષ્પ ઝંખનાઓએ આ ઉપવનની ભાગ્યલિપિ આલેખી છે .. !
કેટલી બધી નદીઓની તૃષાએ આ નદી-દ્વીપોને લતામડપોથી શણગાર્યા છે.. !
કેટલા બધા વિસ્મયો વક્ષ સ્થલ અને આગળીઓના ટેરવા પરની વિશ્રભકથાઓમાં.. !
કેટલા બધા રહસ્યો અપ્રગટ રહી ગયા છે તારા અને પૃથ્વીના પત્રાતરાલોમા... !

પણ જો પતંગિયાને કોઈ સોય ભોંકી દે પાખો પર
તો જિંદગી જખ્મોના રોઝટાટૂથી ભરેલા રૂમાલ જેવી લાગે છે !
નહિતર સુખનો રગ કુંવારા રક્તની પાંદડીઓથી ચમકતા લાલ ગુલાબ જેવો હોય છે !

રાત્રે કલાઈડોસ્કોપમા સુખના અનેક રંગો જોતોજોતો સૂઈ જાઉ છું !
પણ પ્રભાતના પર્લ-ગ્રે પ્રકાશના દર્પણમાં જોઉ છુ તો
વળી જિંદગી ઊભી છે એક નવા અનામ સુખનો રગ ધરીને !

## (૨) મૃગલીની સુખની શોધની દંતકથા

એક નિર્દોષ મૃગલી રોજ ઉપવનમાં રમ્યા કરતી !
ઘડીક હરિત વૃક્ષોના થડ પાસે એનાં કોમળ શિંગડાં ઘસતી
ઘડીક ટર્ફ પર ગાલ ઘસી તૃણોને વહાલ કરતી !
ક્યારેક છોકરીઓ રમવા આવી હોય તો એમના ફ્રોકને હોઠથી અડીને
એમનાં સ્વપ્નો વિષે વિસ્મયથી જાણ્યા કરતી...
ક્યારેક નાના તળાવડાનાં સ્વચ્છ પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોઈને સ્તબ્ધ બની જતી

એક દિવસ કોઈ વિશ્વસુંદરીએ એના કંઠ પર રત્નજડિત પેન્ડન્ટ પહેરાવ્યું !
મૃગલીએ તળાવના પાણીના દર્પણમાં પોતાનું મુખ જોયું
અને એના કંઠમાં મૃગજળની તૃષા જાગી ઊઠી !
એને થયું કે કોઈ તૃષાતુર નદી જાણે એને સાદ પાડે છે !
એકવાર લાગ જોઈ ખુલ્લા રહી ગયેલા ગેટ બહાર નાસી નીકળી...

ખૂબ દોડી... વનોમાં, પર્વતોમાં, ગ્રામપ્રદેશોમાં, નગરોના આઉટસ્કર્ટ્સમાં,
પણ પછીનાં રણોમાં, તૃષા પછીની તૃષાઓમાં, એકલતા પછીની એકલતાઓમાં,
પ્રશ્નો, પ્રહેલિકા, અતીત અને અનાગત સુધી એટલી દોડી...
કે ધોમધખતા આતપમાં મૂર્છા ખાઈને પડી ગઈ -
મોંમાંથી ફીણ નીકળવા માંડ્યાં, આંખોના કિનારે એકકેક આંસુ...

એક ફકીરે પસાર થતાં જોયું કે મૃગલી સુખની તૃષ્ણામાં મૂર્છિત થઈ ગઈ છે
એમણે મૃગલીને પાણી પાતાં કંઠ પર હાથ ફેરવ્યો -
રત્ન જોઈને બધો ભેદ સમજી ગયા !
કંઠ પરથી રત્નજડિત પેન્ડન્ટ ઉતારી નાખી એને પાછી ઉપવનમાં મૂકી આવ્યા.

વળતે દિવસે મૃગલી નાની છોકરીઓ, ખિસકોલીઓ અને પંખીઓ સાથે
નિરુદ્દેશ ઉછળતી કૂદતી કેં રમી રહી છે !!
પતંગિયાંઓ મૃગલી સાથે આખો દિવસ એટલું તો નાચ્યાં ને ઊડ્યાં -
કે રાત્રે આકાશના ફરફરતા વસ્ત્ર પર તારાઓ થઈને ચોંટી ગયાં !

## (૩) આ કોણ સુખમાં પીંછાની જેમ...

સુખ તો પતંગિયા ને પરીકથા જેમ બધે ઊડ્યા કરે છે
દીવાનખાનામા, બેડરૂમમા, વરન્ડામા, સ્કાફ બાધેલા વૃક્ષોમાં,
નિર્દોષ અવાજ ને નિર્મળ દષ્ટિમાં, માતાની જેમ ઊભેલી મમતામયી
પૃથ્વીની છાયામાં, દિવસની ડાળ પર આશાના પખીના ટૌકાઓમા,
પતગિયા અને તારાઓને પકડવા ઊંચે આકાશમા ઊડતી પ્રેમગીતની પક્તિઓમા.

કોણ અદષ્ટ માળી ગ્રીષ્મનાં વૃક્ષોને સુખની તૃષા પાયા કરે છે જેથી ઝંખનાનાં ફૂલો ફૂટે છે !
કોણ ગ્રીષ્મની પરિપક્વતા રેપી દે છે કન્યાઓના વિહ્વળ સુદર શરીરમાં !
કોણ વૈશાખના ગીતોમા પૃથ્વીની વ્યાકુળતાને કેસરના છોડ જેમ ફેલાવી દે છે !

અરે ! સારસોના ટોળા સાથે અફળાઈને આ કોણ સુખમા પીંછાની જેમ ખરી પડે છે !
કોણ પુષ્પગધે મઘમઘતા વૃક્ષો નીચેથી સુખના રસ્તા જેમ સવાર સાજ પસાર થયા કરે છે !

પ્રભાતના તૃણો અને પુષ્પોની લીલીછમ તાજી ભાષા જેમ
ફક્ત આપણને આવડવું જોઈએ અખિલ વિશ્વ જેમ આપણી ભીતર પ્રવેશી જતાં !

## (૪) એવા અનિર્વચનીય સુખની ક્ષણને...

તો તમે સુખને જોયુ નથી
જો તમે કાંટા પર ટટ્ટાર ઊભા રહી ગયેલા પતગિયાને જોયુ નથી

લિફ્ટમા પ્રેમ થઈ જાય એ કેટલો રોમાચક હોય છે !!
પછી તમે જિંદગીની ગ્રેસને લીધે પૂછતા નથી કે હવે તું મળીશ કે નહિ !!
જો પૂછો તો મરેલો કાગડો લઈને ઘેર આવો છો
જો નથી પૂછતા તો એક વેદનાની સારસી સાથે જીવનભર ઊડ્યા કરો છો !!
હવે તમારે ફરી નક્કી કરવાનુ છે કે સુખ શેમા છે ?!

ટાઈટેનિક ફિલ્મની અભિનેત્રી નૃત્ય કરતી પગના અંગૂઠા પર ઊભી રહી જાય છે
ત્યારની એ પરાકાષ્ઠાની ક્ષણે ત્યાં શાશ્વતી સ્તબ્ધ થઈને ઊભી રહી જાય છે
પ્રિયાના પ્રગાઢ આલિગનમા તમને મરવાની ઉત્કટ ઝખના થઈ આવે છે
કવિઓ હજારો કવિતાઓ લખી આ ફીલિંગને હજારો શેઈડ્ઝમાં પ્રગટ કરવા મથે છે
કવિતાને જિંદગી કરતાય વિશાળ પૃથ્વી જેવડી આલેખવા મથે છે
પણ પેલા અવિનષ્ટ સૌદર્યની અશબ્દ શાશ્વતીનુ સુખ કઈ ભાષામાં લખશો ?

હા, ભાષા ઈજીપ્શીયન સમુદ્રની શાહી જેમ બ્લીડ થાય છે
હા, ભાષા હૃદયના બ્લોટિંગમા ચુસાઈ જાય છે
હા, એક વિશ્વવ્યાપી હકારની સોય ઉપર શાશ્વતી ઊભી રહી જાય છે
હા, એક ટટ્ટાર ઊભેલા પતગિયાની પાખો પર શતાબ્દીઓ ઊભી રહી જાય છે
એવા અનિર્વચનીય સુખની ક્ષણને.
હા, જો ભાષા પોતે જ લુપ્ત થઈ જાય કોઈ અનાગત પ્રેમગીતની નિ:શબ્દતામા !

### (૫) અંજુલિમાં સુખના સમુદ્રનો ઘૂઘવાટ...

સુંદરીએ વસંતના દર્પણમાં જોયું તો ગુલમહોરનું ગીત ફૂટી નીકળ્યું છે !
એને થયું કે આજે મને કોણ ચૈતરી રહ્યું છે ચણોઠીની ડાળડાળ જેમ ?!
જિંદગી આજે વીનસ જેમ લાગણી અને ઈચ્છા વચ્ચે મિલનની ઝંખનામાં ખેંચી રહી છે !

એને થાય છે કે આકાશ ઝળહળ પાંખો પસારીને એને પસવારી રહ્યું છે !
રાત્રે જુએ છે તો પૂર્ણિમાનો ચંદ્ર બારીમાંથી કામદેવ જેમ એને સ્પર્શ્યા કરે છે !
જુહુનો માદક પવન ધીરે ધીરે એની સાડીને ભરતીનાં મોજાં જેમ
હળુહળુ ઊંચે ઠેલતો જાય છે અલ્લડ સુખના સમુદ્ર તરફ...

એનાં નેત્રો સ્વપ્નમાં ચંદ્રને બીડીને મીંચાતાં જાય છે સુખની ભરતીના પછડાટમાં...
એને થાય છે કે એનાં વસ્ત્રો ચોરાતાં જાય છે તો હાથ લંબાવીને એ આકાશને ઓઢતી જાય છે...
ભરતી પછીની ભરતીની સ્વપ્નમાધુરીમાં એ શિશુના ખિલખિલાટ હાસ્યને સાંભળે છે...
પોતાના ઉદરમાં શિશુની પાટુનો અવાજ હૃદયના ધબકાર જેમ સાંભળે છે...
આંખોમાં ચંદ્ર અને હાથની અંજુલિમાં સુખના સમુદ્રનો ઘૂઘવાટ સાંભળે છે કાગાનિંદરમાં !

પ્રભાતે શરમાઈને શૃંગારના દર્પણમાં જુએ છે તો કોઈએ પ્રેમગીત લખી રાખ્યું છે !

### (૬) અરે ! સુખ માટે કવિતા લખવા...

સુખ માટે કવિતા લખવા તું જિંદગીને કોઈક ખૂણે નથી છુપાઈ જતી ?
આકાશને પ્યાલામાં ભરી તું રેસ્તોરાઁના ટેબલ પર સોપારીના ઝાડ નીચે નથી બેસતી ?
ક્યારેક ફાટેલા બ્લાઉઝની જેમ જિંદગીને સીવી લેતાં તું સુખ નથી અનુભવતી ?
બધ્ધું રીલેટિવ છે - તું 'ફૂલ' અને 'છલના' એક જ શાહીથી નથી લખતી ?

ક્યારેક તું જિંદગી અને નદી વિષે પ્રશ્નો પૂછીને મુંઝાઈ જાય છે !
ક્યારેક તું કાચ અને અગ્નિ વિષે, ક્યારેક પ્રેમ અને ધુમ્મસ વિષે,
ક્યારેક ક્યાંય નાસી ન શકતાં તું જખ્મો અને વેદના વિષે પ્રશ્નો પૂછ્યે જાય છે !
તું ભાષા અને જિંદગીના ભ્રમ વિષે, ક્યારેક ક્યાંય ન પહોંચવાની દ્વિધા વિષે,
ક્યારેક લાલ ફૂલોના અતીત અને બળતા વાંસવનના સૌંદર્ય વિષે વિચારીને થાકી જાય છે !

કદાચ એમાં વધારે સુખ નહિ હોય - કાવ્યસંગ્રહને આકાશ જેવાં કોરાં પાનાંમાં,
સોનેરી બાઈન્ડિંગથી સીવી લેવો - જેમ પ્રભાતનાં સૂર્યકિરણો ઢાંકી દે છે
હિમાચ્છાદિત પર્વતો સમી યુગાંતરોની તારી નિબિડ નિઃશબ્દતાને ?!

### (૭) દૂરથી સાદ આવે છે સુખના ટાપુઓ પરથી !

દૂરથી સાદ આવે છે સુખના ઝળાંહળાં ટાપુઓ પરથી -
ઓ નાવિકો ! આપણે હમણાં જ ચાલી નીકળશું રત્નજડિત નૌકાઓમાં...

ભોમિયાઓ કહે છે કે ત્યાંનાં સરોવરોનાં દર્પણોમાં
પર્વતો, લીલાંછમ વનો, પુષ્પો, પંખીઓ, મેઘધનુષ્યો
બધું જ પ્રતિબિંબિત થયા કરે છે સુખના પ્રકાશમાં -
ઘાસનાં બીડોમાં કેશગુંફન કરતી દોડતી કન્યાઓ પાણીના પડછાયામાં જરાક જુદી -
એટલે કે જલનાં બીડોમાં તરતી અપ્સરાઓ જેવી લાગે છે

એમની સાથે વાતો કરો તો ધુમ્મસમાં ગ્લાસની સામી બાજુએથી
વિશ્વસુંદરીઓ કર્ણગોષ્ઠિ કરતી હોય એવો મધુર અવાજ આવે છે...
કોઈ બારણા પર ડૉરબેલ મારે તો સ્વયં શાશ્વતી જ બારણું ખોલે છે...

પણ આ સરોવરનું ઊંડાણ કેટલું હશે ?
બહાર પાછા ફરવાનો કોઈ માર્ગ હશે આ ટાપુઓ પરથી ?
સુખની નિયતિ કેવી હશે ? પુષ્પોની ભાગ્યલિપિ કેવી હશે એનાં ઉપવનોમાં ?
આપણી જેમ પીઠ પર ધબ્બો મારી ત્યાં કોઈ આંધળોપાટો રમતું હશે ?
વેદનાની સંતાકૂકડી રમવાની ત્યાં થોડી રજા હશે સુખના ટાપુઓમાં ?
નાવિકો ! જિંદગી તો દરક્ષણે ઋતુઓ જેમ પરિવર્તન ઝંખે છે !
તમે સહન કરી શકશો સુખના ટાપુઓની ઝળાંહળાં રોશનીની સતત ગ્લેરને ?
થોડીક પર્પલ ઉદાસીનો કેફ, થોડીક રત્નમય વેદનાની શાહી રમત,
થોડીક ચટપટી શંકા, થોડીક મૃગજળની પ્યાસ, થોડીક નમકીન બેવફાઈ વગર
વીંધાયેલી હરિણીની લાંબી છલાંગ સમી જિંદગીની નવલકથા અધૂરી નહિ લાગે ?

કદાચ એમાં વધુ સુખ નહિ હોય, નાવિકો ? -
કે રત્નજડિત નૌકાને હલેસાં માર્યા કરવાં સર્વદા...
અને ક્યારેય પહોંચવું નહિ સુખના સુવર્ણ ટાપુઓ પર ?

## આ મન મનખાને મેળે

(ગાન)

●

ઉશનસ્

આ મન મનખાને મેળે રે
આયખું મારું એમ જ આખું
વીતશે સાવ શું એળે રે ?

આ આયખું ના ફરી વારે,
ને તું મારી પ્હોંચની પારે,
અપરંપારને આરે ધ્વજ તમ
ફરકે અણદીઠ દૂહેરે રે... આ.

મુજને મૂકી દો તમ લયમાં,
સ્ખલતો આવીશ તમ આલયમાં,
આ આરો છૂટ્યો છે, તમ તટ
પ્હોંચીશ લ્હેરે લ્હેરે રે... આ.

કાચી માટીનો ઘટ કરમાં
લઈ નીકળ્યો છું અનહદ જળમાં
લ્હેરોથી લ્હેરાતો આવું,
પણ દગ તમ ધ્રુવ ચ્હેરે રે... આ.

(૨-૦૩-૨૦૦૮)

# પાંચ કાવ્યો

●

**ચંદ્રકાન્ત શેઠ**

### ૧. કરી દો !

પ્રભુના રથને અશ્વ અનેક
એક મારોય તહીં જોડી દો !

પ્રભુનાં ચાલે ચક્ર અનેક,
એક મારુંયે મહીં જડી દો !

પ્રભુની હવા વહે ચોમેર,
શ્વાસનાં વ્હેણ તહીં વાળી દો !

પ્રભુના ઊઘડે રંગ અનેક
એક ત્યાં મારો તમે ભરી દો !

પ્રભુના મબલક મોતી-ચાસ
એક આંસુનો મહીં રચી દો !

પ્રભુનાં પુષ્પો ખીલે અપાર,
એક ત્યાં મારું પદે ધરી દો !

પ્રભુનો અંદર-બ્હાર જુવાળ,
ઉછાળી કોઈ તટે તાણી લો !

પ્રભુનો પ્રસન્ન પારાવાર,
એનું મોજું મને કરી દો !

(૩૦-૭/૯-૮-૨૦૦૮)

### ૨. હું ક્યાં જરાય વાર કરું છું ?

હું ક્યાં જરાય વાર કરું છું ?

એ જે ચીંધે મને,
તુરત એ કરી દઉં છું !

એના તો છે સાત સમંદર,
એક જ હોડી મારે !
એના ચાંદ, સૂરજ ને તારા,
એક જ દીવી મારે !
એ જે મારગ કહે,
તહીં ડગ અડગ ભરું છું,
પલની યે ક્યાં વાર કરું છું ?

ધરતી એની, નભ પણ એનું,
મુઠ્ઠી માટી મારે !
રાત-દિવસ સૌ એનાં એનાં,
ગણતર શ્વાસો મારે !
એ જે માંડે ખેલ,
બધામાં રસ હું લઉં છું !
એનું ગમ્યું દરેક,
હોંશથી કરી દઉં છું !

(૩૧-૭/૯-૮-૨૦૦૮)

### ૩. તારામાં હું...

તારામાં હું સદા તરું છું,
તારા રસમાં સહજ સરું છું !

તું છે મારું પરમ ધામ ને
તું છે મારી મસ્તી,
હું તારામાં, તું મારામાં,
એ જ આપણી હસ્તી,
તારી છાયા થઈ ફરું છું

ઊંચાણ તારાં, ઊંડાણ મારાં,
સકળ દલે વિસ્તરવું !
તારો લેવા તાગ અસલમાં,
અંદર સતત ઊતરવું !
તારામાં સૌ તાર ભરું છું

કેટકેટલાં ભીતર ગૂંચળાં
ક્યારે કેમ ઊકલશે ?
પતંગ મારો ક્યારે ઊંચે
ચિદાકાશમાં ચગશે ?

મારું પિલ્લું તને ધરું છું,
મારો ભિલ્લુ તને કરું છું

(૩૦-૭/૩-૮ ૨૦૦૮)

### ૪. હું જ પ્રભુનો દરવાજો ને -

હું જ પ્રભુનો દરવાજો ને હું જ પ્રભુની બારી;
હું જ પ્રભુના ઘરે પ્હોંચતી ગોકુળની ગલિયારી !-

હું જ પ્રભુના ઘરનું તાળું, હું જ પ્રભુની ચાવી;
હું જ પ્રભુની જણસ, એમણે ગમતે ઘાટ ઘડાવી !
હું પ્રભુનું જમુના જળ ને હું જ પ્રભુની ઝારી !-

હું જ પ્રભુની હરિયાળીથી રૂંવે રૂંવે ફરકું;
હું જ પ્રભુની પ્રાણફૂંકથી બંસીબટમાં થરકું;
હું જ પ્રભુનું નંદનવન, ને એની કેસર-ક્યારી !-

મારામાંથી હું ઊંચકાતો છું ગિરિવર ગોવર્ધન;
કાલિયના શિર પરે ચાલતું હું જ પ્રભુનું નર્તન !
હું જ પ્રભુની ગૌરી ગૌઆ, હું એની દૂહોનારી !-
હું જ પ્રભુનું રંગભવન ને ખુલ્લી વળી અટારી !-

(૩૦-૭/૩-૮ ૨૦૦૮)

### ૫. સૌ થશે તો કૃતાર્થ

તારા માટે કેટલા સંત આવ્યા
દીવો લૈને દોરવા અંધકારે !

તારા માથે સ્નેહથી હાથ મૂકી
શાતા દૈને હોંશ તારી વધારે !

તું તો દોડ્યો કેટલો ભાર લૈને !
તેં ના જોયા કેટલા પંથ કાંટા !
જે ના તારું તેની ચિંતા કરીને
તેં તો માર્યા કેટલા વ્યર્થ આંટા !

તારાં જે જે સંપદા-શક્તિ તે તે
કેવાં ખોટાં સાહસે વેડફાયાં !
તારાં લાડી ગાડી વાડીવજીફા
સાચા ટાણે કામ એકે ન આવ્યાં !

ખૂંપ્યું તારા કર્ણનું ચક્ર યુધ્ધે;
કાબે તારા પાર્થને માર્ગ લૂંટ્યો !
તું ના હાર્યો, શું નહીં તું લૂંટાયો,
જ્યારે ધાયો બુગથી થૈ વિખૂટો ?

તારી છોડી ગાંઠડી વ્યર્થતાની,
બાંધી લે નાડાછડી સત્યતાની.
તારાથી તોષાય કોઈ તૃષાર્ત;
સંતો-દેવો સૌ થશે તો કૃતાર્થ

(૬ ૮/૧૦-૮ ૨૦૦૮)

## ગ્રન્થ હવે સંકેલ્યા રે... !

હતા એટલા અક્ષર વાંચ્યા સઘળા ગ્રન્થ ઉકેલ્યા રે... !
મુનિજન શા ઊંડા ઉતરેલા કૂવા સહુ ઉલેચ્યા રે... !

આમ મળે ના, તેમ મળે ના
ગામ, ઘાટ, ઘર ખાલી રે...
દૂરથી જે ભરચક દેખાતી
એ ય જગાઓ ઠાલી રે...

કઠણ દ્વારને કળથી ખોલ્યાં, સરળ અંગૂઠે ઠેલ્યાં રે... !
હતા એટલા અક્ષર વાંચ્યા, સઘળા ગ્રન્થ ઉકેલ્યા રે... !

તું છે એવું તેં જ કહ્યું છે
અમે મગન સૌ મનમાં રે,
તૃષા હતી પણ તૃપ્ત થતા'તા
પરબ અમારી તનમાં રે,

તને ગરજ તે તને શોધવા કૌતુક અમમાં મેલ્યાં રે... !

તું મળશે તો તને ફાયદો
અમને કશો ન લહાવો રે...
ઊંચું એટલું આઘું, અમને
માટીનો જશ ગાવો રે...

તેં જનમાવ્યા અમને તો પણ અમે દુઃખડાં ઝેલ્યાં રે... !
મળવું હો તો મળજે, થાક્યા ! ગ્રન્થ હવે સંકેલ્યા રે...

## મારે શું લહેવાનું છે ?

●

**વિનોદ ગાંધી**

નથી અને છે - એની વચ્ચે તારે તો રહેવાનું છે,
હું સઘળે છું - એવું પાછું તારે તો કહેવાનું છે.

પડદા આગળ, પડદા પાછળ
નાટક તારું જુદું જુદું
પકડું એવી પળ આવે ત્યાં
ઊડી જતો તું - કૈં એવું ફૂદું !

ખાડાબાડા તું ખોદે એ મારે તો સહેવાનું છે...
હું સઘળે છું - એવું પાછું તારે તો કહેવાનું છે... !

પર્વત જેવો પિંડ હોય ને
પંડે તું પરમાણું છે,
ચારેગમના તિમિર વચ્ચે
વાયું જાણે વહાણું છે,

કાંકરમાંથી સાકર શોધી મારે શું લહેવાનું છે... ?
નથી અને છે - એની વચ્ચે તારે તો રહેવાનું છે !

## મોસમ આજે

●

**મીરા આસિફ**

ઝાકળ ભીનાં ઝાંઝર પ્હેરી ફૂલ પરી મલકાતી
જોબનવંતી મોસમ આજે રંગ ભરી છલકાતી

કોકિલ કંઠે યાદ છલોછલ ગીત બની લ્હેરાતી
દર્પણ સામે વેશ ધરું તો નજરું પણ નજરાતી

દામન આખું મોતીડે ચિક્કાર ભરી લે સાજન
મલમલતા અણસારે ત્યારે કૈંક ગઝલ સર્જાતી

તું ય પલળતી હું ય પલળતો સગપણ છે મરજાદી
શરણાયુંના સૂરે મીરા દુલ્હન થઈ શરમાતી

મીરા બનશે મસ્તકલંદર મેવાડી દરબારે
આ ગઝલો છે ધ્યાન હરિનું આંખ નથી ભરમાતી.

## બે હથેળી

●

**ભાનુપ્રસાદ પંડ્યા**

આ ઊગામેલો હાથ !
જાણે માથે ઝૂક્યો હાથલિયો થુવેર !
તેમાં રેખાએ રેખાએ
ઊગ્યાં હશે કાંટાળાં વેર ?
એ હથેળીમાંની જલાંજલિ પણ
પલટીને પરિણમે ઝેર !
આ રહી આશિમુદ્રાની હથેળી !
પાંચેય આંગળીએથી ધીરે ધીરે
અદીઠાં અમ્રત ઝરે !
એને ટેરવે ટેરવે મંદ શગ બળે !
એને અજવાળે આનંદ ભણી પગ વળે !
એની વચ્ચે ખીલ્યું પદ્મ
શાંતિ અને સુરક્ષાનું સદ્મ !
તેમાંથી વત્સલ વરદાનોની
સરવાણી વહે !
જે પેલા ઊગામેલા
હાથને ય ચહે !

## વચમાં હસે છે બારણું !

●

ભાનુપ્રસાદ પંડ્યા

બે ગોખલે દીવા બળે વચમા હસે છે બારણુ
બે થાંભલી પણ ઝળહળે વચમા હસે છે બારણુ

એ તોરણો લટકાવતી મારા ભણી ત્રાસુ જુએ,
બે દષ્ટિ ત્યા સામે મળે, વચમા હસે છે બારણુ !

થભી નિહાળું ઉબરે પૂરેલ રંગોની ખૂબી,
અંદર જવા પગ ટળવળે વચમા હસે છે બારણુ

ખુલ્લે મુખે એ ઊઘડી આમત્રતું શું સર્વને ?
ભીંતો ઉભય ના સાંભળે વચમા હસે છે બારણુ

ઊચા નહીં, બેઠી દડીના પેસતા આસાનીથી,
કો વાસ શા વાકા વળે વચમાં હસે છે બારણુ !

## બારણે તારે...

●

ભરત ભટ્ટ 'પવન'

વારે ઘડી હું બારણે તારે ન આવતે,
જો જીવવાનું શ્વાસ વિના આવડી જતે.

મત્રોનું એવું છે કે એ ચડતા નથી જીભે,
બાકી, ગઝલની જેમ તને સંભળાવતે.

ગીતા કુરાન હોત જો નાનાં અને સરળ,
એકી જ બેઠકે હુ બધું વાચી નાખતે.

ગગા ઊતારી સ્વર્ગથી, તો સ્વર્ગ કેમ નહીં ?
મારું જો ચાલતે તો એ નીચે ઊતારતે.

મદિરના ગર્ભગૃહમા ક્યાથી મળે 'પવન' ?
એ ઘરના જેવુ હોત તો બારી મુકાવતે.

## ઘેન

●

રમણીક અગ્રાવત

ફળિયુ ખીલ્યું કે ખીલ્યો મોગરો
કે ખીલી વૈશાખી રાત
કે ઘેન ચડ્યા કે ઘેન...

અદરથી પવન કાંઈ પમર્યા
વહેરાયા દુખતા શરીર
ઘડીક થાય લે ઢળી પડું
ઘડી વળી જાગવા અધીર
કે ઘેન ચડ્યાં કે ઘેન...

આકાશે દીવડા ઝગી ગયા
ઝગ્યા છેક મહીંથી શરીર
ટમટમતા હાથે ખખોળતા
વાયા વાયા વૈશાખી સમીર
કે ઘેન ચડ્યા કે ઘેન

## તડકાનું ઝાંઝર

●

રાજેન્દ્ર ઉપાધ્યાય

તડકાનું ઝાઝર પહેરીને
સવાર મલકે મીઠું
ફૂલડે ફાગ ઉડાડ્યો ત્યા તો
રૂપ અનુપમ દીઠું
ઉષાનો સોનેરી સાળુ
ધુમ્મસ કેરી કોર
ઝાકળમા બોળેલા રૂપમાં
કાયા નવી નકોર...
રૂપનો ફગફગ ફાગ ઊડ્યો
ત્યા બપોર આવી ઢુકડી
કાચનવર્ણી કાયા જોઈ
નીકળી વાદળ ટુકડી
વાદળ સગે ક્રીડા કરતી
બપોર વગડે ઘૂમે
તડાક તડકો બપોર કેરો
હવા જરી જઈ સૂંઘે
પવન બજાવે બંસી
તડકો વાદળમાં જઈ ઊઘે !

## જમીન

●

### નિર્મિશ ઠાકર

ડોકાતો એ સૂરજ નમણો થોરની વાડમાંથી
ને માટીમાં પડખું ઘસતા છાંયડા, તે જ હું છું !
આ જાગેલી લીલપ મહીંથી સાદ પાડે : 'પ્રભુ તું'
એ હોલો હું, અલપઝલપે ઊઘડું ઝાડમાંથી.

હું કૂવામાં છલબલ થતું બેડલું, ખેંચનારી
ગોરી કેડે લઈ મલકશે, બ્હાર આવી જઉં કે ?
શેઢે ઊભા બળદ ચરતા, લીલકું ઘાસ તે હું !
ભીની આંખે અડકતી જતી ઝંખના એકધારી.

'ટીવી-સ્ક્રીને બસ નીરખવું ગામડું ? તું જ ? શાથી
ચોથે માળે લઈ શરીરને, કેદ ડ્રોઈંગરૂમે ?
ક્યાં છે તારી જમીન ?' : સહસા ભીતરે કોઈ પૂછે !
ગેલેરીએ મુજ સમ દીસે, ચૂપ બોન્સાઈ ખાલી.

એ કૂંડાની જમીન ટૂકડો સ્હેજ જોઈ હશે કે ?
આવેલું કો' વિહગ હમણાં, ક્યાંક ઊડી જશે કે !

## આવ્યાં ત્હમે

●

### રણજિત પટેલ 'અનામી'

આવ્યાં ત્હમે સાવ નવીનરૂપે !
પ્રકૃતિની જેમ આભા ન છૂપે.
પ્રકૃતિ-દીધી સુષમા સમારીને -
જેમાં અવસ્થા સ્વયં ગોપવીને !

સ્વયં દેહ-દેહી તણી નેન-આરસી
બિંબાય જેમાં દ્વય સ્નેહ-સારસી !
પ્રસાધનોનીય જરૂર શી છે ?
ઈંગિત, વાણી, બસ પૂરતાં છે.

આવ્યાં ત્હમે શ્રાવણી મેઘ જેમ,
જેમાં ન આષાઢી-પ્રપાત-ઘાત;
ઝરમર-અભિસારની વાત ન્યારી !
અનિમેષ-નેને હું રહ્યો નિહાળી.

આવા અભિસારની શી પ્રતીક્ષા ?
મોંઘી ક્ષણોની લહું સ્નેહ-દીક્ષા.

(૨૭-૦૫-૨૦૦૮)

## સમડી

●

### બિપિન મેશિયા

પલાણી પાળીએ પળપળ તણાં સ્પંદન વળી
સ્ફુલિંગો વિસ્ફારી અભિનય-ઉજાસે સળવળી
અમે સામેસામા વધુ નજીક અન્યોન્ય ખસતાં
પછી ધીમે ધીમે અકલિતપણે ધૂમ ધસતાં !

અચિંત્યું ઉચ્ચાર્યું શિશુચકિત મેં, એય... સમડી !
કહીં ? પૂછી તે કહે, કતિપય મને ના ગમ પડી ?
'કહું છું, એન્ટેના ઉપર હમણાં ચક્કર ફરી
તહીં બેઠી જો ! એ ચહુ દિશ મહીં ગર્દન કરી.'

ખરે છે સોનેરી સૂતર સમડીનું હડફડી
લટોમાં ખોસી તે દ્વય કરવતી લાંક-વલયો
થયાં તે સંકોરે સહજ સહસા વ્યંજિત થયો
ધખારો ધીખંતો પુનરપિ : કહીં એ...ય સમડી ?

હયાતી પોતાની દઢિત કરવા ધ્યાન કરશે !
નિહાળું એન્ટેના તરફ સમડી ત્યાં ન દરશે !

## પળ

●

### રામચન્દ્ર પટેલ

ને આસપાસ અહીં ઢોલ ધ્રુબાંગ વાગે,
ઊડે અવાજ : પીતફૂલ બિહાગ વેરતી...
બોલે ક્યહીંક શરણાઈ અમાસ સાંજની.
પાછી સ્મશાન રજ ઊડતી... ગોઠવે ધ્રુવ,
એમાં જણાય લઈ ઠાઠડી જાય પાડો.
અંધાર; દેહ પર ઝાંઝવું ચીતરી ફરે...

દેખું પછી જમણી બાજુ જતો ફરિસ્તો
એ એકલો-કુંજર પીઠ પરે નનામી,
રાજાધિરાજ ફૂલચાદર સોડ ખેંચી
પોંઢ્યા : શું લોક ચડ્યું ઊમટ્યું, માંડ્યું રોવા ?
ફૂંકાઈ પેલું રણશિંગું મલાર છેડે...
પૂંઠે બજે દુંદુભિ... ઝાલર શંખનાદ.

ઊભો રહી સહજ હું દ્વય દશ્ય જોવું,
લાગે, શરીર રૂપની પળ એક ખોવું.

## ગઝલ

●

રવીન્દ્ર પારેખ

સબંધો તોડી નાખું છુ
પરપોટા ફોડી નાખુ છું

હોત તમે તો ખૂંટે બાંધત,
યાદો સૌ છોડી નાખુ છુ

તમને તો ક્યાંથી તોડું હુ ?
બસ ! દર્પણ ફોડી નાખુ છું

આંસુ આપી આખો લૂછે ?
હાથો તરછોડી નાખુ છું

આજ ક્ષિતિજ હાથે ચડવાની,
છેવટ લગ દોડી નાખુ છું

વિશ્વાસે વ્હાણો ચાલે છે
મૃગજળમા હોડી નાખુ છું

## ગઝલ

●

એસ. એસ. રાહી

કોઈ ઓળખતું નથી મારી તરસ
વાદળા ! મારા ઉપર તું તો વરસ

શાનથી તેની નિકટ બેઠા તમે
એટલે તો ચાદની લાગે સરસ

તુ કદાચિત હોજમા ન્હાતી હશે
થઈ ગઈ ભીની હવેલીની ફરસ

કંઠ સુકાઈ ગયો તો ના ડરો
પી જુઓ તાજા સ્મરણનો શુધ્ધ રસ

તે વરડામા જ બેઠી છે હજી
જો વરસવુ હોય તો હમણાં વરસ

## હાસ્ય ચહેરા પર..

●

જિગર જોષી પ્રેમ'

હાસ્ય ચહેરા પર સજાવી નીકળે છે
એક માણસ અન્યને કેવો છળે છે !

રાત આખી જાગવાનો ફાયદો છે
ધીરે ધીરે ચાદની પીવા મળે છે

સ્હેજ તારો જ્યાં ઊડે રૂમાલ જાનમ,
કેટલા રસ્તા પછી ટોળે વળે છે

સાવ દુનિયાથી હજી કંઈ પર નથી હુ
વૃક્ષ, પખી વાત મારી સાભળે છે

## કોને ખબર !

●

કવિ રાવલ

રામ સ્પર્શ્યા તો અહલ્યા ગૈ બની આખ્ખી ડગર
શ્યામ તારી વાસળીનુ શું થશે ? કોને ખબર !

આપણા આ વિશ્વનુ શું છે થવાનું હમસફર ?
એક કુમળા પુષ્પને એ પ્રશ્ન પૂછે છે ભ્રમર

એ નશામા હોય છે બસ એટલે તો તરબતર.
પીધુ કે પારસમણિ ઘૂટી, અને થૈ ગૈ અસર

આખમા છે એમની આકાશ તારાં સ્વપ્નવત્
લયવલય બ્રહ્માડનાં દેખાય જો ખોલે અધર.

ચેતનાઓ જો સતત કરતી ભ્રમણ ત્યાં હોય તો
જઈ બતાવો એમને સંવેદનાઓની કબર

## એવી તરસ.

●

ઈશ્વર સુથાર 'શિલ્પી'

ભક્તિ કરે લોકો, પ્રભુ !
જ્યારે જુએ ચોકો, પ્રભુ !

મનનું જગત ક્યારે ફળે ?
તારો મળે ટેકો, પ્રભુ !

થોથાં ઘણાં વાંચ્યાં છતા
ના ઉતરે ફાંકો, પ્રભુ !

ફૂલો ધરુ ઢોળું પવન
ભૂલો થઈ, ઢાંકો પ્રભુ !

મૃગજળ સમી છે ભાવના
એવી તરસ રોકો, પ્રભુ !

## અંદરથી...

●

કિશોરસિંહ સોલંકી

અનહદના ઓવારે
સામેથી પોકારે

મેઘધનુષ પણછ ખેંચી
યુદ્ધ કરવા લલકારે
હળવે હળવે પાસુ ફેરવી
સૂરજ આવે સવારે

જિવતરના સથવારે
મળતાં વારંવારે

ચાલે રેંટ રાત-દિવસના
પાણી ભર-ઢોળ ક્યારે
મોલ ફરકતો લીલોછમ્મ
વાયુ આનંદ ઝારે

મઘમઘ થતા ગભારે
સળગે ધૂપ અપારે

અજવાળુ અંદરથી આવે
દીવડા ઝળહળ જ્યારે
સતત વહેતા સુગંધ ફુવારા
દ્વાર ખૂલતાં ત્યારે

અંદરથી પોકારે
અનહદના ઓવારે !

## ફણગાવતો રહીશ અંદરથી

●

પ્રફુલ્લ રાવલ

આંકેલી રેખ તો સ્પષ્ટ હતી,
ખબરેય હતી;
તોય ઓળંગી જવાયું
ને પમાયો ભેદ અંદર-બહારનો.

દૂરથી બધુંય લાગે ચાલતું,
બધુંય લાગે મહાલતું;
પણ અંદરનું હલે નહીં એકેય પાંદડું.

બહારના ઝાકઝમાળ વચ્ચે
અંદરનું ઘણુંય ફુગાય,
ઘણુંય સુકાય;
ખર ખર ખરી જાય.

ક્યારેક થાય છે
હું આ બહારના તાબૂત વચ્ચે
અંદરનું ક્યાં સુધી રાખીશ સાબૂત !

તોય મારે વળી વળીને
સંકોરવું રહ્યું અંદરનું,
સમારવું રહ્યું અંદરનું.

ભલે ફુગાતું રહે બહારથી
પણ હું ફરી ફરીને
મને ફણગાવતો રહીશ અંદરથી.

# કવિના શબ્દે શબ્દે પ્રગટતી દીપાવલિ

સુરેશ દલાલ

I am here to sing thee songs In this hall of thine I have a corner seat

In thy world I have no work to do, my useless life can only break out in tunes without a purpose

When the hour strikes for thy silent worship at the dark temple of midnight, command me, my master, to stand before thee to sing

When in the morning air the golden harp is tuned, honour me, commanding my presence

અહીં આવું છું કેવળ ગાવા પ્રભુ ! તમારાં ગાનઃ
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન !

મને વિશાળા વિશ્વભવનમાં નહીં કશુંયે કામ;
કોઈ અકારણ સૂરથી છલકે પ્રાણ અહો ! અભિરામ !

રાત્રિના નીરવ મંદિરમાં પૂજનવેળા જ્યારે;
અણસારે આદેશ મને દો ગીત ગુંજવા ત્યારે !

પરોઢિયાને પવને રણકે ઝણકે સોનલ વીણાઃ
ત્યારે પણ આ હૈયું ઝરતું ગીત સૂરમાં ઝીણા !

મળે તમારો પાવનકારી સંગ, એ જ વરદાનઃ
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન !



રવીન્દ્રનાથ ટાગોર

૨૦૦૮માં ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી રવીન્દ્રનાથનાં પસંદગીનાં ગીતો અંગ્રેજીમાં પ્રગટ થયાં જેનું શીર્ષક છે Of Love, Nature and Devotion જેનો અનુવાદ કલ્પના બર્ધને કર્યો છે અને કેટલીક રસપ્રદ માહિતી પણ આપી છે પોતાના અનુવાદ સાથે ટાગોરે કરેલા અંગ્રેજી અનુવાદો પણ એમણે સામેલ કર્યા છે એમના આ કાવ્ય વિષે તેમણે લખ્યું છે કે સપ્ટેમ્બર ૧૯૦૯માં ૪૮ વર્ષની ઉંમરે રવીન્દ્રનાથે આ ગીત બોલપુરમાં લખ્યું અને રાગ પરોજા પર આધારિત સ્વરાંકન કર્યું રવીન્દ્રનાથનો પોતાનો ઉપરોક્ત અંગ્રેજી અનુવાદ 'ગીતાંજલિ'માં ૧૯૧૨માં પ્રગટ થયો હતો.

જ્યારથી કવિતાનો ચસકો લાગ્યો ત્યારથી લેખન-સંપાદન અને અનુવાદ એ મારી મુખ્ય પ્રવૃત્તિ રહી અને વચ્ચે એક ગાળો એવો આવ્યો કે જ્યારે હું મોટા ભાગે ટાગોરનાં કાવ્યોના અનુવાદ ગીતના લયમાં કરતો. સાથે બીજી પરદેશની ભાષાની કવિતાઓનો અનુવાદ કરતો. બંગાળીની સાથે મરાઠી ...નો પણ ચસકો લાગેલો. કૉલેજમાં ભણતો ત્યારથી ટાગોરનાં મેકમિલન કંપનીએ પ્રગટ કરેલાં 'ગીતાંજલિ' કે લવર્સ ગાર્ડન પુસ્તકો એન. એમ. ત્રિપાઠીમાં હાર્ડ બાઉન્ડ કૉપીનાં માત્ર દોઢેક રૂપિયામાં મળતાં એ લઈ લઈને ફરવાનો નશો હતો. મોટાભાગનાં ટાગોરનાં કાવ્યો અંગ્રેજીના આધારે ગીતના લયમાં વહેતાં કરતો. છેક ૧૯૮૫માં મારો 'મિરાત' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો જે કેવળ અનુવાદનો હતો. એમાં અનેક ભાષાઓનાં કાવ્યોના અનુવાદ હતા. અનુવાદની ગોઠવણીમાં આમ દેખીતી રીતે કોઈ વ્યવસ્થા નહોતી પણ સંગ્રહનું પહેલું કાવ્ય ટાગોરનું, છેલ્લું કાવ્ય પણ ટાગોરનું અને સંગ્રહના પાછલા કવરનું કાવ્ય પણ ટાગોરનું. ટાગોરપ્રીતિ હજી પણ એવી ને એવી રહી છે આજે પણ અનેક ભાષાનાં કાવ્યો વાંચતો રહું છું છતાં પણ થોડાક દિવસ થાય અને ટાગોરને વાંચું નહીં તો જીવને કળ વળે નહીં. સંસ્કૃત સાહિત્યને પશ્ચાદ્‌ભૂમાં રાખીને કહેવાનું હોય તો આ ભારત ભૂમિ પર જો કોઈ કવિતાનો કુબેર હોય તો તે રવીન્દ્રનાથ. ગીતોનું એ કલ્પવૃક્ષ છે મહાન પ્રતિભા કેવી હોય એ ખ્યાલ ટાગોરનાં

ગીતો કે અન્ય પ્રકારનાં કાવ્યો પરથી કે એમની ઈતર ગદ્ય કૃતિઓ પરથી કોઈને પણ અવશ્ય આવે. કવિતા અને ગદ્ય... એમાં પણ અનેક પ્રકાર... અને શાંતિનિકેતન જેવી સંસ્થા તથા સંગીત સાથેનો આત્મીય સંબંધ... મોડી ઉંમરે ચિત્રકલા - એક જ વ્યક્તિમાં ઈશ્વરે કેટલું બધું ઐશ્વર્ય છલોછલ રેડી દીધું !

આપણે ત્યાં સમારંભોમાં શરૂઆતમાં દીપ પ્રાગટ્ય થાય છે. સાંભળ્યું છે એ પ્રમાણે એક સમારંભમાં આપણા કવિ નિરંજન ભગતે સાચ્ચી અને સોંસરવી વાત કહી હતી કે શબ્દ પોતે જ જ્યોતિ છે તો આ દીપ પ્રાગટ્ય શા માટે ? પ્રબોધભાઈએ પ્રસંગોચિત એટલે કે દિવાળી - પ્રકાશના પર્વ - સન્દર્ભે મારી પસંદગીના કોઈ કાવ્ય વિષે લખવાનું કહ્યું ત્યારે એક પ્રસંગ યાદ આવી ગયો. થોડાં વર્ષો પહેલાં પ્રસિદ્ધ જ્યોતિષી શ્રીમતી વસુધા વાઘનો સંગ્રહ 'જન્માક્ષર-વિધાતાના હસ્તાક્ષર' પ્રગટ થવાનો હતો ત્યારે 'કોણ છે મારો ભાગ્યવિધાતા' એ વિષે ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીએ અને મારે બોલવાનું હતું. નરેન્દ્રભાઈએ કહ્યું કે પડકાર મારો ભાગ્યવિધાતા છે અને મેં કહ્યું કે શબ્દ મારો ભાગ્યવિધાતા છે. મારે માટે શબ્દ એટલે કવિનો શબ્દ એટલે કે શબ્દે શબ્દે પ્રગટતી દીપાવલિ. એક એક કવિતા મારે માટે દીવો છે અને આમ પ્રકાશે છે કાવ્યાવલિ - દીપાવલિ એટલે દિવાળી. અહીં ટાગોરના એક ગીતને આધારે વાત કરીને મારી દિવાળી ઊજવી લઉં છું.

એક અંગત વાત પણ થોડીક ક્ષમાયાચના સાથે કરું. નાનો હતો ત્યારે દિવાળી ગમતી પણ માત્ર વેકેશન પૂરતી. કોણ જાણે કેમ હું અંદરથી ઉદાસ રહેતો. આમ તો હું નિરંતર જલસાનો માણસ છું પણ હૃદયને કોઈક ખૂણે દિવાળીના દિવસોમાં કોઈક બળતરા થયા કરે. કારણ શું છે એ ખબર નથી પડતી અને પૃથક્કરણ કરવામાં રસ નથી. કદાચ એવું હોય કે ગયા જન્મનો કોઈક ફૂટેલા ફટાકડાનો ડામ હોય. રાવજી પટેલ કહે છે એમ, 'ગયા ભવના ખીલા કળે છે છાતીમાં'. આવી બધી આપણી અટકળ અથવા કલ્પના અથવા તરંગલીલા અથવા કશું નહીં. ખબર નથી કે પુનર્જન્મ છે કે નહીં. પણ માણસ જ્યારે લખવા બેસે ત્યારે એણે ખુદવફાઈથી લખવું જોઈએ. એટલે આટલી અંગત વાત કરીને કવિતાની દિવાળી કવિતાથી ઊજવશું.

ટાગોરે હજારો ગીતો લખ્યાં છે. ગણવા બેસીએ તો પાર ન આવે. મરાઠી કવિ બોરકરની પંક્તિ યાદ આવે છે : પારિજાત રોજ ઝરે છે, ફૂલ પણ ગણે નહીં. આમ પણ ગીત એ ગણિત કે કે ગણતરીનો વિષય નથી. કવિતા તર્કની પારનો પ્રદેશ છે. બધું બુદ્ધિના સીમાડામાં બંધાય એ હંમેશાં શક્ય નથી હોતું અને એ સારી [illegible]' પણ છે. ગીત, અચાનક જ ડાળ પર કોઈ પંખી આવીને બેસે એમ, આવે છે. ગીત લખાય એ વાત જુદી છે અને ગીત લખાઈ જાય એ વાત જુદી છે. ટાગોરનાં ગીતો એ સ્વયંભૂ પ્રકટ્યાં હોય એમ લાગે. ટાગોરના એક ગીતનો ઉપાડ એવો પણ છે કે :

> ગીતની ભીતર વહી આવે ત્યારે જોઉં છું ત્રિભુવન
> ત્યારે તને જોઈ રહું ને જાણું તારું મન

ટાગોરને ગીત માટે અનન્ય પ્રેમ હતો. ગુંજ્યા કે ગાયા વિના તે રહી નહોતા શકતા. તે એટલે સુધી કહેતા કે :

> રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,
> હાથથી તારાં દ્વાર ન ખોલું, ગીતથી ખોલું બસ !
>
> સાજ અને શણગારથી તને રીઝવું નહીં
> કે નહીં ફૂલના ગૂંથું હાર;
>
> પ્રેમની હું તો માળા ગૂંથીશ;
> જેનો હોય કશો નહીં ભાર.
>
> કોઈ ન જાણે કયા તોફાને
> પ્રાણ આ નાચે ક્યિા તરંગે;
>
> ચાંદ જેવી રીતે પાગલ કરે
> રે, સાગરને તો અકળ અચંબે !
>
> રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,
> હાથથી તારાં દ્વાર ન ખોલું, ગીતથી ખોલું બસ !

રવીન્દ્રનાથની કવિતા એક મહામંદિર જેવી છે જેમાં ગીતોના સહસ્ત્ર દીવાઓ ઝળહળે છે. જે ગીત વિષે મારે વાત કરવી છે એ નાયિકાની ઉક્તિરૂપે છે. પ્રેમ અને ભક્તિનો અહીં સમન્વય છે. કહો કે પ્રેમલક્ષણા ભક્તિનું કાવ્ય છે. જો કે આવાં લેબલ મારવાથી ઝાઝું વળતું નથી. આ સર્વ સમર્પણનું કાવ્ય છે. આ પૃથ્વી પર આવ્યાની સાર્થકતા એ જ છે કે હું તમારાં ગીત ગાવા માટે જ આવી છું. ટાગોર આ વાતને પૂરેપૂરા લાવણ્ય અને ગૌરવથી કહે છે. એમની નજાકત અનોખી છે. લગભગ આવી જ વાતને તુકારામ કંઈક ઝનૂનથી કહે છે. જો કે હંમેશાં સરખામણી કરવાનો અર્થ હોતો નથી. પણ સરખામણી કર્યા વિના ઘણીવાર રહેવાતું નથી એ મનુષ્યમાત્રનો સ્વભાવ છે. તુકારામના ઉદ્‌ગારમાં આક્રમકતા છે. ટાગોર અનાક્રમક રીતે કહી શકે છે. તુકારામની ઉક્તિ જુઓ. વાત લગભગ આવી જ છે છતાં પણ એમાં સંકલ્પનું બળ છે જ્યારે ટાગોરમાં સમર્પણ અને શરણાગતિ છે. તુકારામનું પદ જોઈએ :

> અમને બ્રહ્મહત્યા અવરની સ્તુતિ ! પાંડુરંગ વિના નહીં કોઈ અનુભૂતિ ॥
> એક જ ભાવ, અમે વિષ્ણુદાસ ! બીજા કોઈ દેવનો ન લઈએ શ્વાસ ॥
> મારી જીભના ટુકડા થઈ જાય હજાર । જો આમાં કાંઈ પણ થાય ફેરફાર ॥
> તુકા કહે મારો આ જ છે સંકલ્પ । નહીં તો મને પાપ અનલ્પ ॥

(આસ્વાદ)

# કવિના શબ્દે શબ્દે પ્રગટતી દીપાવલિ

સુરેશ દલાલ

I am here to sing thee songs. In this hall of thine I have a corner seat

In thy world I have no work to do, my useless life can only break out in tunes without a purpose

When the hour strikes for thy silent worship at the dark temple of midnight, command me, my master, to stand before thee to sing

When in the morning air the golden harp is tuned, honour me, commanding my presence

અહીં આવું છું કેવળ ગાવા પ્રભુ ! તમારાં ગાનઃ
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન !

મને વિશાળા વિશ્વભવનમાં નહીં કશુંયે કામ;
કોઈ અકારણ સૂરથી છલકે પ્રાણ અહો ! અભિરામ !

રાત્રિના નીરવ મંદિરમાં પૂજન-વેળા જ્યારે;
અણસારે આદેશ મને દો ગીત ગુંજવા ત્યારે !

પરોઢિયાને પવને રણકે ઝણકે સોનલ વીણાઃ
ત્યારે પણ આ હૈયું ઝરતું ગીત સૂરમાં ઝીણા !

મળે તમારો પાવનકારી સંગઃ એ જ વરદાન,
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન !

૯

રવીન્દ્રનાથ ટાગોર

૨૦૦૮માં ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી રવીન્દ્રનાથનાં પસંદગીનાં ગીતો અંગ્રેજીમાં પ્રગટ થયાં જેનું શીર્ષક છે Of Love, Nature and Devotion જેનો અનુવાદ કલ્પના બર્ધને કર્યો છે અને કેટલીક રસપ્રદ માહિતી પણ આપી છે પોતાના અનુવાદ સાથે ટાગોરે કરેલા અંગ્રેજી અનુવાદો પણ એમણે સામેલ કર્યા છે એમના આ કાવ્ય વિશે તેમણે લખ્યું છે કે સપ્ટેમ્બર ૧૯૦૯માં ૪૮ વર્ષની ઉંમરે રવીન્દ્રનાથે આ ગીત બોલપુરમાં લખ્યું અને રાગ પરોજા પર આધારિત સ્વરાંકન કર્યું રવીન્દ્રનાથનો પોતાનો ઉપરોક્ત અંગ્રેજી અનુવાદ 'ગીતાંજલિ'માં ૧૯૧૨માં પ્રગટ થયો હતો.

જ્યારથી કવિતાનો ચસકો લાગ્યો ત્યારથી લેખન-સંપાદન અને અનુવાદ એ મારી મુખ્ય પ્રવૃત્તિ રહી અને વચ્ચે એક ગાળો એવો આવ્યો કે જ્યારે હું મોટા ભાગે ટાગોરનાં કાવ્યોના અનુવાદ ગીતના લયમાં કરતો. સાથે બીજી પરદેશની ષાની કવિતાઓનો અનુવાદ કરતો. બંગાળીની સાથે મરાઠી ની પણ ચસકો લાગેલો. કોલેજમાં ભણતો ત્યારથી ટાગોરનાં મેકમિલન કંપનીએ પ્રગટ કરેલાં 'ગીતાંજલિ' કે લવર્સ ગાર્ડન પુસ્તકો એન. એમ. ત્રિપાઠીમાં હાર્ડ બાઉન્ડ કોપીનાં માત્ર દોઢેક રૂપિયામાં મળતાં એ લઈ લઈને ફરવાનો નશો હતો. મોટાભાગનાં ટાગોરનાં કાવ્યો અંગ્રેજીના આધારે ગીતના લયમાં વહેતાં કરતો. છેક ૧૯૮૫માં મારો 'મિરાત' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો જે કેવળ અનુવાદનો હતો. એમાં અનેક ભાષાઓનાં કાવ્યોના અનુવાદ હતા. અનુવાદની ગોઠવણીમાં આમ દેખીતી રીતે કોઈ વ્યવસ્થા નહોતી પણ સંગ્રહનું પહેલું કાવ્ય ટાગોરનું, છેલ્લું કાવ્ય પણ ટાગોરનું અને સંગ્રહના પાછલા કવરનું કાવ્ય પણ ટાગોરનું. ટાગોરપ્રીતિ હજી પણ એવી ને એવી રહી છે આજે પણ અનેક ભાષાનાં કાવ્યો વાંચતો રહું છું છતાં પણ થોડાક દિવસ થાય અને ટાગોરને વાંચું નહીં તો જીવને કળ વળે નહીં. સંસ્કૃત સાહિત્યને પશ્ચાદ્‌ભૂમાં રાખીને કહેવાનું હોય તો આ ભારત ભૂમિ પર જો કોઈ કવિતાનો કુબેર હોય તો તે રવીન્દ્રનાથ. ગીતોનું એ કલ્પવૃક્ષ છે મહાન પ્રતિભા કેવી હોય એ ખ્યાલ ટાગોરનાં

ગીતો કે અન્ય પ્રકારનાં કાવ્યો પરથી કે એમની ઈતર ગદ્ય કૃતિઓ પરથી કોઈને પણ અવશ્ય આવે. કવિતા અને ગદ્ય... એમાં પણ અનેક પ્રકાર... અને શાંતિનિકેતન જેવી સંસ્થા તથા સંગીત સાથેનો આત્મીય સંબંધ... મોડી ઉંમરે ચિત્રકલા - એક જ વ્યક્તિમાં ઈશ્વરે કેટલું બધું ઐશ્વર્ય છલોછલ રેડી દીધું !

આપણે ત્યાં સમારંભોમાં શરૂઆતમાં દીપ પ્રાગટ્ય થાય છે. સાંભળ્યું છે એ પ્રમાણે એક સમારંભમાં આપણા કવિ નિરંજન ભગતે સાચ્ચી અને સોંસરવી વાત કહી હતી કે શબ્દ પોતે જ જ્યોતિ છે તો આ દીપ પ્રાગટ્ય શા માટે ? પ્રબોધભાઈએ પ્રસંગોચિત એટલે કે દિવાળી - પ્રકાશના પર્વ - સન્દર્ભે મારી પસંદગીના કોઈ કાવ્ય વિષે લખવાનું કહ્યું ત્યારે એક પ્રસંગ યાદ આવી ગયો. થોડાં વર્ષો પહેલાં પ્રસિદ્ધ જ્યોતિષી શ્રીમતી વસુધા વાઘનો સંગ્રહ 'જન્માક્ષર-વિધાતાના હસ્તાક્ષર' પ્રગટ થવાનો હતો ત્યારે 'કોણ છે મારો ભાગ્યવિધાતા' એ વિષે ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીએ અને મારે બોલવાનું હતું. નરેન્દ્રભાઈએ કહ્યું કે પડકાર મારો ભાગ્યવિધાતા છે અને મેં કહ્યું કે શબ્દ મારો ભાગ્યવિધાતા છે. મારે માટે શબ્દ એટલે કવિનો શબ્દ એટલે કે શબ્દે શબ્દે પ્રગટતી દીપાવલિ. એક એક કવિતા મારે માટે દીવો છે અને આમ પ્રકાશે છે કાવ્યાવલિ - દીપાવલિ એટલે દિવાળી. અહીં ટાગોરના એક ગીતને આધારે વાત કરીને મારી દિવાળી ઊજવી લઉં છું.

એક અંગત વાત પણ થોડીક ક્ષમાયાચના સાથે કરું. નાનો હતો ત્યારે દિવાળી ગમતી પણ માત્ર વેકેશન પૂરતી. કોણ જાણે કેમ હું અંદરથી ઉદાસ રહેતો. આમ તો હું નિરંતર જલસાનો માણસ છું પણ હૃદયને કોઈક ખૂણે દિવાળીના દિવસોમાં કોઈક બળતરા થયા કરે. કારણ શું છે એ ખબર નથી પડતી અને પૃથક્કરણ કરવામાં રસ નથી. કદાચ એવું હોય કે ગયા જન્મનો કોઈક ફૂટેલા ફટાકડાનો ડામ હોય. રાવજી પટેલ કહે છે એમ, 'ગયા ભવના ખીલા કળે છે છાતીમાં'. આવી બધી આપણી અટકળ અથવા કલ્પના અથવા તરંગલીલા અથવા કશું નહીં. ખબર નથી કે પુનર્જન્મ છે કે નહીં. પણ માણસ જ્યારે લખવા બેસે ત્યારે એણે ખુદવફાઈથી લખવું જોઈએ. એટલે આટલી અંગત વાત કરીને કવિતાની દિવાળી કવિતાથી ઊજવશું.

ટાગોરે હજારો ગીતો લખ્યાં છે. ગણવા બેસીએ તો પાર ન આવે. મરાઠી કવિ બોરકરની પંક્તિ યાદ આવે છે : પારિજાત રોજ ઝરે છે, ફૂલ પણ ગણે નહીં. આમ પણ ગીત એ ગણિત કે કે ગણતરીનો વિષય નથી. કવિતા તર્કની પારનો પ્રદેશ છે. બધું બુદ્ધિના સીમાડામાં બંધાય એ હંમેશાં શક્ય નથી હોતું અને એ સારી વાત પણ છે. ગીત, અચાનક જ ડાળ પર કોઈ પંખી આવીને બેસે એમ, આવે છે. ગીત લખાય એ વાત જુદી છે અને ગીત લખાઈ જાય એ વાત જુદી છે. ટાગોરનાં ગીતો એ સ્વયંભૂ પ્રકટ્યાં હોય એમ લાગે. ટાગોરના એક ગીતનો ઉપાડ એવો પણ છે કે :

**ગીતની ભીતર વહી આવે ત્યારે જોઉં છું ત્રિભુવન**
**ત્યારે તને જોઈ રહું ને જાણું તારું મન**

ટાગોરને ગીત માટે અનન્ય પ્રેમ હતો. ગુંજ્યા કે ગાયા વિના તે રહી નહોતા શકતા. તે એટલે સુધી કહેતા કે :

**રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,**
**હાથથી તારાં દ્વાર ન ખોલું, ગીતથી ખોલું બસ !**

**સાજ અને શણગારથી તને રીઝવું નહીં**
**કે નહીં ફૂલના ગૂંથું હાર;**

**પ્રેમની હું તો માળા ગૂંથીશ;**
**જેનો હોય કશો નહીં ભાર.**

**કોઈ ન જાણે કયા તોફાને**
**પ્રાણ આ નાચે કિયા તરંગે;**

**ચાંદ જેવી રીતે પાગલ કરે**
**રે, સાગરને તો અકળ અચંબે !**

**રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,**
**હાથથી તારાં દ્વાર ન ખોલું, ગીતથી ખોલું બસ !**

રવીન્દ્રનાથની કવિતા એક મહામંદિર જેવી છે જેમાં ગીતોના સહસ્ત્ર દીવાઓ ઝળહળે છે. જે ગીત વિષે મારે વાત કરવી છે એ નાયિકાની ઉક્તિરૂપે છે. પ્રેમ અને ભક્તિનો અહીં સમન્વય છે. કહો કે પ્રેમલક્ષણા ભક્તિનું કાવ્ય છે. જો કે આવાં લેબલ મારવાથી ઝાઝું વળતું નથી. આ સર્વ સમર્પણનું કાવ્ય છે. આ પૃથ્વી પર આવ્યાની સાર્થકતા એ જ છે કે હું તમારાં ગીત ગાવા માટે જ આવી છું. ટાગોર આ વાતને પૂરેપૂરા લાવણ્ય અને ગૌરવથી કહે છે. એમની નજાકત અનોખી છે. લગભગ આવી જ વાતને તુકારામ કંઈક ઝનૂનથી કહે છે. જો કે હંમેશાં સરખામણી કરવાનો અર્થ હોતો નથી. પણ સરખામણી કર્યા વિના ઘણીવાર રહેવાતું નથી એ મનુષ્યમાત્રનો સ્વભાવ છે. તુકારામના ઉદ્‌ગારમાં આક્રમકતા છે. ટાગોર અનાક્રમક રીતે કહી શકે છે. તુકારામની ઉક્તિ જુઓ. વાત લગભગ આવી જ છે છતાં પણ એમાં સંકલ્પનું બળ છે જ્યારે ટાગોરમાં સમર્પણ અને શરણાગતિ છે. તુકારામનું પદ જોઈએ :

**અમને બ્રહ્મહત્યા અવરની સ્તુતિ ! પાંડુરંગ વિના નહીં કોઈ અનુભૂતિ ॥**
**એક જ ભાવ, અમે વિષ્ણુદાસ ! બીજા કોઈ દેવનો ન લઈએ શ્વાસ ॥**
**મારી જીભના ટુકડા થઈ જાય હજાર । જો આમાં કંઈ પણ થાય ફેરફાર ॥**
**તુકા કહે મારો આ જ છે સંકલ્પ । નહીં તો મને પાપ અનલ્પ ॥**

કાવ્ય નાયિકાને કોઈ મહત્ત્વનું પદ નથી જોઈતું. એને તો ભરસભામા એક અછડતુ સ્થાન જોઈએ છે કોઈ કેન્દ્રસ્થાન નથી જોઈતું. એકાદ અછડતો ખૂણો મળે તોય ઘણું. પોતે હાજર છે એવુ ગાઈ બજાવીને ભરસભામાં કહેવું નથી. ઈશ્વરની આ વિશાળ સૃષ્ટિ એમા એને ઈશ્વર સિવાય કોઈનું ગીત ગાવામા રસ નથી. બીજુ કોઈ પણ કામ કરવુ નથી. જીવનનું એક જ પ્રયોજન છે કે પ્રભુની ભક્તિ કરવી અને ભક્તિ નીતરતું ગીત ગાવુ આરણ કારણની જંજાળમા પડવુ નથી. કોઈ અકારણ સૂરથી પ્રાણ છલક્યા કરે છે અને એ જ તો જીવનનું સારસર્વસ્વ. સૌંદર્ય.

ટાગોરની કલ્પનાશક્તિ અજબ ગજબની છે રાત્રિનું નીરવ મદિર. આવુ મહાન વિશાળ મૌન. એમા પૂજનની વેળા અને આવી નીરવતામા માત્ર અણસારથી પણ ગીત ગાવાનો આદેશ મળે તો એનાથી વિશેષ કઈ ધન્યતા ? આખી રાત જાણે કે એ ગીતના ગુજનમાં વહી જાય અને રાત કઈ રીતે વહી ગઈ એની ખબર પણ ન પડે પરોઢિયુ થાય ત્યારે એના પવનથી અસ્તિત્વની સોનલ વીણા રણકી ઊઠે અને હૃદય ઝર્યા કરે ઈશ્વરના ગીત સગીતથી સભરસભર. પરમનો પાવનકારી સગ અને એ જ વરદાન.

ટાગોરે આવા તો અનેક ગીતો લખ્યાં છે અને ઉત્તરાવસ્થામા તો એમણે એક આવું પણ ગીત લખ્યુ

એક પછી એક અળગા કીધા સઘળા અલંકાર
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

ઉરની આપણ આડમાં આવે
અલંકારો કેમ એ ફાવે ?
જાય રે ડૂબી આપણી ઝીણી વાત, એને ઝંકાર,
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

પીગળી ગઈ પલમાં મારી,
'હું કવિ હું' એની ખુમારી.
મહાકવિ ! તવ ચરણ કને બંધનનો નહીં ભાર
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

સરળ સીધું વાંસળી જેવું
જીવવું મારે જીવન એવું,
મધુર મધુર સૂરથી તમે છલકાવો સંસાર
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ? ■

## જત જણાવાનું તને - ૭
## Would like to let you know - 7

### Moonlight is drizzling

Would like to let you know my love moonlight is drizzling
just for a moment, as if contentment itself is pining for you !

And then in a flash piercing the windows of this burning moment,
your finger like a moonbeam touches me !

I close my eyes and feel a soft murmur a tender thrill
Illumining every pore of my being see the creation of The Beautiful is revealed !

On the silvery lake-water night-lilies of words blossom,
As if up in the sky Rohini[1] is smiling her first smile !

The floating notes of Raga Chandani Kedar[2] turn into the Parijat[3] flowers of breath
How even if staying afar you emanate fragrance close to my heart !

(21 January 1978)

Rajendra Shukla

Translated by Nayana Jani

1 *Rohini The constellation in which astrologically moon is exalted Mythologically the twenty seven constellations are twenty-seven wives of the Moon God Rohini is the most beautiful and the most favourite one*
2 *Raga Chandani Kedar An Indian classical melody expressing peaceful quiet and soothing mood like moon light*
3 *Parijat A divine tree of Paradise one of the fourteen jewels that came out of the ocean during the great churning of the ocean by Devas and Asuras. The flowers are small delicate fragrant and they fall profusely*

### ચાંદની વરસી રહી !

જત જણાવાનું તને કે ચાંદની વરસી રહી,
એક ક્ષણ તો તૃપ્તિ પણ જાણે તને તરસી રહી.

ત્યાં જ ક્ષણ સંતપ્તનાં વાતાયનો વીંધી અને,
અંગુલી તારી કિરણ શી આ મને પરસી રહી.

મીંચીને લોચન લહું તો પુલક મસૃણ મર્મરે,
રોમરોમે રમ્યની રચના અહો દરસી રહી.

શ્વેત સરવરના જલે શબ્દો પ્રફુલ્લે પોયણી,
રોહિણી જાણે નભે પ્હેલુ પ્રથમ હરસી રહી.

ચાંદની કેદારના સ્વર પારિજાતક શ્વાસનાં,
દૂરથી યે મઘમઘે છે તું હૃદયસરસી રહી.

(૨૧ જાન્યુ. ૧૯૭૮)

રાજેન્દ્ર શુક્લ

## આ દિલ તો ખોલીને દીવો કરો

●

મીરાંબાઈ

તમે જાણી લો સમુદ્ર સરીખા મારા વીરા રે,
આ દિલ તો ખોલીને દીવો કરો રે.
આ રે કાયામાં છે વાડીઓ રે હો જી,
માંહે મોર કરે છે ઝીંગોરા રે
આ રે કાયામાં છે સરોવર રે હો જી,
માંહે હંસ તો કરે છે કલ્લોલા રે.
આ રે કાયામાં છે હાટડાં રે હો જી,
તમે વણજવેપાર કરોને અપરંપારા રે
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ હો જી,
દેજો અમને સંત ચરણે વાસેરા રે.

## Open Your Heart to Light a Lamp

●

Mirabai

Translated by Pradip N. Khandwala

O my brother grand like the sea
open your heart and light a wick.
In this body are orchards
and the peacock dances and calls.
There is a lake in this body
and the swans trumpet in felicity.
In this body are marts
where you can trade without bounds.
Lord Giridhar's[1] virtues Mira affirms
grant me refuge at saints' feet.

1. Krishna

શ્રી પ્રદીપ એન. ખાંડવાલા સંપાદિત-અનુવાદિત અને તાજેતરમાં પ્રકાશિત ગુજરાતી કવિતાના અંગ્રેજી અનુવાદના પુસ્તક 'Beyond the Beaten Track: Offbeat poems from Gujarat'માંથી. (પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, નદી કિનારે, ટાઈમ્સ પાછળ, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯) પ્ર. આ. ૨૦૦૮, પૃ. ૩૦૨, શેલ અને ટોટલ વેન્ચર ઈન ઈન્ડિયાના આર્થિક અનુદાનથી પ્રકાશિત. કિંમત રૂ. ૩૯૫.

editor's thought...

### Moonlight cascades...

Just to let you know that - moonlight is cascading,
and for a moment, its as if even Fulfilment yearns for you.

At that very moment, piercing this intensely fervent sphere,
the beam, like your finger, caresses me.

As I close my eyes, tender murmurings bring a thrill of pleasure and,
every atom of my being dances with the vision of a beauteous creation.

On the white glistening waters of the lake,
words bloom like the lilies in the night,
And from up above, Rohini* beams her very first smile.

Like the notes of Chandni Kedar** in a Parijat*** scented breath,
You exude fragrance, from a distance, into the depths of my heart.

(21 January, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

*Rohini, one of the 27 constellation of stars is said to have been the favourite bride of Chandra, the lunar God. She became his favourite because of her beauty and artistic talents. Rohini is associated with passion and sensuality. The word is derived from "Rohan" which means 'to rise' or 'to bring into existence'.
**Chandni Kedar – A variant of the Indian classical raag - Kedar, generally sung late in the night
***Parijat - Also known as the 'Night Jasmine', Parijat blooms only at night and sheds off in the morning. The flowers are extremely fragrant and are also quite beautiful with saffron colored stem and white petals. Revered as a celestial flower, according to the Hindu mythology, Parijat emerged during the churning of the Milky Ocean. As per another myth, Parijat was brought to earth by Lord Krishna from Lord Indra's garden.

કાવ્ય નાયિકાને કોઈ મહત્ત્વનું પદ નથી જોઈતું એને તો ભરસભામાં એક અછડતું સ્થાન જોઈએ છે કોઈ કેન્દ્રસ્થાન નથી જોઈતું. એકાદ અછડતો ખૂણો મળે તોય ઘણું. પોતે હાજર છે એવું ગાઈ બજાવીને ભરસભામાં કહેવું નથી. ઈશ્વરની આ વિશાળ સૃષ્ટિ, એમાં એને ઈશ્વર સિવાય કોઈનું ગીત ગાવામાં રસ નથી. બીજું કોઈ પણ કામ કરવું નથી જીવનનું એક જ પ્રયોજન છે કે પ્રભુની ભક્તિ કરવી અને ભક્તિ નીતરતું ગીત ગાવું આરણ-કારણની જંજાળમાં પડવું નથી. કોઈ અકારણ સૂરથી પ્રાણ છલક્યા કરે છે અને એ જ તો જીવનનુ સારસર્વસ્વ સૌંદર્ય.

ટાગોરની કલ્પનાશક્તિ અજબ ગજબની છે રાત્રિનું નીરવ મંદિર. આવુ મહાન વિશાળ મૌન. એમાં પૂજનની વેળા અને આવી નીરવતામાં માત્ર અણસારથી પણ ગીત ગાવાનો આદેશ મળે તો એનાથી વિશેષ કઈ ધન્યતા ? આખી રાત જાણે કે એ ગીતના ગુંજનમાં વહી જાય અને રાત કઈ રીતે વહી ગઈ એની ખબર પણ ન પડે પરોઢિયું થાય ત્યારે એના પવનથી અસ્તિત્વની સોનલ વીણા રણકી ઊઠે અને હૃદય ઝર્યા કરે ઈશ્વરના ગીત સંગીતથી સભરસભર. પરમનો પાવનકારી સંગ અને એ જ વરદાન.

ટાગોરે આવાં તો અનેક ગીતો લખ્યાં છે અને ઉત્તરાવસ્થામાં તો એમણે એક આવું પણ ગીત લખ્યું :

એક પછી એક અળગા કીધા સઘળા અલંકાર:
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

ઉરની આપણ આડમાં આવે
અલંકારો કેમ એ ફાવે ?
જાય રે ડૂબી આપણી ઝીણી વાત, એને ઝંકાર,
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

પીગળી ગઈ પલમાં મારી,
'છું કવિ હું' એની ખુમારી:
મહાકવિ ! તવ ચરણ કને બંધનની નહીં ભાર'
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ?

સરળ સીધું વાંસળી જેવું'
જીવવું મારે જીવન એવું.
મધુર મધુર સૂરથી તમે છલકાવો સંસાર.
ગીત મારાને શું હવે શણગાર ? શું અહંકાર ? ■

## જત જણાવાનું તને - ૭
## Would like to let you know - 7

### Moonlight is drizzling

Would like to let you know my love moonlight is drizzling
just for a moment, as if contentment itself is pining for you !

And then in a flash piercing the windows of this burning moment,
your finger like a moonbeam touches me !

I close my eyes and feel a soft murmur a tender thrill
Illumining every pore of my being see the creation of The Beautiful is revealed !

On the silvery lake-water night-lil es of words blossom
As if up in the sky 'Rohini'[1] is smil ng her first smile !

The floating notes of Raga Chandani Kedar[2] turn into the Parijat[3] flowers of breath,
How even if staying afar you emanate fragrance close to my heart !

(21 January 1978)

Rajendra Shukla

Translated by Nayana Jaru

1 Roh ni – The constellation in which astrologically moon is exalted Mythologically the twenty seven constellations are twenty-seven wives of the Moon God Roh ni is the most beautiful and the most favourite one
2. Raga Chandani Kedar – An Ind an classical melody expressing peaceful quiet and soothing mood like moon light.
3 Parijat – A divine tree of Parad se one of the fourteen jewels that came out of the ocean during the great charming of the ocean by Devas and Asuras. The flowers are small dedicate fragrant and they fall profusely

### ચાંદની વરસી રહી !

જત જણાવાનું તને કે ચાદની વરસી રહી,
એક ક્ષણ તો તૃપ્તિ પણ જાણે તને તરસી રહી.

ત્યા જ ક્ષણ સતપ્તનાં વાતાયનો વીંધી અને,
અગુલી તારી કિરણ શી આ મને પરસી રહી.

મીંચીને લોચન લહુ તો પુલક મસૃણ મર્મર,
રોમરોમે રમ્યની રચના અહો દરસી રહી.

શ્વેત સરવરના જલે શબ્દો પ્રફુલ્લે પોયણી,
રોહિણી જાણે નભે પ્હેલું પ્રથમ હરસી રહી.

ચાદની કેદારના સ્વર પારિજાતક શ્વાસનાં,
દૂરથી યે મઘમઘે છે તું હૃદયસરસી રહી.

(૨૧ જાન્યુ., ૧૯૭૮)

રાજેન્દ્ર શુક્લ

## આ દિલ તો ખોલીને દીવો કરો

●

મીરાંબાઈ

તમે જાણી લો સમુદ્ર સરીખા મારા વીરા રે,
આ દિલ તો ખોલીને દીવો કરો રે.
આ રે કાયામાં છે વાડીઓ રે હો જી,
માંહે મોર કરે છે ઝીંગોરા રે
આ રે કાયામાં છે સરોવર રે હો જી,
માંહે હંસ તો કરે છે કલ્લોલા રે.
આ રે કાયામાં છે હાટડાં રે હો જી,
તમે વણજવેપાર કરોને અપરંપારા રે
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ હો જી,
દેજો અમને સંત ચરણે વાસેરા રે.

## Open Your Heart to Light a Lamp

●

Mirabai

Translated by Pradip N. Khandwala

O my brother grand like the sea
open your heart and light a wick.
In this body are orchards
and the peacock dances and calls.
There is a lake in this body
and the swans trumpet in felicity.
In this body are marts
where you can trade without bounds.
Lord Giridhar's[1] virtues Mira affirms
grant me refuge at saints' feet.

1. Krishna

---

શ્રી પ્રદીપ એન. ખાંડવાલા સંપાદિત-અનુવાદિત અને તાજેતરમાં પ્રકાશિત ગુજરાતી કવિતાના અંગ્રેજી અનુવાદના પુસ્તક 'Beyond the Beaten Track: Offbeat poems from Gujarat'માંથી. (પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, નદી કિનારે, ટાઈમ્સ પાછળ, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯) પ્ર. આ. ૨૦૦૮, પૃ. ૩૦૨, શેલ અને ટોટલ વેન્ચર ઈન ઈન્ડિયાના આર્થિક અનુદાનથી પ્રકાશિત. કિંમત રૂ. ૩૯૫.

---

editor's thought...

### Moonlight cascades...

Just to let you know that - moonlight is cascading,
and for a moment, its as if even Fulfilment yearns for you.

At that very moment, piercing this intensely fervent sphere,
the beam, like your finger, caresses me.

As I close my eyes, tender murmurings bring a thrill of pleasure and,
every atom of my being dances with the vision of a beauteous creation.

On the white glistening waters of the lake,
words bloom like the lilies in the night,
And from up above, Rohini* beams her very first smile.

Like the notes of Chandni Kedar** in a Parijat*** scented breath,
You exude fragrance, from a distance, into the depths of my heart.

(21 January, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

**Rohini, one of the 27 constellation of stars is said to have been the favourite bride of Chandra, the lunar God. She became his favourite because of her beauty and artistic talents. Rohini is associated with passion and sensuality. The word is derived from "Rohan" which means 'to rise' or 'to bring into existence'.*

***Chandni Kedar – A variant of the Indian classical raag - Kedar, generally sung late in the night*

****Parijat - Also known as the 'Night Jasmine', Parijat blooms only at night and sheds off in the morning. The flowers are extremely fragrant and are also quite beautiful with saffron colored stem and white petals. Revered as a celestial flower, according to the Hindu mythology, Parijat emerged during the churning of the Milky Ocean. As per another myth, Parijat was brought to earth by Lord Krishna from Lord Indra's garden.*

અશ્વિન અને મીનાક્ષી ચંદારાણા

યમુના તટે એ રમણીય બાગના ખુશનુમા વાતાવરણમાં પુષ્પોથી સુગંધીત પવનની મદમસ્ત મંદ-મંદ લહેરખી વચ્ચે, બાગનાં પુષ્પો જેવી જ મદમસ્ત એવી એક સુંદર યુવતી ટહેલતી હતી, કંઈક વિચારતી હતી, ગણગણતી હતી. બાગની પુષ્પ-લતા અને એ યુવતીની દેહ-લતા જેવી જ સુંદર કોઈ વાત, સુંદર વિચાર તેના મનમાં આકાર લઈ રહ્યો હતો, પણ યુવતી એ સુંદર વિચારને શબ્દનું સ્વરૂપ આપી હોઠ પર લાવવા મથતી હતી.



અનાયાસ એના હોઠેથી એ વિચાર કાવ્યદેહ ધરીને પ્રગટ થયો :

*'ચહાર ચીજ જે દિલ ગમ બુરદ-ફુદામ ચહાર ?*
*શરાબ, સબ્જ: ઓ આબે રવાં બરુએ-નિગાર.'*

છે ચાર ચીજ કઈ જે દૂર કરે હ્રદયનું દુખ ?
શરાબ, હરિયાળી, નદીનો પ્રવાહ, સુંદર મુખ.

આ પંક્તિઓ ગણગણતાં એ યુવતી, એ યુવાન કવયિત્રી, તરત જ સહેમીને આજુબાજુ જોઈ લે છે. એને ડર છે કે દિલ્હીમાં તે સમયે ફેલાયેલા રૂઢિચુસ્ત વાતાવરણમાં કોઈ ક્યાંક તેને આમ શરાબ અને શબાબનાં ગુણગાન ગાતાં સાંભળી તો નથી ગયું ને ? દિવસો કપરા હતા, સ્ત્રીઓ માટે તો ખાસ; પછી ભલે એ ગમે તેવા આર્થિક સ્તરની કે ઉચ્ચવર્ણી સ્ત્રી કેમ ન હોય !

અને તેનો આ ભય સાવ અસ્થાને પણ ન હતો. તેનાથી થોડે જ દૂર અન્ય એક વ્યક્તિ પણ એ સમયે, તેનો અવાજ સાંભળી શકે તેટલા નજીકના અંતરે જ હાજર હતી અને એ વ્યક્તિ યુવતીના હોઠે આવેલી પંક્તિઓનો અણસાર પામીને તેની સામે હાજર પણ થઈ ગઈ તેને જોઈને યુવતી ચોંકી ગઈ, ભયભીત થઈને કાંપી ગઈ કારણ કે તેની સામે અચાનક આવી ચડેલ એ વ્યક્તિ તેના પિતા જ હતા, જે પોતાના રૂઢિચુસ્ત વલણ માટે કુખ્યાત હતા.

યુવતીના સદ્દભાગ્યે, પિતાએ તેની પંક્તિઓ બરાબર સાંભળી ન હતી. પિતાની આંખોમાં ન સમજાય એવો પ્રશ્ન જોતાં જ ચાલાક કવયિત્રીએ તત્કાળ પોતાની પંક્તિઓના ભાવને પલટો આપી સામેથી જ પિતા સામે રજૂ કરી દીધો :

*'ચહાર ચીજ જે દિલ ગમ બુરદ-ફુદામ ચહાર ?*
*નમાજો રોજ: ઓ' તસબીહો તૌબ: ઈસ્તગફાર !'*

છે ચાર ચીજ કઈ જે દૂર કરે હ્રદયનું દુખ ?
નમાજ, રોજા, માળા, પશ્ચાત્તાપમાં છે સુખ !

'વાહ, વારી જાઉં તારા પર. ' યુવાન પુત્રીના મોંએ પોતાના ધર્મ વિષેના વિચારોને પડઘાતા સાંભળીને રૂઢિચુસ્ત પિતા પુત્રીની મેધાવી પ્રતિભાથી અંજાઈને એટલા તો ખુશ થઈ ગયા કે તેમણે પોતાની પુત્રીને શાયરી કરવાની છૂટ આપી દીધી ! પિતા તરફથી મળેલી આ સૌગાતથી ઝૂમી ઊઠેલી પુત્રી આનંદિત થઈને પોતાની મૂળ પંક્તિઓ, અલબત્ત મનમાં જ, ગણગણવા લાગી.

લાહોર નજીક નવકોટના એક ભાગમાં ખંડિયેર સમો એક મકબરો છે. કબર પર એક જૂની પુરાણી આરસની તકતી છે જેના પર કબરમાં સૂતેલ મસૂણ હ્રદયની સામ્રાજ્ઞીની પોતાની જ લખેલી પંક્તિઓ કોતરેલી છે :

*બર મઝારે માં ગરીબાં નૈ ચિરાગે, નૈ ગુલે,*
*નૈ પરે પરવાન: સોજદ, નૈ સદાએ-બુલબુલે.*

મુજ ગરીબની આ મજારે ના દીપક, ના છે ફૂલો,
પાંખ ના જલતી અહીં, બુલબુલ નથી ગાતાં અહીં.

દિલ્હીના બાગમાં ખીલેલી પ્રણયની બહારો રેલાવતી પેલી યુવાન દેહ-લતા, કે પછી લાહોર પાસે સુમસામ, અવાવરું ખંડિયેર સમી કબર નીચે દફન ગરીબ સ્ત્રીનું નામ હતું ઝેબુન્નિસા, જે પોતાના સમયની ખૂબસૂરત સ્ત્રી હોવાની સાથોસાથ મગરૂબ અને શક્તિશાળી, પણ એક મુલાયમ વ્યક્તિત્વ ધરાવતી કવયિત્રી હતી. અને અત્યંત રૂઢિચુસ્ત અને ધર્માંધ એવા તેના પિતા, તે પોતાના સમયના મોગલ શહેનશાહ ઔરંગઝેબ હતા.

૧૬૩૭માં જન્મેલ ઝેબુન્નિસા ખ્યાતનામ મોગલ સમ્રાટ ઔરંગઝેબ અને પર્શિયાના સફાવિદ કુળની માતા દીલરાસબાનોનું ફરજંદ હતી, જેનું જીવન અને કવન પોતાના સમયમાં અત્યંત સફળ અને વિખ્યાત હોવા છતાં બહુ થોડા સમયમાં ગુમનામીના અંધકાર હેઠળ ભુલાઈ ગયું !

ઝેબુન્નિસાના જન્મ સમયે શાહજહાં ગાદી પર હતો. ઔરંગઝેબે દિલ્હીની ગાદી સંભાળી ત્યારે ઝેબુન્નિસા એકવીસ વર્ષની હતી. સૌથી પહેલું સંતાન હોવાથી ઔરંગઝેબની બહુ જ લાડકી હતી. અન્ય ચાર બહેનોમાં બીજી બે બહેનો પણ કવિતા લખતી હતી, પરંતુ ઝેબુન્નિસાની પ્રખર બુદ્ધિમત્તા અને મેધાવી પ્રતિભાને કારણે ઔરંગઝેબે તેને પોતાના દરબારમાં પડદા પાછળ સ્થાન આપ્યું હતું. રાજકાજના આટાપાટામાં ઔરંગઝેબ ઝેબુન્નિસાની સલાહ પણ લેતો અને તેનાં સૂચનો પર અમલ પણ કરતો.

ઝેબુન્નિસા 'મખ્ફી' ઉપનામથી શાયરી કરતી. મખ્ફી એટલે છુપાયેલું, અદશ્ય. ઝેબુન્નિસાના આ ઉપનામનાં અનેક પરિમાણ હતાં. ઉપરછલ્લું જોઈએ તો ઝેબુન્નિસા ચહેરા પર જાળીદાર બુરખો ઓઢીને પરદા પાછળથી ઔરંગઝેબના દરબારની કાર્યવહી જોયા કરતી એટલે તેને આવું ઉપનામ મળ્યું હતું, તેમ કહેવાય છે. પરંતુ ખરી વાત તો એમ હતી કે તેને પોતાનું એક રંગીન મિજાજની કવયિત્રી તરીકેનું વ્યક્તિત્વ ઔરંગઝેબથી વર્ષો સુધી ગોપિત રાખવું પડ્યું હતું.

અત્યંત લાડકી ઝેબુન્નિસાની કેળવણીની જવાબદારી ઔરંગઝેબે પોતાના એક વિશ્વાસુ દરબારી નૈશાપુરીની પત્ની મરિયમ હાફિઝાને સોંપી હતી. મરિયમે બહુ ટૂંકા સમયમાં જ શાહજાદી ઝેબુન્નિસાને લખવા-વાંચવામાં પારંગત કરી દીધી. અદ્ભુત પ્રતિભાની માલિકણ ઝેબુન્નિસાએ સત્વરે સંપૂર્ણ કુરાનેશરીફ કંઠસ્થ કરીને આઠ વર્ષની ઉંમરે પિતાને સંભળાવ્યું ત્યારે અત્યંત ખુશ થઈને ઔરંગઝેબે ઝેબુન્નિસાને પુરસ્કાર સ્વરૂપે ત્રીસ હજાર અશરફીઓ ભેટમાં આપી. રાજકુમારીની આ સિદ્ધિ પર રાજધાનીમાં દિવસો સુધી ઉત્સવ મનાવવામાં આવ્યો.

એ જમાનો તો હતો રૂઢિચુસ્તતાનો. સ્ત્રીઓ હંમેશાં પર્દાનશીન, પરપુરુષોની નજરથી ઓઝલ, માત્ર ઘરમાં પુરાઈને જ રહેતી. પણ રાજકુમારીની પ્રતિભા જોઈને ઔરંગઝેબે તેને ઉચ્ચશિક્ષણ આપવાનું નક્કી કર્યું. વિદ્વાન સૈયદ મુલ્લા અશરફને ઝેબુન્નિસાને અરબી અને ફારસી ભાષા શીખવવાની જવાબદારી સોંપવામાં આવી. ઝેબુન્નિસાએ ખૂબ લગનથી આ બન્ને ભાષાઓ પર પ્રભુત્વ પ્રાપ્ત કરી લીધું. તે ઉપરાંત ગણિત અને ખગોળશાસ્ત્રમાં ઊંડો રસ લઈને વિવિધ વિષયોનાં અરબી અને સંસ્કૃત ભાષામાંથી ફારસી ભાષામાં અનુવાદિત અનેક ગ્રંથો પોતાના પુસ્તકાલયમાં વસાવ્યા.

અને આ બધાં શોખ અને શિક્ષણ વચ્ચે કંઈક એવું થયું, કે ભાષાના લગાવ વચ્ચે ઝેબુન્નિસામાં કવિતાનું બીજ અનાયાસ રોપાઈ ગયું. શરૂઆતમાં વિવિધ ભાષાઓમાં લખાયેલી કવિતાઓનાં પુસ્તકો વાંચીને મન મનાવતી ઝેબુન્નિસાના મનના અતળ ઊંડાણમાં કવિતા પાંગરી ચૂકી હતી. ધીરે-ધીરે એ કવિતા શબ્દાકારે કાગળ પર ઊતરવા તો લાગી, પણ મજબૂરી એ હતી કે કવિતાનું પધ્ધતિસરનું જ્ઞાન મેળવવાનો કોઈ માર્ગ ન હતો. ફારસી કવિતાની જવાનીના એ કાળમાં એક સ્ત્રી હોવાના કારણે અને ઔરંગઝેબની પુત્રીના નાતે કોઈને પૂછી શકાય તેમ પણ ન હતું. પિતાના કડક અને રૂઢિચુસ્ત સ્વભાવનો તેને પરિચય હતો.

પણ કવિતા જેનું નામ, કે એ પથ્થરમાંથી પણ રસ્તો કાઢી લે ! ઝેબુન્નિસામાં રોપાયેલું ભાષાપ્રેમનું બીજ કવિતારૂપે બહાર આવવાનું જ હતું. સંજોગવશાત્ તેણે લખેલી કવિતાના કાગળો તેના શિક્ષક સૈયદ મુલ્લા અશરફના હાથમાં આવી ગયા. ઝેબુન્નિસાએ શરૂઆતમાં તો ઔરંગઝેબને જાણ થવાના ભયથી વાત છુપાવવાની કોશિશ કરી જોઈ. પણ મુલ્લા અશરફે ઝેબુન્નિસાના વિચારોની પરિપકવતા અને ભાષાની પ્રવાહિતાના સંગમ સમી કૃતિઓને વખાણી, ત્યારે ઝેબુન્નિસાને પણ નિરૂપાય કબૂલાત કરવી પડી. ઝેબુન્નિસાની

રચનાઓને મુલ્લા અશરફના આશીર્વાદ અને ઈસ્લાહ મળ્યા. સોનામાં સુગંધ ભળી !

લગભગ એ જ અરસામા ઔરંગઝેબને પણ ઝેબુન્નિસાની શાયરીનો પરિચય પેલા બાગમા મળ્યો. અને તે સાથે જ ઝેબુન્નિસાની કવિતાને પરવાન અને પરવાનો પણ મળી ગયા.

પરંતુ રૂઢિચુસ્ત, પરંપરાવાદી અને રીતરિવાજોને જ પ્રાધાન્ય આપતા ચુસ્ત સુન્ની મુસ્લિમ પિતાથી વિપરીત ઝેબુન્નિસા એક સૂફી કવયિત્રી થવા સર્જાઈ હતી. પિતા તરફથી મળેલી છૂટને કારણે શાહજાદીનો એક કવિ દરબાર સ્થાપિત થઈ ગયો. ઝેબુન્નિસાની ખૂબસૂરતી સાથે તેની શાયરીના ઉમદા મિશ્રણે દિલ્હીમા એક ઉન્માદ સર્જી દીધો. નાસીરઅલી સરહિંદી, મિર્ઝા મુહમ્મદઅલી સાયબ મુલ્લા તાહિર ગની નેમતખા આલી બહરોજ' વગેરે ફારસી શાયરો ઝેબુન્નિસાના કવિ દરબારમાં હાજરી આપવા લાગ્યા જેમણે પોતાની કેટલીયે રચનાઓ ઝેબુન્નિસાને અર્પણ કરી દીધી, જેમા સફાઉદ્દિન અર્દવેલી રચિત જેબુત્તફાસીર અને આકિલખા મીર અસ્કરી નિર્મિત દીવાન અને મસનવી નો પણ સમાવેશ થાય છે

ઝેબુન્નિસાને પોતાના કાકા દારા શિકોહ માટે ખૂબ જ લાગણી હતી. શાહજહા તો ઝેબુન્નિસાના લગ્ન દારાના પુત્ર સુલેમાન સાથે કરવા ધારતા હતા. સુલેમાન સાથે ઝેબુન્નિસાની સગાઈ પણ થઈ ચૂકી હતી, છતા એ સબધ લગ્નમા પરિણમ્યો નહીં.

એ સમયે શાહ ફરૂખ નામના એક યુવાન કવિએ ઝેબુન્નિસા સમક્ષ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો, જેનો ઝેબુન્નિસાએ અસ્વીકાર કરતો શાહ ફરૂખે એક શેર લખી મોકલ્યો

*મુકર્રર કર્દ અમ દર દિલ અઝી દરગાહ ન ખ્વાહમ રફ્ત,*
*સર ઈજા, સિજદા ઈજા, બંદગી, ઈજા, કરાર ઈજા.*

(મેં નિશ્ચય કરી લીધો છે કે આ દરબાર છોડીને ક્યાય નહીં જાઉ કારણ કે નમન બદગી અને સુખનુ આ એક જ સ્થાન છે )

પણ માનુની ઝેબુન્નિસાએ યુવાન કવિના આકર્ષણે ખેંચાઈ જવાનુ પસદ કરવાને બદલે તેને જવાબ પાઠવતાં શેર લખ્યો

*ચે આસાં દીદઈ આશિક ! તરીક ઈશ્કબાઝી રા,*
*તપ ઈજા, આતિશ ઈજા અખગર ઈજા ઔર શરર ઈજા.*

(ઓ પ્રેમી ! પ્રેમના માર્ગને તેં બહુ સરળ સમજી લીધો છે આ પથ પર તપન છે આગ છે ચિનગારી છે જ્વાળા છે )

આમ ઝેબુન્નિસાની કવિતા અને તેના બેનમૂન રૂપની જ્વાળામા હોમાવા અનેક પરવાનાઓએ પ્રયત્ન કરી જોયા હતા, પણ ઝેબુન્નિસાનુ દિલ તો કોઈ અન્ય જગ્યાએ રીઝેલુ હતુ.

ઝેબુન્નિસાના દરબારમા મોભાનું અને મોખરાનું સ્થાન જાળવનાર આકિલ ખા અને ઝેબુન્નિસા વચ્ચેના પરસ્પર અનુરાગની અનેક વાતો પ્રચલિત છે પરતુ ઝેબુન્નિસાની શાયરીમા આ સબંધના ઉલ્લેખની ગેરહાજરી આશ્ચર્યજનક રીતે સૂચક છે શાયરીના સદર્ભે આથી વિરુધ્ધ ઉલ્લેખો અવશ્ય જોવા મળે છે આકિલ ખાં એક વખત લાહોરમા હતા ત્યારે ઔરંગઝેબ કાશ્મીરથી પાછા વળતાં લાહોરમા વિરામ કરવા રોકાયા હતા. સાથે હમેશની જેમ ઝેબુન્નિસા પણ મોજૂદ હતી. સૂર્યાસ્ત સમયે બાગમા ટહેલતા આકિલખાની નજર છત પર ઊભેલી ડૂબતા સૂર્યને જોવામા તલ્લીન એવી ઝેબુન્નિસા પર પડી. આકિલ ખાએ ઝેબુન્નિસાને સંબોધીને એક મિસરો કહ્યો

*સુર્ખ પોશે બલબે બામ નજર મી આયદ,*
*લાલ વસ્ત્રે એ મને છતને કિનારે છે મળી,*

આકિલખાંના મનના ભાવોને પારખીને શાહજાદીએ બીજો મિસરો કહી શેર પૂરો કરવાને બહાને આકિલ ખાંને પ્રત્યુત્તર પાઠવ્યો,

*ન બજારી, ન બજોરો, ન નજર મી આયદ.*
*ના મળે આંસુ વહાવ્યે, ના મળે, ના ધન થકી*

પણ આકિલખાના દિલો-દિમાગ પર સવાર આશકી એમ ઝેબુન્નિસાનો પીછો છોડે તેમ ન હતી. બીજે દિવસે આકિલખા ચોપાટ રમતી શાહજાદીના ઝરૂખા નીચે સાધારણ મજૂર વેશે પહોંચી ગયા અને અને શાહજાદીની નજર તેમના પર પડી કે તરત જ તેમણે કહ્યુ,

*મન દર તલબત દિર્દે જહાં ભી ગર્દમ,*
*ખોજમાં તારી પૂરો સંસાર હું ઘૂમી વળ્યો*

ચતુર શાહજાદીએ છદ્મવેષે આવેલા આકિલખાને

ઓળખી લીધા અને તરત જ જવાબ પાઠવીને શેર પૂરો કર્યો,

*ગર બાદ શવી બર સરે જુલ્ફશ્ ન રસી*

**હવા બન્યો પણ કેશ મારા તોય ના પામી શક્યો**

શાહજાદીના તિરસ્કાર છતાં આકિલખાંએ પોતાના પ્રયત્નોમાં ઓટ આવવા ન દીધી. છેવટે ઔરંગઝેબના દરબારમાં દરોગા તરીકે ગોઠવાઈને પરદાનશીન ઝેબુન્નિસાની નજર સમક્ષ આવતાં રહીને છેવટે તેના કવિ-દરબારમાં સ્થાન મેળવી લીધું. એ પછી આકિલખાં માટે શાહજાદીના દિલ સુધીનો માર્ગ ખાસ કઠિન ન રહ્યો.

એમના પ્રણયની વાત આમ તો જગજાહેર ન થઈ હોત, પરંતુ કવિ-દરબારમાં મોજૂદ ઝેબુન્નિસાના રૂપના દીવાના અને તેની શાયરી પર મુગ્ધ, પણ તેને પામવામાં નાકામિયાબ કોઈ પરવાના શાયરે ઔરંગઝેબના કાને ઝેબુન્નિસા અને આકિલખાંના વધતા જતા સંપર્કોની ચાડી ફૂંકી દીધી.

ઝેબુન્નિસા અને આકિલખાંના પ્રણયની આગ રૂઢિચુસ્ત ઔરંગઝેબને દઝાડી ગઈ. તેણે આકિલખાંને દરબારમાં પ્રવેશબંધી ફરમાવી દીધી અને અફવાઓની ખરાઈ કરવા માટે તેણે ઝેબુન્નિસાને કેટલીક તસવીરો બતાવીને તેમાંથી પોતાને માટે પસંદગીનો વર શોધવા આદેશ આપ્યો. એ તસવીરોમાં આકિલખાંની પણ તસવીર અચૂક સામેલ હતી.

ઔરંગઝેબના બદઈરાદાઓથી નાવાકેફ ઝેબુન્નિસાએ ભોળા ભાવે આકિલખાંની તસવીર સહર્ષ પસંદ કરીને ઔરંગઝેબને આપી. ખલાસ ! ઝેબુન્નિસા અને આકિલખાં વચ્ચેના નાજુક સંબંધોનો પુરાવો ઔરંગઝેબને મળી ગયો હતો. લગ્ન કરી આપવાના બહાને તેણે આકિલખાંને આમંત્રણ પાઠવ્યું, પણ આકિલખાંના સદ્ભાગ્યે અંદરની વાત જાણતા દરબારી મિત્રોએ આપેલી ચેતવણીને કારણે આકિલખાંને ઔરંગઝેબના કાવતરાની ગંધ આવી ગઈ. આકિલખાં ચેતી ગયા. મગરૂર આકિલખાંએ લગ્નનું આમંત્રણ સન્માનપૂર્વક પાછું ઠેલ્યું અને ઔરંગઝેબના દરબારમાંથી પણ રાજીનામું આપી દીધું !

ઔરંગઝેબ અને આકિલખાં વચ્ચેના આ બનાવે ઝેબુન્નિસાના સપનાં પર વજ્રાઘાત થયો. આકિલખાંએ ધીરે-ધીરે ઝેબુન્નિસાના દિલ પર મજબૂત આસન-શાસન જમાવી દીધું હતું. તેનું સપનું ઔરંગઝેબે ચકનાચૂર કરી દીધું હતું. આકિલખાંની જુદાઈનો ઘાવ ભરાવો સહેલો ન હતો.

અહીં ઝેબુન્નિસાની કવિતાનો ઈતિહાસ એક જબરજસ્ત વળાંક લે છે ! એક સમયે આકિલખાંની પ્રેમ-અરજને ઝેબુન્નિસાએ ઠુકરાવી હતી. હવે પરિસ્થિતિ એ જ રહી હોવા છતાં પાત્રો પોતાની જગ્યા બદલે છે !

નિરાશ ઝેબુન્નિસા મોકો મળતાં આકિલખાંને એક મિસરો લખીને મોકલે છે,

*શુનીદમ તર્ક-ખિદમત કર્દ આકિલ ખાં બ નાદાની;*

**ન જાણે કેમ આકિલ આમ નાદાની કરી બેઠા**

અહીં આકિલ શબ્દનો સંદર્ભ અક્કલવાળા સાથે છે. અક્કલવાળા આકિલ ખાંએ પ્રત્યુત્તર વાળતાં લખ્યું,

*ચેરા કારે કુનદ આકિલ કિ બાજ આયદ પશેમાની.*

**કરી પસ્તાય એવું કામ ના આકિલ કરી બેઠા**

આકિલખાં સાથેના ઝેબુન્નિસાના સંબંધોનો આમ અકાળે દુ:ખદ અંત આવ્યો. પરંતુ જીવનના આ વળાંકે ઝેબુન્નિસાની શાયરીને સૂફી અંદાઝ આપ્યો. તેની શાયરી હવે કવિ-દરબારની સીમાઓને વળોટીને આમ જનતામાં, સૂફી શાયરીઓ લલકારતા ફકીરો સુધી પહોંચી ગઈ હતી. તેની વધતી જતી ખ્યાતિ અને લોકપ્રિયતા ઔરંગઝેબને અકળાવતાં હતાં, પણ ઝેબુન્નિસા આખરે તેની પુત્રી હતી અને શાયરી કરતાં રોકી ન શકાય તેવી તેની લોકપ્રિયતા થઈ ચૂકી હતી.

અકળાયેલા ઔરંગઝેબે મશહૂર ફારસી શાયર નાસિરઅલી સામે ઝેબુન્નિસાનો મુકાબલો ગોઠવ્યો. શરત એ હતી કે અલીના મિસરાનો સર્વ-સ્વીકૃત જવાબ ઝેબુન્નિસા ત્રણ દિવસમાં ન આપી શકે, તો તેણે શાયરીને કાયમ માટે રૂખસદ આપવી.

શરત આકરી હતી. એક તરફ મશહૂર શાયર અલી હોય, સામે નાજુક હૃદયની મલેકા ઝેબુન્નિસા હોય. ઝેબુન્નિસા હારે તો શાયરીને રૂખસદ અને જીતે તો ? જીતે તો કંઈ નહિ ! અલીના પક્ષે તો કંઈ ગુમાવવાનું હતું જ નહીં !

અને છતાં ઝેબુન્નિસા માટે આ આકરી શરત એ આખરી તક પણ હતી. શક્તિશાળી ઔરંગઝેબ સામે એ પોતાની કવિ-પ્રતિભા અને લોકપ્રિયતા સિવાયની કોઈ તાકાત વાપરી શકે તેમ ન હતી. પ્રતિકૂળતાને પ્રતિભાથી પલટવાની હતી.

ઝેબુન્નિસાએ મુકાબલો કબૂલ રાખ્યો.

નાસિરઅલીએ ઔરંગઝેબની સૂચના મુજબ અઘરો અને અટપટો મિસરો તૈયાર રાખ્યો હતો.

*દુર્રે અબલક કસે કમ દીદા મોજૂદ,*

**શ્વેત શ્યામ મોતીનું મળવું છે દુષ્કર**

અનેક શાયરીઓની રચયિતા કવયિત્રી, નાસિરઅલીના આ મિસરામા ગૂંચવાઈ ગઈ ત્રણ દિવસની અગાધ મહેનત અને અનેક પ્રયાસો પછી પણ, નબળી પાદપૂર્તિ કરવી કે મુકાબલામાથી ખસી જવુ, બને માર્ગે શાયરીને તો તિલાંજલિ જ આપવી પડે તેમ હતુ, અને નામોશી મળે તે ઝેબુન્નિસાને મજૂર ન હતુ.

ત્રીજા દિવસે થાકી-હારીને ઝેબુન્નિસાએ પોતાની પ્રિય દાસી મીંયાબાઈને બોલાવીને હૈયાવરાળ કાઢી. શાયરી વગરનું જીવન કે નામોશીભરી જિંદગીને બદલે તેણે હીરો ચાટીને જાન આપવાની તૈયારી કરી લીધી. મીંયાબાઈ ઝેબુન્નિસાની દાસી જ નહીં, પણ ખૂબ જ અતરગ સખી પણ હતી. આ વાત સાભળીને એ ધ્રુસકે ધ્રુસકે રડી પડી. રડતી મીંયાબાઈને છાની રાખતા ઝેબુન્નિસા એને વળગી પડી. મીંયાબાઈની આખોમાથી વહેતાં ચોધાર આસુઓને જોઈને સ્વાભાવાનુસાર ઝેબુન્નિસાના મનમા પક્તિઓ આકાર લેવા માંડી, જે અનાયાસ નાસિરઅલીના પ્રથમ મિસરા સાથે અદલ મેળ ખાતી હતી.

હવે કોઈ ફિકર રહી ન હતી ! હવે મીંયાબાઈએ આસુ વહાવવાની કે ઝેબુન્નિસાએ હીરો ચાટવાની જરૂર ન હતી ! સાજ પડવાની રાહમા બને સખીઓ ગોષ્ઠિમા સરી ગઈ

સાજે ભરાયેલા દરબારમા ઝેબુન્નિસાએ શેર પૂરો કરતા કહ્યુ,

*દુર્રે અબલક કસે કમ દીદા મોજૂદ,*

*બાજુદ અશ્કે બુતાને સુરમાં આબુદ.*

શ્વેત શ્યામ મોતીનું મળવું છે દુષ્કર,

સુરમો જ્યાં જઈ મળે આંસુ ભીતર.

આખો દરબાર ઘડીભર સ્તબ્ધ થઈ ગયો ! ક્ષણભરમાં દરેક કવિએ, શાયરે ભાષાના ખેરખાંઓએ, ઝેબુન્નિસાએ કરેલી પાદપૂર્તિને એક અવાજે તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધી.

ઔરંગઝેબ આખરી પ્રયાસ પણ હારી ગયો ઝેબુન્નિસા ફરી એક વખત મશહૂર થઈ ગઈ શાયરીના મુકાબલામા જે સખીના આસુઓને કારણે ઝેબુન્નિસા જીતી ગઈ તે મીંયાબાઈની કદરરૂપે લાહોરમાં ૧૬૬૪મા લાહોરમાં બંધાયેલો ચૌબુરજી બાગ મીંયાબાઈને અર્પણ કરવાની સાથોસાથ પોતાની એક શાયરી પણ આરસપહાણમા કોતરાવીને ચૌબુરજી બાગના દરવાજે ચણાવી દીધી જે આજે પણ મોજૂદ છે તકતીમા લખ્યુ છે

**રૂપ અને યૌવનની મહારાણી ઝેબુન્નિસા તરફથી..**

**સ્વર્ગ સમો આ બાગ રચાયો છે,**

**મીંયાબાઈને ભેટ અપાયો છે**

પ્રખ્યાત શાહજહાનામામા પણ આ ચૌબુરજી બાગ અને મીંયાબાઈની કહાણી સવિસ્તાર આલેખાઈ છે

ઝેબુન્નિસા સામે હારી ગયેલા ઔરંગઝેબે ન છૂટકે તેને શાયરી કરવાની સંપૂર્ણ છૂટ આપી. શાયર નાસિરઅલી ખુદ પણ આ બનાવ પછી ઝેબુન્નિસાથી અંજાઈને તેના પ્રેમમા પડી ગયા. આકિલખાંના ગમમા ડૂબેલી ઝેબુન્નિસાના યૌવન અને કવનને નાસિરઅલીના પ્રેમનો સાથ મળ્યો. તેમના પ્રેમની વાતો ફરીથી વહેતી થઈ અને ફરીથી ઔરંગઝેબનો કહેર ઝેબુન્નિસા પર વિંઝાયો. નાસિરઅલીની કતલ સાથે ફરીથી ઝેબુન્નિસાની એક ઓર પ્રેમકહાણીનો કરુણ અંજામ આવ્યો.

કાલાતરે ઔરંગઝેબની ક્રૂરતાનો શિકાર તેની એક સમયની લાડકી આ દીકરી અને દરબારમાંની સલાહકાર એવી ઝેબુન્નિસાને પણ બનવુ પડ્યુ વાત એમ બની કે ઔરંગઝેબની સેના એક ખૂખાર યુધ્ધમા રાજપૂતો સામે લડી રહી હતી ત્યારે તેના પુત્ર અકબરે રાજપૂતો સાથે ભળી જઈને બળવો કર્યો, પણ ઔરંગઝેબની અપાર સેના સામે તેની કોઈ ચાલ ચાલી નહીં. વાત ખુલી ગઈ અને અકબરે ઈરાન તરફ ભાગવુ પડ્યુ બબ્બે વખત પ્રેમભગ થયેલી ઝેબુન્નિસા ભાતૃપ્રેમવશ ભાઈ તરફ ઢળીને અકબરને પત્રો લખતી રહી. અકબરના ઝેબુન્નિસા પરના પત્રો ઔરંગઝેબના હાથે ઝડપાઈ ગયા !

શાયરીના મુકાબલામા મળેલી હારની નામોશીથી અકળાઈ રહેલા ઔરંગઝેબે આ તક જતી ન કરી બાગી અકબરને પત્રો લખવાના દેશદ્રોહના ગુના બદલ ઔરંગઝેબે ઝેબુન્નિસાને સલીમગઢના કિલ્લામા કેદ કરી લીધી. ગગનમા વિહરતુ પખી આખરે સૈયાદની કૈદમા પુરાઈ ગયું. પરંતુ કૈદમા પણ બુલબુલે ગાવાનુ ન છોડ્યુ ! પોતાને મળેલી કૈદનો ઉલ્લેખ કરતા ઝેબુન્નિસાએ શાયરીમા લખ્યુ,

*તામરા જંજીર દર પાએ-દિલે દીવાનઃ શુદ,*
*દોસ્ત શુદ દુશ્મન મરા હર આશનઃ બેગાનઃ શુદ.*
ઝંઝીરો પગમાં પડી તો દિલના ટુકડા થઈ ગયા
દોસ્ત, દુશ્મન ને પરિચિતો ય જુદા થઈ ગયા
*દર્દ કિજે કૈદે-સિતમ આઝાદ ન ગશ્તમ્,*
*યક લહજઃ જેગમહાય જહાં શાદ ન ગશ્તમ્.*
હું હાયે સિતમ-કેદથી ના મુક્ત થઈ કદી
આ દુખ ભર્યા જગે ન સુખી થઈ શકી કદી

૧૬૮૯માં લાહોર ખાતે (અને બીજા એક મત મુજબ ૧૭૦૨માં દિલ્હી ખાતે) કેદમાં જ ઝેબુન્નિસા મૃત્યુ પામી. તેના મૃત્યુ વખતે ઔરંગઝેબ દક્ષિણનાં રાજ્યોને હરાવી પોતાના ધર્મ અને રાજ્યનો ફેલાવો કરવામાં વ્યસ્ત હતો. પણ તેની પડતીના દિવસો બહુ દૂર ન હતા. ઝેબુન્નિસાના મૃત્યુનાં પાંચેક વર્ષ બાદ ઔરંગઝેબનું પણ મૃત્યુ થયું.

ઝેબુન્નિસાના મૃત્યુ પછી તેના ઉપનામ 'મખ્ફી'થી લખાયેલી કવિતાઓ તેના સમકાલીનોમાં ફરતી થઈ ત્યારે છેક બધાંને તેના સૂફી અંદાઝનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. ધીરે-ધીરે તેની લોકપ્રિયતા બુલંદ થઈ અને છેવટે તેના મૃત્યુના બાવીસ વર્ષ બાદ દીવાન-એ-મખ્ફી નામે તેની કવિતા ફારસી ભાષામાં પ્રગટ કરાઈ. દીવાન-એ-મખ્ફીમાં લગભગ ચારસો ગઝલો અને પાંચ હજાર શેર સમાવિષ્ટ હતા.

શાયરી ઉપરાંત ઝેબુન્નિસાએ કેટલાક નિબંધો પણ લખ્યા છે. તેનાં અન્ય પુસ્તકોમાં 'મોનીસ-ઉલ-રોહ', 'ઝેબ-ઉલ-મોન્શાન' અને 'ઝેબ-ઉલ-તફાસિર'નો સમાવેશ થાય છે.

Magazine-Ul-Ghara'eb પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે ઝેબુન્નિસાએ લગભગ પંદરેક હજાર શેર લખ્યા છે.

દિલ્હીમાં તેનાં કવિતાનાં પુસ્તકોનું પ્રકાશન ૧૯૨૯માં અને તહેરાનમાં ૨૦૦૧માં થયું હતું. ઝેબુન્નિસાની હસ્તપ્રતો 'નેશનલ લાઈબ્રેરી ઑફ પૅરીસ', 'લાઈબ્રેરી ઑફ બ્રિટિશ મ્યુઝિયમ', જર્મનીની 'લાઈબ્રેરી ઑફ તુબ્બીજન યુનિવર્સિટી' અને ભારતની 'મોતા લાઈબ્રેરી'માં સચવાયેલી છે. સરોજિની નાયડુએ પણ ઝેબુન્નિસાના એક મિસરા પરથી અંગ્રેજીમાં કવિતા કરી છે.

કાલની ગર્તમાં ખોવાઈ ગયેલી આ ખૂબસૂરત કવયિત્રી અંગે આધુનિક યુગને શ્રી રઝા રૂમી દ્વારા Friday Timesમાં પ્રસિદ્ધ થયેલા Lady of the Age લેખને કારણે જાણકારી મળી. તે પછી ઝેબુન્નિસાની કેટલીક કવિતાઓનું 'Wisdom of the East' શ્રેણી અંતર્ગત અંગ્રેજીમાં રૂપાંતર કરવામાં આવ્યું ત્યારે ઝેબુન્નિસાનાં કાવ્યોમાં રહેલા પ્રબળ હૃદયપક્ષની યુરોપીય જગતને પણ જાણ થઈ. તાજેતરમાં ૨૦૦૭માં પ્રકાશિત થયેલ પુસ્તક Captive Princess Zeb-Un-Nissa : Daughter of Emperor Aurangzebમાં ઝેબુન્નિસાના જીવન અને કવનને સમજવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

ઝેબુન્નિસાની કેટલીક કવિતા પંક્તિઓ :

દેહ લૈલાનો મળ્યો છે ફારસી પરિવેશથી,
પ્રેમ મજનૂનો હૃદય ધારી રહું આવેશથી;
થાય છે, રેતાળ રણમાં જઉં, ભલે થાઉં દુઃખી,
સાંકળો પગમાં પડી છે કુળના આદેશથી;
બુલબુલો, પરવાના સહુ ચેલા બની પૂછે મને,
કેમ કે હું છું પરિચિત પ્રેમના હર વેશથી.

બુલબુલો ભૂલી જશે ગીતો ગુલો-ગુલઝારમાં,
ક્યાંક વિહરતી મને ભાળી જશે જો બાગમાં;
બ્રાહ્મણો વીસરી જશે આદર્શ સહુ બ્રાહ્મણતણા,
પણ, ભલા થઈ રૂપ ના નીરખો, નિહાળો શબ્દને;
પાંખડીમાં જેમ અત્તર એમ છું હું શબ્દમાં.

ભલે જોવા મળે ના મુખ તને કો' મન ચહ્યું,
હજુ તારે ઉરે છમ લીલી એ ઈચ્છાઓ વસે,
ભલેને તેણી ના પુલકિત કરે નિજ પ્રેમ દઈ,
છતાં તું હારે ના, ન થાકે નેહ તુજ તણો.
ભલે મુખડું એનું તવ નયનથી ગોપિત રહ્યું,
છબી એની તારા હૃદયે ધરીને તું મુદિત હો.

નથી પરવાનો હું તેથી, નથી રીતિ અધીર મારી,
ન આકર્ષાઈ જ્વાળાથી વિસર્જિત થાઉં કોઈ દિ'
શમા છું, અગ્નિને ધારણ કર્યો છે મારી ભીતર મેં,
સહજતાથી ને શાંતિથી ધીમે રહી ઓગળી જાઉં.

જુઓ, કે પરદો મેં મારો હજુ ઉઠાવ્યો જરી,
ગુલાબ થઈ ગયાં ફિક્કાં, ખરી ઈર્ષા ઊભરી;
અને એ દુઃખથી છલકતા, વીંધાયેલા હૈયે,
મૂકી એ પોક, સુગંધો બની જગે નીખરી.

■

# કાળા ગુલમહોરની કવિતાના કવિ - જગદીશ જોષી

મહેશ દવે

**ઑકટોબરમાં જન્મ્યા, સપ્ટેમ્બરમાં મૃત્યુ પામ્યા - એ સંધિકાળે કવિની ૭૬મી જન્મ જયંતીએ -**

જગદીશ રામકૃષ્ણ જોશીનો જન્મ દશેરાના શુભ તહેવારે નવમી ઑક્ટોબર, ૧૯૩૨ના દિવસે મુબઈમાં. એમનું મૂળ વતન ભાવનગર જોડેનું ખોખરા ગામ નસીબ અજમાવવા પિતાજી મુબઈ આવ્યા શિક્ષક તરીકે કામ શોધ્યું ટ્યૂશન્સ કર્યાં તેમાંથી તેમણે બજારગેટ હાઈસ્કૂલ ઊભી કરી પિતા રામકૃષ્ણ, માતા અન્નપૂર્ણા, ચાર બહેનો અને એક ભાઈ એવા ભર્યાભાદર્યા કુટુંબમાં જગદીશ ઉછર્યા. ઘરે વતનથી આવતા મહેમાનોનો આવરો-જાવરો પણ ઘણો. જગદીશ મુંબઈમાં રહ્યા પણ રજાઓમાં અને અવસરોએ ખોખરા-ભાવનગર જવાનું સતત ચાલુ રહ્યું. તેને કારણે જાનપદી સંસ્કાર અને તળપદી ભાષાનો તેમના પર ભારે પ્રભાવ આથી જ તેમની કાવ્યબાનીમાં અનેક સ્થળે તળપદી છાંટ જોવા મળે છે એ ગર્ભશ્રીમંત નહોતા ધીમે ધીમે બઝારગેટ સ્કૂલ પ્રતિષ્ઠા પામતી ગઈ પિતાની કુનેહથી સમૃધ્ધિ વધી આ કારણે જગદીશમાં મધ્યમવર્ગી નૈતિક મૂલ્યો તેમજ નવા જમાનાના યૌવનસુલભ સફાઈદાર રહનસહનનો મેળ હતો. તેમની કવિતાઓમાં આ બંને પ્રકારના જીવનનું દર્શન જોવા મળે છે



કવિ જગદીશ જોષી
(૯-૧૦-૧૯૩૨ ૨૧-૯-૧૯૭૮)

જગદીશનું શાલેય શિક્ષણ બઝારગેટ હાઈસ્કૂલમા જ થયું. તેઓ મેટ્રિકમાં હતા ત્યારે એમની શાળામા સુરેશ દલાલ મેટ્રિકના વર્ગમાં દાખલ થયા. ત્યારથી સુરેશ સાથે મૈત્રી જગદીશના મૃત્યુ સુધી તે મૈત્રી ગાઢ રીતે ટકી. સુરેશનો કવિતા પ્રેમ અને કવિતાનો પાસ જગદીશને પણ લાગ્યો જગદીશ ૧૯૪૯માં મુંબઈની સેન્ટ ઝેવિઅર્સ કૉલેજમા દાખલ થયા સુરેશ દલાલ પણ ત્યાં તેમની સાથે જ સહાધ્યાયી હતા. મુખ્ય વિષય ગુજરાતી અને ગૌણ વિષય સંસ્કૃત લઈ તેઓ ૧૯૫૩માં બી.એ. થયા. તે પછી અભ્યાસાર્થે અમેરિકા ગયા.

૧૯૫૫માં અમેરિકાની સ્ટેનફર્ડ યુનિ.માં એમ એડ્ર્યું, પછી ૧૯૫૭થી પિતાજીએ સ્થાપેલી શાળામા આચાર્ય ના.

આમ તો કૉલેજમાં હતા ત્યારથી કવિતા કરતા વચ્ચે બાર વર્ષ કશુ લખાયુ નહીં. કૉલેજ કાળના કવિમિત્ર સુરેશ દલાલનાં પ્રોત્સાહન તેમજ પ્રેમાગ્રહથી ઉરઝરણે આપમેળે ગાવાનું શરૂ કર્યું બાર વર્ષ સુધી જે કંઈ ઘૂંટાતુ રહ્યુ તે શબ્દસ્થ થયું ઈ સ ૧૯૭૨માં પ્રથમ કાવ્ય સંગ્રહ 'આકાશ' પ્રગટ થયો જગદીશ જોષી સાજના વિષાદ ઘેરા 'આકાશ' સાથે કાવ્યજગતમા પ્રવેશ્યા. અનેક સહૃદયો તેમજ કાવ્મજ્ઞો દ્વારા એ સંગ્રહ પુરસ્કૃત થયો એમનુ કાવ્યાયન પછી તો સડસડાટ ચાલ્યું વેણીભાઈ પુરોહિતના શબ્દોમાં 'જગદીશને મોડાં મોડા છોકરાં થયાં પણ સવાસૂરિયાં થયાં.'

'આકાશ' (૧૯૭૨)માં સિત્તેરેક કાવ્યોમાં અડધાં ગીત છે ચારેક સૉનેટ છે, ગદ્યકાવ્ય છે તેમજ અછાંદસ રચનાઓ છે સમગ્ર રચનાઓમા અભિવ્યક્તિનું વૈવિધ્ય છે એમનાં ભાષા કૌશલ્ય, શબ્દચિત્રો તેમજ મૌલિક કલ્પનાશક્તિએ તેમનો કાવ્યભાવ બરાબર પ્રગટ કરી બતાવ્યો વિવેચક અનંતરાય રાવળ 'આકાશ' વિશે લખે છે 'ઉત્તમ કાગળ અને મુદ્રણ તથા સુંદર આવરણથી સોહતો આ કાવ્યસંગ્રહ તેના અંતરંગથી, માંહે શબ્દરૂપલબ્ધ બનેલા તેના નવકવિના ચેતનાસ્પંદ તથા સંવેદનાદવથી એટલો જ, ના, વધુ સોહે છે સંગ્રહની ગીતોની સંખ્યા એમાં દેખાતી સૌંદર્યના, માધુર્યના, મીઠી વેદનાના ગાયકની લયસાધના ધ્યાન ખેંચે તેવી છે શ્રી જોષીની પાસે નવી તાજપવાળી ભાષા છે ચિત્રકૌશલ છે અને કલ્પનાની મૌલિકતા છે અધિકારી સંગ્રહ છે' (આકાશવાણી, અમદાવાદ)

એમનાં ગીતોમા તળપદી બાનીની છાટ છે, ભાષાની તાજગી છે પરંપરાને પોતીકી રીતે ઝીલ્યાનો સાંજનો ઉજાસ છે, તો પ્રયોગશીલતાની નૂતન કેડીઓ પણ છે તેમનાં ગીતોમાં ઘૂંટાયો છે પ્રણય વૈફલ્યનો વિષાદ

> મારાં અંધારામાં દીવા પ્રગટાવે
> એવો ઝંખું છું એનો સંગાથ.' ('ખટકો')

*

'ચૂંટ્યાં છે ફૂલ, એક ધાગો છે ભીતરમાં,
સાંધવાની કોઈ નથી સોય.' ('મૂંઝારો')

*

'ઝંખેલા પ્રેમને પામ્યા વિના તો હવે
પાંપણ પર પથરાતા પ્હાડ.
આભના બે છેડાની વચ્ચે આ રણ, અને
મૃગજળની ઝળહળતી ઝાળ.' ('અવહેલા')

એમનાં ગીતોનો વિષાદી ચહેરો, બોલચાલની તેમજ તળપદી ભાષાના વિનિયોગથી બળકટ બનતી અભિવ્યક્તિ, લયવૈવિધ્ય, કલ્પનોથી ઊભી થતી નિજી ભાવસૃષ્ટિ, ક્યાંક વ્યથાને કટાક્ષની કે કરુણાની ધારથી તીક્ષ્ણ બનાવતી ભાષાથી કવિ ગુજરાતી ભાષાના ગીત કવિઓમાં નોખા અવાજના કવિ તરીકે ઉપસી આવે છે. તેમણે રાજકારણ, સામાજિક સમજણ, જીવનનો થાક, કંટાળો, મૃત્યુની ઝંખના અને નગરજીવનની વ્યથાને પ્રગટ કરતાં કાવ્યો પણ લખ્યાં છે. 'મૂંઝારો' કાવ્યમાં ઘૂંટાતી જતી અકળ વેદના સાથેની પોતાની નિસ્બતને તેઓ પ્રામાણિકપણે રજૂ કરે છે :

કડવા આ ઘૂંટ છતાં ઓડકાર મીઠા
એ મંતરથી સાવ હું અજાણ્યો.

૧૯૭૬માં બીજો કાવ્યસંગ્રહ 'વમળનાં વન' પ્રગટ થયો. એ સંગ્રહને તેમના મૃત્યુ પછી ૧૯૭૮માં ઉમા-સ્નેહરશ્મિ તેમજ દિલ્હી સાહિત્ય અકાદેમીનાં મરણોત્તર પારિતોષિક મળ્યાં. આ સંગ્રહમાં ૧૧૪ કાવ્યો છે, 'આકાશ' સંગ્રહની જેમ અહીં પણ મોટાભાગનાં (૫૭) ગીતો છે, (૩૮) અછાંદસ રચનાઓ છે, (૧૪) ગઝલો છે ને પાંચ છંદોબદ્ધ કાવ્યો છે.

જગદીશ જોષીની કવિતાને મકરંદ દવેએ 'કામ્યકવનની યાત્રા' કહી છે. મકરંદ દવે લખે છે : 'કોઈ શાશ્વત અતૃપ્તિનો વનવાસ વેઠતો હોવા છતાં કવિ આમ કવિતાના અક્ષયપાત્રથી પોતાની વેદનાને આનંદરસમાં ઘોળીને જગતને આપે છે.'

ઊંડી વેદનાને પ્રગટ કરવા શબ્દો પણ જ્યાં અસમર્થ બની જાય ત્યાં કવિ લખે છે :

'શબ્દોના નીડમાં ખોવાયું ગીત,
હવે મારે એકાંત એને ખોળું !'

*

પાસે બોલાવીને પૂછશો નહીં કે મારા લયની ઘૂઘરીઓ કેમ તૂટી :
રસ્તામાં ક્યાં ? કેમ ? છૂટ્યો છે હાથ : બંધ પોપચાંમાં વેદનાને ઘૂંટી.'
(કોઈ દિવસ સાંભળ્યું ?)

વેદના, વ્યથા સાથે જીવનની વ્યર્થતાનો જીવસટોસટનો અનુભવ, અનેક હ્રદયંગમ ચિત્રો દ્વારા ઉત્કટ અભિવ્યક્તિ પામે છે :

મારી આંગળીઓમાં એક નદી વહે છે
અને મારી છાતીમાં એક પર્વત ઊભો છે.
ગુફાના અંધકારને સૂરજના સાત અશ્વો હઠાવશે
ત્યારે કિરણનાં પંખીઓ ટહુકી ઊઠશે...
('ઈન્દ્રિયોપનિષદ')

તે દિવસે...
ખટારા સાથે અથડાયેલા એક શખ્સનું શરીર
રસ્તા પર કેવું દિશાદિશામાં વેરાઈ ગયું હતું ? -
કોઈના ભગ્ન પ્રણયને આલેખતા
પત્રોની જેમ !
('રાત')

જગદીશ જોષીને આપણી ભાષાના નવોન્મેષશાળી કવિ તરીકે બિરદાવતાં સુરેશ દલાલ લખે છે : 'વમળનાં વન'નો કવિ આપણી ભાષામાં પોતાની આગવી મુદ્રા મૂકી ગયો છે, કારણ કે એની કવિતામાં પરંપરા છે, પણ એ કવિતા પરંપરાગત નથી. એ પ્રયોગશીલ છે, પણ કેવળ અખતરાબાજ નથી. તળપદા લહેકાઓ છે, પણ એનો અતિરેક નથી. વેદના છે. એની સચ્ચાઈ છે, સચ્ચાઈનો કલાત્મક આવિષ્કાર છે. ચિત્રાત્મકતા છે, ભાવલયનું સંગીત છે, વૈવિધ્ય છે.'

'આકાશ' (૧૯૭૨), 'વમળનાં વન' (૧૯૭૬) પછી દીર્ઘકાવ્યોનો સંગ્રહ 'મોન્ટા કૉલાજ' (૧૯૭૯) મળે છે. 'મોન્ટાજ' (montage) અને 'કૉલાજ' (collage) એ ચિત્રકળાની પરિભાષાઓ છે. આ કવિની સંવેદના પ્રગટ થઈ તેના ઉત્સવને ઉજાળવા ચિત્રકળાની પરિભાષા સાર્થક તેમજ યથાર્થ નીવડી છે. સુરેશ દલાલ નોંધે છે એમ આ સંગ્રહના તેમજ તેમનાં અન્ય કાવ્યોના વાતાવરણમાં પણ સંબદ્ધ-અસંબદ્ધની સંમિશ્ર દશ્યલીલા અને દેખીતી અસંબદ્ધતામાંથી પણ ઉપસતી એક સુસંબદ્ધ ચિત્રધારા જોઈ શકાશે...

...કેટલાંક દશ્યો પ્રતીકાત્મક નીવડે છે, તો કેટલાંક દશ્યો અદશ્ય એવા Inner Landscapeને પ્રગટ કરે છે.' (ધારો કે એક સાંજ આપણે મળ્યા... પૃ. ૨૮૧)

'દશ્ય-અદશ્ય-સાદશ્ય', 'ક્ષણોના લાક્ષાગૃહમાં', 'મોન્ટા-કૉલાજ', 'હાલોને જોવા જઈએ રે...', 'મિત્રોને', 'આ માંડેલી વારતાનું શું ?' વગેરે એમનાં નોંધપાત્ર દીર્ઘકાવ્યો છે.

'દશ્ય-અદશ્ય-સાદશ્ય'માં અભાવનો ભાવ ગાઢ રીતે નિરૂપાયો છે. તે ઉપરાંત તે કાવ્યમાં પ્રયોજાયેલાં કલ્પનો, પ્રતીકોની, સંબદ્ધ-અસંબદ્ધ દશ્યલીલા ઉપસાવતી કાવ્યરીતિ કાવ્યને ઉચ્ચ કક્ષાએ લઈ જાય છે. મનુષ્ય સુગ્રથિત એકમ રહ્યો નથી. વિચ્છિન્ન થઈ ગયો છે. તેનામાં દંભ અને ગ્રંથિઓનાં જાળાં બાઝયાં છે. પરિણામે એકલતા, વ્યથા અને વેદના એની નિયતિ

બની રહે છે, એ મોન્ચ કૉલાજનાં કાવ્યોમાથી સ્ફુટ થાય છે

> અનેક ઘરોમાં વૃત્તિ અને પ્રવૃત્તિના
> કૉલાજને
> ઓખની ખીંટી ઉપર લટકાવીને
> અમે અમારા મનની દીવાલોને
> શણગારીએ છીએ

વ્યગ્રતા, અજંપો શબ્દચિત્રો, કલ્પનો દ્વારા 'મોન્ચ કૉલાજ' એક વાતાવરણ ઊભું કરે છે સત્યની કશી ઉપલબ્ધિ અહીં નથી, પણ જીવનના ઋતને પામવાની ઉત્કટ મથામણ જ નોંધપાત્ર છે દીર્ઘકાવ્યોના સદર્ભમા સુરેશ દલાલ યોગ્ય રીતે જ નોંધે છે

એકવિધતા અને એકસૂત્રતાના બે અંતિમો વચ્ચે આ દીર્ઘકાવ્યો પોતાનું સ્થાન ક્યાક લઈ લેશે.

જગદીશની આ કવિતાની ઈમારતમાં ક્યાંક તળપદાં દશ્યો છે, ક્યાક તળપદી વાણી છે, ક્યાક આધુનિક સવેદનશીલતા છે, અને ભરપૂર વેદનાને મનવટો અને દેહવટો આપવાની ઝખના છે ( ધારો કે એક સાંજ આપણે મળ્યા' સમગ્ર કવિતા, જગદીશ જોષી, પૃ. ૨૮૭)

શબ્દસાધનાના ફળરૂપે જેમ જગદીશ પાસેથી કાવ્યો, દીર્ઘકાવ્યો મળે છે, એમ દેશ-વિદેશના કવિઓના કાવ્યોના આસ્વાદ, તેમજ અનુવાદ-ભાવાનુવાદ પણ મળે છે ગુજરાતી ભાષામા કાવ્યાસ્વાદની પ્રવૃત્તિ વિવિધ દષ્ટિકોણથી થયેલી છે 'જનશક્તિ' દૈનિકમા દર રવિવારે એકાતની સભા' કોલમ અન્વયે કરાવેલાં કાવ્યાસ્વાદોનો સંગ્રહ 'એકાંતની સભા' જગદીશે ૧૯૮૮મા આપ્યો. ત્રીસેક જેટલા ગુજરાતી ભાષાના કવિઓની કવિતાઓ તેમજ વીસેક જેટલા વિદેશના કવિઓના કાવ્યોના આસ્વાદો તેમણે આપ્યા છે વિપિન પરીખ અને રાજેન્દ્રસિંહ રાયજાદાની 'જન્મ' શીર્ષકવાળી બે કૃતિઓને એકસાથે મૂકીને જગદીશ આસ્વાદ કરાવે છે "ઈન્દ્રિયોપનિષદ' જેવી પોતાની જ કૃતિનો આસ્વાદ પણ એ સગ્રહમા છે ફિલ્મગીતનો પણ આસ્વાદ જોવા મળે છે જેમ વિવિધ કવિઓનો સંગ્રહમાં સમાવેશ છે એમ સૉનેટ, ગઝલ, ગીત, અછાંદસ જેવા કાવ્યપ્રકારો પણ એમા છે

જગદીશ જોષીની આસ્વાદમીમાસા જેટલી કાવ્યલક્ષી છે એટલી જ જીવનલક્ષી છે તળપદી બાનીનો એમા સ્પર્શ છે દરેક કાવ્યને શીર્ષક છે એમ આસ્વાદલેખને પણ વિષયને ઉચિત અને અનુરૂપ સાર્થક શીર્ષક તેમણે આપ્યુ છે આસ્વાદ કરાવતી વખતે ફિલ્મી ગીતોના નવલકથાઓના, કાવ્યપક્તિઓના અનેક સદર્ભો જગદીશ આપે છે જગદીશની કાવ્યરસજ્ઞતાનો પરિચય અહીં આપણને પ્રાપ્ત થાય છે સુરેશ દલાલે નોધ્યુ છે એમ આપણે ત્યાં કાવ્યાસ્વાદના જે અનેક પુસ્તકો થયા છે, એમા આ પુસ્તક વૈવિધ્ય, વૈપુલ્ય અને અભિવ્યક્તિની મૌલિકતાને કારણે નોખુ અનોખુ અવશ્ય થઈ રહેશે. (પ્રસ્તાવના, એકાંતની સભા')

કાવ્યો, કાવ્યાસ્વાદો ઉપરાત જગદીશે કાવ્યાનુવાદના ક્ષેત્રે પણ ઠીક ઠીક કામ કર્યું છે આકાશ' અને વમળના વન'ની વચ્ચેના ગાળામા એમણે અસખ્ય કાવ્યાનુવાદ કર્યાં. આ કાવ્યાનુવાદો 'કવિતા દ્વૈમાસિક તેમજ અન્ય સામયિકોમા છપાયા. કાવ્યાનુવાદની પ્રવૃત્તિએ તેમની કાવ્યાલેખનની પ્રવૃત્તિને પોષી અને માતબર બનાવી, એ 'વમળના વન' અને 'મોન્ચ કૉલાજ' પરથી દેખાય છે વિષયવૈવિધ્ય પણ કાવ્યાનુવાદને કારણે નીપજ્યુ હોવાનો સભવ છે કાવ્યાનુવાદના ક્ષેત્રે એમણે કરેલા બે અનુવાદ-સગ્રહ માટે જગદીશ હંમેશા યાદ રહેશે ૧૯૭૮માં તેમણે ઉમાશકર જોશીના ગગોત્રી ટ્રસ્ટની યોજના હેઠળ મરાઠી કવિ ગ્રેસની કવિતાઓનો અનુવાદ સગ્રહ આપ્યો. ગ્રેસ પણ વિષાદના કવિ છે એટલે એમના કાવ્યના અનુવાદમા આપણા વિષાદના કવિ જગદીશને ભારે ફાવટ આવી. ભગિનીભાષાઓમાથી અનુવાદ માટે જગદીશ જોષીનો ગ્રેસનો અનુવાદ એક માપદંડ અને માનદંડ બાધી આપે છે

જગદીશે ઓક્તાવિયો પાઝના વિખ્યાત (૨૩ પાનાંના) દીર્ઘકાવ્ય Pledra de solનો અનુવાદ 'સૂર્યઘટિકાયત્ર' આપ્યો છે આ કાવ્યનો અનુવાદ એ એક પડકાર છે મૂળ કાવ્ય ભારે તાત્ત્વિક અને અટપટું છે તેમાં વ્યક્તિ અને કાળની ક્ષણ વચ્ચનો સંબંધ નિરુપાયો છે શાશ્વતી અને પ્રેમ વચ્ચેનો અનુબંધ ચર્ચાયો છે આખુંય દીર્ઘ કાવ્ય કથક સૂત્રધાર અને એના સવેદનરૂપે વ્યક્ત થયુ છે આવા ગહન વિષયને સમજવાનો અને તેને આપણી ભાષામાં લાવવાનો પડકાર જગદીશે સુપેરે ઉપાડ્યો છે આ અનુવાદ જગદીશને ઉત્તમ અનુવાદક તરીકે સ્થાપિત કરે છે

જગદીશ એટલે મહેફિલના માણસ. પ્રેમાળ પણ ખરા. એના જીવનરસમા અપાર વૈવિધ્ય, પણ કવિતા એમનો પ્રથમ પ્રેમ. આવુ સમૃદ્ધ વ્યક્તિત્વ, વૈવિધ્ય અને સવેદનશીલતા ધરાવતા કવિનુ માત્ર ૪૬ વર્ષની યુવાન વયે અકાળ અવસાન થાય એ મિત્રોનું તો ખરુ જ ગુજરાતી સાહિત્યનું પણ ભારે દુર્ભાગ્ય કહેવાય.

■

યશવન્ત મહેતા

## જ્યાં જ્યાં વસે હિન્દુસ્તાની, ત્યાં ત્યાં અંગ્રેજી નૉવેલ !

હિન્દ તો સમજ્યા કે બસો વર્ષ સુધી અંગ્રેજોનું સંસ્થાન હતું, એટલે અહીં આર. કે. નારાયણ, મુલ્કરાજ આનંદ, રાજારાવ, તરુ દત્ત, માઈકેલ મધુસૂદન દત્ત, સરોજિની નાયડુ, નયનતારા સાયગલ,અનિતા દેસાઈથી માંડીને તે કિરણ દેસાઈ પેદા થાય એમાં નવાઈ નથી. પણ અન્ય 'કોલોનીઓ'માં પણ અને અન્યત્ર કેટલાક દાયકાઓથી અંગ્રેજીમાં લખનાર પાક્યાં છે. વેસ્ટ ઈન્ડીઝના વિદ્યાચરણ નાઈપોલ અને અમેરિકાનાં ઝુમ્પા લાહિરીએ ઠીક ઠીક ધ્યાન દોર્યું છે. હવે પૂર્વમાં, મલયેશિયાનાં એક હિન્દી દીકરી અંગ્રેજી નૉવેલ વડે આંદોલનો સર્જવા લાગ્યાં છે.



બેનનું નામ છે પ્રીતા સમરસન, જે આજે ૩૨ વર્ષનાં છે અને ફ્રાન્સમાં રહે છે. પરંતુ જન્મ, ઉછેર અને સંસ્કારથી મલયેશિયન છે અને વંશે હિન્દી છે. અહીં મલયેશિયામાં ઉછરીને સર્જનાત્મક લેખનનો અભ્યાસ અમેરિકાની મિશીગન યુનિવર્સિટીમાં કરનાર પ્રીતાબેનની પ્રથમ નવલકથા છે 'ઈવનિંગ ઈઝ ધી હોલ ડે' (સંધ્યા જ છે સમસ્ત દિન), જેમાં મલયેશિયામાં વસેલા એક અતિ ધનિક હિન્દી પરિવારના આંતરિક તથા આસપાસના સંબંધોની કથા છે. આજકાલ દુનિયાભરમાં સ્થાનિક 'અસ્મિતાઓ' જાગવા લાગી છે અને એથી બહારના કહેવાતા લોકો પ્રત્યે જે વ્યવહાર-બદલો થયો છે, તેનું ઝમકદાર નિરૂપણ પ્રીતાબેને કર્યું છે. આ નવલકથાને મિશીગન યુનિવર્સિટીએ ઈનામ આપ્યું છે અને સમસ્ત વિવેચક સમુદાયે આવકાર આપ્યો છે. આથી પ્રોત્સાહિત થઈને પ્રીતાએ, ૧૯૬૯માં મલયેશિયામાં ગંભીર વંશીય રમખાણો થયાં એ વિશે બીજી નવલકથા લખવા માંડી છે.

પ્રીતા સમરસનની આ નવલકથા વિષે જાણવા જેવી વાત એ છે કે એને લખતાં એમને નવ વર્ષ લાગ્યાં છે. ખૂબ ઘૂંટી ઘૂંટીને એમણે લખ્યું છે.

પણ આ પ્રથમ નવલકથાએ પ્રીતાને ખાસ્સો આત્મવિશ્વાસ આપ્યો છે. એમણે કહ્યું છે : 'હું તો લેખનને પરીકથાની દુનિયાનો વિષય માનતી હતી અને ધારતી હતી કે માત્ર ગોરાઓ અને બ્રિટન-અમેરિકાવાસીને જ એ સાધ્ય છે !'

## જૂનાને સાચવી લેવાની પ્રશસ્ય પ્રવૃત્તિ

મુદ્રણ અને તસવીરકળાની નવીનતમ ટેકનોલોજીથી જૂનાં, મહત્ત્વનાં અને ઐતિહાસિક મૂલ્ય ધરાવતાં પુસ્તકો જ નહિ, સામયિકોને પણ સાચવી લેવાનું શક્ય બન્યું છે. જૂની સામગ્રીના કાગળ નબળા છે. કેટલીકને તો સ્પર્શતાં જ એનો ભરભર ભૂકો થઈ જાય છે. બીજી બાજુ, આ જૂનાં સામયિકોમાં પણ ક્યાંક ક્યાંક મૂલ્યવાન - અરે, અતિ મૂલ્યવાન સાહિત્ય સામગ્રી સચવાઈને પડી છે. એને તારવી લઈએ તો આપણો કેટલોક વારસો નષ્ટ થતો બચાવી શકાય.

આનો એક ઉપાય સમગ્ર જૂની સામગ્રીને નવી તંત્રવિદ્યા મુજબની માઈક્રો ફિલ્મ અથવા કોમ્પેક્ટ ડીસ્કમાં ઉતારી શકાય. આપણે ત્યાં ગુજરાતમાં જ ભાઈ રજનીકુમાર પંડ્યા અને મિત્રોના પ્રયાસો વડે 'વીસમી સદી'ના ઘણા ખરા અંકો નવા માધ્યમમાં ઉતારી લેવાયા. પછી 'કુમાર' જેવાં અન્ય સામયિકો માટે આવી પ્રક્રિયા થઈ છે. સુન્દરમ્‌ના 'દક્ષિણા'ના અંકો ડીવીડીમાં ઉપલબ્ધ બન્યા છે. ઉમાશંકરના 'સંસ્કૃતિ'નું પણ એવું રખવાળુ થવું ઘટે.

પણ સમગ્ર સાચવવામાં એક મર્યાદા છે. 'વીસમી સદી'ના તો થોડા જ અંક હતા. 'કુમાર'ના હજારેક અંક થાય. એ બધું ફરીથી યથાવત્ વાંચવાની કેટલા વાચકોની તૈયારી હોય એ ય વિચારવા જેવું છે.

એક ઉપાય મુ. મહેન્દ્રભાઈ મેઘાણીવાળો છે. અસંખ્ય પુસ્તકોમાંથી અને સામયિકોમાંથી જે કાંઈ સાચવવા લાયક લાગ્યું તે એમણે 'અરધી સદીની વાચનયાત્રા'માં સાચવ્યું. એનું વળી એવું આયોજન કર્યું કે ૩૦૦-૪૦૦ રૂપિયામાં માંડ મળે એવડા ગ્રંથ ૫૦-૭૫ રૂપિયામાં પ્રાપ્ય કરી આપ્યા.

ત્રીજો એક ઉપાય ચેન્નઈના જી. મસિલામણિએ અજમાવવા માંડ્યો છે. ૧૯૫૫થી પ્રકાશક તરીકે કામ કરતા મસિલામણિએ ભૂતકાળનાં નોંધપાત્ર અને હાલ બંધ પડી ગયેલાં તમિળ સામયિકોની ફાઈલોમાંથી સાચવવા જેવી સામગ્રી તારવી તારવીને પ્રગટ કરવા માંડી છે. એ માટેના દરેક

ગ્રથની આગળ એ સામયિકના ઈતિહાસ, સ્વરૂપ, મહત્ત્વ વગેરનુ નિરૂપણ કરવામા આવે છે આપણે પણ 'પ્રિયવદા બુદ્ધિપ્રકાશ વસત સંસ્કૃતિ દક્ષિણા ઉદ્દેશ ચાદની ઊર્મિ-નવરચના રેખા ગતિ જેવા સામયિકોની ફાઈલોમાથી આ પ્રકારે તારવણી કરી શકીએ.

આ સમાચાર નિમિત્તે તમિળનાડુ (મદ્રાસ ઈલાકા)ના જૂના સામયિકોનાં નામ જાણવા મળ્યા તે રસપ્રદ તો છે જ સાથે આપણા ભૂમિખડની એકાત્મતાના પણ દ્યોતક છે (જે એકાત્મતાને રાજકારણીઓ ટૂકા સ્વાર્થ માટે કચડી રહ્યા છે) નામ જુઓ સરસ્વતી કાલમોહિની મણિકોડી, પ્રશાત વિકરન, કાવેરી, દીપમ્, કનૈયાળી, વસતમ્ વગેરે.

**કાં સંગીત, કાં પુસ્તકો - પેટ અને માથું દુખાડવાં ન હોય તો...**

વિનોદ આઉટલૂક મહેતા મારા પ્રિય સપાદકોમા એક છે મને એ પ્રિય હોવાનું એક કારણ કદાચ એ હશે કે એ પણ પોતે ઢોંગી બિનસાપ્રદાયિક હોવાનું છુપાવતા નથી.

એવા રે અમે એવા રે, તમે કહો છો ને વળી તેવા રે, તેમ છતા જો અવગણશો તો કરશુ હરિજનની સેવા રે. (નરસિંહ)

વિનોદભાઈએ હમણા એક સરસ વાત લખી. એમણે અભિનેત્રી ડિમ્પલ કાપડિયાનું એક વિધાન યાદ કર્યુ ડિમ્પલે કહેલુ કે હુ કદી અખબારો વાચતી નથી એ મારા પેટમા દુખાવો કરે છે ! હવે વિનોદભાઈ જાણી લાવ્યા છે કે ડિમ્પલનુ નિદાન સાચુ છે નોટિંગહામ યુનિવર્સિટીએ ચાર વર્ષ સુધી એક અભ્યાસ કર્યા બાદ શોધી કાઢ્યુ છે કે ટીવી પર સમાચાર જોવાથી હતાશા, અકળામણ, ક્રોધ અને ચિંતા થાય છે જે બધાં મળીને પેટને તકલીફ કરે છે ટીવી પરના સમાચાર જેવી જ અસર અન્ય સમાચાર માધ્યમમોની હોઈ શકે છે આથી યુનિવર્સિટીના વિદ્વાનોએ સૂચવ્યુ છે કે અશાતિજનક સમાચારોની શરીર પરની કુ-અસર નિવારવા માટે હળવુ સગીત સાભળવુ.

વિનોદ મહેતાએ સગીતને વિકલ્પે પોતાનું સાપ્તાહિક વાચવાની ભલામણ પણ કરી છે !

આપણે એમાં ઉમેરી શકીએ કે પુસ્તકો જ પેલા ભૂડા સમાચારોનો વિકલ્પ છે તમે શુ માનો છો ?

**કહેવાય બાળવાર્તાઓ, પણ વેચાયાં પુસ્તક વીસ કરોડ !**

ફ્રાન્સ અને જર્મનીની વચ્ચે સન્ડવિચ થયેલો બેલ્જીયમ કોઈ મોટો દેશ નથી. ૨૦૦૫મા એની વસ્તી ગુજરાતથી પાચમા ભાગની (૧ ૦૩ ૬૪ ૩૮૮) હતી, અને એનો વિસ્તાર ગુજરાતના ૧ ૮૬૦૨૪ ચોરસ કિલોમીટરની સરખામણીમા છઠ્ઠા ભાગથીય ઓછો (૩૦ ૫૨૮ ચો કિમી) છે આ બેલ્જીયમ પાસે એક કથાપાત્ર છે એની તોલે આવે એવા અનેક કથાપાત્રો ગુજરાત પાસે છે છતાં બેલ્જીયમના એ કથાપાત્રની સફળતાના છઠ્ઠા ભાગ શુ સોમા ભાગની ય સફળતા કોઈને નથી મળી !



હા, બેલ્જીયમ પાસે ટિનટિન છે હર્જ નામના ચિત્રકાર કથાકારે સર્જેલા, બાલિશ ચહેરાવાળા અને નારદ ચોટીવાળા આ પત્રકાર ડિટેક્ટીવની મૂળે ચિત્રવાર્તાઓ જ બનેલી. પછી તો ફિલ્મો પણ બની છે ટિનટિનની ચિત્રવાર્તાઓ ૫૮ ભાષાઓમા અનુવાદિત થઈને વેચાય છે ૨૦૦૮ સુધીમા ટિનટિનની વિવિધ ચિત્રવાર્તાઓના પુસ્તકોના વેચાણનો આંકડો ૨૦ કરોડને વટાવી ગયો હતો !

**ગુલામીના વાતાવરણમાં સાહિત્યિકતા ક્યાંથી આવે ?**



મૂળ પેલેસ્ટાઈની પરતુ વીસમી સદીના સમગ્ર ઉત્તરાર્ધના આરબ જગતના રાષ્ટ્રીય કવિ બની રહેલા ૬૭ વર્ષના મહેમૂદ દરવીશ ઓગસ્ટ, ૨૦૦૮ના પ્રથમ સપ્તાહમા અમેરિકામા અવસાન પામ્યા. ક્રૂર ઈઝરાએલી શાસને જન્મસ્થાને દફનાવવાની એમની અતિમ ઈચ્છાને પણ ઠુકરાવી !

એ માત્ર સાત વર્ષના હતા અને એમના જન્મના ગામ અલ-બીરવાને યહૂદી આક્રમકોએ મેદાન કરી નાખ્યુ ત્યારથી, પેલેસ્ટાઈનની અસ્મિતા અને અન્યાય સામેના આક્રોશના કવિ બની રહેલા દરવીશ માનતા હતા કે અમારા જેવાના લેખનમા વિરેચકપ્રિય સાહિત્યિકતા ન આવે. એમના શબ્દો છે

કેટલુ બધુ મુશ્કેલ છે એક પેલેસ્ટાઈની હોવુ અને કેટલુ બધુ મુશ્કેલ છે એક પેલેસ્ટાઈની કવિ કે લેખક હોવુ.. આવી ગુલામી હાલતમાં એ કેવી રીતે સાહિત્યિક આઝાદી સાધી શકે ? કેવી રીતે એ સાહિત્યિક ગુણવત્તા પોતાના લેખનમા લાવી શકે ?

**પ્રવાહ પલટાય છે દેશી લોકપ્રિય સાહિત્ય અંગ્રેજીમાં**

દક્ષિણ ભારતનુ વાચન-વિશ્વ બાકીના દેશ કરતાં એકદમ જુદું છે ત્યાં વાચન મહિમા જબરદસ્ત પ્રસાર પામ્યો છે નાનામા નાનો માણસ પણ દરરોજ કાઈક ને કાઈક વાચે છે

આજે લાખોના ફેલાવા અને કરોડો વાચકોના દાવાં કરતા ઉત્તર-પશ્ચિમ-પૂર્વ ભારતનાં દૈનિકો-સામયિકો થોડાક હજારમાં રમતાં ત્યારે હથેળી



જેવડા કેરળમાં 'મનોરમા'નો ફેલાવો પંદર-સત્તર લાખ હતો ! આ લખનારે બેંગલોરમાં જોયેલું કે અમદાવાદના પાનના દરેક ગલ્લામાં ગુટખાની સેરો લટકે છે. તેમ ત્યાં નાનામાં નાના ગલ્લા પર સામયિકો લટકતાં ! આપણને દક્ષિણની ભાષા આવડે નહિ, પરંતુ મુખપૃષ્ઠો પરથી ખ્યાલ આવે કે બધાં સામયિકોમાં મુખ્યત્વે સસ્પેન્સ અને સેક્સ છે ! દક્ષિણમાં આવાં સામયિકો વિસ્મયજનક ફેલાવો ધરાવે છે. (એ જો કે સંશોધનનો વિષય નથી - હોય પણ ખરો ?) એક લાખનો ફેલાવો તો અહીં સામાન્ય ગણાય છે.

આ પ્રકારનાં સામયિકોનો અધધધ ફેલાવો જોઈને કોઈક ચતુરને ખ્યાલ આવ્યો કે આ જ સામગ્રી અંગ્રેજીમાં મૂકી હોય તો ઘણા ગ્રાહક મળી રહે ! આથી બ્લાફ્ટ (BLAFT) નામે પ્રકાશન સંસ્થા બની અને એણે આ સામગ્રી અંગ્રેજીમાં વાર્તાસંગ્રહોનાં પુસ્તકોના રૂપમાં મૂકવા માંડી છે. તેમને ખાસ્સી સફળતા મળી છે. આથી બ્લાફ્ટવાળાઓ બંગાળી અને ઉર્દૂમાંથી સેક્સ-સસ્પેન્સની વાર્તાઓ લઈને અંગ્રેજીમાં મૂકવા ધારે છે. કાલે કદાચ મરાઠી અને ગુજરાતીનો વારો પણ આવે. ત્યારે 'વિદ્વાનો' શું કહેશે ?

**બદલાતી રુચિ - ઈવોલ્યૂશન કે અવમૂલ્યન ?**

આ પ્રકાશકનાં પુસ્તકો હિન્દમાં ઢગલાબંધ વેચાય છે, પરંતુ 'આ' પુસ્તકો વંચાવા લાગ્યાં છે કે નહિ, એની ખબર નથી. અને વંચાવા લાગ્યાં હોય તો કોઈ 'મૉરલ પોલીસ' (સમાજની નીતિમત્તાના બની બેઠેલા ઠેકેદારો) એ વિષે શું કરી રહ્યા છે, એ જાણવું રસપ્રદ બનશે.

આ પ્રકાશક એટલે મિલ્સ ઍન્ડ બૂન; અને અત્યાર સુધીમાં એમના દ્વારા હજારો હજારો પ્રેમકથાઓ પ્રગટ થઈ છે. કહેવાય છે કે વિશ્વભરની તરુણીઓનું સૌથી પ્રિય વાચન મિલ્સ એન્ડ બૂનની પ્રેમકથાઓ છે. જિંદગીની વાસ્તવિકતાઓ, સમસ્યાઓ, વિઘ્નો વગેરેને લગીરે સ્પર્શ કર્યા વગર, માત્ર રોમાન્સનાં આવેગપૂર્ણ વર્ણનો ધરાવતી પ્રેમકથાઓ આ પ્રકાશકની ખાસિયત છે. આપણે ત્યાં એક જમાનામાં ગુલશન નંદા-યુગ આવી ગયો, જ્યારે વાસ્તવના લગીર પણ ભાર વગરની અને માત્ર રોમાંચ અને ગલગલિયાં કરાવતી નવલકથાઓ ખૂબ ચાલી. (નંદાની લગભગ અંતિમ નવલકથા 'ઝીલ કે ઉસ પાર'ની પ્રથમ આવૃત્તિની પાંચ લાખ નકલો એકીસાથે છપાયેલી, જે કદાચ ભારતના પુસ્તક પ્રકાશનનો આજ સુધી અતૂટ રહેલો રેકોર્ડ છે.) પણ પછી હિન્દમાં આ પ્રકારની પ્રેમકથાઓનો યુગ જ આથમી ગયો. પણ પશ્ચિમમાં અને અંગ્રેજી વાંચતી હિન્દની તરુણીઓમાં પણ મિલ્સ એન્ડ બૂનની લોકપ્રિયતા યથાવત્ છે. કદાચ વધી છે. કારણ કે હવે એના પુસ્તકની સાડા ત્રણ કરોડ નકલો છપાય છે !!

મિલ્સ એન્ડ બૂનનાં પ્રકાશનોમાં હમણાં સુધી રોમાન્સ આવતો. આછેરી જાતીયતા (સૉફ્ટ પોર્ન) આવતી; પરંતુ ૧૯૦૮માં સ્થપાયેલી આ પ્રકાશન સંસ્થાએ ૨૦૦૮માં, પોતાના શતાબ્દી વર્ષમાં, બધી શરમ નેવે મૂકી છે. રીતસર જાણી બૂઝીને, સંશોધન અને



મોજણીને આધારે પ્રકાશકે નક્કી કર્યું છે કે 'બૉડિસ રિપર' (જાતીય આવેગવશ વસ્ત્રો ચીરીને ક્રીડા કરનાર) પ્રકારની કથાઓ પ્રગટ કરવી. વાસ્તવમાં, મિલ્સ એન્ડ બૂનના પ્રકાશકો (એમાં અગ્રણી ક્લૅઅર સોનરવિલ નામનાં બહેન છે !) એ વળી માને છે કે વર્તમાન યુગના બ્રિટનની લાગણીઓના બૅરોમીટર-રૂપ છે આ નવલકથાઓ ! રુચિ ઘડતરનું આવું ઈવોલ્યૂશન અવમૂલ્યનની કેવી ગર્તામાં ધકેલશે એ તો સમય જ કહેશે.

**એમાં નવાઈ શી ?**

**દર ખુર-એ-કહેર્-ઓ-ગઝબ**
**જબ કોઈ હમસા ન હુઆ,**
**ફિર ગલત ક્યા હૈ કિ**
**હમસા કોઈ પૈદા ન હુઆ ?**

-મિરઝા ગાલિબ



(જ્યારે મારા જેટલી યાતનાઓ અને ઉપાધિઓનો ભોગ કોઈ અન્ય નથી બન્યું ત્યારે કોઈ મારા જેવું (સાહિત્યમાં) પેદા નથી થયું એમાં નવાઈ શી ?)

■

(અંગત નિબંધ)

# 'મારી જીવનસખી' : કેવા રે મળેલા મનના મેળ...

તુષાર ભટ્ટ

જો હું તમને ખાનગીમાં પણ એમ કહું કે 'મારી પત્ની હંસા મારા જીવનનું એક અમૂલ્ય ઘરેણું છે' અને એને ખબર પડે તો શું થાય ? અમારા ચાર દાયકાથી યે વધારે લાંબા લગ્નજીવનમાં કોઈ દિવસ નાનો સરખો ઝઘડો નથી થયો પણ આવા અભિપ્રાય પછી મારા ઘરમાં કદાચ પહેલું અને છેલ્લું વિશ્વયુધ્ધ છેડાઈ જાય !

એ માને છે કે આ ઘણી અંગત બાબત છે અને એ વિશે ગાવલો ગાવો જોઈએ નહીં. પણ હું આ વખતે એવા ઝઘડાનું જોખમ ઉઠાવીશ કારણ કે જવલ્લે જ માણસને પોતાની પત્ની વિશે જાહેરમાં લખવાની તક મળે છે. પત્ની એ ભારતીય સમાજમાં ઘણું ઉપેક્ષા પામેલું પાત્ર છે. આ વાતને મહિલા સશક્તિકરણના વિષય સાથે કોઈ સંબંધ નથી. અને ઈલાબેન ભટ્ટ, સુનિતા વિલિયમ્સ કે મધર ટેરેસા જેવી વ્યક્તિઓ એમાં અપવાદરૂપ દાખલાઓ છે અને નહીં કે સામાન્ય બાબત.

પરંપરાગત રીતે આપણા સમાજમાં મહિલાઓ પોતે જ એ વાત કબૂલ કરતાં ખચકાય છે કે પત્ની દરેક પતિના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે આ હકીકત છે પછી ભલેને તે પ્રેમલગ્ન હોય કે ગોઠવાયેલું લગ્ન. વહેલી મોડી રાધાની બધી દીકરીઓ પોતાના પતિના હૃદયમાં પોતાના માટે ખાસ જગા બનાવી જલે છે ! તેમ છતાંય પતિદેવો મોટેભાગે જાહેરમાં એવું કહેતાં શરમાય છે કદાચ એમને એવો અજ્ઞાત ભય પીડે છે કે એમને વહુઘેલાની 'દ્વારકાની છાપ' લાગી જશે ! આપણો સમાજ માત્ર કેલેન્ડરથી જ એકવીસમી સદીમાં છે !

આ ઉપરાંત, નમ્રતાના ભોગે પણ મને એવું કહેવાનું મન થાય કે મારુ કુટુંબ આ બાબતમાં સહેજ જુદું પડે છે અમારે ત્યાં પેઢીઓથી સાસુ વહુના સંગ્રામ થતા નથી. વહુઓને ઘરના બીજા સભ્યો જેવો જ દરજ્જો અપાય છે આવા વાતાવરણમાં વળી મારી પત્ની અમારા કુટુંબમાં બધાં કરતાં સહેજ ઊંચા આદરનું સ્થાન ધરાવે છે. મારી ત્રણ બહેનો અમારાં માતા મંજુલાબેન સાથે મોટેભાગે ઝગડો નથી કરતી પણ જો એમને માતાની વાતમાં સહેજ પણ એવો અણસાર આવે કે હંસાની ટીકા થાય છે તો અચૂક દલીલબાજી થાય. હંસાની એક ટેવ 'બા'ને ઘણી ગુસ્સે કરે ઘરનાં કે ' ...નાં કોઈ કામકાજમાં કોઈ ભૂલ હોય તો, ક્ષતિ ગમે તેની હોય પણ હંસા પોતે દોષનો ટોપલો માથે લેવા કોશિશ કરે વળી, એક બીજી વાત પણ છે મંજુલાબેનને પોતાનાં સંતાનો જોડે જેટલું ફાવે તેનાથી વધારે હંસા જોડે ફાવે બીજાને બચાવી લેવાની એની વૃત્તિને કારણે સમયાંતરે મારી પત્નીનો નાતો બીજા સભ્યો જોડે એવો થયો છે કે બધાં પોતાની મુશ્કેલી એની સાથે પહેલાં ચર્ચે. હંસાનો એવો મોટો ગુણ છે કે ઉતાવળમાં એ કદી કોઈનો ન્યાય તોળવા બેસતી નથી. હંસાએ મારા જીવનમાં માર્ચ ૬, ૧૯૬૭ના દિવસે પ્રવેશ કર્યો પરંપરાગત રીતે કુટુંબ દ્વારા ગોઠવાયેલાં લગ્નો અમારી પેઢીની ખાસિયત હતાં. અમે જે દિવસે પહેલીવાર મળ્યાં તે પહેલાં એકબીજાનું નામે ય નહોતું સાંભળ્યું. પણ પ્રથમ નજરે કંઈક એવું બંધબેસતું થયું કે આ પરિચય મુલાકાત અઠવાડિયા પછી અમારી સગાઈમાં પરિવર્તિત થઈ ગઈ બીજા ૬૦ દિવસ પસાર થાય તે પહેલાં અમારાં લગ્ન લેવાયાં. આ પછી દરેક વીતતા વર્ષે અમારી સાથીદારી વધુ ને વધુ ગાઢ થતી. આજ-કાલ લગ્ન કરવા ઈચ્છુક યુવક-યુવતીઓની કુંડળીઓ મેળવાય છે. અમારા જન્માક્ષર નહોતા જોવાયા એટલી જ ખબર હતી કે મારો જન્મ જાન્યુઆરી ૭, ૧૯૪૨ અને હંસાનો ઓક્ટોબર ૧૮, ૧૯૪૬ના દિવસે થયો હતો.

જો તમે અમારા બેયનાં વ્યક્તિત્વની સરખામણી કરો તો એમાં સમાનતા કરતાં વિરોધાભાસ વધુ છે હું ઘણો બોલકો અને વાતોડિયો માણસ છું અને હંસા મિતભાષી. મને જાહેરમાં પ્રકાશમાં રહેવાનું ગમે, જ્યારે એ છાયામાં રહેવાનું પસંદ કરે આમ છતાં, મારી ગણના એક અંતર્મુખી એકલિયારામની થાય છે જ્યારે હંસા અમારા વર્તુળમાં બહોળી મિત્રાચારી ધરાવે છે

અમે આજથી ૨૫ કરતાં પણ વધુ વર્ષો પહેલાં દિલ્હીમાં રહેતાં હતાં. હું કલકત્તાના એક દૈનિકનો પાટનગરનો મુખ્ય પ્રતિનિધિ હતો અને હંસા બેંક ઓફ બરોડાની પાર્લિયામેન્ટ સ્ટ્રીટ બ્રાન્ચમાં હતી. આજે પા સદી પછી દિલ્હીમાં મને કોઈ ભાગ્યે જ ઓળખે પણ હંસાના પૂર્વ સહયોગીઓ હજી આજે ય વારેત્તહેવારે ફોન કરતાં રહે કેટલીકવાર તો ફોન 'ખમણ ઢોકળાં' કેવી રીતે બનાવવાં એની રીત પૂછવા ય થાય ! મને કોઈ ભૂતોભાઈ પણ ફોન નથી કરતો. વિધિની વિચિત્રતા એ છે કે હું એના કરતાં જાહેરમાં વધુ

જાણીતું પાત્ર છું. એની બેંકમાં હું પત્રકાર તરીકે એક પરિચિત ચહેરો હતો પણ હંસાની હાજરીવાળા બેન્કના કોઈ પણ પ્રસંગે હું હાજર રહેતો નહોતો. એની નિવૃત્તિ વેળા પણ વિદાય-ભોજન સમારંભમાં હું ન હતો. બીજી બાજુ જાહેર સમારંભોમાં મારી પત્ની તરીકે હંસા દેખાતી. પણ મારી ૪૫થી વધુ વર્ષની પત્રકાર તરીકેની કારકિર્દીમાં એ કદી પણ મારી ઓફિસે આવી નથી. એને પડછાયા તરીકે રહેવાનું વધારે પસંદ છે.

મારી છાપ એક આખાબોલા અને કડવી વાત કહેનારા માણસ તરીકેની છે. અને એવું મનાય છે કે સ્વર્ગમાં પણ હું ક્યાંક, કોઈક ખૂણામાં નર્ક છે એવી શંકા કરું. સામે છેડે હંસા ઘણી મળતાવડી, સહેલાઈથી વિશ્વાસ મૂકનારી કોમળ હૃદયની ભાવુક વ્યક્તિ છે. એ હંમેશાં હકારાત્મક રીતે કોઈ પણ વાતનો પ્રતિભાવ આપે જ્યારે મારી આદત એવી છે કે મારી પ્રતિક્રિયા મોડી આવે. શરૂઆતમાં લોકોને એમ લાગે કે મારે હૃદયની જગ્યાએ પથ્થર છે. આમ, સરવાળે જોઈએ તો મારા કરતાં હંસા વધારે સારી વ્યક્તિ હોવાની પ્રતીતિ કરાવે. આ બધું છતાંય અમારા બંને વચ્ચે ઘણો સુમેળ છે. અને એકબીજાની મનઃસ્થિતિને વગર બોલે સમજી શકીએ છીએ.

માર્ચ ૧૯૬૭માં આ બધાંની કશી જાણ કોઈને ન હતી અમે એકબીજાને ગમી ગયાં. અમારા કુટુંબોની સંમતિ હતી. હું તે દિવસોમાં ધ ટાઈમ્સ ઑફ ઈન્ડિયા - મુંબઈમાં તે વખતની સારી આવક એટલે કે રૂ. ૫૧૦/- દર મહિને મેળવતો હતો. મારા પિતા ડૉ. શંકર ભટ્ટ આજીવન ડાબેરી રહ્યા અને પ્રખર સુધારાવાદી હતા. અમારું કુટુંબ લગ્નમાં કન્યાનાં પિયરિયાં તરફથી કોઈ ભેટ, સોનું કે ઘરેણાં સ્વીકારતું નથી. અમારાં સગાવ્હાલાંઓ પણ કોઈ ભેટ સ્વીકારતાં નથી. મારા લગ્નમાં ૧૯૬૭ના મે મહિનામાં રિઝર્વેશન વગરની સામાન્ય એસ.ટી. બસમાં નાનકડી જાન લઈને ગયેલાં. લગ્ન પછી કોઈ રિસેપ્શન કે ભોજન સમારંભ રખાયા ન હતા, કોઈ બેન્ડવાજુ ન હતું કે ન કોઈ વ્યવસાયી ફોટોગ્રાફર હતો. અમારું લગ્ન એક સાદી, અત્યંત ઓછી ખર્ચાળ વિધિ હતું. લગ્ન પછી અમે મધુરજની માટે ક્યાંય નહોતાં ગયાં. આવું કરકસરવાળું જીવન અમારા બંનેને માટે કંઈ નવું ન હતું. હંસાના કુટુંબે જાહોજલાલીના દિવસો જોયા હતા પણ પછી ઘણી આર્થિક સંકડામણો પણ અનુભવી હતી. ઓછો ખર્ચો કરવો એ અમારા માટે રોજબરોજની હકીકત હતી.

મારા પિતા એમની ૭૩ વર્ષની જિંદગીનાં મોટા ભાગનાં વર્ષો બળવાખોર રહ્યા. એમણે એમની કારકિર્દીની શરૂઆત દક્ષિણ ગુજરાતમાં ગણદેવી તાલુકામાં એંધળ નામના નાનકડા ગામમાં ડૉક્ટર તરીકે શરૂ કરી. બહુ ટૂંકા ગાળામાં એ યુવાન ડૉક્ટરને જ્ઞાન થયું કે આજુબાજુની વસ્તી એટલી ગરીબ છે કે દવા અને દાક્તરી સેવાનું વળતર વાળી શકે એમ નથી. એમણે ગરીબીના ઉપાયની તપાસ કરવા માંડી અને આ તપાસે એમને કાર્લ માર્ક્સ અને એંજલસનાં લખાણો તરફ વાળ્યા. આખી જિંદગી એ સમાજવાદી નાસ્તિક રહ્યા અને ગરીબી એમના જીવનમાં સ્વેચ્છાએ આવકારી. એમણે સમાજ પરિવર્તન માટે પ્રયોગો અજમાવી જોયા. એ લોકોને સંગઠિત કરતા અને જાહેર હિતનાં કામ કરતા. ૧૯૫૦ના દાયકામાં શરૂઆતનાં વર્ષોમાં દવાખાનું અવગણીને એમણે એમનો મોટાભાગનો સમય એક સપનું સાકાર કરવા ગાળ્યો. એ સપનું હતું – ૬-૭ ગામની વચ્ચે આવેલા રસ્તાના ત્રિભેટે એક દારૂનું પીઠું હતું. તેની જગ્યાએ એક માધ્યમિક શાળા ઊભી કરવી. સ્થાનિક લોકોના સહકારથી એમણે પોતાની આવકની ચિંતા કર્યા વિના આ યોજના માટે પોતાનો જાન રેડી દીધો. પછી સ્વમાન ખાતર એ ગામ છોડી ગણદેવી કસબામાં આવ્યા. પણ ગરીબી સચરાચર હતી અને કસબાનાં લોકોની ગરીબી, ગામડાની ગરીબી કરતાં ઓછી ભયાનક ન હતી. પૈસા લેવા માટે કઠોર બનવાની એમની ગતિ ન હતી અને ૫૦ના દસકાના અંત ભણી એમણે દાક્તરી ટોડલે મૂકી દઈ મહિને રૂ. ૧૨૦/-ના પગારે અમદાવાદના એક છાપામાં નોકરી સ્વીકારી.

આ વાસ્તવિકતાના કારણે અભાવમાં જીવવું અમારા કુટુંબ માટે કશી નવાઈની વાત ન હતી. મારાં લગ્ન થયાં ત્યારે અમે કુટુંબમાં સાત માણસો. ભાડાનું ઘર ત્રીજે માળે હતું. એની પતરાની છતમાંથી ચોમાસામાં પાણી ટપકતું. અને ઉનાળામાં ધીખતી ગરમી ઝીંકાતી. પીવાનું પાણી ડોલ અને ઘડામાં નીચેથી લાવવું પડતું. અમારા આલીશાન ઘરમાં એક રૂમ અને એક રસોડું હતાં. રાંધવાનું કેરોસીનના સ્ટવ પર, જમવાનું જમીન પર બેસીને. ઘરમાં બાથરૂમ ન હતું. ખૂણામાં આવેલા પાણિયારાનો ઉપયોગ નાવણિયા તરીકે ય થતો. ઘરમાં ગરમી સામે લડવા એક જૂનો ટેબલ ફેન હતો. પણ આ બધું અમને કોઠે પડી ગયેલું.

મારાં લગ્ન પછી ટૂંક સમયમાં એક સુખદ વળાંક આવ્યો. મારી બદલી મુંબઈથી અમદાવાદ ધ ઈકોનોમિક્સ ટાઈમ્સના સંવાદદાતા તરીકે થઈ. આ એક સ્વતંત્ર હવાલો હતો. અને ટાઈમ્સની ઓફિસમાં હું ઘણો નસીબદાર માણસ ગણાતો હતો. બધા જ અભાવો છતાં વિશ્વ એ દિવસોમાં હતું તેથી વધુ રૂપાળું કદી એ ન હતું.

હવે મને લાગે છે કે અમારા માટે એ મુશ્કેલ સમય હતો. મારે મારા વ્યવસાયમાં મારી જાત પુરવાર કરવાની હતી અને હંસાએ પિયરના વાતાવરણમાંથી એક નવા વાતાવરણમાં

સમાવાનુ હતું આપણને ખ્યાલ રહેતો નથી પણ સ્ત્રીઓએ જ્યારે પરણીને સાસરે જાય ત્યારે તદ્દન અજાણ્યા ઘરમાં દૂધમાં સાકર ભળે તેમ ભળી જવાનો પુરુષાર્થ કરવો પડે છે આમ તો, દરેક ઘર પોતે જ એક સપૂર્ણ વિશ્વ છે અને દેખીતી રીતે સરખા દેખાતા કુટુંબોમા પણ એટલા બધા છુપાયેલા તફાવતો હોય છે કે ન પૂછો વાત ! લગ્ન પછી પતિએ પોતાની જાતને જવાબદાર તરીકે પુરવાર કરવાની હોય છે એણે પુરવાર કરવાનુ હોય છે કે એ ખરેખર છોકરડાંની પગતમાથી ઊઠી ગયો છે ઘણા આ પંગતમા જ રહી જાય છે પણ મા બાપ કશું કહેતા નથી. કન્યા માટે પરિસ્થિતિ જુદી હોય છે એને માટે ડગલે ને પગલે સાસરિયાની જ્યૂરી ન્યાય તોળે છે

અમારા પ્રથમ સંતાન અભિજિતનો જન્મ ૧૯૬૮મા થયો. એ માડ બે-એક મહિનાનો હશે ત્યારે હસા બેંક ઓફ બરોડામાં કારકૂન તરીકે જોડાઈ એ વખતે અમે મણિનગરમા રહેતાં હતા. નાનકડા બાળકને ઘેર છોડીને નોકરીએ જતા એને જેટલી તકલીફ પડી તેટલી જ તકલીફ એને સંભાળતા અમારી માતા મજુલાબેનને પડી. સન ૧૯૭૩મા રૂપિયા ૪૦૦૦/-નું ડાઉન પેમેન્ટ કરી મેં નારણપુરામા હાઉસીંગ બોર્ડમા મિડલ ઈન્કમ ગ્રુપનો ફ્લેટ લીધો આ પૈસા ભરવા માટે પણ મારે મારા પ્રોવિડન્ટ ફંડમાથી લોન લેવી પડેલી. આજે ત્રણ દાયકા પછી પણ અમે આ ફ્લેટમા જ રહીએ છીએ અને કોઈને આ મધ્યમવર્ગીય રહેણાંક વિસ્તાર છોડી બીજે જવાનો વિચાર સુધ્ધા આવ્યો નથી.

પત્રકાર તરીકેની મારી નોકરીએ મને સમાજમા વિવિધ સ્તરના લોકોને મળવાની તક આપી હતી. પણ મારી પોતાની જીવનશૈલી આજ સુધી મધ્યમવર્ગીય રહી છે પહેલા થોડાં વર્ષ સાયકલ મારુ વાહન હતી. ને પછી વીકી-મોપેડ ને લેમ્બ્રેટા સ્કૂટર આવ્યાં ઠેઠ ૧૯૮૬મા જ્યારે હું કલકત્તાના સફળ દૈનિક ધ ટેલિગ્રાફ'ના નવી દિલ્હી બ્યૂરોના વડા તરીકે પાટનગર ગયો ત્યારે ઓફિસની ગાડી મને નસીબ થઈ ! તે વખતે હુ ૪૪ વર્ષનો હતો.

આ બધા વર્ષો સાબરમતી નદીમા આવતા પૂરની જેમ સડસડાટ વહી ગયા. હસા મારા કુટુબમા બરાબર ગોઠવાઈ ગઈ અમારા બીજા સતાન, દીકરી શિલ્પાના ૧૯૭૦મા જન્મ પછી કુટુબમા સૌથી નાના સભ્યની સામેલગીરી થઈ વ્યવસાયિક ક્ષેત્રે મારી પ્રગતિ એકધારી ચાલતી હતી. ૭૦ના દાયકાના છેલ્લા વર્ષોમા હું કલકત્તાના આનંદ બજાર પત્રિકા જૂથના આર્થિક દૈનિક ધ બિઝનેસ સ્ટાન્ડર્ડમા જોડાયો, પછી ન્ડે અઠવાડિક માટે કામ કર્યું અને નવા નીકળેલા ધ ેગ્રાફ મા જોડાયો આ જ દૈનિક માટે ૧૯૮૬મા દિલ્હી ગયો અને ૪ વર્ષ પછી ધ ઈકોનોમિક ટાઈમ્સની અમદાવાદ આવૃત્તિ શરૂ કરવા નિવાસી તંત્રી તરીકે અમદાવાદ પાછો આવ્યો. થોડા સમય પછી હવે નામશેષ થઈ ગયેલા ગુજરાતી ટાઈમ્સ ઓફ ઈન્ડિયા નો સપાદક બન્યો. તે પછી ધ ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ની સ્થાનિક આવૃત્તિનો નિવાસી તંત્રી થયો.

આ બધા વર્ષોમા હસા મારો પડછાયો બની ચાલતી રહી અને કાળક્રમે એની બેંકમા સ્પેશયલ આસિસ્ટન્ટ બની. જ્યારે હુ દિલ્હીમા હતો ત્યારે એ બેંક ઓફ બરોડાની પાર્લામેન્ટ સ્ટ્રીટ બ્રાન્ચમા હતી. આમ શરમાળ અને ઓછાબોલી હસા ઘણી બહાદુર છે જરા પણ ખચકાટ વગર એ નવી દિલ્હીની જિંદગીમાં ગોઠવાઈ ગઈ એને ગુજરાતી, હિંદી, મરાઠી અને અગ્રેજી આવડતા હતા. થોડાક મહિનામા એણે પજાબી પણ શીખી લીધુ અને આ આ બધી ભાષામા વાત કરી શકવા લાગી. મને આવી કોઈ કુદરતી બક્ષિસ નથી. દસ વર્ષ કલકત્તાના અખબારી જૂથ સાથે રહ્યા પછી અને અસખ્ય વાર કલકત્તા જઈ આવ્યા પછી પણ હુ બગાળી બોલવાની હિંમત કરી શકતો નથી. અમદાવાદમાં હુ પત્રકાર પરિષદમા ગાજતો પણ દિલ્હીમા થોડોક શાત થયો. ત્યા પત્રકારોને રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય નેતાઓ સાથે કામ પાડવાનુ રહેતુ રાજ્યોની રાજધાની કરતા જુદા જ પ્રકારનું વાતાવરણ દિલ્હીમા હતુ.

બીજી બાજુ, હસા આવા કોઈ પ્રશ્નોનો સામનો કરતી ન હતી. દિલ્હીમા રહેતાં એને જાહેરમા કંઈક કહેવા કે કરવાની બીક ભાગી ગઈ બેંકમા એકમાત્ર ગુજરાતી હોવા છતા એણે એક ઉત્સવ પ્રસગે થોડા બીજા બિનગુજરાતી કર્મચારીઓ સાથે મળીને દાંડિયારાસનું આયોજન કરેલુ આજે અમદાવાદમા પણ વહેલી સવારે અમે ચાલવા નીકળીએ ત્યારે એને ઓળખનારા અનેક લોકો મળે. ટાઈમ્સમાથી નિવૃત્ત થયે દસ વર્ષ થયા છતા મને ભાગ્યે જ કોઈ ઓળખીતુ મળે. એને બીજી એક કુદરતી બક્ષિસ છે તે શાતિથી પણ પોતાની વાત મનાવીને જ જપે ક્યારેક કુટુબમાં કે આજુબાજુમા ગરમાગરમ દલીલબાજી થતી હોય અને ગભીર ઝઘડો થવાની અણી પર હોય ત્યારે સિફતથી વાત વાળી લે શાકભાજીવાળાઓ પાસે ભાવ ઘટાડો કરાવે ને તેમ છતાય શાકવાળાને હંસાએ પોતાની પાસેથી કંઈ ખરીદ્યુ હોવાનો અહોભાવ ઉત્પન્ન થાય.

આજની આ છબીમા રગ પૂરતા વર્ષોની મુશ્કેલીઓ આવી ને ગઈ પણ કોઈએ કદી એને ફરિયાદ કરતી સાંભળી નથી. બીજી તરફ મારો પારો જરા વહેલો છટકી જાય છે પણ તેમાંય અણીના ટાણે એ ફ્યૂઝ કાઢી નાખે આ બધુ ક્યાથી

આવે છે એની સમજણ અમારા જૂના મિત્ર સ્વ. લેફ. કર્નલ બક્ષીદાદા પાસેથી સાંભળવા મળતી. એમના કહ્યા પ્રમાણે આ શક્તિ અહમ્‌ને ઓગાળી નાખવાની પ્રક્રિયામાંથી જન્મે છે. એ કહેતા કે અહમ્ ઓગળી જાય ત્યારે માણસની પર્સનાલિટી ખતમ થઈ જાય એ વાત ખોટી છે. અહમ્‌ની નાબૂદી વ્યક્તિને એક આગવું વ્યક્તિત્વ પ્રદાન કરે છે. જેમાં એની ઠંડી તાકાત અને હાજરીનો પ્રતિભાશાળી, મધુરો અહેસાસ આસપાસનાં લોકોને થાય. દાદા એને મેગ્નેટિક પર્સનાલિટી કહેતા.

અમારાં બધાંમાં કદાચ અભિજિત ને શિલ્પાને વસવસો રહ્યો છે કે એમનાં બાળપણમાં મમ્મીએ વધારે ટાઈમ ન આપ્યો. એમની ફરિયાદમાં વજૂદ છે. ૩૨ વર્ષની નોકરી પછી હંસાએ સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી. વય પ્રમાણે રિટાયર થવાને હજુ ૬ વર્ષ બાકી હતાં. પણ 'અબ મૈં નાચ્યો બહુત ગોપાલ' એવું માની એણે બેંકમાંથી નિવૃત્તિ લીધી. વર્ષોથી ઘેર અને બહાર કામકાજમાં ડૂબેલાં રહેવાની ટેવ પડી ગયેલી એટલે નિવૃત્તિ પછી એને ખેદ રહ્યો છે કે જિંદગીના મોટા પ્રવાહમાંથી નીકળીને એ મહદ્‌અંશે ઘરકૂકડી થઈ ગઈ. મને લાગે છે કે મારા બહોળા કુટુંબમાંથી નોકરી ધંધા કાજે પંખીડાંઓ ઊડતાં ગયાં અને ઘરકામ ઘટતું ગયું. એક સમયે અમારા સંયુક્ત કુટુંબમાં ૧૧+૧=૧૨ સભ્યોની ક્રિકેટ ટીમ હતી. આજે માંડ ચાર રહ્યાં છે.

એને એક બીજી તીવ્ર ઈચ્છા છે, અને મને ખબર નથી કે એ પૂરી થશે કે કેમ. અમે સાથે દેશમાં કે બહાર ફર્યાં નથી. હું તો ઘણી જગ્યાએ ગયો છું. પણ સજોડે ખાસ ક્યાંય ગયાં નથી. એને ઘણી જગ્યાએ જવું છે, ફરવું છે, અને દુનિયા જાણવી ને માણવી છે. અમારાં બાળકો અને તેમનાં બાળકો અમારી સાથે હોય તો તો એને માટે સોનામાં સુગંધ ભળે. પણ એ બહું શક્ય દેખાતું નથી.

મને એવી પણ શંકા છે કે એને રાંધવાના-પીરસવાના રૂટિનથી ઘણું બંધિયારપણું લાગે છે. અલબત્ત એ તો આવું કંઈ હોવાનો ધરાર ઈનકાર કરે છે. અમારાં બાળકો ઉપરાંત અમારી બહેનો અનિતા, શીલા, બીના અને ભાઈઓ અહિન અને આસિત હંસાની મનઃસ્થિતિથી વાકેફ છે. અને કંઈક કરવા વારે-તહેવારે મને ઘોંચપરોણો કરે છે. હું આશા રાખું કે ફરવાનાં એનાં સ્વપ્ન કોઈ દિવસ - બહુ જલ્દી - સાકાર થાય.

ફરવા ઉપરાંત એને શોપિંગ કરવું બહુ ગમે. ખાસ કરીને વિવિધ શહેરોમાં આવેલાં નવાં માર્કેટ અને મોલમાં. આથી વિપરીત, મને દુકાનોની એલર્જી છે. અને બજાર નાનું હોય કે મોટું, લીમડી હોય કે લંડનમાં, હું દુકાનમાં જવાનું એટલે સુધી ટાળું કે દરજીને ત્યાં જવાનું પણ જેટલું બને એટલું મોકૂફ જ રાખું.

મારી દૈનિક જરૂરિયાતની બાબતમાં હું હંસા પર જ આધાર રાખું છું. મારાં કપડાં ય એ પસંદ કરે, બીજી ખરીદી પણ એ જ કરે. મને એક કપ ચા બનાવતાં પણ નથી આવડતી. જ્યારે એ મારા બેંક એકાઉન્ટ સંભાળે, ખર્ચનું ધ્યાન રાખે કારણ કે રિટાયરમેન્ટમાં હવે કોઈ આવક થાય તેવી સંભાવના લગભગવ નહિવત્ છે. છેલ્લાં થોડાં વર્ષોમાં અભિજિત અને નિમિષાની બે (અનાહિતા-આર્યા) અને શિલ્પા-વિવેકની એક (મન્વિતા)ના આગમને અમારી જીવનસંધ્યામાં નવા ઘટતા રંગો ઉમેર્યા છે. અમને આ ત્રણેય બહુ વહાલાં છે. નાનાં બાળકો પણ ઘણાં ચતુર હોય છે. એ બધાં મારા કરતાં હંસા પર વધારે ધ્યાન આપે છે. આજકાલ અનાહિતા-આર્યા દૂર-સૂદૂર હૈદ્રાબાદમાં છે, જ્યાં મારો દીકરો કામ કરે છે. એ વાત અમને બંનેને ખૂંચે છે કે આ બે પૌત્રીઓની સ્મરણ-ફાઈલમાં દાદા-દાદીનાં ચિત્રો ઓછાં છે. પણ આધુનિક જિંદગીની અને સમયની માંગ કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓ ઊભી કરે છે. સધિયારો એટલો કે આ જિંદગીમાં કંઈ ઈચ્છેલું બધું કોઈનેય મળ્યું નથી !

આ બધાંનો સાર શું ? મને એમ કહેવાનું મન થાય છે કે સુખી જીવનની એક ચાવી એ છે કે પત્નીને તમારા કૌટુંબિક જીવનમાં વ્યવસ્થાપક તરીકે આગળ આવવા દો અને તમે બાકીની દુનિયાની વ્યવસ્થા કરતા રહો. ખરેખર તો ઘર કરતાં બહારની દુનિયા નાની છે. હું ધારું છું કે અમારા બંનેના જિંદગી વિશેના અભિપ્રાયો લગભગ સરખા છે. કોઈને એમ પણ લાગે કે આ તો ચીલાચાલુ કથા છે સંયુક્ત કુટુંબમાં બધાં જ સભ્યોએ અવારનવાર વધતે ઓછે અંશે બાંધછોડ કરવી પડે છે. પણ હું માનું છું કે બધાં જ સભ્યોમાં ઘરની વહુઓ-તેમાં સાસુ પણ આવી જાય - ને યોગીની અદાથી મનોજય કરવો પડે. સ્મિતભર્યા ચહેરે અને દુઃખી હૃદયે જગતના નાટ્યમંચ પર પાઠ ભજવવો પડે. પુરુષોની કરામત એવી કે અહોભાવની ચોકલેટ આપી આવા મનોજય કરનારાઓને વખાણનું સ્વાદિષ્ટ 'હેમલોક' પિવડાવી દે. એવું પણ કહી શકાય કે સંયુક્ત પરિવાર પ્રથા હવે તૂટી રહી છે અને વીસ-પચ્ચીસ વર્ષમાં તો કદાચ નેસ્ત નાબૂદ થશે. ત્યારે આજની આ રૂટિન વાત દંતકથા બની જશે. તે દૃષ્ટિએ આ ચીલા-ચાલુ વાતનું મહત્ત્વ છે. તો કોઈ વીરલાઓ એમ પણ માને કે આ બધી શાબ્દિક છલના છે અને સત્ય ઢંકાયેલું પડ્યું છે.

કદાચ એમ પણ હોય, કદાચ એવું ના પણ હોય !!

(નિબંધ)

# "વાહો"

કલ્પેશ પટેલ

બાર-તેરનો હોઈશ ને ખેતરમા વાહો ¹ જવાનો ચસકો લાગેલો. ડાગર ઘઉ પાકવાના પ્રસગે વાહો જવાની તક મળે. ખેતર વચાળે ખળું હોય. ખળામાં નાનો સરખો સસાર ખડો થઈ જાય. ખાટલો ગોદડી ને ધાબળો તો લણણીની વાર હોય ને સીમ ભેગાં થઈ જાય ! રાતે પાણી પીવા માટે મોટુ ડોલચુ કે એવુ બીજુ હાથવગું વાસણ ખાટલા નીચે આસન જમાવે. ડાગ ને બત્તીય જોઈએ. રખવાળું કંઈ એમ જ થાય ? ચાનો સામાન પણ ન ચૂકાય. ડાગર ટાકણે ટાઢ જોરમા હોય. મોડેકથી ચા મૂકીએ. બરણીમા દૂધ ભેગા ચા ખાડેય નાખેલા હોય. પૂળિયાં સળગાવી અમસ્તી ય તાપણી કરી હોય. એ તાપણી જ ચૂલાની ગરજ સારે. ભડકામા બરણી જ મૂકી દઈએ. તપેલીના ધાધિયા કોણ કરે ? જોત જોતામા તો ચા તૈયાર થઈ જાય ! ભરપૂર અગવડો વેઠી બનાવેલી ચાનો સ્વાદ તો માણ્યો હોય એ જ જાણે ! ઘઉ વખતે તો ઊલતી ટાઢ ચાની એટલી સાડાબારી ન રહે. મળે તો આનંદ ના મળે તો હરિ-હરિ ! કોઈવાર પડોશીના ખળેથી બૂમ પડે 'માસ્તર ! ચા પીવા આવો ! માસ્તર એટલે પપ્પા. યજમાનને પહોંચે એટલી ચા તો માડ હોય, પણ આ તો અતિથિને દેવ માનવાવાળી સંસ્કૃતિ. થોડામાથી થોડી પીશું ! એમ યજમાન કહે તો સામે મહેમાન, 'બસ બઉ છે ! એમ વિવેક દાખવે ! અધૂરપમા જ મધુરપ હશે શુ ? શેઢા પાડોશીઓ સાથેના એ વાટકી-વહેવાર ને લેણદેણ તો હજુય અકબંધ છે !

સીમની એક ખૂબી. ત્યાં તરત જ ઊંઘ આવી જાય. બાપુજીએ માડેલી વાત અધૂરી જ રહે વાહોના કેટલાક અલિખિત કાયદા કાનૂન. દરેક ખેડૂત એમને અનુસરે જેમ કે બોલાશ રાખવી. કોઈ એક મુદ્દો લઈ વાતો કર્યે રાખવી. નીરવ શાંતિમા અવાજ દૂર લગી પ્રસરે ભોગેજોગે કોઈ ચોરી માટે નીકળ્યુ હોય તો સમજી જાય કે રખવાળું છે બાકી, રખવાળાનું તો નામ. પાંચ-સાત જણા સામટા આવે તો રખેવાળેય શુ કરે ? રખેવાળે જ સામે ચાલી પોટલા ઊપડાવ્યાના દાખલા અગાઉ બનેલા ! સદ્ભાગ્યે મને એવો અનુભવ થયો નથી એટલે જ અમારી 'વાહોભક્તિ માં ઓટ નહિ આવી હોય ! વાહો એટલે બીજુ કંઈ નહિ, બે આખની શરમ, બસ ! ઘરડેરા કહેતા, રખવાળા તો ભઈ રો મના !

હું એકલો વાહો ગયો હોઉ ત્યારે થોડી-થોડી વારે ચારેય દિશાઓમા બત્તી ફેરવી લઉ ! મારા મથુરકાકા તો વળી વારે ખોંખારા ખાઈ લે ! જાણે સભળાવતા ન હોય, આવો તો ખરા, પછી મજા ચખાડું છું કે નહિ, જો જો !

અંધારિયામાં વાહો જરા આકરો લાગે. ક્યાય કશું જ ન દેખાય નર્યું તિમિરરાજ્ય ! કદી બીક જેવુ તો લાગ્યું જ નથી પણ અજવાળિયુ એ અજવાળિયું ! એનો આનંદ અનેરો ! દૂર સુધી ચોખ્ખુચણાક જોઈ શકાય. ઓસીકે રાખેલી બત્તી એયતે વિસામો ખાય !

કોઈવાર ખેડુ-ભાગિયોય વાહો'માં સાથ આપે. મારે માટે ખાટલો હોય. એણે તો પૂળિયાં ગોઠવી એની પર ગોદડી બિછાવી હોય. ઓસીકુય પૂળિયાનુ સ્તો !

મને થતુ, ખેડુ કે ભાગિયો એકલો જ વાહો જાય તો ન ચાલે ? મારા બાલિશ સવાલને એમ કહીને ઊડાવાતો કે તને હમજ ન પડે ગાંડા ! ઘરધણીનું છોકરુંય ક્યાથી ? મૂળે તો ખેડુ-ભાગિયામા 'વિશ્વાસ ન મૂકી શકવાની નબળાઈ !

ખેડુ સવાર સુધી મને સભાળે. નાના-નાનાય શેઠ વાતોમાં આખ ક્યારે મળી જાય એની સરત ન રહે સવારે બૂમ પડે 'ઊઠાં પટેલ ! જોઉ તો મારે માટે લીંબડા કે કણજીનું દાતણ તૈયાર હોય ! અમારી સીમમા બાવળ નહિવત્. રજવાડી ઠાઠથી અમારું દાતણ પતે. ડાગર વઢાઈ ગયા પછી નિરાવરણ થઈ ગયેલા ખેતરને મનભરી જોવુ ગમે ડાગરના કરચાય એવા બરછટ નહિ. એની પર ચાલીએ તોય ન વાગે. શૌચાદિ ક્રિયા માટે પૂર્વનો ખરાબો. રાતનું દૂધ હોય તો ખેડુએ ચા બનાવી રાખી હોય નહિ તો, આથમણી દિશા ભણી જોતાં લમણા ફોડીએ. કંટાળવા લાગ્યા હોઈએ ને ધીરગભીર ચાલે આવતા બાપુજી દેખાય. ચા સાથે પોટકામા મમ્મીએ તાજી જ બનાવેલી ભાખરીય હોય એક મસમોટું કામ પાર પાડ્યાના ગૌરવનો અનુભવ કરતા અમે 'નાળી ² કરીએ. સરહદ પર ખડે પગે ઊભા રહી રાષ્ટ્રની રક્ષા કરતા જવાનો કરતા અમે મુદ્દલ ઊતરતા નથી એવી લાગણીય અનુભવીએ ! પછી તો મોટોભાઈ પણ વાહો'મા સાથે આવતો. નાનો રાજુય સહાયક લેખે મારી સાથે અનેકવાર આવ્યો હશે પણ વાહોનો મહત્તમ લાભ તો બંદાને જ મળ્યો છે !

આજે તો બીજા વાનાંની જેમ વાહો ય ગ્લોબલાઈઝેશનની અસર તળે આવી ગયો છે ! ઘેરથી બાઈક પર જવાનુ સાથે વોટર જગ ભરી જવાનો. વળગેલા ભૂત સરખો સેલફોન પણ સાથે ને સાથે ! જવાનુંય મોડુ, ટી વી. જોઈને નિરાંતે. સવારે અંધારે-અંધારે તો કીક મારીને, હેંડ મારા રો મ ! દાતણ સૉરી, બ્રશ પણ ઘેર આવીને જ કરવાનો ! લોકોમાય વાહો માટેનુ એવું થ્રીલ રહ્યુ

¹ વાહો 'વાસો' રાતવાસો. ખેતરમા રાતે રખવાળું કરવા જવું તે.

² નાળી સવારની ચા સાથેનો નાસ્તો.

નથી ! જાય છે એય ના મનના ! 'કોઈ બાંધી જવા નવરું નથી' એમ કહી ઘરે જ સૂનારા ગૃહસ્થોય ઓછા નથી. કેટલાક પ્રેક્ટિકલ અથવા તો પછી અલ્ટ્રામોડર્ન છે. ટેસ્ટ મેચને બદલે વન-ડે રમનારા. કોઈ પણ હિસાબે એક જ દિવસમાં ખળું નવરું કરનારા ! પંજાબની જેમ ડાયનાસોરના માશીયાઈ ભાઈ સરખાં હાર્વેસ્ટર્સ ગુજરાતમાંય ફરતાં થયાં છે. એકી દહાડે પાક લેવાઈ જાય એમાં 'વાહો' ક્યાં આવે ? એવાઓ સમક્ષ વાહોના આનંદની વાત કરી મૂર્ખ ઠરવાનું હું પસંદ કરતો નથી. પણ હજુય ઘઉં-ડાંગર ને કવચિત્ મગફળી-બાજરીના ખળામાં 'વાહો' જવાની તક ગુમાવતો નથી. હું જાણું છું કે મારો આનંદ નિર્ભેળ નથી, મારો દુન્યવી સ્વાર્થ પણ એમાં ભળેલો છે, તોય વાહો જવું મને ગમે છે. રખવાળાનું રખવાળું. મોજની મોજ ! 'દધિ બીકે હરિ મિલે' જેવો ઘાટ ! ખોટી વાત છે ?

■

## ગાંધીજી અને ચર્ચિલ

મહેશ દવે

વીસમી સદીના મહાન માણસોમાં ગાંધીજી અને ચર્ચિલની ગણના અવશ્ય થાય. બંને સમકાલીન હતા. એટલું જ નહીં, પણ બંને એક પ્રશ્ન પરત્વે - ભારતના સ્વાતંત્ર્યની બાબતે સામસામે છેડે હતા. આશ્ચર્યની વાત છે કે ગાંધીજી અને ચર્ચિલના સંબંધો, એ બેનાં એકબીજા વિશેનાં મંતવ્યો અને એ બંનેના ગુણ-વિરોધો વિશે નહિવત્ લખાયું છે. તાજેતરમાં પ્રગટ થયેલું આર્થર હરમનનું પુસ્તક 'ગાંધી એન્ડ ચર્ચિલ : ધ એપિક રાઈવલરી ધેટ ડિસ્ટ્રોય્ડ એન એમ્પાયર એન્ડ ફોર્જ્ડ અવર એઈજ' આ વિષય પર પ્રકાશ પાડે છે.

ગાંધીજીનું નામ ઈતિહાસમાં અમર રહેશે. બીજી તરફ ભારે ગુણસંપન્ન, બુદ્ધિશાળી કાબેલ, કુશળ, વિચક્ષણ અને શક્તિશાળી હોવા છતાં ગાંધીજીની સામે પડેલા તેમના સમકાલીન, વિન્સ્ટન ચર્ચિલ ઈતિહાસમાં માત્ર સ્થાન પામી શક્યા છે. અમર બની શક્યા નથી. આમ કેમ બન્યું ?

વિન્સ્ટન સેનાની હતા. શરૂઆતનાં વર્ષોમાં બ્રિટિશ સૈન્ય સાથે એમણે ભારતને ઘમરોળ્યું હતું. એ વખતે એમણે લડાઈઓમાં કીર્તિ મેળવેલી, એ સિવાય એમણે ભારતમાં કશો જ રસ દેખાડ્યો નહોતો. એ સમયના બીજા ઘણા અંગ્રેજોએ ભારતના સાહિત્ય, સંસ્કાર, સંસ્કૃતિ અને જનજીવનમાં ઘણો રસ લીધો હતો અને તેમાં ભારે પ્રદાન પણ કરેલું. ઈંગ્લેન્ડના મહાન વડાપ્રધાનોમાં ચર્ચિલની ગણના કદાચ પહેલે નંબરે થાય. તે પ્રખર વક્તા હતા. ભપકાદાર અને પ્રભાવશાળી હતા. બીજા વિશ્વયુદ્ધ વખતે તેમણે ઈંગ્લેન્ડની પ્રજાને પ્રબળ નેતૃત્વ પૂરું પાડ્યું. કપરા કાળમાં તેમણે પ્રજાનો આત્મવિશ્વાસ ટકાવી રાખ્યો. વિશ્વની ચોપાટમાં રાજનીતિ ખેલી તેમણે વીસમી સદીના ભસ્માસુર હિટલરને ધૂળ ચાટતો કર્યો. ચર્ચિલની કુનેહ વગર એ કામ મુશ્કેલ બન્યું હોત. ચર્ચિલ સમર્થ શબ્દસ્વામી પણ હતા. બીજા વિશ્વયુદ્ધની કથા તેમણે છ દળદાર ગ્રંથોમાં આલેખી. તે માટે તેમને સાહિત્યનું નોબેલ પારિતોષિક પણ મળ્યું.

બીજી તરફ ગાંધીજી સીધા, સાદા અને સરળ માણસ હતા. ચર્ચિલ ભારતમાં રહી ચૂકેલા તેમ ગાંધી લંડન ઈંગ્લેન્ડમાં રહી ચૂક્યા હતા. તેમણે અંગ્રેજોનું જીવન બરાબર જોયું હતું. તેમાંથી સારું હોય તે અપનાવ્યું હતું. ગાંધીજી એક બીજા પ્રકારનું યુધ્ધ લડ્યા. તેમાં એ અને ચર્ચિલ આમને-સામને હતા. એ યુદ્ધ ચર્ચિલ હાર્યા, ગાંધી જીત્યા. સામસામા દળના આ બે સમકાલીન વીરો ફક્ત એક જ વાર એકબીજાને રૂબરૂ મળ્યા હતા !

ચર્ચિલ ગાંધીજીને ધિક્કારતા હતા. 'I hate him' આ કથન ચર્ચિલનું પોતાનું છે. 'ભારતથી આવેલા અર્ધનગ્ન ફકીર' તરીકે ચર્ચિલે ગાંધીજીનું વર્ણન કરેલું. તેમણે ખાનગી રાહે ગાંધી અને કોંગ્રેસ વિરુદ્ધ મહંમદ અલી ઝીણાની ઘણી ચડવણી કરેલી. ચર્ચિલ વડાપ્રધાન હોત ત્યાં સુધી ભારતને કદી સ્વાતંત્ર્ય મળ્યું ન હોત. એમણે કહેલું 'હું અંગ્રેજ સામ્રાજ્યનું દેવાળું-વિસર્જન (liquidation) કાઢવા બેઠો નથી.' ફક્ત એક જ વાર તેમણે ગાંધીજીનાં અંગ્રેજ અનુયાયી મીરાં બહેનને કહેલું કે ગાંધી ભારતના સામાજિક અને નૈતિક વિકાસ માટે કામ કરી રહ્યા છે.

ચર્ચિલ વિશે ગાંધીજીએ કંઈ ખાસ લખ્યું નથી. ફક્ત એકવાર ઘનશ્યામદાસ બિરલાને એમણે કહેલું, 'ચર્ચિલ કોલોનિયલ ઓફિસમાં હતા ત્યારનું મને એમનું સારું એવું સ્મરણ છે... ગમે તે કારણે મને લાગતું રહ્યું છે કે આપણે તેમની સહાનુભૂતિ અને સદ્ભાવ પર આધાર રાખી શકીએ.' ગાંધીજીના ઉદ્ગારથી મહાભારતનો એક પ્રસંગ યાદ આવે. પાંડવ-કૌરવની સભા મળી હતી. કૃષ્ણે દુર્યોધનને પૂછ્યું : 'કુરુરાજ, આ સભામાંથી કોઈ એક એવો માણસ બતાવો કે જેનામાં એક પણ દુર્ગુણ ન હોય.' દુર્યોધને ચારેબાજુ જોઈને કહ્યું, 'એવો તો એકે માણસ નથી.' પછી કૃષ્ણે યુધિષ્ઠિરને પૂછ્યું, 'આ સભામાં કોઈ એવો માણસ બતાવો કે જેનામાં એક પણ સદ્ગુણ ન હોય.' યુધિષ્ઠિરે કહ્યું, 'એવો એકે માણસ નથી.'

આમ જોઈએ તો બુદ્ધિ, કુનેહ, કુશળતા, લેખનકળા ઈત્યાદિમાં ચર્ચિલ વધારે આગળ તેમ છતાં તે કદાચ ભૂલાઈ જશે. ગાંધીજી આત્મિક શક્તિ, નીતિ અને સત્યમાં આગળ, તેથી તેઓ અમર રહેશે.

■

(વાર્તા)

# હિંદુસ્તાનથી એક કાગળ

ઈંતિઝાર હુસૈન
અનુવાદ : શરીફા વીજળીવાળા

પ્રાણથી પ્યારા, સૌભાગ્ય અને શક્તિના પ્રતીક બરખુદાર કામરાન,

ખુદાતાલા તારા પર રહેમ કરે અને તને લાંબી ઉમર બક્ષે. એકવાર નજર ભરીને તને જોવા માટે હું કેટલો તો આતુર છું એની તું કલ્પના પણ નહીં કરી શકે તારા કોઈ જાતના સમાચાર નહીં મળવાને કારણે આ બધાં વર્ષો કેવાં આકરાં ગયાં એની પણ તું કલ્પના નહીં કરી શકે

મેં કેટકેટલી રીતે તારા સમાચાર મેળવવાની અને અહીંના સમાચાર તારા સુધી પહોંચાડવાની કોશિશ કરી જોઈ પણ વ્યર્થ. અહીંથી તો કોઈ કાગળ તમારે ત્યાં પહોંચતા નથી. મેં એક કાગળ લખીને ઈબ્રાહિમના દીકરા યુસુફને મોકલી આપેલો. મેં એને આજીજીપૂર્વક લખ્યું હતું કે એ કાગળ તને કરાચીના સરનામે રવાના કરે અને તારો કાગળ આવે તો વળતી ટપાલમાં મને મોકલી આપે. તને તો ખબર હશે જ કે એ કુવૈતમાં નોકરી કરે છે અને એની કમાણી ખાસ્સી તગડી છે કદાચ એની આ તગડી કમાણીએ જ એનું માથુ ફેરવી નાખ્યું લાગે છે એ એની ઓકાત ભૂલી ગયો હોય એવું લાગે છે કારણ કે એટલે જ એણે મારો કાગળ તને મોકલ્યો કે નહિ કે તારી વળતી ટપાલ આવી કે નહીં એટલું લખવાની તસ્દી પણ નથી લીધી. શેખ સિદ્દીકી હસનખાનનો દીકરો લંડન જઈ રહ્યો હતો ત્યારે મેં એને પણ એક કાગળ લખીને આપ્યો હતો. મેં એને કહ્યું હતું કે એ કાગળને કવરમાં નાખી, તારુ કરાચીનું સરનામું કરી લંડનની ટપાલપેટીમાં નાખી દે પણ કાગળ ટપાલમાં નાખ્યો કે નહીં એની મને જાણ કરવાની તસ્દી એ હરામખોરે પણ નથી લીધી.

મને સૌથી વધુ ચિંતા ઈમરાનમિયાંની હતી. એ કરાચી પહોંચી ગયો કે નહી ? જો એ ત્યાં પહોંચી ગયો હોય તો કોઈક રીતે તો એણે એની ખેરિયતના સમાચાર અમારા સુધી પહોંચાડવા જોઈએ કે નહીં ? વાત જાણે એમ છે કે યુધ્ધના બે કે સવા બે મહિના પછી ઈમરાનમિયાં અહીં થઈને ગયા હતા. એવું માનને કે બસ શિયાળો પૂરો થવામાં હતો. હજી ગુલાબી ઠંડી પડતી હતી. હું અંદરના ઓરડામાંથી ખાટલો ખેંચીને બસ હજુ ઓસરીમાં લાવ્યો જ હતો, એ સમયગાળાની ા વાત. એક દિવસ અર્ધી રાતે કોઈએ બારણું ખખડાવ્યું. હું તો હેરાન-પરેશાન કે યા ખુદા રહેમ કર ! આમ અર્ધી રાતે, આવા કટાણે આ કોણ આવ્યું હશે અને કેમ આવ્યું હશે ? મેં બારણાં ઉઘાડ્યાં. બારણાં ખખડાવનારને પગથી માથા સુધી ધ્યાનથી જોયો. હું તો મુંઝાઈ ગયો કે આ કોણ આવ્યું ? પણ ગમે તેમ તોય પોતાનું લોહી બાકી હવે એનામાં ઓળખી શકાય એવું બચ્યું શું હતું ? એ ઓળખી શકાય એવો રહ્યો જ નો'તો. મેં એને બાથમાં લઈ લીધો અને કહ્યું ' 'દીકરા, તેં આ શું હાલહવાલ કરી નાખ્યા તારા ? અમે તને આવી હાલતમાં તો પાકિસ્તાન નો'તો મોકલ્યો. ' પણ પછી તરત જ મને મારા આમ બોલવા બદલ અફસોસ થયો. શું એ પૂરતું નો'તું કે અમને અમારી અમાનત પાછી મળી ગઈ ? માણસે તો કોઈ પણ હાલતમાં ખુદાનો આભાર જ માનવો જોઈએ. માણસે કદી પણ ફરિયાદનો એક શબ્દ પણ ઉચ્ચારવો જોઈએ નહીં. ક્યાંક એવું ન બને કે એની ફરિયાદથી ખુદાનો અનાદર થઈ જાય અને એ પોતે શાપનો કે સજાનો ભોગ બની બેસે. મૂળભૂત રીતે ડગમગતી આસ્થાવાળા માણસે આમેય આ દુનિયામાં આવીને એવાં એવાં કરતૂત કર્યાં છે કે એને તો આમ પણ ફરિયાદ કરવાનો કોઈ હક્ક જ નથી. એટલે માણસે તો બસ ખુદા જે કરે તે ચૂપચાપ જોયે રાખવાનું અને ખુદાના કોપથી ડરતા રહેવાનું.

તારી ચાચી તો ઈમરાનમિયાંને જોઈને ડઘાઈ જ ગઈ એ તો એને છાતીએ વળગાડીને રાતા પાણીએ રોઈ મેં તો એને એક્કેય સવાલ નો'તો પૂછ્યો પણ તારી ચાચીથી રહેવાયું નહીં. એ પૂછી બેઠી 'વહુ ક્યાં ? છોકરાંને કોના ભરોસે છોડ્યાં ? કોને સોપ્યાં ?' આ સવાલો સાંભળતાંની સાથે જ ઈમરાનમિયાંની હાલત જોવા જેવી થઈ ગઈ હું અને તારી ચાચી એની એવી હાલત જોઈને ગભરાઈ ગયાં. પછી પાક્કું ધ્યાન રાખ્યું કે એને દુ:ખ થાય એવી કોઈ વાત કાઢવી જ નહીં.

ઈમરાનમિયાં ત્રણ દિવસ અહીં રહ્યા પણ ભાઈ એને શુ ધૂળ ને રાખ રહેવું કહેવાય ? ન બોલવું, ન ચાલવું, ન હસવું બસ આખો દિવસ એ ગુમસુમ બેઠો રહેતો'તો. છેક ત્રીજા દિવસે એને મિયાં જાનીની કબર પર જવાનો વિચાર આવ્યો. મેં એના માથા પર હાથ ફેરવીને કહ્યું કે 'બેટા તું પચ્ચીસ વર્ષ પછી દાદાની કબર પર ફાતિયો પઢશે.' પણ તારું

આમ દિવસે જવું બરાબર નથી. ભૂલી ન જા બેટા કે તું આ જ માટીમાં પેદા થયો છે. દિવસે બહાર નીકળીશ તો ઓળખાઈ જઈશ.' મારી વાત સાંભળીને એ ખસિયાણું હસ્યો અને જરાક કડવાશથી બોલ્યો : 'ચાચાજાન, અહીં ઘરે આવતાં પહેલાં હું આખી વસ્તીમાં રખડીને આવ્યો છું. જો અહીંની માટીએ પણ મને ન ઓળખ્યો હોય તો પછી બીજા કોઈના ઓળખવાનો તો સવાલ જ ઊભો નથી થતો.' મેં એને કહ્યું કે દીકરા, હવે આ માટી તને ન ઓળખે એમાં જ તારી સલામતી છે. ખેર, સાંજ નમ્યે હું ઈમરાનમિયાંને કબ્રસ્તાન લઈ ગયો. નવી કબરો વિશે મેં એને કહ્યું, જૂની કબરોને એણે જાતે જ ઓળખી કાઢી. અંધારું થઈ ગયું હતું એટલે કેટલીક કબરોને ઓળખવામાં તકલીફ પડી. મિયાંજાનીની કબર પાસે પહોંચ્યા ત્યારે ઈમરાનમિયાંનું હૈયું ભરાઈ આવ્યું. મારી આંખ પણ ભીની થઈ ગઈ. એ કબર હવે તો એટલી જૂની થઈ ગઈ છે કે પડું પડું થાય છે. કબરના માથા પાસે ઊભેલું પારિજાતનું ઝાડ હવે નથી રહ્યું. તને તો યાદ હશે જ કે મિયાં જાનીને પારિજાત કેટલાં ગમતાં ? એમણે બાગમાં કેટલા જતનથી પારિજાતનાં અસંખ્ય ઝાડ ઊગાડ્યાં હતાં. એ બધાં ઝાડ પરથી એટલાં બધાં ફૂલ ઊતરતાં હતાં કે આખું વરસ છોકરીઓના દુપટ્ટા એમાં રંગવામાં આવતા અને કોઈ પણ મહેમાન આવે ત્યારે કે કોઈ સારા પ્રસંગે બિરિયાનીમાં પણ એ જ ફૂલ નખાતાં. ને તોય કેટલાં બધાં વધતાં !! પણ બેટા, પારિજાત એવું ઝાડ છે જે બહુ માવજત માગી લે. ને હું એકલો કેટકેટલી વાતનું ધ્યાન રાખું ? મિયાંજાનીની કબરના મથાળે ઊભેલું હતું એ બસ પારિજાતનું છેલ્લું ઝાડ હતું. યુધ્ધ પહેલાંના વરસાદમાં એ પણ પડી ગયું. હવે આપણા બાગમાં કે આખા કબ્રસ્તાનમાં ક્યાંય પારિજાતનું એક પણ ઝાડ નથી. પણ ખુદાની એટલી મહેરબાની છે કે હજી આપણો બાગ બચી ગયો છે. કબ્રસ્તાન સાથે જોડાયેલો હોવાને કારણે એની ગણતરી કબ્રસ્તાન સાથે થઈ પરિણામે હાથમાંથી નીકળી જતાં બચી ગયો. પણ આ સત્તાવીસ વરસમાં એટલાં બધાં ઝાડ પડી ગયાં છે અને એની સાથે એટલી બધી યાદ દફન થઈ ગઈ છે કે હવે આ બાગને પણ કબ્રસ્તાન જ સમજવો જોઈએ. હવે જે ઝાડ બચી ગયાં છે એ વીતેલા દિવસોની યાદની કબર પર કોતરેલા શિલાલેખ હોય એવાં લાગે છે. ખેર, બાગની જે હાલત છે એ તો ઈમરાનમિયાં નજરે જોઈને ગયા છે. જો એ ત્યાં પહોંચી ગયા હશે તો એણે તને કહ્યું જ હશે.

અહીંથી તો એ પછીની સવારે જ નીકળી ગયો હતો. આખી રાત મિયાં જાનીની કબરના માથા પાસે બેસીને વીતાવી દીધી. હું પણ એની સાથે જ બેઠો રહ્યો. હજી તો ભળભાંખળું થયું હતું. પંખી બોલવા માંડ્યાં એટલીવારમાં એણે આળસ મરડી અને પછી મારી પાસે જવાની રજા માગી. મેં એકદમ ચિંતાથી પૂછ્યું : 'શા માટે જાય છે અહીંથી ? હવે આવી જ ગયો છે તો અહીં જ રહે.' પણ એ તો સાવ પડી ગયેલા અવાજે બોલ્યો કે 'અહીં તો કોઈ મને ઓળખતું જ નથી. રહીને શું કરું ?' મેં એને કહ્યું : 'દીકરા, હવે ન ઓળખાવામાં જ તારી સલામતી છે.' પણ એને મારી વાત ગળે ન ઉતરી. એના પર સફરનું ભૂત સવાર હતું. મેં એને પૂછ્યું : 'પણ બેટા તું જઈશ ક્યાં ?' તો એણે કહ્યું : 'જ્યાં મારા પગ લઈ જશે ત્યાં.' મેં એની વાતો પરથી અંદાજ બાંધ્યો કે અહીંથી કઠમંડુ જઈ પછી ત્યાંથી કરાચી જવાનો રસ્તો શોધવાનો કદાચ એનો ઈરાદો હોય. મને દુઃખ તો બહુ થયું પણ કંઈક એનો જવાનો હઠાગ્રહ અને કંઈક મારો ડર કે રખેને એના આવવા વિશે કોઈને ખબર પડી જાય... એટલે પછી મેં હૈયા પર પથરો મૂકીને એને જવાની રજા આપી. મારા બાવડા પરથી તાવીજ કાઢી એના બાવડા પર બાંધ્યું અને ખુદાના ભરોસે એને વિદાય કર્યો. એ જવા નીકળ્યો ત્યારે વારેવારે મેં એને તાકીદ કરી હતી કે જેવી સરહદ પાર કરે એ સાથે જ કોઈ પણ રીતે એની સલામતીના સમાચાર મને પહોંચાડે. પણ એ દિવસથી લઈને આજ સુધીમાં મને એના તરફથી કોઈ પણ સમાચાર નથી મળ્યા.

આમ પણ અહીં પાકિસ્તાનના કોઈ સમાચાર નથી પહોંચતા અને જે સમાચાર પહોંચે છે એના પર ભરોસો કરવાનું મન નથી થતું. એક દિવસ શેખ સિદ્દિકી હસને આવીને મને કહ્યું કે પાકિસ્તાનમાં બધા સમાજવાદી થઈ ગયા છે અને ત્યાં પાંચ રૂપિયે શેર ડુંગળી વેચાય છે. મારું તો હૈયું જ બેસી ગયું એ સાંભળીને. પણ પછી મેં વિચાર્યું કે શેખસાહેબ તો જૂના કોંગ્રેસી છે એટલે પાકિસ્તાન વિશે એ જે કંઈ કહે એના પર મારે ભરોસો ન કરવો જોઈએ. થોડા દિવસો પછી જે સમાચાર આવ્યા તેનાથી ખરાબ અફવાઓનું ખંડન થઈ ગયું. હા, તો સમાચાર હતા કે પાકિસ્તાનમાં મિરઝાઈઓ[2]ને બિનમુસ્લિમ જાહેર કરવામાં આવ્યા છે. મેં જ્યારે શેખ સાહેબને આ સમાચાર કહ્યા ત્યારે એમનું મોં જરાક જેટલું થઈ ગયેલું. ખુદા પાકિસ્તાન પર એની રહેમ વરસાવે અને એ દેશને એની ભલાઈનું ફળ આપે. અમે તો અહીં કુફ્રિસ્તાન[3]માં રહીએ છીએ. ગેરઈસ્લામી રીતરિવાજ પાળીએ છીએ અને

વિરોધમા કશુ બોલી પણ નથી શકતા. અહીં સાવ નજીકમા જ ચારેય ઈમામમા નહીં માનનારા મુસલમાનોએ પોતાની મસ્જિદ બનાવી છે એ લોકો રોજ ઊંચા અવાજે આમીન કહે છે અને અમે ચૂપચાપ સાભળી લઈએ છીએ. કંઈ કરી શકતા નથી.

અરે હા, એકવાર શેખ સિદ્દિકી હસન તારા વિશે સમાચાર લાવેલા. એમણે કહ્યુ કે તેં આલીશાન ઘર બનાવ્યુ છે તારા બેઠકખંડમા સોફાસેટ પણ છે અને ટેલિવિઝન સેટ પણ છે મને એ સાભળીને બહુ જ ખુશી થઈ મેં ખુદાનો આભાર માન્યો કે ચાલો જે બધા માટે અહીં તું ઝખતો રહ્યો અને ના મળ્યુ એ બધું તને ત્યા જઈને મળી ગયુ.

અહીં હવેલીની હાલત બહુ ખરાબ છે પડુ પડુ થઈ રહી છે નમી ગયેલી થાભલીઓ ગયા વરસાદમા થોડી વધારે નમી ગઈ દીવાનખાનાની હાલત તો એવી ખરાબ છે કે તુ છત તરફ જુવે તો તને સીધુ આકાશ જ નજરે ચડે તને તો મારી બેકારી અને દેવાના બોજ વિશે બધી ખબર છે જ તુ જો થોડા ઘણા પૈસા મોકલી શકે તો મિયાજાનીની કબરનુ સમારકામ કરાવી લેવાય. અને દીવાનખાનાની છત પર પણ જરાક પ્લાસ્ટર જેવુ કંઈ કરાવી શકાય. આનાથી વધારે હમણા કંઈ કરવુ પણ ન જોઈએ. કારણ કે હવેલીના કોર્ટમા ચાલતા કેસનો હજુ સુધી ચૂકાદો નથી આવ્યો. મારા મરહૂમ (સ્વર્ગસ્થ) મોટાભાઈ ૧૯૪૭મા હિંદુસ્તાન છોડતાં પહેલા આ કોર્ટ કેસના તમામ કાગળિયા મને સોંપી ગયા હતા. ખુદાની રહેમ છે કે ત્યારથી લઈને આજ સુધી કોર્ટની દરેક સુનાવણીમા હુ હાજર રહ્યો છુ અને કાબેલ વકીલો સાથે મેં ચર્ચા વિચારણા પણ કરી છે મને ખુદાતાલા પર પૂરો ભરોસો છે કે હવેલીના કેસનો ફેંસલો જલ્દી આવશે અને આપણા પક્ષમા જ આવશે પણ મોતના ફરિશ્તા આવીને ક્યારે માથે ઊભા રહી જાય એ કોણ કહી શકે ? મને ક્યારેક બહુ ચિંતા થાય છે કે મારા પછી આ કેસ કોણ લડશે ?

હુ જે બાજુ પણ નજર નાખું છુ મને બસ ઘોર અંધારુ જ દેખાય છે મારો દીકરો.. હુ એના લક્ષણો વિશે તને શુ વાત કરુ ? એણે એનુ ઉપનામ પ્રેમી રાખી લીધુ છે અને રેડિયો પર જઈ એ ભાઈ નાટકોમા કામ કરે છે ! મરહૂમ નાનાભાઈની દીકરી ખાલીદાએ એક હિંદુ વકીલ સાથે લગ્ન કરી લીધા ! હવે એ બેશરમ ઊઘાડા મોઢે ફરે છે સાડી પહેરે છે અને ...ગમા ચાદલો પણ કરે છે !! પાકિસ્તાનમા આપણા ... જે હાલ છે એ તુ મારા કરતા વધુ સારી રીતે જાણતો હશે. સાભળ્યુ છે કે મોટીબેનની દીકરી નરગીસે પોતાની પસદગીથી લગ્ન કરી લીધાં અને જેની સાથે એ પરણી એ છોકરો વહાબી" છે !! મેં તો બેન વિશે પણ એવુ સાભળ્યુ છે કે એ દીકરાની મોટરમા ઊઘાડા મોઢે જ બેસે છે અને કાપડના વેપારીઓ સાથે ઊઘાડા મોઢે જ ભાવતાલ કરે છે !

હે ખુદા ! આ બધુ જોવા માટે એક હુ જ જીવતો રહી ગયો છુ ! મોટાભાઈ અને નાનાભાઈ બેઉ સારા દિવસોમા જ આ દુનિયામાંથી જતા રહ્યા. હુ જ્યારે કબ્રસ્તાન જાઉ છું અને મિયાજાની તથા નાના ભાઈની કબર પર ફાતિઓ પઢું છું ત્યારે મને મોટાભાઈ બહુ જ યાદ આવે છે કેવો વખત આવ્યો છે કે હવે આપણામાથી કોઈ ત્યા જઈને એમની કબર પર ફાતિઓ પઢી શકે એમ નથી. જે ખાનદાન એક જગ્યાએ જીવ્યુ, જેમના વડવાઓ એક જ જમીન હેઠળ દટાયા એમની કબરો હવે જમીનના ત્રણ ત્રણ ટુકડાઓમાં વહેંચાઈ ગઈ છે ! મેં ત્યારે મોટાભાઈને આજીજી કરીને કહ્યુ હતુ કે જો તમે અમને છોડીને જઈ જ રહ્યા છો તો પછી તમે કામરાનમિયાં પાસે કરાચી જાવ એ વધુ યોગ્ય છે પણ નાના દીકરાનો પ્રેમ એમને ઢાકા ખેંચી ગયો. એમનું અકાળ મોત અમારા બધા માટે બહુ મોટો આઘાત હતો પણ હવે હુ વિચારુ છું કે એમના આમ જલ્દી જતા રહેવામા પણ ખુદાતાલાએ કંઈક સારુ જ ઈચ્છયું હશે. એ બહુ નેક માણસ હતા. એટલે ખુદાને એ મજૂર નો તું કે આવા આતંક અને યાતનાના દિવસો જોવા માટે એ જીવતા રહે. આવા દિવસો જોવાના તો મારા જેવા ગુનેગારના કપાળે જ લખાયા હોય ને !

હવે જ્યારે આપણા માથા પરથી વડીલોની છત્રછાયા ખસી ગઈ છે અને આપણું ખાનદાન હિંદુસ્તાન, પાકિસ્તાન અને બાંગ્લાદેશ એમ ત્રણ ત્રણ દેશમા વહેંચાઈને વિખેરાઈ ચૂક્યુ છે અને હુ પણ હવે જ્યારે કબરના કાંઠે બેઠો છુ ત્યારે મને થાય છે કે મને જે કુટુંબની વશાવલી સોંપાયેલી એ હવે મારે તને સોંપી દેવી જોઈએ. કારણ કે મારા મર્યા પછી તું જ આ ખાનદાનનો મોભી છે પણ હવે હાલત એવી છે કે મને જે વિશ્વાસથી કુટુબનો ઈતિહાસ સોંપાયેલો એ મારે તને માત્ર યાદશક્તિના જોરે, મોઢે જ કહેવો પડે એમ છે મોટાભાઈ ખાનદાનનો આખો ઈતિહાસ અને વશાવલી એમની સાથે ઢાકા લઈ ગયા હતા. જ્યારે ઢાકામા એમના કુટુંબના સભ્યોની કતલ થઈ અને ત્યા જ એમને દફનાવી દેવાયા ત્યારે ખાનદાનની આ વશાવલી પણ એમની ભેળી જ દટાઈ ગઈ ઈમરાનમિયા અહીં બિલકુલ જ ખાલી હાથે આવ્યા હતા

આપણા કુટુંબ માટે સૌથી મોટી દુર્ઘટના એ બની કે આપણા કુટુંબની વંશાવલી જ ખોવાઈ ગઈ. આપણા વડવાઓ મહાન સૈયદ વંશના વારસદારો હતા. એ લોકોએ ગમે તેવા કપરા કાળમાં તકલીફો અને યાતનાઓ વેઠીને પણ વંશાવલી સાચવી જ હતી. વંશાવલી ખોઈ નાખવાની શરમ અને અફસોસ સહન કરવાનું આપણા કપાળે લખાયું હતું. હવે આપણી પાસે પોતાનો કહી શકાય એવો કોઈ ઈતિહાસ નથી અને પોતાની કહી શકાય એવી કોઈ જમીન નથી. હવે આપણે કમનસીબીનો શિકાર થયેલ એવું ખાનદાન છીએ જે પોતાની વંશાવલી ખોઈ બેઠું છે અને અરાજકતાનો ભોગ બનેલું છે. આપણા ખાનદાનના કેટલાક સભ્યો હિંદુસ્તાનમાં મરી પરવાર્યા, કેટલાક બાંગ્લાદેશમાં ગુમ થયા અને કોઈક ઠરીઠામ થવા માટે પાકિસ્તાનમાં ગમે ત્યાં ભટકે છે. આપણા ઈમાનને ઉધઈ લાગી ચૂકી છે. કેટલાય ઈસ્લામી ન હોય એવા રીતરિવાજ આપણે પાળીએ છીએ. બીજા ધર્મ અને સંપ્રદાયોમાં લગ્ન થઈ રહ્યાં છે. જો આવું ને આવું લાંબા સમય સુધી ચાલતું રહેશે તો બહુ ટૂંક સમયમાં જ આપણો અસ્સલ વંશવારસો, આપણી મૂળ પરંપરાઓ ખતમ થઈ જશે. અને કોઈ પણ એ કહેવાવાળું નહીં બચે કે આપણે મૂળે કોણ છીએ અને કોના વારસદારો છીએ... આપણા બાપદાદા કોણ હતા એ કહેવાવાળું કોઈ નહીં રહે.

એટલે બેટા હું તને આ બધું કહી દેવા માગું છું કે આપણે મા-બાપ બેઉ પક્ષે પવિત્ર સૈયદ વંશના વારસદાર છીએ. આપણા કુટુંબની વંશવેલી છેક હઝરત ઈમામ મુસા કર્ઝન સુધી પહોંચે છે. ખુદાની રહેમ છે કે આપણે રાફિઝી[૫] નહીં પણ હનફી[૬] મુસલમાન છીએ. આપણે હઝરત મુહમ્મદ પયગંબરના વારસદારોમાં ઈમાન રાખનારા સાચા મુસલમાન છીએ. મિયાંજાની જીવ્યા ત્યાં સુધી કાયમ દસમી મહોરનો રોજો રાખતા અને આખો દિવસ મુસલ્લા (નમાજ પઢવાની શેતરંજી) પર બેઠા રહેતા. આપણા ઘરમાં એક તસ્બી (માળા) હતી જે દસમી મહોરમના દિવસે સાંજની નમાજ વખતે રાતીચોળ થઈ જતી. મિયાં જાની અમને કાયમ કહેતા કે આ તસ્બીના પારા (મોતી) એ માટીના પારા છે જ્યાં આપણા વડવા હઝરત ઈમામ હુસૈને એમના ઘોડા પરથી જમીન પર પગ મૂક્યો હતો. જેમ જેમ તસ્બીના પારા લાલ થતા જતા હતા એમ એમ મરહુમ મિયાંજાનીની તલ્લીનતા વધતી જતી હતી. પણ એ કદી છાતી ન કૂટતા, રડતા-કકળતા પણ નહીં. એ કહેતા કે એમ કરવું એ ખોટી રીત છે. હા, ખીચડાની એક મોટી દેગ રંધાતી જે પછીથી ગરીબ-ગુરબાંઓને વહેંચી દેવામાં આવતી. વિભાજન પછી તો આપણી પાસે બસ એક દેગ રહી ગઈ હતી. ગયા વર્ષે એ એકની એક દેગ પણ ગઈ. આ વર્ષે તો નાના એવા દેગડામાં કાબૂલી ચણા રાંધીને ગરીબ-ગુરબાંને વહેંચવા જેટલી જ આપણી ઓકાત રહી છે. આવતા વર્ષે શું થશે એ તો ખુદા જાણે. મોંઘવારી વધતી જાય છે અને આપણી હાલત બદથી બદતર થતી જાય છે. દીકરા, પાકિસ્તાનમાં ડુંગળીના શું ભાવ છે તે હવે અમે પણ જાણીએ છીએ. પણ એક વાત હંમેશાં યાદ રાખજે બેટા : એકવાર વધેલા ભાવ કદી નીચે નથી આવતા અને એકવાર હ્રાસ થયેલાં જીવનમૂલ્યો ફરી કદી ઊંચે નથી જતાં. એટલે ખુદા પાસે દુવા માગો કે તમને એવા દિવસોના સાક્ષી ન બનાવે જ્યારે ચીજવસ્તુઓના ભાવ વધવા લાગે અને જીવનમૂલ્યો તળિયે જઈ બેસે. ધારો કે એવો વખત આવી પડે તો માણસે પોતાના ગુનાહોની માફી માંગવી જોઈએ અને કુરાન પઢવું જોઈએ. કુરાનમાં આવા દિવસોને ઓળખી કાઢવા માટેની ઘણી નિશાનીઓ આપવામાં આવી છે.

ખેર, હું તને આપણા ખાનદાન વિશે વાત કરતો હતો. આપણા ખાનદાનને મેં ભેળું પણ જોયું અને વિખેરાયેલું પણ જોયું. જો કે આ ખાનદાનને મેં વધારે તો વિખેરાતું જ જોયું છે. મિયાંજાનીએ અમને ત્રણેય ભાઈઓને એમની મરણ પથારી પાસે બોલાવેલા અને ખુદાને દુવા કરેલી કે ખુદા એમની કબરને હંમેશાં પારિજાતનાં મીઠાં સુગંધી ફૂલોની પથારીથી સજાવેલી રાખે. એમણે અમને કહ્યું હતું કે એમના પિતા સૈયદ હાતિમઅલી પોતે જ્યારે મરણપથારી પર હતા ત્યારે એમના પિતા સૈયદ રુસ્તમઅલી પાસેથી સાંભળેલો કુટુંબનો ઈતિહાસ એમના સુધી પહોંચાડેલ. જે ઈતિહાસ અત્યારે નાશ પામેલ છે તે દાદાને એમના પિતાએ મોઢે કહી સંભળાવેલો. એ લેખિત ઈતિહાસ સન સત્તાવનના સંઘર્ષભર્યા સમયગાળામાં ખોવાઈ ગયો. ૧૮૫૭ના સંઘર્ષભર્યા સમયગાળામાં આપણા વડવાઓ એમના મૂળ વતનમાંના ઘરબારને છોડીને આશરાની શોધમાં અહીંથી તહીં રઝળપાટ કરતા હતા. આપણે મૂળ અસ્ફિહાન[૭]ની માટી છીએ. જ્યારે શહેનશાહ હુમાયુ પોતે ગુમાવેલા સામ્રાજ્યને ફરીથી પ્રાપ્ત કરવા સૈન્ય એકઠું કરતા હતા ત્યારે એણે આ શહેરમાં સૈન્ય એકઠું કર્યું. આપણા વડવા મીર મંસૂર મુહદ્દિસ ખજુર વિક્રેતા હતા અને એ હદીસ[૮]ના પાક્કા જાણકાર હતા અને વિદ્યાના સાગર હતા. એ અસ્ફિહાનથી હુમાયુની સાથે થયા અને અંધારા મકાન

ગણાતા' હિંદુસ્તાનમાં દાખલ થયા. એ ઈમાનનું પ્રતીક ગણાતા હતા. અકબરાબાદમાં આવેલી એમની કબર આજે પણ લોકોની આસ્થાનું કેન્દ્ર છે કબર કાચી છે કુંવારી છોકરીઓ કબરની ધૂળ ઉઠાવીને સેંથીમાં પૂરે તો એ સિંદૂર બની જાય છે અને નિ સંતાન સ્ત્રીઓ પાલવમાં બાંધીને માટી લઈ જાય છે અને વરસ પછી ભરેલ ખોળે પાછી આવે છે અને કબર પર ચાદર ચડાવે છે શાહજહાંના જમાનામાં એ વડીલનાં સંતાનો ઘર-બાર છોડી જહાનાબાદ પહોંચ્યાં અને પછી સન ૧૮૫૭ની ઉથલપાથલમાં ત્યાંથી પણ નીકળી પડ્યા. આપણા પરદાદા મીર રુસ્તમઅલીએ ઘર-બાર છોડીને નીકળતી વખતે પોતાની દોલતમાંથી એક ફૂટી કોડી પણ સાથે નો'તી લીધી પણ એમણે વંશાવલીને કપડા વડે કમર પર બાંધી લીધી અને કુટુંબના ઈતિહાસને લગતા કાગળો તથા દસ્તાવેજોનું ભૂંગળું વાળી બગલમાં દબાવી દીધું અને બસ નીકળી પડ્યા... એ કાગળિયાંઓમાં ખાનદાનનું વંશવૃક્ષ પણ હતું. રસ્તામાં ડાકુઓ સાથે મુકાબલો થયો અને એ ઝપાઝપી દરમિયાન ભૂંગળામાંનાં કાગળિયાં પડી ગયાં અને કેટલાક કાગળો આમતેમ વિખેરાઈ ગયા. પડી ગયેલા કાગળોમાં ખાનદાનના વંશવૃક્ષવાળો કાગળ પણ હતો પણ ખુદાની રહેમ કે એ કાગળ બચી ગયો અને એમાંનો એકાદો અક્ષર પણ ભૂંસાયો નો'તો.

આમતેમ બહુ રઝળપાટ કર્યા પછી, અત્યારે આ તારા ચાચા જ્યાં રહે છે તે વસ્તીમાં આવીને બધા થાળે પડ્યા. અહીંની જમીનને મહેરબાન જોઈને અહીં જ ડેરાતંબુ તાણ્યા. બધાંએ એ જાણી લેવું જોઈએ કે જમીન જ્યારે મહેરબાન થાય છે ત્યારે પ્રિયતમાના ખોળા જેવી નરમ અને માના ખોળા જેવી ઉદાર થઈ જાય છે પણ જમીન જ્યારે મહેરબાન નથી હોતી ત્યારે તે અત્યાચારી સત્તાધીશની જેમ કઠોર અને ઈર્ષાળુના હૈયાની જેમ સંકોચાઈ જાય છે સત્ય તો એ છે કે આ જમીને આપણા કુટુંબ પર ઘણા લાંબા સમય સુધી રહેમ કરી. એણે આપણા વિસ્તરતા જતા ખાનદાનને આટલાં વર્ષો સુધી એ રીતે એના ખોળામાં ઢબૂરીને રાખ્યુ જે રીતે મા એના બાળકને છાતીએ વળગાડીને રાખે છે અને કોઈને ઘડીકવાર પણ આંખથી ઓઝલ થવા નથી દેતી. દેશના ભાગલા થયા એ પહેલાં આ ખાનદાનના માત્ર ત્રણ જ શખ્સ બહાર નીકળ્યા હતા. ભાઈ અશરફઅલી, ફારુકભાઈ અને પ્યારે મિયાં ભાઈ અશરફઅલી મારા ચાજાનના દીકરા હતા અને ઉંમરમાં મોટાભાઈથી એક વર્ષ હતા. આ સગપણે એ તારા મોટા કાકા (તાયા) થાય ખુદાની મહેરબાનીથી એ ડેપ્યૂટી કલેક્ટર હતા અને બહારના જિલ્લાઓમાં એમની નિમણૂક થતી પણ એમને અપાતી દરેક ભેટસોગાદ એ અહીં જ મોકલતા. ફારુકભાઈ એમના નાનાભાઈ હતા અને ઉંમરમાં મારા જેવડા જ હતા. એ જંગલ ખાતામાં હતા. એમણે આખી જુવાની મધ્યપ્રાંતમાં જ ગાળી. આપણી હવેલીમાં જેટલું પણ લાકડાનું ફર્નિચર છે એ બધું એમનું જ બનાવડાવેલું છે એ બેઉ ભાઈ ખાનદાનનું નાક હતા. બધાંને એમના પર ભારે ગર્વ હતો. ભલે બેઉ ભાઈએ આખી ઉંમર બહાર વિતાવી પણ જિંદગીના અંતિમ દિવસો અહીં આવીને ગાળ્યા અને અહીંની માટીમાં જ દફન થયા.

પ્યારે મિયાં ફૂફી અમ્માના લાડકા દીકરા હતા. એમના વધુ પડતા લાડથી એવા તો બગડી ગયા કે તમામ બૂરી લત લગાડી બેઠા. આપણા કુટુંબમાં એ પહેલા શખ્સ હતા જેમણે ફિલ્મ જોઈ હોય. એકવાર તો હું પણ એમની વાતોમાં આવીને બહેકી ગયેલો. માધુરીને જોઈને હૈયું બેહાલ થઈ ગયેલું પણ પછી મેં મારી જાતને સંભાળી લીધી અને ફરી કદી એ બાજુ નજર પણ ન નાંખી. પ્યારે મિયાં પહેલાં નાટક પાછળ ઘેલા હતા. શહેરમાં ફિલ્મો આવી એટલે એ એના રસિયા બની ગયા.

'બમ્બઈ કી બિલ્લી' જોઈને સુલોચના પર મરી ફીટવા તૈયાર થઈ ગયા. એક દિવસ ફૂફી અમ્માની સોનાની વાળીઓ ચોરીને ઘરમાંથી નીકળી ગયા ને સીધા જઈ પહોંચ્યા મુંબઈ મિયાં જાનીએ કોઈક દ્વારા એમને કહેવડાવી દીધું કે ' 'સાહેબજાદા, હવે કદી ઘરે પાછા આવવાની હિંમત કરશો નહીં.' મુંબઈમાં એક નાચવાવાળીએ એમને 'સુલોચના સાથે મેળાપ કરાવી આપીશ' કહીને લલચાવ્યા સુલોચના સાથે ભેટો કરાવવાનું તો એક બાજુ રહી ગયું પણ એ પોતે જ ગળે પડી ગઈ પ્યારે મિયાંએ આખી જુવાની મુંબઈમાં જ વિતાવી. ફૂફી અમ્માના મરવાના ખબર પહોંચ્યા ત્યારે છેક આવ્યા. પણ ત્યારે તો વૃદ્ધાવસ્થાએ એમને ઘેરી લીધા હતા. લાંબી સફેદ દાઢી, હાથમાં તસ્બી. મા પાછળ બહુ રોયા. અમે બધાંએ કહ્યું કે હવે તમે અહીં જ રહો. પણ એમણે જવાબ આપ્યો કે મિયાંજાનીની રજા વગર તો અહીં કઈ રીતે રહું ? મિયાંજાની તો વર્ષો પહેલાં કબરમાં પહોંચી ગયા હતા હવે રજા કોણ આપે ? એટલે વળી પાછા એ મુંબઈ જવા નીકળી પડ્યા. ૧૯૪૭નું વર્ષ શરૂ થઈ ચૂક્યુ હતું. ગાડીઓ પર હુમલા થવાના પણ શરૂ થઈ ચૂક્યા હતા. બધાંએ બહુ સમજાવ્યા. પણ ધરાર ન માન્યા. અહીંથી તો એ ગાડીમાં ચડ્યા પણ મુંબઈ કદી ન પહોંચ્યા. કોણ જાણે રસ્તામાં એમના પર શી વીતી ?

આપણા કુટુંબ તરફથી પ્યારે મિયાં ૪૭નાં કોમી તોફાનોમાં ચડેલ પહેલી ભેટ હતા. મેં ત્યારથી લઈને આજ સુધીનાં નામ અને આંકડા એકઠા કર્યા છે. ત્યારથી લઈને આજ સુધીમાં આપણા ખાનદાનમાંથી કુલ ૩૧ વ્યક્તિઓ ખુદાના દરબારમાં પહોંચી ગઈ છે. એમાંથી ૨૧ની કતલ થઈ. નવ કુદરતી મોતે મર્યા અને સાતને હિંદુઓએ શહીદ કરી નાખ્યા. ચૌદ વ્યક્તિ પાકિસ્તાન જઈને મુસલમાન ભાઈઓના હાથે મરાયા. એ ચૌદમાંથી એકને તો અય્યુબખાંના માણસોએ ચૂંટણી સમયે મોહતરમા ફાતિમા જિન્નાહની તરફેણ કરવા બદલ કરાચીમાં ગોળી મારી દીધેલી. બાકીના દસ પૂર્વ પાકિસ્તાનમાં માર્યા ગયા. એ દસમાં મેં ઈમરાનમિયાંની ગણતરી નથી કરી. માણસે હંમેશાં ખુદાની રહેમ દૃષ્ટિ પર ભરોસો રાખવો જોઈએ. નિરાશ ન થવું જોઈએ. મારું હૈયું કહે છે કે મારા કાળજાનો એ કટકો જો હજી સુધી કરાચી નથી પહોંચ્યો તો એ ચોક્કસ કઠમંડુમાં જ હશે.

અરે હા, કઠમંડુનું નામ લેવાથી યાદ આવ્યું કે ફારુકભાઈનો દીકરો શરાફત પણ અહીં થઈને ગયો હતો. એ ઢાકામાંથી જીવ બચાવીને નીકળી આવ્યો હતો અને કઠમંડુ જતાં જતાં વચ્ચે અહીં રોકાયો હતો. એ એકદમ જ પ્યારે મિયાં જેવો જ પાક્યો. હૂબહૂ પ્યારે મિયાં જ જોઈ લો. આટલી મોટી દુર્ઘટનાની એના પર જરાક પણ અસર નો'તી થઈ. જેટલા દિવસ અહીં રોકાયો એટલા દિવસ બિન્દાસ ફિલ્મો જોતો રહ્યો. જ્યારે અહીંથી જવા માટે તૈયાર થયો ત્યારે કઠમંડુના બદલે મુંબઈ જવા માટે બિસ્તરા-પોટલાં બાંધ્યાં. મેં એને મુંબઈ જવાનું કારણ પૂછ્યું તો કહે કે ત્યાં જઈને રાજેશખન્નાને મળીશ. મેં એને કહ્યું કે અરે મુરખના જામ, રાજેશખન્ના તે કંઈ ઈ. બિલમોરિઆ કે એ. બિલમોરિઆ છે કે તું એને મળવા માટે આમ આટલો બધો આતુર છે ? પણ એણે મારી વાત એક કાને સાંભળી અને બીજા કાને કાઢી નાંખી અને ધરાર મુંબઈ જવા નીકળી ગયો. પછીથી લંકાથી એનો ખેરિયત જણાવતો કાગળ આવ્યો હતો. ખબર નહીં કયા રસ્તે ભટકતો ભટકતો એ છેક લંકા જઈ પહોંચ્યો ? શરાફતને જીવતો જોઈને મેં ખુદાનો આભાર માનેલો પણ એનાં અપલક્ષણો જોઈને મનોમન હું બહુ દુઃખી થયેલો.

અહીં બેઠાં બેઠાં મેં જે કંઈ સાંભળ્યું છે તેના પરથી લાગે છે કે પાકિસ્તાન જઈને આપણા કુટુંબની છોકરીઓ વધારે પડતી સ્વતંત્ર થઈ ગઈ છે ! હું તો જે છોકરી વિશે સાંભળું છું તો એવું જ સાંભળું છું કે એણે પોતાની મરજીથી લગ્ન કરી લીધાં. દેશના ભાગલા થયા એ પહેલાં આપણા કુટુંબમાં એવી એક ઘટના બની હતી જે કુટુંબને બદનામ કરી શકે એમ હતી. પણ એને કોઈના કાને વાત ન જાય એ રીતે દબાવી દેવામાં આવેલી. વાત એમ બનેલી કે નાની ફૂઈના ઘરની છત પર એક દિવસ પતંગ આવીને પડી. તને તો ખબર હશે જ કે જે ઘરમાં જુવાન દીકરી હોય એના ફળિયામાં પથરા પડવા કે છત પર પતંગનું પડવું એ બેઉ સારી નિશાની નથી. એ દિવસોમાં નાની ફૂઈની મોટી દીકરી ખદીજા કાઠું કાઢી રહી હતી. નાના ફૂઈએ આવીને મિયાંજાનીને આખી વાત કહી સંભળાવી. પતંગની સાથે છત પર એક કાગળ પણ આવીને પડ્યો હતો. ફૂઈએ એ કાગળ દાદા સામે ધરી દીધો. મિયાંજાની ગુસ્સામાં લાલ-પીળા થઈ ગયા. બરાડા પાડી પાડીને ઘર ગજાવી મૂક્યું કે રઝા અલીના દીકરાની એ હિંમત કે મારા ઘરની છત પર પતંગ પાડે ? પણ પછી નાની ફૂઈએ એમને અસલ વાત સમજાવી ત્યારે દાદા સાવ ઠંડા પડી ગયા. હવે એ રખડુ સાથે લગન કરાવી છોકરીને વિદાય કરવા સિવાય બીજો રસ્તો પણ ક્યાં હતો ? રઝા અલીએ તો બાપડાએ સપનામાં પણ નહીં વિચાર્યું હોય કે આ ઘરની દીકરી એના ઘરમાં વહુ બનીને જશે. એ તો તરત જ નિકાહ માટે રાજી થઈ ગયા. પણ પછી બરાબર મોકો સાધીને વાંધો ઉઠાવ્યો કે નિકાહ તો શિયા સમુદાયની રીત પ્રમાણે જ થશે. મિયાંજાની અપમાનનો એ ઘૂંટડો પી ગયા. બીજું કરે પણ શું ? એટલે જે કરવું હોય તે કરવા હા પાડી દીધી. પણ એનું પરિણામ શું આવ્યું ? ખદીજાનાં અર્ધાં સંતાન તેતર તો અર્ધાં બટેર પાક્યાં. એક અગિયારમી શરીફ[૧૦]ની નિયાઝ (પ્રસાદ) ચડાવે છે (સુન્ની મુસ્લિમ) તો બીજો મોહરમમાં શોક મનાવે છે. (શિયા) ઠીક છે આ બધું. આને ક્યાં રડીશું ? હવે તો આપણું આખું ખાનદાન જ અર્ધું તેતર અર્ધાં બટેરમાં વહેંચાઈ ગયું છે અને આપણે સૌ વંશાવલી ખોવાઈ જવાનું માતમ મનાવીએ છીએ. આપણા ખાનદાનના અસ્સલ વંશ-વારસ વિશેની માહિતી નષ્ટ થઈ ગઈ છે. ભવિષ્યમાં બાકીનાં ખાનદાનો વચ્ચે આપણું ખાનદાન કઈ રીતે ઓળખાશે ? આમેય હવે ખાનદાન કહી શકાય એવું બચ્યું છે શું ? હવે તો આપણાં કુટુંબીજનો ઝાડ પરથી ખરી ગયેલાં પાંદડાં જેવાં છે જે પવનમાં આમ તેમ ઊડતાં ફરે છે અને પછી ધૂળમાં ભળી જાય છે.

દીકરા મારા ! ઊડતાં પાંદડાં પર શોક મનાવનારો હવે હું છેલ્લો જ બચ્યો છું. હું એ દિવસોને યાદ કરું છું જ્યારે આ ખાનદાન ફળ-ફૂલ પાંદડાંથી હર્યુંભર્યું ઝાડ હતું. સાથે સાથે દૂર

ગણાતા' હિંદુસ્તાનમાં દાખલ થયા. એ ઈમાનનું પ્રતીક ગણાતા હતા. અકબરાબાદમાં આવેલી એમની કબર આજે પણ લોકોની આસ્થાનું કેન્દ્ર છે. કબર કાચી છે. કુંવારી છોકરીઓ કબરની ધૂળ ઉઠાવીને સેંથીમાં પૂરે તો એ સિંદૂર બની જાય છે અને નિ:સંતાન સ્ત્રીઓ પાલવમાં બાંધીને માટી લઈ જાય છે અને વરસ પછી ભરેલ ખોળે પાછી આવે છે અને કબર પર ચાદર ચડાવે છે. શાહજહાંના જમાનામાં એ વડીલનાં સંતાનો ઘર-બાર છોડી જહાનાબાદ પહોંચ્યાં અને પછી સન ૧૮૫૭ની ઉથલપાથલમાં ત્યાંથી પણ નીકળી પડ્યા. આપણા પરદાદા મીર રુસ્તમઅલીએ ઘર-બાર છોડીને નીકળતી વખતે પોતાની દોલતમાંથી એક ફૂટી કોડી પણ સાથે નો'તી લીધી પણ એમણે વંશાવલીને કપડા વડે કમર પર બાંધી લીધી અને કુટુંબના ઈતિહાસને લગતા કાગળો તથા દસ્તાવેજોનું ભૂંગળું વાળી બગલમાં દબાવી દીધું અને બસ નીકળી પડ્યા.. એ કાગળિયાંઓમાં ખાનદાનનું વંશવૃક્ષ પણ હતું. રસ્તામાં ડાકુઓ સાથે મુકાબલો થયો અને એ ઝપાઝપી દરમિયાન ભૂંગળામાંનાં કાગળિયાં પડી ગયાં અને કેટલાક કાગળો આમતેમ વિખેરાઈ ગયા. પડી ગયેલા કાગળોમાં ખાનદાનના વંશવૃક્ષવાળો કાગળ પણ હતો પણ ખુદાની રહેમ કે એ કાગળ બચી ગયો અને એમાંનો એકાદો અક્ષર પણ ભૂંસાયો નો'તો.

આમતેમ બહુ રઝળપાટ કર્યા પછી, અત્યારે આ તારા ચાચા જ્યાં રહે છે તે વસ્તીમાં આવીને બધા થાળે પડ્યા. અહીંની જમીનને મહેરબાન જોઈને અહીં જ ડેરાતંબુ તાણ્યા. બધાંએ એ જાણી લેવું જોઈએ કે જમીન જ્યારે મહેરબાન થાય છે ત્યારે પ્રિયતમાના ખોળા જેવી નરમ અને માના ખોળા જેવી ઉદાર થઈ જાય છે. પણ જમીન જ્યારે મહેરબાન નથી હોતી ત્યારે તે અત્યાચારી સત્તાધીશની જેમ કઠોર અને ઈર્ષાળુના હૈયાની જેમ સંકોચાઈ જાય છે. સત્ય તો એ છે કે આ જમીને આપણા કુટુંબ પર ઘણા લાંબા સમય સુધી રહેમ કરી. એણે આપણા વિસ્તરતા જતા ખાનદાનને આટલાં વર્ષો સુધી એ રીતે એના ખોળામાં ઢબૂરીને રાખ્યું જે રીતે મા એના બાળકને છાતીએ વળગાડીને રાખે છે અને કોઈને ઘડીકવાર પણ આંખથી ઓઝલ થવા નથી દેતી. દેશના ભાગલા થયા એ પહેલાં આ ખાનદાનના માત્ર ત્રણ જ શખ્સ બહાર નીકળ્યા હતા. ભાઈ અશરફઅલી, ફારુકભાઈ અને પ્યારે મિયાં ભાઈ અશરફઅલી મારા ચાચાજાનના દીકરા હતા અને ઉંમરમાં મોટાભાઈથી એક વર્ષ હતા. આ સગપણે એ તારા મોટા કાકા (તાયા) થાય. ખુદાની મહેરબાનીથી એ ડેપ્યૂટી કલેક્ટર હતા અને બહારના જિલ્લાઓમાં એમની નિમણૂક થતી પણ એમને અપાતી દરેક ભેટસોગાદ એ અહીં જ મોકલતા. ફારુકભાઈ એમના નાનાભાઈ હતા અને ઉંમરમાં મારા જેવડા જ હતા. એ જંગલ ખાતામાં હતા. એમણે આખી જુવાની મધ્યપ્રાંતમાં જ ગાળી. આપણી હવેલીમાં જેટલું પણ લાકડાનું ફર્નિચર છે એ બધું એમનું જ બનાવડાવેલું છે. એ બેઉ ભાઈ ખાનદાનનું નાક હતા. બધાંને એમના પર ભારે ગર્વ હતો. ભલે બેઉ ભાઈએ આખી ઉંમર બહાર વિતાવી પણ જિંદગીના અંતિમ દિવસો અહીં આવીને ગાળ્યા અને અહીંની માટીમાં જ દફન થયા.

પ્યારે મિયાં ફૂફી અમ્માના લાડકા દીકરા હતા. એમના વધુ પડતા લાડથી એવા તો બગડી ગયા કે તમામ બૂરી લત લગાડી બેઠા. આપણા કુટુંબમાં એ પહેલા શખ્સ હતા જેમણે ફિલ્મ જોઈ હોય. એકવાર તો હું પણ એમની વાતોમાં આવીને બહેકી ગયેલો. માધુરીને જોઈને હૈયું બેહાલ થઈ ગયેલું પણ પછી મેં મારી જાતને સંભાળી લીધી અને ફરી કદી એ બાજુ નજર પણ ન નાંખી. પ્યારે મિયાં પહેલાં નાટક પાછળ ઘેલા હતા. શહેરમાં ફિલ્મો આવી એટલે એ એના રસિયા બની ગયા.

'બમ્બઈ કી બિલ્લી' જોઈને સુલોચના પર મરી ફીટવા તૈયાર થઈ ગયા. એક દિવસ ફૂફી અમ્માની સોનાની વાળીઓ ચોરીને ઘરમાંથી નીકળી ગયા ને સીધા જઈ પહોંચ્યા મુંબઈ મિયાં જાનીએ કોઈક દ્વારા એમને કહેવડાવી દીધું કે : 'સાહેબજાદા, હવે કદી ઘરે પાછા આવવાની હિંમત કરશો નહીં.' મુંબઈમાં એક નાચવાવાળીએ એમને 'સુલોચના સાથે મેળાપ કરાવી આપીશ' કહીને લલચાવ્યા. સુલોચના સાથે ભેટો કરાવવાનું તો એક બાજુ રહી ગયું પણ એ પોતે જ ગળે પડી ગઈ પ્યારે મિયાંએ આખી જુવાની મુંબઈમાં જ વિતાવી. ફૂફી અમ્માના મરવાના ખબર પહોંચ્યા ત્યારે છેક આવ્યા. પણ ત્યારે તો વૃદ્ધાવસ્થાએ એમને ઘેરી લીધા હતા. લાંબી સફેદ દાઢી, હાથમાં તસ્બી. મા પાછળ બહુ રોયા. અમે બધાંએ કહ્યું કે હવે તમે અહીં જ રહો. પણ એમણે જવાબ આપ્યો કે મિયાંજાનીની રજા વગર તો અહીં કઈ રીતે રહું ? મિયાંજાની તો વર્ષો પહેલાં કબરમાં પહોંચી ગયા હતા. હવે રજા કોણ આપે ? એટલે વળી પાછા એ મુંબઈ જવા નીકળી પડ્યા. ૧૯૪૭નું વર્ષ શરૂ થઈ ચૂક્યું હતું. ગાડીઓ પર હુમલા થવાના પણ શરૂ થઈ ચૂક્યા હતા. બધાંએ બહુ સમજાવ્યા. પણ ધરાર ન માન્યા. અહીંથી તો એ ગાડીમાં ચડ્યા પણ મુંબઈ કદી ન પહોંચ્યા. કોણ જાણે રસ્તામાં એમના પર શી વીતી ?

આપણા કુટુંબ તરફથી પ્યારે મિયાં ૪૭નાં કોમી તોફાનોમાં ચડેલ પહેલી ભેટ હતા. મેં ત્યારથી લઈને આજ સુધીનાં નામ અને આંકડા એકઠા કર્યા છે. ત્યારથી લઈને આજ સુધીમાં આપણા ખાનદાનમાંથી કુલ ૩૧ વ્યક્તિઓ ખુદાના દરબારમાં પહોંચી ગઈ છે. એમાંથી ૨૧ની કતલ થઈ. નવ કુદરતી મોતે મર્યા અને સાતને હિંદુઓએ શહીદ કરી નાખ્યા. ચૌદ વ્યક્તિ પાકિસ્તાન જઈને મુસલમાન ભાઈઓના હાથે મરાયા. એ ચૌદમાંથી એકને તો અય્યુબખાંના માણસોએ ચૂંટણી સમયે મોહતરમા ફાતિમા જિન્નાહની તરફેણ કરવા બદલ કરાચીમાં ગોળી મારી દીધેલી. બાકીના દસ પૂર્વ પાકિસ્તાનમાં માર્યા ગયા. એ દસમાં મેં ઈમરાનમિયાંની ગણતરી નથી કરી. માણસે હંમેશાં ખુદાની રહેમ દૃષ્ટિ પર ભરોસો રાખવો જોઈએ. નિરાશ ન થવું જોઈએ. મારું હૈયું કહે છે કે મારા કાળજાનો એ કટકો જો હજી સુધી કરાચી નથી પહોંચ્યો તો એ ચોક્કસ કઠમંડુમાં જ હશે.

અરે હા, કઠમંડુનું નામ લેવાથી યાદ આવ્યું કે ફારુકભાઈનો દીકરો શરાફત પણ અહીં થઈને ગયો હતો. એ ઢાકામાંથી જીવ બચાવીને નીકળી આવ્યો હતો અને કઠમંડુ જતાં જતાં વચ્ચે અહીં રોકાયો હતો. એ એકદમ જ પ્યારે મિયાં જેવો જ પાક્યો. હૂબહૂ પ્યારે મિયાં જ જોઈ લો. આટલી મોટી દુર્ઘટનાની એના પર જરાક પણ અસર નો'તી થઈ. જેટલા દિવસ અહીં રોકાયો એટલા દિવસ બિન્દાસ ફિલ્મો જોતો રહ્યો. જ્યારે અહીંથી જવા માટે તૈયાર થયો ત્યારે કઠમંડુના બદલે મુંબઈ જવા માટે બિસ્તરા-પોટલાં બાંધ્યાં. મેં એને મુંબઈ જવાનું કારણ પૂછ્યું તો કહે કે ત્યાં જઈને રાજેશખન્નાને મળીશ. મેં એને કહ્યું કે અરે મુરખના જામ, રાજેશખન્ના તે કંઈ ઈ. બિલમોરિઆ કે એ. બિલમોરિઆ છે કે તું એને મળવા માટે આમ આટલો બધો આતુર છે ? પણ એણે મારી વાત એક કાને સાંભળી અને બીજા કાને કાઢી નાંખી અને ધરાર મુંબઈ જવા નીકળી ગયો. પછીથી લંકાથી એનો ખેરિયત જણાવતો કાગળ આવ્યો હતો. ખબર નહીં કયા રસ્તે ભટકતો ભટકતો એ છેક લંકા જઈ પહોંચ્યો ? શરાફતને જીવતો જોઈને મેં ખુદાનો આભાર માનેલો પણ એનાં અપલક્ષણો જોઈને મનોમન હું બહુ દુઃખી થયેલો.

અહીં બેઠાં બેઠાં મેં જે કંઈ સાંભળ્યું છે તેના પરથી લાગે છે કે પાકિસ્તાન જઈને આપણા કુટુંબની છોકરીઓ વધારે પડતી સ્વતંત્ર થઈ ગઈ છે ! હું તો જે છોકરી વિશે સાંભળું છું તો એવું જ સાંભળું છું કે એણે પોતાની મરજીથી લગ્ન કરી લીધાં. દેશના ભાગલા થયા એ પહેલાં આપણા કુટુંબમાં એવી એક ઘટના બની હતી જે કુટુંબને બદનામ કરી શકે એમ હતી. પણ એને કોઈના કાને વાત ન જાય એ રીતે દબાવી દેવામાં આવેલી. વાત એમ બનેલી કે નાની ફૂઈના ઘરની છત પર એક દિવસ પતંગ આવીને પડી. તને તો ખબર હશે જ કે જે ઘરમાં જુવાન દીકરી હોય એના ફળિયામાં પથરા પડવા કે છત પર પતંગનું પડવું એ બેઉ સારી નિશાની નથી. એ દિવસોમાં નાની ફૂઈની મોટી દીકરી ખદીજા કાઠું કાઢી રહી હતી. નાના ફૂઈએ આવીને મિયાંજાનીને આખી વાત કહી સંભળાવી. પતંગની સાથે છત પર એક કાગળ પણ આવીને પડ્યો હતો. ફૂઈએ એ કાગળ દાદા સામે ધરી દીધો. મિયાંજાની ગુસ્સામાં લાલ-પીળા થઈ ગયા. બરાડા પાડી પાડીને ઘર ગજાવી મૂક્યું કે રઝા અલીના દીકરાની એ હિંમત કે મારા ઘરની છત પર પતંગ પાડે ? પણ પછી નાની ફૂઈએ એમને અસલ વાત સમજાવી ત્યારે દાદા સાવ ઠંડા પડી ગયા. હવે એ રખડુ સાથે લગન કરાવી છોકરીને વિદાય કરવા સિવાય બીજો રસ્તો પણ ક્યાં હતો ? રઝા અલીએ તો બાપડાએ સપનામાં પણ નહીં વિચાર્યું હોય કે આ ઘરની દીકરી એના ઘરમાં વહુ બનીને જશે. એ તો તરત જ નિકાહ માટે રાજી થઈ ગયા. પણ પછી બરાબર મોકો સાધીને વાંધો ઉઠાવ્યો કે નિકાહ તો શિયા સમુદાયની રીત પ્રમાણે જ થશે. મિયાંજાની અપમાનનો એ ઘૂંટડો પી ગયા. બીજું કરે પણ શું ? એટલે જે કરવું હોય તે કરવા હા પાડી દીધી. પણ એનું પરિણામ શું આવ્યું ? ખદીજાનાં અર્ધાં સંતાન તેતર તો અર્ધાં બટેર પાક્યાં. એક અગિયારમી શરીફ[10]ની નિયાઝ (પ્રસાદ) ચડાવે છે (સુન્ની મુસ્લિમ) તો બીજો મોહરમમાં શોક મનાવે છે. (શિયા) ઠીક છે આ બધું. આને ક્યાં રડીશું ? હવે તો આપણું આખું ખાનદાન જ અર્ધું તેતર અર્ધાં બટેરમાં વહેંચાઈ ગયું છે અને આપણે સૌ વંશાવલી ખોવાઈ જવાનું માતમ મનાવીએ છીએ. આપણા ખાનદાનના અસ્સલ વંશ-વારસ વિશેની માહિતી નષ્ટ થઈ ગઈ છે. ભવિષ્યમાં બાકીનાં ખાનદાનો વચ્ચે આપણું ખાનદાન કઈ રીતે ઓળખાશે ? આમેય હવે ખાનદાન કહી શકાય એવું બચ્યું છે શું ? હવે તો આપણાં કુટુંબીજનો ઝાડ પરથી ખરી ગયેલાં પાંદડાં જેવાં છે જે પવનમાં આમ તેમ ઊડતાં ફરે છે અને પછી ધૂળમાં ભળી જાય છે.

દીકરા મારા ! ઊડતાં પાંદડાં પર શોક મનાવનારો હવે હું છેલ્લો જ બચ્યો છું. હું એ દિવસોને યાદ કરું છું જ્યારે આ ખાનદાન ફળ-ફૂલ પાંદડાંથી હર્યુંભર્યું ઝાડ હતું. સાથે સાથે ૬૭

અભિજિત વ્યાસ

સગીતના રસજ્ઞને માટે 'જુગલબધી' શબ્દ અત્યત પરિચિત લાગશે. જુગલ એટલે આમ તો યુગલનો પર્યાય છે અને યુગલ એટલે જોડી. સામાન્યત આ જોડી પુરુષ અને સ્ત્રીની જોવામા આવે છે પણ સગીતની પરિભાષામા તે જોડી તો ખરી પણ સ્ત્રી પુરુષની જ એવુ નહિ. ભારતીય શાસ્ત્રીય સગીતમા જુગલબધીની પરપરા ઘણી જૂની છે જુગલબધી એટલે કોઈ પણ બે અલગ અલગ વાજિંત્રો પર કોઈ એક જ રાગની થતી રજૂઆત. સામાન્ય રીતે કોઈ પણ એક જ વાદ્યની રજૂઆતને આપણે 'સોલો' પરફોર્મન્સ તરીકે ઓળખીએ છીએ. આ 'સોલો' અગ્રેજી શબ્દ છે અને તેનો અર્થ એકલો એવો થાય છે પણ આ શબ્દ આપણી ગુજરાતી જ નહીં પણ લગભગ બધી જ ભાષામા એ કલાની રજૂઆતના સદર્ભમા તેના એજ અર્થમા પ્રયોજાય છે એટલે કે કોઈ ચિત્રકારનુ એકલાનુ જ પ્રદર્શન યોજાતુ હોય તો તેના માટે જેમ પ્રયોજાય છે તેમજ સગીતમા કોઈ એક જ કલાકારની રજૂઆત, પછી તે ગાયકીમા કે વાદન ક્ષેત્રે થતી હોય તો તેને પણ, 'સોલો' તરીકે ઓળખવામા આવે છે પણ એકથી વધુ એટલે કે ખાસ કરીને બે અલગ અલગ ગાયકો કે અલગ અલગ વાજિંત્ર વગાડતા વાદકોની એક સાથે થતી રજૂઆતના સદર્ભમાં જુગલબધી શબ્દ પ્રચલિત છે આપણે ત્યાં હિન્દી ફિલ્મોમા ગીતોમા બે અલગ અલગ ગાયકો અને તેમા પણ ખાસ કરીને ગાયક અને ગાયિકાની પ્રસ્તુતિને જુગલબંધી નહીં પણ 'ડ્યુએટ' (યુગલગાન કે જેમાં ગાયક અને ગાયિકાની રજૂઆત હોય) તરીકે ઓળખવામાં આવે છે એટલે જુગલબધી શબ્દ એક પરિભાષાના રૂપમા ફક્ત શાસ્ત્રીય સગીતમા જ પ્રયોજાય છે જુગલબંધી જેમ બે ગાયકો કે અલગ અલગ વાજિંત્રના વાદકોની થાય છે તેમ હવે ગાયક અને વાદકની જુગલબધી પણ સાભળવા મળે છે તે ઉપરાંત નૃત્યમા પણ જુગલબધી જોવા મળે છે

જુગલબધી સાંભળવી એ એક ખરે જ આનદ આવે તેવી વાત છે પશ્ચિમી સગીતમાં ઓરકેસ્ટ્રાનો ખ્યાલ જે રીતે વિકસ્યો છે તે રીત જોતા ત્યા જુગલબંધી જેવી કોઈ વિશિષ્ટ ‑ી નથી સાભળવા મળતી. પણ આપણે ત્યા તો ‑બધીની પરંપરા અનેરી છે આમા બન્ને વાદકો કે ગાયકો કોઈ એક રાગ સાથે વગાડે છે તેમ છતા બન્ને વાદકો કે ગાયકોનુ આગવુ વ્યક્તિત્વ પણ એટલી જ સહજતાથી તેમા નિખરી ઉઠે છે પણ એટલે એવુ નથી કે જુગલબધી એ એક પ્રકારની સ્પર્ધા છે જુગલબંધીમા બન્ને કલાકારો એકબીજાના પૂરક થઈને પોતાની પ્રતિભા પ્રદર્શિત કરે છે અને આ જ તો જુગલબંધીનો આનદ છે

કેટલી બધી જુગલબધીની બદિશો મનમાં યાદ આવે છે 'તો તેની સખ્યા તો ઘણી છે પણ બધી જુગલબંધીઓ એટલી ગમતી નથી. પણ કેટલીક ચીજો ફરી ફરીને સાભળવાની ઈચ્છા થયા કરે છે જુગલબધીને યાદ કરીએ એટલે પહેલા તો સિતાર સરોદની પંડિત રવિશકર અને ઉસ્તાદ અલીઅકબરખાંની જુગલબધી યાદ આવે. આ બન્ને કલાકારોએ કેટલી બધી વાર જુગલબધી કરી 'અનેક વાર કરવા છતા એમની રજૂઆત ફરી ફરીને સાભળવી ગમે છે એમા પણ કેટલાક રાગ તો એમણે અનેક વખત વગાડ્યા હોવા છતા એ સાભળવા ગમે છે રાગ 'હેમ બિહાગ' અને 'સીંધ ભૈરવી' તો આ બન્ને કલાકારોના પ્રિય રાગ હોય તેમ વગાડે જ આ કલાકારોએ જુગલબધીમાં વગાડેલા રાગોમા હેમ બિહાગ, માજ ખમાજ, પલાસ કાફી, બીલાસખાની તોડી વગેરે રેકર્ડ અને કેસેટમા સાભળવા મળે છે સિતાર સરોદની જુગલબધી જેટલી મનમા જચી ગઈ છે તેટલી અન્ય કોઈ વાજિંત્રોની જુગલબધી જચતી નથી. બીજા વાદ્યોને પણ સાભળીએ છીએ, પણ સિતાર સરોદની મજા જ કંઈક અનેરી છે

ફિલ્મ 'ગુજ ઊઠી શહનાઈ મા સિતાર-શરણાઈની જુગલબંધી સાભળવા મળે છે આ સંદર્ભમા એક પ્રસગ યાદ આવે છે 'ગુજ ઊઠી શહનાઈ'ના શુટીંગ દરમ્યાન તેના સગીતકાર વસત દેસાઈએ જ્યારે આ બન્ને વાજિંત્રોની જુગલબંધીનુ આયોજન કર્યું ત્યારે એમણે સિતાર માટે ઉસ્તાદ અબ્દુલ હલીમ ઝફરખાંને આમત્રેલા. જ્યારે શહનાઈ માટે તો ઉસ્તાદ બિસ્મીલ્લાખા એ ફિલ્મમાં વગાડતા જ હતા. એ ફિલ્મમા આ બન્ને કલાકારોની એક ત્રણેક મિનિટની જુગલબધી સાભળવા મળે છે આજે આ લખી રહ્યો છુ ત્યારે 'ગુજ ઊઠી શહનાઈ' ફિલ્મના એ દશ્યો યાદ નથી, પણ ફિલ્મમાંની એ બંદિશ ફિલ્મ સંગીત સાંભળતા અને કંઈક

અંશે લાઈટ ક્લાસિકલ સંગીત સાંભળતાં શ્રોતાઓના મનમાં એ ગુંજી ઊઠી હતી. એચ.એમ.વી.એ તેની એક ખાસ રેકોર્ડ પણ પ્રગટ કરેલી અને તેનું પણ સારું વેચાણ થયેલું. આથી પ્રેરાઈને તે સમયના એચ.એમ.વી.ના ડાયરેક્ટરે આ બન્ને કલાકારોની લોંગપ્લે રેકોર્ડ પ્રગટ કરવાનું આમંત્રણ આ બન્ને કલાકારોને આપેલું. ઉસ્તાદ બિસ્મિલાખાંએ તો આ આમંત્રણ તરત જ સ્વીકારી લીધેલું પણ ઉસ્તાદ અબ્દુલ હલીમઝાફરખાંએ આ બન્ને વાજિંત્રો જુગલબંધી માટે યોગ્ય નથી કહી ના પાડી હતી. એમનું માનવું એવું હતું કે 'સિતારનો ધ્વનિ શહનાઈના ધ્વનિ કરતાં સોફ્ટ (કોમળ) હોય છે તેથી આ બન્ને સાજનો મેળ પડે નહીં.' પણ તે સમયની આ બન્ને વાદ્યની જુગલબંધીની પ્રચલિતતા જોતાં રેકોર્ડ કંપનીને તો તેવી રેકર્ડ કરવી જ હતી. એટલે ઉસ્તાદ અબ્દુલ હલીમઝાફરખાંને બદલે સિતાર માટે ઉસ્તાદ વિલાયતખાંને આમંત્રવામાં આવેલા. એ પછી આ જુગલબંધી એટલી પ્રચલિત થઈ કે એક નવો જ ઈતિહાસ રચાયો. ઉસ્તાદ વિલાયતખાંની વ્યક્તિગત પ્રસિદ્ધિમાં પણ આ જુગલબંધીએ અનેરો ફાળો આપ્યો. અને મૂળ જુગલબંધીના સિતારવાદક ઉસ્તાદ અબ્દુલ હલીમઝાફરખાં આ બન્ને કલાકારોની સરખામણીમાં થોડા પાછળ રહી ગયા. ઉસ્તાદ વિલાયતખાંએ અને ઉસ્તાદ બિસ્મિલાખાંએ અનેક જગ્યાએ આ પ્રકારે જુગલબંધીઓ રજૂ કરી છે. ઉસ્તાદ બિસ્મિલાખાંએ ઉસ્તાદ અમજાદઅલીખાં સાથે શરણાઈ - સરોદની જુગલબંધી રજૂ કરી છે. પણ એ શ્રોતાઓમાં ખાસ જામી ન હતી.

પણ આ પછી તો અલગ અલગ વાદ્યની જુગલબંધીનું આયોજન કરવાની એક અલગ જ શૈલી આરંભાઈ તેમ કહીએ તો પણ ચાલે. સિતાર-સરોદની જેમ સિતાર-સારંગી, સિતાર-વાંસળી, સિતાર અને વાયોલીન. આ યાદી લાંબી થઈ શકે. પણ હા, સિતાર-વાયોલિનનો ઉલ્લેખ કરતાં વળી મને પંડિત રવિશંકર અને યહુદી મેનીહુનની જુગલબંધી યાદ આવે.

આમ તો વાયોલિન એ એક પાશ્ચાત્ય વાદ્ય છે. પણ ભારતીય સંગીતમાં એ આપણા પોતીકા વાદ્ય જેવું ભળી ગયું છે. ખાસ કરીને કર્ણાટક સંગીતમાં એનું મહત્ત્વ અનેરું છે. અને તેના જ પ્રભાવમાં ભારતીય શાસ્ત્રીય સંગીતમાં એનું વાદન થવા લાગ્યું છે. પંડિત રવિશંકરે જે સિતાર-વાયોલિનની જુગલબંધીની રજૂઆત કરી છે તેને શીર્ષક આપ્યું છે 'વેસ્ટ મીટ્સ ઈસ્ટ.' પણ આ જુગલબંધીમાં યહુદી મેનીહુને સિતારની સાથે જુગલબંધી કરતા ભારતીય શાસ્ત્રીય રાગો (પીલુ) વગાડ્યા છે. તે વધુ તો પંડિત રવિશંકરે તૈયાર કરી આપેલ સ્વરલિપિ (નોટેશન) મુજબની રજૂઆત છે. આ જુગલબંધી પણ સાંભળવા જેવી છે. આ જુગલબંધી વિષે યહુદી મેનીહુને જે કેફિયત આપી છે એ પણ વાંચવા-જાણવા જેવી છે.

પંડિત રવિશંકરે આ પ્રકારે અન્ય પશ્ચિમી કલાકારો સાથે પણ જુગલબંધી કરી છે જેમાં હાર્પ (Martin Geliat) અને વાંસળી (ફ્લુટ) - Jean-Pierre Rampal)ના કલાકાર સાથે મહત્ત્વની રજૂઆત કરી છે. આ જુગલબંધીમાં નટ ભૈરવ, પૂરીયા ધનાશ્રી, મીયાંકી તોડી જેવા રાગો પ્રસ્તુત થયા છે. પંડિત રવિશંકરની સંગીતની સમજ ખૂબ વિશદ હોવાથી આ બધી જુગલબંધીઓ શ્રવણાત્મક થઈ છે. સિતાર-સરોદની જુગલબંધી એટલી હદે શ્રોતાઓના મનમાં વસી ગઈ છે કે પંડિત રવિશંકરનો જ્યારે કૌટુંબિક વિવાદ ચાલતો હતો ત્યારે ઉસ્તાદ વિલાયતખાંએ પણ ઉસ્તાદ અલીઅકબરખાં જોડે એક જુગલબંધીની રજૂઆત કરી હતી. પણ શ્રોતાઓને એ મનભાવન નહોતી લાગી.

આપણા શ્રોતાઓમાં પ્રચલિત થયેલી જુગલબંધી તે પંડિત શિવકુમાર શર્મા અને પંડિત હરિપ્રસાદ ચૌરસીયા દ્વારા રજૂ થયેલ સંતુર-વાંસળીની પ્રસ્તુતિ છે. આ ઉપરાંત વાંસળી અને સિતારની રોનુ મજમુદાર અને શાહીદ પરવેઝે પણ જુગલબંધી કરી છે. તેવી જ રીતે સારંગી-સિતાર જેવાં વાજિંત્રોની જુગલબંધી પણ સાંભળવા મળે છે. ગાયકીમાં તો અનેક ગાયકોની જુગલબંધી સાંભળવા મળે છે. ઉસ્તાદ નઝાકતઅલી - સલામતઅલીની જુગલબંધી એક સમયે અત્યંત પ્રચલિત હતી. તેવી જ રીતે લક્ષ્મીશંકર અને નિર્મળાદેવીની જુગલબંધી (સાવન બીતા જાય) પણ ઉલ્લેખનીય છે. ફિલ્મ 'બૈજુ બાવરા'માં ઉસ્તાદ અમીરખાં અને પંડિત ડી. વી. પલુસ્કરની જુગલબંધી (રાગ : દેશી) અત્યંત શ્રવણીય હતી. હાલમાં પ્રચલિત એવા કલાકારોમાં રાજન મીશ્ર-સાજન મીશ્ર, અને ધ્રુપદ-ધમારના ગાયકો ગુંડેચા બ્રધર્સ પણ સાંભળવા જેવા. ધ્રુપદમાં ડાગર બંધુની જુગલબંધીની તોલે આમ તો કોઈ ન આવે. પણ હવે તે જોડી ખંડિત થઈ છે. 'બીરબલ માય બ્રધર' જેવી એક અંગ્રેજી ફિલ્મમાં પંડિત જસરાજ અને પંડિત ભીમસેન જોશીની જુગલબંધી પણ સાંભળવા મળે છે. એક વખત પંડિત ભીમસેન જોશી અને ઉસ્તાદ રશીદખાંની જુગલબંધી પણ મને દૂરદર્શનના એક કાર્યક્રમમાં સાંભળવા મળી હતી.

પણ હવે નવી શૈલીથી જુગલબંધીઓ યોજાય છે ઉસ્તાદ બિસ્મિલાખા સાથે ગિરજાદેવી કે શોભા (ચક્રવર્તી) ઘોશની શહનાઈ કંઠ્યની (રાગ બિહાગ રંગ બરસે) જુગલબધીઓ યોજાઈ છે અને તેની કેસેટ્સ પણ સાભળવાને માટે ઉપલબ્ધ છે બિસ્મિલ્લાહખાન અને એન. રાજમની શહનાઈ વાયોલિનની જુગલબધી પણ થઈ છે તેવી જ રીતે કિશોરી આમોનકર જેવી ગાયિકાની સાથે પડિત હરિપ્રસાદ ચૌરસીયાએ વાસળી વગાડી જુગલબધી કરી છે તબલા પક્ષવાદ્ય (પખાવજ)ની જુગલબધી પણ યોજાય છે પણ તબલામા તાલ વાદ્યના અલગ અલગ કલાકારો સાથે મળીને જે રજૂઆત કરે છે તેને તાલ કચેરી તરીકે ઓળખવામા આવે છે નૃત્યમા બે અલગ અલગ નૃત્યશૈલીની જુગલબધીઓ યોજાય છે જેમા ભરતનાટ્યમ્ કે કથક ઓડીસી કે મણિપુરીની જુગલબધીઓ પણ જોવા મળે છે કથકમા ખાસ કરીને તાલ પગનો સુમેળ હોય છે છતાં તેમા પણ તબલા કે પખાવજની સાથે નર્તિકા જુગલબધીની પ્રસ્તુતિ કરે છે

આ બધી તો થઈ અલગ અલગ જુગલબંધીની વાત. પણ જુગલબધીની ખરેખરી મજા શુ છે ?

સામાન્ય રીતે જુગલબધીની રજૂઆતમાં સોલોની રજૂઆતથી થોડી ભિન્નતા સાભળવા મળે છે શરૂઆતમા તો આલાપ થાય છે એક પછી એક કલાકાર તેની રજૂઆત કરે છે પણ બન્ને કલાકારો એક જ રાગની પ્રસ્તુતિ કરતાં હોય છે તેમા જે ગતની બદિશ બાધવામાં આવે છે તે બન્ને કલાકારો એક જ અને સાથે વગાડે છે બાકી બધુ ઉપજત અગો પર આધારિત હોય છે કલાકારો તેમાં પહેલેથી કંઈ નક્કી કરીને નથી આવ્યા હોતા. એટલે બન્ને કલાકારોને એમની કુશળતા પ્રસ્તુત કરવાની સ્વતત્રતા રહે છે તેમા પણ સવાલ જવાબ થાય છે આ સવાલ જવાબમા શ્રોતાઓ ડોલી ઊઠે છે ગતની સાથે તબલાં વગાડતો કલાકાર પણ સાથીદારી શરૂ કરે છે અને તે ગતની પ્રસ્તુતિ દરમિયાન અનેક ટુકડાઓને વગાડી પોતાનુ કૌશલ્ય દર્શાવે છે અને અતમા દ્રુતમા ઝાલામા તીહાઈ કે ચક્રધારની પ્રસ્તુતિ સાથે રાગની સમાપ્તિ થાય છે આ જ તો જુગલબધીની મજા છે

■

## એક મિનિટ (ઝેન કથાઓ)

મુનિ શ્રી વાત્સલ્યદીપ

તલવારની પટાબાજીના ઉસ્તાદને મળવાનું થાય તો તેને તમારી તલવાર જરૂર બતાવજો, પણ કવિ ન હોય તેવા માણસને તમારે મળવાનું થાય તો તેને તમારું કાવ્ય કદી ન બતાવશો.

o

પ્ર. જિજ્ઞાસુઓ જાણવા માગે છે કે બુધ્ધ શું છે ?
ઉ બળદ પર બેસીને બળદ શું છે એમ પૂછવા જેવી એ વાત છે
પ્ર. એ જાણી લીધા પછી શુ ?
ઉ બળદ પર બેસીને ઘેર જવા જેવી એ વાત છે
પ્ર. આ વસ્તુ કેવી રીતે પકડી/સાચવીને આપણે અનુસરી શકીએ ?
ઉ બળદને સાચવનાર, હાથમાં લાકડી લઈને બીજાના ખેતર બળદ નષ્ટ ન કરે તેનુ ધ્યાન રાખે છે તેના જેવી આ વાત છે

o

ગુરુ કસ્સાન પાસે એક સાધુ હતો. તે બધા જ ઝેન મદિરોમા જઈ આવ્યો પણ એકે ય મદિર તેને અનુકૂળ ન આવ્યું. પણ એ જ્યાં ગયો ત્યા ગુરુ કસ્સાનનુ નામ વારંવાર લેવાતુ તેણે સાભળ્યુ, તેથી, તે પાછો આવ્યો અને ગુરુ કસ્સાનની મુલાકાત માગી, બોલ્યો આપની પાસે ઝેનનુ અસાધારણ જ્ઞાન છે તો આજ દિન સુધી મને ઝેનના દર્શન કેમ ન કરાવ્યા ?

ગુરુ બોલ્યા ભાઈ તું જ્યારે ભાત રાધતો હતો ત્યારે હુ અગ્નિ નહોતો પેટાવતો ? તું ભોજન પીરસતો ત્યારે હું થાળી નહોતો ધરતો ? મેં તારી અપેક્ષા ક્યારે પૂરી નથી કરી ?

સાધુ તરત પ્રબુદ્ધ થઈ ગયો.

o

ગુરુ શિષ્યને ભાત પીરસી રહ્યા હતા. તેમણે શિષ્યને આપવા ભાત હાથમા લીધા. શિષ્યે ભાત લેવા હાથ લબાવ્યો ગુરુએ નો હાથ પાછો ખેંચી લીધો. શિષ્યે કશો જ પ્રતિભાવ દાખવ્યો નહિ. ગુરુ બોલ્યા, હા, હુ સમજ્યો.

દુષ્યન્ત પંડ્યા

## ૮ : ૨ : સ્વામી શિવાનન્દ

(ગતાંકથી ચાલુ)

રામેશ્વરમ જવાની પ્રબળ ઇચ્છા પુનઃ જાગ્રત થતાં, ૧૮૯૩ના ઓક્ટોબરમાં શિવાનન્દે અલમોડા છોડ્યું અને આગ્રા, વૃંદાવન, જયપુર, આબુ અને મુંબઈ થઈ એ મદ્રાસ પહોંચ્યા ત્યાં સુધીમાં એ જ વર્ષના સપ્ટેમ્બરમાં, શિકાગોમાં મળેલી વિશ્વધર્મ પરિષદમાંની સ્વામીજીની જ્વલંત ફતેહના ખબર, સ્વામીજીના ત્યાંના શિષ્યોને મળી ગયા હતા અને, એ સૌની છાતી એથી ફુલાતી હતી. મહાપુરુષ મહારાજને એમણે આ વધામણી આપતાં એ પણ ખૂબ આનંદિત થઈ ઊઠ્યા હતા.



આલાસિંગા, કિડી વગેરે ભક્તોને સ્વામીજીએ લખેલા પત્રો વાંચીને પણ મહાપુરુષજી રાજી થયા હતા અને, ફેબ્રુઆરી ૧૮૯૪માં આવતી ઠાકુરની જન્મ જયંતી પ્રસંગે, એમના જ એક શિષ્ય અને અંતેવાસી પાસેથી ઠાકુરની કથા સાંભળીને સૌ મદ્રાસવાસીઓ પ્રફુલ્લ બની ગયાં હતાં અને, 'તારકદાએ મદ્રાસમાં ઘણું કામ' કર્યાનું પ્રમાણપત્ર એમને સ્વામીજીએ હજારો માઈલ દૂરથી આપ્યું હતું. 'તારકદાદા અદ્‌ભુત કાર્ય કરી રહ્યા છે - શાબાશ, એની જ તો જરૂર છે' - સ્વામીજીના આ શબ્દો વેધક છે. અને ઉત્તરકાશીમાં, લખનૌમાં, અયોધ્યામાં એમ બધે આકરું તપસ્વી જીવન જીવતા 'તારકદાદા' સ્વામીજીના સૂચનથી મઠમાં પાછા ફર્યા.

૧૮૯૭નો જાન્યુઆરી બેસી ચૂક્યો હતો. સ્વામીજીના ભારતમાં આગમનની ઘડીઓ ગણાતી હતી. સદીઓની ગાઢ નિદ્રામાંથી ભારતને જગાડનાર એના પનોતા પુત્ર, વિવેકાનન્દના સ્વાગત માટે સૌ થનગની રહ્યાં હતાં. સ્વામીજીના ગુરુભાઈ નિરંજનાનન્દ ઠેઠ કોલંબો દોડી ગયા હતા અને આ તારકદા દક્ષિણ ભારતમાંના દેવી મીનાક્ષીના સુપ્રસિધ્ધ તીર્થ મદુરાઈમાં સ્વામીજીની વાટ જોતા હતા. ત્યાંથી ફરતા ફરતા, સ્વામીજી સાથે જ એ કોલકાતા આવ્યા અને, દાદાની તીવ્ર ઇચ્છાને માન આપીને સ્વામીજીએ એમને તપસાધના માટે અલમોડા જવા દીધા પણ, 'ત્યાં આશ્રમ સ્થાપો', એ શરતે. એ શરતનું પાલન તારકદાએ ઠેઠ ૧૯૧૫માં કર્યું હતું.

સ્વામીજીના સૂચનથી તારકદા શ્રીલંકા ગયા. અમેરિકાથી આવીને સ્વામીજી કોલંબો ઊતર્યા હતા અને ત્યાંથી ભારત આવતાં એમણે ભૂમિકા ઊભી કરી હતી. શિવાનન્દજીએ એનો લાભ ઉઠાવ્યો અને એક ડગલું આગળ વધી એમણે ત્યાં કેન્દ્ર પણ ઊભું કર્યું. ત્યાંથી એ પાછા ફર્યા ત્યારે, આલમબજારથી મઠ બેલુડમાં નીલાંબર મુખર્જીના મકાનમાં પહોંચી ગયા હતા. એવામાં કોલકાતામાં મરકી ફાટી નીકળતાં, નિવેદિતા અને બીજા સંન્યાસીઓ સાથે શિવાનન્દજી પણ સેવાકાર્યમાં જોડાઈ ગયા. કોલકાતામાંનો એ ઉપદ્રવ શમતાં સ્વામી શિવાનન્દ દાર્જીલિંગ ગયા તો ત્યાં, ભયંકર ભૂપ્રપાતે સર્જેલી તારાજીએ ત્યાં પણ તારકદાને સેવાકાર્યમાં લગાડ્યા. સને ૧૮૯૯ના અંત આસપાસ એ મઠમાં પાછા ફર્યા.

બીજી વારની પશ્ચિમ યાત્રા પૂરી કરી સ્વામીજી ૧૯૦૦ના ડિસેમ્બરમાં પાછા વળ્યા. સ્વામી વિવેકાનન્દને કશાક અમંગળનું એંધાણ ઈજિપ્તમાં થતાં, સાથીઓથી છૂટા પડી એ એકલા મઠમાં દોડી આવ્યા હતા. આવતાંવેંત એમણે જાણ્યું કે, માયાવતીમાં અદ્વૈત આશ્રમની સ્થાપના કરનાર, પોતાના પરમ મિત્ર સેવિયરનું અવસાન થયું હતું. આકરો શિયાળો અને પોતાની નાદુરસ્ત તબિયત છતાં સ્વામીજી શ્રીમતી સેવિયરને દિલસોજી આપવા માયાવતી ગયા ત્યારે, સ્વામી શિવાનન્દ પણ તેમના એક સાથીદાર હતા. ઠંડીની ઋતુમાં, હિમાચ્છાદિત માર્ગે ને દમિયલ તબિયતે કરેલા એ પ્રવાસની અસર સ્વામીજી પર ઘણી વિપરીત થઈ ગઈ હતી. માયાવતીમાં પંદર વીસ દિવસ રોકાઈ, સ્વામીજીને કહ્યે પીલીભીત રોકાઈ, મેરઠ થઈ શિવાનન્દજી કનખલ ગયા અને ત્યાં કલ્યાણાનન્દને મદદરૂપ થયા. ૧૯૦૨ના જાન્યુઆરીમાં

હવાફેર માટે સ્વામીજી વારાણસી આવ્યાના ખબર મળતાં તારકદા ત્યાં દોડી ગયા. હવાફેરથી અને કાળજીભરી સારવારથી સ્વામીજીની તબિયત સુધરતાં, સ્વામીજી સાથે સ્વામી શિવાનન્દ પણ બેલુડ આવ્યા. પણ ભિંગાના મહારાજાના વેદાંતપ્રચાર માટેના દાને અને, એ અંગે વારાણસી જવાની શારદાનન્દની અનિચ્છાએ, સ્વામીજીના દબાણથી એ ગયા અને ૧૯૦૨ની ૪થી જુલાઈએ ત્યાં અદ્વૈતાશ્રમની સ્થાપના કરી. અને તે જ દિવસે સંધ્યા સમયે બેલુડમાં સ્વામી વિવેકાનન્દે મહાસમાધિ લીધી.

નાણાંના અભાવને લઈને અદ્વૈતાશ્રમના પ્રારંભના દિવસો કઠણાઈના હતા. ખાવાના અનાજની તંગી, ઠંડીની ઋતુમાં વસ્ત્રોની તંગી, સર્વ પ્રકારની તંગી હતી. તે છતાં પ્રસન્ન ચિત્તે શિવાનન્દ કાર્ય કરતા હતા. મકાનનું ભાડું ચડી જતાં, મકાન-ધણી તકાદા કરતો. જેમ તેમ કરી ભેગા કરેલા સો રૂપિયા, આશ્રમમાં આવેલો અજાણ્યો જુવાન લઈને પોબારા ગણી ગયો હતો. ના, એક પૈસો એ જૂના પુરાણા ડબ્બામાં રહી ગયો હતો. એ એક પૈસામાં જે મળ્યું તેનો ભોગ ઠાકુરને ધરાવવામાં આવ્યો. સ્વામી શિવાનન્દને મુખેથી એ યુવાન માટે એક પણ ક્રોધવેણ ન સર્યું. 'એ ગરીબ હતો એટલે રૂપિયા બધા લઈ ગયો પણ એનામાં ચપટીક ધર્મબુધ્ધિ હતી એટલે એક પૈસો રાખતો ગયો. ને એમાંથી ઠાકુરને ભોગ ધરાવી શકાયો.' ભાડું ન મળતાં ઘરધણી ધુંવાફુંવા થયો. સ્વામીને એ મહાજન પાસે લઈ ગયો. ત્યાં મહાપુરુષ મહારાજને દિવસ આખો બેસાડી રાખવામાં આવ્યા. હપ્તેથી ચડત રકમ ચૂકવી આપવાનું વચન આપતાં એ મુક્ત થયા. આ કસોટી એ પાર કરી ગયા અને એમની રાહબરી નીચે અદ્વૈતાશ્રમમાં ગરીબ વિદ્યાર્થીઓ માટેનું નિઃશુલ્ક વિદ્યાલય, ગરીબ કુટુંબોને આર્થિક સહાય, હિંદી પુસ્તકોનું પ્રકાશન ઇત્યાદિ અનેક પ્રવૃત્તિઓ આરંભાઈ અને સફળતાથી ચાલવા લાગી.

જીવનની અર્ધી સદી વીતાવ્યા પછીયે તેમની સેવાવૃત્તિ દૃષ્ટાંતરૂપ હતી. ૧૯૦૪ના શિયાળાની વહેલી સવારે આવી પડેલા કોઈ બ્રહ્મચારીને મહાપુરુષે જાતે ચા બનાવી આપી હતી અને, બીજા બીમાર બ્રહ્મચારીનું ધોતિયું ગંદું થઈ જતાં, મહાપુરુષે જાતે જ એ ધોઈ આપ્યું હતું ! એ કઠોર વેદાંતી હતા તેમ માતા જેવા વત્સલ પણ હતા.

એમની તબિયત પર સતત પરિશ્રમની અસર થતાં ૧૯૦૬માં એ બ્રહ્માનન્દજી સાથે પુરી ગયા અને ત્યાંથી, ૧૯૦૭માં બેલુડ આવ્યા. એમની સાધુ જીવનશૈલીએ ત્યાં [illegible] આકર્ષ્યા. ગોઠણ સુધીનું વસ્ત્ર, ઉઘાડું બદન, ખુલ્લા પગ : બધા નવા આગંતુકો આદરપૂર્વક જોતા રહ્યા. વિવેકાનન્દના કોઈ મુસલમાન ભક્તનાં એઠાં વાસણો એ નિઃસંકોચ સાફ કરતા, મઠમાં આવનાર કોઈ ખ્રિસ્તી સજ્જનનો એ સ્નેહપૂર્વક સત્કાર કરતા અને આમ ઠાકુરના બોધને આચરણમાં મૂકતા.

રામકૃષ્ણ સંઘની સ્થાપના બાબત કેટલાય લોકોમાં ગેરસમજ પ્રવર્તે છે. વાઈસરોય લોર્ડ મિંટોનાં પત્ની લેડી મિંટો ૧૯૧૦માં મઠની મુલાકાતે આવ્યાં અને વાતવાતમાં એ બોલ્યાં કે, 'આ સંઘની સ્થાપના વિવેકાનન્દે કરી છે' ત્યારે, તરત જ, મહાપુરુષે વિવેકપૂર્વક કહ્યું : 'ના જી, પોતાની અંતિમ માંદગીને સમયે ઠાકુરે જ એની રચના કરી છે.'

ગુરુભાઈઓ તુરીયાનન્દ-પ્રેમાનન્દ અને બીજા બેએક સાથીઓના સાથમાં, સ્વામી શિવાનન્દ ૧૯૧૦માં કાશ્મીર ગયા. ત્યાંથી એ વારાણસી આવ્યા અને ત્યાં, મહાપુરુષ મહારાજને સખત મરડો થયો. દવાથી અને સ્થાનફેરથી - એમાંથી સાજા થઈ એ બેલુડ મઠમાં પાછા ફર્યા તો ત્યાં, બે મહિના પછી મરડાએ ફરી ઉથલો માર્યો, એ મઠથી 'ઉદ્‌બોધન' કાર્યાલયમાં રહેવા આવી ગયા હતા - રોગ વશમાં તો આવ્યો પણ, એમણે પોતાના આહાર ઉપર અંકુશ લાવી દીધો. માત્ર ઝોલ-શાકના રસ, સૂપ - અને ભાત જ ત્યારથી તે એ જીવ્યા ત્યાં સુધી, એમનો આહાર રહ્યો. એ સ્વાદહીન 'ઝોલ' 'મહાપુરુષના ઝોલ'ને નામે ઓળખાતો.

સ્વામી કલ્યાણાનન્દના પ્રેમાગ્રહથી ૧૯૧૨ની દુર્ગાપૂજા પહેલાં એ સાથી તુરીયાનન્દ સાથે કનખલ ગયા અને ત્યાં, માની પ્રતિમાનું સ્થાપન કરીને દુર્ગાપૂજા કરવામાં આવી. ત્યાંથી ઠાકુરના એક ભક્ત પાસે અલમોડા થઈ, ૧૯૧૪માં, સ્વામી બ્રહ્માનન્દના આગ્રહથી એ કાશી આવ્યા. ત્યાંથી બે ત્રણ સ્થળોએ ફરી, ૧૯૧૫ના એપ્રિલમાં એ ફરી અલમોડા ગયા. પોતાની સાથે બીમાર ગુરુભાઈ તુરીયાનન્દને પણ એ લઈ ગયા હતા અને ત્યાં, રોગી ગુરુભાઈની સેવાશુશ્રૂષા પ્રેમથી કરી હતી. અલમોડામાં આશ્રમ સ્થાપવાના સ્વામીજીને આપેલા પોતાના વચનનું પાલન તેમણે આ વેળા કર્યું હતું. પૂર્વ બંગાળમાં તથા બાંકુડા જિલ્લામાં ભયાનક દુકાળના ખબર મળતાં મિશન તરફથી આરંભાયેલા રાહત કાર્ય માટે ફાળો ઉઘરાવી એમણે પૈસા મોકલાવ્યા હતા.

બેલુડ મઠનો વહીવટ સંભાળતા સ્વામી પ્રેમાનન્દની તબિયત ૧૯૧૫થી લથડી હતી એટલે, રાજા મહારાજે સ્વામી શિવાનન્દને બેલુડ બોલાવી લીધા હતા અને, ૧૯૧૬થી મઠના કાર્યની જવાબદારીમાં એ જોડાયા હતા. ૧૯૧૮ના જુલાઈમાં

સ્વામી પ્રેમાનન્દનો દેહાન્ત થતાં, મઠનો ભાર મહાપુરુષ મહારાજે ઉપાડવો પડ્યો. અને શિવાનન્દને મતે મઠનો વહીવટ એટલે, માત્ર સાધુ બ્રહ્મચારીઓની જ સંભાળ નહીં પણ, મઠનાં ઢોરઢાંખરની, ચાકરમાળીની, બગીચાની, ઔષધાલયની, સર્વની કાળજીભરી સંભાળ. એ વરસના ભાદરવામાં મેલેરિયાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો અને બેલુડ મઠ પણ, જાણે કે, આખો હોસ્પિટલમાં ફેરવાઈ ગયો. રોગીઓ માટે પથ્ય ખોરાક બનાવરાવવાથી માંડીને, એમની દવાની વ્યવસ્થા કરવી, રોગમાં વધારે ઘેરાયેલાઓની ચાકરીની તજવીજ કરવી, આ બધું એ જાતે જ કરતા અને એ કેમ કરવું તે બીજાઓને શિખવાડતા.

નિયમ પાલનમાં ચુસ્ત મહાપુરુષે એક દિવસે બપોરે, સૌ મઠવાસીઓના જમી લીધા પછી ત્યાં એક બ્રાહ્મણે આવીને ખાવાનું માગ્યું તેને ના પાડી વિદાય કરી દીધો. પણ પછી પસ્તાવો થતાં એને પાછો બોલાવવા કોઈ માણસને દોડાવ્યો પણ પેલા બ્રાહ્મણનો ક્યાંય પત્તો ના લાગ્યો. ત્રણ દહાડા પછી મઠની ગૌશાળામાં નાની આગ લાગી અને થોડું નુકસાન થયું તે પેલા બ્રાહ્મણને શાપે, એમ મહાપુરુષજીએ કહ્યું હતું. પછીથી એમણે જાકારો દેવાનું બંધ કરી દીધું.

સ્વામી વિવેકાનન્દની જન્મ જયંતીને દિવસે, ૧૯૨૧માં મહાત્મા ગાંધી, કસ્તૂરબા, મોતીલાલ નહેરુ, મહમ્મદ અલી વગેરે નેતાઓએ બેલુડ મઠની મુલાકાત લીધી હતી. ગાંધીજી મંદિરમાં જઈ ભાવપૂર્વક પગે લાગ્યા હતા. શિવાનન્દે તેમને સ્વામીજીના ઓરડાનું દર્શન પણ કરાવ્યું હતું. સ્વામી શિવાનન્દને ગાંધીજી પ્રત્યે ઊંડો આદર હતો. મઠ પાસે લોકોનો સમુદાય જોઈ ગાંધીજી બોલ્યા કે :

'ક્ષણ માટે પણ ન માનશો કે અહીં હું અસહકારની અને રેંટિયાની વાત કરવા આવ્યો છું. સ્વામી વિવેકાનન્દના જન્મદિને એમની પાવનકારી સ્મૃતિને વંદન કરવા હું આવ્યો છું. સ્વામીજીનાં લખાણોનો મેં સારો અભ્યાસ કર્યો છે. પરિણામે, મારી દેશભક્તિ વૃધ્ધિ પામી છે. દેશના યુવાનોને મારી અપીલ છે કે જે મઠમાં સ્વામીજી વસતા હતા, હરતા-ફરતા હતા અને અવસાન પામ્યા હતા ત્યાંથી, એમના થોડાક પણ મહાન વિચારોને ગ્રહણ કર્યા વિના જાય નહીં.'

ત્યારસુધી મંત્રદીક્ષા આપવાથી દૂર રહેનાર શિવાનન્દને એક રાતે સ્વપ્નમાં દર્શન આપી પૂજ્ય શ્રી માએ એમને કહ્યું, 'દીકરા, તું દીક્ષા નહીં આપે તો કોણ આપશે ?' પૂ. મહારાજે પણ એ વાતને ટેકો આપ્યો અને મહાપુરુષજી દીક્ષા આપતા થયા.

ઢાકામાં એક મજાનો પ્રસંગ બન્યો. એક ભક્તે જઈ મહાપુરુષ મહારાજને વિનંતી કરી, 'હું ગરીબ માણસ છું. આપ મારા ઘરને પાવન કરવા પધારશો ?' 'અમે ગરીબને ઘેર જતા નથી,' સ્વામી બોલ્યા. પેલો ભક્ત બિચારો નિરાશ થઈને ગયો. વળતે દિવસે, પોતાના સેવક સાથે બે માઈલ ચાલીને શિવાનન્દજી એને ઘેર ગયા. રાજીના રેડ થઈ એ બોલ્યો, 'મારાં ભાગ્ય કેવાં ઊઘડી ગયાં ? મારા ગરીબના ઘરને આપે પાવન કર્યું.' મલકીને સ્વામી બોલ્યા, 'અમે ગરીબને ઘેર જતા નથી. ઈશ્વર જ્યાં વસે છે તેવા ભક્તને ઘેર અમે જઈએ છીએ ને એ ઘર સૌથી સમૃધ્ધિવાનનું હોય છે.'

સને ૧૯૨૨ના માર્ચના અંતમાં સ્વામી બ્રહ્માનન્દને કોલેરા થયો અને ૧૦મી એપ્રિલે એ અવસાન પામતાં મઠના આરંભથી જ ટ્રસ્ટી હતા અને, ૧૯૧૦થી ઉપાધ્યક્ષ હતા એવા સ્વામી શિવાનન્દ અધ્યક્ષ ચુંટાયા. રામકૃષ્ણ મિશનના અને મઠના અધ્યક્ષ તરીકે, અનેક કેન્દ્રોની મુલાકાત એમણે લીધી હતી. મુંબઈના ખારના કેન્દ્રના જેવાં કેટલાંક નવાં કેન્દ્રો પણ ઊભાં કરવામાં આવ્યાં હતાં અને કેટલાંકનો વિસ્તાર કરવામાં આવ્યો હતો. ગુજરાતનું પ્રથમ કેન્દ્ર રાજકોટનો રામકૃષ્ણ આશ્રમ એમના અમલ દરમ્યાન અસ્તિત્વમાં આવ્યો હતો.

આ સઘળાં કેન્દ્રોમાં વસતા અને વૃધ્ધિ પામતા સર્વ સાધુ સમુદાય માટે મહાપુરુષ મહારાજની જીવનશૈલી જ દ્રષ્ટાંતરૂપ હતી. એ બ્રાહ્મમુહૂર્તે ઊઠી જતા અને, મંદિરમાં ધ્યાન લગાવતા. એમની જાત ચાલી ત્યાં સુધી, ઠાકુર સેવાનું પણ એ ધ્યાન રાખતા. બધા મઠવાસીઓને આરતીને સમયે મંદિરમાં જવાની ટેવ એમણે પાડી હતી. કોઈ નકામી વાતમાં સમય વેડફતા નહીં. ભગવત્ચર્ચા અથવા જાતે પત્રો લખી સાધકોને માર્ગદર્શન આપવું, મઠની દરેક બાબત પર દેખરેખ રાખવી, મુલાકાતીઓની જિજ્ઞાસા સંતોષવી ઇત્યાદિ પ્રવૃત્તિઓમાં એમનો સમય વીતતો. ભક્તો કશી ભેટ ધરે તો, તેનો ઉપયોગ ઠાકુરની કે સંતોની સેવામાં જ એ કરતા.

સ્વામી વિવેકાનન્દની સમાધિ પર બેલુડ મઠમાં, ૧૯૨૪ના જાન્યુઆરીની ૨૮મીએ તેમણે ઓમકાર મંદિરની સ્થાપના કરી અને દસ દહાડા પછી, સ્વામી બ્રહ્માનન્દના સમાધિ મંદિરનું ઉદ્ઘાટન કરી બેઉ ગુરુભાઈઓનું તર્પણ કર્યું.

રામકૃષ્ણ સંઘની સ્થાપના પછી પૂરાં ઓગણત્રીસ વર્ષે, ૧૯૨૬ના એપ્રિલના આરંભમાં મઠ-મિશનનું પહેલું સંમેલન મળ્યું. ભારતમાંનાં વિવિધ કેન્દ્રોમાંથી તેમજ, વિદેશોનાં કેન્દ્રોમાંથી અનેક સંતો અને ભક્તો ભાગ લેવા માટે આવ્યા હતા. શ્રી રામકૃષ્ણના ચાર નિજી શિષ્યો

અલકારરૂપ હતા. મઠ મિશનના માનદ મત્રી સ્વામી શારદાનન્દ વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ હતા અને સ્વામી શિવાનન્દ સમેલનના અધ્યક્ષપદે હતા. એમણે આપેલુ પ્રવચન પ્રેરણાદાયી, ઉત્સાહવર્ધક, શ્રી રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનન્દના તપત્યાગની યાદ અપાવતું અને ઠાકુરની અધ્યાત્મ જ્યોત પર સૌનું ધ્યાન કેન્દ્રિત કરનારુ હતું. એ સમેલન પૂરુ અઠવાડિયુ ચાલ્યુ હતું. મઠના સતોએ તથા બીજા કેટલાક વિદ્વાનોએ પ્રવચનો આપ્યા હતા અને નિબધ વાચન કર્યું હતું. ' અહીં આવનાર સૌ કોઈનો હેતુ એક જ છે અપૂર્ણતાઓથી મુક્ત થવાનો. અહીં આવનાર કોઈ પૂર્ણ નથી. ઠાકુરની કૃપાથી એ નાની નાની અપૂર્ણતાઓ ચાલી જશે. એમને ચરણે સમર્પિત થનારની ઠાકુર પૂરી સભાળ લેશે.'' મહાપુરુષના બોલ આવા પ્રેરક અને શાતાદાયક હતા.

૧૯૨૬ના મેના આરભમા, ભુવનેશ્વર, પુરી વગેરે સ્થાનોએ થઈને શિવાનન્દ મદ્રાસ પહોંચ્યા. કેટલાયને એમણે દીક્ષા આપી અને ઠાકુર, શ્રી મા અને સ્વામીજી વિશે અગત સ્મરણોથી પૂર્ણ વાતો કરી. ત્યાથી જઈ જૂને ઉટાકામડ ગયા. ત્યા એક દિવસે, પોતાના શરીરમાં જ્યોતિ પ્રગટતો, વિશાળ અને વિશાળતર થતો જતો અને સમસ્તને આવરી લેતો એમને દેખાયો એકવાર એક ગોરી ખ્રિસ્તી સાધ્વીને એમણે ગુડ મોર્નિંગ' કહ્યુ તો, પેલીના નાકનુ ટીચકુ ઊચુ ચડી ગયુ. સાથે ચાલતા સેવકે આ અપમાન તરફ ધ્યાન દોર્યું તો મહાપુરુષજી બોલ્યા, 'કંઈ વાધો નહીં. જગ આખાની સ્ત્રીઓમા જગદબા વસે છે '

ઈંગ્લન્ડમા ભણેલા અને મુબઈ વસતા એક મુસલમાન ડોક્ટરના પત્ની બાળપણથી કૃષ્ણ ભક્ત હતા એ મહિલા સ્વામી શિવાનન્દને મળવા આવ્યા હતા અને પોતાને થતા કૃષ્ણદર્શનની વાત ભક્તિપૂર્વક કરતાં હતા. એને ઠાકુર માટે પણ ખૂબ આદરભાવ હતો અને, પોતાની સાધનામા ઠાકુરે ખૂબ સહાય કર્યાનુ એમણે કહ્યુ હતુ. સ્વામીની ચરણરજ લઈને છૂટા પડતી વખતે એમની આખોમા આસુ હતાં.

સપ્ટેમ્બરની ૨૪, ૧૯૨૬ના રોજ મહાપુરુષ મહારાજે ઉટીના આશ્રમના નવા મકાનનુ ઉદ્ઘાટન કર્યું હતુ.

ત્યાથી બેંગ્લોર થઈ સ્વામી મુબઈ આવ્યા હતા અને ડિસેમ્બરની બાવીસમીએ, ખારના મદિરમા ઠાકુરની છબીની પ્રતિષ્ઠા કરી હતી. ત્યાથી કોલકાતા પાછા વળતા એ નાગપુર ઊતર્યા હતા અને, ત્યાંના ભક્તોને આશ્રમના નવા મકાનનુ બાધકામ જલદી પૂરું કરવા પ્રેરણા આપી હતી. એ બેલુડ ૧૯૨૭ના ફેબ્રુઆરીની બાવીસમીએ પાછા આવ્યા. છ મહિના પછી, મઠ મિશનની સ્થાપનાથી તેના મત્રીપદની ધુરા સભાળતા, ઈમારતના પાયારૂપ, શ્રી રામકૃષ્ણના નિજી શિષ્ય સ્વામી શારદાનન્દ ટૂકી માંદગી ભોગવી ગુરુચરણે પહોંચી ગયા.

સ્વામી શિવાનન્દને ઊડો આઘાત લાગ્યો અને એમની નાદુરસ્ત તબિયતને ધક્કો લાગ્યો. બિહારમાં એક સ્થળે હવાફેર કરી, તબિયત સુધરતા, નવેમ્બરના અતમાં એ કાશી ગયા. એ મહાનગરીની એમની એ અંતિમ મુલાકાત હતી. ત્યા એમને દર્શન આપી ઠાકુરે કહ્યુ હતુ કે, 'તારે થોડું વધારે જીવવાનું અને વધારે કામ કરવાનું છે ' 'એ શુ સ્વપ્ન હતું ?' કોઈ જિજ્ઞાસુ સાધુએ સવાલ કર્યો. 'ના રે ના, હુ પૂરો જાગ્રત હતો,' મહાપુરુષે કહ્યુ.

વારાણસીના સેવાશ્રમની મુલાકાતે ૧૯૨૮ના જાન્યુઆરીમા જવાહરલાલ નહેરુ જઈ ચડ્યા હતા. શિવાનન્દને મળતા એમને આનંદ થયો હતો. ને થોડા જ દહાડા પછી શ્રીમતી કમલા નહેરુ ત્યા ગયાં હતાં અને સ્વામીને પગે લાગી તેમના આશીર્વાદ એમણે માગ્યા હતા.

મહાન ફ્રેન્ચ વિદ્વાન રોમા રોલાએ શ્રી રામકૃષ્ણ અને સ્વામીજીના જીવનચરિત્રો લખવા માડ્યા ત્યારે શિવાનન્દે તેમને ખૂબ આધારભૂત માહિતી પૂરી પાડી હતી.

બેલુડ મઠમાં શ્રી રામકૃષ્ણનું ભવ્ય મદિર બંધાવવાની વિવેકાનન્દની ઇચ્છા હતી પણ પૈસાને અભાવે એ બર આવતી ન હતી. આખરે ૧૯૨૯ની ઠાકુરની જન્મજયંતીને મગળ દિને, ઠાકુરના જ એક શિષ્ય એવા સ્વામી શિવાનન્દે એનું શિલારોપણ કર્યું. આનદની વાત એ હતી કે એ મગળ અવસરે એમના ગુરુભાઈઓ અખંડાનન્દ, અભેદાનન્દ અને વિજ્ઞાનાનન્દ ઉપસ્થિત હતા, તેમજ 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના લેખક શ્રી મ. (મહેન્દ્રનાથ ગુપ્ત) પણ ઉપસ્થિત હતા.

હવે સ્વામી અવસ્થાવાન થયા હતા. પ્રવાસો પર પૂર્ણવિરામ લાગી ગયુ હતું. પણ સાધના ચાલુ જ હતી. એક દિવસે સવારે એ પોતાના પલગ પર બેઠા હતા. સાવ અંતર્મુખ, પાસે ઊભેલા સેવકને એમણે અચાનક કહ્યુ, 'જરા બહાર જો તો, કોઈને દીક્ષા લેવી છે ? આજુબાજુ નજર કરતા અને નીચે ઉતરતા એની નજરે એક યુવાન સ્ત્રી પડી. એને મત્રદીક્ષા લેવી હતી. પણ તપાસ કરતા જણાયુ કે કોઈ ગામડેથી આવેલી એ યુવતી ભલે જન્મી હતી બ્રાહ્મણને ઘેર પણ એ આડે માર્ગે ચડી ગઈ હતી. આસુભરી આંખે એ બોલી, 'એમના દર્શન પણ એકવાર હુ નહીં કરી શકું શુ ?' મહાપુરુષ પાસે જઈ સેવક એ સ્ત્રીનું દાસ્તાન માડે તે પહેલા મહાપુરુષ બોલ્યા, 'એ પાપી

હોય તો શું થયું ? એને કહે કે ગંગા સ્નાન કરી એ મંદિરમાં જાય. ઠાકુર પતિતોદ્ધારક છે...' અને નાહીને આવેલી પેલી સ્ત્રીને મંદિરમાં મહાપુરુષજીએ કહ્યું, "દીકરી, તું શાનાથી ડરે છે ? તેં ઠાકુરનું શરણ લીધું છે તો તારો ઉદ્ધાર ચોક્કસ છે. તું આમ બોલ : 'હે ઠાકુર, મેં જે પાપ આચર્યાં છે તે હું અહીં ધરી દઉં છું. હવેથી હું પાપ નહીં કરું.' " દીક્ષા લીધા પછી એ સ્ત્રીમાં પૂરું પરિવર્તન આવી ગયું.

વિવેકાનન્દનાં એક અમેરિકન શિષ્યા જોઝેફાઈન મેકલેઓડ મઠના અતિથિભવનમાં રહેતાં હતાં. એક રાતે એક ચોર આવી એમનું લોકેટ ઉઠાવી ગયો. એ લોકેટમાં સ્વામી વિવેકાનન્દના કેશ જોએ રાખ્યા હતા. જો જાગી ગયાં અને એણે રાડ પાડતાં એ ચોર ઝલાઈ ગયો. એને સારો મેથીપાક આપી, દોરડે બાંધી, પુણ્યાનન્દ એને મઠની પરસાળ પાસે લઈ ગયા. વહેલી સવારે જરા ટહેલતા સ્વામી શિવાનન્દે એને કહ્યું, 'આ તે કંઈ ચોરી કરવાનું ઠેકાણું છે ? બધા યુવાનો તને વારાફરતી મારવા માંડશે તો તારા રામ રમી જશે.' ટહેલવાનું પૂરું કર્યા પછી પોતાને ઓરડે જઈ મહાપુરુષ શિરામણ કરતા હતા ત્યાં જોએ પ્રવેશ કર્યો. એ બોલ્યાં, 'મહારાજ, એક ચોર મારા ઓરડામાં આવ્યો હતો તે આપે સાંભળ્યું હશે. એ ભક્ત છે એમ મને લાગે છે. નહીં તો, ઓરડામાંની બીજી ચીજો છોડી એ મારું લોકેટ શા માટે ઉઠાવે ? એમાં સ્વામીજીના કેશ છે તે આપ જાણો છો. એનામાં સ્વામીજી પ્રત્યે ભક્તિ હશે.' જોના આ શબ્દોને શિવાનન્દે સાચા માની લીધા ! ચોરને બંધનમુક્ત કરી તેને ગંગાસ્નાન કરાવવા તેમણે પુણ્યાનન્દને કહ્યું, પછી મઠમાંથી કોઈ ચોખ્ખું વસ્ત્ર તેને પહેરાવી તેને પોતાની પાસે લાવવા કહ્યું. પછી ચોર શિવાનન્દને ભાવપૂર્વક પગે લાગ્યો.

શિવાનન્દ દૃઢપણે માનતા કે 'ઠાકુર અહીં હાજરાહજુર છે !' યુવાન સંન્યાસી જ્ઞાનાનન્દ મઠનું ચોગાન વાળતા હતા. અચાનક પોતાના ઓરડામાંથી મહાપુરુષને એણે સાંભળ્યા, 'ભાઈ, કામમાં જરા પણ વેઠ નહીં કર. ત્યાં ધૂળ અને દીવાસળીઓ પડેલી દેખાય છે. ઠાકુર અહીં રોજ ફરે છે એ નથી જાણતો ? એમના પગ ગંદા ન થાય માટે બરાબર સફાઈ કર.'

સ્વામી શિવાનન્દની જીવનસરિતા હવે ઠાકુરના મહાસમુદ્ર ભણી જઈ રહી હતી. અવસ્થાને લઈને પ્રવાસો પર પૂર્ણવિરામ લાગી ગયું હતું. એમના કાર્યકાળમાં મઠ-મિશનની પ્રવૃત્તિ દેશમાં તેમજ વિદેશોમાં સારી વિકસી હતી. લગભગ ડઝન જેટલા સંન્યાસીઓ આ દેશોમાં વેદાન્તનો સંદેશ ફેલાવતા થયા હતા અને એમાંના કેટલાકે તો અદ્ભુત કાર્ય કર્યું હતું. પણ, શિવાનન્દને ભાગ્યે 'કથામૃત'ના લેખક મ. અને ગુરુભાઈ સુબોધાનન્દનાં મૃત્યુ જોવાનું આવ્યું. આવાં કારણોએ એમની તબિયતને ઢીલી કરી નાખી. રક્તદાબને તથા દમને કારણે તેમ જ વયને કારણે એ પથારીવશ બની ગયા હતા. એક સાંજે પોતાના સેવકને ચમકાવતાં એ બોલ્યા, 'ચાલ, મારે કપાળે વિભૂતિ લગાડ. જો, ઠાકુર આવ્યા છે.' ૨૩મી એપ્રિલ, ૧૯૩૩ના રોજ, એમની ઈચ્છાનુસાર, એમને ખુરશીમાં બેસાડી મંદિરોમાં લઈ જવામાં આવ્યા. ત્યાં સર્વત્ર એમણે નમસ્કાર કર્યા અને ધ્યાન ધર્યું. પછી, એમની ઈચ્છા મુજબ એમની ખુરશીને ગૌશાળા, પુષ્પોદ્યાન, ભંડાર, કાર્યાલય તથા બીજા વિભાગો પાસે લઈ જવાઈ. એ સર્વનું એ એમનું અંતિમ દર્શન. ૨૫મી એપ્રિલે એમણે ત્રણ ભક્તોને દીક્ષા આપી. અગિયાર વાગ્યે ભોજન લેવા બેઠા. જમી લીધા પછી છાશ પીતાં એમનો હાથ ધ્રૂજવા લાગ્યો અને છાશના વાટકાને નીચે મૂકી દેવો પડ્યો. એમનું જમણું અંગ પક્ષાઘાતથી ઝલાઈ ગયું હતું. વાચા હણાઈ ગઈ હતી અને એમને બિસ્તરવશ થવું પડ્યું હતું. ગુરુભાઈઓ અખંડાનન્દ, વિજ્ઞાનાનન્દ અને અભેદાનન્દ ઉપરાંત, પાસેથી અને દૂરથી અસંખ્ય લોકો એમને જોવા દોડી આવ્યા. મહાપુરુષજીની વાચા ગઈ હતી પણ એમની માનસિક શક્તિ એવી જ હતી. સૌ પર એ આશીર્વાદ વરસાવતા.

પક્ષાઘાતના હુમલા પછી નવ મહિને, ૧૯૩૪ના ફેબ્રુઆરીના આરંભમાં એમને ન્યુમોનિયા થયો. ડોક્ટરોના ઈલાજો છતાં, તબિયત વધારે બગડતી ચાલી. ૧૫મી ફેબ્રુઆરીએ ઠાકુરની જન્મ જયંતી નિર્વિઘ્ને ઉજવાઈ. ૨૦મી ફેબ્રુઆરીએ તેમણે અંતિમ શ્વાસ લીધો. સંન્યાસીઓએ શંકરાચાર્યના 'નિર્વાણ ષટક', 'શિવમહિમ્નસ્તોત્ર', ઉપનિષદો અને ગીતાના પાઠ કર્યા. એમના દેહને ગંગાજળથી નવરાવી, ચંદન અને પુષ્પોથી સુશોભિત કરી, ગંગાકાંઠે જ અગ્નિને સમર્પિત કરવામાં આવ્યો.

'હું તો મારા ઠાકુરનો કૂતરો છું,' એમ એ અનેકવાર કહેતા. મૃત્યુ પછી ઠાકુરને ચરણે જ એ ગયા હશે.

સ્વામી શિવાનન્દે પુસ્તકો લખ્યાં ન હતાં. એમના પ્રેરક વાર્તાલાપોની નોંધો 'ઈશ્વરના શોધકો' શીર્ષક હેઠળ પ્રકાશિત કરવામાં આવેલ છે અને અનેક સંન્યાસીઓનાં તથા ભક્તોનાં સંસ્મરણોના ત્રણ ભાગ 'શિવાનન્દ સ્મૃતિ સંગ્રહ' નામે પ્રકટ થયેલા છે.

(લેખમાળા ક્રમશઃ)

■

નિર્મિશ ઠાકર

## ૮ ૨ વિવિધ ગાનશૈલીઓ અને તમે

(ગતાંકથી ચાલુ)

મારી વિશૃંખલ શૈલીને કારણે સ્થાયી અને અતરા સુધી આવ્યા પછી કલાત્મક રીતે લિંક તૂટેલી, તે ફરી જોડું ? સ્થાયીમાં મુખડાની વાત પણ આપણે થઈ ગઈ, પણ હવે મને ફરી એકવાર મીરાબાઈનુ પેલુ ભજન યાદ આવી ગયું ! એ ભજનના આધાર પર હુ કહી શકુ કે શ્રીકૃષ્ણ વાસળીમા મુખડાં સારાં વગાડતા હશે, પણ ગોપીઓ સાથે લીલાઓ કરવામા વધુ સમય જવાને કારણે રિયાઝ ઓછો પડતો હશે અને અંતરામા નબળી તાનો વગાડ્યા પછી કદાચ સમ ઉપર નહીં આવી શકતા હોય ! મારો તર્ક એમ કહે છે કે એ કારણે જ મીરાબાઈએ લખ્યુ હશે 'મુખડાની માયા લાગી રે મોહન પ્યારા !' અર્થાત્, હે મોહન પ્યારા ! મને તમારા 'મુખડા'ની જ માયા છે, પણ એ માયા છૂટી જાય, એ પહેલા તમે ગોપીઓને બદલે 'અંતરા'મા ધ્યાન આપશો, તો ઠીક રહેશે !

હું ધારુ છુ કે ખયાલ અગે આટલુ કાફી છે, છતાં પછીથી એ અંગે કશુક કહેવાનું પ્રાપ્ત થશે, તો ચાલી રહેલી કામની વાતોને અટકાવીને, રસભગ નોંતરીને પણ હું એ અંગે જણાવીશ, ભલે એથી અવ્યવસ્થા ઊભી થાય !

ધમાર ધ્રુપદ અગે લખ્યુ, ત્યારે જ આ શૈલીનુ ભેગુ પતાવ્યુ હોત તો સસ્તામાં પત્યુ હોત, પણ સમૂહયજ્ઞોપવીત જેવુ ન લાગે એટલે અલગથી લખુ છુ આમ તો 'ધ્રુપદ ધમાર' એમ ભેગુ પણ બોલાતું હોય છે, 'ચા પાણી'ની જેમ ! શૈલીમા કશો ફરક નહીં પણ ધ્રુપદ બાર માત્રાના 'ચૌતાલ'મા ગવાય, જ્યારે ધમારની બદિશો 'ધમાર' તાલ (જે ચૌદ માત્રાનો હોય છે) સાથે ગવાય છે અહીં તાલ અને ગાન શૈલી માટે એક નામ છે ધમાર

ક ધિ ટ ધિ ટા ધા ડા ગ તે ટા તે ટ તા ડા એ તાલના બોલ છે, જે બોલવાના નથી, વગાડવાના છે જેમ હાસ્યમા સૂક્ષ્મ અને સ્થૂળ એમ બે પ્રકારો હોય છે, તેમ તાલના બોલ બધ અને ખુલ્લા હોય છે ખુલ્લા બોલ આમ તો નૃત્ય સાથે વાગે, પણ ધ્રુપદ-ધમારમા એ જ જોઈએ. મર્દાના શૈલી સાથે તાલ પણ મર્દાના (ખુલ્લા બોલ !) જ શોભે, જેમાં તાકાતનુ પ્રદર્શન વધુ હોય છે 'ધમાર' ને ફાગણ માસમા ગાવ તો સુયોગ્ય ગણાય, કારણ કે ધમારમા હોળી ગીતો ગવાય છે (જો કે હૈયાહોળી થાય ત્યારે ધમાર ન ગાવો, કારણકે એટલી તાકાત જ બચી નહીં હોય ! 'આવુ શાસ્ત્રમા નથી લખાયુ, છતા તમે કેમ લખ્યું ? કહી હૈયા હોળી ન કરવા વિનંતી !) આમા ખાસ કરીને કાફી રાગમા ગવાતી વ્રજભાષી 'હોરી' હોય છે જે વિવિધ લયમાં ગવાય છે કૃષ્ણ અને અને ગોપીઓ ફાગ ખેલે ત્યારે વ્રજભાષામા આવુ કાંઈક રચાય અને ગવાય 'ઉતતે આઈ કુંવર રાધિકે ઈતતે કુંવર કન્હાઈ ખેલત ફાગ પરસ્પર હિલમિલ, શોભા બરની ન જાઈ ! કૈસી યે ધૂમ મચાઈ, બિરજ મેં કૈસી યે ધૂમ મચાઈ ? બ્રિજ મેં હોરી રચાઈ, કૈસી યે ધૂમ મચાઈ ?

સ્વાભાવિક છે, ગુજરાતી લેખક ધૂમ મચાવવાના ઉત્સાહમાં વ્રજભાષામાં ગોટાળા કરે જ, એટલે ઉપરોક્ત પક્તિઓમાં પણ એવુ બને જ ! સ્વયં કૃષ્ણ ભગવાન પણ 'હોળીમા તો બધું ચાલે' કહી લાગણીઓ પર ધ્યાન આપે, પણ અભ્યાસીઓ તો શબ્દોને ઝાલવાના ! (અભ્યાસીઓને મારી નમ્ર વિનતી કે શક્ય હોય તો ક્ષમા કરજો.)

ચૈતી ઋતુગીતનો આ એક પ્રકાર જે ચૈત્ર માસમા ગાવ (અને કોઈ સાભળનાર હોય...) તો શોભે ! ભાદરવામા ગાવ તોયે અંગતપણે મને કોઈ વાધો નથી, પણ એ ચૈતી ન કહેવાય, બસ. આમાં ભોજપુરી ભાષા જ હોય છે અને બિહારના આરા અને છપરા જિલ્લામા એ વિશેષ લોકપ્રિય છે લાલુપ્રસાદ યાદવના મુખેથી ગવાય તોયે શોભી ઊઠે, એવો આ પ્રકાર છે ! (રામકસમ, હમ સચ કહત હૂં સમઝે કિ નાહિ ?)

કજરી વર્ષાના વર્ણનો લઈ આવતો આ પ્રકાર અષાઢી પૂર્ણિમાથી કૃષ્ણાષ્ટમી સુધીના ગાળામા ગવાય છે કૃષ્ણ અને ગોપીઓના વિરહ-મિલન આમા વણાય છે અને આ પ્રકારનો વિશેષ પ્રચાર ઉત્તરપ્રદેશના મિર્ઝાપુર જિલ્લામાં જોવા મળે છે (એટલુ કન્ફર્મ કરવા તમે ત્યા જશો ?)

ટપ્પા આ પ્રકારની ગાયકી ઊંટ ચરાવનારા લોકો માટે ગણાય છે અલબત્ત, તમે ગાયો ચરાવતા હોવ તોયે ટપ્પા ગાવા માટે કોઈ શાસ્ત્રીય નિષેધ નથી, પણ એમ કરવાથી કદાચ ગાયો ઓછુ દૂધ આપી શકે, પજાબી ભાષા ન સમજાવાને કારણે ટપ્પામા મહદ્અંશે પંજાબી શબ્દો હોય છે અને એ સોળ માત્રાના પજાબી ઠેકામાં ગવાય છે એ મોટે ભાગે કાફી, ઝિંઝોટી, બરવા, માંડ ખમાજ, ભૈરવી, પીલૂ જેવા રાગોમા ગવાય છે ખયાલમાં આલાપનુ વિશેષ મહત્ત્વ છે ટપ્પામા ફક્ત તાનબાજી, ખટકા અને મુરકીના પ્રયોગ થાય છે, વળી એમા મન્દ્રસપ્તકના સૂરો હોતા નથી. મન્દ્રસપ્તકના સ્વરો વિવેચકો જેવા ગંભીર સ્વભાવના ગણાય છે, જ્યારે ટપ્પામાં શૃંગાર રસ જ ટપકતો હોય છે.. એટલે એમા ગાભીર્યનો ટપ્પો

ન પડતાં ક્રિકેટના ફૂલટોસ બોલ જેવું લાગે છે. આમાં ઊછળી કૂદીને ગાવું પડે છે (ઊંટ પર બેઠા હોઈએ ને સ્થિરતા રાખવા પ્રયત્ન કરીએ, તો કરોડના મણકા સાઈકલની સૂકાઈ ગયેલી ચેઈન જેવો અવાજ કરે ને ?) સ્વરોની તો ઠીક, પણ શારીરિક ઉછળકૂદ દરેકને ન પાલવે, એટલે આ શૈલી ઓછી લોકપ્રિય છે. (જો કે શ્રોતાઓને આમાં કોઈ અંગમરોડ દાખવવાના હોતા નથી.) આ પ્રકારના પ્રસાર અને પ્રચારનો યશ પંજાબી ગાયક ગુલામનબીને ફાળે જાય છે, જેમણે 'શૌરી'ને નામે પંજાબીમાં ટપ્પા લખેલા અને ગાયેલા.

**તરાના :** હું 'એબ્સર્ડ' તત્ત્વની વાત કરીશ, તો તમે તરત એનો અર્થ પૂછશો. મોટા ભાગની વ્યાધિઓ અને ઉપાધિઓ માનવજાતે સામેથી નોંતરી છે, અર્થો પૂછી પૂછીને ! 'એબ્સર્ડ'માં અનર્થનું જ મહત્ત્વ હોય છે, મિત્ર ! એમાં તર્ક કામ લાગતા નથી. અનર્થનો મહિમા કરતાં આધુનિક અછાંદસોમાં લવારાના પ્રદેશો પણ આવે છે, જેનો સ્પષ્ટ અર્થ હોતો જ નથી, છતાં ઉત્તમ આનંદ આપે છે.

અર્થ જાણવાની વૃત્તિમાંથી કેટકેટલાં દુઃખો જન્મ્યાં છે. વૈજ્ઞાનિક ન્યૂટને ઝાડ પરથી પડેલું સફરજન ખાઈને ચાલતી પકડી હોત, તો એણે શોધેલ ગુરુત્વાકર્ષણ અને વેગ-પ્રવેગનાં સૂત્રો ગોખી ગોખીને વિદ્યાર્થીઓ બિચારા ભૌતિકશાસ્ત્રમાં નાપાસ ન થતા હોત ! બધી પ્રક્રિયાનો અર્થ જાણવાની શી જરૂર ? અભણ માણસ જો દસમા માળથી પડતું મેલે, તો ઓછો પીડાય. જો તમે દસમા માળથી કૂદો (માફ કરશો, એવું હું ઈચ્છતો નથી, પણ મારા વિશે એવું વિચારું તો આ શ્રેણી કોણ લખશે ?) તો શિક્ષિત હોવાને કારણે તમે બચી નહીં જાવ, પણ વધુ પીડાશો ! જમીન પર પછડાવાથી અસહ્ય શારીરિક પીડા તો થશે જ, ઉપરાંત જો ગુરુત્વાકર્ષણના નિયમોની તમને ખબર હશે તો પછડાતાં પહેલાં તમે માનસિક રીતે પણ પીડાશો, તે બોનસમાં ! દસમા માળથી જમીન પર પહોંચવામાં ઠીક ઠીક સમય મળી રહે છે, એ તો વગર કૂદે ય તમને ખબર હશે ! એ ગાળામાં તમે કેટકેટલું વિચારી શકશો ! ભલે ઘરમાં કે ઓફિસમાં નહીં પડતું હોય, પણ તમારું વજન તો તમે જાણતા જ હશો. એક માળના લગભગ દસ ફૂટને હિસાબે તમે લગભગ સો ફૂટનું અંતર કાપવાનું છે, એ ગણી શકશો. પછી એ અંતર અને તમારા વજનને હિસાબે પૃથ્વીના ચુંબકત્વને કારણે તમારા પર કેટલું ગુરુત્વાકર્ષણ બળ લાગશે, એ ગણી શકશો. (તમે તો ખિસ્સામાં કેલ્ક્યુલેટર પણ રાખો છો ને ?) ભૂતકાળમાં તમે એ પણ ગોખીને તૂટી ગયા હશો કે જ્યારે બે ભૌતિક પદાર્થો સામસામે સીધી લીટીમાં (એટલે કે ૧૮૦ અંશને ખૂણે !) અથડાય તો એથી ઉત્પન્ન થતા આઘાત અને પ્રત્યાઘાત સરખા અને એકબીજાથી વિરુદ્ધ દિશામાં હોય છે. પછી તમને બેમાંથી એક ભૌતિક પદાર્થની જ ચિંતા થશે. (તમને તો તમારા શરીરની જ ચિંતા થાય ને ! પૃથ્વીની ચિંતા તો કૂદી ન શકેલાંઓ કરવાનાં જ છે !) ને આઘાત-પ્રત્યાઘાતનો આંકડો 'કિલોગ્રામ પર સેન્ટીમીટર સ્કવેર'માં કાઢ્યા પછીયે તમે પછડાવાની દુર્ઘટનાને ટાળી શકવાના છો, કૂદ્યા પછી ? તમારી જગાએ જો અભણ માણસ હશે, તો જરાયે નહીં પીડાય ! કારણ કે એને એટલી જ ખબર હોય છે કે આપણે શું ખાવા કૂદીએ, બીજાને ધક્કો ના મારીએ ?

જ્ઞાનીઓનાં દુઃખોનો પાર નથી હોતો. ખોટ કરતી કંપનીના મોટા સાહેબો મેનેજમેન્ટને નામે કંપનીનાં વધુ સમય અને પૈસા વેડફી મિટિંગો ગોઠવે છે, જેથી તારણો કાઢી શકાય કે નફો કરવો કેમ શક્ય નથી ! છોડોને બીજાંનાં ઉદાહરણ, આપણી જ વાત લો ! તમે ને હું જ્ઞાની છીએ, એથી શું કાંદા કાઢ્યા ? આ વિશદ ચર્ચા નિમિત્તે મેં આટલું બધું લખ્યું ને તમે વાંચ્યું, પણ 'તરાના' અંગેના જ્ઞાનની લેવડદેવડ આ ક્ષણ સુધી થઈ શકી છે ? ના.

...ને બોધપાઠના નામ પર મીંડું ! હજીયે તમે અર્થ જાણવા ઈચ્છશો કે 'તરાના' એટલે શું ! (ગાવાના હોવ તો તો સમજ્યા, બાકી જે ગામ જવું નહીં એનું નામ શું ખાવા લેવું ?) એની વે, હવે તરાના વિશે લખું છું...

'અર્થ'ની દુનિયામાં જીવીને તૂટી ગયેલાં ગાયક અને શ્રોતાઓને કામચલાઉ રાહત મળી રહે, એ ખાતર તરાનામાં નાદિર, દિર-દિર, તોમ્ દિર, દાની, તાના... જેવા નિરર્થક શબ્દોને સૂર અને તાલ સાથે ગવાય છે ! કાર્ટૂનકલામાં રસ ધરાવનારાઓએ આ નિરર્થક શબ્દો આયના સામે જઈ પોતાની (અથવા બીજાની...) શૈલીમાં ગાવા અને એ ક્ષણોમાં (જોવું ગમે તો...) થતા મુખદર્શન અને કાર્ટૂનકલાનો તુલનાત્મક અભ્યાસ કરવો. આ પ્રકાર વિષે માંડ બે પંક્તિ લખાય એટલું જ્ઞાન મારી પાસે હતું, પણ સદ્ભાગ્યે ઘણું લખી શકાયું, એનો મને આનંદ છે !

**તિરવટ :** આને ત્રિવટ પણ કહેવાય છે. આ પ્રકાર તરાના જેવો, પણ સરખામણીએ વધુ અઘરો છે, માટે ઓછું લખવું જ ઠીક રહેશે. આમાં મોટેભાગે તબલા અને પખવાજના બોલ જ ગવાય છે. હવે વિચારો કે તાલના બોલ ગાવા માટે નથી હોતા, છતાં આમાં ગવાય છે ! પછી 'અવાજને ખોદી નથી શકાતો' જેવી ફરિયાદો ઊઠે, તો મારો વાંક કહેવાય ? સારું થયું કે આ મુદ્દો ઝડપાયો, બાકી તિરવટ વિશે મને ઝાઝી ખબર નથી. લખાણ અહીંથી કરવટ લેશે, હોં !

(ક્રમશઃ)

■

# નીલગાય - The Blue Bull (Boselaphus tragocamelus)

હેમેન્દ્ર એ. શાહ



નીલગાયનાં બીજાં નામ છે રોઝ, રોઝરા, નીલ વગેરે. નીલગાયનો શિકાર થતો નથી તેનું ખાસ કારણ કદાચ એ છે કે તેના નામની પાછળ 'ગાય' શબ્દનો ઉપયોગ થયો છે ગ્રામ્ય પ્રજા, ખેડૂતો માને છે કે સામાન્ય સફેદ ગાયની જેમ નીલગાય પણ એક પવિત્ર પ્રાણી છે

ગુજરાતમાં નીલગાય ઘણાં સ્થળોએ જોવા મળે છે ગીરના જંગલમાં અને અન્ય સ્થળોએ બધી થઈને ૧૫૦૦૦થી વધુ નીલગાય ગુજરાતમાં છે તેવી ધારણા છે લગભગ ૩૦૦૦ નીલગાય તો ફક્ત ગીરનાં જંગલમાં જ હશે.

નીલગાય વર્ષોથી ખેડૂતોનો પાક ખાઈ જાય છે જો કે ૮૦ ટકા ખેડૂતો તેને મારવામાં માનતા નથી. જ્યારે નીલગાયની વસ્તી અતિશય વધી ગઈ અને પાકને નુકસાન થતું અત્યંત વધી ગયું ત્યારે વનવિભાગને ખેડૂતોએ આ અંગે યોગ્ય કરવા કહ્યું લગભગ પંદર વર્ષ પહેલાંની આ વાત છે એક વરિષ્ઠ વન અધિકારીએ રિપોર્ટ તૈયાર કર્યો કે નીલગાયને મારી નાખીને તેનું મટન એક્સપોર્ટ કરવામાં આવે. પરંતુ આ અધિકારીના સાથીદારોએ વિરોધ કરતાં કહ્યું કે આમ કરવાથી ગ્રામ્ય પ્રજા ભડકશે અને લોકોમાં ઊહાપોહ મચી જશે. તેથી આ વાત પછી આગળ વધી નહીં.

સામાન્ય રીતે નર નીલગાયની ઊંચાઈ લગભગ ૧૩૨થી ૧૪૨ સે.મી.ની હોય છે ઘણા ઓછા દાખલા છે જેમાં તેની ઊંચાઈ ૧૫૦ સે.મી. પહોંચી હોય નીલગાય નારીની ઊંચાઈ નર કરતાં ઘણી ઓછી હોય છે. નીલગાયનાં શિંગડાં ૨૦ x ૨૫ સે.મી.ની લંબાઈનાં હોય છે નીલગાય ઝડપથી દોડી શકે છે અને દોડતી હોય ત્યારે ઘોડો દોડતો હોય તેમ જ લાગે. નીલગાય, ખાસ કરીને નર, જેની ચામડી ગુલાબી રંગની હોય છે તે ઉંમર વધતાં વાદળી થતી જાય છે ને પછી ઘેરી વાદળી થઈને કાળા જેવી લાગે છે. તેના મોંઢાથી ગળાની નીચેના ભાગ સુધી સફેદ રંગની પટ્ટી હોય છે તેની પૂંછડીનો પાછળનો ભાગ પણ સફેદ હોય છે. નીલગાય ભારતીય ઉપખંડ સિવાય દુનિયામાં ક્યાંય જોવા મળતી નથી. આસામ, મલબારનો કિનારો તથા પૂર્વ બંગાલ સિવાય નીલગાય ભારતભરમાં જોવા મળે છે

નીલગાય ૨૫ મહિનાની ઉંમરની થાય પછી ગર્ભ ધારણ કરી શકે છે. ગર્ભ ધારણ કર્યા પછી ૮ થી ૯ મહિને બચ્ચાને જન્મ આપે છે તેને ગર્ભ ધારણ કરવા માટે કોઈ વિશેષ ઋતુ કે મહિનો હોતો નથી. આ કારણસર તેની વસ્તી કૂદકે ને ભૂસકે વધતી જાય છે અને વધતી સંખ્યાને કારણે ઘણીવાર માનવી સાથે સઘર્ષમાં આવવાના પ્રસંગો પણ બને છે

નીલગાય તેની હગાર એક જ જગ્યાએ નાખે છે તેથી અમુક સ્થળની આસપાસ થોડા દિવસોમાં જ ઢગલો થઈ જાય છે વાઈલ્ડ લાઈફ નિષ્ણાતોનું માનવું છે કે આમ કરવાથી નીલગાયનું ટોળું વેરવિખેર થઈ ગયું હોય તો તે હગારની નિશાનીથી બધાં ભેગાં થઈ શકે છે નીલગાય બે વખત ચરે છે તે સખત તડકાને પણ સહન કરી શકે છે અને તેને છાંયડો શોધવાની જરૂર પડતી નથી. તેની પાણી પીવાની જરૂરિયાત પણ ઓછી છે તે પાણી પીધા વગર ઘણા દિવસો સુધી રહી શકે છે.

નીલગાયની સાંભળવાની શક્તિ સામાન્ય છે, પણ જોવાની અને સુંઘવાની શક્તિ અત્યંત શક્તિશાળી છે તે ગાઢ જંગલને બદલે છૂટાંછવાયાં ઝાડ હોય અને ઘાસ હોય તેવી ટેકરીઓ ઉપર ચરવાનું પસંદ કરે છે જંગલમાં જોવા મળતો પુખ્ત ઉંમરનો નર જે ચળકતી ચામડીવાળો ઘેરા વાદળી રંગનો સશક્ત ભરાવદાર બળદ છે, તેને જોવો તે વાઈલ્ડ લાઈફના ચાહકો માટે એક લ્હાવો છે

■

મુકુન્દ પી. શાહ

### ચિનુ મોદીને નરસિંહ મહેતા ઍવૉર્ડ

વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કવિતા-સર્જનને લક્ષ્યમાં લઈને 'આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ' દ્વારા પ્રતિવર્ષ અપાતો 'નરસિંહ મહેતા ઍવૉર્ડ' એના અગિયારમા વર્ષે, વર્ષ ૨૦૦૮ માટે, કવિ ચિનુ મોદીને આપવાનું જાહેર થયું છે.

ભીનાં ૬૯ (વેંટ-૬૯) વર્ષ વટાવી તા. ૩૦ સપ્ટેમ્બર, ૨૦૦૮ના રોજ સિત્તેરમાં પ્રવેશતા શ્રી ચિનુ મોદીને એમની સુદીર્ઘ કવિતા-યાત્રા માટે શુભેચ્છાઓ સાથે અભિનંદન !

### બહુભાષી સાહિત્યગોષ્ઠિ

પ્રગતિશીલ લેખક સંઘ, ગુજરાત રાજ્યને ઉપક્રમે ૩૧ ઑગસ્ટે એક બહુભાષી સાહિત્યગોષ્ઠિ યોજવામાં આવી હતી, જેમાં ગુજરાતી-હિન્દી-ઉર્દૂમાં લખતા સાહિત્યકારો એકત્ર થયા હતા. જોગાનુજોગ, પ્રસ્તુત સપ્તાહમાં જ પાકિસ્તાનના મહત્ત્વના માનવતાવાદી કવિ અહેમદ ફરાઝનું અવસાન થયું હોવાથી એમને અંજલિ પણ અપાઈ હતી. પ્રા. સિફ્રત કાદરીએ સરમુખત્યારશાહી અને અન્યાય સામે લડત આપનાર ફરાઝનો પરિચય આપ્યો હતો. એમણે ફરાઝની કેટલીક રચનાઓ પણ પેશ કરી હતી.

પછી સરૂપ ધ્રુવ, સુલતાન અહેમદ, પ્રવીણ પંડ્યા, વફા જોનપુરી, ડૉ. અખ્તરખાન, પ્રત્યૂષ, મનહર જમિલ અને યશવન્ત મહેતા સહિત ઉપસ્થિતોએ પોતાની કવિતાઓ રજૂ કરી હતી. સંચાલન સંઘના આવાહક રામસાગરસિંહ પરિહારે કર્યું હતું.

### પ્રદીપ ખાંડવાલા દ્વારા થયેલા ગુજરાતી કાવ્યોના અંગ્રેજી અનુવાદના પુસ્તકનું લોકાર્પણ

તા. ૬ઠ્ઠી સપ્ટેમ્બરે ગુજરાતી સાહિત્ય પરિષદ અંતર્ગત શ્રી એચ. એમ. પટેલ અનુવાદ કેન્દ્રના ઉપક્રમે શ્રી પ્રદીપ ખાંડવાલા દ્વારા અંગ્રેજીમાં અનુવાદિત ગુજરાતી કવિઓનાં કાવ્યોના સંગ્રહનું લોકાર્પણ મલયાલમ અને અંગ્રેજી ભાષામાં લખતા કવિ શ્રી કે. સચ્ચિદાનંદના હસ્તે, (આગલી સાંજે એમણે પરિષદમાં પોતાનાં સ્વરચિત કાવ્યોનું પઠન કરેલું.) શ્રી ધીરુભાઈ ઠાકરના અધ્યક્ષપદે અને શ્રી નિરંજન ભગતના અતિથિવિશેષપદે યોજાયેલા સમારંભમાં કરવામાં આવ્યું હતું. ડૉ. અનિલા દલાલે પરિચય આપ્યો હતો. શ્રી પ્રદીપ ખાંડવાલાએ અનુવાદની પ્રક્રિયા વિશે વાત કરી હતી અને જેમની રચનાઓનો અંગ્રેજી અનુવાદ કરાયો છે તે પૈકી ઉપસ્થિત રહેલા કવિઓ સર્વશ્રી રઘુવીર ચૌધરી, નિરંજન ભગત, ઉષા ઉપાધ્યાય, નીરવ પટેલ, સુહાસ ઓઝા, હર્ષદ ત્રિવેદી, લીના ત્રિવેદી, ચંદ્રકાન્ત શેઠ, યોગેશ જોષી, રાજેન્દ્ર પટેલ, રાજેન્દ્ર શુક્લ, હરિકૃષ્ણ પાઠક વતી યોગેશ જોષી અને હસમુખ શાહે પોતાની ગુજરાતી રચનાઓનું પઠન કર્યું હતું. કાવ્યાનુવાદ શ્રી પ્રદીપ ખાંડવાલાએ રજૂ કર્યા હતા.

### સોમૈયા વિદ્યાવિહાર સુવર્ણજયંતી મહોત્સવ

સોમૈયા વિદ્યાવિહારની સુવર્ણજયંતી નિમિત્તે તા. ૭મી સપ્ટેમ્બરના રોજ સોમૈયા સંકુલ વિદ્યાવિહાર (પશ્ચિમ) મુંબઈના એન્જિનિયરીંગ ઓડિટોરિયમ ખાતે પદ્મભૂષણ કરમશી જેઠાભાઈ સોમૈયાના જીવન પર આધારિત શ્રીમતી વર્ષા અડાલજા લિખિત નવલકથા 'પરથમ પગલું માંડિયું'નું વિમોચન પૂ. સ્વામી શ્રી ભદ્રપાનંદજી સરસ્વતીના હસ્તે યોજાયું હતું. ડૉ. શાંતિલાલ સોમૈયાએ આવકાર પ્રવચન આપ્યું હતું. પ્રો. સુરેશભાઈ શાહે ભૂમિકા બાંધી હતી. શ્રીમતી વર્ષા અડાલજાએ સર્જન પ્રક્રિયા વર્ણવી હતી. ડૉ. સુરેશ દલાલે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. શ્રી સમીર સોમૈયાએ આભારદર્શન અને શ્રી સમીર જોશીએ સંચાલન કર્યું હતું.

### દ્વિ-દિવસીય વાર્તા શિબિર

'સુરેશ જોષી સાહિત્ય વિચાર ફૉરમ' અને 'ઉત્તર ગુજરાત વાર્તા વર્તુળ'ના સંયુક્ત ઉપક્રમે, ડીસાના દૈનિક અખબાર 'રખેવાળ'ના આદ્યસ્થાપક શ્રી અમૃતલાલ શેઠની સ્મૃતિમાં, તા. ૬ અને ૭ સપ્ટેમ્બરે દ્વિ-દિવસીય વાર્તા શિબિર યોજાઈ ગયો.

ઉદ્દ્ઘાટન બેઠકમાં ફોરમના સંયોજક ડૉ. સુમન શાહે બીજરૂપ વક્તવ્ય આપ્યું હતું. એમણે સુરેશભાઈની પુણ્યતિથિનું પણ ઉચિત રીતે સ્મરણ કરાવ્યું. પ્રથમ બેઠકમાં સર્વશ્રી નીતિન ત્રિવેદીએ 'પસંદગીનો દુશ્મન', હાલાભાઈ 'માસૂમ'એ 'પૂર્વજનો પ્રેતાત્મા', દીવાન ઠાકોરે '૬.૪૦ની બસ' તથા દશરથ પરમારે 'ફૂલચંદ જાદવના જીવનનો ઉત્તરાર્ધ' વાર્તાઓ વાંચી હતી.

રાત્રિ બેઠકમાં કનુભાઈ આચાર્યની 'મિશન' અને ચતુર પટેલ રચિત 'વાયા મેક્સિકો' રચનાઓ વંચાઈ હતી.

૭મી સપ્ટેમ્બરની પ્રથમ બેઠકમાં ડૉ. મોહન પરમારે 'કાયાપલટ', ડૉ. જયેન્દ્ર શેખડીવાળાએ 'આત્મારામની પાંપણો', ધરમાભાઈ શ્રીમાળીએ 'વલૂર', ડૉ. સુમન શાહે 'દોરડું લઈને કૂવામાં' અને ડૉ. અજિત ઠાકોરે 'ખીજડિયા દાદા' વાર્તાઓ વાંચી હતી.

બીજી બેઠકમાં સંજય ચૌહાણે 'ખાલું' તથા રામચન્દ્ર પટેલે 'પોઠિયો' રચનાઓ રજૂ કરી હતી.

ઉલ્લેખનીય છે કે શિબિરના બન્ને દિવસો દરમ્યાન ડીસાનાં રસિકજનો ઉપસ્થિત રહ્યાં હતાં તેમજ ચર્ચામાં ઉલટભેર ભાગ લીધો. અંતિમ બેઠકમાં 'રખેવાળ'ના તંત્રી તરુણ શેઠે 'ઈશ્વર હજી સૂતો નથી', ધરમસિંહ પરમારે 'ભૂકમ્પ-ભીતરનો' તથા ભાનુકુમાર ત્રિવેદીએ 'તાર કસબ' નામની રચનાઓ વાંચી હતી. આભારવિધિ શ્રી દીવાન ઠાકોરે કરી હતી.

### મેઘાણી-વંદના

શ્રી જયભિખ્ખુ જન્મશતાબ્દી વર્ષ નિમિત્તે શ્રી જયભિખ્ખુ સાહિત્ય ટ્રસ્ટના ઉપક્રમે ગુ**જરાત વિશ્વ**કોશ ટ્રસ્ટના

શ્રી હીરાલાલ ભગવતી સભાગૃહ ખાતે તા. ૨૩-૮-૨૦૦૮ના રોજ યોજાયેલ 'મેઘાણી-વંદના' અંતર્ગત 'આવો માણસ કોઈ દિ' જોયો નથી' નામક કાર્યક્રમમાં શ્રી મેઘશ્રી ભાવે અને શ્રી સંજય ભાવેએ શ્રી ઝવેરચંદ મેઘાણીની રચનાઓનું વાચન કર્યું હતું. આ પ્રસંગે શ્રી રાજેન્દ્ર પટેલે જયભિખ્ખુ ટ્રસ્ટની પ્રવૃત્તિની માહિતી આપી હતી. ડૉ. કુમારપાળ દેસાઈએ આભારદર્શન કર્યું હતું.

**બગસરામાં મેઘાણી સ્મૃતિ-વંદના**

મેઘાણી સાહિત્ય વર્તુળની દ્વિદશાબ્દી નિમિત્તે મેઘાણી સાહિત્ય વર્તુળ, બગસરાના ઉપક્રમે યોજાયેલ 'મેઘાણી સ્મૃતિ-વંદના' કાર્યક્રમ અંતર્ગત સર્વશ્રી હર્ષદ ચંદારાણા, જયંત ઓઝા, અજય પાઠકે પ્રાસંગિક વક્તવ્યો આપ્યાં હતાં. ગાયક બેલડી શ્રી રિષભ મહેતા અને શ્રીમતી ગાયત્રી મહેતાએ મેઘાણી તથા અન્ય ગુજરાતી કવિઓનાં ગીતો ગાયાં હતાં. આમંત્રિત મહેમાનોનું શાલ ઓઢાડી સ્વાગત કરાયું હતું. સંસ્થાનું પ્રેરકબળ બનેલા શ્રી જયંત ઓઝાને બિરદાવાયા હતા. સંસ્થાના પ્રમુખ શ્રી સુલતાનભાઈએ સૌને આવકાર્યા હતા.

**જયંતિ દલાલ સ્મૃતિ સંધ્યા**

તા. ૨૪મી ઑક્ટોબરે જયંતિ દલાલ સ્મૃતિ સમિતિ અને ગુજરાતી સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે રા. વિ. પાઠક સભાગૃહમાં યોજાયેલ દૃશ્યશ્રાવ્ય કાર્યક્રમમાં શ્રી રાજેશ શાસ્ત્રીએ 'જયંતિ દલાલ : જીવનપોળ અને બાપા શાસ્ત્રીની ખડકી' વિષય પર વક્તવ્ય આપ્યું હતું.

આ પ્રસંગે જયંતિ દલાલના સાહિત્ય પર આધારિત 'બંદાના બોલ'ની નાટ્યાત્મક પ્રસ્તુતિ કરવામાં આવી હતી, જેનું સંકલન અને દિગ્દર્શન શ્રી પ્રવીણ પંડ્યાએ કર્યું હતું.

આ પ્રસંગે ડૉ. અનિલા દલાલે ભૂમિકા બાંધી હતી. સંચાલન પણ તેમનું જ હતું. શ્રી પ્રકાશ ન. શાહે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. શ્રી મનસુખ સલ્લાએ આભારદર્શન કર્યું હતું.

**જયભિખ્ખુનાં ૫૭ પુસ્તકોનું વિમોચન**

મુંબઈમાં બિરલા માતૃશ્રી સભાગૃહમાં યોજાયેલા જયભિખ્ખુ શતાબ્દી વંદનામાં અધ્યક્ષસ્થાને શ્રી રાજેન્દ્ર શાહ અને અતિથિવિશેષપદે શ્રી ધીરુબહેન પટેલ ઉપસ્થિત રહ્યાં હતાં. આ પ્રસંગે શ્રી રાકેશભાઈ ઝવેરીએ જયભિખ્ખુનાં ૫૭ પુસ્તકોનું વિમોચન કર્યું હતું. જયભિખ્ખુ સાહિત્ય ટ્રસ્ટના માનદ્ મંત્રી ડૉ. કુમારપાળ દેસાઈએ જયભિખ્ખુ સાહિત્ય ટ્રસ્ટની પ્રવૃત્તિઓની વાત કરી હતી. આ પ્રસંગે ગૂર્જર પ્રકાશનના શ્રી મનુભાઈ શાહ અને કવિ શ્રી રાજેન્દ્ર પટેલે પુસ્તકોનો સંપુટ અર્પણ કર્યો હતો. સંચાલન કવિ શ્રી ઉદયન ઠક્કરે કર્યું હતું.

કાર્યક્રમના અંતે શ્રી અદિતિ દેસાઈ દિગ્દર્શિત, અને શ્રી જયભિખ્ખુ લિખિત 'બંધન અને મુક્તિ' નાટક સૌએ માણ્યું હતું.

**ડૉ. કુમારપાળ દેસાઈને 'આચાર્ય તુલસી અને કાન્ત' સન્માન**

સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને જૈન દર્શનના વિદ્વાન ડૉ. કુમારપાળ દેસાઈને જૈન વિશ્વભારતીનો પ્રતિષ્ઠિત 'આચાર્ય તુલસી અને કાન્ત' સન્માન પુરસ્કાર આપવાનું જાહેર કરાયું છે જેમાં પ્રશસ્તિપત્ર, સ્મૃતિચિહ્ન અને રૂપિયા એક લાખની રોકડ રકમ અપાય છે. આ એવૉર્ડ જૈનદર્શનના મૌલિક સિદ્ધાંતોને વ્યાપક બનાવવા માટેની કામગીરી કરનારને અપાય છે. 'પદ્મશ્રી' અને 'જૈનરત્ન એવૉર્ડ' મેળવી ચૂકેલા ડૉ. કુમારપાળ દેસાઈએ જૈન દર્શન વિશે ગુજરાતી, હિન્દી, અંગ્રેજીમાં ૫૪ ગ્રંથોની રચના કરેલી છે.

**અશ્વિન ચંદારાણાને વિજ્ઞાન સાહિત્ય માટે પુરસ્કાર**

ગુજરાતી ભાષામાં બાળ-વાચકો માટેના વિજ્ઞાનલેખનને પ્રોત્સાહન મળે એ ઉદ્દેશથી, વિજ્ઞાનલેખક ડૉ. નગીન મોદીના પ્રોત્સાહનથી, બાલસાહિત્ય અકાદમીએ યોજેલી સાહિત્ય સ્પર્ધામાં ૨૦૦૬-૦૭ના વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા આ પ્રકારના શ્રેષ્ઠ પુસ્તક તરીકે અશ્વિન ચંદારાણાના પુસ્તક 'રખડપટ્ટી'ને પુરસ્કાર યોગ્ય ઠરાવવામાં આવ્યું છે. નિર્ણાયક તરીકે બહુશ્રુત ડૉ. સુશ્રુત પટેલે સેવા આપી હતી.

**મોડાસામાં શબ્દમય અને સૂરમય સાંજ**

તા. ૩૦મી ઑગસ્ટે મોડાસામાં મુરીબેન પી.ટી.સી. કૉલેજ અને 'શબ્દસેતુ'ના ઉપક્રમે યોજાયેલા કાર્યક્રમમાં સર્વશ્રી સ્નેહી પરમાર, શીવજી રુખડા, બળવંત ભાસ્કર 'ઝાહીદ', હરદ્વાર ગોસ્વામીએ કાવ્યપઠન કર્યું હતું. જ્યારે સંગીતકાર બેલડી શ્રી રિષભ મહેતા અને શ્રીમતી ગાયત્રી મહેતાએ સુગમ સંગીત પીરસ્યું હતું. આ પ્રસંગે મ. લા. ગાંધી ઉચ્ચતર કેળવણી મંડળના પ્રમુખ શ્રી મુકુન્દભાઈ શાહ અધ્યક્ષસ્થાને, પ્રભારી મંત્રીશ્રી સુભાષભાઈ શાહ અને સૌરાષ્ટ્ર સેવાસમાજ મોડાસાના પ્રમુખ શ્રી ભરતભાઈ પરમાર અતિથિવિશેષપદે ઉપસ્થિત રહ્યા હતા. પ્રા. મધુસૂદન વ્યાસે આભારદર્શન કર્યું હતું.

**રવીન્દ્ર-સંગીત : વર્ષાગીતો**

તા.૩જી સપ્ટેમ્બરે રવીન્દ્ર ભવન અને ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે રવીન્દ્ર-સંગીત અને વર્ષાગીતો રજૂ કરાયાં હતાં.

**પ્રવૃત્તિપુરુષ વિનાયક રાવલનું ષષ્ટિપૂર્તિ સન્માન**

તા. ૭મી સપ્ટેમ્બરે દૂધસાગર ડેરી સભાગૃહ ખાતે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અને શુભેચ્છકોની મહોત્સવ સમિતિના ઉપક્રમે યોજાયેલા સમારંભ અંતર્ગત ડૉ. વિનાયક રાવલને સમારંભના અધ્યક્ષ ડૉ. બળવંત જાનીએ ષષ્ટિપૂર્તિ સન્માન સ્મૃતિચિહ્ન, શાલ અને રૂ. ૬૦,૦૦૦ની ધનરાશિ અર્પણ કર્યાં હતાં, જેમાં શ્રી રાવલે પોતાના તરફથી રૂ ૪૦,૦૦૦ ઉમેરી મહેસાણામાં નાટ્યગૃહ બાંધવાના પોતાના સ્વપ્નને સાકાર કરવા ખર્ચવાનું જાહેર કર્યું હતું. શ્રી રતિલાલ સાં. નાયકે પણ પોતાના તરફથી રૂપિયા ૪૦,૦૦૦ આપવાનું જણાવ્યું હતું. આ પ્રસંગે ડૉ. ચિનુ મોદીના અધ્યક્ષપદે યોજાયેલા મુશાયરામાં સર્વશ્રી મુસાફિર પાલનપુરી, કૃષ્ણ દવે, હરદ્વાર ગોસ્વામી, કેશુભાઈ પટેલ, ડૉ. દીના શાહે પોતાની રચનાઓ રજૂ કરી હતી. અભિવાદન સમારોહમાં સર્વશ્રી નારાયણભાઈ લ. પટેલ, અનિલભાઈ ત્રિ. પટેલ, કે. કે. પટેલ, જેઠાભાઈ ચૌધરી વગેરેએ ડૉ. વિનાયક રાવલની વિવિધ ક્ષેત્રોની સેવાઓને બિરદાવી હતી. આ પ્રસંગે વિવિધ સંસ્થાઓ અને વ્યક્તિઓએ ડૉ. રાવલનું અભિવાદન કર્યું હતું.

**એન. એસ. પટેલ આર્ટ્સ કૉલેજ આણંદમાં નવોદિત કવિઓનું સંમેલન**

અનુસ્નાતક ગુજરાતી વિભાગ, એન. એસ. પટેલ આર્ટ્સ

કોલેજ, આણંદના ઉપક્રમે નવોદિત કવિઓનું કવિ સંમેલન યોજાયું. જેમાં કવિ શ્રી અનિરુધ્ધસિંહ ગોહેલ, કિરીટ ગોસ્વામી, જયંત 'સંગીત', જિગર જોશી 'પ્રેમ', વિશાલ જોશી, કેતન કાનપરિયા, હાર્દિક વ્યાસ, વિરલ શુકલ, હર્ષવિ પટેલ તથા ઘનશ્યામસિંહ રાઠોડે કાવ્યપાઠ કર્યો. કાર્યક્રમનું આયોજન શ્રી અજયસિંહ ચૌહાણે તથા ડૉ. પ્રવીણ વાઘેલાએ કર્યું.

**શ્રી ભદ્રંકર વિદ્યાદીપક જ્ઞાન-વિજ્ઞાન વ્યાખ્યાન શ્રેણી**

તા. ૧૭મી સપ્ટેમ્બરે ગુજરાત વિશ્વકોશ ભવનમાં યોજાયેલી શ્રી ભદ્રંકર જ્ઞાન-વિજ્ઞાન શ્રેણી અંતર્ગત શ્રી નીતિન વડગામાએ 'કવિ શ્રી રમેશ પારેખ' પર વ્યાખ્યાન આપ્યું હતું. જેમાં તેમણે રમેશ પારેખના જીવન અને કવન વિશે માહિતી આપી હતી. ડૉ. કુમારપાળ દેસાઈએ પરિચય આપ્યો હતો. ડૉ. પ્રીતિ શાહે સંચાલન કર્યું હતું. આ પ્રસંગે શ્રી અમર ભટ્ટે શ્રી રમેશ પારેખનાં ગીતો રજૂ કર્યા હતાં.

**'પરંપરા અને પ્રયોગ' વિષે ડૉ. પ્રવીણ દરજીનું વ્યાખ્યાન**

આર્ટ્સ અને સાયન્સ કોલેજ ગોધરા ખાતે તા. ૨-૯-૦૮ના રોજ સુપ્રસિધ્ધ સાહિત્યકાર અને પ્રોફેસર એમિરિટ્સ પ્રવીણ દરજીએ અનુસ્નાતક-સ્નાતક કક્ષાના વિદ્યાર્થીઓ અને વિવિધ વિષયોના અધ્યાપકશ્રીઓ સમક્ષ 'પરંપરા અને પ્રયોગ' વિષે રસપ્રદ વ્યાખ્યાન આપ્યું હતું. તેમણે સાહિત્ય, સંગીત, ચિત્રકલા, સ્થાપત્ય વગેરેનાં દૃષ્ટાંતો લઈ વિશ્વ સાહિત્યમાં પરંપરાનું મહત્ત્વ દર્શાવતાં પ્રયોગનો મહિમા પણ કર્યો હતો. આચાર્યશ્રીએ તેમનું સ્વાગત કર્યું હતું. પ્રો. ગાંધીએ પરિચય કરાવ્યો હતો. પૂર્વ આચાર્ય ડૉ. ગાંધી મુખ્ય મહેમાન હતા.

**કવિ ડાહ્યાભાઈ પટેલ 'દિનેશ'ના દુઃખદ અવસાન નિમિત્તે યોજાયેલી પ્રાર્થના સભા**

મૂળ સુણાવના વતની પણ પ્રથમ યુગાન્ડા (આફ્રિકા) અને પછી લંડન ખાતે રહેતા અને દર વર્ષે ત્રણ-ચાર માસ માટે વડોદરા, ગુજરાત આવી સાહિત્યિક પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપતા કવિ ડાહ્યાભાઈ પટેલને શ્રધ્ધાંજલિ અર્પવા ૨૧મી ઑગસ્ટે અલકાપુરી ક્લબ વડોદરા ખાતે એક પ્રાર્થનાસભા યોજાઈ હતી. જેમાં વિવિધ સંસ્થાના અગ્રણીઓ, લેખકો તથા કવિઓએ તેમને શ્રધ્ધાંજલિ પાઠવી હતી. ભોજક કલ્ચરલ ગ્રુપે કવિનાં ગીતો રજૂ કર્યાં હતાં. કલ્પના તથા મોહનભાઈ બારોટે સંચાલન કર્યું હતું. સદ્‌ગત ડાહ્યાભાઈ પટેલ ગાંધીદર્શનથી પ્રભાવિત હતા અને ગાંધીજીના જીવનને સ્પર્શતા ૧૨ ગ્રંથો ઉપરાંત તેમણે ગાંધીજી પર એક દીર્ઘ કાવ્યની રચના પણ કરી છે.

## અહેવાલ

**મુકુન્દ પી. શાહ**

### મહુવામાં મળેલું 'સંસ્કૃત સત્ર - ૯'

શ્રી કૈલાસ ગુરુકુળ, મહુવા જિ. ભાવનગર ખાતે તા. ૨, ૩ અને ૪ સપ્ટેમ્બર ૨૦૦૮ દરમ્યાન યોજાયેલ 'સંસ્કૃત સત્ર - ૯'માં ત્રિદિવસીય સાહિત્ય સંગોષ્ઠિ અને વાચસ્પતિ પુરસ્કાર પ્રદાન કાર્યક્રમ યોજાયાં હતાં. સંગોષ્ઠિનો વિષય હતો 'પૌરાણિક પાત્રો.'

તા. ૨જી સપ્ટેમ્બરે પ્રારંભમાં શ્રી હરિશ્ચંદ્ર જોશીએ અત્યાર સુધીમાં યોજાઈ ગયેલાં આઠ સત્રોની વાત કરી હતી. એ પછી પૂ. મોરારિબાપુએ અન્ય મહાનુભાવોને સાથે રાખી દીપ-પ્રાગટ્ય કર્યું હતું.

શ્રી મનસુખ સાવલિયાના સંચાલન હેઠળ યોજાયેલી પ્રથમ સંગોષ્ઠિમાં દિલ્હીની સંસ્કૃત સંસ્થાના ઉપકુલપતિ શ્રી રાધાવલ્લભ ત્રિપાઠીએ ભારતીય પુરાણો અને પૌરાણિક પાત્રો અંગેની ભૂમિકા રચી આપી હતી. એ પછી પ્રાચીન વિદ્યામંદિરના ડિરેક્ટર શ્રી મુકુન્દ વાડેકરે પોતાના વાર્તાલાપમાં રાજા હરિશ્ચંદ્રનું પાત્ર ઉપસાવ્યું હતું.

એ પછી સંસ્કૃતમાં વાર્તાઓ લખનારાં વિદુષી શ્રીમતી યોગિની વ્યાસે મહાસતિ અનસૂયાના પાત્ર સંદર્ભે નારીગૌરવની વાત કરી હતી અને મૈથિલીશરણ ગુપ્તને ટાંકી કહ્યું હતું કે 'નારી તુમ કેવલ શ્રધ્ધા હો.'

ભોજન-વિરામ પછી મળેલી સંગોષ્ઠિ-૨ના સંચાલક હતા શ્રી વિજય પંડ્યા. તેમણે જણાવ્યું હતું કે શ્રુતિ અને સ્મૃતિ બે નેત્રો છે અને પુરાણ એ (ભારતવર્ષનું) હૃદય છે.

એ પછી કાશીથી પધારેલા વિદ્વાન શ્રી ગંગાધર પંડાએ વિવિધ પુરાણોનો આધાર લઈ ભક્ત ધ્રુવના ચરિતનું વિદ્વત્તાપૂર્ણ વિશ્લેષણ કર્યું હતું. એ પછી વાચસ્પતિ પુરસ્કારથી સન્માનિત થનારા સુરતના સંસ્કૃત ભાષાના વિદ્વાન શ્રી અરવિંદ જોશીએ વિશ્વામિત્ર ઋષિ 'રાજર્ષિ'માંથી 'બ્રહ્મર્ષિ' બનવા તરફ કેવી રીતે પ્રયાણ કરે છે તેની વાત હળવી શૈલીમાં કરી હતી, અને નોંધ્યું હતું કે સમગ્ર વિશ્વને ગાયત્રી મંત્ર વિશ્વામિત્રે આપ્યો છે.

એ પછી એ દિવસની બેઠકના અંતિમ વક્તા પ્રો. લાભશંકર પુરોહિતે 'મનુષ્ય કોઈ પણ ક્ષેત્રમાં હોય પણ તેની વ્યક્તિગત ચેતના નાબૂદ થતી નથી' એમ જણાવી તેમની વિશિષ્ટ શૈલીમાં મૂળ મહાભારતના પાત્ર 'યયાતિ' વિશે રસપ્રદ અને બોધક વાત કરી હતી.

તા. ૩જીના રોજ યોજાયેલી સંગોષ્ઠિ-૩માં સંસ્કૃત અકાદમીના પૂર્વ અધ્યક્ષ અને આ બેઠકના સંચાલક ડૉ. ગૌતમભાઈ પટેલે અમેરિકા અને ભારતનાં બાળકોનાં માનસની તુલના રજૂ કરી હતી. ત્યારપછી શ્રી મનસુખ સાવલિયાએ રાજા પરીક્ષિત વિશે વાત કરતાં જણાવ્યું હતું કે રાજા પરીક્ષિતે મૃત્યુ પહેલાં મૃત્યુ પામવાનું દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. એ પછી શ્રી બી. જી. ચંદારાણાએ 'દધીચિ'ના પાત્રને સુપેરે સમજાવ્યું હતું. આ બેઠકના અંતિમ વક્તા સંસ્કૃતના અમરેલીના શ્રી વસંતભાઈ પરીખે હળવી શૈલીમાં

પ્રવચનમાં નારદને ટ્રબલ શૂટર તરીકે પણ ઓળખાવ્યા હતા.

સાંજે યોજાયેલી સંગોષ્ઠિ ચારમા શ્રી વસંતભાઈ પરીખના સંચાલનમા પ્રો વિજયભાઈ પંડ્યાએ દશાવતારમાના એક અવતાર એવા ભગવાન પરશુરામ જેમણે એકવીસ વખત પૃથ્વીને નક્ષત્રીય કરી હતી તેની વાત કરી હતી. એ પછી શ્રી વિનોદબાબા જાનીએ દેવયાની વિશે અને જાણીતા વિવેચક શ્રી અજિત ઠાકોરે જડભરત વિશે અભ્યાસપૂર્ણ પ્રવચન કર્યાં હતાં.

તારીખ ત્રીજી સપ્ટેમ્બરે સાંજે સાત વાગે પુસ્તક અર્પણ અને વિમોચનનો કાર્યક્રમ યોજાયો જેમાં ઘણા લેખકોએ તેમના પુસ્તક પૂ મોરારિબાપુને અર્પણ કર્યાં હતા આ કાર્યક્રમ અંતર્ગત લેખિકા નીલમ દોશીના પુસ્તક દીકરી મારી દોસ્ત *નુ વિમોચન પણ પૂ. મોરારિબાપુ દ્વારા સપન્ન થયુ શ્રી હરિશ્ચંદ્ર જોશીએ પુસ્તકની રૂપરેખા આપતાં કહ્યુ કે એક માતાએ દીકરીને લખેલા અલગ અલગ સવેદનાથી સભર ત્રીસ પત્રોમાં દીકરીના જન્મથી લગ્ન સુધીનો સમય ભાવસભર કેનવાસ પર ઝિલાયો છે

અંતિમ દિવસે તા. ૪થી સપ્ટેમ્બરે શ્રી અજિત ઠાકોરના સંચાલનમા ડૉ ગૌતમભાઈ પટેલે ભક્ત પ્રહ્લાદ વિશે અને ડૉ રાજેન્દ્ર નાણાવટીએ યમદ્વારેથી પણ પોતાના પતિ સત્યવાનને પાછો લાવનાર સતિ સાવિત્રી ની વાત કરી હતી.

સંગોષ્ઠિના વિદ્વાન વક્તાઓ અને સચાલકોનુ પૂ. શ્રી મોરારિબાપુએ સૂત્રમાળાથી સન્માન કર્યું હતું.

અગાઉથી જાહેર કર્યા મુજબ પૂ. મોરારિબાપુએ વેદાન્તશાસ્ત્રના વરિષ્ઠ પ્રસિદ્ધ વિદ્વાન શ્રી અરવિન્દભાઈ જોશી (સૂરત)ને તાળીઓના ગડગડાટ વચ્ચે 'વાચસ્પતિ પુરસ્કાર અર્પણ કર્યો હતો.

સમગ્ર સત્ર સનિષ્ઠ આયોજનથી સફળ રહ્યુ હતું. વક્તાઓ બધા જ સજ્જ થઈને આવ્યા હતા. શ્રોતાઓ પણ શાંતિથી સાભળતા હતા યજમાન સસ્થાનું આતિથ્ય ઉષ્માભર્યું હતુ આ સત્રની વિશિષ્ટતા એ હતી કે બધી જ બેઠકો સમયસર શરૂ થઈ અને સમયસર પૂરી પણ થતી હતી.

■

## 'એક પ્રસંગ : બે અનુભવ એક વસવસો

**નીલમ દોશી**

મહુવામાં સસ્કૃત સત્ર ૮ દરમ્યાન મારા પુસ્તક 'દીકરી મારી દોસ્ત'ના વિમોચનની અનેરી ક્ષણ સાથે હૃદયમાં અંકિત એક તસવીરને શબ્દરૂપે અહીં મૂકવાનુ મન થાય છે

પુસ્તકનું વિમોચન થઈ ગયું ઘડિયાળ સાંજના સાડા સાતનો સમય બતાવતી હતી. હરખાતા હૈયે બધાંના અભિનંદન ઝીલી અમે જમવા જવાની તૈયારી કરતા હતા. ત્યા એક ભાઈ આવ્યા. અને ખિસ્સામાથી પાકીટ જેવુ કાઢીને મને કહ્યુ આ ચોપડી દીકરી વિશેની છે ને ? મારે જોઈએ છે પુસ્તકની કિંમત શુ છે ?

મેં કિંમત કહી.

એકાદ ક્ષણ મૌનમાં વીતી. આસપાસ ઝાંખો પ્રકાશ હતો.

અને તે ભાઈએ હળવેકથી પેલુ પાકીટ પાછું ખિસ્સામા મૂક્યુ મને થયું શુ થયુ ? અને પછી તો તેમણે કહ્યુ વાંધી નહીં. હું ચોપડી આવતા મહિને લઈશ.

મને થોડુંક આશ્ચર્ય થયું મારાથી પૂછાઈ ગયુ કેમ ? શુ થયુ ?

'મારી પાસે આ મહિને આટલા પૈસા નથી. આવતા મહિના સુધીમાં બચાવી લઈશ.

મેં કહ્યુ 'મારે પૈસા નથી જોઈતા. તમે પુસ્તક મારા તરફથી ભેટ તરીકે લઈ જાવ.

મને પુસ્તક વાચવાનો ખૂબ શોખ છે પરતુ માગીને કે મફત નહીં, ખરીદીને. દર મહિને હું થોડા પૈસા બચાવીને નાનકડું એકાદ પુસ્તક તો જરૂર ખરીદું છું

એ ભાઈના આત્મસન્માનને ઠેસ ન પહોંચે તેથી મેં વળતી ઓફર મૂકી

એમ કરો. તમે મને ટોકન તરીકે દસ રૂપિયા આપો. અને પુસ્તક લઈ જાવ જેથી મફત લીધું ન કહેવાય.

એ બધુ એક જ કહેવાય. એવુ સગવડિયુ ન કરાય.

અને હું આગળ કશીય દલીલ કરુ કે તેમનો પરિચય પૂછું તે પહેલા તો એ ભાઈ સડસડાટ અદશ્ય જ થઈ ગયા !

હુ પુસ્તક ન આપી શક્યાની ખિન્નતા અનુભવવી કે સામાન્ય માણસની આ ખુમારીની પ્રસન્નતા અનુભવવી એ અસમજસમા હતી ત્યા જ થોડીકવારમાં એક સાધન-સપન્ન બહેન મારી પાસે આવ્યા. થોડી મોટી મોટી વાતો કરી. અને પોતાને પણ એક દીકરી છે અને વાંચવાનો ખૂબ શોખ છે એમ કહી મારી પાસે પુસ્તકની માંગણી કરી

મેં કિંમત કહી અને પુસ્તક આપ્યુ

તેમણે પુસ્તક હાથમાં લીધુ અને હસતા હસતાં કહ્યુ, હુ તો પુસ્તક માગતા ક્યારેય શરમાઉ નહીં. હા, બીજુ કશુ હોય તો ન માંગુ પરંતુ આ તો ખાલી વાચવાની વસ્તુ છે એટલે તેમાં શરમાવાનું શુ ?

અને હુ આગળ કશુ બોલુ તે પહેલાં તો થેન્ક યુ કહીને પુસ્તક લઈ એ બહેન ચાલતા થયાં !

પછી ક્યાય સુધી આ એક જ પ્રસગે ખૂબ ટૂંકા ગાળામા થયેલા બે અનુભવો સ્મરણપટ પર રમતા રહ્યા, એ ભાઈને પુસ્તક ન આપી શક્યાનો વસવસો કાયમ રહ્યો !

■

ભૂલ સુધાર 'ઉદ્દેશ સપ્ટેમ્બર ૨૦૦૮ના અંકમાં દક્ષા વ્યાસના 'પુનશ્ચ ૨૧મી સદીની કવિતા લેખના છેલ્લા પરિચ્છેદમા (પૃ. ૫૦ ઉપર) 'પુનશ્ચ ની પ્રણય કવિતામાં 'સુધામય વારુણી નો રાગાવેગ નથી તેમ 'એ જ ભેજ/એ જ તેજ/એ જ સેજ'નો કંટાળો-બોજ નથી એમ જોઈએ. ભૂલથી 'સુધામય રાગિણી છપાયું છે






**A little over a year and already a centurion!**

Since the time of its launch in September last year, the Uddesh website has been scoring at an average rate of over a 100 hits per day. It speaks of a growing community of like-minded people across the globe, 41072 to be precise – in USA, Australia, Canada, Europe, Japan, West Asia and South Asia who are staying connected with us. They infuse meaning into our simple 'Uddesh' – of reaching out to all those who love literature and language and ushering in new thoughts, perspectives and insights in their lives!

**જુઓ 'ઉદ્દેશ' ઑન લાઈન : www.uddesh.org**



**આ અંકના સર્જકો**


**યોસેફ મેકવાન** : સી/૪, સનશાઈન એપાર્ટમેન્ટ્સ, જાહ્નવી હોટેલ પાસે, કાશીરામ અગ્રવાલ હૉલ પાસે, ડૉ. રાધાકૃષ્ણન્ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **ડૉ. યશવંત ત્રિવેદી** : ૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ, સરોજિની રોડ, વિલે પાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૫૬ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **ચંદ્રકાન્ત શેઠ** : બી-૯, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫ **વિનોદ ગાંધી** : ૮૩, સુવિધાનગર, ભુરાવાવ, ગોધરા - ૩૮૯૦૦૧ **મીરા આસિફ** : વડવા બાપેસરા કૂવા,ભાવનગર - ૩૬૪૦૦૧ **ભાનુપ્રસાદ પંડ્યા** : ૨૪/એ, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હોસ્પિટલ રોડ, પ્રદ્યુમન પાર્ક પાસે, રાજકોટ - ૩૬૦૦૦૫ **ભરત ભટ્ટ** : ૩૬/બી, વિરપુરનગર, વાઘોડિયા રોડ, વડોદરા - ૩૯૦૦૧૯ **રમણીક અગ્રાવત** : ૭, મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, જિ. ભરૂચ - ૩૯૨૦૧૫ **રાજેન્દ્ર ઉપાધ્યાય** : ૧, શિવકમલ એપાર્ટ્મેન્ટસ, સેન્ટ્રલ એકસાઈઝ ભવન સામે, પોલીટેકનીક સામે, પાંજરાપોળ પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫ **રણજિત પટેલ 'અનામી'** : ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **રામચન્દ્ર પટેલ** : ચોતરા બજાર, ઉમતા - ૩૮૪૩૨૦, જિ. મહેસાણા (ઉ.ગુ.) **બિપિન મેશિયા** : ૪૬, અંબિકા પાર્ક, સુખરામનગર, અમદાવાદ - ૩૮૦૦૨૧ **અશોક ચાવડા** : ૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ **મનીષ પરમાર** : મુ. વાવડી (ગઢ), પો. ધરોઈ કોલોની - ૩૮૪૩૬૦, જિ. મહેસાણા **રવીન્દ્ર પારેખ** : ૧, યૂનિયનધારા, મોદી બંગલા, સૂરત - ૩૯૫૦૦૭ **ડૉ. એસ. એસ. રાહી** : ૬૦૩, તુલિપ, કુમાર સુરક્ષા એપાર્ટમેન્ટ્સ, ઑફ એન.આઈ.બી.એમ. રોડ, કોંઢવા, પૂણે - ૪૧૧૦૪૮ **જિગર જોષી** : ગંગોત્રી પાર્ક / ૫૯, યુનિ. રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **કવિ રાવલ** : રૈયાનાકા ટાવર અંદર, પ્રતાપકુંવરબા સ્કૂલ પાસે, રાજકોટ - ૩૬૦૦૦૧ **ઈશ્વર સુથાર** : ૩૯, નંદ બંગ્લોઝ, જનતાનગર રોડ, ઘાટલોડિયા, અમદાવાદ - ૩૮૦૦૬૧ **કિશોરસિંહ સોલંકી** : 'ઋત', ૪૩, તીર્થનગર વિ. ૧, સોલા રોડ, ઘાટલોડીયા, અમદાવાદ - ૩૮૦૦૬૧ **પ્રફુલ્લ રાવલ** : ૩, રાજમહેલ ફ્લેટ્સ, આઈ.ઓ.સી. કોલોની રોડ, વિરમગામ - ૩૮૨૧૫૦ **સુરેશ દલાલ** : ૧૩૩, હસ્સા મહલ, દલામલ પાર્ક, ૨૨૩, કફ પરેડ, પ્રેસીડેન્ટ હોટલ પાસે, મુંબઈ - ૪૦૦૦૦૫ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **પ્રદીપ ખાંડવાલા** : બી/૧૦૧, જ્યુપીટર ટાવર, અંકિત બંગ્લોઝની સામે, બોડકદેવ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **અશ્વિન અને મીનાક્ષી ચંદારાણા** : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૩૯૦૦૨૩ **મહેશ દવે** : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **તુષાર ભટ્ટ** : જે/૩/૧૪, પત્રકાર કોલોની, વિજયનગર, નારણપુરા, અમદાવાદ - ૩૮૦૦૧૪ **કલ્પેશ પટેલ** : 'શબ્દ', લક્ષ્મીનગર સોસાયટી, સોનાસણ, તા. પ્રાંતિજ, જિ. સાબરકાંઠા - ૩૮૩૨૧૦ **શરીફા વીજળીવાળા** : ગુજરાતી વિભાગ, એમટીબી આર્ટ્સ કોલેજ, અઠવાલાઈન્સ, સુરત - ૩૯૫૦૦૧ **અભિજિત વ્યાસ** : 'ગુલાબકુંજ', રણજિત મેમોરિયલ પાછળ, જામનગર - ૩૬૧૦૦૧ **મુનિ શ્રી વાત્સલ્યદીપ** : જૈન ઉપાશ્રય, ૭, રૂપ માધુરી સોસાયટી, સંઘવીના રેલવે ક્રોસીંગ પાસે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦૦૧૩ **દુષ્યન્ત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **નીલમ દોશી** : ૨૦૩, પરિચય એપાર્ટમેન્ટ, મધર મીલ્ક ડેરી પાસે, જજીસ બંગલો ચાર રસ્તા, અમદાવાદ - ૩૮૦૦૧૫

સર્વભાષા સરસ્વતી

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ ઓગણીસમું અંક : ૪



## કાવ્યનિર્મિતિ

કવિતા કરવી - કાવ્યરચના -- એ એક દ્વિધાયુક્ત, દ્વંદ્વાત્મક વ્યવસાય છે.
એ એક કાર્ય છે તેમ જ ગૂઢ રહસ્ય છે.
એ એક મનોવિનોદ છે તેમ જ પવિત્ર વિધિ છે.
એ એક વૃત્તિને અનુરૂપ પ્રવૃત્તિ છે, તેમ જ ભાવાવેશ છે.
આપણે, કેટલાક લોકોએ કહ્યું છે તેમ, કવિતાનું અવસાન થતું જોઈ રહ્યા છીએ એવું નથી.
પરંતુ જે એક કાવ્યપરંપરાનો મહાન રૉમેન્ટિક કવિઓમાં પ્રારંભ થયો,
પ્રતીકવાદીઓમાં જે પરાકાષ્ઠાએ પહોંચી
અને આપણી શતાબ્દીના 'પહેલી હરોળ'ના નવ્ય કલાકારો સાથે જેની મોહક સંધ્યા વળી
એ પરંપરાનું અવસાન થઈ રહ્યું છે.
બીજી કવિતાકલાનું પ્રભાત ફૂટી રહ્યું છે...

હરિવલ્લભ ભાયાણી
(૨૬-૫-૧૯૧૭ – ૧૧-૧૧-૨૦૦૦...)



# ઉદ્દેશ

વર્ષ ઓગણીસમું | અંક ચોથો | સળંગઅંક ૨૧૮


## અનુક્રમ નવેમ્બર ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ


- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનારા ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ એસ. ડૉલ ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલવાની નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેને પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું 'ઉદ્દેશ ફાઉન્ડેશન, c/o પ્રબોધ ર. જોશી, 'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦ (અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી) લખાણો મળવા વિશે કે તેમના સ્વીકાર/અસ્વીકાર વિશે ફોન ઉપર પૃચ્છા નહિ કરવા વિનંતી છે
- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૮, ૨૬૮૭ ૦૭૯૮

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦ સ્થાપત્ય ઍપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦ ૯૩૨૭૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શૉપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કૉમ્પલેક્સ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ડી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦/૯૮૨૫૮૮૮૦૭૮

આદ્યતંત્રી રમણલાલ જોશી | તંત્રી પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, 'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮થી પ્રગટ કર્યું મુદ્રણસ્થાન પટેલ પ્રીન્ટીંગ પ્રેસ પ્રા. લિ. રાયપુર, અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન ૨૨૧૪૩૧૨૮

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

નવેમ્બર ૨૦૦૮
(વર્ષ ૧૯ : અંક ૪)



૨૧૮

# ઍવોર્ડ્ઝની વિવાદસંહિતા !

જાન્યુઆરી ૨૦૦૮ના 'ઉદ્દેશ'ના અંક માટે ગત વર્ષ દરમ્યાન સાહિત્યકારોને, સાહિત્યકૃતિઓને મળેલાં પારિતોષિકો, સન્માનો વગેરેને લઈને સમાચારોનું સંકલન કરાવી માહિતી એકત્રિત કરી મૂકી આપવાની ઈચ્છા હતી. પછી એ જોતાં થોડીકવારમાં જ એ સમજાઈ ગયું કે એ યાદી કેટલી તો લાંબી થઈ હતી ! એ બધું અર્થપૂર્ણ પણ ન લાગ્યું અને એટલે છેવટે એ વિચાર માંડી વાળ્યો.

હમણાં એક વ્યવસાયક્ષેત્રના ઍવોર્ડ સમારંભમાં હાજર થવાનું થયું. એક પછી એક પછી એક એટએટલાં નામ બોલાતાં ગયાં કે ઍવોર્ડ્ઝ જે વયોવૃધ્ધ મહાનુભાવના હસ્તે અપાવવાના હતા તે થાકી ગયા અને સમારંભના આયોજકોને જાહેરાત કરવી પડી કે બાકીના ઍવોર્ડ્ઝ બીજા મહાનુભાવ દ્વારા અપાશે. સમારંભ પછી આયોજકોએ સન્માનપ્રાપ્ત વ્યક્તિવિશેષોનો ગ્રૂપ ફોટો લેવા ઈચ્છયું. એ જાહેરાત થતાં તો સ્ટેજ ઉપર ખાસ્સું એવું ઘમાસાણ જ મચી ગયું. એટલો ધસારો અને પડાપડી અને પછી એકમેકની આગળ આવવાની હોડનું જે સમૂહચિત્ર મારા આંખના કૅમેરામાં ઝડપાયું તે વિચાર કરતા કરી મૂકે એવું હતું.

અહીં જે પ્રગટપણે સ્ટેજ ઉપર ભજવાયું તે ક્યારેક પ્રચ્છન્નપણે સ્ટેજ પાછળ પણ ભજવાતું તો હોય છે !

કેટકેટલાં ક્ષેત્રોની કેટકેટલી સંસ્થાઓ કેટકેટલી વ્યક્તિઓને આવાં સન્માનોથી સુશોભિત કરવાનો અને ક્યારેક એ મિષે પોતે ય સુશોભિત થવાનો પ્રયત્ન કરતી રહેતી હોય છે ! એમ થવા દેવા પાછળ કેવી વૃત્તિઓ, વલણો અને વિચારો વહેતાં રહેતાં હશે એનું વિશ્લેષણ થઈ જાય છે.

ઉપરનું ચિત્ર તો આપણા રુગ્ણ સમાજજીવનનું જ દ્યોતક છે પણ હવે પછી પણ મારે આ ખોટું કે તે ખરુંનાં ત્રાજવાં તોળવાં નથી. છતાં, એક વાત જરૂર દેખાય છે અને તે એ કે આજના આપણા સમાજમાં લોકોનું સન્માન અને માન્યતા આપવા-લેવા માટેનું 'ઍપેટાઈટ' જેટલું ઊઘડ્યું છે એટલું પૂર્વે કદાચ ક્યારેય ન હતું. કેટલાંક તો રીતસરનો 'પધ્ધતિ'પૂર્વક કામ કરતાં સંગઠનો એક સ્વતંત્ર વ્યવસાયરૂપે ફૂલ્યાં-ફાલ્યાં છે અને એથી સૂકા ભેગું લીલું ય બળે એવા હાલ થાય છે !

એમ લાગે છે કે મનુષ્ય માત્રમાં ego-અહમ્‌ની, મૂળ વૃત્તિ પોતાને સમૂહથી અલગ પાડવાની, પોતે કંઈકને કોઈક રીતે વિશિષ્ટ છે એવું સમજતા - સમજાવતા રહેવાની હશે. આ ભેદ ભરમ (-ભ્રમ) આમ તો પ્રકૃતિની રચનાથી વિરુધ્ધનો છે ને એટલે જ એ દ્વૈતનું અંદર-બહારનું ઘર્ષણ ક્યારેક આવા પ્રસંગોએ માનવસર્જિત સારા ય પ્રપંચને મંચ પર ખુલ્લો પાડવા લઈ આવતું હશે !

સન્માન કે એ રીતની માન્યતા મળવાથી વ્યક્તિનો ઉત્સાહ વધે છે અને એ પોતાનું વધુ ને વધુ ઉત્તમ આપવા પ્રેરાય છે એવા મનોવિજ્ઞાનનો સ્વીકાર કરતાં માની લઈએ કે આ કે તે ક્ષેત્રમાં કોઈક પોતાનું ઉત્તમ પદાર્પણ કરે અને એને જાહેરમાં કહેવાની, સન્માનવાની અને બીજાંઓને પણ ભવિષ્યમાં એ સ્થાને પહોંચવા પ્રોત્સાહિત કરવાની કોઈ રચના જ ન હોય તો કેવો શૂન્યાવકાશ સર્જાય ?

પણ શૂન્યમાંથી જ સર્જન થયું છે. ઉપરોક્ત પ્રશ્ન પણ સૌ સૌને પોતપોતાની અંદર નિરખવા પ્રેરે અને ત્યાંથી આવતા પ્રતિસાદનો - એ સ્રોતને વધુ પૂર્ણપણે પામવાનો માર્ગ ખૂલે એવું ય બને. એવું ય બને કે મહાન પ્રતિભાઓને હંમેશાં જેનો સામનો કરવાનો આવ્યો છે તે – I have arrivedના ભ્રમનું નિરસન થતું રહે અને નવાં નવાં આકાશ ખુલતાં રહે...

વિશ્વભરમાં ગણનાપાત્ર એવોર્ડ્ઝ પણ બહુધા વિવાદોનું કેન્દ્ર બનતા રહ્યા છે. એવોર્ડ્ઝ નિર્વિવાદ રહે તો તે એવોર્ડ્ઝ નહિ; પછી એ નોબેલ હોય કે બુકર પ્રાઈઝ હોય ! સત્ય એ છે કે એવોર્ડ્ઝ, પ્રાપ્ત વ્યક્તિઓ વડે જ પ્રસ્થાપિત કે વિસ્થાપિત થતા હોય છે. વિવાદોનું પણ એક આગવું વિજ્ઞાન છે. ઈતરજનો માટે એ મિષ્ટાન્ન છે. વિવાદનો પથ્થર ઊઠાવતાં પહેલાં 'પથ્થર થર થર ધ્રૂજે'વાળી વાત પણ સ્મરણમાં લેવા જેવી છે.

વિશ્વભરની એવોર્ડ્ઝ પ્રાપ્ત નિર્વિવાદ વિભૂતિઓની યાદી અલગ બનવી જોઈએ. એ જ ઘણું ઊઘાડી આપશે. (નોબેલ શાંતિ પ્રાઈઝ નહિ મેળવી શકનાર ગાંધીજી કે પછી સાહિત્યક્ષેત્રે નોબેલથી વંચિત રહેલા ઈબ્સન, કાફકા કે જેમ્સ જોયૂસ જેવી પ્રતિભાઓને ક્યાં મૂકીશું ? તો, એ પણ એક અલગ યાદીનો વિષય છે.) ત્રીજી યાદી સાર્ત્ર જેવા એવા મહાનુભાવોની પણ બનાવી શકાય કે જેમણે એમને યોગ્ય સન્માનનો સકારણ કે અકારણ અસ્વીકાર કર્યો. જો કે કારણોના કળણમાં ઊંડા ઊતરવા જેવું હંમેશ નથી હોતું... ઉમાશંકરે કહેલું સાંભળેલું છે કે કેટલીક વ્યક્તિઓ પદ વડે શોભતી હોય છે જ્યારે, કેટલાંક પદ વ્યક્તિ વડે શોભતાં હોય છે. એક ત્રીજી કક્ષા પણ ઉમેરી શકાય કે જેમાં વ્યક્તિ અને પદ એકમેક વડે શોભતાં હોય. અને એ કક્ષા પણ નથી નાની કે નથી સૂની.

પ્રથમ પરિસ્થિતિમાં વિવાદ નિશ્ચિતપણે થાય - થવો જ જોઈએ. પણ જગતભરમાં પદ પ્રાપ્ત વ્યક્તિની પ્રતિભા પદ કરતાં ઘણી ઊંચેરી હોવાનાં ય નિર્વિવાદ ઉદાહરણો છે. વ્યક્તિ અને પદ એકમેકથી શોભતાં હોય ત્યારે થતા વિવાદોમાં તથ્યાતથ્યને આમ કે તેમ જોઈ, મરોડી શકાય. એવોર્ડના સ્વીકાર-અસ્વીકારની વૈયક્તિક બાબતને પણ વિવાદના ઘેરામાં લાવી શકાય અને એમ એવોર્ડ્ઝની આ વિવાદસંહિતા આગળ વધારી શકાય. પણ, કોઈ સન્માન માટે આપણી પાસે એકથી વધુ વ્યક્તિવિશેષની હયાતી હોય એ હરખનો વિષય નથી શું ?

૧૪ ઓક્ટોબર ૨૦૦૮ પ્રબોધ ર. જોશી

અશોક ચાવડા

બાલાશંકર, કલાપી, મણિલાલ, શયદા, શૂન્ય, મરીઝ, ઈત્યાદિ ગઝલકારોની પ્રિયતમા ગઝલ એક એવા ગઝલકારની 'પ્રિય તમા ગઝલ' (જેની પ્રિય 'તમા' જ ગઝલ છે) થઈને આવે છે કે એક તબક્કે વર્તમાન સમયમાં ખુદ ગઝલે પણ આદિલ-મનહર-રાજેન્દ્ર-મનોજ-રમેશ જેવા આધુનિક ગઝલકારોની ગઝલહયાતીમાં પોતાની નોંખી હાજરી નોંધાવવા ઈર્શાદ કહેવું પડે.

જી હા, વાત ચિનુ મોદી 'ઈર્શાદ'ની છે. અન્ય સાહિત્યસ્વરૂપો ખેડવાની સાથેસાથે 'ઈર્શાદ' તખલ્લુસથી ગુજરાતી ગઝલને નખશિખ ગુજરાતીપણું આપી આજીવન ગઝલમય રહેનાર ચિનુભાઈ ચંદુલાલભાઈ મોદીનો જન્મ ૩૦ સપ્ટેમ્બર ૧૯૩૯ના રોજ વિજાપુર ગામમાં. તેમનાં માતાનું નામ શશિકાંતાબહેન અને ધર્મપત્નીનું નામ હંસાબહેન. ૧૯૬૧માં ગુજરાતી સાહિત્ય સાથે એમ.એ. (ગુજરાત યુનિવર્સિટી) કર્યા બાદ ગૂજરાત વિદ્યાપીઠમાંથી 'ગુજરાતીમાં ખંડકાવ્ય' વિષય સાથે પીએચ.ડી. કરનાર ચિનુ મોદીએ ૩૫થી વધુ વર્ષ દરમિયાન સ્નાતક-અનુસ્નાતક કક્ષાએ ગુજરાતી સાહિત્યના અધ્યાપન ક્ષેત્રે કાર્યરત રહી ગુજરાત યુનિવર્સિટીના ભાષા સાહિત્ય ભવનમાંથી ગુજરાતીના રીડર તરીકે ૨૦૦૧માં નિવૃત્તિ લીધી. જોકે નિવૃત્ત હોવા છતાં પહેલાંની જેમ જ પ્રવૃત્ત રહેનાર ચિનુ મોદીએ પત્રકારત્વના વિષયમાં તેમજ આઈ.એ.એસ. જેવી સ્પર્ધાત્મક પરીક્ષાના વર્ગોમાં પણ મુલાકાતી વ્યાખ્યાતા રૂપે દીર્ઘકાલીન સેવાઓ આપી.

ગઝલ, ગીત, અછાંદસ, આખ્યાન, ખંડકાવ્ય, દીર્ઘ કાવ્ય, સૉનેટ, મુક્તક-રૂબાઈ જેવાં પદ્ય સ્વરૂપો ઉપરાંત ટૂંકી વાર્તા, લઘુ નવલ, નવલકથા, એકાંકી જેવાં ગદ્ય સ્વરૂપોમાં પોતાની સર્જનાત્મકતાનો સંસ્પર્શ કરાવનાર ચિનુ મોદીએ રેડિયો, ટીવી ડોક્યુમેન્ટરી તેમજ અખબારી લેખનમાં પણ પોતાનો કસબ દેખાડ્યો છે. એટલું જ નહીં ટી.વી. સિરિયલ અને દસ્તાવેજી ફિલ્મોનું પણ નિર્માણ અને દિગ્દર્શન કર્યું છે.

ચિનુ મોદી પાસેથી લગભગ ૭૦ જેટલાં પુસ્તકો મળ્યાં છે, જેમાં ૧૧ કાવ્યસંગ્રહો, ૨ વાર્તાસંગ્રહો, ૮ નવલકથા, ૨ લઘુનવલ, ૮ એકાંકીસંગ્રહો, ૮ વિવેચનસંગ્રહો, ૨૪ કાવ્યસંપાદન અને ૧ અનુવાદસંગ્રહ મુખ્ય છે.

'ચિનુ મોદી – સાહિત્યકાર'નું સમગ્રલક્ષી મૂલ્યાંકન થવું જોઈએ. અત્યારે તો ઈર્શાદ કહીને સાહિત્યકાર ચિનુ મોદીના આગવા સાહિત્યપિચ્છ, ગઝલને લક્ષ્યમાં રાખી ગઝલકાર ચિનુ મોદી 'ઈર્શાદ'ની કેટલીક સર્જક-લાક્ષણિકતાઓ પર સહેજ પ્રકાશ પાડવો છે.

ગઝલ ક્ષેત્રે ચિનુ મોદીનું સર્જન જોઈએ તો 'ક્ષણોના મહેલમાં' (૧૯૭૨), 'દર્પણની ગલીમાં' (૧૯૭૫), 'ઈર્શાદગઢ' (૧૯૭૯), 'અફવા' (૧૯૯૧), 'ઈનાયત' (૧૯૯૫), 'પર્વતને નામે પથ્થર' (પોતાની શ્રેષ્ઠ ગઝલોનું સ્વયમ્ સંપાદન, ૨૦૦૧), 'નકશાના નગર' (૨૦૦૩), 'આઘાપાછા શ્વાસ' (૨૦૦૭), અને 'ઈર્શાદનામા' (ઉર્દૂ ગઝલસંગ્રહ, ૨૦૦૭) મુખ્ય છે.

'ગુજરાતી પ્રતિનિધિ ગઝલો' પુસ્તકના સંપાદક ચિનુ મોદી લખે છે : 'ચિનુ મોદીની ગઝલો બે ભાગમાં વહેંચાય છે - ઈર્શાદ થયા પહેલાં અને પછી'. વળી, 'ઈર્શાદ' તખલ્લુસ વિશે પણ તેઓ આમ લખે છે : '' 'ક્ષણોના મહેલમાં' અને 'દર્પણની ગલી' સુધી ગઝલ અને હું એકાકાર નહોતાં થયાં, પરંતુ ૧૯૭૭માં મને સૌ શ્રધ્ધામાંથી હચમચાવે એવી ઘટના બની. હું ચિનુ મોદીમાંથી 'ઈર્શાદ' થયો અને 'ઈર્શાદ' નામને બદલે માત્ર તખલ્લુસ જ રહી ગયું. એ કપરા નૈરાશ્ય અને વૈફ્લ્યના સમયમાં મને મારી જાતમાં સશ્રધ્ધ કર્યો તો માત્ર ગઝલે. રાતોરાત ગઝલકાર માટે અનિવાર્ય એવો મિજાજ અને એવી જ ખુમારી મારામાં પ્રવેશી.''



શરદપૂર્ણિમા - ૧૪ ઑક્ટોબર ૨૦૦૮ના રોજ વર્ષ ૨૦૦૮નો તેરમો નરસિંહ મહેતા ઍવોર્ડ સ્વીકારતા કવિ શ્રી ચિનુ મોદી. એ વેળાએ શ્રી મોરારિબાપુ, શ્રી રઘુવીર ચૌધરી અને શ્રી અનિલ ખંભાયતા.

પ્રસ્તુત અંશો ચિનુ મોદી અને ઈર્શાદ એ બે ભિન્ન છતાં અભિન્ન એવા વ્યક્તિત્વોને એકસાથે સમજવા માટેની કદાચ ગુરુચાવી છે

ચિનુ મોદી ગઝલસર્જન પ્રત્યે ખૂબ જ સભાનતાથી કામ કરે છે તેઓ શેર નહીં પણ મિસરા (ઉલા હોય કે સાની, કોઈ ફરક નથી પડતો) પ્રત્યે પણ એટલા જ સજાગ રહી પોતાના કલ્પનને ઉડ્ડયન આપે છે આમ જુઓ તો મિસરા નહીં, પણ પ્રત્યેક શબ્દ પાસે તેઓ ધાર્યું કામ કરાવે છે અને સહશબ્દને પણ પોતાનો હુકમ માનવા મજબૂર કરી મજબૂત મિસરાનું સર્જન કરે છે પરિણામે દાવા દલીલને સામર્થ્ય મળે છે અને સર્જાય છે સુંદર શેર આજે જ્યારે ગલીએ ગલીએ ગઝલકારોનો ડાયરો જામતો હોય અને ગઝલ ગઝલ ન રહેતા 'પઝલ' બની ગઈ છે તેવા માહોલમાં પણ ગઝલના આ જૂના જોગીની ગઝલ 'ઈર્શાદ' કહેવા માટે ઉશ્કેર્યા કરે છે તે નાનીસૂની વાત નથી. ગઝલમા પ્રયોગશીલતા' લેખમા શકીલ કાદરીએ સાચુ જ નોંધ્યુ છે પ્રયોગશીલ કવિઓમા ચિનુ મોદીનુ પ્રદાન નોંધપાત્ર ગણાવી શકાય તેમ છે એમણે ગઝલોમા વિશેષ સિદ્ધિ પ્રાપ્ત કરી છે પરપરાગત ઉર્દૂ ફારસી છાપવાળી ગઝલોથી મુક્ત એવી ભાષા દ્વારા એમણે કાફિયા રદીફના ચુસ્ત બધન અને સચોટ ધારદાર અભિવ્યક્તિથી ગઝલનો મિજાજ જાળવ્યો છે ' હુ ઉમેરીશ કે નિખાર્યો છે

ગઝલ માટે ભલે પ્રિયતમા સાથેની વાતચીત' એમ કહેવાયુ હોય, પણ ઈર્શાદ' પાસે હંમેશા ગઝલ પ્રિય તમા સાથેની વાતચીત' થઈને જ આવી છે, જેનાં ઘણા ઉદાહરણો 'ઈર્શાદ'ની ગઝલસફરના મુકામમા જોવા મળે છે 'ઈર્શાદ'ની આખમાની ભેજ કદાચ અછાનો રહી શકે, પણ ગઝલમાની ભેજ તો ભાવકની આખનેય ભીંજવે છે

આ ગઝલ લખવાનું કારણ એ જ છે,
આંખના ખૂણે હજીયે ભેજ છે

ચિનુ મોદીએ જીવનને ભરપેટ માણ્યુ છે, પ્રમાણ્યું છે જિંદગીનાં અનેક શ્વેત-શ્યામ રૂપરગને હર્ષ-વિષાદના તડકા છાયા હેઠળ નિહાળ્યા છે ઈચ્છાથી સતત ઘવાયા છે, છતાં ઈચ્છા કરી પણ છે

આંસુ ઉપર આ કોના નખની થઈ નિશાની,
ઈચ્છાને હાથપગ છે, એ વાત આજે જાણી.

*

કોઈ ઈચ્છાનું મને વળગણ ન હો,
એ ય ઈચ્છા છે, હવે એ પણ ન હો.

*

આપણે ઈચ્છા કર્યાનાં પાપ સ્હેવાનાં ખુદા,
હું જીવી શકતો નથી ને તું મરી શકતો નથી.

જો કે આમ તેમના દરેક ભાવવિશ્વ વિશે વાત કરવી હોય તો પાના ઓછા પડે ભાગ્યે જ એવુ કોઈ ભાવ-વિશ્વ કે સવેદન હશે જેને 'ઈર્શાદ' ગઝલના શેરમા મઢ્યુ ન હોય ! 'ઈર્શાદ'ની ગઝલમાં ઉરનો સાદ છે ચિનુ મોદી તો બરબાદીને પણ ઊજવી જાણે છે, માટે જ તે કહી શકે છે

ઠાઠભપકા એ જ છે 'ઈર્શાદ'ના,
ઘર બળે તો તાપી લેવું જોઈએ.

ચિનુ મોદીની ગઝલની વિશેષતા એ છે કે એ સર્વાંગ ગુજરાતી બને છે બીજા શબ્દોમા કહુ તો પર્દાનશીન ગઝલને ઈર્શાદ ઘૂમટો તાણીને - કે પછી ઉઠાવીને ય ગુજરાતણ બનાવે છે, જેની પ્રતીતિ એમની ગઝલમાંથી થયા વિના રહેતી નથી. ગઝલના અંતરંગને પામનાર આ ગઝલકાર ગઝલને બાહ્ય રીતે જ નથી પામ્યા, પણ એના આંતરસ્વરૂપને પણ પામી શક્યા છે, જેના પુરાવા તેમની ગઝલબાની અને પ્રતીકોના ઉપયોગ તેમજ કલ્પન-ઉડ્ડયનમાંથી ઠોયેઠોયે મળી શકશે. ઉદાહરણો એમ જ હાથ લાગી જાય છે

સ્વર્ગની લાલચ ન આપો શેખજી,
મોતનો પણ એક મોભો હોય છે

*

ધાર કે વેચાય છે સામી દુકાને સ્વર્ગ પણ,
કોણ ઓળંગે સડક, એ ધારણાના નામ પર.

*

બંધ કર જલ્દી 'ચિનુ' તું બેન્ડવાજુ શ્વાસનું,
જન્મ પામ્યો ત્યારથી કોઈક ખોટી થાય છે

*

હોય છે ખારાશ દરિયામાં છતાં,
તું નદી છે એટલું જાણી લે બસ.

*

બાતમી મળતી નથી લેબાસ બદલાયા પછી,
સાત જન્મોની કથાનો હું જ નાયક, નામ ઢ

*

આપણું અહીં હોવું ભેદ છે છતાં શું છે ?
રોજ એક પડછાયે કાય ઢાંકવા જેવું.

*

સર્વને ગમતી ગઝલ 'ઈર્શાદ'ની,
આંસુની તાજી છબી લાગે સરસ.

*

ખરી જાય છે પાંદડાં વૃક્ષ પરથી,
મને કેમ વિશ્વાસ શ્વાસો ઉપર છે ?

*

સંજીવન મંત્ર બોલી, પાણી છાંટી શું ઊભો છે તું ?
મરણ શું છે બીજુ 'ઈર્શાદ' ધસતાં જાય છે પાણી.

વિવિધ છંદપ્રયોગો છતાં મુખ્યત્વે 'રમલ' નામની બહેરમા વિશેષ ખેડાણ કરતા આ ગઝલકારની ગઝલોને એક એક કરીને તપાસીએ તો સહજતા ઊડીને આખે વળગે છે રમલ નામની બહેરને પણ તેઓ ટૂંકી, મધ્યમ અને દીર્ઘ એમ અવનવા પ્રકારે હકારે છે નાની બહેરની ચાલમાં તો તેઓ લાબુ

ચાલે છે અને ઝીણું કાંતે છે, જેની નોંધ લેવી જ પડે.

ગઝલમાં મહત્ત્વના અંગ એવા રદીફ-કાફિયાની પસંદગીમાં પણ કવિનો અનુભવ રંગ લાવે છે. ખાસ કરીને કાફિયાની આગંતુકતા તો કાબિલે-દાદ હોય છે. સામાન્ય રીતે સામાન્ય ગઝલકારની ગઝલોમાં કાફિયા પકડવા ખૂબ જ સહેલા હોય છે, પણ ચિનુ મોદીની ગઝલોમાં આવતા કાફિયા પકડવા દુષ્કર કામ છે. એટલું જ નહીં, તેમની ગઝલમાં આવતો કાફિયા સુખદ આશ્ચર્ય આપી જાય છે. માત્ર ભાષાનું ભપકાદાર જ્ઞાન તેમજ કલ્પન અને તર્કશક્તિનો વિનિયોગ જ આવું સર્જે છે એવું નથી, ચિનુ મોદીની કલમના કસબમાં એ બધું અને કંઈક અનોખું છે. સરળ ભાવ, સહજ ભાષા, ઊંચું કલ્પન-ઉડ્ડયન અને રવાની જાણે તેમની ગઝલમાં અનાયાસે ગઝલના બંધારણ સાથે જ એકરંગ થઈને આવે છે. શોભિત દેસાઈની વાત સાથે સહમત થઈએ : 'સતત આશ્ચર્ય આપવાં એ ઈર્શાદની ગઝલનો સ્વભાવ રહ્યો છે. ઈર્શાદનું બહુ મોટું જમા પાસું એ છે કે એમણે ગઝલને બીબાંઢાળ બનતાં બચાવી છે... અન્યથા ખૂબ જ અચલ, સ્ટેજ-સાજ બરછટ લાગતા ચિનુ મોદીની (ભાવની) ભીનાશ અનુભવવા તમારે એમની ગઝલોમાં જ લટાર મારવી રહી.'

ચિનુ મોદી માત્ર ગઝલકાર જ નથી, પણ ગઝલની જાગતી પાઠશાળા પણ છે અને એટલે જ પોતાના ગઝલસંગ્રહ 'આઘાપાછા શ્વાસ'ની પ્રસ્તાવનામાં તેઓ આમ લખે છે : 'હવે જીવવાનાં અન્ય કોઈ કારણ નથી રહ્યાં સિવાય કે લખવું.'

**નરસિંહ મહેતા ઍવોર્ડ**

વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કાવ્યસર્જનને લક્ષ્યમાં રાખી આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ દ્વારા પ્રતિવર્ષ રૂ. ૧,૫૧,૦૦૦/-ની ધનરાશિ અને નરસિંહ મહેતાની ધાતુની પ્રતિમા સાથે શ્રી મોરારિબાપુના વરદ્ હસ્તે 'નરસિંહ મહેતા ઍવોર્ડ' એનાયત કરવામાં આવે છે. ૧૯૯૯થી ૨૦૦૮ સુધીમાં ૧૩ ઍવોર્ડ્ઝ જાહેર થયા છે.

| | | |
|---|---|---|
| ૧. | રાજેન્દ્ર શાહ | ૧૯૯૯ |
| ૨. | મકરંદ દવે | ૨૦૦૦ |
| ૩. | નિરંજન ભગત | ૨૦૦૧ |
| ૪. | ઉશનસ્ | ૨૦૦૧ |
| ૫. | અમૃત 'ઘાયલ' | ૨૦૦૨ |
| ૬. | જયંત પાઠક | ૨૦૦૩ |
| ૭. | રમેશ પારેખ | ૨૦૦૪ |
| ૮. | ચંદ્રકાન્ત શેઠ | ૨૦૦૫ |
| ૯. | રાજેન્દ્ર શુક્લ | ૨૦૦૬ |
| ૧૦. | સુરેશ દલાલ | ૨૦૦૭ |
| ૧૧. | લાભશંકર ઠાકર | ૨૦૦૮ (અસ્વીકાર) |
| ૧૨. | સિતાંશુ યશશ્ચંદ્ર | ૨૦૦૮ (અસ્વીકાર) |
| ૧૩. | ચિનુ મોદી | ૨૦૦૮ |

જાણે કે માત્ર ગઝલ માટે જ શ્વાસોચ્છ્વાસ ભરતા હોય તેમ આ કવિની અધ્યક્ષતામાં પ્રત્યેક શનિવારે 'શનિસભા' અંતર્ગત હઠીસિંગ વિઝ્યુઅલ આર્ટ સેન્ટર, અમદાવાદમાં ગુજરાતી ગઝલની વર્તમાન તેમજ ભાવિ પેઢી પોતાની નવી રચના રજૂ કરે છે. ત્યારબાદ ઉપસ્થિત કવિમિત્રો આ રચનાઓ વિશે બખૂબી મોકળાશથી ચર્ચા કરે છે. આમ, ચિનુ મોદી નવી પેઢીને પણ હોંશથી મળે છે એટલું જ નહિ ઘડે પણ છે. અને હા, પોતે પણ નવી રચના રજૂ કરી તેની ચર્ચા (કટુ હોય તો પણ) ધ્યાનથી સાંભળે છે અને એમ પોતાની કલમના કસબને વધુ કસતા રહે છે.

માત્ર ગઝલ જ નહીં પણ અન્ય સાહિત્ય સ્વરૂપોની પણ કાર્યશાળા ચલાવતા આ સાહિત્ય-દ્રોણની જોઈએ તેવી નોંધ લેવાઈ નથી. છતાં પોતાની અલાયદી મોજમાં, જલસાવતારમાં રાચતા આ કવિએ અનેક સાહિત્ય સંસ્થાઓનાં ગૌરવભર્યાં પદ અને અનેક ઍવોર્ડ્ઝ શોભાવ્યાં છે.

સાતેક વાર કવિતા, નાટક અને વાર્તા-નવલકથા માટે તેમને ગુજરાતી સાહિત્ય અકાદમીના ઍવોર્ડ પ્રાપ્ત થયા છે. 'બાહુક' દીર્ઘકાવ્ય માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું પારિતોષિક મળ્યું છે. રેડિયો અને ટેલિવિઝન એડવર્ટાઈઝિંગ પ્રેક્ટિશનર્સ એસોસિએશન ઓફ ઈન્ડિયા તરફથી કોપીરાઈટર તરીકેના રાપા ઍવોર્ડ ત્રણ વાર પ્રાપ્ત થયા છે. તેમને ગુજરાતી સંગીત નાટક અકાદમી તરફથી ૧૯૯૯-૨૦૦૦ના વર્ષનો ગૌરવ પુરસ્કાર પણ એનાયત કરવામાં આવ્યો છે. ઈન્ડિયન નેશનલ થીએટર (આઈ.એન.ટી.)નો 'કલાપી ઍવોર્ડ' તેમને મળ્યો. ગુજરાત સરકારના માહિતી વિભાગ દ્વારા ગુજરાતી ફિલ્મ 'રાજમાતા'ના શ્રેષ્ઠ વાર્તાકાર અને શ્રેષ્ઠ ગીતકાર તરીકેના બે ઍવોર્ડ પણ તેમને મળ્યા છે. અને હમણાં જ તા. ૧૪ ઑક્ટોબર ૨૦૦૮ને શરદપૂર્ણિમાએ આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ દ્વારા વિદ્યમાન ગુજરાતી સર્જકને તેના સમગ્ર કાવ્યસર્જનને લક્ષ્યમાં રાખીને અપાતો 'નરસિંહ મહેતા ઍવોર્ડ' જૂનાગઢમાં એનાયત કરવામાં આવ્યો છે.

જો કે કોઈ પણ સર્જકનું મૂલ્ય તેને મળેલાં ઍવોર્ડ્ઝ કે પારિતોષિકથી જ ન કરી શકાય. અને એમ જોઈએ તો ચિનુ મોદીને ગઝલકાર તરીકે મળેલાં અદ્ભુત પ્રેમ અને અગાધ સ્નેહ એમને મળેલાં સૌ સન્માનને અતિક્રમી જાય છે અને એટલે જ તો આજે ય પણ ચિનુ મોદી છે, ઈર્શાદ છે અને ગુજરાતી ગઝલ છે. ગુજરાતી ગઝલના ઈતિહાસના પ્રકરણમાં પોતાનું નામ ગઝલના પર્યાય તરીકે મૂકનાર સૌ ગઝલકારના લાડીલા ચિનુકાકાના પોતાની ગઝલોના સર્જન વિશેના જ એક શેરથી આપણે વિરમીએ, અન્યથા, બાત નિકલેગી તો દૂર તલક જાએગી...

તને કોઈ 'ઈર્શાદ' ગઝલો લખાવે ?
વિગતવાર વાતો પછીથી કરીશું.

■

યોસેફ મેકવાન

જિંદગીનો એ જ સાચોસાચ પડઘો છે 'ગની'
હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે !

*

જો હૃદયની આગ વધી 'ગની'
તો ખુદ ઈશ્વરે જ કૃપા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું
કે પવન ન જાય અગન સુધી.

- આવા તો અનેક ઉમદા શેરોની ગઝલો આપનાર 'ગની' દહીંવાલાનું આ જન્મશતાબ્દી વર્ષ છે. તેમનું આખું નામ અબ્દુલગની અબ્દુલકરીમ દહીંવાલા. આટલા લાંબા નામમાંથી તેમણે તખલ્લુસ 'ગની' રાખી લીધું. ૧૭ ઓગસ્ટ, ૧૯૦૮ના રોજ સુરતમાં એમનો જન્મ. ઘરની નાજુક પરિસ્થિતિને કારણે માત્ર ત્રણ ગુજરાતી ચોપડી સુધીનું જ ભણતર મેળવી શક્યા હતા. સુરતના ગોપીપુરા, સુભાષચોક વિસ્તારમાં તેઓ દરજીકામ કરી જીવન નિર્વાહ ચલાવતા હતા. દરજીકામ સાથે સાથે જિંદગીના અનુભવોને - અનુભૂતિઓને શબ્દ-છંદ-લયના તાલ સાથે ગઝલોમાં-ગીતોમાં સીવી લેતા હતા. શરૂઆતમાં તેમણે ઉર્દૂમાં ગઝલો લખી. ગુજરાતના તત્કાલીન જાણીતા શાયર અમીન આઝાદની સંગતે ગઝલના હાર્દ સુધી પહોંચ્યા અને ગુજરાતીમાં ગઝલો લખવાનું ચાલુ કર્યું. ગનીભાઈને સંગીતની સારી એવી જાણકારી હતી. તેઓ મુશાયરામાં પોતાની ગઝલો કે ગીતો તરન્નુમમાં રજૂ કરતા, તેથી પણ લોકોની ખૂબ પ્રશંસા પામતા. કેટલાક તેમને 'ગઝલબુલબુલ'ના પ્યારભર્યા નામથીયે બોલાવતા. પરિણામે એ વખતના પ્રથમ પંક્તિના ગઝલકારોની હરોળમાં તેઓ સહજ રીતે સ્થાન પામ્યા. એમની રચનાઓમાં ઉત્કટ ભાવોર્મિ અનુભવાય છે. તેને લીધે તેઓ ગઝલ રસિકોમાં અને વિદ્વાનોમાં અતિ આદર પામ્યા. આવા સમર્થ ગઝલકાર 'ગની' સુરતની 'રાષ્ટ્રીય કલાકેન્દ્ર' સંસ્થાના ઉપપ્રમુખ સ્થાને પણ રહી ચૂક્યા હતા.



(૧૭-૮-૧૯૦૮ - ૫-૩-૧૯૮૭)

ઈ.સ. ૧૯૫૧-૫૨માં તેમનો પ્રથમ ગઝલસંગ્રહ 'ગાતાં ઝરણાં' શ્રી ઉમાશંકર જોશીના આવકાર સાથે પ્રગટ થયો. એ સંગ્રહનું એક ગીત, 'ભિખારણ ગીત મજાનું ગાય' એમના હલકભર્યા કંઠે ગવાતાં એ સમયે ખૂબ પ્રચલિત બન્યું હતું એટલે તો એ ગીત દિલ્હી સાહિત્ય અકાદમીના કાવ્યસંચયના સંપાદનમાં પણ સ્થાન પામ્યું હતું 'ગની'સાહેબની આમ ગીત-ગઝલયાત્રા સતત આગળ ચાલતી રહી અને ગુજરાતી કાવ્યસાહિત્યને સમૃધ્ધ કરતી રહી. પરિણામ સ્વરૂપ આપણને એકાધિક ગઝલસંગ્રહો મળતા રહ્યા.

મહેક (૧૯૬૧), મધુરપ (૧૯૭૧), ગનીમત (૧૯૭૪), નિરાંત (૧૯૮૧), ફાંસ ફૂલની (૧૯૮૮) જેવા માતબર ગઝલસંગ્રહો તેમની પાસેથી મળ્યા. આ રચનાઓમાં કવિનું વિશાળ ભાવવિશ્વ, વૈવિધ્યસભર છંદોમાં અને સરળ - પ્રવાહી બાનીમાં સાહજિક રીતે જ ઊઘડ્યું છે. તેમાં તેઓશ્રીનું સૂઝબૂઝપૂર્વકનું ભાષાકર્મ અને છંદ-લયશુધ્ધિ પણ નિખરી ઊઠ્યાં છે. તેમાં તત્ત્વચિંતન છે પણ તેનો ભાર વર્તાતો નથી. ઈશ્વર યા અલ્લાહ સમરસ બની ભાવપુદ્‌ગલ રચે છે ત્યારે હિન્દુત્વ અને મુસ્લિમત્વ ઓગળી જાય છે. કનૈયા-રાધા-શંકર જેવાં પ્રતીકો આસ્વાદ્ય બની રહે છે. સાથે સાથે સંસ્કૃત-ઉર્દૂ ભાષાનો વિનિયોગ પણ રસનિષ્પત્તિમાં અવરોધક ન બનતાં, અનુકૂળ બને છે. અને એ જ એમનું કવિ તરીકેનું કૌશલ અને એ જ એમની સિદ્ધિ ! એમની કવિતા, પ્રકૃતિનાં તત્ત્વોના શાશ્વતી ભાવો સાથે મનુષ્ય જીવનના બદલાતા વિશ્વને પણ તાદૃશ કરે છે અને એ અહેસાસ આપણને સતત થયા કરે છે.

એમની ઘણી રચનાઓ ગુજરાતના નામી-અનામી ગાયકો-સંગીતકારોએ સૂર સંગીતમાં 'મઢી લીધી છે'. સૂરોના

બેતાજ બાદશાહ મહંમદ રફીના કંઠે ગવાયેલી રચના...

દિવસો જુદાઈના જાય છે
એ જશે જરૂર મિલન સુધી...
મારો હાથ ઝાલીને લઈ જશે
મુજ શત્રુઓ જ સ્વજન સુધી...

જ્યારે સાંભળીએ ત્યારે તરોતાજા જ લાગે !

એવી જ રીતે ગાયક હેમન્તકુમારના હલકદાર કંઠે ગવાયેલી રચના...

તમારાં અહીં આજ પગલાં થવાનાં
ચમનમાં બધાંને ખબર થઈ ગઈ છે...
ઝૂકાવી છે ગરદન બધી ડાળીઓએ
ફૂલોની પણ નીચી નજર થઈ ગઈ છે !

એમની ગઝલોના કેટલાય શેરો રસિકોની જીભે રમતા થઈ ગયા છે એમાંના થોડાક...

મદમસ્ત યુવાનીની શિક્ષા
ઘડપણને મળે એ ન્યાય નથી
તોફાન થયું છે ભરદરિયે
સપડાય કિનારો શા માટે ?

*

જિંદગાનીને દુલ્હનની જેમ શણગારી 'ગની'
એને હાથોહાથ સોંપી જેમના ઘરની હતી.

*

'ગની' પર્વતોની આગળ આ રહ્યું છે શીશ અણનમ,
કોઈ પાંપણો ઢળી ત્યાં હું ઝૂકી ઝૂકી ગયો છું.

- આમ, જીવનની ઘટનાઓ, પ્રસંગો, સઘન અનુભૂતિઓ, વિચારો વગેરેને અભિવ્યક્તિની નજાકતથી, પોતાની આગવી સૂઝબૂઝથી ગઝલો, ગીતોમાં આલેખનાર 'ગની'સાહેબ ૮૦ વર્ષની ઉમ્મરે ૫મી માર્ચ, ૧૯૮૭ના રોજ જન્નતશીન થયા. પણ એ પહેલાં દુનિયામાં આવ્યાની અનુભૂતિને તશ્બીહ દ્વારા એક શેરમાં ધારદાર રીતે રજૂ કરે છે જે કાબિલે દાદ છે -

'ગની' બળતામાં ઘી હોમાયા જેવી વાત થઈ આ તો
દુ:ખી પોતે હતી દુનિયા, ને એમાં આપણે આવ્યા !

અત્યંત નિખાલસ, મળતાવડા અને રમૂજી સ્વભાવના આ કવિને એમના જન્મશતાબ્દી વર્ષે હૃદયપૂર્વકની સ્મરણાંજલિ...

■

---

## કાવ્યાનુવાદ

●

## ચમકતી નજર

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષા વ્યાસ

છલોછલ ઘડો કેડે મૂકીને તું નદીને કાંઠે કાંઠે ચાલી જતી હતી.

શા વાસ્તે તેં તારી ગ્રીવા ત્વરાથી ફેરવી અને ફડફડ ઊડતા ઘૂંઘટમાંથી મારા ભણી તાક્યું ?

વૃક્ષછાયા કિનારા તરફ ઝડપથી ખળખળ વહી જતા જળમાં કંપન જગાડતી લહેરખીની જેમ
અંધકાર વીંધી તારી ચમકતી નજર મારા પર પડી.

અંધારઘેર્યા ઓરડાની ખુલ્લી એક બારીએથી બીજી બારીએ ઝડપથી ઊડતા
અને રાત્રિના અંધકારમાં અદશ્ય થઈ જતા સાંધ્યપંખીની પેઠે એ મારા પર મંડરાઈ.

તું ટેકરીઓ પછીતે છુપાયેલી તારીકા સમી છો
અને હું માર્ગ પરથી પસાર થતો એક પથિક.

પરંતુ નદી કિનારેથી કેડે ટેકવેલા છલોછલ ઘડા સાથે પસાર થતાં તું એક પળ થોભી
અને ઘૂંઘટમાંથી મારા ચહેરા પર એક ચમકતી નજર નાખી;
એવું શા વાસ્તે કર્યું ? કહે, શા વાસ્તે ?

---

("The Gardener" – કૃતિ ૧૯)

ડૉ. બળવંત જાની

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના વિશ્વવિખ્યાત વિદ્વાન ડૉ. હરિવલ્લભ ભાયાણી (ઈ.સ. ૧૯૧૭-૨૦૦૦)નું ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં ભાષાવિજ્ઞાની અને વૈયાકરણી તરીકે બહુ મોટું નામ છે. ભારતીય-પાશ્ચાત્ય કાવ્યશાસ્ત્રના પૂરા જ્ઞાતા અને વિવેચક તરીકે પણ ગુજરાતી વિવેચન સાહિત્યના ઈતિહાસમાં બહુ મોટું સ્થાન અને માન ધરાવે છે તેઓ એક રીતે આપણે ત્યાં ગુજરાતી ભાષા-સાહિત્યના બહુ મોટા ગજાના સંશોધક વિદ્વાન તરીકે પ્રતિષ્ઠિત છે, પરંતુ તે ઉપરાંત સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની તથા મધ્યકાલીન ગુજરાતી ભાષા-સાહિત્યના વિદ્વાન તરીકે પણ ભારતમાં અને ભારત બહાર સુખ્યાત છે

ગુજરાતી ભાષા-સાહિત્યના ઈતિહાસમાં મધ્યકાલીન ગુજરાતી અને કંઠસ્થ પરંપરા સાહિત્યના સંશોધક-સંપાદક તરીકે, વિવેચક તરીકે, ભાષાવિજ્ઞાન-વ્યાકરણમાં મહત્ત્વનું પ્રદાન કરનારા ભાષાવિજ્ઞાની તરીકે, સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ કાવ્યોના ગુજરાતી અનુવાદક તરીકે, વિચારપ્રધાન, સંસ્કૃતિપ્રધાન તથા આત્મલક્ષી નિબંધોના સર્જક તરીકે અને વિવિધ સામયિકોના સંપાદક તરીકે એમ સાતેક પ્રકારે તેમનું આપણે ત્યાં પ્રદાન છે



(૨૬ ૫ ૧૯૧૭ – ૧૧ ૧૧ ૨૦૦૦.)

દરેક વૃક્ષનાં પુષ્પ અને ફળની પરિણતિનો આધાર મૂળ બીજ અને એને મળેલા ખાણ-પાણી પર હોય છે કોઈ પણ મેધાવીના જીવનકાર્યને અવલોકતાં અને મૂલવતાં તેને મળેલા ખાત-પાત દષ્ટિમાં લઈએ ત્યારે જ જીવન અને કાર્યને હસ્તામલકવત્ પામી અને પમાડી શકાય. ડૉ. ભાયાણીના જીવનકાર્યને મૂલવતી વખતે પણ એમની ખાસ ધ્યાન લેવા જેવી બાબત એ છે કે કોઈ અદ્દભુત શક્તિ લઈને જન્મેલા અને જન્મતાંની સાથે અનેકવિધ આપત્તિઓ તથા અસુવિધાઓથી ઘેરાયેલા આ ઋષિતુલ્ય મેધાવીને ખાત-પાતમાં મોટામાં મોટું બળ મળ્યું તે તેમનાં દાદીમાનું અને જીવનને સમજવાના તેમના દષ્ટિબિંદુનું અકલ્પ્ય આપત્તિઓને પણ હસતે મુખે ધર્મશ્રદ્ધાથી સહી લેવાનું એમનું આંતરિક બળ અને એમાંથી જ રચાતા અદ્દભુત વ્યક્તિત્વનાં બીજ એમની બાલ્યાવસ્થામાં છે

**જન્મ અને ઉછેર :** ઈ.સ. ૧૯૧૭ની ૨૬મી મેના દિવસે ભાવનગર જિલ્લાના મહુવા ગામે તેમનો જન્મ. પિતાશ્રીનું નામ ચુનીલાલ સવજીભાઈ ભાયાણી અને માતુશ્રીનું નામ ગંગાબહેન આ દંપતીને સંતાનમાં પુત્ર અને પુત્રી. પુત્ર તે હરિવલ્લભ. તેઓ બે વર્ષના થયા ત્યાં અકાળે માતા-પિતાનું નિધન થયેલું થોડા મહિના પછી નાની બહેન હતી તેનું પણ નિધન થયું દાદીમા મોતીમાએ પુત્ર, પુત્રવધૂ અને પૌત્રીના અકાળે નિધનના કારમા દુખને સહી લઈને પૌત્ર હરિવલ્લભનો કપરી આર્થિક પરિસ્થિતિ વચ્ચે ભારે હિમ્મતથી ઉછેર કર્યો.

ડૉ. ભાયાણી અને એમનાં બહેનને સમજણની આંખ અને ઊડવાની પાંખ ફૂટે એ પહેલાં જ માતા અને પિતા ગુમાવવાં પડ્યાં હતાં. આધાર હતો એકમાત્ર દાદીમાનો - પિતાની માતાનો. જે ખુદ તારુણ્યમાં પ્રવેશતાં જ એક સંતાનની માતા બન્યા પછી વિધવા થયાં હતાં અને ખેતી, વેપાર કે બીજી પિતૃક સંપત્તિના કોઈ જ આધાર વગર પુત્ર ચુનીલાલને ઉછેર્યો હતો. એમણે કપરા સંજોગો વચ્ચે પુત્ર ચુનીલાલને ઉછેરી મોટા કર્યા, પરણાવ્યા અને વ્યવસાયે સ્થિર કર્યા. દીકરાને ઘેર દીકરો અને દીકરી જન્મ્યાં અને ઉજડેલી કે કજળેલી વાડી લીલી થઈ દુખના અને એકલતાના દિવસો પૂરા થયા. હવે જ હાશ કરીને બેસવાનો અવસર મળ્યો પણ કુદરતને જાણે એ મંજૂર ન હતું પુત્ર ચુનીલાલ અને પુત્રવધૂ ગંગા બન્ને અવસાન પામ્યાં દીકરાને-પૌત્રને ઉછેરવાની જવાબદારી દાદીમા મોતીમા પર આવી.

આમ, ડૉ. ભાયાણી જન્મ્યા ત્યારે એમને ઉછેરનારાં એકમાત્ર દાદીમા જેમની પાસે પિયરની આછી પાતળી બકરીના દુઝાણા જેવી સહાય કે મદદ સિવાય ખુદની કોઈ સંપત્તિ ન હતી. પરંતુ દાદીમામાં અદ્દભુત હતી તે જીવનશક્તિ.

એ પ્રાપ્ય હતી કૃષ્ણ ભક્તિના સંસ્કારોમાંથી. કૃષ્ણ એમને મન માત્ર પૂજીને પારણામાં કે સિંહાસનમાં બેસાડી કે પોઢાડી દેવાનો અને ભૂલી જવાનો માત્ર ઈશ્વર ન હતો, માત્ર દેવ ન હતો પરંતુ જીવનની પ્રત્યેક ક્ષણે શ્વસાતો પ્રાણ હતો. આ એક એમનો અંતરનો કૃષ્ણ અને બીજો એ હરિનો જ વલ્લભ એવો પૌત્ર હરિવલ્લભ. દાદીમાની સવાર મીઠી હલકે ગવાતાં દળણા સાથેનાં ગીતોથી થતી. મા અને બાપ બન્ને ગુમાવ્યાં ને સાથે ઉછરેલી એક માત્ર બહેનને પણ જેમણે ગુમાવી છે એવા હરિવલ્લભને દાદીમાનાં પ્રભાતિયાં કાને સંભળાતાં. કહેવાય છે કે 'Two to talk and four to walk' બેએ બોલતા અને ચારે ચાલતા થાય. આ હરિવલ્લભ બેએ, હરિને બોલતાં થયો અને ચાલતાં પણ કૃષ્ણ જેવાં ભાખોડિયાં ભરીને કૃષ્ણના વેશમાં જ સખાના સંગાથે, દોડતો થયો. દાદીમાનું તો જીવન જ દોઢસો જેટલાં પદ-ભજન, ધૂન-કીર્તનો સાથે વણાઈ ગયેલું. વૈષ્ણવો જેવી રીતે અષ્ટપ્રહર સેવા-પૂજા કરે છે ને આઠેય પ્રહરનાં પદભજનો ગાય છે તેમ હરિવલ્લભનાં દાદીમા પણ ઊઠતાં જ હરિસ્મરણ કરતાં પદભજન ગાય, એમના હરિને જગાડતાં હરિનાં હાલરડાં ગાય, નવડાવતાં સ્નાનાદિક પદો ગાય ને લાડકોડથી ઉછરતો બાળક ચાલતો-દોડતો થયો ત્યારે એના લાંબા ચોટલા ગૂંથતાં શણગારનાં પદો ગાય. એમનો હરિ રિસાય ને કંઈ રઢ કે હઠ લે ત્યારે આડો ગાય. દાદીમાને મન આમ જગત હર્યુંભર્યું, તેય સુખથી હર્યુંભર્યું હતું. બીજાને મન અભાવ તે આ નારીને મન અદ્ભુત સંપત્તિ હતી. જસોદાની પાસે જેમ કાનો હતો તેમ દાદીમાની પાસે હરિ હતો. ગામનાં દળણાં ને બીજાં કામ કરતાં પણ એમનો કંઠ સતત રણકતો રહેતો, તે એમનો હરિ સાંભળતો. બપોર થતી ત્યારે સમદુઃખ ડોશીઓ અને નવરી પડેલી પરંતુ ભક્તિરસમાં તરબોળ એવી સ્ત્રીઓ મહુવાના નાનકડા ઘરમાં ભેગી થતી અને સમૂહમાં 'હરિ વેણ વાય છે રે હો વનમાં'ની ધૂન ગજાવતી. સાંજ થતી કે પોતાનું કે પુત્રનું રાંધતાં દાદીમા થાળનાં ગીતો ગાતાં. રાત પડતી કે શયનનાં પદો ગાતાં. આમ, બચપણથી જ એક અકલ્પ્ય અને અદ્ભુત એવા વૈષ્ણવ ભક્તિ પરંપરાના વાતાવરણમાં હરિવલ્લભ ભાયાણીનો ઉછેર હરિની ભક્તિ, હરિના જીવનલાલિત્ય અને લાડ સાથે થયો.

કિશોરવયે પહોંચેલા હરિવલ્લભ ભાયાણી ઈશ્વરદત્ત પ્રતિભા અને આ નૈતિક જીવનમૂલ્યોથી છલોછલ વાતાવરણને કારણે ઉજ્જવળ કારકિર્દી ધરાવતા થયા. દાદીમા સાથે મંદિરે જતાં કિશોરકાળે જ 'મહિમ્નસ્તોત્ર' કંઠસ્થ કરી લીધું હતું. અનેક પદ-ભજનો અને ધૂન તો એમના લોહીમાં વારસારૂપે ધબકતાં રહ્યાં હતાં. ડૉ. ભાયાણીમાંથી સહજ રીતે પ્રગટતી ધાર્મિકતા અને આધ્યાત્મિકતા બહુ ઓછાંને સમજાઈ છે. એનાં મૂળ કેટલાં ઊંડાં, સજ્જડ-સાબૂત અને પરિપક્વ હતાં એ બચપણના જો આ સંસ્કાર જાણીએ તો જ ધ્યાનમાં આવે. સ્ટાઈલિસ્ટિક્સ અને ફાઈલોલૉજીના ભાષાવિજ્ઞાનના સંકુલ પ્રશ્નો ચર્ચતો, અતિ આધુનિક વિદ્યાઓનું પરિશીલન કરનારો, અદ્યતન સાહિત્યના કૂટ પ્રશ્નોને ચર્ચનારો આપણો આ આંતરરાષ્ટ્રીય ખ્યાતિનો વિદ્વાન લોકસાહિત્ય અને પદભજન સૂચિકરણ તથા સંગ્રહ જેવી પ્રવૃત્તિઓમાં શાથી પડ્યો એવો ઘણા સમકાલીન સાથીઓને સાહિત્યકાર વિદ્વાન અને વિવેચકોને પ્રશ્ન થયો છે, કેમ કે સાહિત્યને એક સ્થૂળ ઉપરચોટિયા પદાર્થ માનનારને સાહિત્યનાં મૂળભૂત સંસ્કારમૂલ્યનો ભાયાણી જેટલો સ્વાનુભૂત અનુભવ અને પ્રતીતિ થયેલાં હોતાં નથી. બધું જ ગુમાવી ચૂકેલી અને સંપૂર્ણ નિરાધાર બની ચૂકેલી એક સ્ત્રીના જીવનમાં આપણું આ પરંપરાગત સાહિત્ય જગત કેટલું મૂળભૂત અને પોષક બને છે એનો પરિચય પણ આ બધા માહોલમાંથી મળે છે.

સ્થૂળરૂપમાં બધું જ જેમણે ગુમાવ્યું છે એને સૂક્ષ્મ રૂપમાં એ જે કંઈ ઈચ્છે છે તે આપણું આ પરંપરાગત પદભજનનું સાહિત્ય આપે છે. એ કંઈ કેવળ ગાવાનો અને માત્ર મીઠાશ માણવાનો પદાર્થ નથી પણ જીવનની ચેતાએ ચેતાનું મૂળભૂત દ્રવ્ય છે. દાદીમાનું જીવન તો એકમાત્ર દૃષ્ટાંત હતું. આવાં લાખો કરોડો નરનારીઓનાં ઉજ્જડ થઈ ચૂકેલાં અને કજળેલાં કે કથળેલાં જીવનને લીલુંછમ્મ ને હર્યુંભર્યું અને આનંદથી ધબકતું આવાં લોકપરંપરાનાં ગીતો અને કથાગીતોએ રાખ્યું હતું. બીજા વિદ્વાનો નહોતા સમજ્યા એ ભાયાણી સમજી ચૂક્યા હતા કે પરંપરાગતનું આપણું કંઠસ્થ સાહિત્ય એનાં પદભજન, ધૂન, રાસડા કુટુંબની વિષમતા અને આનંદનાં ગીતો પ્રજાનો જીવનનો ધબકાર જ ન હતાં પણ જીવન જીવવા માટેનાં, એની સમજ અને સંવેદના સંસ્કારનારાં સજીવતત્ત્વ હતાં. આથી જ 'સ્વયંભૂ'ના મહાકાવ્ય જેવી પ્રશિષ્ટ કૃતિનું અધ્યયન કરનાર, ઐતિહાસિક વ્યાકરણ જેવી કોઈ ભાષાના પ્રવાહને ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ અવલોકનાર વિદ્વાનને મન જનસામાન્યમાં ગવાતાં ભક્તિગીતો જ નહીં પણ હાસ્યમજાકનાં ગીતો પણ ઉત્તમ સંપદા લાગતાં હતાં. આથી જ એક સમયે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કક્ષાની અનેક પ્રશિષ્ટ ગણાતી વિદ્યાઓના કામને પણ બાજુ ઉપર મૂકીને એમણે પદભજનની પરંપરા અને લોકસાહિત્યને મહત્ત્વનાં ગણ્યાં, એનો હું સાક્ષી છું. એમને મન અગ્રતાક્રમે આ તળપદી સંસ્કૃતિનું અધ્યયન હતું.

આ વાત ડૉ. ભાયાણીએ પોતે 'જાતિસ્મર' નામના નિબંધમાં અનેક ઉદાહરણથી કહી છે. તેઓ કહે છે કે બચપણમાં એમણે જે સ્ત્રીઓના કંઠે ગવાતા ગરબાઓ અને રાસડાઓ સાંભળ્યા, નવરાત્રીમાં ગવાતી ભક્તિરચનાઓ સાંભળી, ગૌરીવ્રતમાં ગવાતાં સંસાર વિષયક લોકગીતો સાંભળ્યાં, તેની ભારે વ્યાપક અસર એમના આંતર-બાહ્ય વ્યક્તિત્વના ઘડતર પર પડી છે. મહુવાની મેડીની ખાટે

હીંચકતા કે કાથીના ખાટલામા આડા પડીને ઊંઘતા એમણે આ બધા સસ્કારો ઝીલ્યા હતા. તેની ભારે વ્યાપક અને પ્રગાઢ અસર એમની આંતરચેતના અને આધ્યાત્મિકતા પર પડી.

ડૉ. ભાયાણીની આધ્યાત્મિકતા સમજવી અત્યત મુશ્કેલ છે એમનો જેમને ઉપરચોટિયો પરિચય છે એમના માટે તો એથીય કપરું છે ધર્મની વાતો સાભળતા એ કેવળ રેશનાલિસ્ટ લાગે, ક્યારેય કોઈ વ્રત, તપ, યજ્ઞ, અનુષ્ઠાન એમણે કર્યાં નથી. કોઈ સ્થળ કે તીર્થનાં માહાત્મ્ય એમને સ્પર્શ્યાં નથી. વેદધર્મના કે જૈનધર્મના કોઈ ગ્રથો એમણે અનુષ્ઠાનના ભાગરૂપે વાંચ્યા નથી. અગિયારસ, એકટાણા કે અઠ્ઠાઈ કર્યાં નથી. એમના જીવનના દૈનંદિનમા જેને તમે ધાર્મિકતા કહો કે ધાર્મિક શ્રધ્ધા કે આસ્થા કહો એનુ કોઈ સ્થાન ન હતું. એમણે ક્યારેય કોઈ કથા કરાવી નથી. અનુષ્ઠાન કે બીજી કોઈ વિધિઓમા શ્રધ્ધા ધરાવી નથી. આવી સ્થૂળ કે બાહ્ય બાબતો પર એમણે હમેશાં હાસ્ય કટાક્ષ કર્યાં છે ઉપહાસ કર્યા છે દેખીતી રીતે આમા કોઈકને તેઓ ભારે નાસ્તિક લાગે કે કોઈકને વધુ બુધ્ધિલક્ષી લાગે સાઈ (મકરંદ દવે) સાથેના પત્રોમા આ વાતનો તેમણે સ્પષ્ટ ખુલાસો કર્યો પણ છે મકરદભાઈને યોગ અને આધ્યાત્મિક વિષયની જે અનુભૂતિ અને માન્યતા છે તે પોતે એ રીતમા સમજી અનુભવી કે સ્વીકારી શકતા નથી એમ સ્પષ્ટ કહ્યુ છે આમ છતા મને તેઓ કોઈ કલ્પી કે ધારી ન શકે એટલી હદે અતરથી હમેશા ભારે આસ્તિક જણાયા છે જીવનના શ્વાસે શ્વાસે જ ઈશ્વર પ્રત્યેની શ્રધ્ધા અને પ્રીતિ બંને છે કૃષ્ણ વિશે વાત કરતા કે એનું કોઈ પદ ગાતા જ એક નવો પ્રકાશ એમના ચહેરા પર તરવરતો જોવા મળતો હતો. આગમગ્રથો, ગીતા અને વેદનાં ઉત્તમ સૂક્તો કેવળ વાચી-સમજી શક્યા છે એવુ નથી, અનુભવીને ખરા અર્થમા આત્મસાત્ પણ કરી શક્યા છે આ માટે જુઓ ઉષસ- સૂક્ત વિશેનુ એમનું લખાણ. એક આર્ય અને આર્ષ ઋષિની ભૂમિકા પર રહીને જ એમણે ઉષાને જોઈ છે કૃષ્ણની ભક્તિને એમણે પદ-ભજન ગાતા, મીરાં કે નરસિંહને ઉત્કટતા સમેત અનુભવ્યા છે શ્વાસે-શ્વાસે જેમનામાં ભક્તિ આ રીતે જડાયેલી છે એને માટે પછી કોઈ કર્મકાડ જપ-તપ, કથા-વાર્તા, તીર્થયાત્રા પ્રસ્તુત રહેતા જ નથી. આ વાત જેમને સમજાઈ નથી તેઓ એમને નર્યા બૌધ્ધિક અને નાસ્તિક માની બેઠા છે !

એમનું આંતરજગત એટલુ મજબૂત અને મૂળભૂત પોષણોથી પોષાયેલુ હતું કે એ અતિ આધુનિક ગણાતા બૌદ્ધિકોમાં પણ જે સૂક્ષ્મ નિહિત અજ્ઞાનની ભય ગ્રથિ હોય છે તે એમનામાં ન હતી. આથી જ કોઈપણ અંધશ્રધ્ધા, વહેમ કે સ્વીકૃત માન્યતાનો પૂર્ણ આંતર સામર્થ્યથી તેઓ વિરોધ કરી શકતા. સામાન્ય રીતે મનાય છે કે ત્રણ જણે ત્રેખડ પડે એનો જ જાણે ઉપહાસ કરવો હોય એમ લગ્ન કરવા માટે ત્રણની સંખ્યામાં પોતે ગયા. સામાન્ય માન્યતા એવી કે બુધવારે બેવડાય એટલે લગ્ન સિવાયનાં જ કામ બુધવારે થઈ શકે એમણે એનો પણ ઉપહાસ કરતા હોય એમ લગ્ન માટે બુધવાર પસદ કર્યો. કોઈ મુહૂર્ત, કોઈ ચોઘડિયું એમણે જોયું ન હતું દેખીતી રીતે સામાન્ય લાગતી આ વાત હકીકતે અસામાન્ય છે અંગત અનુભવના આધારે કહી શકું કે અધુનાતન સાહિત્યના આરાધકો અને ઊંડી સૂઝવાળાઓમા પણ અજ્ઞાત અનિષ્ટની ભયગ્રથિ હોય છે અને ઉપવાસ, એકટાણા, અગિયારસ આદિ વિધિ-વિધાનો કરતા હોય છે

**કુટુંબજીવન અને સાહિત્ય પરિવાર** હકીકત એ હતી કે જે દાદીમાએ એમને આવા અને આટલા કષ્ટો વચ્ચે આવી અદ્વિતીય રીતે ઉછેર્યા એ દાદીમાને સસારનાં બીજા કોઈ દુખ કે આપત્તિથી એમણે અસ્પૃશ્ય જ રાખ્યાં હતા. આથી જ વિલેપાર્લેમા અધ્યાપક તરીકે સેવારત આ વિદ્વાને લગ્ન નહોતાં કર્યાં અને નહોતા કરવાં ! સસારના આતર બાહ્ય અનેક કષ્ટો વેઠી ચૂકેલા દાદીમા લગભગ અધ જેવાં બની ગયેલાં. સ્થિતિ એ હતી કે રાધવુ પણ ડૉ. ભાયાણીને પડે એક બાજુથી પીએચ.ડી.ની પદવી નિમિત્તે સ્વયભૂ પરનો અભ્યાસ ચાલે અને ભારતીય વિદ્યાભવનના સંશોધનના કામોને સંભાળવાનાં હોય, એની તૈયારી કરવી પડે એ સાથે પોતાનુ અને દાદીમાનું રાધવાનુ પણ પોતાને ભાગે હતું આમાં શરીર સ્વાસ્થ્ય માટે હરવા ફરવાનો તો સમય ક્યા મળે, કેટલો મળે ? પરતુ ડૉ. ભાયાણીનું આયોજન ભારે જબરુ ચૂલે પાટિયામા પ્રમાણસર પાણી મૂકી, મધરો તાપ રાખીને ખીચડીનો પાટિયો ચડાવે અને દરિયાકાંઠે પગ પણ છૂટો કરી આવે. પગલાં ઝડપી ને સમયને માપી માપીને ચાલનારા, આ બાજુ એમનું ઈવનિંગ વોક પૂર્ણ થાય અને બીજી બાજુ ચૂલે ચડાવેલી ખીચડી ચડી જાય.

આ ગાળામા પ્રિન્સિપાલ અમૃતલાલ યાજ્ઞિક ગુલાબદાસ બ્રોકર વગેરે અગતમિત્રો. એ યુગનું મુબઈનું સાહિત્યિક વાતાવરણ જ અનુપમ અને અદ્ભુત. એક બાજુ રામપ્રસાદ બક્ષી સંસ્કૃતના વિદ્વાન તો બીજી બાજુ હાસ્યલેખક છતાં પ્રકાંડ પડિત જ્યોતીન્દ્ર દવે પણ હોય. કરસનદાસ માણેક પણ અગત વર્તુળમા. બધા મિત્રોની ઈચ્છા ભાયાણીને ચૂલો છોડાવવાની. પણ ભાયાણી કેમ માને. અંતે બ્રોકરે કહ્યુ 'ભાયાણી, મારી અગત જાણકારીવાળા કુટુંબની છોકરી છે કોન્વેન્ટમા ભણેલી, છતાં ખૂબ જ સમજદાર અને લાગણીશીલ. નામ ચંદ્રકળા. જૈન પરિવારની છે પણ તું કે મા કોઈ ક્યારેય દુખી નહીં થાઓ એવી મારી બાંહેધરી છે

અંતે મિત્રો ભાયાણીને મનાવી શક્યા. ચદ્રકળાબહેન સાથે લગ્ન થયાં. અંગત અનુભવે સૌ કોઈ જાણે છે કે બ્રોકરે આપેલી બાહેધરી ચંદ્રકળાબહેને પૂરેપૂરી રીતે નિભાવી. જેમ કોઈ કલાકાર કે રાજનીતિજ્ઞ વા અભિનેતાની પત્ની બનવું તે લોઢાના ચણા ચાવવા જેવું છે તેવું જ કોઈ વિદ્વાનની અને તે

પણ કામને વરેલા અને નીતિ અને પ્રામાણિકતાથી નાકની સીધી દાંડીએ ચુસ્ત રીતે સીધું ચાલનારાની પત્ની બની રહેવું કપરું છે. વળી કુટુંબવત્સલ આતિથ્યભાવને વરેલ ભાયાણીનું ઘર અને ખાસ તો એમનો સ્વભાવ જાળવવો એ સામાન્યનું તો ગજુ જ નહીં ! પરંતુ ચંદ્રકળાબહેને આ બધું જ પૂરેપૂરી નિષ્ઠાથી નિભાવ્યું. મુખના બોલે તો સહુ કોઈ કામ કરે, ચંદ્રકળાબહેને તો આંખના બોલે કામ કર્યું. ડૉ. ભાયાણીનું ઘર એટલે પ્રપા, જ્ઞાનની પરબ. એ પછી વિલેપાર્લે હોય, અમદાવાદનું મહાદેવનગર હોય, રીડર્સ ક્વાટર્સ હોય કે હાઈલેન્ડ પાર્કનું અને પછીના ગાળાનું વીમાનગરનું પોતીકું નિવાસસ્થાન હોય. અનેક વિદ્વાનો, અભ્યાસીઓ, છાત્રો કંઈક ને કંઈક પ્રશ્નો ને સમસ્યાઓ લઈને ભાયાણી પાસે આવ્યા જ હોય. ભાયાણીનો સ્વભાવ અને કુટુંબવત્સલતા એવાં કે આવનારને પાણી મળવું જોઈએ, વાતનો દોર ચાલે કે ચા ને નાસ્તો મળવાં જોઈએ. કોઈ આવે ત્યારે પોતાના ગમે તેવા અંગત કામને આ વિદ્વાન એક બાજુ મૂકી દે,એ તો સમજાય પરંતુ એ ઈચ્છે કે એમનાં પત્નીએ પણ એમની આ પ્રપામાં ઘરકામને બાજુએ મૂકીને અતિથિની સાર-સંભાળ કરવાની હોય. પ્રપા એટલે પ્રપા. ટાઢા પાણીનો કળશ્યો લઈને તૈયાર જ રહેવાનું. કોઈ તરસ્યો આવ્યો નથી અને પ્રેમથી એ શીતળ પાણી પામ્યો નથી !

ભાયાણી કુળના મિત્રો અને છાત્રો જેમાં નગીનદાસ પારેખ, રમણલાલ જોશી, જયંત કોઠારી, ચિમનલાલ ત્રિવેદી, રઘુવીર, ભોળાભાઈ, ચી. ના. પટેલ, નટુભાઈ રાજપરા, ડૉ. જગદીશ દવે એમ અનેકનો સમાવેશ થાય છે. તેમના સૌના આ અનુભવો છે. હસુ યાજ્ઞિક જેવા એમના વિદ્યાર્થીએ તો ઈ.સ. ૧૯૬૪થી શરૂ કરીને છેક ઈ.સ. ૨૦૦૦ના નવેમ્બર એટલે કે ભાયાણીના દેહાવસાન સુધી એમના મધ્યકાલીન સાહિત્યની પ્રેમકથાઓ ઉપરના અધ્યયનથી આરંભીને છેક ૯૦ પદભજનોનાં સ્વરાંકન, લોકગીતોનાં વિષયાનુસારી પુનઃસંપાદન અને લોકસાહિત્યની વિભાવના અને પ્રકાશનના સંશોધન સુધી કે કનુભાઈ શેઠ અને વસંત દવેએ તેમના અંગત મહાનિબંધના અભ્યાસથી તે કથાકોશના નિર્માણ સુધીના કાર્યમાં અથવા તો આ લખનારે વસ્તુપાલ તેજપાલના અધ્યયનથી આરંભીને મધ્યકાળના સાહિત્ય સંપાદન અને લોકસાહિત્ય જેવાં અનેક ક્ષેત્રોના અભ્યાસ નિમિત્તે ડૉ. ભાયાણીનાં આતિથ્યસભર માર્ગદર્શન અને મોકળાશ અનુભવ્યાં છે. રમેશ ઓઝાએ માધવાનલ કામકંદલા દોગ્ધક પ્રબંધના સંપાદન માટે પણ કઠિન કૃતિના દુહાએ દુહાના પ્રશિક્ષણ માટે ડૉ. ભાયાણીની પ્રજ્ઞાનો લાભ લીધો છે. ક્યારેક નટુભાઈ રાજપરા પાઠ્યપુસ્તક સંદર્ભે કોઈ કડી લઈને આવ્યા હોય તો ક્યારેક જયંત કોઠારી વ્યાકરણની કોઈ સમસ્યાનો ઉકેલ શોધવા આવ્યા હોય, તો ક્યારેક નગીનદાસ પારેખ રસસિધ્ધાંતનો કોઈ કૂટપ્રશ્ન લઈને આવ્યા હોય. રમણલાલ જોશીની ચર્ચાઓ પણ ચાલતી હોય તો વિદેશવાસીઓને ગુજરાતી શીખવવા સંદર્ભે ઉપસ્થિત થતા પ્રશ્નો લઈને લંડનથી ડૉ. જગદીશ દવે આવ્યા હોય. આ રીતે ચર્ચા અને માર્ગદર્શન માટે વિવિધ પ્રકારના વિદ્વાનો આવતા જ રહે. ગુજરાતના, ભારતના અને વિશ્વના એવા વિદ્વાનોનો નામોલ્લેખ કરવા જઈએ તો પાનાં ભરાય, છતાં દેશ ઉપરાંત વિદેશના ડૉ. માલિઝોં, નલિની ડેલ્વોએ, બલબીર, જવાહીર મોઈર, રાઈટ જેવા અનેક એમને મળતા હોય એટલું જ નહીં કેટલાક તો એમના નિવાસે જ રહેતા હોય. વિદ્યાપ્રીતિ તો એવી કે કોઈ પણ વિદેશી વિદ્વાનનું પુસ્તક વાંચીને એમાં એ વિદ્વાને કોઈ પાયાની ભૂલ કરેલી દેખાય તો અન્યની જેમ એના દોષદર્શન અને સ્વપ્રતિષ્ઠા સ્થાપિત કરવાને બદલે, ખરા ઉનાળે દોડીને સંદર્ભગ્રંથોના સંબંધિત અંશોની ઝેરોક્ષ કરીને એને સાચા માર્ગદર્શન સાથે પાઠવે. શહીદુલ્લા અને બાગચી જેવા વિદ્વાને બૌદ્ધોના ચર્યાપદો વિશે કામ કરેલું. ચર્યાપદોનું કામ જ વિશિષ્ટ અને કષ્ટદાયક. મૂળ પાઠ છુપાવવા માટે વચ્ચે બીભત્સ ગાળ પણ મૂકાઈ હોય. આવું બધું ભારે કષ્ટથી દૂર કરીને વિદ્વાને મૂળ પાઠનું અંગ્રેજી ભાષાંતર તો આપ્યું પણ પ્રાકૃત ભાષાના અજ્ઞાનને કારણે કેટલીક ગંભીર ક્ષતિઓ રહી ગઈ. આ બધી જ ક્ષતિઓ વિશેની લાંબી યાદી ડૉ. ભાયાણીએ તે ગ્રંથકર્તાને મોકલી તો એ ગ્રંથકર્તાએ લખ્યું : 'બીજી આવૃત્તિમાં સુધારી લઈશ અને જો તમારો વહેલો પરિચય થયો હોત તો મારું કામ કેટલું દીપી ઊઠ્યું હોત !' દેશ-વિદેશની લગભગ ૭૫ જેટલી યુનિવર્સિટીમાં ન્યુ ઈન્ડો આર્યન લેંગ્વેજના સંશોધકો ભારતીય ભાષાઓ પર કામ કરે છે. એમાંથી ભાગ્યે જ કોઈ એવા હશે જેમણે ડૉ. ભાયાણીના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશના ભાષાના વિદ્વાન તરીકે સેવા-સહાય લીધી ન હોય કે કૂટપ્રશ્ને એમની સલાહ મેળવી ન હોય. આ લખનારે તો 'ન્યુ ઈન્ડો આર્યન લેંગ્વેજ એન્ડ લિટરેચર'ની પાંચેક આંતરરાષ્ટ્રીય પરિષદોમાં શોધપત્રો વાંચ્યા છે અને પ્રત્યક્ષ હાજરી પણ આપી છે. આ પરિસંવાદમાં છેલ્લી દસ મિનિટની પ્રશ્નોત્તરીમાં ક્યારેક વક્તા અને વિદ્વાનો વચ્ચે મલ્લયુધ્ધની પરિસ્થિતિ પણ સર્જાય અને કોઈ વિવાદ એવું ઉગ્ર રૂપ પકડે કે બે પક્ષ પડી જાય આવા સમયે ડૉ. ભાયાણી એ અંગેનો સીધો સંદર્ભ આપીને વાત કરે તો એ સાથે જ ઊહાપોહનો ઊભરો તૂટી-શમી જાય અને વિરોધ કરનાર પણ ભાયાણીની સ્થાપનાને મન-હૃદયથી સ્વીકારી લે. મને નથી લાગતું કે કોઈ પણ ઈન્ડિયન સ્કોલર કે લેખક ડૉ. ભાયાણીના રૂપમાં ઓથોરિટિ તરીકે આવા પરમ શ્રદ્ધેય રીતનાં માન-સ્થાન ધરાવતો હોય !

સંશોધક તરીકે એ કેટલા અભ્યાસનિષ્ઠ, ચુસ્ત અને તટસ્થ છે તેની આ દરેક વિદ્વાનને પૂર્ણ પ્રતીતિ હોય, એટલું જ નહીં પણ મારા જેવા નવોદિત સંશોધક ભાયાણીના શિષ્ય છે,

એવું જાણતા જ વિદેશના કોઈ પણ વિદ્વાન મને પણ માન કે પ્રેમની લાગણીથી જ જુએ. આવુ સ્થાન વિદેશમાં કયા ભારતીય વિદ્વાનનું હતુ, છે અને હશે એ વિચારણીય પ્રશ્ન છે આપણી ભાષાના વિદ્વાનની કદર આપણે જોઈએ તેટલી કરી નથી એ આપણા માટે અશોભનીય છે જાણવા જેવુ અને મનમાં હસવા જેવુ એ છે કે આ વિદ્વાનને આપણી ભાષાની મૂર્ધન્ય સંસ્થાએ યોગ્ય સમયે પ્રમુખ તરીકે પણ ન નિમન્યા ! નિમંત્ર્યા ત્યારે જ્યારે એમની ઓથે તાકેલા ટેન્જેન્ટ શોટ થી બીજા અણગમતા વિદ્વાનને પ્રમુખ તરીકે હટાવવાના હતા ! ભાયાણી કુટિલ નીતિ કરનારા કે આચરનારા ન હતા એટલુ જ નહિ નીતિજ્ઞ પણ હતા. એ આવા કપટને વશ ન થયા, કોઈ કૃતક નમ્રતાના અંચળાથી નહીં પૂરા વિરોધ અને ઉગ્રતાથી, જેનુ પરિણામ પણ ભોગવવું પડ્યુ તે ભોગવી લીધુ ! વિદ્વત્તાની ચર્ચામા ઊગેલા અરુણ સાથેની રક્તિમા સાથેનો આક્રોશ એ ડૉ. ભાયાણીના બાલસહજ ખડખડાટ હાસ્ય જેવુ જ વ્યક્તિત્વનું બીજુ પાસુ હતો. સામે કોઈ સશોધક હોય કે છાત્ર હોય, જો કોઈ મુદ્દા વિશે વિરોધ થાય તો પૂરો ને ભારે ઉગ્ર રહેતો. લાલચોળ થઈને એ વિરોધ કરતા, પૂરી પ્રતીતિથી વિરોધ કરતા. એમનું બૌદ્ધિક સ્તર અને તાટસ્થ્ય એટલા સીધી લીટીના હતા કે વિદ્યાક્ષેત્રે પણ જો કોઈ પોતાના અજ્ઞાન, અર્ધસમજ કે ધાર્મિક વા વૈચારિક વિરોધના કારણે તર્કદોષ વહોરે તો તે ક્યારેય સહન ન કરે ઉચ્ચારની, વિચારની અને આચારની એમની પ્રામાણિકતાનુ સ્તર જ એટલું ઊંચું હતુ કે કોઈ પણ વાતમા કોઈ પણ ગણિત કે પૂર્વગ્રહથી ન ખેંચાવુ અને સામી વ્યક્તિને અનુકૂળ થઈ જવાનુ પણ તે ન વિચારે ભારતીય વિદ્યાભવન, ગુજરાત યુનિવર્સિટી કે એલ. ડી. ઈન્સ્ટિટ્યૂટ જેવી સસ્થાઓ પણ મહામૂલી સંપત્તિ જેવા આ વિદ્વાનને એમની પાસે સાચવી ન શકી તેનું કારણ જ એ કે બાંધછોડ કે તડજોડ પ્રામાણિકતા અને વિદ્યાના ભોગે કરવાનું એમના સ્વભાવમા ન હતું આ વલણ જ એવુ હતું કે જેને કારણે કારકિર્દીની સ્થિરતા એમણે આદર્શ ન માની અને જ્યારે પણ કોઈ એક બાબતમા મતભેદ થયો ત્યારે તેમણે સ્વૈચ્છિક રીતે જ જે-તે સંસ્થાને છોડી. ગુજરાત યુનિવર્સિટી જડ વલણ રાખી એમને કેવળ ભાષાશાસ્ત્રમાં જ સીમિત કરવા ધારે કે અન્ય કોઈ આપખુદ અને કુટિલ નીતિથી એમના પર હાવી થવાનો પ્રયાસ કરે તો એને વશ થાય એ આ મહુવાનો સિંહ નહીં. એલ. ડી. ઈન્સ્ટિટ્યૂટ જેવી પ્રમાણમાં કુટિલ નીતિથી મુક્ત એવી સસ્થા પણ ડૉ દલસુખ માલવણિયા અને ડૉ. ભાયાણી જેવા શુધ્ધ વિદ્યાને વરેલા વિદ્વાનોને પચાવી-સાચવી શકી નહીં. શ્રેષ્ઠીઓની ટૂંકી દૃષ્ટિને આ બે વિદ્યાવીરોએ બરાબર હફાવી. એટલુ જ નહીં, અકિંચન રહીને એ સંસ્થાઓ પણ છોડી. યુનિવર્સિટીએ માસ પ્રમોશન આપ્યુ એનો કોઈ જ લિખિત કે મૌખિક વિરોધ ભાયાણીએ નહોતો કર્યો, પરતુ જે યુનિવર્સિટી વગર ભણ્યે વગર લખ્યે આદોલનને વશ થઈને આખા સમૂહને પાસ થયેલ જાહેર કરે એવી સંસ્થામા પોતે અધ્યાપક તરીકે રહી જ ન શકે આથી જ પુત્રની કારકિર્દી હજુ સ્થિર થઈ ન હતી તે ગાળામાં ડૉ. ભાયાણીએ યુનિવર્સિટીમાંથી રાજીનામું આપ્યુ અને એલ. ડી. ઈન્સ્ટિટ્યૂટ ઓફ ઈન્ડોલોજીમાં જોડાયા. અહીં પણ એક વિદ્વાનને વિકસવાનું પરિશુધ્ધ વાતાવરણ ન હતું અને અવિદ્યાકીય ધોરણો વિદ્યાકીય કાર્યમા ચચૂપાત કરતાં હતા. એથી એમણે એલ. ડી.ની કારકિર્દી પણ છોડી – એવે તબક્કે છોડી જ્યારે પુત્રની કારકિર્દીનો આરંભ ગોઠવવાનો હતો અને બધી જ બચત નિવાસ વગેરેમાં રોકાણ પામી ચૂકી હતી. અંગત સાથીઓને આ અંગે ડૉ. ભાયાણી કરતાં પણ વિશેષ ચિંતા હતી. આથી નટુભાઈ રાજપરાએ વિચાર્યું કે આ તબક્કે ભાયાણીસાહેબને પાઠ્યપુસ્તકમડળમા કશું કામ સોંપીએ જેથી લેખન પરામર્શનમા કંઈક પૂરક આવક મળી શકે ધાક એવી જબરી કે આ હેતુ કંઈ પ્રગટ તો થઈ શકે નહીં પણ આ તો ભાયાણી. એમની સમક્ષ આદર્શ તો ભારતીય ઋષિપરંપરાનો ! એમણે લાગલુ જ કહેલુ આ આવાં કામ કરનારા ગુજરાતમા બીજા ક્યાં નથી હુ તો મારું જે કામ હાથમા લઈને બેઠો છું તે જ પૂર્ણ કરવાનો. અને એમણે જેમા વિદ્યાની દૃષ્ટિએ શ્રેય હતું પણ પ્રાપ્ત કરવાનુ કશુ જ ન હતું એવુ નિ શુલ્ક સંશોધનકાર્ય પૂર્ણ કર્યું અને સશુલ્કકાર્ય હાથમાં ન લીધુ તે ન જ લીધું

**વિરલ વ્યક્તિમત્તા અને વાસ્તવિકતાનો મુકાબલો**

ગુજરાતમાં ઉત્તમ સંશોધનો કેમ થતાં નથી કે ઉત્તમ સંશોધન પરપરાનું સાતત્ય કેમ નથી એવો પ્રશ્ન આપણે વારંવાર ઉઠાવીએ છીએ ત્યારે ભાયાણીની આ પરિસ્થિતિ ખાસ ધ્યાનમા લેવા જેવી અને આપણા સંસ્થાકીય કાર્યો સાથે સકળાયેલા સહુ કોઈ માટે સામાજિક આંખ ઉઘાડવા જેવી છે નેતા, અભિનેતા અને રાજકીયનેતા વગેરેને જાળવતાં જેટલું આપણને આવડ્યુ એટલુ આપણને એક વિદ્વાનને સંસ્થાકીય રીતે જાળવતાં નથી આવડ્યુ આપણે ભૂલી ગયા કે સંસ્થા એક માધ્યમ છે એની સાથે જ્યારે એક પ્રતિભા ખુદ જોડાય ત્યારે એને સપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ, અને તો જ સસ્થા પાગરે. દેશ પરદેશની અનેક સસ્થાઓના ધબકતા વાતાવરણ અને મુક્તતાના વાતાવરણથી પરિચિત એવા ડૉ. ભાયાણીને પણ એક સ્વપ્ન હતુ ગુજરાતમાં કોઈ આવી મુક્ત સંશોધન સસ્થા સ્થાપીને વિકસાવવાનું અનુભવે એમણે જોયું કે આપણી સ્થાપિત સંસ્થાઓમાં તો આવું શક્ય જ નથી. ફિનિશ યુનિવર્સિટીએ કાર્લનાં પુત્ર પરંપરા અને શિષ્ય પરપરાને પૂરેપૂરા જાળવ્યાં, અને એક જ વ્યક્તિના માર્ગદર્શન અને સૂઝમાં આતરરાષ્ટ્રીય કક્ષાના વિદ્વાનોને એમની આગવી રીતે કામ કરવા દીધુ અને એનુ પરિણામ એ આવ્યું કે ફિનલેન્ડ

ફિનિશકુળ લોકવિદ્યાક્ષેત્રે પ્રથમ હરોળની અને સર્વ માટે સેતુરૂપ બની. ટેની અને પેન્ઝર બંધુઓને એમની રીતે કામ કરવામાં સંસ્થાકીય સહાય મળી. અને 'ઓસન ઑફ સ્ટોરીઝ'નું સીમાચિહ્નરૂપ કામ સિધ્ધ થયું. ડૉ. ભાયાણીને વિવિધ સંસ્થાઓ અને તેમની મર્યાદાઓના અનુભવ પછી લાગ્યું કે આપણે જ કોઈ એવી સંસ્થા ઊભી કરવી, આપણી રીતે જ ઊભી કરવી અને સંશોધન સંસ્થાનો પાયો નાખવો. બીજા પાસેથી દાન-અનુદાન મેળવવાની કોઈ વૃત્તિ જ નહીં, આથી એમણે વિચાર કર્યો કે તે રહેતા હતા એ 'હાઈલેન્ડ પાર્ક'નો બંગલો તેમની જરૂરત કરતાં મોટો છે એનું વેચાણ કરી એપાર્ટમેન્ટ લે તો જે પૈસા મળે તેમાંથી 'પ્રાકૃત સોસાયટી'ની સ્થાપના થઈ શકે. ધાર્યું એ કરવું અને કોઈ પણ ભોગે કરવું એ ભાયાણીનો સ્વભાવ. આથી 'હાઈલેન્ડ પાર્ક' છોડીને 'વીમાનગર'નું એપાર્ટમેન્ટ ખરીદ્યું. હાઈલેન્ડ પાર્ક એટલે જૂના સચિવાલય પાસેનું ગુલબાઈ ટેકરા પરનું હાર્દનું સ્થાન. માગ્યાં મૂલ મળે. ભાયાણીસાહેબને એનો પૂરતો અંદાજ અને ખાતરી. પણ આ પંડિતને એ વહેવારની ખબર નહીં કે આવાં મૂલ્યનાં નાણાં 'ધોળાં' નહીં પણ 'કાળાં' હોય ને ચૂકવણી ચેકમાં નહીં પણ કેશમાં હોય ! સૂક્ષ્માતિસૂક્ષ્મ રાષ્ટ્રીયતા અને નીતિધર્મને વરેલો આ વિદ્વાન આટલી પણ તડજોડ કેમ કરે ? અનેક મિત્રોની સમજાવટ અંતે સાહસ જ બની. ચેક સિવાયના પૈસા લેવા તૈયાર ન થયા તે ન જ થયા. પરિણામે નફાનો ધારેલો ધંધો ખોટમાં ગયો. બંગલો ગયો ને એપાર્ટમેન્ટ મળ્યું. એક સંસ્થા માટેની વિદ્યાપ્રીતિની આ આપણા સમયમાં બનેલી બેનમૂન અને અવિસ્મરણીય એવી જાગતિક ઘટના છે. એટલું સારું થયું કે એમનું આ સ્વમાન અને ભાવનાને જાણીને પૂજ્ય શીલચંદ્ર મહારાજ સાહેબે ગતિપ્રવૃત્તિને વિશેષ ભાયાણીકીય બનાવી.

એક સાચુકલી, પોતાની દૃષ્ટિની સંસ્થા સ્થાપવામાં નિષ્ફળ ગયેલા આ ઋષિએ ફાર્બસ જેવી સંસ્થાનું પ્રમુખપદ અમદાવાદમાં રહીને સ્વીકાર્યું તે એ કારણે કે અનેક વિદ્યાકીય કામ કરી ચૂકેલ આ સંસ્થાના માધ્યમે કેટલાંક નિર્ધારિત સંશોધન પ્રકલ્પ હાથ ધરી શકાય. એમાં એમને સફળતા પણ મળી અને કનુભાઈ શેઠ તથા કલ્પનાબહેનને રોકીને ફાર્બસની અમદાવાદ શાખાને સક્રિય બનાવી. દુર્લભ બનેલા શામળની સિંહાસનબત્રીસીના ગ્રંથોની શ્રેણીનું પુનઃમુદ્રણ કરાવ્યું. બીજા સંશોધન માટેનાં સૂચિકરણો કર્યાં. અકાદમીના માધ્યમે પદસૂચિકરણની સાથોસાથ મધ્યકાલીન ગુજરાતીની કથાઓના કોશના નિર્માણનું કામ પણ પૂર્ણ કર્યું.

ડૉ. ભાયાણીના નામને કારણે ફાર્બસની અમદાવાદ શાખાને ગુજરાત સાહિત્ય અકાદમી અને ગુજરાતના શિક્ષણ વિભાગ દ્વારા આર્થિક અનુદાનના પૂરા સંજોગો હતા. આ માટેનું એક આખું ભૂમિખેડાણ ડૉ. ભાયાણીએ તૈયાર કર્યું. સરકારી તંત્રોમાં પણ ભાયાણીનાં નામ-કામની નોંધ ખૂબ જ આદરપૂર્વક લેવાતી હતી અને સરકારમાં બેઠેલા મંત્રીઓ પણ એમના બોલને ઝીલવા ઉત્સુક રહેતા. ફાર્બસને સરકારનું અનુદાન મળે તે માટે તે સમયના ત્રણ મુખ્યમંત્રીઓ અને તેમના સમયના શિક્ષણમંત્રીશ્રી પણ ઉત્સુક હતા. આથી ડૉ. ભાયાણીએ મુંબઈથી ખાસ તે સમયના એક હોદ્દેદારને ગાંધીનગર બોલાવ્યા અને ફાર્બસ ગ્રાન્ટેબલ બને તે માટે પ્રયત્નો કર્યા. સરકારે એમની રજૂઆતો સહાનુભૂતિથી સાંભળી, સંશોધનની સંસ્થાને નિયમિત ગ્રાન્ટ આપવાનું વલણ અપનાવ્યું, પણ કાયદા વિભાગે એમાં વાંધો એ કાઢ્યો કે મુંબઈ રાજ્યની સંસ્થાને ગુજરાત રાજ્ય સરકાર અનુદાન આપી શકે નહીં. આથી ડૉ. ભાયાણીએ રસ્તો એ કાઢ્યો કે તે પોતે અમદાવાદમાં રહીને મહારાષ્ટ્રની આ સંસ્થાની કામગીરી સંભાળે અને અમદાવાદમાં સ્થાપેલ શાખા હોય એ રીતે જ કામ કરે. આથી ફાર્બસની શાખા તરીકે અમદાવાદનું હેડક્વાર્ટર્સ નિશ્ચિત કર્યું. અને અગાઉના વર્ષોથી જ ફાર્બસની કામગીરી અમદાવાદમાં ચાલતી પણ હતી તેથી તેવી રજૂઆત કરી તેથી સંસ્થા ત્રણ વર્ષથી સંશોધન વિદ્યાકીય પ્રવૃત્તિના કાર્યક્ષેત્રમાં પ્રવૃત્ત હોવાનું સ્વીકારીને નિયમિત અનુદાન આપવાની સરકારે મંજૂરી આપી. ગુજરાતી સાહિત્ય પરિષદના ક. લા. ભવનની જેમ જ ફાર્બસની આ શાખાને વર્ષોની જહેમત બાદ ડૉ. ભાયાણીનાં નામ, કામ અને પ્રયત્નને અંતે નિયમિત ગ્રાન્ટ મળતી થઈ. ત્યારે પણ અત્યંત દુઃખદ બાબત એ બની કે આ સંસ્થાના મુંબઈના કાર્યકરોએ મળેલી ગ્રાન્ટને પાછી વાળી એટલું જ નહીં પણ ફાર્બસ ત્રણેક વર્ષથી અમદાવાદ ખાતે કાર્યરત છે એવું દર્શાવીને ગ્રાન્ટ મેળવવી એ ઉચિત નથી એવી આડી વાત કરી ! સંસ્થાનો ગ્રાન્ટ મેળવવાનો લાંબો ઈતિહાસ, ત્રણ વર્ષથી પ્રમુખ તરીકે ભાયાણી સાહેબની અમદાવાદના વિદ્વાન સંશોધકોની સહાયથી થયેલું કાર્ય - બધું જ નજર અંદાજ ?! મુંબઈવાળાઓને પેટમાં દુઃખવાનું ખરું કારણ કદાચ એ હતું કે તેઓ એમની શાખાના મંત્રીને ખાસ કશું મહેનતાણું આપી શકતા ન હતા જ્યારે ગુજરાતની શાખા સરકારી ધોરણે એના નિયામકને રીડરનાં પગારધોરણ ચૂકવી શકતી હતી. સ્પષ્ટતયા એક પ્રકારના તેજોદ્વેષથી જ 'કુંડુ કથરોટને હસ્યું' ? જે ભાયાણી માટે અસહ્ય હતું. કટોકટીમાં પકડાયેલ જે સ્વજનને મિત્ર છબીલદાસના સંબંધ-સંપર્કને કારણે ભાયાણીએ બચાવેલા એ જ સજ્જન તમે અનીતિ આચરો છો એમ કહે, એ કેવું ! ભાયાણી માટે આ આઘાત અસહ્ય હતો. એની ખરી વેદનાશીલ અવસ્થિતિથી અવગત થવું હોય તો એમના પત્રો ઉપલબ્ધ છે જ.

(આવતા અંકે પૂર્ણ)

■

## કવિતા

•

# સૃષ્ટિ-રૂપનો એક અનુભવ

•

ઉશનસ્

હું પામ્યો છું જુદો અનુભવ ફકત બે જ વખતે
સુદીર્ઘે આયુષ્યે જીવન જીવવામાં જગતનો :
પહેલો તે તારી પ્રીત મળી મને, તે વખતનો;
બીજો જે પામ્યો તે કવિરચિત જોતાં જગતને.

હતા બન્ને વૈશ્વી અનુભવ, જ્યહીં સૃષ્ટિ અખિલા
હતી તેથી જુદી અનુભવી'તી મેં લંઘી કદને
અને મેં યે લંઘી હતી મુજ સીમાડાની હદને;
થયો'તો ખૂલીને બૃહદરૂપ ખીલી ખીલખીલા !

બીજી વારે જ્યારે કવિની સૃજી મેં જોઈ હતી તે;
દીઠી, તો ખૂલી'તી બીજી જ દુનિયા - આ જ ન'તી તે.
કવિતામાં વૈશ્વી, વિરચિત ત્રીજા નેત્રવતી તે.
અલંકારોવાળી અપ્રીછ બીજી શોભા ધરતી તે !

ગયો જોઈ જ્યાં ત્યાં કશું સરખું ! તેમાંથી ઉપમા -
અલંકારે પામ્યો બીજી જ દુનિયા જે અનુપમા !

(૧૧-૦૭-૨૦૦૮)

# સૃષ્ટિ-રૂપનો એક અનુભવ

●

**ઉશનસ્**

માત્ર બે જ વાર
હું મારાથી ઊફરો નીકળી ગયો છું
- ને સૃષ્ટિથી ય પણ માત્ર બે જ વાર !

એક તો જ્યારે તારી પ્રીત પામ્યો હતો ત્યારે
આ ભૂ-થી પાર નીકળી ગયો હતો છેક ભૂમા સુધી !
તેં માગી હોત તો આ આખી પૃથ્વી તને
એમ જ આપી દીધી હોત, રાજા ભોજની જેમ જ.
હું તારા પ્રેમમાં હતો ત્યારે હું હતો જ ક્યાં ?
હું તો લુપ્ત હતો શૂન્ય જેવો;
ને પૂર્ણ હતો પરિમાણ વિનાનો
પણ ભરપૂર પ્રેમના જેટલો જ મોટો !

બીજો અનુભવ તે
આ વિશ્વકવિઓની કવિતામાં મુકાયો તે ક્ષણનો.
ત્યારે જાણે આ સૃષ્ટિ તો હતી જ નહીં;
કોઈ બીજી જ અલૌકિક સૃષ્ટિ
અભિધામાંથી વ્યંજના પ્રગટે તેમ
પ્રગટી હતી !
આ કવિઓએ પૃથ્વીને પણ પ્રતીક કરી મૂકી છે
કશાક બૃહદની, નિઃસીમની, અનિવર્ચનીય !
આ મારાવાલા કવિઓ ખરા છે !
ખરી છે એ આંખો.
એમને અહીંનું બધું જ કંઈક બીજા જેવું લાગે છે.
પરિણામે આ સૃષ્ટિનો તો લોપ જ થઈ ગયો છે !
ને બીજીનો આલોક ઊઘડ્યો છે !

એમની આ ઉપમા-આંખ એ જ પેલું ત્રીજું નેત્ર છે
અહો, એ ક્યાંથી ક્યાં જતીક ફરી વળે છે
અને અભિધાનું નિગરણ કરી નાખે છે !
હવે આ સૃષ્ટિ ક્યાં છે ? છે કેવળ અદ્‌ભુત નવો કવિલોક !

માત્ર બે જ વાર
મારા અહંકાર પાર જઈ
આ સૃષ્ટિને માણી છે; પ્રમાણી છે.
એક તો તારા પ્રેમમાં પડ્યો ત્યારે
અને બીજીવાર તે વિશ્વકવિઓની કવિતામાં.
પહેલીવાર તે પ્રેમમાં ઓગળી ગઈ હતી
ને બીજીવાર
સૃષ્ટિ એની અભિધાને પાર કો'ક
અલૌકિક વ્યંજનામાં ઊઘડી હતી
નિયતિકૃત નિયમરહિત ને હ્લાદકમયી !

(૧૨-૦૭-૨૦૦૮)

## કવિતા

•

# સૃષ્ટિ-રૂપનો એક અનુભવ

•

ઉશનસ્

હુ પામ્યો છુ જુદો અનુભવ ફકત બે જ વખતે
સુદીર્ઘે આયુષ્યે જીવન જીવવામા જગતનો
પહેલો તે તારી પ્રીત મળી મને, તે વખતનો,
બીજો જે પામ્યો તે કવિરચિત જોતા જગતને

હતા બન્ને વૈશ્વી અનુભવ, જયહી સૃષ્ટિ અખિલા
હતી તેથી જુદી અનુભવી'તી મે લઘી કદને
અને મે યે લઘી હતી મુજ સીમાડાની હદને,
થયો'તો ખૂલીને બૃહદરૂપ ખીલી ખીલખીલા !

બીજી વારે જ્યારે કવિની સૃજી મેં જોઈ હતી તે,
દીઠી, તો ખૂલી'તી બીજી જ દુનિયા  આ જ ન'તી તે.
કવિતામા વૈશ્વી વિરચિત ત્રીજા નેત્રવતી તે.
અલકારોવાળી અપ્રીછ બીજી શોભા ધરતી તે !

ગયો જોઈ જ્યા ત્યા કશુ સરખુ ! તેમાંથી ઉપમા
અલકારે પામ્યો બીજી જ દુનિયા જે અનુપમા !

(૧૧-૦૭-૨૦૦૮)

# સૃષ્ટિ-રૂપનો એક અનુભવ

●

**ઉશનસ્**

માત્ર બે જ વાર
હું મારાથી ઊફરો નીકળી ગયો છું
- ને સૃષ્ટિથી ય પણ માત્ર બે જ વાર !

એક તો જ્યારે તારી પ્રીત પામ્યો હતો ત્યારે
આ ભૂ-થી પાર નીકળી ગયો હતો છેક ભૂમા સુધી !
તેં માગી હોત તો આ આખી પૃથ્વી તને
એમ જ આપી દીધી હોત, રાજા ભોજની જેમ જ.
હું તારા પ્રેમમાં હતો ત્યારે હું હતો જ ક્યાં ?
હું તો લુપ્ત હતો શૂન્ય જેવો;
ને પૂર્ણ હતો પરિમાણ વિનાનો
પણ ભરપૂર પ્રેમના જેટલો જ મોટો !

બીજો અનુભવ તે
આ વિશ્વકવિઓની કવિતામાં મુકાયો તે ક્ષણનો.
ત્યારે જાણે આ સૃષ્ટિ તો હતી જ નહીં;
કોઈ બીજી જ અલૌકિક સૃષ્ટિ
અભિધામાંથી વ્યંજના પ્રગટે તેમ
પ્રગટી હતી !
આ કવિઓએ પૃથ્વીને પણ પ્રતીક કરી મૂકી છે
કશાક બૃહદની, નિઃસીમની, અનિવર્ચનીય !
આ મારાવાલા કવિઓ ખરા છે !
ખરી છે એ આંખો.
એમને અહીંનું બધું જ કંઈક બીજા જેવું લાગે છે.
પરિણામે આ સૃષ્ટિનો તો લોપ જ થઈ ગયો છે !
ને બીજીનો આલોક ઊઘડ્યો છે !

એમની આ ઉપમા-આંખ એ જ પેલું ત્રીજું નેત્ર છે
અહો, એ ક્યાંથી ક્યાં જતીક ફરી વળે છે
અને અભિધાનું નિગરણ કરી નાખે છે !
હવે આ સૃષ્ટિ ક્યાં છે ? છે કેવળ અદ્‌ભુત નવો કવિલોક !

માત્ર બે જ વાર
મારા અહંકાર પાર જઈ
આ સૃષ્ટિને માણી છે; પ્રમાણી છે.
એક તો તારા પ્રેમમાં પડ્યો ત્યારે
અને બીજીવાર તે વિશ્વકવિઓની કવિતામાં.
પહેલીવાર તે પ્રેમમાં ઓગળી ગઈ હતી
ને બીજીવાર
સૃષ્ટિ એની અભિધાને પાર કો'ક
અલૌકિક વ્યંજનામાં ઊઘડી હતી
નિયતિકૃત નિયમરહિત ને હ્‌લાદકમયી !

(૧૨-૦૭-૨૦૦૮)

# કંપાલા



નવિન રાવળ

સાત ટેકરીઓ પર વસેલુ આ નગર
સ્વર્ણિમ પ્રભાતે
સહસ્રદલ કમલની પાખડીમા મ્હેકતા
આકાશની
જેમ
ઝળહળે છે

ઝૂમતા
ગુલમ્હોર શા મધ્યાહ્‌ને
સૂર્યકિરણોમા ફેલાતી
સિંહની ડણકસમુ ગર્જે છે

પંખી સ્વરે ફરફરતી
તેજ ભીની સધ્યાએ
નિગ્રો સ્ત્રી પુરુષોના ચમકતાં નેત્રોમાથી
વહેતા સ્નેહસમુ ઝરમરે છે

પર્ણછાયા વૃક્ષોથી લ્હેરાતા
વિકટોરિયા લેએકના ઊછળતા
જલશિકરોની
જેમ
ઊછળતી રાત્રિમા
પ્રકટી ઊઠેલ દીપમાળાસમુ ઝગમગે છે
સાન્દોલ ચિત્તના સ્વપ્નીલ આકાશમાં.

૭-૦૯-૨૦૦૮ કંપાલા

# સંત

●

નીતિન વડગામા

સંત આપશે શાતા.
ચંદનની એ ડાળ બનીને ભીતરમાં લહેરાતા.

ભીની ભીની ભાવદૃષ્ટિનું ઝરણું વહેતું થાશે.
જીવ પલળશે, પુલકિત થાશે પછી નાચશે-ગાશે !

તાપ અને સંતાપ બધાયે પળભરમાં વિખરાતા.
સંત આપશે શાતા.

ચરણ કમળનો ચપટીક છાંયો ફળિયામાં ફેલાશે.
રુદિયા-માંહે સાત રંગનો ઓછાયો ઝિલાશે.

ભેદ-ભરમનાં બંધ બારણાં એમ ઊઘડી જાતાં !
સંત આપશે શાતા.

## સંતચરણ

●

સંતચરણ પૂજાતાં.
જીવતરના મારગમાં જાણે ફૂલડાંઓ પથરાતાં !

ચરણ કમળનાં કેવળ દરશન દશ દરવાજા ખોલે.
એક એક દરવાજો અંદર આવકારતો ડોલે !

પહેલી નજરે ગૂઢ-ગહન એ અક્ષર ક્યાં પરખાતા ?
સંતચરણ પૂજાતાં.

ચરણસ્પર્શ થાતાં તો પ્રગટે રોમ રોમમાં દીવા !
એ અજવાળાં પામર આંખે કેમ કરીને પીવાં ?

ભીતરમાં ઝરણાંઓ કેવાં ખળખળ વહેતાં-ગાતાં !
સંતચરણ પૂજાતાં.

## સંતશરણ

●

સંતશરણ છે ન્યારું.
કોઈ અચાનક આવી જાણે પૂરતું હો કીડિયારું.

એમ આથમે બધા ઉધામા ચપટીક છાયા તળે.
વણમાગ્યો વૈભવ સઘળો સામેથી આવી મળે.

મારું-તારું મટી જઈને થઈ જાતું મજિયારું.
સંતશરણ છે ન્યારું.

એ જ અને એક જ લાગે છે અહીં આશરો મોટો.
પીંછી ફરતાં ફૂટી જાશે પીડાનો પરપોટો.

જીવ ચાખશે અમરતને તો જગત લાગશે ખારું.
સંતશરણ છે ન્યારું.

## ઉઠાઓ તંબૂ, ઉઠાઓ ડેરા

●

મનોહર ત્રિવેદી

નહીં રાત ચાહી, કભી ના સબેરા  ઉઠાઓ તબૂ, ઉઠાઓ ડેરા
જિહાં પાવ રુક્કે તિહા હો બસેરા  ઉઠાઓ, તબૂ, ઉઠાઓ ડેરા

હમેં ક્યા ? અહીં સે વહીં તક ફકીરો, ખબર છે જવાના વહીં સે નહીં તક
અરે હમને સારી જમીં કો હી ઘેરા  ઉઠાઓ તબૂ, ઉઠાઓ ડેરા

કરેગા ક્યા છત છાપરે ઔર વડી ? રમાઈ હૈ ધૂની તો કિસ કામ બડી ?
અબે યાર લે જા, અગર સબ હૈ તેરા  ઉઠાઓ તંબૂ, ઉઠાઓ ડેરા

કિહાં રખ્ખૂ બોજા ? ન રખ્ખૂ રોજા, મિલીં આંખ બંદે અબી હાલ સો જા !
જરા દેખ, હમકુ તો લે'રા હી લે રા  ઉઠાઓ તબૂ, ઉઠાઓ ડેરા

કરે સિર્ફ માલિક હુકુમ એ જ કાફી, રહેગી ચલમ કે રહેગી ન સાફી
વિહા કોન ચાચા-ભતીજા મમેરા ?  ઉઠાઓ તંબૂ, ઉઠાઓ ડેરા

---

ગઝલ ઋષિ મિત્ર રાજેન્દ્ર શુકલને

## સહજ સમાધિ સાધો

●

દિનેશ દેસાઈ

ફાકામસ્તી ફકીરી, સહજ સમાધિ સાધો
અખિલાઈની અમીરી, સહજ સમાધિ સાધો.

હરિનામની ભભૂત છે, લગાવ રંગ ભગવા
દુનિયા કહે સખીરી, સહજ સમાધિ સાધો

મીરાં કહો અગર મીર, ફેર ક્યાં કશો છે ?,
બે શબદની વજીરી, સહજ સમાધિ સાધો

'હું' નીકળી ગયો, જીવની બહાર આજે,
છે જીવ ક્યા શરીરી ? સહજ સમાધિ સાધો.

ફાકી કરો ફિકરની, રહો ફકીર જેવા
સહેજે મળે કબીરી, સહજ સમાધિ સાધો

## મંજરી આ મૌનની..

●

આહમદ મકરાણી

કંઠ દીધો ને તરસને પણ ઝરણ દીધું
આંખ દીધી સ્નેહ દીધો જાગરણ દીધું

સાવ ખુલ્લો રાઝ હો તો ના મજા રહે
રૂપને પણ લાજરૂપી આવરણ દીધું

બેખુદીમાં ક્યાંક ભટકી જાત ભવ રણે,
ઝળહળે દીવા ભીતર કૈ સાંભરણ દીધું

મજરી આ મૌનની મ્હોર્યા કરે અહીં
છમ્મલીલા શબ્દનું વાતાવરણ દીધું

આમ ઊચકી લાશને સૌ ક્યા સુધી ફરે ?
થાક ખાવા જિંદગીને પણ મરણ દીધું

## તું ચાલી આવ

●

દિલીપ મોદી

આભ ભીંતોમાં અભાવોનું ઝરે; તું ચાલી આવ
ઓરડો પંખી વગર ટહુકો કરે; તું ચાલી આવ

છે તરસતો એક દરિયો; ઝૂરતું છે એક વ્હાણ
ખુદ દીવાદાંડી ય રાત્રે કરગરે; તું ચાલી આવ

મારું વીંધાઈ જતું અસ્તિત્વ પીંખાઈ જતું
હાડપિંજર બાચકાં ક્ષણનાં ભરે; તું ચાલી આવ

એકબે સદ્ગત સ્મૃતિને તાંતણે ટીંગાઈ મન
થઈને રઘવાયા વિચારો સૌ ફરે; તું ચાલી આવ

હાથપગ બંધાયેલા ને હોઠ છે સીવાયેલા
તું કહે; હોવાપણું આ શું કરે ? તું ચાલી આવ

## જાજમ પાથરું

●

મીનાક્ષી ચંદારાણા

તું વાયદો દઈ દે જીવણ, હું હાલ જાજમ પાથરું,
ગુલમ્હોર-ગરમાળાની પીળી-લાલ જાજમ પાથરું.

વનવાટમાં મધુમાસ ના રેલાય તો કહેજે સનમ,
બસ હાથ સાહી લે, ધરી દઉં ગાલ, જાજમ પાથરું.

હું સાહ્યબી મારી બધે દેખાડતી ફરતી નથી,
પણ છેક અંદરથી છું માલામાલ, જાજમ પાથરું.

છાનો ખજાનો સાચવ્યો મહીં લાખ-સવા લાખનો,
આ ખોળિયું કેવળ જરા શી છાલ, જાજમ પાથરું.

સામેથી દોડ્યાં આવીએ એવાં અમે સસ્તાં નથી,
તું કોક દી' રોકીને પાલવ ઝાલ, જાજમ પાથરું.

આ નેહ બે હૈયાંનો, છો ને લોકનું જોણું થયું,
સૂરમાં અમારા તુંયે દઈ દે તાલ, જાજમ પાથરું.

કંઈ કેટલાંયે છળ વચાળે આપણે સરતાં જવું,
હું તારી ને મારી તું થઈ જા ઢાલ, જાજમ પાથરું.

આ ટાઢ-તડકા કૈંક વેઠ્યાં તો ઝીણી ઝરમર મળી,
સાથે મળી લણવાને સાજન ફાલ, જાજમ પાથરું.

## સ્મિત-અશ્રુ મહીં...

●

નિર્મિશ ઠાકર

આસમાની ઉમંગ જેવી છે
જિંદગીયે પતંગ જેવી છે

આભને જીવતો ગયો જાણે !
ઝંખનાઓ વિહંગ જેવી છે

દ્વાર તરસી ગયું ટકોરાને
રિક્તતાઓ સળંગ જેવી છે

તું ન હો, એમ તો બને ક્યાંથી ?
ચેતનાઓ તરંગ જેવી છે

ધુમ્મસોમાં તરે-સરે દશ્યો !
વાત જૂના પ્રસંગ જેવી છે

સ્મિત-અશ્રુ મહીં ઢળી જાણે !
સાંજ મારી ય વ્યંગ જેવી છે

## એક હાથવગી ગઝલ

●

બકુલેશ દેસાઈ

હાથનો ગુણધર્મ શું ? બસ, શોધવું.
જીવ પર આવી જઈ ફંફોસવું.

આંખ પણ ના સાથ દેતી હાથને,
ચિત્તનું ઠરે કલેજે ઘોરવું.

હાથના હૈયે ઝીંકાયા ઘાવ પણ,
હાથનો છે વાંક... કેમ જ બોલવું ?!

હાથ કોનો હાથ ભૈ દિલને નડે ?!
આંખ-દેખ્યું સત્ય કાં તરછોડવું ?!

આકરી શર્તો છે, મારા હાથ હે !
સ્પર્શ સાથે કેમનું તડજોડવું ?!

હાથને ઉદ્બોધને હાથો અમર...
દોષનું શાને છતાં આરોપવું ?

(આસ્વાદ)

# ચહુ લોક અજવાસ જીનામ, જીનામ

રમણીક સોમેશ્વર

**જીનામ, જીનામ !**

ચવ્યો શ્વાસ ઉચ્છ્વાસ જીનામ, જીનામ !
અચરજો ડિસ્યો વાસ જીનામ, જીનામ !

પ્રગટ પિંડ પરકાસ જીનામ, જીનામ !
ચહુ લોક અજવાસ જીનામ, જીનામ !

ધૂણા જયમ ધખ્યો ખાસ જીનામ, જીનામ !
અહરનિસ રટ્યો દાસ જીનામ, જીનામ !

ધરાતે ચગ્યો રાસ જીનામ, જીનામ !
અડી વ્યો ઈ આકાસ જીનામ, જીનામ !

ખૂટી વ્યો સબદ ગાલ ખૂટી વઈ માડુ !
બચ્યો હિકક સહવાસ જીનામ, જીનામ !

•

એમની તત્ ત્વમ્ અસિ ગઝલનો એક શેર અહીં સહેજે અવતારવાનુ મન થાય છે

દસેદસ દુર્ગ ખુલીને ખિલે છે પુષ્પના લયમાં
દસેદસ દ્વાર મઘમઘ મહેકતો મેળાપ પ્રસરે છે

કવિ મેકણના આનદલોકમાં નિમજ્જન કરતા કરતા કવિ રાજેન્દ્ર આવા મહેકતા મેળાપને પ્રસરતો અનુભવે છે અને એમાથી થયુ છે આ મત્ર-ગઝલનુ અવતરણ.

દીર્ઘકાળ પર્યંત એકરૂપ થઈ હશે કવિ મેકણ અને રાજેન્દ્રની ચેતના અને પછી પ્રગટ્યો હશે આ શબ્દ એવી એકતાનતા અનુભવાય છે ગઝલના પ્રત્યેક શેરમા. રદીફરૂપે આવ્યો છે મત્ર, પણ એ તો પછી જાપની જેમ સતત જપાતો રહ્યો છે તેથી તો પ્રથમ ચાર ચાર શેર મત્લાના શેર થઈને આવે છે અને છેલ્લો શેર મેરના મણકા જેવો ઉપશમમા વિરમે છે

યશવન્ત મહેતા

**વાંચ્યા વગર વાત કરતાં !**

અમે નાના હતા ત્યારે ક્યાંક વાંચેલું કે વિક્ટોરિયન યુગના ઈંગ્લેન્ડમાં મોટાં મોટાં થોથાંઓનાં સોનેરી છપાઈવાળાં ખોખાં મળતાં. સમજ્યા તમે ? માત્ર પુસ્તકોનાં ટાઈટલ, જેમને ગુજરાતીમાં આપણે 'દીબાચો' કહેતા. પોતે ખૂબ સાહિત્યરસિક છે, ખૂબ વાંચે છે, પોતાના ઘરમાં તો આટલાં બધાં પુસ્તકો છે એવો દેખાવ કરવા માગતા 'ભદ્ર'જનો આવાં ખોખાં વડે દીવાનખાનાં સજાવતા !

પુસ્તકો વાંચ્યા વગર અઠંગ વાચક હોવાનો દાવો કરનારા ઘણાંને અમે જોયા છે. કેટલાક તો 'વિદ્વાન' અને 'પ્રોફેસર' હોવાનો દાવો કરનારા પણ ભાગ્યે જ કશું વાંચતા હોવા છતાં વાચન વિષે વાતો જ નહિ, વિતંડાવાદ પણ કરી શકે છે. અમે એક જગ્યાએ વાંચ્યું (દક્ષિણ ભારતના છાપામાં) કે ઑક્સફર્ડ યુનિવર્સિટીએ વીસમી સદીની શ્રેષ્ઠ સો નવલકથાઓની યાદી પ્રગટ કરેલી તે લઈને એક અળવીતરો જણ પચાસેક પ્રોફેસરોને મળ્યો અને પૂછ્યું કે આમાંની કઈ કઈ નવલકથા તમે વાંચી છે ? જવાબમાં એક-બે વાંચનારા પાંચેક નીકળ્યા. બાકીના બધા એક પણ નહિ વાંચનારા હતા !

આવા સજ્જનો પણ વાચકપણાનો ડોળ કેવી રીતે જાળવી શકે એ દર્શાવતો એક ગ્રંથ પણ પ્રગટ થયો છે. પૅરિસ યુનિવર્સિટીના પ્રોફે. પિયર્ર બેયારે લખેલા આ ગ્રંથનું અંગ્રેજી નામ છે - 'હાઉ ટુ ટૉક એબાઉટ બૂક્સ વ્હીચ યૂ હૅવન્ટ રેડ' (તમે જે પુસ્તકો વાંચ્યાં નથી એમને વિષે કેવી રીતે વાત કરવી.)

કેમ ? આ ટ્રિક શીખવા તલપાપડ થઈ ગયા ને ? સૉરી, હું તો એ તમને નહિ જ કહું – કારણ કે એ મારું 'ટ્રેડ સીક્રેટ' છે. હા, હા, હા ! આ સ્તંભમાં હું એ જ કરી રહ્યો છું ને ! પણ કેવી રીતે કરું છું એ કહી દઉં તો પ્રબોધભાઈ મારો સ્તંભ જ બંધ કરી દે ને !

હા, પ્રોફે. બેયાર પાસે જાવ તો તમારી મરજી.

**ભાષા વિકાસ અને રાષ્ટ્રીય એકતા**

'ટાઈમ્સ'માં એ. પ્રસાદ નામના વાચકનો પત્ર હતો. એમણે જણાવેલું કે કેન્દ્ર સરકારે પ્રગટ કરેલા શૈક્ષણિક વિકાસના આંકમાં સૌથી ટોચ પર કેરળ છે. એ પછીના ઉચ્ચક્રમે પણ દક્ષિણ હિન્દનાં જ રાજ્યો છે. પછાત છે પશ્ચિમ બંગાળ (૩૫માંથી ૩૨મો ક્રમ), ઉત્તર પ્રદેશ (૨૩મો ક્રમ), રાજસ્થાન (૨૬મો ક્રમ), છત્તીસગઢ (૨૫) અને હરિયાણા (૨૩). પ્રસાદ આનું કારણ એમ જણાવે છે કે આ પછાત રાજ્યોમાં પ્રવર્તમાન અને અસરદાર માનસિકતા સામંતયુગીન છે. એટલે કે અહીં ટોચનો ગણાતો વર્ગ ઈચ્છે છે કે ખૂબ લોકો અભણ અને દરિદ્ર રહે, જેથી પોતાને સસ્તા મજૂરો મળી રહે !

પ્રસાદે આગળ લખેલું કે ભણતર માણસની દૃષ્ટિને વિશાળ બનાવે છે, જેથી રાષ્ટ્રીય એકતામાં મદદ થાય છે. દક્ષિણનાં રાજ્યોમાં જેમ હિન્દી ભાષા ફરજિયાત ભણાવવામાં આવે છે તેવી રીતે ઉત્તરનાં રાજ્યોમાં દક્ષિણની એક ભાષા ફરજિયાત ભણાવવી જોઈએ.

**દૂષિત થવા લાગેલી ગુજરાતી ભાષા : એક જ દિવસમાં પ્રાપ્ત નમૂના**

- પોષક આહારની <u>નવી રાહ</u> ચીંધતું પ્રકાશન ('કચ્છમિત્ર', તા. ૨-૧૦-૨૦૦૮માં ગ્રંથસમીક્ષાનું શીર્ષક)

- અમેરિકન પ્રતિનિધિસભાના <u>ઠુકરાવ્યા</u> બાદ બુશના આર્થિક સહાય પેકેજને સેનેટની બહાલી ('ગુજરાતમિત્ર', તા.૩-૧૦-૨૦૦૮માં સમાચાર શીર્ષક)

- <u>માં</u> પાવાગઢવાળીના દર્શને આવતા શ્રધ્ધાળુઓની જીપકારના ફુરચેફુરચા : નવનાં મોત ('ગુજરાતમિત્ર', તા. ૩-૧૦-૨૦૦૮માં સમાચાર શીર્ષક)

- વળી <u>તેજ</u> અરસામાં પિતાશ્રી ગુજરી જવાથી... (એક વ્યક્તિની પરિચય પત્રિકામાં)

- નીચેના <u>પેરાઝ</u>માંથી બે એકસરખા છે, તે શોધી તેની પર <u>સર્કલ</u> કરો.

- <u>તકનીકી</u> વિકાસ વચ્ચે ઝઝૂમતું ટપાલનું અસ્તિત્વ

- એક બિલ્લીની <u>કહાની</u>, કહું છું એની <u>મનમાની</u>

- વિધવાની <u>કિસ્મત</u>

('સંદેશ' દૈનિકની બાળકો માટેની પૂર્તિ 'કિડ્ઝ વર્લ્ડ'ના તા. ૪-૧૦-૨૦૦૮ના અંકમાં, જે દર્શાવે છે કે કયા પ્રકારની ભાષાનું ભૂ પાવામાં આવી રહ્યું છે બાળકોને.) એક ભાષાના શબ્દોની બીજી ભાષામાં આયાત થાય એ સ્વાભાવિક ગણાવા લાગ્યું છે, એ સ્વીકારીએ તો પણ આમાંની કેટલીક અશુધ્ધિઓ તો અસહ્ય જ !

# ચહુ લોક અજવાસ જીનામ, જીનામ

રમણીક સોમેશ્વર

જીનામ, જીનામ !

ચવ્યો શ્વાસ ઉચ્છ્‌વાસ જીનામ, જીનામ !
અચરજો ડિસ્યો વાસ જીનામ જીનામ !

પ્રગટ પિંડ પરકાસ જીનામ, જીનામ !
ચહુ લોક અજવાસ જીનામ જીનામ !

ધૂણા જ્યમ ધખ્યો ખાસ જીનામ, જીનામ !
અહરનિસ રટ્યો દાસ જીનામ, જીનામ !

ધરાતે ચગ્યો રાસ જીનામ, જીનામ !
અડી વ્યો ઈ આકાસ જીનામ જીનામ !

ખૂટી વ્યો સબદ ગાલ ખૂટી વઈ માડુ !
બચ્યો હિકક સહવાસ જીનામ, જીનામ !

•

રાજેન્દ્ર શુક્લ
(નવનીત સમર્પણ નવેમ્બર ૨૦૦૭)

કવિ શ્રી રાજેન્દ્ર શુક્લની આ મત્ર-ગઝલ છે 'જીનામ' મત્રની ગઝલ. એક રટણા-એક જાપ-એક અનોખા નાદની ગઝલ. કવિના જ એક શેરને યાદ કરુ

**એક પલ મહીં રચાય નાદની અનેક લહર**
**સૂર એક લાગતાં જ રાગની પિછાન ખૂલે**

તો આ, સૂર લાગવાની ગઝલ છે

'જીનામ' મંત્ર કવિને સાપડ્યો છે સત કવિ મેકણની ચૈતન્ય ધારામાથી યોગાનુયોગ એવો છે કે મેંકણને આ મંત્ર મળ્યો છે ગિરનારની ટૂંક પરથી જે ગિરનારી કવિ રાજેન્દ્રની ચેતનામા રસાઈને અહીં ગઝલરૂપે પ્રગટ્યો છે

મેકણ કહે છે

**શૂન્ય શિખર પર શબદ હૈ, કરવણ બાજત બાજા**
**મેકાજી મેના જીવ હૈ, પિયુડા હૈ અવાજા**

આવા કોઈ અવાજમાથી, આવા કોઈ નાદ ધ્વનિમાથી એમને એ મત્ર સાપડ્યો છે

બીજો એક યોગ છે ગોરખ મછંદરનો. મેકણની ચેતના અને કવિ રાજેન્દ્ર શુકલની ચેતના બનેમા એ ધારા તારતાર ગૂંથાયેલી છે મેકણ-વાણી કહે છે

**મેકા બેટા મછંદર કા, રામાનંદ કા કબીર...**

જીનામનો આ મત્ર એ તો સર્વવ્યાપી સત્ તત્ત્વ સાથેનું અનુસધાન છે 'તત્ત્વમસિ'નો એક આગવો ધ્વનિ-સકેત છે કવિ રાજેન્દ્રની ભીતર પણ આ મત્ર સદા ગૂજતો રહ્યો છે એ આ લખનારની ભીતર પણ ગૂજતો રહ્યો ઘૂંટાતો રહ્યો. એનું લાબુ ભાષ્ય નહિ પણ થોડાક સકેતોરૂપે અહીં કેટલુંક ઊતરી આવ્યુ તે આ

એમની 'તત્ ત્વમ્ અસિ' ગઝલનો એક શેર અહીં સહેજે અવતારવાનુ મન થાય છે

**દસેદસ દુર્ગ ખુલીને ખિલે છે પુષ્પના લયમાં**
**દસેદસ દ્વાર મઘમઘ મહેકતો મેળાપ પ્રસરે છે**

કવિ મેકણના આનંદલોકમા નિમજ્જન કરતા કરતા કવિ રાજેન્દ્ર આવા મહેકતા મેળાપને પ્રસરતો અનુભવે છે અને એમાથી થયુ છે આ મત્ર-ગઝલનુ અવતરણ.

દીર્ઘકાળ પર્યંત એકરૂપ થઈ હશે કવિ મેકણ અને રાજેન્દ્રની ચેતના અને પછી પ્રગટ્યો હશે આ શબ્દ એવી એકતાનતા અનુભવાય છે ગઝલના પ્રત્યેક શેરમા. રદીફરૂપે આવ્યો છે મત્ર, પણ એ તો પછી જાપની જેમ સતત જપાતો રહ્યો છે તેથી તો પ્રથમ ચાર ચાર શેર મત્લાના શેર થઈને આવે છે અને છેલ્લો શેર મેરના મણકા જેવો ઉપશમમા વિરમે છે મેકણમય બનીને પ્રગટેલી આ વાણીમા કચ્છી ભાષાના શબ્દો એની ઈબારત સહજરૂપે વણાઈ ગયા છે

એક પછી એક ચરણ. પહેલા જ ચરણમાં શ્વાસ અને ઉચ્છ્‌વાસમા પળેપળ ચાલતી જીનામની ચર્વણા જીનામની રટણા અને એ રટણામાથી નીપજેલુ અચળના નિવાસનુ દર્શન એ દર્શનની ધારે ધારે 'પ્રગટ પિંડ પરકાસ' અને ચહુલોકમા વ્યાપતો જીનામનો અજવાસ.

ત્રીજા ચરણે મેકણ સાક્ષાત થાય છે ધૂણારૂપે નાથ પરપરા તપ ધૂણો અહીં એક જુદા જ પ્રદેશમાં ભાવકને લઈ જતા પ્રત્યક્ષ થાય છે ભડભડ બળવું નહીં, ધૂણા જેમ ધખવુ શનૈ શનૈ પરિશુધ્ધ થવુ 'ખાસ' જાગૃતિપૂર્વક નિશ્ચયપૂર્વક થવુ અને એમ કરતાં 'જીનામ'ના 'જી'નો પ્રણિપાતનો ખરો અર્થ પ્રકટવો

**અહરનિસ રટ્યો દાસ જીનામ, જીનામ !**

અને જ્યારે પામી જવાય છે આ મંત્ર ત્યારે ભૂમામા વિસ્તરી જવાય છે ધરા પર ચગતા મહારાસમાં એકાકાર થઈ જવાય છે અને

**'અડી વ્યો ઈ આકાશ (અડી ગ્યો એ આકાશ) જીનામ, જીનામ !**

તો, આ ઊર્ધ્વગમન, આ ઉડ્ડયન, આ એકાકારતા, આ રાસરમણા. પછી કોઈ શબ્દ ક્યાથી રહે બાકી ? કેમ કથી શકે એને વાણી ? અને શબ્દો ખૂટી જાય પછી બાકી રહે કેવળ પેલા મંત્રનો એ તત્ત્વનો જ સહવાસ. હે માણસ ! શબ્દ ખૂટી ગયો, વાત, (ગાલ) ખૂટી ગઈ અને બાકી રહ્યો કેવળ આ સહવાસ

**ખૂટી વ્યો સબદ ગાલ ખૂટી વઈ માડુ !**
**બચ્યો હિકક સહવાસ જીનામ, જીનામ !**
**કિં બધુ ના !**

■

યશવન્ત મહેતા

**વાંચ્યા વગર વાત કરતાં !**

અમે નાના હતા ત્યારે ક્યાંક વાંચેલું કે વિક્ટોરિયન યુગના ઈંગ્લેન્ડમાં મોટાં મોટાં થોથાંઓનાં સોનેરી છપાઈવાળાં ખોખાં મળતાં. સમજ્યા તમે ? માત્ર પુસ્તકોનાં ટાઈટલ, જેમને ગુજરાતીમાં આપણે 'દીબાચો' કહેતા. પોતે ખૂબ સાહિત્યરસિક છે, ખૂબ વાંચે છે, પોતાના ઘરમાં તો આટલાં બધાં પુસ્તકો છે એવો દેખાવ કરવા માગતા 'ભદ્ર'જનો આવાં ખોખાં વડે દીવાનખાનાં સજાવતા !

પુસ્તકો વાંચ્યા વગર અઠંગ વાચક હોવાનો દાવો કરનારા ઘણાંને અમે જોયા છે. કેટલાક તો 'વિદ્વાન' અને 'પ્રોફેસર' હોવાનો દાવો કરનારા પણ ભાગ્યે જ કશું વાંચતા હોવા છતાં વાચન વિષે વાતો જ નહિ, વિતંડાવાદ પણ કરી શકે છે. અમે એક જગ્યાએ વાંચ્યું (દક્ષિણ ભારતના છાપામાં) કે ઑક્સફર્ડ યુનિવર્સિટીએ વીસમી સદીની શ્રેષ્ઠ સો નવલકથાઓની યાદી પ્રગટ કરેલી તે લઈને એક અળવીતરો જણ પચાસેક પ્રોફેસરોને મળ્યો અને પૂછ્યું કે આમાંની કઈ કઈ નવલકથા તમે વાંચી છે ? જવાબમાં એક-બે વાંચનારા પાંચેક નીકળ્યા. બાકીના બધા એક પણ નહિ વાંચનારા હતા !

આવા સજ્જનો પણ વાચકપણાનો ડોળ કેવી રીતે જાળવી શકે એ દર્શાવતો એક ગ્રંથ પણ પ્રગટ થયો છે. પૅરિસ યુનિવર્સિટીના પ્રોફે. પિયર્ર બેયારે લખેલા આ ગ્રંથનું અંગ્રેજી નામ છે - 'હાઉ ટુ ટૉક એબાઉટ બૂક્સ વ્હીચ યૂ હૅવન્ટ રેડ' (તમે જે પુસ્તકો વાંચ્યાં નથી એમને વિષે કેવી રીતે વાત કરવી.)

કેમ ? આ ટ્રિક શીખવા તલપાપડ થઈ ગયા ને ? સૉરી, હું તો એ તમને નહિ જ કહું – કારણ કે એ મારું 'ટ્રેડ સીક્રેટ' છે. હા, હા, હા ! આ સ્તંભમાં હું એ જ કરી રહ્યો છું ને ! પણ કેવી રીતે કરું છું એ કહી દઉં તો પ્રબોધભાઈ મારો સ્તંભ જ બંધ કરી દે ને !

હા, પ્રોફે. બેયાર પાસે જાવ તો તમારી મરજી.

**ભાષા વિકાસ અને રાષ્ટ્રીય એકતા**

'ટાઈમ્સ'માં એ. પ્રસાદ નામના વાચકનો પત્ર હતો. એમણે જણાવેલું કે કેન્દ્ર સરકારે પ્રગટ કરેલા શૈક્ષણિક વિકાસના આંકમાં સૌથી ટોચ પર કેરળ છે. એ પછીના ઉચ્ચક્રમે પણ દક્ષિણ હિન્દનાં જ રાજ્યો છે. પછાત છે પશ્ચિમ બંગાળ (૩૫માંથી ૩૨મો ક્રમ), ઉત્તર પ્રદેશ (૨૩મો ક્રમ), રાજસ્થાન (૨૬મો ક્રમ), છત્તીસગઢ (૨૫) અને હરિયાણા (૨૩). પ્રસાદ આનું કારણ એમ જણાવે છે કે આ પછાત રાજ્યોમાં પ્રવર્તમાન અને અસરદાર માનસિકતા સામંતયુગીન છે. એટલે કે અહીં ટોચનો ગણાતો વર્ગ ઈચ્છે છે કે ખૂબ લોકો અભણ અને દરિદ્ર રહે, જેથી પોતાને સસ્તા મજૂરો મળી રહે !

પ્રસાદે આગળ લખેલું કે ભણતર માણસની દૃષ્ટિને વિશાળ બનાવે છે, જેથી રાષ્ટ્રીય એકતામાં મદદ થાય છે. દક્ષિણનાં રાજ્યોમાં જેમ હિન્દી ભાષા ફરજિયાત ભણાવવામાં આવે છે તેવી રીતે ઉત્તરનાં રાજ્યોમાં દક્ષિણની એક ભાષા ફરજિયાત ભણાવવી જોઈએ.

**દૂષિત થવા લાગેલી ગુજરાતી ભાષા : એક જ દિવસમાં પ્રાપ્ત નમૂના**

- પોષક આહારની <u>નવી રાહ</u> ચીંધતું પ્રકાશન ('કચ્છમિત્ર', તા. ૨-૧૦-૨૦૦૮માં ગ્રંથસમીક્ષાનું શીર્ષક)

- અમેરિકન પ્રતિનિધિસભાના <u>ઠુકરાવ્યા</u> બાદ બુશના આર્થિક સહાય પેકેજને સેનેટની બહાલી ('ગુજરાતમિત્ર', તા.૩-૧૦-૨૦૦૮માં સમાચાર શીર્ષક)

- <u>માં</u> પાવાગઢવાળીના દર્શને આવતા શ્રધ્ધાળુઓની જીપકારના ફુરચેફુરચા : નવનાં મોત ('ગુજરાતમિત્ર', તા. ૩-૧૦-૨૦૦૮માં સમાચાર શીર્ષક)

- વળી <u>તેજ</u> અરસામાં પિતાશ્રી ગુજરી જવાથી... (એક વ્યક્તિની પરિચય પત્રિકામાં)

- નીચેના <u>પેરાગ્રાફ</u>માંથી બે એકસરખા છે, તે શોધી તેની પર <u>સર્કલ</u> કરો.

- <u>તકનીકી</u> વિકાસ વચ્ચે ઝઝૂમતું ટપાલનું અસ્તિત્વ

- એક બિલ્લીની <u>કહાની</u>, કહું છું એની <u>મનમાની</u>

- વિધવાની <u>કિસ્મત</u>

('સંદેશ' દૈનિકની બાળકો માટેની પૂર્તિ 'કિડ્ઝ વર્લ્ડ'ના તા. ૪-૧૦-૨૦૦૮ના અંકમાં, જે દર્શાવે છે કે કયા પ્રકારની ભાષાનું ભૂ પાવામાં આવી રહ્યું છે બાળકોને.) એક ભાષાના શબ્દોની બીજી ભાષામાં આયાત થાય એ સ્વાભાવિક ગણાવા લાગ્યું છે, એ સ્વીકારીએ તો પણ આમાંની કેટલીક અશુધ્ધિઓ તો અસહ્ય જ !

**એ પુસ્તક સૂચિપત્રમાં તો છે ને !**



આ લખનારે ૧૯૬૮માં એક પુસ્તક પ્રગટ કરાવ્યું હતું ૧૯૭૦માં એને ઈનામ જાહેર થયું. લગભગ બે વર્ષ પર્યંત એના પ્રકાશકના સૂચિપત્ર સુધી એનું નામ પહોંચ્યું નહોતું ! એટલું જ નહિ, એ સમય સુધીમાં એની પ્રથમ આવૃત્તિ પણ વેચાઈ ચૂકી હતી !! ઈનામ મળ્યું, એટલે પ્રકાશકે તરત બીજી આવૃત્તિ કરી, અને પછી એનું નામ સૂચિપત્રમાં પણ સામેલ થયું !

પરંતુ ક્યારેક આથી ઊલટું ય બને છે. ખાસ કરીને અંગ્રેજી પ્રકાશન જગતમાં લખનારને ખાસ્સી મોટી રકમ 'એડવાન્સ' તરીકે અપાય છે. એ પુસ્તક લખી આપે એ માટેની મુદત નક્કી થાય છે, અને પ્રકાશક ધૂમધડાકાભેર એની જાહેરાત પોતાના સૂચિપત્ર સહિત બધા પ્રચાર સાહિત્યમાં કરે છે અને...

. અને ઘણાં વર્ષ સુધી એ પુસ્તક આવતું જ નથી ! પ્રકાશક હાર્પર-કોલીન્સના સૂચિપત્રમાં પણ આવું એક પુસ્તક મળે છે. આ લખાય છે (ઑક્ટોબર, ૨૦૦૮) ત્યાં સુધીમાં આશરે પાંચ વર્ષોથી અભિનેતા શાહરૂખખાનની આત્મકથા પ્રકાશકના સૂચિપત્રમાં તો છે, પરંતુ શાહરૂખખાનને એ લખવા-લખાવવાની ફુરસદ મળી નથી. અમે ૨૦૦૬માં એક મજાક વાંચી હતી, કોઈકે પૂછ્યું કે શાહરૂખનાં સંસ્મરણોનું પુસ્તક ક્યાં મળશે ? જવાબ મળ્યો : સૂચિપત્રમાં.

**નિંદારસ : સર્વરસપ્રધાન**

તમે આજકાલનાં અખબારોને દાયકા-બે-દાયકા અગાઉનાં અખબારો સાથે સરખાવવાની કોશિશ કરી છે કદી ? અખબારો ઘણે પ્રકારે બદલાઈ ગયાં છે, પરંતુ મોટામાં મોટો ફેરફાર એ છે કે આજનાં લગભગ તમામ અખબારો 'ગૉસિપ ફેક્ટરી'માં બદલાઈ ગયાં છે. 'ગૉસિપ' માટે પારસીઓએ શોધેલો શબ્દ 'ગપસપ' છે આપણે એને નિંદા કે કુથલી કહી શકીએ. આ લખનારને ભયંકર આશ્ચર્ય એ વાતનું છે કે 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા' જેવું અખબાર પણ ગૉસિપના કારખાનામાં પલટાઈ રહ્યું છે

આ પ્રકારના પત્રકારત્વમાં મનમોહનસિંહ કરતાં વધારે સ્થાન અક્ષયકુમારને અપાય છે, અને સોનિયાનાં નિવેદનો કરતાં હજારગણો મહિમા ઐશ્વર્યાનાં નિવેદનોનો કરાય છે

આ બધાંની અસર આપણી આસપાસનાં બચ્ચાં પર કેવી થશે (કે થઈ રહી છે) એ ધીરે ધીરે જણાશે. પરંતુ ગૉસિપ સામયિકોની માતા અમેરિકામાં નાનાં નાનાં બાળકોમાં કેવા પ્રતિભાવ જન્મી રહ્યા છે, એ ધીરે ધીરે જાણવા મળી રહ્યું છે

અહેવાલ જણાવે છે કે અમેરિકન છોકરાં કિશોરાવસ્થા પ્રાપ્ત કરે તે પહેલાં જ કહેવાતી પ્રતિભાઓ (સેલેબ્રિટીઝ)નાં ગંદાં લૂગડાં (ડર્ટી લીનન) સૂંઘતાં થઈ જાય છે ત્યાં પણ આપણાં અક્ષય-ઐશ્વર્યા-અભિષેકની જેમ બ્રિટની સ્પીઅર્સ, પૅરિસ હિલ્ટન કે લીન્ડસે લોહાન, ગૉસિપ જગતનાં નાયક-નાયિકા છે, અને એમનાં ગતકડાં નાનાં નાનાં બાળકોને માટે 'પ્રેરણા'રૂપ બની રહ્યાં છે ! જ્યારે બ્રિટની સ્પીઅર્સે પોતાની જાહેરાતના ભાગરૂપે પોતાના સોનેરી વાળ કાપી નાંખ્યા ત્યારે ત્રીજા ધોરણના એક વિદ્યાર્થીએ લખ્યું, 'બ્રિટનીએ, બસ, કાતર ઉઠાવીને વાળ કાપી નાખ્યા, એને બદલે કેન્સરનાં દર્દીઓને પોતાની લટો વહેંચી હોત તો પેલાંઓને કેટલો બધો આનંદ મળત ?'



ન્યૂયોર્કના મેનહટનના સેન્ટ્રલ પાર્કમાં ગૉસિપ મેગેઝીન વાંચતાં બાળકો.

પૅરિસ હિલ્ટનને કેદની સજા થઈ હતી. મૂળે અભિનેતા અને પછી કેલિફોર્નિયાના ગવર્નર બનેલા આર્નોલ્ડ શ્વોર્ઝેનિગરે ધરપકડની ટાળાટાળ કરવાને બદલે જેલ-હવાલે થવા પૅરિસને સૂચવ્યું ત્યારે આઠ વર્ષના એક છોકરાએ લખ્યું, 'મારો મત છે કે છોકરી હૉટેલ ચેઈનની માલિક હોય એટલે કાનૂનથી પર બની જતી નથી. એને જેલમાં ગોંધી દેવી જોઈએ.'

જે ઉંમરે છોકરાંઓએ ઈસપની નીતિકથાઓના પાઠ ભણવાના હોય એ ઉંમરે સેક્સ સીમ્બોલ ગણાતાં ફિલ્મી કલાકારોમાં રસ લેવાની આ રુચિ એક આખી પેઢીને ક્યાં લઈ જશે, એ અંગે સમાજશાસ્ત્રીઓ ચિંતિત છે

**લખજો તમે ત્યારે, આજ રૂપિયા આઠ લાખ લઈ જાવ !**

કહેવાવા લાગ્યું છે કે હવે ભારતીય લેખકોને પણ ખાસ્સી મોટી રકમો 'એડવાન્સ' તરીકે મળવા લાગી છે પણ જ્યારે એક તાજા સ્નાતક અને લેખનની કારકિર્દી નહી

ધરાવતા જુવાનને એક અમુક વિષય પર પુસ્તક લખી આપવા માટે રૂપિયા આઠ લાખ ઉપરાંતનો આગોતરો પુરસ્કાર મળ્યાનું વાંચીએ ત્યારે... વારુ, ભાઈ, તમને તો જે થતું હોય તે, અમને જૂના ગુજરાતી લેખકોને તો અદેખાઈ આવે છે.



સમાચાર છે કે દિલ્હીની સેન્ટ સ્ટીફન્સ કોલેજમાં અને પછી ઑક્સફર્ડમાં ભણીને સ્નાતક થયેલા પ્રકાશકૃષ્ણ મેહરોત્રાને રૂપા પબ્લિશિંગ હાઉસે બટરફ્લાય જનરેશન (પતંગિયા પેઢી) વિષે લખવા માટે આટલી મોટી રકમ આગોતરી આપી છે. મેહરોત્રા આજની ૨૦-૩૦ની યુવા-પેઢીની ચંચળતા જોઈને એને 'પતંગિયા પેઢી' કહેવા પ્રેરાયા છે. તે શ્રીમાન કલબો, કોલ સેન્ટરો, ડિસ્કો, કોમ્પ્યુટર ગેમ પાર્લરો વગેરેમાં બેસી, નવી પેઢીનાં વાણી-વર્તન નોંધીને આ પુસ્તક લખશે.

સાંભળો છો, ગુજરાતી પ્રકાશકો ?

**જગત-જમાદારને પત્રકારો ગમતા નથી**

જગત જમાદાર અમેરિકાએ કોરીઆ (૧૯૫૧)થી માંડીને ઈરાક-ટૂ (૨૦૦૩) સુધી અનેક પારકા પ્રદેશો પર આડકતરાં કે સીધાં આક્રમણો કરીને લાખોની ખુવારી કરી છે. ક્યાંક આતંકવાદીઓ છુપાયાની એને શંકા પડે કે જૂઠી બાતમી પણ અપાય તો તે તરત ગમે તે દેશની સરહદમાં ઘૂસીને ય અમેરિકી વિમાનો દ્વારા ધનાધન બોમ્બવર્ષા કરીને અગણિત બાળકો-બૂઢાંઓ-બહેનો-નિર્દોષોને મારી જાય છે.

આવી બધી એની ક્રૂરતાઓ અખબારોમાં પ્રગટ થાય એ પણ અમેરિકી શાસકોને નથી ગમતું. પરિણામે ટીકાકાર પત્રકારો અને ખાસ કરીને 'અલ જઝીરા' નામની સમાચાર સંસ્થાના માણસોનો વ્યવસ્થિત સફાયો કરવામાં આવે છે. અમેરિકી વિમાનોએ કાબુલમાંની 'અલ જઝીરા'ની કચેરી પર બોમ્બ વરસાવ્યા હતા. ઈરાકના બસરા શહેરની શેરેટોન હોટેલ પર બોમ્બ વરસાવ્યા હતા, કારણ કે ત્યાં મુખ્યત્વે 'અલ જઝીરા'ના પત્રકારોનો ઉતારો રહેતો.

અમેરિકાએ ઈરાક પર બીજું આક્રમણ શરૂ કર્યું ૨૦૦૩થી, ત્યારથી એશિયામાં એણે ૧૨૭ પત્રકારોનો અને માધ્યમોના અને ૫૦ અન્ય માધ્યમ-કર્મચારીઓનો કચ્ચરઘાણ કાઢ્યો છે. (માહિતી 'ધ સન્ડે ઈન્ડિયન'ના ૨૫ મે, ૨૦૦૮ના અંકમાંથી)

**'ઈ'-બૂક જે બધી બૂકને કરાવશે બાય બાય ?**

રામાયણની એક લોક-આવૃત્તિમાં કહેવાયું છે કે લક્ષ્મણે સીતાજીના અંગૂઠાના નખમાં આખી લંકા જોઈ હતી. કેટલાક સૂક્ષ્મ-લેખકો ચોખાના દાણા પર ગીતાના એક શ્લોકથી માંડીને એક અધ્યાય લખે છે. હમણાં શેક્સપીઅરનાં સમગ્ર નાટકોનો એક નાનકડો ગુટકો વેચાયો, જેનું કદ ત્રણ સેન્ટીમીટર ગુણ્યા ચાર સેન્ટીમીટર જેવું હતું !

પણ થોડામાં ઘણું સમાવવાના આ દુર્લભ પ્રયત્નોને ક્ષુલ્લક ગણાવે એવા જાદુ હવે સિલીકોન ચીપ અને ઈલેક્ટ્રોનિક્સ નામની બે જાદુગરણીઓએ કરવા માંડ્યા છે. આવો નવીનતમ જાદુ છે 'સોની રીડર'. આમાં 'સોની' એ જાણીતી ઈલેક્ટ્રોનિક્સ કંપનીનું નામ છે. રીડર એટલે તો સંગ્રહરૂપ પુસ્તક.

હમણાં, ૨૦૦૮ના સપ્ટેમ્બરમાં બજારમાં મૂકવામાં આવેલ આ સોની રીડર 'ઈ'-બૂક એટલે કે ઈલેક્ટ્રોનિક પુસ્તક છે. જેમાં ૧૬૦ પુસ્તકો સમાઈ શકે છે. માત્ર ૧૯૯ પાઉન્ડ (આશરે ૧૬,૦૦૦ રૂપિયા)ની કિંમતે મળતી આ 'બૂક'નું વજન માંડ એક સારા, પાકા પૂંઠાના ગ્રંથ જેવડું છે. એ બેટરી વડે ચાલે છે. તમે લીઓ તોલ્સ્તોયની - 'યુધ્ધ અને શાંતિ' આખી વાંચી લો ત્યાં સુધી આ બેટરી કામ આપે છે.



૨૦૦ મેગા બાઈટ મેમરી ધરાવતી આ 'બૂક'ની પ્રથમ આવૃત્તિ સાથે 'ડ્રેક્યુલા', 'રોમીઓ એન્ડ જુલિયેટ', 'પ્રાઈડ એન્ડ પ્રીજ્યુડાઈસ', 'ગ્રેટ એક્સ્પેક્ટેશન્સ' વગેરે ૧૦૦ પુસ્તકોની ઈલેક્ટ્રોનિક વાચના અપાય છે. યંત્રનો આકાર પુસ્તક જેવો બનાવવામાં આવ્યો છે અને એક એક પાનું ફેરવતાં જતાં વાંચવાની સગવડ છે.

આજે આ સાધન નવું છે. એથી એની અમુક કિંમત છે. બધાં ઈલેક્ટ્રોનિક સાધનોની જેમ,આની કિંમત પણ ક્રમશઃ ઘટતી જશે. પછી કાગળ પર છપાયેલાં પુસ્તકોની માંગ કેટલી રહેશે, એ જોવાનું રસપ્રદ રહેશે. ■

# આ ઘર

ભારતી દવે

મોમ, તુ આ બધુ શા માટે સહન કરે છે ? મને સમજાતું નથી કે તું મૂગે મોંએ આ અન્યાય શા માટે વેઠે છે ? તુ ઘર ચલાવે છે તુ જોબ કરે છે અને કમાઈને પૈસા લાવે છે ગ્રોસરી ખરીદીને લેતી આવે છે અમને ભાઈ-બહેનને સારુ સ્કૂલીંગ મળે તેની સતત ચિંતા કરે છે આખો દિવસ બસ કામ કામ ને કામ work work work ! આર યુ નોટ ટાયર્ડ ? અને ડેડી ! એ શુ કરે છે ? એ.

અરે બેટા અનુ ! અનુરાધાને પોતાની પાસે ખેંચીને શાત કરવા મથતી મદાકિનીએ એના હાથે મોંએ હાથ ફેરવતા કહ્યુ

અનુ બેટા ! ડેડી વિશે એમ ગમે તેમ ન બોલાય. એ તને અને પપ્પુને કેટલા ચાહે છે ?

ગુસ્સામા મદાકિનીનો હાથ હડસેલીને અનુરાધા અકળાઈને બોલી અને તને મોમ ? ડેડી તારી ઉપર ગુસ્સે કેમ થાય છે ? વાત વાતમા તારુ અપમાન કેમ કરે છે ? અને. અને તને કેમ મારે છે ? બોલતા બોલતા મદાકિનીને વળગીને એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મદાકિનીએ એના આસુ લૂછ્યા જરા વાર પપાળી અને છાની રાખી એની પોતાની આખો ય ભરાઈ આવી પણ સ્વસ્થ થતા એણે કહ્યુ

બેટા, હુ કહુ એ શાતિથી સાંભળીશ ? અનુએ ડોકુ હલાવી હા કહી.

તારા ડેડી નાના હતા ત્યારથી ખૂબ કામ કરે છે કુટુબની જવાબદારી નાનપણથી જ એમના માથે આવી પડી હતી. આટલા બધા વર્ષો એકધારુ કામ કર્યું છે એટલે હવે એમને કામ કરવુ ગમતું નથી. અમે અમેરિકાથી ઘણુ કમાઈને આવ્યાં અને એમાંથી તો આ નાનકડો બગલો પણ બનાવ્યો !'

અનુરાધા મૂગી મૂગી સાભળી રહી પરતુ એના મનનુ સમાધાન ન થયુ. થોડી વારે મમ્મીને પૂછ્યુ

'મોમ, જો તમે ખૂબ પૈસા કમાઈને આવ્યાં છો તો તુ શા માટે જોબ કરે છે ? ડેડી તો આખો દિવસ ઘરમા બેસી રહે છે પૈસાની જરૂર તારે એકલીને જ છે ? ડેડીને નથી ?

મદાકિની દીકરીના આવા અણધાર્યા વેધક પ્રશ્નોથી હતપ્રભ થઈ ગઈ જે દિશાએથી એ અનુરાધાને પાછી વાળવા માંગતી હતી તે દિશા તરફ લઈ જતા પ્રશ્નોથી મદા પણ અદરખાનેથી હલબલી ઊઠી હતી. બારમા ધોરણમા ભણતી દીકરીથી પોતાના જીવનની નરી વાસ્તવિકતા હકીકત છૂપાવી શકાય એમ નથી. અંદર ધગધગતા અગારા ઉપર ફરી વળેલી રાખ દીકરીના પ્રશ્નોથી ઊડી ગઈ ભીતર પ્રજ્વલિત અગારાનો દાહ બાળવા લાગ્યો. એ મૂઝાઈ હવે અનુરાધા સમજણી થઈ છે એના મનમા એના ડેડી પ્રત્યે કશા અભાવ કે અવગણના ન જન્મે એમ મદાકિની ઈચ્છે છે દીકરીના મનમા ઘૂમરાતી વેદનાથી એને મુક્ત કેમ કરવી એ સવાલે એને મૂઝવી દીધી. ઘર-ગૃહસ્થીના આ બધા સવાલોથી અનુરાધા અકળાતી હશે એવુ સાવ અનુમાન નહોતુ એમ નહીં. પણ એ કદી આમ, સાવ સીધો સવાલ પૂછશે એની ધારણા નહોતી. એનું મન આવા સવાલોથી ઘૂમરાતુ રહે તો એના ભણતર-અભ્યાસ પર એની અસર ન પડે ? મમ્મીને આમ મૂગી થઈ જઈને વલોપાતી જોઈ અનુરાધાએ પૂછ્યુ

મોમ, તુ શા માટે જોબ કરે છે ? તું તો એમ કહે છે કે આપણી પાસે પૈસા તો પૂરતા છે તો પછી. ?

થોડી વાર અટકીને મમ્મી સામે ચૂપચાપ તાકી રહી અને પછી બોલી ડેડી મને અને પપ્પુને શુ કહે છે ખબર છે તને ? તમારી મમ્મીને તમારા બેયની જમવાની, અભ્યાસની કે પછી તમારી મોજમઝાની ક્યા પડી છે ? એને ઘરમા ક્યાં ગમે છે ? એને તો બહાર રખડવુ ગમે છે .. મોમ, તુ જોબ શા માટે કરે છે એ તો કહે !

મદાકિની આ સાભળીને સાવ સ્તબ્ધ થઈ ગઈ આ મનોજ દીકરી અને દીકરાના મનમા પોતાની વિરુદ્ધ ઝેર રેડીને શુ મેળવશે ? એક પિતા ઊઠીને પોતાના બાળકોને એની મા વિશે. આમ જ ચાલ્યા કરે તો. અનુ તો સમજણી છે એટલે. પણ ક્યારેક એનેય એવું ન લાગે કે મમ્મી. શુ મનોજ એમ ઈચ્છે છે કે બને છોકરા મારાથી વિમુખ થઈ જાય ? તો તો.. તો તો.. અનુરાધા અને પપ્પુ મારાથી વેગળા થઈ જાય એ કલ્પનાએ જ એને અંદરથી ધ્રુજાવી દીધી. એ બોલી ઊઠી ના. ના. એમ.

અનુએ મમ્મીના બે હાથ પકડી હલબલાવીને પૂછ્યુ 'મોમ !.. મોમ ! તું શાની ના... ના કહે છે ? મારા સવાલનો જવાબ કેમ નથી આપતી ?

મંદાકિનીને થયું : 'દીકરી સાચે જ સમજણી થઈ છે. હવે એને આડી અવળી વાત કરીને એના સવાલ ભૂલવી નહીં શકાય. આમે ય હવે એનાથી પરદો રાખીને નહીં જીવાય.' એટલે એણે મન કાઠું કરીને કહ્યું :

'બેટા, તને પ્રશ્ન થાય છે ને કે હું શા માટે જોબ કરું છું ? તો સાંભળ. હું અને તારા ડેડી અમેરિકાથી પુષ્કળ કમાઈને આવ્યાં હતાં; પરંતુ તને ખબર છે ને કે આજકાલ મોંઘવારી કેવી વધી ગઈ છે ? દૂધ, શાકભાજી જ નહીં કપડાં-લતાં, ફિલ્મની ટિકિટ અને તમારી સ્કૂલની ફી, ટ્યુશન ફી - બધું કેટલું બધું મોંઘું થઈ ગયું છે ? જો ને તે દિવસે તમને બંનેને ડેડી નહોતા કહેતા કે પેટ્રોલ મોંઘું થઈ ગયું છે, એટલે હવે કાર બહુ વાપરવાની નહીં. ખાવા પીવાની, મોજશોખની - બધી ચીજો મોંઘી થઈ ગઈ છે. આપણે તારા ડ્રેસ લેવા ગયેલાં ત્યારે તને ગમતાં પેલાં રેડ-બ્લેક સ્કર્ટ-બ્લાઉઝ નહોતાં લઈ શક્યાં ને ? વળી પપ્પુને જે સ્કેટસ અને શુઝ લેવાં હતાં તે માટે ડેડીએ સીધી કેમ ના પાડી ? કારણ કે અમેરિકાની કમાઈ તો ખલાસ થવા આવી છે, ને તારા ડેડીને, મેં હમણાં જ કહ્યું તેમ, કામ કરવું ગમતું નથી. એટલે પછી મારે જોબ તો કરવો જ પડે ને ?'

'સોરી મોમ, મારે તને આવી રીતે પૂછવું નો'તું જોઈતું. પણ... તું કહે છે એમ ડેડીએ જોબ ન કરવો જોઈએ... પરંતુ અમારી સ્કૂલમાં મેડમ અમને પૂછે છે કે 'તમારા ડેડી શું કરે છે ?' ત્યારે અમે શું જવાબ આપીએ ? અમે - હું અને પપ્પુ ચૂપ રહીએ છીએ એટલે બધા સ્ટુડન્ટ્સ અમારી સામે તાકી રહે છે અને છાનાછૂપા હોઠ દબાવીને હસે છે !'

'આ વાત તમે બંને ભાઈ-બહેન ડેડી 'મૂડ'માં હોય, ત્યારે એમને પૂછો તો ?... અને જો બેટા, તું તો હવે સમજણી અને મારી ડાહી દીકરી છે. આ બધી વાતોનો તારે ભાર નહીં રાખવાનો. મેડમ તો તારા પ્રોગ્રેસનાં કેટલાં વખાણ કરે છે !... જો, તારે ટ્યુશન ક્લાસમાં જવાનો સમય થઈ ગયો છે. પપ્પુને પણ આવવાનું હશે ને ? એને ઊઠાડ.'

'ના મોમ, તું ઊઠાડ એને. એ તો લાતંલાત કરે છે મારી સાથે.'

'ઓકે, તું તૈયાર થા. હું તમારા બંનેનું દૂધ અને નાસ્તો તૈયાર કરું છું.'

અનુ અને પપ્પુ ટ્યુશન ક્લાસમાં ગયાં અને મંદાકિની એકલી પડી. ઘરની હાલત એની સામે મોં ફાડીને ઊભી રહી - પણ ધગધગતા એ અંગારાથી બચવા એણે એની જિંદગીના ગોલ્ડન પિરિયડમાં પલાયન કર્યું. આજે એનું મનપંખી એને પાંખો ફડફડાવતું, સેલારા મારતું ક્યાંનું ક્યાં ઊડાડીને લઈ ગયું !

કેવા હતા એ દિવસો ? મનોજની સોહામણી પર્સનાલિટી એને ઘેરી વળી હતી. કોલેજમાં એક પછી એક પુરસ્કાર - એવોર્ડ્ઝ મેળવનારો મનોજ નોકરી અને ટ્યુશન કરતાં કરતાં ભણે છે એ વાત જાણીને તો એના માટેનું માન... માત્ર માન ? ના, ભાવ-લાગણી-પ્રેમ બધું જ વધી ગયું. કેવા હતા એ સુખના દિવસો !

મનોજે એક ઢળતી સાંજે, જાણે પોતાની જ વાત ચોરી લઈને પૂછયું હતું : 'આપણે લગ્ન કરીએ તો ?'

સવાલ જેટલો સહેલો હતો; જવાબ એટલો જ અઘરો હતો. બંનેનાં ઘર-કુટુંબ અને જ્ઞાતિ વચ્ચે આભ જમીનનું અંતર હતું. બા-બાપુજીને પૂછવાનું તો એક બાજુ રહ્યું, કોઈ અમારા વિશે ચાડી ખાય તો ય કોલેજ છોડાવી દે ! બસ, આખરી ઈલાજ હાથવગો હતો - ભાગી જઈને લગ્ન કરવાં : અને કર્યું પણ એમ જ. કેવી કારમી કસોટી અને છતાં કેવા આનંદ-સુખના દિવસો હતા એ ? એક બીજાં પર કેવાં મરી પડતાં હતાં મનોજ અને મંદાકિની ?

પોતાના વિશે આમ તટસ્થ - ત્રીજી વ્યક્તિની જેમ વિચારતાં મંદાકિની હસી પડી !

... પણ બે-ચાર મહિના બેયના ઘર-પરિવાર સાથે સંબંધ સહજ બને તે માટે મથામણ કરી જોયા પછી અંતે એમ જ લાગ્યું કે શહેર જ નહીં દેશ પણ છોડવો પડશે. તો જ ઘર-પરિવાર અને... અને વીતેલા દિવસો ભૂલી શકાશે. અને બસ, પાછું વાળીને જોયા વગર મનને કાઠું કરીને બંને અમેરિકા ઊડી ગયાં હતાં : બા-બાપુજી, ભાઈ-બહેનો, અરે, શાળા-કોલેજના મિત્રો અને શહેર - બધાંને વિસારે પાડીને. પોત-પોતાનો જોબ અને બે એકલાં - કેવો હતો એ સમય ! અને એ જ દિવસોમાં લગ્નજીવનનાં અમૂલાં વરદાન સમાં બાળકો - પહેલાં અનુરાધા અને પછી પાર્થ-પપ્પુ મળ્યાં. પણ એ બંને 'ઈટ્સ નન ઓફ યોર બિઝનેસ' કહેનારી અમેરિકન સોસાયટી અને કલ્ચરથી ટેવાઈ જાય એ પહેલાં મનોજે જ નક્કી કર્યું હતું - કમાવું હતું એટલું કમાઈ લીધું છે - ખાધું ખૂટે એમ નથી, બસ, હવે ઈંડિયા ! ... પણ અહીં આવીને બે-ચાર જોબ બદલી, પણ અમેરિકન સિસ્ટમથી ટેવાયેલા મનોજને આપણી નોકરશાહી ન ફાવી; તે એટલે સુધી કે એણે જોબ કરવાનું જ માંડી વાળ્યું... પૂછીએ તો કહે : શેરબજાર જેવી દૂધાળી ગાય

છે ને ! પણ કામધેનુ જણાતા શેરમાર્કેટના ધસમસતા બુલની ઢીંક વાગી અને... અને . ત્યાં ડિંગડોંગ. . ડિંગડોંગ ડોરબેલ વાગ્યો અને મંદાકિની ભૂતકાળની ખટમીઠી દુનિયામાંથી પાછી ફરી. સાડીના પાલવથી આંખો અને મોં લૂછતાં લૂછતાં દરવાજો ખોલ્યો. મનોજની સાથે પૂર્વી હતી. મંદાકિનીએ બંનેને આવકાર્યાં.

'મંદા, તું પૂર્વીને પહેલાં મળી છે. અમે બે વર્ષ અહીં એક જ ઓફિસમાં કામ કરેલું એ વખતે આપણે ત્યાં એ એકાદ વખત આવેલી.'

'હા, હા, મળી જ છું ને. પૂર્વી કેમ છે ? અત્યારે એ જ સિટિઝન્સ કાઉન્સીલમાં કામ કરે છે ?'

'હં. . હાં. . અને તમે... તમે ક્યાં જોબ કરો છો ?'

'હું તો હમણાં ચિલ્ડ્રન વેલ્ફેર સોસાયટીમાં કામ કરું છું પહેલાં બાળકો નાનાં હતાં ત્યારે ઘરે જ નાનકડી ચિલ્ડ્રન બુકશોપ ચલાવતી હતી.'

પૂર્વી સોફા પર અધૂકડી બેઠી હતી. તે જોઈને મંદાકિનીએ કહ્યું : 'પૂર્વી, નિરાંતે બેસ ને. હું હમણાં તમારા બંને માટે ચા-નાસ્તો લઈ આવું.'

પૂર્વી કંઈક અસહજ હતી. કહે : 'ના. . ના. એની કંઈ જરૂર નથી.'

'અરે, ફિલ એટ હોમ ! મનોજને અત્યારે ચા-નાસ્તાની ટેવ છે તમે વાતો કરો ત્યાં હમણાં જ ચા બનાવી લાવું છું.'

મંદા અંદર ગઈ મનોજ પૂર્વીને મૂંઝાતી જોઈને બોલ્યો : 'પૂર્વી, તું કેમ અસ્વસ્થ લાગે છે ? નિરાંતે બેસ ને !'

'ના, એવું કંઈ નથી. હું બરાબર છું.'

ત્યાં અનુ અને પપ્પુ ક્લાસમાંથી આવી પહોંચ્યાં - એકબીજાની ફરિયાદો કરતાં. અનુએ પૂર્વીને જોતાં કહ્યું -

'ગુડ ઈવનીંગ આન્ટી.'

પૂર્વીએ શિષ્ટાચાર નિભાવ્યો : 'બેટા, ગુડ ઈવનીંગ.'

મંદાકિની ચા-નાસ્તો લાવી. ડાઈનીંગ ટેબલ પર બંને બાળકો માટે પણ ડીશ અને નાસ્તાના ડબ્બા મૂક્યા. ચા-નાસ્તો પતાવીને મનોજે કહ્યું -

'હું પૂર્વીને એના ઘરે મૂકી આવું. એ આગળ વિશ્વેશ્વર સોસાયટીમાં જ રહે છે. એ રસ્તામાં મળી ગઈ એટલે આગ્રહ કરીને ઘરે લઈ આવ્યો.'

'એ સારું કર્યું. ઘણાં સમયે મળાયું.'

પૂર્વીને વળાવીને અનુ-પપ્પુ સાથે બેસી નાસ્તો કરતાં મંદાકિનીએ એમના અભ્યાસની વાતો કરી. નાસ્તો પતાવીને પપ્પુએ કહ્યું : 'મોમ, હું સ્કેટસ કરવા જાઉં ?'

'ભલે બેટા.'

પપ્પુ ગયો એટલે મંદાએ અનુને પૂછ્યું : 'તું પૂર્વી આન્ટીને પહેલાં મળી છે ? તું એમને ઓળખે છે ?'

## જત જણાવાનું તને - ૮
## Would like to let you know - 8

### The Moment of Awakening

I must let you know
I started up from deep sleep I am awakened now
All illusory high door of sleep qu t the home

Now this vig l of breath amongst the wide awake walls
The ripples starting from somewhere fathom the depths somewhere else

Now mountains become mountains again and forests become forests
All the creation of mirrors is blasted off by mirrors themselves

Now free from all possessions completely empty within and without,
I flutter like a tiny drop
These words came, begged and carried away even this fluttering of mine

Come there is nothing but pure soundlessness to welcome you
The sound of all the drums and trumpets is over now

(24 January 1978)

Rajendra Shukla
Translated by Nayana Jani

### ઝબકીને જાગી ગયા !

જત જણાવાનું તને કે ઝબકીને જાગી ગયા,
ઊંઘનાં આભાસઊંચાં દ્વાર ઘર ત્યાગી ગયાં.

જાગતી દીવાલ વચ્ચે શ્વાસનાં આ જાગરણ,
ક્યાંકથી ઊઠ્યા તરંગો ક્યાંકને તાગી ગયા.

પર્વતો પર્વત બને ને વન ફરી વન થાય છે,
દર્પણોની સૃષ્ટિને તો દર્પણો દાગી ગયાં.

હું અકિંચન, રિક્તચેતા, ફરફરું ફોરાં સમું,
ફરફરું જે તે ય આવી શબ્દ આ માગી ગયા.

આવ, સ્વાગતમાં હવે તો છે નરી નિ:શબ્દતા,
વાગવાનાં જે હતાં તે વાદ્ય સૌ વાગી ગયાં.

(૨૪ જાન્યુ. ૧૯૭૮)
રાજેન્દ્ર શુક્લ

'યસ મોમ ! હું એકાદ બે વખત સ્કૂલેથી વહેલી છૂટી ગઈ હતી અને ઘરે આવી ત્યારે આન્ટી ડેડી સાથે બેઠાં હતાં. ડેડીએ એમની ઓળખાણ કરાવેલી.'

'હં' - મંદાકિની ધીરા અવાજે બોલી. તેના ચહેરા પરની રેખાઓ જરા તંગ થઈ.

'મોમ, તારી તબિયત સારી નથી ? શું થયું ?'

'બેટા, કંઈ થયું નથી. અમસ્તાં જ... હું થાકી છું એટલે તને એમ લાગતું હશે... વારુ, તારે આજે ડાન્સ ક્લાસમાં જવાનું છે ને ? તું તૈયાર થઈ જા.'

અનુરાધા ગઈ. મંદાકિની ફરી એકલી પડી. એનું મન ચકરાવે ચડ્યું :

'હં, તો પૂર્વી અવારનવાર - ઘરમાં કોઈ ન હોય ત્યારે આવે છે ! મનોજે આ અંગે કદી વાત કરી નથી !... મારાથી આ વાત છૂપાવવાનું કંઈ કારણ ? હું તો ઘણી ખુલ્લી છું. એમને સ્ત્રી-મિત્રો હોય એને હું કંઈ જુદી નજરે જોતી નથી. આજકાલ સ્ત્રી-મિત્રો હોવા એ તો પુરુષોનો મોભો ગણાય છે !... તો પછી ? શું પૂર્વી અમારા બેની વચ્ચે... ? ના, ના, એવું ન વિચારાય - એવી કુશંકા ન કરાય... મનોજને આજે પણ હું પૂર્વે ચાહતી હતી તેમ જ ચાહું છું... પણ... એનો મારી સાથેનો ઉષ્મારહિત વ્યવહાર, એની કઠોર વર્તણૂંક, ડગલે-પગલે મારું અપમાન કરવાની એની ટેવ... આ અને આવું બધું શાથી ? એટલું જ નહીં, સેક્સ લાઈફમાં પણ એ મારાથી વિમુખ થતો જાય છે... આ બધું મને અસહ્ય સંતાપે છે. શું કરું ? કંઈ સમજાતું નથી... અલગ થઈ જવું એ જ એક રસ્તો છે ? ના, ના, એમ હોય તો અનુ-પપ્પુને મમ્મી જ નહીં ડેડી પણ જોઈએ જ. એ સમજને આધારે તો દિવસભર કામમાં અને બંને બાળકોમાં મારા મનને પાછું વાળીને રોકી રાખું છું... હમણાં હમણાંથી પપ્પુ પણ કંઈક બદલાયેલો લાગે છે !... આવું વર્તન એ એના ડેડીની ચડવણીથી કરતો હશે ?... ના, ના. અમારાં બાળકો, અમારું ઘર અને મારો મનોજ... કોઈ મારી પાસેથી ઝૂંટવી ન લે...' અને મંદાકિની રડી પડી. આંસુ એમ જ સરતાં રહ્યાં.

મંદાકિનીએ ઘડિયાળ તરફ જોયું. નવ વાગ્યા આવ્યા; પરંતુ મનોજ પૂર્વીને મૂકવા ગયો તે હજી પણ કેમ ન આવ્યો તેની ચિંતા મનમાં રહી રહીને શૂળની જેમ ભોંકાતી હતી. 'સાંજનું વાળુ સાથે' એ ક્રમ અમે ઘરમાં હંમેશાં જાળવ્યો છે. આઠ વાગે એટલે અનુ જમવા માટે ડાઈનીંગ ટેબલ તૈયાર કરે અને સૌ સાથે જમવા બેસીએ... એ ક્રમ પણ હમણાંથી તૂટતો ગયો છે.

અનુ-પપ્પુ જમીને એમનું હોમવર્ક કરવા એમના રૂમમાં ગયાં અને મંદાકિની સોફામાં બેસી રસ્તા પરના અંધકારમાં નિષ્પલક તાકી રહી... થોડીવારે કારનું હોર્ન સંભળાયું.

---

editor's thought...

**A sudden awakening**

Would like to let you know – Sudden was the awakening,
at sleep's high illusionary door, the thoughts of home are left behind.

Between the wakeful walls, the breath holds its nightlong vigil,
the ripples that emerge from somewhere, fathom the depths elsewhere.

Mountains become mountains and forests become forests again,
the mirrored creation lies shattered by the mirrors themselves.

Bereft of all desires, dwelling in nothingness, I flutter like the light drizzle,
and whatever springs forth within, the beseeching word carries away.

Come, absolute wordlessness greets you now,
the musical instruments that were there, have already played on.

(21 January, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

મદાકિનીએ ઊઠીને કંપાઉન્ડનો દરવાજો ખોલ્યો અને પાછા આવીને ભોજનની તૈયારી કરવા લાગી. મનોજ થોડા સંકોચ સાથે પ્રવેશ્યો. કંઈ બોલ્યા-ચાલ્યા વિના હાથ-મોં ધોઈને ડાઈનીંગ ટેબલ પાસેની ખુરશી પર આવીને બેઠો. આજે મદાકિની મૂંગી રહી ન શકી. પૂછી બેઠી બહુ મોડું કર્યું ? અનુ પપ્પુને તમારી વિના જમવાનુ ન ગમ્યુ મારી નહીં તો એમની ચિંતા તો.

અને મનોજ જાતને સભાળી ન શક્યો. બોઈલર ફાટે તેવા તીવ્ર આક્રોશથી ડીશનો ઘા કરીને ઊંચા અવાજે બોલ્યો

બસ કર. હું ગમે ત્યારે આવુ. મારા સમયનો હિસાબ માગનારી તુ કોણ ? તું પૈસા કમાઈને લાવે છે એનુ આટલુ બધું અભિમાન ? આ ઘર અને છોકરાઓનુ તો ધ્યાન રાખ ! બોલતા બોલતાં મનોજ ક્રોધથી રાતોપીળો થતો, કંપતા હાથે વાટકી ઊપાડી મદાકિની પર ફેંકે ત્યા અનુરાધા ધમાલ સાંભળી અદરથી દોડતી આવી અને મનોજનો હાથ બે હાથે પકડી બોલી

ડેડી ! ડેડી ! મોમને મારો નહીં પ્લીઝ ! કહેતા મનોજના હાથમાથી વાટકી ઝૂંટવી લીધી અને હ હ, અનુ એમ એને વારતી મંદાકિનીને વળગીને રડી પડી. મંદાકિની એક હાથે દીકરીને સોડમા લઈને પંપાળતી, બીજો હાથ પોતાના મોં પર મૂકી રડવુ ખાળતી રસોડામા ચાલી ગઈ મનોજ છોભીલો પડી બેડરૂમ તરફ ચાલ્યો ગયો પપ્પુ આ બધુ આખો ફાડીને જોઈ રહ્યો હતો. છેવટે બોલ્યો

મોમ, તુ કંઈ બોલતી ન હો તો ? તુ જ ડેડીને.

મદાકિની ઘરેથી નીકળી ત્યારે જ પેટમા ગરબડ ચાલતી હતી. ઓફિસમા કામ કરવા મથી, પરંતુ પેટમા સખત ચૂક આવતી હતી બેસી શકાતું ન હતુ. છેવટે સાહેબની રજા લઈ ઘેર જવા નીકળી. મેડિકલ સ્ટોરમાથી જરૂરી દવા લીધી અને બાજુની શાકભાજીની દુકાનેથી થોડાં શાકભાજી લઈ રીક્ષા કરી. આગણામા કાર જોઈને એણે વિચાર્યું મનોજ સૂતો હશે. એટલે અવાજ ન થાય એમ એણે હળવેથી લેચ કીથી બારણુ ખોલ્યુ દરવાજા પાસે કોઈ અજાણ્યા ચપલ પડેલાં જોયા ને થયું અત્યારે ખરે બપોરે કોણ હશે ?

પણ બેઠકરૂમમા કોઈ ન હતું રસોડામાં જઈ શાકભાજી ફ્રીજમા ગોઠવ્યા. ફ્રીજનું બારણુ બંધ કરવાનો અવાજ સાભળી મનોજ બેડરૂમમાથી ધસી આવ્યો

કોણ છે ?

એ તો હુ મદા.'

તું ? અત્યારે ? કેમ ?

ગુનાઈત ગુસ્સાથી કંપતા અવાજે મનોજ બોલ્યો.

તબિયત સારી ન હતી એટલે.

ત્યાં મનોજની પાછળ પૂર્વી કપડાં ઠીકઠાક કરતી એકદમ બહાર આવી અને સડસડાટ જતી રહી. મનોજને કંઈ ન સૂઝતા બેડરૂમમા ચાલ્યો ગયો. મંદાકિની બે ઘડી સ્તબ્ધ પથ્થરની મૂર્તિ જાણે ! એની વાચા હરાઈ ગઈ ને બેઠકરૂમના સોફા પર એ ફસડાઈ પડી. થોડીવારે કળ વળી. સોફા પરથી ઊઠી પોતાના બેડરૂમ તરફ જવાને બદલે અનુના રૂમમા જઈ તેની પથારીમા જઈ પડી. એના આસુ ઓશીકાને ભીંજવી રહ્યા. આવેશ શમતા એનું મન આ નવી પરિસ્થિતિમાં ફરી અટવાયુ. અનુએ પૂર્વી આન્ટી એને કેવી રીતે મળેલા એ વાત કરી ત્યારથી એનું મન ચચળ તો થઈ ગયુ હતુ પણ મદાકિનીએ એ નબળો વિચાર મહામહેનતે મનમાથી ખખેરી નાંખ્યો હતો.. છતા મનોજનાં કપડામાં અને બેડરૂમની ચાદર ઉપરના ગદા ડાઘ જોતા મહાપરાણે જકડી રાખેલુ મન મૂઠીમાથી છટકીને અણગમતી દિશા ભણી ધસી જતુ. પણ. મનોજ રાત્રે જ્યારે નજીક આવે અને અવઢવમાં ને અવઢવમા એને નકારી ન શકે ત્યારે મદાકિની એના મન અને શરીરની રસાકસીમા અટવાતી રહેતી. છતા મન મારીને એ મનોજના બાહુપાશમાં ભીંસાતી, એના અણગમતા સ્પર્શનો ઘટતો પ્રતિસાદ વાળવા મથતી. પણ. મનમા ઊઠતા પ્રશ્નોને એ રોકી ન શકતી..

શુ આ જ હોઠોથી એણે પૂર્વીના હોઠને ચૂમ્યા હશે ? આ જ રીતે એને આલિંગન આપ્યુ હશે ? મારા વિખરાયેલા વાળ પર, મુખ પર જે હાથ ફરે છે એ જ હાથે એના કેશ સવાર્યા હશે ? જે હાથ મારા અંગોપાંગને ઉત્તેજિત કરવા મથે છે એ જ હાથથી એણે જેના સ્પર્શની મને સદાય તીવ્ર ઝખના રહેતી તેના તરફથી મારુ મન કેમ પાછું ફરી રહ્યુ છે ?

મારા પ્રેમને, મારા વિશ્વાસને, મારી શ્રધ્ધાને એણે હલબલાવી દીધાં છે ડગલે ને પગલે ખડિત કરી રહ્યો છે શુ આ છે મારા પ્રેમની ખંડિત મૂર્તિ ? એના વેરણ છેરણ ટુકડા પગ તળે ચપાઈને અસહ્ય પીડા કરી રહ્યા છે ત્યારે... ત્યારે આ બધુ હું શા માટે વેઠું છું ? શા માટે ? મારી પાસે એનો કોઈ જવાબ નથી... ના, ના, સાવ એવું નથી. આ બધું હું સહી

રહી છું; કારણ કે હું તો ચપટી વગાડતામાં... પણ ના. પછી મારાં બે વહાલાં બાળકોનું કોણ ? ના, ના, એવો નબળો વિચાર નહીં જ આવવા દઉં. કમસે કમ એ બંને ભણી-ગણી સમજણાં ન થાય ત્યાં સુધી - હું એમની મા ઊઠીને એમનાથી વિખૂટી પડી જાઉં ? ... એના કરતાં તો મનોજ સાથે બેસીને નિરાંતે પેટ છૂટી વાત જ ન કરી લેવાય ? ... પણ આજે જે જોયું છે એ પછી વાત કરવાનું ય કંઈ બાકી રહ્યું છે ? ... આ દુવિધા જ મને ડુબાડશે ?'

પણ સમયે એનું કામ કર્યું અને મંદાકિની એ દુવિધા-અવઢવને ભેદીને આ પાર આવી ગઈ. પોતાની પર્સ અને સૂટકેસ લઈને અનુની રાહ જોતી એ વરંડામાં બેઠી છે. સામે ઊભેલી રીક્ષામાં મળસ્કે જ તૈયાર કરેલી એની ત્રણ સૂટકેસ મૂકી દીધી છે. અને અણધારી જ એની નજર હોંશે હોંશે પાડેલા ઘરના નામ પર પડી : 'ઘર : મંદા-મનોજનું' અને વળતી ક્ષણે જ ધસી આવતાં વિગત સ્મરણોને એણે હજુ તો પાંચ-સાત કલાક પહેલાં જ એની ઉપરથી ગુજરેલા વાવાઝોડાને યાદ કરતાં વાર્યાં :

'પ્લીઝ મનોજ, તું ક્યાં જાય છે ? આટલું મોડું ક્યાં થાય છે ? મને કંઈક તો કહે !'

'માઈન્ડ યોર બિઝનેસ ! હું ગમે ત્યાં જાઉં અને ગમે ત્યારે પાછો આવું, એનું તારે શું કામ છે ?'

'મારે શું કામ છે એટલે ? હું તારી વાઈફ છું - આપણાં અનુ-પપ્પુની મા છું !'

'હા, તું એ બધું હોય તોય તને, મને આવા-તેવા સવાલ પૂછવાની જમાદારી કરવાનો અધિકાર કોણે આપ્યો ?' મનોજ તાર સ્વરે બરાડ્યો. મનોજ બેડરૂમ તરફ જાય છે.

'ના, એમ બેડરૂમમાં ભરાઈ ન જા મનોજ, નહીં તો...'

'નહીં તો ?'

'નહીં તો શું ? હું આડી ઊભી છું. આજે મને જવાબ આપ્યા વિના તને અંદર નહીં જવા દઉં. મને કહે, આમ સાડા બાર વાગ્યા સુધી રાતે તું કોની સાથે હતો ?'

'અંદર નહીં જવા દેવાવાળી ! ચલ, આઘી ખસ. આ ઘર તારું છે ? બહુ ન જોઈ હોય તો...' કહેતાં લાલઘૂમ આંખો અને ગુસ્સાથી કંપતા સ્વરે મનોજે એનું બાવડું પકડીને આંચકા સાથે હડસેલી અને... અને... મંદાકિનીનું કપાળ, ટેબલનો ખૂણો, મંદાની ચીસ, અનુરાધાનું દોડી આવીને એના લોહી નીકળતા કપાળે હાથ દબાવવો અને બેડરૂમના બારણાનું ધડામ દઈને બંધ થવું...

'મોમ, દીદી શું કહે છે ? તું ક્યાં જાય છે ?' ઊંઘરેટા અવાજે બગાસું ખાતાં પપ્પુએ પૂછ્યું.

'હા, બેટા ! હું અને દીદી બહાર જઈએ છીએ. તારે અમારી સાથે આવવું છે ?'

'હા, પણ ડેડી આવે છે ?'

'ના, દીકરા ! હું અને અનુ જ જઈએ છીએ.'

'પણ ક્યાં ?'

'એ નક્કી નથી. પણ અત્યારે તો મામાને ત્યાં જઈશું. તારે અમારી સાથે ત્યાં આવવું છે ?'

'પણ મોમ, મને ડેડી વિના ગમશે ?'

'તો કંઈ નહીં. તું ડેડી સાથે જ રહે. એમને ય એકલું નહીં લાગે.' મંદાકિની પ્રયત્નપૂર્વક આંખમાં આવતાં આંસુ ખાળી રહી.

'અનુ, તું તૈયાર છે ને ? તારી આ સૂટકેસ લાવ - મને આપી દે. હું તને પહેલાં સ્કૂલે મૂકતી જાઉં છું. તારી સ્કૂલબેગ લીધી ને ? હું તને સ્કૂલે મૂકતી જાઉં છું. ને સ્કૂલેથી છૂટીને બપોરે તું મામાને ત્યાં...'

'હા મોમ, ચાલ જઈએ' - કહેતાં અનુએ મનોજના બેડરૂમના દરવાજે ટકોરા માર્યા અને જાગતો જ હોય એમ મનોજ બહાર આવ્યો.

'પપ્પુનો ખ્યાલ રાખજે મનોજ ! અમે તારું ઘર છોડીને જઈએ છીએ. અનુની યાદ તો તને આવશે જ. એ તને અવાર-નવાર એને મન થશે ત્યારે - મળવા આવશે. અને પપ્પુ, તું પણ મામાને ત્યાં અને પછી... અમારા ઘરે આવજે... આવીશ ને ? અને સવારે દૂધની કોથળી આપવા કાનજીભાઈ આવે ને, ત્યારે પપ્પા સૂતા હશે. તું લઈ લઈશ ને ? અને જો ધ્યાન દઈને ભણજે હોં !...' સાડીનો છેડો મોં આડે ધરીને મંદાકિનીએ મોઢું ફેરવી દીધું.

રીક્ષાવાળાની ધીરજ ખૂટી. એણે હોર્ન માર્યું. મંદાકિનીએ અનુના હાથમાંથી સૂટકેસ લઈ, એના ખભે હાથ મૂકી, ઘરના નામ પર જતી નજરને વારી.

'પણ મોમ ! તું ન જાને... તારે ક્યાંય નથી જવું. મોમ...' કહેતો પપ્પુનો રુદનભર્યો સ્વર સવારની શાંતિને ભેદી રહ્યો.

■

(અવલોકન)

# અમસ્તાં ક્યાં 'ઉછાળા ખાય છે પાણી' ?

સંધ્યા ભટ્ટ

'ઉછાળા ખાય છે પાણી' એ ગઝલકાર દીપક બારડોલીકરની આત્મકથા છે અહીં, તેમના જન્મ ૧૯૨૫થી લઈને ૧૯૭૭ સુધીની હકીકતો આવરવામાં આવી છે. ૧૯૭૭માં પ્રમુખ જનરલ ઝિયાના શાસનકાળમાં માર્શલ-લૉ નિયમ-૧૨ હેઠળ ગિરફ્તાર કરી તેમને જેલભેગા કરવામાં આવ્યા હતા. ત્યારપછીની હકીકતો 'સાંકળોનો સિતમ' પુસ્તકમાં વર્ણવાઈ છે દીપક બારડોલીકરનું જીવન ત્રણ ગામોમાં વીત્યું છે યુવાની સુધીનાં ત્રીસેક વર્ષો બારડોલીમાં, ત્યાર પછીનાં અઠ્ઠાવીસ વર્ષ પાકિસ્તાનના મલીરમાં અને તે પછી ૧૯૯૦થી તે આજ પર્યંત તેઓ માન્ચેસ્ટરમાં રહ્યા છે.




તેમની આત્મકથા વાંચતાં જાણવા મળે છે કે, તેઓ વિવિધ પરિસ્થિતિઓમાંથી પસાર થયા છે તેમણે બારડોલીનાં કોતરો ખૂંદ્યાં છે, તો પાકિસ્તાનની મિલમાં પણ નોકરી કરી છે અને ત્યાંના ટ્રેડ યુનિયનમાં પણ કામ કર્યું છે, શિક્ષણના ક્ષેત્ર સાથે પણ સંકળાયા છે અને પત્રકારત્વની કપરી કેડી પર પણ ચાલ્યા છે. ક્યારેક અઠવાડિયા સુધી ચાલતા વરસાદના પ્રકોપને પણ ઝીલ્યો છે અને વિવિધ કૌટુંબિક સમસ્યામાંથી પણ પસાર થયા છે. આવા દીપક બારડોલીકર જેમનું મૂળ નામ મૂસાજી ઈસનજી હાફિઝજી છે, તેઓ પોતે કહે છે તેમ, મારે ક્યાં આત્મકથા લખવી હતી. . ! એ તો બક્ષીબાબુ (ચન્દ્રકાન્ત બક્ષી) મારા જીવનની હકીકતો સાંભળીને આગ્રહ કરતા રહ્યા કે, 'આ તો તારે લખવું જ જોઈએ' અને આમ તેમની આત્મકથા હપ્તાવાર બ્રિટનથી વિપુલ કલ્યાણી સંપાદિત 'ઓપિનિયન'માં પ્રગટ થતી રહી અને ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પુસ્તકરૂપે મળી.

આત્મકથા વાંચતાં ભાવક પણ અનુભવી શકશે કે તેમની જિંદગીના આ ઉતાર-ચઢાવ જાણવા જેવા છે કારણ કે, એમાંથી મળે છે એક એવી વ્યક્તિનું વ્યક્તિત્વ જે જિંદગીના વિવિધ અનુભવોમાંથી પસાર થાય છે, પણ પોતાની સંવેદનશીલતાને અકબંધ રાખી શકે છે, પરિણામે આજ પર્યંત તેમની લેખિનીમાંથી ગઝલો પણ મળતી જ રહી છે બારડોલી અને ગઝલ - આ બેને તેઓ ક્યારેય ભૂલ્યા નથી.

આત્મકથાની શરૂઆત 'બારડોલી' શબ્દથી થાય છે તેમને એ શબ્દ 'મા' જેવો લાગે છે તેનો ઉચ્ચાર કરતાં તેમનું મોઢું મીઠાશથી ભરાઈ જાય છે. બારડોલી પ્રત્યેનો તેમનો લગાવ આત્મકથામાં રહી રહીને પ્રગટ થયો છે બારડોલી માટે અનેક વિશેષણો વાપરીને તેઓ મીંઢોળાનું વર્ણન પણ એટલી જ ઉત્કટતાથી કરે છે. તેમનાં વર્ણનોમાં એક પ્રકારની રંગદર્શિતા જોવા મળે છે દીપક બારડોલીકર આ આત્મકથામાં સૌંદર્યાનુરાગી અનુભવાય છે. આત્મકથા વાંચવાની શરૂઆત કરો અને બીજા જ પાને મીંઢોળા પર પાણી ભરતી પનિહારીઓનું તેમણે કરેલું વર્ણન જુઓ. 'અને ટોળાબંધ, પાણી ભરવા માટે આવતી ઠસ્સાદાર પનિહારીઓ તો મીંઢોળાનાં ચોખ્ખાં પાણીમાં પોતાની શિકલ જોઈ રહેતી ! વળી એકમેકને પાણીની છાલક મારી, છાનું છાનું કંઈ કહીને એવું હસતી કે ઠૂંઠું ય હરુંભરું થઈ જાય ! તેમની આ નિર્દોષ, મગર રસપ્રચુર ધીંગામસ્તી ખરેખર જોવાની, માણવાની ચીજ હતી.' (પૃ. ૪)

દીપક બારડોલીકરના વ્યક્તિત્વનું એક મહત્ત્વનું પાસું ગઝલકાર તરીકેનું છે જિંદગીની રઝળપાટમાં આમથી તેમ સ્થળાંતર કરવા છતાં તેમણે કોઈપણ તબક્કે ગઝલ લખવાનું છોડ્યું નથી. બલ્કે, ગઝલ લેખને તેમને સતત આશ્વસ્ત કર્યા

છે. તેમના જન્મને અનુલક્ષીને લખેલો તેમનો એક શે'ર જોઈએ.

'છું 'દીપક' રોશની ઈમાન મારું,
સૂરજ ડૂબ્યો અને પ્રગટી ગયો છું.' (પૃ. ૬)

દીપક બારડોલીકરને જીવનમાં ઘણા ઝંઝાવાતોમાંથી પસાર થવાનું આવ્યું છે. સિધ્ધાંતપ્રિય, દઢ મનોબળ ધરાવતા લેખકના પિતાનું મૃત્યુ લેખક છ વર્ષના હતા ત્યારે જ થઈ ગયું. આ કરુણ ઘટના પછી તેમના શાળાજીવનની વાત તેઓ કરે છે. એ નિમિત્તે પ્રાચીન બારડોલીનું સુંદર ચિત્ર આપણે જોઈ શકીએ છીએ. અહીં, એક તરફ લેખકની ધીંગામસ્તી, કિશોરકાળનાં પરાક્રમો, તે સમયના બારડોલીના લોકજીવનની વાતો, લગ્નપ્રસંગો, ઉત્સવો, મેળાઓ, તલાવડીના મેદાનમાં થતાં સરકસ, શાકમાર્કેટમાં આવતા તમાશબીનો, બારડોલીમાં જ પ્રચલિત હોય તેવા ખાન-પાનનું વર્ણન - આ બધાં રંગીન ચિત્ર જોવા મળે છે, તો બીજી બાજુ ૧૯૨૮ના બારડોલીનો સત્યાગ્રહ, ૧૯૩૦ની દાંડીકૂચ, હરિપુરાનું અધિવેશન વગેરેનાં વર્ણનો દ્વારા ઐતિહાસિક ચિત્ર પણ દેખાય છે.

અહીં, લેખક પોતે જ્યાં ભણેલા તે બી.એ.બી.એસ. હાઈસ્કૂલ અને પોતાના શિક્ષકો વિશે વિગતે વાત કરે છે. યુવાકાળના કેટલાય પ્રસંગો એવા છે જેમાં તેમની સાહસવૃત્તિ, પરાક્રમશીલતા, શારીરિક મજબૂતાઈ કેળવવા પ્રત્યેની દઢતા અને કોઈપણ પ્રકારનો પડકાર ઝીલવા માટેની બહાદુરી પ્રગટ થયાં છે. ત્યારપછીના તેમના જીવનમાં આ બધા જ ગુણો ઉપયોગી થાય છે. લેખકે પોતાના ગામ, ઘર, મા, ભાઈનું ચાક્ષુષ વર્ણન કર્યું છે. કેટલાક પ્રસંગોનું અથેતિ વર્ણન કર્યું છે, જેને કારણે તે સમયનું ગ્રામ્યજીવન અને તેના પરિપ્રેક્ષ્યમાં લેખકનું વ્યક્તિત્વ - બંને સજીવન થઈ ઊઠ્યાં છે. ઉદાહરણ તરીકે, મસ્તાના પાડા સાથે તેમણે ભરેલી બાથ. આવા ધીંગા પ્રસંગના વર્ણન પછી તરત જ શાળામાં સાથે ભણતી મનોરમાની વાત આવે છે, જે લેખકના હૃદયની ઋજુતા, સંસ્કારિતા, ગુણાનુરાગિતા અને બીજાને મદદ કરવા માટેની તત્પરતા બતાવે છે.

આ આત્મકથાનું એક પરિમાણ એ પણ છે કે, અહીં લેખકના અંગત જીવન સાથે રાજકીય ઘટનાઓને સમાંતર રીતે વણી લેવામાં આવી છે. વળી, રાજકીય ઘટના વિશેનાં તેમનાં મંતવ્યો જ નહિ, પણ તેમની સક્રિય ભાગીદારી વિશે પણ અહીં જાણવા મળે છે. ૧૯૪૫માં તેઓ કોંગ્રેસ સેવાદળમાં જોડાયા હતા. સેવાદળની તાલીમ નિમિત્તે તેઓ સ્વરાજ આશ્રમમાં રહેતા અને ગાંધીજી, વલ્લભભાઈ, મોરારજી દેસાઈ - આ બધાંને નજીકથી જોવા-જાણવાની તક તેમને મળેલી. ભારતના વિભાજન અંગેની કેટલીક હકીકતો પણ તેમણે અહીં જણાવી છે. રાજકારણ સાથેની તેમની નિસ્બત તેમના દેશપ્રેમને કારણે હતી એવું સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. કેટલીકવાર તો તેઓ રાજકારણની ગંદી રમતથી એટલા પરેશાન થઈ જતા કે રાહત માટે પ્રકૃતિ પાસે જતા. સાચું તો એ છે કે, તેઓ સાચા અર્થમાં પ્રેમી છે અને પ્રેમના વિવિધ રંગોને પણ જાણે છે અને તેથી જ કહે છે, 'પ્રેમ કંઈ સ્ત્રી-પુરુષ વચ્ચે જ હોય છે એવું નથી. માનવીને જમીન, વનરાઈ, પ્રાણીઓ વગેરેથી પણ પ્રેમ થતો હોય છે. તે પોતાની પ્રિયતમા યા માદરે વતનની જેમ પોતાના ભાંગ્યાતૂટ્યા ઘરને ય હૃદયપૂર્વક ચાહતો હોય છે. અને તે છોડવું પડે યા તેના ભાગલા પડે ત્યારે તે રડ્યા વિના રહેતો નથી !' (પૃ. ૯૧)

૧૯૪૮ પછી લેખકના ભાઈએ તંબાકુના ધંધામાં હાથ બટાવવા માટે તેમને પાકિસ્તાન બોલાવ્યા. બારડોલીથી વિખૂટા પડવાની વેદના અહીં બરાબર જોઈ શકાય છે. સિંધુનાં પાણી જોઈને તેમને મીંઢોળાનાં પાણી યાદ આવે છે. આ એક એવી આત્મકથા છે જેમાં ગાંધીના અને જિન્હાના મૃત્યુનું દુઃખ એકસરખી નિસ્બતથી વ્યક્ત થયું છે.

લેખક ધંધાર્થે પાકિસ્તાનમાં ગયા તો ખરા પણ વાંચવા-વિચારવામાં મસ્ત રહેનાર તેમને ધંધાનું કામ બહુ ફાવતું નહોતું. પરિણામે કરાચીની શાળામાં તેઓએ શિક્ષક તરીકેની નોકરી સ્વીકારી, જ્યાં તેમને કવિતામાં દિલચસ્પી રાખનાર વ્યક્તિઓનો પરિચય થયો. ૧૯૫૧માં કરાચીમાં યોજાયેલા મુશાયરામાં પહેલી વાર તેમણે ભાગ લીધો. ત્યાં તેમને 'મિલ્લત'ના તંત્રી ફખ્રમાતરીસાહેબનો પરિચય થયો. લેખકે અગાઉ તેમની વાર્તા ચાંપશીભાઈના 'નવચેતન'માં વાંચી હતી. આમ, હવે તેમને સર્જન માટે અનુકૂળ માહોલ મળ્યો.

પરંતુ, આમ છતાં તેમનું જીવન સીધું-સરળ નહોતું. પાકિસ્તાનના તેજસ્વી નેતા લિયાકતઅલીખાનનું મૃત્યુ, પાકિસ્તાનના ગુજરાતીઓ દ્વારા યોજાયેલો મુશાયરો, વ્હાલસોયી નવજાત બાળકીનું મૃત્યુ, કરાચી છોડીને બારડોલી પાછા ફરવાનો નિર્ણય અને કરાચી છોડતી વખતે ઝેલેલી

મુશ્કેલી - આ તમામમાંથી પસાર થવાનું દુખ વેઠવાનું તેમને માટે સ્હેલુ ન્હોતું. ૧૯૫૫માં બારડોલી પાછા આવ્યા. પછી ૧૯૫૭માં મહાગુજરાત ગઝલ મંડળ દ્વારા યોજાતા મુશાયરાઓનું વર્ણન કરતી વખતે તેમની કલમ ગઝલશાયી બની જાય છે. 'શૂન્ય' અને સીરતી જેવા પીઢ શાયરો વિશે વાંચીને આપણે ય ગૌરવ અનુભવતાં થઈ જઈએ.

૧૯૫૮માં દોઢ વર્ષની વયના તેમના પુત્ર નઝીર અહમદનું મૃત્યુ વળી એક આઘાત તેમને આપી ગયું. આ ઓછું હોય તેમ પત્ની સાથે વિખવાદ થતાં છૂટા પડવાનું થયું અને આ સૌ આઘાતની પરાકાષ્ઠારૂપ તેમને સરકાર તરફથી ડિપોર્ટેશનનો ઓર્ડર મળતાં ફરી એકવાર વ્હાલું વતન છોડવું પડ્યું એક કેદી તરીકે રઝળતાં રઝળતાં તેઓ કરાચી પહોંચ્યા અને ત્યાંથી દરિયાઈ પ્રવાસ કરીને નોકરી માટે પૂર્વ પાકિસ્તાન પહોંચ્યા. ચિત્તાગોંગમાં સેલ્સમેનની નોકરી કરતાં કરતાં તેઓ થોડું ઘણું બંગાળી પણ શીખ્યા.

આ પછી મલીર ગામમાં એક દોસ્તની દરમ્યાનગીરીથી ફાતિમા નામની સુંદર છોકરી સાથે તેમનાં લગ્ન થયાં. અહીં પોતીકુ મકાન બનાવીને તેમણે અઠ્ઠાવીસ વર્ષ વીતાવ્યાં. ફાતિમાના નિધન પછી તેઓ માન્ચેસ્ટર ગયા. પત્રકારત્વના વિવિધ અનુભવો પણ તેઓને આ અરસામાં થયા. પરંતુ સૌથી મોટી પીડા તેમની એ રહી કે, તેમનાં કુટુંબીજનોનાં મૃત્યુ સમયે તેઓ બારડોલી પહોંચી ન શક્યા. ખાસ કરીને માના મૃત્યુનો આઘાત જીરવવાનું તેમને માટે ખૂબ મુશ્કેલ હતું.

મલીરના તેમના નિવાસ દરમ્યાન સર્જનકાળના અનુભવો, મિજલસો, 'ડોન-ગુજરાતી' નામના પ્રખ્યાત દૈનિકમાં પત્રકાર તરીકેની વ્યસ્તતા, નસીમ અખ્તર નામની પીપલ્સ પાર્ટીની બાહોશ કાર્યકર સાથેની મુલાકાત, કામદાર મંડળની પ્રવૃત્તિઓ, સૌરાષ્ટ્રના જાણીતા શાયર રુસ્વાસાહેબની કરાચીની મુલાકાત, શિવકુમાર જોષી, ગની દહીંવાળા, આદિલ મન્સૂરી, ચન્દ્રકાન્ત બક્ષી, હરકિસન મહેતા, વગેરેની કરાચીની મુલાકાત, પરભાષી નવલકથાઓના લેખકે કરેલા અનુવાદ - આ તમામ પ્રસંગો અત્યંત રસપ્રદ છે. શિવકુમાર જોષી સાથેનાં તેમનાં સંસ્મરણો 'પગલાં પડી ગયાં છે' અને બક્ષીબાબુ સાથેની મુલાકાતો 'ગુઝરે થે હમ જહાં સે' પુસ્તકો દ્વારા રસિકો જાણી શકે.

નવલકથાના અંતમાં પાકિસ્તાનનું ક્ષુબ્ધ થઈ ગયેલું રાજકીય વાતાવરણ વર્ણવાયું છે. આ સમય દરમ્યાન પણ લેખક પ્રેસ ફ્રીડમ'ની ચળવળમાં પોતાનું સ્પષ્ટ અને પ્રામાણિક વલણ જાળવી રાખે છે. તેમને લાગણીથી સલાહ આપનાર દાઉદભાઈને પણ તેઓ મિજાજથી કહી દે છે, 'કેસૂડો ધોમધખતા તાપમાં જ મહોરે છે.' (પૃ. ૨૨૩)

અંતે, ધરપકડ માટે માનસિક રીતે તૈયાર દીપક બારડોલીકરને ગિરફતાર કરવામાં આવ્યા. એ સમયનું તેમણે કરેલું વર્ણન ખૂબસૂરત છે.

'...અને ગિરફતારી માટે તો હું કેટલાય દિવસથી માનસિક રીતે તૈયાર જ હતો. મેં દરવાજો ખોલ્યો. સામે ડી.એસ.પી. હુમાયુ ઊભા હતા. એક મહિલા અધિકારી પણ હતી, ઠાવકી, મુસ્કુરાતી. તેની મોટી ખૂબસૂરત આંખો કાજળ વિના જ કાળી હતી. અને ગૌર લંબગોળ ચહેરો... ! હું જોતો રહી ગયો !

જમાનો થૈ ગયો એ વાતને 'દીપક'
હજી પણ એ ચહેરો યાદ આવે છે.

ગિરફતારી અને તે ય કેવી રૂપાળી ! કેવી સુંવાળી !' (પૃ. ૨૨૪)

'ઉછાળા ખાય છે પાણી' - આ શીર્ષક લેખકના જીવનની ગતિવિધિનું પ્રતીક બની રહે છે. લેખકનો એક શે'ર છે,

આ દરિયો છે અને લહેરાય છે પાણી
અમસ્તાં ક્યાં ઉછાળા ખાય છે પાણી ?

દરિયામાં સતત ધબકતાં રહેતાં મસમોટાં મોજાં એ લેખકના જીવનના ઝંઝાવાતો છે. નિવેદનમાં તેઓ કહે પણ છે,

'આત્મકથાનું આલેખન સહેલું નથી હોતું. એ જિવાઈ ગયેલું જીવન ફરી એકવાર, જીવી જવા જેવી કપરી ને ભૂતકાળના ખોળિયામાં પ્રવેશી હરવા-ફરવા જેવી એક દુષ્કર પ્રક્રિયા હોય છે.' દુષ્કર પ્રક્રિયામાંથી પસાર થવાની લેખકની આ ઝિંદાદિલીને સલામ ! અસ્તુ.

■

---

'ઉછાળા ખાય છે પાણી' (આત્મકથા) લે. દીપક બારડોલીકર, પ્રકાશક ગુજરાત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, સેક્ટર નં. ૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭ પૃ. સં. ૬+૨૨૬, પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ ૧૩૦

નિર્મિશ ઠાકર

## ૮ : ૩ : વિવિધ ગાનશૈલીઓ અને તમે

(ગતાંકથી ચાલુ)

અગાઉ ઝડપાયો તે મુદ્દો એ કે અવાજને ખોદી નથી શકાતો ! લાભશંકર ઠાકરનું એ અછાંદસ જો તમે પૂરું વાંચી શકશો, તો જણાશે કે અવાજને તો કદાચ ખોદી શકાય, પણ આ અછાંદસને ગાવું તો શક્ય જ નથી ! પણ ચમત્કારો આજેય બને છે ! 'અવાજને શા માટે ખોદવો છે ?' એમ સામું પૂછવાને બદલે દિગ્ગજ સંગીતકાર શ્રી ક્ષેમુભાઈ દિવેટિયાએ 'સંગીતસુધા' નામના આલ્બમમાં એ અછાંદસને ગાઈ બતાવ્યું છે, બાય ગોડ ! જો નેપોલિયન જીવતો હોત તો હૃદયપૂર્વક દાદ આપતાં એણે કહ્યું હોત કે કશું અશક્ય નથી એમ મેં તો માત્ર કહેલું, પણ આજે સાબિત થયેલું જોઈ શકું છું. (મતલબ કે સાંભળી શકું છું !) જો લાભશંકર ઠાકરના અછાંદસને ગાઈ શકાય, તો પછી તિરવટમાં પખાવજના બોલને કેમ ન ગાઈ શકાય ? હા, ગાઈ શકાય. મરણિયા બનો તો શું ન થઈ શકે ?

માનું છું કે 'ધીં ધીં ધાગેત્રક તીંન્ના કત્તા ધાગે ત્રક ધીંન્ના' જેવું કાંઈક વધુ લાંબું હોય તો વિમા પોલિસી હાથમાં રાખી ગાઈ શકાય. ભલે ઓછાં ઉદાહરણ છે, પણ મારા ધ્યાન બહાર નથી. ફિલ્મ પાકિઝાનું ગીત 'થાડે રહીયો ઓ બાંકે યાર' યાદ કરો. એમાં તબલાના બોલ 'ધા તીટ ધા તીટ ધાધાતીટ કડધાતીટ ધાગેતીટ ધાનધાનધા, ધાગેતીટ ધાનધાનધા, ધાગેતીટ ધાનધા...' ગવાયા છે અને સમ પણ આવેલો છે !

હું તો ઈચ્છું છું કે તમે પણ સુરેશ જોષીનું અછાંદસ 'કાલે કદાચ હું નહીં હોઉં...' ગાવાની કોશિશ કરજો. ગાવા જતાં પંક્તિમાં જણાવાયું છે એવું નહીં બને અને બીજા દા'ડે તમે ખરેખર હશો, તો તમારી એ અપૂર્વ બંદિશને હું 'પ્રથમ ગુજરાતી તિરવટ' જાહેર કરી દઈશ, પછી ભલે એમાં પખાવજના બોલ ન હોય ! (તમે હોવ, એ જ અગત્યનું છે મિત્ર !) તિરવટ અંગે જે કાંઈ શાસ્ત્રીય જ્ઞાન ઉપલબ્ધ છે, એથીયે વધુ પામ્યા હોવ, એવું તમને લાગે છે ને ? આને જ કહેવાય - ઉમ્મિદ સે દૂગુના !

આ કષ્ટસાધ્ય ગાનશૈલી (એટલા ખાતર !) ગમે તે રાગમાં ગાવાની શાસ્ત્રીય છૂટ અપાઈ છે, એટલું અત્રે મેં નોંધ્યું છે, તે તમે નોંધી લેશો ?

સરગમ : આ અંગે તમે જે કાંઈ જાણો છો, એટલું જ પર્યાપ્ત છે, વધુ સંદિગ્ધતા આવકાર્ય નથી.

ચતુરંગ : પદ, સરગમ, તરાના અને તિરવટ - આ ચાર અંગોથી ચતુરંગ બને છે. વઘારેલા મમરા, સેવ, તળેલી દાળ, ઝીણી સમારેલી ડુંગળી, થોડો લીંબુનો રસ, આંબલીની ચટણી... વગેરે અલગ અલગ ખાવાથી થોડો સંતોષ મળે, પણ સંતોષના ચરમબિંદુએ પહોંચવા જેમ આપણે 'ભેળ'ની વ્યવસ્થા વિચારી છે, એવું સંગીતમાં શક્ય બનાવવા 'ચતુરંગ'ની વ્યવસ્થા કરાઈ છે. પ્રથમ અંગમાં ગાવાના શબ્દો, બીજા અંગમાં રાગ સ્પષ્ટ કરતી સરગમ, ત્રીજા અંગમાં નિરર્થક શબ્દોનો તરાનાશાઈ સ્વાદ, અને ચોથા અંગમાં જેના વિષે મેં ખાસું લખ્યું તે તિરવટ. ફોર ઈન વન, એટલે ચતુરંગ !

લક્ષણગીત : અળવીતરાઓને ગામડામાં 'આયા એવા જણાયા ?' એમ પૂછાય છે. વાત લખ્ખણની, એટલે કે લક્ષણની છે પૂત્તરનાં પારણામાં ને વહુનાં બારણામાં ! પોતાનાં લક્ષણોનો ખ્યાલ આપવા જ્યોતીન્દ્ર દવેએ 'આત્મપરિચય' નામનું લક્ષણકાવ્ય રચેલું, તે જુઓ. દેહ દાતણ જેવો, મન મરકટ સમું અને આત્મા બ્રહ્માંડ જેવડો... વગેરેથી એમણે પોતાના અંગે ચિત્ર આપ્યું છે. પોતાનો સ્વભાવ પ્રગટ કરતાં એમણે લખ્યું કે... 'અડધી બળેલી બીડી કોક મૂર્ખે/ફેંકી હતી તે પર પાદ મૂક્યો !' સળગતી બીડી કો'ક તો નાંખે, પણ એના પર તમારે ચરણ મૂકવાની શી જરૂર હતી, એવો પ્રશ્ન તમને થશે. પણ એ પાછળ મહાન હેતુ હતો, એ અંગે પણ એમણે સ્પષ્ટતા કરેલી. તેઓ સિતાર પણ વગાડતા, પણ એમના દાતણ સમા દેહને નૃત્ય પરવડે એમ નહોતું. આથી આપોઆપ અપૂર્વ નૃત્ય થઈ જાય, એવી મહાન ભાવનાથી એમણે સળગતી બીડી પર પગ મૂકેલો ! આમ એ કાવ્યમાં એમણે પોતાની શરીરસંપત્તિ, સ્વભાવ, ક્ષમતાથી માંડીને છેક 'હું જ્યોતીન્દ્ર હ. દવે' સુધીની માહિતી આપી છે.

રાગનું સ્વરૂપ સ્પષ્ટ કરવા, એનાં આરોહ-અવરોહ, વાદી-સંવાદી-અનુવાદી સ્વરો, વર્જ્ય સ્વરો, જાતિ, ગાવાનો સમય, એની વિશિષ્ટતાઓ વગેરે માહિતીને પદ્યમાં વણી લક્ષણગીત બનાવાય છે. ( [illegible] ઓ.

એને ખોટા સૂરમાં ગાનારા પડ્યા છે, બોલો !)

કન્યાઓ માટે યોગ્ય મુરતિયા શોધવા, મારું ચાલે તો હું લક્ષણગીત પ્રથા શરૂ કરાવુ ! આથી મુરતિયાના પપ્પાને ફોન પર કહી શકાય કે .. 'કન્યા જોવા આવો, ત્યારે સાથે તમારા કુંવરનું 'લક્ષણગીત' પણ લેતા આવજો, કુંડળી પછી મેળવીશુ, પહેલા અમારે જાણવુ પડે કે મુરતિયો કેવા લખ્ખણનો છે !

ઠુમરી અસલ ઠુમરી શોધવી હોય તો તમારે લખનૌ કે બનારસ આટો મારવો પડે કારણ કે ત્યાથી જ એનો સમગ્ર ભારતમા પ્રસાર થયેલો. માફ કરશો સમગ્ર ભારત' તો ના કહી શકાય, એટલે ઠુમરીની શૈલીથી થોડા શબ્દો મારે પાછા ખેંચવા પડશે. દક્ષિણ ભારતમાં તો કર્ણાટકી સંગીત ચાલે, એટલે ત્યાં તો ઠુમરીની વાત કરો તો. 'ઐયો મુર્ગાસ્વામિ, યિધર તુમ ટુમરી ગાયા તો મૈ ઘૂમરી કાયેગા (ખાયેગા) દેકો !' એવો જવાબ મળશે. દક્ષિણમા રાગના શુધ્ધ સ્વરૂપ પર ખાસ ભાર મૂકાય છે, એટલે ત્યા ઠુમરી ચાલે નહીં !

'ઠુમક ચલત રામચદ્ર બાજત પૈજનિયાં આઆઆ...' એવુ ગાતી વખતે તમે 'ઠુમક' શબ્દ આગળ ઠુમકો ન મારો, તો ગાવાનો કાઈ અર્થ નથી, એમ હુ માનુ છું એટલે તો મન થાય ત્યારે એ કૃતિનું હું પઠન કરુ છુ, પણ ગાતો નથી !

'ઠુમરી' શબ્દ પણ 'ઠુમક' સાથે સકળાયેલો છે, એટલે લટક મટકવાળી નખરેદાર શૈલીમા ન ગાવ, તો અમથાકાકા અમથા અમથા હનુમાનચાલીસા ગાતા હોય એવું લાગે ! (હનુમાનજી કુંવારા, એટલે એમને નખરા ના ગમે !)

સાહિત્યકારો સર્જનમા અ પૂર્વતા સિધ્ધ કરવા જીવનભર અવનવા (ને કેટલાક તો ગળે ન ઊતરે એવા) પ્રયોગો કરતા રહે છે છેવટે સદ્‌બુદ્ધિ આવતાં, બધા સાહિત્યકાર કરે છે તેમ, પોતાની શ્રેષ્ઠ કૃતિઓનુ સપાદન બહાર પાડે છે ! ('જો શ્રેષ્ઠ આવી છે તો કનિષ્ઠ કૃતિઓ કેવી હશે ? એવુ કહેવાની તક વિવેચકોને પણ મળી રહે છે !)

દુનિયામા કોઈ ચીજ સારી કે ખરાબ હોતી નથી, આપણી દૃષ્ટિ જ એને સારી કે ખરાબ બનાવે છે ધ્રુપદ અને ખયાલ, બને શૈલીનુ સત્વ (ખાસ તો માધુર્ય) ઠુમરીમા ઊતર્યું છે, એમ માનનારા ઘણા છે (જેમ કે શ્રેષ્ઠ કૃતિઓનુ સંપાદન !) ઠુમરીને ક્ષુદ્ર પ્રકૃતિનું ગાન માનનારા ગાયકો પણ પડ્યા છે, જેમના માનવા મુજબ રાગોનુ શુધ્ધ સ્વરૂપ એમાં હોતું નથી. હા, એક જ ઠુમરીમાં એકથી વધુ રાગોનો સમન્વય હોઈ શકે પણ એ સહેલી વાત નથી, ખૂબ કુશળતા માગે છે એ ! ફૂલ કૂડામા હોય કે ઉપવનમા, ફરક આપણને પડે છે, ફૂલને નહીં. ઠુમરી બાજારુ ઓરતોના કોઠા પર રજૂ થતી રહી છે અને બેગમ અખ્તરના લાજવાબ કંઠથી પણ ગવાતી રહી છે, ઠુમરી એ ઠુમરી છે, બસ !

લખનૌના નવાબના દરબારમાં કદાચ 'ઠુમરી' નામ અસ્તિત્વમા આવ્યુ અને પજાબી ગાયક શોરીમિયાએ એને વિશેષ ગૌરવ અપાવ્યુ, એમ મનાય છે ખમાજ, ભૈરવી, પીલૂ, જોગ, કાફી, તિલગ, બરવા જેવા રાગોમાં એ ખટકા, ઝટકા, હરકત, મુરકી વગેરે દ્વારા સૌદર્ય પ્રગટ કરતી રહી છે ઠુમરીને અધ્ધા, દીપચદી, કહરવા, દાદરા જેવા તાલો વધુ માફક આવે છે કૃષ્ણલીલા અને ઋતુસબંધી વર્ણનો એમાં શોભે, શૃંગાર જ એનો મુખ્ય રસ છે માટે આ ઉપશાસ્ત્રીય ગાન શૈલી આજના યુગ સુધી લોકપ્રિય રહી છે

દાદરા આ પ્રકારનું ગાન દાદરામા જ થાય છે ઓહ, તમે દાદરામા જઈને બેસી ગયા ? મિત્ર, હુ તો દાદરા તાલની વાત કરુ છુ 'ધાધીંના, ધાતીંના' વાળી ! ઠુમરીની જેમ જ ગવાય, પણ દાદરામા !

સોહર-બન્ના બે પ્રકારના શુભ અવસરે મહિલાઓ ગાય તો જ શોભે, તે 'સોહર અને 'બન્ના' બાળકના જન્મ પ્રસગે 'સોહર ગવાય છે એ અગાઉ વિવાહના શુભપ્રસગે 'બન્ના' ગવાય છે બોલવામા સરળતા ખાતર ભલે 'સોહર બન્ના' કહેવાય, પણ પહેલા બન્ના અને પછી સોહર ગાઈ શકાય, એ રીતે શુભપ્રસગો આવે તો શોભે. બાકી અવળા ક્રમમા જો પ્રસગો આવે, તો એને શુભ કઈ રીતે ગણવા ?

રાગમાલા રાગોની માળા. એને રાગસાગર પણ કહેવાય છે એક જ કાવ્યની દરેક પક્તિએ રાગ બદલાય, એવી એની રચના હોય છે આમા બેસૂરા થવાની વિપુલ તકો મળી રહે છે એટલે કયો રાગ નથી આવડતો, એ જાણવા 'રાગમાલા' જરૂર ગાશો !

તાલમાલા તાલોની માળા, એક જ કૃતિમા 'રાગ તો એક જ રહે છે, છતા ગાનાર છેલ્લે સુધી અધ્ધર જીવે ગાતો હશે ! આમાં ગાયક અને વાદકના સમ એકસાથે ન આવે તો કહી શકાય કે 'દોનોં અપની જગહ સહી થે, લેકિન ક્રમ ગલત થા !'

હવે બાકી રહ્યાં ગઝલ અને ભજન. આ બંને પ્રકારને તમે જાણો છો. જો ચાલુ નોકરીએ ગઝલ જ ગાયા કરશો તો જલ્દી રિટાયર થઈ શકાશે (મતલબ કે રિટાયર કરી નાંખવામા આવશે !) અને પછી બચેલી જિંદગીમાં ભજન ગાશો તો જીવ ઓછો બળશે. લ્યો ત્યારે આવજો, જે શી ક્રશન !

■

દુષ્યન્ત પંડ્યા

## ૯ : ૧ : સ્વામી પ્રેમાનન્દ



શ્રી રામકૃષ્ણના પરમ ભક્તોમાંના એક તે બલરામ બસુ. એમનાં સાસુ માતંગિની દેવી પણ ઠાકુરનાં ભક્ત હતાં. તુલસીરામ, બાબુરામ અને શાંતિરામ એમના ત્રણ પુત્રો. દક્ષિણેશ્વર ગયેલાં માતંગિની દેવી પાસે ઠાકુરે બાબુરામની માંગણી કરી. ધન્યતા અનુભવતાં માતંગિની દેવી બોલ્યાં : 'ખુશીથી આપું, પણ મારી બે વિનંતી સ્વીકારો તે પછી.' એમની વિનંતીઓ શી હતી ? 'એક : ઈશ્વરમાં મારી ભક્તિ અચલ રહે. બે : હું મૃત્યુ પામું તે પહેલાં મારું કોઈ સંતાન અવસાન ન પામે.' ઠાકુરે તથાસ્તુ કહ્યું કે નહીં એ ખબર નથી પણ એમણે મલકતે મુખે માતંગિની દેવીની વાત સ્વીકારી. આ ઘટના ૧૮૮૪ના જૂન આસપાસ બની હતી. જો કે બાબુરામ તો તે પહેલાંથી ઠાકુર પાસે જતા આવતા અને રહેતા થઈ ગયા હતા. આ બાબુરામ તે ભવિષ્યના સ્વામી પ્રેમાનન્દ.

કોલકાતાથી ૩૦ માઈલને અંતરે આવેલું આંટપુર એમનું વતન, ત્યાં રહેતાં તારાપદ ઘોષ અને માતંગિનીદેવીના વચેટ પુત્ર તે આ બાબુરામ. ૧૮૬૧ની ૧૦ ડિસેમ્બરે એમનો જન્મ. એ ત્રણ પુત્રોથી મોટેરી દીકરી કૃષ્ણભાવિનીનું લગ્ન બલરામ બસુ સાથે કરવામાં આવ્યું હતું. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય' એ કહેવતને સાચી પાડતો, હજુ કાલીઘેલી બોલી બોલતો આ બાબુ, લગ્નની વાત નીકળતાં જ બોલી ઊઠતો : 'ના, મારું લગન નૈ કરતાં, નૈં તો હું મરી જઈશ. મરી જ જઈશ' અને પોતાના એ શિશુ બોલને એમણે બરાબર સાચો પાડી બતાવ્યો.

આંટપુરના ગામડામાં પ્રાથમિક શિક્ષણ પૂરું કરી, આગળ ભણવા કોલકાતામાં રહેતા કાકા ગુરુચરણને ત્યાં એ આવ્યા. ત્યાં શાળાઓમાં જ સુખદ અકસ્માતો થવા લાગ્યા. એક શાળામાં ભવિષ્યના સ્વામી અભેદાનન્દ એમના સહપાઠી હતા તો બીજીમાં હતા રાખાલ, ભવિષ્યના સ્વામી બ્રહ્માનન્દ. એથી વિશેષ એ હતું કે એ બીજી શાળાના આચાર્ય હતા મહેન્દ્રનાથ ગુપ્ત, 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના લેખક અને શ્રી રામકૃષ્ણના અનન્ય ભક્ત. એમના બીજા કેટલાક શિષ્યોની માફક, બાબુરામ પણ આ 'માસ્ટર'ની આંગળી પકડીને જ શ્રી રામકૃષ્ણ પાસે ગયા હતા.

એ ઉભડક મુલાકાત પછી ત્રણ-ચાર દહાડા વીત્યે, ઠાકુરના એક ભક્ત રામદયાળ બાબુરામને અચાનક મળ્યા અને એણે બાબુરામને કહ્યું કે, 'ઠાકુરે તમને બોલાવ્યા છે.' 'મને શા માટે બોલાવ્યો હશે ?' એવું આશ્ચર્ય બાબુરામને થયું તો ખરું પણ, નજીકને શનિવારે જ, રાખાલ સાથે એ જવા નીકળ્યા. બંને હોડીમાં બેસવા જતા હતા ત્યાં, રામદયાળ પણ જોડાયા. દક્ષિણેશ્વરમાં રહેવા-જમવાની સગવડ બાબત બાબુરામને અવઢવ હતી પણ, રાખાલે એ રહસ્ય જાળવી જ રાખ્યું.

એ ત્રિપુટીને લઈ જતી નાવ કાલીઘાટે લાંગરતી હતી ત્યારે, આથમતા રવિના તેજે મંદિર-શિખરો દીપશિખા જેવાં ઓપતાં હતાં. ત્રિપુટી ઠાકુરને ઓરડે ગઈ તો ત્યાં ઠાકુર ન મળે. એ ગયા હતા જગદંબાના દર્શને. બાબુરામને અને રામદયાળને ત્યાં જ બેસાડી, રાખાલ મંદિરે જઈ ઠાકુરને તેડી લાવ્યા. રાખાલે ઠાકુરનો હાથ પકડ્યો હતો અને ચકળવકળ ડોળા સાથે ને અસ્થિર પગલે ચાલતા ઠાકુરને ડગલે ડગલે માર્ગદર્શન એ આપી રહ્યા હતા : 'હવે પગથિયું છે, ઊતરો', 'હવે ડાબી બાજુ ચાલો...' ઓરડે આવ્યા પછી, સમાધિ અવસ્થામાંથી મુક્ત થયે સુવર્ણ જેવી કાંતિવાળા એ બાબુરામને જોવા લાગ્યા. બાબુરામ ખૂબ ગોરા, સુવર્ણ જેવી કાંતિવાળા, દેખાવડા અને નજાકતભર્યા હતા, ચહેરો પ્રસન્નતાસભર અને આનંદી હતો. પછી ઠાકુરે એમનો હાથ પોતાના હાથમાં રાખ્યો, જાણે એનું વજન કરતા હોય ! પછી આપ્યું પ્રમાણપત્ર : 'લક્ષણો બધાં સારાં છે.'

બાબુરામના આ લક્ષણોની પૂર્વભૂમિકા હતી. જીવનની કશી સમજ ઊગે તે પહેલાથી ચાર પાચની વયથી એ લગ્ન કરવાની ના પાડતા, પોતાની આઠ-નવની વયે એમને કલ્પના આવતી 'ગગાકાઠે એક કુટિરમા બીજા સાધુ સાથે વસુ છું ને ઈશ્વરનુ ધ્યાન ધરુ છુ ' એમનુ દર્શન એમણે બરાબર સાચુ પાડી બતાવ્યુ.

બાબુરામને ઠાકુરે આપેલા 'સારા લક્ષણ'ના પ્રમાણપત્રની અસર સારી જ થઈ હશે પણ રાતે સૌ સૂતા ત્યારે, ઠાકુરના 'વિચિત્ર' લક્ષણનો અનુભવ બાબુરામને થયો. રાખાલની સૂવાની વ્યવસ્થા ઠાકુરને ઓરડે કરવામા આવી હતી અને રામદયાળ-બાબુરામ ઓરડાને અડીને આવેલી પરસાળમા સૂતા હતા. બિસ્તરમા પડ્યે પૂરો કલાક પણ થાય તેની પહેલા, જાણે કોઈ બીજી દુનિયામાથી આવતા હોય એમ, ધોતિયુ બગલમાં મારી ઠાકુર પરસાળમા ગયા અને બોલ્યા 'અરે ! જાગો છો કે સૂઈ ગયા છો ?' બને બેઠા થઈ જઈ બોલ્યા 'ના જી, હજી સૂઈ નથી ગયા.' એટલે ઠાકુર કહે 'જુઓ, કાલે સવારે જ નરેન્દ્ર પાસે જજો ને કહેજો કે મને જલદી મળી જાય. ઘણા વખતથી એ અહીં દેખાયો નથી એ છે સાક્ષાત્ નારાયણ, વિશુધ્ધ સત્ત્વગુણનો આધાર, થોડે થોડે દહાડે એનું મોઢુ જોયા વિના મારાથી રહી શકાતું નથી. પીડા ઊપડે છે તે એવી કે, ભીનો ટુવાલ નીચોવાય, એમ મારુ હૈયું નીચોવાય છે ' આ દશ્ય રાતમા ચાર પાચ વાર ભજવાયુ. 'આ નરેન્દ્ર કેટલો નિષ્ઠુર હશે ! બાબુરામની કલ્પનાના ઘોડા દોડવા લાગ્યા. પણ બીજી સવારે જુએ છે તો ઠાકુર પૂરા સ્વસ્થ. રાતની વ્યાકુળતા રાત સાથે જ ચાલી ગઈ હતી.

થોડા દહાડા પછી એક રવિવારે સવારે બાબુરામ ફરી દક્ષિણેશ્વર આવ્યા. ઠાકુર ભક્તોથી વીંટળાઈને બેઠા હતા અને ભક્તો સાથે વાર્તાલાપ ચાલતો હતો. બાબુરામને જોતાવેંત એ બોલ્યા 'તું આજ આવ્યો તે ઠીક થયું પંચવટી તરફ જા. છોકરાઓ ત્યાં વનભોજન અને ગમ્મત કરે છે નરેન્દ્ર પણ છે એને મળ ને એની સાથે વાત કર ' ઠાકુર મુખે નરેન્દ્રના ગુણગાન ખૂબ સાભળ્યા હતા. એ નરેન્દ્ર, પોતે જેને ઓળખતા હતા તે રાખાલ અને, બીજા તેવતેવડા જુવાનો ત્યા ગમ્મત કરતા હતા. બાબુરામને ભળી જતા વાર ન લાગી.

'બાબુરામ નૈકષ્ય નિકષ પર ચડાવેલો, વિશુધ્ધ - છે, એના અસ્થિમજ્જા પણ વિશુધ્ધ છે મને સભાળવા માટે એ પૂરો યોગ્ય છે,' આમ બાબુરામની પવિત્રતા પર ઠાકુરે મહોર મારી હતી. પોતાની સમાધિ અવસ્થામા સભાળ રાખવા માટે બાબુરામને ઠાકુરે પૂરા યોગ્ય ગણ્યા હતા. પણ, બાબુરામની સમાધિની ઇચ્છા એ સંતોષી શક્યા ન હતા. 'બાબુરામને જ્ઞાન થશે, ભાવસમાધિ નહીં,' એમ જગદંબાએ ઠાકુરને જણાવ્યુ હતુ.

પ્રેમ ઉભયાન્વયી છે શિષ્યોને ઠાકુર પર હતો તેટલો જ - કે તેથી સવાયો ? પ્રેમ ઠાકુરને એ સૌ પર હતો. ઠાકુરને પહેલી વાર મળ્યા ત્યારે બાબુરામ વીસ વર્ષના હતા પણ લાગતા હતા એથી નાનેરા. એમના આવતાં થયા પછી ઠાકુરે શ્રી માને પૂછ્યુ હતું કે બાબુરામ ભણવાનું ચાલુ રાખવા માંગે છે 'બીજાઓને દાખલો બેસાડવા ભણવાનું ચાલુ રાખજે, એમ મેં એને કહ્યુ છે પોતાના કુટુંબને છોડીને આવે તેમ હુ નથી ઈચ્છતો. ક્યાક ઘરમા તકલીફ ઊભી થાય.'

આ ગાળા દરમિયાન પોતાના દર્શનો દ્વારા ઠાકુરે જાણી લીધુ હતું કે બાબુરામ કૃષ્ણઘેલી રાધાનો અંશ છે 'બાબુરામમા સ્ત્રી સ્વભાવના લક્ષણ છે એમ મને દર્શનમાં જાણવા મળ્યુ છે ' 'એ મારો હમદર્દી છે' એમ પણ ઠાકુર કહેતા. બાબુરામ ઉપર ઠાકુરને એવો ભાવ હતો કે, ઠાકુરને ઓરડે બાબુરામ સૂતા હોય ત્યારે, 'બહાર તને મચ્છર ચટકા ભરશે' કહી, આગ્રહપૂર્વક એને ઠાકુર પોતાની સાથે મચ્છરદાનીમા જ સુવાડતા. અને એકસામટા કેટલાક દિવસ બાબુરામ દક્ષિણેશ્વરમા ન દેખાય તો, એને મળવા ઠાકુર ધોમધખતા તાપમા પણ દોડી જાય. ઠાકુરના ઓરડાની પાસે જ પડ્યા રહેતા બગભગત હાજરા એકવાર ઠાકુર વિરુધ્ધ બાબુરામની કાનભંભેરણી કરવા લાગ્યા તો ઠાકુરે તરત જ બાબુરામને અદર બોલાવી બરાબર સમજાવી દીધા. ઠાકુર એકવાર બલરામ ભવનમા હતા, ત્યા બાબુરામ એમના હાથ ધોવરાવી રહ્યા હતા એ કાળે એ મકાનના એક ભાગમાં ચાલતી કન્યા વિદ્યાલયની કોઈ વિદ્યાર્થિની પોતાની સાડીના પાલવને છેડે બાધેલ ચાવીના ઝુડાને ખણખણ કરતી ફેરવતી હતી. બાબુરામને એ બતાવી ઠાકુર બોલ્યા 'જો બાબુરામ, આ રીતે જ પુરુષોને બાધીને સ્ત્રીઓ તેમને ફેરવ્યા કરે છે તું એમના હાથમાં એમ ફસાવાનું પસદ કરીશ શુ ?' કામિની કાચનનો ત્યાગ અધ્યાત્મ માર્ગે જનારને માટે પાયાની બાબત છે એ બાબુરામને એમણે આમ ચીંધી બતાવ્યુ.

બાબુરામ ભણવે હોશિયાર ન હતા તેમાં વળી દક્ષિણેશ્વરને પથે એ ચડ્યા. એટલે એ એંટ્રન્સ પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ શક્યા નહીં. આ ખબર ઠાકુરને મળતાં, હસીને ઠાકુર બોલ્યા 'એ પાસ ન થયો એ સારુ થયુ. એ પાશમુક્ત થયો (પાસ પાશનો શ્લેષ સ્પષ્ટ છે)' આ પહેલા પણ બાબુરામને વૈરાગ્ય તરફ ખેંચવા ઠાકુરે પ્રયાસ કરેલો. એમણે બાબુરામને પૂછ્યુ 'તારાં પુસ્તકો ક્યાં છે ? તું લખીશ વાચીશ નહીં શુ ?' પછી ત્યાં બેઠેલા બાબુરામના આચાર્ય શ્રી

મ.ને કહ્યું : 'બાબુરામ બેઉ બાજુઓ સંભાળવા ઈચ્છે છે. એ ઘણો કઠિન માર્ગ છે. થોડુંક ભણવાથી તે શું વળે ? અજ્ઞાનનો કાંટો કાઢવા જ્ઞાનના કાંટાનો ઉપયોગ કરવો પડે. પછી બંનેથી પર જઈ, બંને કાંટા ફેંકી દેવાના.' બાબુરામ તો સીધા ઠાકુરને જ વળગ્યા. એ કહે : 'આપ જ ખેંચી લો.'

ગિરીશ ઘોષનું ચૈતન્ય લીલા નાટક જોવા ઠાકુર ગયા હતા ત્યારે, પોતાનું ધ્યાન રાખવા માટે એ બાબુરામને લઈ ગયા હતા. એ અધ્યાત્મસભર નાટકનાં દશ્યો જોઈ ઠાકુર સમાધિસ્થ થતા ત્યારે, ઠાકુરના કાનમાં ધીમેથી ભગવાનનું નામ બોલી, બાબુરામ તેમને વ્યાવહારિક ભૂમિકાએ લાવતા.

પણ દક્ષિણેશ્વરના સુખાનંદના દિવસો ૧૮૮૫ના ઉનાળા સાથે પૂરા થયા. ઠાકુરના શ્યામપુકુરના અને પછીથી કાશીપુરના દિવસો ઠાકુરની સેવાના દિવસો હતા. સેવા માટે શિષ્યો વચ્ચે હરીફાઈ થતી. ૧૮૮૫ના ડિસેમ્બરની ૧૧મીથી કાશીપુર ખસેડાયેલા ઠાકુરની તબિયત ત્યાં સુધર્યાનો આભાસ આપી ઉત્તરોત્તર ઘસાતી ચાલી. મકાનને ઉપરને માળે પથારીવશ ઠાકુર માટે દૂધ લાવતાં શારદામા સીડીનાં પગથિયાં ચડતાં ગડથોલિયું ખાઈ ગયાં અને એમની ઘૂંટીએ સોજો આવી ગયો. આ વાત ચિંતાની કહેવાય. પણ, ઠાકુરે ત્યાં ઊભેલા બાબુરામને સંબોધી કહ્યું : 'બાબુરામ, આ ઉપાધિ થઈ. મારું ખાવાનું કોણ લાવી દેશે ?' પછી, એ કાળે શ્રી મા નથ પહેરતાં તેના જેવો આકાર પોતાના હાથના અંગૂઠા અને એક આંગળીથી નાક પાસે કરી ઠાકુર બોલ્યા : 'બાબુરામ, એમને ટોપલામાં બેસાડી, ટોપલો તારે માથે મૂકી તું લાવી શકીશ ?' ઠાકુરના આ અભિનયે અને આ બોલે, ત્યાં હતા તે સૌ હસી હસીને વાંકા વળી ગયા.

પણ લેણદેણ ભૌતિકરૂપે પૂરી કરી ૧૮૮૬ના ઓગસ્ટની ૧૬મીએ ઠાકુરે મહાસમાધિ લીધી ત્યારથી, એ સૌ શિષ્યો નોધારા અને નિરાશ્રય બની ગયા. એમને સદ્‌ભાગ્યે ઠાકુરના અવસાનને ત્રણેક અઠવાડિયાં વીત્યાં તેવામાં જ, પોતાના પરમ ભક્તો અને આધારોમાંના એક સુરેન્દ્ર મિત્રને દર્શન દઈ પોતાના 'દીકરાઓ'ને મદદરૂપ થવા તેને કહ્યું અને, ૧૮૮૬ના સપ્ટેમ્બરની મધ્ય આસપાસ વરાહનગરના ભૂતિયા મહેલ જેવા મકાનમાં, ઉદ્‌ઘાટનનો કશો ઢોલ પીટ્યા વગર, રામકૃષ્ણ મઠ ચાલુ થઈ ગયો. એ મઠમાં ત્રણેક મહિના વીત્યા એવામાં, બાબુરામનાં માએ સૌ મઠવાસીઓને પોતાને ગામ, આંટપુર નોતર્યાં. સૌ મઠવાસીઓ માટે એ સમાચાર આનંદદાયક હતા. લાટૂ, યોગિન અને કાલી પૂ. શ્રી મા સાથે હતા. રાખાલ અને ગોપાલ જોડાઈ શક્યા ન હતા. નરેન્દ્ર, શરત્, શશી, તારક, કાલી, નિરંજન, ગંગાધર અને શારદાપ્રસન્ન : આટલી મંડળીને બાબુરામ લઈ ગયા હતા. ત્રીસ જ માઈલની રેલવે મુસાફરીમાં આ મંડળીએ આનંદથી ભજનો ગાયાં હતાં. કોઈ સહયાત્રીને એ ગમ્યું ન પણ હોય. આંટપુરમાં નાતાલની પૂર્વસંધ્યાએ જે પ્રેરક ઘટના બની હતી તેની વાત અગાઉ કહેવાઈ ગઈ છે. ધૂણી આસપાસની ઘટનાએ સૌનાં અંતરમાં સંન્યાસનો વજ્રલેપ કર્યો અને પરસ્પરની મૈત્રીને, બંધુતાને સુદૃઢ કરી.

જાન્યુઆરી ૧૮૮૭માં એ યુવાનોએ વિધિવત્ સંન્યાસ ગ્રહણ કર્યો હતો. વરાહનગર મઠમાંનું જીવન એ યુવાન સંન્યાસીઓની કસોટીરૂપ હતું. મીઠું ખરીદવાના પૈસા પણ જ્યાં ન હોય ત્યાં શી જાહોજલાલી સંભવી શકે ? પણ આવી કોઈ પણ અગવડ એમના જપતપ કે ધ્યાનસાધનાના માર્ગમાં રુકાવટ કરી શકી નહીં. કલાકો સુધી સતત ધ્યાનમાં બેસવું કે જપ કરવો એમને માટે સગવડરૂપ બની ગયું. પ્રેમાનન્દ બધા ઘરકામમાં સહાય કરતા તેમજ ઠાકુરની સેવાના કાર્યમાં પણ રામકૃષ્ણાનન્દને સહાયરૂપ થતા. કોઈ ઝાડ પર ફૂલો ચૂંટવા એ ચડ્યા હતા ત્યાંથી એકવાર પડી પોતાના જમણા હાથનું કાંડું એમણે ભાંગ્યું હતું. પણ ઠાકુરના સ્મરણમાં પીડાને વીસારી દીધી. આ પ્રેમાનન્દ પાસેથી સ્વામીજીને થયેલી ગુરુવિયોગની પ્રબળ અસર વિશેની અગત્યની માહિતી સાંપડે છે. પ્રેમાનન્દના જણાવ્યા પ્રમાણે, ગુરુવિયોગને કારણે, વિવેકાનન્દ રાતે એટલું રુદન કરતા કે એમનું ઓશીકું ભીનું થઈ જતું અને, 'હું એને તડકે નાખતો.'

ઠાકુરની જન્મજયંતી પછી, ૧૮૮૭માં, શારદાનન્દ અને અભેદાનન્દ સાથે પ્રેમાનન્દ જગન્નાથપુરી ગયા. રથયાત્રા સુધી એ લોકો ત્યાં રોકાયા. મંદિરમાંથી પ્રસાદ મળી રહેતો. પણ ત્યાં પ્રેમાનન્દને ટાઈફોઈડ થયો. ઠાકુરની કૃપાએ એ તરત જ સાજા થઈ ગયા. ઓગસ્ટને અંતે પુરી, કોનાર્ક, ભુવનેશ્વર, ઉદયગિરિ વગેરે સ્થળોએ ફરી એ મઠમાં પાછા આવ્યા.

બે વરસ પછી એ વારાણસી ગયા. ત્યાં તેલંગસ્વામી તથા ભાસ્કરાનન્દ જેવા સંતોનાં દર્શન કરી, ૧૮૯૦માં વિવેકાનન્દને મળવા એ ગાઝીપુર ગયા. ત્યારે સ્વામીજી પવહારીબાબા પાસે રહેતા હતા. પણ ત્યાં માંદા પડતાં એ પાછા અભેદાનન્દ પાસે વારાણસી આવ્યા. એવામાં કોલકાતાથી ખબર આવ્યા કે ઠાકુરના ભક્ત, બાબુરામના બનેવી બલરામ ૧૮૯૦ના એપ્રિલની ૧૩મીએ અવસાન પામ્યા છે. બહેન કૃષ્ણભાવિનીને સાંત્વન આપવા બાબુરામ તાબડતોબ કોલકાતા આવી પહોંચ્યા.

રામકૃષ્ણ મઠ ૧૮૯૨માં દક્ષિણેશ્વર [illegible] આલમ[illegible]ર વિસ્તારમાં લઈ જવામાં આવ્યો હતો.

રહેતા પ્રેમાનન્દને એ ગમતી વાત હતી. એ અવારનવાર ત્યા ચાલી જતા અને પવિત્ર એવા ઠાકુરના ઓરડામા કે પચવટીમા આસન લગાવી જપધ્યાનમાં એવા સરી પડતા કે ભૂખ અને આરામ પણ વિસરાઈ જતા અને ઠાકુર સ્મરણથી ચિત્ત ભરાઈ જતું. 'તમે એટલા તો ઠાકુરમય છો કે તમારી અંદર બીજી કોઈ વસ્તુને સ્થાન જ નથી. તમને દરેક ચીજમા ઠાકુરનું સ્મરણ જાગે છે ' આ શબ્દો ઘણા વર્ષો પછી પ્રેમાનન્દને ગુરુભાઈ તુરીયાનન્દે એક પત્રમા લખ્યા હતા.

સને ૧૮૯૫માં પ્રેમાનન્દ ફરી ઉત્તર ભારતમા તીર્થયાત્રાએ ગયા અને કેટલાક સ્થળોએ ફર્યા પછી, વૃદાવનમાની બલરામની ધર્મશાળા 'કાલાબાબુ કી કુંજ'મા આવીને રહ્યા. આખો દહાડો ધ્યાનમા પસાર કર્યા પછી, સાજે એ મદિરોમા દર્શને જતા. લગભગ ત્રણ દાયકા પહેલાં ઠાકુરે વૃદાવનની યાત્રા કરી હતી તેની વાતો ઠાકુરના ભાણેજ અને એ યાત્રાના સાથી હૃદય પાસેથી સાંભળી રામકૃષ્ણાનન્દે બે વિગતવાર પત્રો પ્રેમાનન્દને લખ્યા હતા. એ વાચી એમનાં મનોનયન સમક્ષ ઠાકુરની એ યાત્રાનાં ચિત્રો તરવા લાગ્યાં હતા.

થોડા સમય પછી બ્રહ્મચારી કાલીકૃષ્ણ (પછીના સ્વામી વિરજાનન્દ) ત્યા આવી લાગ્યા. ભક્તમાળ નામના વૈષ્ણવ સાધુ સાથે આ બંને વૃદાવનની પરિક્રમાએ નીકળ્યા. રાધાને ગામ બરસાનામાં એ મડળી દોઢ મહિનો રોકાઈ ભિક્ષાન્ન પર નભતા અને ઉઘાડે પગે જ એ પવિત્ર ભોમમા ચાલવાનો આગ્રહ રાખનાર પ્રેમાનન્દ આખરે વૃદાવન પાછા આવ્યા. ત્યા કાલીકૃષ્ણ બીમાર પડી જતા પ્રેમાનન્દ એમને સારવાર માટે ઈટાવા લઈ ગયા. ત્યા ઠાકુર ભક્ત હરિપ્રસન્ન પછીના સ્વામી વિજ્ઞાનાનન્દને ત્યા એ ઊતર્યા હતા.

વિવેકાનન્દ ભારત પાછા આવે છે', એ સમાચાર એમને ત્યા મળ્યા. એમને મળવા તલપાપડ થઈ રહેલા પ્રેમાનન્દે કોલકાતાની વાટ પકડી. માર્ગમાં બર્દવાન ઊતરી એ પૂજ્ય શ્રી મા પાસે જયરામવાટી ગયા. પરસ્પરને મળીને સૌ રાજી થયા અને ત્યાં પ્રેમાનન્દે બે અઠવાડિયા મુકામ કર્યો, ત્યાં એક પુકુરમાં સુદર કમળ પુષ્પો જોઈ શ્રી માને ચરણે તે ધરવાની ઇચ્છા થઈ કાલીકૃષ્ણને તરતા આવડતું ન હતું. એ કાઠે જ ઊભા રહ્યા અને ફૂલો ચૂંટીને પ્રેમાનન્દ બહાર આવ્યા તો, વીસ જેટલી જળો એમને ચોંટી ગયેલી. એમને શરીરેથી અળગી કરે ત્યાં લોહીની ધાર વહેવા લાગે. ઘાયલ સૈનિક જેવા પુત્રને જોઈ શ્રી મા ખૂબ કચવાયાં અને ફરી આવુ સાહસ ન કરવા કહ્યું. જયરામવાટીથી તારકેશ્વરને માર્ગે જઈ પગે ચાલતા આંટપુર થઈ એ કોલકાતા પહોંચ્યા તો જાણવા મળ્યું કે વિવેકાનન્દ ચાર પાંચ દહાડા પહેલાં આવી ગયા હતા. એકબીજાને મળતા બંને ગુરુભાઈઓને ખૂબ આનંદ થયો હતો.

સ્વામીજીએ મઠમાં કેટલાક નિયમો બનાવ્યા હતા જેમ કે બરાબર ચાર વાગ્યે મળસ્કે ઊઠી જવુ અને સ્વસ્થ થઈ મદિરમાં ધ્યાનમાં બેસવુ વગેરે એક દિવસે પ્રેમાનન્દને ઘારણ ચડી ગયુ, એ સમયસર જાગ્યા નહીં. સ્વામીજીએ કોઈ બ્રહ્મચારીને આદેશ આપ્યો જા, એના કાન પાસે ઘટડી વગાડી આવ. જાગીને સ્વસ્થ થતાંની સાથે, સ્વામીજી પાસે જઈ પ્રેમાનન્દે દોષ માટે સજાની માગણી કરી. પ્રેમાનન્દનો કરુણ સ્વર સાભળી ગદ્ગદિત થતા સ્વામીજી બોલ્યા હું તને સજા કરીશ, એવો વિચાર પણ તને કેમ આવ્યો, બાબુરામ ? એમની આંખોમાં આંસુ હતા. પરિસ્થિતિને સંભાળતાં બ્રહ્માનન્દ બોલ્યા બાબુરામ, સજાનો સવાલ જ નથી. નિયમાનુસાર તારે ભિક્ષા માટે જવુ પડશે. અને સમય થતાં પ્રેમાનન્દ ભિક્ષાટન માટે ગયા.

સ્વામીજીના મોકલ્યા રામકૃષ્ણાનન્દ મદ્રાસ જતાં, ઠાકુરની સેવાપૂજાનું કામ પ્રેમાનન્દે સંભાળ્યુ વિવેકાનન્દે એમને મઠના ટ્રસ્ટી બનાવ્યા હતા અને સૂચના કરી હતી કે તારે કોઈને દીક્ષા આપવી નહીં. નહિ તો, રાખાલ (બ્રહ્માનન્દ)ના અને તારા શિષ્યો વચ્ચે ઝઘડા ઊભા થશે. આ સૂચનાનું પાલન જીવનના અંત સુધી તેમણે કર્યું હતું અને વિવેકાનન્દની વિદાય પછી, અધ્યક્ષપદે ભલે બ્રહ્માનન્દ હતા પણ ધુરાનું વહન મુખ્યત્વે પ્રેમાનન્દને શિરે જ આવ્યું હતું. નવાં ખૂલતાં કેન્દ્રોમા અને તીર્થાટને મહારાજ નીકળી પડતા ત્યારે, સચાલનની નાની મોટી બધી જવાબદારી પ્રેમાનન્દે સભાળવી પડતી મઠમાં આવતા નવા યુવાન બ્રહ્મચારીઓને મઠ જીવનનો એકડો ઘુટાવવો પડતો, મઠની રીતે એમને કામની તાલીમ આપવી, એમને જપધ્યાનમાં વાળવા, ઠાકુરનો આદર્શ એમને ગળે ઉતરાવવો, એમનું આધ્યાત્મિક ઘડતર કરવું અને આમા ક્યાય ઢીલાશ ન મૂકવાની સાથે, એ સૌ પર માતૃવત્ સ્નેહ સિંચન કરવું આ કઠણ કાર્ય એ આસાનીથી પાર પાડતા. સ્વામી પ્રેમાનન્દે પાડેલી પરંપરાને પગલે જ આજે સો વર્ષે એ મઠ ચાલી રહ્યો છે એમ કહેવામા અત્યુક્તિ નહીં થાય. આધ્યાત્મિક અને વ્યાવહારિક બને જીવનશૈલીઓનું મઠમાંના નવા નિશાળિયાઓનું ઘડતર પ્રેમના ટાંકણા વડે પ્રેમાનન્દ કરતા.

(ક્રમશઃ)

■

# પીળી ચાંચ ઢોંક - Painted Stork (Mycteria Leucocephala)

હેમેન્દ્ર એ. શાહ



ભારતમાં સાત જાતના ઢોંક જોવા મળે છે. તેમાં પીળી ચાંચ ઢોંક સૌથી વધુ જોવા મળે છે. ગુજરાતમાં અને ભરતપુરમાં મેં સૌથી વધુ જોયા છે.

પીળી ચાંચ ઢોંક એક ઊંચું, પ્રતિભાશાળી પક્ષી છે. તેની ઊંચાઈ લગભગ ૪૨-૪૩ સે.મી. છે. તેના પીંછા ઉપર ઘેરા ગુલાબી-લાલ રંગના નાની સાઈઝના, કોઈ ચિત્રકારે રંગના સ્ટ્રોક માર્યા હોય – તેવું જ લાગે. તે ઊડે ત્યારે આ રંગ દીપી ઊઠે. તેની મજબૂત પીળી લાંબી ચાંચ આગળના ભાગમાં થોડી વાંકી થાય છે. પાંખમાં કાળા પટ્ટા અને ચહેરામાં કેસરી રંગ તેની પ્રતિભામાં વધારો કરે છે. નર-માદા સરખાં જ દેખાય છે. પણ બચ્ચાં બદામી રંગનાં જોઈને અવઢવ થાય કે આ ઢોંકનાં જ બચ્ચાં છે કે બીજા કોઈ પક્ષીનાં ? બચ્ચાં મોટાં થાય ત્યારે તેનો રંગ બદલાય છે.

ઢોંક ઝાડ ઉપર બેઠો હોય ત્યારે સફેદ અને કાળો રંગ વિશેષ નજરે ચઢે છે. કાદવ-કીચડવાળાં તળાવ, નદી કિનારો, દરિયા કિનારા વગેરેમાં તે વિશેષ જોવા મળે છે. દરિયાઈ જીવજંતુઓ, કરચલા, માછલી, દેડકાં, કાદવમાં જોવા મળતાં જીવડાં, ગોકળગાય વગેરે તેનો મુખ્ય ખોરાક છે.

ઢોંક ઊડે છે ત્યારે તેના લાંબા પગને સીધા રાખે છે. તેની ચાંચ પણ લાંબી હોવાથી ઝડપથી ઊડતા વિમાન જેવું દૃશ્ય ખડું થાય છે. તેના લાલ સ્પોટ ઊડતી વખતે સુંદર ચળકતા દેખાય છે.

ઢોંક તેના માળા એક બીજાને તદ્દન અડીને બાંધે છે. ઘણીવાર એક ઝાડ ઉપર ૧૫-૨૦ માળા એક સાથે જોવા મળે. ઢોંકનું ગળું સફેદ, પગ કેસરી-લાલ હોય છે. ઢોંકનું હિંદી નામ જંઘીલ છે, પણ કચ્છમાં તે ચિત્રોડા તરીકે ઓળખાય છે. તેના શરીરના કાળા પટ્ટા ઉપર ઘણીવાર લીલા રંગની ઝાંય દેખાય છે. જેમ માનવી જમ્યા પછી ખોરાક પચાવવા આંટાફેરા મારે છે તેમ ઢોંક તેનું ભોજન પચાવવા આકાશમાં ગોળ ગોળ ફરીને લટાર મારી આવે છે.

તે ૧૫-૨૦ બીજા ઢોંક સાથે મળીને એક લાઈનમાં પોતાની માળાની કોલોની બનાવે છે. તેની કોલોનીમાં બગલાના તથા કાજિયાના માળા પણ જોવા મળે છે. ઢોંક આકાશમાં ઊડતો હોય ત્યારે ઘણીવાર પાણીમાં ગોળ ગોળ તરતો હોય તેવું વિહંગ દૃશ્ય ઊભું થાય છે. ઢોંક ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે જે મેલા સફેદ રંગનાં હોય છે.

ગુજરાતના જાણીતા પક્ષીવિદ્ શ્રી લાલસિંહ રાઓલના જણાવ્યા પ્રમાણે સાતમાંથી બે ઢોંક, સફેદ ઢોંક અને કાળો ઢોંક, શિયાળામાં યુરોપથી ભારત આવે છે, બાકીના પાંચ પ્રકારના બધા જ ઢોંક ભારતના જ છે.

■

## આપણા વરવા વર્તમાનની કથા 'ધ વ્હાઈટ ટાયગર'ના નવલકથાકાર અરવિંદ અધિગાને વર્ષ ૨૦૦૮નું બુકર પ્રાઈઝ



ચેન્નઈમાં જન્મેલા ભારતીય કુળના લેખક શ્રી અરવિંદ અધિગાને વર્ષ ૨૦૦૮નું 'મેન બુકર પ્રાઈઝ' એમની પ્રથમ નવલકથા 'ધ વ્હાઈટ ટાયગર' માટે એનાયત થયું. મંગળવાર, તા. ૧૪ ઑક્ટોબરના રોજ લંડનના ગિલ્ડહૉલમાં યોજાયેલા સમારંભમાં તેમણે આ સન્માન સ્વીકાર્યું બુકર પ્રાઈઝના ૪૦ વર્ષના ઈતિહાસમાં ભારતીય કુળના લેખકને સન્માન પ્રાપ્ત થયું હોય એવા લેખકોમાંના અધિગા પાંચમા લેખક છે

૩૩ વર્ષના પૂર્વ પત્રકાર શ્રી અરવિંદ અધિગાની નવલકથા 'ધ વ્હાઈટ ટાયગર'માં ભારતની પશ્ચાદભૂ છે. આમ તો એ ગામડાના એક ગરીબ યુવાન બલરામ હલવાઈની કથા છે જે આડા રસ્તે ઉદ્યોગ સાહસિક બની જાય છે "એ હકીકત છે કે ભારતમાં ગરીબો માટે આગળ આવવા માટે બે જ માર્ગ છે કાં તો ગુનાહિત સમાજમાં ભળી જાવ અને એ રસ્તે પ્રગતિ કરો કાં રાજકારણમાં જોડાવ", અધિગા કહે છે; અને ઉમેરે છે કે ભારતમાં રાજકારણ અને ગુનાખોરીની એકબીજામાં સંડોવણી સર્વવિદિત છે. "જે લોકો સમાજના પાયામાં છે તેમની મહત્ત્વાકાંક્ષાઓ પણ મધ્યમવર્ગ જેવી જ છે. એમને વ્યવસાયિક થવું છે. પોતાનો ધંધો કરવો છે અને એમ આગળ જતાં મોટાં મોટાં નફાકારક ઔદ્યોગિક સાહસો સ્થાપવાં છે પણ તેમની પાસે પ્રાથમિક શિક્ષણની કે આરોગ્યની મૂળભૂત જરૂરિયાતો પણ નથી" એવું કહેતાં અરવિંદ અધિગા ભારપૂર્વક કહે છે કે, એમની નવલકથા ભારતની વર્તમાન પરિસ્થિતિનો સામાજિક દસ્તાવેજ જ ન બની રહેતાં આવી વાસ્તવિક પરિસ્થિતિઓને નાટ્યાત્મક રીતે રજૂ કરી સાહિત્ય અને કલાકૃતિની કક્ષાએ લઈ જાય છે

ભારતીય કુળના બીજા એક લેખક શ્રી અમિતાવ ઘોષની નવલકથા 'સી ઑફ પોપીસ' પણ આ પારિતોષિક મેળવવા માટે અગ્ર હરોળમાં હતી નિર્ણાયકોની પેનલના અધ્યક્ષ માઈકલ પોર્ટિલોએ જણાવ્યું કે બુકર પ્રાઈઝના ચાળીસ વર્ષના ઈતિહાસમાં કોઈની સર્વપ્રથમ કૃતિને પારિતોષિક મળ્યું હોય એવો આ ત્રીજો પ્રસંગ છે એમના મતે અધિગાની "નવલકથા ભારતની વાસ્તવિક પરિસ્થિતિનું આઘાતજનક ચિત્ર આપવાની સાથોસાથ કલાના માનદંડો પણ જાળવે છે પ્રતિ-નાયક કક્ષાના મુખ્ય પાત્ર તરફ વાચકની સહાનુભૂતિ મેળવવાનું કામ કલાનાં ધોરણો જળવાય તો જ શક્ય બને." ■

# સાહિત્યવૃત્ત

### કવિશ્રી ચિનુ મોદીને ૨૦૦૮ના વર્ષનો નરસિંહ મહેતા ઍવૉર્ડ એનાયત થયો

વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કવિતા-સર્જનને લક્ષ્યમાં લઈને પ્રતિવર્ષ અપાતો તેરમો 'નરસિંહ મહેતા ઍવૉર્ડ' શરદપૂર્ણિમા, વાલ્મીકિ-જયંતીના દિવસે તા. ૧૪ ઑક્ટોબર ૨૦૦૮ના રોજ જૂનાગઢ મુકામે શ્રી રૂપાયતન, ગિરનાર તળેટીમાં યોજાયેલા એક સમારંભમાં શ્રી ચિનુ મોદીને શ્રી મોરારિબાપુના હસ્તે એનાયત થયો. શ્રી ચિનુ મોદીનું સન્માન કરતાં શ્રી મોરારિબાપુએ પ્રસંગોચિત પ્રવચન કર્યું હતું. આ પ્રસંગે નરસિંહનાં પદ અને ચિનુ મોદીની રચનાઓનું ગાન આકાશવાણી અને દૂરદર્શનના ગાયક કલાકાર મુંબઈના શ્રી સુરેશ જોશી અને અમદાવાદનાં શ્રી નયનેશ જાની અને કલ્યાણી કોઠારકર દ્વારા થયું હતું. શ્રી વિનોદ જોશીએ શ્રી ચિનુ મોદીની કવિતાઓ વિશે વાત કરી હતી. એમના બહુખ્યાત નાટક 'નવલશા હીરજી'ના પદ્ય અંશોની પ્રસ્તુતિ શ્રી હેમંત નાણાવટી અને શ્રી ઘનશ્યામ ગઢવી દ્વારા થઈ હતી. શ્રી લાભશંકર પુરોહિતે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું અને શ્રી રઘુવીર ચૌધરીએ ઍવૉર્ડની ભૂમિકા સમજાવી હતી. શ્રી ચિનુ મોદીએ એમના પ્રતિભાવમાં પોતાની કેફિયત રજૂ કરી હતી. આરંભમાં આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટના શ્રી પ્રફુલ્લ નાણાવટીએ સ્વાગત કર્યું હતું અને કાર્યાધ્યક્ષ શ્રી હર્ષદ ચંદારાણાએ ટ્રસ્ટની પ્રવૃત્તિઓની રૂપરેખા આપી હતી. રૂપાયતનની બહેનો દ્વારા નરસિંહના 'આજની ઘડી તે રળિયામણી'ની પ્રસ્તુતિ સાથે કાર્યક્રમ સંપન્ન થયો.

**શ્રી હરિવલ્લભ ભાયાણીની આઠમી પુણ્યતિથિએ 'વ્યક્તિત્વનો સંવાદ'**

શ્રી હરિવલ્લભ ભાયાણી (૨૬-૫-૧૯૧૭ – ૧૧-૧૧-૨૦૦૦)ની પુણ્યતિથિ પ્રસંગે પ્રતિવર્ષ પુસ્તક પ્રકાશનનો કાર્યક્રમ ઈમેજ પબ્લિકેશન્સ દ્વારા યોજવામાં આવે છે. એમની આઠમી પુણ્યતિથિ પ્રસંગે મુંબઈની મીઠીબાઈ કૉલેજની સામે આવેલા જુહૂ જાગૃતિ હૉલમાં તા. ૧૧ નવેમ્બર ૨૦૦૮ના રોજ યોજાયેલ કાર્યક્રમમાં આપણા બહુશ્રુત વિદ્વાનો અને સાહિત્યકારો દ્વારા લખાયેલા અને શ્રી રમેશ ઓઝા અને શ્રી મહેશ દવે દ્વારા સંકલિત કરાયેલા પુસ્તક 'વ્યક્તિત્વનો સંવાદ'નું લોકાર્પણ, ભાયાણી સાહેબ સાથે સંશોધનકાર્યમાં ઘનિષ્ઠ રીતે સંકળાયેલાં ફ્રેન્ચ વિદુષી ફ્રાન્કોઈઝ માલિઝોં દ્વારા થયું. માલિઝોંએ નરસિંહ મહેતાનાં પદોનો ફ્રેન્ચ ભાષામાં અનુવાદ કર્યો છે. ભારતમાં મધ્યકાલીન યુગની સંસ્કૃતિ અને ગુજરાત એ એમના સંશોધનના મુખ્ય વિષયો રહ્યા છે. એમણે પ્રસંગોચિત વક્તવ્યમાં ભાયાણી સાહેબ સાથેનાં સંસ્મરણો વાગોળ્યાં હતાં. શ્રી સુરેશ દલાલે પ્રાસંગિક કહ્યું હતું. કાર્યક્રમનું સંચાલન પ્રો. અશ્વિન મહેતાનું હતું.

**ચિનુ મોદીના સિત્તેરમા વર્ષપ્રવેશે કાવ્ય વાચનનો કાર્યક્રમ**

કવિશ્રી ચિનુ મોદીના સિત્તેરમા વર્ષ પ્રવેશનો કાર્યક્રમ તા. ૩૦ સપ્ટેમ્બર ૨૦૦૮ના રોજ અમદાવાદમાં અંધજન મંડળના ઑડિટોરિયમમાં કાવ્ય વાચનથી ઉજવાયો. આ પ્રસંગે શ્રી ચિનુ મોદી ઉપરાંત શ્રી લાભશંકર ઠાકર, શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર, શ્રી રાજેન્દ્ર શુક્લ, શ્રી ઈન્દુ પુવાર અને અન્ય, તેમજ શનિ સભાના કવિઓએ પોતાની રચનાઓનું પઠન કરી કવિને અભિનંદન આપ્યાં હતાં.

**'વિશ્વનાં યાદગાર પ્રવચનો' પુસ્તકનું લોકાર્પણ**

વિવિધ ક્ષેત્રના મહાનુભાવો, વિભૂતિઓ અને સર્જકોએ જુદા જુદા પ્રસંગોએ આપેલાં પ્રવચનોના સંચયના શ્રી સુરેશ દલાલ અને શ્રી મહેશ દવે સંપાદિત અને ઈમેજ દ્વારા પ્રકાશિત પુસ્તક 'વિશ્વનાં યાદગાર પ્રવચનો'નું લોકાર્પણ મંગળવાર, તા. ૨૧ ઑક્ટોબર ૨૦૦૮ના રોજ ભારતીય વિદ્યાભવન ચોપાટી, મુંબઈમાં શ્રી મોરારિબાપુ દ્વારા થયું હતું. આ પ્રસંગે વિશ્વને માર્ગદર્શન પૂરું પાડનાર વિભૂતિઓની નાટ્યાત્મક રજૂઆત 'વાણીનું વૃક્ષ' કાર્યક્રમ અંતર્ગત થઈ હતી જેમાં સોક્રેટીસ, ચાણક્ય, નરસિંહ મહેતા, નર્મદ અને જવાહરલાલ નહેરૂની રજૂઆત અનુક્રમે મનોજ શાહ, મનોજ જોષી, ઉત્કર્ષ મઝુમદાર, ચિરાગ વોરા અને દર્શન જરીવાલાએ કરી હતી. કાર્યક્રમનું સંચાલન અંકિત ત્રિવેદીનું હતું.

**બાળ ગ્રંથાલયનું ઉદ્ઘાટન**

ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત ચીમનલાલ મંગળદાસ ગ્રંથાલયના ઉપક્રમે તેના બાળ ગ્રંથાલયનું ઉદ્ઘાટન શ્રી એ. આર. શેખ (ગ્રંથાલય નિયામક) દ્વારા તા. ૨૬-૦૯- ૨૦૦૮ના રોજ ગોવર્ધન સ્મૃતિમંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદમાં થયું હતું. અતિથિ વિશેષ તરીકે રાજ્ય ગ્રંથાલયના શ્રી બકુલેશ ભૂતા હતા.

**ડૉ. સુધીર વી. શાહના હિન્દી પુસ્તકનું વિમોચન**

અમદાવાદના જાણીતા ન્યૂરો-ફિઝીશીયન ડૉ. સુધીર વી. શાહ દ્વારા હિન્દી ભાષામાં લખાયેલ પુસ્તક 'મસ્તિષ્ક ઔર જ્ઞાનતંતુ કી બિમારિયાં'નું લોકાર્પણ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અને ન્યૂરોલોજી સેન્ટરના ઉપક્રમે ૧૮ ઑક્ટોબર ૨૦૦૮ના રોજ ભાઈકાકા હોલમાં ગુજરાત રાજ્યના રાજ્યપાલ શ્રી નવલકિશોર શર્મા દ્વારા થયું. ગુજરાત રાજ્યના આરોગ્યમંત્રી શ્રી જયનારાયણ વ્યાસ અતિથિવિશેષ તરીકે તેમજ શ્રી પી. કે. લહેરી અને ડૉ. ગુણવંતરાય જી. ઓઝાની વિશેષ ઉપસ્થિતિ હતી. સંચાલન ડૉ. મુકેશ બાવીશીએ કર્યું હતું.

**ગુજરાતી સાહિત્ય પરિષદની સૌ સાહિત્યકારોને વિનંતી**

ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રકાશિત 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' ગ્રંથશ્રેણીના સાતમા ગ્રંથનું લેખન અને સંપાદનકાર્ય હાલ ચાલે છે. એ સંદર્ભમાં સૌ સાહિત્યકારોને ગુ.સા.પ. દ્વારા જણાવવામાં આવ્યું છે કે આ ગ્રંથમાં સમાવેશ પામનારા ૧૪૬૪ સાહિત્યકારોની નામસૂચિ સાથે, 'પરબ'ના ૨૦૦૭ના મે મહિનાના અંકમાં એ સાહિત્યકારોને વિનંતી કરી હતી કે નામસૂચિના આરંભે છાપેલા માહિતીપત્રકમાં દર્શાવ્યા મુજબ એમના વિશેની માહિતી વિગતવાર લખી મોકલીને આભારી કરે. તેના પ્રતિભાવરૂપે કેટલીક પ્રાથમિક માહિતી ઉપલબ્ધ થઈ છે પરંતુ કોઈપણ સાહિત્યકાર વિશેના ઈતિહાસ આલેખમાં, એમનું સર્જક વ્યક્તિત્વ શી રીતે ઘડાયું અને એમનાં પરિવાર તેમજ શાળા-મહાશાળાએ, એમનાં શિક્ષક-અધ્યાપક તથા મુરબ્બી મિત્રો અને વાચનવ્યાસંગે શો પ્રભાવ સર્જ્યો - એ વાતનો નિર્દેશ થવો જોઈએ, એમ થાય તો જે તે સાહિત્યકારની રચનાઓની સામગ્રી અને શૈલીની વિશેષતાઓ પ્રમાણવા-પરખવામાં ઉચિત સહાય મળે.

સૌ સાહિત્યકારોની આવી માહિતી-સામગ્રી ઉપલબ્ધ બનતી નથી, એ સંજોગોમાં 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ'ના પાંચમા-છઠ્ઠા ગ્રંથમાં સમાવેશ ન પામેલા એવા, ૧૯૩૦થી ૧૯૫૦ દરમ્યાન જન્મેલાં સૌ સાહિત્યકારોને એમના સર્જક વ્યક્તિત્વના ઘડતર વિશેની સમુચિત માહિતી આ સરનામે મોકલી આપવા વિનંતી કરાઈ છે : **નિયામક, કસ્તૂરભાઈ લાલભાઈ સ્વાધ્યાય મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમમાર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૯**

■

## સર્વથા મંગલકામી સાહિત્ય-સેવી : મુકુંદભાઈ પી. શાહ

'નવચેતન'ના તંત્રી, અનેક સામયિકોમાં સાહિત્યિક સમાચાર પહોંચાડનાર વાર્તાલિક, સાવ સરળ પધ્ધતિએ જીવનસાફલ્યની ડઝનેક પુસ્તકો લખનાર અને સૌથી વિશેષ તો શત-પ્રતિશત અજાતશત્રુ મુકુંદભાઈ પી. શાહનું તા. ૧૯ ઑક્ટોબર, ૨૦૦૮ની બપોરે અવસાન થયું. દુરુપયોગને કારણે લપટો પડી ગયેલો શબ્દસમૂહ અહીં સો ટચનો હોવાથી વાપરું કે એમના જતાં ગુજરાતી સાહિત્યજગતને ભારે મોટી ખોટ પડી છે સમગ્ર સાહિત્યજગતના લગભગ દરેક કાર્યક્રમમાં સામેલ થઈને એના સમાચાર ડઝનેક દૈનિકો-સામયિકો દ્વારા લાખો સાહિત્યરસિકો સુધી પહોંચાડવાની એમની સેવાની ખોટ કદી પુરાશે કે કેમ એ પ્રશ્ન છે.

૨૭ એપ્રિલ, ૧૯૨૩ને દિવસે નર્મદાતટે શીનોર ગામે જન્મેલા મુકુંદભાઈ સાવ સાધારણ ઘરના દીકરા. પરિણામે મેટ્રિક સુધી ભણ્યા ખરા પરંતુ પરીક્ષા પસાર કરી નહિ તરત જ રોજીરોટીની શોધમાં અમદાવાદ આવ્યા. વાચનનો શોખ નાનપણથી, એટલે અખબારી કામ ભણી ખેંચાયા શરૂઆતમાં ઘેર ઘેર અખબાર નાખવાનું કામ કર્યું પછી 'સંદેશ' દૈનિકમાં પ્રૂફરીડર તરીકે જોડાયા. એ ઘણા ખરા અખબારી પ્રૂફરીડરોની જેમ, ભાષા-ચાળણી બની રહ્યા હોત, પરંતુ અહીં 'સંદેશ'માં એમને ચાંપશીભાઈ ઉદેશી મળ્યા, અને પ્રવાહ પલટાઈ ગયો.

(૨૭-૪-૧૯૨૩ – ૧૯-૧૦-૨૦૦૮)

ચાંપશીભાઈએ છેક ૧૯૨૨થી કોલકતાથી 'નવચેતન' પ્રગટ કરવા માંડેલું પણ ૧૯૪૨માં જપાને કોલકતા પર બોમ્બ વરસાવ્યા ત્યારે ઘણા ખરા શાણા ગુજરાતીઓની જેમ એ પાછા આવ્યા. કેટલોક સમય સામયિક વડોદરાથી પ્રગટ કર્યા પછી, સ્થિતિ સુધરતાં પાછા કોલકત્તા ગયા પરંતુ ત્યાં સુધીમાં ગુજરાતી સામયિક માટે કોલકતામાં સ્થિતિ બદલાઈ ગયેલી. અને એ દિવસોનાં ભૂંડામાં ભૂંડાં હુલ્લડ પણ ત્યાં ચાલતાં એટલે ૧૯૪૬માં એ પાછા અમદાવાદ આવ્યા. અહીં સ્થિર થયા. એ પોતાનું સામયિક 'સંદેશ'માં છપાવતા. એનાં કેટલાંક કામોમા મુકુંદભાઈએ મદદ કરવા માંડી ચાંપશીભાઈએ તેમને પૂરા સમયના સા' ધા. મુકુંદભાઈએ 'નવચેતન'માં પો ' શીભાઈ સાથે એમની એટલી નસપુત્ર'

ચાંપશીભાઈને સગા પિતા કરતાં વિશેષ જાળવ્યા. એમણે ચાંપશીભાઈના સ્વભાવના ધખારા સહન કરી લીધા, એમની કેટલીક તો અજાયબ આદતો પોષી. દાખલા તરીકે, ચાંપશીભાઈ સવારે ઊઠે અને દાતણ-પાણી કરે, અને છેલ્લે કોગળે એમને દરરોજ ગરમાગરમ શીરો જોઈએ 'ઘડી વહેલું પણ ન ચાલે, ઘડી મોડું પણ ન ચાલે !!'

મુકુંદભાઈ અને કુસુમબેને ૧૯૭૪ સુધી, ચાંપશીભાઈની અંતિમ ક્ષણ સુધી એમને આમ સાચવ્યા. બદલામાં, વારસારૂપે, ચાંપશીભાઈએ તેમને 'નવચેતન' આપ્યું, જી, હા, માત્ર 'નવચેતન' - એને વારસો ગણો કે જવાબદારી.

મુકુંદભાઈએ આ જવાબદારી પૂરા ભક્તિભાવથી અપનાવી લીધી. સામયિકો માટે માઠા દિવસ ચાલતા હતા. ઉમાશંકર અને મહેન્દ્રભાઈ મેઘાણી જેવા સમર્થો પણ પોતપોતાનાં સામયિકો બંધ કરતા હતા. આ ભલાભોળા સજ્જને 'નવચેતન' ચાલુ રાખ્યું. ૧૯૭૫માં હું એમની પડોશમાં, નારાયણનગર સોસાયટીમા રહેવા આવ્યો ત્યારથી 'નવચેતન'ને ચલાવવા માટેના એમના ભગીરથ પ્રયત્નોનો સાક્ષી છું સાહિત્ય અને સંસ્કૃતિને વરેલા સાદા સામયિકને ઘરાક ઘણા મળે નહિ. લવાજમોમાંથી ઉત્પાદન ખર્ચ પણ કાઢવો મુશ્કેલ. ઘણાં લવાજમ જૂની રકમનાં 'આજીવન', એટલે વધતા ઉત્પાદન ખર્ચ સામે વિશેષ પ્રાપ્તિના વિકલ્પ ઘણા અલ્પ. આ સંજોગોમાં, નવચેતનની ખોટ પૂરવા માટે એમણે બે વિશેષ પ્રયત્ન શરૂ કર્યા જીવનસાફલ્યની પુસ્તિકાઓ લખવા અને પ્રગટ કરવા માંડી. ટૂંકી કિંમત, એટલે પુસ્તિકાનો ઉપાડ સારો. વળી, ઓચ્છવલાલ ટાઈલ્સવાળા અને અન્ય કેટલાકની સખાવતનો લાભ. એટલે એ પુસ્તિકાઓએ 'નવચેતન'ની ખોટ પૂરવામા ફાળો આપવા માંડ્યો. આગળ જતાં એમણે કુસુમ પ્રકાશન વિકસાવીને અન્ય લેખકોનાં પુસ્તકો પણ પ્રગટ કરવા માડ્યાં. આજે તો કુસુમ પ્રકાશન એક સ્વનિર્ભર પ્રકાશન સસ્થા છે

ખોટ પૂરવાના બીજા ઉપાય તરીકે એમણે અલ્પ સમયવાળા કે અલ્પ જાણકારીવાળા લોકો માટે પુસ્તકો છપાવવાની પૂરી કામગીરી ઉપાડવા માંડી. લખાણની પ્રેસ કોપી તૈયાર કરવાથી લઈને પુસ્તક-નિર્માણની તમામ કામગીરીઓ પોતે સંભાળે, અને બદલામાં કુલ ખર્ચના અમુક ટકા મહેનતાણા તરીકે લે. એ રકમ પણ એ 'નવચેતન'માં જ જમા

અનેક સામયિકોમાં પાંગરી. સાહિત્ય-સમાચાર આપવાની બાબતમાં એ હજાર ટકા નિષ્પક્ષ, તટસ્થ અને રાગદ્વેષરહિત હતા. ગુજરાતી સાહિત્ય જગતમાં આ પણ દુર્લભ ઘટના છે.

પોતાનું જીવન જ સાહિત્યમય, એથી સાહિત્યની સંસ્થાઓ-સંગઠનોમાં પણ એ સક્રિય બન્યા. ગુજરાતી સાહિત્ય પરિષદમાં કદાચ ચારેક દાયકાથી એ મધ્યસ્થ સમિતિમાં ચૂંટાતા રહ્યા. એ જ રીતે ગુજરાત સાહિત્યસભા, ગુજરાત સાહિત્ય અકાદમી વગેરેમાં પણ સક્રિય અને અગ્રણી રહ્યા. બાલસાહિત્ય અકાદમીમાં છેક ૧૯૯૪થી એ સક્રિય હતા અને ગત ચારેક

એમનો એક આશાવાદ તો [illegible] 'નવચેતન'ની શતાબ્દી ઊજવાશે. પણ ત્યારે [illegible] હોય. 'નવચેતન'નાં પાનાં ત્યારે રડશે કે પૂરાં [illegible] વર્ષ અગાઉ લાલન-પાલન કરનારો સાહિત્ય-બાગનો એ માળી અમને વાંચવા હાજર નથી !

એ સાદા માણસ હતા. સાદા-દિલના હતા. કેટલાંક નાનાં-મોટાં ઈનામ-સન્માન એમને ફાળે પણ આવ્યાં. પરંતુ મનુભાઈ સતત કહ્યા કરતા કે એમને માટે કશુંક મોટું આયોજન કરીએ. આવું બને તે અગાઉ તો એ ચાલ્યા ગયા...

યશવન્ત મહેતા

---

**આ અંકના સર્જકો**


**અશોક ચાવડા** : ૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ **યોસેફ મેકવાન** : સી/૪, સનશાઈન એપાર્ટમેન્ટ્સ, જાહ્નવી હોટેલ પાસે, કાશીરામ અગ્રવાલ હૉલ પાસે, ડૉ. રાધાકૃષ્ણનૂ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૧૫

**દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **ડૉ. બળવંત જાની** : 'તીર્થ', નીલદીપનગર, નટરાજનગર પાસે, યુનિવર્સિટી રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **નલિન રાવળ** : ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪ **નીતિન વડગામા** : 'તાંદુલ', ૧૯, સ્વાતિ સોસાયટી, વીરાણી સાયન્સ કોલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **મનોહર ત્રિવેદી** : 'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંક્શન, જિ. ભાવનગર - ૩૬૪૭૪૦ **દિનેશ દેસાઈ** : બી-૧૨, નવરંગ ટાવર, સતાધાર ચાર રસ્તા, અમદાવાદ - ૩૮૦૦૬૧ **આહમદ મકરાણી** : 'મા મરિયમ મંઝિલ', ગુરૂનાનક શેરી, સિંધી માર્કેટ પાસે, ઉપલેટા - ૩૬૦૪૯૦ **દિલીપ મોદી** : ૧૦, નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સૂરત - ૩૯૫૦૦૧ **મીનાક્ષી ચંદારાણા** : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૩૯૦૦૨૩ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧. મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **બકુલેશ દેસાઈ** : સોપારીગલી, મહર્ષિ ફ્લેટ્સ, અસ્તિનગર પાસે, નવયુગ કોલેજ પાછળ, સુરત - ૩૯૫૦૦૯ **રમણીક સોમેશ્વર** : 'પલ્લવ', ફોરેસ્ટ ઓફિસ પાસે, માનવ કોમ્પલેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦

**યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **ભારતી ર. દવે** : ૨/૨, બીમાનગર, 'વૈશાખ', સેટેલાઈટ રોડ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **રાજેન્દ્ર શુકલ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **સંધ્યા ભટ્ટ** : પ્રજાપતિ વાડી સામે, ગાંધીરોડ, બારડોલી - ૩૯૪૬૦૨ **દુષ્યન્ત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪

## સર્વથા મંગલકામી સાહિત્ય-સેવી : મુકુંદભાઈ પી. શાહ

'નવચેતન'ના તંત્રી, અનેક સામયિકોમાં સાહિત્યિક સમાચાર પહોંચાડનાર વાર્તાલિક, સાવ સરળ પધ્ધતિએ જીવનસાફલ્યના ડઝનેક પુસ્તકો લખનાર અને સૌથી વિશેષ તો શત પ્રતિશત અજાતશત્રુ મુકુંદભાઈ પી. શાહનું તા. ૧૯ ઓક્ટોબર, ૨૦૦૮ની બપોરે અવસાન થયુ. દુરુપયોગને કારણે લપટો પડી ગયેલો શબ્દસમૂહ અહીં સો ટચનો હોવાથી વાપરું કે એમના જતાં ગુજરાતી સાહિત્યજગતને ભારે મોટી ખોટ પડી છે સમગ્ર સાહિત્યજગતના લગભગ દરેક કાર્યક્રમમાં સામેલ થઈને એના સમાચાર ડઝનેક દૈનિકો-સામયિકો દ્વારા લાખો સાહિત્યરસિકો સુધી પહોંચાડવાની એમની સેવાની ખોટ કદી પુરાશે કે કેમ એ પ્રશ્ન છે

૨૭ એપ્રિલ, ૧૯૨૩ને દિવસે નર્મદાતટે શીનોર ગામે જન્મેલા મુકુંદભાઈ સાવ સાધારણ ઘરના દીકરા. પરિણામે મેટ્રિક સુધી ભણ્યા ખરા પરંતુ પરીક્ષા પસાર કરી નહિ. તરત જ રોજીરોટીની શોધમાં અમદાવાદ આવ્યા. વાચનનો શોખ નાનપણથી, એટલે અખબારી કામ ભણી ખેંચાયા. શરૂઆતમા ઘેર ઘેર અખબાર નાખવાનુ કામ કર્યું, પછી 'સંદેશ' દૈનિકમાં પ્રૂફરીડર તરીકે જોડાયા. એ ઘણા ખરા અખબારી પ્રૂફરીડરોની જેમ, ભાષા ચાળણી બની રહ્યા હોત, પરતુ અહીં 'સંદેશ'મા એમને ચાંપશીભાઈ ઉદેશી મળ્યા, અને પ્રવાહ પલટાઈ ગયો.


(૨૭-૪-૧૯૨૩ – ૧૯-૧૦-૨૦૦૮)

ચાંપશીભાઈએ છેક ૧૯૨૨થી કોલકતાથી 'નવચેતન' પ્રગટ કરવા માડેલુ. પણ ૧૯૪૨મા જપાને કોલકતા પર બોમ્બ વરસાવ્યા ત્યારે ઘણા ખરા શાણા ગુજરાતીઓની જેમ એ પાછા આવ્યા. કેટલોક સમય સામયિક વડોદરાથી પ્રગટ કર્યા પછી, સ્થિતિ સુધરતા પાછા કોલકતા ગયા. પરંતુ ત્યા સુધીમા ગુજરાતી સામયિક માટે કોલકતામા સ્થિતિ બદલાઈ ગયેલી. અને એ દિવસોના ભૂડામા ભૂડા હુલ્લડ પણ ત્યા ચાલતા. એટલે ૧૯૪૬મા એ પાછા અમદાવાદ આવ્યા. અહીં સ્થિર થયા. એ પોતાનું સામયિક 'સંદેશ'મા છપાવતા. એના કેટલાક કામોમા મુકુંદભાઈએ મદદ કરવા માડી. ચાંપશીભાઈએ તેમને પૂરા સમયના સાથી બનાવી લીધા. મુકુંદભાઈએ 'નવચેતન'મા પોતાનુ જીવન-ચેતન રેડ્યુ. ચાંપશીભાઈ સાથે એમની એટલી બધી આત્મીયતા બધાઈ કે વડીલ એમને પોતાના 'માનસપુત્ર' ગણાવતા. મુકુંદભાઈએ અને એમના પત્ની કુસુમબેને પણ ચાંપશીભાઈને સગા પિતા કરતાં વિશેષ જાળવ્યા. એમણે ચાંપશીભાઈના સ્વભાવના ધખારા સહન કરી લીધા, એમની કેટલીક તો અજાયબ આદતો પોષી. દાખલા તરીકે ચાંપશીભાઈ સવારે ઊઠે અને દાતણ પાણી કરે, અને છેલ્લે કોગળે એમને દરરોજ ગરમાગરમ શીરો જોઈએ ! ઘડી વહેલું પણ ન ચાલે, ઘડી મોડું પણ ન ચાલે !!

મુકુંદભાઈ અને કુસુમબેને ૧૯૭૪ સુધી, ચાંપશીભાઈની અંતિમ ક્ષણ સુધી એમને આમ સાચવ્યા. બદલામા, વારસારૂપે, ચાંપશીભાઈએ તેમને 'નવચેતન' આપ્યું, જી, હા, માત્ર 'નવચેતન' - એને વારસો ગણો કે જવાબદારી.

મુકુંદભાઈએ આ જવાબદારી પૂરા ભક્તિભાવથી અપનાવી લીધી. સામયિકો માટે માઠા દિવસ ચાલતા હતા. ઉમાશકર અને મહેન્દ્રભાઈ મેઘાણી જેવા સમર્થો પણ પોતપોતાનાં સામયિકો બંધ કરતા હતા. આ ભલાભોળા સજ્જને 'નવચેતન' ચાલુ રાખ્યુ ૧૯૭૫મા હુ એમની પડોશમા, નારાયણનગર સોસાયટીમા રહેવા આવ્યો ત્યારથી 'નવચેતન'ને ચલાવવા માટેના એમના ભગીરથ પ્રયત્નોનો સાક્ષી છું સાહિત્ય અને સસ્કૃતિને વરેલા સાદા સામયિકને ઘરાક ઘણા મળે નહિ. લવાજમોમાંથી ઉત્પાદન ખર્ચ પણ કાઢવો મુશ્કેલ. ઘણાં લવાજમ જૂની રકમના 'આજીવન', એટલે વધતા ઉત્પાદન ખર્ચ સામે વિશેષ પ્રાપ્તિના વિકલ્પ ઘણા અલ્પ. આ સજોગોમા, નવચેતનની ખોટ પૂરવા માટે એમણે બે વિશેષ પ્રયત્ન શરૂ કર્યા. જીવનસાફલ્યની પુસ્તિકાઓ લખવા અને પ્રગટ કરવા માડી. ટૂંકી કિંમત, એટલે પુસ્તિકાનો ઉપાડ સારો. વળી, ઓચ્છવલાલ ટાઈલ્સવાળા અને અન્ય કેટલાકની સખાવતનો લાભ. એટલે એ પુસ્તિકાઓએ 'નવચેતન'ની ખોટ પૂરવામા ફાળો આપવા માડ્યો. આગળ જતાં એમણે કુસુમ પ્રકાશન વિકસાવીને અન્ય લેખકોના પુસ્તકો પણ પ્રગટ કરવા માડ્યાં. આજે તો કુસુમ પ્રકાશન એક સ્વનિર્ભર પ્રકાશન સસ્થા છે

ખોટ પૂરવાના બીજા ઉપાય તરીકે એમણે અલ્પ સમયવાળા કે અલ્પ જાણકારીવાળા લોકો માટે પુસ્તકો છપાવવાની પૂરી કામગીરી ઉપાડવા માડી. લખાણની પ્રેસ કોપી તૈયાર કરવાથી લઈને પુસ્તકનિર્માણની તમામ કામગીરીઓ પોતે સભાળે, અને બદલામા કુલ ખર્ચના અમુક ટકા મહેનતાણા તરીકે લે. એ રકમ પણ એ 'નવચેતન મા જ જમા

અનેક સામયિકોમાં પાંગરી. સાહિત્ય-સમાચાર આપવાના બાબતમાં એ હજાર ટકા નિષ્પક્ષ, તટસ્થ અને રાગદ્વેષરહિત હતા. ગુજરાતી સાહિત્ય જગતમાં આ પણ દુર્લભ ઘટના છે.

પોતાનું જીવન જ સાહિત્યમય, એથી સાહિત્યની સંસ્થાઓ-સંગઠનોમાં પણ એ સક્રિય બન્યા. ગુજરાતી સાહિત્ય પરિષદમાં કદાચ ચારેક દાયકાથી એ મધ્યસ્થ સમિતિમાં ચૂંટાતા રહ્યા. એ જ રીતે ગુજરાત સાહિત્યસભા, ગુજરાત સાહિત્ય અકાદમી વગેરેમાં પણ સક્રિય અને અગ્રણી રહ્યા. બાલસાહિત્ય અકાદમીમાં છેક ૧૯૯૪થી એ સક્રિય હતા અને ગત ચારેક

એમનો એક આશાવાદ તો [illegible] 'નવચેતન'ની શતાબ્દી ઊજવાશે. પણ ત્યારે મુકુંદ[illegible] હોય. 'નવચેતન'નાં પાનાં ત્યારે રડશે કે પૂરાં ૬૨ વર્ષ [illegible] લાલન-પાલન કરનારો સાહિત્ય-બાગનો એ માળી અમને વાંચવા હાજર નથી !

એ સાદા માણસ હતા. સાદા-દિલના હતા. કેટલાંક નાનાં-મોટાં ઈનામ-સન્માન એમને ફાળે પણ આવ્યાં. પરંતુ મનુભાઈ સતત કહ્યા કરતા કે એમને માટે કશુંક મોટું આયોજન કરીએ. આવું બને તે અગાઉ તો એ ચાલ્યા ગયા...

યશવન્ત મહેતા

## આ અંકના સર્જકો

**અશોક ચાવડા** : ૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ **યોસેફ મેકવાન** : સી/૪, સનશાઈન એપાર્ટમેન્ટ્સ, જાહ્નવી હોટેલ પાસે, કાશીરામ અગ્રવાલ હૉલ પાસે, ડૉ. રાધાકૃષ્ણન્ માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **ડૉ. બળવંત જાની** : 'તીર્થ', નીલદીપનગર, નટરાજનગર પાસે, યુનિવર્સિટી રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **નલિન રાવળ** : ૧૦-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૧૪ **નીતિન વડગામા** : 'તાંદુલ', ૧૯, સ્વાતિ સોસાયટી, વીરાણી સાયન્સ કોલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **મનોહર ત્રિવેદી** : 'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંકશન, જિ. ભાવનગર - ૩૬૪૭૪૦ **દિનેશ દેસાઈ** : બી-૧૨, નવરંગ ટાવર, સતાધાર ચાર રસ્તા, અમદાવાદ - ૩૮૦૦૬૧ **આહમદ મકરાણી** : 'આ મરિયમ મંઝિલ', ગુરૂનાનક શેરી, સિંધી માર્કેટ પાસે, ઉપલેટા - ૩૬૦૪૯૦ **દિલીપ મોદી** : ૧૦, નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સૂરત - ૩૯૫૦૦૧ **મીનાક્ષી ચંદારાણા** : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૩૯૦૦૨૩ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **બકુલેશ દેસાઈ** : સોપારીગલી, મહર્ષિ ફ્લેટ્સ, અસ્તિનગર પાસે, નવયુગ કોલેજ પાછળ, સુરત - ૩૯૫૦૦૯ **રમણીક સોમેશ્વર** : 'પલ્લવ', ફોરેસ્ટ ઓફિસ પાસે, માનવ કોમ્પલેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **ભારતી ર. દવે** : ૨/૨, બીમાનગર, 'વૈશાખ', સેટેલાઈટ રોડ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **સંધ્યા ભટ્ટ** : પ્રજાપતિ વાડી સામે, ગાંધીરોડ, બારડોલી - ૩૯૪૬૦૨ **દુષ્યન્ત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪

Uddesh (A literary cultural magazine) November 2008 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd 9 on 15th of every month under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008

## કવિતાને

યથા વય હસી રમી હૃદય તોષવાની હતી,
સવેગ સલિલોર્મિના કલરવો સુણી રાચવા
જતા સરિત-વેળુમાં પદ પદે પૂરી ચિહ્નમાં
સુધા-શીતળ તેજથી મધુર પ્રેમની ભાવના !
કિશોર-વય-ઉંબરે હૃદય ઊભતાં બેઉનાં,
ચઢી ભરતી-ઓટ કે જટિલ પ્રેમની કાંઠડે,
મુખે નવલ લાલિમા, પણ વસે ઉરે એકતા
છતાં ધડક મીઠડી અકથ થૈ રહી દિલમાં !

વિષાદ ધન-ધામથી હૃદય થૈ ગયું બાવરું
તહીં હૃદયભાર સૌ લઘુ કરી ભુજા સાંકળી
ઉરે કવિત જૈ વસી, શિશુસખા પછી થૈ પ્રિયા !
હવે કવિત, જેમ તું નીરખતાં પ્રિયા વાટને
બની હૃદયરાણી, તેમ વસતાં કને એ ફરી
જતી ન વણસી, પ્રિયા ઉભય એકબીજા થકી !

૫ ૮ ૧૯૪૬

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'માંથી*

# ઉદ્દેશ

ડિસેમ્બર ૨૦૦૮

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
રમણલાલ જોશી

વર્ષ ઓગણીસમું : અંક : ૫



હતું અસ્તમાં કે ઉદયમાં હતું
કશું સૂર્ય જેવું ઉભયમાં હતું

**'આદિલ' મન્સૂરી**

(૧૮-૫-૧૯૩૬ – ૬-૧૧-૨૦૦૮...)



# ઉદ્દેશ

વર્ષ : ઓગણીસમું | અંક : પાંચમો | સળંગ અંક : ૨૧૯

## અનુક્રમ : ડિસેમ્બર ૨૦૦૮



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ' ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦ વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ ૨૫ પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હોય ત્યા સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ' ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. કૃતિની સાથે જ જવાબી કવર ન હોય તો અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવું. સરનામુ અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાન્તે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે.
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવુ નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન, c/o, પ્રબોધ ર. જોશી, 'Serene', સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦ (અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી) લખાણો મળવા વિશે કે તેમના સ્વીકાર/અસ્વીકાર વિશે ફોન ઉપર પૃચ્છા નહિ કરવા વિનતી છે
- 'ઉદ્દેશ' નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મૅગેઝિન વર્લ્ડ, ૬૨ કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦ ૯૩૨૭૦ ૦૦૯૧૮

૩ મૅગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧ ૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪ ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧ હાર્મની કૉમ્પ્લેક્ષ, એમ.કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન- (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo co in

૬ પીયૂષ મૅગેઝિન વર્લ્ડ, એફ/૮ પ્રથમ માળ, મુલ્કી ભવન, એસ. ટી બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ) ફોન (૦૨૭૬૨) ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮

આદ્યતંત્રી : રમણલાલ જોશી

તંત્રી : પ્રબોધ ર જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશને, 'Serene' સેક્ટર બી ૨૭ સ્ટર્લિંગ સિટિ બોપલ, અમદાવાદ ૩૮૦૦૫૮થી પ્રગટ કર્યું

મુદ્રણસ્થાન પટેલ પ્રીન્ટીંગ પ્રેસ પ્રા લિ રાયપુર અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન ૨૨૧૪૩૧૨૮

ઉદ્દેશ

सर्वभाषा सरस्वती

ડિસેમ્બર ૨૦૦૮
(વર્ષ ૧૯ : અંક ૫)










## 'સૂરજોથી ભર્યું ભર્યું આકાશ'
## 'માટીની બંધ પાંપણો વચ્ચે' : આદિલની વિદાય

હૃદયરોગ અને મધુપ્રમેહથી
ઓગળતું શરીર
શરીરનાં સર્વ ચિહ્નોને
બરાબર જાળવી રાખી
સંબંધોની જાળની આરપાર
જોતી આંખ
સપનાંઓના દરવાજેથી પાછી વળી
સૂર્યમાં ધીરે ધીરે વિહરી શકે
તે એક ઘટના કહેવાય...

આદિલે પોતાની એક કવિતા 'હૃદયરોગ અને મધુપ્રમેહ'માં આવું આપણને સમજાવ્યું હતું... એ ઘટના બની. આદિલ અમેરિકામાં ૭મી નવેમ્બર ૨૦૦૮ના રોજ હૃદયમાં પેસમેકર મૂકાવવાના હતા પણ એ પહેલાં આપણી અહીંની ૬ નવેમ્બરની સાંજે, અને ત્યાં સવારે ૭-૦૫ કલાકે ન્યૂજર્સીના હેકનસેક મેડિકલ સેન્ટરમાં હૃદયરોગના હુમલાથી એમનું અવસાન થયું. અમેરિકાના મિત્રો કહે છે કે આવું કશુંક ઘટશે એવું પૂર્વાનુમાન-premonition-એમને હતું.

એમને પોતાની કાવ્યવૃત્તિ અને પ્રવૃત્તિ વિશે ય પૂર્વાનુમાન તો ત્યારે પણ હશે કે જ્યારે ૧૯૬૩ની આસપાસ મનહર મોદી, ચિનુ મોદી અને પોતાની પ્રથમ કાવ્યપુસ્તિકાઓ, ત્રણેય દ્વારા સંયુક્ત રીતે સ્થાપિત અનાગતા પ્રકાશનના ઉપક્રમે, પ્રગટ કરી. એમાં એમનો પ્રથમ કાવ્યસંગ્રહ - નામે 'વળાંક' હતો. ત્યારથી, લગભગ છ દાયકા સુધી સતત ચાલેલી એમની સર્જનપ્રવૃત્તિએ ગુજરાતી ગઝલને સુખદ વળાંક આપ્યો, બલ્કે એ આંતર-બાહ્ય વળાંકો પામતા-આપતા રહ્યા. પરંપરાથી ઉફરા ચાલવાનું એમણે સ્વભાવગત સ્વીકાર્યું હશે પણ ઉર્દૂ અને ગુજરાતી ગઝલ પરંપરાને આત્મસાત્ કરીને, સ્વીકારીને, સમારીને નવા વળાંકો આપવાનું થયું એ એમની આંતરિક જરૂરિયાતને વશવર્તી પણ હશે. આ સમયમાં એમનું

અનુભવજગત અખિલમાં જેટલું વિસ્તરતું ગયું એટલું એમની કવિતામાં ખીલતું ગયું.

મૂળ નામ ફરીદમહંમદ ગુલામનબી મન્સૂરી. જન્મ ૧૮ મે ૧૯૩૬, અમદાવાદમાં. પિતાશ્રી ૧૯૪૮માં વિભાજન પછી કરાચી ગયેલા. એ વખતે અમદાવાદથી કરાચી ટ્રેઈન માર્ગે પણ જઈ શકાતું - પાસપોર્ટ, વિસા જેવું કશું નહિ. એમણે ત્યાં વેપાર શરૂ કર્યો પણ પછી ૧૯૫૫માં વતન પાછા ફરવું પડે એવી પરિસ્થિતિ થઈ. નાગરિક હક્કો માટે વીસ વર્ષ કોર્ટમાં કેસ ચાલેલા અને ૧૯૭૦માં વતન વિચ્છેદ વખતે 'વતનની ધૂળથી માથું ભરી લઉં' એવું કહેનાર આ વતનપરસ્ત શાયરને અનેકવિધ યંત્રણાઓમાંથી પસાર થવા પછી છેક ૧૯૮૦માં ભારતીય નાગરિકત્વ પ્રાપ્ત થયેલું ! પ્રાથમિક શિક્ષણ અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજની શાળામાં. માધ્યમિક શિક્ષણ અમદાવાદની જે. એલ. ન્યૂ ઈંગ્લીશ સ્કૂલ અને કરાચીની મેટ્રોપોલીસ હાઈસ્કૂલ વચ્ચે વહેંચાયેલું. એમાં એ પછી ઝાઝી ગતિ ન થઈ શકી. ક્યારેક ક્યાંક શિક્ષણ અંગેની વિગતો આપવાની આવે તો એ શિક્ષણના ખાનામાં બેધડક લખતા 'NIL'. કદાચ, કારણ એ જાણતા હતા કે એમણે અન્ય રીતે સ્વયમ્ પ્રેરણાથી સારો સ્વાધ્યાય કર્યો હતો. કેલિગ્રાફી શીખ્યા તો ચિત્રકળામાં પણ રસ જાગ્યો. અમદાવાદ અને મુંબાઈમાં ૧૯૭૨માં એમનાં ચિત્ર-પ્રદર્શનો વખણાયેલાં. અમેરિકા જઈ એમણે ડિજીટલ પેઈન્ટીંગમાં પણ ગતિ કરી, કમ્પ્યૂટર ચલાવવામાં પણ પારંગત થયા. જ્ઞાન માટેની ક્ષુધા એવી કે ઐતરેય ઉપનિષદ હોય, ઝેન હોય કે પછી સૂફી પરંપરા, ગુર્જિયેફ હોય કે બેકેટ કે સાર્ત્ર - સર્વ સુધા એમના પરિઘમાં આવતી રહે અને એ સમૃધ્ધિથી સિંચાયેલું ઘણું ઘણું એમના સર્જનમાં એકરસ થઈ પ્રગટતું રહે.

અઢાર વર્ષની વયે કાવ્યરચના કરેલી ' 'ક્યાં છે દરિયો, ક્યાં છે સાહિલ'. એમની એ પ્રથમ ગઝલ ૧૯૫૪માં કરાચીના ગુજરાતી સામયિકમાં પ્રગટ થયેલી. એક વખતે ઉર્દૂમાં ગઝલો લખનાર 'શુધ્ધ ગુજરાતી' આદિલે નખશિખ શુધ્ધ ગુજરાતી ગઝલો આપણને આપી. એમની ગુજરાતી ગઝલોમાં ઉર્દૂ શબ્દો ભૂલા પડી જતા નથી. ક્યારેક કવચિત્ આવી મળે ત્યારે એ અનિવાર્ય હોવાની જ પ્રતીતિ કરાવે, અને ઉર્દૂ-ગુજરાતી કોશ તો કદી જોવો ન પડે ! ગુજરાતી ગઝલ ગુજરાતી કવિતાના મુખ્ય પ્રવાહ સાથે મળી, ભળી, એકરૂપ બની અને એક નવી દિશામાં ફંટાઈ એ વળાંકમાં આદિલે કરેલું પંરપરાનું ઉચિત તર્પણ અને આજે દેખાય છે તેવા ગુજરાતી ગઝલના ઉજાસભર્યા ભાવિ માટેનું મહત્ત્વનું અર્પણ છે. આપણી ભાષાનાં અને ભાષા-સંસ્કૃતિનાં કહી શકાય એવાં પ્રતીક, કલ્પનો એમની કવિતામાં ઝાકળભીની તાજગીથી આવ્યાં, આત્મપ્રતીતિનો રણકાર લઈને આવ્યાં. એમણે ક્યારેક

'રાતની કાળી ડાળ પે', 'ન્યૂયોર્ક નામે ગામ' અને એકાંકી 'જડબેસલાક રામ જાંબુ'માં સમાવિષ્ટ કરાયેલ ગીત કે 'બળેલાં ખંડેરે' જેવું સોનેટ લખી કવિતાના અન્ય પ્રકારો સાથે નાતો જોડી જોયો પણ કવિતામાં ગઝલ અને અછાંદસ ઉપરાંત એમનું મહત્ત્વનું અર્પણ નાટ્યક્ષેત્રે પણ છે. 'પેન્સિલની કબર ને મીણબત્તી', 'જે નથી તે', 'હાથપગ બંધાયેલા છે' જેવાં અવિસ્મરણીય નાટકો એમની પાસેથી મળ્યાં. પરિષદમાં એમને સ્મરણાંજલિ આપતાં લાભશંકર ઠાકરે એમની 'વિચક્ષણ નાટ્યકાર' તરીકે પણ ઉચિત નોંધ લીધી.

એક આદિલમાં અનેક આદિલ વસતા. બેને તો હું ઓળખું છું. એક, આદિમ આવેગયુક્ત પ્રસ્થાપિતને વિસ્થાપિત કરવા સદા તત્પર રહેતો આદિલ અને બીજો સૌમ્ય, સૌજન્યપૂર્ણ, શાલીન આદિલ. એક અમદાવાદની ભઠિયારગલીનો અને માણેકચોકમાં મધ્યરાત્રે બધું બંધ થવાના સમયે અધરસ્તે આઈસ્ક્રીમવાળાને આંતરી, ડિશ અને ચમચી ન મળે તો ખોબે ખોબે આઈસક્રીમ આરોગતો અને કશાયનો નિષેધ નહિ રાખતો આદિલ અને બીજો અમેરિકામાં બધાં વ્યસનોથી મુક્ત થતો આદિલ. એક આદિલ 'રે' મઠ'ની લાભશંકર ઠાકરના સારંગપુરના દવાખાનાની ઑફિસમાં ઉમાશંકરનું પૂતળું લટકાવે તો બીજો ઉમાશંકરના અમેરિકા આગમને લખે :

**સૂર્યને ઝંખના છે દર્શનની**
**પાંપણો એણે પાથરી આવો...**

**મૌનનો બર્ફ઼ ઓગળે આખર**
**શબ્દના સૂર્ય લૈ, કવિ આવો.**

બન્ને આદિલને એણે બખૂબી નિભાવ્યા અને ન્યાય આપ્યો. ('આદિલ' શબ્દનો અર્થ જ 'ન્યાય કરનાર.' જતાં જતાં પણ જાણે કે એણે ત્યાંના સૂર્યોદય અને અહીંના અસ્ત - ઉભયને એક સાથે અંજલિ આપી !) અને એમ કરતાં કરતાં 'કાગળના કલેવરમાં ઉતારી ન શકાય' એવી કવિતાની સતત શોધમાં રહીને ગુજરાતી સાહિત્યને રળિયાત કર્યું.

*

'સૂરજોથી ભર્યું ભર્યું આકાશ' અમેરિકામાં 'માટીની બંધ પાંપણો વચ્ચે' આદિલ માટે અંતે 'નર્યું નર્યું આકાશ' હશે પણ આપણા આકાશમાં તો એ જ પ્રતીક્ષા કાયમ પ્રગટવાની :

શબ્દના સૂર્ય લૈ, કવિ આવો !

અમદાવાદ
૧૬ નવેમ્બર, ૨૦૦૮ — પ્રબોધ ર. જોશી

# કેમેય કરી એને વિસારી ન શકું

•

આદિલ, મેં એક એવીયે વ્યક્તિને જોઈ છે,
છાયામાં જેની મેઘધનુષ કેરા રંગ છે.

*

આદિલને એની હૂંફ રહી આખી જિંદગી
ભીતર ગઝલનું રાતદિવસ તાપણું હતું

*

કેમેય કરી એને વિચારી ન શકું,
પળવારના માટેય વિસારી ન શકું,
શોધું છું હું એવી જ કવિતા; જેને
કાગળના કલેવરમાં ઉતારી ન શકું

*

સૂર્ય હું આભ હું ને રણ પણ હું
હું જ તરસ્યો અને ઝરણ પણ હું

હું ઊભો છું સમયની બ્હાર અને
એ તરફ જાય છે એ ક્ષણ પણ હું

હું મને શોધતો ફરું આદિલ
હું જ દૃષ્ટિ ને આવરણ પણ હું

*

જ્યાં સમંદર આંખમાં ડૂબી ગયો
દૃષ્ટિના સામે કિનારે નીકળ્યો

*

અર્થ અવકાશને ભરી દેતા
શબ્દ આદિલ તમામ કોના છે !

*

શબ્દ જે તુજ હોઠ પર આવ્યા હતા
એ તો મારા મૌનના પડઘા હતા

*

જ્યારે પ્રણયની જગમાં શરૂઆત થઈ હશે,
ત્યારે પ્રથમ ગઝલની રજૂઆત થઈ હશે.

*

ભડકે બળે છે ચારે દિશાઓની શૂન્યતા
મારા સિવાય કોઈ નથી, હું ય પણ નથી.

*

એ જ હાથોમાં છે મારી જિંદગી,
સાચવી જે ના શક્યાં મેંદીનો રંગ.

*

રેઈનકોટો, છત્રીઓ, ગમશૂઝ, વૉટરપ્રૂફ હેટ્સ,
માનવીએ કેટલી ભીંતો ચણી વરસાદમાં !

લાખ બચવાના કર્યા એણે પ્રયત્નો તે છતાં
છેવટે 'આદિલ', હવા પલળી ગઈ વરસાદમાં !

*

ઈશ્વરના તેજરૂપે એ દેખાશે છેવટે,
હદથી અગર વધી જશે શ્રધ્ધાનો અંધકાર

સૂરજનો ચ્હેરો જોઈને એ નીકળી પડ્યો,
'આદિલ' શરીરમાં હતો છાયાનો અંધકાર

*

નદીની રેતમાં રમતું નગર મળે ન મળે,
ફરી આ દૃશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે,

પરિચિતોને ધરાઈને જોઈ લેવા દો,
આ હસતા ચ્હેરા, આ મીઠી નજર મળે ન મળે,

વતનની ધૂળથી માથું ભરી લઉં આદિલ,
અરે આ ધૂળ પછી ઉમ્રભર મળે ન મળે,

*

શિર ઝુકાવીને દીવાલો
ચોતરફ ઊભી હતી,
બારણાં બાહુ પ્રસારી
પ્રેમથી બોલાવતાં,
ને ઉઘાડી બારીઓ
આશાભરી નજરે મને નીરખી રહી
ઘર છોડતા.

*

વાણીનું રણ સતત હજી ફેલાતું જાય છે,
ઊંચકીને ક્યાં લગી હું ફરું ભાર શબ્દનો.

જ્યાં અર્થ અંધકારની ભીંતો ચણી રહ્યો,
ત્યાં કેવી રીતે થઈ શકે વ્હેવાર શબ્દનો.

*

પવન પાંસળીમાંથી રણ નીકળે,
શમે ધૂળ ડમરી હરણ નીકળે.

રમત શબ્દ સાથે ન સારી સદા,
અહીં તો કદી લોહી પણ નીકળે.

*

સિગરેટ એશટ્રેમાં બુઝાઈ ગઈ, અને
કૉફીના કપમાં કાળી વ્યથા ઓગળી ગઈ.

શેરીમાં અંધકારના કૂતરા ભસી પડ્યા,
આકાશથી પ્રકાશની ડાળો લળી ગઈ.

*

ચન્દ્ર ઉપર ધ્વજ ભલે ખોડી દીધો
પૃથ્વી પર માણસને તરછોડી દીધો

*

શત્રુ માટે દુવા કરી જોજો
જ્યારે જીવન બહુ વિષમ લાગે

*

સૂર્યના છિદ્રમાંથી દેખાતું
દશ્ય પેલી તરફ પ્રતિંબાતું

એક પક્ષી ગગનમાં ચકરાતું
અન્ય બીજું કશું ન દેખાતું

કોઈ પ્હેલું કિરણ બની પ્રસરે
ચોતરફ નૂર નૂર રેલાતું

આટલું ગૂઢ આટલું ભારે
મૌન કેમે કરી ન ઊંચકાતું

બિંબની પાંપણો ઢળી જાતી
કોઈ દર્પણને જોઈ શરમાતું

ચંદ્ર સૂરજ ગ્રહો ગગન પૃથ્વી
કોના માટે બધું આ ઘૂમરાતું

*

ગર્ભમાં જે હતું; કબરમાં તે
અંતે આવી મળે છે અંધારું

*

કમરામાં એક ખુરસી અને મેજ હોય છે
આદિલ ગઝલની રચના પછી સ્હેજ હોય છે

જ્યારેય પણ જુઓ તો એ સામે જ હોય છે
ના ના બીજું કોઈ નહીં બસ એ જ હોય છે

*

### યુદ્ધ કાવ્યો

લશ્કરી ગણવેશમાં વીંટળાયેલો જવાન
દર્પણના ઊંડાણે ઓળખવા મથે
પોતાના જ ચહેરાને.

*

બૉમ્બવર્ષાના પ્રકાશમાં
અચાનક ક્યાંથી ઝબકી ગયો
પ્રસૂતિગૃહમાં સૂતેલી પત્ની ચહેરો ?

*

આજ

આજ મૌનનું બંધ શિવાલય ખૂલ્યું,
અંધકારનો સર્પ સરકતો
શંકરની ગરદનમાં,
નંદી હમણાં,
ખરી પછાડી; પુચ્છ ઉછાળી
ધસી આવશે,
કરોળિયાનાં જાળાંઓમાં
શિંગ ભરાતાં
ખચકાશે; અટવાશે,
ત્યારે
દેહ ઉપરથી
ભસ્મ ઊડીને પંથ ચીંધશે,
ઘંટારવની સૌરભ પ્રસરે કુંજે કુંજે,
જટા જટામાં ગંગા ગુંજે.
આજ સકલ બ્રહ્માંડ શબ્દનું ઝૂલ્યું,
ખૂલ્યું ખૂલ્યૂં
આજ મૌનનું બંધ શિવાલય ખૂલ્યું.

*

ઈશ્વર
પથ્થર.

પ્રશ્નો,
ઉત્તર.

બિન્દુ,
સાગર.

માનવ,
પામર.

'આદિલ',
શાયર.

*

રણમાં ફુલઝાડ જો
આભમા તિરાડ જો
કોઈ ખટખટાવતુ
બારણા ઉઘાડ જો

*

કાળી અમાસ રાતની દીવાલ પર કદી
માંડી જુઓ જો કાન તો સભળાય ચાદની

*

આખ ખોલી રહી કળી આવો
ફૂલ બનવાની છે ઘડી આવો
શબ્દના આગમનની વેળા પર
મીટ માંડી રહી સદી આવો
સૂર્યને ઝખના છે દર્શનની
પાપણો એણે પાથરી આવો
સર્વના હૈયે છે રટણ એક જ
આવો આવો ફરી ફરી આવો
મૌનનો બર્ફ ઓગળે આખર
શબ્દના સૂર્ય લૈ, કવિ આવો

(ઉમાશંકરના અમેરિકા-આગમને)

*

મૃત્યુ સિવાય પૂરી નહીં થાય આ ગઝલ,
ચારે તરફથી કાફિયો જીવનનો તગ છે

*

'આદિલ' તૃષાથી પ્રાણની પ્યાલી ભરી અમે,
જોતા રહેજો મૃત્યુ એ ખાલી કરી ન જાય.

*

અંતિમ પળો જતા જતાં સમજાવતી ગઈ
જીવનમા શુ મહત્ત્વ હતું ઈંતેઝારનું
'આદિલ' શરીર છોડીને સતાઈ ક્યા ગયા ?
બ્હાનુ કરી શકાત ગમે તે પ્રકારનું

*

અંતકાળે લેશ પણ પીડા નથી,
જિંદગીભર મોતની મસ્તી રહી.

*

હા હવે બ્રહ્માડ છૂટુ છો પડે
નામ સાથે શ્વાસને જોડી દીધો.

*

મૃત્યુનું અમૃત મળે ના ત્યાં સુધી
જિંદગીના ઝેરને ઘોળ્યા કરું
ખાલીપો આકંઠ છલકાઈ રહ્યો
તે હું આદિલ ચોતરફ ઢોળ્યા કરુ

*

જ્યારે આદિલ શ્વાસ પણ ડૂબી જતો
ત્યારે રોમેરોમ સભળાતી ગઝલ
જી હા આદિલ તો તખલ્લુસ માત્ર છે
નામ ધધો ધર્મ ને જાતિ ગઝલ

*

તારા અવાજનુ હવે અજવાળું ક્યા રહ્યુ ?
ઘૂમે છે ખંડિયેરમા પડઘાનો અંધકાર

*

ન સૂરજ, ન જગલ, ન દરિયા હશે
અને ત્યાય પણ લોક વસતા હશે
દિશાઓ વગરનું હશે કોઈ સ્થળ
અને ત્યા જવાનાયે રસ્તા હશે
સમયના ન હોવાની છે એક ક્ષણ
યુગો એ જ ક્ષણમાં કણસતા હશે
કબરમા જવાનો તો રસ્તો મળ્યો
નીકળવાના પણ ક્યાક રસ્તા હશે

*

પાલવ ભરેલ તારલા મનમા મલક મલક
ઘૂઘટમઢી સવારની પહેલી જ રાત છે
સ્નેહીજનો કબરમા ઉતારી જતા રહ્યા
આદિલ જુદા પ્રકારની પહેલી જ રાત છે

*

આંખમા બ્રહ્માડ તો વસતુ નથી
તો પછી ખાલી નજરમા કોણ છે
નામ દૈને રોજ બોલાવે મને
મારી આ ખાલી કબરમાં કોણ છે

*

સૂરજોથી ભર્યું ભર્યું આકાશ
હાથમાથી સર્યું સર્યું આકાશ
માટીની બધ પાંપણો વચ્ચે
અંતે આદિલ નર્યું નર્યું આકાશ

# તારા અવાજનું હવે અજવાળું ક્યાં રહ્યું ?

મહેશ દવે

'આદિલ' મન્સૂરી (ફરીદમહંમદ ગુલામનબી મન્સૂરી)એ તેમના ગઝલસંગ્રહ 'પગરવ'ની અર્પણ-પંક્તિઓમાં મણિલાલને ઉદ્દેશીને લખ્યું છે :

**તારા અવાજનું હવે અજવાળું ક્યાં રહ્યું ?**
**ઘૂમે છે ખંડિયેરમાં પડઘાનો અંધકાર.**

કવિ જે શબ્દો લખે છે તે તેણે પોતે જીવવા પણ પડે છે. આદિલની ગઝલ હવે પછી સાંભળીશું ત્યારે તેમના ચહેરાની આસપાસનું અજવાળું જોવા નહીં મળે. અવાજ નહીં, પણ તેમના મુલાયમ સ્વરના પડઘા જ સંભળાશે. આદિલના જવાથી ખંડિયેર બની ગયેલા ગઝલ-મહેલના અંધારા જેવા એ પડઘા હશે. ગઝલનો સરસ પાઠ કરનારા ઘણાય આવશે, પણ આદિલ જેવો સુરેખ, લયબદ્ધ, સોંસરવો નીકળી જાય તેવો ગઝલપાઠ હવે ક્યાંથી સાંભળવા મળશે ?

આદિલની ગઝલો, મુક્તકો, નઝમો, રુબાઈઓ કે કવિતાઓનું મૂલ્યાંકન અહીં નથી કરવું. એક મનુષ્ય તરીકે આદિલ શું હતા અને કેવી રીતે જીવ્યા એની વાત માંડવી છે.

આદિલનો જન્મ ૧૮-૫-૧૯૩૬ના દિવસે અમદાવાદમાં અને પ્રાથમિક શિક્ષણ પણ અમદાવાદમાં, ગુજરાતમાં, ભારતમાં. પરંતુ બાળપણનો ઉત્તરાર્ધ અને કિશોરવયનો પ્રારંભ કરાચીમાં વીત્યો. ૧૯૪૭ પહેલાં કુટુંબનો, કાપડના કટકાઓનો નાનો સરખો ધંધો અમદાવાદમાં હતો. આદિલના પિતા અને કાકા ધંધામાં ભાગીદાર હતા. ધંધો સારો ચાલતો. વિધિની વક્રતા કે ભાગીદારીમાંથી છૂટા થઈ ૧૯૪૮માં આદિલના પિતા પોતાના પરિવાર સાથે કરાચી જઈ વસ્યા. ૧૯૪૭માં અમદાવાદ અને કરાચી બંને શહેરો ભારતમાં હતાં, ભારતીય હતાં. આદિલના જીવનનાં બાળ-કિશોરવયનાં સંસ્કારપટુ વર્ષોમાં આદિલે અખંડ ભારતની આબોહવામાં શ્વાસ લીધા. અખંડ ભારતની હવા, અન્ન, પાણી અને ધૂળથી આદિલનાં હાડમાંસ રસાયાં ને ઘડાયાં.

૧૯૪૮માં દેશના ભાગલા હજી પૂર્ણ નહોતા થયા, વાડો બંધાઈ નહોતી, છૂટથી આવ-જા થઈ શકતી હતી. હિંદુસ્તાન કે પાકિસ્તાનનો સિક્કો હજી કોઈના પર લાગ્યો નહોતો. આઠેક વર્ષે આદિલનું કુટુંબ અમદાવાદમાં પાછું ફર્યું ત્યારે તેમના પર, તેમની ઈચ્છા વગર, પાકિસ્તાનનો સિક્કો લાગી ગયો. પાકિસ્તાની સિક્કા સાથે આદિલ કરાચીથી અમદાવાદ આવ્યા. ભારતમાં એ 'પાકિસ્તાની' ગણાયા અને પાકિસ્તાન તેમને સ્વીકારતું નહોતું ! દર વર્ષે પોલીસ તપાસ કરવા આવે. 'પાકિસ્તાની છો ને હિંદુસ્તાનમાં કેમ રહો છો ?' એમ પૂછે. એ પાકિસ્તાની જાસૂસ છે એવી શંકા પણ વ્યક્ત કરાતી. એ ઘટનાને લઈને આદિલે એક કાવ્યરચના પણ કરેલી. આદિલ અને કુટુંબે ગાંસડાં-પોટલાં બાંધીને જ રાખવાનાં ! ગમે ત્યારે ગાંસડાં-પોટલાં સહિત એમને તગેડી મૂકે એવો સંભવ અને ભય રહ્યા કરતો. ન ઈધરકે ન ઉધરકે જેવો ઘાટ હતો. એક ભાઈ તો જર્મની ચાલી ગયા. અમદાવાદ પાછા આવ્યા ત્યારે નફો રળતા ધંધામાં ભાગ રહ્યો નહોતો. પિતા અવસાન પામ્યા. કુટુંબની જવાબદારી આદિલ અને ભાઈઓ પર આવી પડી. કપરી ગરીબીમાં દિવસો કાઢવા પડતા હતા. પોલીસની કનડગત પણ ચાલુ જ હતી. કંઈક અંશે આદિલના કવિ હોવાને કારણે ઊભા થયેલા સદ્‌ભાવ અને કંઈક અંશે રાજકીય વગનો સહારો લઈ આદિલનું કુટુંબ અમદાવાદમાં રહી શક્યું.

આદિલ ઝાઝુ ભણ્યા નહોતા. માંડ સાત ધોરણ પાસ થયેલા. અત્યંત ઓછી આવક ધરાવતા કુટુંબમાં, ઢાલગરવાડની ગીચ મુસ્લિમ વસ્તીમાં રહેનાર ઓછું ભણેલા ગરીબ મુસ્લિમ માટે કોમવાદી થઈ જવું સહજ હતું, પણ આદિલ જુદી માટીના હતા. એ વિશ્વ નાગરિક હતા અને રહ્યા. પેટિયું રળવા આદિલને ગમે તેવી નાની-મોટી નોકરી કરવી પડી. ઢાલગરવાડની નાનકડી હાટડી જેવી દુકાનમાં તાકા વીંટતા ગુમાસ્તાનું કામ, પત્રકાર તરીકેની કામગીરી (એ જમાનામાં પત્રકારોનાં આદર અને આવક સાવ નજીવાં.) નાનાં નાનાં કામો કરતાં કરતાં આદિલ વિજ્ઞાપન વ્યવસાયમાં સફળ કોપીરાઈટર બન્યા, કંઈક સારી આવક મેળવતા થયા, શબ્દે જ સહારો આપ્યો ! ભાષા સાથે આદિલ જેટલી સહજતાથી સાબૂત કામ પાડી શકાત એટલી જ કુશળતાથી એ કેલીગ્રાફિ-કામ, ચિત્રકારી અને નકશીકામ પણ કરી શકતા. એમની આંગળીઓમાં જાદુ હતો. છાપેલી ગઝલ કે નઝમ વાંચવા કરતાંય તેમના હસ્તાક્ષરમાં લખેલી ગઝલ વાંચવી વધારે ગમે એવા સુંદર, મરોડદાર તેમના અક્ષર હતા. આ બધું છતાં ય દિવસો સામાન્ય હાલતમાં પસાર થતા હતા.

પાકિસ્તાની સિક્કો લાગ્યા છતાં, પ્રતિકૂળ સંજોગો છતાં, આદિલ હાડોહાડ ભારતીય હતા અને રહ્યા. વિશ્વમાનવની જેમ એમણે લખ્યું છે :

**અવકાશમાં ધુમાડો બધો એક થઈ રહ્યો,**
**ધરતી ઉપર ભલે તમે છાણાં જુદાં કર્યાં.**

કરાચીમાં આદિલ ઉર્દૂ મુશાયરાઓ સાંભળવા જતા, કરાચીમાં આમે મુસ્લિમોમાં ઉર્દૂ માતૃભાષા જેવી હતી. અમદાવાદ-સંબંધને કારણે આદિલના કુટુંબમાં ગુજરાતી પણ માતૃભાષા જ હતી. આદિલને કરાચીથી જ ઉર્દૂ મુશાયરાઓનો નાદ લાગેલો. મુશાયરો હોય તો છોડે નહીં. ઉર્દૂ અને ગઝલનું બંધારણ, એ બંને એમને કાનવગાં થઈ ગયાં. આદિલ શેર, ગઝલ, નઝમ, રુબાઈ કે છંદ ઇત્યાદિનું બંધારણ શીખ્યા નહોતા. કેવળ સાંભળી, સાંભળીને તેમણે તે બંધારણ આત્મસાત્ કર્યું હતું. કવિતા કાનની કળા છે, એ એમના કિસ્સામાં અક્ષરશઃ સાચું હતું. અલબત્ત, લખવાના વ્યાયામ અને પ્રયોગોથી રફતે રફતે એ છંદ-બંધારણના કસબમાં આપમેળે પારંગત થયા. તેમની પાસે અંતઃસતત્ત્વની ખુદાઈ બક્ષિસ હતી જ અને સતત લેખનથી તેમણે કસબ પૂર્ણ રીતે હસ્તગત કર્યો. આવો સંપૂર્ણ, સુભગ સમન્વય બહુ ઓછા કવિઓમાં જોવા મળે.

ફારસી ભાષામાંથી ગુજરાતી સાહિત્યમાં ગઝલ, નઝમ વગેરે પ્રકારની કવિતા આવી. કલાન્ત કવિ બાલાશંકર કંથારિયા અને કલાપીના આ ક્ષેત્રના કામની નોંધ લેવાઈ. એ પછી એ દિશામાં વિશેષ કામ થયું નહીં કે પછી એને ખાસ મહત્ત્વ પણ મળ્યું નહીં. ગાંધીયુગમાં પણ ગઝલક્ષેત્રે ઝાઝું કામ થયું જણાતું નથી. દરમિયાન ખોજા, મેમણ,

વહોરા ઈત્યાદિ મુસ્લિમ ઘરોમા ઘરની બોલચાલની ભાષા ગુજરાતી જ હતી અથવા માતૃભાષાનું સ્થાન ઉર્દૂને બદલે ધીમે ધીમે ગુજરાતી ભાષાએ લેવા માંડ્યુ હતું. આવા મુસ્લિમ બિરાદરોએ ગુજરાતી ભાષામા ગઝલનો બહોળો ફાલ ઉતારવા માડ્યો હતો. ગઝલ-સાહિત્ય સમૃદ્ધ થતું જતું હતુ. શયદા, શૂન્ય, સૈફ બેફામ, ગની, આઝાદ આસીમ, મરીઝ વગેરેના મુશાયરાઓ લોકપ્રિય થતા જતા હતા. મુંબઈમા શયદા ગઝલમંડળ, ગુજરાતમાં ગુજરાત ગઝલમંડળ જેવા મંડળો કામ કરતા થયાં હતાં. ગઝલની બોલબાલા થવા માડી હતી. ગુજરાતના કેટલાક પ્રતિષ્ઠિત કવિઓએ પણ ગઝલો, નઝમો, શેરની શૈલીમા મુક્તકો અને ગઝલો લખવા માડ્યાં હતાં. આ પ્રવાહમાં મકરન્દ દવે, અમૃત ઘાયલ, હરીન્દ્ર દવે, વેણીભાઈ પુરોહિત, શાહબાઝ જેવા કવિઓ ગણાવી શકાય. વિષય, ઇબારત અને શૈલીની રીતે ગઝલમાં નવા ઉન્મેષો પ્રગટ થવા માડ્યા.

ગુજરાતીમા ગઝલને નવો વળાંક આપ્યો આદિલ અને રાજેન્દ્ર શુકલ જેવા કવિઓએ. આદિલના પહેલા ગઝલસગ્રહનું નામ વળાક સૂચક છે આ કવિઓએ ગઝલને શરાબ-સાકી, આશક માશુક યાર પ્યાર ચાંદ-આફતાબ – પોકળ પોકાર-ઉદ્‌ગાર જેવા છીછરા શબ્દો અને ભાવાવેશોથી મુક્ત કરી એક ક્રાતિ આણી. ગઝલમાં નવું ભાષાકર્મ, નકશીકામ, સૂક્ષ્મ પ્રતીકો, પ્રતિરૂપો અને કલ્પનોનો વિનિયોગ કરી કવિકર્મ કર્યું. સુરેશ દલાલ કહે છે તેમ, સૂરજ ચાદની, રણ, બારી, ઘર, નગર મૌન, શબ્દ, બ્રહ્મ, બ્રહ્માડ આ બધા શબ્દોથી ઘડાતા પ્રતિરૂપો આદિલે સર્જ્યાં એમનાં કલ્પનો શબ્દો મટી ચાક્ષુષ પ્રમાણ આપતા ચિત્રો બની જતાં

> છે ચિત્રના જેવો જ અનુભવ આદિલ
> આ અર્થના વેપારની વાત જ ક્યાં છે

વતનથી ગમે ત્યારે ફેંકાઈ જવાની વેદનામાથી અમદાવાદ છોડવાની પરિસ્થિતિ ઊભી થઈ ત્યારે મળે ન મળે જેવી રચના આદિલ પાસેથી મળી. કવિએ જીવનને પૂર્ણપણે જોયું હોય, જાણ્યુ હોય, સહ્યુ હોય, ચાહ્યુ હોય, માણ્યુ હોય, તળિયા સુધીના સઘર્ષો અનુભવ્યા હોય ત્યારે જ વેદના-સવેદનાનુ વિનિમય-વહન હૃદયસ્પર્શી બની રહે.

> હરિવંશરાય બચ્ચને કહ્યુ છે
> ગરલપાન કરકે તુ બૈઠા,
> ફેર પૂતલિયાં કર પગ એંઠા
> યે તો સબ કરતે હૈ પગલે,
> તુજ કો ઊઠ અબ ગાના હોગા
> વિષ કા સ્વાદ બતાના હોગા.
> આદિલે એ જ કર્યું.

પ્રોફેસર વારિસ અલવી ઉર્દૂ સાહિત્યના મોટા ગજાના જાણકાર અને સાહિત્યકાર છે ઉર્દૂ સાહિત્યના ઊચામા ઊચાં માન, સન્માન, પુરસ્કાર તેમને મળ્યાં છે આદિલ મન્સૂરીની શોકસભામા બોલતા તેમણે કહ્યુ કે અમે તો અધ્યાપકોની જમાત. પ્રશિષ્ટ સાહિત્ય વાચવા, માણવા, વખાણવા ટેવાયેલા. આધુનિક યુગ આવ્યો, એકઝીસ્ટન્શિયાલીઝમ આવ્યું, સરરિયાલીઝમ આવ્યું, દાદાઈઝમ આવ્યુ ને બીજી કઈક નવી નવી વિચારધારાઓ આવી. સાહિત્ય પર સૌનો પ્રભાવ પડ્યો. એ આધુનિક યુગના સાહિત્યને અમે ત્યારે જ સ્વીકાર્યું કે જ્યારે એ દૃઢ રીતે સ્થાપિત થઈ ચૂક્યું હતું. આધુનિક સાહિત્યમા આવો બદલાવ આવ્યો. અનુઆધુનિક યુગની રચનાઓ આવી ત્યારે તેને પણ અમે હસી કાઢી કારણ કે એનું નવસુકાન આદિલ અને મહમદ અલવી જેવા સામાન્ય માણસોના હાથમાં હતું અને એની શરૂઆત કલીમ બુક ડેપોની સામે ફૂટપાથ પર થઈ હતી. પણ તેણે ગજુ કાઢ્યુ અને આજે અમે ઉર્દૂ સાહિત્યમા આદિલને અનુઆધુનિક ગઝલયુગના અગ્રેસરોમાંનો એક ગણીએ છીએ. ગુજરાતી પ્રજામા આદિલ અત્યત લોકપ્રિય ગણાયા અને પોંખાયા છે પરંતુ કમનસીબે ગુજરાતી સાહિત્યમાં આદિલને ઉર્દૂ જેટલું સ્થાન અને ગૌરવ અપાયાં નથી. આવું કેમ બન્યું હશે ? મુખ્ય પ્રવાહથી એ અલગ વિષયો અને રીતિથી લખતા હતા એટલે ? કે પછી ગઝલના પ્રકારને ગુજરાતી સાહિત્યે એટલો પ્રતિષ્ઠિત નથી ગણ્યો એટલે ? સશોધનનો વિષય છે

પ્રથમ કાવ્યસંગ્રહ વળાક થી ગુજરાતી ભાષામા આદિલ ગઝલને નવા વળાક પર લાવ્યા અને ફંટાઈને જુદે રસ્તે લઈ ગયા. એમની ગઝલમાં સપાટ બયાન નથી. શબ્દોની રમત કે કરામત નથી. વળાંક પછી એમણે સતત લખ્યું મળે ન મળે જેવો એમની સમગ્ર કાવ્યપ્રવૃત્તિનો હિસાબ આપતો સગ્રહ આપ્યો પછી એમણે પાછુ વળીને જોયું નથી. અમેરિકા ગયા પછી ન્યૂયોર્ક નામે ગામ અને ત્યારપછી ગુજરાતી અને ઉર્દૂ સામયિકોમાં એ લખતા જ રહ્યા, લખતા જ રહ્યા. એમની અગ્રથસ્થ રચનાઓનો સંગ્રહ કરીએ તો મળે ન મળે જેવડો બીજો ગ્રથ થાય.

આદિલે ગદ્યકાવ્યો લખ્યાં છે ગીતો પણ લખ્યાં છે સોનેટ સાથે સબધ બાધ્યો છે મૃત્યુ અને અગમનિગમની અનુભૂતિને પણ આકાર આપ્યો છે આદિલ વિરલ અને વિચક્ષણ હતા તેટલા જ વિલક્ષણ (ingenious) હતા. વેદનાભર્યાં જીવનમાં પણ ઉલ્લાસ, ટીખળ, કટાક્ષ, વ્યગ, નર્મ હાસ્ય, તેમજ વિદૂષક જેવી ઠઠ્ઠાબાજી ને પરિહાસ (buffoonery) તેમનાં હમેશનાં સાથી હતા. રે મઠ જેવી પ્રવૃત્તિ અને તેમના અગમ્ય નાટકોમાં એમનુ આ પાસું દેખાય. નામમાત્રના કચવાટ કે કડવાશ તેમનામા ક્યારેય જોવા મળ્યાં નથી. એ વણભણેલા વિદ્વાન (unlearned savant) હતા. ગમે ત્યાથી રસ્તો કાઢવાની એમનામા આવડત હતી.

આવા હતા આદિલ. ભારતમાથી ગમે ત્યારે જવાનુ થાય એવી એમની સ્થિતિ. ગરીબી છાલ છોડતી નહોતી. આથી નસીબ અજમાવવા આદિલ અમેરિકા ઊપડ્યા. અમેરિકા વસતા અત્યત નજીકના સગાનો સધિયારો હતો, પણ અમેરિકામાં કોઈ કોઈને ઝાઝું સંઘરતું નથી. આદિલ રહ્યા પાછા સ્વમાની. રસ્તા પર આવી ગયા. હાથલારી ચલાવી, સમોસા વેચ્યાં. અંતે સરકારી નોકરી મળી. ઠરીઠામ થયા. દીકરા, દીકરીઓને ભણાવ્યા. સૌ સારે ઠેકાણે પડ્યાં

આખી જિંદગી નિરર્થક જેવી લાગે, એબ્સર્ડ જેવી લાગે અને છેલ્લે છેલ્લે મળેલુ સુખ પણ કદાચ નિરર્થક કે એબ્સર્ડ લાગે. તેથી જ કદાચ અગમનિગમ, જીવન મૃત્યુના કાવ્યો, દુર્બોધ ઊટપટાગ નાટકો, નાટ્યસગ્રહો હાથ, પગ, બંધાયેલા છે જે નથી તે પેન્સિલની કબર ને મીણબત્તી આદિલ છેલ્લે ચિત્રકામ તરફ વળ્યા હતા. (રવીન્દ્રનાથમાં પણ એવુ થયું હતુ) એમના જીવનના ત્રણ ભાગ પાડી શકાય સંજોગજીવન, સર્જક-વિષાદ જીવન અને ઊર્ધ્વજીવન. આદિલ બેઢંગ, વિષાદી, ઉલ્લાસ-ઉમગી પૂર્ણ જીવન જીવ્યા. ૬ ૧૧-૦૮ના દિવસે એ સમૃદ્ધ-સમર્થ જીવન પૂરું થયુ અને છતાંય નિરર્થકતા અને વિષાદ પૂરા ન થયા

> હા વલીથી લઈ છેક આદિલ સુધી, શું કશું ક્યાંક ખૂટ્યા કરે છે હજી
> કે ગઝલ રોજ ફરિયાદ કરતી રહી ચાકડા પર મને કોઈ ભૂલી ગયું"

■

ચિનુ મોદી

આદિલના અવસાનના અચાનકના સમાચારે મને ખાલીખમ કરી નાખ્યો હતો. મારા આ ખાલીપાને ભરવા હું આદિલ સાથે જ્યાં વારંવાર જતો હતો તે ભઠિયાર ગલીમાં જઈ પાયા ખાઈ આવ્યો; કલીમ બુક ડીપો પર ઊભો રહી આવ્યો; અબ્દુલ્લાને આશ્વાસન આપવાને બહાને આદિલના ઢાલગરવાડના ઘરે જઈ આવ્યો; ભરૂચથી આવેલી આદિલની નાની બેનને મળ્યો; આદિલનાં દીકરા-દીકરી અને પત્ની સાથે ન્યૂજર્સીમાં આદિલ સાહેબ માટે વાતો કરી; સ્મરણના લેખો લખ્યા; રેડિયો-ટીવી પર ઈન્ટરવ્યૂ આપ્યા; શોકસભા કરી; શોભિતથી માંડી કૃષ્ણ દવે સુધીના અનેક કવિમિત્રો સાથે આદિલની સાથેનાં સ્મરણો વાગોળ્યાં; બે ત્રણ વાર એનાં પુસ્તકોને જોયાં - સ્પર્શ્યાં; આશિકે ગઝલના જૂના કાર્યક્રમના આદિલસાહેબના ફોટા જોયા; ૧૯૮૭, ૧૯૭૬ અને ૨૦૦૪ દરમ્યાનના અમેરિકાના મારા પ્રવાસના છૂટાછવાયા ફોટોગ્રાફ્સમાં આદિલસાહેબને શોધ્યા; એમની સાથે કરેલા પ્રવાસો યાદ કર્યા; નાની મોટી ઘટનાઓ ફરી ફરીને મિત્રોને કહી; છેલ્લે મે મહિનામાં એ અમદાવાદ આવ્યા ત્યારે લાભશંકર, રાજેન્દ્ર શુકલ, સુભાષ શાહ સાથે એ અને બિસ્મિલભાભી મારા ઘરના પાછળના મોટા ઓટલે ખુરશીઓ નાંખી અમે સૌ બેઠેલાં; ત્યાં પણ બેસી આવ્યો... ખુરશીઓ ઢળાવીને; પણ...


'આદિલ' મન્સૂરી

જેમ આચરકુચર ખાવાથી વૃકોદરનું ઉદર ન ભરાય - એવું આદિલસાહેબ વગરના મારા ખાલીપાનું હતું. હું ગમે તે કરું - આંખો ન મીચું તોય એ હાજરાહજૂર હોય. હું, મનહર મોદી અને આદિલ મન્સૂરી એક માની કૂખે નહીં જન્મેલા ત્રણ ભાઈઓ જેવા. ફિલાડેલ્ફીઆમાં એક સમારંભમાં આદિલે આ વાક્ય કહ્યું ત્યારે મેં ઉમેરેલું કે આપણે આદિલ, એક જ મા-ના ત્રણ દીકરા છીએ. આપણી માનું નામ સરસ્વતી છે. આજે ૪૮ વર્ષના ઈતિહાસને સમેટવા, ઉકેલવા બેઠો છું.

વહેલી સવાર છે - મારા કૂંડાંમાંનાં વિધવિધ છોડ પરથી ધીમે ધીમે ઝાકળદીધી ભીનાશ સૂકાતી જાય છે અને સૂર્યનાં સવારનાં કોમળ કિરણો આ છોડનાં ફૂલપત્તીને સ્પર્શી રહ્યાં છે ત્યારે હું યાદ કરું છું - આદિલના પ્રથમ મેળાપને.

અમદાવાદના પાલડી વિસ્તારમાં, મહાલક્ષ્મી સોસાયટી પાસે આવેલા ટોળકનગરમાં ઈ.સ. ૧૯૬૦ની આસપાસ ઉર્દૂ-ગુજરાતીના એક સંયુક્ત મુશાયરામાં જમિયત પંડ્યા, વિશ્વરથ, ડાયર, દિલદાર, નટવરમામા સાથે લબરમૂછિયા ગુજરાતી ગઝલકારોમાં હું અને મનહર મોદી હતા. જ્યારે ઉર્દૂમાં મોહમ્મદ અલ્વી, સરશાહ બુલંદ શહેરી અને આદિલ મન્સૂરી હતા. મુશાયરાને અંતે છૂટીને અમે પાલડી ચાર રસ્તાની એક કીટલીએ ચા પીતા હતા ત્યારે આદિલને ગુજરાતીમાં બોલતો સાંભળી મેં પૂછ્યું : 'ગુજરાતી ?'

તો એણે કહ્યું : 'શુધ્ધ ગુજરાતી'.

આ અમારી પહેલી મુલાકાત પછી અમદાવાદના લાલદરવાજા પાસેના વીજળીઘર એરિયામાં આવેલી ઈમ્પિરિયલ હોટલ, ભઠિયાર ગલી, માણેકચોક, નહેરુબ્રીજની સરદાર ગાર્ડન બાજુની લૉન, કુમાર કાર્યાલય, રે મઠ, મુંબઈ, પાલનપુર ઈત્યાદિ અનેક શહેર, અરધા ઉપરાંતનું અમેરિકા, ટોરેન્ટો-કેનેડા-કેવાં કેવાં સ્થળોની ભૂગોળ મારા ચશ્માના કાચ પર જાતજાતના નકશાઓ દોરે છે. અમેરિકામાં રોહિત પંડ્યાનું ઘર, ન્યૂજર્સીનું ગોવિંદા ટેમ્પલ; એની બાજુની હોટેલ;

હોવોકોનમાનો આદિલ સાહેબના ઘરનો વડો બોસ્ટન જતાં, રસ્તે આદિલે યોજેલો કારના બોનેટ પરનો લન્ચબ્રેક અદમ ગુલ-શોભિત અને મને સાથે લઈ સ્ટેચ્યૂ ઑફ લિબર્ટી જોવાનો ઉપક્રમ, ૨૦૦૭માં બ્રોડવે પર સાથે નાટક જોવાનો લ્હાવો. કે કેનેડા જતા, પ્લેનમા બહારથી ખરીદેલો નાસ્તો પિરસતો આદિલ કે જૂનાગઢ કારમા જતા જતા મનોજને યાદ કરી પોતે ગઝલ માડતો અને મને ગઝલ લખવા આગ્રહ કરતો આદિલ.

કેટકેટલુ પસાર થાય છે અને પસાર થતું જ નથી

મને, છેલ્લે સાથે કરેલો દાહોદ-ગોધરાનો પ્રવાસ પણ યાદ આવે છે ડૉ. સતીશ વ્યાસ અને ગોધરાથી જૈમિની સાથે દાહોદમા બહુ પ્રેમથી, મારી વિદ્યાર્થિની નૈમૂનના ત્યા લગ્નમા અમે સાથે બિરિયાની ઝાપટેલી ગોધરામા એનો રેડિયો માટે એક્સકલુઝીવ ઈન્ટરવ્યૂ પણ કરેલો મને માદો છોડી એ ૨૦૦૮મા અમેરિકા પાછો ગયો અને પછી અઠવાડિયામા ઘણીવાર બે-ત્રણવાર એના ફોન આવે. હું એની ચિંતા સમજી ગયો અને મેં આદિલને કહ્યુ

"મારી તબિયત ખરેખર સારી છે

"પણ, હવે તમે સિગરેટ તો પીશો જ નહીં અને...

"મદ્ય ચાખીશ પણ નહીં, બરાબર ? મારે ૮૪ વર્ષ સુધી જીવવાનું છે મીંયા એટલે.

મને આદિલ તરફ બહુ વહાલ આવે ત્યારે એને મીંયાનું સબોધન કરતો મારી ચિંતા કરતા કરતાં એ જ મને ચિંતામા મૂકતો ગયો

અત્યારે રાજેન્દ્ર શુકલનો એક શે ર યાદ આવે છે

**તારા ગયા પછી ન બન્યું કંઈ નવું અહીં**
**અધઉઘડી બે છીપથી મોતી ઝરી ગયાં.**

તા. ૧૩ ૧૧ ૨૦૦૮

(આદિલના ઈન્તકા ને બરાબર આજે અઠવાડિયુ થયું)

તા.ક આદિલની સાહિત્યિક સિધ્ધિઓ અને મર્યાદાઓને મૂલવવાનો આ પ્રસંગ નથી. માત્ર એના અભાવાનું આ સંવેદન છે

■

---

પૂર્ણ આકાર પામી શકાયો નથી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ
એટલે સાવ અણઘડ રહ્યો છુ હજી ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

રૂપ કે રગ કે સાજ શણગાર ક્યા, મારા હોવા વિશેનોય અણસાર ક્યા
ને હજી નામ જેવુય કંઈ પણ નથી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયું

ચોતરફથી બધા બારણા બધ છે માર્ગ મળતો નથી કે હવા અધ છે
શ્વાસ ગૂગળાય છે માટીની ગધથી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

આ અધૂરાપણાને સ્વીકારો હવે કોઈ આવી અહીંથી ઉગારો હવે
ચક્ર દુર્ભાગ્યનુ પણ અટકતું નથી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

ધીમુ ધીમું ફર્યા કરતું પૈડુ સતત, શી ખબર ક્યાં જઈને અટકશે રમત
હુ તો થાકી ગયો એના ફેરા ગણી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

જાતને લૂણો લાગેલો દેખાય છે પિંડ ખુલ્લો પડેલો કહોવાય છે
ઊડા ખાડામા ફગોળશે એક દી, ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

હા વલીથી લઈ છેક આદિલ સુધી, શુ કશુ ક્યાક ખૂટ્યા કરે છે હજી
કે ગઝલ રોજ ફરિયાદ કરતી રહી ચાકડા પર મને કોઈ ભૂલી ગયુ

●

**આદિલ મન્સૂરી**

(સૌજન્ય નવનીત સમર્પણ નવેમ્બર ૨૦૦૮)

(અંગત-બિનંગત)

# એક પુત્રનો પિતાને પત્ર

**વિજય બ્રોકર**

પૂના,
સપ્ટેમ્બર ૨૦, ૧૯૯૯

> ...ગુલામદીન ગાડીવાળાએ (ગુલાબદાસ) ભાઈને દુનિયા આખીમાં ફેરવ્યા એવું જ કંઈક આ પત્ર તમને પહોંચાડતાં... દસેક વર્ષ પહેલાં એમને ૯૧મું વર્ષ બેઠું એ પ્રસંગે એમને લખાયેલો આ અંગત પત્ર મને ક્યાં ક્યાં લઈ જશે એવો ખયાલ તો એ વખતે સ્વપ્ને પણ ન હતો. રાધેશ્યામભાઈની અમારા કુટુંબ સાથેની લાગણી, ભાઈની વિદાય પછી પણ યથાવત્ રહી અને એ આમાં નિમિત્ત બને છે.
>
> એ પ્રગટ થાય છે એ વાતથી સૌથી વધુ ખુશી ભાઈને થઈ હોત, બે કારણોસર. એક તો એમનો અત્યંત આગ્રહ રહેતો કે હું લેખનમાં પ્રવૃત્ત થાઉં. 'તું લખી શકે એવો છે', એ વારંવાર કહેતા. બીજું, ભાઈનો અને રમણલાલભાઈ જોશીનો અત્યંત નિકટનો લાગણીનો સંબંધ. ભાઈ પૂના રહેવા આવ્યા ત્યારથી હું એનો સાક્ષી... 'ઉદ્દેશ' માટે ભાઈના મનનો એક ખૂણો અલાયદો રહેતો. એમાં મારું કશું પ્રગટ થાય તો એમને કેટલો આનંદ થાય !...
>
> સ્વજનોને આપણે કેટલું કહેવું હોય છે ! કહી શકતા નથી. 'Thank you' કે 'I love you' કહેવાના વિચારમાત્રથી આપણને કશોક સંકોચ થતો હોય છે. ઘણીવાર વિચાર આવતો કે મા-ભાઈને આ હું કહું. પણ બોલવા ટાણે હોઠ ખૂલે નહિ. પહેલાં માને પત્ર લખ્યો. પછી, ભાઈના જન્મદિવસનું કારણ શોધી આ પત્ર લખ્યો અને એક અજબની હળવાશ અનુભવી !...
>
> ત્યારપછી મા-ભાઈ પૂના અમારી સાથે રહેવા આવી ગયાં. એમનું મુંબઈનું ભાડાનું ઘર મકાનમાલિકને પરત કરવાનું નક્કી કર્યું. ઘર ખાલી કરતાં ભાઈના ટેબલના ખાનામાં રાખેલા કાગળના પરબિડિયા પરના મારા અક્ષરોએ ધ્યાન ખેંચ્યું. મારો પત્ર એમણે કાળજીપૂર્વક આટલા વખત પછી પણ સાચવી રાખ્યો હતો ! આ એ જ પત્ર...

પૂજ્ય ભાઈ,

તમારો વારંવાર એક પ્રશ્ન હોય છે : ક્યારેય કાંઈ લખવાનું મન ન થાય ? મારો હંમેશનો એક જ જવાબ : મન તો થાય, પણ શું લખવું એ સૂઝવું જોઈએ ને ! આજે કાંઈક લખવાનું સૂઝ્યું છે - તમને એકાણુંમું વર્ષ બેસે છે એ વખતે તમારી સાથે ગાળેલાં પંચાવન વર્ષોના અનુભવોની વણઝાર આંખો સામેથી *slow* motionની filmની જેમ પસાર થાય છે. એમાંથી થોડા પ્રસંગો યાદ કરીને તમારી સાથે વાગોળવાનું મન થાય છે, એટલે થયું કે એના વિશે જ લખું. આ અનુભવોનો ઈતિહાસ મારે માટે મહત્ત્વનો છે કેમ કે મારા ઘડતરમાં, મારી value systemમાં, જિંદગી વિશેના મારા અભિગમમાં કે મારી emotional self-ના ચણતરમાં આ અનુભવોએ પાયારૂપ કામ કર્યું છે. તો આ લખાણ એ ઘડતર-ચણતરના બે કારીગરોમાંના એકને સંબોધીને -

નાના વિજય પર તમને વહાલ આવે એટલે એક સવાલ કરતા : તને મા ગમે કે ભાઈ ? મને બેમાંથી માત્ર એકની પસંદગી કરવાનું ન ગમે. જે આપણને પ્રેમ આપે એ સૌ ગમે - એમાં વધતી-ઓછી માત્રાની ગણતરી કેમ કરવી ? એટલે મારો જવાબ હંમેશાં રહેતો : બન્ને ! આજે આટલે વર્ષે પૂછો તો એ જવાબમાં ફેર ન પડે કેમ કે બન્ને પોતપોતાની આગવી રીતે મને બહુ ગમે છે.

તમારા બન્નેના roles મારા મનમાં બહુ clear રહેતા - રોજબરોજની મારી બધી જરૂરિયાતો વખતે emotional support આપતી મા મારી પડખે હોય, એની પાસે મારી દરેક મૂંઝવણના ઈલાજ રહેતા, મારી દરેક જરૂરિયાતો પૂરવા એ તત્પર રહેતી. તમે intellectual જરૂરિયાતો પૂરી પાડનારા હતા, academic કે અક્કલ ચલાવવી પડે એવા દરેક સવાલના તમારી પાસેથી જવાબ મળી રહેતા, ઘરની બહાર નીકળ્યા ને મારા આખા નામમાં વચ્ચે તમારું નામ આવતું એનાથી દુનિયાનાં ઘણાં કામો મારે માટે સરળ થઈ જતાં એટલું એ નામનું મહત્ત્વ હતું. ભાષાની કોઈ પણ મુશ્કેલી આવી કે તમારી પાસે દોડી આવવાનું. કોઈ પણ પરીક્ષાનું પરિણામ આવ્યું કે તમારી સાથે એની ખુશી share કરવાની, ડર લાગે એવી કોઈ પણ પરિસ્થિતિ આવી કે 'કોઈના બાપથી ન ડરવું' એમ તમારી પાસેથી સાંભળી સંજોગોને face કરવાની હિંમત આવી જતી.

તમારા મિત્રો સાથે થતી તમારી વાતો સાંભળવાનો પણ એક લ્હાવો હતો, એમાંથી દુનિયાના કેટકેટલા વિષયો માટે કેટલું બધું શીખવા મળી જતું ! ને કેવા કેવા વિદ્વાનો હતા એ બધા મિત્રો ને કેટલી ઊંચી કક્ષાની રહેતી તમારી સૌની વાતો ! એમાં દુનિયાના સર્વોત્તમ સાહિત્યની વાતો હોય, કાંઈ પણ સરસ કોઈ એકે વાંચ્યું હોય તો બીજાઓ સાથે એનો આનંદ share થતો હોય, કોઈએ નવી કવિતા લખી હોય તો એનું પઠન-વિમર્શ હોય, વિવેચન અને ચર્ચાઓ ચાલતાં હોય, સાહિત

અને તંત્ર વિશે અભિપ્રાયોની આપલે થતી હોય સંસ્કૃતના scholarly workનો ગુજરાતી અનુવાદ એકે કર્યો હોય ને બીજાઓ એના શબ્દેશબ્દનો મર્મ બરોબર સચવાય એ માટે પોતાનો મત દર્શાવતા હોય સત્યાગ્રહની ચળવળમા સક્રિય રહેલા કે રાજકારણના ક્ષેત્રે ઊંચામા ઊંચી કક્ષાના માણસો પણ આપણે ત્યા જોવા મળે ને સિનેમાના સિતારાઓ પણ આત્મજનને ત્યા આવતા હોય એમ સામે ચાલીને આવે જોરશોરથી તડાકાભડાકા થતા હોય ખુલ્લા દિલની હસાહસ હોય, spirited ચર્ચાઓ હોય પણ ક્યાંયે मै बडा कि तू बडा ની ચડસાચડસી ન હોય. અલગ અભિપ્રાય હોય છતા કાંઈ હારજીતની ગરમાગરમીથી બોલાતુ-લેવાતું ન હોય કોઈના લખાણ વિશે ટીકા ટિપ્પણી થતી હોય ત્યારે પણ, આટલા મોટા સાક્ષરો હોવા છતા પણ, દરેક જણ બધુ sportingly સ્વીકારતુ દેખાય કોઈના egoને તોડી પાડવાની ના તો કોઈની વૃત્તિ દેખાય કે ન તો દુભાયા ઘવાયાની લાગણી કેટલા ઓછા માણસો હશે આ દુનિયામાં જેને આવા વાતાવરણમા પોતાના formative years ગાળવાનો લહાવો મળ્યો હોય ! મારી ભારેમા ભારે પરીક્ષાની તૈયારી છોડીને તમારી તમારા મિત્રો સાથે થતી વાતો માણવા હુ વારવાર break લઈ શકતો ખૂબ પામ્યો એવી feeling સાથે હળવોફૂલ થઈને પાછો અભ્યાસ માટે જઈ શકતો આવુ નસીબ કેટલા થોડાને મળી શકે ?

કોઈ પણ ભાષાને લગતી કોઈ પણ મુશ્કેલી હોય તો મનથી નિરાત રહી છે આજ સુધી કે તમે એ દૂર કરી શકશો કવિતા ન સમજાઈ તો તમે એના હાર્દ સુધી પહોંચાડી શકશો મારા ભણવાના દિવસોમા ભાષાસૃષ્ટિ, ભાષાશોભાને જોવા માણવાની સમજ તમે જ આપી ને ભાષાપ્રેમનો અનુભવ કરાવ્યો વેકેશન પડ્યુ ને શુ વાચુ ? એ સવાલના જવાબમા તમારી પાસેથી ઉત્તમોત્તમ world literatureનુ list મળી રહેતુ એ પુસ્તકો શોધવા માટે ક્યા બહાર પણ જવુ પડતુ ? ચોપડીઓના ખજાનાથી ભરાયેલુ આપણુ ઘર દુનિયાની ઉત્તમ librariesમાંનું કદાચ એક હશે કવિતાની કે વ્યાકરણની મુશ્કેલી આવી તો રવિવારે મનસુખકાકા કે બેટાઈકાકા આપણે ત્યા આવે ત્યારે દૂર થઈ જાય. સંસ્કૃતમા કાંઈ સમજ ન પડી તો તરત માણેકકાકા કે ભાયાણીકાકાને ત્યાં તમે મોકલો એટલે સવાલનો સાચો જવાબ માત્ર લઈને પાછા આવો એટલુ જ નહીં, એની સાથે સસ્કૃત ભાષા માટેનું માન અનેકગણું વધી જાય એવું જ્ઞાનનું ભાથુ પણ એ લોકો બાધી આપે. ઉમાશકરકાકા કે કિસનસિંહકાકા આપણે ત્યા આવે ને કવિતાની દુનિયામા રસતરબોળ કરી મૂકે ઉમદા માણસ કોને કહેવાય જાજરમાન વ્યક્તિત્વ કેવું હોય એ આમને જોઈને સમજાય. એમની સાથે રાત્રે તમે આગલા ઓટલા પર સૂઓ ત્યારે મારે પણ મોડી રાતની તમારી વાતોનુ રસપાન કરવાનુ miss ન કરવુ હોય, ત્યારે એમની company અમાસના તારાની શોભા પણ આપોઆપ દેખાડી દે અબૂબકાકાને સફેદ દૂધ જેવાં ઈસ્ત્રી ટાઈટ કપડામાં જોવાના ને એમની ઊર્દૂમિશ્રિત હિંદી સાભળવાથી કેફ ચઢે શિવકુમારકાકા આવે ને તમે બન્ને બગાળી ભાષામાં વાતો કરવાની રમત રમો ત્યારે એ ભાષાની મીઠાશનું અત્યત આકર્ષણ થાય. સરસ બોલાતી લખાતી અંગ્રેજી હિંદી, મરાઠી ને બીજી કેટલી ભાષાના કેવા કેવા વિદ્વાનો આપણા ઘરના વાતાવરણને તરબતર કરી દેતા !

આજે ક્યાં શોધવા એ બધા મહાનુભાવોને ? એ બધાના ચાલ્યા જવાથી જો આટલી ઓછપ કિનારે ઊભીને દરિયાને માણનારા મને લાગે તો ભરદરિયો અનુભવેલા તમને તો કેટલુ એકલુ એકલુ લાગતું હશે એ કલ્પી શકાય છે દરરોજ ને દરરોજમા પણ અનેકવાર તમારા આ છેલ્લા થોડા વર્ષોમાં વારવાર બોલાતુ તમારુ એક જ વાક્ય તમારા મનનુ intellectual એકલાપણુ સૂચવે છે 'બધા ચાલી ગયા. એક પછી એક બધા જ

એ બધાંના ચાલી જવાથી મોટી ફિકરનો એક સવાલ એ થાય છે કે આવી ઊંચી કક્ષાના તમે બધા ચાલી જશો તો ગુજરાતી સાહિત્યનુ શું થશે ? આજે આપણી પોતાની બધી ભારતીય ભાષાઓ અંગ્રેજીની સત્તા નીચે લુપ્ત થતી ચાલી છે ત્યારે ફિનિક્સની જેમ ગુજરાતી ભાષાનું પુનરુત્થાન કરાવી શકે એને નવજીવન અપાવી શકે ને એ ભાષાની શોભાનું રસપાન કરાવી શકે એવા સાક્ષરો પાછા પાકશે ?

ભાષાના પ્રેમનું સિંચન તમે કર્યું એને માણવાની રીત પણ તમારી પાસેથી શીખવા મળી. રવીન્દ્રનાથની એકોત્તરશતિ કે કાલિદાસનુ રઘુવશ તમારી સાથે બેસીને વાચવાનો એક લહાવો જ કહેવાય મારું કમનસીબ કે આવુ કેટલું બધુ તમારા સહવાસમા જાણી શકાયુ હોત તે તક ઝડપવાનું ચૂકાઈ ગયુ ઘેર બેઠા, વિના મહેનતે આવો લાભ મળવાની પૂરી સગવડ હોવા છતા, ક્યારેક નિરાંતે સાથે બેસી વાચીશુ-સમજશુ એમ કરવા કરવામા, પણ જ્યારે પણ કાંઈ પણ સારુ વાચ્યુ કે તમારી યાદ આવે ને તમને એ સમાચાર આપીને ખુશી share કરવા મન તત્પર થઈ જાય લખવાનો વારસો ન જાળવ્યો તો યે વાચનનો રસ કેળવાયો એ ક્યાં ઓછો કીમતી વારસો છે !

તમે હમેશા કહેતા આવ્યા છો કે દરેકે કોઈ સારી hobby રાખવી જોઈએ, જેથી ક્યારેય એકલતા ન લાગે. નાનપણમાં ખ્યાલ નહોતો આવતો કે આ સૂચનનું કેટલુ મહત્ત્વ છે આજે તમને જોઉ છુ ત્યારે સમજાય છે કે બધા મિત્રો, સગા સબધીઓ ચાલી ગયાં ત્યારે આ પુસ્તકો જ તમારા loyal companions રહ્યા છે પચાસ વટાવ્યા પછીના મારી જિંદગીના તબક્કામાં તમારી સલાહનુ તથ્ય વધુ સમજાય છે

ઈચ્છું કે તમારી જેમ પુસ્તકોને મારા મિત્રો તરીકે હું પણ સાથે રાખી શકું.

'બા'ની તમારી વાર્તામાં એમની શિખામણ કે બારણે માગવા આવેલા કોઈને પણ ખાલી હાથે ન જવા દેવું એનું તમે અક્ષરશઃ કેટલું પાલન કર્યું છે એનો હું સાક્ષી રહ્યો છું, ક્યારેક છાનેમૂને પણ આપણે ત્યાં કેટલા લોકો કાંઈક ને કાંઈક કારણસર માગવા આવતા અને અમુકની વાતો બેકાર લાગતી, કોઈ ભીખ માગવાની ટેવ પડેલા હોય એવા લાગતા. અમને થતું કે આવાઓને ન આપવું જોઈએ. તમારી એક જ argument રહેતી, હશે એમને માગવાની ટેવ, પણ કાંઈક જરૂર હશે તો જ કોઈની પાસે હાથ લાંબો કરતા હશે ને ? ને પેલાઓએ પણ તમારા કુમળા દિલને પારખી લીધેલું હશે એટલે બીજાં બધાંની નજરથી દૂર જઈને દરવાજામાં આવવાને બદલે તમારા લખવાના ટેબલવાળા રૂમની બારી પાસે આવીને તમને બોલાવતા. તમે એમના હાથમાં કાંઈકનું કાંઈક સરકાવી દેતા. હું માનું છું કે એ વખતે તમારાં બા તમારા દિલમાં પ્રવેશ કરીને એમને તમારે હાથે કાંઈક ને કાંઈક અપાવતાં હશે. બાને મળો ત્યારે કહેજો કે તમને આમ કરતાં જોયા છે એની અસર તમારી પછીની બીજી પેઢી પર પણ કાંઈક અંશે ઊતરી લાગે છે.

જિંદગી જીવવાના પણ કેટકેટલા ઉપયોગી પાઠ તમારી પાસેથી શીખવા મળ્યા છે ! Creative pursuits મને ગમે, પણ gamesમાં મારું co-ordination જ ન થાય. પછી ભલે એ કેરમ જેવી સીધી સાદી રમત હોય કે ક્રિકેટના બોલને બેટ સાથે ભેગો કરવાનો હોય. તમે મને કહો રાખો : રમવું જોઈએ. Perfectionનો હિમાયતી હું, એટલે હું કહું કે મને સારું રમતાં નથી આવડતું એટલે રમવાનું નથી ગમતું. તમે moral of the story સમજાવતા. રમત આનંદ માટે હોય છે, હારવાથી ગભરાવું નહીં. જે જમાનામાં Bombay Universityમાં B.Com.માં first class આવવાનું rare હતું એ વખતે અમારી batchએ record તોડ્યો ને પહેલી વાર B.Com.માં ચાર વિદ્યાર્થીઓને first class મળ્યો. મારું એકાદ પેપર બહુ સારુ નહોતું ગયું એટલે મને બહુ સારા resultની આશા નહોતી. પણ marks લેવા યુનિવર્સિટી પર ગયો તો જોયું કે first class માટે મારા માત્ર બે જ marks ઓછા પડતા હતા, એટલે ખૂબ દુઃખ થયું, યુનિવર્સિટીમાં પાંચમો નંબર હોવા છતાં. શેરબજારમાં તમારી પાસે marksheet લઈને આવ્યો તો તમે પૂછયું કે આટલું સારું result લાવ્યા પછી દુઃખી થવાય ? સમજાવ્યું : જે થાય તે સારા માટે જ થતું હોય છે. First class હોત તો દુનિયા વાહવાહ કરત, તું ફૂલ્યો ન સમાત. Ego મોટો થાત એ નુકસાન થાત. For all practical purposes, તારું result બહુ સારું ગણાશે ને પેલી negative અસરથી તું બચી જઈશ. કેટલી સાચી વાત - કેટલા બધા problems ego સાથે જ સંકળાયેલા હોય છે ને ?

ચીવટ તો તમારી જ. કોઈનો કાગળ આવ્યો નથી ને તમે એને જવાબ લખી જ નાખ્યો હોય. આજનું કામ કાલે કરીશું એ વાતનો તમને કંટાળો. વાંચવામાં કોઈ નવો શબ્દ આવ્યો ને તમે ડિક્શનરી હાથમાં લીધી જ હોય. અમારો એક favourite joke હતો : કોઈ શબ્દ નથી સમજાયો એ સૂતાં સૂતાં વાંચવાના આરામના poseમાંથી ઊઠીને ડિક્શનરી લેવા જવાની તૈયારી ન હોય તો ભાઈને ખબર પડવા ન દેવી. નહીં તો, ઊભા થવું જ પડશે. તમારી curiosity તો હજુ આજે પણ ક્યાં શમી છે ? તમારે બધું જ જાણવું હોય ને સમજો નહીં ત્યાં સુધી એનો પીછો છોડવો ન હોય. પછી એ Astrophysicsની વાત હોય કે internetને internet શું કામ કહેવાય કે પછી અમેરિકાથી આવેલા કોઈyoungstersએ તમને 'cool dude' શું કામ કહ્યા, એ expressionને કયા સંજોગોમાં વાપરી શકાય એ સમજવું હોય. તમારા કહેવા પ્રમાણે curiosity ન હોય તો લેખક ન થવાય. તમારા જેટલી જિજ્ઞાસા અમારા કોઈમાં નહીં હોય એટલે જ અમે કોઈ લેખક નહીં થયા હોઈએ !

તમને ક્યારેય કોઈ ઉપર કંટાળો જ કેમ નહીં આવતો હોય એમ અમને બહુ આશ્ચર્ય થાય. એક તરફ ઊંચામાં ઊંચી કક્ષાના વિદ્વાનો સાથે જે માણસ scholarly interaction કરનારો હોય એ જ તદ્દન નાખી દીધાની વાત કરનારને પણ કેમ સહન કરી શકતો હશે ? પણ તમારા મનમાં એ પ્રશ્નનો જવાબ તદ્દન clear રહ્યો છે : દરેકની સારી બાજુ જોતાં શીખીએ તો દરેકમાં કાંઈકને કાંઈક રસ પડે એવું મળી જ રહે. આ approachને લીધે જ તો તમને તમારાં વિધવિધ પાત્રો મળી રહેતાં હશે - જેમાં તમને નાના માની ખભે 'ગોળમાટલું' બનાવીને બેસાડનારો પોરબંદરનો ભીમો પણ સ્થાન લે કે મોટી ઉંમરના છતાં તમને પોતાના પત્રમિત્ર માનીને કાગળમાં પોતાનું દિલ ઠાલવનારી સ્કૂલે જતી નાની છોકરી પણ પાત્ર રૂપે મળી રહે. હું જો તમારી જેટલી ઉંમરનો થઈશ, બહુ choosy થવા જઈશ તો વાતો કરવા જોઈતું હશે પણ કોઈ મળશે યે નહીં !

આવો જ open approach તમારો રહ્યો છે લેખકોની બાબતમાં. બીજાં ઘણાંની વાતો પરથી એવું લાગતું કે એમને હિસાબે જે લખાઈ ગયું છે તે ઉત્તમ સાહિત્ય ને જે નવી પેઢી દ્વારા લખાઈ રહ્યું છે એ સાહિત્ય જ ન કહેવાય. એની સામે તમે હંમેશાં નવા લેખકોને કેટલું બધું ઉત્તેજન આપતા રહ્યા છો, કેટકેટલાના તમે હાથ પકડ્યા છે, માર્ગદર્શન કર્યું છે, એમની સારી વાર્તા વાંચી ને તરત એમને સામેથી અભિનંદનના સંદેશાઓ મોકલ્યા છે, એમને પ્રસ્તાવનાઓ લખી આપી છે, ન લખનારાઓને 'લખો', 'લખો', 'લખો' કહીને લખતા કર્યા છે. જૂના સાથે નવાને accept કરવાની તૈયારી વિશ્વસાહિત્યના છેક છેલ્લામાં છેલ્લા લેખકનાં પુસ્તકોના બહોળા વાંચનને લીધે જ હશે. હું તમને modern writer જ કહું કેમકે તમારાં કેટલાં

બધાં લખાણોની themes તદ્દન modern (કે eternally current) કહી શકાય. 'લતા શું બોલે ?' કે 'મનનાં ભૂત' કે પછી આ છેક હમણાં લખેલી 'પદ્મા પદ્મિની !' - બધાંમાં માણસના મનમાં ઊંડાણો સુધી પહોંચવાની ને લખાણ દ્વારા વાચકને ત્યાં છેક પહોંચાડવાની તમારી રીત ભલે postmodern નહીં, modern તો ખરી જ. વાર્તાઓ વાંચું ત્યારે એમ થાય કે આવા અનુભવો મને પણ થતા હોય છે, જોવા-સાંભળવામાં આવતા હોય છે, પણ લેખકમાં ને મારા જેવી આમ જનતામાં ફરક જ એટલો કે તમારી પાસે એ અનુભવો વાર્તાના રૂપમાં પ્રગટ થાય છે, અમારી પાસે એ માત્ર અનુભવો કે anecdotes જ રહે છે

કોઈ પણ મા-બાપને એમનાં છોકરાંઓ પર ગુસ્સે થતાં કે મારતાં જોઉં તો સહન નથી થતું કેમકે એવું ક્યારેય તમારાં બન્ને પાસે જોયું નથી, ક્યારેય નહી જો કે તમને ન ગમે એવું અમે કદાચ કાંઈ કરતા પણ નહીં હોઈએ ! હા, એક વાર એવુ મેં કરેલું જે તમને નહોતું ગમ્યું અમેરિકા ભણવાની મારી સખત ઈચ્છા હતી એટલે તમે મોકલેલો, ભણીને જલદી પાછા આવી જવાની શરતે એ પ્રમાણે પાછો તો હું આવી ગયો, પછી પરણ્યો, દોઢેક વર્ષ તમારી સાથે રહ્યો પણ ખરો પણ જુવાનીનું જોર હતું, દુનિયા જોવી હતી, પરદેશનો અનુભવ બન્ને સાથે લઈએ એવી ઈચ્છા થઈ થોડાં વર્ષો માટે જઈએ એમ અમે બન્નેએ નક્કી કર્યું. પરદેશ જાય છે તે કોઈ પાછું નથી આવતું એનો તમને ડર, એટલે અમે પરદેશ પાછાં ન જઈએ એમ તમે ઈચ્છતા. એમા તમારી દેશ માટેની ને પુત્ર માટેની લાગણીનું જ જોર હતું તમને ન ગમે એવું ક્યારેય ન કરેલ મારે માટે આ બહુ વિકટ સમસ્યા હતી તમે દુખી જરૂર થયા હશો,પણ અમને અટકાવ્યા નહોતા કહેલું કે હવે તમે મોટાં છો, તમારું ભવિષ્ય તમારી ઈચ્છા પ્રમાણે બનાવી શકો છો. પણ મારી ઈચ્છા ભારતમાં જ રહો એવી છે મેં તમને એ વખતે ભરોસો આપેલો કે થોડાં વર્ષો માટે જ જવું છે, કાયમ માટે નહીં. અમારી ઈચ્છા મુજબ થોડાં વર્ષોનો પરદેશનો અનુભવ લઈને પાછા આવ્યાને પણ થોડા વખતમાં વીસ વર્ષ થશે. તમે અમારામાં (કે તમે આપેલા સસ્કારમા) શ્રધ્ધા રાખી અને અમને best of both the worldsનો અનુભવ મેળવ્યાનો સંતોષ રહ્યો. આટલાં વર્ષોથી ભારત પાછા આવી અમને ઠરીઠામ થયેલા જોઈને હું ઈચ્છું છું કે એક વખતનું તમને પહોંચેલું દુ:ખ ભૂલાઈ ગયું હશે.



શ્રી ગુલાબદાસ બ્રોકર (૨૦-૯ ૧૯૦૯ – ૧૦-૬ ૨૦૦૬ .)
પુત્ર શ્રી વિજય બ્રોકર સાથે

તમે એ વખતે હશો એટલી ઉમરનો આજે હું છું નીલ અમેરિકા ગયો છે ત્યારે દેશ માટેની ને પુત્ર માટેની મારી લાગણીઓ પણ એક વખતની તમારી હતી એવી જ છે ખૂબ ઈચ્છા રહે છે કે નીલ પણ ભણી કરી અનુભવ લઈને પાછો ભારત આવીને જ settle થાય. તમારી શ્રધ્ધા ફળી એવી અમારી પણ ફળે એવા આશીર્વાદ આપજો.

હું ઈંદિરાને ઘણીવાર કહું છું કે આપણે પણ આપણાં છોકરાઓને તમે બન્નેએ અમને જે freedom આપી છે એવી જ આપવા capable થઈએ એવી પ્રાર્થના કરીએ. તમે ક્યારેય અમારી પાસે કોઈ જાતની અપેક્ષા નથી રાખી કે કોઈ જાતનો હક્ક નથી કર્યો. તમને તમારી રીતે રહેવાનું ગમે એવા બહાના હેઠળ તમે અમને અમારી રીતે રહેવાની સગવડ જ કરી આપતા રહ્યા છો એ ન સમજીએ એટલા અમે અણસમજ તો નથી. અમે ઈચ્છીએ કે અમે પણ અમારાં છોકરાંઓને એમની ઈચ્છાની જિંદગી જીવવા દઈ શકીએ.

ઈચ્છા માત્ર એ જ રહે છે કે તમારાં હવેનાં વર્ષોમાં તમારી સગવડો ને શરીર સચવાઈ શકે એ માટે કાંઈક કરી શકવાની અમને તમે તક આપો અમને પણ એનાથી સંતોષ રહેશે કે આટલું બધું જેમણે અમારે માટે કર્યું એમનું થોડુ કાંઈક અમે પણ કરી શક્યા.

તમે હંમેશા કહેતા આવ્યા છો કે તમે બહુ નસીબદાર રહ્યા છો મા, ભાઈબહેન, પત્ની, છોકરાંઓ, મિત્રો, પૈસા, માનપાન, મુસાફરી, બધી રીતે તમે ધાર્યું હોય એથી વધુ તમને મળ્યું છે તમારે ૯૧મે વર્ષે એ જ પ્રાર્થના કરીએ છીએ કે જ્યાં સુધી તમે અમારી સૌની વચ્ચે હો ત્યાં સુધી આવા જ નસીબદાર રહો ને તમારી બધી ઈચ્છા ફળો.

જુઓ - કેટલુ બધુ લખી નાખ્યુ ! આટલું long winded લખે એ ક્યારેય short story writer તો ન જ થઈ શકે Novel લખવા માટે જોઈતી patience પણ મારી પાસે નથી. એટલે આ જિંદગીમાં writer પુત્ર તમારા નસીબમાં નથી, સારો પુત્ર તમે હંમેશાં કહી શકો એવો રહું તો બસ.

તમારો,
વિજય

■

યશવન્ત મહેતા

**બાવન કરોડનું ઈનામ લગભગ અજાણ્યાને !**

વર્ષ ૨૦૦૮નું લગભગ બાવન કરોડ રૂપિયા (૧૩૦ લાખ ડોલર)નું સાહિત્ય માટેનું નોબેલ ઈનામ ફ્રાન્સ (અને મૉરિશિયસ) બહારની દુનિયામાં ભાગ્યે જ જાણીતા એવા ઝયાં-મેરી ગુસ્તેવ લી ક્લેઝિયોને આપીને સ્વીડિશ અકાદમીએ એક વિશેષ આશ્ચર્યનું સર્જન કર્યું છે. શ્રી ક્લેઝિયો વિષે પ્રોફેસરો પણ નહિવત્ જાણે છે.



હિન્દી મહાસાગરના મૉરિશિયસમાં જન્મેલા લી ક્લેઝિયોની એક જાણીતી નવલકથા 'ક્વૉરન્ટાઈન' (તબીબી કારણોસર અટકાયત) છે. અન્ય કેટલીક નવલકથાઓ તથા લેખસંગ્રહો એમને નામે છે, જેમના અનુવાદ ભાગ્યે જ થયા છે. મઝાની વાત એ છે કે મૉરિશિયસમાં હિન્દીઓની વસતી ખૂબ છે (વાસ્તવમાં, બહુમતીમાં), એથી લી ક્લેઝિયોની કૃતિઓમાં ભાગવતપુરાણ, બૌધ્ધ વિચાર, મુંડક ઉપનિષદ્દ, વગેરેના ઉલ્લેખો જ નહિ, અંશો પણ જોવા મળે છે. એમનાં તમામ લખાણો માનવીના સૃષ્ટિ સાથેના સંબંધો (આદિકાળથી વર્તમાન સુધી) સમજવાની મથામણ ધરાવે છે.

**...અને મોટાં ઈનામ મળે એટલે ચણભણ તો થાય જ**




જેનું નાણાંકીય મૂલ્ય થોડાક સેંકડાથી વધારે નથી એવાં ગુજરાતનાં ઈનામો બાબત પણ ક્યાંક ને ક્યાંક ખાનગી કે જાહેર વિવાદ થતો હોય ત્યારે કરોડોની નાણાંકીય કિંમતનાં નોબેલ કે બૂકર ઈનામો વિષે વિવાદ થાય તે સ્વાભાવિક ગણાય. વાસ્તવમાં, આવા વિવાદ જો કૃતિલક્ષી અને નિઃસ્વાર્થ હોય તો આવકાર્ય ગણાવા જોઈએ, કારણ કે એથી ઘણી સ્પષ્ટતાઓ થતી હોય છે, ઘણી વાર દિશાદર્શન પણ થતું હોય છે. ગુજરાત માટે તો કહી શકાય કે ઈનામો મેળવનાર કૃતિઓની નિખાલસ ચર્ચા નથી થતી, તે ભાષા સાહિત્યના સ્તરને નીચે રાખનાર એક કારણ પણ છે.

વર્ષ ૨૦૦૮ માટે આશરે ચાર કરોડનું મૅન બૂકર ઈનામ જેને માટે જાહેર થયું તે, અરવિંદ અધિગાની કૃતિ ધી વ્હાઈટ ટાઈગર વિષે ખાસ્સી ટિપ્પણીઓ થઈ છે. આ નવલકથાના વસ્તુને સાવ ટૂંકમાં નિરૂપીએ તો એ, દેખીતા ઉજળા ભારતની છાયામાં ખદબદતાં અગણિત કંગાળોની પરિસ્થિતિ નિરૂપતી તેમજ આર્થિક સીડી પર ઊંચે ને ઊંચે ચડવા મથતા ધનવાન તથા મધ્યમ વર્ગ દ્વારા એ કંગાળો તરફની અપરાધી કક્ષાની ઉપેક્ષા નિરૂપતી નવલકથા છે.

હવે, જ્યારે માણસ અંચળા નીચેનો વણ-ઉજળો ચહેરો દર્શાવે ત્યારે બેઠાખાઉ અને ઊર્ધ્વદૃષ્ટિ તત્ત્વોને એ કુત્સિત જ લાગે. એટલે જ એને વિષેનાં કેટલાંક નિરીક્ષણ કદાચ આમ આવ્યાં છે :

આ એક કંટાળાજનક, આનંદરહિત રગશિયું ગાડું છે... વિદ્યાર્થીસુલભ નાક-ટીચકામણ છે... *(મંજુલા પદ્મનાભન, 'આઉટલૂક'માં)*

*

આ પુસ્તક બૉલીવૂડની પટકથાના પ્રથમ ડ્રાફ્ટની જેમ વંચાય છે. દરેક પાત્ર છાપેલું કાટલું છે. વ્યંગ કડવો અને ઉપરછલ્લો છે; લેખન વિસારે પાડી શકાય એવું છે. *(સમીર રહીમ, 'ધી ડેઈલી ટેલિગ્રાફ'માં)*

*

બૂકરની દૃષ્ટિએ સંપૂર્ણપણે નિષ્ફળ...આ ઈનામ હવે પોતાનું બળ ગુમાવી રહ્યું છે. સર્વાંગી સુધારણાની જરૂર છે. *(જ્હૉન સધરલેન્ડ, 'ધી ગાર્ડિયન')*

*

અહીં એવો બિનઅસરકારક વાસ્તવવાદ છે, જેવો સામાન્ય રીતે હિન્દી ફિલ્મો અને નવલકથાઓમાં છાંટવામાં આવે છે. હિન્દના પ્રવાસ ખાતાનો ચહેરો (આ વાંચીને) ઓઝપાઈ ગયો હશે. *(સ્ટુઅર્ટ જેફ્રીઝ, 'ધી ગાર્ડિયન')*

*

. ('ધી વ્હાઈટ ટાઈગર'નો) સૂક્ષ્મતાનો અભાવ તેમજ તેનું વાંકદેખું નિરૂપણ (વાચકને) થકવી નાખે એવું છે. જો કે હિન્દના હણહણતા અર્થતંત્ર વિષેની આશાવાદી કથાઓ સામેના વાસ્તવ તરીકે એની ઠીક ઉપયોગિતા છે. *('ધી ટાઈમ્સ લિટરરી સપ્લીમેન્ટ')*

*

આ એક એવી નવલકથા છે જેની રચનાકળાની ચતુરાઈ જેટલી જ મહત્ત્વની છે એની અંતર્નિહિત માનવતા. *(એસ. પ્રસન્નરાજન, 'ઈન્ડિયા ટૂડે'માં)*

*

અધિગાની મૅન બૂકર ઈનામ વિજેતા કૃતિ 'ધી વ્હાઈટ ટાઈગર' દેશના નિમ્ન વર્ગની અને એની જિંદગીની કથા છે, જે વર્ગે પેટ ભરવા ભીખ માંગવી પડે છે, કોંક્રીટના ફ્લાયઓવર હેઠળ ટાઢથી ઠુંઠવાતાં સૂવું પડે છે, રસ્તાની બાજુમાં કુદરતી હાજતે જવું પડે છે, અને આટલી 'આઝાદી' માટે ય તીવ્ર સંઘર્ષ કરવો પડે છે. *(ઉમા મહાદેવન-દાસગુપ્તા, 'ફ્રન્ટમિરર'માં)*

*

- જો કે 'ધી વ્હાઈટ ટાઈગર' માટે 'ધી હિન્દુ' જેવા સાહિત્યના તરફદાર અખબારમાં પણ જે ટિપ્પણી પ્રગટ થઈ છે તે આઘાતજનક છે. એમાં *અમિતાવ કુમારે* લખ્યું છે - 'મેં આ પુસ્તક વાંચવા માંડ્યું અને મારો ઉત્સાહ ઓગળી ગયો.. એનાં ખલ પાત્રો બોલીવૂડની ખરાબ રોતલ ફિલ્મનાં પાત્રો જેવાં છે. પરંતુ એમાંનું સાધારણ લોકોનું નિરૂપણ મને માત્ર કઢંગું જ નહિ, ક્રોધજનક લાગ્યું એની (અધિગાની) દશ્યાવલિ મને અસંભાવ્ય લાગી..' વગેરે

**કવિ-લેખક જ્યારે ચુગલીખોર બને છે**

મોટી વયે ઉત્તમ ગણાતા કવિ કે લેખક બનનાર નાના હોય ત્યારે કેટલાંક એવાં કામ કરી બેઠા હોય છે જે એમની મોટી વયે એમના દુશ્મનોને કે ટીકાકારોને ઉત્તમ હથિયારરૂપ બની રહે છે આપણા દેશના જાહેર જીવનમાં ઘણે આગળ નીકળી જનાર અને કવિ તરીકે પ્રસ્થાપિત એક સજ્જને જુવાનીમાં ક્રાંતિકારી પ્રવૃત્તિ કરનાર દળમાં ભાગ લીધેલો. દળે કશીક ભાંગફોડ કરી, એટલે એ સમયની અંગ્રેજ સરકારની પોલીસે જુવાનોને પકડવા માંડ્યા. હવે, આવાં દળોની એક શિસ્ત એવી હોય છે કે પ્રાણ જાય તોય સાથીઓનાં નામ ન દેવાય. પરંતુ જેનો આગળ ઉલ્લેખ થયો તે કવિ રાજકારણીએ સાથીઓનાં નામ બકી માર્યાં, એવો આક્ષેપ છે આ આક્ષેપે આ ભાઈનો જિંદગીભર કેડો ન છોડ્યો.



આવો જ એક કિસ્સો જર્મનીના ખૂબ જ વિખ્યાત નવલકથાકાર ગુન્ટર ગ્રાસનો છે એમણે સ્વયં મોટી વયે કબૂલ કરેલું કે પોતે નવયુવા વયે જર્મન નાઝીઓની મારફાડછાપ શાખા વૉફેન-એસ.એસ.ના સ્વયંસેવક રહી ચૂક્યા છે.

તાજેતરમાં (ઓક્ટો ૨૦૦૮) એક નવલકથાકાર મિલાન કુન્દેરાની ચુગલીખોરીનો કિસ્સો પ્રગટ થયો છે. વાત ૧૯૪૮ની છે. જ્યારે ક્રૂર જર્મન રાષ્ટ્રવાદીઓ (નાઝીઓ)ને હરાવીને ઝેકોસ્લોવેકિયા દેશ આઝાદ થયેલો. એની આઝાદીની લડાઈમાં મુખ્ય પક્ષ સામ્યવાદી પક્ષ હતો એ સમયના દુનિયાભરના આદર્શવાદી યુવાનોની જેમ કુન્દેરા પણ ચુસ્ત માનવતાવાદી હતા. એ વેળા એમને માટે (અને દુનિયા માટેય) હિટલર અને નાઝીઓ સૌથી વધુ ધિક્કારપાત્ર હતા. કુન્દેરા એમાં પણ સામેલ હતા.

હવે, બન્યું એવું કે કુન્દેરા યુવાનો માટેના એક સહનિવાસમાં વસતા હતા ત્યારે ત્યાં વસવા આવેલો મિરોસ્લાવ દ્વારસેક જર્મન જાસૂસ છે એવું કુન્દેરાએ પોલીસને જણાવી દીધું એ વેળા જર્મનો, નાઝીઓ અને અમેરિકનો માટે ઝેકોસ્લોવેકિયામાં સખત નફરત હોય એ સમજી શકાય એવી વાત છે. મિરોસ્લાવને જાસૂસી બદલ ૨૨ વર્ષની જેલ થઈ.

અલબત્ત, આજકાલ એકાંતવાસમાં રહેતા કુન્દેરાએ આ આખી વાતને જૂઠી જાહેર કરી છે. કહ્યું છે કે મારા ભૂતકાળને ખરડવાના ઉદ્દેશથી આવાં જૂઠાણાં પેદા કરવામાં આવે છે.

**તાલીમથી ડૉક્ટર, વિકૃતિથી અશ્લીલ ફિલ્મ બનાવનાર, પ્રકૃતિથી લેખક**



ચેન્નઈ (મદ્રાસ)ની જાણીતી પુપાલ જેલમાં ડૉ પ્રકાશ નામે એક કેદી છે એની તાલીમ તો અસ્થિવિષયક તબીબીશાસ્ત્રની છે, પરંતુ એની મનોવિકૃતિએ તેને અશ્લીલ ફિલ્મ-સીડી બનાવીને વિદેશોમાં વેચીને મોટી કમાણી કરવા પ્રેર્યો એ ધંધો કરતાં ડૉ. પ્રકાશ પકડાઈ ગયો અને એને સાત વર્ષની કેદની સજા થઈ. આ ફરજિયાત કાર્યનિવૃત્તિ દરમિયાન શું કરવું, એનો વિચાર કરતાં ડૉ. પ્રકાશને વાર્તાઓ લખવાનો વિચાર આવ્યો હવે, કોઈ પણ જેલ માણસને લખતાં અટકાવતી નથી. પંડિત જવાહરલાલ નહેરુનું શ્રેષ્ઠ લેખન જેલમાં બેઠા થયું છે ડૉ. પ્રકાશની કલમ પણ જેલમાં ખીલી ઊઠી. એણે લખવા માંડ્યું, અને આ નોંધ લખાય છે ત્યાં સુધીમાં (ઑક્ટોબર, ૨૦૦૮ સુધીમાં) એનાં સો જેટલાં પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે એમાં નવલકથાઓ છે, વાર્તાસંગ્રહો છે, 'જાતે બનાવો' પ્રકારનાં પુસ્તકો છે અને મહાભારતની નવી વાચના ચાર ભાગમાં છે એના પ્રકાશકે ઠરાવ્યું છે કે દર મહિને એનાં ચાર પુસ્તક પ્રગટ કરવાં ! થઈ શકશે ? પ્રકાશકને વિશ્વાસ છે કે જરૂર ચાર

પુસ્તક દર માસે પ્રગટ કરી શકાશે, 'કારણ કે ઝડપી લેખનનો કદાચ વિશ્વવિક્રમ ડૉક્ટર પ્રકાશ ધરાવે છે.'

તાલીમથી ડૉક્ટર હોવાને કારણે અને બધું શિક્ષણ અંગ્રેજીમાં લીધું હોવાથી, ડૉ. પ્રકાશ અંગ્રેજીમાં લખે છે. દિવસમાં સરાસરી તેર કલાક લખે છે. જેલમાં તો માણસ પાસે સમય જ સમય હોય ને ?

**પુસ્તક વેચવા માટે શું શું કરવું પડે ?**

ઘણા ખરા ગુજરાતી લેખકો માને છે કે પ્રકાશક અમારી હસ્તપ્રત સ્વીકારે એ પછી અમારી કોઈ જ ફરજ રહેતી નથી. ફક્ત હક રહે છે : પુરસ્કારનો હક ! અલબત્ત, કેટલાક એવા જાદુગરો, કથાકારો, સ્વામીઓને અમે જાણીએ છીએ જેમની ખ્યાતિ પોતાનાં પુસ્તકો ખરીદવા પોતાના પ્રશંસકોને અનુરોધ કરવાની છે. પણ એ લોકો અપવાદ છે, નિયમ નહિ.



બીજી બાજુ, અંગ્રેજી પ્રકાશન-જગતમાં જબ્બર સ્પર્ધા ચાલે છે. પોતાનાં પુસ્તકોના વેચાણ માટે લેખકોએ જાત-જાતનાં ગતકડાં કરવાં પડે છે. ઓક્ટોબર, ૨૦૦૮ના પ્રથમ સપ્તાહમાં અમેરિકાના બ્રુકલીનના પુસ્તકમેળામાં જે લેખકો આવે એમની પાસે કશીક રજૂઆતની અપેક્ષા રખાઈ હતી. 'ડેથ ઓફ વિષ્ણુ' અને 'ધી એજ ઓફ શિવ' જેવી ઠીક ઠીક ચર્ચિત નવલકથાઓ લખનાર માનીલ સૂરીને જણાવાયું કે કશુંક અવનવું કરી બતાવો. જવાબમાં સૂરીએ લાલચોળ ઘાઘરો-ચોળી પહેરીને, નર્તકી-અભિનેત્રી હેલને મૂળે ગાયેલું ગીત રજૂ કર્યું : 'પિયા, તૂ અબ તો આ જા...'

ખૂબ તાળીઓ પડી. કહેવાય છે કે એનું ઉઘાડું પેટ કોઈ સુંદરીના પેટ જેટલું કમનીય દેખાતું હતું !!

**મારા પછી મારાં પુસ્તકોનું શું ?**

કોઈક અખબાર માટે ઈન્ટરવ્યૂ લેવા બે યુવાન દીકરીઓ આવી હતી. આ લખનારનો હજારો પુસ્તકોનો સંગ્રહ જોયો. લખનારે એવીય ટકોર કરી કે સંતાનોમાં કોઈને સાહિત્યમાં રસ નથી. મારા પછી આ સંગ્રહનું કોણ જાણે શું થશે ! તરત જ, એક દીકરી બોલી ઊઠી કે અમે એનો સદુપયોગ કરીશું.

વાતને ચારેક વર્ષ થયાં છે. બેમાંથી એકેય દીકરી ફરી દેખાઈ નથી.

અમદાવાદના એક શિક્ષક, જે બી.એસસી., ઉપરાંત ત્રણ ભાષાઓ - ઈંગ્લીશ, ઉર્દૂ, પર્શિયનમાં એમ.એ.ની ડિગ્રી ધરાવે છે અને કારકિર્દીનાં છેલ્લાં ૧૯ વર્ષ શાળાના આચાર્ય હતા, તેમને પણ આવી જ ચિંતા સતાવતી હતી. મારા પછી મારાં પુસ્તકોનું શું ? કહેવાય છે કે એમનાં સંતાનોએ જણાવી દીધું કે તમારા ગયા પછી અમે આ પુસ્તકોનું તાપણું કરીશું !



સજ્જનને એટલું બધું ખોટું લાગ્યું કે એમણે પોતાનાં પુસ્તકો લાયક વાચકો સુધી પહોંચે એ માટે સસ્તે દામે વેચી નાખવાનું નક્કી કર્યું. પોતે નોકરીમાંથી તો નિવૃત્ત છે, એટલે એક રેંકડી લીધી અને અમદાવાદના વિખ્યાત શેઠ મા. જે. પુસ્તકાલય પાસે ઊભા રહીને રસ ધરાવતાઓને પુસ્તકો વેચવા માંડ્યાં.

આચાર્યનું નામ છે મોહંમદ હુસેન શેખ.

**અંડરવેઅર-રિયલિઝમ !**

એક તદ્દન દેશી 'આપણી આગવી' ગુજરાતી કહેવત છે : ધોતિયા હેઠળ સૌ નાગા છે !

માણસ ઢંકાયેલો રહે છે ત્યાં સુધી એનાં અમુક લક્ષણ ઢંકાઈ રહે છે. પરંતુ જો એને નજીકથી, અનાવૃત્ત જોવામાં આવે તો એ કઢંગો કે કદરૂપો ય જણાય. આજ સુધીના સાહિત્યમાં માનવીના એ અંદરના કદરૂપને જોવાનો રિવાજ નહોતો. પણ હવે ઘણા લખનારાઓને એ કદરૂપતા છતી કરવામાં જ મોજ પડે છે. સાહિત્યના યુગોમાં રિયલિઝમ, નીઓ-રિયલિઝમ વગેરે ગણાય છે. આને આપણે અંડરવેઅર-રિયલિઝમ કહીશું ?



કેટલાક સમય અગાઉ વી. એસ. નાયપોલના એક સમયના શિષ્ય અને સંગાથીએ એમનાં વણ-ઉજળાં પાસાં વિષે લખેલું. હવે સલમાન રશદીના સુરક્ષાકર્મીઓમાંથી એકે એમનાં અપલક્ષણો ઉજાગર કરતું પુસ્તક પ્રગટ કર્યું છે. રશદીના પ્રાણ સામે ઝનૂની ધર્મિષ્ઠોએ ફતવો કાઢેલો ત્યારે એમના રક્ષણ માટે બ્રિટનની સ્પેશિયલ બ્રાન્ચના પોલીસ-કર્મીઓને નીમવામાં આવેલા. એણે આ પુસ્તકમાં લખ્યું છે કે અમે સુરક્ષાકર્મીઓ રશદીને 'સ્ક્રફી' (બોચિયો) કહેતા ! બીજું પણ 'બિનસાહિત્યિક' લખ્યું છે જે બ્રિટનમાં જ પ્રગટ થઈ શકે, ભારતમાં નહિ.

રશદી હવે આ માણસ પર કેસ કરવાના છે.

## અર્ઘ્ય

રાજેન્દ્ર શુક્લ

ઊગ્યા તમે ભીતરને પ્રતાપ,
ઐશ્વર્ય એવે પ્રસર્યાં અમાપ,
સુહાય જેવુ નભ ઈન્દ્રચાપ !

અભૂતપૂર્વા ગતિ જે લહાય,
યાત્રા તમારી જયહીં પૂર્ણ થાય
આરંભ ત્યાંથી જ નવા રચાય !

દેખાડ્યુ એવુ સહુને યથાર્થ,
અનર્થથી ભિન્ન કર્યું જ સાર્થ,
તમારી સંગે સઘળુ કૃતાર્થ !

લ્હેરી રહ્યો જે અહીં કુંજકુંજ
શાશ્વત તમે એહ પ્રકાશપુંજ,
શબ્દો શમે, કિંતુ શમે ન ગુંજ !

કેડી હતો તે કીધ રાજમાર્ગ,
એમા તમે રમ્ય રચ્યો વળાંક !

૧૧/૧૧/૨૦૦૮

*આદિલ સાહેબને

## મળે, ન મળે !

ભગવતીકુમાર શર્મા

અ પૂર્વ, નવ્ય ને ઉજ્જવળ અચલ મળે, ન મળે !
ગઝલનો આવો મનોહર મહલ મળે, ન મળે !

ફરીથી આટલી ઉમદા ગઝલ મળે, ન મળે !
ગઝલનુ શોભિતુ શતદલ કમલ મળે, ન મળે !

કરી તે કાયાપલટ ગુર્જરી ગઝલ કેરી,
ફરી એ ગઝલો, એ મુક્તક તરલ મળે, ન મળે !

પરંપરાઓને તોડી છતા ગઝલ કાયમ
ફરી ગઝલનો એ નવલો અમલ મળે, ન મળે !

લચી પડ્યા છે હવે ખેતરો ઘણા કિન્તુ
ઉતારી તેં જે ગઝલની ફસલ મળે, ન મળે !

નવી જ ભોંય તેં ભાંગી પુરાણા વિસ્તારે,
ફરીથી આવી કો સિદ્ધિ વિરલ મળે, ન મળે !

*આદિલ મન્સૂરીને અંજલિ

# રચનાઓ ચાર

●

લાભશંકર ઠાકર

### ૧.

હજી ક્યાં સુધી આમ
સતત
વાંચ્યા કરીશ તારા નકારને ?
કમ સે કમ
તારા અભિનિવેશને તો છોડ.
આ તને શેની લગન લાગી છે ?
હકારની.

### ૨.

ઘડું છું મને પણ હજી ઘડાયો નથી...
મારે મને ઘડીને ઘટરૂપે તરવું છે.
ક્યાં ?
જીવનસરિતામાં.
શા માટે ?
તરતા તરતા મારે સામા કાંઠે જવું છે.
વ્હાય ?
ત્યાં કોઈ મારી પ્રતીક્ષા કરે છે.
કોણ ?
મારે ય તે જાણવું છે કે
સામા કાંઠે કોણ અને શા માટે કોઈ
મારી પ્રતીક્ષા કરે છે.
પણ રે તું ક્યારે ઘડાઈ રહીશ ?
ઘડતાં ઘડતાં
હું
મને એ જ પૂછું છું :
રે હું ક્યારે ઘડાઈ રહીશ ?

### ૩.

ભલે બધાંએ મને સાવ ત્યજી દીધો છે.
કોઈ કરતાં કોઈ નથી -
આસપાસ, બહાર
અને અંદર.
ખખડતી ખાલી ખીણ જેવી
એકલતા
એક માત્ર સધિયારો છે અભિન્ન.
હા
મેં
મને પળ માટે પણ ત્યજી દીધો નથી.
હું
મારા રાજીપાને વાગોળું છું
કે
કોઈની ય મારે
સોગંદ ખાઈને જુબાની આપવાની નથી.

### ૪.

ડૂબી જવું
અનાયાસ પોતાના અવાજમાં
અને તરકીબથી કાંઠે આવીને
અવાજને અલગ કરીને
ડિસ્ટન્સથી સાંભળવો
તે
છે
હોવાની અને ન હોવાની
સુખભરી રમત.
I grow green in this game.

## અર્ઘ્ય

રાજેન્દ્ર શુક્લ

ઊગ્યા તમે ભીતરને પ્રતાપ,
ઐશ્વર્ય એવે પ્રસર્યાં અમાપ,
સુહાય જેવુ નભ ઈન્દ્રચાપ !

અભૂતપૂર્વા ગતિ જે લહાય,
યાત્રા તમારી જ્યહીં પૂર્ણ થાય,
આરભ ત્યાંથી જ નવા રચાય !

દેખાડ્યુ એવુ સહુને યથાર્થ,
અનર્થથી ભિન્ન કર્યું જ સાર્થ
તમારી સંગે સઘળું કૃતાર્થ !

લ્હેરી રહ્યો જે અહીં કુંજકુંજ,
શાશ્વત તમે એહ પ્રકાશપુંજ,
શબ્દો શમે, કિંતુ શમે ન ગુંજ !

કેડો હતો તે કીધ રાજમાર્ગ,
એમા તમે રમ્ય રચ્યો વળાંક !

૧૧/૧૧/૨૦૦૮

*આદિલ સાહેબને

## મળે, ન મળે !

ભગવતીકુમાર શર્મા

અ પૂર્વ, નવ્ય ને ઉજ્જવળ અચલ મળે, ન મળે !
ગઝલનો આવો મનોહર મહલ મળે, ન મળે !

ફરીથી આટલી ઉમદા ગઝલ મળે, ન મળે !
ગઝલનુ શોભિતું શતદલ કમલ મળે, ન મળે !

કરી તે કાયાપલટ ગુર્જરી ગઝલ કેરી
ફરી એ ગઝલો, એ મુક્તક તરલ મળે, ન મળે !

પરપરાઓને તોડી છતાં ગઝલ કાયમ,
ફરી ગઝલનો એ નવલો અમલ મળે, ન મળે !

લચી પડ્યા છે હવે ખેતરો ઘણાં કિન્તુ
ઉતારી તેં જે ગઝલની ફસલ મળે, ન મળે !

નવી જ ભોંય તેં ભાગી પુરાણા વિસ્તારે,
ફરીથી આવી કો સિદ્ધિ વિરલ મળે, ન મળે !

*આદિલ મન્સૂરીને અંજલિ

# બે કાવ્યો

●

રાધેશ્યામ શર્મા

## છજામાં

પેનને ઘેન ચઢ્યું
લખવાનું
જીભને કેફ વધે
બોલવાનું
શું લખું
લલાટ પર વિધાતાના
શું કહું
બધિર મંડપમંચને
હું મને જ
સાંભળતો નથી
ભાળતો નથી
તો
કાગળ તો
ક્યાંથી લખું
વલખું છું
તલખું છું
સંભળાવવા
શું કરું
પડઘાનાં પંખી
નિર્જન એકાન્તમાં
ઊડી ગયાં
છતાં
મજામાં છું
મારા
છજામાં.

(૫ ૫ ૨૦૦૮)

## આજુબાજુ

બારી ઉઘાડી રાખું તો
કાસારમાં
કાળાં કાળાં બતક
અવતરે
તરે
સમડીઓ
મડાં પર ઝળુંબવા
ગગનને ક્યાં
મરણું છે તે
ગરણું
ગળે બંધાય
ગંધાય
ગટરો
ઊંઘે
શટરો
દુકાનો મકાનો
ગટરગું ગટરગું
ગાતાં
ઊડે આજુબાજુ
વાહનો ભંગાર
લોલીપોપ ચૂસતી
લંગાર
શહેરનો ષોડશી
શણગાર

(૫ ૫ ૨૦૦૮)

# પાંચ ગઝલો

●

ચિનુ મોદી 'ઈર્શાદ'

### (૧) જુઓ

તોડી ફોડી નાંખેલી કશ્તી જુઓ
ઝાંઝવાંની આ જબરદસ્તી જુઓ.

રૂબરૂ એ થાય એવી છે વકી
આ બગીચે પુષ્પની વસ્તી જુઓ.

આપ પાછે પગ જરા ચાલી જુઓ
માત્ર છાપાં ન જુઓ, પસ્તી જુઓ.

મન-મગજની રોજની તકરારમાં
થાય છે મોંઘી ક્ષણો સસ્તી જુઓ.

રેતની ગરમી અને ખારો પવન
એ છતાં 'ઈર્શાદ'ની મસ્તી જુઓ.

૨૨/૩/૨૦૦૮

### (૨) નથી

બાળપણમાં ડોકિયું કરવું નથી
આ કળીને પુષ્પ થૈ ખરવું નથી.

જાય છે, એ જાય છે; ક્યાં જાય છે ?
આ બધું જાણ્યા વગર મરવું નથી.

હાથ-પગ તો ક્યારનો તું વીંઝતો
પાણી છે ને પાણીમાં તરવું નથી ?

સૌ ક્ષણો હાજરજવાબી હોય છે
તોય સંચિત મૌન વાપરવું નથી.

સાવ ખાલીખમ થયો 'ઈર્શાદ' તું
પણ, હવે એકાંત આ ભરવું નથી.

૧૪/૩/૨૦૦૮

### (૩) તારા વગર

હોઈએ શું હોઈએ તારા વગર ?
વાત માંડું કેમ હોંકારા વગર ?

માંગ તે બધ્ધું જ છે; પણ, વ્યર્થ છે
દેહ શણગારું શું ધબકારા વગર ?

તારી જેમ જ ઊંઘવું છે, ઊંઘવું
ઊંઘવું છે, મિત્ર, અંધારા વગર.

એક નબળી ક્ષણ હવે તો જોઈએ
છોડું હું મેદાન, અણસારા વગર.

હું નહીં હોઉં તો તું શું કરીશ ?
યાદ કોને આવશે મારા વગર ?

૨/૩/૨૦૦૮ (હંસાની મૃત્યુતિથિએ)

### (૪) છે

સાચું છે કે ખોટું છે ?
આંસુથી શું મોટું છે ?

હોય અહીં વિસ્તરતું રણ
ખાલી ખોટી દોટું છું.

યાદ રહે અમથું ક્યાંથી ?
ઊંડી, ઘેરી ચોટું છે.

પંખીએ જળમાં જોયું :
'માળું, મારું ફોટું છે !'

સ્વપ્ન નથી આવ્યાં પરબારાં
પાંપણ પર પરપોટું છે.

૧૮/૨/૨૦૦૮

### (૫) હરણ

સાવ સોનાનું હરણ
થોભ, થંભી જા ચરણ.

સ્વર્ગની તો શી ખબર ?
માત્ર નક્કી છે મરણ.

કેમ દરિયે શોધનો -
કૂદતું-ગાતું ઝરણ ?

તું પધારે એ ક્ષણે
શ્વાસને મળશે શરણ.

ધૂળનો હિસ્સો થશે
રોક ગંગા અવતરણ.

રૂ-બરૂ સંમુખ છું
છોડ તારાં આવરણ.

વીરડો થા વીરડો
વિસ્તરે છે રોજ રણ.

૩/૧૨/૨૦૦૭

# એક વસંત ગઝલ

●

ઉશનસ્

ના ક્યહીં આરંભ, ના ક્યાં અંત છે
ખીલવાની બીજી ક્ષણનું નામ તો વસંત છે.

ફૂલ, ફાગણને વળી ફોરમ તણો
અર્થ કેવળ ફૂલવા પર્યન્ત છે.

એ હવે પાસે જ લાગે છે મને
છેક શ્વાસોચ્છ્વાસમાં ય સુગંધ છે.

તું થોભ થોડીવાર, થોડી વારમાં
તારા બધા યે પ્રશ્ન કેરો અંત છે.

રંગગંધની લ્હાણી છે, તું લૂંટી લે
બે'ક ક્ષણની વાત છે, ન અનંત છે.

એક પગલું જો ચૂક્યો તો જો પછી
હા, પછી પગથી ય ના, ના પંથ છે.

આજ ઉશનસ્ચિત્ત, આખું અંગ ના
એક ઉત્કટ માત્ર રાતો તંત છે.

૨૦/૧/૨૦૦૮

# કાવ્યાનુવાદ

●

## તે આવે છે અને...

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદ : દક્ષા વ્યાસ

તે રોજ રોજ આવે છે અને ચાલ્યો જાય છે.

મારી સખી, જા, મારા કેશમાંથી ફૂલ લઈ તેને આપી આવ.

તે પૂછે કે કોણે મોકલ્યું તો હું તને વિનવું છું કે તેને મારું નામ ન આપીશ;
કેમ કે તે કેવળ આવે છે અને ચાલ્યો જાય છે.

તે વૃક્ષ હેઠળ ધૂળ પર બેસી જાય છે.

મારી બેન, ત્યાં ફૂલો અને પર્ણો બિછાવ.

તેની આંખોમાં પીડા છે. એ મારા હૃદયમાં વ્યથા જન્માવે છે

તે કહેતો નથી કે તેના મનમાં શું છે.

તે કેવળ આવે છે અને ચાલ્યો જાય છે.

---

("The Gardener" – કૃતિ ૨૦)

થયેલ છે ? પાચ ફકરા અને લગભગ અડધા પાનામાં આત્મરસિત મૃત્યુકથા વર્ણવવા લેખકે કૃતિને દશ્ય કલ્પન, પ્રતીકાત્મક ક્રિયાચેષ્ટા, વસ્તુજગતની સ્થિતિગતિ, નાયકની 'મેધાવી આખોના પલકારા'.. એટલે કે કેમેરાનેત્રમાં ફ્રેમ કરી છે ત્યા પ્રારમ્ભિક દશ્ય જુઓ

'છ ફીટ લાંબી
આ ખીણની
સામી પાર બ. છે '

અને વાર્તાના અંતનુ દશ્ય, જ્યાં નાયક આખના છેલ્લા મીંચકારા સાથે બળપૂર્વક જરાક ફફડે છે

'બ... બ.
અને ચળકતા અંધકારનાં મોજામાં હું ઓગળીને એક થઈ જાઉ છું'

ઘટના માત્ર આટલી 'બ' સામી પાર જ રહી જાય છે અને નાયક બાળક માફક બબડે છે ફફડે છે બ. બ. અને અંધકારના મોજામા ઓગળી એક થઈ જાય છે ! પણ આ 'એક' જ મૃત્યુ છે, અન્ય અનેક મૃત્યુ નેપથ્યમા, અવચેતનામાં ધરબાયેલાં હશે નહીતર અન્ધકારમાં, મૃત્યુમા એક' થઈ ગયા પછી કહેવા કોણ આવે ? ક્યાથી આવે ?!

પાત્ર બે એક નાયક, બીજુ બ કૃતિમાં 'બ'નો ઉલ્લેખ 'મેં બોરસલીના થડ પર જરા હથેળી ફેરવી. બ.ની ગોરી પીઠ પર ભીના કાળા વાળનો ઢગલો, અને એ ભીનાશ પર હુ એક હંસનું નાનુ શુભ્ર શાવક બનીને લપાઈને બેઠો છુ એવું સ્વપ્ન ત્રણેક દિવસ પર મને આવ્યું હતુ' ભાવકને થાય આ બ કોણ હશે ? નામ નથી, અટક નથી. આઈડેન્ટિટી શોધવી હોય તો બીજા પેરાના છેડે આવેલા કાવ્યમય વર્ણનમા ઈષત્ ઝાંખવુ ઘટે 'આઠમના ચદ્રનો ટુકડો બોરસલીની પાછળ બ ની પીઠ જેવો તગતો હોય છે' બોરસલી-સાવ શુષ્ક નહિ એવું ઊર્મિભીંજ્યુ સ્મૃતિ પ્રતીક છે, જેના પર હળવેકથી હથેળી ફેરવી નાયિકા બ ની ગોરી પીઠ પર નાયક હંસનુ બચ્ચુ બની સ્વપ્નમા-અર્થાત્ માતાના ગર્ભમા લપાઈ બેસે છે ! કાળા ભીના વાળ, કાળો કાગડો, કાળો અધકાર, કાળી કીડી (જેની સ્પર્શરેખા નાયકને બરાબર વચાય છે) એ બધા મૃત્યુના વિભિન્ન પર્યાય ઠરે છે

મૃત્યુની કાળાશના સૂક્ષ્મ કોન્ટ્રાસ્ટમા હસનું શુભ્ર શ્વેત શાવક, ધાબામોથી ખરતો સફેદ ચૂનો, આઠમના ચદ્રનો શુકલ ટુકડો અને સ્વપ્ન પલટાઈ ગયા પછી ધાબાની ધાર પર બેઠેલાં હસના ધોળાં ધોળાં બચ્ચા જીવનની, ચૈતન્યની મૂક સાક્ષી પૂરે છે, પણ ત્યા જ ટ્રેનની તીણી તીખી વ્હીસલ બધા હંસ શાવકોને પાખો ફફડાવી (કૃતિના અતે નાયક પણ હોઠ ફફડાવી 'બ.' બોલે છે !) ઊડી જવા મજબૂર કરે છે

નાયક ઘરમાં આવી ટાઈમપીસના કાંટા ફેરવે છે, એલાર્મ બેલ વાગતાં ચલ્લી પણ બચ્ચાં (અને નાયક)ની જેમ પાખો ફફડાવી ઊડે છે રૂમમાં ફફડાટ અથડાતાં પંખાનાં વાયવી વર્તુળો બ્લ્યૂ દીવાલોને ધક્કો મારી આંગણાની બોરસલીને પણ ઊચકતા જાય છે ! અગાઉ કાગડો પણ મૃત્યુદૂત બની સ્મૃતિસદશ બોરસલીની શુષ્ક ડાળને ખેંચવા મથતો હતો. હવે ?

કથાસર્જકનો કેમેરા-એન્ગલ ત્રીજા પેરામાં નાયકને બોરસલીના ખાડામાં (જનનયોનિમાં ?) પગ ખૂંપવીને ઊભેલો ઝડપે છે એની ડોક ડાબી બાજુ નમી પડી છે, અને આંખ મીંચતી જાય છે (કેમેરા નેત્રનું ફ્લેશ ક્લિકિંગ ભાવકને સભળાયુ તમને ?) કાગડો ઊડાઊડ કરે છે સૂકી ડાખળીને ચાંચમા ભરાવી ત્યાં નાયક જુએ છે મારુ મકાન રણની રેતીમા ઢળી પડ્યુ છે અને લોહી માસ વગરનાં, વાંસમાથી બનાવેલાં, ઊટોની એક કારવા એમાંથી પસાર થઈ રહી છે દરેક ઊટ પર એક એક કાગડો બેઠો છે કાગડાની ચાંચમાં હસનું એક એક સફેદ બચ્ચુ છે કાગડાની સંખ્યા વધતી જાય છે લાઈનસર એ ચપોચપ ગોઠવાતા જાય છે દૂર દૂર સુધી ચપોચપ લબાતા જાય છે'

જાણે પોલ કોહેલોની ડેથ પેરેબલ અને હિચકોકની 'ધ બર્ડ્ઝ' વાંચતા-નીરખતા હોઈએ એવો 'કોલાજ' અનુભવ સુજ્ઞ ભાવકને થયા વગર નહીં રહે

મેલોડ્રામેટિક બન્યા સિવાય, ઘટના ઘટન વ્યંજનાને નંદવાયા વગર સ્વ મૃત્યુ જેવા વિષયને આટલી હળવાશથી નિરૂપવામા કઈ ટેકનિક ફલવતી બની ? તો તે છે એકમેવ મનોઘટનાને કવિતારૂપ આપી મૂર્તિકરણ સાધવું વૈદકીય પરિભાષામા ભાવોપચયનું અહી રસસિદ્ધિ અર્થે બૃહણ થયું ગંભીર વસ્તુને કવિતા પ્રકારમા અધિક રીતે ઢાળીને કવિએ વાર્તા રચી ના હોત તો કૃતિ બોજિલ બની જાત વાર્તાસર્જક લાભશકર ઠાકરે ખેડેલા જોખમને અભિનંદવાનું મન એટલા માટે થાય કે એમણે 'સિંગલ ઈફેક્ટ', 'ચોટદાર અન્ત'ની પરપરાગત માન્યતાની સ્પૃહા સેવી નથી. સાહિત્યપ્રકાર (genre) માન્ય શાસ્ત્રબદ્ધ ધોરણોના ચીલે ચાલ્યા નથી. મૃત્યુ વિષયસદર્ભે બ્રિટિશ કવયિત્રી સિલ્વીઆ પ્લાથ સાથે લાભશંકરની કળાવિભાવના કેવી બધબેસતી છે તે પ્ર માણીએ

Dying
is an art, like everything else
I do it exceptionally well...
('Lady Lazarus')

■

(અભ્યાસ)

# સુરદાસની કૃષ્ણકવિતામાં 'ગીતગોવિંદ'નો મંગલશ્લોક : સર્ગસમાંતરણ કે છાયા ?

લાભશંકર પુરોહિત

સાંપ્રદાયિક અનુશ્રુતિ, સુરદાસની કૃષ્ણકવિતાને શ્રીમદ્વલ્લભની પ્રેરણા ('આજ્ઞા')ની પરિણતિ માને છે. ગૌઘાટ પરના પ્રથમ મેળાપ વખતે, સુરદાસ, 'મૌં સમ કૌન કુટિલ ખલકામી ?' - એ પદ શ્રીવલ્લભને સંભળાવે છે. એ અરસામાં, સુરદાસની સર્જકતા દીનતા, પ્રાર્થના, અંતઃતાપ જેવા ભાવોની રચના તરફ વળેલી હતી; એટલે એમનાં પદોમાં આત્મભર્ત્સનાના અંશોને કારણે, એમને મીઠો ઉપાલંભ આપતા હોય એમ વલ્લભે કહ્યું : 'સૂર હૈ કે ઐસે કાહે ઘિઘિયાત હો ? કછુ ભગવદ્-જશ ગાઓ !' આત્મનિંદાને બદલે આત્મપ્રસન્નતાપૂર્વક કૃષ્ણલીલાનું ગાન કરવાની આ સૂચના, સાંપ્રદાયિક દીક્ષા પછીની, સુરકવિતામાં સતત તે સાદ્યંત ચરિતાર્થ થતી રહી. આચાર્ય વલ્લભે, એમને, ભાગવતાંતર્ગત દશમસ્કંધમાંના કૃષ્ણચરિત્રના લીલાક્રમોનો નિર્દેશ કર્યો; અને આમ, આચાર્યપ્રબોધનથી, સુરદાસના કવિતાસર્જનમાં કૃષ્ણલીલાનું ભાવનિરૂપણ, પ્રમુખ પ્રવાહ બની રહ્યું.

સાંપ્રદાયિક સિધ્ધાંત-સેવામાં શ્રીમદ્ ભાગવતનું સ્થાન કેવળ, અષ્ટાદશ પુરાણમાંના એક 'પુરાણ' તરીકેનું જ નથી; પણ સંપ્રદાયની દાર્શનિક પીઠિકામાં, વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર : આ પ્રમાણત્રયીની હારોહાર ચતુર્થ પ્રમાણ તરીકેની માન્યતા વલ્લભે પ્રતિપાદિત કરી છે એટલે સ્તો કૃષ્ણોપાસનાના સાંપ્રદાયિક સેવોપચાર તથા કીર્તનગાનમાં ભાગવતસંગતતાનો મહિમા અત્યંત રહે છે. આ કારણે, સુરદાસની કવિતામાં, ભાગવતનિરુપિત કૃષ્ણલીલાના બહુવિધ પ્રસંગોની ઉપસ્થિતિ કેવળ પીઠિકારૂપે જ નહિ, પ્રેરણા અને સર્ગપોષણ માટે પણ એટલી જ ઉપકારક રહે છે.

- પણ એનો અર્થ એવો નથી કે સુરદાસનાં કૃષ્ણપદોની ભાવસૃષ્ટિ, નિતાન્ત ને ચુસ્ત રીતે, ભાવગતપ્રોક્ત કૃષ્ણલીલાને જ યથાતથ અનુસરે છે. દશમસ્કંધ અંતર્ગત કૃષ્ણચરિત્રને પોતાની પદસૃષ્ટિના કીલકસ્થાને તો અવશ્ય એ સ્વીકારે છે; પરંતુ વાત્સલ્ય, માધુર્ય અને સખ્ય : આ ત્રણેય ભાવના કવિતાગત નિરૂપણમાં, કૃષ્ણ ઉપરાંત રાધાસહ ગોપાંગનાઓ અને ગ્વાલમંડલી, નંદ-જશોદા વગેરે પરિજનોના વિધવિધ સંચારીઓની મુદ્રાઓથી આકારાતા સમગ્ર પરિવેશને તો સમસામયિક લોકજીવનના સામાજિક/સાંસ્કૃતિક વાતાવરણથી રસીને જીવંત ને સાવ નિકટ પરિચિત (intimate) કરી આપે છે. કૃષ્ણ અને એના પરિજન પરિસરના વિધવિધ ભાવોના મૂર્તીકરણને, આ માનવીય સંવેદનાનો સાંપડતો ઋજુ સ્પર્શ, સુરદાસની કૃષ્ણ કવિતાની હૃદ્યતા અને આસ્વાદ્યતાનું સૌથી મહત્ત્વનું પરિમાણ છે. પૌરાણિકતાને સાંપડતી આ સમકાલીનતા / તત્કાલીનતા, આકસ્મિક કે આગંતુક નથી બની રહેતી; પણ સહજ અને ઉપચયાત્મક દીસે છે એનું કારણ છે સુરદાસની પ્રપન્ન ભક્તિમાંથી ઊઠતો ઊંડો અંતરંગ સન્નિવેશ (involvement). સુરદાસની કૃષ્ણ કવિતાની સર્વકાલીન અપીલ, પણ, આ સર્ગપ્રકૃતિને કારણે નથી લાગતી ?

*

વલ્લભપ્રબોધથી પ્રેરાઈને, ભગવદ્-લીલાનું કાવ્યસર્જન કરવા ઉદ્યત સુરદાસના 'સૂર-સાગર'નાં પાંચેક હજાર ઉપરાંતનાં પદો પૈકી પ્રથમ નવ સ્કંધોને લગતાં પદોની સંખ્યા તો છસોને આળેગાળે (૬૧૮) જ છે; એ જ રીતે અંતિમ બન્ને સ્કંધ ૧૧ અને ૧૨નાં પદો પણ સાવ જૂજ સંખ્યામાં છે; જ્યારે કૃષ્ણના બાલચરિત્રને નિરૂપતાં પદો ખાસ્સી મોટી સંખ્યામાં એટલે કે ચાર હજાર ઉપરાંતનાં (૪૧૬૦) છે. ભાગવતકારને પણ મુખ્યતઃ કૃષ્ણભક્તિનું પ્રતિપાદન ઈષ્ટ છે એટલે સ્તો 'દશમસ્કંધ' ત્યાં પણ મોટી જગ્યા રોકે છે. કૃષ્ણચરિત્રનો આ પ્રલંબ પથરાટ, ભાગવતમાં, બોધાત્મક કે વર્ણનાત્મક કરતાં ભાવાત્મક અને ચિત્રાત્મક વધુ છે. આ ઊર્મિસંપૃક્તાને લીધે જ મધ્યકાળની કૃષ્ણકવિતામાં પણ, ભાવબહુલતાના વિધવિધ ઉદ્રિક્ત સંચારીઓને વિલસાવતી ઊર્મિકવિતા (lyric) ઢબની પદરચનાઓ સવિશેષ અને સ-રસ પ્રમાણમાં સાંપડી રહે છે. આ દિશામાં, સુરદાસનો શબ્દવિહાર, સાંખ્ય અને સત્ત્વ - બન્ને દૃષ્ટિએ ઘણો જ વ્યાપક છે.

સાંપ્રદાયિક પરિભાષામાં 'લીલા' (લીલા તુ વિલાસેચ્છા) તળે સંજ્ઞિત, શિશુક્રીડા કે પ્રીતિવિલાસને લગતા ભાવપ્રસંગોના, કવિતાગત નિરૂપણમાં ભાગવતમાંથી તો મૂળ પ્રસંગનું આછોતરું સૂચન, કહો કે એની ચિત્રણા માટેની પાલખ માત્ર સ્વીકારે છે, પ્રસંગનું ભાવાત્મક વિસ્તારીકરણ ને વૈવિધ્યીકરણ તો એ પોતાની કલ્પકતાથી સ...

કરતી વેળા પ્રત્યક્ષ લોકજીવનની વિધવિધ ઉપ સ્થિતિ (situations)નો પરિસર, ભાવબિંબોની, આજુબાજુ રચી આપે છે રાધા/કૃષ્ણના માધુર્યવિલાસના નિરૂપણમા, પ્રથમ તારામૈત્રકથી માંડીને, છેક ઉત્તર વયે, કૃષ્ણ પરિકર/પરિજનો સમેત સૂર્યગ્રહણના પ્રસગે દ્વારકાથી કુરુક્ષેત્રમા પુણ્યસ્નાન માટે જાય છે ત્યા નંદ/જશોદા, ગોપજનો અને સ્વય રાધા સાથેના ઉત્તર મિલન પર્યન્તના યુગલપ્રીતિના સ્થિત્યતરોની વસ્તુસામગ્રી, એણે, લોકપરપરામા પ્રચલિત તત્પરક રૂઢ કથાઘટકોમાથી સ્વીકારી હોય એમ બને. યુગલ સ્વરૂપની ભક્તિ ઉપાસના તો એ કાળે પ્રચારમા આવી ગઈ હતી. ઉપરાત, 'ગીતગોવિંદ' (જયદેવ) અને 'કૃષ્ણકર્ણામૃત' (લીલાશુક) આ બન્ને સસ્કૃત કૃષ્ણપરક રચનાઓનો પ્રભાવક સમાદર ચૈતન્યની ગૌડીય પરપરા અને વલ્લભની પુષ્ટિ પરપરામા છેક શરૂઆતથી જ થતો રહ્યો છે 'ગીતગોવિંદ'ની અષ્ટપદીઓનુ ગાન, સાપ્રદાયિક કીર્તન પ્રણાલિકામા, સ્થાન ધરાવે છે એકલા સુરદાસ જ નહિ, અષ્ટછાપ/અષ્ટછાપેતર અન્ય કવિઓની પદરચનાઓમા પણ આ બન્ને સસ્કૃત રચનાઓનો રગ ઊતરતો રહ્યો છે આ સ્થિતિમા, જયદેવ અને લીલાશુકની ભક્તિરચનાઓમાથી, સુરદાસની કવિતામા પ્રેરણા, પોષણ અને ક્યાક પૂરકતા પણ પ્રાપ્ત થયા હોવાની સભાવના ખરી.

*

ભલે, ભાગવતમા રાધા સજ્ઞા/પાત્રનો કશો પ્રત્યક્ષ નિર્દેશ ન મળતો હોય, પરતુ પ્રાકૃત, અપભ્રશ ઉપરાત લોકપરપરામા તો રાધાસહ કૃષ્ણનો કથાઘટક વ્યાપક પ્રચારમા હતો જ દશમી સદીના અરસામાં સસ્કૃતની શિષ્ટ કવિતામાં પણ એની નકરી સ્વીકૃતિ જ નહિ, ગાઢ સમાદર પણ થતો રહે છે એનું નિદર્શન 'ગીતગોવિંદ'મા મળી રહે છે અનુકાલીન કૃષ્ણકવિતા અને કૃષ્ણભક્તિપરક સપ્રદાયોની પરંપરામા તો 'રાધા' આરાધ્યસ્થાન પણ શોભાવે છે ગૌડીય પરપરાએ 'રાધા'ના પરકીયાભાવની જારપ્રીતિને પ્રેમલક્ષણાની પરાકાષ્ઠા ગણી, પુષ્ટિ સપ્રદાયના અભિપ્રાયે રાધાનો કૃષ્ણાનુરાગ સ્વકીયાભાવનો છે આ કારણે, યુગલસ્વરૂપની માધુર્યલીલાના કવિતાગત નિરૂપણમા સુરદાસની લેખિની મોકળાશથી વિહરે છે શૃગારના કેટલાક ઘાટા ઉદ્રેકો પણ, સ્વકીયાભાવને લીધે, નિર્વાહ્ય લાગે.

'રાધાકૃષ્ણમિલાપ' તળેના સુરદાસનાં પંદરેક પદો, ઉભયના પ્રથમ મિલનના મૌગ્ધ્ય અને નિર્દોષ પ્રીતિને, ચિત્રાત્મક રીતે નિરૂપે છે પરંતુ, આ પદગુચ્છનો આરભ તો, કૃષ્ણ-યશોદાના વાત્સલ્યના ચિત્રથી થાય છે 'દે મૈયા ભૌરા ચક ડોરી' - બોલતા બાલકૃષ્ણ, મા પાસે રમવા માટે, દોરી ભમરડો માગે છે બહુરગી દોરી અને ભમરડો લઈને રાજીના રેડ થઈ જતા કૃષ્ણ, ગ્વાલ મંડળી લઈને, નીકળી પડે છે કેવુ છે માનુ હેત ? મૈયા બિના ઔર કો રાખે, બાર બાર હરિ કરત નિહોરી', 'તૈસઈ હરિ, તૈસેઈ સબ બાલક, કર ભૌરા-ચકરિનિ કી જોરી' તેવતેવડી બાળમડળીમા, નદની પોળમા, ભમરડો ફેરવતા કૃષ્ણને નીરખી રહેતી જશોદાની પ્રસન્નતા કેવી છે ? 'દેખતિ જનનિ જસોદા યહ સુખ, બાર બાર બિહંસતિ મુખ મોરી.' હાસ્યની છોળો ઉડાડતી જતી અને ચકરડી-ભમરડાની રમતમા ગુલતાન ગ્વાલમડળીમાં, શિશુ કૃષ્ણની મસ્તી નિહાળ્યે રાખતી યશોદા તો પોતાના અપત્ય-વાત્સલ્યને, વારે વારે મુખ ફેરવી ફેરવીને મદ મદ સ્મિત ફરકાવતી, વ્યક્ત કરે છે, પણ, ક્રીડારત કૃષ્ણને નિહાળીને, વ્રજવનિતા તો વાકી નજરે જોતી જોતી 'ડારતિ તૃન તોરી' ઘાસના તણખલાં તોડતી, માધુર્યને વ્યંજિત કરે છે ! (પદ ૬૬૯) મેરૈ હિય લાગૈ મનમોહન, લૈ ગયે રી ચિત્ત ચોરિ આ રસ્તેથી જ નીકળેલા 'મનમોહન'ને તણખલુ તોડવાને બહાને નીરખી લીધા ! 'મોરમુકુટ', સ્ત્રવનનિ મનિ કુંડલ', 'ઉર બનમાલ', દસન ચમક', 'અધરનિ અરુનાઈ' આવા રૂપમધુર કૃષ્ણને જોતાવેંત હુ તો ! 'પરિ ઠગોરી ! (પદ ૬૭૦) હાથનો ઝાટકો આપીને ચકરડી/દોરીને ઘુમાવતા કૃષ્ણને નિહાળ્યાની ક્ષણથી જ ! મેરૌ જ્યૌ ન રહિ સકત ! બસ, જ્યા નજર કરુ ત્યા એ જ 'મૃદુ મૂરત' નયનમા લાગી રહે ! 'અબ મૈ કહા કરૌ રી સજની ? સકોચ છોડીને સહિયરને પૂછતી રાધા તો 'સુરતિ હોતિ તબ મદન દહત'ની દશામા મુકાઈ ગઈ છે ! (પદ ૬૭૧) હાથમાં દોરી, ભમરડો લઈને યમુના કાંઠે રમવા નીકળેલા કૃષ્ણની નજર ઓચિંતી રાધા પર પડી ! કેવી લાગે છે રાધા ? નૈન બિસાલ ભાલ દિએ રોરી / નીલ બસન, ફરિયા કટિ પહિરે, બેની પીઠિ રુલતિ ઝકઝોરી સખીઓની સાથે આવી રાધાને આવતી જોઈને જ કૃષ્ણ તો !.. 'દેખત હીં રીઝે નૈનનૈન મિલિ પરી ઠગોરી ! (પદ ૬૭૨) કૃષ્ણ પૂછે છે રાધાને 'કૌન તૂ ગોરી, ક્યા રહે છે તુ ? કોની દીકરી છો ? ક્યાંય વ્રજની કેડી પર તને જોઈ નથી ! રાધા પણ વળતો જવાબ આપે છે 'કાહે કૌ હમ વ્રજ-તન આવતિ હુ તો મારી પોળમાં જ રમતી રહુ છુ મેં તો કાને સાભળી વાત છે કે નંદનો છોરો દહીં-માખણની ચોરી કરતો ત્યા ફર્યા કરે છે કૃષ્ણ પણ ગાજ્યા

જાય એમ નથી. 'તુમ્હરૌં કહા ચોરિ હમ લૈ હૈ ?' મારી સાથે રમવા ચાલો. બસ, 'ભોરી રાધિકા' 'રસિક શિરોમણિ'ની વાતમાં ભોળવાઈ ગઈ ! (પદ ૬૭૩) બન્નેનો 'પ્રથમ સનેહ' પરસ્પર પિછાન્યો. 'નૈન-નૈન કીન્હી સબ બાતેં, ગુહ્ય પ્રીતિ પ્રગટાનવ્યો' કૃષ્ણ પ્રસ્તાવ મૂકે છે : 'એકાદ ગાઉ દૂર નંદનું ઘર છે, મારું નામ 'કાન્હ', અમારે ઘરે ક્યારેક રમવા આવો, બારણે આવીને મને બોલાવજે.' (પદ ૬૭૪) કૃષ્ણ-રાધાના પ્રીતિવિલાસનો આમ આરંભ થાય છે. દોહવા માટેની દોણી લઈને રાધા નંદને ઘરે જાય છે. કૃષ્ણ મિલન પુનઃ થયું. નંદ આવી ચડે છે ગૌશાળામાં. રાધાને ઊભેલી દીઠી. કહ્યું : 'ખેલો તુમ દોઉ, દૂરિ કહૂઁ જિનિ જૈહો' નંદની સૂચના સાંભળીને રાધાએ કૃષ્ણને કહ્યું : નંદબાબાની વાત સાંભળીને ? મને છોડીને ક્યાંય જશો તો તમને નંદની પાસે લઈ જઈશ. સારું થયું કે મને સોંપીને ગયા. હવે તમારી 'બાંહ નકુ ન છાંડૌં, મહર ખીઝિ હૈ હમ કૌં.' કૃષ્ણ બોલ્યા : 'મેરી બાઁહ છાંડિ દૈ રાધા' આમ, યુગલસ્વરૂપની 'પ્રેમકી બાતૈં' ચાલે (પદ ૬૭૯-૮૦-૮૧) એક વેળા, 'ગગન મેઘ છવાયો' ત્યારે રાધાએ કહ્યું : ચાલો વૃંદાવન જઈએ (પદ ૬૮૩) આ વર્ષાઋતુની 'સ્યામા-સ્યામ ગુપ્ત- લીલા, સૂર ક્યૌં કહૈ ગાઈ' કહીને, પદ ૬૮૪માં 'સુખ-વિલાસ'નો આરંભ કરે છે :

ગગન ઘહરાઈ જૂરી ઘટા ઝરી.
પવન ઝકઝોર, ચપલા-ચમક ચહું ઓર,
સુવન-તન ચિતૈ નંદ ડરત ભારી.
કહ્યૌ વૃષભાનુ કી કુંવરિ સૌ બોલિ કૈ,
રાધિકા કાન્હ ઘર લિએ જારી;
દોઉ ઘર જાહૂ સંગ, ગગન ભયૌ સ્યામરંગ,
કુંવર-કર ગહ્યૌ વૃષભાનુ-બારી.
ગએ બન ઘન ઓર, નવલ-નંદ-કિસોર, નવલ રાધા,
નએ કુંજ ભારી;
અંગ પુલકિત ભએ, મદન તિન તન જએ,
'સૂર' પ્રભુ સ્યામ સ્યામા વિહારી

(સૂર સાગર ભા. ૧ : ૬૮૪/૧૩૦૨)

*

જયદેવ રચિત 'ગીતગોવિંદ'માં, રાધા-કૃષ્ણના પ્રીતિવિલાસના ત્રણ દિવસ (ખરી રીતે તો અઢી જ દિવસ)નું પ્રણયવૃત્ત રચનાની પીઠિકામાં છે. આ કથાનક ભાગવતનિર્ભર નથી. યુગલ સ્વરૂપના સંયોગ-વિયોગ-પુનઃસંયોગના કાવ્યવૃત્તનું ઘટનાચક્ર તો, અહીં, જો કે, શરદમાં નહીં, વસંતઋતુમાં વિચરે છે; પરંતુ કાવ્યના મંગલશ્લોક અંતર્ગત સુરત-સંકેત, વર્ષાઋતુની પીઠિકા સ્વીકારે છે :

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमैं -
र्नक्तं भीरूरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।
- इत्थं नन्दनिदेशितश्चलितयोः प्रत्यध्वकुंजद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकुले रहः केलयः ॥ १ ॥

શતાધિક વરસોથી, 'ગીત-ગોવિંદ'ના જુદા જુદા અનુવાદો આપણે ત્યાં થતા રહ્યા છે. આવા છ/સાત અનુવાદોમાંથી, પ્રસ્તુત શ્લોકને લગતા બે અનુવાદ (કે. હ. ધ્રુવ (૧૮૯૫) અને રાજેન્દ્ર શાહ (૧૯૮૨) મૂળ શ્લોકને અવગત કરવામાં સુવિધા રહે એ હેતુથી, અહીં ટાંકું છું.

(ક) "અંધારે ઘન તાડ ભૂત સરખાં ભાસે વને રાત્રિએ,
બ્હીએ બાળક રાધિકે ! ત્વરિત તૂં ને કૃષ્ણ જાઓ ગૃહે
વેણે એ વિધ નંદને વિચરતાં વાટે સુકુંજોદરે
જાયે જે જમુના તટે જુગલની લીલા, રમો તે ઉરે"

- કે. હ. ધ્રુવ

(ખ) આ જ અનુવાદનો અન્ય પાઠ -
"અંધાર્યો ઘન, રાધિકે, ગગનમાં, છાયાં તમાલો વન
રેહો બાલ બીએ, સ્ફુરે પુલક, તું લૈ જા ગૃહે કાન્હને
- એવાં વેણથી નંદનાં વિચરતાં કાલિંદી કૂંજોદરે
માણે ને સહચારની જુગલ એ લીલા, રમો તે ઉરે"

- કે. હ. ધ્રુવ

(ગ) મેઘે મેદુર વ્યોમ, તાલ તરુએ અંધાર છાયું વન,
રાત્રી, ભીરુ કન્હાઈનો કર ધરી, રાધે, ઘરે સંચરો
એવો નંદ-નિર્દેશ ઝીલી, યમુના તીરે નિકુંજે દ્રુમે
રાધા માધવ કીધ, ગાઉં જય તે એકાન્ત કેલી તણો

- રાજેન્દ્ર શાહ*

બારમા શતકના જયદેવની આ રચના, પંદરમી સદી સુધીમાં તો ઓરિસ્સા, બંગાળ, બિહાર, મિથિલા ઉપરાંત દક્ષિણમાં કેરલ, તામિલનાડુ પર્યન્ત એની ભક્તિ પ્રતિષ્ઠા અને પ્રભાવકતા પ્રસારી ચૂકી હતી. ચાળીસ જેટલી ટીકાઓ -

*મૂળ શ્લોક / અનુવાદોના આધારસ્ત્રોત : -
- સંસ્કૃત શ્લોક 'ગીતગોવિંદ' અનુ. : રાજેન્દ્ર શાહ, પ્રકા. : ગુ.સા.અ. (પ્રથમ ૧૯૮૯), પૃષ્ઠ ૨૨.
- કે. હ. ધ્રુવનો અનુવાદ (ક.) એજન. પ્રસ્તાવના પૃષ્ઠ ૧૭.
- કે. હ. ધ્રુવનો અનુવાદ (ખ) બીજી આવૃત્તિ 'ગીતગોવિંદ' કે. હ. ધ્રુવ (૧૯૦૬).
- રાજેન્દ્ર શાહનો અનુવાદ (ગ) 'ગીતગોવિંદ' અનુ. : રાજેન્દ્ર શાહ (પ્રથમ / ૧૯૮૯) પૃષ્ઠ ૨૩.

મલયાલમમાં તો 'અષ્ટપદી અટ્ટપ્રકારમ્' નામે, કેવળ નૃત્ય/અભિનયપરક ટીકા સમેત - એની મળે છે. મધ્યકાળથી માંડીને અદ્યપર્યન્ત કૃષ્ણપરક ભક્તિ મંદિરોમાં, ખાસ તો જગન્નાથ મંદિર, પુરી અને બંગાળ/નેપાળમાં, અષ્ટપદીઓનું પૂજોપચારમાં નિયમિત ગાન જળવાઈ રહ્યું છે. આવી અતિમહિમાવંત કૃષ્ણ કવિતાથી, મધ્યકાળનો ભાગ્યે જ કોઈ ભક્ત કવિ અનભિજ્ઞ હોઈ શકે. કૃષ્ણાસક્તિના ઉત્કટ અને સઘન ભાવાતિશય ઉપરાંત, ઊંચા કવિતાગુણ, સાંગીતિક શ્રુતિમાધુર્ય, ઊંડે સુધી સ્પર્શી જતો નાદવૈભવ, બહુવિધ લયસંકુલો થકી સરજાતી નૃત્ય/અભિનયપરક સંભાવનાઓ : આવી અતુલિત શબ્દસંપદા થકી, ગીતગોવિંદ સમસ્ત ભારતવર્ષની ધર્મ-અધ્યાત્મ પરંપરામાં એટલું બધું રસાઈ ગયું હતું કે સમગ્ર મધ્યકાળની સંતકવિતામાં, એક યા બીજારૂપે, એની છાલક ઊતરતી રહે છે.

*

હવે, 'ગીત ગોવિંદ'ના આરંભ શ્લોક અને સુરદાસના ઉક્ત પદની સમરૂપતા કે સમાંતરતા ક્યાં અને કેવી રીતે તરી આવે છે એ બાબતની તપાસ, બન્નેને પાસે પાસે મૂકીને કરવા તરફ વળીએ.

| ગીતગોવિંદ | સુરદાસ |
|---|---|
| मेघैर्मेदुरमम्बर | 'ગગન ઘહરાઈ જુરી ઘટા કારી' |
| भीरुरय | .. ડરત ભારી |
| - इत्थ नन्दनिदेशित | 'કહ્યૌ વૃષભાનુ કી કુંવરિ સૌ બોલિકૈ' |
| त्वमेव तदिम राधे गृह प्रापय | 'રાધિકા કાન્હ ઘર લિએ જા રી' |
| चलितयो | .. દોઉ ઘર જાહુ સંગ. |
| श्यामास्तमालद्रुमैर्नक्त | ... ગગન ભયૌ સ્યામરંગ |
| चलितयो प्रत्यध्वजकुंजद्रुम | 'ગએ બનઘન ઔર નવલ નંદકિસોર, નએ કુંજ ભારી |
| रह केलय | અંગ પુલકિત ભએ, મદન તિન તન જએ |
| राधामाधवयोर्जयन्ति | 'સૂર' પ્રભુ સ્યામસ્યામાવિહારી' |

- 'રાધામાધવ'ની એકાન્ત કેલીના થોડાક મુદ્રાનિર્દેશને લગતો પદ્યખંડક, અહીં ઉધ્ધૃત પદ પછીનાં ત્રણેક પદ છોડીને પદ ૬૮૮માંથી ટાંકું ? એમાં પણ પ્રસ્તુત શ્લોકની પરોક્ષ છાયા વરતાઈ આવશે.

'નવલ કિસોર નવલ નાગરિયા.
અપની ભુજા સ્યામ-ભુજ ઉપર,
સ્યામ-ભુજા અપનૈં ઉર ધરિયા.
ક્રીડા કરત તમાલ-તરુન-તર સ્યામા
સ્યામ ઉમંગિ રસ ભરિયા
સૂરદાસ બલિ-બલિ જોરી પર.
નંદ-કુંવર વૃષભાનુ-કુંવરિયા
राधामाधवय्तोर्जयन्ति यमुनाकुले रह केलय ।

આ અંત્ય-ચરણનો અંતરોદ્ગાર અહીં શબ્દાંતરે નથી સંભળાતો ?

*

રાત ગાઢ થઈ રહી છે, વાદળાંઓ આકાશમાં ઘેરાઈ રહ્યાં છે, યમુના કિનારાના તમાલવનની શ્યામલતાને કારણે રાત્રિનો અંધકાર વધારે ઘાટો બની રહે છે કૃષ્ણ આ ગાઢ અંધકારથી ડરે છે એટલે નંદ રાધાને કહે છે કે તું આને ઘરે પહોંચાડી દે રાધા કૃષ્ણને કયા ઘરે પહોંચાડે છે ? યમુના તીરની ઘાટી દ્રુમનિકુંજમાં ! - અહીં 'રાધામાધવ'ની એકાંત સુરતલીલાનો સંકેત મૂકી, યુગલ સ્વરૂપની આવી માધુર્યલીલાના જયગાનનો અભિલાષ વ્યક્ત કરે છે. 'ગીત-ગોવિંદ'ના આરંભશ્લોકનો આવો અભિધેયાર્થ રચનાના નિરૂપણપ્રદેશ અને પ્રકૃતિનું પણ સૂચન કરી આપે છે. એ રીતે જોઈએ તો, 'ગીત ગોવિંદ'ના કાવ્યવસ્તુ સાથે એનું સીધું અનુસંધાન કશું ન લાગે; કેમ કે મંગલાચરણના ચાર શ્લોક પૂરા થયે બે અષ્ટપદીમાં દશાવતાર/કૃષ્ણની લયાન્વિત સ્તુતિ પછી તરત જ, 'સરસવસંતસમયવનવર્ણનમનુગતમદનવિકારમ્' સંકેત છે તે અનુસાર વસંતની માદક પ્રકૃતિના પરિસરમાં ગોપવધૂઓ સાથેનો કૃષ્ણનો રાસવિલાસ નિરૂપાયો છે. બીજા સર્ગથી છેક બારમા સર્ગના સમાપન પર્યન્તનું રાધા/કૃષ્ણના પ્રીતિવિલાસનું, નિરૂપણ, ત્રણેક દિવસના સીમિત વ્યાપમાં સમેટાઈ જાય છે. રાધા વિયોગ, એ જ રીતે રાધા વિરહથી સંતપ્ત સ્વયં કૃષ્ણ, ઉભય વચ્ચે સખીનું સેતુ-કાર્ય, કૃષ્ણનું રાધાસમ્મુખ આગમન, રાધાનો મૃષા કોપ અને અંતે 'પ્રિયે ચારુશીલે'ની કૃષ્ણઉક્તિમાં સંભળાતી ઉભયની પ્રીતિસંગતિ - આમ, માત્ર અઢી દિવસના જ ટૂંકા કથાવૃત્તમાં સમાઈ જતું, માધુર્યવિલાસના વિધવિધ ભાવોપચારો અને સંચારીઓની તરંગમુદ્રાઓથી વિલસતું

રસવિશ્વ, વર્ષા કે ભાગવતનિરૂપિત શરદમાં નહિ, પણ વસંતમાં આકારિત થાય છે. જો કે, કૃતિના મુખ્ય નિરૂપ્યમાણ સાથે, મંગલાચરણનાં પદ્યોની પ્રકરણ સાપેક્ષતા, સંસ્કૃત કાવ્ય પરંપરામાં ઈષ્ટ કે અનિવાર્ય નથી, કેમ કે આશિષ, નમસ્ક્રિયા, વસ્તુનિર્દેશ : આ ત્રણ પ્રયોજનો (function) સંયુક્ત/વૈકલ્પિક પ્રકારે એણે સાચવવાનાં રહે. અહીં નમસ્ક્રિયા ઉપરાંત 'રાધામાધવયો... રહઃ કેલયઃ' - વસ્તુ નિર્દેશ વાંચી શકાય.

*

વાદળાંના ગોરંભાથી ઘેરાયેલું આકાશ, અતિ ગાઢ અંધકાર, ભયભીત કૃષ્ણને ઘરે પહોંચાડવા માટે રાધાને નંદનો થતો આદેશ, અને રાધા-કૃષ્ણનું વનકુંજમાં પ્રીતિ-પ્રાશન : આટલું ભાવનિરૂપક કથાઘટક તો 'ગીતગોવિંદ' અને સુરદાસનાં પદમાં એકસરખું જ છે. જયદેવની પુરોગામિતા ઉપરાંત કૃષ્ણભક્તિપરક સંપ્રદાયોમાં 'ગીતગોવિંદ'ની પ્રતિષ્ઠા, પ્રભાવકતા અને અતિપ્રચલનના કારણે, સુરદાસમાં મળતો સમરૂપ કથાઘટકનો પદગત સમાદર, જયદેવની કૃતિના સીધા પ્રભાવનું પરિણામ માનવા પ્રેરાઈએ એ સ્વાભાવિક અને તર્કસંગત પણ લાગે. બન્ને રચનાઓમાં, સમાન કથાઘટકના આવા ઉપ-યોગની બાબતમાં અન્ય સંભાવના કઈ દિશામાં વિચારવાનું વિવેકયુક્ત લાગે ? વિદ્યારસિકોની તર્કતૃપ્તિ માટે બે'ક મુદ્દા સંકોરું છું.

જો કે, 'ગીતગોવિંદ' જયદેવની સર્વથા મૌલિક સંસ્કૃત કાવ્યરચના હોવા અંગે વિદ્યાભ્યાસીઓની વ્યાપક સંમતિ છે; પરંતુ ડૉ. સુનીતિકુમાર ચેટરજીનો અળગો અભિપ્રાય પણ ધ્યાનમાં લઈને ચાલીએ તો, 'ગીતગોવિંદ'ની મૂળ રચના અપભ્રંશમાં હોવાની સંભાવના ઠરે. ડૉ. ચેટરજીના મત મુજબ, વ્યાપક ચલણમાં રહેલી પ્રાપ્ત સંસ્કૃત વાચના (text) તો મૂળ અપભ્રંશ પાઠનું સંસ્કૃતીકરણ હોઈ શકે ! એ તો સ્પષ્ટ છે કે સંસ્કૃત શિષ્ટ કાવ્યપરંપરાની સર્જકતા સાતમી/આઠમી સદીમાં તો મંદપ્રાણ થઈ ચૂકી હતી; અને એ જ અરસામાં પ્રાકૃત/અપભ્રંશ રચનાઓ શિષ્ટતા ઉપરાંત સ્વીકૃતિ ધરાવતી પણ થવા લાગી હતી. 'ગીતગોવિંદ'ની પદ્યતરેહો અને વસ્તુદ્રવ્યની કેટલીક વાનગીનું અનુસંધાન, પ્રાચીન સંસ્કૃત કવિતા કરતાં, પ્રાકૃત/અપભ્રંશ કવિતા સાથે, વધુ મજબૂત અને તરત જ નજરે ચડી આવે એવું છે. રચનાના બારે ય સર્ગોનું પ્રબંધ-વિભાજન, એની આંતરિક તાસીરને કારણે, પઠનનિર્ભરતા નહીં, પણ ગાનનિર્ભરતાને ઉપલક્ષે છે. પ્રબંધના આરંભ/અંતના શ્લોક/શ્લોકોના ગણમેળ પદ્યબંધને બાદ કરતાં, પ્રબંધનો મુખ્ય પ્રવાહ, માત્રિક સંધિએકમોથી ગંઠાતી ગાનાશ્રયી પદ્યતરેહોને સ્વીકારે છે. પ્રાચીન સંસ્કૃત કવિતાને મુકાબલે, આ અળગી પદ્યચાલ છે; અને માત્રામેળયુક્ત પદ્યતરેહના પ્રચલન તથા વ્યાપક ચલણનું શ્રેય તો પ્રાકૃત/અપભ્રંશ કવિતાને ફાળે જાય છે. એટલે સ્તો, પદ્યતરેહોની બાબતમાં, 'ગીત ગોવિંદ'નું સગપણ, પ્રાચીન કાવ્યરીતિ કરતાં, અપભ્રંશ સાથે વધુ ઢૂકડું છે. એ જ રીતે, વસ્તુદ્રવ્યમાં રાધાના પાત્રની નાયિકાપદે પ્રમુખતા તો ખરી; તત્પર્યન્તની સંસ્કૃત કાવ્ય-પરંપરામાં અ-પૂર્વતા પણ, 'ગીત-ગોવિંદ'ના ભાવાત્મક વસ્તુનો સર્વથા વિલક્ષણ ઉન્મેષ છે. 'રાધા' સંજ્ઞા, એ પાત્રની પાતળી રેખાઓનું પગેરું, સંસ્કૃત, પુરોગામી સાહિત્યમાં નહિ; પણ પ્રાકૃત/અપભ્રંશમાં મળે છે. વળી, રાધા ઉપરાંત સ્વયં કૃષ્ણના નાયક વિરહના નિરૂપણમાં સંવેદનાનો સકંપ સ્પર્શ, આ પાત્રોને મનુષ્યતાની સંવેદનાસપાટી પર વિચરતાં/વિહરતાં કરી આપનારો નીવડે છે. આ પ્રકારની નિરૂપણ પરિપાટીમાં પ્રાકૃત/અપભ્રંશ ઉપરાંત તત્કાલીન લોકરૂઢ કથાઘટકોની મેળવણીનો ઘાટો રંગ ઊતર્યો હોય એવું માનવાને કારણો મળે છે. જો આ સંભાવના સ્વીકારીએ તો, રાધા-માધવની એકાંતકેલીને લગતો પ્રસ્તુત વૃત્તસંદર્ભ પણ અપભ્રંશની કોઈ અનામી રચનામાંથી વા જયદેવ અને સુરદાસ - બન્નેને પોતપોતાના સમયની લોકરૂઢ કથાપરંપરામાંથી સાંપડ્યો હોય એવા તારણ પર આવી શકાય. સુરદાસની સમગ્ર કૃષ્ણકવિતા તો એમના પોતાના સમયના બહુરંગી લોકપરિવેશથી, બાહ્યાભ્યંતર, ભીંજાઈને જ શબ્દાયિત થતી લાગે. મધ્યકાળ કે પ્રાચીન કાળની રચનાઓની બાબતમાં, સર્જનની સ્વાયત્તતા વા મૌલિકતાનો આપણો અર્વાચીન આગ્રહ બહુ ઉપયુક્ત ન નીવડે એ યાદ રાખીને ચાલવું રહે. કેમ કે પૂર્વકાલીન કૃતિઓ કે લોકપરંપરામાંથી ભાગવત/નિરૂપણગત સામગ્રી/પ્રયુક્તિનો ઓછો/અદકો થતો આવો કૃતિપ્રવેશ, પ્રાક્-અર્વાચીન કવિતાને કદી અગરાજ રહ્યો જ નથી.

■

ડૉ. બળવંત જાની

(ગતાંકથી ચાલુ)

**અધ્યાપન અને સંશોધન સેવાઓ :** તેજસ્વી વિદ્યાકીય કારકિર્દીના ફલસ્વરૂપે એમ.એ. પછી તરત જ એટલે કે ઈ.સ. ૧૯૪૫થી મુંબઈમાં ભારતીય વિદ્યાભવનના સંશોધન વિભાગમાં તેઓ સંશોધન અને અનુસ્નાતક અધ્યાપન માટે અધ્યાપક તરીકે સેવારત થયેલા. ઈ.સ. ૧૯૫૫થી ભારતીય વિદ્યાભવન ઉપરાંત મુંબઈ યુનિવર્સિટીમાં અનુસ્નાતક વિભાગના ગુજરાતી અને અર્ધમાગધી ભાષા-સાહિત્યના અધ્યાપક તરીકે પણ સેવાઓ આપતા થયેલા. ઈ.સ. ૧૯૬૫થી અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટીમાં ભાષાવિજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે નિયુક્ત થયા. ત્યારબાદ ઈ.સ. ૧૯૭૫થી અમદાવાદમાં 'લાલભાઈ દલપતભાઈ ઈન્સ્ટીટ્યૂટ ઑફ ઈન્ડોલોજી'માં માનદ્ પ્રાધ્યાપક તરીકે સેવાઓ આપવા માટે જોડાયેલા. ઈ.સ. ૧૯૮૫થી તદ્દન નિવૃત્તિ મેળવીને થોડો સમય કેરળ રાજ્યમા ત્રિવેન્દ્રમ મુકામે ભાષાવિજ્ઞાનની તુલનાત્મક સંશોધનની સસ્થામા પણ ગયેલા પરંતુ પછીથી મહત્ત્વના સંશોધન-સંપાદન, પ્રકાશનમાં જીવનની અંતિમ ક્ષણ, તા. ૧૧-૧૧-૨૦૦૦ સુધી વિદ્યાકાર્યમા જ લીન રહ્યા.



(૨૬.૫.૧૯૧૭ – ૧૧.૧૧.૨૦૦૦.)

સૌરાષ્ટ્રના મહુવા જેવા છેવાડાના ગામમાં જન્મેલા અને ભણેલા હરિવલ્લભ ભાયાણી ભાવનગરની શામળદાસ કોલેજમાં ભણીને જ્યારે મુંબઈ આવે છે અને એ સમયે પણ જેની એક સંસ્થા તરીકે મોટી નામના બંધાયેલી તે મુનશીની વિદ્યાભવન જેવી સંસ્થાના અધ્યાપક બને છે, એ પરિસ્થિતિ જાણીએ તો એક ચમત્કાર જેવી જ લાગે. શ્રી કનૈયાલાલ મુનશી જેવી મહાપ્રતિભાને મળવા યુવાન હરિવલ્લભ એમના બંગલે ગયા એ વાત પણ એક ઘટના જેવી છે. ભાયાણીસાહેબ એમના જ શબ્દોમાં એમના બાળકસમા નિખાલસ હાસ્ય સાથે કહે : 'આપણે તો ભાઈ ઉપડ્યા મુનશીને ઘેર મળવા. ખાદીનું ધોતિયું ને ઝભ્ભો. માથાની હજામત વધી ગયેલી ને માથે ધોળી ટોપી ! દરવાજામાં પ્રવેશ્યો કે દરવાને રોક્યો ને પૂછ્યું

'ક્યાં જવું છે ?'

'મુનશીજીને મળવા' આપણા રામ બોલ્યા

'એપોઈન્ટમેન્ટ લીધી છે ?' દરવાને પૂછ્યું.

અહીંયાં એપોઈન્ટમેન્ટ શું અને કેવી રીતે લેવાની એનું ભાન નહીં. સીધા સૌરાષ્ટ્રમાંથી આયાત થયેલો માણસ. ચોકીદારના અઘરા પ્રશ્નોનો જવાબ દેવાની મોટી મૂંઝવણ. પણ સારુ થયુ કે એ સમય મુનશી માટે હતો એમના બંગલામાં ટહેલવાનો. એમની નજર પડી કે ચોકીદાર સાથે કોઈ દેશી યુવાનની માથાકૂટ ચાલે છે. એટલે સ્વયં એમણે ચોકીદારને સંજ્ઞા કરી કે જુવાનને આવવા દો. આપણા રામ પહોંચ્યા મુનશી પાસે. ઊભા રહ્યા, નમસ્તે કરીને. મુનશીએ પૂછ્યુ 'બોલો શું કામ છે ?' કહ્યું કે, 'આપને મળવા આવ્યો છુ.' મુનશી કહે કે, 'શું કામ છે, ને ક્યાથી આવો છો ? શું નામ છે ?' મેં ફક્ત કહ્યું, 'ભાવનગરથી આવું છું, હરિવલ્લભ ભાયાણી મારું નામ.'

નામ સાંભળતાં જ મુનશીના ચહેરા પર ચમક આવી અને બોલી ઊઠ્યા 'અપભ્રંશ-પ્રાકૃતના સ્કોલર ? યુનિવર્સિટીમાં પ્રથમ આવ્યા તે ?' આપણા મનનો ભાર ઊતરી ગયો.

ચાલો, આટલા મોટા માણસ પાસે આપણું કામ ને સાથે નામ તો પહોંચ્યું !

'મને તમારા જેવા સસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ ભાષાઓના જાણકારની ભારતીય વિદ્યાભવનમાં સંશોધક તરીકે જરૂર છે, આવશો ?' મુનશીજી બોલ્યા.

'જરૂર' મેં ઉત્સાહથી કહ્યુ.

'ક્યારે આવશો ?'

'આપ કહો ત્યારથી, આજ કહો તો આજ ને કાલ કહો તો કાલથી.'

'તો તો તમે અત્યારથી જ ભારતીય વિદ્યાભવનના.'

- આમ, ભાયાણીસાહેબ વિદ્યાભવનમાં જોડાયા. અહીં એમને લાભ મળ્યો તે વિવિધ ભાષાઓના આંતરરાષ્ટ્રીય કક્ષાના અભ્યાસ અને સંશોધનના ઉત્તમ ગ્રન્થો ધરાવતા ગ્રન્થાલયનો.

અનેક વિદેશી સ્કોલરોના વિવિધ ભાષાઓના - મૂળ ફ્રેન્ચ, જર્મની જેવી ભાષાઓમાં લખાયેલા ગ્રન્થો અને એનાં અંગ્રેજી ભાષાન્તરો વાંચવા મળ્યાં. આને કારણે ભાષાવિજ્ઞાન અને પાશ્ચાત્ય સૌન્દર્યશાસ્ત્ર અને મીમાંસાનું જ્ઞાન મળ્યું. તે સાથે જ એમને લોકવિદ્યા પરના ફિનિશકુળના વિદ્વાનોના ગ્રંથોના વાંચન પરિશીલનનો પણ લાભ મળ્યો. પેન્ઝર, બેન્ફે, મેકડોનાલ્ડ, આર્ને વગેરેનો સઘન અભ્યાસ આ ગાળામાં થયો. ડૉ. ભાયાણી ઘણીવાર કહેતા : 'મેં ભાષાવિજ્ઞાન, મીમાંસા, વ્યુત્પત્તિ અને પ્રાચીન મધ્યકાલીન કથાઓનાં કથાનકોનાં પૃથક્કરણનું જે કામ જે દૃષ્ટિએ કર્યું, એ મને વિદ્યાભવનના ગ્રન્થાલયનો લાભ મળ્યો એ કારણે ! આ ગ્રન્થો જો વાંચ્યા ન હોત તો મારા અધ્યયનને જે નવી સંશોધનની દિશા મળી તે ન મળી હોત. શોધ અને સ્વાધ્યાયના શોધપત્રો ને અભ્યાસનિબંધો આ વિદ્યાભવનના ગ્રન્થાલયના ઉત્તમ ગ્રન્થોના પરિશીલનનું જ પરિણામ છે.'

આપણી ભારતીય સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓનાં *અભ્યાસ, સંશોધન, પરિશીલનમાં મુખ્ય બે પ્રકારો જોવા મળે* છે. આવા અભ્યાસના પહેલા પ્રકારમાં એવા અભ્યાસ છે જેમણે નિશ્ચિત થયેલી આપણી પ્રાચીન ટીકા-વિવરણની પદ્ધતિનો આધાર લીધો અને પરંપરાગત અભ્યાસ-અર્થદર્શન આપ્યાં. બીજા પ્રકારમાં, તેમાં મુગ્ધતાથી કે અહોભાવથી મુક્ત થઈને ઐતિહાસિક, સામાજિક, સાંસ્કૃતિક પરિપ્રેક્ષ્યમાં બહુઆયામી દૃષ્ટિકોણથી થતા અભ્યાસનો સમાવેશ થાય છે. મેકડોનાલ્ડ, બેન્ફે અને એવા અનેક સંસ્કૃતાદિ ભાષાઓ જાણતા પશ્ચિમના અભ્યાસીઓ-ઈન્ડોલોજિસ્ટ્સ દ્વારા આ બીજો પ્રકાર આરંભાયો. વેદ, ઉપનિષદ, મહાભારત, ભાગવત અને કાલિદાસાદિ પ્રશિષ્ટ કવિઓની ઉત્તમ કૃતિઓ, કથાસરિત્સાગર, સિંહાસનબત્રીસી, પંચતંત્ર, વસુદેવહિંડી, જાતકકથાઓ જેવી સંસ્કૃત, પ્રાકૃત, પાલિ જેવી ભાષાઓની કૃતિઓ વગેરેનો અભ્યાસ, એક નવી પરંતુ વિશેષ વ્યાપક અને પૂર્ણ કહી શકાય એવી કક્ષાએ આરંભાયો. એમને મન બધી જ રચનાઓ નરી ધાર્મિક કે નરી સાહિત્યિક રચનાઓ ન હતી. વિશ્વમાં વિવિધ સ્થળે ફરીને યુરોપ, ઈરાન, ભારત વગેરેમાં સ્થાયી થયેલા આર્યોની સંસ્કૃતિની વિવિધ યુગની સાંસ્કૃતિક યાત્રાનાં પદચિહ્નો એમાં હતાં. વિશ્વની જ સંસ્કૃતિનો સમર્થ લિખિત દસ્તાવેજ હતો. ઈન્ટર ડિસિપ્લિનરી સ્ટડીથી એમાં સાહિત્ય ઉપરાંત ઈતિહાસ, સંસ્કૃતિ, ભાષાશાસ્ત્ર વગેરેના આયામોનો વિકાસ સિદ્ધ થયો હતો. આથી આવા અભ્યાસીઓ પાસેથી કૃતિને એક નવા જ મૂલગામી અને સર્વાશ્લેષી અંગોથી તપાસી, અને વિશ્વસંસ્કૃતિની યુગયાત્રાનું સ્પષ્ટ ચિત્ર મળ્યું, એનો આલેખ મળ્યો. પરંતુ આ બધા જ વિદ્વાનોનો ભારતીય ભાષાઓનો અને ભારતીય સંસ્કૃતિ અને સમાજનો દૃષ્ટિકોણ અને અભ્યાસ - એ બન્ને એકાંગી હતાં. સંસ્કૃત જાણતો હોય એ પ્રાકૃત ને બીજી ભાષાઓ જાણતો ન હોય, એથી ખૂટતી કડી અન્યત્ર હોય ત્યાં સાંકળ અધૂરી રહેતી. વળી, આ ઈન્ડો-ભારતીય સાહિત્યના અભ્યાસીઓને ભારતીય જનજીવન અને તેની પરંપરાઓનો પણ પૂરતો અભ્યાસ ન હતો. આથી વિદેશી વિદ્વાનો દ્વારા થયેલાં અર્થદર્શન, મૂલ્યાંકન ક્યાંક અપૂર્ણ તો ક્યાંક અર્ધસમજનો ભોગ બનેલાં હતાં, ક્યાંક હેતુ શુદ્ધ ન હતો ત્યાં પૂર્વગ્રહ પણ કામ કરી જતો. આ સ્થિતિમાં સુધારો ત્યારે આવ્યો જ્યારે ડૉ. ભાયાણી જેવા ઈન્ડોલોજીના અભ્યાસીઓએ સંશોધન-સંપાદન કર્યાં. ડૉ. ભાયાણીએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ વગેરે ભાષાઓની જે કૃતિઓનો અભ્યાસ કર્યો, સંપાદન કર્યાં, એનાં કોઈ મહત્ત્વનાં અંગો પર પ્રકાશ પાડ્યો તે પછી જ ઈન્ડોલોજીકલ સ્ટડી ઉપર્યુક્ત બે મર્યાદાઓથી મુક્ત બન્યો. આમ, આંગળીના વેઢે ગણાય એવા ઈન્ડિયન ઈન્ડોલોજિસ્ટમાં ડૉ. ભાયાણીનું પ્રદાન ખૂબ જ મૂલ્યવાન છે. એમની કક્ષાનો, ભારતમાં પણ બીજો વિદ્વાન ભાગ્યે જ જોવા મળે છે. સંસ્કૃત ઉપરાંત પ્રાકૃત, પાલિ ને અપભ્રંશ પણ જાણતા *હોય એવા વિદ્વાનો ભારતમાં કેટલા અને કોણ, એવો પ્રશ્ન* ઉઠાવીએ તો એના ઉત્તરમાં ભાયાણીનું જ નામ આવે. ડૉ. ભાયાણીના આ ભાષાઓની વિવિધ કૃતિઓ, એના વિવિધ પ્રકારો, પ્રવાહો અને અંગો પરનાં જે શોધપત્રો છે, તે આ દૃષ્ટિએ ઈન્ડિયન ઈન્ડોલોજિસ્ટનાં અભ્યાસ-સંશોધનનું ગૌરીશંકર શિખર છે !

ભાષા-સાહિત્ય ઉપરાંત લોકપરંપરા અને માન્યતા, પૌરાણિક કથાઓ, પુરાકથાઓ અને કલ્પનો, નાનાં-મોટાં વિધિવિધાનો કે લોકમાન્યતાઓનું જ્ઞાન હોય તો જ પ્રાચીન સંપદાને અવગત કરી શકાય છે, એનું આંખે ઊડીને વળગે એવું દૃષ્ટાંત ડૉ. ભાયાણીએ કરેલા એક હસ્તપ્રતના ચિત્રના આલેખનનું અર્થદર્શન છે. આ ચિત્રમાં ચંદ્ર ચારે બાજુથી ઘેરાયેલો છે, એક તરફ રાહુ છે બીજી તરફ સિંહ ! આ ચિત્રનું રહસ્ય ઉકેલતાં ડૉ. ભાયાણી જ બરાબર સમજી અને સમજાવી શક્યા કે આ તરંગમય લાગતું ચિત્ર ખરેખર રાત પૂરી ન થાય અને પિયુ મિલનનો અંત ન આવે, એ માટેની વિરહિણીની ઈચ્છા-આકાંક્ષાનું પ્રતીક છે. નાયિકાને લાગે છે કે રાત પૂરી ન થાય ને સવાર પડતાં લાંબા સમયગાળા પછી મળેલો પિયુ છોડીને ચાલ્યો ન જાય. જો ચાંદ આગળ વધતો ઊતરે, તો રાત પૂરી થાય. ચંદ્ર ઊગ્યો એ દિશામાં પાછો જવાનો નથી એથી જ્યાં જવાનો છે ત્યાં એક બાજુ સિંહ આવીને ઊભો રહી જાય છે, જેથી ચંદ્રમામાં રહેલું હરણ ચન્દ્રને એ દિશામાં આથમવા જતો અટકાવે, એવી વિરહિણીની ઈચ્છાના આલેખનનું એ કલ્પન છે. બીજી બાજુ રાહુ ખુદ છે, જે ચંદ્રને ગળી જાય, ત્યાં વળી ચન્દ્ર શેનો જાય ? - પ્રેમકથાની એક પોથીના ચિત્રને પણ કેવું ચમત્કૃત કરે તેવો અર્થ છે ! ચન્દ્રની સવારી હરણ પર છે કે એમાં હરણ બેઠું છે એવી લોકમાન્યતા છે એનું તથા ચંદ્રને રાહુ ગળી જાય છે તેવી પુરાકથાનું જો જ્ઞાન ન હોય તો આ અર્થદર્શન

કેવી રીતે સમજાય અને કલ્પનાનો આવો ચમત્કાર કેવી રીતે આસ્વાદી શકાય ? આમ, નર્યું પશ્ચિમનું જ શિક્ષણ છે એને પૂર્વનું બધું નથી સમજાતું ત્યારે પૂર્વ અને પશ્ચિમ બન્નેની સાહિત્યિક અને લૌકિક માન્યતાનું જ્ઞાન છે તેવા વિદ્વાન અને એમનાં જ્ઞાન-સમજ વિશ્વને અર્થદર્શન અને અર્થઘટન માટે કેવાં ઉપયોગી બને છે.

આ તો માત્ર એક જ અર્થદર્શનયુક્ત શોધપત્રનું દૃષ્ટાંત છે. આવાં અનેક સંશોધનો છે જેના માટે આપણે કહી શકીએ ' આ તો ડૉ. ભાયાણીની જ નજર પારખી શકે ' માત્ર સાહિત્ય જ નહીં, સંગીત જેવી કલાઓમાં પણ તેમની શોધદૃષ્ટિ નવું જ મોતી ખોળી કાઢે છે. સંગીતમાં ખયાલ અને તરાના અમીર ખુશરુથી જ પર્શિયન અસરે આવ્યા એવા વ્યાપક ભ્રમનું સાધાર, સદૃષ્ટાંત નિરસન ડૉ. ભાયાણીએ એમના પ્રાકૃત ભાષા-સાહિત્યનાં જ્ઞાન-પરિશીલનને આધારે કર્યું. અનેક ગ્રન્થોમાંથી પર્યાપ્ત દૃષ્ટાંતો આપીને પૂરવાર કર્યું કે તન્નાગીતિ ભારતીય સંગીતનો જ પ્રાચીન પ્રકાર છે અને એમાંથી મધ્યકાળમાં તરાના સિદ્ધ થયાં. વાદ્યોનાં નામ વાદ્યો પરનાં પ્રતીક-લાંછનને આધારે થયાં એ પણ એમણે સમજાવ્યું ઉ.ત. જે વાદ્યના મસ્તકે હરણ અર્થાત્ સારંગનાં લાંછન પ્રતીકરૂપ હતાં તે વાદ્ય સારંગી નામે ઓળખાતું થયું આમ, ભારતીય કલાઓના વિવિધ અંગો પર ડૉ. ભાયાણીએ જે સંશોધનો કર્યાં તે અત્યંત મૂલ્યવાન છે, પરંતુ ગુજરાતીમાં, એમનાં આવાં બધાં જ રિસર્ચ પેપર્સ પ્રગટ નથી થયાં એથી એમની આવી ઉપલબ્ધિઓ પણ બહુ ઓછાંના ધ્યાનમાં આવી છે. જ્યારે કોઈ હસ્તપ્રતમાં ખાડો હોય, અર્થાત્ વચ્ચેનો કોઈ શબ્દ ન હોય ને કાણું પડ્યું હોય કે કશુંક રેલાતાં શબ્દ વંચાતો ન હોય ત્યારે સંપાદકે છંદના માપને ધ્યાનમાં રાખીને કયો શબ્દ ત્યાં સંભવી શકે, માટે કયો પાઠ કલ્પવો; આવું નવું શાસ્ત્રીય પદ્ધતિનું મેન્યુસ્ક્રિપ્ટના રીડિંગ માટેનું માર્ગદર્શન પણ ડૉ. ભાયાણી આપે છે

ભાયાણી સાહેબનું મોટું પ્રદાન એમણે લખેલાં પુસ્તકો છે તેવું જ ભારે મોટું અને સતત વહેતી જ્ઞાનગંગા જેવું કાર્ય એમણે તૈયાર કરેલા શિષ્યો અને તેમનાં, તેમના થકી થયેલાં કાર્યો છે. ભાયાણીસાહેબે ક્યારેય - 'મળ્યો એ વિદ્યાર્થી અને વિદ્યાર્થીએ આપ્યો એ વિષય' - આવું વલણ સ્વીકાર્યું નથી. એમણે પીએચ.ડી. નિમિત્તે ડૉ. તેરૈયા, રમેશ જાની, હીરાબહેન પાઠક, હસુ યાજ્ઞિક જેવા અભ્યાસીઓ તૈયાર કર્યાં એમાં એ બધાંને એમણે પોતે આગળ કામ કરાવ્યા જેવું છે, એમણે વિચારી રાખ્યું હોય એવા જ વિષયો આપ્યા છે એમની સમજ એવી છે કે એકલે હાથે ક્યારેય ઈચ્છીએ ત્યાં બધે પહોંચી ન જ વળાય. આથી આવાં હાથ ધરેલાં કામ દરમિયાન સૂઝેલા વિષયો પોતે વિચારી રાખે અને કોઈ અભ્યાસુ અને મહેનતુ વિદ્યાર્થી મળે ત્યારે એને એ વિષય પર કામ સોંપે અને પોતે થઈ રહેલાં આવાં કામ સક્રિય રીતે સાદ્યંત તપાસે અને કાચું લાગે ત્યારે મઠારે અને નવી ગતિ કરાવે. 'દ્વિરુક્ત પ્રયોગો'નું કામ એમણે ડૉ. પ્રભાશંકર તેરૈયા પાસે, શામળની બત્રીસ પૂતળીની વાર્તા પરનું કામ ડૉ. રમેશ જાની પાસે, શામળની ચંદ્ર-ચંદ્રાવતીની વાર્તા પરનું કામ

---

## જત જણાવાનું તને - ૯
## Would like to let you know - 9

### A letter from the mysterious voyage...

Would like to let you know
in this mysterious voyage
Am I ever alone ? You are always in my breath

The new forms we attain every moment
that itself can be the only earning in the light of these words
There is no land of words beyond the peaks of The Void
If at all there is anything around, it is none but you yourself

What a blessed complete lack of self consciousness !
A flower is never conscious of its own fragrance
This gazal is our mutual whisperings transcending the meaning
Where time itself gets entwined in the rhymes

(6-7 August 1978)

Rajendra Shukla
Translated by Nayana Jani

### આ અકળ પ્રવાસમાં

જત જણાવાનું તને, આ અકળ પ્રવાસમાં,
એકલો ક્યાં હોઉં છું, હોય છે તું શ્વાસમાં.

હરપળે જે પામિયેં રૂપ આપણે નવાં,
એ જ રળતર હોય આ શબ્દના ઉજાસમાં.

શૂન્યનાં શિખરો પછી શબ્દની ધરા નથી,
હોય છે તો હોય છે તું જ આસપાસમાં.

રગ રેખા રૂપની શી અકળ અભાનતા,
ધ્યાન કે હોતું નથી પુષ્પનું સુવાસમાં !

આ ગઝલ જે આપણી અર્થહીન ગુફતગૂ,
આપમેળે કાળ પણ ખુદ ગૂથાય પ્રાસમાં.

(૬-૭ ઓગસ્ટ, ૧૯૭૮)
રાજેન્દ્ર શુક્લ

હીરાબહેન પાઠક પાસે અને મધ્યકાલીન ગુજરાતી પ્રેમકથાઓ પરનું કામ ડૉ. હસુ યાજ્ઞિક પાસે કરાવ્યું. રાસ સાહિત્ય વિષયક ડૉ. ભારતી વૈદ્ય પાસે, 'ગુજરાતી નામિક સમાસો' વિશે ડૉ. જે. સી. દવે પાસે તથા 'અંગસાધક પ્રત્યયો' વિષયે ડૉ. ઊર્મિ દેસાઈ પાસે કરાવ્યું. આ બધા જ સંશોધકોનાં પુસ્તકોની પ્રસ્તાવનાઓમાં એમના ગુરુ કેટલા પ્રેમાળ છતાં સો ટચનું સોનું જ આવે એવા આગ્રહે આકરો તાપ ધરાવનારા હતા તેનું ચિત્ર પણ મળે છે. કોઈ પ્રશ્ન આવે, કોઈ શબ્દ ખૂટતો કે તૂટતો લાગે ત્યારે એની ચિંતા એકલા એમના છાત્રને નહિ ગુરુને પણ હોય ! અને જ્યારે એનું કોઈ નિરાકરણ મળે ત્યારે અમદાવાદના આગ ઓકતા ઉનાળાની બપોરે પણ આ ગુરુ, શિષ્યને ઘેર દોડી જાય અને ઝંખતા બાળકને ઈચ્છિતની પ્રાપ્તિ થાય ત્યારે થાય એવા આનંદ સાથે બોલી ઊઠે : 'અરે, આનો અર્થ તો...' આવી એક લાક્ષણિક ઘટનાનું વર્ણન કરતાં હસુ યાજ્ઞિકે કહેલું, ડૉ. ભાયાણીના એક સન્માનના કાર્યક્રમમાં : ભાયાણી સાહેબનો ઉત્સાહ અને એકાવધાન, તરતા પદાર્થનું વજન બરાબર એણે પોતાના બળે ખસેડેલા પાણીનું વજન, એની શોધથી બાથરૂમમાંથી જ સીધા દોડી આવેલા આર્કિમિડિઝ જેવો ! એકવાર એક વાર્તામાં અમને ગુરુ-શિષ્ય બન્નેને 'રૂમઝુમતી રાણી, ઈચ્છાવર પાયા' એ પૂર્વ-પદ યાદ આવે પણ ઉત્તરાર્ધ કોઈને હૈયે છતાં હોઠે ન આવે ત્યારે એક ઉનાળુ બપોરે ડૉ. ભાયાણી ડોરબેલ વગાડતા લાલચોળ મોઢે ઊભા ને બારણું ખૂલતાં જ બીજી કંઈ વાત કહેવાને બદલે બોલી ઊઠ્યા : ઉત્તરાર્ધ મળી ગયો : 'રૂમઝુમતી રાણી ને ઈચ્છાવર પાયા, ક્યું રે પીટિયા તુંને કુરમુર ખાયા ?' અધિક માસમાં જ કહેવાતી ધણકા-ધણકીની કથા, જેનાં મૂળ પ્રાચીન પ્રાકૃતમાં પણ છે !

ભાયાણીના શિષ્યોમાં કહો કે ભાયાણીકુળમાં આ લખનાર બળવંત જાની ઉપરાંત પણ ડૉ. શાંતિભાઈ આચાર્ય, કનુભાઈ શેઠ, વસંત દવે, ને બીજા અનેક. શાંતિભાઈ એક આદિવાસી કથા ધ્વનિમુદ્રિત કરી, છપાવી લાવ્યા તો ભાયાણી કહે, 'ઊભા રહો, ઊભા રહો, આ વાર્તા પ્રાકૃતમાં પણ છે અને આ જ રીતે કહેવામાં આવી છે !' આમ કહી કથા કાઢી, એનો સંબંધિત અંશ કાઢ્યો ને પ્રાકૃત અને ભીલી બન્ને કથાલેખન સરખાવતાં કહે : 'જુઓ જુઓ પ્રાકૃત કાળે જે કથા ને એનો જે અંશ જે રીતે પ્રાકૃતમાં કહેવાતો હતો, એ જ રીતે યુગો પછી ભીલીમાં પણ એ જ શૈલી ને એ જ વાક્યક્રમે કહેવાયો છે. કોણ કહેશે કે માત્ર વેદમાં જ શબ્દશઃ બધું પરંપરામાં યથાતથ જળવાયું ! એક સામાન્ય કથામાં પણ ભાષા બદલાઈ છે પરંતુ કથનમાં વાક્ય, વાક્યાંશ ને કથયિતવ્યના અંશ બદલાયા નથી. ઑરલ ટ્રેડિશનમાં પણ કથન, તે પણ પદ્ય, કેવું સાંગોપાંગ જળવાતું આવ્યું છે !'

**વિદ્યાકીય સિદ્ધિઓ અને સાહિત્ય સેવાઓ :** તેઓ ઈ.સ. ૧૯૩૪માં મહુવાની એમ. એન. હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરીને ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી ઈ.સ. ૧૯૩૯માં બી.એ.ની પરીક્ષામાં સંસ્કૃત માધ્યમથી ઉત્તરો લખીને પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયેલા. મુંબઈમાં ભારતીય

---

editor's thought...

**On this unpredictable journey...**

Would like to let you know –
On this unpredictable journey,
how can I be ever alone, you exist in each breath.

The changing forms that we acquire each moment,
is what we gain from the word's illumined space.

Beyond the peaks of nothingness, the word has no ground to tread upon,
if there's anything around, its only you.

What an inexplicable senselessness of colour, lines and forms,
as a flower that is unmindful of its own fragrance !

In this ghazal* of our rambling tête-è-tête,
even Time, on its own, gets interwoven with the rhyme.

**Ghazal is a poetic expression often set in a lyrical composition*

(6-7 August, 1978)

Rajendra Shukla

Translated by Prabodh R. Joshi

વિદ્યાભવનની કોલેજમાંથી છ પેપર સંસ્કૃત અને બે પેપર અર્ધમાગધીના લઈ એમ.એ.ની પદવી પણ પ્રથમ વર્ગમા મેળવેલી. અભ્યાસ દરમ્યાન જ પાઠયપુસ્તકમાંની ક્ષતિઓ પરત્વે અંગુલિનિર્દેશ કરેલો એટલે ડૉ. ટર્નર જેવા વિશ્વવિખ્યાત ભાષાવિજ્ઞાની પાસે પીએચ.ડી.ની ડિગ્રી માટેના અભ્યાસની શક્યતા ઉપસ્થિત થયેલી. પરંતુ વૃદ્ધ દાદીમા તરફની અપાર મમતાને કારણે સ્વેચ્છાએ તક જતી કરીને ઘરઆગણે મુનિ જિનવિજયજી જેવા વિદ્વાન પાસે અપભ્રંશ ભાષાના મહાકવિ સ્વયભૂકૃત 'પઉમ ચરિઉ' (પદ્મચરિત્ર)ના સપાદનને વિષય તરીકે સ્વીકારીને સંશોધનરત બનીને ઈ.સ. ૧૯૫૨મા એમણે પીએચ.ડી.ની પદવી પ્રાપ્ત કરેલી. એમના સમગ્ર પ્રદાનને લક્ષમા રાખીને ઈ.સ. ૧૯૯૬માં લડન યુનિવર્સિટીની 'સ્કૂલ ઑફ ઓરિએન્ટલ એન્ડ આફ્રિકન સ્ટડીઝ' (SOAS) નામની સસ્થાએ તેમને ફેલોશીપ આપેલી. ઈ.સ. ૧૯૯૭મા એમને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ ડી. લિટ ની માનાર્હ પદવી પ્રદાન કરેલી.

ઈ.સ. ૧૯૫૫માં અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના ચિદમ્બરમ્ ખાતે ભરાયેલા અધિવેશનમાં જૈન ધર્મ અને પ્રાકૃત વિભાગના પ્રમુખ તરીકે તેઓની વરણી થઈ હતી. ઈ.સ. ૧૯૭૨મા ગુજરાતી સાહિત્ય પરિષદના સશોધન અને વિવેચન વિભાગના વિભાગીય અધ્યક્ષ તરીકે વરણી પામેલા. આ પ્રકારના સાહિત્યિક માનસન્માન ઉપરાત અન્ય રીતના પુરસ્કાર પ્રકારના સાહિત્યિક સન્માનોથી પણ તેઓ વિભૂષિત થયેલા. જેમા ખાસ કરીને ઈ.સ. ૧૯૬૩નો રણજિતરામ સુવર્ણચદ્રક,ઈ.સ. ૧૯૮૭મા પ્રેમાનંદ સાહિત્ય સભાનો સુવર્ણચદ્રક તથા ઈ.સ. ૧૯૮૦મા ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી અર્પણ કરાયેલ ગૌરવ પુરસ્કારને ગણાવી શકાય. બૅંગ્લોરના પ્રાકૃત જ્ઞાનભારતી એજ્યુકેશનલ ટ્રસ્ટ તરફથી ઈ.સ. ૧૯૯૦મા પ્રાકૃત જ્ઞાનભારતી ઍવોર્ડ પણ તેમને અર્પણ કરાયેલ. સુરતની નર્મદ સાહિત્ય સભાનો ઈ.સ. ૧૯૯૫ ૧૯૯૬નો નર્મદ સુવર્ણચદ્રક પણ તેમને એનાયત કરવામાં આવેલો. ગુજરાત સરકારનો સાહિત્ય ક્ષેત્રનો સર્વોચ્ચ પુરસ્કાર નરસિંહ ઍવોર્ડ પણ ઈ.સ. ૧૯૯૪મા તેમને અર્પણ કરાયેલ. ઈ.સ. ૧૯૯૫ ૧૯૯૭નો ગુજરાતનો આચાર્ય હેમચદ્રસૂરિ સુવર્ણચંદ્રક એમને અર્પણ કરવામા આવેલ. બહુ ઓછી જગ્યાએ નોંધ લેવાઈ છે કે એમને ભારત સરકારનો 'પદ્મશ્રી' પણ અર્પણ થયેલો અને સંસ્કૃતના વિદ્વાન તરીકે રાષ્ટ્રપતિ દ્વારા પણ તેઓ સન્માનિત થયેલા.

અકાદમી પાસે એમણે પદભજન સૂચિકરણ યોજના કરાવી. ભાયાણીની સશોધન-અધ્યયનની ભૂખ જ એવી કે કંઈ પણ નવું, સારુ ને પૂર્વસપદાને અભ્યાસથી અકે કરી લેવા જેવુ લાગે કે એની રૂપરેખા તૈયાર કરીને મોકલે. ગુજરાત સાહિત્ય અકાદમી જ નહીં, વિદ્યાપીઠ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી અને આઈ.એન.ટી. જેવી સંસ્થાઓને એમણે આવા અનેક પ્રોજેક્ટ્સ બનાવીને મોકલેલા ! પરદેશમાં તથા આજે આપણે ત્યાં કન્સલ્ટન્ટ એક્સપર્ટ પોતાના જ્ઞાન-અનુભવને આધારે હજારોનો પુરસ્કાર લીધા પછી જ આવા પ્રોજેક્ટ્સ તૈયાર કરી આપે છે આવા અનેક પ્રોજેક્ટ્સ એમણે સસ્થાઓને આપ્યા એટલુ જ નહીં, સામે પગલે, કેવળ વિદ્યાપ્રીતિથી આપ્યા અને પદભજન સૂચિકરણની યોજનામા તો પોતે વયોવૃદ્ધ અવસ્થામાં પણ ધ્વનિમુદ્રણ માટે ગુજરાત-સૌરાષ્ટ્રના અનેક મંદિરોમાં ગયા અને ચૌદેક જેટલા ગ્રન્થો તૈયાર કરાવ્યા, જે બદલ માનાર્હ વેતન તરીકે એમણે કશુ જ ન લીધુ વિદ્યાર્થી કોઈનો પણ હોય, ભાયાણી તો આવે એને પોતાનો જ માને અને બધું આપે ! હસુ યાજ્ઞિકે કહ્યુ હતુ કે, ડૉ. ભાયાણી કોઈ નિર્ધનને મળેલા નાના કાણાવાળા સુવર્ણધનના ચરુ જેવા છે જરૂર પડે ત્યારે ખખડાવો, એક સુવર્ણ મુદ્રા જરૂર નીચે પડે ને ઈચ્છનારને મળે !

અનુભવ્યુ છે તેવા અભ્યાસીઓ જ આ વિદ્યાઋષિના વાત્સલ્યને જાણી શકે સબંધ માટેની અત્યત તીવ્ર ક્ષુધા, એમના વાત્સલ્યમા હતી, સખ્ય હોય ત્યા પણ હતી. કદાચ એમણે જીવનમા એકલા ઝઝૂમતા જ કુટુબને ઝંખ્યુ છે ને એમાંથી જ ભાયાણીકુળમાં અનેકનો સમાવેશ થયો છે એમના વાત્સલ્યનો તો એમના બધા જ શિષ્યોને અનુભવ છે તેમ એમની લાગણી ને ઉદારતાનો પણ અનેકને અનુભવ. આ ગુરુ એવા લાક્ષણિક ને ઉફરા કે એ સાથે હોય ત્યારે પ્રવાસમા શિષ્યથી ખિસ્સામા હાથ ન નખાય. રિક્ષા કે બીજા પ્રવાસનુ ભાડુ તમે આપવા જાવ તો તરત ગુસ્સાથી ગર્જે હુ છું ને તારાથી કેમ અપાય ? ડૉ. હસુ યાજ્ઞિકે કહેલુ કે ભાષાભવનમા જ એક સાથી અધ્યાપકે કહ્યુ 'નજીકમાં જ હાઉસીંગ સોસાયટી થાય છે સભ્ય થવું છે ને મકાન બનાવવુ છે પણ રોકાણમા ખૂટે છે ! ભાયાણી પૂછે છે 'કેટલુ ખૂટે છે ? સાથી કહે 'બહુ મોટી રકમ છે કોઈ પાસે ઉછીની માગી ન શકાય એટલી ! ભાયાણી હસીને પૂછે છે એટલી એટલે કેટલી ? એ કહે છે 'પાત્રીસ હજાર ?!

બીજે જ દિવસે ભાયાણી એ સાથીના ટેબલ પર પાંત્રીસ હજાર રોકડા મૂકે છે ને કહે છે 'નોંધાવી દો મકાન. ને પાછા વાળવાનુ ભારણ રાખશો નહીં ! '

ડૉ. ભાયાણીની છેલ્લી માદગી પણ ભવ્ય સૂર્યાસ્તની. એ દિવસોમા મારે પાટણ જવાનું ને વચ્ચે ભાયાણી સાહેબને મળવા રોકાયો ભાયાણીસાહેબ કહે 'કાર લાવ્યા છો ને ?

'હા' મેં કહ્યુ

'તો એક કામ કરો.' ભાયાણીસાહેબ બોલ્યા 'યાજ્ઞિકને તમારી સાથે લેતા જાવ. એમને એના ઘરે ઉતારતા જાવ. સાથે ચોપડાં છે અને કેસેટ્સ છે '

મને એમની વાત અને વ્યવસ્થા વિચિત્ર લાગ્યાં. આટલાં બધા ચોપડા ને બસો અઢીસો જેવી કેસેટ હસુ યાજ્ઞિક, ભાયાણીસાહેબના ઘરેથી પોતાના ઘરે શા માટે લઈ જાય છે ? રસ્તામા મેં પૂછ્યુ તો હસુભાઈ સજળ આંખે કહે 'વિદ્યાનો સૂર્ય

અંતિમ અસ્તાચળની પૂર્વતૈયારી કરે છે. એમણે એમનાં લખેલાં પુસ્તકો જ ઘર માટે રાખ્યાં ને સંસ્કૃત-પ્રાકૃતનાં પુસ્તકો પ્રાકૃત સોસાયટીને આપ્યાં અને લોકસાહિત્યનાં પુસ્તકો મેઘાણી લોકવિદ્યા સંશોધન ભવન માટે મને આપ્યાં અને શાસ્ત્રીય રાગની અનુપમ કેસેટ્સ છે તે બધી જ એમણે જાતે તૈયાર કરેલાં કાર્ડ્ઝ અને ડાયરી સાથે મને આપ્યાં ! હજુ ગયા જ અઠવાડિયે એમણે પોતાનો ગ્રામોફોન રેકોર્ડ્ઝનો અંગત ભંડાર એક બીજા સંગીત શોખીનને આપ્યો !'

પુસ્તકો ને કેસેટ હસુભાઈના ઘરે ઉતારતાં અમારી આંખો ભીની થઈ ગઈ. જીવતાં જગતિયું કોઈ વ્યવહારપુરુષ કરે એ સહુ જાણે છે પરંતુ આવી સરસ્વતીની સંપત્તિને વહેતી રાખવાની વ્યવસ્થા તો આ વિદ્યાપુરુષ એવા આપણા સમયના કોઈ વિરલ ઋષિ જ કરી શકે !

અંતિમ સમયનો એમના વિદ્યાપ્રેમ અને ધગશનો વિગતે ચિતાર પણ હસુભાઈએ પ્રો. શાંતિભાઈ આચાર્યએ કરેલા 'ગુજરાંનો અરેલો'ના સમીક્ષિત પાઠના ગ્રન્થોમાં આપ્યો છે. માંદગીને કારણે ભાયાણીસાહેબના મુખમાં ફંગસ થઈ ગયેલી. નાકમાં નળી નાખવામાં આવેલી. ચંદ્રકળાબહેનનો ફોન આવ્યો : 'હસુભાઈ, તરત ઘરે આવો ને દીકરી ડૉ. યુવાને પણ લઈને આવો ! ભાયાણી નાકમાં નાખેલી નળીઓ કાઢી હોસ્પિટલ છોડીને ઘેર આવ્યા છે. મારું કે તમારું માનશે નહીં, ખૂબ દૃઢ ને ગુસ્સામાં છે. ડૉ. યુવાનું સાંભળશે ને એ એમને મનાવવાની હિંમત કરી શકશે.'

હસુભાઈ એમની દીકરી ડૉ. યુવાને લઈને પહોંચ્યા. પણ માને ને હોસ્પિટલાઈઝ થાય એ ભાયાણી શાના ? બીજે દિવસે હસુભાઈ સમજાવવા ગયા તો ગુરુ એમના અભ્યાસાસનના દીવાનના ટેકે ક્ષીણ શરીરે અધૂરું કામ પૂરું કરે. બીજું તો કંઈ શું કહેવાય ?

'હજુ આરામ કરવાની જરૂર છે -'

'તો પછી આ બાકી છે તે કોણ પૂરું કરશે ?' ભાયાણીસાહેબ બોલ્યા અને ત્રણેક બાકીનાં કામની ફાઈલનો પોર્ટફોલિયો આપી બોલ્યા : 'બસ, આટલું અર્ધું કરેલું બાકી છે તે તમે પૂરું કરી શકશો. ભાષાશાસ્ત્રનું છે તે ડૉ. શાંતિભાઈ આચાર્યને સોંપશો.'

એ ત્રણ પોર્ટફોલિયોમાંથી એકમાં પદ-ભજનની સામગ્રી હતી જેમાં દશેક નવી રચનાઓ હતી જેથી કુલ ૧૦૦ પદભજન થઈ શકે. બીજા પોર્ટફોલિયોમાં લોકમહાકાવ્ય પરની સામગ્રી હતી. એમાં લોકમહાકાવ્ય પરના લેખો અને ગ્રન્થોની ટાઈપ કરેલી યાદી હતી, છાપાનાં કટીંગો અને બીજે ક્યાંય પણ તદ્વિષયક પરિસંવાદ થયા હોય એના અહેવાલ ! - આ બધી જ સામગ્રીને આધારે હસુ યાજ્ઞિકે 'ગુજરાંનો અરેલો'માં ડૉ. ભાયાણીનો એમના મૃત્યુ પછીનો લોકમહાકાવ્ય પરનો લેખ મૂક્યો અને જાંબુર આખ્યાન વિશે પણ એમણે સંશોધન માટેની જે સામગ્રી મૂકી રાખેલી અને આઈ.એન.ટી.ને એક પ્રોજેક્ટની રૂપરેખા મોકલેલી તેની નકલ હતી. આ સામગ્રી હસુ યાજ્ઞિક દ્વારા 'શબ્દસેતુ'ના લેખોમાં પ્રકાશિત છે.

'ડોકું કાઢતા રહેવું'થી 'આવરો-જાવરો રાખજો' સુધી : એમનાં પત્ની ચંદ્રકળાબહેન પણ ભારે આતિથ્યપ્રેમી, ભાવપૂર્ણ અને ડૉ. ભાયાણીની વિદ્વત્તાને પૂરી મુગ્ધતાથી જોતાં રહેલાં. પુત્ર ઉત્પલે પણ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટની અસાધારણ તેજસ્વી કારકિર્દી પ્રાપ્ત કરી છે અને દેશ-વિદેશની રંગભૂમિ, નાટ્ય સાહિત્ય વિષયક સ્વાધ્યાય સામગ્રી પ્રકાશિત કરીને આ વિષયના તજજ્ઞ ગણાય છે. અમે મિત્રોએ એક વખત ડૉ. ભાયાણી સાહેબ, ચંદ્રકળાબહેન, ઉત્પલ, એમનાં પત્ની કલ્યાણી અને પૌત્રી ઋચા એમ પાંચેયના સમૂહ ફોટોગ્રાફને પંચદેવ કહેલ.

એમના ગૃહજીવનમાંનાં સંવાદિતા અને સ્નેહને મેં ભરપૂર રીતે જોયાં, મેળવ્યાં છે. અમારો સંબંધ-સંપર્ક વિશેષતઃ ઈ.સ. ૧૯૮૨થી. એ પૂર્વે એમનું પ્રથમ દર્શન તો અમારે ત્યાં ગુજરાતી ભાષા-સાહિત્ય ભવનમાં વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા અંતર્ગત વ્યાખ્યાન માટે ઈ.સ. ૧૯૭૫માં આવેલા ત્યારે થયેલું. પછી નિરાંતે જોયેલા, લાલગેબી આશ્રમ ખાતે યોજાયેલા અધ્યાપક સંઘના અધિવેશનમાં. હું ત્યારે ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં નવો નવો વ્યાખ્યાતા તરીકે જોડાયેલો અને અમારા પ્રિન્સિપાલ ડૉ. ઉપેન્દ્ર પંડ્યા સાથે સંઘના અધિવેશનમાં ગયેલો. ત્યાં હીરાબહેન પાઠક, ઉપેન્દ્રભાઈ અને ભાયાણી સાહેબને સંશોધનના વિવિધ અનુભવોની સતત જ્ઞાનગોષ્ઠી કરતા જોયેલા. વ્યાખ્યાનો પૂરાં થાય એટલે તુર્ત જ ચાલતા-આવતાં, જમતાં-જમતાં કે અમસ્તાં બેઠેલા હોય ત્યારે પેલી જ્ઞાનગોષ્ઠી ચાલે. હું ત્યારથી એમનાથી ભારે અભિભૂત થયેલો.

પછી ઈ.સ. ૧૯૮૨ના ગાળામાં લા. દ. પ્રાચ્ય વિદ્યામંદિરમાં પ્રાચીન હસ્તપ્રત તાલીમ કાર્યશાળામાં જોડાયેલો ત્યારે એક સપ્તાહ એમનો શિષ્ય થવાનું સદ્ભાગ્ય સાંપડેલું. પાછા ફરતાં મને કહે કે, 'અહીં આ રૂમમાં બેસું છું. ક્યારેક અમદાવાદ આવ્યા હો તો 'અહીં ડોકું કાઢતા રહેજો.'

એમનું ડોકું કાઢતા રહેવાનું પ્રેમપૂર્ણ ઈજન મારા હૃદયમાં આજ સુધી અકબંધ છે. વિદ્યાપુરુષના પ્રેમભાવપૂર્ણ ઈજને મારા જીવનને નવો જ ઘાટ આપ્યો અને આગવી રીતે ઘડતર થયું. હું અવારનવાર અમદાવાદ આવું ત્યારે ડોકું કાઢીને એમને મળતો રહું અને મારા દાદાજીના હસ્તપ્રત સંગ્રહની, મારા અભ્યાસની, બાળપણના સંસ્કારની 'ઓખાહરણ' જેવી હસ્તપ્રતોના કથન-વાચનની વગેરે વિગતો તેમને કહેતો રહું. આથી જ કદાચ મને મધ્યકાલીન ગુજરાતીમાં જ અભ્યાસરત બનવા એમણે પ્રેર્યો. મારી પાસે સમગ્ર પરંપરાનું અધ્યયન-વાચન, નોંધ પણ તેમણે કરાવેલાં. આ માટે યુ.જી.સી. તરફથી રૂપિયા એક લાખનો કેરિયર ઍવોર્ડ મને મળેલો અને બરાબર યાદ છે કે લાગલગાટ ત્રણ વર્ષ સુધી ગુજરાતી સાહિત્ય

પરિષદના કોશ કાર્યાલયમા અધ્યયન માટે સતત આવીને બધી સદર્ભ નોંધો તેમની સાથે જ્ઞાનચર્ચા કરતા કરતાં કરેલી.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમા ગુજરાતી ભાષા-સાહિત્ય ભવન દ્વારા યોજેલ હસ્તપ્રત તાલીમ શિબિરમા એક સપ્તાહ સુધી ચદ્રકળાબહેનને લઈને તેઓ રાજકોટ રહેવા આવેલા. સાથે દલસુખભાઈ માલવણિયા અને નગીનભાઈ પણ છેલ્લા ત્રણ દિવસ રહેવા આવેલા. ડૉ. કનુભાઈ શેઠ, ડૉ. રમણીકભાઈ શાહ વગેરે પણ એક સપ્તાહ સુધી હતા. તેમણે અમને કરાવેલ અભ્યાસ અને મને ભવનના હસ્તપ્રત ભડારનું સૂચિપત્ર બનાવવા માટે આપેલુ માર્ગદર્શન હમેશા યાદ રહેશે. પરિવારના સભ્યની જેમ અમારી સાથે ભળી ગયેલા ચદ્રકળાબહેન સાથે અમારા ઘર પરિવારજનોએ કરેલ નાના-નાના પ્રવાસો પણ આજીવન સભારણુ છે પછી જ્યારે જ્યારે ચાર પાચ વખત રાજકોટ આવ્યા ત્યારે અમારા ઘર તીર્થ'મા રોકાઈને ઘરના નામકરણને એમણે સાર્થક કર્યું છે છેલ્લે ડી.લિટ્ પદવી માટે પધાર્યા ત્યારે મેં અનુભવેલી પ્રસન્નતાની ક્ષણો એ પૂર્વે ક્યારેય નહોતી અનુભવી. એ આનદની ક્ષણો ચિર-સ્મરણીય છે એની વિડિયોગ્રાફી જોઈને આજે પણ પ્રસન્નતા અનુભવુ છે

વિદેશી વિદ્વાનો સાથે પત્રવ્યવહાર કરવા મને પ્રેર્યો, વિદેશી વિદ્વાનો અહીં પધાર્યા હોય ત્યારે એમને પ્રત્યક્ષ મળવાના અને એમની સાથે ફરવા જવાના કે એમનુ આતિથ્ય કરવાના પ્રસગો પણ ભાયાણી સાહેબે જ રચાવી આપ્યા હોય. પરમ શ્રદ્ધેય શીલચદ્રવિજયજી મહારાજ સાહેબ અને પ્રદ્યુમ્નવિજયજી મહારાજ સાથે પણ નિકટતા એમને કારણે જ બંધાઈ કોઈ વિદેશી વિદ્વાનનુ પુસ્તક મારે જોવા જેવું હોય તો પોસ્ટકાર્ડ લખે કે હવે અહીં આવો ત્યારે આ પુસ્તક યાદ કરાવજો. તમારે તે અવશ્ય જોવુ જોઈએ. મને બરાબર યાદ છે કે એવો કોઈ મહિનો ૧૯૮૮થી ૧૯૯૮ના દાયકાનો નથી જેમા ભાયાણીસાહેબનું પોસ્ટકાર્ડ ન આવ્યુ હોય હુ પણ મહિના બે મહિના થાય એટલે રૂબરૂ મળવા પહોંચી જાઉ મારાં કાર્યો પૂરા કરીને સાડા ત્રણ વાગે એમને ઘેર જાઉ તેઓ બપોરનો આરામ કરીને બહારના હીંચકે બેઠા હોય. અમારો વાર્તાલાપ ચાલે, વચ્ચે ચદ્રકળાબહેન દ્વારા આતિથ્ય થતું રહે અને મોડી સાજે રાજકોટ આવવા માટે રિક્ષા કરીને પાલડીથી લકઝરી કોચમા બેસીને રાજકોટ ઘેર પરત થાઉ ત્યા સુધી ભાયાણી સાહેબ સાથે કરેલ વાતો અને ભાવિકાર્યની યોજના મનમા ગોઠવાતી રહે મારા હૃદયનો ઘણો મોટો હિસ્સો ભાયાણીસાહેબ સાથે સકળાયેલો રહેલો.

હું તેમને 'ભાયાણીસાહેબ' એવુ સબોધન કરતો. મારે માટે તેઓ શિક્ષક-સર-સદર્ભે સાહેબ ન હતા. પણ સત પરપરામા પથદર્શક ગુરુ માટે 'સાહેબ' સજ્ઞા પ્રચલિત છે કબીરસાહેબ, રવિસાહેબ, ભાણસાહેબ. તેવી રીતે મારા માટે તેઓ સતપરપરાગત અર્થમાં સાહેબ હતા. એક બપોરે એમની સાથેના વાર્તાલાપમા આવો ખુલાસો સહજ રીતે મારાથી થઈ ગયો. પછી ગદ્‌ગદિત થઈને મૌન થઈ ગયેલો. ભાયાણીસાહેબની આખો પણ ભીંજાઈ ગયેલી. એ ક્ષણો આજે પણ તાદશ થાય છે તેમની પાસેથી જ્ઞાનનો જે વારસો મેં મેળવ્યો છે તે જીવનનું બહુ મોટું સભારણુ-ભાથુ છે એ ક્યારેય ખૂટવાનુ નથી. મારા માટે આ કારણે ભાયાણીસાહેબ ક્યારેય સ્મૃતિશેષ બનવાના નથી. એમનું અત્યત સમૃધ્ધ ગ્રંથાલય, વિપુલ માહિતી અને અગાધ જ્ઞાની વ્યક્તિત્વ મારા માટે ભારે સુલભ બની રહેલા.

મને પ્રાચીન હસ્તપ્રતવિદ્યામા જોતર્યો. મારી પાસે સતસાહિત્યના સ્વાધ્યાય માટે ભજનસગ્રહોનુ અધ્યયન, એની સૂચિ તૈયાર કરાવી. ભજનના મર્મ સદર્ભના અભ્યાસ માટે મકરદભાઈ સાથે ગોષ્ઠીમાં મને સામેલ રાખીને એ વિષયે ઘણુ કામ કરાવ્યુ. પદભજન સૂચિ જેવી પચ સહસ્ત્રાધિક ભજનોની પ્રથમ પંક્તિની સૂચિ મારી પાસે તૈયાર કરાવીને પ્રકાશિત કરાવી. કંઠસ્થપરંપરાના મહાકાવ્ય રામાયણ 'રામાવળા નું સપાદન તૈયાર કરાવ્યુ 'ભરતેશ્વર બાહુબલિરાસ' જેવી જૂની ગુજરાતની પ્રારંભની કૃતિનું સપાદન તૈયાર કરાવ્યુ ભાલણનું 'રામવિવાહ આખ્યાન' અને વસ્તુપાળ સાથે સંકળાયેલ રાસકૃતિઓના સપાદનો તૈયાર કરાવ્યાં છેલ્લે મધ્યકાલીન શબ્દકોશ માટે એના કૃતિ સદર્ભ સાથે તૈયાર કરવાના કાર્યમા માર્ગદર્શન લેતો હતો, આ દરમ્યાન ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમા કુલપતિપદ પ્રાપ્ત થયું એટલે એમના આશીર્વાદ લેવા ગયેલો ત્યારે નીકળતી વખતે કહે કે 'ભલે કુલપતિ બન્યા, પણ અમદાવાદ ગાધીનગર આવો ત્યારે 'આવરો જાવરો ચાલુ રાખશો ને ' હું પ્રત્યુત્તર આપી શકુ એવી સ્થિતિમાં ન હતો. સજળ નયને નતમસ્તકે વિદાય લીધેલી અને મોટે ભાગે મહિને એક-બે મહિને એકાદ વખત મળવાનુ રાખતો જ તેઓ ખૂબ રણ્જીપો અનુભવતા બીમાર પડ્યા ત્યારે ખાસ જતો પણ પછી થતું કે હુ જઈને એમને વધુ કષ્ટ આપુ છુ પણ છતા જાતને રોકી શકતો ન હતો

મુબઈ નીકળવાના હતા એની પૂર્વસંધ્યાએ પણ ગયેલો મેં કહેલુ કે આ સ્થિતિમાં મુંબઈ ન જાવ તો સારુ પણ કહે કે, 'આ દેહ ઉપર મુબઈનો અધિકાર પહેલો છે કારણ કે મારી કારકિર્દી ત્યાથી જ આરભાઈ હતી.' ભાયાણીસાહેબ મુંબઈને ક્યારેય ભૂલ્યા ન હતા ત્યાના સમાજની અને સમૂહ માધ્યમોની ગુણજ્ઞતા એમના નિધન પછી પણ ભારે તીવ્ર રીતે અભિવ્યક્ત થઈ ગુજરાત-અમદાવાદ પાછું પડ્યુ ! અમારી માહિતી ખાતા દ્વારાની વિનંતીનો પણ હકારાત્મક પડઘો પડેલો નહીં. ખેર ! આ બધી વ્યથા તો ગોપવી રાખવાની જ રહી. હવે કોને કહેવું !! હવે હુ ક્યાથી લાવુ મારી ખોવાયેલી વહાલપનો વિસ્તાર !! ભાયાણીસાહેબ જતા ખરા અર્થમા નોંધારાપણાનો ભાવ અનુભવેલો. ૧૧ નવેમ્બર, ૨૦૦૦ના દિવસે કુલપતિઓની મિટિંગ પૂર્ણ કરીને સન્મિત્ર નરેશભાઈ પાસે જઈને ખોળામાં માથુ નાખીને રડી પડેલો. ભાયાણીસાહેબ મારા જીવનનો ભારે મોટો સદર્ભ હતા એ તો એમની અનુપસ્થિતિમા જ સમજાયું. ■

દુષ્યન્ત પંડ્યા

## ૯ : ૨ : સ્વામી પ્રેમાનન્દ

(ગતાંકથી ચાલુ)

મઠના વિશાળ પ્રાંગણમાં, એકવાર, વરસાદ પછી કાંટાળા છોડ ચોમેર ફૂટી નીકળ્યા. નવા દાખલ થયેલા કેટલાક બ્રહ્મચારીઓને એ છોડો ઉખેડવાનું કહી પ્રેમાનન્દ કોઈ કામસર બહાર ગયા. પાછા ફર્યા અને એમણે જોયું કે મેદાનનો ઠીકઠીક ભાગ સાફ થઈ ગયો છે. એથી એ આનંદ પામ્યા પણ, પાસે આવી નજર કરતાં એમણે જોયું કે, કામ કરનારાઓએ કામ બરાબર કર્યું ન હતું. જમીન ખોદીને મૂળસોતા છોડો ઉખેડવાને બદલે જમીન ઉપરના ભાગને દાતરડાથી કાપવામાં આવ્યો હતો. જરાક છાંટા પડતાં એ બધા ફરી ફૂટી નીકળવાના. નારાજ થઈ પ્રેમાનન્દે એ વિશે પૂછ્યું તો, પોતાની જાતને પ્રગલ્ભ માનતો કોઈ બ્રહ્મચારી બોલ્યો : 'મૂળ સોતા છોડવા ઉખેડવા એ મોટી માથાકૂટનું કામ છે.' પ્રેમાનન્દની નારાજગી વધી ગઈ છતાં, એ બોલ્યા : 'અહીંનું બધું કામ ઠાકુરનું કામ છે. એ માથાકૂટ નથી. એ આનંદથી જ અને બરાબર સરખી રીતે જ કરવાનું છે. આ કામચોરી છે. આજે આ નાના કામમાં તમે કામચોરી કરશો તો, કાલે - ભવિષ્યમાં - મોટા કામમાં પણ એ કામચોરી કરશો. આવી કુટેવ પડવી જ ન જોઈએ.'



વાણી દ્વારા આપતા એના કરતાં વધારે બોધ પ્રેમાનન્દ કાર્યો દ્વારા આપતા. ગૌશાળામાં જઈ છાણના પોદળા એ ઉપાડતા, છાણ સાથે કોલસાનો ભૂકો મેળવી તેના ગોળા વાળતા અને તડકે સૂકવતા. પછીથી એમનો ઉપયોગ બળતણ તરીકે થતો. શાકભાજી સમારતા, રસોઈ કરતા, ગૌસેવા કરતા, હિસાબ રાખતા, પ્રવચનો આપતા અને મંદિરમાં પૂજા પણ કરતા. કોઈ પણ કામનો એમને છોછ ન હતો. બ્રહ્મચારીઓ માટે આવું કામ અગત્યનું હતું એટલું જ અગત્યનું શાસ્ત્રાધ્યયન પણ હતું. એકવાર એક બ્રહ્મચારીને લાંબા સમય સુધી બાગકામમાં વ્યસ્ત જોઈ સ્વામી પ્રેમાનન્દે પૂછ્યું : 'આ શ્રમનું કામ જ કરે છે કે સાથોસાથ વાંચવા લખવાનું પણ કંઈ કરે છે ?' જરા થોથવાતી જીભે બ્રહ્મચારી બોલ્યો : 'જી... હ... જી... દાદા વાંચે તે અમે સૌ સાંભળીએ.'

'કંઈ શાસ્ત્રવાચન કરો છો ?' સ્વામીએ પૂછ્યું.

'જી, સંસ્કૃત બરાબર આવડતું નથી.'

ત્યાં બાજુમાં ઊભેલા સ્વામી ધીરાનન્દે મજાકમાં એ બ્રહ્મચારીનો પક્ષ લીધો અને કહ્યું કે : 'બિચારો ભણવાને ભયે તો ઘેરથી નાસીને અહીં આવ્યો છે. તો અહીં તમે એને ભણવાનું કહો છો !' આ મજાકને લક્ષમાં ન લેતાં - કે બરાબર લઈને - પ્રેમાનન્દે એક અંગ્રેજી પુસ્તકનું નામ લીધું અને પેલા બ્રહ્મચારીને ચેતવ્યો : 'ત્રણ મહિનામાં આ પુસ્તક આખુંયે વાંચવું અને પૂરી સમજપૂર્વક. નહીં તો, ઓફિસમાંથી એક આનો લઈ સામા કાંઠાની નાવ પકડી લેવી' - અર્થાત્, મઠ છોડી દેવો. આ અને બીજા સૌ બ્રહ્મચારીઓને પ્રેમાનન્દ સમજ આપતા કે, 'આ મઠ કંઈ વૈષ્ણવ મહારાજોનો અખાડો નથી કે સૌ ખાય, પીએ ને મજા કરે. સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું છે કે અહીં ધ્યાન, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને સેવાની ધૂણી સતત ધખતી રહેવી જોઈએ.' એમની ઊંડી સમજ હતી કે સમગ્ર મઠ ઠાકુરનો જ છે. તેઓ સદેહે સદૈવ સર્વત્ર વિચરી રહ્યા છે અને મઠનું નાનું મોટું તમામ કાર્ય આ દૃષ્ટિથી જ કરવાનું છે.

એમનામાં નામ પ્રમાણે ગુણ હતા અને સૌને એમના પ્રેમની પ્રસાદી મળતી. સૂતી વેળા કોઈ બ્રહ્મચારી મચ્છરદાની નાખવી ભૂલી ગયો હોય તો, એની મચ્છરદાનીને સ્વામી પાડીને ખોસી દે. કોઈ બ્રહ્મચારી સમયસર ખાઈ શક્યો ન હોય તો, હાથમાં દૂધના વાટકા સાથે, લાડ કરતી માતાની માફક, પ્રેમાનન્દ પાછળ પાછળ ફરે ને દૂધ પિવરાવે છૂટકો

કરે. આમ છતા, અગાઉ જણાવ્યા પ્રમાણે, એ જ્ઞાનમાર્ગના પ્રવાસી હતા. એ નાનપણમાં વ્યાયામ કરતા. તેથી શરીર સુષ્ઠુ અને નાજુક છતા સુદૃઢ હતું એમના પગલામાં નિશ્ચયની દૃઢતા હતી. માતૃભૂમિની પરાધીનતા એમને ખૂબ કઠતી અને, આર્ત હૃદયે એ પ્રાર્થતા 'હે ભગવાન, આ અત્યાચારને જલદી દૂર કરો.' ગાધીજીથી અલિપ્ત હોવા છતા, ગાધીજીની માફક એમનામા વિદેશીઓ માટે દ્વેષક્રોધ ન હતા. એમના અતરમાની પ્રેમસરિતાનુ એ વહન હતું.

આ પ્રેમના બધનનો, સ્વામીજી મઠમા હતા તે કાળનો એક કિસ્સો છે એક દિવસે નમતે પહોરે નવા નિશાળિયા સાથીઓનો વર્ગ સ્વામીજી લઈ રહ્યા હતા. એ વર્ગ ઠેઠ સધ્યાકાળ વીતી ગયા, પછીયે ચાલુ હતો. ત્યા જઈ પ્રેમાનન્દે યુવાનોને કહ્યુ 'હજી સુધી અહીં શુ કરો છો ? આરતી ક્યારે થશે ? આરતી કરવા ચાલો.' પણ આ પ્રેમાનન્દી આક્રમણથી સ્વામીજીનો પિત્તો ગયો. એ બોલ્યા 'આ હું અહીં જે કરી રહ્યો છુ તે પૂજા નથી શુ ? તુ મદિરમા ટોકરી વગાડે તે જ પૂજા છે શુ ? પછી ત્યાથી કોણ હિમ્મત કરીને આરતીમા જોડાવા જાય ? આ બાજુ, પ્રેમાનન્દનું મોઢુ ઊતરી ગયુ. એ તરત પાછા વળી ગયા અને મદિરમા જઈ, રોષ રીસ સાથે, જાતે જ આરતીની વિધિ આટોપી લીધી. તે પછી એ અદશ્ય થઈ ગયા સૌ એમને શોધવા લાગ્યા પણ એ ક્યાય દેખાયા નહીં. વિવેકાનન્દને પણ કઠોર શબ્દો બોલ્યાનો પશ્ચાત્તાપ થયો. મદિરમા જઈ એમણે મદિરને ઉબરે અનેક વાર માથુ પછાડ્યુ અને નિષ્ઠુર વચનો બોલવા માટે એમણે ક્ષમા માંગી. આખરે પ્રેમાનન્દ સાપડ્યા. કોઈ સહેલાઈથી જોઈ ન શકે એવી જગ્યાએ, ખોરડા પર, એ બેસી ગયા હતા, ચડેલે મોંએ ને વ્યથાથી પીડાતા. સાધુઓની વિનંતીથી એ નીચે ઊતર્યા અને તેમને સ્વામીજી પાસે લઈ ગયા. અશ્રુપૂર્ણ નયને એમને ભેટીને, સ્વામીજીએ ક્ષમા પ્રાર્થી પ્રેમાનન્દના અતરનો પ્રેમ પૂર્વવત્ થઈ ગયો.

એકવાર મદ્રાસથી આવેલો એક ભક્ત ઉપલા માળની પરસાળમા ઊઘી ગયો તરત જ પ્રેમાનન્દે તેની ઉપર મચ્છરદાની બાધી દઈ તેને મચ્છરોના ચટકાથી અને મેલેરિયાથી પણ, રક્ષણ આપ્યુ અને એને પખો કરવા લાગ્યા. થોડીવાર પછી આ સરભરાથી પેલો દક્ષિણી જાગ્યો ત્યારે એ પ્રેમાનન્દના પ્રેમથી અભિભૂત થઈ ગયો બીજી એક વેળા મઠમા સારી સખ્યામા લોકો આવ્યા હશે ત્યારે અચાનક વરસાદ પડતા, એક બ્રહ્મચારી દોડીને, બધાંના પગરખાને પગેથી ઘસેડવા લાગ્યો ત્યારે, સ્વામી પ્રેમાનન્દે એને કહ્યુ કે 'ભક્તોના પગરખા તારે માથે મૂકીને લઈ જા.' ભક્તો પ્રત્યે પણ આદર જ દાખવવો જોઈએ. બેલુડ મઠમાં આવતા અને રહેતા અતિથિઓ માટે નિયમો ઘડવાનુ સૂચન શુધ્ધાનન્દે કર્યું તો પ્રેમાનન્દ કહે 'જો ભાઈ, અમે છીએ ત્યાં સુધી આમ જ ચાલવા દો અમારા ગયા પછી ભક્તો માટે તમે હોટેલ ખોલજો. આ સૌ ભક્તોને ઠાકુર અહીં લાવે છે અને એ સૌ ઠાકુર માટે બધુ લાવે છે ભાઈ જમે છે એ ય ઠાકુર ને જમાડે છે એ ય ઠાકુર '

બંગભગના આદોલનના કાળમા કેટલાક યુવાનો આદોલનથી છૂટા પડી રામકૃષ્ણ મઠમા જોડાતા. ક્રાતિકારીઓની અવરજવર ઉપર નજર રાખતા પોલીસખાતાના માણસો ત્યા સાદા વેશમા તપાસ માટે આવતા. આવી રીતે એક અફસર એક બળબળતે બપોરે મઠમા ક્યાયથી ચાલતો ચાલતો ગયો. થાકીને ઠુસ થઈ જવાથી એ એક બાકડા પર બેઠો. મઠમા સૌ આરામ કરતા હતા પણ સ્વામી પ્રેમાનન્દની દૃષ્ટિ એ પરોણા પર પડતાં, તાડછાનો પખો લઈ એ એની પાસે ગયા અને એને પખો ઢોળવા લાગ્યા. પછી એમણે એને પ્રસાદ અને પાણી આપ્યા. આમ પ્રેમ ઢોળવામા કોઈ ભેદભાવને સ્થાન ન હતુ કોલકાતાના એક ખાનદાન કુટુંબના કરવાડીએ ચડી ગયેલા યુવાનને મઠમા આવતો કરી એનામા એટલુ પરિવર્તન એમણે આણી દીધુ હતું કે, સસાર ત્યજી મઠમા જોડાઈ એ સાધુ બની ગયો. પ્રેમાનન્દના પ્રેમની જડીબુટ્ટીની આ અસર.

યુવાન બ્રહ્મચારીઓ અને સાધુઓ સાથે એકવાર પ્રેરક વાણીમા એ બોલ્યા કે 'માનવ જીવનનો હેતુ ઈશ્વર-સાક્ષાત્કાર છે માણસો છો, દેવો બનો ! અમારા ગયા પછી જુવાનો, તમારી પાસે લોકોના ટોળા આવશે એ મને સ્પષ્ટ દેખાય છે' થોડીવારની શાતિ પછી એક યુવાને કહ્યુ 'પણ અમને તે કોણ સાભળશે ?

'તમે અમારાથી ઊતરતા છો એમ ના માનતા,' પ્રેમાનન્દ બોલ્યા. 'તમારી ઉપર પૂજ્ય શ્રી માની કૃપા વરસી છે લોકો અમારી ચરણરજ લે છે માટે અમે મોટા થઈ ગયા શુ ? ના ! પહેલા શ્રી ઠાકુરના દર્શનનું સદ્ભાગ્ય અમને સાપડ્યુ હતું. પછી અમે સંસાર ત્યજ્યો. ઠાકુરને જોયા વિના પણ સસાર ત્યાગ કરનાર તમે મોટેરા છો !'

યુવાન સાધુ 'ઠાકુરે આપને મહાન બનાવ્યા.'

પ્રેમાનન્દ 'ના ! એમણે તો અમને શૂન્ય બનાવ્યા. મનમાથી બધાં મિથ્યાભિમાનને હાકી કાઢો. અહકાર નાશ

પામે ત્યારે, બધી પીડા નાશ પામે,' એમ ઠાકુર કહેતા.

સૌ પર વરસતો પ્રેમ, નમ્રતા, ધૈર્ય, ક્ષમા, સહનશીલતા ઈત્યાદિ, લક્ષણો પ્રેમાનન્દને નોખા તારવતાં. જીવનની ક્ષુલ્લક લાગતી બાબતોમાંથી પણ એ અધ્યાત્મ તારવતા. પ્રાંગણમાં ઊગી નીકળેલા નકામા છોડ ઘાસને મૂળ સોતા ન ઉખેડે તે પોતાની અંદરની હીન વૃત્તિઓને કેવી રીતે ઉખેડવાનો ? ગાય માટે ઘાસ કાપતાં આંગળી કાપે, બરણીમાંથી તેલ કાઢતાં બે ટીપાં તેલ બહાર પાડે... આવું કંઈ એ ચલાવી ના લેતા. કોઈ પણ કામમાં લાપરવાહી નહીં. શાકભાજી સમારતી વેળા ધર્મચર્ચા, ક્યાંય કચરોકૂડો પડ્યો રાખશું તો ઠાકુરને પીડા થશે એ ભાવ, બાગનાં ફૂલો ઠાકુરને ચડાવવાના બદલે આપણે વાપરશું તો તેથી ઠાકુરની અવગણના થશે એ ખ્યાલ, રસોઈમાં બેદરકારી કરી તો તે પણ ઠાકુર પ્રત્યે અપરાધ, પૈસાનો કે કશાનો દુર્વ્યય કર્યો તો ઠાકુર નારાજ થવાના... આવી બધી બાબતો એ કેટલા તો ઠાકુરમય હતા તે દર્શાવે છે.

વૃંદાવનથી પ્રેમાનન્દે આણેલી માળા અને ગોપીચંદનનું તિલક કરીને ભાવવિભોર બની સ્વામીજી મસ્ત બનીને હરિનામ સંકીર્તનમાં લાંબા સમય સુધી ડૂબેલા રહ્યા હતા. નવરાત્રિની અષ્ટમીની રાતે એકવાર, મઠમાં ચાલતા કાલી-કીર્તનમાં રંગ જામ્યો હતો. પ્રેમાનન્દ રસમસ્ત હતા. બાજુમાં બેઠેલા શારદાનન્દને પોતાની બથમાં લઈ એ બોલ્યા : 'શરતભાઈ, ઊભા થાઓ અને કીર્તનમાં જોડાઓ. આનંદનાં કેવાં પૂર ચડ્યાં છે ! તમારા વગર એ પૂરાં નહીં થાય.' વયને લીધે તથા ગાવાનો અભ્યાસ ન રહેવાને કારણે, શારદાનન્દ આનાકાની કરતા હતા. પણ ગુરુભાઈ પ્રેમાનન્દના પ્રેમાળ આગ્રહને વશ થઈ એ ઊઠ્યા અને મનભરી એમણે ગાયું ને એ નાચ્યા. બીજે દહાડે, હસતાં હસતાં એ બોલ્યા : 'ભાઈ ! શું કરું ? આ ઘરડે ઘડપણે પણ બાબુરામે મને નચાવીને જ છોડ્યો.'

એમના પ્રેમશાસનમાં અલિખિત એક નિયમ હતો કે, મઠમાં આવનાર પ્રસાદ વિના પાછું ન ફરે. એક ભક્ત એકવાર દર્શન કરી, પ્રસાદ લીધા વિના જ પાછા ચાલવા મંડ્યા. પ્રેમાનન્દે કારણ પૂછતાં મંદિરના ભંડારીએ કહ્યું કે : 'હું શું કરું ? દર્શન કરીને એ તરત જ ઝડપથી ચાલતા બહાર નીકળી ગયા. પછી મારે એને કેવી રીતે પ્રસાદ આપવો ?' ફરજ વિશેનું પ્રેમાનન્દી ફરમાન હતું, 'બૂમ મારી એને બોલાવીને આપવો. ઠાકુરને નામે અહીં આટલું આવે છે પણ તમે આપી શકતા નથી. સંસારમાં હોત તો તમે શું કરત ?' મઠમાં કોઈ ઉત્સવ હતો અને, પ્રસાદ લેવા બેઠેલાંઓની પંગત બહુ મોટી હતી. વળી તેમાંનાં કેટલાંક લોકો આર્થિક, સામાજિક રીતે પછાત વર્ગનાં પણ હતાં. 'ખીચડી લાવો, ખીચડી લાવો' - બૂમ એક બે વાર સંભળાતાં, પ્રેમાનન્દે પીરસનારને ઠપકાના સ્વરે કહ્યું : 'તેં શું પહેલાં કોઈ દહાડો પીરસ્યું નથી ?' પીરસનારે પોતાનો બચાવ કર્યો, 'હું તો વારંવાર પીરસી રહ્યો છું. આ લોકોને પૂરું જ નથી થતું અને, લાવો લાવોની બૂમો પાડ્યા કરે છે.' 'આપણાં ને એમનાં પેટ સરખાં છે શું ? કેટલે દહાડે એ લોકો પેટપૂર ખાય છે ? એ દરેકની પાતળમાં ખીચડીનું કમંડળ ખાલી કરતા જાઓ.' એ ગરીબ જમનારાઓ પ્રત્યેની એમની સહાનુભૂતિ માત્ર વાણી વાટે જ નહીં પણ અશ્રુવાટે પણ વહેવા લાગી. એ વયોવૃદ્ધ થયા તે પછી પણ, કથોરે સમયે આવી ચડેલા અતિથિની ભોજનવ્યવસ્થા કરવા પ્રેમાનન્દ જાતે રસોડે જવા લાગતા તે જોઈ કોઈ જુવાન સંન્યાસી કે બ્રહ્મચારી દોડી આવતા. પોતાના દેહાંતના બે દહાડા પૂર્વે જ, મઠના એક સેવકને બોલાવી, એમણે ખૂબ આર્જવપૂર્વક પૂછયું હતું : 'ભાઈ, એક કામ કરી શકાશે ?' 'કયું કામ, મહારાજ ?' ભાવપૂર્વક સેવકે પૂછયું. પ્રેમાનન્દ કહે : 'દિલપૂર્વક ભક્તોની સેવા કરી શકાશે ?' પ્રેમાનન્દના મુખ પરનો ભાવ જોઈ, સેવકે હૃદયપૂર્વક કહ્યું : ખૂબ કરીશ. પ્રેમાનન્દની ઊંડી શ્રધ્ધા હતી કે ઠાકુરનો પ્રસાદ લેનારનું કલ્યાણ થાય છે અને, મઠવાસીઓનો તે તો હેતુ છે.

પણ ઠાકુરની પરીક્ષામાં એક બાબતમાં એકવાર પ્રેમાનન્દ ઊણા ઉતર્યા હતા. એ જગન્નાથપુરી ગયા હતા અને ત્યાં થોડા દિવસ રોકાયા હતા. એક સાંજે જગન્નાથજીના દર્શને એ ગયા તો ત્યાં, મંદિરના પ્રવેશદ્વારની બરાબર સામે જ, કોઈ ખ્રિસ્તી પાદરી ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરી રહ્યો હતો. પ્રેમાનન્દનું હૈયું ખળભળી ઊઠ્યું. એમના મૂળભૂત સંસ્કારો જાગી ઊઠ્યા અને, પાદરી ફરતા ટોળાની સાવ પાસે જઈ અચાનક મોટેથી પોકારી ઊઠ્યા : 'હરિ બોલ ! હરિ બોલ ! હરિ બોલ !' ટોળામાં ઊભેલાં સૌએ પણ જોરથી પ્રતિઘોષ કર્યો : 'હરિ બોલ ! હરિ બોલ... !' અને એ રટણા થોડીવાર સુધી ચાલુ રહી. પેલો પાદરી પાછો વળી ગયો. મંદિરના પંડાઓ પણ રાજી થયા અને બોલ્યા : 'મહારાજ ! આપે બહુ સરસ કાર્ય કર્યું. સરકારની બીકે એને એક અક્ષર કહેવાની હિમ્મત પણ અમારામાં ન હતી.' પ્રેમાનન્દને પ્રસાદ આપવામાં પણ પંડાઓએ ઉદારતા દાખવી હોય ! પણ રાતે નિંદરમાં એમને સ્વપ્નમાં ઠાકુર દેખાયા ને એમણે પોતાના બાબુરામને ઠપકો

આપ્યો તેં પેલાને બોલતો કેમ અટકાવ્યો ? તેં લોકોને કેમ વીખેરી નાખ્યા ? એ મારું જ નામ બોલતા હતા. સવારે ઊઠીને પહેલુ કામ એને ગોતીને એની ક્ષમા માગવાનુ કરજે,' અને બીજી સવારે પ્રાત કાર્યથી પરવાર્યા પછી, પહેલુ કામ એ પાદરીને ગોતી, એની માફી માગવાનું બાબુરામ મહારાજે કર્યું. ઠાકુર સાથેનો એમનો સબંધ આવો જીવંત હતો. બેલુડ મઠમા બધા ગુરુભાઈઓના સાથમા રહી વહીવટ ચાલતો. વહીવટની ધુરા પ્રેમાનન્દના હાથમા રહેતી. એકવાર એક ગરીબ બ્રાહ્મણને પ્રેમાનન્દે મઠની વાડીમાનું એક કોળુ આપ્યુ આ જોઈ સ્વામી બ્રહ્માનન્દે ટકોર કરી કે 'તમે આમ ઉદાર થશો તો, અહીં આપણે ઠાકુરસેવા કેવી રીતે કરીશુ ? એટલે, પ્રેમાનન્દે મનોમન નિશ્ચય કર્યો કે ક્યાક બીજે ચાલી જવુ સામાનમાં શુ હતુ ? શરીર પર પહેરેલા વસ્ત્રો ઉપરાત એક અંગૂછો અને બીજુ એક ભગવુ ઉપવસ્ત્ર. ચાલતા ચાલતા મઠને દરવાજે એ પહોંચ્યા ત્યા એમનો અગૂછો પકડી એમને આગળ વધતા કોઈ અટકાવી રહ્યુ હતું. જુએ છે તો એ ઠાકુર છે ને એમને કહે છે ક્યા જાય છે બાબુરામ ? મને છોડીને ક્યા ચાલ્યો ? અને બધા રીસરોષ ખંખેરી પ્રેમાનન્દ પાછા વળી ગયા.

ઠાકુરની જન્મજયતીને દિને એકવાર તબિયત નાદુરસ્ત હોવા છતા, કથામૃત ના લેખક શ્રી મ બેલુડ મઠમા આવ્યા હતા ઠાકુરના દર્શન કરીને આબાના ઝાડ નીચે એ બેઠા. નાસ્તા માટે એ મમરા લાવેલા. એમણે થોડુંક દહીં માગ્યુ. દહીં તો હતું પણ એ હજુ ઠાકુરને ધરાવાયુ ન હતુ કેમ અપાય ? આવી મૂઝવણ એક બ્રહ્મચારીને થઈ પ્રેમાનન્દને એણે કહેતા, દહીંનુ એ આખું વાસણ લઈ ઠાકુરની છબી પાસે જઈ પોતાની આંખો બધ કરી એમણે ઠાકુરને ધરાવ્યુ, તે પછી, પેલા બ્રહ્મચારીને તેમાથી વાટકો ભરી શ્રી મ. ને આપવા કહ્યુ. પછી એ બોલ્યા આજે ઠાકુરે મને એક ભૂલ કરતો બચાવ્યો છે શ્રી મ. ઠાકુરના નિકટના સાથી હતા એ તને ખબર છે ? આવા ભક્તોના મુખ વાટે જ ઠાકુર જમે છે શ્રી રામકૃષ્ણ અવતારના આ મ. વ્યાસ છે..'

પ્રેમાનન્દ પૂ. શ્રી માના લાડકા દીકરાઓમાંના એક હતા. માની શક્તિની, એમના સયમની, એમની ઉદાર દૃષ્ટિની વાતો કરતાં પ્રેમાનન્દ થાકતા જ નહીં. જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે ત્યારે, કોઈ પણ અગત્યના કાર્ય માટે એ પૂ. માની અનુમતિ લેતા. એક માદગીમાથી ઊઠચે એમને પખવાડિયુ માડ થયુ હશે ત્યાં, ઉત્તર બંગાળના માલદા ગામે એમને લઈ જવા માટે ત્યાંથી કેટલાક ભક્તો આવ્યા. શ્રી માએ રજા તો આપી પણ, તરત પાછા વળી આવવા કહ્યુ અને એમની બરાબર કાળજી લેવા માલદાથી આવેલા ભક્તોને તેમણે કહ્યુ. 'શિવજ્ઞાને જીવસેવા' વિષય પર પ્રેમાનન્દે ત્યાં પ્રવચન આપ્યું.

એ જ રીતે પૂર્વ બગાળ પણ પ્રેમાનન્દને પ્રેમથી બોલાવતું હતુ ઢાકાના નવાબ સલીમુલ્લાએ પ્રેમાનન્દને નિમત્ર્યા હતા. નવાબે સ્વામી વિવેકાનન્દના ગ્રંથોનું વાચન કર્યું હતું અને એનાથી એ ખૂબ પ્રભાવિત થયા હતા. નવાબની બહેન બેગમ અખ્તરાબાનુએ ઢાકામા મઠની શાખા ખોલવા માટે પ્રેમાનન્દને દાન આપ્યુ હતુ.

બીજી એક વેળા પ્રેમાનન્દ ઢાકા જવા તૈયાર થતા હતા પણ, એમને ઠાકુર તરફથી આદેશ નહીં મળતાં, એમને લેવા આવનારાઓને એમણે ના પાડી નિરાશ કર્યા. પણ બીજે દિવસે અખબારોમા સમાચાર હતા કે ગોવાલન્દથી ઢાકા જતી આગબોટ આધીમા ફસાઈ ડૂબી ગઈ હતી. ઢાકામાની એમની મુલાકાતોએ, એમના પ્રવચનોએ અને એમના વર્તને – એકવાર એક મુસલમાન સાથે એક જ થાળીમાં એ જમ્યા હતા – ઠાકુરના ધર્મસમન્વયના સદેશના એક ઉત્તમ વાહક એમને બનાવ્યા હતા.

પછીથી ન્યુયોર્કના વેદાન્ત કેન્દ્રનો હવાલો સંભાળનાર અને શ્રી રામકૃષ્ણ કથામૃત નો અંગ્રેજીમાં અનુવાદ કરનાર સ્વામી નિખિલાનન્દે* એક પ્રસગનું સરસ વર્ણન કર્યું છે સ્વામી બ્રહ્માનદને અને પ્રેમાનન્દને એ પહેલી વાર ઢાકામાં મળ્યા ત્યારે પોતે કોલેજના વિદ્યાર્થી હતા. કોઈ ક્રાતિકારી મંડળ સાથે ત્યારે એ સકળાયેલા પણ હતા અમારી ક્રાંતિકારી મડળીના બે સભ્યો સાથે હુ એગ્નિસવીલા (બંને સ્વામીઓ ઉતર્યા હતા ત્યા) ગયો. ત્યા સ્વામી બ્રહ્માનન્દને વદન કરી અમે સૌ ભોંય પર બેઠા. સ્વામી પ્રેમાનન્દે કહ્યુ મહારાજ આ જુવાનો છે મજાના, પણ પથ ભૂલેલા છે ને દેશસેવા કરવા ક્રાતિકારીઓ બન્યા છે એમને યોગ્ય સલાહ આપો.' મહારાજે અમને હિંસાનો પથ છોડી સ્વામીજીને પગલે ચાલવા કહ્યું. એ કહે કે 'દારૂ ભીનો હોય તો ભડાકો ન થાય, સૂકો હોય તો એક દીવાસળીએ ધડાકા ભડાકા થઈ ઊઠે સ્વામીજી સાચા દેશભક્ત હતા. તમે એમને પગલે ચાલો.'

*આ સ્વામી નિખિલાનન્દને ન્યુયોર્કમાં મળવાનું સદ્ભાગ્ય આ લેખકને સાંપડ્યુ છે

'પણ, મહાશય, આપ વિવેકાનન્દને સમજ્યા નથી. એમના લેખો તો ભારતમાતાની મુક્તિ માટે અમારું લોહી વહાવવા કહે છે...'

પ્રેમાનન્દ ભભૂકી ઊઠ્યા : 'મૂર્ખ ! કોની સાથે વાત કરે છે તે તું જાણે છે ? અમે સ્વામીજી સાથે વીસ વરસ ગાળ્યાં છે ને ખાધું પીધું છે, રમ્યા છીએ, અમારું કાર્ય સાથે કર્યું છે અને તું કહે છે "તમે એમને સમજ્યા નથી !" મહારાજ ! એના બકવાસને સાંભળ્યો ને ? છે એનામાં ઘોડા જેટલીય અક્કલ ? મને એની પીઠ પર ઊંચકી શકે છે કે નહીં તે મારે જોવું છે.'

પછી પોતાના પલંગમાંથી ઊભા થઈ મને એમણે ચોપગે થવા કહ્યું અને મારી પીઠ પર બેસી થોડું ફર્યા. બે-એક મિનિટ પછી નીચે ઉતરી કહે : "કંઈ ચિંતા નથી, બધું બરાબર થઈ જશે. મારા ક્રાંતિકારી જીવનનો ત્યાં જ અંત આવી ગયો.'

આ રીતે ઢાકાથી ૧૯૧૫માં પાછા વળ્યા પછી એ કોલેરાનો ભોગ બન્યા અને એમની તબિયત ચિંતાકારક થઈ ગઈ. પણ દુર્બળ સ્વરે પ્રેમાનન્દ બોલ્યા : 'જરાય ચિંતા નહીં કરો. મારી મા બેઠી છે એટલે હું હજી મરવાનો નથી.' ઠાકુરે એમનાં માને આપેલું વચન આ રીતે બરાબર સાચું પડ્યું. માતંગિની દેવી ૧૯૧૭ના ઓક્ટોબરના અંતમાં, 'જય રામકૃષ્ણ, જય રામકૃષ્ણ'નો જપ કરતાં અવસાન પામ્યાં હતાં. થોડા સમય પછી, નાદુરસ્ત તબિયતને કારણે, હવાફેર માટે, પ્રેમાનન્દને બિહારમાં દેવઘર લઈ જવામાં આવ્યા હતા. ત્યાં ગયા પછી, આરંભમાં એમની તબિયત સુધરતી જણાઈ પણ પછીથી એમને જ્વર લાગુ પડ્યો અને પેટની પીડા પણ ઊપડી. એ જ અરસામાં વિશ્વભરમાં જીવલેણ ઈન્ફ્લુએન્ઝા ફેલાયો અને પ્રેમાનન્દ એની ઝપટમાં આવી ગયા. સ્વામી શિવાનન્દને આ ખબર મળતાં એ તાબડતોબ દેવઘર ગયા અને માંદા ગુરુભાઈને કોલકાતા આણી, બલરામ બસુને ઘેર એમનો ખાટલો ઢાળ્યો. એ ઉપરના મજલાના એક ઓરડામાં હતા. બ્રહ્માનન્દ બાજુને ઓરડે હતા અને, ડાબે પગે શસ્ત્રક્રિયા કરાવેલા અને હાલચાલ કરવાને અશક્ત એવા તુરીયાનન્દ નીચેને એક ઓરડે હતા. એમને મળવાની પ્રેમાનન્દને તીવ્ર ઈચ્છા થતાં, બે સાધુઓ તુરીયાનન્દને ખુરશીમાં બેસાડી, એ ખુરશી ઉપરને મજલે લઈ ગયા. બંને ગુરુભાઈઓનું એ મિલન અનન્ય હતું. મોઢેથી એક પણ બોલ ઉચ્ચાર્યા વિના બંનેએ અશબ્દ વાર્તાલાપ કર્યો અને, પરસ્પર માટેનાં બંનેનાં હૈયાંઓના ભાવ એમની આંખોની અશ્રુમંદાકિની રૂપે વહેવા લાગ્યા. પ્રેમાનન્દને તપાસવા આવનાર, એમના એક પિતરાઈ, ડોક્ટર બિપિનબિહારી ઘોષે કશી આશા વ્યક્ત કરી ન હતી. ભાવિનું એ એંધાણ હતું.

પછી 'ઉદ્‌બોધન' કાર્યાલયથી સ્વામી શારદાનન્દ બલરામ ભવને આવ્યા. 'મારે વિશુધ્ધ પીળા રંગનું વસ્ત્ર પહેરવું છે અને, મોગરા જેવો સફેદ ભાત ખાવો છે', પ્રેમાનન્દે ઇચ્છા વ્યક્ત કરી. શારદાનન્દ સમજી ગયા કે આ રાધાનું લાક્ષણિક વર્તન છે. 'પ્રેમાનન્દ રાધાનો અંશ છે', એ ઠાકુરબોલ શારદાનન્દને યાદ આવ્યા. શારદાનન્દ સમજી ગયા કે બાબુરામ મહારાજ ખોળિયુ છોડવાના છે.

બીજે દિવસે બેલુડ મઠમાંથી સ્વામીજીના શિષ્ય બાલબ્રહ્મચારીને પ્રેમાનન્દે બોલાવ્યા. ભક્તોની સેવામાં જરી જેટલીયે કચાશ ન રહે તે જોવાની સૂચના એકદમ ક્ષીણ સ્વરે તેને આપી. ૩૦મી જુલાઈ, ૧૯૧૮ને મંગળવારને દહાડે, ખૂબ ગંભીર બની જઈને મહારાજ પરસાળમાં આંટા મારી રહ્યા હતા. પ્રેમાનન્દની તબિયત વધારે લથડી હતી. ઠાકુરનું ચિત્ર લઈને અચાનક એ પ્રેમાનન્દ પાસે ગયા અને બોલ્યા : 'ભાઈ બાબુરામ, તને ઠાકુર યાદ છે ને ?' બાબુરામે આંખો ખોલી, જરા મલકી, ભીંતે લટકતા ઠાકુરના તૈલચિત્ર ભણી ડોળા ઠેરવ્યા, એને હાથ જોડી નમસ્કાર કર્યા અને ખૂબ મંદ સ્વરે બોલ્યા : 'કૃપા, કૃપા, કૃપા' અને પછી અવસાન પામ્યા. ૩૦મી જુલાઈને મંગળવારના બપોર પછીના સવા ચાર થવામાં એક મિનિટ બાકી હતી. એમના દેહને બેલુડ મઠ લઈ જઈ ત્યાં એના અગ્નિસંસ્કાર કરવામાં આવ્યા.

પૂજ્ય શ્રી મા ત્યારે 'ઉદ્‌બોધન'માં હતાં. રડતાં રડતાં આર્ત સ્વરે એ બોલી ઊઠ્યાં : 'બાબુરામ મને ખૂબ જ પ્રિય હતો, બેલુડ મઠની બધી શક્તિ, બધી ભક્તિ અને બધું શાણપણ મારા બાબુરામમાં મૂર્તિમંત થયું હતું.' બાળકની માફક રડતા બ્રહ્માનન્દનો ઉદ્‌ગાર વેધક હતો. 'બેલુડ મઠની મા આજે ગઈ.' અને બાબુરામના ગુરુ શ્રી મ.એ કહ્યું હતું કે, 'ઠાકુરનું પ્રેમનું પાસું જતું રહ્યું.'

એક ખાલી કંતાનનો થેલો, બે-એક ભગવાં વસ્ત્રો, એક નાનો કોટ, એક ચાદર, એક ટુવાલ, પગરખાંની જોડ, છત્રી અને ગીતા સહિતનાં થોડાં પુસ્તકો – આ પૂંજી એ મૂકતા ગયા. અને 'પ્રેમ'ની પણ. પ્રેમાનન્દ સાચા અર્થમાં પ્રેમાનન્દ હતા. સૌની સેવામાં પ્રેમ અને આનંદની વૃષ્ટિ કરતા પ્રેમાનન્દ.

■

નિર્મિશ ઠાકર

## ૯ ૧ શાસ્ત્રીય સંગીતમાં 'શ્રેષ્ઠતા' નિમિત્તે...

શ્રેષ્ઠ કોણ ? આપણી વચ્ચે ઊભેલો આ પ્રશ્ન હોય, તો શ્રેષ્ઠ તમે જ હુ નહીં. કારણ, હાલ વિવાદનો મુડ નથી. (મુડ હશે, ત્યારે જવાબ બદલી નાખીશ, માઈન્ડ વેલ !)

આમ તો કોઈ ક્ષેત્ર વિવાદોથી પર નથી. પણ શક્ય બને ત્યાં સુધી આપણે શાસ્ત્રીય સંગીત પર જ ધ્યાન કેન્દ્રિત કરીએ.

એમ કહેવાય છે કે કલાક્ષેત્રે સરખામણીઓ શક્ય જ નથી હોતી, કારણ કે એમા સર્વસ્વીકૃત એવા કોઈ માપદંડ હોતા જ નથી. (માપદંડ હોવા છતા, ક્યારેય મને ફિટિંગમા કહી શકાય એવા વસ્ત્રો મળ્યા નથી ! દુકાનવાળાને ફરિયાદ કરીએ તો કહે છે કપડા ઓકે છે પણ તમારો બાધો બરાબર નથી ! માપદંડ હોવા છતા આ દશા છે તો વિચારો કે માપદંડ ન હોય, તો શું થાય ?)

છતા સગીતનો ઈતિહાસ જોશો, તો તમને એવો કોઈ કાળ નહીં જડે જેમા કલાકારોની સરખામણી ન થઈ હોય ! કુસ્તી અને બોક્સિગમા તો હોઈ શકે પણ સગીતમા મુકાબલા હોય ? હા, હોય ! મતલબ કે ન હોવા જોઈએ, પણ હોય છે એનુ શુ ? શ્રેષ્ઠ કોણ ? એ પ્રશ્ન એમાથી જ જન્મ લે છે

શાસ્ત્રીય સંગીત-ક્ષેત્રે નાના નાના તો અનેક પ્રશ્નો છે (ન હોત, તો આપણે ઊભા કરી આપત !) પણ મને એમ લાગે છે કે અસહ્ય શિરોવેદના ઊભા કરતા યક્ષપ્રશ્નો તો બે જ છે !

૧ કોણ શ્રેષ્ઠ ઉત્તર ભારતીય સગીતકારો કે કર્ણાટકી સગીતકારો ?

૨ કોણ શ્રેષ્ઠ ગાયક કે વાદક ?

મારા જવાને સહજપણે જ ગમી જાય એવો આ વિષય હોઈ હુ ઓછું તો નહી જ લખુ એનો અદાજ તમને આવી ગયો હશે. અને ખાસુ લખ્યા પછી અતે કોઈ સ્પષ્ટ ઉત્તર કે ઉકેલ જેવુ પણ નહીં હોય, એ મારુ તમને વચન છે ! ભવિષ્યના અભ્યાસીઓને કામ મળી રહે, એટલા ખાતર અમુક વિવાદો સળગતા રાખવા પડે છે સમજ્યા ?

હવે વાતાવરણ બાધવા માટે મારે થોડી દંતકથાઓ અહીં મૂકવી પડશે. અરે ! હું પછી પાયાની વાતો પણ કરવાનો છુ યાર, તમે ઊઠીને ક્યા ચાલ્યા ? આ ધમકી નથી, પણ ચેતવણી છે કે તમે નહીં બેસો, તો હુ મારા ખોખરા અવાજમા દ્રાવિડી ઉચ્ચારો સાથે પેલુ ગીત 'જાઈયે આપ કહાં જાયેંગે ? યે નઝર લૌટ કે ફિર આયેગી. દૂર તક આપ કે પીછે પીછે મેરી આવાઝ ચલી આયેંગી ! ને એ તમને આવા ઉચ્ચારોમા સભળાશે. ઐયો આપ કિદર બી જાના મત, મૈ વાર્નિંગ દેતા, યુ સી ! આપ જાયેંગા તો બી ઓ નઝર બોલ કે કુચ હૈ ના, ઓ તો લૌટ કે આયેગા, યન્ડરસ્ટેન્ડ ? તુમ દૂર તક જાયેંગા તો માઈન્ડ વેલ, તુમારા પીચે પીચે મેરા સાઉન્ડ બી આયેંગા, મૈ તુમ કો ચોડેંગા (છોડૂગા) નૈ, યીતના સમજ લેના તુમ !'

બેસી ગયા ને ? ઉત્તમ. હવે દંતકથાઓ સાંભળો.

કહેવાય છે કે.. (મારી ઠાર !) જેમનો પાળેલો કૂતરો પણ ગળામાથી (એ જમાનામા પણ સ્વરો ગળામાથી નીકળતા !) દરબારી રાગના સ્વરો કાઢી શકતો તે કિરાના ઘરાનાના સ્થાપક અબ્દુલ કરીમખાન ઉત્તમ સારગીવાદક હતા. એકવાર એમણે વડોદરાના સયાજીરાવના દરબારમા દરબારી ગાયક ફૈઝ મહમદખાનની ગાયકી સાથે સારંગીની સગત કરેલી. ઉત્તમ સારગીવાદન કર્યા છતા અબ્દુલ કરીમખાનને ફૈઝ કરતા ઓછો પુરસ્કાર અપાયો, ત્યારે એમણે મહારાજાને કારણ પૂછેલુ. જવાબ મળ્યો વાદકનો દરજ્જો ગાયક કરતાં ઊતરતો જ ગણાય ! પછી ખાસાહેબે ગુસ્સાથી સારગી રસ્તા પર ફેંકી કદી પણ વાદન ન કરવાનો નિર્ધાર જાહેર કરેલો. (એમ તો પડિત જસરાજ પણ તબલાવાદક જ હતા, પણ આવુ કાઈક થતા એ ગાયક બની ગયેલા, એ અગે મેં અગાઉ લખ્યુ જ છે !) પછી ખાસાહેબે ગાયનમા પ્રગતિ કરી, જાતને મહાન ગાયક તરીકે સિદ્ધ કરેલી.

શ્રેષ્ઠતા ને સડોવતી બીજી દંતકથાથી આગળ નહીં વધું, મારુ વચન છે તમને !

કહેવાય છે કે (!) બડે મહમદઅલીખાં નામના એક દિગ્ગજ ગાયક (કવાલ બચ્ચે ઘરાના) એમના બે શિષ્યો હદ્દુખા અને હસ્સુખાથી પરેશાન થઈ ગયેલા ! શિરોવેદના એ જ શ્રેષ્ઠતાની ! એ બે ગેરકાયદે-શિષ્યો આમ તો ગ્વાલિયરના મહારાજાના પ્રિય હતા અને મહમદખા જ્યારે દરબારમાં ગાતા, ત્યારે મહારાજાના કહેવાથી પડદા પાછળ

બેસી, એ ગાયકીનો અભ્યાસ કરતા. મહારાજા ઈચ્છતા કે કોઈ મહંમદખાંથી પણ આગળ નીકળે. પણ નકલથી આગળ જવાય ? (જો કે મારે ખેલદિલીપૂર્વક કબૂલવું જોઈએ કે હું હંમેશાં સિત્તેરથી વધુ ટકા પણ લાવતો ! હાલ સરકારી નોકરીમાં સાહેબ બની બેઠો છું અને ચાલુ નોકરીએ આ લેખ લખી રહ્યો છું !) પછી પેલા બે અક્કલમઠ્ઠાઓને એવો ગર્વ થઈ ગયો કે તેઓ મહંમદખાંની સમકક્ષ થઈ ગયા છે ! મહારાજાએ 'શ્રેષ્ઠતા' ચકાસવા મુકાબલો યોજી દીધો ! પછી પેલા બે જણાઓએ મહંમદખાંની શૈલીમાં ગાવાનું આરંભ્યું. પછી મહંમદખાંએ એમને 'કડક બીજલી તાન' ગાવાનો આગ્રહ કર્યો. (હું તમને આગ્રહ કરું, તો પણ તમે એ તાન કદી ન ગાતા, પ્લીઝ !) હસ્સુખાંએ એ તાન જીવ પર આવીને ગાઈ તો ખરી, પણ મહંમદખાંના 'દુબારા !' પર ફરી ગાવા જતાં હસ્સુખાંની પાંસળીઓ તૂટી ગઈ અને એમનું પ્રાણપંખેરું ઊડી ગયું ! મારી તમને નમ્ર વિનંતી કે ગાવી જ હોય તો 'કડક બીજલી તાન'ને તમે જીવનના અંતકાળે ગાજો. જો એ સિવાયના ગમે તે કાળમાં ગાશો તો, એ કાળ જ તમારો અંતકાળ બની જશે !

... તો ચાલો હવે આપણે નવી પંચાતમાં પડીએ. જ્ઞાન પીરસતી આ શ્રેણીમાં 'પંચાત' શબ્દ કાંઈક વિચિત્ર લાગશે. પણ તમે જ કહો, જે વિવાદમાં આપણે કશું જ હકારાત્મક પ્રદાન કરવાની યોગ્યતા કે ઈચ્છા ધરાવતા ન હોઈએ, છતાં એનો આનંદ લેવા રસ દાખવીએ, તો એ પંચાત ના કહેવાય ? છતાં, તમને ગમે છે... એટલે હુંયે બનતું કરી છૂટીશ !

વિવાદ એ જ છે, કે... કોણ શ્રેષ્ઠ, ઉત્તર ભારતીય સંગીતકારો કે કર્ણાટકી સંગીતકારો ? તો... માપદંડો છે જ નહીં, એટલું જ્ઞાન હોવા છતાં... ચાલો આપણે એ બંને વચ્ચે તુલના કરી જોઈએ ! આપણી યોગ્યતા તો અહીં જ પરખાઈ ગઈ ! કેવી રીતે કરશો તુલના ? કર્ણાટકી ગાનશૈલી વિશે કશું જાણો છો ? ના. એટલે આખું કોળું શાકમાં ? મેં હજી કર્ણાટકી શૈલી વિશે કશું જ લખ્યું નથી, છતાં તમે મારું ધ્યાન ના દોર્યું ? શું તમો ઊંઘો છો ? બિલકુલ સરકારી ઓફિસ જેવું અંધેર વરતાય છે, આ શ્રેણીમાં ! ન્યાયાધીશ બનીને તુલના કરવા બેસી ગયા ને લશ્કર ક્યાં લડે છે, એની ખબર નથી ! તમારા આ અક્ષમ્ય ગુનાનું પાયશ્ચિત મારે કરવું પડશે, માટે કર્ણાટકી શૈલી વિશે લખું છું, હવે... !

**કર્ણાટકી સંગીતશૈલી :** ગમે તે જ્ઞાતિનું ઉદાહરણ લઈ શકાય, પણ હું બ્રાહ્મણ છું, એટલે બ્રાહ્મણોનું ઉદાહરણ આપીને ભૂમિકા બાંધું ? મારી દૃષ્ટિએ બે પ્રકારના બ્રાહ્મણો હોય છે. (૧) ફક્ત બ્રાહ્મણ જ્ઞાતિમાં જ લગ્નસંબંધ બાંધતા બ્રાહ્મણો. (૨) અન્ય જ્ઞાતિમાં પણ લગ્નસંબંધ બંધાય, તો એને આવકારતા બ્રાહ્મણો. હવે જો પ્રથમ પ્રકારના બ્રાહ્મણો પોતાને 'શુધ્ધ' ગણે, તો આપણે રોકી શકીએ ? કર્ણાટક સંગીત શૈલી પ્રથમ પ્રકારના બ્રાહ્મણો જેવી ગણાય છે.

ઈતિહાસ જાણતા હશો તો ખબર જ હશે કે મુસ્લિમ શાસનકાળે હિન્દુસ્તાની કલા અને સંસ્કૃતિ પર ઘણી અસર પાડી છે. આમ તો ઉત્તરી સંગીત અને કર્ણાટકી સંગીત - એ બંનેનું સ્ત્રોત એક જ છે, પણ વાત ઉપર જણાવી એ પ્રકારના બ્રાહ્મણો જેવી છે. ઉત્તરી સંગીતે મુસ્લિમ પરંપરાઓની અસર (ખાસ તો પર્શિયન) સ્વીકારી અને કર્ણાટકી સંગીતે શુધ્ધતાના આગ્રહ સાથે એ અસરને નકારી. આ કારણે કર્ણાટકી શૈલી ખયાલ કરતાં ભિન્ન, પણ ધ્રુપદશૈલીની નજીક ગણી શકાય.

કર્ણાટકી શૈલીમાં સાહિત્યનું વિશેષ મહત્ત્વ છે, પણ જો તમને ખયાલ ગાયકીને કારણે 'સમ' આવતાં જ ડોકીને ઝાટકો આપવાની ટેવ હશે, તો કર્ણાટકી સંગીતમાં બોચી દુખશે જ નહીં ! તમને ખબર જ નહીં પડે કે ડોકીને ક્યારે ઝાટકો આપવો ! એમાં 'સમ'ને વિશિષ્ટ વજનથી સ્પષ્ટ કરાતો જ નથી, કારણ કે 'સમ'ને મહત્ત્વ અપાતું નથી ! એક આવર્તન પૂરું થયા પછી, જાણે કશું જ ન બન્યું હોય એમ બીજું આવર્તન આરંભાઈ જાય છે, એટલે ઉત્તરી સંગીતથી ટેવાયેલા શ્રોતાઓને કશું ન કરી શક્યાનો વસવસો પણ થઈ શકે !

કર્ણાટક શૈલીનો સ્વરલગાવ ખૂબ ધ્યાનખેંચક, આઈ મીન... ધ્યાન ખેંચે તેવો હોય છે. જોવા આવેલા મુરતિયાને પહેલી વાર ચા આપતી કન્યાને તમે જોઈ હશે. (માફ કરશો, ખરેખર જોવાનું કામ મુરતિયાનું છે !) ખરેખર તો કન્યાના હાથથી મુરતિયાના હાથ સુધી જવામાં ચાનાં કપ-રકાબીએ સુરેખ ગતિ (સીધી લીટીમાં) કરવાની હોય છે, પણ એવું બને છે ? (જો એમ બને તો એ ઉત્તરી સંગીત શૈલી કહેવાય !) પણ બને છે શું કે લજ્જાળુ કન્યાનો આત્મવિશ્વાસ ડગી જતાં કપરકાબી ડગમગીને ઉપર-નીચે આંદોલિત થવા લાગે છે. કર્ણાટકી શૈલીમાં એ પ્રકારનો સ્વરલગાવ હોય છે. ફરક એટલો જ કે કર્ણાટકી શૈલીનો ગાયક એમ અધિકારપૂર્વક કરે છે, જ્યારે પેલી કન્યા એ ફરજના ભાગરૂપે અને ઓછા આત્મવિશ્વાસને કારણે, કરે છે ! ઉત્તરી સંગીતવાળો જરૂર એમ કહે કે કપ-રકાબી ધ્રૂજાવવાં આવશ્યક નથી, કન્યા ધારે તો સુરેખ ગતિ લાવવા પોતાની ભૂલ સુધારી શકે. (પણ મેં અગાઉ કહ્યું ને કે કોઈ બાબત સારી કે ખરાબ હોતી નથી, એ તો જેવી જેની દૃષ્ટિ !) કર્ણાટકી સંગીતવાળો હોય તો એમ કરે

કે આ ભૂલ છે જ નહીં, પણ આગવું સૌંદર્ય છે, કારણ કે લજ્જાને કારણે એમ બનવુ આવશ્યક જ, લજ્જા તો સુશીલ કન્યાનું આભૂષણ છે ! (માટે સુરેખ ગતિમા ચા આપી શકતી કન્યાઓ નફ્ફટ હોય છે, એવુ તારણ ન કાઢવા મારી નમ્ર વિનંતી છે) ટૂકમાં કર્ણાટકી શૈલીમા સ્વરને ઉપર-નીચે ધ્રૂજાવવો એટલે કે આંદોલિત કરવો આવશ્યક છે તમને જો 'ઉપર-નીચે'થી વાત સ્પષ્ટ ન થતી હોય, તો હું અગાઉ લખી ગયો છું તે યાદ કરો. દરેક સ્વર માટે નિશ્ચિત શ્રુતિ-સ્થાન હોય છે તમે કપ રકાબી ધ્રૂજાવ્યા વિના 'રે' સ્વર ગાઈ શકો, પણ તમે જાણી જોઈને ઉપરના 'ગ' અને નીચેના 'સા' સાથે સતત અડપલા કરતા રહી રે'ને પ્રગટ કરો, તો એ કર્ણાટકી શૈલી કહેવાય. આને કારણે ઉત્તરી સગીતવાળો 'સા' ગાય ત્યારે 'સાઆઆઆઆ. ' એવુ સભળાય, પણ કર્ણાટકી સગીતવાળો ગાય તો 'સાઆઅઆઅઆઅ' એવુ સભળાય, ચોઈસ ઈઝ યોર્સ ! સ્થિર રકાબી સારી કે ખખડતી, એ મુરતિયાએ વિચારવાનુ ! (મને તો ફક્ત 'ચા'મા જ રસ હોય છે !) હવે વાત નીકળી જ છે, તો હુ મારી એક અંગત વ્યથાને પણ અહીં મૂકી દઉ મારી વ્યથા એ છે કે મને ઉત્તરી સંગીતમા જ રસ છે પણ મારી અણઆવડત અને ઓછા આત્મવિશ્વાસને કારણે મારો સ્વર-લગાવ આપોઆપ આંદોલિત થવા લાગે છે, મતલબ કે એ માટે મારે વિશેષ પ્રયત્નો નથી કરવા પડતા. હમણાં મે બનારસના એક ગુરુને પકડ્યા, મતલબ કે એમનુ માર્ગદર્શન માગ્યુ, તો એમણે કહ્યુ, 'અહીં તારુ કાઈ ભવિષ્ય નથી તું કર્ણાટકી શૈલીને અપનાવે અથવા કર્ણાટકી શૈલી તને અપનાવે, તો તારુ ભવિષ્ય ઉજ્જવળ હશે.' પછી એમણે ઉમેર્યું જો કે સગીતના ભવિષ્યની મને ખબર નથી !'

ધ્રુપદની જેમ કર્ણાટકી શૈલીમાં લયનુ વધુ મહત્ત્વ છે આપણે ઉત્તરી સગીતથી ટેવાયેલા, એટલે એવુ લાગે કે એમા શાસ્ત્રીયતા અને માત્રાઓના ગણિત પર વધુ ભાર મૂકાવાને કારણે, એમા સ્વરોનુ માધુર્ય ઓછુ છે અને યાત્રિકતા વધુ છે જેમ સર્જનમા આનંદ મળે અને વિવેચનથી ગભરામણ થાય, એવુ લાગે, આપણે એ શૈલીથી ટેવાયા ન હોવાના કારણે !

૭૨ મેળ આપનાર વેંકટમખી એટલે કર્ણાટક શૈલીની દિગ્ગજ પ્રતિભા. અન્ય શાસ્ત્રકારોમા ભાવભટ્ટ, રામામાત્ય, પુંડરિક વિઠ્ઠલ, સોમનાથ, શ્રીનિવાસ વગેરે ગણાવી શકાય. એ સૌના... સ્વરમેલ કલાનિધિ, રાગમાલા, નર્તનનિર્ણય, રાગ મંજરી, સદ્‌રાગચન્દ્રોદય, રણતત્ત્વ વિબોધ, રાગ વિબોધ, સગીતસારામૃત વગેરે પુસ્તકો વાચ્યા કરતા, તમે મારી આ લેખશ્રેણી વાંચશો તો ગૂચવાવામા સરળતા રહેશે. આમ તો કર્ણાટકી શૈલીના ગાયકો-વાદકોનાં નામોથી પાનાંઓ ભરી શકાય, પણ થોડા પ્રતિષ્ઠિત નામોને ન સ્મરીએ તો અયોગ્ય ગણાય એટલે. નીલમ્મા કડમ્બી, એમ. એસ. સુબ્બુલક્ષ્મી, સુલોચના મહાદેવન્, ટી. આર. શ્રીનિવાસન્, રાજરત્નમ્ પિલે, બાલામુરલીકૃષ્ણન્ ડી. કે પટ્ટમાઈલ, રાયપ્રોલુ જાનકી, જયલક્ષ્મી, અય્યલૂર કૃષ્ણન્, ચિત્તૂર સુબ્રહ્મણ્યમ્ કલ્યાણરામન્, પરમેશ્વર ભાગવતર, મહાવૈદ્યનાથ ઐયર, પટ્ટણમ્ સુબ્રહ્મણ્યમ ઐયર વગેરેનો ઉલ્લેખ કરવામા હું ઔચિત્ય સમજુ છુ

તમે મને 'નિર્મિશભાઈ'ને બદલે નિમ્મેસભૈ કહો તો નામ જરા બદલાય છે, પણ હુ તો એ જ રહુ છું, એમ રાગોમાં પણ બને છે કર્ણાટકી સગીતમા કલ્યાણી, હિણ્ડોલમ્, પન્તુવરાડી, માયા માળવગૌડ શુધ્ધ સાવેરી, કર્ણાટક દેવગાંધારી, હમીરકલ્યાણી, કાપી, શુભપન્તુવરાડી, ગમનાશ્રમ વગેરે રાગો છે, જેમને હિન્દુસ્તાની સંગીત (ઉત્તરી)મા આપણે અનુક્રમે યમન, માલકૌંસ, પુરિયાધનાશ્રી, ભૈરવ, દુર્ગા, ભીમપલાસી, કેદાર, તોડી, પુરિયાકલ્યાણ વગેરે નામે ઓળખીએ છીએ. ('વગેરે' બનેમા કોમન છે માટે એ રાગ નથી !)

મુખારિ બેગડા, કાંબોજી જેવા રાગો હું ગાઉ, તો પણ ઉત્તરી સગીતવાળા એમાથી ભૂલ ન કાઢી શકે, કારણ કે એમનામાં એ રાગો છે જ નહી ! જોગ, આભોગ, મલહરી ચારુકેશી, કિરવાણી, વસતમુખા, સિહેન્દ્રમધ્યમમ્, શિવરજની વગેરે રાગો માધુર્યને કારણે હિન્દુસ્તાની સગીતમા અપનાવાયા છે, જે મૂળ તો કર્ણાટકી શૈલીના છે

**ન કરવા જેવો તુલનાત્મક અભ્યાસ** શીર્ષક 'દૂધ વિનાના દૂધપાક' જેવુ લાગશે, પણ શુ કરીએ ? માપદંડ છે જ નહીં. અને તુલનાત્મક અભ્યાસ કરવો જ છે, વળી ક્રિકેટ મેચમા જેને 'ટાઈ' કહેવાય છે, એ સ્તરે પહોંચવા આપણે ઘણુ મથવું પડશે (ને છેવટે આપણે ત્યા પહોંચીશુ જ્યાં પહેલાં હતા !)

હિન્દુસ્તાની (ઉત્તરી) સગીત શૈલી અને કર્ણાટકી સગીત શૈલી વચ્ચે ઘણા એવા મુદ્દાઓ પડ્યા છે જેના પર ચડસાચડસી થઈ શકે મારો પણ આ પ્રિય વિષય હોઈ, તમે ભલે 'અણગમા'નું નાટક કરો, પણ હું આ નિમિત્તે ઘણો પ્રકાશ પાથરીશ. (ને છેવટે અંધારું થઈ જશે !) પણ વધુ આવતા અંકે...

(ક્રમશ)

■

મુનિશ્રી વાત્સલ્યદીપ

## ઝેન

ઝેન ZEN એટલે કંઈ પણ પરિપૂર્ણ રીતે કરવું. ભૂલો કરવી, પરાજય પામવો, અવઢવમાં પડવું -કંઈ પણ, તે પરિપૂર્ણ કરવું અથવા તો અધૂરું કે ખામીયુક્ત કરવું તો પણ પરિપૂર્ણ રીતે કરવું. પરિપૂર્ણ રીતે એટલે સંવાદી રીતે કરવું. કાર્યનાં બધાં અંગોનો સુમેળ સાધીને એવી રીતે કાર્ય કરવું કે જેથી કામનો હેતુ સિધ્ધ થાય. પણ તેમાં અહંકાર ન હોવો જોઈએ. આપણું દુઃખ એ વિશ્વનું દુઃખ છે, આપણો આનંદ જગતનો આનંદ છે. આપણી નિષ્ફળતા કે ખોટા નિર્ણયો પ્રકૃતિના છે, જે પ્રકૃતિ વસ્તુતઃ પૂર્ણ છે અને કદી આશા-નિરાશા અનુભવતી નથી પણ નિરંતર પ્રયત્નશીલ છે.

ઝેનમાં કોઈ જ જડ સિધ્ધાંતો નથી. કર્મકાંડ નથી, પુરાણકથાઓ નથી, દેવળ નથી, પુરોહિત નથી, ધર્મગ્રંથો નથી, ઝેન ભીતર સાથે જોડાવાની પ્રક્રિયા છે.

આપણા બધા જ ઊંડામાં ઊંડા અનુભવો એક સમાન, મૂળભૂત તત્ત્વ કે સ્વાદ ધરાવે છે. આ ઝેનની એકતા છે. જો કે ઝેનમાં બહુવિધતા, અતિ અલગારીપણું વગેરે બહુત્વમૂલક તત્ત્વો પણ છે જ : ઝેનમાં વિવિધતામાં એકતાનું તત્ત્વ છે. આમ, ઝેન એટલે, આપણા જીવન-મૂળ-માં રહેલી એકતાનું ઊંડાણ. પણ તફાવતનો અનુભવ પણ એટલો જ ઊંડો છે. કેમ કે; વસ્તુને અસ્તિત્વ તરીકે સમજાવવા માટે જુદાપણાની જરૂર છે જ. પણ જો માત્ર જુદી જ વસ્તુ હોય તો તે ફક્ત હસ્તી ધરાવી ન શકે.

ઝેન એટલે માપદંડ, સુરુચિ, રસ. જેમાં આપણને રસ પડે તે રસપ્રદ છે, આ વાતનો ખ્યાલ ઝેન કરાવે છે.

ઝેન કોઈ સમજી કે સમજાવી શકે નહિ. આમ તો, ઝેન વિશે પુસ્તકો લખવાં તે ઉધ્ધતાઈ છે. વસ્તુતઃ ઝેન પોતે જ એક પ્રકારની ઉધ્ધતાઈ છે. બીજી રીતે, ઝેન એ વિનયનો સાર છે. પ્રકૃતિનો વિનય. આપણે તેને અસ્તિત્વ સાથે જોડવાનો છે.

ઝેન દરેક માનવ હૃદયમાંથી સહજ નીપજે છે. એ કોઈ વ્યક્તિવિશેષ કે વર્ગવિશેષનું ખાસ દર્શન નથી.

## ઝેન વિચાર

ઈસ્વીસનના છઠ્ઠા શત્તકમાં ભારતમાંથી બોધિધર્મ 'ઝેન' વિચારને ચીનમાં લઈ ગયા હતા. એમનાં ચાર સૂત્રો આ પ્રમાણે છે -

૧. શબ્દો/અક્ષરો પર અવલંબન નહિ

શબ્દ વિલક્ષણ માધ્યમ છે, કેમ કે; કાવ્ય કે બીજા પ્રકારના વિચાર વિનિમયનું શબ્દ એ વાહન છે. એ પદાર્થનો અંધકાર અને મૌન છે. પણ, એ જ શબ્દનો કાવ્યાર્થ એ પ્રકાશ અને સ્વર છે.

૨. ગ્રંથો/શાસ્ત્રોથી બહાર/અલગ ઝેન એક વિશિષ્ટ ઉપદેશ પરંપરા છે.

ઝેન દર્શન ભિખ્ખુથી ભિખ્ખુ મારફત જળવાતી પરંપરા છે.

૩. ઝેનમાં માનવીના આત્માનો સીધો નિર્દેશ થાય છે.

આંગળી વિના નિર્દેશ થાય ? માધ્યમ વિના કળા સંભવે ? પણ ઘણીવાર મૌન ખૂબ જ જોરથી બોલતું હોય છે.

૪. માનવીના પોતાના સ્વભાવમાં ડોકિયું અને બુધ્ધપણાની પ્રાપ્તિ એ ઝેનનાં ધ્યેયો છે.

બુધ્ધપણું એટલે ? માનવપણું, વિશ્વમાનવપણું, જાતિરહિત માનવપણું ? ના. બાળકપણું, પશુપણું, ફૂલપણું, પથ્થરપણું, શબ્દપણું, વિચારપણું, સ્થળપણું અને સમયપણું - આ બધાપણાં એ ઝેનનો હેતુ છે.

ચામડી જુઓ તો સ્ત્રી ને પુરુષ સાવ જુદાં,
પણ હાડકાં જુઓ તો બન્ને માણસ !

## પ્રાચીન પરંપરા

ઝેન વિચારે, ઐતિહાસિક રૂપમાં, એટલે લગભગ અઢી હજાર વર્ષની પરંપરા જાળવી છે, જે વિરોધાભાસની પરંપરા છે અને તે મૂળભૂત ભારતમાં અને પછી ચીનમાં અને પછી સર્વત્ર ઉત્ક્રાંત થઈ છે. પણ દર્શન એટલે કે વિચાર તરીકે ઝેન એ અવિભાજિત મન/શરીરની સહજ સ્ફૂર્તિ, વ્યક્તિગત રીતે સર્જાયેલી સમયાતીત પણ સમયમાં થતી ચેતના છે. ઝેન એ ચેતના છે.

ઝેન ધર્મ નથી, ધર્મ છે. ઝેન મૂલ્ય નથી, મૂલ્ય છે. ઘણીવાર ઝેનને બદલે કોઈક મૂલ્યની વાતો થતી હોય છે. પણ સંપૂર્ણ ઝેન તો માનવીના જીવનને સોંસરું વીંધે છે.

જે પૂરેપૂરો શાકાહારી, અહિંસક ન હોય તે માનવીમાં ઝેન દર્શન છે જ નહિ. જગતનું દુઃખ અને નકામી વેદના જે સક્રિય રીતે ઓછી ન કરે તે માણસ ઝેનના નામે તરકટ કરે છે.

## ઝેન શું છે ?

ઝેન શું છે ? જગતનું અને જગતની સર્વ ચીજોનું અપ્રતીકીકરણ એ ઝેન છે. ઝેન ગુરુઓ રૂપક, ઉપમા ને પ્રતીકોનો ઉપયોગ કરે છે; પણ એ વાત મહત્ત્વપૂર્ણ નથી. ઝેનમાં એક જ ચીજ બીજી ચીજનો અર્થ આપતી નથી. વળી, ચીજોની પાછળ જઈને તેમનો અર્થ શોધવાનો નથી. જ્યારે હાથ ઊંચો કરીએ છીએ ત્યારે બધી ચીજો ઊંચી થાય છે પણ 'હાથ' એટલે 'બધી ચીજો' એવો અર્થ થતો નથી.

વિચારના થોડા ઘણા ઊંડાણ વિના અને થોડી અંત સ્ફુરણા વિના ઝેનનો સ્પર્શ અસભવ છે પણ ઝેન એટલે વધારે પડતી ગભીરતા કે ભારેખમપણુ એમ માનવાનુ નથી.

ઝેનની વ્યાખ્યા નથી, ઝેનમાં જડ સિધ્ધાંતો નથી, ઝેન શિક્ષણથી પ્રાપ્ત થતું નથી એ શીખવણીથી પર છે અને તત્ત્વત દ્વૈતમૂલક નથી તેથી તેમા ખરાબ ગુણો નથી અને સારા ગુણો પણ નથી. ઝેન બધી વસ્તુમાં જે શ્રેષ્ઠ છે અપૂર્ણમા જે સુષુપ્ત પૂર્ણતા છે તે છે તેથી ઝેનની પ્રશસા કે નિંદા શક્ય નથી, માત્ર વિનમ્ર કૃતજ્ઞતાપૂર્વક ઝેનમા જીવવાનુ છે

ઝેન શુ છે ? વસ્તુઓને ભિન્ન આખે જોવુ તે ઝેન. એટલે કે વસ્તુની આખ બનવું, જેથી વસ્તુ, આપણી આખે પોતાને જુએ ? ઝેનમા વસ્તુની વસ્તુતા વિશિષ્ટતા, નક્કરતાની ઉપેક્ષા નથી.

ઝેન એ એવી કોઈ ચીજ નથી જે બદલાય છે અને વિકસે છે ઝેન તો પરિવર્તન અને વિકાસ પોતે જ છે જ્યા સત્યમ્ શિવમ્ સુદરમ્ ત્રણેય હાજર હોય છે એકરૂપે ત્યા ઝેન છે

ઝેનમા ચાર બાબતો ધ્યાનપાત્ર છે ધિક્કારનું શમન, સયોગોની સમજ કશુ જ માગવાનુ નહિ અને વાસ્તવિકતા સાથે સુમેળ.

ચીનની જેમ ઝેન પરપરાનો હેતુ જીવન અને મરણ બન્નેને અતિક્રમીને જીવવાનો છે પહેલા મરવુ અને પછી જીવવુ એ ઝેનનો ઉકેલ છે આમ કરવા માટે નૈતિક જુસ્સો જોઈએ. મરવુ એટલે જન્મજાત લોભ, મહત્ત્વાકાંક્ષા, ગમા અણગમા છોડી દેવા અને પછી કળાત્મક રીતે જીવવાની તૈયારી તે ઝેન.

ઝેનનુ સારતત્ત્વ છે પ્રબુદ્ધતા/મોક્ષ/મુક્તિ.

### ઝેન કથાઓ

બૌધ્ધ પરપરામા જ ઝેનનો પ્રાદુર્ભાવ થયો છે પણ મહદંશે ઝેન કથાઓ ચીન, જપાનમાં પ્રકટી અને વિકસી છે આ ટચુકડી પણ સુંદર કથાઓ માનવમનને ઢઢોળે છે એમા માત્ર ઝબકાર હોય છે વીજળીના ઝબકારે મોતી પરોવવુ એ તાત્પર્ય ઝેન કથામા હોય છે અંતરના ભાવજગત સાથે જોડાણની મથામણ ઝેનકથામાં છે આ કથાઓમા મળી આવતી પ્રાસગિકતા, ભારતીય ઘટનાઓમા પણ વ્યાપક હોવા છતાં ય એનાં મૂળ અન્યત્ર છે એટલે ક્યાંક ને ક્યાક આપણને અપ્રતીતિજનક લાગતો સદર્ભ તત્ત્વત આતરિક છે એટલે તે પરાયાપણાથી મુક્ત રહે છે કથા એટલે કથા જ એમા કશુ કહેવાનું ન હોય કેમ કે એ કથા છે કથાના અનેક સ્વરૂપ હોય છે કિન્તુ કથાનું મારકણુ અને વિશ્વભરમા વ્યાપક સ્વરૂપ તો પ્રેરક જ રહ્યુ છે આ પ્રેરક રૂપ વ્યક્તિને ઉન્નતિનો બોધ, કલ્યાણની ઝંખના,અધ્યાત્મનુ ઊંડાણ અને ચારિત્ર્યનુ નિર્માણ તો શીખવે જ છે પણ સાથોસાથ અનિત્યની શોધ માટે મથામણ સુધી પણ દોરી જાય છે અને તે માટે વ્યક્તિગત ક્ષતિનો નિર્દેશ પ્રેરીને તટસ્થ umpire બની જોયા કરે છે આ સમર્થતા કથામા હોવાથી તે વિશ્વવ્યાપક છે અને તેનું ત્રૈકાલિક વશીકરણ રહ્યુ છે ધાર્મિક આધ્યાત્મિક પારપરિક તમામ કથારત્નને આ પરિપ્રેક્ષ્યમાં જોવા જોઈએ. અંતરને સદ્ગુણથી શોભાયમાન કરી શકે છે કથાઓનું પ્રેરક સૌંદર્ય.

ઝેન કથાઓ ઘણી અર્થઘન છે એનું સ્વતત્ર મૂલ્ય છે એનો ઉપકારક બોધ છે

ઝેન બૌધ ધર્મની સાસ્કૃતિક નીપજ છે બૌધ્ધ ધર્મ ભારતમાં પ્રગટ થયો પણ ટક્યો નહિ તેની ડૉ રમણલાલ ચી. શાહે માડીને વાત કરી છે જેમાંથી સૌ ધર્મોએ શીખ લેવી જોઈએ, વાચો

### બૌદ્ધ ધર્મની ચડતી પડતી

બૌદ્ધ ધર્મનો પ્રચાર ઉત્તરોત્તર વધતો ગયો કારણ કે એનો આર્ય અષ્ટાગમાર્ગ, પંચશીલ, બ્રહ્મવિહાર વગેરનો ઉપદેશ લોકોના હૈયામા વસી જાય તેવો હતો. વળી એને સમ્રાટ અશોક કનિષ્ક અને હર્ષવર્ધન જેવા બૌદ્ધધર્મી રાજાઓનો ઘણો મોટો ટેકો મળ્યો

પરંતુ હર્ષવર્ધનના સમય પછી બૌદ્ધ ધર્મની ભારતમા પડતી થવા લાગી. રાજ્યાશ્રય ઓછો થવા લાગ્યો એ તો ખરુ જ પરતુ બીજા ઘણાં કારણોએ પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો. બૌદ્ધ ધર્મમા હીનયાન અને મહાયાન વચ્ચેનો સઘર્ષ તો ચાલ્યા જ કરતો હતો. સઘનુ વર્ચસ્વ ઘટતું હતું અને આચાર્યોની આપખુદ સત્તા વધતી જતી હતી. તદુઉપરાત તેની પેટાશાખાઓમાં વજ્રયાનમાં તાંત્રિક વિદ્યાની સાથે ધર્મને નામે વ્યભિચાર અને અન્ય ભ્રષ્ટાચારો વધવા લાગ્યા. શ્રામણેર શ્રામણેરીઓ ઉપરાત ભિક્ષુ-ભિક્ષુણીઓમા પણ શિથિલાચાર વધી ગયો. ભિક્ષુઓનો વિહાર ઓછો થવા લાગ્યો અને સ્થિરવાસ વધવા લાગ્યો મફતનું ખાઈ પીને આરામથી પડ્યા રહેવા માટે ઘણા ખોટા માણસો ભિક્ષુસઘમાં ઘૂસી ગયા જેથી સંઘની પ્રતિષ્ઠા હલકી પડવા માડી. બૌદ્ધ મઠો ભ્રષ્ટાચારના ધામ બનવા લાગ્યા દરમિયાન બ્રાહ્મ ધર્મનો પ્રભાવ બૌદ્ધ ધર્મ પર વધતો ગયો અને એના ક્રિયાકાંડો બૌદ્ધ ધર્મમાં પ્રવેશતા ગયા પરિણામે બૌદ્ધ ધર્મના પોતાના વ્યક્તિત્વ અને પ્રભાવ ઘટતા ગયા, બીજી બાજુ બ્રાહ્મ ધર્મ વ્યવસ્થિત અને સગઠિત થતો ગયો. ભગવાન બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે એણે સ્વીકાર્યા એટલે પણ ઘણા બૌદ્ધ ધર્મીઓ હિન્દુ થવા લાગ્યા. આચાર્યોએ બૌદ્ધદર્શન ઉપર ઘણા આકરા પ્રહારો કર્યા. પરિણામે બૌદ્ધ ધર્મની નબળી પડતી ઈમારત ભારતમા જમીનદોસ્ત થઈ ગઈ

(દશાશ્રીમાળી, ૧/૧૦/૨૦૦૭)

ભારતીય સસ્કૃતિમાંથી અનેક ધર્મધારા પ્રગટી હતી. ઝેન પણ ભારતીય સંસ્કૃતિની જ પરંતુ અન્યત્ર પ્રકટેલી સસ્કૃતિધારા છે

■

મુનિ શ્રી વાત્સલ્યદીપ

એક ઝેન ગુરુ ભિક્ષા લેવા ગયા. એક શ્રીમંત માણસને ઘેર પહોંચ્યા. બોલ્યા, 'રોજ કરતાં એક વાટકો વધારે ભોજન દો.'

એક વૃધ્ધ સ્ત્રી દરવાજે આવી અને કહેવા લાગી : 'કેવો તોછડો, ભૂખાળવો માણસ !'

ઝેન ગુરુ બોલ્યા, 'મને તો ભોજનની જરાસરખી નિશાની સુધ્ધાં દેખાતી નથી, તો પછી તોછડાઈ અને ભૂખાળવાપણું ક્યાં છે ?'

પેલી વૃધ્ધ સ્ત્રીએ ગુરુ તરફ જોઈને બારણું અવાજ સાથે બંધ કર્યું.

સમ્રાટે ઋષિને કહેણ મોકલ્યું કે 'હું રાજપાટ છોડીને સામ્રાજ્ય તમારે હવાલે કરવા વિચારું છું.'

ઋષિએ ઘસીને ના પાડી, એટલું જ નહિ પણ; સમ્રાટનું આવું ગંદુ કહેણ સાંભળીને, નદીમાં જઈને કાન ધોઈ નાખ્યા.

બીજા ઋષિ, પોતાના બળદને લઈને નદીએ પાણી પીવરાવવા આવ્યા હતા, તેમણે એ જોયું. એ તરત પોતાના બળદને પાછો લઈ આવ્યા. બોલ્યા, 'આવું ગંદું પાણી મારા બળદને નહીં પાઉં !'

એક ભિક્ષુએ ગુરુને કહ્યું, 'સપક્ષની સેના સ્વર્ગપતિની યજ્ઞવેદી રચે છે, અને જીત ઈચ્છે છે. વિપક્ષની સેના પણ સ્વર્ગના નાથની પૂજાવેદી રચે છે અને વિજય ચાહે છે તો કોની પ્રાર્થના સ્વીકારશો ?'

ગુરુ બોલ્યા, 'સ્વર્ગનો વરસાદ તેનાં ઝાકળ વરસાવે છે પણ હાર કે જીતની પસંદગી નથી કરતો !'

ગુરુ શિષ્ય સાથે રહેતા હતા. શિષ્ય રસોડાની વ્યવસ્થા સંભાળતો હતો. એકવાર એક અજાણ્યો ભિક્ષુ આવીને ભોજન માગવા લાગ્યો. શિષ્યે પોતાના ભોજનમાંથી તેને ભાગ આપ્યો. ગુરુને આની ખબર હતી પણ શિષ્યને કહેવા લાગ્યા, 'પેલો અજ્ઞાત પ્રબુધ્ધ ભિક્ષુ, જે હમણાં આવ્યો હતો, તેણે તને કશુંક ભોજન આપ્યું હતું ?'

શિષ્ય બોલ્યો, 'હા, પોતાનું ખાવાનું જતું કરીને એમણે પોતાની ભિક્ષા મને આપી દીધી હતી !'

ગુરુ બોલ્યા, 'તો તો તેં મોટો ફાયદો/નફો કર્યો !'

બે જ્ઞાનીઓ સાથે નદી પાર કરતા હતા. એક જ્ઞાની કહે, 'તમે જ્યાં ચાલો છો તેમાં ભૂલ ન કરશો.'

બીજો જ્ઞાની કહે, 'જો હું ભૂલ ન કરું તો નદી પાર કેવી રીતે કરું ?'

પહેલો જ્ઞાની કહે, 'જે ભૂલ નથી કરતો એવો માણસ કોણ છે ?'

બીજો જ્ઞાની કહે, 'જે પ્રબુદ્ધ/જ્ઞાની સાથે પાણી ઓળંગે છે તે !'

આપણા ધર્મ ઉપરાંત પણ જગતમાં સુંદર ફૂલો છે, ગલગોટા ને ગુલાબ છે !

ભિખ્ખુ ગુરુને પૂછે છે, 'માર્ગ શો છે ?'

ગુરુ કહે છે, 'ચોમાસામાં વરસાદ પુષ્કળ થાય તો શરદ ઋતુમાં ખેતરો પીળાંપીળાં થશે.'

શિષ્ય કહે, 'એ રીતે હું કહેતો નથી.'

'તો કેવા માર્ગની વાત કરો છો ?' ગુરુ બોલ્યા.

'મહાન માર્ગની જ તો !'

ગુરુ ખડખડાટ હસ્યા ને બોલ્યા : 'મહાન માર્ગ સર્વત્ર છે અને દરેક દિશામાં પુષ્કળ અર્પે છે !'

# ધોબીડો અથવા કાબરો દિવાળી ઘોડો : Large pied Wagtail Motacilla maderaspatensis

હેમેન્દ્ર એ. શાહ

કાબરા દિવાળી ઘોડાને હિંદી-ભાષી પ્રદેશોમાં ખંજન અથવા મામુલા પણ કહેવાય છે આ પક્ષીને આંખની ઉપર સફેદ આડી પટ્ટી હોય છે. આ ચિહ્નને લીધે ધોબીડો દૂરથી પણ ઓળખી શકાય છે મેગપાઈ રોબીન-દૈયડને-પણ શરીરના વચ્ચેના ભાગમાં આડી સફેદ પટ્ટી હોય છે, ધોબીડાને આંખની ઉપર, પેટ ઉપર તથા પૂંછડીના ભાગમાં પણ સફેદ પટ્ટી હોય છે

રાખોડી દિવાળી ઘોડો - ધ ગ્રે વેગટેઈલ - અને સફેદ વેગટેઈલ બન્ને કાબરા દિવાળી ઘોડા કરતાં જુદા છે. બધી જાતના વેગટેઈલમાં કાબરો દિવાળી ઘોડો સૌથી મોટો છે. અને તે બુલબુલની કદનો એટલે કે લગભગ ૨૧ સે.મી.નો છે તેના અવાજમાં, તેના ગાયનમાં એક વિશેષ મીઠાશ સાંભળવા મળે છે કોઈવાર તે મૂડમાં આવે તો સિસોટી પણ મારે છે. બીજાં પક્ષીઓના અવાજને પણ તે ગાઈ સંભળાવે છે, કોપી કરી જાણે છે.

ધોબીડો સતત હરતો-ફરતો રહે છે, અને માનવી નજીકમાં હોય તો પણ તેને ડર હોતો નથી. ધોબીડો આસામ સિવાય ભારતના બધા પ્રદેશોમાં જોવા મળે છે.

આ પક્ષી શિયાળામાં રાત્રિના સમયે મોટી સંખ્યામાં એકસાથે જોવા મળે છે તે કીચડવાળા સરોવરનો કિનારો, ગામડાનું તળાવ, ઝરણાની પાસે તથા નદી કિનારે જીવજંતુઓને શોધીને પોતાનો ખોરાક મેળવી લે છે. આ પક્ષી જીવજંતુઓને શોધતું હોય છે, સતત ફરતું રહેતું હોય છે, ત્યારે તે તેની પૂંછડીને વારંવાર ઊંચી-નીચી કરતું રહે છે. તેનો અવાજ દૈયડને મળતો આવે છે. નાના છોડનાં પાતળાં મૂળિયાં, શેવાળ અને ઊન જેવા લાગતા તાંતણાથી 'કપ' જેવા આકારનો માળો બાંધે છે. ખડકની વચ્ચેની બખોલ કે દીવાલની વચ્ચેના નાની જગ્યાના ભાગમાં, પુલના ગર્ડરની નીચે તે માળો બાંધે છે તે ન સમજી શકાય તેવી કોઈ પણ બખોલમાં માળો બાંધે છે તેનો માળો ગમે ત્યાં હોઈ શકે છે, [illegible] ઈંડાં મૂકે છે, જે રાખોડી કે લીલાશ પડતી ઝાંયવાળાં સફેદ હોય છે.

સામાન્ય રીતે ધોબીડો માર્ચ અને સપ્ટેમ્બર મહિનાની વચ્ચે માળો બાંધે છે. પણ આ બાબતમાં તે ચુસ્ત નથી.

હિમાલયમાં તે ૨૦૦૦ ફૂટની ઊંચાઈની ઉપર જોવા મળે છે. નર અને માદા બન્ને બચ્ચા માટે ખોરાક શોધી લાવે છે અને માળાનું રક્ષણ કરે છે.

■

**અવાજનું અજવાળું : આદિલને સ્મરણાંજલિ**

શ્રી આદિલ મન્સૂરીને સ્મરણાંજલિ અર્પવા ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી સાહિત્ય અકાદમી, ગુજરાતી વિશ્વકોશ, શનિ સભા તથા અન્ય સંસ્થાઓ દ્વારા રવિવાર તા. ૯ નવેમ્બર ૨૦૦૮ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના શ્રી રા. વિ. પાઠક સભાગૃહમાં એક સભા મળી હતી. સર્વશ્રી અમર ભટ્ટ, નૈમિષ જાની તથા શ્યામલ-સૌમિલ દ્વારા કવિની ગઝલ રચનાઓના ગાનથી સભાની શરૂઆત થઈ હતી. આદિલની કાવ્યરચનાઓનો પાઠ ત્યારપછી સર્વશ્રી કૃષ્ણ દવે, સતીશ વ્યાસ, રાજેન્દ્ર પટેલ, રાજેશ વ્યાસ 'મિસ્કીન', રાજેન્દ્ર શુક્લ આદિ કવિઓએ કર્યો હતો.

ચિનુ મોદીએ આદિલની વિદાયથી જન્મેલી પ્રતિક્રિયાનું ભાવસભર નિવેદન કર્યું હતું. લાભશંકર ઠાકરે આદિલને સ્મરણાંજલિ આપતાં આદિલના વ્યક્તિત્ત્વને ઉજાગર કરી કવિ ઉપરાંત એક વિચક્ષણ નાટ્યકાર તરીકે પણ એમની નોંધ લીધી હતી. રઘુવીર ચૌધરીએ કવિ-પ્રતિભા ભાષા અને સંસ્કૃતિનું કેટકેટલું આત્મસાત્ કરતી રહી એ વિશે વાત કરતાં કવિની કવિતામાંથી કેટલાંક રમ્ય ઉદાહરણો આપ્યાં તો વારિસ અલ્વીસાહેબે ગુજરાતી ગઝલના વિકાસના ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં આદિલની કવિ-પ્રતિભાના ઘડતરમાં આવેલા વળાંકો, એમની કવિતા સંદર્ભે સમજાવ્યા. પરિષદના વહીવટીમંત્રી મનસુખ સલ્લા દ્વારા શ્રદ્ધાંજલિ અર્પતા ઠરાવના વાચન પછી સભા મૌનમાં વિખરાઈ.

સમગ્ર સભાનું કુશળ સંચાલન તુષાર શુક્લનું હતું.

**'ઈમેજ'નાં નવાં પ્રકાશનોના વિમોચનનો અનોખો ઉત્સવ**

એક સાથે, એક મંચ ઉપરથી ડઝન નવાં પુસ્તકોનું વિમોચન થાય છતાં ચિક્કાર સભાગૃહનો એ પ્રસંગમાં સાદ્યંત રસ જળવાઈ રહે એવા એક સુરુચિપૂર્ણ પ્રકાશન-ઉત્સવનું આયોજન 'ઈમેજ' દ્વારા હમણાં મુંબઈમાં થયું.

'ઈમેજ' દ્વારા તાજેતરમાં પ્રકાશિત થયેલા ૬ નવા કાવ્યસંગ્રહો ('વરતારો' એષા દાદાવાળા, 'સારાંશ' ખલીલ ધનતેજવી, 'બે પંક્તિના ઘરમાં' મૂકેશ જોષી, 'ગ્રીન રૂમમાં' સૌમ્ય જોશી, 'કાચ નદીને પેલે કાંઠે' સંદીપ ભાટિયા, 'એક પીછું હવામાં તરે છે' હિતેન આનંદપરા) અને ૬ નવા વાર્તાસંગ્રહો ('અમારું માણસ' અનિલ વ્યાસ, 'વહી-વટ' ઉત્પલ ભાયાણી, 'આમ થાકી જવું' કિરીટ દૂધાત, 'જે કોઈ પ્રેમ અંશ' બિપિન પટેલ, 'મનોમન' મહેશ દવે અને 'નટુભાઈને તો જલસા છે' હરિકૃષ્ણ પાઠક)નો વિમોચન વિધિ મુંબઈના ભાઈદાસ સભાગૃહમાં શનિવાર, તા. ૨૨ નવેમ્બર ૨૦૦૮ના રોજ યોજાઈ ગયો. મુંબઈ-ગુજરાતનાં પ્રતિષ્ઠિત અખબારો અને સામયિકોના તંત્રી-પ્રતિનિધિઓએ આ સંગ્રહોનું વિમોચન કર્યું જેમાં (કક્કાવારી પ્રમાણે) 'ઉદ્દેશ', 'કવિતા', 'ગુજરાતી મિડ-ડે', 'ગુજરાત મિત્ર', 'ગુજરાત સમાચાર', 'ચિત્રલેખા', 'જન્મભૂમિ', 'દિવ્ય ભાસ્કર', 'નવનીત સમર્પણ', 'પરબ', 'મુંબઈ સમાચાર' અને 'શબ્દસૃષ્ટિ'ના તંત્રી-પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો.

વિમોચિત પુસ્તકની પ્રત પ્રતીકાત્મક રીતે જે તે સર્જકોને આ તંત્રીઓએ એક સાથે જ અર્પણ કરી પછી સૌ સર્જકો વતી ખલીલ ધનતેજવી અને તંત્રીઓ વતી સુરેશ દલાલે પ્રતિભાવ આપતાં એમની આગવી શૈલીમાં પ્રસંગનો મહિમા કર્યો. કિરીટ દૂધાતે પણ પ્રાસંગિક વક્તવ્યમાં એમની પ્રસિદ્ધ કવિતા 'મા' સંભળાવી.

ટૂંકા મધ્યાંતર પછી યોજાયેલા કવિ સંમેલનમાં જેમના કાવ્યસંગ્રહોનું વિમોચન થયું તે એષા દાદાવાળા, સંદીપ ભાટિયા, મૂકેશ જોષી, સૌમ્ય જોષી, હિતેન આનંદપરા અને ખલિલ ધનતેજવી ઉપરાંત આમંત્રિત કવિ-તંત્રી હર્ષદ ત્રિવેદી, યોગેશ જોષી, પ્રબોધ ર. જોશી, મહેશ દવે અને સુરેશ દલાલે પોતાની કાવ્યરચનાઓનો પાઠ કર્યો. કવિસંમેલન અને સમગ્ર કાર્યક્રમના સંચાલક અંકિત ત્રિવેદી પોતાની કાવ્યરચના વાંચવાના હતા પણ સમય-સભાન સંચાલકે એ જતું કરી અંતે બધાંના આગ્રહવશ નવવર્ષ શુભેચ્છા વ્યક્ત કરતી પોતાની કવિતા પંક્તિઓથી કાર્યક્રમની પૂર્ણાહુતિ કરી ત્યારે કહી શકાય કે સળંગ ત્રણ કલાક ચાલેલા આ સાહિત્યિક કાર્યક્રમ દરમ્યાન સભાગૃહમાંથી એક પણ શ્રોતા ખસ્યો ન હતો !

**'આનંદ સૃષ્ટિ' ગ્રંથનું લોકાર્પણ રાજેન્દ્ર શાહના હસ્તે**

ડૉ. યશવંત ત્રિવેદી અમૃત મહોત્સવ સમિતિના ઉપક્રમે 'આનંદ સૃષ્ટિ' ગ્રંથનું લોકાર્પણ મૂર્ધન્ય કવિ ... હસ્તે તા. ૨૨ નવેમ્બર ૨૦૦૮ના રોજ

સ્કૂલ ઓડિટોરિયમ, જૂહુ મુંબાઈમા કરવામાં આવ્યું કવિ રાજેન્દ્ર શાહે યશવત ત્રિવેદીને શુભેચ્છાઓ આપતા કવિવર ટાગોરે મૃત્યુલોકને આનદલોક કહ્યો છે એની યાદ અપાવી હતી. પ્રમુખ તરીકે મુબાઈના પૂર્વ શેરીફ, ઉદ્યોગપતિ ડૉ. મોહનભાઈ પટેલ, ઉપપ્રમુખ તરીકે જયરાજભાઈ ચ. ઠક્કર, ઉર્વશીબહેન જ ઠક્કર અને અતિથિવિશેષ તરીકે શ્રીમતી પિન્કી દલાલ, ચન્દ્રેશભાઈ જ પારેખ, દ્વિરેફભાઈ રાજ, લાલચદભાઈ ગાધી હતા. કાવ્યપઠન અને ડૉ. યશવત ત્રિવેદીની કવિતાઓના આસ્વાદ શશિકાન્ત જેસરાણી, લલિતભાઈ સેલારકા, મહેન્દ્રભાઈ પારેખ, અમૃત માલદે ડૉ નૂતન જાની, ડૉ. અસ્મિતા યાજ્ઞિક અને સુરેશ ઝવેરીએ કરાવ્યા. આ વર્ષના સપ્ટેમ્બર મહિનાની ૧૬મી તારીખે ૭૫મા વર્ષમા પ્રવેશેલા ડૉ યશવત ત્રિવેદીએ પ્રતિભાવ આપતાં પોતાના સાહિત્ય સર્જનની કેફિયત આપી હતી વધુમા આ પ્રસગે તેમણે પોતાના પરિવાર દ્વારા 'આનદોત્સવ' સસ્થાને સાહિત્યિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે પ્રતિવર્ષ અપાતી રૂ બે લાખની રકમમા આ વર્ષે વધુ રૂ સવા લાખની રકમ આપવાની જાહેરાત કરી હતી આ પ્રસંગે પૂર્વ શેરીફ ડૉ. મોહનભાઈ પટેલે સરસ્વતી સન્માન એવોર્ડ રજત સ્મૃતિ ચિહ્ન અને શાલ ઓઢાડી ડૉ. યશવંત ત્રિવેદીનું સન્માન કર્યું હતું અમૃત મહોત્સવ સમિતિના સભ્યોનુ સન્માન પણ કરવામાં આવ્યુ. શર્મિલા શાહે સગીતમય ગીતો રજૂ કર્યાં.

**'મણિલાલના મલકમાં'**

સાહિત્યકાર ડૉ. મણિલાલ હ. પટેલના સાહિત્યસર્જનમા પ્રતિબિંબિત થતી વતનની મહેક અને પ્રકૃતિના સાન્નિધ્યને બિરદાવવા શબ્દસેતુ, મોડાસા અને નવસર્જન હાઈસ્કૂલ મઘવાસ દ્વારા મઘવાસ ગામે 'મણિલાલના મલકમા' શીર્ષક અતર્ગત અભિનવ પર્વ રવિવાર તા. ૧૯ ઓકટોબરના રોજ યોજવામા આવ્યુ હતું જાણીતા શિક્ષણવિદ્ ડૉ. મોતીભાઈ મ. પટેલ અને અન્ય સાહિત્યરસિકોએ એમાં ઉમળકાભેર ભાગ લીધો.

અત્રે એ ઉલ્લેખનીય છે કે શ્રી મણિલાલ હ પટેલને ઈ.સ. ૨૦૦૭નો ધનજી કાનજી સુવર્ણચંદ્રક તા. ૪ ઑક્ટોબરના રોજ ગુજરાત સાહિત્યસભાના પ્રમુખ ડૉ. મધુસૂદન પારેખના હસ્તે અર્પણ થયો હતો.

**ડૉ. કેશુભાઈ દેસાઈની ભારતીય જ્ઞાનપીઠની પ્રવર સમિતિમાં વરણી**

જાણીતા સર્જક ડૉ. કેશુભાઈ દેસાઈની ભારતીય જ્ઞાનપીઠની પારિતોષિકી માટેની ચયન સમિતિમા પાંચ વરસ માટે વરણી થઈ છે

**'શ્રી યમુનાજીનાં ૪૧ પદોનો ત્રિવિધ રસાસ્વાદ' તેમજ 'શ્રી ગોપી ગીતનો રસાસ્વાદ'નું વિમોચન**

જૂનાગઢ નિવાસી હાસ્યલેખક તથા પુષ્ટિપદ રચયિતા કવિ 'કુસુમાયુધ' (જયત જી ગાધી) રચિત ૧૨મુ પુષ્ટિ પદોનું પુસ્તક - 'શ્રી યમુનાજીનાં ૪૧ પદોનો ત્રિવિધ રસાસ્વાદ' તથા 'શ્રી ગોપી ગીતનો રસાસ્વાદ'નું વિમોચન તા. ૩૦-૧૦-૨૦૦૮, ગુરુવાર, ભાઈબીજના દિવસે જૂનાગઢની શ્રી મોટી હવેલીના પૂ પા. ગો. શ્રી કિશોરચદ્રજીના વરદ્ હસ્તે થયેલું. આ પ્રસંગે મહારાજશ્રીએ જયતભાઈની પુષ્ટિ પ્રભુ પ્રેરિત કાવ્યશક્તિનો વિનિયોગ પુષ્ટિપદોની રચનામાં સુપેરે થાય છે એમ કહી આનંદ વ્યક્ત કર્યો હતો.

**કુ શૈલજા પટેલનાં ચિત્રોનું પ્રદર્શન**

પ્રસિદ્ધ બાળચિત્રકાર અને 'શબ્દસૃષ્ટિ', 'પરબ' જેવાં પ્રસિદ્ધ સાહિત્યિક સામયિકોના મુખપૃષ્ઠો પર જેમના ચિત્રો અવારનવાર જોવા મળે છે તે કુ શૈલજા પટેલના ચિત્રોનું પ્રદર્શન કોન્ટેમ્પરરી આર્ટ ગેલેરી, અમદાવાદમાં ૨૧ નવેમ્બરથી ૨૫ નવેમ્બર ૨૦૦૮ સુધી યોજાયું ઉદ્ઘાટન જાણીતા ચિત્રકાર શ્રી. સી. ડી મિસ્ત્રીએ ૨૧ નવેમ્બરે કર્યું, અતિથિ વિશેષ હતા શ્રી કુમારપાળ દેસાઈ

**ભાષાંતર નિધિ - ૨૦૦૦ પાનાંનું ઉત્તમ વાંચન માત્ર રૂ ૧૭૦માં**

ઉત્તમ પુસ્તકોના ગુજરાતી અનુવાદ બહાર પાડવાની પ્રવૃત્તિ કરતી આ સસ્થાએ ૧૯૬૪થી ૧૯૯૫ સુધીમા પ્રકાશિત કરેલાં અનેક પુસ્તકો પૈકી ૧૩ માટેની આ યોજના છે આ ૧૩ પુસ્તકોની હાલત નવીનકોર નથી, પણ પુસ્તકોની ગુણવત્તા ઊંચી છે કુલ ૨૦૦૦ જેટલા પાનાના આ ઉત્તમ વાચનની કિંમત રૂ ૨૪૧ થાય છે, પણ આ પુસ્તકોનો સેટ રૂ ૧૭૦મા આપવાની યોજના છે (આ પુસ્તકો ફરી છપાય તો તેની કિંમત ૭૦૦ રૂ તો થાય જ) આ ૧૩ પુસ્તકોના સેટની કિંમત રૂ ૧૭૦માં બહારગામ પુસ્તકો મોકલવાનો ખર્ચ રૂ ૪૦ ઉમેરીને રૂ ૨૧૦ મની-ઑર્ડરથી અથવા ભાષાતર નિધિના નામથી ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે

(૧) ભાવિમાં ટકી રહેવા માટે આર્નોલ્ડ ટોયન્બી - અનુ તખ્તસિંહ પરમાર, ૧૯૮૨, પા. ૨૧૨, રૂ ૨૦ (૨) સ્વાતંત્ર્યના રાહ બર્ટ્રાન્ડ રસેલ - અનુ. દિનેશ શુકલ, ૧૯૮૦, પા. ૨૩૨, રૂ ૧૭ (૩) રવીન્દ્ર પત્રમર્મર ટાગોર

અનુ. - નગીનદાસ પારેખ, ૧૯૮૬, પા. ૨૯૪, રૂ.૨૫ (૪) વાન્યામામા : અન્તોન ચેહફ - અનુ. - હસમુખ બારાડી, ૧૯૮૩, પા. ૧૧૬, રૂ. ૧૨ (૫) નગદ નારાયણ : રિચર્ડ બી. ગ્રેગ - અનુ. - નટવરલાલ પ્ર. બૂચ, ૧૯૮૮, પા. ૮૧, રૂ.૧૦ (૬) સમાનતા : આર. એચ. ટૌની - અનુ. - નટવરલાલ પ્ર. બૂચ, ૧૯૮૧, પા. ૩૪૭, રૂ. ૨૫ (૭) રાજકારણમાં મનુષ્ય સ્વભાવ : ગ્રેહમ વાલેસ - અનુ. - દિલાવરસિંહ જાડેજા - ૧૯૮૪, પા. ૨૫૪, રૂ. ૩૦ (૮) સત્તાધિકાર અને વ્યક્તિ : બર્ટ્રાન્ડ રસેલ - અનુ. - બદરીપ્રસાદ મા. ભટ્ટ, ૧૯૯૦, પા. ૧૧૨, રૂ. ૨૫ (૯) ઔદ્યોગિક સંસ્કૃતિનું ભાવિ : બર્ટ્રાન્ડ રસેલ - અનુ. - બદરીપ્રસાદ મા. ભટ્ટ - ૧૯૮૨, પા. ૨૯૦, રૂ. ૨૨ (૧૦) વીસમી સદીનો સમાજવાદ : અનુ. - બદરીપ્રસાદ મા. ભટ્ટ, ૧૯૭૯, પા. ૧૯૦, રૂ. ૯ (૧૧) બંગાળનાં બાઉલો - ક્ષિતિમોહન સેન - અનુ. - જયંતીલાલ મ. આચાર્ય, ૧૯૮૨, પા. ૮૨, રૂ. ૧૦ (૧૨) સાગર ઘેલી : ઈબસન - અનુ. - યશવંત શુકલ, ૧૯૬૪, પા. ૨૦૩, રૂ. ૨૦ (૧૩) અનુભવ અને કેળવણી : જોન ડ્યૂઈ - અનુ. - નટવરલાલ પ્ર. બૂચ, ૧૯૯૫, પા. ૬૫, રૂ. ૨૫ (૧૪) નગરવધૂ (નાટ્ય રૂપાંતર) : અમૃતલાલ નાગર, અનુ. - ભાનુમતી જાની, ૧૯૭૯, પા. ૯૮, રૂ. ૮.

આ પુસ્તકો છૂટક પણ છાપેલી કિંમતે 'ભાષાંતરનિધિ', ૨૨૦૯/એ-૨, 'આનંદધારા', વડોદરીઆ પાર્ક પાસે, કૃષ્ણનગર, ભાવનગર - ૩૬૪૦૦૨ (ફોન : (૦૨૭૮) ૨૫૬૬૯૨૯) પાસેથી ઉપર જણાવ્યા પ્રમાણે મળી શકશે.

■

## અહેવાલ

### ભરૂચમાં નાટક વિશેનો પરિસંવાદ

શ્રી જયેન્દ્રપુરી આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજ, ભરૂચ તથા ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગરના સંયુક્ત ઉપક્રમે બે દિવસના નાટક વિષયક રાષ્ટ્રીય પરિસંવાદનું આયોજન તારીખ ૨૭-૨૮ સપ્ટેમ્બર, ૨૦૦૮ના રોજ થયું હતું. કૉલેજના યુવા આચાર્યશ્રી નીતિનભાઈ પટેલે આવકાર પ્રવચન આપતાં જણાવ્યું હતું કે ૧૦૦ કરતાં પણ ઓછા વિદ્યાર્થીથી શરૂ થયેલી આ કોલેજ આજે વટવૃક્ષરૂપે વિકાસ સાધી રહી છે. તેઓએ નાટકના બેતાજ બાદશાહ, આ પરિસંવાદના ઉદ્ઘાટક શ્રી અરવિંદ જોશી, શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર તથા સાહિત્ય અકાદમીના મંત્રીશ્રી હર્ષદ ત્રિવેદી તથા અન્ય વક્તાઓ, અધ્યાપક ભાઈ-બહેનો અને વિદ્યાર્થીઓનું હાર્દિક સ્વાગત કર્યું હતું. ગુજરાતી વિભાગના અધ્યક્ષ શ્રી સી. આઈ. પરમારે પરિસંવાદના ધ્યેયને સ્પષ્ટ કરતાં જણાવ્યું હતું કે ગુજરાતી નાટક, ભારતીય નાટક, પાશ્ચાત્ય નાટક આમ ઘરથી આરંભી વિદેશ સુધીની સફર જ્ઞાનપિપાસુ વિદ્યાર્થી અને અધ્યાપકોને કરાવવાનો ઉપક્રમ છે.

શ્રી અરવિંદ જોશીએ તેમના નાટ્યજગતની શરૂઆતથી માંડી વર્તમાન સમય સુધીની ઝાંખી કરાવી હતી. 'બાણ શૈયા', 'ખેલંદો', 'મૌસમ છલકે', 'સપ્તપદી' વગેરે નાટકોના અનુભવોને તેમણે રજૂ કર્યા હતા. અભિનય એટલે જાત ઓગાળી નાંખવી એ દર્શાવી કલાકારનું કાર્ય કેટલું સંકુલ છે તેની વાત કરી હતી. શ્રી હર્ષદ ત્રિવેદીએ પોતાના વક્તવ્યમાં જણાવ્યું હતું કે આચાર્ય-અધ્યાપક-વિદ્યાર્થી વચ્ચે સેતુ હોય તો જ આવા પરિસંવાદો થઈ શકે. સિતાંશુએ રંગમંચનાં ચાર સૌંદર્યો ગ્રંથ, મંચ, સભાગાર અને ટિકિટબારી વિશે વિસ્તૃત વાત કરતાં, બાર્સોથી શરૂ કરીને વાર્સો સુધીની વાત કહી હતી. સદ્‌વિદ્યા મંડળના ચેરમેન શ્રી મુકુલભાઈએ આ સંસ્થા ઉત્તરોત્તર વિકાસ સાધતી રહે એવો વિશ્વાસ વ્યક્ત કર્યો હતો. ઉદ્ઘાટન બેઠકનું સંચાલન કૉલેજના ગુજરાતી વિભાગનાં પ્રા. મીનળબેન દવેએ કર્યું હતું. આભાર દર્શન ગુજરાતી વિભાગના પ્રા. જીવણભાઈ રાઠોડે કર્યું હતું.

પ્રથમ બેઠકની શરૂઆત ૧૨.૩૦ કલાકે હતી. જેનું સંચાલન પ્રા. પી. એમ. વાઘેલાએ કર્યું હતું. આ બેઠકના અધ્યક્ષસ્થાને ડૉ. સિતાંશુ યશશ્ચંદ્ર હતા.

શ્રી સતીષભાઈ વ્યાસે ભારતીય નાટ્ય પરંપરાની વિશદ્ ચર્ચા કરતાં નાટ્યકલાનાં મૂળ ક્યાં ? - ની ચર્ચા બાદ સંસ્કૃતમાં પ્રયોજાતી વિવિધ સંજ્ઞાઓ તથા ચતુષ્સર અને ત્રિકોણીય રંગભૂમિની વિગતો રજૂ કરી હતી. 'દૂતનાટક', 'કર્ણભાર', 'કીચકવધ', 'ધરાગુર્જરી', 'સેવન હીલ્સ એ વેલી' વગેરે નાટકોમાં પ્રયોજાયેલી પ્રયુક્તિઓ અને ટાગોરનાં નાટકોની ચર્ચા તેમણે કરી હતી. ડૉ. શિરીષ પંચાલે 'યુરીપીડિસ' અને 'મીડિયા' જેવાં નાટકો દ્વારા પાશ્ચાત્ય નાટકોની રૂપરેખા સ્પષ્ટ કરી ત્યાંનાં થિયેટરો તથા 'મેકબેથ' અને 'હિપોક્રિટસ'ની માહિતીપ્રદ વાતો કરી હતી.

પરિસંવાદની દ્વિતીય બેઠકનું સંચાલન પ્રા. સુહાસબેન ડાભીએ કર્યું હતું. આ બેઠકના અધ્યક્ષસ્થાને ડૉ. નીતિન મહેતા હતા. શ્રી અમૃત ગંગરે 'સિનેમા-રંગભૂમિ અને નાટક

દશ્ય-શ્રાવ્ય રજૂઆત' એ વિષયના સંદર્ભમાં મહત્ત્વપૂર્ણ ચર્ચા કરી હતી. નીતિનભાઈએ જણાવ્યું હતું કે 'પટમાંથી આવતી જાય તે પટકથા.'

લાભશંકર ઠાકર દ્વારા રચિત 'પીળું ગુલાબ અને હું' વિશે પ્રા. ઉષાબેન ઉપાધ્યાયે વિશદ્ ચર્ચા કરી હતી. સતત સંઘર્ષ અનુભવતી નાયિકાના આંતરમંથનને તેમણે વાચા આપી હતી. અભિનય જીવન અને વાસ્તવિક જીવનમાં થતી ભેળસેળ અને નાયિકા સંધ્યાના મનના ઝંઝાવાતોને તેમણે આબેહૂબ રજૂ કર્યા હતા. શ્રી બકુલ ટેલરે રમણભાઈ નીલકંઠ કૃત 'રાઈનો પર્વત' નાટકને સંસ્કૃત, ભવાઈ અને અંગ્રેજી નાટક આ ત્રણેની અસરોના સંગમ જેવું ગણાવ્યું હતું

શ્રી રાજેશભાઈએ 'કેમ મકનજી કયાં ચાલ્યા ?' - નાટકમાં મકનજીની વિડંબના, કલા પ્રલોભનોનો મકનજી દ્વારા થતો ઈન્કાર અને આત્મપ્રતીતિ વગેરે મુદ્દાઓની ચર્ચા કરી હતી. રાત્રે ૯.૩૦ વાગ્યે કવીશ્વર દલપતરામ કૃત 'મિથ્યાભિમાન' નાટકની ભજવણી સૌને આકર્ષી ગઈ હતી. નાટ્ય વર્તુળ ગુજરાતી ભાષા-સાહિત્યભવન ભાવનગર યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ તથા દિગ્દર્શક મહેન્દ્રસિંહ પરમારે એકસો પાંત્રીસ વર્ષ જૂના નાટકને જીવંત રાખ્યું, તેનો પ્રત્યક્ષ અનુભવ સૌ પ્રેક્ષકોને થયો.

ત્રીજી બેઠકની શરૂઆત ૨૮ સપ્ટેમ્બર, ૦૮ના રોજ થઈ હતી જેનું સંચાલન પ્રા. નીતાબેન ચૌધરીએ કર્યું હતું. ભારતીય નાટકની આ બેઠકમાં અધ્યક્ષસ્થાન ડૉ. સતીશ વ્યાસને સોંપાયું હતું. સૌ પ્રથમ ડૉ. અજિતભાઈ ઠાકોરે શુદ્રક કૃત 'મૃચ્છકટિકમ્' નાટકની ચર્ચા કરતાં, તેનાં પાત્રો ચારુદત્ત, વસંતસેના, શકાર વગેરેની લાક્ષણિકતા દર્શાવી હતી. તેમણે કહ્યું હતું કે આ સંસ્કૃત નાટકની ચેતનાનું નાભિકેન્દ્ર વિપ્લવ છે આ નાટક વિપ્લવની ચેતનાનું નાટક છે અને વિપર્યાસનું રચનાતંત્ર ધરાવે છે

ડૉ. બિન્દુબેન ભટ્ટે મોહન રાકેશ કૃત 'આષાઢ કા એક દિન' ઉપર હિન્દી ભાષામાં જ આકર્ષક રજૂઆત કરી હતી. તેમણે જણાવ્યું હતું કે આ નાટકમાં 'ભાવના મેં ભાવના કા વરણ હૈ' પલાયનવાદી નાયકના રૂપમાં કાલિદાસનું ચિત્રણ નાટ્યકારે કુશળ રીતે કર્યું છે તેની તેમણે માહિતી આપી. કાલિદાસને પ્રેરણા આપનારી મલ્લિકા કોઈના ઉપકારની મોહતાજ નથી તે વાતની ચર્ચા કરી, ઐતિહાસિક પરિવેશની કલાત્મક રજૂઆતને પણ તેમણે દર્શાવી હતી.

ડૉ. ભરત મહેતાએ ગિરીશ કર્નાડ કૃત 'તલેદંડ' નાટકની વિશદ રજૂઆત કરીને આ નાટકને સાંપ્રત રાજકીય પરિવેશ ઉપર પ્રહાર કરતા નાટક તરીકે ગણાવ્યું હતું. જાતિગત માન્યતા, દીકરા-દીકરી વચ્ચેનો ભેદ વગેરેની ચર્ચા તેમણે કરતાં કહ્યું હતું કે આ નાટક સમાજના વિરોધાભાસ સામેનો અવાજ છે ડૉ. મહેશભાઈ ચંપકલાલે વિજય તેંડુલકર રચિત 'ઘાસીરામ કોતવાલ' નાટક અંગે વક્તવ્ય આપતાં જણાવ્યું હતું કે નાના ફડનવીસના જીવન સાથે આ નાટક સંકળાયેલું છે. તેમણે ઘાસીરામના પાત્રને વિગતે ચર્ચ્યું હતું નાનાનું ચરિત્ર અને બાવનખનીનાં દશ્યોની વાત તેમણે કરી હતી. શ્રી માર્કંડ ભટ્ટે ધર્મ-અધર્મની વાત સમજાવી વિધિની વક્રતા સામે માનવની નિર્બળતા કેવી હોય છે તે દર્શાવ્યું હતું રજૂઆત સાથે અભિનય એ વક્તાની વિશેષતા હતી.

ચતુર્થ બેઠકનું સંચાલન પ્રા. કીકુભાઈ પટેલે કર્યું હતું અને અધ્યક્ષસ્થાન ડૉ. શિરીષ પંચાલને અપાયું હતું. ડૉ. નીતા ભગતે સોફોક્લિઝ કૃત 'ઈડિપસ' વિશે વાત કરતાં કહ્યું કે ગ્રીક પુરાકથાનો આધાર લઈને લખાયેલી આ રચનામાં માનવ નિયતિ સામે લાચાર છે એ વાત કલાત્મક રીતે રજૂ થાય છે બાપને મારીને મા સાથે લગ્ન કરવાં પડે તેવી જ નિયતિ ઈડિપસને નસીબે આવેલી છે જે માનવ પર નિયતિનો વિજય દર્શાવે છે

ડૉ. પિયુષ જોશીએ શેક્સપિયર કૃત 'હેમ્લેટ' વિશે રસપૂર્ણ રજૂઆત કરતાં જણાવ્યું હતું કે પ્રતિશોધ-બદલો લેવાના મુદ્દાની આસપાસ આ નાટકનું કથાવસ્તુ ગતિ કરે છે મૃત પિતાના પ્રેતાત્માએ આપેલ આદેશના પાલનમાં હેમ્લેટ કેવું મનોમંથન અનુભવે છે તેની કલાત્મક રજૂઆત તેમના દ્વારા થઈ હતી.

ડૉ. શરીફા વીજળીવાળાએ પિરાન્દેલો કૃત 'સિક્સ કેરેક્ટર્સ ઈન સર્ચ ઓફ એન ઓથર' વિશે વાત કરતાં કહ્યું હતું કે અહીં કોણ કાલ્પનિક અને કોણ વાસ્તવિક છે તેની જ સમજ પ્રેક્ષકને નથી પડતી માણસ દરેક પળે બદલાતો હોય છે ચુસ્ત નાટકની પરંપરાને પિરાન્દેલો તોડી નાખે છે, અને દર્શાવે છે કે જિંદગીનું વાસ્તવ એ વાસ્તવ માત્ર નથી પણ આભાસ છે ડૉ. નીતિન મહેતાએ આયોનેસ્કો કૃત 'ધી રાયનોસરોસ' નાટકની ચર્ચા કરી હતી. સમગ્ર પાત્રસૃષ્ટિ ગેંડામાં પરિવર્તિત થઈ જાય અને જે સંઘર્ષ કરવો પડે તેની વાત તેમણે કરી હતી. અતર્ક, અસંગતિ, અનર્થતા, ખાલીપો, કંટાળો અને પોલા જીવનના વ્યવહારો હોવા છતાં કોઈ મૃત્યુ ઈચ્છતું નથી એ કડવા સત્યની વાત પણ તેમણે કરી હતી.

આ પરિસંવાદના અંતિમ ચરણમાં અધ્યાપકોમાંથી પ્રા. વિનોદ ગાંધી અને પ્રા. મુદિતા મહેતા તથા વિદ્યાર્થીઓ દ્વારા પ્રતિભાવો અપાયા હતા. ડૉ. સિતાંશુ યશશ્ચંદ્રએ આ પરિસંવાદને આંતરરાષ્ટ્રીય કક્ષાનો ગણાવ્યો હતો. સમગ્ર પરિસંવાદને અંતે આભારવિધિ ગુજરાતી વિભાગના પ્રા. પી. એમ. વાઘેલાએ કરી હતી.

(અહેવાલ સી. આઈ. પરમાર)

■

‘ઉદ્દેશ’ જ નહિ, ‘ઉદ્દેશ’નું રેપર પણ વાંચો.
કારણ કે, એમાં આપના નામ-સરનામાની ઉપર ડાબા છેડે
આપનું વાર્ષિક લવાજમ ક્યારે પૂરું થાય છે એ સૂચિત કરેલું હોય છે.
(ઉદાહરણ તરીકે, YS/937 DEC 2008 એમ છપાયું હોય તો આપનું યર્લી (વાર્ષિક)
લવાજમ જેની ક્રમસંખ્યા ૯૩૭ છે તે ડિસેમ્બર ૨૦૦૮માં સમાપ્ત થાય છે.)
આની નોંધ રાખી, એક મહિના પહેલાં આપનું લવાજમ રિન્યૂ કરાવી લેવા વિનંતી છે.
કાર્યાલય તરફથી પહેલાં મોકલવામાં આવતો હતો
એવો સ્મરણપત્ર મોકલવાનું હવે બંધ કરવામાં આવ્યું છે.

●

આપનું લવાજમ મની-ઓર્ડરથી મોકલો
ત્યારે, મની-ઓર્ડરની સ્લીપમાં તમારું નામ-સરનામું અને વાચક નંબર
(જો રિન્યૂ કરાવતા હોવ તો) સુવાચ્ય અક્ષરે, અવશ્ય લખો.

●

લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું ‘કમિટમેન્ટ’

●

**જુઓ ‘ઉદ્દેશ’ ઑન લાઈન**

**www.uddesh.org**

**આ અંકના સર્જકો**

**આદિલ મન્સૂરી** **મહેશ દવે** : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **ચિનુ મોદી** : ૧૬, જીતેન્દ્ર પાર્ક, નારાયણનગર રોડ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **વિજય બ્રોકર** : ૯૯, નેશનલ સોસાયટી, બાનેર રોડ, ઔંધ, પૂણે - ૪૧૧૦૦૭ **યશવન્ત મહેતા** : ૪૭-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **રાજેન્દ્ર શુક્લ/નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **ભગવતીકુમાર શર્મા** : ૧૦/૧૭૪૦, દેસાઈ પોળ, એની બેસન્ટ રોડ, સૂરત - ૩૯૫૦૦૩ **લાભશંકર ઠાકર** : સી-૧૮, જલદર્શન સોસાયટી, પાંચમો માળ, એચ. કે. કોલેજ પાસે, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯ **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ - ૩૮૦૦૨૨ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **લાભશંકર પુરોહિત** : ‘ઈશાવાસ્યમ્’, ૮/૨, પટેલ કોલોની, જામનગર - ૩૬૧૦૦૮ **ડૉ. બળવંત જાની** : ‘તીર્થ’, નીલદીપનગર, નટરાજનગર પાસે, યુનિવર્સિટી રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ **પ્રબોધ ર. જોશી** : ‘Serene’, સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ **દુષ્યન્ત પંડ્યા** : ‘સન્નિધિ’, ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **મુનિ શ્રી વાત્સલ્યદીપ** : જૈન ઉપાશ્રય, ૭, રૂપ માધુરી સોસાયટી, સંઘવીના રેલવે ક્રોસીંગ પાસે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦૦૧૩ **હેમેન્દ્ર શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪

